પુસ્તક ૧૪ મું.
અંક ૧ લો.

જાન્યુઆરી
૧૯૩૯





લવાજમ:
દેશમાં વાર્ષિક રૂ. ૩-૮-૦
પરદેશમાં ,, રૂ. ૫-૦-૦
છૂટક નકલ ,, રૂ. ૦-૬-૦

તંત્રીઓ:
નાનાભાઈ ચંદ્રશેખર દીવાનજી
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

વ્યવસ્થાપક:
વાઘજીભાઈ નારણભાઈ અમીન
બી. કોમ.
મંત્રી, પુ. સ. સ. મં. લિ.
રાવપુરા......વડોદરા.




# અનુક્રમણિકા


| વિષય | લેખક | પૃષ્ઠાંક |
|---|---|---|
| ચૌદમા વર્ષે | શ્રી. મણિલાલ પ્ર. વ્યાસ (તંત્રી) | ૧ |
| ચાલો ચાતુરને ચોક ( કાવ્ય ) | શ્રી. રસુલભાઈ ન. વહોરા | ૩ |
| પુસ્તકપરિમલ ( કાવ્ય ) | શ્રી. ઉમિયાશંકર ઠાકર | ૪ |
| જ્ઞાનદીપ ( કાવ્ય ) | શ્રી. રમણ પાઠક | ૪ |
| પરિભ્રમણ | શ્રી. ' સેવક ' | ૫ |
| એક પાનું ( કાવ્ય ) | શ્રી. કલ્યાણકાન્ત પટેલ | ૭ |
| મહાપંચમી વસંત ( કાવ્ય ) | શ્રી. સોમાભાઈ ન. રાવળ | ૮ |
| જ્ઞાનદેવીને ( કાવ્ય ) | શ્રી. ચુનીલાલ હ. વ્યાસ | ૮ |
| ૧૯૯૪નું બાલસાહિત્ય | શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર | ૯ |
| જ્ઞાનપંચમી-જ્ઞાનદિન | શ્રી. જેશંગભાઈ લા. શાહ | ૨૪ |
| હસ્તલિખિત સામયિકો | શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર | ૨૫ |
| ગણદેવી મહાલ પુસ્તકાલય પ્રથમ પરિષદ | | ૨૮ |
| મહાલ મંડળોની સભાઓ | | ૩૭ |
| શિક્ષકો અને પુસ્તકાલય | શ્રી. મ. ર. વડીઆ | ૩૮ |
| મધ્યવર્તી પુ૦ ખાતાના કાર્યકરોનું સ્નેહસંમેલન | | ૪૦ |
| પુસ્તકપરિચય | શ્રી. ના. ચં. દીવાનજી, ના. નં. ચોકસી<br>શ્રી. ' દ્રષ્ટા ' શ્રી. મ. પ્ર. વ્યાસ | ૪૧ |
| બાલસાહિત્યના પ્રકાશકોને વિજ્ઞપ્તિ | શ્રી. જીવરામ જોષી | ૫૦ |
| નવીન ફાલ | | ૫૧ |
| પુસ્તકોનો પરિચયસંગ્રહ | | ૫૨ |
| સૌથી વધારે વર્તમાનપત્રો-જાપાનમાં | | ૫૬ |
| માસિકો મળ્યા તારીખ | | ૫૭ |
| શું વાંચશો ? | | ૫૮ |
| પુસ્તકાલય નોંધ | | ૬૩ |
| પત્રો શરૂ થયાની માહિતી | | ૬૬ |
| ખાતાની સૂચનાઓ વગેરે | | ૧ |
| "સામાયિક દોહન" વિભાગ | | |
| સુધરાઈ અને આપણી સ્વચ્છતા | | ૧ |
| વિજ્ઞાનની દૃષ્ટિ | | ૭ |
| આર્થિક ગરીબાઈ વિ. સંસ્કારી ગરીબાઈ | | ૧૨ |
| વિદ્યાર્થીઓ ! ધાંધલથી છેટા રહો ! | | ૧૫ |
| ખાટીમીઠી ટિકડીઓ ને ગોળીઓ | | ૧૬ |

# પુસ્તકાલય

## પુસ્તક ૧૪ મું

## [ જાન્યુઆરીથી ડિસેમ્બર ૧૯૩૯ ]

## લેખોની અનુક્રમણિકા


અખબારી આંખો
શ્રી. કાકા કાલેલકર ૩૫૫

અમર ' આત્મા 'ને ( કાવ્ય )
શ્રી. ત્ર્યંબકલાલ મા. શુકલ ૩૬૧

અમર ' સાહેબ 'ને ( કાવ્ય )
શ્રી. ત્ર્યંબકલાલ મા. શુકલ ૩૬૫

અમર પુરુષ
શ્રી. રાવજીભાઇ મ. પટેલ ૧૫૪

અનેક પ્રવૃત્તિઓના ઉત્પાદક અને સંચાલક
રા. બા. ગોવિંદભાઇ હા. દેસાઇ ૧૬૨

અવસાનને આરે
શ્રી. રામભાઇ કા. પટેલ ૧૬૯

અજ્ઞાનમાંથી ઓજસમાં
શ્રી. મણિભાઈ એસ. દેસાઇ ૩૬૬

આગામી પુ. પરિષદ માટે વિચારવા જેવું
શ્રી. મણિલાલ મં. કાશીવાળા ૭૧૭

આચાર્ય શ્રી. આનંદશંકર ધ્રુવનું ભાષણ
શ્રી. આ. બા. ધ્રુવ ૮૫

આજનું પુસ્તક ભંડોળ ૪૩૩

આદર્શ નરવીર
શ્રી. વસનજી જીવણજી નાયક ૨૭૯

આપણી ગ્રંથમાળાઓ ૪૩૩

આવકારદાયક યોજના ૫૮૬

આવરણના થર
શ્રી. ' અરવિન્દ ' ૪૫૯

આ સ્મારકઅંક
તંત્રીસ્થાનેથી ૧૪૫

એ પુણ્ય પ્રસંગો
શ્રી. ના. નં. ચોકસી ૨૩૩

એક અંજલિ
શ્રી. શંકરભાઈ સો. પટેલ ૨૦૯

એક પાનું ( કાવ્ય )
શ્રી. કલ્યાણકાન્ત પટેલ ૨૩૩

એક શિક્ષકની અંજલિ
શ્રી. મણિલાલ દામોદરદાસ ૨૭૩

એક યા બીજા નામે પ્રસિદ્ધ થતાં પુસ્તકો ૫૧૫

ઉદ્‌ઘાટન અને અનાવરણના પ્રસંગોનો વૃત્તાંત ૫૦૫

ઓગણીસસો ચોરાણુંનું બાલસાહિત્ય
શ્રી. છોટાલાલ મા. કામદાર ૯

ઓછા ખર્ચે વધુ વાચન
તંત્રીસ્થાનેથી ૬૮૫

આન. શ્રી. ખેર સાહેબે આપેલું ભાષણ ૭૩, ૭૪

કચરામાંથી કાઢી હયો !
શ્રી. રતિભાઇ અમીન ૬૧૫

કડી મહાલ પુ. દ્વિતીય પરિષદનો
  હેવાલ ૫૨૨
કડી મહાલ પુ તૃતીય પરિષદ ૭૩૨
કલોલ મહાલ બીજી પુ. પરિષદ ૧૧૯
કલ્પવૃક્ષ
  શ્રી. વ્રજલાલ દ. મહેતા ૨૬૯
કેટલાંક સુખદ-દુઃખદ સ્મરણો
  શ્રી. રસુલભાઈ ન વહોરા ૨૧૬
કેવી નિઃસ્પૃહતા
  શ્રી. ના. નં. ચોકસી ૨૯૭
ગણદેવી મહાલ પુ. પ્રથમ પરિષદ ૨૮
ગયા વર્ષમાં પ્રકટ થયેલાં ગુ. પુસ્તકો ૭૭૧
ગુજરાતનો લાયબ્રેરીઅન
  શ્રી. ઈશ્વરલાલ વીમાવાળા ૨૦૦
ગુજરાતના સાચા શિક્ષણશાસ્ત્રીનું
  અવસાન
  તંત્રીસ્થાનેથી ૫૧૧
ગુજરાતનો સાચો સમાજસેવક
  શ્રી. વલ્લભભાઈ મૂ. પરેખ ૨૪૯
ગુજરાતે ગુમાવેલાં અમોઠ નરરત્નો– ૬૯
  તંત્રીસ્થાનેથી
ગ્રામજનોનું સાહિત્ય
  શ્રી. મણિભાઈ ઉપાધ્યાય ૬૦૮
ગ્રામ પુ. અને પુ. સ. સ. મં. લિ. નો
  પરસ્પર સંબંધ ૭૮૦
ગ્રંથ જ્ઞાનનું ધામ છે ( કાવ્ય )
  શ્રી. મગનલાલ જે. રામી ૭૪૦
ગ્રંથગૌરવ ( કાવ્ય )
  શ્રી. વ્રજલાલ ૭. જોષી ૪૫૭
ગ્રંથપ્રભાવ ( કાવ્ય )
  શ્રી. રમણકાન્તા પાઠક ૪૬૨
ગ્રંથમંદિર ( કાવ્ય )
  શ્રી. અલીન્દ્ર ૪૧૪
ગ્રંથમાળાઓની ગૂંચવણ
  તંત્રીસ્થાનેથી ૫૫૮
ચરોતરનું મોતી ( કાવ્ય )
  શ્રી કેશવ હ. શેઠ ૧૪૭
ચાલોને પૂજવા ( કાવ્ય )
  શ્રી. પુષ્પાબેન ૨. પંડયા ૪૧૩
ચાલો ચારુતરને ચોક ( કાવ્ય )
  શ્રી. રસુલભાઈ ન. વહોરા ૩
ચાલો ઝારોળા
  તંત્રીસ્થાનેથી ૭૨૫
ચૌદમા વર્ષે
  તંત્રીસ્થાનેથી ૧
જર્મનીમાં કેદીઓની વાચનવૃત્તિ ૩૭૭
જીનીવાનું આંતરરાષ્ટ્રીય
  પુસ્તકાલય ૪૨૧
તમારા વાચનનો વધુ ઉપયોગ ૧૦૮
તેજસ્વી તારો
  શ્રી. જેશિંગભાઈ ગરબડભાઈ ૩૬૮
થોડાંક દૃશ્યો
  શ્રી. વિનુ બ. દેસાઈ ૩૩૩–૬
દલિતોના ઉદ્ધારક
  શ્રી. કાવસજી એ. ગણદેવીઆ ૩૪૬
દામનગર મહાલ પુ. પરિષદ ૧૩૫
દાનની દિશા
  શ્રી. કાન્તિપ્રસાદ લા. ત્રિવેદી ૭૩૯
નવીન ફાલ ૫૧, ૧૪૨, ૩૨૫, ૩૮૯, ૪૪૫, ૪૮૯, ૫૪૩, ૫૮૪, ૫૯૩, ૬૩૧, ૮૬૫
નિર્જીવ કે જીવંત
  શ્રી. ઉમિયાશંકર ઠાકર ૪૨૫

પત્રો શરૂ થયાની માહિતી આદી
નં. ૨, ૩, ૪, ૬૬, ૧૪૩, ૩૩૧
પરદેશી સાહિત્યસૃષ્ટિનું થોડુંક અવનવું
શ્રી. છોટાલાલ મા. કામદાર ૫૬૫, ૬૦૮
પરદેશની પુસ્તકાલયપ્રવૃત્તિ
શ્રી. રતિભાઈ અમીન ૬૧૦, ૬૮૭
પરિષદ માટેનો સંદેશ
શ્રી. મજલાલ દ. મહેતા ૭૨૬
પરિષદમાં પસાર થયેલા ઠરાવો ૮૨૮
પરિષદની કાર્યવાહીનો હેવાલ ૮૩૯
પરિભ્રમણ
'સેવક' ૫
પાટણ મહાલ પુ. પરિષદનું ૨ જું અધિવેશન ૩૬૯
પાણીદાર મોતી
બાઇમ.ય રૂ. દાણુ ૧૬૮-૧
પુણ્ય સ્મૃતિ
શ્રી. શારદાપ્રસાદ વર્મા ૨૦૬
પુસ્તકાલય નોંધ ૬૩, ૧૩૯, ૩૯૯, ૪૫૩, ૪૯૮, ૫૫૧, ૬૩૭, ૭૨૨, ૭૭૫
પુસ્તકાલયનાં પ્રકાશકિરણો
શ્રી. મજલાલ દ. મહેતા ૬૯૦, ૫૬૯
પુસ્તકાલયના કાર્યકર્તાઓ શું શું કરી શકે ?
શ્રી. મોહનલાલ શંકરલાલ મહેતા ૫૭૧
પુસ્તકાલય અને પછાત કોમો
શ્રી. કાલિદાસ દયાળજી પરમાર ૫૭૨
પુસ્તકોની પસંદગી
તંત્રીસ્થાનેથી ૫૯૭
પુસ્તકાલય સ. સ. મં. લિ. નું ૧૫ મું વાર્ષિક નિવેદન ૬૪૫
પુસ્તકપરિમલ ( કાવ્ય )
શ્રી. ઉમિયાશંકર ઠાકર ૪
પુસ્તકાલયપ્રવૃત્તિના પિતામહ
શ્રી. ઈશ્વરભાઇ કહાનદાસ પટેલ ૨૨૧
પુસ્તકાલયોની તપાસણી ૩૯, ૧૩૬, ૩૯૭, ૫૦૪, ૫૩૧, ૪૩૬, ૫૯૫, ૬૨૨,
પુસ્તકપરિચય
ના. ચં. દીવાનજી. મ પ્ર. વ્યાસ, 'દ્રષ્ટા', "ઐતિહાસિક" જયન્તિલાલ પાઠક, નર્મદાશંકર પંડયા, જેઠાલાલ જોષી, વિનાયક પંડયા, ૪૧, ૧૨૧, ૩૭૮, ૪૩૬, ૪૮૨, ૫૦૩, ૬૨૪, ૭૬૫

અકલના ઇજારદાર ૪૮, અખંડ યૌવન અથવા આરોગ્યમય જીવનકલા ૪૨, અગ્નિકુમાર ૩૮૨, અજિતા ૬૨૪, અટકચાળાં વાંદરાં ૩૮૩, અપૂર્વ ભારતી ૫૭૪, અવન્તીનાથ ૫૩૬, અમે પિંજરનાં પંખી ૫૩૬, અમ્મા ૧૨૩, અધ્યાત્મજીવન ૩૭૯, અર્જુનમાલી ૩૮૨, અર્વાચીન કાવ્યસાહિત્યનાં વહેણો ૪૮૪, આવતી કાલે ૭૬૭, આજનો ધર્મ ૭૬૯, આત્મનિવેદન અથવા આત્મસ્વરૂપનું તત્ત્વજ્ઞાન ૪૩૯, આપણા દેશની પ્રાથમિક કેળવણી ૩૮૦, આરોગ્યરક્ષક અદ્દભુત ક્રિયા ૫૭૬, આંધળાનું ગાડું ૭૬૬, એકજ પત્ની ૪૨, ઉમા ૪૭, ઉંબર બહાર ૪૧, ઊડો આકાશમાં ૫૭૭, ઊભો અવધૂત, ૫૮૨, ઓખાહરણ ૪૩૭ કપાલકુંડલા ૫૭૩, કબીર સાહેબકા બીજક ૫૭૮, કલાસૃષ્ટિ ૧૨૪, કલ્યાણ-યાત્રા ૫૪૦, કાવ્યપરિચય ભા. ૨ જો ૩૮૧, કુમારનાં કાવ્યો ૫૩૯, કેળવણીનો કોયડો ૩૮૪, કંકાવટી ૪૪૦, ખાદીવિદ્યાપ્રવેશિકા ૭૬૫, ખાપરા કોડિયાનાં પરાક્રમો ૪૮, ખેલાડી અને નાગરિક ૭ ૭, ગણિત-પ્રવેશપોથી ૬૨૮, ગદ્ય કુસુમ ૫૩૪, ગાઝી મુસ્તફા કમાલ ૪૮૩, ગામડાંની વહારે ૭૬૬, ગાંધીજી ૭૬૬, ગાંધી યુગની ડાયરી ૭૬૯, ગાંધીજીની સાધના ૩૮૨, ગીતલહરિ ૭૬૯, ગુજરાતના મુસલમાનો ૧૨૬, ગુંજન ૪૮૬, ગોદાન (પૂર્વાર્ધ) ૫૭૫, ગોરિયો ૫૭૭,

ગૌતમસ્વામી ૩૮૨, ગ્રામમાતા અને બીજાં કાવ્યો ૩૮૧, ગૃહસ્થ યોગી ૩૭૮, ચક્રવર્તી સનત્કુમાર ૩૮૨, ચરિત્રહીન ૪૪૧, ચાલો ગામડામાં ૫૭૮, ચાલો ગાઇએ ૭૬૬, ચંદ્રનાથ ૫૪૦, છાયાદેવી અને બીજી વાતો ૬૨૬, જાતક ચન્દ્રિકા ૪૮૫, જાતીયવિજ્ઞાન ૪૫, જીવન અને સાહિત્ય ભા. ૨ જો ૫૩૯, જીવતા તહેવારો ૫૩૮, જીવન સંસ્કૃતિ ૪૩૬, જીવનનું ઝેર અને તમાકુત્યાગની તદબીરો ૫૩૩, જંગલકથાઓ ૪૬, જંતુશાસ્ત્ર પ્રવેશિકા ૪૩૬, ઝબુકિયાં ૭૬૮, ઠગ ૪૮૨, ડૉન કિવકઝોટ ૭૬૯, તમાકુદોષ દર્શિકા ૫૩૬, તુલસીદાસ ૩૮૪, ત્યાગમૂર્તિ અને બીજા લેખો ૩૮૪, ત્રિપદ પદ્ધતિ અને પ્રાથમિક વાચન-શિક્ષણ ૪૮૬, દશ લાખનો દસ્તાવેજ ૫૮૧, દાર્શનિક કોષ ૪૩૮, દોન ધ્રુવ ૪૮, ધરતી ૫૩૯, ધર્મમંથન ૫૩૮, નગાધિરાજ ૪૭, નવમાલિકા ૪૮૫, નવી બાળપોથી ૪૪૧, નાજુક સવારી ૪૪, નાનપણની વાતો ૩૮૩, નાનાં છોકરાં ૫૭૮, નિર્મળા ૬૨૫, નીરૂની નોંધપોથી ૬૨૬, પત્નીભક્તિ અને બીજી વાતો ૩૭૮, પથેરદાબી પૂર્વાર્ધ ૪૮૨, ઉત્તરાર્ધ ૫૨૨, પથિકના પત્રો ગુચ્છ ૧-૨ ૩૮૬, ગુચ્છ ત્રીજો ૭૬૮, પન્નીનો પ્રવાસ ૫૮૨, પરી અને રાજકુમાર ૪૮૩, પર્યુષણ પર્વનાં વ્યાખ્યાનો ૪૫, પારસી વિરલાઓ ૧૨૬, પારિજાત ૧૨૧. પિશાચની પ્રતિમા ૪૪, પુસ્તકાલય પ્રવૃત્તિ: ભાષણો અને લેખો ભા. ૨ જો ૪૮૭, પૂર્ણી અને બીજી વાતો ૩૮૭, પૈસામાં પ્રૌઢ શિક્ષણ ૬૨૯, પ્રશ્નોપનિષદ ૪૩૮, પ્રાચીન અર્વાચીન સ્ત્રીઓનો પહેરવેશ ૪૪૦, પૃથ્વીનો ઇતિહાસ ૧૨૫, ફોરમ લહરે ૧-૩ ૬૨૯, બચુકડો ઉંદર ૬૨૮, બળવાખોર પિતાની તસ્વીર ૫૩૪, બાલવિહાર અર્થાત્ સુગમ બાલવાડી ૫૩૭, બાળકોનો બાગ ૫૩૭, બિન્દુ ૭૬૬, બુદ્ધના બોલ ૫૪૦, બેઠો બળવો ૪૫, બંધન ૫૩૩, બંધન અને મુક્તિ ૫૨૪, બ્રહ્મચર્ય ૩૭૮, બ્રહ્મચર્ય બોધસંગ્રહ ૫૭૬, ભજનસંગ્રહ ધર્મામૃત ૪૩૯, ભરત બાહુબલિ ૩૮૨. ભયંકર પડછાયો ૪૩, ભાઇબહેન ૪૪, ભારતનો ટંકાર ૪૪૧, ભારતમાં અંગ્રેજી રાજ્ય ૫૨૭, ભાભીની બંગડીઓ અને બીજી વાતો ૭૭૦, ભીખો ચોટ્ટો ૫૩૬, ભૌગોલિક કોષ ( દ્વિતીય ખંડ ) ૪૩૮, મદાલસા ૫૩૯, મહામંત્રી ઉદયન ૩૮૨, મહાબત આલ્બમ ૫૪૦, મહારાજા શ્રેણીક ૩૮૨, માણુસ માંદો કેમ પડે છે ? ૩૭૮, માતા કે રાક્ષસી ? ૧૨૪, માનવધર્મ ૪૩૭, માનવ દેહમંદિર ૭૬૮, માનવશરીરવિકાસ ૩૮૫, માયાભાઇ અને બીજી વાર્તાઓ ૭૬૬, મુક્તિ ૪૩, મુદ્રણકલા ૧૨૭, મુસ્તફા કમાલ ૫૩૯, મૂગા લોકસેવક મોતીભાઇ ૭૬૦, મંદવાડ કેમ મટાડવો ? ૩૭૮, મંદાગ્નિ ૩૭૮, મૃત્યુ અને પરલોક ૭૬૭, યોગી કોણ ? ૬૨૮ રમુજી ટૂચકા ૪૪૦, રસમય કહાણીઓ ૬૨૬, રાતું રૂસ ભા. ૩ જો ૫૩૫, રાષ્ટ્રભાષાનો ગુજરાતી કોષ ૫૩૯, રાસકૌમુદી ૫૯૨, રાસ કોકિલા ૭૬૬, રાસમાલિકા ૫૮૨, રેડિયમ ૫૭૩, રંગ રંગ વાદળિયાં ૫૮૦, રંગલહરિ ૪૬, લોકપોથી ૧ લી ૫૭૮, વડોદરા રાજ્ય ડિરેક્ટરી ૫૩૩, વર્ધા શિક્ષણ યોજના ૩૯૦, વિદ્યાર્થી વાચનમાળા: શ્રેણી આઠમી ૪૮૭, વિશ્વદર્શન ૫૩૫, વીર ભામાશાહ ૩૮૨, વીર શાર્દૂલ અને બીજી વાર્તાઓ ૧૨૨, શાં માટે બંધન ? ૧૨૪, શિકાર ૫૩૯. શેકસપિયરનાં કથાનકો ભા. ૨ ૩૮૩, શંકરાચાર્ય ૫૭૮, શ્રી ગોપાલ કાવ્ય ૩૮૭, શ્રી ભક્તિ રસામૃત ૩૮૮, શ્રી શંકરાચાર્ય અને દ્વાદશ જ્યોતિર્લિંગ ૫૮૧, સર્વ રોગની સૌથી સરસ સારવાર ૫૭૬, સહકારી નિબંધ (સટીક) ૫૮૧, સહચરીની શોધમાં ૫૮૦, સહેલી વાતો ૩૮૩, સાચી વાતો ૬૨૮, સુભાષિત પદ્ય રત્નાકર ભા. ૫મો ૪૩૯, સુવાસચંદ્ર ૩૮૬, સુંદર ગૃહસ્થાશ્રમ ૪૪૦, સોનેરી સંદૂક ૪૩, સોરઠપતિ ૪૩૯, સોનેરી શિખામણ ૫૮૨, સંવાદો ૪૧, સંસાર સાર સંગ્રહ ૪૪૦, સંસ્કૃત પ્રાચીન સ્તવનસંદોહ ૫૭૨, સ્મૃતિ અને દર્શન ૧૨૩, સ્વૈરવિહાર ભા. ૨ જો ૩૭૯, હસતું મોં ૧૨૬, હૃદયજ્વાળા ૫૫૦.

## સામયિકો

આરામ (નવલિકા અંક) ૫૪૧, આરામ જન્માષ્ટમી અંક ૬૨૯, કલ્યાણ ૫૮૩, કર્મયોગી (હિંદી માસિક) ૪૪૧, કિસાન ૪૯, ગ્રામજીવન (ત્રૈમાસિક) ૩૮૮, ગ્રામસેવા ૫૮૨, નવગુજરાત (રાજ્યારોહણ અંક) ૪૪૪, નવચેતન (રંગભૂમિ અંક) ૫૪૨, નવપ્રભાત ૫૮૩, નૌકા (દક્ષિણહિંદ અંક) ૧૨૭, પદ્મિની ૩૮૮, ફોરમ ૪૮, બાલક ૪૯, બાલજગત (પાક્ષિક) ૪૮૮, બાલજીવન (વાર્તાઅંક) ૪૪૪, બાલજીવન (પ્રવાસ અંક) ૫૪૨, બાલમિત્ર ( ઑગસ્ટ '૩૯ ) ૫૮૩,

બાલસખા (વાર્તાઅંક)૫ ૮૩, રયેરતાર (નવરોઝઅંક) ૬૩૦, વાતર (હિંદી) ૬૩૦, વિલાસ (ત્રિમાસિક) ૫૪૧, વેપાર ૧૨૭, વેપારઉદ્યોગ ૫૪૧, શારદા (પ્રોફેસર અંક) ૬૩૦, શિક્ષણ પત્રિકા (ગિજુભાઈ સ્મારક અંક) ૫૮૩, સયાજી વિજય (રાજ્યાભિષેક અંક) ૪૪૪, સ્કાઉટવીર ૫૪૧, સ્ત્રીબોધ ૪૯, સ્ત્રીશક્તિ-દેશબંધુ (ગોકુળાષ્ટમી અંક) ૬૩૦, સ્થાનિક સ્વરાજ (ત્રિમાસિક) ૫૪૨, સંદેશ (મિલઉદ્યોગપૂર્તિ) ૬૨૯.

પુસ્તકોનો પરિચય સંગ્રહ ૫૨, ૩૯૦, ૪૯૦, ૫૪૪, ૫૮૫, ૬૩૨

પુસ્તકપ્રચારનો નવો નુસ્ખો ૭૬

પુસ્તકાલય પર્વણી ૧૨૯

પુસ્તકાલયપ્રવૃત્તિના પ્રેરક
શ્રી. ના. ચં. દીવાનજી ૧૫૩

પુસ્તકાલયસૂત્રોના પિતા
શ્રી. ભોળાભાઈ મોતીસિંહ બારોટ ૨૮૭

પુસ્તકોના પરીક્ષક
શ્રી. વલ્લભજી સુંદરજી કવિ ૨૧૫

પૂજ્ય મોતીભાઈ સાહેબ
શ્રી. મોહનલાલ હરિલાલ ગાંધી ૨૪૫

પુસ્તકાલય માટે પુસ્તક પસંદગીની કસોટી
રા. બા. ગો. હા. દેસાઈ ૮૨૨

પુસ્તકાલયને પ્રચારનો અખાડો બનાવશો મા
શ્રી. કલ્યાણરાય ન. જોષી ૭૮૮

પુ. પ્રદર્શન ખુલ્લું મૂકતી વેળાનું ભાષણ
શ્રી. મોતીલાલ છો. દેસાઈ ૮૧૭

પુ. પ્રદર્શનમાં શું શું હતું ? ૮૨૧

પુસ્તકાલયનો અઠંગ પૂજારી
શ્રી. ભગવાનદાસ સાંકળચંદ પટેલ ૨૭૦

પૂજ્ય અમીન સા. નાં સંસ્મરણો
શ્રી. જયશંકર ઉ. પાઠક ૨૭૨

પ્રાંત પુ. મંડળની વાર્ષિક સભાઓ ૬૯૧
" " " " હેવાલ ૭૪૧, ૭૦૧

પૂજ્ય મોતીભાઈ સાહેબ સાથે એક માસ
શ્રી. મણિભાઈ ઉપાધ્યાય ૨૭૬

પૂજ્ય મોતીભાઈ સાહેબના ઉમદા ગુણોનું સ્મરણ
શ્રી. ત્ર્યંબકલાલ મા. શુક્લ ૩૪૩

પૂજ્ય સાહેબ : થોડાંક સંસ્મરણો
શ્રી. મણિભાઈ શિ. પટેલ ૩૬૦

પુસ્તકાલયના મંત્રીઓને
શ્રી. મોતીલાલ હીરાલાલ દવે ૪૬૧

પુસ્તકાલયપ્રવૃત્તિ અને સ્વ. ગિજુભાઈ
શ્રી. પ્રતાપરાય ગિ. મહેતા ૫૬૦

પુસ્તકાલયનાં પ્રકાશકિરણો
શ્રી. વ્રજલાલ દ. મહેતા ૫૧૬

પુસ્તકાલયનું બજેટ ( ટૂંકી વાર્તા )
શ્રી. કૃષ્ણલાલ ર. ત્રિવેદી ૫૨૧

પુસ્તકો પ્રાણપ્યારાં ( કાવ્ય )
શ્રી જયંતિલાલ ગિ. પંચોળી ૫૨૧

પુસ્તકાલયના માનદ પ્રચારકો
શ્રી. છોટાલાલ નરભેરામ પંડ્યા ૪૧૮

પ્રતિનિધિઓની યાદી ૮૩૦

પ્રૌઢ શિક્ષણ અને પુસ્તકાલય
શ્રી. રતિભાઈ અમીન ૫૨૮

પ્રૌઢ શિક્ષણનો સંકલ્પ ( કાવ્ય )
શ્રી. ખીમજીભાઈ ટી. ઠાકર ૫૫૯

પ્રૌઢ શિક્ષણ સમિતિ (૧૯૩૮)નું નિવેદન
શ્રી. નાનાભાઈ ચં. દીવાનજી ૬૧૩

ફૂલવાડી ( કાવ્ય )
શ્રી. મહેન્દ્રકુમાર મો. દેસાઈ ૬૮૬

બાલસાહિત્યના પ્રકાશકોને વિજ્ઞપ્તિ
જીવરામ જોષી ૫૦

વડોદરા રાજ્ય અને ગુજરાતનાં સા. પુ. ના કાર્યકર્તાઓને
શ્રી. આશાભાઈ ન. પટેલ ૩૨૮
વડોદરા રાજ્ય ૭મી પુ. પરિષદ પત્રિકા ૧ લી ૭૧૯
વડોદરા રાજ્ય પુ. મં.ની જાહેરાતો ૪૦૮, ૫૫૫, ૫૯૬, ૭૨૪
વડોદરા રાજ્ય પુ. મંડળ શું શું કરે છે ? ૭૭૯
વ. રા. સાતમી પુ. પરિષદનાં ભાષણો અને ઠરાવો
તંત્રીસ્થાનેથી ૭૮૫
વિલાયતનાં બાલવાચકોની વિકાસવૃત્તિ
શ્રી. પનાલાલ અનંતરાય ૫૬૪
વાંચીને ધ્યાનમાં રાખો
શ્રી. નાનજીભાઈ જે. પટેલ ૭૪૦
શારદામંદિરે ( કાવ્ય )
શ્રી. ધૈર્યચંદ્ર ર. બુદ્ધ ૬૦૨
શું વાંચશો ? ૫૮, ૩૯૪, ૪૬૪, ૪૪૬, ૫૪૭, ૫૮૮, ૬૩૫, ૮૭૨
શિષ્ટ વાચનની પરીક્ષા ૧૫ મીના પ્રશ્નપત્રો ૧૩૭
શિષ્ટ વાચનની પરીક્ષા ૧૫ મીનું પરિણામ સહિત નિવેદન ૪૦૨
શિષ્ટ વાચનની પરીક્ષા ૧૬ મીનું પરિણામ સહિત નિવેદન ૬૪૦
શિષ્ટ વાચનમાં ઉપયોગી પુસ્તકોની યાદી ૭૫૯
શ્રી. મોતીભાઇ અમીન
શ્રી. જયશંકર પી ત્રિવેદી ૨૦૧
શ્રી. મોતીભાઈ અમીનનું આર્ષદર્શન
શ્રી. કૃષ્ણલાલ રણછોડલાલ ત્રિવેદી ૨૬૩
શ્રીમંત મહારાજા સાહેબનો રાજ્યાભિષેક
તંત્રીસ્થાનેથી ૩૩૩–૧
શ્રીમંત પ્રતાપસિંહ ચિરાયુ હો (કાવ્ય)
શ્રી. મગનલાલ જેઠાલાલ રામી ૩૩૩–૨
શ્રીમંત રાજ્યાભિષેક પ્રસંગે પ્રજાની શુભાશા
શ્રી. મગનલાલ જેઠાલાલ રામી ૩૩૩–૩
શ્રીયુત મોતીભાઈ અમીનના જીવનપ્રસંગો
શ્રી. કલ્યાણરાય નથુભાઈ જોષી ૩૪૦
શ્રી. મોતીભાઈ અમીનઃ કેટલાંક સ્મરણો
શ્રી. જીવરામ જોષી. ૩૫૬
શ્રીમંત મહારાજા સાહેબને વ. રા. પુ. મંડળનું અભિનંદનપત્ર ૪૨૭
સત્કાર ( કાવ્ય )
શ્રી. ખીમજીભાઇ ટી. ઠાકર ૪૫૮
સદ્. મોતીભાઇ
શ્રી. ગિજુભાઇ ૧૫૯
સદ્. રૂપણાના અમર આત્માને
શ્રી. મ. જ. પુરાણી ૧૫૧
સદ્ગુણસંપન્ન મોતીભાઇ
શ્રી. ગોકળદાસ મ. શાહ ૧૬૮–૨
સદ્. મોતીભાઇ અમીનઃ તેમના કાર્યની એક રેખા
શ્રી. આશાભાઇ ન. પટેલ ૧૮૮
સદ્. શ્રી. મોતીભાઇ સાહેબના હસ્તાક્ષર ૨૦૨
સન ૧૯૩૮–૩૯ના પુ. શિક્ષણવર્ગો ૫૦૬
સફળતા ઇચ્છતા સંદેશાઓ ૮૫૦

સાચા વૈષ્ણવજન
શ્રી. હાથીભાઈ અમથાભાઈ પટેલ ૨૫૪
સાચા સુકાની
શ્રી. કૃષ્ણલાલ મો. ઝવેરી ૨૬૭
સાદું જીવન અને ઉચ્ચ આદર્શ
શ્રી. રામમોહનરાય મો. દેસાઇ ૧૬૮–૪
સાધુચરિત અમીન સાહેબ
શ્રી. ડાહ્યાભાઇ રામદાસ પટેલ ૨૮૩
સારાં પુસ્તકોની યાદીઓ મંગાવનારને
શ્રી. આશાભાઇ ન. પટેલ ૨૧૧
સા પુ. ગંભીરાના મકાનની ખાતક્રિયા ૮૫૭
" પાનસરના " ઉદ્ઘાટન ક્રિયા ૮૫૮
સ્વાગતસભ્યોની યાદી ૮૩૬
સાવધાન
તંત્રીસ્થાનેથી ૫૦૯
સાર્વજનિક પુસ્તકાલયનું કર્તવ્યક્ષેત્ર
શ્રી. ઉમેદભાઇ મો. પટેલ ૫૧૨
સાક્ષર શ્રી. રામનારાયણ પાઠકનું ભાષણ
શ્રી. રા. વિ. પાઠક ૮૯
સાતમી વ. શ. પુ. પરિષદની
પત્રિકાઓ ૨, ૩ ૭૮૨
સેવાધર્મિલા શ્રી મોતીભાઇ
શ્રી. ન્હાનાલાલ દ. કવિ ૩૪૮
સેવાદીક્ષિતને ( કાવ્ય )
શ્રી. મગનલાલ નાગરજી મહેતા ૬૦૨
સેવામૂર્તિ શ્રી. મોતીભાઇ અમીન
શ્રી. પ્રતાપરાય ગિ. મહેતા ૨૪૦
સેવામૂર્તિ
શ્રી. સુમન્ત મહેતા ૧૫૭
સોવિયટ રશિયાનો વાચનપ્રચાર
શ્રી. "પરાશર" ૪૨૪
સૌજન્યમૂર્તિ સદ્. અમીન સાહેબ
શ્રી. વિવિત્સુ ૨૦૨
સૌજન્યમૂર્તિ અમીન સાહેબ
શ્રી. ડાહ્યાલાલ નાથાલાલ પરીખ ૨૬૭
સ્નેહસંમેલન ૪૦
સ્મરણાંજલિ
શ્રી. ચંદ્રકાન્ત ગૌ. ભટ્ટ ૨૧૧
સ્વ. મોતીભાઇ અમીન ત્રણ દાયકા પહેલાં
શ્રી. નંદનાથ કે. દીક્ષિત ૧૬૬
સ્વ. મોતીભાઇ સા.ના અમર આત્માને
શ્રી. મ. જ. પુરાણી ૧૫૦
સ્વ. પૂ. મોતીભાઇ શું હતા ?
શ્રી. ગિજુભાઇ ૧૬૭
સ્વ. પૂજ્ય શ્રી. અમીન સાહેબને અંજલિ ( કાવ્ય )
શ્રી. મગનલાલ જે. રામી ૧૮૭
સ્વ. મોતીભાઇ અમીન
સૌ. જયવતીબ્હેન દેસાઇ ૧૬૮
સ્વ. મોતીભાઇ અમીનનો વસમો વિયોગ
શ્રી. ચિમનભાઈ હ. અમીન ૧૬૮–૮
સ્વ. મોતીભાઈ અમીનને અંજલિ (કાવ્ય)
શ્રી. મયારામ કુબેરરામ પંડયા ૧૮૦
સ્વ. પૂ. મોતીભાઇ અમીન સા. ના સંસર્ગમાં
શ્રી. ઉમિયાશંકર લ. દવે ૩૫૪
સ્વ. મોતીભાઇ સાહેબનાં સ્મરણો
શ્રી. હરિભાઇ નારાયણ અમીન ૨૫૬
સ્વ. શ્રી. મોતીભાઈ અમીન–એક રેખા
શ્રી. વાઘજીભાઇ ના. અમીન ૨૪૩
સ્વર્ગસ્થ મોતીભાઇ ?
શ્રી કમળાશંકર દલપતરામ પાઠક ૨૫૪
સ્વ. મોતીભાઇનાં સંસ્મરણો
શ્રી. વિદ્યારામ લક્ષ્મણજી ત્રિવેદી ૨૬૦
સ્વ. પૂજ્ય મોતીભાઇ ન. અમીનને અંજલિ
શ્રી. વિષ્ણુપ્રસાદ પ્ર પંડયા ૨૭૬

સ્વ. મોતીભાઇ અમીનનું વસિયતનામું
શ્રી. મોતીભાઇ ન. અમીન ૨૯૦
સ્વ. મોતીભાઇ અમીનના અવસાન
પરત્વેના સંદેશાઓ ૨૯૮
સ્વ. મોતીભાઈ અમીનન અવસાન
પરત્વે વર્તમાનપત્રો ૩૦૪
સ્વ. મોતીભાઇ અમીનના સ્મારક
ફંડ માટે વિજ્ઞપ્તિ ૩૨૯
સ્વ. શ્રી. અમીન સ્મારક અંકની પૂરવણી
તંત્રીસ્થાનેથી ૩૩૩
સ્વ. પૂજ્ય મોતીભાઇ ન. અમીન એટલે
શ્રી. મણિલાલ મં. કાશીવાળા ૩૪૪
સ્વ. સાહેબની વિશિષ્ટતા
શ્રી. મસ્તુલાલ દ. દીક્ષિત ૩૬૭
સ્વ. પૂ. અમીન સા. નો મને મળેલો લાભ
શ્રી. સોમાલાલ ગરબડભાઇ ૩૬૮
સ્વ. શ્રી. મોતીભાઇ અમીન સ્મા.
ફંડની રકમો ૬૨૩, ૫૩૦, ૮૪૯
સ્ત્રીઓ અને પુસ્તકાલય ૪૨૩
હિતચિંતક ( કાવ્ય )
શ્રી. ધૈર્યચંદ્ર ર. બુદ્ધ ૪૫૮
હૃદયસત્કાર ( કાવ્ય )
સ્વરૂપસ્થ ઉપેન્દ્રાચાર્યજી ૮૪
હસ્તલિખિત પ્રતોની મૂલ્યવાન મહત્તા
શ્રી. છોટાલાલ મા. કામદાર ૭૩૦
જ્ઞાનતીર્થની ગુણજ્ઞતા
શ્રી. લલિત ૧૬૮–૫
જ્ઞાનદીપ ( કાવ્ય )
રમણ પાઠક ૪
જ્ઞાનદેવીને ( કાવ્ય )
ચુનીલાલ હ. વ્યાસ ૮
જ્ઞાનવાડીનું ખરેલું પુષ્પ
શ્રી રતિભાઈ અમીન ૨૫૮
જ્ઞાનપંચમી–જ્ઞાનદિન
જેશંગભાઈ લા. શાહ ૨૪
જ્ઞાનોત્કંઠા ( કાવ્ય )
'શશિન્' ઓઝા ૮૮
જ્ઞાનગ્રંથો ( કાવ્ય )
શ્રી વ્રજલાલ છ. જોષી ૫૯૯
જ્ઞાનજ્યોતિ ( કાવ્ય )
શ્રી. કમરીન ૫૯૯
જ્ઞાનદીપક ( કાવ્ય )
શ્રી. હિરાલાલ ઉપાધ્યાય ૭૨૯

## સામાયિક દોહન

સુધરાઇઓ અને આપણી સ્વચ્છતા
ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ ૧
વિજ્ઞાનની દૃષ્ટિ
ડૉ. સાકરલાલ તુ. યાજ્ઞિક ૭
આર્થિક ગરીબી વિ. સંસ્કારની ગરીબી
વિદ્યાર્થીઓ ! ધાંધલથી છેટા રહો ૧૫
ખાટીમીઠી ટીકડીઓ અને ગોળીઓ ૧૪
ગુજરાતની ખેતીમાં ખાતરના પ્રશ્નો
શ્રી. કાન્તિલાલ મ. શાહ ૧૭
આર્યસંસ્કારઃ દુનિયાના ઉદ્ધારની દવા
શ્રી. ક. મા. મુનશી ૨૮
હિંદી સંસ્કૃતિની પ્રાચીન ભવ્યતા
પં. જવાહરલાલ નહેરૂ ૩૦
સફળતાનું સાચું સૂત્ર
ઑન. શ્રી ખેર ૩૨
જીવનનિર્વાહની કેળવણી
શ્રી કિ. ઘ. મશરૂવાળા ૩૩
વિટામિન્સની ઘેલછા ૩૭
આંખની સંભાળ ૪૦
નવમતવાદ કે નકલવેડા ? ૪૨
હસ્તલિખિત સામયિકો
છોટાલાલ માનસિંગ કામદાર ૨૫

# લેખકોની અનુક્રમણિકા


અરવિન્દ
આવરણના થર ૪૫૯
અક્ષીન્દ્ર
ગ્રંથમંદિર (કાવ્ય) ૪૧૪, મને ચોપડીઓ આપો (કાવ્ય) ૪૧૬
આ. બા. ધ્રુવ
આચાર્યશ્રી. આનંદશંકર ધ્રુવનું ભાષણ ૮૫
આશાભાઇ ન. પટેલ
બીજી ગુ. પુ. પરિષદના મંત્રીનું નિવેદન ૯૪, વડોદરા રાજ્ય અને ગુ૦ નાં ગ્રા. પુ. ના કાર્યકર્તાઓને ૩૨૮, સારાં પુસ્તકોની યાદીઓ મંગાવનારને ૨૧૧, સદ્૦ શ્રી. મોતીભાઇ અમીનઃ તેમના કાર્યની રેખા ૧૮૮
ધુરભાઇ કહાનદાસ પટેલ
પુસ્તકાલયપ્રવૃત્તિના પિતામહ ૨૨૧
ધરલાલ વીમાવાળા
ગુજરાતનો લાયબ્રેરીઅન ૨૦૦
ઉપેન્દ્રાચાર્યજી ( સ્વરૂપસ્થ )
હૃદયસત્કાર ( કાવ્ય ) ૮૪
ઉમેદભાઇ મો. પટેલ
સાર્વજનિક પુસ્તકાલયનું કર્તવ્યક્ષેત્ર ૫૧૨
ઉમિયાશંકર ઠાકર
નિર્જીવ કે જીવંત? ૪૨૫, પુસ્તક પરિમલ ( કાવ્ય ) ૪
ઉમિયાશંકર લ. દવે
સ્વ. પૂ. મોતીભાઇ અમીન સા. ના સંસર્ગમાં ૩૫૪
ઑન શ્રી. ખેર
સફલતાનું સાચું સૂત્ર સા. દો. ૩૨
ક. મા. મુનશી
આર્ય સંસ્કારઃ દુનિયાના ઉદ્ધારની દવા સા. દો. ૨૮
કમરીન
જ્ઞાનજ્યોતિ (કાવ્ય) ૫૯૯
કમળાશંકર દલપતરામ પાઠક
સ્વર્ગસ્થ મોતીભાઇ ? ૫૨૯
કલ્યાણકાન્ત પટેલ
એક પાનું ( કાવ્ય ) ૨૩૩
કલ્યાણરાય નથુભાઇ જોષી
શ્રી. મોતીભાઇ અમીનના જીવનપ્રસંગો ૩૪૦
પુસ્તકાલયને પ્રચારનો અખાડો બનાવશો મા. ૭૮૮
કાકા કાલેલકર
અખબારી આંખો ૩૫૫
કાવસજી એ. ગણુદેવીઆ
દલિતોના ઉદ્ધારક ૩૪૬
કાન્તિપ્રસાદ લા. ત્રિવેદી
દનની દિશા ૭૧૯
કાલિદાસ દયાળજી પરમાર
પુસ્તકાલય અને પછાત કોમો ૫૭૨
કાન્તિલાલ મ. શાહ
ગુજરાતની ખેતીમાં ખાતરના પ્રશ્નો સા. દો ૧૭
કિ. ઘ. મશરૂવાળા
જીવનનિર્વાહની કેળવણી સા. દો. ૩૩
કેશવ હ. શેઠ
ચરોતરનું મોતી ( કાવ્ય ) ૧૬૭
કૃષ્ણલાલ મો. ઝવેરી
સાચા સુકાની ૨૬૭
કૃષ્ણલાલ ર. ત્રિવેદી
પુસ્તકાલયનું બજેટ ૫૨૦, શ્રી. મોતીભાઇ અમીનનું આર્ષ દર્શન ૨૬૩

ખીમજીભાઈ ટી. ઠાકર
પ્રૌઢ શિક્ષણનો સંકલ્પ ( કાવ્ય ) ૫૫૯
મોતીભાઇ સાહેબના સહવાસમાં ૨૮૦
સત્કાર ( કાવ્ય ) ૪૫૮
ગિજુભાઇ
સદ્. મોતીભાઇ અમીન ૧૫૯, સ્વ. પૂજ્ય
મોતીભાઈ શું હતા ? ૧૬૭
ગોકળદાસ મ. શાહ
સદ્‌ગુણસંપન્ન મોતીભાઈ ૧૬૮-૨
ગોવિંદભાઇ હા. દેસાઇ (રા. બા.)
અનેક પ્રવૃત્તિઓના ઉત્પાદક અને સંચાલક ૧૬૨, બીજી ગુ. પુ. પરિષદના સ્વાગતપ્રમુખનું ભાષણ ૭૭, પુસ્તકાલયો માટે પુસ્તકપસંદગીની કસોટી ૮૨૨
ગોપાળદાસ ( દરબારશ્રી )
મારા જીવનના ચોકીદાર ૧૫૫
ચન્દ્રકાન્ત ગૌ. ભટ્ટ
સ્મરણાંજલિ ૨૧૧
ચિમનભાઈ હ. અમીન
સ્વ. મોતીભાઇ અમીનનો વસમો વિયોગ ૧૬૮-૮
ચુનીલાલ હ. વ્યાસ
જ્ઞાનદેવીને ( કાવ્ય ) ૮
છોટાલાલ નરભેરામ પંડ્યા
પુસ્તકાલયના માનદ પ્રચારકો ૪૧૮
છોટાલાલ માનસિંગ કામદાર
૧૯૯૪નું બાલસાહિત્ય ૯, પરદેશી સાહિત્યનું થોડું અવનવું ૫૬૫, મહાન રાષ્ટ્રીય પુસ્તકાલય ૪૬૩, હસ્તલિખિત સામયિકો ૨૫, હસ્તલિખિત પ્રતોની મૂલ્યવાન મહત્તા ૭૩૦
જયશંકર ઉ. પાઠક
અમીન સા. નાં સંસ્મરણો ૨૭૨
જયશંકર પી. ત્રિવેદી
શ્રી. મોતીભાઇ અમીન ૨૦૧
જેશિંગભાઇ ગરબડભાઈ
તેજસ્વી તારો, ૩૬૮, જ્ઞાનપંચમી--જ્ઞાનદિન ૨૪
જયંતિલાલ ગિ. પંચોળી
પુસ્તકો પ્રાણપ્યારાં ( કાવ્ય ) ૫૨૧
જયવતીબેન દેસાઇ
સ્વ. મોતીભાઈ અમીન ૧૬૮
જીવરામ જોષી
બાળસાહિત્યના પ્રકાશકોને વિજ્ઞપ્તિ ૫૦
શ્રી. મોતીભાઇ અમીનઃ કેટલાંક સ્મરણો ૩૫૬
જગજીવનદાસ દ. મોદી
મિત્ર મોતીભાઇ ( કાવ્ય ) ૨૮૮
જેઠાલાલ મગનલાલ રામી
મારા જ્ઞાનમંદિરીએ (કાવ્ય) ૪૧૪
ડાહ્યાભાઇ રામદાસ પટેલ
સાધુચરિત અમીન સાહેબ ૨૮૩
ડાહ્યાભાઇ નાથાલાલ પટેલ
સૌજન્યમૂર્તિ અમીન સાહેબ ૨૬૭
તંત્રીસ્થાનેથી
આ સ્મારકઅંક ૧૪૫, ઓછા ખર્ચે વધુ વાચન ૬૮૫, ગુજરાતના સાચા શિક્ષણશાસ્ત્રીનું અવસાન ૫૧૧, ગ્રંથમાળાઓની ગૂંચવણ ૫૫૮, ગુજરાતે ગુમાવેલાં અજોડ નરરત્નો–સંસ્કારદાતાઓ ૬૯, ચાલો ગ્રારોળા ૭૨૫, ચૌદમા વર્ષે ૧, પુસ્તકોની પસંદગી ૫૯૭, શ્રીમંત મહારાજા સાહેબનો રાજ્યાભિષેક ૩૩૩-૧, સાવધાન ૫૦૯, સ્વ. શ્રી. અમીનસ્મારક અંકની પૂરવણી ૩૩૩
ધૈર્યચંદ્ર ર. બુદ્ધ
શારદામંદિરે ૬૦૨, હિતચિંતક (કાવ્ય) ૪૫૮
ત્ર્યંબકલાલ માણેકલાલ શુકલ
અમર આત્માને (કાવ્ય) ૩૭૧, અમર

સાહેબને (કાવ્ય) ૩૬૫, પૂજ્ય મોતીભાઇ સાહેબના ઉમદા સદ્દગુણોનું સ્મરણ ૩૪૩

નરસિંહભાઇ ઇશ્વરભાઇ
ભણતર વખતના ભેરભંધ ૧૮૧

નટવરલાલ ગિ શાહ
મારો પરિચય ૨૬૬

ના નં. ચોકસી
એ પુણ્ય પ્રસંગો ૨૩૩, કેવી નિઃસ્પૃહતા ૨૯૭

નાનજીભાઇ જેઠીદાસ પટેલ
મારા દીક્ષાગુરુ ૩૬૯, વાચીને ધ્યાનમાં રાખો ૭૪૦

ના. ચં. દીવાનજી
પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રેરક ૧૧૩, પ્રૌઢ શિક્ષણ સમિતિ (૧૯૩૯)નું નિવેદન ૬૧૩

નાનાલાલ દલપતરામ કવિ
સેવાધર્મીલા શ્રી. મોતીભાઇ ૩૪૮

ઽનાથ કે. દીક્ષિત
મોતીભાઇ અમીનઃ ત્રણ દાયકા પહેલાં ૧૬૬

ાલાલ અનંતરાય
વિલાયતનાં બાલવાચકોની વિકાસવૃત્તિ ૫૬૪

પરાશર ”
સોવિયેટ રશિયાનો વાચનપ્રચાર ૪૨૪

પુષ્પાબેન ૨. પંડયા
ચાલોને પૂજવા ( કાવ્ય ) ૪૧૩

પ્રતાપરાય ગિ. મહેતા
સેવામૂર્તિ શ્રી. મોતીભાઇ અમીન ૨૪૦

બાઈમાય રૂ. દાણુ
પાણીદાર મોતી ૧૬૮-૧

ભગવાનદાસ સાંકળચંદ
પુસ્તકાલયોનો અઠંગ પૂજારી ૨૭૦

ભોળાનાથ મોતીસિંહ બારોટ
પુસ્તકાલયસૂત્રોના પિતા ૨૮૭

મગનલાલ જે. રામી
ગ્રંથ જ્ઞાનનું ધામ છે ( કાવ્ય ) ૭૪૦, શ્રીમંત પ્રતાપસિંહ ચિરાયુ હો ૩૩૨-૩, શ્રીમંત રાજ્યાભિષેક પ્રસંગે પ્રજાની શુભાશિષ ૩૩૩-૩, પૂ. શ્રી. અમીન સા. ને અંજલિ ૧૮૭

મ. જ. પુરાણી
સ્વ. મોતીભાઇ સા. ના અમર આત્માને ૧૫૦, સ્વ. રૂપબાના અમર આત્માને ૧૬૧

મયારામ કુલારામ પંડયા
મોતીભાઇ અમીનને અંજલિ ૧૮૦

મસ્તુલાલ દ. દીક્ષિત
સ્વ સાહેબની વિશિષ્ટતા ૩૬૭

મગનલાલ નાગરજી મહેતા
સેવાદીક્ષિતને ( કાવ્ય ) ૬૦૨

મણિલાલ મં. કાશીવાળા
આગામી પુ પરિષદ માટે વિચારવા જેવું ૭૧૭, સ્વ પૂ. મોતીભાઇ ન. અમીન એટલે ? ૩૪૪

મણિભાઇ ઉપાધ્યાય
ગ્રામજનોનુ સાહિત્ય ૬૦૦, મોતીભાઈ સા. સાથે એક માસ ૨૭૬

મણિભાઇ એલ દેસાઇ
અજ્ઞાનમાંથી ઓજસમાં ૩૬૬

મણિલાલ દામોદરદાસ
એક શિક્ષકની અંજલિ ૨૭૩

મણિભાઇ શિ. પટેલ
પૂજ્ય સાહેબ : થોડાંક સંસ્મરણો ૩૬૦

મહેન્દ્રકુમાર મો. દેસાઇ
ફૂલવાડી ( કાવ્ય ) ૬૮૬

મોતીભાઇ ન. અમીન
મારી અંતિમ ઇચ્છા ૨૯૯, વસિયતનામું ૨૯૦

મોતીલાલ હીરાલાલ દવે
પુસ્તકાલયના મંત્રીઓને ૪૬૧

મોહનલાલ શંકરલાલ મહેતા
પુસ્તકાલયના કાર્યકર્તાઓ શું કરી શકે ? ૫૭૧

મોહનલાલ હરિલાલ ગાંધી
પૂજ્ય મોતીભાઇ સાહેબ ૨૪૫

રમણકાન્તા પાઠક
ગ્રંથપ્રભાવ ( કાવ્ય ) ૪૬૨

રમણ પાઠક
જ્ઞાનદીપ ( કાવ્ય ) ૪

રમણલાલ ના. શાહ
મતસહિષ્ણુતા ૨૦૪

રાવજીભાઇ મ. પટેલ
અમર પુરુષ ૧૫૪

રામરાય મો. દેસાઈ
સાદુ જીવન અને ઉચ્ચ આદર્શ ૧૬૮–૪

રામભાઇ કા. પટેલ
અવસાનને આરે ૧૬૯

રા. વિ પાઠક
સાક્ષરશ્રી રામનારાય પાઠકનું ભાષણ ૮૯

રસૂલભાઇ ન. વહોરા
કેટલાંક સુખદ દુઃખદ સ્મરણો, ૨૧૬
ચાલો ચારુતરને ચોક (કાવ્ય) ૩

રતિભાઈ અમીન
કચરામાંથી કાઢી લ્યો ૪૧૫, પરદેશની પુસ્તકાલયપ્રવૃત્તિ ૬૧૦, ૬૮૭, પ્રૌઢ શિક્ષણ અને પુસ્તકાલય ૫૨૮, રજાઓના સમયનો સદુપયોગ ૩૩૩ ૪, જ્ઞાનવાડીનું ખરેલું પુષ્પ ૨૫૮

લલિત
જ્ઞાનતીર્થની ગુણજ્ઞતા ૧૬૮–૫

વલ્લવભાઇ મૂ. પટેલ
ગુજગતનો સાચો સમાજસેવક ૨૪૯

વલ્લભજી સુંદરજી કવિ
પુસ્તકોના પરીક્ષક ૨૧૫

વસનજી જીવણજી નાયક
આદર્શ નરવીર ૨૫૯

વાઘજીભાઇ નારણભાઈ અમીન
શ્રી. મોતીભાઇ અમીન· એક રેખા ૨૪૩

વિવિત્સુ
સૌજન્યમૂર્તિ અમીન સાહેબ ૨૦૨

વિનુ બ. દેસાઇ
થોડાંક દરશો ૩૩૩–૬

વિદ્યારામ વસનજી ત્રિવેદી
સ્વ. મોતીભાઇનાં સંસ્મરણો ૨૬૦

વિષ્ણુપ્રસાદ પ્ર. પંડ્યા
સ્વ. પૂજ્ય મોતીભાઈ ન. અમીનને અંજલિ ૨૭૯

વ્રજલાલ છ. જોષી
ગ્રંથગૌરવ (કાવ્ય) ૪૫૭, જ્ઞાનમંથો (કાવ્ય) ૫૯૯

વ્રજલાલ દ મહેતા
લે.કમદદના કીમિયાગરો ૬૦૩, કલ્પવૃક્ષ ૨૬૯, પરિષદ માટેનો સંદેશ ૭૨૬, પુસ્તકાલયમાં પ્રકાશકિરણો ૫૧૬, ૫૬૯

'શશિન્' ઓઝા
જ્ઞાનોત્કંઠા (કાવ્ય) ૮૮

શારદાપ્રસાદ વર્મા
પુણ્ય સ્મૃતિ ૨૦૬

શંકરભાઇ સો. પટેલ
એક અંજલિ ૨૦૯

સાકરલાલ તુ. યાજ્ઞિક
વિજ્ઞાનની દૃષ્ટિ સા. દો. ૭

સુમન્ત મહેતા
સેવામૂર્તિ ૧૫૭

'સેવક'
પરિભ્રમણ ૫

સોમાભાઇ ગરબડભાઈ
પૂ. અમીન સા. નો મને મળેલો લાભ ૩૬૮

સોમાભાઇ ન. રાવળ
મહાપંચમી વસંત (કાવ્ય) ૮

સોમાભાઈ શંકરભાઈ બ્રહ્મભટ્ટ
મારા દીક્ષાગુરુ ૩૪૨

હાથીભાઇ અમથાભાઇ પટેલ
સાચા વૈષ્ણવજન ૨૫૫

હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ
સુધરાઇઓ અને આપણી સ્વચ્છતા સા. દો. ૧

હીરાલાલ ઉપાધ્યાય
જ્ઞાનદીપક (કાવ્ય)

પુસ્તકાલય

પુસ્તક ૧૪ મું | જાન્યુઆરી-૧૯૩૯ | અંક ૧ લો

# ચૌદમા વર્ષે–

**"પુસ્તકાલય"** માસિક પોતાનું તેર વર્ષનું વય વટાવી આજે ચૌદમા વર્ષના *પ્રવેશદ્વારે આવી ઊભું છે. એણે વીતાવેલાં બાર વર્ષ દરમિયાન બજાવેલી કામગીરીનું* સરવૈયું આ અગાઉ, દરેક નવીન વર્ષના પ્રથમ માસે આપ્યું છે. આજે એ નવીન વર્ષના પ્રવેશસમયે પોતે પૂરા કરેલા તેરમા વર્ષનું આછું અવલોકન કરે છે.

આજે આપણે ત્યાં તેર વર્ષ જેટલું વા તેથી વધુ આયુષ ભોગવનાર માસિકો જોઇશું તો માત્ર આંગળીને વેઢે ગણી શકાય એટલાં જ હાથ આવશે; એ બધાંમાં મુખ્યત્વે જેઓ પોતાનું અમુક જ ધ્યેય સ્વીકારી તે ધ્યેયની પૂર્તિ અર્થે પોતાની ફરજ બજાવતાં હોય છે તેઓ જ હશે.

આવું જ કંઇક ધ્યેયલક્ષી માસિક "પુસ્તકાલય" પણ છે. એને પોતાનું એક નિશ્ચિત ધ્યેય છે અને તે ગુજરાતનાં પુસ્તકાલયોની પ્રગતિ અને પ્રચારનું. એ ધ્યેય–પ્રાપ્તિને માટે આજ તેર વર્ષ થયાં એ પોતાથી બનતો યત્કિંચિત્ ફાળો આપતું રહ્યું છું અને સદા આપતું રહેશે. એ ધ્યેયપ્રાપ્તિને અર્થે એણે, એનાં આગલાં વર્ષોની જેમ ગત વર્ષમાં પણ **'પુસ્તકપરિચય' 'પુસ્તકાલય નોંધ' 'વાચન તરંગ' 'થોડુંક જાણવા જેવું' 'નવીન ફાલ' 'માસિકો મળ્યા તારીખ' 'પુસ્તકાલયની તપાસણી'** વગેરે એનાં વિશિષ્ટ અંગોનાં લખાણો ઉપરાંત બીજી પણ વિવિધ ગદ્ય–પદ્ય વાચનસામગ્રી કુલ ૮૦૦ પૃષ્ઠોમાં આપી છે. આ વાચનસામગ્રીના રચયિતાઓમાં હિંદુ–મુસ્લીમ તેમ જ પછાત કોમોનાં નાનાં મોટાં મળી કુલ ૭૨ લેખકોનો સહકાર "પુસ્તકાલય" મેળવી શક્યું છે. આ લેખક-લેખિકાઓમાં પુરુષો તેમજ સ્ત્રીલેખકોનો પણ સમાવેશ છે. એ પરથી જણાઈ આવશે કે "પુસ્તકાલય" માસિક સ્ત્રીઓ તેમ જ પછાત કોમોનો પણ આદર પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થયું છે. આ સ્થળે એ સૌ લેખક ભાઈબહેનોનો હાર્દિક આભાર માની જણાવવાનું કે તેઓ પોતાનો એ સહકાર આગલા વર્ષ પ્રમાણે પુસ્તકાલયપ્રવૃત્તિવિષયક ને પોષક લેખો,

નિબંધો, કાવ્યો, સંવાદો, વાર્તાઓ, નાટિકાઓ અને અહેવાલો તેમ જ દેશ-વિદેશના મશહુર ગ્રંથપાલો તથા સાહિત્યસર્જકોના જીવનની આછી રૂપરેખા વગેરે વગેરે પોતાથી બનતું આપીને ચાલુ રાખે.

આ સિવાય પુસ્તકપરિચય વિભાગમાં જુદા જુદા લેખક-પ્રકાશક બંધુઓનો પણ સારો સહકાર મળ્યો છે, કે જેથી 'પુસ્તકાલય'ની વાચક જનતાને જે તે પુસ્તકનો પરિચય આપી શકાયો છે. આશા રાખીશું એ સૌ લેખક-પ્રકાશક બંધુઓ એમનો એ સહકાર આગામી વર્ષમાં પણ પૂર્વવત્ ચાલુ રાખશે, જેથી પુસ્તક ખરીદનાર સૌ કોઈને પુસ્તકોનો પરિચય મેળવવાની ઠીક ઠીક સરળતા થઈ રહેશે.

આ ઉપરાંત ગત વર્ષના છેલ્લા ત્રણ માસ થયાં-ઑક્ટોબર માસના અંકથી "પુસ્તકાલયે" એક નવીન દિશામાં પ્રયાણ આદર્યું છે અને તે "**પુસ્તકોનો પરિચયસંગ્રહ**" વાળો વિભાગ શરૂ કરીને. એ વિભાગના પ્રણેતા શ્રી. મોતીભાઈ અમીન સાહેબની ઇચ્છા તો એને ઘણો વખત થયાં અમલમાં મૂકવાની હતી પરંતુ સંયોગવશાત્ તેમ બની શકેલું નહિ; તો પણ તંત્રીઓની ફેરબદલીનો સમય આવી લાગતાં અને માસિક ખાતે પૂરો સમય એ ખાતે જ કામ કરનાર તંત્રીની યોજના થતાં તેઓ સાહેબે એ વિભાગ શરૂ કરાવ્યો, જે આજે પુસ્તકાલયોના સંચાલકોને પુસ્તકો ખરીદવામાં ઠીકઠીક માર્ગદર્શક દેખાશે. આ સિવાય, આ જ અરસામાં એક બીજો "શું વાંચશો ?" વાળો વિભાગ, જેમાં અગાઉ માસિક પત્રોમાં આવતા સારા સારા લેખોનો માત્ર નામનિર્દેશ કરવામાં આવતો તેને વિસ્તૃત કરવામાં આવ્યો- અર્થાત્ "શું વાંચશો" એ વિભાગમાં વાંચવા જેવા લેખોનો ટૂંક સાર આપવાનું પણ યોજાયું, જે વાંચીને વાચક પોતે એ લેખ પોતાને વાંચવા માટે પસંદ પડે તેવો છે કે નહિ તેની તુલના કરી શકે. આમ ગત વર્ષમાં "પુસ્તકાલયે" આ બે નવીનતાઓ રજૂ કરી છે અને તે આ જ રીતે આગામી વર્ષે પણ આપશે.

આગામી વર્ષથી (આ અંકથીજ) એક બીજો નવીન વિભાગ "પુસ્તકાલય"- માં ઉમેરાશે. એ વિભાગ તે "**સામયિક દોહન**" એમાં જુદાં જુદાં ગુજરાતી સામયિકોમાંથી, વખત જતાં નાશ પામતા અને પછી કદી હાથ ન લાગે છતાં હમેશ માટે ઉપયોગી થઈ રહે તેવા લેખોનો સંગ્રહ આવશે. એ લેખોનાં પૃષ્ઠોની દર વખતે વધુ પ્રતો છપાશે, અને જેને છૂટક જોઈશે તેમને તે છૂટક કિંમતે આપી શકાય તેવી યોજના પણ છે, કે જેથી વર્ષ આખરે તેને કોઈ પુસ્તકાકારે બંધાવવા ઇચ્છે તો તેમ પણ કરી શકે, અથવા કોઈને એવા સારા લેખો પત્રિકારૂપે વહેંચવા હોય તો વહેંચી પણ શકે.

અંતે, મારા આ સંપાદનકાર્યમાં મારા પુરોગામી તંત્રી અને વડોદરા રાજ્ય

પુ. મં. ના સહમંત્રી શ્રી. નાજુકલાલ ચોકસીએ વખતોવખત જે સલાહ–સૂચના આપી છે તેમનો હાર્દિક આભાર માનવાની આ તક લઉં છું. અને એક વધુ આભાર માનવાનો તો રહે છે શ્રી. મોતીભાઇ અમીન સાહેબનો, જેમણે મારા આ સંપાદન-કાર્યમાં મને વખતોવખત ખાસ દિશાસૂચનો આપી "પુસ્તકાલય"ની ખરી ખુબીનું જ્ઞાન કરાવ્યું છે. "પુસ્તકાલય"ના વિશાળ વાચકસમુદાયને તેઓ સારી રીતે પરિચિત છે સરકારી નોકરીથી નિવૃત્ત થયા પછી પણ તેઓશ્રી આ પ્રવૃત્તિને આગળ વધારવા જે શ્રમ લઇ રહ્યા છે તે હરકોઇ જુવાન કાર્યકર્તાને પણ ઘડીભર તો ચકિત કરે તેવા છે. અને તેમની એ કાર્યદક્ષતાથી આકર્ષાઇને મુંબઇ સરકારે તેમને સમગ્ર ગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિનું સુકાન સોંપ્યું છે. ઇશ્વર તેઓશ્રીના એ મહત્કાર્યમાં તેમને સંપૂર્ણ સફળતા અર્પો એવી તે પરમનિયંતા પ્રત્યે પ્રાર્થનાપૂર્વક પુનશ્ચ मंगलम्

**મણિલાલ પ્રભાશંકર વ્યાસ**
તંત્રી



# ચાલો ચારુતરને ચોક–

ચાલો ચારુતરને ચોક, રસિકડાં પંખીડાં;
મળશે વિધવિધ માગી મોજ, રસિકડાં પંખીડાં.....ચાલો૦

વિકસે જ્ઞાનગંગ—સરોજ, રસિકડાં પંખીડાં;
જેની ફોરે મોહે મન, રસિકડાં પંખીડાં.....ચાલો૦

ચણજો રમજો કરજો મોજ, રસિકડાં પંખીડાં;
પીજો પાજો રસના ઘૂંટ, રસિકડાં પંખીડાં.....ચાલો૦

લાવી મૂક્યા મેવા અખૂટ, રસિકડાં પંખીડાં;
લૂંટો લ્હાણી કરો છે છૂટ, રસિકડાં પંખીડાં....ચાલો૦

ચાલો કરશું સંત–કલ્લોલ, રસિકડાં પંખીડાં;
ઉમંગે ઉડાડશું રસછોળ, રસિકડાં પંખીડાં ....ચાલો૦

કરશું ગોઠડી હિંચશું ડાળ, રસિકડાં પંખીડાં;
પધારો પંખીડાં તત્કાળ, રસિકડાં પંખીડાં.....ચાલો૦

પરિષદ ચારુતરને ચોક, રસિકડાં પંખીડાં;
પંખી મળજો જૂથે જૂથ, રસિકડાં પંખીડાં.....ચાલો૦

રસૂલભાઇ ન. વહોરા

# પુસ્તક—પરિમલ

પુસ્તકો જીવનમાં રસ રેડે છે.
પુસ્તકો જીવનને આનંદ અર્પે છે.
પુસ્તકો જીવનનાં સાચાં સાથી છે.
પુસ્તકો તો સ્વર્ગની સીડીનાં પગથિયાં છે.
પુસ્તકો જીવનનૌકાનાં સુકાન છે.
પુસ્તકો ગૃહનો સાચો શણગાર છે.
પુસ્તકો પામરમાં પ્રાણ પૂરે છે.
પુસ્તકો મહાપુરુષો સાથે મેળાપ કરાવે છે.
પુસ્તકો મૂંગાં છતાં ઉપદેશ આપે છે.
પુસ્તકો જડ છતાં ચેતનરૂપ બનાવે છે.
પુસ્તકો અંતરનાં ઉંડાણ ખોલે છે.
પુસ્તકો તો સાચાં મિત્ર છે.
પુસ્તકો જ સંસારનું અમૃત છે.
પુસ્તકો જ દુનિયાનું નૂર છે.
પુસ્તકો તો ગુરુ, મિત્ર, માતા ને પિતા—બધુંય છે.
પુસ્તકો જ વિશ્વનું સઉ કાંઈ છે.

—ઉમિયાશંકર ઠાકર

—✻—

# જ્ઞાનદીપ

( ખંડ શિખરિણી )

પ્રકાશે જો જ્યોતિ ચિતનભ મહિં તારક સમી,
ઝગે ઉરે ઉરે, તિમિર હણતી જ્ઞાનદીપની.
રૂપેરી આ પાત્રે મનુજ ઉરના જો ઝગમગે,
વિદારે અજ્ઞાન—તમ હૃદયનું જ્ઞાનદિવડો.
ભલે ઝંઝાવાતો,
વળો ઘેરી વિશ્વે—
અને અબ્ધિ વારિ
તરંગો ઉંછાળો,
વિંટળી વળતા વિશ્વ સઘળું
દીપ બુઝવવા જ્ઞાન—જલતો.
ઝીણીશી જ્યોતિથી, ઝળહળ કરે જ્ઞાની જનના,
બુઝાશે ના કિન્તુ અખૂટ બળતો જ્ઞાનદીપ આ.

—રમણ પાઠક

# પરિભ્રમણ

લેખકઃ—' સેવક '

**નવું** અને જૂનું વર્ષ એટલે વર્તમાન અને ભૂતકાળને સાંધતી શૃંખલા. સાહિત્યની દષ્ટિએ નવું અને જૂનું વર્ષ એટલે જૂનાની સમાલોચના અને નવાની ફતેહ; જ્ઞાનપ્રાપ્તિની દષ્ટિએ, મેળવેલા જ્ઞાનની પૂર્ણ કસોટી ને નવું જ્ઞાન **सत्यं शिवं सुन्दरम्** મેળવવાની સાચી ભૂખ અને પૂરતી તૈયારી.

વર્ષ પૂરૂં થાય ત્યારે શુભેચ્છા બનાવવાનો એક સર્વમાન્ય શિરસ્તો છે. તે મુજબ સઘળાં છાપાં–માસિકો, ત્રૈમાસિકો દિવાળી અંકો કે પતેતી અંકો કાઢીને નવા વર્ષ સમક્ષ જાણે નજરાણાં ધરતા હોય તેમ, તેનાં ગુણગાન કરે છે. આમ નવું વર્ષ એટલે બેસતો રાજા જ ને ! રાજાને નજરાણું ધરવું જ જોઇએ, એ પ્રાચીન કાળથી ચાલી આવતી પ્રણાલિકા છે. એ ન્યાયે સાહિત્ય–રાજવીને લખાણો–કાવ્યો, નવલિકા, નાટક, નવલકથારૂપી નજરાણું ધરવું એ સામાન્ય રિવાજ પડી ગયો છે. અથવા કદાચ લોકોની જિજ્ઞાસાવૃત્તિને સંતોષવા પણ નજરાણું ધરાતું હોય; ગમે તે હોય પરંતુ નવા વર્ષને સર્વેએ નમસ્કાર કરવા જોઇએ.

નવું વર્ષ પધારે ત્યારે પોતાની સાથે નવું અનાજ, નવા રસકસ, નૂતન સમાજ, નવીન સાહિત્ય વગેરે લાવે છે. ને ગયા કરતાં આવતું સવાયું એ ભાવના આગળ પ્રગતિ સાધવાની તેની નેમ અચૂક–ધ્યેયલક્ષી હોય છે. ( સિવાય કે દુષ્કાળ જેવી અડચણો. )

જગત વિકાસના પંથે પડયું છે. જગતની પ્રગતિ અચૂક–ઓટોમેટીક થયે જ જાય છે. જગતની સાથે, જગતને સાંકળતી પ્રગતિ સધાતી જાય છે. એટલે જેમ જેમ જગત વિકાસના પુણ્યપંથે આગળ ધપે તેમ તેમ, જગતનાં વાણિજ્ય, સાહિત્ય, કલા, શિલ્પ સ્થાપત્ય, હુન્નરઉદ્યોગ, વિજ્ઞાન અને આ બધાના સારરૂપ સંસ્કૃતિનો પણ વિકાસ થાય છે.

ઉપરની બાબતોનું જરા વિવેચન કરીએ.

સાહિત્ય વગર સંસ્કૃતિ અને વાણિજ્ય ન હોય. સાહિત્ય અને સંસ્કૃતિ એ વિશ્વ-વિકાસની બે બાજુ છે. એ બે વચ્ચે જગતની તમામ કલા, વિજ્ઞાન, કેળવણી, શિલ્પ, સ્થાપત્ય વગેરે વહેંચાય છે; એટલે સાહિત્ય અને સંસ્કૃતિના સંપૂર્ણ સહકારથી જ સંસ્કૃતિ વિકાસ પામી ફેલાય છે, ફૂલે–ફાલે છે. જગતનું ધ્યેય ઉચ્ચ સંસ્કૃતિ મેળવવાનું છે ને સાહિત્ય વગર સંસ્કૃતિ સંભવે નહિ; જેથી સાહિત્યનો વિકાસ એ સંસ્કૃતિના વિકાસની મુખ્ય ચાવી ( Main switch ) છે.

વિકાસની કક્ષા ક્રાન્તિ( Revolution )ના ચક્રાવામાંથી પસાર થાય છે, તે મુજબ યુગે યુગના યુગધર્મ–સમયધર્મ મુજબ સાહિત્ય અને સંસ્કૃતિમાં ફેરફાર થઇ નવા ઘડાય છે. દષ્ટાંત તરીકે આપણું ૨૦ વર્ષ પહેલાંનું અને હાલનું રાષ્ટ્રીય સાહિત્ય. **क्षणे क्षणे नवतामुपैति तदैव रूपं रमणीयतायाः ।**

આપણું સાહિત્ય પણ આ રીતે જ વિકાસ પામેલું છે. વિદ્યા વગર જ્ઞાન ન હોય, જ્ઞાન વગર સર્જન નથી અને સર્જન વિના સાહિત્ય નથી, સાહિત્ય અને કલા વગર સંસ્કૃતિ નથી. માટે સંસ્કૃતિ ( Civilization )નું મૂળ વિદ્યામાં તિરોભૂત છે. માટે વિદ્યાને મેળ-વવાથી સંસ્કૃતિ આપોઆપ ચાલી આવશે. અને વિદ્યા તો **सा विद्या या विमुक्तये** જોઇએ; નહિતર તેની અવળી બાજુ જડવાદ પાછળ છે જ.

વિદ્યા પુસ્તકોમાંથી મળે છે ને પુસ્તકો તો પુસ્તકાલયમાં હોય, માટે પુસ્તકાલયને અપનાવવાથી જ્ઞાન મળે છે એ નક્કી છે. આમ પુસ્તકાલય, સંસ્કૃતિ-સર્વ સુધારાનું પ્રતીક બને છે.

વિકાસની સમાનતા માટે જ્ઞાનની અમુક મર્યાદા સુધી સમાનતા જોઇએ જ. કારણ કે સંસાર-વ્યવહાર, રાજકારણ, અર્થશાસ્ત્ર, પરદેશનીતિ, રાષ્ટ્રીય ભાવના વગેરે વગેરે સમજવા માટે-ફક્ત મત આપવા પૂરતી સમજણ માટે અક્ષરજ્ઞાન એ પ્રાથમિક જરૂરીઆત બની જાય છે. માટે દરેક ગામે શાળા-રાત્રિશાળા ને પુસ્તકશાળા હોવાં જ જોઈએ. પ્રાથમિક કેળવણી કરતાં પ્રૌઢ કેળવણીનો પ્રશ્ન ભવિષ્યમાં અતિ મહત્ત્વનો થઇ પડશે, એ ભૂલી જવાનું નથી. માટે સવેળા ચેતી શાળા, રાત્રિશાળા, તેમ જ પુસ્તકાલયો હિન્દના ગામડે ગામડે સ્થાપી દેવાની શરૂઆતના શ્રીગણેશ કરવા ઘટે છે.

સાધારણ રીતે શહેરમાં ભણેલો જનસમાજ વધારે હોય છે. પરંતુ ગામડામાં કેળવણીનું પ્રમાણ ઓછું હોય છે, જેથી ગામડાની દશા સુધારવા-ગ્રામલોકોને જીવનમાં રસ લેતા કરવા દરેક ગામે શાળા અને પુસ્તકાલય જોઇએ જ. પાણી અને અન્નની તુલના ધરાવતાં શાળા અને પુસ્તકાલય વગર ગામડાં નહિ સુધરે.

પરંતુ વાતો કરવી સહેલી છે. પૈસા વગર કંઇ બની શકતું નથી. દરેક ગામે શાળા અને પુસ્તકાલય તો જોઇએ જ તદુપરાંત રાત્રિશાળા, દવાખાનું, આરોગ્ય મંદિર, વ્યાયામ મંદિર વગેરે પણ જોઈએ. તે માટે પૈસા કાઢવા કયાંથી ?

આજે તો સૌ કોઇને મૂંઝવતો પ્રશ્ન આ પૈસાનો જ છે. મહાન મુશ્કેલીમાંથી પણ બચવાનો રસ્તો સુઝી આવે છે; તેમ આનો પણ રસ્તો છે. રાજા, ધનવાન, વિદ્વાન અને સેવક, આ ચાર જણના હાથમાં આખા જગતનું ભાવિ છે. ( પાશ્ચાત્ય દેશોને બાદ કરવાના છે ) માટે ગામડે ગામડે શાળા સ્થાપવા, પુસ્તકાલયો કે નિદાન વાચનાલયો સ્થાપવા-જ્ઞાનની પરબો બેસાડવા-રાજા અને ધનવાનોએ પૈસા આપવા જોઇએ, વિદ્વાનોએ યોજના ઘડી વ્યવહારમાં મૂકવી જોઇએ અને શિક્ષક સરખાએ તેને અમલમાં મૂકવી જોઇએ.

આપણા દેશની દરેક પ્રકારની ઉન્નતિ જો ખરેખરી સાધવી હોય તો સુધારાનું પ્રથમ પગથિયું તો જ્ઞાન છે. જનતાને જ્ઞાન આપવા માટે ઉપર કહેલી યોજના અમલમાં આણવી ઘટે છે. આને માટે ગુજરાત પુસ્તકાલય પરિષદે ને સાહિત્ય પરિષદે આવશ્યક પગલાં લેવાં જોઈએ. ધનિકો પાસેથી અને રાજ્યો પાસેથી નાણાંની મદદ મેળવી જ્ઞાનપરબો ગામડે ગામડે માંડી શકાય છે. આને માટે કામ કરનારા શિક્ષકો છે જ, તેમ જ લોકસેવકો પણ નીકળી આવશે જ. રાજા-પ્રજા સહકાર કરે અને આ યોજના ફલિભૂત થાય, તો દેશમાંથી નિરક્ષરતા દૂર થઇ તમામ પ્રજાની જ્ઞાનસપાટી સરખી થાય. ને તેથી આખો દેશ સાચી પ્રગતિ સાધી શકે. **सहनाववतु, सहनौ भुनक्तु, सहवीर्यं करवावहै** જેવો સહકાર જ્યારે રાજા, પ્રજા, ધનિક અને વિદ્વાનનો મળે ત્યારે જ સાચી પ્રગતિ દોડી આવે છે. આનાં દૃષ્ટાંતો માટે, સ્વતંત્ર રાષ્ટ્રોની આઝાદીની લડતની તવારીખ અવલોકવી જોઇએ.

છેવટે, આપણે ઇચ્છીએ કે, હિન્દ સમસ્તમાંથી નિરક્ષરતા દૂર કરવા, રાજા-પ્રજા-વિદ્વાન ને ધનિકો યોગ્ય મદદ આપશે, જેથી આમવર્ગનાં મુખ્ય બે દુઃખો બેકારી ને નિરક્ષરતા ટળી શકે, ને તેઓ પણ પોતાના જીવનસાફલ્યનો માર્ગ મેળવી શકે.

# એક પાનું

( શિખરિણી )

સમી સાંજે જ્યારે ઘન થકી હતું ભોમ ભરિયું,
અમસ્તુ લોકોનું દિસતું સઘળે કિલષ્ટ ફરવું;
કંઇ શ્રદ્ધાળુઓ ધસમસ જતા'તા વિનવવા
પ્રભુને એવું કે, સરવ ફળજો આશ દિલના. ૧

કંઇ લ્હેરી લાલા સખી સહ પ્રિતે જાય ફરવા,
મીઠી ગોષ્ટીઓમાં કંઇક જન મશ્ગૂલ બનતા;
કંઇ થાળી-વાજાં ઘરર કરતાં ઘોષ મધુરો
અને પીતાં'તાં ત્યાં પ્રિયજન મળી ચાહ મધુરો. ૨

અહા ! એવે ટાણે મમ ચરણ પાસે, રઝળતું
પડયું આવી પાનું અણમૂલું અને એક અટુલું
અમૂલા ગ્રંથે એ કંઇક દિન પ્હેલાં વસ્યું હતું
પરંતુ આજે એ ધૂળ મહિં હતું ત્યાં રખડતું. ૩

લખ્યું'તું એમાં કે-પ્રભુ રીઝવવા જે જન ચહે
કરે સેવા નાનાં શિશુજન તણી ત્યાં પ્રભુ વસે.
અને બીજી બાજુ પરમ મધુરૂં સૂત્ર લખ્યું'તું
'મહા મોટું દાન મનુજ ખરૂં વિદ્યાધન તણું' ૪

લઇ એને ચાંપ્યું ઉર સહ ધીરેથી પ્રિય ગણી,
વહાવી એણે તો મુજ ઉર મહીં પ્રેમઝરણી;
દયાના અંકુરો રસ થકી દિલે દિવ્ય વિકસ્યા,
અને દિલે લાધ્યું : 'સરવ જનના જીવ સરખા.' ૫

—કલ્યાણકાન્ત પટેલ

# મહાપંચમી—વસંત

( રાસ )

કંઇ વડોદરાને વડલે રે,
કંઇ જ્ઞાનસિંધુને તીરે રે,
કંઇ ગ્રંથપાલને દ્વારે રે,
કંઇ કસુંબી કાયે વસંત આ ખીલી રહી રે ! ૧

કંઈ વાચકના ઘટઘટમાં રે,
કંઇ વૃદ્ધ—યુવકના તનમાં રે,
કંઈ બાલ—મહિલા મનમાં રે,
કંઇ કુમકુમવર્ણી વસંત આ ખીલી રહી રે ! ૨

કંઈ ગ્રંથાલય અજવાળ્યાં રે,
કંઇ હર્ષભર્યાં સૌ આવ્યાં રે,
કંઇ ગ્રંથપાલ મન ભાવ્યાં રે,
કંઇ પવિત્ર પંચમી વસંત આ ખીલી રહી રે ! ૩

કંઇ જ્ઞાનવિભૂતિ ઝલકે રે,
કંઇ ગ્રંથ ગીતની હલકે રે,
કંઇ પુસ્તકપ્રેમી મલકે રે,
કંઇ **મહાપંચમી વસંત** આ ખીલી રહી રે ! ૪

**સોમાભાઇ ન. રાવળ**

—※—

# જ્ઞાનદેવીને—

[ રાગ : અય માતૃભૂમિ તેરે, ચરણોમાં શિષ નમાવું ]

પૂરે અમારી આશા, જગમાં જણાય એવી;
સ્તુતિ કરે કર જોડી, સહુ બાળ જ્ઞાનદેવી ! પૂરે૦
કાજળ સમી કુબુદ્ધિ, જગમાં વસેલ જુએ;
લજવે સુકીર્તિને જે, જ્યોતિ જગાવી ખુએ. પૂરે૦
યશ પામવા મનુષ્યો, તારા શરણમાં આવે;
અલભ્ય પ્રીત આણી, કોટીએ કંઇ ચઢાવે. પૂરે૦
મહર્ષિ માનુભાવો, આગે પ્રગટ થયા જે;
રહસ્ય જાણી તારૂં, વિરમી ગયા સહુ તે. પૂરે૦
રહી સૃષ્ટિમાં હજુ બહુ, નરરત્ન ખાણ એવી;
હો હો પ્રતાપ તારો,. જય માત જ્ઞાનદેવી ! પૂરે૦

**ચુનીલાલ હ. વ્યાસ**

# ૧૯૯૪નું બાલસાહિત્ય*

## એક પત્ર

**પ્રિય ભાઈશ્રી,**

મારા ગયા પત્ર ( 'પુસ્તકાલય' જૂન ૧૯૩૮ )માં વચન આપ્યા મુજબ આ પત્ર વહેલો લખી શકયો છું, જો કે ધાર્યા જેટલો તો નહિ જ. મારી વિનતિને માન આપી પ્રકાશકો પુસ્તકો પ્રગટ થતાં જાય તેમ તેમ મોકલે છે અને તેથી એકીસાથે બધાં પુસ્તકો વાંચવાં ન પડતાં, જેમ આવતાં જાય છે તેમ વાંચવાનો સુયોગ પ્રાપ્ત થાય છે; અલબત્ત, આ કથન જાણીતા પ્રકાશકોને જ લાગુ પડે છે. વર્ષમાં કોઈ વાર પુસ્તક પ્રગટ કરનારને તો આસો માસની શરૂઆતમાં વિનતિ કરી પુસ્તક મંગાવી લેવાય છે.

બાલસાહિત્યની બધી પ્રકાશક સંસ્થાઓનો ચાલુ વર્ષમાં ઠીક ફાળો આવ્યો ગણી શકાય. વર્ષ દરમ્યાન સંખ્યાની દષ્ટિએ લગભગ એકસોવીસ પુસ્તકો પ્રગટ થયાં છે. કોઈ સંસ્થાએ પ્રકાશનોમાં મોટો ફાળો આપ્યો છે, તો કોઈ સંસ્થા વર્ષ દરમ્યાન આપણને બહુ ઓછાં પ્રકાશનો આપી શકી છે, પણ તેમ તો ચાલ્યા કરે તે સ્વાભાવિક છે. આ પ્રકાશનોનો મોટો ભાગ માળાનાં પુસ્તકો તરીકે પ્રગટ થયેલ છે. આવી-માત્ર બાલસાહિત્યની જ નહિ પણ બધી-માળાઓની એક યાદી વાચકોની સગવડ માટે કરવાની ખાસ જરૂર છે; જો કે તેમાં ખૂબ માહિતી તથા સહકારની જરૂર છે. આ વાર્ષિક નોંધમાં બાલ તથા કુમાર સાહિત્યની માળાઓ તો સહેજે આવી જાય છે.

આપણા જૂના બાલસાહિત્યનો ઉદ્ધાર કરી તેને પણ ગ્રંથસ્થ કરવાની જરૂર છે. વર્ષો પહેલાં સ્વ. પુરુષોત્તમ કાનજીએ ' વાંચવા લાયક વાતો ' ' હસાહસ ' ' કંજુસના કર્મની કહાણીઓ ' વગેરે પુસ્તકો બહાર પાડેલ હતાં. અત્યારે કોઈ પુસ્તકાલયમાં તે મળી પણ આવશે તેમાંથી બાળકોને રુચે તેવા સાહિત્યનું પુનર્મુદ્રણ કરવાની ખાસ જરૂર છે.

બાળકોનાં પુસ્તકોના રૂપરંગનો સુધારો ચાલુ રહ્યો છે. અલબત્ત, અમુક પ્રકાશકો તે બાબતમાં ઉદાસીન રહ્યા છે. તેમણે તે વૃત્તિનો ત્યાગ કરી ગુજરાતી સાહિત્યના આ વિભાગના ઉત્કર્ષમાં પોતાનો ફાળો આપવો જોઈએ.

શ્રી દક્ષિણામૂર્તિ બાલસાહિત્ય વાટિકામાં ઠીક પ્રમાણમાં પુસ્તકો પ્રગટ થયાં છે. " ઉદયપુર-મેવાડ "ની મુસાફરીનું વર્ણન શ્રી નટવરલાલ બૂચે લખેલું છે અને તે વર્ણનમાં માહિતી સાથે ઠેકઠેકાણે હાસ્યનાં છાંટણાં હોવાથી બાળકોને ગમી જાય તેવું છે: માત્ર બાળકોને જ નહિ પરંતુ મોટાઓને પણ ઉપયોગી થાય તેવો ' વિવિધ માહિતી 'નો સંગ્રહ' શ્રી. વિષ્ણુભાઈએ કરેલો છે. માત્ર બાલસાહિત્યમાં જ આવા પુસ્તકની ખોટ હતી એમ નહિ, પરંતુ સકળ ગુજરાતી સાહિત્યમાં આવા પુસ્તકની ખોટ હતી તેમ કહી શકાય. આવાં પુસ્તકો અનેક દૃષ્ટિબિંદુથી લખી શકાય અને તે પ્રમાણમાં તેના કદમાં વધારો થઈ શકે.

---

* આ પત્રમાં બાલસાહિત્ય ઉપરાંત કિશોર અને કુમારસાહિત્યનો પણ લેખકે સમાવેશ કરેલો છે.
—તંત્રી.

' **ગિરીશભાઈની વાતો ભા. ૨** "માં જુદા જુદા દેશોની સાત બાલવાર્તાઓ શ્રી. ગિરીશભાઈએ ગુજરાતીમાં ઉતારી છે. પરંતુ તેમાંની ' સુખશાતા મંદિર ' જેવી વાત બાળક ભાગ્યે જ સમજી શકશે. તે બાદ કરતાં બાકીની વાતો બાળકને ગમશે. બાળસાહિત્યના કવિ તરીકે શ્રી. સોમાભાઈ ભાવસારનું નામ ખૂબ પરિચિત છે. તે ગીતો ' **સોમભાઈનાં કાવ્યો** " શીર્ષક હેઠળ સંગ્રહાયાં છે. તેના પાંચ વિભાગો ' **બાલમંદિરનાં ગીતો** ' ' **કુદરતનાં ગીતો** ' ' **હાલરડાં** ' ' **બાલસંવેદન ગીતો** ' તથા ' **નવાં ગીતો** ' બધાં બાળકોને ગમી જાય તેવાં છે એટલું જ નહિ પણ બાળકો તેમાંનાં ઘણાંખરાં મોઢે કરી લેશે. " **સુશીલાને પત્રો** "માં શ્રી. ગિજુભાઈએ શાંતિનિકેતનમાં રહેતી પોતાની પુત્રીને લખેલા પત્રોના સંગ્રહનો પ્રથમ ભાગ છે. આ પત્રોમાં અંગત બાબતો એટલી બધી આવી જાય છે કે વાચકને તેમાં રસ ન પડે તો નવાઈ નહિ અલબત્ત, પત્રલેખનની દૃષ્ટિએ બાળકોએ પત્રો કેવી રીતે તથા શું વિગતથી ભરપૂર લખવા તે તેનાથી જણાઈ આવશે. ' **ટારઝન ભાગ ૩** 'માં ટારઝનની રસિક વાર્તા આગળ ચાલે છે. આગલા ભાગ જેટલી જ તે રસદાયક છે. અલબત્ત, મુદ્રણદોષ પર થોડું વધારે ધ્યાન અપાવાની જરૂર છે. " **કુદરતકથાઓ ભા. ૧** " માં 'મેઘધનુષ' 'ચાંદની' 'આકાશગંગા' 'ગ્રહણ' 'સાપની કાંચળી' 'ખારો સાગર' 'પીપળો' ધ્રુવક' 'લજામણી' વગેરે ૧૭ કુદરતી બનાવોનાં કારણો વૈજ્ઞાનિક દૃષ્ટિથી નહિ પણ લોકોની દૃષ્ટિથી –અલબત્ત પ્રાચીન–શ્રી. સોમાભાઈએ રસભરી ભાષામાં સમજાવ્યાં છે. "**આપણાં પક્ષીઓ**" શ્રી. નરેન્દ્ર બધેકાએ ગુજરાતમાં મળી આવતાં બાવીસ પક્ષીઓ વિષે ટુંકામાં પુષ્કળ માહિતી આપી છે. પક્ષીઓ સંબંધી 'કુમાર'માં વારંવાર તથા 'કિશોર'માં કોઈવાર દેખાતી લેખમાળાજ આપણને મળી શકે છે. શ્રી ગિજુભાઈના આવા પ્રકારના પુસ્તક '**કેટલાંક પક્ષીઓ**' વિષે ગયા વર્ષની સમાલોચનામાં હું લખી ગયો છું. જેનાથી આપણે ખૂબ પરિચિત છીએ તેવાં પક્ષીઓ સંબંધી પણ આપણી માહિતી નહિ જેવીજ હોય છે, એટલે આ પુસ્તક આપણને ખૂબ ઉપયોગી થઈ પડશે.

" ગાંડીવ બાલોદ્યાનમાળા "નાં પુસ્તકોની સંખ્યા આ વર્ષે ઓછી છે, પણ જે પુસ્તકો પ્રગટ થયાં છે તેણે આગલું ઉચ્ચ ધોરણ જાળવી રાખ્યું છે. રૂપરંગ, સુઘડ છપાઈ તથા મોટા અક્ષરો એ ' ગાંડીવ 'નાં પ્રકાશનોની પહેલેથી જ વિશિષ્ટતા છે. ' **વીર શાલિવાહન** 'માં ચક્રવર્તી રાજા શાલિવાહનની બાળપણથી શરૂ કરીને છેવટે સુધીની વાત બાલોચિત ભાષામાં લખવામાં આવી છે. ' **ચુંચુની ચતુરાઈ** ' શ્રી. જીવરામ જોષીએ લખેલી છે અને તેમાં ટીપુ નામનો શિયાળ એક કાચબાને બોળવીને તેનાં બચ્ચાં હજમ કરી જાય છે તેને ચુંચું નામનો ઉંદર કેવી રીતે શિક્ષા કરે છે તે વાત રસિક શૈલીમાં કહેવામાં આવી છે. ' **બકોર પટેલની વાતો** 'ના બે નવા ભાગ ૮-૯ બહાર પડયા છે. આ પુસ્તકના નામથી હવે ભાગ્યે જ કોઈ બાળક અપરિચિત હશે. ' ગાંડીવ ' પાક્ષિક આવતાં જ તેમાં બકોર પટેલની વાતોનો હપ્તો છે કે કેમ તે સૌથી પહેલાં બાળક જુએ છે. આ ભાગોમાં ' પટેલે મિજબાની આપી ' ' મસાણમાંથી પાછા ' ' સબસે બડી અક્કલ ' ' ગાડી ચૂક્યા ' ' પટેલે બંગલો બદલ્યો ' ' પોશાકની હરિફાઈ ' ' ધાગપુરીની સહેલગાહે ' એમ એક એકથી ચડિયાતી, બાળકોને ખૂબ હાસ્ય ઉપજાવે તેવી સાત વાર્તાઓ આપવામાં આવી છે. આવતે વર્ષે તેના વધુ ભાગોની બાળકો રાહ જુએ તે સ્વાભાવિક છે

આ સંસ્થા તરફથી ' કુમારમાળા 'ના ત્રણ મણકા બહાર પડેલ છે. ' લલ્લુ ' એ આપણા સાહિત્યમાં નવીન ભાત પાડતી એક ક્રિકેટ કથા છે. આ વાર્તાનું ખોખું અંગ્રેજી-માંથી લીધું છે તે વાતની પ્રસ્તાવના પરથી આપણને ખબર ન પડી હોત તો આપણે તેને મૌલિક જ માની લેત. ખેલદિલીના પાઠ શીખવવા માટે આ પુસ્તક અજોડ છે. '**સંકટની શોધમાં**' પશ્ચિમમાં અનેકોએ સાહસ ખેડી જીવ ખોયા છે, એટલે આપણે ત્યાં આવા પુસ્તક-નું પ્રકાશન યુવકો માટે આવકારદાયક છે. ' **જોતીઓ સરદાર** ' શૂરાતન તથા બહારવટાની કથા છે. આ કથા સુરતના સાપ્તાહિક ' દાંડીઓ 'માં પ્રગટ થઇ ત્યારે તેણે વાચકોનું ઠીક ધ્યાન ખેંચ્યું હતું અને તેથી તેને પુસ્તકસ્વરૂપે પ્રગટ કરવામાં શ્રી. વીમાવાળાએ યોગ્ય જ કર્યું છે. ' ગુજરાતનું શૂરાતન અને વીરરસનું સાહિત્ય ' પર શ્રી. મગનલાલ બાપુજી બ્રહ્મ-ભટ્ટનો નિબંધ આ પુસ્તકની ઉપયોગિતામાં વધારો કરે છે.

'અશોક બાલ પુસ્તકમાળા'નાં પુસ્તકો નિયમિત પ્રગટ થયાં છે. ત્રીજા વર્ષનાં બાકીનાં ત્રણ પુસ્તકો તથા ભેટ પુસ્તક મળી ચાર પુસ્તકો પ્રગટ થયાં છે. ' **દગાબાજ દુશ્મન** 'માં જાણીતા સમાજવાદી લેખક શ્રી. ચંદ્રભાઇએ ઉધઇની આત્મકથા રસમય શૈલીમાં આપી છે. આ આત્મકથામાંથી માત્ર બાળકોને જ નહિ પરંતુ મોટાઓને પણ આ નાના જંતુ વિષે ઘણું જાણવાનું મળી શકે છે. ' **સુંદર સંવાદો** 'માં શ્રી. ચંદ્રકાન્ત ઓઝાએ ' કરોળીઓ અને માખી ' ' નળ–દમયંતી ', ' રાજા અને ખાસદારો ' અને ' પ્રભુભક્ત પ્રહ્લાદ ' એમ બાળકો ભજવી શકે તેવા ચાર સંવાદો આપેલા છે. પાછળ અઘરા શબ્દોની સમજૂતી આપવાથી બાળકોને ભાષાની મુશ્કેલી નડશે નહિ. ' **નાની મોટી વાતો ભા. ૨** 'માં શ્રી. રમણલાલ શાહે ' ભલો ચિતો ', ' ભાઇનું હેત ' ' મધરાતની મોજ ' ' લોભિયો શેઠ ' તથા ' ઓબાશ 'ની પ્રાણીકથા આપવામાં આવી છે. જુદા જુદા દેશોની આ વાતો બાળકો-ને રુચિકર થઇ પડે તેવી છે. ભેટપુસ્તક ' **ક્ષેમરાજ** ' શ્રી. માધવરાવ કર્ણિક લખેલ બાલનાટક છે. નાટકની વસ્તુ ઐતિહાસિક છે. ભીષ્મ પિતામહની માફક, ક્ષેમરાજ માતૃભૂમિ ગુજરાતને ખાતર સેનાપતિપદનો તથા ગુજરાતની રાજગાદીનો ત્યાગ કરે છે, તે વાત બહુ સુંદર રીતે મૂકવામાં આવી છે.

ચોથા વર્ષનું પહેલું પુસ્તક ' **રાણા પ્રતાપ** ' શ્રી. નાગરદાસ પટેલનું લખેલ છે. મહારાણા પ્રતાપની પ્રસિદ્ધ વાત બાળકોને ગમી જાય તે રીતે તેમાં આપવામાં આવી છે. બીજા તથા ત્રીજા પુસ્તક તરીકે પટેલ દંપતિએ લખેલ ' **અમારી વાર્તાઓ ભા. ૧** ' આપવામાં આવેલ છે. આ પુસ્તક પ્રગટ તો વહેલું થયું હતું. વર્ષો પહેલાં તે વાંચેલ ત્યારે જ તે ખૂબ ગમી ગયું હતું. આપણા બાલસાહિત્યમાં તે અગત્યનો ઉમેરો કરે છે. આ પુસ્તક-ની ત્રીજી આવૃત્તિ માળામાં આપવામાં આવી છે. ત્રીજું પુસ્તક ' **ગલુડિયાં** ' એક શ્વાન-કથા છે. અને તે શ્રી. કેશવલાલ લ. શાહે લખેલ છે. પ્રાણીજીવનની આ કથા બાળકો હોંશથી વાંચે તેમ છે. ત્યાર પછી ' **અમારી વાર્તાઓ ખંડ ૨** ' આવે છે. પહેલા ભાગની માફક આમાં પણ બાળકો એક એકકે પૂરી કરે તેવી વાતો આપવામાં આવી છે. આમાં કુલ બાર વાતો આપવામાં આવી છે. તેમાંની કેટલીક અન્ય સ્થળે છપાઇ પણ ગઇ છે. પરંતુ આવી વાતોના જુદા જુદા સંગ્રહોમાં આ સ્થિતિ અનિવાર્ય છે. સાતમા પુસ્તક તરીકે શ્રી. રમણલાલ શાહે લખેલું ' **પત્રપેટી** ' પ્રગટ થયું છે, તેમાં નમુનારૂપ ૧૭ પત્રો આપવા-

માં આવ્યા છે. એક પ્રવાસપત્ર બાદ કરતાં, બધા પત્રો ટુંકા છે. બાળકો નાનપણથી જ આવા પત્રો લખવા ટેવાઇ જાય, તો મોટી ઉંમરે તેમને મુશ્કેલી ન પડે. પ્રવાસપત્ર જરા લાંબો છે, પણ ખૂબ રસદાયક છે. આઠમા તથા નવમા પુસ્તક તરીકે ' **અમારી વાર્તાઓ ખંડ ૩** ' બહાર પાડવામાં આવેલ છે. આગલા બે સંગ્રહોની માફક બાળકોને રસ આવે તેવી દશ વાર્તાઓ આમાં આપેલી છે. પહેલી આવૃત્તિ કરતાં રૂપ-રંગમાં સુધારા-વધારા કર્યા હોવા છતાં કિંમત અર્ધી કરવામાં આવી છે, તે બાળસાહિત્યને સુલભ કરવાની લેખકોની તમન્નાને આભારી છે. દશમા પુસ્તક તરીકે શ્રી. નવલકાંત ભાવસારનું લખેલ ' **વિજ્ઞાનવિહાર ભાગ ૪** ' આપવામાં આવ્યું છે. આમાં શ્રી. ભાવસારે જાતે કોલસાની ખાણની મુલાકાત લઇને કોલસા સંબંધી હકીકત આપી છે. આવી જ જાતનું પુસ્તક ' **કોલસા કાકા** ' ગાંડીવ સાહિત્ય મંદિર તરફથી વર્ષો પહેલાં બહાર પડેલું છે.

બાલવિનોદ માળાના પુસ્તક તરીકે ' **ધરતી માતા** ' શ્રી. નાગરદાસ પટેલે લખ્યું છે. આ પુસ્તિકામાં પૃથ્વી સંબંધી ઘણી માહિતી આપવામાં આવી છે, અને મોટી ઉંમરના માણસોને પણ તેમાંથી ઘણું જાણવાનું મળશે. પરંતુ બાળકોને તો તેમાંથી કેટલુંક સમજવાનું અઘરું પડે તેમ લાગે છે.

ભાઈ નાગરદાસ નવીન દિશામાં પ્રગતિ કર્યા સિવાય રહ્યા નથી. તેમણે નાનાં બાળકોને માટે સળંગ વાર્નિશ કરાવેલી અક્ષરમાળા પ્રગટ કરી છે. સારામાં સારી રીતે પ્રકાશન કરવું એ તો ભાઈ નાગરદાસનો મુદ્રાલેખ થઇ પડયો છે. આ જાતનું સાહિત્ય આપણે ત્યાં બહુ જુજ હોઈ તેમાં આ કિંમતી વધારો છે.

જ્યોતિ કાર્યાલય તરફથી ભાઇ ધીરજલાલ શાહે કુમાર ગ્રંથમાળાના ચોથા પુષ્પ તરીકે " **કોયડા સંગ્રહનો ૨જો ભાગ** " બહાર પાડયો છે. પહેલા ભાગની માફક જ બુદ્ધિની કસોટીના આમાં કોયડા આપવામાં આવ્યા છે. બીજગણિત જાણનારને આમાંના કેટલાક કોયડા તદ્દન સહેલા લાગશે, પણ સામાન્ય વાચકવર્ગને તો તેમાં બુદ્ધિની ખરી કસોટી થતી જણાશે. પાંચમા પુષ્પ તરીકે જાપાનના અમર પુસ્તક ' A Daughter of the Samurai 'ના સારરૂપે શ્રીમતી કપિલા મહેતાનું લખેલું ' **જાપાનની રમણી** ' બહાર પડયું છે રિઝર્વ બેંક ઑફ ઇન્ડિયાના ડેપ્યુટી ગવર્નર શ્રી. મણિલાલ બાલાભાઇ નાણાવટી જાપાનના પ્રવાસે ગયેલા અને ત્યાં તેમને જે જે પુસ્તકો સારાં લાગ્યાં તેના અનુવાદ આપણી ભાષામાં કરાવી સાહિત્યને સમૃદ્ધ બનાવવામાં પોતાનો ફાળો આપ્યો. આ પુસ્તક પણ તેમના જ યત્નનું ફળ છે. જાપાનીસ યુવતીની આત્મકથામાં ત્યાંની સંસ્કૃતિ, ગૃહવ્યવસ્થા, વફાદારી, પિતૃભક્તિ તથા સંયમ અને શિસ્તપાલનનું ઠેકઠેકાણે દિગ્દર્શન થાય છે. આપણા યુવકો તથા યુવતીઓને આમાંથી ઘણું શીખવાનું મળે તેમ છે.

આજ સંસ્થા તરફથી પ્રગટ થતી વિદ્યાર્થી વાચનમાળાની સાતમી શ્રેણીનાં વીસ પુસ્તકો પ્રગટ થયાં છે. તેમાંનાં ૧૨ તો શ્રી ધીરજલાલ શાહેજ લખેલાં છે. બાકીનાં આઠ, ૭ જુદા જુદા લેખકોએ લખેલાં છે. આ પુસ્તકોને બે ભાગમાં વહેંચી શકાય તેમ છે. તેર ચરિત્રો તથા સાત સ્થળવર્ણનો. ચરિત્રોમાં પ્રાચીનકાળના પુરુષોથી માંડીને જીવંત વ્યક્તિઓનાં ચરિત્રો આપવામાં આવ્યાં છે. '**શ્રીઋષભદેવ**' '**ગોરક્ષનાથ**' '**વીર કુણાલ**' '**અકબરશાહ**'

'મહામંત્રી સુંજાલ' 'કવિ દયારામ' 'જયકૃષ્ણજી ઇંદ્રજી' 'શ્રી સયાજીરાવ ગાયકવાડ' 'મહાવીરપ્રસાદ દ્વિવેદી' 'મહાકવિ ન્હાનાલાલ' 'પ્રો. રામમૂર્તિ' 'અબ્દુલ ગફારખાન' તથા 'સોરઠી સંતો' એટલાં જીવનચરિત્રો છે. આ નામાવલિ પરથી જણાશે કે તેમાં તીર્થંકરો, યોગીઓ, મહાઅમાત્યો, કવિઓ, રાજનીતિજ્ઞ પુરુષો તથા મહારાજાનાં ચરિત્રોની વિવિધતા છે. સ્થળવર્ણનોમાં 'નેપાળ' 'મહાબળેશ્વર' 'અમરનાથ' 'બદ્રી કેદારનાથ' 'કલકત્તા' 'પાટણ' તથા 'અનુપમ ઇસુરા' છે. તેમાં પણ ઠીક પ્રમાણમાં વિવિધતા જળવાઇ રહી છે. ભાષાશૈલી તથા મોટા અક્ષરો વિદ્યાર્થીઓને અનુકૂળ આવે તેવાં છે.

ભરૂચથી પ્રગટ થતી આપણી બાળગ્રંથમાળાનું બીજું પુસ્તક 'ગામડામાં' બહાર પડેલું છે. સાત પ્રકરણમાં એક નાની વાત આપવામાં આવી છે, પણ પુસ્તકના નામનું કંઇ સાર્થક થતું હોય તેમ મને તો જણાયું નથી. ત્રીજું પુસ્તક 'બાલચિત્રો' શ્રી. વૈકુંઠ મો. ઠાકોરનું લખેલું છે, અને તેમાં મહેતાજી, દૂધવાળી, ભૈયો, મોચી, ઢેડ તથા શાકવાળાનાં રેખાચિત્રો આપવામાં આવ્યાં છે. આવાં રેખાચિત્રો વાંચીને બાળકો પણ તેવાં રેખાચિત્રો લખતાં લલચાય તો નવાઇ નહિ. ત્યાર પછીનું પુસ્તક 'હિંદી રાષ્ટ્રીય મહાસભા' છે. રાષ્ટ્રીય મહાસભા પછી તરત જ બાળકો માટે આવું પુસ્તક બહાર પડે તે બરાબર યોગ્ય છે. અલબત્ત, તેમાં કેટલાક શબ્દો બાળકો ન સમજે તેવા આવી ગયા છે, પણ તે લેખકને અનિવાર્ય જણાયું છે. ચિત્રોની નીચે નામ આપ્યાં હોત તો બાળકોને વધારે સુગમ પડત. ત્યાર પછી 'ચાલો હિમાલયે'ના બે ભાગો પદ્માવતી દેસાઈના લખેલા બહાર પડયા છે. નાનાં બાળકો માટેનું આ પ્રવાસવર્ણન બાળકોને ગમી જાય તેવું છે. દિલગીરીની વાત એટલી જ છે કે આ માળા પણ મુદ્રણદોષોથી મુક્ત રહી શકી નથી. બાળકો માટેનાં નાનાં પુસ્તકોમાં પણ આપણે વધારે ધ્યાન આપી આ ક્ષતિ દૂર ન કરી શકીએ ?

માળાનું બીજું વર્ષ પણ શરૂ થઇ ગયેલું છે અને તેના પ્રથમ પુસ્તક તરીકે 'કેમ અને શા માટે' બહાર પડેલ છે. સાત મિત્રો ભેગા થઇને એક મંડળ રચે છે. તેમાં દર રવિવારે અમુક વિષય પર ચર્ચા કરવાનું નક્કી કરેલ છે. પુસ્તક નાનું હોવાથી તેમાં માત્ર ત્રણજ રવિવારની વિગતો–' કસરત શા માટે કરવી જોઇએ ?'–' નાહવું શા માટે ?' તથા ' આપણા દાંત ' પર ચર્ચા છે. આવા નાના પુસ્તકમાં બીજા વિષયોને ન્યાય ન આપી શકાય તે દેખીતું છે, એટલે તેના વધારે ભાગો બહાર પાડીને તેવા બીજા વિષયો ચર્ચવાની ખાસ જરૂર છે

ગુર્જર બાલ ગ્રંથાવલિની ત્રીજી શ્રેણીના ૪ થા પુસ્તકરૂપે શ્રી. રમણલાલ ના. શાહે લખેલું 'ભવ્ય જગત ' પ્રગટ થયું છે. આખા જગતમાં અદ્ભુત ગણાતી બાબતોનું ચિત્રો સહિત સવિસ્તર વર્ણન આમાં આપવામાં આવેલ છે. વાદળ સાથે વાતો કરતું ' એમ્પાયર સ્ટેટ બિલ્ડિંગ ' ' ભયંકર સહરાનું રણ ' ' પ્રાચીન જગતની સાત અજાયબીઓ ' નગાધિરાજ ' હિમાલય ' નદીઓની મહારાણી ' આમાઝોન ' ' તાજમહાલ ' ' ઇફેલ ટાવર ' વગેરે અનેક બાબતોનો આમાં સમાવેશ કરવામાં આવેલ છે. આવા પુસ્તકની ગુજરાતી સાહિત્યમાં લાંબા સમયથી ખોટ હતી તે શ્રી. રમણલાલે પૂરી પાડી છે.

પુસ્તક ૫–૬ તરીકે શ્રી. મગનભાઇ પટેલ કૃત '**પક્ષીમત્રો**' બહાર પડેલ છે. આ પુસ્તકમાં જુદાં જુદાં ૧૬ પક્ષીઓ વિષે માહિતી આપવામાં આવી છે. વળી તે બધાં પક્ષીઓનાં ચિત્રો શરૂઆતના એક પાનામાં આપવામાં આવ્યાં છે. પક્ષી વિષેની આપણા સાહિત્યમાં ઊણપ હતી તે ચાલુ વર્ષમાં બે તથા આગલા વર્ષે એક મળી કુલ ત્રણ પુસ્તકો પ્રગટ થતાં તે દૂર થઇ છે.

ચરોતર એજ્યુકેશન સોસાયટીએ '**કિશોર ચરિત્રમાળા**'ના પ્રથમ ગુચ્છ તરીકે બાર પરદેશી મહાપુરુષોનાં ચરિત્રોનું એક ગુચ્છ, શ્રી. રસૂલભાઇ ન. વહોરા પાસે લખાવીને પ્રગટ કરેલું. તે પુસ્તકોની હાલ બીજી આવૃત્તિ છપાય છે. આ પુસ્તકોની સમાલોચના વખતે આપણા દેશનાં મહાપુરુષોનાં આવાં ચરિત્રો પ્રગટ થાય તેવી આવશ્યકતા સર્વ કોઇએ બતાવી હતી. તે આવશ્યકતા '**ગુજરાતી મહાજનો**'નાં ચરિત્રોનાં બાર પુસ્તકો પ્રગટ થતાં પૂરી થાય છે. એનો અર્થ એમ નથી કે તેટલાં પુસ્તકો પ્રગટ થવાથી આ આવશ્યકતા પૂરી થાય છે. આવાં તો અનેક ગુચ્છો પ્રગટ થવાની જરૂર છે, અને સોસાયટી તે ક્રમશઃ પ્રગટ પણ કરવાની છે. ૪૦–૪૨ પાનાંની આ સચિત્ર પુસ્તિકાની છૂટક કિંમત માત્ર બે આના તથા આખા ગુચ્છની કિંમત રૂ. ૧–૫–૦ જે પુસ્તકોની છપાઇ તથા રૂપરંગ જોતાં જરા પણ વધારે નહિ લાગે. બધાં પુસ્તકો સચિત્ર છે, પણ તે ચિત્રો જોઇએ તેવાં સારાં લાગતાં નથી. બીજી આવૃત્તિ વખતે પ્રકાશકો ચિત્રોની પસંદગી પર ખાસ લક્ષ આપશે તેમ ઇચ્છીએ.'

આ બારે પુસ્તિકાઓમાં શ્રી. મોતીભાઇ ન. અમીનનું નિવેદન છે તથા દરેક પુસ્તિકાનો પરિચય આશાભાઇ નરસિંહભાઇ પટેલે કરાવેલ છે. આ પરિચયમાં દરેક મહાપુરુષના જીવનની વિસ્તૃત માહિતી મેળવવા ઇચ્છનાર માટે બીજાં પુસ્તકોનાં નામ આપવામાં આવેલાં છે.

આ ગુચ્છમાં હિંદમાં મિલઉદ્યોગની શરૂઆત કરી રણછોડલાલ રેંટીઆવાળાનું નામ મેળવનાર **મહાન ઉદ્યોગપતિ રણછોડલાલ છોટાલાલનું** ચરિત્ર, કિશોરોને, બહુ જ ટુંકા પગારથી જીવનની શરૂઆત કરનાર પણ ખંત ઉદ્યોગ તથા સાહસથી કેવા મહાન બને છે તે બતાવી આપે છે. હિંદની ગરીબાઇનું સચોટ દર્શન કરાવનાર **હિંદના દાદા દાદાભાઈ નવરોજીનું** ચરિત્ર બીજી પુસ્તિકારૂપે પ્રગટ થયેલ છે. અત્યારે લાખોની સંખ્યામાં આર્યસમાજના અનુયાયીઓ મળી આવે છે, તે સમાજની સ્થાપના કરનાર **મહર્ષિ દયાનંદ સરસ્વતીની** પુસ્તિકા ત્રીજી છે. થોડા વખત પહેલાં મુંબઇમાં જેની જયંતી ઉજવવામાં આવી હતી તે **પ્રખર સુધારક 'કરસનદાસ મૂળજી'**ની ચોથી પુસ્તિકામાં, સંસારસુધારાની પહેલ કરનારને કેવી કેવી મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે તે બતાવેલ છે. ત્યાર પછી 'પ્રેમ શૌર્ય'ના ઉત્પાદક '**કવિ નર્મદ**' આવે છે. છેલ્લાં થોડાં વર્ષોમાં શતાબ્દિને અંગે કવિ વિષે આપણને ખૂબ લખાણ પ્રાપ્ત થયેલ છે. 'વનસ્પતિશાસ્ત્ર' અંગ્રેજીમાં લખાયું હોત તો જેની કીર્તિ દેશ દેશાવરમાં ફેલાઇ રહેત તે '**વનસ્પતિશાસ્ત્રી જયકૃષ્ણભાઈ**'નું ચરિત્ર પણ આમાં છે ૮૩ વર્ષની ઉંમરે યુવાનોને હઠાવે તેવી શક્તિવાળા આ વનસ્પતિશાસ્ત્રીનું ચરિત્ર દરેકને બોધ લેવા લાયક છે.

દેશી દવાઓ લેનારને ઘરગથ્થુ થઇ ગયેલ શબ્દ '**ઝંડુ ભટ્ટજી**'ના ચરિત્રમાં બહુ

જીની નીડરતા તથા ઉદારતાના પ્રસંગો ઠેરઠેર મળી આવે છે. વેપાર-ઉદ્યોગના દરેક ક્ષેત્રમાં કંઇ ને કંઇ પ્રગતિ કરી પોતાનું નામ રાખનાર હિંદના મહાન ઉદ્યોગપતિ **સર જમશેદજી ટાટા** માત્ર વેપારી તરીકે કુશળ હતા એટલું જ નહિ પણ દાન આપવામાં પણ એક્કા હતા. જે શાળામાં મેકમિલન કાં ની અંગ્રેજી વાચનમાળાનાં પાઠ્ય પુસ્તકો ચાલતાં હશે ત્યાં વિદ્યાર્થીઓએ અનેક મુશ્કેલીઓનો સામનો કરી, પોતાના ચારિત્ર્યથી કંજુસ ગણાતા જીવાજી કસાઇનું મન પોતાના તરફ આકર્ષનાર, ' સેવા સદન 'ની સ્થાપના કરીને સ્ત્રીઓની સેવા કરનાર ' **બહેરામજી મલબારી** 'નું નામ સાંભળ્યું હશે. તેમને આ પુસ્તિકામાંથી અનેક પ્રકારની રસમય માહિતી મળી શકશે.

બુઝર્ગ યુવાન તરીકે પ્રસિદ્ધ થયેલ, શ્રીમંત કુટુંબમાં જન્મેલા, પોતાના પ્રમાણિકપણાથી શ્રીમંત ગાયકવાડ સરકાર સરખા રાજવીના માનપાત્ર થયેલા ' **અબ્બાસ તૈયબજી** ' વૃદ્ધ વયે માતાની હાકલ પડતાં સેવા કરવા નીકળી પડે છે, ગામડે ગામડે રખડે છે તથા જેલ પણ ભોગવે છે. ગુજરાતી ભાષાને લગભગ ૨૦૦ જેટલાં પુસ્તકો લખી આપીને તે ભાષાની અભિવૃદ્ધિ કરનાર. પોતાના પોશાક વિષે તદ્દન બેદરકાર, પાસે પૈસા ન હોવા છતાં પરદેશની મુસાફરી ખેડનાર ' **નારાયણ હેમચંદ્ર** 'નું નામ આજના યુવકોને બહુ પરિચિત નથી. તેમનાં પુસ્તકોની ભાષા સુધારીને, પુનર્મુદ્રણ કરવાની જરૂર છે. છેલ્લી પુસ્તિકા ' **સ્વર્ગના ઇજારદાર** ' શ્રી. પઢિયાર વિષેની છે. એ વાત ખરી છે કે ' સ્વર્ગનાં પુસ્તકો ' નાં નામ અત્યારની પ્રજાએ ઓછાં સાંભળ્યાં હશે. તેમનાં અનેક પુસ્તકોમાંથી બે ત્રણથી વધારે હવે ભાગ્યે જ મળી શકતાં હશે. પરંતુ વર્ષો પહેલાં તેમણે ગ્રામજનતા સમજી શકે તેવી ભાષામાં થોકબંધ ઉપકારક પુસ્તકો લખીને ગુજરાતી સાહિત્યની કંઇ જેવી તેવી સેવા બજાવી નથી.

આ ગુચ્છથી જુદું એક ચરિત્ર ' **કુમારી હેલન** 'નું ચરોતર એજ્યુકેશન સોસાયટીએ પ્રગટ કરેલ છે. જો કે તે દીવાળી પછી પ્રગટ થયું છે એટલે આ સમાલોચનામાં તેનો સમાસ થઇ શકે નહિ, પરંતુ એકાદ પુસ્તકને અપવાદ બનાવી આ સાથે તેને લેવું યોગ્ય માન્યું છે. જીવનની પ્રતિકૂળતાઓથી દબાઇ ન જતાં તે સામે ઝૂઝનાર એક બાઇ કેટલું કાર્ય કરી શકે છે તે આમાંથી આપણને મળી આવશે.

આ તેરે પુસ્તિકાઓમાં શ્રી. રસૂલભાઇની શૈલી વાચકને ગમી જાય તેવી છે. નવલકથાના વાચનના આ જમાનામાં આવું વાચન ખૂબ હિતાવહ છે અને આ દિશામાં બીજી સંસ્થાઓ-જ્યોતિ કાર્યાલયની વિદ્યાર્થી વાચનમાળાની શ્રેણીઓ તથા યુગાંતર કાર્યાલયની ' ફોરમ 'એ કરેલ યત્નો તેટલા જ આવકારદાયક છે

રાજકોટના શ્રી. વલ્લભજી સુંદરજી કવિએ પોતાના પુત્ર સ્વ. નરોત્તમના સ્મરણાર્થે નરોત્તમ બાલગ્રંથાવલિ પ્રગટ કરવી શરૂ કરી છે. આ ગ્રંથાવલિનાં બાર પુસ્તકોનું લવાજમ બે રૂપીઆ રાખવામાં આવ્યું છે. છૂટક કિંમત ત્રણ આના છે.

પહેલું પુસ્તક ' **નવાં ઉખાણાં** ' છે. બાળકોની બુદ્ધિને કસોટીએ ચડાવે તેવાં ૪૮ ઉખાણાં પદ્યમાં આપી, પાછાં ગદ્યમાં સમજાવ્યાં છે, અને પુસ્તકના છેલ્લા પાના પર તેના જવાબ આપવામાં આવેલા છે. દિ. બ. કૃષ્ણલાલ ઝવેરી, સાક્ષર શ્રી. રમણલાલ દેસાઇ વગેરે

અનેકના આ પુસ્તક માટે સારા અભિપ્રાયો મળ્યા છે તે જ તેની ઉપયોગિતાની ખાત્રી કરાવી આપે છે. બીજું પુસ્તક ' **ત્યાગકથાઓ** ' છે. તેમાં ત્યાગના દશ પ્રસંગો છે. જેમાં ચાર પ્રસંગો તો બાળકોના જ છે, માત્ર મોટા મનુષ્યો જ ત્યાગવૃત્તિ કેળવી શકે અને બાળકોને માટે તે ' અશક્ય ' વસ્તુ છે તેવી માન્યતાને આ દાખલાઓ ખોટી પાડે છે. ત્રીજું પુસ્તક ' **મહાન માતાઓ** ' છે. દરેક મહાપુરુષના ઘડતરમાં તેની માતાનો જ હિસ્સો મોટા પ્રમાણમાં હોય છે, એટલે આ પુસ્તકમાં ' શંકર મિશ્રનાં માતુશ્રી ' ' રામકૃષ્ણ પરમહંસનાં માતુશ્રી ' ' ગુરુ ગોવિંદસિંહ ' તથા ' પંડિત ઈશ્વરચંદ્રનાં માતુશ્રી ' તથા ' જીજીબાઈ ' ' રૂપસુંદરી ' અને ' મીનળદેવી'નાં ચરિત્રો આપવામાં આવ્યાં છે. ચોથું પુસ્તક ' **પરોપકારી બાળકો** ' છે. આમાં જુદા જુદા વખતે જુદા જુદા પ્રકારની આફતમાંથી બચાવનાર છોકરાઓના નવ દાખલા આપવામાં આવ્યા છે. પણ તેમાં છોકરાંનાં નામ આપવામાં આવ્યાં હોત તો તે દાખલા વધારે ઉપયોગી થઇ પડત. પાંચમું પુસ્તક ' **સત્યવાદી બાળકો** ' છે. તેમાં કટોકટીના પ્રસંગોએ સાચું બોલનાર નવ બાળકોના દાખલા આપવામાં આવ્યા છે. બાળકોને નાનપણથી જ આ ટેવ પડે તે ઇષ્ટ છે. છઠ્ઠા પુસ્તક તરીકે ' **સુવર્ણ મંદિર** ' પ્રગટ થયું છે. તેમાં અમૃતસરના શીખ મંદિર ઉપરાંત શીખ લોકો વિષે પણ જાણવાજોગ માહિતી આપવામાં આવી છે. સાતમું પુસ્તક ' **નરોત્તમ** ' છે. કવિશ્રીના જે પુત્રના સ્મરણાર્થે આ માળા શરૂ થઇ છે તે ભાઇ નરોત્તમના જીવન વિષે માહિતી આપનાર પંદર લેખોનો આમાં સંગ્રહ છે. ખુદ ગાંધીજીએ જ ' હરિજનબંધુ 'માં આ ભાઈ વિષે નોંધ લખી હતી. તે જ બતાવે છે કે ઇશ્વરે આયુષ આપ્યું હોત તો કોઈ મહાપુરુષ થાત. આઠમું પુસ્તક ' **શોધખોળ** ' છે. તેમાં શરૂઆતનાં પાનાંમાં શોધખોળ વિષે ટૂંકી હકીકત આપી પાછળથી અમુક શોધો વિષે લંબાણથી હકીકત આપવામાં આવી છે. નવમું પુસ્તક ' **ઉન્દર મામા** ' છે. ' ઉન્દર ' જેવી જોડણી કેમ પસંદ કરવામાં આવી છે તે સમજાતું નથી; જો કે પૂંઠા પર જ આ જોડણી દેખા દે છે. ઉંદર સંબંધી અગીઆર વાતોનો આમાં સંગ્રહ છે. આ પુસ્તકના કાગળો સંબંધી ખાસ ફરિયાદ કરવા જેવું છે.

દશમું પુસ્તક ' **સંસ્કાર** ' છે. તેમાં વિશ્વનાથ શાસ્ત્રી તર્કભૂષણની ચાર પેઢીના જીવનપ્રસંગો આપવામાં આવ્યા છે. આ શાસ્ત્રીજીના જીવન સંબંધી પ્રસ્તાવનામાં થોડી વધારે વિગતો આપી હોત તો આપણને વધારે માહિતી મળી શકત.

અગીઆરમું પુસ્તક ' **કૂતરાની વાતો** ' છે. તેમાં કૂતરા સંબંધી જુદી જુદી નવ વાતો આપવામાં આવી છે. કૂતરા જેવું પ્રાણી મનુષ્યને કેટલું ઉપયોગી થઈ પડે છે તે આ વાતોથી સાબીત થાય છે.

બારમું પુસ્તક ' **જાડું જોડું** ' છે. તેમાં જાડા માણસ વિષેની રમુજી વાત છે; પણ તે કરતાં લાંબી વાત તો ' બહુનામી 'ની છે. આ બન્ને વાતો બાળકોને ગમી જાય તેવી છે. ' બહુનામી 'ની વાર્તા H. G. Wells પરથી લીધેલી છે. જાડાં જોડાનો આ પુસ્તકમાં ફોટો આપ્યો હોત તો બાળકોને તે વધારે ગમી જતે. આ બારે પુસ્તકના રૂપરંગ સંબંધી સખત ફરીઆદ કરવી પડે તેમ છે. અત્યારે દિનપ્રતિદિન સાહિત્યમાં અને વિશેષતઃ બાલસાહિત્યનાં પુસ્તકોની છપાઇ, બાંધણી, કાગળ, બીબાં, ચિત્રો તથા ગેટઅપ ઉપર જે

ધ્યાન આપવામાં આવે છે તે આ વિદ્વાન સંપાદકની દૃષ્ટિ બહાર કેમ રહેવા પામ્યું હશે તે ન સમજી શકાય તેવું છે. આ માળાની બીજી શ્રેણિમાં ઉપર જણાવેલી બાબતો પર વિશેષ ધ્યાન આપવામાં આવશે તેમ આપણે ઇચ્છીશું.

કુમારોને પ્રેરણા આપે તેવું એક પુસ્તક ' અંજલિ ગ્રંથમાળા 'માં પણ નીકળ્યું છે અને તે શ્રી. મૂળશંકર ભટ્ટનું લખેલ ' **મહાન મુસાફરો.** ' નવું જાણવાની તમન્ના પાછળ જીવન ખર્ચી નાખનાર અનેક લોકોની આમાં જીવનકથા છે. આટલી જીવનકથાઓ હોવા છતાં છેવટે વાચકની જિજ્ઞાસા તો અતૃપ્ત જ રહે છે એ આ પુસ્તકની ખુબી છે. આ સાહસિકોમાંથી એકનું પણ નામ આપવું તે બીજાને અપમાન કરવા જેવું છે. વેદના વારાની વાત બાજુએ મૂકીએ તો તેની હરોલમાં ઊભો રહે તેવો એક પણ હિંદી ભૂતકાળમાં તેમ જ વર્તમાનકાળમાં આપણને મળતો નથી તે સ્થિતિ શોચનીય નથી શું ? આપણા યુવાનોમાંથી સાહસવૃત્તિ શું મરી પરવારી છે કે પછી આપણને આરામખુરશીમાં બેસીને જ ચર્ચા કરવાનું વધારે પસંદ છે ? એવરેસ્ટના આરોહણ માટે હિંદીઓની એક ટુકડી થોડા સમય પહેલાં તૈયાર થતી સાંભળી હતી, પરંતુ પછી તો તે વિષેની વિગત વર્તમાનપત્રોના પાને ચડી નથી, એટલે તેનું શું થયું તેની ખબર પડતી નથી ભાઇ મૂળશંકરને આપણે જરૂર એટલી વિનંતિ કરીએ કે તેમની પાસે આ પ્રકારનું જે જે સાહિત્ય હોય તે સત્વર ગુજરાતને ચરણે ધરે અને ગુજરાતના કુમારોમાં સાહસવૃત્તિ પ્રગટાવવામાં સહાયભૂત થાય.

સુણાવવાળા સોમાભાઇ ફીશાભાઇ પટેલ તરફથી બાલ વાચનમાળાનાં નવ પુસ્તકો પ્રગટ થયાં છે. આમાં કેટલાંક પુસ્તકોની ચાલુ સાલમાં બીજી આવૃત્તિ પ્રગટ થઈ છે તો કેટલાંક પહેલી જ વાર પ્રગટ થાય છે. આ વાચનમાળા ક્રમિક અભ્યાસક્રમને ધ્યાનમાં રાખીને રચવામાં આવી છે. " **શબ્દપોથી ૧-૨** " માં શબ્દોનો પરિચય છે. " **બાલપાઠો** " " **સુંદર પાઠો** "માં અનુક્રમે બબ્બે, ત્રણચાર શબ્દોવાળા જાણીતી વસ્તુઓ પરના પાઠો છે. અને રસિક પાઠોમાં ચારચાર શબ્દોના પ્રાસવાળાં વાક્યોના પાઠો છે. આ પાંચે પુસ્તકોમાં એક પણ જોડાક્ષર ન આવવા દેવાની કાળજી રાખવામાં આવી છે, કેમકે તે કાર્ય તો " **જોડાક્ષર પોથી** "માં છે. તેમાં બાળકોને અનુકૂળ પડે તેવા જોડાક્ષરો આપવામાં આવ્યા છે. "**નાના મોટા પાઠો**"માં બાળકોને પરિચિત પદાર્થો પર ૩૦ પાઠો આપવામાં આવ્યા છે. આઠમા પુસ્તક " **જોડકણાં** "માં બાળકોને સહેલાઇથી યાદ રહી જાય તેવાં જોડકણાં આપવામાં આવ્યાં છે. " **પાંખડીઓ** "માં બાળકો માટેનાં કાવ્યો છે. એક પુસ્તક હજુ બહાર પડવાનું બાકી છે. આ પુસ્તકોનાં રૂપરંગ તથા બીજાં બાળકોને ગમી જાય તેવાં છે. બાળકોને પહેલેથી ઇતર વાચન તરીકે આ પુસ્તકોનો સેટ ગમી જાય તેવો છે.

હવે પરચુરણ પ્રકાશનો લઇએ. શ્રી શારદાપ્રસાદ વર્માએ ફોરમની ૧૨ મી લહરીમાં પ્રસિદ્ધ પુરુષો **વિઠ્ઠલભાઇ પટેલ, પંડિત માલવિયાજી, બાબુ રાજેન્દ્રપ્રસાદ, પંડિત જવાહર નહેરુ, સર રોમેશચંદ્ર દત્ત, શ્રી. જંગબહાદુર તથા મહારાણી લક્ષ્મીબાઇ**ના જીવનપ્રસંગો આપ્યા છે. દરેકે દરેક પ્રસંગ વાંચનારના મનમાંથી ખસે તેવો નથી. આ માળા અત્યારે તો પૂરી થઇ લાગે છે, પણ તેને આગળ ચલાવી, બીજા તેટલા

પુસ્તકો લખવાની આપણે ભાઇ શારદાપ્રસાદને વિનતિ કરીશું. વાચકોની જિજ્ઞાસા આટલેથી અતૃપ્ત જ રહે છે.

અંધેરીની એમ. એ. હાઇસ્કૂલના સંગીતશિક્ષક માસ્તર ધીરજલાલ કે. જોશીએ **બાળ સંગીતમાળાના ભાગ ૧ થી ૪** પ્રગટ કર્યા છે. પહેલા ભાગની કિંમત બાદ કરતાં બાકીના ભાગોની કિંમત દરેકની અઢી આના છે. સંગીત સંબંધી લેખકનું જ્ઞાન નહિવત્ હોવાથી આ પુસ્તકો માટે અભિપ્રાય આપવાનું કાર્ય તેની શક્તિ બહાર છે, પરંતુ બાળકોને નાનપણથી જ સંગીત શીખવવા માટે આવાં પુસ્તકોની જરૂર છે તેનો તો સ્વીકાર કરવો જ પડશે. આવાં પુસ્તકોના બીજા ચાર ભાગ તથા બાળ રાસમાળાના ચાર ભાગો બહાર પાડવાની લેખકની ઇચ્છા છે.

સુરતની મહિલા પ્રાથમિક શાળાના હેડમાસ્તર શ્રી. ખંડેરાવ માનાજી પવારે પણ બાલસહિત્યનાં ત્રણ પુસ્તકો બહાર પાડયાં છે. " **હું પણ વાંચીશ** "માં નાના બાળકોને ગમે તેવા આઠ પાઠો તથા વાર્તાઓ આપેલી છે. " **રાસવિલાસ** "માં નાના નાના રાસ આપેલા છે, પણ તે શીખવાને માટે બાળકોની ઉંમર જરા મોટી જોઇશે. " **ઝાંસીની રાણી** "માં વીરાંગના લક્ષ્મીબાઇની વાત છે, પણ તેમાં બાળસુલભ ભાષા કે અક્ષરો વપરાયા નથી તે પ્રત્યે લેખકનું લક્ષ ખેંચવાની જરૂર લાગે છે.

વિજાપુર તાલુકાના આજોલ ગામના બાલવીર શિક્ષક નારાયણ નથુરામ ઠાકરે " **બાલચમૂનાં ગીતો** " બહાર પાડયાં છે. આ નાના પુસ્તકમાં ૮૮ ગીતો આપવામાં આવ્યાં છે. અત્યારની રાષ્ટ્રીય ચળવળ વખતે, જ્યારે અનેક સંસ્થાઓ બેડન પોવેલની પ્રવૃત્તિથી જુદી પડી છે અને રાષ્ટ્રીય ભાષાનો પ્રશ્ન મોખરે છે ત્યારે આવાં ગીતો ગુજરાતીમાં ઊતરે તે ખાસ જરૂરનું હતું અને તેમ કરવા માટે લેખક અભિનંદનને પાત્ર છે. આમાં કેટલાંક ગીતો ખૂબ સુંદર છે અને ભાષા સરળ છે

અમદાવાદના શ્રીયુત જયંત શંકર જોશીની પુસ્તિકા " **તલસાંકળી** " ગયા વર્ષમાં પ્રગટ થયેલ છે, પણ આ વર્ષે પ્રાપ્ત થયેલ છે. આ પુસ્તિકામાં બાળકોને ગમે તેવાં વિવિધ પ્રકારનાં ૧૬ ગીતો આપવામાં આવ્યાં છે; પણ આવી નાની પુસ્તિકા પણ જાહેર ખબરથી મુક્ત રહી શકી નથી તે શોચનીય છે. બાલસાહિત્યનાં પુસ્તકોમાં, પુસ્તકો સિવાયની જાહેર ખબર આવેલી હોય તેવું તો આ પહેલું પુસ્તક કહી શકાય.

સામાન્યતઃ આ સમાલોચનામાં પાઠય પુસ્તકોનું અવલોકન કરવામાં આવતું નથી, માત્ર ઇતર વાચનનાં પુસ્તકોની નોંધ લેવાય છે; છતાં આ વખતે બે ત્રણ પાઠય પુસ્તકો મળ્યાં છે એટલે તેની પણ નોંધ લેવી યોગ્ય ધારું છું.

રંગૂનની ગુજરાતી એ. વી. હાઇસ્કૂલના શિક્ષકો શ્રી. જીવનલાલ લ. પટેલ તથા જગજીવન ન. ઓઝાએ નવીન બાળપોથી ભાગ ૧–૨ બહાર પાડયા છે. સરકારી બાળપોથી સામેનો પોકાર તો જૂના વખતનો છે વર્ષો વીતી ગયાં પણ તે વાચનમાળામાં કઇ પણ ફેરફાર કરવાની જરૂર કમિટિને લાગી નથી. પરિણામે ઘણી શાળાઓમાંથી તે વાચનમાળાને બદલે બીજી વાચનમાળા દાખલ થઇ છે 'નવીન બાળપોથી' અત્યારની ચાલતી બાળપોથી કરતાં જુદી તરી આવે છે, અને તેનો ખૂબ પ્રચાર થવો આવશ્યક છે ,

સુંદર સાહિત્ય પ્રકાશન મંદિર તરફથી શ્રી. જમુભાઇ દાણી તથા સોમભાઈ પટેલે સંપાદિત કરેલ '**સુંદર બાલવાતો**'નો પ્રથમ ખંડ બહાર પડેલ છે. જુદા જુદા લેખકોની પચીસ વાતોનો આ પુસ્તકમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. ઇતર વાચન તરીકે આ પુસ્તક બાળકોને ખૂબ ગમી જાય તેવું છે. આ વાતોના બીજા બે ખંડ પણ બહાર પાડવામાં આવનાર છે.

આ પ્રકાશન મંદિર તરફથી બીજાં ત્રણ પુસ્તકો પ્રાપ્ત થયાં છે. તેમાંનાં બે તો વહેલાં પ્રકાશન પામ્યાં છે, છતાં સાથે સાથે તેનું પણ અવલોકન કરી લઉં. બાળકોના અભ્યાસમાં સંગીતને પણ સ્થાન છે તે દષ્ટિથી 'ન્યુ ઇરા સ્કૂલ'ના સંગીત અધ્યાપક શ્રી. કુલકર્ણી પાસે તૈયાર કરાવીને "**સંગીત-મંજરી**"ના ભાગ ૧-૨ સાથે બહાર પાડવામાં આવ્યા છે આખા પુસ્તકમાં જુદી જુદી જાતનાં ૧૧૧ ગીતો આપવામાં આવ્યાં છે. તેમાં બાળકોને ગમે તેવાં સાદાં ગીતો છે તેમ જ રાગ-રાગણીનાં ગીતો પણ છે. માધ્યમિક શાળાના ધોરણ પહેલા માટે "**વિજ્ઞાન-પાઠાવલી ભાગ ૧**" બહાર પાડવામાં આવેલ છે. માતૃભાષા દ્વારા શિક્ષણ આપવાની થયેલી પ્રથાને અંગે આવાં અનેક પુસ્તકોની આપણે જરૂર રહેવાની એટલે તે દિશામાં થતા હરેક પ્રયત્ન આવકારદાયક છે. પરંતુ માત્ર નવ જ દિવસમાં બીજી આવૃત્તિ કાઢવાનો સુયોગ જે પુસ્તકને સાંપડે તે હરિપુરા મહાસભાના અધિવેશન વખતે પ્રગટ થયેલ "**મહાસભાના પ્રમુખો**" છે. ૨૦૪ પાનાંમાં મહાસભાના અત્યાર સુધીના પ્રમુખોની સચિત્ર રસદાયક માહિતી આ પુસ્તકમાંથી મળી શકશે. કિશોરો માટે આ પુસ્તક અતિ ઉપયોગી છે. મજૂર બાલગૃહવાળા શ્રી. છોટુભાઇ તથા શાંતાબેન પટેલે, બાળવર્ગ તથા પ્રથમ ધોરણનાં બાળકો માટે ૩૪ બાલગીતોનો સંગ્રહ "**પારેવાં**" નામથી બહાર પાડેલ છે. વિધવિધ રુચિવાળાં બાળકોને આ સંગ્રહ ગમી જાય તેવો છે અમદાવાદથી શ્રી પ્રેમચંદ મંગનલાલ પટેલે હિંદી ઉપરથી તૈયાર કરાવી "**ભારતીય વીર બાળકોની કથાઓ**" બહાર પાડેલ છે. આ પુસ્તકમાં 'અષ્ટાવક્ર,' 'ધ્રુવ,' 'બાદલ' 'પુત્તુ' વગેરે દશ જ્ઞાનવીર, ધર્મવીર, કર્મવીર વગેરેની કથાઓ છે. લખાણમાં ગ્રહણ કરેલ શૈલી બાળકોને પસંદ પડશે કે કેમ તે સંશયાસ્પદ છે. પરંતુ તેથી પુસ્તકની કિંમત જરા પણ ઓછી થતી નથી.

'ચિત્રમય હિંદ કાર્યાલય-વડતાલ' તરફથી સાત આનાની કિંમતે પ્રગટ થયેલ "**દુનિયાનો એટલાસ**" મળ્યો છે. જુદા જુદા પ્રકારના ૩૨ નકશાઓ આ એટલાસમાં આપવામાં આવેલા છે જે શાળામાં જતા વિદ્યાર્થીઓને ઉપયોગી થઇ પડે તેવા છે.

કડોર હાઇસ્કૂલના નિવૃત્ત અધ્યાપક શ્રી. ચિમનલાલ જીભાઇ પરીખે બાળજ્ઞાન ચિત્રમાળાના બીજા પુસ્તક તરીકે '**સચિત્ર વડોદરા**' બહાર પાડેલ છે. પાને પાને ચિત્રોવાળા ૪૧ પાનના આ પુસ્તકની કિંમત સાડાચાર આના વધારે ગણી શકાય નહિ. વડોદરા જોવા જનારને તો ગાઇડ બુક'નો ગરજ સારે તેવું આ પુસ્તક છે. ફક્ત એને બાલોપયોગી શી રીતે ગણ્યું તે સમજી શકાતું નથી. બાળકો કરતાં મોટાને વધારે ઉપયોગી થઇ શકે તેવું મને તો લાગ્યું છે.

કુમાર કાર્યાલય તરફથી પંદર બાલવાતોનો સંગ્રહ '**અજવાળી રાત**' નામથી બે રૂપીઆની કિંમતે બહાર પડેલ છે. 'કુમાર' કાર્યાલયનું પ્રકાશન, એટલે સુઘડતા, રૂપરંગ વિષે કંઈ લખવાનું હોય જ નહિ. તેમાં એક પણ મુદ્રણદોષ નથી. ચિત્રો પણ

સરસ. આવું કોઇ ને કોઇ એકાદ પ્રકાશન બાલસાહિત્યમાં વર્ષોવર્ષ થયા કરે છે તે ખુશી થવા જેવું છે. જુદા જુદા સિદ્ધહસ્ત લેખકો તથા લેખિકાઓની આ પંદર વાતોની બાલસાહિત્યમાં વીણણી કરવા માટે શ્રી. રવિભાઇ અભિનંદનને પાત્ર છે દર વર્ષે, વધારે નહિ તો એકાદ આવું પ્રકાશન 'કુમાર' કાર્યાલય આપે તેવું આપણે ઇચ્છીએ.

વર્ષ દરમિયાન પ્રગટ થયેલાં અને મળ્યાં તેટલાં પુસ્તકોનો પરિચય આ પત્રમાં કરાવેલ છે, છતાં મારા ધ્યાનમાં ન આવ્યાં હોય તેવાં કેટલાંક પુસ્તકો રહી ગયાં હોય તે સ્વાભાવિક છે. આમ છતાં આવા ગામમાં બેઠાં જે સગવડ મળી શકી છે તે ખાતર પ્રકાશકોનો ઋણી છું. યાદીમાં જણાવેલ કેટલાંક પુસ્તકો મળી ન શકવાથી જોઇ શકયો નથી એટલે તે વિષે કંઇ લખી શકયો નથી, છતાં યાદીમાં તો તેનું નામ દાખલ કરેલ છે.

ચાલુ વર્ષે પણ ગયા વર્ષમાં પ્રકાશકોએ આપેલો સહકાર ચાલુ રહે અને વર્ષોથી લખાતો આ પત્ર પણ ચાલુ રહે એમ ઇચ્છી વિરમું છું. †

વાંકાનેર, ૨૫-૧૨-૩૮
સં. ૧૯૯૫ પોષ સુદી ૪ — છોટાલાલ માનસિંગ કામદાર

## પરિશિષ્ટ

## શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર-ભાવનગર

### બાલસાહિત્ય વાટિકાનાં પુસ્તકો દરેકની કિંમત ૦-૫-૦

૧ ઉદયપુર મેવાડ (નટવરલાલ પ્ર. બુચ)
૨ વિવિધ માહિતીસંગ્રહ (વિષ્ણુભાઇ)
૩ ગિરીશભાઇની વાર્તાઓ ભા. ૨ (ગિરીશભાઇ)
૪ સોમાભાઇનાં કાવ્યો (સોમાભાઇ ભાવસાર)
૫ સુશીલાને પત્રો ભા. ૧ (ગિજુભાઇ)
૬ ટારઝન ભા. ૩ (શંકર શાહ)
૭ કુદરતકથાઓ ભા. ૧ (સોમાભાઈ પટેલ)
૮ આપણાં પક્ષીઓ (નરેન્દ્ર બધેકા)

## ગાંડીવ સાહિત્ય મંદિર

### બાલોદ્યાનમાળા

| | |
|---|---|
| ૧ વીર શાલિવાહન | ૦-૫ |
| ૨ ચુંચુંની ચતુરાઇ | ૦-૩ |
| ૩ બકોર પટેલની આઠમી વાતો | ૦-૫ |
| ૪ બકોર પટેલની નવમી વાતો | ૦-૫ |

### કુમારમાળા

| | |
|---|---|
| ૧ લલ્લુ | ૦-૧૦ |
| ૨ સંકટની શોધમાં | ૧-૨ |
| ૩ જોતીઓ સરદાર | ૧-૮ |

## અશોક બાલપુસ્તકમાળા

### ( સંપાદકો નાગરદાસ ઇ. પટેલ તથા રમણલાલ ના શાહ )

( વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે રૂ. ૨-૦-૦ )

### ત્રીજા ગુચ્છનાં પુસ્તકો

| | |
|---|---|
| ૧ દગાબાજ દુશ્મન ( ચંદ્રભાઇ કા. ભટ્ટ ) | ૦-૩ |
| ૨ સુંદર સવાદો ( ચંદ્રકાન્ત મંગળજી ઓઝા ) | ૦-૩ |
| ૩ નાની મોટી વાતો ભાગ ૨ ( રમણલાલ ના. શાહ ) | ૦-૩ |
| ૪ ક્ષેમરાજ ( માધવરાવ કર્ણિક ) ભેટ પુસ્તક | ૦-૩ |

† આ પત્રમાં જે તે પુસ્તક માટે લેખકે વ્યક્ત કરેલા અભિપ્રાયો લેખકના પોતાના જ અભિપ્રાયો સમજવાના છે — તંત્રી

### ચોથા ગુચ્છનાં પુસ્તકો

૫ રાણા પ્રતાપ ( નાગરદાસ પટેલ તથા રમણલાલ શાહ ) ૦–૩
૬ અમારી વાર્તાઓ ભાગ ૧ (સુમતિબેન તથા નાગરદાસ પટેલ) ૦–૬
૭ ગલુડિયાં ( કેશવલાલ લ. શાહ ) ૦–૩
૮ અમારી વાર્તાઓ ખંડ ૨ (સુમતિબેન તથા નાગરદાસ પટેલ) ૦–૬
૯ પત્રપેટી ( રમણલાલ ના. શાહ ) ૦–૩
૧૦ અમારી વાર્તાઓ ખંડ ૩ (સુમતિબેન તથા નાગરદાસ પટેલ) ૦–૬
૧૧ વિજ્ઞાનવિહાર ખંડ ૪ ( નવલકાંત ભાવસાર ) ૦–૩

**શ્રી. નાગરદાસ ઇ. પટેલ ( મલાડ ) દ્વારા સંપાદિત થતી**

**બાલવિનોદ માળાનાં પુસ્તકો**

દરેકની કિંમત ત્રણ આના

**અન્ય પ્રકાશનો**

(૧) ધરતી માતા (નાગરદાસ ઇ. પટેલ) ૦–૩ (૨) અક્ષરમાળા ૦–૫

## ચરોતર એજ્યુકેશન સોસાયટી આણંદ તરફથી પ્રગટ થયેલ કિશોર ચરિત્રમાળા ગુચ્છ ૨ નાં બાર પુસ્તકો

બધાં પુસ્તકોના લેખક રસૂલભાઈ ન વહોરા આખા ગુચ્છની કિંમત રૂ. ૧–૫–૦

છૂટક દરેકના ૦–૨–૦

| | | |
|---|---|---|
| ૧ રણછોડલાલ છોટાલાલ | ૫ કવિ નર્મદ | ૧૦ અબ્બાસ તૈયબજી |
| ૨ દાદાભાઈ નવરોજજી | ૬ જયકૃષ્ણભાઈ | ૧૧ નારાયણ હેમચંદ્ર |
| ૩ દયાનંદ સરસ્વતી | ૭ ઝંડુ ભટ્ટજી | ૧૨ અમૃતલાલ પઢિયાર |
| ૪ કરસનદાસ મૂળજી | ૮ જમશેદજી ટાટા | કુમારી હેલન |
| | ૯ બહેરામજી મલબારી | |

## શ્રી ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયનાં પુસ્તકો

૧ ભવ્ય જગત ( રમણલાલ ના. શાહ ) ૦–૧૦
૨ પક્ષી મિત્રો ( મગનભાઇ પટેલ ) ૦– ૫

**નરોત્તમ બાલગ્રંથાવલિ**–( સંપાદક વલ્લભજી સુંદરજી કવિ–રાજકોટ. )

બાર પુસ્તકોના ગુચ્છના રૂ. ૨–૦–૦ ટપાલખર્ચ જુદું, દરેક પુસ્તકની છૂટક કિંમત ૦–૩

૧ નવાં ઉખાણાં, ૨ ત્યાગકથાઓ, ૩ મહાન માતાઓ, ૪ પરોપકારી બાળકો, ૫ સત્યવાદી બાળકો, ૬ સુવર્ણ મંદિર, ૭ નરોત્તમ, ૮ શોધખોળ, ૯ ઉંદરમામા, ૧૦ સંસ્કાર, ૧૧ કુતરાની વાતો, ૧૨ જાડું જોડું.

## શ્રી જ્યોતિ કાર્યાલય લિમિટેડની કુમાર ગ્રંથમાળા

( વાર્ષિક ૮૫૦ પૃષ્ઠનાં પુસ્તકોનું લવાજમ લવાજમ રૂ. ૬-૦-૦ )

૧ કોયડા સંગ્રહ ભાગ ૨ ( ધીરજલાલ ટોકરશી શાહ ) ૦-૮-૦
૨ જાપાનની રમણી ( શ્રીમતી કપિલા મહેતા ) ૦-૮-૦

વિદ્યાર્થી વાચનમાળા શ્રેણી સાતમીનાં ૨૦ પુસ્તકો દરેકની કિંમત સવા આનો

| | | |
|---|---|---|
| ૧ શ્રી. ઋષભદેવ | ૮ શ્રી સયાજીરાવ ગાયકવાડ | ૧૫ મહાબળેશ્વર |
| ૨ ગોરક્ષનાથ | ૯ મહાવીરપ્રસાદ દ્વિવેદી | ૧૬ અમરનાથ |
| ૩ વીર કુણાલ | ૧૦ મહાકવિ નાનાલાલ | ૧૭ બદરી કેદારનાથ |
| ૪ અકબરશાહ | ૧૧ પ્રો રામમૂર્તિ | ૧૮ કલકત્તા |
| ૫ મહામંત્રી મુંજાલ | ૧૨ અબ્દુલ ગફારખાન | ૧૯ પાટણ |
| ૬ કવિ દયારામ | ૧૩ સોરઠી સંતો | ૨૦ અનુપમ ઇલુરા |
| ૭ જયકૃષ્ણ ઇંદ્રજી | ૧૪ નેપાળ | |

નં. ૧, ૩, ૫, ૭, ૮, ૧૦ ૧૨, ૧૩, ૧૪, ૧૬, ૧૭, ૨૦ ના લેખક શ્રી. ધીરજલાલ ટોકરશી શાહ; નં. ૨ ના લેખક માધવરાવ કર્ણિક; નં. ૪, ૬ ના લેખક સોમાભાઇ પટેલ; નં. ૯, ૧૮ ના લેખક બાલાભાઇ વીરચંદ દેસાઈ; નં. ૧૫ ના લેખક ભોગીલાલ ગાંધી; નં. ૧૯ ના લેખક ફૂલચંદ હરિચંદ દોશી.

શ્રી. સોમાભાઇ કીશાભાઈ પટેલ-સુણાવ-ની

### બાલ વાચનમાળાનાં પુસ્તકો

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ શબ્દપોથી—૧ | ૦-૧-૬ | ૪ સુંદર પાઠો | ૦-૨-૬ | ૭ નાનામોટા પાઠો | ૦-૨-૦ |
| ૨ શબ્દપોથી—૨ | ૦-૨-૦ | ૫ રસિક પાઠો | ૦-૨-૦ | ૮ જોડકણાં | ૦-૨-૦ |
| ૩ બાલપાઠો | ૦-૨-૦ | ૬ જોડાક્ષરપોથી | ૦-૨-૦ | ૯ પાંખડીઓ | ૦-૨-૦ |

## આપણી બાળગ્રંથમાળા ભરૂચનાં પુસ્તકો

( ૭ પુસ્તકોનું વાર્ષિક લવાજમ રૂ. ૧-૦-૦ પોસ્ટેજ સાથે )

૧ ગામડામાં ( હર્ષદ પટેલ ) ૦-૪
૨ બાલચિત્રો ( વૈકુંઠ મો. ઠાકોર ) ૦-૩
૩ હિંદી રાષ્ટ્રીય મહાસભા ( હર્ષદ પટેલ ) ૦-૪
૪ ચાલો હિમાલયે ભાગ ૧ ( પદ્માવતી દેસાઇ ) ૦-૩
૫ ચાલો હિમાલયે ભાગ ૨ ( પદ્માવતી દેસાઇ ) ૦-૩

### બીજું વર્ષ

૬ કેમ અને શા માટે ? ( હર્ષદ પટેલ ) ૦-૩

## પ્રકીર્ણ પ્રકાશનો

| | | |
|---|---|---|
| ૧ | ફોરમ લહરી ૧૨ મી ( જીવનપ્રસંગો ) | ૦—૩ |
| ૨ | મહાન મુસાફરો ( મૂળશંકર મો. ભટ્ટ ) | ૧—૮ |
| ૩ | અજવાળી રાત ( કુમાર કાર્યાલય ) | ૨—૦ |
| ૪ | બાલ સંગીતમાળા ભાગ ૧ ( ધીરજલાલ કે જોશી ) | ૦ ૨—૩ |
| ૫ | ,, ,, ભાગ ૨ ,, ,, | ૦—૨—૬ |
| ૬ | ,, ,, ભાગ ૩ ,, ,, | ૦—૨—૬ |
| ૭ | ,, ,, ભાગ ૪ ,, ,, | ૦—૨—૬ |
| ૮ | હું પણ વાંચીશ ( ખંડેરાવ માનાજી પવાર ) | ૦—૨ |
| ૯ | રાસવિલાસ ,, ,, | ૦—૨ |
| ૧૦ | ઝાંસીની રાણી ,, ,, | ૦—૨ |
| ૧૧ | બાલચમૂનાં ગીતો ( નારાયણ નથુરામ ઠાકર ) | ૦—૮ |
| ૧૨ | નવીન બાળપોથી ભાગ ૧ (જીવણલાલ પટેલ તથા જગજીવન ઓઝા) | ૦—૧—૯ |
| ૧૩ | નવીન બાળપોથી ભા. ૨ ,, ,, | ૦—૧—૯ |
| ૧૪ | હું મહાત્મા ગાંધી થઇશ ( જ્યોતિ પ્રકાશન માળા ) | ૦—૫ |
| ૧૫ | બાલજ્ઞાન ચિત્રમાળા ( ચિમનલાલ જીભાઇ પારેખ ) | ૦—૪ |
| ૧૬ | દુનિયાનો એટલાસ ,, ,, | ૦—૭ |
| ૧૭ | ભક્તનાં બાળગીતો ( મૂળજીભાઇ ભક્ત ) | ૦—૪ |
| ૧૮ | પારેવાં ( છોટુભાઇ તથા શાંતાબેન પટેલ ) | ૦—૩ |
| ૧૯ | છિપોલિયો ( ચરોતર એજ્યુકેશન સોસાયટી ) | ૦—૧ |
| ૨૦ | તલસાંકળી ( જયંત શંકર જોશી ) | ૦—૧—૬ |
| ૨૧ | ભારતીય વીર બાળકોની કથા ( ત્રિકમલાલ હરિલાલ ) | ૦—૮ |
| ૨૨ | સુંદર વાલવાતો પ્રથમ ખંડ (જમુભાઇ દાણી અને સોમભાઇ પટેલ) | ૦—૮ |
| ૨૩ | સંગીત મંજરી ૧—૨ ( બળવંતરાવ કુલકર્ણી ) | ૦—૧૨ |
| ૨૪ | વિજ્ઞાનપાઠાવલી ભાગ ૧ ( અરવિંદ પટેલ ) | ૦—૮ |
| ૨૫ | મહાસભાના પ્રમુખો ( સોમાભાઇ પટેલ ) | ૧—૦ |

—卐—

**નવલકથાના વાચનને** કે લેખનને હું જીવનની જરૂરીઆતરૂપે ગણુતી નથી. તમારાથી બની શકે તો તમો કદી નવલકથા લખશો નહિ. પહેલી વાત તો એ છે કે, એ કોઇ રીતે સમાજને હિતકર્તા નથી. કેટલીક વખત એવી નવલકથાઓ તેના વાંચનારને તેના કુટુંબ કે તેના મિત્રો સાથેના સુમેળનો નાશ કરનાર નીવડે છે. નવલકથાલેખકો કેટલીક વાર જ્યારે ક્રોધે ભરાય છે અથવા થાકીને કલમને વેગળી મૂકે છે ત્યારે એ નવલકથાના વસ્તુનું ભૂત તેમના મગજને કોરતું રહે છે.

( મિસિસ પર્લ બક )

# જ્ઞાનપંચમી—જ્ઞાનદિન

( લેખક : જેસંગભાઇ લા. શાહ મુ. શિ. ખાના તા ચાણસ્મા )

**આજે** પુસ્તકાલય એટલે ( પુસ્તક+આલય ) પુસ્તકો સંગ્રહી રાખવાનું ઠેકાણું એવો સામાન્ય અર્થ જ્યાં ત્યાં પ્રચલિત છે; પણ તેમ નથી. પુસ્તકાલય એટલે નાની ઉંમરનાને જ્ઞાન મેળવવાનું અને મોટી ઉંમરનાને મેળવેલું જ્ઞાન સતત ચાલુ રાખવાનું સ્થાન છે. ઉપરાંત પુસ્તકાલય એ ગુરુસ્થાનો છે, કે જ્યાંથી આપણને ધર્મનો બોધ અને આપણાં કર્તવ્યોની ઓળખાણ પડે છે. શાળાઓ મોટે ભાગે શ્રીમંત સરકાર ચલાવે છે, જ્યારે પુસ્તકાલય સમાજ ચલાવે છે અને તેને માટે પ્રેમ પ્રગટયો છે. શાળામાં જ્ઞાન **અપાય** છે, પણ પુસ્તકાલયમાં **મેળવાય** છે અને જો હિંદનો ઉદ્ધાર થવાનો હોય તો તે મેળવાયેલા જ્ઞાનથી જ થવાનો. એનું એ જ સાચું પ્રેરક બળ છે. તેજ ઉદ્દેશથી મુંબાઇ સરકારે હાલમાં વડોદરા રાજ્ય માફક પુસ્તકાલયો ઉઘાડવા તજવીજ કરી છે.

આ પુસ્તકાલયોથી તો જીવનપલટો શિક્ષકોનો થયો છે. કારણ, કસ્બાથી દૂરના સ્થળે મેટ્રિક પાસ શિક્ષક શાળાના વખત બાદ શું કરે ? તે પોતે મેળવેલા જ્ઞાનનો ઉપયોગ પુસ્તકો દ્વારા તાજો રાખી શકે અને જો સેવાભાવી હોય તો પુસ્તકાલયને ગામડાની એક ઉપયોગી સંસ્થા બનાવી શકે. આ સંસ્થામાં તે શાળાના વખત બાદ પુસ્તકાલયના નહિ સમજાતા પ્રશ્નો ઉપર ચર્ચા કરે, અને તેનો ઉકેલ લાવે. વળી વર્તમાનપત્રો દ્વારા દુનિયા કઇ દિશામાં કેવી રીતે આગળ વધે છે તથા નવીન હુન્નર-ઉદ્યોગની માહિતી મેળવે તો ગામડાની ગરીબ પ્રજા ફરીને પ્રાણવાન બને.

જ્યારે પુસ્તકાલયો દ્વારા આપણને ઘણો લાભ છે અને શ્રીમંત સરકારે તે લાભ ઘણી જ મદદ કરીને વહેલી તકે મેળવી આપ્યો છે ત્યારે પુસ્તકાલયોનાં બજેટ પણ અવશ્ય થવાં ઘટે. આજે પુસ્તકાલયોની મોટામાં મોટી ભીડ બજેટ માટેની છે. કારણ, વર્ષ પછી વર્ષ ખાધ આવે છે. હવે જ્યાં બજેટ માટે પર્વણીદિને ' લોકમદદ ' ન થઇ શકી હોય ત્યાં આ **જ્ઞાનપંચમી**ના ' જ્ઞાનદિન ' તરીકે ' **પર્વણીદિન** ' માફક સવારમાં બાળ-સંમેલન, બપોરે સ્ત્રીસંમેલન, સાંજના વડેરાનું સંમેલન, ને રાત્રે મેજિક લેન્ટર્ન દ્વારા પ્રતિ-વર્ષ ' લોકમદદ ' એકઠી કરે તો શકય છે. કારણ, જ્ઞાનની ઉપયોગિતા અને કિંમત, તેનું મહત્ત્વ અને રહસ્ય પૂરેપુરૂં સમજાય અને લક્ષમાં આવે એ હેતુથી આપણા પૂર્વજોએ બેસતા નવીન વર્ષની શરૂઆતમાં એક દિવસ નિયુક્ત કર્યો છે, કે જે દિને જ્ઞાનને તેના મૂર્ત રૂપ પુસ્તકને જ્ઞાનભંડારમાંથી કાઢી તેનું ભાવપૂર્વક પૂજન અર્ચન કરવામાં આવે છે. અને એ રીતે જ્ઞાનમહિમા દ્રવ્ય વગેરેથી પૂજન કરીને વધારવામાં આવે છે. જૈન સમાજ આજે એ રૂઢિ સાચવી રહી જ્ઞાનની આરાધના **જ્ઞાનપંચમીને દિને** કરે છે.

—ૐ—

જેને પોતે કમાયેલા પૈસાની કિંમત છે તે તો ક્ષણભર માટે મનોરંજક જણાતાં છતાં આખરે હાનિકારક એવાં પુસ્તકોથી તો વેગળો જ રહેશે, અને પોતે પોતાની કમાણી-માંથી બચાવી જે પુસ્તકો ખરીદતો હશે તે તો શિષ્ટ વાચનનાં જ પુસ્તકો ખરીદી એકલા પોતાનું જ નહિ, પરંતુ પોતાની પાછળનાંઓનું પણ હિત સાધવા માટે સારા સંસ્કારનો આ અમૂલ્ય વારસો મૂકી જશે.

# હસ્તલિખિત સામયિકો

**જ્યારે** આકર્ષક છપાઇ તથા ઉઠાવવાળાં સામયિકો સંખ્યાબંધ નીકળી રહ્યાં છે ત્યારે હસ્તલિખિત સામયિકો કાઢવાની વાત કેટલાકને વિચિત્ર લાગશે.

કહેવાતી સંસ્કૃતિના પ્રતીકરૂપે પ્રથમ વર્ગની હોટલો તથા રેસ્ટોરાં નીકળવાથી આપણે ઘેર રાંધવાનું છોડી દીધું છે ? સાહિત્યમાં અસંખ્ય બાળકો દેખાવા છતાં આપણાં ઘરનાં બાળકોની વાત આપણને આનંદદાયક લાગતી નથી ? ટૉકીઝનો આટલો પ્રચાર થવા છતાં શાળામાં આપણાં બાળકો જે નાટકો ભજવે છે તેમાં આપણને રસ પડતો નથી ? સાઇકલ, મોટર, વીજળીથી ચાલતી ટ્રામો, ઝડપથી ચાલતી ટ્રેનો તથા વાયુયાનો હોવા છતાં આપણે ચાલવાનું છોડી દીધું છે ?

*

તેવી જ રીતે સામયિકોના જગતમાં હસ્તલિખિત સામયિકનું સ્થાન છે. મિ. ડી. કૃષ્ણૈયા એક એંગ્લો વર્નાક્યુલર હસ્તલિખિત સામયિકના તંત્રી છે. એ સામયિકના થોડા અંકો નીકળ્યા છે. તે ક્ષેત્રના તેમના અનુભવનું તેમના શબ્દોમાં જ વર્ણન આપવું ઠીક પડશે.

પહેલાં તો મારે જણાવવું જોઇએ કે મદ્રાસ યુનિવર્સિટી લાઇબ્રેરીના તથા કોનેમરા જાહેર પુસ્તકાલયના હસ્તલિખિત કાર્ડ કેટલોગ, બુકસેલરોના પ્રગટકર્તાઓના તથા પુસ્તકાલયના સચિત્ર ફોલ્ડરોમાં, ઉપયોગિતાની દૃષ્ટિએ શ્રેષ્ઠ જણાયા છે. હસ્તલિખિત કાર્ડ કેટલોગના વિકાસનો ઇતિહાસ લાંબો પણ રસદાયક છે, પરંતુ સામાન્ય વાચકને તેમાં બહુ રસ પડશે નહિ.

હવે હસ્તલિખિત સામયિકો પર આવતાં, પુસ્તકરૂપે છપાયા પહેલાં, બધાં પુસ્તકો તથા લેખો હસ્તલિખિત સ્વરૂપમાં હોય છે તે તો દરેક જણ કબૂલ કરશે. ઘણાં અપ્રગટ પુસ્તકોની શોધખોળ સાહિત્યપ્રેમીઓ કરી રહ્યા છે. મદ્રાસની ઓરિએન્ટલ મેન્યુસ્ક્રિપ્ટ લાઇબ્રેરી તથા તેની અભ્યાસપૂર્ણ શોધખોળ આ જાતનું કાર્ય છે. તે દરેક સાહિત્યપ્રેમી કદી પણ ભૂલશે નહિ.

કેદમાં પુરાઇ રહેલ હસ્તલિખિત પુસ્તકોમાં કળામય દૃષ્ટિ, ધીરજ, ઉત્સાહ, મધ્યરાત્રિ સુધીની મહેનત, મગજમારી, જીવનભરનો અભ્યાસ—આ બધું શાશ્વતપણાના વિશિષ્ટ હેતુ માટે હોય છે. આ બધું લંડનના સંગ્રહસ્થાનમાં તથા બીજાં સ્થળોએ, સંતોષ આનંદ તથા કળાના કાર્યની નોંધ માટે સાચવી રાખવામાં આવ્યું છે.

*

વિદ્યાર્થીઓનાં સુંદર વાક્યોની તથા તેમના વખાણની નોંધ રાખવા તેમ જ તેમને ભવિષ્યના લેખકો, વર્તમાનપત્રકારો તથા મહાન વ્યક્તિઓ બનવા માટે ઉત્તેજન આપવા વાસ્તે શાળાઓમાં હસ્તલિખિત સામયિકો હોય છે. સહકારની ભાવનાને અંગે ચિત્રકળામાં પ્રવીણ વિદ્યાર્થી આ સામયિકને કળામય બનાવવા માટે પોતાનો સમય ગાળે છે. ઔદ્યોગિક વલણવાળો વિદ્યાર્થી તેની સરસ બાંધણી કરે છે. આ રીતે ટુંકામાં વિદ્યાર્થીઓ પોતાની કલ્પના તથા ઇચ્છા પ્રમાણે તેમની શાળાના 'બાળક'—શાળાના હસ્તલિખિત સામયિક—ને

## વાસ્તવદર્શન અને કલ્પના

" મારો કહેવાનો આશય એ નથી કે લેખકોએ પોતાના લખાણમાં કોઇ ઊતરતો કે દંભી માર્ગ દર્શાવવો, પરંતુ હું એટલું તો જરૂર કહું છું કે તેઓએ વધારે વાસ્તવવાદી બનવા તરફ પોતાની કલમને દોરવી જોઇએ, કે જે વાસ્તવવાદને એનો વાંચનાર વર્ગ પણ અનુસરવા પ્રયત્ન કરતો હોય.

" લેખકો બહુ કલ્પનાશીલ વસ્તુઓ રજૂ કરીને પોતાના વાચકગણ સમક્ષ જીવનનું એક વિકૃત ધોરણ રજૂ કરે છે. એમાંની કલ્પનાપ્રધાન વાતોથી વાચકગણ પૈસા, લગ્ન અને જીવનધોરણ–એ બધામાં સુખ અને કૃતેહને જોતો બની જાય છે ખરી રીતે તો સૌથી વધુ નીરસ, બહુ જ વિસ્તૃત અનુભવ જે વિષયનો જગત સમસ્તને છે;- જેની વિવિધતા માત્ર શબ્દકોષમાં અને સંસ્કાર માત્ર એને સ્પર્શતાં બે પાત્રો પૂરતો જ હોય છે."

પર્લ બક વાર્તાઓમાં આવતા સુખી અન્તની વિરુદ્ધ પોતાનો મત દર્શાવે છે. આથી એને સુખી અન્ત પ્રત્યે, સુખદ બનાવો પ્રત્યે ઘૃણા છે એમ માનવાનું નથી; ઊલટું પોતાનાં પુસ્તકો, ચિત્રપટો વગેરેમાં એ પ્રકારના સુખદ અન્તોને મૂકવા ભારે પ્રયત્ન કરતી હોય છે. તેમ છતાં એ માને છે કે પાત્રોને ચાલી આવતી રૂઢિના ખોખામાં જેનો અન્ત હંમેશાં સુખી જ હોય છે–પૂરી રાખવાથી એવાં પાત્રો વાર્તા અને નાટકોનો ત્યાં જ અંત આણી દે છે. આ પ્રકારનું વાચન વ્યક્તિને માનવજીવનની સમસ્યાઓનો સામનો કરવાની તાકાત નથી આપી શકતું કે એવી મુશ્કેલીઓ ઓળંગવાની બુદ્ધિ પણ નથી આપતું.

[ સાહિત્યનું નોબેલ પારિતોષિક પ્રાપ્ત કરનાર મિસિસ પર્લ બક ]

શણગારવા યત્ન કરે છે અને તેના ફેલાવાથી બધાને આનંદ થાય છે અને પોતાના કાર્યનું તેમને મહત્ત્વ લાગે છે.

*

કદાચ કોલેજીઅનોને આવો યત્ન તદ્દન પુરાણો અને મધ્યકાલીન લાગે; ભલે તે તેમ ધારે.

હસ્તલિખિત સામયિકો કાઢનારા ખાનગી આસામીઓનો કંઇક વિશિષ્ટ હેતુ હોય છે. મેથ્યુ આર્નોલ્ડની કવિતા 'રગ્બી ચેપલ'માં જણાવ્યા મુજબ કદાચ મનુષ્યોના ત્રણ પ્રકાર હોય છે.

કેટલાક તો શરૂઆતમાં પોતાનું લખાણ છપાવીને ખરચના મોટા ખાડામાં ઉતરી શકે તેવા હોતા નથી. આપણે ત્યાં અળસિયાની પેઠે જન્મીને તુરત મૃત્યુશરણ થતાં કેટલાંયે સામયિકો છે !

કેટલાક લોકો તેમના પ્રયત્નમાં લોકોનું દૃષ્ટિબિંદુ જાણવાનો તથા તેમની નાડ પરખવાનો યત્ન કરે છે. કેટલાકો જે વિષયમાં પોતે રસ લેતા હોય તે વિષય માટે આ સ્વરૂપને પસંદ કરે છે. આ સાહસની કિંમતમાં અખૂટ ધીરજની જરૂર પડે છે, અને જે તંત્રી એકલો જ બધો કારભાર ચલાવતો હોય તે સ્ટેશનરી વગેરે ખરીદવા માટે થોડા પૈસાની જરૂર પડે છે. નહિતર સમય તથા પૈસાની તંગીના આ સમયમાં બીજાઓ તરફથી હાર્દિક સહકાર મળવાનો સંભવ ઓછો હોઇ યત્ન નિષ્ફળ જવાનો સંભવ છે.

જો તંત્રીની ઇચ્છા હોય તો તે પોતાના એ બાળકને પોતાની ઇચ્છા તથા શક્તિ મુજબ શણગારીને તેને ખરેખર આકર્ષક બનાવી શકે છે. જ્યારે તેને જણાય કે હવે બાળક હષ્ટપુષ્ટ થયુ છે ત્યારે જો તેની ઇચ્છા હોય તો તેને છપાવેલ સ્વરૂપ આપે અથવા તો તેના મૂળ સ્વરૂપથી જ સંતોષ માને તે તેને સુંદર સ્વરૂપ સજાવી શકે. એક દેખાતી ખામી એ છે કે આવાં સામયિકનો પ્રચાર ખર્ચાળ થઇ પડે છે અને છપાયેલ સામયિકો જેટલો તેનો વિશાળ ફેલાવો થઇ ન શકે. પરંતુ છપાતાં પુષ્કળ સામયિકો પર ઘણાં માણસો ઊડતી નજર નાખે તે

કરતાં થોડા માણસો આવાં સામયિકો વાંચીને સંસ્કૃતિનો ખરો અર્થ સમજતા થાય તેમાં એક જાતનો ગુપ્ત આનંદ રહેલો છે. કોઇ પણ વાચનાલયના સામયિકોના વિભાગમાં જોશો તો જણાશે કે ટેબલ પર ઘણાં સામયિકોને હાથ પણ અડાડવામાં આવતો નથી, અને બહુ જ થોડાં પર વાચકોનું ધ્યાન ખેંચાય છે. જે વાચનાલયમાં સંખ્યાબંધ સામયિકો આવતાં હોય ત્યાં સામયિકોને વંચાવાની કેટલી તક મળતી હશે તેના આંકડા કાઢવા કરતાં કલ્પનાથી વધારે સહેલાઇથી સમજી શકાશે.

ટુંકામાં હસ્તલિખિત સામયિકના ફાયદા આટલા છે—જો તંત્રીને પોતાના કાર્ય માટે પ્રેમ તથા ઉત્સાહ હોય તો તે પોતાની વસ્તુને શાશ્વત હિતની બનાવી શકે. દરેક પાનું કળામય રીતે શણગારી શકાય દરેક પૃષ્ઠનો અંત રંગબેરંગી રીતે પૂરી શકાય. ચિત્રો અને સ્કેચો મોટા પ્રમાણમાં આપી શકાય વિવિધ સચિત્ર પત્રોની કાપલીઓ ચોઢીને આખું સામયિક કળામય બનાવી શકાય. છાપવામાં જુદા જુદા પ્રકારનાં બીબાંની મહેનત અને લાંબા ચોડા શુદ્ધિપત્રકને બદલે હસ્તલિખિત સામયિકના તંત્રીના અક્ષરો સારા હોય તો વાચકની આંખને મહેનત આપ્યા સિવાય દરેક જાતના વાચકની રસવૃત્તિ પોષી શકે. ચિત્રો અને એવી બીજી વસ્તુઓથી આંખને આનંદ આવે છે અને આ રીતે લેખકના યત્નને ટેકો મળે છે.

*

જ્યાંસુધી આપણે આપણાં બાળકો પર પ્રેમ રાખતા ચાલુ રહીશું, આપણાં અવયવો આપણને ગમતાં હશે ત્યાં સુધી હસ્તલિખિત સામયિકોનું અસ્તિત્વ ચાલુ રહેવાનું અને બીજાં સામયિકો યંત્રથી થાય છે તેને બદલે આ હાથથી થતાં હોવાથી આગેકદમ કૂચ કરશે.

આ આગાહી જેવું લાગે છે ? હું ધારું છું કે ખરેખર નહિ

**છોટાલાલ માનસિંગ કામદાર**

## ઊગતા લેખકોને

ઊગતા અને તરુણ લેખકો ઘણી વખત નિષ્ફળતા અનુભવે છે. એ પરત્વે તો એવી માન્યતા છે કે ઘણી વખત ઊગતા લેખકોમાં શક્તિનો અભાવ હોય છે, અને કેટલીક વખત તો પોતાના લખાણને બહાર મૂકવાની વધારે પડતી ધગશ તેઓ રાખે છે. લખાણ તૈયાર કર્યા પછી એના પર ફરી અને ફરી હથોડી મારવાનો, બહુ જ ધીરજ અને શાન્તિપૂર્વક એને તપાસવાનો શ્રમ લેવા તેઓ તૈયાર નથી હોતા. કેટલીક વખત ઊગી આવતા વિચારને કે પાત્રને મનોભૂમિમાં પરિપક્વ થવા દીધા વગરજ કાગળ પર અને બીબાં પર ઉતારી નાખવાની ઉતાવળ તેઓ કરે છે આ કારણે ઊગતા લેખકો ઘણી વખત બહુજ કપરી નિષ્ફળતા અનુભવે છે.

આ ઉપરાંત કેટલાક તરુણ લેખકો એક બીજી પણ ખામીના ભોગ થઇ પડે છે. તેઓ લખ્યે જ જાય છે, ઢગલે ઢગલા લખ્યે જ જાય છે; પરન્તુ એ લખાણની ભૂમિકા, વસ્તુ, પાત્રો, એમાં આવતું સમાજનું ચિત્ર—એ પરત્વે કાંઈ જ લક્ષ તેઓ આપતા નથી. તેઓ અંધારામાં જ જાણે અથડાતા કુટાતા હોય છે તેમના લખાણ પાછળ કોઈ જ પ્રકારની યોજના, વિવેકબુદ્ધિ, નેમ એવું કાંઇ કાંઇ જ હોતું નથી. નવલકથાલેખકો માટે પત્રકારત્વ એક ભયસ્થાન સમું છે. વર્તમાનપત્રનું પહેલુ પાનું અને વાર્તા એ બેની વચ્ચે કશું જ સામ્ય નથી હોતું.

જો તમે તદ્દન જ કોરા—અનુભવ વગરના—દુનિયાથી ભાગતા રહેશો તો તમે કોઇ વ્યક્તિના જીવનમાં ઊંડા નહિ ઉતરી શકો, કોઇ તમારા જીવનના અતલ ઊંડાણમાં ડોકિયું કરવા નહિ આવે, અને સૂકા, નીરસ અને જીવનની સુંવાળપ વગરનાં આલેખનો કોને માર્ગ ચીંધી શકવાનાં હતાં ? લેખક એવો સુક્કો, અનુભવ વગરનો બનશે તો એ માનવજીવનને ક્યાંથી સમજી શકશે ? ક્યાંથી એ લખવાની ભૂમિકા શોધશે ?

[ મિસિસ પર્લ બક ]

ઇતર વાચન માટે હાલ શાળાઓના અભ્યાસક્રમમાં જે વિષય રાખવામાં આવ્યો છે તેની જગ્યાએ શિષ્ટ વાચનનું સારૂં જેવું વર્ગવાર જુદું પુસ્તક જ-જે વર્ગમાં છોકરાઓ સમક્ષ વાંચી જવા અને તેમાંથી જ પ્રશ્નોત્તરી કાઢવાનો વહીવટ કેળવણી ખાતા તરફથી રાખવામાં આવે તો નાનાંમોટાં સર્વ બાળકોને તેઓ શાળા છોડી જાય તે પહેલાંથી જ ઇતર વાચનનો શોખ લાગેલો હોવાથી, મોટી ઉંમરે પણ પુસ્તકવાચન તરફ તેઓ વધુ ખેંચાતા રહી શકે. આ કામે પુસ્તક એવી નજીવી કિંમતનું અને ઉપયોગી હોવું જોઇએ કે જેથી બંને લાભ મેળવી શકાય. આ બાબત ઘણાઓને પસંદ પડશે, પરંતુ આ યોજના કેળવણી ખાતા સાથે કરવાની હોવાથી, રાજ્ય પુસ્તકાલય પરિષદની થોડા જ વખતમાં મળનારી બેઠક વખતે એ બાબતની ચર્ચા વધુ જોશભેર ઉપાડી લેવામાં આવે એ ઇચ્છવા જોગ છે.

છેવટમાં તાલુકાના શિક્ષક ભાઇઓને પુસ્તકાલય શિક્ષણ વર્ગનો મોટા પ્રમાણમાં લાભ લેવાની તેમ જ જેવી પરમાર્થી સેવા શિક્ષક ભાઇઓ બજાવતા રહ્યા છે તેવી જ પોતાથી બની શકતી સેવા બજાવવા માટે જે તે ગામના તલાટી ભાઇઓ પણ પુસ્તકાલયમાં રસ લેતા થાય એવી નમ્ર વિનંતિ એક વાર ફરીથી કરૂં છું.

એક મહાન ફિલસૂફે કહ્યું છે કેઃ—

"કોઇ ઢુંઢે જંગલ જંગલ, કોઈ જાએ મંદર,
મયને તેરા જલવા દેખા, પુસ્તકાલય અંદર."

સ્વાગત પ્રમુખનું ભાષણ પૂરૂં થયા બાદ પરિષદના પ્રમુખની વરણી કરવામાં આવી હતી. બાદ પરિષદની સફળતા ઇચ્છતા સંદેશાઓ વાંચવામાં આવ્યા હતા, જેમાં પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક, શ્રી મોતીભાઇ અમીન સાહેબ. શ્રી. ઠાકોરભાઇ ના. દેશાઇ વગેરેના મુખ્ય હતા.

બાદ પરિષદના પ્રમુખશ્રીએ ભાષણ કર્યું હતું જેનો સાર નીચે પ્રમાણે છેઃ—

## પ્રમુખ સાહેબનું ભાષણ

શરૂઆતમાં તેઓશ્રીએ ગણદેવીના કાવસજી ધનજીભાઇ પુસ્તકાલયનો પરિચય–ઇતિહાસ આપી જણાવ્યું કે, ગણદેવીનું શ્રી કાવસજી ધનજીભાઇ પુસ્તકાલય ગુજરાતનાં ઘણાં થોડાં જૂનાં પુસ્તકાલયોમાંનું એક છે. પાશ્ચાત્ય કેળવણીનો બહોળો પ્રચાર થયો નહોતો, આધુનિક સંસ્કૃતિના પાયા હજુ મંડાયા નહોતા એવે સમયે ગણદેવીના કેટલાક જ્ઞાનપિપાસુ નાગરિકોને પુસ્તકાલયની આવશ્યકતા જણાયેલી અને એક પારસી ગૃહસ્થની આગેવાની અને પ્રયાસને અન્તે એ પુસ્તકાલય જન્મ પામેલું. બાલ્યાવસ્થામાં પારસી ગૃહસ્થોની ઉદારતાથી અને પાછળથી હિંદુ પારસી સહકારથી પોષણ પામતું અને બે નિઃસ્વાર્થી કાર્યકરો રા. રૂાતમજી ખરશેદજી મોબેદજીના અને રા. કાવસજી એદલજી ગણદેવીઆ એમની સેવાઓથી આગળ ધપતું એ પુસ્તકાલય શ્રીમંત મહારાજા સાહેબની વિશાળ પુસ્તકાલય નીતિના બળે એક સુંદર પુસ્તકાલયમાં પરિણમ્યું હતું. એ પુસ્તકાલયની હીરક મહોત્સવની ઉજવણી પ્રસંગે મુ. પૂ. મોતીભાઇ અમીન સાહેબની સૂચના, પ્રેરણા અને ઉત્સાહના પરિણામે ગણદેવીમાં વડોદરા રાજ્યનાં તમામ પુસ્તકાલયોની પ્રથમ પરિષદ ભરવામાં આવી હતી. એ પ્રમાણે રાજ્યની

પુસ્તકાલયપ્રવૃત્તિને વેગ આપવામાં ગણદેવીએ પહેલ કરી હતી. હિંદુ, પારસી, મુસ્લીમ ઐક્ય અને સહકારનું એ એક સુંદર ફળ હતું. વડોદરા રાજ્યની એ પ્રથમ પુસ્તકાલય પરિષદ ગણદેવીમાં મળ્યે આશરે બાર વર્ષ થયાં અને રાજ્યમાં કંઇક અંશે પુસ્તકાલય પ્રવૃત્તિએ સારો વેગ પકડ્યો. રાજ્ય પરિષદો પછી પ્રાન્તે પ્રાન્તે અને તાલુકે તાલુકે પરિષદો મળવા લાગી. માત્ર એ દિશામાં પહેલ કરનાર ગણદેવીમાં તાલુકા પરિષદ આજે બાર વર્ષે મળે છે. હવે પછી ગણદેવી તાલુકા પરિષદ દર વર્ષે મળતી રહે, મત-મતાંતરો રહ્યા છતાં આ દિશામાં તો પરસ્પર સહકાર નીતરતો રહે અને જનસમાજની ઉત્કર્ષસાધક આ પ્રવૃત્તિ વધુ ઝડપી અને વેગવાન બને એવી પ્રભુ પ્રત્યે મારી પ્રાર્થના છે.

આગળ ચાલતાં પ્રમુખશ્રીએ શ્રીમંત મહારાજા સાહેબે કરેલાં લોકહિતૈષી કાર્યોનો સભાજનોને સુંદર ખ્યાલ આપ્યો હતો. અને જણાવ્યું હતું કે, પુસ્તકાલય પ્રવૃત્તિ વિષે આપણા એ મહાન રાજવીના મહાન પ્રયાસો વધુ ને વધુ સફળ થતા રહે તેની જવાબદારી શિક્ષક-વર્ગને શિર છે. ગામડે ગામડે પુસ્તકાલયનું સંચાલન કરતા શિક્ષક બંધુઓ ગ્રામજનતાના માર્ગદર્શક અને ગ્રામજીવનના સૂત્રધાર છે. ગ્રામજનતાને અંધકારમાંથી અજવાળામાં દોરવી લઇ જવાનો શિક્ષકોનો નિશ્ચય હોવો જોઇએ. એવો નિશ્ચય ફળદાયી ક્યારે નીવડી શકે ? ચારિત્રનો પ્રભાવ અને નિઃસ્વાર્થી સેવાની ભાવના એ બેની સંકલના થયે જ એ નિશ્ચય ફળદાયી નીવડે એમ આપ સર્વ સ્વીકારશો. વળી ગામડામાં શિક્ષકનું શું સ્થાન છે તે દૃષ્ટાંતસર દર્શાવતાં તેમણે જણાવ્યું કે, ગુજરાતમાં તો શિક્ષક એટલે મહેતાજી એવા હલકા ઉપનામથી ઓળખાય છે. એમ છતાં કવિશ્રી લલિતજીના ગામડાંના ભોળા ભોળા લોકવર્ગમાં ગામડાનો શિક્ષક એ એક સાધારણ વ્યક્તિ નથી. ગ્રામજીવનમાં એનું સ્થાન કાંઇ ઊતરતું નથી. એ સ્થાન જાળવી રાખવું એ એના હાથમાં છે, પરંતુ આ તાલુકામાં નહિ તો અન્યત્ર શિક્ષક પોતાનું સ્થાન આદર્શ ચારિત્રના અભાવે જાળવી શકતો હશે કે કેમ તે બાબત મને શંકા રહે છે. ઉત્તર ગુજરાતમાં બ્રાહ્મણોની વસ્તી કેટલાક ભાગમાં ઠીક ઠીક છે અને તેથી બ્રાહ્મણ શિક્ષકો સારી સંખ્યામાં હોય છે. એમની અધોગતિનું માત્ર એકજ દૃષ્ટાંત આપીશ. કોઇ ગામડે અમલદાર સાહેબનો મુકામ થાય ત્યારે રસોઇ કરનાર બ્રાહ્મણ મળી નહિ આવતાં બ્રાહ્મણ શિક્ષકની સેવા લેવામાં આવે અને એક વખતનું મફત ભોજન મળી શકે તે માટે એ બ્રાહ્મણ શિક્ષક પોતાનું સ્થાન ભૂલી જઇ રસોડે જઇ બેસે અને ગ્રામજનતામાં હલકો બને. પોતાનું સ્વમાન જાળવવાનું ચૂકે તો ખરેખર શિક્ષક પોતે કોઇ પ્રકારનું સેવાક્ષેત્ર સાધી શકે નહિ, એ સ્પષ્ટ છે. ચારિત્રશીલ શિક્ષક હોય તો જનસમાજ તેની દોરવણીએ ન દોરવાય એ વાત હું સ્વીકારી શકતો નથી. પરંતુ આજનો શિક્ષક કાં તો ઉદરપોષણાર્થે અધમ બની પોતાના ચારિત્રનું બળ ગુમાવી બેસે છે અગર ગ્રામજીવનમાં પોષાઇ શકે એવી મહત્ત્વાકાંક્ષા સાધવા માટે ગામના એકાદ પક્ષનો નેતા થઇ બેસે છે. ગામના તલાટીનો હરીફ થાય છે અને ગામના બે પક્ષોમાં એક પક્ષે તલાટી સૂત્રધાર અને બીજે પક્ષે શિક્ષક સૂત્રધાર બનતાં ગામનું નિર્દોષ જીવન છિન્નભિન્ન થઇ જાય છે. કેટલાક સ્થળોએ એક વકીલ તલાટીને સાધે છે જ્યારે બીજો વકીલ શિક્ષકને સાધે છે અને એ રીતે ગામના ઝઘડા વધતા જ રહે છે. જો શિક્ષક

પોતે એટલું સ્વીકારી લે કે ભલે ગામનો તલાટી તે ગામનો નેતા હોય, ગામનો એક સત્તાધારી રાજા હોય, હું તો ગામનો નમ્ર સેવક છું તો એ ગામનું શ્રેય અનેક દિશામાં સાધી શકે. ઉપરોક્ત સ્થિતિ ગણદેવી તાલુકામાં છે કે કેમ તેની મને પ્રત્યક્ષ માહિતી નથી.

ગામડાના પુસ્તકાલયનો સંચાલક શિક્ષક છે. સંચાલક તરીકે મહાન જવાબદારી તેને માથે છે. **પુસ્તકાલય અગર વર્તમાનપત્રની સંખ્યામાં વધારો કરતા રહ્યાથી એ જવાબદારી સંપૂર્ણ થતી નથી.** ગ્રામજનતામાં એક નમ્ર સેવક તરીકે ભેળાઇ જઇ તેમનામાં એમણે વાચનરસ કેળવવો જોઇએ, એજ એમનું મહત્ત્વનું કાર્ય કહી શકાય. શ્રીમંત મહારાજા સાહેબ ગામડે ગામડે પુસ્તકાલય સ્થાપવા પૂરતા પ્રમાણમાં આર્થિક સહાય કરે પરંતુ આપણા હાથે આવેલ એ પુસ્તકાલય ધૂળ ખાતું રહે તો તેમાં દોષ કોનો ? કેટલેક સ્થળે જોતાં પુસ્તકાલયનાં પુસ્તકોને બાઝેલા ધૂળના થર વર્ષ દિવસે પણ દૂર થતા હશે કે કેમ તે બાબત મને શંકા આવેલી.

ત્યારબાદ શિક્ષકોને ઉદ્દેશી પ્રમુખ સાહેબે જણાવ્યું કે, શ્રી ગઝદર પુસ્તકાલય તે એક વખતના સુંદર સહકારનું પરિણામ છે. ભલે મહત્ત્વાકાંક્ષી શહેરોમાં એવો સહકાર સંયોગવશાત્ જળવાઇ ન રહે, ગામડામાં આવો સહકાર ભયમાં ન આવી પડે એટલી સંપૂર્ણ દક્ષતા રાખશો. નમ્ર સેવક તરીકે પુસ્તકાલયનું સંચાલન કરતા રહેશો. ગામના અનેકવિધ ઝગડાઓથી પર રહેશો તો તમારૂં ક્ષેત્ર સરળ રહેશે. અને પ્રસંગવશાત્ ગામડાના ઝગડામાં તમે ઝડપાઇ જાઓ તો પણ પુસ્તકાલયના સંચાલનમાંથી વિરુદ્ધપક્ષનો અગર તમારા સૂરમાં સૂર પૂરતો ન હોય એવા સ્વતંત્ર માનસની વ્યકિતઓને દૂર રાખવાની ભૂલ કરશો નહિ. જનસમાજનો ઉત્કર્ષ સાધવાનાં કાર્યોમાં વ્યકિતગત માનાપમાન અને વૈરભાવની વૃત્તિઓથી પર રહેશો. એવી શકિતનો અભાવ એ જ આ દેશની દુર્દશાનું મુખ્ય કારણ છે. કોઇ એક સંસ્થા અગર પ્રવૃત્તિના ઝગડા અને તેથી ઉપસ્થિત થતા પ્રસંગો ગામની દરેક સંસ્થા અને પ્રવૃત્તિને રગદોળી લે છે. અને પરિણામે વિકસેલો જનસમાજ સંકુચિત થઇ લોકજીવન અધોગતિએ પહોંચે છે. તેથી મારો ખાસ આગ્રહ છે કે આપના ગામની પુસ્તકાલયપ્રવૃત્તિ આંતરિક કલહોથી જકડાઇ જાય નહિ એવો પ્રયાસ હંમેશ કરતા રહેશો.

આગળ ચાલતાં પુસ્તકાલયોના સંચાલકોને કેટલીક સૂચનાઓ આપી તેમણે જણાવ્યું કે, ગ્રામ્ય પુસ્તકાલયોની આર્થિક સ્થિતિ એટલી સબળ નથી કે કોઈ પણ ક્ષતિને દૂર કરી શકે. આજે અનેક પુસ્તકો એક પછી એક પ્રસિદ્ધ થતાં જાય છે. ગ્રામ્ય પુસ્તકાલય એ તમામ પુસ્તકો ખરીદ કરી શકે નહિ એ સ્પષ્ટ છે. ગણદેવી તાલુકાના સુયોગે ઘણાં ખરાં ગામો એકમેકની નજીકમાં છે. એક ગામનો વાચક બીજા ગામના પુસ્તકાલયમાંથી પુસ્તક લાવી વાંચી શકે, તેથી જુદાં જુદાં પુસ્તકોનો લાભ મળી શકે તે માટે નજીક નજીકનાં પુસ્તકાલયોનાં જૂથ બાંધી જૂથ પુસ્તકાલયોમાં જુદાં જુદાં પુસ્તકો ખરીદી શકાય અને તેથી વાચકને વિવિધ પ્રકારનાં પુસ્તકો વાંચવા મળી શકે એવી યોજના કરી લેવાની જરૂર છે. એક પુસ્તકાલય સરસ્વતીચંદ્રના ભાગો રાખે તો બીજું પુસ્તકાલય ચંદ્રકાન્તના ભાગો ખરીદે એવી સમજ રાખવામાં આવે તો વ્યકિતગત પુસ્તકાલયની આર્થિક સ્થિતિથી જે ઉણપ દૂર થઇ શકતી નથી તે આ રીતે થશે,

પ્રમુખશ્રીનું ભાષણ પૂરું થયા બાદ મંત્રી શ્રી. ગઝદરે તેમનું નિવેદન વાંચ્યું હતું જેમાં તેમણે કેટલીક પ્રાથમિક હકીકત દર્શાવી જણાવ્યું કે

## મંત્રીનું નિવેદન

આ મંડળની સ્થાપના થયા પહેલાં આ તાલુકામાં ધમડાછા, ગઢત, સોનવાડી, માણેકપુર, ધનોરી અને માસા ગામે પુસ્તકાલયો અને અજરાઇ તથા દસેરા ગામે વાચનાલયો હતાં. ત્યાર પછી સને ૧૯૨૫–૨૬ માં શ્રી. કાવસજી એદલજી ગણદેવીઆ તથા શ્રી. ગજેન્દ્રરાય દેસાઇ, એઓના પ્રયાસથી ખખવાડા અને વલોટીમાં પુસ્તકાલયો અને તોરણગામ, ખંભેટા અને દેસાડમાં વાંચનાલયો જે તે ગામના લોકોના સહકાર અને ઉત્સાહથી ઉઘાડવામાં આવ્યાં. સને ૧૯૨૬–૨૭ માં ધમડાછા ગામે, ગામ લોકોના સહકાર અને ઉત્સાહથી સ્વતંત્ર મકાન બંધાઇ, નેક નામદાર દિવાન સાહેબને હસ્તે તા. ૯–૬–૨૭ ના ગુરુવારના રોજ ખુલ્લું મૂકયું. ત્યારબાદ સને ૧૯૨૯–૩૦ માં દેવધા ગામે પુસ્તકાલય ખોલવામાં આવ્યું. સને ૧૯૩૦–૩૧ માં તોરણ ગામે પુસ્તકાલય ખોલવામાં આવ્યું. સને ૧૯૩૧–૩૨ માં દેસરા વાંચનાલયને પુસ્તકાલયમાં ફેરવવામાં આવ્યું. સને ૧૯૩૨–૩૩ માં ત્યાંના ઉત્સાહી શિક્ષકો રા. ભાણાભાઇ મકનજી તથા રા. વલ્લભભાઇ લાલભાઇ, એઓના પ્રયાસથી પાથરી ગામે પુસ્તકાલય ખોલવામાં આવ્યું જેમાં ત્યાંના પરગજુ ભાઇ ગોવિંદજી વસનજીએ રૂ. ૧૦૦ સદર પુસ્તકાલય ખોલવા માટે આપ્યા છે, તેમને ધન્યવાદ ઘટે છે.

પાથરી જેવા નાના ગામના અમારા અનુભવ ઉપરથી અમો ભાર મૂકી કહીએ છીએ કે જો ગામના એકાદ પણ માણસને સારા સંસ્કાર પડેલા હોય તો તે સારા સંસ્કારનાં બીજ વહેલે મોડે પણ ઊગી નીકળ્યા વિના રહેતાં નથી અને તરત નહિ તો મોડેથી પણ ગામની ઉન્નતિમાં અગ્રભાગ ભજવે છે. વળી એ જ ગામે નવસારીના સખાવતી શેઠ ડૉ. જમશેદજી ખેરામજી વીમાદલાલના પુણ્યાર્થે તેમના દિકરાઓ તરફથી રૂ. ૨૦૦, પુસ્તકાલય માટે સ્વતંત્ર રૂમ બંધાવવા મળ્યા છે. અને તે રૂ. ૨૦૦, તથા તે ગામના લોકોએ અંગ મદદ કરીને શાળાના મકાનને જોડીને પુસ્તકાલય માટે એક ઓરડો બંધાવ્યો છે. એજ રીતે બીજાં પુસ્તકાલયો પણ પાથરીનું અનુકરણ કરી સ્વતંત્ર ઓરડો બંધાવે એમ ઇચ્છીએ છીએ.

ત્યારપછી સને ૧૯૩૨–૩૩ માં નવસારી પ્રાંત પુસ્તકાલય પરિષદ કોસંબા મુકામે ભરાઇ. ત્યાં પુસ્તકાલય મંડળ તરફથી આવેલું સિનેમા ગણદેવી લાવી તા. ૯–૧–૩૩ના રોજે ગણદેવી લાયબ્રેરીના આંગણામાં તથા તા. ૧૦–૧–૩૩ના રોજ તે વખતના ગણદેવી મહાલના લોકપ્રિય વહીવટદાર સાહેબના આગ્રહથી અત્રેના દેસાઇજીના કમ્પાઉન્ડમાં બતાવવામાં આવ્યું હતું. તેમજ એજ સાલમાં મે વેકેશનમાં ગણદેવી ચલાવેલા શિક્ષકોના ઓપ–વર્ગમાં રાત્રે મેજિક લેન્ટર્નની સ્લાઇડો બતાવવામાં આવી હતી. તથા સને ૧૯૩૩ના માર્ચ મહિનામાં ગણદેવી પંચાયત સપ્તાહ ધમડાછા મુકામે ઉજવવામાં આવી હતી તે વખતે પુસ્તકાલયનો સ્ટૉલ પ્રદર્શનમાં ગોઠવવામાં આવ્યો હતો. વળી એજ સાલમાં રા. વહીવટદાર સા. શ્રી શંકરભાઇની મદદથી અંભેટા, ધંધોર, ધકવાડા અને તલોધમાં પુસ્તકાલયો ખોલવામાં સફળ નીવડયા છીએ. સને ૧૯૩૪–૩૫માં શ્રીમંત મહારાજા સાહેબના હીરક મહોત્સવ અંગે નવસારી પ્રાંત પુસ્તકાલય મંડળ તરફની મદદથી આ તાલુકાના દેવસર, નાંદરખા,

પાટી, ભાઠા એ ગામોએ પેટી પુસ્તકાલય સાથેનું વાચનાલય ખોલવામાં આવેલ છે. એટલે આ તાલુકાનાં શાળાવાળાં તમામ ગામે પુસ્તકાલય અને વાચનાલયો થઇ ગયાં છે એ ગૌરવ લેવા જેવું છે. પરંતુ આપણું ગૌરવ સાચવી રાખવા માટે આપણા તાલુકાનું એક પણ પુસ્તકાલય બંધ ન પડે તે માટે આપ સર્વ કાળજી રાખશો એમ ઇચ્છીએ છીએ.

વળી સને ૧૯૩૬ની સાલમાં એપ્રિલ માસની ૧૯, ૨૦ અને ૨૧મી તારીખે આપણા તાલુકાના ધમડાછા ગામે નવસારી પ્રાંત પુસ્તકાલય શિક્ષણવર્ગ આ મંડળની ભલામણથી વ. રા. પુસ્તકાલય મંડળ તરફથી ચલાવવામાં આવ્યો હતો. તેમાં આ તાલુકાના ૨૧ ભાઇઓ અને બહારના તાલુકાના બે ભાઇઓ મળી ૨૩ ભાઇઓએ લાભ લીધો હતો. અત્રે ખેદ જાહેર કરવો ઘટે છે કે ઘેર બેઠાં ગંગા આવી હતી પણ સ્નાન કર્યા વગર રહી ગયા. ધમડાછા ગામે પુસ્તકાલય શિક્ષણવર્ગ ચાલે અને ધમડાછાના એક પણ શિક્ષક ભાઈએ આ વર્ગનો લાભ લીધો નથી. એ વર્ગમાં વ૦ રા૦ પુ૦ મંડળનું સિનેમા પણ બતાવવામાં આવ્યું હતું અને તે સિનેમા તાલુકાનાં બધાં ગામોએ આ મહાલ મંડળના ખર્ચે બતાવવા વિચાર્યું હતું. ગડત ગામે બતાવી ધનોરી મોકલવામાં આવ્યું હતું, પરંતુ કમનસીબે લાવવા લઈ જવાથી યંત્ર બગડી જતાં બતાવી શકયા નથી.

મંડળ તરફથી ખરીદેલાં સ્ટીરીઓસ્કોપ–કાર્ડઝ તથા રમતોના સેટોનો લાભ તાલુકાનાં પુસ્તકાલયો સારી રીતે લે છે.

આ તાલુકાના અજરાઈ, કેસલી, ખખવાડા, ગડત, ધંધોર, તલોધ, તોરણગામ, દેવધા, દેસગ, ધકવાડા, ધમડાછા, પાથરી, માણેકપુર અને માસાના કાયમ ફંડો પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. વડોદરામાં છે; ધનોરી પુસ્તકાલયનું ધનોરી સહકારી મંડળીમાં છે. સોનવાડી પુસ્તકાલયનાં પોસ્ટલ કેશ સર્ટિફિકેટોમાં રોકાયેલાં છે.

માણેકપુરના કા. ફંડનાં થોડાં નાણાં ત્યાંના રા. દાજીભાઇ વલ્લભભાઇને ત્યાં છે. તે વધુ ઇષ્ટ નથી, જેથી ઉપાડવા તજવીજ કરવા ભલામણ કરીએ છીએ. તેમજ ગડતના પુસ્તકાલયના મકાન ફંડના રૂા. ૫૦૦, ગડત પુ. ના પ્રમુખને ત્યાં વગર ખાતે અને વગર વ્યાજે પડી રહેલા છે તે વ્યાજે મૂકવા ભલામણ કરીએ છીએ.

મંડળની વાર્ષિક સભાઓ નિયમિત ભરવામાં આવે છે. તાલુકાનાં પુસ્તકાલયોનાં બજેટો, વાર્ષિક નિવેદનો તથા બજેટનાં નાણાં અત્રે આવે છે અને તે જે તે સ્થળે મોકલી આપવામાં આવે છે. તે બદલ પુસ્તકાલયો પાસે કંઇ પણ મહેનતાણું કે ફી લેવામાં આવતી નથી. જૂથમંડળની સભાઓ હજી તાલુકાનાં બધાં જૂથો ભરતાં નથી. તે નિયમિત ભરવા જૂથમંડળના મંત્રીઓને વિનંતિ કરીએ છીએ. ચાલુ સાલે ગણદેવી, બીલીમોરા અને અંભેટા એ જૂથોએ સભા ભરી છે. બાકીના ધમડાછા અને ગડત જૂથોએ સભા ભરી નથી. એ જૂથમંડળની સભાઓ હવેથી નિયમિત ભરાય તે માટે આ મંડળે ઠરાવ્યું છે કે આગસ્ટ માસના પહેલા બે રવિવારે ગણદેવી કરબા પુ૦ના ગ્રંથપાળે–દરેક જૂથે હાજર રહી સભાઓ ભરાવવી અને તે દિવસોએ ગ્રંથપાલને કસ્બા પુ૦માંથી છૂટા કરવા સદર સંસ્થાના મંત્રીઓને ભલામણ કરી છે. આ તાલુકા માટે શિષ્ટ વાચનની ખાસ પરીક્ષાઓ રાખવા બની શક્યું નથી. પરંતુ વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી જે પરીક્ષાઓ

લેવાય છે તેમાં અત્રેથી ઉમેદવારો ઉભા કરી પરીક્ષાઓ અપાવાય છે. કુલ એકંદર ૭ પરીક્ષામાં ભાગ લેવડાવ્યો છે. તેમાં કુલ ૩૧ ઉમેદવારોએ ભાગ લીધો છે. તે પૈકી ૨૩ પાસ થયા હતા. તેમાં ૭ ઉમેદવારોને કુલ રૂા. ૫) ઇનામ મળેલું છે.

વર્ષ આખરે આ તાલુકામાં ૨ કસ્બા પુસ્તકાલયો, ૧૮ ગ્રામ પુ૦ અને પાંચ વાચનાલયો છે. તે પૈકી બે કસ્બા પુ૦ અને બે ગ્રામ પુ૦ મળી ચાર સ્વતંત્ર મકાનવાળાં છે; તેમજ ગડત, ધમડાછા, માણેકપુર, માસા, સોનવાડી, અંભેટા, ગણદેવી એ સાત પુસ્તકાલયો ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં રજીસ્ટર થયેલાં છે. અને સોનવાડી, ખખવાડા, તોરણગામ, વલોટી, માણેકપુર, વડસાંગળ એ ગામોએ વર્ગીકરણ થયેલું છે.

છેલ્લાં ત્રણ વરસથી ગણદેવી કસ્બા પુસ્તકાલયના ગ્રંથપાળ રા. મણિભાઇ ગણદેવી તાલુકાના માનદ પ્રચારક તરીકે કામ કરે છે. એઓ પોતાની રજાનો ભોગ આપી સેવા બજાવે છે તે બદલ એમનો ઉપકાર માનીએ છીએ.

## પરિષદમાં થયેલા ઠરાવો

**ઠરાવ ૧**—કેટલાંક પુસ્તકાલયોના કાયમફંડની રકમ કેટલાક ખાનગી ઇસમોને ત્યાં હજી રાખવામાં આવેલી છે, તે રકમો ત્યાંથી ઉપાડીને સરકારી જામીનગીરીવાળી કોઇ પણ * બેંકમાં યા કંપનીમાં જમા મૂકવા આ પરિષદ જે તે પુસ્તકાલયના કાર્યકર્તાઓને ભલામણ કરે છે.

[દરખાસ્તઃ-ગડત સા. પુસ્તકાલયના મંત્રી ટેકોઃ-ધમડાછા સાર્વજનિક પુસ્તકાલયના મંત્રી

**ઠરાવ ૨**—પુસ્તકાલયનું કાયમી અસ્તિત્વ તેના કાયમફંડ ઉપર જ અવલંબેલું છે જેથી જે ગ્રામ પુસ્તકાલયનું કાયમફંડ રૂા. ૫૦૦)ની અંદર હોય તે ગ્રામ પુસ્તકાલયના મંત્રીઓ અને કાર્યવાહકોને રૂા. ૫૦૦)નું પૂરું ફંડ કરવા આ પરિષદ ભલામણ કરે છે.

[ ઠરાવ મૂકનારઃ—ધનોરી સા. પુ. ના મંત્રી ટેકોઃ—વલોટી સા. પુ. ના મંત્ર

**ઠરાવ ૩**—ગ્રામ પંચાયત પોતાના ગામનાં પુસ્તકાલયોને જે મદદ કરે તે નાણાં નવેમ્બર આખ સુધીમાં પંચાયતમાં ખર્ચ પાડી, પુસ્તકાલયોને અદા કરે એવી તજવીજ કરવા મે. રા. રા. વહીવટદા સાહેબને આ પરિષદ વિનંતિ કરે છે.

[દરખાસ્તઃ—વલોટી સા. પુસ્તકાલયના મંત્રી ટેકોઃ—અંભેટા સા. પુ. ના મંત્ર

**ઠરાવ ૪**—ચાલુ સાલે થી. નવસારી પ્રાંત પંચાયતે પ્રાંતનાં પુસ્તકાલયોને જે મદદ મળતી રા હતી તેમાં સરકારમદદના નીમે ભાગે જ સને ૧૯૩૯-૪૦ થી મદદ આપવા ઠરાવ્યું છે. આમ થવા નવસારી પ્રાંતનાં પુસ્તકાલયોને આર્થિક મદદના અભાવે એની ચાલતી પ્રવૃત્તિમાં મંદતા આવશે જ માટે નવસારી પ્રાંત પંચાયતના અધ્યક્ષ સાહેબ અને સભાસદોને આ પરિષદ નમ્રતાપૂર્વક અરજ કરે છે કે કરેલો ઠરાવ રદ કરી, ચાલુ રિવાજ પ્રમાણે સરકાર મદદ જેટલી જ પૂરેપુરી રકમની મદદ આપશે.

[દરખાસ્તઃ-રા. રા. નાતુભાઇ નિર્ભયરામ વૈદ્ય ટેકોઃ-રા. રા. કાવસજી એદલજી ગણદેવીઆ]

**ઠરાવ ૫**—જે જે ગામે સુધરાઇની સંસ્થાઓ છે અને જે સુધરાઇઓ તરફથી પુસ્તકાલયને હાલ મદદ મળે છે તે માટે તે સુધરાઇઓનો આ પરિષદ આભાર માને છે, અને વિશેષ વિનંતિ કરે છે કે સુધરાઇએ પોતાની હદનાં પુસ્તકાલયોને પૂરેપુરી સરકાર મદદ આપી, તેનો નિભાવ કરવો જોઇએ એમ પરિષદ આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

[દરખાસ્તઃ—ગણદેવી પુસ્તકાલયના મંત્રી ટેકોઃ— રા. રા. ગજેન્દ્ર હ. દે.]

---

* પુસ્તકાલયનું નાણું ગમે તે કોઇ બેન્ક વા કંપનીમાં જમા મૂકવાનું ધોરણ ઇષ્ટ નથી. એ નાણું તો ખાતા તરફથી જણાવાયેલા સ્થળે જ જમા મૂકી શકાય. [ જુઓ આ અંકમાં એ વિષેની સૂચના]

**ઠરાવ ૬**—મહાલનાં જે ગ્રામ પુસ્તકાલયોએ પુસ્તકોનું વર્ગીકરણ કરી વિષયવારી અને નામવારી રજીસ્ટરો બનાવ્યાં ન હોય તે ગ્રામ પુસ્તકાલયોના મંત્રીઓને આ વર્ષ આખર પહેલાં વર્ગીકરણ કરી વિષયવારી અને નામવારી રજીસ્ટરો તૈયાર કરી દેવા આ પરિષદ આગ્રહભરી ભલામણ કરે છે. અને જે મંત્રીઓ વર્ગીકરણનું કામ જાણતા ન હોય તે મંત્રીઓને પુસ્તકાલય શિક્ષણવર્ગનો લાભ લેવા યા કસ્બા પુસ્તકાલયમાંથી તેની માહિતી મેળવી લેવા આ પરિષદ વિજ્ઞપ્તિ કરે છે.

[દરખાસ્ત:—બીલીમોરા પુસ્તકાલયના મંત્રી; ટેકો:—અજરાઇ સા. પુ. ના મંત્રી.]

**ઠરાવ ૭**—અન્ય પ્રાંતના મહાલોમાં કેટલાક શિક્ષક ભાઇઓ માનદ પ્રચારક તરીકે સેવા બજાવે છે તેની આ પરિષદ કદર કરે છે અને આપણા મહાલમાંથી પુસ્તકાલયોના કાર્યમાં રસ લેતા તેવા શિક્ષક ભાઇઓ માનદ પ્રચારક તરીકેના કાર્યમાં યોજાઇ, પુસ્તકાલયની પ્રવૃત્તિને વેગ આપશે એવી આ પરિષદ આશા રાખે છે.

[દરખાસ્ત:—અજરાઇ સા. પુસ્તકાલયના મંત્રી, ટેકો:—ખખવાડા સા. પુ.ના મંત્રી.]

**ઠરાવ ૮**—તાલુકા પુસ્તકાલય મંડળ સુંદર પ્રગતિ કરી બતાવે અને તે સારી સ્થિતિ ઉપર આવી ગામડાંની પ્રજાને ઉપકારક નીવડે એ હેતુથી આ પરિષદ ઠરાવે છે કે:—(૧) જે જે ગામોમાં હજી પુસ્તકાલય કે વાંચનાલય નથી તે તે ગામોમાં તે ખોલવાની તજવીજ આ મંડળ જેમ બને તેમ સત્વરે કરે; (૨) જે જે ગામોમાં પુસ્તકાલય કે વાંચનાલય છે તે આ મંડળના સભાસદ બને; (૩) ગામડાનાં તમામ પુસ્તકાલયો અને વાચનાલયોના એવી રીતે જૂથ પાડવા કે તેઓ પરસ્પર તેમજ કસ્બા પુસ્તકાલય સાથે, પુસ્તકો અને ચોપાનિયાં વગેરેની આપ-લે કરી બને તેટલો વધારે ફાયદો ઉઠાવી શકે. (૪) આ મંડળ દ્વારા ગામડાનાં પુસ્તકાલયો અને વાચનાલયોનાં વાર્ષિક બજેટો એવી રીતે ગોઠવવામાં આવે કે ઓછે પૈસે વધારે ફાયદો મળી શકે; (૫) મેજિક લેન્ટર્ન, ચલચિત્રો, ભાષણો વગેરેનો વખતોવખત આકર્ષક કાર્યક્રમ ગોઠવી આ મંડળ ગામડાની પ્રજામાં જ્ઞાન અને પ્રગતિ ફેલાવે. (૬) ગામડાનાં પુસ્તકાલયો અને વાચનાલયો વ્યવસ્થિત સ્થિતિમાં રહે, ગ્રામ્ય પ્રજા તેનો બને તેટલો સારો ફાયદો ઉઠાવે અને તેઓમાં જ્ઞાન માટે તેમજ પુસ્તકાલય પ્રવૃત્તિ માટે સારો ઉત્સાહ કાયમ રહે, તે માટે પુસ્તકાલય મંડળે વ્યવહારૂ અને લોકોપયોગી યોજના ઘડી કાઢી અમલમાં મૂકવી.

**ઠરાવ ૯**—રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિનો સામાન્ય હેતુ ધ્યાનમાં લેતાં તેમજ ગામડાના ખેડૂતોના પૈસામાંથી પ્રાંત પંચાયત કસ્બા પુસ્તકાલયોને દર વર્ષે સારી રકમની મદદ કરીને તેઓને સદ્ધર બનાવે છે તે ખાસ હેતુ પણ ધ્યાનમાં લેતાં આ પરિષદ ગામડાંની પ્રજા તરફ અને ગ્રામ પુસ્તકાલયો તથા વાચનાલયો તરફ કસ્બા પુસ્તકાલયોની જે ફરજ છે તેના ઉપર કસ્બા પુસ્તકાલયોનું ખાસ ધ્યાન ખેંચે છે અને તેઓને ભલામણ કરે છે કે:—કસ્બા પુસ્તકાલયો પાસે પુસ્તકો, ચોપાનીઆં, સ્ટીરીઓસ્કોપ અને તેનાં કાર્ડો, મેજિક લેન્ટર્ન અને બીજાં જ્ઞાન સાથે ગમ્મત આપે તેવાં સાહિત્યો હોય તેમાંથી ગામડાની પ્રજાને વખતોવખત જોઇતો લાભ બની શકતી અનુકૂળતાએ મળતો રહે એવો પ્રબંધ કસ્બા પુસ્તકાલયોએ જેમ બને તેમ જલદી કરવો જોઇએ અને તે ગામડાંની પ્રજાની જાણ માટે દરેક ગામના પુસ્તકાલય અને વાંચનાલય ઉપર મોકલી આપવો જોઇએ.

[દરખાસ્ત:—રા. મગનલાલ કે. દલાલ, ટેકો:—રા. રા. ગજેન્દ્રરાય હ. દેસાઇ.]

આ સિવાય ઠરાવ ૧૦, ૧૧, ૧૨ ઠરાવો આભારદર્શનના પસાર થયા હતા.

ઠરાવો પસાર થયા બાદ પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક સાહેબે મહાલ મંડળના કાર્યની પ્રશંસા કરી કેટલુંક પ્રેરક પ્રવચન કર્યું હતું. બાદ પરિષદનું કાર્ય સંપૂર્ણ થયું હતું.

—ઙ્ગ—

# મહાલ મંડળોની સભાઓ

(૧) **કડી મહાલ પુ. મંડળના** કાર્યવાહક મંડળની સભા તા. ૨૫–૧૨–૩૮ ના રોજ કડી મહાલ શાળાધિકારી અને કડી મહાલ પુ. મંડળના પ્રમુખ શ્રી. મગનલાલ ચતુર્ભુજ મહેતાના પ્રમુખપણે મળી હતી તેમાં (૧) કડી મહાલ પુસ્તકાલય પરિષદ ભરવાનો તથા (૨) તેની તારીખો નક્કી કરતો. (૩) પરિષદ્‌ના પ્રમુખનો નિર્ણય કરતો, (૪) પરિષદ્‌ના કા. વા. મંડળની નિમણૂંકનો, (૫) મહાલ પુ. મંડળ તરફથી લેવાયેલી શિષ્ટ વાચનની પરીક્ષામાં ઉત્તીર્ણ થનારને ઇનામોની વહેંચણીની વ્યવસ્થાની યોજનાનો (૬) મહાલમાં શાળાવાળાં તમામ ગામોએ પુસ્તકાલયો ખુલ્યાની ખબરનો, (૭) પુસ્તકાલયો રજીસ્ટર કરવા માટે ગામ–મદદની રકમ ૧૫૦) છે તેને બદલે રૂા. ૫૦) બજેટની રકમમાંથી આપવાનું ધોરણ દાખલ કરવા ખાતાને વિનંતિ કરતો, (૮) જૂથ મંડળના મંત્રીઓએ વર્ષમાં એક વાર પોતાનાં જૂથનાં પુસ્તકાલયો વર્ષમાં નિદાન ૧ વાર તપાસવાનો તથા તેનો હેવાલ મહાલ પુ. મંડળને મોકલવા વિષેનો, વધુ કેળવણી મહેસાણા પ્રાંત પુ. મંડળમાંથી મેળવવાનો તેમ જ પરિષદમાં રજૂ કરવાના ઠરાવો પરિષદની તારીખથી ૧૫ દિવસો અગાઉ તે જણાવવા બાબત, (૧૦) નવાં ઉઘાડેલાં પુસ્તકાલયો સ્થાપવામાં જેમણે મદદ કરી હોય તેમને પ્રમાણપત્ર આપવાની સત્તા આપનારો (૧૧) તેમજ મહાલ પરિષદમાં હાજરી આપનાર શિક્ષકોની તે દિવસોની કામગીરી ગણવા મે. રા. રા. કડી વિભાગ શાળાધિકારી સા. ની પરવાનગી મેળવી લેવા પ્રમુખને સત્તા આપતો અને બીજા બે મળી કુલ ૧૩ ઠરાવો પસાર થયા હતા.

(૨) **વિસનગર મહાલ પુ. મંડળની ત્રિમાસિક સભા** તા. ૨૭-૧૦-૩૮ ના રોજ મહાલ પુ. મંડળના પ્રમુખ અને વિસનગર મહાલ શાળાધિકારી શ્રી. જયંતિલાલભાઇ જાનીના પ્રમુખપદે મળી હતી. તેમાં મહાલના જુદા જુદા જૂથ મંડળના મંત્રીઓ તથા પ્રતિનિધિઓ હાજર હતા. શરૂઆતમાં મંત્રીએ થયેલાં કાર્યોનું નિવેદન વાંચી સંભળાવ્યું હતું, જેમાં તેમણે, જે જે જૂથમંડળોએ હજી વાર્ષિક નિવેદનો મોકલ્યાં ન હોય તેમને સત્વર મોકલી આપવા સૂચન કર્યું હતું. બાદ નીચે પ્રમાણે ઠરાવો પસાર થયા હતાઃ ( ૧ ) મહાલનાં ગુંસી, રાલીસણા, સદુથળા અને ધામણવા ગામોએ જે વાચનાલયો છે તેમને પુસ્તકાલયો બનાવવા ત્વરાએ તજવીજ કરવાનો, ( ૨ ) પત્રો-માસિકો મંગાવવા બાબત, (૩) શિષ્ટ વાચનની પરીક્ષા મોટાઓ માટે **દિવાસ્વપ્ન** પુસ્તક મુકરર કરતો અને ૬–૭ ધોરણના વિદ્યાર્થીઓ માટે **બાલભાગવત** નક્કી કરતો ઠરાવ કરી તે પરીક્ષા તા. ૧૬ અને ૨૩ મી એપ્રિલે લેવા ઠરાવાયું હતું. ઉપરાંત (૪) પુ. સ. મં. દ્વારા, માંગેલાં જ પુસ્તકો મોકલશે એની પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપકે આપેલી ખાત્રીની નોંધનો, તથા (૫) રાયપુર ગામે વાચનાલય ખોલવા ખાતાએ આપેલી પરવાનગી બદલનો આભારદર્શક એમ કુલ પાંચ ઠરાવો થયા હતા.

(૩) **ચાણસ્મા મહાલ પુ૦ મંડળની** એક સભા તા. ૧૩–૧૧–૩૮ ના રોજ મળી હતી, (૧) તેમાં ગ્રામ પંચાયતને સરકારી ધોરણ મુજબ પુસ્તકાલયોને મદદનો બજે-

ટમાં સમાવેશ કરવા તથા તે રકમ પુસ્તકાલયને પહોંચાડવાની વિનંતિ કરતો, (૨) જૂથ-મંડળોની નિયમિત સભા ભરવા તથા નિવેદનની તાકીદનો, (૩) રાજ્ય પુસ્તકાલય પરિષદમાં પ્રતિનિધિ મોકલવાનો, તથા (૪) હિસાબતપાસનીશોની નિમણૂકનો એમ ૪ ઠરાવો પસાર થયા હતા.

## જૂથમંડળની સભાઓ

**તેનતલાવ** ( તા. સિનોર )ના જૂથ મંડળની ત્રિમાસિક સભા તા. ૨૫-૧૨-૩૮ ના રોજ મળી હતી. તેમાં (૧) વિષયવારી તથા કકકાવારી રજીસ્ટરો તૈયાર કરવા, (૨) વાંચવા આપેલું પુસ્તક એક માસથી વધારે રહેવા નહિ દેવા વિષે, (૩) વાર્ષિક નિવેદન ગામના સભ્યોને વાંચી સંભળાવવા બાબત અને બીજા બે ઠરાવો પસાર થયા હતા

**અવાખલ ( તા. સિનોર )** જૂથમંડળની ત્રિમાસિક સભા તા. ૧૩-૧૧-૩૮ ના રોજ મળી હતી તેમાં દર ત્રણ માસે ત્રિમાસિક સભા ભરવાનો ઠરાવ થયો હતો.

**શિનોર જૂથ** મંડળની સભા તા. ૨૦-૧૧-૩૮ ના રોજ મળી હતી તેમાં દર ત્રણ માસે ત્રિમાસિક સભા ભરવાનો અને ત્રિમાસિક નિવેદન તૈયાર કરી જૂથમંડળ મારફત રવાના કરવાનું ઠરાવાયું હતું.



# શિક્ષકો અને પુસ્તકાલય

**પુસ્તકાલયો** અને વાચનાલયો શિક્ષકો ચલાવે છે, વાચકોની સંખ્યા વધારવા માટે તેમને કહેવામાં આવે છે, પણ તેમના વાચન માટે આપણે અને પુસ્તકાલય ખાતાએ વિચાર કરવાનો છે. પ્રાથમિક કે માધ્યમિક શિક્ષક માટે શિક્ષણોપયોગી સાધનો અને પુસ્તકોનો એક વિભાગ તૈયાર કરી, મધ્યવર્તી પુસ્તકાલયમાં એક ઓરડામાં રાખવો જોઇએ. પરદેશના મહાન કેળવણીકારો, કેળવણીની દિશામાં છેલ્લામાં છેલ્લી ઢબનાં સંશોધનો અને ફેરફારોની માહિતી તેમાં રાખવી જોઇએ, અને ત્યાંથી દરેક પ્રાંત અને મહાલના મુખ્ય પુસ્તકાલયમાં શિક્ષક-મધ્યવર્તી પુસ્તકાલયનો વિભાગ રાખવો જોઇએ. અહીંથી ગ્રામ શિક્ષકોને બધી માહિતી તાલુકા સ્કૂલના મુખ્ય શિક્ષક તરફથી મળી શકે.

**મ. ૨. વહીઆ**
પાટણ વિભાગ આ. શાળાધિકારી

---

# સુધારો

ડિસેમ્બર ૧૯૩૮ ના " પુસ્તકાલય " માસિકના પૃષ્ઠ ૭૮૯ પર **ટ્રસ્ટ ફંડ ૩૬ માં ટ્રસ્ટ ફંડનું** નામ **" સ્વ. શા. ગિરધરલાલ અંબાલાલ સ્મારક ટ્રસ્ટ ફંડ. "** છપાયું છે તે સુધારીને **" સ્વ. શા. ગિરધરલાલ ત્રંબકલાલ સ્મારક ટ્રસ્ટ ફંડ "** એમ સુધારીને વાંચવું.

# પુસ્તકાલયોની તપાસણી

**નીચેના** પ્રચારકોએ જણાવેલી મુદત દરમિયાન નીચેનાં સ્થળોની મુલાકાત લઇ પુસ્તકાલયની તપાસણી, વ્યવસ્થા, વર્ગીકરણ તથા પ્રચારની કામગીરી બજાવી છે:—

વડોદરા પ્રાંત પ્રચારક શ્રી. છગનભાઈ મથુરભાઈ પટેલ નવેમ્બર માસમાં (૧) અમીસન, (૨) સાંઢા, (૩) ગરેડી, (૪) દામનગર (૫) તેનતલાવ, (૬) શિરોળા, (૭) માલપોર, (૮) મેજરોલ, (૯) કણુજટ, (૧૦) અંબાલી, (૧૧) મોટા ફોફરીઆ, (૧૨) દામપુરા, (૧૩) છાણભોઇ, (૧૪) કુકશ, (૧૫) સેગાવા, (૧૬) પુનીઆદ, (૧૭) તેરસા; અને ડિસેમ્બરમાં (૧) સીમરીણા–શિનોર, (૨) મોટા કરાળા, (૩) વણીઆદ, (૪) નાના કરાળા, (૫) સતીસણા, (૬) ઝાંઝડ, (૭) બરકાલ, (૮) મોલેથા, (૯) દરિયાપુરા, (૧૦) બીથરી, (૧૧) મીઢોળ, (૧૨) આનંદી, (૧૩) વરખડ, (૧૪) માલસર, (૧૫) અનસૂયા માતા.

વડોદરા મહાલ માનદ પ્રચારક શ્રી. છોટુભાઈ ર. પટેલ–ડિસેમ્બર માસમાં (૧) કલાલી, (૨) તરસાળી અને (૩) માંજલપુર.

મહેસાણા પ્રાંત પુ૦ પ્રચારક શ્રી. શંકરલાલ ત્રિવેદી ડિસેમ્બર માસમાં (૧) વિજાપુર, (૨) હીરપુરા, (૩) ગણેશપુરા, (૪) જેપુર, (૫) ફલુ, (૬) આગલોડ, (૭) પોઢામલી, (૮) ફુદેડા, (૯) માઢી, (૧૦) સુંદરપુર, (૧૧) સરદારપુર, (૧૨) રણશીપુર, (૧૩) શુંદરાસણ, (૧૪) બામણવા, (૧૫) જંત્રાલ, (૧૬) ખલેડા, (૧૭) બીલીઆ, (૧૮) મોરવડ, (૧૯) તાતોસણ, (૨૦) અભરામપુર, (૨૧) માલોસણ, (૨૨) ભાવસોર, (૨૩) આગલોડ, (૨૪) મહાદેવપુરા, (૨૫) ગવાડા, (૨૬) પામોલ, (૨૭) ગેરીતા, (૨૮) કોલવડા, (૨૯) કુકરવાડા, (૩૦) ઉબખલ, (૩૧) સોખડા, (૩૨) વડાસણ, (૩૩) કેલીસણા, (૩૪) દગાવાડીઆ, (૩૫) દેવડા, (૩૬) ડાભલા, (૩૭) વસાઇ.

સાવલી મહાલ પ્રચારક શ્રી. સોમાભાઇ ગરડભાઇ ડિસેમ્બર માસમાં (૧) વરસડા, (૨) ધર્મપુર, (૩) મુવાલ,(૪) સમલાયા, (૫) કડાચળા, (૬) જાંબુગોરળ.

કડી મહાલ પુ. મં. ના મંત્રી શ્રી. મફતલાલ ર. દવે ડિસેમ્બર માસમાં રંગપુર, વેકરી.

ડભોઇ મહાલ માનદ પ્રચારક શ્રી. રવિશંકર છોટાલાલ જોષી ડિસેમ્બર માસમાં (૧) મંડાળા, (૨) અભિપુરા, (૩) સાઠોદ.

ચાણસ્મા મહાલના માનદ પ્રચારક શ્રી. નાનજીભાઇ જે. પટેલ ડિસેમ્બર માસમાં (૧) બહુચરાજી, (૨) ભરીપર (૩) કારોડા.

—卐—

# બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદ

સદર પરિષદ જે ચાલુ માસની તા. ૨૧–૨૨ ના રોજ મળનાર હતી તે તારીખો ફેરવાઇ **તા. ૧૪–૧૫** ના રોજ મળનાર છે. પરિષદની ઉદ્ઘાટન ક્રિયા, મુંબઇ સરકારના વડા પ્રધાન ઑન. શ્રી. ખેર સાહેબના હસ્તે થશે.

# સ્નેહસંમેલન

ઉપર્યુક્ત સ્નેહસંમેલન ચાલુ માસની તા. ૭ને મંગળવારે શ્રીમંત મહારાજા સાહેબના હીરક મહોત્સવ દિને સ્થાનિક પબ્લિક પાર્ક પાસેના કામનાથ શિવાલયના રમણીય વાતાવરણમાં યોજવામાં આવ્યું હતું. તેમાં પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક મે. રા. રા. વાકનીસ સાહેબ, મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઈ પટેલ તથા ખાતાના અન્ય કાર્યકર્તાઓ–કારકુનો, ગ્રંથપાલો, પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. તથા વડોદરા રાજ્ય પુ૦ મંડળના કાર્યકર્તાઓ વગેરેએ એકત્ર થઇ આનંદવિનોદપૂર્વક ઉજવ્યો હતો.

સંમેલનનો કાર્યક્રમ સવારથી સાંજ સુધીનો ઐચ્છિક રીતનો છતાં ભરચક હતો. તેમાં ભાગ લેનારાઓ પોતપોતાનાં જુદાં જુદાં જૂથોમાં વહેંચાઇ જઈ વિવિધ રમતોમાં રોકાઇ ગયા હતા, કેટલાકો વાર્તા–વિનોદ દ્વારા આનંદ લઈ રહ્યા હતા અને અન્ય કેટલાકો ચર્ચાઓ દ્વારા જ્ઞાનપ્રાપ્તિ મેળવતા હતા; જ્યારે બીજી બાજુ બાળકો પોતાની પસંદગી અનુસાર ઉદ્યાનની વિવિધતા જોવા નીકળી ગયાં હતાં.

બપોર પછીના સમયે રમત–ગમતનો કાર્યક્રમ યોજાયો હતો, જેમાં નાના–મોટા સૌએ હર્ષભેર ભાગ લીધો હતો. બાદ પ્રીતિભોજન ગોઠવાયું હતું, જેમાં સૌએ પંક્તિબદ્ધ બેસીને વિનોદપૂર્વક વિવિધ વાનીઓને ન્યાય આપ્યો હતો. આ કાર્યક્રમ દરમિયાન બાળકોને ગમી જાય તેવું દારૂખાનું પણ ફોડવામાં આવ્યું હતું.

પ્રીતિભોજનનું કાર્ય પૂર્ણ થયા બાદ સ્નેહસંમેલનમાં હાજર રહેનાર સૌ પાનસોપારી બાદ એકત્ર થયા હતા, જે વખતે ખાતાના મદદનીશ વ્યવસ્થાપક મે. રા. રા. શ્રી. ઉમેદભાઇએ પ્રાસંગિક વિવેચન કરી સંમેલનની સફળતા માટે ક્લબ તરફથી આભાર માન્યો હતો. તથા વખતોવખત આથી પણ વધુ સુંદર સંમેલનો યોજાય અને એક પુસ્તકાલયને બદલે બીજાં ઘણાં પુસ્તકાલયોનાં કાર્યકરો આવા આનંદમાં સહભાગી બને એમ ઇચ્છયું હતું.

બાદ સંમેલનના પ્રમુખ તરીકે ખાતાના વ્યવસ્થાપક મે. રા. રા. શ્રી. વાકનીસ સાહેબે અંગ્રેજીમાં બોલતાં જણાવ્યું હતું કે, આજના પ્રસંગે પોતે જે જોયુ તેથી તેમને પોતાની કચેરીના કાર્યકરો પર સારી માનની લાગની ઉદ્‌ભવી હતી. આજના પ્રસંગે ભાઇઓએ જેટલો સંખ્યામાં વધારો કરી કાર્યક્રમ દીપાવ્યો હતો તેવી જ રીતે હવેના એવા પ્રસંગે બેનોની વધુ સંખ્યા થાય એમ ઇચ્છયું હતું. આગળ ચાલતાં વક્તાએ જણાવ્યું હતું કે, આ સ્નેહસંમેલન પુસ્તકાલ ખાતાના કાર્યકરોનું યોજાયું હતું તે હવેના પ્રસંગે શહેરનાં તમામ પુસ્તકાલયોના ગ્રંથપાલો, કાર્યવાહકો વગેરેને આમંત્રણ આપી તેમને પણ આવા કાર્યમાં આનંદ અને ઉત્સાહ સાથે વધુ રસ લેતા કરવાના આશયથી આપણી સાથે નોતરવા, જેથી પુસ્તકાલય ખાતાના ઐક્યરૂપ વડોદરા શહેરનાં તમામ પુસ્તકાલયો પોતાનું એક મંડળ સ્થાપી શકે.

છેલ્લે આભારદર્શન બાદ કાર્યક્રમ પૂર્ણ થયો હતો.

—✲—




**૧. સંવાદો**—કર્તા: સ્વ. વ્યોમેશચન્દ્ર જનાર્દન પાઠકજી, પ્રકાશક: શ્રીમતી જયમનગૌરી વ્યો. પાઠકજી, ખપાટીઆ ચકલા, ગોપીપુરા, સુરત, ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૧૦૩, પૂઠું પાકું આચ્છાદનવાળું, મૂલ્ય રૂ. ૧-૦-૦

સ્વ. પાઠકજીનું આ ત્રીજું પુસ્તક એમનાં પત્ની તરફથી બહાર પડે છે. આગલાં બન્ને પુસ્તકોની માફક આ પુસ્તક પણ કટાક્ષમય અને હાસ્યરસિક છે. આમાંના લેખો વખતોવખત અન્ય પત્રો–માસિકોમાં પ્રસિદ્ધ થયા હતા, પરંતુ આ પુસ્તક તો એમની લખેલી નોંધો ઉપરથી જ પ્રસિદ્ધ થાય છે. સમાજની કેટલીક અનિચ્છનીય રૂઢિઓને તેના ખરા રૂપમાં આ લેખો આપણી સમક્ષ રજૂ કરે છે. ભાષા વગેરે એટલું સરળ છે કે સામાન્ય મનુષ્ય પણ એ સમજી શકે અને રમુજ મેળવી શકે. લેખો બોધદાયક છે. એકંદરે આમાં ૧૨ લેખો સંગ્રહાયા છે. કેટલાક સાહિત્યવિષયક, કેટલાક નીતિવિષયક તથા કેટલાકમાં સામાજિક વિષયો ચર્ચ્યા છે. સીતા તારા, મંદોદરી, લક્ષ્મી, સરસ્વતી, નારદ, દુર્વાસા, ઉપદેશાત્મક હોઇને સૌ કોઇને વાંચવા ગમે એવા છે. જમાઇની પસંદગી, ગોર મહારાજ, સામાજિક રૂઢિઓ પર સારો કટાક્ષ ફેંકે છે. કાગળ, છપાઇ બાંધણી વગેરે સુંદર છે. કિંમત કાંઇક વધારે લાગે છે. આવા સિદ્ધહસ્ત લેખકનાં પુસ્તકો દરેક પુસ્તકાલયમાં હોવાં જોઇએ.

**૨. ઉંમ્બર બહાર**—અનુવાદક: મૂળશંકર પાધ્યા, પ્રકાશક: અમૃતલાલ નાનાલાલ પાધ્યા; અમે ગ્રંથમાળા કાર્યાલય, ૩૭૪, વેતાળ પેઠ, પૂના ૨, ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી, કાચું પૂઠું; પૃષ્ઠ ૮+૧૦૭, મૂલ્ય ૧૨ આના.

આચાર્ય પ્રલ્હાદ કેશવ અત્રેના મૂળ મરાઠી નાટકનું આ ગુજરાતી ભાષાંતર છે. આમાં આધુનિક સંસારની ખરી ઓળખ આપી છે. બહારથી સભ્ય અને ખાનદાન પુરુષો કેવા દુર્ગુણી અને દંભી હોય છે અને પોતાની સામે થનારને કેટલે સુધી હેરાન કરી શકે છે એ આમાં વસંતરાય તથા રમણનાં પાત્રો સ્પષ્ટ કરી આપે છે. સસરાની પુત્રવધૂ પર કુદષ્ટિ અને નિર્મળાનો તિરસ્કાર અનુભવતાં તેની રાક્ષસી પ્રકૃતિ કેટલી હદે જાય છે અને નિર્દય બની પુત્રને કાઢી મૂકે છે તે તેમ જ શાળાઓ તથા શિક્ષિકાઓ અને સંચાલકો તેમજ નિરીક્ષકો કેવાં હોય છે વગેરે દોલતરાય તથા મીનાક્ષીનાં પાત્રો દ્વારા દષ્ટિગોચર થાય છે. આખરે મીનાક્ષી જ દોલતરાયને ઠેકાણે લાવે છે અને વસંતરાયને અફસોસ કરતા મૂકી રમણ, નિર્મળા અને અશોક તેના પૈસાને તિરસ્કારી સ્વતંત્ર જીવન ગાળવા ચાલી નીકળે છે. આખરે વસંતરાયને દોલતરાય ઉંમર બહાર મોકલી દે છે. પુસ્તક દરેકે વાંચવા અને બોધ લેવા લાયક છે. આ નાટક સુરતની એમ. ટી. બી. કોલેજના વિદ્યાર્થીઓએ બહુ પ્રશંસાપાત્ર રીતે ભજવ્યું હતું. સમાજોન્નતિ માટે આવાં પુસ્તકોની જરૂર છે. છપાઇ, કાગળ ઠીક છે. બાંધણી જોઇએ એવી નથી. ભાઇશ્રી જ્યોતીન્દ્ર દવેની પ્રસ્તાવના બોધક અને પ્રેરક છે.

૩. **એકજ પત્નીઃ**—કર્તાઃ છોટુભાઇ નારણજી જોશી; પ્રકાશકઃ અંબેલાલ નારણજી જોશી એડવોકેટ, હાઇકોર્ટ, મુંબાઇઃ ૧૯૩૧. ક્દ ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૯૦, બોર્ડનું પૂઠું; મૂલ્ય રૂ. ૧-૮-૦.

વકીલાતના ધંધામાંથી સમય મેળવી ભાઇ છોટુભાઇ ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરી રહ્યા છે. આ સામાજિક ત્રિઅંકી નાટકમાં શ્રીમંતો ગરીબ લોકો તરફ કેવી ધૃણાથી જુએ છે તેમ જ ગુણદોષનો સહેજ પણ વિચાર કર્યા વિના સર માધવલાલ પોતાના સુશિક્ષિત પુત્રને પોતાને મનગમતી અને પસંદ કરેલી પરંતુ ગરીબની છોકરીને પરણવાની હઠ લેવા માટે ઘરમાંથી કાઢી મૂકે છે. માધવલાલ અરવિંદને કોઇ પૈસાદારની છોકરી જોડે પરણાવવા માગે છે અને અરણુ તથા વાસન્તીની પસંદગી કરે છે. વાસન્તી સ્વચ્છંદી છે અને અરુણનો પોતાની ઉપર પ્રેમ નથી તેમ જ હેમલતા ગરીબની છોકરી છતાં સમજુ વિનયી, સહૃદયી અને ડાહ્યી છે તેને પસંદ કરી તેને પરણે છે. આખરે માધવલાલ પણ છોકરા જોડે સલાહ કરે છે અને એની પસંદગી બરાબર છે એ કબૂલ કરે છે આમાં શ્રીમંતોની મનોદશાનો આબેહૂબ ચિતાર આપવામાં આવ્યો છે. નાટક ભજવી શકાય એવું છે. બોધક પણ છે જ. પુસ્તકાલયોએ ખરીદવા લાયક છે. સામાજિક કુરિવાજો સામે સમાજને કેળવવાનો આ સરસ રસ્તો છે. લેખક જ્ઞાન સાથે ગમ્મત આપે એવું નાટક લખી શક્યા છે. એક જ પત્ની અને નિષ્ઠા એ આ પુસ્તકનું ખરૂં રહસ્ય છે. સિદ્ધાન્ત માટે સ્વાર્થત્યાગ કરતાં પણ શીખવે છે. પુસ્તક આદરપાત્ર નીવડશે. અરવિન્દ તેમ જ હેમલતા, દિનકર વગેરે પાત્રો ખરેખર બહુ ઉચ્ચ કોટીનાં છે. ભગવાનદાસ સર માધવલાલ વગેરે જૂના વિચારનાં પાત્રો પૈસાદારની છોકરી કે છોકરો પૈસાદારને ત્યાં જ પરણી શકે એમ ધારી પોતાનાં છોકરાંને સતાવે છે પરંતુ તેઓ વીફરી જતાં તેમને ઘરબહાર કાઢી મૂકી પછી પસ્તાય છે અને આખરે તેમને મનગમતાં લગ્ન કરવા દે છે. સમય પ્રમાણે રૂઢિમાં ફેરફાર થવા જોઇએ એ સિદ્ધાંતનું પ્રતિપાદન અત્રે કર્યું છે.

પુસ્તકની છપાઇ, બાંધણી, કાગળ વગેરે સુંદર છે.

૪. **અખંડ યૌવન અથવા આરોગ્યમય જીવનકલાઃ**—અનુવાદક અને પ્રકાશકઃ ડૉ. રવિશંકર અમૃતલાલ અંજારિયા, આંગરોળ, કાઠીઆવાડ, ૧૯૯૪ (સંવત), ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૨૩+૧૮૪; બોર્ડનું પૂઠું; મૂલ્ય રૂ. ૧-૮-૦.

ડૉ. રૉબર્ટ જી. જેકસનના પુસ્તકનો અનુવાદ તેમના શિષ્ય ડૉ. રવિશંકર અંજારિયાએ કરી પોતાના ગુરુને ગુરુદક્ષિણા તરીકે અર્પણ કર્યો છે. મૂળ પુસ્તકમાંની મૂળ લેખકની પ્રસ્તાવનાનો અનુવાદ તેમ જ અનુવાદકનો ઉપોદ્ઘાત બન્ને ખરેખર વાંચવા જેવા છે. આવાં સહેલાઇથી સમજી શકાય તેવાં પુસ્તકો ખરી સમજૂતીને માટે આવશ્યક છે ભાષા સરળ અને સચોટ છે. મૂળ લેખક તથા અનુવાદક બન્ને ફળ ઉપર ગુજરાન ચલાવી લાંબી જીંદગી ભોગવી રહ્યા છે. મૂળભૂત સિદ્ધાન્તો શરૂઆતમાં આપેલા છે તે ખાસ વાંચવા અમારી ભલામણ છે. લાંબી જિંદગી શી રીતે ભોગવવી, શરીરના દરેક અવયવો, ચામડી વગેરેનાં કર્તવ્યો ક્યાં ક્યાં છે તેમ જ તેમાં વિક્રિયા થવાથી કયા કયા રોગો શા કારણે થાય છે તેના ઇલાજો સાથે બહુ સરળ અને સીધી ભાષામાં સમજાવ્યા છે. ડૉ. જેકસને પોતાના અનુભવો ઉપરથી આ પુસ્તક સામાન્ય જનતા સમક્ષ ધર્યું અને ડૉ. અંજારિયાએ એ જ વિષય ગુજ-

રાતી ભાષામાં ગુજરાતી ભાઇઓ માટે રજૂ કર્યો એ માટે ડૉ. અંજારિયાને ધન્યવાદ ઘટે છે. આપણા ખોરાકમાં કયાં કયાં તત્ત્વો છે, કયાં કયાં તત્ત્વો આપણને ખાસ જરૂરનાં છે અને તે કયા કયા ખોરાકમાં વિશેષ પ્રમાણમાં મળી આવે છે તે આ પુસ્તકમાં બહુ સહેલી ભાષામાં આપેલું હોવાથી સામાન્ય મનુષ્યને પણ સમજણ પડે એવું છે. છપાઇ વગેરે સારૂં છે. કાગળ જરા કાળાશ પડતા છે. મૂલ્ય સહેજ વધારે છે. પરંતુ આ સામાન્ય જનહિતનાં પુસ્તકો જેમ વધારે ખરીદાય અને વધારે વંચાય તેમ લોકોની સુખાકારી વધશે અને અજ્ઞાન નાશ પામવાથી આરોગ્યપ્રાપ્તિ પણ વધારે થઈ શકે. 'પહેલું સુખ તે જાતે નર્યા' એ કહેવત પ્રમાણે તંદુરસ્તી સાચવવી એ ખાસ જરૂરનું છે. શાળાઓ, પુસ્તકાલયો જરૂર ખરીદે અને પ્રચાર કરે.

**૫. સોનેરી સંદૂક**—કર્તાઃ માધવરાવ ભાસ્કરરાવ કર્ણિક, પ્રકાશકઃ નિરંજન કાર્યાલય, સૈયદપુરા સુરત; ૧૯૩૮, ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૨૮૮, સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૩–૦–૦.

છૂપી પોલીસ ગ્રંથમાળાનું આ પુસ્તક અદ્ભુત રસના ભોક્તાઓનો પુષ્કળ આદર પામશે. છૂપી પોલીસની વાતો આધુનિક સમયમાં ખૂબ વંચાય છે. લોકો ગુન્હા વગેરે સંબંધી ઘણુંજ જાણવા ઇંતેજાર હોય છે. એમાં ઘણાને રસ પડે છે અને વાચનશક્તિ તથા ટેવ કેળવવા માટે આવાં પુસ્તકો છૂટથી વંચાય છે. સ્ત્રીઓ પણ કેવાં કેવાં સાહસકર્મો કરી શકે છે અને ભલભલાને છક્કડ ખવડાવે છે, છૂપી પોલીસના અમલદારો કેવી રીતે ગુન્હાઓ શોધી કાઢે છે અને ભેદભરમો ઉઘાડા પાડી શકે છે વગેરે આમાં બહુ રસમય રીતે વર્ણવ્યું છે. છપાઇ કાગળ બાંધણી વગેરે સારૂં છે, પરંતુ કિંમત ઘણી વધારે છે. કિંમત વધારે હોય તો ઘણા થોડા લોકો લઇ શકે. પ્રકાશકો આ બાબત ધ્યાનમાં લેશે.

**૬. ભયંકર પડછાયો**—લેખકઃ ગુપ્તદૂત; પ્રકાશક, સ્થળ, કદ, વર્ષ ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૯૬+૧૧૨; સચિત્ર આચ્છાદનવાળું બોર્ડનું પૂઠું, મૂલ્ય રૂ. ૧–૮–૦.

છૂપી પોલીસ ગ્રંથમાળાનું આ બીજું પુસ્તક છે. વાર્ષિક લવાજમ રૂ. ૪) આ માળાના છે. આમાં ગુન્હામાં વિજ્ઞાનનો આશરો લઇ કેવી કેવી ભયંકર રચનાઓ કરવામાં આવે છે, પોતાના શિકાર પાસેથી પૈસા પડાવવા યા વેર લેવા કેવી નિર્દયતા વાપરવામાં આવે છે; બહારથી ગૃહસ્થ જણાતા પૈસાપાત્ર શાહુકારો કેવાં કાળાધોળાં કરે છે, તેમ જ પોતાનો સ્વાર્થ સાધવા કેટલાં કેટલાં જોખમ ખેડે છે છતાં જ્યારે પકડાય છે ત્યારે પોતે નિષ્ફળ જવા માટે ખેદ કરે છે અને સામા માણસની હોશિયારી તથા તેની યુક્તિઓ તેમ જ સાહસિકતાની કદર કરે છે. કાગળ બહુ જ નીચી પંક્તિના છે. જૂના અને મેલા રંગના છે. એથી આંખને નુકસાન થવા સંભવ છે.

**૭. મુક્તિ**—કર્તાઃ ગુપ્તદૂત. પ્રકાશક, સ્થળ, વર્ષ, કદ, પૂઠું વગેરે ઉપર પ્રમાણે પૃષ્ઠ ૧૯૮, મૂલ્ય ૧–૮–૦

ગુપ્તદૂત ગ્રંથમાળાનું આ ત્રીજું પુસ્તક ઉપલાં બન્ને પુસ્તકો જેટલું રસમય છે. રાજા રજવાડામાં પત્નીઓને છોડી રાજાએ રૂપાળી સ્ત્રીઓ માટે પૈસા ખર્ચી કેવાં ભયંકર કૃત્યો કરે છે, ઉપરથી ગૃહસ્થ રીતે વર્તનાર છૂપી રીતે કેવાં દુષ્કૃત્યો કરે છે અને પ્રજાના પૈસા કેવા નિરર્થક ખર્ચી નાખે છે અને આખરે તેનો કેવો ફજેતો થાય છે તે આ વાર્તા

ઉપરથી સ્પષ્ટ થાય છે. ભિખારણમાંથી લાલચમાં ફસાઇ કેવા કેવા અનુભવો મેળવે છે તે રાધાના પાત્રથી જાણી શકાય છે. બહુ જુલમ થતાં સારા માણસો પણ રાજ્ય સામે થઇ જાય છે અને આખરે સત્યનો જય થાય છે એ અનિરુદ્ધના પાત્ર દ્વારા દૃષ્ટિગોચર થાય છે. આ બધાં પુસ્તકો અંગ્રેજી વાર્તાઓ ઉપરથી યોજાયલાં જણાય છે. ' સેકસ્ટન બ્લેક ' સીરીઝ હમણાં બહુ પ્રસિદ્ધ થઇ ચૂકી છે. આ આખી વાર્તા રોમાંચક, બોધક તથા રાજખટપટ અને વિષયલોલુપતાના તેમજ રજવાડાની હલકી વૃત્તિનું દૃષ્ટાંત પૂરૂં પાડે છે. છૂટક કિંમત વધારે પડતી છે.

૮. **પિશાચની પ્રતિમા**—કર્તા, પ્રકાશક, સ્થળ, વર્ષ પૂઠું ઉપર પ્રમાણે; પૃષ્ઠ ૧૯૨+૧૧, મૂલ્ય રૂ. ૧-૦-૦.

ગુપ્તદૂત ગ્રંથમાળાનું આ પ્રથમ પુસ્તક છે. એમાં ડિટેકટીવ દેવેન્દ્રનાં સાહસો તથા તેની વીરતા તેમજ ડાકુ મસુદનું પકડાવા છતાં તરકીબથી પોતાના સાથીને છોડાવી ભાગી જવું અને ચિઠ્ઠીથી દેવેન્દ્રને એની માહિતી આપવી વગેરે અક્કલ-હોંશિયારી અને વિજ્ઞાનની મદદથી દેવેન્દ્રને હંફાવવા સંબંધી રસમય વર્ણન આપવામાં આવ્યું છે. ભેદી ભરમોથી ભરપૂર આ વાર્તા આપણને અજાયબીમાં ગરકાવ કરે છે અને પ્રશંસા માગી લે છે. કાગળ કાળા તથા મેલા છે. બાંધણી છપાઇ ઠીક છે.

૯. **નાજુક સવારીઃ**—લેખક વિનોદકાન્ત, પ્રકાશકઃ વિજયરાય ક. વૈદ્ય, કૃષ્ણનગર, ભાવનગર. કદ ૧૬ પેજી, પૃષ્ઠ ૩૦૭, પાકું આચ્છાદનવાળું પૂઠું, મૂલ્ય રૂ. ૧-૮-૦.

ભાઇ વિનોદકાન્તે આમાં રમુજી અને કટાક્ષમય એવા ૨૪ નિબંધો મર્માળી ભાષામાં આપ્યા છે. પ્રકાશકની નોંધ તથા ' આ ચોપડી ' બન્ને શરૂઆતમાં વાંચવા જેવાં છે. નિબંધિકાઓ કેમ લખાઇ અને આવું શિરોનામ કેમ આપ્યું વગેરે તેમાં સમજાવ્યું છે. આમાં ભાઇ વિનોદકાન્તે પોતાના અનુભવો, પોતાની મુશ્કેલીઓ વગેરેનું રમુજી અને મર્માળી ભાષામાં બ્યાન કર્યું છે એમની પોતાની લાક્ષણિક શૈલીમાં લેખકે વિવિધ વિષયો વર્ણવ્યા છે એમાં એમની તીક્ષ્ણ નજર, સારગ્રાહી વૃત્તિ તથા એમની કલ્પનાશક્તિનો આપણને સારો પરિચય થાય છે. બૃહસ્પતિનો ઉપદેશ, નકટાઇ વિષે પત્રકાર, ગમતું અણગમતું, આપઘાત, અમારા દેવ વગેરે નિબંધો બોધક, કટાક્ષમય અને રમુજી પણ છે. આવી જાતનું આ પહેલું જ પુસ્તક છે. સામાન્ય જનસમૂહને આમાં બહુ રસ નહિ પડે, પરંતુ વિદ્વાનોને તો આ નિબંધો બહુ ગમશે. મોટાં પુસ્તકાલયો જરૂર ખરીદે.

ના ચં. દીવાનજી

૧૦. **ભાઈ-બેનઃ**—લેખકઃ શિવપ્રસાદ ભટ્ટ; પ્રકાશકઃ ભાઇલાલ ડી. પટેલ, 'આપણું' બાળકાર્યમંદિર, ભરૂચ '; ૧૯૩૮; ૧૬ પેજી પૃ. ૩૧; કાચું પૂઠું; કિં. ૦-૩-૦.

આ નાનકડું પ્રકાશન ' આપણી બાળગ્રંથમાળા 'ના બીજા વર્ષની ૩ જી પુસ્તિકા હોઇ તેમાં ભાઇબેનોએ હળીમળીને રહેવાની તથા પરસ્પરની અદેખાઇ ન કરવાની શિખામણ આપનારા ૩ પ્રસંગોની બોધક ગૂંથણી છે. બાળકો તે જરૂર વાંચે ને પરસ્પર હળીમળીને રહેવાનો ગુણ કેળવે. બીજી ત્રીજી ભણતાં બાળકો વાંચીને સમજી શકે એવી સહેલી ને સરળ ભાષાશૈલી છે.

**૧૧. પર્યુષણપર્વનાં વ્યાખ્યાનો**:—પ્રકાશકઃ શ્રી મુંબાઇ જૈન યુવક સંઘ, ધનજી સ્ટ્રીટ, મુંબાઇ નં. ૩; ૧૯૩.; ૧૬ પેજી પૃ. ૮+૧૮૯; કાચું પૂઠું; કિં. ૦-૮-૦.

પર્યુષણ એ જૈન બંધુઓના સર્વશ્રેષ્ઠ તહેવાર છે. એ પ્રસંગે રૂઢિ અને ધર્મને બહાને નિષ્પ્રાણ પ્રણાલિકાઓ અને વહેમોના ભોગ થતી જનતામાં નૂતન પ્રકાશ પાડવાના ઉદ્દેશથી મુંબાઇના શ્રી જૈન યુવક મંડળે છેલ્લાં ચારેક વર્ષથી 'પર્યુષણપર્વ વ્યાખ્યાનમાળા'ની યોજના કરી છે તે ખરેખર વખાણવા જેવી છે. સં. ૧૯૯૩ ના ત્રીજા વર્ષની વ્યાખ્યાનમાળામાંથી પંડિત સુખલાલજી, શ્રી ધર્માનંદ કોસંબી, પંડિત શ્રી દરબારીલાલજી, શ્રી રમણિકલાલ મોદી, કાકાસાહેબ કાલેલકર, શ્રી મગનભાઈ પ્ર. દેસાઇ, પંડિત કેદારનાથ, શ્રીમતી ઇન્દુમતી દેસાઇ જેવી વિદ્વાન વ્યક્તિઓનાં કુલ ૧૧ વ્યાખ્યાનો અને અધ્યાપક રામનારાયણ પાઠકનું આગલી સાલનું ૧ વ્યાખ્યાન મળી કુલ ૧૨ વ્યાખ્યાનો આ પુસ્તકમાં સંચિત થયેલાં છે. એનું વાચન જૈન તેમ જ જૈનેતર જિજ્ઞાસુ વાચકોને જરૂર રુચિકર થઇ પડશે. જાણવાનું પણ ઘણું મળશે.

**૧૨. જાતીય વિજ્ઞાન** (સચિત્ર) —લેખકનું નામ નથી અપાયું; પ્રકાશકઃ ધી જનરલ બુક ડીપો ૧૧૮, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઇ; ૧ લી આવૃત્તિ ૧૯૩૮; ૧૬ પેજી પૃ ૧૬+૩૨૪; પાકું પૂઠું; સુંદર સચિત્ર જેકેટ; કિં. ૨-૮-૦.

જ્ઞાનવિજ્ઞાનના ઇતર વિષયોની માફક જાતીય વિજ્ઞાનની પણ પ્રમાણભૂત માહિતી, સંસારમાં પ્રવેશવાની તૈયારી કરનારાં તરુણ-તરુણીઓ તેમ જ પ્રવેશી ચૂકેલાં સ્ત્રીપુરુષો મેળવે તો ખોટું નહિ બલ્કે ઇચ્છવાજોગ છે એવી માન્યતા તો આજ ઘણા વિદ્વાનોની છે, તેને પરિણામે ' પરણ્યા પહેલાં ', ' પરણ્યા પછી ', ' કાનમાં કહું ' ' જુવાનોએ જાણવાની ને પાળવાની બાબતો ' ' તારુણ્યમાં પ્રવેશતી કન્યાને પત્રો ' વગેરે જેવું સાહિત્ય ગુજરાતીમાં આ પૂર્વે પ્રગટ થયું છે ને ઠીક ઠીક આદર પામ્યું છે. પ્રસ્તુત પુસ્તક પણ એ જ કોટિનું હોઇ તેમાં જાતીય જ્ઞાનની આવશ્યકતા, સ્ત્રી-પુરુષનાં પ્રજનન અવયવો, માસિક ધર્મ, સ્ત્રી-પુરુષને થતાં ગુપ્ત દર્દો વગેરે બાબતોની આવશ્યક માહિતી મર્યાદાશીલ ભાષામાં અપાઇ છે. લખાણમાં કે ચિત્રોમાં અશ્લીલતા કે બીભત્સતાનો અંશ નથી, એટલે ઉપરોક્ત અન્ય પુસ્તકોની માફક આ પ્રકાશન પણ આદરપાત્ર લેખાશે. જાહેર પુસ્તકાલયોના ગ્રંથપાલોએ **આ પુસ્તક બાબતમાં ખાસ દક્ષતા એટલી રાખવાની કે આવું સાહિત્ય એના અધિકારીઓના જ હાથમાં જાય, કુમળી વયનાં બાળકોને હાથ હરગીજ ન ચઢે એ જોવું.**

**૧૩. બેઠો બળવો**:—લેખકઃ 'જયભિખ્ખુ'; પ્રકાશકઃ ધી જ્યોતિ કાર્યાલય લિ અમદાવાદ અને મુંબાઇ; પહેલી આવૃત્તિ ૧૯૯૪; ૧૬ પેજી પૃ. ૨૦+૧૬૦; પાકું પૂઠું, કિં. ૧-૦-૦.

સ્ત્રીસમાજની પરવશતા અને પુરુષવર્ગની સ્વાર્થલોલુપતા ને જોહુકમીને કારણે તેમની થયલી અવદશાનાં કેટલાંક કારણો રજૂ કરી તેની સામે સ્ત્રીવર્ગે પ્રચંડ વિરોધ ઉઠાવવાની જરૂર છે એવું પ્રતિપાદન કરવાને આ નવલકથા લખાઇ છે. સ્ત્રીજાતિને થતા અન્યાય તરફ સમાજના વિચારવંત વર્ગનું લક્ષ ખેંચાય અને અન્યાયનાં કારણો દૂર કરવાની આ યોજના થાય એ ઉચિત ઇચ્છવાયોગ્ય છે. પરંતુ તે માટે લેખકે આ ચોપડીમાં દર્શાવી છે તે રીતો કેટલે દરજ્જે કારગત થાય એ વિચારવાનું રહે છે. આપણો સ્ત્રીસમાજ

હજી એટલો તૈયાર નથી કે તે વાતવાતમાં નિર્મળા જેવી બંડખોરનો સંદેશો ઝીલી લે અને તેય એકાદ મુલાકાતમાં જ. વળી, દરિદ્ર ને દુઃખી માબાપની અજાણ પુત્રી કે જે જૂની ઘરેડ-માં ઉછરી છે ને જેની કોઇ જાતની પૂર્વતૈયારી નથી બતાવાઇ તેનામાં બળવાની ચિનગારી કેવી રીતે પ્રગટી શકે એ પણ વિચારવાનું છે. અર્થાત્ કે વાર્તાનું વસ્તુ સારૂં છે, પણ એના કલાવિધાનમાં કચાશ હોવાથી એનું વાચન ધારેલી અસર નહિ ઉપજાવી શકે એમ માનીએ છીએ.

**ના. નં. ચોકસી**

**૧૪. જંગલકથાઓ :** લેખક : ધીરજલાલ ટોકરશી શાહ; પ્રકાશક : ધી જ્યોતિ કાર્યાલય લિમિટેડ, જુમ્મા મસ્જિદ સામે; અમદાવાદ, પ્રથમાવૃત્તિ; ૧૯૩૮ પૃ. ૧૫૬. પૂઠું બોર્ડપઠીનું સચિત્ર. કિંમત ૦-૧૦-૦

કુમાર ગ્રંથમાળાના પ્રથમ વર્ષનું આ છઠ્ઠું ને છેલ્લું પુસ્તક છે. આમાં કુલ ૯ વાર્તાઓ આપી છે. (૧) માનવ-વ્યાઘ્ર, (૨) વાઘનો શિકાર, (૩) મનુષ્યભક્ષક, (૪) મુસાફરીની મોજ, (૫) સાપના સપાટામાં, (૬) કપરી કસોટી, (૭) યાત્રાળુઓની મદદે, (૮) દગાખોર અને (૯) હીરાની ખાણ.

પ્રથમ વાર્તા ' માનવ વ્યાઘ્ર ' મીદનાપુરનાં જંગલોમાં બનેલી સત્ય ઘટના છે. એ લંડનના એક પત્રમાં સચિત્ર પ્રગટ થયેલી. બીજી ' વાઘનો શિકાર ' પ્રત્યક્ષ પરિચય પરથી યોજેલી છે. એમાં શિક્ષણવિષયક આછી ચિનગારી ફેંકી છે. ત્રીજી ' મનુષ્યભક્ષક ' નામની વાર્તા મગરના શિકારની છે, જે સુપ્રસિદ્ધ શિકારી શ્રીરામ શર્માની સાચી સાહસ-કથા છે. (૪) ' મુસાફરીની મોજ ' અનુભવનું જ્ઞાન આપે તેવી વાર્તા છે (૫) ' સાપના ભારા ' સાપ સંબંધી વિસ્તૃત માહિતી આપે તેવી અજબ વાર્તા છે. (૬) 'કપરી કસોટી' એ છોટાનાગપુરનાં જંગલોની રોમાંચક કથા છે. (૭ ' યાત્રાળુઓની મદદે ' સાતપુડાના ભીલોનો ભીલજીવનનો આછો પાતળો અનુભવ છે. (૯) ' હીરાની ખાણમાં ' આસામના જંગલમાં બનેલી ઘટનાનો ચિતાર છે. (૮) 'દગાખોર' દીપડાના શિકારનો સાહસિકતા ભર્યો રસિક ચિતાર છે.

એકંદરે નવેય વાર્તાઓ કુમારોને સાચા સ્કાઉટ અને નીડર રખડુ બનાવે તેવી ઉમદા છે. વસ્તુમેળ સુંદર સધાયો છે. પુસ્તક ખરીદવા જેવું છે. કુમાર ગ્રંથમાળા સાચું કુમારજીવન વિકસાવે ને વધુ ને વધુ સાહસપ્રિય પુસ્તકો પીરસ્યે જાય.

**' દ્રષ્ટા '**

**૧૫. રંગલહરિઃ**—ચિત્રકારઃ શ્રી. કનુ દેસાઇ; પ્રાપ્તિસ્થાનઃ કુમાર કાર્યાલય, રાયપુર, અમદાવાદ. મૂલ્ય રૂ. ૧-૪-૦

ભાઇ કનુ દેસાઇની કલાની ઓળખ આપવી એટલે સૂરજની ઓળખાણ આપવી. એમની ચિત્રકળા આપણી ગુજરાતી તેમ જ ઇતર પ્રાંતીય અને પરદેશી જનતાને પણ એટલી જાણીતી છે કે આજે એમની ગણતરી દુનિયાના જાણીતા ચિત્રકારોમાં થાય છે. આ અગાઉ તેમણે જનતાને આપેલી વિવિધ ચિત્રાવલિઓ અત્યંત લોકપ્રિય થઇ છે. આ ' રંગલહરિ ' પણ તેમની જ સુંદર કલાકૃતિઓની કલાના ઉત્તમ નમૂનારૂપ છે. આ અગાઉ તેમના તરફથી પ્રકટ થયેલ ' જીવન મંગલ ' અને 'મંગલાષ્ટક' તો અનેક સ્થળે લગ્નપ્રસંગે ભેટ અપાયાં છે. એવું જ શુભ પ્રસંગે ભેટ આપવા લાયક આ 'રંગલહરિ'નું આલ્બમ પણ છે. આ 'આલ્બમ '

માં આપેલાં ચિત્રો 'વર્ષા', 'ઉષા-નિશા', 'તું અને હું' 'ગંગા-યમુના' 'અર્જુન-ઉર્વશી' 'લહર' 'ગીત-માધુરી' અને 'દિવ્ય સંગીત' એટલાં મનોહર અને રોચક છે કે જાણે તેનું વારંવાર નિરીક્ષણ કરતાં તેનો દ્રષ્ટા ધરાય જ નહિ. એ સૌ ચિત્રોનો પરિચય આલ્બમ સાથે જ આવે છે. આશા છે કલાપ્રિય જનતા જરૂર એનો સત્કાર કરશે. છેલ્લે છેલ્લે કલાથી અનભિજ્ઞો પણ એને ગૃહશૃંગાર તરીકે પોતાનાં ગૃહોમાં ટાંગશે તોય તેનું મૂલ્ય વળી રહેશે. આલ્બમનું મૂલ્ય રૂા. ૧-૪-૦ એની કલાના પ્રમાણમાં અલ્પ જ લેખાય.

૧૬. નગાધિરાજ:—લેખકઃ શ્રી. ગોકુલદાસ દ્વા. રાયચુરા, ચોરવાડ. સોલ એજન્ટસ, પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. રાવપુરા, વડોદરા. આવૃત્તિ ૨જી, પૃષ્ઠ ૧૨ + ૧૭૦, પૂઠું બોર્ડ પટ્ટીનું મૂલ્ય રૂા. ૧-૮-૦.

આપણામાં લોકસાહિત્યના સાચા પ્રચારકો જો આજે હોય તો શ્રી. મેઘાણી અને શ્રી. રાયચુરા. શ્રી મેઘાણીના આ દિશાના પ્રયત્નો હમણાં હમણાં જાણે થંભી ગયા જણાય છે, જ્યારે શ્રી. રાયચુરા એમની લોકસાહિત્યની વાનીઓ અવારનવાર આપતા રહે છે. આ પુસ્તકની પહેલી આવૃત્તિ "શારદા" માસિકના ૧૯૩૬-૩૭ ના ગ્રાહકોને ભેટ અપાઈ હતી. ત્યારે એ એટલી લોકપ્રિય થઇ હતી કે માત્ર ટૂંક મુદતમાં જ તેની બીજી આવૃત્તિ છપાવવી પડેલી. એજ આ બીજી આવૃત્તિ છે.

આ નવલકથામાં લેખકે ઐતિહાસિક તથ્યને જાળવી રાખી એની આસપાસ એવી રસભરી ગૂંથણી કરી છે કે પુસ્તક વાંચતાં તે હેઠે મૂકવાનું મન ન થાય તેવું છે. આ પુસ્તકને તેના પુરોગામી, 'સોરઠરાણી'ના અનુસંધાનરૂપ ગણી શકાય; છતાં સ્વતંત્ર રીતે વંચાય તો પણ તેનો રસ અસ્ખલિત જળવાઇ રહે છે.

૧૭. ઉમા:—લેખકઃ શ્રી. પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ; પ્રકાશક નવચેતન સાહિત્ય મંદિર ભદ્ર, અમદાવાદ. ક્રાઉન સોળપેજી પૃષ્ઠ ૧૦+૨૪૨; સાદું પૂઠું મૂલ્ય ૧-૪-૦ પાકું ૧-૮-૦.

નવચેતન સાહિત્ય મંદિર તરફથી પ્રકટ થતી ગૃહલક્ષ્મી ગ્રંથમાળાના ચોથા વર્ષનું આ પહેલું પુસ્તક છે એમાં કુલ ૧૪ ટૂંકી વાર્તાઓ સંગ્રહાઇ છે. તેમાંની પ્રથમ "ઉમા" ટૂંકી છતાં સળંગ કથા છે. વાર્તાનું વસ્તુ પ્રણયત્રિપુટી પર રચાયું છે. વાર્તાનો નાયક કિશોર ઉમાને ચાહે છે. પાછળથી તેનાં માતપિતા તેની જ્ઞાતિની કન્યા સરોજિની સાથે તેનાં લગ્નની ગોઠવણ કરે છે, ત્યારે કિશોર સરોજિનીને પત્ર લખી પોતે તેનો પતિ થવાને નાલાયક હોવાનું જણાવે છે, છતાં સરોજિની તેનાં માતાપિતાની આજ્ઞાને આધીન થઇ 'પિતાએ પરણાવ્યો તે પતિ' તરીકે સ્વીકારે છે છતાં લેખક સરોજિની પાસે આગળ જતાં ઉચ્ચારાવે છે કે "એના જીવનમાં જો કોઈ બીજી બાળાને સ્થાન જ હતું તો તેણે મારી સાથે લગ્ન કરવાનું કેમ મંજૂર રાખ્યું?" આવી વિસંગતતા લેખકે વાર્તા તૈયાર થયા પછી તેના પર એક વાર ફરી હથોડી મારવાની ધીરજ રાખી તપાસ્યું હોત તો સહેજે નજરે ચઢી જાત, તે પછીની વાર્તાઓ, ગ્રેજ્યુએટની બેકરી, શ્રમજીવીની દીવાળી એ બે કારુણ્યભરી વાર્તાઓ સિવાયની બધીજ સામાજિક છે. કોઇ કોઇ સ્થળે ભાષાદોષ નજરે પડે છે તો જોડણીદોષ અનેક સ્થળે જણાય છે. આવી પ્રકાશન સંસ્થાઓ બાબત પરત્વે દુર્લક્ષ્ય દાખવે એ અક્ષમ્ય જ લેખાય.

**૧૮. અક્કલના ઇજારદાર :** લેખકઃ શ્રી. " બેકાર " પ્રકાશકઃ હરિહર પુસ્તકાલય, ટાવર રોડ સુરત. ક્રાઉન સોળપેજી પૃષ્ઠ ૮+૨૦૦, પાકું પૂઠું, મૂલ્ય રૂા દોઢ. ૧૯૩૮

હળવો હાસ્યરસ જમાવવામાં ભાઇ બેકાર હમણાં હમણાં ઠીક આગળ આવતા જાય છે. જુદાં જુદાં સામયિકોમાં એમણે લખેલા હાસ્યપ્રસંગો લોકો આજે હોંસે હોંસે વાંચે છે. એવા જ પ્રસંગો ભાઇ બેકારે આ પુસ્તકમાં રજૂ કર્યા છે. એમણે અલ્પ ગણાતા જંતુ માંકડ–મચ્છરથી માંડીને ભણેલી ભામિની સુધીની કક્ષાના વર્ગમાંથી હાસ્યરસ ઉપજાવી જનતા સમક્ષ રજૂ કર્યો છે. પુસ્તકની ભાષા મર્માળી અને હાસ્યોત્પાદક હોઇને જ્યારે મગજ થાકેલું હોય ત્યારે વાંચવા લેનારને પ્રફુલ્લ બનાવે તેવું છે. પુસ્તકની પ્રસ્તાવના આપણા જાણીતા સાક્ષર શ્રી. રમણલાલ વ. દેસાઇએ લખી છે, જેમાં તેમણે ભાઇ બેકારની હાસ્યકલાની યોગ્ય મૂલવણી કરી છે.

**૧૯. ખાપરા–કોડિયાનાં પરાક્રમોઃ**—લેખક શ્રી. કેશવલાલ ર. સાયલાકર; પ્રકાશક શ્રી. સોમચંદ પાનાચંદ શેઠ, ખેડા વર્તમાન પ્રેસ, મુ. ખેડા. પૃષ્ઠ ૮ + ૩૩૮; બોર્ડપટીનું પૂઠું, મૂલ્ય રૂા. ૨).

અમદાવાદમાં ખાડીઆ ચાર રસ્તેથી ખાડીઆમાં જવાના રસ્તા પર નાની સરખી કપડાં સીવવાની દુકાનમાં આખો દિવસ સંચો ચલાવતા અને અવારનવાર સાહિત્યપ્રિય મિત્રોનો મેળો જમાવતા ભાઇ સાયલાકરનું લખેલું આ પુસ્તક છે. ધંધે દરજી છતાં સાહિત્ય પ્રત્યેનો અભિરુચિએ તેમને કલમ પકડાવી. તેમના પ્રકટ થએલ આ પુસ્તક ઉપરાંત, અવાર-નવાર સામયિકોમાં પણ લેખો લખે છે. આ પુસ્તકમાં એમણે કાઠિયાવાડની ભૂમિ પર થઇ ગયેલા બહારવટિયા ખાપરા અને કોડિયાનાં પરાક્રમોની ગાથા વીરરસ ઉપજાવે તેવી શૈલીએ લખી છે. શૌર્યના પૂજકો અને અદ્દભુત રસના રસિયાઓને આ પસંદ પડશે. પુસ્તકની બાંધણી જોઇએ તેવી મજબૂત બનાવવા પ્રકાશકે કાળજી રાખવા જરૂર હતી.

**૨૦. દોન ધ્રુવઃ**—હરજીવન વિ. સોમૈયા, પ્રકાશકઃ ભારતી સાહિત્ય સંઘ, પાનકોર નાકા, અમદાવાદ. ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૩૫૨, પાકું પૂઠું મૂલ્ય રૂા. ૨–૦–૦.

આજે આપણે ત્યાં શરદબાબુની નવલકથાઓના થેક ધડકાયે જાય છે એવે વખતે ભારતી સાહિત્ય સંઘના સંચાલકોએ દક્ષિણ તરફ નજર પહોંચાડી ત્યાંના આજના આપણા નવલકથાકાર શ્રી. રમણલાલ દેસાઇની કક્ષાનું સ્થાન ધરાવતા શ્રી. ખાંડેકરની કૃતિ ગુર્જર જનતા સમક્ષ ધરવાનું ઇષ્ટ કાર્ય કર્યું છે.

એજ મહારાષ્ટ્રીય લેખક શ્રી. ખાંડેકરની નવલકથા 'દોન ધ્રુવ'ના મૂળને વળગી રહી કરેલો આ અનુવાદ છે. લેખકને અન્યાય ન થાય તે માટે અનુવાદકે કાળજી રાખી છે. લેખકે આ નવલકથામાં આપણી સામાજિક સ્થિતિનું નિરીક્ષણ કરાવી તેમાં પ્રવર્તતી અસમાનતા અને તેના ઉપાય દર્શાવી હિંસા અને અહિંસાની ઠીક ઠીક સમીક્ષા કરી છે.

**મ. પ્ર. વ્યાસ**

## સામયિકો

**ફોરમ**—ડિસેમ્બરઃ ૧૯૩૮. તંત્રીઃ રસિકચંદ્ર બી. રાવળઃ સંપાદક જયશંકર રાં. જાની, ૭૫, ખાર, મુંબઇ ૧૧. વાર્ષિક લવાજમ રૂા ૨.

મુંબઇથી પ્રકટ થતા 'ફોરમ'ના આ અંકમાં મુંબઇના પત્રકારિત્વની આગલી

દરોલ સાચવનાર શ્રી. છેલશંકર વ્યાસ, શ્રી. ખંડુભાઇ દેસાઇ, શ્રી. રવિશંકર મહેતા તેમજ ગુજરાતમાં ક્રાન્તિકારી સાહિત્ય આપનાર નવી દુનિયા કાર્યાલયવાળા શ્રી. ભોગીલાલ ગાંધીના લેખો નજરે પડે છે. શ્રી. ગાંધીનો " બંગસાહિત્યસ્વામી શરદ્ બાબુ " વાળો લેખ આજે ગુજરાતી ભાષામાં ભરપેટ્ટ પ્રચાર પામતા તેમની નવલકથાના વાચકોને શરદ્બાબુના જીવન વિષે ઠીક ઠીક પ્રકાશ આપે તેવો છે. ઉપરાંત આંતરરાષ્ટ્રીય આંદોલનો અને " સહચાર " નામક ચાલુ વાર્તા આપી છે એ સિવાય એમાં આવતો એનો બાલવિભાગ બાળકોનું મનરંજન કરી જ્ઞાનદાતા નીવડે તેવો છે. બે રૂપિયાના લવાજમમાં માસિક અલબત્ત સસ્તુ ગણી શકાય.

**કિસાન**—નવેમ્બર ૧૯૩૮—તંત્રીઓ : ભી. લા. દેસાઇ અને શં. ૭. રાવલ વ્યવસ્થાપક આર. રોય એન્ડ કંપની ખેતવાડી રોડ, મુંબઇ ૪. વાર્ષિક લવાજમ રૂા. ૨–૮–૦

આ માસિકમાં ખેતીવાડીવિષયક લેખો પ્રકટ થાય છે. એના નવેમ્બર અંકમાં ખેડૂતોને ઉપયોગી લેખો ઉપરાંત આપણાં જુદાં જુદાં શાકો જેવાં કે કંકોડાં, કારેલાં, કાલિંગડાં, કોઠીમડાં, ખીજડાની ફળીઓ ( સાંગરી ) વગેરેની સુકવણીને લગતો માહિતીપૂર્ણ લેખ પણ છે. ઉપરાંત **કેરી જગતનું માનીતું ફળ** એ લેખમાં કેરીની કલમો, આંબાને થતી હવામાનની અસર વગેરે વગેરે ખેડૂતોને ઉપયોગી માહિતી આપવામાં આવી છે.

**સ્રીબોધ**—જાન્યુઆરી : ૧૯૩૯ : તંત્રી શ્રી. કેશવપ્રસાદ છો. દેસાઇ, મંત્રી શ્રી. ચંદ્રકાન્ત જીવનલાલ મહેતા, પીરમશાહરોડ, અમદાવાદ, વાર્ષિક લવાજમ રૂા. ૪–૦–૦ વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે રૂા. ૩–૦–૦

આ માસિકનો જાન્યુઆરી માસનો અંક એની થયેલી વ્યવસ્થાની ફેરબદલી દર્શાવે છે અને આ અંક જોતાં જ એમાં કંઇક નવીનતા નજરે પડે છે. માસિકના આગલા મંત્રી શ્રી જીવનલાલ મહેતા મંત્રીપદેથી નિવૃત્ત થતાં એ સુકાન તેમણે પોતાના પુત્ર શ્રી ચંદ્રકાન્તને સુપ્રત કર્યું છે અને પહેલે જ અંકે એમણે માસિકના રૂપરંગ અને ઉઠાવમાં કરેલા ફેરફાર સહજ દૃષ્ટિગોચર થાય છે. ઇચ્છીએ કે કુશળ પિતાના સુયોગ્ય પુત્ર યુગબળને ઓળખી માસિકને વધુ ઉપયોગી બનાવવા સફળ નીવડે.

**મ. પ્ર. વ્યાસ**

**બાળક : જાન્યુઆરી ૧૯૩૯ :** તંત્રીઃ ભિખુભાઇ વ્યાસ; ગોધરા. બાળકનો આ અંક એનો ૧૭મા વર્ષનો પ્રવેશાંક છે. " બાળક " માસિકે અત્યાર સુધીનાં ૧૬ વર્ષો પર્યંત કોઇ પણ જાતના બાહ્ય આડંબર સિવાય અને જાહેરખબરોના સંભાર કે કોઇ પણ જાતની ગ્રાહકોને લલચાવનારી યોજના કર્યા સિવાય મૂકપણે જે કાર્ય કર્યું છે તે એક રીતે જોતાં ખરેખર પ્રશંસાપાત્ર કાર્ય છે. દર માસે એણે એના બાળવાચકો સમક્ષ કંઇ કંઇ નવીનતા રજૂ કરી છે. એના દર માસે અપાતા 'નેટ' (ચોખ્ખા) વાચનના બદલામાં માત્ર બે રૂપિઆનું લવાજમ અલ્પ જ લેખાય.

## સ્વીકાર

ધી વાકળ એ. વી. સ્કૂલ અને તેને અંગે ચાલતી અન્ય પ્રવૃત્તિઓનું પહેલું નિવેદન, ગુજરાત વિદ્યાપીઠનું વાર્ષિક નિવેદન ઇ. સ. ૧૯૩૭–૩૮ નું.



—✻—

# પુસ્તકોના પરિચયસંગ્રહ*

| ક્રમાંક | પુસ્તકનું નામ તથા વિષય | લેખક કે અનુવાદક | પ્રકાશક પ્રાપ્તિસ્થાન | પૃષ્ઠ, પૂંઠું મૂલ્ય | પરિચય આપનાર પત્રો |
|---|---|---|---|---|---|
| ૧૫૯ | ગુજરાતી મહાજનો<br>(જીવન ચરિત્રો) | રસૂલભાઇ ન. વહોરા | ચરોતર એજ્યુકેશન સોસાઇટી આણંદ | ૧– ૮–૦<br>પાકું<br>૧– ૮–૦ | "ઊર્મિ" જાન્યુ. '૩૯<br>"સાંજ" ૧૫-૧૨-૩૮<br>'પ્રજાબંધુ' ૧૧-૧૨-૩૮<br>"ખેડા વર્તમાન" ૨૧-૧૨-૩૮<br>"જન્મભૂમિ" ૨૨-૧૨-૩૮<br>"ફૂલછાબ" ૨૩-૧૨-૩૮ |
| ૧૭૮ | કુમારી હેલન<br>(ચરિત્ર) | " | " | ૦– ૨–૦ | "સાંજ" ૨૨-૧૨-૩૮<br>"ફૂલછાબ" ૨૩-૧૨-૩૮<br>"પ્રજાબંધુ" ૨૫-૧૨-૩૮<br>"ઊર્મિ" જાન્યુ. '૩૯ |
| ૧૭૯ | અપંગની પ્રતિભા<br>(ચરિત્ર) | મગનભાઇ પ્ર. દેસાઇ | નવજીવન પ્ર. મંદિર-અમદાવાદ | ૦–૧૨–૦ | "ફૂલછાબ" ૬-૧-૩૯<br>"પાટીદાર" પોષ '૯૫<br>"ઊર્મિ" જાન્યુ '૧૯૩૯ |
| ૧૭૫ | દીપશિખા<br>(ટૂંકી વાર્તા) | અમીદાસ કાણકિયા | આર. આર. શેઠની કંપની મુંબઇ | પૃ. ૧૧૧<br>૧– ૮–૦ | "પ્રજાબંધુ" ૧-૧-૩૯ |
| ૧૬૩ | વિશાજવહુ<br>(નવલકથા) | મહાદેવ હ. દેસાઇ | નવજીવન પ્ર. મંદિર અમદાવાદ | ત્રીજી આ.<br>૦–૧૦–૦ | "સાંજવર્તમાન" ૧૫-૧૨-૩૮ |
| ૧૨૯ | અપરાધી<br>(નવલકથા) | ઝવેરચંદ મેઘાણી | ગૂર્જર ગ્રંથરત્ન કા. અમદાવાદ | પૃ ૩૮૪<br>૨– ૮–૦ | "પ્રજાબંધુ" ૧૮-૧૨-૩૮ |
| ૧૬૮ | અંધકાર વચ્ચે<br>(નાટકો) | ઇન્દુલાલ ગાંધી | લેખક પોતે: સમરસેટ સ્ટ્રીટ. કેમ્પ, કરાંચી | પૃ. ૧૧૦<br>૧– ૦–૦ | "પ્રજાબંધુ" ૧૮-૧૨-૩૮ |
| ૨૩ | શેષપ્રશ્ન<br>(નવલકથા) | માધવરાવ કર્ણીક | એન. એમ. ઠક્કરની કંપની મુંબઇ ૨ | ૨– ૮–૦ | "ગુજરાતીપંચ" ૧૮-૧૨-૩૮ |

* આ કોષ્ટકમાં જે પુસ્તકનો ક્રમાંક આપવામાં આવ્યો છે તેનો તેજ ક્રમાંક, જે તે પુસ્તકનો પરિચય ફરીવાર અન્ય સામયિકમાં પ્રકટ થતાં આપવામાં આવ્યો છે અને હવે પછી પણ અપાશે.—તંત્રી, પુ૦]

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૩૨ | શુભદા (નવલકથા) | શાંતિલાલ શાહ હિમાંશુ ચક્રવર્તી | એન. એમ. ઠક્કરની કંપની મુંબઇ ૨ | ૨– ૮–૦ | "બાલજીવન" માગશર '૯૫ "ગુજરાતીપંચ" ૧૮–૧૨–૩૮ "સ્ત્રીબોધ" જાન્યુ. '૩૯ |
| ૩૨ | અંજનિ (નાટક) | રમણલાલ વ. દેસાઇ | "સયાજી વિજય" પ્રેસ, વડોદરા | ૨– ૦–૦ | "ગુજરાતીપંચ" ૧૮–૧૨–૩૮ |
| ૭ | કલંકિત (નવલકથા) | મણિભાઇ ભ. દેસાઇ | ગૂર્જરગ્રંથ રત્ન કા. અમદાવાદ | ૧–૪–૦ | "ગુજરાતીપંચ" ૧–૧–૧૯૩૯ |
| ૧૪૪ | દીન ધ્રુવ (નવલકથા) | હરજીવન વિ. સોમૈયા | ભારતી સાહિત્ય સંઘ અમદાવાદ | ૨–૦–૦ | "સ્ત્રીબોધ" જાન્યુ. ૧૯૩૯ |
| ૩૯ | દરિયાલાલ (નવલકથા) | ગુણવંતરાય આચાર્ય | પ્રજાબંધુ પ્રિં. પ્રેસ અમદાવાદ | ૨–૦–૦ | "ગુજરાતીપંચ" ૧–૧–૩૯ |
| ૧૨૭ | નિરંજના (નવલકથા) | મૂળજીભાઇ પી. શાહ | "ભારત" કા. વડોદરા | ૨–૦–૦ | "ગુજરાતી પંચ" ૧–૧–૩૯ "મું૦ સ૦" ૭–૧–૩૯ |
| ૧૮૧ | ઉમા (ટૂંકી વાર્તાઓ) | પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | નવચેતન સા. મંદિર ભદ્ર અમદાવાદ | ૧–૮–૦ | "ગુજરાતીપંચ" ૧–૧–૩૯ |
| ૧૩૧ | યોગી કોણ ? (નાટક) | દિવ્યાનંદ | ,, | ૧–૪–૦ | "યુવક" જાન્યુ. '૩૯ |
| ૧૧૪ | જંગીઝખાન (ઐતિહાસિક) | રમણીકલાલ જ. દલાલ | જીવનલાલ અમરશી મહેતા અમદાવાદ | પાકું ૨–૦–૦ | "ગુજરાતી" ૨૫–૧૨–૩૮ |
| ૩૦ | રવાયત્ત રશિયા (ઐતિહાસિક) | ઉછરંગરાય ઓઝા | ,, ,, | પૃ. ૨૨૩ ૧–૮–૦ | "પ્રજાબંધુ" ૨૫–૧૨–૩૮ |
| ૧૭૧ | ભારતમાં અંગ્રેજી રાજ્ય (ઐતિહાસિક) | ગોપાળરાવ વિદ્વાંસ | ચતુર્ભુજ જસાણી ગોંદીયા (સી. પી.) | ૪૯+૧૫૨ ચિત્ર ૪૧ ૧૦–૦–૦ | "નવસૌરાષ્ટ્ર" ૧૫–૧૨–૩૮ |
| ૧૧૬ | ભજનનાં ગીતો (બાલોપયોગી) | મૂળજીભાઇ ભકત | ફૂલચંદ બાળમંદિર નડીઆદ | પૃષ્ઠ ૬૮ કાચું ૦– ૪–૦ | પ્રજાબંધુ" ૨૫–૧૨–૩૮ "યુવક" જાન્યુ. '૩૯ "ઊર્મિ" જાન્યુ. '૩૯ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૬૫ | પક્ષીમિત્રો (બાલોપયોગી) | મગનભાઇ પટેલ | ગૂર્જર ગ્રંથ ર૦ કાર્યા. અમદાવાદ | ૦- ૫-૦ | "બાલજીવન" માગશર '૯૫ |
| ૧૭૬ | રતન (કાવ્ય) | ચન્દ્રવદન મહેતા | આર. આર. શેઠની કંપની મુંબઇ | પૃષ્ઠ ૯૧ ૧- ૦-૦ | "પ્રજાબંધુ" ૧-૧-૩૯ |
| ૧૭૭ | કાવ્યસંહિતા (કાવ્ય) | અનામી | રણજિત એમ. પટેલ ડભોડા (એ. પી. રેલ્વે) | ૧- ૦-૦ | "સ્ત્રીબોધ" જાન્યુ. '૩૯ "પ્રજાબંધુ" ૧-૧-૩૯ "જન્મભૂમિ" ૫-૧-૩૯ |
| ૧૨૮ | સંવાદો (પ્રકીર્ણ) | સ્વ. વ્યોમેશચંદ્ર પાઠકજી | જયમનગૌરી વ્યો. પાઠકજી ખપાટિયાચકલા સુરત | ૧- ૦-૦ | "જન્મભૂમિ" ૫-૧-૩૯ |
| ૮૪ | પકવાનપોથી (પ્રકીર્ણ) | વિમળાબેન મ. પંડયા | એન એમ. ત્રિપાઠીની કું. મુંબઇ | ૨- ૮-૦ | "સ્ત્રીબોધ" જાન્યુ. '૩૯ |
| ૧૩૪ | બેઠા બળવો (સામાજિક) | જયભિખ્ખુ | જ્યોતિ કા. લિ. અમદાવાદ | ૧- ૦-૦ | "જન્મભૂમિ" ૫-૧-૩૯ |
| ૪૭ | જેકિલ અને હાઇડ (નવલકથા) | મગનભાઇ પ્ર. દેસાઇ | નવજીવન પ્ર૦ મંદિર અમદાવાદ | ૦- ૯-૦ | "જન્મભૂમિ" ૫-૧-૩૯ |
| ૬૯ | પારિજાત (કાવ્યો) | પૂજાલાલ | અરવિંદ કાર્યાલય-આણંદ | | "ઊર્મિ" જાન્યુ. '૩૯ "ફૂલછાબ" ૨૯-૧૨ |
| ૧૮૨ | નૂતન બાળપોથી | શંકરભાઇ સો. પટેલ | લેખક પોતે નિઝામપુરા ભૂતડીઝાંપા વડોદરા | પૃ ૪૪ ૦-૩-૦ | "પાટીદાર" પોષ '૯૫ "પ્રજાબંધુ" ૨૫-૧૨-૩૮ |
| ૧૪૭ | કેળવણીનો કોયડો (કેળવણી) | મ. મોહનદાસ ક. ગાંધી | નવજીવન પ્ર. મંદિર-અમદાવાદ | ૧-૦-૦ | "સાંજવર્તમાન" ૧૫-૧૨-૩૮ "ઊર્મિ" જાન્યુ. '૩૯ |
| ૧૮૬ | ત્યાગમૂર્તિ અને બીજા લેખો (સામાજિક) | ગાંધીજી | " " | ૧-૦-૦ | "ઊર્મિ" જાન્યુ. '૩૯ "ફૂલછાબ" ૨૩-૨-૩૮ "પાટીદાર" પોષ ૯૫ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૬૯ | યુરોપમાં કુટુમ્બ-જીવન (સામાજિક) | રા. બા ગોવિંદભાઇ હા. દેસાઇ | લેખક પોતે, અલ્કાપુરી વડોદરા | ... | "ગુજરાતી પંચ" ૧૮–૧૨–૩૮ |
| ૧૭૦ | જીવનભારતી (સાહિત્ય) | કાકા કાલેલકર | નવજીવન પ્ર. મંદિર અમદાવાદ | ૨–૮–૦ | "ગુજરાતી પંચ" ૧૮–૧૨–૩૮ |
| ૧૫ | લલિત કાવ્યસંગ્રહ | લલિતાશંકર વ્યાસ | પ્રસન્નગય લલિતાશંકર વ્યાસ નાગરફળીઆ સુરત | ૧–૪–૦ | "ગુજરાતી પંચ" ૧૮–૧૨–૩૮ |
| ૧૮૪ | નીતિનાશને માર્ગે ( સામાજિક ) | મહાત્મા ગાંધીજી | નવજીવન પ્ર મંદિર અમદાવાદ | ૦–૮–૦ | 'ઊર્મિ' જાન્યુ '૩૯<br>"પાટીદાર" પોષ '૯૫<br>"ગુજરાતીપંચ" ૧૮–૧૨<br>'ફૂલછાબ" ૨૩–૧૨–૩૮<br>"સાંજવર્તમાન' ૫–૧<br>"પ્રજાબંધુ' ૮–૧–૩૯ |
| ૧૮૫ | શ્રી ગુરુલીલામૃત ( ધાર્મિક ) | રંગ અવધૂત | અમૃતલાલ નાથાલાલ મોદી મોદીમાથ નડીઆદ | ૧–૦–૦ | "ગુજરાતી પંચ" ૧૮–૧૨–૩૮ |
| ૧૩૮ | વિશ્વદર્શન (પરિચય પુસ્તક) | છોટાલાલ મા કામદાર | ભારતી સાહિત્ય સંઘ અમદાવાદ | પૃ. ૪૯૨ પાકું ૩–૮–૦ | 'સ્ત્રી શક્તિ' ૧૮–૧૨–૩૮<br>'નવરાષ્ટ્ર' ૫ ૧૨<br>'ઊર્મિ' જાન્યુ. '૩૯ |
| ૧૭૨ | વિશ્વશાંતિ (કાવ્ય) | ઉમાશંકર જોષી | નવજીવન પ્ર. મંદિર અમદાવાદ | ૦–૨–૦ | ' ફૂલછાબ" ૨૩–૧૨–૩૮<br>"ઊર્મિ" જાન્યુ '૩૯ |
| ૧૫૩ | સંગીતની પ્રાથમિક માહિત (સંગીત) | નારાયણ મો ખરે | નવજીવન પ્ર મંદિર અમદાવાદ | ૦–૨–૦ | ' ફૂલછાબ" ૨૩–૧૨–૩૮<br>'ઊર્મિ" જાન્યુ '૩૯ |
| | ચિનગારી (પ્રકીર્ણ) | તુરાબ | રૂપમ્ સાહિત્ય કા. મુંબઇ ૩ | ૧–૦–૦ | 'ગુજરાતી" ૨૫–૧૨–૩૮ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૮૬ | અક્કલનો ઇજારદાર | એકાર | હરિહર પુસ્તકાલય ટાવર રોડ સુરત | ૧–૮–૦ | "સાંજવર્તમાન" ૫–૧–૩૯ "ગુજરાતી પંચ" ૧–૧–૩૯ |
| ૧૪૧ | ખોરાક (આરોગ્ય) | ચિમનલાલવૈષ્ણવ | લોકોપયોગી ગ્રંથમાળા પોરબંદર | પૃ. ૧૯૬ ૦– ૮–૦ | "નવસૌરાષ્ટ્ર" ૧૫–૧૨–૩૮ |
| ૧૮૦ | મશાલ | સૈયદ પીરસાહેબ હુસેનઅલી | રાજુદીન અલાઉદીન પેટલાદ | ૦–૧૦–૦ | "ફૂલછાબ" ૬–૧–૩૯ |
| ૧૭૩ | શરીર અને આરોગ્ય (આરોગ્ય) | રવિશંકર જ. ત્રિવેદી | ગુજરાત આયુર્વેદિક ફાર્મસી અમદાવાદ | પૃ. ૨૨૪ કાચુ ૧– ૮–૦ | "નવસૌરાષ્ટ્ર" ૧૫–૧૨–૩૮ |
| ૧૪૨ | સાનમાં સમજાવું (આરોગ્ય) | ડાહ્યાલાલ હ. જાની | નેપથ્ય ગ્રંથમાળા વઢવાણ | પૃ. ૧૦૧ ૦– ૫–૦ | "નવસૌરાષ્ટ્ર" ૧૫–૧૨–૩૮ |
| ૯૬ | પશ્ચિમના દેશોની કેળવણી ભા. ૧–૨ (શિક્ષણ) | ડૉ. ગજાનન શ્રી. ખેર | દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર ભાવનગર | બન્ને ભાગના ૨– ૮–૦ | "ગુજરાતી" ૨૫–૧૨–૩૮ |
| ૧૭૪ | રૂપલેખા (કાવ્યો) | ભગવાનલાલ લ. માંકડ | લેખક પોતે રાજકોટ | પૃ. ૯૬ ૧– ૦–૦ | "ગુજરાતી" ૨૫–૧૨–૩૮ |

# સૌથી વધારે વર્તમાનપત્રો : જાપાનમાં

છેલ્લા થોડા સમયથી ફેલાવાની બાબતમાં લંડનનાં બે પત્રો; 'ધી ડેઇલી એક્સપ્રેસ' અને 'ધી ડેઇલી હેરલ્ડ' વચ્ચે ખૂબ રસાકસી ચાલી હતી. દરેક પત્ર પોતાનો ફેલાવો વીસ લાખથી વધારે હોવાથી જગતમાં વધારેમાં વધારે ફેલાવો હોવાનું દાવો ધરાવતું હતું; પણ જાપાનના ખબરે આ બન્ને પત્રોને મૂંગા બનાવી દીધા. 'ધી વર્લ્ડ ન્યુઝ પ્રેસે' આ પત્રોને પૂર્વમાં જાપાન પ્રતિ દૃષ્ટિ કરવાની સલાહ આપી છે, ત્યાં 'ઓસાકા મૈનિચિ'નો હમેશનો ફેલાવો ત્રીસ લાખનો છે. 'ટોકિયો મૈનિચિ'નો ફેલાવો બે લાખ ચાળીશ હજારનો છે.

વર્તમાનપત્રોની દુનિયામાં જાપાનનું અગ્રસ્થાન હોવાનું કારણ એ છે કે બાળકોને બાદ કરતાં બધા જાપાનીઓ શિક્ષિત છે.

—છોટાલાલ માનસિંગ કામદાર

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | તારીખ |
|---|---|---|---|---|
| આયુર્વેદવિજ્ઞાન | ૨૧ | ૧૨ | આશ્વિન | ૨૩-૧૨-૩૮ |
| ઊર્મિ | ૮ | ૧ | જાન્યુઆરી | ૩-૧-૩૯ |
| કિશોર | ૪ | ૪ | શ્રાવણ | ૨૨-૧૦-૩૮ |
| કુમાર | ૧૫ | ૧૨ | માગશર | ૨૭-૧૨-૩૮ |
| ખેડૂત, ખેતી ને સહકાર | ૫ | ૬ | ડિસેમ્બર | ૧૧-૧૨-૩૮ |
| ખેતીવાડી | ૪ | ૮ | માગશર | ૮-૧-૩૯ |
| ખેતીવાડીવિજ્ઞાન | ૨૭ | ૫ | ડિસેમ્બર | ૨-૧-૩૯ |
| ગુણસુન્દરી | ૩૧ | ૫ | જાન્યુઆરી | ૧-૧-૩૯ |
| ગ્રામજીવન | ૯ | ૬ | જાન્યુઆરી | ૨-૧-૩૯ |
| ચરોતર | ૮ | ૧૨ | ડિસેમ્બર | ૧૬-૧૨-૩૮ |
| ચિત્રમય જગત | ૨૪ | ૧૨ | જાન્યુઆરી | ૨-૧-૩૯ |
| નવચેતન | ૩૪ | ૪ | જાન્યુઆરી | ૨-૧-૩૯ |
| નવરચના | ૩ | ૯ | ડિસેમ્બર | ૧૭-૧૨-૩૮ |
| પાટીદાર | ૧૬ | ૩ | પોષ | ૨૬-૧૨-૩૮ |
| પૂર્ણા | ૨ | ૫ | ડિસેમ્બર | ૧૬-૧૨-૩૮ |
| પ્રસ્થાન | ૧૪ | ૧ | કારતક | ૧૧-૧૨-૩૮ |
| ફાર્બસ ગુ. સભા ત્રિમાસિક | ૩ | ૩ | ઑક્ટો-ડિસેમ્બર | ૧૪-૧૧-૩૮ |
| બાલમિત્ર | ૧૮ | ૬ | જાન્યુઆરી | ૨-૧-૩૯ |
| બાલસખા | ૨ | ૮ | જાન્યુઆરી | ૩-૧-૩૯ |
| બાળક | ૧૭ | ૧ | જાન્યુઆરી | ૨-૧-૩૯ |
| બાલજીવન | ૧૭ | ૩ | જાન્યુઆરી | ૮-૧-૩૯ |
| બુદ્ધિપ્રકાશ ત્રિમાસિક | ૮૫ | ૪ | ઑક્ટો૦-ડિસે૦ | ૮-૧-૩૯ |
| માનસી ત્રિ૦ | ૩ | ૩ | ઑક્ટો.-ડિસે. | ૫-૧૧-૩૮ |
| યુવક | ૯ | ૧ | જાન્યુઆરી | ૨-૧-૩૯ |
| વસંત-ત્રિમાસિક | ૩૭ | ૩ | શ્રાવણ-આશ્વિન | ૩-૧૧-૩૮ |
| વૈદ્યકલ્પતરુ | ૪૪ | ૧ | જાન્યુઆરી | |
| વ્યાયામ | ૨૪ | ૩ | ડિસેમ્બર | ૨૧-૧૨-૩૮ |
| શારદા | ૩૦ | ૩ | ડિસેમ્બર | ૧૫-૧૨-૩૮ |
| શિક્ષણપત્રિકા | ૧૩ | ૧૦ | માગશર | ૨૧-૧૨-૩૮ |
| સૌરાષ્ટ્ર શિક્ષક | ૧૨ | ૨ | સપ્ટે-નવે. | ૧-૧૨-૩૮ |
| સ્ત્રીબોધ | ૮૩ | ૧ | જાન્યુઆરી | ૫-૧-૩૯ |

**મહાકાળના ખપ્પરમાં પૂર્ણાંનો પ્રદેશ :** મોગલ સલ્તનતના જમાનામાં નવસારીના ગુલાબના બગીચાઓના સત્વનીચોડ–અત્તરો–એ જહાંગીરનું દિલ જીત્યું હતું, ત્યારે નવસારીની જગન્નાથી વહેપારી વહાણોમાં દેશપરદેશ વેચાતી. નવસારી તાલુકાની સરહદે બીલીમોરાને કાંઠે પથ્થરો ફોડી લોખંડ ગળાતું–શોધાતું. કહે છે કે નવસારીનો વણાટનો ઉદ્યોગ જોવા દેશ પરદેશથી અનેક મુસાફરો આવતા.

**યુવક : જાન્યુઆરી : ૧૯૩૯**

**ઉઘડતા પાને :** સાહિત્ય એ જીવનનું પ્રતિબિંબ છે, એમ સ્વીકારીએ તો પ્રગતિશીલ સાહિત્ય સમજવું સહેલું પડશે. જીવન હમેશાં પ્રગતિશીલ નથી જ હોતું; લેખકને કેટલીક વાર પીછેહઠ પણ કરવી પડે છે, એટલે સર્જક પણ હમેશાં પ્રગતિશીલ જ હોય એ અસંભવિત છે. તે જે સર્જવાનો તે તો જીવનમાંથી જ. એટલે તો આપણને કેટલીયે કૃતિઓ પીછેહઠ કરાવનારી લાગે છે. કેટલાકો ' હું કલાકાર છું', મને ગમે તે સર્જીશ ' એમ કહી 'કલાની ખાતર કલા' સર્જે છે કે જેને આપણે વાંચતાં પણ અચકાઈએ, આપણને વાંચતાં જ જુગુપ્સા ઉપજે.

**ગામડે જઇને :** બાવાઓની આપણને શું જરૂર ? બાવાઓને શા માટે પોષવા જોઈએ ? ધર્મને નહિ સમજનાર ધર્મનું શું રક્ષણ કરવાના ? અને એમની સંખ્યા પણ દેશમાં ક્યાં નાનીસૂની છે ? રાષ્ટ્રની શક્તિ વેડફાઇ રહી છે. આ બાવાઓને કોઇ સર્જનાત્મક કામમાં ન રોકી શકાય ? ગામડાની પ્રજાને આવા બાવાઓ ચૂસે, સરકારી કર ચૂસે અને તેમની અજ્ઞાનતા ચૂસે. પછી ગામડાં ક્યાંથી ટટાર રહી શકે !

**ગ્રામોદ્ધારની આર્થિક બાજુ :** ગ્રામોદ્ધારના આર્થિક કાર્યક્રમમાં જેટલું મહત્ત્વ ખેતીની સુધારણાનું છે તેટલું જ મહત્ત્વ ગ્રામઉદ્યોગો ખીલવવાનું છે. ગ્રામઉદ્યોગો સિવાય એકલી ખેતી ટકી શકે તેમ નથી. ખેતીની આજે છે તેવી મરણતોલ સ્થિતિ થઇ હોય તો તેના કારણના મૂળમાં ગ્રામઉદ્યોગો લોપાયમાન થવાથી ઉદ્યોગોમાં રોકાયેલા બધાય શ્રમજીવીઓને ખેતીનો આશરો લેવો પડયો. અને પરિણામે ખેતી ઉપર ઘણા વધારે પ્રમાણમાં કામ પૂરું પાડવાનું ભારણ આવ્યું. ગ્રામઉદ્યોગો પુનર્જીવન પ્રાપ્ત કરે, ખૂબ ખીલે અને વિકાસ સાધે તો ખેતી ઉપરનું અસહ્ય ભારણ ઓછું થાય અને શ્રમજીવીઓ માટે શ્રમનાં અનેક ક્ષેત્રો પ્રાપ્ત થાય. આજે ગામડાંઓ તૂટતાં જાય છે કારણ કે ગામડાંઓમાં ઉદ્યોગ નથી, શ્રમનું ક્ષેત્ર નથી. ગામડાંઓ તૂટે અને શહેરો માનવસંખ્યાથી ઊભરાય તેમાં રાષ્ટ્રની આર્થિક ઉન્નતિ સંભવી શકે તેમ નથી. કારણ કે હિંદુસ્થાન કૃષિપ્રાધાન્ય દેશ છે અને કૃષિ ઉદ્યોગની એ વિશિષ્ટતા છે કે તેની સાથે સહઉદ્યોગો પોષાય છે. ઉદ્યોગ અને કૃષિ પરસ્પર બન્નેને સહાયભૂત થાય છે અને એકબીજાને પોષે છે. ઉદ્યોગ વિના કૃષિ સમૃદ્ધ થતી નથી અને કૃષિ વિના ઉદ્યોગ સંભવતો નથી. હજારો બેકારોને કામ ત્યારે જ મળી શકે જ્યારે ગ્રામઉદ્યોગોનો વિકાસ થાય અને ગ્રામઉદ્યોગ આખાયે દેશભરમાં વ્યાપક બને કરોડો ખેડૂતો ખેતીમાં શ્રમ કરવા છતાં બેકાર જેવા છે; કારણ કે તેમની ખેતીને ગ્રામઉદ્યોગની સહાય નથી, સહકાર નથી. ખેતીની સુધારણા જો ગ્રામોદ્ધાર અને રાષ્ટ્રના આર્થિક કલ્યાણના પ્રાણ સમી

હોય તો ગ્રામઉદ્યોગ રાષ્ટ્રના આર્થિક ઉન્નતિના આત્મા સમાન છે. ગ્રામઉદ્યોગ વિના ગ્રામો દ્ધાર નથી, અને ગ્રામોદ્ધાર વિના દેશની મુક્તિ નથી, માટે ગ્રામઉદ્યોગ દેશની મુક્તિનું સાધન છે.

**પ્રસ્થાન : કારતક : ૧૯૯૫**

**વરકન્યાની અવસ્થા :** પરણતી વેળાએ વરકન્યાની ઉંમર કેટલી હોવી જોઇએ એનું આજે આપણામાં કંઇ ઠેકાણું રહ્યું નથી. વરકન્યા ચાલતાં પણ શીખ્યાં ન હોય ત્યારે તેમનાં માતપિતા તેમના વતીથી તેમને કાખમાં તેડી ફેરા ફરી કામ પતાવે છે. વળી સગર્ભા માતાઓ સાત પગલાં સાથે ભરે ને પછી એકને પુત્ર ને બીજીને પુત્રી અવતરે તો એ બેના વિવાહ થયા ગણાય છે. વળી કેટલીક વાર વૃદ્ધો પણ " વર લાડકા 'ના સાજ સજે છે. આવી પરિસ્થિતિમાં વરકન્યાની સાચી વય શું હોવી જોઇએ તે શાસ્ત્રપ્રમાણોથી બતાવ્યું છે.

**ઉપદેશસાર :** તામીલનાડમાં મહર્ષિ તરીકે ગણાતા અને સાચા મહર્ષિનું જીવન જીવતા મહર્ષિ રમણના ઉપદેશનો સાર આમાં સંગ્રહાયો છે. એ ઉપદેશસારના જુદી જુદી ભાષાઓમાં અનુવાદો થયા છે. ગુજરાતીમાં પણ એ આજે મળે છે. સૌ કોઇ એ જરૂર વાંચે.

**આપણાં શાકો :** દરેક શાક કુમળાં જ લેવાં જોઇએ. ઉપરથી સહેજસાજ છોલવાં જોઇએ, બહુ નહિ. દરેક શાક વઘાર મૂકી પાણીમાં બાફીને જ ખાવાં જોઇએ. એકલા તેલમાં કકડાવેલાં શાકો કોઈપણ રીતે ખાવાં ઇષ્ટ નથી. શાક રસાદાર, સારી રીતે ચડી ગયેલાં, મનને પ્રિય હોય એવાં બનવાં જોઇએ. કાચાં ખાઇ શકાય તેવાં શાકો ખૂબ ચાવીને કાચાંજ ખાવાં. શાક સ્વાદ માટે નહિ પણ તેમાં રહેલા કિંમતી ક્ષારો માટે આપણે ખાઇએ છીએ. આખોય લેખ વિવિધ શાકોના ગુણદોષ પર સારો પ્રકાશ પાડે છે. ખાસ વાંચવો.

**શારદા : ડિસેમ્બર : ૧૯૩૮**

**રાજપૂતાનાનું ઐતિહાસિક મહત્ત્વ :** આ ભૂમિ ભારતનું નાક છે. એ જ ભારતવર્ષનો પ્રાણ છે. જ્યાં પ્રાચીન આર્ય સભ્યતા, રાજ્યનીતિ અને ક્ષત્રિયોની પ્રાચીન વિભૂતિઓનું દર્શન પ્રાપ્ત થાય છે. અહીંના ઇતિહાસનાં પૃષ્ઠો ઉથલાવતાં મુર્દા દિલમાં પણ જોશ આવી જાય છે. કાયરોની ભુજામાં પણ નવીન જોમ આવી જાય છે.

**તપ એટલે સૂર્યસ્નાન :** માનવજાતિની ઉન્નતિ પ્રકાશની સહાયથી પરાકાષ્ઠાએ પહોંચી હતી, ફરી એ જ માર્ગે આગળ વધી રહી છે. પ્રકાશના સક્રિય જ્ઞાન વિના અંધકારના અભેદ્ય કિલ્લા કેમ જીતાય ? સીધી કે આડકતરી રીતે સૂર્યપ્રકાશ મેળવ્યા વિના માનવી જીવન અશક્ય–અસંભવિત છે, તથાપિ માનવજાતિ એ વિશે વિશેષ લક્ષ કે કાળજી રાખતી નથી, અને જગતની એ મહાશક્તિથી, જગતના એ અખૂટ ધનથી શા માટે વંચિત રહે છે ? એ મેળવવા માટે ભારે પરિશ્રમ કે અથાક પ્રયાસ કરવાની કશી જરૂર નથી. એથી રક્ષણ મેળવવા માટે, એથી વંચિત બનવા માટે ઘરબાર બાંધવાની ખટપટ કરવી પડે છે. રાક્ષસ બનવા માટે પ્રયત્નોની આવશ્યકતા છે. દેવ, પ્રકાશિત, તેજસ્વી બનવા માટે તો કશા કાર્યની અગત્ય નથી, એ તો અનાયાસે બની શકાય છે, પણ એ સમજણ હજી છેટી છે. અજ્ઞાનતાની ઉંઘમાં ઘોરતી માનવજાતિ માટે જાગૃતિ અને પ્રકાશદર્શનની પુણ્ય પળ હવે આવી પહોંચી છે.

તેમના મહેમાનો સાથે લીધેલી પુસ્તકાલયની મુલાકાત વખતે રૂ. ૮) ની કિંમતનું ઘડિયાળ ભેટ આપ્યું છે.

**સરસાવ**—( તા. કડી )ને શ્રી. રતિલાલ ભોળાશંકર ઉપાધ્યાય તરફથી રૂ. ૨૫-૮-૦ નાં તથા શ્રી. રતિલાલ શિવલાલ ઉપાધ્યાય તરફથી રૂ. ૨૩ ની કિંમતનાં પુસ્તકો મળ્યાં છે.

**ખટસાણા**—( તા. સિદ્ધપુર )ને પા નાગરભાઇ ધનાભાઇ તરફથી રૂ. ૪-૮-૦, પા. કાશીરામ શંકરદાસ તરફથી રૂ. ૨-૮-૦, પા. હરિભાઇ શંકરદાસ તરફથી રૂ. ૧-૮-૦ તથા પા. મગનભાઇ બેચરદાસ તરફથી રૂ. ૧-૦-૦ મળ્યા છે.

**કરજણ મહાલ પુ. પરિષદ**—બચાર મુકામે તા. ૧૫-૧-૩૯ ના રોજ સાક્ષર શ્રી. રમણલાલ વ. દેસાઇના પ્રમુખપદે મળનાર છે.

**સા. પુ.ના મકાનની ઉદ્ઘાટન ક્રિયા**—મણુંદ (તા. પાટણ)ના વાડીલાલ બેચરદાસ સા. પુ. ના નવા બંધાયેલા મકાનની ઉદ્ઘાટનક્રિયા તા. ૧-૧-૩૯ ના રોજ મહેસાણા પ્રાંત સુબા સા. મે. રા. રા. કસાલકર સાહેબના શુભ હસ્તે કરવામાં આવી હતી.

**સા. પુ. ના મકાનની ખાતમૂર્હૂતક્રિયા**—દીવસ ( તા. કામરેજ ) ના સા. પુસ્તકાલયના ખાત મુહૂર્તની ક્રિયા નવસારી પ્રાંત પંચાયતના અધ્યક્ષ રાજરત્ન દિનશાજી રતનજી દાણુના હસ્તે કરવામાં આવી હતી.

## વ૦ રા૦ પુ૦ મંડળ

**કડી મહાલ મંડળે નવા વર્ષમાં કરેલું કાર્ય**—કડી મહાલમાં કુલ શાળાવાળાં ૫૫ ગામ પૈકી તેમાં ગયા વર્ષ આખરે ૩૯ ગામે ગ્રામ્ય પુસ્તકાલય અને કડીમાં એક કસ્બા પુસ્તકાલય મળી ૪૦ ગામે પુસ્તકાલય હતાં, અને પંદર શાળાવાળાં ગામે પુસ્તકાલય નહોતાં. આ ગામોએ હાલના મહાલ શાળાધિકારી અને મહાલ મંડળના પ્રમુખ શ્રી. મગનલાલ ચતુર્ભુજ મહેતા તથા મંત્રી શ્રી. મફતલાલ ર. દવેના સતત પ્રયત્નથી પંદરે ગામે પુસ્તકાલય બનાવવામાં આવ્યાં છે. ( ત્યાં પણ પુસ્તકાલય બનાવતામાં આવ્યું છે, એટલે એકંદરે સોળ ગામે ટુંક મુદતમાં પુસ્તકાલય બનાવવામાં આવ્યાં છે. ) ઉપરાંત મહાલ મંડળની કાર્યવાહક કમિટિ વારંવાર મેળવી પુસ્તકાલય પ્રવૃત્તિ જેમ બને તેમ વધુ ઉપકારક થાય તેવી રીતે પ્રચારકાર્ય પણ કરે છે.

ચાલુ સાલે મહાલમંડળે શિષ્ટવાચનની પરીક્ષા લીધી છે. તેમાં ૭૩ પરીક્ષ્યોએ પરીક્ષા આપી છે. આ પરીક્ષામાં મેટ્રીક સીનિયરો વિદ્યાર્થીઓ, વિદ્યાર્થિનીઓ, ઇતર ગૃહસ્થો, સ્ત્રીશિક્ષિકાઓ ઉપરાંત બીજા તાલુકાના શિક્ષકબંધુઓએ પણ ભાગ લીધો છે. જૂથમંડળો વ્યવસ્થિત કરવા, વાચનનો વિશેષ પ્રમાણમાં લાભ લેવા તથા પરિષદ્ ભરવા પણ વ્યવસ્થા થઇ છે.

કડી મહાલ પુસ્તકાલય મંડળે તા. ૧૩-૧૧-૩૮ના રોજ 'બુકર ટિ. વૉશિંગ્ટન' પુસ્તકની શિષ્ટ વાચનની પરીક્ષા લીધી તેમાં કુલ ૭૩ પરીક્ષ્યોએ પરીક્ષા આપી. તે પૈકી ઉત્તમ કોટીનાં પંદર છે.

**મહેસાણા પ્રાંત પ્રચારકની ખેરાળુ મહાલમાં ફેરણી**—મહેસાણા પ્રાંત પ્રચારક ખેરાળુ મહાલનાં પુસ્તકાલયોની તપાસણી માટે ખેરાળુ મહાલમાં નીકળ્યા છે. તો મહાલનાં

તમામ પુસ્તકાલયો તેમની મદદ લઇ વર્ગીકરણનું કામ પૂરું કરી નાખશે. તે માટે જોઇતાં ફોર્મ બેસાળુ કરવા પુસ્તકાલયમાંથી જે તે પુસ્તકાલય મંગાવી લેશે.

**શિષ્ટ વાચનની પરીક્ષા**—દામનગર મહાલ પુ. મંડળ તરફથી શિષ્ટ વાચનની પરીક્ષા લેવાઇ હતી, તેમાં ૩૮ પરીક્ષ્યોએ ભાગ લીધો હતો, જેમાંના ૩૫ શિક્ષકો તથા ૨ વિદ્યાર્થીઓ ઉત્તીર્ણ થયા છે. તે પૈકી ૯ ઇનામને પાત્ર નીવડયા હતા; જેમને જર્મન સિલ્વરના લોટા-પ્યાલા આપવામાં આવ્યા હતા. બાકીનાઓને પ્રમાણપત્રો આપવામાં આવ્યાં હતાં.

**દામનગર મહાલ પરિષદ**—તા. ૨૨-૧-૩૯ ના રોજ મળનાર છે. આ કાર્યમાં દામનગર મહાલશાળાધિકારી શ્રી. દવે સાહેબ ઠીક ઠીક રસ લઇ રહ્યા છે તે બદલ તેઓશ્રીને અભિનંદન.

**૧૫ મી શિષ્ટવાચન પરીક્ષા**: અપંગની પ્રતિભા: તા. ૨૨-૧-૧૯૩૯ સવારના ૭ થી ૧૦.

" પુસ્તકાલય " માસિકના ડિસેમ્બર અંકમાં સરદહુ પરીક્ષાને લગતી હકીકત શ્રી. મોતીભાઇ અમીન સાહેબે જણાવી છે. હજી પણ એ માટે તમે તૈયારી ન કરી હોય તો આજથી જ કરવા માંડો અને આવા ઉત્તમ પુસ્તકના વાચનનો લાભ અવશ્ય મેળવી એની પરીક્ષા આપો.

**પર્વણીદિન**—ચાલુ માસની ૨૫ મી તારીખે એ શુભ દિવસ જરૂર ઉજવશો. એને અંગે વિવિધ કાર્યક્રમોની યોજના કરજો; એને લગતી ખાતાની સૂચના આ અંકમાં અન્યત્ર આપી છે; અને " પુસ્તકાલય " માસિકના ગતાંકમાં પણ એને લગતી વિવિધ યોજનાઓ રજૂ કરેલ છે. એ શુભ દિવસે તમો જે જે કાર્યક્રમ ઉજવો તેની નોંધ " પુસ્તકાલય "ના તંત્રી પર જરૂર મોકલી આપજો.

**ગ્રંથપાલો અને મંત્રીઓ માટે પ્રાંતવાર શિક્ષણવર્ગો**—નીચે દર્શાવેલાં સ્થળોએ તેની સામે દર્શાવેલ તારીખોએ ભરાશે. હજી પણ જે ભાઇઓએ વર્ગોના શિક્ષણથી વંચિત રહ્યા હોય તેઓ જરૂર એનો લાભ લે.

| પ્રાન્ત | તારીખ : વાર | સ્થળ |
|---|---|---|
| ૧ વડોદરા | ૨૩-૨૪-૨૫ માર્ચ ગુરુ, શુક્ર, શની | રણાપુર તા. કરજણ |
| ૨ મહેસાણા | ૧૭-૧૮-૧૯ એપ્રિલ સોમ, મંગળ, બુધ | વડનગર |
| ૩ નવસારી | ૨૭-૨૮-૨૯ એપ્રિલ ગુરુ, શુક્ર, શનિ | પલસાણા |
| ૪ અમરેલી | મે મહિનામાં તારીખો ચોક્કસ થઇ જાહેર થશે. | દ્વારકા |

## રાજ્ય બહાર

**બાળપુસ્તકાલય ખુલ્યું**—**કાસર** તા. આણંદની કુમારશાળાના બાલ પુસ્તકાલયની ઉદ્દઘાટનક્રિયા ખેડા ડિ. લો. બો. ના ઉપપ્રમુખ શ્રી. ગોકલદાસ મોતીલાલના શુભ હસ્તે તા. ૧૭-૧૨-૩૮ ના રોજ થઇ છે.

**ગૂજરાત વિદ્યાપીઠના** પુસ્તકાલયના રૂ. ૩૫૦૦) ના ખર્ચને પહોંચી વળવા માટે જરૂરી મદદ વાસ્તે સરદાર વલ્લભભાઇએ ગુજરાતના ધનિકો જોગ એક અપીલ બહાર પાડી છે.

—મુંબઇની શ્રી પાર્વતીબાઇ હિન્દુ લાયબ્રેરીમાં હાલ ૪૦૭૦ પુસ્તકો છે. તેનો સને ૧૯૩૮ માં ૪૪૬, ૧૯૩૭ માં ૫૩૬ અને ૧૯૩૮ માં ૪૬૪ વાચકોએ લાભ લીધો છે.



—✽—

# પત્રો શરૂ થયાની માહિતી સન ૧૯૩૮–૩૯

### યાદી નં. ૨ : સંખ્યા ૨૯૬

**નીચે** જણાવેલાં ગ્રામ પુસ્તકાલયો તથા વાચનાલયો તરફથી લોકમદદની **રકમ** તથા બજેટ તા. ૯–૧–૩૯ સુધીમાં આવી ગયાં છે, એટલે તેમને તા. ૧૬મી જાન્યુઆરી ૧૯૩૯ થી પત્રો શરૂ કરાવી આપવાની વ્યવસ્થા થઇ છે. તા. ૧૦–૨–૩૯ સુધીમાં જેમની લોકમદદની રકમ તથા બજેટો આવી જશે તેમને વહેલામાં વહેલી તકે પત્રો શરૂ કરાવી અપાશે તેમની યાદી અલબત્ત ફેબ્રુઆરીના અંકમાં પ્રસિદ્ધ થશે. **યાદી પૈકી તેમજ બીજાં ગ્રામ પુસ્તકાલયો તરફથી સરકાર પંચાયત મદદ મેળવવાની પાવતીઓ ખાતા તરફ મોકલવામાં ન આવી હોય તેઓ સત્વરે મોકલી આપે.**

| | | | | | |
|---|---|---|---|---|---|
| પેટલાદ | રણોલી | વણછરા | મહેલી | વાઘોડીઆ | જલુંદ મોટા |
| કણીઆ | મેધાકુઇ | સાદરા | રાજલી | કરમાલીઆપુરા | ગલુદણ |
| ખણુસોલ | વડસાલા | સેગવાકુવા | વ્યારા | જરોદ | પાલજ |
| ધુંટેલી | સેરખી | સોખડાખુર્દ | વસાઇ | રવાલ | સોનારડા |
| થલેડી | સીસ્વા | હરણમાળ | સમશેરપુરા | સાંગાડોલ | સલાટપુર |
| પાડગોલ | ધનોરા | પીંડાપા | શિનોર | સ ખેડા | આતરસુંબા |
| બીહોલ | પાતલ- | નેહરા | ઉતરાજ | કાવીઠા | દેવકરણના |
| બંડેરજ | વેણી | કરજણ | કુકસ | ગુંડીચા | મુંવાડા |
| માણુજ | તાંદળજા | અટાલી | ફેફળીઆ મોટા | પાટણ | ધડીઆ |
| માલાવાડા | અલ્હાદપુરા | અભરા | માંડવા | ભાટપર | આતરસુંબા |
| રામોદડી | સુંદરપુરા | ઉરદ | સિનોર | લાછરસ | જરા |
| વટાવ | સમા | કંથારીઆ | બીથળી | સપીપોડા | કડી |
| સીમરડા | ફાજલપુર | ગોરંદા | ભીમળી | મોનગીર(ઇંગડ) | કલ્યાણપુરા |
| સીલવાઇ | (સાંકરદા) | છ છરા | કણજેઠા | સરગી | ઈસાપુ |
| સુંદરા | પાદરા | વલણ | અંબાલી | સુરીઆ | સુડાસણા |
| ભાદરણ | ઉમરાયા | વેમાર | સાવલી | પનરા | ચાલાસણા |
| જલસણ | કરાલીકુવા | કેલા | ખાખરીઆ | ઝાબ | ડરણ |
| પીણાવ | ધાયજ | કરણ | પીલોલ | દહેગામ | નગરાસણ |
| વડોદરા | ચાંગસદ | તેગવા | રાણીઆ | ઉદણ | નવાસણ |
| આમોજ | ચોકારી | ડભોઇ | સાંગડીઆ | ધમીજ | રંગપુર |
| કરચીઆ | ડભાસા | ઓરાટી | ધર્મપુર | ધારીસણા | વડુ |
| ચાપડ | બોજ | નાનાફોફળીઆ | અંજેસર | મહુદરા | જલાલપુર |
| પદમલા | ઓભા | નારીઆ | માધવપુરા | પાટનાકુવા | આદુંદરા |
| બાજવા | શકુરપુરા | બોરીઆદ | | મીઠોલા | કરજીસણ |

શિયાપુરા
ગલોદરા
દોરીઆ
વાઘરોડા
માયાપુલ
ભાલ્ડી
(કુમારપુરા)
ઊંટવા
સેદરડા
ઈંદ્રોડ
**કલોલ**
ડીંગુચા
ધમાસણા
પલસાણા
વડસર
સાંતેજ
સોજા
રકનપુર
વાગોસણ
મોટીઆદ્રજ
**વિજાપુર**
આજોલ
કોલવડા
ગેરીતા
ડાભલા
દગાવાડીઆ
દેવડા
જંત્રાલ
પકરમા
માલોસણ
વિહાર
વેડ
સમૌ
ધનપુરા
સુંદરપુર
રીદરોલ
ઉપખલ
માઢી
અંબોડ
**વિજાપુર**
ખણુંસા
હરણાહોડા
**વિસનગર**
કુવાસણા
તરભ
બાસણા
વડુ
ખડેરણ
ચલોટા
બાકરપુર
રંગાકુઈ
**મહેસાણા**
છઠીઆરડા
દેલા
પીલુદરા
ભુટાપાલડી
માકણજ
મુલસણ
મીઠા
સાગણપુર
આંબલીઆસણ
બરીઅદ
લાખવડ
નાગલપુર
ધનપુરા
**સિદ્ધપુર**
ઉપેરા
ઐઠોર
કરલી
મહેરવાડા
મુણક
હાજીપુર
સેદ્રાણા
ખટાસણા
રણછોડપુરા
**ખેરાળુ**
કરબટીઆ
ડભાડ
શોભાસણ
બાલીપુર
મઝાવા
**પાટણ**
કંથરાવી
પાટણ
અનાથાશ્રમ
પાટણ ધીવટા
પાટણ બાલ પુ.
કણી
રૂવાવી
એંદલા
**ચાણસ્મા**
પલાસર
ગોખરવા
વેણુંપુરા
ધરમોડા
વીરતા
સરસાવ
રીંચાલ
ઘેલીસા
વાસણ
દાણોદરડા
**નવસારી**
કાળીઆવાડી
આસણા
છાણુમ
દાંતી
પડધા
પરથાણ
વેરમા
સરઇ
સંદલપુર
માણેકપુર
સાગરા
મીરજાપુર
ભિનાર
ભાઠા
નડોદ
**ગણદેવી**
અંભેટી
ધમડાછા
માણેકપુર
વડસાંગલ
**બીલીમોરા**
તલોદકવીઆ
દેવસર
ભાઠા
**પલસાણા**
એના
ચલથાણ
દસ્તાન
ધામડોદએના
બગુમરા
અરતાન
**કામરેજ**
કઠોદરા
કોસમાડી
સીમાડા
ડુંગરા
દીમરા
ધાત્વા
ઘોરણપારડી
માકણા
ખાનપુર
નેત્રંગ
**મહુવા**
અનાવળ
કરચેલીઆ
વેલણપુર
દેસ
વાંસકુઇ
મહુવરીઆ
વહેવલ
શેખપુર
**માંગરોલ**
નંદાવ
ગીજરમ
**વ્યારા**
ડોલવાણ
વાંસકુઇ
આંબીઆ
**અમરેલી**
જાળીઆ
ઢોલરવા
દેવરાજીઆ
મોટા ગોખરવાળા
લાલાવદર
સરભડા
નાના ભંડારીઆ
મેડી
કેરાળા
**અમરેલી**
રાજસ્થલી
સોનારીઆ
અમરેલી લક્ષ્મી ના. હ. વા.
**દામનગર**
દહીંથરા
પાડરસીંગા
વીરપુર
**ધારી**
દલખાણીઆ
દીતલા
**ખાંભા**
પીપળવા
મોટા સમઢીઆ
**કોડીનાર**
દેવલી
માલસરમ
મીતીઆજ
હરમડીઆ
વેલણ
ડોલાસા
ગોહીલની ખાણ
**રતનપુર**
મેવાસા
**ઓખામંડળ**
ધાસણવેલ
દ્વારકા મહિલા
,, પ્રાંપુલય
,, બાલ

—✠—

# સન ૧૯૩૯નું તારીખપત્ર

| તારીખ | | | | | જા. ઑક્ટો | એપ્રિ. જુલાઇ | સપ્ટે. ડિસે. | જૂન | ફેબ્રુ. માર્ચ. નવે. | ઑગ. | મે |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯૩૯ | | | | | ૧-૧૦ | ૪-૭ | ૯-૧૨ | ૬ | ૨-૩-૧૧ | ૮ | ૫ |
| ૧ | ૮ | ૧૫ | ૨૨ | ૨૯ | રવ | શ. | શુ. | ગુ. | બુ. | મં. | સો. |
| ૨ | ૯ | ૧૬ | ૨૩ | ૩૦ | સો. | ર. | શ. | શુ. | ગુ. | બુ. | મં. |
| ૩ | ૧૦ | ૧૭ | ૨૪ | ૩૧ | મં. | સો. | ર. | શ. | શુ. | ગુ. | બુ. |
| ૪ | ૧૧ | ૧૮ | ૨૫ | ... | બુ. | મં. | સો. | ર. | શ. | શુ. | ગુ |
| ૫ | ૧૨ | ૧૯ | ૨૬ | ... | ગુ. | બુ. | મં. | સો. | ર. | શ. | શુ. |
| ૬ | ૧૩ | ૨૦ | ૨૭ | ... | શુ. | ગુ. | બુ. | મં. | સો. | ર. | શ. |
| ૭ | ૧૪ | ૨૧ | ૨૮ | ... | શ. | શુ. | ગુ. | બુ. | મં. | સો. | રવિ |

## જોવાની રીત

(૧) સૌથી મથાળે માસનાં નામ આપ્યાં છે.

(૨) તેની નીચે તારીખ અને વારના કોઠા આપ્યા છે.

(૩) જે તારીખનો વાર નક્કી કરવો હોય તે તારીખની સીધી લીટીમાં વારના ખાનામાં જોતા જવું અને જે માસની તારીખનો વાર નક્કી કરવો હોય તે માસની નીચે ઉતરવું એમ જે દૃષ્ટિએ નજર કરતાં કાટખૂણામાં વાર આવશે તે જે તે માસની જે તે તારીખનો વાર આવશે.

ઉદાહરણ :— ૧૯૩૯ ના નવેમ્બરની ૫ મી તારીખે કયો વાર ?

નવે.

તા.
૫ ——— | રવિવાર

૧૯૩૯ ના ઑગસ્ટની ૧૨ મી તારીખે કયો વાર ?

ઑગસ્ટ

તા.
૧૨ ——— | શનિવાર

ઉપર પ્રમાણે તારીખપત્ર જોવાની રીત તદ્દન સહેલી છે.

પુસ્તકાલય ખાતુ — સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સુચના નં. ૪૪૭ સને ૧૯૩૮–૩૯

## વિષય

### પુસ્તકોની યાદીઓ વેળાસર મોકલવા બાબત

આથી નીચેની યાદી પૈકીનાં ગ્રામ પુસ્તકાલયોના મંત્રીઓને જણાવવામાં આવે છે કે, તેમની પુસ્તકો ખાતેની રકમ પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાં જમા હોવાથી તેથી બમણી રકમનાં પુસ્તકોની યાદી પસંદ કરીને પુસ્તકાલય ખાતા તરફ મંજૂર થવા વેળાસર મોકલી આપવી, નહિ તો તે બદલની એક માસની રાહ જોયા બાદ અત્રેની પસંદગીનાં પુસ્તકો મોકલી આપવામાં આવશે, તે બદલની કઇ પણ ફરિયાદ પાછળથી સાંભળવામાં આવશે નહિ.

મુ. વડોદરા
તા. ૨૪–૧૨–૩૮

ગો. વા. પટેલ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

| | | | | | |
|---|---|---|---|---|---|
| **પેટલાદ** | | સેવદ-વાસણા | ૧૨– ૫–૦ | વલણ | ૧૧–૧૧–૬ |
| કલોલી | ૭– ૦–૦ | વડદલા | ૨– ૪–૦ | કાસમપુર | ૩– ૬–૦ |
| ખજુસોલ | ૦–૧૧–૦ | મકરપુરા | ૧૦– ૮–૬ | માત્રોજ | ૭– ૧–૦ |
| જોગ | ૭– ૭–૦ | જાંબુવા | ૩– ૭–૦ | સગડોલ | ૧૪–૧૨–૦ |
| ડેમોલ | ૪–૧૩–૬ | ખાનપુર | ૫– ૯–૦ | પાળીઆપુરા | ૧૧–૧૧–૦ |
| ત્રબોવાડ | ૩– ૦–૦ | અટલાદરા | ૦– ૪–૦ | કરણ | ૯– ૫–૦ |
| દેવા | ૫– ૮–૬ | **પાદરા** | | **ડભોઈ** | |
| બોરીઆ | ૮– ૨–૦ | આમળા | ૨– ૨–૦ | કુંવરવાડા | ૧–૧૩–૦ |
| બાંટવા | ૩– ૦–૦ | કરખડી | ૩– ૮–૦ | છત્રાલ | ૧–૧૩–૦ |
| માણેજ | ૧૭–૧૨–૦ | ગણપતપુરા | ૧૫–૧૫–૦ | ઢોલાર | ૯–૧૫–૦ |
| રામોદડી | ૨–૧૦–૦ | ગવાસદ | ૨૨– ૦–૦ | થુવાવી | ૩– ૮–૦ |
| નાર બાલ પુસ્તકા. | ૧૫–૧૩–૦ | ચિત્રાલ | ૫– ૦–૦ | પલાસવાડા | ૧– ૦–૦ |
| રાવલી | ૪–૧૦–૦ | ચાણપુર | ૧૮– ૯–૦ | પુનીઆદ | ૦– ૪–૦ |
| **ભાદરણ** | | સાદરા | ૭–૧૫–૦ | મેનપુરા | ૩– ૨–૦ |
| ચમારા | ૧– ૮–૦ | ચાદડ | ૧૪– ૬–૬ | સમશેરપુરા | ૧૯– ૪–૦ |
| બામણગામ | ૫– ૦–૦ | સાંપલા | ૬– ૮–૦ | **શિનોર** | |
| ભુવેલ | ૯–૧૩–૦ | વીરપુર | ૧૨– ૪–૦ | ઉતરાજ | ૧૯– ૯–૦ |
| **વડોદરા** | | ડભાસા | ૦–૧૧–૦ | કુકસ | ૧૮– ૫–૦ |
| અંકોડીઆ | ૨–૧૦–૦ | મેદાદ | ૩– ૭–૦ | બાબુમોખ | ૧૫– ૧–૦ |
| કલાલી | ૮– ૩–૦ | રેટખા | ૧–૧૪–૦ | મોઢ | ૭– ૦–૦ |
| કોયલી | ૧૩– ૦–૦ | **કરજણ** | | દિવેર | ૨૯–૧૧–૦ |
| બાજવા | ૧– ૨–૦ | કોઠ | ૩– ૮–૦ | નાનાકણીપુરા | ૧– ૮–૦ |
| સરાર | ૪– ૩–૬ | સારોદ | ૧૫– ૪–૯ | મીયાગ્રા | ૦– ૯–૦ |

| | |
|---|---|
| મૌડવાં | ૯- ૭-૬ |
| સીમળી | ૩૧-૧૪-૦ |
| માલેથા | ૭-૧૫-૦ |
| સીમળીવાંટા | ૧- ૧-૦ |
| ડેસર | ૫- ૦-૦ |
| **સાવલી** | |
| ધનતેજ | ૬- ૫-૦ |
| રતનપુરા | ૨- ૮-૦ |
| અંજેસર | ૪- ૦-૦ |
| સમલાયા સ્ટેશન | ૧૫-૦-૦ |
| તુલસીપુરા | ૨- ૧-૦ |
| **વાઘોડીઆ** | |
| ખંધા | ૨- ૯-૦ |
| **સંખેડા** | |
| ાડેલી | ૪- ૯-૦ |
| ાલપુર | ૧૨- ૮-૦ |
| રડીઆં | ૧- ૭-૦ |
| ગમાર | ૬૫-૧૨-૯ |
| મલ્લાદપુર | ૪૧- ૭-૦ |
| મરીદા ,, | ૦-૧૨-૦ |
| **દહેગામ** | |
| ારીસણા | ૨-૧૨-૦ |
| બહીએલ | ૧૭-૧૫-૬ |
| ભાવેડા | ૪- ૩-૦ |
| વાસણા રાઠોડ | ૧૩- ૩-૦ |
| ધણીએલ | ૦- ૬-૬ |
| સોનારડા | ૧૦૧૧-૦ |
| **આંતરસુંબા** | |
| દેકરણના મુવાડા | ૪-૧૨-૦ |
| કમાલબંધ વસઈ | ૧૨-૧૨-૦ |
| **કડી** | |
| ખાવંડ | ૧૭- ૩-૬ |
| ખેરજના દોડા | ૧૨-૧૨-૦ |
| ભટાસણા | ૫- ૧-૦ |
| શંજેપુર | ૧૮- ૮-૦ |
| વીડજ | ૨- ૮-૦ |
| લુણાસણા | ૧-૧૧-૦ |
| ડાંગરવા | ૮- ૩-૦ |
| કરછમણુ | ૯- ૬-૦ |
| સાદરા | ૨-૧૧-૦ |
| **કલોલ** | |
| ઉનાલિ | ૧-૧૨-૦ |
| છત્રાલ | ૧૫- ૬-૦ |
| પલીઅડ | ૧૬-૧૦-૦ |
| પાનસર | ૦- ૮-૦ |
| પીપળજ | ૨૩- ૮-૦ |
| રાચરડા | ૧૭-૧૫-૦ |
| સરઢવ | ૨૪- ૪-૦ |
| સોજા | ૦-૧૨-૬ |
| મુબારકપુર | ૦-૧૨-૦ |
| રકનપુર | ૨- ૫-૦ |
| વાગોસણ | ૨- ૪-૦ |
| વાસણ | ૩૦- ૧-૦ |
| કલોલ મહિલા પુ. | ૧૪-૧૧-૦ |
| **વિજાપુર** | |
| ખરોડ | ૧૬- ૪-૦ |
| ચરાડા | ૩૫- ૩-૬ |
| ટીંટોદણ | ૩[illegible]-૧૩-૦ |
| રણાસણા | ૧૬-૧૨-૦ |
| લોદ્રા | ૮-૧૦-૦ |
| વેડા | ૩- ૩-૦ |
| ધનપુરા | ૧- ૧-૦ |
| પુદ્રેડા નવા | ૩- ૮-૦ |
| વડુસમા | ૧- ૪-૦ |
| ખરણા | ૯-૧૩-૦ |
| સોખડા | ૧- ૮-૦ |
| ઉપખલ | ૨- ૮-૦ |
| **વિસનગર** | |
| કુવાસણા | ૦-૧૪-૦ |
| કમાણા | ૫-૧૩-૦ |
| તરભ | ૮-૧૫-૦ |
| સાછડી | ૪- ૧-૦ |
| રાજગઢ | ૧૩-[illegible]-૦ |
| ખદલપુર | ૨- ૨-૦ |
| શુંશી | ૨- ૫-૦ |
| ચલોડા | ૧૨- ૪-૦ |
| સાતુસણા | ૧૮- ૮-૦ |
| સેવાલીઆ | ૧૨-૧૦-૦ |
| **મહેસાણા** | |
| પાંચોટ | ૨૩- ૫-૬ |
| અંબાસણા | ૧- ૬-૦ |
| છઠીઆરડા | ૧૬-૧૪-૦ |
| પીલુદરા | ૨૫-૧૧-૦ |
| માકણજ | ૪-૧૦-૦ |
| મુલસણ | ૭- ૦-૦ |
| લાંઘણજ | ૬૪-૧૩-૦ |
| ભાલકીઆ સં. વાં. | ૭-૧૩-૦ |
| ધનપુરા | ૦-૧૦-૦ |
| મેવડ | ૨- ૨-૯ |
| સાંગણપુર | ૨૦- ૨-૦ |
| ખારા | ૧૪-૧૧-૪ |
| **ખેરાળુ** | |
| ઉંદાઇ | ૮- ૦-૦ |
| મછાવા | ૩- ૦-૦ |
| અંબાવાડા | ૧૫-૧૩-૦ |
| સીપોર | ૬- ૭-૦ |
| બાબીપુર | ૮- ૦-૦ |
| **સિદ્ધપુર** | |
| ઉનાવા | ૨૭-૧૨-૦ |
| કરલી | ૧૩- ૧-૦ |
| સમોડા | ૨- ૯-૦ |
| અમુઢ | ૩- ૯-૬ |
| ઊનાગ વાસણા | ૨૪-૧૨-૦ |
| મુડાણા | ૧૬- ૪-૦ |
| મામવાડા | ૧- ૯-૦ |
| વનાસણા | ૧૦-૧૨-૦ |
| દેથળી | ૧૨- ૯-૦ |
| વણાગલા | ૪- ૦-૦ |

| | |
|---|---|
| રસુલપુર | ૧૧-૧૩-૬ |
| સુજાણપુર | ૧૯- ૭-૦ |
| કરણપુર | ૨૦- ૯-૦ |
| રણછોડપુરા | ૯- ૩-૦ |
| ગાંગલાસણ | ૧૨- ૫-૦ |
| વડવાડા | ૧- ૦-૦ |
| **પાટણ** | |
| જંગરાલ | ૫- ૪-૬ |
| પાટણ મહિલા | ૨૬-૧૫-૦ |
| કણી | ૮- ૫-૦ |
| અધાર | ૧-૧૧-૦ |
| સમોડા | ૧- ૫-૦ |
| એંદલા | ૨- ૪-૦ |
| કોસા | ૯-૧૧-૦ |
| પલ્લી | ૭-૧૩-૬ |
| ધારણોજ | ૧૪- ૯-૦ |
| પાટણ ડૉ.પંડયા વા. | ૧૨- ૫-૦ |
| બોરસણા | ૧૦- ૦-૦ |
| મેસર | ૨૩-૧૧-૦ |
| ડેર | ૮-૧૧-૦ |
| **ચાણસ્મા** | |
| કાલરી | ૧૭-૧૨-૦ |
| ગાંભુ | ૧- ૨-૦ |
| જીતોડા | ૯-૧૪-૦ |
| સરસાવ | ૨૪- ૬-૦ |
| મેરવાડા | ૧૧-૧૦-૦ |
| ટાકોદી | ૪-૧૦-૦ |
| રૂપપુર | ૧૮- ૪-૦ |
| પેઢીઆ વાસણા | ૧-૧૫-૦ |
| રણેલા | ૧૩-૧૪-૦ |
| ડેડીવાડા | ૬-૧૧-૦ |
| છમીછા | ૨૧- ૦-૦ |
| ધાણે.ધરીણા | ૩૮-૧૨-૦ |
| વરાહ | ૧- ૨-૦ |
| રૂપપુર | ૫૩- ૩ ૬ |
| આદીવાડા | ૧૪- ૩-૦ |
| અંબાલા | ૩-૧૦-૦ |
| **હારીજ** | |
| હારીજ | ૧૯-૧૫-૦ |
| **નવસારી** | |
| કાછીઆવાડી | ૮-૧૧-૦ |
| તવડી | ૪- [illegible]-૦ |
| પરથાણ | ૩- ૯-૦ |
| પરૂજણ | ૧-૧૩-૦ |
| પીંસાડ | ૪- ૨-૦ |
| સાગરા | ૨- ૮-૦ |
| વેજલપોર | ૮- ૬-૦ |
| કાળાકાછા | ૬- ૬-૬ |
| બોરસી | ૩- ૪-૦ |
| મીરજાપુર | ૨૨- ૧-૦ |
| વેરમા | ૯- ૩-૦ |
| કડોલી | ૯- ૩-૦ |
| કરઆપાર | ૩- ૫-૦ |
| સીમલગામ | ૧૧-૧૪-૦ |
| **ગણદેવી** | |
| અજરાઈ | ૩-૧૪-૦ |
| દેવધા | ૯- ૧-૦ |
| ધકવાડા | ૪- ૫-૦ |
| પાથરી | ૫- ૬-૦ |
| **પલસાણા** | |
| એરથાણ | ૧- ૩-૦ |
| કરોદરા | ૫- ૪-૦ |
| તાંતીથૈયાં | ૧૫- ૪-૦ |
| તુંડી | ૫- ૮-૦ |
| ધામડોદ એના | ૧૧- ૩-૬ |
| બગુદમરા | ૫- ૦-૦ |
| બોરસડી | ૨- ૬-૦ |
| ઇટાળવા | ૩-૧૩-૦ |
| અંત્રોલી | ૨-૧૧-૬ |
| માંગપોર | ૬- ૯-૦ |
| **કામરેજ** | |
| કરજણ | ૯- ૭-૦ |
| ખોલેશ્વર | ૩- ૬-૦ |
| દીગસ | ૧૦-૧૧-૦ |
| ધાત્વા | ૩- ૮-૦ |
| વાલ | ૪- ૭-૦ |
| ખાનપુર | ૨- ૮-૦ |
| ધલા | ૩- ૭-૦ |
| ઘોરણવાડી | ૩- ૫-૦ |
| ભેરવ | ૨- ૦-૦ |
| **મહુવા** | |
| અમરોલી | ૧૬- ૧-૦ |
| આમચક | ૪- ૩-૬ |
| ઝેરવાવરા | ૩-૧૧-૬ |
| મહુવા | ૮-૧૧-૦ |
| કોસ | ૬-૧૩-૦ |
| ઓડચ | ૨- ૨-૬ |
| આંબા | ૨૨-૧૧-૦ |
| કુરેલ | ૨૫- ૭-૦ |
| વલવાડા | ૧- ૩-૦ |
| હલદવા | ૧- ૩-૦ |
| વડીઆ | ૧- ૦-૦ |
| **માંગરોળ** | |
| પીપોદરા | ૧૮-૧૪-૦ |
| બોરીદરા | ૬- ૬-૦ |
| મોસાલી | ૧૪- ૪-૬ |
| લીમોદરા | ૧૨-૧૧-૭ |
| **વ્યારા** | |
| વાંસકુઈ | ૩- ૫-૦ |
| કલકવા | ૭- ૫-૯ |
| ગડત | ૧૨- ૭-૬ |
| કાનપુરા | ૫૯- ૧-૦ |
| ખુંટાડીઆ | ૧-૧૧-૬ |
| ધાટા | ૧૦- ૦-૦ |
| ચીખલી | ૩- ૧-૬ |
| ધાટ | ૦-૧૦-૬ |
| મગરકુઈ | ૦- [illegible]-૬ |
| બોરખડી | ૭- ૬-૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| જેસંગપુરા | ૦– ૨–૬ | **દામનગર** | | **કોડિનાર** | |
| ખાનપુર | ૦– ૨–૬ | ચાવંડ | ૧૧–૧૦–૦ | ઘાંટવડ | ૧૨– ૭–૦ |
| એડચીત | ૧૦–૧૦–૦ | ધામેલ | ૨૭–૧૪–૦ | છારા | ૨૪– ૬–૦ |
| કાંજણુ | ૮– ૦–૦ | નારણગઢ | ૪–૧–૦ | સરખડી | ૯–૧૧–૦ |
| **અમરેલી** | | રૂપાવટી | ૧૮– ૦–૬ | ડોલાસા | ૬– ૧–૦ |
| | | પાડરસિંગા | ૪– ૫–૦ | **ભીમકટ્ટા** | |
| બાલપુ. અમરેલી | ૧૯–૧૧–૦ | **ધારી** | | ભીમકટ્ટા | ૨– ૧–૬ |
| નાના ભંડારીઆ | ૬– ૭–૦ | વીરપુર | ૧૧– ૨–૦ | **ઓખામંડળ** | |
| સણોસરા | ૧– ૧–૦ | સરસીયા | ૬–૧૨–૦ | બરડીઆ | ૮–૧૩–૦ |
| ઠેબીગઢ | ૧૩–૧૩–૦ | ગરમલી | ૩– ૨–૦ | ખતુંબા | ૮– ૫–૦ |
| ચક્કરગઢ | ૫– ૪–૦ | કેરાળા | ૧– ૦–૦ | કલ્યાણપુરા | ૩– ૪–૦ |
| ગાવડકા | ૧–૧૪–૦ | ખીચા | ૩– ૦–૦ | | |

---

## સૂચના નં. ૪૪૮ સન ૧૯૩૮–૩૯

## વિષય

### ગ્રામ પુસ્તકાલયોનાં દફતરોની તપાસણી બાબત

ગ્રામ પુસ્તકાલયોની દફતર તપાસણી સંબંધી મે. રા. રા. વિદ્યાધિકારી સાહેબ તરફથી જાહેરાત નં. ૫ સન ૧૯૩૩–૩૪ માં થયેલી છે. અને તે બાબત અત્રેના સરક્યુલરોના એકીકરણ ભાગ ૩ જામાં વટહુકમ નં. ૧૨ દ્વારા તમામ પુસ્તકાલયના કામ કરનાર અને દેખરેખ રાખનાર અધિકારીઓની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે છતાં અમારી તપાસમાં જણાયું છે કે, કેટલાક સેન્ટરના મુખ્ય શિક્ષકો તાબામાં આવેલાં પુસ્તકાલયોની બરોબર તપાસણી કરતા નથી, તેમજ સેન્ટરની શાળામાં રહેલાં પુસ્તકાલયોની વ્યવસ્થા પણ ઠીક જણાઇ નથી. સબબ ઠરાવવામાં આવે છે કેઃ—

(૧) સેન્ટરના મુખ્ય શિક્ષકે પોતાંના તાબામાં આવેલાં ગ્રામ પુસ્તકાલયોની તપાસણી દર સાલ કરવી. આમાં તાબાના મકાનવાળા ગ્રામ પુસ્તકાલયનો પણ સમાવેશ થાય છે.

(૨) આ તપાસણી બરાબર થાય છે કે નહિ, તે રા. મહાલ શાળાધિકારી સાહેબોએ પોતાની તપાસણીમાં જણાવવું જોઇએ.

(૩) કસ્બા સિવાયના સેન્ટરોની શાળાવાળા ગામોએ આવેલાં તમામ પુસ્તકાલયોની દફતર તપાસણી રા. મહાલ શાળાધિકારી સાહેબોએ કરી ઑડિટ બુકમાં ઑડિટો નોંધી તેના ખુલાસા કરાવી લેવા.

(૪) દરવર્ષે બજેટ મોકલતી વખતે કઇ સાલની દફતર તપાસણી કોણે કરી છે તે તમામ કસ્બા અને ગ્રામ પુસ્તકાલયોએ જણાવવાની તજવીજ કરવી.

મુ. વડોદરા<br>તા. ૪–૧–૩૯

ઉ. મો. પટેલ<br>મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૪૪૯ સને ૧૯૩૮–૩૯

## વિષય

### પુસ્તકાલય પર્વણીદિન ઉજવવા બાબત

સાર્વજનિક પુસ્તકાલય તરફ લોકો આકર્ષાય અને પુસ્તકાલયનું મહત્વ સમજે એ ઉદ્દેશથી વર્ષમાં એક વખત પુસ્તકાલય પર્વણીદિન ઉજવવો જરૂરી છે. આ હેતુ લક્ષમાં રાખી દરેક વર્ષના મહા સુદ ૫ ( વસંતપંચમી )ને દિવસે સદર પર્વણીદિન ઉજવવો એવું નક્કી કરવામાં આવ્યું છે.

આ પર્વણીદિન દરેક વર્ષે ઉજવાય અને તે મારફત પુસ્તકાલયના હિતમાં ભાગ લેનાર ભાઈબહેનો પુસ્તકાલયપ્રવૃત્તિનો સંદેશો ઘરોઘર પહોંચાડે તથા આ પ્રવૃત્તિને પોતાના જીવનની જરૂરીઆત સમજે તે માટે વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ વર્ષોવર્ષ " પુસ્તકાલય " માસિકમાં આ બાબત જાહેરાત કરી રાજ્યનાં તમામ પુસ્તકાલયોના કાર્યકર્તાઓને જાગ્રત રાખે છે.

પરંતુ રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી થતી જાહેરાતનો જોઈએ તેવો અમલ રાજ્યનાં પુસ્તકાલયો તરફથી થતો નથી. તેથી એવું ઠરાવવામાં આવે છે કે દર વર્ષે દરેક પુસ્તકાલયે વસંતપંચમીને દિવસે પુસ્તકાલય પર્વણીદિન ઉત્સાહપૂર્વક ઉજવવો. તે ઉજવવામાં નીચેની બાબતો તરફ ખાસ લક્ષ આપવું.—

(૧) પુસ્તકાલયના સ્થળને બરાબર સાફસૂફ કરી શણગારવું;

(૨) ગામમાં જુદે જુદે ઠેકાણે પુસ્તકાલયનાં સૂત્રો લટકાવવાં;

(૩) નિશાળમાં ભણતા વિદ્યાર્થીઓ તથા બાળાઓની પ્રભાતફેરી કાઢી ગામમાં ઉઘરાણું કરવું અને આ પ્રમાણે ઉઘરાવેલી રકમ લોકમદદ તરીકે ગણવી;

(૪) ગામના પ્રમાણમાં ગ્રામ ઉદ્યોગના પ્રદર્શનની ગોઠવણ કરવી;

(૫) સાંજના સભા રાખી પુસ્તકાલયની અગત્ય સંબંધી ભાષણો તેમજ સંવાદો તથા નાટ્યપ્રયોગો વગેરે કાર્યક્રમ રાખવો.

દર વર્ષે દરેક પુસ્તકાલયે ઉપર પ્રમાણે પુસ્તકાલય પર્વણીદિન પોતાને ત્યાં ઉજવી તેની ટૂંકી નોંધ " પુસ્તકાલય " માસિકના તંત્રી તરફ મોકલી આપવી.

પુસ્તકાલય ખાતું
વડોદરા
તા. ૬–૧–૩૯

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## વરહુકમ અંક ૧ સને ૧૯૩૮–૩૯

## વિષય

### પુસ્તકાલયોમાં રખાતાં પત્રકોમાં તપાસણી નોંધ રાખવાનું ઠરાવ્યા બાબત

વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોની રાજ્યના અમલદારો તરફથી ભેટ લેવામાં આવે છે

તેની નોંધ પુસ્તકાલયોની ભેટની નોંધમાં રહે છે. પરંતુ પુસ્તકાલયોની તપાસણી પુસ્તકાલય ખાતાના અમલદારો તરફથી, રા. મહાલ શાળાધિકારી સાહેબો તરફથી, સેન્ટરની શાળાના મુખ્ય શિક્ષકો તરફથી અને માનનીય પ્રચારકો તરફથી કરવામાં આવે છે તેની નોંધ કોઇ પણ ઠેકાણે રહેતી ન હોવાથી તપાસણીમાં જણાઈ આવેલી ખામીઓ માટે એક તપાસણી નોંધ રાખવાની ખાસ જરૂરીઆત જણાઇ આવ્યાથી નીચે પ્રમાણેની તપાસણી નોંધ રાખવાનું ઠરાવવામાં આવે છે.

**પુસ્તકાલયોનાં પત્રકોમાં તપાસણી નોંધનો વધારો કર્યા બાબત.**

**મોજે તા. પ્રાં સા. પુસ્તકાલયના દફતર તપાસણીની નોંધ બુક**

| તપાસણીની તારીખ. | તપાસણી કરનારનું નામ અને હોદ્દો. | તપાસણીમાં જણાયલી ખામીઓ બાબતની હકીકત. | શેરો. |
|---|---|---|---|

સબબ આથી રાજ્યના પ્રાંત, કસ્બા અને ગ્રામ પુસ્તકાલયોના મંત્રીઓને જણાવવામાં આવે છે કે આ વટહુકમ પ્રસિદ્ધ થયે તુરતજ જેમણે તેમણે પોતપોતાના પુસ્તકાલયના દફતરમાં રહેતાં પત્રકો ઉપરાંત ઉપર જણાવેલી તપાસણીનોંધ રાખવી અને તેના ઉપર બીજાં પત્રકોની માફક પુસ્તકાલયનો સિક્કો મારી પાન અંક નાખી છેવટે એકુણાતનો શેરો કરી પ્રમુખ અને મંત્રીએ સહીઓ કરવી.

પુસ્તકાલયખાતુ
સાર્વજનિક પુસ્તકાલય
શાખા. વડોદરા.
તા. ૩૦ ડિસેમ્બર ૧૯૩૮

પું. ત્રિ. શાહ

છ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## વટહુકમ નં. ૨ સને ૧૯૩૮–૩૯

## વિષય

### શાળા છોડી જનાર વિદ્યાર્થીઓને પુસ્તકાલયનો ઉપયોગ કરાવવા બાબત

જનસમાજમાં જ્ઞાનનો બહોળો ફેલાવો થાય એ ઉદ્દેશથી રાજ્યમાં સાર્વજનિક પુસ્તકાલયો સ્થાપવામાં આવેલાં છે. આ વિસ્તૃત ઉદ્દેશમાં ભણેલાં ભૂલી ન જાય અને ફરજીઆત કેળવણી પાછળ થતાં ખર્ચ અને મહેનત બરબાદ ન જાય એ મહત્ત્વના આશયનો પણ મૂળથી જ વિચાર કરવામાં આવેલો છે. આ માટે નેકનામદાર દિવાન સાહેબે હુકમ નં. ૯/૫ તા. ૮-૮-૩૧ થી ઠરાવ્યું છે કે હવેથી પુસ્તકાલયને શાળાના એક અંગ તરીકે જ ગણવું અને ફરજીઆત પ્રાથમિક કેળવણીને લઇને વિદ્યાર્થીઓ શાળામાં વાંચવાનું લખવાનું જે કાંઇ શીખ્યા હોય તે શાળા છોડયા પછી ભૂલી ન જાય તેમ જ પુસ્તકાલયના ઉપયોગથી પોતાના જ્ઞાનમાં તેઓ ઉત્તરોત્તર વૃદ્ધિ કરે, તે માટે પુસ્તકાલય ખાતાએ તજવીજ કરવી. મે. રા. રા. વિદ્યાધિકારી સાહેબનો તા. ૩-૩-૩૨નો શેરો આજ્ઞાપત્રિકા પૃષ્ઠ ૧૮૦ ઉપરનો

થયો છે તે પ્રમાણે દરેક પુસ્તકાલય તરફ, શાળાના મુખ્ય શિક્ષકો છેલ્લા પાંચ વર્ષમાં શાળાના ધોરણ ૪ અને તે ઉપરાંતના શાળા છોડી જનાર વિદ્યાર્થીઓની એક યાદી મોકલશે, તેવી યાદીઓ અમારી ગ્રામ પુસ્તકાલયોની તેમ જ કસ્બા પુસ્તકાલયોની તપાસણી વખતે ઘણે ખરે ઠેકાણે જોવામાં આવેલી નથી; માત્ર પીલવાઇ સાર્વજનિક પુસ્તકાલયમાં આવી યાદી અમે જોઇ હતી. જો આ પ્રમાણેની યાદીઓ જે તે શાળાના મુખ્ય શિક્ષકો પુસ્તકાલય તરફ ન મોકલે તો પુસ્તકાલયનું આ મહત્વનું પ્રચારકાર્ય મંદ પડી જાય અને પછાત કોમના ઘણા શિક્ષિત બાળકો તેમ જ બહેનો ફરી નિરક્ષર બને એ સંભવિત છે. સબબ આ બાબતનો અમલ વધારે કાળજીપૂર્વક કરવામાં આવે એ હેતુથી નીચે પ્રમાણે ઠરાવવામાં આવે છેઃ—

(૧) તમામ શાળાઓના મુખ્ય શિક્ષકોએ વર્ગ ૪ અને તે ઉપરાંતના બાળકો જે એક પરીક્ષાથી બીજી પરીક્ષા પૂરી થતાં સુધીમાં ઉઠી ગયાં હોય તેની યાદી નવા વર્ગો શરૂ થાય તે પહેલાં પુસ્તકાલયના મંત્રી તરફ મોકલવી. આ પ્રમાણે યાદી વખતસર ન આવે તો જે તે પુસ્તકાલયના મંત્રીએ રા. મહાલ શાળાધિકારી સા. તરફ લખી યાદી મંગાવી લેવા તજવીજ કરવી.

(૨) આવી આવેલી યાદીઓ ઉપરથી તમામ ગામ તથા કસ્બા પુસ્તકાલયોના મંત્રીઓએ તેમજ વ્યવસ્થાપક મંડળે આ બાળકોને વિના લવાજમે તથા જામીનગીરીએ પુસ્તકો પાંચ વર્ષ સુધી પ્રચારની દૃષ્ટિએ વાંચવા આપવા માટે વ્યવહારુ યોજનાઓ ઘડી કાઢી અમલમાં મૂકવા તજવીજ કરવી.

(૩) આવા પ્રચાર માટે ગામડામાં સ્થપાયેલાં બાલજન સેવા સંસ્થા તથા કુમારમંડળો અને બાલવીર સંસ્થાઓનો સારો સહકાર મેળવી શકાશે.

(૫) આ પ્રવૃત્તિનો ખરો ખ્યાલ વાર્ષિક નિવેદનમાં દરેક પુસ્તકાલયે આપવા તજવીજ કરવી.

વડોદરા<br>તા. ૨-૧-૩૯

ઉ. મો. પટેલ<br>મદદનીશ વ્યવસ્થાપક

---

### વટહુકમ અંક ૩ સને ૧૯૩૮–૩૯

## વિષય

### પુસ્તકાલયોનાં કાયમ ફંડનાં નાણાં શ્રીમંત સરકારની અગર શ્રીમંત સરકારે માન્ય રાખેલી કોઇ શરાફી પેઢીમાં અગર જામીનગીરીઓમાં રોકવા બાબત.

**વટહુકમ કરવાનું કારણ** — જે પુસ્તકાલયોની કાયમ ફંડની રકમો ખાનગી ગૃહસ્થોને ત્યાં મૂકેલી હોય ત્યાંથી ઉપાડી લેવા અગર તાકીદે વસુલ કરી લેઇ તેની હકીકત આ તરફ મોકલવા અત્રેથી સૂચના નંબર ૪૨૯ સને ૧૯૩૮–૩૯. તારીખ ૬–૮–૩૮ ની કાઢવામાં આવેલી છે તે પ્રમાણે કેટલાંક પુસ્તકાલયો તરફથી આવેલી હકીકત ઉપરથી જણાય છે કે ખાનગી ઇસમોને ત્યાં મૂકેલી

રકમો વસુલ લેવા માટે દાવા કરવાના પ્રસંગ આવવા સંભવ છે. આવો પ્રસંગ ભવિષ્યમાં ફરીથી બનવા ન પામે તેથી આ વટહુકમ કરવામાં આવે છે.

**પુસ્તકાલયોની કાયમ ફંડની રકમો રોકવા બાબત**

જે પુસ્તકાલયોના કાયમ ફંડની રકમો ખાનગી ઇસમોને ત્યાં છે તેમની પાસેથી સમજાવટથી રકમો વસુલ કરી લેવા જે તે મંત્રીએ અને વ્યવસ્થાપક મંડળના કાર્યવાહકોએ તજવીજ કરવી. અને એથી આવો પ્રસંગ બનવા ન પામે તેટલા માટે તમામ પુસ્તકાલયોના મંત્રીઓને, ગ્રંથપાલોને અને વ્યવસ્થાપક મંડળના કાર્યવાહકોને આ વટહુકમથી જણાવવામાં આવે છે કે કાયમ ફંડની રકમો જૂની તેમ જ નવીન ખાનગી ઇસમોને ત્યાં નહિ મૂકતાં અત્રેની પરવાનગી લઇ નીચે જણાવેલા સ્થળોએ જમા મૂકવા અગર રોકવા તજવીજ કરવી:—

(૧) ના. હિંદુસ્તાન સરકારની પ્રોમીસરી નોટો, ડિબેંચરો અને લોનો.

(૨) વડોદરા રાજ્યની સહકારી પેઢીઓ, સહકારી બેંકો, લેન્ડ મોર્ટગેજ બેંક, ખેતીવાડી સહકારી પેઢીઓ, આમવર્ગની સહકારી મંડળીઓ અને મહાલની બચત પેઢીઓ.

(૩) બરોડા બેંક.

(૪) પુસ્તકાલય સહાયક સહકારી મંડળ.

(૫) ના. હિંદુસ્થાન સરકારની પોસ્ટ આફિસ સેવિંગ બેંક.

(૭) મુંબઈ, અમદાવાદ કે પુના મ્યુનિસિપાલિટીનાં ડિબેંચરો કે લોનો.

ઉપર પ્રમાણે વટહુકમનો અમલ ચુસ્તપણે કરવા તમામ પુસ્તકાલયોના કાર્યવાહકોએ ખાસ કાળજી રાખવી; છતાં કોઇના તરફથી તે વિરુદ્ધ વર્તન થશે તો કામ કરનાર ઇસમોને તેમ જ મંજૂરી આપનાર કાર્યવાહકોને જવાબદાર ગણવામાં આવશે અને ભવિષ્યમાં સરકાર પંચાયત મદદ બંધ કરવાની ફરજ પડશે.

વડોદરા
તા. ૬ જાન્યુઆરી ૧૯૩૯ } મું. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## જાહેરાત નં. ૧ સને ૧૯૩૮-૩૯

આથી વડોદરા પ્રાંતનાં તમામ પુસ્તકાલયોના મંત્રી ભાઇઓને જણાવવામાં આવે છે કે, વડોદરા પ્રાંત પુસ્તકાલય મંડળે, પુસ્તકાલયોની તપાસણી અને વર્ગીકરણ માટે એક પ્રચારકની નિમણૂંક કરેલી છે. એ પ્રચારક આપને ત્યાં જ્યારે આવે ત્યારે, તેમની મદદ લઇ તમારા પુસ્તકાલયનું વર્ગીકરણનું તમામ કામ તમારે પૂરું કરી નાખવું; તેમ જ તપાસણીમાં પણ જોઇતી તમામ માહિતી વા હકીકત પૂરી પાડવી, અને તપાસણીમાં પ્રચારકને જે કાંઇ ખામી જણાય તે સુધારવા પ્રચારક તરફથી જે સૂચના થાય તેનો પણ તુરત અમલ કરવો. તા. ૪-૧-૩૯

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નંબર $\frac{૪૪૫}{૧}$ સને ૧૯૩૮–૩૯

## વિષય

### સૂચના નં. ૪૪૫ સને ૧૯૩૮–૩૯ ની ચૂકની દુરસ્તી

વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં સામયિકોની સૂચના નં. ૪૪૫ સને ૧૯૩૮–૩૯ તા. ૨–૧૨–૩૮ ની માહે ડિસેમ્બર ૧૯૩૮ ના 'પુસ્તકાલય' માસિકમાં પ્રસિદ્ધ કરેલી છે તેમાં જણાવેલાં માસિકો પૈકી માધુરી હિંદી માસિક મંજૂર કરેલું છે તેમાં નીચે પ્રમાણે ફેરફાર કરવામાં આવે છે.

| નામ | પ્રકાર | વાર્ષિક લવાજમ | ઠેકાણું |
|---|---|---|---|
| માધુરી | ગુજરાતી સાહિત્યનું ત્રિમાસિક | ૩– ૦–૦ | મગનલાલ લાલભાઇ દેશાઇ, તંત્રી, માધુરી કાર્યાલય, બજાજ-રોડ, વીલેપાર્લે. |

પુસ્તકાલય ખાતુ,
સાર્વજનિક પુસ્તકાલય શાખા, વડોદરા.
તા. ૪ જાન્યુઆરી ૧૯૩૯ } પું. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નંબર ૪૫૦ સને ૧૯૩૮–૩૯

## વિષય

### વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં સામયિકો

| ક્રમાંક | નામ | પ્રકાર | વાર્ષિક લવાજમ | ઠેકાણું |
|---|---|---|---|---|
| ૧ | समर्थ | માસિક | રૂા. ૨– ૮–૦ પોસ્ટેજ સાથે | મેનેજર, સમર્થ મેગેઝીન, સમર્થ કાર્યાલય દાદર, મુંબાઇ. |
| ૨ | कल्पवृक्ष | હિંદી માસિક | ૨– ૮–૦ | વ્યવસ્થાપક, કલ્પવૃક્ષ કાર્યાલય, ઉજ્જૈન, સી. આઇ. |

વડોદરા
તા. ૬ જાન્યુઆરી ૧૯૩૯ } પું. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં પુસ્તકોની યાદી નં. ૫૯ સને ૧૯૩૮–૩૯

| પુસ્તકનું નામ | ગ્રંથકર્તાનું નામ | કિંમત | કદ | વર્ષ | પૃષ્ઠ | બાંધણી | પ્રકાશકનું ઠેકાણું |
|---|---|---|---|---|---|---|---|
| ચરિત્રહીન | માધવરાવ ભાસ્કરરાવ કર્ણિક | ૩–૮–૦ | ૧૬° | ૧૯૩૮ | ૫૦૮ | પાકી | નંદલાલ મો. ઠક્કર, ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઇ ૨. |
| શુભદા | શાંતિલાલ શાહ; હીમાંશું ચક્રવર્તી | ૨–૮–૦ | ,, | ૧૯૩૮ | ૨૪૮ | ,, | ,, |
| ભયાનક ષડયંત્ર યાને ભયંકર ભેદભરમો | શ્રી. જયંત મહેતા | ૧–૪–૦ | ,, | ,, | ૧૭૦ | ,, | મગનલાલ વનમાળીદાસ દેશીમિત્ર પ્રેસ લીમડા-ચોક, સુરત |
| રાસપૂર્ણિમા | વકીલ જમિયતરામ નરભેરામ અધ્વર્યુ | ૧–૦–૦ | ,, | ૧૯૯૪ | ૯૨ | ,, | કર્તા, નાની મહેતવાડ, વલસાડ |
| કાવ્યસંહિતા | અનામી | ૧–૦–૦ | ,, | ૧૯૯૫ | ૧૧૧ | કાચી | રણજિત એમ. પટેલ, ડભોડા, એ. પી. રેલ્વે |
| વિદ્યાનંદ વિનોદ ( વિદ્યાનંદ ગ્રંથમાળાનું પંચમ પુષ્પ ) | લોકસંગ્રહી સ્વામી વિદ્યાનંદજી | ૦–૮–૦ | ,, | ૧૯૯૩ | ૧૦૬ | ,, | વ્યવસ્થાપક વિવિધ ગ્રંથમાળા, ગીતાધર્મ પ્રેસ, સાક્ષીવિનાયક, કાશી |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| જાતીયવિજ્ઞાન | પરમાણુંદદાસ પીતાંબરદાસ પ્રકાશક | ૨-૮-૦ | ૧૬° | ૧૯૯૪ | ૩૨૪ | પાકી | પરમાણંદદાસ પીતામ્બરદાસ, ૧૧૮, પ્રિન્સેસ સ્ટ્રીટ. કેશવ બાગ, મુંબાઇ ૨ |
| ગુજરાતના મુસલમાનો ભાગ ૧ | કરીમ મહમદ 'માસ્તર સરદાર અદાલત જડજ | ૨-૦-૦ | , | ૧૯૩૮ | ૨૯૭ | ,, | કર્તા, જુનાગઢ |
| ભાવનાતરંગ | સૌ. ઇંદિરાબાઇ તેલંગ | ૦-૧૨-૦ | ,, | — | ૮૪ | કાચી | કર્તા, ૧૮૮, ડી. ભીમરાવવાડી, ઠાકુરદ્વાર કાલબાદેવી મુંબાઇ ૨ |
| માનવશરીર વિકાસ | છોટાલાલ બાલકૃષ્ણ પુરાણી | ૧-૮-૦ | ,, | ૧૯૯૪ | ૩૭૪ | ,, | કર્તા, મંત્રી ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ, અમદાવાદ |
| શ્રી ગુરુલીલામૃત (જ્ઞાન-કર્મ-ઉપાસના) | રંગ અવધૂત | ૪-૪-૦ | ૮° | ૧૯૯૪ | ૫૫૯ | પાકી | અમૃતલાલ નાથાભાઇ મોદી, દેવજી સરૈયાની પોળ, સાંકડી શેરી, અમદાવાદ |
| ખાપરા-કોડીઆનાં સાહસિક પરાક્રમો | કેશવલાલ રણછોડદાસ સાયલાકર | ૨-૦-૦ | ૧૬° | ૧૯૩૮ | ૩૪૨ | કાચી | સોમચંદ પાનાચંદ શેઠ, તંત્રી, ખેડા વર્તમાન, ખેડા |
| ગીતાપ્રશ્નોત્તર અથવા અદ્ભુત સંવાદ (શ્રી વિદ્યાનંદ ગ્રંથમાળા પુષ્પ ૧૩) | ગીતાનંદ શર્મા | ૧-૦-૦ | ,, | ,, | ૨૬૩ | ,, | ગોરધનભાઇ મંગળભાઇ પટેલ, ગીતધર્મ પ્રેસ, સાક્ષીવિનાયક, કાશી |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| प्राकृतिक आरोग्यविज्ञान राजयोग ग्रन्थमाला का प्रथम पुष्प | नारायण गोविन्द नायर | ०-४-० | १६° | १९५२ | ३४ | प्राची | दुर्गाशंकर नागर; कल्पवृक्ष कार्यालय. उज्जैन (सी. आई.) |
| ध्यानसे आत्मचिकित्सा | व्योमचन्द्र | ०-८-० | ,, | १९५१ | ६७ | ,, | सदर |
| सूर्य-किरण चिकित्सा | गोविन्द बापुजी टोंगु | २-८-० | ,, | १९५४ | ३८५ | ,, | सदर |
| अलौकिक चिकित्सा-विज्ञान | पं. रामलाल पहाडा | १-०-० | ,, | ,, | १६६ | ,, | सदर |
| प्रार्थना-कल्पद्रुम | दुर्गाशंकर नागर | ०-४-० | ३२° | १९३७ | १०९ | ,, | सदर |
| संकल्प-सिद्धि | स्वामी ज्ञानाश्रमजी | ०-१०-० | १६° | १९५२ | १८९ | ,, | सदर |

પુસ્તકાલય ખાતુ
સાર્વજનિક પુસ્તકાલય શાખા
વડોદરા, તા. ૬ જાન્યુઆરી ૧૯૩૯ } પું. ત્રિ. શાહ

છ. મો. પટેલ,
મદદનીશ વ્યવસ્થાપક

"સામયિક દોહન"

સામાયિક પત્રોમાંના સંઘરવા જેવા લેખો

વર્ષ ૧ ] જાન્યુઆરી ૧૯૩૯ [ અંક ૧

# સુધરાઇઓ અને આપણી સ્વચ્છતા

[ ડૉ૦ હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ ]

**આપણી પોળોમાં ને શેરીઓ કે ફળિયામાં પેસતાં આપણી નજરે શું ચડે છે? આંગણા સામે માતાઓએ બાળકોને ઝાડે ફરવા બેસાડ્યાં હોય, મેલાં પર ધૂળ નાખી ન હોય અને માખીઓ તેના પર બણબણતી હોય, લોકો ગમે ત્યાં લઘુશંકા માટે બેઠા હોય, એ મળ-મૂત્રવાળી ધૂળથી આપણી બહેનો વાસણો માંજી રહી હોય, માંદા માણસના ગદડા-લીંડ, ને પાટા-પટી ઠામઠામ રસ્તામાં ફેંકાતાં હોય, રસ્તાપરની કુંડીઓ પર આપણી સન્નારીઓએ ગાય-કૂતરાના એઠવાડ નાખેલા હોય, ને એમાંથી નાક ફાટી જાય એવી દુર્ગંધ મારતી હોય, પાસેજ ધૂળમાં ને ગંદકીમાં ઘરેણાં ને કિંમતી લૂગડાં પહેરી પલાંઠા મારી આપણાં સજ્જન-સન્નારીઓ જમવા બેઠાં હોય-આ અને આવાં અનેક ચિત્રો પોળોમાં દાખલ થતાં જોવા મળે છે. આમાંથી સ્વચ્છતા શોધવાના ઉપાયો કેટલા કપરા છે તેનું સચોટ વર્ણન આ નીચે વાંચો.**

### જૂના જમાનાની સુધરાઇઓ

મહાત્માજી અમદાવાદ આવ્યા તે પહેલાં મ્યુ. નાં કાર્યોમાં હું ધ્યાન આપતો. વિદ્યાર્થી તરીકે ત્યારે વડીલોને ચૂંટણીમાં મત મેળવી આપવાનું કામ કરેલું. ત્યારે જે મત માટે ખેંચાખેંચી થતી તેમાં હાસ્યરસ ઘણો જણાતો. જે લોકો સભ્યો થવા જતા તેમનામાં શહેરની સેવા માટે કેટલી ભાવના હતી તે મોટો પ્રશ્ન હતો; આ ચૂંટણીઓનાં ફારસ જોઇને સ્વ. ડાહ્યાભાઇ ધોળશાહને એ ઉપર એક નાટક લખવા મેં પત્ર લખેલો ને તેમણે મારા પત્રને માન આપી એવું એક નાટક લખેલું. તેમાં "થાસ કમીશ્નર જાણે ગવર્નર જીલ્લા આખાનો" એવું એક ગાયન પણ હતું, જેમાં સભ્યો કેવું ખોટું અભિમાન ધરાવતા તે બતાવેલું હતું.

એ જમાનામાં મ્યુ. સભ્યોની સરખામણી હું ન્યાતના પટેલીઆ સાથે કરતો, જન-

સમાજમાં ત્યારે સભ્યો માટે ઊંચો અભિપ્રાય ન હતો. પોળનાં ખસિયલ કૂતરાં સાથે તેમની સરખામણી પણ થતી; આથી મેં તો મ્યુ. સભ્ય કદી ન થવું એમ મનમાં ગાંઠ વાળેલી.

દિ. બા. અંબાલાલભાઈ જેવા તે વખતના સમર્થ અગ્રણી અમદાવાદ મ્યુ. માં ઉભા થયેલા. અમે તેમને મદદ કરતા હતા. ત્યારે લોકો કહેતા કે આને ઘરોઘડપણ શું ગાંડપણ લાગ્યું છે ! માળા ફેરવવાની મૂકીને આ પંચાત શી ? અમે એ વાત તેમને કરી ત્યારે તેમણે ગંભીર ભાવે અમને સમજાવ્યું કે આ કાર્ય માળા ફેરવવા કરતાં મોટું છે ને સેવાબુદ્ધિથી હું મ્યુ. માં જવા માગું છું. મ્યુ. માં જવામાં સેવાબુદ્ધિ હોય એ વાત મેં એમની પાસે પહેલીવાર સાંભળી. પણ તેઓ મ્યુ. માં જઈને કંઈ ન કરી શકયા. તે પછી જેમના પ્રત્યે મને ગુરુભાવ હતો એવા સ્વ. રમણભાઈ નીલકંઠ જેમણે ગૂજરાતી સાહિત્યને ભારે અર્પણ કરેલું છે તેઓ મ્યુ. માં ગયા. પણ ૧ કલાકમાં થાય તે કામમાં ૭ કલાક મ્યુ માં માથાઝીક ચાલતી. તેઓ પણ કાંઈ ન કરી શકયા. ખસિયલ કૂતરાના અવતારની વાતની સાથે આવા મોટા માણસની નિષ્ફળતા જોઈ એટલે મેં મ્યુ માં ન જવું એવો નિશ્ચય કર્યો.

## સફાઈની સેવા માટે સુધરાઈ

પણ ૧૯૨૦ માં સરદાર વલ્લભભાઈએ પહેલ કરી. તેમણે મ્યુ. માં જવા વિચાર કર્યો ને તે માટે તેઓ ટોળીની શોધમાં હતા. તેમણે મને પકડયો ને મ્યુ. માં આવવા કહ્યું. મેં મારા અનુભવને કારણે ના પાડી પણ સરદારે સમજાવ્યું કે હવે સંજોગો બદલાયા છે ને આપણે તો રાષ્ટ્રની સેવાની દૃષ્ટિએ મ્યુ. માં જવું છે ને સંઘબળ કેળવીશું તો શહેરની સારી સેવા કરી શકીશું આથી પ્રયત્ન કરી જોઈએ એવી ભાવનાથી હું મ્યુ. માં દાખલ થયો.

આ પહેલાં શહેરની સફાઈ વિષે મહાત્માજી સાથે મારે ઘણી ઘણી વાતો થયેલી. તેઓ દેશમાં આવ્યા પછી તેમણે અમદાવાદ મ્યુ. માં સભ્ય તરીકે જવાનો વિચાર કર્યો. પોળો કેમ સાફ રહે, જાજરૂઓ સ્વચ્છ બને ને લોકોની સુખાકારી કેમ જળવાય એ માટે રોજ રોજ વિચારો કરતા ને યોજનાઓ ઘડતા હતા તેમને ત્યારે ફુરસદ મળતી એટલે મ્યુ. માં જઈને કેમ સેવા કરવી તે માટે તેઓએ ખૂબ વિચાર્યું હતું. હાથમાં પાવડા ને ઝાડુ લઈ શહેરસફાઈનો આદર્શ રજૂ કરવા ને સાચો સભ્ય કોણ તે બતાવવા તેઓ ખૂબ ઉત્સુક હતા; અને અમદાવાદમાં કાર્ય કરી તે મારફતે સારા ભારતને સ્વચ્છતાના પાઠ આપવાના તેમને કોડ હતા.

મહાત્માજી જેવા શકિતસંપન્ન પુરુષ મ્યુ. ના ઉકરડામાં એક વાર પડયા તો તેમાંથી બહાર નીકળવાના નથી એમ મને લાગતું હતું ને તેથી મહાત્માજી મ્યુ માં જવાની વાત કરતા હતા તેથી મારો જીવ બળતો હતો, ને હું પરમાત્માને રોજ પ્રાર્થના કરતો કે મહાત્માજીનો એ મનોરથ અફળ જાય તો સારૂં, પણ મહાત્માજી તો જક લઈને બેઠા. મને પૂછ્યું કે મતદારની યાદીમાં મારૂં નામ છે કે નહિ ? તપાસ કરતાં તેમનુ નામ જ ન મળે એટલે મને નિરાંત થઈ; પણ તેમણે તો કહ્યું કે હું બેરીસ્ટર છું એટલે મારો મત હોઈ શકે ને હું બેરીસ્ટરી કરતો નથી પણ "મોહનદાસ કરમચંદ ગાંધી 'ના નામનું પાટિયું તમારા દવાખાના પર એક બાજુ લગાવી દો એટલે ચાલશે તે પછી તેઓ શહેરની હદ છોડી સાબરમતી ગયા એટલે મત વાંધામાં પડશે એમ મને લાગ્યું, પણ સ્વ. રમણભાઈએ તેમનું નામ મતદારપત્રકમાં દાખલ કરાવી દીધું. દેશને રાજકારણી ક્ષેત્રમાં આથી ભારે નુકસાન થશે એમ હું માનતો હતો, ત્યાં તો ખેડાની લડત જાગી. મહાત્માજીને પોતાનું જીવનકાર્ય

મળી જતાં મ્યુ. માં જવાની વાત રહી ગઇ, પણ એમણે મ્યુ. ના કાર્ય અને શહેરસફાઇ વિષે એમના વિચારો અમારી આગળ મૂકી અમને સળગાવી મૂકયા હતા. એટલે સરદારના કહેવાથી અમે રાજી થઇને મ્યુ. માં દાખલ થયા.

મ્યુ. માં જઇને મહાત્માજીને માનપત્ર આપવાનું પહેલું કામ અમે કર્યું. તે પહેલાં તો માનપત્રો ગવર્નરોને જ અપાતાં ને મ્યુ. ઓ સરકાર તરફ મોઢું રાખીને બેસતી, દેશ તરફ નહિ. મ્યુ. સભ્યો ગવર્નર સાથે શેકહેન્ડ કરવામાં ને દરબાર ને પાર્ટીમાં જવામાં ફૂલ્યા સમાતા નહિ. મહાત્માજી માનપત્ર લેવા મ્યુ. માં આવ્યા ત્યારે હું હાજર ન હતો, પણ તેમણે માનપત્રના જવાબમાં અમારી સુધરાઇને સ્વચ્છતા અંગેની બધી વાતો જાહેરમાં મૂકી દીધી ને કહ્યું કે મારો ભઇ હરિપ્રસાદ સુધરાઇમાં આવ્યો છે તે સારું થયું છે. એ પાવડો ને ઝાડુ લઇને કામ કરશે.

મહાત્માજીએ તે પછી " નવજીવન "માં પોળોનું વર્ણન કરવાનું મને કહ્યું એટલે મારે બધી પોળો જોવી પડી. આ ઉપરથી શહેરની ભયંકર સ્થિતિનો મને ખ્યાલ આવ્યો. મેં અનેક ગામડાં અને શહેરો તે પછી જોયાં છે ને મને લાગ્યું છે કે આપણા દેશમાં સાંસ્કારિક એકતા છે, તે સાથે ગંદકીની બાબતમાં પણ આખા દેશમાં એકતા છે. એક શહેર કે ગામ જોઇને તમે બધાં શહેર કે ગામ વિષે ખ્યાલ આપી શકો એવી સ્વચ્છતાની બાબતમાં આપણી પતિત સ્થિતિ છે.

## પોળોમાં પેસતાં શું જોશો ?

પોળમાં પેસતાં શું નજરે પડે છે ! ઓટલાઓ ઉપર માતાઓએ બાળકોને ઝાડે ફરવા બેસાડયાં હોય, મેલા પર ધૂળ નાખી ન હોય અને અનેક માખીઓ તેના પર બણબણતી હોય, લોકો ગમે ત્યાં લઘુશંકા માટે બેઠા હોય, મળમૂત્રથી ભરેલી ધૂળથી આપણી બહેનો વાસણો માંજી રહી હોય, પાણીની ચકલીઓ ઠામ ઠામ ગળતી હોય કે છૂટી મૂકી દીધેલી હોય, માંદા માણસના બળખા, લીંટ ને પાટાપટી ઠામ ઠામ રસ્તામાં ફેંકાયાં હોય અને પોળનાં કૂતરાં પાટાની તાણાતાણી કરી તેને આમતેમ ફેંદતાં હોય, ઘરને માળેથી રસ્તા પર એંઠવાડ ને પાણી ફેંકાતાં હોય, ઝાડુવાળાએ સાફસફ કર્યા પછી રસ્તા પર કચરાના ઢગલા કરતા હોય, રસ્તા ઉપર કંડીઓમાં આપણી સન્નારીઓ ગાયો ને આખલાઓ માટે એંઠવાડ નાખતી હોય ને એ કુંડીમાંથી નાક ફાટી જાય એવી વાસ આવતી હોય, ધૂળમાં ને ગંદકીમાં ઘરેણાં ને ભારે લૂગડાં પહેરી પલાંઠા મારીને આપણાં સજ્જન-સન્નારીઓ જમવા બેઠાં હોય—આ અને આવાં અનેક ચિત્રો પોળોમાં દાખલ થતાં આપણી નજરે પડે છે. મેં આ ચિત્રો ' નવજીવન 'માં આપ્યાં-' યંગ ઇન્ડીઆ 'માં પણ એ લખાણો આવતાં. એ પરથી પેલી મિસ મેયોએ આપણને ગંદકીશરા કહ્યા ને આપણી બદબોઇ કરી.

## પોળોની સફાઇ

આ પોળો સાફ કરવાનું કામ મેં હાથે લીધું. અમે જઇએ ને ઘરમાંથી જે કચરો હોય તે કાઢો એમ લોકોને કહીએ. અને પરિણામે બુઠ્ઠા ખીલા, ભાંગેલાં ફાનસ, ફાટેલાં ખાસડાં, કાણી ડોલો, ફૂટેલા શીશા, ગંધાતી ગોદડીઓ ને વાસ મારતા ગાભાઓ ઠામઠામથી નીકળે. લોકો આ બધું શા માટે રાખે છે એમ પૂછીએ તો કહે કે સંઘર્યો સાપ પણ કામનો ! !

ભાંગેલાં નળિયાં ને ઈંટોના ટૂકડા પણ મળે. લોકો એનાથી બારણાં પૂરે, ને તેમાં વીંછી ને કાનખજૂરા પાકે. કોઠીઓ ને ડામચીઆ પર ગોદડાં હોય તેમાં સાપ પણ વાસો કરે. આવી પંદરસો પોળો અમદાવાદની છે તે અમે એકવાર એકેએક સાફ કરી ને તેનો મહાત્માજીને રિપોર્ટ કર્યો. દરેક પોળમાંથી બે ટન જેટલો કચરો સરાસરી નીકળતો, એટલે દરરોજ સાફસૂફીમાં કચરો નીકળે તે ઉપરાંત પોળ દીઠ ૧૧૨ મણ કચરો નીકળ્યો. કંટ્રાકટર થાકયો ને કરારમાં આવો કચરો ઉઠાવવાનું નથી એમ પણ કહેવા લાગ્યો. પણ એક વાર સાફ કરી આવ્યા પછી વળી પાછા એ ભગવાન એના એ.

તે પછી તો મ્યુ. તરફથી આ બધી પોળો કુલ સાત વખત સાફ કરવામાં આવી. વાળનારા પણ આદર્શ સફાઇ શું તે સમજવા લાગ્યા. લોકોને પણ સફાઇનો આડકતરો ઉપદેશ મળતો ગયો. મ્યુ એ એઠાં માટે મુકાતી કુંડીઓ ઉપડાવી લીધી. અમદાવાદને જહાંગીર બાદશાહ ગર્દાબાદ યાને ધૂળાબાદ કહેતો એટલે કે ધૂળનું કલંક અમદાવાદને માથે ૪૦૦ વર્ષથી ચોંટયું હતું, તે આ મ્યુ.એ આસ્ફાલટ, પથ્થર, ડામર, સિમેન્ટ વગેરેના રસ્તા કરી ધીમે ધીમે દૂર કરવા માંડયું.

મોટા સરિયામ રસ્તા મૂકી અમે ગલીકુંચીઓ કે જ્યાં પલાંઠા વાળી લોકો જમવા બેસે છે અને જ્યાં બાળજીવન રૂંધાય છે ત્યાંથી શરૂઆત કરી હતી. એવી પોળોના પાકા રસ્તા પહેલા બનાવ્યા. લોકોનો એ સામે પોકાર ઉઠયો. અમે પ્રસંગે રસોઇ કયાં કરીએ ? ચૂલા રસ્તા પર કેવી રીતે ખોદીએ ? પાકા રસ્તા થાય તો વાસણ માંજવાની ધૂળ કયાંથી લાવીએ ? વળી ડામરના રસ્તા પર તો રસ થાય ને તપે માટે અમારે જોડા લાવવા પડશે. આમ ઘણી ફરિયાદો ને અરજીઓ થઇ. તમે જાણતા હશો કે અમદાવાદમાં આગળ જોડા પહેરવાનો રિવાજ ન હતો. ખુલ્લા પગ યાને અમદાવાદી હોલબૂટથી તેઓ ચલાવતા; અમે માનતા કે હવે મોચીઓની કમાણી વધવાની ને લોકો માનતા કે ડામરના રસ્તા પર સરકણું વધશે એટલે હાડવૈદનાં ઘર ભરવાં પડવાનાં. પણ અમે કહેતા કે ભાઇ ! ઊંટની માફક ચાલીએ તો જ પડાય. આજે અમે આ પંદરસો પોળો પાકી કરી દેવાની અણી પર આવ્યા છીએ ને બે વર્ષમાં તો એ કાર્યક્રમ પૂરો થશે.

આ કાર્યમાં અનેક વખત મને નિરાશા થતી. સુધરેલા ડૉકટરો સુદ્ધાં પાટા ને રૂ રસ્તા પર નાખે ત્યાં બીજાની વાત શી ! ! પણ એક વખત એક ભકત કવિનું વચન મારા સાંભળવામાં આવ્યું : એક નોકર હતો, તે તેના શેઠનાં વાસણ એવાં ચકચકતાં કરે કે પિત્તળનાં વાસણ સોના જેવાં દેખાય ને જર્મન સિલ્વરનાં ચાંદી જેવાં દેખાય. શેઠ એ કંઇ જુએ નહિ કે એથી પગારમાં વધારે કરો નહિ. આથી નોકરને એક જણે કહ્યું કે ભાઇ નકામો શું કામ ઝીકાઇ મરે છે, ત્યારે તેણે જવાબ આપ્યો કે " સીયા મનમોહન દેખત હૈ સબ કામ. " કોઇ નહિ જુએ તો ભગવાન તો બધું, જુએ છે ને ! આ ઉપરથી મને આશા આવી કે કોઇ દિવસ પણ લોકનાં જડ હૃદય અમારૂં કામ જોઇ પીગળશે.

## મરણપ્રમાણ

અમારા રવિશંકર રાવળ ફરિયાદ કરે છે કે લોકોમાં ચિત્રકલા પ્રત્યે અભિરુચિ નથી, ત્યારે હું કહું છું કે સ્વચ્છતાના ગુણ વિના એ શકય નથી. આપણાં કેટલાં કુમળાં બાળકો મરી જાય છે તેનો ખ્યાલ છે ? ૧૦૦ જન્મે તેમાંથી ૩૦ બાળકો મરી જાય. આપણા

જીવન ને ભાવિનાં આધાર જેવાં બાળકોની આજે અસ્વચ્છતા ને ગંદકીને કારણે આવી દશા છે. શ્રી કૃષ્ણ ભગવાનનો જન્મ થાય કે તુરત તેનો નાશ કરવા કંસે અગ્ગાસુર બગ્ગાસુર, પૂતના ને કંઇ કેટલા રાક્ષસો—મારાઓ છોડયા હતા, તેમ આપણે પણ આપણાં બાળકોને મારવા માટે જાતજાતના રોગો—કે જે અસ્વચ્છતાની ગંદકીમાંથી ઊભા થાય છે—રૂપી મારા છોડયા છે. ઉધરસ, વરાધ. ઉંટાંટિયું, ઝાડા, મરડા, ઓરી, અછબડા એમ ઘણા રોગો છે ને આપણી રહેણીકરણી એવી છે કે ગામમાં એક બાળકને રોગ થયો કે આખા ગામનાં બાળકો તેનો ભોગ થવાનાં. અનેક બાળકો છાતીના રોગોથી મરી જાય છે. અમદાવાદમાં મિલની ધૂણીનો પાર નથી. દરરોજ ૮૦૦૦ મણ કોલસાનો લોટ થઇને વાતાવરણમાં ફરે છે ને લોકનાં—ખાસ કરીને બાળકોનાં ગળાં, આંખ ને નાકને નુકસાન કરે છે. સૂર્યના કિરણમાં જે અલ્ટ્રાવાયોલેટ કિરણો છે તેનો લાભ સવારે ૮ વાગ્યા સુધીમાં મળે છે તે આપણને મળતો નથી—તેમ આ ધૂણીને કારણે શરીરબંધારણમાં ચૂનાનો ઉપયોગ છે તે મળતો નથી. શિયાળામાં પવન સ્થિર થાય છે ત્યારે તો અમદાવાદમાં રહેવું નરક સમાન થઈ પડે છે. આ કારણે આપણાં બાળકો માયકાંગલાં—રીકેટી થાય છે. અમે શાળાઓમાં બાળકોની તપાસ કરાવી છે, તો ત્રણમાંથી એક રીકેટી હોય છે. અને સ્ટાન્ડર્ડ વજનનું તો ભાગ્યે જ કોઇ બાળક મળે છે.

સ્વચ્છતાનું મહત્ત્વ સૌએ સમજવું જોઇએ. માત્ર પોળ સાફ થાય તેથી કંઇ વળે નહિ. સૌંદર્યપારખુ ને સૌંદર્યગ્રાહક શક્તિ આપણે ખોઇ બેઠા છીએ. સ્વચ્છતા વિના એ શક્ય નથી. ને સ્વચ્છતા હશે તો જ આપણું મરણપ્રમાણ ઘટશે ને આપણી પ્રજા તાકાતવાળી થશે. તમારે ત્યાં સુરતમાં દર વર્ષે દર હજારે ૩૧ થી ૪૫ માણસ મરે છે, અમદાવાદમાં ૩૫ થી ૪૫ મરે છે. આવી જ વાત બીજાં શહેરોની છે. કાનપુર આ બાબતમાં પહેલે નંબરે છે. જ્યારે લંડનમાં ૧૮ ને ન્યુઝીલેન્ડમાં ૮ નું પ્રમાણ છે. આપણે હવે છઠ્ઠીના લેખ, જન્મમરણ ઈશ્વરના હાથમાં, તેની ઇચ્છા હોય તો માણસ ફાટી પડે ને કોઈનું નહિ ચાલે એવી બધી વાતો છોડી વિચારતા થવું જોઇએ અને આપણી ગંદી આદતો ને રહેણીકરણી છોડવી જોઇએ. અમેરિકામાં સરેરાશ આયુષ્ય ૪૦ નું હતું તે હવે વધીને ૫૦ નું થયું છે. રામચંદ્રજીના રાજમાં આપણે ત્યાં તો બાપ પહેલાં દીકરો મરી જાય તો ઉલ્કાપાત થતો ને રાજાના પાપનું એ પરિણામ ગણાતું. એક બ્રાહ્મણનો એક છોકરો મરણ પામ્યો ત્યારે રામચંદ્ર પાસે તે મુડદું લઇને ધા નાખતો ગયેલો એ વાત તો તમે જાણતા હશો. આજે આપણું સરાસરી આયુષ્ય ૨૩ વર્ષનું થયું છે.

## સ્ત્રીઓની સુવાવડ

સુવાવડ એ સ્ત્રીઓ માટે સ્વાભાવિક ને સહજ વાત મનાવી જોઇએ તે આપણે ત્યાં ઘાત જેવી ગણાય છે. એમાં બૈરાંઓને કાળજે ફડકો રહે છે. ઘણા સુધરેલા લોકોમાં પણ હજી સુવાવડ માટે અંધારું ઘોર હોય; અંધારો ઓરડો, તૂટેલો ફાટેલો ખાટલો, વાસ મારતું ગોદડું, કાકી, માસી કે કોઇનાં ઉધરાવેલાં ને ઊતરેલાં લૂગડાંના ડૂચા એવી બધી સુવાવડની સામગ્રી હોય છે ને તેમાં ગંદી સોયાણી બુઠ્ઠી છરી લઈ નાળ કાપવા આવે ને અણઘડ રીતે સુવાવડ કરાવે ત્યાં પછી સુવારોગ થાય ને ઘાત થાય તેમાં કંઈ નવાઇ છે? આ જ કારણે આપણાં ૧૦૦ બાળકો જન્મે છે તેમાં ૩૦ તો મરેલાં જ જન્મે છે, ૩૦ બાળકો

પાંચ વરસની ઉંમર સુધીમાં મરી જાય છે ને બાકીનાં બચે છે તે માયકાંગલાં રહે છે ને મરવાને આળસે જીવે છે.

મારી તો કાયમની પ્રાર્થના છે કે ભગવાન લોકનાં દિલને જાગ્રત કરે ને આ દેશ ધૂળ, ગંદકી, દુર્ગંધ ને મેલથી છવાયલો છે તેને આરોગ્યરક્ષા માટે સ્વચ્છતા વિના આરો નથી એનું ભાન કરાવે. ધર્મસ્થાનો ને પવિત્ર મનાતાં મંદિરો પણ મેં જોયાં છે, બધે જ ગંદકી અને દુર્ગંધ છે. આખો દેશ ગંદકીની બિમારીમાં સપડાયાલો છે-આવાં સંખ્યાબંધ મંદિરોની ગંદકી પણ અમદાવાદમાં અમારે સાફ કરવી પડી છે; મંદિરોમાં ભાડે દુકાન અપાય છે ને ત્યાં ધનજી માઈના સોડા ને ઘાસલેટના ડબ્બાઓ વેચાય છે. હોટલો ને વીશીઓ હોય છે. પવિત્ર ધામોમાં પણ ગલીચીનો પાર નથી.

## પંચનાં જાજરૂ

અમદાવાદમાં ગટર થઇ, રસ્તાઓ થયા, ગંધાતી કુંડીઓ ગઇ, પોળો પણ સાફ કરી એમ ઘણાં રોગનાં ધામ બંધ કર્યાં. તે પછી રોગનું મોટું ધામ તે પંચનાં જાજરૂઓ-એના પર અમારી નજર ગઇ. મિલોના શેર ભરાય તેવી આ ભાગીદારી સંસ્થા જાજરૂની છે. મોટી મોટી હવેલીવાળા પણ ઘેર જાજરૂ ન રાખતા, પરિણામે સ્ત્રીઓ ત્રણ ત્રણ દિવસે ઝાડે જતી ને માંદલી રહેતી. સ્ટેશને ટિકિટ લઇએ તેમ આવા જાજરૂ આગળ લાઇનબંધ વારા માટે થોભવાનું. જે જબરો તે પહેલો. મિલમાં જનાર ઉતાવળ છે કહી પહેલો જાય. કેટલાંક જાજરૂઓમાં તો લોકો વાતો કરતાં કરતાં આ ક્રિયા કરે; મર્યાદા-વિવેકનું નામ નહિ. આ દશામાં વિવેકી લોકો ને શરમાળ ભાઇબહેનોની શી દશા થાય ? ઘણા આથી ઝાડાને રોકે ને પરિણામે રોગના ભોગ થાય-આથી અમે આવાં બધાં જાજરૂ તોડી પડાવ્યાં-લોકોએ અમને ઉચ્છેદીયા કહ્યા, છતાં હવે અમે એવાં જાજરૂઓની જગ્યાઓએ નાનાં નાનાં રમવાનાં સ્થાનો બનાવ્યાં છે ને બાળકો ત્યાં રમી આનંદ કરે છે.

## સફાઈની નવી યોજના

લડાઇ આજે નથી ત્યારે પ્રજાજીવનનું બાંધકામ કરવાનો આપણો ધર્મ છે. આજે એવો સમય છે. આજે તો આપણી સરકારના અમલમાં ગામોગામ પંચાયતો થવાની છે. પણ શહેરની તો એક એક પોળ ગામ કરતાં મોટી હોય છે, એટલે પોળે પોળે લોકોની આરોગ્ય સમિતિ કરવાની અમારી યોજના છે. એ પોળમાંનાં છોકરાં છોકરી બધાં બાર વર્ષની ઉપરનાં એનાં સભ્ય હોય-એ લોકો અસ્વચ્છતા દૂર કરવામાં સહયભૂત થાય, ઝાડુ ને ડોલ લઇને ફરી વળે. અમદાવાદની પંદરસો પોળોમાં માત્ર ૩-૪ પોળોમાં આવી સમિતિઓ થઇ છે. કચરો નાખવા ટોપલા મૂકયા છે. પણ હજી લોકો બહાર કચરો ફેંકે છે, ઝાડુ કઢાયા પછી પણ ઘણા હજી કચરો નાખે છે. કોઇ નિયમ પાળતું નથી. પાંચ રૂ. એ માટે દંડ રાખ્યો છે ને બસો માણસો દંડાઇ પણ ગયા છે; છતાં એ ભગવાન એના એ છે. હવે આશા એક આરોગ્ય સમિતિની યોજના પર છે અને પોળના જુવાન છોકરા છોકરીઓ ઉપર છે. સ્વચ્છતા હોય ત્યાં પ્રભુનો વાસ છે ને એ પ્રશ્ન અત્યંત અગત્યનો છે એ અમદાવાદની અને અન્યત્ર ઊગતી પ્રજા સમજે એવી પરમાત્મા તેમને સદ્બુદ્ધિ આપે એવી મારી પ્રાર્થના છે. ગંદકીના આ સર્વવ્યાપી દુર્ગુણને હટાવવાનું આ કાર્ય ધર્મરૂપે માનીશું તો જ આપણો દહાડો ફરશે, નહિ તો આજની સ્થિતિમાં સડયા કરીશું ને આપણી જીવનશકિત હણાઇ જશે અને એમ થશે તો સ્વરાજ મળશે તે પણ કોણ ભોગવવાનું છે ?

# વિજ્ઞાનની દૃષ્ટિ

એક જ પ્રશ્નનો અનેક રીતે વિચાર કરી શકાય છે. જેમકે સામાજિક, રાજકીય, ઐતિહાસિક, આર્થિક વગેરે; પણ એ દરેક રીતે વિચાર કરતી વખતે તે તે દૃષ્ટિ તરફ પક્ષપાત કેળવાય છે. બધી બાબતોનો આર્થિક દૃષ્ટિએ વિચાર કરવાથી પણ ચાલતું નથી. બધી બાબતોનો ભાવનાત્મક રીતે વિચાર કરવાથી પણ ચાલતું નથી. વિચાર કરવાની વિજ્ઞાનની દૃષ્ટિ બીજી બધી દૃષ્ટિઓ કરતાં વધારે તટસ્થ અને અપક્ષપાતી છે, એમ કહેવામાં વાંધો નથી. વિજ્ઞાનનો અંતિમ હેતુ તો સત્ય શોધવાનો, આ દુનિયાની પાછળ રહેલા અગમ્ય તત્ત્વનું શોધન કરવાનો છે.

## જીવન પર વિજ્ઞાનની અસર

વિજ્ઞાનનો બે રીતે વિચાર કરી શકાય. વિજ્ઞાનની શોધખોળોની અસર આપણા જીવન પર કેટલી થાય છે ? પહેલી અસર એ છે કે વિજ્ઞાનની શોધખોળોનો ફાયદો ઉઠાવીને બનાવવામાં આવેલાં સાધનો આપણે વાપરીએ છીએ. વિજ્ઞાનની એ આપણા જીવન પર થતી સીધી અસર છે. ઘોડાગાડી કે ગાડામાં બેસીને મુસાફરી કરવાને બદલે આપણે અત્યારે આગગાડી, મોટર કે વિમાનમાં પ્રવાસ કરી શકીએ છીએ. દરદ થાય તો અર્વાચીન વૈદકશાસ્ત્રમાં પારંગત થયેલા ડૉક્ટર પાસે દવા કરાવીએ છીએ પણ ભૂવા કે જોગીજતિ પાસે જતા નથી. લડાઈમાં ખંજર, બાણ કે તલવારથી મરણ પામવાને બદલે બંદૂકની ગોળી કે બોમ્બથી લોકો મરણ પામે છે. આપણી માન્યતાઓ પર પણ વિજ્ઞાનની છાપ પડી છે. આપણે બધા અત્યારે માનીએ છીએ કે પૃથ્વી ગોળ છે ને આસમાન પોલું છે. આપણા વડવાઓ જનાવરોમાંથી ઊતરી આવેલા હતા, એ મત પણ આપણે સ્વીકારી લઈએ છીએ. દિવસે દિવસે મનુષ્યની ઉત્ક્રાંતિ થતી જાય છે, એ વિજ્ઞાનનું તત્ત્વ પણ આપણે કબૂલ કરીએ છીએ.

## વિજ્ઞાનની દૃષ્ટિ : સ્થિર અને અપક્ષપાતી

પણ અમુક જાતની માન્યતાઓ બદલાવવા કરતાં કે અમુક જાતની વિચારપ્રણાલીને ઉથલાવી પાડવા કરતાં પણ વિજ્ઞાન કાંઈક વધારે કરે છે. વિજ્ઞાનની પ્રગતિ સાથે વિજ્ઞાનની દૃષ્ટિનો પણ ફેલાવો થતો જાય છે. જે દૃષ્ટિથી પ્રેરાઈને થોડાઘણા વૈજ્ઞાનિકો પોતપોતાની પ્રયોગશાળાઓમાં કામ કર્યા કરે છે તે દૃષ્ટિ સમગ્ર જનસમાજમાં ખીલવવી એ વિજ્ઞાનનું મુખ્ય કામ છે. પ્રયોગશાળામાં કરેલી શોધખોળો આપણે ઉદ્યોગધંધા, ખેતીવાડી, લડાઈ, વૈદકશાસ્ત્ર વગેરે બધાં ક્ષેત્રોમાં લાગુ કરીએ છીએ. પણ એ શોધખોળોને કુટુંબ રાષ્ટ્ર ને માનવજાતિને પણ લાગુ કરવાથી નુકસાન થશે, એમ માની લેવું એ હાસ્યાસ્પદ છે.

કમનસીબે, વિજ્ઞાનને નામે ચરી ખાનારા કેટલાયે ઢોંગી લોકો, ખોટી જાહેરખબરો કે અર્ધસત્યોનો પ્રચાર કરીને શુદ્ધ વિજ્ઞાનને હાનિ પહોંચાડી રહ્યા છે. એ લોકો પોકાર કરે છે કે જો આપણે તમાકુ પીવી કે ખાવી છોડી નહિ દઈએ કે માનવજાતિનો સંતતિ નિયમનનો ત્યાગ કે સ્વીકાર નહિ કરી લઈએ તો માનવજાતિની શી હાલત થશે ! કોણ જાણે પણ વિજ્ઞાનનાં તત્ત્વો કદી પણ સ્થિર નથી હોતાં એ આપણે પહેલાં સમજી લેવું જોઈએ. વિજ્ઞાનનાં તત્ત્વો અસ્થિર છે; પણ વિજ્ઞાનની દૃષ્ટિ સ્થિર ને અપક્ષપાતી હોય છે.

## વિજ્ઞાનની મર્યાદા

ત્યારે વૈજ્ઞાનિક દષ્ટિબિન્દુનું મુખ્ય લક્ષણ શું છે ? વૈજ્ઞાનિક દષ્ટિ સત્યને અનુસરવાનો પ્રયત્ન કરે છે. એટલે જ તે નિષ્પક્ષપાતી પણ હોય છે. કાયદાના કરતાં પણ એનો નિષ્પક્ષપાત વધારે હોય છે. કોઇ ભલો ન્યાયાધીશ હશે તો એ ઇન્સાફ કરતી વખતે એક અંગ્રેજ અને ચીની આદમીને સરખી નજરે જોશે; પણ શુદ્ધ વૈજ્ઞાનિક તો કરમિયા, માણસ ને સૂર્યમાળાનો પણ એક જ દષ્ટિએ વિચાર કરશે. કરમિયા પ્રત્યેની સ્વાભાવિક ઘૃણા તે ત્યાગી દેશે, એના બદલે તેનો તે ઝીણવટથી અભ્યાસ કરશે. સૂર્યમાળાની ભવ્યતાથી મુગ્ધ થઇ જઇને, તેને દિવ્ય માની લઇને તેનું પૂજન કરવાને બદલે કે માનવી પ્રાણીને એ અગમ્ય છે એમ માની લેવાને બદલે એનો અભ્યાસ કરશે.

વિશ્વ અને તેના બધા પ્રશ્નો તરફ આવી વૈજ્ઞાનિક રીતે જોનાર આદમી મગરૂરી અને વિનમ્રતાના વિચિત્ર મિશ્રણ જેવો બની જાય છે. સૂર્યમાળામાં ફરતા ગ્રહો ઉપગ્રહો તેમના જેવા બીજા ગ્રહોની સાથે સરખાવતાં તેને ઘણા અલ્પ ને નાના લાગે છે. અમુક જાતના સહેલાઇથી સમજી શકાય એવા અને સાદા નિયમો પ્રમાણે પોતપોતાની કક્ષામાં ફર્યા જાય છે પોતે પણ વાંદરાની જાતનો એક સામાન્ય આદમી છે, પોતાના મનના ઉપર પોતાની કોઈ પણ જાતની સત્તા ચાલતી નથી, એ વિચાર તેના અહંકાર ને મગરૂરીને નમ્ર બનાવી દે છે.

## વિજ્ઞાનના નિંદકો

એટલે વિજ્ઞાન સત્ય અને અસત્ય વચ્ચેનો તફાવત નક્કી કરી શકતું નથી, એમ કરવું એ તેની મર્યાદામાં આવતું પણ નથી. જુદાં જુદાં કાર્યોની અસર શી થાય છે, એ વિજ્ઞાન જણાવી શકે, પણ તે ખરી છે કે ખોટી છે, એ તે જણાવી શકતું નથી. કોઇ પણ જંતુશાસ્ત્રી આપણને કહી શકે કે જો પાણીમાં કૉલેરાનાં જંતુઓ નાખવામાં આવે તો એ પાણી પીનારા માણસો મરણ પામે; જેવી રીતે એકાદી શેરીમાં બોમ્બ ફેંકવાથી માણસો મરણ પામે છે. પણ એ બન્ને ક્રિયાઓ યોગ્ય છે કે અયોગ્ય છે, એ કહેવાનો તેને અધિકાર નથી. વિજ્ઞાનના દુશ્મનો ઘણીવાર એમ કહીને વૈજ્ઞાનિકોને નિંદે છે કે તેઓ વિજ્ઞાનનો વિચાર કરતી વખતે નીતિશાસ્ત્રનો લગીરે વિચાર કરતા નથી. પણ એ ટીકા બરાબર નથી.

## *જીવનશાસ્ત્રની દષ્ટિએ પ્રશ્નો વિચારો*

સામાન્ય માણસોની પ્રવૃત્તિ હમેશાં કોઇ પણ પ્રશ્નનો ભાવના અને નીતિની દષ્ટિએ વિચાર કરવાની જ હોય છે; રૂક્ષ પણ નક્કર હકીકતોમાં વૈજ્ઞાનિકોના જેટલો તેમને રસ પડતો નથી. એક બે દષ્ટાંત વડે આ મુદ્દો આપણે સ્પષ્ટ કરીએ. અમેરિકામાં નીગ્રો લોકોનો પ્રશ્ન જટીલ ગણાય છે. ઘણાખરા અમેરિકન લોકો એવું માને છે કે નિગ્રો લોકો ગોરા લોકો કરતાં ઊતરતા છે ને તેમને તેમનાથી જુદા રાખવા જોઇએ. બીજા લોકો નીગ્રો લોકોને પણ એકસરખા હક આપવાની માગણી કરે છે. વિજ્ઞાન આ વિષયનો કેવી રીતે વિચાર કરશે ? જીવનશાસ્ત્રી ( Biologist ) એ સ્પષ્ટ કરશે કે નીગ્રો લોકોની ખોપરી ગોરા લોકોની ખોપરી કરતાં વાંદરાને વધારે મળતી આવે છે; પણ વાંદરાના શરીરને વધારે વાળ હોય છે; એથી ઊલટું નીગ્રો લોકોના શરીર પર બહુ ઓછા, નહિ જેવા જ વાળ હોય છે. જીવનશાસ્ત્રની દષ્ટિએ બન્ને વચ્ચે શો તફાવત છે, એ જણાવવાનું કામ વિજ્ઞાનનું છે. દક્ષિણ અમેરિકાનાં સંસ્થાનોમાં ગામડાંઓમાં નીગ્રો લોકોનું જન્મપ્રમાણ મરણપ્રમાણના કરતાં વધારે

હોય છે. ઉત્તર અમેરિકામાં ને દક્ષિણ અમેરિકાનાં શહેરોમાં જેટલા હબસીઓ જન્મે છે એના કરતાં મરણ વધારે પામે છે; ઘણાખરા ક્ષયરોગથી મરણ પામે છે. એનો અર્થ એવો છે કે જે સ્થાનો ગોરા લોકોની પ્રકૃતિને માફક આવે છે તે હબસીઓને માફક આવતાં નથી. હબસીઓના મૂળ વતન આફ્રિકાના પશ્ચિમ કિનારાની હવા ગોરા લોકોને માફક આવતી નથી.

### હબસીઓનું દષ્ટાંત

એટલે અમેરિકામાં હબસીઓને જો મોટર ગાડીઓ, કારખાના વગેરે ઠેકાણેથી કાઢી મૂકવામાં આવે કે કોઇ વાર ' લીંચીંગ ' કરીને તેમને ગોરા લોકોના સહવાસમાં આવતા અટકાવવામાં આવે. ને પાછા ગામડામાં કપાસના ખેતરોમાં કામ કરવા માટે મોકલી દેવામાં આવે તો તેમની તંદુરસ્તી સુધરે ને જન્મપ્રમાણ વધે. પણ જો તેમને ગોરાઓના જેટલા જ બધા અધિકાર આપવામાં આવે, ગોરાઓની સાથે સહવાસ કરવા દેવામાં આવે તો તેમને પણ ગોરાઓનાં બધાં સુધરેલાં દરદોનો વારસો મળે છે. એટલે કે તેમને ગોરાઓની સાથે રહેવું હોય, તેમને મળતા બધા અધિકારો ભોગવવા હોય તો તેમનાં દરદો પણ સ્વીકારી લેવાં પડે છે.

કાચી ભાવના અને માત્ર રાજકારણી વિચારણાને વશ થઇને જ્યારે અમુક કામ કરવામાં આવે છે ત્યારે એની અસર સ્પષ્ટપણે જોઇ શકાય છે. અમેરિકામાં થયેલા આંતરવિગ્રહની, જીવનશાસ્ત્રની દષ્ટિએ થયેલી પહેલી અસર એ હતી કે લડાઇથી હબસીઓની મૃત્યુસંખ્યા વધી અને જન્મ-પ્રમાણ બહુ જ ઓછું થઇ ગયું. ત્યાર પછી માત્ર ૧૯૧૦ થી ૧૯૨૦ સુધીમાં તેમનું જન્મપ્રમાણ અમેરિકાના આંતરવિગ્રહના પહેલાંના દશકામાં જેટલું હતું એટલું થયું. ગુલામીમાંથી છૂટયા પછી આવી રીતે મરણ પામેલા હબસીઓની સંખ્યા લડાઇમાં મરણ પામેલાના કરતાં ઘણી વધારે હતી.

### ભાવનાવશ ન બનો

દરદોનો વિચાર કરવાની આપણી રીત પણ બિલકુલ વિજ્ઞાની નથી. ઇશ્વરના ઉપર આધાર રાખીને હાથ જોડીને બેસી રહેનારા કે બાધા-આખડીથી દરદો સારાં થઇ જાય છે, એવું માનનારા લોકોને જવા દઇએ. પણ જે લોકો અર્વાચીન વૈદકશાસ્ત્રની કુશળતા ઉપર થોડોઘણો પણ ઇતબાર રાખે છે તેમનો જ આપણે વિચાર કરીએ. આપણે પંડે કે આપણા કોઇ મિત્રો માંદા પડે ત્યારે આપણે ખૂબ ભાવનાવશ બની જઇએ છીએ. જ્યારે આપણે અમુક વિષયની બાબતમાં ભાવનાવશ બની જઇએ છીએ ત્યારે કશાકના પર વિશ્વાસ મૂકવાની આપણી માનસિક પ્રવૃત્તિ હોય છે. એ વખતે આપણે જેના પર વિશ્વાસ મૂકીએ છીએ, એ ખરૂં છે કે ખોટું છે, એનો વિચાર કરતા નથી.: બુદ્ધિની કસોટી વડે આપણી માન્યતાઓની પરીક્ષા કરતા નથી. કેટલીક વાર રોગને પ્રભુએ મોકલેલું પ્રાયશ્ચિત્ત કે આપણા પૂર્વજન્મના ફળ તરીકે માની લેવામાં આવે છે. પણ આપણે સમજી લેવું જોઇએ કે દરેક દરદનું મૂળ–કારણ ઘણીવાર આપણે શોધી શકીએ છીએ. કારણ શોધી કાઢયા પછી દરદની ઉત્પત્તિની ખબર પડે છે. કુદરતના કાનુનનો ભંગ કરવાથી રોગ ઉત્પન્ન થાય છે.

### કુદરત તરફ પાછા ફરવું

અત્યારે પણ ઘણા લોકોની માન્યતા એવી છે કે જો આપણે પાછા કુદરતી જીવન

ગાળવા લાગીએ તો દરદો થતાં અટકાવી શકીએ. લેખકને એવું લાગે છે કે 'કુદરતી જીવન'ની પહેલી શરત કપડાંનો જેમ બને તેમ ઓછો ઉપયોગ છે ઠંડી ઋતુમાં આવી રીતે કપડાં કાઢી નાખીને ફરવાથી ન્યુમોનિયાથી થતું મરણપ્રમાણ સોગણું વધી જશે. 'કુદરત પ્રમાણે ચાલવા માંડો' એવું કહેવામાં કશો અર્થ નથી. સુધરેલા માણસો અને જંગલી લોકો તંદુરસ્તી અને માંદગી, એ બન્ને કુદરતના અંગ છે; સુધારાની કેટલીક બાબતો તંદુરસ્તીને હાનિ પહોંચાડે છે, એ વાત ખરી હોવા છતાં, અત્યારે ઉપલબ્ધ થતા આંકડાઓ ઉપરથી તો એમ પૂરવાર થાય છે કે જંગલી માણસો કરતાં સુધરેલાં માણસો લાંબી આવરદા ભોગવે છે. ભાવનાવશ બની જવાથી ઘણા લોકો એમ પણ માની બેસે છે કે દરેક દરદને માટે દવા હોવી જોઇએ. વૈદકશાસ્ત્રનો થોડે ઘણો પરિચય થયા પછી એ માન્યતા કેટલી ખોટી છે, એની ખબર પડે છે. ઘણાંખરાં દરદોનો પ્રતિબંધ કરી શકાય છે; પણ એક વાર દરદ થયા પછી, દસમાંથી નવ વખત ડાકટરો દરદીને 'આરામ ને સારી સારવાર'ની સલાહ અપવા સિવાય બીજું કાંઇ પણ કરી શકતા નથી. ખરી રીતે જોઇએ તો વૈદકશાસ્ત્રની સ્થિતિ અત્યારે ગંભીર છે. કૉલેરા જેવાં પાણીથી ફેલાતાં દરદેનો પ્રતિબંધ થવાથી ઘણાખરા સુધરેલા દેશોમાં, છેલ્લાં પચાસ વરસથી લોકસંખ્યા વધતી જ જાય છે. પ્રજાની આર્થિક હાલત સુધરતી જતી હોવાથી ભૂખમરાથી થતાં દરદોનું પ્રમાણ પણ ઓછું થયું છે. અત્યારે વૈદકશાસ્ત્રની પ્રગતિ થઇ હોવા છતાં એની શોધખોળોનો વ્યવહારમાં ઉપયોગ કરવાનું અને તે પ્રમાણે ચાલવાનું દિવસે દિવસે મુશ્કેલ બનતું જાય છે.

## ચેપની અટકાયત

ગરમીનો ચેપ ફેલાતો કેવી રીતે અટકાવવો, એની આપણને ખબર છે, પણ કાનૂન ને જાહેર મત એની વિરૂદ્ધ હોવાથી એ માહિતી આપી શકાતી નથી. ગરમી થતી કેવી રીતે અટકાવી શકાય એનું જ્ઞાન પ્રજાને મળતું નથી. એટલે દર વરસે હજારો બાળકો ગરમીથી મરણ પામે છે ને અનાથાશ્રમોમાં પણ અનેક અશક્ત માણસોની ભરતી થાય છે. શરૂઆતમાં જ જો કૅન્સરનું ઑપરેશન કરવામાં આવે તો દરદી બચી જાય છે એ વાત બ્રિટનમાં સરકારી અધિકૃત વૈદકીય આંકડાઓ ઉપરથી પૂરવાર કરી શકાય એવી છે. પણ કૅન્સરના ઘણાખરા દરદીઓ મરણ પામવાનું કારણ તેઓ ડાકટર પાસે બહુ જ મોડા જાય છે એ છે. જો કોઇ વર્તમાનપત્ર જાહેર પ્રજાની તંદુરસ્તીને ખાતર કૅન્સરનાં લક્ષણો દરરોજ એકાદ કોલમમાં જાહેર કર્યા કરે તો કેટલાયે દરદીઓનો જીવ બચી જાય; પણ એમ કરવાથી કદાચ એ વર્તમાનપત્રના ઘરાક ઓછા થઇ જશે.

## પ્રજાએ સાથ આપવો જોઇએ

હવે જો કદાચ થોડાં વરસમાં કૅન્સરને માટે દવાની શોધ થાય–અને એ શોધ ઇન્સુલીનનાં ઇન્જેકશનો પોતાને હાથે લેવાની રીત કરતાં સરેલી તો નહિ જ હોય–તો પણ પ્રજાને એનો વધારે ઉપયોગ થશે એવું માની લેવાનું કારણ નથી. આ વિષયમાં અનુભવ એવો છે કે માણસો પોતે એકલે પંડે કાંઇ પણ કરવાને તૈયાર હોતા નથી. ટાઇફૉઇડ અને કોલેરા જેવાં પાણીથી ફેલાતાં દરદો અટકાવવાની ગોઠવણ સરકારે જ કરવી જોઇએ. દરેક માણસ પોતે પીવાનું પાણી ઉકાળી લે, એ વાત

અશક્ય છે એટલે સરકાર જ જો પાણીને શુદ્ધ અને જંતુ વિનાનું કરીને પૂરું પાડે તો જ કૉલેરા અને ટાઈફોઈડ અટકાવી શકાય. ડિપ્થેરિયા, માતા, ઓરી વગેરે હવા દ્વારા ફેલાતાં દરદો અટકાવવા માટે સરકાર અને પ્રજા બંનેએ એકબીજાને સાથ આપવો જોઈએ. આવા કામમાં દરદી, દરદીનાં સગાંવહાલાં અને ઘણીવાર તો આંતરરાષ્ટ્રીય સહકારની પણ જરૂર પડે છે. જંતુઓ વડે આપણને દરદ થાય છે ને જંતુઓનો સંહાર કરવો જોઈએ, એ વાતનું સામાન્ય પ્રજાને સંપૂર્ણ ભાન નહિ થાય ત્યાં સુધી ચેપી અને સાંસર્ગિક દરદો ફેલાતાં અટકાવવાનું અશક્ય છે. દરદનું ખરું સ્વરૂપ જાણવા માટે પ્રજાને વૈજ્ઞાનિક પાયા પર જ્ઞાન આપવાની શરૂઆત કરવી જોઈએ વૈજ્ઞાનિક પાયા પર જો વૈદકશાસ્ત્રનો અભ્યાસ કરવામાં નથી આવતો ને એમ ને એમ વૈદકનાં પુસ્તકો વાંચવામાં આવે છે તો એને પરિણામે વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુવાળા લોકો નિર્માણ થવાને બદલે ' નર્વસ ' લોકો જ વધારે પેદા થાય છે.

## સૂગ છોડી દેવી જોઈએ

જીવનમાં આ બધો પલટો કરવા માટે નિશાળોમાં જીવનશાસ્ત્રના સામાન્ય નિયમો શીખવવા જોઈએ. છોડવા, વનસ્પતિ, જીવડાં, પાળેલાં ઢોર વગેરેના જીવનની માહિતી ગામડાંનાં છોકરાંઓને હોય છે; શહેરમાં તો છોકરાંઓને માણસ સિવાય બીજું એકે પ્રાણી નજરે પડતું નથી નાનપણથીજ જીવનશાસ્ત્રના નિયમો શીખવવાની પ્રજામત ઘણો વિરુદ્ધ છે મુડદાને અડતાં પણ આપણે ડરીએ છીએ; આભડછેટની વાત તો જવા જ દઈએ. કેળવાયેલા દરેક માણસે, પોતાના અંદરના અવયવો કેવા હોય છે અને કેવી રીતે કામ કરે છે એ જાણી લેવું જોઈએ. માણસને મળતા બનાવેલા નમુના જોવાથી મન ઉપર બરાબર છાપ પડતી નથી. કેટલીક વાર શવચ્છેદન કર્યા પછી જ મને ખબર પડી કે બહારથી કદરૂપા દેખાતા માણસના અવયવો ઘણી વાર સૌથી સુંદર હોય છે. ત્યાર પછી જ્યારે જ્યારે બસમાં બેઠો હોઉં છું ને મારા આગળ કોઈ બેડોળ આદમી કે ઓરત હોય છે ત્યારે હું તેનું માનસિક શવચ્છેદન કરું છું ને તેના અંદરના અવયવો કેટલા સુંદર હશે, એનો વિચાર કરીને સંતોષ પામું છું. મારો મુદ્દો એ છે કે જીવનશાસ્ત્રનો અભ્યાસ કરવા માટે, જીવનશાસ્ત્રની નજરે જોવાની દૃષ્ટિ કેળવવા માટે મુડદાની સૂગ છોડી દેવી જોઈએ.

## જીવનશાસ્ત્રની દૃષ્ટિએ

પણ જીવનશાસ્ત્ર શીખવવામાં મોટો અંતરાય તો જનતામાં ઉંડાં મૂળ નાખી બેઠેલી બીજી એક માન્યતા છે. મનુષ્યોના ઇંદ્રિયવિજ્ઞાનનો અભ્યાસ કરવામાં અસભ્યતા છે; ઇંદ્રિયવિજ્ઞાનના સાદામાં સાદા અભ્યાસક્રમમાં પણ મૂત્રનું પરીક્ષણ ને પૃથક્કરણ કરવું પડે છે, પ્રજોત્પત્તિની ક્રિયા કેવી રીતે થાય છે, એ જાણવું પડે છે. એ વિના અભ્યાસક્રમ 'અપૂર્ણ' ગણાય. આવી બાબતો બાદ કરીને જો જીવનશાસ્ત્ર શીખવવા બેસીએ તો એ હાસ્યાસ્પદ થઈ પડે. ઘણા લોકોની વિચારણા આ વિષયમાં જૂનવાણી હોય છે. લૈંગિક વિષયનું નામ કાઢતાં જ તેઓ ઉત્તેજિત થઈ જાય છે. કેટલાક લોકોને એ વિષયની ઘૃણા હોય છે. કેટલાક માત્ર વિનોદની દૃષ્ટિએ જ જુએ છે. એને પરિણામે નવી પેઢીનાં બાળકો આ વિષયમાં સુખવાદ ( Hedonism )નો સ્વીકાર કરતાં જાય છે. મને લાગે છે કે જૂનવાણી લોકો પણ સુખવાદના કરતાં જીવનશાસ્ત્રની દૃષ્ટિને અપનાવી લેવાનું પસંદ કરશે.

### પાશ્ચાત્ય સુધારાનો અંત ?

આવી રીતે ઉગતી પ્રજાને વૈજ્ઞાનિક દૃષ્ટિએ કેળવણી આપવાનો વિરોધ સામાન્ય પ્રજા, અજાણતાં પણ, ખૂબ કરી રહી છે. પણ જ્યાં સુધી જીવનનાં બધા ક્ષેત્રોમાં વૈજ્ઞાનિક દૃષ્ટિબિંદુનો સ્વીકાર કરવામાં નહિ આવે ત્યાં સુધી પાશ્ચાત્ય સુધારામાં એક જાતની વિસંવાદિતા રહ્યા કરશે. કેમકે એ સુધારાનો ભૌતિક પાયો વિજ્ઞાનના પર ચણાયેલો છે અને એની બૌદ્ધિક ઇમારત જૂનવાણી, વિજ્ઞાનપૂર્વ વિચારણાવાળી ( Pre-scientific ) છે. અત્યારે દુનિયામાં બની રહેલા બનાવોનું સમગ્ર દૃષ્ટિએ અવલોકન કરતાં એમ લાગે છે કે જો આપણે એ વિસંવાદ ઓછો કરવાનો જોરશોરથી પ્રયત્ન નહિ કરીએ તો, ભૂતકાળની સંસ્કૃતિઓની પેઠે, પાશ્ચાત્ય સુધારો સુદ્ધાં માટીમાં મળી જશે.*

ડૉ. સાકરલાલ તુ. યાજ્ઞિક



# આર્થિક ગરીબી વિ. સંસ્કારની ગરીબી×

### એક નકામી શંકા

પ્રિન્સિપાલે પોતાના ભાષણમાં આ કૉલેજની અત્યાર સુધીની કારકીર્દીનો અહેવાલ આપ્યો છે આ કૉલેજે પોતાના ૬૦ વર્ષના જીવનકાળમાં રાષ્ટ્રીય કાર્ય, ઔદ્યોગિક, વ્યાપારી તથા કાયદાનાં ક્ષેત્રોમાં ફાળો આપ્યો છે. પ્રિન્સિપાલ શિરાઝના વહિવટ નીચે કૉલેજમાં વિદ્યાર્થીઓની સંખ્યામાં વધારો થયો છે અને યુનિવર્સિટીની પરીક્ષામાં કૉલેજ સારાં પરિણામો લાવી શકી છે એ જણાય છે. તેઓ આપણી વચ્ચે સિવિલિયન તરીકે નહિ પણ શિક્ષક તરીકે આવ્યા છે અને હવે નિવૃત્ત થાય છે. આ સંસ્થાની વર્તમાન આબાદી પ્રજા અને સરકાર બન્નેને આભારી છે. જે સરકાર ગઇ કાલે હતી તે સરકાર આજે નથી. આજની સરકાર-મહાસભાવાદી સરકાર ઉચ્ચ કેળવણી તરફ સાવકી માની નજર રાખે છે અને ઉચ્ચ કેળવણીના ભોગે પ્રાથમિક કેળવણીને પોષવા પ્રયત્ન કરે છે એવી શંકા કેટલાક રાખે છે, પણ એ શંકા નકામી છે આ હું કંઈ મહાસભાવાદી સરકારના પ્રતિનિધિ તરીકે બોલતો નથી. અલબત્ત, વર્ધા કેળવણી યોજના પ્રાથમિક કેળવણી-અને તે પણ ૭ થી ૧૪ વર્ષના બાળકોની કેળવણી-ઉપર વધુ ભાર મૂકે છે, પરંતુ તેથી એ સિવાયની કેળવણીને તે અવગણે છે એમ કહેવું વાજબી નથી. હું માનું છું કે સાચા પ્રજાતંત્રવાદ નીચે અક્ષરજ્ઞાન-સાક્ષરતા અત્યંત આવશ્યક છે. કહ્યું છે કે પ્રજાતંત્રવાદ એ ઉચ્ચ પ્રકારની રાજકીય રીતભાત સિવાય બીજું કંઇ નથી.

### પરીક્ષણ વિનાનું અનુસરણ

પણ આ અપેક્ષા માત્ર અક્ષરજ્ઞાનથી-સાક્ષરતાથી નહિ સન્તોષાય. અન્યાય, અજ્ઞાન, અસન્તોષ અને શોષણના નાશનો પણ પ્રજાતંત્રવાદમાં સમાવેશ થાય છે. અત્યારની આપણી

---

* પ્રો. જે. બી. એસ. હાલ્ડેનના The Scientific Point of view ઉપરથી.

× ગુજરાત કૉલેજના હીરક મહોત્સવ પ્રસંગે ડૉ. રાધાકૃષ્ણને આપેલું વ્યાખ્યાન.

કેળવણી 'પરપ્રત્યયનેયબુદ્ધિ' વાળી છે. આજે આપણે 'બીજાની બુદ્ધિ' ઉપર જીવીએ છીએ. આપણે વિવિધ પ્રકારનાં સૂત્રો ઉચ્ચારીએ છીએ. અને કોઇ પણ પ્રકારનું પરીક્ષણ કર્યા સિવાય બીજા લોકોના વિચાર કરવા પણ થોભતા નથી. આ વસ્તુ અનેક રીતે ઘાતક છે.

### જીવનની પરાકાષ્ઠા : વ્યક્તિ

આપણે જાણવું જોઇએ કે વ્યક્તિ એ જીવનની ચરમ પરાકાષ્ઠારૂપ વસ્તુ છે. એટલે જ જ્યાંસુધી માનવીના મનસને તેના પોતાના માટે વિચાર કરતાં શીખવીશું નહિ ત્યાંસુધી એ પરમ પરાકાષ્ઠાને ઘોકો જ પહોંચ્યા કરવાનો. વ્યક્તિને પોતાને જ સાહસ કરવા દો, અજાણ્યા માર્ગે જવા દો તેની નિષ્ફળતા અને વિજયનાં ફળ ભોગવવા દો, આ જગતમાં વ્યક્તિ માત્ર અદ્વિતીય ( Unique ) છે. જ્યાં સુધી વ્યક્તિનો હ્રાસ થયાં કરે ત્યાંસુધી એ સાચું પ્રજાતંત્ર ન કહેવાય. આપણે જાણીએ છીએ કે ઇતિહાસ 'મહાન વ્યક્તિ'ઓથી બનેલો છે, એ મહાન વ્યક્તિઓ આખરે તો 'વ્યક્તિઓ' હતી. હું આશા રાખું છું કે તમારી સંસ્થા એવી વ્યક્તિઓ પેદા કરશે. એ માટે તમારી સંસ્થાએ લોકોની અંતરસ્થ સજીવતાને જગાડવી જોઇએ.

### ઉંચી કેળવણી પરનો આક્ષેપ

કેટલાકો કહે છે કે યુનિવર્સિટીની કેળવણી નિષ્ફળ ગઈ છે; પરંતુ એમ ન કહી શકાય ખરી વાત છે કે પ્રાથમિક કેળવણીને આપણે અવગણી છે, ખરી વાત છે કે આપણે ત્યાં શિક્ષિતોની બેકારી છે, પરન્તુ આજની આપણી રાજકીય અને સાંસ્કૃતિક દુર્દશા યુનિવર્સિટીની કેળવણીનું પરિણામ છે ? એ કેળવણીને વધુ ઉપયોગી બનાવવી જોઇએ એ ખરું; પણ તેણે આપણી ગુલામી મનોદશા કેળવી છે એમ કહેવું વાસ્તવિક નથી. વૈજ્ઞાનિક અને ધંધાદારી કેળવણીની અવગણના કોઇ નહિ કરી શકે; અલબત, પ્રાથમિક કેળવણીનો ભોગ નજ લેવાવો જોઇએ.

### સાંસ્કૃતિક ગરીબી

આ કોલેજમાં તત્ત્વજ્ઞાન અને ધર્મશાસ્ત્રને સ્થાન નથી તે ઠીક નથી. આ કૉલેજ સમક્ષ એક મહાકાર્ય પડેલું છે. આપણી સંસ્કૃતિના પુનઃજીવન માટે, રાષ્ટ્રના પુનરુત્થાન માટે, વિદ્યાર્થીઓમાં આપણા ભૂતકાળ અને સંસ્કૃતિ માટે પ્રેમ પેદા કરવો જોઇએ. યાદ રાખો કે **આર્થિક ગરીબી દૂર થઈ શકે છે, પણ સંસ્કારની ગરીબી કદી દૂર થતી નથી.** ઇતિહાસનું જતન એ જીવન-મરણનો પ્રશ્ન છે, કારણ કે મરેલાંઓનું પુનર્જીવન કદી પણ થતું નથી.

### આદર્શ સંસ્કૃતિનો વારસો

આપણી સંસ્કૃતિ કહે છે કે, આપણે એક પ્રકારના આદર્શ માટે જીવીએ છીએ. ઇતિહાસનું વચન છે કે જેની પાછળ અધ્યાત્મવિદ્યાનું પીઠબળ નથી એવી કોઇ સંસ્કૃતિ નકામી અને નિરર્થક છે. અને આજે આપણી દશા કેવી છે ? મહાભારતમાં કૌરવની સભામાં વસ્ત્રાહરણ વખતે દ્રૌપદી કહે છે કેઃ—

कुले महति जातास्मि दिव्येन विधिना किल ।
केशग्रहणमनुप्राप्ता का नु जीवेत् मादृशी ॥

" વિધિની લીલાને કારણે હું કુલીન કુટુંબમાં જન્મી છું, પણ અત્યારે મારા વાળ ખેંચાય છે. મારી જેવી કઇ સ્ત્રી જીવતી રહે ? આ જ દશા આજે આપણી માતૃભૂમિની છે. આપણે એક મહાન સંસ્કૃતિના વારસો છીએ, પણ જ્યાંસુધી એ હકીકતનું આપણને ભાન ન થાય ત્યાંસુધી આપણા વ્યક્તિગત તેમજ સમષ્ટિગત જીવન માટે બિલકુલ આશા નથી.

## સંસ્કૃતિની જીવનશક્તિ

કેટલાકો કહે છે કે આપણી જ સંસ્કૃતિઓએ આપણો વિનિપાત કર્યો છે, આપણને ગુલામ બનાવ્યા છે, પણ આ માન્યતા છેક જ ભૂલભરેલી છે. કેમ્બ્રિજમાં ઇતિહાસના અભ્યાસવર્ગનું ઉદ્‌ઘાટન કરતાં એક જાણીતા વિદ્વાને કહ્યું હતું કે કોઇ પણ પ્રશ્નનો અભ્યાસ કરવા માટે તમારે તેના ઇતિહાસનાં છેલ્લાં ત્રણસો વર્ષ નહિ, પણ ત્રણ હજાર વર્ષ લેવાં જોઇએ. આ વિધાન હિન્દી સંસ્કૃતિ માટે તદ્દન સાચું છે. અનેક હુમલાખોર, મહત્ત્વાકાંક્ષી અને લશ્કરી સંસ્કૃતિઓની વચ્ચે હજારો વર્ષ થયાં પોતાનું સ્થાન ટકાવી રાખ્યું છે. હિંદી અને ચીની સંસ્કૃતિનો ઇતિહાસ શતાબ્દીઓથી નહિ, પણ સહસ્રાબ્દિઓથી લખાયો છે. એ વસ્તુ તે શાન્ત સંસ્કૃતિઓ પાછળનું અંતઃસ્થ બળ કેટલું હશે એ બતાવે છે. એમાં અદ્‌ભુત એવું જીવનબળ છે, જીવનના પ્રબળ પ્રવાહો છે, બીજી કોઇ સંસ્કૃતિએ આવી ફતેહ મેળવી છે ખરી ? જો ન મેળવી હોય તો આપણે શા માટે આપણી સંસ્કૃતિથી શરમાઇ બીજાઓની નકલ કરીએ છીએ ? મિત્રો ! આપણા ભૂતકાળનું અવલોકન કરો, કે જેણે આપણને આશા, હિંમત અને આદર્શપૂર્વક આટલી સદીઓ સુધી જોડયા આપણી સંસ્કૃતિનો આદર્શ અને ભાવનાની નિર્મળતા છે અને એ આદર્શ જીવનમાં મૂર્તિમંત પણ થયો છે. ભવિષ્ય આપણે જાણતા નથી, પણ મિત્રો, તમે આપણી સંસ્કૃતિથી શરમાશો નહિ. રાજકીય અને આર્થિક દૃષ્ટિએ જો આજે તમારો વિનિપાત થયો હોય તો તે આપણી સંસ્કૃતિના આદર્શને જીવનમાં ન ઉતારવાનું પરિણામ છે. એ આદર્શને આપણે દીધેલા છેહને કારણે જ આપણી આ દશા થઇ છે.

## આધ્યાત્મિક મૂલ્યનું મહત્ત્વ

પ્રજાતંત્રવાદ એ સર્વોત્તમ રાજકીય સત્ય છે. પ્રજાતંત્રવાદ તો વ્યક્તિનો સૌથી વધુ વિકાસ સાધે. વ્યક્તિ એ તો ઈશ્વરનો પ્રત્યક્ષ અવતાર છે. મહાભારતમાં એક સ્થળે કહ્યું છે કે **न मानुषात् श्रेष्ठतरं हि किंचित्** ।–અર્થાત્ માનવથી ઉત્તમ બીજું કંઇ નથી. જે પ્રજાતંત્ર વ્યક્તિની સર્વ શક્તિઓને વિકાસની પૂરતી તક આપતું નથી એ સાચું પ્રજાતંત્ર નથી. પણ એક ફ્રેંચ વિચારકે બુદ્ધિજીવી અને આમવર્ગ વચ્ચે થોડોક ભેદ બતાવ્યો છે, એ વાસ્તવિક છે. તમે સમાજને પ્રજાકીય ધોરણ પર લાવવા માગો છો. તમે કહો છો કે અમે બહુ રાહ જોઇ છે. તમે સમૃદ્ધિની વહેંચણી કરો, તંદુરસ્તી વધારો, ઘેર ઘેર રેડિયો આવે તેમ કરો–પરન્તુ એ બધું થયા પછી પ્રશ્ન થશે કે આથી મનુષ્ય સંતોષાશે ખરો ? આ તો કેવળ યાંત્રિક સાધનો છે. જે લોકો પાસે સમૃદ્ધિ છે તેઓ પણ શું આત્માની નગ્નતાથી પીડાતા નથી ? કામ ક્રોધ, મદ, મોહ–એ રિપુઓ તેમને હેરાન કરે છે ? જડ સમૃદ્ધિ વહેંચાયા પછી પણ માણસ પૂછશે કે આપણે મરવા કેમ પઇએ છીએ, મરણ કેમ

પામીએ છીએ ? એ વખતે પણ માણસ સામાના આત્માને સમજવાનો પ્રયત્ન ત્યાગશે ખરો ? આધ્યાત્મિક મૂલ્ય પ્રત્યેના મારા આ પક્ષપાતને નકામો ન ગણશો. તમારા જીવનમાં જે સંસ્કૃતિએ આનંદ પૂર્યો છે તેનો એ પ્રધાન સૂર છે.

**ઉપસંહાર**

આપણે હિન્દવાસીઓ વ્યાયામના, પ્રેમના અને સમસ્ત જગતની મુક્તિના પ્રયત્નો કરી શકીએ. યુનિવર્સિટીઓનું અસ્તિત્વ પણ માત્ર અમુક પ્રકારનું 'ટેકનિક' શીખવવા માટે નહિ, પણ આદર્શ અને ગુણદર્શન માટે છે.

---

# વિદ્યાર્થીઓ ! ધાંધલથી છેટા રહો !

વિદ્યાર્થીઓ તો અભ્યાસ કરે અને કોંગ્રેસનો ધર્મ ફેડરેશનનો વિરોધ કરવાનો છે તે કરશે.

વિદ્યાર્થી તેના અભ્યાસમાં ધ્યાન આપે ને અભ્યાસ દ્વારા પ્રાપ્ત થએલું જ્ઞાન દેશને અર્પણ કરે.

વિદ્યાર્થીઓ માને છે, કે તેઓ અત્યારે જે રીતે કામ કરે છે, હડતાળ પાડે છે, ધાંધળ કરે છે, ચળવળોમાં ભાગ લે છે એ દેશને માટે સારૂં છે અને એમ પણ માને છે કે દેશનેતાઓ એ બધું ઇચ્છે છે.

નેતાઓ શું ઇચ્છે છે તે તો હું નથી જાણતો, પણ હું તો કહીશ કે વિદ્યાર્થીઓ જે કરે છે તેમાં બાવાના બે બગલ જેવું છે. અભ્યાસ બગડે તેમાં વિદ્યાર્થીને ફાયદો નથી ને મુલકને ફાયદો નથી. ધાંધલથી તો કેવલ વિદ્યાર્થીનું સ્વરાજ આવે, એ સ્વરાજ્યમાં અરાજકતા છે. એ સ્વરાજ્ય પ્રજા પામી શકશે, એ મહા ઘોર અજ્ઞાન છે. વિદ્યાર્થીઓ કાંઇ બધાજ ગામડામાંથી આવતા નથી, શહેરમાંથી આવે છે. ધાંધલના સત્યાગ્રહથી સ્વરાજ નહિ પણ અજ્ઞાન મળશે. વિદ્યાર્થીઓ નિયમમાં રહે, સંયમ પાળે. જે સ્વરાજ આપણે મેળવીએ તે શાંતિનું હોય; અશાંતિ માટે તો ગુંડાનું લશ્કર જોઇએ ને વિદ્યાર્થીઓ ગુંડા બને એમ તો બનવાનું નથી; અત્યારે આપણે શાંતિનું કહીએ છીએ એટલે એ લોકો ગુંડા બની શકવાના નથી.

**ધાંધલથી છેટા રહો**

એટલે તમે વિદ્યાર્થી તરીકે એટલું જ કરો કે વિદ્યાર્થી વિદ્યાભ્યાસ કરે ત્યાં સુધી તે ધાંધલમાં ભાગ ન લે. ફેડરેશનને ભાંગવાનું તમારાથી ન થાય. ફેડરેશનને તોડવા તો કરોડો હિંદુ, મુસ્લીમ, પારસી ઐક્ય જોઇશે ને તો જ ફેડરેશન તૂટશે.

૧૯૨૦ ની સાલમાં મેં શાળા કૉલેજો છોડવાનું કહેલું, પણ કાંઇ ધાંધલ કરવાનું કહ્યું ન હતું. શાળા છોડયા પછી ચરખો કાંતે કે રચનાત્મક કાર્યમાં ભાગ લે. તે તો હું આજે પણ કહું છું.

પણ બધા કાંઇ એમ કરતા નથી. વિદ્યાર્થીઓનો હાલનો જે માર્ગ છે તે સુમાર્ગ નથી, સ્વરાજ્ય માટે નથી અને એવા માર્ગને બદલે તેઓ રચનાત્મક કાર્ય કરે એમ ઇચ્છું છું.

મહાત્મા ગાંધીજી

# ખાટીમીઠી ગોળીઓ અને ટિકડીઓ*

**આજે અનેક માબાપો પોતાનાં બાળકોને રાજી રાખવા પીપરમીટની ગોળીઓ અને ટીકડીઓ લાવી આપે છે. પરંતુ તે કેવા પદાર્થોમાંથી બનાવાય છે તે તરફ આજ સુધી ભાગ્યેજ કોઇએ જોયું હશે. અહીં એનો હૂબહૂ ચિતાર આપવામાં આવ્યો છે.**

એક ખાટીમીઠીના પડીકા ઉપર " શુદ્ધ ફળનો રસ અને કેવળ સાકર " એવી ચિઠ્ઠી ચોઢીને વેચનારી એક કંપની ઉપર ફરયાદ થયેલી. તેમાં એવું સાબીત કરી બતાવવામાં આવ્યું હતું કે એ ખાટીમીઠીની બનાવટમાં ફળ કે સાકર એમાંનું કશું વાપરવામાં આવ્યું નહોતું. વેપારીઓ આજકાલ અસલ પદાર્થને બદલે તેને માટે " માન્ય અવેજી " વાપરે છે. એ પણ એક ચતુરાઇભરેલો શબ્દપ્રયોગ છે. લિંબુના રસની અવેજીમાં " સાઇટ્રિક એસિડ " અને સાકરની અવેજીમાં ' ગ્લુકોઝ ' વપરાય છે. આ કંપનીએ તો પોતાને જોઇતો ' સાઇટ્રિક એસિડ ' બીજા વેપારી પાસેથી ખરીદેલો. ' સાઇટ્રિક એસિડ 'ની ' માન્ય અવેજી ' તરીકે ' ટાર્ટરિક એસિડ ' આપી શકાય એવો આ વેપારીનો ખ્યાલ હતો. વેપારી નીતિ તો એટલે સુધી જાય છે કે ' ટાર્ટરિક એસિડ 'ની પણ હલકી બનાવટ કરી શકાય. એટલે પેલી ખાટીમીઠી બનાવનારી કંપનીને તો ટાર્ટરિક એસિડની ' માન્ય અવેજી 'માં બીજું જ કશું મળ્યું હતું. પોતે શું વાપર્યું છે તેની એ કંપનીને કશી ખબર જ નહોતી. સાઇટ્રિક એસિડ એટલે લિંબુનો ખારો ( અમ્લ ) અને ટાર્ટરિક એસિડ એટલે આંબલીનો ખારો ( અમ્લ ), પણ તે લીંબુ કે આંબલીમાંથી બનાવવામાં આવતા નથી. રાસાયણિક દૃષ્ટિએ તેમાં લીંબુ કે આંબલીનાં તત્ત્વો હોય એટલું જ. કોઇક બહુ હલકી વસ્તુઓમાંથી આ ખાર બનાવવામાં આવે છે સાઇટ્રિક એસિડ કરતાં ટાર્ટરિક એસિડ સસ્તો બને છે. ગ્લુકોઝ એ સાકરનાં તત્ત્વવાળો રાસાયણિક પદાર્થ છે. ફૉસ્ફેરિક એસિડ હાડકામાંથી બનાવવામાં આવે છે. અદાલત તરફથી પૃથક્કરણ કરાવતાં એ ફૉસ્ફેરિક એસિડ છે એમ માલૂમ પડ્યું. એટલે પેલી કંપનીએ તો જીભની મિઠાશની લાલચમાં પડેલાં પેલાં બિચારાં બાળકોને અવેજીનો અવેજી અને તેનોય અવેજી એવો પદાર્થ આપ્યો હતો પડીકા ઉપર ચોઢેલી ચિઠ્ઠીમાં ઉપર દર્શાવેલા પેલા જુઠ્ઠા શબ્દો જ કેવળ નહોતા, પણ તેના ઉપર તો એક મોટા અને પીળા લીંબુનું અને તેની સાથે પડખામાં બરાબર શોભે એવા સુંદર લીલા પાંદડાનું ચિત્ર આપ્યું હતું. પ્રતિવાદી કંપનીએ એવી દલીલ કરી કે આ ચિત્ર તો એટલા માટે મૂકવામાં આવ્યું હતું કે તે જોઇને ખાનારને એ ખાટીમીઠીનો સ્વાદ ખરા લીંબુ જેવો છે, એવો અનુભવ થાય. પરંતુ જુબાની એવી પડેલી હતી કે તેમાં લીંબુનો સ્વાદ જરાયે આવતો નહોતો. પ્રતિવાદીઓ તો એવી પણ દલીલ કરે કે તેટલા માટે ચિત્રની મદદની જરૂર વિશેષે કરીને ! દારૂની જબરી સુગવાળો કોઈ માણસ, જે આખો જન્મારો એ ઘાતક ઝેરથી આઘો ને આઘો ભાગ્યો હોય તે જો આ ખાટીમીઠી ચાખવા જાય તો ગ્લુકોઝના દારૂ અને સડેલાં હાડકાંમાંથી બનાવેલો અપાચ્ય પદાર્થ જ તેના પેટમાં જાય એ વિચાર અતિ દુઃખકર છે. "

પોતાનાં બાળકોને હોંસેહોંસે જાતજાતની ખાટીમીઠી ગોળીઓ અને ટિકડીઓ લાવી આપનાર માબાપોએ ચેતવાનું છે. **નરહરિ દ્વારકાદાસ પરીખ**

---

* " હરિજનબંધુ "ના તા. ૪-૧૨-૩૮ ના અંકમાંથી,

કેળવણી અને શિક્ષણ જેવા પ્રશ્ન પરત્વે જેટલું વિચારો તેટલું ઓછું છે.
નીચેનાં પુસ્તકો તમને એ વિષયમાં સારૂં માર્ગદર્શન કરાવશે.

સયાજી સાહિત્યમાળા દ્વારા ખાસ તૈયાર

કરાવાયલું પુસ્તક

# શિક્ષણનો શાસ્ત્રાર્થ

શિક્ષણ જેવા વિચારણીય વિષયને દરેક બાજુથી તપાસવો જોઇએ. આવી સાર્વદેશિક વિચાર સરણી માટે તમારે આ પુસ્તક વાંચીને વિચારવા જેવું છે.

એનું મૂલ્ય માત્ર ૦-૧૧-૦ છે.

છતાં હાલ મંગાવનારને માત્ર ૦-૫-૦.

"શિક્ષણનો શાસ્ત્રાર્થ" વાંચીને તમે બસ કરો તે બરાબર નથી. એ પછી પણ તમારે વિચાર કરવો જોઇએ અને તે

# વિદ્યાશાળાના

એ પુસ્તકમાં વિદ્યાશાળાને લગતા અટપટા પ્રશ્નોના ઉકેલ મળી આવશે. જેમકેઃ—માનસ-બાલ, કેળવણીની સંસ્થાઓનો ઉદ્ભવ, વિદ્યાશાળાનું કર્તવ્ય, વિકાસક્રમ, કેળવણીની સંયોજના ઇ. ઇ. અનેક બાબતોની આ પુસ્તકમાં ચર્ચા કરી છે. આજેજ મંગાવો.

મૂલ્ય માત્ર ૧-૧-૦

છતાં તુરત માટે કિંમત માત્ર ૦-૮-૦

મળવાનું સ્થળઃ—

## પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦ રાવપુરા—વડોદરા

## "પુસ્તકાલય" માસિકમાં જાહેરખબર માટેના ભાવ

| | ૧૨ માસ | ૬ માસ | ત્રણ માસ | એક માસ |
|---|---|---|---|---|
| ૧ પેજ | ૪૫ | ૩૦ | ૧૮ | ૭ |
| ાા પેજ | ૩૦ | ૧૮ | ૧૨ | ૫ |
| કવરપેજ ૩જું | ૫૦ | ૩૦ | ૧૮ | ૮ |
| કવરપેજ ૪થું | ૬૦ | ૩૫ | ૨૦ | ૯ |

હેન્ડબીલ વહેંચામણી ૮ પેજ સુધી એક વખતના રૂા. ૮

" " " ત્રણ વખતના રૂા. ૨૦

૧. જા. ખ. ના ઉપરના દરો સાફી છે. તેમાં કાંઈ વળતર કાપી આપવામાં આવતું નથી.

૨. જા. ખ.નાં નાણાં અગાઉથીજ લેવામાં આવે છે.

૩. બદલામાં જા. ખ. લેવાનું ધોરણ હવે બંધ છે; માટે તે વિષે કૃપા કરી કોઈએ પૂછપરછ કરવા તસ્દી લેવી નહિ.

વિશેષ હકીકત માટે લખોઃ—વ્યવસ્થાપક 'પુસ્તકાલય' માસિક.

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦
પો. બો. ૧૦ રાવપુરા—વડોદરા

પુસ્તક ૧૪ મું. અંક ૨ જો

ફેબ્રુઆરી ૧૯૩૯



# પુસ્તકાલય

લવાજમ:
દેશમાં વાર્ષિક રૂ ૩-૮-૦
પરદેશમાં ,, રૂ ૫-૦-૦
છૂટક નકલ રૂ. ૦-૬-૦

તંત્રીઓ:
નાનાભાઈ ચંદ્રશેખર દીવાનજી
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

વ્યવસ્થાપક:
વાઘજીભાઈ નારણભાઈ
બી. કોમ.
મંત્રી, પુ. સ. સ. મં. લિ.
રાવપુરા ,, વડોદરા



### સ્વ. શ્રીમંત સયાજીરાવને

# અંતરની અંજલિ

*　*

હરિગીત

શ્રીપતિ, ગોપાલ, જન્મ્યા વંશ ગાયકવાડમાં,
મંદિર વિદ્યાદેવીનાં શુભ સ્થાપિયાં નિજ રાજ્યમાં.
તનમાં રહી ઇચ્છા ઘણી છાંતેર વર્ષાયુ લગી,
સુધળી પ્રજાનો સાધવા ઉત્કર્ષ ઉર ધાર્યું નકી.
યાજ્ઞિક બની ગ્રન્થાલયોથી જ્ઞાનયજ્ઞો આદર્યા,
જીવો તણાં નવજીવન કાજે કાયદા વિધવિધ કર્યા.
રાગ ને વિરાગની વાતો વિચારી અનુસર્યા,
વળી વિશ્વધર્મ તણી પરિષદ-મહીં વ્યાખ્યાનો કર્યા.
નેત્રમાં ભાળ્યા અનેરા ભાવ રૈયતજન જ્યહીં,
અંતિમ દિનો માંહિ સુધારા દીધલા કૃષિ-કર-મહીં.
તપનનાં ફળ વિશ્વ માંહે ફલિત થાતાં સર્વથા,
રઘુવીર શાન્તિ આત્મને આપો અનેરી અન્યથા.
નિજ કાર્યથી સર્વે પ્રજાજન આપને સંભારશે,
અંતરથકી ઇચ્છું, "વિભુ, કીર્તિ અમર ફેલાવજે."
જલ-અંજલિ અર્પું વળી કમલપુષ્પ ધરી કરે,
લિ. જજત. લૂંટો સ્વર્ગીય, એવું ઉમાશંકર ઉચરે.

'પ્રેરણાભવન'
આણંદ ૮ : ૨ : '૩૯

—ઉમિયાશંકર ઠાકર

# પુસ્તકાલય

પુસ્તક ૧૪ મું　　ફેબ્રુઆરી-૧૯૩૯　　અંક ૨ જો

## ગુજરાતે ગુમાવેલાં અજોડ નરરત્નો :

### સંસ્કારદાતાઓ

### પરલોકવાસી મહારાજા સાહેબ સર સયાજીરાવ ગાયકવાડ

૧૯૩૯ નું કારમું વર્ષ ગુજરાતને માટે જાણે આફતકારી નીવડવાને સર્જાયું હોય તેમ ભાસે છે. નહોતી ખબર કે આ અંકે એકસામટા ત્રણ ગુજરાતી નરરત્નોની અવસાનનોંધ અમારે લેવી પડશે. કરાળ કાળનો ક્રૂર પંજો ગુજરાતની આ વિરલ વિભૂતિઓને એકસામટી આ રીતે ઉપાડી જશે એવો સ્વપ્નેય ખ્યાલ નહોતો.



જાન્યુઆરીની ૨૧મી તારીખે ગુજરાતે પોતાના એક પ્રખર કેળવણીકાર અને અનેક સંસ્થાઓના સૂત્રધારસમા શ્રી. બલવંતરાય ઠાકોરને ગુમાવ્યા. એમના એ અવસાનનો ઘા હજી ગુજરાત ભૂલ્યું નથી ત્યાં તો એમનીજ કક્ષાના ને એવા જ અનન્ય છતાં મૂક સેવક શ્રી. મોતીભાઇ અમીનને કરાળ કાળ ઉપાડી ગયો. ગુજરાત એકસામટા આ બે કાર્યકરો ગુમાવવાના જખમોથી પીડિત હતું ત્યાં તેને માથે આટલી આફત જાણે ઓછી હોય તેમ, એના એક મહાન પુરુષનું અવસાન થયું. એ

વિરલ વ્યક્તિ તે આપણા પ્રજાપાલક, લોકકલ્યાણકારી, પ્રજાવત્સલ રાજવી ગુર્જરનરેશ સદ્ગત શ્રીમંત મહારાજા સાહેબ સર સયાજીરાવ ગાયકવાડ.

શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબની કારકીર્દિ હરકોઇ રાજવીને માટે આદર્શરૂપ છે. આદર્શ રાજા કેવો હોવો જોઇએ તેનો તાદૃશ દાખલો આપણા સદ્ગત શ્રીમંત મહારાજા સાહેબે દુનિયાને દર્શાવી આપ્યો છે. લોકો એમને સ્મૃતિકાર "મનુ"નું બિરદ આપતા એ તદ્દન યોગ્ય જ હતું.

એઓશ્રીએ પોતાની પ્રજાકલ્યાણની ભાવનાથી પ્રેરાઇને રાજ્યમાં પ્રાથમિક શિક્ષણ ફરજિયાત કરી પોતાનો કોઇ પ્રજાજન નિરક્ષર ન ર્‌હે તે માટેની ઉત્તમ યોજના અમલમાં મૂકી. આ પ્રમાણે ભણેલાઓ ઉંમરલાયક થયા પછી ભણેલું ભૂલી ન જાય અને પોતે લીધેલા શિક્ષણની યોગ્ય ખીલવણી કરી શકે તે માટે પોતાના રાજ્યને ગામડે ગામડે પુસ્તકાલયો, વાચનાલયો સ્થાપવાની વ્યવસ્થિત યોજનાઓ અમલમાં મૂકી જેનો જોટો આખા હિંદભરમાં પણ મળવો મુશ્કેલ છે.

સદ્૰ શ્રીમંત મહારાજા સાહેબ પોતાની પ્રજાનાં હિતકાર્યો કરવામાં આટલે જ અટકયા નહોતા, પરંતુ આગળ વધીને પોતાની પ્રજાને રાજવહીવટમાં રસ લેતી કરવા રાજ્યમાં ગ્રામ પંચાયતો, સુધરાઇઓ અને સહકારી સંસ્થાઓ સ્થપાય એ માટેના જરૂરી પ્રયત્નો પણ કર્યા છે.

આ બધા ઉપરાંત સદ્૰ શ્રીમંત મહારાજા સાહેબનાં પ્રગતિશીલ પગલાં તો તેઓશ્રીએ પ્રજાનાં અયોગ્ય રૂઢિ-રિવાજોને દૂર કરવા જે સામાજિક સુધારણાઓ કરી છે તે છે. તેઓશ્રીએ જેમતેમ ધર્મવિધિ કરાવતા પુરોહિતોને વિધિપુરઃસર ક્રિયાકર્મ કરાવવાને કરેલો પુરોહિતનિબંધ, જ્ઞાતિત્રાસનિવારણ કાયદો, લગ્નપ્રતિબંધક કાયદો, સગીર દીક્ષાપ્રતિબંધક કાયદો વગેરે સમાજસુધારાના સક્રિય કાયદાઓના અમલ દ્વારા જે સામાજિક સુધારણાઓ કરી છે તે આજે ભાગ્યે જ કોઇ પણ રાજસ્થાનમાં અસ્તિત્વમાં હશે.

આવા પ્રજાપ્રગતિકારક રાજવીના અવસાનથી વડોદરા રાજ્યની તમામ પ્રજા શોકમગ્ન બની ગઇ છે અને કરાળ કાળે પોતાની પ્રગતિમાં નાખેલા આ અંતરાય માટે અશ્રુ સારે છે. સદ્૰ શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબના અવસાનથી માત્ર રાજ્યની જ પ્રજાને દુઃખ થયું છે એમ નથી, પરંતુ સમસ્ત ગુજરાત પણ જે રાજવી માટે ગૌરવ ધરાવતું હતું તે પણ આજે સર સયાજીરાવ મહારાજા સાહેબના અવસાનથી શોકમગ્ન બન્યું છે.

'અને આ કારી ઘા એકલા ગુજરાત પર જ ક્યાં છે ? સમસ્ત હિંદનો એ હીરો, જેણે યુરોપ–અમેરિકામાં પોતાના દેશની કીર્તિપતાકા ફરકાવી હતી તેને માટે 'સમસ્ત ભારતવર્ષ આજે શોકાન્વિત બન્યું છે

પ્રભુ અમારા એ અમર રાજવીને શાન્તિ પ્રદાન કરો

卐

## સદ્. શ્રી. મોતીભાઈ અમીન સાહેબ

જેવી મહાન ખોટ ગુજરાતને સદ્. શ્રીમંત મહારાજા સાહેબની પડી છે તેવી જ ખોટ તેમના અવસાનના પાંચ જ દિવસ અગાઉ પરલોકે પ્રયાણ કરનાર સદ્. શ્રી. મોતીભાઈ અમીન સાહેબની પણ સાલશે.



વડોદરા રાજ્યની–બલ્કે સમસ્ત ગુજરાતની પુસ્તકાલયપ્રવૃત્તિની જાણે બે પાંખો કપાઈ ગઈ હોય તેવો પ્રસંગ અત્યારે ઉપસ્થિત થયો છે. સદ્ શ્રીમંત મહારાજા સાહેબ અને સદ્. શ્રી. મોતીભાઈ અમીન સાહેબ પુસ્તકાલયપ્રવૃત્તિને ઉચ્ચગામાં બનાવનાર બે પાંખો સરખા હતા. આજે એની એ બન્ને પાંખો કપાઈ ગઈ છે. સદ્ગત શ્રીમંત મહારાજા સાહેબે આ પ્રવૃત્તિને ઉદાર રાજ્યાશ્રય આપ્યો અને સદ્. શ્રી. મોતીભાઈ અમીન સાહેબે પોતાનાં ખંત, ઉત્સાહ અને સતત પરિશ્રમ વડે સુચારુરૂપે વિકસાવી. એ બન્ને વ્યક્તિઓના અવસાનથી ગુજરાતની પુસ્તકાલયપ્રવૃત્તિને જાણે સખત ફટકો પડયો છે.

હજી હમણાં જ બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદ સદ્. શ્રી. મોતીભાઈ સાહેબના ખંત અને પરિશ્રમે ભરાઈ, જેમાં તેઓશ્રી નાદુરસ્ત તબિયતને કારણે હાજર રહી શકયા નહોતા. છતાં તેમની પ્રેરણાથી પણ ગુજરાતના આ ક્ષેત્રના કાર્યકરોને હૂંફ હતી. આજે એ હૂંફ જતી રહેતાં તેઓ નિઃસહાય સરખા થઈ પડયા છે. સદ્ગતે ઉપાડેલી આ પ્રવૃત્તિનાં સુફળ જોવા આજે તે અહીં નથી.

સદ્. શ્રી. મોતીભાઈ અમીન સાહેબની પુસ્તકાલયપ્રવૃત્તિ સંબંધે અહીં લેશ પણ લખવું એ સૂર્યને ઓળખાવવાનો પ્રયત્ન કરવા સરખું છે.

તેઓશ્રી માત્ર પુસ્તકાલયપ્રવૃત્તિ કરીને જ અટકયા છે એવું નથી, પરંતુ તેમણે સમાજની સર્વાંગી સેવા પણ કરી છે.

તેઓ વિદ્યાર્થીઓના મિત્ર હતા, ગરીબોના સહાયક હતા, આર્થિક કારણે અભ્યાસમાં અટકી જતા વિદ્યાર્થીઓને આગળ વધવામાં સહાયરૂપ થતા.

શ્રી. ઠક્કર બાપાની જેમ સદ્. મોતીભાઈ સાહેબ હરિજનોની ઋણમુક્તિ માટે સતત પરિશ્રમ કરતા રહેતા. ખેડૂતોના પ્રશ્નો પણ તેઓ અનેક વાર વિચારતા અને વિવિધ યોજનાઓ ઘડતા.

અહીં તો એમના વિષે માત્ર આટલો જ ઉલ્લેખ અત્યારે તો કરી શકીએ છીએ; પરંતુ વાચકને તેમના જીવનમાંથી જાણવા જેવું આપવાના અમારા કોડ છે. એ માટે તેમના અંતેવાસીઓ, પરિચયમાં આવનારાઓ, શિષ્યો એ વગેરેના હાથે લખાયેલ તેમનો જીવનપરિચય યથાશક્તિ અમે આવતા અંકે આપીશું.

પ્રભુ સદ્ગતના આત્માને શાંતિ આપો અને તેઓશ્રીએ કરેલાં કાર્યો દ્વારા સૌ સેવાભાવીઓને પ્રેરણા પ્રદાન કરો એ અભ્યર્થના.

卐

## સ્વ. શ્રી. બલુભાઇ ઠાકોર

ગુજરાતની પુસ્તકાલયપ્રવૃત્તિની પાંખ કપાયાની જેમ ગુજરાતના શિક્ષણક્ષેત્રની પણ એક રીતે પાંખો કપાયા જેવું થયું છે, અને તે શ્રી. બલુભાઇ ઠાકોરના અવસાનથી. વડોદરા રાજ્યમાં સદ્. શ્રી. મોતીભાઈ અમીન સાહેબે જેવું કાર્ય કર્યું છે તેવું જ બ્રિટિશ ગુજરાતમા સ્વ. શ્રી. બલુભાઇ ઠાકોરનું પણ છે. સદ્. બલુભાઇ ઠાકોરના ઉચ્ચકક્ષાએ વિરાજતા અનેક વિદ્યાર્થીઓ સદ્. શ્રી. મોતીભાઇ અમીન સાહેબના વિદ્યાર્થીઓની જેમ જ્યાં ત્યાં તેમની યશકીર્તિ પ્રસરાવતા નજરે પડે છે. સદ્ગત બલુભાઇ અમદાવાદ મ્યુનિ.ના સ્કૂલ બોર્ડના ચેરમેન હતા, મુંબઇ યુનિવર્સિટીની સેનેટના સભ્ય હતા. એ બન્ને સ્થાને રહીને સદ્. શ્રી. બલુભાઇએ કેળવણી પ્રચાર માટે જે કાર્ય કર્યું છે તે નોંધપાત્ર છે, એટલું જ નહિ પરંતુ અત્યંત પ્રશંસનીય પણ છે. સદ્. બલુભાઇ જો આજે હયાત હોત તો બ્રિટિશ ગુજરાત પુસ્તકાલય પ્રવૃત્તિ પરત્વે સદ્. શ્રી. મોતીભાઇ અમીન સાહેબ જેટલી જ તેમની સેવાની અપેક્ષા રાખી શકત. અને એ આશાએ જ બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદે તેમને પોતાની વ્યવસ્થાપક સમિતિમાં ચૂંટયા હતા.

આજે એ વિરલ વ્યક્તિની ગુજરાતને ખોટ પડી છે તે ભવિષ્યમાં તો પુરાય ત્યારે ખરી....

પ્રભુ સદ્ગતના આત્માને શાંતિ અર્પો એજ પ્રાર્થના.

મણિલાલ પ્રભાશંકર વ્યાસ
તંત્રી

# ઑન. શ્રી. ખેર સાહેબે આપેલું ભાષણ

[ ચરોતર એજ્યુકેશન સોસાઇટિના ચોગાનમાં બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદની ઉદ્‌ઘાટન-ક્રિયાના વ્યાખ્યાન પહેલાં મુંબઇ સરકારના વડા પ્રધાન શ્રી. ખેર સાહેબે " વિઠ્ઠલભાઇ પટેલ ગૃહ "ની ઉદ્‌ઘાટનક્રિયા કરી હતી. તે પ્રસંગે તેઓશ્રીએ આપેલું વ્યાખ્યાન " પુસ્તકાલય " માસિકના વાચકોને સુલભ થાય તે માટે અહીં ઉતાર્યું છે. ]

**ચરોતર એજ્યુકેશન સોસાયટિના પ્રમુખ સાહેબ, સભ્યો, ભાઇઓ અને બહેનો,**

અહીં આગળ મારી પાસે બે કામ છે. તે કરતાં પહેલાં મારે એક ફરજ બજાવવાની છે. અને તે આપને ૧ કલાક માટે થયેલી ઢીલની માફી માગવાનું.

આપ જાણો છો કે અમારે દૂર દૂરથી આવવાનું હતું. રસ્તા પર આવતાં ગામોના લોકો અમારા રસ્તામાં આડે ઊભા રહેતા અને અમારે રોકાવું પડતું. આ રસ્તા અમારા કાર્યક્રમમાં નહિ છતાં અમારે રોકાવું પડયું છે. અને એમ કરતાં અહીં આવ્યા છીએ. હજી તો અમારે ૩૦–૪૦ માઇલનો પ્રવાસ બાકી છે. ફરીથી, આટલી મોટી સભાને ખોટી કરવા માટે તમો સૌની ક્ષમા માગું છું.

ચરોતર એજ્યુકેશન સોસાઇટિના કાર્યનો હેવાલ મેં અહીં સાંભળ્યો છે, મને ખબર પણ નહોતી કે અહીં આટલું સારું કાર્ય થતું હશે.

સદ્. વિઠ્ઠલભાઇ પટેલ જેવા બાહોશ અને કાર્યકુશળ નેતા આ સંસ્થાના પ્રમુખ હતા તે સંસ્થા કેવું કાર્ય કરે તેનો ખ્યાલ મને આવી ગયો છે. અનેક પ્રવૃત્તિઓ જે અન્ય વિદ્યાલયોમાં નથી થતી તે અહીં થાય છે. આવી સારી સંસ્થા માટેના નવીન મકાનની ઉદ્‌-ઘાટનક્રિયા મારા હાથે થાય છે એ મારું સદ્‌ભાગ્ય સમજું છું.

વર્ષો થયાં હું સદ્. વિઠ્ઠલભાઇ પટેલના પરિચયમાં આવ્યો છું. એમની સાથે રહી કામ કરવાનો મોકો મને ૧૯૨૩ ની સાલથી મળ્યો હતો. અમારી રાજકીય શિક્ષણની તાલી-મનો લાભ અમને એમની પાસેથી મળેલો. એમની કાર્યકુશળતાથી અમને ઘણું ઘણું જાણવા મળ્યું છે. આવા મહાન પુરુષના સ્મારકરૂપ આ વિદ્યાર્થીગૃહમાંથી તેજસ્વી સેવકો બહાર પડશે અને સેવાકાર્ય કરશે તો આ ઉદ્‌ઘાટનવિધિ સાર્થક થશે.

જે શિક્ષણ આપણને પરાવલંબી બનાવે તે શિક્ષણ નકામું છે. એટલે જ આજે શિક્ષણક્રમમાં ફેરફાર કરવામાં આવે છે. અને એ ફેરફારથી મેટ્રિક સુધી જનાર વિદ્યાર્થીને આજીવિકા માટે ફાંફાં મારવાં નહિ પડે.

બાદ તેમણે બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદની ઉદ્‌ઘાટન ક્રિયાને લગતું વ્યાખ્યાન આપ્યું હતું, જે આ પછીના પૃષ્ઠમાં સામેલ કરવામાં આવ્યું છે.

—卐—

# મુંબઇ સરકારના વડા પ્રધાન ના. ખેર સાહેબનું ભાષણ

## આજના વિદ્યાર્થીઓની અવનત દશા

**વર્ધા** શિક્ષણ સમિતિએ શિક્ષણવિષયક ફેરફારો કર્યા છે. આજે તો વિદ્યાર્થીઓ પ્રાથમિક કેળવણી લઇ માધ્યમિક શિક્ષણ લે છે અને માંડ માંડ મેટ્રિક સુધી પહોંચે છે અને બહુ તો પૈસાની સગવડ મળે તો કૉલેજ સુધી જાય છે. પરંતુ આપણા એ ગ્રેજ્યુએટોની શી સ્થિતિ છે તે જુઓ. એમનામાં બેકારી ઘણી હોય છે. પરિણામે એમની શારીરિક અને માનસિક સ્થિતિ દુર્બળ થતી જાય છે. જે શિક્ષણ આપણને દુર્બળ અને પરાવલંબી બનાવે છે તે નકામું છે. તેને બદલી નાખી વિદ્યાર્થીઓને ઉપયોગી જ્ઞાન મળે તેવી ગોઠવણ વર્ધા યોજનામાં છે. બાદ તેઓ નામદારે એ યોજનાના ફાયદાઓ દર્શાવ્યા હતા.

**બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદ**—પુસ્તકાલય પરિષદની ઉદ્ઘાટન વિધિ કરતાં તેઓશ્રીએ જણાવ્યું કે, આ બીજી પરિષદ ૪ વર્ષ બાદ મળે છે તેમાં કંઇ હરકત નહિ. એમાં પરિષદ ભરનારાઓનો દોષ નથી. ૪ વર્ષ દરમિયાનમાં પણ ઠીક ઠીક કામ થયું છે. અને પરિષદ ભરવા પહેલાં એના કાર્યની પૂર્વતૈયારીનો ઠીક પ્રબંધ કર્યો છે.

## પ્રૌઢ શિક્ષણનો પ્રશ્ન

આજે પ્રૌઢ શિક્ષણનો પ્રશ્ન અતિ અગત્યનો છે. નાનાં બાળકો કરતાં પ્રૌઢ વયનાં માણસોની નિરક્ષરતા નિવારવાનો પ્રશ્ન જરૂરનો છે એમની નિરક્ષરતા દૂર કરવી એટલું જ બસ નથી. લખતાં વાંચતાં આવડયું એટલે થયું એમ ન હોવું જોઇએ. દક્ષિણમાં મારા હાથે એક કામ ઉપાડયું છે. એ પ્રયત્ન કોળીઓની વસ્તીવાળા ગામમાં આદર્યો. જૂનથી સપ્ટેમ્બર સુધીમાં તો ૫૦-૬૦ લોકોને શીખવી દીધું. હવે તેઓ તેમના કાગળો પણ લખતાં વાંચતાં શીખી ગયા છે પરંતુ આટલું થાય તેથી કામ ન પતે. આ તો અલ્પ જ થયું ગણાય. તેમને લખતાં-વાંચતાં આવડયાનું કામ કાયમ રહેવું જોઇએ. અને એમને માટેનું સાહિત્ય તૈયાર થવું જોઇએ.

## અભણો પ્રત્યે ભણેલાઓની ઉપેક્ષા

ભણેલાઓ પોતાના અભણ ભાઇઓ તરફ ઉપેક્ષા દાખવે છે તેમ ન થવું જોઇએ. ભણેલાઓ ગામડામાં પોતાના જે ભાઇઓ રહે છે તેમનો વિચાર નથી કરતા. આથી આપણે ત્યાં જાણે બે વર્ગ પડી ગયા છે. (૧) સુશિક્ષિત અને (૨) અશિક્ષિત. આમાંના સુશિક્ષિતો ખૂબ ભણે છે અને પછી શહેરમાં જઇ રહે છે. તેમનામાં આથી પરિવર્તન થઇ જાય છે. નાનાં ગામમાં રહેવું એ તેમને મન અકારૂ થઇ જાય છે. આપણા ભણેલાઓની આજે આવી દશા છે.

અહીં હું એક ચમારના છોકરાનો દાખલો આપું. એ છોકરો થોડું ઘણું ભણ્યો છે તે તેમની જાતવાળાઓ સાથે ભળતો નથી અને તેમને અભણ કહ્યા કરે છે.

બીજા એક જીલ્લામાં એક ભીલ ઠીક ઠીક ભણ્યો. મોટી પરીક્ષા પાસ કરી, પછી

એને હોદો મળ્યો. આજે એ એમના ભેગો ન રહેતાં જુદો રહે છે. આપણી આવી હાલત છે, એમાં પરિવર્તન કરવું જોઇએ.

### અમારા માલિક

આ માટે પ્રૌઢ શિક્ષણ હાથ કરો. પ્રૌઢ શિક્ષણની વૃદ્ધિના પ્રયત્ન કરો આ વિષે તમે પશ્ચિમમાં જોશો તો સોએ સો ટકા માણસો લખતાં વાંચતાં જાણે છે, દેશનો કારભાર ચલાવવામાં તેઓ રસ લે છે. તેઓ પોતાના મતની કિંમત જાણે છે. અમને મત આપી ધારાસભામાં મોકલનાર, અમને પ્રધાન બનાવનાર, અમારા માલિક તો પ્રજા છે. એમના એ મતની કિંમત શીખવવા માટે પ્રૌઢ શિક્ષણનું કાર્ય અતિ અગત્યનું છે.

મારે વિશેષ પ્રવચન કરવાની જરૂર નથી. પુસ્તકાલય પરિષદની આ યોજનાથી મને હર્ષ થાય છે. પાસે જ વડોદરા રાજ્યે આ પ્રયત્નમાં સારી સફળતા પ્રાપ્ત કરી છે, એ બિના મને મળેલા રિપોર્ટ પરથી હું જાણી શક્યો છું. અહીં હાજર છતાં તમારા આ કાર્યમાં ભાગ લેવાની મને તક નહિ મળે. પુસ્તકાલયોનું કાર્ય પ્રૌઢ શિક્ષણના કાર્યકર્તાઓએ કરવું જોઇએ. આ બાબતમાં સરકાર કેટલુંક કરી શકે !

### પશ્ચિમમાં જ્ઞાનપ્રચારનાં સાધનો

બીજા દેશોમાં જ્ઞાનપ્રચાર અનેક રીતે કરવામાં આવે છે. તેઓ સંગ્રહસ્થાનો સ્થાપે છે, પુસ્તકાલયોનો લાભ બહોળા પ્રમાણમાં લેવાય છે અને જ્ઞાનપ્રચારનાં આવાં અનેક સાધનો હોય છે. સરકાર પુસ્તકાલયોને લગતો કાયદો કરવાની યોજના વિચારે છે.

### પુસ્તકાલયનો કાયદો

પુસ્તકાલયો માટે ટેક્ષ નાખવાની શક્યતા શોધીએ છીએ. આજે તો જ્ઞાનપ્રાપ્તિનું સાહિત્ય આગળ વધારવાની જરૂર છે. ગુજરાત પુસ્તકાલય પરિષદે આ કામ ઉપાડયું છે. આપણે ત્યાં પુસ્તકાલયોની હાલત સારી નથી એકાદ રૉયલ એશિયાટિક સોસાઇટિ જેવી સંસ્થાઓ પણ જૂજ જ છે. અને એની સ્થિતિ પણ તમો જાણતા હશો.

પુસ્તકાલયો સ્થાપવા માટે સરકાર પાસે સાધન હોત તો તે જરૂર કરત. અને આવાં પુસ્તકાલયો સ્થાપવા માત્રથી કામ નહિ ચાલે. એમને આગળ વધારવાની જરૂર છે, એ માટે અત્યારે સરકાર પાસે સાધન નથી. પહેલી પરિષદમાં ઠીક ઠીક ઠરાવો થયા હતા.

આ કાર્યમાં માત્ર સરકાર પર આધાર રાખ્યે નહિ ચાલે. સરકાર તો જ્યાં કામ કરનાર મળે ત્યાં ત્યાં કામ કરે છે. અત્યારે તો માત્ર ૫૦,૦૦૦ મંજુર કર્યા છે. આજે સરકાર કરે છે તેથી વધુ નહિ કરે. પણ એ કામ પરિષદ ઉપાડશે. જે કરવું તે સેવાભાવથી કરવું. સરકાર પોતાથી બનતું કરશે. આ બાબતમાં ટેક્સ નાખવાની સત્તા સ્થાનિક સ્વ. સંસ્થાઓને અપાશે. આને લગતો લાયબ્રેરી એક્ટ થવા સંભવ છે.

### નાણાંનો સદ્‌વ્યય

તમો બધા ધર્માદા કરો છો એ ધર્માદા મઠ–મંદિરોમાં આપો છો. માત્ર અન્નદાનથી સાચી સેવા થતી નથી. માત્ર ભોજન આપવાથી ખરી સેવા થતી નથી. આજે આપણે ત્યાં મંદિરોમાં જે ખૂબ દોલત છે તે આવાં કામોમાં ખર્ચાવી જોઇએ. એ એકઠા કરેલા પૈસા દરિદ્ર નારાયણોની સેવામાં ખર્ચવા જોઇએ.

ગીતામાં પણ કહ્યું છે કે, ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति । માટે આવાં કામોમાં

મદદ કરો. કંઇક કરવા જતાં લોકો તો અમને હીટલર કહેવા લાગે છે. તમારે સારા કામમાં ખર્ચવાના પૈસા આવા માર્ગે, ખર્ચો.

### પુસ્તકાલયો અને વડોદરા રાજ્ય

પુસ્તકાલયોનો પ્રશ્ન વડોદરા રાજ્યે ઠીક નીવેડયો છે. આપણા બીજા પ્રાંતો એનો દાખલો લઇ એવા કાર્ય માટે પ્રબંધ કરે. આ કાર્ય કાયદાથી કરવા અમે પ્રયત્ન કરીએ છીએ. પુસ્તકાલય બિલનો વિચાર ચાલે છે, અને તેને લગતી હકીકત થોડા વખતમાં પ્રકટ થશે.

પણે (અંધારામાં ઊભેલા) લોકોને જોઇને મને દિલમાં દર્દ થાય છે કે અમે આટલી સરસ પ્રજા છતાં અંધ જેવા છીએ ! આપણે અહીં પ્રકાશમાં બેઠા છીએ અને સામે અંધારામાં અનેકો બેઠા છે. આપણે પ્રકાશ મેળવીએ તો તેમને પણ આપવો જોઇએ. પુસ્તકાલયોનું પણ તેમજ છે. આપણે જ્ઞાન પ્રાપ્ત કરીએ અને અન્યને વંચિત રાખીએ તે યોગ્ય નથી. તેમને પણ આપણી માફક જ્ઞાનથી પ્રકાશિત કરી દો.

છેલ્લે તેઓ નામદારનું વકતવ્ય પૂરૂં થયા બાદ તેમનો આભાર મનાતાં તેઓશ્રીએ વિદાય લીધી હતી.



## પુસ્તકપ્રચારનો નવો નુસ્ખો !

આપણા પુસ્તકવિક્રેતાઓ વેચાણ માટે અત્યારે જે પ્રયત્નો કરે છે તેના કરતાં વધારે પ્રયત્નો કરે અને પ્રચારની નવી રીતો અજમાવે તો પુસ્તકોનું વેચાણ છે એ કરતાં જરૂર વધે તેમાં શંકા નથી. અંગ્રેજી પ્રકાશકો વિધવિધ પ્રકારની રીતો આ માટે અજમાવે છે. આ વિષયમાં રસ ધરાવતા લોકોને તેમની યાદીઓ પહોંચાડવ માં આવે છે, જેથી વાચકો પસંદ કરીને ચોપડીઓ મંગાવી શકે. મુંબાઇની તારાપોરવાળા જેવી પ્રકાશન સંસ્થાઓ તમને જે વિષયમાં રસ હોય તે વિષયનાં પુસ્તકો બહાર પડતાં જ તેની ખબર આપે. તમે જો તેના નિયમિત ગ્રાહક હો તો તમને એ ચોપડી તરત રવાના થાય. તમને પસંદ પડે તો રાખો, નહિતર પાછી આપો. મોટા ભાગના વાચકો આ પુસ્તકો રાખી જ લ્યે છે. ઇંગ્લેંડ-અમેરિકાના ઘણા પ્રકાશકો આ નુસ્ખો અજમાવે છે

અમેરિકાની એક કંપનીએ તાજેતરમાં નવો નુસ્ખો અજમાવ્યો છે. નીકોલસપન એન્ડ વૉટસન કંપનીએ પોતાનાં પુસ્તકો નીચે એક નોંધ આ પ્રમાણે મૂકી છે :

" પુસ્તકમાં ત્રણ જણા રસ લ્યે છે: લેખક, પ્રકાશક ને વાચક. આ ત્રણે જુદા અપરિચિત માનવીઓ વચ્ચે આમ એક જાતનો સંબંધ બંધાય છે. આ સંબંધ વધારે ગાઢો બને તેમ ન કરો ? તમને આ પુસ્તક ગમે તો અમને જણાવજો. ન ગમે તો આલોચના કરજો. તમારી ટીકા આદરપાત્ર ઠરશે."

એક પ્રકાશન સંસ્થાએ પોતાની નવલકથાની યોજના માટે જે નવી વ્યવહારૂ સૂચના મોકલે તેને ઇનામ આપવાનું ઠરાવ્યું છે. લેન કંપની પોતાનાં ૭-પેનીનાં પ્રકાશનો માટે નવાં નામ સૂચવે તેને ઘણા સંભ્રમથી ઇનામ આપે છે.

આપણે ત્યાં આમાંની એક પણ રીત કોઇ અજમાવતું હોય તેમ લાગતું નથી. ઘણીવાર નવાં પ્રકાશનો થાય છે તેની ખબર પણ પડતી નથી. તેનાં અવલોકનો પ્રસિદ્ધ થાય ત્યારે ખબર પડે કે એકાદ સારાં પુસ્તકનો આપણા સાહિત્યમાં ઉમેરો થયો છે. ને આવાં અવલોકનો એટલાં મોડાં આવે છે કે ત્રણચાર માસ સુધી તે પુસ્તક વિશે આપણને જાણ સુદ્ધાં ન થાય.

આપણા પુસ્તકવિક્રેતાઓ ને પ્રકાશકો હવે આવી આવી રીતો અજમાવે તો ?

[ " નવસૌરાષ્ટ્ર " તા. ૨૯-૧૨-૩૮ ]

# બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદ

[ તા. ૧૪, ૧૫-૧-૩૯ : સ્થળ, આણંદ ]

### સ્વાગત પ્રમુખ

## રા. બ. ગોવિંદભાઇ હા. દેસાઇનું ભાષણ

**સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો !**

**૧. સત્કાર :** ચરોતર પ્રદેશમાં કેળવણીનું આદરપાત્ર કાર્ય કરતી ચરોતર એજ્યુકેશન સોસાઇટીએ પોતાને આંગણે નોતરેલી સમગ્ર ગુજરાતની આ બીજી પુસ્તકાલય પરિષદમાં ભાગ લેવાને પધારેલા આપ સહુ સજ્જનોનો, સ્વાગત સમિતિ તરફથી ભાવભેર સત્કાર કરતાં મને આનંદ થાય છે.

**૨. ગ્રામોદ્ધાર અને નિરક્ષરતા-નિવારણ :** 'ગ્રામોદ્ધાર,' 'ગ્રામ સુધારણા,' 'ગ્રામ પુનર્ઘટના'ના સૂર આજકાલ વાતાવરણમાં સર્વત્ર ગુંજી રહ્યા છે. પ્રજાકલ્યાણનું કામ કરનારા આગેવાનો તેમ જ સરકારી અમલદારો બધા જ એની વાતો કરે છે ને કંઇ કંઇ યોજનાઓ આગળ ધરે છે. તેમાં નિરક્ષરતાનિવારણને પણ સ્થાન અપાય છે તે વાજબી જ છે; કારણ કે પ્રજાનું અજ્ઞાન અને અબુધપણું ટાળવામાં વાંચવા લખવાની શક્તિ મહત્ત્વનો ભાગ ભજવે છે, એમ તો જગતના બધાજ મહાન વિચારકો માને છે. અને તેથીજ નિરક્ષરતા-નિવારણ અને કેળવણીના પ્રચાર માટે જગતની બધીજ સુધરેલી સરકારો ખાસ પ્રબંધ કરે છે.



સ્વાગતપ્રમુખ
રા. બ. ગોવિંદભાઇ હા. દેસાઇ

**૩ જગતનાં રાષ્ટ્રોની કેળવણી :**
પોતાના દેશની કેળવણીની ટકાવારી પ્રતિવર્ષ વધતી જાય તે જોવાની પ્રત્યેક સુધરેલી સરકાર કેવી કાળજીભરી તકેદારી રાખે છે, તે નીચે આપેલા કેળવણીની ટકાવારીના આંકડા-પરથી સમજાશેઃ—

| | | | | | |
|---|---|---|---|---|---|
| જાપાન | ૯૭.૫ | બેલ્જીઅમ | ૯૨.૫ | ગ્રીસ | ૫૬.૭ |
| ઇંગ્લેન્ડ | ૯૬.૩ | હંગેરી | ૮૭.૦ | સોવિયેટ રશિયા | ૫૨.૩ |
| કેનેડા | ૯૪.૩ | ઇટાલી | ૭૩.૨ | ઇજીપ્ત | ૧૪.૩ |
| ફ્રાન્સ | ૯૪.૨ | પોલેન્ડ | ૬૭.૩ | હિંદ | ૯.૪ |
| અમેરિકા | ૯૪.૦ | | | | |

**૪. પ્રગતિગામી દેશોની ખાસ યોજનાઓ :** આપણા દેશની સ્થિતિ, આ બાબતમાં, અતિ શોચનીય છે. યુરોપીય મહાયુદ્ધ પહેલાં પાશ્ચાત્ય રાષ્ટ્રોમાં રશિયાની તથા પૌર્વાત્ય રાષ્ટ્રોમાં ચીન અને ઇરાનની પણ એવી દુર્દશા હતી. પણ મહાયુદ્ધ પછી એ દેશોમાં થયેલી રાજ્યક્રાન્તિ અને પ્રગટેલી જાગૃતિને પરિણામે નિરક્ષરતા-નિવારણના ભગીરથ પ્રયત્નો ત્યાં આરંભાયા છે. રશિયાની સોવિયેટ સરકારે અભણતાના હાઉને પોતાની હદમાંથી હાંકી કાઢવાને ખાસ યોજના કરી હોઈ તેને પાર પાડવાને ઉત્સાહી યુવકોનાં જૂથો એ વિશાળ દેશના આઘેના આઘે ખૂણામાં-સાઇબેરિયા જેવા ખરાબ આબોહવાવાળા પ્રદેશમાં પણ ફરી વળે છે. સન ૧૯૩૭માં સોવિયેટ રશિયામાં ૪૬ હજાર જુદી જુદી ઝૂંપડીઓની સાર્ડીપાર્ટીસતીસ કરોડ નકલો પ્રકટ થઈ હતી, એ જ એના આ દિશાના વ્યવસ્થિત પ્રયત્નની સાબિતી લેખાશે. ચીનની પ્રજાકીય સરકારે પણ દેશોન્નતિના બીજા ઉપાયોમાં નિરક્ષરતાનિવારણને બહુ અગત્યનું ગણ્યું છે. અને એ યોજના પાર પાડવા માટે પાઠશાળામાં ભણતાં યુવાન યુવતીઓને પદવી એનાયત કરતા પહેલાં એક વર્ષ નિરક્ષતાનિવારણની યોજના અંગે પોતાની સેવા અર્પવાનું ફરજિયાત ઠરાવ્યું છે. ઇરાને પણ બે વર્ષમાં અભણતાને પોતાની હદમાંથી હાંકી કાઢવાનું બીડું ઉઠાવ્યું છે, અને તેને માટે ખાસ કાયદો કરી બાળકો માટે કેળવણી ફરજિયાત કરી છે, અને મોટી ઉંમરનાં માટે પ્રૌઢ-શિક્ષણવર્ગો ઠામ ઠામ ઉઘાડી અભણ નોકરોને એ વર્ગોનો લાભ લેવાની અનુકૂળતા આપવાનું માલિકો માટે ફરજિયાત ધોરણ ઠરાવ્યું છે. પોલીસ પણ અભણોને આ પ્રૌઢ-શિક્ષણવર્ગોમાં જવાની ફરજ પાડી શકે છે. પ્રગતિવાંચ્છુ દેશોના આવા આવા પ્રયત્નો આગળ-આવી આવી યોજનાઓ આગળ-પ્રજાની નિરક્ષરતા ક્યાં સુધી ટકી રહે વારુ?

**૫. આપણી પ્રાન્તિક સરકારોનો દષ્ટિપલટો :** મતલબ કે પ્રગતિવાંચ્છુ એકેએક રાષ્ટ્ર પોતાની પ્રજાનું અજ્ઞાનતિમિર ટાળવાને નિરક્ષરતાનિવારણ તરફ ખાસ લક્ષ આપે છે જ. આપણા દેશમાં નવા બંધારણ અનુસાર અસ્તિત્વમાં આવેલી મહાસભાવાદી પ્રાંતિક સરકારોએ પણ બજેટમાં નાણાંની પૂરતી છૂટ ન હોવા છતાં પણ આ પ્રશ્નને હાથમાં લેવાનું ઉચિત ગણ્યું છે એ આશાજનક છે. મદ્રાસ, ઓરિસ્સા, સંયુક્તપ્રાંત, મધ્યપ્રાંત અને મુંબઈની સરકારોએ પોતાનાં તંગ બજેટોમાં પણ કેળવણી પ્રસાર અને કેળવણીના પૂરક અંગ સમી પુસ્તકાલય પ્રવૃત્તિ સારુ પહેલી તકે જ થતી રકમની જોગવાઈ કરેલી છે. મુંબઈ સરકારે આ કામે 'પ્રૌઢ શિક્ષણ સમિતિ' નામની એક ખાસ સમિતિ નીમેલી છે. એ સમિતિ આપણા તરફ હમણાં જ ફરી ગઈ. એટલે આપણે માટે મુંબઈ સરકારના આ દિશાના પ્રયત્નની વાત તાજી જ છે. 'પ્રૌઢશિક્ષણ'ના કાર્ય માટે મુંબઈ સરકારે રૂા. બે લાખ મંજૂર કર્યા છે અને તેમાંથી રૂા ૫૦ હજાર પુસ્તકાલય પ્રવૃત્તિ માટે રાખ્યા છે. આમજનતાની કેળવણી માટેના સરકારના પ્રયત્નોને ઊલટથી વધાવી લેવામાં પ્રજા પાછી નહિ પડે એમ હું માનું છું. સરકારના પ્રયત્નોને પ્રજાકીય સંસ્થાઓ ને કાર્યકર્તાઓનો, યુવક મંડળો અને શાળાપાઠશાળાના વિદ્યાર્થીઓનો સહૃદય સહકાર મળશે તો પ્રૌઢ-શિક્ષણસમિતિના પ્રયાસોને આપણે ટૂંક સમયમાં જ ફળદાયી થતા જોઈશું. લાંબી રજાઓમાં શાળાપાઠશાળાના વિદ્યાર્થીઓ નિરક્ષરતાનિવારણની કોઈ પણ યોજનાને સારો સાથ આપી શકે, અને ચીનમાં સ્વીકારાયેલું-પદવીદાન પહેલાં અમુક મુદત માટે ગ્રામપ્રદેશમાં નિરક્ષરતાનિવારણનું-કાર્ય કરવાનું ધોરણ આપણાં વિશ્વવિદ્યાલયો અપનાવી લે તો તો એકાદ દાયકામાં જ આપણે સુંદર પરિણામ આવેલું જોઈ શકીએ.

**૬. પુસ્તકાલય પ્રવૃત્તિની અનિવાર્યતા :** પણ નિરક્ષરતાનિવારણના બધા જ પ્રયત્નો અને તે પાછળ કરેલો બધો જ ખર્ચ એળે જવાનો સંભવ છે, જો પુસ્તકાલય–પ્રવૃત્તિને સાથે સાથે જ અપનાવવાની ને ધપાવવાની દક્ષતા ન રખાય તો.

" શાળાનો લાભ લેનારી વસ્તીનો ૮૦–૮૫ ટકા ભાગ આપણે ત્યાં એવો છે કે જે ભણતરના પૂરા લાભ પામવા જેટલો સમય શાળાજીવન પાછળ ગુજારી શકતો નથી, અને તેવાં અધૂરાં શીખેલાંને વા મોટી ઉંમરે પ્રૌઢશિક્ષણ જેવી ખાસ યોજનાને પરિણામે અક્ષરજ્ઞાન પામેલાંને, પાછળથી વાંચવાનું સાધન નહિ મળવાને સબબે થોડુંઘણું ભણેલું પણ તેઓ તદ્દન ભૂલી જાય એ સ્વાભાવિક છે. આ વિકટ પ્રશ્નનો ઉકેલ ગ્રામ પુસ્તકાલય પ્રવૃત્તિની સ્થાપના અને તેના વિકાસમાં જ રહેલો છે. અક્ષરજ્ઞાન પામેલી જનતા પાછી અભણતામાં ગરક ન થઇ જાય તે માટે ગ્રામ પુસ્તકાલય પ્રવૃત્તિ વીમાની ગરજ સારનારી છે. "–આ શબ્દોમાં વડોદરાના વિદ્વાન દિવાન સર કૃષ્ણમાચારિયારે સન ૧૯૩૪માં વડોદરા મુકામે ભરાયેલી રાજ્ય પુસ્તકાલય પરિષદના છઠ્ઠા અધિવેશનનું ઉદ્‌ઘાટન કરતાં સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિની અગત્ય સમજાવી હતી. એ વિષે વિશેષ વિવેચન કરવાની જરૂર ભાગ્યે જ હોય. પુસ્તકાલય–પ્રવૃત્તિવિહોણી પ્રાથમિક કેળવણી વા નિરક્ષરતાનિવારણના બધા જ પ્રયત્નો નિષ્ફળ નીવડવાને સરજાયા છે. લોકોને અક્ષરજ્ઞાન આપીને પછી તેના ઉપયોગ માટે વાચનસામગ્રી પૂરી ન પાડવી એ તો ગંભીર ભૂલ છે. આમ હોવાથી જ પ્રગતિવાંચ્છુ પ્રત્યેક દેશ કેળવણીને ફરજિયાત બનાવવાની સાથે સાથે જ સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિની શરૂઆત કરી દે છે ને તેને ઉદારતાથી પોષે છે. આપણા દેશમાં શ્રીમંત ગાયકવાડ નરેશે એ દિશામાં પહેલ કરીને અનુકરણીય દાખલો બેસાડયો છે. આપણી પ્રાન્તિક સરકારો જરા મોડી જાગી છે; છતાં પુસ્તકાલયપ્રવૃત્તિનું મહત્ત્વ તેમના ધ્યાન બહાર નથી રહ્યું એ આનંદની વાત છે. એ તો જેમ માની સંગે એનું બાળક હોય જ, ગાયની પછવાડે એનું વાછરડું ચાલ્યું જ આવે, તેમ જ આમજનતાની કેળવણીના પ્રબંધ પાછળ સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિ ચાલી આવવી જ જોઇએ.

**૭. સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિ અને વડોદરા રાજ્ય :** પુસ્તકાલય સંસ્થા એ કંઇ નવીન વસ્તુ નથી. આપણા દેશમાં તેમ જ સંસ્કૃતિસંપન્ન બીજા દેશોમાં પણ છેક પ્રાચીન સમયમાં ય પુસ્તકાલયો હતાં એવા પુરાવા છે. આપણે ત્યાં મળેલા પ્રાચીન જૈન ભંડારો તો મોજુદ છે. અર્થાત્ કે પુસ્તકાલય વા પ્રાચીન નામે ઓળખીએ તો 'ગ્રંથભંડાર' જેવી જ્ઞાનપ્રાપ્તિની સંસ્થા નવીન નથી; પણ આધુનિક સ્વરૂપની સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિ એ તો ઓગણીસમી સદીના પાછલા ભાગની જ પ્રસાદી છે. અમેરિકાએ એની પહેલ કરી ને યુરોપે પણ તેને અપનાવી. જનહિતસાધક એ શુભ પ્રવૃત્તિના રોપને આપણા દેશમાં લઇ આવવાનું માન ગાયકવાડ નરેશ શ્રીમંત સયાજીરાવ મહારાજાને ઘટે છે. તેઓ શ્રીમંતે સન ૧૯૦૬ માં પ્રાથમિક કેળવણીને પોતાના રાજ્યમાં ફરજિયાત કરી અને તેના અમલને સર્વાંશે ફળદાયી બનાવવા કાજ સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિની અનિવાર્ય અગત્ય સમજાતાં સન ૧૯૧૦–૧૧માં સ્વતંત્ર પુસ્તકાલય ખાતું સ્થાપન કરી કુશળ માળીઓની દેખરેખ નીચે પુસ્તકાલયરૂપી જ્ઞાનવાડીને ખીલવી છે. તેને પરિણામે આજે વડોદરા રાજ્યના પાટનગર વડોદરાની એ નમૂનેદાર સેન્ટ્રલ લાયબ્રેરી ઉપરાંત ૪ પ્રાંત પુસ્તકાલયો, ૪૨ કસ્બા પુસ્તકાલયો, ૧૭ મહિલા

પુસ્તકાલયો, ૧૧ બાલ પુસ્તકાલયો ને ૧૧૯૬ ગ્રામ પુસ્તકાલયો પોતાની સુવાસ ફેલાવી રહ્યાં છે. ફરતાં પુસ્તકાલયોની પ્રશંસાપાત્ર યોજના એ સુવાસમાં અભિવૃદ્ધિ કરે છે. '**શાળા ત્યાં પુસ્તકાલય હોવું જ જોઇએ.**' એવી નીતિ વડોદરા રાજ્યે સ્વીકારી છે ને તેના સંપૂર્ણ અમલ માટે દર વર્ષે ૫૦ નવીન પુસ્તકાલયો ઉઘાડતા રહેવાની યોજના આજ પણ જારી છે. એ મુજબ ચાલુ સાલે ૫૦ પુસ્તકાલયો નવીન ઊઘડી જતાં ૧૭૮ ગામો બાકી રહેશે ને ત્યાં પણ આવતાં ૪ વર્ષમાં પુસ્તકાલય પ્રવૃત્તિનાં થાણાં બેસી ચૂકશે. આ બાકી રહેતાં ૧૭૮ ગામો પૈકી દોઢસો જેટલાંમાં તો પુસ્તકપેટી સાથેનાં વાચનાલયો નિદાન અત્યારે પણ છે, એ બીના ખાસ નોંધપાત્ર છે.

૮. **બ્રિ૦ ગુજરાતમાં પ્રવૃત્તિની જમાવટ માટે :** વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ પ્રજા, સરકાર, પ્રાંત પંચાયત ( જીલ્લા લોકલ બોર્ડો ) તેમ જ સુધરાઇઓના સહકારથી ચાલે છે અને દર વર્ષે ૩ થી ૪ લાખ રૂપીઆ સા. પુ. ની પ્રવૃત્તિ પાછળ ચારેયના મળી ખર્ચાય છે. જેમાં સરકારના ૧ થી ૧૨ લાખ અને પ્રાંત પંચાયતોના ૫૦ થી ૬૦ હજાર હોય છે. બ્રિટિશ ગુજરાતમાં પુસ્તકાલય પ્રવૃત્તિ જમાવવા માટે પણ જરૂરી થોડાક ફેરફારો સાથે એ જ ધોરણે કામ લઇ શકાય. સરકારે પોતાની તૈયારી બતાવી છે. લોકો તરફથી જવાબ મળવામાં વાંધો નહિ આવે એવું માનું છું. જીલ્લા બોર્ડો તરફથી પણ વડોદરા રાજ્યની પ્રાંત પંચાયતો જેવો સાથ મળવાની જે અપેક્ષા છે તે પણ બોર્ડોનું પ્રજાકીય તંત્ર જોતાં સિદ્ધ થવાની આશા રાખી શકાય તેમ છે. આમજનતાનું અજ્ઞાનતિમિર ટાળવાને મથતી જ્ઞાનપ્રચારની પ્રવૃત્તિઓને પોષવી એ તો કોઇ પણ જાહેર સંસ્થાની ફરજ ગણાય. તો પછી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓની તો એ ફરજ પ્રથમ દરજ્જાની ગણાવી જ જોઇએ ને ! આપણો દેશ ગરીબ છે એની ના નહિ; છતાં ખોટાં ખર્ચો પર કાપ મૂકીને ફૂલ નહિ તો ફૂલની પાંખડીથી પણ પુસ્તકાલય પ્રવૃત્તિનું પોષણ કરવામાં પ્રજા પાછી ન જ પડે.

૯. **પહેલી ગુજરાત પુસ્તકાલય પરિષદ:** શ્રીમંત ગાયકવાડ સરકારની જ્ઞાન-વાડીના કુશળ માળીઓમાંના એક તે શ્રીયુત મોતીભાઇ અમીન છે. એમની પ્રેરણા અને પેરવીથી, સન ૧૯૨૯ માં પાટણમાં ભરાયલી વડોદરા રાજ્યની પાંચમી પુસ્તકાલય પરિષદ પ્રસંગે લેડી વિદ્યાબેન અને સ્વ. હીરાલાલ પારેખ વગેરે જેવા ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના સુકાનીઓમાં ગુજરાતમાં વીખરાયલી પુસ્તકાલય સંસ્થાઓનું સંગઠન સાધી વડોદરા માફક બ્રિ. ગુજરાતમાં પણ જ્ઞાનવાડી ખીલવવાનો ઉત્સાહ પ્રગટયો. પછીનાં બે ત્રણ વર્ષોમાં તે પોષાયો ને પરિણામે સન ૧૯૩૪ના માર્ચ-એપ્રિલમાં સમગ્ર ગુજરાતની પહેલી પુસ્તકાલય પરિષદ અમદાવાદના સુપ્રસિદ્ધ પ્રેમાભાઇ હૉલમાં મળી; એ વાતને આજે પોણાપાંચ વર્ષનાં વહાણાં વાઇ ગયાં છે. છતાં પહેલી પરિષદે પસાર કરેલા ૧૦ ઠરાવોમાંથી ફકત બીજા ઠરાવનો જ અમલ થઇ શકયો છે, એ ખેદનો વિષય છે. એ બીજો ઠરાવ ગુજરાત પુ. મંડળનું બંધારણ ઘડનારી તથા કામચલાઉ કારોબારી સમિતિની નિમણુંક સંબંધી હતો.

૧૦. **બીજું અધિવેશન મોડું ભરાવાનાં કારણો :** એ સમિતિએ બંધારણનો ખરડો તૈયાર કરી, તે મંજૂર કરાવી લેવાને પરિષદનું બીજું અધિવેશન ભરવાના ઉલામા એક બે વાર કરેલા; પરંતુ સંજોગો સાનુકૂળ નહિ સાંપડવાથી તેમ જ પુસ્તકાલય પ્રવૃત્તિના કાર્યને હાથ ધરવા માટે જરૂરી ભૂમિકા તૈયાર નહિ હોવાનું જણાયાથી પરિષદનું બીજું

અધિવેશન ભરવાનો વિચાર પડતો મૂકવામાં આવેલો અને તેવો એકરાર શ્રી. મોતીભાઇ અમીને પુ. પ્રવૃત્તિના મુખપત્ર 'પુસ્તકાલય' માસિકના ૧૯૩૮ના ફેબ્રુઆરી માસના મહાસભા ખાસ અંકમાં જ પોતાના લેખમાં કરેલો; પરંતુ તે પછી પરિસ્થિતિએ એકદમ પલટો ખાધો છે. નવા બંધારણ અન્વયે સત્તારૂઢ થયેલી મહાસભાવાદી પ્રાન્તિક સરકારોએ, આગળ જણાવ્યું છે તેમ, લોકશિક્ષણ અને તેને અંગે પુસ્તકાલય પ્રવૃત્તિનું મહત્ત્વ પિછાન્યું છે, ને તેને માટે પોતાના તંગ બજેટમાં પણ ખાસ રકમની જોગવાઇઓ કરી છે. સન ૧૯૩૪માં મળેલી પહેલી પરિષદ વખતે સરકાર તરફથી આશ્રય મળવાની જ્યાં બિલકુલ આશા નહોતી, ઊલટ પક્ષે સરકારને આ સાર્વજનિક જ્ઞાનપ્રચારની પ્રવૃત્તિ ગમશે કે કેમ તેની આશંકા હતી, તેને બદલે સરકારે જ એ હિતકર પ્રવૃત્તિના મંડાણ માટે અડધા લાખ જેટલી રકમ મંજૂર કરી સમિતિ પણ નીમી દીધી છે. ના. મુંબાઈ સરકારની આટલી તૈયારી એ વાતાવરણ બદલાયું હોવાનું જ શુભ ચિહ્ન ગણાય. એ શુભ ચિહ્નને પારખી લઇને સમગ્ર ગુજરાતની પહેલી પરિષદના બીજા ઠરાવ મુજબ નિમાયલી સમિતિએ ઘડેલા સમગ્ર ગુજરાત પુસ્તકાલય મંડળના બંધારણને બહાલી આપવાને અને ગુજરાતમાં પુસ્તકાલય પ્રવૃત્તિને વેગ આપવાને આ બીજું અધિવેશન ભરવાનું ઉચિત ગણ્યું છે.

૧૧. **ગુજરાત પુસ્તકાલય મંડળની આવશ્યકતા :** આવું મંડળ રીતસર અસ્તિત્વમાં આવેલું હોય તો જ સરકારની તૈયારીનો પૂરેપુરો લાભ ઉઠાવી શકાય, એ તો દેખીતું જ છે. કારણ કે ના૦ મુંબાઇ સરકાર, વડોદરા સરકારની માફક પુસ્તકાલય પ્રવૃત્તિ માટે સ્વતંત્ર ખાતું ખોલે એ હાલના સંજોગો જોતાં શક્ય નથી લાગતું. એટલે પુસ્તકાલય પ્રવૃત્તિના ધ્યેયને સફળ રીતે પાર પાડવા માટે આવા મંડળની જરૂર અનિવાર્ય ઠરે છે. પશ્ચિમનાં રાષ્ટ્રોમાં તો લોકશિક્ષણ તેમ જ પુસ્તકાલય પ્રવૃત્તિના સંચાલનનો ભાર કાયદેસર સ્થપાયલાં આવાં પ્રજાકીય મંડળોને જ શિર મુકાય છે. સરકાર તો માત્ર તેમને આર્થિક આશ્રય વા ખાસ કર નાખવાની સત્તા આપી છૂટે છે. આપણા દેશમાં પણ જ્યાં સ્વતંત્ર ખાતાં ઉઘાડવાને સરકારની તૈયારી ન હોય ત્યાં આવા જ પ્રકારની ગોઠવણ થવી જોઇએ. વડોદરા રાજ્યના નિકટપણાને કારણે બ્રિટિશ ગુજરાતના કાર્યકરો તેમ જ લોકસમુદાય આ રહસ્ય પૂરતું પિછાણી ગયા હોય તેમાં આશ્ચર્ય નથી. એટલે પહેલી પરિષદના ઠરાવ મુજબ તૈયાર થયેલા મંડળના કાચા બંધારણને યથાયોગ્ય ચર્ચા પછી, તેને વિધિસર પસાર કરીને 'અખિલ ગુજરાત પુ. મંડળ 'ની સ્થાપના જાહેર કરી દેવાની મારી આપને ભલામણ છે.

૧૨. **મંડળ સ્થપાતાં શું શું થઇ શકે ?** એ મંડળ અસ્તિત્વમાં આવતાં જ ગુજરાતનાં મોટાં શહેરો તથા કસ્બાઓમાં જ નહિ, પણ કેટલાંક ગામડાંઓમાં પણ કેવળ લોકાશ્રયથી જ ઉદ્‌ભવેલાં ને પોષાતાં પુસ્તકાલયોનું સંગઠન થઇ શકશે; સરકાર તરફથી પ્રગટ થતી યોજનાઓનો પૂરેપુરો લાભ લઇ શકાશે; દાનની દિશાઓ બદલાવાની આવશ્યકતા સ્વીકારનારા ઉદાર ધનિકોની સખાવતો મેળવી શકાશે; વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના જેવી શિષ્ટ અને ઇષ્ટ વાચનના પ્રચારની વિવિધ યોજનાઓ થઇ શકશે; અને પ્રૌઢ-શિક્ષણ સમિતિના પ્રયત્નોને સાથ ને સહકાર આપનાર વિશ્વાસપાત્ર સાથીદાર સાંપડશે; એટલું જ નહિ પણ વડોદરા રાજ્યમાં પ્રવૃત્તિના સંચાલન ને દેખરેખનું જે કાર્ય રાજ્યનું પુસ્તકાલય

ખાતું કરે છે તે કાર્ય આ મંડળ દ્વારા લઇ શકાશે. મંડળ પર એટલો વિશ્વાસ મૂકવાની નાં૦ સરકારને મારી નમ્ર ભલામણ છે.

**૧૩. ગુજરાતના લક્ષ્મીનંદનો પાસે રખાતી શુભાશાઃ** પુસ્તકાલય પ્રવૃત્તિની ઉપકારકતા સમજનારાં ધનિકો આપણે ત્યાં સરકારના આ દૃષ્ટિપલટા પહેલાં પણ હતા, એની ખાત્રી તો સર પુરુષોત્તમ ઠાકોરદાસના આશ્રયથી કાર્ય કરી રહેલી સુરત જીલ્લાની શાળા-પુસ્તકાલય પ્રવૃત્તિ તેમ જ અમદાવાદ, નડીઆદ, ગોધરા, ભરૂચ અને સુરતની એ આપારાવ, ડાહીલક્ષ્મી, તેલંગ, રાયચંદ દીપચંદ અને એન્ડ્રુઝ લાયબ્રેરીઓ, તેમ જ છેલ્લાં બે ચાર વર્ષોમાં અસ્તિત્વમાં આવેલાં અનેક નાનાં મોટાં પુસ્તકાલયોથી મળી રહે છે. નવી ગુજરાતી આલમને સુપરિચિત સર સી. વી મહેતાએ હાલ તુરત માટે રૂ. ૧૦ હજાર સુધીની રકમ આ લોકભદ્ર પ્રવૃત્તિના વિકાસ પાછળ ખર્ચવાને ગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિના પીઢ સ્વયંસેવક શ્રી. મોતીભાઇ અમીનને હસ્તક મૂકવાની ઉત્સુકતા દેખાડી છે. એ જોતાં તો મંડળનું કાર્ય સુવ્યવસ્થિત બનતાં ને તેની પ્રતિષ્ઠા જામતાં પુસ્તકાલય પ્રવૃત્તિના એ પરમ ભક્ત અને આદર્શ આશ્રયદાતા અમેરિકન ગૃહસ્થ દાનવીર એન્ડ્રુ કાર્નેગી જેવો કોઇ સખાવતે શૂર લક્ષ્મીનંદન ગુજરાતની આપણી ફળદ્રૂપ ભૂમિમાંથી, વખત જતાં નીકળી આવે તો આપણે કોઇએ જરાએ આશ્ચર્ય પામવાનું નથી. આવી શુભાશા આપણે જરુર સેવોએ અને પ્રભુકૃપાએ એ પાર પડે એમ ઇચ્છીએ. નજીકના ભવિષ્યમાં આવી મોટી આશા ફળવાની સંભાવના ન હોય તો પણ બીજી એ જ કોટીની ઉદાર ધનિક વ્યક્તિઓ તેમ જ સંસ્થાઓ તરફથી સંગીન મદદ મળવાની પૂરી શક્યતા છે. પ્રામાણિક ને પ્રતિષ્ઠિત વ્યક્તિઓનું પીઠબળ ધરાવતા આ બંધારણીય મંડળને માટે એ કેવળ શક્ય બનશે.

**૧૪ ધર્માદા ફંડો :** આપણે ત્યાં ઘણે ઠેકાણે હજારો અને લાખોનાં ધર્માદા ટ્રસ્ટ ફંડો અને ગામાત ફંડો તો લગભગ દરેક મોટા ગામમાં હોય છે. એમાંનાં ઘણાંનો સદુપયોગ થતો હોતો નથી. બલ્કે દુરુપયોગ થતો જણાય છે. આ ફંડો પૈકી કેટલાંક એવાં પણ હશે કે જેનો ઉપયોગ મૂળ ઉદ્દેશ પ્રમાણે કરવાની હાલના જમાનામાં જરૂર પણ ન રહી હોય. તેનો ઉપયોગ કાયદેસર મંજૂરી મેળવી લોકકલ્યાણની સાર્વજનિક પ્રવૃત્તિઓના વિસ્તાર ને વિકાસ પાછળ થઇ શકે. કેટલાંક વળી એવાં પણ હશે કે જેની ઉપજ મૂળ ઉદ્દેશ પાછળ ન ખર્ચાતાં, તેના વહીવટકર્તાઓ જ પરબારા ચાવી જતા હશે. આવી જાતના જાહેર ધર્માદા ફંડોની ભાળ મેળવી તેનો ઉપયોગ ગ્રામોન્નતિની કલ્યાણકર પ્રવૃત્તિમાં કરાય એ જોવાની ગામના સમજુ વર્ગની તેમ જ યુવકોની ફરજ છે. લોકશિક્ષણ, દવાખાનું, વ્યાયામપ્રવૃત્તિ અને પુસ્તકાલય-વાચનાલય એ આ કોટીની પ્રવૃત્તિઓ છે.

**૧૫. રાષ્ટ્રીય મૂડી :** " સારૂં ખાનગી પુસ્તકાલય એ અંગત મૂડી ભલે હોય, પરંતુ સારૂં સાર્વજનિક પુસ્તકાલય એ તો રાષ્ટ્રીય મૂડી ગણાય. " શ્રીમતી લતિકા બસુ B.A. (Oxon)ના આ શબ્દો આપણી સરકાર તેમ જ પ્રજાકીય પ્રવૃત્તિઓના સુકાનીઓએ તેમ જ સર્વે શુભેચ્છકોએ હરહંમેશ સ્મરણમાં રાખવા જેવી છે.

**૧૬ પ્રવૃત્તિના વિકાસ માટે શ્રદ્ધાઃ** રાષ્ટ્રીય મૂડી સમી પુસ્તકાલયરૂપી લોકભદ્ર સંસ્થાઓની જાળગૂંથણી ગુજરાતના જિલ્લાઓમાં કરવાના કામે અને વડોદરા રાજ્યની ફરતાં પુસ્તકાલયોની એ અનુકરણીય યોજના દ્વારા ગામડે ગામડે પહોંચી વળવાના કામે તો અમદા-

વાદની સુપ્રસિદ્ધ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અને સુરત, અમદાવાદ, આણંદ તથા ભરૂચની એજ્યુકેશન સોસાયટીઓ તેમ જ પંચમહાલનું પ્રાથમિક કેળવણી મંડળ આ પ્રવૃત્તિને પૂરતો સાથ આપશે. પ્રવૃત્તિના મંડાણ તેમ જ વિકાસના કામે પુસ્તકાલયપ્રવૃત્તિના અનન્ય ઉપાસક શ્રી. મોતીભાઈ અમીનના પાકટ અનુભવ ને સેવાપરાયણતાનો, ચરોતરનાં ઘણાં વાચનાલયો અને પુસ્તકાલયોના સંચાલકોના અનુભવનો, વડોદરા રાજ્ય પુસ્તકાલય ખાતાના નિષ્ણાતોની સલાહનો, વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના તેમ જ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.ના અનુભવી સેવકોના સહકાર, માર્ગદર્શન અને દોરવણીનો લાભ ગુજરાત પુસ્તકાલય મંડળને મળવામાં વાંધો નહિ આવે એવી મને શ્રદ્ધા છે.

**૧૭. દેવદ્રવ્ય અને સામાન્ય દ્રવ્ય:** ગુજરાતના ધનાઢ્યોમાં મોટો ભાગ જૈન બંધુઓનો છે. તેમના તરફથી લોકકલ્યાણ માટે સખાવતો ઘણી થાય છે. એ દિશામાં વધારો થાય તેવું એક મહત્ત્વનું સૂચન કેટલાંક વર્ષ ઉપર સદ્‌ગત શાસ્ત્રવિશારદ આચાર્યશ્રી વિજયધર્મસૂરીજી તરફથી થયું હતું. પણ હજી તેનો કંઈ અમલ થયેલો હોવાનું જાણવામાં આવ્યું નથી. મંદિરમાં પ્રતિષ્ઠા–પૂજા વગેરે કોણે કરવી એ નક્કી કરવાને હરાજી બોલાવી જે વધારે રકમ આપે તેને પ્રધાન હક્ક આપવાનો રિવાજ જૈનોમાં પડયો છે. તેને લઈને જે નાણું આવે છે તે પૈકી કેટલીક બાબતોનું ઉત્પન્ન 'દેવદ્રવ્ય' ખાતામાં અને કેટલીકનું 'સામાન્ય' ખાતામાં જમે થાય છે. દેવદ્રવ્યમાં જમે થતી ઉપજ દેરાસરો બંધાવવા, રસ્તા દુરસ્ત કરાવવા, વરઘોડા ફેરવવા વગેરે દેવને લગતાં કાર્યોમાં થાય છે; અને સામાન્ય ખાતાનો વિદ્યાલયો, સંકટ-નિવારણ વગેરે શ્રાવકોના લાભનાં કાર્યોમાં થાય છે. ટૂંકામાં બોલતાં દેવદ્રવ્યનો ભાગ તગારાં અને નગારાંમાં અને સામાન્ય ખાતાનો ભાગ જૈનસંઘની ઉન્નતિમાં ખર્ચાય છે. કોઈ કોઈ ઠેકાણે તો દેવદ્રવ્ય પડયું પડયું સડે છે અગર તેનો ઉપયોગ જરૂર વગરનાં દેરાશ્રયો બાંધવામાં થાય છે. હવે દેશકાળને અનુસરી, દેવદ્રવ્ય ખાતામાં જમા થતો ભાગ કમી કરી, સામાન્ય ખાતામાં વધારો થાય તો તેથી આધુનિક સમયની જરૂરિયાત પ્રમાણે દવાખાનાં, પાઠશાળા, પુસ્તકપ્રકાશન વગેરે કાર્યો વધારે મોટા પાયા પર થઈ શકે. દેશકાળને અનુકૂળ આવો ફેરફાર કરવા સામે જૈન શાસ્ત્રોમાં કાંઈ મનાઈ નથી, સંઘને તેમ કરવાની સત્તા છે. તેથી જો આવો ફેરફાર થાય તો જૈન ભંડારોનાં મૂલ્યવાન પુસ્તકો માટે તથા આધુનિક પ્રકારનાં સાધારણ પુસ્તકાલયો માટે ઘણું નાણું મળી આવે.

**૧૮. લેખક-પ્રકાશકોને સૂચના:** છેવટે ગુજરાતના લેખક–પ્રકાશકોનું એક અગત્યની બાબત તરફ ધ્યાન ખેંચી મારું વક્તવ્ય હું પૂરું કરીશ. પ્રકાશનપ્રવૃત્તિ તો આજકાલ આપણે ત્યાં ઠીક ઠીક ખીલી છે. વાર્તા અને નવલકથાઓનાં, નાટક અને કાવ્યોનાં, જીવન-ચરિત્રો અને પ્રવાસવર્ણનોનાં, વિજ્ઞાન તેમ ઇતિહાસ ભૂગોળ વગેરે વિવિધ વિષયોનાં પુસ્તકો બહાર પાડવાની તરેહ તરેહની યોજનાઓ હાથ ધરાઈ છે; અને વાર્તા વા નવલકથાનાં પુસ્તકોની બાબતમાં તો જાણે હરીફાઈ જ મંડાઈ છે. વિવિધ વિષયના બાલ તેમ કિશોર સાહિત્યનો ફાલ પણ સારો ઊતરે છે. એ બાલ સાહિત્યનાં ઘણાં પ્રકાશનો અક્ષરજ્ઞાન તાજું જ પામેલાં પ્રાૌઢોને પણ કામ આવે તેવાં છે; છતાં કહેવા દો કે આમજીવનને ઉપયોગી આમજીવનના વિવિધ પ્રશ્નો સાથે સંબંધ ધરાવતી વ્યવહારૂ બાબતોની વસ્તુગૂંથણીવાળાં સરળ ભાષાશૈલીનાં નાનકડાં પુસ્તકો લખાવવાની ને મોટાં બીબાંમાં છપાવી બહાર પાડવાની સુવ્યવસ્થિત યોજના થવાનો

સમય હવે આવી પહોંચ્યો છે. ગુજરાતના લેખક–પ્રકાશકોને આ નમ્ર સૂચના ધ્યાનમાં લેવાની મારી વિનંતિ છે. ગામડાંઓમાં કાર્ય કરતા તેમ જ ગ્રામ્ય પ્રશ્નો સાથે ગાઢ સંપર્ક ધરાવતા ગ્રામસેવકોના આ દિશાના પ્રયત્નો વધારે આવકારપાત્ર થઈ પડવાનો સંભવ છે.

**૧૯. પ્રભુને પ્રાર્થના :** હવે, આપ આજના અધિવેશન માટે સ્વાગત સમિતિએ પસંદ કરેલા વયોવૃદ્ધ અને જ્ઞાનસમૃદ્ધ આચાર્ય શ્રી. આનન્દશંકરભાઈની પ્રમુખાસને વરણી કરી, ગુજરાત પુસ્તકાલય મંડળની કાયદેસર સ્થાપના જાહેર કરી, અને તેના ઉદ્દેશોને સફળ રીતે પાર પાડવાની વિવિધ યોજનાઓ વિચારી તેના અમલ માટે કટિબદ્ધ થાઓ એવી મારી આપ સૌને વિનંતિ છે. રાજા–પ્રજાના સહૃદય સહકારપૂર્વક બ્રિટિશ ગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિ શાખપડોશી વડોદરા રાજ્યના જેવી ફાલે ફૂલે ને પોતાની સુવાસ ચોમેર ફેલાવે એ જ જોવાના કોડ હોવા ઘટે આપણ સૌના. એ સુભગ દિન આપણા જીવનકાળમાં જ દેખાડવાની પરમાત્મા પ્રત્યે મારી નમ્ર પ્રાર્થના છે.

**૨૦. છેવટ વિનંતિ:** માત્ર સ્વાગત કરવાને ઉભો થયેલો હું મારા વિષય બહાર ઘણો ગયો હોઉં એ બનવાજોગ છે. પણ મારો બચાવ મેં જે કહ્યું છે તેની અગત્ય અને સામાજિક ઉપયોગિતા સિવાય અન્ય કશો જ નથી. હવે વખત ન લેતાં આપ સૌને ફરીથી ખરા દીલથી આવકાર આપું છું. વખત થોડો હોવા છતાં સ્વાગત સમિતિએ પોતાનાથી બનતી તજવીજો કરી છે, તેમાં ઊણપો પણ હશે તે તરફ દુર્લક્ષ કરી આપ નભાવી લેશો એવી આશા છે.



## હૃદય સત્કાર

[ મને ફરી મળે અવતાર, રાજની–એ લય ]

રસભર્યો હૃદયસત્કાર આજ દઉં આવો સુજન !
કંઇ ઝીલાવું અમીરસધાર, ઝીલજો મારાં સ્વજન !
જ્હેનો ! થઇને પ્રસન્ન, બન્ધુ થઈ સુપ્રસન્ન : રસભર્યો૦

કરું કંઇ જીવનમંત્ર પ્રકાશન, દર્શાવું સુંદર રસદર્શન,
જગવે જે જીવન, દિવ્ય કાંઈ જગવે જે જીવન : રસભર્યો૦

મર્મ સ્પર્શતા ઉતરી અંતર, કલ્પનાથી કંઇ સુંદર સુંદર,
કરજો ઉડ્ડયન, બુદ્ધિમય કરજો ઉડ્ડયન : રસભર્યો૦

તત્ત્વવસ્તુથી કરજો સંગમ, સદાય તમ ઉપર હૃદયંગમ,
હો આશીર્વચન, પ્રભુનાં હો આશીર્વચન : રસભર્યો૦

સ્વરૂપસ્થ શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી

આચાર્યશ્રી ડૉ. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ



પ્રમુખઃ બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદ

એડવાન્સ પ્રિ. અમદાવાદ.

# આચાર્યશ્રી ડૉ. આનંદશંકરભાઇ ધ્રુવનું ભાષણ

બહેનો અને ભાઇઓ,

## વૃદ્ધોને ભૂલી જાઓ

-આપે મને આ પરિષદનું પ્રમુખસ્થાન આપ્યું છે તે માટે હું આપનો આભાર માનું છું. તે સાથે આરંભમાં કહેવા ઇચ્છું છું કે, હું જ્યારે મારા ઉતારાથી અહીં આવ્યો ત્યારે શ્રી. ભાઇલાલભાઇએ એક વાત કહી. તેમણે જણાવ્યું કે યુગપલટો થઇ રહ્યો છેઃ હાલનો સમય બદલાતો જાય છેઃ ઘણી જૂની આથતો ચાલી ગઇ છેઃ અને નવીન આવતી જાય છે તે માટે હર્ષ દર્શાવ્યો. પરંતુ મને લાગે છે કે આપણામાં કેટલાક જૂના રિવાજો જડ ઘાલી બેઠા છે તેવા આપણે હજી દૂર કરતા નથી. વૃદ્ધોને માન આપવું, આદર આપવો, પ્રમુખસ્થાને બેસાડવા, તેમની પાસેથી બોધ લેવો ઇત્યાદિ-આવા બધા રિવાજો હજી આપણામાં રહ્યા છે. પુરાણા સમયમાં કેટલાક દેશોમાં તો વૃદ્ધોને મરતાં સુધી અરણ્યમાં નાખી મૂકવાનો રિવાજ હતો. આપણે ત્યાં પણ વૃદ્ધોને પ્રવૃત્તિમય ગૃહસ્થાશ્રમમાંથી અલગ કરવાનો રિવાજ તો હતો જ. એમને માટે વાનપ્રસ્થનો આશ્રમ ઠરાવવામાં આવ્યો હતો, પણ એમાં તો 'એક્ટિવિટી' -પ્રવૃત્તિ અને શક્તિનો ઉપયોગ તો ખરો જ. અને સંન્યાસી એટલે પાંજરાપોળના ખોડાં ઢોર જેવા. પરંતુ એમાંય જનસેવા છે. ( એક ભાઇએ કહ્યું કે પાંજરાપોળ એટલે ખોડાં ઢોરનો આશ્રમ ). 'સંન્યાસ' એટલે પાંજરાપોળ નહિ. જનતાએ પાંજરાપોળમાં પ્રેમથી ઘરડાં ઢોરની સેવા કરવાનો આદેશ છે, પણ એમની પાસેથી સેવા લેવામાં આવતી નથી. તેમ સંન્યાસી પાસેથી પણ સેવા લેવાની હોય જ નહિ.

## મનુષ્ય જન્મે છેઃ પાપ સાથે નહિ પણ અજ્ઞાન સાથે

આ સ્થિતિમાં મારે આપને લાંબો બોધ આપવાનો હોય જ નહિ. આમ વૃદ્ધોને ભૂલી જવાનો ઉપદેશ કરવામાં મારો ઉદ્દેશ આપણી દૃષ્ટિ ભૂતકાળને ભૂલી જઇ ભવિષ્ય તરફ ફેરવવી જોઇએ, એટલું કહેવાની છે. આજે તો કેટલાકો ખરાબીનો દોષ પૂર્વજોને આરોપે છે. તમો જાણતા હશો કે, આણંદમાં ખ્રિસ્તી મિશનો પડેલાં છે. એ ખ્રિસ્તીઓની ને આપણી માન્યતામાં એક ભેદ એ છે, કે તેઓ માને છે કે મનુષ્ય જન્મતાં જ પાપ સાથે જન્મે છે, અને કોઇના અવલંબન સિવાય એમાંથી ઉદ્ધાર નથી થવાનો. પરંતુ આપણે માનીએ છીએ કે મનુષ્ય પાપ લઇને નહિ પણ **અજ્ઞાન** લઇને જન્મે છે, અને અજ્ઞાનમાંથી જ પાપ થાય છે. મનુષ્ય સ્વાભાવિક રીતે પાપી નથી. સ્વભાવથી તો એ સચ્ચિદાનંદસ્વરૂપ છે. પરંતુ એમાંથી મનુષ્ય જે ભ્રષ્ટ થયેલ છે તે એના અજ્ઞાનથી છે. અજ્ઞાન દૂર કરવાના રસ્તામાં સૌથી અગત્યનો રસ્તો કેળવણીનો છે. શ્રી. ગોવિંદભાઇ સાહેબે આરંભમાં જ કહ્યું છે કે નિરક્ષરતા દૂર કર્યા સિવાય જ્ઞાન નથી થતું. અને નિરક્ષરતા દૂર કરવા માટે પુસ્તકાલયપ્રવૃત્તિ આવશ્યક છે.

## અજ્ઞાનગઢ

અજ્ઞાનગઢ એ એક એવો ગઢ છે કે જેના પર ચારે બાજુથી હલ્લો કરવો જોઇએ. આપણી

પાસે જેટલાં અસ્ત્રશસ્ત્રો હોય તે બધાંનો એમાં ઉપયોગ કરવો જોઇએ. જો ખરેખરી ફળસિદ્ધિ પ્રાપ્ત કરવી હોય તો શાળાઓ સ્થાપવી એટલાથી બસ નથીઃ પુસ્તકાલયો સ્થાપી જ્ઞાનનો નિત્ય પરિચય કરાવતા રહેવું જોઇએ. વળી, પુસ્તકાલયો સ્થાપી બેસી રહેવુ ન જોઇએ. સાથે સાથે સંસારસુધારાના, રાજકીય સુધારાના અને એવી જ બીજી ઉન્નતિના પ્રયત્નો કરીને પુસ્તકાલયનું વાતાવરણ શુદ્ધ બનાવવું જોઇએ.

આવી ઉન્નતિનું પ્રત્યક્ષ ઉદાહરણ આ નવી પ્રવૃત્તિમાં દેખાય છે. મહાત્મા ગાંધીજીએ 'પૉલિટિક્સ'થી (રાજકારણથી) આરંભ કર્યો અને એ દ્વારા દેશ આગળ આવ્યો. સ્ત્રીઓને બહાર આવવાની છૂટ મળી, પ્રજામાં નિર્ભયતા આવી અને આત્મમાન ઉત્પન્ન થયું. ગાંધીજીએ જે મહાન શક્તિઓ ઉત્પન્ન કરી વિકસાવી તેથી નવું પ્રભાત દેખાય છે અને તે ગાંધીજીનો મુખ્ય ઉપકાર છે. પછી એમને અવતાર કહો કે ગમે તે કહો; પણ એમનાથી જ આ બધી પ્રવૃત્તિઓ ઉત્પન્ન થઇ છે

## પાશ્ચાત્યોનું અનુકરણ

પ્રજાને આગળ વધારવા જેમ બને તેમ વધુ ને વધુ જ્ઞાનવૃદ્ધિ થવી જોઇએ. માનવંતા ખેર સાહેબે પુસ્તકાલય પ્રવૃત્તિ માટે આપેલી આશાએ આપણા ઉત્સાહમાં વૃદ્ધિ કરી છે. તેઓ ઘણું-ઘણું કરવા ઇચ્છે છે, પણ તેમના હાથ નાણાંભીડથી જકડાયેલા છે. સરકારી તિજોરીમાં પૈસા નથી; પણ પ્રજા પાસે કંઇક છે. આ બાબતમાં આપણે પાશ્ચાત્યોનું અનુકરણ કરવું જોઇએ. તેમના જેટલું ન કરી શકીએ, પણ શરૂઆત તો કરી શકીએ. હું એમ નથી કહેતો કે તેમણે જે કંઇ કર્યું તેનું અનુકરણ કરવું; પણ તેમનાથી જે દોષો થયા તે આપણાથી ન થાય તે માટે કાળજી રાખવી જોઇએ.

જેમ લશ્કરી ગોઠવણ કરવા સાથે તેને જરૂરી ઇસ્પિતાલોની પણ યુદ્ધસમયે ગોઠવણ કરવામાં આવે છે, તેમ આપણે પણ, જ્ઞાન વધતાં એના ગુણ સાથે દોષ પણ આવશે, એવા દોષો શરૂઆતથી જ દૂર થાય તે માટે પ્રયત્ન કરવો જોઇએ.

## સાહિત્યમાં કાવ્યનું સ્થાન

આપણે એવા શિષ્ટ સાહિત્યનો પ્રચાર કરવો કે જેનાથી પ્રજાનો ઉદ્ધાર થાય. વળી એકલો ઉપદેશ પણ કંઇ કામ નથી આવતો. સાથે આનંદ-વિશ્રાંમ પણ મળવાં જોઇએ. બન્ને એકત્ર હોય એવું વાચન હોવું જોઇએ. જગતના સાહિત્યમાં કાવ્ય શા માટે છે ? કવિતામાં '**कान्तासम्मिततयोपदेशयुजे**' આવવો જોઇએ. પણ 'કાન્તા ઉપદેશ આપે તેવી રીતે.' તે માત્ર પરિણીતા જ નહિ પણ પરિણીતા 'કાન્તા' જ હોવી જોઇએ. આવું કાર્ય કવિતા કરે છે. કાવ્ય અંકુશી નથી જોઇતાં. સાહિત્ય તો ઉપદેશ આપે તે સાથે જીવનને આનન્દથી પ્રફુલ્લ કરે એવું હોવું જોઇએ. ઉપદેશ સાથે કવિતામાંથી આનન્દ સુગંધરૂપે આવે. ઉપદેશ થોડે ભાગે શિક્ષકો આપે, પણ શ્રીયુત રમણલાલ જેવા નવલકથાકારો એમાં રસ ઉતારે તો જ્ઞાન સહેલાઇથી પ્રવર્તે.

દેશમાં ઘણી સંસ્થાઓ વ્યાપે એમ આપણે ઇચ્છીએ છીએ, પરંતુ સાથે કાર્યકર્તાઓ પણ જોઇએ.

## પ્રાચીનકાળમાં શૂદ્રો નહોતા

આપણે પ્રાચીન ઇતિહાસને સમજવામાં ભૂલીએ છીએ. પ્રાચીનકાળમાં શિક્ષણ ફરજિયાત હતું. આપણે આર્યો દેશમાં આવતાં દ્વિજના સંસ્કાર હતા; ત્યારે શૂદ્રનું સ્થાન જ નહોતું. આના પુરાવા ત્રણે વર્ણોના મૂળ શબ્દાર્થમાંથી મળી આવશે. એમ જે માનવામાં આવે છે, કે આર્યોએ શૂદ્રોને ગુલામ કર્યા તે બરાબર નથી. નિષાદનો અર્થ લઇએ: જેઓ આવ્યા તેમને 'બેસવા' કહ્યું. કેટલાક કહે છે તેમ એમને સમાજમાંથી કાઢયા એ સત્ય નથી. નિષાદને બહાર કાઢવાને બદલે જે આવ્યા તેમને સમાજમાં દાખલ કર્યા. વખત જતાં વેદની ભાષા સમજાતી બંધ થઇ ત્યારે પુરાણ રચાયાં. આગળ ચાલતાં કેટલાક સંત–મહાત્માઓએ ભાગવતનું હૃદય લઇ જનતા આગળ મૂકયું. જ્ઞાન પ્રસરે એ માટે શું કરવું ? દેશને જ્ઞાનવાન કેવી રીતે રાખવો, વધુ ને વધુ નિરક્ષરતાના સમયમાં પણ જ્ઞાન અને સંસ્કૃતિ જાગ્રત રાખવા માટે માર્ગ શોધ્યોઃ સંતો–સંન્યાસીઓ ગામેગામ ફરે, કોઇ સ્થળે ટકીને રહે નહિ, પેટપૂર અન્ન માટે ભિક્ષા માગી નિર્વાહ કરે–એવા ત્યાગીઓ એવો પ્રચાર કરે. આજે તો આવા સાધુ–સંન્યાસીઓ ભારરૂપ થઇ પડયા છે, આવું કહેનારને સ્વામી વિવેકાનંદે કહ્યું હતું તે કહીએ કે એટલા બધામાંથી એક શંકરાચાર્ય થશે તો પણ બસ છે. પરંતુ આનો અર્થ એ નથી કે બાવા–સાધુઓને સમાજ ઉપર ભારરૂપ રાખી મૂકવા.

## અધમતાનાં કારણો

આપણી અધમતાનું કારણ આજના ક્ષત્રિયો રજપૂત બન્યા, વૈશ્યો લોભીઆ વાણિયા થયા, બ્રાહ્મણો ભીખ માગનાર–મહારાજ–પાણી પાનાર–પાણકા થયા તે છે. આ સ્થિતિ સૌએ પોતાના હાથે કરી કે ગમે તે રીતે પણ થઇ જ.

આ બધાનું મૂળ કારણ જોઇશું તો માત્ર અજ્ઞાન જ છે. એને ફેડવા માટે ગુજરાતે ઉપકાર જો વધુમાં વધુ માનવો જોઇએ તો તે માત્ર મોતીભાઇ અમીનનો. હું તો એમને ઘણા વખતથી ઓળખું છું. એમને ઉત્તેજન આપનાર, એમના કાર્યનો પડઘો ઝીલનાર વડોદરાનરેશ છે. મહારાજા સાહેબ પશ્ચિમમાંથી ઘણું લાવે છે. એમણે એમના રાજ્યમાં પશ્ચિમની ઘણી બાબતો દાખલ કરી છે. એટલું તો બ્રિટિશ રાજ્યાધિકારીઓએ પણ કર્યું નથી.

## પુસ્તકોની પસંદગી

પુસ્તકાલય માટે પુસ્તકોની પસંદગી કરવામાં પશ્ચિમની નવલકથાઓ વાંચી આપણે એ માર્ગે ન જવું જોઇએ. સારૂં લાગતાં તેનું અનુકરણ કરવું. એવા અનુકરણમાં ભૂલ પણ થાય, પણ ખોટા પ્રયત્નો કરતાં કરતાં જ ખરૂં આવડે છે. સારૂં જ્ઞાન ન હોય તે ભલે ભૂલ કરે, પણ એ ભૂલમાંથી જ તે ખરૂં મેળવી શકશે. નામદાર વડોદરાનરેશે આપણને પુસ્તકાલયોનો આદર્શ આપ્યો છે. એમના માર્ગે સંસ્થા સ્થપાશે તો પુસ્તકાલયો એકત્ર જવાબદાર થશે.

અક્ષરજ્ઞાન કરતાં વ્યક્તિત્વ માણસને કેળવે છે. જેમ એક દીવાથી બીજો દીવો પ્રકટે છે, તેમ માણસથી માણસ કેળવાય છે. નિરક્ષરતા દૂર કરવા માટે પ્રયત્નો કરવા જોઇએ. ગ્રેજ્યુએટ થનારને અમુક ગામડાંમાં કામ કરે ત્યારે જ તેને ગ્રેજ્યુએટની પદવી આપવી જોઇએ. આવા ગ્રેજ્યુએટો અનેક માણસોને અક્ષરજ્ઞાન આપી શકે. અક્ષરજ્ઞાન અપાયા પછી જો તે પોષાય નહિ તો તેની પાછળ વળી પાછી નિરક્ષરતા આવે છે.

આવાં કામો સરકાર કરે અને થાય એમ ન હોવું જોઇએ, પણ એ તો આપણે કરી લેવું જોઇએ. આપણને પરાશ્રયની ટેવ પડી છે તે ન રહેવી જોઇએ. પરદેશીઓ આપણો ઉદ્ધાર કરવાના નથી.

અત્યાર સુધી સરકારનાં આવાં બજેટ થતાં નહોતાં, પણ હવે કેમ થાય છે ? એના એ જ પૈસા છે જેટલી લાગણી આપણા ભાઇઓને હોય તેટલી પરદેશીને ન હોય. ગમે તેવું પણ માતાના હાથનું ભોજન ફાયદાકારક છે. *

—✠—

## જ્ઞાનોત્કંઠના

( પૃથ્વી )

છીંપી નવ છીંપે કદી મનુજ-જ્ઞાન ઉત્કંઠના,
નિમગ્ન ઉર નિત્ય એ નવિન જ્ઞાનની શોધમાં;
અખંડ કરતો પ્રયત્ન નિજ વૃત્તિને પોષવા,
છીંપી નવ તૃષા કદી મનુજ જ્ઞાન-આકાંક્ષુની !

( અનુષ્ટુપ્ )

વીંખોળ્યું પુસ્તકાલય ને કાઢયાં કૈં કૈં પુસ્તકો,
આખરે વૃત્તિ-રોચંતાં પુસ્તકો કંઈ મળ્યાં ખરે !

*

અતુલ જ્ઞાન રસે ભરિયું જ્યંહી,
નવીનતા-સરિતા કલ ગૂંજતી.

*

ઘૂઘવે ગંભિરા નાદે જ્ઞાન-વારિ ઉછાળતો !
મહા ત્યાં જ્ઞાન-અંભોધિ જ્ઞાન-છાંટણુ છાંટતો.

( પૃથ્વી )

પિપાસુ નવ જ્ઞાનનો નિજ સુવૃત્તિને તોષવા;
જળ-ક્રિડન એ કરે અખૂટ જ્ઞાનનાં પુસ્તકે !
વળી ડુબકી મારતો નવ-રહસ્ય કૈં શોધવા,
અને કરત શાંત એ પ્રબળ જ્ઞાન-ઉત્કંઠના !

'શશિન્' ઓઝા

* મોઢેથી આપેલા ભાષણની મતલબ

# સાક્ષર શ્રી. રામનારાયણ વિ૦ પાઠકનું ભાષણ

**શ્રીયુત ગોવિન્દભાઇ સાહેબ, બ્હેનો અને ભાઇઓ !**

આ પરિષદને અંગે ભરાયેલું પુસ્તકપ્રદર્શન ખુલ્લું મૂકવાનું કામ મને સોંપ્યું છે તે માટે હું વ્યવસ્થાપકોનો આભારી છું.

' પ્રદર્શનમાં તમે શું જોશો ? ' એની યાદી તો કાર્યક્રમની પાછળ વિગતવાર આપેલી હોવાથી એનો પરિચય આપવાનું મારે રહેતું નથી. અને પ્રદર્શિત પુસ્તકો તો મેં પોતે પણ જોયાં નથી, એટલે એ સંબંધી વિશેષ માહિતી આપી શકું એમ નથી. આ પ્રદર્શનમાં પુસ્તકપસંદગીના પ્રયોગો હોવાથી, પુસ્તકપસંદગીના કેટલાક સામાન્ય સિદ્ધાન્તો હું ચર્ચું તો તે અસ્થાને નહિ ગણાય એમ આશા રાખું છું.

આ પ્રદર્શનમાં ૧૪ પ્રકારના સંગ્રહો છે. તેમાં પ્રથમ બાળકોએ વાંચવા યોગ્ય પુસ્તકોનો છે. આપણા સાહિત્યમાં આ સાહિત્ય ઘણું મર્યાદિત છે. જો કે શ્રી દક્ષિણામૂર્તિ ભવને અને ખાસ કરીને બાળકોના મિત્ર થઇ ગયેલા શ્રી. ગિજુભાઇએ આ દારિદ્ય ટાળવા ઘણો પ્રયત્ન કરેલો છે. આવાં પુસ્તકોની પસંદગી કરવામાં મને એ તરફ ધ્યાન દોરવું જરૂરનું લાગે છે કે બાળકોને પણ વેવલી કે કાલી ભાષા હાનિકારક જ છે, શિષ્ટ ભાષા પણ સાદી અને સુગ્રાહ્ય હોઇ શકે. અશિષ્ટ ભાષા તેના રુચિતંત્રના ઘડતરમાં વિક્ષેપક અને ઉત્પથે લઇ જનારી નીવડે છે બીજી તરફથી કલ્પનાનાં ઉડ્ડયનોથી બાળકને નુકસાન થઈ જશે એવો ભય રાખવાની જરૂર નથી. અલબત, તેનામાં કુસંસ્કારો પેસી ન જાય તેની તો સંભાળ રાખવી જોઇએ. આ બહુ જ સામાન્ય શબ્દોમાં કરેલી ચર્ચા છે, પણ તેથી વિશેષ આવા પ્રસંગે કંઇ કરી શકાય નહિ.

એક વિભાગ સ્ત્રીઓને વાંચવાનાં પુસ્તકોનો છે. આ વિભાગનો એવો અર્થ નથી જ કે જ્ઞાનનો કોઇ અમુક વિભાગ જ સ્ત્રીઓ માટે યોગ્ય હોઇ શકે, તેને બીજા વિભાગો નિષિદ્ધ છે. જૂના સમયમાં, કહો કે પચીસેક વરસ ઉપર. એવા પતિદેવો હતા. જે પોતે ગમે તે વાંચે, ગમે તેવાં નાટકો જુએ, પણ ઘરમાં ખાસ સતી સ્ત્રીઓ સંબંધી જ ચોપડીઓ રાખે, પત્નીને સતીમાહાત્મ્યનાં જ નાટકો દેખાડે. એ જમાનો ચાલ્યો ગયો છે, પણ એ માનસ હજી અદષ્ટ થયું નથી. સ્ત્રી, પુરુષ જેટલી જ જ્ઞાનની અધિકારી છે. માત્ર વ્યવહારમાં તેની નિકટની અમુક પરિસ્થિતિને લીધે તેના કેટલાક ખાસ પ્રશ્નો છે. કુટુંબમાં તેને જે કામ કરવાનું છે તેને અંગે તેને કેટલુંક જ્ઞાન સૌથી પ્રથમ આવશ્યક છે, એ દષ્ટિએ તેનું સાહિત્ય ગણવું હોય તો ગણો, પણ એ સર્વ સાહિત્ય પુરુષને પણ એટલું જ મનનયોગ્ય છે. હું તો સ્ત્રીના વારસાનો કે સ્ત્રીસ્વાતંત્ર્યનો પ્રશ્ન પણ એકલી સ્ત્રીજાતિનો નહિ, પણ સમાજનો ગણું છું. એમ એક સમગ્ર સમાજના સ્ત્રી વિરુદ્ધ પુરુષમાં ભાગલા કરવા હિતાવહ નથી. આ દષ્ટિબિંદુ માત્ર પુસ્તકપસંદગીનું નથી, પુસ્તકાલયનું પણ છે, સમગ્ર સમાજશાસ્ત્રના વિચારનું છે.

હવે હું કેટલાક સામાન્ય સિદ્ધાન્તોની ચર્ચા કરીશ. વ્યવસ્થિત પુસ્તકાલયમાં અલબત વ્યવસ્થાપકોને નિયત બજેટમાં કામ કરવું પડવાનું. એ સ્થિતિમાં વ્યવસ્થાપકો અને કાર્યકર્તાઓનું એક મોટું પ્રલોભન એ રહેવાનું કે પુસ્તકોની સંખ્યા વધારેમાં વધારે કેમ થાય ! આપણી

આધુનિક પદ્ધતિએ આપણે વાર્ષિક નિવેદનો પ્રસિદ્ધ કરવાના અને તેમાં દર વરસ આપણે બતાવવાના કે આ વરસે આટલાં નવાં પુસ્તકો ખરીદાયાં, અને તેથી અત્યાર સુધીનાં અમુક પુસ્તકાલયનાં પુસ્તકોની સંખ્યા કુલ આટલાની થઈ. અહીં મોટી સંખ્યા બતાવવાનું પ્રલોભન સંયમમાં રાખવું ઘણું કઠિન છે. આ પ્રલોભનને ઓળખીને જ, તેમાંથી નફો કરવા માટે, ઘણા પુસ્તકપ્રકાશકો વરસમાં આટલી સંખ્યાનાં પુસ્તકો માત્ર આટલા રૂપિયામાં પૂરાં પાડવાની જાહેરખબરો આપે છે. આવા એકાદ ' પ્રકાશનના સભ્ય થઈ ગયા હોઈએ તો પછી કશી પંચાત નહિ, પુસ્તકો એની મેળે ચાલ્યાં આવે ને સંખ્યા વધ્યા કરે ! ' આનું બીજું ખરાબ પરિણામ એ છે કે પુસ્તકની પસંદગી ખરીદનારના હાથમાં રહેતી જ નથી. નિયત કરેલા પ્રકાશનમાં જે બહાર પડે તે લેવું પડે. પુસ્તકાલયો આવું ઝાઝું નહિ કરતાં હોય, અને આમ ન જ કરવું એમ પણ હું નથી કહેતો. કેટલાંક આવાં પ્રકાશનો સારાં હોવાનો સંભવ છે, જેમકે ગુજરાત વર્નાક્યુલર સોસાઈટિનાં પ્રકાશનો. એ પ્રકાશનો ઉત્તરોત્તર સારાં થતાં ગયાં છે અને હજી વધારે સારાં થશે એવી મને ખાત્રી છે. એ પ્રકાશનોની પુસ્તકાલયોને હું અવશ્ય ભલામણ કરું, પણ એટલા જ વિશ્વાસથી ભલામણ કરી શકું એવી કોઈ બીજી સંસ્થા મને જણાતી નથી. નફો ન કરતી હોય તેથી મોટા પાયા પર ચાલતી હોય, મોટા ભંડોળથી કામ કરતી હોય એવી બીજી સંસ્થાઓ છે, પણ આટલું સારું પુસ્તકપ્રકાશન કોઈના ખાતામાં ભાગ્યે જ જમા થયેલું બતાવી શકાય. મારું વક્તવ્ય એ છે કે પુસ્તકાલયોએ પુસ્તકોની સંખ્યાના મોહમાં ન પડવું જોઈએ.

એક ઉત્તમ પુસ્તકનું મૂલ્ય, એક સાધારણ પુસ્તકના કરતાં અનેકગણું છે. ત્રણ કે ચાર સાધારણ, કહો કે ત્રીજી કે ચોથી પંક્તિનાં પુસ્તકો વાંચવા કરતાં એક ઉત્તમ પુસ્તક વાંચવાનું ફળ અનેકગણું વધારે છે. અને પુસ્તકાલયોએ પેલું ઉત્તમ પુસ્તક જ લેવું જોઈએ, નહિ કે પેલાં ત્રણ કે ચાર.

અને ગુજરાતમાં કદાચ નવાં લખાતાં સારાં પુસ્તકોની કિંમત વધતી જશે. આમ લખતી વખતે હું નવજીવન પ્રકાશન મંદિર જેવી સંસ્થાઓ તરફથી, ઉત્તમ સાહિત્ય, ઘણી જ ઓછી કિંમતે વેચાય છે તે ભૂલી જતો નથી. ઊલટું, મને પુસ્તકાલય પરિષદમાં બોલવાનો પ્રસંગ મળેલો છે ત્યારે, જનતા તરફથી તેમનું ઋણ સ્વીકારું છું. પણ જે ત્યાગથી કામ કરતા લેખકો, તેમની પ્રતિષ્ઠા, તજ્જન્ય સગવડ, એ સર્વનો લાભ એ સંસ્થાને છે તે લાભ સાધારણ પ્રકાશનમંદિરને કે ખાનગી લેખકને હોવાનો સંભવ નથી જ. ગુજરાતી પુસ્તકોનાં પ્રકાશનોનો અત્યાર સુધીનો ઇતિહાસ જોશો તો, ઉપર ગણાવી તેવી સંસ્થાઓ બાદ કરતાં, પુસ્તકોની કિંમતો વધતી જ ગઈ જણાશે. તેનું કારણ જીવન બધી બાજુ ખરચાળ થાય છે તે જ નથી. એટલું જ હોત તો એ કહેવાનો ઝાઝો અર્થ નથી. પણ મુખ્ય કારણ એ છે કે અત્યાર સુધી આપણામાં સાહિત્ય અને પુસ્તકપ્રકાશન, મુખ્યત્વે, એક શોખનો, નવરાશના વખતમાં કરેલા કામનો, ધંધો હતો. આપણા ધુરંધર લેખકો પગારદાર હતા, અને નવરાશમાં સાહિત્યસેવા કરતા. હવે કેળવણીનો વિસ્તાર થતાં, અને બીજી બાજુ બેકારી આવતાં, અનેક લેખકોને લેખન એ જ દ્રવ્યોપાર્જનનો ધંધો બનતો જાય છે, અને હજી થશે, અને ત્યારે સોંઘાં નફા વિનાનાં પુસ્તકોની અપેક્ષા નહિ રાખી શકાય. જે લેખકો નફો ન કરવાના ઇરાદાથી લખે છે તેમને ધન્યવાદ છે. અપરિગ્રહ એક મહાન ધાર્મિક ગુણ છે. પણ લેખનનો ધંધો પવિત્ર છે માટે તેમાંથી નફો ન કરવો જોઈએ એવી અપેક્ષા નહિ રાખી શકાય. જે મહાન આર્થિક બળો

દુનિયામાં ધપ્યે જાય છે, તેમાં હિંદ પણ ઘસડાય છે અને ઘસડાશે, અને તેનાથી આપણે બચી શકીશું નહિ. દુનિયાની બધી ચીજો જો પૈસાના ભાવે જ મળતી હશે તો પુસ્તકો તેમાં અપવાદરૂપ રહી શકશે નહિ. અને પુસ્તકો, કે જેને દુનિયા બધી લેખકને પૈસા આપી ખરીદે છે, તે માત્ર આપણા દેશમાં લેખકને આપ્યા વિના મળવાં જોઇએ એવી અપેક્ષા રાખવી એ અપરિગ્રહની પૂજા નથી, પણ નામોશીભરેલી લોલુપતા છે. એટલે પ્રકાશક સંસ્થાઓએ કે લેખકોએ ઓછી કિંમત રાખવી જોઇએ, એમ માનીને ઓછી કિંમતથી વધારે પુસ્તકો ખરીદવાના લોભથી આપણે બચવું જોઇએ. અલબત, સંગઠિત પુસ્તકાલય કાર્યાલય એક મોટું ઘરાક છે એ તરીકે વેચાણમાં સારી કસર કપાવી શકે એ જુદો સવાલ છે; પણ ત્યાં પણ યાદ રાખવું જોઇએ કે વેચનારા જેમ ભેગા થઇ ભાવ ચડાવે તે અન્યાયી અને જુલમી છે, તેમ ખરીદનારા પણ ભેગા થઇ ભાવ ઘટાડીને અન્યાયી થવાનો એટલો જ સંભવ છે. આપણા દેશમાં હું માનું છું, કસીને ભાવ ઘટાડવા કરતાં યોગ્ય વસ્તુની યોગ્ય કિંમત આપવાનું શિક્ષણ લેવાની વધારે જરૂર છે.

અને અહીં જ આને લગતી એક બીજી બાબત તરફ સર્વનું ધ્યાન ખેંચવા ઇચ્છું છું. આપણે ગુજરાતીઓ કુશળ હિસાબી છીએ. માણસ દેશ અને કાળમાં વિચાર કરે છે, એ પ્રસિદ્ધ છે. ગયા મહાન યુરોપીય યુદ્ધમાં ગએલા હિંદીઓ વિશે વાંચેલું કે, આપણા લોકોને દિશાભાન ઘણું સારૂં હોય છે, કાલમાનબુદ્ધિ આપણી નિર્બળ છે. એ પરિભાષાનો ઉપયોગ કરીને કહી શકાય કે પૈસામાં વિચાર કરવાની પણ એક શક્તિ છે. અને તે શક્તિ ગુજરાતીઓમાં સારી છે, તે ખરેખર મગરૂર થવા જેવી છે. પણ એ શક્તિ અતિશયતાએ નુકસાનકારક થવાનો સંભવ છે. આપણા કાર્યકર્તાઓ, પુસ્તકખરીદીમાં મોટું કમિશન મેળવવામાં પોતાની વ્યવહારકુશળતા ગણે એ સંભવિત છે. અનેક પુસ્તકોમાંથી જેનું વધારેમાં વધારે કમિશન હોય તે લેવા લલચાય, કારણ કે તેથી વાર્ષિક નિવેદનમાં બતાવી શકાય કે આટલી કિંમતની ચોપડીઓ આટલી અર્ધી રકમમાં લઇ આટલી રકમનો બચાવ કરી આપ્યો. આનું સીધું પરિણામ એ જ આવે કે લેખકો અને પ્રકાશકો પુસ્તકની કિંમત વધારે મૂકવા લલચાય અને પરિણામે છૂટાં ઘરાકોને સોસવું પડે.

ગામડાંનાં પુસ્તકાલયોનો વિચાર કરતાં એક બીજું દૃષ્ટિબિન્દુ પણ યાદ રાખવા જેવું છે. આપણે સર્વ કહીએ છીએ કે પુસ્તકાલય એ જનતાની કેળવણી માટે છે. કેળવણીનો એક સિદ્ધાન્ત એ છે કે દરેક વિષયનું થોડું જાણવું જોઇએ, અને એક વિષય પર સ્વામિત્વ મેળવવા પ્રયત્ન કરવો જોઇએ. ગામડાનાં પુસ્તકાલયોમાં બજેટ એવડું નહિ જ હોય કે કોઇ પણ એક વિષયનાં બધાં પુસ્તકો રાખી શકાય. પણ જુદા જુદા વિષયનાં પુસ્તકો રાખવાનો આગ્રહ તો જરૂર રાખવો જોઇએ. આ દૃષ્ટિબિન્દુ તરફ દુર્લક્ષ થવાનો મોટો સંભવ એટલા માટે છે કે, વ્યવસ્થાપકો એમ વિચાર કરે કે અમુક વિષયનું વંચાતું જ નથી, તો પછી એવાં પુસ્તકો શા માટે લેવાં? વધારે વંચાતાં પુસ્તકો શા માટે ન લેવાં? પણ આ તો એક દુષ્ટ ચક્ર છે. આપણે પુસ્તકો લઇએ નહિ તેથી વાંચનારા ન મળે, અને વાંચનારા ન મળે તેથી લઇએ નહિ, તો પછી એ અજ્ઞાનનું ચક્ર એની મેળે નિરંતર ચાલ્યા જ કરે. માટે બને ત્યાં સુધી બધા વિષયો–ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન, રાજ્યવહીવટ, અર્થશાસ્ત્ર બધા વિષયોનાં–પુસ્તકો રાખવા અને સમાજને સુગમ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. તેને માટે માગણી થવાની રાહ જોવી ન જોઇએ. કારણ કે

અજ્ઞાનમાંથી જ્ઞાનની માગણી થવાની જ નથી. એમ થતું હોત તો આપણે કદી ફરજિયાત કેળવણીની વાત ન જ કરતા હોત. વાર્તાના પુસ્તકોની માગણી હમેશાં એટલી જોરદાર વેગવાળી અને વ્યાપક હોય છે, કે તેની બૂમ આડે આવા વિષયોની માગણી સંભળાય નહિ. માટે મારે ખાસ આ વિષય ઉપર ધ્યાન ખેંચવાની જરૂર છે.

અને વાર્તાસાહિત્યની માગણી પૂરી પાડતાં ઘણી જ સંભાળ લેવાની જરૂર છે. જેનામાં જરા પણ વિચાર કરવાની કે સારૂં નરસું સમજવાની શકિત નથી તેને પણ વાર્તામાં રસ પડે છે. હમણાં હમણાં આપણા સાહિત્યમાં વાર્તાની જાણે ભૂખ ઉઘડી છે, અને તેને પૂરી પાડવા પ્રકાશકો અને લેખકો જાણે હરીફાઇ કરી રહ્યા છે. પણ ભૂખ ઉઘડી હોય ત્યારે જ પથ્યાપથ્યનો સૌથી વધારે વિચાર કરવો જોઇએ. પુસ્તકાલયનું એક મોટું સૂત્ર એ હોવું જોઇએ કે સુરુચિનો ભંગ થાય એવું કશું પુસ્તકાલયમાં ન હોવું જોઇએ. હું કોઇ પણ મતો કે મતવાદોની વિરુદ્ધ કહેતો નથી, બુદ્ધિ અને શુદ્ધ સમજણની ઊંચી ભૂમિકાએ રહીને જે કંઇ ચર્ચેલું હોય તે બધું જ લાવો, પણ કદી સુરુચિનો ભંગ થાય એવું સાહિત્ય ન આવવા દો. ઘણા દલીલ કરે છે કે માણસ વાંચતો હોય તે વાંચવા દો, આજે હલકું વાંચે છે તો કાલે સારૂં વાંચશે. પણ આ દલીલ ખોટી છે. આપણે સાહિત્યને માત્ર આનંદનું સાધન ભલે માનીએ, પણ સાહિત્યનું મોટામાં મોટું કામ આપણા સંસ્કારો, વૃત્તિઓ વગેરેનું તારતમ્યની દૃષ્ટિએ એક તંત્ર રચવાનું હોય છે. આપણે માત્ર સાહિત્યમાંથી આનંદ લેતા હોઇએ ત્યારે પણ એ તંત્રરચના નિરંતર ચાલ્યા જ કરતી હોય છે. એ વ્યાપાર એટલો સૂક્ષ્મ છે કે માણસના ધ્યાનમાં તે ન હોય. મનના અગોચર પ્રદેશોમાં તે ચાલે છે, અને એના પરિણામે રચાતું રુચિતંત્ર સૂક્ષ્મ હોવા ઉપરાંત વ્યાપક છે. આખા જીવનનું નિર્ણાયક તે બને છે. જેને આપણે સંસ્કારિતા કહીએ તે આ રુચિતંત્રનું જ પરિણામ છે. માણસનાં સર્વ જ્ઞાત અજ્ઞાત કર્મોની નીચે તે અદૃશ્ય પ્રેરક તત્ત્વ તરીકે રહેલું છે. અને ખરાબ સાહિત્ય એ જીવન આખાને વ્યાપતું ધીમે ધીમે ફેલાતું વિષ છે. એની સામે જેટલી સંભાળ લઇએ તેટલી ઓછી.

આ સિદ્ધાન્તમાં તો કોઇ ના કહે તેમ નથી; પણ આ ભિન્નરુચિ લોકમાં એનો અમલ કેવી રીતે કરવો ? વ્યવહારમાં દરેક માણસને જુદું જુદું ગમે છે અને કોઇ પોતાની રુચિને દોષવાળી કબૂલ કરવા તૈયાર નથી હોતું ત્યાં શું કરવું ? આ તો એક જ ઉપાય છે કે શિષ્ટ લેખકોનાં વિવેચનો જોઇને કામ કરવું. જેમ કોઇ પ્રાણુસ પુસ્તકાલયનો વ્યવસ્થાપક થવાને લાયક નથી, એને માટે યોગ્યતા અને કેળવણી જોઇએ છે, તેમજ વિવેચનમાટે પણ યોગ્યતા અને કેળવણી બન્ને જોઇએ જ. સદ્‌ભાગ્યે આપણાં કેટલાંક શિષ્ટ માસિકોમાં ચાલુ વાઙ્મયનું વિવેચન આવે છે. ગુજરાત સાહિત્ય સભા તરફથી દર વરસ વાર્ષિક વાઙ્મયની સમાલોચના થયા કરે છે. એ અભિપ્રાયો ધ્યાનમાં લેવાય તો એકંદર લાભ થવા સંભવ છે. હું માનું છું કે પુસ્તકપસંદગીની બાબતમાં ખાનગી રીતે આપણા પ્રોફેસરોની મદદ લેવાય તો પણ સારૂં. હું મારા ધંધાભાઇનો પક્ષપાત કરૂં છું એમ ન માનશો. માણસમાત્ર ભૂલને પાત્ર છે અને પ્રોફેસરોની પણ ભૂલ થાય એ સ્વાભાવિક છે. પણ અનેકની સલાહ લેવાથી ભૂલોનો સંભવ ઘટતો જાય છે, વિચારો અને અભિપ્રાયોની ચોખવટ થાય છે, અને તેથી એકંદર પસંદગીનું કામ વધારે સારૂં થાય.

આને અંગેજ કહેવાનું પ્રાપ્ત થાય છે કે આપણા આવા વાર્ષિક મેળાવડામાં અનેક

ક્ષેત્રોમાંથી પ્રતિનિધિઓ આવી શકે એમ કરીએ તો સારું. આપણા મેળાવડામાં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિનું પ્રતિનિધિત્વ રાખેલ છે તેમ જ આ વરસ જ અસ્તિત્વમાં આવેલ અમદાવાદની મ્યુનિસિપાલિટીના શેઠ માણેકલાલ જેઠાભાઇ પુસ્તકાલયના અને વડોદરાનાં મોટાં પુસ્તકાલયોના પ્રતિનિધિઓ આવે તેમ જ આપણી સારી સ્કૂલો–કૉલેજોનાં પુસ્તકાલયોના પ્રતિનિધિઓ પણ આવે તો નિયમિત કામકાજની બહાર પણ જે મળવાનું થાય તેનો લાભ પણ હું તો ઘણો મોટો ગણું છું. એથી કેળવણી અને પુસ્તકાલયનો સહકાર થશે, જે આપણે હમેશાં ઇષ્ટ ગણેલો છે.

પુસ્તકોની પસંદગીના જેવો જ પણ જરા ઊલટા પ્રકારનો પુસ્તકોને રદ કરી વેચી કે નાશ કરી કાઢી નાખવાનો પ્રશ્ન છે. મર્યાદિત સાધનોવાળાં પુસ્તકાલયોને નવાં પુસ્તકોનો સમાસ કરવા જૂનાં પુસ્તકો કાઢી નાખવાં પડશે. કેટલાંય જૂનાં પુસ્તકાલયોનો મને અનુભવ છે કે પ્રાચીન કાવ્યમાળા કે સૌરાષ્ટ્રનો ઇતિહાસ કે ઓમ્બે ગેઝેટિયર જેવાં અલભ્ય પુસ્તકો 'જૂનાં થયાં છે, કોઇ વાંચતું નથી' કહી કેટલાંક પુસ્તકાલયોએ તેનો નાશ કર્યો કે થવા દીધો છે કે તે ખોયાં છે અને બીજી તરફથી એ પુસ્તકો અભ્યાસીઓને શોધ્યાં જડતાં નથી. આપણાં સંગઠિત પુસ્તકાલયોમાં આપણે કોઇ પુસ્તક રદ કરતાં પહેલાં કેન્દ્ર સંસ્થાને એના ખબર આપવાનું રાખીએ તો પુસ્તક રદ કરવામાં ભૂલ કરવાનો સંભવ ન રહે.'

પુસ્તકાલય એ આપણા ગરીબ દેશમાં ઘણી જગાએ તો એક જ સાર્વજનિક મકાન હશે. તો તેને આપણે સંસ્કારિતાનું અને સર્વોપયોગી સાચવી રાખવા જેવી ચીજોનું સંગ્રહસ્થાન બનાવી શકીએ તો સારું. મકાનમાં સમાસ હોય તો તેટલા પ્રદેશની આસપાસના ઇતિહાસની સામગ્રીરૂપ પાળિયા, મૂર્તિઓ વગેરે સંઘરી શકીએ. ગામનાં જૂનાં વંશવૃક્ષો તેમાં રાખી શકીએ; જૂના ચોપડાના નમૂના, જૂના દસ્તાવેજો, જૂનાં કાવ્યો વગેરે જે ઇતિહાસ તેમ જ ભાષાના અભ્યાસને ઉપકારક થાય એવી સામગ્રી આપણે ત્યાં ભેગી કરી સુરક્ષિત રાખી શકીએ. ટૂંકમાં, આપણે પુસ્તકાલયને સર્વ રીતે એક સંસ્કૃતિનું કેન્દ્ર બનાવવા પ્રયત્ન કરવો જોઇએ.

બંધુઓ, જ્ઞાન એ મનુષ્યના સર્વ વ્યાપારમાં સૌથી પવિત્ર વ્યાપાર છે. સર્વ વિવેકનું, સર્વ સંસ્કારનું, માણસની પ્રગતિનું અને તેની સાચી આધ્યાત્મિક ઉન્નતિનું એ મૂળ છે. પણ આ બધું મારે આપને કહેવાનું ન હોય. એ સમજીને જ આપ સર્વ અહીં ભેગા થયા છો. મેં મારું કર્તવ્ય, મુખ્યત્વે પુસ્તકાલયોના અને ખાસ કરીને નાનાં પુસ્તકાલયોના વ્યવહારના પ્રશ્નો ઉપર ધ્યાન આપ્યું છે. તેમાં પણ મેં તો માત્ર સામાન્ય ચર્ચા કરી છે. આપનામાં ઘણા એવા છે, જેમને આ વ્યવહારનો મારા કરતાં ઘણો લાંબો પરિચય છે. પણ આપણો વહીવટ લોકશાસનનો છે અને વધારે વધારે થશે, એ ઇષ્ટ છે જ. પણ દરેક ઇષ્ટ વસ્તુના જેમ અપાયો હોય છે, તેમ લોકશાસનના પણ છે; અને આપણા ઉપાયની ચિન્તા કરતાં આપણે તેના અપાયથી બચવા સંભાળ રાખીએ એ ઇષ્ટ છે તેથી તે તરફ જ મુખ્યત્વે ધ્યાન ફેરવું મેં પસંદ કરેલું છે. તેમાં કોઇ ચાલુ વહીવટ ઉપર ટીકા નથી. આજ સુધી જે કાંઇ કામ થયું છે તે ધન્યવાદને યોગ્ય છે અને એ સર્વના વારસાથી આપણે કેટલી પ્રગતિ કરી શકીએ છીએ તે ઉપર આપણી લાયકાતનો આધાર છે.

બંધુઓ, આપે સર્વેએ મને આ કામ સોંપી મને મારા વિચારો દર્શાવવાની તક આપેલ છે તે માટે આપ સર્વનો હું આભારી છું. અને હવે હું પ્રદર્શન ખુલ્લું જાહેર કરું છું.



—✠—

# પરિષદના મંત્રીનું નિવેદન

**શાળા** છોડયા પછી વાંચનનાં સાધન ન મળવાને કારણે શાળામાં ભણેલું ભૂલી જવાય નહિ તેમ જ પુસ્તકો અને સામયિકોના વાચન દ્વારા વિવિધ જ્ઞાન મેળવી માનવી આ યુગમાં પોતાની તેમ જ દેશની ઉન્નતિ સાધવા શકિતમાન બને તે માટે દરેકને વાચનનાં સાધન સુલભ થવાં જોઇએ એમ સર્વત્ર સ્વીકારાયું છે. આ દ્દષ્ટિએ લોકશિક્ષણના એક સાધન તરીકે વાચનાલય અને પુસ્તકાલયની અગત્ય સ્વીકારી આગળ વધેલા દેશો અને સમાજમાં સમૃદ્ધ પુસ્તકાલયો સ્થાપવામાં આવ્યાં છે.

ગુજરાતમાં આ પ્રવૃત્તિ હજુ સાર્વત્રિક બની નથી, પણ પુસ્તકાલયોને ઉદાર હાથે મદદ આપવાની વડોદરાનરેશ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડની યોજનાથી વડોદરા રાજ્યમાં પુસ્તકાલયોની સ્થાપના બહોળા પ્રમાણમાં થઇ છે એ સુવિદિત છે.

વાચનનો જે લાભ વડોદરા રાજ્યની પ્રજાને મળે છે તેવો લાભ ગુજરાતની બધી પ્રજાને મળે એવી વ્યવસ્થા કરવી એ સમાજનાયકોનું કર્તવ્ય છે, એમ માની ગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિને વેગ આપવાના ઉદ્દેશથી પહેલી ગુજરાત પુસ્તકાલય પરિષદ ગુજરાત વર્નાકયુલર સોસાયટિના આશ્રય નીચે અમદાવાદમાં ૧૯૩૪ના મે માસની તા. ૬ ને ૭ ને રોજ વડોદરા રાજ્યના નિવૃત્ત દિવાન સર મનુભાઇ નંદશંકર મહેતાના પ્રમુખપદે મળી હતી.

આ પરિષદે " ગુજરાતમાં પુસ્તકાલય પ્રવૃત્તિનું કામ આગળ વધારવા અને તેના અંગેનું સર્વ કામકાજ કરવા તેમ જ ગુજરાત પુસ્તકાલય મંડળનું બંધારણ ઘડી બીજી પુસ્તકાલય પરિષદમાં મંજૂરી માટે રજૂ કરવા અને તે સંબંધી બીજી કાયમની બંધારણ-પૂર્વક વ્યવસ્થા થતા સુધી ‼ એક કારોબારી સમિતિ, તેમાં વધુ નામો ઉમેરવાની સત્તા સાથે, " નીમી હતી. આ બંધારણનો જે મુસદ્દો ઘડયો છે તે આ બેઠકમાં મંજૂર કરવા રજૂ કરવામાં આવશે.

આ કારોબારી સમિતિની એક બેઠક તા. ૧-૭-૩૪ને રોજ અમદાવાદમાં મર્હુમ દિ. બ. કેશવલાલ ધ્રુવને પ્રમુખપદે મળી હતી અને " મ્યુનિસિપાલિટી, જીલ્લા લોકલ બોર્ડ તથા કેળવણી ખાતાનો સહકાર અને સાથ મેળવી ગુજરાતનાં નાનાં મોટાં ગામોમાં ગ્રાન્ટ-ઇન-એઇડના ધોરણે નવીન પુસ્તકાલયો ને વાચનાલયો ખોલવા વા જૂનાં હોય તેને વ્યવસ્થિત કરવા " પરિષદે કરેલા ઠરાવ મુજબ સમિતિએ " જુદી જુદી મ્યુનિસિપાલિટીઓ, જીલ્લા બોર્ડો, તાલુકા બોર્ડો તેમ જ દેશી રાજ્યોના દિવાનોને એમની હદમાં લાયબ્રેરીઓ હોય તો તેની યાદી, એમના તરફથી લાયબ્રેરીને અપાતી મદદ અને લાયબ્રેરીપ્રવૃત્તિ વધારવા જે કંઇ કાર્ય થતું હોય અથવા તેના જે કાંઇ ધારાધોરણ હોય તે બધી માહિતી એકઠી કરી તે પરથી જુદાં જુદાં ગામોમાં, વાચનાલયો અને ફરતાં પુસ્તકાલયો સ્થાપવા ઘટતી વ્યવસ્થા કરવા શ્રી. મોતીભાઇ ન. અમીન અને બે મંત્રીઓ શ્રી. હીરાલાલ ત્રિ. પારેખ અને શ્રી. આશાભાઇ ન. પટેલને અધિકાર " આપ્યો હતો.

આ પ્રમાણે માહિતી એકઠી કરવા તે વખતે તેમ જ હાલમાં બીજી પરિષદ ભરાતા પહેલાં પણ પ્રયત્ન કરવામાં આવ્યો હતો; પણ બબ્બે વખત લખવા છતાં ઉત્તરો નહિ મળવાથી જેટલી માહિતી એકઠી થઇ છે તેટલી માહિતી આ સાથે પરિશિષ્ટમાં પ્રકટ

કરવામાં આવે છે, જેથી ગુજરાતમાં પુસ્તકાલય પ્રવૃત્તિની હાલ શી સ્થિતિ છે તે સહુ કોઇ જાણી શકે અને ભવિષ્યની પ્રગતિ સાથે તે સરખાવી શકે.

## ખેડા જીલ્લામાં પુસ્તકાલય પ્રવૃત્તિ

ગુજરાતનાં ગામેગામ પુસ્તકાલયો એકલે હાથે સ્થાપવાં એ ઘણું વિકટ કાર્ય છે. તે માટે રાજ્યના આશ્રય ઉપરાંત સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ શ્રીમંતોની ઉદાર મદદ તેમ જ સેવાભાવી સેવકોની પણ ઘણી જરૂર રહે છે. આ દષ્ટિએ વિચારતાં આખા ગુજરાતમાં પુસ્તકાલયો સ્થાપવાનો પ્રશ્ન હાથ ધરવો એ મુશ્કેલ હતું અને તેમાં વળી એ માટે ખાસ ઇલાયદું કોઇ મંડળ પણ નહોતું. એટલે આખા પ્રાન્તનો પ્રશ્ન હાથ ન ધરતાં ખેડા જીલ્લામાં એ પ્રશ્ન હાથ ધરવામાં આવ્યો જે ચરોતર પ્રદેશમાં ખેડા જીલ્લાનો સમાવેશ થઇ જાય છે તે ચરોતર પ્રદેશમાં પુસ્તકાલયો સ્થાપવાની યોજના ૧૯૦૬-૦૭ થી ગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રવર્તક શ્રી. મોતીભાઇ ન. અમીને ઘડી અમલમાં મૂકી હતી. એટલે ખેડા જીલ્લામાં વાતાવરણ તૈયાર હતું, કામ ઉપાડી લેવા ચરોતર એજ્યુકેશન સોસાયટી જેવી અનુભવી સંસ્થા હતી, ગામેગામ કામ કરનાર માણસો તૈયાર હતા અને દાદાભાઇ નવરોજજી યાદગીરી મંડળે રૂ. ૧૦૦૦ જેટલી વાર્ષિક મદદ આપવાની તત્પરતા બતાવી હતી એટલે એ પ્રશ્ન ખેડા જીલ્લામાં હાથ ધરવામાં આવ્યો અને તેને પરિણામે ૧૯૩૮ ની સાલમાં ૬૨૦ જેટલાં વાચનાલયો નિભાવી શકાયાં.

આ અગાઉ ચરોતરનાં ગામડાંમાં વાચનાલયો ને પુસ્તકાલયો સ્થાપવા માટે અવાર-નવાર મુંબાઇના સોલિસિટર શ્રી. નટવરલાલ માધવલાલ, પેટલાદના દાતાર શેઠ શ્રી. રમણલાલ કેશવલાલ પરીખ અને શ્રી. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોરની તેમ જ હોમરૂલ લાયબ્રેરીઓ અને ગોખલે પુસ્તકાલયોની યોજના તરફથી પણ નાની મોટી મદદો મળતી રહી છે. અને તે પુસ્તકાલયો આજે પણ ચાલે છે.

વળી ચરોતર એજ્યુકેશન સોસાયટીએ ચરોતરનાં ગામડાં માટે ફરતા પુસ્તકાલયની ૩૩ પેટીઓ પણ કેટલાંક વર્ષથી તૈયાર કરાવી છે.

**અન્ય સ્થળે થયેલી યોજનાઓ :** પરિષદ અંગે આથી વધુ કામ થયું નથી; પરંતુ ગુજરાત પુસ્તકાલય પરિષદ જેવી પ્રવૃત્તિ અસ્તિત્વમાં આવવાને કારણે પુસ્તકાલયોની જરૂરિયાત તરફ પ્રજાહિતચિન્તકોનું ને દાન આપનાર ગૃહસ્થોનું ધ્યાન ખેંચાયું છે, ને પરિણામે ખાનગી પ્રયત્નોથી કોઇ કોઇ સ્થળે પુસ્તકાલયો ઉઘાડવાની યોજનાઓ થતી જાય છે. એવી કેટલીક યોજનાઓ વિષે મળેલી ખબરને આધારે નીચેની હકીકતો નોંધી છેઃ

અમદાવાદ શહેરને એક સારા પુસ્તકાલની જરૂર હતી. ને એ ખોટ શેઠ માણેકલાલના સ્મરણાર્થે રૂ. ૬૬,૦૦૦ નું મકાન બંધાવી મ્યુનિસિપાલિટીને સોંપ્યાથી પૂરી થઇ છે. મ્યુનિસિપાલીટીએ પણ વાર્ષિક રૂ. ૩૦,૦૦૦ જેવી બાદશાહી રકમ ખર્ચવાનું મંજૂર કરી પોતાની એ ફરજ અદા કરી છે.

લોકોને ઘેર બેઠાં વાંચવા પુસ્તકો મળે એ માટે ગુજરાત વર્નાક્યુલર સોસાયટિને અમદાવાદના શ્રી. કાન્તિલાલ નાથાલાલે તેમનાં માતુશ્રીના સ્મારક માટે ૧૮૦૦ પુસ્તકો અને ૨૫ પેટીઓ આપી છે.

ખેડા જીલ્લા લોકલ બોર્ડે પણ વિલેજ અપલિફ્ટ કમિટિની યોજનાની મદદથી રૂ. ૧૦૦૦ ખરચી પોતાની શાળાઓ માટે ફરતાં પુસ્તકાલયની ૪૦ પેટીઓ તૈયાર કરાવી શાળાઓને વાંચવાનું સાધન પૂરું પાડયું છે.

સુરત જીલ્લા લોકલ બોર્ડની શાળાઓમાં પુસ્તકાલયો સ્થાપવા માટે ગામમદદના રૂ. ૨૫ માં સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસ તરફથી રૂ. ૪૦ ઉમેરી રૂ. ૬૫ માંથી રૂ. ૪૦ નાં પુસ્તકો ને રૂ. ૨૫ નું કબાટ આપવાની થયેલી યોજનાનો લાભ ૩૫૦ શાળાઓને મળ્યો છે.

જનહિતપ્રવૃત્તિમાં રસ લેતા સર સી વી. મહેતાએ ગુજરાતમાં પુસ્તકાલયો સ્થાપવા શ્રી. મોતીભાઇ અમીનના હાથમાં હાલમાં રૂ. ૧૦૦૦૦ જેવી સારી રકમ મૂકી છે.

ખેડા જિલ્લામાં વિલેજ અપલિફ્ટ કમિટિઓ તરફથી પણ પુસ્તકો ખરીદવા તેમ જ મકાન બાંધવા માટે મદદો કોઇ કોઇ સ્થળે આપવામાં આવે છે.

અમદાવાદ જીલ્લામાં જો કે લોકલબોર્ડ તરફથી પુસ્તકાલયો ખોલવામાં આવ્યાં નથી તો પણ ગામલોક અને વિલેજ અપલિફ્ટ કમિટિની મદદથી એક વર્ષ માટે ૬૯ ગામોએ વાચનાલયો ખોલવાનું નક્કી થયું છે અને તે પૈકી ૫૫ ગામોએ વાચનાલયો ચાલુ થયાં છે. આ વાચનાલયોને રૂ. ૩૦ સુધીનાં છાપાં, માસિકો તથા ગ્રંથમાળા આપવામાં આવે છે.

આ પ્રમાણે પુસ્તકાલય પ્રવૃત્તિ તરફ જનતાનું ધ્યાન હવે ખેંચાયું છે. મુંબઇ સરકારે પણ પ્રૌઢ શિક્ષણ બોર્ડ મારફત આ વર્ષે પુસ્તકાલયો માટે રૂ. ૫૦૦૦૦ ખર્ચવાની જાહેરાત કરી છે. એટલે આશા રહે છે કે ભવિષ્યમાં સરકાર તરફથી સારી મદદ મળતાં પુસ્તકાલય પ્રવૃત્તિ ફૂલી ફાલશે.

**મધ્યસ્થ પુસ્તકાલય વિષે :** ગુજરાતી ભાષામાં હવે પુસ્તકો તેમજ અન્ય પ્રકારનું સાહિત્ય ઝડપભેર પ્રકટ થતું જાય છે. એ બધું સાહિત્ય એક જ સ્થળેથી વાંચવા મળી શકે તેવું કોઇ સ્થળ હાલ નથી. એટલે ગુજરાત વર્નાક્યુલર સોસાયટિ મધ્યસ્થ પુસ્તકાલયની જવાબદારી સ્વીકારે અને સાથે સાથે એનો પોતાનો સંગ્રહ તેમ જ જે નવાં પુસ્તકો લેખકવર્ગ તેમ જ સરકાર ઉભય તરફથી મળે એનો બરોબર સંગ્રહ કરવા અને સાચવવા યોગ્ય પ્રબંધ કરવાની ને તે સંગ્રહનો ઉપયોગ કરવાની સહુ કોઇને છૂટ મળે એવી જવાબદારી સ્વીકારે એ શરતે કારોબારી મંડળે પોતાને મળેલી સત્તા મુજબ ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થતાં સઘળાં પુસ્તકો એક મધ્યસ્થ સ્થળે કાયમ સંગ્રહાઇ ને સચવાઇ રહે એ હેતુથી ગુજરાત વર્નાક્યુલર સોસાયટિને મધ્યસ્થ પુસ્તકાલય તરીકે પસંદ કર્યું છે. પણ પરિષદના એક સ્થાનિક મંત્રી ભાઇ હીરાલાલના અવસાનથી આ પ્રશ્ન હાથ ધરાયો હોય તેમ લાગતું નથી; છતાં આ ઠરાવ કરતી વખતે ગુ વ. સોસાયટિના પ્રમુખ ને આસિ સેક્રેટરી ને બીજા જે સભ્યો હાજર હતા તેમના વલણ ઉપરથી લાગે છે કે સોસાયટિ એ જવાબદારી સ્વીકારવામાં તત્પરતા બતાવશે

**સહકારી ધોરણે પુસ્તક વેચાણ ભંડારો :** લેખકવર્ગને તેમનાં પુસ્તકોનું પ્રકાશન-કાર્ય સગવડભર્યું થઇ પડે અને પુસ્તક ખરીદનારાઓને પુસ્તકો સહેલાઇથી અને વાજબી કિંમતે મળી શકે એ આશયથી અમદાવાદમાં અને અન્ય અનુકૂળ સ્થળોએ પુસ્તક વેચાણ ભંડારો સહકારી ધોરણ ઉપર સ્થાપવા પરિષદે ઠરાવ કર્યો હતો. આ માટે વડોદરામાં પુસ્તકાલય સહાયક સહકારી મંડળ વડોદરા રાજ્ય માટે સ્થપાયલું છે; છતાં તે ગુજરાતનાં બીજાં પુસ્તકાલયોને તેમ જ બીજા માણસોને પણ ઉપયોગી થઇ પડે છે. જ્યાં સુધી ગુજરાત પુસ્તકાલય

મંડળનું છલાયદું કાર્યાલય ન હોય અને જ્યાં સુધી ગુજરાતનાં ઘણાં ગામોએ પુસ્તકાલયો સરકારી મદદ મેળવતાં ન હોય ત્યાં સુધી આ અને એવા બીજા પ્રશ્નો હાથ ધરવા શક્ય નથી.

**ગુજરાતી પુસ્તકોનું વર્ગીકરણ :** ગુજરાતી પુસ્તકોનું વર્ગીકરણ એકસરખા સર્વમાન્ય ધોરણે કરવા અને પુસ્તકાલયના ગ્રંથપાલોને પુસ્તકાલય વહીવટનું આવશ્યક શિક્ષણ આપનાર વર્ગ કાઢવા પ્રબંધ કરવા પરિષદે ઠરાવ કર્યો હતો. આ દિશામાં સ્વતંત્ર પ્રયાસ થયો નથી, પણ વડોદરા રાજ્યે વર્ગીકરણની યોજના ઘડી અમલમાં મૂકેલી છે અને તે મુજબ ૧૨૦૦૦ પુસ્તકોની વિષયવારી, કર્તાવારી અને નામવારીવાળી વિસ્તૃત યાદી ભારે શ્રમ લઈ પ્રકટ કરી છે એટલે આપણી પરિષદે પણ તેને અપનાવવી ને ઉત્તેજવી એ શ્રેયસ્કર છે. આપણે અહીં હજુ પુસ્તકાલયો બહુ જૂજ છે અને છે તે પણ સમૃદ્ધ નથી. એટલે ગ્રંથપાલોને કેળવવાનો પ્રશ્ન બહુ મહત્ત્વનો નહોતો; પણ હવે સરકારે એ પ્રશ્ન હાથ ધર્યો છે એટલે શરૂઆતથી એકસરખો વહીવટ શરૂ થાય તો પાછળથી બહુ અનુકૂળતા મળે. માટે હવે એ પ્રશ્ન હાથ ધરવામાં વિલંબ કરવો ન જોઇએ.

**'પુસ્તકાલય' માસિક:** પુસ્તકાલયપ્રવૃત્તિના શાસ્ત્રીય જ્ઞાનનો જનતામાં પ્રચાર કરવા, દેશવિદેશની પુસ્તકાલય પ્રવૃત્તિઓથી જનતાને વાકેફ કરવા, પુસ્તકાલયોના પ્રશ્નોની ચર્ચા કરવા અને પ્રકટ થતા સાહિત્ય સંબંધી જરૂરી માહિતી આપવા પુસ્તકાલયો માટે મુખપત્રની જરૂર છે જ એટલે ' પુસ્તકાલય ' માસિકને પોતાના મુખપત્ર તરીકે પરિષદે સ્વીકારેલું છે. એ માસિકમાં પુસ્તકાલયનું આખું શાસ્ત્ર ચર્ચાય છે એટલે આપણે પણ જે તે સ્થાનિક સામયિકો ઉપરાંત તે માસિક દ્વારા પુસ્તકાલયનો પ્રશ્ન છણવો જોઇએ. આ માટે ગુજરાતના વિદ્વાનોએ અવારનવાર પુસ્તકાલયો સંબંધી પોતાનાં મન્તવ્યો રજૂ કરી જનતાને દોરવી જોઇએ. અને જનતા પણ એ શાસ્ત્ર સમજી શકે તે માટે ગુજરાતના એકેએક પુસ્તકાલયમાં તે માસિક જાય તો જ લોકોને તે વાંચવાનો લાભ મળે.

**પુસ્તકાલયો ખોલવા માટે ગુજરાતનાં ગામોની જરૂરી માહિતી :** પહેલી જ વાર મુંબઇ સરકાર તરફથી પુસ્તકાલયપ્રવૃત્તિને આર્થિક મદદ મળે તેવી જાહેરાત થઇ છે. એટલે હાલ ગુજરાતમાં પુસ્તકાલય પ્રવૃત્તિની શી સ્થિતિ છે અને તેને આગળ વધારવા માટે કેવા કેવા ઉપાયો યોજવા જોઇએ તેનો વિચાર કરવામાં ઉપયોગી થઈ પડે તે માટે ખેડા, સુરત અને અમદાવાદ જીલ્લાની તાલુકા દીઠ ગામવાર માહિતી એકઠી કરવામાં આવી છે ને અનુકૂળતા મળ્યે તે પ્રકટ કરવામાં આવશે. ભરૂચ ને પંચમહાલ જીલ્લાની માહિતી હજુ મળી શકી નથી.

**શિક્ષકોના સહકારની જરૂર :** ગામેગામ પુસ્તકાલયો અને વાચનાલયો ખોલાય એ આ પ્રવૃત્તિનું અંતિમ ધ્યેય છે; પરંતુ શરૂઆતમાં તે બધાંને પહોંચી વળવું મુશ્કેલ છે એટલે જ્યાં શાળા હોય ત્યાં પુસ્તકાલય પહેલું ઉઘડે અને જ્યાં તે હોય ત્યાં નભી રહે તે માટે ખાસ પ્રયત્ન કરવા, એ આ પ્રવૃત્તિ નવીન હોવાથી લોકો તે તરફ ઉદાસીનતા દાખવે છે; એટલે ગામેગામથી લોકમદદ એકઠી કરવી એ ઘણું મુશ્કેલ પડે છે. આ માટે કુનેહથી કામ લેવાની જરૂર પડે છે અને તે કામમાં મોટે ભાગે શિક્ષકો જ ઉપયોગી થઇ પડે છે અને અનુભવ એવો છે કે જેની સેવાની ભાગ્યે જ સમાજમાં કદર થાય છે તેવો શિક્ષકવર્ગ જ આવાં લોકોપયોગી સેવાનાં કાર્યોમાં પોતાના પરસેવાના મેળવેલા ટૂંકા પગારમાંથી પણ નાણું

પ્રવેશી ચૂકી છે. જે થોડોક પ્રદેશ બાકી છે ત્યાં પણ આવતાં બે ચાર વર્ષોમાં જ એ લોકભદ્ર પ્રવૃત્તિનાં થાણાં બેસી જશે.

૩. અમને જાણીને ઘણો આનંદ થાય છે કે મહાસભાવાદી મંત્રીમંડળે નાણાંની પૂરતી સવડ ન હોવા છતાં પણ રાષ્ટ્રીય પ્રગતિ માટે પ્રજાનું અજ્ઞાન દૂર કરવાની જરૂર પીછાની આમજનતાની કેળવણી તરફ ખાસ લક્ષ આપવાની પહેલી તકે જ કાળજી લીધી છે ને તેના અમલ તરીકે પ્રૌઢ શિક્ષણ સમિતિ નીમી તેના ખર્ચ માટે બે લાખ રૂપિયા મંજૂર કર્યા છે; એટલું જ નહિ પણ તેમાંથી રૂ. ૫૦ હજાર પુસ્તકાલય પ્રવૃત્તિ માટે ખાસ ઇલાયદા રાખ્યા છે. આગળ ઉપર જેમ જેમ નાણાંની સવડ સરકારી બજેટમાં થતી જશે, તેમ તેમ આ રકમમાં સંગીન વધારો થતો જશે એવી અમોને સંપૂર્ણ શ્રદ્ધા છે.

૪. પ્રજા, સ્થાનિક સંસ્થાઓ અને સરકારના સહકારથી વડોદરા રાજ્યની પેઠે ગુજરાતમાં પુસ્તકાલયપ્રવૃત્તિના કાર્યને હાથ ધરવાના શુભ હેતુથી સને ૧૯૩૪ ના માર્ચમાં ગુજરાતના પાટનગર અમદાવાદમાં પહેલી ગુજરાત પુસ્તકાલય પરિષદ ભરવામાં આવી હતી; પણ પછી એ લોકભદ્ર પ્રવૃત્તિની યોજના માટે યોગ્ય ભૂમિકા તૈયાર હોવાનું નહિ જણાયાથી પરિષદનું બીજું અધિવેશન અત્યાર લગી મુલતવી રાખવામાં આવ્યું હતું. હવે મુંબાઇ સરકારે બદલેલી રાજનીતિથી સ્થિતિએ પલટો ખાધો છે. એટલે હવે તે માટે અનુકૂળ સમય સાંપડ્યો છે એવી પ્રતીતિ થતાં જ આ બીજું અધિવેશન ભરવાની તક લેવામાં આવી છે, અને તેમાં સમગ્ર ગુજરાત પુસ્તકાલય મંડળનું બંધારણ નક્કી કરી લઇ ગુજરાતના જુદા જુદા જીલ્લાઓમાં વેરવિખેર પડેલાં નાનાં મોટાં પુસ્તકાલયોનું સંગઠન સાધી એ કલ્યાણકારી પ્રવૃત્તિને ગુજરાતને ગામડે ગામડે પહોંચાડી નામદાર સરકારે નીમેલી પ્રૌઢ શિક્ષણ-સમિતિના પ્રયત્નને સાથ આપવાનો ઇરાદો રાખ્યો છે. પુસ્તકાલયપ્રવૃત્તિ વગરની આમજનતાની કેળવણીની કોઇ પણ યોજના સર્વાંશે ફલિભૂત થવાની સંભાવના નથી એ તો સહેજે સમજી શકાય તેવી વાત છે. એટલે અમોને ખાત્રી રહે છે કે લોકહિતેચ્છુ મહાસભાવાદી સરકાર ગામેગામ પુસ્તકાલય પ્રવૃત્તિને પહોંચાડવાની અમારી મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવાના કાર્યમાં સક્રિય સહાય આપશે અને સુધરાઇઓ, જીલ્લા લોકલબોર્ડો વગેરે તરફથી પણ અપાવશે જ. અમારૂં મંડળ પણ તાલુકાવાર અને જીલ્લાવાર સમિતિઓ નીમી, તેની મારફતે પ્રજાપક્ષનો ફાળો એકઠો કરવાને અને સાર્વજનિક પુસ્તકાલયો વડોદરા રાજ્યના ધોરણે ઉઘાડવાને તથા નિભાવવાને પોતાનાથી બનતી-બધી તજવીજ કરશે.

૫. સમય ટૂંકો છે એટલે હવે વધુ વિવેચન ન કરતાં નામદાર ખેર સાહેબને સમગ્ર ગુજરાત પુસ્તકાલય પરિષદનું આ બીજું અધિવેશન ખુલ્લું મૂકવાનો વિધિ કરવાને વિનંતિ કરૂંછું.

બાદ ના. ખેર સાહેબે પરિષદની ઉદ્‌ઘાટનક્રિયા કરતાં પ્રેરક પ્રવચન કર્યું હતું..( જે આ અંકની શરૂઆતમાં આપ્યું છે. )

ઉદ્‌ઘાટનક્રિયા સમાપ્ત થતાં ના. ખેર સાહેબ તેમના સાથીદારો સાથે વિદાય થયા હતા.

## પુસ્તકાલયપ્રદર્શનનું ઉદ્‌ઘાટન

ત્યારબાદ રા. બા. ગોવિંદભાઇ દેસાઇએ શ્રી. રામનારાયણ પાઠકને પુસ્તકાલય પ્રદર્શનની ઉદ્‌ઘાટનક્રિયા કરવા વિનંતિ કરતાં જણાવ્યું હતું કે, પરિષદની ઉદ્‌ઘાટનક્રિયા

ના. ખેર સાહેબના હાથે થઇ છે. એને અંગે પુસ્તકાલયોને ઉપયોગી સંગ્રહસ્થાન પણ યોજાયું છે. એને માટે વખત થોડો મળ્યો છે, છતાં તેને વધુ ઉપયોગી બનાવવા પ્રયત્ન કરવામાં આવ્યો છે.

## પુસ્તકોનો રાફડો

આજે તો પુસ્તકોનો રાફડો ફાટયો છે. એમાંનાં સારાં પુસ્તકો કયાં તે જાણવા માટે એક પ્રશ્ન ઊભો થયો છે. કેટલાંક પુસ્તકો એવાં હોય છે કે જે બાળકોને વાંચવા જ ન આપી શકાય. એટલે આપણે કેવાં પુસ્તકો રાખવાં એ પ્રશ્ન વિચારવા જેવો છે. તેથી આ સંગ્રહાલયમાં બાલોપયોગી, કિશોરોને ઉપયોગી, સ્ત્રીઓપયોગી એવાં પુસ્તકોનું પ્રદર્શન ગોઠવાયું છે. તે ઉપરાંત રૂ. ૧૦૦)ની કિંમતનાં, ૨૫૦ ની કિંમતનાં, ૫૦૦ ની કિંમતનાં ખરીદવા જેવાં પુસ્તકોનો વિભાગ પણ આ પ્રદર્શનમાં જોવા મળશે. તે ઉપરાંત ખેડુતોને ઉપયોગી પુસ્તકો તેમ જ સામયિકો અને ગુજરાતી સાહિત્યનાં સામયિકો, પુસ્તકાલયો માટે ઉપયોગી ફોર્મના નમૂના, ગુજરાતી પરિચયપુસ્તકો એ વગેરે બધું આ પ્રદર્શનમાંથી જોવા મળશે. એ બધું તમે જોજો, જરૂરી જણાય તે નોંધી લેજો, ઘેર વસાવવા જેવું વસાવજો.

આપણી ૧ કરોડની વસ્તીમાં ૧૦ લાખ જેટલા વાંચનાર છતાં કોઇ પુસ્તકની આવૃત્તિની ૧૦૦૦ નકલો મહામુશ્કેલીએ ખપે છે. આપણે માટે પુસ્તકાલયો છે છતાં આપણી શકિત મુજબ આપણે ઘેર પણ પુસ્તકો વસાવવાં જોઇએ. આજે તો ઉછીનાં વાંચવા માગી આણેલાં પુસ્તકો કોઇ પાછાં પણ આપતા નથી.

આપણે વસાવવા જેવાં પુસ્તકો કયાં કયાં છે તેની જુદી જુદી યાદીઓ છે તેમાંથી પસંદગી કરી પુસ્તકો ખરીદજો.

બાદ શ્રી. રામનારાયણ પાઠકે પોતે લખી લાવેલા તે પ્રદર્શનની ઉદ્‌ઘાટનક્રિયાનું વ્યાખ્યાન વાંચ્યું હતું. ( જે આ અંકમાં અન્યત્ર છપાયું છે. )

બાદ સૌ વિસર્જન થયાં હતાં અને ભોજન બાદ રાત્રે દશ વાગે વિષયવિચારિણી સમિતિ મળી હતી, જેમાં પરિષદમાં પસાર કરવાના ઠરાવોના મુસદ્દાઓ ચર્ચા અને વિચારોની આપ-લેને અંતે ઘડાયા હતા, જે બીજે દિવસે ખુલ્લી બેઠકમાં પસાર કરવામાં આવ્યા હતા.

## તા. ૧૫-૧-૩૯ નો (બીજા દિવસનો) કાર્યક્રમ

બરાબર સાડાનવ વાગતાં પરિષદના પ્રમુખ આચાર્યશ્રી ડૉ. આનંદશંકર ધ્રુવ સભાસ્થાને આવી પહોંચ્યા હતા.

પ્રારંભમાં સ્વાગતગીત ગવાયા બાદ થોડોક સંગીત કાર્યક્રમ યોજાયો હતો. બાદ સ્વાગતપ્રમુખ રા. બા. ગોવિંદભાઈ દેસાઇએ છાપેલું સ્વાગત ભાષણ વાંચી સંભળાવ્યું હતું. ( જે આ અંકમાં અન્યત્ર આપ્યું છે. )

સ્વાગતાધ્યક્ષનું ભાષણ સમાપ્ત થતાં પરિષદના મંત્રીએ નિવેદન વાંચી સંભળાવ્યું હતું.× બાદ પરિષદની સફળતા ઇચ્છતા સંદેશાઓ વંચાયા હતા, જેમાં મુંબઇની ધારાસભાના સ્પીકર ના. માવલંકર, લેડી વિદ્યાબહેન નીલકંઠ, પ્રૌઢશિક્ષણ સમિતિના પ્રમુખ શ્રી. ભાગવત,

× જુઓ આ અંકનું પૃષ્ઠ ૬૪

રા. રા. નં. કે. દિક્ષિત, દક્ષિણામૂર્તિવાળા શ્રી. ગિજુભાઇ, ગૂજરાત વિદ્યાપીઠના મહામાત્ર શ્રી. મગનભાઇ દેસાઇ અને પંજાબથી પ્રગટ થતા " મૉડર્ન લાઇબ્રેરીઅન "ના તંત્રીના મુખ્ય હતા.

બાદ પ્રમુખશ્રીએ તેમનું વકતવ્ય શરૂ કર્યું હતું. (જે આ અંકમાં અન્યત્ર છપાયું છે.)

પ્રમુખશ્રીનું વકતવ્ય પૂરૂં થયા બાદ સવારનો કાર્યક્રમ પૂરો થયો હતો, જે પછી ખુલ્લી સભા બપોરે બે વાગે મળવા નિયત થયું હતું.

બપોરે બે વાગે ખુલ્લી સભા મળતાં ગઇ રાત્રે વિષયવિચારિણીની બેઠકમાં કેટલીક ચર્ચા બાદ પસાર કરવા માટે તૈયાર થયેલા ઠરાવો પસાર થયા હતા. જે આ નીચે આપ્યા છે.

## પસાર થયેલા ઠરાવો

**ઠરાવ ૧**—ગુજરાત પુસ્તકાલય પરિષદની કારોબારી મંડળના સભ્યો–ગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ લેતા ગુજરાત વર્નાકયુલર સોસાઇટિના મદદનીશ મંત્રી અને ગુજરાત પુસ્તકાલય પરિષદના એક મંત્રી ભાઇ હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, ગુજરાત વર્નાકયુલર સોસાઇટીના પ્રમુખ દિ. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, શ્રી. ડાહ્યાભાઇ પીતાંબરદાસ દેરાસરી અને વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના પ્રમુખ શ્રી. દેવીદાસ હરગોવિંદદાસ શાહના અવસાનની આ પરિષદ સખેદ નોંધ લે છે અને તેમના કુટુંબ પ્રત્યે દીલસોજી બતાવે છે.

**પ્રમુખસ્થાનેથી**

આ ઠરાવ સર્વેએ ઊભા થઇ સર્વાનુમતે પસાર કર્યો હતો.

**ઠરાવ ૨**—ગુજરાત પુસ્તકાલયપ્રવૃત્તિને વેગ આપવા તેમ જ તેને માર્ગદર્શક થવા ગુજરાત પુસ્તકાલય મંડળ જેવા સ્વતંત્ર મંડળની અગત્ય ગત પરિષદે સ્વીકારેલી છે એટલે આ પરિષદની વિષયનિર્ણાયક સભાએ ફેરફાર સાથે મંજૂર કરેલું ગુજરાત પુસ્તકાલય મંડળનું બંધારણ આ પરિષદ સ્વીકારે છે ને તે ધોરણે સભાસદો નોંધી આગળની તજવીજ કરવા કારોબારી મંડળને સત્તા આપે છે.

**દ. મૂ.—શ્રી. રામનારાયણ વિ. પાઠક. ટે. આ.—શ્રી. મહાસુખભાઇ ચુનીભાઇ શેઠ, ભીખાભાઈ કુબેરભાઇ પટેલ, દેસાઇભાઇ નાથાભાઇ પટેલ, બાપાલાલ ગ. વૈદ્ય.**

આ ઠરાવ સાક્ષર શ્રી. રામનારાયણ પાઠકે રજૂ કર્યો હતો. એના સમર્થનમાં તેઓશ્રીએ જણાવ્યું કે બંધારણ એ તો મંડળનો પાયો છે. પરિષદના કાર્યનો આધાર આ બંધારણ પર છે. બંધારણનો પાયો તો મજબૂત જોઇએ. પરંતુ પાયો એકલો સુંદર હશે તેથી નહિ ચાલે પણ એ પાયા પર જેવું મકાન ચણાશે તે પર તમારી શોભા છે માત્ર આ બંધારણને મંજૂર કર્યાથી સંતોષ નહિ થવો જોઇએ. તમારામાં કામની ધગશ હોવી જોઇએ. માટે એને વાસ્તે તો ઉત્સાહપૂર્વક કામ કરવું જોઇશે

**ઠરાવ ૩**—ગુજરાત પુસ્તકાલય મંડળના નોંધાયલા સભ્યો પોતાનું કારોબારી મંડળ રચે ત્યાં સુધીની મુદત માટે નીચે પ્રમાણેના સભ્યોનું કારોબારી મંડળ વધારવાની સત્તા સાથે નિમવામાં આવે છેઃ

**પ્રમુખ** : શ્રી. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ,—અમદાવાદ

**ઉપપ્રમુખો:** લેડી વિદ્યાબેન ર. નીલકંઠ, અમદાવાદ.
રા. બ. ગોવિન્દભાઈ હાથીભાઈ દેસાઈ, વડોદરા

**મંત્રીઓ :** શ્રી. રસિકલાલ છોટાલાલ પરીખ, અમદાવાદ.
શ્રી. આશાભાઈ નરસિંહભાઈ પટેલ, આણંદ

## કાર્યવાહક મંડળ

શ્રીમતી ઈન્દુમતી ચિમનલાલ શેઠ, અમદાવાદ
,, જ્યોત્સ્નાબેન શુકલ, સુરત
શ્રી. મોતીભાઈ નરસિંહભાઈ અમીન, વસો
,, બળવંતરાય પ્રમોદરાય ઠાકોર, અમદાવાદ.
,, દાદુભાઈ પુરુષોત્તમ દેસાઈ, નડિયાદ
,, દીનકરરાય નરભેરામ, ભરૂચ
,, શ્રીકાન્ત લક્ષ્મીદાસ, દાહોદ
,, મહાસુખભાઈ ચુનીલાલ શેઠ, વિસનગર
,, મણિલાલ મંગળજી કાશીવાળા, વાઘોડીઆ
,, પ્રાણલાલ કીરપારામ દેસાઈ, અમદાવાદ
,, હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ, ,,
,, ગટુલાલ ગો. ધ્રુવ, ,,
,, રામનારાયણ વિશ્વનાથ પાઠક, ,,
શ્રી. નાનાભાઈ કાળીદાસ ભટ્ટ, ભાવનગર
,, ભીખાભાઈ કુબેરદાસ પટેલ, શુક્લતીર્થ
,, કીકુભાઈ રતનજી દેસાઈ, અમદાવાદ
,, નાજુકલાલ નંદલાલ ચોકસી, વડોદરા
,, ઉમેદભાઈ મોતીભાઈ પટેલ, ,,
,, દેસાઈભાઈ નાથાભાઈ પટેલ, નડીઆદ
,, બાપાલાલ ગ. વૈદ્ય, હાંસોટ
,, જુગતરામ દવે, વેડછી
, નરહરિભાઈ દ્વા. પરીખ, અમદાવાદ
,, ગિરિજાશંકર હરિશંકર ભટ્ટ, ડાકોર
દરેક જીલ્લાના લોકલબોર્ડના પ્રમુખ
દરેક જીલ્લાના સ્કૂલબોર્ડના પ્રમુખ

**—પ્રમુખસ્થાનેથી.**

આ ઠરાવ પ્રમુખસ્થાનેથી રજૂ થતાં તે સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો હતો.

**ઠરાવ ૪**—લોકશિક્ષણના એક સાધન તરીકે પુસ્તકાલય પ્રવૃત્તિની અગત્ય સ્વીકારી મુંબાઈ સરકારે ગ્રામ પુસ્તકાલયોને મદદ આપવા ચાલુ વર્ષના અંદાજપત્રમાં રૂ. ૫૦૦૦૦ મંજૂર કર્યા છે. તે રકમ જો કે ઇલાકાના વિસ્તારની દૃષ્ટિએ નાની છે છતાં આ શુભ પ્રવૃત્તિની શરૂઆત કરવા બદલ આ પરિષદ સરકારને અભિનંદન આપે છે. અને નવા વર્ષમાં એ રકમમાં બહુ મોટો વધારો કરે એવી મુંબાઈ સરકારને વિજ્ઞપ્તિ કરે છે.

**—પ્રમુખસ્થાનેથી**

આ ઠરાવ પણ પ્રમુખસ્થાનેથી રજૂ થતાં તે સર્વાનુમતે પસાર થયો હતો.

**ઠરાવ ૫**— સુરત જીલ્લાઓની શાળાઓમાં ઇતર વાચન માટે પુસ્તકોની અનુકૂળતા કરી આપવા માટે મુંબઈના સુપ્રસિદ્ધ સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસે જે મદદ આપી છે તે બદલ તેમને, ખેડા જીલ્લાનાં ગામોમાં વાચનાલયો શરૂ કરવા ને નિભાવવા હાથ ધરેલી પ્રવૃત્તિ બદલ ચરોતર એજ્યુકેશન સોસાઈટીને, ગામડાંમાં વાચનાલયો ઉઘાડી તે મારફત વાચન પૂરું પાડવાની ચ. એ. સોસાઈટીની પ્રવૃત્તિમાં સહાયભૂત થવા વાર્ષિક રૂ. ૧૦૦૦ની મદદ આપવા બદલ, દાદાભાઈ નવરોજી યાદગીરી મંડળને, ગુજરાતમાં ગ્રામ પુસ્તકાલયો સ્થપાય તે માટે રૂ. ૧૦૦૦) શ્રી. મોતીભાઈ અમીનને આપવાની યોજના કર્યા બદલ સર સી, વી,

મહેતાને, શેઠ માણેકલાલ જેઠાભાઈ પુસ્તકાલય સ્થાપી અન્ય મ્યુનિસિપાલિટીઓને દાખલો બેસાડ્યા બદલ અમદાવાદ મ્યુનિસિપાલિટીને અને પોતાનાં ગામોમાં પુસ્તકાલયો માટે ખાસ મકાનો બંધાવી આપવા બદલ જે તે ઉદાર ગૃહસ્થોને આ પરિષદ અભિનંદન આપે છે ને તેમનું અનુકરણ કરી જ્ઞાનપરબો સ્થાપવામાં અન્ય ધનિકો ઉદાર ફાળો આપે એવી તેમની પાસેથી પરિષદ આશા રાખે છે.

**દ. મૂ.—શ્રી. મણિલાલ મં. કાશીવાળા** **ટે. આ.—શ્રી. આશાભાઇ ન. પટેલ**

આ ઠરાવ શ્રી. મણિલાલ કાશીવાળાએ રજૂ કરતાં તેના સમર્થનમાં તેઓશ્રીએ જણાવ્યું કે, આવાં લોકહિતનાં કાર્યો કરનારને આપણે અભિનંદન આપવાં જોઇએ, કે જેથી તેમનાં આવાં કાર્યોની પ્રેરણા અન્ય સખાવતીઓમાં ઉત્પન્ન થાય. શ્રી. પુરુષોત્તમદાસ ઠાકોરદાસ, સુરત જીલ્લાનાં ગામડાંઓમાં કેળવણી બોર્ડ મારફતે ફરતા પુસ્તકાલયના ખર્ચને પહોંચી વળવા વાર્ષિક રકમ આપે છે. વળી શાળાઓમાં ઇતર વાચનના લાભ માટે તેમની આ યોજના બહુ ઉપયોગી નીવડી છે; તેમ જ ચ. એ. સોસાઇટિની યોજનાનાં સુંદર ફળરૂપે ખેડા જીલ્લાના ગામડે ગામડે દા. ન. વાચનાલયો ચાલે છે. બાદ શ્રી. આશાભાઇ ન પટેલના અનુમોદનથી તે પસાર થયો હતો.

**ઠરાવ ૬**—શાળાઓ દ્વારા નિરક્ષરતા દૂર કરવી એ સ્થાનિક સ્વરાજની સંસ્થાઓની જેવી ને જેટલી અગત્યની ફરજ છે તેવી ને તેટલી અગત્યની ફરજ શાળાઓમાં ભણેલું ભૂલી ન જાય, દરરોજના બનતા જગતના બનાવોથી વાકેફ રહેવાય તથા પુસ્તકોના વાચન દ્વારા જનતામાં જ્ઞાનની વૃદ્ધિ થયે જાય તે માટે ગામડાંઓમાં પુસ્તકાલયો અને વાચનાલયો ઉઘાડવાની અને પોષવાની પણ છે. માટે મુંબાઇ ઇલાકાની સરકાર જેટલી મદદ પુસ્તકાલય યા વાચનાલયને આપે તેટલી જ લોકલ બોર્ડો આપે એમ આ પરિષદ ગુજરાતના સર્વ લોકલ બોર્ડોને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

**દ. મૂ.—શ્રી. મગનલાલ રણછોડદાસ પટેલ** **ટે. આ.—શ્રી. પ્રભુદાસ ભીખાભાઇ**
**" " નાનુભાઇ બિહારીલાલ દેરાસરી**

આ ઠરાવ અમદાવાદ જીલ્લા લોકલ બોર્ડના સભ્ય શ્રી. મગનભાઇ ર. પટેલે રજૂ કરતાં જણાવ્યું કે, કોંગ્રેસ સભ્યો લોકલ બોર્ડોમાં દાખલ થયા પછી નડિયાદ મુકામે એવા સભ્યોની એક સભા મળી હતી. તેમાં અમે હવેથી કૂવા–હવાડાનાં કામોને પાછળ મૂકી જે કાર્યોથી પ્રજામાં સંસ્કારવૃદ્ધિ થાય તેવાં કાર્યો કરવા સામે દૃષ્ટિ ફેરવવાનું નક્કી કર્યું છે. આ સંબંધે અમે ઠરાવ કર્યો છે. આ વર્ષે એ માટે અમે ૩૦૦૦ નકકી કર્યા છે. વળી પુસ્તકાલયો સ્થાપવાની વિચારણા ચાલે છે. અને આજ સુધીમાં આશરે ૬૯ વાચનાલયો તો અમારે ત્યાં ઊઘડી ગયાં છે. બાદ શ્રી. પ્રભુદાસ ભીખાભાઇ અને શ્રી. નાનુભાઇ બિહારીલાલ દેરાસરીના અનુમોદનથી તે પસાર થયો હતો

**ઠરાવ ૭**—પુસ્તકાલયપ્રવૃત્તિ વાસ્તવિક રીતે સત્વર ને ઝડપી પ્રગતિ કરે તે માટે સ્વતંત્ર પુસ્તકાલય ખાતું મુંબાઇ સરકારે ઉઘાડવું જોઇએ એમ આ પરિષદ માને છે. પણ હાલ આર્થિક કારણે એમ બની શકે તેમ ન હોય તો પુસ્તકાલયપ્રવૃત્તિ માટે ગુજરાતમાં જે રકમ સરકાર ખરચવા માગતી હોય તે રકમ ગુજરાત પુસ્તકાલય મંડળને સોંપી તે દ્વારા

ગુજરાતમાં પુસ્તકાલયો ઉઘાડવાની તજવીજ કરવા આ પરિષદ સરકારને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

**દ. મૂ.—શ્રી. દેસાઇભાઈ નાથાભાઇ પટેલ ટે. આ.—શ્રી. ચિમનભાઇ હ. અમીન**

આ ઠરાવ શ્રી. દેસાઈભાઇ નાથાભાઇએ રજૂ કરતાં જણાવ્યું હતું કે, સરકારે નીમેલી પ્રૌઢ શિક્ષણ સમિતિ પાસે ઘણાં કામો છે. એ યોજના આખા મુંબઇ ઇલાકા માટે છે. એટલે ગુજરાતના જીલ્લા પુસ્તકાલય મંડળો અને તાલુકા પુસ્તકાલય મંડળો મારફતે આ બાબતમાં સારૂં કામ થઇ શકશે. અને આવી યોજના ગુજરાત પુસ્તકાલય મંડળ મારફતેજ થઇ શકે. એટલે સરકારે એ મંડળને ખાસ અપનાવવાની જરૂર છે.

આ ઠરાવ શ્રી. દેસાઇભાઇએ રજૂ કર્યો હતો જેને અનુમોદન આપતાં શ્રી. ચિમનભાઇ હ. અમીને જણાવ્યું હતું કે, પુસ્તકાલય પ્રવૃત્તિથી આપણને સ્વરાજની તાલીમ મળી છે. હાલ સરકાર પાસે આ પ્રવૃત્તિ ચલાવવા માટેની જોગવાઇ ન હોય એ સ્વાભાવિક છે એટલે સરકાર આ પ્રવૃત્તિ આ મંડળ મારફત ચલાવે તો તેથી ઘણું કામ થઇ શકે તેમ છે. બાદ ઠરાવ પસાર થયો હતો.

**ઠરાવ ૮**—જે તે યુગની પરિસ્થિતિ અને જરૂરીઆત લક્ષમાં લઇ યુગેયુગે રિવાજો ને રૂઢિઓ બદલાય છે એટલે પ્રેતભોજન, નાતવરા, વરઘોડા જેવાં ખર્ચો કમી કરી તેમ જ અનિષ્ટ ને ભારરૂપ ખર્ચ કમી કરી ગુજરાતમાં દર વર્ષે સારા માઠા પ્રસંગોએ હજારો રૂપીઆનાં જે દાન કરવામાં આવે છે તેમાંથી કેટલોક ભાગ બચાવી જ્ઞાનપ્રચાર કરનારી પુસ્તકાલયો જેવી ઉપયોગી સંસ્થાઓ માટે ખર્ચાય તેવી રીતે પ્રયત્ન કરવા ગુજરાતની જનતાને આ પરિષદ ભલામણ કરે છે.

**દ. મૂ.—શ્રી. નાનુભાઇ બિહારીલાલ દેશસરી ટે. આ.—શ્રી. જેઠાલાલ ડુંગરજી જોષી.**

આ ઠરાવ રજૂ કરતાં શ્રી નાનુભાઈ દેશસરીએ જણાવ્યું કે, આ ઠરાવ સંબંધે સમજૂત આપવાની આજે જરૂર હોયજ નહિ એટલે આપ એને સર્વાનુમતે પસાર કરશો. બાદ શ્રી. જેઠાલાલ જોષીએ એને અનુમોદન આપતાં તે પસાર કરવામાં આવ્યો હતો.

બાકીના ઠરાવ ૯, ૧૦, ૧૧ નીચે પ્રમાણે હતા, જે પર જરૂરી વિવેચન થતાં પસાર કરાયા હતાઃ

**ઠરાવ ૯**—જ્યાં જ્યાં મ્યુનિસિપાલિટીઓ પુસ્તકાલયો સ્થાપી તેમનો વહીવટ કરતી હોય ત્યાં ત્યાં તેમને પુસ્તકો પાછાં નહિ આપનાર વાચકો પાસેથી તે પુસ્તકોની કિંમત સ્થાનિક કરવેરાની પેઠે વસુલ કરવાની સત્તા અપાય તેવી જોગવાઇ સ્થાનિક સ્વરાજ્યના કાયદામાં કરવાની નામદાર મુંબઇ સરકારને આ પરિષદ વિનંતિ કરે છે.

**દ. મૂ.—શ્રી. કીકુભાઈ રતનજી દેસાઇ ટે. આ.—શ્રી. મણિલાલ મં. કાશીવાળા**

**ઠરાવ ૧૦**—હિન્દુસ્તાની ભાષા હિન્દની રાષ્ટ્રભાષા સ્વીકારાયલી હોવાથી જે પુસ્તકાલયો ગુજરાતી ભાષા સિવાયની અન્ય ભાષાનાં પુસ્તકો ખરીદતાં હોય તેમને બજેટના સવડ પ્રમાણે હિન્દુસ્તાની ભાષાનાં પણ પુસ્તકો ખરીદવા આ પરિષદ આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

**દ. મૂ.—શ્રી. જેઠાલાલ ડુંગરજી જોષી ટે. આ.—શ્રી. નાજુકલાલ નંદલાલ ચોકસી**

**ઠરાવ ૧૧**—આચાર્ય શ્રી. આનન્દશંકર બાપુભાઇ ધ્રુવે પોતાના અમૂલ્ય વખતનો ભોગ આપી બીજી પુસ્તકાલય પરિષદનું સુકાન હાથમાં લઇ પરિષદનું કાર્ય નિર્વિઘ્ને પૂરૂં કર્યું છે તે બદલ આ પરિષદ તેઓશ્રીનો આભાર માને છે.

**દ. મૂ. શ્રી. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ ટે. આ. „ રામનારાયણ વિ. પાઠક**

**ઉપસંહાર**—ઠરાવોનું કાર્ય પૂરૂં થતાં રા. બ. ગોવિંદભાઇ દેસાઇએ ઉપસંહાર કરતાં જણાવ્યું કે, આ પરિષદ ભરવામાં ભાઇ આશાભાઇ અને તેમના સહકાર્યકર્તાઓએ ખૂબ મહેનત ઉઠાવી છે, અને એ બધું શ્રી. મોતીભાઇ અમીનની પ્રેરણાને આભારી છે. કાર્યકર્તાઓએ આપણુને જરાય કોઇપણ જાતની તકલીફ પડવા દીધી નથી; એટલે અહીં એ બધાનો આભાર માનવો જોઇએ.

અંતે આભારદર્શન બાદ પરિષદનું કાર્ય સમાપ્ત થયું હતું અને સૌ હર્ષનાદો વચ્ચે વીખરાયા હતા.



# તમારા વાચનનો વધુ ઉપયોગ

નિયમિત વર્તમાનપત્રો, અઠવાડિકો, પાક્ષિકો યા માસિકો આપણા વાંચવામાં આવે છે. આપણુને તેમાંથી ઘણું ઘણું જાણવાનું પણ મળે છે. એ વાંચ્યા પછી આપણુને કાંઇક સંગ્રહવાની ઇચ્છા પણ થાય છે. જે વ્યક્તિને આ પ્રકારની હૃદયમાંથી જ ઊર્મિ આવે તે વ્યક્તિને વર્તમાનપત્રની કાપલીઓ સંગ્રહ કરવામાં મઝા આવશે તેમ સમજવું. આવા પ્રકારની ઊર્મિ હૃદયમાં ન આવે ત્યાં સુધી આ જાતના શોખમાં જે મહેનત અને ખંત રાખવાં જોઇએ તે આવશે નહિ.

વાચન વાંચ્યા પછી આપણુને જો તે લેખ યા કાવ્ય સંગ્રહ કરવાની ઇચ્છા થાય તો આપણે તેનો ઉતારો સારા અક્ષરે કોરા કાગળ ઉપર કરી લેવો જોઇએ. લેખ યા કાવ્ય જે માસિકમાં હોય અને તે માસિક યા પત્ર આપણી માલિકીનું હોય તો તેનો તેટલો ભાગ કાતરથી યા પીન વડે કાપી લેવો. આમ કાપવામાં ખાસ ધ્યાન એ રાખવું કે ફાઇલ કરતી વખતે લેખનું વાચન ન કપાય. આમ ફાઇલ કરવામાં રહે તેવી રીતે તે લેખ કાપવો. ઘણી વખતે એમ પણ બને છે કે તે પત્રમાં જ આવી સગવડ મળે તેટલી જગ્યા હોતી નથી. આવા સંયોગોમાં લેખ કાપી તેને એક કાગળ ઉપર ચીટકાવી તે આખાયે કાગળને ફાઇલ કરવો.

આમ લેખ યા કાપલીને સંગ્રહ કર્યા પછી તેને વિષયવાર ગોઠવવું આવશ્યક છે. કાવ્યો કાવ્ય–વિભાગમાં મૂકવાં જોઇએ. લેખોમાં પણ આપણુને યોગ્ય લાગે તેમ વિભાગો પાડી ગોઠવવા. આમ ગોઠવણી થયા બાદ તેને સરસ રીતે ફાઇલ કરવા.

આવો સંગ્રહ કરવાથી આપણુને ઘણા જ ફાયદા થાય છે. ભવિષ્યમાં ઐતિહાસિક તવારીખો મળવા ઉપરાંત કોઇ પણ જાતનાં લખાણુ જોવા મળે છે. લેખકે લખવા માટે તેમજ ભાષણો તૈયાર કરવા માટે પણ આપણુને તેમાંથી સારી સારી વસ્તુઓ મળે છે. આમ આવા સંગ્રહના અનેક લાભો ભવિષ્યમાં થાય છે.

આ જાતના શોખીન બંધુઓ એકબીજાને પોતાના સંગ્રહો વાંચવા આપે. વળી બીજા સભ્યો કેવી રીતે સંગ્રહ કરે છે અને કેવા પ્રકારના લેખો પણ એકત્રિત કરે છે તે પણ આ રીતે જાણવા મળશે. જેઓને આ પ્રકારનો શોખ હોય છે તેઓને આમાં ઘણો જ આનંદ આવે છે, અને આમ આનંદ સાથે જ્ઞાનમાં પણ ઘણો જ વધારો થાય છે.

[ "વિદ્યાર્થી" સાપ્તાહિકના તા. ૧૯-૧-૩૯ ના અંકમાંથી ]

# પરિશિષ્ટ ૧

બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદની

## સફળતા ઇચ્છતા કેટલાક સંદેશાઓ

"શારીરિક અશક્તિને કારણે હાજર નથી રહી શકતો એટલે દૂર રહી પરિષદને ફતેહ મળો એમ ઈશ્વરને પ્રાર્થું છું....ગુજરાત અને મહાગુજરાતમાં શાળાવાળાં એકેએક ગામે પુસ્તકાલય સ્થપાય અને જ્યાં વાંચનારા હોય ત્યાં શાળા વિનાનાં ગામોને પણ વાચનાલય અને ફરતા પુસ્તકાલય દ્વારા વાચનનો લાભ મળે તેવી કોઇ વ્યવહારૂ યોજના થાય અને ફક્ત નિર્દોષ, ઉપયોગી અને શિષ્ટ વાચન આ પુસ્તકાલયો દ્વારા સર્વ કોઇને સારી રીતે મળ્યા કરે અને આ પ્રકારનો કાર્યક્રમ આવતા દશ વર્ષમાં પૂરો થાય એવી અભિલાષા નવું સ્થપાનાર ગુજરાત પુસ્તકાલય મંડળ સેવે અને સર્વ જીલ્લાઓ અને તાલુકાઓના સાચા સહકારથી સંપૂર્ણ રીતે પાર ઉતારવા પ્રયત્ન આદરે એવી એ મંડળના કાર્યવાહકોને મારી વિજ્ઞપ્તિ છે."

વસો — સ્વ૦ શ્રી. મોતીભાઇ ન. અમીન

*

"સાર્વત્રિક જ્ઞાનપ્રચારના અને લોકશાહીના આ નવયુગમાં પુસ્તકો અને પુસ્તકાલયોને અતિશય મહત્ત્વનું સ્થાન છે. ગુજરાતમાં એ પ્રવૃત્તિ સઘળે ઠેકાણે વ્યવસ્થિત થાય એ આવશ્યક છે. આપની પ્રવૃત્તિઓ સફળ થાઓ એવી પ્રભુ પાસે પ્રાર્થના છે."

અમદાવાદ — શ્રી. ગણેશ વાસુદેવ માવલંકર
(મુંબઇ ધારાસભાના સ્પીકર)

*

"જ્યાં પ્રમુખપદે આચાર્યશ્રી આનન્દશંકરભાઇ છે અને જ્યાં શ્રી. રામનારાયણભાઇને હાથે પ્રદર્શનની ઉદ્‌ઘાટનક્રિયા છે ત્યાં આવવાનું મન થઇ જાય છે; પણ નીકળી શકાતું નથી તો માફ કરશો. પુસ્તકાલય એ એક મૂગો સંતસમૂહ છે. થોડા વખત પહેલાં કાશીમાં સાધુઓનો મેળો થયો હતો. પુસ્તકાલય પરિષદ એ પણ એક એવો મેળો છે. એના કામકાજને હું ફતેહ ઇચ્છું છું."

રાજકોટ — શ્રી. ગિજુભાઇ બધેકા

*

"ગુજરાતનાં બધાં ગામો અને શહેરોમાં પુસ્તકાલયો સ્થાપી જો જનતાને શિષ્ટ વાચન પૂરું પાડી શકાય તો કેવું સારૂં ? આશા છે કે પરિષદનું કામ યશસ્વી અને સફળ નીવડશે."

સુરત — શ્રી. નન્દનાથ કે. દીક્ષિત

*

"આપણા દેશમાં નિરક્ષરતાનિવારણની સાથે સાથે પુસ્તકાલય પ્રવૃત્તિને પણ વિરાટ પાયા ઉપર વિકસાવવાની જરૂર છે. કેમકે ગામડાંઓમાં ઇતર વાચનની સગવડને અભાવે

થોડું ઘણું ભણેલાઓનું ભણતર પણ સાવ લુપ્તપ્રાય બની જાય છે અથવા સહી કરવાની તાકાત પૂરતું મર્યાદિત થઇ જાય છે–સહી કરવાની તાકાતરૂપે જ અવશિષ્ટ રહે છે. શિક્ષણના પ્રચાર સાથે વાચનાલયો ને પુસ્તકાલયોની સ્થાપના ગામેગામ ન થાય તો શિક્ષણનો મૂળભૂત હેતુ માર્યો જવાની સંભાવના ઉભી થાય છે. એટલે જ ગુજરાતનું એક પણ ગામડું વાચનાલય–પુસ્તકાલય વિનાનું ન રહે એમ કરવાની રાજતંત્ર તથા પ્રજાસેવકોની સ્પષ્ટ ફરજ છે. ગુજરાત પુસ્તકાલય પરિષદ, આ કાર્ય માટે જોઇતું અનુકૂળ વાતાવરણ નીપજાવવામાં યશસ્વી બનશે એ વિશે મને શંકા નથી. શ્રી. મોતીભાઇ અમીન જેવા એ વિષયના પ્રતિકરૂપ થઇ પડેલા પુરુષે જ્યારે એ કામ હાથ ઉપર લીધું છે ત્યારે યશનિષ્પત્તિ કેવળ નિર્માણ છે. મારાથી બની શકે તેવી ને તેટલી મદદ કરવા માટે હું પણ ઇંતેજાર છું ને તત્પર રહીશ.

સુરત —શ્રી. નટવરલાલ વીમાવાળા

*

" આ અધિવેશન સંબંધીનો કાર્યક્રમ ઘણો સારો યોજાયો છે, અને ખાસ કરીને પુસ્તકાલયપ્રદર્શનની યોજના અને વિભાગો નવીન પદ્ધતિવાળાં હોઇ ઘણાં આકર્ષક તથા ઉપયોગી નીવડે એવાં છે. આ બદલ કાર્યકરોને ધન્યવાદ ઘટે છે પરિષદ અધિવેશનનું સર્વ કાર્ય સંપૂર્ણ રીતે ફતેહમંદ થાઓ અને તેના કાર્યથી ગુજરાતને અનેક રીતે લાભ થતો રહે એવી મારી શુભેચ્છા હોઇ પરમાત્માને તેમાં સહાય આપવા નમ્ર પ્રાર્થના છે."

મુંબાઇ —શ્રી. છગનલાલ ઠાકોરદાસ મોદી

*

" પરિષદ તરફ મારી સંપૂર્ણ સહાનુભૂતિ છે અને તેને પૂર્ણ સફળતા ઇચ્છું છું. ગામડાંને અક્ષરજ્ઞાન પહેલાં ઉપયોગી બોધક અને રંજક જ્ઞાનની જરૂર છે, જેથી તેમની આર્થિક સ્થિતિમાં સુધારો થાય, ઉત્પન્ન વધે અને ખર્ચ ઘટે એજ ઉપાય છે. અને તેવા જ્ઞાન અને વાચનની જરૂર છે. ત્રીજી પત્રિકાના જવાબમાં લખેલા મારા કાગળ પ્રમાણે તેને લાયક પ્રકાશનો નથી. તે ખાસ સંસ્થા દ્વારા તૈયાર કરાવવાની બને તો યોજના કરાય અને તેમ ન બને તો અમદાવાદ સાહિત્ય પરિષદ વાર્ષિક સમાલોચના કરે છે તે વખતે ગામડાંને ઉપયોગી પ્રકાશનની યાદી પણ તૈયાર કરે અને તેમાંથી પુસ્તકાલય મંડળ પસંદગી કરે, તો પણ ચાલે."

અમદાવાદ —શ્રી. ચિમનલાલ દ. કવિ

*

" ત્યાંનો અમૂલ્ય લાભ નહિ લઇ શકું. છતાં મૂળ ચરોતરના જ વતની તરીકે મને જે કાંઇ સેવા પરિષદના સક્રિય કાર્યને અંગે સોંપાશે તે યથાશક્તિ અદા કરીશ."

અમદાવાદ —શ્રી. કેશવ હ. શેઠ

*

" આખા ગુજરાતમાં પુસ્તકાલય પ્રવૃત્તિને ફતેહ મળી દરેક ગામડે ગામડે પણ એ પ્રવૃત્તિ ફૂલી–ફાલીને જનતાનું ભલું કરો એવી મુજ કમતરીન યાચકની પ્રાર્થના તે મહાન પ્રભુ ફળીભૂત કરો.

ગણદેવી —શ્રી. કાવસજી એદલજી ગણદેવિયા

*

" (૧) પુસ્તકાલય પ્રવૃત્તિ જેટલી ગુજરાત ( Proper )માં લોકપ્રિય અને લોકભોગ્ય છે તેટલી કાઠિયાવાડમાં નથી, જેથી કાઠિયાવાડમાં પણ તે પ્રવૃત્તિમાં સૌરાષ્ટ્રવાસીઓ રસ લેતાં થાય તે માટે કાઠિયાવાડનાં કેન્દ્રસ્થળો–રાજકોટ, ભાવનગર, અમરેલી પૈકી–એક સ્થળે શાખા ખોલી પ્રચાર કરવાનું રાખવું. (૨) બની શકે તો હવે પછીનું સંમેલન આ બાજુ ભરાય તેવી યોજના કરવી. (૩) ગુજરાત પુસ્તકાલય ભંડોળ જેવી એક સંસ્થા ઊભી કરી કાઠિયાવાડનાં નાનાં મોટાં ગામોને વાચનાલયનો લાભ મળે તે ખાતર સસ્તાં પુસ્તકોની યોજના હાથ ધરવી. (૪) આ બાજુ કામ કરવા માટે મને કંઇ સોંપવામાં આવશે તો હું મારાથી બનતું કરી બનતી સેવા કરીશ. "

રાજકોટ —શ્રી હરખચંદ જેઠાભાઇ ખંડેરિયા

*

" જનતા સમસ્તમાં જ્ઞાનદીપ પ્રકટાવવા માટેનું સમર્થ અને સબલ સાધન પુસ્તકાલય છે. અને તેથી આ પ્રવૃત્તિના વિકાસ અને વિસ્તાર માટે જે જે પ્રયાસો થાય તેમાં સાથ આપવો એ પ્રત્યેક સંસ્કારી વ્યક્તિની ફરજ છે...અત્યારે જ્યારે ગુજરાતે આ પ્રશ્ન ઉપાડી લીધો છે, ત્યારે સ્ત્રી, પુરુષો, બાળકો અને ગ્રામજનતા સમસ્ત વાંચતી વિચારતી અને સદ્બોધ જીવનમાં ઉતારતી થઇ જાય એવું ઇચ્છું છું. શ્રી. મોતીભાઇ જેવા જ્ઞાનર્ષિએ જે કારણે ભેખ લીધો છે એ કાર્ય સફળ થવાનું જ. પરિષદની કાર્યવાહી સફળ થાય એમાં ઇતિકર્તવ્યતા નથી, પરિષદ પછીનું ઘેર ઘેર જ્ઞાનદીપ પ્રકટાવવાનું કાર્ય સફળ થાય એમ ઇચ્છું છું.

અમરેલી —રાજરત્ન પ્રતાપરાય ગિરધરલાલ મહેતા

*

" નામદાર એર સાહેબ, સાક્ષરશિરોમણિ આનન્દશંકરભાઇ તથા શ્રી. રામનારાયણભાઇ જેવાના વિચારોનો લાભ જે અધિવેશનને મળનાર છે તેની ફતેહની મને ખાતરી છે. આપણા સમયમાં પ્રજાઘડતરમાં ગ્રંથોની જોડાજોડ વર્તમાનપત્રો માસિકો અને પત્રિકાઓનો ફાળો ધોધમુખે વહી રહ્યો છે. વિસ્તારની સાથે તેમની ગંભીર જવાબદારીની કક્ષા ઊંચી થતી ચાલે અને કમાણીની દૃષ્ટિ મુકાબલે ગૌણ બની વિચાર કેળવવાની દૃષ્ટિ પ્રાધાન્ય ભોગવે એવી વ્યવસ્થાની આવશ્યકતા ઉભી થવા લાગી છે. હિન્દની પ્રજા મુખ્યત્વે ગામડામાં વસે છે. ભાષા, વિષય અને સમાલોચના તેને અનુલક્ષીને અને તેને અનુકૂળ હોય એ પણ જરૂરનું છે. વાચનની ભલામણ કરનારે તે વિશુદ્ધ સ્વરૂપે પૂરૂં પડે અને અયોગ્ય વાચન દ્વારા પ્રજાનું મન માંદુ ન પડે અથવા પડતુ અટકે તેવા જ્ઞાનામૃત માટેના 'સેનિટરી ઇન્સ્પેકટરો'ની જવાબદારી પરિષદ સ્વીકારે એવી મારી વિનંતિ છે."

ધંધુકા —શ્રી. ઇશ્વરલાલ કાળીદાસ વ્યાસ (એમ. એલ. એ.)

*

" અનિવાર્ય રોકાણને લીધે હું આવી શકીશ નહિ તે માટે દિલગીર છું. પરિષદને સંપૂર્ણ ફતેહ ઇચ્છું છું. "

અમદાવાદ —લેડી વિદ્યાગૌરી નીલકંઠ

*

" આપના પ્રયાસો ભારે અને પ્રશંસાપાત્ર છે. વ્યક્તિઓની પસંદગીની તો વાત જ શી ? પરિષદને હરેક ફતેહ ઇચ્છું છું. "

અમરેલી —શ્રી. કરસનદાસ જ. ચિતલિયા

" પરિષદને હું સંપૂર્ણપણે ફતેહ ઇચ્છું છું. આવાં પુસ્તકાલયોના પ્રદર્શનોથી સમાજને સાહિત્ય તરફ રુચિ ઉત્પન્ન થાય છે ને તેથી આવાં પ્રદર્શનો સમાજને ઘણાં જ ઉપયોગી છે."

હિંમતનગર ડાયરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન ઈડર સ્ટેટ

*

" Hearty wishes success conference remitting reward library selection " ( તારથી )

ગ્વાલિયર —સર મનુભાઇ મહેતા

*

" Hearty greetings from Bengal " ( તારથી )

કલકત્તા —મુનીન્દ્રદેવ રાય

પ્રમુખ, બંગાલ પુસ્તકાલય મંડળ

*

" Heartiest wishes for Parishad. Gujarat is greatly indebted to **Motibhai Saheb** for this " ( તારથી )

પૂના —પ્રો૦ જયશંકર વિ. ત્રિવેદી

*

" Wish the conference every success it deserves."

હૈદરાબાદ —બાનુ બહમનજી હીરજી ખુરશેદ

મંત્રી, દા. ન. યાદગીરી મંડળ

*

" I wish the conference a great success and I fervently hope that in course of time your deliberations and decisions will make each Gujarati a literate and enable each village in Gujarat to boast of a library. "

લાહોર —ગ્રંથપાલ, પંજાબ યુનિવર્સિટી લાયબ્રેરી

*

" I wish a greart success to the Library conference. "

લાહોર તંત્રી, મૉડર્ન લાયબ્રેરિયન

*

" I wish your conference every sneccss and trust that it will help in accelerating progress of general education of the masses-especially those of rural areas. "

પૂના —એસ. આર. ભાગવત

પ્રમુખ, મુંબાઇ ઇલાકા પ્રૌઢ શિક્ષણ બોર્ડ

*

" We send our greetings to the Gujarat Library conference and good wishes for the continued success of your association. "

લખનૌ —ગ્રંથપાલો, લખનૌ યુનિવર્સિટી

—ઋ—

# પરિશિષ્ટ ૨

## પુસ્તકાલય પ્રદર્શનમાં પ્રદર્શિત સામયિકો

| નામ | તંત્રી | સ્થળ | વર્ષ | લવાજમ |
|---|---|---|---|---|
| | **દૈનિક** | | | |
| મુંબાઇ સમાચાર | સોરાબજી પાલનજી કાપડીઆ | મુંબાઇ | ૧૨૦ | ૨૫-૦-૦ |
| જામે જમશેદ | અરદેશર ફીરોજશા મર્ઝબાન | ,, | ૧૦૭ | ૩૦-૦-૦ |
| જન્મભૂમિ | શામળદાસ ગાંધી | ,, | ૫ | ૨૩-૦-૦ |
| હિન્દુસ્તાન અને પ્રજામિત્ર | રવિશંકર વિ. મહેતા | ,, | ૨૫ | ૧૨-૦-૦ |
| સત્યમિત્ર | જયન્તિલાલ હાથીભાઇ અમીન | ,, | ૧ | |
| ગુજરાત સમાચાર | ઇન્દ્રવદન બ. ઠાકોર | અમદાવાદ | ૮ | ૧૪-૮-૦ |
| સંદેશ | નંદલાલ ચુનીલાલ બોડીવાળા | ,, | ૧૬ | ૧૪-૦-૦ |
| રોઝગાર | સુલેમાન ઇબ્રાહીમ છાપખાનાવાલા | ,, | ૧ | ૫-૦-૦ |
| સિંધસેવક | ભદ્રશંકર મંછારામ ભટ્ટ | કરાંચી | ૩ | ૧૦-૦-૦ |
| દેશબંધુ | ચંદ્રકાન્ત છોટુભાઇ દેસાઇ | સુરત | ૯ | |
| | **અર્ધસાપ્તાહિક** | | | |
| હિન્દુસમાજ | મૂળશંકર જાદવજી વ્યાસ | કરાંચી | ૧૨ | ૨-૦-૦ |
| ભારત | રામચન્દ્ર જી. ભટ્ટ | વડોદરા | ૪ | ૫-૦-૦ |
| | **સાપ્તાહિક** | | | |
| મુંબાઇ સમાચાર | સોરાબજી પાલનજી કાપડીઆ | મુંબાઇ | ૧૮ | ૭-૦-૦ |
| કૈસરે હિન્દ | ઇરાકશૉ આર. હીરજીબેહેદીન | ,, | ૫૮ | ૧૫-૦-૦ |
| નવપ્રકાશ | ચંદુલાલ જેઠાલાલ વ્યાસ | ,, | ૨ | ૨-૮-૦ |
| રવિવાર | ઉષાકાન્ત જે. પંડ્યા | ,, | ૧૩ | ૪-૦-૦ |
| પ્રજામિત્ર કેસરી | સીતારામ જે. શર્મા | ,, | ૨૫ | ૪-૦-૦ |
| ગુજરાતી પંચ | સોમાલાલ મંગળદાસ શાહ | અમદાવાદ | ૩૮ | ૪-૦-૦ |
| પ્રજાબંધુ | ઇંદ્રવદન બળવંતરાય ઠાકોર | ,, | ૪૨ | ૪-૦-૦ |
| નવસૌરાષ્ટ્ર | કકલભાઇ કોઠારી | ,, | ૩ | ૫-૦-૦ |
| દીન | નીઝામુદીન એ. કુરેશી | ,, | ૧૪ | ૪-૦-૦ |
| જૈનજ્યોતિ | ધીરજલાલ ટોકરશી શાહ | ,, | ૮ | ૪-૦-૦ |
| કૉમર્શિયલ ન્યુસ | નટવરલાલ દેસાઇ | ,, | ૭ | ૩-૦-૦ |
| જૈન પ્રવચન | ચંદુલાલ મોતીલાલ નવાબ | ,, | ૧૦ | ૩-૧૨-૦ |
| ધર્મમંગલા | નગીનદાસ પુ. સંઘવી | ,, | ૧૨ | ૧-૮-૦ |
| વિદ્યાર્થી | ધીરજલાલ ટોકરશી શાહ | ,, | ૦ | ૩-૦-૦ |
| આરામ | નંદલાલ ચુનીલાલ બોડીવાળા | ,, | ૮ | ૪-૮-૦ |

| | | | | |
|---|---|---|---|---|
| નવરોઝ | ઇ. એન. કાંગા | કલકત્તા | ૨૨ | ૪-૮-૦ |
| પ્રતાપ | કાળીદાસ કૃપાશંકર શેલત | સુરત | ૧૩ | ૩-૦-૦ |
| લોકવાણી | ઇશ્વરલાલ ઇચ્છારામ દેસાઇ | ,, | ૫ | ૩-૮-૦ |
| દાંડિયો | નટવરલાલ એમ. વિમાવાળા | ,, | ૩ | ૩-૧૨-૦ |
| સ્ત્રીશકિત | ઇશ્વરલાલ વિમાવાળા | ,, | ૧૫ | ૫-૦-૦ |
| નવગુજરાત | ચિમનલાલ મગનલાલ ડૉકટર | વડોદરા | ૧૭ | ૪-૦-૦ |
| સયાજીવિજય | માણેકલાલ ડૉકટર | ,, | ૪૬ | ૪-૦-૦ |
| આર્યસંદેશ | નાગજીભાઇ આર્ય | ,, | ૩ | ૪-૦-૦ |
| ખેડાવર્તમાન | સોમચંદ પાનાચંદ શાહ | ખેડા | ૭૯ | ૩-૦-૦ |
| કર્મભૂમિ | વિઠ્ઠલદાસ ના. પટેલ | ,, | ૧ | ૩-૦-૦ |
| ગુજરાત ટાઇમ્સ | માણેકલાલ હરજીવન શાહ | નડીઆદ | ૧૩ | ૨-૦-૦ |
| આર્યપ્રકાશ | માયાશંકર શર્મા | આણંદ | ૩૫ | ૪-૦-૦ |
| લોહાણા હિતેચ્છુ | લાલજી નાગજી ગણાત્રા | રાજકોટ | ૨૪ | ૪-૮-૦ |
| ફૂલછાબ | ઝવેરચંદ મેઘાણી | રાણપુર | ૪ | ૫-૦-૦ |
| મહાગુજરાત | ભદ્રશંકર મંછારામ ભટ્ટ | કરાંચી | ૬ | ૪-૦-૦ |
| હરિજનબંધુ | ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ | પુના | ૬ | ૪-૦-૦ |

## પાક્ષિક

| | | | | |
|---|---|---|---|---|
| ખેડુત | નટવરલાલ દવે | આણંદ | ૧ | ૧-૦-૦ |
| ગાંડીવ | નટવરલાલ વીમાવાળા | સુરત | ૧૩ | ૫-૦-૦ |
| કડીયા ક્ષત્રિય પ્રકાશ | દેવરામ ડાહ્યાભાઇ | અમદાવાદ | ૮ | ૪-૦-૦ |
| સમયધર્મ | જયંતિલાલ ક. પંડયા | સોનગઢ | ૭ | ૨-૮-૦ |
| જયોતિર્ધર | ગટુલાલ ગો. ધ્રુવ | અમદાવાદ | ૨ | ૩-૦-૦ |

## માસિકો

| | | | | |
|---|---|---|---|---|
| આરોગ્યપત્રિકા | શંકરલાલ પાનાચંદ શાહ | અમદાવાદ | ૧૧ | |
| કિશોર | રણછોડજી કેસુરભાઇ મિસ્ત્રી | ,, | ૪ | ૪-૦-૦ |
| કુમાર | રવિશંકર રાવળ | ,, | ૧૫ | ૬-૦-૦ |
| ખડાયતામિત્ર | કેશવ હ. શેઠ | ,, | ૨૫ | |
| ખ્રિસ્તી બંધુ | ડબલ્યુ. જી. મલ્લીગન | ,, | ૬ | ૧-૦-૦ |
| ગીતા | શિવપ્રસાદ પી. મહેતા | ,, | ૩ | ૨-૦-૦ |
| જૈન શિક્ષણ પત્રિકા | ધીરજલાલ ટો. શાહ | ,, | ૪ | ૧-૦-૦ |
| ત્રિવેદી મેવાડા વર્તમાન | જેઠાનંદ ચુનીલાલ ભટ્ટ | ,, | ૮ | ૧-૦-૦ |
| નાગરજ્યોતિ | ડાહ્યાભાઇ મહેતા | ,, | ૮ | ૨-૦-૦ |
| નાથી બ્રાહ્મણ હિતેચ્છુ | મોહનલાલ અંબારામ પારેખ | ,, | ૧૭ | ૨-૦-૦ |
| નિઝામ | નિઝામુદ્દીન એ. કુરેશી | ,, | ૪ | ૧-૪-૦ |
| પદ્મિની | વાડીલાલ શાહ | ,, | ૨ | ૪-૦-૦ |
| પંચાલદીપક | શિવરામ રઘનાથદાસ પંચાલ | ,, | ૧૧ | ૧-૦-૦ |
| પ્રજાપતિ | જીવન ગ. પ્રજાપતિ | ,, | ૧૭ | ૨-૦-૦ |
| પ્રસ્થાન | રણછોડજી કેસુરભાઇ મિસ્ત્રી | ,, | ૧૪ | ૫-૦-૦ |
| બાલસખા | હિંમતલાલ ચુ. શાહ | ,, | ૨ | ૩-૦-૦ |
| ભટ્ટભાસ્કર | ચુનીલાલ પુ. બારોટ | ,, | ૧૮ | ૨-૮-૦ |

| | | | | |
|---|---|---|---|---|
| શ્રીમાળી શુભેચ્છક | ત્ર્યંબકલાલ શિવશંકર ત્રિવેદી | અમદાવાદ | ૨૦ | ૨–૦–૦ |
| મોઢેન્દુ | ભક્તિપ્રસાદ ત્રિવેદી | ,, | ૧૦ | ૧–૮–૦ |
| મોક્ષપત્રિકા | રામશંકર મોનજી ભટ્ટ | ,, | ૧૯ | ૨–૩–૦ |
| રાયકા પ્રકાશ | રામજીભાઈ રામસિંહજી રાયકા* | ,, | ૧ | ૧–૦–૦ |
| વાળંદ વિકાસ | મોહનલાલ મૂ. વાળંદ | ,, | ૧ | ૨–૦–૦ |
| વિશ્વકર્માબન્ધુ | મોતીલાલ બી. કનોજીઆ | ,, | ૧૧ | ૧–૪–૦ |
| વૈદ્યકલ્પતરુ | રવિશંકર જટાશંકર ત્રિવેદી | ,, | ૪૩ | ૩–૦–૦ |
| ગુજરાત શાળાપત્ર | એચ. ટી. ધોધારી | ,, | ૭૭ | ૧–૮–૦ |
| સર્વોદય | ગુલઝારીલાલ નંદા | ,, | ૩ | ૧–૦–૦ |
| સુવાસ | શશિકાન્ત ત્રિભુવનદાસ શાહ | ,, | ૧ | ૩–૩–૦ |
| શુદ્ધાદ્વૈત | વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી | ,, | ૧૩ | ૨–૦–૦ |
| સ્ત્રીબોધ | જીવનલાલ અ. મહેતા | ,, | ૮૨ | ૪–૦–૦ |
| ગુણસુન્દરી | પ્રેમલીલા મહેતા | વડોદરા | ૧૬ | ૪–૬–૦ |
| ગ્રામજીવન | સંવકલાલ દ. પરીખ | ,, | ૯ | ૨–૦–૦ |
| પુસ્તકાલય | નાનાભાઈ ચં. દીવાનજી | ,, | ૧૩ | ૩–૮–૦ |
| પ્રચારક | ચંદ્રમણિ મોતીલાલ | ,, | ૧૩ | ૨–૦–૦ |
| પ્રજામંડળ | પ્રાણલાલ ઠા. મુનશી | ,, | ૬ | ૧–૮–૦ |
| બાળક | ભીખાભાઈ પુ. વ્યાસ | ,, | ૧૭ | ૨–૦–૦ |
| બ્રહ્મચારિણી | સીતાકુમારી | ,, | ૫ | |
| વ્યાયામ | પ્રો. ના. વિદ્વાંસ | ,, | ૨૩ | ૨–૮–૦ |
| શારદા | ગોકુળદાસ રાયચુરા | ,, | ૧૫ | ૬–૦–૦ |
| સ્ફટિકવીર | ગુણવંતરાય મ. ભટ્ટ | ,, | ૮ | ૧–૮–૦ |
| સર્વોદ્ધાર | ભીખાલાલ બી. કપાસી | ,, | | |
| અનાવીલ જગત | બળવંતરાય મ. દેસાઈ | સુરત | ૫ | ૨–૮–૦ |
| અનાવીલ પોકાર | મણિભાઈ ડાહ્યાભાઈ | ,, | ૧૬ | ૨–૦–૦ |
| કમર | મહમુદ ઉસમાન | ,, | ૯ | ૩–૦–૦ |
| ખેડૂત ખેતી સહકાર | નીલકુમાર શુકલ | ,, | ૫ | ૨–૦–૦ |
| દશનામ ગોસ્વામી | નૃસિંહગિરિ મણિગિરિ મહેતા | ,, | ૩ | ૨–૦–૦ |
| દીપક | ડી. ડી. વોરા | ,, | ૧ | |
| નૂતન શિક્ષણ | હરભાઈ ત્રીવેદી | ,, | ૪ | ૨–૦–૦ |
| બાળવાડી | મિસ એલ. એફ. ઓસ્ટીન | ,, | ૧૧ | ૧–૦–૦ |
| મહિલાભૂષણ | કમળાબેન પ્રભુશંકર વ્યાસ | ,, | ૧૭ | ૨–૦–૦ |
| વિશ્વજ્યોતિ | પ્રભુશંકર નરભેરામ વ્યાસ | ,, | ૧૮ | ૩–૦–૦ |
| સમાજશિક્ષક | ભીમભાઈ નારણજી નાયક | નવસારી | ૬ | ૨–૦–૦ |
| ઉન્નતિ | ત્રિભુવન કે. વિલાસી | મુંબઈ | ૪ | ૧–૦–૦ |
| કચ્છી દશા ઓસવાલપ્રકાશ | કુસુમકાન્ત ડી. ભટ્ટ | ,, | ૧૫ | ૨–૦–૦ |
| કિસ્મત | ઉપાકાન્ત જે. પંડ્યા. | ,, | ૨ | ૧–૮–૦ |
| કિસાન | બી. એલ. દેસાઈ | ,, | ૩ | ૨–૮–૦ |
| પ્રજાપતિ પ્રકાશ | ડાહ્યાભાઈ આણંદજી ચાવડા | ,, | ૪ | ૧–૦–૦ |
| ભાટીઆ યુવક | ડુંગરસિંહ હરિદાસ દગાઈ | ,, | ૯ | ૨–૮–૦ |
| ભિન્નત્રિકાસ | ગંગાધર શાસ્ત્રી ગુણે | ,, | ૧ | ૨–૦–૦ |
| રવિવાર | ઉપાકાન્ત જે. પંડ્યા | ,, | ૧૩ | ૪–૦–૦ |
| વેણી | સૌ. મણિબેન વિશ્વાસ | ,, | ૧ | ... |
| હિન્દી માહિક | મિસ બાઈઆઈ હીમજીભાઈ | મુંબઈ | ૫૦ | ૭–૦–૦ |

| | | | | |
|---|---|---|---|---|
| વેપાર | કાન્તિલાલ જે. મહેતા | મુંબઇ | ૧ | ૬-૦-૦ |
| ખેતીવાડી વિજ્ઞાન | મગનલાલ દેસાઇ | લીમડી | ૨૭ | ૨-૮-૦ |
| બાલવાચન | વલ્લભજી સુંદરજી કવિ | રાજકોટ | ૨ | ૨-૦-૦ |
| સુધા | કેશવલાલ જશરાજ પારેખ | ,, | ૧૧ | ૨-૦-૦ |
| પ્રણામી ધર્મપત્રિકા | કૃષ્ણદત્ત શર્મા | જામનગર | ૧૦ | ૨-૦-૦ |
| આત્માનંદપ્રકાશ | શ્રી જૈન આત્માનંદ સભા | ભાવનગર | ૩૬ | ... |
| ઔદીચ્યપ્રકાશ | નારાયણ ગોવર્ધનરામ કળસારકર | ,, | ૧૮ | ૨-૦-૦ |
| જૈનધર્મપ્રકાશ | જૈનધર્મ પ્રચારક સભા | ,, | ૫૪ | ... |
| ક્ષત્રિયમિત્ર | ધીરસિંહ વ્હેરાભાઇ ગોહિલ | ,, | ૭ | ૩-૦-૦ |
| મોઢ મહોદય | પરીખ ભીખાભાઇ ગોપાળજી | ,, | ૨૨ | ૧-૧૩-૦ |
| ઉર્મિ | ઇશ્વરલાલ દવે | રાણપુર | ૮ | ૫-૦-૦ |
| નવરચના | ભારતી સાહિત્ય સંઘ | ,, | ૩ | ૨-૨-૦ |
| નવચેતન | ચાંપશી વિઠલદાસ ઉદેશી | કલકત્તા | ૧૭ | ૬-૧૦-૦ |
| ખેતીવાડી | અંબાલાલ એમ. પટેલ | આણંદ | ૪ | ૨-૦-૦ |
| ચરોતર | મોતીભાઇ નરસીભાઇ અમીન | ,, | ૮ | ૧-૦-૦ |
| પાટીદાર | નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ | ,, | ૧૬ | ૨-૦-૦ |
| બાલમિત્ર | રા. પટેલ અને સો. ભાવસાર | ,, | ૧૬ | ૪-૦-૦ |
| યુવક | ચુ. શાહ ને મો. પટેલ | વડોદરા | ૯ | ૧-૮-૦ |
| શ્રીમાળી હિતેચ્છુ | લક્ષ્મીશંકર કાશીરામ ઓઝા | મહુવા (કાઠી.) | ૮ | ૨-૦-૦ |
| શ્રીમાળી અભ્યુદય | રતિલાલ જટાશંકર ત્રિવેદી | ,, | ૨૭ | ૨-૪-૦ |
| ગ્રામસેવા | સોમાલાલ છગનલાલ મહેતા | ઊનાવા | ૩ | ૩-૦-૦ |
| નાગરબંધુ | ,, ,, | ,, | ૨ | ૨-૦-૦ |
| ભરૂચ સહકાર સમાચાર | દાભાઇ અંબાઇદાસ પટેલ | ભરૂચ | ૯ | |
| લોકોદય | વેણીદાસ ઉજમદાસ પટેલ | કડી | ૩ | ૧-૮-૦ |
| સ્વસ્તિક | ગણપતસિંહ વર્મા | દીલ્હી | ૪ | ૨-૮-૦ |
| બાળક | ભીખાભાઇ પુ. વ્યાસ | ગોધરા | ૧૭ | ૨-૦-૦ |

### દ્વિમાસિક

| | | | | |
|---|---|---|---|---|
| બાજખેડાવાળ | મણિલાલ દેવશંકર પંડ્યા | અમદાવાદ | ૮ | ૧-૮-૦ |
| સમસ્ત લાડમિત્ર | હિરાલાલ રણછોડદાસ મુનીમ | મુંબઇ | ૧૭ | ૨-૦-૦ |
| જનસેવા | ચન્દ્રકાન્ત મ. પરીખ | કપડવણજ | ૧ | |

### ત્રિમાસિક

| | | | | |
|---|---|---|---|---|
| કેળવણીકાર | શાન્તિલાલ એસ. ઠાકર | નડીઆદ | ૧ | |
| દેશીરાજ્ય | જયંતીલાલ મોરારજી મહેતા | ,, | ૧૧ | |
| જ્ઞાનજ્યોતિ | દા. ન. હાઇસ્કૂલ | આણંદ | ૨ | ૦-૮-૦ |
| સૌરાષ્ટ્ર શિક્ષક | ભગવાનજી કલ્યાણ કંગ્રેચા | રાજકોટ | ૧૨ | ૧-૮-૦ |
| વિલાસ | મિસ હીરજી ખુરશેદ | હૈદરાબાદ | ૨૧ | ૧-૦-૦ |
| માનસી | વિજયરાય વૈદ્ય | ભાવનગર | ૩ | ૫-૦-૦ |
| કેળવણીપ્રકાશ | મીસ ઇ. એમ. વિલસન | સુરત | ૧૦ | ૦-૮-૦ |
| ફાર્બસ ગુ૦ સભા | અંબાલાલ બુ. જાની | મુંબાઇ | ૩ | ૩-૦-૦ |
| બુદ્ધિપ્રકાશ | રસિકલાલ છો. પરીખ | અમદાવાદ | | ૧-૮-૦ |
| વસન્ત | ડૉ. આનન્દશંકર બા. ધ્રુવ | ,, | ૩૭ | ૨-૮-૦ |

### ચારમાસિક

| | | | | |
|---|---|---|---|---|
| કુસુમ | વ્રજ. મો. ઓઝા | પુના | | ૧-૦-૦ |

# પરિશિષ્ટ ૩

## બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદ આણંદનો

# આવક જાવકનો હિસાબ

**જ**

૧૦૯– ૦–૦ સ્વાગત સભાસદ ફી
૧૦૦– ૦–૦ સર મનુભાઇ નંદશંકર મહેતા તરફથી-સારાં પુસ્તકોની યાદીઓ માટે
૨૬– ૪–૦ ભોજન પાસના
૫– ૦–૦ દાન
૩૩૧–૧૦–૩ ચરોતર એજ્યુકેશન સોસાયટી તરફથી મદદના
૫૭૧–૧૪–૩

**ઉ**

૧૨૬– ૧–૦ છપામણી ખર્ચ
૧૬૯–૧૫–૩ સારાં પુસ્તકોની યાદીઓ
    ૨૯– ૬–૦ ઇનામ
    ૧૪૦– ૯–૩ છપામણ
    ૧૬૯–૧૫–૩
૯૩–૧૪–૦ ભોજનખર્ચ
    ૧– ૮–૦ ભોજન પાસની છપામણી
    ૯૨– ૬–૦ ભોજન
૪૫– ૩–૦ પોસ્ટેજ
૧૫– ૦–૦ લાઉડ સ્પીકર
૮– ૦–૦ દીવાબત્તી
૧૪–૧૪–૦ પરચુરણ
૧૫– ૦–૦ અનામત જમે
૬૧–૧૪–૦ ભવિષ્યના ખર્ચ માટે પગાર
    ૪૫– ૦–૦ કારકૂનને
    ૧૬–૧૪–૦ સ્વયંસેવકોને ખર્ચના
૪–૧૫–૯ સ્ટેશનરી
૧૭– ૧–૩ ગાડીભાડા વગેરે ખાતે
    ૧૩–૧૨–૯ રેલવે ભાડું
    ૧– ૧–૦ ઘોડાગાડી
    ૨– ૩–૬ નૂરના
    ૧૭– ૧–૩
૫૭૧–૧૪–૩

**આશાભાઇ નરસિંહભાઇ પટેલ**
મંત્રી, બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદ
c/o ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ

# કલોલ મહાલ બીજી પુસ્તકાલય પરિષદ

સદર પરિષદ તા. ૪-૧૨-૩૮ ના રોજ રાંચરડા મુકામે શાળાના ચોગાનમાં, મહેસાણા પ્રાંત સુબા સાહેબના પ્રમુખપદે મળી હતી, જે પ્રસંગે ગામના સંભાવિત જનો ઉપરાંત કડી વિભાગ શાળાધિકારી મે. રા. રા. ચુનીભાઇ સાહેબ, પુસ્તકાલય ખાતાના મે. રા. રા. મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ સાહેબ, કડી વિભાગ નાયબ સુબા મે. રા. રા. તાવડે સાહેબ, વહીવટદાર મે દેસાઇ સા૦, તાલુકા ફોજદાર ચૌહાણ સા૦, તેમજ તજવીજદાર મૂળશંકરભાઇ વગેરે હાજર હતા. સભામાં આશરે ચારસો-પાંચસો માણસોની હાજરી હતી. બહેનોની હાજરી પણ પ્રમાણમાં ઠીક ઠીક હતી.

શરૂઆતમાં સ્વાગતપ્રમુખનું ભાષણ શાળાના મુ. શિ. ચંદુલાલે વાંચી સંભળાવ્યું હતું, જેમાં ગામની ઐતિહાસિકતા તથા અન્ય વિવેચન કર્યું હતું.

બાદ પ્રમુખશ્રીની વરણી થતાં તેઓ સાહેબે પ્રેરક વ્યાખ્યાન આપ્યું હતું. જેમાં તેમણે જણાવ્યું કે, વડોદરા રાજ્ય કેળવણી પાછળ હજારો રૂપીઆ ખર્ચે છે. તેને સાર્થક કરવાની ખાતર પુસ્તકાલય પ્રવૃત્તિ ખાસ અગત્યની છે. અને તે માટે રાજ્ય તરફથી સારા પ્રમાણમાં ખર્ચ થાય છે. આ પ્રવૃત્તિમાં લોકોને પણ પોતાનો હિસ્સો આપવાનો હોય છે. એટલે લગ્ન જેવા આનંદના પ્રસંગોએ પુસ્તકાલયને દાન આપવું જોઇએ. બીજા પ્રસંગોએ પણ દાન આપવાનું ભૂલવું જોઇએ નહિ. થોડાક પૈસામાં વધારે વાંચવાનું મળે એવી એક સહકારી યોજના પણ વિચારવા જેવી છે. ચાર પાંચ ગામોનું જૂથ બાંધી અરસપરસ માસિકો અને પુસ્તકો વાંચવા મળે તેવી યોજના વિચારવી જોઇએ, અને દરેક ગામ જુદાં જુદાં પુસ્તકો મંગાવે. આથી આખા જૂથમાં અરસપરસ નવાં નવાં પુસ્તકો વાંચવાનાં મળે. છેવટમાં ગામડાંએ પ્રેમથી રહેવું જોઇએ, કુસંપને દૂર કરવો જોઇએ, સત્યને છોડવું ન જોઇએ, એકબીજાને મદદ કરવી જોઇએ વગેરે જે શિક્ષણના આદેશો છે તે આ પુસ્તકાલયો દ્વારા પાર પડો એવી આશા વ્યક્ત કરી હતી.

ત્યારપછી ચંદ-પૃથ્વીરાજ અને પ્રતાપ-માનસિંહના સંવાદો થયા હતા. બાદ મહાલમંડળના મંત્રી શ્રી. માણેકલાલ શાહે નિવેદન વાંચી સંભળાવ્યું હતું. તેનો સારભાગ આ પ્રમાણે છેઃ

સને ૧૯૩૫ માં પહેલી મહાલ પુસ્તકાલય પરિષદ નારદીપુર મુકામે મળી હતી. તે આજે રાંચરડા ગામના ભાઇઓના આમંત્રણથી તાલુકાના દૂરના ખુણામાં પરિષદ ભરવા ભાગ્યશાળી થયા છીએ. કલોલ મહાલમાં શાળાવાળાં ૫૦ ગામો પૈકી પુસ્તકાલયો ૪૭ ગામોમાં ઉઘડયાં છે. અને પલાસણામાં ચાલુ સાલે પુસ્તકાલય ઉઘડે છે; માત્ર ૬ ગામ બાકી રહે છે. મહાલનાં ગ્રામપુસ્તકાલયોમાં ૨૬૩૨૨ પુસ્તકો છે. તેમાં ગત વર્ષમાં ૪૪૧૭ વાચકોએ ૧૬૧૫૬ પુસ્તકો વાંચ્યાં છે. બાકી ૬ ગામ શાળાવાળાં પણ પુસ્તકાલય વિનાનાં છે. ત્યાં પુસ્તકોની પેટીસહ વાચનાલયો ખોલેલાં છે.

બાદ મંત્રીએ પરિષદને સફળતા ઇચ્છતા આવેલા સંદેશા વાંચ્યા હતા. ત્યારપછી બાળાઓનો સુંદર ગરબો ગવાયો હતો.

## ઠરાવો

તે પછી ઠરાવોનું કામકાજ હાથ પર લેવાતાં શ્રીમંત મહારાજા સાહેબના દીર્ઘાયુષ્યનો, ગામેગામ પુસ્તકાલય સ્થાપવાનો, ગ્રામપંચાયતે મદદ આપવા બદલનો, મહાલમંડળે શિષ્ટ વાચનની પરીક્ષાની યોજના કરવા બદલનો, કેળવણીખાતાએ ઠરાવેલાં સેન્ટરો પ્રમાણે જૂથ મંડળો સ્થાપી જૂથ મંડળોએ જાગ્રત થવા બદલનો અને વસંતપંચમીએ પુસ્તકાલય પર્વણી-દિન ઉજવવાનો વગેરે સર્વાનુમતે પસાર થયા હતા, જે પૈકી શિષ્ટ વાચનની પરીક્ષા સંબંધી સમજ આપતાં મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઈ સા. એ વિશેષ અનુમોદન આપતાં જણાવ્યું હતું કે મનુષ્યનું ચારિત્ર્ય ઘડવામાં શિષ્ટ વાચન ખૂબ ઉપયોગી થઈ પડતું હોઈ અને તેમાંય જીવનચરિત્રો ખાસ હોઈ તેવાં પુસ્તકોની પરીક્ષા રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી લેવાય છે. તેનો સૌ કોઈએ જરૂર લાભ લેવો જોઈએ.

ત્યારપછી અન્ય ભાષણો થતાં રંગપુર તા. કડીના ભાઈ ચતુર્ભુજ વ્યાસ, રાંધેજા શાળાના મુ. શિ. ભાઈશ્રી પ્રભાશંકર અને રાજ્યપુસ્તકાલય પ્રચારક શ્રી. વલ્લભભાઈએ પ્રસંગોચિત બે શબ્દો કહ્યા હતા.

છેવટમાં પ્રમુખશ્રી તરફથી ઉપસંહારનું ભાષણ થઈ નગરશેઠ શ્રી વિમળભાઈ તરફથી રાંચરડા પુસ્તકાલયને રૂા. ૧૦૧ ના દાનની જાહેરાત થઈ હતી. એ પછી સુબા સાહેબનો તથા અન્ય મહેમાનોનો આભાર મનાઈ રાજગીત ગવાઈ પરિષદનું કાર્ય પૂરું થયું હતું.

## પસાર થએલા ઠરાવો

**ઠરાવ ૧**—શ્રીમંત મહારાજા સાહેબ પરદેશાગમનથી પાછા ફરતાં, અચાનક આવી પડેલી માંદગીમાંથી સાજા થવા બદલ આ પરિષદ પોતાનો આનંદ પ્રદર્શિત કરે છે, અને પ્રભુ તેઓને વધારે તંદુરસ્તી અને લાંબુ આયુષ્ય બક્ષે એવી પ્રાર્થના કરે છે. **પ્રમુખસ્થાનેથી**

**ઠરાવ ૨**—'જ્યાં શાળા ત્યાં પુસ્તકાલય' એ સૂત્ર આધારે, મહાલનાં ૫૨ શાળાવાળાં ગામોમાંથી ૪૫ ગામોએ પુસ્તકાલયો ઉઘડી ચૂક્યાં છે અને ફક્ત કારોલી, નાદરી, બીલેશ્વરપુરા, બોયણ શઠોડ, શાનીપુર અને હાજીપુર આ ૬ ગામોએ ઉઘડવાનાં બાકી રહ્યાં છે; તો આ ગામોએ પણ પુસ્તકાલયો જેમ બને તેમ જલદી ઉઘડી જાય તેવી તજવીજ કરવા આ મહાલના મે. વહીવટદાર સાહેબને, મે. મહાલશાળાધિકારી સાહેબને, મહાલ પુ. મંડળના કાર્યવાહકોને જૂથમંડળના મંત્રીઓને અને બાકી જણાવેલાં ગામોના મુખ્ય શિક્ષકોને આ પરિષદ આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

**દ. મૂ.—ચંદુલાલ પ્રભાશંકર, રાંચરડા. અ. આ.—મોહનપુરી માધવપુરી, સોજા.**

**ઠરાવ ૩**—સરકાર અને પ્રાંત પંચાયતની માફક જે તે ગામની સ્થાનિક પંચાયત પણ, પોતાના ઉત્પન્નમાંથી સેંકડે ૧૦ ટકા પ્રમાણે મરજિયાત કામોમાં ખર્ચવાની રકમમાંથી મદદ આપી શકે છે, પણ તે પ્રમાણે કેટલીક ગ્રામપંચાયતો જે તે પુસ્તકાલય તરફથી માગણી થવા છતાં મદદ આપતી નથી, અને જે આપવા મંજૂર કરે છે તેના તરફથી જુલાઈ આખર સુધી પણ મળતી નથી; જેથી જે તે ગ્રામ પંચાયતો પોતાના પુસ્તકાલયોને બનતી મદદ આપવાની બજેટમાં મંજુર કરી, વેળાસર પુસ્તકાલયને આપે તેવી તજવીજ કરવા ગ્રામ પંચાયતોના અધ્યક્ષોને અને મહાલના મે. વહીવટદાર સાહેબને આ પરિષદ ભલામણ કરે છે.

**દ. મૂ.—ડાહ્યાભાઈ અંબાલાલ બારોટ, સેરીસા. અ. આ.—ઈશ્વરલાલ સાંકળેશ્વર, સાંતેજ**

**ઠરાવ ૪**—રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી શિષ્ટવાચનની જે પરીક્ષા લેવાય છે, તે પરીક્ષાનો મહાલના શિક્ષિત જનો પૂરતો લાભ લે તેવી તજવીજ કરવા મહાલનાં તમામ પુસ્તકાલયોના મંત્રીઓને અને બીજા તાલુકાઓની માફક આ મહાલમાં પણ મહાલ પૂરતી શિષ્ટ વાચનની પરીક્ષા

લેવાય તેવી યોજના કરવા મહાલ પુસ્તકાલય મંડળના વ્યવસ્થાપક મંડળને આ પરિષદ ભલામણ કરે છે.

દ મૂ.–ડાહ્યાભાઇ અંબાલાલ બારોટ–શેરીસા. અ. આ.–પ્રભુદાસ પુંજાભાઈ મોકાસણ
વિ. અ. આ.—શ્રી. ઉમેદભાઇ મો. સાહેબ

ઠરાવ ૫—મહાલનાં છેવટનાં નકકી થયેલાં ન્યૂથમંડળો રદ કરી, કેળવણી ખાતાએ નક્કી કરેલાં સેન્ટર પ્રમાણે ન્યૂથ મંડળ માનવા આ પરિષદ ઠરાવે છે. અને તે ન્યૂથ મંડળો નીચે પ્રમાણે કામ કરતાં થઇ જાય એવી આ પરિષદ વિનંતિ કરે છે:—

૧ દર ત્રણ માસે પોતાના ન્યૂથની સભા ભરવી અને તેનું નિવેદન મહાલ મંડળ તરફ મોકલવું.
૨ પોતાના ન્યૂથમાં આવેલાં તમામ પુસ્તકાલયો તપાસવાં.
૩ ન્યૂથમાં આવેલાં તમામ પુસ્તકાલયો અને વાચનાલયોનાં દર વર્ષે બજેટ બને તથા વાર્ષિક નિવેદન ખાતા તરફ નિયમિત જાય તેવી તજવીજ કરવી.
૪ ન્યૂથમાં શાળાવાળા જે ગામે વાચનાલય હોય ત્યાં પુસ્તકાલય ઉઘાડવાની તજવીજ કરવી.

દ. મૂ.—ભગવતીપ્રસાદ મણિલાલ, પલિયડ. અ. આ.—જેઠાલાલ નરસીભાઇ, ટીંટોડા.

ઠરાવ ૬—રાજ્ય પુસ્તકાલય મંડળે વસંત પંચમીને દિવસે ' પુસ્તકાલય પર્વણી દિન ' ઉજવવા ઠરાવ્યું છે. તે પ્રમાણે આપણા મહાલનાં તમામ પુસ્તકાલયોમાં તેવો દિન ઉજવાય, તેવી તજવીજ કરવા મહાલનાં તમામ પુસ્તકાલયોના મંત્રીઓને આ પરિષદ ભલામણ કરે છે અને જે તે પુસ્તકાલયે તેનું નિવેદન મહાલમંડળ તથા 'પુસ્તકાલય' માસિકના તંત્રી તરફ મોકલવા જણાવે છે.

દ. મૂ.—અંબાલાલ કેવળદાસ, વાસણ અ. આ.—મામાજી સવાજી, સોભાસણ

# સદ્‌૦ શ્રી. મોતીભાઇ અમીન સાહેબના સંપર્કમાં આવનાર સૌને વિનંતિ

પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રાણ અને કેળવણીના કાર્ય માટે અથાગ પરિશ્રમ કરનાર સદ્‌૦ શ્રી. મોતીભાઇ નરસિંહભાઇ અમીન સાહેબ તા. ૧–૨–૩૯ ના રોજ સદ્‌ગત થયાના સમાચાર આપે દૈનિક–સાપ્તાહિક વર્તમાનપત્રોમાં વાંચ્યા હશે.

" પુસ્તકાલય " માસિકનો આવતો અંક તેઓશ્રીના સ્મારકઅંક તરીકે પ્રસિદ્ધ કરવા નક્કી થયું છે.

આપ સદ્‌ગતના પરિચયમાં આવ્યા હો, એઓશ્રીના જીવનમાંથી જનતાને જાણવા જેવું આપ જે કંઇ મેળવી શકયા હો તે સદર અંકમાં પ્રસિદ્ધ કરવા માટે તા. ૨૮–૨–૩૯ સુધીમાં અમને નીચેના સરનામે મોકલી આપવા કૃપા કરશો.

લિ.
નાનાભાઇ ચંદ્રશેખર દીવાનજી
મણિલાલ પ્રભાશંકર વ્યાસ
તંત્રીઓ
" પુસ્તકાલય " માસિક

" પુસ્તકાલય " કાર્યાલય
C/O પુસ્તકાલય સ. સ. મંડળ લિ.
રાવપુરા, વડોદરા.




## પારિજાત*

અર્વાચીન કાવ્યલેખકોમાં ભાઇ પૂજાલાલનું સ્થાન અનોખું છે. એમનાં છૂટક કાવ્યો 'ઊર્મિ'માં, 'કુમાર'માં અને 'પ્રસ્થાન'માં વાંચેલાં ત્યારથી જ એમની કવિતા તરફ અમને સ્વાભાવિક પક્ષપાત થવા માંડેલો અને કવિતાના રસિયા એવા બીજા અંગત મિત્રોએ પણ સ્વાનુભવથી અમારા એ કથનને સમર્થિત કરેલું.

" કવિઓ ખરેખર સ્વાનુભવમાં સર્વાનુભવ કવે છે " એ સૂત્રાનુસાર શ્રી અરવિંદની પવિત્ર છાયામાં સર્વતોભદ્ર અને સર્વતોમુખી વિકાસ સાધતું એમનું માનસ એમની કેટલીક સુંદરતમ કૃતિઓને ચરણે ચરણે પ્રતિબિંબિત થતું માલૂમ પડે છે. આધ્યાત્મિકતાના રંગથી રંગાએલું એમનું માનસ કવિતાને માટે એમણે પસંદ કરેલા વિષયોમાં તથા એમની ભાવોની તેમ જ ઉપમાઓની પસંદગીમાં આપણે સ્પષ્ટ રીતે જોઇ શકીએ છીએ; અને તે ઉપરથી જ અમે તો માનીએ છીએ કે સર્વથા પવિત્ર અને સ્વર્ગીય વાતાવરણ જમાવવામાં ભાઇ પૂજાલાલ અજોડ છે એમ કહીએ તો તેમાં જરાયે અત્યુક્તિ નથી.

' ચિતારો, ' ' અતિથિ, ' ' તારૂં નામ, ' ' મ્હારે હૈયે આવ ' અને એવાં ઘણાં કાવ્યો પરમ આરાધ્ય જગદીશ્વર તરફની તેમની અખંડિત, અચલા ભકિતનાં દ્યોતક છે અને એ વાંચતાં આપણને નરસિંહ, મીરાં અને દયારામનું આપોઆપ સ્મરણ થઇ જાય છે. કીર્તિલોલુપતાથી અને દ્રવ્યપ્રાપ્તિની આશાથી રહિત વૃત્તિને લઇને જ તેઓ આવું સુંદર અને મંગલ સ્વરૂપ પરમાત્માની વીણાના સૂરો સાથે સંવાદિ સર્જન કરવા સમર્થ થઇ શકયા છે, અને માનવજાતિને ઇશ્વરાભિમુખ કરવા સફળ પ્રયાસ કરી શકયા છે.

એમના આ સંગ્રહમાં સુરુચિનો ભંગ થાય એવું કશુંય નથી, જો કે 'કુવિવેચકને' એ કાવ્ય લખવાને બદલે તેવાઓ તરફ તેમણે મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષા પૈકીની ઉપેક્ષા જ દર્શાવી હોત તો તે વધારે ઠીક થઇ પડત.

વૃત્તોનું નાવીન્ય પણ તેમણે ઠીક ઠીક સાધ્યું છે. ગુર્જરપચાર, દીર્ઘપચાર, પૃથ્વીતિલક, ચાર પંક્તિઓને બદલે પાંચ પંક્તિઓની કડીઓ વગેરેમાં નવીનતાના પ્રયાસો આપણે જોઇ શકીએ છીએ પરંતુ તે કેટલે અંશે સફળ થયા છે તે કહેવું કઠિન છે; છતાં એટલું તો અમને લાગે જ છે કે શ્રી. ઠાકોરનો પૃથ્વીતિલક રચવામાં અને અત્યંત અર્થઘન શૈલી સાધવામાં કદાચ કિલષ્ટતા નહિ છતાં કલેશગમ્યતા અથવા કહો કે દુર્બોધતા તો આવી

* લેખક: પૂજાલાલ રણછોડદાસ દલવાડી, પ્રકાશક: અરવિંદ કાર્યાલય, આણંદ. કિંમત બે રૂપિયા.

જવા પામી જ છે. તેમણે સ્વેચ્છાએ રચેલાં પદો અને ' નાવિક ' જેવાં ગીતો તેમનાં ક્લેશગમ્ય સૉનેટો કરતાં વધારે પ્રવાહી અને સામાન્ય જનતાને ઉપકાર છે. તેમની કવિતામાં યતિભંગ મોટા પ્રમાણમાં જોવામાં આવે છે. અહીં સ્થાલીપુલાકન્યાયે બે ત્રણ નમૂના ઊતારીશું:

" કાં આંખો સુ ા હાંય હારી ન ખોલે ? "
" ખુલ્લાં છે સ ા વે દિશા એ સદાનાં "
" મૈત્રીના ચ્હા ા ના તળે લ્હાણુ થાયે "

ભાઈ પૂજાલાલની ભાષા પ્રૌઢ છે છતાં વર્ણવિકૃતિ પણ પ્રસંગોપાત નજરે પડે છે:—

" લઇ કુસુમ મંજરી, ગૂંથત વેણી તારી પ્રિયે !
" સુરંગિત સુગંધિ પુષ્પરજ છાંટી તારે મુખે "

૬૦ મું કાવ્ય ' વિશ્વદેવ ' તેમાં વસંતતિલકામાં ત્રીજી ઉપજાતિની પંક્તિ મૂકવાથી કંઇ પણ સવિશેષ અર્થ સધાતો હોય એમ માનવાને અમે તૈયાર નથી.

આશા છે કે અમારાં આ નમ્ર સૂચનો ઉપર ભાઇ પૂજાલાલ થોડોક વિચાર કરશે; અને જો તેમની ખાતરી થાય તો ભવિષ્યમાં એવી ત્રુટિઓથી દૂર રહેવા પ્રયાસ કરશે.

કવિએ કેટલાંક કાવ્યો ચિત્રો જોઇને રચેલાં છે; એ પ્રયાસ આપણી ભાષામાં નવો છતાં અનુકરણીય છે.

તેમનાં " પ્રિયા કવિતાને " તથા " કવનાતુરને " એ કાવ્યો તો અત્યંત હૃદયંગમ હોઇ કવિતાના પ્રત્યેક અભ્યાસીએ મનન કરવા જેવાં છે.

તેમની સ્વદેશભાવના અને ધર્મભાવના અત્યંત વિશાળ છે; તે કથનના પુરાવા તરીકે " ઇસુ જન્મ મહોત્સવ " કાવ્ય પ્રતિ અંગુલિનિર્દેશ પૂરતો થઇ પડશે.

આપણે આશા રાખીશું કે કવિ પૂજાલાલની કાવ્યશક્તિ ગાઢતમ બને અને તેમની કવિતાઓ ગુજરાતને ગૌરવ લેવા જેવી થઇ પડે.

કવિતાસાહિત્યના પ્રત્યેક શોખીને આ સંગ્રહ ઘરમાં વસાવવા જેવો છે; કારણ કે તેના વાચનથી વાચકને આનંદ, ઉલ્લાસ, ઉષ્મા અને નવસર્જનની શક્તિ મળ્યા સિવાય નહિ જ રહે એમ અમે સ્વાનુભવથી નિઃસંકોચ કહી શકીએ છીએ.

છેવટે આ સુંદરતમ સંગ્રહનું હજી વધારે વિસ્તૃત અને સહાનુભૂતિભર્યું વિગતપૂર્વક વિવેચન કરવામાં આવે એમ હરકોઈ કાવ્યાનુરાગી ગુજરાતી ઇચ્છે તે સાહજિક છે; આવા સુંદર સંગ્રહને પ્રકટ કરવા બદલ ભાઇ પૂજાલાલને અમે હાર્દિક અભિનંદન આપીએ છીએ.

—વિવિત્સુ

**૧. વીરશાર્દૂલ અને બીજી વાર્તાઓ**—લેખક તથા પ્રકાશક : શેઠ ગુલાબચંદ વલ્લભજી, ૨૭૦, ફ્રિયર રોડ, કોટ, મુંબાઇ ૧; ૧૬ પેજી ૮૬, ૧૯૩૯; કાચું ભાવવાહી અને માંગલિક પ્રસંગ દાખવતા ચિત્રવાળું બોર્ડનું પૂઠું, મૂલ્ય રૂ. ૨-૮-૦.

' શારદા ', ' કલાપિ ' ' ચંદ્રજ્યોતિ ' વગેરે સામયિકોમાં આ વાર્તાઓ અગાઉ પ્રસિદ્ધ થઇ ચૂકી છે. આજે એ સંગ્રહ પુસ્તકરૂપે એક ધનિકની મદદથી કર્તા તરફથી બહાર પડે છે. આમાં વીર શાર્દૂલ ઉપરાંત બીજી સાત વાર્તાઓ છે. પ્રસંગો પણ જુદા જુદા છે, પાલીતાણાવાળા ચિત્રકાર હરિલાલ ત્રિવેદી અને ચિત્રકાર રવિશંકર પંડિત

બી. એ. એ બન્નેએ, પુસ્તકની વાર્તાઓને સજીવ બનાવે અને બંધબેસતાં આવે એવાં સુંદર ચિત્રોથી શણગારી છે. એકંદર વાર્તાનાં વસ્તુની ચોખવટ કરતાં ૮ ચિત્રો છે. વાર્તાઓ રસમય, પ્રોત્સાહક, મનોરંજક અને બોધક છે. શૂરવીરતા અને શુદ્ધ પ્રેમની આ વાર્તાઓ વાંચવા માંડ્યા પછી હાથમાંથી મૂકવી ગમે એવી નથી. વચનની વિશુદ્ધતા અને તેને પાળવાનો ટેક, સ્ત્રીની નીચતા અને ભોળપણ, પ્રેમની પરાકાષ્ઠા વગેરે તત્ત્વો આ વાર્તાઓમાં ખાસ તરી આવે છે.

૨. **સ્મૃતિ અને દર્શન**—લેખક અને પ્રકાશક : ત્રિવેદી રતિલાલ મોહનલાલ: ૫૫, બ્રાહ્મણ સોસાઇટી, એલિસ બ્રિજ, અમદાવાદ; ક્રાઉન ૧૬ પેજી કદ; ૧૯૩૮; પૃ ૧૯૫; આચ્છાદનવાળું પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૧–૮–૦.

આ પૂર્વે ભાઇ રતિલાલનાં બે ચાર પુસ્તકો પ્રસિદ્ધિ પામી ચૂક્યાં છે. 'હિન્દનાં વિદ્યાપીઠો' નામનું પુસ્તક ગુજરાતી સાહિત્યના અભ્યાસીઓને પરિચિત છે. આ પુસ્તકમાં ત્રણ વિભાગ છે. પહેલામાં કર્તાના કેટલાક પ્રવાસોનું વર્ણન છે. એમાં ઉત્તર અને પૂર્વ હિંદુસ્તાનમાં કર્તાએ કરેલા પ્રવાસની સ્મૃતિ આલેખી છે. બીજા અને ત્રીજામાં સાહિત્ય, કાવ્ય, તત્ત્વજ્ઞાન, ધર્મ અને સંસ્કૃતિ ઉપર વિવેચન છે. કેટલાક લેખો નવીન પણ છે. ' વસંત ' ' કૌમુદી ' ' પ્રસ્થાન ' વગેરે માસિકોમાં આમાંના ઘણાખરા લેખો જુદે જુદે સમયે લગભગ પાછલા ૨૦ વર્ષમાં પ્રસિદ્ધ થએલા તેનો આમાં સંગ્રહ છે. બીજા વિભાગમાં લેખકની તાત્ત્વિક અને સાહિત્યવિવેચક દૃષ્ટિ નજરે પડે છે. કવિતા અને તત્ત્વજ્ઞાનીનો મેળ આમાં મળી આવે છે. કવિ માનસનો અભ્યાસ વગેરે બાબતો પ્રધાનપણે ચર્ચી છે. એમાં પણ વિવિધતા છે. ત્રીજા વિભાગમાં ધર્મ અને સંસ્કૃતિ સંબંધી લેખો છે. આ આખું પુસ્તક સામાન્ય મનુષ્ય જનતાને કદાચ સમજવું સુગમ ન પડે, પરંતુ કેળવણી પામેલાંઓને તો એ ઉપયોગી માલૂમ પડશે. વિષય પરત્વે વિચારો પ્રૌઢ અને ઉચ્ચતર છે. આવાં મનનીય પુસ્તકો પુસ્તકાલયો જરૂર ખરીદે. એમાંથી ચારિત્ર્યનું ઘડતર, વિચારશ્રેણી અને પ્રગલ્ભતા વગેરે ઉદ્‌ભવશે. પુસ્તક અભ્યાસપૂર્ણ અને સૂક્ષ્મદૃષ્ટિના પરિણામરૂપ છે. આવાં પુસ્તકોની ચારિત્ર્યના ઘડતર માટે ખાસ જરૂર છે.

૩. ***અમ્મા***—*કર્તા તથા પ્રકાશકઃ ભોગીલાલ ગાંધી, નવી દુનિયા કાર્યાલય, ગાંધીરોડ* અમદાવાદ; ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી, સચિત્ર પૂઠું; પૃષ્ઠ ૧૫+૩૦૮; મૂલ્ય રૂ. ૨–૦–૦.

રશિયન સાહિત્યકાર મેક્સિમ ગોર્કીના ' મધર ' નામના પુસ્તક પરથી આ પુસ્તક લખાયું છે અને ' નવી દુનિયા ગ્રંથમાળા 'ના ૩ જા પુસ્તકરૂપે પ્રસિદ્ધ થાય છે. એમાં મજૂરોના પ્રશ્નની છણાવટ છે. પરેશ અને તેની મા બંગાળના એક ગામડામાં રહે છે. તેઓ કામદાર વર્ગનાં છે. સરકાર, જમીનદાર અને કારખાનદારોના જુલ્મ નીચે બંગાળાના કામદારો સડી રહ્યા છે. પરેશ અને તેના જુવાન ગોઠીઆઓ આખરે સામા થઇ કામદારોને સંગઠિત કરે છે અને કારખાનદારોના જુલ્મો સામે શિર ઉઠાવી બળવો જગાવે છે. સરકારની મદદથી કારખાનદારો તેમને દાબી દેવા માંગે છે. પરેશની અભણ મા જે પહેલાં તો કશું સમજતી જ નહોતી, તે આ લોકોના વારંવારના સંપર્કમાં આવતાં અને તેમની વાતચીત સાંભળતાં સાંભળતાં ધીરેધીરે એમાં ભળે છે. અને ધીરેધીરે પરેશ અને એના ગોઠીઆઓને મદદ પણ કરી રહી છે, અને ધીરે ધીરે ક્રાંતિમાં સક્રીય ભાગ લેતી થાય છે. આખરે કેટલાંક દમનનાં

દરિયો જોતાં છેવટે એ પણ ક્રાંતિકારી બની જાય છે. દમનથી અબણ મનુષ્યો પણ કેવાં સામ થઇ જાય છે અને પોતાનાં આત્મીય જનો પર થતા જુલ્મોથી કેવાં ઉશ્કેરાઇ જાય છે અ આખરે પોતે પણ તેવાં થઇ જાય છે તે 'મા'ના પાત્ર પરથી બહુ સારી રીતે સમજાય છે. મજૂરો પ્રશ્નો સમજવા માટે આવાં પુસ્તકો ઉપયોગી છે. આપણે ત્યાં પણ આ પ્રવૃત્તિ હાલમ ચાલી રહી છે તેવે સમયે આ પુસ્તક પ્રજામાં કામદારોની સ્થિતિ અને તેમની ચળવળ પ્ર સહાનુભૂતિ અને અનુકંપા જાગ્રત કરશે.

૪. **માતા કે રાક્ષસી**—લેખક : નમકસાર, : પ્રકાશક મણિલાલ ઇચ્છારામ દેસાઇ, નવી રોશની કાર્યાલય, ૩૫, હમામ સ્ટ્રિટ, કોટ, મુંબાઇ, ૧૯૩૬; ક્રાઉન ૧૬ પેજી, પાકું સચિત્ર અચ્છાદનવાળું પૂઠું; પૃષ્ઠ ૬+૧૮૨; મૂલ્ય. રૂ. ૧–૦–૦

' નવી રોશની ' સામયિકમાં આ વાર્તા કટકે કટકે પ્રસિદ્ધ થએલી તે ૧૯૩૬ માં પુસ્તકરૂપે પ્રસિદ્ધિ પામી છે. આવેશમાં પતિનું ખૂન કરી પાછળથી પસ્તાવો કરતી અને છોકરાં માટે પ્રાણ પાથરવા તૈયાર તેમજ તેમને નામોશીમાંથી બચાવવા ગમે તેવાં સંકટ ખેલવા તૈયાર, હીરા નામ ફેરવી અન્ય દૂરના ગામમાં જઇ નવે નામે દિવસ ગુજારનાર નારીની કથા છે. એમાં માતાનો અપત્યપ્રેમ, તેની હિંમત, નિશ્ચય અને કર્તવ્યપરાયણતા બહુ સુંદર રીતે દૃષ્ટિગોચર થાય છે.

પુસ્તક રોમાંચક હોઇને આનંદ આપે એવું છે. બોધક પણ છે. વ્યસનોથી અને હલકી સોબતથી મનુષ્યો કેવા ગુન્હા કરે છે અને આખા કુટુંબને કેવા હેરાન કરે છે તે આમાં જણાય છે. અને પત્નિ બહુ અકળાય ત્યારે છોકરાંને માટે પતિનું ખૂન કરવામાં પણ પાછું વાળી જોતી નથી તેનો તાદશ ચિતાર આ પુસ્તકમાં આપ્યો છે.

છપાઇ, બાંધણી વગેરે સારૂં છે પરંતુ કાગળ સારા નથી.

૫. **શા માટે બન્ધન ?**—અનુવાદક : માણેકલાલ ગોવિંદલાલ જોષી; પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ; ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી; પાકું પૂઠું; પૃષ્ઠ ૧૩+૨૫૯; મૂલ્ય ૧–૪–૦

ગૂર્જર ગ્રંથમાળાનું આ ૮ મું પુસ્તક છે. પેન્ટેલીમોન રોમાનોફ નામના રશિયન લેખકની કૃતિનો આ અનુવાદ છે. એમાં લગ્ન કરી શા માટે બન્ધનમાં પડવું જોઇએ એ વિષય ઉપર એક સ્ત્રીની કથની છે. પતિ છતાં અન્ય જોડે પ્રેમમાં પડનાર તરુણીના તરંગો અને તેની પતિને પ્રથમ છેતરી આખરે છડેચોક તેનાથી છૂટી પડી પોતાના પ્રિય પુરુષ જોડે રહે છે એ દશામાં પડતા પહેલાં પોતાનાં વીતક આમાં કરુણ રીતે વર્ણવ્યાં છે. પુસ્તકમાંનું વસ્તુ વિચારવા જેવું હોઇને કાચી ઉંમરનાં યુવાનોનાં હાથમાં બનતા સુધી ના જાય એ માટે કાળજી રાખવા જેવું આ પુસ્તક છે. આવાં પુસ્તકોને ઉત્તેજનની જરૂર નથી.

કાગળ, છપાઇ, બાંધણી વગેરે સારૂં છે. કિંમત પણ માફકસર છે.

૬. **કલાસૃષ્ટિ**—અનુવાદક : મહેતા છેદુમતી અને મહેતા ભૂપતરાય, પારસી અગીઆરી લેન, અમદાવાદ; પ્રકાશક : શાહ અંબાલાલ બુલાખીદાસ; દરવાજાવાળો ખાંચો; શાહપુર, અમદાવાદ; ૧૯૩૮; ક્રાઉન ૧૬ પેજી; ભાવવાળા સુંદર સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું; પૃષ્ઠ ૨૭+૪૬૧; મૂલ્ય રૂ. ૧–૮–૦.

• જાણીતા થિયોસોફિસ્ટ ભાઈ સી. જીનરાજદાસે અંગ્રેજીમાં લખેલા આ આધ્યાત્મિક પુસ્તકનો અનુવાદ શ્રી. ઇંદુમતી તથા ભાઈ ભૂપતરાયે ગુજરાતી ભાષામાં ઉતારીને ગુજરાતી સાહિત્યમાં સારો ઉમેરો કર્યો છે. શ્રીયુત જીનરાજદાસ થિયોસોફિકલ સોસાયટીના પ્રખર વક્તા તથા સ્તંભરૂપ હોઈને એમનું થિયોસોફીનું જ્ઞાન પણ બહોળું અને ઊંડું છે. એમણે કલાની દૃષ્ટિએ પરાબુદ્ધિ અથવા દેવપ્રજ્ઞા ઉપર સુસ્પષ્ટ અને વિસ્તૃત વિવેચન કર્યું છે તે અધ્યાત્મવાદીઓને તેમ જ કલારસિકો, શિક્ષકો વગેરેને પોતાના અનુભવો ઉપર સારો પ્રકાશ પાડી શકશે. એમના જીવનનો મુખ્ય સંદેશ એ છે કે 'પ્રભુનો પ્રેમ પ્રજ્ઞા અને પ્રતાપ અથવા શક્તિ ઉપરાંત સૌન્દર્ય મારફત પણ પ્રગટે છે.' થિયોસોફી આપણને બ્રહ્મવિદ્યા અથવા આંતરપ્રભુતા મેળવવા પ્રેરણા કરે છે. કલા એટલે શું ? કલાકાર કોણ ? પરાબુદ્ધિનો ઉપયોગ, સ્વરૂપ માર્ગ, વિકાસ તેમ જ પ્રજ્ઞાની પ્રેરણા, તેનો પ્રકાશ, તેનો સંદેશ વગેરે કલાની દૃષ્ટિએ પોતાના અનુભવ ઉપરથી વર્ણવ્યું છે. થિયોસોફીના અનુયાયીઓને તેમ જ બ્રહ્મવિદ્યા અથવા અધ્યાત્મવિદ્યાના જિજ્ઞાસુઓને તથા ઇતર જિજ્ઞાસુઓને પણ આમાંથી બહુ જ જાણવાનું મળશે અને તેમના કેટલાક ગૂઢ પ્રશ્નોનું નિરસન પણ આમાંથી મળી રહેશે.

મોટાં પુસ્તકાલયો જરૂર ખરીદે. કિંમત ઘણી જ ઓછી છે એટલે અન્ય પુસ્તકાલયોને લેવામાં હરકત આવશે નહિ. ઓછી કિંમત રાખવા માટે અનુવાદકોને અભિનંદન ઘટે છે. છપાઈ, બાંધણી, કાગળ વગેરે સારું છે. મૂળ લેખકનું ઓળખાણ પણ આમાં ટૂંકામાં આપ્યું છે.

૭. **પૃથ્વીનો ઇતિહાસ**:—કર્તા: યશવંત ગુલાબભાઈ નાયક, પ્રકાશક : અંબાલાલ બુલાખીરામ જાની; મંત્રી: શ્રી. ફાર્બસ ગુજરાતી સભા, ૩૬૫, કોંગ્રેસ હાઉસ લેન, વિઠ્ઠલભાઈ પટેલ રોડ મુંબાઈ નં. ૪; ૧૯૩૬, ક્રાઉન ૧૬ પેજી; પૃષ્ઠ ૬+૧૧૦; બોર્ડનું પૂઠું; મૂલ્ય ૧૨ આના.

શ્રી. ફાર્બસ ગુજરાતી સભા ગ્રંથાવલિનું આ ૩૦મું પુસ્તક છે. એમાં ભાઈ યશવંત નાયકે પૃથ્વી સંબંધી જરૂરી માહિતી ટૂંકામાં આપી છે. ગુજરાતી ભાષામાં પૃથ્વી સંબંધી માહિતી આપનારાં પુસ્તકો વિરલ છે. તેમાં આવી સરળ અને આડંબર વગરની શૈલીમાં આવી માહિતી આપતું આ પ્રથમજ પુસ્તક છે. જે પૃથ્વી ઉપર આપણે રહીએ છીએ, જેનાથી આપણું પોષણ થાય છે અને જ્યાં આપણે જીવન ગુજારીએ છીએ તે પૃથ્વી સંબંધી થોડી માહિતી દરેક મનુષ્યે જાણવી જોઈએ. ભાઈ નાયકે એ હકીકત સંક્ષેપમાં અત્રે આપી છે. શાળાઓ, પુસ્તકાલયો, શિક્ષકો વગેરેને આ પુસ્તક ઘણું ઉપયોગી થઈ પડે તેવું છે. પૃથ્વીની ઉત્પત્તિ, સૂર્યમંડળમાં તેનું સ્થાન, પૃથ્વીનાં મુખ્ય અંગો, પાષાણોના પ્રકાર, આબોહવા, હવામાન અને વરસાદની અસર, પૃથ્વીમાં થતા ફેરફારો અને તેનાં કારણો, ભૂસ્તર પડોનું સ્થિતિ-પરિવર્તન, પૃથ્વીનું વય તથા ભવિષ્ય વગેરે સંબંધી માહિતી આકૃતિઓ સાથે સારી રીતે સમજી શકાય એવી સરળ ભાષામાં આપી હોવાથી આ પુસ્તક દરેક ઘરમાં રાખવા જેવું છે. મૂલ્ય પણ વિશેષ નથી.

• ફાર્બસ સભા દ્વારા આવા ગ્રંથો સુલભ કરવા માટે સભાને અભિનંદન ઘટે છે. કાગળ, છપાઇ, બાંધણી ઉત્તમ છે.

—ના. ચં. દીવાનજી

૮ **ગુજરાતના મુસલમાનો ભા. ૧**—ભાષાન્તરકર્તા: કરીમ મહમદ માસ્તર એમ એલ એલ. બી. ચીફ જ્યુડીશિયલ ઑફિસર જુનાગઢ સ્ટેટ. પૃ. ૨૮૨. પાકું પૂઠું કિં. ૨–૦–૦

આ પુસ્તક બૉમ્બે ગવર્નમેન્ટ ગેઝેટિયર, પુસ્તક ૯, ભા. ૨ના વિભાગ ૧નું ભાષાન્તર છે. કર્તાએ ગુજરાતના ઇતિહાસ સંબંધી ગુજરાતી ભાષા જાણનારાઓ માટે સુંદર સાહિત્ય પીરસ્યું છે. ગુજરાતના મોટા ભાગમાં મુસલમાનો વસે છે. જેઓ પોતે ગુજરાતી છે, ગુજરાતની અમુક મુસલમાન કોમના છે એમ જાણે છે, છતાં એ કોમની ઉત્પત્તિ કે વિકાસ સંબંધે કંઇ જ જાણતા નથી એવાઓ આમાંથી પોતપોતાની કોમનું જ્ઞાન મેળવશે કે જિજ્ઞાસુ ઇતિહાસવેત્તાઓ આના આધાર ઉપર ગુજરાતના મુસલમાનો સંબંધે જ્ઞાન મેળવી યોગ્ય અવસરે ઉપયોગ કરશે તો પ્રયત્ન સફળ થયો ગણાશે.

ભાષાન્તરકારે પોતાની લાક્ષણિક શૈલીએ આ ઇતિહાસના પુસ્તકને વિશેષ શોભાવ્યું છે એમનું ગુજરાતના મુસલાનો પ્રતિ ભારે ઋણ ચઢેલું છે. એમણે 'ઇસ્લામની ઓળખ, 'કાવ્યો ને લેખો' 'મુસલમાન વકફ એક્ટ' વગેરે લખી ગુજરાતની ઠીક ઠીક સેવાઓ કરી છે–કરે જાય છે. આ પુસ્તકમાં મુસલમાનોની મુખ્ય કોમોથી લઇને તેમાંની ધાર્મિક કોમો, વેપારી વર્ગો, ખેડૂતો, કારીગરો, નોકરીઓ કરનારા, મજૂરી કરનારા વગેરે મુસલમાનો સંબંધી સુંદર વિવરણ કર્યું છે.

ટુંકામાં કહીએ તો આ પુસ્તક ગુજરાતના મુસલમાનો માટે એક ગૌરવભર્યો સત્ય હકીકત રજૂ કરતો ગ્રંથ છે. સૌ કોઇ એને વસાવે. બીજો ભાગ સત્વરે પ્રકાશમાં આવો.

૯ **હસતું મોં**—સંગ્રાહક : રમણલાલ નાનાલાલ શાહ, તંત્રીઃ બાલજીવન, પ્રકાશકઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો; અમદાવાદ, પૃ. ૪૮, પૂઠું જાડા કાગળનું, આવૃત્તિ ૩ જી કિં. ૦–૩–૦

આ પુસ્તક ગુર્જર બાલ ગ્રંથાવલિનું ૧૨ મું પુસ્તક છે. એમાં રમુજી હાસ્યના ટુચકાઓ પીરસવામાં આવ્યા છે. બાળકો તથા સામાન્ય ભણેલા સૌ એનો ઉપયોગ કરે ને હસ્યા કરે. હાસ્યપ્રેમીઓ એને જરૂર અપનાવે. ટુંકા વખતમાં આની ત્રીજી આવૃત્તિ થાય છે એ ખુશ થવા જેવું છે. ત્રણ આના કિંમત વધારે પડતી ગણી શકાય.

'દ્રષ્ટા'

૧૦ **પારસી વીરલાઓ**—લેખક શ્રી. નાહોબી, તે એન. એચ. બીલીમોરીઆ, પ્રકાશકઃ જામે જમશેદ કાર્યાલય-કોટ, મુંબઇ. પૃ. ૭૫૨, પાકુ પૂઠું; ૧૯૩૯.

ભાઇ નહોબીએ આ પુસ્તક તૈયાર કરી પારસી આલમની ઉત્તમ સેવા બજાવી છે. આજે આપણે ત્યાં શિષ્ટ વાચન તરીકે જીવન ચરિત્રોને પ્રથમ સ્થાન અપાય છે, કારણ કે મોટાઓનાં જીવનચરિત્રોમાંથી આપણને ઘણું જાણવાનું મળે છે.

આપણે ત્યાં પારસી કોમમાં થઇ ગયેલા સૌ મહાપુરુષોને બહુ થોડાક જ જાણે છે. અને તેમાં પણ વ્યાયામના અખાડાઓના ઉસ્તાદોનો પરિચય તો ઘણા થોડાઓને જ હોય છે. આવી એક ઉણપ ભાઇ 'નાહોબી'એ પૂરી પાડી પારસી કોમની અને ગુજરાતી સાહિત્યની ઠીક ઠીક સેવા બજાવી ગણી શકાય, પુસ્તકની પ્રસ્તાવના શ્રી. અરદેશર મર્ઝબાને લખી છે,

જેમાંથી પુસ્તકની ઉત્તમતાનો ઉડતો ખ્યાલ આપણને મળી આવે છે. અને રા. જે. આર. જીજીભાઇએ અંગ્રેજીમાં લખેલો ઉપોદ્ઘાત પારસીઓના ઇતિહાસ પર ઠીક ઠીક પ્રકાશ પાડે છે. ઇચ્છીએ કે, આવું અનુપમ પ્રકાશન પારસી કોમની ઉત્તમ સેવા બજાવી પ્રેરણા આપ્યા કરે.

**૧૧ મુદ્રણકળા**—લેખક અને પ્રકાશક શ્રી. છગનલાલ ઠાકોરદાસ મોદી બી. એ. માલિક ગુજરાતી ટાઇપ ફાઉન્ડ્રી, મુંબઇ. ડેમી આઠ પેજી, પૃષ્ઠ ૨૪, સાદું પૂઠું.

આ પુસ્તક કટકે કટકે 'ગુજરાતી' પત્રમાં છપાતું હતું ત્યારે મારા જેવાઓએ લેખમાળા વાંચવા આતુર રહેતા હતા. આજે એ પુસ્તકાકારે બહાર પડેલું જોઇ આનંદ થાય છે.

આપણે ત્યાં છાપખાનાના ઉદ્યોગને લગતી માહિતી આપતાં પુસ્તકો ગણ્યાં ગાંઠયાં જ છે. અને જે છે તે માત્ર આપણા દેશમાં ચાલતા ઉદ્યોગને આધારે તૈયાર થયેલાં છે. પરંતુ આ પુસ્તકમાં પરદેશોમાં ચાલતા આ ઉદ્યોગને લગતી માહિતી એકત્ર કરી સંગ્રહવામાં આવી છે. એથી આ ઉદ્યોગમાં હિત ધરાવનારાઓ અને રસ લેનારાઓને આ નાના પરંતુ ઉપયોગી પુસ્તકમાંથી ઠીક ઠીક જાણવાનું મળી આવશે.

આ પુસ્તક તૈયાર કરીને લેખકે આપણા દેશના છાપખાનાનો ઉદ્યોગ કરનારાઓને સારી એવી માહિતી પૂરી પાડી છે.

મ. પ્ર. વ્યાસ

## સામયિકો

**વેપાર**—તંત્રી અને પ્રકાશક : કાન્તિલાલ મહેતા. વિઠ્ઠલભાઇ પટેલ રોડ, મુંબઇ. ૪. ઉત્તમ કાગળ, સુંદર છપાઈ, વાર્ષિક લવાજમ રૂા. ૬)

'વેપાર" માસિક વેપારીઓને-મોટા વેપારીઓને લગતા વિષયો ચર્ચે છે. આંતર્રાષ્ટ્રીય વેપાર ખેડનાર વેપારીઓને આ માસિક અતિ ઉપયોગી થઇ પડવા સંભવ છે. વેપારી-આલમના અગ્રણીઓએ એને ઠીક આવકાર આપ્યો છે. આશા રાખીએ દેશ-પરદેસનો વેપાર ખેડના વેપારીઓને 'વેપાર' માસિક માર્ગદર્શક નીવડે.

**નૌકા**—( સાપ્તાહિક ) માદન તંત્રી શ્રી. વી. કે. પારેખ બી. એ. એલ. એલ. બી. કોચીન ( મલબાર ) વાર્ષિક લવાજમ રૂા. ૪)

કોચીન જેટલે દૂર મદ્રાસ ઇલાકામાં પણ આપણા અનેક ગુજરાતીઓ છે, એ મહા-ગુજરાતમાં વસતા ગુજરાતીઓની સેવા અર્થે આ સાપ્તાહિક શરૂ કરવામાં આવ્યું છે. કોચીનમાં પણ એક ગુજરાતી મંડળ છે. જાણવા પ્રમાણે તે ત્યાંના ગુજરાતીઓની ઠીક ઠીક સેવા બજાવે છે. ગુજરાત બહાર વસતા એ ગુજરાતીઓની સેવા કરવામાં "નૌકા" સફળ નીવડો.

**સ્વીકાર**—બીલીમોરાના સાર્વજનિક પ્રસુતિ ગૃહ તથા સ્ત્રીઓ અને બાળકો માટેના દવાખાનાનો બીજા વર્ષનો રિપોર્ટ.

મ. પ્ર. વ્યાસ

—※—

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | તારીખ |
|---|---|---|---|---|
| આયુર્વેદવિજ્ઞાન | ૨૧ | ૧૨ | આશ્વિન | ૩-૧૨-૩૯ |
| ઊર્મિ | ૮ | ૨ | ફેબ્રુઆરી | ૩-૨-૩૯ |
| કિશોર | ૪ | ૪ | શ્રાવણ | ૨૨-૧૦-૩૮ |
| કુમાર | ૧૬ | ૧ | જાન્યુઆરી | ૨૭-૧-૩૯ |
| ખેડૂત, ખેતી ને સહકાર | ૫ | ૭ | ફેબ્રુઆરી | ૧૧-૨-૩૯ |
| ખેતીવાડી | ૪ | ૧૦ | ફેબ્રુઆરી | ૮-૨-૩૯ |
| ખેતીવાડીવિજ્ઞાન | ૨૭ | ૬ | ફેબ્રુઆરી | ૩-૨-૩૯ |
| ગુણસુન્દરી | ૩૧ | ૬ | ફેબ્રુઆરી | ૨-૧-૩૯ |
| ગ્રામજીવન | ૯ | ૭ | ફેબ્રુઆરી | ૨-૨-૩૯ |
| ચરોતર | ૯ | ૧ | જાન્યુઆરી | ૧૬-૧-૩૯ |
| ચિત્રમય જગત | ૨૪ | ૧૨ | ફેબ્રુઆરી | ૨-૨-૩૯ |
| નવચેતન | ૩૪ | ૪ | ફેબ્રુઆરી | ૬-૨-૩૯ |
| નવરચના | ૩ | ૧૦ | જાન્યુઆરી | ૧૭-૧-૩૯ |
| પાટીદાર | ૧૬ | ૪ | માહ | ૨૬-૧-૩૯. |
| પૂર્ણિમા | ૨ | ૬ | જાન્યુઆરી | ૧૭-૧-૩૯ |
| પ્રસ્થાન | ૧૪ | ૧ | કારતક | ૧૧-૧૨-૩૮ |
| ફાર્બસ ગુ. સભા ત્રિમાસિક | ૩ | ૩ | ઑક્ટો-ડિસેમ્બર | ૧૪-૧૧-૩૮ |
| બાલમિત્ર | ૧૮ | ૭ | ફેબ્રુઆરી | ૨-૨-૩૯ |
| બાલસખા | ૨ | ૯ | ફેબ્રુઆરી | ૨-૨-૩૯ |
| બાળક | ૧૭ | ૨ | ફેબ્રુઆરી | ૧-૨-૩૯ |
| બાલજીવન | ૧૭ | ૪ | ફેબ્રુઆરી | ૯-૨-૩૯ |
| બુદ્ધિપ્રકાશ ત્રિમાસિક | ૮૫ | ૪ | ઑક્ટો૦-ડિસે૦ | ૮-૧-૩૯ |
| માનસી ત્રિ૦ | ૩ | ૩ | ઑક્ટો.-ડિસે. | ૫-૧૧-૩૮ |
| યુવક | ૯ | ૨ | ફેબ્રુઆરી | ૨-૧-૩૯ |
| વસંત-ત્રિમાસિક | ૩૭ | ૪ | શ્રાવણ-આશ્વિન | ૩-૧૧-૩૮ |
| વૈદ્યકલ્પતરુ | ૪૪ | ૨ | ફેબ્રુઆરી | ૮-૨-૩૯ |
| વ્યાયામ | ૨૪ | ૫ | જાન્યુઆરી | ૨૨-૧-૩૯ |
| શારદા | ૩૦ | ૪ | જાન્યુઆરી | ૧૫-૧-૩૯ |
| શિક્ષણપત્રિકા | ૧૩ | ૧૧ | પોષ | ૨૧-૧-૩૯ |
| સૌરાષ્ટ્ર શિક્ષક | ૧૨ | ૨ | સપ્ટે-નવે. | ૧-૧૨-૩૮ |
| સ્ત્રીબોધ | ૮૩ | ૨ | ફેબ્રુઆરી | ૩-૨-૩૯ |

# પુસ્તકાલય પર્વણી

[ વસંતપંચમી—તા. ૨૫-૧-૩૯ ને રોજ રાજ્યના ચારે પ્રાંતોમાં પર્વણીદિન તરીકે સ્થળે સ્થળે ઉજવાયો હતો. તેને લગતા જે હેવાલો અમને મળ્યા છે તેનો સારભાગ અત્રે આપીએ છીએ. ]

**ભાન્ડુ-તા. વિસનગર**—પુસ્તકાલયને ધ્વજા-પતાકાઓથી શણગારવામાં આવ્યું હતું. સભા ભરી તેમાં " પુસ્તકાલયથી થતા લાભો " સમજાવવામાં આવ્યા હતા.

**બાકરોલ-તા. પેટલાદ**—વિદ્યાર્થીઓનું સરઘસ કાઢવામાં આવ્યું હતું. મકાનને ધ્વજા-પતાકાથી શણગારવામાં આવ્યું હતું તથા પુસ્તકાલયથી થતા ફાયદા સમજાવવામાં આવ્યા હતા.

**મુડેલી-તા. ડભોઇ**—ઉપર પ્રમાણે કાર્યક્રમ યોજાયો હતો. ઉપરાંત ઉઘરાણું કરવામાં આવ્યું હતું.

**કોસિંદ્રા-તા. સંખેડા**—સાંજના વિદ્યાર્થીઓ તથા નાગરિકોની સભા ભરવામાં આવી હતી. નિબંધો અને સંવાદોનો કાર્યક્રમ યોજાયો હતો. પુસ્તકાલયના મંત્રી તથા અન્ય શિક્ષકોએ શિષ્ટ વાચનના લાભો સમજાવ્યા. ગ્રંથપાલે પર્વણી વિષે વિવેચન કર્યું હતું.

**ચરાડા-તા. વિજાપુર**—પટેલ સાંકળાભાઇ ફતેસિંગના પ્રમુખપદે સભા મળી હતી. તેમાં મુ. શિક્ષક શ્રી. મણિભાઇએ પુસ્તકાલયના ફાયદા સમજાવ્યા હતા. છેલ્લે પાંચ વર્ષનું નિવેદન વાંચી સંભળાવવામાં આવ્યું હતું.

**સિનોર સ્ટે. પુ.**—પુસ્તકાલયના મકાનને ધ્વજા-તોરણોથી શણગાર્યું હતું. સવારમાં અંગ્રેજી તેમજ ગુજરાતી સ્કૂલના વિદ્યાર્થીઓ તથા શિક્ષકો પુસ્તકાલયને લગતાં ગીતો ગાતા પ્રભાતફેરી ફર્યા હતા. ૯ાા થી ૧૧ાા સુધીમાં સિનોર સાર્વજનિક કેળવણી મંડળના પ્રિન્સિપાલના પ્રમુખપદે વિદ્યાર્થીઓનાં ઇનામી હરીફાઇનાં ભાષણો થયાં હતાં. છેલ્લે પ્રમુખશ્રીના વિવેચનને અંતે વિદ્યાર્થીઓને ઇનામો વહેંચવામાં આવ્યાં હતાં. સાંજે સભા ભરાઇ હતી, જેમાં પુસ્તકાલયને લગતાં વિવેચનો થયાં હતાં.

**ખાખરીઆ-તા. સાવલી**—સવારે વિદ્યાર્થીઓનું સરઘસ નીકળ્યું હતું. સરઘસ દરમિયાન ચાંપાનેરરોડ સ્ટેશનના સ્ટેશન માસ્તર શ્રી. ભૂદરમલે સાકર વહેંચી હતી. બપોરના ત્રણ વાગે સભા ભરવામાં આવી હતી, જેમાં બજેટને લગતી ચર્ચા કરવામાં આવી હતી. સાંજે વિદ્યાર્થીઓને પટેલ જેસંગભાઇ મોરારભાઇ તરફથી ભોજન આપવામાં આવ્યું હતું.

**બરકાલ-તા. સિનોર**—અગાઉથી પત્રિકાઓ વહેંચી કાર્યક્રમની ગામના લોકોને જાણ કરવામાં આવી હતી. ધ્વજાપતાકાઓથી પુસ્તકાલયને શણગાર્યું હતું. મારુતિ વ્યાયામ મંદિરના બાલવીરોનું અને પુસ્તકાલયના કાર્યવાહકોનું સવારે સરઘસ નીકળ્યું હતું. આ પ્રસંગે વ્યાસ ક્ષેત્રમાંથી રૂ. ૬૯) ની પુસ્તકાલયને ભેટ તથા બાલવીરોને માટે ૨૫ શેર સાકર મળી હતી. રાત્રે જોષી શ્રી. મંજારામના પ્રમુખપદે સભા મળી હતી, જેમાં મંત્રીએ પુસ્તકાલય સ્થપાયાથી આજસુધીનું નિવેદન રજૂ કર્યું હતું. ત્યારબાદ અન્ય વક્તાઓનાં વિવેચનો થયાં હતા.

**મોલેથા તા સિનોર**—સવારે સરઘસ નીકળ્યું હતું, તથા તે બાદ સભા ભરવામાં

આવી હતી, જેમાં મંત્રીનું ભાષણ થયા પછી લોકમદદ મેળવવાને લગતો ઠરાવ પસાર થયો હતો. બાદ બાળકોના, પુસ્તકાલયને લગતા તેમજ મનોરંજક સંવાદો થયા હતા.

**બેટમાં** તા. ૨૫ બુધવાર વસંત પંચમીએ સાર્વ૦ પુસ્તકાલયમાં પુસ્તકાલય પર્વણી ઉત્સાહથી ઉજવાઇ, મકાનને ધ્વજા-પતાકા તોરણો બોધક સૂત્રો વગેરેથી શણગાર્યું હતું. બેટની અંદર થતા ભરતગૂંથણ સીવણ તથા કાપડ ઉપર રંગીન તથા છાપકામના નમુનાઓનું પ્રદર્શન પણ ભારવામાં આવ્યાથી આખો દિવસ પુસ્તકાલયમાં જનમેદની મોટા પ્રમાણમાં જોવામાં આવતી હતી.

સવારમાં સરઘસ નીકળ્યું હતું તથા બપોરના મહિલા પુસ્તકાલય તરફથી મહિલા સંમેલન યોજાયું હતું. સાંજના જાહેર સભા મહાલકારી મે. રા. રા. લેલે સાહેબના પ્રમુખપદે થઇ હતી, જેમાં વિદ્વાન વકતાઓનાં વ્યાખ્યાનો થયાં હતાં. બાદ શ્રી. વલ્લભદાસે વાર્ષિક હેવાલ વાંચી સંભળાવ્યો હતો.

**હરમડિયા-તા. કોડીનાર**—પુસ્તકાલયને શણગારવામાં આવ્યું હતું. સવારમાં શ્રીમંત મહારાજા સાહેબના ફોટાને પાલખીમાં પધરાવી બાલક-બાલિકાઓ ગામમાં સરઘસરૂપે ફર્યાં હતાં. મંદિરના ચોગાનમાં સભા ભરવામાં આવી હતી, જેમાં શાળાના મુખ્ય શિક્ષક શ્રી. નરભેરામ કલ્યાણજીએ પ્રસંગોચિત ભાષણ કર્યું હતું. અંતે સાકર વહેંચાઇ સભા વિસર્જન થઇ હતી.

**ચોકારી-તા. પાદરા**—શાળાના મકાનમાં પર્વણીદિન ઉજવાયો. તેમાં રા. માધવસિંહ કાળીદાસના પ્રમુખપદે સભા થઇ હતી, તથા ગરબાઓનો અને અન્ય રંજક કાર્યક્રમ યોજાયો હતો. છેલ્લે નિવેદન વંચાઇ રાજગીત ગવાઇ ઉત્સવ સમાપ્ત થયો હતો.

**કાવીઠા-તા. સંખેડા**—સવારના સરઘસ કાઢવામાં આવ્યું હતું. સાંજના બાળકોને વાચનથી થતા લાભો સમજાવવામાં આવ્યા. પાા વાગે ગામલોકોની સભા ભરી તેમાં પુસ્તકાલયના ફાયદાઓ વિષે વિવેચન કરવામાં આવ્યું.

**સિદ્ધપુર**—પુસ્તકાલયને ધ્વજા-પતાકાથી શણગારવામાં આવ્યું હતું. પુસ્તકાલયના મકાનમાં પુસ્તકોનું પ્રદર્શન ગોઠવાયું હતું. સાંજના ચાર વાગે સભા ભરવામાં આવી હતી, તથા બાળકો માટે આનંદજનક કાર્યક્રમ ગોઠવાયો હતો.

**સમીઆલા-તા. વડોદરા**—સવારમાં પ્રભાતફેરી નીકળી હતી. સાંજના પાંચ વાગે શાળાના ચોગાનમાં સભા ભરવામાં આવી. તે પ્રસંગે મંત્રી શ્રી. લલ્લુભાઇએ તથા પ્રમુખ શ્રી. નારાયણદાસજી હરિદાસજીએ કેળવણીના ફાયદા સમજાવી પુસ્તકાલય સંબંધે વિવેચન કરવામાં આવ્યું હતું.

**સુંદરપુરા-તા. વડોદરા**—સવારે શિક્ષકો સહિત બાલક-બાલિકાઓની પ્રભાતફેરી નીકળી હતી. તથા બાળકો માટે રમતગમતનો કાર્યક્રમ યોજાયો હતો.

**પારીખ-તા. ડભોઇ**—પુસ્તકાલયના ખંડને શણગારવામાં આવ્યો હતો. ધ્વજા-પતાકા અને સૂત્રો તથા પુસ્તકાલયને લગતાં બોર્ડ ગોઠવવામાં આવ્યાં હતાં. સાંજે પાંચ વાગે સભા ભરી પુસ્તકાલયના ફાયદા વિષે વિવેચન થયું.

**કંડારી-તા. કરજણ**—મકાનને સ્વચ્છ બનાવી શણગારવામાં આવ્યું હતું.

સવારે પ્રભાતફેરી નીકળી હતી. પુસ્તકાલયના પ્રચારનાં સૂત્રો જાહેર રસ્તાઓ પર ટાંગવામાં આવ્યાં હતાં. ગામના યુવકોના સહકારથી સંવાદો અને ભાષણોનો કાર્યક્રમ યોજાયો હતો.

**ઓરણા-કામરેજ**—પુસ્તકાલયના મકાનને શણગારવામાં આવ્યું હતું સવારે વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓનું સરઘસ નીકળ્યું હતું. સાંજે ચાર વાગે નવસારી પ્રાંત પંચાયતના ઉપાધ્યક્ષ અને નવસારી પ્રાંત પુસ્તકાલય મંડળના પ્રમુખ શ્રી. કનૈયાલાલ મજમુદારના પ્રમુખપદે સભા થઇ હતી. સભાની શરૂઆતમાં ઇશ્વરસ્તવન, સ્વાગતગીત, શ્રીમંતપ્રશસ્તિ વગેરે કાર્યક્રમ થયો હતો. બાદ " લાલા પટેલની લાયબ્રરી " વાળો સંવાદ ભજવાયો હતો. ત્યાર બાદ મંત્રીએ નિવેદન વાંચી સંભળાવ્યું હતું. બાદ પ્રમુખશ્રીએ ગામની સાર્વજનિક સંસ્થાઓની પ્રગતિવિષયક પ્રાસંગિક પ્રવચન કર્યું હતું.

**તાતોસણ-તા. વિજાપુર**—સવારમાં પ્રભાતફેરી નીકળી હતી. સાંજે વ્યાયામના પ્રયોગો થયા હતા. તથા રાત્રે આઠ વાગે ગામનાં સજ્જનો અને બહેનોની પટેલ શંકરભાઇ કાળીદાસના પ્રમુખપદે સભા ભરાઇ હતી. તેમાં શાળાના મુ. શિક્ષકે પ્રસંગને અનુરૂપ વ્યાખ્યાન આપ્યું હતું. બાદ બાળકોને મિઠાઇ વહેંચાઇ હતી અને કાર્યક્રમ પૂરો થયો હતો.

**વસઇ (ડીંચાલ) તા ચાણસ્મા**—સવારે સરઘસ નીકળ્યું હતું. સાંજના ચાર વાગે શ્રી. મણિલાલ જયશંકર રાવળના પ્રમુખપદે સભા ભરાઇ હતી. તેમાં મુ. શિક્ષક શ્રી. જેશિંગભાઇએ પુસ્તકાલયપર્વણી વિષે બોધક વ્યાખ્યાન આપ્યું હતું. છેલ્લે બાળકોને સાકર વહેંચવામાં આવી હતી.

**ઉમતા-તા. ખેરાળુ**—પુસ્તકાલયને ધ્વજા-પતાકાથી શણગારવામાં આવ્યું હતું. સાંજના ચાર વાગે સભા ભરાઇ હતી, તેમાં મંત્રીએ નિવેદન વાંચી સંભળાવ્યું હતું તથા ગામના અન્ય ગૃહસ્થોએ પ્રાસંગિક વિવેચનો કર્યાં હતાં.

**ગંગેટ-તા. ચાણસ્મા**—વિદ્યાદાન માટે બાળકો ગામમાં ફર્યાં હતાં. એ દ્વારા રૂા. ૧૫-૧-૦ ની રકમ ભેગી થઇ હતી. સાંજે સભામાં ઉપર મુજબ કાર્યક્રમ થયો હતો.

**ઇસ્લામપુર-તા. ચાણસ્મા**—સભા ભરવામાં આવી હતી. તેમાં પુસ્તકાલયને મદદ કરવાની જાહેરાત કરવામાં આવતાં રૂા ૩-૮-૦ ની રકમ આવી હતી. વિદ્યાર્થીઓને પુસ્તકો વાંચવાની ભલામણ કરવામાં આવી હતી. બાદ વિદ્યાર્થીઓને પતાસાં વહેંચવામાં આવતાં સભા વિસર્જન થઈ હતી.

**ખરસદા-તા. વિસનગર**—સવારમાં સરઘસ કાઢવામાં આવ્યું હતું. રામજી મંદિરમાં પ્રાર્થના કરવામાં આવી હતી, સાંજના સાડાપાંચ વાગે સભા ભરવામાં આવી હતી, જેમાં પુસ્તકાલયની અગત્ય પર ભાષણો થયાં હતાં.

**બલોલ-તા. મહેસાણા**—કાર્યક્રમ ઉપર મુજબ ઉજવાયો. ગરબાનો કાર્યક્રમ પણ હતો. બાળાઓને રૂમાલ તથા થેલીનાં ઇનામ અપાયાં હતાં. આ સ્થળે પ્રસંગની ખાસ વિશેષતા એ હતી કે શ્રી. સાંકળચંદે પુસ્તકાલયનું નિવેદન કાવ્યરૂપે ગાઇ બતાવ્યું હતું. સભામાં ભિન્ન ભિન્ન વકતાઓએ પ્રાસંગિક વિવેચનો કર્યાં હતાં.

**પીલુદરા-તા. મહેસાણા**—પુસ્તકાલયના મકાનને ધ્વજા-પતાકાથી શણગારવામાં આવ્યું હતું. સવારમાં વિદ્યાદાન નિમિત્તે ઢોલ-નગારાં સાથે વિદ્યાર્થીઓ ઘેર ઘેર ફર્યા હતા. એ

દ્વારા રૂા. ૬૦) ને આશરે પ્રાપ્તિ થઈ હતી. રાત્રે સભા થઈ હતી. તેમાં ઈશસ્તુતિ, શ્રીમંત-પ્રશસ્તિ, લાલા પટેલની લાયબ્રેરી, પર્વણીરાસ, તેમ જ વાર્તા વગેરેનો કાર્યક્રમ થયો હતો બાદ પુસ્તકાલયનું નિવેદન વાંચી સંભળાવવામાં આવ્યું હતું તથા પ્રાસંગિક પ્રવચનો થયં હતાં. તેમાં મુખ્ય પુસ્તકાલયનું મકાન બંધાવી આપનાર વૈદ્યરાજ નાનાશંકર મહાશંકરનો ઉપકાર વગેરે મુખ્ય.

**મહિલા અને બાલ પુ. નવસારી**—સદ્. શ્રીમંત મહારાજા સાહેબનો હીરા મહોત્સવદિન તથા વસંતપંચમીને દિવસે પર્વણીદિન શેઠશ્રી દાણુના બંગલે ઉજવાયા હતા

**મહુડી-તા. વિજાપુર**—પુસ્તકાલય વિભાગને શણગારવામાં આવ્યો હતો તથા સવા શ્રીમંત મહારાજા સાહેબના ફોટા સાથે વિદ્યાર્થીઓનું સરઘસ નીકળ્યું હતું.

**ઘાટવડ-તા. કોડીનાર**—ગામમાં જાહેર રસ્તાઓ પર પુસ્તકાલય સૂત્રોને લગત પાટિયાં ટાંગવામાં આવ્યાં હતાં. ગામમાં શિક્ષકો અને બાલક-બાલિકાઓનું સરઘસ ફર્યું હતું સાંજે પાંચ વાગે સભા ભરાઈ હતી તેમાં પ્રાસંગિક ભાષણો થયાં હતાં.

**વાંકીઆ-તા. ખાંભા**—ઉપર પ્રમાણે. ઉપરાંત પુસ્તકપ્રદર્શન ગોઠવાયું હતું. મધુર ગીતો સાથે વિદ્યાર્થીઓ ગામમાં ફર્યા હતા.

**ભાડેર-તા. ધારી**—સવારે સરઘસ ફર્યું હતું તથા સભા ભરી ગ્રંથપાલે પુસ્તકાલયના લાભો સમજાવ્યા હતા.

**અમરેલી**—પુસ્તકાલયને શણગારવામાં આવ્યું હતું. સ્થાનિક બધી શાળાઓના વિદ્યાર્થીઓ તેમજ શિક્ષકોએ ઉત્સવમાં ભાગ લીધો હતો. સભામાં વિદ્યાર્થીઓ વગેરેએ કેવાં પુસ્તકો વાંચવાં તે પ્રમુખશ્રીએ સમજાવ્યું હતું. વિદ્યાદાન માટે ઘેર ઘેર ફરતાં પચાસેક પુસ્તકો મેળવી શકાયાં હતાં.

**મેરવાડા-તા. ચાણસ્મા**—સવારમાં સરઘસ નીકળ્યું હતું. સાંજના ત્રણ વાગે સભા ભરાઈ હતી. તેમાં બહેનોની સંખ્યા સારા પ્રમાણમાં હતી. ગરબા તેમ જ સંવાદનો કાર્યક્રમ પણ યોજાયો હતો. બાદ પ્રમુખશ્રીને હસ્તે ગરબામાં ભાગ લેનાર બહેનોને ઇનામ વહેંચાયાં હતાં. અને શ્રી. ખેચરદાસ વિઠ્ઠલભાઈ તરફથી પતાસાં વહેંચવામાં આવ્યાં હતાં.

**કંબોઇ-તા ચાણસ્મા**—સવારે સરઘસ ફેરવવામાં આવ્યું હતું અને સાંજે સભા મળી હતી; તેમાં પુસ્તકાલયમાં રસ લેવા વિષે બોધ આપવામાં આવ્યો હતો.

**ઈંગોરાળા-તા. ખાંભા**—ઉપર પ્રમાણે.

**મોટા આંકડીઆ-તા. અમરેલી**—વસંતપંચમીએ પુસ્તકાલય પર્વણી ધામધૂમથી ઉજવાઈ. વિદ્યાદાન ઝોળીમાં રૂા. ૧૦ મળ્યા.

**દેવડા-તા. વિજાપુર**—શાળામકાનને શણગાર્યું. વિદ્યાર્થીઓએ વ્યાયામપ્રયોગો કર્યા. અહીંઓમાં વાચનપ્રચાર ગ્રંથપાલ રતિલાલ જાની તરફથી સારો થાય છે.

**ગોઝારીઆ**—પુસ્તકાલય મંદિરને શણગાર્યું. બાળકોની સભા ભરી સરસ્વતીપૂજન કર્યું. ગામમાં સરઘસ ફર્યું. વિદ્યાદાનની ઝોળીમાં રૂા. નવ સુમારે મળ્યા. પછી ગોળ વહેંચાઈ સરઘસ વિસર્જન.

**કોસિંદ્રા-તા. સંખેડા**—સાંજે સભા ભરાઇ. પુસ્તકાલયના હેતુ અને ફાયદા વિષે નિબંધો વંચાયા તથા સંવાદો થયા. મંત્રીએ પુસ્તકાલયની પ્રગતિ સમજાવી. ગ્રંથપાલ તથા શિક્ષકોએ પણ બોધક વિવેચન કર્યાં.

**ઝાંઝડ-તા. સિનોર**—વસંતપંચમીના દિને પુસ્તકાલયપર્વણી ઉજવવા માટે શાળાના મુ. શિ. નાથાલાલ જોશી, અન્ય શિક્ષક ને બાળકો સાથે ગામમાં સરઘસ લેઇને નીકળતાં વિદ્યાદાન તરીકે ગામલોક તરફથી રૂ. પાા રોકડા ને શાળાનાં બાળકોને ગામ તરફથી જમણ મળ્યું.

**વસાઇ-તા. ચાણસ્મા**—સવારે શાળામાં ઈશ્વરસ્તુતિ અને શ્રીમંતપ્રશંસા થઇ ગામમાં સરઘસ ફર્યા. મા. જગન્નાથ રાવળની દેખરેખ નીચે ફર્યું. ફંડમાં રૂ. બે મળ્યા. સાંજે રાવળ મણિલાલ જેશંકરના પ્રમુખપદે સભા ભરાઇ પ્રાસંગિક વિવેચનો થયાં. પંચાયતના સભ્ય વાઘેલા નરસંગજીએ સાકર વહેંચી.

**કરનાળી-તા. તિલકવાડા**—શ્રી. વિદ્યાગૌરી પુસ્તકાલયમાં પર્વણીદિન રમણીકાશ્રમ વાળાં બહેન શ્રી બાજીરાજબાના પ્રમુખપદે ઉજવાયો. મકાનને સુંદર શણગાર્યું હતું. ગામના સદ્‌ગૃહસ્થો તથા શ્રી ગીતા મંદિરવાળા શ્રી આત્માનંદજી પણ સભામાં પધાર્યા હતા. શ્રી રાજપિતાનાં સત્કાર્યોનાં ગુણગાન થઇ સુકેળવણી લઇ સત્યાચરણી બનવા બોધક ભાષણો થયાં. પ્રમુખશ્રી તરફથી પતાસાં વહેંચાયાં હતાં.

**મણીઆરી-તા. ચાણસ્મા**—વસંતપંચમીએ પુસ્તકાલયદિન ઉજવાયો. શાળામાં સવારે સભા ભરાઇ-ગરબા સંવાદ થયા. મંદિરના મહંતજીએ બાળકોને ગોળધાણા વહેંચ્યાં. મુ. શિ. અંબાલાલ મગનલાલે વિવેચન કર્યું. વિદ્યાદાન ખરડો થઇ રૂ. વીસ મળ્યા. સાંજે સરઘસ કાઢતાં વિદ્યાદાન તરીકે બાર મણ અનાજ મળ્યું. મંદિરમાં પ્રભુપ્રાર્થના કરી.

**વાલમ-તા. વીસનગર**—મકાનને બોધક સૂત્રો તથા દેશનેતાના ફોટાથી શણગાર્યું. સવારે શ્રીમંતના ફોટાને તથા શારદાદેવીને પાલખીમાં પધરાવી સરઘસ જયનાદ કરતું ગામમાં ફર્યું. બાદ બપોરે પ્રદર્શન શેઠ મૂળચંદ લલ્લુભાઇ પટેલના હસ્તે ખુલ્લુ મુકાયું. રાતે મોટી સભા શ્રી. ગોરધનભાઇ ડુંગરભાઇના પ્રમુખપદે થઇ. મંત્રીએ નિવેદન રજૂ કર્યું. મુખ્ય શિક્ષક શ્રી. પોપટલાલભાઇ, શ્રી. ઉમેદભાઇ, શ્રી. લાલજીભાઇ વગેરેએ વિવેચનો કર્યાં. શ્રીમંતના જયનાદ થઇ, વંદેમાતરમ ગવાઇ કાર્યક્રમ પુરો થયો. બીજે દિવસે ઇનામો વહેંચાયાં.

**વેમાર-તા. કરજણ**—સાર્વજનિક પુસ્તકાલય વસંતપંચમીએ ઉજવવા સુંદર વ્યવસ્થા થઇ હતી. કરજણના વકીલ દોલતભાઇના પ્રમુખપણા નીચે કાર્યક્રમ થવાનો હતો, પરંતુ ઓસલાયાના નવયુવાન તલાટી પાં. ત્રિકમભાઇ ઉકાભાઇનું અકાળ અવસાન થવાથી તેમના સગા સંબંધીઓમાં તથા ગામમાં શોક છવાઇ ઉત્સવ ઉજવવામાં આવ્યો નથી. માત્ર મહિલાઓની સભા શ્રી. ગંગાબેન પટેલના પ્રમુખપણા નીચે થઇ હતી અને ગંગાબેન પટેલે સ્ત્રીઓને પુસ્તકાલયનાં પુસ્તકોની આપ-લેનું કામ તથા સ્ત્રીઓમાં પ્રચારકાર્યનું કામ સેવાભાવથી કરવા સ્વીકાર્યું છે.

**વેજપુર-તા. સાવલી**—શાળાના મકાનને ધજા-પતાકાથી શણગાર્યું. પુસ્તકનાં કબાટો હારતોરાથી શણગાર્યાં. સવારે બાળકોનું સરઘસ શ્રીમંતના ફોટા સાથે મુ. શિ. શ્રી. કૃષ્ણલાલ તથા પુસ્તકાલયના મંત્રી શ્રી. સોમાભાઇની આગેવાની નીચે શાળામાંથી નીકળી

ગામમાં ફરી મહાદેવ જઇ કારવણીઆપુરામાં ગયું. ત્યાં બાળકોના પ્રયોગો થઇ સરઘસ પાછું ફર્યું. શ્રીમંતના જયનાદ કર્યા. પતાસાં વહેંચાયાં. બપોરે બાળકોમાં વાચનપ્રચાર કર્યો. બાદ શ્રી. જેશંગભાઇ હીરાભાઇના પ્રમુખપદે સભા થઇ. મંત્રીએ લાયબ્રેરીનો હેવાલ રજુ કર્યો. પા. છીતાભાઈ હીરાભાઇએ પોતાનું નામ જોડવાની શરતે રૂ. ૧ હજાર દાન આપ્યા માટે ઉપકાર માન્યો. મકાન બાંધવા વગરવળતરે જમીન આપનાર કારવણના પા. શામળભાઇ શંકરભાઇનો પણ આભાર મનાયો. સાંજે ભજનમંડળી રોશની થયાં.

**મેરવાડા-તા. ચાણસ્મા**—સવારે સરઘસ શ્રીમંતના જયઘોષ કરતું ગામમાં ફર્યું તથા મહાદેવમાં ઈશ્વરસ્તુતિ કરી. પા. મોતીરામ શંકરદાસે આખા સરઘસને સાકર વહેંચી બપોરે બાળકોની સભા થઇ વાચનશોખ લગાડવા બોધ આપ્યો. સાંજે પા. અમીચંદ નાગરદાસના પ્રમુખપદે મોટી સભા થઇ. બહેનોની પણ સારી હાજરી હતી. પ્રમુખશ્રી તરફથી ગરબાવાળી બાળાઓને જરમનના પવાલાની લ્હાણી થઇ તથા પ્રમુખશ્રી તરફથી તેમજ મોની બેચરભાઇ વિઠ્ઠલદાસ તરફથી બાળકોને પતાસાં વહેંચાયાં, વિદ્યાદાનમાં ગામ તરફથી ચૌદ મણ દાણા મળ્યા તથા વ્યવસ્થાપક મંડળના પ્રમુખ પા. તળજાભાઇ મોતીદાસ તરફથી મેજ ભેટ મળ્યું.

**વીસનગર** પરી. વલ્લભરામ હેમચંદ સાર્વજનિક પુસ્તકાલયના મકાનને ધ્વજા-પતાકાઓથો શણગાર્યું હતું. પાંચ વાગે લાયબ્રેરીમાં રાજરત્ન શેઠ મહાસુખભાઇ ચુનીલાલના પ્રમુખપણા નીચે જાહેર સભા થઇ હતી-જેમાં શેઠ મહાસુખભાઇએ પુસ્તકાલય પર્વણીદિન શા માટે ઉજવવો ? તે બાબતમાં સારૂં વિવેચન કર્યું. પર્વણી ઉજવવાના કાર્યમાં હાઇસ્કૂલના વિદ્યાર્થીઓએ સારો ભાગ લીધો હતો.

**ખાંભા**—પુસ્તકાલયના મકાનમાં મે. કોડીનાર વિભાગ નાયબ સુબા સા. ના પ્રમુખપદે મેળાવડો થયો. મેળાવડામાં સ્થાનિક અમલદારો તથા ગામ લોકોએ સારી હાજરી આપી હતી. કન્યાશાળાનાં શિક્ષિકા બહેનોના સહકારથી સ્ત્રીઓની હાજરી પણ સારી હતી. બાળકોએ ઈશ્વરસ્તુતિ તથા શ્રીમંત મહારાજા સાહેબનાં યશોગાન ગાયાં તથા સંવાદ ભજવી બતાવ્યા હતા. બાળાઓએ ગરબા પણ સારી રીતે ગાઇ બતાવ્યા હતા. મે. નાયબ સુબા સાહેબે પુસ્તકાલય વિષે સુંદર વિવેચન કરી ફાયદા સમજાવ્યા. શેઠ વીરજીભાઇ ભીમજીએ પણ પુસ્તકાલય વિષે વિવેચન કર્યું હતું. બાદ ગામલોકો તરફથી તથા મે. પ્રમુખ સા. તરફથી બાળકોને પતાસાં વહેંચાઇ " રાજગીત " ગાયા બાદ મેળાવડો વિસર્જન થયો હતો.



---

સ્થળસંકોચને લીધે દર અંકના ચાલુ વિભાગ "પુસ્તકોનો પરિચય સંગ્રહ" તથા "શું વાંચશો" એ બન્ને વિભાગ આ અંકમાં આપી શકાયા નથી. તે માટે વાચકો દરગુજર કરશે.

---

# દામનગર મહાલ પુ૰ પરિષદ પ્રથમ અધિવેશન

## પ્રમુખ તથા સ્વાગત પ્રમુખનાં ભાષણોનો સાર

દામનગર મહાલ પુસ્તકાલય પરિષદનું પ્રથમ અધિવેશન દામનગરમાં તા. ૨૮ મી જાન્યુઆરીએ અમરેલીના જાણીતા કાર્યકર્તા શ્રી. પ્રતાપરાય ગિરધરલાલ મહેતાના પ્રમુખપદે મળી હતી.

સ્વાગતાધ્યક્ષ શેઠ શ્રી રતિલાલ અજમેરાએ આવકારનું ભાષણ આપ્યું હતું. દામનગરનો પરિચય આપતાં તે પ્રાચીન ઐતિહાસિક સ્થળ નથી, પણ લાઠી રાજ્યે આપણા કૈ. શ્રી. સરકાર દામાજીરાવ મહારાજને સં. ૧૭૮૮ માં દીકરી આપી તેના કન્યાદાનમાં એ ભરવાડની વસ્તીનો નેસ ૧૦ ગામ સાથે અપેલો તેની પ્રગતિ કરી. હવે શ્રી મહારાજા સા. ના રાજ્ય અમલમાં એ નેસનો શહેરના રૂપમાં વિસ્તાર અને વિકાસ થયો છે. વગેરે જણાવી પુસ્તકાલયની સ્થાપના ૪૭ વર્ષ ઉપર તે વખતના દિવાન સાહેબ દિ. બ. કૈ. મણિભાઇ જશભાઇના સ્મારક તરીકે થયેલો. તે માટે સવડવાળા મકાનની જરૂર જણાતાં સં. ૧૯૮૦ માં મે. વહીવટદાર પટવર્ધન સા ના પ્રયાસથી સારૂં ફંડ થયું અને સં. ૧૯૮૧ માં શ્રી યુવરાજશ્રી પ્રતાપસિંહ રાજેના શુભ હસ્તે ખાત મુહૂર્ત થઇ હાલનું સુશોભિત મકાન થયું છે વગેરે જણાવી પરિષદનો ઉદ્દેશ પુસ્તકાલયો દ્વારા જનતામાંથી અજ્ઞાન મટાડવાનો હોઇ, એ સાધન ગામડે ગામડે લોકો વસાવી લ્યે, વિસ્તારે અને તેનો પૂર્ણ લાભ લ્યે એવી તાલુકાની પ્રજાને વિનંતિ કરી હતી.

પ્રમુખશ્રી પ્રતાપરાયભાઇએ જ્ઞાનક્ષેત્રમાં પ્રમુખપદે વરણી કરવા માટે સહુનો આભાર માની, જ્ઞાનપ્રચાર તો પોતાના જીવનનો પ્રિય વિષય છે, અને પોતે વિદ્યાર્થી હતા તે વખતે પણ એક પુસ્તકાલય સ્થાપેલું તે વખતની સ્થિતિ અને આજે શ્રી. મહારાજા સાહેબની પ્રજાને સંસ્કારી અને જ્ઞાનવાન બનાવવાની ફરજીઆત કેળવણી અને પુસ્તકાલય પ્રચારની ઉદાર યોજનાના સફળ પરિણામથી પ્રજાએ એ દિશામાં કેટલી પ્રગતિ કરી છે તે કહી બતાવી.

ગામ, કસ્બા, તાલુકા અને પ્રાંત પુસ્તકાલયો તથા વાચનાલયોની વિસ્તાર પામતી યોજના અને તેનો ઉદ્દેશ તથા ફાયદા જણાવી પુસ્તકાલયની યોજનાને વડોદરાના પ્રજાપ્રગતિના શ્રીમંતના કીર્તિમુકુટની યશસ્વી કલગીરૂપ ઓળખાવી, ગુજરાતમાં પણ આ પ્રવૃત્તિ વિસ્તરતી જાય છે, તેનો યશ શ્રીમંતને આપી, ૩૦૦–૪૦૦ નું બજેટ કરી શકે તેવાં ગામો ૨૫–૫૦ નું બજેટ મંજૂર કરાવે છે, તેથી દિલગીરી દર્શાવી, લોકમદદ ઉપર દોઢી સરકાર અને દોઢી પંચાયતમદદ ગ્રામ પુસ્તકાલયોને આપવાનું ધોરણ સ્વીકારવા ખાતાના અધિકારીઓને વિનંતિ કરી હતી અને તાલુકાની પ્રજાને તેમનાં જૂથો તથા પુસ્તકાલયો સતેજ અને જીવંત બનાવવા વિનંતિ કરી ગ્રંથપાલોને ઉદ્દેશીને તેઓ જ્ઞાનની મશાલ લઇ ખુણે ખુણે ફરી અજવાળું ઝોકાર કરવા તત્પર બનવા પ્રોત્સાહન આપ્યું હતું.*

---

* સ્થળ સંકોચને લીધે આ પરિષદનો આટલો ટૂંકો હેવાલ આપ્યો છે. યથાવકાશ તે સવિસ્તર હવે પછી આવશે—તંત્રી.

# કોને અન્યાય થયો છે ?

પુસ્તકાલયો અને માબાપોને બાળકોને માટે પુસ્તકો ખરીદવામાં સરળતા થાય એ હેતુથી વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદ મંડળે **બાળસાહિત્ય સર્વસંગ્રહ** ભાગ બીજો ગયે વર્ષ પ્રગટ કર્યો છે. સંસ્કારદષ્ટિએ તેમાંનાં પુસ્તકોનો પરિચય પણ અપાયો છે. હવે ૧૯૩૬ થી અત્યાર સુધીમાં પ્રગટ થયેલાં બાળસાહિત્યનાં પુસ્તકોનો ત્રીજો ભાગ તૈયાર કરવાનું ઠરાવ્યું છે. કોઇનું કહેવું છે, કે બીજા ભાગના પરિચયથી કોઇ લેખકોને અન્યાય થયો હશે. તો આથી નમ્રભાવે તેવા લેખકોને વિનતિ છે કે પોતાને ક્યાં, કેવો અન્યાય થયો છે, તે સત્વર મને લખી જણાવે. કોઇને પણ અન્યાય કરવાનો અમારો ભાવ જ નહોતો અને નથી. કેવળ બાળશિક્ષણ અને સંસ્કારઘડતરની જ અમારી દષ્ટિ છે. નિખાલસ ભાવે વિચાર કરનાર કોઇપણ ભાઇને તે સમજાશે. જેના પર ટીકા થઇ હોઇ તેને લાગી આવે ખરું; પણ તેથી અન્યાય થયો છે એમ ન કહેવાય. દોષનું દર્શન કરાવવું એમાં કોઇ બૂરી નેમ છે એવું માનવું ન જોઇએ. છતાં અજાણમાં કે અજ્ઞાનવશ કોઇને અન્યાય થઇ ગયો હોય તો તેવું આગળ ન બને એવી ચોકસાઇ રાખવા અમે તૈયાર છીએ. લેખકબંધુઓ નિખાલસભાવે અમને સૂચના આપશે તો આભાર થશે.

o/o પુસ્તકાલય સ. સ. મંડળ
રાવપુરા—વડોદરા.

જીવરામ જોષી.

# પુસ્તકાલયોની તપાસણી

**નીચે** જણાવેલા પ્રચારકોએ જણાવેલી મુદત દરમિયાન નીચેનાં સ્થળોની મુલાકાત લઇ પુસ્તકાલયની તપાસણી, વ્યવસ્થા, વર્ગીકરણ તથા પ્રચારની કામગીરી બજાવી છેઃ—

વડોદરા પ્રાંત પુસ્તકાલય પ્રચારક છગનભાઇ મથુરભાઇ પટેલ જાન્યુઆરી માસમાં (૧) લતીપુર ટીંબી, (૨) કંથારિયા, (૩) કીયા, (૪) ધામણજા, (૫) હળદરવા, (૬) સાંસરોદ, (૭) કણભા, (૮) અભડરા, (૯) ચોરભુજ, (૧૦) નિશાળિયા, (૧૧) સાયર, (૧૨) બચાર, (૧૩) હાંડોદ, (૧૪) વેમારડી, (૧૫) છંછવા, (૧૬) આલમપુરા, (૧૭) સગડોલ, (૧૮) લીલોડ, (૧૯) મેથી, (૨૦) કલા.

નવસારી પ્રાંત પુસ્તકાલય પ્રચારક રમણભાઈ દાજીભાઈ નાયક જાન્યુઆરી માસમાં (૧) ધનોરી, (૨) પાથરી, (૩) ખખવાડા, (૪) ગડત, (૫) વડસાંગળ, (૬) અજરાઇ, (૭) સોનવાડી, (૮) વલોટી, (૯) તોરણગામ, (૧૦) ગંગોટ, (૧૧) દેવધા, (૧૨) અંબેટા.

મહેસાણા મહાલ માનદ પ્રચારક શ્રી. છોટાલાલ જાદવરાય વૈષ્ણવ જાન્યુઆરી માસમાં— (૧) બાલોસણ, (૨) મોટી દાઉ.

સખેડા મહાલ માનદ પ્રચારક માસ્તર જેસંગભાઇ ગરબડભાઇ પટેલ જાન્યુઆરી માસમાં—(૧) ગરડા, (૨) ટીંબા, (૩) ભાટપુર, (૪) ખુનવાડ, (૫) માલપુર, (૬) ગરવદા.

વિજાપુરના માનદ પ્રચારક શ્રી. સોમનાથ મગનલાલ ત્રિવેદી (૧) ખરણા.

—卐—

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

## [ શિષ્ટવાચન પરીક્ષા ૧૫ મી તા. ૨૨-૧-૩૯ ]

### સમય ૭॥ થી ૧૦॥

ટીપ:— ( ૧ ) જવાબ માટે કાગળોની નોટ બાંધવી અથવા છૂટા હોય તો સીવી લેવા.

( ૨ ) જવાબ લખતી વખતે પુસ્તકની વા બીજી કોઇ જાતની મદદ લેવી નહિ: પ્રામાણિકપણું પૂરેપુરું જાળવવું.

( ૩ ) દરેક ઉમેદવારે પોતાની ઉત્તરવહીના પૂઠા પર નામ ઠામ સાથે ઉમ્મર, અભ્યાસ અને ધંધો પણ અવશ્ય જણાવવાં.

( ૪ ) જવાબ સુવાચ્ય અક્ષરે શાહીથી લખવા.

( ૫ ) ચોપડીની ભાષામાં નહિ પણ પોતાની ભાષામાં લખાયલા જવાબ વધારે પસંદગીપાત્ર ગણાશે.

### પ્રશ્નપત્ર

# અપંગની પ્રતિભા

[ ૧ લો અને ૮ મો સવાલ ફરજિયાત છોડી બીજા ગમે તે ૬ મળી કુલ આઠ સવાલના જવાબ લખવા. ]

૧. ' અપંગની પ્રતિભા 'ના વાચનથી તમારા મન પર પડેલી છાપ અને ઉદ્દભવેલા વિચાર આલેખો.

૨. કુ૦ હેલનનાં કેટલાંક પ્રતિષ્ઠિત મિત્રોનાં નામ ગણાવી તેમાંથી હરકોઇ બે વિષે જાણતા હો તે લખો.

૩. આંધળી ને બહેરી હેલન બીજાંઓ જોડે વાતચીત કરે છે, તથા નાટક અને કુદરતના દેખાવોનો આનંદ પણ લૂંટે છે: એ કેવી રીતે તે સમજાવો.

૪. ' અપંગતાનું એકે બંધન મારાં પુસ્તક-મિત્રો જોડે મીઠી મજાની ગોઠડી કરવામાં મને રોકતું નથી: " કુ૦ હેલનનું આ કથન પૂરવાર કરો.

૫. આંધળી અને મૂંગી હેલન પોતાના મનના ભાવ દર્શાવવા કેવી કેવી યુક્તિઓ વાપરે છે તે સ્પષ્ટ સમજાવો.

૬. દષ્ટિ અને વાચાશક્તિ ખોઇ બેઠેલી હેલન બાળકીનાં આનંદ ને મસ્તી-તોફાન વર્ણવો.

૭. હેલનના આગ્રહી ને આતુર સ્વભાવનાં દષ્ટાંતો આપો.

અથવા

અપંગ યતાં પહેલાંની કુ૦ હેલનની બાલ્યાવસ્થા વર્ણવો.

૮. હેલન કેલર અને પંડિત સુખલાલનાં જીવનનો મુકાબલો કરો.

૯. કુ૦ હેલનના ભણતર ને જીવનઘડતરમાં કુ૦ સલિવને કેવો ભાગ ભજવ્યો છે તેનો ખ્યાલ આપી તે પરથી શિક્ષકવર્ગ શો બોધ લઇ શકે તે સમજાવો.

૧૦. अ ' હસ્ત-લિપિ 'ના ઉપયોગ વિષે જાણતા હો તે લખો.
 ब મૂંગી હેલન બોલતી ક્યારે કેવી રીતે થઇ તે જણાવો.

૧૧. કુ૦ હેલનના વાચનશિક્ષણ વિષે જાણતા હો તે લખો.

૧૨. ' હિમરાજ ' એ શું છે ? એ બદલ હેલનને પસ્તાવાનો તથા મનોવેદના ભોગવવાનો પ્રસંગ શાથી આવ્યો વારુ ? એ પરથી શો બોધ મળે છે ?

૧૩. હેલનના જીવનઘડતરમાં પ્રૉ. કીથે ભજવેલા ભાગનું બ્યાન કરો.

૧૪. નીચેના વિષે શું જાણો છો ?
 अ ' પરીક્ષા ' વિષે કુ૦ હેલનનો અભિપ્રાય.
 ब કુ૦ હેલનનાં આનંદ અને રંજન.

૧૫. આપણા દેશમાં આંધળાં, બહેરાં ને મૂંગાં માટે કેવા પ્રયત્નો ક્યાં ક્યાં થાય છે એ વિષે જાણતા હો તે લખો.

—卐—

## જાહેર આભાર

સદ્. શ્રી. મોતીભાઇ અમીન સાહેબના અમદાવાદ મુકામે થયેલા દુઃખદ અવસાન-પરત્વેના ઋણાનુરાગે પ્રેરાયલા અને હાર્દિક લાગણીથી ભરપૂર ઠરાવો તેમ જ સંદેશાઓ ભિન્ન ભિન્ન સંસ્થાઓ અને વ્યક્તિઓ તરફથી અમારા તરફ આવી રહ્યા છે. એ સૌનો, તેમની આવી લાગણી બદલ અમો આભાર માનીએ છીએ.

ચાલુ ફેબ્રુઆરી '૩૯ના " પુસ્તકાલય " અંકમાં એ સૌનો ઉલ્લેખ કરવાનું અમારે માટે અશક્ય થઇ પડયું છે; આવતો અંક, જે સદ્. શ્રી. મોતીભાઇ અમીન સાહેબના સ્મારક અંક તરીકે પ્રકટ થશે તેમાં યથાશક્ય તેનો ઉપયોગ કરાશે.

લિ.
તંત્રીઓ
" પુસ્તકાલય " માસિક




## વડોદરા રાજ્ય

**કુમાર મંડળની સ્થાપના**—બાલવા ( ઉનાવા )માં સા. પુ. ના ઉત્સાહી મંત્રી શ્રી. કાન્તિપ્રસાદના પ્રયત્નથી પર્વણીદિને કુમાર મંડળની સ્થાપના થઇ છે તથા તેજ દિવસે પર્વણીદિન પણ ઉજવાયો હતો.

**ભેટ લીધી**—મે. રા. રા. ખાંભા મહાલકરી શ્રી. દેસાઇ સાહેબે વાંકીઆ ભાડ (ખાંભા)ની મુલાકાત લીધી હતી. ભણતા તેમજ ઊઠી ગયેલા વિદ્યાર્થીઓ પુસ્તકાલયનો વધુ લાભ લે એમ સૂચના કરી હતી. ગ્રામ પંચાયતમાંથી એક કબાટ ભેટ આપવા વચન આપ્યું. સ્તુત્ય.

**પુસ્તક ભેટ આપવાનું છે**—જ્યોત્સ્ના ભા. ૧ લો નામના પુસ્તકની અમરેલી પ્રાંતનાં સા. પુ. ને ભેટ આપવા કર્તા તરફથી ધાટવડ તા. કોડીનારના સા. પુ. ના મંત્રીને કેટલીક પ્રતો મળી છે. જે તે પુસ્તકાલયે સદર મંત્રીને પોસ્ટેજ ખર્ચ મોકલી મંગાવી લેવા ભલામણ.

**મંત્રીની કદર**—ચલાલા તા. ધારીના સા. પુ. ના મંત્રી શ્રી. કહાનજી જીવાભાઇની તે ગામેથી બદલી થતાં સદર પુ. ની સભાએ તેમને ધન્યવાદ આપતો ઠરાવ પસાર કર્યો છે.

**નામકરણ વિધિ**—અમરેલીના ગાંધીપા વાચનાલયને શ્રી. ખુશાલદાસ કુરજીભાઇએ રૂ. ૧૫૦૦)ની પૅાલિસી ભેટ આપતાં તેમના મામા ગાંધી અમરશી જીવનનું નામ તા. ૩૦–૧૨–૩૮ ના રોજ જોડાયું છે. અને એ પ્રમાણેનો નામકરણવિધિ કરવામાં આવ્યો છે. આ પ્રસંગે તેમનું યોગ્ય સન્માન પણ કરવામાં આવ્યું હતું.

**ગ્રામ ઉદ્યોગ પ્રદર્શન અને દેશદર્શન**—અમરેલી મુકામે ચાલુ માસની તા. ૧૮, ૧૯, ૨૦ ના રોજ સદર પ્રદર્શન ભરાશે, જેમાં જ્ઞાનમંદિરને લગતો વિભાગ પણ યોજાયો છે.

**ખાતમુહૂર્ત વિધિ**—સા.પુ. દીગસ તા. કામરેજના પુસ્તકાલયની ખાત ક્રિયા તા. ૭–૧–૩૯ ના રોજ શ્રી. દાણુ શેઠના હસ્તે કરવામાં આવી હતી. અને જે સ્થળે એ ક્રિયા કરવામાં આવી હતી તેની યાદગીરી કાયમ રાખવા માટે એ સ્થળનું નામ " દાણુ ટેકરી " રાખવામાં આવ્યું છે.

**પુસ્તકાલયોને મદદ**—ઓરીસા તા. કલોલ–ઠાકોર હીરાજી વરવાજી તરફથી રૂ. ૧) તથા દીક્ષિત નટવરલાલ મણિશંકર તરફથી રૂ. ૧) મળી કુલ રૂ. ૨) મળ્યા છે.

**ચલાલા-તા. ધારી**—શેઠ ગોરધનદાસ કસનદાસ કરવત અમરેલીવાળા તરફથી રૂા. ૫૧) તેમના ચિ. અમૃતલાલના લગ્નપ્રસંગે મળ્યા છે. સ્તુત્ય.

**માલગામ-તા. કોડીનાર**—મૂળજી હરજી તરફથી રૂ. ૧) જીવરાજના ના. રાયાણી તરફથી રૂ. ૧), ઉકા ભગવાન કારડીઆ રૂ. ૧), હરજી જીવા કુંભાર રૂ. ૧), પીરમામદ નૂરમામદ રૂ. ૧) અને માંડણ નરસિંહ કારીયા તરફથી રૂ. ૧).

**દીગસ**—સાર્વજનિક પુસ્તકાલયના ખાતમુહૂર્ત વખતે મળેલી ભેટઃ તા. ૭-૧-૩૯ ૫૧) રાજરત્ન શેઠ દીનશાહજી રતનજી દાણુ, પ્રાં. પં. લોકલ અધ્યક્ષ સા૦, શ્રીમતી જરબાનુ બ્હેન તરફથી કબાટ એક ભેટ, ૨૫) કુંવરજીભાઇ રણછોડ દેશાઇ, ૧૦) દયારામભાઇ ગોવિન્દભાઇ દેશાઇ, ૧૫) ઇચ્છારામ માધવભાઇ દેશાઇ, ૧૦) લલ્લુભાઇ છોટાલાલ દેશાઇ, ૧૦) જીભાઇ ભુલાભાઇ દેશાઈ, ૧૦) દુલ્લભભાઈ નરસિંહ પટેલ, ૨૫) ગામ ઓરણા તરફથી, ૫) રણછોડભાઇ ગોવિન્દજી દેશાઈ, ૧૦) ગામ દેલાડ તરફથી, ૧૦) રણછોડ અંબારામ દેશાઈ, ૧૦) મોતીરામ ડાહ્યાભાઈ દેશાઈ, ૧૦) દુલ્લભભાઈ વલ્લભભાઈ દેશાઈ, ૫) ધનજી પરસોતમ.

**પીલુદરા**—તા. મહેસાણાના સા. પુ. ને પુસ્તકાલય પર્વણી નિમિત્તે નીચે પ્રમાણે મદદ મળી છેઃ—૫) શા. ચંદુલાલ અમૃતલાલ, ૨) પટેલ શંકરભાઈ માધવદાસ, ૨) તલાટી ગુલાબખાં કેશરખાં, ૧) શા. ગોરધનદાસ વલ્લભરામ, ૧) પટેલ મોતીભાઈ પ્રભુદાસ, ૧) કુંભાર અભા રાયચંદ, ૧) સુથાર છગન મયારામ, ૧) પટેલ વિઠ્ઠલ મગનલાલ, ૧) માસ્તર શિવાભાઈ જોરદાસ, ૧) પટેલ પુરુષોત્તમ બેચર, ૧) પટેલ જોઇતા વણારશી, ૧) પટેલ નારણભાઈ ઉમેદદાસ, ૧) પટેલ કાશીરામ કુબેર, ૧) પટેલ શિવાભાઇ આશાભાઈ, ૧) ભાવસાર ત્રિભુવન હાથી, ૧) પટેલ જેસિંગ વશરામ, ૧) વૈદરાજ નાનાશંકર મહાશંકર, ૦ાા શા. જેચંદ હરખચંદ, ૦ાા પટેલ શંભુદાસ બાજીદાસ, ૦ાા પટેલ નથુભાઈ પ્રભુદાસ, ૦ાા માસ્તર હરિલાલ પ્રાણદાસ, ૦ાા માસ્તર નેમાભાઈ ઉમેદભાઈ, ૦ાા મેમણ જીવાભાઈ અમીભાઈ, ૦ાા માસ્તર મોહનલાલ પ્રભુદાસ, ૦ાા પટેલ પ્રભુદાસ કરશન, ૦ાા પટેલ બેચર મંછા, ૦ાા પટેલ રામચંદ નારણ, ૦ાા પટેલ ખેમા દ્વારકા, ૦ાા પટેલ નાથા ગંગારામ, ૦ાા પટેલ ભગા કરશન, ૦ાા પટેલ બાજી માધા, ૦ાા પટેલ નાગજી હરજી, ૦ાા પટેલ કચરા રામચંદ, ૦ાા પટેલ મોહન ગણેશ, ૦ાા પટેલ બાબા કાશીરામ, ૦ાા પટેલ નથુ દેવા, ૦ાા સુથાર ઇશ્વર મયારામ, ૦ાા સોની નાનાલાલ હરજીવન, ૦ાા ચમાર જીવા રામા, ૦ાા મનસુરી અમથા હસન, ૦ાા પટેલ જીવા ભવા, ૦ાા પટેલ શિવા પુરુષોત્તમ, ૦ાા જાની નારણ નર્મદાશંકર, ૦ાા પટેલ ભગવાન વીરા, ૦ાા પટેલ મોહનલાલ લખુભાઇ, ૦ાા પટેલ જોઇતા નારણ, ૩ાર ચૌદ ભાઇઓ તરફથી પરચુરણ, ૦ાા સેનમા વાસમાંથી, ૨ા ચમાર વાસમાંથી, ૩)- દબારી વાસમાંથી, ૧૫) દાનમાં પરચુરણ આવેલા અનાજના પૈસા ( અંદાજે ), આ ઉપરાંત નાયક ગિરધરલાલની વિધવા પત્ની બાઇ ચંચળ તરફથી ખુરશી નં. ૧ ભેટ મળી હતી.

**મહેરવાડા તા. સિદ્ધપુર**—૨૦) પંચાલ શિવરામ સાંકળચંદ મહેરવાડા તરફથી, ૨) પંચાલ મુળચંદ ગંગારામ કાંસાવાળા તરફથી, ૧) સીદીકભાઇ રસુલભાઇ તરફથી, ૧) સુરજમલ મગનલાલ તરફથી, ૧) ચંદુલાલ ત્રિભોવનદાસ તરફથી, ૧) ભીખાભાઇ બેચરદાસ તરફથી, ૧) મણિલાલ હીરાચંદ તરફથી, ૧) ધુળીદાસ કાળીદાસ તરફથી, ૧) ઉત્તમલાલ પુંજીરામ તરફથી, ૦ાા જોઇતારામ વખતચંદ તરફથી.

**મણીઆરી તા. ચાણસ્મા**—પુસ્તકાલયપર્વણી દિને ૧) મુખી દ્વારકાદાસ પ્રભુદાસ,

૧) તલાટી શાંતિલાલ હીરાલાલ, ૧) પા. મોતીદાસ હીરદાસ, ૧) પા. રામદાસ પીતામ્બર, ૧) પા. કામરાજ શિવરામ, ૧) બ્રા. રેવાશંકર નરભેરામ, ૧) પા. મોરાર માધવદાસ, ૧) મહેતા દેવશંકર ઝવેરરામ, ૧) પા. શિવરામ શંભુદાસ, ૧) પા. ગણેશભાઇ મોહનદાસ, ૧) મહેતા મહીધરલાલ સાંકળેશ્વર, ૧) પા. ચતુરભાઇ કુબેરદાસ, ૧) શા. કેશવલાલ હરિચંદ, ૧) શા. ધોરીદાસ ખોડીદાસ, ૧) પંચાલ રેવાભાઇ અમીચંદ, ॥ પા. માનદાસ સાંકળચંદ, ॥ પા. ભગા ભાઇચંદ, ॥ જોઇતા કાળા, ॥ પા. સુંદર બાજી, ॥ પા. દાનશંગ ઘેલા, ॥ પા. માધા ભાઇચંદ, ॥ પા. ચેલદાસ ભાઇચંદ, ॥ પા. બહેચર શંકર, ॥ પંચાલ કાળીદાસ ત્રિભુવન, ॥ ઘાંચી નાગરદાસ જેઠા, ૩) પા. કાળીદાસ ઉમેદદાસ, સુદેરાના હિરકમહોત્સવ દિવસે અને વિદ્યાદાનની થેલીમાં અનાજ મણ ૧૨ ઉપર.

**એરવાડા તા. ચાણસ્મા**—(૧) વિદ્યાદાનમાં ગામમાંથી ઉઘરાણું કરતાં ૧૪ મણ દાણા ભેગા થયા છે. તેનો કેટલોક ઉપયોગ ગ્રામ્ય ઔષધાલયમાં લેવાનો છે. (૨) બ. મંડળના પ્રમુખ પા. તળજાભાઈ મોતીદાસ તરફથી એક સુંદર મેજ ભેટ મળ્યું. કિં. રૂ. ૧૦-૦-૦નું.

**ખેરાણુ-તા. ચાણસ્મા**—વિદ્યાદાન નિમિત્તે પર્વણીદિને ગામમાં ઉઘરાણું કરતાં ૧૪ મણ દાણા તથા પા. તળજાભાઇ મોતીદાસ તરફથી એક મેજ રૂ. ૧૦) ની કિંમતનું.

**હરમડિયા-તા. કોડીનાર**—વકીલ અંબાલાલ દેવકૃષ્ણ જોષીના ચિ. ભાનુશંકરના લગ્નપ્રસંગે સા. પુ. ને રૂ. ૧૦) આપી બાળકોને સાકર વહેંચી હતી. તથા ગાધકડાના પંડયા પોપટલાલ લધાભાઇ તરફથી રૂ. ૨) લગ્નપ્રસંગે.

**પીલવાઇ તા. વિજાપુર**—રૂ. ૪) શા. વાડીલાલ છગનલાલ, ૨) શા. કાન્તિલાલ; ૧) શા. અમૃતલાલ. આ ઉપરાંત શ્રી. મોહનલાલ જગજીવનદાસ તરફથી કાચનું એક કબાટ આશરે રૂ. ૧૭) ની કિંમતનું.

## વ૦ રા૦ પુ૦ મંડળ

**જાગતાં જૂથ મંડળો**—પાદરા મહાલ જૂથ મંડળની ત્રિમાસિક સભાઓ નીચે પ્રમાણે ભરાઇ હતીઃ

૧ પાદરા ૧૧-૧૨-૩૮, ૨ દરાપુરા ૧૧-૧૨-૩૮, ૩ રણુ ૧૮-૧૨-૩૮, ૪ ધાવટ ૧૧-૧૨-૩૮, ૪ ડભાસા ૩૧-૧૨-૩૮, ૬ સોખડારાઘુ ૨૪-૧૨-૩૮, ૭ વડુ ૧૦-૧૨-૩૮, ૮ સરસવણી ૨૮-૧૨-૩૮, ભોજ ૧૭-૧૨-૩૮, મોભા ૧૭-૧૨-૩૮, કરખડી ૨૪-૧૨-૩૮.

સભા નથી ભરી તે જૂથમંડળોઃ ૧ ચાણસદ, ૨ સાધી, ૩ ગવાસદ, ૪ માસર. ૫ મુજપુર, ૬ જલાલપુર, ૭ ડબકા.

**બહુચરાજી જૂથ મંડળ**—સદર જૂથમંડળની સભામાં નીચે જણાવ્યા પ્રમાણેનું કામકાજ થયું હતું.

(૧) દરેક ગામના પુસ્તકાલયના બજેટ મંજુર થઇને આવી ગયાં છે. (૨) બરીયફ ગામ સિવાય દરેક ગામની ગ્રા૦ પંચાયતની મદદ આવી ગઇ છે, (૩) પુસ્તકાલય પર્વણિ ઉજવવાનો દિવસ શિવરાત્રિનો ઠરાવવામાં આવે છે, (૪) દરેક પુસ્તકાલયનું વર્ગીકરણનું કામ થઇ ગયું છે. (૫) ચાણસ્મા મહાલે લેવામાં આવતી શિષ્ટવાચનની પરીક્ષા માટે બાળકોની શિષ્ટ વાચનની પરીક્ષા માટે-બાલ ભાગવત—નામનું પુસ્તક રખાયું, (૬) સને ૧૯૩૭-૩૮ ની સાલમાં બજેટમાં મંજૂર કરેલાં પુસ્તકો કાલરી સા. પુસ્તકાલય (તા. ચાણસ્મા) સિવાયનાં બધાં આવી ગયાં છે, (૭) ચાણસ્મા મ. પુસ્તકાલય પરિષદ ભરવી; પરંતુ બહુચરાજી જૂથ

મંડળમાં મહાલ પરિષદ તેમજ પ્રાન્ત પુસ્તકાલય પરિષદ થોડા સમય ઉપર જ થઇ ગઇ છે તો મહાલના કોઇ બીજા ગામે ભરવામાં આવે તો ઠીક ગણાય. સદર સભામાં બહુચરાજી જૂથ મંડળના બધા મંત્રીઓ હાજર હતા.

**સુધારો**—ગણદેવી મહાલ પુ. પરિષદનો હેવાલ જે ગયા અંકમાં પ્રસિદ્ધ થયો છે તેમાં ઠરાવ ૧૦, ૧૧ ૧૨ આભારદર્શનના થયા હોવાનું જણાવ્યું હતું પરંતુ તેમાંનો ઠરાવ ૧૦ નીચે પ્રમાણે હતો, જ્યારે ઠરાવ ૧૧–૧૨ આભારદર્શનના હતા.

ઠરાવ ૧૦—" વિદ્યાર્થીઓને વાંચવા માટે પુસ્તકો જેમ બને તેમ વધુ સરળતાથી મળે એટલા માટે જે તે શાળાના મુખ્ય શિ. તરફથી જામીનગીરીના ફોર્મ ભરાઇ આવે તો વિદ્યાર્થીને પુસ્તકો સહેલાઇથી મળી રહે માટે જે તે શાળાના મુ શિ. આ જવાબદારી સ્વીકારે તો વિદ્યાર્થીઓને પુસ્તકો આપવા આ પરિષદ તાલુકાનાં સર્વ પુસ્તકાલયોને ભલામણ કરે છે.

, ઠરાવ મૂકનાર—ગુલાબભાઇ ભી. મહેતા. ટેકો—મ. કે. દલાલ. "

**કામરેજ મહાલ શિષ્ટ વાચનની ૧ લી પરીક્ષા**—શિષ્ટ વાચનની ૧ લી પરીક્ષા " નૌજવાન સુભાષ ( પ્રકાશક, ગૂર્જર ગ્રંથ રત્ન કાર્યાલય અમદાવાદ કિંમત રૂ. ૦–૮–૦ કર્તા, ગુણવંતરાય આચાર્ય ) એ પુસ્તકની, તારીખ ૧૬–૪–૩૯ને રવિવારને રોજ સવારના ૭ થી ૧૦ ના સમયમાં જે તે ગામના પુસ્તકાલયના મંત્રી અગર પ્રમુખની દેખરેખ હેઠળ અનુકૂળ સ્થળે લેવાશે.

## રાજ્ય બહાર

**ફરતાં પુસ્તકાલયોની પેટીઓ**—અમદાવાદના જાણીતા શેઠ રતિલાલ નાથાલાલ અને શેઠ કાન્તિલાલ નાથાલાલ, એઓ તરફથી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને આશરે ૨૭૦૦) પુસ્તકો, ફરતાં પુસ્તકાલયો સ્થાપવા, એમનાં માતુશ્રીના સ્મરણાર્થે મળેલાં છે; અને સોસાયટી તેનો વહીવટ કરે છે.

અમદાવાદ શહેર અને બહારગામથી જે ભાઇબહેનો જ્ઞાનપ્રચાર અર્થે, સેવાવૃત્તિથી સદરહુ પુસ્તકોની પેટીઓ મંગાવશે તેમને, નિયમાનુસાર, યોગ્ય ખાત્રી આપેથી, મોકલી આપવા ગુ. વ. સો. તરફથી વ્યવસ્થા થઇ છે.

વધુ માહિતી સારૂ, આસિ. સેક્રેટરી, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સાથે પત્રવ્યવહાર કરવા વિનંતિ છે.

—卐—

# નવીન ફાલ

| ક્રમાંક | પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક અને મળવાનું સ્થળ | કિંમત | વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|
| ૧ | વર્ધા કેળવણી | નરહરિ દ્વા. પરીખ | નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ | ૦–૪–૦ | |
| ૨ | પારસી વીરલાઓ | ' નાહોબી ' | જામે જમશેદ ઓફિસ–મુંબઇ | ૨–૮–૦ | |
| ૩ | મુદ્રણકલા | છગનલાલ ઠાકોરદાસ મોદી બી. એ. | માલીક ગુજરાતી ટાઇપ ફાઉંડ્રી, મુંબઇ | કિંમત લખી નથી. | |

# પત્રો શરૂ થયાની માહિતી સન ૧૯૩૮–૩૯

### યાદી નં. ૩ : સંખ્યા ૨૯૬

**નીચે** જણાવેલાં ગ્રામ પુસ્તકાલયો તથા વાચનાલયો તરફથી લોકમદદની રકમ તથા બજેટ તા. ૧૧–૨–૩૯ સુધીમાં આવી ગયાં છે, એટલે તેમને તા. ૧૬મી ફેબ્રુઆરી ૧૯૩૯ થી પત્રો શરૂ કરાવી આપવાની વ્યવસ્થા થઇ છે. તા. ૧૦–૩–૩૯ સુધીમાં જેમની લોકમદદની રકમ તથા બજેટો આવી જશે તેમને વહેલામાં વહેલી તકે પત્રો શરૂ કરાવી અપાશે. તેમની યાદી અલબત્ત માર્ચના અંકમાં પ્રસિદ્ધ થશે. **યાદી પૈકી તેમજ બીજાં ગ્રામ પુસ્તકાલયો તરફથી સરકાર પંચાયત અંક મેળવવાની પાવતીઓ ખાતા તરફ મોકલવામાં ન આવી હોય તેઓ સત્વરે મોકલી આપે.**

**પેટલાદ**
ત્રબોવાડ
પરથાણીયા (ધૈર્યપુરા)
મોરડ
વિશ્નોલી
**વડોદરા**
કલાલી
કોયલી
ગોત્રી
ધનીઆવી
જ્યુબીલી બાગ મફત વા.
ખાનપુર
સૈયદ વાસણા
ગોસીંદ્રા
**પાદરા**
અભોજ
ડાંઠ
ગવાસદ
ગામેઠા
તાજપુરા
મુજપુર
મેઢાદ

સરવણી
સાંઢા
નેદરા
બ્રાહ્મણવસી
**કરજણ**
દેરોલી
ધાવટ
ફતેપુર
રારોદ
સાદરણા
દેલવાડા
**ડભોઇ**
કુંઢેલા
થુવાવી
મેનપુરા
મોટા હબીપુરા
વઢવાણા
અલ્હાદપુરા
**શિનોર**
છાણભોઇ
દિવેર
માલેથા
તેનતલાવ (પુરવણી)

**સાવલી**
ટુંડાવ
ડેસર
નમીસરા
બાકરોલ
વરસડા
કડાચલા
સાવલી બાલ
**વાઘોડીઆ**
કામરોલ
રાઠકુઇ
લીલોરા
**સાવલી**
**સંખેડા**
તાંદળજા
પીઠા
માલપુર
રાજનગર
વડેલી
હાંડોદ
નંદપુર
**તિલકવાડા**
ગુજેઠા

**દહેગામ**
પરાંતીઆ
બહીએલ
જાળીઆના મઠ
**આતરસુંબા**
વ્યાસવાસણા
આંબલેલ
હીલોલ
સીહોરા
વડાલી
ઝુંડા
વાઘજીપુર
**કડી**
કંડ
લોર
કારવા
ખોરજનાદોડા
થોળ
મણિપુર
કણઝરી
**કલોલ**
છત્રાલ
જાસપુર
શોભાસણ
પલીઅડ

બલેશ્વરપુર
નાસમેદ
અદાણા
વાસણ
કલોલ મહિલા
ભોયણા શઠોડ
**વિજાપુર**
પુંધરા
વસાઇ વિદ્યાર્થી વા.
પારસા
પ્રભરામપુરા
પાલડી વ્યાસ
**વિસનગર**
સાતુસણા
રાલીસણા
ઉંદ્રલપુર
રામપુર
**મહેસાણા**
બલોલ (પુરવણી)
રૂપાલ હરિપુરા
પુનાસણ
ચરાડુ

**સિદ્ધપુર**
ડાભી
બીલીઆ
સુજાણપુર
**ખેરાળુ**
ચીઠોડા
કમાલપુર
કહીપુર
બહાદરપુર
બલાદ
મહાસણ
અંબાવાડા
નાની હીરવાણી
**પાટણ**
મેસર
સમોડા
સરવા
**ચાણસ્મા**
કાલરી
છમીછા
ભાટસર
પીંઢારપુરા
અંબાલા
દાંતકોડી

| | | | | | |
|---|---|---|---|---|---|
| સદુથળા | માસા | પાલી | વ્યારા | ભલગામ | કોડીનાર |
| સુણસર | પલસાણા | મહુવા | ઘાટા | વીરપુર | કાજ |
| હારીજ | કડોદરા | કુરાલ | અમરેલી | સરસીયા | છાગ |
| વાંસા | લીંગડ | અંધાત્રી | પીઠવાજાળ | ખીચા | માલગામ |
| નવસારી | કામરેજ | ઉમરા | દામનગર | ડુંગરી | ઓખામંડળ |
| મહુવર | કરજણ | માંગરોળ | ગણેશગઢ | ખાભાં | ખતુંબા |
| બોરસી | કામરેજ | લીંબાડા | ધામેલ | ઝીકીમાળી | ડુંપણી |
| ગણદેવી | દેલોદ | સરદ | ધારી | | |
| તોરણગામ | વેળંજા | | કમી | | |

—:※:—

## સૂચના નંબર ૪૫૨ સને ૧૯૩૮–૩૯

## વિષય

### વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં સામયિકો

| ક્રમાંક | નામ | પ્રકાર | વાર્ષિક લવાજમ | ઠેકાણું |
|---|---|---|---|---|
| ૧ | વેણી | માસિક | ૩–૦–૦ ખાસ અંક તથા ભેટ પુસ્તક સાથે | તંત્રી, વેણી કાર્યાલય ૪૪૩, લેમિંગ્ટન રોડ, વનેકર મેનશન, મુંબઈ ૪. |
| ૨ | નવપ્રકાશ | અઠવાડિક | ૨–૮–૦ | તંત્રી, નવપ્રકાશ કાર્યાલય, ૧૬૩, પાંજરાપોળ રોડ, મુંબઈ ૪. |

પુસ્તકાલય ખાતુ
સાર્વજનિક પુસ્તકાલય શાખા
વડોદરા, તા. ૬ ફેબ્રુઆરી ૧૯૩૯ } પું. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૪૫૫ સન ૧૯૩૮–૩૯

## વિષય

### સન ૧૯૩૭-૩૮ ના બજેટ પૈકીની બાકીના ખર્ચની પાવતીઓ તપાસવા વેળાસર મોકલવા બાબત

આથી ગ્રામ બાળ અને મહિલા પુસ્તકાલયોના મંત્રીઓને જણાવવામાં આવે છે કે ઉપર જણાવ્યા પ્રમાણે જે પુસ્તકાલયોએ સન ૧૯૩૭–૩૮ ના બજેટ પૈકીની પુસ્તકોની, પુસ્તક બાંધણીની, નોકરખર્ચની, મકાનદુરસ્તીની, લાકડી સામાનની અને પરચુરણ કંટીજંટ ખર્ચની પાવતીઓ તપાસવા પુસ્તકાલય ખાતા તરફ મોકલી ન હોય, તેવાં પુસ્તકાલયોએ બાકીની પોતાના તરફની બજેટ પૈકીની તપાસવાની રહેતી પાવતીઓ વેળાસર પુસ્તકાલય ખાતા તરફ તપાસવા મોકલી આપવી, નહિ તો તેની જવાબદારી જે તે સેન્ટરના મુખ્ય શિક્ષકની પોતાના તાબાનાં પુસ્તકાલયોની રહેશે.

મુ. વડોદરા
તા. ૬–૨–૩૯ }

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## સૂચના નંબર $\frac{૪૪૧}{૨}$ સને ૧૯૩૮–૩૯

# વિષય

### પુસ્તકાલય પ્રચારકો તરીકે નિમણુંક કર્યા બાબત

પુસ્તકાલયોની તપાસણીનું કામ જે શિક્ષકો સેવાભાવથી કરવા ઇચ્છતા હોય તેમણે મહાલ મંડળના મંત્રી મારફત માગણી મોકલવા આ તરફથી સૂચના નં. ૪૪૧ તા. ૨૪–૧૧–૩૮ ની બહાર પાડવામાં આવેલી છે તે ઉપરથી ચાલુ માસમાં આવેલી માગણીઓનો વિચાર કરી નીચે જણાવેલા મહાલો માટે નીચે જણાવેલા ઇસમોની માનદ પ્રચારકો તરીકે નિમણુંક કરવામાં આવે છે.

**વડોદરા પ્રાંત**

| મહાલનું નામ | પ્રચારકનું નામ અને ઠેકાણું |
|---|---|
| કરજણ | (૨) ઇશ્વરભાઇ નાગજીભાઇ પટેલ, આશનેરા સા. પુ. ના મંત્રી (ભાઇલાલભાઇ બાવાજી પટેલની બદલી પેટલાદ તાલુકામાં થએલી હોવાથી આ ઇસમની નિમણુંક કરી છે. ) |
| ડભોઇ | (૩) મણિલાલ હરિલાલ ઠક્કર ઉપશિક્ષક સ. ગુ. કન્યાશાળા નં. ૨ ડભોઇ. |
| | **મહેસાણા પ્રાંત** |
| કડી | (૧) ગોપાળદાસ મકનદાસ પટેલ મુ. શિ. અને સાર્વજનિક પુસ્તકાલયના મંત્રી, કલ્યાણપુરા તા. કડી. |
| | (૨) મફતલાલ રણછોડલાલ દવે, મંત્રી, કડી સાર્વ૦ પુસ્ત૦ અને મંત્રી કડી મહાલ પુસ્તકાલય મંડળ. |
| પાટણ | (૧) ત્રિંબકરાવ નીલકંઠ સાઠે ખારી વાવડી સાર્વ૦ પુસ્તકાલય તથા વાચનાલયના મંત્રી, તા. પાટણ. |

ઉપર પ્રમાણે જે તે મહાલ માટે જે તે મહાલની સામે જણાવેલા ઇસમોની માનદ પ્રચારક તરીકે નિમણુંક કરવામાં આવી છે.

પુસ્તકાલય ખાતુ,
સાર્વજનિક પુસ્તકાલય
શાખા, વડોદરા,
તા. ૬ ફેબ્રુઆરી ૧૯૩૯

પું. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નંબર ૪૫૩ સન ૧૯૩૮–૩૯

# વિષય

### ફરતા પુસ્તકાલયની પેટીઓ તેમજ દશ્ય ચિત્રો મોકલવા બાબત

ફરતા પુસ્તકાલયની પેટીઓ તેમજ દશ્ય ચિત્રો માટે અત્રે ઘણી જ માગણીઓ આવી છે તેને વેળાસર પહોંચી શકાય તેમ નથી. આથી ફરતા પુસ્તકાલયની પેટીઓ તેમજ

દસ્ય ચિત્રો મંગાવનાર પુસ્તકાલયો અને વ્યક્તિઓને જણાવવાનું કે પેટીઓ તેમની ધારેલી મુદતમાં ન મળે તો ઉઘરાણી કરી નાહક પૈસાનો વ્યય ન કરતાં રાહ જોવી. માગણી મળ્યા બાબત પહોંચ મોકલવાનો રિવાજ રાખવામાં આવ્યો છે.

એકલાં દસ્ય ચિત્રો મંગાવનારને જણાવવાનું કે સદર ચિત્રો એકલાં મોકલવા સાધન ન હોવાથી પુસ્તકોની પેટીઓમાં પુસ્તકો સાથે મોકલવામાં આવશે. માટે દસ્ય ચિત્રોની પેટી મંગાવતી વખતે તેની સાથે પુસ્તકોની પણ માગણી કરવી.

દસ્ય ચિત્રોવાળી પેટીઓ જેમ બને તેમ જલદી પરત મોકલવા રિવાજ રાખવો. કેટલાંક પુસ્તકાલયો તરફથી તેમની માગણી પ્રમાણેનાં પુસ્તકો મળતાં નથી એવી ફરિયાદ આવે છે. તેમને જણાવવાનું કે અત્રેથી લગભગ બારસો જેટલાં પુસ્તકાલયોને સંતોષવા પૂરતાં પુસ્તકો રાખવા પૂરતી કાળજી રાખવામાં આવે છે પરંતુ પુસ્તકો બહાર પેટીઓમાં પહોંચી ગયાં હોય તે પરત આવતા સુધી તો રાહ જોવી પડે એ સ્વાભાવિક છે. તેથી સારાસારનો વિચાર કરી બનતી તાકીદે પુસ્તકો મોકલવા કાળજી રખાય છે.

માગણી કરનારાઓએ ઉતાવળ ન કરતાં ધીરજ રાખવા વિનંતિ છે. માગણીના અનુક્રમ પ્રમાણે પેટીઓ અને સવડ પ્રમાણે દસ્ય ચિત્રો મોકલવા બનતી તજવીજ કરવામાં આવશે.

સબબ જે ભાઇઓ અગર સંસ્થાઓએ પેટીઓ મંગાવી હોય તેઓ પોતે ઉપયોગ કરી રહે કે તુર્તજ બીજા ભાઇઓને માટે સવડ થાય એ હેતુ લક્ષમાં રાખી બને તેટલી ત્વરાથી દસ્ય ચિત્રોવાળી પેટીઓ પરત કરવા નોંધ લે એવી આશા રાખવામાં આવે છે.

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

એ. મા. પટેલ

---

## સૂચના નં. ૪૫૪ સન ૧૯૩૮–૩૯

# વિષય

### સન ૧૯૩૮–૩૯ નાં બાકી રહેલાં બજેટો મંજુર થવા મોકલવા બાબત.

આથી ગ્રામ પુસ્તકાલયના અને વાચનાલયોના મંત્રીઓને જણાવવામાં આવે છે કે જે પુસ્તકાલયો અને વાંચનાલયોએ સન ૧૯૩૮–૩૯ નાં બજેટો મંજૂર થવા પુસ્તકાલય ખાતા તરફ મોકલ્યાં ન હોય, તેઓએ લોકમદદની રકમ પુસ્તકાલય પર્વણીમાં હવે મળી હશે તેમાંથી બજેટ બનાવીને વેળાસર મંજુર થવા મોકલી આપવાં.

સદરહુ સૂચના જે તે શાળાના સેન્ટરના મુખ્ય શિક્ષકે વાંચી પોતાની તાબાની શાળાવાળાં ગામોએ બાકીના પુસ્તકાલય કે વાંચનાલયનું અંદાજપત્ર બનાવી મોકલવા તાત્કાલિક તજવીજ કરવી.

મુ. વડોદરા,
તા. ૬–૨–૩૯

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.
પુસ્તકાલય ખાતુ

---

# વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં પુસ્તકોની યાદી નંબર ૬૦ સને ૧૯૩૮–૩૯

| પુસ્તકનું નામ | ગ્રંથકર્તાનું નામ | કિંમત | કદ | વર્ષ | પૃષ્ઠ | બાંધણી | પ્રકાશકનું ઠેકાણું |
|---|---|---|---|---|---|---|---|
| સ્ટીમ ટરબાઇન એન્જીનીઅર હેન્ડ બુક (Steam Turbine Engineers Hand Book) પુસ્તક પહેલું | માધવલાલ ભાઇલાલ પટેલ | ત્રણે પુસ્તકોની કિંમત રૂા. ૧૨–૦–૦ પોસ્ટેજ જુદું | ૮° | ૧૯૩૮ | ૪૫૬ | પાકી | માધવલાલ ભાઇલાલ પટેલ, મિકેનિકલ અને ઇલેક્ટ્રીકલ એન્જીનીઅર C/O ધી કમર્શીઅલ અમદાવાદ મિલ્સ કુ. લી. ઇદગા ચોકી પાસે, રેલ્વેપુરા પોસ્ટ, અમદાવાદ |
| સદર પુસ્તક બીજું | " | | ૮° | " | ૪૫૪ ૧૦૦૪ | " | " |
| સદર પુસ્તક ત્રીજું | , | | ૮° | " | ૧૦૦૫ ૧૩૩૬ | " | " |
| બ્રહ્મચર્ય | ફુલચંદ બાપુજી શાહ | ૦–૧૨–૦ | ૧૬° | ૧૯૯૦ | ૨૦૨ | કાચી | બાપુભાઇ કુબેરદાસ પટેલ આણંદ |
| આસન અને આરોગ્ય | હરિશંકર વિદ્યાર્થી | ૦–૧૨–૦ | ૧૬° | " | ૨૪૪ | " | સદર |
| સૂર્યભેદન વ્યાયામ | " | ૦–૬–૦ | " | ૧૯૮૫ | ૭૧ | " | સદર |
| સત્યાર્થ પ્રકાશ | પંડિત મયાશંકર શર્મા | ૦–૧૪–૦ સાદા કાગળ ૧–૨–૦ ગ્લેઝ કાગળ | ૮° | " | ૩૧૨ | " | સૂરજી વલ્લભદાસ નવસારી ચેમ્બર, હોર્નબી રોડ, કોટ, મુંબાઇ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| યુગદર્શન (ત્રિઅંકી નાટક) | મૂળજીભાઈ પીતાંબરદાસ શાહ | ૧-૦-૦ | ૧૬° | ૧૯૩૮ | ૧૧૭ | ક્રાઉન | મૂળજીભાઈ પીતાંબરદાસ શાહ રાવપુરા, વડોદરા |
| गीताधर्मका गीतागौरवाङ्क પ્રથમ ભાગ વર્ષ ૪ જાન્યુઆરી ૧૯૩૯ અં. ૧ ગુજરાતી | ગોરધનભાઈ મંગળભાઈ પટેલ પ્રકાશક | ૦ | ૮° | ૧૯૯૫ | ૪૩૧ | પાકી | ગોરધનભાઈ મંગળભાઈ પટેલ, ગીતાધર્મ કાર્યાલય, સાક્ષી વિનાયક કાશી |
| આરોગ્ય ડાયરી | વૈદ્યરાજ પં. હરિપ્રસાદ ચુનીલાલ ભટ્ટ | ૦-૧૦-૦ | ૨૪° | ૧૯૯૪ | ૪૫૧ | ,, | કર્તા, બાળઆરોગ્યભુવન, રાવપુરા, ટાવર સામે, વડોદરાં. |
| પૂજ્ઞ અને બીજી વાતો, સસ્તી ગ્રંથમાળા પુ. ૧ લું | પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | ૧-૦-૦ | ૧૬ | ૧૯૯૫ | ૧૭૫ | , ક્રાઉન | જયંત ના. દવે સસ્તી સાહિત્ય મંદિર, ચાર રસ્તા, કરણવાળીપોળ, ગાંધી રોડ, અમદાવાદ |
| ખેતીવાડી ગ્રામસુધારણા સાહિત્યમાળા (મણકો ૧ લો) | રૂપનારાયણ સુખનંદન કાનુનગો અને ભાઈલાલભાઈ જે. પટેલ | ૦-૪-૦ | ,, | ૧૯૯૪ | ૭૨ | ,, | શ્રી સયાજી સહકાર સેવક સંઘ-વડોદરા |

પુસ્તકાલય ખાતું,
સાર્વજનિક પુસ્તકાલય શાખા
વડોદરા તા. ૬ ફેબ્રુઆરી ૧૯૩૯

} પું. ત્રિ. શાહ

ઉ મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

સામયિક લેખો

સામયિક પત્રોમાંના સંઘરવા જેવા લેખો

વર્ષ ૧ ] ફેબ્રુઆરી ૧૯૩૯ [ અંક ૨

# ગુજરાતની ખેતીમાં ખાતરના પ્રશ્નો

( લેખક : શ્રી. ડૉ. કાન્તિલાલ મથુરદાસ શાહ, બી.એજી, પી.એચ. ડી. ખેતીવાડી કૉલેજ, પૂના )

ગુજરાત ગામડાંઓમાં વસેલો છે અને ગામડાંઓનો મુખ્ય ઉદ્યોગ ખેતીનો છે. ખેતીનો મુખ્ય આધાર ખાતર ઉપર છે. એ ખાતરની ઉપયોગિતા અને માહિતીપૂર્ણ આ લેખ, ખેતરોમાં ખાતર નાખવાની મોસમ આવે તે અગાઉ પ્રકટ કરીએ છીએ. ખેડૂત ભાઇઓ આ લેખમાંથી ખાતરને લગતી માહિતી મેળવી લઇ પોતાની ખેતીમાં તેનો જરૂરી ઉપયોગ કરે.

વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું,
જોઉં પટંતરે એ જ પાસે.

સૂર્યના તાપથી, સૃષ્ટિ પરનું પાણી સુકાઇ, તેની વરાળ થઇ, વાદળાંરૂપે આકાશમાં ઉંચે ચઢી, વર્ષારૂપે પૃથ્વીને પખાળે છે. પૃથ્વીમાં રહેલાં પોષક તત્ત્વો, આ પાણી સાથે ભળી જઇ તે વડે વનસ્પતિનું પોષણ કરે છે. જેમ બાળક માટે માનું ધાવણ તેમ કુમળા છોડ માટે વરસાદનું પાણી અગત્યનું છે. જેમ તરતનું જન્મેલું બાળક ખાઇ શકતું નથી, તેમ બીમાંથી તાજો ફૂટેલો અંકુર, જમીનમાંથી પોષક તત્ત્વો ખેંચી શકતો નથી. આ અંકુરને વધવા માટે તો બીની પોતાની અંદર રહેલો જ ખોરાક કામમાં આવે છે. બીમાં રહેલા ખોરાકની મદદથી જ્યારે અંકુર વધે છે, ત્યારબાદ આ અંકુરમાંથી આવિર્ભાવ પામેલાં મૂળમાં એવી શકિત આવે છે કે તે જમીનમાંથી પોષક તત્ત્વો ખેંચી શકે છે. જેમ જેમ તેનાં બીજાં અંગો અસ્તિત્વમાં આવે છે, તેમ તેમ આ નવાં અંગો—પાંદડાં—ની મદદથી તે હવામાંથી પણ પોષણ તત્ત્વો ખેંચી શકે છે.

આમ, બીમાં રહેલું સૂક્ષ્મ વૃક્ષ પ્રથમ. બીમાં પોતાની અંદર રહેલી શકિતથી પોષાઇ, તે સૂક્ષ્મ મટી વિરાટ સ્વરૂપ ધારણ કરવા તરફ પ્રગતિ કરે છે. આ પ્રગતિ માટે તેને, આંતરિક મદદ ઉપરાંત બહારના વિશાળ જગતની સહાય લેવી પડે છે. આમ, બીમાંથી વૃક્ષ થાય છે અને તે વૃક્ષ ઉપર અનેક બી આવે છે, જેમાંથી પાછાં અનેક વૃક્ષ ઉત્પન્ન થાય

છે કુદરતી રીતે જ આ ઘટમાળ ચાલ્યાં કરે છે. વૃક્ષ જમીનમાંથી જે પોષક તત્ત્વો ચૂસીને વધે છે, તે તત્ત્વો જમીનમાંથી ઘટે છે. એટલે જો જમીનમાંથી તત્ત્વો ખેંચાયા જ કરે, અને કોઈ પણ રીતે તે જમીનમાં પાછાં ઉમેરવા પ્રયત્ન ન થાય તો જમીનમાંથી આ તત્ત્વો ખૂટવા લાગે તે સમજી શકાય એવું છે. કુદરતની વ્યવસ્થા અલૌકિક છે. પૃથ્વીમાં અઢળક પુષ્ટિ તત્ત્વો ભર્યાં છે, અને તે પણ જુદા જુદા પ્રકારનાં. સૌ પોતપોતાને યોગ્ય તત્ત્વો-સાર ખેંચી પોતાનું જીવન ફળીભૂત કરી શકે છે. તલ જમીનમાંથી એવાં તત્ત્વો ખેંચે છે કે તેનું તેલ જ બને છે, જ્યારે શેરડી જે તત્ત્વો ખેંચે છે તેમાંથી સાકર બને છે. મરચી, તીખાશનું પોષણ કરે એવાં તત્ત્વો ખેંચે છે અને તમાકુ-અફીણ નશો ચઢે તેવાં તત્ત્વોનો ઉપયોગ કરે છે.

કુદરતની આ યોજનાનો, વધુમાં વધુ લાભ લેવા માટે માણસે પોતાની બુદ્ધિનો ઉગયોગ કર્યો. એ જ જમીનમાંથી એક જ જાતનો પાક દર વર્ષે લેવાથી, એક જ જાતનાં તત્ત્વો ચુસાય છે અને તેની ખોટ પડે છે. પણ જો તે જ જમીન ઉપર વારાફરતી જુદી જુદી જાતના પાક લેવામાં આવે તો જમીનમાં રહેલાં બીજાં તત્ત્વોમાંથી તેનું પોષણ થાય છે. આમ કુદરતી યોજનાનો લાભ લેવા માટે પાકની ફેરબદલીની પ્રથા ( Rotation of Crops ) અને થોડે થોડે વર્ષને અંતરે જમીનને થાક ખાવાનો અવસર આપવાની પ્રથા ( Fallow ) દાખલ થઈ.

પણ જ્યારથી માણસનું જીવન અકુદરતી થવા લાગ્યું ત્યારથી કુદરતની યોજનામાં ભંગાણ પડ્યું. જે જમીનમાંથી તત્ત્વો ખેંચાઈ પાક પેદા થયો તેનાથી દૂર દૂરના પ્રદેશમાં તે તણાવા લાગ્યો. આથી એક જમીનમાંથી કસ ખેંચાઈ તે દૂરની જમીનને ફળદ્રૂપ કરવા કારણભૂત થયો. દાખલા તરીકે, આપણે તેલી બીયાં ઉત્પન્ન કરીએ. તેની નિકાશ પરદેશ થાય. આમાંથી નીકળતો ખોળ આપણી જમીનમાં પાછો ખાતર તરીકે ન જતાં તે પરદેશની જમીનને ફળદ્રૂપ બનાવે. આમ આપણી જમીનમાંથી પૌષ્ટિક તત્ત્વોનું ખર્ચ જ થયા કરે અને તેની આવક ન રહે તો જમીનનું દેવાળુ નીકળે તે સ્વાભાવિક છે આપણા દેશની જમીનની ઉત્પાદક શક્તિ આ કારણથી ઘટવા માંડી છે. તેને વધારવા અગર તો કાયમનું સ્થાન જાળવી રાખવા માટે ખેડૂતો પોતાની શક્તિ પ્રમાણે યત્ન કરે જાય છે. જમીનમાં પોષક તત્ત્વોનો ઉમેરો કરવા તેમનાથી બની શકે તેટલા રસ્તા શોધવા તેઓ ચૂકયા નથી. જમીનમાં પોષક તત્ત્વો જે પદાર્થોથી ઉમેરાય તેને ખાતર કહે છે.

### ખાતર મેળવવાના મુખ્ય રસ્તા

(૧) ઢોરના છાણનું ખાતર, (૨) ઘેટાં-બકરાંના વાડામાં ભેગું કરેલું ખાતર, (૩) ખેતરમાં ઘેટાં બકરાં બેસાડવાં, (૪) ખેતરમાં ઊંટ બેસાડવાં, (૫) તળાવનું મટોડું, (૬) શેઢાની જમીન ખોદીને ખેતરમાં નાખવી, (૭) લીલો પડવાસ ( Green manuring ), (૮) હાડકાંનું ખાતર, (૯) પોંપ અને રાસાયણિક ખાતરો તથા (૧૦) ઉકરડાનું ખાતર.

આપણે ત્યાં થતા પાકો જમીનમાંથી કેટલો કસ ચૂસે છે અને તે જમીનમાં પાછો આપવા આપણા ખેડુતો કેટલો યત્ન કરે છે અને તેમ છતાં પણ જોઈતા પ્રમાણમાં ખાતર મળી શકે છે કે નહિ તે જાણવા માટે ગુજરાતના ચરોતર પ્રદેશમાં એક ગામ વિષે કરેલા અભ્યાસનું અહીં વિગતવાર વર્ણન કરવામાં આવ્યું છે. તે ઉપરથી, ગુજરાતની જમીનમાં

ખાતરની કેટલી ભૂખ છે તે સહેજે સમજી શકાશે. આ ભૂખ થોડે ઘણે અંશે કેવી રીતે પૂરી કરી શકાય તે માટે આ લેખના અંતમાં નિર્દેષ કરવામાં આવ્યો છે.

## આખા ગામ માટે ખાતરની કુલ આવક

**(૧) ઢોરના છાણનું ખાતર:**—ગામની ભેંશો, બળદ અને પાડા-પાડીઓ આ ખાતરનાં ઉત્પાદક છે. છાણ અને ઝરણનો કોઈ પણ ભાગ નકામો ન જાય માટે ખેડૂતો ખાસ કાળજી રાખે છે. દરેક આંગણે ભેંશને જે કૉઢમાં બાંધવામાં આવે છે, તે જમીન ઢોળાવવાળી બનાવવામાં આવેલી હોય છે, કે જેથી બધું ઝરણ વહીને કૉઢની બાજુમાં કરેલા ખાડામાં ભેગું થાય. દિવસ દરમ્યાન ભેંશ જેમ જેમ પોદળા કરે છે, તેમ તેમ તે એક બાજુ ભેગા કરવામાં આવે છે. દરરોજ સવારે ખેડૂતસ્ત્રી આ છાણ અને ઝરણ ભેગું કરી, ટોપલા ભરી ખાતરના ખાડામાં નાખી આવે છે. પ્રથમ થોડું છાણ લઇ તે ઝરણવાળા ખાડામાં નાખી મસળી નાખે છે કે જેથી ઝરણનું ટીપેટીપું છાણ ચૂસી લે છે. આમ બહુ જ કાળજીથી બધું છાણ અને ઝરણ ભેગું કરવામાં આવે છે.

આ ગામમાં બળદની સંખ્યા ૭૫૧ છે. ઘણુંખરું બળદને દિવસના છાપરી નીચે રાખવામાં આવતા નથી, સિવાય કે વરસાદ વરસતો હોય. ખેતરમાં અગર તો ગાડાં તાણવાનું કામ ન હોય ત્યારે પણ ખેડૂતો પોતાના બળદને દિવસે ખેતરમાં લઇ જઇને ત્યાં જ બાંધે છે. આ દરમ્યાન ખેડુત સુડ-વાડ કરે અને કંઇ કામ ન હોય તો આરામ પણ કરે, અને સાંજે બળદને લઇ ઘેર પાછો આવે. આથી દિવસ દરમ્યાન બળદનું છાણ ભેગું થતું નથી.

આ ૭૫૧ બળદમાંથી ૨૨૪ પાટીદાર ખેડુતોના એટલે સારા બાંધાના, સારો ખોરાક પામનારા અને સારી માવજત મેળવનારા છે. તેથી આ બળદોવાળું ખાતર વધારે પ્રમાણમાં અને સારી જાતનું હોય છે. બાકીના ૫૨૭ બળદો બીનપાટીદાર ખેડુતોના, ઘણે ભાગે ધારાળાના છે. આ બળદો સાધારણ રીતે નાના કદના, યોગ્ય ખોરાકના અભાવવાળા અને માવજતની ક્યાશે તેમનું ખાતર પ્રમાણમાં ઓછું અને થોડા કસવાળું હોય છે.

પાટીદારનો બળદ રોજનો અડધો ટોપલો એટલે વર્ષે લગભગ ૧૯૦ ટોપલા ખાતર આપે. એક ટોપલા તાજા છાણનું ખાતર લગભગ દોઢ મણ (ગુજરાત) હોય છે. આ ૧૮૦ ટોપલા તાજા ખાતરમાંથી સારું પરિપક્વ ખાતર ૧૨૦ ટોપલા થાય અને પક્વ ખાતરના એક ટોપલાનું વજન એક મણ થાય. એક ગાડામાં ૨૪ ટોપલા ખાતર માય એટલે દર વર્ષે પાટીદારનો બળદ પાંચ ગાડાં ખાતર આપે. આ હિસાબે પાટીદારના ૨૨૪ બળદ દર વર્ષે ૧,૧૨૦ ગાડાં ખાતર આપે.

આજ પ્રમાણે તપાસ કરતાં માલુમ પડ્યું છે કે બીનપાટીદાર ખેડુતનો બળદ દર વર્ષે ચાર ગાડાં ખાતર આપે. એટલે તેના ૫૨૭ બળદ દર વર્ષે ૨,૦૦૮ ગાડાં ખાતર આપે.

પાટીદારની ભેંશ રોજનો એક ટોપલો ખાતર આપે એટલે વર્ષે ૩૬૫ ટોપલા થાય. આ ખાતર ખાડામાં પરિપક્વ થતાં લગભગ ૨૪૦ ટોપલા થાય. આ હિસાબે પાટીદાર ખેડુતની એક ભેંશ દર વર્ષે દસ ગાડાં ખાતર આપે. ગામમાં પાટીદારોની માલિકીની ૩૨૪ ભેંશો છે એટલે દર વર્ષે ૩,૨૪૦ ગાડાં ખાતર આપે.

આ પ્રમાણે ગણતરી કરતાં માલુમ પડ્યું કે બીનપાટીદાર ખેડુતની ભેંશ પ્રતિવર્ષે

આઠ ગોડાં ખાતર આપે. બીનેપાટીદારોની ૯૯૩ ભેંશો છે. એટલે સઘળી મળી દર વર્ષે ૭,૯૩૪ ગાડાં ખાતર આપે.

ગામમાં વાછડાં ૯૩ છે અને પાડા–પાડીઓ ૯૧૯. આમ કુલ વાછડાં ૧,૦૧૨ થયાં. આ વાછડાંનું કુલ ખાતર પ્રતિવર્ષ ૧,૦૧૨ ગાડાં થાય.

ગામમાં ૫૫ ગાયો છે. આમાંની ૪૩ ગાયો ભરવાડની માલિકીની છે. આ ગાયોના છાણનાં છાણાં બને છે. બાકીની ૧૨ ગાયો ખેડુતોની છે. પ્રતિવર્ષ એક ગાયનું ખાતર ચાર ગાડાં ગણતાં કુલ ૪૮ ગાડાં થાય.

એટલે આખા ગામની મળીને છાણીઆ ખાતરની કુલ ઉત્પન્ન નીચે પ્રમાણે થાયઃ—

| | |
|---|---|
| ૧,૧૨૦ ગાડાં ખાતર પાટીદાર બળદોને ફાળો | ૭,૯૩૪ ગાડાં ખાતર બીનપાટીદારની ભેંશોને ફાળો |
| ૨,૧૦૮ ,, ,, બીનપાટીદારના ,, ,, | ૧,૧૦૨ ,, ,, વાછરડાંને ફાળો ,, ,, |
| ૩,૨૪૦ ,, ,, પાટીદારની ભેંશોનો ફાળો | ૪૮ ,, ,, ગાયોને ફાળો |
| | ૧૪,૫૫૨ કુલ છાણિયું ખાતર. |

એક ગાડા ખાતરનું વજન લગભગ ૨૪ મણ ( ૯૬૦ પૌંડ ) થાય. આ ખાતરમાં છાણ ઉપરાંત ઢોરનાં ઓગાટ અને તેની નીચે પાથરેલા દડનો પણ સમાવેશ થાય છે.

**(૨) ઘેટાં બકરાંના વાડામાં ભેગું કરેલું ખાતર**—ગામમાં ભરવાડનાં વાડા સાત છે. તેમાં કુલ ૨૪ ઘેટાં, ૨૬૫ બકરાં અને આગળ જણાવ્યું તેમ ૪૩ ગાયો છે. આ ગાયોના છાણનાં છાણાં થાય છે. ઘેટાં–બકરાંની લીંડીઓના વાડામાં ઢગલા કરવામાં આવે છે. આ ઢગલામાં મોટો ભાગ માટી હોય છે. વાડામાં થોડા દિવસને આંતરે, ઘેટાં–બકરાં તળે માટી પાથરવામાં આવે છે. બધું ઝરણ આ માટી ચૂસી લે છે. નવી માટી પાથરવા અગાઉ પલળેલી બધી માટી ઉસેડીને, લીંડીઓ સાથે ખાતરના ઢગલામાં ભેગી કરવામાં આવે છે. આ સાત વાડાઓમાંથી વર્ષ દરમ્યાન બધાં મળી ૨૦૦ ગાડાં ખાતર મળે છે.

**(૩) ખેતરમાં ઘેટાં–બકરાં બેસાડવા વિષે**—પ્રતિવર્ષ ગામમાં, કચ્છ અને કાઠીઆવાડ તરફના ભરવાડો ઘેટાં–બકરાંનાં ટોળાં લઇને આવે છે. જે ખેડુતોને સવડ ન હોય તેઓ, આ ટોળાંને પોતાના ખેતરમાં વાસો આપે છે. એક સાધારણ ટોળામાં લગભગ ૫૦૦ માથાં હોય. કેટલીક વખત મોટામાં મોટું ટોળું ૧૦૦૦ ની સંખ્યાનું પણ હોય છે. અડધા વિઘાના ખેતરમાં ૫૦૦ માથાનું એક ટોળું એક રાત માટે બેસાડે છે, અને બીજી રાત બીજા ભાગમાં બેસાડે. હજાર માથાંનું એક ટોળું એક રાત બેસાડવા માટે ખેડુત ભરવાડને એકથી દોઢ મણ અનાજ આપે છે. આ અનાજમાં એકલો બાવટો, બાજરી, કોદરા અને ડાંગર અથવા તો આ બધાં અનાજ સરખા ભાગે, આગળથી નક્કી કર્યા પ્રમાણે, આપે છે. પ્રતિવર્ષ આ ગામમાં ચારથી પાંચ ટોળાં આવે છે અને લગભગ ત્રણ માસ રહે છે. આથી લગભગ ૨૦૦ વીઘાં જમીન ખતરાય છે.

ખેડુતો પોતાના વર્ષો સુધીના અંગત અનુભવ ઉપરથી કહે છે કે એક હજાર ઘેટાં–બકરાંને એક વિઘામાં એક રાત્રિ બેસાડવાથી જેટલું ખાતર મળે છે તે છાણીઆ ખાતરનાં અઢી ગાડાંની બરાબરીમાં ઉતરે છે. અને લીંડીઓ તેમ જ ઝરણ તુરત અસર કરતાં હોય

પહેલો પાકજ એ બધાંનો ઉપયોગ કરી લે છે. એટલે ઘેટાં-બકરાં બેસાડવાથી પ્રતિવર્ષ ગામને મળતું ખાતર, છાણીઆ ખાતરનાં ૫૦૦ ગાડાં બરોબર થાય.

ઘેટાં-બકરાં બેસાડવાથી થતી અસર આપણે છાણીઆ ખાતર સાથે સરખાવી, તે કેટલે અંશે સત્ય છે તે જોઇએ. બસો વીઘાં જમીન આ પ્રમાણે ખતરાય છે અને દરેક વીઘે હજાર માથાં પ્રમાણે એકંદર ૨૦૦,૦૦૦ માથાં થયાં. અને ઉપર કહ્યું તેમ, તેમાંથી ૫૦૦ ગાડાં છાણીઆ ખાતર બરોબરીનું ખાતર મળે. આ હિસાબે ૪૦૦ બકરાં-ઘેટાં એક રાતમાં એક ગાડું છાણીઆ ખાતર બરોબરીનું ખાતર આપે. ( $\frac{૨૦૦૦૦૦}{૫૦૦}$ ) હવે ભરવાડના વાડામાં ભેગાં કરેલાં ખાતર વિષે લખતાં આપણે જોયું છે કે ગામમાં ૩૦૦ ઘેટાં-બકરાં છે. અને ગામને તેમના તરફથી ૨૦૦ ગાડાં છાણીઆં ખાતર બરોબરીનું ખાતર મળે છે. વર્ષે ૩૦૦ ઘેટાં એટલે ૧૦,૯૫૦૦ ઘેટાં રાત્રિઓ થય ( ૩૬૫×૩૦૦ ). આ હિસાબે ૫૪૭ ઘેટાં એક રાતમાં એક ગાડુ છાણીઆ ખાતર બરોબરીનું ખાતર આપે. ઉપર કહ્યું તેમ ઘેટાં-બકરાં ખેતરમાં બેસાડવાથી, ખેડુતના અનુભવ પ્રમાણે ૪૦૦ માથાં એક રાતમાં એક ગાડુ છાણીઆ ખાતર જેટલું ખાતર આપે અને ભરવાડના વાડાની ગણતરી પ્રમાણે ૫૪૭ માથાં એટલું જ ખાતર આપે. આ પ્રમાણે ઘેટાં-બકરાં પરબારાં બેસાડવામાં એક ફાયદો એ છે કે સઘળું ઝરણુ ખેતરમાં ચુસાઇ જાય છે.

બીજું ઉપર એમ કહેવામાં આવ્યું છે કે બહારગામના ભરવાડ ગામમાં ત્રણેક માસ રહે છે. આ માહિતી પણ સાચી છે તે નીચેના આંકડા ઉપરથી સમજાશે. ઉપર આપણે ૨૦૦,૦૦૦ ઘેટાં-રાત્રિ ગણી છે. એક ટોળામાં ૫૦૦ માથાં હોય છે અને આવાં ૪ થી ૫ ટોળાં પ્રતિવર્ષ ગામમાં આવે છે. જો પ્રતિવર્ષ ગામમાં ૪ ટોળાં આવે છે એમ ગણીએ તો એક ટોળાની $\frac{૨૦૦૦૦૦}{૪}$=૫૦,૦૦૦ ઘેટાં-રાત્રિ અથવા એક ટોળાંને ૧૦૦ દિવસ ( $\frac{૫૦૦૦૦}{૫૦૦}$ ) થાય. જો ગામમાં ૫ ટોળાં આવે છે એમ ગણીએ તો ૪૦,૦૦૦ ઘેટાં-રાત્રિ ( $\frac{૨૦૦૦૦૦}{૫}$ ) થાય. અથવા ૫૦૦ ઘેટાંના એક ટોળાને ૮૦ દિવસ લાગે ( $\frac{૪૦૦૦૦}{૫૦૦}$ ) આ હિસાબે આ ભરવાડો ગામમાં ૮૦ થી ૧૦૦ દિવસ સુધી રહેતા હોવા જોઇએ. તેથી આ ગણતરીથી પણ ખેડુતોની અટકળ સાચી ઠરે છે.

**(૪) ઊંટ બેસાડવાનું ખાતરઃ**—ઊંટ બેસાડવાથી ખતરાતી જમીન જૂજ છે. કોઇક વખત ૧૫૦ થી ૨૦૦ ઊંટનું ટોળું ગામમાં આવે છે. આખું ટોળું એક વીઘામાં એક રાત બેસે. આ પ્રમાણે લગભગ ૨૦ વીઘાં જમીન ખતરાય છે. એક રાત્રિ માટે રૂ. ૩ ત્રણ ઊંટના માલિકને મળે છે. પણ આ પ્રમાણે કોઇક વખત જ જમીન ખતરાતી હોવાથી, પ્રતિવર્ષ ગામને કેટલું ખાતર મળે છે તે કહી શકાય નહિ.

**(૫) તળાવનું મટોડું:**—તળાવનું મટોડું, આસપાસનાં ખેતરોમાં, અને તે પણ ખાસ કરીને તમાકુ કરવાની હોય તેમાં નાખવામાં આવે છે. ઉનાળામાં જ્યારે તળાવ સુકાઇ જાય ત્યારે બીની માટી ખોદી ખેતરમાં લઇ જાય છે. દરરોજ લગભગ સો ગાડાં, એક મહિના સુધી આ પ્રમાણે માટી ખેંચે છે. સરેરાશ દરરોજ એક જોડ બળદ દશ ગાડાં ઉથાપી શકે. જે વર્ષે આ આંકડા ભેગા કર્યા હતા તે વર્ષે ખેતરોમાં ૩૦,૦૦૦ ગાડાં મટોડું નાખવામાં આવ્યું હતું. ખેડુતો પોતાના અનુભવ ઉપરથી કહે છે કે જે ખેતરમાં ૧૦ ગાડાં છાણિયું ખાતર આપવાથી જેટલો પાક થાય, તે જ ખેતરમાં ૨૦ ગાડાં તળાવનું મટોડું નાખવાથી, તેટલો જ પાક થાય છે. આ હિસાબે તળાવના મટોડાની ખાતર તરીકે અસર

છાણીઆં ખાતરથી અડધી થાય. અને અનુભવ પ્રમાણે આ વાત સાચી છે. કારણ કે તળાવનું પાણી સુકાતાં બધાં માછલાંઓ મરી જાય છે. એટલે ૩૦,૦૦૦ ગાડાં મરોડું ૧૫,૦૦૦ છાણીઆ ખાતર બરોબર થાય. પરંતુ આવા પ્રસંગો દરવર્ષે એક વખત આવે છે. એટલે સરેરાશ પ્રતિવર્ષ ૧૫૦૦ ગાડાં છાણીઆ ખાતર બરોબરીનું ખાતર તળાવડાના મરોડામાંથી મળે.

**(૬) શેઢાની માટીઃ**—ચરોતર પ્રદેશમાં રિવાજ છે કે દરેક ખેતરની આસપાસ પંદરેક ફુટની પહોળાઇની જમીનની પટ્ટી ખેડયા વગરની રાખવી, જેમાં ઘાસ ઊગે તે ઢોરોને ખાવાના કામમાં આવે. આ પટ્ટીને શેઢા કહે છે. થોડે થોડે વર્ષને અંતરે શેઢાની જમીન ખોદીને તે મરોડું ખેતરમાં નાખવામાં આવે છે. વરસાદના વહી જતા પાણી સાથે તણાઇને આ શેઢાની જમીનમાં ઘસડાઇ આવ્યું હોય તેનો લાભ ખેતરને મળે. શેઢા ખોદી માટી ખેતરમાં નાખવાનું કારણ તેમાં રહેલા ખાતરનો ઉપયોગ કરવા માટે જ નહિ પણ જમીન સપાટ બનાવવા અને શેઢાનું ઘાસ સારૂં થાય તે માટે પણ ખોદવામાં આવે છે. એટલે શેઢાના મરોડામાંથી મળતા ખાતરની કિંમત નહિ જેવી જ હોય છે.

વર્ષ દરમ્યાન આખા ગામને મળતા ખાતરનો કુલ જથ્થો નીચે પ્રમાણે થાય છેઃ—

| | | |
|---|---|---|
| (૧) છાણયિું ખાતર ... ... | ૧૫,૪૫૨ | ગાડાં |
| (૨) ભરવાડના વાડાનું ખાતર ( છાણીઆ ખાતર બરોબરીનું ) | ૨૦૦ | ,, |
| (૩) ઘેટાં–બકરાં બેસાડવાનું ( ,, ,, ,, ) | ૫૦૦ | ,, |
| (૪) તળાવનું મરોડું ( ,, ,, ,, ) | ૧,૫૦૦ | ,, |
| કુલ ખાતર | ૧૭,૬૬૨ | ,, |

## ખાતર ભેગું કરવાની અને તે પકવવાની રીત

બળદને ભેંશથી જુદી જગાએ બાંધવામાં આવે છે. કૉડમાં ઝરણ એકઠું કરવાને ખાડા નથી હોતા. તેનાં બે કારણો છેઃ એક તો એ કે ઝરણને કૉડની વચ્ચેના ભાગથી લાંબે સુધી વહીને ખાડા સુધી પહોંચવું પડે. ભેંશની કૉડમાં આ મુશ્કેલી નડતી નથી; કારણ કે ભેંશનું ઝરણ તેના શરીરના છેવટના ભાગમાંથી નીકળતું હોઇ તે ખાડાની નજીક પડે છે અને તુરત ખાડામાં વહી જાય છે. બીજું કારણ એ છે કે બળદની કૉડમાં ખાડો રાખવો એ જોખમકારક છે, કારણ કે બળદનો પગ ખાડામાં પડે અને તે લંગડો થાય તો ખેડુતનું આખું વર્ષ બગડે.

ખાતર પકવવાના ખાડા ગામઠાણની ચારે બાજુ આવેલા હોય છે. દરેક ખેડુતની માલિકીના ઓછામાં ઓછો એક ખાડો તો હોય જ. આ ખાડા બહુ ઉંડા નથી હોતા. તેની ઉંડાઇ બેથી ત્રણ ફુટ હોય છે; પણ ખાતરનો ઢગલો જમીનની સપાટીથી પાંચેક ફૂટ જેટલો ઊંચો કરવામાં આવે છે. ખાડા ઘણું ખરૂં ગોળાકારે હોય છે. આ ખાડાઓ આર્થિક દૃષ્ટિએ હિતકર ગણાય છે, કારણ કે જો ખાડા ઊંડા હોય તો તેમાંથી ખાતર કાઢતી વખતે મજૂરી વધારે પડે. આ ખાડામાં ખાતર સારી રીતે પાકું થાય છે. ખેડુતશ્રી સંભાળપૂર્વક ખાડામાં ખાતરના ટોપલા ઠાલવી તેને દાબે છે અને જરૂર પડયે અને સવડ ઉપર પાણી પણ છાંટે છે; પાકેલું ખાતર અફીણ જેવું કાળું થઇ જાય છે. આ ખાતરનું રાસાયણિક

પૃથક્કરણ અમે કરાવ્યું નથી. બનવાજોગ છે કે તેમાંથી ઓગળી જાય એવા અને ઉડી જાય એવા પદાર્થો થોડા ઘણા પ્રમાણમાં વહી જતા હોય. કેટલાક ખાડા નિચાણવાળી જગાએ હોવાથી ચોમાસામાં પાણી નીચે ડૂબી જાય છે. ખાડામાંથી કસ ઓછો થતો અટકે એવી રીતે ખાડાની પદ્ધતિમાં ફેરફાર કરી શકાય.

## ખાતર અને બળતણ

ખાસ ધ્યાન ખેંચે એવી બાબત એ છે કે આ ગામના ખેડુતો છાણનો બળતણ તરીકે ઉપયોગ જૂજ બલ્કે નહિ જેવો જ કરે છે. તેમની બળતણની જરૂરીઆતો પોતાના ખેતરમાં આવેલાં ઝાડઃ તુવેર, કપાસ, શેરીઆં, તંબાકુના ખાંપા અને ઢોરની ઍાગઠમાંથી પૂરી કરે છે. બળતણ માટે પૈસા ભાગ્યે જ ખરચવા પડે છે. કુટુંબ દીઠ દર વર્ષે ઢોર અને માણસોનો ખોરાક પકવવા માટે અને ઇતર કામને અંગે સાઠ (૬૦) મણ બળતણની જરૂર પડે છે. આ જરૂર ખેડુત નીચે પ્રમાણે પૂરી કરી શકે છેઃ

એક એકર વાવણમાંથી તુવેરના ખાંપા બે લૉર થાય છે. તુવેરના ખાંપાના એક લૉરનું વજન આઠ મણ થાય. ગામમાં વાવણા નીચે જમીન ૩,૨૫૬ એકર છે. એટલે એકરે સોળ મણ લેખે તુવેરના ખાંપા ૫૨,૦૯૬ મણ થાય.

તમાકુના ખાંપા એક એકરે અર્ધો લૉર થાય. અને તમાકુના એક લૉર ખાંપાનું વજન ત્રણ મણ થાય. તમાકુનો પાક ૯૧૦ એકર જમીનમાં થાય છે. એટલે તેમાંથી ૪૫૫ લૉર અથવા ૧,૩૬૫ મણ બળતણ મળે. આ પ્રમાણે તુવેર અને તમાકુના ખાંપામાંથી જ કુટુંબ દીઠ લગભગ ૩૮ મણ બળતણ મળે. બાકીનું બળતણ ગામનાં ઝાડોમાંથી નીચે પ્રમાણે મળેઃ

## ગામમાં ઝાડની સંખ્યા

| ઝાડની જાત | સરકારી માલિકીના | ખાનગી માલિકીના | કુલ |
|---|---|---|---|
| આંબા | ૭ | ૨,૫૦૦ | ૨,૫૦૭ |
| મહુડા | ૦ | ૭૩૫ | ૭૩૫ |
| આંબલી | ૩ | ૧,૮૦૦ | ૧,૮૦૩ |
| રાયણ | ૧૦ | ૨,૦૪૫ | ૨,૦૫૫ |
| કુલ | ૨૦ | ૭,૦૮૦ | ૭,૧૦૦ |

બાવળીઆની સંખ્યા ગામના પત્રકમાં નોંધાતી નથી, પણ અમારી ગણતરી પ્રમાણે ગામમાં લગભગ એક હજાર બાવળ છે. એટલે ઝાડની કુલ સંખ્યા ૮૧૦૦ થઇ. આ હિસાબે કુટુંબ દીઠ લગભગ ૭ ઝાડ આવે. દરેક કુટુંબ દસ વર્ષે સરેરાશ એક આખું ઝાડ કાપી શકે અને ઝાડ દીઠ ૨૫૦ મણ લાકડું પડે. એટલે એક કુટુંબને દશ વર્ષે ૨૫૦ મણ લાકડું ઝાડમાંથી મળે, જેથી દર વર્ષે કુટુંબ દીઠ ૩૮ મણ બળતણ મળે અને ઝાડમાંથી ૨૫ મણ મળી કુલ ૬૩ મણ થયું. આ ઉપરથી જણાશે કે છાણનો સંપૂર્ણપણે ખાતર તરીકે ઉપયોગ કરવા માટે તેઓ પોતાને જોઇતું બધું બળતણ બીજી રીતે પેદા કરી લે છે.

પાટીદાર ખેડુતો, બીનપાટીદાર ખેડુતો પાસેથી, ખાતરના ખાડા ઉચ્ચક ખરીદી લે છે. ગરીબ ખેડુતોને પૈસાની તાણ હોવાથી, ખાતર પોતાના ખેતરમાં ન નાખતાં, તેઓ તે વેચવા

લલચાય છે. ખાતરના ખાડા ઘણું ખરું રોકડેથી જ વેચાય છે. કોઇ કોઇ વખત દેવા પેટે વેચાય છે ત્યારે ખાડાની કિમ્મત બજારભાવ કરતાં વધારે ગણાય છે, કારણ કે જેટલું બને તેટલું વધારે દેવું પતે તેને માટે યત્ન કરવામાં આવે છે. જો ધીરનાર ખેડુત, થોડો ભાવ વધારે ગણીને ઉકરડો ન ખરીદી લે તો દેવાદાર તે ઉકરડો બીજાને વેચે. આમ તેના પૈસા પતવામાં વાંધો આવે. ઉકરડો રોકડેથી વેચાય ત્યારે ખાતર કાઢી લીધા પછી એક અઠવાડિયામાં પૈસા ચૂકવી દેવામાં આવે છે.

ઉકરડો ખરીદ્યા પહેલાં, તેમાંથી કેટલું ખાતર નીકળશે તેનો અડસટ્ટો ખરીદનાર કાઢે છે. ખાડાની ચારે બાજુ અને મધ્યમાં પરોણો ઘોંચીને તેની સરેરાશ ઉંડાઇ માપવામાં આવે છે. આ પાંચ જગોની સરેરાશ ઉંડાઇ ખાડાના ક્ષેત્રફળ ઉપરથી, કેટલાં ગાડાં ખાતર નીકળશે તેનો અડસટ્ટો કાઢવામાં આવે છે. આ ઉપરાંત ખાડાના માલીક પાસે કેટલાં ઢોર છે તે ખરીદનાર જાણે છે અને તેના ઉપરથી પણ ખાતરના જથ્થાનો ખ્યાલ આવે છે.

## ખેતરમાં ખાતર નાખવાની પદ્ધતિ

એક ગાડા ખાતરમાંથી, ખેતરમાં ૭ થી ૮ ઢગલા કરવામાં આવે છે. બે ઢગલા વચ્ચેનું અંતર, ચારે બાજુએ વીસેક ફૂટ હોય છે. આ હિસાબે એક એકરે ૨૦ ગાડાં ખાતર થયું. ખેતરમાં ખાતર નાખવાનું કામ અખાત્રીજથી શરૂ થાય છે. વરસાદ આવે ત્યારે આ ખાતરના ઢગલાને ખેતરમાં ફોળી નાખીને પછી તે ખેડી નાખવામાં આવે છે. કેટલાક ખેડુતોએ તમાકુના ખેતરમાં ખાતર નાખવાની જુદી પદ્ધતિ અખત્યાર કરી છે. એકરે જે વીસ ગાડાં ખાતર આપવાનું હોય તેના ત્રણ કે ચાર મોટા ઢગલા ખેતરની ચારે દિશામાં કરે છે. આ ખાતર પહેલા વરસાદ સાથે, ખેતરમાં ભેળવી દેવામાં આવતું નથી, પણ તંબાકુ રોપવાનો વખત થાય તેની અગાઉ જ, છેલ્લી ખેડ સાથે ભેળવી દેવામાં આવે છે. આ પદ્ધતિ અખત્યાર કરવાનું કારણ એ છે કે, જો પહેલા વરસાદ વખતે ખાતર જમીનમાં ભેળવી દેવામાં આવે તો, વરસાદના પાણીમાં ઓગળી જઇ કેટલાંક તત્ત્વો જમીનમાં એટલાં ઊંડે તણાઇ જાય કે જેથી ઊગતા પાકનાં મૂળિયાં તેને પહોંચી શકે નહિ. કારણ કે પહેલો વરસાદ અને તમાકુ રોપવાનો ગાળો બહુ લાંબો—લગભગ બે મહિના જેટલો હોય છે.

તળાવનું મરોડું ખેતરમાં નાખવા ખેડુતને સખત મહેનત કરવી પડે છે. મરોડું ખોદતાં ભીની માટી પાવડાને ચોંટી જાય છે અને આ સીસા જેવી માટીના ટોપલા ભરીને ગાડામાં ઠાલવવા પડે છે. એક ગાડામાં સોળ ટોપલા મરોડું નાખવામાં આવે છે. આ પ્રમાણે એક ગાડામાં ૩૨ મણ મરોડું ભરાય છે. જો કે ગાડામાં સોળ ટોપલા ઠાલવ્યા પછી પણ જગો તો ઘણી રહે છે; પણ આથી વધારે વજન બળદને તાણવું કઠણ પડે તેથી વધારે મરોડું ભરવામાં આવતું નથી. મરોડાના એક ગાડામાંથી, ખેતરમાં ચારથી ૭ ઢગલા કરવામાં આવે છે. બે ઢગલા વચ્ચેનું અંતર ચારે બાજુએ લગભગ પંદર ફૂટ હોય છે. આ હિસાબે એક એકરે ૪૦ થી ૬૦ ગાડાં મરોડું ભરવામાં આવે છે. આ ઢગલાનું મરોડું સુકાયા પછી તેને આખા ખેતરમાં ફેળી નાખી ખેડ કરવાની શરૂઆત કરવામાં આવે છે.

શેઢા ખોદી, તે મરોડા વડે પ્રથમ તો ખેતરનો નીચાણવાળો ભાગ પૂરવામાં આવે છે. આ મરોડું માથે ટોપલામાં ઊંચકી, ગધેડાં ઉપર લાદી અગર તો ગાડાં ભરી નાખવામાં

આવે છે. જે ખેતરોમાં તળાવનું મટોડું ન પહોંચી શકે ત્યાં શેઢાનું મટોડું પૂરવામાં આવે છે. વળી જે ખેડુતના તાબામાં શેઢા પૂરતા પ્રમાણમાં હોય કે જેમાંથી વર્ષ દરમ્યાન જોઇતું ઘાસ મળી શકે તે જ ખેડુતો વધારાના શેઢા તોડી મટોડું ખેતરમાં ભરે છે. શેઢા તોડવાથી બીજો ફાયદો એ છે કે વાડ પાસેની જમીન તપવાથી, તે જગોએ ભરાઈ રહેલાં પાકના રોગના કીડા અને જંતુઓ નાશ પામે છે. આમ બધા શેઢા એક પછી એક થોડાં વર્ષોને અંતરે ખોદાય છે. ખોદાયલા શેઢા, ત્રણથી પાંચ વર્ષની અંદર વરસાદના પાણી સાથે વહેતા મટોડાથી પાછા પુરાઇ જાય છે. ખોદેલા શેઢામાંથી ઘાસ ન થવાને લીધે પડતી તાણ, થોડે ઘણે અંશે પૂરી કરવા માટે, શેઢા ખોદ્યા પછી પહેલે જ વર્ષે તેમાં બાજરી કે કોદરા ઓરવામાં આવે છે, જેમાંથી ઢોરને માટે ઘાસ મળી રહે. બીજે વર્ષે ઝીંઝવા ઘાસનાં ચડિયાં રોપે એટલે તેમાંથી સારું ઘાસ મળે.

## બીજાં ખાતર

આ પ્રદેશમાં શણના લીલા પડવાસનો ખાતર તરીકે ઉપયોગ ધીમે ધીમે થવા માંડયો છે. પરન્તુ આ પ્રથામાં એક મોટી અગવડ છે. જે વર્ષ દરમ્યાન વરસાદ સારા પ્રમાણમાં હોય ત્યારે શણનો પડવાસ ઉપયોગી થાય છે. તમાકુ રોપવાનો સમય થાય તે પહેલાં શણ કાપી દાટીને બરોબર કોહી જવામાં ઢીલ ન થાય તો જ તે ઉપયોગી બને. વરસાદ જોઇતા પ્રમાણમાં ન હોય તો શણ કોહવાને માટે પૂરતો ભેજ અને સમય મળી રહેતાં નથી. આમ જો વરસાદ વખતસર ન આવે તો શણનો પડવાસ કરવાથી લાભને બદલે હાનિ થવાનો વધારે સંભવ છે. શણના પડવાસની આ મુશ્કેલીઓને લઇને આ ગાળાના આગળ પડતા ખેડુતો પણ તેનો ઉપયોગ કરતાં અચકાય છે. એટલે આ રીતમાંથી ગામને નહિ જેવું જ ખાતર મળે છે.

રાસાયણિક ખાતરોમાં સલ્ફેટ ઑફ એમોનિયા વધારે પ્રચલિત છે. આ પ્રદેશમાં બીજાં રાસાયનિક ખાતરો ભાગ્યે જ વપરાય છે. આ ખાતરનો ઉપયોગ બધા પાકો ઉપર ચાલે છે, પણ ખાસ કરીને ડાંગરના પાક માટે તેનો ઉપયોગ વધુ થાય છે. ભીનાં વર્ષોમાં એટલે વરસાદ વધુ પ્રમાણમાં હોય તો તેવાં વર્ષોમાં તેનો વપરાશ વધે છે. તેનું પ્રમાણ એકસરખું રહેતું નથી. ડાંગર સિવાયનાં બીજાં ધાન્ય માટે જ્યારે તે વપરાય છે ત્યારે એક એકરે આઠ પૌંડ સલ્ફેટ ઑફ એમોનિયા, બીની સાથે જ ઓરે છે. ડાંગર અને તમાકુ માટે એક એકરે ૮૦ પૌંડ ભભરાવે છે. ખેડા જીલ્લામાં દર વર્ષે લગભગ ૨૦૦ ટન સલ્ફેટ ઑફ એમોનિયા વપરાય છે. જે ગામને લગતી આ માહિતી આપવામાં આવી છે તે ગામમાં અમારી તપાસના વર્ષે વીસ એકર જમીનમાં સલ્ફેટ ઑફ એમોનિયા વપરાયો હતો. તમાકુના દરૂવાડિયામાં પણ તેનો ઉપયોગ થાય છે.

ખોળ પીયત, તમાકુ અને બાગાયત પાકો માટે વપરાય છે. આ વિભાગમાં એરંડી અને કરંજનો ખોળ મુખ્યત્વે કરીને વપરાય છે. એકરે બેથી દશ મણ સુધી અપાય છે. તમાકુના દરૂવાડીઆમાં પણ તેનો ઉપયોગ થાય છે.

ખાતર તરીકે બીજા જે પદાર્થોનો ઉપયોગ કરવામાં આવે છે તેમ, ખાસ કરીને તમાકુના દરૂવાડીઆમાં ખાખરી એટલે તમાકુનાં નકામાં પાંદડાંનો ભૂકો અને બીજાં કોહી ગએલાં ભેગાં કરેલાં પાંદડાં હોય છે. તમાકુના દરૂવાડીઆમાં એરંડિયું પણ નાખવામાં

આવે છે. પણ તેનું મુખ્ય કારણ વધુ વરસાદથી દર ઉપર થતી કોહવાશની અસર ટાળવા માટે હોય છે.

## ગામને દર વર્ષે કેટલું ખાતર જોઇએ ?

ગામમાં ખાતર કેટલા પ્રમાણમાં ઉત્પન્ન કરી શકાય છે તેની વિગત આપણે જાણી. હવે ગામને સાધારણ રીતે પ્રતિવર્ષ કેટલું ખાતર જોઇએ તેનો હિસાબ કાઢીએ એટલે ખાતરનું ઉત્પન્ન અને ગામને તેની જરૂરીઆત વચ્ચેનો તફાવત જાણી શકાય.

| | એકર—ગુંઠા |
|---|---|
| ગામનું કુલ ક્ષેત્રફળ | ૫,૨૫૫—૩૧ |
| તેમાંથી બાદ ન ખેડી શકાય તેટલી જમીન | ૫૩૧— ૯ |
| બાકી રહી કુલ ખેડી શકાય તેટલી જમીન | ૪,૭૨૪—૨૨ |
| તેમાંથી બાદ, ઘાસ અને શેઢાની જમીન | ૩૬૧— ૦ |
| બાકી રહી કુલ ખેડાણ જમીન | ૪,૩૬૩—૨૨ |
| વત્તા એકથી વધારે વાર ખેડાયલી જમીન | ૯૩—૧૦ |
| તુલોનું કુલ ક્ષેત્રફળ | ૪,૪૫૬—૩૨ |

એકથી વધારે વખત લેવાયલા પાકને ઘણુંખરું, ખાતર આપવામાં આવતું નથી. કારણ કે તે પહેલાંના પાકને આપેલા ખાતરના અવશેષોનો તે ઉપયોગ કરે છે. એટલે આપણે કુલ ખેડી જમીન એટલે ૪,૩૬૩ એકર અને ૨૨ ગુંઠાની જરૂરીઆત તપાસીશું.

વર્ષ દરમ્યાન તમાકુ ૯૧૦ એકર જમીનમાં થાય, તેમાંથી ૨૫૦ એકર પીયત અને બાકીની કોરાંટ હોય છે. પણ ખાતર કોરાંટ અને પીયત બન્ને પાકોને એકરે એકસરખું જ આપવામાં આવે છે; કારણ કે પીયત તમાકુ જે કૂવાના પાણી ઉપર કરવામાં આવે છે તે પાણીની ખાતર તરીકે પ્રખ્યાતિ હોય છે કૂવાના પાણીમાં આમ કુદરતી રીતે ખાતરનો ગુણ હોવાથી, પીયત તમાકુને પણ કોરાંટના જેટલું જ છાણિયું ખાતર આપવામાં આવે છે.

**મોલીસન** પ્રમાણે તમાકુ માટે એક એકરે ૨૫ થી ૩૦ ગાડાં છાણિયું ખાતર જોઇએ.* પણ નડીઆદ ફાર્મના અખતરાઓ ઉપરથી જણાય છે કે તમાકુમાં એકરે ૨૦ ગાડાં છાણિયું ખાતર બસ છે.[1] આપણી ગણતરી તમાકુ માટે એકરે ૨૦ ગાડાં ખાતર ગણતાં વાર્ષિક ૧૮,૨૦૦ ગાડાં જોઇએ. (૯૧૦×૨૦)

ગામમાં ઉનાળુ પીયત બાજરી ૧૩ એકર અને ૩૧ ગુંઠા છે. આ પાક માટે કેટલું ખાતર જોઇએ તે વિષે ખેતીવાડી ખાતાના અખતરા મળી આવતા નથી. તેથી ખેડુતોના અનુભવનો આધાર લઇ, એકરે ૧૫ ગાડાં લેખે આ પાક માટે ૨૦૦ ગાડાં ખાતરની જરૂર ગણી શકાય.

---

* મોલીસન: ટેક્સ્ટ બુક ઑફ ઇન્ડીઅન ઍગ્રીકલ્ચર, વૉલ્યુમ ૩, પાનું ૨૪૦.

૧ માન, પટેલ અને મુજુમદાર. બૉમ્બે ડિપાર્ટમેન્ટ ઑફ ઍગ્રીકલ્ચર બુલેટીન નં. ૧૩૨. ૧૯૨૧ની સાલનું, ધી ઇમ્પ્રુવમેન્ટ ઑફ ટૉબેકો ઇન નોર્ધર્ન ગુજરાત, પાનું ૧૫.

સરખાવો: એક્સપેરિમેન્ટલ ઇન મેન્યુરિંગ ક્રૉપ્સ ઇન ધી બૉમ્બે પ્રેસિડેન્સી ૧૮૯૬ થી ૧૯૩૧ પાનાં ૬૩ થી ૬૫ અને ૨૫૮ થી ૨૬૨.

ઉનાળુ-પીયત સૂંઢિયું ૫૭ એકર અને ૧૫ ગુંઠા છે. આ પાક માટે જમીનમાંથી કસ વધારે પ્રમાણમાં ચૂસે છે. અને તેથી આ પાકને સાધારણ રીતે એકરે ૨૦ ગાડાં ખાતરની જરૂર હોય છે. એટલે પ્રતિવર્ષ ૧,૧૪૦ ગાડાં ખાતર જોઇએ.

શેરડી નીચે જમીન નહિ જેવી જ હતી. એક એકર અને બાર ગુંઠા. આ ખેતરમાં તે ખેડુતે ૩૦ ગાડાં ખાતર નાખ્યું હતું.

શાકભાજી, મસાલા અને ફળફૂલ ૧૨૪ એકર અને ૧૫ ગુંઠા પર કરવામાં આવ્યાં હતાં. આ પાકોની જરૂરીઆતો વિષે અખતરાનું પરિણામ નહિ હોવાથી ખેડુતોના અનુભવ પ્રમાણે એકરે ૨૦ ગાડાં ખાતરની જરૂરીઆત લેખે ૨,૪૮૦ ગાડાં ખાતર જોઇએ.

જીરાયત, અનાજ અને કઠોળના પાકો ૩,૨૫૬ અને ૩૦ ગુંઠા જમીનમાં લેવામાં આવે છે. તમાકુ પછી લેવામાં આવતા અનાજ અને કઠોળના પાકોને ખાતર આપવામાં આવતું નથી. કારણ કે આગલા તમાકુના પાકને આપેલા ખાતર અને ખેડનો લાભ આ પાકોને મળે છે. તેથી અનાજ કઠોળના ૩,૨૫૬ એકર અને ૩૦ ગુંઠામાંથી ૨,૩૪૬ એકર અને ૩૦ ગુંઠાને ખાતરની જરૂર રહે ( ૩૨૫૬–૩૦ બાદ ૯૧૦ એકર ). આ પાકોને દર વર્ષે ખાતર આપવામાં આવતું નથી. દર આંતરે વર્ષે એકરે ૨૦ ગાડાં ખાતરની આ પાકને જરૂર હોય છે. મોલીસનની ગણતરી પ્રમાણે આ પ્રદેશમાં બાજરી અને તેની સાથેના પાક માટે દર વર્ષે એકરે ૧૦ ગાડાં ખાતરની જરૂર ગણાય.* આ હિસાબે આ તુલો માટે વાર્ષિક ૨૩,૪૬૦ ગાડાં ખાતરની જરૂર પડે.

આ ઉપરથી ગામને વાર્ષિક કેટલાં ગાડાં ખાતરની જરૂર પડે તે નીચે આપવામાં આવેલ છે—

| | ગાડાં ખાતર |
|---|---|
| તમાકુ ... ... ... ... ... | ૧૮,૨૦૦ |
| પીયત ... ... ... ... ... | ૨૦૦ |
| શાકભાજી, મસાલા, ફૂલઝાડ અને શેરડી ... ... | ૨,૫૧૦ |
| બાકીનાં અનાજ અને કઠોળનાં તુલો ... ... | ૨૩,૪૬૦ |
| કુલ ખાતરની જરૂર | ૪૫,૫૧૦ |
| ગામમાં ખાતરનું વાર્ષિક ઉત્પન્ન... ... ... | ૧૭,૬૬૨ |
| ગામને ખાતરની ઉણપ... ... ... ... | ૨૭,૮૪૮ |

આ ઉપરથી જણાશે કે ગામને વાર્ષિક ખાતરની જરૂરીઆતના ફક્ત ૩૯ ટકા જેટલું જ ખાતર મળે છે. ખેતરનો કસ આથી ધીમે ધીમે ઘટતો જાય અને તેથી આપણા દેશનું એકરી ઉત્પન્ન બીજા દેશોની સરખામણીમાં ઓછું થતું જાય તેમાં નવાઇ નથી.

હવે, આપણાં ગામો ખાતરની આ ઉણપ કેવી રીતે ટાળી શકે તે જોઇએ.

(૧) તેલી બીયાં જેવા કાચા માલની નિકાસ અટકાવી આપણા દેશમાં હુન્નર-ઉદ્યોગ

* મોલીસન, ટેક્સ્ટ-બુક ઑફ ઇન્ડીઅન એગ્રીકલ્ચરલ વૉલ્યુમ ૩, પાનું ૨૪૦.

# હિંદી સંસ્કૃતિની પ્રાચીન ભવ્યતા

[ પંડિત જવાહરલાલ નેહરૂ ]

હિંદમાં આજે બે પ્રકારનાં બળો વચ્ચે ઘર્ષણ ચાલી રહ્યું છે. આ ઘર્ષણ ઘણા ભાગે માનસિક છે. તે ઉપરાંત આર્થિક, રાજકીય આદિ ઘર્ષણો પણ નજરે ચડે છે. ઘણાં બળો આપણને જુદી જુદી દિશામાં ખેંચી રહ્યાં છે. ભૂતકાળમાં જે કેટલાંક તત્ત્વો હતાં તે આપણને બળ અર્પી રહ્યાં છે, જ્યારે બીજાં ભારરૂપ નીવડયાં છે.

## મોહેંજો ડેરોની સંસ્કૃતિ

ભારે ભવ્ય ભૂતકાળ હોવા માટે હિંદ ગૌરવ લે છે. આ દેશમાં હજારો વર્ષ સુધી ઇતિહાસ રચાયે ગયો છે. તમે હિંદને ઐતિહાસિક દૃષ્ટિએ અવલોકો તો પણ તમને જણાશે કે પ્રાકૃત ઐતિહાસિક કાળ સુધી તમો પહોંચી જશો. જો તમે મોહેન્જોડેરો જશો, તો ત્યાં રેતીમાંથી ખોદી કાઢવામાં આવેલું એક ભવ્ય નગર તમને જોવા મળશે. ત્યાં તમને ઊંચી ઇમારતો, સુંદર રસ્તાઓ, ગટરની સુધરેલી પદ્ધતિ, નમૂનેદાર શણગારો ને બાળકોનાં રમકડાં જોવા મળશે. આજનાં ઘણાં નાનાં શહેરો કરતાં તો એ સરસ શહેર હતું. આ નગરનું અસ્તિત્વ પાંચ કે ૭ હજાર વર્ષ પહેલાં હશે. ને જો આવું નગર પાંચ કે ૭ હજાર વર્ષ પહેલાં અસ્તિત્વમાં હોય તો તેનો અર્થ એ થયો કે એ સ્થિતિએ સંસ્કૃતિ ને સંસ્કારને પહોંચતાં હજાર બે હજાર વર્ષ થયાં હશે.

## સતત જલતી જ્યોત

આ જોતાં હિંદની સંસ્કૃતિ આઠ કે દશ હજાર વર્ષો જૂની હશે. આપણે ઘણી હકીકતો જાણતા નથી, પરંતુ ધીમે ધીમે કેટલીક હકીકતો બહાર આવતી જાય છે. એટલે હિંદમાં સંસ્કૃતિ અને સંસ્કારની જ્યોત સતત જલતી આવી છે. આપણા માટે એ ઉત્તમ વારસો છે. ને તેને માટે આપણે ગૌરવ લઇ શકીએ.

આપણી અશક્તિઓને વિસરી જઇને બીજાની અશક્તિઓ પર દોષ મૂકવો યોગ્ય નથી. આપણી પોતાની અશક્તિઓ અને નિર્બળતા માટે આપણે આપણા આત્માનું જ સંશોધન કરવાનું છે. શાહીવાદ વાંધાભર્યો છે અને બ્રિટિશ શાહીવાદ હિંદમાં પ્રવેશ કરી શક્યો, કારણ કે હિંદ તે વખતે ક્ષીણ અને અવનત બન્યું હતું ને તેથી આ દેશ જીતાયો ને હિંદ ગુલામ બન્યું; એવી બધી વાતો કરવી એ ઠીક છે. પરંતુ બધા પ્રશ્નોનાં મૂળમાં જોવા માટે યોગ્ય દૃષ્ટિબિંદુની જરૂર છે. આધુનિક કાળ એ હિંદના લાંબા ઇતિહાસનું એક નાનકડું પાનું જ માત્ર છે.

## અનેક સંસ્કારોનું પાચન

હિંદમાં જે જુદા જુદા સંસ્કારોનું આગમન થયું છે તેમાંથી એક મિશ્ર સંસ્કાર ઉત્પન્ન થએલ છે, પરંતુ દરેક સંસ્કાર એ રીતે મિશ્ર સંસ્કાર છે. કારણ કે બહારની કોઇ પણ અસર વિનાનો જ વિકસેલો એવો કોઇ નિર્ભેળ રાષ્ટ્રીય સંસ્કાર છે નહિ. રાષ્ટ્રીય

સંસ્કાર કેટલેક સ્થળે હોય છે, પણ તેના પર બીજી અસરો થયેલી હોય છે. જો કે હિંદ એક એવો દેશ છે કે જેને તેના પોતાના સંસ્કાર હજારો વર્ષ સુધી હતા. હિંદમાં આક્રમણ દ્વારા આવેલા જુદા જુદા પરદેશી સંસ્કારોને હિંદી સંસ્કાર પચાવી શકેલ છે. હૂણ, સીથીઅન્સ, તુર્ક વગેરે પ્રજાઓ આ દેશમાં એક પછી એક આવી છે અને અંહી સમાઇ ગઇ છે.

## પશ્ચિમ સાથેનું ઘર્ષણ

અંતે હિંદને પશ્ચિમના નવા સંસ્કારનો સામનો કરવો પડયો. વિજ્ઞાન અને આધુનિક ઉદ્યોગવાદ પર રચાએલા તે સંસ્કારે આપણા આખા સામાજિક તંત્રને થોડા વખત માટે ખળભળાવી મૂક્યું. છેલ્લાં સો વર્ષથી આ પશ્ચિમના વૈજ્ઞાનિક સંસ્કાર તથા આપણા સંસ્કાર વચ્ચે ઘર્ષણ થયું છે.

પશ્ચિમનો સંસ્કાર જો હિંદમાં રાજકીય વિજેતાના વેષે ન આવ્યો હોત તો આજે બે સંસ્કારો વચ્ચે જે ઘર્ષણ ચાલે છે તે ન થાત ને બીજા કિસ્સામાં બન્યું તેમ આ સંસ્કારને પણ આપણે વધુ ઝડપથી પચાવી શકયા હોત. રાજકીય વિજયથી તેને આપણે જુદું પાડવું જોઇએ; કારણ કે વિજ્ઞાનને વિજ્ઞાન તરીકે રાજકીય વિજય સાથે કોઇ સંબંધ નથી.

એ વાત તો નિઃશંક છે કે જો આપણે વિજ્ઞાનના પાઠોનો લાભ ન ઉઠાવી શકીએ તો વ્યકિત કે રાષ્ટ્ર તરીકે આપણે પ્રગતિ કરી શકીએ નહિ. વિજ્ઞાન એ સત્યને શોધવાની અમુક પદ્ધતિ છે. પ્રશ્નોનો વિચાર કરવાની ખાસ રીત છે અને જેને તમે પૂરવાર ન કરી શકો તેને તજી દેવાનો એક માર્ગ છે. દુર્ભાગ્યે આજે હિંદમાં અને અન્યત્ર લોકો વિજ્ઞાનની વાતો કરે છે પરંતુ વિજ્ઞાનહીન જીવન જીવે છે.

આજે વ્યકિત કે સમાજ તરીકે જે પ્રશ્નોનો આપણે સામનો કરવાનો છે તેની યોગ્ય વિચારણા કરવાનો માર્ગ વૈજ્ઞાનિક છે. આપણી સામાજિક અને આર્થિક પદ્ધતિઓ તપાસો, તે બેહૂદી જણાશે.

રચનામાં એક બાજુ પુષ્કળ સમૃદ્ધિ છે, બીજી બાજુ ક્ષુધા અને અકિંચનતા છે. ખોરાકના ભાવો નફાની હદ સુધી લાવી શકાય તે માટે ખોરાકની ચીજોનો નાશ કરતા લોકો આજે જોવામાં આવે છે.

## જીવનનો ખરો ઉલ્લાસ

હું મને સમાજવાદી કહું છું; કારણ કે હું માનું છું કે સમાજવાદ એ દુનિયાના પ્રશ્નોને વૈજ્ઞાનિક રીતે તપાસવાનો વૈજ્ઞાનિક માર્ગ છે. એનો અર્થ એ નથી કે દરેક સમાજવાદી સાથે હું સંમત છું, પરંતુ સમાજવાદમાં વૈજ્ઞાનિક પદ્ધતિ હોઇને મને તેનું આકર્ષણ છે. ઇતિહાસ અને ઇતિહાસના પ્રશ્નો સમજવામાં તે મને મદદ કરે છે. જો સમાજવાદી દષ્ટિબિંદુથી હું ઇતિહાસ પ્રતિ નજર કરૂં છું તો હું આજની સ્થિતિ સમજી શકું છું; કારણ કે વર્તમાનનાં મૂળ ભૂતકાળમાં છે; તેથી આજના સમાજના તથા વ્યકિતના પ્રશ્નો વૈજ્ઞાનિક પદ્ધતિથી તપાસશો.

મહાન આદર્શ માટે કાર્ય કરવું તે માટે આપણું બધું જોમ ને શકિત ખર્ચવાં, તેમાં જ જીવનનો ખરો ઉલ્લાસ રહેલો છે.

[ કલકત્તાની સંસ્કાર પરિષદમાં પં૦ જવાહરલાલ નેહરૂએ કરેલા વ્યાખ્યાનમાંથી ]

—ૐ—

# સફળતાનું સાચું સૂત્ર

થોડા શબ્દો હું વિદ્યાર્થીઓને સંબોધીને કહીશ. આજના વિદ્યાર્થીની સૌથી મોટી ત્રુટિ એ છે કે તે વાવંટોળે હંકાય છે-તેની પાસે કોઈ ધ્રુવતારો નથી-જીવનનું સ્પષ્ટ ધ્યેય નથી-સુચોક્કસ કાર્યદિશા નથી. થોડા વખત પર લંડનથી કેટલાક વિદ્યાર્થીઓનો કાફલો મુંબાઈ આવેલો, અને તેમણે મને પોતાની સાથે વાતચીત કરવા તેડેલો. તેમની સાથે વાતચીત કરતાં મને સ્પષ્ટ સમજાયું કે તેમાંના એકેએક પાસે સ્પષ્ટ કાર્યદિશા-સુચોક્કસ ધ્યેય હતું. તેમનામાંનો કોઈ પણ અઢાર વર્ષથી ઉપરનો નહોતોઃ બધા જ નાના હતા. છતાં એક કહે કેઃ હું તો મોટો થઈને ઈજનેર બનવાનો છું. બીજો કહે કે હું મોટો થઈને મારા પિતાની સૉલિસિટરની પેઢી છે તેમાં દાખલ થવાનો છું. આમ એકેએકને પૂછતાં દરેકની પાસે કંઈ ને કંઈ જીવનયોજના સુસ્પષ્ટ અંકાયલી હતી.

બીજી બાજુ આપણા દેશના ઘણાએક વિદ્યાર્થી વર્તુલોમાં જવાનો મને અનુભવ થયો છે. તે સૌમાં અઢારની ઉપરની વયના જુવાનોને પૂછતાં પણ તેમનામાંના કોઈની પાસેથી મને નક્કી જીવનયોજના-સુસ્પષ્ટ ધ્યેય હોવાનો જવાબ સાંપડ્યો નથી. 'મોટા થઈને શું કરવા ધારો છો ?' ના જવાબમાં 'જોઈશું' 'કંઈ નક્કી નથી'-એ જ વાત. જ્યાં આ સ્થિતિ હોય ત્યાં વહાણ બંદરે ક્યાંથી પહોંચે ? માટે આ વાવંટોળ સ્થિતિને ટાળવી-સુચોક્કસ જીવનધ્યેય નક્કી કરી તેને ચીલે ચીલે ચાલવાની યોજના કરવી એ વિદ્યાર્થીવર્ગનું પ્રાથમિક કર્તવ્ય છે. અને એમ પણ બને કે કદાચ તેવું ધ્યેય લક્ષ સમીપ રાખવા છતાં તેમાં ધારેલી યશસ્વિતા ને સિદ્ધિ મેળવી ન શકે. પરંતુ તેથી તેમનું જીવન નિષ્ફળ લેખાવાનું નથી-તેઓ માલદાર, મહાન, મશહૂર કે મોભાવંત ન બની શકે; પરંતુ તેઓ તેમના પ્રયત્નને પ્રભાવે સમાજને ઉપયોગી તો જરૂર નીવડશે-તેમનું જીવન સમાજને લાભદાયક તો અવશ્ય બનશે એ વિષે મને શંકા નથી.

જીવનની સુસ્પષ્ટ યોજના નક્કી કરવા પછી તમારે જે કરવાનું છે તે એ, કે તે યોજનાને પાર પાડવા માટેની ઇચ્છાશક્તિ કેળવવી. એ યોજનાને બર લાવવામાં જે કંઈ વિઘ્નો-અંતરાયો નડે તેની સામે ટક્કર ઝીલવાની તાકાત કેળવવા સિવાય તો તમને તમારૂં ધ્યેય નહિ જ સાંપડે એ નક્કી માનજો.

ત્રીજો અતિ મહત્ત્વનો ગુણ તમારે કેળવવાનો છે, તે નિર્લેપતાની ભાવના. અને તે વિષયમાં જીવનને શાસ્ત્રીય દૃષ્ટિએ બરાબર છણી જોનારા આપણા વડવાઓએ આપણાં ધર્મપુસ્તકોમાં જે કંઈ કહ્યું છે તે આજના એવાજ પંડિતોની વાણી સાથે એટલું તંતોતંત મળતું આવે છે કે અચરજ જ થાય. પરંતુ ભગવદ્ગીતા જે " निर्मानमोहो जितसंगदोषो " ની નિર્લેપતા ઉપદેશે છે-તે જ Detachment ની ગુણવર્ણતા તમને એલ્ડસ હક્ષલીના ગ્રંથમાંથી સાંપડશે. તમે જે કંઈ કરો, જે મેળવો, જે ધ્યેય રાખો, જે માર્ગે કામ કરો એ સૌમાં તમે જ માત્ર વિશ્વસ્તની-સમાજના થાપણદાર તરીકેની જ અધિકારભાવના રાખો-તેના પર માલિકીનો દાવો તમે હરગીજ ન રાખો-માલિકી ભાવના ન કેળવો. સુચોક્કસ ધ્યેય, તેને પ્રાપ્ત કરવાની ઇચ્છાશક્તિ અને તે પરત્વે નિર્લેપતાની ભાવનાઃ આ ત્રણ પાયા પર મંડાયલું વિદ્યાર્થીજીવન સાફલ્યને જ વરવાનું એ નિર્માણ છે.

[ ઑન. શ્રી. બાળાસાહેબ ખેરે સુરતની સાર્વજનિક સંસ્થાના રજત મહોત્સવનું ખાતમુહૂર્ત કરતાં વિદ્યાર્થીઓને કરેલું ઉદ્બોધન ]

પુસ્તક ૧૪ મું, અંક ૩ જો

માર્ચ ૧૯૩૯



# પુસ્તકાલય

લવાજમ:
દેશમાં વાર્ષિક રૂ. ૩-૬-૦
પરદેશમાં ,, રૂ. ૫-૦-૦
છુટક નકલ રૂ. ૦-૬-૦

તંત્રીઓ:
નાનાભાઈ ચંદ્રશેખર દીવાનજી
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

વ્યવસ્થાપક:
વાલજીભાઈ નારણભાઈ
બી. કૉમ.
મંત્રી, પુ. સ. સ. મં. લિ.
રાવપુરા .....વડોદરા.



આ અંકની છૂટક નકલનું મૂલ્ય મુખપૃષ્ઠ પર ૦–૬–૦ છપાયું છે તે ભૂલ છે
મૂલ્ય: રૂા. ૧–૦–૦ છે.

# સદ્‌ગત શ્રી. અમીન સાહેબને શ્રદ્ધાંજલિ

[ વસંતતિલકા ]

સાદાઈ ભવ્ય વિલસી જગ મૂર્તિમંત,
સ્વપ્નો રમ્યાં જીવનમાં સુખદા અનંત;
ઉદ્યોગનો પ્રખર ઘોષ વહાવિયો જે
છોડી બધી અલસતા રત કાર્યમાં રહે. ૧

ઔદાર્ય પ્રેમ અદકાં હૃદયે નિહાળ્યાં
સ્વર્ગીય સ્વપ્ન નિરખ્યાં જનસેવનાનાં,
લોલુપતા ન નજરે પડતી સુખોની
આ પૃથ્વીનાં, મનુજતા સુગભીર દીઠી. ૨

ને વિસ્મયે જગત દંગ થઇ જતું'તું
નિહાળતાં જ અભયત્વ જગે અદીઠું;
વાત્સલ્યના શુચિ તરંગ ઉઠયા અભંગ
જેથી થયો ઉદિત માનવમાં ઉમંગ. ૩

એ ઘેલછા વિરલ, પુસ્તકના પ્રસારે
લોકૈષણા તદપિ ના લવલેશ ક્યારે;
ઉત્તુંગ એ પ્રબળ આશાભરી મહેચ્છા
દીઠી નવીન દલિતાર્થ નરી સદિચ્છા. ૪

સૌજન્યસિંધુ ઉછળ્યો હૃદયે સદૈવ
આદર્શસંઘ દગની સમીપે અખંડ,
કીધા પ્રવાસ પ્રિય શિક્ષકવૃંદ સાથે
વિદ્યાપ્રચાર પ્રિય જીવનકાર્ય કાજે. ૫

સંજીવની સમ ગણી વીરની કથાઓ
પાશ્ચાત્ય ને પૂરવમાં નહીં ભેદ ભાળ્યો;
વ્યક્તિત્વ ઔર વિલસ્યું ન કદિ તણાયું
મોટા તણી ભભકમાં, સ્થિરતા સુહાયું. ૬

દીઠાં મહેં નહિ જ લોચન અંધ ક્યારે
કેફે કરી અવનવા અધિકારમાં રે;

[ સાંધણ કવર પૃષ્ઠ ત્રીજા પર ]

☞ અનુક્રમણિ છેવટના પૃષ્ઠ પર છે.

## સદ્ગત શ્રી. મોતીભાઇ અમીન સાહેબ



જન્મ
તા. ૨૯-૧૧-૧૮૭૩

અવસાન
તા. ૧-૨-૧૯૩૯

પુસ્તકાલય

પુસ્તક ૧૪ મું | માર્ચ-૧૯૩૯ | અંક ૩ જો

## આ સ્મારક અંક

**આ**જથી દોઢ માસ પહેલાં તા. ૧ લી ફેબ્રુઆરીના રોજ સદ્‌ગત મોતીભાઇ સાહેબનું અવસાન થયું અને અનેક માનવીઓની આંખોમાંથી અશ્રુબિંદુઓ સરી પડયાં. એમની વિવિધ સંસ્થાના સંચાલકોના જાણે ઘડીભર હાથ હેઠા પડયા હોય તેમ તેઓ સૌએ અનુભવ્યું. " પુસ્તકાલય " માસિકના સંચાલકોને પણ ઘડીભર તો જાણે વજ્રાઘાત થયો હોય તેમ થઇ આવ્યું, પરંતુ તે પછી ધીમે ધીમે આ કારમા જખમની વેદના કંઇક કમી થતાં એના સંચાલકોએ સદ્‌ગત પ્રત્યેનું પોતાનું ઋણ કંઇક અંશે અદા કરવા માટે " પુસ્તકાલય " માસિકનો ખાસ સ્મારક અંક પ્રકટ કરવા નક્કી કર્યું, અને ત્યારથી આ લખનારને એ વિષેની તૈયારી કરવા સૂચના થતાં એ કાર્ય આરંભાયું.

અહીં જરા વિષયાંતર કરીને પણ સદ્‌ગત સાહેબ પરત્વેનો કંઇક અંગત પ્રસંગ રજૂ કરી પછી આ અંકના વિષય પર આવું છું.

" પુસ્તકાલય " સાથેનો મારો સંબંધ શરૂ થયા પછી માસિકના કામને અંગે મારે પૂ. સાહેબ સાથે વખતોવખત મળવાનું થતું. અને જેમ જેમ તેમની મુલાકાતનો પ્રસંગ મળતો, તેમ તેમ તેમની પાસેથી અનેક બાબતો જાણવા મળતી, પુષ્કળ પ્રેરણાઓ પ્રાપ્ત થતી અને કંઇ ને કંઇ નવીન જાણવા-શીખવાનું મળતાં અંતરમાં આનંદ આવતો.

માસિકને અંગે જ્યારે જ્યારે સદ્‌ગત સાહેબને મળવાનો મને પ્રસંગ પડતો ત્યારે ત્યારે માસિક અંગેની વિવિધ યોજનાઓ સદ્‌ગત રજૂ કરતાઃ કયા કયા વિભાગો નવા ઉમેરવા જેવા છે, કયા કયા વિભાગમાં કેવી જાતનો ફેરફાર કરવા જેવો છે વગેરે અનેક જાતની સલાહ-સૂચનાઓ આપે અને આમ ઉત્તરોત્તર મારા વ્યવસાયમાં મને આગળ વધારનાર જાણે એક મહાન દિશાદર્શક મળી ગયો હોય તેવો આનંદ પૂ. સાહેબના દરેક મિલન પ્રસંગે મને મળતો અને જ્યારે જ્યારે પૂ. સાહેબ વડોદરા આવવાના હોય ત્યારે ત્યારે તેમને મળવાના પ્રસંગો હું શોધતો.

પરંતુ નહોતી ખબર કે આ મારી નવી નિશાળનો મહાન ગુરુ મને આમ અધૂરૂં દિગ્દર્શન કરાવી અચાનક જ ઉપડી જશે. એની પાસેથી તો બીજી અનેક પ્રેરણાઓ પામવાની આકાંક્ષા હતી.

અને વાડીલાલ સારાભાઇ હોસ્પિટલમાં તેમની છેલ્લી મુલાકાત મળી ત્યારે તો એઓ આમ અચાનક અવસાન પામશે એવો ખ્યાલ જ નહિ આવેલો; કારણ કે હું મળેલો ત્યારે અશક્તિ હતી એટલે સૂતા સૂતા જ વાતચીત કરેલી, અને માસિકના જાન્યુઆરી અંકના છપાયેલા ફર્મા મારી પાસે માગેલા. વળી "'સામયિક દોહન'માં આ વખતે શું લેશો ?" એવી ચીવટાઇભરી પૂછપરછ પણ કરેલી; અને ના. વડા પ્રધાન ખેર સાહેબના પ્રવાસ દરમિયાનના ભાષણમાંથી લેવા જેવું હોય તે લેવાનું જણાવેલું. સૂતાં સૂતાં પણ તેઓ કેટલા કાર્યપરાયણ હતા તેની મને એક અજબ ઝાંખી તે વેળા થઇ.

આ બધી વાતચીત મને તેમના અવસાન માટે સહેજ પણ શંકા આવવા દે તેમ નહોતી; છતાં નહિ ધારેલું એમનું અવસાન થયું અને એઓ આ ફાની દુનિયા ત્યજીને પોતે આરંભેલાં, વિકસાવેલાં અને મરણપર્યંત નિભાવેલાં પોતાનાં સત્કાર્યો ને છોડી દઈ પરમધામને પંથે પરવર્યા.

એમના અવસાનથી ગુજરાતી જનતાને કેટલું દુઃખ થયું છે, ગુજરાતી જનતાએ શું ગુમાવ્યું છે તે અમે કહીએ તે પહેલાં તો જનતાએ ઉચ્ચ સ્વરે પોકારી દીધું છે, અને વર્તમાનપત્રોનાં પૃષ્ઠોએ મોટા અક્ષરોએ એ મહાન નરના અવસાન વિષે જનતાને શું જણાવ્યું છે તે તો વર્તમાનપત્રની વાચક જનતાને જાણ થઇ ગઇ છે. અહીં એનો ઉલ્લેખ અસ્થાને છે.

આ ઉપરાંત સ્થળે સ્થળે સદ્. પ્રત્યેની લાગણીથી જાહેર સભાઓમાં શોક દર્શાવાયો છે, સદ્. ના સ્મારક માટેની વિવિધ યોજનાઓ થઇ છે. એ બધુંય સદ્. ની અમૂલ્ય અને અજોડ સેવાઓને આભારી છે.

અને " પુસ્તકાલય " પણ એમની સેવાઓનું એક મુખ્ય અંગ હતું. જ્યારે સર્વ અંગો પોતપોતાથી બનતું બધું કરી છૂટે છે તે પ્રસંગે મુખ્ય અંગ પોતાથી બનતા યત્કિંચિત્ અર્ઘ્યપ્રદાન વિહોણું કેમ રહી શકે ! આજે આ સ્મારક અંક સદ્. ના પરિચયમાં આવેલ ભિન્ન ભિન્ન વ્યક્તિઓની અર્ઘ્યાંજલિરૂપ વાચકો સમક્ષ રજૂ થાય છે.

એ અર્ઘ્ય આપનારાઓમાં નાનાએ છે ને મોટાએ છે, નેતાઓ પણ છે અને આમ જનતાના માણસો પણ છે, વિદ્વાન પણ છે અને સામાન્ય જનવર્ગના પણ છે, એ સૌની અંતરની લાગણી એમાં વ્યક્ત થાય છે. અને એ શુભ લાગણીઓના ઊભરાતા રેલામાંથી અનેક પ્રકારની સદ્‌ભાવનાઓ વાચકોને મળી આવશે, ભિન્નભિન્ન પ્રકારની પ્રેરણાઓ પ્રાપ્ત થશે. સદ્‌ગતના જીવનમાંથી શું શીખવા જેવું હતું. કેવા કેવા ગુણો ગ્રાહ્ય કરવા જેવા હતા, તેઓ આટલું બધું કાર્ય શી રીતે કરવાને શક્તિમાન થયા, વગેરે વગેરે અનેક બાબતો આ સંચયમાંથી સૌ કોઇને પ્રાપ્ત થશે. અને એમાંથી સૌ વાચકો પ્રેરણા પીને સદ્‌ગતે આરંભેલાં અને આગળ વધારવા ધારેલાં કાર્યોમાં અનુગામી બનવા પ્રેરાશે તો આમાં છપાયેલા સદ્‌ગતના જીવનપ્રસંગોનો આ સંચય સાર્થક થયો લેખાશે. આપણે ઇચ્છીએ સૌ વાચકો એમાંથી પ્રેરણા પામો અને સદ્‌ગતનાં અધૂરાં રહેલાં કાર્યોને આગળ વધારવામાં પ્રયત્નશીલ થઇ સફળતા પ્રાપ્ત કરો.

મણિલાલ પ્રભાશંકર વ્યાસ.

# ચરોતરનું મોતી

૧

ઘેર્યાં કાં ઘોર નિશાએ, દેવોના દ્વારપાળને!
ગુર્જરી–કંઠથી કાળે, તોડી તેજલ માળને!

૨

અમૂલ્ય એ માળ વિષે ગુંથાયલાં,
મહામણિ–મૌક્તિક કો છુપાયલાં;
છૂપું છતાં રશ્મિપ્રભાવથી વડું,
ચરોતરે એક મઢેલ મોતિડું:

૩

મ્હોટું મોતી વસો ક્ષેત્રે, તપ્યાં તેજ વડોદરા;
મહાતેજે બળી જતાં, સારે આંસુ સુની ધરા!

૪

હતી સદા નીતરતી નવી કલા,
હૈયાં ભરી પાન કરંત હંસલા;
સુરેખ એ મોતન જ્યોત ઝીલતાં–
જ્વલંત કૈં જીવનક્ષેત્ર ખીલતાં:

૫

સિંહના વીર સંતાને, વાવ્યાં શુભ વિદ્યાલયો;
નિચોવી શક્તિ નિષ્કામે, પાથર્યાં પુસ્તકાલયો:

૬

સ્થળે સ્થળે મંડિત જ્ઞાનપર્વણી,
પદે પદે પાંગરતા મનોમણિ;
પળે પળે મ્હોરત પુણ્યપાંખડી,
અમી નશે આજ મિંચાઇ આંખડી!

૭

અનાસક્તિ તણા યોગે, યાત્રા આલોકની ફળી;
પ્હોંચજો એ પુણ્યાત્માને, ભક્તિભીંજેલ અંજલિ:

અમદાવાદ
૧ : ૨ : '૩૯

કેશવ હ. શેઠ

# સ્વ. મોતીભાઈને સ્નેહાંજલિ

ફોરમભર્યાં પુષ્પોનાં જીવન અલ્પ છે
એ નગ્ન સત્ય આજે સાચું પડ્યું.
'ત્હારી જીંદગી નાની, ને કાર્યો ઝાઝાં'
એ મારી પંક્તિ તને યોગ્ય જ છે.
આજે અનેક વૃક્ષનાં બી' એ વાવી ગયો
પ્રભો ! શાંતિ અર્પજે એ આત્માને !

નથી એણે રણાંગણમાં ઝુકાવ્યું,
નથી એણે સ્વાતંત્ર્યનાં બણગાં ફૂંક્યાં,
નથી એણે ગુર્જરીના ચોક ગજાવ્યા;
છતાં એ સાચો વીર હતો,
ગુર્જરીનો સાચો સંતાન હતો,
સરસ્વતીનો સાચો ઉપાસક હતો.

નિરાળા ક્ષેત્રમાં એકાકી ઘૂમી
જીવનસાહિત્યના પાઠ ભણાવી
'ફિલસૂફી'ના મંત્રને સમજાવી
એણે પલટયાં અનેકનાં જીવન.
એના જીવનની ઝાંખી કરાવી
અનેકને દોર્યા સુપંથે.
સાહિત્યક્ષેત્રમાં વીરની જેમ ઝઝૂમી
સમાજના જોગી બની
એણે ઓઢાડયાં સેવાનાં સ્નેહાળ ઓઢણાં.
એની જીવનજ્યોતમાંથી
અર્પી ગુર્જરીને ચેતનચિનગારી !
જરા તો થંભવું હતું
જોવા તારી ચિનગારીની જ્વાલાને ?
એને તો એક જ અભિલાષા હતી:
હતો એ સેવાનો ભિખારી
હજો અમારા તે ભિખારીને
લાખો વંદન.

પ્રભો ! ત્હને શું જરૂર પડી એ આત્માની ?
કે શું અમારાં ભાગ્ય રૂઠયાં ?

અમારૂં પ્યારૂં પુષ્પ તેં કાં ચૂંટયું ?
અને સંધિકાળે ?
ગુર્જરીને લાલચમાં લપટાવી કરમાવ્યું
　　તેં અમારૂં એ પુષ્પ.
આજે ગુર્જરી પુકારે છે ' એ મારો હતો '
વંદે છે સૌ મનુજો જેની સુંદર પ્રતિમાને.

સૌને રડાવતો
　　એ આજે અમરવાસી બન્યો,
　　પુસ્તકો માટે જીવ્યો,
એને માટે દેહનાં દાન આપવાનું યે ન ચૂકયો.
મોતી ! સૌને જીવનરસ પાઇ
　　ઊડયો તું અમરત્વને પંથે
જીવન નીચોવી, નિસ્તેજ બનાવ્યાં.

તું હતો અમારો વિદ્યાદાતા,
નિરક્ષરોની સાચી ઢાલ;
તારી હૂંફે રહી જગત જીતવાની
અનેકજનો આશા સેવી રહ્યાં હતાં.
પ્રભો ! ખૂંચવ્યું તેં અમારૂં ' મોતી '
　　અમારા માણેક ' મોતી 'ને
આમંત્ર્યું છે તુજ મંદિરે.
　　ચરોતરે મેળવ્યાં છે
　　　　વિદ્યા ને કીર્તિભંડાર
　　મોતી ! તારા નેતૃપણાથી.
　　સમાજમાં સંતાગો રમતો,
　　　　છૂપાં કિરણો ફેંકતો,
　　ગરીબોને સુખનાં સ્વપ્નાં દેતો,
　　દોરતો સૌને ઉજ્જવળ પંથે.

બાપુ ! જીવંત જીવંત છે ત્હારી જીંદગી
　　અને જીવંત રહેશે સદાયે
　　　　ત્હારા નામની ઉજ્જવળતા.
　　સ્વીકારજે આ યુવકનું
　　　　આછું ને અધુરૂં તર્પણ !

વિભો ! શાંતિ અર્પજે અમ ' મોતી 'ને
　　જીવનથી અનેરાં જતન કરીને.

શાંતિભાઈ રાવળ

# સ્વ. મોતીભાઈ સાહેબના અમર આત્માને



[ વસંતતિલકા ]

જન્મી જગે જીવનમંત્ર અમૂલ્ય લીધો,
ને જ્ઞાનયજ્ઞ શુભ ગુર્જર મધ્ય કીધો;
જે કર્મયોગ યદુનંદનમુખ ભાખ્યો,
આદર્શ એ પ્રતિદિને પ્રતિકાર્ય રાખ્યો. ૧

સેવા જ ધર્મ ગણી મુખ્ય અનેક કર્મો,
સાધી લીધાં જીવનના તજી બાહ્ય ધર્મો;
હોમ્યાં સદૈવ તન મન અને ધનોને,
જ્ઞાનામૃતે અમર કીધાં ઘણાં જનોને. ૨

ના પુત્ર નિજ પણ પુત્ર અનેક પાળ્યા.
અજ્ઞાન ને ગરીબના કંઈ તાપ ટાળ્યા;
વિદ્યાલયે વિવિધ છાત્રગણો વસાવ્યા,
આપી ઉદાર મદદો કંઈને હસાવ્યા. ૩

ગ્રંથાલયો પ્રતિસ્થળે પરબો વસાવી,
ને જ્ઞાનવારિ તણી ખૂબ તૃષા છીપાવી;
વિદ્યા તણાં શુભ સદાવ્રત ખૂબ બાંધ્યાં,
ને તૂટતાં જીવન કાંઈ અનેક સાંધ્યાં. ૪

શી રીત ઉચ્ચ પદ પ્રાપ્ત સમાજ પામે,
શી રીત દુઃખ જનનાં મૂળગાંઠ વામે;
એ ચિત્તચાહ રજની-દિન ખૂબ રાખી,
ટાળ્યાં દુઃખો કંઈકનાં દિલ શુદ્ધ દાખી. ૫

ગૃહસ્થાશ્રમે વિરલ દંપતી ધર્મ દાખ્યો,
ને મોહનો પ્રબળ વેગ નિવારી નાખ્યો;
આસક્તિ વિણ રહી આશ્રમધર્મ સાધ્યો,
ઉંચા પદે રહી સુસેવન યોગ સાધ્યો. ૬

રે ક્રૂર કાળ ઉર લેશ દયા ન આવી !
વાંસી વસો અમૂલ રત્ન દીધું ગુમાવી !
શું લાભ તુજ કર માંહિ અધિક આવ્યો ?
રે કાળ શું કુટિલતા કરવે જ ફાવ્યો ! ૭

ના ગુણગાન કરતાં કદી પાર આવે,
આદર્શ જીવન તણા ગ્રહનાર ફાવે;
આપો વિભુ અમર શાન્તિપદે તમારે,
એ યાચીને વિરમીએ હૃદયે અસારે. ૮

મગનલાલ જગન્નાથ પુરાણી

# સદ્‌ગત રૂપબાના અમર આત્માને



[ વસંતતિલકા ]

જન્મી જગે જીવન સાર્થક ઠીક કીધું,
ને બ્રહ્મવાક્ય પતિવાક્ય સ્વીકારી લીધું;
ના રાગદ્વેષ નહિ વાદવિવાદ કાંઇ,
રે રૂપબા રૂડી કૃતિ જગમાં જણાઇ. ૧

સાદાઇ ને સરળતા શુભ જ્યાં રહ્યાં છે,
ના કોઇને કદી કટુ વચનો કહ્યાં છે;
ના માન કે મદ કદી અધિકાર કેરાં,
ને ભૃત્ય છાત્રગણુ માતૃપદે ઠરેલાં. ૨

સ્વામીતણા જીવનમંત્ર સ્વીકારી લીધા,
ના તેહના સતપથે અવરોધ કીધા;
જૂઠા જગે જીવન ક્ષુલ્લક સુખ છોડયાં,
ને સ્વામી કાર્ય મદદે તન મન જોડયાં. ૩

આદર્શ એક ગૃહિણી પદ ઠીક પાળ્યું,
ના સ્વામીવાક્ય કદી સ્વપ્ન વિશે ય ટાળ્યું;
એથી ઉચો જીવન-મંત્ર બીજો કયો છે ?
શો સ્વામીભક્તિ મહિં ધર્મ ઉચો રહ્યો છે ? ૪

ના બાહ્ય-દંભ પણુ વૈષ્ણવવૃત્તિ સાચી,
પીડા પરાઇ હરવા નહિ વૃત્તિ કાચી;
શ્રીકૃષ્ણુ ચર્ણ ચરણે મનથી વરેલાં,
એવાં અનન્ય પદ ભાવ વડે ઠરેલાં. ૫

છોડી ગયાં સ્વજનને પરલોક માંહિ,
ને શુભ્ર કીર્તિ તણી છે સહવાસ આંહિ;
રહેજો શ્રીકૃષ્ણુ ચરણે વસી વાસ નિત્યે,
એવી શુભાશિષ વદી વિરમું હું પ્રીત્યે. ૬

મગનલાલ જગન્નાથ પુરાણી

# મોતીની જ્યોતે

( ભજન )

મોતીડાં મળ્યાં: હો અમને, મોતીડાં મળ્યાં !
- ઓ વ્હાલાં ! પ્રભુની કૃપાથી, અમને, મોતીડાં મળ્યાં !
ઓ વ્હાલાં ! પ્રભુનાં લાલન ભોગવિયે, ભેળાં બાપલાં !
ઓ વ્હાલાં ! પ્રભુનાં મુક્ત-તારણ ઝીલિયે, ભેળાં: બાપલાં !
જગને જંજાળ જંગલ,
સંભ્રમહર જીવનમંગલ:
માનસસર લ્હેરે, તીરે, મોતીડાં ઢળ્યાં !
ઓ વ્હાલાં ! પ્રભુનાં પાલન ભોગવિયે, ભેળાં: બાપલાં !

મીન લયલીન નીરે,
અનુકંપે ધીરે ધીરે:
રસિયાં જીવતરનાં તારણ મોતીડાં હળ્યાં !
ઓ વ્હાલાં ! પ્રભુનાં જીવન જીરવિયે, ભેળાં: બાપલાં !

માનવ સંસાર મોહે,
રસને શૃંગાર સોહે,
મોતીમાં, અમારાં મનડાં મળ્યાં ને ગળ્યાં !
ઓ વ્હાલાં ! પ્રભુનાં રંજન ઝીલવિયે, ભેળાં: બાપલાં !

હંસ, નિશ્ચિંત, ચરે, જે-
હૈયે, મનુસંત ધરે, જે-
અનુભવે, એજ, અમે, તો, મોતીમાં, વળ્યાં !
ઓ વ્હાલાં ! પ્રભુનાં અંજન ધીરવિયે, ભેળાં: બાપલાં !

મોતીડાં ઉરનાં અમૃત !
એથી, ફળતાં વ્હાલપ-વ્રત:
મોતીની જ્યોતે, મનડાં બ્રહ્મમાં ભળ્યાં !
ઓ વ્હાલાં ! પ્રભુની પ્રભુતા જીતવિયું, ભેળાં: બાપલાં !
ઓ વ્હાલાં ! પ્રભુનાં ઋણ જગને ભરિયે, ભેળાં: બાપલાં !

લલિત

# પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રેરક

' **પુસ્તકાલય** ' માસિકના આદ્ય અને માનદ તંત્રી તરીકે સદર માસિકના ખાસ હિમાયતી અને આદ્ય સ્રષ્ટા શ્રીમાન મોતીભાઇ અમીનના તા. ૧-૨-૩૯ને રોજ અમદાવાદની વાડીલાલ સારાભાઇ હૉસ્પિટલમાં કેન્સરના શસ્ત્રકર્મની સફળતા પછી અશક્તિને લીધે થએલા દુઃખદ અવસાનથી ' પુસ્તકાલય ' માસિક જ નહિ પરંતુ વડોદરા રાજ્યની બલ્કે ગુજરાતની ( ચરોતર )ની પુસ્તકાલય પ્રવૃત્તિએ એક મહાન હિમાયતી ગુમાવ્યો છે, એ નિઃસંશય છે.

મારો અને એમનો અંગત પરિચય સને ૧૯૧૧ ના પુસ્તકાલય શિક્ષણવર્ગની શરૂઆતથી સધાયો અને ૧૯૧૩ માં વડોદરા રાજ્યના પુસ્તકાલય નિરીક્ષક તરીકે નિમણૂક થઇ ત્યારથી વિશેષ વધ્યો. ખરી રીતે કહીએ તો પુસ્તકાલય સંબંધી જ્ઞાનની પ્રાપ્તિ સ્વ. મિ. વિલિયમ એલન્સન બોર્ડન તથા સ્વ. શ્રી. જનાર્દન સખારામ કુડાલકર દ્વારા સંપાદિત કર્યા પછી રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ સંબંધી મારૂં જ્ઞાન શ્રી. મોતીભાઇ અમીનની દોરવણી નીચે મેં સંપાદન કર્યું. સને ૧૯૧૭ સુધી વડોદરા રાજ્યના ચારે પ્રાંતો તથા ત્યાંના કેટલાક મહાલોની પુસ્તકાલય પ્રવૃત્તિનું નિરીક્ષણ કર્યા પછી સને ૧૯૧૭ ના જૂન માસથી શ્રી. મોતીભાઇની પ્રેરણાથી મને ફરતા પુસ્તકાલયનું કાર્ય સોંપવામાં આવ્યું. શ્રી. મોતીભાઇ સાહેબ ફેરણીમાં હોય ત્યારે રાજ્યનાં પુસ્તકાલયોનું તમામ કાર્ય તેમજ ફરતા પુસ્તકાલયોનું કાર્ય એમની સૂચના પ્રમાણે મારે હાથે જ થતું. રફતે રફતે એઓ વડોદરામાં હોય ત્યારે પણ મારી પાસે જ એ કાર્ય કરાવતા. પોતે માત્ર બજેટ, મકાનો અથવા તો ગ્રંથપાલોના પ્રશ્નો વગેરે અટપટી બાબતો ઉપર જ વધારે લક્ષ આપતા. એમના શિક્ષણથી હું ઘણો જ પાવરધો થઇ ગયો. રાજ્યની ૭ પુસ્તકાલય પરિષદ, મદ્રાસની પહેલી અખિલ હિન્દ પુસ્તકાલય પરિષદ તથા પ્રાંત અને તાલુકા પરિષદો તેમ જ અમદાવાદ પ્રથમ ગુજરાત પુસ્તકાલય પરિષદ વગેરેમાં જઇને એમની સીધી દેખરેખ નીચે પુસ્તકાલય પ્રદર્શનો ગોઠવવા, પ્રેક્ષકોને પ્રદર્શનની વસ્તુઓ, આંકડાઓ વગેરે સમજાવવા વગેરેમાં મને સંપૂર્ણ માહિતી મળી. એ ઉપરાંત ગુજરાતી પુસ્તકોની વર્ગીકૃત યાદી પ્રસિદ્ધ કરવાનું તેમ જ વાર્તાનાં પુસ્તકોના પરિચય સંબંધી પુસ્તકો પ્રસિદ્ધ કરવાનું તથા સ્વ. શ્રી. ચિમનલાલ ડા. દલાલકૃત ગુજરાતી પુસ્તકો માટેની વર્ગીકરણ પદ્ધતિની સંશોધિત આવૃત્તિ પ્રસિદ્ધ કરવાનું કાર્ય પણ એમની દેખરેખ નીચે મોટે ભાગે મારે હસ્તે થયું છે. વાર્તાનાં પુસ્તકોના પરિચયનું ત્રીજું પુસ્તક બાલોપયોગી પુસ્તકોના પરિચયનું ત્રીજું પુસ્તક તેમ જ ગુજરાતી પુસ્તકોની વર્ગીકૃત યાદીનું ત્રીજું પુસ્તક એ ત્રણે પુસ્તકો પ્રસિદ્ધ કરવાની પણ તેમની ઘણી જ ઇચ્છા હતી. તેની તૈયારી પણ થઈ ગઇ છે અને એ કાર્ય થોડું ઘણું થયું પણ છે. પરંતુ એ કાર્યમાં પણ એમની ખોટ ઘણી જ જણાશે. રાજ્યનાં પુસ્તકાલયોના સંચાલકો, ગ્રંથપાલો, શુભેચ્છકો વગેરેની શંકાઓના નિરસન માટે તેમ જ પુસ્તકાલય અથવા શિક્ષણ સંબંધેની સલાહ માટે તેઓ હમેશાં નિરંતર તૈયાર જ રહેતા. ગુજરાતની અને ખાસ કરીને ચરોતરની પુસ્તકાલય પ્રવૃત્તિને તો એમની ખોટ ઘણી જ જણાશે. પેટલાદ, વસો અને ચરોતરની અન્ય પ્રદેશો માટેની એમની અભિલાષા પૂરી થઇ શકી નહિ. બીજ રોપાઇ, છોડ બહાર નીકળી આવ્યા છે. હવે એમને વારિસિંચન કરનારની ખાસ આવશ્યકતા છે. એ વ્યક્તિ હાલ જડવી મુશ્કેલ છે. એમની અધુરી

રહેલી પ્રવૃત્તિ ચાલુ રાખી એમની અભિલાષા સંપૂર્ણ રીતે પાર પડે એવી વ્યવસ્થા હવે થવી જોઈએ અને એ જ એમનું ખરું સ્મારક હોઇ શકે.

પ્રભુ એમના આત્માને શાંતિ આપો અને એમના કાર્યની પ્રગતિ નીરખી એઓનો આત્મા સંતોષ પામે એ જ પ્રભુ પ્રત્યે પ્રાર્થના. ના. ચં. દીવાનજી

—※—

## અમર પુરુષ

પૂજ્યશ્રી મોતીભાઇ સાહેબ ગુજરી ગયા એવા દુઃખદ સમાચાર મળ્યાં આજે વીસ દિવસ વીતી ગયા, છતાં કેટલીક વખત એ વાત સાચી હોય એમ માનવા મારું હૃદય તૈયાર નથી. તેમના કહેવાતા મૃત્યુ પહેલાં હું તેમના સાનિધ્યમાં નહોતો રહી શક્યો, પણ છેલ્લા વીસ દિવસથી સતત મારી દૃષ્ટિ સામે એમની સૌમ્ય જીવંત મૂર્તિ આવીને ખડી રહે છે અને પીડિત સંસારની સેવા કરવા અનેક રીતે પ્રેરણા આપ્યાં કરે છે.

સને ૧૯૦૬ ની સાલ તો જાણે ગઇ કાલે જ વીતી ન ગઇ હોય ! મને પ્રથમ તેમનાં દર્શન ત્યારે થયાં. પેટલાદ બોર્ડિંગ હાઉસ એ મારું મંદિર અને એ પોતે મારા જીવનપ્રેરક દેવ ! મારા જીવનનો ધ્રુવતારો એ હતા. જેમ જેમ દિવસ વીત્યા, તેમ તેમ હું તેમના જીવનના નિકટ પરિચયમાં આવ્યો. એ પરિચયથી મેં મારી જાતને ધન્ય માની. નીતિ, સદાચાર, સાદાઇ અને સેવાના પાઠ માટે કદી તેમણે ઉપદેશ આપ્યો નથી, પણ તેમના જીવતા જીવનમાંથી હું તે શીખ્યો. આ લહાવો મને પ્રભુએ ન આપ્યો હોત તો હું ક્યાં હોત તેની મને ખબર નથી. હું સને ૧૯૧૦ માં દ. આફ્રિકા ગયો અને ત્યાં મને પૂજ્ય બાપુજી સાંપડ્યા. પૂજ્ય સાહેબે મને ન અજવાળ્યો હોત તો કાળી મેશથી આચ્છાદિત થએલી મારી કાળી ઠીકરી પૂ. બાપુજીનું તેજકિરણ ઝીલી શકી ન હોત. એટલે એ બંનેય મારે ફેફસાં સમાન છેઃ એક જમણું ફેફસું, બીજું ડાબું ફેફસું. હું જાણું છું કે મારી જેમ અનેકને પૂ. સાહેબે અજવાળ્યા છે, અનેક જીવનોના એ પ્રેરક બન્યા છે, અનેક જીવનના ધ્રુવ બન્યા છે. એમના જીવનની બાહ્ય પ્રવૃત્તિ અને કાર્ય એ તો એમના જીવનનો સ્થૂલ વિસ્તાર છે, પણ અનેક જીવનોમાં તેમણે જે પ્રેરક શક્તિ રેડી છે, તે તેમનું સૂક્ષ્મ જીવન છે. તે અમર છે, માટે જ મારા હૃદયમાં પ્રતીતિ થતી જાય છે કે પૂ. મોતીભાઇ સાહેબ મૃત્યુ પામ્યા નથી, તેમનું મૃત્યુ હોઇ ન શકે, તે અમર છે.

તા. ૨૬ મીને રોજ હું અને મુરબ્બી નરસિંહભાઇ પટેલ અમદાવાદ દવાખાનામાં તેમને જોવા ગયા, ત્યારે તેમણે કહેલું કે " તમારી કલ્પનામાં ન આવે એવી શાન્તિ હું અનુભવું છું. " અને સાચે જ, અમર આત્માને અશાન્તિ હોય જ નહિ. એમણે કોને અશાન્તિ આપી છે કે એમને અશાન્તિ હોય ? એમણે કોનું જીવન દુભવ્યું છે કે તેમને દુઃખ અનુભવવાનું હોય ? સદાનાય નિષ્પાપ અને નિર્દોષ સદાનાય પાપભીરુ અને સદાચારી, સદાનાય ધર્મિષ્ઠ, સૌમ્ય અને સેવાભાવના મૂર્તિમંત સ્વરૂપ, તેને કદાપે અશાન્તિ ન હોય, તેને કદી યે મૃત્યુ ન હોય, તે અમર છે અને મારા–આપણા–મોતીભાઇ સાહેબ અમર છે એવી પ્રતીતિ આપણા હૃદયમાં દિનપ્રતિદિન દૃઢ થાય એવી પ્રભુને મારી દીનભાવે પ્રાર્થના છે.

સેવામંદિર, નડિયાદ
તા. ૨૦–૨–'૩૯

સદાનો ઋણી સેવક
રાવજીભાઈ મણિભાઈ પટેલ

# મારા જીવનના ચોકીદાર

સ્વર્ગસ્થ પૂજ્ય મોતીભાઈના જીવન સંબંધે તેમના સ્મારક અંકમાં કાંઈક લખવું એ મારે માટે મુશ્કેલ થઈ પડયું. લખવાનો વિચાર કરતાં જે પ્રશ્ન કદી યે મારા હૃદયમાં નહિ ઊગેલો તે ઊગી ઊઠયો. પૂજ્યશ્રી મોતીભાઈની સાથેનો મારો સંબંધ કેવા પ્રકારનો કહેવાય, તે મારે કોણ હતા, એ હું નક્કી કરૂં તો જ-તેમને વિષેના મારા હૃદયના સાચા ભાવ પ્રદર્શિત કરી શકું; તે સિવાય મારે વળી તેમના જીવન વિષે શું લખવાનું હોય ? તેમણે પોતે જ પોતાની આત્મકથા ચરોતરને ગામડે ગામડે અને તેમના હજારો અનુયાયીઓના અને પ્રશંસકોના હૈયામાં લખી દીધી છે, તેમાં હું શું વધારો કરી દેવાનો છું ? એટલે એમની સાથેનો મારો સંબંધ હું શોધી શકું તો તેમાં જ મારે જે કાંઇ તેમના વિષે કહેવું છે તે કહી શકીશ.

મેં વિચાર કર્યો : એ મારા મિત્ર હતા ? ના, મારામાં તેમના મિત્ર થવા જેવી લાયકાત નહોતી અને હજી પણ નથી તે મારા ગુરુ હતા ? ના તેમના ઘણા આદર્શોને મેં મારા કરવા ઇચ્છયું નથી, તેમાંના કેટલાક આદર્શો માટે મારા હૃદયમાં કાંઈક મતભેદ પણ હતો એટલે હું તેમને મારા ગુરુપદે પણ સ્થાપી શકયો નથી; છતાં તેમણે મિત્ર અને ગુરુ કરતાં પણ મારા જીવન ઉપર વધારે પ્રભાવ પાડયો છે. મારા જીવનના ઘડતરમાં તેમનો મોટો હિસ્સો છે. કોઇ અજ્ઞાન અને નિર્દોષ બાળક સમુદ્રતટે સમુદ્રનાં મોજાં સાથે રમવાને બેઠું હોય, તેને માથે કેવો ભય ઝઝૂમે છે, તેનું પણ તેને ભાન ન હોય, પણ તેના પગમાં અથડાતાં મોજાંથી તે હસતું હોય, કલ્લોલ કરતું હોય; અને સાગરને કાંઠે બેઠેલા બાળકની આવા ભયથી વાત્સલ્યભાવે રક્ષા કરતો કોઇ દૈવી ફિરસ્તો તેના જીવનની ચોકી કરતો તેની પાછળ ગુપ્ત રીતે બેઠો હોય, તેમ પૂ. મોતીભાઇ સાહેબ **મારા જીવન પાછળ સંતાએલા મારા દૈવી ચોકીદાર હતા.** મેં મારા જીવનવિષે નહિ વિચાર્યું હોય તેટલું તેમણે તેને વિષે વિચાર્યું હશે. મારા પિતાશ્રીએ મને દત્તક લીધેલો ત્યારથી પૂ. મોતીભાઇએ મને નજરમાં ઘાલ્યો. અને તેમણે જેને નજરમાં ઘાલ્યો તેમાંથી છટકી જવું બહુ વિકટ કામ હતું. હું પંદર સત્તર વર્ષની ઉંમરનો હતો, મારી ઇચ્છા થાય તોપણ હવેલીના દરવાજાની બહાર હું જઈ શકું નહિ. બહારની દુનિયા કેવી છે, ખાટી મીઠી કે કડવી છે તેની પણ મને ગમ નહિ. તેવી મારી અવસ્થામાં પૂ. મોતીભાઇ સાહેબ કોઇ કોઇ દિવસ પાટણથી કે પેટલાદથી રજા ઉપર વસો આવ્યા હોય ત્યારે ફકત મને મળવાને-કહો કે મારી ચોકી કરવાને-તે મારી પાસે આવે જ. મને ખ્યાલ છે કે આમ તેમનું મારી પાસે વારંવાર આવવું મારા જૂના વિચારના પિતાશ્રીને તેમ જ કારભારી વગેરે અન્ય મંડળને રુચતું નહોતું. આ વાત પૂ. મોતીભાઇ પણ જાણતા હતા. અને મારી ચોકીદારીનું કર્તવ્ય તેમણે ઉઠાવ્યું ન હોત તો તેમણે અન્ય કોઇને મળવાને કારણે હવેલીમાં કદી યે પગ ન મૂકયો હોત.

મારી પાસે પુસ્તકો મૂકે, શું શું વાંચ્યું તેની માહિતી મેળવે, મારા અભ્યાસ માટે તજવીજ કરે. આમ છ છ માસમાં કોઇ કોઈ વખત મારી પાસે આવે તે મને પણ ગમતું. લાંબી રજાઓમાં આવ્યા હોય ત્યારે ગણિત શીખવાને બહાને કે અંગ્રેજી શીખવાને બહાને,

મને તેમને ત્યાં જવાની રજા મળતી. હું તેમને ત્યાં જતો અને શિષ્યભાવે બેસતો. આમ કેટલોક સમય ચાલ્યું. તેવામાં, મારા પછાત રહેલા અભ્યાસને કારણે પેટલાદ બોર્ડિંગ હાઉસમાં બેએક માસ તેમની સાથે રહેવાની પરવાનગી મળી. એમાં મને આનંદ થાય તેના કરતાં તેમને વધારે આનંદ થાય. મારા જીવનકલ્યાણ માટે એટલા બધા એ ઉત્સુક હતા કે એક પણ મોકો તે જવા ન દે.

પણ મારે વિખૂટા પડવાનું થયું. વડોદરા હાઈસ્કૂલ કે કૉલેજમાં અભ્યાસ કરવા રહ્યો ત્યાં સુધી હું તેમના વારંવાર પરિચયમાં આવ્યા કરતો, પણ મારા પિતાશ્રી ગુજરી ગયા બાદ હું કાઠિયાવાડ રહેવા લાગ્યો, ત્યારથી તેમની સાથેનો મારો પરિચય ઘટયો, છતાં ધ્રુવતારાની જેમ મારી નજર ત્યાં જ રહેતી. હું રજવાડામાં હરતો ફરતો. તેમનું જીવન જોતો; તેમાં સારૂં શીખવાનું તો કાંઇયે નહોતું, પણ ઘણું માઠું શીખતો. છતાં મને એક ખટકો રહ્યા કરતો કે હું જે શીખું છું તે પૂ. મોતીભાઇને પસંદ હશે ? અને તેઓ પણ ચોકીદારની જેમ હું સહીસલામત છું કે નહિ તેની અવારનવાર ભાળ કાઢયાં કરે. મારા વર્તનથી તેમને માઠું લાગે તેમ કરવાને મારી હિંમત ન ચાલે. અને સંગદોષને કારણે તેવું વર્તન કરતો તો હું ચાલાકી વાપરી તેમને જાણવા ન દેતો. તેમને વિશ્વાસ હતો કે હું દરબાર તરીકે કાઠિયાવાડમાં લાંબો કાળ રહ્યા છતાં સુરાપાન તો નહિ જ કરૂં; હું તેમના વિશ્વાસને પાત્ર ન રહ્યો. એ વાત કોઇ મિત્રે તેમને કરી. તેમણે સાચી ન માની. પણ કોઇ સમય પછી મળતાં પ્રથમ પ્રશ્ન તેમણે મને એ પૂછયોઃ " ગોપાળદાસ ! તમે દારૂ પીઓ છો ? " મને તેમનો આ પ્રશ્ન વજ્ર સમો લાગ્યો. શો જવાબ આપવો ? તેમની પાસે જૂઠું બોલવાની હિંમત ન કરી શકયો. સાચું બોલું તો તેમને કેટલું તીવ્ર દુઃખ થશે તેના ખ્યાલથી હું કંપી ઊઠયો. આ તાત્કાલિક સંકટમાંથી ઊગરવાને મેં ચાલાકી વાપરી અને હા કે ના નહિ કહેતાં મેં સામો જ પ્રશ્ન પૂછયોઃ " તમને મારે વિષે શી પ્રતીતિ છે ? " તેમણે નિખાલસભાવે જણાવ્યું કે " હું તો તે વાત ખોટી માનું છું. " ' તો પછી મને પૂછવાને કારણ જ શું છે ? " આમ કહી હું તેમની પાસેથી છટકયો તો ખરો, પણ મારા વફાદાર ચોકીદારને આમ છેતર્યા તેનું દુઃખ હંમેશાં મારા હૃદયમાં રહ્યું છે. જ્યારે મેં ગાદીનો ત્યાગ કર્યો અને સુરાપાન પણ છોડયું, ત્યારબાદ કેટલાયે સમય પછી મેં મારી જાતે એકરાર કરેલો. પણ મને એટલું આશ્વાસન હતું કે મારો જીવનપલટો થયા બાદ મારા પાપની વાત જાણીને તેમને બહુ દુઃખ નહિ થયું હોય.

આમ મારૂં જીવન તેમને મન તેમના જીવનનું અંગ થઇ પડયું હતું. આમ છતાં અમારા આદર્શો ભિન્ન હતા, એ ભિન્ન આદર્શોનું પ્રથમ દર્શન અસહકારના યુગમાં થયું. ચરોતર એજ્યુકેશન સોસાયટીનો મુંબઇ યુનિવર્સિટી સાથેનો સંબંધ ત્યજવાનો પ્રશ્ન ઊભો થયો. તેમાં અમારા વિચારોની ભિન્નતાનાં પ્રથમ દર્શન થયાં. મારી તેમના વિચાર વિરુદ્ધની પ્રવૃત્તિથી તેમને મારે માટે માઠું તો લાગ્યું હશે, છતાં મારા પ્રત્યેનો તેમનો વાત્સલ્યભાવ તો એ ને એ જ. સને ૧૯૨૨ માં મારાં ગામો જવાનો પ્રસંગ ઉભો થયો ત્યારે તેમને બહુ લાગી આવેલું. તેમને કોઇ રાજ્યની પડી નહોતી કે વફાદારીની પડી નહોતી પણ હું ગામો છોડું તેમાં મારા જીવનનું અહિત છે અને હું ફક્ત લાગણીવશ થઇ ઉતાવળિયું પગલું ભરૂં છું. એવી તેમની પ્રામાણિક માન્યતાથી વડોદરા રાજ્યના પાંચસાત મોટા અમલ-

દારો જે મારા સ્નેહીઓ હતા તેમને વસોમાં આમંત્રણ આપીને બોલાવેલા, તે બધાની રૂબરૂ મારા ઉપર બહુ દબાણ કરેલું કે મારે એકાએક ગામ જવા ન દેવાં.

આમ રાજકીય વિષયમાં, સાંસારિક વિચારોમાં અને જીવનના આદર્શોમાં તેમની સાથે મારે ઘણો મતભેદ હતો, છતાં છેક અંત ઘડી સુધી તે મારા જીવનના સાચા ચોકીદાર રહ્યા છે. એવો અલભ્ય લહાવો તેમના તરફથી મને એકલાને જ મળ્યો એવું કાંઈ નથી. તે તો મારા જેવા સેંકડોના જીવનના ચોકીદાર બન્યા હશે એમના જીવનની મહત્તા એમાં જ હતી. એ મહાત્મનનું જીવન જીવવાની શક્તિ પ્રભુ આપણને બક્ષે એવી મારી નમ્ર પ્રાર્થના છે.

સેવામંદિર, નડિયાદ
તા. ૨૬ : ૨ : '૩૯　　　　ગોપાળદાસ અંબાઈદાસ દેસાઈ

—卐—

# સેવામૂર્તિ મોતીભાઈ

**સ્વ**ર્ગસ્થ મોતીભાઈ અમીનને વિષે ઘણું બોલાશે અને લખાશે, કારણ કે એમનું આખું જીવન સેવામય હતું એમને સ્વાર્થ જેવી ચીજ નહોતી પણ સ્વાર્થત્યાગ એમના સ્વભાવમાં હતો. એમની સાદાઈ પણ અદ્‌ભુત હતી.

મોતીભાઈને હું રામજી મંદિરમાં, પેટલાદમાં તેમ જ વસોમાં મળ્યો છું, પણ એ મારે ત્યાં ઘણીવાર આવતા ત્યારે એક, દોઢ કે બે કલાક બેસતા અને એમના હૃદયમાં જેટજેટલા નવા અનુભવો એકઠા થયા હોય અથવા જે જે યોજનાઓ ઘડાતી હોય તેની ચર્ચા કરી જતા.

મોતીભાઈનું નામ પુસ્તકાલય પ્રવૃત્તિની સાથે સંકળાઈ ગયું છે. એ એમનો પ્રિય વિષય હતો, એના વિકાસ માટે એમણે જીવનનો ઘણો સમય ગાળ્યો હતો, પણ જો આ પ્રવૃત્તિની પાછળ તન્મય થવાનું કારણ તપાસીશું તો જણાઈ આવશે કે એમનો ખરો વિષય તો એવો હતો કે ગરીબ પ્રજાને કેળવણી તથા સુસંસ્કારો કેવી રીતે મળે પુસ્તકાલયો એમની દૃષ્ટિએ એક મહત્ત્વનું સાધન હતું. પુસ્તકાલય ખાતામાં ગયા પહેલાં એમણે બોર્ડિંગની ખીલવણીમાં ઘણી શક્તિ ખર્ચી હતી. જ્યારે પેટલાદની બોર્ડિંગ કાઢી તે વખતે પાટીદાર છોકરાઓ આજની માફક ઉચ્ચ કેળવણીના ભૂખ્યા થયા નહોતા. એમણે પોતાના આદર્શ જીવનને લીધે એ બોર્ડિંગને ઉચ્ચ સ્થાન આપ્યું અને એમના સંસર્ગમાં આવેલા વિદ્યાર્થીઓએ ગુજરાતની કેળવણીમાં તેમ જ બીજી પ્રવૃત્તિમાં કેવો ભાગ ભજવ્યો છે, તે વિષે અન્ય કોઈ માહીતગાર વ્યક્તિ લેખ લખશે.

એમણે લોન ફંડની યોજના કરી તે પણ આર્થિક સાધન વિનાના વિદ્યાર્થીઓને મદદ કરવા સ્થાપી હતી, અને હાથે રાંધી ખાનારા વિદ્યાર્થીઓને માટે પણ યોજના કરેલી તે પણ આ હેતુથી જ કરેલી. તેથી જો કોઈ એવું માને કે મોતીભાઈને માત્ર પુસ્તકાલયો વિષે ધૂન હતી તો તે ભૂલભરેલું છે; **એમને ધૂન હતી ગરીબોને મદદ કરવાની**–જેમને સાધન નથી તેમને સાધન પુરાં પાડવાની, જેમને સામાજિક અન્યાય થાય છે તેમને તે અન્યાય દૂર કરવાની. કયા પ્રકારની સેવા કરવી તે માટે એમને શોધખોળ કરવી પડતી નહિ અને કેવી રીતે સેવા કરવી તેના માર્ગ તરત શોધી કાઢતા.

હું જ્યારે પહેલી વાર વસો ગયો ત્યારે ભરઉનાળો હતો. રેલ્વે સ્ટેશનથી ગામમાં જવાનો રસ્તો રેતાળ હોઇને રેતી ખૂબ તપી જતી. પાટીદાર સ્ત્રીઓ ચંપલ કે સપાટ તો પહેરે નહિ, એ જમાનામાં ચંપલ પહેરવામાં મર્યાદાનો ભંગ થયેલો ગણાતો. સ્ત્રીઓ રેતીથી દાઝતી અને કોઇ પ્રસંગે પગે ફોલ્લા પણ પડતા. મોતીભાઇએ એવી યોજના કરી કે કેટલાક સ્વયંસેવકો ટોપલામાં જોડા સ્ટેશને લઇ જાય અને સ્ત્રીઓને આપે અને ગામની ભાગોળે એ જોડા પાછા લઇ લે. આ પ્રકારની દુઃખ પારખવાની શક્તિ તથા તેને દૂર કરવાની વ્યવહારકુશળતા તેમનામાં હતી.

અમારું ઓળખાણ ગુજરાતના મહાન કવિ, અમારા બન્નેના મિત્ર ન્હાનાલાલ કવિ મારફત થયેલું, અને પછીથી ઠક્કર બાપાને લીધે અમે ઘણું મળતા. ચરોતર સ્ત્રી કેળવણીને માટે શું કરવું તેની ચર્ચા માટે અમે એક વખત વસોમાં એકઠા થએલા. અમે દરબાર ગોપાળદાસને ત્યાં ઊતરેલા અને ગોપાળદાસ તે વખતે ખરેખર દરબાર જ હતા. અમારી ( શારદા બહેન અને હું ) હાજરીનો લાભ લઇને શ્રીમતી ભક્તિલક્ષ્મીબહેને પહેલી જ વાર પડદો કેવી રીતે મૂક્યો અને અમારી સાથે વસાના રસ્તામાં પગે ચાલ્યાં. એ બૉમ્બ ફૂટવાના જેવા વિપ્લવી પ્રસંગથી હાહાકાર થઇ ગયેલો, પણ આ વિષય મારો નથી. સ્ત્રીઓના પ્રશ્ન વિષે શારદા બહેન પોતાના અનુભવો લખશે.

૧૯૧૮ ની સાલમાં ભયંકર ઇન્ફલ્યુએન્ઝા ફાટી નીકળ્યો. તે અનુભવ પરથી અમને વિચાર સૂઝ્યો કે ગામડાંઓમાં થોડી ઘરગથ્થુ દવાઓ રાખવામાં આવી હોય તો ઘણો લાભ થાય. તે વખતે ઇન્દુલાલ યાજ્ઞિક, હું અને શંકરલાલ બેન્કર એક આશ્રમ સ્થાપીને ( અમદાવાદમાં ) રાજકીય તથા સામાજિક કામ કરતા હતા. ગુજરાત આરોગ્ય મંડળની સ્થાપના થઇ. ગામડાંમાં દવાઓની વ્યવસ્થા કોણ કરે, જે કાર્યકર્તા હોય તેને વેતન શું આપવું વગેરે અનેક પ્રશ્નો ખડા થયા. અમે તરત મોતીભાઇને બોલાવ્યા, ચર્ચા કરી અને એમણે જ અમને કહ્યું કે કોઇને વેતન ન આપવું, વેતન આપવાથી સેવાભાવ મરી જશે. આવી રીતે એમણે અમને ઘણી વ્યવહારુ સૂચનાઓ કરી. આજે ગ્રામઔષધાલયો ગુજરાતમાં સેંકડો થઇ ગયાં છે અને તેની શરૂઆત ગુજરાત આરોગ્ય મંડળે કરેલી. ગુજરાત આરોગ્ય મંડળનું બધું દાન એક મિત્ર તરફથી મળતું કે જેનો ડાબો હાથ જાણતો નહિ કે જમણાએ શું આપ્યું છે ( બાઇબલની એક ઉક્તિનો ઉપયોગ કરું છું ). એ ભાઇ સ્વર્ગસ્થ બાલાભાઇ જમનાદાસ. જેટલાં નાણાં જોઇએ તે ઇન્દુલાલ લાવતા, કયાં ઔષધો વેચાતાં લેવાં અને તે વાપરવાની સૂચના આપનાર સ્વ. ડૉ. વિઠ્ઠલરાય ભટ્ટ હતા, અને બધી વ્યવસ્થા હું કરતો.

પ્રસંગો તો ઘણા આપી શકાય, પણ તેથી મોતીભાઇનું પવિત્ર વ્યક્તિત્વ ચીતરી શકાય નહિ. એમની સાદાઇ તો જગજાહેર હતી. એમની રહેણીકરણી, પોશાક, ખોરાક અને આખું જીવન બહુ સાદું હતું.

૧૯૧૭ ની સાલમાં તો અમે બન્ને વડોદરા રાજ્યના નોકર હતા અને મને સેનિટરી કમિશ્નર તરીકે આગગાડીના પહેલા વર્ગમાં મુસાફરી કરવાનો અધિકાર હતો, પણ મોતીભાઇ સાથે મારે " ગાંધી ક્લાસ "માં જવું પડતું. એ માનના ભૂખ્યા નહોતા એટલું જ નહિ પણ માનથી દૂર નાસતા. સુરતમાં પહેલી સામાજિક પરિષદ ભરાઇ ત્યારે એમને પ્રમુખ નીમેલા, જ્યારે સંચાલકો પૂછવા ગયા ત્યારે એમણે ના પાડી. સંચાલકોને ટેવ હોય છે તે

પ્રમાણે તેમણે આગ્રહ કર્યો. મોતીભાઇએ ના પાડેલી એટલે પછી ચૂપ જ રહ્યા. એમને ક્યાં આનાકાની કરાવવાં હતાં ? સંચાલકો સમજ્યા કે એમણે હા પાડી છે. આમંત્રણો અપાઇ ગયાં. પ્રમુખનું નામ છપાઇ ગયું. અમે સુરતમાં એકઠા થયા. પ્રમુખની દરખાસ્ત મુકાઇ, ટેકો અપાયો. મોતીભાઇએ ઉઠીને કહ્યું કે " મેં કદી હા પાડી નથી. રકઝક થઇ, પણ મોતીભાઇએ પ્રમુખસ્થાન લીધું નહિ. આખા ગુજરાત કાઠીઆવાડ અને મુંબઇના પ્રતિનિધિઓ આવેલા એટલે પરિષદનું કામ તો થવું જોઇએ. તેથી છેવટે મેં હા પાડી. કારણ કે પ્રમુખસ્થાન એ માનનું સ્થાન છે એ ચીજ હું માનતો નથી; તેમાં માત્ર જવાબદારી છે.

સ્વ. મોતીભાઇનો સ્વભાવ કેટલો સરળ અને સ્નેહભીનો હતો તે એમના મિત્રમંડળની સંખ્યા પરથી જણાઇ આવે છે. એમને ચરોતર માટે સ્વાભાવિક પક્ષપાત હતો. નોકરી સિવાયની એમની પ્રવૃત્તિ મોટે ભાગે ચરોતરમાં અને ચરોતર માટે, હાથ ધરી હતી. દરેક કાર્યક્રમે અમુક મર્યાદા બાંધવી જ પડે છે. પણ એમણે પોતાના જીવનનો બધો સમય જનસેવા માટે ગાળ્યો હતો. એમનું જીવન પ્રેરણાત્મક હતું, અને તેની અસર વર્ષો સુધી ચાલુ રહેશે.

સુમન્ત મહેતા



# સદ્ગત મોતીભાઈ અમીન

**ઘણા માણસોને** આપણે સમજ્યે અને વગર સમજ્યે પ્રાતઃસ્મરણીય કહીએ છીએ. પણ સદ્ગત પૂજ્ય મોતીભાઇને પ્રાતઃસ્મરણીય કહેવામાં મને પોતાને અતિશયોક્તિ લાગતી નથી. મોતીભાઇને પ્રાતઃકાળમાં સંભારતાં, એમનું પ્રાતઃકાળનું પ્રથમ કામ સ્મરણપટે આવે છે. તેઓ સવારે ઊઠીને પોતાને પ્રિય એવા અંગ્રેજી ભાષામાં લખાયલા સુવાક્યો–મનનસંગ્રહોમાંનું એક તે વાંચતા. અને દિનભર તે વચનને અનુસરી તેઓ જીવતા. સવારમાં તેનું સ્મરણ કરતાં આપણને તેમનું આ જાતનું નિત્યકર્મ યદ આવશે.

મોતીભાઇને કેટલાંય વર્ષો ઉપર પેટલાદ બોર્ડિંગમાં લીમડા નીચે જોએલા. તે વખતે તેમને માથે પાટીદારી પાઘડી હતી અને મૂંગાબોલાનો તેમનો સ્વભાવ તે વખતે જ મને સ્પર્શ્યો હતો.

એ જ મોતીભાઇને વળી મેં વસોમાં બાલ પુસ્તકાલય ઉઘડયું ત્યારે દીઠા. અને મોતીભાઇ કોણ છે, શું કહે છે, કેવા છે તે જાણ્યા વિના તેમની પાસેથી મને મોં. પદ્ધતિની પ્રેરણા મળી. તેઓએ મને તે પદ્ધતિનાં પુસ્તકો વાંચવા આપ્યાં એ પુસ્તકોએ મારામાં પરિવર્તન કર્યું. એ પરિવર્તને મારી પાસે વકીલાત છોડાવી અને મને બાલશિક્ષણમાં ફેંકયો. ગુજરાતનાં બાલમંદિરો અને બાલસાહિત્ય અને બાલવિકાસની વધતી જતી જ્યોતિની ચીનગારી વસો. મોતીભાઇ, ગોપાળદાસ બધામાં છે. એ બધાની પાછળ મોતીભાઇની પુસ્તકાલય પ્રવૃત્તિ અને એ પ્રવૃત્તિમાં મોતીભાઇના હાથમાં આવે મો. મધર નામનું પુસ્તક. આ પુસ્તકે મને બદલાવ્યો. મારે માટે મોતીભાઇ આ રીતે સદૈવ પ્રાતઃસ્મરણીય થયા અને રહ્યા.

બીજી વાર વડોદરાના રામજી મંદિરમાં મોતીભાઇ મળ્યા. મારી શિક્ષણની પ્રથમ યાત્રામાં મેં તેમને પણ નોંધેલા. આ મિલને મને પુસ્તકાલય પ્રવૃત્તિ તરફ અભિમુખ કર્યો અને હંમેશને માટે મોતીભાઇએ વડોદરાનું પુસ્તકાલય મારે માટે ખુલ્લું મૂક્યું. મારા કેટલાએક વિશિષ્ટ અભ્યાસો આ પુસ્તકાલયને એટલે કે મોતીભાઇને આભારી છે, જોઇએ તેટલાં

પુસ્તકો માગ્યા પ્રમાણે મોતીભાઇ પહોંચાડતા. મોતીભાઇએ કદી લખેલું કે પૂછેલું નહિ કે મેં એ પુસ્તકોનું શું કર્યું ? પુસ્તકના પરિચયમાં આવનાર માણસ ઉપર પુસ્તકો અસર કરે જ છે એવી એમની દૃઢ શ્રદ્ધામાં જ તેમનું કર્તવ્ય સમાપ્ત થતું હતું. એમને પોતાના કામની નોંધ કરવાની ન હતી કે પત્રવ્યવહારનો મોટો ઢગલો પ્રકાશન માટે પાછળ મૂકી જવાની બહિર્મુખ વૃત્તિ તેમનામાં ન હતી.

ઉક્ત મિલનમાં મોતીભાઇ મને સાંભરતા હતા. તટસ્થ દૃષ્ટિથી તેઓ નવીન વિચારો જોતા હતા અને હંસક્ષીરવૃત્તિએ તેમાંથી તેઓ ઠીક લાગે તે ઉપાડતા હતા.

મને કે એમને ઝટ મૈત્રી કરવાની તીવ્રતા આવતી નહોતી. અને તેઓ તો પરીક્ષણ વિના કોઇને મિત્ર તરીકે સ્વીકારે તેવા નહોતા. મને પરીક્ષા દેવાની ઉતાવળ નહોતી, પણ સંબંધ વધતો ચાલ્યો. પછી તો તેઓએ મને પેટલાદ મહાલની પુસ્તકાલય પરિષદના પ્રમુખ તરીકે વસોમાં બેસાડ્યો અને પોતાની નજીક વધારે આણ્યો. 'મોતીભાઇ એટલે યોજના' એમ હું ઘણા વખતથી સમજ્યો હતો. 'મોતીભાઇ એટલે ચોકસાઇ' એ પણ મારા જાણવામાં આવ્યું હતું અને એ પણ મારા જાણવામાં આવ્યું હતું કે મોતીભાઇ એટલે વ્યવહાર, મધ્યસ્થ વિચારના પણ સ્વતંત્ર પ્રકૃતિના માણસ. પણ મારા જાણવામાં એ ન હતું કે તેઓ વિનોદી છે. એ પણ જાણવામાં ન હતું કે તેઓ પોતાના વ્રતમાં સ્થિર રહેવા છતાં બીજા પ્રત્યે ઉદાર હતા. એ પણ જાણવામાં નહેતું કે તેઓ ગુણો સાથે સંબંધ બાંધતા અને બીજી વસ્તુથી અસ્પૃશ્ય રહેતા; પણ પુસ્તકાલય પરિષદમાં એમનું ઝાંખુ સ્વરૂપ મારી આગળ પ્રત્યક્ષ થયું અને વસોના વર્ગમાં તે ઠીક ઠીક લગભગ સંપૂર્ણ પ્રત્યક્ષ થયું.

આગલાં મિલનોએ, પત્રવ્યવહારે, તેમના મનમાં એમ આવ્યું કે હું શિક્ષકોને કાંઇક ઉપયોગી થઇ શકીશ. તેઓએ મને વસોમાં એક માસ માટે શિક્ષકોનો વર્ગ ચલાવવા માટે બોલાવ્યો. કોઇપણ યોજના હાથ ધરતાં તેઓ કેટલા મક્કમ, વ્યવસ્થિત દૂરંદેશી અને નિરંતર સચિંત રહેતા તેનું ભાન મને વસો વર્ગમાં થયું વર્ગ ઉઘડ્યા પહેલાં તેઓ લખતાઃ " આ વર્ગ એક અખતરો છે એ ફતેહમંદ નીવડે તો આપણે એવા ઘણા વર્ગો ચલાવી શકીએ. બધો આધાર વસોના વર્ગની સફળતામાં જ છે. " તેમના પત્રોએ મારી ઉપર ગંભીરતાની અને ધગશની ઉત્તમ છાપ પાડી. મને સારૂં સૂઝ્યું કે મેં એમ માગ્યું કે બને તેટલો વખત તેઓ વસો વર્ગમાં રહે અને મારૂં કામ સફળ કરવામાં મને સાથ આપે.

આ વસો વર્ગમાં મોતીભાઇ અથથતિ સાથે રહ્યા. તેમનું અનેકવિધ દર્શન મને તે વખતે થયું. કેળવણી તરફનો ઊંડો પ્રેમ, અને તે વિષેના તેમના સ્પષ્ટ વિચારો તેમણે આપેલાં વ્યાખ્યાનોમાં મેં સાંભળ્યા. બીજાનું કામ ફતેહમંદ કરવામાં પોતાને, પોતાના કામને ભૂલી જવાની ઉચ્ચ શક્તિ મોતીભાઇમાં હતી. સફળ પરિણામ લાવવા માટે દક્ષતા ઉપરાંત, પરિશ્રમ ઉપરાંત, તેમણે હૃદયની વિશાળતા બતાવી, સફળતાને કેન્દ્રમાં રાખી તેમણે પોતાના કડક જીવનસિદ્ધાંતોને વિદ્યાર્થીઓ પાસે કડકાઇથી પળાવ્યા નહિ. નીમાયલા સ્વયંસેવકોમાં તેમનું નામ ન હોવા છતાં સૌથી વડા સ્વયંસેવક તરીકે માત્ર વ્યવસ્થા ન કરી પણ સેવા કરી દરેક કામ પોતાનાથી થાય છે એમ માનીને નહિ પણ તે કામ જોઇને રાજી થવા માટે તેમણે દરેક દરેક કામમાં સક્રિય ભાગ લીધો. આપણે આરપાર જોઇ શકીએઃ મોતીભાઇ પળેપળે અંતરમાં હરખાઇ રહ્યા છે. આ વખતે મને થયું કે **योजकः तत्र दुर्लभः** એ ઉક્તિ બરાબર છે, મોતીભાઇ યોજના કરનાર સાચા.

# અનેક પ્રવૃત્તિઓના ઉત્પાદક અને સંચાલક

**સ્વપ્નેય ન કલ્પેલું**

૧. પ્રખર સેવાભાવ, લોકકલ્યાણની ઉત્કૃષ્ટ ભાવના અને તેને પાર પાડવા માટેની વિવિધ યોજનાઓ, સૌજન્ય અને મિલનસાર સ્વભાવથી વડોદરા રાજ્યમાં નાના મોટા સર્વ કોઈના પ્રીતિપાત્ર બનેલા અને ગુજરાત-ભરમાં જાણીતા થયેલા સદ્ગ૦ શ્રી. મોતીભાઈ ન. અમીનનાં સંસ્મરણો-રૂપે મારે કંઈ લખવું પડશે એમ તો મેં સ્વપ્નેય કલ્પેલું નહોતું. છતાં દુર્દૈવે પ્રાપ્ત થએલી તે ફરજ બજાવતાં મારી કલમ ખરેખર થથરી ઉઠે છે ને હૃદય ગળગળું થઈ જાય છે.

**ગાઢ અને અંગત સંબંધ**

૨. સ્વર્ગસ્થ મોતીભાઈ મારી ન્યાતના હતા એટલા માટે જ નહિ પણ તેમના સદ્ગુણોને કારણે મારા એક અંગત સ્નેહી બન્યા હતા. બી. એ માં પાસ થઈ સન ૧૯૦૧–૦૨ ના અરસામાં તેઓ વડોદરા રાજ્યની નોકરીમાં દાખલ થયા ત્યારપછી એક બે વર્ષે મારા પ્રત્યક્ષ સંબંધમાં આવ્યા, ત્યારે તેમની નમ્રતા, વિનયશીલતા અને જનસેવા કરવાની તીવ્ર ભાવનાએ મારા મન પર તેમના વિષે સારી છાપ પાડી અને તે દિવસે દિવસે વધારે ગાઢ બનતી ગઈ. સન ૧૯૦૪–૦૫ ના અરસામાં તેઓ પેટલાદ અંગ્રેજી શાળાના હેડ માસ્તર પદે હતા અને મારો મુકામ સરકારી કામે પેટલાદમાં લગભગ એક અઠવાડિયું થયો હતો તે વખતથી તેમની સાથેનો મારો સંબંધ ગાઢ અને અંગત બન્યો.

**જેવા વિચારક તેવા જ યોજક**

૩. લોકોમાં કેળવણીનો પ્રચાર થઈ તેમનાં અજ્ઞાન અને વહેમી વિચાર કેમ દૂર થાય, અને જે કઢંગા ને ખર્ચાળ રૂઢિ-રિવાજથી ગુજરાતની સર્વ ન્યાતોમાં અને વિશેષે કરીને ચરોતરનાં કુલીન ગણાતાં ગામોની પાટીદાર કોમમાં જે હાનિ થતી હતી તેના નિવારણને માટે શું થઈ શકે એનાજ વિચારથી એમનું મગજ ભરેલું હોય એમ એમની સાથેની વાતચીતમાં હમેશાં જણાતું. તેઓ માત્ર વિચારો કરીને-તરંગો દોડાવીને બેસી રહેનાર વ્યક્તિ નહોતા, પણ ઉદ્ભવતા વિચારને અમલમાં મૂકવા માટે વહેવારૂ ઉપાયો પણ યોજતા.

**પેટલાદનું છાત્રાલય**

૪. પ્રસિદ્ધિપાત્ર ઠરેલી પેટલાદની બોર્ડિંગ એ એવી જ એક યોજનાનું ફળ હતું. પેટલાદ તાલુકાનાં ગામડાંના લોકોને અંગ્રેજી શિક્ષણ મેળવવામાં પડતી હાડમારીઓ દૂર કરવાને સારૂ પેટલાદમાં શ્રી. મોતીભાઈએ ઉઘાડેલું એ છાત્રાલય મેં જોયું હતું. એ છાત્રાલયના ગૃહપતિ વા વ્યવસ્થાપક તરીકે સદ્ગત મોતીભાઈ વિદ્યાર્થીઓના સહવાસમાં રહી પોતાના સદ્વર્તનની કેવી સુંદર છાપ પાડતા અને વાતચીતોમાં પણ વિદ્યાર્થીઓનો માનસિક વિકાસ સાધવાને કેવા પ્રયત્નશીલ રહેતા તેની છાપ આજ પણ મારા મન પરથી ભુંસાઈ નથી. વિદ્યાર્થીઓમાં સેવાભાવ પણ તેઓ પ્રેરતા. આના પહેલા પગથિયા તરીકે વિદ્યાર્થીઓ પોતાનું દરેક કામ બનતા લગી બીજાની મદદ લીધા વગર તેમ જ દ્રવ્યનો નકામો વ્યય ન કરતાં પોતાની જાતે જ કરી લેવામાં નાનમ ન સમજે તે માટે સ્વાશ્રયના ગુણને ખાસ ઉત્તેજન આપતા.

**અજબ શક્તિ**

૫. જાહેર હિતની કોઇ સંસ્થા કે પ્રવૃત્તિ માટે જોઇતાં નાણાં ઊભાં કરવાની સ્વ. મોતીભાઇમાં અજબ શક્તિ હતી. પોતે એવી કોઇ નવીન યોજના કરે અને તે સંબંધમાં મારા જેવા કોઇ મિત્રનો અભિપ્રાય પૂછે ત્યારે શરૂઆતમાં જ કહી દેતા કે " આ કાર્ય માટે જે નાણાં જોઇશું તથા કાર્યકર્તાઓ જોઇશું તે તો હું મેળવી લઇશ, તેને માટે કંઇ કાળજી કરવાની નથીઃ માત્ર આ યોજના ફાયદાકારક નીવડશે કે કેમ તેટલા પૂરતો જ આપનો અભિપ્રાય દર્શાવો." સ્વર્ગસ્થે ઊભી કરેલી વસો, પેટલાદ, આણંદ કે વડોદરાની બધી જ પ્રવૃત્તિઓની સ્થાપનામાં તેમની આ કુનેહ દીસી આવે છે; છતાં પેટલાદ બોર્ડિંગ માટેના મકાનનો પ્રસંગ ઘણાં જણ જાણતાં નહિ હોય એમ માની અત્રે ટાંકવાનું ઉચિત ગણું છું.

**પેટલાદ છાત્રાલયના મકાન માટે નાણાંની કરેલી જોગવાઇ**

૬. પેટલાદનું છાત્રાલય, પહેલાં ડિસ્ટ્રિક્ટ જેલ હતી તે જેલ બંધ પડતાં તેનો એક ભાગ સરકાર પાસેથી મેળવીને તેમાં શરૂ કરવામાં આવ્યું હતું. પણ પાછળથી સરકારને પોતાની કચેરીઓ માટે તે મકાનની જરૂર પડવાથી છાત્રાલય પાસેથી તેનો કબજો પાછો લઇ લેવાનો પ્રસંગ ઉપસ્થિત થયો. એ વખતે પેટલાદનું છાત્રાલય, મકાનને અભાવે બંધ પડવાની અણી ઉપર આવ્યું હતું. પરંતુ શ્રી. મોતીભાઇની કુનેહભરી તજવીજથી તેમ ન બનતાં તે જારી રહ્યું એટલું જ નહિ પણ તેને માટે જોઇતાં નાણાં પણ મેળવી શકાયાં એ પ્રસંગ બન્યો આ પ્રમાણેઃ—

કૈ. શ્રીમંત મહારાજા સાહેબનાં પહેલાં મહારાણી કૈ. શ્રીમંત ચીમનાબાઇ સાહેબના અવસાન પછી તેમની યાદગીરી કાયમ રાખવાને માટે વડોદરામાં એક ટાવર બાંધવાનું ઠરી તેને માટે ફંડ કરવામાં આવ્યું હતું. એ માટે વડોદરા શહેરમાં તેમ જ વડોદરા શહેર બહાર પેટલાદ તાલુકામાં ઉઘરાણું થયું હતું. ટાવરનો ખર્ચ તો વડોદરા શહેરના ઉઘરાણાની રકમમાંથી જ પૂરો પડી રહ્યો; એટલે પેટલાદ તાલુકાનાં ગામોમાં થયેલા ઉઘરાણાનાં નાણાં, જે રૂ. ૭૦૦૦ ને આશરે હતાં તે, પેટલાદ મહાલની સરકારી તિજોરીમાં ઘણાં વર્ષથી પડી રહ્યાં હતાં. સદ્‌ગત શ્રી. મોતીભાઇને આ વાતની જાણ થતાં તેમણે શ્રીમંત સરકાર સાથે પત્રવ્યવહાર ચલાવી, તેમ નાણાં ભરનારાંઓની સમ્મતિ મેળવી લઇને ટાવર ફંડની એ બચત રકમ પેટલાદ છાત્રાલયના મકાન માટે ખર્ચવાની પરવાનગી મેળવીને છાત્રાલયની એ સંસ્થાને જીવંત રાખી, એટલું જ નહિ પણ તેની ચિંતા કાયમની દૂર કરી.

**સિદ્ધપુરને હાઇસ્કૂલ અપાવી**

૭. બીજો એવો એક પ્રસંગ પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક તરીકેની સદ્‌ગતની કારકિર્દીમાં બનેલો. સિદ્ધપુરમાં હાઇસ્કૂલની જરૂર હતી પણ તે માટે નાણાંની મુશ્કેલી હતી. એવે પ્રસંગે બ્રાહ્મણભોજન વગેરેને માટે જોઇએ તે કરતાં વધારે નાણાં જુદા જુદા ટ્રસ્ટીઓ પાસે વણવપરાયલાં પડયાં રહ્યાં છે એવી માહિતી સ્વ. મોતીભાઇને પોતાની ફેરણી દરમ્યાન થતાં, તેમણે કુનેહપૂર્વક ટ્રસ્ટીઓની તેમ જ સરકારની પરવાનગી મેળવીને એ નાણાંનો ઉપયોગ સિદ્ધપુરની અંગ્રેજી શાળાને હાઇસ્કૂલનો દરજ્જો અપાવવાને કામે કરાવ્યો.

**વડોદરાનું એ રામજી મંદિર**

૮. વડોદરામાં કામાઠી બાગના કંપાઉન્ડમાં આવેલા રામજી મંદિરમાં જે ચરોતર વિદ્યાર્થી આશ્રમ ચાલે છે તે જગો મેળવવામાં અનેક પ્રકારની અડચણો ઊભી થયેલી, પણ તે બધીને કુનેહપૂર્વક પહોંચી વળીને અદ્યાપિ તેનો કબજો વિદ્યાર્થીગૃહ માટે તેઓ રાખી ગયા છે.

**સહકાર પ્રવૃત્તિના સાચા હિમાયતી**

૯. સહકાર પ્રવૃત્તિના એ ભારે હિમાયતી હતા, ચરોતર વિદ્યાર્થી સ. સ. મંડળ, . સ. સ. મંડળ લિ , વસોની સહકારી બેન્ક વગેરે અનેક બીજી નાની મોટી મંડળીઓ સ્વર્ગસ્થે ઊભી કરી છે ને તે દરેકે અનહદ લોકહિત સાધ્યું છે. વડોદરાના વર્તમાન દીવાન નામદાર કૃષ્ણમાચારીનો પણ તેમના પર એટલો બધો ભરોસો હતો કે રેલસંકટની આફત વખતે, સદ્દગતની સેવાભાવના અને ઉત્કૃષ્ટ નીતિમત્તાથી પ્રેરાઇને, પેટલાદ તાલુકાનાં રેલસંકટમાં સપડાયલાં ગામોમાં સહકારના ધોરણે મકાનો ઊભાં કરાવવાની ખાસ કામગીરી તેમને સુપ્રત કરી હતી અને તેટલા પૂરતા મુલ્કી અધિકારો પણ આપ્યા હતા. માજી દીવાન સર મનુભાઇ સાહેબનો પણ સદ્દગત એવો જ વિશ્વાસ ભોગવતા હતા.

**ગરીબ વિદ્યાર્થીઓના બેલી**

૧૦. ગરીબ વિદ્યાર્થીઓના તો તેઓ બેલી હતા એમ કહીએ તો ખોટું નહિ. કોઇ પણ પ્રકારનો કોમી ભેદભાવ રાખ્યા વગર સુપાત્ર ગરીબ વિદ્યાર્થીઓને તેઓ પોતાની કોઇ ને કોઇ યોજનામાંથી તેમ જ પદરથી પણ મદદ કરતા વા બીજા પાસે કરાવતા. છતાં તેમ કરવામાં વિદ્યાર્થીના મનમાં ' પોતે અન્યના દાન કે દયાભાવથી ભણે છે ' એવી ભાવના ન બંધાવા પામે એટલા ખાતર ગરીબ વિદ્યાર્થીઓ પાસેથી શક્તિ-જોગી સેવા લઇને એ સેવાના બદલામાં જરૂરી આર્થિક મદદ આપવાનું ધોરણ પણ એમણે સ્વીકાર્યું હતું. એ ધોરણનો લાભ લઇને ભરવાડ જેવી પછાત કોમનો એક ગરીબ વિદ્યાર્થી ગ્રેજ્યુએટ થઇને મામલતદાર બનવા ભાગ્યશાળી થયો હતો. મરણની છેલ્લી ઘડી લગી તેમનું ધોરણ ચાલુ રહ્યું હતું

**પુસ્તકાલયપ્રવૃત્તિ**

૧૧. પુસ્તકાલય ખાતામાં તેમની સેવા શ્રીમંત સરકારે લીધી તે પહેલાંથી ગુજરાતમાં મિત્રમંડળ પુસ્તકાલય અને વાચનાલયોની યોજના મોતીભાઇએ સ્વયંસ્ફૂર્તિથી શરૂ કરેલી તેને પરિણામે, પુસ્તકાલય ખાતાના અધિકારપદે તેઓ આવ્યા ત્યારે વડોદરા રાજ્યમાં તેમજ બ્રિટિશ ગુજરાત વગેરે પ્રદેશમાં થઇને ૨૫૦–૩૦૦ જેટલાં પુસ્તકાલય વાચનાલયો ઊભા થી ચૂક્યાં હતાં. રાજ્ય ની પુસ્તકાલયપ્રવૃત્તિના ક્ષેત્રની તેમની સેવા તો સર્વવિદિત છે, એટલે એ વિષે લખવાની અત્રે જરૂર નથી.

**ગુજરાતનું કમનસીબ**

૧૨. પુસ્તકાલયપ્રવૃત્તિનો જે લાભ વડોદરા રાજ્યને મળ્યો છે, તે લાભ નજીકનાં બ્રિટિશ ગુજરાતનાં ગામોને પણ મળે તે જોવાને સદ્દગત મોતીભાઇ ખૂબ આતુર હતા. છેલ્લાં આઠ દશ વર્ષથી તેમણે એ દિશામાં પોતાનું લક્ષ દોર્યું હતું. તેને પરિણામે જ સમસ્ત ગુજરાતની પુસ્તકાલય પરિષદોનાં બે અધિવેશનો ભરાયાં છે ને ' ગુજરાત પુસ્તકાલય મંડળ ' જેવી

સંસ્થા રચવાની યોજના થઇ છે. એ યોજના કંઇ મૂર્ત સ્વરૂપ લે તે પહેલાં જ કરાળ કાળે તેમને ઝડપી લીધા છે એ ગુજરાતના કમનસીબની વાત ગણાશે.

**સદ્‌ગતનું સાચું સ્મારક**

૧૩. એમણે શરૂ કરેલી વિવિધ પ્રવૃત્તિઓ માટે ભાવિ સંચાલકો તૈયાર કરવાની દક્ષતા પણ એમણે વાપરી છે. એટલે સદ્‌ગતની બુદ્ધિએ યોજેલી એ વિવિધ પ્રવૃત્તિઓના ભાવિ સંબંધમાં ચિંતા રાખવાનું ખાસ કારણ જણાતું નથી. એ પ્રવૃત્તિઓ જેવી ને તેવી ચાલુ રહે અને સદ્‌ગતના અધૂરા રહેલા મનોરથોને મૂર્ત સ્વરૂપ મળે એ જોવાની ફરજ એમના બહોળા શિષ્ય અને અનુયાયી મંડળની છે-એ જ સદ્‌ગતનું સાચું સ્મારક છે.

**વખાણવા જેવો ગુણ**

૧૪. સ્વ. મોતીભાઇનો એક વખાણવા જેવો ગુણ એ હતો કે તેઓ જે કંઇ પ્રવૃત્તિ હાથ ધરતા તેની જમાવટ ને ખિલાવટ માટે તેઓ હરદમ ચિંતન કર્યા કરતા. નાના મોટા દરેકની સાથે એ સંબંધમાં વાતચીત કરી તેમાંથી કંઇ નવું ગ્રહણ કરવા જેવું મળે તો તેનો ખુશીથી સ્વીકાર કરી લેતા. પોતાની નૂતન યોજનાના વિકાસ માટે જરૂરી સાહિત્ય લેખરૂપે, પત્રિકારૂપે તેઓ પ્રગટ કરતા ને તેનો છૂટથી પ્રચાર કરતા. હિંદી પ્રજાને કેવળ અજાણ સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિની ખીલાવટ માટે એમની કલમે નીતરેલું વિવિધ પ્રકારનું સાહિત્ય આ વાતની નિર્વિવાદ સાક્ષી પૂરે છે.

**સિદ્ધાન્તપાલન**

૧૫. સ્વર્ગસ્થ મોતીભાઇ સિદ્ધાંતવાદી પણ જબરા હતા. પોતે સ્વીકારેલા સિદ્ધાંતના પાલનમાં કોઇની જ મોં શરમ રાખતા નહિ કે મોટા ચમરબંધીની લાગવગને પણ વશ થતા નહિ. નીતિમત્તાના તેમના આ ઊંચા ધોરણનો અનુભવ તો સરકારી તેમજ પ્રજાકીય અનેક કાર્યકર્તાઓને થયો હશે. અને એ કારણે જ રાજ્યના નાના મોટા અમલદારો આગળ તેમ જ સમાજમાં તેમનું સારૂં વજન પડતું, અને તેમના વ્યકિતત્વનો ખાસ પ્રભાવ પડતો.

**રાજા પ્રજા ઉભયનો પ્રીતિપાત્ર**

૧૬. સદ્‌ગત મોતીભાઇ અમીન રાજા-પ્રજા ઉભયના સરખા પ્રીતિપાત્ર ને સરખા વિશ્વાસપાત્ર હતા. આવો રાજા-પ્રજા બન્નેનો માનીતો સેવક આપણી વચ્ચેથી ચાલી ગયો છે એ પાછળ રહેલાં માટે અત્યંત માઠો બનાવ છે. પરંતુ તે પોતાની પાછળ જે સમયની યાદગીરીઓ મૂકી ગયો છે તેનાથી તે મર્યો છે એમ કહેવાય નહિ. એક અંગ્રેજી કવિએ સાચું જ કહ્યું છે કે—

He is not dead whose lofty mind
Lifts thine ahigh;
To live in hearts we leave behind
Is not to die.

ગોવિંદભાઇ હા. દેસાઇ

—※—

# સ્વ. મોતીભાઇ અમીન : ત્રણ દાયકા પહેલાં

**મો**તીભાઇને ને મારે લગભગ પાંત્રીસ વર્ષનું જૂનું ઓળખાણ. એઓ કોલેજ પાસેના 'કમેટી બાગ 'માંના એક દહેરાને લગતી ધર્મશાળામાં ભાડે થોડા મિત્રો સાથે રહેતા ત્યાં અઠવાડીઆમાં એક-બે વખત બીજા ઓળખીતાઓને બોલાવી કોઇ વિષય ઉપર વિવેચન કે વાદવિવાદ કરવાનુ ઘણું ખરું એઓ યોજતા. એ અંગે ઘણીવાર મોતીભાઇને મળવાનું થતું.

સ્વ. ડાહ્યાભાઇ પુરોહિત એમની સાથે જ હતા. એ વાતને તો સાડત્રીસ વર્ષ થઇ ગયાં. પછી નોકરી અંગે પિછાન ચાલુ રહ્યું એટલું જ નહિ પણ વધારે ગાઢું થયું.

સ્વ. મણિશંકર રતનજી ભટ્ટ ( સ્વ કવિ કાન્ત ) સાથે એમને ૧૮૯૪–૯૫ થી થોડો ઘણો સંબંધ. મણિશંકરના ભત્રીજા સ્વ. પ્રો. હરિલાલ ભટ્ટ સાથે મારે ઠીક ઠીક મૈત્રી. એ કારણે જે તરુણ મંડળી મણિશંકર તરફ આદરભાવથી જોતી તે બધા સાથે મને થોડો ઘણો પરિચય ખરો. કરુણાશંકર માસ્તર અને નરસિંહભાઇ પટેલ એ પણ એ ટોળીમાં ખરા. આ બધું મિત્રમંડળ કંઇ ને કંઈ મહત્ત્વાકાંક્ષા સેવતું. મોતીભાઇ મોટે ભાગે મૂંગા કાર્યવાહક તરીકે જાણીતા થયેલા. પુરોહિતને સાધુતાનો ડોળ કરવાનો શોખ હતો. કરુણાશંકર બ્રાહ્મણને છાજે એવી જ્ઞાન મેળવવવાની તત્પરતા દાખવતા અને ગરીબ છતાં ઘણાને ચકિત કરે એવું ઔદાર્ય કોઇ વાર બતાવતા. ' વસંત ' માસિકના પ્રારંભના અંકોની ત્રણ ચાર પ્રતો ખરીદી કરુણાશંકર મિત્રોને વાંચવા આપી દેતા. મોતીભાઇ કાર્યદક્ષ અને વ્યવહાર–કુશળ હતા એટલે આદર્શ કાલ્પનિક સૃષ્ટિમાં રહેવું એમને ભાગ્યેજ ગમતું.

મિત્ર મંડળની પ્રવૃત્તિ અંગે પુસ્તકાલયો સ્થાપવાની તથા અન્ય રીતે જ્ઞાનપ્રચાર કરવાની મોતીભાઇને હોંસ હતી. મિત્ર મંડળ તરફથી એમણે વસોમાં ગોવર્ધનરામ ત્રિપાઠીના પ્રમુખપણા નીચે એક સમારંભ પણ યોજેલો. તેમાં કેટલુંક જનઉપકારક કામ વિવેચન અને ભાષણ દ્વારા થયેલું. એનો યશ મોટે ભાગે મોતીભાઇને ફાળે મૂકી શકાય.

શિક્ષક તરીકે મોતીભાઇનું કામ સારું હતું. પેટલાદનું જે વસતિગૃહ એમણે યોજીને ચાલુ કરેલું તે ખરેખર કોઇ પણ ઉત્સાહી તરુણને શોભા આપે એવું હતું. આણંદની એજ્યુકેશન સોસાયટી સ્થાપવામાં પણ એમનો હિસ્સો મોટો હતો. શ્રીમંત સરકાર તરફથી વસોમાં જે અંગ્રેજી શાળા ચાલતી એમાં મેટ્રીક્યુલેશન સુધીના વર્ગો કાઢી ખાનગી રીતે એ પ્રદેશના છોકરાઓને જ્ઞાનપ્રાપ્તિનો માર્ગ મોકળો કરવાનું માન મોતીભાઇને જ ઘટે છે. એ બધી સંસ્થાઓનો પ્રબંધ મોતીભાઇએ કરેલો અને દરબાર ગોપાળદાસ જેવા દીલા દિલના ગૃહસ્થ પાસે અનેક પ્રકારની સહાય મેળવેલી. ને તેનો ઉપયોગ જનસેવા અર્થે કરેલો એ વાત મોતીભાઇના નિકટ સંબંધીઓ સારી રીતે જાણે છે. એમની યોજક શક્તિ સારે નસીબે શ્રીમંત સયાજીરાવ જેવા કદરદાન રાજકર્તાના અધિકારીઓની દૃષ્ટિએ ચડતાં વડોદરા રાજ્યને જ નહિ પરંતુ ગુજરાત સમસ્તને ફળદાયી નીવડી છે.

ગુજરાત પુસ્તકાલય પરિષદ એમના પ્રયાસને લીધે જ અસ્તિત્વમાં આવી છે અને યશસ્વી નીવડશે એવી આશા છે.

આવા કાર્યદક્ષ સેવકની ખોટ ગુજરાતને સાલશે જ.

કેદાર આશ્રમ : તા. ૨૪–૨–'૩૯ — નંદનાથ કે. દીક્ષિત

# સ્વ. પૂ. મોતીભાઇ શું હતા?

મોતીભાઇ જેવા કર્તવ્યનિષ્ઠ પુરુષો કર્તવ્યની ધૂણી સળગાવવા માટે આ પૃથ્વી ઉપર આવે છે.

જેનું સમગ્ર જીવન એક યજ્ઞરૂપ હતું એવા મોતીભાઇની કિંમત જેમ સમય વહેશે તેમ વધશે.

આ યુગના કર્મયોગીઓની જે નામાવલિ કરીએ તેમાં મોતીભાઇનું નામ મૂક્યા વિના તે નામાવલિ અપૂર્ણ રહે.

મોતીભાઇ ગાંડા હતા: તેમનું ગાંડપણ લોકોનું ભલું કરવાનું હતું. તેના પ્રકારો: વિદ્યાર્થીઓને સહાય, ગરીબોને સહાય, પુસ્તકાલયોની પ્રગતિ, લેખકોને ઉત્તેજન, સમાજસુધારો વગેરે હતા.

મોતીભાઇ ઈશ્વરની મૂર્તિને નહિ પણ માનવીના હૃદયને પૂજવા પ્રયત્ન કરતા.

મોતીભાઈ શાંત અને દૃઢ હતા.

મોતીભાઇની વાણીમાં સ્પષ્ટતા હતી; કેમકે તેની યોજના સત્યને અનુસરવાવાળી હતી.

મોતીભાઇ મતસહિષ્ણુ હતા, કેમકે તે સાંપ્રદાયિક નહોતા.

મોતીભાઇ હંસ હતા, કેમકે તે સારૂં શોધી શકતા હતા, એટલુંજ નહિ પણ નઠારાને સ્પર્શતા નહિ.

મોતીભાઇ સજ્જન તો હતાજ, એટલું નહિ પણ તે સંત હતા; કેમકે તેમનામાં વિવેક હતો, ઉપરાંત ક્ષમાબુદ્ધિ હતી.

કીર્તિના લોભ વિના કામ કરવાની જેમનામાં જાગૃતિ હતી તે મોતીભાઇ સાચી કીર્તિને પામ્યા છે.

માનવીને યોગ્ય એવા અનેક ગુણોના માલીક મોતીભાઇ આપણા હૃદયમાં વસે અને આપણને તેના વ્યક્તિત્વ પ્રત્યે સદૈવ આદર અને પ્રેમભાવ રાખવા પ્રેરણા આપે.

—ગિજુભાઈ

(હસ્તલિખિત "પારિજાતક"ના "મોતીભાઇ સ્મારક અંક"માંથી)

# સ્વ. મોતીભાઇ અમીન

**સ્વ.** મોતીભાઇને કેન્સર થયાના ને અવસાનના સમાચાર જાણ્યા ને મને ઘણો જ આઘાત થયો. છેલ્લાં દશ વર્ષથી મારો તેમની સાથે પરિચય છે. એમનો સરળ સાદો સ્વભાવ, નાનાં સાથે નાના અને મોટા સાથે મોટા થવાની શકિત સૌ કોઇને તેમની જોડે રહી કામ કરવામાં આનંદથી પ્રેરતી.

એમની કાર્યદક્ષતા વિષે લખવું એ સૂર્યને ઓળખવા જેવું છે. વડોદરા રાજ્યમાં પુસ્તકાલયોની અને વાંચનાલયોની સંખ્યા અને સફળ યોજના અજ્ઞાનને પણ જ્ઞાન કરાવે છે, અને પ્રેરણા આપે છે.

સ્વ શ્રીમંત મહારાજા સાહેબે પુસ્તકાલય પ્રવૃત્તિનો વિચાર આપ્યો: સ્વ. મોતીભાઈએ એ વિચાર ઝીલી લીધો અને અપનાવી વ્યવહારમાં મૂકયો. પૃથ્વી ઉપર સૂરજ ઊગ્યો, પરંતુ સૂરજનો રથ હાંકનાર અરુણ ન હોત તો શું સૂરજ પૃથ્વીને પોતાનું અનુપમ તેજ આપી શકયો હોત ? તેવી જ રીતે સ્વ. મોતીભાઇ સિવાય બીજું કોઇ પણ મહારાજા સાહેબના પુસ્તકાલય પ્રવૃત્તિના વિચારો આટલી સુવ્યવસ્થિત રીતે અને ઝડપથી વ્યવહારમાં મૂકી શકયા હોત કે કેમ તે શંકા છે.

પુસ્તકાલયને અંગેનું જે કામ તે એમની ફરજરૂપ સમજી લઇએ તો પણ એમનું ખાનગી જીવન પણ તેવાં અનેક કામોથી ભરપૂર હતું. **परोपकाराय सतां विभूतयः** તેમ એમની જાતને માટે જોઇતું ખર્ચી બાકીનું ઘણું તે વિદ્યાર્થીઓ માટે અને બીજાં ગુપ્તદાનો માટે ખર્ચતા હતા.

મોતીભાઇ સરળ, સાદા, સ્વાર્થત્યાગી હતા, તેટલા જ હસમુખા અને વિનોદી હતા. દેખાવની એમણે બહુ ગરજ કરી નથી.

કોઇ પણ કાર્ય એ હાથમાં લે તેને પદ્ધતિસર બનાવતા અને નાની સરખી વાત પણ ઝીણવટથી ગોઠવતા હતા.

એમની ઝીણવટ, વ્યવસ્થા, પ્રેમ, સાદાઇ, સરલ અને સાચું છતાં પ્રિય લાગે એવું બોલવું એ ગુણોનું અનુકરણ કરતાં આપણે જરૂર શીખવું જોઇએ.

હજારો ઓળખાણવાળાઓમાંથી એક પણ માણસ એવો નથી મળ્યો કે જેણે સ્વ. મોતીભાઇના સ્વભાવમાં એક પણ દોષ અનુભવ્યો હોય. આટલી બધી લોકપ્રિયતા મેં કોઇને માટે અનુભવી નથી. એમની જોડે કામ કરનારને તો એમનામાં બહુજ શ્રદ્ધા બેસતી. એમણે લોકસેવા એ જ જીવનમંત્ર ઘડયો હતો.

એમનો સૂક્ષ્મ દેહ હરહંમેશ આપણી સમીપ રહે અને આપણને સૌને "લોકસેવા"નો મંત્ર આપે એ જ પ્રાર્થના.

પ્રભુ સ્વર્ગસ્થના દેહને સંપૂર્ણ શાંતિ અર્પો.

સૌ. જયવતી ન. દેસાઈ

# પાણીદાર મોતી

**પૂ. મોતીભાઇ સાહેબ** માટે મારી સાથના પરિચય અંગે જણાવવાનું કે ૧૯૩૧ થી આજ સુધીના પરિચયમાં મેં એઓને સેવા અને સત્યની ઉદાર મૂર્તિ જેવા પીછાણ્યા છે. સારા હોદ્દેદાર છતાં મેં કોઇ દિવસ એમની આગળ કે પાછળ પટાવાળો જોયો નથી. દંભ વિનાના આ નરરત્ને અમલદારી કે શ્રીમંતાઇનો, પોતાના બહોળા જ્ઞાન બાહોશી અને જનતા તરફથી તેમ શ્રીમંત મહારાજા તરફથી મળતો માનનો દંભ ન બતાવ્યો, પણ દેશનાં દીન દુઃખીઓ, અજ્ઞાનીઓની તથા પોતાના માલેકની સેવા કરવામાં જીવન ગુજાર્યું અને તેમાં જ જીવનની સાર્થકતા અને અહોભાગ્ય માન્યું. બુદ્ધિનું બળ અને ઉમંગનો ભંડાર એમનામાં પુષ્કળ અનુભવ્યો. વિવેકી એટલા કે પોતાને મોટા ગણાવવામાં કોઇ પણ પણ પ્રકારનાં આડંબર વિના, કેળવણી અને પુસ્તકાલય પ્રવૃત્તિઓના પ્રાણ બની અમારા સરખાંને પણ જ્ઞાન આપ્યું, સામાને શિક્ષણ આપવા અને નવું શીખવાડવા માટે વિવેકી શૈલીનાં લખાણો કરવાનો ગમે તે શ્રમે પણ વખત ફાજલ પાડી જ્ઞાન આપવામાં કદી નાનમ માની નથી.

મહિલા તથા બાળ પુસ્તકાલયો તો એમના જ સુવિચારો ને શ્રીમંતના પૈસાથી સરજાયાં, અને સ્ત્રી તથા બાળકોને અપનાવ્યાં, એમ કહેતાં જરા પણ અતિશયોક્તિ કરતી નથી જ. પરને ખાતર જીવ્યા ને ખરૂં જીવન જીવી, પોતાના મૂંગા સેવકપણાનાં અનેક દૃષ્ટાંતો અમારા જેવાને દાખલારૂપ થવા મૂકી ગયા છે. એમનાં લખાણોમાંથી પુષ્કળ પ્રેરણા મેળવી છે. હિંમત, ઉત્તેજન, કામ કરવાની મક્કમતા તથા સત્યનો માર્ગ કદાપિ ન જ છોડવાની એમની જ્ઞાનરૂપી-મળેલી વાણીની તથા લેખિત ભેટો મેળવવા માટે હું ગૌરવ ધરાવું છું. હાજી હા, ખુશામત, પોચાપણું, સત્યથી વેગળા જવાની કોઇની શરમનો સ્વીકાર તેઓ કદી કરતા નહિ, અને સામાને પણ તેવાં નીડર રહી, કાંઇક વેઠી લઇ, બનતાં સુધી ઝગડાને સ્થાન ન આપી, જીવનમાં નિરાશા ન માની સત્યને માર્ગે સેવામાં આગળ વધવાની જ શીખ અને ગૂંચવતા પ્રશ્નોનો ઉકેલ બતાવી આપી હિંમત આપી ઇશ્વરમાં અને ગાયકવાડી રાજ્યમાં શ્રદ્ધા રાખી આગળ વધવાનો બોધ અતિ શાંત, વિવેકી અને નમ્ર સ્વભાવે આપતા. કદી કોઇને આડે માર્ગે દોરવતા નહિ સાદુ-તદ્દન સાદુ, આનંદી, ઉપકારી, ઉચ્ચ સેવાવૃત્તિનું જીવન જીવવામાં મોજ માની સ્વર્ગે ગયલા આ સાચા **પાણીદાર મોતી** જેવા મોતીભાઇ સાહેબને પચાસ વરસ સુધી તો સૌ કોઇ સ્મરણમાંથી ભૂલવાનાં નથી. એમનાં ઉજ્જવળ ચરિત્રોનો વિચાર કરતાં એ મૂક સેવક પ્રત્યે અંતઃકરણના ઉપકારના ઉભરાતા ભાવસહિત નમન કરૂં છું.

પૂ. મોતીભાઈ સાહેબ ! આપ મરી નથી ગયા, આપ તો અસહાયોને સહાય અને પ્રેરણા પૂરવા જીવંત છો, એમ માનું છું–ખાતરીથી માનું છું, અને માનતી રહીશ. જેણે જેણે આપના દુઃખદ મરણ ઉપર આંસુ સાર્યાં છે, જેણે જેણે આપની ઉદાર સેવા અને દરીઆવ દિલ માટે દુઃખથી વિલાપ કર્યો છે, સાચા ભાવથી સ્મરણ કર્યું છે, તે સર્વની મુશ્કેલી જેમ જીવતા ટાળતા હતા તેમ મરણ પછી પણ પ્રેરણા આપી પડખે ઊભા રહેજો !

બાઈમાય રૂ. દારૂ
મંત્રી, મહિલા પુસ્તકાલય-નવસારી

# સદ્‌ગુણસંપન્ન સ્વ. મોતીભાઇ

॥ परोपकाराय सतां विभूतयः ॥

**સ્વ. મોતીભાઇના** પ્રસંગમાં આજથી લગભગ પીસ્તાળીસ વર્ષ અગાઉ મારે આવવાનું થયું હતું. અમે હાઇસ્કૂલમાં તેમ જ કૉલેજમાં કોઇ વખત સાથે ને કોઇ વખત આગળ પાછળ રહ્યા હતા. તે સમયથી જ એમનું પ્રધાન ધ્યેય ગરીબ પણ બુદ્ધિશાળી વિદ્યાર્થીઓ થોડે ખર્ચે શી રીતે અભ્યાસ કરે તે તરફ જણાતું હતું. તે વખતે કૉલેજમાં એક જ હૉસ્ટેલ હતી ને ત્રણ કલબો ચાલતી; તેમાં પાટીદારની કલબના સાદા જીવન સાથે સુરતી લાલાઓની કલબના જીવન સાથેનો વિરોધ જણાઇ આવતો. પછી તો પબ્લિક પાર્કમાં એ પ્રકારનું જીવન ગાળનારા લોકો ગયા. મોતીભાઇ ભણ્યા ને બી. એ. પાસ થયા. પેલા પ્રધાન ધ્યેયને સાધવા જતાં અભ્યાસનું ધ્યેય એમને ગૌણ જ રહેતું ને પાસ થઇ આજીવિકા માટે બીજા ઉપર આશ્રય રાખવો ન પડે તેટલા સારૂ જ તેઓ ભણેલા. ભણવામાં તે ભવિષ્યમાં મોટા વિદ્વાન્ કે વકતા કે લેખક થવા ઇરાદો રાખતા નહિ, તેમ પુષ્કળ ધનોપાર્જન પણ અભ્યાસનો હેતુ ન હતો. શિક્ષક તરીકે એમણે પહેલાં પાટણ નોકરી લીધી; થોડે વર્ષે તેમણે પેટલાદ આવી ખાનગી મેટ્રીક કલાસ કાઢયો ને ત્યાર પછી થોડે વર્ષે તેઓ પુસ્તકાલય શાખામાં જોડાયા; અને લગભગ છેલ્લી ઘડી સુધી તેમણે ત્યાં જ કામ કર્યું. આ બધી વાતો તો લોકો જાણે છે; છતાં મેં એમનામાં વિશેષ ગુણો જોયેલા જે ઘણા વિરલ પુરુષોમાં જ જોવામાં આવે છે.

લોકૈષણા, પુત્રૈષણા ને વિત્તૈષણા–એ ત્રણમાંની એક, બે કે ત્રણેથી માનવજાત મુકત જોવામાં આવતી નથી; પરંતુ મોતીભાઇના સંબંધમાં એમ કહેવામાં સંકોચ રાખવાનું કારણ નથી કે તે તમામ એષણાઓથી મુકત હતા.

કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે ષડ્‌રિપુઓથી ઓળખાતા દોષો એમણે નિવાર્યા હતા એમ પણ એમના ગાઢ કે અલ્પ સંસર્ગમાં આવનારાઓનો અનુભવ હશે એમ મારૂં માનવું છે.

પેટલાદનો એમણે કાઢેલો મેટ્રીક વર્ગ જ્યારે સ્વ. નારણભાઇ કેશવલાલની રૂ. ૧૮૦૦૦ દેણગીથી સરકારી કરવામાં આવ્યો ત્યારે એમણે તમામ સામાન ને લાયબ્રેરી સરકારને અપાવી દીધાં હતાં.

હું જ્યારે નાયબ વિદ્યાધિકારી હતો ત્યારે સ્વ. શ્રીમંત મહારાજા સાહેબે એકદમ પુસ્તકાલયો કાઢવાની યોજનાનો હુકમ મે. મમાણી સાહેબને કરેલો; તે વખતે એ સંબંધી યોજના કરવા સારૂ અમારે મોતીભાઇની સલાહ લેવી પડેલી ને તે આખરે અસાધારણ રીતે સફળ થઇ છે એ વાત દીવા જેવી સ્પષ્ટ છે.

રાજકીય બાબતોથી એ દૂર રહેતા. એમણે એમના કામની મર્યાદા આંકી રાખી હતી. લોકશિક્ષણ ને સમાજસુધારો એ બે એમનાં મુખ્ય કામ હતાં તે સાધવા સારૂ તેમણે તન–મન ને ધનનો સારો ભોગ આપ્યો છે.

એમણે વસોમાં ચરોતરમાં કઇ કઇ સંસ્થાઓ કાઢી, કેટલાં નાણાં એકત્રિત કર્યાં, કેટલી કેટલી જાતની પ્રવૃત્તિઓ આદરી એ બધી વાતો આ ટુંકા લેખમાં લખવાનો મારો ઇરાદો નથી. આમવર્ગ ભણે, પ્રજા સારૂં વાચન કરે, પોતાનો સંસાર સુધારે એટલું થાય તો તે કાંઇ ઓછી સિદ્ધિ નથી એમ તે માનતા.

લગ્ન પ્રસંગનાં ખર્ચ, વરને આપવાની પહેરામણીની ગંજાવર રકમો, બારમાં પાછળ વેડફાતું નાણું જાનો ને કાણો પાછળ લોકોનું ખરાબ થતું–આ બધી વાતો એમને ગમતી નહિ. તેમાં સુધારા કરવા એમણે પ્રયત્ન કરેલા ત્યારે કેટલાક રૂઢિચૂસ્ત લોકોએ વિરોધ અને અણઘટતા ટીકાઓ કરેલી; પણ એમનો સ્વભાવ એવો હતો એક વાત સારી જે કરવા જેવી છે એમ એમનો નિશ્ચય થયો એટલે ગમે તે ભોગે કરવા તત્પર થતા ને કેડ બાંધતા.

તેમનામાં અમલદારનો ' અમલ ' ન હતો. ૪૫ વર્ષના અનુભવમાં મેં કોઇ દિવસ એમને બીજા લોકોની પેઠે પાશ્ચાત્ય પૃદ્ધતિએ કપડાં પહેરતા, આગળ ચપરાશી દોડાવતા, સિપાઇ કે મજૂર પાસે લોઢાની ટ્રંક કે ચામડાની સુઘરેલી બૅગ ઊંચકાવતા, લોકોની પાસે મિષ્ટાન્ન ઉડાવતા કે હારતોરા પહેરતા કે માનપત્ર લેતા કે મોટરમાં ફરતા કોઇ પણ વખત જોયા નથી. એમની નોકરી પુસ્તકાલય ખાતાની એટલે ગામડાંમાં જ જવાનું, ત્યાંના ગરીબ ખેડુતોને સમજાવી થોડા પૈસા એકઠા કરવાનું–અર્થાત્ સદાસર્વદા ગરીબોના સંસર્ગમાં જ આવવાનું હોવાથી તે વર્ગની હાજતો જેટલી એ સમજતા તેટલી બીજા અધિકારીઓ ભાગ્યેજ સમજતા હશે. કર્તવ્યનિષ્ઠ, નિર્લોભી, નિર્માની, સાદા, ઉચ્ચ ધ્યેયને સેવનારા, પૂરેપુરા પ્રમાણિક, ગ્રામોદ્ધાર માટે તમન્ના કે ધગશ ધરાવનારા, તમામ માણસોને સમાન ગણનારા, નિર્વ્યસની, ગંભીર સ્વભાવના, ઓછું બોલનારા પણ સંગીન કામ જ કર્યે જનારા, વ્યવસ્થાસર કામ કરનારા, રેલ, દુષ્કાળ, ઇન્ફ્લ્યુએંઝા જેવી આફતો વખતે રાહત આપવા દોડનારા, ગરીબને આશ્વાસન આપી સક્રિય સહાય આપનારા, નિરભિમાની, સંત જેવું જીવન ગાળનારા, પોતાના કામને માટે ડિંડિમ નહિ વગાડવા દેનારા, નિરક્ષરતા ટાળવા અનેક પદ્ધતિઓ અજમાવનારા, શિક્ષકોની સ્થિતિ સુધારવાના નિશ્ચયવાળા–આવા મોતીભાઇને સાધુ, યતિ કે યોગી કહીએ તો એમાં આશ્ચર્ય જેવું શું છે ? ગુજરાતનું અહોભાગ્ય હતું કે તેમાં મોતીભાઇ જન્મ્યા. તેમણે કરેલી સેવાઓનું ઋણ ફીટે એવું નથી. શાળા ખાતામાં એક ખૂણે પડી રહી કામ કરનાર આ મૂક સેવકના સ્મારક માટે સપાટાબંધ મોટી રકમ ભરાઇ ગઇ અને હજી તેમાં ઘણો વધારો થવાનો સંભવ છે તે જ બતાવી આપે છે કે લોકોનું મન હરણ કરવામાં તે કેટલા સફળ નીવડયા છે ને લોક કેટલા કૃતજ્ઞ છે, મારી સાથે તો અમારે નિશાળોની, શિક્ષકોની, પાઠ્યપુસ્તકોના અભ્યાસક્રમની, પરીક્ષાઓની વધુ વાતો થયેલી.

મોતીભાઇ ભોળા પણ હતા. મેં એવા થોડા પ્રસંગ જોયેલા કે સ્વાર્થી લોકો વાતનો આડંબર કરી એમને છેતરવાનો પ્રયત્ન કરતા ને કોઇ વખત તે છેતરાતા પણ ખરા. એનું કારણ એ હતું કે તે જગતને પોતાના જેવું ધારતા. એમને મોંએ કોઇની નિન્દા સાંભળવામાં આવી નથી.

આવી વિભૂતિ ગુજરાતમાંથી જાય એટલે તેની ખોટ તો પડે જ અને તે કોઇથી પુરાય એમ નથી એમ આપણે જાણીએ છીએ છતાં હવે એમના ગયાનો શોક કરવો મૂકી દઇ એમનાં આચરણનું પૂરેપુરૂં કે અંશતઃ અનુકરણ આપણે કરીએ તો સારૂં.

પ્રાર્થના છે કે ઇશ્વિર તેમના આત્માને શાંતિ આપો ને ચરોતરમાં અનેક મોતીભાઇ પેદા કરો.

૨૯-૨-૩૯ }
વડોદરા. }

ગોકળદાસ મ. શાહ

# સાદું જીવન અને ઉચ્ચ આદર્શ

**શ્રી**યુત મોતીભાઇ અમીનના અણધાર્યા અવસાનના દુઃખદ સમાચાર વાંચીને ઘણી દિલગીરી થઇ છે. એમની પ્રકૃતિ સાધારણ રીતે નરમ હશે, એમ એમના ચાર–પાંચ માસ ઉપરના પત્રથી સમજાયું હતું; પરન્તુ ગઈ નાતાલના અરસામાં મળેલ એમના પત્રમાં તો એવું કાંઇ જ દીસ્યું ન હતું. એટલે આવા માઠા ખબર જાણીને, મારા જેવા, એમના ગુણ-સ્નેહીઓને તો વિશેષ દુઃખ થાય, એ સ્વાભાવિક છે.

સ્વર્ગસ્થ ભાઇ મોતીભાઈ આપણા દેશનું એક અણમોલું રત્ન હતા. સદ્વાચનની સાધના જનસમાજને સુલભ કરવી, એ એમનું આજીવન પરમ ધ્યેય રહ્યું હતું; અને વાસ્તવિક રીતે, ગુજરાતી પ્રજામાં આજ અનેકધા અભિવૃદ્ધિ પામી રહેલ પુસ્તકાલયપ્રવૃત્તિના તેઓ જ સુવત્સલ પિતા હતા વળી, લાંબા કાળની રાજ્યસેવામાંથી વાનપ્રસ્થ થયા પછી પણ, લોકસેવામાંથી સહજ નિવૃત્તિ પામવા પણ એમની વૃત્તિ જણાતી ન હતી, એ એમનું સાચું ગૌરવ છે.

" સાદું જીવન અને ઉચ્ચ આદર્શ, " એ એમનો જીવનમંત્ર હતો; અને સારા સાહિત્યનો વિપુલ પ્રચાર, એ પોતાનું કર્તવ્યકેન્દ્ર માનતા. " Love and Serve " ( ચાહો અને સેવો ) એ ધર્મસૂત્ર જો વાજબી રીતે કોઇની જિન્દગી માટે આલેખી શકાય, તો તે સ્વ. શ્રી. મોતીભાઇ માટે જરૂર હતું.

મારાં ઘણાં વર્ષોના એમના પરિચયે મને પ્રતીતિ આપી હતી કે વર્ગભેદ અથવા જાતિભેદના તફાવતોને એમના ઉદાર હૃદયમાં સ્થાન ન હતું: અને વિચારભેદ હોવા છતાં સારાં કામમાં તેમનો સહયોગ નિઃસંશય મળતો.

મારા પ્રવૃત્તિજીવનના સમયમાં અમારાં કર્તવ્યક્ષેત્ર એક જ પ્રકારનાં હોવાથી અમારી વચ્ચે પરસ્પર સદ્ભાવ પુષ્કળ હતો; તથાપિ જુદી જુદી દિશાઓમાં અમારા વ્યવસાયોનું વહન હોવાથી, અમે ભાગ્યે બહુ મળી શકતા. છતાં, અમારા છેલ્લા પત્રવ્યવહારમાંથી પણ એ ભાવ ન્યૂન થવા નહોતો જ પામ્યો, એ સહજ સમજાય છે.

સુન્દરી સુબોધ મન્દિરનાં, સસ્તા સાહિત્ય વર્ધક કાર્યાલયનાં તથા એવાં–બીજી સંસ્થાઓનાં પુસ્તકોના બહોળા ફેલાવા માટે તેઓ ઘણા આતુર રહેતા અને એવી શુભ પ્રવૃત્તિઓને પોતાનાથી બનતી સઘળી સહાય આપતા, એ મારા સ્મરણમાં છે. હું સ્વર્ગસ્થ ભાઇને ઘણા સમયથી ગુજરાતની એક મહાન્ વ્યક્તિ માનતો આવ્યો છું; અને બેએક વર્ષ ઉપરના " ગુજરાતી પંચ " પત્રના દીપોત્સવી અંકમાંના " મહાન્ ગુજરાતીઓ " નામના મારા લેખમાં એમનું ગુણસ્મરણ પણ મેં કર્યું હતું.

-ભાઇશ્રી મોતીભાઇ અમીનના જેવા પરમ સજ્જન, સાહિત્યપ્રેમી અને પરમાર્થી–દેશના મૂંગા પણ સાચા, વિરલ સેવકના અવસાનથી આખી ગુજરાતી જનતાને જે ભારે ખોટ પડી છે, તે લાંબા કાળ સુધી પુરાવી કઠિન છે, એમાં તો શક જ નથી.

**રામમોહનરાય જશવંતરાય દેસાઇ**

# જ્ઞાનતીર્થની ગુણજ્ઞતા

સ્વર્ગસ્થ શ્રીયુત મોતીભાઇ નરસિંહભાઇ અમીન સાહેબનાં, પ્રથમ પરિચયમાં, સને ૧૯૧૩ માં હું આવ્યો કે તરત, તેમણે, મને વડોદરાને વડલે, પોતાના સેંટ્રલ લાયબ્રેરી ખાતામાં ઝડપી લીધેલો પરંતુ ત્યારે તો શ્રી. ગોવર્ધનરામભાઇ ત્રિપાઠીના "સરસ્વતીચન્દ્ર" ના "કલ્યાણગ્રામ"ની ભાવનાનો હું અલ્પજ્ઞ પ્રચારક હતો. પ્રો. ગજ્જર સાહેબે અને શ્રી. રણજિતરામભાઇએ માર્ગદર્શન આપેલું. તેથી સને ૧૯૧૦ માં 'કાઠિયાવડ ટાઇમ્સ'ના તંત્રી તરીકે હું શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ સરકારને, ખાસ રૂબરૂ, પોતાથી જઇને શ્રી. મનુભાઇ સાહેબ મારફત મળેલો. ત્યારે તેમણે જ મને શ્રીયુત મોતીભાઇને સોંપી દીધો. તેમણે મને લોકસેવાની પ્રથમ દીક્ષા આપીને તેના સંદર્ભની પ્રેરણાએ સિદ્ધપૂર પાટણમાંથી તે જ વર્ષે મેં આફ્રિકાના દરિયાપાર જગાડવા જયનાદ પડકાર ધર્યો કેઃ—

"ગાંધી! તું હા સુકાની રે! સાચો હિન્દવાન!

ને પછી તો મુંબઇમાં વડોદરાને વડલેથી મહાત્માજીએ મને ખેંચી લીધેલો હતો. પણ શ્રી. મોતીભાઇ અમીનની મહાનુભાવિતાએ તો "મોતીની જ્યોત" મ્હારા જીવનમાં પ્રકટાવી ને મેં ગાયું કેઃ—

"મોતીડાં મળ્યાં રે અમને, પ્રભુની કૃપાથી મોતીડાં મળ્યાંઃ
એ વ્હાલાં! પ્રભુનાં લાલન ભોગવિયે ભેળાઃ આપણાં!"

નવીન ગુજરાતના તેઓ તે વખતના વીર વિધાયક હતા. શ્રીમંત મહારાજા સાહેબ તો હિન્દ-ભારતના ભાગ્યવિધાયક હતા. તેમને પુસ્તકશાળાના પીયાવાની પ્રેરણા શ્રી. અમીન સાહેબે ધરી ને વડોદરાના મહા હિન્દ રાષ્ટ્રવીરે તથા વસોના પ્રજાધુરંધરે સહિયારી ગુર્જરી પ્રગતિ એમ ગ્રન્થાલયના જ્ઞાનતીર્થથી ગુણજ્ઞતાપૂર્વક સાધી. પુસ્તકાલય પ્રવૃત્તિ વડોદરાને વડલેથી આજના મહા હિન્દભરમાં પ્રસરી છે. તેમની સહાયમાં સંસ્કૃત પંડિત જગતપ્રવાસી સ્વ. શ્રી. કુળકર્ણી તથા સ્વ. પુરાતત્ત્વજ્ઞ પંડિત દલાલ હતા. શ્રી. દીવાનજી સમાન અનેક સ્વયંસેવકો તેમનું સેવાકાર્ય હજી ધપાવી રહ્યા છે. શ્રી. મોતીભાઇ, ગુર્જર માનસ અને જીવનના અનુભવી ને અભ્યાસી હતા. તેથી સ્વદેશના ભીષણ અંધકારમાં તેમણે પુસ્તકાલયની પૂર્ણિમા પ્રકટાવી. ઘરબારમાં, શાળા-વિદ્યાપીઠમાં અને વ્યવહારમાં અધૂરી રહેતી કેળવણીને વિશેષ કેળવવા માટે તેમણે પુસ્તકાલયો મફત ઉઘાડયાં ને નિરક્ષર ગામલોકની જ્ઞાન-ભૂખ ભાંગી.

આજના નૂતન હિન્દને નવયુગના વાયરા ઝપટે ચડાવે છે. તેને ઝીલવાનાં ચેતનોને પુસ્તકશાળાની પ્રવૃત્તિએ, સવેગ કર્યાં હતાં.

સ્વતંત્ર વિચાર-કલા, સરસ્વતીચન્દ્રે જ પ્રથમ આપણને શીખવી ને તેને ચિંતન પોષણ આપવા શ્રી અમીન સાહેબે જ્ઞાનપરબો સ્થાપી, શ્રીમંત સયાજીરાવ મહારાજાએ ભોજ વિક્રમની દાનવીરતા દર્શાવી.

મે. અમીન સાહેબની કામ કરવાની રીત અબોલ હતી. વિશ્વવિભૂતિઓની પેઠે સમયવીર માનવો, દેવોની પેઠે અદૃશ્ય પરિચર્યા કરે છે. સ્વર્ગીય અમૃતલાલ પઢિયારજી સમા તેમના અનેક સન્મિત્રો હતા. દરબાર શ્રી ગોપાળદાસભાઈ સમાન તેમના અનેક શિષ્યો

આજે મહાત્મા ગાંધીજીને કામે લાગી ગયા છે. નવયુગનાં પ્રેરક બલને, આવા સ્વદેશના કાર્યધરો, વીજળીની ચમક જેવાં સળકાવી મૂકે છે ત્યારે યુગયુગલો સતેજ ને સચેત ધસંમસતાં આગળ ધપે છે. શ્રીયુત મોતીભાઇ સંત સજ્જન હતા. એમને પગલે ચાલીને સ્વદેશોદ્ધારના રચનાત્મક કાર્ય મૌન શાંતિથી કર્યા જ કરનાર આજે પણ ઘણા જોઇએ છીએ. ત્યાં સુધી મહાત્માજી એકલવીર લાગે તે દેખીતું છે. ગુજરાતીઓ, મહાહિન્દને, પોતે ઉદ્ધરીને ઉદ્ધારે, એવી ભાવનાથી મહાનુભાવ મોતીભાઇ અમીન પ્રેરાતા તેવા જ જ્ઞાનદાનવીર નીવડ્યા. વડોદરાને વડલે મને લોકસેવાની દિશા પોતાને પુણ્ય પગલે પ્રથમ દર્શાવી હતી ને તે માટે સદૈવ કૃતાર્થ છું. ૐ શાંતિ :

લાડી તા. ૧૯-૨-૩૮ ' લલિત '

—✠—

# સ્વ. શ્રી. મોતીભાઈ અમીનનો વસમો વિયોગ

**પૂજ્ય શ્રી. મોતીભાઈ** અમીનનું દુઃખદ અવસાન વિશેષ તો એટલા માટે સાલે છે કે એ અવસાન એક વ્યક્તિનું નથી પણ જાણે કોઇ મહાન સંસ્થાનું અવસાન થયું છે. તેઓશ્રી એમની સાથે પરિચય ધરાવતા તમામને વ્યક્તિરૂપે નથી જણાયા, પણ એક જીવતી જાગતી સંસ્થારૂપેજ જણાયા છે.

શ્રી. મોતીભાઇ સાહેબને દિવસે મળો કે રાત્રે, માંદા હોય કે સાજા હોય, ફરતા હોય કે જમતા હોય, હરેક વખતે સાથીદારો સાથે સાર્વજનિક હિતની ચર્ચા કરતાજ જુઓ. અને એ તમામ ચર્ચાની મધ્યે કેળવણીના કેન્દ્રરૂપ શાળા કે પુસ્તકાલય જ મુખ્યત્વે જણાયા કરે, એને શરૂ કરવાની મુશ્કેલીઓથી માંડીને નિભાવવાની અને પ્રચાર કરવાની એક પછી એક યોજનાઓ ગોઠવાતી જ હોય. જેની પાસે એ કામ લેવાનું હોય તેને માત્ર હુકમ કે સૂચના જ આપે નહિ, પણ તેના જીવન સાથે એ વસ્તુને વણી દેવાનોજ પ્રયત્ન ચાલતો હોય. દાખલા-દલીલો સાથે ચાલતો આડકતરો ઉપદેશ સાંભળનારને સીધી અસર કર્યા કરે અને પછી તો એ પ્રેરક પુરુષે ચીંધેલું સેવાકાર્ય ક્યારે પૂરું થાય એની જ સાંભળી જનારને તમન્ના લાગેલી હોય. પંદર પંદર વર્ષના સતત પરિચયમાં જોએલી અને કંઇક અનુભવેલી એ જાદુઇ અસરને કયા શબ્દોમાં વર્ણવવી ?

પુસ્તકાલય ખાતાના એક અધિકારી હોવા છતાં અધિકારીપણું કોઇ દિવસ ભોગવ્યું નથી. એક વડીલની જેમ સરળ શિખામણ અને કામની ગૂંચોના ઉકેલ એમની પાસેથી મળતા. એક કારકુનમાં પણ જે સરળતા નથી મળતી એવી તે આ અધિકારી પાસેથી મંત્રી અને ગ્રંથપાલોએ અનુભવી છે.

જીવનના ધ્યેયરૂપે સ્વીકારેલી અને કૈ. શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબે સોંપેલી પુસ્તકાલયપ્રવૃત્તિ ખીલવવા પાછળ જે તનતોડ મહેનત એમણે કરી છે એ તો વફાદારીના દેખાવ કરતા મોટા ભાગના સરકારી નોકરો-અમલદારોએ એક ધડો લેવા જેવી વસ્તુ છે.

પેન્શન ઉપર ઊતર્યા પછી બીજે કામધંધો શોધતા કે આળસુની જેમ બેસી રહેતા અગર નિવૃત્તિ ગાળતા અમલદાર તો ઘણાએ જોયા છે, પણ શ્રી. મોતીભાઇ સાહેબની જેમ જાણે પુસ્તકાલય ખાતાની નોકરી પર ચાલુ હોય તે કરતાં ય વધુ એજ કાર્યમાં સેવાભાવે રોકાઇ રહેતા, એની જ ધગશ અને સતત ચિંતા રાખતા કોઇ અમલદાર હજી સુધી તો નથી જોયા.

આટલી દેશવિખ્યાત કે જગવિખ્યાત બનાવેલી પ્રવૃત્તિ-કે જેથી વડોદરા રાજ્ય દીપી ઊઠયું-એની પાછળ જરાયે પગાર-પ્રમોશનનો સ્વાર્થ રાખ્યો નથી, પણ કદરના પ્રસંગોથી ઊલટા એ દૂર જ ભાગ્યા છે. શ્રીમંતના માનથી દૂર રહ્યા છે, પણ એઓશ્રીની ભાવનાને મૂર્ત સ્વરૂપ આપવા અને જેના સહકારથી જ તમામ પ્રવૃત્તિ ખીલી શકે એ ગ્રામપ્રજાનો સંપર્ક સાધવા એમણે જેટલી નિકટતા રખાય તેટલી રાખી છે.

પુસ્તકાલય પ્રવૃત્તિ ખીલવવામાં આવતી મુશ્કેલીઓ નિવારવાના વિચારમંથનમાંથી પુસ્તકાલય સહાયક સ. મંડળ અને રાજ્ય પુસ્તકાલય મંડળનો જન્મ થયેલો છે. એ પુ. મંડળ દ્વારા ઉત્તમ પુસ્તકો સોંઘી કિંમતે પૂરાં પાડવાં, વર્તમાનપત્રોનાં જુદાં જુદાં મનીઑર્ડર અને વી. પી. નો ખર્ચ બચાવવો, તમામ પુસ્તકાલયના હિસાબોની ચોખવટ રખાવવી તેમ જ રાજ્ય પુસ્તકાલય-મંડળ દ્વારા પ્રાંત, મહાલ અને જૂથ મંડળો રચી પુસ્તકાલયો વ્યવસ્થિત કરવાં, ઠેર ઠેર પરિષદો ભરી મત્રી, ગ્રંથપાલો અને ગ્રામજનોને પ્રચારકાર્યમાં રસ લેતા કરવા, સાથે પ્રવાસો ગોઠવીને કુદરતી રસવૃત્તિ વધારવી, ત્યાં વાર્તાલાપો ગોઠવી ગમ્મત સાથે જ્ઞાન આપવું અને એકબીજાની મૈત્રીઓ વધારી પરસ્પરના અનુભવજ્ઞાનની આપ-લે કરાવવી એ આખીએ સાંકળ વિચારીએ છીએ ત્યારે એના અંકોડે અંકોડે નરી યોજનાશક્તિ અને કાર્યધગશ જણાયા કરે છે.

પરિષદો અને પ્રવાસમાં ઝીણી ઝીણી વસ્તુઓ તરફ પણ એમની રહેતી બારીક નજર તપાસીએ છીએ ત્યારે એઓશ્રીની ભારે વ્યવસ્થાશક્તિનો સહેલાઈથી ખ્યાલ આવે છે. કોઈનેય અન્યાય ન થાય એની સતત કાળજી તમામ સમાજસેવકો માટે ખાસ અનુકરણીય હતી.

દરેક પ્રવૃત્તિમાં ચાહે તેવા ગુન્હેગારને પણ એક વખત તો નિર્દોષની દૃષ્ટિથી જ એ જોતા. ફરિયાદીની આગળ જ્યારે ગુન્હેગાર મૌન બની જતો ત્યારે એના બચાવની દલીલો એ કરતા અને છતાંય જ્યારે ગુન્હેગાર હોવાની ખાતરી થાય ત્યારે જાહેરમાં ઉતારી પાડવાને બદલે ખાનગીમાં સચોટ શિખામણ દઈ પશ્ચાત્તાપ અને હૃદયપલટો કરાવવાની કાળજી એમની રગેરગમાં વણાઈ ગયેલી હતી. વિજેતાના કરતાંય નાસીપાસ થયેલાના એ પરમ ગુરુ અને સહાયક હતા.

અજ્ઞાનનો અંધકાર ટીટાડવા માટે જ્ઞાનદીપ પ્રગટાવવા સારૂ ગામડે ગામડે પુસ્તકાલય સ્થાપવાનો સ્વ. મોતીભાઈ અમીને જે ભગીરથ પ્રયત્ન કર્યો છે એ તો વડોદરા રાજ્યના ઇતિહાસમાં પણ અમર રહેશે. રાજ્યે પુસ્તકાલય પ્રવૃત્તિ પાછળ જે ખર્ચ કર્યો છે તે કરતાં અનેકગણી લોકમદદો મેળવીને એ પ્રવૃત્તિને વેગવંતી બનાવી છે અને એનો તમામ યશ જાતને ભુલાવી દઈ રાજ્યને ફાળે નોંધાવ્યો છે.

જ્યુબીલી બાગમાં ફરવા આવનાર સહેલાણીઓથી માંડીને દવાખાનાના ખાટલે પડેલા દરદીઓ સુધી પુસ્તકો અને વર્તમાનપત્રો પહોંચાડવાની કાળજી એમણે લીધી છે. માત્ર પુરુષો જ વાંચેથી સર્વાંશે કાર્યસિદ્ધિ થતી નથી, એમ માનીને ઠેરઠેર મહિલા અને બાલ પુસ્તકાલયો સ્થાપવાના એમણે પ્રયત્નો કર્યા છે, એ માટે જે તે સ્થળે લોકમદદો મેળવવા માટે જે તે ગામોના એ વહીવંચા બનેલા હતા. અને એ ગામનો કયો માણસ ક્યાં સુધી કમાય છે અને એની પાસેથી કેવી રીતે એના ગામ માટે મદદ મેળવવી એનું ચિંતન, એ રાત દિવસ રાખતા, પત્રવ્યવહાર કરતા અને રૂબરૂમાં પણ ખૂબજ મગજમારી કરતા. કોઈક ના પાડનાર મળતા ત્યારે પણ એ ધીરજ ખોતા નહિ અને કરોળીઆની પેઠે પ્રયત્નો ચાલુ જ રાખતા. આખરે નકારમાં મક્કમ થઈ ગયેલા માણસને પણ એ પીગળાવતા અને

સારી રકમ મેળવતા. ' પુસ્તકાલય ' ' ચરોતર ' કે બીજાં વર્તમાનપત્રોમાં એ સખાવત જાહેર થાય ત્યારે થોડા અંગત પરિચિતો સિવાય બીજાને ખબર પણ ન પડી હોય-કદાચ મદદ મેળવનાર ગામે પણ ન જાણ્યું હોય કે આ મદદ મેળવવા પાછળ શ્રી. મોતીભાઇ અમીનનો કેટલો ભગીરથ પ્રયત્ન હતો. પડદા પાછળ રહીને મહાન કાર્યો કરવાની એમની એ રીત કંઇ અનોખી જ હતી.

પુસ્તકાલય સ સ. મંડળ, રાજ્ય અને પ્રાંતનાં પુસ્તકાલય મંડળો વગેરેમાં એમની સાથે રહીને કંઇક અંશે કામ કરવાનું મને ઘણાં વર્ષથી સદ્ભાગ્ય મળેલું છે. એમાં મેં અનુભવ્યું છે કે અમારે-જવાબદાર માણસોને માથે ભાર નાખી દેવાને બદલે એમણે પોતે-કશામાં નામ નહિ હોવા છતાં અને ખાતાના એક અધિકારી છતાં ખાતા પાસેથી અને રાજ્ય પાસેથી વધુ મદદો મેળવવાની અને પ્રવૃત્તિ ખીલવવાની યોજનાઓ પણ એમણે ઘડી આપી છે, એટલું જ નહિ પણ એને સફળ કરવાનો બોજો પણ જેટલો બને તેટલો પોતાને માથે જ ઉઠાવ્યો છે. અને છતાંય જ્યારે જ્યારે કંઇ સફળતા મળી છે ત્યારે ત્યારે તેનો યશ અમારે માથે ઢોળ્યો છે અને અપયશ તો બધો પોતે સંઘરતા. ત્યારે શરમ અને સંકોચ સાથે મનમાં એક જ પ્રશ્ન થતો કે શું આ મહાપુરુષે પથ્થરોને દેવ કરીને જ ફેરવવાનું નક્કી કર્યું છે ? એમનો આ અદ્ભુત ગુણ તમામ સમાજસેવકોએ શીખવા-અનુકરણ કરવા જેવો છે.

પુસ્તકાલયોના વહીવટ કે મકાનબાંધકામ-જગ્યાની પસંદગી વગેરે ચર્ચાત્મક પ્રસંગોમાં તુમાર-કાગળીઆંનાં તોફાન વધારવાને બદલે જે તે ગામે જાતે જઇ પુસ્તકાલયના મળતીઆ અને વિરોધીઓ સૌને ભેગા કરી સમજાવી એનો તોડ કાઢતા અને બન્ને પક્ષને સંતોષ આપી પુસ્તકાલયનું હિત સાધતા.

પુસ્તકાલયો દ્વારા તો એ સંપ અને સ્નેહની લાગણી ફેલાવવા માગતા, એટલું જ નહિ પણ એને આનંદ અને ઉદ્યોગનાં ધામ બનાવવા અને સામાજિક, રાજકીય, આર્થિક, નૈતિક તમામ જાતની ઉન્નતિ સાધવાનાં કેન્દ્ર બનાવવા ઇચ્છતા હતા.

સારા લેખકો અને પ્રકાશકોની મુશ્કેલીઓ જોઈ એમના દિલને ખૂબ ઊંડી અસર થતી. પુ૦ મંડળના વ્યવસ્થાપક મંડળની માસિક સભાઓમાં વારંવાર એમણે કરેલાં નાનકડાં દુઃખભર્યાં પ્રવચનો કદી ભુલાય તેમ નથી. એમને મદદકર્તા થવાની અનેક યોજનાઓ એ રજૂ કર્યા જ કરતા.

કાર્યકર્તાની મૂંઝવણના હરેક પ્રસંગે એમણે એક ભાવનાભર્યા ગુરુ, સ્નેહભર્યા પિતા કે વાત્સલ્યભરી માતાની ગરજ સારી છે. એમની પાસે દિલ ખોલીને જે રાત-દિવસ વાતો કરી છે અને પોતપોતાનાં પુસ્તકાલય કે કેળવણીની સંસ્થાઓ માટેના ઉકેલ મેળવ્યા છે, એ કેમે કર્યાં ભુલાય તેમ નથી. અને એટલા જ માટે એમનું સ્મરણ થઇ આવતાં વિરહવેદના થાય છે અને કઠણ દિલ પણ રડી ઉઠે છે.

વૃદ્ધ ઉંમરે જ્યારે જીંદગીભરના અતિશ્રમ પછી નિવૃત્તિ લેવી જોઇતી હતી ત્યારે તો ઊલટી એમની પ્રવૃત્તિ વધતી ગઇ હતી અને રાતદિવસ ભૂખ ઉજાગરા વેઠીને પણ એમણે જીંદગીના છેલ્લા દિવસો સુધી સેવાનું સતત કામ કર્યું છે. એવા કર્મવીરનું મૃત્યુ સાંભળવા-એ વાત જ જાણે ખરી માનવા મન ના પાડે છે. એવા અમર આત્માને હજારો વંદન હો.

પ્રભુ એ પુણ્યાત્માના સતત સેવાકાર્યનાં સુસ્મરણોમાંથી કંઇક અંશે પણ કર્તવ્ય-પરાયણતા અર્પે એ જ પ્રાર્થના.

શ્રી સેવાસમાજ મંદિર, વરણામા **ચિમનભાઇ દ. અમીન**

# સેવાક્ષેત્રના બે સંન્યાસીઓ—



હિંદના હરિજનસેવક શ્રી. ઠક્કર બાપા સાથે સ્વ૦ શ્રી. અમીન સાહેબ

## અવસાનને આરે—

---

**શ્રી. રામભાઈ, સ્વ. મોતીભાઇ સાહેબના સાચા શિષ્ય હોઇને વસો કેળવણી મંડળના એક પ્રખર કાર્યકર્તા છે. સદ્દ૦ શ્રી. મોતીભાઇ અમીન સાહેબે પોતે કરેલા વસિયાતનામાનો અમલ કરવાનું મુખ્ય કામ તેમને સોંપાયું છે. પૂ. અમીન સાહેબની માંદગીથી મરણપર્યંત તેઓ તેમની સન્નિધિમાં હતા. એ વખતનું તેમણે આ લેખમાં આપેલું બ્યાન હરકોઇ વાચકની આંખમાંથી અશ્રુ એરવશે. "ચરોતર" માસિકના ફેબ્રુઆરી અંકમાં એ છપાયેલો તે અહીં ઉતાર્યો છે.**

---

એકાએક?

આધુનિક વસોના સ્રષ્ટા, નિરાધાર ને ગરીબોના આશ્રયદાતા અને વિદ્યાર્થીજગતના શિરછત્ર ગણાતા વસોના પૂજ્ય મોતીભાઇ, છેલ્લા એક માસથી માંદગીને બિછાને હતા ત્યારે સ્વપ્ને પણ કોઇને ખ્યાલ નહોતો કે તેઓ ટૂંક મુદ્દતમાં પોતાના વહાલા વતનને અને પોતે જન્મ આપી રાતદિવસના સતત ચિંતનથી ઉછેરેલી વસોની અનેક પ્રવૃત્તિઓને—સાર્વજનિક પુસ્તકાલય, બાલ પુસ્તકાલય, હરિબા મહિલા પુસ્તકાલય, યુવક મંડળ, સહકારી બેંક, રેલ-સંકટ નિવારણ મકાન બાંધનારી સહકારી મંડળી, વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ, ભંગી નોકરોની સહકારી મંડળી, પગારદાર નોકરોની સહકારી મંડળી, સેનવા લોકોની ઘર બાંધનારી સહકારી મંડળી, સુધરાઈ સહાયક સહકારી મંડળ, પુ. મો. મહેતા નવી ગુજરાતી શાળા, જ. મ. બાલમંદિર, અં. જી. હાઈસ્કૂલ, ટિળક વ્યાયામ મંદિર, દે. ઝ. વિદ્યાર્થીઆશ્રમ, વિદ્યાર્થી અભ્યાસગૃહ, વગેરે પ્રવૃત્તિઓને—અને પેટલાદ મહાલ, ચરોતર તથા વડોદરા રાજ્ય માટેની પ્રવૃત્તિઓને—પેટલાદ મહાલ કેળવણી મંડળ, આરોગ્ય મંડળ, મહાલ પુસ્તકાલય મંડળ, ચરોતર એજ્યુકેશન સોસાયટી, ખેડા જિલ્લા વાચનાલયો, ખેડા જિલ્લા ફરતા પુસ્તકાલયની પ્રવૃત્તિ, ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ, પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, રાજ્ય પુસ્તકાલય મંડળ તેમ જ શિષ્ટવાચનની પરીક્ષા જેવી જનહિતની અનેક પ્રવૃત્તિઓને—પોતાની પાછળ રહેવા દેઇ આમ એકાએક કાયમની વિદાય લેશે.

પત્નીના અવસાનનો આઘાત

ગયા ડિસેમ્બર માસના છેલ્લા અઠવાડીઆમાં મુંબાઇમાં ભરાએલી અખિલ હિંદ કેળવણી પરિષદમાં હાજરી આપવા તેમ જ મુંબઈ સરકારે નીમેલી પ્રૌઢ શિક્ષણ સમિતિને સલાહ આપવા તેઓ મુંબઇ ગયા હતા. ત્યાં બીજે કે ત્રીજે જ દિવસે તેમનાં પત્ની પૂ૦ રૂપબાની ગંભીર બિમારીના સમાચાર ઓચિંતા તેમને મુંબઇ પહોંચ્યા કે તુરત જ ત્યાંનું કામ પરવારી તેઓ વસો દોડી આવ્યા અને ૫–૬ કલાકના મેળાપ પછી તેમનાં પત્નીએ તા. ૨૯–૧૨–'૩૮ને રોજ દેહત્યાગ કર્યો. આ પ્રસંગનો આઘાત તેમને નાનોસૂનો નહોતો. સ્વ. રૂપબાના શબને ઘરમાંથી બહાર કાઢતી વખતે તેમણે ઉચ્ચારેલા શબ્દો—" આ ઘર

આજ સુધી રૂપબાનું હતું, હવે આજથી તે મને સોંપી જાય છે. "–તેમના દર્દના સૂચક હતા. ત્યાર પછી તુરત જ તેમની પ્રકૃતિમાં ફેરફાર થવા લાગ્યો અને કંઈક અશક્તિ પણ આવવા લાગી. છતાં આ બધી અશક્તિ પોતાના જીવનનાં સાથી રૂપબાના મરણના આઘાતનું પરિણામ હશે એમ માની તેના ઉપચાર સંબંધે ખાસ કાળજી લેવાઈ નહિ, અને પહેલાંની જેમ રોજનું તેમનું પત્રવ્યવહારનું તેમ જ સંસ્થાઓને દેરવણી આપવાનું કામ માંદા માંદા પણ નિયમિત રીતે ચલાવ્યે ગયા. તેમનાં પત્નીના અવસાન બદલ આશ્વાસન આપવા અને મળવા અનેક મિત્રો વસો આવતા તે બધાને શી ખબર કે વસોના તેમના ઘરમાં તે બધાની એ છેલ્લી મુલાકાતો હતી ?

તા. ૬–૧–૩૯ સુધી આમ ઝીણો મંદવાડ ચાલ્યા પછી તેમને આરામ આપવા ખાતર અને અનેક મિત્રોની સલાહ વિરુદ્ધ જઈને વધારે પડતો માનસિક શ્રમ ભોગવવાની તેમની ટેવ છોડાવવા ખાતર તેમના અંગત મિત્ર અને પરમ સ્નેહી અમદાવાદના ડૉ. કેશવલાલ મલુકચંદ પરીખે તેમને પથારીમાં જ રહીને સંપૂર્ણ આરામ લેવાની વૈદ્યકીય સલાહ આપી. પૂ. મોતીભાઈનામાં એક ખાસીઅત એ હતી કે ગમે તેવા વિષમ સંજોગોમાં પણ વૈદ્યકીય સલાહને તેઓ અક્ષરશઃ અનુસરતા અને ખોરાક તેમજ દવાની બાબતમાં ગમે તેવાં પ્રલોભનો વચ્ચે જરા પણ વૈદ્યકીય સલાહનું ઉલ્લંઘન કરતા નહિ. અને આ જ કારણે પોતાના પ્રાણસમી વહાલી પુસ્તકાલય પ્રવૃત્તિઓને વેગ આપવા માટે બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદને પોતાના પ્રિય સ્થળ આણંદમાં પોતે જ નોતરેલી હોવા છતાં અને તેમાં હાજરી આપી અનેક મિત્રોને આ પ્રવૃત્તિમાં વધુ રસ લેતા કરવાની ખૂબ ઉમેદ છતાં કેવળ વૈદ્યકીય સલાહને લીધે છેક છેલ્લી ઘડીએ તેમણે આણંદની પરિષદમાં હાજરી આપવાનું બંધ રાખેલું.

## વસોની વસમી વિદાય

આમ તેમને આરામ આપવા ખાતર વસોના તેમના પોતાના ઘરમાં જોઈતી બધી વ્યવસ્થા ઊભી કરવામાં આવી હતી. ઢગલાબંધ આવતી ટપાલ અને પૂ રૂપબાના સ્વર્ગવાસથી અનેક સ્નેહીઓ અને સ્વજનો તરફથી આવતા દિલાસાપત્રો તેમના ઓરડાની બહારથી જ અટકાવવામાં આવતા અને કવચિત જ મહત્ત્વનો પત્ર હોય તો તેનો સાર માત્ર તેમની આગળ રજૂ થતો. આથી તેમને ઠીક થતું લાગ્યું. ખોરાક પણ થોડો થોડો લેવાતો અને પહેલાં ખોરાક પ્રત્યે જે અરુચિ હતી તે દૂર થઈ ખોરાક પ્રત્યે ભાવ પણ પેદા થવા લાગ્યો. આ ચિહ્નોને અમે સુધારાનાં ચિહ્નો ગણ્યાં, એટલે તેમના મંદવાડની ગંભીરતાની કલ્પના પણ કોઈને શાની આવે ! દિવસમાં એક વાર–ઘણે મોટે ભાગે સાંજે–ઊલટી થતી તેમાં કેવળ પાણી જ બહાર નીકળતું અને ખોરાક હોજરીમાં ટકી શકતો. આમ છતાં તેમના ડૉક્ટર મિત્રો શ્રી. કેશવલાલ પરીખ, શ્રી. મોતીભાઈ પટેલ અને શ્રી. ભાસ્કર પટેલ વારાફરતી વસો આવી ગયા અને તેમની સલાહ અનુસાર ઉપચાર ચાલુ જ હતા. વસોના સરકારી તેમ જ ખાનગી ડૉક્ટરો તેમની સારવારમાં ઘણો વખત હાજર રહેતા અને ગમે તે વખતે બોલાવતાં હાજર થતા. આ ઉપરાંત અમદાવાદના ડૉ. કેશવલાલ પરીખ તો રોજ સવારમાં વસોથી અમદાવાદ જતી મોટર મારફત તેમના સમાચાર મંગાવતા, વખતોવખત પેશાબ, ઊલટી વગેરે મંગાવીને તપાસતા અને સાંજે પાછી ફરતી મોટરમાં સૂચનાઓ મોક-

હતા. આમ વસોમાં રહ્યા છતાં ઉંચા પ્રકારની વૈદ્યકીય મદદ ચાલુ જ હતી. અને રોજ થતી ઊલટી આજે અટકે, કાલે અટકે એમ આશામાં ને આશામાં દિવસો વીતતા હતા. છતાં સમસ્ત ગુજરાતના દુર્ભાગ્યે અને વસોનાં કોઇ જન્મનાં પાપે આ સામાન્ય ગણાતી ઊલટી નિષ્ણાત ડૉક્ટરોની સારવાર છતાં કાબુમાં ન આવી શકી છેવટે હવાફેર માટે તેમ જ ડૉ. કેશવલાલ પરીખ તથા વાડીલાલ સારાભાઇ હૉસ્પિટલના કુશળ ડાક્ટરોની સલાહ વધુ સહેલાઇથી અને જરૂર પડે ત્યારે તાત્કાલિક મળી શકે તે માટે તેમને તેમની ઇચ્છા વિરુદ્ધ તા. ૧૭ : ૧ : '૩૯ને રોજ બપોરે વસોથી અમદાવાદ ખસેડવામાં આવ્યા. અને ત્યાં ડૉ. કેશવલાલ મલુકચંદ પરીખને ત્યાં જ તેમનો મુકામ રાખવામાં આવ્યો આ દિવસે તેઓ પોતાના વસોના ઘરને મેડેથી જાતે નીચે ઊતરી મોટરમાં બેઠા અને પાછળ તેમના ઘરને તાળુ વસાતું જોતાં પ૦ રૂપબાનુ સ્મરણ તાજું થયું અને પોતાના તે ઘરને કેટલાંય વર્ષે આજે પહેલવહેલું તાળું વાગતું જોઇ જરા વિહ્વળ બન્યા. બાજુમાં એકત્ર થએલા પોતાના કુટુંબના સ્ત્રીવર્ગને કોઇ વખત નહિ અને આજે પોતે જ હાથ જોડી વિદાય માગી ત્યારે આમ વધારા પડતી નમ્રતા દાખવવાનું કારણ અમારાથી કલ્પી શકાયું નહિ. એ વિદાય માત્ર સ્ત્રીવર્ગની નહોતી પણ જે સ્થાન સાથે પોતાના જીવનનાં અનેક સારાં નરસાં સંસ્મરણો જોડાએલાં હતાં તે ઘરની અને મહેલ્લાની પણ છેલ્લી વિદાય હતી. ઘરમાંથી કોઈ પણ વસ્તુ અમદાવાદ સાથે ન લેવાનું તેમનું સૂચન પણ અર્થપૂર્ણ હતું. અમારો આગ્રહ થતાં તેમણે આપેલો જવાબ—" ત્યાં શહેરમાં બધું જ મળી શકે છે. પૈસા ખર્ચતાં પણ ન મળી શકે તેવી એક જ વસ્તુ છે અને તે તમારા બધાનો સહવાસ "—આજે પણ તે વખતે હાજર રહેલાં સ્નેહીવર્ગને યાદ આવ્યા કરે છે. પણ આ વખતની તેમની-વિદાય અમારે મન દુઃખદ નહોતી. અનેક વખત તેઓ બહારગામ આવ-જા કરતા તેમ આ પણ એક પ-૭ દિવસનો તેમનો અમદાવાદનો હવાફેર માટેનો પ્રવાસ જ હતો એમ અમે માનેલું. ઓછામાં ઓછા સાત અને વધુમાં વધુ ૧૦ દિવસ ત્યાં રોકાઇ વસો પાછા આવે ત્યારે વિચારવાના પ્રશ્નો અને તૈયાર રાખવાની માહિતીની સૂચના આપતાં આપતાં તેઓ મોટરમાં બેઠા તે વખતે અમારામાંથી કોઇને કલ્પના પણ ક્યાંથી હોય કે સાર્વજનિક હિતના પ્રશ્નો વિચારનાર અને તેનું જ સતત ચિંતન કરનાર વસોનો આ સપૂત કોઇ પણ જાતની ધામધૂમ વિના કે માન વિના ગામની છાની વિદાય લે છે ! તા. ૧૭ : ૧ : '૩૯ને રોજ બપોરે ત્રણ વાગે તેમણે વસો છોડયું અને વસોએ પોતાનું મોંઘું રત્ન છોડયું. અને છતાં બેમાંથી કોઇ જાણતું નહોતું કે એક પોતાનું વહાલું વતન અને બીજો પોતાનો કિંમતી પુત્ર ખુવે છે.

અમદાવાદ ગયા પછી તો તેમની તબિયત સુધરશે જ એવી અમારી માન્યતાને દરરોજ ત્યાંથી આવતા સમાચારોથી ટેકો મળવા લાગ્યો. થોડા દિવસ તો તેમની તબિયતમાં સુધારાનાં ચિહ્ન દેખાવા લાગ્યાં. પરંતુ ઊલટી અટકી શકી નહિ એટલુંજ નહિ પણ આજ-સુધી ઊલટીમાં કેવળ પાણી જ નીકળતું તેને બદલે હવે તો આખા દિવસનો બધો જ ખોરાક જેમનો તેમ બહાર નીકળવા લાગ્યો. તુરત જ અમદાવાદના પ-૭ નિષ્ણાત ડાક્ટરો—ડૉ. મોતીભાઇ, ડૉ. ભાસ્કર પટેલ, ડૉ. પરીખ, ડૉ. છોટાભાઇ પટેલ, ડૉ. મોહીલે. ડૉ. તલવલકર, ડૉ. માંકડ વગેરેનો સમૂહ એકત્ર થયો અને પૂ. સાહેબને બધી રીતે તપાસી જોયા પછી વધુ તપાસ માટે વાડીલાલ સારાભાઇ હૉસ્પિટલમાં ખસેડવાની સલાહ આપી. તે મુજબ

તા. ૨૩ : ૧ : '૩૯ને રોજ તેમને એ હૉસ્પિટલમાં ખસેડવામાં આવ્યા, અને ત્યાંના સ્પેશીઅલ વૉર્ડમાં રાખવામાં આવ્યા. ત્યાંની વૈદ્યકીય પ્રયોગશાળા તેમ જ 'એકસ રે'ની મદદથી તેમના એક નજીવા ગણાતા દરદમાં ડૉકટરોએ એક જીવલેણ ભયંકર તત્ત્વ-કેન્સર-જોયું. પાણીના ટીપામાં ભ કે બળે તેવો હાઇડ્રોજન જોનાર અને મીઠાની કાકરીમાં સોડીઅમ નામનું કાતિલ ઝેર જોનાર રસાયણશાસ્ત્રીઓની જેમ આ વિદ્વાન ડૉકટરોએ પણ આ સેવાપરાયણ પવિત્ર કાયામાં ભયંકરમાં ભયંકર-અસાધ્ય જીવલેણ-રોગ જોયો. ડૉકટરોમાં અને આજુબાજુ સેવા-અર્થે રહેતા સ્નેહીવર્ગમાં એકદમ વિષાદની છાયા પ્રસરી અને આ દુઃખદ સમાચાર તા. ૨૬ ને રોજ તેમના સ્નેહીવર્ગને તેમ જ કુટુંબીજનોને તારથી તેમ જ પત્રથી જણાવવામાં આવ્યા.

## શસ્ત્રક્રિયા

ડૉકટરોનો અભિપ્રાય થયો કે હોજરીમાંના ખોરાકને આંતરડાંમાં જવાનો રસ્તો બંધ થયેલો હોવાથી શસ્ત્રક્રિયા વડે હોજરીમાં બીજું કાણું કરી ખોરાકને રસ્તો કરી આપવામાં ન આવે ત્યાં સુધી ખોરાક હોજરી સુધી જઇ જેમનો તેમ ઊલટી વાટે પાછો જ આવવાનો અને પરિણામે ભૂખમરાથી ૨૦ થી ૩૦ દિવસે પ્રાણનો પણ અંત આવવાનો. જો શસ્ત્રક્રિયા વડે હોજરીમાં નવું કાણું કરી ખોરાકને આગળ જવાનો રસ્તો કરી આપવામાં આવે તો શસ્ત્રક્રિયામાં રહેલા ભયની સામે એકાદ બે વર્ષ આયુષ લંબાવી શકાય એવી પણ આશા મળી. આ બે અનિષ્ટોની વચ્ચે શું પસંદ કરવું તેનો નિર્ણય કરવો મુશ્કેલ હતું. આ હકીકત દરદીને જાહેર કરવી કે કેમ તે પણ એક વિકટ પ્રશ્ન હતો. છેવટે હૃદય કઠિન કરીને ડૉકટરોએ રોગનું નિદાન અને તેના ઉપાય તથા પરિણામ પૂ૦ સાહેબ આગળ રજૂ કર્યાં અને વિષાદની સહેજ પણ છાયા વિના વા ચહેરા ઉપર કોઇ પણ પ્રકારના ફેરફાર વિના વજ્રાઘાત જેવા સમાચાર શાંત ચિત્તે સાંભળી તેમણે ડૉકટરોની સલાહને આધીન થવાનું સ્વીકાર્યું. આ વખતે તેમણે જાળવેલા મનોનિગ્રહથી અને અજબ ધૈર્યથી ડૉકટરો મુગ્ધ બન્યા અને આ દરદી કોઇ સાધારણ દરદી નથી પણ પોતાના મન ઉપર અજબ કાબુ ધરાવનાર સંસારના મોહથી વિરક્ત એવો કોઇ સાધુ આત્મા છે એવી તેમની પ્રતીતિ દૃઢ થઇ.

## તબિયતના સમાચાર માટે આતુરતા

બીજા દિવસથી ખબર જોવા આવનારાઓનો ધસારો શરૂ થયો. દરેક ગાડીએ વસો, આણંદ, વડોદરા, પેટલાદ, મુંબાઇ અને પૂનાથી પણ મિત્રોની અને કુટુંબીજનોની આવ-જા શરૂ થઇ. વાડીલાલ સારાભાઇ હૉસ્પિટલ તા. ૨૬ સુધી દરદીઓનું નિવાસસ્થાન હતી તે તા. ૨૭ થી યાત્રાનું સ્થળ બની ગઇ. વહેલી સવારથી મોડી રાત સુધી વારાફરતી ટોળાબંધ મિત્રોની આવ-જા ચાલુ રહેતી. હૉસ્પિટલનું દશ્ય અજબ પરિવર્તન પામ્યું હતું. હૉસ્પિટલના તેમ જ બહારના સ્નેહી ડૉકટર મિત્રોની સતત આવ-જા અને ચાલુ હાજરી, અમદાવાદના સાક્ષરો, રાજકીય નેતાઓ અને સમાજસેવકોનું આગમન, ગામ-પરગામથી આવેલા મિત્રોની જમાવટ, સાહેબના સમાચાર માટે ઉપરાછાપરી આવતા ટેલિફોનના સંદેશા-આ બધાથી હૉસ્પિટલના વ્યવસ્થાપકો પણ થોડી વાર વિચારમાં પડી જતા. અને હૉસ્પિટલના અજાણ્યા નોકરો તો આ દરદી એવો કોણ મહાન પુરુષ છે તે જાણવા છાનાછાના પ્રયત્ન કરતા. પૂ. સાહેબના પરમ સ્નેહી અને સેવાબંધુ પૂ. ઠક્કર બાપા પણ દિલ્હીથી દોડી આવ્યા. પૂ. સાહેબને

શિક્ષાગુરુ માનતા દરબારશ્રી ગોપાળદાસ પણ આવી પહોંચ્યા. દરદના સમાચાર જાણી પૂ. મહાત્માજી અને સરદાર વલ્લભભાઇ પટેલ તરફથી પણ દીર્ઘાયુની પ્રાર્થનાના પત્રો આવી પહોંચ્યા. આમ રાજા તથા પ્રજા ઉભયને પ્રિય એવા આ મૂંગા સમાજસેવક અને કેળવણીકારના આયુષની હદ નક્કી થએલી જાણીને સર્વ કોઇ દિલગીરી જાહેર કરતું અને ઊંડે ઊંડે હૃદયમાં પૂ. સાહેબના જીવન માટે પ્રાર્થના કરતું. કોઇ રાજવીને માટે જેટલાં દોડાદોડી અને ગભરાટ ન થાય તેટલાં ધમાલ અને શોક આ દિવસોમાં જણાતાં; ડૉક્ટરોની મદદ પૈસા કે સત્તાના બળે નહિ પણ હૃદયના ઊંડા ભાવથી મળતી; અને બુઝાતા દીપકને જીવંત રાખવા ડૉક્ટરો તેમ જ સ્નેહીઓએ રાત્રિદિવસ જે સેવા બજાવી છે તે બહુ જ થોડાને મળી હતી.

હોજરીમાં કેન્સરનો એક માત્ર ઉપાય વાઢકાપ છે અને આ શસ્ત્રક્રિયામાં રહેલું જોખમ સ્વીકારતાં પણ તેનાથી સાહેબની જીંદગી એક બે વર્ષથી વધુ લંબાશે કે કેમ તે શંકા હોવાથી સ્નેહી અને કુટુંબી વર્ગમાં ઉપચાર સંબંધે મતભેદ ઉભો થયો. મુંબાઇના તેમના મિત્રો ઉપરાછાપરી ટ્રંક કોલ દ્વારા મુંબાઇના સુપ્રસિદ્ધ ડૉ મુડગાંવકરને હાથે જ ઑપરેશન કરવાની આગ્રહભરી વિજ્ઞપ્તિ કરવા લાગ્યા. અશક્તિને કારણે ટ્રેનની મુસાફરી સલાહભરેલી ન લાગે તો સ્પેશીઅલ ટ્રેનની ગોઠવણ કરવાની માગણીઓ પણ તાર દ્વારા આવવા લાગી. બીજી બાજુ ઑપરેશન બિલકુલ ન જ કરાવવું અને દરદીને પરમ કૃપાળુ પરમાત્માની દયા ઉપર છોડી બાકીનું આયુષ શાંતિમાં વીતાવવા દેવાની ભલામણ પણ તેમના કુટુંબીઓ અને કેટલાક ડૉક્ટર મિત્રો તરફથી થતી. ઑપરેશન થાય તો એક–બે વર્ષનું આયુષ કદાચ વધે તે લાભના લોભથી કેટલાક શસ્ત્રક્રિયાની ભલામણને ટેકો આપતા. પૂ. સાહેબના સીધા અને એકના એક વારસ તેમના ભાણેજ શ્રી. મહેન્દ્રભાઇ વધુ અભ્યાસાર્થે ઇંગ્લેંડ હતા, ત્યાંથી પોતાના દાદાને મળવા તા. ૨૯ ની સ્ટીમરમાં નીકળ્યાનો તાર આવવાથી તેમને પોતાના દાદાને મળવાની અને વાતચીત કરવાની તક મળે તે કારણે સ્ટીમર આવી ગયા પછી એટલે તા. ૯ : ૨ : '૩૯ પછી ઑપરેશન કરાવવું એમ પણ એક પક્ષ તરફથી માગણી હતી. પણ પૂ. સાહેબથી ખોરાક લેવાતો નહિ એટલે દિવસે દિવસે શારીરિક શકિત ક્ષીણ થતી અને તે કારણે ઑપરેશનમાં રહેલા ભયના ટકા વધતા એમ માની કેટલાક કુટુંબીઓ અને મિત્રોને નારાજ કરીને પણ તાત્કાલિક તા. ૩૦ : ૧ : '૩૯ ને રોજ સવારે ૧૦॥ વાગે ઑપરેશન કરાવવું એમ છેવટે નક્કી થયું. બાકી રહેલા મિત્રો અને કુટુંબીઓ સહેલાઇથી મળી શકે તે માટે અને મુંબાઇની મુસાફરીથી થતો શક્તિનો વ્યય અટકાવવાની ખાતર અમદાવાદમાં જ પૂ. સાહેબ તરફ પિતૃભાવથી જોનાર ડૉક્ટર મોતીભાઇ પટેલને હાથે ઑપરેશન કરવાનું નક્કી કર્યું. ઑપરેશનનો દિવસ નક્કી થયો એટલે ખબર જોવા અને ઊંડે ઊંડે સાહેબનાં દર્શન કરી લેવાની ઇચ્છાથી આવતા સ્નેહીઓનો અવરજવર એટલો બધો વધી પડયો કે હૉસ્પિટલમાં મેડે ચડવાની બાબતમાં અંકુશ મૂકવા પડયા, છતાં સિનેમા હાઉસની માફક હૉસ્પિટલના ચોગાનમાં માનવમેદની ચાલુ જ રહી. ઑપરેશનને દિવસે એટલે તા. ૩૦ મીએ તો સવારમાં રહેલા ૨–૩ મિત્રો સિવાય બીજા કોઇ પણ કુટુંબી વા મિત્રને હૉસ્પિટલના મેડે ચડવા ન-દેવા એમ નક્કી કરવું પડયું. આગલી રાત્રે સાહેબના પ્રશંસકો અને શિષ્યો તરફથી ઉપરાછાપરી માગણી થવા લાગી કે સવારે ૧૦॥ વાગે જ્યારે સાહેબને પોતાના સ્પેશીઅલ ઓરડામાંથી સામે છેડે આવેલા ઑપરેશન થીએટરમાં લઇ જવામાં આવે ત્યારે મેડે રસ્તાની

બાજુએ ઉભા રહીને સાહેબનાં દર્શન કરવાની છેલ્લી તક–જો કે દરેક હૃદયથી ઈશ્વર પ્રત્યે પ્રાર્થના કરતા કે તે તક છેલ્લી ન બને–આપવામાં આવે. પરંતુ આ છૂટ આપવામાં આવે તો અનેક સ્નેહીઓના સમૂહ વચ્ચે થઇને પસાર થતાં સાહેબના હૃદયમાં ખૂબ લાગણી થઇ આવે અને પોતાના જીવનભરના સાથીઓને બે હાથ જોડી પોતાનાં દર્શન કરતા ઊભેલા જોઈને તેમનું હૃદય ભાગી જાય. આ વિચારથી અનેકને નારાજ કરીને પણ અમારે અગાઉની યોજનાને વળગી રહેવું પડ્યું અને તા. ૩૦ મીની વહેલી સવારથી હૉસ્પિટલના મુખ્ય દ્વાર આગળ ચોકી ગોઠવી દેવી પડી.

### " પરમ શાંતિ અનુભવું છું. "

તા ૩૦ અગાઉ પૂ૦ સાહેબે પોતાનાં કાર્યો સંબંધી, વસોની પ્રવૃત્તિઓ સંબંધી અને પોતાની પાછળ રહેલી મિલ્કતની વ્યવસ્થા સંબંધી છેવટની સૂચનાઓ આપવા માંડી હતી. તેમના વિચાર પ્રમાણેના પુણ્યદાન સંબંધી પણ ઝીણામાં ઝીણી વિગતો આપી હતી, અને ૨૦–૨૫ વર્ષની વાતો અને જૂનાં ઓળખાણોને યાદ કરી તે સંબંધે પણ જે તે સૂચના આપતા હતા. ' સાહેબ મરણની તૈયારી કરે છે કે શું ? ' તે વિચારથી બાજુમાં ઊભેલાની આંખમાંથી આંસુ સરતાં અને તે જોઇને સાહેબ પણ ગળગળા થઇ જતા પૂ. સાહેબનું હૃદય ન દ્રવે તે કારણે હૃદય કઠણ કરી આંસુ ખાળવાનો અમારો પ્રયત્ન થોડી મિનિટ સફળ થતો, પણ વળી પાછા ઓચિંતા અમે કાબુ ખોઈ બેસતા. આમ છેલ્લા ૩ દિવસ તો દદડતી આંખોએ સાહેબની સેવા–શુશ્રૂષા થતી અને તેમની અંતિમ ઇચ્છાઓ નોંધાતી. તેમના જૂનામાં જૂના મિત્ર સસ્તુ સાહિત્ય કાર્યાલયવાળા ભિક્ષુ–અખંડાનંદ સાથે તો સાજા માણસની માફક પેટ ભરીને પોણો કલાક સુધી વાતો કરી ત્યારે અમને પણ લાગ્યું કે જે માણસની યાદશક્તિ અને બીજી ઇન્દ્રિયો આટલી બધી સતેજ હોય તે ફક્ત થોડા દિવસના મહેમાન હોઇ શકે જ નહિ. સ્વામીજી સાથેની વાતોમાંથી અમને સાહેબના આજસુધી અવ્યક્ત વિચારો જાણવાના મળ્યા. " હું પરમ શાંતિ અનુભવું છું. ધાર્મિક પુસ્તકો મેં બહુ વાંચ્યાં નથી, પણ ધર્મ-પરાયણ રીતે અને નીતિથી મેં મારું જીવન-વીતાવ્યું છે, એટલે મને પરમ આનંદ છે. અને એકમાત્ર ચિંતા મારાં પત્નીની હતી, પણ તે તો મારી આગળ ચાલતાં થયાં છે. એટલે હવે હું મરણને માટે સંપૂર્ણ તૈયાર છું. હું મારા જીવનમાં જે કંઇ કાર્ય કરી શક્યો છું તેમાં મારાં પત્ની રૂપબાનો હિસ્સો ઘણો મોટો છે. મને કહેવાતા અર્થમાં રૂપાળી પત્ની નહોતી મળી, છતાં સાચા અર્થમાં ખરી પત્ની–અર્ધાંગના–મળી હતી. મારાં તમામ કાર્યોને તેણે દરેક રીતે સાથ આપ્યો છે. પોતે ચુસ્ત વૈષ્ણવ હોવા છતાં હરિજનને અડીને હું ઘરમાં પેસું ત્યારે પણ તેણે તે બાબતનું જરા સરખું પણ સૂચન નથી કર્યું. અનેક મહેમાનોની સરભરા તેમણે હસતે મોંએ કરી છે. અને મારામાં તેને એટલી બધી શ્રદ્ધા હતી કે હું જે કાંઇ કરતો હોઇશ તે સારાને માટે જ હશે એમ તેની દૃઢ માન્યતા હતી........." આમ કદી નહિ ને આજે પોતાના જૂના સ્નેહી ભિક્ષુ અખંડાનંદ આગળ અમારી રૂબરૂ તેમણે પોતાનાં સ્વ. પત્નીનું ઓળખાણ આપ્યું. અને ત્યારે જ અમે પણ પૂ. રૂપબાને થોડા વધુ ઓળખી શક્યા. ભિક્ષુ–અખંડાનંદે જણાવ્યું કે સ્વર્ગમાં-ઈશ્વરના ધામમાં–તમારા જેવાને માટે તો પરમ સુખ છે. આમ કહેતાં બન્ને મિત્રોનાં હૃદય ઘડીભર હલવાઇ ગયાં. પૂ. ફકર

બાપા સાથે તો શરૂઆતમાં અમારી રૂબરૂ થએલી વાતચીતમાં સાહેબે જણાવ્યું કે " મારી જીંદગીના છેવટના ભાગમાં પછાત વર્ગોની અને ગરીબ લોકોની હું કંઇક સેવા કરી શકયો છું તેથી મને ખૂબ શાંતિ છે. વસોના ભંગી લોકો, રૂણુના સેનવા લોકો, અને ચરોતરના ગરીબ લોકો માટે મેં જે કંઇ થોડુ ઘણું મારાં છેવટનાં વર્ષોમાં કર્યું છે, તેના સંતોષ આગળ મારી આખી જિંદગીમાં કરેલાં કામોનો સંતોષ અલ્પ છે." ત્યાર પછી તો લગભગ અડધો કલાક સવારે અને ફરીથી અડધો કલાક સાંજે અમને બધાને ઓરડીની બહાર મોકલી બન્ને મિત્રોએ ખૂબ વાતો કરી અને છુટા પડતી વખતનાં એકબીજાનાં ડૂસકાં સિવાય અમારાથી બીજું કાંઇ સાંભળી શકાયું નહિ. પોતાના અનેક સ્નેહીઓને જોતાંવેંત પૂ. સાહેબનું હૃદય દ્રવી જવાનું એકમાત્ર કારણ એ હતું કે તેમને પોતાના બહોળા મિત્રવર્ગ માટે ખૂબ માન હતું. " મને જેવા મિત્રો અને સાથીદારો મળ્યા છે, તેવા સાચા અને સહૃદય મિત્રો બહુ થોડાને જ મળ્યા હશે. " આ તેમના ઉદ્ગારો તે વાતની સાક્ષી પૂરે છે. આવા વિશાળ સ્નેહીવર્ગને જોતાં જ અને તેમની મૈત્રી છોડવી પડશે તે વિચારથી જ તેમનું હૃદય રડી ઊઠતું.

## આધુનિક યુગના ઋષિઓનું મહાન કાર્ય

તા. ૩૦ મીની વહેલી સવારથી દવાખાનાની નર્સોએ અને ડૉકટરોએ દરદીનો સંપૂર્ણ કબજો લઇ લીધો. ઑપરેશન અગાઉની પ્રાથમિક તૈયારીરૂપે એનિમા, ઇન્જેકશન વગેરે શરૂ થઇ ચૂકયાં. ૮ વાગતામાં તો જુદા જુદા રંગની દવાઓ અને ચકચકિત સાધનોથી ભરેલી એક ગાડી ઓરડામાં આવી પહોંચી અને ઑપરેશન કરવાના ભાગ ઉપર દવાઓ અને પટા વીંટાવા લાગ્યા, ત્યારે જ ઑપરેશનની ભયંકરતા અમને સમજાઇ. નીચે ચોગાનમાં માનવમેદની વધતી જતી હતી. પૂ. ઠક્કર બાપા પણ આ સમયે હાજર હતા. લગભગ ૧૦॥ વાગ્યે દરદીને ઑપરેશન હૉલમાં લઇ જવા માટેની ગાડી આવી પહોંચી. જાળવીને ખાટલામાંથી ગાડીમાં સુવાડયા અને સીધા ઑપરેશન થીએટરમાં લઇ જવામાં આવ્યા, ૧૦ થી ૧૨ ડૉકટરો અને નર્સો ઑપરેશન ટેબલની ચારેય બાજુ પોતાના સફેદ પોશાકમાં બધા સરંજામ સાથે હાજર હતાં, ૨-૪ ડઝન ચીપીઆ અને પકડો ટેબલ આગળ તૈયાર હતાં. હૉસ્પિટલનો નોકરવર્ગ પણ ડૉકટરોનો પડયો બોલ તાત્કાલિક ઊચકી લેવાને અને એક પણ સેકંડનો નકામો વ્યય ન થાય તે માટે બાજુમાં જ હાજર હતો. ચકચકિત ઓજારો અને સાધનોથી ભરપૂર અને વીજળીના પ્રકાશથી ઝગમગતા સ્વચ્છ અને વિશાળ હૉલમાં જ દેખાવમાં યમરાજના દૂત સમા, પણ ઇશ્વરરચિત મનુષ્યદેહના ઝીણામાં ઝીણા ચકના જાણકાર આધુનિક યુગના આ ઋષિઓની દૃષ્ટિ બુરખાનાં બે છિદ્ર મારફત બહાર ફર્યા કરતી. પૂ. સાહેબના અંગત મિત્રો ડૉ. ભાસ્કર પટેલ, ડૉ. છોટાભાઇ પટેલ તથા ડૉ. પરીખ પણ ટેબલ આગળ હાજર હતા. સાહેબને ટેબલ ઉપર સુવાડી કલોરોફોર્મ આપવાનું શરૂ થયું કે તુરત જ ' Marvellous (અદ્ભુત) !!' એમ એક ડૉકટરથી બોલાઇ ગયું. આવે પ્રસંગે સામાન્ય દરદી તરફથી થતી હીલચાલ તથા ચહેરા ઉપરના સ્નાયુઓનું થતું હલનચલન કંઇ જ સાહેબના ચહેરા ઉપર દેખાયુ નહિ. પોતાને એક ભયંકર ઑપરેશન માટે તૈયાર કરે છે અને થોડા જ વખતમાં કાં તો યમરાજનું દ્વાર વા આયુષનાં કિંમતી વર્ષોની બક્ષિસ : એમાંથી એકનો નિર્ણય થવાનો

છે, તેવે વખતે પણ સ્થિપ્રજ્ઞતા જાળવી રાખનાર અને હમેશની જેમ આજુબાજુના પ્રસંગોથી વા ભાવિથી અલિપ્ત રહેનાર, જીવનભરના મૂંગા આ સમાજસેવકે આ વખતે પણ નથી એક પણ શબ્દ ઉચ્ચાર્યો કે નથી દેખાવા દીધી ચહેરા ઉપર કોઇ પણ પ્રકારની દુઃખી છાયા! બરાબર ૧૧-૫ કલાકે ડૉ. મોતીભાઇએ પોતાનું શસ્ત્ર હાથમાં લીધું, થોડી સેકંડ આંખો મીંચી પ્રાર્થના કરી લીધી. આ જ વખતે નીચે જમા થએલી મેદનીએ પણ પૂ. ઠક્કર બાપાની આગેવાની હેઠળ પ્રાર્થના શરૂ કરી પેટને મધ્ય ભાગે નીચેથી ઉપર થોડે થોડે કરતાં ૧૨ ઇંચ જેટલો કાપ મૂકી આંતરડાં બહાર કાઢી બગડેલો ભાગ પકડી પાડ્યો. જેમ જેમ ચીરો આગળ વધતો, તેમ તેમ લોહીની નવી નવી ધારાઓ છૂટતી અને લોહીનો ફુવારો ઊંચે ઊડી આજુબાજુ ઊભેલા ડૉક્ટરોનાં કપડાંને પણ પાવન કરતો. વધુ સુગમતા ખાતર હોજરીને એક નહિ પણ બે છિદ્ર કરી ખોરાકને આગળ જવાનો રસ્તો સુલભ કરી આપ્યો. આમ લગભગ ૧ાા કલાક સુધી શસ્ત્રક્રિયા ચાલ્યા પછી બરાબર ૧૨-૨૫ કલાકે ડૉક્ટરે શસ્ત્ર નીચે મૂક્યું. શસ્ત્રક્રિયાનું શાસ્ત્ર કેટલું અદ્ભુત છે તેનો અનુભવ પહેલી જ વાર થયો. ઘડીઆળ દુરસ્ત કરનાર કારીગર એક નાના ઘડીઆળને વછોડી પાછળથી બધા ભાગ જેટલી સરળતાથી અને સહેલાઇથી ગોઠવી ઘડીઆળ ચાલતું કરી શકે છે, તે જ પ્રમાણે આ કુશળ શસ્ત્રક્રિયા-વિશારદે સાહેબના પેટને છૂટું કરી પાછળથી બધા જ ભાગ યોગ્ય સ્થળે ગોઠવી દઇ જોતજોતામાં શરીરનો સંચો ચાલુ કરી દીધો. ઑપરેશન સફળ થયું મનાયું, હરેકના મોં ઉપર આનંદની છાયા ફરી વળી. ઑપરેશન થીએટરમાંથી આ સમાચાર નીચે ઊભેલી આતુર મેદનીમાં પહોંચતાં થોડા વખત ઉપરનું ગમગીન વાતાવરણ એકદમ આનંદમાં ફેરવાઇ ગયું. સાંજના પાંચ વાગતાં તો કલોરોફોર્મ પણ ઊતરી ગયું અને અગાઉની જેમ પૂ. સાહેબ પાછા વાતો પણ કરવા લાગ્યા. આ સફળ શસ્ત્રક્રિયાના શુભ સમાચાર બહારગામ પણ તારથી અને પત્રથી પહોંચી ગયા. વર્તમાનપત્રોએ પણ આ સમાચારને ખૂબ જાહેરાત આપી. અને ખુદ મહાત્મા ગાંધીજી તરફથી પણ શુભ સમાચારથી થએલો આનંદ વ્યક્ત કરતો પત્ર આવ્યો. આમ તા. ૩૦ મી ને સોમવારે સાંજે અનેક સ્થળે કંસાર થયો. એકત્ર થએલા દૂર દૂરના મિત્રો પણ આનંદમાં અને આનંદમાં પોતપોતાને સ્થળે પાછા ફરવા લાગ્યા. અને વસો, આણંદ, વડોદરા વગેરે સ્થળોએ આ સમાચાર મોકલી હવે લોકોએ ખબર જોવા નિમિત્તે દોડાદોડી કરી દરદીની શાન્તિમાં ભંગાણ ન પાડવાની ખબરો અપાઇ.

### " અમારૂં સવાર તે સાહેબની સંધ્યા ! "

સોમવાર તા. ૩૦મીની—ઑપરેશન પછીની પહેલી રાત્રિએ નિદ્રાદેવીએ પહેલી જ વાર દગો દીધો, છતાં પોતાના સ્વભાવ પ્રમાણે સાહેબે આ વાતની તથા થતા દુઃખની ગંધ પણ આજુબાજુનાને આવવા દીધી નહિ. મંગળવારે વહેલી સવારે પાંચ વાગ્યે ડૉ. ભાસ્કર પટેલને તથા મને અમારે મુકામેથી સાહેબે બોલાવરાવ્યા ત્યારે એકદમ ધ્રાસ્કો તો પડ્યો, પણ સાહેબને કંઇ કામ છે માટે બોલાવે છે એમ જાણ્યું ત્યારે કંઇક શાન્તિ થઇ. અમે હાજર થતાં તેમના કહેવાની વાતમાં મુખ્ય વાત તેમને થતા દુઃખની અને ઊંઘની જ હતી. " મને ઊંઘ ન આવે ત્યાં સુધી તમારે પણ ઊંઘવાનું નથી " એવી તેમની પહેલી જ વારની આજ્ઞાથી તેમના દરદની કલ્પના અમને આવી. મંગળવારે તો દિવસના વખતે તેમના સ્નેહી

ડૉકટરોને રોગના કરતાં વધુ વખત તેમની પાસે હાજર રહેવાની સૂચનાઓ અપાઇ. ઊંઘ માટેના બધા ય ઉપચારો શરૂ થયા અને કોઇ કોઇ વખત થોડી ઊંઘ આવતી હોય એમ પણ અમને લાગ્યું. પણ આજુબાજુનાને ચિંતા ન થાય તે કારણે આંખો મીંચી જાગતા પડી રહેવાની તેમ જ દુઃખનો એક પણ શબ્દ નહિ ઉચ્ચારવાની તેમની ટેવથી અમે તેમના દરદની સાચી કલ્પના તો કરી શકયા જ નહોતા. ઊંઘ લાવવા માટેના ડૉકટરોના બધા ય પ્રયત્નો નિષ્ફળ જતા લાગ્યા. કોણ જાણતું હતું કે રિસાએલી નિદ્રાદેવીને અતિ આગ્રહ કરી બોલાવવાથી તે આવશે ત્યારે કાયમનું ઘર કરી બેસશે અને પાછી કાઢવી પણ મુશ્કેલ બનશે ! મંગળવારની રાત્રિએ તેમના અંગત મિત્રો ડૉ. ભાસ્કર પટેલ ડૉ. કેશવલાલ પરીખ, બરોડા બેંકની અમરેલી શાખાના એજંટ શ્રી મગનભાઈ અમીન, તેમના ભત્રીજા શ્રી. જમનાદાસ, હું અને બીજા ૨–૩ મિત્રો તેમની પાસે વારાફરતી હાજર રહે તેવી ગોઠવણ કરી. "હવે તમે બધા સૂઇ જાઓ, મને શાન્તિ છે," એવા તેમના પહેલી રાત્રિના ઉદ્‌ગારોથી અમને પણ આનંદ થયો અને રાત્રે બે વાગ્યે સારવારમાં રહેલી પહેલી ટુકડીની ફેરબદલી થઇ. બે વાગ્યે અમે સૂતા ત્યારે જરા પણ કલ્પના નહોતી કે અમારૂં સવાર તે સાહેબની સંધ્યા બનવાની છે ! પહેલી ટુકડીના ડૉ. ભાસ્કર પટેલે તો સાહેબે મજાકમાં કહેલા, "મને ઊંઘ આવ્યા પછી જ તમારે ઊંઘવાનું છે," એ શબ્દોનો અક્ષરશઃ અમલ કર્યો અને સાહેબની પથારી પાસેનું પોતાનું સ્થાન ઊંઘ, દાતણ કે ચાનો પણ વિચાર કર્યા વિના અંત ઘડી સુધી–બીજા દિવસના બપોર સુધી–છોડયું નહિ અને સાહેબે કાયમની ઊંઘ લીધી ત્યાર પછી જ તેમણે પોતાની જાતનો વિચાર કર્યો !

## ડૉકટરોની આંખોમાંથી પણ અશ્રુધારા !

રાત્રિના ત્રણ વાગ્યે એકાએક ટેમ્પરેચર ચઢી વળી પાછું નીચે પડયું ત્યારે જ ડૉકટરોને પહેલી વાર ભયનું સૂચન થયું. રાત્રે તાબડતોબ ટેલિફોનથી ડૉ. મોતીભાઇને બોલાવી લોહી તપાસરાવી ઑપરેશન સેપ્ટીક તો નથી થયું તેની ખાતરી કરી લીધી, છતાં આમ પ્રકૃતિમાં ઓચિંતો ફેરફાર થયાનું કારણ કલ્પી શકાયું નહિ. નાડી દગો દેવા લાગી. વાચામાં મંદતા આવી. હૉસ્પિટલના બીજા ડૉકટરોને પણ બોલાવવામાં આવ્યા અને શકય તેટલા બધા ઉપચારો ઉપરાછાપરી અજમાવવામાં આવ્યા. આમ છતાં બુધવારે સવારના પાંચ વાગ્યે પહેલી જ વાર બેશુદ્ધિનાં ચિહ્નો દષ્ટિગોચર થયાં અને 'હજુ એક વર્ષ લાગે' એ તેમના છેવટના શબ્દોનો શો અર્થ હોઇ શકે તે કલ્પવું મુશ્કેલ પડયું. ત્યારપછી તેમની જીભ કંઇક ટૂંકી થઇ અને વાચા અસ્પષ્ટ બની. સવારે ૬ વાગ્યે તો મિત્રોને અને સ્નેહીઓને આ સ્થિતિના સમાચાર પહોંચી ગયા અને ૬॥ ના અરસામાં જ્યારે ડૉ. મોતીભાઇ અને ડૉ. ભાસ્કર પટેલની આંખમાંથી પણ આંસુ દદડતાં જોયાં ત્યારે અમે બધાએ પણ છેવટની આશા મૂકી. આમ એક અનન્ય જાહેરજીવનનો વધ કરવા ઇશ્વરે ઉગામેલી ક્રૂર કુહાડી અમારી નજર આગળ તાદશ દેખાવા લાગી.

## ચિરશાન્તિ

"હવે સાહેબના આત્માને શાન્તિથી સ્વર્ગે જવા દો." એવો વિચાર કેટલાક ડૉકટરોએ સવારે ૭ વાગ્યે જાહેર કરી દીધો. "આ પવિત્ર આત્મા મરણ સામે યુદ્ધ ખેલે છે તે

વખતે આપણે હાથ જોડી બાજુએ બેસી તે જોયા કરીએ તે અને જ કેમ ! "'એમ બીજા ડૉકટરોએ જણાવ્યું, અને છેલ્લી ઘડી સુધી બુઝાતા દીપકને સતેજ રાખવાના પ્રયત્નો અને ઉપાયો જારી રાખ્યા. મોંએથી તેમ જ ઇન્જેકશનથી કિંમતીમાં કિંમતી દવાઓ પાણીની જેમ વપરાવા લાગી. નાક વાટે પ્રાણવાયુ આપવાનો પ્રયોગ શરૂ થયો. પણ આ બધાય પ્રયત્નો અને દવાઓ ઈશ્વરના આદેશને પાછો ઠેલવા અસમર્થ નીવડયાં. હિંદુ શાસ્ત્ર પ્રમાણે એકનું આયુષ બીજાને અર્પણ થઇ શકતું હોય તો " અમારી જિંદગીમાંનાં થોડાં વર્ષો આ મહાપુરુષને અર્પણ કરીએ છીએ " એવી પ્રાર્થના પણ ડૉકટરોએ કરી. હાજર રહેલા અનેકની પણ મૂગી મૂંગી આજ પ્રાર્થના હતી; પણ ઈશ્વરે અત્યારે કાને હાથ દીધા હતા. નાડી ધીમે ધીમે સંકેલાતી ચાલી; છતાં જીભ વિના બીજી બધી શકિતઓ અગાઉની જેમ સતેજ હતી. ડૉકટરોના પ્રયત્નોનું પરિણામ એ આવ્યું કે સાહેબનું આયુષ . થોડા કલાક લંબાયું. ૧૦ વાગ્યે તો ડૉકટરોએ પોતાનું અભિમાન અને ટેક મૂકીને શહેરના વૃદ્ધ અને અનુભવી વૈદોને કદી નહિ અને આજે પહેલી વાર હૉસ્પિટલમાં આવકાર આપ્યો અને તેમને પણ પોતાની શકિત અને બુદ્ધિ અજમાવવાની તક આપી. કિંમતી માત્રાઓ અને ભસ્મોનું પાન શરૂ થયું, પણ ઈશ્વરની માત્રા સામે આ બધી માત્રાઓ જૂઠી પડી. આ બધા વખત દરમ્યાન ગુજરાતના આ સેવાવ્રતધારી મૂગા તપસ્વીએ વગર બોલ્યે ટગર ટગર બધુંય જોયા કર્યું છે અને સાંભળ્યા કર્યું છે. આજુબાજુ અશ્રુપાત જોઇને કંઇક ગ્લાનિ થતી હશે તે પણ તેમણે દબાવી રાખી છે, નિસાસા કે દુઃખનો એક પણ શબ્દ ઉચ્ચાર્યો નથી. અનુભવી અને નામાંકિત ડાકટરો અને વૈદોના કુદરત સામેના મિથ્યા પ્રયત્નોને નિહાળીને ઈશ્વરેચ્છા આગળની મનુષ્યની પામરતા ઉપર તેમને દયા આવતી હશે ! આમ બુધવાર તા. ૧ ની વહેલી સવારથી બપોરના દોઢ વાગ્યા સુધી ગુર્જરાતના આ કિંમતી મોતી માટે ઈશ્વર ડૉકટરો તથા વૈદો વચ્ચે નિષ્ફળ હરિફાઇ ચાલ્યા પછી બરાબર ૧–૩૬ વાગે દેહ ડૉકટરોના હાથમાં રહ્યો અને પ્રાણ પરમ કૃપાળુ પરમાત્માના હાથમાં ગયો. આમ પોતાના દેહને જેને કદી આરામ લેવા દીધો નથી તેણે આજે મહાન પ્રભુની ગોદમાં ચિરશાન્તિ લીધી.

### અંતિમ સંસ્કાર

અત્યાર સુધીની દોડધામ અને મિત્રો તથા કુટુંબીઓની અવરજવર એકદમ શોક અને ગંભીરતામાં ફેરવાઇ ગયાં. થોડી પળો તો બધા સ્તબ્ધ બની ગયા ચોમેર આંસુઓની ધારા ચાલુ થઇ. હૉસ્પિટલમાંથી પણ જાણે પ્રાણ ઊડી ગયો હોય તેમ વાતાવરણ શૂનકાર બની ગયું. કઠિન હૃદય કરી આગળની સંસ્કારવિધિની તૈયારીઓ કરવા માંડી. આજ સુધી જેણે માન ઇચ્છયું નથી તેના મૃતદેહને છેવટનું માન આપવા અમદાવાદ તેમ જ બહારગામના બહોળા મિત્રમંડળ અને કુટુંબીઓ ઉપરાંત અખિલ હિંદ હરિજન સેવક સંઘના મંત્રી શ્રી. પરીક્ષિતલાલ, મુંબઇ ધારાસભાના પ્રમુખ ઑનરેબલ શ્રી. માવલંકર. ગુજરાત પ્રાન્તિક સમિતિના મંત્રી શ્રી. જીવણલાલ દિવાન. અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ શ્રી. મણિભાઇ ચતુરભાઇ, અમદાવાદ જિલ્લા લોકલ બોર્ડના પ્રમુખ શ્રી. ભાઇલાલભાઇ સારાભાઇ, ડૉ.હરિપ્રસાદ દેસાઇ, અમદાવાદ શહેર સમિતિવાળા શ્રી.અર્જુનલાલા, સાક્ષરવર્ય શ્રી. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ, ગુજરાતના લોકપ્રિય વિદ્વાન સાક્ષરશ્રી રામનારાયણ પાઠક, અમદાવાદ સ્કૂલ બોર્ડના

માજી મંત્રી અને કેળવણીકાર શ્રી. પ્રાણુલાલ કીરપારામ દેસાઇ, વગેરે અનેક સ્નેહીજનો આવી પહોંચ્યા. લગભગ ૪I વાગ્યે સ્મશાનયાત્રા નીકળી. મર્હૂમની છેવટની ઇચ્છાને માન આપી જરા પણ કલ્પાન્ત વિના ' રઘુપતિ રાઘવ રાજા રામ 'ની ધૂન સાથે યાત્રા શરૂ થઇ. સાબરમતીને તટે સપ્તર્ષિના ઓવારા આગળ સાહેબના દેહને ઉતારી ' મંગલ મંદિર ખોલો ' પ્રાર્થના ગવાઇ. ડૉ. હરિપ્રસાદ દેસાઇએ તેમ જ પૂ૦ ઠક્કર બાપાએ અશ્રુભીની આંખે ડુસ્કાં સાથે સાહેબની સેવાઓની યાદ આપી. ગુજરાતે આજે શું ખોયું છે તેનો ખ્યાલ તો હવે પછી આવશે એમ જણાવી મહાત્માજીના શબ્દોમાં ' ગુજરાતનું મોતી ' આજે ઘડી પછી સાબરમતીના નીરમાં મળી જાય છે અને સાથે સાથે સમસ્ત ગુજરાતનું અને ખાસ કરીને ચરોતરનું જાહેરજીવન પણ ઘડીભર સ્થંભી જશે, એમ જણાવી બન્નેએ સદ્‌ગતને ભાવભીની અંજલિ અર્પી. બરાબર ૫–૨૦ કલાકે સાહેબના દેહને તેમના ભત્રીજા ભાઇ ચંદુભાઇના હસ્તે અગ્નિસંસ્કારની ક્રિયા થઇ. આ બધું મિત્રમંડળ સેવાના આ મૂર્ત સ્વરૂપને અને અનેક યોજનાઓના ભંડારને પોતાની નજર આગળ ખાખ થતું જોઇ રહ્યું. નિષ્કલંક ચારિત્ર્ય, અડગ પ્રમાણિકતા, નિઃસ્વાર્થ મૂગી સેવા, સાત્ત્વિક દાન, અદ્‌ભુત ત્યાગ વગેરે ધીરે ધીરે નદીના નીરમાં ઓસરવા લાગ્યાં અને એક કલાકના હૃદયફાટ દૃશ્ય પછી અમને સોંપાએલી આ અણમૂલ થાપણને અગ્નિદેવને સોંપી અમે પાછા ફર્યા. પાછા ફરતાં રસ્તામાં થોડા કલાક ઉપર તો અનેક મનુષ્યોના અવરજવરથી ધમધમી રહેલું વાડીલાલ સારાભાઇ હૉસ્પિટલ અત્યારે સ્મશાનવત્ લાગ્યું તેના દર્શનથી છેલ્લા ૭ દિવસનાં સ્મરણો તાજાં થયાં અને હૉસ્પિટલના વ્યવસ્થાપકોએ, ડૉકટરોએ અને પરિચારિકાઓએ સદ્‌ગત માટે જે પિતૃભાવ, મમતા અને જહેમત દાખવ્યાં હતાં તે બદલ તેમ જ હૉસ્પિટલનાં સામાન્ય ધોરણો બાજુએ મૂકીને પણ સદ્‌ગતને જીવતાં તેમ જ મરણ પછી પણ માન આપવામાં જે અનુકૂળતા આપી હતી તે બદલ આભારનાં બે આંસુ ઢાળી સૌ પોતપોતાના મુકામ તરફ વિદાય થયા.

## અપુત્રના અનેક પુત્રો

આ અપુત્ર સમાજસેવકને આટલા બધા પુત્રો છે તે જાણી મારા જેવા સાહેબના કેટલાય મિત્રોને ખૂબ આશ્વાસન અને દિલાસો મળ્યાં છે. અડધી રાત્રિએ પણ દોડી આવી હોંશભેર વૈદકીય મદદ આપનાર અને પોતાનાં ઘરબાર, મોટરો વગેરે સાહેબ અને સાહેબના મહેમાનો માટે છૂટાં મૂકનાર ડૉ મોતીભાઇ પટેલ, ડૉ કેશવલાલ પરીખ અને ડૉ. છોટાભાઇ પટેલ, સાહેબની સેવા–શુશ્રૂષાની ખાતર જ અમદાવાદ રોકાનાર અને અંત ઘડી સુધી સાહેબની પથારી નહિ છોડનાર ડૉ. ભાસ્કર પટેલ, સાહેબના અનેક મિત્રોને પોતાના જ મહેમાન ગણનાર અને હરકોઇ પ્રકારના કામ માટે ગમે તે પળે હાજર થનાર સાહેબના સાચા પુત્રોનું સ્થાન જાળવનાર ભાઇ બાપાજી અમીન, ભાઇ રાવજીભાઇ સુનીભાઇ અમીન તથા ભાઇ છોટાભાઇ બાવાજીભાઇ પટેલ, વેળા–કવેળાએ આવતા. સાહેબના ગાઢ કુટુંબીઓનું તેમ જ મિત્રોનું સ્વાગત કરનાર અને હૉસ્પિટલમાં ખડે પગે સતત હાજરી આપનાર ૫–૭ દિવસથી ઊંઘને ઠોકરે મારનાર અને સાહેબને કારણે પૈસાનો વ્યય કરવામાં પાછું વાળી નહિ જોનાર શ્રી. અંબાલાલ નાથાભાઇ અમીન, માંદગીની શરૂઆતથી અંત સુધી સાહેબની સાથે રહી સાહેબના દેહની અંગત સેવા કરનાર મા અને પત્નીનું સ્થાન છેવટ સુધી પકડી રાખ-

નાર નારના ભાઇ છોટાભાઈ ખુશાલભાઇ પટેલ, સાહેબની શસ્ત્રક્રિયા અને પછીની સારવાર નિષ્ણાત હાથે થાય તેની સતત કાળજી અને ચિંતા રાખનાર મુંબઇના શ્રી. રાવજીભાઇ કાશીભાઇ પટેલ, શ્રી. ચુનીભાઇ ધનજીભાઈ અમીન તથા શ્રી. જગજીવનદાસ સોલીસીટર વગેરે સ્નેહીવર્ગ અને જાહેર દેખાવ કર્યા વિના સાહેબની શુશ્રૂષા માટે હરિફાઇ કરનાર મોટો મિત્રવર્ગ–આ બધું આજેય પણ ઉપકારની લાગણી સાથે યાદ આવ્યા કરે છે. આ બધા ભાઇઓનો ઉપકાર માની તેમની નિઃસ્વાર્થ સેવાઓને અને સાહેબ પ્રત્યેની તેમની પુત્રભાવનાને આ સ્થળે નહિ ઉતારતાં આ આખા કરુણ પ્રસંગનો અત્રેથી અંત લાવવો ઉચિત માનું છું.

વસો, ૧૦ : ૨ : '૩૯ રામભાઇ કાશીભાઈ પટેલ

—✠—

# સ્વ૦ મોતીભાઇ અમીનને અંજલિ

દોહો

જનની હૈ ઇસ જક્તમેં, અમૂલ્ય રત્નકી ખાન;
મોતી જૈસે પકત હૈ, રત્ન મહા મૂલવાન.

ભાષા-કવિત

પાકયો હૈ સપૂત જો, અમીન નરસિંહ સૂત;
મોતી જૈસો મહામૂલ, મોતી નામ પાયો હૈ.

પુસ્તક પ્રચારવેકો, પરિશ્રમ કીનો જયાદા;
સમજ સલાહ દેતે, નેકહુ ન હાર્યો હૈ

રાજ્ય બડોદાહુકી, ઓર ગુજરાતભરકી;
પઢેલી પ્રજામેં, શિષ્ટ સાહિત્ય પ્રસાર્યો હૈ

'મયા' ઐસે વીરકી, પ્રસુતાકી, બલૈયા લીજે;
જાકી કુખ જાયો રત્ન, વિદ્યાલેખ ધાર્યો હૈ.

સોરઠો

વિદ્યાવૃદ્ધિ કાજ, દિવસ રાત જોયાં નથી;
સ્વર્ગ સિધાવ્યો આજ, મોતી મોંઘા મૂલનો.

સોજીત્રા, પરીખવાડો
તા. ૬-૨-૩૯ મયારામ ફૂલારામ પંડ્યા

# ભણતર વખતના ભેરૂબંધ

આ લેખના લેખક શ્રી. નરસિંહભાઇ ઈશ્વરભાઇ પટેલ "પાટીદાર" માસિકના તંત્રી, સદ્‌ગત શ્રી. અમીન સાહેબના સહાધ્યાયી હતા. એમણે, આ લેખમાં આપેલા સદ્‌ના વિદ્યાભ્યાસકાળના તેમજ છેક બાળપણના પ્રસંગો સદ્‌ના જીવન પર ઠીક પ્રકાશ પાડે છે.

## ચરોતરનું મોતી નંદાયું !

" અહીં આણંદમાં......ની મઢી છે. આણંદ પાટીદારનું-કેળવણીનું કેન્દ્ર છે. ખેડા જિલ્લો એટલે પાટીદારનો, એટલે વલ્લભભાઇનો, મોતીભાઈ અમીનનો, ચરોતર કેળવણી મંડળના સ્વયંસેવકોનો. ' સ્વાતંત્ર્યસંગ્રામની શરૂઆતમાં દાંડીકુચને પ્રસંગે તા. ૧૬-૩-'૩૦ને રોજ મહાત્માજી આણંદના ભાષણમાં ઉપરના શબ્દો બોલેલા. સાચે જ, ભાઈ મોતીભાઈએ સેવાભાવે ખેડા જિલ્લાને પોતાનો કરી લીધો હતો, ચરોતરને પોતાનું કરી લીધું હતું, સમસ્ત ગુજરાતને એમણે પોતાના સેવાક્ષેત્રમાં ધીરે ધીરે લેવા માંડયું હતું. એ ગુજરાતનું, ખાસ કરીને ચરોતરનું મોતી સેવા કરતું કરતું આજે નંદાઈ ગયું !

## એમનું પૂર્વજીવન

વસોના કુળવાન કુટુંબમાં ભાઈ મોતીભાઇનો જન્મ સુ. ૧૦ : ૧ : ૧૯૩૦, તા. ૨૯ : ૧૧ : ૧૮૭૩ને રોજ થએલો. તેમના પિતા સુ. નરસિંહભાઈ રેવાભાઇ અમીન વડોદરા સરકારના મુલ્કી ખાતામાં નોકરી કરતા હતા. ભાઇ મોતીભાઇનું મોસાળ અલિંદ્રા થ.પ. પણ એમનાં માતા લગભગ અંધ અવસ્થા ભોગવતાં, તેથી તેમના પિતાએ ફરી ધર્મજ લગ્ન કરેલું. તે વખતે ભાઈ મોતીભાઈની ઉંમર ચાર વર્ષની હતી. એમનાં માતાની સ્થિતિ છેક અપંગ જેવી, એટલે આ અપરમાતા હરખાબાએ ભાઈ મોતીભાઇને ઉછેરવાનું માથે લીધું, સગાં માતાની ખોટ એમને ન પડવા દીધી અને મોતીભાઇ પણ એમને સગાં માતા ગણતા. ભાઇ મોતીભાઇનું લગ્ન ૭ વર્ષની ઉંમરે સોજીત્રામાં ' પટેલપોથી 'ના લેખક શ્રી. હીરાભાઇ ' બાપુ 'નાં સાત વર્ષની ઉંમરનાં બેન રૂપબા સાથે થએલું. આવાં બાળલગ્ન અને આજને હિસાબે કજોડાં તે દિવસોમાં તો છેક સામાન્ય હતાં. બીજે જ વર્ષે લગભગ એ જ ઉંમરે મારું લગ્ન થએલું અને મારાં પણ પત્ની મારાથી એક વર્ષે મોટાં છે. એમનાં સગાં માતા જીબાબા સં. ૧૯૬૬માં અને અપરમાતા હરખાબા સં. ૧૯૮૭માં અવસાન પામેલાં. ભાઇ મોતીભાઇ પોતાનાં માબાપના એકમાત્ર પુત્ર હતા. એ કુટુંબ સ્વામીનારાયણ સંપ્રદાયનું હતું અને તેથી સગાઇસંબંધે મારે કુટુંબે પણ એ ધર્મ સ્વીકારેલો.

## એક કરુણ પ્રસંગ

ભાઇ મોતીભાઇને દશમું વર્ષ જતું હતું ત્યારે એક અતિકરુણ પ્રસંગ બન્યો. સં. ૧૯૩૯ માં તેમના કુટુંબના એક લગ્નપ્રસંગે માતર તાલુકાના નવાગામ ગામે તેમના પિતા જાનમાં ગએલા, તે દિવસોમાં લગ્નપ્રસંગે બંદુકોમાં અને બીજી રીતે દારૂ ખૂબ ફોડાતો.

આ જાનમાં પણ તે માટે દારૂનાં કુલ્લાં લીધેલાં. જાનમાં બીજે દિવસે મુ. નરસિંહભાઇ સવારમાં નાહી-ધોઇ દેવસેવા કરવા બેઠા. દેવસેવા માટે તેમના વાળંદે ઘીનો દીવો પ્રકટ્યો ને સળગતી દીવાસળી એક બાજુ ફેંકી દીધી. દીવાસળી દારૂના કુલ્લા પાસે પડી ને તેથી વેરાયેલો દારૂ સળગ્યો. ફાટેલા કુલ્લાની અંદરનો દારૂ પરિણામે ચેત્યો અને કુલ્લાને દાટો હોવાથી જોર કરીને એ ફાટ્યું. આમ અકસ્માત્ થઇ ગયો અને તેથી મુ. નરસિંહભાઇ અને પેલા વાળંદ સુદ્ધાં ચાર જણ દાઝી ગયા ! વાળંદ અને બીજો એક જણ તો ત્યાં જ માર્યા ગયા. મુ. નરસિંહભાઇને અને બીજા એકને મ્યાનામાં સુવાડી વસો આણ્યા. બીજે દિવસે મુ. નરસિંહભાઇ અને ત્રણ દિવસ પછી બીજા ભાઇ પણ ગુજરી ગયા. આમ ભાઇ મોતીભાઇને એમના પિતા ૧૦ વર્ષના મૂકી, નબાપા કરી, ચાલતા થયા !

## વિદ્યાર્થીઅવસ્થામાં વડોદરે

એમણે પ્રાથમિક શાળાનો અને અંગ્રેજી ચાર ધોરણ સુધીનો અભ્યાસ વસોમાં જ કરેલો. પછી વડોદરા હાઇસ્કૂલમાં ગએલા. ત્યાં કામાટી બાગમાં રામજી મંદિર છે, તેમાં એ અને બીજા અનેક વિદ્યાર્થીઓ રસોઇયો રાખીને રહેતા. હું જ્યારે મેટ્રિક ક્લાસમાં હતો, ત્યારે સં. ૧૯૯૫ માં એમની સાથે રહેવા ગએલો, અને ત્યારે જ એમની સાથે મારો પ્રથમ સંબંધ બંધાયો. એ દિવસોમાં એક વાર ત્યાં અમે ૩૫ વિદ્યાર્થીઓ થએલા, ત્યારે અમે અમારૂં નામ "The Thirtyfive" ( પાંત્રીસની ટોળી ) પાડેલું. ત્યાર પછી એથી યે વધેલા, પણ નામ તો એ જ કાયમ રહેલું. પછીનાં વર્ષોમાં સૌ છૂટા પડી ગએલા, ભાઇ મોતીભાઇ સાથેનો અનેકનો સંબંધ તૂટી ગયેલો અને કેટલાય તો આ જગતનો પણ સંબંધ તોડી ચાલ્યા ગયા છે. બાકીના અમે રહેલાનો પણ સંબંધ તોડી આજે ભાઇ મોતીભાઈ પણ હા ! ચાલ્યા ગયા ! એ પાંત્રીસમાં 'પંચ' નામે પાંચ જણની અમારી નાની તોફાની ટોળી હતી, તેમાંના પણ ચાર ચાલ્યા ગયા છે; એ લખવા હું એકલો જ આજે અહીં રહ્યો છું. એ પાંત્રીસમાંના એક ભાઇ વીરસદના ગોવિંદભાઇ ઝવેરભાઇ અમીન-ભાઇ મોતીભાઇના મામાસસરાના દીકરા- વેપાર માટે યુરોપ ગયા હતા, ત્યાં પારીસમાં ભારતભક્ત શ્યામજી કૃષ્ણવર્માના પરિચયમાં આવી તેમના શિષ્ય બન્યા હતા. સં. ૧૯૬૧માં કોઇ આર્થિક વિટંબણામાં આવ્યે ત્યાં તેમણે આત્મહત્યા કરી હતી. સૌથી મહત્ત્વની વાત તો એ છે કે આજના સરદાર વલ્લભભાઇ પણ એ પાંત્રીસમાંના જ.

## અમારા ઉપર એમનો પ્રભાવ

ભાઇ મોતીભાઇ ત્રીજી સાલ પ્રીવિયસમાં હતા, ત્યારે ૧૮૯૬ માં હું એમની સાથે થયો હતો. એ ભણવામાં તો હોંશિયાર ન હતા, છતાં બીજી અનેક રીતે પ્રભાવશાળી હતા. સદ્ગત ભાઇ ( પછી પ્રૉ. ) ડાહ્યાભાઇ લલ્લુભાઇ પુરોહિત, ભાઇ ( પછી વકીલ ) જીવાભાઇ રેવાભાઇ-અમે આમને ' જી ' કહેતા-અને ભાઇ મોતીભાઇ, એ ત્રણની ગંભીર ત્રિમૂર્તિ હતી. ત્યાંના બધા અમે એમની મર્યાદા રાખતા, એમની રૂબરૂમાં કંઇ તોફાન ન કરતા. ' સરસ્વતીચંદ્ર ' પુસ્તક ભાઇ મોતીભાઇએ જ પ્રથમ મને વાંચવા આપ્યું. એક વાર અમારામાંથી કોઇએ કંઇ નિરર્થક વસ્તુ ખરીદી, તે એમને ખટક્યું. તે કંઇ બોલ્યા નહિ, પણ ભીંત ઉપર ચાક વડે એમણે મોટે અક્ષરે લખ્યુંઃ Is it necessary ? ( એની

જરૂર છે ? ) અને એનો અર્થ અમે તુરત જ સમજી ગયા. થોડા જ વખતમાં મંદિરની ભીંતો ઉપર ઠામ ઠામ એ વાક્ય લખાઇ ગયું. સ્વદેશી માલની ભાવના એમણે જ પ્રથમ અમારામાં વસાવી, અને ત્યારથી અમારામાંના ઘણા સ્વદેશી જ-બેશક મિલનાં-વસ્ત્ર પહેરતા. પણ એથી યે વધારે સ્વદેશી ગાંધીજીની ખાદી-એમણે કોઇ ગૂઢ કારણે ન જ સ્વીકારી ! એ ત્રિમૂર્તિને અમે સૌ વડીલ માનતા, છતાં અમારી મશ્કરીથી કે મસ્તીથી એ કોઇ સલામત રહેતા નહિ. એક 'એપ્રિલ ફૂલ' ને દિવસે એ ત્રિમૂર્તિની ઓરડીનાં બંધ બારણાં ઉપર મળસ્કે અમારા તોફાની પંચે ખાસડાંનું તોરણ બાંધ્યું ને પરિણામ જોવા અમે સંતાઇ રહ્યા. બારણું ભાઇ મોતીભાઇએ જ ઉઘાડ્યું ને કપાળમાં એક ખાસડું ટિચાયું ! કંઈ પણ ના બોલ્યા, માત્ર તેમનું મોં તેમના નિયમ પ્રમાણે કટાણું થઇ ગયું. ' અલ્યા, દિવેલ બહુ સસ્તું થઇ ગયું છે, ' કહી અમે તાળીઓ પાડી છૂટા થઇ ગયા. એ પોતે મસ્તીમાં ભાગ્યે જ ભાગ લેતા, પણ બહારના કોઇ આક્રમણ સામે બચાવ કરવાને પ્રસંગે અમારા પંચને ઇશારો કરે એટલે અમે સૌ પાંશરું દોર ને સીધું તીર કરી મૂકીએ ! આમ તો અમે એમને બહુએ પજવતા, પણ એ ખિજાતા નહિ. ધીરે ધીરે એમના આચારની સુંદર છાપ અમારા ઉપર પડવા લાગી. હું ત્યારે તોફાની હતો અને આજે પણ છું, પણ એમના સહવાસથી અને પ્રભાવથી એ તોફાનો અવળે માર્ગે ન ચડી ગયાં, અને તેથી આજે જે કંઇ હું છું તે એમને પણ પ્રતાપે. મારા ઉપર આ એમનો અનેરો ઉપકાર છે.

### એમનો સંબંધ છોડવો પડે છે

બી. એ. થયા પછી એમણે સરકારી નોકરી કરવા વિચાર્યું. એક સંબંધીએ એમને વડોદરામાં કોઇ મુલકી કચેરીમાં નોકરી અપાવી. પણ મુલકી ખાતાના ગંદવાડમાં એ રહી શકે ? ગયા તે સાંજે નોકરીને રામ રામ કરી પાછા આવ્યા ! પછી અંગ્રેજી શાળાખાતામાં એમને નોકરી મળી. એ પાટણ હાઇસ્કૂલમાં શિક્ષક હતા ત્યારે કડી પ્રાન્ત પંચાયતની શાળાઓના ઇન્સ્પેક્ટર તરીકે મારી નિમણૂંક થઇ. મારે મોટે ભાગે મહેસાણે રહેવાનું હતું. ત્યાંથી પાટણ પાસે, એટલે ભાઇ મોતીભાઇને મળવાનું ઘણું થતું. મિત્રમંડળ પુસ્તકાલયોની યોજના અમે ત્યાં જ વિચારેલી. પછી એમની બદલી પેટલાદ અંગ્રેજી શાળામાં થએલી, ત્યારે એ યોજના એમણે અમલમાં મૂકેલી ને ત્યારે કડી પ્રાન્તમાં ૫૦-૬૦ એવાં પુસ્તકાલય સ્થાપી શકાએલાં. ઘણું કરીને ૧૯૦૦ માં પુસ્તકાલય સંસ્થાને ખિલવવા માટે વડોદરા રાજ્યે મિ. બોર્ડન નામે અમેરિકન નિષ્ણાતને આણ્યા, ત્યારે એમને લઇને ભાઇ મોતીભાઇ મહેસાણા આવેલા અને ત્યારે એ સંસ્થાને વિકસાવવાની અનેક યોજના વિચારેલી. પણ તે પહેલાં લોર્ડ કર્ઝને ધા કરીને બંગાળના બે ભાગ કરી નાખ્યા, ત્યારથી દેશમાં નવી જાગૃતિ આવી. મને પણ એ જાગૃતિની અસર થઇ ને દેશના હિતને માટે અમે ' વનસ્પતિની દવા ' તૈયાર કરવા માંડી. અંગ્રેજ સરકારને એ દવા પથ્ય ન પડી. એની સૂચનાથી વડોદરા રાજ્યમાં મારા ઉપર કેસ ચાલ્યો, પણ તેમાં હું નિર્દોષ ઠર્યો. ૧૯૧૧ના દિલ્હી દરબારમાં વડોદરાનરેશે સલામ કરવામાં દોષ કર્યો, એ દોષને પરિણામે એ રાજ્યમાંથી મને પાંચ વર્ષનો દેશવટો મળ્યો. એટલે મારે ત્યાંથી મુંબઇની જેલમાં, ત્યાંથી પાંડિચેરી, ત્યાંથી બ્રિટિશ પૂર્વ આફ્રિકા ને ત્યાંથી જર્મન પૂર્વ આફ્રિકા જઈ રહેવું પડ્યું. તેવામાં

મહાયુદ્ધ જાગ્યું, અમે દુનિયાના સંબંધથી કપાઇ ગયા. તે વારે અત્યંત એકાન્તસેવનથી અને ટૉલ્સ્ટોયનાં પુસ્તકોના વાચનથી મારી વિચારશ્રેણી બીજી જ દિશામાં ફરી ગઇ, આજની યુરોપિયન સંસ્કૃતિ મને વિકૃતિરૂપે દેખાવા લાગી. આ વર્ષોમાં તેમની સાથેનો મારો સંબંધ છેક જ તૂટે છે.

## ચરોતર એજ્યુકેશન સોસાયટી

૧૯૧૬ માં હું ઉગાણ્ડામાં જઇ રહ્યો, ત્યારે મેં સાંભળ્યું કે એમના કેટલાક વિદ્યાર્થીઓ જે ગ્રેજ્યુએટ થએલા, તેમણે ભાઇ મોતીભાઇની પ્રેરણાથી આણંદમાં ચરોતર એજ્યુકેશન સોસાયટીની સ્થાપના કરી છે ને એને અંગે એક હાઇસ્કૂલ સ્થાપવાની છે. થોડા જ વખતમાં એ સોસાયટીના એક સ્વયંસેવક ભાઇ છોટાભાઇ ત્યાં ફંડ ઉઘરાવવા આવેલા તેમની સાથે થએલી વાતોથી હું જાણી શક્યો કે હિંદુસ્થાનમાં ચાલતી અંગ્રેજી કેળવણીના ધરેડમાં કંઇ પણ ફેર કર્યા વિના જ, એ જ ધરેડમાં, એ સોસાયટી કેળવણીને ધકેલવાની છે. મને નિરાશા ઉપજી, તે વિષે મેં ભાઇ ઇશ્વરભાઇને એક કાગળ લખ્યો, જે ' કેળવણીનો હેતુ 'ને નામે મારા ' આફ્રિકાના પત્રો 'માં છપાયો છે. મેં એ ફંડમાં શક્ય મદદ કરી, પણ જોઇ શક્યો કે ભાઇ મોતીભાઇ સાથે કેળવણીની ભાવનાઓ સંબંધે મારે સ્પષ્ટ મતભેદ છે. ભાઇ મોતીભાઇએ સ્વયંસેવકોની સહાયતાથી સોસાયટીને પ્રતિષ્ઠિત કરી; સોસાયટી એ એમનો પ્રાણ હતો, પણ તેને વિષે એમને મોહ ન હતો. ૧૯૨૦ માં અમે બંને કલકત્તામાં સાથે બેઠા હતા ત્યાં એમને, તુરત જ ગુજરાતમાં આવવાનો તાર સોસાયટી તરફથી મળ્યો. સરકારનો બહિષ્કાર કરવાના એ દિવસો હતા, એટલે તારનો હેતુ અમે સમજી ગયા. મોતીભાઇ તુરત અહીં આવ્યા ને જોયું કે સોસાયટી સરકાર સાથેનો સંબંધ તોડવા નિશ્ચયપૂર્વક તૈયાર થઇ હતી. મોતીભાઇએ જોયું કે હવે એ જ થનાર છે એટલે વિરોધ કર્યા વિના દૂર ખસી ગયા અને પોતાની પ્રિય સોસાયટી સાથેનો સંબંધ એમણે બળતે હૃદયે છોડ્યો. પણ પછી બહિષ્કારના દિવસો ઓગળ્યા ને સોસાયટી પાછી સરકાર સાથે સંબંધ જોડવા તૈયાર થઈ ત્યારે ફરી મોતીભાઇએ સોસાયટીને પોતાની કરી લીધી, પોતાના અવસાન સુધી એમણે એને પોતાની માની છે.

## અંગ્રેજી કેળવણીનો મોહ

હિન્દુસ્થાન માટે મૅકોલેએ યોજેલી કેળવણીની મોહકતાથી દેશ જ્યારે અંજાએલો હતો તે જમાનામાં—૧૯ મી સદીની છેલ્લી પચીસીમાં—જન્મેલા અને એ જ કેળવણી પામેલા મોતીભાઇએ માનેલું કે એ કેળવણી લેવાથી જ દેશની સર્વ પ્રકારની ઉન્નતિ થવાની છે. મૅકોલે-પ્રણીત કેળવણી સિવાય બીજી કેળવણી તે વખતે સમાજ સમક્ષ નહોતી, એટલે એ પ્રતિષ્ઠિત કેળવણીના લાભ લોકોને આપવા એમણે એકલે હાથે પ્રયત્નો શરૂ કર્યા. એ પ્રયત્નો માટેની એમની ધગશ અતુલ હતી. ચરોતરમાં ઠેરઠેર અંગ્રેજી શાળા ઊઘડે અને ગામેગામ ગ્રેજ્યુએટ થાય એ જોવા તે આતુર હતા. એમના બધા પ્રયત્નો આ જ્ઞાનની સિદ્ધિ માટે હતા. પાછળથી એમના જીવન દરમિયાન આ કેળવણી સામે જબ્બર ઝુંબેશ ઉઠી, છતાં જૂની કેળવણી વિષેની એમની શ્રદ્ધા કાયમ રહી અને ગ્રેજ્યુએટો તથા વિલાયત જઈ આવેલાઓ પ્રત્યેનો તેમનો મોહ એવો ને એવો જ રહ્યો. આફ્રિકા જઇ રહ્યા પછી ટૉલ્સ્ટોયના વિચારોની અસ-

રથી પાશ્ચાત્ય સંસ્કૃતિ પ્રત્યે મને ઘણો અણગમો થયો અને ત્યારથી હિન્દુસ્થાનમાં ચાલતી અંગ્રેજી કેળવણીનો મારો મોહ પણ ઊતરી ગયો. વળી પાછળથી આ કેળવણી વિરુદ્ધ દેશમાં જામેલા વાતાવરણથી કેળવણી વિષેની મારી ભાવના તદ્દન બદલાઈ ગઈ. પણ ભાઈ મોતીભાઈ તો પોતાના પ્રયત્નોમાં મશગુલ હતા. અમારી વચ્ચે આ મોટો મતભેદ હતો ને તે ઠેઠ સુધી કાયમ રહ્યો. પશ્ચિમની કેળવણીના તેમના આવા ખ્યાલને જ કારણે તે પશ્ચિમની કેળવણી લેનાર પ્રત્યે ખૂબ માનથી જોતા અને તેને બનતી સહાય કરવા તૈયાર રહેતા. વસો પત્રિકામાં તો અંગ્રેજી ન જાણનાર વકીલોને પણ ગ્રેજ્યુએટોની યાદીમાં મૂકી દીધેલા ! ભાઈ કાનજી નામે રબારી વિદ્યાર્થીને ભણાવી તેમને ગ્રેજ્યુએટ કર્યા તે ભાઈ સરકારી નોકરીમાં મામલતદાર થયા, પણ રબારી હોવાની શરમથી પોતાની નાતનો સંબંધ એણે છેક જ તોડી નાખ્યો, ત્યાં નાતની સેવાની તો વાત જ શી ! આમ બધાને ગ્રેજ્યુએટ બનાવી દીધે દેશનું કંઈ હિત થવાનું નથી એ વાત મેં તેમને એક વાર જણાવી કાનજીનું ઉદાહરણ આપ્યું, ત્યારે એટલું જ બોલ્યાઃ 'હોય એ તો !'

## ગાંધીયુગથી અસ્પૃષ્ટ

ગાંધીયુગે જન્માવેલ કેળવણીના વિચારોથી તે જેમ ન રંગાયા, તેમ જ રાષ્ટ્રોદ્ધારને માટે આ યુગે ઉત્પન્ન કરેલાં મૌલિક બળો અને વિચારોથી પણ તે દૂર જ રહ્યા. પરિણામે દેશના આર્થિક પ્રશ્નોને સ્પર્શનારી લોકહિતની પ્રવૃત્તિઓનું રહસ્ય તેમને ગળે ઊતરતું નહિ. લોક નવા જુગની નવી ફૅશનમાં તણાઈ રૂપાળાં કપડાં પહેરીને ફરે, અનેક વિલાસ માણે, એટલે એ નિશ્ચયપૂર્વક માનતા ને મનાવતા કે દેશ સધન થતો જાય છે ! પછીનાં વર્ષોમાં એમનો એ ભ્રમ કંઈક ઓછો થતો જતો હતો. લોક ગામડાંમાં દૂધ સંઘે વેચે, એથી તેમની આર્થિક, માનસિક ને શારીરિક હાનિ થાય છે એમ એ કદી ન માનતા, ઊલટું એ વસ્તુનો એ બચાવ કરતા.

## કોઈનો વિરોધ નહિ

ભાઈ મોતીભાઈ કોઈના ઘર્ષણમાં આવવા જ ઇચ્છતા નહિ, ઘર્ષણથી એ દૂર જ રહેતા. જે કાર્યમાં તેમની સામે વિરોધ જાગે, એ કાર્યથી એ હાથ ધોઈ નાખતા. બેશક, વસોની અંગ્રેજી નિશાળમાં એ ભણતા ત્યારે નવા જમાનાના વાતાવરણ પ્રમાણે માથે ચોટલી રાખતા નહિ; સનાતન ધર્માભિમાની માસ્તર જયશંકર ઘણોય પ્રયત્ન કરે, પણ ચોટલી રાખે નહિ; એકાદ વખત એમણે એ માટે સોટીઓ પણ ખાધેલી, છતાં કદી ચોટલી રાખી નથી. આ એમના નિશ્ચયબળનું ઉદાહરણ છે, પણ જ્યાં કાર્યમાં મતભેદ થયો ત્યાંથી એ ખસી જાય વડીલોથી તો દબાતા; પણ તેમનાં પુત્રી બેન સૂરજબેનને લગ્નપ્રસંગે એમણે અમને મિત્રોને સહકુટુંબ વસો જવાનું આમંત્રણ આપેલું, પણ એમના કાકા હરિકાકાને એ વાતની ખબર પડી, એટલે એમણે એમને ધધડાવ્યા. આથી એ ભાઈએ અમને સ્ત્રીઓ ન લાવવાનું લખી દીધું; પણ એક મિત્રને એ કાગળ ન મળ્યો. તે સ્ત્રી સાથે આવી પહોંચ્યા અને ત્યારે એ બેનને એક બીજી જ જગ્યાએ મુકામ આપવો પડેલો.

સરકારની અવકૃપાની તો એમને બહુ બીક લાગતી. મને દેશવટો મળ્યા પછી મારું કુટુંબ

ઘેર-સોજીત્રે-રહેવા આવ્યું. મારાં પત્નીએ મારા પુત્ર ભાઇ રમણભાઇને ભાઇ જેવા ભાઇ મોતીભાઇને હાથે ચાલતા બોર્ડિંગ હાઉસમાં રહી ભણવા પેટલાદની શાળામાં મૂકયો, પણ ભાઇ રમણભાઇની પાછળ કંઇક હેતુએ સરકારી ડિટેકટિવો ભમે છે એવી શંકા પડતાં જ ભાઇ રમણભાઇને બોર્ડિંગ હાઉસમાંથી, જોઇએ તો એ સંસ્થાના હિતની ખાતર પણ, એમણે રજા આપી દીધી. આમ સરકારના કે કોઇના વિરોધથી સદાયે દૂર રહે એવો એમનો સ્વભાવ હતો

## સમાજસુધારક

ભાઇ મોતીભાઇ અનેક રીતે સમાજસુધારક હતા અને તે માટે એ પ્રયત્નો પણ કરતા. ' પાટીદાર ' શરૂ થતા પહેલાં અને શરૂ થયા પછી પણ થોડાક માસ સુધી દર માસે 'પાટીદાર પત્રિકા' પ્રસિદ્ધ કરતા. તેમાં સમાજસુધારણાના અનેક વિષયો ચર્ચતા અને એ પત્રિકા વિનામૂલ્ય વહેંચતા. એ પોતે અપુત્ર હોવા છતાં, તેમના સંબંધીઓએ અનેક દબાણ કર્યા છતાં, તેમણે ફરી લગ્ન ન જ કર્યું. પોતાના પતિથી અનેક રીતે રિબાતી એક બેનની વીતકકથા મારી પાસે આવી, એ પ્રસંગે ભાઇ મોતીભાઇ પાસે બેઠા હતા. એ હકીકત જાણીને એ જ પ્રથમ બોલી ઊઠયાઃ " ખરે જ, આવા પ્રસંગોમાં સ્ત્રીઓને છૂટાછેડાના અધિકાર મળવા જોઇએ. " પણ એવા ઉદ્દામ વિચારો એ જાહેરમાં મૂકતા નહિ. વળી અતિઉદ્દામ સુધારણાને એ અનુમોદન આપતા નહિ. ધર્મજના ભાઇ અંબાલાલ ગલાભાઇ પટેલે ખ્રિસ્તી બેન વીરમતી સાથે લગ્ન કરવા માટે એમની સમ્મતિ માગેલી તે એમણે નહિ આપેલી, પણ પછી મારા પ્રોત્સાહનથી એમણે એ લગ્ન કરેલું. આમ છતાં મોતીભાઇ સુધારક તો જરૂર હતા.

## એમની નિર્બળતા

પોતાની ભાવના વિરુદ્ધનાં કાર્ય, બીજાની વતી પણ, પોતાનાથી ન થાય એમ એ સ્પષ્ટ સ્વીકારતા; તથાપિ એમનાં માતુશ્રી હરખાબાએ પ્રદર્શિત કરેલી ઇચ્છા પ્રમાણે, તેમના મરણ પછી સં. ૧૯૮૭ માં, તે પોતે ગોરવામી મહારાજોને ન માનતા હોવા છતાં, એ મંદિરોમાં પૈસાનો ખૂબ દુરુપયોગ થઈ રહ્યો છે એ જાણતા હોવા છતાં, લાગણીને વશ થઇ ત્યાં રૂા. ૫૦૦-૬૦૦ નું દાન આપેલું અને એ વિષે ' પાટીદાર 'માં ચર્ચા ઊઠેલી, ત્યારે પોતાના એ કાર્યનો એમણે બચાવ કરેલો.

× × ×

## કર્મયોગી

પણ એ એવા કર્મયોગી ને કર્મપરાયણ હતા કે કર્મપ્રસંગે બીજું બધું ય ભૂલી જતા. એમની કર્મપરાયણતાની વાતો (આ અંકમાં આ પછીના લેખમાં ભાઇ આશાભાઇએ આપી છે, એટલે હું ફરી) વર્ણવતો નથી. એમના જીવનમાં વિલાસ જેવું તો કંઇ હતું જ નહિ. અમે કોઇ જમણમાં સાથે બેસીએ, ત્યારે પત્રાળામાં મીઠું-મરચું પણ પીરસાય, અને ત્યારે અમને કહી રાખે કે શેમાં મીઠું ઉમેરવાનું છે તે મને કહેજો. આમ સ્વાદનું પણ ભાન કર્મપરાયણતામાં એ ભૂલ્યા હતા. સ્ત્રીઓને દેખાને તો એ ખૂબ ગભરાતા. પેટલાદ બોર્ડિંગ હાઉસમાં એ રહેતા ત્યારે એક વાર રૂપબા બહારગામ ગએલાં, ત્યાંથી પાછાં આવીને, શરીર

ઠીક ન હોવાથી, ઘરમાં સૂતેલાં. મોતીભાઇને એ વાતની ખબર નહિ. એ ડિંગમાંથી ઘેર ગયા, પણ ઘરમાં સૂતેલું બૈરૂં જોઇને, કોણ સૂતું છે તે તપાસ કર્યા વિના જ પાછા ભાગ્યા ને બોર્ડિંગમાં જઇને મિત્રોને કહ્યું કે મારા ઘરમાં કોઇ બૈરૂં સૂતું છે ! સૌએ ઘેર જઇને તપાસ કરી તો માંદાં રૂપબા ! પછી તો જોઇ લ્યો ભાઇનો તમાશો ! મિત્રોમાં અમે સૌ બેઠા હોઇએ ત્યાં સ્ત્રીઓની વાત નીકળે ને ચાલે ત્યાં સુધી ભાઇ તો મુનિવ્રત જ ધારણ કરે, એ વખતે એ પોતાના સેવાવ્રતના જ વિચારોમાં લીન થાય. એ સેવાવ્રતમાં એમણે ભૂખ–તરસ પણ ગણકારી નથી; પરિણામે ખાધે પીધે એ એવા અનિયમિત થઇ ગએલા કે એને પરિણામે આ ઉમરે રોગે સપડાયા અને રૂપબાના અવસાનને આઘાતે એ પડયા તે પડયા જ ને ગયા ! ખરે જ, આપણે એ કર્મયોગીને ગુમાવ્યો અને વિચાર કરૂં છું ત્યારે મને સ્પષ્ટ સમજાય છે કે હું તો એમની તુલનામાં નિષ્કર્મ છું. એમનું સ્મારક થવું જ જોઇએ; અને એમણે આદરેલાં અને અધૂરાં મૂકેલાંને ખૂબ ઉન્નત ભાવે વિકસાવવાં એ જ એમનું સાચું સ્મારક છે.

**નરસિંહભાઇ ઈશ્વરભાઇ પટેલ**
( તંત્રી " પાટીદાર " )



## ૨૫૦ પૂજ્ય શ્રી. અમીન સાહેબને અંજલિ

( અનુષ્ટુપ છંદ )

સિતારા જ્ઞાનગૃહોના, શારદાના મહા ભક્ત;
ત્રીસ વર્ષો સુધી જેણે, સેવ્યાં શારદ માતને. ૧

નૃસિંહાત્મજ મોતીભાઇ, મોતી તુલ્ય ખરે હતા;
વિધાતાએ અરે ! આજે, એઓને છીનવી લીધા. ૨

જેઓના સુપ્રયત્નોથી, ફાલી વેલો જ્ઞાનની;
જ્ઞાન–વાડી તણા રૂડા, મોતીભાઇ માળી હતા. ૩

સત્યવક્તા કર્મયોગી, સાદા ને વિનયી વળી;
ઉદ્યોગી ખંતીલા ટેકી, નિઃસ્વાર્થી જ્ઞાની હતા ૪

પરાર્થે કાય અર્પીને, જેણે કાર્યો દિપાવીયાં;
ધન્ય જીવ્યું કીધું જેણે, વંદન એવા સંતને. ૫

અર્પું અશ્રુભીની આંખે, સ્વીકારો સ્નેહ–અંજલિ;
સ્થાયી શાન્તિ સદા પામો, યાચના અમ ઉરની. ૬

મુકામ કડા,
તા. વિસનગર
હાલ ભાન્ડુ

**મગનલાલ જેઠાલાલ શાસ્ત્રી**

# સદ્‌૦ મોતીભાઇ અમીન : તેમના કાર્યની એક રેખા

શ્રી. આશાભાઇ આણંદની ચરોતર એજ્યુકેશન સોસાઇટિના એક સ્વયંસેવક હોઇને બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદના મંત્રી છે. તેમને સદ્‌૦ શ્રી. મોતીભાઇ અમીન સાહેબનો ઠીક ઠીક સંપર્ક સાંપડેલો. એ સંપર્ક દ્વારા તેમણે સદ્‌૦ સાહેબ સંબંધે જે જાણેલું તે "ચરોતર" માસિકના ગયા ફેબ્રુઆરી અંકમાં રજૂ કર્યું છે. એ વિગતો વાચકને ઉપયોગી થઇ પડે તેમ હોવાથી તેમનો એ આખોય લેખ આ નીચે આપ્યો છે.

જે **કર્મવીર** કર્મયોગીએ ભુલાઇ જતા ચારુતર પ્રદેશને ચરોતર તરીકે હિન્દમાં મશહૂર કર્યો તેને ક્રૂર કાળે મહા સુદી બારશને મધ્યાહ્‌ને ચરોતર પાસેથી ઝૂંટવી લઇ ચરોતરને રંડાપો આપ્યો છે ! મોતીભાઇ એટલે ચરોતર અને ચરોતર એટલે મોતીભાઇ. તેમના રક્તનું એકે એક બિન્દુ ચરોતરની પ્રગતિ માટેની ભાવનાથી ભરપૂર હતું. ચરોતર માટે તેમણે જે કર્યું છે તેવું કોઇએ આજ સુધી કર્યું નથી અને ભવિષ્યમાં કોઇ કરશે કે કેમ તે કલ્પી શકાતું નથી. એ એક માનવી નહોતા, પણ વિશાળ સંસ્થા હતા, જેની ઉદાર છાયામાં કેટલાં યે વૃદ્ધ યુવાન તેમજ બાળકો આરામ અનુભવતાં. એવા ભાવનાશીલ પુરુષનું જીવન તો થોડાં પૃષ્ઠોમાં ન જ આલેખાય, તેને માટે તો એક ગ્રંથ ભરાય. છતાં તેમના કાર્યની ટૂંકી ઝાંખી તેમના પ્રિય 'ચરોતર'માં આ વખતે કરાવવી એમ મિત્રોની સૂચના થયાથી ભારે દિલે તે કરાવવા પ્રયત્ન કર્યો છે. એટલે જાણ્યે અજાણ્યે પણ એ મહાપુરુષનાં કાર્યને અન્યાય થઇ જવાનો સંભવ છે.

ભણવામાં એ ખાસ હોંશિયાર નહોતા, પણ નાનપણથી જ સેવાવૃત્તિ અને વ્યવસ્થાશકિત (Organising Capacity) તેમનામાં વાસ કરી રહી હતી, ઉંમરની સાથે એ પણ ખૂબ વિકસી અને પરિણામે ચરોતરના તે પિતા બની રહ્યા. નાનપણથી જ સેવા કરવાનાં કંઇ કંઇ સ્વપ્નો તેમણે સેવેલાં અને એ બધાં સ્વપ્નો ફળ્યાં છે એમ પણ નથી. કંઇક કંઇક તો આદર્યાં અધૂરાં રહ્યાં છે અને કેટલાં ય તો સાકાર રૂપે બહાર જ નથી આવી શક્યાં. એટલે જ એ કહેતા કે યુવાવસ્થાનું મુખ આજે આરસીમાં જોઉં છું તો તે મુખ આજે કાળું મેશ જેવું દેખાય છે. મહાત્મા ગાંધીજી અને ઠક્કર બાપાનાં સેવાનાં કાર્યોમાંથી તેમને પ્રતિદિન પ્રેરણા મળ્યા કરતી અને દિવસે દિવસે સેવાનાં કાર્યોમાં તેમને નવયુવાની આવતી હતી.

તેમના જાહેર જીવનની શરૂઆત પાટણથી થઇ ગણાય. હોળી ઉપરનાં તોફાનો અટકાવી પાટણને ગુંડાઓના ત્રાસમાંથી બચાવનાર 'માસ્તર'ને આજે પણ પાટણ માનપૂર્વક સંભારે છે. પાટણની પ્રવૃત્તિઓમાં ઠેઠ સુધી તે ખૂબ રસ લેતા અને પાટણથી શિક્ષકના ધંધાની શરૂઆત કરી હોવા છતાં તેમણે ત્યાં એટલું તો સુંદર કાર્ય કરેલું કે મોતીભાઇની નામરજી છતાં પાટણમાંથી વિદાય થતી વખતે પાટણવાસીઓએ તેમને માનપત્ર આપવા પ્રયત્ન કરેલો: એવા જલસાથી તો તે મૂળથી જ દૂર ભાગતા, એટલે મક્કમપણે ના પાડી; છતાં માનપત્ર

છપાયું, પણ તે જલસામાં તેમણે હાજરી ન આપી ત્યારે આખરે તેમને પાટણથી લેઇ જતી ગાડીમાં એ માનપત્રો છૂટથી વહેંચાએલાં. આ બનાવ પછી તેમને માનપત્ર આપવા કોઇએ આગ્રહ કર્યો નથી. તે તો માનતા કે માનપત્રોથી માણસ પડે છે; સાચા દિલથી સેવા કરનારને માનપત્રોથી ઉત્તેજના કદી મળતી નથી.

'શું શાં પૈસા ચાર'થી પ્રેમાનન્દને સ્વભાષા માટે લાગણી થઇ ને તેમણે ગુજરાતી ભાષાના ઉત્કર્ષ માટે પ્રયત્ન કર્યા. તેમ નૂતન યુગને અલ્પાંશે જ સમજનાર ચરોતરની મોતીભાઇને લાગણી થઇ અને તેના ઉત્કર્ષ માટે તેમણે પ્રયત્નો કર્યા; પણ એ બધું પેટલાદમાં બદલી થયા પછી. એક સાચો સેવારત શિક્ષક શું કરી શકે તેનું હૂબહૂ દૃષ્ટાન્ત મોતીભાઇ પૂરૂં પાડે છે. માધ્યમિક શિક્ષણ માટે એ યુગમાં આજના જેવી સગવડ નહોતી, નડિયાદ બાદ કરતાં પેટલાદમાં શાળા હતી, પણ તેય મેટ્રિકવર્ગ સુધી નહિ. ગામડેથી આવતા વિદ્યાર્થીઓ શહેરમાં ગમે તે વાતાવરણમાં રહી હાથે રાંધી, વીશીમાં જમી વા ત્રણ ત્રણ દિવસનાં વાસી ઢેબરાં ખાઇ અભ્યાસ કરતા. આ સ્થિતિ દૂર કરવા તેમણે પેટલાદમાં ખાનગી મકાનમાં બોર્ડિંગની સ્થાપના કરી અને આગળ જતાં સરકારની જૂની જેલનું મકાન પણ તેને માટે મેળવ્યું. એ બોર્ડિંગ ચલાવવા તેમણે જે પરિશ્રમ લીધેલો અને સ્નેહ અને વિશ્વાસથી વિદ્યાર્થીઓના હૃદયમાં જે વાસ કરેલો તે આજે પણ વિદ્યાર્થીઓ ગૌરવપૂર્વક સંભારે છે અને મોતીભાઇના શિષ્યો હોવાનું પોતે અભિમાન ધરાવે છે. પેટલાદ બોર્ડિંગ એટલે ગુજરાતની આદર્શ બોર્ડિંગ. આજે છાત્રલયોનું વિજ્ઞાન આગળ વધ્યું છે, પણ તેના જેવું નમૂનેદાર છાત્રાલય કોઇ ચલાવી શક્યું નથી. આજથી બત્રીસ વર્ષ પહેલાં તેમણે બોર્ડિંગ હાઉસ સાથે શરૂ કરેલી પ્રવૃત્તિ આજના યુગને પણ નવીન છે. વહેલાં ઉઠવું, સ્નાન વગેરેથી વખતસર પરવારવું, સવારમાં ફરજિયાત કસરત કરવી, મુકરર કરેલે સમયે અભ્યાસ કરવો; સંસ્કાર માટે શિષ્ટ વાચન ને વર્તન દ્વારા ઉપદેશ, રમતો, પ્રવાસ, વ્યાયામહરીફાઈ, વાચનાલય, વસ્તુભંડાર, બાગ, સુલેખન, વાગ્વર્ધિની સભા સેવાનાં કાર્યો વગેરે પ્રવૃત્તિઓથી એ બોર્ડિંગની સુવાસ ગુજરાતમાં ફેલાઇ હતી. તેમાંથી નીકળેલા પાકે ચરોતરનાં ગામડાંને સેવકો પૂરા પાડ્યા છે ને મહાત્માજીને પણ દક્ષિણ આફ્રિકાથી સૈનિકો આપ્યા છે. આમ પેટલાદ બોર્ડિંગ હાઉસ એટલે ગુજરાતનું આદર્શ છાત્રાલય અને મોતીભાઇ એટલે આદર્શ ગૃહપતિ. નાત જાત કે કોમના ભેદ સિવાયની છાત્રાલય સંસ્થા તેમને ખૂબ ગમતી ને તેથી જ છાત્રાલય પરિષદના મૂળથી જ તેઓ ગૂઢ પ્રેરક બળ હતા.

લાયક પણ ગરીબ વિદ્યાર્થીનો અભ્યાસ પૈસાને અભાવે અટકી ન પડે તેની કાળજી રાખવી એ પેટલાદ બોર્ડિંગની એક શુભ પ્રવૃત્તિ. આ માટે તેમણે આના ફંડની શરૂઆત કરી હજારો રૂપિયા મેળવ્યા અને તેમાંથી ટિકિટ ચોડ્યા વિના કે જામીન લીધા સિવાય કેટલાક વિદ્યાર્થીઓને મોઢાના વચન ઉપર જ નાણાં ધીરી ભણાવી ધંધે વળગાડ્યા છે. આ પ્રમાણે રાખેલી નૈતિક જવાબદારીનું પરિણામ સારૂં આવ્યું છે. આ પ્રવૃત્તિ તે પ્રખ્યાત પેટલાદ લોન ફંડ. તેનો સ્વતંત્ર વિગતવાર અહેવાલ સ્વ૦ મોતીભાઇએ પોતે જ 'ચરોતર'માં પ્રકટ કર્યો છે ( જુઓ 'ચરોતર', વર્ષ ૭, સન ૧૯૩૭, પૃ. ૪૯-૮૫-૮૬ ). અનેક વર્ષોથી ચાલ્યો આવતો પેટલાદ લોન ફંડનો હિસાબ મિત્રોના ખાસ આગ્રહથી ચોખ્ખો કરી પ્રકટ કરવાના ઉદ્દેશથી તેમણે બંધ કર્યો. પણ જોઇતી મદદ મળવામાં વિલંબ થતાં

વિદ્યાર્થી મુંઝાય નહિ તે માટે તેમણે વડોદરા લોન ફંડ શરૂ કર્યું હતું. પેટલાદ લોન ફંડની પ્રવૃત્તિનો અનુભવ લઇ મોટા પાયા ઉપર મદદ કરવાના હેતુથી 'ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ 'નો જન્મ થયો અને તેણે આજ સુધી વિદ્યાર્થીઓને કુલ રૂ. ૧,૧૫,૦૨૧ ધીર્યા છે. આ મંડળનું અનુકરણ બીજે સ્થળે થવા લાગ્યું છે ને તે પ્રવૃત્તિ વિદ્યાર્થીઓને ખરેખર આશીર્વાદરૂપ થઇ પડી છે.

પેટલાદ બોર્ડિંગ હાઉસની બીજી પ્રવૃત્તિ તે મિત્રમંડળ પુસ્તકાલયોની યોજના. છેક ૧૯૦૬–૭ થી તેમણે એકલે હાથે ચરોતરમાં ને ચરોતર બહાર પુસ્તકાલયો સ્થાપવા પ્રયત્ન કરેલો. નાના પાયા ઉપર શરૂ કરેલી મિત્રમંડળ પુસ્તકાલયોની એ યોજના ભવિષ્યમાં ફૂલીફાલી વિશાળ વડ બનશે એવી કલ્પના ભાગ્યે જ તે વખતે કોઇને હશે. પણ એ પ્રવૃત્તિને લીધે વડોદરાની મધ્યવર્તી પુસ્તકાલય પ્રવૃત્તિ માટે શ્રીમંત મહારાજા સાહેબે તેમને પારખી લીધા અને તેનું પરિણામ વડોદરા રાજ્યનાં નાનાં મોટાં ગામોમાં સમૃદ્ધ પુસ્તકાલયોની ફૂલગૂંથણી. આજે એ રાજ્યનું એકેએક પુસ્તકાલય મોતીભાઇની મૂંગી સેવાનું પ્રતીક છે. તેમની એ પ્રવૃત્તિ વડોદરા રાજ્યથી જ અટકી નથી. મિત્રમંડળ પુસ્તકાલયની યોજનાનો લાભ બ્રિટિશ હદનાં ગામોને પણ મળતો અને વડોદરા રાજ્યમાં રહ્યે રહ્યે પણ બ્રિટિશ હદમાં પુસ્તકાલયો સ્થાપવા માટે તેમણે ચરોતર વાચનાલયો, ગોખલે પુસ્તકાલયો, હોમરૂલ પુસ્તકાલયો, પ્રિયંવદા વાચનાલયો, જ્ઞાનવર્ધક વાચનાલયો અને દાદાભાઇ નવરોજજી વાચનાલયો જેવી વિધવિધ પ્રવૃત્તિ હાથ ધરી વા તેમાં સક્રિય સહાયતા આપી છે ને ગુજરાતમાં પુસ્તકાલય પ્રવૃત્તિનું મૂળ નાખ્યું છે. તેમના જ પ્રયત્નને લીધે ગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિને વેગ આપવા બે પુસ્તકાલય પરિષદો ભરાઇ છે. પુસ્તકાલયના વિજ્ઞાનમાં પણ ગુજરાતમાં તેઓ એકકા હતા. તે દિશામાં તેમનો તલસ્પર્શી અભ્યાસ હતો ને વડોદરા જોવા આવનાર દેશપરદેશનો મહેમાન ત્યાંની પુસ્તકાલય પ્રવૃત્તિ જોઇ આશ્ચર્યમુગ્ધ બનતો. એ પુસ્તકાલય પ્રવૃત્તિને વ્યવસ્થિત કરવા પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ, પ્રાન્ત પુસ્તકાલય મંડળો, તાલુકા પુસ્તકાલય મંડળો અને વાચક મંડળો સ્થાપી, શંકાઓના જાહેર ઉત્તર આપી લોકમત કેળવવાની યોજના કરી, અને વાર્તાઓ ને બાલોપયોગી પુસ્તકોની સમાલોચના સાથેના સર્વસંગ્રહો, ૧૨૦૦૦ ગુજરાતી પુસ્તકોની વર્ગવાર, કર્તાવાર, ને વિષયવાર યાદી, પુસ્તકાલય પ્રવૃત્તિ સંબંધે ભાષણો, લેખો, સૂચનાઓ વગેરે પ્રકટ કરી પુસ્તકાલય પ્રવૃત્તિના પિતાનું સ્થાન તેમણે ખરેખર શોભાવ્યું છે. તેમની આ પ્રવૃત્તિ બદલ હિન્દભરમાં તે સુખ્યાત હતા ને તેથી જ મદ્રાસમાં ભરાએલી અખિલ હિન્દ પુસ્તકાલય પરિષદે તેમને **પુસ્તકાલય પ્રવૃત્તિના પિતામહ**નું બહુમાન આપ્યું હતું. ચરોતર પુસ્તકાલય મંડળ તો સ્થપાવાની તૈયારીમાં છે ને ગુજરાત પુસ્તકાલય મંડળ પણ સ્થપાશે. પણ તેમના એ બન્ને પ્રયત્નો મૂર્તરૂપ લે તે પહેલાં જે પરમ સત્ત્વે તેમને અહીં કામ કરવા મોકલેલા તેણે તેમને પોતાની પાસે બોલાવી લીધા ! ખરેખર, પુસ્તકાલય પ્રવૃત્તિના તે પ્રાણ હતા.

પેટલાદ બોર્ડિંગ હાઉસની ત્રીજી પ્રવૃત્તિ તે તેના જૂના વિદ્યાર્થીઓનું સંમેલન. આ સંમેલન ખરેખર કુટુંબમેળો હતો. દૂર દૂરથી પંખીઓ ત્યાં ઊતરી આવતાં, સ્નેહીઓને મળી હૈયાની વરાળો કાઢી હૈયું હળવું કરતાં ને નવીન પ્રેરણા મેળવતાં. આ સંમેલનનું એક પરિણામ તે ચરોતર એજ્યુકેશન સોસાયટી અને બીજું પરિણામ તે ચરોતર યુવક મંડળ.

ચરોતર એજ્યુકેશન સોસાયટીની સ્થાપના તા. ૧૭–૪–૧૬ ને રોજ થઈ. તે દિવસ ચરોતરના ઇતિહાસમાં સુવર્ણદિવસ હતો. તેની વિધિસર થએલી ભવ્ય સ્થાપનાનો સમારંભ આજે પણ દૃષ્ટિ સમક્ષ તરે છે. આ સોસાયટી મારફત હાથ ધરાએલી પ્રવૃત્તિઓ–વિદ્યાર્થી-આશ્રમ, હાઇસ્કૂલ, બાલશાળા, બાલગૃહ, સ્વયંપાકી વિદ્યાર્થીઆશ્રમ, 'જ્ઞાનપ્રચાર,' 'ચરોતર' ને 'બાલમિત્ર' માસિકો, બાલસાહિત્યનાં પુસ્તકો ને સાધનો, કિશોર સાહિત્ય, માતાને ઉપયોગી સાહિત્ય, વ્યાયામના વર્ગો ને વ્યાયામ હરીફાઇ, સંગીતનો અભ્યાસ, ટ્રસ્ટફંડોનો સ્વીકાર ને વહીવટ, ગામડાંની સંસ્થાઓના હિસાબો પ્રકટ કરવાની યોજના, ગામેગામ વાચનાલયો સ્થાપવા આદરેલી પ્રવૃત્તિ, ફરતા પુસ્તકાલયની પેટીઓ વગેરે જેવી વિવિધરંગી યોજનાઓ ને પ્રવૃત્તિઓ પણ મોતીભાઈની વિવિધ શક્તિઓનો ખ્યાલ આપે છે. ચરોતર એજ્યુકેશન સોસાયટી એ એક ગામની કે તાલુકાની સંસ્થા નથી, પણ સમસ્ત ચરોતર પ્રદેશની છે એ તેણે શરૂ કરેલી પ્રવૃત્તિઓથી જણાઇ આવે છે અને તે રીતે ગુજરાતમાં તો શું પણ મુંબઇ ઇલાકામાં પણ તેનું સ્થાન અનેરૂં છે. તેના કરતાં વધારે સમૃદ્ધ ને લોકપ્રિય સંસ્થાઓ બીજી હશે, પણ કેળવણીના ક્ષેત્રમાં આખા પ્રદેશ માટે કામ કરતી બીજી કોઇ સંસ્થા જાણવામાં નથી. આમ ચરોતરને એકમ ગણી તેની પ્રગતિ માટે અહોનિશ સ્વપ્નો સેવતા ને કામ કરતા મોતીભાઇ અજોડ હતા.

ચરોતરના યુવકોનું સંઘબળ જમાવી તે દ્વારા ચરોતરની સામાજિક ઉન્નતિ સાધવાનાં તેમનાં સ્વપ્નો અણમ્હોર્યાં રહ્યાં ! શરૂઆતમાં તે મંડળે કામ કર્યું પણ ખરૂં; પણ અસહકારના યુગમાં મતભેદને કારણે તે બંધ થયું. પાછળથી તે શરૂ કરવા એક બે વખત પ્રયત્ન થયેલો પણ ખરો, છતાં તેમાં પ્રાણ ન જ આવ્યો. મોતીભાઇનું એ સ્વપ્ન ફળ્યું હોત તો આજે ચરોતર સંગઠિત બની સેવાનાં કાર્ય હાથ ધરવામાં ને સામાજિક સડા દૂર કરવામાં સારૂં કામ કરી શકત.

છતાં પેટલાદ બોર્ડિંગના જૂના વિદ્યાર્થીઓનાં એ સંમેલને અને પાછળથી ચરોતર યુવક મંડળ તરીકે ઓળખાતા એ મંડળે કંઇ નથી કર્યું એમ તો નથી જ. એની એક શાખા તરીકે છેક ૧૯૧૫ થી બારમાં ને બાળલગ્નબાધક મંડળે લોકમત કેળવવામાં ઉહાપોહ કર્યો છે. એ મંડળના સભ્યોના વર્તનથી ને દલીલયુક્ત ચર્ચાથી ચરોતરમાં બારમાંનું મહત્ત્વ ઓછું થયું અને કેટલેક સ્થળે તો તે બંધ પણ થયાં છે. વળી એ મંડળના સભ્યોએ બાળલગ્ન સામે પણ વિરોધ જગાડેલો ને ત્રણ દિવસ જાનમાં ન રહી પહેલ કરનાર એ યુવકોને પ્રતાપે જાનના દિવસ બે થઇ ગયા છે. આ બધાની પાછળ મોતીભાઇનો પ્રેરક હાથ હતો.

જમાનાના બળતા પ્રશ્નો સમાજની દૃષ્ટિ સમક્ષ ધરી લોકમત કેળવવાની દૃષ્ટિએ તે વારંવાર પત્રિકાઓ પ્રકટ કરતા. પત્રિકાઓ છૂટથી જનતામાં વહેંચવી જોઇએ એમ તે માનતા ને પ્રસંગે પ્રસંગે તેમ કરતા. યોગ્ય સંયોગો મળતાં ફળદ્રૂપ જમીનમાં પોેલું બીજ ઊગી નીકળે છે તેમ પત્રિકામાં રજૂ કરેલા વિચારો કોઇ ને કોઈ જગાએ કાર્યમાં પરિણમશે એમ તે માનતા. પાટીદાર પત્રિકાઓ, જ્ઞાનપ્રચારની સ્ત્રીપત્રિકાઓ, લગ્નની પત્રિકાઓ, નૂતન વર્ષાભિનંદનની પત્રિકાઓ વગેરે જાતની પત્રિકાઓ એ પણ તેમની પ્રવૃત્તિ હતી.

શિક્ષક તરીકે તેમણે જીવન શરૂ કર્યું હતું ને ઠેઠ સુધી તે શિક્ષક રહ્યા છે, એમ કહીએ તો ખોટું નથી. વિષયો શીખવવામાં કદાચ તેઓ બહુ હોંશિયાર નહિ પણ હોય, પણ

फनाके बाद भी अहले
कमाल ज़िन्दा हैं ।
जहेवो काम कि जिससे
जहांमे नाम रहे ॥

अनंत सत्ता और सृष्टि-व्यवस्था जो चाहती है वही होता है। जिस रूपमें उसे जो कार्य करना होता है वह स्व-भावसे स्वयं होने लग जाता है और स्वभावसे ही बंद हो जाता है और अंश पूर्ण हो जाता है।

यद्यपि मोतीभाई साहिबसे मेरा साक्षात् नहीं था मैं उनके मनुष्यप्रेम, विद्याप्रचार और बुद्धिसेवाके कार्यसे परिचित हूं। आज श्री. मोतीभाई स्थूल स्व-रूपमें अदृश्य हो गये हैं; पर उनकी सच्ची चमक देर तक मनुष्यसमाज में प्रकाश रखेगी ॥

५-२-३९ —शिवचरण
બ.લ અધ્યાપનમંદિર–રાજકોટ

+ રાજકોટના હસ્તલિખિત "સાહિત્યક" ના "મોતીભાઇ સ્મારક અંક" માંથી.

શાળાનો વિકાસ સાધવા કરવી જોઇતી વ્યવસ્થામાં ને વિદ્યાર્થીઓને પ્રેરણાનાં પાણી પાઇ તેમનામાં ઉત્સાહ અને સંસ્કારનાં બીજ નાખવામાં તે કુશળ હતા એની કોઇ ના પાડી શકશે નહિ. શિક્ષકોના હિતમાં તેમણે રસ લીધો છે એટલે જ પેટલાદ તાલુકાના ટૂંકા પગારના શિક્ષકોને ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં રૂા. ૨૫ ભરી સભાસદ થવાની યોજના તેમણે ઘડી છે અને નિવૃત્તિવેતન મળતા પહેલાં મૃત્યુ પામતા શિક્ષકના વારસને રૂા. ૫૦ મળે તેવી યોજના અમલમાં મૂકી છે.

ગુજરાતની બાલજનતાનું માનીતું 'બાલમિત્ર' માસિક એ એમનું સર્જન છે. એ માટે શરૂઆતમાં તેમણે કંઇ કંઇ સૂચનાઓ આપી છે. ગુજરાતમાં બાલસાહિત્ય સર્જાવવામાં તેમનો ફાળો કંઇ જેવો તેવો નથી. બેશક, બાળકો માટે તેમણે કંઇ લખ્યું નથી, પણ તેમણે બાલસાહિત્યના લેખકોને ઉત્તેજન આપી બાલસાહિત્ય સર્જાવવામાં તો કિંમતી ફાળો આપ્યો છે જ. બાળકોના હાથમાં કેવું સાહિત્ય મૂકવું તેનો તેમણે જનતાની દૃષ્ટિએ ઘણો વિચાર કર્યો હતો. તેનું પરિણામ તે બાલસાહિત્ય સર્વસંગ્રહ અને બાલસાહિત્ય સમાલોચનાનાં માર્ગદર્શક પુસ્તકો. ચાલુ ગુજરાતી શાળાઓમાં ફેરફાર કરવા તેમણે વસો ને આણંદમાં પ્રયત્નો કર્યા છે ને બન્ને સ્થળે નવી ગુજરાતી શાળાઓ શરૂ કરી છે. એ સંસ્થાઓમાં પ્રવેશતાં જ કલ્લોલતાં બાળકો આપણને નજરે પડે છે. બાલશિક્ષકોને તૈયાર કરવા તેમણે શ્રી. ગિજુભાઇને વસોમાં આમંત્રી એક માસ ભરચક કાર્યક્રમવાળો શિક્ષકોનો વર્ગ ચલાવી બાલશિક્ષકોને તૈયાર કર્યા છે. આ આખો માસ વૃદ્ધ અને શ્રમિત મોતીભાઇ બધા કાર્યક્રમમાં હાજર રહેતા. બાલકેળવણી પ્રત્યે એવો તેમનો અદ્ભુત પ્રેમ હતો.

જેમ ચરોતર એજ્યુકેશન સોસાયટી એ એક પ્રદેશની આદર્શ પ્રવૃત્તિ, તેમ વસો કેળવણી મંડળ ને ત્યાંની પ્રવૃત્તિઓ એ એક ગામની આદર્શ પ્રવૃત્તિઓ. વસોમાં તેમણે કેટકેટલી પ્રવૃત્તિઓ શરૂ કરી છે એ જાણવા માટે તો વસો વાર્ષિક પત્રિકાના કોઇ પણ અંકની અનુક્રમણિકા જોવી જ બસ છે. વસોમાં તેમણે બાલમંદિર, નવી ગુજરાતી શાળા, હાઇસ્કૂલ, વિદ્યાર્થી આશ્રમ, સંગીત વર્ગ, કન્યાવિદ્યાલય, રાત્રિશાળા, વ્યાયામમંદિર, સાર્વજનિક પુસ્તકાલય, આરોગ્યવર્ધક વાચનાલય, મહોલ્લે મહોલ્લે વાચનાલયો, બાલ પુસ્તકાલય, મહિલા

પુસ્તકાલય, સહકારી બેંક, સહકારી વિદ્યાર્થી સહાયક મંડળ, સહકારી વિદ્યાર્થી વસ્તુભંડાર, એ ત્રણ જાતની બીજી સહકારી મંડળીઓ, સુધરાઇ સહાયક મંડળ, બાલદિન સ્ત્રીદિન, વગેરે જેવી નાની મોટી જે અનેક પ્રવૃત્તિઓ એક નાના ગામમાં શરૂ કરી પગભર કરી છે, તેથી તો વસોનાં દર્શન કરી પ્રેરણા મેળવવા સંસારી અને સેવાભાવી સ્ત્રીપુરુષો વસોમાં ઊતરી આવે છે. આ બધી પ્રવૃત્તિઓ તેમને આભારી છે. વળી છેલ્લાં ૧૩ વર્ષથી ૧૫૦ થી વધારે પૃષ્ઠની નિયમિત પ્રકટ થતી વસો વાર્ષિક પત્રિકામાં તો વસોની એકે એક સંસ્થા અને પ્રવૃત્તિનાં વિગતવાર નિવેદન સૌની જાણ માટે પ્રકટ થાય છે એ ઉપરાન્ત દર માસે પ્રકટ થતી વસો પત્રિકા દ્વારા પણ લોકમત કેળવવા તેમણે એકલે હાથે જે કર્યું છે તેથી તો આપણે આશ્ચર્યમુગ્ધ થઇએ છીએ.

મોતીભાઇ પોતે પાટીદાર હતા, છતાં તેમના કાર્યમાં નાત તેમણે આડે આવવા દીધી નથી. તેમની બધી સંસ્થાઓ ને પ્રવૃત્તિઓ સર્વ કોમને માટે ખુલ્લી હતી. તેમણે ધાર્યું હોત તો ચરોતર એજ્યુકેશન સોસાયટીને બદલે તેમણે પાટીદાર કેળવણી મંડળ સ્થાપ્યું હોત, પણ જ્ઞાતિના સાંકડા વાતાવરણમાં પુરાઇ તે રાષ્ટ્રવાદને ગૂંગળાવી દેવા માગતા નહોતા. આજે પણ સોસાયટીમાં નાણાં ભરનાર, કામ કરનાર ને લાભ લેનાર મોટે ભાગે પાટીદાર જ છે, એટલે કેટલાક તેને પાટીદાર સોસાયટી તરીકે ઓળખાવે છે; પણ વસ્તુસ્થિતિ એથી જુદી છે. આમ વિશાળ ભાવના હોવા છતાં જ્ઞાતિના હિત માટે તેમણે ઓછું કર્યું નથી. બધી જ્ઞાતિઓના ઉત્કર્ષ માટે સક્રિય કાર્ય ન કરી શકે, તોપણ એક જ્ઞાતિના સામાજિક સડા દૂર થાય તો તેની અસર બીજી જ્ઞાતિને પણ થવાની જ એમ તે માનતા; એટલે અનિષ્ટ રિવાજો દૂર કરી પાટીદારને ખર્ચના બોજામાંથી ચુસાઇ જતો અટકાવવા તેમણે કરેલા સૌમ્ય પ્રયત્નોની પણ અસર થઇ છે. 'પાટીદાર' માસિક પ્રકટ થતા પહેલાં ' પાટીદાર પત્રિકા ' મફત વહેંચી તે મારફત લોકમત કેળવવા તેમણે કરેલો પ્રયત્ન સૌ કોઇ જાણે છે.

## પિતા

માનવંતા મોતીભાઇ સાહેબ એ મારા માર્ગદર્શક પિતા છે. તેમનું સ્મરણ થતાં પ્રથમ હું તેમને અંતઃકરણથી વંદું છું. જે વિદ્યાર્થીને અભ્યાસ કરવો હોય ને તેને કોઈ જાતની સગવડ ન હોય તો તેનો બંદોબસ્ત તે પોતે કરતા ને તે માટે પોતાની બુદ્ધિ, શક્તિ, દ્રવ્ય વગેરે ખર્ચતા. વળી તેવા વિદ્યાર્થીને વારંવાર પ્રોત્સાહન આપતા. ને તેની ભાવી જીંદગી સુધારી તેનું સારું એ જીવન ઉન્નત બને તેવા પ્રયત્નો કરતા. × × × તેમના માટે હું જેટલું લખું તેટલું ઓછું છે. છતાં એટલું તો લખું છું જ કે હું જે બાલઅધ્યાયન મંદિરમાં અભ્યાસ અર્થે આવી શકી છું તે તેમનાજ બળવડે. તેમના જ પ્રોત્સાહનથી, તેમની જ શક્તિથી, અરે તેમની જ મદદ અને પુણ્ય પ્રતાપે ! તેમનું મૃત્યુ મને ખૂબ સાલે છે, મારા જીવનમાં તેમની મોટી ખોટ પડી છે, જાણે મારો સાચો પિતા, આ જગત માંથી જતો રહ્યો હોય એવું મને દુઃખ થાય છે પરમાત્મા તેમના આત્માને શાંતિ આપે.

—નર્મદાબેન દવે

સંતાનમાં તેમને એક પુત્રી હતી, પણ એકલા ભાણાભાઇને મૂકી યુવ વયમાં તે મૃત્યુવશ થઇ હતી. એટલે ભાણાભાઇ ઉપર તેમને ને તેમનાં પત્ની રૂપબાને અત્યંત વાત્સલ્યભાવ હતો. પણ કાળની ગતિ એવી કારમી નીવડી કે એક માસને આંતરે થએલા બન્નેના

મરણપ્રસંગે ભાણાભાઇ દૂર પરદેશમાં અભ્યાસ માટે પડેલા આ વખતે આ કારી ઘા તેમના હૈયાને બહુ વિહ્વલ કરે એ સ્વાભાવિક છે. આમ ભાણાભાઇ સિવાય તેમને કોઇ સંતાન નહોતું છતાં બાળકો ને વિદ્યાર્થીઓ પ્રત્યે તેમને અત્યંત સ્નેહ હતો અને તેમનું ઘર મળવા આવ નારથી હમેશાં ભરેલું રહેતું. આમ એ બાલવિહોણું ઘર કદી ખાલી લાગતું નહિ. નિઃસંતાન સ્ત્રીપુરુષો તેમનો દાખલો લેઇ બીજાનાં સંતાનોના ઉત્કર્ષમાં રસ લે તો તેમનાં જીવન સૂનં ન લાગે. મોતીભાઇની કમાણી ને પ્રવૃત્તિઓ પરસંતાન માટે હતી. આમ નિઃસંતાન હોવ છતાં કોણ નહિ કહે કે તેમને એક નહિ પણ હજારો સત્ત્વશાળી સંતાનો હતાં ? કેટલાય વિદ્યાર્થીઓ તેમને પોતાના પિતા તરીકે ઓળખાવવામાં ગૌરવ માનતા. મૃત્યુના સમાચારે જે અનેકની આંખો ભીંજાએલી તે તેનું સાક્ષ્ય પૂરે છે.

સ્ત્રીકેળવણીના તેઓ ખાસ હિમાયતી હતા પણ તે માટે પોતાની શક્તિ નથી એમ માની તે પ્રવૃત્તિ તેમણે પોતે હાથ ધરેલી નહિ. છતાં આફ્રિકાના મિત્રો સાથે તે સંબંધે વારંવાર વિચારોની આપ–લે કરતા ને પરિણામે વિઠ્ઠલ કન્યા વિદ્યાલયને આફ્રિકામાંથી સારી મદદ મળી શકી. ગામેગામ સ્ત્રીકેળવણી માટે ખર્ચ કરવા રૂા. ૨૫૦ નું એક તો ટ્રસ્ટ ફંડ હોવું જોઇએ એમ તેઓ માનતા ને તે મેળવવા પ્રયત્ન કરી કેટલાંક એવાં ટ્રસ્ટ ફંડ તેમણે મેળવ્યાં પણ છે. ચરોતરમાં મેટ્રિક થએલી કન્યાનું નામ સાંભળી તેમની છાતી ફૂલતી.

લેખક હોવાનો તેમણે કદી પણ દાવો કર્યો નથી, પણ પ્રસંગોપાત લખવાની જરૂર પડતાં તેમણે જે લખ્યું છે તે લખાણ કંઇ સામાન્ય કોટિનું નથી. ‘ ચરોતર ’માં તેમણે પ્રકટ કરેલાં જીવનચરિત્રો, પાટીદાર પત્રિકાના તેમના લેખો અને પુસ્તકાલયોની વ્યવસ્થા માટે તેમણે પ્રકટ કરેલી પ્રશ્નોત્તરી–એ સાહિત્યના સારા નમુના છે. તેઓ એક રીતે બેશક સાહિત્ય-ના સર્જક નહોતા, પણ બીજી રીતે સાહિત્યનું સર્જન કરવામાં અનેકોને પ્રેરણા આપનાર તો હતા જ. સારાં પુસ્તકો પુસ્તકાલયોમાં જાય એ માટે તેઓ બનતી ચોકી રાખતા સ્વામી અખંડાનંદની સસ્તા સાહિત્યની પ્રવૃત્તિમાં તેમ જ પઢિયારનાં સ્વર્ગનાં પુસ્તકો પ્રગટ કરાવવાની યોજનામાં તેમનો સારો હાથ હતો.

બંધારણ ઘડવાં એ તેમને મન રમત વાત હતી, પણ બંધારણ એ કાર્યની અનુકૂળતા માટે છે–મંત્ર માનવીને જકડવા માટે નથી એમ તેઓ માનતા; એટલે જરૂર પડ્યે બંધારણની હદમાં રહી માનવીને હિતકારક હોય તે રીતે વર્તવામાં તે પાછી પાની કરતા નહિ. એટલે જ જડ બંધારણને કારણે તેમણે કોઇને અન્યાય કર્યો નથી.

પેટલાદ તાલુકામાં પણ તેમની પ્રવૃત્તિ સારી ચાલતી. પેટલાદ તાલુકા કેળવણી મંડળ, પેટલાદ તાલુકા આરોગ્ય મંડળ, પેટલાદ મહાલ પુસ્તકાલય મંડળ, એ તેમની પ્રવૃત્તિઓ હતી. ચિત્રકળા અને રંગોળીને ઉત્તેજન આપી તે કલાઓનો પરિચય તેમણે પેટલાદ તાલુકા મારફત હવે તો આખા ચરોતરને પણ કરાવ્યો છે. પેટલાદ એ તેમનું લાંબા સમયનું નિવાસ-સ્થાન, એટલે પેટલાદની અને તે તાલુકાનાં ગામોની પ્રવૃત્તિઓમાં તે ખાસ રસ લેતા. પેટલાદ તાલુકામાં ગામેગામ ગ્રામદવાખાનાં સ્થાપવાં ગામેગામ ચોખ્ખાઇ રાખવા તાલુકામાં આરોગ્ય-સપ્તાહ ઊજવવું, શિક્ષકોને તાલિમ આપવી વગેરે જેવા પ્રશ્નો હાથ ધરી તેમણે પેટલાદ તાલુકાને આદર્શ બનાવવા સારો પ્રયત્ન કર્યો છે ને તેમણે આપેલી પ્રેરણાને લીધે આખા ગુજરાતમાં કેળવણીની બાબતમાં પેટલાદ તાલુકો મોખરે છે, એમ કહીએ તો અતિશયોક્તિ નથી.

વર્ષમાં એક દિવસ વિદ્યાદાન ઊજવી કેળવણીનાં અને સેવાનાં ક્ષેત્ર માટે સારી રકમ એકઠી કરી લેવી એ તેમની યોજના મુજબ વસો ગામ છેલ્લાં ૨૩ વર્ષથી વિદ્યાદાનનો દિવસ ઊજવી દર વર્ષે રૂા ૫૦૦ થી ૭૦૦ સુધી એકઠા કરે છે. બીજાં પણ કોઇ કોઇ ગામ તેનું અનુકરણ કરી રહ્યાં છે. આમ એક ગામ પૂરતી હાથ ધરેલી પ્રવૃત્તિ આખા ચરોતર પ્રદેશ માટે દર વર્ષે યોજી એક દિવસમાં રૂા ૨૫૦૦૦ ઉઘરાવી જે તે ગામ માટે તે રકમ વાપરવી એ તેમની યોજના હતી. એ દિશામાં ગઇ સાલ તેમણે આણંદ તાલુકામાં વિદ્યાદાનનો દિવસ ઊજવ્યો હતો ને પરિણામે એક દિવસમાં રૂા. ૩૦૦૦ ભેગા થયા હતા. પણ આખા પ્રદેશ માટેની યોજના તો બાકી રહી ગઇ.

શાળાઓ અંગે પ્રવાસની યોજનાના તે ખાસ હિમાયતી હતા. પેટલાદ બોર્ડિંગથી શરૂ કરેલી એ યોજના હવે તો ઘણીખરી શાળાઓમાં સ્થાન પામી ચૂકી છે; પણ ચરોતરના વિદ્યાર્થીઓની સ્પેશીઅલની તેમની છેવટની યોજના અધૂરી રહી. ઉનાળાની લાંબી રજાઓમાં વિદ્યાર્થીઓ પોતપોતાના ગામમાં સેવાનાં નાનાં મોટાં કામો શરૂ કરે એ માટે વિદ્યાર્થીઓને તે પ્રેરણા આપતા ને પરિણામે ગામે ગામ પુસ્તકાલયો, દવાખાનાં, યુવકમંડળો, વ્યાયામમંદિરો ને કેળવણીની બીજી કેટલીક યોજનાઓ હાથ ધરાઇ છે. વિદ્યાર્થીઓને ગામડાંની સ્થિતિનો અભ્યાસ કરવાની તાલિમ આપવા, તે પોતાના ભડકદ ગામને પસંદ કરતા ને ખાધાખોરાકનો બધો ખર્ચ પોતે-ઉઠાવતા.

નોકરોને તે ઘરના માણસની જેમ રાખતા ને તેમના સુખદુઃખમાં ભાગ લેતા. ગરીબ વિદ્યાર્થીઓને પણ સ્વાશ્રયી બનાવવા તેમણે પાછળથી પોતાને ત્યાં એક વિદ્યાર્થીને નોકર તરીકે રોખવાની પ્રથા રાખી હતી. તેમને ત્યાં રહી પ્રીવીઅસથી બી. એ., એલએલ. બી. થઇ મામલતદાર થયેલા સદ્‌ગત કહાનજીભાઇનો દાખલો તો સૌ કોઇ જાણે છે ( જુઓ ' ચરોતર ' વર્ષ ૭, સન ૧૯૩૭, પૃષ્ઠ ૪૦૯ ). આમ ગરીબ વિદ્યાર્થીઓને અન્ય કુટુંબોમાં પણ રાખવાની યોજના તેઓ વિચારી રહ્યા હતા. મુકરર કરેલાં કામમાં આ વિદ્યાર્થી–નોકરો પાસેથી તે કામ લેતા; પણ જમતી વખતે પોતાની સાથે જમાડતા ને દરેક કાર્યમાં તેમનો મોભો સાચવતા.

તેમને કોઇ શત્રુ નહોતા એમ કહીએ તો અતિશયોક્તિ ગણાશે નહિ. વિદ્યાર્થીઓનો સ્નેહ તો તેમના તરફ અનહદ હતો. તેમને છુપાવવા જેવું બહુ નહોતું. નાની બાબતોમાં કે યોજનાઓમાં તે પોતાનાથી ઊતરતાઓની પણ સલાહ લેવાનું ચૂકતા નહિ, ને તેમની સૂચના સારી લાગતાં જાહેરમાં તેનો સ્વીકાર કરવામાં પણ તેઓ નાનમ માનતા નહિ. જે વસ્તુ છૂપી રાખવા જેવી તેમને લાગે તે તેમની પાસે છૂપી રહેતી ને અજાણ્યે પણ તે જાહેર થતી નહિ, એટલે જ સૌ કોઇ હૈયાની વરાળ તેમની આગળ ઠાલવવામાં સંકોચાતું નહિ.

તેમણે સવર્ણોની તો સેવા કરી જ છે, પણ ઠક્કર બાપાને રંગે રંગાયા પછી તેમણે અછૂતોની પણ સેવા કરવા માંડી હતી. તેમાં તેમને ઘણો આનંદ આવતો. મૃત્યુના દિવસોમાં ઠક્કર બાપા આગળ તેમણે એકરાર કર્યો હતો કે, પાટીદાર જ્ઞાતિએ જે અછૂતોને દુઃખી કરવામાં બાકી રાખ્યું નથી તે અછૂતોને સહાયરૂપ થઇ તે પાપ ધોઇ નાખવામાં તેમને ખૂબ રસ પડતો. રેલસંકટ કે દુષ્કાળનિવારણ માટે રાતદિવસ તેઓ પ્રયત્ન કરતા ને તેમની યોજના-

શક્તિનો આવે પ્રસંગે સારો લાભ મળતો. વીસેક વર્ષ ઉપર તેમ જ દશકા ઉપર આવેલાં સંકટો પ્રસંગે તેમણે કરેલી સેવા હજુ પણ હૃદયમાં તાજી છે.

રાતદિવસ સેવાનાં કાર્યોમાં ગુંથાઇ રહેલા મોતીભાઇને કોઇ એક સ્થળે સ્થાયી બેસી રહેવાનું નહોતું. આજે અહીં તો કાલે બીજે સ્થળે; એમ તેમને આથડવું પડતું, ઉજાગરા કરવા પડતા, નવાં નવાં પાણી પીવાં પડતાં અને વહેલા મોડા જમવું પડતું, છતાં તે માંદા પડયા નથી એ જોઇ ઈર્ષ્યા થતી યુવાનની યુવાનીને પણ લજવે એમ તે કાર્ય કર્યે જતા. કસરત તો તે કદી કરતા નહિ, પણ ઑફિસે પગે ચલી જવામાં કે વાતો કરતાં કરતાં ફરવામાં તે કેટલા ય માઇલ દરરોજ ચાલતા હશે એટલે તેમનું આરોગ્ય સચવાતું; પણ એ નીરોગ જણાતું શરીર રૂપબાના મરણના આઘાતથી પથારીવશ થયું તે થયું જ !

તેમનાં પત્ની રૂપબા ભલાં હતાં. મોતીભાઇ જેટલા બહાર ફરનારા હતા તેટલાં જ તે ઘરને ખૂણે રહેનાર હતાં, છતાં તે બંને વચ્ચે સુમેળ હતો. પુત્રને અભાવે તેમનાં અપર મા તેમને ફરી પરણાવવા ઇચ્છા રાખતાં પણ સુધારક મોતીભાઇએ તેમની ઇચ્છા કદી સફળ થવા દીધી નથી. રૂપબાનું તા ૨૯ : ૧૨ : '૩૮ને રોજ થએલું અવસાન મોતીભાઈ જેવા વીરને પણ કારી ઘા સમ નીવડયું ને તે જ દિવસથી મોતીભાઈ પથારીવશ થયા તે થયા જ ! રૂપબાને લીધે ઘરની તેમને ચિંતા નહોતી ને તેમનાં કાર્યમાં તે કદી આડે આવી વિઘ્ન નાખતાં નહિ એટલે બહારનાં કાર્યો તેઓ નિરાંતે કરી શકતા. રૂપબાના મૃત્યુપ્રસંગે મોતીભાઇને આશ્વાસનના લખેલા પત્રોના ઉત્તરમાં જીવનમાં પહેલી જ વાર રૂપબાનાં મુક્તકંઠે વખાણ કર્યા હતાં. તેમનો આ પ્રેમ ને મતસહિષ્ણુતા હિંદુ સમાજની કુટુમ્બભાવનાનું સુંદર દૃષ્ટાન્ત યુવકો સમક્ષ રજૂ કરે છે.

તેમને પગાર ને ભથ્થું ઠીક ઠીક મળતાં, પણ તે સૌ પોતાને નામે ને ઘણું પરને નામે વા સાર્વજનિક પ્રવૃત્તિઓ પાછળ છૂપી રીતે તેમણે ખર્ચી નાખ્યું છે. બહારથી જોનાર તેમને લાખોપતિ માનતા ને ખરેખર કરોડપતિને શોભે તેવું તેમનું હૃદય ઉદાર હતું; પણ માસે માસે મળતો પગાર સેવાનાં કાર્યોમાં ખર્ચાઇ જતો. એટલે તેમની પાસે રૂ. ૫૦૦૦ના વીમા વિના બીજું કાંઇ રોકડ નહોતું અને તે રકમ રૂપબાના ભરણપોષણ માટે તેમણે રાખી મૂકી હતી. એ વિના રૂપબા માટે બીજી કોઇ રકમ નહોતી. રૂપબાનું અવસાન પોતાની પહેલાં થાય એમ તે ઇચ્છતા, જેથી પાછળથી તે દુઃખી થાય નહિ. રૂપબા વહેલાં અવસાન પામી મોતીભાઇને એ રીતે તેમણે ચિંતામાંથી મુક્ત કર્યા હતા જ. આવી અકિંચન સ્થિતિ હોવા છતાં પગારના વધારા માટે તેમણે કદી માગણી કરી નહોતી અને જ્યારે શ્રીમંત મહારાજા સાહેબે, અચાનક યાદ આવતાં, તેમને રૂ. ૧૫૦૦ નું ઇનામ આપ્યું ત્યારે તે પોતે ન રાખતાં ત્રણ સ્થળે સરખે ભાગે સાર્વજનિક ઉપયોગ માટે વહેંચી આપેલું. રકમની લખણી લખાવ્યા પછી તે રકમ વહેલામાં વહેલી તકે આપવાની ખાસ કાળજી રાખતા ને સવડ ન હોય તો છેલ્લે દેવું કરીને પણ તે આપી દેતા.

મુંબાઇ સરકારે શરૂ કરેલી પ્રૌઢ શિક્ષણપ્રવૃત્તિમાં તેઓ ખૂબ રસ લેતા ને એ બોર્ડને પોતાના અનુભવનો લાભ આપવા તેઓ બહુ અધીરા બન્યા હતા. ઠક્કર બાપાની જેમ તેઓ ગુજરાતના સાચા મૂગા સેવક હતા એટલે જ વ્યાસપીઠો ઉપરથી તેમણે ભાષણો આપ્યાં

નથી કે સભાઓમાં ને સંસ્થાઓમાં કદી પ્રમુખ થયા નથી. પ્રમુખનું માનભર્યું સ્થાન તે હમેશાં બીજાઓ માટે રાખી મૂકતા. તે વક્તા નહોતા, પણ સભામાં જ્યારે તે પોતાની અનુભવવાણી ગુજરાતીમાં કે અંગ્રેજીમાં દાખલા–દલીલોથી સંભળાવતા ત્યારે સૌ કોઇ તે ધ્યાનપૂર્વક સાંભળતું, જરૂર પડ્યે તે એ પ્રમાણે લાંબા વખત સુધી પણ સતત બોલ્યે જતા, ગુણના તેઓ પૂજક હતા ને હાથ નીચેના નોકરો પ્રત્યે કદી તુમાખી વર્તન તેમણે બતાવ્યું નથી. પારકાંના દુઃખથી તેમનું અંતર રડી ઊઠતું, એટલે એ દુઃખના નિવારણ માટે પોતાનાથી બનતું તે કરતા.

કોઇ એક સંપ્રદાયને તે માનતા નહિ. સંપ્રદાયોના કર્મકાણ્ડમાં ફેરફાર થવા જોઇએ એમ તે માનતા, પણ એ સુધારો કરાવવાની પોતાની અશક્તિ જાણી એ પ્રશ્ન તેમણે હાથ ધર્યો નથી. ધર્મની તેમની ભાવના વ્યાપક હતી–સંકુચિત નહોતી. સેવાધર્મના તે અનુયાયી હતા અને એ સેવાધર્મ પ્રવર્તાવનાર ગોખલે, રામમોહનરાય, વિદ્યાસાગર ગાંધીજી વગેરે જેવા દેશી તેમ જ લિંકન, ગાર્ફિલ્ડ, બૂકર ટી. વૉશિંગ્ટન જેવા વિદેશીઓ તેમના ગુરુ હતા. નીતિવિહોણા જીવનની તેમને કંઈ કિમ્મત નહોતી, એટલે જીવનમાં નીતિના સિદ્ધાન્તો દૃઢ કરવા તે સુવાચનનો આશરો લેતા. વર્ષો પહેલાં ભક્ત કવિ નરસિંહ મહેતાએ ગાએલા વૈષ્ણવ-જનના ગુણ તેમનામાં જણાતા એટલે એ રીતે એ સાચા વૈષ્ણવજન હતા

મુહૂર્તમાં તેઓ માનતા નહિ એટલે મુહૂર્ત જોઇ તેમણે પોતાની કોઇ સંસ્થા કે પ્રવૃત્તિ શરૂ કરી નથી; પણ જેનું દિલ સાચું છે તેવા મહાપુરુષોની ઇચ્છા પાછળ પાછળ મુહૂર્તો ફરે છે. પેટલાદનું બોર્ડિંગ હાઉસ તેમણે જાન્યુઆરીની ૧૧ મી તારીખે શરૂ કરેલું. એટલે દર વર્ષ તેઓ એ દિવસને પવિત્ર માની તેની ઊજવણી કરતા. પથારીવશ હોવાને કારણે જ આ વર્ષ એ દિવસની ઊજવણીમાં તેઓ ભાગ લઇ શકયા નહોતા.

તેમના ચારિત્ર માટે બે મત નથી જ. તે એક સાચું 'મોતી' હતા. જાહેરમાં આવવા કે વર્તમાનપત્રોનાં પાને ચડવા તેમણે કદી પ્રયત્ન કર્યો નથી અને કોઇ તેમ કરવા જાય તો તેમણે તેમ કરતાં વાર્યા પણ છે. છૂટા થવાને દિવસે પણ વડોદરા રાજ્યની નોકરી તેમણે છેલ્લી મિનિટ સુધી રોજની જેમ કરી છે ને ઑફિસનો વખત થઇ રહ્યા પછી પણ માન આપવાની ઇચ્છાવાળાને દુભવી તે પ્રસંગે કે પાછળથી જલસો તેમણે થવા દીધો નથી. વિરોધીઓને રંજાડવાનો તેમણે સ્વપ્ને પણ ખ્યાલ કર્યો નથી અને ગાંધીજીએ સુભાષબાબુના પ્રમુખ તરીકે ચૂંટાતાં પોતાના માણસોને આપેલી શિખામણ જેમ મોતીભાઇએ પણ વિરોધી-ઓને તેમના કાર્યમાં વિઘ્નો ન નાખતાં પોતે ખસી જઇ તેમને કાર્ય કરવાની તક આપી છે.

અનેકવિધ સંસ્થાઓ અને પ્રવૃત્તિઓ સ્થાપી ચલાવનાર મોતીભાઇ એમ માનતા કે તે બધી સફળ થવી જોઇએ; પણ છેવટનાં વર્ષોમાં તેમણે પોતાનાં સ્વપ્નોને કાર્યમાં મૂકવાનો નિશ્ચય કર્યો હતો, જેથી ભવિષ્યની પ્રજા જાણી શકે કે મોતીભાઇએ આવા આવા વિચારો કર્યા હતા વૃક્ષને આવતો મૉર બધો ફળતો નથી, તેમ પોતાનાં બધાં સ્વપ્નો સફળ થાય એવી આશા રાખવી એ વ્યર્થ છે, એમ બે-ચાર વર્ષથી તેઓ માનતા થયા હતા. વળી બધાં કામ સર્વાનુમતે થવાં જોઇએ એવો તેમનો પહેલાંનો આગ્રહ પણ એકાદ બે વર્ષથી ડગ્યો હતો.

તેમની બધી સંસ્થાઓમાં કે પ્રવૃત્તિઓમાં તે મુખ્ય સક્રિય કાર્યકર્તા હતા ને જવાબદારી પણ તેમની હતી; બીજા તો માત્ર તેમને પૂર્તિરૂપ હતા.

તેમનું આત્મચરિત્ર લખાયું હોત તો પહેલાંના ચરોતરમાં થએલી પ્રગતિ સૌ જાણી શકત ને કાર્ય કરતાં તેમને પડેલી મુશ્કેલીઓ જાણી ભવિષ્ય માટે તેમના અનુભવનો લાભ લઇ શકત. એ દૃષ્ટિબિન્દુ એક વાર તેમની આગળ રજૂ કરતાં તેમણે આગ્રહને વશ થઇ આત્મકથા લખવાની હા પાડેલી, પણ તે નિવૃત્તિના છેવટના વખતમાં. એ નિવૃત્તિના સમયને એક વર્ષ બાકી હતું ને તે ગયા ! એટલે ચરોતરને તેમના વિકાસની કથા મળતી બંધ રહી. તેમનું વિસ્તૃત જીવનચરિત્ર તો લખાશે જ, પણ તેમને હાથે લખાએલું અનુભવપૂર્ણ સળંગ જીવન તો ગુજરાતને મળવું બાકી રહી ગયું !

પ્રેરણા આપવાની તેમની શકિત અજબ હતી અને હતાશ વિદ્યાર્થી તેમની સાથે વાત કર્યા પછી આશાવાદી બનતો. તેમની પાસેથી મદદ મેળવી આગળ વધેલા વર્ગ કરતાં જરૂર પડયે તેમની મદદ પોતાને મળશે એ હૂંફે આગળ વધેલો વર્ગ ઘણો મોટો છે. તેમણે પોતાના કાર્યક્ષેત્ર માટે ચરોતર પસંદ કર્યું હતું. તે ક્ષેત્ર પણ તેમને મોટું લાગતું. એટલે પેટલાદ તાલુકામાં તે કાર્ય કરવા માગતા. તે પણ મોટું લાગતાં વસોને તે કાર્યક્ષેત્ર કરવા માગતા. આ સંકુચિત ક્ષેત્ર છોડી ગુજરાતનાં વિશાળ ક્ષેત્રમાં આવવા સૌ કોઇ તેમને કહેતું. પણ ' ગુજરાતના નાથ 'માં મુનશીએ પોતાના માનસપુત્ર મુંજાલને મુખે ઉચ્ચરાવેલા શબ્દો મુજબ તે કહેતા કે શકિત પ્રમાણે કામ થાય, અને એક પ્રદેશમાં કરેલા કામની સુવાસ બીજા પ્રદેશમાં જતાં તે પ્રદેશ પણ તૈયાર થશે. ( આ સંબંધે તેમણે આપેલા ઉત્તર માટે જુઓ ' ચરોતર ' વર્ષ ૬, અંક ૧૨, પૃષ્ઠ ૪૧૭ )

ચરોતર પુસ્તકાલય મંડળ, ગુજરાત પુસ્તકાલય મંડળ, ચરોતર ન્યાસિક મંડળ ને સ્નેહીઓની સ્થિતિનો અભ્યાસ કરવા આફ્રિકાને પ્રવાસે જવાની યોજના-એ તેમના જીવનની આશાઓ અધુરી રહી ગઇ.

વૃદ્ધોને તેઓ સત્કારતા, પણ યુવાનોને ઉત્તેજન આપવામાં તે પાછા પડતા નહિ, વૃદ્ધો ને યુવાનો વચ્ચે તે સાંકળરૂપ હતા. સેવાભાવી માણસો તેમના મિત્રો હતા. એ સૌને ને તેમાંય પોતાના સહાધ્યાયી રૂપને મળવામાં તેમને જીવનનો અનેરો આનંદ પ્રાપ્ત થતો. સાગરની જેમ તેમનું હૈયું વિશાળ હતું, પણ એ વિશાળ હૈયાને ચિંતાઓના કેવા કેવા ખડકો નહિ ચીરી રહ્યા હોય તે કોણ જાણે ? આવા એક કર્મવીર કર્મયોગી સેવામૂર્તિ ભડવીર પુરુષના અવસાનથી ખરેખર ચરોતર રંડાયું છે !

આ બધું છતાંય મોતીભાઇ એક માનવી હતા, એટલે માનવીની ઉણપો તેમનામાં પણ હતી જ. તેઓ સમ્પૂર્ણ હતા એમ કહીએ તો તે અસત્ય જ છે. પણ એ ઊણપો બાદ કરી બાકીનું જીવન જોઇએ તો લાગશે કે મોતીભાઇએ એકલે હાથે જે કર્યું છે તે ગુજરાતમાં બીજા કોઇએ કર્યું નથી. એમના જીવન ઉપરથી બોધ લેનાર નીકળે તો કેટલો લાભ થાય ? સમાજસેવા માટે અહોનિશ ઉદ્યોગ કરવામાં તેઓ રચ્યાપચ્યા રહેતા. અને કર્મયોગથી પણ મોક્ષ મળે એમ સંતોએ તો કહ્યું જ છે.

એકલા ચરોતરમાં જ નહિ, પણ સમસ્ત ગુજરાતમાં મોતીભાઇ સાહેબ એટલે વસોના વતની શ્રી. મોતીભાઇ નરસિંહભાઇ અમીન નાના ને મોટા, વિદ્યાર્થીઓ અને સહકાર્યકર્તાઓ, અમલદારો ને સ્નેહીઓ–સૌ તેમને ' મોતીભાઇ સાહેબ '* તરીકે જ ઓળખતા ' સાહેબ ' શબ્દ તેમને ગમતો નહિ. પણ તેમ લખતાં ને સંબોધતાં તે કેટલાંને રોકે ? પત્રવ્યવહારમાં પણ વિદ્યાર્થીઓ તેમને ' પૂજ્ય ' વિશેષણ લખતા, તે પણ તેમને ગમતુ નહિ. ગાંધીજીએ પોતાના નામ આગળ ' મહાત્મા ' શબ્દ ન લખવા સૂચવ્યા છતાં સૌ તેમને હજુ પણ તે નામે ઓળખે છે, તેમ મોતીભાઇને પણ હતું. ઇચ્છા ગમે તેટલી કરીએ છતાં લખતી વખતે ' પૂજ્ય મોતીભાઈ સાહેબ ' લખાઇ જ જતું. આ લેખમાં તો તેમને સાદા નામે જ લખવા પ્રયત્ન કર્યો છે.

અંતમાં, ગુર્જર કવિ ન્હાનાલાલે પોતાના પિતાને આપેલી અંજલિમાંથી થોડીક કડીઓ લઇ મોતીભાઇને અંજલિ આપી તેમના આત્માને પરમ શાન્તિ મળે એમ પ્રાર્થી વિરમીશ.

" વીતતી દીર્ઘ રાત્રી ને થતો પ્હરોડ દેશમાં,
એ પ્હરોડે ઉગ્યા - આપ આશાવાદી અરુણશા;
છાયા તો વડલા જેવી, ભાવ તો નદના સમ,
દેવના ધામ જેવું હૈડું જાણે હિમાલય.

ભભૂકિ અગ્નિ શા આપે વનો ભસ્મ નથી કીધાં,
તમે વર્ષા સમા વર્ષ્યા, ચન્દ્રે જેમ સિંચી સુધા;
સ્હવારે સાંજરે જેવો, તપે ભાનુ દિને દિને,
શીળા શીળે તપ્યા તેમ, દઝાડ્યા નહિ કોઇને.

ધીર ગંભીર નેતા ને દીર્ઘદર્શી તમે ઘણા,
ઓધી તેથી દક્ષતાથી ધીરે ધીરે સુધારણા.
સહસ ધારથી જેમ વર્ષે છે મેઘની ઝડી,
લોકમાં વર્ષતાં તેમ આપના આત્મનાં અમી.

સિન્ધુ પ્રત્યે વહે જેવી ઊર્મિઓ નદીઓ તણી,
લોકના હેતનાં પૂર વહેતાં તેવાં તમો ભણી.
શું શું સંભારૂં ? ને શી શી પૂજુ પુણ્યવિભૂતિયે ?
પુણ્યાત્માનાં ઉંડાણો તો આભ જેવાં અગાધ છે.

ભરી અંજલિ અશ્રુની કરૂં છું આ હું અર્પણ,
સત્કારો સ્નેહની સેવા પુત્ર(શિષ્ય)નું પિતૃ(ગુરુ)તર્પણ. "

આશાભાઇ નરસિંહભાઇ પટેલ

—✱—

# ગુજરાતનો લાયબ્રેરીઅન

**પુસ્તકાલય** માસિક સ્વ. મોતીભાઇ અમીનના સ્મરણાર્થે ખાસ અંક કાઢે છે એ જાણીને પરમ સંતોષ થાય છે. ગુજરાતની ભૂમિ પર સ્વ. મોતીભાઇનું નામ અમર છે, એમ કહેવામાં કશીયે અતિશયોક્તિ નથી; ખાસ કરીને ગાયકવાડનું ગુજરાત તો એમનું સદાય ઋણી રહેશે. વડોદરા રાજ્યમાં ગામડે ગામડે પુસ્તકાલયોની સ્થાપના કરવામાં જ એમણે પોતાનું આખુંયે જીવન ખર્ચી નાખ્યું છે.

ગુજરાતની જનતાને વાચનવંતી અને વંચતી કરવી એ સ્વ. શ્રી મોતીભાઇના જીવનનું મુખ્ય ધ્યેય હતું. અને એ ધ્યેયની પાછળ પોતાની સર્વ શક્તિઓ ખરચવામાં એમણે નથી જોયો દિવસ કે નથી જોઇ રાત. સવારે બપોરે કે સાંજે, અરે, રાતના દશ–અગિયાર વાગતે પણ એમને જોયા હોય તો બસ પોતાના ગોઠીઆઓ સાથે એઓ કોઇ ને કોઇ સ્વરૂપમાં પુસ્તકો અને પુસ્તકાલયોની જ ચર્ચા કરતા હોય. ફલાણું પુસ્તક સારું કે નઠારું, ફલાણે ગામે પુસ્તકાલયની સ્થાપના કરવાની છે, ફલાણા પુસ્તકાલયમાં વાચકોને હરકત પડતી હોવાની ફરિયાદ છે, પુસ્તકોની ગોઠવણીનું શાસ્ત્ર, તેમાં શું શું સુધારાને સગવડ થઇ શકે ? વગેરે ચર્ચાઓ તેમની આગળ ચાલ્યા જ કરતી હોય. હું તો એમને જેટલી વાર મળ્યો છું તેટલી વાર એવું કદી પણ બન્યું નથી કે જ્યારે એઓ પોતાના સાથીઓ સાથે ઉપર્યુક્ત વિષયોની ચર્ચા કરવામાં પરોવાયલા માલમ પડ્યા ન હોય.

પાટણ પુસ્તકાલય પરિષદ વેળા મને એમની સાથે રહેવાનો સારો પ્રસંગ મળ્યો હતો. હું પાટણ પહોંચ્યો તે વેળા બપોરના બાર વાગ્યા હતા. મને આવેલો જોઇને તેઓ ઘણા ખુશી થયા. હું જમવાનો હતો તે તેઓ સમજી ગયા અને રસોડાના વ્યવસ્થાપકને મારા ભોજનની વ્યવસ્થા કરવા તેમણે સૂચના આપી. પછી મને કહ્યું—" તમે જમી લ્યો, પછી હું તમને અત્યાર સુધીની થયેલી કાર્યવાહી સમજાવી દઇશ. પછી છેવટ સુધી તમે અમારી સાથેજ રહેજો. "

પરિષદમાં જે કાર્યવાહી થઇ તેમાં પણ મેં જોયું તો તેઓ નાનામાં નાના કાર્યકર્તાની મૂંઝવણો અને મુશ્કેલીઓ સમજવાને એટલો બધો પ્રયાસ કરતા હતા કે તે જોઇ મને તો ખૂબ આશ્ચર્ય થયું ! નાનામાં નાના ગામનો ગ્રંથપાલ પણ આખા ગામને વાંચતું કરવા માટે શું શું પ્રયાસો કરી શકે તે એમણે જે રીતે તેઓને સમજાવ્યું, તે ઉપરથી મને લાગ્યું કે અહોહો ! એમના આદર્શો કેટલા બધા ભવ્ય છે ! જો એ સિદ્ધ થાય તો ખરેખર સોનાનો સૂરજ ઉગે. સાહિત્યપ્રચારની–અને ખાસ કરીને સુ-સાહિત્યના પ્રચારની એમની ધગશ જેવી ધગશ આખા ગુજરાતમાં ભાગ્યે જ બીજા કોઇ પણ મનુષ્યને હશે. તે જ દિવસથી મેં મારા હૃદયથી એમને '**ગુજરાતનો લાયબ્રેરીઅન**' એવો ઇલકાબ આપી દીધો. જ્યારે જ્યારે પણ હું સ્વ. મોતીભાઇને સંભારું છું ત્યારે ત્યારે મારા હૃદયમાં એ બે શબ્દનો પડઘો પડ્યા વગર રહેતો નથીઃ " ગુજરાતનો લાયબ્રેરીઅન ' તે દિવસે રાત્રે સૂતી વેળા પણ મેં જોયું તો મોતીભાઇ અને એમના મિત્ર શ્રી. ઇશ્વરભાઇ પુસ્તકપ્રચાર વિષે, બાળસાહિત્ય વિષે, સ્ત્રીસાહિત્ય વિષે મોડી રાત સુધી ચર્ચા કરતા બેઠા હતા એક ઝોકું કાઢી સાડાઅગીઆર

વાગે. હું જાગી ઉઠયો તો તે વેળા પણ, પથારીમાં સૂતાં સૂતાં પણ તેઓ બંને એ જ વાતો કરતા હતા. સવારે વહેલા ઉઠી દાતણ કરતી વેળા પણ એ જ વાત. આમ એમનું જીવન પુસ્તકો અને પુસ્તકાલયો, વાચન અને સુસાહિત્યની સાથે એકાકાર થઇ ગયેલું હતું એમ કહેવામાં કશી યે અતિશયોક્તિ નથી.

***

બીજા બે પ્રસંગો ટાંકું છું તે એમની સાદાઇના નમુનારૂપ હતા. વડોદરામાં સેંટ્રલ લાયબ્રેરીમાં હું એક વાર એમને મળવા ગયેલો. તે વેળા ઑફિસ બંધ થવાનો સમય થવા આવ્યો હતો. મોતીભાઇ સાહેબ ઉઠયા એટલે અમે બધા ઉઠયા. એટલે આવતાં મને લાગ્યું કે હમણાં શૉફર મોટર હાંકીને બારણામાં લાવી ઊભી કરશે.

પણ ના, ના. મોટર શોફર તો શું પણ એક ગાડી સરખી પણ ન આવી ! મોતીભાઇ સાહેબ ચાલતા માંડવી પર આવ્યા અને ત્યાંથી એક આનાની મોટરમાં બેઠા. હું પણ તેમાં જ બેઠો અને અમે સૌ એમને મુકામે રામજી મંદિરે ગયા. બીજી વાર એમણે મને મળવા માટે બીલીમોરા બોલાવ્યો હતો. અને ત્યાંથી અમે ગણદેવીના પુસ્તકાલયનું નિરીક્ષણ કરવા જવાના હતા; ગયા હતા. તે વેળા પણ થોડુંક ચાલી લઇને ભાડુતી બસમાં બેસીને ગયા હતા.

સારો પગાર મેળવતા અમલદાર હોવા છતાં સ્વ. મોતીભાઇની આ સાદાઇ અજાયબી પમાડે તેવી હતી. એ બતાવવાને આ બે દૃષ્ટાંતોથી બીજું વધારે શું જોઇએ ? સ્વ. મોતીભાઇ વિષે લખવા બેસીએ તો ઘણું ઘણું મળી આવે તેમ છે. એમના જવાથી ગુજરાતને, ખાસ કરીને બ્રિટિશ ગુજરાતને ભારે ખોટ ગઇ છે. કારણ કે ગાયકવાડી ગુજરાતમાં તો એમની યોજનાનાં મૂળ જડ ઘાલીને બેઠાં છે અને તે કાયમ તેમનાં સુંદર ફળો આપ્યાં કરે છે ને કરશે. પરંતુ બ્રિટિશ મુંબાઇ ઇલાકામાં એમની સત્પ્રવૃત્તિઓ આદરવાને માટે તો ના. ખેર સાહેબે હમણાંજ એમની સાથે લંબાણ વાટાઘાટ કરેલી હતી. તેને ઝાઝો સમય થયો નથી અને તેમને શુભ હસ્તે બ્રિટિશ ગુજરાતમાં એમની પ્રવૃત્તિના શ્રીગણેશ મંડાય તે પહેલાંજ પ્રભુએ એમને ઉપાડી લીધા છે. એ જાણીને દરેક સુ-સાહિત્ય-પ્રેમીને ખેદ થયા વગર રહેશે નહિ

ઈશ્વરલાલ વીમાવાળા (સુરત)

—✠—

# શ્રી. મોતીભાઇ અમીન

મુરબ્બી શ્રી મોતીભાઈ અમીન સાહેબ એટલે ચરોતરના સર્જક—ગુજરાતના શિક્ષકોના આદર્શ અને મોટા વિદ્યાર્થીસમુદાયના વડીલ અને પ્રેરક. તેઓ તેમના શિષ્યવર્ગમાં " સાહેબ "ના ટુંકા નામથી જ સંબોધાતા. અતિ પ્રેમાળ—શુદ્ધ ચારિત્ર્યવાન-સતત કર્મયોગી અને નામના કે વાહવાહથી પર-મૂક સેવક હતા. એકલા હાથે-તીવ્ર ઇચ્છાશક્તિ અને નિષ્ઠાથી અને તન્મયતાથી શું થઈ શકે તેનો પાઠ તેમણે આપણે માટે મૂકયો છે. તેમનો સહવાસ દરેકને માટે ઉન્નત હતો અને મોટા સમૂહને તે સ્મરણો પવિત્ર રહેશે. સહકાર—વ્યાયામ-ઉચ્ચ વાચન—દવા—ગ્રામસેવા—વિદ્યાર્થીવર્ગો એ તેમની વિવિધ પ્રવૃત્તિઓનાં અંગો હતાં.

પૂના, તા. ૧૯—૨—૩૯

(પ્રૉ૦) જયશંકર પીતાંબર ત્રિવેદી
L. C. E; A. M. I. (Ind.)

# સૌજન્યમૂર્તિ સદ્‌ગત અમીન સાહેબ

**સદ્‌ગત** અમીન સાહેબ સાથે પ્રથમ પરિચય મારે ઇ. સ. ૧૯૨૦ના અરસામાં થયો. તેમની આણંદની હાઇસ્કૂલમાં શિક્ષક તરીકે જોડાવાની મારી ઇચ્છા હતી. તે વખતે તેઓ મધ્યવર્તી પુસ્તકાલયમાં મદદનીશ વ્યવસ્થાપક હતા. એ સમયે તેમણે મને સંભળાવી દીધેલું એક વાક્ય હજી સ્મરણમાં છે: "જુઓ ભાઇ, લાકડાં કાપનારો જેમ સાંજ પડે લાકડાં કાપીને એક મોટો ઢગ તૈયાર કરે છે, તેવી જ રીતે સ્પષ્ટ જોઇ શકાય તેવું કામ તમારે મને બતાવી આપવું પડશે." મારા એક સંબંધીએ તેમને મારી સાહિત્ય તરફની અભિરુચિ સંબંધી વાત કરેલી; સાહિત્યની ઘેલછાવાળાના માનસમાં બહુધા ધુમ્મસ અને વરાળ જેવી, હાથમાં કંઇ ન આવી શકે એવી અચોક્કસતા હોય છે. એ ભયસ્થાનને દૂરંદેશીપણાથી લક્ષમાં રાખીને તેમણે ઉપર્લું વાક્ય ઉચ્ચારેલું. તેમાં એક સાચા વ્યવહારદક્ષ માણસનું ડહાપણ તો હજી યે મને જણાયાં કરે છે; અને હજી યે મારાં ઘણાં કાર્યોના સંબંધમાં હું વિચાર કરું છું કે "લાકડાં કાપનારાની પેઠે કાપેલાં લાકડાંના ઢગ જેવું ચોક્કસ અને નજરે જોઇ શકાય, કોઇને તાદૃશ રીતે બતાવી શકાય એવું પરિણામ તો હું મેળવી શક્યો છું ને?" ટૂંકામાં, મારા જેવાને જીવનમાં એક સ્પષ્ટ દિશાનું ભાન કરાવવાને એ વાક્ય પૂરતું હતું એમ હમેશાં મને લાગ્યાં કરે છે.

મારી માફક ઘણા યુવાનોને એમણે ખરા માર્ગનું સૂચન યોગ્ય સમયે કરાવી દીધેલું જાણવામાં છે.

આ પ્રસંગ પડ્યા પછી તો હું તેમની પાસે ઘણી વાર જતો. તેમના એક ભાણેજ કે જેઓ હાલ વિલાયત છે તે મારી પાસે ભણતા હતા. તે હતા તો માત્ર અંગ્રેજી બીજા ધોરણમાં પરંતુ પૂજ્ય અમીન સા. જાતે મારા વર્ગમાં આવે; અને ભાણાભાઇના અભ્યાસ ઉપરાંત શિક્ષણવિષયક કેટલીક વાતો કહી જાય. એક વખતે ભાણાભાઇને ગુજરાતી શ્રુતલેખન નહિ આવડેલું. તપાસ કરતાં તેમને જણાએલું કે અંગ્રેજી નિશાળોમાં ગુજરાતીના વિષયને ગૌણ સ્થાન આપવામાં આવે છે; એટલે એમણે તો ત્રિવેદી વાચનમાળાની પાંચમી ચોપડીમાંથી ભારે ભારે શબ્દોની એક નોંધ છપાવીને તૈયાર કરાવી અને લગભગ દોઢસોએ છોકરાઓને વહેંચાવી દીધી. કેળવણીના પ્રચાર અને વિકાસ માટેની તેમની આ ધૂન જોઇને મને તો ખરેખર આશ્ચર્ય જ થયું; અને તેમના જીવનમાં સેવાવૃત્તિ અગ્રસ્થાને હતી– તેનો પણ મને ઠીક ઠીક પરિચય થવા લાગ્યો. અમીન સાહેબના પોતાના અક્ષરો બહુ સારા નહોતા આવતા એટલે ચિ ભાણાભાઇના અક્ષરો મૂળથી જ સારા આવે તેટલા માટે મને કહે કે "કોઇ સારા અક્ષર કઢાવે તેવો શિક્ષક મને મેળવી આપો." શિક્ષક તો મેં ખોળી આપ્યા અને એમના કામથી અમીન સા. ને સંતોષ પણ થયો; પરંતુ તે શિક્ષકને યે લાગ્યું કે 'અક્ષર સુધારવાને માટે દશ રૂપિયાનો માસિક પગાર આપનાર આ પહેલો જ ગૃહસ્થ છે; અને મને પોતાને પણ તેમના જેટલો જ અચંબો થયો. આજથી અઢારેક વર્ષ ઉપરની વાત એટલે માસિક દસ રૂપિયાની કિંમત તો મારે મન ઘણી જ હતી અને તે પણ અક્ષર સુધારવાને માટે! એટલે મારા આશ્ચર્યનો પાર ન હતો. ભાણાભાઇને ભણાવવા તો અમીન સા. જાતે જ રોજ કલાક દોઢ કલાક બેસતા. તેમનું એ વાત્સલ્ય સંભારતાં મને હજીયે આનંદ થાય છે,

ત્યારબાદ આવ્યું બંગાળાનું રેલસંકટ. જનસેવાનું આ પ્રથમ જ કાર્ય મેં મારા મિત્ર રમણલાલ દલાલને સાથે રાખી હાથમાં લીધેલું, એટલે શરૂઆતમાં અમને કંઇ કંઇ મુશ્કેલીઓ નડેલી, પરંતુ સંકટ સમયમાં ખેંચવાની સાંકળ જેવા અમીન સાહેબ અમને બધી મુશ્કેલીઓનો તરત જ તોડ કાઢી આપતા. રૂપિયા તો ફરી ફરીને ભેગા કર્યાં, પણ મોકલવા શી રીતે ? અમીન સાહેબે કહ્યું: " તમે રૂપિયા મને આપી દો, એટલે હું જીવનલાલ ઍન્ડ સન્સને ભરી દઇશ." કામ તો પૂરૂં થઇ ગયું, પરંતુ અમીન સાહેબ માટે અમારી માનવૃત્તિ બહુ જ વધી પડી.

પછી તો, મારા કેટલાક બંગાળી મિત્રો, શ્રી. રમણલાલ દલાલ, શ્રી. મેમોરિયલ હાઇસ્કૂલના પ્રિન્સિપાલ શ્રી. નાનાલાલ શાહ અને બીજા કેટલાક મિત્રોને એકત્ર કરી એક ' સ્ટડી સર્કલ ' કાઢ્યું. દર પંદર દિવસે એક સભ્ય અમેરિકાના પેલા પ્રખ્યાત પ્રેસિડેન્ટો-માંથી એકાદનું જીવનચરિત્ર વાંચીને તેનો સાર લખી લાવે અને બધાંની આગળ વાંચી સંભળાવે. તે સંબંધમાં પછી ચર્ચા થાય અને આ રીતે વિચારવિનિમય કરવાના અમને ઠીક ઠીક પ્રસંગો સાંપડતા. જીવનચરિત્રોનો અમીન સાહેબને ભારે શોખ હતો

વસોમાં એમણે નવી શાળા કાઢેલી તે એક વખતે તેમણે જાતે ફરીને મને બતાવેલી. લગભગ પચાસની ઉપર પહોંચેલા અમીન સાહેબ આટલું બધું કામ શી રીતે કરતા હશે તે મારાથી સમજાતું ન હતું, પરંતુ ત્યારપછી તો વસોના મારા એક મિત્રે માત્ર વસોમાં જ તેમની એટલી બધી પ્રવૃત્તિઓ ગણી બતાવી કે હું તો તાજુબ જ થઇ ગયો. અનેક મંગલ-કારી યોજના ઘડવી અને તેમને આબાદ પાર પાડવી એ એમના જીવનનું રહસ્ય હતું એમ મને હમેશાં લાગ્યાં કર્યું છે.

એવામાં જાણીતા સાક્ષર કવિ કાન્તનું અવસાન થયું; ને શોકસભા ભરવામાં આવી. તે પ્રસંગે એમણે લખેલા " કાન્તનો દિનચર્યા લેખ "નો મેં સ્વાભાવિક પણ જરા વિગત-વાર ઉલ્લેખ કરેલો. સભા બરખાસ્ત થઇ અને અમીન સાહેબ કહે: " મને એ લેખ મેળવી આપો; મારે તેનો પ્રચાર કરવો છે." તે મેળવી આપતાં મને જરા વાર લાગી પરંતુ પંદરેક દિવસો તો નહિ વીત્યા હોય એટલામાં તે લેખની એક પ્રત મને કોઇ આપી ગયું. સારા અને ઉપયોગી સાહિત્યના પ્રચાર માટેની તેમની ધૂન ખરેખર પ્રબળ અને અનુકરણીય હતી.

છેક છેવટે સને ૧૯૩૪ માં 'ન્યુસપેપર કટિંગ લાયબ્રેરિયન'ની નવી જગ્યા, મધ્યવર્તી પુસ્તકાલયમાં નીકળી, તેમાં તેમણે મને માગણી કરી લીધો. 'એમની સેવાવૃત્તિના મહાનલની એક જ ચિનગારી મને મળશે તોયે જીવન ધન્ય થશે ' એ વિચારે હું ત્યાં ગયો અને તેમના સીધા સમાગમમાં આવ્યો.

એકંદરે અમીન સાહેબમાં નીડરતા, સ્વાર્પણ, કેળવણી અને પુસ્તકપ્રચાર માટેની પ્રબળ ધગશ, વાત્સલ્ય, સાદાઇ ( એમણે કદી કોટ-પાટલૂન પહેર્યાં નથી કે રેલવેના ત્રીજા વર્ગના ડબા સિવાય તેઓ બીજા ડબામાં બેઠા નથી ) અને મંગળકારી યોજનાઓ ઘડવાનો અને પાર પાડવાનો શોખ તથા **સાચી માણસાઇ,** એ આગળ તરી આવતા ગુણો હતા, એમ મને હંમેશા જણાયાં કર્યું છે.

અમીન સાહેબ જેવી વ્યક્તિ ગુજરાતમાં વિરલ જ હશે. તેમનાં સત્કાર્યો એટલાં બધાં છે કે **તેમના આત્માની સદ્ગતિ થાય એ આપણી પ્રાર્થનાનો વિષય જ નથી, એ તો એમનો** હક્ક જ છે; છતાં એમના જીવનના ઉપર્યુક્ત અંશોમાંથી સ્વલ્પાંશે પણ આપણું જીવન રંગાય તો એ જ એમનું સાચું સ્મારક થઇ પડશે.

—વિવિત્સુ

# મતસહિષ્ણુતા

એ વાતને આજે પંદર વર્ષ થયાં. સન ૧૯૨૪ ની સાલની વાત છે. ઉનાળાની મોસમ હતી. દાહોદ ખાતે ભીલ પરિષદ ભરાઇ હતી.

વડોદરાના " નવગુજરાત " પત્રના પ્રતિનિધિ તરીકે એ સભાની નોંધ લેવા મારે ત્યાં જવું પડેલું.

એ સભામાં સસ્તુ સાહિત્યવાળા સ્વામી અખંડાનંદજી, સ્વ. મોતીભાઇ અમીન સાહેબ, રેવ. સી. એફ. એન્ડ્રુઝ, ઠક્કરબાપા, શ્રી. ઇંદુલાલ ક. યાજ્ઞિક વગેરે હતા.

બપોરે વાત કરતાં અમીન સાહેબે મને ઓળખ્યો. પહેલાંથી જ પરિચય તો હતો જ. વાતવાતમાં મહાત્મા ગાંધીજી, " નવજીવન " પત્ર વગેરે ઉપર વાત નીકળી. શિષ્ટ પુસ્તકો અને શિષ્ટ વર્તમાનપત્રોના બહોળા પ્રચારમાં સ્વ. અમીન સાહેબ ભારે રસ લેતા હતા એ તો સૌ કોઇ જાણે છે.

મેં એમને કહ્યું: " મેં મહાત્મા ગાંધીજીને ' નવજીવન 'ની કિંમત ઘટાડવા કાગળ લખ્યો હતો. "

અમીન સાહેબ ખુશ થયા. એ વેળા ' નવજીવન 'ની આશરે ૨૫ થી ૩૦ હજાર પ્રતો ખપતી હતી અને " Young India "ની પણ સારી જેવી નકલો ખપતી હતી. એમ છતાં ' નવજીવન 'ની કિંમત સવા આનો હતી એટલે તે ઘટાડી એક આનો અથવા તેથી પણ ઓછી કરવા માટે મેં મહાત્મા ગાંધીજીને લખ્યું હતું કે જેથી ગરીબવર્ગ પણ 'નવજીવન' પત્રનો લાભ લઇ શકે.

અલબત્ત, મહાત્માજીની વિચારસરણી જુદી હતી. એમણે એમનું આ બાબતનું મંતવ્ય Young India માં અને ' નવજીવન 'માં નોંધ લખી સમજાવ્યું હતું, અને કયા કારણે કિંમતમાં ઘટાડો શક્ય નથી એનું મારા પત્રના જવાબમાં સુંદર સ્પષ્ટીકરણ કરેલું હતું.

સ્વ. અમીન સાહેબે એ વાંચ્યું હતું. એ પ્રશ્ન પૂછનાર હું હતો એ જોઇ તેઓ બહુ ખુશ થયા. એમણે મને અભિનંદન આપતાં કહ્યું: ' તમારો સવાલ અને એનો જવાબ, એ બંને ગૌણ બાબતો છે. પરન્તુ મહાત્મા ગાંધીજી જેવા મોટા નેતાને તમે તમારો અભિપ્રાય નીડરપણે જણાવી સૂચના કરી, એ ખુશી થવા જેવું છે. મોટા માણસોને પણ જરૂર પડયે વિનયથી અને નીડરતાથી પોતાના વિચારો રજૂ કરવા એ સારી વાત છે. તમે આ રીતે તમારો અભિપ્રાય દર્શાવ્યો એ સારૂં કર્યું. '

***

બીજો એક પ્રસંગ તો છેક ગયા વર્ષમાં જ બન્યો. ' બાલસાહિત્ય સર્વસંગ્રહ 'ના ત્રીજા ભાગના પ્રકાશન સંબંધમાં કેટલીક બાબત ઉપર મારો વિરોધ હતો અને મેં એ ' બાલજીવન ' માસિકમાં લખાણથી જાહેર કર્યો હતો.

આ બાબત મારા સિવાય અન્ય પત્રોમાં પણ લખાણો આવ્યાં હતાં. એક લંબાણ કાગળ લખી એ બધાં લખાણો મેં સ્વ. અમીન સાહેબ ઉપર મોકલી આપ્યાં.

થોડાક દિવસો બાદ ૪ થી ૫ પૃષ્ઠ ભરી સ્વ. અમીન સાહેબનો મારા ઉપર પત્ર આવેલો. મારી દલીલોના સંબંધમાં વિશેષ હકીકત જાણવા અને મારે શું કહેવું છે એ

વિસ્તારથી જાણવા માટે વડોદરા ફરીથી આવવાનું થાય ત્યારે મને મુલાકાતે બોલાવવા એમણે લખેલું અને ૪ પાનાં ભરીને લખેલા એ લંબાણુ લેખમાં મારી અમુક બાબતો માટે મને અભિનંદન પણ આપ્યાં છે.

અને એઓશ્રી વડોદરા આવ્યા ત્યારે મને વખતસર મુલાકાત માટે બોલાવેલો પણ ખરો. પરન્તુ એ દિવસે મારે ઓચિંતુ છાપખાનાના કામે ભદ્રની કચેરીમાં એજ વખતે હાજર થવાનું હોવાથી હું એમને મળવા જઇ ન શકયો. ફરીથી બીજા પ્રસંગે મુલાકાત આપવા વિનંતિ કરી.

***

બીજા પણ પ્રસંગો હતા. અત્રે એનો નિર્દેશ કરવાની જરૂર નથી. ઉપરના બે પ્રસંગો ઉપરથી જ સ્વ. અમીન સાહેબ મહાન વ્યક્તિ શા માટે હતા તે આપોઆપ ખુલ્લું થાય છે.

સ્વ. અમીન સાહેબે વર્ષો લગી જવાબદાર જગાએ અમલદારી કરેલી. એમ છતાં કમળપત્રને જેમ જળબિંદુનો સ્પર્શ થતો નથી, તેમ અમલદારી ખુમારી એમને જરા પણ સ્પર્શી શકી ન હતી. પોતાનાથી ગમે એવા નાના દરજ્જાના માણસને પણ શું કહેવાનું છે, એની શી ફરિયાદ છે, એ ફરિયાદમાં વાસ્તવિકતા છે કે કેમ, વાસ્તવિકતા હોય અથવા ન હોય તો પણ એને સભ્યતાથી સાંભળી લઇ યોગ્ય તે કરવાનું આશ્વાસન આપવું એ બધું કામ હૃદયની ઉદારતાવાળા મહાનુભાવથી જ બની શકે. અમીન સાહેબ સાચે જ દિલના અમીર હતા. એમની અનહદ લોકપ્રિયતા અને મોટાઇનું રહસ્ય એમની મતસહિષ્ણુતા દ્વારા પણ આપણે સમજી શકીએ છીએ.

***

ગુજરાતી બાલ સાહિત્યમાં જ્ઞાનચક્ર (Children's Encyolopedia)ની અનિવાર્ય જરૂર છે. એ બહુ વિશાળ યોજનાનું કામ છે. નાણાંનો એમાં ગંભીર પ્રશ્ન ઊભો થાય છે. શ્રી. ગિજુભાઇ અને એમની સરદારી નીચે કામ કરનાર માણસો તો મળી આવત, પણ પણ નાણાંની વ્યવસ્થા કરવાનું અઘરૂં કામ તો સ્વ. અમીન સાહેબ જેવા જ કરી શકત. મારૂં માનવું છે કે સ્વ. અમીન સાહેબને જો ઇશ્વરે દીર્ઘાયુષ આપ્યું હોત તો આ દિશામાં જરૂર સંગીન પ્રયત્ન થઇ શકત. પરન્તુ એમના સ્વર્ગવાસથી જેમ અનેક આશાઓને ફટકો પડયો છે, તેમ કદાચ આ યોજનાને પણ હાલ તો ફટકો જ પડયો સમજવો રહ્યો !

***

કેટલીક બાબતોમાં સ્વ. અમીન સાહેબ સાથે મારે મતભેદ હતા. ઘણીઘણી બાબતોની ઝીણી મોટી મારી અને મારા પુસ્તકવિક્રેતા મિત્રોની ફરિયાદ લઇને મારે તેમની પાસે જવું પડેલું. પરંતુ દર વખતે એટલી જ શાંતિ, એટલી જ મીઠાશ અને એટલી જ સહાનુભૂતિથી એમણે શબ્દે શબ્દ સાંભળ્યો છે. ફરિયાદમાં જ્યાં જ્યાં એમને તથ્ય જણાયું ત્યાં ત્યાં એના નિકાલો કર્યાં છે. એમની પાસેથી જ્યારે જ્યારે હું પાછો ફર્યો છું ત્યારે ત્યારે ઊંડા સંતોષની લાગણી સિવાય કદી કશું અનુભવ્યું નથી.

આવા મહાન ગુજરાતીના સ્વર્ગવાસના સમાચાર જ્યારે મેં છાપામાં વાંચ્યા ત્યારે અંતઃકરણને ઊંડો આઘાત થયો. મેં મારૂં અંગત કાંઇક ગુમાવ્યું હોય એમ મને લાગ્યા વગર રહ્યું નથી.

સ્વ. અમીન સાહેબ સ્વર્ગમાં શાશ્વત શાંતિ મેળવો એજ ભક્તિપૂર્ણ હૈયે નમ્ર અભ્યર્થના !

રમણલાલ નાનાલાલ શાહ
(તંત્રી "બાલજીવન")

# પુણ્ય સ્મૃતિ

આ લેખના લેખક શ્રી. શારદાપ્રસાદ વર્માને એમની ફોરમની લહરિઓ પ્રકટ કરવામાં સદ્‌ગતે કેટલી અને કેવા પ્રકારે પ્રેરણા આપેલી, એ પ્રેરણાથી તેઓ તેમના લેખનવ્યવસાયમાં કેવી રીતે આગળ આવ્યા તે તેમજ સદ્‌૦ સાહેબને એમના પુસ્તકનું ' અર્પણ ' કરતાં પ્રસિદ્ધિના અણગમાને લીધે તેમને અપાનાર ઉત્તેજન કેવી રીતે બંધ થવાનો વખત આવ્યો તે તેમના શબ્દોમાં અહીં તેમના સ્વાનુભવરૂપે રજૂ થાય છે.

**પુસ્તકાલય** ખાતાના અધિકારીના હાથમાં એક નાની સુઘડ ચોપડી એક દિવસ આવી પડે છે. એઓ એકાદ વાર આમતેમ જોઇ, અવકાશે તપાસવા માટે રાખી મૂકે છે.

દિવસો વીતે છે ને એમની રોજની થોકબંધ ટપાલમાં પેલી ચોપડી ઉપરનીચે થયા કરે છે, છતાંએ ચોપડીને સાહેબના વાચનનો લાભ મળતો નથી. તો પણ સાહેબના હાથમાં અવરનવર આવવાથી એનું નસીબ ખૂલે છે. સાહેબ મુસાફરીએ જાય છે ત્યારે રસ્તામાં જોવાના કામમાં આ ચોપડીનો પણ સમાવેશ થાય છે.

ગાડી ચાલવા માંડે છે ને સાહેબ સાથે લીધેલાં કામનો-નિકાલ કરવા લાગે છે. પેલી નાની ચોપડીનો વારો આવે છે, બે-ચાર પાનાં સાહેબ વાંચે છે ને બસ, પછી એ ચોપડી વિષે જ વાતો કરે છે, એમના મદદનીશોને એ વંચાવે છે.

મુકામે જઇ સાહેબ બીજા દિવસની ટપાલ લખાવે છે, તેમાં એક પત્ર પેલી નાની ચોપડી મોકલનાર પર પણ હોય છે. સાહેબનો મુકામ કઠોરમાં છે એ દરમ્યાન લેખકે એમની મુલાકાત લેવી. એવો આગ્રહ કરે છે-ફરમાન નહિ. આ કાગળ ટપાલમાં રવાના થાય છે. પછી લેખકના વતનના એક ડે. એ. ઇન્સ્પેક્ટર એમને મળવા જાય છે. એમને પણ એ જ વાત કહે છે, લેખકને મળી જવા કહેવાનું કહે છે.

બીજે દિવસે એ નાની અમથી ૩૦ પાનાની ચોપડીનો લેખક (!) કંઇક કુતુહલથી, કંઇક આશ્ચર્યથી, કોઈ મોટા અમલદારને મળવા જવાનું હોય એવી લાગણીથી એમની મુલાકાતે જાય છે.

લગભગ બારેક વાગ્યાના સુમારે શ્રી. અંબેલાલ દેશાઇ સાથે એ પહોંચે છે. સાહેબ ભોજન કરી, થોડી વારમાં આવે છે ને ખબર-અંતર પૂછે છે. એમાં એક વાત એ પણ આવી જાય છે કે અમે જમવાના છીએ કે કેમ ? ન જમ્યા હોઇએ તો અમારે પહેલાં જમવા જવાનું. બસ, ઔપચારિક વાત પૂરી થાય છે અને સાહેબ કામની વાત પર આવે છે. " આ નાની ચોપડી જેવી વધુ લહરિઓ લેખક લખે તો? લેખક શા માટે ન લખે ? આવી ચોપડીઓ વધુ લખાવી જોઇએ. " લેખક પોતાની કેટલીક અશક્તિ અને મર્યાદા દર્શાવે છે. આવી ચોપડી માટે જોઈતાં વિપુલ સાધનો, એ સાધનો-એ સાહિત્યસામગ્રી ખરીદી ન શકાય, અને મેળવવાની મુશ્કેલી; એ બધું તૈયાર થતાં છપાવવાની ને એ કરતાં ખપાવવાની વધુ મુશ્કેલી.

પણ એમણે તો જાણે આ સૌ વાતનો તોડ અગાઉથી આણી જ ન મૂકયો હોય તેમ કાગળ–પેન્સિલ લઇ, પુસ્તકની વિગત અને વિષયવહેંચણી કરી લેવા કહે છે. તે તૈયાર થતાં, એ માટે જોઈતી સાહિત્યસામગ્રી પોતે પૂરી પાડવા જણાવે છે અને પછી છેલ્લા મહત્ત્વના, મુશ્કેલ લાગતા ખપતના પ્રશ્ન વિષે તો એ કોઇ શ્રદ્ધાન્વિતની જેમ કહે છેઃ "પહેલાં તૈયાર તો કરો. તૈયાર થયે એનું નિરાકરણ આવી જશે. શુભ કાર્ય નકામું જતું નથી." અને લેખક પાસે વધુ લહરિઓ તૈયાર કરાવવાનું નક્કી કરે છે.

આ પહેલી મુલાકાત તેનામાં આત્મશ્રદ્ધા પૂરે છે, લખવાની પ્રેરણા આપે છે અને એક નાની બત્રીસ પાનાંની ચોપડીનો લેખક–જો એને લેખક કહી શકાય તો–વધુ લખવાના ઉત્સાહથી ઉદ્યુક્ત થાય છે.

એ પ્રેરણા ન મળી હોત તો ફોરમનું પ્રાગટય થાત કે કેમ એ શંકાભર્યું લાગે છે. આમ એમણે કેટલાને પ્રેરણા અને ઉત્સાહ આપ્યાં હશે !

એ પછી કેટલાંક પુસ્તકો આ લેખકને મળે છે અને થોડા દિવસ બાદ એક પત્રમાં સમાચાર આવે છે કે સાહેબ સવારની ટાપ્ટીમાં આવી વડોદરે જનાર છે. એ દરમ્યાન ગાડીને અડધો પોણો કલાકની વાર હોય તે સમયે એણે સાહેબને સ્ટેશને મળવું.

દરબારી ઉતારામાં તે દિવસે મળેલા સાહેબ કોણ જાણે આજે કેવા રૂવાબમાં હશે એમ વિચારતો તે બીજા વર્ગના વેઇટિંગ રૂમમાં નજર કરે છે. ને એ રૂમ ખાલી જોઇ પાછો ફરવા જાય છે ત્યાં પાસેના બાંકડાની એક બાજુ પર સાહેબ કંઈક વાંચતા દેખાય છે. અને અમલદારી શિષ્ટાચારને બદલે સીધી લેખનવિષયક વાત કાઢે છે. કશી જ ઔપચારિકતા નહિઃ ન મળે ડોળ કે દમામ. સહેજમાં, એક મોટા માણસ સાથે વાત કરતો હોઉં એમ લાગતું નથી, આસપાસનાનેય એ ખ્યાલ ન આવે.

પણ એ એમને સ્વાભાવિક હતું, એ મેં પછી જાણ્યું. એક વખત મને એમની સાથે ટૂંકી મુસાફરી કરવાનો લાભ મળ્યો ત્યારે મારે કયાંક જવું હતું. એમણે કહ્યુંઃ આપણે સાથે જઇશું. રસ્તામાં શ્રી. વામન મુકાદમ મળ્યા. આણંદ સ્ટેશને ચરોતર એજ્યુકેશન સોસાયટીના મંત્રી ભાઇ આવ્યા હતા. બસ, એમને તો કામ, કામ ને કામ જ જાણે. એઓ ગમે ત્યાં હોય, સદૈવ લોકકલ્યાણની યોજના વિચારતા જ હોય, એ સાથે, એ યોજનાઓ કેવી રીતે કાર્યમાં મૂર્તિમંત થઇ સફળ થાય તે માટે પણ ચિંતન ચાલુ જ, સાથીને સોંપતા યે રહે. સાથી ગમે તે સ્થિતિના હોય, નાના હોય તોયે અભિપ્રાય લે, સાચો લાગે તે નિખાલસતાથી સ્વીકારે, અને એનો યશ પણ એને આપે.

એમના પરિચયમાં આવનારને એમની વિનોદવૃત્તિની તો ખબર હશે. એક વખત બીજા વર્ગનું ભાડું મળે છતાં ત્રીજા વર્ગમાં મુસાફરી કરવા વિષે વાત નીકળતાં, વિનોદમાં એમણે જવાબ આપ્યો; પણ એ ઉત્તર પાછળ રહેલું રહસ્ય, એમના હૃદયની ઊંડી લાગણી અને લોકકલ્યાણની સતત ચિંતા અને કર્તવ્યપરાયણતા જ દાખવતું હતું. એમના પગારની જેમ એમનું મુસાફરી ભથ્થું, ગરીબ વિદ્યાર્થીઓ માટે ખરચાઇ જતું. એક દિવસ,–હતાશ થઈ એક હરિજન વિદ્યાર્થી એમની પાસે આવ્યો. એ વિદ્યાર્થીને મદદ મળતાં વિલંબ થતો હતો અને પરીક્ષાની ફી તાકીદે ભરવાની હતી. એ મદદ મેળવી આપવા વચન આપ્યું, વેળાસર ન મળે

તો ઘટતું બધું જ થશે એમ આશ્વાસન દીધું. અને ' **તારે અભ્યાસ સિવાય વિચાર કરવો નહિ, મારે તો તને ગ્રેજ્યુએટ બનાવવો છે,'** કહી અભ્યાસ માટે ઉત્સાહ આપ્યો. એ વિદ્યાર્થી ગયો એટલે તુરત જ્યાંથી મદદ મળવાની હતી ત્યાં પહેલો પત્ર લખાવ્યો. આવાં તો કેટલાયે પુણ્યસ્મરણો નોંધાશે! મને તો અલ્પપરિચય જ મળ્યો હતો, ગણતરીબંધ દિવસો જ એમની સાથે રહેવાનું અલ્પ સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું હતું. અને તેમાં યે હું એમની સાથે ફરવા જઇ શકતો નહિ, એટલે ઘણું ઘણું જાણવા જેવું નહોતો જાણી શકયો. છતાં જ્યારે જ્યારે હું ગયો હોઇશ, ત્યારે ત્યારે વખત કાઢતા. અરે, એક વખત તો વહેલા સુઇ વહેલા ઊઠનાર શ્રી. મોતીભાઇ સાહેબની આંખો ઊંઘે ઘેરાવા લાગી, છતાં એમણે વાર્તાલાપ ચાલુ રાખ્યો હતો. ફોરમનું બધું જ લખાણ એ જોઇ ગયા અને સૂચનો કર્યાં હતાં.

પણ જ્યારે ફોરમ એમને અર્પણ થયેલી જોઇ ત્યારે એમણે કહ્યું કે હવે એમની મદદ કંઇ મળશે નહિ. કોઇ પણ પ્રવૃત્તિ સાથે એ નામ જોડવા નહોતા માંગતા. એવા એ નિઃસ્પૃહી ને નિરભિમાની !

એમનો અલ્પ પરિચય પણ પુણ્ય સ્મૃતિ સરખો છે. દંભ, સ્વાર્થ અને કૃતઘ્નતાથી છવાયેલા જગતમાં એમનો સત્સંગ મીઠી વીરડીશો હતો; ને જગતનાં વેરઝેર ભુલાવી, પ્રેરણા આપી, શ્રદ્ધા પ્રગટાવે છે; ઉત્સાહ દઇ, નિષ્કામ કર્મ તરફ દોરે છે.

એ પુણ્ય વિભૂતિનાં કેટલાં સ્મરણો સંઘરાશે ! એમને કઇ રીતે વંદીએ, નિષ્કામ મૂર્તિમંત કર્મરૂપે કે પ્રેરણામૂર્તિ તરીકે ! એ શું હતા એ જોતાં એ શું નહોતા તે વિચારવું સરળ થઇ પડે. એ માનવી નહોતા પણ એક સંસ્થા હતા–પણ સંસ્થાની જડતાવિહોણા. સંસ્થા જ શાને ?–અનેક સંસ્થા, ગુજરાતને સમૃદ્ધ કરતી, અનેકવિધ પ્રવૃત્તિના એ પ્રેરક હતા. વર્તમાન ગુજરાતનું સમર્થ પ્રેરક બળ કહીએ તો ?

શારદાપ્રસાદ વર્મા

—卐—

## અનુષ્ટુપ

શાને કોઇ મરે તેથી કરવો શોક તે વૃથા,
જન્મ ને મૃત્યુ કેરી જો સદાયે ચાલતી પ્રથા.

કરૂં ના શોક હું, કિંતુ સદાયે અંતરે સ્મરી,
તારા સત્કર્મનાં માળા, ફેરવું ફરી ને ફરી.*

—સોમાભાઈ ભાવસાર

* રાજકોટ બાલઅધ્યાપન મંદિર તરફથી પ્રકટ થતા હસ્તલિખિત "પારિજાત"ના "મોતીભાઇ સ્મારક અંક"માંથી.

# એક અંજલિ

પાવાગઢ, આબુ, ગિરનાર, હિમાલય–આ બધા પર્વતો છે. આમ છતાં આ બધા પર્વતોને સરખાં શિખરો નથી. પાવાગઢને એક જ શિખર છે, આબુને બે ત્રણ છે, ગિરનારને પાંચેક છે અને હિમાલયને તો શિખરોનો પાર જ નથી.

મોટા માણસો પણ આ પર્વતો જેવા જ હોય છે. કોઈમાં એક જ પ્રકારની મહત્તા હોય, કોઈમાં બે પ્રકારની હોય, કોઈમાં એથી વધારે પ્રકારની હોય અને કોઈ અદ્ભુત વ્યક્તિમાં તો મહત્તાના પ્રકારોનો પાર જ હોય નહિ.

પૂ. મોતીભાઈ સાહેબને પાવાગઢ, આબુ, ગિરનાર કે હિમાલયમાંથી એકની જ સાથે સરખાવવા હોય તો તેમને હિમાલય સાથે જ સરખાવવા પડે.

પૂ. મોતીભાઈ સત્યવાદી હતા, પ્રમાણિક હતા, દીનબંધુ હતા સાદા હતા, વાત્સલ્ય ભાવથી ભરપૂર હતા, સ્વદેશપ્રેમી હતા, માનવપ્રેમી હતા, ઉદ્યોગી હતા, નમ્ર હતા, અડગ હતા, આમ ' અનેક હતા ' એમના વર્ણનમાં આવી શકે.

એ બધાનું ગાન કરવું મારાથી અહીં થઈ શકે તેમ નથી. હું તો એમની કેટલીક મહત્તાઓની જ ઝાંખી કરાવવા અત્રે પ્રયત્ન કરીશ.

કેટલાક માણસો માને છે કે માણસને આપમેળે અનુકૂળ કે પ્રતિકૂળ સંજોગો સાંપડે છે, અને એ સંજોગો પ્રમાણે માણસ ઘડાય છે. આ માન્યતા સાધારણ માણસોના સંબંધમાં સાચી હશે. અસાધારણ માણસો એની મેળે અનુકૂળ સંજોગો આવે એની રાહ જોતા નથી. તેઓ અનુકૂળ સંજોગો ઉત્પન્ન થાય તે માટે પ્રયત્નશીલ હોય છે. પૂ. મોતીભાઈ સાહેબના સંબંધમાં પણ આમ હતું.

એક દિવસ વાતચીતમાં પૂ. મોતીભાઈ સાહેબે મને જણાવ્યું: " શંકરભાઈ ! મને કુદરતે અનુકૂળતા આપી છે તેની સાથે મેં જાતે પણ અનુકૂળતા મેળવવા પ્રયત્ન કર્યો છે. ઘણા કહે છે કે મોતીભાઈને તો છૈયાં–છોકરાં નહિ એટલે પરોપકારનાં કામ કરી જ શકે ને ! હું કહું છું કે એ વાત સાચી છે. પણ બીજી વાત એ છે કે મને ફરી પરણાવવા માટે મારી જુવાનીમાં ઘણા પ્રયત્નો થયેલા. પણ હું ફરી પરણવાના મોહને વશ ન થતાં મેં તો સેવાધર્મ જ સ્વીકાર્યો. "

દરેક મોટી ઉંમરનો માણસ પોતપોતાના અંતરમાં વિચાર કરશે તો સમજાશે કે જુવાન માણસને કુટુંબસુખનો જાણી જોઈને ત્યાગ કરવો સરળ નથી. પરંતુ પૂ૦ મોતીભાઈ સાહેબે તે કર્યો. આમ છતાં, આ હકીકતની જાહેરાત તેમણે જિંદગીના છેવટના ભાગ સુધી થવા દીધી નથી તે વસ્તુ તેમના ત્યાગને વધારે ઉજ્જવળ બનાવે છે.

પૂ. મોતીભાઈ સાહેબમાં નમ્રતા, સરળતા તથા વિનોદવૃત્તિનું અજબ મિશ્રણ હતું. એ મને કહેતા: " શંકરભાઈ, મારા અક્ષર તો જુઓ ! મારાથી તો તે વાંચી જ શકાતા

૯

નથી !" આ શબ્દો એમની નમ્રતા, સરળતા તથા વિનોદવૃત્તિમાંથી જ જન્મતા હતા; બાકી, એમના અક્ષર એવા કંઈ ખરાબ નહોતા કે જેને માટે ઉપરની ઉક્તિ વાપરી શકાય.

ઉપરના જ ગુણોનું મિશ્રણ સૂચવતો એક બીજો પણ પ્રસંગ છેઃ—

એક વખત કંઇ વાત વાતમાં મને કહેઃ " શંકરભાઇ ! તમે જાણો છો કે હું ડબલ ગ્રેજ્યુએટ છું ?" મેં કહ્યું: " ના સાહેબ, આપ તો બી. એ. જ છો ને ?–એમ. એ. કે એલ એલ. બી. હો એમ મને ખબર નથી !" સાહેબ કહેઃ ' હું છું તો બી. એ. જ; પણ કૉલેજમાં લગભગ બધા વર્ગોમાં બબ્બે વર્ષ રહ્યો છું ! એક જ વર્ષે હું કંઇ તમારા બધાની માફક પાસ થયો નથી !" મને આશ્ચર્ય થયું કે આવડો મોટો માણસ પોતાની પાછલી આવી હકીકત કેટલી સરળતાથી તથા વિનોદથી રજૂ કરે છે ! આ રજુઆતમાં જ પૂ. સાહેબની મહત્તા હતી.

પૂ. સાહેબ સાથે જેમને જેમને પ્રસંગ પડયા છે, તે સૌ જાણે છે કે પૂ૦ સાહેબમાં વસ્તુસ્થિતિની ગૂંચવણુ સમજવાની તથા તેનો ઉકેલ લાવવાની અદ્દભુત ઝડપ હતી. આ શક્તિ અસાધારણ જ કહેવાય વળી તેમનામાં વિચારોની સ્પષ્ટતા એટલી બધી હતી કે તેઓ તેમના વિચારો બીજાને સરળતાથી મોઢે બોલીને ભૂલચૂક સિવાય લખાવી શકતા. આમ છતાં, પૂ૦ સાહેબમાં આ સંબંધી કંઇ જ અભિમાનને બદલે ઉપર એમના શબ્દોમાં રજુ થઈ છે તેવી નમ્રતા જ હતી.

પૂજ્ય સાહેબને ઘણા સુશિક્ષિત જુવાનો જૂની વિચારશ્રેણીના માનતા. મને લાગે છે કે આ એક મોટી ગેરસમજ હતી. પૂજ્ય સાહેબ જૂના કે નવા—એકના આંધળા પૂજારી કે અન્યના દુશ્મન નહોતા. એમને જૂના અને નવા બંનેમાંથી કલ્યાણકારી તત્ત્વો પસંદ હતાં. પોતાના કુટુંબમાં જાત કે સ્પર્શાસ્પર્શનો આગ્રહ કોઇ રાખે તો તે સામે તેઓ કટુતા નહિ રાખતાં તેઓ તે ઉદારતાથી સહી લેતા; પરંતુ તેઓ પોતાના જીવનમાં તો બુદ્ધિગમ્ય માર્ગો જ પસંદ કરતા. તેઓ વડોદરા રાજ્યની નોકરીમાંથી નિવૃત્ત થયા તે પહેલાં પણ અંત્યજો સાથે ભળતા, અને પાછળથી તો અંત્યજોના ઉદ્ધાર માટે તેમણે ઉઘાડે છોગે કાર્ય આરંભ્યું હતું. મહાત્મા ગાંધીજીના અનુયાયીઓ કહેવડાવનારાઓમાં કેટલાકમાં મહાત્માજીના આદેશો સમજવાની તથા તે આચારમાં મૂકવાની જેટલી ઉત્કટતા હોય તેના કરતાં વધારે ઉત્કટતા પૂ. સાહેબમાં હતી.

વિદ્યાપીઠના સ્નાતકોને પૂ૦ સાહેબે હલકા નહિ ગણતાં આદરથી અપનાવ્યા છે. શ્રી. ગિજુભાઇ જેવા ઉદ્દામ બાલશિક્ષણશાસ્ત્રીની પરખ કરી તેમનો લાભ પૂ૦ સાહેબે લીધો છે અને બીજા અનેકને અપાવ્યો છે. શ્રી. દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનના બીજા અગ્રગણ્ય સજ્જનો શ્રી. નાનાભાઇ અને શ્રી. હરભાઇને પણ સાથ આપવામાં પૂ. સાહેબ કદી પાછળ પડયા નથી. વિદ્યાપીઠના શ્રી. રામનારાયણ પાઠક કે શાંતિનિકેતનના શ્રી. ક્ષિતિમોહન સેનની કદર પૂ. સાહેબ પૂરેપૂરી સમજતા હતા. ચરોતર એજ્યુકેશન સોસાયટી વિદ્યાપીઠ સાથે જોડાયા પછી વિદ્યાપીઠની ઊતરતી દશામાં તેનો સાથ છોડી સરકારી ખાતાની ઓથ લે તે

પૂ. સાહેબને સહેજે પસંદ નહોતું. આમ, પૂ. સાહેબને જૂની વિચારશ્રેણીના ગણવા એ હાલના મહાસભાના અગ્રણીઓને મવાળ પક્ષના ગણી ખોટા ફજેત કરવા જેવું છે. જો કાર્યને બદલે શબ્દોથી જ માણસને પ્રગતિવાદી કે પછાત ગણી શકાતો હોય તો પૂ. સાહેબને પછાતમાં ગણી શકાય ખરા.

પૂ. સાહેબ શિક્ષકોના મિત્ર હતા, વિધવાઓનાં તથા ગરીબોનાં આંસુ લૂછનારા હતા, વિદ્યાર્થીઓની વહાર કરતા હતા, પુસ્તકાલય–વ્યાયામ–ચિત્રકલા–આરોગ્ય–ખેતીવાડી સહકારી પ્રવૃત્તિ–વગેરે અનેક પ્રવૃત્તિઓના જ્ઞાતા તથા દોરક હતા, એમ 'અનેક હતા' એમને વિશે કહી શકાય તેમ છે; પણ મેં આગળ કહ્યું તેમ અત્રે એ બધો વિસ્તાર કરી શકાય તેમ નથી પૂ. સાહેબમાં જે કંઇ હતું તેનો અંશ પણ આપણા સૌમાં આવે તે માટે આપણ સૌ પ્રયત્નશીલ રહીએ એમ ઇચ્છી આ અંજલિ હું અત્રે સમાપ્ત કરૂં છું.

શંકરભાઈ સો. પટેલ

---

# સારાં પુસ્તકોની યાદીઓ મંગાવનારને

**ગુજરાતી** ભાષામાં રોજ રોજ નવીન પુસ્તકો પ્રકટ થતાં જાય છે એટલે કયાં પુસ્તકો વાંચવા જેવાં છે તે નક્કી કરવું મુશ્કેલ પડે છે. બાળકોના હાથમાં કયાં પુસ્તકો મૂકવાં, શાળામાં કયાં પુસ્તકો વંચાવવાં, પુસ્તકાલયોએ કયાં પુસ્તકો ખરીદવાં, કિશોરોએ શું વાંચવું, સ્ત્રીઓ માટે કયાં ખાસ પુસ્તકો છે, હિન્દીમાં કયાં પુસ્તકો વાંચવાં ને સાધારણ ભણેલાઓએ શું વાંચવું એ પ્રશ્ન છે. આ માટે બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદ વખતે બને તેટલી કાળજી રાખી નીચેની યાદીઓ પ્રકટ કરવામાં આવી છે.

| | |
|---|---|
| રૂ. ૫૦) ની કિમ્મતની બાલોપયોગી યાદી | રૂ. ૫૦૦) ની કિમ્મતનાં સારાં પુસ્તકો |
| રૂ. ૫૦) ની કિમ્મતની સ્ત્રી ઉપયોગી યાદી | રૂ. ૫૦૦) ઉપરાન્તની „ „ „ |
| રૂ. ૫૦) ની કિમ્મતની કિશોરોપયોગી યાદી | રૂ. ૧૦૦) ની કિમ્મતનાં સારાં હિન્દી પુસ્તકો |
| રૂ. ૧૦૦) ની કિમ્મતનાં સારાં પુસ્તકો | ખેતીવિષયક પુસ્તકો |
| રૂ. ૨૫૦) ની „ „ „ | |

આ બધી યાદીઓ થઇને કુલ ૪૫ પૃષ્ઠ થાય છે.

જેમને આ યાદીઓ જોઇતી હોય તેમણે સવા આનાની પોસ્ટની ટિકિટો અમને મોકલી આપવી વા રૂબરૂ આવી ૦–૦–૬ આપી લઇ જવી. એક જ પરબીડીઆમાં ઘણા માણસો એકઠા થઇને પોતાના સરનામા સાથે ઉપર પ્રમાણે નામ દીઠ સવા આનાની ટિકિટો મોકલશે તો તે દરેકને પણ યાદીઓ મોકલાશે.

ચરોતર એજ્યુકેશન સોસાયટી
આણંદ, તા. ૧–૩–૩૯

આશાભાઇ નરસિંહભાઈ પટેલ
મંત્રી, ગુજરાત પુસ્તકાલય પરિષદ

'અમદાવાદની સિવિલ હૉસ્પિટલમાં શ્રીયુત મોતીભાઇ અમીનનું અવસાન થયું.' એ ખબર વાંચી સંખ્યાબંધ લોકોને દુઃખ થયું હશે. કોઇ પણ જાતની ધાંધલ ધમાલ વગરનું એમનું જેવું જીવન હતું, તેવી જ એમની વિદાય બની. બહુજ જૂજ સ્નેહીજનોને એમની માંદગીની ખબર પડી હશે. ખરેખર, આપણી વચ્ચેથી એક જાણવાજોગ માણસ ચાલ્યો ગયો.

એમનું મિત્રમંડળ ઘણું બહોળું હતું. એટલે એમની સાચી પિછાન તો તેમાંના જ કોઇક આપણને કરાવશે. હું તો માત્ર એમની સાથે ત્રણ જ માસ રહેલો. તે દરમિયાન મેં એમને જેવા ઓળખ્યા તેવા અહીં દર્શાવું છું

* *

દાદરાઓ ચડી હું ઉપર ગયો. મારે પ્રખ્યાત મોતીભાઈ સાહેબને મળવું હતું. પટાવાળાએ મને ઑફિસ દેખાડી ને એક કારકુને એમની પિછાન કરાવી. એક મોટા ટેબલની સામી બાજુએ મિ. અમીન બેઠા હતા. બીજી બાજુ પર ને પાછળ કારકુનો કામમાં મશગુલ હતા.

શરૂઆતની અરસપરસ ઓળખાણ થયા બાદ હું બરોબર એમની સામે બેઠો. મેં વડોદરા આવવાનું મારૂં પ્રયોજન તેમને કહ્યું ને ટૂંકમાં મારા કેટલાએક મનોરથોની મેં એમને વાતો કરી.

પછી આડી અવળી વાતો કરી મેં વિદાય લીધી. બહાર આવ્યા બાદ મને વિચાર થયો: "ભલા, હું કોને મળી આવ્યો ? વડોદરાની પુસ્તકાલયપ્રવૃત્તિના પ્રાણ ગણાતા મોતીભાઇ અમીનને ? મારી કલ્પનાસૃષ્ટિમાં મેં કોઇ જાજ્વલ્યમાન વ્યક્તિ ધારી મૂકી હતી. એમને પ્રત્યક્ષ જોતાં મારી એ કલ્પનામૂર્તિ અદૃશ્ય થઇ ગઇ. પ્રથમ મિલને માત્ર નરી સરળતાની મારા મન પર છાપ પડી.

કેટલાંક માણસો એવાં આવે છે કે પ્રથમ દર્શને આપણા મન પર સજ્જડ છાપ પાડે, પણ પરિચય વધતાં એ છાપ ધીમે ધીમે ભુંસાવા માંડે છે. એથી તદ્દન ઊલટું, બીજાં કેટલાંક માણસો એવાં હોય છે, જે પ્રથમ દર્શને આપણા મન પર કાંઇ જ છાપ ન પાડે પણ એમના પરિચયમાં જેમ જેમ આવતા જઇએ, તેમ તેમ એમના વ્યક્તિત્વની ખુબીઓ ધીમે ધીમે પણ મનમાં ન ભુલાય એવી રીતે સમજાતી જાય. સદ્. મોતીભાઇ આ બીજા વર્ગના હતા.

એક વસ્તુએ મારી પ્રથમ મુલાકાત વખતે મારૂં ખાસ ધ્યાન ખેંચ્યું: આસપાસનાંને મળવા આવનાર માણસો સૌ કોઇ એમની સાથે પૂજ્યભાવથી જ વાતો કરતાં હતાં.

***

મારે એમની પાસે આમ પુસ્તકાલય પ્રવૃત્તિના મૂળભૂત સિદ્ધાંતો શીખવાના હતા. એટલે એ પછી હું એમને અવારનવાર મળવા લાગ્યો. આવી અનેક મુલાકાતો થયા પછી અને એમની કાર્યપ્રણાલીનું દિગ્દર્શન થયા પછી 'મોતીભાઇ એટલે શું' એ મને વધુ ને વધુ સમજાતું ગયું. તેમાં યે એમની માનવતાના પ્રસંગો નિહાળી–એમના વ્યક્તિત્વની છાપ

મારા મન પર ન ભુંસાય તેવી રીતે પડી છે, હું પણ એમના બીજા ઘણાએક પૂજારીઓની સાથે એક વધારાનો પૂજારી બની રહ્યો.

લોકો કેમ વાંચતા થાય-વાચનપ્રેમ કેમ વધે, એ એમના જીવનની પ્રિય ધૂન હતી. એ ધૂન એટલી જ્વલંત ને તીવ્ર હતી કે પોતે જાતજાતના અખતરાઓ કરી તેનું ધાર્યું પરિણામ આવે ત્યારે જ જંપતા.

* * *

એક વખત એક છોકરો આવી ચડ્યો.

" હવે અભ્યાસ કેમ ચાલે છે ? " મોતીભાઇએ પૂછ્યું.

" સારો. "

" હવે કાંઇ તમને પુસ્તકોની જરૂર નથી ને ? "

" ના જી. આપે અપાવ્યાં તેટલાંથી જ ચાલશે. આ વર્ષ સુખરૂપ નીકળી જશે. "

" ઠીક, બાગમાં જવાનો વખત છે ને ? જાઓ. મગન, આમને બે ત્રણ અઠવાડીકો વધુ આપજે. "

આ છોકરાને કેટલાંક દૈનિક ને અઠવાડીક વર્તમાનપત્રો આપી જાહેર બાગમાં મોકલવામાં આવતો. ત્યાં ફરવા આવતા સહેલાણીઓ માત્ર ટોળટપ્પા મારવાને બદલે કાંઈક સારૂં વાંચતા થાય એ એમની ઇચ્છા. હું પોતે એ પછી જાહેર બાગમાં જઇ લોકોને આ છાપાંઓ હોંશથી વાંચતા જોઇ આવ્યો છું. આવા અખતરાઓ પાછળ એમને ખિસ્સાંમાંથી કેટલા પૈસા કાઢવા પડતા એ તો કોઇ પૂછશો જ નહિ; કારણ કે તેનો કાંઇ હિસાબ જ નહોતો.

* * *

બરોબર સંમી સાંજે કંઇ કામ પ્રસંગે હું તેમને ઘેર મળવા ગયો. ચાર-પાંચ માણસો સાથે જાત જાતની યોજનાઓ વિચારાતી હતી. એમની મેડીમાં દાયરો સદાયે જામેલો જ રહેતો. એવામાં આધેડ ઉંમરની વયના એક વણીક ગૃહસ્થ હસતા હસતા આવ્યા ને મોતીભાઇને ખબર આપી કે પેલી વાતનો નિકાલ આવી ગયો. બન્ને પક્ષો વચ્ચે સમજૂતી થઇ ગઇ. મેં પાસે બેઠેલા એક ભાઇને પૂછ્યુ: " ભાઈ, શાની સમજૂતી થઇ ગઈ ? " જરાક હસીને તેમણે સમજાવ્યું: આ ભાઇના કુટુંબમાં કેટલાંય વર્ષોથી કલેશ ચાલ્યો આવતો હતો. કોઇ ઉકેલ નહોતું કરી શકતું. છેવટ, મોતીભાઇએ કોઇ જાતની કુનેહ વાપરી એ વાત સરખી કરી દીધી.

" તે આવા ઝગડાઓના ઉકેલ માટે પણ શું તેમની પાસે આવે છે ? " મેં પૂછ્યું.

" ભાઇ, એમની સુજનતાની એવી છાપ છે કે સામાન્ય ઝગડાઓ તો જાણે કે સમજ્યા, પણ કેટલીક વખતે તો અરસપરસ રીસાએલ યુવાન દંપતીઓ પણ એમની પાસે આવી હૃદય ખોલી પોતપોતાની વાતો કરી જાય છે. "

મને તરત સમજાઇ ગયું કે આસપાસ રહેનાર લોકો એમના પ્રત્યે શું કામ પૂજ્યભાવ ને ભકિતભાવ રાખતા હતા.

* * *

મને સીધી રીતે-ઉપદેશાત્મક રીતે તો એમણે કાંઇ પણ શીખવ્યું જ નહિ; એથી તદ્દન ઊલટું, એમણે તો મને પુસ્તકાલય શિક્ષણ વર્ગના વિદ્યાર્થીઓને શીખવવાનું

આડકતરી રીતે પ્રત્યક્ષ દાખલાઓ જ મારી પાસે રજૂ કરી એમણે મને પુસ્તકાલયપ્રવૃત્તિને લગતું જ્ઞાન સંગીન રીતે આપ્યું છે. પછી તેઓ મને પાટણ પોતાની સાથે તેડી ગયા. આ નાનકડી સફરમાં હું વધુમાં વધુ ગ્રામ્ય પુસ્તકાલયપ્રવૃત્તિ વિષે જાણી શક્યો. એમને મળ્યા પછી આજ લગભગ એક દસકો વીત્યાબાદ એમની પ્રતિભાની મને મોડી મોડી પણ કંઇક ઝાંખી થવા માંડી ત્યારે મને પોતાને તો તેઓએ પહેલી મુલાકાતમાં જ પૂરેપુરો માપી લીધેલો એમ મને લાગ્યું છે.

***

મુંબઇ સરકારે થોડા જ વખત પર ગ્રામ્ય પ્રવૃત્તિની ખીલવણી કરવામાં તેમની સલાહ લેવી વાજબી ગણેલી. પણ તે પહેલાં કાઠીઆવાડનાં રાજ્યો પૈકી સૌથી પ્રથમ સંસ્થાન ભાવનગરે તેમની પાસે એવી જ એક યોજના તૈયાર કરાવી પોતાને ત્યાં તેનો અમલ પણ કરાવી એમની કાર્યશકિતને એ રીતે અંજલિ આપી છે.

Propaganda—ધાંધલ ને સ્વજાહેરાતના આ જમાનામાં દસકાઓ સુધી તદ્દન મૂગા રહી કામ કરવામાં ઓછા સંયમની જરૂર નથી. એવો સંયમ વિરલ પુરુષોમાં હોય છે.

એવા એક વિરલ પુરુષ આપણી સૌની વચ્ચેથી—ચુપચૂપ ચાલી ગયા, ને પાછળ ચરોતર એજ્યુકેશન સોસાયટી, પુસ્તકાલય સહાયક સહકારી મંડળ ને સંખ્યાબંધ પુસ્તકાલયો પોતાનાં કીર્તિમંદિરો તરીકે મૂકતા ગયા.

**ચંદ્રકાન્ત ગૌરીશંકર ભટ્ટ ***

---

# સુધારો

' પુસ્તકાલય ' માસિકના ફેબ્રુઆરી ૧૯૩૯ ના અંકમાં પાન ૧૨૪ ઉપર (૫) **શા માટે બન્ધન ?** એ પુસ્તકના પરિચયમાં ' પતિ છતાં અન્ય જોડે પ્રેમમાં પડનાર તરુણીના તરંગો અને તેની પતિને છેતરી આખરે છડેચોક તેનાથી છૂટી પડી પોતાના પ્રિય પુરુષ જોડે રહે છે એ દશામાં ' જે લખાયું છે તેમાં 'અન્ય પુરુષ જોડે રહે છે' એ વિધાન ખરૂં નથી. છેલ્લા પત્રમાં ઘણા મન્થન પછી તરુણી પતિના મિત્રના હવસથી તિરસ્કાર પામી પોતાના પતિને તેમ જ પોતાના આશકને પણ તજી દઇ પોતે એકાકી જીવન જીવવા નિરધારે છે.

મારી થયેલી આ ભૂલ માટે અનુવાદક શ્રી. માણેકલાલ જોષી દરગુજર કરશે અને એ તરફ મારૂં ધ્યાન દોરવા માટે હું એ ભાઇનો ઉપકાર માનું છું. સંજોગોવશાત્ એ ભૂલ થવા પામી છે તે માટે હું દિલગીર છું.

છેવટમાં પુસ્તકને ઉત્તેજનની જરૂર નથી એ જે લખાયું છે તેમાં પણ શબ્દ 'ઉત્તેજન' નહિ પરંતુ ' ભલામણ ' શબ્દ જ વાપરવાનો છે.

**ના. ચં. દીવાનજી**

---

જાન્યુઆરી ૩૯ ના 'પુસ્તકાલય'ના અંકમાં, પાન ૩૮ ઉપર, 'શિક્ષકો અને પુસ્તકાલય' નામના લેખમાં લેખકનું નામ મ. ર વહીઆ છપાયું છે તે સુધારી મ. ક, વહીઆ વાંચવું.

---

* સ્ટેટ લાયબ્રેરીઅન-ભાવનગર સ્ટેટ.

# પુસ્તકોના પરીક્ષક

સ્વ. શ્રી મોતીભાઈ અમીનની સાથે મારો પ્રથમ પરિચય આશરે વીસેક વરસ પહેલાં થયો હતો. એ પરિચય કરાવનાર શ્રી. ભવાનીદાસ નારણદાસ મોતીવાળા, બી. એ., જે. પી. ઇત્યાદિ.

એ અરસામાં મારા તરફથી 'રાજનગરનાં રત્નો' નામનું અમદાવાદનાં અગ્રેસર નરનારીઓનાં જીવનચરિત્રોનું પુસ્તક બહાર પડેલું, જેની એક નકલ શ્રી. મોતીવાળાએ અમીન સાહેબ તરફ મોકલાવી એ જાતના પ્રકાશન તરફ એમનું ધ્યાન ખેંચેલું.

જીવનચરિત્રના સાહિત્ય તરફ શ્રી. મોતીભાઇને ભારે લાગણી હોવાનું એ વખતે અમારી વચ્ચે ચાલેલા પત્રવ્યવહાર પરથી મને માલૂમ પડ્યું હતું, એવી જ જાતનું બીજું પુસ્તક 'મુંબઈના મહાશયો' એ વખતે મારા તરફથી તૈયાર થતું હતું. તે પ્રસિદ્ધ થયેથી પોતાને ખબર આપવા તેમણે મને જણાવેલું.

ત્યાર પછી ઘણી વખત અમે મળ્યા હતા. એ દરેક વખતે જીવનચરિત્રના સાહિત્ય તરફનો તેમનો પક્ષપાત જણાઇ આવતો હતો. મારાં ઉપરોક્ત બે પુસ્તકોની બની શકે તેટલી વધુ નકલો વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોમાં સંઘરી લેવાની તેમની ઇચ્છા હતી. એમણે કહેલું કે બીજી જાતનાં પુસ્તકો તો ઘણાં બહાર પડે છે, અને તેમાંનાં અમુક સારાં પુસ્તકોની નવી નવી આવૃત્તિઓ પણ થયા કરે છે, પરંતુ સામુદાયિક જીવનચરિત્રોનાં આવાં પુસ્તકોની બીજી આવૃત્તિ થતી જ નથી એટલે જ્યારે તે પ્રસિદ્ધ થાય ત્યારે સંઘરી લેવામાં ન આવે તો એથી લેખકને અને પુસ્તકાલયોને બંનેને નુકસાન થાય છે. લેખકને એ નુકસાન થાય છે કે ભાવિ પ્રજા એની કૃતિને ભૂલી જાય છે અને પુસ્તકાલયોને એ નુકસાન થાય છે કે તેઓ આવાં Refferenceનાં પુસ્તકોથી વંચિત રહી જાય છે.

જીવનચરિત્રોનાં પુસ્તકો ઉપરાંત બીજાં સારાં પુસ્તકોની પણ તેઓ એટલી જ કદર કરી શકતા હતા એનો અનુભવ મને 'હાસ્યતરંગ' અને 'એંશી દિવસમાં દુનિયાની મુસાફરી' નામનાં મારાં પ્રકાશનો વખતે થયેલો.

કેટલાંક નામીચાં માસિકોના તંત્રીઓ પોતાના માસિકનો છેલ્લો અંક નવા વર્ષે ગ્રાહક તરીકે ચાલુ ન રહેવાનો જવાબ ન આપનારને વી. પી. કરતા એ પદ્ધતિ તરફ શ્રી. મોતીભાઇને ભારે અણગમો હતો. એમણે મને કહેલું કે માસિકોના તંત્રીઓની આ જોહાકીજ છે. જેને ગ્રાહક તરીકે ચાલુ ન રહેવું હોય તે, તંત્રીને શા માટે જવાબ આપે ? તંત્રીએ ગ્રાહકનો લેણો નીકળતો છેલ્લો અંક મોકલી આપવો જોઇએ અને નવો-અંક પ્રસિદ્ધ થતાં સુધીમાં નવું લવાજમ ન આવી જાય તો ગ્રાહકનું નામ કમી કરી નાખવું જોઇએ.

ટૂંકમાં, શ્રી. મોતીભાઇ પુસ્તકોના પરીક્ષક અને દીર્ઘ દૃષ્ટિવાળા હતા. વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિમાં નાણાં સંબંધી સગવડ આપનાર તરીકે શ્રીમંત સયાજીરાવ ગાયકવાડનું નામ જેટલા ગૌરવની સાથે લખાશે, એટલાજ ગૌરવની સાથે એ નાણાંનું સુંદર વાવેતર કરનાર તરીકે શ્રી. મોતીભાઇ અમીનનું નામ લખાશે.

રાજકોટ,
તા. ૧૮-૨-૩૮

વલ્લભજી સુંદરજી કવિ
કાવ્યભૂષણ

# કેટલાંક સુખદ–દુઃખદ સ્મરણો

**શું** લખું ? કલમ હૃદયભારે દબાઈ ગઈ છે. ડૂમો ભરાઈ હૈયું રુદન પોકારી ઊઠે છે, છતાંય લખ્યા વગર કંઈ છૂટકો છે ? લખું લખું થતાં દિવસો વીતી ગયા. સમયવહેણે હૈયું જરા હલકું પડયું. સ્મૃતિ–વિસ્મૃતિ થતાં થતાં કલમ કંઈક કબજે આવી ને મેં આ લખ્યું.

મારા જીવનઘડતરમાં મને યોગ્ય સૂચન કરનાર-દિશા બતાવનાર મારા મુરબ્બી શ્રી. નાજુકલાલભાઈ, કે જેઓ સ્વ૦ મોતીભાઈ સાહેબના અંતરને ઓળખતા–અનુસરતા–પચાવતા. તેમણે મારો ને મુરબ્બી મોતીભાઈ સાહેબનો યોગ સાંધ્યો.

વાત એમ બનેલી કે ડભોઈ મુકામે ' પુસ્તકાલય શિક્ષણવર્ગ ' ભરાએલો. મને ઇચ્છા થઈ કે " જઈએ, જોઈએ શી શી નોબતો વાગે છે. " મેં તો ધારેલું કે મોટા મોટા સાહેબ આવતા હશે, હાજરી પુરાતી હશે અને કોઈને ધમકાવતા કે ધિક્કારતા હશે.

જિજ્ઞાસાવૃત્તિએ જોર કર્યું. એટલેજ હું ડભોઈ ગયો. ડભોઈમાં શિક્ષણવર્ગ હતો. જતાં જ મારી આશંકાઓ નાશ પામી. આ તે કંઈ વર્ગ કહેવાય ? બિછાયત કરેલી. એક તરફ બધા ગમ્મત કરતા બેઠેલા. એક ભાઈ અનુભવ વર્ણવ્યે જાય. કામ પૂરૂં થયું. ડભોઈની ભાગોળો જોવાઈ. મેં ઠંડી આંખે આ બધું જોઈ લીધું. વાહ ! આવો વર્ગ તો બહુજ સારો ! ન મળે ખુરશી–ટેબલનો ઠઠારો કે ન મળે રૂઆબદાર આંખ !

પછી તો ' પુસ્તકાલય ' માસિકમાં અવારનવાર ડોકિયું કરવા માંડ્યું. વખત મળતાં રા. નાજુકલાલે ' સાહેબ 'ના હૈયાની વાત છેડીઃ " અરે ભાઈ ! પુસ્તકાલયોને તો અત્યારે શિષ્ટ સાહિત્યની જરૂર પડી છે. પુસ્તકો ઢગલે મણ પ્રકાશિત થયાં જાય છે, પણ આ પુસ્તકોથી જનતાને શો લાભ ? જ્ઞાનની કિંમત સંસ્કારથી મપાય. એકલું જ્ઞાન વ્યવહારમાં ન ઉતાર્યું હોય ત્યાં સુધી કંઈ જ ફાયદો કરતું નથી. જ્ઞાનનો વારસદાર પુત્ર સંસ્કાર હોવો જોઈએ. એ સંસ્કારનું પાન કરાવનાર સુસાહિત્ય તો ચારિત્ર્યનાં પુસ્તકો છે. બીજા દેશોમાં તો આવાં પુસ્તકો ઢગલે ઢગલા છપાય છે ને વંચાય છે. આપણે ત્યાં આવાં પુસ્તકો છે, પરંતુ આમપ્રજા–લોકસમૂહ વાંચે તેવાં ચારિત્ર્યવિષયક પુસ્તકો તો ગણ્યાં ગાંઠયાં જ છે. "

" આપણે આવું સાહિત્ય બહાર પાડીએ તો ! "

તરત જ મોતીભાઈ સાહેબના આ સૂચનને વધાવી લઈ ભાઈ નાજુકલાલે મારૂં લક્ષ એ તરફ ખેંચ્યું. મેં તરત જ કામ ઉપાડયું, સૂચન સહાય ને અનુભવજ્ઞાન મેળવી આમથી તેમથી વીણી–સંચય કરીને સરસ પુસ્તકો તૈયાર કરવાં એમાં તે શું ? આમ કરી નાખું, એમ મનમાં થતું હતું, પણ જ્યાં કામ શરૂ થયું ત્યાં તો વિશાળતાનો ખ્યાલ આવ્યો. પુસ્તકો જેવા તેવાને સમજાવીને છાપવા આપવાનાં નહોતાં. તેમાંય પરદેશી મહાજનો પસંદ કરાએલા. હું ગુજરાતમાં બેઠો બેઠો, યુરોપિયન જીવનના પ્રસંગો ગૂંથું. વાચનબળે કલ્પનાઓ દોડાવું. મારી મુશ્કેલીઓનો ઉકેલ મેળવું. કામ આદરાયું ને પૂર્ણ થયું, પણ સાહેબ પાસે જવાની, તે બતાવવાની મારી હિંમત ન ચાલે. સાહેબના ઑફિસમાં રૂઆબ કેવોક હશે ?

મારી ભિરુતા મને ડંખતી. ભાઇ ચોકસી સાથે મારી પહેલી મુલાકાત થઇ ત્યાં તો મારી બીક ભાંગી ગઇ. કેવું મીઠું છતાં મંદ હાસ્ય! ' રસૂલભાઇ! સુંદર છે, લખો, અમે છપાવીશું."

પુસ્તકો છપાયાં. નામ અપાયું " કિશોર ચરિત્ર માળા. " ટૂંક વખતમાં બીજી આવૃત્તિ થઇ. એ જ માળાના બીજા ખંડ તરીકે ગુજરાતી મહાજનો, હેલન કેલર વગેરે છપાયાં.

સાહેબના શિષ્ટ સાહિત્યના શોખને લીધે શિષ્ટ સાહિત્યની પરીક્ષાઓ રખાતી. એ પરીક્ષા માટે ધોંડો કેશવ કર્વે, અમારા જીવનની યાદગીરીઓ, આત્મકથા ખંડ ૧–૨ વગેરે રખાયાં. આગળ ચાલતાં એ યોજના ફલદાયી નીવડી.

એટલે કિશોર ચરિત્રમાળાનાં પુસ્તકો અને યુગાન્તર કાર્યાલયનાં ભાઇ શારદાપ્રસાદ વર્માનાં ફોરમ લહરી ૧ થી ૧૨ વધુ પ્રકાશમાં આવ્યાં. આખા યે રાજ્યમાં પરીક્ષા રખાઇ. સૌ કોઇએ હોંશપૂર્વક વાંચ્યાં વિચાર્યાં:

કિશોર ચરિત્ર માળાનાં પુસ્તકોની પરીક્ષાનું પરિણામ જણાયું. સાહેબે મુલાકાત થતાં જ મને પ્રોત્સાહન આપ્યું. કામ સુંદર થયું છે. આપણે આવી માળા આગળ ને આગળ લંબાવવી જોઇએ. અને તે લંબાઇ બીજા ખંડનું પ્રકાશન થતાં જ સામયિકોમાં અવલોકનની નોંધે એમને આનંદિત કર્યા. પુનઃ ત્રીજા વિભાગની યાદી વિચારપૂર્વક કરાવી. આ યાદી કરાવતાં એમને હૈયે જાણે લાખોની લૉટરી પાકી હોય એટલો આનંદ હતો. લોકો આવાં જ પુસ્તકો વાંચે વિચારે અનુસરે તો આપણું જીવનનું અર્ધું કામ પૂરું થઇ જાય.

હજારો આશ્રિતો એવા હતા કે જેમને મોતીભાઇ સાહેબે તન મન ધનથી નવાજ્યા હતા. પોતે સાહિત્યના લાંબા ચોડા લેખો લખનારા નહોતા, પણ સાહિત્યસર્જનને ઉત્તેજન આપનારા તો અવશ્ય હતા જ. પુસ્તકોમાં કંઇક નવું જુએ કે તરત જનતાનું ધ્યાન ખેંચે. ચરોતર પત્રિકા, ગદ્યપદ્યસંગ્રહ, કાપલીસંગ્રહ, માસિક સામયિક-સાર દોહન–સૌ એમના જ નિર્દેશનાં પરિણામ હતાં. છતાં એમણે કદીય સાહિત્યકાર થવાનો દાવો કર્યો નથી. પોતે કહેતા કે હું તો સાહિત્યકાર નથી; હું તો તમને બધાંને સારું સાચું કલ્યાણકાર શું છે તે માત્ર બતાવનારો છું.

એ જે વાંચતા તે પૂર્ણ પચાવીને વાંચતા. પોતાના માણસોને હાથે થતી ભૂલો કે અણસમજ મીઠા હાસ્યથી બતાવતા. આમ કર્યું હોત તો?

× × ×

હું ઘણી વખત કહેતો કે સાહેબ! અમુક નેતાનું જીવન લીધું હોય તો? પ્રેરણાવંતુ બને. તરત મને બીજો પ્રશ્ન પૂછાય ' પણ એ જીવંત છે?' ' હા ' જવાબ મળતાં જ કહી દે કે ત્યારે તો આપણે એ કામ રહેવા દો. મનુષ્ય, જીવનમાં ક્યારે ભૂલ કરી બેસશે એનું શું કહેવાય? જીવંતનું ચરિત્રનિરૂપણ નહિ કરવાની એમની સૂચના ખરેખર અનુભવે સાચી ને પૂર્ણ વિચારપૂર્વકની લાગી. એઓશ્રીના મરણ અગાઉ એકાદ માસ ઉપર અમારી જ્ઞાનપરબ સરખા–ચરોતર બોર્ડિંગ હાઉસ–રામજી મંદિરમાં મિજલસ મળેલી. રાતના

દશ વાગી ગએલા. કાગળો લખાય, નવું નવું બતાવાય, વિચારાય. મને કહેઃ જુઓને, આ પઢિયારનાં પુસ્તકો તો ખૂબ પ્રચાર કરવા જેવાં છે. મેં સરક્યુલેટિંગ લાયબ્રેરીની યોજના એનાં જ પુસ્તકોમાંથી વાંચીને અમલમાં મૂકી છે.

" આપણે પઢિયારનાં તમામ પુસ્તકોના સારસ્વરૂપ એકાદ ગ્રંથ છપાવીએ તો ? મેં અઢાર વીસ પુસ્તકો તો એકત્ર કર્યાં. પાન ફાડીને પ્રેસમાં આપીશું કે હાથે લખી લઇને ?" મારા જેવા નાના માણસની સલાહ લેતા એ મારા સામું જોઇ રહ્યા.

× × ×

શિષ્ટ પુસ્તકોનો પ્રચાર અને તેની સાથે શિષ્ટ સુંદર જોડણી અને ભૂલ વગરનું લખાણ એમને ખૂબ રુચતું, એમના મનની મુરાદ તો એટલી બધી હતી કે શું કરે તો અજ્ઞાનતાનો લોપ થઇ જાય ?

એ જોડણીની ભૂલ જોતા ત્યારે કહેતા કે આ ભૂલોને આપણે નિશાળોમાંથી જ બાતલ કરવી જોઇએ, શિક્ષકની એક ભૂલ હજારો ભૂલોની પરંપરા ઊભી કરે છે. માટે બાળકો ભૂલ ન કરે એવું કંઇક એમના આગળ મુકાવું જોઇએ. વિચાર સ્ફૂર્યો એટલે તરત જ મને જોડણીકોશનું કામ સોંપાયું. સૂચન થયું કે અંગ્રેજી ત્રણ ધોરણ સુધીનાં બાળકો વાપરે તેવો એકાદ રૂપિયા સુધીની કિંમતનો જોડણીકોશ તૈયાર કરવો. મેં પૂછ્યું: 'વિદ્યાપીઠની મંજૂરી લેવી પડશે ને ?" તરત જ જવાબ મળ્યોઃ "આપણે ક્યાં કમાણી કરવી છે તે વિદ્યાપીઠ ના પાડશે ? તમે કામ આરંભો."

'**તમે કામ આરંભો**' એ છેલ્લા એમના શબ્દો હજુ ય આંસુ લાવી દે છે. મારી નજર સમક્ષ એ સાધુ જેવો ને તેવો રાતદહાડો તર્યા કરે છે. જીવનમાં એ સાધુની પ્રેરક વાણી સાંભળવાનો મારો લહાવો સદાને માટે લોપ થયો. ઇશ્વરેચ્છા !

× × ×

ગિજુભાઇના અધ્યક્ષપદે શિક્ષકો માટેનો 'શિક્ષણ વર્ગ' વસોમાં નીકળેલો. એકાદ મહિનો ખૂબ મજા આવી. ટ્રેનિંગ કૉલેજનાં ત્રણ ત્રણ વર્ષમાં જે નહિ મળેલું તે એકાદ માસમાં મળ્યું. ઉનાળાનો વખત છતાં દરરોજ ત્રણેક વાગ્યેથી મોતીભાઇ સાહેબ વર્ગનું કામ આરંભે.

તમામ કરે પોતે જ, છતાં કહેઃ આ બધું તમે બધાંયે કર્યું છે, એકાદ જીવનનો પ્રસંગ છેડતાં મીઠી વાણીથી શરૂ કરે. એ એકધારો રસ વહ્યા કરે. અમે ગાંડા બનીએ. કલાકોના કલાકો એમની વાણી સાંભળ્યા કરીએ.

મેં એક પણ વક્તા એવો નથી જોયો કે જે એમની પેઠે શાંતિથી સચોટ વાણીમાં લીધેલા વિષયને સ્પર્શી શકે. મોતીભાઇ સાહેબમાં એ સૌ મેં જોયું, અનુભવ્યું.

કામ પ્રસંગે વસો ગએલો. બરાબર એકેક વાગ્યે મળ્યો ત્યારે લખવાનું કામ ચાલતું હતું. એ લખાણ માટેના કાગળ જાણવા જેવા હતા,

છોકરાઓની પરીક્ષાના જવાબોની નોટોના પાછલા ભાગ ઉપર લખાતું હતું. કાગળના વાપરના આ જમાનામાં કરકસરથી કાગળોનો કેમ ઉપયોગ કરવો તે મેં જોયું-અનુભવ્યું. શિક્ષકો-લેખકો-વિચારકો માટે મને એ ઉપયોગ અજોડ લાગ્યો.

બપોરે ગએલો એટલે મને જમવા માટે પૂછ્યુઃ 'કેમ ખાશો ? ચાલો ખાવું હોય તો લેડકું છે. મજા આવશે.' અમીન જેવો માણસ પોતે લેડકું ખાય છે એ અમને જણાવે એ કંઇ જેવી તેવી વાત છે ? આ સ્થળે બીજો ઠસ્સાવાળો અમલદાર હોત તો કહી શકત ખરો કે મારે ઘેર લેડકું કર્યું છે ?

× × ×

ખરેખર ! એ વિચાર અને આચારની વ્યવહારૂ મૂર્તિ માટે મારૂં હૈયું હજ્ય વિચાર-મુગ્ધ બની ઝૂકી જાય છે.

× × ×

માલસર પુસ્તકાલય પરિષદની મંડળી શુકલતીર્થ ગએલી. આશરે બસો ઉપર શિક્ષકો વગેરે હતા. એ શિક્ષકોને વાતેવાતમાં સમજાવ્યું કે ' ભાઇ, કેળવણી ફરજીઆત છે છતાં તેનો અમલ કેમ થતો નથી ? અડચણ કયાં છે ?' કેટલીય વાતો થઇ. એમણે કહ્યું 'ભાઇ, લોકોના ભૂખમરાની વાત જાણો છો ? થોડી છૂટછાટ પણ જોઇએ. ગામેગામથી દંડનું ભારણ ઓછું થવું જોઇએ. હું એ શાળા પસંદ કરૂં કે જયાં એક પાઇ પણ દંડ ન થતો હોય. કાગળો સાચા હોય, લોકોની સહાનુભૂત કેળવાઇ હોય. તમે અહીં આવેલા આટલા જ શિક્ષકો ધ્યાનમાં લ્યો તો બસો શાળાઓ તો સારી-સાચી થઇ જાય. ' જે કામ હુકમોથી ન થાય, દમદાટીથી ન થાય તે એમણે થોડીજ મુદતની વાતચીતથી ઠસાવી દીધું. ખરેખર ! કેટલીય શાળાઓમાં એ વાત સ્વીકારાઇ પણ ગઇ છે.

એ શિક્ષકો સાથે ખૂબ સ્નેહથી ભળતા. કબીરવડ આગળ ખીચડી ને છાશનું ખાણું રાખેલું. બધાંયે ખૂબ ખાધું, છતાં છાશ એકાદ ગોરસી જેટલી વધી. એ છાશનું શું કરવું ? વ્યવસ્થાપકો વિચારતા હતા. તેવામાં સાહેબે જ કહ્યું: " એને રોળી દેવાય ? બધાંને પડિયો પડિયો આપો." ચાથી રેવાએલાઓને જરા ક્ષોભ થયો. પણ સાહેબે પોતે જ પહેલો પડિયો છાશ પીધી એટલે છાશ ઉપર પડાપડી થઇ. છાશ ખૂટી ગઇ. કેટલાયને એ મીઠી મધુરીનું સ્વપ્ન તાજું જ હશે !

× × ×

મગજના ગોટાળા સાથે પ્રસંગો પણ ગોટાવા કરે છે. સાહેબને નોકરી ઉપરથી પેન્શન પર જવાનો છેલ્લો દહાડો હતો. મેં જાણ્યું કે સાહેબ બીજા અધિકારી સાહેબોની પેઠે લહેરથી બેઠા હશે, મિજલસ જેવું હશે શાંતિથી બેસીશું.

પણ, ઑફિસમાં જતાં જ હું ચમકયો, સાડાપાંચ થયા, ૭ થયા તો પણ એક પછી એક સૂચનાઓ લખાવ્યે જાય. આનું આમ કરજો, આનું તેમ કરજો. ન મળે મિજલસ કે ફૂલપાન !

એ કહેતા કે સાચાં ફૂલપાન તો મારૂં કામ સુંદર રીતે આગળ ધપાવવામાં છે, દેશકલ્યાણની ભાવના મૂર્તસ્વરૂપે કેળવવામાં છે.

ખરેખર ! કેટલી ય ગુપ્ત મદદો આપીને—પ્રોત્સાહનો આપીને એમણે એ દિશામાં સુંદર વેગ આપ્યો છે.

× × ×

મને વારંવાર પૂછવું ખૂબ ગમે. એક વખત મેં પૂછયું: ' સાહેબ ! બધાં ય ખાતાંઓના મુખ્ય અમલદારો સ્વારી કે જાહેર જલસાઓ વખતે સવારીમાં જાય છે. તમે કેમ કોઇ વખત નથી જતા ? '

જવાબમાં કહેલું કે ' આપણી શહેરમાં રહેનારની ખરી જરૂર તો સ્વારી કે જાહેર સભાઓ હોય ત્યારે જ પડે છે. બિચારા લોકો ગામડેથી આવ્યા હોય ત્યારે તેમને જોઇતી મદદ કરવાનો એ શુભ અવસર છે. એવી વખતે હું સ્વારીએ જાઉં તે તમને જ ગમે ? ' મારે શું કહેવું ?

લોકસેવા ને લોકજીવનનો ઊંડો અભ્યાસ કરનાર એ મહાન નર-મૂક સેવક અત્યારે અદશ્ય થયો છે એ જ શોકનો વિષય છે.

એ ગયો ને જતાં જતાં કહેતો ગયો કે " મારી પ્રવૃત્તિઓને આગળ ધપાવો એ જ મારી સાચી પૂજા છે. એ જ મારા પ્રત્યેની તમારી વફાદારી છે. "

સ્નેહપાશે બંધાએલ સૌ કોઇ એની આશાઓ સફળ બનાવો, ને એ સાધુના આત્માને વધુ ને વધુ શાંતિ આપો ! આમીન !

રમૂલભાઇ ન. વહોરા

# જાહેર વિનંતિ

" ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ, તરફથી ૧૯૩૯ના વર્ષના ગુજરાતી સાહિત્યની સમીક્ષા કરવાનું કાર્ય શ્રી. પ્રો. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી અને શ્રી. પ્રો મનજરાય મુકુંદરાય દેસાઇને સોંપવામાં આવેલ છે, તો આથી સૌ પ્રકાશકો અને લેખકોને વિનંતિ કરવાની જે તેઓનાં પ્રકાશનો નીચેના સરનામે મોકલી આપી સભાને આ કામમાં સહકાર આપે:—

શ્રી. પ્રો. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી,
એમ. ટી. બી. કૉલેજ,
આથવા લાઇન્સ, સુરત.

# પુસ્તકાલયપ્રવૃત્તિના "પિતામહ"

**૨૪૦** પૂજ્ય અમીન સાહેબ પુસ્તકાલય ખાતામાં સન ૧૯૧૧માં નિમાયા ત્યારથી તે તેઓશ્રી ૧૯૩૫માં પેન્શન પર ઊતર્યા ત્યાંસુધી તેમના હાથ નીચે મેં કારકુન તરીકે કામ કર્યું છે એટલું જ નહિ પણ તે પહેલાં પણ પેટલાદમાં લગભગ બે વર્ષ તેમના ઉચ્ચ સહવાસનો મને અપૂર્વ અને અમૂલ્ય લાભ મળ્યો છે.

## વસો વસતિગૃહની સ્થાપના

કોઈ પણ દુઃખ તે જોઈ શકતા નહિ. દુઃખ નિવારવા તન, મન, ધનથી બનતું કરી છૂટતા. સને ૧૯૦૬માં પાટણ હાઈસ્કૂલથી તેમની બદલી પેટલાદ એ. વી. સ્કૂલમાં થતાં આજુબાજુનાં ગામોના વિદ્યાર્થીઓને રહેવા-જમવાનું દુઃખ તેમના જોવા-જાણવામાં આવ્યું. તે દૂર કરવા માટે તેમણે ભાડાનું મકાન લઈ વસતિગૃહની સ્થાપના કરી હતી અને વિદ્યાર્થીઓની સંખ્યા વધતાં જેલનું સરકારી મકાન મેળવ્યું હતું. વળી બુદ્ધિશાળી વિદ્યાર્થી ગરીબાઈના કારણે આગળ અભ્યાસ કરતાં અટકી પડે તે માટે વગર ખાતુ પડાવ્યે કે વગર જામીને નાણાં ધીરવા 'પેટલાદ બોર્ડિંગ લોન ફંડ' નામની પ્રવૃત્તિ શરૂ કરી હતી. અને ૭મા ધોરણના વિદ્યાર્થીઓને મેટ્રિકના અભ્યાસ માટે વડોદરા, અમદાવાદ જેવાં દૂરનાં સ્થળે જવું ન પડે માટે મેટ્રિકનો વર્ગ કાઢવાની પણ પરવાનગી મેળવી હતી, એટલે વસતિગૃહમાં સેવાભાવે કામ કરતા તેમના સહકાર્યકર્તાઓનો આગ્રહ તેમને પેટલાદ રોકી રાખવાનો હતો; પરંતુ શ્રીમંત મહારાજા સાહેબનો સદ્૦ મોતીભાઈ સાહેબને પુસ્તકાલય ખાતામાં હાજર થવાનો હજૂરહુકમ, અને બીજું એ તદ્દન નવીન ઉઘડતા ખાતામાં જવાથી **બીજા કોઈ પણ ઈસમ કરતાં** શ્રીમંત મહારાજા સાહેબનો સ્તુત્ય હેતુ વધુ બર લાવવાની આત્મશ્રદ્ધા ઉપરાંત જનસેવા માટે મળતું વિશાળ ક્ષેત્ર એ કારણોએ સહકાર્યકર્તાઓને નિરાશ થવું પડ્યું. તેમને સમજાવી, પોતાનો ભાર તેમને સોંપી તેઓશ્રી વડોદરા આવી હાજર થયા.

## પુસ્તકાલય ખાતામાં પ્રવેશ

શ્રીમંત મહારાજા સાહેબે સદ્૦ શ્રી. અમીન સાહેબને જ આ નવીન ખાતામાં લેવાનું કેમ કહ્યું એ એક પ્રશ્ન ઊભો થાય છે. 'દુઃખ માત્રનું કારણ અજ્ઞાન છે,' 'જ્ઞાન એ જ શક્તિ છે,' અને 'જ્ઞાન મેળવવા, વધારવા અને ટકાવવા માટે શાળાઓના જેટલી જ ગામેગામ મફત પુસ્તકાલયો અને વાચનાલયોની પણ જરૂર છે,' એ સત્યો વિદ્યાર્થી અવસ્થામાંથી જ તેમને પ્રાપ્ત થયાં હતાં. અને જનસેવાની ભાવના જન્મજાત સંસ્કારરૂપે પ્રાપ્ત થઈ હતી. એટલે પેટલાદ એ. વી. સ્કૂલમાં આવતાંની સાથે જ જેમ અમીન સાહેબે વસતિગૃહ ઉઘાડ્યું હતું, તેમ ગુજરાતનાં ગામોમાં મફત પુસ્તકાલય અને વાચનાલયની પ્રવૃત્તિ પણ શરૂ કરી દીધી હતી. રૂ. ૧૦) વા રૂ. ૧૫) લોકમદદના ઊભા કરનાર ગામને તેથી બમણી કિંમતનાં પત્રો, માસિકો અને સારાં સારાં પુસ્તકો આપવામાં આવતાં હતાં. આ પુસ્તકાલયો 'મિત્ર મંડળ પુસ્તકાલય'ને નામે ઓળખાતાં. શ્રીમંત મહારાજા સાહેબે એક વખત જેલના મકાનમાં વસતિગૃહની ભેટ લીધી ત્યારે આ પુસ્તકાલય પ્રવૃત્તિની

હકીકત તેઓશ્રીની જાણમાં આવી હતી. અમીન સાહેબને આ ખાતે પસંદ કરવાનું આ જ ખાસ કારણ હતું. અમીન સાહેબે પેટલાદ છોડયું ત્યારે વડોદરા રાજ્ય, અને બ્રિટિશ પ્રદેશ વગેરેનાં જુદાં જુદાં ૧૫૦ ગામોએ ' મિત્રમંડળ પુસ્તકાલયો ' ચાલુ હતાં.

વડોદરા આવતાં જ તેમણે કેટલાંક તાલુકાનાં સ્થળે ઉઘડી ચૂકેલાં પુસ્તકાલયો અને તેનાં ધારાધોરણો જોઈ લીધાં. તે જોતાં લવાજમ આવે તેમને જ પુસ્તકો વાંચવા આપવાની પદ્ધતિ સમગ્ર જનહિતની દૃષ્ટિએ તેમને ખામીભરી જણાઈ.

## પુસ્તકાલય પ્રવૃત્તિની વિવિધ યોજનાઓ

ત્યારબાદ ગ્રામ, અને કસ્બા પુસ્તકાલયને નિભાવ તથા મકાન બંધાવવા માટે મદદ આપવાના નિયમો તેમના એક સ્નેહી અને પ્રાંત શાળાધિકારી મે. ઉમેદભાઈ લખાભાઈની મદદથી ઘડી કાઢી, પ્રથમ મે. બોર્ડન સાહેબ પાસે પસંદ કરાવી, સરકાર પાસે મંજૂર કરાવ્યા. તેમાં લવાજમ આપનાર તેમ જ નહિ આપનાર તમામને માટે મફત વાચન પૂરું પાડનાર પુસ્તકાલયો વા વાચનાલયોને જ સરકાર તથા પંચાયત મદદ આપવાનું ખાસ ઠરાવ્યું. આ નિયમો ' **સાર્વજનિક પુસ્તકાલયોને મદદ આપવાના નિયમો** 'ના નામથી પ્રસિદ્ધ થયા છે.

આ નિયમો મંજૂર થઈ આવ્યા પછી કશાનીએ પરવા કર્યા વિના કસ્બા અને ગામડાંઓમાં ફરી, નિયમોનો પ્રચાર કરી-કરાવી, શિક્ષકો, સ્નેહીઓ ઓળખીતાઓની સહાય લઈ લોકમદદ ઊભી કરાવી, તે પર નિયમ પ્રમાણે સરકાર અને પંચાયત મદદ આપી, નવીન વાચનાલયો અને પુસ્તકાલયો ઉઘાડયાં અને સાથે સાથે કેટલાંક તાલુકાનાં સ્થળોએ ઉઘડી ચૂકેલાં પુસ્તકાલયોના કાર્યવાહકોને વખતોવખત મળી-સમજાવી લવાજમ આપનાર કે નહિ આપનારને સર્વને માટે પુસ્તકાલય ખુલ્લું મુકાવી, સરકાર તથા પંચાયત મદદ લેતા કર્યા. આ સમજાવટમાં આપણે ધારીએ તેના કરતાં વધારે શકિતનો વ્યય તેમને કરવો પડયો છે, જેના પરિણામે ઉઘડી ચૂકેલાં પુસ્તકાલયો એકદમ નહિ પણ ધીમે ધીમે સરકાર તથા પંચાયત મદદ સ્વીકારતાં થયાં છે; જ્યારે નવીન પુસ્તકાલયો અને વાચનાલયો અસાધારણ ઝડપે ઉઘડયાં છે.

## કામ કરવાની ધગશ

પુસ્તકાલયોની આ ઝડપી પ્રગતિમાં તેમના વ્યક્તિત્વે અદ્દભુત ભાગ ભજવ્યો છે. તેઓ પોતે ખડતલ અને મહેનતુ હોઈ જે કામ હાથમાં લે તે પાર પાડવાનું અડગ નિશ્ચયબળ ધરાવતા, જેના પરિણામે ગમે તેવી મુશ્કેલીને નિવારી શકતા. તેઓ રહેણી કરણીમાં સાદાઈને જ પસંદ કરતા-ભપકો, ડોળ-દમામ તેમને પસંદ નહોતાં. સ્વભાવે તદ્દન નિરભિમાની, સરળ, નિખાલસ અને સાત્વિક પ્રકૃતિના હતા અને ગમે તેવા સંયોગોમાં, અને કામના બેહદ બોજામાં પણ, તદ્દન શાંત અને ક્રોધ કે આવેશ રહિત તેઓ રહી શકતા. તેમનામાં સેવાભાવ ઉપરાંત સમભાવ-આત્મભાવ, પણ એટલો બધો ખીલ્યો હતો કે નાત, જાત, સ્થિતિ કે ઉમ્મરના ભેદ વગર ગમે તે માણસ ગમે ત્યારે તેમની પાસે જઈ વાતચિત કરી શકતો, સલાહ લઈ પોતાની અડચણ દૂર કરી શકતો ગમે તેવી અડચણ દૂર કરવા અર્થે પોતાથી બનતું બધું-તન, મન, ધનથી-કરી છૂટવા તે હંમેશાં તત્પર રહેતા. ' હલ

હું કામમાં છું પછીથી મળજો,' 'મને હાલ વખત નથી' એવું તે કદી કોઇને કહેતા નહિ. પુસ્તકાલય પ્રવૃત્તિને અંગે ગામડાના લોકો તેમને આફિસમાં કે ઘેર ગમે ત્યારે નિઃસંકોચ મળી શકતા. તેમનામાં અધિકારનો આડંબર અને તુમાખીનો લેશ પણ અવગુણ નહિ હોવાથી, અને ઇતર અધિકારીઓના કડવા અનુભવો કેટલાકને થયેલા હોવાથી, તેમની મુલાકાતથી, ગામડાના લોકો મુગ્ધ થતા અને કેટલાક અમો કારકુનોને કહેતા કે " અધિકારી તો આવા હોવા જોઇએ, રાજ્યમાં બધા અધિકારીઓ આવા હોય તો કેવું સારું ! " પુસ્તકાલય ખાતાની ઝડપી પ્રગતિ થવામાં તેમના સુસ્વભાવ અને દૈવી ગુણોએ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે.

પરંતુ જેટલી ઝડપથી પુસ્તકાલયો ઉઘડતાં હતાં તેના પ્રમાણમાં કામ પણ વધતું જતું હતું. શરૂઆતમાં તેમને બે કારકુનો આપ્યા હતા. કામ તો પૂરઝડપે વધતું હતું, જ્યારે કારકુનોની સંખ્યામાં ગોકળગાયની ઝડપે વધારો થતો હતો. આનું કારણ 'પુસ્તકાલયો ઉઘાડવામાં તે વળી એટલું બધું શું કામ હોય ?' એવી ઉપલા અમલદારોની માન્યતા હતી. આ કામની મહત્તા અને તેની કદર ફક્ત સ્વ. શ્રીમંત મહારાજા સાહેબને જ હતી, બીજા કોઇને નહોતી. તે વખતના ના. દીવાન સા. મનુભાઇ સાહેબને પણ નહોતી, જેથી મે. બોર્ડન સાહેબ ૨–૩ વર્ષ રહ્યા ત્યાં સુધી તો ના. દીવાન સા. ની ઉપરવટ થઇને શ્રીમંત મહારાજા સાહેબ પાસે મદદની મંજુર થએલી રકમમાં વધારો કરાવી શકતા.

### કામના ઝડપી નિકાલની યોજના

પરંતુ અમીન સાહેબ હિંમત હારે તેવા નહોતા. તેમનામાં બુદ્ધિબળ અને યોજના તથા વ્યવસ્થાશકિત અજબ હતાં. જો તેઓ પૈસાદાર થવાનું ધ્યેય રાખત તો લાખો રૂપીઆ મેળવી શકે તેવી શકિત હતી; પણ તેમના જીવનનું ધ્યેય પૈસાદાર થવાનું નહિ પણ ત્યાગ અને અપરિગ્રહવૃત્તિથી જનસેવા કરવાનું જ હતું. જ્યારે કામને ન પહોંચી વળાયું–વધી જતું કામ ચરોતર છાત્રાલય ( રામજી મંદિર )ના અને કૉલેજના વિદ્યાર્થીઓની અવારનવાર મદદ લેવા છતાં પણ જ્યારે ન પહોંચી વળાયું–ત્યારે સરકારી કામનો બોજો ઘટાડવા માટે **'પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ'**ની યોજના ઘડી કાઢી, સને ૧૯૨૪માં અમલમાં મૂકી. મંડળનો હેતુ તેમના પોતાના ધ્યેય પ્રમાણે નફો કરવાનો નહિ પણ પુસ્તકાલયોની સેવા કરવાનો–તેમને મદદગાર થવાનો રાખ્યો. અને મંજુર થએલા બજેટ પ્રમાણે રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયોને ખાતા તરફથી મોકલાવાતાં પત્રો, માસિકો અને પુસ્તકો વગેરે પૂરાં પાડવાનું કડાકૂટિયું કામ સૌથી પ્રથમ મંડળને સોંપવામાં આવ્યું. આ યોજનાથી કોઇ પણ વેપારી બુકસેલર કરતાં સસ્તી કિંમતે પુસ્તકાલયોને પુસ્તકો મળે છે.

આ મંડળ દ્વારા તેમણે પુસ્તકાલયપ્રવૃત્તિને ખાસ ઉપયોગી તેમ જ જનસમાજને ઉન્નત સ્થિતિએ લઇ જાય તેવાં–પ્રચાર કરવા જેવાં–સારાં સારાં પુસ્તકો પ્રસિદ્ધ કરાવવાની યોજના પણ છે. અને પુસ્તકાલયપ્રવૃત્તિના મુખપત્ર તરીકે તેમની દોરવણી પ્રમાણે પ્રસિદ્ધ થતા 'પુસ્તકાલય' માસિકની વ્યવસ્થા પણ મંડળ કરે છે.

વળી મંડળ પુસ્તકાલયોના હિતનાં ટ્રસ્ટફંડો સ્વીકારી તેની શરતો પ્રમાણે વહીવટ પણ કરે છે.

### પુ. સ. સ. મંડળની ઉપયોગિતા

ઉઘડેલાં પુસ્તકાલયો સતત ચાલુ રહે અને ભવિષ્યમાં કદાચ સરકાર કે પંચાયતમદદ

મળતી બંધ થાય તો પણ પુસ્તકાલય બંધ પડી ન જાય તે માટે અમીન સાહેબે દીર્ઘદૃષ્ટિ વાપરી સને ૧૯૧૬થી કાયમફંડની યોજના અમલમાં મૂકી હતી. આ કાયમફંડની રકમ કેટલીક વાર ગામના માણસો પચાવી પડતા અને તેના ઝઘડા ઉભા થતા; જેથી સદરહુ રકમ સુરક્ષિત રહે તે માટે કાયમફંડની રકમ ખાનગી ઇસમને ત્યાં નહિ મૂકતાં પુ. સ. સ મંડળ લિ. માં કે પોસ્ટમાં વા બરોડા બેંક જેવી સદ્ધર સંસ્થામાં જ મૂકવાનું ખાતાની પરવાનગી વિના નહિ ઉપાડવાનું, અને પુ. સ. સ. મં. લિ. માં જ્યાં મુકાતી કાયમ ફંડની રકમનો વ્યાજ સાથેનો પુસ્તકાલયવાર હિસાબ વાર્ષિક અહેવાલમાં પ્રસિદ્ધ કરવાનું તેમણે ઠરાવ્યું.

પુસ્તકાલયો તો કૂદકે ને ભૂસકે ઉઘડે જતાં, તે ભવિષ્યમાં બંધ ન પડતાં ચાલુ રહે તેવી કાયમફંડની યોજના પણ તેમણે અમલમાં મૂકી હતી; પણ તેથી તેમને સંતોષ થયો નહિ. તેઓ માનતા કે આ પુસ્તકાલયો તો જીવ વગરનાં મુડદાં છે. પુસ્તકાલયોની ભેટ લેતાં તેમાં વાચકોની ગીરદી જોઇએ તેટલી જોવામાં આવતી નહોતી. તેમ અહેવાલોમાં આવતી વાચકોની અને વંચાયલાં પુસ્તકોની સંખ્યા આકર્ષક લાગતી નહોતી; જેથી પુસ્તકાલયોને પ્રાણવાન બનાવવાની ખાસ જરૂર તેમને જણાઇ. ગમે તો નવીન પુસ્તકાલયો ઉઘાડવાનું મોકૂફ રાખીને પણ આ કામ હાથમાં લેવાની અને પુસ્તકાલયોને વ્યવસ્થિત બનાવી લોકો તેનો છૂટથી ખૂબ ઉપયોગ કરે તેવા રસ્તા લેવાની તેમને ખાસ જરૂરીઆત જણાઇ, તે કાર્ય માટે પ્રાંત દીઠ એક એક ઇન્સ્પેકટર સરકાર પાસે માગ્યો. છેવટ બે પ્રાંત વચ્ચે એક ઇન્સ્પેકટરની માગણી કરી, પણ એકે માગણી સ્વીકારાઇ નહિ અને શાળા ખાતાના ઇન્સ્પેકટરોને માથે પુસ્તકાલયોની ભેટ લેવાની જવાબદારી નંખાઇ, પણ તેથી જોઇએ તેવો વેગ મળી શકયો નહિ.

## પુસ્તકાલય પરિષદ મંડળો

એટલે તેમણે ' પુસ્તકાલય પરિષદ મંડળ 'ની યોજના સને ૧૯૨૫ માં વિચારી–ઘડી કાઢી, જેના પરિણામે રાજ્ય પુસ્તકાલય મંડળ, પ્રાંત પુ૦ મંડળો, મહાલ પુ૦ મંડળો અને જૂથ પુ૦ મંડળો અસ્તિત્વમાં આવ્યાં અને રાજ્યનાં સર્વ પુસ્તકાલયોનું સુંદર સંગઠન થયું. પરિષદ મંડળનો હેતુ ' પુસ્તકાલયપ્રવૃત્તિના કાર્યકરો એકબીજાને મળે, વિચારોની આપ-લે કરે, મુશ્કેલીઓનો વહેવારૂ ને વાજબી તોડ કાઢે, પ્રવૃત્તિનાં નવાં ક્ષેત્ર શોધે તથા વિકાસની યોજનાઓ વિચારે ' એ રાખ્યો. જો કે આ યોજના ૧૯૨૫ માં અમલમાં મૂકી, પણ તેનું ખરું કામ તો રાજ્ય પુ૦ પરિષદ મંડળ ખાતે સેવાભાવી ભાઇઓની નિમણૂંક પછી જ એટલે સને ૧૯૩૦ થી થવા લાગ્યું. પરિષદ મંડળની યોજનાથી રાજ્યનાં પુસ્તકાલયો વ્યવસ્થિત અને સંગઠિત થવા ઉપરાંત જનસમાજમાં વાચનનો રસ વધી પુસ્તકાલયોનો ઉપયોગ સંતોષકારક થવા લાગ્યો છે, એટલું જ નહિ પણ જનસમાજને પુસ્તકાલયની આવશ્યકતા સમજાઇ છે જેના પરિણામે છેલ્લાં કેટલાંક વર્ષથી સ્વતંત્ર મહિલા પુસ્તકાલયો અને સ્વતંત્ર બાળપુસ્તકાલયો ઉઘાડી આપવાની અને તેમને માટે સ્વતંત્ર મકાનોની માગણીઓ આવવા લાગી છે. તે માગણીઓ તેઓએ સહર્ષ સ્વીકારી લોકવૃત્તિને ઉત્તેજી છે. આ માગણીઓ માટે લોકમદદ અને કાયમ ફંડની રકમ ઊભી કરવા–કરાવવામાં અને સ્વતંત્ર બાલ અને મહિલા પુસ્તકાલયોનાં મકાનો બંધાવી આપવામાં તેમણે પોતાની લાગવગ, કુનેહ અને શક્તિનો ઓછો વ્યય કર્યો નથી. કેમકે તેઓ સમર્થ કેળવણીકાર પણ

પુસ્તકાલય શિક્ષણવર્ગ પહેલો—



વચમાં મે. રા. રા. બોરડન સાહેબ તથા સહ૦ શ્રી. અમીન સાહેબ બેઠેલા છે. [ ઈ. સ. ૧૯૧૩ ]

હોય બાળકો અને સ્ત્રીઓની પ્રગતિ વિના કોઇ પણ દેશની પ્રગતિ કદાપિ થઇ શકે નહિ, અને સ્વતંત્ર પુસ્તકાલયોની તેમને માટે પણ સ્વતંત્ર શાળાઓના જેટલી જ જરૂરીઆત છે એમ તે ચોકકસ માનતા.

## પુસ્તકાલયોને ઉપયોગી પ્રકાશનો

પરિષદ મંડળની યોજના અમલમાં મૂકી તેની સાથે જ કોઈ પુસ્તકાલય તરફથી મહત્ત્વનો ખુલાસો કે પ્રશ્ન પૂછવામાં આવે તેના ઉત્તર ' પુસ્તકાલય ' માસિકમાં પ્રશ્નોત્તરરૂપે આપી લોકમત કેળવવા અને પુસ્તકાલયના કાર્યવાહકોને તૈયાર કરવા માંડયા, તેમ જ રાજ્યનાં તમામ પુસ્તકાલયોનાં પુસ્તકો એકસરખી પદ્ધતિએ વ્યવસ્થિત રાખવાને માટે ૮૦૦૦ પુસ્તકોની કર્તાવારી, નામવારી અને વિષયવારી વર્ગીકરણનું પુસ્તક તૈયાર કરાવવાની યોજના પણ તેમણે હાથમાં લીધી. આ કામ એટલું બધું કડાકૂટિયું અને છતાંએ એટલું બધું જરૂરી હતું કે તેને તૈયાર કરાવવાની જવાબદારી તેમણે ન સ્વીકારી હોત તો તે કામ ભાગ્યેજ થઇ શકયું હોત. કારણ કે ગુજરાતભરમાં પુસ્તકાલયવિજ્ઞાનમાં તેમના જેટલો નિષ્ણાત અને પુસ્તકાલયપ્રવૃત્તિને જીવનનું ધ્યેય માનનાર બીજો એક પણ માણસ નથી. આ પુસ્તક લાંબી મુદતે સન ૧૯૨૯ માં પ્રસિદ્ધ થવા પામ્યું. ૪૦૦૦ પુસ્તકોનો તેનો બીજો ભાગ સન ૧૯૩૩ માં પ્રસિદ્ધ થયો છે.

' પુસ્તકાલય સહાયક-સહકારી મંડળ ' અને ' રાજ્ય પુસ્તકાલય પરિષદ મંડળ ' ( એએક વર્ષથી પરિષદ શબ્દ કમી કરવામાં આવ્યો છે ) એ બે મંડળનો સમન્વય સાધી સ્વ૦ અમીન સાહેબે પુસ્તકાલય પ્રવૃત્તિ જેવી હિંદુસ્થાનને માટે તદ્દન નવીન પ્રવૃત્તિને આગળ ધપાવવા પુસ્તકાલયોને ખાસ ઉપયોગી પંદર પુસ્તકો પ્રસિદ્ધ કરાવ્યાં છે. જો તેઓ સરકાર પર આધાર રાખી બેસી રહ્યા હોત તો આવાં અને આટલાં અતિ ઉપયોગી પુસ્તકો પ્રસિદ્ધ થવા પામત કે કેમ અને પુસ્તકાલયોની જેટલી પ્રગતિ થઇ શકી છે તેટલી થઇ શકી હોત કે કેમ તે વાચકોએ જ વિચારી લેવાનું છે.

× × ×

## હાથ નીચેના માણસોના હિત માટે

તેમનું હૃદય અતિ કોમળ હતું. ખાતાના કોઇ પણ માણસનું દુઃખ કે અડચણ તેમના જાણવામાં આવતાં તે નિવારવા પોતાથી બનતું બધું કરી છૂટતા. સને ૧૯૧૭ માં પુસ્તકાલયનો એક સિપાઇ રાત્રે મરણ પામ્યો. તેને અગ્નિસંસ્કાર કરવાનું સાધન તેની સ્ત્રી પાસે નહિ હોવાથી તે સ્ત્રીને વિટંબણા પડેલી. બીજે દિવસે ઑફિસમાં આવતાં આ હકીકત અમીન સાહેબના જાણવામાં આવી એટલે તાત્કાલિક અડચણ ખસેડવા હેડકલાર્કે પૈસા આપેલા તે તેમને પોતે પેલી સ્ત્રી વતી આપી દીધા, એટલું જ નહિ પણ પુસ્તકાલય ખાતાનો કોઇ પણ નોકર કે તેનો વારસ આવી મુશ્કેલીમાં આવી પડતાં તેની મુશ્કેલી દૂર કરવા ' સેન્ટ્રલ લાયબ્રેરી રિલિફ ફંડ ' એ નામના એક ફંડની યોજના તરત જ ઘડી કાઢી. તેનો ઉદ્દેશ ' પુસ્તકાલય ખાતાના નોકરોના વા તેમનાં કુટુંબી જનોના અવસાન, મંદવાડ, વા તેવા જ બીજા પ્રસંગોએ અગ્નિસંસ્કાર, દવા, ખોરાક વગેરે બાબતોમાં તેમ જ ગરીબ નોકરોને ભારે વ્યાજના બોજામાંથી ઉગારી લેવાને મદદ કરવી ' એ રાખ્યો. આ

યોજનામાં ખાતાના જે નોકરો ઐચ્છિક રીતે જોડાય તે દરેકને પોતાના પગારમાંથી દર માસે એક રૂ ૧ એ એક પાઇ આપવી એમ ઠરાવ્યું હતું. શરૂઆતમાં ઘણા કારકુનો અને બધા લાયબ્રેરીના અધિકારીઓ આ યોજનામાં જોડાયા હતા. પરંતુ સખત મોંઘવારીને લઇ કારકુનો કે જેમના પગાર ઘણા ટૂંકા છે તે અને લાયબ્રેરીઅનો પણ ધીમે ધીમે ખમી ગયા. અને માત્ર મે. દાદાચાનજી, મે દત્ત સાહેબ, અને પૂજ્ય અમીન સાહેબ એ ત્રણ જણ જ છેવટ સુધી સભ્યો તરીકે ટકી રહ્યા. તેમાંના પહેલા બે પેન્શન પર નિવૃત્ત થતાં છેવટ ફક્ત અમીન સાહેબ એકલા જ રહ્યા. છતાંએ પોતાના નિવૃત્ત થયા પછી પણ આ ફંડ ચાલુ રહે એવી યોજના તેમણે રાખી હતી.

આ ફંડમાં કુલ રૂ. ૭૨૨–૧૦–૮ ની જ રકમ આવી હતી, પણ તેના આયુષ્ય દરમિયાન ૬૬ પ્રસંગોને રૂ. ૧૧૫૪૮) નું ધીરાણ થઇ તેટલું વસુલ લેવાયું છે. જેમાંના કેટલાક સિપાઇઓને રૂ. ૧) ઉપર એક આના વ્યાજે બહારથી રકમ લેવી પડતી તેમને ફંડને લીધે ઘણી રાહત વળી છે; ને કરપ્રિય, ભલા, માજી કયુરેટર મે. દત્ત સાહેબ સ્વર્ગસ્થ થયાના ખાતાને દુઃખદ સમાચાર મળતાં આ ફંડમાંથી રૂ. ૫૦૧–૮–૭ નું એક ટ્રસ્ટફંડ " શ્રી ન્યુટન દત્ત સ્મારક ફંડ " તરીકે પુસ્તકાલયોની કાયમની સેવા અર્થે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦માં અમીન સાહેબે મુકાવ્યું છે; રૂ. ૨૭૩–૩ ૯ ની રકમ મુશ્કેલીના પ્રસંગે ( અંતિમ ક્રિયા, માંદગીમાં દવા, ગરીબ સિપાઇના પુત્રને પુસ્તકો, મૈયતના કારણે લોન માંડી વાળવી, દીવાળી–હોળીના તહેવારોમાં સિપાઇઓને બક્ષિસ વગેરેમાં ) દાન તરીકે અપાઇ છે; અને એક નોકરે માત્ર રૂ. ૧૫૦) માં જ વાર્ષિક રૂ. ૧૫૦) ઉત્પન્ન આવે તેવી જમીન ૭ વર્ષથી ગીરો મૂકેલી તે છોડાવી આપી તેના ઉત્પન્નનો તેને માલિક બનાવી આપ્યો છે.

## વિદ્યાર્થીઓને આવકનું સાધન

અભ્યાસ સાથે ગરીબાઇના કારણે નોકરી કરતા કારકુનો તરફ અમીન સાહેબની ખાસ સહાનુભૂતિ અને અમીદષ્ટિ રહેતી, અને તેમને બને તેટલા સહાયરૂપ નીવડતા. વિદ્યાર્થીઓને તેઓ કૉલેજનો અભ્યાસ પણ નોકરી સાથે કરી શકે માટે તેવા કારકુનને સાંજસવાર પુસ્તક આપ–લે કરવાની શાખામાં મુકાતા. વળી તેમને કૉલેજની ફી ભરવા માટે રિલિફ ફંડમાંથી વગરવ્યાજે લોન આપવામાં આવતી જે તેઓ ૭ માસમાં હપ્તાથી પાછી આપી દેતા.

આ રિલિફ ફંડ એટના તેમ જ હંગામી કારકુનોને પણ આશીર્વાદરૂપ નીવડતું. તેમની મંજુરી વખતસર ન મળવાના કારણે તેમનો ચોલો પગાર વગરવ્યાજે લોન તરીકે અ.પવામાં આવતો અને પગાર મળતાં વસુલ લેવાતો, જેનો લાભ ઘણા કારકુનોને મળ્યો છે.

## પુસ્તકાલયો સ્થાપવા અંગત નાણાં આપતા

જે જે ગામે વાચનાલય કે પુસ્તકાલયનો ઉપયોગ થઇ શકે તેમ હોવા છતાં પૂરતી લોકમદદ ઊભી થઇ શકે તેમ ન હોય તેવાં ગામને પોતે કંઇ કંઇ રકમ આપી સહાયરૂપ થતા, અને આવાં તદ્દન ગરીબ સ્થિતિનાં ગામોને તો લોકમદદની પૂરી રકમ પણ પોતે આપી પુસ્તકાલય ઉઘાડી આપતા એક વખત તો આવાં ચાર ગામને રૂ. ૫૦) પચાસ મળી કુલ રૂ. ૨૦૦) એકી વખતે આપી તે પર સરકાર તથા પંચાયત મદદથી ગામને પુસ્તકાલય તથા વાચનાલયનો લાભ આપ્યો હતો.

## ગુપ્ત દાન

સ્વ. શ્રીમંત મહારાજા સાહેબે તેમના કામની કદર કરી રૂ. ૫૦) માસિક પ્રમોશન અને રૂા. ૧૫૦૦) બક્ષિસ તરીકે આપ્યા હતા. મે. દત્ત સાહેબને પણ રૂા ૧૦૦ પ્રમોશન અને રૂા. ૨૫૦૦) ની રકમ બક્ષિસ તરીકે મળી હતી. દત્ત સાહેબ સરળ સ્વભાવના હોઇ તેમણે નિખાલસ દિલથી કહેલું કે મને આ લાભ અમીન સાહેબે ખડતલ મહેનત લઇ રાજ્યમાં પુસ્તકાલયોની ખીલવણી કરી તેને લઇને જ મળ્યો છે.

અમીન સાહેબ તો પગારમાંથી પોતાના નિભાવ પૂરતી રકમ જ પોતાને માટે રાખી બાકીની રકમ વિદ્યાર્થીઓને મદદ આપવામાં, સંકટગ્રસ્ત માણસને ગુપ્તદાન કરવામાં, જુદી જુદી સામાજિક સંસ્થાઓને મદદ આપવામાં ખરચી નાખતા, અપરિગ્રહવૃત્તિ જ જીવનની શરૂઆતથી રાખી હતી જેથી આ બક્ષિસની રકમ પોતાના કામમાં વાપરવાની ઇચ્છા સુદ્ધાં ન કરે એ સ્વાભાવિક હતું, જેથી રૂ. ૧૫૦૦) મળવાની સરકાર તરફથી જાહેરાત થતાં જ, રકમ મળતા પહેલાં, રૂ. ૫૦૦) પાંચસો મદદની અપેક્ષાવાળી પોતાની ત્રણ સાર્વજનિક સંસ્થાઓને, પોતાના નામે નહિ, પણ '**શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી ભેટ**' એ નામે ફાળવી જેના તેના મંત્રીને જણાવી દીધું. અને સરકાર તરફથી બક્ષિસ રકમ આવક-વેરાના રૂ. ૨૨–૮–૦ કપાત થઇ મળવાથી રૂ. ૨૨–૮–૦ તથા રિલિફ ફંડની ૧૫૦૦ પાઇઓ પદરની ઉમેરી ત્રણ સંસ્થાઓને રૂ. ૧૫૦૦) પૂરા મોકલી આપ્યા !

ખાતાની શરૂઆતમાં પુસ્તકાલયપ્રવૃત્તિની જમાવટનું તેમનું કામ જોઇ મે. બોર્ડન સાહેબે એક વાર તેમને કહેલું કે "મિ. અમીન! તમારૂં કામ જોતાં તમને નિદાન રૂ. ૩૦૦) નો પગાર આપવો જોઇએ." જવાબમાં તેમણે જણાવ્યું કે "મને પગાર ગમે તેટલો મળે તેથી મારા કામમાં કંઇ જ ફેર પડવાનો નથી. કામ તો જેવું ને જેટલું થાય છે તેવું ને તેટલું જ થવાનું છે." તેમણે પોતે પગાર વધારાની કદી માગણી કરી નથી. જેના પરિણામે સ્વ. શ્રીમંત મહારાજા સાહેબે રૂ. ૫૦) ખાસ પ્રમોશન આપ્યું છતાંએ તેઓ કેળવણી ખાતામાં રહ્યા હોત તો ત્યાં જેટલો પગાર મળતો હોત તેટલો પગાર નિવૃત્ત થતા પહેલાં મળતો હતો કે કેમ એ શંકાસ્પદ છે.

## પુસ્તકાલયોના પિતામહ

પુસ્તકાલય ખાતાની સરકારી નોકરી સાથે પણ વડોદરા રાજ્ય સિવાયનાં ગામોએ પુસ્તકાલયો અને વાચનાલયો સ્થાપવાની પ્રવૃત્તિ ચાલુ રાખી–રખાવી હતી. કામ કરનાર હોય તો પૈસાની ખોટ નથી. પૈસા તો આભમાંથી પડે એમ તેઓ માનતા. સખી ગૃહસ્થો પાસેથી મદદ મેળવી તેમણે ' ચરોતર વાચનાલયો, ' ' ગોખલે પુસ્તકાલયો, ' ' પ્રિયંવદા વાચનાલયો, ' ' હોમરૂલ પુસ્તકાલયો ' ' જ્ઞાનવર્ધક વાચનાલયો ' અને ' દાદાભાઇ નવરોજજી વાચનાલયો ' જેવી વિવિધ પુસ્તકાલયપ્રવૃત્તિ હાથ ધરી છે–હાથ ધરાવી છે.

સ્વ૦ શ્રીમંત મહારાજા સાહેબે સેન્ટ્રલ લાયબ્રેરીની એક વખત ભેટ લીધી હતી ત્યારે અમીન સાહેબને '**પુસ્તકાલયોના પિતા**'ના સંબોધનથી તેમની સાથે વાત કરી હતી. સ્વ૦ શ્રીમંત મહારાજા સાહેબે તેમના કામની કેવી કદર કરી હતી તે આથી સ્પષ્ટ થાય છે.

પુસ્તકાલયોના પિતાનું નામ તેમણે સાર્થક કર્યું છે. પરંતુ મદ્રાસમાં ભરાએલી અખિલ હિંદ પુસ્તકાલય પરિષદે અમીન સાહેબને '**પુસ્તકાલયપ્રવૃત્તિના પિતામહ**'નું બહુમાન આપ્યું હતું. હિંદભરમાં પુસ્તકાલયપ્રવૃત્તિની શરૂઆત પોતાના રાજ્યમાં સૌથી પહેલી કરનાર સ્વ૦ શ્રીમંત મહારાજા સાહેબને પુસ્તકાલયપ્રવૃત્તિના પિતા માની, તેમની પહેલાં અમીન સાહેબે ૧૫૦ ગામોએ પુસ્તકાલયો સ્થાપેલાં હોવાથી અને ત્યારબાદ પુસ્તકાલયપ્રવૃત્તિના પ્રાણરૂપ થવાથી તેમને પુસ્તકાલયપ્રવૃત્તિના પિતામહનું બહુમાન આપ્યું હોવું જોઇએ.

× × ×

વડોદરા રાજ્યની પુસ્તકાલય ખાતાની નોકરી કરતાં કરતાં જેમ બ્રિટિશ અને અન્ય દેશી રાજ્યનાં ગામોમાં પુસ્તકાલયો અને વાચનાલયોની પ્રવૃત્તિ ચલાવતા હતા, તેમ વડોદરા ઉપરાંત આણંદ, વસો અને પેટલાદ એ ત્રણ સ્થળને કેન્દ્રસ્થળ બનાવી સામાજિક ઉત્કર્ષની અનેક પ્રવૃત્તિઓ પોતાના શિષ્યો અને સ્નેહીઓ દ્વારા તેઓ ચલાવતા. તેઓ આ ચારે કેન્દ્રોની બધી પ્રવૃત્તિના આત્મારૂપ હતા અને નાણાં ઊભાં કરવાં, સંસ્થાઓને વ્યવસ્થિત ચાલુ રાખવી, તે માટે સેવાભાવી કાર્યકર્તાઓ મેળવવા, એ બધી જવાબદારી પોતાની માની ચાલતા. એટલે જે તે સંસ્થાના મંત્રી, પ્રમુખ કે વ્યવસ્થાપક મંડળના સભ્યો માત્ર તેમને પોતાને મદદગારરૂપ હતા.

× × ×

## સામાજિક સેવાઓ

આટલી બધી સંસ્થાઓ સ્થાપી, તેને સુવ્યવસ્થિત ચલાવવા માટે નાણાં અને કાર્યવાહકો મેળવવાની જવાબદારી લઈ કરવા ઉપરાંત પાટીદાર જ્ઞાતિના કુરિવાજો દૂર કરાવવા અને જમાનાને ઓળખી સામાજિક ખર્ચ ઘટાડવા પોતાના વિદ્યાર્થીઓ વગેરેનું 'યુવક મંડળ' સ્થાપીને તથા લોકમત કેળવવા 'પાટીદાર પત્રિકા' નામની પત્રિકાઓ વખતો-વખત છપાવી છૂટથી વહેંચીને બારમા–પ્રેતભોજન–બંધ કરાવવા, બાળલગ્નો અટકાવવા અને જાન ત્રણ દિવસને બદલે બે દિવસની કરવા-કરાવવા બનતું કર્યું છે. તેમની આ પ્રવૃત્તિના પરિણામે પાટીદાર સમાજમાં બારમાનું મહત્ત્વ ઘટી ગયું છે–તેમના પોતાના વસો ગામમાં તો બારમાનું મહત્ત્વ સૌથી વધુ ઘટયું છે, અને કેટલાંક ગામે અમુક અમુક કુટુંબમાં તો બારમાં કરવાની પ્રથા તદ્દન બંધ પણ થઇ છે. જાન ત્રણ દિવસને બદલે બે દિવસની થઇ ગઇ છે. અને સરકારના બાળલગ્ન પ્રતિબંધક કાયદાની પુષ્ટી મળતાં અને લોકમત કેળવાતાં તે દિશામાં પણ સંતોષકાર સુધારો થયો છે. તેમના આ કાર્યમાં 'પાટીદાર" માસિકનો પણ સારો હિસ્સો છે.

## રેલસંકટ સમયની સેવાઓ

તેમનું હૃદય અતિ કોમળ હોવાથી કોઇ વ્યકિતનું દુઃખ જોઇ–જાણી તે નિવારણ કરવા પોતાથી બનતું કરી છૂટતા તે દુષ્કાળ કે રેલસંકટ જેવા સમૂહગત દુઃખ તો જોઇ જ શી રીતે શકે ? આવા પ્રસંગોએ પોતાના પેટલાદ તાલુકાને દુઃખમુકત કરવા તે દોડી જતા. દુષ્કાળ વખતે મદદ મેળવી પેટલાદ તાલુકાનાં ગામોએ સસ્તા અનાજની દુકાનો ખોલાવી

બનતી રાહત આપી–અપાવી હતી. વળી સને ૧૯૨૩ માં રેલસંકટ આવ્યું ત્યારે સરકારની મંજુરી મેળવી, પોતે પેટલાદ તાલુકાના રેલસંકટ વહીવટદાર બની, ગામેગામ ફરી, રેલથી થએલું નુકસાન અને લોકોની ખાસ જરૂરીઆત જોઇ લઇ ત્યારબાદ રેલસંકટ નિવારણ માટે સરકારની, પ્રાંતિક સમિતિની, સર્વન્ટ ઑફ ઇન્ડિયા સોસાઇટીની અને ધનાઢ્ય વ્યક્તિઓ વગેરેની મદદ મેળવી નાતજાતના ભેદભાવ વગર પ્રજાને બને તેટલી રાહત આપી–અપાવી હતી. પોતાની કાર્યકુશળતાથી તેમણે આ કામ બને તેટલું ત્વરિત, વ્યવસ્થિત અને સંગીન કર્યું હતું. રેલસંકટના કારણે તેઓ પૂજ્ય ઠક્કર બાપા સાથે કડી પ્રાંતમાં પણ ફર્યા હતા.

## ફરજીઆત કેળવણીને અંગે દંડનું ભારણ

ફરજીઆત કેળવણીને લઇ કોઇ પણ બાળકનો દંડ ન થવો જોઇએ એવી તેમની માન્યતા હતી. તેને લઇ તેમના સંસર્ગમાં આવતા શિક્ષકો વગેરેને ખાસ સૂચના કરતા અને પેટલાદ તાલુકાની શાળાઓના વિદ્યાર્થીઓનો દંડ ન થાય તે માટે તો તે દિશામાં તેઓ સંગીન પ્રયત્ન કરતા અને કરાવતા.

## શિક્ષકોના સંસ્કારદાતા

ટૂંકા પગારના શિક્ષકો તરફ તેમની ખાસ સહાનુભૂતિ રહેતી. પેટલાદ તાલુકાના જે શિક્ષકોને વાંચવાનો ને પોતાનું જીવન ઘડવાનો શોખ હોય તેઓને સહાયરૂપ થવા ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીમાં રૂ. ૨૫) ભરી સોસાઇટીના સભાસદ બનાવી, બાર વરસના હપ્તાથી રૂ. ૨૫) વગર વ્યાજે વસુલ લેવાની યોજના તેમણે અમલમાં મૂકી હતી, અને ત્યારબાદ બીજી એક યોજના નિવૃત્તવેતન મળતા પહેલાં અવસાન પામતા શિક્ષકના વારસને રૂ. ૫૦) મળે તેવી યોજના થોડા વખત પરજ અમલમાં મૂકી છે

## "વિદ્યાદાન"ની યોજના

કેળવણીવિષયક પ્રવૃત્તિઓ માટે નાણાં મેળવવાની 'વિદ્યાદાન'ની યોજના તેમણે વસો ગામમાં ૨૪ વર્ષથી અમલમાં મૂકી છે. આ યોજનાનું અનુકરણ બીજાં ઘણાં ગામોની પ્રવૃત્તિઓને પણ પોષક નીવડ્યું છે.

તેઓ બંધારણના ખાસ હિમાયતી હતા. એક વખત વડોદરા પ્રાંત પંચાયતમાં તેઓ સભ્ય નિમાયા હતા, તે વખતે મનસ્વી રીતે વગર બંધારણે અપાતી મદદ બંધારણપૂર્વક અપાય તે માટે અખાડા વગેરે ખાતે મદદ આપવાના નિયમો તેમણે ઘડી આપ્યા હતા.

## પેટલાદ તાલુકો સદ્‌૦ ને આભારી છે

પેટલાદ તાલુકામાં પ્રમાણમાં વધારે હાઇસ્કૂલો અને કેળવણીવિષયક સંસ્થાઓ છે તે અમીન સાહેબની તે દિશામાં પેટલાદમાં રહી પહેલ કરવાની અને પ્રેરણા આપવાની અસરનું જ શુભ પરિણામ છે. આખો ચરોતર પ્રદેશ અને તેમાંય ખાસ કરી વસો ગામ અમીન સાહેબના આભાર તળે જેટલું દબાયલું છે, તેટલું બીજા કોઇના આભાર તળે દબાયલું નથી,

**સહનશીલ**

તેઓ બેહદ સહનશીલ હતા. સુખમાં કે દુઃખમાં સમતા રાખી શકતા અને પોતાના શરીરને પોતાને ( આત્માને ) અધીન રાખી શકતા. એક વખત જમણા હાથનો અંગુઠો પાકયો હતો છતાં તેની વેદનાની છાયા સુદ્ધાં જણાવા દેતા નહિ અને પોતાનું કામ ચાલુ રાખવા ઉપરાંત બે આંગળીઓ વચ્ચે હોલ્ડર પકડી સહીઓ કરતા. તેમની પાસે સહીઓ કરવાના કાગળો એટલા બધા આવતા કે તેઓ ડિસ્ટ્રિકટમાં જતા ત્યારે જેમને સહીઓ કરવી પડતી તે બધા કંટાળતા; પરંતુ અમીન સાહેબ કદી કંટાળતા નહિ; ઉલટ જેમ વધુ કાગળો નીકળે તેમ વધુ સંતોષ પામતા. દાઢ કે દાંતના દુઃખ જેવાં દુઃખને તો તેઓ બિલકુલ ગણકારતા નહિ, સાથે ડૉકટરની સલાહ લેવાનું પણ ચૂકતા નહિ.

નિવૃત્ત થતાં પહેલાંનાં બે વર્ષ તો તેમણે ખાતાના ભાવિ હિત માટે ઘણું સખત કામ કર્યું, જેના પરિણામે નિવૃત્ત થતા પહેલાં થોડા જ દિવસ પર બ્લડપ્રેશરનું દરદ લાગુ પડયું, છતાંએ તેને નહિ ગણકારતાં કામ તો જેવું ને તેવું છેવટ સુધી ચાલુ જ રાખ્યું.

## નવીન પ્રવૃત્તિઓ સાથે નવજુવાની

આટલું બધું સખત કામ કરી ૬૨ વર્ષની ઉમ્મરે નિવૃત્ત થવા છતાં પણ તેમની માનસિક અને શારીરિક શક્તિઓ જેવી ને તેવી જ રહી હતી એટલું જ નહિ પણ, જેમ જેમ નવીન પ્રવૃત્તિઓ વધતી હતી તેમ તેમ જાણે તેમને નવજુવાની આવતી હોય તેમ નિવૃત્ત થયા પછી પણ કામ કરતા–કરી શકતા. વસો, આણંદ કે પેટલાદ કેન્દ્રમાંથી જ્યારે વડોદરા આવતા ત્યારે રાત્રે ત્રણ વાગે ઉઠીને કામે લાગી જતા. નકામો વખત બિલકુલ ગુમાવતા નહિ. તેમના આત્માએ તેમના શરીર પર પૂર્ણ આધિપત્ય મેળવેલું તેથી જ આટલી ઉમ્મરે દોડાદોડી અને પ્રસન્ન ચિત્તે આટલું સખત કામ કરી શકતા.

તેઓ કદી કસરત કરતા નહિ; પરંતુ પોતાના નિવાસસ્થાનના ચોગાનમાં એક પછી એક સહકાર્યકર્તાને કે મળવા આવનારને સાથે લઇ આંટા મારતા અને તેમની સાથે વાતચિત કે ખુલાસા કરતા ને ઘટતી સૂચના આપતા. આ રીતે કેટલાક માઇલની ચાલવાની કસરત મળતી અને સાથે સાથે વખતનો બચાવ થઈ સૂચનાઓ આપવાનું, વાટાઘાટ કરવાનું અને મુલાકાત પતાવવાનું પણ કામ થતું

× × ×

**જાહેરમાં આગળ આવ્યા નથી.**

પાટણ હાઇસ્કૂલમાં તેઓ શિક્ષક હતા ત્યારે ગરીબ મુસલમાનોનો આખો મહોલ્લો અગ્નિકોપથી બળી જતાં તેમણે ટીપથી રકમ ઊભી કરી તેમને બનતી મદદ કરેલી, આદર્શ શિક્ષક તરીકેની છાપ સહશિક્ષકો અને વિદ્યાર્થીઓ પર પાડેલી અને વિદ્યાર્થીઓ તથા નાગરિકોની હોળી ઉપર તોફાનો કરવાની અનિષ્ટ પ્રથાને નાબુદ કરાવવામાં તેઓ ફત્તેહમંદ થએલા, જેના પરિણામે તેમની બદલી પાટણથી પેટલાદ થતાં નાગરિકોએ સમારંભ કરીને

માનપત્ર આપવાની યોજના રાખી, માનપત્ર છપાવી દીધેલાં; છતાં તેનો સ્વીકાર તેમણે ન કર્યો તે ન જ કર્યો. ત્યારબાદ પેટલાદથી બદલી થતાં, વડોદરા રાજ્યમાં ડિસ્ટ્રિકટમાં ફરતાં કે ત્યાંથી નિવૃત્ત થતાં પણ માનપાન કે જલસાને સ્વીકાર તેમણે કર્યો નથી. એ માટે તેમણે સવિનય ના પાડી છે. " માનપાન સ્વીકારવાથી સેવાનું કામ કરનાર નીચે પડે છે " એમ તેઓ માનતા.

તેઓ નીતિમય અને ધાર્મિક જીવનના ઉપાસક હતા. ધર્મના કોઇ પણ વાડામાં તેઓ પુરાયા નહોતા. સેવાધર્મ એ જ તેમનો ખાસ ધર્મ હતો. નૈતિક, ધાર્મિક અને સેવામય જીવન ઘડે તેવાં ઉત્તમ પુસ્તકો જ તેઓ વાંચતા અને બીજાઓને વાંચવાની પ્રેરણા કરતા.

## નિષ્પક્ષ અને નિર્લેપ

તેઓ પોતે કોઇને પોતાનો વિરોધી માનતા નહિ. તેમનામાં યત્કિંચિત્ પણ દ્વેષબુદ્ધિ હતી નહિ. સ્વાર્થાંધતાના કારણે કોઈ તેમને વિરોધી માનવાની ભૂલ કરે તો તેમને પણ પોતાના મતભેદનું વાજબી કારણ જણાવી પોતાનો કરી લેવાનો પ્રયત્ન કરતા. પરંતુ સ્વાર્થાંધોને સંસ્થાના હિતના ભોગે તેમનું પોતાનું હિત સાધવા દેતા નહિ. તેવે પ્રસંગે કૃતનિશ્ચયી અને નીડર રહેતા. છતાં હંમેશાં તેઓ સમાધાનપ્રિય રહેતા. કલહ અને પક્ષાપક્ષીથી સેવાનાં કામ બગડે છે એમ તેઓ માનતા અને તેથી પક્ષાપક્ષીમાં પડતા નહિ.

## વિદ્યાર્થીઓના સહાયક

તેઓ સાગર જેવા વિશાળ હૃદયના હતા. પોતે હાથ ધરેલી કોઇ પણ સંસ્થામાં પોતે પ્રથમ સારો ફાળો આપતા અને પછી બીજાઓ પાસેથી કઢાવતા, એટલું જ નહિ પણ કોઇ પણ સામાજિક સેવક વા સામાજિક સંસ્થા સંસર્ગમાં આવતાં તેમને પણ ઘટિત મદદ આપવાનું ચૂકતા નહિ. પોતાને ત્યાં બનતા સુધી પછાત કોમના એકાદ ગરીબ વિદ્યાર્થીને સ્વાશ્રયના ધોરણે તૈયાર કરવાના હેતુથી જૂજજાજ કામ કરવાની શરતે અભ્યાસ કરતા સુધી વારાફરતી રાખતા ને તેમને અભ્યાસ કરવાની પૂરી તક આપતા. એ રીતે ત્રણેક ગ્રેજ્યુએટ તૈયાર કર્યા છે.

એક મહિનામાં અનેક વખત એક જ ગામે જવાનો પ્રસંગ ઉભો થતાં સરકાર તરફથી નિયમ પ્રમાણે ભથ્થુભાડું મળતું નહિ–તેટલા પૂરતી રકમ કપાત થતી, છતાં બિલકુલ આક્ષેપ લેતા કે કચવાતા નહિ, તેમ એક જ સ્થળે અનેક વખત જવાની અનિવાર્યતા ઉભી થતાં ભથ્થા ભાડાની પરવા કર્યા સિવાય પોતાના ખર્ચે જવાને ચૂકતા નહિ. પોતાના કુટુંબમાં ભરણપોષણના અભાવે કોઇ દુઃખી ન થાય તેની ખાસ સાવચેતી રાખતા ને તેવું જણાતાં નિયમિત ગુપ્ત દાન પહોંચાડતા અને પોતાના કુટુંબના છોકરાઓની કેળવણી માટે ખાસ કાળજી લેતા ને જરૂરી આત્મભોગ આપતા. નોકરો પ્રત્યે ઘરના સભ્યોની પેઠે વર્તતા, નાનામાં નાના નોકર પ્રત્યે પણ કદી તોછડાઈ બતાવતા નહિ. ( તેમના સ્વભાવમાં તોછડાઇનો અંશ પણ નહોતો. ) તેમનાં સુખદુઃખ જાણવા ઉત્સુક રહેતા અને તેમની અડચણ ખસેડવા–દુઃખ ટાળવા બનતું કરતા. કોઈના પણ ઉપકારના બોજા નીચે રહેવાનું પસંદ કરતા નહિ,

વખત આવે તેનો બદલો અનેકગણો વાળી દેતા. તેઓ ગુણના પૂજક હતા–ગુણીને ચાહતા; પણ કોઇની ખામી તરફ તિરસ્કારની નજરથી જોતા નહિ. તેઓ પ્રવાસના હિમાયતી હતા. કારકુનોને પ્રવાસપ્રિય બનાવવા પોતાના ખર્ચે એક વખત નર્મદાકિનારાનાં તીર્થસ્થળો બતાવવા લઇ ગયા હતા. પ્રવાસની માફક સ્નેહસંમેલનોના પણ હિમાયતી હોઇ વખતોવખત તેમાં આગળ પડતો ભાગ લઇ મધ્યવર્તી પુસ્તકાલયના તમામ નાના મોટા નોકરોનું સ્નેહ-સમેલન ગોઠવાવી પરસ્પર સ્નેહભાવ વધે તેમ કરતા. ડિસ્ટ્રિકટમાં કારકુન સિપાઇઓનું ભોજન-ખર્ચ પોતે જ ઉઠાવવાનો સિદ્ધાંત તેમણે રાખ્યો હતો, અને તેમાં બિલકુલ પંક્તિભેદ થવા દેતા નહિ. એક વખત કોલેજની સામેના મકાનમાં થોડો વખત રહેલા ત્યારે વાસણો કપડાં વગેરેની ચોરી થઇ. આની ખબર તેમને મળતાંની સાથે જ બોલ્યા કે " બિચારો ગરીબ માણસ સુખી થશે, આપણે તો બીજી વસ્તુઓ લાવી શકીશું. " જેમનું હૃદય આટલું વિશાળ હતું, જે ગરીબના દુઃખે દુઃખી થયા–તે ચોરને શોધી કાઢવાની કે પોલીસ કેસ કરવાની પંચાતમાં પડે ખરા કે ? તેમનાં પત્ની રૂપબા મૂર્તિપૂજક અને ચૂસ્ત સનાતની વૈષ્ણવમાર્ગી હતાં. પોતે મૂર્તિપૂજાને માનતા નહોતા. તેમને પોતાના મતનાં બનાવવા કેટલાક માસ દરરોજ રાત્રે એક એક કલાક ધાર્મિક ચર્ચા અને વાતોમાં ગાળ્યો હતો, પરંતુ સનાતની સિદ્ધાંત કે મૂર્તિ-પૂજા છોડાવવામાં તેમને સફલ્ય મળ્યું નહિ. છતાં બંનેનું જીવન શુદ્ધ–પવિત્ર, એકબીજાની વૃત્તિને સંતોષવાની પૂર્ણ ઉદારતાવાળું અને બંનેમાં સહિષ્ણુતા એકસરખી હોવાથી મતભેદ ઉભો થતો નહિ. અમીન સાહેબ હરિજનને અડીને ચૂલા આગળ જમવા બેસે કે સામાજિક કાર્યોમાં બધો પગાર ખરચે અને એક ગામથી બીજે ગામ દોડાદોડી કરે તેમાં તે બિલકુલ આડે આવતાં નહિ, અને અમીન સાહેબ પણ રૂપબાના ધર્મનાં કામમાં પોતાની ઇચ્છા પ્રમાણે ખર્ચે અને સનાતની જીવન જીવે તેમાં તે આડે આવતા નહિ. બંનેનો એકબીજા પર પવિત્ર પ્રેમ અને ભક્તિભાવ હતો.

## સાગર સરખું વિશાળ હૃદય

અમીન સાહેબના હૃદયની વિશાળતા ખરેખર સાગર સરખી વિશાળ હતી. વળી તેઓ સામાન્ય માણસ નહિ પણ અસાધારણ હતા. સ્થિરચિત્ત, સ્થિતપ્રજ્ઞ અને સ્થિરબુદ્ધિવાળો કર્મવીર–કર્મયોગી દૈવી પુરુષ જ આટલાં બધાં કામ ઉપાડીને નિભાવી શકે અને વળી પરમાત્માના ઘરનું તેડું આવતાં અનાસક્તિથી શાંતપણે વીરની માફક મૃત્યુને ભેટે ! !

પરમ કૃપાળુ પ્રભુ, આ યોગી પુરુષના આત્માને પરમ શાંતિ આપો. અને તેમના શિષ્યો તથા સહકાર્યકર્તાઓને તેમની તમામ સંસ્થાઓ ચાલુ રાખી શકવાની અને તેમનાં અધૂરાં કાર્યો પૂર્ણ કરવાની શક્તિ આપો.

નાગરવાડા, વડોદરા }
તા. ૧–૩–૧૯૩૯ }

ઈશ્વરભાઇ કહાનદાસ પટેલ

—✻—

# એ પુણ્ય પ્રસંગો

**સદ્દગત શ્રી મોતીભાઈ સાહેબ**ના પરિચયમાં હું ૧૯૧૧ની સાલમાં પહેલવહેલો આવ્યો—લાયબ્રેરી ખાતાની નોકરી અંગે. તે પછી વચમાં દશેક વર્ષ પ્રત્યક્ષ સંબંધ જો કે ન રહ્યો, તોપણ અવારનવાર મળવાનું ચાલુ રહી છેલ્લાં આઠેક વર્ષથી પાછો એ સંબંધ પુસ્તકાલય પ્રવૃત્તિ અંગે ગાઢ બની છેવટ લગી ચાલુ રહ્યો. તે દરમ્યાન એઓશ્રીના ચારિત્ર્ય, સત્યનિષ્ઠા, સાદાઇ, માયાળુતા, સેવાભાવ આદિ સદ્દગુણોની મારા મન પર ઊંડી છાપ પડી છે. એમાંના કેટલાક પ્રેરક પ્રસંગો સંભારણારૂપે અત્રે ટાંકું છું:—

( ૧ ) પાટણમાં હેડમાસ્તર હતા તે સમયે ત્યાં લાગેલી મોટી આગમાં ગરીબ લોકોનાં ત્રણસો ઘર બળી ગયેલાં, તેમની મદદ માટે પોતે મુંબાઇ, સુરત વગેરે સ્થળોના પોતાના મિત્રો ને ઓળખીતાઓ પાસેથી સારી રકમ ભેગી કરીને ગરીબજનોની નમૂનેદાર સેવા એમણે બજાવેલી. ત્યારથી પાટણની જનતામાં એમનું નામ લોકપ્રિય થઇ પડેલું. (૧૯૨૯માં પાટણમાં ભરાયલી પાંચમી રાજ્ય પુ૦ પરિષદ વખતે આ પ્રસંગ પાટણવાસીઓને મુખે મેં સાંભળેલો. )

આ પ્રસંગ બનેલો એમની ભરજુવાનીમાં. એટલે યુવાકાળમાં પણ એમનામાં આધેડ અને વૃદ્ધાવસ્થા જેવો જ સેવાભાવ વિદ્યમાન હતો એમ જણાઇ આવે છે.

( ૨ ) માનપાન જગતમાં કોને ન ગમે ? પ્રયાસ ને ખટપટ કરીને પણ માનપત્ર મેળવવાની પ્રવૃત્તિ કરનાર અનેકાનેક માનભૂખ્યાં માનવી દષ્ટિગોચર થાય છે, ખાસ પ્રયાસપૂર્વક નહિ પણ આફણીએ આવી મળતા માનને વધાવી લેવાને તત્પર તો અનેક મનુષ્યો નજરે ચઢે છે. ત્યારે વગર માગ્યે મળતા માનને પણ હડસેલનારી પણ કેટલીક વ્યક્તિઓ દુનિયામાં વસે છે, એવી જો પ્રતીતિ મને થઇ હોય તો તે સદ્દગત શ્રી. મોતીભાઇ સાહેબના જીવનમાંથી જ. ખાતાના અધિકારી તરીકે એવાં માનપાન મળવાના યા મેળવવાના અનેક પ્રસંગો આવેલા. હારપાનની નવાજેશ અને મોંઘી મહેમાનગીરીનાં માન તો અધિકારીઓ માટે સામાન્ય બાબત થઇ પડેલ છે. લોકોની અંગત ઇચ્છા કે ઊર્મિ ન હોય તોય એવા સાહેબોની ઇચ્છા થતાં માન-મિજલસના જલસા ગોઠવાતા જોયા-જાણ્યા છે. ત્યારે પોતાની જાણબહાર ખાસ તક સાધીને ઊભા કરાયલા પ્રસંગનો પણ એનમોકે ઇનકાર કરનાર તો શ્રી. મોતીભાઇ સાહેબ જ હશે.

વાત એમ બનેલી કે એક વાર તેઓ નવસારી પ્રાંતમાં ફરવા નીકળેલા તે વખતે એમની મૂગી સેવાથી આકર્ષાઇને ધામણના કાર્યકર્તાઓ કે જેઓ એ તો જાણતા જ હતા કે શ્રી. મોતીભાઇ સાહેબ કોઇનું માનપત્ર સ્વીકારતા નથી, તેમણે એ માટે એમની સમ્મતિ અગાઉથી લેવાનું જ માંડી વાળીને માનપત્ર છપાવી રાખેલું ને બીજો પણ ખર્ચ કરી દીધેલો તે એમ માનીને કે 'આપણે ખર્ચ કરી નાખ્યો છે એટલે મને નહિ તો કમને પણ આપણું માન એમને અંગીકાર કરવું પડશે જ.' પરંતુ એ અતીવ ઉત્સાહી ભાઇઓની એ ધારણા સાવ ખોટી નીવડી. શ્રી. મોતીભાઈ સાહેબ પોતાના સિદ્ધાંતમાં અડગ રહ્યા ને ધામણનું તૈયાર માનપત્ર સદ્દગત શ્રી. મોતીભાઇ સાહેબના અફર સિદ્ધાંતના સંભારણા તરીકે ધામણવાસીઓ પાસેજ પડયું રહ્યું ! ( આ હકીકત પણ કર્ણોપકર્ણ જાણેલી છે. )

( ૩ ) અધિકાર પરથી નિવૃત્ત થતી વખતે ખાતાના મહેકમ તરફથી ગોઠવાતા સામાન્ય શિષ્ટાચારરૂપે મેળાવડાને પણ સદ્દગતે સમ્મતિ નહિ આપેલી. એ છેલ્લી વખતે ' વધારે નહિ તો આપણાં હારપાન તો સ્વીકારવાની ઉદારતા દેખાડશે જ ' એવી કેટલાક મિત્રોની માન્યતાને ખોટી પાડવા સાથે એમણે પોતાનો ટેક આબાદ જાળવી રાખેલો. ફૂલની પાંદડી સરખી પણ ન સ્વીકારનાર અને ઉલટું પોતાની જાત તહેનાતના માણસોને યોગ્યતા પ્રમાણે ખુશબક્ષિસ આપનાર અમલદાર બીજા કોણ કેટલા હશે ?

( ૪ ) પુસ્તકાલય પ્રવૃત્તિ અંગેની સદ્દગતની કામગીરી ગુજરાતને તેમ ગુજરાત બહારની એ ક્ષેત્રની આલમને અજાણી નથી. લોકોપકારક એ પ્રવૃત્તિની જમાવટ ને ખીલાવટમાં કૈલાસવાસી શ્રીમંત વડોદરાનરેશની દીર્ઘદર્શિત અને ઉદારતાભરી આર્થિક વગેરે સવલતો સાથે સ્વ. શ્રી. મોતીભાઇ જેવા સેવાભાવી અમલદારની ક્રિયાશક્તિનો મેળ ન જામ્યો હોત તો વડોદરા રાજ્યના કીર્તિકલાપરૂપી પુસ્તકાલયપ્રવૃત્તિ આટલે દરજ્જે ફાલીફૂલી હોત કે કેમ એ તો સવાલ જ છે. શ્રી. મોતીભાઇ સાહેબની એ ઉત્કૃષ્ટ સેવા સદ્દગત શ્રીમંત સયાજીરાવ મહારાજ જેવા મહાન રાજવીના લક્ષબહાર કેમ જ રહે ? અને નહોતી રહી તે તેઓ શ્રી. મોતીભાઇ સાહેબને સન ૧૯૩૧-૩૨ ની સાલમાં રૂ. ૧૫૦૦ ની થેલી ઉપરાંત માસિક રૂ. ૨૫+૫૦ નો ખાસ પગાર વધારો આપેલો એ ઉપરથી જ પૂરવાર થાય છે. અને એ મળેલ પર્સનાં નાણાંનો વિનિયોગ શ્રી. મોતીભાઇ સાહેબે પોતાની અંગત દોલતમાં વધારો કરવાના કામે ન કરતાં લોકહિતની જુદી જુદી કેળવણી સંસ્થાઓને ફાળવી આપવામાં કરેલો, એ બીના તેઓ સાહેબની નિઃસ્વાર્થ બુદ્ધિ, ઊંડી સેવાભાવના અને કેળવણી માટેની ધગશ જ પૂરવાર કરે છે. માસે માસે મળેલા ખાસ પગારવધારાની રકમનો પણ એવો જ સદુપયોગ થયો હશે, એમ મૃત્યુબાદ પ્રસિદ્ધ થયેલ એમનું વીલ જોતાં લાગે છે.

( ૫ ) જુદી જુદી સભાઓ પ્રવૃત્તિઓ, તેમ પરિષદોનાં પ્રમુખસ્થાન તેમને અનેક વાર આપવાની તૈયારીઓ થતી ને તે માટે આગ્રહભરી વિનંતિઓ આવતી; છતાં તેઓ સરકારી હોદ્દા પર રહ્યા ત્યાંસુધી એવી કોઇ જ માગણી એમણે સ્વીકારી નહોતી, એટલું જ નહિ પણ સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયા બાદ એવી માગણીને મચક પણ આપી નહોતી. સન ૧૯૩૭ માં કરાંચીમાં ભરાયેલા ૧૩ મા ગુજરાતી સાહિત્ય સમ્મેલનના પુસ્તકાલય વિભાગના પ્રમુખપદે શ્રી. મોતીભાઇની વરણી થઇ તેની ખબર તારથી અપાયેલી. હવે તેઓ સરકારી હોદ્દા પર નથી અને આ માનનીય પદનો સ્વીકાર કરવાથી ગુજરાતમાં પુસ્તકાલય પ્રવૃત્તિ જમાવવાની તેમની જે મહત્ત્વ કાંક્ષા છે તેને માટે સાહિત્યરસિકોનો મત કેળવવાનો સુયોગ સાંપડશે એવી દલીલ સાથે મિત્રોએ પણ ખૂબ આગ્રહ કરેલો, છતાં તેમણે પોતાનો ટેક ન છોડયો તે ન જ છોડયો. આવા અનાયાસે પ્રાપ્ત થતા માનનીય પદનો તેઓ શા માટે ઇનકાર કરતા તે એમણે એ પ્રસંગે સંમેલનની સ્વાગત સમિતિના મંત્રીજીને લખેલા પત્ર પરથી સમજાઇ શકતું હોવાથી એ પત્રનો જરૂરી ભાગ અત્રે ઉતારવો ઉચિત સમજું છું.

" × × સાહિત્ય પરિષદના કોઇ અંગનું પ્રમુખપદ મળવું એ બહુ મોટું માન હું સમજું છું. પણ મારા સંયોગો એવા ગોઠવાઇ ગયા છે કે હું એ માન સ્વીકારી શકું એ સ્થિતિમાં નથી, પુસ્તકાલયોની સેવાની હું બહુ ઇચ્છા રાખું છું; પણ સેવક થઈને, પ્રમુખ બનીને નહિ,

મારી સેવાનું ક્ષેત્ર મેં ચરોતર રાખ્યું છે. વડોદરા રાજ્યનું કામ પણ થોડુંક કરું છું. પુસ્તકાલય એ મારી પ્રવૃત્તિઓમાંની એક છે. પ્રમુખ થઇ ભાષણ આપવાથી જ ગુજરાતનાં પુસ્તકાલયોની સેવા કરી શકું તેમ હું માનતો નથી, અને એ આખો પ્રશ્ન હાથમાં લેવાને મને અવકાશ પણ નથી, એટલે આ સ્થિતિમાં આપે ભાવપૂર્વક આપેલી સેવાની તક વા માનનો હું સ્વીકાર કરું અને પછી કોઇ કામ ન કરી શકું એ સ્થિતિ મારે માટે અસહ્ય છે. વળી, સાહિત્યનો એક રીતે હું પૂજારી છું, તેના પ્રચાર માટે મેં કંઇક કામ કર્યું અને ઘણું કરવા ઇચ્છું છું, પણ લેખક તરીકે વા વ્યાખ્યાનકર્તા તરીકે સાહિત્યમાં મારું સ્થાન ન હોય એમ હું માનું છું. ”

તેમના આ ઇનકારથી સંમેલનના પુસ્તકાલય વિભાગને પડતો મૂકવો પડેલો.

એવી અનેક પ્રવૃત્તિઓ ચરોતરમાં, વડોદરા રાજ્યમાં, તેમ ગુજરાતના ઇતર ભાગોમાં ચાલતી હતી કે જેના પ્રાણરૂપ શ્રી. મોતીભાઇ સાહેબ ખુદ હતા, પણ તેના હોદ્દેદાર પોતે નહોતા. એ માન તેઓ બીજાને માટે જ અનામત રહેવા દેતા. બહુ બહુ તો તેઓ પંડે સામાન્ય સભાસદ તરીકે જ રહેવાનું કબૂલતા. સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયા બાદ પોતાની કેટલીક પ્રિય પ્રવૃત્તિઓનું મંત્રીપદ કે અધ્યક્ષપદ તેઓએ અલબત્ત માન્ય રાખેલું, પણ તે જે તે પ્રવૃત્તિના યથાયોગ્ય સંચાલન અને વિકાસ સાધવા પૂરતી પોતાની સીધી સેવા આપવાને ઇરાદે જ એ ભાર સ્વીકારેલો.

(૬) ઇ. સ. ૧૯૩૩ માં મદ્રાસ ખાતે મળેલી અખિલ હિંદ સાર્વજનિક પુ. પ્રવૃત્તિ પરિષદે પોતાની જાહેર બેઠકમાં શ્રીયુત મોતીભાઇ સાહેબને **‘ ગ્રંથાલય ઉદ્યમ પિતામહ ’** નો માનવંતો ઇલ્કાબ એનાયત કરવાનો ઠરાવ પસાર કરેલો. તેની જાણ એઓશ્રીને થતાં તેમણે વિવેકભર્યો પત્ર ઑલ ઇન્ડિયા પબ્લીક લાયબ્રેરી એસોસીએશનના પ્રમુખને લખી પોતે અંગત કોઇ જ માન કે પદવી સ્વીકારતા નથી એવો પોતાનો સિદ્ધાંત જણાવી પુસ્તકાલય પ્રવૃત્તિના આદ્ય પ્રચારક તરીકેનું ખરું માન પોતે જેના એક અદના નોકર છે તે શ્રીમંત મહારાજા સાહેબ સર સયાજીરાવને ઘટતું હોઇ તેમને જ ભાગે એવું હરકોઇ માન જવું જોઇએ એમ જણાવી પોતાના કાર્ય પ્રત્યેની કદરભરી નજર બદલ આભાર માન્યો.

(૭) ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી **‘ ગ્રંથ અને ગ્રંથકાર ’** નામનું પ્રકાશન દર સાલ પ્રસિદ્ધ થાય છે, તેમાં સદ્‌ગત શ્રી. મોતીભાઇના જીવનની સંક્ષિપ્ત નોંધ લખી મોકલવા સારૂ એમના પોતા પર એક બે વાર પત્રક આવેલાં, રૂબરૂમાં પણ આગ્રહ થયેલો, તેમ મારી મારફત પણ પ્રયાસ કરાયલો, પણ એમણે એ બાબતમાં છેવટ લગી મચક નથી આપી તે નથી જ આપી. એમણે પોતે કોઇ પુસ્તક રચીને પ્રગટ નથી કર્યું, એ વાત સાચી; પરંતુ **‘ ગદ્યપદ્ય સંગ્રહ ’** જેવો કિંમતી સંચય માસિકરૂપે આપનાર અપાવનાર, તેમ કેળવણી અને સામાજિક પ્રશ્નોની ચર્ચાને દોરવણી કરતી વિવિધ પત્રિકાઓ ઉપરાંત જે વિષયને ગુજરાતમાં છણવાની હજી કોઇએ ખાસ હિંમત નથી ચલાવી એવા બંધુધા અજાણ્યા પુસ્તકાલય પ્રવૃત્તિના વિવિધ કોયડા પર કિંમતી લેખો, પ્રશ્નોત્તરીઓ લખી આદરપાત્ર અજવાળું પાડવાનું મહદ્ કામ એમણે બજાવ્યું છે. એ બધું લખાણ સંગ્રહવામાં આવે તો પુસ્તકો ભરાય. સિવાય, પુસ્તકાલય ખાતાના હોદ્દેદાર તરીકે ખાતાનું તંત્ર સરળ રીતે ચલાવવા માટે ધારાધોરણો નક્કી કરવા કાજે માસે માસે વટહુકમો–સૂચનાઓ **‘ પુસ્તકાલય ’** માસિકમાં પ્રસિદ્ધ કરાવેલ, તેનાં એકીકરણ થઇ ત્રણ ભાગ બહાર પડયા છે, જે

ખાતાના જ નહિ બલ્કે પુસ્તકાલય પ્રવૃત્તિના સંચાલન માટે બહુ જ ઉપકારક છે. એ બધું જ સાહિત્ય એમની પોતાની કલમથી જ નીતરેલું છે,. છતાં તેમણે પોતે **'ગ્રંથ અને ગ્રંથકાર'**માં પોતાને સ્થાન આપવાને સમ્મતિ નથી આપી એ નિરભિમાનતાની પરાકાષ્ઠા નહિ તો બીજું શું ?

અરે ! પોતાની જાતનો ફોટો સુદ્ધાં કોઈને પાડવાની પરવાનગી નહોતા આપતા, તો પછી એમના પોતાના બ્લોક માટે એમની પાસે આવતી માગણીઓ તો અણુસંતોષાયલી જ રહી હોય ને ? એમની એકાકી છબી એટલા જ કારણે પ્રયાસ કરતાં પણ મળવી મુશ્કેલ છે. મિત્રમંડળ કે સહકાર્યકર્તાઓ સાથેના સમૂહમાં એમનો ફોટો મળી શકે ખરો, પણ ઇલાયદો તો નહિ જ. ફોટો પડાવવાની ક્રિયાને તેઓ હમેશાં **'ચાડાં પડાવવાં'**ના ઠેકડીભર્યા શબ્દપ્રયોગથી જ ઓળખાવતા.

( ૮ ) રેલ્વેની મુસાફરી કરનાર માણસે ટિકિટ લીધી હોય ને મુસાફરી ન કરી હોય તો તે ટિકિટનું રિફન્ડ માગનાર ને મેળવનાર અનેક પડયા હશે પણ ટિકિટ લીધા વગર અગર તો ઊતરતા વર્ગની ટિકિટ સાથે ચઢિયાતા વર્ગના આપ્તજન સાથે ચઢિયાતા વર્ગમાં મુસાફરી કરવાનું પ્રાપ્ત થતાં ચઢિયાતા વર્ગના ભાડાનો તફાવત, મુસાફરી સહીસલામત પાર પાડયા બાદ ઘેર આવીને મોકલી આપનાર તો શ્રી. મોતીભાઇ જ હશે ! લગભગ પચીસેક વર્ષની વાત છે. જ્યારે એક દહાડો શ્રી. મોતીભાઈ સાહેબે ઑફિસમાં આવીને મને બનેલા પ્રસંગની વાત કહી પોતે અમુક સ્ટેશનેથી ત્રીજા વર્ગના ઊતારુ તરીકે મુસાફરી શરૂ કરેલી અને અમુક સ્ટેશનેથી અમુક સ્ટેશન સુધી બીજા વર્ગના ડબ્બામાં મુસાફરી કરેલી એમ D. T. S. ને લખી જણાવી ભાડાના તફાવતની રકમ મોકલી આપવાનું ફરમાવ્યું, જે સાંભળી મારી સાથે બધા જ આશ્ચર્યચકિત થયેલા !

ખાનદાન ગણાતા ને સાહેબના સ્વાંગમાં દોડધામ કરતા અનેક ઉતારુઓ વગર ટિકિટે ઉપલા વર્ગમાં ચડઊતર કરતાં અને પકડાઇ જવાને પ્રસંગે અપમાનિત થતાં મુંબાઈની લોકલોમાં તેમ બીજી ગાડીઓમાં વખતોવખત નજરે ચડે છે. તેમની સાથે સરખામણી કરતાં શ્રી. મોતીભાઇ સાહેબની આ નેકી ને સત્યનિષ્ઠા પર મારી માફક જનતા પણ વારી જાય તો નવાઇ નહિ.

આથી ઊલટો પણ એક કિસ્સો બન્યાનું યાદ છે બીજા વર્ગની ટિકિટ હોવા છતાં ત્રીજા વર્ગમાં મુસાફરી કરી હોવાનું જણાવી દરભાડાના તફાવતનું રિફન્ડ માગેલું ને તે મળેલું.

( ૯ ) ખાતાના અધિકારી તરીકે તેઓ ડિસ્ટ્રિક્ટમાં ફરતા ત્યારે તેમનો મુકામ રેસ્ટહાઉસમાં, ધર્મશાળામાં વા સરકારી ઉતારામાં થતો અને રસોઇ-પાણીની વ્યવસ્થા હમેશાં પોતાના જ ખર્ચે કરતા. આ એમનો સામાન્ય ક્રમ હતો ને તે ઠેઠ લગી ચાલુ રહેલો. સ્થળે સ્થળે એમના ઓળખીતાઓ અને પ્રશંસકો હોવા છતાં અને તેમના તરફનો આગ્રહ છતાં તેઓ કોઇને ત્યાં પરોણા તરીકે ઊતરતા નહિ. તેમાંના કોઇની પાસે કશી સગવડ પોતે કરાવી હોય તો તે મુકામ છોડતી વખતે હિસાબ ચુકાવી દેતા. વાહનની જરૂર પડી હોય તો તેનો દર પણ અચૂક ચૂકવી દેતા. આ ક્રમમાં કદી ય અપવાદ પડેલો નહિ. ડિસ્ટ્રિક્ટમાં એમની સાથે સામાન્ય રીતે બે સિપાઇ અને એક કારકુન હમેશાં સાથે ફરતા. એ સર્વનાં

મુકામ તેમ ભોજનની વ્યવસ્થા એમની પોતાની સાથે જ અને એમને પોતાને હિસાબે જ રહેતી. રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી ચાલતા શિક્ષણવર્ગોને અંગે કે પરિષદોના પ્રસંગે જવાનું થતું તે વખતે સગવડની ખાતર એમનું જમવાનું પરિષદને કે શિક્ષણવર્ગને રસોડે થતું તો બધાય દિવસોનું કેવળ પોતાનું જ નહિ પણ પોતાના કારકુન તથા સિપાઇઓ ઉપરાંત પોતાના તરફના કોઇ મહેમાન મિત્ર હોય તે બધાયનું બિલ પોતે અચૂક ચૂકવી દેતા. એમનો આ ક્રમ ઠેઠ લગી નભી રહેલો.

( ૧૦ ) અધિકારી તરીકેનો કરપ કે સત્તાની જોહાકી સ્વ. શ્રી. મોતીભાઇ સાહેબમાં કદાપિ કોઇએ ભાળી નહિ હોય. એમના સહવાસમાં આવતાં પૂર્વે **'અધિકારી અમલદાર'** એ શબ્દ માત્રથી અજાણ્યાના મનમાં ભડક ભલે પેદા થઇ હોય, પણ એક વાર તેમના પરિચયમાં આવ્યા પછી થોડીક વાતચીતને અંતે તેમના પ્રત્યે આપ્તભાવ જ પેદા થતો, એની સાક્ષી એમના સહવાસનો લાભ પામેલ એકેએક વ્યક્તિ પૂરશે એવી મારી ખાતરી છે. શ્રી. મોતીભાઇ સાહેબ પહેરવેશમાં જેટલા સાદા તેટલા જ વર્તાવમાં પણ સાદા ને સરળ હતા. બીજા અમલદારની હડફેટે ચઢતાં દંડાઇ જવાનો કે ઘેર બેસવાનો પ્રસંગ આવે એવા કિસ્સાઓમાં પણ એમનો સત્તાનો સોટો બજ્યો કે મિજાજ ખસ્યો જાણ્યો નથી. એક વખતની વાત છે કે જ્યારે શ્રી. મોતીભાઇ સાહેબ સાથે એક મકાનવાળા ગ્રામપુસ્તકાલયની મુલાકાતે જવાનો લાભ મને અને બીજા મિત્રોને મળેલો. મુલાકાત અગાઉથી ઠરેલી નહોતી. એટલે તે સ્થાનના કાર્યકર્તાઓને તેની ખબર નહોતી. સાંજના વખતે મુકામને સ્થળેથી પગે ચાલતાં બે અઢી માઇલ દૂર આવેલા તે ગામના પુસ્તકાલયના મકાન પાસે જઇને ઊભા રહ્યા. મકાન બંધ હતું તે ખાસ માણસ મોકલીને ઉઘડાવ્યું. અંદર ટેબલ પર નહોતું એકેય છાપું કે માસિક, ખુરશીઓ ગમે તેમ અસ્તવ્યસ્ત પડી હતી, ધૂળના થર હરેક ચીજ પર જામેલા હતા. તે પરથી સહજ દૃષ્ટિએ સમજી શકાતું હતું કે કેટલાય દિવસોથી પુસ્તકાલય ઊઘડયું નથી. પગથિયાં ચઢતાં આંગણામાંય વનસ્પતિ ઊગી હતી ને પદસંચારનું ચિહ્ન સરખું પણ જણાતું નહોતું. અને તેમ છતાં વિઝિટ બૂકમાં ચાર જ દિવસ પહેલાંની તારીખનો એક મોટા અમલદારનો પુસ્તકાલય જોઇ સંતોષ પામ્યાનો શેરો હતો ! આવી દુર્દશા જોઇ મોતીભાઇ સાહેબને દિલગીરી તો અવશ્ય થઇ. કાર્યકર્તાઓને બોલાવી એમની ફરજનું ભાન મીઠા શબ્દોમાં એમણે કરાવ્યું, છતાં ગુસ્સાનો સ્વલ્પાંશ કે સત્તાનો દમામ સરખો દેખાડયો નહિ; એટલુંજ નહિ પણ વિઝિટ બૂકમાં વિરુદ્ધ શેરો કરવા જેટલી પણ નસિયત, સાથેની મંડળી પૈકી એક બે જણની સૂચના છતાં, ન કરવાની ઉદારતા દેખાડેલી. એ પ્રસંગ મારા મનમાં બરાબર કોતરાઇ રહ્યો છે ને જ્યારે જ્યારે તે સાંભરે છે ત્યારે ત્યારે **क्षमा वीरस्य भूषणम्** એ સૂત્રની યથાર્થતા તાજી થાય છે.

ઑફિસમાં એમના હાથ નીચે કામ કરનાર કોઇ પણ કારકુનને ગમે તેવા વાંક માટે પણ એમણે કદાપિ દંડયો તો શું પણ ધમકાવ્યો સરખો નથી. બાકી જગતમાં સર્વત્ર એવો જ પ્રકાર માલમ પડે છે કે કારકુનો કે નોકરોનો પરિશ્રમ યશસ્વી નીવડે તો માન અકરામ કે શાબાશીના ભોક્તા અમલદાર બને અને તેમાં જો ખોડખાંપણ જણાય ને ઠપકો કે સજા ભાગમાં આવવાનો પ્રસંગ આવે તો હલકામાં હલકી પાયરીના નોકરને ખોળી કઢાય અને **' પાડાને વાંકે પખાલીને ડામ '**ની નીતિ અમલમાં મુકાય ! આનાથી ઊલટો જ પ્રકાર

સદ્દગત શ્રી. મોતીભાઇ સાહેબના હાથ તળે કામ કરનાર નોકરવર્ગે સદાય અનુભવેલો. નાની મોટી દરેક પ્રકારની જવાબદારી–કારકુનની અણસમજ ગેરસમજ કે ગફલતને કારણે આવી પડે તોપણ તેઓ પોતેજ સ્વીકારી લેતા ને કારકુન વા નોકરની આડે પોતે ઢાલસમ ઊભા રહેતા!

એમની ભલમનસાઇ ને મોટાઇની વાત શી કરવી! એમની આજ્ઞાનું દેખીતું અપમાન કરનાર વા એમના માર્ગમાં વિઘ્ન ઉપસ્થિત કરનારનું પણ વખત આવ્યે પોતે ભૂડું તો ન જ કરે પણ કલ્યાણ પોતાને હાથે થતું હોય તો તે કરવાને પણ કદી જ ચૂકેલા નહિ, એવો અનુભવ છે.

( ૧૧ ) પુસ્તકાલય ખાતાના ડાબા જમણા હાથરૂપ થઇ પડેલા રાજ્ય પુસ્તકાલય મંડળ અને પુ૦ સ૦ સ૦ મંડળ એ બન્ને સદ્દગત શ્રી. મોતીભાઇ સાહેબની જ કલ્પના અને યોજનાનાં ફળ. રાજ્યનાં પુસ્તકાલયોની દિનપ્રતિદિન વધતી જતી સંખ્યાના કામને પહોંચી વળવાની ઊલટ કારકુનો દાખવતા તે એમના પોતાના મૂક દાખલાથી જ. ખાતાનું કામ કરવામાં પુસ્તકાલયપ્રવૃત્તિને આગેકદમ કરાવવાને એમણે નથી જોયો દહાડો કે રાત, નથી જોયો તહેવાર કે રજાનો દિન! માંદગી અને શારીરિક નાદુરસ્તીના સમયમાં પણ ખાટલે પડયા પડયા પણ **“ જ્યાં શાળા ત્યાં પુસ્તકાલય ”** સ્થપાયેલું જોવાની પોતાની મહત્ત્વાકાંક્ષા પૂર્ણ થયેલી તો નહિ પણ નિદાન તેનો સંદેશ શાળાવાળા ગામે પોતાની નિવૃત્તિના વર્ષમાં પહોંચતો કરી દેવાની મહેચ્છા, પુસ્તકપેટી સાથેનાં વાચનાલયો પૂરાં પાડીને, પાર પાડી દેખાડવા કાજે તેમણે જે જહેમત ઉઠાવેલી તે તો ન ભુલાય એવી છે. એમની લથડી ગયેલી તબિયત આ નિવૃત્તિપૂર્વેના પરિશ્રમના કારણે વધારે લથડવા પામેલી, એમ કહેવામાં સહજ પણ અતિશયોક્તિ નહિ થાય. કયાં નિવૃત્તિએ સીધાવતા અમલદારોનો ચઢેલી તમામ રજાઓ સાંગોપાંગ ભોગવી લેવાનો સામાન્ય શિરસ્તો, અને કયાં શ્રી. મોતીભાઇ સાહેબની પોતાની લથડતી તબિયતની પણ પરવા કર્યા વગર પોતાની માનીતી પ્રવૃત્તિને ગામે ગામ પહોંચતી કરવાની ધગશ અને ભાવનાભરી છેક છેલ્લી ઘડી સુધીની સેવા!

( ૧૨ ) નૉટપેડ થઇ આવતો પત્રવ્યવહાર સામાન્ય રીતે કોઇ પણ સરકારી કચેરીમાં સ્વીકારાતો નથી: એવો ખર્ચ નાખવાની સવડ યા સવલત પણ ભાગ્યે હોય છે. પુસ્તકાલય ખાતા સાથે સંબંધ ધરાવતા ગ્રામપુસ્તકાલયના બિનઅનુભવી કાર્યકર્તાઓ તરફથી એવાં કેટલાંય લખાણ, બાર મહિનામાં, આવતાં! તેમને પાછાં ધકેલી પુસ્તકાલયના કાર્યને ઢીલમાં નાખવા ઉપરાંત આર્થિક ભીડ અનુભવતા પુસ્તકાલયને ખર્ચના વધુ ખાડામાં નહિ ઉતારવાની તાકીદ તેમણે પોતાની ઑફિસના કારકુનોને આપી હતી, એટલું જ નહિ પણ તેને યથાર્થ રીતે વ્યવહારમાં આણવા માટે ખાસ 'નૉટપેડ' થઇ આવેલ લખાણના સ્વીકાર માટે જ પોતાના ખિસ્સામાંથી બે પાંચ રૂપિયા આપી રાખવાનો તેમનો કાયમનો ક્રમ હતો. ઉપરાંત પુસ્તકાલયોને મોકલવાનાં પારસલો સ્ટેશનેથી મંગાવવાના કે ત્યાં પહોંચાડવાના વૈતરા કે વાહનભાડાના ખર્ચના પ્રશ્નની ગૂંચ ઊભી થતાં તેનો નિકાલ પણ પોતાના પદરથી આણી દેતા!

( ૧૩ ) વાચનભૂખ્યા કોઇ પણ ભાઇબેનને સેન્ટ્રલ લાઇબ્રેરીનો લાભ લેવાની ઇચ્છા થાય ને તેને નિયમ પ્રમાણે કોઇ જ જામીન થનાર ન મળતા તે જો શ્રી. મોતીભાઇ સાહેબ પાસે આવી ચઢતા, તો તત્કાળ પોતે જામીનનું ફૉર્મ ભરી આપીને પોતે જામીન થઇ તેને વાચનની અનુકૂળતા કરી આપતા! જેનો કોઇ જામીન નહિ તેવાં વાચનભૂખ્યાંના જામીન શ્રી. મોતી-

ભાઇ ! આવા તો કેટલાયના જામીન તેઓ થયેલા, ને તેને પરિણામે કેટલીય વાર ઓળવાયલાં વા પાછાં નહિ ફરેલાં પુસ્તકોની કિંમત પોતાના પદરથી બિનકચવાટે ભરી દીધેલી પોતે જેના જામીન થયા હોય તેનાં નામનિશાનની નોંધ રાખી કે રખાવી હોય તો તેમનો પત્તો મેળવી શકાય ને ? આવે વખતે "**વિશ્વાસે જ વહાણ ચાલે છે**" અને "**જામીન થવાની મારી આ નીતિથી વર્ષમાં બે પાંચ રૂપિયા મારે કદાચ ઘસાવું પડે પણ તેથી બીજાં કેટલાંકને વાચનનો લાભ તો મળે છે ને ?**" અને "**ઓળવાયલું પુસ્તક જયાં પણ હશે ત્યાં એનો ઉપયોગ તો થતો હશેજ ને ?**" આવી મતલબના જ ઉદ્‌ગારો તેમના મુખેથી સહાસ્ય નીકળતા સુણ્યા છે.

( ૧૪ ) પેટલાદ મહાલને કેળવણી, આરોગ્ય તેમ જ સામાજિક ક્ષેત્રોમાં નમૂનેદાર બનાવવાની એમની એ ધગશ ખરેખર અદેખાઇ ઉપજાવે એવી હતી. એમના વતન વસોમાં તો એમણે નાનકડું કેળવણી સંસ્થાન જ જમાવી દીધું છે ! અને ચરોતરના કેન્દ્ર સમું આણંદ પણ એમનું માનીતું કાર્યક્ષેત્ર ! એ ઉભય કેન્દ્રોની વિવિધ પ્રવૃત્તિઓ નિહાળનારના મન પર ઊંડી છાપ પડયા વગર ન જ રહે. આ વિવિધ પ્રવૃત્તિઓના જવાબદાર સુકાનીઓ ભલે બીજા હોય, પણ એમના ઇતિહાસમાં ઊંડા ઊતરનારને તો શ્રી. મોતીભાઇ સાહેબનું જ વ્યક્તિત્વ ને બુદ્ધિવૈભવ પ્રત્યક્ષ થયા વગર નહિ જ રહે. એઓશ્રીની અનેકવિધ અન્ય પ્રવૃત્તિઓનો ખ્યાલ તે તે ક્ષેત્રમાં કાર્ય કરતા બીજા ભાઇઓ સુંદર રીતે આપી શકે; પરંતુ મારા મન પર સદ્‌ગત શ્રી. મોતીભાઇ સાહેબની જે એક ઉદાત્ત ભાવનાએ ઊંડી અસર કરી છે, તે તેઓશ્રીની વડોદરા રાજ્યના ફરજિયાત કેળવણીના કાયદાના પરિણામે દંડાતાં ગરીબ અને અજ્ઞાન માબાપો પરનો બોજો, પેટલાદ મહાલમાંથી તો નિદાન સદંતર બહિષ્કૃત કરી દેખાડવાની મહેચ્છા, તેને માટે તેમણે આદરેલી કોશિષ અને નિવૃત્ત જીવનમાં વધારે વેગપૂર્વક, ચલાવેલી પ્રવૃત્તિ હતી.

તેમની એ મહેચ્છા પાર પડે તે પહેલાં જ કરાળ કાળે તેમને ઝડપી લીધા એ પેટલાદ મહાલનું અને વડોદરા રાજ્યનું જ નહિ, બલ્કે સમસ્ત ગુજરાતનું દુર્દૈવ જ !

( ૧૫ ) છેવટે, મારા જીવનમાં કદી વિસરાય તેવો નથી તે પ્રસંગ નીચે પ્રમાણેઃ—

૧૯૩૦ ની રાષ્ટ્રીય લડતમાં ગિરફતાર થયેલા રાજકેદી તરીકે હું અમદાવાદની સિવિલ હૉસ્પિટલની ચાલીમાં, પોલીસ પહેરા વચ્ચે, એક ખાટલામાં જીવનમરણ વચ્ચે ઝોલાં ખાતો પડ્યો હતો. તેવામાં એક સવારે સદર હૉસ્પિટલના એક મોટા દાક્તર મિ. પટેલ કે જેમને અમારા વૉર્ડ સાથે કંઇ જ સંબંધ નહોતો, તે આવીને મારી પૂછપરછ કરવા લાગ્યા ને કંઇ અનુકૂળતા જોઇતી હોય તો તેમને સંદેશો મોકલાવવા મારાં આપ્તજનોને ભલામણ કરી ગયા. આ અણધારી ઉદારતાના મૂળની શોધ કરતાં માલમ પડ્યુ કે એઓ દાકતર સાહેબ શ્રી. મોતીભાઇ સાહેબના શિષ્ય હોવાનું સદ્‌ભાગ્ય ધરાવતા હતા અને તેમના પર પૂજ્ય શ્રી મોતીભાઇ સાહેબનો, મારી સંભાળ લેવા સંબંધીનો પત્ર આવેલો હોવાથી જ એ દાક્તર સાહેબની સહાનુભૂતિ મેળવવાને હું ભાગ્યશાળી બન્યો હતો

આ પ્રસંગનું સ્મરણ જ્યારે જ્યારે થઇ આવે છે, ત્યારે ત્યારે સદ્‌ગત શ્રી. મોતીભાઇ સાહેબે પોતાનાં કરી માનેલાં માણસો માટેનો તેમનો એ મમતાભર્યો ચાહ અને તેમની સંકડામણમાં સહાયભૂત થવાની સદ્‌ભાવના માટે શિર ઝૂક્યા વગર નથી જ રહેતું.

વંદન હો એ ગુજરાતના મૂગા પણ સાચા સેવકને !

**ના. નં. ચોકસી**

# સેવામૂર્તિ શ્રી. મોતીભાઇ અમીન

**ઘણાં વરસ** પહેલાંની આ વાત છે. અમરેલીમાં એક વાર એક નવો ઉત્સવ ઉજવાયો—**'દાનનો દિવસ.'** આપણી સંસ્થાઓ કેવળ ધનિકોની દયા પર જ નભવી ન જોઇએ, ગરીબોનો પણ તેમાં હિસ્સો હોય ત્યારે જ તે સાચા અર્થમાં તે સાર્વજનિક ખર્ચે ચાલતી ગણી શકાય. ગરીબ તેમ જ શ્રીમંત સૌને દાન આપવાની સરખી તક આ 'દાનના દિવસ'માં સમાયેલી છે. તે યોજનાના સર્જક અને ગુજરાતભરમાં વ્યાપક કરનાર શ્રી. મોતીભાઇ અમીન.

અમરેલી પુસ્તકાલય પ્રજાની મદદ અને પ્રોત્સાહનથી ચાલતું. સરકાર તરફથી મદદ સ્વીકારની યોજના રાજ્યમાં થવા છતાં, આભડછેટના અને સરકારી ડખલગીરીના સંભવના કારણે વ્યવસ્થાપકો તે સ્વીકારવા ખુશી ન હતા. ત્રણ ત્રણ વાર આવી, ઘેર ઘેર જઇ સમજાવી, સંસ્થાના વિકાસનો પાયો રોપનાર તે શ્રી. મોતીભાઇ. અમરેલી મહિલા તથા બાલપુસ્તકાલયોની સ્થાપનામાં પણ તેમનું પૂરતું પ્રોત્સાહન અમને મળ્યું હતું. જાણીતી થયેલી જેશિંગપુરાની શ્રી. રામજી હંસરાજવાળી ખેડૂતશાળાના ઉદ્દભવની પ્રેરણા પણ તેમના વાર્તાલાપમાંથી સાંપડેલી.

જ્યારે જ્યારે તેઓ અમરેલી આવતા ત્યારે શિક્ષકો અને વિદ્યાર્થીઓને અચૂક એકત્ર કરતા, સેવાની વાતો કરતા, કંઇ કંઇ યોજનાઓ વિચારતા અને ઘડીકમાં વિદ્યાર્થીઓના અંતરમાં ઊંડા ઊતરી જતા અને તેમના મિત્ર બની જતા. આવા વિદ્યાર્થીઓ પૈકી એક વાર હું પણ હતો, જે ઘણા ગૌરવથી હું યાદ કરું છું.

સાર્વજનિક પુસ્તકાલયના મંત્રીપદે આવતાં મને મુ. મોતીભાઇનો પ્રત્યક્ષ પરિચય વધવા માંડ્યો. મારે નિઃસંકોચ કહેવું જોઇએ કે પુસ્તકાલય પ્રવૃત્તિ પાછળની મારી ભાવનાને આટલી જાગ્રત કરવાનું માન ઘણે ભાગે તેમને ફાળે છે. કાળા પાટિયા પર વર્તમાનપત્રોનાં મથાળાં લખવાની અમે શરૂ કરેલી પ્રથાને તેમણે વખાણી અને ઘણે સ્થળે તેનો પ્રચાર કર્યો. છાપાની મહત્ત્વની કાપલીઓ કાપી વિષયવાર સંગ્રહવાની અમારી યોજના માટે લેખ લખવા મને સૂચના કરી, અને લેખ છાપી તેનું અનુકરણ અન્યત્ર કરવા સૂચના પ્રસિદ્ધ કરી. 'સૌરષ્ટ્ર સેવા સમિતિ' માટે શ્રી અમૃતલાલ શેઠે જ્ઞાનપ્રચાર યોજના મારી પાસે માગી, તેની રચનામાં શ્રી. મોતીભાઇની હૂંફ હતી. કચ્છ–કાઠિયાવાડમાં બાલજ્ઞાનપ્રચારની યોજના રચવામાં પણ તેમનો મોરો હાથ અને આશીર્વાદ અમને પ્રાપ્ત થયેલાં. અમરેલી બાલપુસ્તકાલય શ્રી ગિજુભાઇના હાથે ઉઘડાવતી વખતે મેં 'બાલસાહિત્ય સર્વસંગ્રહ' તૈયાર કરાવેલ તેનું તૈયારીખર્ચ સુદ્ધાંત આપી, છપાવી આપવા સુધીનું તમામ કામ સામે આવી ઉપાડી લેનાર પણ શ્રી. મોતીભાઇ. મારી સાથે તેઓશ્રી નિકટનો પરિચય ધરાવતા, હું તેમને મારા જીવનગુરુ સમજતો. પુસ્તકાલયો ઉપરાંતની 'બાલજ્ઞાનકોષ' ઇત્યાદિ અનેક પ્રવૃત્તિ માટે અમારે લાંબી વાટાઘાટ અને પત્રવ્યવહાર પણ ઠીક ચાલતો. કોઇ કોઇ વાર જાહેર કામની વિચારણા કે સલાહ માટે તેઓશ્રીનો મહેમાન પણ બનતો. મારી યત્કિંચિત્ સેવાની સરકાર તરફે જે કદર થઇ છે, તેમાં શ્રી. મોતીભાઇનો પૂરો હાથ હતો. આમ છતાં, જ્યારે અમરેલી આવે ત્યારે મારે ત્યાં જમવા કે ચ્હા પીવા પણ ન આવે, કારણ, તેઓ પુસ્તકાલય ખાતાના અધિકારી

અને હું એક પુસ્તકાલયનો કે પ્રાંતિક મંડળનો મંત્રી. અમરેલી ગેસ્ટ હાઉસમાં એક વાર-અમે સાથે ઉપાહાર લીધેલો. પાછળથી તેમને ખબર પડી કે તે પ્રતાપરાય તરફથી હતો ત્યારે તેમણે શ્રી. ચોકસીને કહ્યું: 'અરે! મને ખબર ન હતી. આ પ્રમાણે કદી ન કરવું!' આવી કડક શિસ્ત અવ્યવહારૂ છે એ અમારી દલીલ તેઓ ઉડાવી દેતા. અલબત્ત, અધિકારપદેથી નિવૃત્ત થયા બાદ જ્યારે અમરેલી પધારેલા ત્યારે મારો સત્કાર સ્વીકાર્યો હતો ખરો.

વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિના વિધાયક જ્ઞાનમૂર્તિ કે શ્રી સયાજીરાવ મહારાજા: એ સાર્વજનિક પ્રવૃત્તિના યોજક શ્રી. બોર્ડન સાહેબ: અને તેનો પ્રચાર કરી ગામડે ગામડે એ જ્ઞાનદીપ પ્રકટાવનાર શ્રી. મોતીભાઇ અમીન. તેમના વિના આ પ્રવૃત્તિ આટલો લોકાદર પામી ન હોત. પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ., વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ, 'પુસ્તકાલય' માસિક વગેરે આ પ્રવૃત્તિના પ્રજાકીય સંગઠન કે બળનાં સાધનોના યોજક અને આત્મા પણ શ્રી. મોતીભાઇ.

છાત્રાલય સંમેલનના ઉદ્‌ભવમાં તેમનો હાથ હતો. મોંટેસોરી શિક્ષણ અને બાલમંદિર માટે ગુજરાત જેના પ્રતાપે હિંદુસ્તાનમાં આગળ પડતું છે, એવા શ્રી. ગિજુભાઇને, તે નૂતન પદ્ધતિની જાણ્યે અજાણ્યે પ્રેરણા આપનાર શ્રી. મોતીભાઇ. વડોદરા રાજ્યની લોકભદ્ર પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રચાર પહેલાં ગાંઠને પૈસે ગુજરાત-કાઠિયાવાડમાં 'મિત્રમંડળ' પુસ્તકાલયોની યોજના કરનાર અને જાતભોગે અમલમાં મૂકનાર પણ એ જ પુરુષ. 'ગુજરાત પુસ્તકાલય પરિષદ'ના સર્જક પણ તેઓ જ હતા. અમરેલી પરિષદમાં સર પટણીજીએ એમને પુસ્તકાલય પ્રવૃત્તિ પાછળ થયેલા "ગાંડા"નું ઉપનામ આપ્યું હતું, અને એવા ગાંડાઓ પોતાના રાજ્યમાં ઘણા થાઓ એમ દર્શાવ્યું હતું.

મહાત્મા ગાંધીજીએ જેમને 'ચરોતરનું મોતી' એવું નામ આપ્યું છે એવા તેઓ ચરોતરની રચનાત્મક પ્રવૃત્તિના આદિપુરુષ, પાંચ પચાસ નહિ પણ સેંકડો બલ્કે હજારો વિદ્યાર્થીઓના તેઓ તારક અને જીવનસુધારક, અનેકને વિદેશ મોકલનાર કે સારે ઠેકાણે લગાડનાર, જેનું કોઇ નહિ તેના પણ સલાહકાર અને શુભેચ્છક પણ તેઓ જ.

વડોદરાના મધ્યવર્તી પુસ્તકાલયની મુલાકાતે કે. શ્રીમંત સયાજીરાવ મહારાજા એક વાર આવ્યા. ક્યુરેટર શ્રી. ન્યુટન મોહન દત્તે બધે ફરી સઘળું દેખાડ્યું. શ્રીમંતે શ્રી. મોતીભાઇ સાથે આમ પુસ્તકાલયના પ્રચારની વાતો કરી. વિદાય થતાં થતાં મોટર પાસે બોલાવી શ્રીમંતે પૂછ્યું: 'Have I decorated you?' (મેં તમને માન-ચાંદથી કાંઇ નવાજ્યા છે?) શ્રી. મોતીભાઇ મૌન રહ્યા. શ્રી. દત્તે તેમના વતી જવાબમાં ના કહી. 'તુરત કાગળો કરો'ની રાજાજ્ઞા થઇ. પરંતુ કીર્તિથી નિર્લેપ શ્રી. મોતીભાઇએ, શ્રી દત્ત અને બીજાઓ સાથે હિલચાલ કરી મળતું બહુમાન અટકાવ્યું. તેમ છતાં, સારી સરખી રકમ પર્સ તરીકે તેમને મળી, જે તેમણે પોતાના પ્રિય સત્કાર્યમાં વાપરી દીધી. ઇલ્કાબ મેળવવા માટે પ્રવૃત્તિ કરનારા ઘણા જોયા છે તો પણ ન મળે તેની તજવીજ કરનાર કોઇ વિરલજ હોય છે.

શ્રી. મોતીભાઇ ગઇ સદીના આદર્શ પ્રતીક હતા, છતાં નવા યુગની ક્રાંતિ ઝીલવા નિત્ય તત્પર રહેતા. તેમની તેજસ્વી મુખમુદ્રા ન હતી, પ્રતિભાસંપન્ન ચહેરો નહોતો, આંખોમાં આંજી નાખે તેવું જાજ્વલ્યમાન વ્યક્તિત્વ ન હતું, શબ્દેશબ્દથી મુગ્ધ કરી નાખે તેવું પ્રબળ વક્તૃત્વ ન હતું, પણ તેઓ શાંત અને સૌમ્ય હતા. અનુભવના શબ્દો અને દૃષ્ટાંતો-

થી તેમની વાચા દીપતી, અને અંતરમાં સોંસરવી ઊતરી જતી. પ્રથમ દર્શને જ તેને માટે માન ઉપજે તેવું તેમનું સરળ પણ સબળ વ્યક્તિત્વ હતું. " ઉચ્ચ વિચાર અને સાદું જીવન " ( High thinking & plain living )ના તેઓ જીવંત આદર્શ ( Living Example ) હતા. તેઓ નિરભિમાનતાની સજીવ મૂર્તિ સમ હતા. તેમના જીવનની ક્ષણે ક્ષણમાંથી સેવાની સુવાસ નીતરતી

ગુજરાત જેને માટે ગૌરવ લઇ શકે તેવા થોડા મૂંગા સેવકો પૈકીના એક સેવામૂર્તિ મોતીભાઇ આજે આપણી પાસે નથી. આવી ધન, માન કે કીર્તિ માટે પણ લોભ વિનાની વિભૂતિનું સાચું સ્મારક તેના આદર્શોને જીવંત રાખવામાં અને વિકસાવવામાં છે તે ગુજરાત ન ભૂલે.

ફા. સુ. ૧૫. તા. ૫–૩–૩૯ પ્રતાપરાય ગિરધરલાલ મહેતા



# નિરાધાર થૈ શારદા !

( સોરઠા )

ગ્રંથ તણા ભંડાર, હેતે કોણ વધાવશે ?
નહિ આજ જગમાંય, મોંઘેરા અમ રાજવી. ૧
પુસ્તક જ્ઞાનાધાર, પ્રજા તણું અમૃત રૂડું;
હતું સદા મનમાંય, દેવ સયાજી રાજને. ૨
ગામે ગામે રાજ, ગ્રંથાગાર ઉઘાડિયાં;
લોકોદ્ધારણ કાજ, અમૃતને સિંચ્યાં ઘણાં. ૩
પુસ્તક તણો પ્રચાર, સ્વર્ગ વિષે કરવા તમે;
આગે કીધ વિદાય, મોતીભાઇ અમીનને ? ૪
સેવા કેરો ભેખ, ધાર્યો જેણે પ્રેમથી;
સાધુનો અહાલેક, હતા સયાજી રાજવી. ૫
વીણી ધૂળથી રત્ન, જગમાં કૈં ઝબકાવિયાં;
એક ઝવેરી શ્રેષ્ઠ, મનુષ્યના અમ રાજવી. ૬
કવિજનના આધાર, વિદ્યાના દાતા રૂડા;
દૂર વસ્યાં પરદેશ, તમે મનાવ્યાં શારદા. ૭
કીર્તિ કેરા મેર, દુનિયામાં જોવા મહા;
સયાજી રૂપે ફેર, ભોજ પધાર્યા ભૂમિમાં !! ૮
વિશ્વધર્મની રાજ, મહાસભાઓ ગાજતી;
તમથી હતી સજાત, ભારત માતા રાંકડી. ૯
રોતાં જગનાં લોક, રોતો આતમા માહરો;
મનને એકજ શોક, નિરાધાર થૈ શારદા !!! ૧૦

સિદ્ધપુર મનુ હ. દવે
કાવ્યતીર્થ

# સ્વ. શ્રી. મોતીભાઇ અમીન—એક રેખા

સદ્દ૦ શ્રી. અમીન સાહેબે સ્થાપેલા અને જીંદગીના અંત પર્યંત જેના વિકાસમાં એકધારો રસ રેડ્યા કર્યો છે તે ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ અને ચરોતર વિદ્યાર્થી આશ્રમના કાર્યનો સઘળો ભાર જેમના શિરે આજે અસ્તિત્વમાં છે તે શ્રી. વાઘજીભાઇ ના. અમીન-પુ. સ. સ. મંડળ લિ.ના મંત્રી-જેઓ સદ્દ૦ સાહેબનો વધુ સંપર્ક મેળવવાને ભાગ્યશાળી થયા છે તેઓ અહીં; સાહેબ સાથેના પરિચયમાંથી મેળવેલું કંઇક વાચક સમક્ષ રજૂ કરે છે.

*Before God's foot-stool, to confess*
*A poor soul knelt, and bowed his head.*
*" I failed ! " he cried, The Master said:*
*Thou didst thy best-that is success.*

—Henry Coyle.

**વિદ્યાર્થીઅવસ્થામાં** જે સેવાની ધગશ શ્રી. મોતીભાઇ અમીનમાં હતી તેના મૂર્ત સ્વરૂપે તેમણે વિદ્યાર્થીઓને વધારે સંસ્કારી, સાદા, સ્વાશ્રયી, નિર્વ્યસની, સેવાભાવી અને નૈતિક ભાવનાશાળી બનાવવામાં પોતાનું આખું જીવન હોમ્યું હતું. જમાનાની નાડ પારખીને ૧૯૦૫-૦૬ ના બંગભંગના વખતમાં તેમણે જોયું કે ચરોતર અને આખો હિંદ દેશ અજ્ઞાન-અંધકારમાં ડૂબેલો હતો અને તેમાંથી તેનો ઉદ્ધાર કરવાનો એકમાત્ર ઉપાય વિદ્યાર્થીઓ અને યુવકોનું ઘડતર અને સંઘબળ હતું. વિદ્યાર્થીઓના લોહચુંબકસમા સદ્દ૦ મોતીભાઇની પાછળ વિદ્યાર્થીઓનાં જૂથનાં જૂથ પ્રેરણા મેળવવા તેમ જ જીવનનો નવો રાહ સમજવા અને ઝીલવા ટોળે મળવા લાગ્યાં. સૌ કોઇ પોતાના સુખદુઃખની વાતો ખુલ્લા દિલથી તેમની પાસે ઠાલવતા. શ્રી. મોતીભાઇ જાણતા હતા કે મનુષ્યહૃદયના ઉમદા ગુણોને જો બહાર ખેંચી લાવવા હોય તો પોતાનામાંના ઉમદા તેજનો અખંડ પ્રભાવ વિદ્યાર્થીઓ ઉપર પડવો ચાલુ રહેવો જોઇએ. આથી તેમણે છાત્રાલયો શરૂ કર્યાં. આ તેજઃપુંજના શુદ્ધિકરણને લીધે તેમના સંસર્ગમાં આવેલા વિદ્યાર્થીઓ જે ઓછા સંસ્કારી હોય તેઓ વિશેષ સંસ્કારી બનવા પામતા; પોતાના જન્મદાતા પિતાને સ્થાને આ જીવન ઘડનાર અને નવો પ્રકાશ બતાવનાર વિદ્યાર્થીઓના પિતાને પોતાના ધર્મપિતા તરીકે લેખવા લાગ્યા.

પેટલાદ બોર્ડિંગ હાઉસના વિદ્યાર્થીઓને કોઇ પણ જાતના કાયદાના બંધન સિવાય આપેલી મદદથી શ્રી. મોતીભાઇનું વિદ્યાર્થી મંડળ ઘણું મોટું થયું હતું. અને વિદ્યાર્થીઓ એકબીજામાં વધારે વિશ્વાસ, હેત અને પ્રેમ મૂકતાં શીખ્યા હતા. મદદ મેળવનાર વિદ્યાર્થીઓએ પોતાનો અભ્યાસ પૂરો કર્યા બાદ આ દેશમાં તેમ જ પરદેશમાં કમાણીએ લાગ્યા પછી પોતાનું ઋણ અદા કર્યું. એટલું જ નહિ પણ ગુરુદક્ષિણારૂપે વિદ્યાર્થીઓને વિશેષ મદદ આપવા માટે વધારાની મદદ તેઓ શ્રી. મોતીભાઇ ઉપર મોકલી આપતા. આ યોજના

આગળ વધતી રહી અને શ્રી. મોતીભાઇ કે જેઓ અપુત્ર હતા તેમને ચરોતર અને ચરોત બહારના અનેક સુપુત્રો સાંપડયા.

સામાન્ય રીતે વિદ્યાર્થીઓને મદદ આપનાર કેટલાક શ્રીમંતો વિદ્યાર્થીઓ પાસેથી મો: આશાઓ રાખે છે. શ્રી. મોતીભાઇ કહેતા કે બરોડા બેંકમાંથી લોન મેળવનાર વ્યક્તિ પાસેથ કેવા પ્રકારના બદલાની આશા બેંક રાખે છે? સેવાભાવે આપેલી મદદનો બદલો સેવાના રૂપમ એની મેળે જ પરિણમે એ સ્વાભાવિક નિયમ છે. તેમાં બહારનું કોઇ પણ પ્રકારનું દબાણ હોય તે ઇચ્છવા યોગ્ય નથી. મદદ આપીને બદલાની આશા રાખવામાં તેઓ સ્વાર્થ જોત અને આ નીતિનો જો તેમણે સ્વીકાર કર્યો હોત તો સેવાનાં જે કામો તેઓ કરી શકયા છે અસંભવિત રહ્યાં હોત.

ગરીબ સ્વાશ્રયી વિદ્યાર્થીને અભ્યાસની મજલ કાપતો જ્યારે તે જોતા અને તેન અનુભવો સાંભળતા ત્યારે તેમને અનેરો આનંદ થતો. ચરોતરના મોટા ગામનો એક પાટીદા વિદ્યાર્થી અનાથાશ્રમમાં રહી અભ્યાસ કરીને મેટ્રીક પાસ થયો હતો. શ્રી. મોતીભાઇ પાસે રામજી મંદિરે આવી તેણે પોતાની સઘળી હકીકત જણાવી. અનાથાશ્રમમાં રહી પાટીદા કોમનો વિદ્યાર્થી મેટ્રીક પાસ થાય તેનો કદાચ તે પહેલો દાખલો હશે એમ તેમનો ઉદ્દગાર નીકળી ગયો. આ વિદ્યાર્થીને ઘણું પ્રોત્સાહન આપી આગળના અભ્યાસમાં મદદ આપવાનું સ્વીકારી તેને ઘણું ઉત્તેજન આપ્યું હતું.

શ્રી. મોતીભાઈ એક સૂર્ય સમાન હતા અને તેમનું વિદ્યાર્થીમંડળ એક નક્ષત્રમંડળ સરખુ હતું. દરેક ગ્રહ પોતાના ઓછાવત્તા તેજ પ્રમાણે સૂર્યની શોભામાં વધારો કરતે હતો અને સૂર્ય પોતે તો સર્વને એકસરખી રીતે નવું ચેતન, નવું જોમ, નવો પ્રકાશ-નવો વિચાર, નવો આચાર, નવું જીવન આપવા માટે સદા તત્પર રહેતો. આ ગ્રહમંડળના સૂર્યનો આજે અસ્ત થયો છે અને જે ગુરુત્વાકર્ષણ સર્વને એકસરખાં ખેંચી સેવાનાં કામે લગાડતું તે અદૃશ્ય થયું છે. સઘળાં બળોની એકત્રીકરણ શક્તિ આજે હયાત નથી. આ સંગોગોમાં શ્રી. મોતીભાઇએ શરૂ કરેલી સર્વ પ્રવૃત્તિઓ તેના ચાલુ સંચાલકોના હાથમાં આવી પડી છે. પ્રવૃત્તિઓને આથી ઘણું સહન કરવું પડશે અને અત્યારે સંચાલકોને માથે વિશેષ બોજો આવી પડયો છે.

વિદ્યાર્થીઓના જીવનમાં ચમત્કારિક ફેરફારની શરૂઆત કર્યા પછી તે પુસ્તકાલય પ્રવૃત્તિમાં જોડાયા અને વડોદરા રાજ્યના ગામડે ગામડે તેમણે જ્ઞાનપરબો શરૂ કરી હતી, જેમાંથી જમાનાને અનુરૂપ જ્ઞાનામૃત પી પીને ગ્રામજનતા સ્વતંત્રતાની ઝાંખી કરતી થઇ છે, લાંચ-રૂશ્વતનો સામનો કરતી થઇ છે, સંકુચિત વાતાવરણ છોડી વિશાળ વાતો કરતી થઇ છે અને દેશ-પરદેશના આઘાતો અને પ્રત્યાઘાતોની અસર પોતાના જીવનવહેણને સ્પર્શે છે એમ સમજતી થઇ છે. ક્રમે ક્રમે સમાજ આગળ વધે છે અને તેની આગેકૂચની ગતિ વધારવામાં શ્રી. મોતીભાઇએ ઘણો જ સુંદર ફાળો આપ્યો છે.

અમર રહો શ્રી. મોતીભાઇ!

**વાઘજીભાઇ ના. અમીન**

# પૂજ્ય મોતીભાઈ સાહેબ

પૂજ્ય મોતીભાઇ સાહેબને ચરોતરના મોતીની ઉપમા આપવામાં આવી છે તેમાં કંઇ જ ખોટું નથી. તેમના જવાથી ચરોતરને જે ખોટ પડી છે તે તેમનો જેટલી જેટલી સંસ્થાઓમાં પ્રાણ હતો તે દરેક સંસ્થામાં તેમની જગાએ જુદી જુદી પ્રભાવશાળી વ્યક્તિ ઓ આવશે છતાં તેમના જેવી પ્રગતિ થઇ શકશે કે કેમ તે બાબતની દરેકને શંકા પડે છે. કેવળ તેમના સંચારથી પ્રગતિ પામેલી સંસ્થાઓ જેવી ને તેવી ચાલ્યા જ કરે એમ હરકોઇ ઇચ્છી રહ્યા છે. હરકોઇ સંસ્થાની પ્રગતિ સાધવા તેઓ રાતદિવસ વિચારમગ્ન રહેતા હતા. સંસ્થાઓ દ્વારા પ્રજાનું કલ્યાણ સાધવુ તેજ તેમના જીવનનું ધ્યેય હતું. આમ છતાં તેમની અંતિમ ઇચ્છા પ્રમાણે આપણે સર્વે આશા રાખીએ કે તેમના જેવી શક્તિશાળી વ્યક્તિઓ દરેક સંસ્થાને મળી રહે અને તેમના જેટલી જ પ્રગતિ કરતી રહે.

પૂજ્ય સાહેબ સ્વભાવે અત્યંત્ માયાળુ અને કપડેલત્તે ઘણાજ સાદા હતા તેઓ તેમના સરકારી તેમ જ સાર્વજનિક સંસ્થાઓ અંગેના ખાનગી કામમાં એટલા બધા રચ્યા પચ્યા રહેતા હતા કે કપડાં વગેરેની ટાપટીપ કરવાનો અવકાશ જ તેમને મળતો નહિ. તેઓ અપુત્ર હતા એમ સાધારણ રીતે કહેવાય, પરંતુ સંસ્થાઓ અને મિત્રોરૂપી તેમને ઘણા પુત્રો છે. તે ઉપરાંત ચિ. ભાણાભાઇ ( તેમની પુત્રીના પુત્ર ચિ. મહેન્દ્રભાઇ ) પ્રત્યે તેમનો પુત્રવત્ પ્રેમ હતો. ચિ. ભાણાભાઇના સંસ્કારો અને કેળવણી માટે તેઓ ઘણીજ કાળજી રાખતા.

હું મેટ્રિક પાસ થઇને પ્રીવિયસનો અભ્યાસ ૧૯૨૯-૩૦ માં કમાટી બાગ આગળ આવેલા ચરોતર બોર્ડિંગ હાઉસમાં રહીને કરતો હતો તે વખતનો મારે તેમની સાથે વિદ્યાર્થી તરીકેનો સંબંધ હતો. પ્રીવિયસમાં પાસ થઇને અનુકૂળ સંજોગો નહિ હોવાથી મેં અભ્યાસ છોડી દીધો હતો. તે હકીકત તેઓએ જાણી ત્યારે મને તેમણે ખાસ કહ્યું હતું કે કોઇ વિદ્યાર્થી નાપાસ થઇને અભ્યાસ છોડી દે તે હકીકત મનાય, પરંતુ તમે પાસ થયા હોવા છતાં અભ્યાસ છોડી દો છો તે ઠીક નથી. તેમણે મને સમજાવવા ઘણો પ્રયત્ન કર્યો હતો. વાતચીતમાં નાણાંની મદદની જરૂર હોય તો તે પણ આપવા જણાવ્યું હતું હું અભ્યાસ તો ચાલુ રાખી શકયો નહોતો, પરંતુ તેમના મારા પ્રત્યેના સદ્ભાવથી હું અવારનવાર તેમની પાસે જતો આવતો હતો એટલે તેમની સાથેનો પરિચય કાયમ રહ્યો હતો. એકાદ વર્ષ પછી પુસ્તકાલય-સહાયક સહકારી મંડળ લિ. ની ઑફિસમાં નોકરીએ જોડાયો ત્યાર પછી સવારના બે કલાકના કામ માટે તેમની સાથે કામ કરવાનો પાંચેક વર્ષ માટે મને પ્રસંગ મળ્યો હતો. અને તેટલા આછા પરિચયથી પણ તેમના જીવનમાંથી ઘણું શીખવાનું મળ્યું હતું. તેઓ કામથી બિલકુલ કંટાળતા નહિ. તેમની ભાવનાઓ અને વિચારો ઘણા જ વિશાળ હતા.

વડોદરામાં અમારી જ્ઞાતિનું છાત્રાલય શરૂ કર્યું અને તે સંબધીની હકીકત મે તેમને કહી ત્યારે પહેલી વાત તેમણે એ કહી કે " મારા નામે છાત્રાલયની સભામાં ઠરાવ મૂકજો કે તમારી જ્ઞાતિ સિવાયના બીજી જ્ઞાતિના પાંચ કે દસ ટકા વિદ્યાર્થીઓ દાખલ કરવા, ". એ પ્રમાણેનો ઠરાવ પસાર કરાવવાનો પ્રયત્ન કરવા ખાસ ભલામણ કરી હતી; જો કે અમને તેમ કરવામાં સફળતા મળી શકી નહોતી. તેમની સાથે કામ કરતા ભાઇઓની સાથેનો

પણ તેમનો વર્તાવ બીજા અમલદાર સાહેબો કરતાં જુદી જ જાતનો હતો. તેઓ પોતાના હાથ નીચે કામ કરતા કારકુન વગેરેને કોઈ દિવસ એવો ખ્યાલ સરખોય આવવા દેતા નહિ કે તે પોતે તેમના નોકરીયાત છે. હું ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ લિ. નું કામ કરતો હતો ત્યારે બોમ્બે પ્રો. કો. ઓ. ઈન્સ્ટિટ્યુટ તરફથી સહકારી મંડળીઓના સેક્રેટરીની પરીક્ષા માટેનો શિક્ષણવર્ગ નડિયાદ ચાલુ થયો હતો ત્યારે સદરહુ મંડળના ખર્ચે મને તેમણે તે વર્ગમાં હાજરી આપવા મોકલ્યો હતો તેમ જ મારી પાસે પરીક્ષા પણ અપાવી હતી. સદરહુ પરીક્ષામાં હું સેકન્ડ કલાસ માર્કસ મેળવીને ઉત્તીર્ણ થયો હતો તે જાણીને તેમને અનહદ આનંદ થયો હતો. તેથી આગળ વધીને અર્બન કો. સોસાયટીઝની પરીક્ષા થાય તેમાં પણ ઉમેદવારી કરવા મને તેમણે જણાવ્યું હતું. આવી રીતે તેઓ સર્વ કોઇના જીવનનો ઉત્કર્ષ સાધવામાં સાચા સલાહકાર અને મદદગાર થતા હતા.

વિદ્યાર્થીઓ પ્રત્યેનો અને તેમના પરિચયમાં આવેલા ભાઇઓ પ્રત્યેનો તેમનો એટલો બધો સદ્ભાવ હતો કે તેઓ જ્યારે જ્યારે તેમને મળતા ત્યારે ત્યારે તેમને ઘણો જ આનંદ થતો. અને સર્વ કોઇને પોતાના જીવનના ઉત્કર્ષ માટેનો માર્ગ બતાવતા. વિદ્યાર્થીઓને તેમણે જે સહાય કરી છે તેનો બદલો તો કોઇ જ વાળી શકે તેમ નથી ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ લિ. દ્વારા વિદ્યાર્થીઓને અભ્યાસ કરવા માટે લોન તરીકે રકમો અપાતી તેના કરતાં વધારે મહત્ત્વ તો તેઓએ ખાનગી રીતે એટલે કે મંડળમાંથી જેમને નિયમોને બાધ આવવાના કારણે મદદ ના આપી શકાય તેમને પેટલાદ લોન ફંડ અને વડોદરા લોન ફંડના ચોપડે ઉધારી રકમો આપતા હતા તેમાં છે. આવી રીતે મદદ આપવા માટે નાણાંની જરૂર પડે તે તેઓ તેમના ધનિક મિત્રો પાસેથી મેળવી લેતા કેટલીક વખત મિત્રો સીધી મદદ આપે તેવી પણ ગોઠવણ કરી આપતા. આવી રીતે ધનિકોને વિદ્યાર્થીઓને મદદ કરવા માટેની સેવાનું ક્ષેત્ર બતાવતા. સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયા તે અરસામાં ખાનગી ચોપડેથી અપાતી રકમો આપવાનું લગભગ બંધ કર્યું હતું અને તે પ્રમાણેની સૂચના પણ કામ કરનાર બે ભાઇઓ હતા તે બન્નેને આપી દીધી હતી. છતાં કોઇ વિદ્યાર્થી પોતાની સ્થિતિ રજૂ કરતા આવે એટલે તે ભાઇને મદદ આપવાનું તેઓ સ્વીકારતા. કામ કરનાર ભાઇ ખાનગી ચોપડે ઉધારીને રકમો આપવાની યોજના બંધ કર્યાનું તેમને યાદ દેવડાવે ત્યારે તે યોજના અને વિદ્યાર્થીને મદદ આપવાની જરૂર તે બન્ને હકીકત સંબંધીનો વિચાર કરીને એક અપવાદ તરીકે પણ પૂજ્ય સાહેબ રકમ આપવાનું સૂચવતા. આવા અપવાદો એક નહિ પણ અનેક હતા. આટલી બધી વિદ્યાર્થીઓ પ્રત્યેની તેમની ઉદારતા હતી. ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ લિ. માંથી પણ મદદ મેળવવા માટે ઘણી લાંબી વિધિ કરવાની હોય છે. લોન લેવા માટે વિદ્યાર્થીએ પોતે તેમ જ તેમના જામીને મંડળના સભાસદ થવાનું હોય છે. લોનની અરજી, જામીનદારે પોતે પોતાની જવાબદારી સમજવા માટેના નિયમોનું પાલન કરવા માટેની અરજી, લોન પાછી ભરપાઇ કરવા માટેના હપ્તાનું ફોર્મ, મંડળના નામે વીમાની પોલીસી નામફેર—આ બધા કાગળો તૈયાર થયા પછીથી જ રકમ જેમને તેમને નિયમ પ્રમાણે અદા થઇ શકે. પરંતુ વિદ્યાર્થીઓને નાણાંની તાત્કાલિક જરૂર હોય ત્યારે આ બધી વિધિ એક બાજુ થયા કરે અને ખાનગી ચોપડે રકમ ઉધારીને વિદ્યાર્થી બંધુઓને તેઓ નાણાં આપી દેતા. વિદ્યાર્થીને નાણાંની ખાતર કોઇ પણ જાતની મુશ્કેલી

ઊભી ના થાય તેની ઘણીજ કાળજી રાખતા હતા. વિદ્યાર્થીઓને તેઓ મિત્રજ ગણતા. તેમની સાથે તેમની યોજનાઓ સંબંધી પણ અવારનવાર વાતો કરતા. તેમની યોજનાઓની સફળતાનો આધાર વિદ્યાર્થીઓની શક્તિ ઉપર જ છે એમ પણ તેઓ કહેતા. ચરોતર બોર્ડિંગ હાઉસના વિદ્યાર્થીઓની સવારના વખતની પ્રાર્થનામાં પણ અવારનવાર હાજરી આપીને પ્રવચન કરતા. તેમના પ્રવચનમાં પણ તેમની પ્રવૃત્તિઓનો કંઇક ખ્યાલ આપતા અને વેકેશનમાં ગામડાંમાં સેવાભાવે કામ કરવાની પ્રેરણા આપતા. મહાત્મા ગાંધીજીની જયંતિ વખતે શુદ્ધ ખાદી એક આનો વળતર આપીને વેચાતી ત્યારે તેઓ બીજો એક આનો છાત્રાલયના વિદ્યાર્થીઓને વધારાનું વળતર આપતા અને આ રીતે સ્વદેશીની ભાવના વિદ્યાર્થીઓમાં પ્રકટાવતા.

ગરીબ વિદ્યાર્થીઓને પોતાના ઘરનું કામકાજ કરવા માટે રાખીને વિદ્યાર્થીનો ખર્ચ ઉપાડી લેવાની તેઓ સાહેબની યોજના બહુજ અનુકરણીય છે. આ યોજનાને આધારે સ્વ. કાનજીભાઈ ઉપરાંત ભાઇ નાનુભાઇ રામભાઈ પટેલ પણ તૈયાર થયા છે. આ યોજના પ્રમાણે તેમની કામ લેવાની પદ્ધતિ એટલી બધી સરસ હતી કે વિદ્યાર્થી ભાઇને કોઇ દિવસ પોતે નોકર છે એવો ખ્યાલ સરખો પણ આવવા દેતા નહિ. તેમની સાથે મિત્રભાવે અવારનવાર તેમના કામના અંગેના તથા અભ્યાસ સંબંધીના પ્રશ્નો ચર્ચતા ઘરકામના બોજાથી અભ્યાસને બિલકુલ આંચ આવવી જોઇએ નહિ, એમ તેઓ અવારનવાર કહેતા. પરીક્ષા વખતે કામ કરવા માટે બીજો માણસ રાખીને તેમને વાંચવા ખાતે વધારે વખત આપતા. સ્વાશ્રયથી વિદ્યાર્થીને તૈયાર કરવાનો તેઓનો અખતરો ખરેખર પૂરેપુરો સફળ થયો છે. છાત્રાલયના વિદ્યાર્થીઓને પણ તેમનામાં સ્વાશ્રયનો ગુણ પેદા થવા માટે સ્વયંપાકી વિદ્યાર્થીઓને પહેલા દાખલ કરવામાં આવે તેવી પણ યોજના તેમણે કરી હતી. કેળવણીના તેઓ અઠંગ હિમાયતી હતા. કોઈ પણ કારણે અભ્યાસ છોડી દેતા વિદ્યાર્થીને તેનો અભ્યાસ પુનઃ ચાલુ કરાવવાનો પ્રયત્ન કરતા.

તેઓની પ્રવૃત્તિઓ અમુક જ ક્ષેત્રમાં નહોતી. તેમણે વિદ્યાર્થીઓને તેમના અભ્યાસ માટે જોઇતાં નાણાં પુરાં પાડવાની સંસ્થા સ્થાપી છે તે ઉપરાંત, બીજી ઘણી જાતની સંસ્થાઓના તેઓ યોજક હતા. પુસ્તકાલય પ્રવૃત્તિ, સામાજિક પ્રવૃત્તિ, બેંકિંગ પ્રવૃત્તિ ઈ. ઈ. પ્રવૃત્તિઓ માટે યોજનાઓ ઘડતા અને તે પાર પાડવા માટે યોગ્ય માણસોની પસંદગી કરતા. કોઈ પણ જાતની મુશ્કેલી પ્રજાને ઊભી થાય એટલે તેનો સામનો કરવા માટે નીતિપૂર્વકની એક સંસ્થા સહકારી સિદ્ધાંતને અનુસરીને ઉભી કરતા. જેમકે ભંગી નોકરોની સહકારી મંડળી, પગારદાર નોકરોની સહકારી મંડળી, સુધરાઇ સહાયક સહકારી મંડળી વગેરે.

પુસ્તકાલયપ્રવૃત્તિના તો તેઓ સંપૂર્ણ હિમાયતી હતા. વડોદરા રાજ્યમાં તો તે પ્રવૃત્તિ જેવી ને તેવી ફૂલીફાલી રહે તે માટેની સુંદર વ્યવસ્થા કરીને જ તેમણે વિદાય લીધી છે. સમસ્ત ગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિનાં પણ તેમણે મંડાણ કર્યાં છે, અને તેને ચાલુ વર્ષે જ વિકસાવવાની તેમની યોજના હતી. તે યોજનાઓ તેમના જવાથી મંદ પડે નહિ તે જોવાની તેમણે તેમની અંતિમ ઘડીએ પણ જેમને તેમને સૂચના આપી છે.

પૂજ્ય સાહેબને તેમના કામની કદર તરીકે માનપાન વગેરેના જલસા બિલકુલ પસંદ જ નહોતા અને જે કોઇ તેમ કરવા પ્રેરાતા તેમને તેઓ ચોખ્ખી જ ના પાડી દેતા. આમ થવાથી સર્વ કોઇ માનતા હતા કે તેમના સ્વર્ગવાસ પછી તેઓને યોગ્ય આદરમાન મળશે.

અને આજે આપણે જોઇ શકયા છીએ કે તેઓને સર્વ કોઇ અંજલિ અર્પી રહ્યા છે, અને તેમણે સેવાભાવે કરેલાં કાર્યોનાં ચારે કોર ગુણગાન થઇ રહ્યાં છે તથા એ રીતે તેમનો આત્મા અમર થઇ ગયો છે, એમ કહેવામાં જરાયે અતિશયોક્તિ નથી. તેમના અવસાન પહેલાં શેઠ વાડીલાલ સારાભાઇ હૉસ્પિટલમાં અમદાવાદ મુકામે તેમને ઑપરેશન કરવાનું હતું તે દિવસે અને તેના પહેલાં બે ત્રણ દિવસોમાં તેમના હજારો મિત્રો અને વિદ્યાર્થીઓ તેમ જ સગાંસ્નેહીઓ તેમનાં ઇશ્વરી અવતારની માફક દર્શન કરીને પાછાં ફરતાં હતાં.

વડોદરા,
તા. ૨૮-૨-૩૯

મોહનલાલ હરિલાલ ગાંધી



# સ્વ. શ્રી. અમીન સાહેબને અંજલિ

[ દુહા-સોરઠા ]

મહાસાગરના મોતીનાં, ઝળકે નૂર મહિ માંય;
ચારુતરમાં ત્યમ, ઝળકયા મુરબ્બી મોતીભાઇ. ૧
વસો વસાહત છોડીને, વસ્યાં વટપ્રદ ગામ,
રામજી મંદિરમાં રહી, સાધ્યાં સઘળાં કામ. ૨
વડોદરાના રાય, શ્રીમંત સયાજીરાવની—
ધરી પ્રવૃત્તિ હાથ, ઉજાળી કીર્તિ એમણે. ૩
રાખ્યું ન એકે ગામ, શ્રીમંતની હદ માંહ્યલું,
વિના પુસ્તકનાં ધામ, કેવું કર્તવ્ય દોહ્યલું? ૪
સરસ્વતીનું ધામ, આણંદ ક્ષેત્રે સ્થાપીને—
દીધો વિદ્યા લાવ, ચારુતરનાં બાલને. ૫
' મારૂં ચરોતર ' માનીને, કરિયાં અવિરત કામ,
મૂંગી સેવા સાધીને, ઉજ્જવલ કીધું નામ. ૬
વિદ્યાદાન-દિન યોજયો, મહાલ આણંદ કાજ,
હતી ઘણેરી હોંશ, કરવા કંઇક સુકાજ. ૭
જીવનની સઘળી ઘડી, પરઅર્થે ખરચી ગયા;
પ્રભુ-સંકેત અનુસાર, પલીપંથે પરવર્યા. ૮
છાસઠ વર્ષ જીવન જીવી, દીધા રૂડેરા પાઠ,
બીજે માસ બુધવાર, પ્રથમ દિને શું પરવર્યા? ! ૯
શાને પ્રરુઠયું આમ, છો તું વ્હાલું ચારતર?
હરિલીલાની પાસ, બનતું મનડું નિરુત્તર ! ૧૦
વંદન હજો અંતરતણાં, અનુપમ અક્ષરદેહને,
અંજલિ અર્પું આજ, શાન્તિ અર્થે આત્મને. ૧૧

ચ. એ. સોસાયટી,
આણંદ, ૧-૨-૩૯

ઉમિયાશંકર ઠાકર

# ગુજરાતનો સાચો સમાજસેવક

વસોના સાચા પુત્ર, ચરોતરના સાચા કેળવણીકાર, વડોદરા રાજ્ય અને ગુજરાતની પુસ્તકાલય-પ્રવૃત્તિના સાચા પ્રાણ, ગુજરાતના સાચા અને મૂંગા સમાજસેવક, તેમ જ કેટલીય સંસ્થાઓના જન્મપિતા તથા કેટલીય વ્યક્તિઓના પાળકપિતા–પોષકપિતા અને ગુરુપિતા પૂજ્ય અમીન સાહેબ આપણા સૌની વચ્ચેથી આમ સહેજમાં ચાલ્યા જશે એનો તો કોઇને પણ સ્વપ્નેય ખ્યાલ આવતો ન હતો; પણ જન્મવું અને મરવું એ તો કુદરતના હાથમાં છે. અને એ કુદરતને વશ થઇ તેઓ આજે આપણને સર્વને ત્યાગીને–ઘડીભર રડાવતા અને જીવન-માર્ગમાં અટૂલા અને અસહાય બનાવતા ચાલ્યા ગયા છે.

આજે, પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ રીતે એમના સંબંધમાં આવનાર સૌ કોઇ, એમના અવસાનના ખબર સાંભળતાંની સાથ ઘડીભર થંભી જાય છે, હૃદય દ્રવી ઉઠે છે. અને કોઇ કોઇ તો સાચે જ ઘડીભર આંસુ સારી પોતાનું હૃદય હલકું કરે છે અને છેવટે એમના આત્માને સંભારી-શાંતિ અર્પે છે.

પૂજ્ય અમીન સાહેબ ખરેખર મહાત્મા ગાંધીજીના શબ્દોમાં કહીએ તો ચરોતરનું બલ્કે ગુજરાતનું સાચું અને કિંમતી ' મોતી 'જ હતા. એ ' મોતી 'એ પોતાનું તેજ પ્રસરાવવા શું નથી કર્યું ? બાલપણ અને વિદ્યાર્થી અવસ્થા પછીના જીવનની શરૂઆતથી તે જીવનની અંત ઘડી સુધી, પોતાની જન્મભૂમિ, પોતાનો ચરોતર પ્રદેશ, વડોદરા રાજ્ય અને છેવટમાં ગુજરાત એને જ પોતાનું ઘર, કુટુંબ અને પરિવાર માની રાત અને દિવસ એની પ્રગતિ માટે સતત ચિંતન કર્યા કર્યું છે. અને અકસ્માત આવી પડતી કુદરતી આફતોના પ્રસંગેએ જે તે સ્થળોએ પહોંચી જઇ જનતાને સાચું આશ્વાસન અને સહાય અર્પી છે.

પૂ. અમીન સાહેબ ખરેખર સેવાવ્રતધારી–સેવાભેખધારી સંન્યાસી જાણે ન હોય એવા જ્યારે જ્યારે જોવાની અને મળવાની તક મળે ત્યારે ત્યારે જણાઇ આવતા હતા જ્યાં જુઓ ત્યાં એમની પાસે કોઇ ને કોઇ વ્યક્તિ કંઇક ને કંઇક શિષ્યભાવે સલાહ લેવા અને સહાય માગવા બેઠી જ હોય. અને જ્યારે કોઇ ન હોય ત્યારે તેઓ જનહિતની કોઇ ને કોઇ યોજનાઓ વિચારી રહ્યા હોય વા ઘડી રહ્યા હોય, કોઇને પત્રથી માર્ગદર્શન કરાવતા હોય વા કોઇને પોતાની યોજનાઓ અને ઉદ્દેશો સમજાવતા હોયઃ આમ ચોવીસે કલાક સેવાનું અને સેવાનું જ રટન. કોઇ પણ દિવસ, તેઓએ કોઇની આગળ પણ, પોતાના અંગત સ્વાર્થની વાત કાઢી હોય વા એકલા હોય ત્યારે એ પ્રકારના વિચારો સેવ્યા હોય. એવું તો એમના જીવનમાં ભાગ્યે જ કોઇને જણાયું હશે. અને એટલા માટે ઘડીભર એમ કહેવાનું મન થઇ જાય છે કે, એ પૂજ્ય વ્યક્તિ જાણે આ જગતમાં ' જનતાની સેવા 'નું એકલું જ કાર્ય કરવાને માટે જન્મી ન હોય ! અને એમ હોય તો તો ખરેખર, એ દૈવી જ પુરુષ કહેવાય.

પૂ. અમીન સાહેબને, ભક્તકવિ ' નરસિંહ મહેતા 'ના " વૈષ્ણવ જન તો તેને કહીએ "ના કાવ્યમાં વર્ણવેલા " વૈષ્ણવ જન " તરીકે ઓળખાવીએ તો તે પણ ખોટું નથી. એ કાવ્યની એકે એક લીટી ખરેખર એમના જીવનને સર્વાંશે લાગુ પડે છે.

પૂ. અમીન સાહેબનું જીવન મુલકી ખાતાની એક જ દિવસની નોકરીથી શરૂ થયેલું ગણાય. કોણ જાણે કેમ, પણ સદર ખાતામાં જે દિવસે નોકરી મળી તે જ દિવસ ફક્ત નોકરી બજાવી, સાંજે તો એ નોકરીને નમસ્કાર કરી ઘેર આવ્યા. અને થોડાક વખત પછી અંગ્રેજી શાળા ખાતામાં, શિક્ષક તરીકે પાટણ હાઈસ્કૂલમાં જોડાયા, અહીંથી જ તેમના જાહેર જીવનની પણ શરૂઆત થઇ ગણાય. પાટણ પછી પેટલાદ બદલાયા અને ત્યાં આવીને. પાટણમાં સેવાના જે વિચારોનો જન્મ થયેલો, તે વિચારોને તથા આવ્યા પછી બીજા જે વિચારો થયેલા તેને મૂર્ત સ્વરૂપમાં મૂકવા માંડયા.

એમાંનો એક વિચાર તે "મિત્રમંડળ પુસ્તકાલયો." જે વખતે સમસ્ત ગુજરાતમાં "પુસ્તકાલય એટલે શું" એ કોઈ જાણતું ન હતું. વા કોઈ જાણતું હશે તો તેણે એ પ્રવૃત્તિને પોતાના ગુજરાતમાં દાખલ કરવા વિચારો પણ નહિ કર્યા હોય અને કદાચ કર્યા હશે તો તેને અમલમાં મૂકવાની પોતાની અશક્તિ જણાઇ આવી હશે, તેવે વખતે પૂ. અમીન સાહેબે એ પ્રવૃત્તિનો ખૂબ ઉંડો અભ્યાસ કરી, યોજનાઓ ઘડી, સરકારની કે કોઈની કંઇપણ આર્થિક સહાય હાથમાં આવ્યા વગર અમલમાં મૂકી. અને તેને પરિણામે થોડાક વખતમાં જ કેટલાંય મિત્રમંડળ પુસ્તકાલયો ઉઘડી ચૂકયાં.

બીજો વિચાર પેટલાદ બોર્ડિંગ હાઉસ અને ત્રીજો પેટલાદ લોન ફંડ. આ બંને પ્રવૃત્તિઓ, ચરોતરમાં કેળવણીનો પ્રચાર કરવામાં અને વિદ્યાર્થીઓને ભાવી નાગરિકો ઘડવામાં ખૂબ ઉપયોગી થઇ પડેલી. આજે એ પ્રવૃત્તિઓ તો સંતાઇ ગઇ છે, પણ એમાંથી અન્ય સ્થળે જે ફણગા ફૂટયા, ફાલ્યા અને વિકસ્યા તેમાંની એક ચરોતર એજ્યુકેશન સોસાઇટી અને બીજું ચરોતર વિ. સ. સ. મંડળ. આ સિવાય બીજી પણ ઘણી પ્રવૃત્તિઓ શરૂ કરેલી.

શિક્ષક શું શું કરી શકે? એનું પ્રસક્ષ અને જ્વલંત ચિત્ર-ઉદાહરણ તો પૂ. અમીન સાહેબનું 'શિક્ષક જીવન' જ છે. પૂ. અમીન સાહેબ શિક્ષકજીવનમાં જે કરી શકયા, અનુભવી શકયા, જાણી શકયા અને એથી એમના જીવનને જે. સંતોષ થતો તે ઉપરથી તેઓ હમેશાં જ્યાં જ્યાં શિક્ષકોની સભા ભરાતી ત્યાં ત્યાં કહેતા કે "શિક્ષક શિક્ષકની જીંદગીમાંથી હજારો રૂપિયાં કમઇને લક્ષાધિપતિ થવાનો નથી. અને કેળવણીની, પુસ્તકાલયની, દવાખાનાંની વા અન્ય સાર્વજનિક કાર્યોની મોટી મોટી સસ્થાઓ બંધાવી શકવાનો નથી વા સંસ્થાઓ ચલાવવાને મોટી મોટી રકમોનું દાન આપી શકવાનો નથી. પણ એથી શિક્ષક પારમાર્થિક દિશામાં કશુંજ કરી શકતો નથી, એમ નથી શિક્ષકોને બાળકોની જે મૂડી સોંપાઇ છે તેને બરોબર કેળવી, સાચા નાગરિક બનાવે અને બાળકોનાં માબાપો સાથે મીઠો સંબંધ બાંધી, તેમનો આર્થિક અને બીજી દષ્ટિએ સહકાર સાધી કેળવણી, પુસ્તકાલય, દવાખાનું વગેરે પ્રવૃત્તિઓ નાના પાયા ઉપર પણ ચલાવે. શિક્ષક શિક્ષકની જીંદગીમાં આટલી સેવા કરે તો તે સેવા ઓછી ન કહેવાય. અને પૈસાદારો પૈસા આપીને પણ સેવાનો જે સંતોષ માને છે, તેના કરતાં પણ આ સેવા વધી જાય છે."

જે અરસામાં પેટલાદથી મિત્રમંડળ પુસ્તકાલયોની યોજના શરૂ થઇ તે જ અરસામાં વડોદરા રાજ્યે પણ એ પ્રવૃત્તિને પોતાના રાજ્યમાં દાખલ કરવાનો વિચાર કર્યો અને તે માટે સ્વતંત્ર પુસ્તકાલય ખાતુ ઉઘાડી ગુજરાતમાં પુસ્તકાલય પ્રવૃત્તિને જન્મ આપનાર પૂ. અમીન

સાહેબને તે ખાતાના મદદનીશ અધિકારી બનાવી, તેમની યોજનાઓને પૂરેપુરી ખીલવવા અને વિકસાવવાને સુંદર તક આપી.

આમ શિક્ષકમાંથી અધિકારી બનતાં, અધિકારનો મદ આવવાને બદલે તેઓ તો વધારે ને વધારે સેવાભાવી અને નમ્ર બનવા લાગ્યા. અધિકારી તરીકેનું તેઓએ જે જીવન જીવી બતાવ્યું તે જીવન અધિકારીઓની આલમમાં ખરેખર અનોખી ભાત પાડે તેવું છે.

તેઓ હમેશાં બહુ જ શાંત, સાદા અને નમ્ર રહેતા. કોઇને ધમકાવતાં કે કોઈની સાથે લડતાં તો તેઓને આવડતું જ ન હતું. માન–અપમાનના પ્રશ્નોને તો તે ગળી જતા. પોતાની ઑફિસના કારકુનથી માંડીને સિપાઇ સુધીનાની સાથે તેમ જ પોતાના હાથ નીચે ચાલતી અન્ય સંસ્થાઓના કાર્યકરો સાથે તેઓ હંમેશાં ભાઇચારાથી અને મિત્રોની રીતે વર્તતા, તેમ જ તેઓના સુખદુઃખના પ્રસંગોએ પણ આશ્વાસન આપી અને એક યા બીજી મદદ આપવાનું પણ ચૂકતા નહિ તેઓ ઑફિસમાં આવે કે તુરત કામ ઉપર ચઢી જતા અને મહત્ત્વના એકે એક કાગળોના જવાબના મુસદ્દા પોતાને હાથે ઘડી કારકુનને આપતા. કોઈ કારકુન વા સિપાઇ વા પોતાની અન્ય સંસ્થાઓના કોઈ કાર્યકરથી કોઇ કામમાં ભૂલ થઈ હોય વા કોઇ કામ વેળાસર ન થયું હોય તેવે પ્રસંગે તેઓ સહેજે પણ ઉશ્કેરાતા નહિ અને શાંતિથી એનું સમાધાન કરી લેતા. સાંજના તેઓ ઑફિસેથી રામજી મંદિર હંમેશાં ચાલીને જ જતા. તે વખતે પણ કોઇ ને કોઇ વ્યકિત સાથે હોય જ; તેની સાથે બીજી કોઈ વાતો નહિ પણ ફકત પુસ્તકાલય અને સેવાની જ વાતો કરતા કરતા ઠેઠ રામજી મંદિર જતા.

રામજી મંદિર પણ એમના વસવાટ પછી એક સેવાધામ-સેવામંદિર જેવું બની ગયું હતું અને એ ધામના–મંદિરના પૂ૦ અમીન સાહેબ મહંત જેવા જણાતા હતા. એ મહંતની પાસે સવાર–સાંજ અનેક વ્યકિતઓ દર્શન, સલાહ સહાય વગેરે અર્થે આવતી અને નિઃસંકોચ ગમે તે સ્થિતિમાં મળી શકતી. પૂ. અમીન સાહેબને ફરવાનો–ચાલવાનો બહુ શોખ હતો. અને તેથી સવાર–સાંજનો ઘણો વખત એ ફરતા. એ પ્રસંગે કોઇ વ્યકિત મળવા આવી ચઢે તો તે વ્યકિતને પણ એમની સાથે ચાલવાની કસરત કરવી પડતી અને એટલી કસરતને અંતે પણ તેઓના તરફથી જે આશ્વાસન મળતું તેના પરિણામે એ કસરત પણ બહુ જ મીઠી લાગતી. સવાર–સાંજ ચાલવાના વખત બાદ તેઓ હમેશાં પોતાની ઘણાં વર્ષોની સાથી બનેલ એ જ ઓરડી અને એ જ આરામખુરશીમાં આરામ લેતા લેતા પણ કંઇક કંઇક યોજનાઓ વિચારી રહ્યા હોય, ઘડી રહ્યા હોય વા કાગળો લખાવી રહ્યા હોય. અને એ સ્થિતિમાં રાતના બાર વાગી જાય કે ખાવાનો ટાઇમ થઇ જાય તો તે પણ તેઓને યાદ દેવડાવવું પડતું. સમાજસેવાના ક્ષેત્રમાં પડેલી વ્યકિતઓને એમની વાતો સાંભળવી બહુ ગમતી અને તે માટે કોઇ વ્યકિત લાંબો વખત લે તો પણ તેઓ સહેજે કંટાળતા નહિ. કોઇ કોઇ વખત તો જમવાના અને નાહવાના પ્રસંગોએ કોઇ કોઇ વ્યકિત મળવા આવતી વા તે પહેલાં મળવા આવેલી વ્યકિતની વાતો પૂરી થઈ ન હોય, તો તેઓને પોતાની સાથે જમવાના વા નાહવાના રૂમમાં લઇ જઇને પણ તેઓની વાતો સાંભળતા અને પોતાનું કામ કર્યે જતા.

તેઓ જ્યારે જ્યારે ડિસ્ટ્રિક્ટમાં જતા ત્યારે ત્યારે હમેશાં થર્ડ–ક્લાસમાં જ મુસાફરી કરતા. અને તેનો તેઓને પોતે અમલદાર હોવા છતાં સહેજે સંકોચ થતો નહિ. કોઇ કોઇ વખત રસ્તામાં નાસ્તો કરવાની જરૂર લાગતાં, પોતાની સાથેના માણસો સાથે બેસીને નાસ્તો

કરવામાં પણ સહેજે અચકાતા નહિ. ડિસ્ટ્રિક્ટમાં જે સ્થળે જવાનું હોય ત્યાંના પુસ્તકાલયના ગ્રંથપાલ વા સિપાઇ સ્ટેશન ઉપર આવ્યો ન હોય તેમ જ મુકામનો પણ કાંઇ બંદોબસ્ત થયો ન હોય તો તેથી સહેજ પણ નાખુશ થતા નહિ. પોતાના મુકામ માટે વા પોતાની અગવડો પૂરી કરવા માટે સામી વ્યક્તિને બહુ જ ઓછામાં ઓછી તસ્દી આપવાનું સૂત્ર તેઓ પોતાના માણસોને વખતોવખત સારી રીતે સમજાવતા. જ્યાં ત્યાંનો પોતાના માણસોનો ગાડીભાડા સિવાયનો જે તે પ્રકારનો ખર્ચ એ હમેશાં પોતાની પાસેથી જ આપી દેતા. કોઇ કોઇ વખત તો પોતાને જમવું ન હોય તેવે પ્રસંગે પોતાના માણસો પણ જમવાની ઇચ્છા ન બતાવતા હોય તો તેઓને આગ્રહપૂર્વક જમવાનું કહેતા. પુસ્તકાલયની તપાસણીમાં મંત્રી વા ગ્રંથપાલ સાથે તેઓ હમેશાં બહુ જ મીઠાશથી વર્તતા. કંઇ ખામી જણાય તો નમ્રતાથી તે સુધારવાનું સૂચવતા, અને ખાતા તરફથી કંઇ મુશ્કેલીઓ હોય તો તે સારી પેઠે સમજી લઇ ત્યાં ને ત્યાં વા વડોદરા જઇ દૂર કરતા. કોઇ કોઇ સ્થળે તો મંત્રી વા પ્રમુખ પોતાની હાજરીના પ્રસંગે પુસ્તકાલયમાં ન આવે તો તેઓને ઘેર જઇને પણ પુસ્તકાલયની વાતો કરતા અને અરસપરસ ખુલાસા મેળવી લેતા; પણ આ પ્રમાણે એક અમલદાર તરીકે કોઇને ઘેર જઇને મળવામાં તેઓ સહેજે અપમાન વા નાનમ માનતા નહિ. સ્ટેશનથી ગાઉ ૧-૧॥ દૂર કોઇ ગામે જવાનું હોય તો ત્યાં ચાલીને જ જતા. ભૂલેચૂકે જો બેસવાનું વાહન આવી ગયું હોય તો તેમાં બેસતા નહિ, અને બેસે તો વાહનના માલિકને રીતસર આપવું ઘટે તે આપી દેતા. ડિસ્ટ્રિક્ટમાં પોતાનાં ઓળખાણો તો ઘણાં નીકળતાં, પણ તેઓ કોઇના મહેમાન થતા નહિ. ડિસ્ટ્રિક્ટનાં સ્થળોમાં અને રસ્તાઓમાં કોઇ કોઇ નાની મોટી વ્યક્તિઓ વા સંસ્થાઓની મુલાકાત લેવા જેવી હોય તો તે લેવાનું ચૂકતા નહિ, અને એ પળને તેઓ ધન્ય પળ માનતા આવી મુલાકાતો હમેશાં તેઓ અમલદારી રીતે નહિ પણ એક સામાન્ય વ્યક્તિ તરીકે લઇ તેમાંથી શિષ્યભાવે ઘણું ઘણું જાણવાની અને મેળવવાની જિજ્ઞાસા રાખતા.

તેઓને માન, મોટાઇ મેળવીને વા લોકો પોતાની મેળે આપવા તૈયાર થાય તો પણ તે સ્વીકારીને આગળ આવવાનું સહેજે ગમતું નહિ અને એટલા જ માટે ઘણો આગ્રહ હોય છતાં કોઇ પણ સભાનું પ્રમુખસ્થાન સ્વીકારતા નહિ આજ સુધીના એમના જીવનમાં બે એ જ એકાદ પ્રમુખસ્થાન સ્વીકાર્યાનો પ્રસંગ આવ્યો હશે. પ્રમુખસ્થાન લેવાનો આગ્રહ કરનારને તેઓ કહેતા કે-" તમારે મારા જેવને પ્રમુખસ્થાન લેવાની વાત ન કરવી. પ્રમુખસ્થાન લઇશ કે નહિ લઉં તો પણ હું જે કાંઇ કરવાનો છું તે કર્યે જ જવાનો છું. કદાચ ઉલટું એમ બને કે પ્રમુખસ્થાન આપીને મારામાં અહંવૃત્તિ વા મોટાઇ જગાડો તો એથી સેવાનું મારૂં જે કેન્દ્ર છે તે કંઇક નીચે આવવાનો પ્રસંગ બને ખરો, જેથી કોઇ નવીન વ્યક્તિને રસ લેતી કરવા માટે એ મોટાઇનું પદ આપવું સારૂં છે. " આટલા જ કારણે તેઓ માનપત્ર પણ સ્વીકારતા નહિ. પાટણ અને ધામણ એ બે સ્થળોએ માનપત્રની સંપૂર્ણ તૈયારી થઇ ચૂકેલી, છતાં તે ન જ લીધાં. પુસ્તકાલય ખાતાની ૨૫ વર્ષની લાંબી મુદતની નોકરીમાંથી છૂટા થવાના પ્રસંગે પણ ખાતાના સ્ટાફની બહુયે ઇચ્છા હોવા છતાં વિદાયગીરીનો મેળાવડો ન જ કરવા દીધો. નોકરીમાંથી છૂટા થયા પછી નસો જતાં ત્યાંના યુવકોએ, તેઓની ૬૦ વર્ષની જયંતિ ઉજવવા વિચાર કર્યો પણ તે ય અમલમાં ન જ આવવા દીધો.

પૂ. અમીન સાહેબ પુસ્તકાલય ખાતાના અધિકારપદે આવ્યા તે વખતે તો વડોદરા

રાજ્યમાં પુસ્તકાલય પ્રવૃત્તિનાં મૂળ ઠીક ઠીક ઊંડાં ઊતર્યાં હતાં. એ મૂળિયાંમાંથી મોટું વૃક્ષ બનાવવાને, નિવૃત્ત થતા સુધી રાત અને દિવસ અથાક પ્રયત્નો કર્યે ગયા હતા. માંદગીનો પ્રસંગ હોય તોય સુતા-સુતા પણ પુસ્તકાલયનાં બજેટની મંજૂરીનું તથા બીજા દફતરી પ્રશ્નોના જવાબ આપવાનું તેમ જ સરક્યુલર-સૂચનાઓ અને પ્રશ્નોત્તરી કાઢવાનું કામ કર્યા વગર રહેતા નહિ. ડિસ્ટ્રિક્ટમાં પણ ખૂબ થાકીને પોતાના મુકામે આવ્યા હોય છતાંય આરામ લેતા લેતા પણ પુસ્તકાલયના વિકાસનું રટણ કર્યા વગર નિદ્રા આવતી જ નહિ. પ્રાંત પંચાયત, કેળવણી ખાતું અને બીજી ઑફિસોની સાથે મહત્ત્વના પ્રશ્નોના નિકાલ, જે તે ખાતાના મુખ્ય અધિકારીઓને ઘર આગળ વા ઑફિસમાં રૂબરૂ મળીને સારી પેઠે સમજાવીને, લાવ્યા વગર ચેન પડતું જ નહિ. અને આમ થવાથી જે તે પ્રશ્નોના નિકાલ પણ જલદીથી આવતા હતા. આમ પુસ્તકાલય પ્રવૃત્તિ પાછળ પોતાની જીંદગીનાં ૨૫ વર્ષ જેટલો લાંબો કાળ સતત અર્પતાં, તેઓ જ્યારે છૂટા થયા ત્યારે, જ્યાં કંઇ.જ ન હતું, ત્યાં કસ્બા, બાલ, મહિલા અને ગ્રામ મળી કુલ ૧૧૨૬ પુસ્તકાલયો તથા પુસ્તકાલયપ્રવૃત્તિને વેગ મળે તે અર્થે, પુસ્તકાલય સ. સ. મંડળ તથા વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ અને પુસ્તકાલય પ્રવૃત્તિ અમર રહે તે માટે કાયમ ફંડની યોજના એટલું મૂકતા ગયા અને તે ખરેખર એમનું સાચુ સ્મરણચિહ્ન-સ્મારક જ છે.

પૂ. અમીન સાહેબના જીવનમાં પુસ્તકાલયપ્રવૃત્તિ મુખ્ય હતી અને તે સિવાય બીજી ગૌણરૂપે તો કેટલીય જનહિતની નાની-મોટી પ્રવૃત્તિઓ અને યોજનાઓ તો હતી જ. અને તે બધી જ એમના મગજમાં ઘૂમતી, રમતી અને પ્રસંગ આવે અમલમાં મુકાતી. પોતાની જન્મભૂમિ તેમજ પ્રદેશ (ચરોતર) પ્રત્યેનું પણ ઋણ વાળવા એ ચૂક્યા ન હતા અને તેને પરિણામે આજે વસોમાં પેટલાદ મહાલમાં અને આણંદમાં કેટલીય સંસ્થાઓ અને યોજનાઓ એમના સ્મારકરૂપે ખડી રહી છે. પોતાની જ્ઞાતિના અનિષ્ટ રીતરિવાજો તરફ પણ તેઓએ જીવનની શરૂઆતમાં પણ ઠીક ઠીક પ્રયત્નો કરેલા. અને તેના પરિણામે બારમાની અનિષ્ટ રૂઢિ આજે કંઈક ઢીલી થવા પામી છે. બાળલગ્ન અને કાંણ-માંકણ તેમ જ બીજા કેટલાક રીતરિવાજો તરફ પણ આજે કંઇક લક્ષ ખેંચાયું છે. એ બધું જો કોઇને પણ આભારી હોય તો તેઓને જ છે.

આશ્ચર્ય તો એ છે કે, તેઓ ખાતામાંથી છૂટા થયા છતાંય, આરામ તો લઈ શક્યા જ નહિ. અને ત્રણ વર્ષ કામ કરવાની મક્કમ પ્રતિજ્ઞા લઇ, નોકરીની પેઠે જ સતત કાર્ય કરવા માંડ્યું. એક દિવસ વસો તો એક દિવસ આણંદ, એક દિવસ વડોદરા તો એક દિવસ અમદાવાદ, એક દિવસ મુંબઇ તો એક દિવસ ચરોતર પ્રદેશના ગામડામાંઃ આમ, પોતાની શરૂ કરેલી પ્રવૃત્તિઓ અને યોજનાઓના નિરીક્ષણ અર્થે તેમ પોતાની નવી યોજનાઓ અમલમાં મૂકવા અર્થે પ્રવાસ ઉપર પ્રવાસ ખેડવા માંડ્યા અને ખૂબ જ કામ કરવા માંડ્યું. આમ કામ કરતાં કરતાં, ત્રીજું વર્ષ પૂરું થાય તે પહેલાં પ્રભુની સાનિધ્યમાં ગુજરાતના સાચા સમાજસેવક, સેવાવ્રતધારી, સેવાભેખધારીનું બિરૂદ લઇને સર્વને રોતા અને કકળતા મૂકીને એ સ્વર્ગે સંચર્યા. પ્રભુ એ અમર આત્માને શાંતિ અર્પો

વલ્લભભાઇ મૂળજીભાઇ પટેલ

# સાચા વૈષ્ણવજન

ચરોતરના જ્વલંત પ્રાણ, પુસ્તકાલયપ્રવૃત્તિના ઉદ્ધારક, ચરોતર કેળવણી મંડળ, પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, વસો કેળવણી મંડળ વગેરે કેળવણીવિષયક તમામ પ્રવૃત્તિના રાત્રિદિવસ રટન કરનાર, પૂજ્ય મોતીભાઈ સાહેબ ગયા. તારીખ ૧–૨–૧૯૩૯ સંવત ૧૯૯૫ ના મહા સુદ ૧૨ ને વાર બુધના દિવસે તેઓશ્રીનો આત્મા આ દુનિયામાંથી માટીની કાયા છોડીને ચાલ્યો ગયો.

તેમના દુખદ અવસાનથી તેમના સંસર્ગમાં આવેલ કોઈ પણ વ્યક્તિ એવી નહિ હોય જેને ભારે આઘાત નહિ થયો હોય, જેનું હૃદય ભારે થયું નહિ હોય, જેને આ સમાચાર સાંભળતાં જ ભારે ગ્લાનિ અને શોક થયાં નહિ હોય.

પૂજ્ય મોતીભાઈ સાહેબ મારા એકલાનાજ નહિ પણ ઘણા, જેમનાં જેમના સંસર્ગમાં તે આવેલા તેમાંના ઘણાના, જેઓએ તેમની વિદ્યાની યોજનાઓનો લાભ લીધો તેમાંના તમામના, ચરોતરનાજ નહિ પણ ચરોતર બહારના હિંદુસ્તાનમાં વસનારા ઘણાઓના, આફ્રિકા, યુરોપ અને અમેરિકામાં પણ ચરિતાર્થ માટે વસતા અગર અભ્યાસ કરતા ઘણાઓ જેમના પરિચયમાં તે આવેલા એઓ તમામના તે પૂજ્યજ હતા.

તેઓ કોઈ સામાન્ય માનવી ન હતા. તેઓના પરિચયમાં આવેલા સૌ કોઈ જાણે છે અને સૌએ અનુભવ્યું છે કે તેમનામાં ક્રોધનું તો નામજ ન હતું. તેમના પરિચયમાં આવવાના મને પણ ઠીક ઠીક પ્રસંગો પ્રાપ્ત થએલા, મેં તેમનામાં કોઈ વખત ક્રોધ જોયો નથી. કામ, કામના, ઇચ્છાતૃપ્તિ, પરસ્ત્રીને માતા અને બહેન સમા માનનાર તે અનન્ય પુરુષ હતા, સ્વપ્ને પણ તેમને ખોટા વિચારો આવ્યા નહિ હોય તે એમને જાણનાર એમના સાનિધ્યમાં રહેનાર, તમામ એકીમતે કહી શકે તેમ છે. તેમનામાં પૈસાનો લોભ પણ નહોતો. તેમના પગારના પૈસા, તેમના ખાનગી પૈસા કે મિલકત જે હતી કે આવતી તેનો વ્યય લોકોપકારક કામોમાં અને ઘણે ભાગે વિદ્યાવૃદ્ધિનાં કાર્યોમાં જ થતો, તેમને મોહ માત્ર હતો જે સેવાભાવથી કામ કરનાર હતા તેમનો. અને તેમને સેવાભાવથી કામ કરનાર જણાતા તેમના ઉપરનો મોહ કહો, કે પ્રેમ, નિસ્વાર્થ પ્રેમ દાખલારૂપ હતો. આવા ઋષિ, મહાન પુરુષ હાલના કલિ કાળમાં મળવા મુશ્કેલ છે, તેવા પુરુષ જાય તેથી કોને આઘાત નહિ લાગે ?

તેઓ માત્ર કેળવણી વિષયના જ પ્રખર પૂજારી નહોતા, સામાજિક કાર્યોમાં સને ૧૯ ૭ ની અતિરેલના પ્રસંગે પેટલાદ તાલુકામાં અને જ્યાં જ્યાં તેમણે કાર્ય કર્યું છે તે અજોડ હતું.

પાટીદારની અધોગતિ અટકાવવા, મરણ–પરણ પાછળ ખોટાં ખર્ચો કરવાના તે કટ્ટા શત્રુ હતા. પાટીદારનું કુળાભિમાન ઓછું થાય, તેમની સામાજિક, આર્થિક અને નૈતિક સ્થિતિ સુધરે તે માટે પાટીદાર મંડળની શરૂઆત કરનાર પણ તેઓ જ હતા.

વડોદરા રાજ્યની હાલની પુસ્તકાલય પ્રગતિ અને ચરોતરની અને ખાસ કરીને પેટલાદ ભાદરણ મહાલની કેળવણી તેઓ ન હોત તો હાલ છે તે ન હોત.

સને ૧૯૧૨ માં હું પેટલાદ હાઇસ્કૂલમાં અને બોર્ડિંગમાં ભણવા ગયો ત્યારે તેમનો પ્રથમ પરિચય થએલો, પણ અંગત પરિચય નહિ. ત્યારબાદ મારી નોકરીનાં વરસોમાં હું જ્યાં હોઉં ત્યાં પુસ્તકાલયના કામના પ્રસંગે જ્યારે જ્યારે તેમનું આવવું થાય ત્યારે તેઓ,

કોઇના મહેમાન થતા નહિ એવો સર્વસામાન્ય તેમનો સિદ્ધાન્ત હતો, છતાં મારા મહેમાન થવાનું મને સદ્‌ભાગ્ય એક કરતાં અધિક વખતે પ્રાપ્ત થએલું. ત્યારે તેમની સાદાઇ, સરળતા, વખતસર કામ કરવાની રીત, રાતદિવસ કોઇ ને કોઇ લોકોના ભલા માટેની યોજનાઓનો કંઇક કંઇક ખ્યાલ મને આવતો નિરક્ષરતા કેમ ટાળવી, છોકરાઓનો ફરજિયાત દંડ કેમ ન થાય અગર કેમ કમી થાય, તે બાબત તેઓ ઘણો વિચાર કરતા અને છોકરાંઓની નિયમિત હાજરી થાય, રજા વખતસર માબાપો પાસે લેવડાવાય તેવી સરળ યોજનાઓ કરતા.

તેમનામાં અજબ ગુણ તો એ હતો કે, તેઓ દરેક માણસના સારા ગુણોને જ જોતા. માણસમાત્ર ભૂલને પાત્ર છે, પણ જે જે માણસો તેમના પરિચયમાં આવતા તે માણસોના હંસના ન્યાયના ધોરણે સારા ગુણો તરફ જ તેઓ આકર્ષાતા. " સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેની રે " એ એમનો અગત્યનો ગુણ હતો. અને તેમની યોજનાઓની સરળતાનો ઘણો આધાર તેમના આ અત્યુત્તમ ગુણ ઉપર રહેતો હતો.

વડોદરામાં કમાટી બાગના નાકે. રામજી મંદિરમાં ચરોતર બોર્ડિંગના તે મુખ્ય સંચાલક હતા. વડોદરામાં નોકરી અર્થે રહ્યા ત્યાં સુધી ત્યાં રહેતા. અને ત્યાર પછી પણ જીવતાં સુધી વડોદરાનું નિવાસસ્થાન પણ રામજી મંદિર જ હતું. કોઇ જરૂરના કામકાજના પ્રસંગે, મારો અને તેમનો વડોદરામાં મળવાનો પ્રસંગ રામજી મંદિરમાં જ થતો. સવારના ૭ વાગ્યા પહેલાં અને પાંચ અને છના અરસમાં જ્યારે જ્યારે હું ત્યાં જતો ત્યારે ત્યારે તેઓ કામ ઉપર જ એટલે કંઇક લખતા કે વાંચતા જ હોય. સવારમાં વહેલા ઉઠવાની તેમને ટેવ હતી અને વહેલા ઉઠનાર તેમને બહુ પસંદ પડતા.

તેમની મહેમાનગીરી પણ જાણવા જેવી હતી. તેમને ત્યાં તેમની સાથે રહેવાનો પણ થોડો પ્રસંગ મને મળેલો. કામને માટે આવો, કામ કરી સંતોષ પામો. કામ પૂરતી વાત, નકામી વાત નહિ જમવાનું હમેશાં સાદું અને સાત્વિક.

વડોદરામાં તેઓ ન હોય ત્યારે રામજી મંદિરના મેડાના તેમના નિવાસસ્થાન બહારના ઓરડાનો ટોડલો તે તેમનું તાળાની કુંચીનું સ્થાન હતું. તેમના જાણીતા મહેમાન તે કુંચીનું સ્થાન જાણે જ. મુંબઇથી, અમદાવાદથી, કાઠિયાવાડથી ગમે ત્યાંથી આવે; તેઓ હોય તો વાંધો જ નહિ, પણ ન હોય, કામગીરી ઉપર બહાર ગયા હોય, તો ટોડલેથી કુંચી લઇ મકાન ઉઘાડે, રહે, નાહ-ધુએ, બોર્ડિંગના રસોડામાં જમે, કામકાજ પરવારી તાળું બંધ કરી કુંચી મૂકી ચાલ્યા જાય. આવી તેમની મહેમાનગીરી હતી.

નરસિંહ મહેતાનું ભજન "વૈષ્ણવજન તો તેને કહીએ જે પીડ પરાઇ જાણે રે" એ અક્ષરેઅક્ષર તેમના જીવનને લાગુ હતું. તેઓ ખરેખર નરસિંહ મહેતાના ભજન પ્રમાણેના વૈષ્ણવજન હતા.

આવા પુરુષના મૃત્યુથી કોને શોક ન થાય ?

માટીના માનવીની કાયા માટી માંહે મળી ગઇ છે, પણ તેમનો દિવ્ય આત્મા જ્યાં જ્યાં તેમના જીવંત દેહના આત્માનો સંચાર થતો, જ્યાં જ્યાં તેમની યોજનાઓ ઘડાતી, અને જેમના જેમના જીવનમાં તેમની યોજનાઓથી પ્રત્યક્ષ કે પરોક્ષ યતકિંચિત વિકાસ થયો છે, પ્રકાશ પડ્યો છે, ત્યાં ત્યાં અમર છે, અમર રહેશે. પ્રભુ તેમના આત્માને સંપૂર્ણ શાંતિ આપો, એજ પ્રાર્થના.

વકીલ હાથીભાઇ અમથાભાઇ પટેલ

# જ્ઞાનવાડીનું ખરેલું પુષ્પ : સ્વ. મોતીભાઇ સાહેબ

**ગુજરાતના** અચ્છા કાર્યકરોની પ્રથમની હરોળમાં આગળ પડતા ઊભા રહે તેવા અદ્રશ્ય થએલા દિવ્ય આત્મા પાછળ ગુજરાતનાં આંસુ હજી સુકાયાં નથી ત્યાં તો આપણો એવો બીજો હીરો એ પરમાત્માએ આપણી પાસેથી ખૂંચવી લીધો ખરેજ, મૃત્યુ એવી એક અાત્ર શક્તિ છે કે જેની સામે કોઇની-આબાલવૃદ્ધની, અભણ કે પંડિતની, રંક કે રાયની કંઇ જ શક્તિ ચાલતી નથી.

જ્ઞાનવાડીનો એ મયૂર આજ લગી ટહુકા કરતો સૌનાં દિલ ડોલાવતો આકાશમાંથી તારો ખરે તેમ થોડા જ દિવસોની માંદગી ભોગવી તેના દિવ્ય ધામ ભણી ઊડી ગયો.

ગુજરાતના જ્ઞાનશિરોમણિઓમાં ચમકતો આ તારો બહુ જ ચમકારા કરતો લોકદૃષ્ટિએ નહોતો જણાતો, પણ તેનાં ઓજસ અમોલાં હતાં. તેનું કાર્ય દૃઢ અને મક્કમ હતું. ખૂણે ખૂણે પોતામાંનું તેજ પ્રસરાવવા તેણે અવિરત શ્રમ લીધો ને કેટલાય સ્વ. કાનજીભાઇ જેવાને ઉજાળ્યા. **પુસ્તકાલયો** ઉપર વેરાએલાં તેનાં આછાં છાંટણાં હજારો ગુજરાતીઓના દિલને ટાઢક કરશે. દિલોમાં શીતળતા રેડશે.

વાડીમાં ભલે બારમાસીઓ અને હજારીગોટા ખીલેલા હોય, ચંપા અને જુઇની વેલો પથરાએલી હોય. મોગરો મ્હેક મ્હેક થઇ રહ્યો હોય. પણ પુષ્પોના રાજા ગણાતા ગુલાબ વિનાની એ વાડી નથી. આપણી જ્ઞાનવાડીમાંથી ગુલાબનો એ એક છોડ ઉખડી ગયો.

સરિતાઓમાં સાબરમતી અને નર્મદાનાં વ્હેનનાં નિર્મળ નીર જોયાં, સિંધુ અને બ્રહ્મપુત્રાના ગૌરવનાં ધરાઇ ધરાઇને વખાણ સાંભળ્યાં, પણ ગંગાના પાવન જળનાં અમીજળ ઝીલવા આત્મા અતૃપ્ત રહ્યો. સ્વ. મોતીભાઇનાં પાવનકારી વચનો અને માર્ગસૂચનો મેળવવાની ઇચ્છાઓ મનમાં જ રહી ગઇ.

પર્વતનો રાજા હિમાલય, મોટામાં મોટી નદી મિસિસિપિ મિસુરી, લાંબી દિવાલ ચીનની ( Wall of China ). મહાત્મા પુરુષ ગાંધીજી વગેરેની જોડી જડવી દુર્લભ છે, તેમ ગુજરાતીમાં પેજનાઓના ભંડારરૂપ સ્વ. મોતીભાઇ જેવા માનવી મળવા મુશ્કેલ છે.

જેમ સાપ સાથે કુસ્તી કરતો નોળિયો થાકે, કંટાળે અને તેના દરમાંની જડીબુટ્ટી સૂંઘી ને તાજગી મેળવી ફરી લડવા આવે છે, તેમ સમાજમાં કાર્ય કરતા કેટલાય શિક્ષકો જે કાર્યભારથી થાકતા, સમાજની તામસવૃત્તિથી કંટાળતા તેમને સ્વ. મોતીભાઇ સાહેબ જડીબુટ્ટી સમાન હતા. પ્રેરક પ્રોત્સાહન આપનાર હતા, કાર્યમાં તાજગી દેનાર હતા. આજે અમારી તે જડીબુટ્ટી ખોવાઇ ગઇ.

વિદ્યાર્થીઓમાં તે સીડીરૂપ હતા. જેઓનો કોઈ હાથ ન પકડે, ફી અને ચોપડીઓના અભાવે, કાંઠે આવેલાંનાં નાવ જેનાં ડૂબે એના બેલી એ રામ હતા મહેનતુ, ઉદ્યોગી અને ખંતીલા વિદ્યાર્થીઓને તે હાથ આપતા અને સીડી પાસે લાવી મૂકતા. તે સીડીના ટેકે પગથીઆ ઉપર ચઢીને અનેકો સમાજમાં અને દેશમાં ઝળહળી રહ્યા છે. નવા ઊગતા વિદ્યાર્થીઓની તે સીડી ભાંગી ગઇ.

રત્નોના એ ભંડારસમા સ્વ. મોતીભાઇના આંતરિક ગુણોનાં વખાણ કરતાં બુદ્ધિ પાછી પડે છે; ફક્ત હૃદય પ્રાર્થે છેઃ " હે પ્રભો ! અમારા એ સુવાસિત પુષ્પને શાન્તિ અર્પજે. "

પાટીદાર આશ્રમ-કડી રતિભાઇ અમીન

# "સ્વર્ગસ્થ" મોતીભાઇ ?

"સ્વર્ગસ્થ" મોતીભાઇ ? ના, ના, એમ માનવા મારું અંતઃકરણ ના પાડે છે. પ...ણ, ત્યારે વર્તમાનપત્રો શું ખોટાં ? એમના મૃત્યુના સમાચાર માનતાં પણ હૃદય અકળાય છે. ના, ના, ભલેને વર્તમાનપત્રોએ એમના અવસાનના સમાચારો છાપ્યા. ભલે લોકો એમને સ્વર્ગસ્થ ગણે, પણ મારે મન તો એ જીવતાં જ છે. મોતીભાઇ જેવાનું મૃત્યુ હોઇ શકે ખરું ? ભલે એમના આત્માએ પિંજર બદલ્યું હોય, પણ મોતીભાઇ તો હંમેશ જીવતા જ છે. જ્યાં સુધી વડોદરા રાજ્યમાં પુસ્તકાલયપ્રવૃત્તિ ચાલુ હશે, જ્યાં સુધી ગુજરાતમાં એમની પ્રેરણા પામેલો એકાદ પણ સેવક હયાત હશે, જ્યાં સુધી વડોદરા રાજ્યના એકાદ ગામડામાં એકાદ પુસ્તકાલય પણ જીવતું હશે, ત્યાં સુધી મોતીભાઇ જીવતા છે.

પુસ્તકાલય પ્રવૃત્તિ એ એમના જીવનનો પ્રાણ હતી. એમની રગેરગમાં વહેતું લોહી પણ ધબકારા વાટે એ જ અવાજ કરતું. એને અંગે ગમે તેવાં કષ્ટો સહન કરવામાં એ ભાગ્યે જ પાછા પડે. શ્રીમંત સયાજીરાવ મહારાજાએ એમની પુસ્તકાલયના મદદનીશ વ્યવસ્થાપક તરીકે નિમણૂંક કરી ત્યારથી એમણે અવિરત શારીરિક અને માનસિક શ્રમ વેઠી એ પ્રવૃત્તિને વિકસાવવા આજીવન તનતોડ મહેનત કરી છે. વડોદરા રાજ્યમાં ' એક પણ શાળાવાળું ગામડું પુસ્તકાલય વગરનું ન રહેવું જોઇએ ' એ સિદ્ધાંત માન્ય કરી, એને અમલમાં મૂકવામાં આવતી અડચણોને યુક્તિ–પ્રયુક્તિથી નિવારી, નિવૃત્ત થતાં પહેલાં એ યોજના પાર પાડી.

વડોદરા રાજ્યમાં પુસ્તકાલયો સ્થાપવાનો યશ શ્રીમંત સયાજીરાવને ફાળે જાય છે, પણ એ સંસ્થાઓને અજોડ યોજનાઓથી વિકસિત બનાવી હિંદભરમાં પહેલે નંબરે મૂકવાનો યશ તો શ્રી. મોતીભાઇને ફાળે જ જાય છે. એમના નિવૃત્ત થયા પછી વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ કેવા અને કેટલા વેગથી ચાલે છે એ તો મારા છેલ્લા ત્રણ વર્ષના પરદેશના વસવાટને કારણે હું જાણી શક્યો નથી, પણ આટલે દૂર બેઠા બેઠા કલ્પી શકું છું કે એમની નિવૃત્તિથી કદાચ એ પ્રવૃત્તિમાં કંઇક મંદતા આવી હશે અગર વારંવાર એમની ગેરહાજરીની ઉણપ જણાઇ આવતી હશે. એમની ખોટ તો કદી પણ ન પૂરી શકાય એવી છે.

પુસ્તકાલય ખાતાના વડા એટલે અમલદારીનો તોર, રુવાબ, નાના પર સરસાઇ ભોગવવાની વૃત્તિ વગેરે ઠીક ઠીક પ્રમાણમાં એમનામાં હશે એમ અજાણ્યો માણસ ધારી લે, પરંતુ એમના સંપર્કમાં આવતાં પહેલી જ પળે એ ખ્યાલને સદંતર કાઢી નાખવા પડે એવો એમનો કુદરતી સ્વભાવ હતો. એમણે કદીયે અમલદારી ભોગવી જાણી નથી. એમણે તો અમલદાર એટલે પ્રજાનો સાચો સેવક એ માન્યતાને પોતાના જીવન સાથે જડી દઇ આચરણમાં મૂકી બતાવી હતી. એમની સાદાઇ આજના ઘણા ખરા અમલદારોને આદર્શ રાખવા જેવી હતી.

જ્યાં ત્યાં એમની હાજરીની જરૂર જણાતી ત્યાં ત્યાં વિના સંકોચે પહોંચી જઇ મુંઝાતા કાર્યકરોને સાચી દોરવણી આપતા. શિક્ષકો માટેના ઓપવર્ગોમાં ભાગ્યે જ એમની

ગેરહાજરી જણાઈ હશે. પુસ્તકાલયપ્રેમીઓ, સેવકો અને વાંચનના શોખીનોના સંપર્કમાં આવી તેમને ઉત્તેજન આપી એ કાર્યમાં મદદરૂપ થઇ પડે એવી પ્રેરણા આપવાની મારી ફરજ છે એમ એઓ કહેતા હતા. અરે ! ટ્રેનિંગ કોલેજના સ્કૉલરને પણ મળી એમની સેવાની ધગશ તેમના અંતરમાં ઉતારવા ચૂકતા નહિ. સ્વ. મોતીભાઇ એટલે સેવાભાવનો ઊંડો ફુવારો.

અને શું એમની સેવા એકદેશીય હતી ? રખે કોઇ એવી શંકાને પોતાના મનમાં સ્થાન આપે. કેળવણીના ક્ષેત્રમાં પણ એમની સેવાનો ફાળો નાનો સૂનો નથી. ચરોતર એજ્યુકેશન સોસાયટી તથા ' ચરોતર ' માસિકના તેઓ એક આધારસ્તંભ હતા.

કેટલાય યુવકોને અભ્યાસ વધારવામાં એમણે મદદ કરી છે. કેટલાયને પોતાના ઘરમાં, ઘરના જ માણસ તરીકે રાખી, તેનામાં નમ્રતા અને સાદાઇ આણવા જરૂર પડયે ઘરનું કામ કરાવીને, અભ્યાસમાં સંપૂર્ણ મદદ કરી, નોકરી પણ મેળવી આપી ઉચ્ચ જીવનમાં લાવ્યા છે. એનું એક દષ્ટાંત ગણદેવી તાલુકાના એક ભરવાડ ભાઇનું મોજૂદ છે. એ ભાઇને શરૂઆતથી જ મદદ કરી, પોતાને ઘેર રાખી કોલેજનું ઉચ્ચ શિક્ષણ અપાવી, નોકરીએ રખાવી ઉન્નતિ કરી હતી. છેલ્લે એ ભાઇ મામલતદારનો હોદ્દો મેળવી શકેલા.

આવું પરમાર્થ અને સેવાભાવી જીવન ગાળનાર નરવીરનું મૃત્યુ હોઇ શકે ખરું ? લોકો ભલે કહે કે એ અવસાન પામ્યા, પણ એમને પંથે ચાલનારને તો એઓ અદૃશ્ય રહી પ્રેરણા અર્પ્યા જ કરશે. શ્રી. મોતીભાઇ સ્વર્ગસ્થ થયા, મોતીભાઇ ઘણું જીવો.

એડન
તા. ૧૨-૨-૩૯

કમળાશંકર દલપતરામ પાઠક



## સ્વ. મોતીભાઇનાં સંસ્મરણો

આશરે ત્રીસેક વર્ષ ઉપર–એક દિવસ પ્રાતઃકાળે મીર બાકરઅલીના વાડામાં છેક ઉપલે મજલે અભ્યાસ ઓરડીમાં અમે વાચનમાં મશગૂલ હતા, ત્યાં વિદ્યાર્થીગૃહના નિરીક્ષક સાથે એકવડિયા છતાં ભરાઉ શરીરે, ચરોતરિયા પાટીદાર પાઘડી, કચ્છ લગાવી પહેરેલ ધોતિયું, સાદો ધોળો કોટ, પ્રતિભાશીલ મુખમુદ્રા અને ચશ્મા ચડાવેલ આંખે વેધક દૃષ્ટિ ફેંકતી એક વ્યક્તિ નજરે ચડી. " શું વાંચો છો, કેવી રીતે વાંચો છો શિક્ષક થઇ શું કરશો. ગામડાં સાથે તમારાં જીવનનો મેળ કેવી રીતે પાડશો–સહયોગ કેવી રીતે સાધશો, તમારું વાચનાલય કેવુંક છે, તેની વ્યવસ્થા બતાવશો ! પુસ્તકાલયના સુધારાવધારા બાબત તમે કંઇ વિચારી રાખ્યું છે ? " એવા પ્રશ્નોની પરંપરા છૂટી. હું એ વખતે વિદ્યાર્થીવાચનાલય અને સભાના મંત્રીનું કામ કરતો હતો એટલે પ્રશ્નોના ઉત્તરમાં મારું પાણી મપાતું હતું તેની સાથે જ પૂછનાર વ્યક્તિનું માનસ પ્રદર્શન–વૃત્તિનું સૂચન થતું હતું. તરત જ અમને સમજાઇ ગયું કે આ કોઇ અભ્યાસક, ચિંતનશીલ, પ્રખર કાર્યોત્તેજક, અજબ પુરુષ છે. આજે તો સમગ્ર ગુજરાત જેને પુસ્તકાલયપ્રવૃત્તિના પિતા તરીકે અંજલિ અર્પી રહ્યું છે તેવા સ્વ. મોતીભાઇ સાહેબની અમને ઓળખ થઇ ત્યારે તેમનાં વ્યક્તિત્વે અમારા મન ઉપર ઊંડી છાપ પાડી

તેમના પરિચયમાં આવેલા સૌ કોઇ જાણે છે કે તેમને શિક્ષકજીવન પ્રત્યે સમવેદનાભરી સહાનુભૂતિ હતી. અનુભવથી તેમણે શોધી કાઢયું કે પુસ્તકાલયપ્રવૃત્તિને વેગવંત બનાવવી હોય તો ગામડાં માટે શિક્ષકો પાસેથી સારું કામ લઇ શકાશે–એ શ્રદ્ધાયુક્ત આશા અમલમાં મૂકી. તેમણે પોતાનું કર્તવ્ય પાર પાડયું છે–કહો કે જીવનની સફળતા પ્રાપ્ત કરી છે.

આશરે સને ૧૯૧૯ની સાલ હતી. તેઓ અમરેલીની મુલાકાતે આવેલા. શહેર અને ત્યાંની સંસ્થાઓ પ્રત્યે તેમને અનુરાગવૃત્તિ હતી. તેમની તપાસમાં જણાયું હશે કે આ કસ્બામાં ઘણાં છાત્રાલયો છતાં બ્રાહ્મણ વિદ્યાર્થીગૃહ નવું ઊભું થયું છે, એટલે સવારના નવેક વાગતાં તેમણે અણધારી મુલાકાત લીધી. આ સંસ્થા ચાલુ રાખવા સંચાલકો પાસે મૂડી તરીકે પાઇ પણ નથી તો પછી આ સાહસ શા કારણે, કેવી રીતે થયું, તે માટેની ભાવી કાર્યવાહી શી છે, એવા અનેક ખુલાસા મેળવ્યા. તેમાં પણ સમસ્ત બ્રાહ્મણવર્ગનાં બાળકો એક સાથે રહી ભેદભાવ દૂર મૂકે એવો આ એક નવીન અખતરો છે ( કેમકે હિંદભરમાં આવી કોઇ સંસ્થા બ્રાહ્મણો માટેની અસ્તિત્વમાં નહોતી ). એમ જ્યારે તેમના જોવા જાણવામાં આવ્યું ત્યારે હર્ષમાં આવી જઇ કેટલીક પ્રેરક સૂચનાઓ પણ આપી. સંસ્થાના પોષણ માટે જાહેર જનતા પાસે મકર સંક્રાંતિના દિવસે સેવાભાવી વ્યક્તિઓ ઘેર ઘેર ભીખ માગવા ભટકે છે અને પ્રજા સત્કારે છે એમ જણાતાં આ ઉપાય ગમ્યો હોય એવું લાગ્યું. આ વખતે હું સંસ્થામાં ગૃહપતિ અને મંત્રીનું માનદ કામ સંભાળતો હતો. લગભગ બે કલાક સુધી મારી સાથે વાર્તાલાપ કરી સંસ્થાને આશીર્વાદ આપતા વિદાય થયા.

સ્વ. મોતીભાઇ સાહેબે પુસ્તકાલય પ્રવૃત્તિને આગળ ધપાવવા અનેક યુક્તિઓ કામે લગાડી છે, કામ કરી શકે એવી વ્યક્તિઓને ઉપયોગમાં લીધી છે. અમુક જગાએથી અમુક માણસનો લાભ લઈ શકાય એવું તેમને જણાઇ આવે કે તરત તેમ કરવા ચૂકતા નહિ. વડોદરાની વચ્ચે આવેલા જ્યુબિલી બાગમાં ઘણા લોકો ફરવા–બેસવા નિમિત્તે આવી ગપ્પાં સપ્પાં કે ગંજીફા–પાનાં રમવામાં વખત ગુમાવતા હતા. સ્વ અમીન સાહેબે જોયું કે આ સ્થળે ઘણાં માણસો આવે જાય છે, હરેફરે છે, ત્યાં વર્તમાનપત્ર વાંચવાની ગોઠવણ રાખી હોય તો સામાન્ય જનતાને આનંદની સાથે સંસ્કારવૃદ્ધિનું સાધન આપી શકાય, અને લોકો ગપ્પાં-સપ્પાં જેવી બીજી કુટેવોથી બચે, એટલે તેઓ રાવપુરા શિક્ષણાનુભવ શાળામાં આવ્યા. લાગતાવળગતા વચ્ચે વિચારચર્ચા કરી અમલની શક્યતા નક્કી કરી. અયોધ્યાપ્રસાદ નામનો એક વિદ્યાર્થી છઠ્ઠા ધોરણમાં મારા પાસે શીખતો હતો તેને સમજાવી આ કામ માટે મેં આગળ કર્યો. પરિણામે એવું ઠર્યું કે પુસ્તકાલય સ. સ મંડળની ઑફિસમાં આવતાં છાપાં લઈ તે વિદ્યાર્થી સાંજે બે કલાક-બાગમાં બેસે અને છાપાંનો દરેકને ઉપયોગ કરવા દે. આજે તો આ યોજના લગભગ કાયમના જેવી થઇ જનતાનો સંતોષ મેળવે છે; છતાં આ એક નાના–સાધારણ બનાવ ઉપરથી સ્વ. મોતીભાઇ સાહેબની કુનેહબુદ્ધિ અને વ્યવહાર-કુશળતા સહજ પારખી શકાશે.

કેટલાક શિક્ષક-મિત્રોની ઇચ્છાને અનુસરી તેઓ ઘણી વખત વાચન–વિવેચન કરતા. એક વખત તેમણે પોતે આવો એક વર્ગ લાંબા સમય સુધી સ્વેચ્છાથી ચલાવેલો, જેમાં શિક્ષણાનુભવ શાળાના ઘણા ભાઇઓ સાથે મેં પણ લાભ લીધેલો. પુસ્તક તેઓશ્રી પસંદ

કરતા, તેઓ પોતે જ ઘણે ભાગે બધાને વાંચી સંભળાવતા, ચર્ચા કરતા, મહત્ત્વની બાબતો ઉપર અભિપ્રાય દર્શાવતા અને અમારો મત પણ જાણવા યત્ન કરી છેવટ નિર્ણય સૂચવતા.

આ પરિચયમાં મને સમજાયું હતું કે સ્વ. અમીન સાહેબ સમયસૂચક–મધ્યમમાર્ગી સુધારક વિચારના હતા. ચરોતર પ્રદેશની જુદી–સુધારણા અને પાટીદાર જાતિના કેટલાક ખોટા રીત–રિવાજ તરફ માર્મિક કટાક્ષ કરવામાં તેમનો વિનોદ જણાઇ આવતો છતાં તેઓ પ્રત્યેની અથાગ મમતા પણ જોઇ શકાતી. ચરોતરના કોઇ પણ ભાઇને આગળ લાવવા તેમનું ચિંતન રહેતું, એટલું જ નહિ પણ સામાન્ય સહવાસીને પણ તેમની પરોપકારવૃત્તિનું દર્શન થતું એવા ઘણા દાખલા રજૂ થઇ શકે તેમ છે.

શ્રી સયાજી સાહિત્યમાળામાં મારૂં ' યુરોપના શિક્ષણ સુધારકો ' પ્રસિદ્ધ થયા પછી ' કેમિનેો–કેવૂર ' નામનું પુસ્તક પ્રકટ કરવાની વિચારણામાં હું હતો. એ માળામાં પ્રસિદ્ધ થનાર પુસ્તકો અસાધારણ વખત લેતાં હતાં, એથી બની શકે તો પુસ્તકાલય સ. સ. મંડળ મારફત પ્રગટ થતાં પુસ્તકોમાં સ્થાન મળે તો સારૂં એવી ઇચ્છાથી હું સ્વ. મોતીભાઇ સા. ને મળ્યો અને કેવૂરની હસ્તપ્રત બતાવી તેમણે તે વાંચી જઇ ઘટિત કરવા સ્વીકાર્યું. થોડા વખત પછી તેઓશ્રીએ મને જણાવ્યું કે પુસ્તક સારૂં છે અને મંડળના મંત્રીને સોંપ્યું છે. એ પુસ્તકની પ્રસ્તાવનામાં મેં જણાવેલું કે આજકાલ આપણાં બાળકો સાધનોની મુશ્કેલીથી આગળ વધી શકતાં નથી. જોઇતા સાહિત્યનો અભાવ છે. કિશોર અને કુમાર વયનાં બાળકો માટે યોગ્ય સાહિત્યસાધન તૈયાર થવાની તાત્કાલિક જરૂર છે. આ વસ્તુ-સ્થિતિની તેઓશ્રીએ લગભગ બે કલાક સુધી ચર્ચા કરી મારી વિચારશ્રેણીનો મુક્તકંઠે સ્વીકાર કરતાં ઘટિત પગલાં ભરવા ભરાવવાની જરૂરીઆત જોઇ. પાછળથી તો મારા એ પુસ્તકની પ્રસિદ્ધિ અને યોગ્યતા સંબંધમાં કેટલાક ઉત્તમ મત છતાં પણ એ પુસ્તક પરત મળેલું. એ પરથી સ્વ. અમીન સા. સાથે મારે વાતચીત થઇ ત્યારે સારૂં પુસ્તક છપાવવાની તક જતી કરવા માટે તેઓ નારાજ થયેલા. આખરે એ પુસ્તક સયાજી સાહિત્યમાળામાં ૨૪૯ મણકારૂપે પ્રસિદ્ધ તો થયું જ. આ પ્રસંગે મેં, સ્વ. અમીન સાહેબની લેખકો તરફની સમભાવભરી દૃષ્ટિ જે અનુભવી તે અનુપમ હતી એ યાદ આવતાં હૃદય દ્રવે છે.

છેલ્લે છેલ્લે થોડા વખત પહેલાં વડોદરા રાજ્યની વાચનમાળા કમિટિમાં અકસ્માત ભેટો થઇ ગયો, ત્યારે તેમણે બાળવર્ગની વાચનપોથી તૈયાર કરાવવા બદલ સભામાં સરસ વિચારપૂર્વકનું માર્ગદર્શન કરાવ્યું હતું, એ હજી પણ કાનમાં ગૂંજી રહ્યું છે; જો કે મેં તો વડોદરાના ૧૦–૧૨ વર્ષના વસવાટમાં ઘણી વખત તેમના વિચારોનો ખાનગી-જાહેર લાભ લીધો છે. અને તે મને ઉપયોગી નીવડ્યો છે, પરંતુ સ્વ. અમીન સાહેબ તો જાહેર જનતાની મિલકત હતા, અને મિલકતરૂપે તેઓએ જીવી પણ જાણ્યું, એમ આજે સૌ કોઇને લાગશે. એવા સેવાભાવી સજ્જનને ખોઇ ગુજરાતે લાંબો વખત ન પુરાય એવી ખોટ સહન કરી છે. અને તેમાં પણ પુસ્તકાલય પ્રવૃત્તિને તો જબરો ફટકો પડ્યો છે. પ્રભુ ! તેમના આત્માને શાંતિ આપો, એવું ઇચ્છવા સિવાય બીજો આપણે માટે હવે ઉપાય જ શું રહ્યો છે ?

વિદ્યારામ વસનજી ત્રિવેદી
તાલુકા મુખ્ય શિક્ષક–અમરેલી

# શ્રી. મોતીભાઈ અમીનનું આર્ષ દર્શન

" सेवाधर्मो परम गहनो योगीनामप्यगम्यः "

**ચાલુ** વર્ષમાં જ ગુજરાતે બે-ત્રણ સંસ્કારસ્વામીઓ ગુમાવ્યા છે. એક તો પ્રાતઃસ્મરણીય રાજવી શ્રી સયાજીરાવ ગાયકવાડ, શ્રી. બલ્લુભાઇ ઠાકોર અને આપણા શ્રી. મોતીભાઇ. આ ત્રણે વ્યક્તિઓનું ગુજરાત સદા ઋણી રહેશે.

શ્રી. મોતીભાઇ અમીન વસોના વતની હતા. શિક્ષક તરીકે પણ તેમણે નોકરી કરેલી છતાં સરકારી આત્મા તો બહુ વિશાળ ક્ષેત્ર માગતો હતો. સામાન્ય જનતા-આમવર્ગને જ્ઞાનરૂપી દિવ્ય ચક્ષુ આપવા તેમનું હૃદય અહર્નિશ ઝંખતું હતું ત્યારે તેઓ વડોદરા રાજ્યમાં શિક્ષક હતા.

વર્તમાન વડોદરાના-મહાગુજરાતના નૂતન રાષ્ટ્રવિધાયક ( Nation Builder ) મર્હુમ શ્રી સયાજીરાવ ગાયકવાડને પાશ્ચિમાત્ય દેશોની મુસાફરી કર્યા પછી એમ લાગ્યું કે, વડોદરા રાજ્યમાં પ્રાથમિક કેળવણી તો ફરજીઆત કરી, પણ સાર્વજનિક પુસ્તકાલય જો ગામડે ગામડે ઉઘાડવામાં આવે તો લોકો ભણેલું ભૂલી ન જતાં તાજું કરી શકે ને વધારે જ્ઞાન મેળવી જીવનને ઉન્નત કરી શકે."

અને શ્રીમંત સયાજીરાવ ગાયકવાડરૂપી પારસમણિ જેને જેને સ્પર્શે છે તેને તેને શુદ્ધ કંચન જ બનાવે છે. તેમની મનુષ્યપરીક્ષક દૃષ્ટિએ શ્રી. મોતીભાઇ ચડયા, મહારાજા સાહેબે એ મોતીભાઇનાં પૂરાં મૂલ મૂલવ્યાં ને રાજ્યમાં સાર્વજનિક પુસ્તકાલયોની ધુરા તેમના શિરે સોંપી. ત્યારે વડોદરા રાજ્ય અને ગુર્જરાતમાં જ્ઞાનસૂર્યની-નૂતન સંસ્કારની ઉષા પ્રકટી.

ને શ્રી. સયાજીરાવ મહારાજે જે મોતી પારખ્યું તે ખરેખર ' મોતી ' જ હતું. અચ્છા મનુષ્ય-રત્નપારખુ મહારાજે રત્ન જ પારખ્યુ અને શ્રી. મોતીભાઇને તો " ભાવતું'તું અને વૈદે કહ્યું " જેવું થયું.

શ્રી. અમીન સાહેબે પુસ્તકાલય ખાતામાં કામ ન કર્યું હોત તો પણ એક પ્રખર-કેળવણીકાર, લેખક, સેવક ને શિક્ષક તરીકે તેઓ જરૂર દીપી નીકળત. પરંતુ તેમને તો વધારે લોકસેવા કરવી હતી, જેથી તેમણે આ ખાતુ પસંદ કર્યું.

દેશમાં આજે અનેક સેવકો છે, ભૂતકાળમાં હતા ને ભવિષ્યમાં થશે જ. પરંતુ શ્રી. મોતીભાઇની સેવા આદર્શ હતી. सेवाधर्मो परम गहनो योगीनामप्यगम्यः એ સૂત્ર શ્રી. અમીન સાહેબના જીવનમાં ઓતપ્રોત હતું અને આ સૂત્ર જીવનભર-મૃત્યુની છેલ્લી પળ સુધી-પણ અમર હતું.

મોતીભાઇના જીવનનાં થોડાંક પૃષ્ઠ અવલોકીએ. શ્રી. મોતીભાઇનું વ્યક્તિત્વ શાંત-તેજસ્વી, ચંદ્ર સમાન શીતળ અને પ્રખર સૂર્ય સમાન જાજ્વલ્યમાન તથા તેજસ્વી અને યત્નશીલ હતું. પરમોત્કૃષ્ટ સેવાવૃત્તિ, નિરભિમાનપણું, માદાઇ, નિખાલસપણું, અપરિમદવૃત્તિ, વિદ્યા-

જરા સારગ્રાહી દ્દષ્ટિ ફેંકી છે. શ્રી. મોતીભાઇની કિમ્મત ગુજરાતભરમાં-હિન્દભરમાં હતી. તે દરેક કોમ, દરેક પ્રજાના માનીતા હતા ને દરેકને માટે તેમણે કંઇ ને કંઇ કર્યું છે. તેમના વિષે જેટલું કરીએ એટલું ઓછું જ છે.

" શ્રી. મોતીભાઇ અમીન એટલે ગુજરાત મહાગુજરાતનો છેલ્લા ૨૫ વર્ષોના સાંસ્કૃતિક ઇતિહાસ. "

પરમ દયાળુ પરમાત્મા શ્રી. મોતીભાઇને અખંડ શાંતિ બક્ષે એ જ તે મહાન પ્રભુ પાસે નમ્ર પ્રાર્થના. અને પ્રજાના લોકસેવકો, શિક્ષકોમાં શ્રી. મોતીભાઇનો સૂક્ષ્મદેહ ચિરંતન પ્રકટી રહો, એ જ શુભેચ્છા ! અસ્તુઃ ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

કૃષ્ણલાલ રણછોડલાલ ત્રિવેદી



# મારો પરિચય

**અમારા ગામના** પુસ્તકાલયના મંત્રી તરીકે હું સને ૧૯૧૧ની સાલથી એમના સંબંધમાં આવ્યો. અત્રેની પુસ્તકાલય પ્રવૃત્તિ તથા અન્ય પ્રવૃત્તિ જોઇ એમને સંતોષ થયો. તપાસણીમાં જ્યારે જ્યારે આવે ત્યારે લોકહિતની વાતોની ચર્ચા થતી. અત્રે બે ગરીબ વિદ્યાર્થીઓ જેમનો અભ્યાસ અંગ્રેજી ચોથા ધોરણ સુધીનો હતો તેઓની દયાજનક સ્થિતિની વાતો સાંભળી એમના મનને ઘણું લાગી આવ્યું, અને એ વિદ્યાર્થીઓને એક એક મહિનો અમુક અમુક ઇસમને ત્યાં જમે એવી શરતે ભણવા ખુશી હોય તો વસો મુકામે મોકલી આપો એમ જણાવ્યું. તે મુજબ એ બન્ને વિદ્યાર્થીઓને ત્યાં મોકલવામાં આવ્યા તેમાંનો એક વિદ્યાર્થી મેટ્રીક સુધી અભ્યાસ કરી આજે અંગ્રેજી શાળામાં શિક્ષક તરીકે જીવન ગાળે છે, અને બીજો વિદ્યાર્થી બે વર્ષ અભ્યાસ કરી પછી અભ્યાસ છોડી ચાલી ગયો. થોડા વખત પછી એક ત્રીજો ગરીબ વિદ્યાર્થી પેટલાદ બોર્ડિંગમાં મોકલી આપ્યો, તેને પણ સ્કૅાલરશિપ તથા યોગ્ય મદદો છેવટ સુધી અપાવી જે હાલમાં ડૅાક્ટર તરીકે જીવન ગાળે છે.

અમારે ત્યાં જ્યારે જ્યારે તપાસણીમાં આવે ત્યારે કદી પણ ખાનગી જમણ કે ચા પાણીનો બિલકુલ સ્વીકાર કરતા નહિ અને અમો જ્યારે જ્યારે એમને ત્યાં પુસ્તકાલયના કામે અગર એવા જ નિમિત્તે જઇએ ત્યારે અમોને જમવાની ખબર પૂછે અને કોઇક કોઇક વખત અમો જમતા પણ હતા. એમની સાથેના સંબંધમાં એઓની સાથે અમલદાર તરીકેનો કોઇ પણ ભાવ દેખાતો ન હતો; સમાન કોટીના અને સમવયસ્ક તરીકે જ ભાન હતું. ત્રણેક વર્ષ ઉપર મને પત્રથી ખબર જણાવી કે શિષ્ટ વાચનની પરીક્ષામાં હું બેસું છું તો તમો કેમ બેસતા નથી ? આટલી ટકોરથી મને ઘણું જ લાગી આવ્યું અને તે વખતથી શિષ્ટ વાચનની દરેક પરીક્ષામાં બેસતો થયો છું. મારો મૂળથી એમના પ્રત્યે સાચા ગુરૂ જેવો ભાવ હતો અને તે છેવટ સુધી કાયમ રહ્યો છે.

નટવરલાલ ગિરધરલાલ
મંત્રી, સયાજી સ્નેહ પુસ્તકાલય-સિનોર

# સાચા સુકાની

વડોદરામાં પુસ્તકાલય પરિષદ્ ભરવામાં આવી ત્યારે સ્વર્ગસ્થની જોડે હું ગાઢ સમાગમમાં આવેલો. એમની સાદાઇ, કામ કરવાની ધગશ, પુસ્તકાલયપ્રવૃત્તિ માટે અંતઃકરણ પૂર્વક લાગણી અને પ્રયાસ. એ બધાનો તે વખતે અનેરો અનુભવ થયો. અમરેલી અને કરનાળી જેવી જગાઓમાં પણ લોકોને પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ લેતા કરનાર એ જ મોતીભાઈ. કામ કરવાની કુનેહ તથા સામા માણસને પોતાના પ્રત્યે આકર્ષવાની આવડત એ એમના મોટા ગુણ હતા. વડોદરામાં એ પરિષદ્ અંગે સબજેકટસ કમિટિ નિમાએલી. પુસ્તકાલયની વ્યવસ્થા સંબંધી રાજ્ય તરફથી કેટલીએક સગવડ મળવામાં અંતરાય આવતો હતો એવી કેટલાએક સભ્યોની ફરિયાદ હતી. અને આવી નાની બાબતમાં પણ ચર્ચાએ બહુ ગરમ રૂપ પકડયું. હું બેઠો બેઠો જોયા કરતો હતો કે મોતીભાઇ આ બાબતમાં શું વલણ લે છે, અને છાનામાના ચૂપ કેમ બેસી રહ્યા છે? કેમ કશું બોલતા નથી? પરંતુ આ ચર્ચા એમણે આગળ ચાલવા જ દીધી તે એટલે સુધી કે જેમને વરાળ કાઢવી હતી તેમને કાઢવા દીધી અને પછી પોતે શાંત રીતે તેનો ૩-૪ મિનિટમાં રદીઓ આપી ગરમ વાતાવરણને ઠંડું પાડી દીધું. દરેક સભ્યને એમના અભિપ્રાય તો શું પણ એમના સુજન પ્રત્યે એટલું બધું માન હતું કે એઓ જે કહેતા તેને બ્રહ્મવાક્ય માની લેતા એમ દેખાયું. એઓ ખરેખર વડોદરાની પુસ્તકાલપ્રવૃત્તિના આત્મા અને પ્રાણ હતા. એઓ ન હોત તો એ પ્રવૃત્તિ હસ્તીમાં આવત નહિ, હસ્તીમાં આવત તો પણ ત્યારબાદ વિકસત નહિ. આ પ્રવૃત્તિમાં એમને જોડવામાં દૈવનો હાથ હતો એમ જ માનવું પડે છે.

ઇશ્વર એમના આત્માને શાંતિ આપો!

મુંબઇ
તા. ૩-૩-૧૯૩૯

કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

—※—

# સૌજન્યમૂર્તિ શ્રી. અમીન સાહેબ

મારા એક વિદ્યાર્થી મિત્રને અગત્યની સહાય શ્રી. અમીન સાહેબ તરફથી મળેલી. તે અગાઉ પણ કેટલીક એઓશ્રીની પ્રવૃત્તિઓ જાણેલી તેને લીધે અકારણજ એઓશ્રીની સુજનતા પ્રતિ મારું મમત્વ અને માન વધ્યાં. શ્રી. અમીન સાહેબને પહેલી જ વાર કયારે જોયા જાણ્યા એ વિષે મારો ખ્યાલ અસ્પષ્ટ છે. મારા કૉલેજના અભ્યાસ દરમિયાન હું વારંવાર રામજી મંદિરમાં મારા મિત્રોને મળવા જતો, અને ત્યાંના શાન્ત અને જાગ્રત વાતાવરણથી અમીન સાહેબના જીવનની મારા હૃદય પર ઊંડી છાપ પડી. અને કેટલાક મહાન પુરુષો વિષે છે તેમ શ્રી. અમીન સાહેબ માટે પણ મારો પૂજ્યભાવ વધતો ચાલ્યો.

સરકારી નોકરીમાં દાખલ થયા પછી મારે મારા અગત્યના કારણસર સાચા અને વિશ્વાસુ સલાહકારની જરૂર પડી. કેટલાક સજ્જનોની સલાહ લીધી પણ ખરી. આ વખતે શ્રી. અમીન સાહેબ તરફના પૂજ્યભાવે મૂર્ત સ્વરૂપ લીધું. હું અમીન સાહેબને મળવા રામજી

ખોલવું કે નહિ ઝાઝી ધમાલ ! પાછળથી સાહેબે એ રકમ મને પુસ્તકાલયમાં લખાતા લેખો બદલ બક્ષીસ તરીકે ગણી લેવા લખ્યું હતું. આવા તો અસંખ્ય દાખલાઓ તેમના જીવનમાંથી મળી આવે. શિક્ષકોને માટે પણ તેઓ વખતોવખત જ્યાં ત્યાં વિચાર કર્યા કરતા કે શિક્ષકોને માટે કંઇક યોજનાઓ થવી જોઇએ.

પુસ્તકાલયના શિક્ષણવર્ગોમાં પણ સાહેબની હાજરી હોય, એમાં શિક્ષકોને ઘણું ઘણું જાણવાનું મળતું. પુસ્તકાલયની માહિતી ઉપરાંત, વ્યાવહારિક જ્ઞાન, ગામડાંમાં કેવી રીતે સેવા કરી શકાય ? જીવન કેવું હોવું જોઇએ ? પુસ્તકાલય કેવું હોવું જોઇએ ? શિક્ષકનું કર્તવ્યઃ આવી આવી બાબતોને એ એવી રીતે સુંદર ભાષામાં સમજાવતા કે જ્યાં શ્રી. અમીન સાહેબ આવેલા હોય ત્યાં આવેલો શિક્ષક ખરેખર ઉત્તમોત્તમ સર્વદેશીય જ્ઞાન લઇને જ જાય. જ્યાં સાહેબનો મુકામ હોય ત્યાં સાંજે અગર રાત્રે સૌ મંડળ નીચે બેસે અને સુંદર વાર્તાલાપ ચાલે. સૌ કોઇ પોતપોતાની શંકાઓનું સમાધાન સાહેબ પાસે જ મેળવે. ચલાલા અને કોડીનાર શિક્ષણવર્ગમાં હાજરી આપેલ ત્યારે પૂ૦ અમીન સાહેબ પણ આવેલા, તે વખતે અમે જે શંકા-સમાધાન અનુભવેલાં ત્યારે મને એમ કલ્પના આવતી કે ખરેખર, પૂજ્ય અમીન સાહેબ એટલે આપણું કલ્પવૃક્ષ છે. એમની શીળી છાંયમાં બેસીને તમે ચાહે તે પ્રશ્ન પૂછો, ચાહે તે માર્ગ પૂછો ! તમને તેનો વ્યવહારૂ, પવિત્ર અને સરળ માર્ગ તુર્તજ શાંતિથી મળી આવશે. એવા આપણા કલ્પવૃક્ષ સમા શ્રી. મોતીભાઇ સાહેબ આપણી વચ્ચેથી ગયા છે, એથી ખરેખર કોને દુઃખ ન થાય ? પણ પૂજ્ય સાહેબ આપણને સંદેશો આપતા ગયા છે ! એ સંદેશાને હૃદયમાં રાખીએ અને તન, મન ધનથી તેને પહોંચી વળવાને પ્રયત્ન કરીએ તો સાહેબ આપણી વચ્ચે જ છે, એમનો અમર આત્મા આપણને આશીર્વાદ આપશે.

ભલગામ, તા. ધારી વ્રજલાલ દ. મહેતા



# પુસ્તકાલયનો અઠંગ પૂજારી

**સ્વ.** **મોતીભાઇ** અમીન સાહેબ એ ગુજરાતનું એક અણમોલ મોતી જ હતા. તેઓશ્રી એક પ્રખર કેળવણીકાર અને પુસ્તકાલયના અઠંગ પૂજારી હતા. ગુજરાતભરના દરેક ગામડામાં જ્ઞાનવારિની પરબો બેસાડી જનતાની જ્ઞાનતૃષા સંતોષવા અને તેમને અજ્ઞાન અંધકારમાંથી સદ્જ્ઞાનપ્રકાશમાં લાવવાનો તેઓશ્રીનો અડગ નિશ્ચય હતો. જેથી તેઓશ્રીએ મિત્ર મંડળ લાયબ્રેરીઓની સુયોજના કરી ગુજરાતની જનતાને પહેલવહેલો પુસ્તક-પત્રો-વાચનનો લાભ આપવાની શરૂઆત કરી હતી, અને ત્યાર પછી સદ્. શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબે તે ઉપરથી પુસ્તકાલય પ્રવૃત્તિની યોજના ઘડી કાઢી અને પોતાની વહાલી પ્રજાને જ્ઞાન મેળવવાનું સંગીન સાધન કરી આપી પુસ્તકાલય પ્રવૃત્તિના આદ્ય પ્રવર્તક તરીકેનું બહુમાન મેળવ્યું છે. અને પોતાના રાજ્યમાં પુસ્તકાલય ખાતું ખોલી તેના મદદનીશ વ્યવસ્થાપકની જગાએ સદ્. મોતીભાઇ અમીન સાહેબની નિમણુક કરી હતી. એ જગો ઉપર રહી સદ્. મોતીભાઇ સાહેબ વડોદરા રાજ્યમાં " જ્યાં શાળા ત્યાં પુસ્તકાલય " એ સૂત્ર દાખલ કરી રાજ્યમાં શાળાવાળાં તમામ ગામડે પુસ્તકાલયો સ્થાપવાની સુયોજના કરી ગયા છે. તેમ જ

તે પુસ્તકાલયો કાયમને માટે પગભર રહી શકે તેવી ચિરસ્થાયી કાયમ ફંડની યોજના પણ કરતા ગયા છે, તે ઘણી જ યોગ્ય છે. એવી જ સુયોજના મુંબઇ ઇલાકામાં કરવા માટે સદ્. શ્રી. મોતીભાઇ સાહેબને મુંબઈ સરકારના વડા પ્રધાને, બોલાવેલા પરતુ તે યોજના અમલમાં આવતાં પહેલાં ગુર્જર પ્રજાના કમભાગ્યે તેઓશ્રીને ક્રૂર કાળે ઝૂંટવી લીધા અને ઇલાકાની તેમ જ ગુજરાતભરની સમગ્ર પ્રજાને પ્રચંડ શોકસાગરમાં ડુબાવી દીધી. આજે ગુજરાતે એક અમૂલ્ય નરરત્ન ગુમાવ્યું છે. તેની પડેલી ખોટ પુરાય તેમ નથી જ.

સદ્. મોતીભાઇ અમીન સાહેબ જેટલા પુસ્તકાલયપ્રેમી અને તેના સાચા ઉપાસક હતા તેટલા જ લોકહિતચિંતક, લોકપ્રેમી અને જનસેવક હતા. તેમ જ વિદ્યાર્થીઓના સાચા મિત્ર અને સહાયક હતા. તેઓશ્રીની સમસ્ત જીંદગી નિસ્વાર્થ સમાજસેવા અને પછાત તથા આગળ અભ્યાસ ન કરી શકે તેવા ઉચ્ચ કોમના વિદ્યાર્થીઓને સહાય કરવામાં જ ગઇ છે. તેઓશ્રી પોતાના વહાલા વતન ગામ વસોમાં એક અંગ્રેજી સ્કૂલ અને બોર્ડિંગ ચલાવતા. અને તેમાં ગરીબ અને પછાત વર્ગના વિદ્યાર્થીઓને ભણાવતા હતા. અને એ જ સ્કૂલમાં તેમને શિક્ષકની નોકરી આપી ઉચ્ચ શિક્ષણની પણ વ્યવસ્થા કરી આપતા તેમ જ મદદ પણ આપતા કે જેથી તેઓ ઉંચી ડિગ્રીઓ મેળવી સારી નોકરીઓ પ્રાપ્ત કરી શકતા. એવી રીતે ઘણા આગળ ન ભણી શકે તેવા અને પછાત વિદ્યાર્થીઓ સદ્. મોતીભાઇ સાહેબની ઉદારતાપૂર્ણ સહાયથી ઉચ્ચ શિક્ષણ મેળવી પોતાનું જીવન સુધારી શકયા છે. અને હાલ સારા સારા હોદ્દાની નોકરીઓ પ્રાપ્ત કરી શકયા છે. તેમ જ કેટલાક વકીલ અને ડૉક્ટરો પણ થયેલ છે. એવા એ વિદ્યાર્થીઓના પરમ મિત્ર હતા.

તેઓશ્રી એક મહાન ગ્રંથપાલ, પ્રૌઢ કેળવણીકાર અને પ્રખર સમાજસેવક હતા. તેઓ નિરભિમાની, સાદા અને શાંત સ્વભાવના લોકપ્રેમી અને વિદ્યાર્થીઓના પરમ મિત્ર હતા. તેમને માન મેળવવાની ઇચ્છા ન હતી. કોઇ તેમને માનનીય પદવી આપવા કહે ત્યારે તેઓ ચોખ્ખી ના પાડી દેતા. એવા એ નિર્માની, નિઃસ્વાર્થી, ઉદાર દિલના, નિખાલસ અને પરોપકારી હતા. તેઓ "જનસેવા એ પ્રભુસેવા" છે, એ સૂત્ર પ્રમાણે સમાજના મૂગા સેવક હતા. તેઓશ્રી આજે નથી, પણ તેમનાં સત્કાર્યો જીવતાં છે. તે દ્વારા તેઓશ્રી અમર છે. પ્રભુ તેમના પુણ્યાત્માને શાંતિ અર્પો એજ અભ્યર્થના. અસ્તુ । ૐ શાંતિ । શાંતિ ।। શાંતિ ।।।

તા. ૨૩ : ૨ : ૩૯ 
જેતલવાસણા

ભગવાનદાસ સાંકળચંદ પટેલ
શિક્ષક

---

# વાચકોને વિનંતિ

આ અંકમાં સ્વ. મોતીભાઇ સાહેબના જીવનપ્રસંગો ને માહિતીને લગતા લેખો જેમ બને તેમ વધુ આપવાના ઇરાદે અને પૃષ્ઠસંખ્યામાં નહિ ધારેલો તેટલો અસાધારણ વધારો થઇ જવાના કારણે દરેક અંકે અપાતા વિષયો પુસ્તક પરિચય, શું વાંચશો ? પુસ્તકોનો પરિચયસંગ્રહ, સામયિક દોહન અને અત્યંત જરૂરી છેવટની નોંધ પણ આપી શકાઇ નથી. તે માટે સૌ વાચકો પાસે ક્ષમા માગી લઇએ છીએ. —તંત્રીઓ

# પૂજ્ય મોતીભાઇ અમીન સાહેબનાં સંસ્મરણો

**પૂજ્ય** મોતીભાઇ અમીન સાહેબ એટલે પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રાણ. તેમનું જીવન પુસ્તકાલય પ્રવૃત્તિ સાથે ઓતપ્રોત થએલું. તેમણે પુસ્તકાલય પ્રવૃત્તિનો ફેલાવો એકલા વડોદરા રાજ્યમાં જ નહિ, પણ ગુજરાતભરમાં કેમ થાય તે જીવનપર્યંતનું ધ્યેય રાખી તેવી યોજનાઓ અમલમાં મૂકી ગુજરાતની અનેકવિધ સેવા બજાવી છે.

મનુષ્યજીવનને માટે હવા પાણી અને અનાજની જેટલી જરૂર છે, તેટલી જ શિષ્ટ વાચનની છે, તે તેઓ સારી પેઠે જાણતા હતા અને ઊગતી પ્રજાને સુસંસ્કારી બનાવવા સારા વાચનનો પ્રચાર કરવા તેઓ તનતોડ મહેનત કરી રહ્યા હતા. તેમણે જ્ઞાનપરબો—પુસ્તકાલયોનો બહોળો ફેલાવો થાય; તે અર્થે સહાયભૂત યોજનાઓ કરી હતી. જેવી કે:—

કુમાર મંડળ, વાચક મંડળ, શિષ્ટ વાચનની પરીક્ષા, પત્રવ્યવહાર દ્વારા પુસ્તકાલય શિક્ષણ, પુસ્તકાલય શિક્ષણવર્ગો, પરિષદ મંડળો, પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, શિક્ષકોના લાભની એક યોજના. ( ગુ. વ. સો. ના લાઇફ મેમ્બર ).

મારો તેમની સાથેનો ઉપરની પ્રવૃત્તિઓના અંગે પ્રત્યક્ષ અને પત્રો દ્વારા પરિચય થયેલો. આ પરિચય ૧૯૨૧ ની સાલથી શરૂ થઇ, છેવટ પર્યંત એકધારો ચાલેલો. પત્રો દ્વારા ગૂંચવણભરેલા પ્રશ્નો પણ તેઓ સરળપણે સમજાવતા. અને ગમે તેટલી વખત પુછાવો પણ દરેક પત્રે ન કંટાળતાં ઉત્સાહ પ્રેરતા. રૂબરૂમાં તેમની સામાન્ય વાતો પણ ઘણી જ બોધપ્રદ થતી. તેમની સાથે વાતો કરવામાં ઉમંગ થતો ને કંઇ ને કંઇ પ્રેરણા મળતી.

શિક્ષકોના લાભની યોજના બહાર પડી, મને પણ તેનો લાભ લઇ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના લાઇફ મેમ્બર થવાની ઇચ્છા ઉદ્ભવી, પૂજ્ય મોતીભાઇ સાહેબને પત્ર દ્વારા વ્યક્ત કરી. મારો ૩૦ ઉપરાંત પગાર હોવાથી, ૨૫ ના બદલે ૫૦ રૂપિયા ભરવાના થતા હોઇ, આટલી રકમ મારે માટે વધારે ગણાય, તેમ સમજી તેમણે મને ૭ પત્રો દ્વારા હકીકત સમજાવી, યોજનામાં રૂ. ૨૫ ની લોન આપવા ઠરાવેલું; પણ મારો ચોક્કસ નિર્ણય જોઇ મને એકલાને જ રૂ. ૫૦ની લોન અપવાદરૂપે આપી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં લાઇફ મેમ્બર થવાની સવડ કરી આપી.

આ તો મારો એક જ પ્રસંગ વર્ણવ્યો. મારે તેમની સાથે ઘણી બાબતોમાં પત્રો દ્વારા પરિચય સાધવો પડેલો, અને દરેક પત્રે પ્રેરણા પામી હું હાલમાં કંઇક વાચનભૂખ્યો બન્યો છું તે તેઓની પ્રેરણાનું પરિણામ છે.

તેમના અવસાનથી મને એક વડીલની ખોટ પડી છે. તેવી ખોટ આખા ગુજરાતના મારા જેવા ઘણાને પડી છે. પ્રભુ તેમના આત્માને ચિરશાન્તિ આપો તેવી મારી અંતઃકરણપૂર્વક-પ્રાર્થના છે.

આગલોડ તા. વિજાપુર, }
તા. ૨૭-૨-૩૯ }

જયશંકર ઉ. પાઠક

# એક શિક્ષકની અંજલિ

**વડોદરા રાજ્ય** પુસ્તકાલય પ્રવૃત્તિના આદ્ય પ્રવર્તક સ્વ. મોતીભાઇ અમીન સાદાઇ, નિરભિમાનપણું, નિખાલસતા, ગુણગ્રાહીપણું, સેવાભાવ, વ્યાવહારિક બુદ્ધિ, કાર્યકુશળતા, સરળ વિવેચક, સંગીન યોજનાશક્તિ આદિ અનેક ગુણોના સમૂહરૂપ હતા. ઘણા વિદ્વાનો ઉચ્ચ આદર્શ ધરાવતા હોય છે, પણ તેમનામાં કાર્યને સ્થાયી અને સંગીન રૂપ આપવાની આવડત કમ હોય છે; સ્વ. મોતીભાઇ તેમનાથી પર હતા. તેમણે વડોદરા રાજ્ય પુસ્તકાલય પ્રવૃત્તિને જે સ્થાયી અને સંગીન રૂપ આપ્યું છે, અને બૃહત ગુજરાત પુસ્તકાલય પ્રવૃત્તિ ભણી સ્થિર અને મક્કમ પગલાં માંડી ક્ષેત્રવિસ્તાર કર્યો છે, તે તેમના ઉપરોક્ત ગુણોનું સમર્થન કરે છે. અહીં તેમની કેટલીક વ્યવહારૂ અને સંગીન યોજનાનું નિરૂપણ કરવાનું ઉચિત ધારૂં છું.

પુસ્તકાલય પ્રવૃત્તિને તેમણે પ્રજાકીય સંસ્થા બનાવી, લોકોને સ્વરાજ્યની તાલીમ આપી છે. લોકોની ઉણપ, ક્ષતિઓ પ્રત્યે ઉદાર બની તેમને રસ લેતા કર્યા છે, સંસ્થા પ્રત્યે લોકોનું સ્વાભિમાન કેળવ્યું છે અને દાનનો પ્રવાહ તેમણે આ દિશામાં વહેતો કર્યો છે. તેમાં તેમણે અદ્દભુત સફળતા મેળવી છે. વડોદરા રાજ્યની અનેકવિધ પ્રવૃત્તિઓમાં જો જીવંત અને અમર રહેવાને સરજાયલી હોય તો તે પુસ્તકાલય પ્રવૃત્તિ છે.

તેમણે વહીવટી તંત્રની આંટીઘૂંટી, લાંબા તુમારો અને દફતરી કામના બોજામાંથી પુસ્તકાલય પ્રવૃત્તિને સદંતર બચાવી લીધી છે. બજેટ, નિવેદન, વર્ગીકરણ, તપાસણી આદિ સરળ પદ્ધતિ દાખલ કરી સામાન્ય માણસ પણ પુસ્તકાલયનું કામ સહેલાઇથી કરી શકે એવી સુગમ વ્યવસ્થા કરી છે.

પોતાના સેવાભાવી અને કર્તવ્યનિષ્ઠ જીવનથી અનેક ગ્રંથપાળ, શિક્ષકો અને પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ લેતા પ્રજાજનોને ઘડો આપ્યો છે. પોતાના ગુણગ્રાહીપણાને લીધે તેમણે અનેક કાર્યકર્તાને ખૂણેખાંચરેથી જાહેર જીવનમાં ખેંચી આણ્યા છે. દરેકને પ્રોત્સાહન, માર્ગદર્શન આપી પુસ્તકાલય પ્રવૃત્તિ મારફત પ્રજાસેવા માટે તત્પર કર્યાં છે.

તેઓ એક આદર્શ શિક્ષક હતા. આદર્શ શિક્ષકમાં હોવા જોઇએ તે ગુણો તેમનામાં સંપૂર્ણ ખીલેલા હતા. તેમણે અનેક શિક્ષણપ્રવૃત્તિઓ ચલાવી છે અને પોતાના જેવા અનેક શિક્ષક અને જ્ઞાનપ્રચારક તૈયાર કર્યા છે.

તેમને શિક્ષકો પ્રત્યે ઘણું માન હતું અને તેમના પ્રત્યે તેઓ ઘણી આશા અને શ્રદ્ધા ધરાવતા હતા. શિક્ષકવર્ગના તેઓ ગુરુ હતા, એમ કહીએ તો તે સર્વાંશે સત્ય છે.

કર્તવ્યનિષ્ઠ અને સેવાભાવી શિક્ષકનો દરજ્જો સમાજમાં ઉંચો છે. શિક્ષકોને જો વિશ્વાસમાં લેવામાં આવે તો સમાજમાં ભારે પરિવર્તન કરાવી શકાય; એ ભાન તેમણે કરાવ્યું છે. તેમને હરેક રીતે ઉત્તેજન અને સગવડો આપીને, માયાળુપણે તેમના મનની અનેક ગૂંચો ઉકેલીને, કેવળ સેવાભાવે સમાજને ઘણું ઉપયોગી કામ એમની પાસેથી લીધું છે.

અહીં કહેવું અસ્થાને નહિ ગણાય કે, વડોદરા રાજ્ય ફરજીઆત કેળવણી પાછળ લાંખો

રૂપીઆ ખરચે છે, તો પણ તેની સફળતા માટે કેટલેક સ્થળે શંકા બતાવવામાં આવે છે. કહે છે કે ભણેલાની સંખ્યામાં આવકારદાયક વધારો જોવામાં આવતો નથી. શિક્ષણમાં મંદતાનો પ્રશ્ન મૂંઝવે છે. આનાં ઘણાં કારણોમાં એક શિક્ષકોને વિષે દોષારોપણ કરવામાં આવે છે, પરંતુ સર્વાંશે તેમ નથી. જે કામ પગાર આપીને પણ ખાતુ તેમની પાસેથી લઇ શકતું નથી, તે-જ કામ તે જ માણસો પાસેથી સ્વ. મોતીભાઇ અમીને સહૃદયતા અને પ્રેરણાથી વગર પગારે, કશા પણ બદલાની ઇચ્છા વિના, કેવળ યશ અને સેવાભાવે કરાવ્યું છે; અને તેમાં તેમણે સફળતા મેળવી છે. એ તેમની કામ લેવાની ખુબી છે.

તેઓ ગગનવિહારી ન હતા, તેમ સત્તાવાદી ન હતા. તેમણે કદી પણ સરકારી રીતે કામ કર્યું નથી, પણ પોતાની રીતે કર્યું છે. તેઓ જમીન પર સ્થિર અને મક્કમ પગલે ચાલનારા પ્રજાસેવક હતા. તેમણે મંદ ગતિ ચલાવી નથી, ઉતાવળીઉં પગલું ભર્યું નથી, પણ નિશ્ચિત ધ્યેય તરફ જ વિચર્યા છે; પ્રજામાં સ્થાયી વાસ કર્યો છે અને પુસ્તકાલય પ્રવૃત્તિ દ્વારા સ્વ. સયાજીરાવ મહારાજા સા. ની ઉજ્જવળ કીર્તિને કળશ ચઢાવ્યો છે.

શિક્ષણ વર્ગો, પરિષદો, પર્યટનો, લેખન, વકતૃત્વ, વર્ગીકરણ, પ્રચારક, શિષ્ટવાચન આદિ તાલીમ શાળાઓની યોજના કરી કાર્યકરો સાથે સીધા સંસર્ગમાં આવી, પુસ્તકાલય પ્રવૃત્તિને ભારે વેગ આપ્યો છે. તેઓ જ્યારે કાર્યકરો સાથે નિખાલસ દિલથી વાત કરતા, ત્યારે તેઓ જાણે તેઓમાંના એક-કુટુંબના વડા-હોય તેમ ઉપદેશ આપતા, તેમનું કર્તવ્યભાન અને સેવાભાન જાગ્રત કરતા, ઝીણી મોટી સગવડ-અગવડ-શંકા-નું નિવારણ કરતા; એવા એ કર્મયોગી હતા.

પુસ્તકાલય પરિષદ મંડળ સ્થાપી જુદા જુદા સ્થળે તાલુકા પરિષદ, પ્રાંત પરિષદ, રાજ્ય પરિષદ ભરવાની યોજના કરી, વિચારવિનિમય તથા સ્વતંત્ર અને સંગઠિત યોજના દ્વારા પુસ્તકાલય પ્રવૃત્તિ આગળ ધપાવી છે. કાર્યકર મંડળને પર્યટન દ્વારા ઐતિહાસિક, ભૌગોલિક, ઔદ્યોગિક અને કુદરતી સ્થળો જોવાની તક આપી, જ્ઞાનવાન અને પ્રાણવાન બનાવવા ભારી પ્રયત્ન કર્યો છે. પ્રથમ તો કાર્યકરો જ્ઞાનસમૃદ્ધ હોવા જોઇએ, એ તેમનું મંતવ્ય હતું. કૂવામાં હોય તો હવાડામાં આવે એ કહેવત પ્રમાણે કાર્યકર્તાઓમાં જ્ઞાનદીપ પ્રગટાવ્યો છે અને તે દ્વારા સારાય રાજ્યમાં જ્ઞાનપ્રકાશ ફેલાવ્યો છે, જ્ઞાનપ્રચાર એ જીવનધ્યેય માન્યું છે. લોકોનું અંધકારરૂપી અજ્ઞાન દૂર કરવાને જીવન સમર્પણ કર્યું છે અને તેમાં તેમણે ભારે સફળતા મેળવી છે. એવા એ સફળતાની ચાવી સમા સિદ્ધ થયા છે.

પુસ્તકાલય પ્રવૃત્તિને મદદ કરવાને, તેને વેગ આપવાને તેમણે પુસ્તકાલય સહાયક મંડળ લિ. ની યોજના કરી છે અને પુસ્તકાલય દ્વારા ગામડે ગામડે સંદેશો પહોંચાડયો છે. પુસ્તકાલય પ્રવૃત્તિને સ્થાયી અને સંગીન બનાવવાને હિંદુસ્તાનભરમાં અજોડ એવી સંસ્થાની ભેટ ધરી છે.

પુસ્તકાલય પ્રવૃત્તિની જીવનજ્યોત અખંડ પ્રદીપ્ત રહે, તે માટે દરેક પુસ્તકાલયને માટે દરેક પ્રકારની સગવડવાળાં મકાનની યોજના કરી છે. લોકમદદ એકઠી કરીને કે બજેટમાં મકાનફંડ રાખીને, ટાઉનહૉલ-સભાગૃહની ગરજ સારે તેવાં મકાનો લોકો પાસે તૈયાર કરાવ્યાં છે.

કાયમ ફંડની યોજના એ તેમની દીર્ઘદૃષ્ટિનો ઉત્તમ નમુનો છે. ચાલુ પ્રવૃત્તિ સારી ચાલે એટલાથી સંતોષ ન માનતાં, ભવિષ્યમાં કોઈ કાળે કદાચ ઓટ આવે અથવા લોકમદદ એકઠી ન થાય તો પણ પુસ્તકાલયો સ્વાશ્રયી બની પોતાના પગ ઉપર ઊભાં રહે અને લોકોમાં જ્ઞાનમંદિર જીવંત રહે તે માટે તેમણે સતત ચિંતન અને કાળજી કરી આ યોજના કરી છે, જેથી દરેક પુસ્તકાલયને સેંકડો હજારો રૂપીઆનું કાયમ ફંડ ઊભું થયું છે, ઉત્તરોત્તર તેમાં વધારો થયા કરે છે. એ રીતે તેમણે પુસ્તકાલય પ્રવૃત્તિને સ્થાયી સ્વરૂપ આપ્યું છે.

છેલ્લી યોજના તેમની બૃહત્ ગુજરાત પુસ્તકાલય પરિષદની છે, તે સફળ નીવડી છે. મુંબઇ ઇલાકા મહાસભાવાદી પ્રધાન મંડળે તે અપનાવી છે. ક્રમે ક્રમે હિંદુસ્થાનભરમાં પુસ્તકાલય પ્રવૃત્તિનો ક્ષેત્રવિસ્તાર કરવાના સદ્દગતના મનોરથ હતા.

આવી આવી અનેક યોજનાઓ તેમના મગજમાં ઉદ્દભવતી. તેને તેઓ પોતાની વ્યવહારૂ બુદ્ધિ અને કાર્યકુશળતાથી મૂર્ત સ્વરૂપ આપી સફળ બનાવતા. સર્વશક્તિમાન પ્રભુ તેમના આત્માને શાંતિ આપે, તેમના સકળ મનોરથ સિદ્ધ કરે અને આપણા કાર્યમાં જૂઝવા રૂપે ભાસે એવી અભ્યર્થના છે, અસ્તુ.

તા. ૨૦-૨-૩૯ મણિલાલ દામોદરદાસ દોશી
મોટા આંકડીઆ (તા. અમરેલી) મુખ્ય શિક્ષક ગુ૦ શાળા.



# સ્વ. પૂ. મોતીભાઇ ન. અમીનને અંજલિ

**અર્ધી સદી** પહેલાં ગુજરાતનાં ગામડાં આંધળાં-સાવ આંધળાં. ન મળે અક્ષરજ્ઞાન, ન આવડે લખતાં કે ન આવડે વાંચતાં. માત્ર ગણ્યાગાંઠ્યા માણસો પંડ્યાની નિશાળોમાં ભણે. શું ભણે ? પલાખાં, હિસાબોના ટૂચકા, લેખાં અને સાધારણ કાનો માત્રા સિવાયના અક્ષરોનું લેખન અને વાચન. આવી સ્થિતિમાં દુનિયાની વાકેફગીરી તો હોય જ ક્યાંથી ? ભૂગોળમાં ફક્ત મહોલ્લાના, ગામના કે આજુબાજુના દશબાર ગાઉ સુધીના વિસ્તારના જ ભોમિયા !

કૈલાસવાસી શ્રી. મહારાજા સાહેબ ગુર્જરપતિ થયા. તેમણે દેશાવર મુસાફરીઓ કરવી શરૂ કરી. વિદેશના સુધારા પોતાના દેશમાં કરવા વિચાર્યું. ગામડે ગામડે શાળાઓ ખોલી પ્રજાને જ્ઞાનચક્ષુ આપવા વિચાર્યું. મફત અને ફરજીઆત કેળવણી આપવી શરૂ કરી. ઘણા માણસો ત્રણ ચાર ચોપડીનું નજીવું જ્ઞાન મેળવી શાળાઓ છોડી જાય, બે-પાંચ વર્ષ પછી ભણેલું ભૂલી જાય. પાછા હતા તેવા ને તેવા ! બધી મહેનત બરબાદ !

પેટલાદ તાલુકામાં એક શિક્ષક. તેઓ સેવાવૃત્તિવાળા હતા. તેમણે મિત્રમંડળ પુસ્તકાલયોની યોજના કરી, આ મૂંઝવણનો અંત લાવવા વિચાર્યું. ચારુતરનાં ગામડાંઓમાં આની શરૂઆત થઇ. લોકોને લાભ સમજાયા. આ શિક્ષકનો અવાજ ઝીલ્યો, ગુર્જરપતિએ ય ઝીલ્યો. એક ખાતું ખોલ્યું. આ શિક્ષકને તે સોંપ્યું, ભાવતું હતું અને વૈદે કહ્યું: ઇચ્છા હતી અને આવી મળ્યું. સેવાની વૃત્તિ હતી અને તે સરકારે સોંપ્યું ! પછી તો તેમણે પોતાની યોજના ગામડે ગામડે સંભળાવી, સમજાવી.

કેળ મહારાજા પાસે એક યોજના ધરી. જે ગામ જેટલી મદદ ઊભી કરે તેટલી સરકાર આપે, તેટલી જ પ્રાન્ત પંચાયતો આપે, અને તેટલી જ ગ્રામ પંચાયતો આપે. આથી લોકો પ્રેરાયા, ખૂબ પ્રેરાયા. પુસ્તકાલયો ખોલાવા લાગ્યાં. વળી પ્રશ્ન ઉઠયો: આ પુસ્તકાલયો તો વધ્યાં, પણ તેની વ્યવસ્થા અને દેખરેખનું કામ કોણ કરે ? પુસ્તકાલય ખાતામાં બે અમલદાર અને ગણ્યાગાંઠયા કારકુનો! આખા રાજ્યમાં કઇ રીતે પહોંચવું ? પ્રજાને પુસ્તકાલયોના લાભો કઇ રીતે સમજાવવા ?

જેણે પુસ્તકાલયોની યોજના ઘડી તેને આ પ્રશ્ન બહુ ન મૂંઝવે ? તેમણે પછી તો રાજ્ય પુસ્તકાલય મંડળની યોજના ઘડી. પ્રાન્ત પુ. મંડળ, મહાલ પુ. મંડળ અને જૂથ પુ. મંડળ તેનાં અંગ બનાવ્યાં. આ મંડળો આજે તપાસણીનું ને વ્યવસ્થાનું તથા પ્રચારનું કામ સાંકળવત્ કર્યા કરે છે. વળી પુસ્તકાલયોને સામાન પુરો પાડવા પુ. સ. સ. મંડળ સ્થાપ્યું.

વખત થતાં એમણે નિવૃત્તિ લીધી. જેમનું જીવન પ્રવૃત્તિમય હોય તેને નિવૃત્તિ કોણ આપી શકે ? તેમણે નોકરીની નિવૃત્તિ લીધી, પણ સેવાની પ્રવૃત્તિ ચાલુ રાખી. તેઓશ્રીએ શરીરે વૃદ્ધ પણ કાર્યે જુવાન ચારુતરના ગામડે ગામડે ફરી કેળવણીવિષયક સેવાઓ ચાલુ રાખી.

મુંબઇ સરકારે બજેટમાં પુસ્તકાલયો અને પ્રૌઢ શિક્ષણ માટે વ્યવસ્થા કરી. તેની યોજના નકકી કરવા પણ આ વૃદ્ધની સલાહ માગી. યોજના પૂરેપુરી ઘડતા પહેલાં અને તેનો અમલ થતા પહેલાં ક્રૂર કાળ એમને ઉપાડી ગયો. જાણે આ મનુષ્યની દૈવી સેવાઓ તેનાથી સહન ન થઇ.

આ શિક્ષક તે સ્વ. મોતીભાઇ ન. અમીન.

સ્વ. મોતીભાઇની યોજનાઓને અપનાવનાર રાજવી શ્રીમંત મહારાજા સયાજીરાવ ત્રીજા પણ સ્વર્ગે ગયા છે. પ્રભુ ! બંને આત્માઓને શાન્તિ આપો એ જ પ્રાર્થના.

નમઃશિવાય શેરી,
પાદરા

વિષ્ણુપ્રસાદ પ્ર. પંડયા



# પૂજ્ય મોતીભાઇ સાહેબ સાથે એક માસ

**કોને** ખબર હતી કે પૂજ્ય મોતીભાઇ સાહેબ આટલા જલદી આપણી વચ્ચેથી અદ્દશ્ય થઇ જશે ? હજી તો પુસ્તકાલયનો કે કોઇ બીજી જાહેર પ્રવૃત્તિનો ખ્યાલ આવતાં મોતીભાઇ સાહેબ યાદ આવે છે અને તરત જ " સાહેબ " તો ગયા એમ થઇ આવે છે. ઘડીભર એમ માની લેવાનું મન થાય છે કે તેઓશ્રીના અવસાનના સમાચાર સાચા નથી. પરંતુ કાળચક્રની મર્યાદાને ઓળંગવા કોણ શક્તિમાન છે ? ખેર ! તેઓ સાહેબ ગયા તે તો એક નિષ્ઠુર સત્ય જ છે. અને આપણે તો હવે તેઓશ્રીનાં મીઠાં સંસ્મરણો અને કાર્યોની સુવાસ જ અનુભવવાની રહી.

મોતીભાઇ સાહેબ એટલે ચરોતરની અનેક પ્રવૃત્તિઓના સ્તંભ, અનેક સભાઓ, સં-

સ્થાઓ, તેમ જ પરિષદોમાં તેઓશ્રીનાં વ્યાખ્યાનો સાંભળેલાં અને પરિચય થયેલો. પણ ગયા મે માસમાં તેઓશ્રીએ વસોમાં યોજેલા "શિક્ષણવર્ગ"માં એક માસ સતત તેઓશ્રીના પરિચયમાં આવવાનું થયું અને પરિચય વધુ ગાઢ બન્યો. વસો શિક્ષણવર્ગનાં અનેક સુખદ સંસ્મરણોમાંથી થોડાંક નીચે ટાંકી મારા હૃદયના ઉભરાને ઠાલવવા પ્રયત્ન કરૂં છું.

એક વખત વર્ગનો સમય પૂરો થયા પછી 'સાહેબ' સાથે અમે કેટલાક ભાઇઓ ચર્ચા કરતા હતા. મોન્ટીસોરી પદ્ધતિ ખર્ચાળ છે કે કેમ, તે બાબત ઉપર પૂજ્ય ગિજુભાઇએ તેઓશ્રીના વ્યાખ્યાનમાં કહેલું કે "આ પદ્ધતિ ખર્ચાળ નથી. અને તે વિષે હું એકાદ વખત વર્ગમાં ખુલાસો કરીશ." આ બાબત ઉપર અમે ચર્ચા ચલાવતા હતા. 'સાહેબે' પોતાનો અભિપ્રાય આપ્યો: "મોન્ટીસોરી પદ્ધતિ ખર્ચાળ છે તે હું કબૂલ કરૂં છું. પરંતુ આપણે સારૂં જમણ બનાવવું હોય તો ખર્ચ તો કરવો જ પડે. લાકડાના લાડુ ગમે તેટલા સસ્તા હોય છતાં ખાઇ તો ન જ શકાય. તેથી મોન્ટીસોરી પદ્ધતિ ખર્ચાળ હોવા છતાં હું તેને સ્વીકારૂં છું."

એક વખત ગોપાળદાસ બાગમાં ફરતાં ફરતાં ચર્ચા ચાલી. તેઓશ્રીને અમે ગમે ત્યાં અને ગમે ત્યારે મળતા ત્યારે ચર્ચાનું જ વાતાવરણ જામતું. પુસ્તકાલય વિષે ચર્ચા ચાલતી હતી. તેઓશ્રીએ કહેલું એક વાક્ય હજી બરાબર યાદ છે કે "જેવી રીતે ગિજુભાઇનું 'મિશન' બાલમંદિર છે, તેવી રીતે મારૂં 'મિશન' પુસ્તકો વંચાવવાનું છે." અને ખરેખર, તેઓશ્રીએ પોતાનું આખું જીવન પોતાના મિશન પાછળ જ ખર્ચ્યું છે એમ કહીએ તો જરાયે ખોટું નથી. છેલ્લે છેલ્લે નરમ તબિયતને અંગે અદૃશ્ય સૂત્રસંચાલન દ્વારા પણ આપણને બીજી પુસ્તકાલય પરિષદનો લાભ આપ્યો છે.

શિક્ષણવર્ગમાં જ્યારે તેઓશ્રી વ્યાખ્યાન આપવાનું શરૂ કરતા ત્યારે પહેલાં જ કહેતા કે "મારૂં વ્યાખ્યાન આવે એટલે તમારે સમજી જ લેવું કે કંઇક યોજના વિષે હું બોલવાનો છું." અને ખરેખર, તેઓશ્રી અનેક યોજનાઓના જીવતા જાગતા ભંડાર હતા.

એક વખત શિક્ષણવર્ગ પાસેના પીજ ગામના પ્રવાસે ગયેલો. પીજના વતની અને 'સાહેબ'ની નવી ગુજરાતી શાળામાં કામ કરતા એક શિક્ષક ભાઇએ વર્ગનાં ભાઇબેનો માટે ઉપાહારની તૈયારી અગાઉથી કરી રાખેલી. "સાહેબ"ને આમંત્રણ સ્વીકારવા જણાવતાં તેમણે ના પાડી અને કહ્યું કે "જો આવી રીતે આમંત્રણ સ્વીકારીએ તો ભવિષ્યમાં એવી પ્રથા પડી જાય અને બીજે ગામ જઇએ તો તે ગામને પણ તેવી વ્યવસ્થા કરવાની જરૂર પડે." આમંત્રણ આપનાર શિક્ષક ભાઇને નાખુશ કરવાની તેઓશ્રીની બિલકુલ ઇચ્છા ન હોવા છતાં પણ તેઓશ્રીએ આમંત્રણનો સ્વીકાર કર્યો નહિ. આથી ખોટા ખર્ચનો કોઇ પણ પ્રકાર સમાજમાં ન ઘૂસી જાય તે માટે તેઓશ્રી કેટલી બધી સાવચેતી રાખતા હતા તે જણાઈ આવે છે.

શિક્ષણવર્ગના વડતાલના પ્રવાસમાં એક દિવસ રામોલ ગામે રોકાએલા. રામોલના એક પ્રતિષ્ઠિત સજ્જન તરફથી વર્ગને ભોજન આપવામાં આવ્યું. ત્યારપછી સાંજના ખેતરમાં જ તેઓશ્રીએ પેટલાદ મહાલના શિક્ષકોને બોલાવ્યા અને થોડા વખતમાં મળનારી પેટલાદ

મહાલ પુસ્તકાલય પરિષદની ચર્ચા શરૂ કરી. તેમાં એવું નક્કી કર્યું કે આ વખતની પરિષદમાં યંત્રવત્ ઠરાવો મૂકવા, અનુમોદન આપવાં વગેરે બાબતો બંધ કરી નક્કર ચર્ચાઓ જ કરવી, કે જેથી મહાલનાં તમામ પુસ્તકાલયો વધુ ઉપયોગી થઇ શકે.

ત્યાર પછી પરિષદ ભરાઇ, સારા સારા વિદ્વાનોનાં વ્યાખ્યાનો થયાં અને પુસ્તકાલય પરિષદોમાં એક નવો જ ચીલો પડયો. દેખાવ પૂરતા ઠરાવો કર્યા સિવાય જ પરિષદની પૂર્ણાહુતિ થઇ. પરંતુ તે વખતે કોને કલ્પના સરખી પણ હતી કે તેઓશ્રીની હૂંફભરી દોરવણી નીચેની આ છેલ્લી પરિષદ છે ?

વસો શિક્ષણ વર્ગ ચાલુ હતો તેવામાં જ રાજકોટમાં બાલ અધ્યાપન મંદિર ચલાવવાની યોજના જાહેર થઇ. વડોદરા રાજ્યના શિક્ષકોએ પોતાને અધ્યાપન મંદિરમાં જવા સંવડ મળે તેવો પ્રયત્ન કરવા તેઓશ્રીને વિનવ્યા. બીજે કે ત્રીજે જ દિવસે તેઓશ્રી વડોદરા દિવાન સાહેબને મળવા ગયા અને રાજ્યના શિક્ષકોને રાજકોટ અધ્યાપન મંદિરમાં જવાની સવડ મેળવી આપી.

એક વખત શિક્ષણવર્ગના કેટલાક વિદ્યાર્થીઓ વસો સહકારી બેન્કમાં દર્દીઓની સારવાર માટે રાખેલાં સાધનો જોવા ગયા. તેઓશ્રી પણ પાછળથી ત્યાં આવી પહોંચ્યા, બધાં સાધનોમાં બ્લડપ્રેશર તપાસવાનું એક સાધન હતું. તે બતાવતાં તેઓશ્રીએ કહ્યું કે "આ સાધનનો હું બહુ ઉપયોગ કરૂં છું. મને બ્લડપ્રેશર રહે છે, પણ હાલમાં તમારા વર્ગના કામકાજમાં તે ઘણું ઓછું થઇ ગયું છે." અમારામાંથી એક ભાઇએ વિનોદ કર્યો કે "હવે જ્યારે આપને ફરીથી બ્લડપ્રેશર જેવું લાગે ત્યારે આવો જ બીજો વર્ગ ખોલજો અને અમે તમારૂં બ્લડપ્રેશ ઉતારી દઇશું." જવાબમાં તેઓશ્રી મીઠું હસ્યા.

આ બનાવ યાદ કરતાં આજે લાગી આવે છે કે ગુજરાતમાંથી ખાસ કરીને ચરોતર પ્રદેશમાંથી શિક્ષકો અને વિદ્યાર્થીઓનું એક અણમોલું આશ્વાસન જગતમાંથી લુપ્ત થયું છે.

તેઓશ્રીનાં કાર્યોની ઓળખ આપવી એટલે તો સૂર્યને ઓળખવા પ્રયત્ન કરવા સરખું થાય. પરંતુ તેમનાં કાર્યોનું માપ કાઢવું જ હોય તો ચરોતરની જાહેર પ્રવૃત્તિઓમાંથી તેમજ વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિમાંથી તેઓશ્રીનાં કાર્યો બાદ કરી જોવાં. બાકી શું રહેશે ? આ ઉપરથી જ તેઓશ્રીનાં કાર્યોનું મહત્ત્વ અને વિશાળતા જણાઇ આવશે.

સાહિત્યસર્જનની બાબતમાં જેટલો મૂગો પણ મહત્ત્વનો ફાળો સ્વ. હિરાલાલ પારેખનો છે, તેટલો જ બલ્કે તેથી પણ વધારે મહત્ત્વનો ફાળો પુસ્તકપ્રચાર, કેળવણી અને સમાજસુધારામાં પૂજ્ય મોતીભાઇ અમીન સાહેબનો છે, તેઓશ્રીનું ખાલી સ્થાન હવે તો ઇશ્વરેચ્છાથી જ્યારે પુરાય ત્યારે ખરૂં. બાકી અત્યારે તો ગુજરાતની સરસ્વતીદેવી રુદન જ કરી રહેલી છે અને પૂજ્ય અમીન સાહેબનાં પગરખાંમાં પગ ઘાલે એવી કોઇ વ્યક્તિ નજરે પડતી નથી.

પ્રભુ તે મહાન અને ભવ્ય આત્માને ચિરશાન્તિ અર્પો !

શેખડી તા. પેટલાદ
તા. ૧૯-૨-૩૯

મણિભાઇ ઉપાધ્યાય

# આદર્શ નરવીર

'બૃહદ્ ગુજરાતની પુસ્તકાલયપ્રવૃત્તિના આત્મા, ગુજરાતના એક સાચા મૂગા સમાજસુધારક સ્વ. મોતીભાઈ નરસિંહભાઈ અમીનના નામથી ગુજરાતની પ્રજા ભાગ્યે જ અણજાણ હશે. તા. ૧ લી ફેબ્રુઆરી સને ૧૯૩૯ ને દિને ગુજરાતનો એ જ્ઞાન-દીપક બુઝાઇ ગયો; અને એમણે પ્રગટાવેલી જ્ઞાન-દીપકની જ્યોત અખંડ ચાલુ રહેશે કે કેમ તે ભવિષ્યનો ઇતિહાસ કહેશે. આજે તો એમના માનીતા ક્ષેત્રમાં સાર્વત્રિક નીરસતા જણાઇ હશે. એમનું કાર્ય આડંબરરહિત અને નિર્લોભી હતું. એઓશ્રી રિટાયર થવાના હતા તે પહેલાં વડોદરાને આંગણે રાજ્યના પુસ્તકાલય શિક્ષણવર્ગને આરંભ્યો હતો. તેમાં હાજર રહેવાની તક મને પણ મળી હતી. તે સમયે એમણે મંત્રીઓને અને ગ્રંથપાલોને જે અમૂલ્ય બોધ આપ્યો હતો તે બોધ પ્રમાણે જો ગ્રંથપાલો અને મંત્રીઓ પોતાની ફરજ સમજી કામ કરતા રહેશે તો આપણા એ માનીતા મહાપુરુષ આપણી વચ્ચે જ જીવતા જાગતા બેઠા છે એમ લાગ્યા વિના નહિ રહે. એમને કોઇ પોતાનાં વખાણ કરે એ બિલકુલ રુચતું નહિ. છેલ્લે જ્યારે ઓરણા મુકામે નવસારી પ્રાંત પુસ્તકાલય પરિષદનું તૃતીય અધિવેશન સને ૧૯૩૭ ના જાન્યુઆરીમાં મળ્યું ત્યારે એઓશ્રીનાં દર્શન કરવાની તક મળી હતી. પરિષદનો ફોટો લેવામાં આવે કે પોતે મંડપ છોડી બહાર ચાલ્યા જાય એટલા એઓશ્રી નિરભિમાની અને નમ્ર હતા; જોકે પ્રસંગવશાત્ ભાષણ કરતી વેળા અણચિંતવ્યા ફોટામાં ઝડપાઇ ગયા હતા. અમારે માટે કદાચ એ આનંદની અને ગૌરવની વાત હશે; પરંતુ જ્યારે પરિષદના રિપોર્ટમાં લીધેલા ફોટાઓના બ્લોકમાં એમણે પોતાનો ફોટો જોયો હશે ત્યારે ખરે જ એમના સ્વભાવ પ્રમાણે એમને દુઃખ જ થયું હશે. હમેશાં પરોપકારની અંદર એમનું જીવન વ્યતીત થતું અને પરોપકારને જ એમણે પોતાનું જીવનધ્યેય માનેલું. એટલે બીજાને મોંએ ઉપદેશ આપવાને બદલે જગદ્વંદ્ય મહાત્મા ગાંધીજીની માફક પોતે પોતાનું ચારિત્ર્ય અને વર્તન અમલમાં મૂકી બોધપાઠ આપતા એટલા એઓ સાચા મહાત્મા હતા. ચરોતર એ. સો. જેવી ગુજરાતભરમાં કેળવણીની અજોડ સંસ્થાને પગભર કરવામાં લીધેલી જહેમત ઉપરથી માલૂમ પડે છે કે એઓ સાચા કેળવણીકાર પણ હતા. મારી જાણ પ્રમાણે આજે ચારુતરમાં એવા એમના કેટલાએ શિષ્યો હશે જેઓ એમના ઉપદેશ પ્રમાણે સમાજસુધારણામાં અગ્રભાગ લેતા મળી આવે. એટલે એઓ સાચા ગુરુ અને સમાજસુધારક હતા. ટૂંકમાં, એમણે પોતાના જીવનને ષડ્રિપુઓની જાળમાંથી મુક્ત બનાવી દીધેલું હોવાથી એઓ સાચા મુમુક્ષુ હતા.

પરમાત્મા એવા પુણ્યશ્લોક નરવીરના આત્માને શાંતિ અર્પો ! એટલી આ તકે પ્રભુ પાસે વિનતિ કરી હું વિરમું છું. એવા આદર્શ નરવીરને હજારો વંદન હોજો !

વસનજી જીવણજી નાયક
ગ્રંથપાલ-સા. પુ. ઓરણા

—卐—

# મોતીભાઇ સાહેબના સહવાસમાં

[ આ લેખ તા. ૧૬-૨-૩૬ ના રોજ " પુસ્તકાલય " માસિકમાં પ્રકટ કરવા મળેલો, પરંતુ સદ્. સાહેબની મનાઇને લીધે તે આજ સુધી પ્રકટ થવા પામેલો નહિ; આજે તેઓશ્રીના અવસાન બાદ તે " પુસ્તકાલય "ના પૃષ્ઠ પર દેખા દઇ શકે છે—તંત્રી. ]

**વડોદરા** રાજ્યનો પુસ્તકાલય પ્રવૃત્તિનો પ્રયોગ આજે સર્વાંશે સફળ થયો છે, બલ્કે જગતમાં નામચીન થયો છે.

જ્ઞાનપ્રચારાર્થે લાખો રૂપિયા ખર્ચનાર આપણા રાષ્ટ્રવિધાતા શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબ જેવા ઉદાર નૃપતિ બીજા કોઇ થયા નથી.

પણ તે પૈસાનો સદુપયોગ કરી ગામડે ગામડે જ્ઞાનપરબો બેસાડી દઇ શ્રીમંતની ઇચ્છાનો પૂર્ણ અમલ કરનાર મોતીભાઇ જેવા સેવક પણ પુસ્તકાલય ખાતાના સદ્ભાગ્યે મળી ગયા. મોતીભાઇ સાહેબ માત્ર અમલદાર નહોતા, પણ મૂંગા રાષ્ટ્રપ્રેમી સેવક હતા. તેઓ વાચનરસિક હોવાથી વાચનવિકાસમાં ઓતપ્રોત થઈ શક્યા છે. તેમની અલૌકિક અને ઉદાર ભાવનાને પરિણામે પુસ્તકાલયપ્રવૃત્તિમાં મસ્ત રહેનાર અનેક શિષ્યો તેમને મળી ગયા. દયા, સમાનતા અને સરળતા જેવા સદ્ગુણોથી તે બીજાને પોતાના તરફ ખેંચી શકતા અને તેમના કહેવા પ્રમાણે કરી આપવાની ઇચ્છા સૌને આપોઆપ થતી.

તેમનો દેહ અહંભાવ અને સત્તાનાં અમલદારી તત્ત્વોથી અભડાયો નથી; પરિણામે આ પ્રવૃત્તિમાં મતભેદ નથી.

દેખાતી શાંત છતાં સતત વહેતી સરિતાશો નિર્મળ વિકસિત પ્રવાહ તેઓ જીવ્યા ત્યાં સુધી રહ્યો છે. તેની અસર રાજ્યમાં તો અચૂક થઈ છે.

રાજ્યમાં તેમના કામની કદર થઇ છે, પણ પોતાની ભાવના જાળવી રાખી ફરજ પૂર્ણ અંશે અદા કરી શક્યાનો આત્મસંતોષ તેમના આત્માને વધુ પ્રફુલ્લિત રાખતો.

૧૯૨૧ ની સાલે ગાંધીજીની લડત પૂરજોસમાં હતી ત્યારે હું ગુજરાતી ૭ ધોરણમાં ધારીમાં ભણતો હતો. જેને ત્યાં રહેતો તે મારા શુભેચ્છક વજેશંકર વૈદ વાચનના ખૂબ રસિયા હતા. રાત્રે મારી પાસે પેપરો વંચાવતા ત્યારથી મને વાંચવાની ટેવ પડી. અમરેલી ટ્રેનિંગ કોલેજમાં મૂળશંકરભાઈ જેવા શુભેચ્છક અધ્યાપક સાહેબનો સહવાસ પણ અમને વાચન તરફ વધુ દોરનાર નીવડયો. અને પછી તો કેન્દ્રસ્થાન વડોદરામાં આવવાનું થયું, જ્યાં પુસ્તકાલયપ્રવૃત્તિના મૂંગા સેવક રા. રતિલાલભાઈના સહાધ્યાયી બનવાની તક મળી. દરરોજ લાઇબ્રેરીમાં જવાનું મન થાય. નોટિસ બોર્ડ વાંચવાનો શોખ વધુ હતો ત્યાં **મો. ન. અમીન** એવા મોટા અક્ષરની સહીની કંઈ કંઇ યોજનાઓ નજરે ચડતાં એ કેવા હશે એ જાણવાનો મોહ થયો, પણ નજરે જોતાં આંજની ' એટિકેટ 'થી સ્વતંત્ર સાદા અમીન સાહેબ પોતાના તેજમાં આંજી નાખનારા નથી એમ લાગ્યું. અને આજે એમ પણ સમજાય છે કે આમ પુસ્તકાલય પ્રવૃત્તિનું એ મહાસદ્ભાગ્ય હતું.

પ્રથમ તેઓ શિક્ષક હતા અને સારા શિક્ષક ગણાવાની તેમની-ઇચ્છા હતી. પૂજ્ય



વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી ૧૯૨૮ માં યોજાયલા પુસ્તકાલય શિક્ષણવર્ગનું સમૂહચિત્ર
ચિત્રની મધ્યમાં સ્વ૦ શ્રી. મોતીભાઇ અમીન સાહેબ બેઠેલા જણાય છે.

ગિજુભાઈનો સાદ ગુજરાત કાઠિયાવાડમાં હજુ નહોતો સંભળાયો. તે પહેલાં ચાલુ થએલી વસોની નવી ગુજરાતી શાળાના આદર્શો જુઓ તો તેના બાળકેળવણી સંબંધે ઉત્તમ વિચારોનો અનુભવ થશે. પુસ્તકાલય સંસ્થામાં જોડાયા પછી પણ તેમનું શિક્ષકજીવન નીરસ થયું નથી. જ્યાં જાય ત્યાં શિક્ષકોના સહવાસમાં આવવું, શિક્ષણવિષયક ચર્ચા કરવી, શિક્ષકજીવન મધુર બનાવવાના ઉપાયો બતાવવા—એ એમની પ્રવૃત્તિ. તેથી પ્રગતિપ્રિય શિક્ષકોમાં તેઓ અતિ પ્રિય થઈ પડયા હતા.

અને તેવા જ શિક્ષકોનો સહકાર મેળવી આ ઘણી ઉપકારક અને પ્રજાજીવન ઘડનારી પ્રવૃત્તિને તેમણે રસદાયક બનાવી છે.

શાળામાંથી શિક્ષા કરવાનું તત્ત્વ અને બીજું અનિષ્ટ નાબૂદ કરવા શિક્ષા એ સાચો ઉપાય નથી, ભયનું સામ્રાજ્ય સાચી પ્રગતિ કરી શકતું નથી, માટે શિક્ષક અને બાળક બંનેને વાજબી હોય તેટલી સ્વતંત્રતા મળવી જ જોઈએ, એમ તેઓશ્રી માનતા. આથી જ તેઓને પ્રાંત શાળાધિકારી સાહેબના માનવંત હોદ્દા કરતાં પુસ્તકાલય મદદનીશ વ્યવસ્થાપક સાહેબનો દરજ્જો વધુ ગમ્યો લાગે છે.

૧૭ વર્ષ પહેલાં કોડીનાર મહાલ પુસ્તકાલય પ્રવૃત્તિમાં ખૂબ પછાત હતો. ખરું કહું તો વાચન ગમે પણ પુસ્તકાલય કે વાચનાલય કેમ શરૂ કરાવવાં એનું મને જ્ઞાન નહોતું; એટલે અટપટી માથાફોડમાં ન ઊતરતાં સૌરાષ્ટ્ર, સયાજી વિજય જેવાં પેપરો ખાનગી રીતે અમારું ગામ મંગાવતું થયું હતું. એટલામાં અમીન સાહેબ કોડીનાર આવ્યા. ગામડાના તમામ શિક્ષકોને બોલાવ્યા અને અમારા જેવા સરકારમદદ અને પ્રાંત પંચાયત મદદ ગુમાવનારને શરમમાં નાખી દીધા. ભરાએલી રકમો મજરે આપીને પણ વાચનાલય ચાલુ કરાવવાની સવડ પણ કરી આપવાનું વચન આપ્યું. એટલામાં તો મારી બદલી કરજણ થઈ. ત્યાંનું કરચા પુસ્તકાલય અને તેના મંત્રી શ્રી. ચુનીલાલ પી. શાહ મારા જેવા અધીરીઆ વાચકને વધુ મદદગાર જ થયા. મેં ચુનીલાલ શાહ પુસ્તકાલય પ્રવૃત્તિમાં ખૂબ રસ લે છે. એ કરજણ તાલુકામાં હતા ત્યાંથી તાલુકામાં તેમની બીજી પ્રવૃત્તિ સાથે કોઈ ગામ પુસ્તકાલય વગરનું ન રહે એમ પણ ઇચ્છતા હતા. પરિણામે કરજણ તાલુકો સોએ સો ટકા પુસ્તકાલયો ધરાવતો થઈ ગયો છે.

ઉપરના કારણે મે. અમીન સાહેબ કરજણ બહુ આવતા હતા. ત્યારે અમને બાળકોને ઇતર વાચનનો લાભ આપવાનું સમજાવતા. અનુભવથી જણાયું કે ઇતર વાચન શાળાના અભ્યાસમાં ખલેલ કરનાર છે એ બૂમ ખોટી છે, પણ ઊલટી શિક્ષણમાં મદદકર્તા બને છે. શિષ્ટ વાચનની યોજના પણ તેવી જ લાભદાયી છે. કારણ કે તેમાં ઘણાં જ મનનીય એવાં જીવનચરિત્રો યા પુસ્તકોની વરણી થાય છે.

કરજણથી કરનાળી પરિષદમાં અને કરનાળી શિક્ષણ વર્ગમાં જવાનું થતાં અમીન સાહેબના સ્વભાવનો જાણવાજોગ અનુભવ થયો. પરિષદ પૂરી થતાં સરપાણેશ્વરનો પ્રવાસ હતો. નર્મદાનાં ઊંડાં વારિમાં બે દિવસ સુધી સતત હોડી ચાલે ત્યારે સરપાણના ધોધનાં દર્શન થાય છે. એક હોડીમાં તો પચાસ જ પ્રવાસીનો ખોરાક હતો. શ્રી. કાશીવાળા આવા

પ્રવાસો કરવામાં ખૂબ પ્રવીણ છે. સુખડીના લાડુ અને ચેવડો પણ લીધેલો. મુસાફરીમાં ભૂખ તો કકડીને લાગે, પણ સવારમાં તો સૌ ભાઇઓએ સરખે ભાગે વહેંચી ખાવાનું હતું. કોઇ ભાઇએ તેના સ્નેહીને સહજ વધુ આપ્યું. બીજાએ તે બદલ વાંધો ઉઠાવ્યો, તકરાર રંગ પર ચડી હતી. અમીન સાહેબે આવા નાનકડા પ્રસંગમાં સૌને હસાવ્યા અને શરમાવ્યા. દેશનું ભાવી ઘડનાર શિક્ષકો આવી તકરારમાં પડે એ શોભાસ્પદ નથી એ તેનો સાર હતો.

આગળ જતાં ગરુડેશ્વર આવ્યું. અહીં ખીચડી અને બટાટાનું ઉતાવળમાં સહેજ કાચું રહી ગએલું શાક તૈયાર હતાં. ભગવતી ક્ષુધાદેવીની પૂર્ણ કૃપા ઊતરી હતી. એટલે ગમે ત્યાં આસન મેળવી જમવામાં સૌનું ચિત્ત હતું. હું ખાતાં ખાતાં વિચાર કરતો હતો કે ૩૦૦ રૂ. નો પગાર મેળવતા અમીન સાહેબ કોણ જાણે ક્યાં અને કેવુંએ ખાતા હશે ?

પરંતુ મારી ભ્રમણાનો થોડી વારમાં જ અંત આવ્યો.

" જંગલમાં આ ખોરાક પણ કેવો સ્વાદિષ્ટ લાગે છે. " એવો બોલ મારી પાસેથી જ આવ્યો. નજર કરી તો અમીન સાહેબ સૌની સાથે સૌનો જ ખોરાક જમીન પર બેસીને ખાતા હતા અને ખર્ચાનો પોતાનો ભાગ માગણી પ્રમાણે આપતા જતા હતા. આવા ઉમદા દિલના બે ત્રણ અમલદાર સાહેબનો અનુભવ થઇ ચૂકયો હતો, પણ આ અનુભવે તેઓ સાહેબ તરફના મારા પૂજ્યભાવમાં ઘણો વધારો કર્યો.

નાના નોકરોના શાળામાંથી મિષ્ટાન્ન થાય છતાં તેની સાથે જમવા બેસવામાં હીણપત લેખતા અમલદાર સાહેબો અને આ " आत्मवत् सर्वभूतात्मा "નું કથન પ્રત્યક્ષ બતાવનાર રાજસેવકનું અવલોકન કરો. બોલવું અને બોલાવવું સહેલું છે, પણ એ પ્રમાણે વર્તવું જ મુશ્કેલીભર્યું છે.

ગામ, તાલુકો, પ્રાંત કે રાજ્યનો ખાતાનો વડો " સાબ " મટી રાજસેવક બને તો રાજ્યપિતાની કોઇ પણ ઇચ્છા નિષ્ફળ ન થાય, એ નિર્વિવાદ છે. અને અમલદાર સાહેબો પોતાની ફરજને ધ્યાનમાં રાખી નાનાથી દૂરના દૂર ન રહે તો તેમાં નુકસાન નથી પણ ઊલટું કામ વધુ સારૂં થાય છે, એમ બતાવી આપે છે. રાજ્યના દરેક ગામડામાં પુસ્તકાલયો ચાલુ થઇ જવાનું મુખ્ય કારણ ઉપર કહ્યા તેવા સહકારનું જ પરિણામ છે.

પરિષદો કે વર્ગમાં દરેકની ઓળખાણ અને વાતચીત માટે ઇલાહીદા વખત રખાય છે. તેમાં કોઇ પોતાનાં અગર સાહેબનાં વખાણ કરવા મંડી પડે તો તેમ ફરી કરે નહિ, એવી અસરકારક સૂચના મળી જાય. તેની સાથે પુસ્તકાલયની વખાણવાપાત્ર સેવા કરનારનાં પણ વખાણ કરવાં નહિ અને બીજાની નિંદા કરવી નહિ એ તેમની હરહંમેશની ટેવ હતી. તેમનો આત્મા કામ કરનારની નોંધ લે છે, પણ તે ગુપ્ત રીતે. વાતચીતમાં સૌ પોતપોતાનો અનુભવ કહે તેમાંથી સારૂં ગ્રહણ કરવું અને નાને મોઢે મોટી વાતો ન કરવાની શિખામણ આપે. શિક્ષકોને છેલ્લી વાત એ જ કહેવાની હોય કે સારૂં ન ભણાવનાર અને લોકપ્રિય નહિ તેવો શિક્ષક પુસ્તકાલયની ગમે તેવી સેવા કરે તે આત્માવગરના દેહ સરખું છે. કરનાળી તથા વડુની પ્રાંત પરિષદમાં અને આસનેરા ગામે ભરાએલી કરજણ મહાલ પુ૦ પરિષદના અભ્યાસથી એ પણ સમજાયું કે કોઇ પણ સ્થળે તેમને સરમુખત્યાર બનવાની હોંશ થતી

નહિ. ગમે તે ઠરાવો આવવા દઇ સરકાર તરફે પરિષદમાં જ તે સંબંધે ખુલાસો આપવાનો રિવાજ ઉત્તમ છે એમ કહેતા.

આસનેરા જેવા પછાત ગામને બધાના કરતાં તેમની વાતો બહુજ ગમી ગએલી. તેઓ ગયા પછી લોકો પૂછવા લાગ્યા કે, અમીન સાહેબ આવ્યા હતા કે નહિ ? મને સમજાયું કે હૅટ-કોટ-પાટલૂનમાં સજ્જ થઇને ન આવવાની રીતે આ ઓળખાણ કરાવવાનું કામ અધુરૂં રહેવા દે છે. તેઓ સાહેબ ભલા તો છે જ, સાથે ભોટ પણ નથી. સાંભળનાર હશે પણ કાન ઘણા તીવ્ર રાખતા અને યોજક પણ તેવા જ. તેમણે રાજ્ય પુસ્તકાલય પરિષદ મંડળ, પ્રુ. સ. સ. મંડળ, પ્રાંતિક અને મહાલ મંડળો યોજીને આ પ્રવૃત્તિ સરળ કરી દીધી છે. આ યોજનાથી પુસ્તકાલય ખાતાના નોકરોનું મહેકમ નાનું છતાં તેની પ્રવૃત્તિ વિશાળ ચાલી રહી છે.

પેન્શન પર જતાં પહેલાં તેઓ સાહેબનો છેલ્લો સમાગમ મને તા. ૧૫ થી ૨૦-૧૧-૩૫ સુધી ખેરાળુ મુકામ હોવાથી થયો. મારા યુવાન ભાઇનું અવસાન થતાં તેમણે વડોદરાથી નીકળતાં જ પત્રથી મને વિસનગર તથા ખેરાળુ આવી મળી જવાની ખબર આપી ખૂબ હિંમત આપી. આગળ વધેલા મહાલોમાં જ્યાંથી આદર્શ લાયબ્રેરીઅન અને પરમ શુભેચ્છક તરીકે તેમને ઘણાં માણસો મળવા આવે છે. ઘણી સલાહ લે છે ! કેળવણી સહકાર અને પુસ્તકાલયના વિષયો પરત્વે તેઓ દેશના ઘણા મોટા માણસો સાથેના સંબધમાં જોડાએલા છે. અહીં તેવી મહત્તાનો ખ્યાલ ઓછો હોવાથી તેમને આરામ પણ મળ્યો. અહીં પણ જ્ઞાનવર્ધક સમાજમાં શિક્ષકોને " વાંચતા થાવ, વાંચતા થાવ " એવી તેમની છેલ્લી આજીજી હતી. વાંચનાર શિક્ષકના ગામને નિયમોમાં અપવાદ રાખી બજેટમાં તેની જરૂરીઆત સંતોષવાની તેઓ સાહેબની રીતે મને તો ઘણી રાહત આપી છે. પેન્શન પછી તેમણે "જીતરી ગએલા બળદ"ના જેવું જીવન ગાળ્યું નથી, છેવટ સુધી તેમના તાલુકાની સેવા કરવાની ઇચ્છા યુવાનોને આકર્ષે તેવી હતી.

ખીમજી ટીડાભાઇ ઠાકર

—卐—

# સાધુચરિત અમીન સાહેબ

**સ્વ. અમીન સાહેબને** અનેક ઓળખે છે. મારા કરતાં પણ અનેકગણા પરિચયમાં તેમની સાથે આવનારા ઘણા જ છે. તેમના સંબંધી અનેક લખ્યું છે અને લખશે. પણ તો મારે શા માટે લખવું ? તેમણે પોતાની ઉદાર વૃત્તિને લઇને અનેકને ઋણી બનાવ્યા છે તેઓમાંનો હું પણ એક છું. તેઓના ઋણથી મુક્ત તો થવાય તેમ છે જ નહિ. હું દૈવની પ્રેરણાથી તેઓશ્રીના એક માસ જેટલા લાંબા સમાગમમાં આવ્યો ત્યારે જ તેમના દૈવી ગુણોનાં મને દર્શન થયાં. જ્યારથી મારી શિક્ષક તરીકેની જીંદગી શરૂ થઇ ત્યારથી પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રાણ શ્રીયુત અમીન સાહેબ તરફ આંતરિક પ્રેમ હતો જ. પરિષદોમાં, પણ તેમનાં

ભાષણો રસપૂર્વક જ હું સાંભળતો. એ મહાપુરુષમાં અનેક ગુણો હતા. તે ગુણોમાંથી કેટલાક વર્ણવવાનો તેમ જ પુસ્તકાલયરૂપી જ્ઞાનદીપનો પ્રકાશ આખા વડોદરા રાજ્યમાં ફેલાવવાની વૃત્તિ તેઓશ્રીને કેવી રીતે જાગી તે વર્ણવાવવાનો મારા મનને સંતોષવા જ આ લખાણ છે, જે બીજા સર્વને ઉપયોગી થઇ પડે.

સૌથી પ્રથમ ગુણ ઉપકાર કરવાની વૃત્તિ. આ ગુણમાંથી જ પુસ્તકાલય પ્રવૃત્તિનો ફણગો ફૂટયો અને તેને મહાન વટવૃક્ષ સમ બનાવ્યો. મેટ્રીકનો અભ્યાસ કર્યો ત્યાં સુધી તો તેમને પુસ્તક વાંચવાનો પ્રેમ જ નહિ. અરે તેમણે ત્યાં સુધી તો વાંચેલું જ નહિ. તેમના બાલસ્નેહી ભલાભાઈની ભલામણથી સરસ્વતીચંદ્ર વાંચ્યું. અને તે સાથે જ વડોદરા તેમ જ ગુજરાતના ભાગ્યયોગે, પુસ્તકપ્રેમ પ્રગટયો. તે માટે આઠ દશ વિદ્યાર્થી મિત્રોના સહકારથી '**વિદ્યાર્થી સમાજ પુસ્તકાલય**' ની સ્થાપના કરી. વડોદરા કે અમદાવાદની ગુજરીમાંથી પુસ્તકો ખરીદી લાવતા. આ રીતે પોતાના વાચનના સ્વાર્થમાંથી જ પુસ્તકાલયની શરૂઆત થઇ. પણ તેમાં પરોપકારથી દરેકને ગમે ત્યારે પુસ્તક મફત વાંચવા આપે તેવી એક વિદ્યાર્થીની યોજના કરી તેમની જ પ્રેરણાથી ભાદરણ અને કરમસદ પણ શરૂઆતમાં આવાં જ પુસ્તકાલય સ્થપાયાં. દરેકનાં પુસ્તકો તે જ લાવતા. વડોદરા કોલેજમાં રહ્યા ત્યાં પોતાની વાચનભૂખ સંતોષવા તેમ જ બીજાઓને તેની ભૂખ લગાડવા **મિત્ર મંડળ વાચનાલય** સ્થાપ્યું. વડોદરા પછી પાટણ હાઇસ્કૂલમાં શિક્ષક તરીકે ગયા. હવે તો જ્ઞાનની લહાણુ કરવાની જ લગની લાગેલી એટલે મંત્રી તરીકેનું કામ પોતે જ લીધું. પોતે જે કંઇ વાંચતા તેમાં સારૂં લાગે તેમાં લાલ લીટી દોરતા અને તે પોતાના વિદ્યાર્થીઓને વંચાવતા. કિંડરગાર્ટનના અભ્યાસ વખતે ગુજરાતી શાળાના શિક્ષકોના સમાગમમાં આવ્યા અને તેમને પણ વાચનનો નેહ લગાડયો. જીવનચરિત્ર મંડળ પણ સ્થાપ્યું. વાંચેલા જીવનચરિત્રની હકીકત મંડળમાં કહે અને તેની નોંધ રખાય.

પાટણથી પેટલાદ હાઇસ્કૂલમાં આવ્યા ત્યાં છાત્રાલયની ઉત્તમ વ્યવસ્થા કરી; ઉપરાંત વિદ્યાર્થીઓના હિતની યોજનાઓ જેવી કે પેટલાદ વિદ્યાર્થી સહાયક મંડળ, વિદ્યાર્થી લોન ફંડ વગેરે દ્વારા ગરીબ વિદ્યાર્થીને ઉચ્ચ કેળવણીનો લાભ આપવાનું શોધ્યું. પણ પોતાની જ્ઞાન લહાણુ સાર્વત્રિક કરવા માટે ટ્રેનિંગ કોલેજના પ્રોફેસર મિત્રોને લખી ત્યાં ભાષણ રાખ્યું અને જુદા જુદા શિક્ષકોની સાથે મળી ત્રીસ ગામોમાં પુસ્તકાલય સ્થાપવાની યોજના રચી. નાણાં આવ્યાં એટલે ૧૯૦૬ ના જુલાઇની પહેલી તારીખે **મિત્રમંડળ પુસ્તકાલયો** સ્થાપ્યાં. આ મહાપુરુષની પ્રગતિથી આકર્ષાઇ સદ્‌ગત શ્રી સયાજીરાવ મહારાજાએ તેઓને વડોદરા નોતર્યા અને જ્યાં શાળા ત્યાં પુસ્તકાલય સ્થાપવા યોજના માગી. શ્રી. અમીન સાહેબે પોતાની યોજના શ્રીમંતને સહર્ષ અર્પી. અને ત્યારથી જ વડોદરા રાજ્યમાં ગામડે ગામડે જ્ઞાનની લહાણુ કરી. તેમાં અનેક આકર્ષક અને ઉપયોગી તત્ત્વો જેવાં કે સિનેમેટોગ્રાફ, સ્ટીરીઓસ્કોપ, રમતગમત, શિષ્ટ વાચનની પરીક્ષા, કુમાર મંડળ, વાચક મંડળ વગેરે દાખલ કર્યાં. પુસ્તકાલય સહાયક સહકારી મંડળ સ્થાપ્યું. દરેક પુસ્તકાલયની લોકમદદની અર્ધી રકમ કાયમ ફંડ તરીકે મૂકવાની ઠરાવી, પુસ્તકાલયોનું મુખપત્ર 'પુસ્તકાલય' શરૂ કર્યું. આવું આવું તો આ મહાન પરોપકારી પુરુષે ઘણું જ કર્યું છે.

વસોને તો તેમણે વિદ્યાનું ધામ—ગુજરાતનું કાશી જ બનાવી દીધું છે. સાર્વજનિક, બાલ, મહિલા વગેરે પુસ્તકાલયો, બાગ વાચનાલય, લત્તા વાચનાલય, સહકારી મંડળીઓ, કેળવણી મંડળ વગેરે દ્વારા ઘણી જ પ્રગતિ સાધી છે. આ બધું જોવા શ્રીમંત સયાજીરાવ દિવાન સાહેબ તેમ જ ગુજરાતના અનેક વિદ્વાનો ત્યાં આવતા અને સદ્ગત અમીન સાહેબના પરિચયમાં આવતા. ( ઉપરોક્ત હેવાલ તેઓશ્રીના મુખે વસો ગિજુભાઇના વર્ગમાં સાંભળવા મળેલો. )

આ સિવાય ગુજરાત વર્ના. સોસાયટીનાં પુસ્તકોનો લાભ અપાવવા આ પરોપકારી સાધુ પુરુષે શિક્ષકોને વગર વ્યાજે નાણાં ધીરી લાઇફ મેમ્બર થવાનો અમૂલો લાભ આપ્યો છે.

વસો ગિજુભાઇના અધ્યક્ષપદે વર્ગ ખોલી શિક્ષકોને અનેરા જ્ઞાનનો લાભ મળે તે માટે ઠાકરડાના ગોર ગણાતા સાચા ખડતલ સેવક રવિશંકર મહારાજ જેવાઓને આમંત્ર્યા અને શિક્ષકોને ઘણી ઘણી વાત કરી. વસો ગામનાં બાળકોને નવીન બાલકેળવણીનો લાભ મળે તે માટે તો આ દૈવી પુરુષે નવી ગુજરાતી શાળા કાઢી. મોન્ટેસોરી પદ્ધતિથી જ્યારે આખું ગુજરાત અજાણ્યું હતું, ત્યારે તેઓશ્રીએ અહીં પ્રયોગ કર્યા, જેનાથી ગિજુભાઇએ પ્રેરણા મેળવી અને પછી આખા ગુજરાતને પાઈ. ગિજુભાઇના અધ્યાપન મંદિરનો લાભ અપાવવા દિવાન સાહેબને મળી ચાલુ પગારે શિક્ષકોને મોકલ્યા. આવા તો એ નિઃસીમ પરોપકારી હતા. ચરોતર એજ્યુકેશન સોસાયટી, ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ પણ તેમનાં જ પ્રતીક છે.

એમનામાં બીજો મહત્ત્વનો ગુણ બહાર પડ્યા સિવાય છાના રહીને કામ કરવાની વૃત્તિ. કીર્તિની ભૂખ સહેજ પણ નહિ, આ વૃત્તિ તેજ રસધર્મ અથવા ઈશ્વરધર્મ. આવી વૃત્તિ તો કોઇ મહાન સાધુ પુરુષોમાં જ જોવામાં આવે છે. પણ તેમાં તેમને જે આનંદ પડતો તે કોઇ કીર્તિભૂખ્યાને નહિ જ મળ્યો હોય. કામ ઘણુંય કરે પણ આગળ બીજાને કરે. વસો વર્ગનો તમામ યશ શ્રી. ગિજુભાઇને જ મળે તેવી બાબતની પત્રિકા કાઢી હતી. ગુજરાત પરિષદ ભરવામાં તેમ જ બીજાં અનેક કામોમાં તેઓ પોતાનું નામ તો આપતા જ નહિ, આજ તેમની સાધુવૃત્તિ.

તેઓ આદર્શ કર્મયોગી હતા. તનતોડ મહેનત લઇને કાર્ય કરવું, તેમાં જ રચ્યાપચ્યા રહી તેને સુધારવું, સંગીન બનાવવું અને દીપાવવું તેમ જ જનતાને ફળદાયી થાય તેવું બનાવવું, એ તેમનું ધ્યેય હતું. તેમના મગજમાં અનેક યોજનાઓ હતી. તેમણે કર્તવ્ય આગળ જીવનની કે ઘરની દરકાર ન રાખતાં મહાન તપેશ્વરની પેઠે જીવનના અંતકાળ સુધી પુસ્તકાલય અને બીજી યોજનાઓમાં જ ચિત્ત પરોવ્યું હતું.

તેમનો સ્વભાવ એવો પ્રેમાળ હતો કે જેનાથી તેમને અજાતશત્રુ કહી શકાય. સામસામી દુશ્મનાવટ રાખતી બે વ્યક્તિઓ તેમની પાસે નિખાલસ હૃદયે વાત કરે, પણ એકની વાત બીજાને કાને જવા ન દે અને ઊલટું તે બધાને સંપ કરાવે. ભિન્ન ભિન્ન પ્રકૃતિઓના મનુષ્યો સાથે સહકાર સાધી હિતકારી કાર્યો કરી શકતા, અને રાજા તથા પ્રજા બંનેને ભાવતા. તેમને ઠક્કર બાપા જેવા અસહકારી અને નેક નામદાર દિવાન સાહેબ જેવા મિત્રો હતાં.

સ્વર્ગસ્થ અમીન સાહેબ સૌજન્યમૂર્તિરૂપ, શાંત શરમાળ ગંભીર અને મિલનસાર સ્વભાવના હતા. પોતાના હાથ નીચેના નોકરો કે શિક્ષકો તરફ એક નોકર તરીકે નહિ, પણ બંધુત્વભાવની દૃષ્ટિથી તે નિહાળતા. અને તેને લઇને જ આખા સ્ટાફના માણસો અને શિક્ષકો પૂર્ણ ઉત્સાહથી શ્રી. અમીન સાહેબની યોજના પ્રમાણે અસ્ખલિત રીતે કામ કર્યે જતા.

સદ્‌ગત અમીન સાહેબના અનેક ગુણો ઉપરાંત એક મહાન ગુણ એ હતો કે તે વિરોધીઓના પણ વિશ્રામસ્થાન હતા ! ખાતાનો નોકર કે પછી શિક્ષક કે સમાજસેવક ગમે તે પોતાની મુશ્કેલી તેમને જણાવે. દરેકને આશ્વાસન આપી સાંભળતા અને તે મુશ્કેલીનું નિવારણ કરતા. સૌને સાચી જ સલાહ દેતા અને તેથી સહુને્ય સંતોષ જ થતો.

નિષ્પક્ષપાતી–ન્યાયી અને નિરભિમાની શ્રી. અમીન સાહેબ સર્વ ધર્મ પ્રત્યે સમભાવી હતા. ગુજરાતના કે બૃહદ્‌ગુજરાતના હિંદુ યા મુસ્લીમ કોઇ પણ સારા લેખકોનાં ઉત્તમ પુસ્તકો તેમણે સત્કાર્યાં છે. એવા લેખકોને ઉત્તેજન આપ્યું છે. પુસ્તકાલયોમાં પણ સર્વ ધર્મને અનુકૂળ એવું જ સાહિત્ય મંજૂર કરતા.

× × ×

' જેનો અહીં ખપ તેનો ત્યાં પણ ખપ ' એ ન્યાયે ઇશ્વરે તેમના અમર આત્માને પોતાને ત્યાં ઝડપી લીધો છે. પ્રભુ તેઓના અમર આત્માને શાંતિ આપો. ૐ શાન્તિઃ શાન્તિઃ

ડાહ્યાભાઇ રામદાસ પટેલ
મુખ્ય શિક્ષક અણસ્તુ, તા. કરજણ



# પુસ્તકાલય–સૂત્રોના પિતા

**પરમપૂજ્ય** મોતીભાઇ અમીન સાહેબ સાથે સને ૧૯૩૨ ના મે માસમાં કામરેજ તાલુકામાં પુસ્તકાલય સંબંધી વર્ગ ઉઘાડવામાં આવ્યો ત્યારે હું પરિચયમાં આવ્યો.

કામરેજ મહાલ પુસ્તકાલય મંડળના મંત્રી તરીકે મારે વર્ગમાં હાજર રહી પુસ્તકાલયોનું કામ આગળ વધારવું તથા હયાત પુસ્તકાલયોને વ્યવસ્થિત કેમ કરવાં તેની ખાસ માહિતી લેવાની જરૂર હતી. સાથે કામરેજ સા. પુસ્તકાલયના મંત્રીનું કામ પણ મારે કરવાનું હતું.

પુસ્તકાલયોના આ પિતાએ અમને મિત્ર જેવા ગણી સાદાઇથી જે બોધ આપ્યો છે અને તેથી પુસ્તકાલયો માટે ગમે તેવાં સંકટો વેઠીને પણ તેને નિભાવવાં અને તેનો ઉપયોગ લોકો પાસે કરાવી તેની ઉપયોગિતા સિદ્ધ કરી બતાવવી, આ કામ મહાન જનસેવાનું છે, એ સાબિત કરી બતાવવાની ચિરંજીવી ધગશ અમારામાં આવી છે.

" શિક્ષક એટલે એક જીવંત પુસ્તકાલય, " " પુસ્તકાલય સિવાયનો શિક્ષક એક પત્ર વગરના ઝાડવા જેવો " બાળવાચન વધારવા પુસ્તકાલયોના બજેટમાં સવડ રાખવાની બાબતમાં તેમનું સંબોધન " પુસ્તકાલયોમાં બાળવાચકની સંખ્યા એ પુસ્તકાલયનો વીમો

છે " આવાં ટૂંકાં ટૂંકાં સૂત્રો કેટલાં અર્થવાળાં અને ગૂઢ ભાવવાળાં છે, તેનો ખ્યાલ અમને અત્યારે આવે છે ત્યારે હૃદય ઉપકારના ભારથી તેમના ચરણોમાં નમી પડે છે.

" સારૂં વાચન માણસને સદાચારી બનાવવાનું મુખ્ય સાધન છે. સદાચારી માણસો-એજ દુનિયાને નિભાવી છે અને અમર કરી છે, સારૂં વાચન દરેકને ઘર આગળ મળી શકતું નથી, તેથી પુસ્તકાલય સિવાય વાચનની ભૂખ ભાગવાનું બીજું સાધન જગતમાં નથી. એટલે પુસ્તકાલય એ એક એવી સંસ્થા છે કે જેમાંથી સદાચારનું શિક્ષણ લઇ માણસ સદાચારી બને છે અને દુનિયાને અમર કરે છે. પુસ્તકાલયોએ મહાપુરુષોને ઘડ્યા છે. અને જે તે કાળની દુનિયાને તે તે વખતના મહાપુરુષોએ અમર કરી છે. કાળના અગાધ તળિયેથી પુસ્તકાલય સિવાય કોઇ સાધન ઉપર આવવાનું નથી. " આવી વાતો કરી અમને પુસ્તકાલયનું નવું જગત બતાવવા જે પ્રયત્ન કર્યો છે, તેથી ઉપકારવશ થઇ અમારા જીવન ઘડનારને અમે નમીએ એમાં કશી નવાઇ નથી.

× × ×

અમારી સાથેના ત્રણ દિવસના સહવાસમાં અમને તેમની સાદાઇમાં મહત્તા લાગેલી, અમે જે સ્થિતિમાં અને સ્થાનમાં રહીએ તે સ્થિતિ અને સ્થાન તેઓ પણ પસંદ કરી અમારી વચ્ચે જ રહે. ખાવામાં-ફરવામાં અને સૂવામાં પણ તેમણે અમારા કરતાં જુદું સ્થાન કદી પસંદ કર્યું નથી.

વળી તેમની સાદાઇનો બીજો નમુનો રજુ કરતાં મને આનંદ થાય છે. કોસંબા મુકામે નવસારી પ્રાંત પુસ્તકાલય પરિષદ હતી. ત્યાં પ્રાંતમાંથી અમે ઘણા મંત્રીઓ ગયા હતા. સ્વાગત સમિતિએ પ્રમુખ અને અધિકારી વર્ગ માટે રહેવા જમવાની ઇલાયદી વ્યવસ્થા કરી હતી. આ વાત તેઓને બિલકુલ રૂચી નહિ. તેથી તે વ્યવસ્થા સ્વાગત સમિતિને બંધ કરવી પડેલી અને સર્વના જેવી વ્યવસ્થા કરવી પડી હતી.

પુસ્તકાલયને વ્યવસ્થિત કરવાની શાસ્ત્રીય પદ્ધતિ એ અમારા મનથી મોટી ગંભીર વાત હતી, પણ તેમણે એક કલાકમાં તે પદ્ધતિના અમને નિષ્ણાત બનાવી દીધા, તે પણ તેમની સરળ શિક્ષણશૈલી અને વિષયને રજૂ કરવાની અજબ શક્તિને આભારી છે.

તેમનું વિશાળ હૃદય અમારા માટે હમેશાં ખુલ્લું રહેતું. પુસ્તકાલયો માટે આર્થિક મદદની કેટલીક ચાવીઓ તેમની પાસે હતી. તેમાંની એકાદ ચાવી પ્રાપ્ત કરી અમે પુસ્તકાલયો માટે નાણાં એકત્ર કરીએ છીએ અને તે ચાવીથી પુસ્તકાલયો વડોદરા રાજ્યમાં અમર થયાં છે.

મોતીભાઇ સાહેબ અમર છે. ગુજરાતમાં તેમનું નામ કદી ભૂલી શકાય તેવું નથી. "न खलु स उपरतो यस्य वल्लभो जनः स्मरति ।" અર્થાત્ જેને વહાલાંઓ સંભારે તે મરેલો નથી. " આ અમર સૂત્ર તેમની અમરતા માટે યોગ્ય છે.

વડોદરા રાજ્યનાં અમર પુસ્તકાલયો તેમની અમરતા પોકારીને સાબિત કરે છે. માટે મરણનો અફસોસ નહિ કરતાં અમરતાની ઝાંખીમાં પ્રભુ તેમના આત્માને શાન્તિ આપે એવી પ્રાર્થના કરી આશ્વાસન મેળવવું એજ આપણું કર્તવ્ય રહ્યું છે.

સમૌ, તા. વિજાપુર  ભોળાભાઈ મોતીસિંહ બારોટ

# મિત્ર મોતીભાઇ

( મનહર )

કોઈ તો કહે છે મોતીભાઈ સદ્દગૃહસ્થ હતા,
　　કોઈ તો કહે છે હતા મહા મોટા માનવી;
કોઈ તો કહે છે રાજદરબારે માનીતા એ,
　　મોટા અમલદાર હતા વાત એ પ્રમાણવી;
કોઈ તો કહે છે હતા કુલીન પટેલ એ તો,
　　કોઈ તો કહે છે હતા પવિત્ર શા જાહ્નવી;
પણ હું તો કહું છું કે એ બધાયે હશે તોયે,
　　સહુના એ મિત્ર હતા વાત નિશ્ચે જાણવી. [ ૧ ]

મિત્ર તણા મંડળના સ્થાપક એ મોતીભાઈ,
　　ભેગા કરી મિત્રો સારા ઉપદેશો આપતા;
પુસ્તકાલયોને ખોલી મિત્રમંડળના નામે,
　　જ્ઞાનનો પ્રવાહ દશે દિશામાં વહાવતા;
સારી વાત જ્યાંથી જડે ત્યાંથી શોધી લાવી અને,
　　અન્યને બતાવી રાજી થઇને સુહાવતા;
ધૂળમાં થકીએ રત્ન ખોળી કાઢી લાવી બ્હાર,
　　ઓપ આપી જાહેરમાં કિંમત કરાવતા. [ ૨ ]

નાનું આ આ મોટું એમ એમની કને ન મળે,
　　સહુને સમાન ગણી સ્નેહથી બોલાવતા;
સારી શિખામણો આપી કૈંકને સુધારી દીધા,
　　કૈંકને કરી સહાય ઠેકાણે પડાવતા;
કટુ વેણ બોલતાં કદાપિ નથી સાંભળ્યા એ,
　　સત્ય વાત કહી દેતાં શરમ ન રાખતા;
ભૂલ્યા પડયા ભાઇને એ સારે મારગે ચઢાવી,
　　ભાવે પાસ રાખી ખાસ જીવન સુધારતા. [ ૩ ]

પૈસાને ન પ્રિય ગણ્યો કીર્ત્તિનો ન લોભ રાખ્યો,
　　નિત્ય જનહિત તણા કામમાં ગુંથાયલા;
નવી નવી યોજનાઓ ઘડી પાર-પાડવાના,
　　કામમાં એ અહોનિશ દેખીએ દબાયલા;
એવા એવા ગુણવાળા મિત્ર મોતીભાઇ મ્હારા,
　　ગયા તજી આજ તેથી રહીએ મુંઝાયલા;
માગું પરમેશ પાસ ખાસ કરી પ્રાર્થના હું,
　　ચિરંતન શાન્તિ આપ એમને હવે ભલા. [ ૪ ]

વડોદરા　　　　જગજીવનદાસ દયાળજી મોદી

# મારી અંતિમ ઇચ્છાઓ

આપરેશન કરતા પહેલાં તા. ૨૭-૨૮-૨૯ જાન્યુઆરીના ત્રણ દિવસો દરમ્યાન પૂ૦ મોતીભાઇ સાહેબે શ્રી. રામભાઇને પોતાની અંતિમ ઇચ્છાઓ અને બીજી બાબતો વિષે અનેક સૂચનાઓ કરી હતી. તેમાંથી નીચેની ઇચ્છાઓ અને સૂચનાઓ સદ્‌૦ની પ્રવૃત્તિઓને લગતી હોઇ સૌ કોઇને જાણવા મળે તે માટે અત્રે પ્રગટ કરી છે. —તંત્રી

૧. **હું પરમ શાંતિ અનુભવું છું. મારા મનમાં કંઇજ ચિંતા વા ઉદ્વેગ નથી.** મારે જેની ચિંતા હતી તે મારી પત્ની મારી આગળ ગઇ છે તેથી અને મારાં જે કામો છે તે જે માણસોના હાથમાં છે તેમનામાં મને પૂર્ણ શ્રદ્ધા છે એટલે અત્યારે અંત ઘડીએ મને ઈશ્વર અને આધ્યાત્મિક વિચારો વિના બીજું કંઇ જ સાંભરતું નથી.

૨. હું અપુત્ર હોવા છતાં મારાં કુટુંબીઓએ અને મિત્રોએ મારી જે સેવા અને શુશ્રૂષા કરી છે તે વિચારૂં છું ત્યારે મને લાગે છે કે મારે અનેક પુત્રો છે. તેમની મારા પ્રત્યેની મમતા અને સ્નેહની લાગણીનો બદલો હું વહેલો વાળી શકું તે જ એક માત્ર ઇચ્છા છે.

૩. મને અત્યારે પરમ શાંતિ હોવાનું એક કારણ એ છે કે મને મળ્યા છે તેવા પ્રામાણિક અને ભાવનાશાળી મિત્રો અને સાથીદારો બહુ જ થોડાને મળ્યા હશે. મારા મિત્રોએ અને સાથીદારોએ મારા પ્રત્યે જે વફાદારી બતાવી છે તે બદલ તેમનો બધાનો હું આભાર માનું છું, અને વસોના લોકોએ તેમને ન રૂચે તેવા મારા કેટલાક સામાજિક વિચારોને નિભાવી લઇ મારાં કાર્યોમાં જે સાથ આપ્યા કર્યો છે અને બીજાં ગામોની માફક મારાં કાર્યોમાં ભારે વિઘ્નો નથી નાખ્યાં તે બદલ વસોના લોકો પ્રત્યે મારા તરફની આભારની લાગણી વ્યક્ત કરૂં છું.

૪. વસોમાં કોઇ દુઃખી હોય, કોઇના ત્રાસથી વા જુલમથી પીડાતો હોય વા નિરાધાર હોય તેને આશરો આપવાનું કાર્ય મને વધુ પ્રિય હતું. મારી પછીના લોકો જેમને મારા પ્રત્યે લાગણી હોય તેમણે મારૂં એ કામ ચાલુ રાખવું અને દુઃખીને રાહત આપવાની યોજનાઓ કરવી એ જ મારી અંતિમ ઇચ્છા અને સંદેશો છે.

૫. કેટલાક લોક એમ કહે છે કે વસોમાં અને ચરોતરમાં જે પ્રવૃત્તિઓ છે તે હું છું ત્યાં સુધી જ ચાલવાની છેઃ આ માન્યતા ખોટી પાડવાની અને મારાં કાર્યો નિર્વિઘ્ને ચાલ્યાં કરે તે જોવાની મારી ભલામણ મારા મિત્રોને પહોંચાડશો. મારા સાચા **મિત્રો એટલું તો જરૂર કરે કે મારી પ્રવૃત્તિઓ મરી ન જાય તે જુએ.**

૬. વસોને મેં મારૂં ગણ્યું છે. વસોની આબરૂ ને પ્રતિષ્ઠા વધેઘટે તે મારી જ આબરૂ અને પ્રતિષ્ઠા વધીઘટી એમ સમજતો હતો. હવે હું મારૂં વસો મારા મિત્રોને સોંપતો જાઉં છું અને તેની ઉન્નતિ અને આબાદી માટે સદા જાગ્રત રહે તેવી મારી તેમને ભલામણ છે.

# પરિશિષ્ટ અ

## સ્વ. મોતીભાઈ ન. અમીનનું વસિયતનામું

[ જીવનની શરૂઆતથી જ સેવાભાવને વરેલા પૂ. મોતીભાઇ સાહેબે ક્રમે ક્રમે સંસારનાં વ્યાવહારિક કાર્યોમાંથી જીવન સંકેલી લઇ પરોપકારનાં કાર્યોને જ પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું હતું, અને મૃત્યુની તૈયારી તરીકે પોતાની મિલકતનું વસિયતનામું પણ વર્ષો પહેલાં લખી મૂક્યું હતું. તા. ૨૯ : ૧૧ : '૩૫ને દિવસે વડોદરા રાજ્યની નોકરીમાંથી નિવૃત્ત થતાં આ વસિયતનામું તેમણે પોતાના કુટુંબીઓની જાણ અને સંમતિ માટે તેમના ઉપર મોકલેલું. તે સાથે તેમાં રહેલા મુદ્દા સમજાવતો એક પત્ર પણ લખેલો. અને એ પત્રના ઉત્તરમાં તેમના કુટુંબીઓએ વસિયતનામાને રાજીખુશીથી સંમતિ આપતા પત્રો પણ લખેલા.

આ વસિયતનામું અને તેને અંગે લખાયલા પત્રમાંથી જનસમાજને ઘણું જાણવા-શીખવાનું મળે તેમ છે, એમ માની તેને અંગેનાં નીચેનાં લખાણો અત્રે પ્રગટ કરવામાં આવે છેઃ—૧ વસિયતનામામાં રહેલા મુદ્દા (કુટુંબીઓને લખેલો પત્ર), ૨, વસિયતનામું, ૩ વીમાની રકમ વિષે વસો કેળવણી મંડળને લખેલો પત્ર. ]

### ૧—વસિયતનામામાં રહેલા મુદ્દા
### ( કુટુંબીઓને લખેલો પત્ર )

વડોદરા, તા. ૨૯-૧૧-૩૫

ભાઇશ્રી,

આજે મારી ઉંમરનું ૬૨મું વર્ષ પૂરું થઇને ૬૩મું બેઠું છે, એટલે આજે જ હું વડોદરા રાજ્યની સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયો છું અને વર્ષો અગાઉની મારી કરેલી યોજના પ્રમાણે સંસારનાં વ્યાવહારિક કાર્યોમાંથી પણ શક્ય હોય તેટલો હદ સુધી નિવૃત્ત થવાની અને પરોપકારનાં કાર્યોમાં જ મચ્યા રહેવાની મારી ઇચ્છા હતી અને છે. એટલે મેં મારૂં વસિયતનામું વર્ષો અગાઉ લખી મૂકેલું તેમાં ઘટિત ફેરફાર કરી થોડા માસ અગાઉ જે લખી રાખ્યું છે તેની નકલ તમને વાંચવા વિચારવા અને સલાહ માટે આ સાથે મોકલી આપું છું. એ વસિયતનામું સામાન્ય વસિયતનામા કરતાં જુદા પ્રકારનું તમને લાગશે. પણ જે જીવન આજ સુધી હું જીવ્યો છું તેને જ તે અનુરૂપ છે એમ ધ્યાનપૂર્વક વાંચવાથી તમારી ખાત્રી થશે. હું આશા રાખું છું કે તેમાં જણાવેલી બાબતોના સંબંધમાં તમે સંપૂર્ણ રીતે સંમત થશો જ; છતાં તમને કંઇ સૂચના કરવા જેવું લાગે તો મને તમે સ્વતંત્ર રીતે બારોબાર મારા વડોદરાના શિરનામે ૭ દિવસની અંદર લખી મોકલશો એટલે જો કંઇ સહેજ-સાજ ફેરફાર કરવાનું મને સ્વીકારવા જેવું લાગશે તો તેમ કરીને મારા મિત્રોને અને બીજાઓને માટે તે વસિયતનામું જાહેરમાં મૂકીશ. તે વસિયતનામું કરવામાં જે મુદ્દાઓ મેં લક્ષમાં રાખ્યા છે તે તમારી જાણ માટે હું અત્રે નીચે જણાવું છુંઃ

૧. હિંદુ સંસારમાં-ખાસ કરીને પાટીદાર જ્ઞાતિમાં-અને તેમાંય આપણાં કુટુંબોમાં પુત્ર ન હોય તે "પુ" નામના નરકમાંથી બચવાને માટે અથવા બારણું ઉઘાડું રાખવાને

માટે એક સ્ત્રી જીવતી હોવા છતાં બીજી વખત પરણે છે. પરંતુ હું આ હકીકત સ્વીકારતો નથી. એક પત્નીવ્રતનો હું ચુસ્ત હિમાયતી છું. એટલે મને બીજી વખત લગ્ન કરવાનો સ્વપ્ને પણ ખ્યાલ આવ્યો નથી, જેથી મારે માટે તે માર્ગ શરૂઆતથી જ બંધ હતો.

૨. ભાણેજ કે ભત્રીજાને દત્તક લઇ બારણું ઉઘાડું રાખનારની સંખ્યા આપણા સમાજમાં ઓછી નથી, પરંતુ મને એ સિદ્ધાંત પણ માન્ય નથી એટલે એ દિશામાં પણ મારે વિચાર કરવાનો રહેતો નહોતો.

૩. પોતાની બધી જ મિલકત પોતાની દિકરી વા ભાણેજને આપી દે તેવાં દષ્ટાંતો મારી દષ્ટિ બહાર નથી; પરંતુ મારો ભાણેજ મારા દ્રવ્ય તરફ દષ્ટિ કરે તેવી વૃત્તિ ધરાવતો નથી અને એવી દષ્ટિ તે રાખે એમ હું ઇચ્છતો નથી. કેળવણી આપી પુત્ર વા ભાણેજને તૈયાર કરવો એ વડીલની ફરજ છે. એ ધર્મકાર્ય મેં કર્યું છે, એટલે મારી મિલકતમાંથી કંઇ પણ ભાગ ભાણેજને મળે તેવી મેં યોજના રાખી નથી.

૪. ભાઇ-ભત્રીજાને મિલકત આપવા સંબંધમાં પણ ભાણેજના સંબંધમાં જે સિદ્ધાંત છે તે સિદ્ધાંત હું સ્વીકારૂં છું. સર્વ કોઇ પોતપોતાના પગ ઉપર ઊભા રહેવાનું સ્વીકારે, સગાં-સંબંધીની મિલકત તરફ દૃષ્ટિ ન રાખે તો આપણો સમાજ બહુ ઊંચે ચઢે એમ હું માનું છું અને એ નીતિએ હું ચાલ્યો છું અને ચાલુ છું, જેથી ઉપર જણાવેલો માર્ગ મેં લીધો નથી.

૫. કોઇની પણ પરવા કર્યા સિવાય દ્રવ્યનો મોજશોખમાં દુર્વ્યય કરનાર આપણા સમાજમાં હોય છે. મને જે કેળવણી અને સંસ્કારો મળ્યા છે અને જે ધર્મ મેં સ્વીકાર્યો છે તે કેળવણી, સંસ્કારો અને ધર્મ દ્રવ્ય વેડફી દેવાની દુર્બુદ્ધિ મને કરવા ન જ દે, એટલે મારી મિલકત વા દ્રવ્ય તો સન્માર્ગે જ વપરાય તે સ્વાભાવિક છે.

૬. ચાલતી પ્રણાલિકામાં મારી મિલકતનો ઉપયોગ થાય એ મને ઓળખનાર કોઇ સ્વીકારે નહિ. કૂવા, હવાડા અને પરબો જેવાં ઘણાં કામ એવાં છે કે જે કરવામાં હું પુણ્ય માનું છું; પણ તેવાં કામો કરનાર આપણા ગામમાં ઘણા મળી આવે છે અને મળી આવશે. એટલે મારે તો જે સિદ્ધાંતને માટે અને જે વિષયને માટે મારા જીવન-નાં ૩૫ વર્ષ *સરકારી નોકરીમાં ગાળ્યાં અને સાથે સાથે સેવાનાં કામો પણ કર્યાં* તે સિદ્ધાંતો અને તે વિષય માટે એ મિલકતનો સદ્વ્યય થાય એમ હું ઇચ્છું, એટલે કેળવણી–મારા કુટુંબની કે મારા ગામની–જે ગામે મને વિદ્યાભ્યાસમાં મદદ કરી તેની–પોષાય તે પ્રશ્ન વિચારવાનો મારે રહે અને તેની યોજના મારી મિલકતના સંબંધમાં તમો જોઇ શકશો. તમારો જવાબ વડોદરાના શિરનામે જ મોકલશો એટલે તે પત્ર મને મુંબઇ પહોંચશે જ. કદાચ તમને મુંબઇનું શિરનામું પણ મળી શકશે એટલે જવાબ મને ત્યાં બારોબાર પણ આપી શકશો. જો તમારો જવાબ મને વખતસર નહિ મળે તો તમારે સૂચના કે સલાહ આપવા જેવું ખાસ નથી એમ માની લઇશ. પરંતુ તમને મારી આ યોજના પસંદ પડી છે એવો જવાબ આપશો તો મને હર્ષ, આનંદ અને સંતોષ થશે. વસિયતનામું વાંચીને મને પાછું મોકલશો જેથી મિત્રોને મોકલવામાં તે કામ આવે.

લિ. આપનો

**મોતીભાઇ ન. અમીન**

***

## ૨—વસિયતનામું*

ભાઇ ઇશ્વરભાઇ પુરુષોત્તમ પટેલ સોજીત્રાના અને ભાઇ ડાહ્યાભાઇ વલ્લવભાઇ પટેલ નડીઆદના મારા કરતાં વયમાં બહુ જ નાના હતા, અને મારા અંગત સ્નેહી હતા, તેમના અવસાન દ્વારા ઇશ્વિર મારા જેવાને સૂચવે છે કે મરણની તૈયારી કરવી.

અગાઉ મેં આવા પ્રસંગોએ વસિયતનામાં લખેલાં છે, તે રદ કરી આ છેવટનું વસિયતનામું હું મરણની તૈયારીરૂપે કરૂં છું. તેનો અમલ લાગતા વળગતાએ કરવાનો છે. મારું ચાલશે ત્યાં સુધી તો નવેમ્બર આખરે હું સરકારી નોકરીમાંથી નિવૃત્ત થાઉં તે દરમ્યાન હું આ વસિયતનામું જાહેર કરીશ અને તેમાંથી મોટા ભાગની મિલકતની વ્યવસ્થા તા. ૧–૧૨–૩૫ થી અમલમાં મૂકીશ.

મારી મિલકતમાં ખાસ બહુ વિચારવા જેવું નથી, છતાં મને કે મારી પત્નીને મરણ–પ્રસંગે અને મારાં સગાં–વહાલાંને અમારા મરણ પછી ચિંતાનો પ્રસંગ ન આવે તે માટે મિલકતની વિગતો અને વ્યવસ્થા યોગ્ય વિચાર કરીને અત્રે નોંધી લઉં છું.

૧. મુ. દાદાભાઇ કરસનદાસ, મુ. વાલાભાઇ દાદાભાઇ તેમ જ મુ. રેવાભાઇ વાલાભાઇના નામે વા ભાગમાં જે કંઇ સહિયારી વા આગવી સ્થાવર મિલકત હોય અને મારે ભાગે આવે તે હું મારા રેવાભાઇ વાલાભાઇના વારસોને **તેમનાં બાળકોની કેળવણી માટે જ** ખર્ચ કરવાની શરતે મારી અને મારી પત્નીની હયાતી બાદ માલિક તરીકે ભોગવવા આપું છું. અમારી જીંદગી દરમ્યાન એનો ઉપભોગ, વહીવટ અને ઉત્પન્ન અમારાં પોતાનાં છે એમ આથી ઠરાવું છું.

૨. મુ. રેવાભાઇ વાલાભાઇની મિલકત પૈકી દુધીઆ ઉપરનો વાડો અને ડહેલું છે, એમાં મારો ત્રીજો ભાગ છે, તેનો માલકી હક, ઉપભોગ, વહીવટ અને ઉત્પન્ન અમારી હયાતીમાં કલમ ૧ પ્રમાણે અમારાં પોતાનાં રહે છે; પણ અમારી હયાતી બાદ તેનો માલકી હક મારા રેવાભાઇના વારસોનો રાખું છું, પણ કૂવો અને જાજરા ભણીનો ભાગ મારે આંવે એવી વહેંચણી કરીને રેવાભાઇના કુટુંબનો હમેશને માટે મજીઆરા રહે અને માલકી હક અને સ્વતંત્ર રીતે ઉપભોગ માટે કુટુંબનો અગ્ર હક સાચવીને તે ભોગવટો અને વહીવટ કુટુંબીઓ કરે. પણ તેનો ફક્ત ઉપયોગ આજે મહેરબાની રાહે જ થાય છે તેમ મહોલ્લાના ભાઇઓને માટે સામયિક રહે એમ વહીવટ અને વ્યવસ્થા રાખવા મારા કુટુંબીઓને ભલામણ કરૂં છું, પણ તેથી મહોલ્લાના ભાઇઓને ઉપભોગ કરવાનો કાયદેસર હક દરે છે એમ કોઇએ માનવાનું નથી.

૩. મારૂં હાલનું રહેવાનું ઘર, તેના આગળના અગાસીવાળા ભાગ ને પાછળના અગાસીઆ પાસેના ઓરડા સાથેનું, હું **વસો કેળવણી મંડળને** મારી પત્નીની હયાતી બાદ માલકીહકે બક્ષિસ આપું છું.

આ ઘરનું નામ મારા પિતાશ્રીએ ઘર બંધાવેલું હોવાથી કાયમને માટે "નરસિંહ-ભવન" રાખવાનું ઠરાવું છું.

આ ઘરનો ઉપયોગ નીચે જણાવેલાં કામ માટે થાય તે મારી ઇચ્છા અને નિર્ણય જાહેર કરૂં છું.

---

* આ વસિયતનામામાં આવતા મોટા અક્ષરો અમે કરેલા છે. —તંત્રીઓ

(૧) પશ્ચિમ દિશાએ ઘરના અગાસીઆની સાથેનો રસ્તા ઉપરના બારણાવાળો ઓરડો અને ખાસ જરૂર પડે તો ઘરનું અગાસીઉં એ પ્રમાણે ટ્રસ્ટીઓને યોગ્ય લાગે તે પ્રમાણે એક વા એ નીચેના ખંડ મારા મુ. રેવાભાઇના કુટુંબની કોઇ વિધવા વહૂ વા બેનને સ્વતંત્ર ઘરની બીજી યોજના કુટુંબીજનો ન કરી શકે તો સદરહુ વિધવા પોતે જીવે ત્યાં સુધી વગર ભાડે રહેવાને આપવો. ગં. સ્વ. કાશીબા મારા ઇશ્વિર કાકાના પુત્ર ડાહ્યાભાઇનાં વિધવા પત્નીને આ ભાગની જરૂર હોય તો તે જરૂર આપવો, પરંતુ તેમને વા અન્ય કોઇને મુખ્ય ઘરની નીચેની પરસાળ, ઓરડો કે મેડાનો કે ઘરનો બીજો કોઇ ભાગ તેમને વાપરવા કે આવવા-જવાને માટે આપવો નહિ જેથી બંને ભાગ સ્વતંત્ર ઉપયોગ માટે સરળતાથી રહી શકે.

( ૨ ) ઉપર પ્રમાણે જણાવેલા ભાગ પૈકી કોઇ ભાગ મારા કુટુંબની વિધવાને અપાયો ન હોય તો આખું ઘર, અને કોઇ ભાગ અપાયો હોય તો તે સિવાયનું બાકીનું આખું ઘર. સ્ત્રીઓના એટલે કન્યા વિદ્યાલય, કન્યા છાત્રાલય, સ્ત્રીહુન્નર ઉદ્યોગાલય, પ્રસૂતિગૃહ વા એવા જ બીજા સ્ત્રીહિતના સાર્વજનિક ઉપયોગ માટે કામમાં લેવું.

( ૩ ) વસો ગામ માટે વા પેટલાદ મહાલ માટે સેવાશ્રમ જેવી કોઇ સંસ્થા સ્થપાય અને સ્વયંસેવકોને તાલીમ આપવાના ટૂંક સમય વા તાલીમ લીધા બાદ સેવા કરવાનાં વર્ષો દરમિયાન લાંબી મુદત માટેના સ્થળ તરીકે આ મકાનનો ઉપયોગ કરવો.

( ૪ ) મારા કુટુંબના, ફળિયાના કે છેવટે ગામના વિદ્યાર્થીઓ માટે શિક્ષકની ખાસ દેખરેખ નીચે વિદ્યાર્થી અભ્યાસગૃહ ચલાવવાની જવાબદારી કેળવણી મંડળ લેવા સંમતિ આપે તો તે માટે આ ઘરનો ઉપયોગ કરવો.

( ૫ ) ગામના આબરૂદાર વિધુર ભાઇઓને માટે અમુક માસિક ખર્ચ લઇને સ્વમાન, પ્રતિષ્ઠા સચવાઇ જમવાની અનુકૂળતા મળે તેવી યોજના કેળવણી મંડળ વા મંડળની અન્ય કોઇ જવાબદાર વ્યક્તિ વા સંસ્થા કરે તો ફક્ત નીચેનો ભાગ એટલે કલમ નં. ૧ માં જણાવેલ ૨ ભાગ વા જે કાંઇ બાકી રહ્યા હોય તે સર્વ સાથે નીચેની પરસાળ અને આગળનું રસોડું સદર યોજના માટે આપવાં.

( ૬ ) ઉપર પ્રમાણે ઘરનો ઉપયોગ ન થઇ શકે તો કુટુંબનાં કે શેરીનાં છોકરાંને સંસ્કાર આપી શકે અને સન્માર્ગે ચઢાવી શકે અને સ્ત્રીઓ માટે પણ સારા સંસ્કારનું વાતાવરણ ઊભું કરી શકે તેવા કોઇ લાયક શિક્ષક વા શિક્ષકો મળી આવે તો વગર ભાડે વા નામના ભાડે વા પુરા ભાડાથી તેમને ઘર રહેવા આપવું. **ફક્ત ભાડું ઉપજાવવા આ ઘર ગમે તેને ભાડે આપવાનું નથી.** કન્યાશાળાને સ્વતંત્ર નવું મકાન કે બીજું મકાન મળે નહિ અને સરકાર આ મકાનનું માસિક ભાડું રૂા. ૩૦)થી ઓછું નહિ એટલું આપવાનું સ્વીકારે તો થોડોક જરૂરી ફેરફાર કરી આપી લાંબી મુદતની બાંધણીથી આ ઘર કન્યાશાળાને ભાડે આપવા હરકત સમજવી નહિ.

( ૭ ) ઘર બનતા સુધી વેચવું નહિ જ, પણ કોઇ કારણે વેચવાનું ઠરે તો ભલે વેચવું, પણ વેચાણની કિંમત ઠરે તે કરતાં રૂા. ૧૦૦૦) એક હજાર ઓછા લઇ પ્રથમ આ ઘર ભાઇ મણિભાઇને અને પછી ભાઇ ભાઇલાલભાઇ અને શિવાભાઇને વા તેમના વારસોને અગ્ર હકે આપવાનું ઠરાવું છું. મકાનની વેચાણની કિંમતમાંથી નવું મકાન યોગ્ય સ્થળે કરવું વા રકમનો ઉપયોગ ન્યાસ તરીકે સોંપીને ન્યાસની રકમ જરૂર જણાય તો વસો વા ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળમાં થાપણ તરીકે આપીને વ્યાજનો ઉપયોગ સ્ત્રી-કેળવણીનાં કામોમાં વા સ્વયંસેવકોના નિભાવાર્થે કરવો.

ટીપ ૧. મારા ભાણેજ ચિ. મહેન્દ્રભાઇ વા તેમના પિતાશ્રી ભાઇ ચિમનભાઈ વસોમાં આવવાના અને રહેવાના હોય અને મેડાવાળા ભાગમાં તેમને ઊતરવાની વ્યવસ્થા સહેલાઇથી થઇ શકતી હોય તો તેઓ રહે તેટલી મુદત આ ઘરમાં રહેવાનો અગ્ર હક રાખું છું.

ટીપ ૨. મારા મુ. રેવાભાઇના કુટુંબમાં લગ્નનો પ્રસંગ હોય અને સહેલાઇથી ઘર ખાલી થઈ શકતું હોય તો બહારગામનાં સ્ત્રીપુરુષોને ઊતરવા માટે વધારેમાં વધારે પાંચ દિવસ માટે ઘર કેળવણી મંડળ આપી શકશે; પણ આ ઘરનો ઉપયોગ આવા પ્રસંગોએ રસોડા કે કોઠાર તરીકે વાપરવા આપી શકાશે નહિ તેમ જ કુટુંબીજનો હક તરીકે આ મકાન માગી શકશે નહિ.

૪. ભડકદની મારી સ્થાવર જંગમ મિલકત છે તેનો વહિવટ હાલ મારા ભાઇ મણિભાઇ કરે છે તે હાલના ધોરણે વહીવટ કરે અને તેનું જે કંઇ ઉત્પન્ન આવે તે પૈકી ½ ભાગ તા. ૧-૧૨-'૩૫ થી **ભડકદ ગામના ખેડુતોને ખેતીના કામો માટે વા પુસ્તકાલય** શાળા જેવા સાર્વજનિક કામો માટે એટલે લોકકલ્યાણ માટે ખર્ચાય અને ½ ભાગ મુ. શ્રી. હરિકાકાના ભાણેજ ભાઇ આપાભાઇના પુત્ર વા પુત્રો-પુત્રીઓની શાળા-પાઠશાળાની કેળવણીના ખર્ચ માટે અપાય અને તેની જરૂર ન રહે ત્યારે તે ઉત્પન્ન ભડકદ ગામને ઉપરના ધોરણે મળે. ભાઈ મણિભાઇ ભડકદની મિલકતનો વહીવટ કરે છે એમ કરે ત્યાં સુધી એ ઉત્પન્નનો ઊપજનો ½ ભાગ વહીવટ કરવાની મહેનત બદલને તે પોતે લે એમ આથી ઠરાવું છું. ભાઇ મણિભાઇ વહીવટ ન કરે ત્યારે ટ્રસ્ટીઓએ વહીવટ કરવો વા કરાવી લેવો અને મિલકતનું ચોખ્ખું બધુંજ ઉત્પન્ન **ખેડુતો માટે ખર્ચવું.**

૫. આ સિવાય કાવઠામાં મારા નામે એક ખેતર છે અને તે ગીરો હકે છે. તે ચિ. ભાણાભાઇને બક્ષિસ તરીકે મેં આપેલું છે અને ગીરોની રકમ ચિ. ભાણાભાઇને આપવાની રકમમાં ગણેલી છે. એટલે ગીરોમાંથી છૂટે ત્યારે તેની આખી રકમ વા ગીરો છૂટે ત્યાં સુધીનું તેનું ઉત્પન્ન ચિ. ભાણાભાઇને મળે એમ આથી જાહેર કરું છું.

૬. મારી વીમાની રકમની વ્યવસ્થા વસો કેળવણી મંડળને પ્રાંલાયદા લખાણથી ટ્રસ્ટ તરીકે સોંપી છે. એટલે તે લખાણ પ્રમાણે અમલ થાય તેમ અત્રે જણાવું છું.

૭. આ સિવાય મારા નામે ખત્રીવાડમાં રસ્તા ઉપરનું એક ઘર આવે છે. તે **નિરાધાર લોકોના ઉપયોગ માટે** વસો કેળવણી મંડળને બક્ષિસ આપવા નક્કી કર્યું છે. અને મારી હયાતીમાં મેં લેખ ન કર્યો હોય તો મિલકતના વહીવટ કરનારાઓએ લેખ કરી આપવો.

૮. મારા નામે વા મારા ભાગની વા આગલી આ સિવાય જો કંઈ સ્થાવર વા જંગમ મિલકત હોય તો તે મિલકત મારા ટ્રસ્ટીઓએ મારાં પત્નીની સલાહ લઇ ઉપરના ધોરણે (તે મિલકત) જેમને તેમને બક્ષિસ કે વહીવટ માટે સોંપવી.

૯. મારા નામે દેવું તો નથી જ, પણ કંઇ જામીનગીરીના કારણે વા બીજા સબબથી પાછળથી જાહેર થાય તો મારી મિલકતમાંથી પ્રથમ આપવું અને પછી વધે તેનો વહીવટ ટ્રસ્ટીઓએ કરવો.

૧૦. ઉપર પ્રમાણે વસિયતનામાનો અમલ કરવા હું નીચેના ભાઇઓને મારા ટ્રસ્ટીઓ તરીકે નીમું છું.

(૧) રા. રા. ગોપાળદાસ અંબાઈદાસ દેસાઈ, (૨) ભાઇ ચંદુભાઇ મણિભાઈ અમીન, (૩) ભાઈ જમનાદાસ ભાઇલાલભાઈ અમીન, (૪) ભાઈ મહેન્દ્રભાઇ ચિમનભાઇ પટેલ, (૫) રા. રા. રામભાઇ કાશીભાઈ પટેલ

ભાઇ રામભાઈ મંત્રી અને ભાઈ ગોપાળદાસ અધ્યક્ષ તરીકે આ ટ્રસ્ટીઓની સમિતિમાં કામ કરે.

૧૧. ચિ. ભાણાભાઇને વખતોવખત અમોએ આપેલા અને મારી પુત્રીની જણસોના વેચાણની કિંમતના ઉપજેલા રૂપિયા વ્યાજ સાથે મળી કુલ રૂ. ૫૦૦૦) પાંચ હજાર રૂપિયા તા. ૧-૮-'૩૫થી મેં જુદા રાખ્યા છે અને જુદે જુદે સ્થળોએ રોક્યા છે. આ રકમમાં જે કંઇ ઉણપ રહે અને તે રકમ પૂરી કરવાને બીજી વ્યવસ્થા ન કરી હોય તો તે રકમ રૂ. ૫૦૦૦) અને ઉપરની તારીખથી તે રકમનું વ્યાજ ૪ ટકા ગણીને એ આખી રકમ પૂરી કરવા મારી મિલકતમાંથી તજવીજ કરવી. અને મેં ઇલાયદી યોજના કરી છે તે પ્રમાણે ચિ. ભાણાભાઇને માટે તે રકમ ઇલાયદી રાખવી.

**વડોદરા, રામજી મંદિર** **મોતીભાઇ ન. અમીન**
તા. ૧૯-૬-૩૫ સવારના ૪થી ૫ વાગે તા. ૨૮-૪-૩૭
**રામભાઇ કાશીભાઈ પટેલ** સાખ દા. પોતે

તા. ક. :—મૂળ લખાણ તા. ૧૯-૬-૩૫ના રોજ કરેલું તેમાં જરૂરી ફેરફાર કરી સહી આજે તા. ૨૮-૪-૩૭ને રોજ વસો મુકામે કરી છે અને તેમાં સાક્ષી તરીકે ભાઇ રામભાઇ કાશીભાઇ પટેલની સહી કરાવી છે.
**મો. ન. અમીન**

***

## ૩—વીમાની રકમો વિષે કેળવણી મંડળને લખેલો પત્ર

**શ્રીયુત વસો કેળવણી મંડળના મંત્રીજી, મુ. વસો.**

આજરોજ હું મારી જીંદગીના વીમાની રૂ. ૧૦૦૦) રૂ. ૧૬૦૦) રૂ. ૨૫૦૦) એ પ્રમાણે કુલ રૂ. ૫૧૦૦)ની ત્રણ પોલીસીઓ જે મેં વસો કેળવણી મંડળના મંત્રીને નામે ચઢાવી આપી છે, તે મંડળને ટ્રસ્ટ તરીકે સોંપું છું. મારી હયાતી બાદ બોનસની રકમ સાથે કુલ રૂ. ૬૦૦૦) તમને મળશે. આ રકમની વ્યવસ્થા નીચેની શરતો પ્રમાણે કરવાની છે. આ શરતો કેળવણી મંડળની પ્રોસીડીંગ બુકમાં કાર્યવાહક મંડળના ભાઈ રામભાઈ કાશીભાઇ પટેલ, તથા ભાઇ છોટાભાઈ વાઘજીભાઈ અમીન, તથા ભાઈ મણિભાઈ મોતીભાઈ અમીનની ખાસ ખાનગી સભા ભરી નોંધી લેશો અને પ્રસંગ આવ્યે તેનો અમલ શરતો પ્રમાણે કરશો.

**શરતો**

૧. આ ટ્રસ્ટની હકીકત મારી હયાતી બાદ જાહેર કરવી.

૨. આ રકમ મંડળને મળે, એટલે મંડળના પોતાના કોઇ મકાન ખાતે રોકવાની જરૂર હોય તો વાજબી વ્યાજ આપવાની બાંહેધરીથી વ્યવસ્થાપક મંડળના ઠરાવને આધારે મંડળના કામે રોકવી. મંડળને જરૂર ન હોય તો વસો ગામની કોઇ સહકારી પ્રવૃત્તિમાં સુરક્ષિત રહી શકે તેવી રીતે થાપણ તરીકે રોકવી અથવા તો અન્ય કોઇ, મંડળને યોગ્ય લાગે તેવા, સદ્ધર સ્થળે રોકવી.

૩. આ આખી રકમનું પૂરેપુરું વ્યાજ મારાં પત્ની રૂપબા હયાત હોય ત્યાંસુધી તેમના ભરણપોષણ, પુણ્યદાન વગેરે બાબતોમાં સ્વતંત્ર રીતે ખર્ચવા તેમને આપવું.

૪. તેમની હયાતી બાદ આ આખી રકમનું **વસો સાર્વજનિક હિતવર્દ્ધક ફંડ** એ નામે એક ટ્રસ્ટફંડ બનાવવું, અને ફક્ત તેનું વ્યાજ મારી કરેલી નીચેની યોજનામાં જણાવેલી પ્રવૃત્તિઓ ખાતે કેળવણી મંડળે વાપરવું. સદરહુ યોજનામાં ફેરફાર કરવાનું લખીને હું હવે પછી જણાવું વા મારા વસિયતનામામાં હું હવે પછી લખું તો તે પ્રમાણે મંડળે ઘટિત ફેરફાર કરવો.

(૧) રૂા. ૫૦૦ વિધવાસહાયક ફંડ : વિધવાઓને અનાજ, કપડાં વગેરેની મદદ ગુપ્ત રીતે આપવી. નિર્વાહ વા સેવા કરવાના ઉદ્દેશથી વિદ્યાભ્યાસ કરવા ઇચ્છનાર વિધવાઓને મદદ આપવી.

(૨) રૂા. ૫૦૦ ધાર્મિક અને સામાજિક વિષયક કથા ફંડ : મહિલા પુસ્તકાલય વા એવા કોઇ અન્ય સ્થળે સ્ત્રીઓ માટે કથા, વાર્તા, ઉપદેશ, ભાષણ વગેરેની વ્યવસ્થા કરવી. મારાં પત્નીની હયાતી દરમિયાન તેમની સંમતિથી મારા ઘર આગળ આ બધી વ્યવસ્થા રાખવી.

(૩) રૂા. ૫૦૦ મહિલા પ્રવૃત્તિ પ્રગતિ ફંડ : ગરબા, પ્રદર્શન, પ્રવાસ, વક્તૃત્વ, સંગીત, મિજલસ વગેરે સ્ત્રીઓની હરકોઇ પ્રવૃત્તિ માટે ખર્ચ કરવું.

(૪) રૂા. ૫૦૦ સમાજસેવક સ્વાગત ફંડ : પ્રતિષ્ઠિત સ્ત્રી વા પુરુષ સમાજસેવક વસોમાં આવે તેમની સરભરા વા ગાડીભાડું વગેરે કોઇ પણ બાબતમાં ખર્ચ કરવું.

(૫) રૂા. ૫૦૦ સામાન્ય જ્ઞાનપ્રચાર ફંડ : એક આનાની અંદરનાં દિવાલપત્રો, ચિત્રો, પત્રિકાઓ. વગેરે મફત વહેંચવા વા વધારે કિંમતની પત્રિકાઓ પુસ્તકો વગેરેની કિંમત ઘટાડીને વેચવા—વસો યુવક મંડળ દ્વારા બનતા સુધી આ કામ લેવું.

(૬) રૂા ૫૦૦ ખેડુત સહાયક ફંડ : બી, નવીન ખાતર, ઓજારપ્રયોગ માટે મદદ વા ઇનામ આપવું. કોઇ નિરાધાર ખેડુતને ખેતીનાં સાધન આપવાં.

(૭) રૂા ૫૦૦ શ્રમજીવી સહકારી બચત મંડળી : ગરીબ મહેનતુ વર્ગ માટે બચત ફંડ, ધીરધાર વગેરે માટે એક નાની મંડળી ચલાવવા વા પ્રયોગ કરી જોવામાં ખર્ચવું. આ ખાતે રૂા. ૫૦૦ની મૂડી થાપણ તરીકે આવી મંડળીને આપી શકાય.

(૮) રૂા. ૫૦૦ સ્વાશ્રયી વિદ્યાર્થી ફંડ : શારીરિક શ્રમ વેઠી વા નિર્વાહ માટે મહેનત કરી ભાઈ કેશવલાલ માફક વિદ્યાભ્યાસ કરનાર વિદ્યાર્થીઓને મદદ કરવી.

(૯) રૂા. ૫૦૦ હરિજન સહાયક ફંડ : ભંગી સહકારી મંડળીને રૂા. ૨૪ અપાતા હતા તે ધોરણે ભંગી વા અન્ય હરિજનોના હિત માટે ખર્ચ કરવું.

(૧૦) રૂા. ૫૦૦ વિદ્યાદાન પ્રથા સહાયક ફંડ : મારા તરફથી વિદ્યાદાન ખાતે હાલ રૂા. ૨૫ દર વર્ષે અપાય છે તે જ ધોરણે અને તે જ નામોએ ઉપજેલા વ્યાજના પ્રમાણમાં રકમ આપવી.

(૧૧) રૂા. ૫૦૦ નિઃસ્વાર્થ સેવા કદર ફંડ : કોઇ બાઇ વા ભાઇએ આત્મભોગ આપીને ગામની વા વ્યક્તિની ખાસ નોંધ લેવા જેવી કંઇ નિઃસ્વાર્થ સેવા કરી હોય અને તેની જાહેર કદર કરવાની જરૂર હોય તો રૂા. ૨૫ સુધીની મદદ મેળાવડો ભરીને જાહેર રીતે તેમને આપવી.

(૧૨) રૂા ૫૦૦ યુવક પ્રવૃત્તિ સહાયક ફંડ : નાટ્યપ્રયોગો, મેજિક લેંટર્નના પ્રયોગો, વિજ્ઞાનના પ્રયોગો જેવાં યુવકોના સંઘબળનાં ગ્રામસેવાનાં કામો અને એક માસ સુધીના શિક્ષણવર્ગોની તાલીમ લેવાનાં કામોમાં મદદ આપવી.

(૧૩) રૂા. ૫.૦ ગરીબોનું હકરક્ષણ ફંડ : ગરીબ વા નિરાધાર બાળકોના હિત માટે કાયદેસર દાદ માગવા માટે વા પછાત કોમોના હક્ક મેળવવાની લડત માટે ખર્ચવા.

વીસનગર  
તા. ૬ : ૪ : '૩૩

તમારો  
(સહી) મોતીભાઈ ન. અમીન

ટીપ:—આ પત્રમાં છપાએલી વિગતો પ્રમાણે ટ્રસ્ટની કુલ રકમ રૂા. ૬૫૦૦) થવી જોઇએ; પણ અત્રે રૂા. ૬૦૦૦)નો ઉલ્લેખ છે. એટલે વીમાની રકમ આવ્યા પછી, તે રકમ રૂા. ૬૫૦૦) કરતાં ઓછીવત્તી હશે તો તે પ્રમાણે ફંડોની રકમોમાં વધઘટ થશે વા વ્યાજમાંથી કે બીજી રીતે પૂરી કરવામાં આવશે.

રા. કા. પટેલ

—※—

# કેવી નિસ્પૃહતા !

## ( સરકારી નોકરીનો સંક્ષિપ્ત ઇતિહાસ )

**સદ્‌ગત** શ્રી. મોતીભાઇ ન. અમીન ગ્રેજ્યુએટ થયા પછી વડોદરા રાજ્યની નોકરીમાં દાખલ થયેલા. ક્યારે કેટલા પગારથી દાખલ થયેલા અને ક્રમિક બઢતી પામતાં પામતાં ક્યાં સુધી આગળ વધેલા, તેનો ખ્યાલ આવે તે માટે નીચેની વિગત અગત્યની થઇ પડશે.

[ સંપાદિત ]

નોકરીની શરૂઆત તા. ૧૮-૧-૧૯૦૨.

| હોદ્દો | તારીખ | પગાર |
|---|---|---|
| એકસ્ટ્રા ટીચર પાટણ હાઇસ્કૂલ | ૧૮- ૧ ૦૨ | ૪૫ |
| | ૧-૧૦-૦૩ | ૪૭ |
| સંસ્કૃત ટીચર પાટણ હાઇસ્કૂલ | ૧-૧૨-૦૩ | ૫૦, ૫૨ |
| હેડમાસ્તર પેટલાદ એ. વી. સ્કૂલ | ૧૧-૧૨-૦૫ | ૬૫ |
| | ૧૬- ૬-૦૮ | ૬૯ |
| જાતપગાર મળ્યો | ૧- ૮-૦૮ | ૬૯+૧૬ |
| | ૧૧-૧૨-૦૯ | ૭૩+૧૨ |
| અસિ. ડાયરેક્ટર ઓફ લાઇબ્રેરીઝ | ૪- ૧-૧૧ | ૧૦૦ |
| એક્ટિંગ ક્યુરેટર ઓફ લાઇબ્રેરીઝ | ૧૬- ૬-૧૩ | ૧૦૦+૫૦ |
| આસિ૦ ક્યુરેટર ,, | ૧-૧૦-૧૫ | ૧૨૦ |
| એક્ટિંગ સ્ટેટ લાઇબ્રેરિયન | ૧૬- ૪-૧૭ | ૧૨૦+૭૦ |
| સેકન્ડ ગ્રેડ લાઇબ્રેરિયન અને આસિ૦ ક્યુરેટર | ૧૬- ૭-૧૭ | ૧૨૦ |
| | ૧-૧૦-૧૭ | ૧૭૦ |
| | ૩-૧૦-૨૧ | ૨૦૦ |
| | ૧- ૫-૩૧ | ૨૦૦+૨૫+૫૦ |

નિવૃત્તિકાળે પગાર રૂ. ૨૦૦+૭૫ જા. ૫. મળી રૂ. ૨૭૫-૦-૦.

પેટલાદ ખાતેની સદ્‌ગતની પ્રવૃત્તિઓ અને કામગીરીથી ખુશ થઇને સન ૧૯૦૮ માં કે. શ્રીમંત મહારાજા સાહેબે જાતપગાર શરૂ કરેલો અને ત્યાંની સદ્‌ગતે શરૂ કરેલી મિત્ર-મંડળ પુસ્તકાલયોની યોજનાની ઉપકારકતા તેમ કામગીરીની છાપ શ્રીમંતના દિલ પર સારી પડેલી હોવાથી જ પુસ્તકાલય ખાતુ ઉઘાડવાનું ઠરતાં શ્રીમંતે પોતે જ શ્રી. મોતીભાઇને ખાતાના ડાયરેક્ટરના મદદનીશ તરીકે યોજવાનું ફરમાન મોકલેલું. સદ્‌ગતની સેવા આ રીતે શાળા ખાતામાંથી બદલાઇ પુસ્તકાલય ખાતામાં શરૂ થઇ. તેમ થતાં સદ્‌ગતને તાત્કાલિક લાભ થોડો ઘણો જરૂર મળ્યો, પણ શાળા ખાતામાં જ જો તે ચાલુ રહ્યા હોત તો મોટી હાઇસ્કૂલોના હેડમાસ્તરપદે, વા વિભાગશાળાધિકારી કે નાયબ વિદ્યાધિકારીના પદે જરૂર પહોંચી ગયા હોત. પણ એ બાબતમાં સેવાભરગુલ સદ્‌ગત શ્રી. મોતીભાઇએ કદી જ અસંતોષ દર્શાવ્યો નથી વા પોતાને થએલા આર્થિક નુકસાનને આગળ કરી પોતાની જગા સુધરાવવા કિંવા જાતપગારથી ભરપાઇ કરવવાને કદી જ ખટપટ વા તજવીજ કરી નહોતી. લાઇબ્રેરીખાતાની નોકરીના છેલ્લા ભાગમાં મળેલો જાત-પગારનો વધારો તેમજ રૂ. ૧૫૦૦)ની પર્સ એ શ્રીમંત મહારાજા સાહેબની ખુદની કૃપાના ફળરૂપે જ.

ના. નં. ચોકસી

# પરિશિષ્ટ ૪

[ સદ્. શ્રી. મોતીભાઇ સાહેબના અવસાનના સમાચાર જાણી ભિન્ન ભિન્ન સ્થળેથી જે પત્રો આવેલા તે આં નીચે આપ્યા છે. આ સિવાય બીજા પણ અનેક પત્રો સદ્. ના કુટુંબીઓ પર બારોબાર પણ ગયેલા છે.—તંત્રી. ]

## શસ્ત્રક્રિયા કરાવતા અગાઉ આવેલા પત્રો

ભાઇશ્રી મોતીભાઇ,

આજે જ તમારી બિમારીના સમાચાર આણંદથી ચંદુભાઇએ મોકલ્યા. તમારે હૉસ્પિટલમાં જવું પડયું છે એ ખબર જ નહોતી. આશા છે કે તબીઅત સુધારા પર હશે. ઈશ્વર તમને જલદી આરામ આપે.

લિ.

**બારડોલી**, તા. ૨૭-૧-'૩૯ વલ્લભભાઇના વંદેમાતરમ્

---

તમને ગંભીર બિમારી શી ? મારી ઉમેદ છે કે દાકતરોનો ભય મિથ્યા કરશો ને અંતે ઑપરેશન સારૂં નીવડશે.

**બારડોલી**, તા. ૨૭-૧-'૩૯ મો. ક. ગાંધીના વંદેમાતરમ્

---

## શસ્ત્રક્રિયા પછી પૂ. મહાત્માજી તરફથી આવેલો પત્ર

ભાઇ મોતીભાઇ,

તમારી ઉપર શસ્ત્રક્રિયા બહુ સારી રીતે થઇ એવા ખબર આજે ઠક્કરબાપાએ આપ્યા. દિવસે દિવસે સારા થતા રહો ને જેવા હરતાફરતા હતા તેવા જોવાની આશા સેવું છું.

**બારડોલી**, તા. ૩૧-૧-'૩૯ મો. ક. ગાંધીના વંદેમાતરમ્

---

## અવસાન પછી આવેલા તાર તથા પત્રો

Deeply grieved to hear of Motibhai Amin's death Kindly convey my sympathy to members of the family.

Baroda, 2-2-'39 Krishnamachari
( Dewan, Baroda State )

---

Extremely grived. Province has dealt another cruel blow. All Gujarat mourning Motibhai's death. Convey my condolences bereaved family.

2-2-'39 Vallabhbhai (Sardar)

---

Great and irreparable loss. Heaven bless his soul.

Rajkot, 2-2-'39 Gijubhai and Somabhai

---

Shockingly grieved. May Motibhai's soul rest in divine peace.

Rajkot, 2-2-'39 Teachers' Union, Baroda State

× × × I was very much shocked to hear of the death of Sjt. Motibhai Amin. I wanted to write to some member of his family conveying my sincere regrets on this demise, but unfortunately I did not know whom to write. It certainly took us all by surprise that a very useful life should be cut off all of a sudden, especially at a time when he was busy with his multifarious activities with social work in 'Charotar'. He was one of the few God's good men I have come across in life, and I carry some of the pleasantest memories of our friendship lasting nearly thirty years. On many occasions we had worked together on many important problems and his sincerity and geniality can be seen in every action of his. His death is certainly a very great loss to Vaso and to Gujarat and I trust his colleagues would be able to carry on his mission successfully. × × ×

Reserve Bank of India
Bombay, 24-2-1939

Yours Sincerely
Manilal B. Nanavati
(Deputy Governor)

ભાઈ મોતીભાઈના અવસાનના માઠા સમાચાર આજે બપોરે અહીં મળ્યા તેથી ઘણી જ દિલગીરી થઈ છે. હું આજે ટેઢની ગાડીમાં તેમને જોવાને માટે અમદાવાદ જવાનો હતો. પણ ઘેરથી નીકળતા પહેલાં માઠી ખબર મળી તેથી માંડી વાળવું પડ્યું.

તેમણે તો પોતાની ભારે સેવાવૃત્તિ અને જનહિતને માટે અનેક પ્રકારની પ્રવૃત્તિઓથી પોતાનું નામ અમર કર્યું. તેમનો દેહ ગયો છે પણ તેમનો આત્મા તો તેમની અનેક જનહિતકારી પ્રવૃત્તિઓને પોષવા અમર રહેશે.

તમને તથા સર્વ મિત્રો તથા ચાહનારાઓને ભારે દુઃખ થાય એ સ્વાભાવિક છે, પણ પ્રભુની મરજી આગળ આપણો કંઈ ઉપાય નથી.

વડોદરા, તા. ૨-૨-'૩૯

ગોવિંદભાઈ હા. દેસાઈ
(નિવૃત્ત નાયબ દિવાન, વડોદરા રાજ્ય)

મરહૂમે ચરોતરની અમૂલ્ય સેવા બજાવી હતી અને એક કેળવણીકાર તરીકે તેમની આગેવાની અમૂલ્ય હતી.

ભરૂચ, તા. ૩-૨-'૩૯

અંબાશંકર ઉત્તમરામ મલજી
(દિવાનબહાદુર)

પૂ. મુ. મોતીભાઇના અવસાનના સમાચારો દર્દથી સાંભળ્યા. કેટલીયે પ્રવૃત્તિના જનક, નિરભિમાની, કર્તવ્યપરાયણ, સંતાત્મા આપણને છોડી ચાલ્યા ગયા. મોતીભાઇ એ અમૂલ્ય ઉત્તમ પ્રકારનું પાણીદાર મોતી નીવડ્યું. પ્રભુ તેમના આત્માને શાંતિ આપો.

તેમણે છેલ્લે છેલ્લે બહુ ખેંચ્યું. મને તેઓ ઉપદેશ આપતા હતા કે બહુ કામ ન કરવું, થાક લાગવા ન દેવો, વધારે વખત સેવા કરવા યોગ્ય રહેવું, વગેરે; પણ પોતે જ એ ઉપદેશ ન માન્યો અને કામમાં ને કામમાં ખતમ થઇ ગયા.

તેમને શાંતિથી પુસ્તકો વાંચવાનું આવતે વર્ષે મન હતું. હવે તેઓ પ્રભુના ચરણે એની કૃપાનું પુસ્તક વાંચે.

**રાજકોટ**, તા. ૩-૨-'૩૯ **ગિજુભાઇ બધેકા**

---

સ્વ. મોતીભાઇના સ્વર્ગવાસથી આખાએ ગુજરાતને કેટલી ખોટ પડી છે તે મારા જેવાને કહેવાની ક્યાં જરૂર રહી છે ! મને પોતાને એમનો આ વિયોગ સાલે છે, પણ મારૂં દુઃખ કોને કહું ? એમના કુટુંબીઓને આશ્વાસન પણ કેમ આપું !

**આંબલા**, (સોનગઢ) તા. ૧૨-૨-'૩૯ **નાનાભાઇ**

---

મોતીભાઇ સાહેબના અવસાનથી વડોદરા રાજ્યે અને આખા ગુજરાતે એક મહાન મૂગો સેવક ગુમાવેલ છે. પુસ્તકાલયપ્રવૃત્તિ, માધ્યમિક અને ઉચ્ચ કેળવણી તથા પાટીદાર-વર્ગમાં સમાજસુધારાનાં કાર્યોમાં તેમની સેવા અમૂલ્ય છે-અને તેઓનું સ્થાન કોઇ સંભાળી લે તેમ અત્યારે જણાતું નથી. પ્રભુઇચ્છા બળવાન છે.

**અમરેલી** ૪-૨-'૩૯ **મોહનલાલ વીરજીભાઇ**

---

Aggrieved to hear Motibhai's death-convey our deep condolence his breaved family.

**Jinja, 7-2-39** ***Yuvak Mandal***

---

Deeply regret Motibhai Saheb's demise.

**Tanga, 7-2-'39** **Vasowallas**

---

Deeply grieved at sad demise Motibhai Saheb. Convey hearty condolence.

**Mombasa, 8-2-'39** **Vaso Union**

---

**પ્રસ્થાન કાર્યાલય**
પારસી અગિયારી સામે, અમદાવાદ
તા. ૧૦–૨–૩૯

**પ્રિય ભાઈશ્રી અમીન,**

પુસ્તકાલય સ. સ. મંડળ લિ. ના પિતા સમાન મુ. શ્રી. મોતીભાઈ સાહેબના અવસાનથી આપના જેવાને એક વડીલ ગુમાવવા જેવું થયું છે; તો અમારા જેવાને એક સમર્થ સલાહકાર, માર્ગદ્રષ્ટા અને મુરબ્બીની ખોટ પડી છે. એમના પરિચયનો લાભ મને ઠીકઠીક પ્રમાણમાં મળ્યો છે. મારા જેવાની સામાન્ય પ્રવૃત્તિમાં પણ તેઓ કેટલો રસ લેતા હતા તેનો વિચાર કરૂં છું ત્યારે તેમની મહત્તા નજર સમક્ષ તરવરે છે. છેલ્લી મહાસભા વખતે મારા બૂકસ્ટૉલ ઉપર તેઓ ત્રણ ચાર વખત પધારેલા; અને અર્ધો અર્ધો કલાક માત્ર જોતા જ ઊભા રહેલા. એવા એમને સદેહે ફરી જોવા નહિ મળે એ ખ્યાલથી પણ આઘાત થાય છે!

આત્મા અમર છે; શરીર નાશવંત છે.

× × ×

હા, તેમનાં છેલ્લાં દર્શન કરવાનું સદ્‌ભાગ્ય મને સ્મશાનમાં મળ્યું હતું અને તે પૂરતો મારી જાતને હું ભાગ્યશાળી માનું છું.

આપના તેમ જ મંડળના દુઃખમાં હું સહભાગી છું. એજ લિ. અધીન

**રણછોડજી મિસ્ત્રીના** જયભારત.

---

**રાજરત્ન પ્રતાપરાય ગિરધરલાલ મહેતા**
**અમરેલી**–કાઠિયાવાડ. તા. ૪ : ૨ : ૩૯

**શ્રીમાન રા. ભાઈશ્રી વાઘજીભાઈ,**

મુરબ્બી મોતીભાઈ સાહેબ સ્વર્ગસ્થ થયા તે જાણી, ખરે, આઘાત થયો છે. કેવળ પુસ્તકાલય પ્રવૃત્તિ જ નહિ, પણ ગુજરાતની સેવાપ્રવૃત્તિના નાયક અને પ્રેરક તેઓ હતા. મૂંગા, નિષ્કામ, નિરભિમાની અને પરમસેવક તેઓ હતા. ગુજરાતના એક મહાન જ્યોતિર્ધર લેખાય, આથમતા જતા યુગના સજીવ પ્રતિનિધિ તેઓ હતા. ચાલતા યુગના તેજસ્વી બળને ઝીલનારા અને યુગ સાથે ચાલનારા પણ હતા. ગુજરાતે એક કિંમતી ' મોતી ' ખોયું છે. પણ, આપણે ઇચ્છીએ કે, તેઓએ અધૂરૂં મૂકેલું કાર્ય ગુજરાત ચાલુ રાખે!

આપણી પુસ્તકાલય પ્રવૃત્તિ તો અત્યારે રાંડી પડી ગણાય. જેની રગેરગમાં, જ્ઞાનપ્રચારની ઉત્કટ અને શાંત છતાં પ્રબળ ભાવના વહેતી હોય એવો બીજો કોઇ પુરુષ દેખાડશો?

ઈશ્વર સદ્‌ગતના આત્માને શાંતિ આપો!!!

લી. આપનો
**પ્રતાપરાય ગિ.**

---

**આર. આર. શેઠની કું.**
**મુંબાઈ નં. ૨** તા. ૫–૨–૩૯

**શ્રી. વાઘજીભાઇ,**

પૂજ્ય શ્રી મોતીભાઇ સાહેબના દુઃખદ સમાચાર સાંભળીને પારાવાર દિલગીરી થઇ છે, કુદરતના ઘર આગળ કોઇનો ઉપાય નથી. પ્રભુ તેમના આત્માને શાંતિ આપે.

**ભુરાલાલ**

---

શાંતિલાલ દામોદરદાસ મહાજન
તંત્રી : " પ્રતાપ બાળવિભાગ. "
હલધરવાસ. (વાયાઃ મહેમદાવાદ) તા. ૯–૨–૧૯૩૯

તંત્રી : 'પુસ્તકાલય' માસિક, વડોદરા

વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિઓના સૂત્રધાર, પ્રખર કાર્યકર્તા, અજોડ કેળવણીકાર, મૂંગા લોકસેવક, બાળસાહિત્યની ખીલવણી માટે યત્નો કરનાર શ્રીયુત મોતીભાઇ અમીન સાહેબના થએલા અવસાન બદલ હું અને ' પ્રતાપ 'ના બાળવાચકો ઘણા દિલગીર થઇએ છીએ. એમની સૂચના અને સલાહ મને ' બાળવિભાગ 'ના સંપાદનકાર્યમાં ઘણી જ ઉપયોગી નીવડતી હતી. એમની દોરવણીને લીધે અમે બાળસાહિત્યમાં પીરસાતાં અનિષ્ટ તત્ત્વોને દૂર રાખતા થયા છીએ.

" બાળસાહિત્ય સર્વ સંગ્રહ ભા. ૧–૨, " ' ગુજરાતી અને પરદેશી મહાજનોનાં જીવન ચરિત્રો ' વગેરે દ્વારા જ એમની બાળકો માટે કરેલી સેવાઓ જણાઇ આવે છે. પણ હવે એ કરનાર કયાં છે ? પ્રભુ આવા માણસોને પોતાની પાસે શા માટે જલદી બોલાવી લેતા હશે ? દૂર ગયા છતાં એઓ એમના મૂંગા સંદેશા અહીં મોકલી આપણને સદ્ પ્રેરણા આપે એવી પ્રભુને અમે પ્રાર્થના કરીએ છીએ

એમના અવસાનથી ગુજરાતને ભારે ખોટ પડી છે, તેમાં યે ખાસ કરીને ' પુસ્તકાલય સહાયક સહકારી મંડળ ' અને ' પુસ્તકાલય ' માસિકને તો વધુ જ ખોટ પડી છે. અમે આપના દુઃખમાં ભાગ લઇએ છીએ. પ્રભુ એ ખોટ પૂરવા યોગ્ય સુકાની આપને મેળવી આપે તેવી, પ્રાર્થના કરીએ છીએ.

એમના આત્માને પરમકૃપાળુ પરમાત્મા શાશ્વત શાંતિ આપે તેવી અમે પ્રાર્થના કરીએ છીએ.

લિ.
શાંતિલાલ મહાજન
તંત્રી ' પ્રતાપ બાળવિભાગ '
હલધરવાસ.

---

શ્રી પ્રેમધર્મ મણિકાન્ત ફ્રિ પુસ્તકાલય.
હળધરવાસ (વાયા : મહેમદાવાદ)
૯–૨–૩૯

મંત્રીઓ, પુસ્તકાલય સહાયક સહકારી મંડળ વડોદરા,

વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિઓના યોગ્ય સૂત્રધાર, પ્રખર કાર્યકર્તા, કેળવણીકાર, લોકસેવક અને પુસ્તકાલયોના પ્રાણ શ્રીયુત મોતીભાઇ અમીન સાહેબના થએલા અવસાન બદલ અમે દિલગીર થઇએ છીએ. તેમની સહાય અને સૂચના દરેક પુસ્તકાલયોના સંચાલકોને ઉપયોગી અને માર્ગદર્શક નીવડતી. તે રીતે અમારી સંસ્થાએ એક સલાહકાર ગુમાવ્યાનું અમને ઘણુંજ દુઃખ થાય છે.

મર્હુમના આત્માને પરમકૃપાળુ પરમાત્મા શાશ્વત શાંતિ આપે અને તેમની ખોટ પૂરવા યોગ્ય સુકાની તે તંત્ર સંભાળી અમને દોરવણી કરતા રહે તેની પ્રાર્થના કરી વિરમીએ છીએ.

લિ. અમે છીએ,
શ્રી પ્રેમધર્મ મણિકાન્ત ફ્રી પુસ્તકાલય
ઢાંધરવાસ (વાયા : મહેમદાવાદ)
ના વ્યવસ્થાપકો

---

સાર્વજનિક પુસ્તકાલય
વાયા કાછીઆવાડી
તા. ૧૦-૨-૩૯

શ્રી. તંત્રીશ્રી " પુસ્તકાલય "

તા. ૨-૨-૩૯ ના રોજ પૂજ્ય મોતીભાઇ સાહેબના મરણના શોકસમાચાર સાંભળતાં જ ગામમાં હડતાલ પાડવામાં આવી હતી તથા પુસ્તકાલય પણ તેમના માનમાં બંધ રાખવામાં આવ્યું હતું. સાંજે ગામલોકની સભા થઇ હતી, જ્યાં સદ્દગતની સમાજસેવા તેમજ પુસ્તકાલય અને કેળવણીપ્રચાર અંગે વિવેચનો થયાં હતાં. જે પછી તેઓશ્રીના આત્માને શાન્તિ ચ્છતો તેમ જ તેમના કુટુંબીઓ પ્રત્યે દિલસોજી દર્શાવતો ઠરાવ પસાર થયો હતો.

લિ. આપનો
ખુશાલભાઈ કાલીદાસ પટેલ
મંત્રી. સા. પુસ્તકાલય, બાકરોલ તા. પેટલાદ.

---

કરજણ મહાલ પુસ્તકાલય મંડળ
પો. મિયાગામ કરજણ.
તા. ૨-૨-૧૯૩૯

રે. રા. રા. મંત્રીજી વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોને વેગ આપવા માટે-રાજ્ય પુસ્તકાલય મંડળની યોજના કરનાર અને રા. પુ. મંડળના આત્મા અને એક શિક્ષકમાંથી વડોદરા રાજ્ય પુસ્તકાલયના સદદનીશ વ્યવસ્થાપક સાહેબના હોદ્દા સુધી પહોંચનાર શ્રી. મોતીભાઇ ન. અમીન સાહેબના ખેદજનક અવસાનથી ઘણા દિલગીર છીએ. તેઓશ્રીના આત્માને પ્રભુ શાન્તિ આપો, એવી પ્રાર્થના છે.

મંગળભાઇ ઘે. પટેલ
મંત્રી, કરજણ મહાલ પુસ્તકાલય મંડળ.

---

કહાનજી જીવાભાઇ શેઠ
માંગરોળ (વાધરી) પ્રાં. નવસારી
તા. ૫-૧-૩૯

મે. પુસ્તકાલય સ. સ. મં. લિ. ના મંત્રી સા મારફત સ્વ. અમીન સા. ના કુટુંબીજનો તરફ, વડોદરા

મુ. મોતીભાઇ નરસીભાઇ અમીન સા. ના બુધવારે અમદાવાદમાં થએલા અવસાનના સમાચાર વર્તમાનપત્રોથી જાણી ઘણો જ આઘાત થયો છે. તેઓશ્રી કેળવણી અને જ્ઞાન પ્રચારના ઉત્તમ માર્ગદર્શક હતા. વડોદરા રાજ્ય પુસ્તકાલય પ્રવૃત્તિના આત્મા હતા. ગરીબોના સહાયક અને સેવાભાવીઓને બળ આપી આગળ ધપાવનાર હતા. તેથી વડોદરા રાજ્ય-ચરોતર-અને સમસ્ત ગુજરાતને નહિ પુરી શકાય તેવી ભારે ખોટ પડી છે. તેમના સહવાસમાં આવેલ દરેક માણસ સ્વ. મોતીભાઇ અમીન સા. અમારા વડીલ તરીકે મદદગાર હતા એમ માને છે. અમારા ચલાલા ગામની લાઇબ્રેરી ઉચ્ચ સ્થિતિએ લાવનાર અને મારી વડીલ તરીકે સંભાળ રાખનારની સહન ન થઇ શકે તેવી ખોટ પડવાથી ઘણો જ દિલગીર થયો છું. પ્રભુ સ્વર્ગસ્થના આત્માને શાન્તિ અર્પો અને તેમના કુટુંબીઓને આવી પડેલ દુઃખ સહન કરવાને બળ આપો.

હાલ. માંગરોળ
ગુ. શાળા

લિ. દુઃખી સેવક
કહાનજી જીવાભાઇ શેઠ
ચલાલા (કાઠિયાવાડ)

—✠—

# પરિશિષ્ટ ક

[ સદ્‌૦ સાહેબના અવસાન પરત્વે વિવિધ વર્તમાનપત્રોએ પોતપોતાનાં પત્રોમાં અવસાન નોંધ લીધેલી તે અહીં આ પરિશિષ્ટરૂપે ઉતારી છે. —તંત્રી ]

(" જન્મભૂમિ " તા. ૯-૨-૩૯ )

## ગુજરાતના પુ૦ પ્રવૃત્તિના પ્રાણ શ્રી મોતીભાઇ અમીન

### ગુજરાતમાં જ્ઞાનગંગાનો પ્રવાહ વહાવનાર મૂક સેવકની સેવાઓને નિવાપાંજલિ

વડોદરા રાજ્યમાં જ નહિ પણ સમસ્ત ગુજરાતમાં પુસ્તકાલયપ્રવૃત્તિના વ્યાપક વિકાસ દ્વારા, જ્ઞાનગંગાનો પ્રવાહ વહાવનારા ગુજરાતના એક સમર્થ મૂક સેવક અને કેળવણીકાર શ્રી: મોતીભાઇ નરસિંહભાઇ અમીનનું વાડીલાલ સારાભાઇ હૉસ્પિટલમાં અવસાન થયાના સમાચાર આપતાં અમને ઘણી જ દિલગીરી થાય છે.

વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિના સંચાલકનું કાર્ય તેમને સોંપવામાં આવ્યું તે પહેલાંથી જ, તેમણે પુસ્તકાલયપ્રવૃત્તિનો ગુજરાતમાં સમારંભ કરી દીધો હતો અને વડોદરા

રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું સંચાલન એમના હાથમાં આવ્યા પછી તો તેમણે વડોદરા રાજ્યને ગામડે ગામડે જ્ઞાનગંગાની પરબો મંડાવી દીધી હતી અને હિંદુસ્તાનભરમાં વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિને મોખરાનું સ્થાન અપાવી દીધું હતું.

## ગુજરાતને સેવાનો લાભ

હમણાં થોડાક સમય ઉપર જ તેઓ વડોદરા રાજ્યની સેવામાંથી નિવૃત્ત થયા હતા. તે પ્રસંગે તેમને વડોદરાનાં પ્રજાજનો તરફથી સારું સન્માન આપવામાં આવ્યું હતું. વડોદરા રાજ્યની સેવાઓમાંથી નિવૃત્ત થયા પછી, તેમની સેવાઓનો લાભ સમસ્ત ગુજરાતને મળવા પામ્યો હતો. હજી હમણાં જ આણંદ મુકામે મળી ગએલી પુસ્તકાલય પરિષદની પાછળ એમની જ પ્રેરણા હતી. જો કે માંદગીને કારણે તેઓ પરિષદમાં સક્રિય ભાગ લઇ શકયા ન હતા.

## અમદાવાદની હૉસ્પિટલમાં

છેલ્લા કેટલાક સમયથી તેમની તબિયત લથડી ગઇ હતી અને તેમને ઑપરેશન કરાવવાની જરૂર જણાતાં છેલ્લા અઠવાડિયા દરમ્યાન તેમને અમદાવાદની વાડીલાલ સારાભાઇ હૉસ્પિટલમાં લાવવામાં આવ્યા હતા. તેઓ હોજરીના કેન્સરના દર્દથી પીડાતા હતા એટલે તેમના પર શસ્ત્રપ્રયોગ કરવામાં આવ્યો હતો અને તેમના વિષે સારી આશાનાં ચિહ્નો જણાવા લાગ્યાં હતાં. પરંતુ તેમની તબિયતે અચાનક ઉથલો ખાધો અને બપોરે બે વાગતે તેમનું અવસાન થયું હતું. એમના અવસાન વેળા મુંબઇ ધારાસભાના સ્પીકર ઓન. શ્રી. ગણેશ વાસુદેવ માવલંકર અને શ્રી. ઠક્કર બાપા પણ હાજર હતા.

## સેવાઓને અંજલિ

સાંજે ચાર વાગ્યે વાડીલાલ સારાભાઇ હૉસ્પિટલમાંથી તેમની સ્મશાનયાત્રા નીકળી હતી, પણ તે પહેલાં તેમના અવસાનના સમાચાર શહેરમાં ફેલાઇ ગયા હતા.

તેમની સ્મશાનયાત્રામાં ઓન. શ્રી. માવલંકર, મ્યુનિસિપાલીટીના પ્રમુખ શ્રી. મણિલાલ ચતુરભાઇ, શ્રી. જીવણલાલ દીવાન, આચાર્ય શ્રી. આનંદશંકર ધ્રુવ, શ્રી. ઠક્કર બાપા, શ્રી. ભાઇલાલભાઇ સારાભાઇ તેમજ બીજા જાણીતા શહેરીઓ મોટી સંખ્યામાં હાજર રહ્યા હતા.

તેમને અગ્નિદાહ આપતાં પહેલાં શ્રી. ઠક્કર બાપા સ્વર્ગસ્થની સેવાઓને અંજલિ આપતાં ગદ્‌ગદિત થઇ ગયા હતા તેમની સેવાઓની પ્રશંસા કરતાં તેમણે જણાવ્યું હતું કે તેમણે ગુજરાતમાં પોતાનું નામ અમર કરી દીધું છે.

ડૉ. હરિપ્રસાદે સ્વર્ગસ્થના જીવન અને કાર્યનો ઉલ્લેખ કરી તેમને અંજલિ આપી હતી.

## એમની કિંમતી સેવાઓ

સ્વ. શ્રી. મોતીભાઇ અમીન, વડોદરા રાજ્યની જ નહિ પણ સમસ્ત ગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રાણ હતા. અને તે સાથે તેઓ એક સમર્થ કેળવણીકાર પણ હતા. વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિનું સંચાલન એમના હાથમાં આવ્યું તે પહેલાં ચરોતરમાં તેમણે કેળવણીનું કાર્ય હાથ ધર્યું હતું. પ્રજાજીવનના વિકાસની દૃષ્ટિએ ઘણું જ મહત્ત્વનું અને લોકોપકારી કાર્ય તેમણે પેટલાદ બોર્ડિંગ હાઉસ દ્વારા કર્યું હતું. વડોદરા રાજ્યના કેળવણી

ખાતાની હકુમત હેઠળ એ પેટલાદ હાઇસ્કૂલ તેમજ બોર્ડિંગ હાઉસ હોવાથી, કેટલીક મર્યાદાઓ એને સ્વાભાવિક રીતે જ નડે છતાં, એક કાર્યદક્ષ અને કર્તવ્યપરાયણ, ભાવનાશાળી અને આદર્શસેવી શિક્ષક તરીકે શ્રી. મોતીભાઇ અમીને આ સંસ્થા દ્વારા ઘણું જ ઉપયોગી કાર્ય કરેલું છે. આ બોર્ડિંગમાંથી જ ચરોતર એજ્યુકેશન સોસાયટીની સ્થાપના થઇ અને ગુજરાતમાં આ સંસ્થાએ, ભાવનગરમાં દક્ષિણામૂર્તિની સંસ્થાઓએ કરેલાં કાર્ય જેવું કાર્ય કર્યું છે. એ સંસ્થાની પ્રત્યેક પ્રવૃત્તિની પાછળ સ્વ. મોતીભાઇ અમીનનો હાથ હંમેશાં જણાઇ આવ્યા વિના રહેતો નહી.

## એમનું પ્રિય જીવનકાર્ય

પુસ્તકાલય પ્રવૃત્તિનાં મંડાણ પણ શ્રી. મોતીભાઇ અમીને, પેટલાદ હાઇસ્કૂલના હેડમાસ્તર તરીકે ૧૯૦૬ માં તેઓ કામ કરતા હતા ત્યારનાં કર્યાં હતાં અને એ પ્રવૃત્તિને અન્ય કેટલાકોએ ખાસ કરીને ગુજરાત વર્નાક્યુલર સોસાયટી જેવી સંસ્થાઓએ વધાવી લીધી હતી. તેમની એ પ્રવૃત્તિને કારણે જ વડોદરા રાજ્યે જ્યારે આ પ્રવૃત્તિ ઉપાડી ત્યારે એના વ્યવસ્થાપક અને નિયામક તરીકે શ્રી. મોતીભાઇ અમીનની પસંદગી કરવામાં આવી હતી, અને એમને હાથે પ્રાન્ત, કસ્બા અને ગ્રામપુસ્તકાલયો સ્થાપવાનું તેમ જ સુવ્યવસ્થિત કરવાનું કાર્ય છેલ્લાં પચ્ચીસ વર્ષમાં ઘણી જ ઉત્તમ રીતે થવા પામ્યું છે. શ્રી. મોતીભાઇએ એ વિષયને પોતાના જીવનનો પ્રિય વિષય બનાવ્યો હતો, અને ગુજરાતમાં એક પણ ગામડું નાનું કે મોટું વાચનાલય કે પુસ્તકાલય વિનાનું નહિ હોય એવો અભિપ્રાય સેવીને જીવનપર્યંત તેમણે એ કાર્ય કર્યું હતું.

## સેવામાં જીવન ખપાવ્યું

સ્વ. મોતીભાઇએ વસોમાં પણ કેળવણી મંડળની સ્થાપના કરીને ઘણું સુંદર કાર્ય કર્યું હતું. અવસાન સમયે તેમની વય:સાઠ વર્ષ ઉપરની હતી. તેમને પોતાને સંતાનમાં પુત્ર નથી.

***

## સ્વ૦ મોતીભાઇને અંજલિ

ગુજરાતી સાહિત્યના સૌ પહેલા અને એકલા અટૂલા ગ્રંથપાલ મોતીભાઇ અમીનનું એમના રોગની દષ્ટિએ જોતાં અતિ દુઃખદ છે. પરંતુ એ અવસાને અણધાર્યો હલ્લો આણીને એક સમર્થ જીંદગીને અધુરી સિદ્ધિએ હણી નાખી એમ આપણાથી નહિ કહી શકાય. મોતીભાઇએ પોતાની દુકાન લગભગ વધાવી લીધી હતી. વડોદરા રાજ્યને ગામડે ગામડે વાચનની યોજનાને પહોંચાડનાર મોતીભાઇએ સર્જાવતી કલમે કદી નથી કરી શકી ને ન કરી શકત એવી અનોખી સાહિત્યસેવા બજાવી લીધી હતી. મોતીભાઇનું પોતાનું જ જીવન, બીજી અનેક દિશાઓમાં એક જીવતા માનવદેહી વડલારૂપે છાયા ઢાળતું હતું આજે તો એ જીવન પોતે જ સાહિત્યમાં પ્રતિષ્ઠા પામવાને માટેની પુષ્કળ સમૃદ્ધિઓ સાથે આપણી સન્મુખ પથરાયલું છે. સૌથી પહેલું કાર્ય એ જીવન શબ્દમાં ઉતારવાનું થવું જોઇએ. એવી કોઇક કલમ કામે લાગી જવી જોઇએ, કે જે આ 'મહાન ગુજરાતી'ના ચરિત્રને એના સાચા પ્રેરણાત્મક સ્વરૂપે ગુજરાત પાસે ખડું કરી આપે.

### એમનું સ્મારક કયું કહેવાય ?

સ્વ૦ ના સ્મારકનું બીજું સાચું કાર્ય તેમણે ઘડેલી ગ્રંથાલયોની લોકવ્યાપક યોજનાને ગુજરાતના ગામડે ગામડે પાથરી દેવાનું છે. મોતીભાઈની એ વ્યવસ્થાશક્તિનો વારસો ગુજરાતમાં કોઈ વ્યક્તિએ લીધો હજુ જાણ્યો નથી, પણ એક વિભૂતિનો વિલય થાય ત્યારે તેની પછી તેના સરખી તેજસ્વી અન્ય વિભૂતિ ઊભેલી હોવી જ જોઈએ એવું માનવાનું કારણ નથી. ગુજરાતને જેટલી જરૂર વિભૂતિવંત પુરુષોની છે, તેના કરતાં વિશેષ જરૂર તો એવા એકેક પુરુષસિંહે પોતાની પાછળ મૂકેલી સંયોજનદષ્ટિને તેમ જ રચનાશક્તિને વ્યાપક સ્વરૂપે અમલમાં મૂકનાર જથ્થાબંધ ઉદ્યમી જનોની છે.

---

( " પ્રજાબંધુ " તા. ૫–૨–૩૯ )

# સ્વ. મોતીભાઇ અમીન

સુપ્રસિદ્ધ દાંડીકૂચ વખતે ચરોતરમાંથી પસાર થતાં ગાંધીજીએ કહ્યું હતું કે " મોતીભાઇના ચરોતરમાંથી હું પસાર થાઉં છું. " એ ચરોતરમાં હવે મોતીભાઇ નહિ, મોતીભાઇનાં સ્મરણો જ રહ્યાં છે.

સ્વ. મોતીભાઇ અમીન કોઇ મહાન લેખક નહોતા; સભાઓ ધ્રુજાવનાર પ્રખર વક્તા યે નહોતા; આખો દેશ જેની તરફ ટાંપી રહે એવા રાજકીય નેતા પણ નહોતા. લોકોની આંખે કે જીભે ચઢવું હોય તેણે લેખક, વક્તા કે રાજકીય નેતા થવું જ પડે. સ્વ. મોતીભાઇને એવું ગમતું નહિ હોય તેથી તેઓ તો વડોદરા રાજ્યના એક અમલદાર જ રહ્યા હતા, છતાં તેઓ એક વ્યક્તિ નહિ; પણ એક મોટી સંસ્થા હતા. તેમનું કાર્યક્ષેત્ર નાનું હતું. વડોદરા રાજ્ય અને ચરોતર સુધી એ પહોંચતું, છતાં એમાં કરવાનું ઘણું હતું. એ જાતે જ કહેતા કે "મારું આરંભેલું કાર્ય હું આ જન્મમાં તો નહિ, પણ બે જન્મમાંય ભાગ્યે જ પૂરું કરી શકું." એ કામ એવું હતું જે કરવા માટે નેતાપદની મહત્ત્વાકાંક્ષાઓ જતી કરવી પડે, એમાંથી મળી રહેતું વાહવાહનું આકર્ષણ છેટું રાખવું પડે, ને ખંત ને પરિશ્રમની શુષ્કતા હાથે કરીને ઓઢી લેવી પડે. સ્વ. મોતીભાઇએ એ કામ પાંત્રીસ વર્ષ સુધી મૂંગે મ્હોંએ કર્યા કર્યું ને જ્યારે એ ઊગી નીકળ્યું છે ત્યારે ગુજગત એની કદર બૂઝે છે. એ કામ સ્વભાવે જે શિક્ષક હોય તે જ કરી શકે.

સ્વ. મોતીભાઇ સ્વભાવે અને શરૂઆતમાં, તો વ્યવસાયે પણ શિક્ષક હતા. કેળવણીના પ્રશ્નો એ અજબ રીતે ઉકેલી આપતા. એ સ્વભાવનો લાભ એમણે એમની જીવનપ્રવૃત્તિને આપ્યો, ને છાત્રાલયો, પુસ્તકાલયો ને વિદ્યાલયો તેમને હાથે ઉછર્યાં ને મ્હોર્યાં. તેમણે ગુજરાતનો એક નાનકડો ખૂણો પસંદ કરી લીધો, કેમકે તેમનું કાર્યક્ષેત્ર જ એવું હતું કે જેમાં વિસ્તાર કરતાં સઘનતા ને ઊંડાણની વધારે જરૂર હતી. તેમનું વહાલું વસો ગામ, તેમની પ્રયોગશાળા બની ગયું ને પછી તો પેટલાદનું છાત્રાલય, વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો, વડો-

દરાની ચરોતર બોર્ડિંગ, વસોની હાઇસ્કૂલ ને ચરોતર એજ્યુકેશન સોસાયટીની ખીલવણી તેમણે કરી. એમની પ્રવૃત્તિ વધતી ગઈ, તેમ તેમ પ્રાથમિક કેળવણી, બાલમંદિર, સહશિક્ષણ, લોનફંડ અને સહકારી પદ્ધતિ, પુસ્તકાલય અને હરિજનપ્રવૃત્તિને તેમણે પોતાનાં બનાવ્યાં.

તેમની પ્રિય પુસ્તકાલય પ્રવૃત્તિ, વડોદરા રાજ્યના એ ખાતાના અધિકારી તરીકે એ નિમાયા ત્યારે સારી પેઠે ખીલી ઉઠી અને વડોદરામાં એ મર્યાદિત ન થઇ. તેમના સ્વર્ગવાસથી એ પ્રવૃત્તિને પિતા ગુમાવ્યાનો ફટકો વાગશે.

૧૯૨૭ ની રેલ સંકટ વખતે પણ તેમની સેવા અમાપ હતી. વિદ્યાર્થીઓ, લેખકો, કાર્યકરો, ખેડૂતો, હરિજનો, બાળકો–એ સૌનાં જીવનમાં સ્વ. અમીન સાહેબ ઊતર્યા હતા, નાના મોટા પ્રશ્નોનો ઉકેલ લાવવા એ મથ્યા હતા ને સૌને ઉપકારક થઇ પડયા હતા. આમ વડોદરા રાજ્યની નોકરશાહીથી અલિપ્ત રહીને રાજસેવક હતા ત્યારે પણ એ લોકસેવક હતા ને લોકસેવાને રાજકારણ અવિનાભાવ સંબંધ ધરાવતાં નથી, એ તેમણે એમના જીવનની મૂંગી સેવાઓથી સિદ્ધ કરી આપ્યું હતું. માત્ર વસો કે વડોદરા રાજ્યે, કે ચરોતરે જ નહિ પણ આખા ગુજરાતે એક ભગીરથ, અબોલ સેવક ખોયો છે ને એ ખોટ પુરાતાં ઝાઝી વાર લાગશે. તેમના આત્માને શાન્તિ પ્રાપ્ત થાઓ !

---

( " સયાજી વિજય " તા. ૯–૨–૩૯ )

# શ્રી. મોતીભાઇ અમીન

શ્રી. મોતીભાઇ અમીનના અણધાર્યા અવસાનથી એકલા ચરોતરનેજ નહિ, પણ વડોદરા રાજ્ય તથા સમસ્ત–બૃહદ્‌ગુજરાતને પણ ન પુરાય એવી ભારે ખોટ પડી છે. એઓ આદર્શ ગુરુ, અનુકરણીય અમલદાર તથા સેવાભાવી નાગરિક હતા. પુસ્તકાલય પ્રવૃત્તિના તો જનક અને પ્રાણ હતા. એમની સાદાઇ અને એમની સહૃદયતા, એમનાં ખંત અને એમની એકનિષ્ઠા, એમની દેશભક્તિ અને એમની રાજ્યસેવાના ગુણો ખરેખર પ્રશંસાપાત્ર તથા ઘણા પ્રોત્સાહક છે. પેટલાદ હાઇસ્કૂલના હેડ માસ્તર અને બોર્ડિંગ સુપ્રિન્ટેન્ડેન્ટના હોદ્દા ઉપરથી દેશભક્તિ અને જનસેવાનાં અનેક સ્વપ્ન સેવેલાં અને તે સ્વપ્ન સાકાર કરવા અનેક યોજનાઓ ઘડેલી. સૌ અનર્થોનું મૂળ અજ્ઞાન છે અને જ્ઞાનદાન જેવું ઉત્તમ દાન બીજું એકકે નથી, એવું એમના હૈયામાં ત્યારથી વસી ગયેલું, એટલે મુખ્ય શિક્ષક અને ગૃહપતિ તરીકે વિદ્યાર્થીઓને સારા શહેરીઓ બનાવવાનું ધ્યેય લક્ષમાં રાખી ઉચ્ચ પ્રકારનું શિક્ષણ આપતા હતા તથા એ ભણતર ભૂલી ન જવાય–પણ એમાં વધારો થાય એટલા માટે મિત્રમંડળ નામની પુસ્તકાલયની ફૂલગૂંથણીનાં બીજ તેઓશ્રીએ પેટલાદમાં વાવ્યાં.

આપણા ગુણજ્ઞ શ્રી મહારાજા સાહેબનું એ તરફ લક્ષ ખેંચાયું અને વડોદરામાં પુસ્તકાલયના કબીરવડનું આરોપણ કરવા આણેલા અમેરિકન નિષ્ણાત માળી મિ. બોર્ડનના મદદનીશ તરીકે તેઓશ્રીને નીમ્યા અને રાજ્યનાં ગામડાંઓમાં પુસ્તકાલયો ખોલવા, એઓશ્રીને

જે અનુકૂળતાઓ તથા ઉત્તેજન આપ્યાં, તેનું જે સુંદર પરિણામ આવ્યું છે તે આપણે જોઈએ છીએ. શ્રી. મોતીભાઈએ પેટલાદથી વડોદરા આવ્યા બાદ કમાટીબાગ (રામજી મંદિર)માં પણ છાત્રાલય ખોલી નિરાધાર–ગરીબ–આશાસ્પદ કે હતાશ વિદ્યાર્થીઓને હસ્તે-પરહસ્તે મદદ કરી કરાવી એક ઉચ્ચ પ્રકારનો આશ્રમ ચલાવ્યો હતો–જાણે અર્વાચીન યુગનું આદર્શ ઋષિકુલ બનાવ્યું હતું. વડોદરાની ગ્રામપુસ્તકાલયોની જે યોજના શ્રી. મોતીભાઈએ ઘડી અમલમાં મેલેલી, તેથી મુંબાઈ સરકાર પણ મુગ્ધ થઈ હતી અને એવી યોજના બ્રિટિશ રાજ્યમાં લાગુ કરવા હાલના મહાસભાવાદી ના. પ્રધાન મંડળે રૂબરૂ વાટાઘાટ કરવા પણ તેઓશ્રીને બોલાવ્યા હતા. કમનસીબે મુંબઈ સરકારની એ યોજના અમલમાં મેલાતી જોવા માટે તેઓશ્રી જીવી શકયા નથી.

ચરોતર કેળવણી મંડળ, છાત્રાલય મંડળ અને પુસ્તકાલય સહાયક સહકારી મંડળ વગેરે લોકોપયોગી સંસ્થાઓ એઓશ્રીના સ્વદેશાભિમાની અને ફળદ્રૂપ ભેજાનુંજ પરિણામ છે.

તેઓશ્રી પેટલાદ તાલુકાના વસો નામના નાના ગામના વતની હતા. એ વસો ગામને પણ એઓશ્રીએ શાળાઓ–પુસ્તકાલયો–વ્યાયામશાળા–કિંડરગારટન–કન્યાશાળા વગેરે શિક્ષણ-સંસ્થાઓનાં સાધનો પુરાં પાડી વસવા યોગ્ય આદર્શ નગરી બનાવી છે. ગઈ સાલ ના. દીવાન સાહેબે લગભગ આ અરસામાં વસોની જુદી જુદી સંસ્થાઓની મુલાકાત લઈ ખુશ થઈ, શ્રી. મોતીભાઈને યોગ્ય અભિનંદન આપ્યાં હતાં.

શ્રી. મોતીભાઈનું એકંદર જીવન સાદુ નિયમિત તથા ઉપકારી હતું. પોતે નિરભિમાની અને બીનઆડંબરી હતા. પોતે અમલદાર કે નેતા નહિ, પણ માત્ર સેવાભાવી પ્રજાસેવક હતા અને નિઃસ્વાર્થપણે સેવાભાવથી જ કોઈ પણ પ્રકારની ધાંધલ કે દંભ વગર પોતે પોતાની પ્રવૃત્તિઓને આગળ ધપાવતા હતા.

તેઓશ્રી કેટલા બધા લોકપ્રિય હતા, તે ઠેરઠેર ભરાયલી શોકસભાઓ અને મળેલા સંખ્યાબંધ દિલાસાઓથી જણાઈ આવે છે.

આપણા પ્રજાવત્સલ શ્રી. મહારાજા સાહેબને સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓનો પાયો નાખવા સ્વ. રમેશચંદ્ર દત્ત, રાજ્યમાં ફરજીઆત કેળવણી માટે સ્વ. હરગોવિંદદાસ કાંટાવાળા અને અંત્યજોદ્ધાર માટે સ્વ. પંડિત આત્મારામજી જેવા મહાનુભાવો મળી આવ્યા હતા, તેમ જ્ઞાનપ્રચારની બાબતમાં સ્વ. મોતીભાઈ અમીન મળી આવ્યા હતા. શ્રી મોતીભાઈ જેવી વ્યક્તિઓ બીજા દેશોમાં વધુ માન–કદર અને ખ્યાતિ પામી શકયા હોત એમાં શક નથી, એટલી પ્રતિભા અને ધગશ, યોજનાશક્તિ અને તન્મયતા, સંતોષ–સ્વાર્થત્યાગ અને પરોપકારના સદ્‌ગુણો તેઓશ્રી ધરાવતા હતા.

પ્રભુ ! સ્વર્ગસ્થના આત્માને શાંતિ આપો. તેઓશ્રી અપુત્ર છે–માત્ર એક દોહિત્ર છે, પણ શિષ્યસમુદાય તથા મિત્રમંડળ તો વિશાળ અને સાધનસંપન્ન પણ છે. તેઓ સર્વને અમે આશ્વાસન આપીએ છીએ અને તેઓ સર્વ પોતાના વડીલ ગુરુ તથા આદર્શ મિત્રના આદર્યાં અધુરા મનોરથો પૂર્ણ કરવા સારૂ સ્મારક કરો એમ અમે આ તકે ઇચ્છીએ છીએ.

---

( "લોકવાણી" તા. ૫–૨–૩૯ )

# સ્વ. અમીન

"ગુજરાતના સમર્થ કાર્યકરો એક પછી એક ઉઠી જાય છે ને તેમની જગ્યા ઝટઝટ પુરાતી નથી" એમ હમણાં જ સરદાર વલ્લભભાઇએ સ્વ. બલુભાઈ ઠાકોરને અંજલિ આપતાં કહ્યું હતું. એ કથનનો મર્મ શ્રી. મોતીભાઈ અમીનના અવસાનથી બહુ સ્પષ્ટ થાય છે; સ્વ. અમીનના અવસાનથી ગુજરાતે એક મૂક સેવક, સમર્થ કેળવણીકાર અને ગુજરાતની પુસ્તકાલયપ્રવૃત્તિનો જનક ગુમાવ્યો છે. ચાલીસ વર્ષ સુધી તેમણે ગુજરાતનું ઘડતર કરવા માટે અખંડ મથન કર્યું છે. તેઓ વક્તા ન હતા, તેમણે ભાષણો કર્યાં નથી, તેઓ નેતા બન્યા નથી કે કયાંય આગળ પડવાનો તેમણે પ્રયત્ન કર્યો નથી. તેમણે તો જીવનભર પ્રજાજીવનને પલ્લવિત કરનારી કેળવણી ને જ્ઞાનની પરબોની રચનામાં જ જીવનને ઝબોળ્યું હતું અને જીવનના અંત સુધી તેઓએ મૂંગા પણ ભારે પરિણામકારી રચનાત્મક કાર્યમાં મંડયા રહ્યા હતા. ચરોતરની કેળવણીની ઝળક સ્વ. ને આભારી છે. ગુજરાતને લાધેલા અનેક કાર્યકરો ને સમર્થ પુરુષો તેમની પેટલાદ બોર્ડિંગની ને તેમની કેળવણીની પ્રવૃત્તિની નીપજ છે. હિંદભરમાં મશહૂર થયેલી પુસ્તકાલયોની વડોદરા રાજ્યની યોજનાના તેઓ ઘડવૈયા હતા. એની પાછળ તેમણે જીવન નીચોવ્યું હતું.

× × ×

ગુજરાતે પણ હજી એમની કદર કરવાની રહી છે. એમના જીવનકાળમાં નહિ તો એમના મૃત્યુ પછી પણ ગુજરાત એ ઋણ અદા કરે એમ અમે માનીએ છીએ. સ્વ. ની સામાજિક ક્ષેત્રમાં પણ ઓછી સેવા નથી. આજે એમને હાથે દીક્ષિત થયેલા અનેક સેવાભાવી સજ્જનો ગુજરાતના સામાજિક ક્ષેત્રમાં સારી સેવા કરી રહ્યા છે. ઘણાના પ્રેરક, ગુરુ અને ગુજરાતમાં જ્ઞાનની ગંગા વહાવવા માટે જીવનભર મથન કરનાર ગુજરાતના એ સપૂતનું મૃત્યુ ગુજરાત માટે ભારે ખોટરૂપ છે. અમે સ્વ. ના આત્માને શાંતિ ઇચ્છીએ છીએ અને તેમના સ્નેહીજનો પ્રત્યે સહાનુભૂતિ પ્રકટ કરીએ છીએ.

---

( "પ્રતાપ" તા. ૫–૨–૩૯ )

# સ્વ. મોતીભાઇ અમીન

ગુજરાતના પ્રખર કેળવણીકાર શ્રી. બળવંતરાય પ્રમોદરાય ઠાકોરના અવસાનનો કારી ઘા ગુજરાતને હજુ તાજોજ છે એટલામાં ગુજરાતના અને ખાસ કરીને વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રાણસમા શ્રી. મોતીભાઇ નરસિંહભાઇ અમીનના અવસાનથી કેળવણી-જગતને બીજો અસહ્ય ફટકો પડયો છે. ટૂંક સમયની માંદગી પછી શ્રી. અમીન અમદાવાદની વાડીલાલ હૉસ્પિટલમાં સારવાર અર્થે રહ્યા હતા ને ત્યાં તેમનું બુધવારે બપોરે ૬૦ વર્ષની વયે અવસાન થયું છે. સ્વર્ગસ્થે વડોદરા રાજ્યની જ નહિ પણ સારા ગુજરાતની પુસ્તકાલય

પ્રવૃત્તિને પાળી પોષી વિકસાવી હતી. ' ગામડે ગામડે પુસ્તકાલય ' એ એમનો મુદ્રાલેખ હતો. જ્ઞાનગંગાની પરબો માંડવાના એમને અભિલાષ હતા ને તદર્થે તેમણે જીવન સમર્પ્યું હતું. તેમણે આખાય ચરોતરમાં કેળવણીનાં ચિંતન કર્યાં છે. પેટલાદ બોર્ડિંગ હાઉસ દ્વારા તેમણે ગુજરાતને ચારિત્ર્યશીલ સુશિક્ષિતો આપ્યા છે, ચરોતર એજ્યુ. સોસાયટીના પણ તેઓ સ્થાપક હતા. વડોદરાની સેન્ટ્રલ લાયબ્રેરીના આસિ. ક્યુરેટર તરીકે તેમણે સંચાલન હાથ ધર્યા પછી સારાય રાજ્યને તેમણે કેળવણીના ક્ષેત્રમાં અનોખું સ્થાન પ્રાપ્ત કરાવ્યું છે. સારા હિંદમાં અજોડ એવી સેંટ્રલ લાયબ્રેરી એ એમના પરિશ્રમનું ફળ હતું. શ્રી. અમીન સાહેબે બાળકેળવણીની દિશામાં પણ સુંદર કાર્ય કર્યું છે. એ ઉપરાંત સ્વર્ગસ્થે જ્ઞાતિસુધારા વગેરેમાં સારો ફાળો આપ્યો છે. તેમના અવસાનથી ગુજરાતને ન પુરાય એવી ખોટ પડી છે. સ્વર્ગસ્થના આત્માને પ્રભુ શાંતિ અર્પો !

---

( " ખેડા વર્તમાન " તા. ૮–૨–૩૮ )

## સ્વ. મોતીભાઇ ન. અમીનનું શોકજનક અવસાન

વડોદરા રાજ્ય પુસ્તકાલય ખાતાના માજી મદદનીશ વ્યવસ્થાપક સ્વ. મોતીભાઇ એન. અમીન કેટલાક દિવસોથી કેન્સરના ભયંકર દર્દથી પીડાતા હતા, અને સલાહ મળ્યા મુજબ અમદાવાદ વાડીલાલ હૉસ્પિટલમાં તે દર્દ માટે ઑપરેશન કરવામાં આવ્યું હતું. ઑપરેશન સફળ થવાનાં ચિહ્નો જણાતાં હતાં પરંતુ કાળની વિલક્ષણતા પણ અજબ હોય છે તે નિયમાનુસાર કાળે તેમનો ગયા બુધવારે કોળિયો કર્યો. તેમના અવસાનથી સાહિત્યપ્રિય જનતામાં જે શોકની લાગણી પ્રસરી ગઇ છે તે અવર્ણનીય જ છે.

મરહૂમ આજથી સાઠ વરસ ઉપર વડોદરા રાજ્યના પેટલાદ તાલુકાના વસો ગામમાં પાટીદાર જ્ઞાતિમાં અમીન જેવા ઉંચ અને ખાનદાન કુટુમ્બમાં જન્મ્યા હતા. સ્વભાવે મળતાવડા, શાંત અને ઉદાર હોઇ એક ઉચ્ચ કક્ષાના સાહિત્યવિશારદ હોવા ઉપરાંત ઉપલકિયા કે જાહેર ખબરીઆ કીર્તિના લોભથી અલગ રહેનાર એક આદર્શ પુરુષ હતા. અંગ્રેજી કેળવણી તેમણે મૅત્રીક્યુએટ સુધીની લીધી હતી અને શરૂઆતમાં વડોદરા રાજ્યમાં હાઇસ્કૂલમાં એક શિક્ષક તરીકેની ઉજ્જવળ કારકિર્દીમાં તેમણે પોતાના જીવનપ્રવાહને એવો સ્વચ્છ અને નિર્મળ બનાવી મૂકયો કે તેમની ઉપર રાજ્ય અને પ્રજાના હૃદયોએ સારી જેવી અસર કરી. શરૂઆતમાં વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિમાં જ્યારે ૧૯૦૬ માં તેમણે કામ કર્યું ત્યારે તો અમદાવાદની ગુજ૦ વર્ના૦ સોસાયટિએ તેમની એ પ્રવૃત્તિને સહર્ષ વધાવી લીધી અને અન્ય લોકોએ ઠીક ઠીક બલ્કે સારો જેવો સહકાર આપ્યો. તે વખતના તેમના એ ઉત્સાહ અને વખાણે કરી તેમણે પોતાના જીવનને ફકત એક જ નિશ્ચિત ધ્યેયે પ્રેરાએલું રાખ્યું. અને તે એ કે આમજનતાની નિરક્ષરતા નાબુદી કેવી અને કેમ કરીને કરી શકાય.. હરહંમેશના ચિંતન અને મનને તેમને અનેક રસ્તાઓ સૂઝયા અને આણંદ ચરોતર એજ્યુ૦

મેં કહ્યું: " કેમ ? "

" જોતા નથી ? વાંચો આ પાટિયું. "

" તે શું થઇ ગયું ? અહીં પુસ્તકાલય હશે. આપણને એની સાથે શી નિસ્બત છે ?"

" તમને નહિ હોય, બીજા કોઇને નહિ હોય; પણ તમે જાણો છો ને કે મોતીભાઇ સાહેબ આપણી સાથે છે. "

*

થોડી વારે મોતીભાઇ સાહેબ આવી પહોંચ્યા. ભાઇ પઠાણ જાણે ગળગળા થઇ ગયા હોય, માત્ર આંસુ જ આવવાનાં બાકી રહ્યાં હોય એમ બે હાથ જોડી, સાહેબની પાસે વિનયપૂર્વક કહેવા લાગ્યા:

" સા—હે—બ – અહીં પુસ્તકાલય છે. "

પુસ્તકાલય કે પ્રાચીન વસ્તુસંગ્રહ જેવું કંઇ આવે તો મોતીભાઇ સાહેબ ત્યાં જરૂર જાય–જાય એટલું જ નહિ પણ ઝીણામાં ઝીણી વિગત તપાસે અને કલાક–બે કલાક તો જરૂર ખર્ચાઇ જાય. ભાઇ પઠાણ રોયા જેવા થઇ ગયા હતા તેનું એ જ કારણ હતું. પણ સાહેબ કંઇ વેદિયા નહોતા. એમણે કહ્યું: " કંઇ નહિ હવે. "

જાણે મોટી આફતમાંથી ઉગર્યા હોઇએ તેમ અમે બધા દોડીને નૌકા ભેગા થઇ ગયા.

*

શિક્ષણ અને સંસ્કારના રસિયા, મોતીભાઇ સાહેબે, ૪૫ દિવસની અમારી મુસાફરીમાં અમને સૌને વાંચવા માટે પુસ્તકો મળે એવી ગોઠવણ રાખેલી. પાંચ–સાત સોબતીઓની વચ્ચે એમણે ૧૫–૨૦ જેટલાં પુસ્તકો સુપ્રત કરેલાં. ડબ્બે–ડબ્બે એક નાની ફરતી લાઇબ્રેરી!

ગુલમર્ગમાં બરફના પહાડો જોવા જતાં અમારે પહેલવહેલી ઘોડેસ્વારી કરવી પડી. કોઇ દિવસ ઘોડા ઉપર બેઠેલા નહિ, ઘોડાનો માલેક ઘોડો દોરે અને આંધળો માણસ જેમ ડરતો ડરતો ડગલાં ભરે તેમ અમે પણ ચાલીએ. એને ઘોડા નહિ પણ ટટ્ટુ જ કહેવા જોઇએ. પણ જેમણે કદી ઘોડેસ્વારી ન કરી હોય તેમને ખાસ કરીને નાનાં બાળ–બચ્ચાંવાળી ઓરતોને તો આ મુસાફરી મુશ્કેલ થઇ પડે. માર્ગ પણ એવો કે જો ઘોડા ઉપરથી ગબડી પડીએ તો નીચે ઊંડી ખીણમાં જઇને પડીએ. અમારી મંડળી ધીમે ધીમે ઊંચી ટેકરી ચડતી હતી એટલામાં મોતીભાઇ સાહેબ એકલા, કોઇની સહાય વિના જાણે ગુજરાતનાં ગામડાંમાં ફરતા હોય તેમ ઝડપભેર અમારી આગળથી પસાર થયા.

*

મેં પૂછ્યું : " આપને તો સારી ફાવટ લાગે છે. પહેલાં અભ્યાસ કરેલો ? "

" ના, રે ના. ઘણાં વર્ષો પહેલાં કોઇ કોઇ વાર ઘોડેસ્વારી કરેલી, પણ જરા નિર્ભય બનીએ તો આ ટટ્ટુઓ શું કરવાના હતા ? "

મેં પણ નાનપણમાં મહેમાનોનાં ઘોડાં પાણી પાવા દોડાવેલાં. સાહેબની વાણી સાંભળી અમારા મનમાં પણ હિમ્મત આવી ગઇ: પછી તો પૂછવું જ શું ? સાહેબ કરતાં પણ અમે,

ટટ્ટૂઓને દોડાવતા આગળ નીકળી ગયાઃ લગભગ સૌમાં નિર્ભયતા આવી ગઇ. તે દિવસે અમને પહેલી ખાત્રી થઇ કે ઘોડેસ્વારી એ કળા જ નથી ! એ તો ઘોડાની પીઠમાં જ એવું ગુરુત્વાકર્ષણ હોય છે કે જે એના સવારને બરાબર જકડી રાખે છે–અલબત્ત, થોડી નિર્ભયતા થોડી હિમ્મત જરૂર જોઇએ.

*

બરફના પહાડ પાસે જઇને, ઊગતા સૂર્યનાં કિરણો ઝીલતી એ ડુંગરમાળ અવલોકી બહેનો, બાળકો અને જુવાનો બરફ ઉપરથી લપસવાની અને લથડિયાં ખાતાં ઉપર ચડવાની મોજ ભોગવી રહ્યાં હતાં ત્યાંથી અમે પાછા ફરતા હતા, 'સાહેબ' સામા મળ્યા.

' સાહેબ, ત્યાં કંઇ ખાસ જોવા જેવું નથી. '

" કેમ નથી ? "

" ત્યાં તો બહેનો અને બાળકો બરફ ઉપરથી લપસે છે અને મજા કરે છે. "

" તો ચાલો, આપણે પણ લપસીએ ! " અને ખરેખર આ વૃદ્ધ લાગતા પુરુષ અમારી સૌની સાથે બાળક જેવા બની બરફ ઉપરથી લપસ્યા અને પાછા આખડતા ઉપર આવ્યા.

*

૪૫ દિવસના આટલા ટુંકા પરિચયમાં પણ એમણે એમની સંસ્કારિતા, સાદાઇ અને સફળતાની જે છાપ પાડી છે તે કદી નહિ ભુલાય. જેમણે એમની સાથે રહીને લાંબા દિવસો ગાળ્યા હોય, એમની વ્યવહારકુશળતા અને વ્યવસ્થાશક્તિ પ્રત્યક્ષપણે અનુભવી હોય તેમને તો એમના અવસાનથી અપાર દુઃખ થાય, પણ અનાયાસે થોડા દિવસ માટે આછા સંબંધમાં આવેલા મારા જેવાને પણ "સાહેબ" નથી એ વિચાર ઊંડો આઘાત કરે છે.

---

( " શારદા " ફેબ્રુઆરી '૩૯ )

# જ્ઞાનની પરબોનો પિતા

ગુજરાત કાઠિયાવાડ અને કચ્છનું એવું એક પણ વાંચનાલય નહિ હોય કે જેમાં જ્ઞાનની પરબોના પિતા સરીખા સ્વ. શ્રી. મોતીભાઇ અમીનનો પરિચય ન હોય. વડોદરા રાજ્યમાં ઠેર ઠેર જ્ઞાનની પરબો માંડનાર એ મહાન શિક્ષણશાસ્ત્રી. લોકસેવક અને જ્ઞાનપ્રચારના જનક સરીખા શ્રી. મોતીભાઇ અમીનના અમદાવાદ ખાતે થયેલા અવસાનની આ ટૂંક નોંધ લખતાં અમને અતિશય દુઃખ થાય છે. અમારો અને શ્રી. મોતીભાઇનો અંગત પરિચય દિનપ્રતિદિન ખૂબ ગાઢ થયો હતો. એમની દરેક જાહેર પ્રવૃત્તિથી અમે વાકેફગાર છીએ. એટલે એમના અવસાનની ખોટ કેટલી બધી ભારે છે એ અમે બરાબર સમજી શકીએ છીએ. પોતાની જન્મભૂમિ વસોના ઘડતરકાર્યમાં, ચરોતર પ્રદેશના કેળવણીક્ષેત્રને ઉજ્જ્વળ બનાવવામાં, વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોને પ્રકાશવંત કરવામાં સ્વર્ગસ્થનો ફાળો બહુ મોટો છે.

ગુજરાતે-મહાગુજરાતે સ્વર્ગસ્થ મોતીભાઇ અમીનમાં એક મૂક, આડંબર રહિત, દંભ વિનાના સાચા સેવકને ગુમાવેલ છે. એમની ખોટ પુરાવી બહુ મુશ્કેલ છે. પ્રભુ સ્વર્ગસ્થના આત્માને પરમ શાંતિ અર્પો. એમના કુટુંબને પડેલ આ દુઃખમાં અમારી ઊંડી દિલસોજી છે.

---

" સ્ત્રીબોધ " માર્ચ-૧૯૩૯

## સરસ્વતીસેવક મોતીભાઇ અમીન

ગાયકવાડી રાજ્યના વતની અને ત્યાંના જ એક અમલદાર સરસ્વતીસેવક મોતીભાઇ અમીનના મરણથી અનેક સંસ્થાઓને ખોટ પડશે. જે કાંઇ કરવું તે ઉત્તમ અને સંપૂર્ણ કરવું એ સ્વર્ગસ્થ મોતીભાઇનો સિદ્ધાંત હતો. શાળા, છાત્રાલય અને પુસ્તકાલય પ્રવૃત્તિમાં એઓ રસ લેતા હતા, એટલું જ નહિ પણ આ ત્રણે પ્રવૃત્તિઓમાં તેઓ સક્રિય ભાગ લેતા હતા. ચરોતર શિક્ષણમંડળના તેઓ પ્રણેતા અને મદદગાર હતા. વસો આદર્શશાળાના સ્થાપક હતા. ચરોતરની સર્વદેશીય શિક્ષણપ્રવૃત્તિના તેઓ પ્રોત્સાહક હતા અને પુસ્તકાલય પ્રવૃત્તિના તેઓ પિતા અને પોષક હતા. વડોદરા રાજ્ય પુસ્તકાલય પ્રવૃત્તિ આટલી વિશાળ બની તેનો મુખ્ય જશ સ્વ. મોતીભાઇને જ ઘટે છે. તેમની યોજનાશક્તિ અતિ સુંદર હતી. પુસ્તકાલય માટે મકાનોની સરળ પણ અસરકારક યોજના તેમણે ઘડી હતી. વાચનાલયની સાદી અને સસ્તી યોજના પણ તેમને જ આભારી હતી. એમનામાં અમલદારીપણું તો જરાયે નહોતું. જાહેરના સેવક થઇને અમલદારો સુંદર કામ કરી શકે તે મોતીભાઇના દાખલાથી સારી રીતે સમજાય છે. એમણે પોતાની આસપાસ કાર્યકર્તાઓનો ઘણો સારો જમાવ કર્યો હતો એમના કાર્યનો ગુજરાતને જેટલો લાભ મળ્યો છે તે કરતાં એ મોટો વારસો તો આ કાર્યકર્તાઓ છે. તેમણે આરંભેલાં તેમ જ નિરધારેલાં કામ ઉપાડી લઇને જ આપણે મોતીભાઇને સુંદર અંજલિ આપી શકીએ. એમનો આગ્રહ એ હતો કે જે ગામમાં શાળા હોય પુસ્તકાલય વિનાનું હોવું જોઇએ નહિ. ત્યાં જો પુસ્તકાલય નહિ હોય તો ત્યાંના લોક ભણેલું ભૂલી જશે. એમના આગ્રહને આપણે મૂર્ત સ્વરૂપ આપીને દરેક શાળાવાળા ગામમાં પુસ્તકાલય સ્થાપવાની યોજના કરવી જોઇએ. આશા છે કે ગુજરાત તેના આ સેવકનું સ્મારક આ રીતે જાળવશે જ.

---

( " ગ્રામજીવન, સહકાર્ય અને ખેતી " માર્ચ-૧૯૩૯ )

## સદ્‌ગત મોતીભાઇ નરસીભાઇ અમીન

શ્રીયુત મોતીભાઇ અમીનના દુઃખદ અવસાનની અત્રે નોંધ લેતાં અમને ભારે દુઃખ થાય છે. તેમનું કાર્યક્ષેત્ર વિશાળ હતું. તેઓ પેટલાદ તાલુકાના વસો ગામના હતા, છત

તેઓ ચરોતર અને ગુજરાતમાં પુસ્તકાલયપ્રવૃત્તિના પ્રચારક અને કેળવણીકાર તરીકે જાણીતા હતા. તેઓ બી. એ. થયા બાદ આ રાજ્યમાં કેળવણી ખાતામાં શિક્ષક તરીકે જોડાયા. શિક્ષક તરીકેની તેમની કારકિર્દી જ્વલંત હતી. પેટલાદમાં બોર્ડિંગની સ્થાપના કરી પોતાની કાર્યશક્તિ અને સેવાભાવનાનો વિસ્તાર વધારી મૂકયો તેમના પ્રયાસને લઇ આ સંસ્થા આખા ગુજરાતમાં સારી પંકાઈ અને ત્યાંનો બોધપાઠ લઇ તેમણે ચરોતર અને વસોમાં બીજી પ્રવૃત્તિઓ ઉપાડી લીધી. ચરોતર એજ્યુકેશન સોસાયટી, કે જે સારી સ્થિતિ પર આવેલી છે અને તેના તરફથી જે પ્રવૃત્તિઓ ચાલી રહી છે તેના ખરા પ્રણેતા અને પોષક તેઓ હતા.

પેટલાદથી તેઓ આ રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિમાં જોડાયા અને મર્હુમ શ્રીમંત મહારાજા સાહેબની ઇચ્છા પ્રમાણે આ પ્રવૃત્તિનો વિકાસ અને પ્રચાર વધારવા અખંડ મહેનત ચાલુ રાખી. પુસ્તકાલય પ્રવૃત્તિ વિષે રાજ્યમાં બધે ફરી લોકોમાં રસ પેદા કર્યો અને તેની ઉપયોગિતા સિદ્ધ કરી બતાવી. ગામડે ગામડે શ્રીમંત સરકારના ઉત્તેજનથી જ્ઞાનની પરબો મંડાવી. આ પ્રવૃત્તિ પાછળ જાણે સેવાનો ભેખ લીધો ન હોય તેમ નોકરી દરમ્યાન અને તે પછી પણ તે કાર્યમાં જ જીવન ખપાવ્યું, એમ કહીએ તો તે યથાયોગ્ય જ છે. વડોદરામાં પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૰ જેવી ઉપયોગી સંસ્થા પણ તેમના પ્રયાસને લઇ ઊભી કરવામાં આવી છે અને આ મંડળના તેઓ પ્રમુખ હતા શ્રી સયાજી સહકાર સેવક સંઘના વ્યવસ્થાપક મંડળમાં એક સભાસદ હતા. સહકારી પ્રવૃત્તિમાં પણ તેઓ સારો રસ ધરાવતા અને તેથી વસોમાં ઘણી સહકારી સંસ્થાઓ તેમની દોરવણી નીચે ઊભી થએલી છે. ચરોતર વિદ્યાર્થી સહાયક ફંડ એ તેમના જીવનની મહાન યોજના છે. આનો લાભ લઇ ઘણા વિદ્યાર્થીઓ દેશ પરદેશ જઇ વિદ્યાભ્યાસનો લાભ આજે લઇ રહ્યા છે.

નોકરી દરમ્યાન કોઇને ભારરૂપ ન નીવડતાં ફરજ બરાબર બજાવી લોકચાહના સારી મેળવી હતી. નોકરીમાંથી નિવૃત્ત થયા છતાં તેઓ સદા ઉદ્યમી અને કાર્ય-પરાયણ રહી ઊભી કરેલી જે તે સંસ્થાઓમાં કામ કરી તેમના વિકાસ માટે પોતાની સેવા આપવા ચૂક્યા નથી. મુંબઇ ઇલાકામાં જ્ઞાનની પરબો શરૂ કરવાની યોજના વિચારાતાં ત્યાંની સરકારે તેમની સેવાની માગણી કરતાં તેનો સ્વીકાર કરી તે અંગેની યોજનામાં સાથ અને દોરવણી આપેલાં છે. ખેડુતોની આબાદીમાં દેશની આબાદી છે એમ તેઓ સારી રીતે માનતા અને તે માટે ખેતીના પ્રશ્નોમાં ઊંડો રસ ધરાવતા. ટૂંકામાં તેઓ કાર્ય કરવામાં કદી પાછા પડતા નહિ. તેમને પોતાનાં કાર્યોની જાહેરાત થાય તે પસંદ ન હતું. મૂગા સેવક હતા અને તેમાં જ જીવનનું સાફલ્ય માનતા. તેઓ ચરોતરની સર્વદેશીય પ્રવૃત્તિઓના પ્રાણ હતા. ખરેખર, ચરોતર તેમનું અનહદ ઋણી છે. તેમની પુસ્તકાલપ્રવૃત્તિ પાછળ અગાધ શ્રદ્ધા અને ધગશ જોઇ સ્વ. શ્રીમંત મહારાજા સાહેબે તેમને "પુસ્તકાલયના પિતા" એ નામથી સંબોધેલાં, અને ખરેખર તે પદને તેઓ લાયક નીવડયા. મર્હુમ આ ફાની દુનિયા છોડી ચાલ્યા ગયા છે. પણ તેમની અમૂલ્ય સેવાઓની સુવાસ જે ચોમેર પ્રસરેલી છે તે સુવાસ વધુ વિસ્તારને પામે અને એવા અનેક મોતીભાઇ પાકે-તથા તેમના કર્તવ્યનો એ બોધપાઠ ફળે એમ ઇચ્છી, પ્રભુ એ આત્માને સદા શાંતિ આપે એવી અમારી પ્રાર્થના છે.

---

## ( કુમાર ફેબ્રુઆરી '૩૯ )

ગુજરાતમાં સાહિત્ય અને જ્ઞાનનાં અજવાળાં વિસ્તર્યાં તે પૂર્વે આ ધ્રુવતારક સમી વ્યક્તિએ દેખા દીધી અને છેવટ સુધી અનેક ગ્રહમંડળોના તે ધ્રુવતારા જ બની રહ્યા હતા...સેવાની ધગશ, જ્ઞાનની પિપાસા અને આદર્શપરાયણતાને લઇ નવગુજરાતના એ અરુણ દેવતા બન્યા અને નવાં નવાં સ્વપ્નાં સિદ્ધ કરવા નવા નવા જીવનપ્રયોગો પોતે આદર્યા, અપનાવ્યા અને પ્રચાર્યા...તેઓ એમના સદ્‌ગુણો અને શકિતનો પ્રકાશ પોતે ઢાંકી રાખવા મથતા, પણ એક વાર જેમને તેની સુગંધ મળી તે તેમના મન-વચનથી દાસ બનતા. શ્રીમંતો કે અમલદારો શ્રી. મોતીભાઇની ચારિત્ર્યશીલતા અને સેવાપરાયણતા આગળ શિર ઝુકાવતા...પોતાનું જીવનધ્યેય તેમણે સંપૂર્ણ વિચારણા અને યોજનાથી સંગીન બનાવ્યું હતું. એ પોતાને National નહિ પણ Rational ગણાવતા, છતાં સ્વદેશીપાલનમાં આગ્રહશીલ હતા. હજારો વિદ્યાર્થીઓ, સેંકડો લેખકો, સેંકડો ગ્રામજનો, શિક્ષકો તેમના જન્મભરના ઋણી છે. આજના ગુજરાતમાં ' મોતીભાઇ 'નું સ્થાન પૂરનાર બીજું કોઇ નથી.

---

## ( " ગુણસુન્દરી " માર્ચ-૧૯૩૯ )

# શ્રીયુત મોતીભાઇ નરસિંહભાઇ અમીન

પુસ્તકાલયપ્રવૃત્તિના પ્રાણરૂપ બે મોટી વ્યક્તિઓ આમ એક જ અઠવાડિયામાં ચાલી જાય એ કેવી કમનસીબી કહેવાય ! વડોદરા રાજ્ય બલ્કે ગુજરાતમાં પુસ્તકાલયપ્રવૃત્તિની નદીનું મૂળ ઝરણું તે મહારાજા સયાજીરાવ ગાયકવાડ અને એ ઝરણાનું જ્ઞાનજલ ગામડે ગામડે વહાવનાર તે શ્રીયુત મોતીભાઈ અમીન, વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિના તો પિતા અને માતા એક સાથે જ અવસાન પામ્યા એવું બન્યું છે.

શ્રીયુત મોતીભાઇ અમીનના દુઃખદ અવસાનથી વડોદરા રાજ્યને જ નહિ પણ ગુજરાતભરને મોટી ખોટ ગઇ છે, જે કદી પુરાશે નહિ. સાદા, સરળ, નિસ્પૃહી મોતીભાઇ સાહેબ જ્યારે પુસ્તકાલય સંબંધી વાત કરે ત્યારે જાણે માતા પોતાના બાળક માટે વાત કરતી હોય એવો ભાવ તેમના મોં ઉપર જણાતો.

પેટલાદનું પાટીદાર છાત્રાલય, વસોની મોન્ટેસોરી શાળા, આણંદની ચરોતર એજ્યુકેશન સોસાયટી, વડોદરા રાજ્યનાં ગ્રામ પુસ્તકાલયો, ફરતાં પુસ્તકાલયો, પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, પુસ્તકાલય પરિષદો, 'પુસ્તકાલય' માસિક એ સર્વે સ્વ. મોતીભાઇના સ્થૂલ સ્મારકો છે જ; પણ તે ઉપરાંત પેટલાદના છાત્રાલયમાં તેમ જ વડોદરાના રામજી મંદિરના છાત્રાલયમાં રહી, સ્વ. મોતીભાઇ સાહેબના સહચાર અને સહવાસનો લાભ પામી મોતીભાઇ સાહેબે ઘડેલા આદર્શને જીવનમાં ઉતારી પોતપોતાની શકિત અને બુદ્ધિ અનુસાર દેશની સેવા કરતા અનેક સેવાભાવી યુવકો અને પ્રૌઢ પુરુષો-એ મોતીભાઇ સાહેબના જીવન્ત સ્મારકો છે.

---

# સ્વ. મોતીભાઇ અમીન

## વડોદરાના નગરજનોની ન્યાયમિંદરમાં શોકસભા

**આ** રાજ્યના પુસ્તકાલય ખાતાના નિવૃત્ત મદદનીશ વ્યવસ્થાપક, પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રખર પ્રણેતા શ્રી. મોતીભાઇ અમીનનું તા. ૧ લીને બુધવારે અમદાવાદમાં દુઃખદ અવસાન થતાં તેઓએ લોકકલ્યાણનાં લોકકેળવણીનાં લોકસેવાનાં જે અનેક ક્ષેત્રોમાં તેમણે દોરવણી આપી સક્રિય ફાળો આપ્યો છે, તે બદલ સ્વર્ગસ્થના આત્માને નિવાપાંજલિ આપવા વડોદરા શહેરના પ્રજાજનોની સભા તા. ૪-૨-૩૯ ને શનિવારે સાંજે પા। વાગે ન્યાયમંદિર હૉલમાં ને. ના. દિવાન સાહેબ સર કૃષ્ણમાચારીના પ્રમુખપણા નીચે મળી હતી, જે વેળા શ્રી. નગરશેઠ રતનલાલ હરિભક્તિ, નિવૃત્ત નાયબ દિવાન રા. બ. ગોવિંદભાઇ દેસાઇ, હજુર કામદાર મે. માને પાટીલ, મે. જનરલ શિંદે, ખાનગી કારભારી, મે. સડેકર પવાર, પ્રો૦ ત્રિવેદી, મેજિસ્ટ્રેટ મે. મગનલાલ ઠક્કર, સ્પેશ્યલ ઑફિસર મે. રમણલાલ દેસાઈ, લાયબ્રેરી ક્યુરેટર મે. રા. રા. વાકનીસ સાહેબ, મે. ડૉ૦ પ્રાણલાલ, વહીવટદાર મે. મણિભાઇ પટેલ, ડેપ્યુટી એકા. જનરલ મે. મોતીલાલ મહેતા, પોસ્ટલ સુપ્રિન્ટેન્ડેન્ટ મે. કાંતીચંદ્ર મહેતા, પ્રો૦ કામદાર, રાજરત્ન સેવકલાલ પરીખ, વકીલ શ્રી. ગંગાધર માધવ તામ્બે, વકીલ શ્રી. જનાબ રસલખાન પઠાણ વગેરે ઉપરાંત સ્વર્ગસ્થના પ્રશંસકો, વિદ્યાર્થીઓ તથા સદ્ગૃહસ્થો અને સન્નારીઓની સારી હાજરી હોઇ, હૉલ ચીકાર હતો.

### પસાર કરેલો ઠરાવ

બાદ, ના. દિવાન સાહેબની વિનંતિથી રા. બ. ગોવિંદભાઇ દેસાઇએ નીચે મુજબ ઠરાવ રજુ કર્યો હતોઃ

" પુસ્તકાલય ખાતાના નિવૃત્ત મદદનીશ વ્યવસ્થાપક, પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રખર પ્રણેતા અને લોકકલ્યાણ, લોકકેળવણી અને લોકસેવાનાં અનેક કામોમાં સક્રિય ફાળો આપનાર રા. રા. મોતીભાઇ નરસિંહભાઇ અમીનના દુઃખદ અવસાન માટે વડોદરાના નાગરીકોની આ સભા પોતાની શોકની ઊંડી લાગણી પ્રદર્શિત કરે છે, અને સદ્ગતનાં કુટુંબીઓને દિલાસાતરીકે આ ઠરાવની નકલ મોકલવા નામદાર પ્રમુખ સાહેબને વિનંતિ કરે છે.

### રા. બ. ગોવિંદભાઇનું વિવેચન

ઠરાવ ઉપર વિવેચન કરતાં રા. બ. ગોવિંદભાઇએ જણાવ્યું હતું કે શ્રી. મોતીભાઇ અમીનના અવસાનથી લોકોને ઘણી દિલગીરી થાય છે. સ્વર્ગસ્થે લોકકેળવણીની બાબતમાં એટલું બધું કર્યું છે કે દિલગીરી થાય એ સ્વાભાવિક છે. તેઓશ્રીએ કશા પણ આડંબર સિવાય સ્તુત્ય લોકસેવા બજાવી છે. તેઓશ્રીએ લોકકલ્યાણની બાબતમાં જે મોટો સક્રિય ફાળો આપ્યો છે અને એમના જવાથી આપણને જે ખોટ પડી છે, તે જોતાં આ ઠરાવ વાસ્તવિક છે.

તેઓ બી. એ. પાસ થયા એટલે નોકરી માટે મુલ્કી ખાતાને બદલે કેળવણી ખાતું પસંદ કરી શિક્ષક તરીકે જોડાઇ પાટણ અને પેટલાદ હાઇસ્કૂલમાં બજાવેલી કામગીરીનો ઉલ્લેખ કરી, પેટલાદમાં નોકરી કરતી વખતે ગામડાના લોકોને કેળવણીનો લાભ મળે તે માટે બોર્ડિંગ સ્થાપી, પછી ફરજીઆત કેળવણીના કાયદાનો અમલ કરાવવા ગામડાંમાં તનતોડ

મહેનત કરી, મિત્ર મંડળ સ્થાપી પ્રચારકાર્ય કર્યું; લાયબ્રેરીઓ સ્થાપી વડોદરામાં ૧૯૧૧ની સાલમાં પુસ્તકાલય ખાતુ સ્થપાતાં મિ. બોરડનના મદદનીશ તરીકે આપણા કૈ.શ્રી. મહારાજા સાહેબે તેઓશ્રીની નિમણૂંક કર્યા બાદ ત્યાં પણ કેવી સારી સંગીન સેવા બજાવી તેનો ઉલ્લેખ કરી જણાવ્યું કે વડોદરા રાજ્યમાં હાલ મોટા ગામોમાં સોએ સો ટકા લાયબ્રેરીઓ છે, નાનાં ગામડાંમાં લગભગ ૯૦ ટકા છે, અને ૧૦ ટકા રહ્યા તે જુજ સમયમાં થઇ જશે. આની અસર બહાર પણ ઘણી સારી છે. આ બધું મોતીભાઇની મદદ અને સલાહથી બન્યું છે, કહી તેઓએ સ્થાપેલી કેટલી બધી સંસ્થા સાદાઇથી તથા ભેદભાવ વિના ચાલતી તે જણાવ્યું હતું. શ્રી. મોતીભાઇ પોતાના પગારમાંથી પણ ગરીબ વિદ્યાર્થીને કેવી મદદ કરતા, ગરીબ છતાં હુંશિયાર વિદ્યાર્થી સ્વમાન ગુમાવ્યા સિવાય સ્વાશ્રયથી કેવી રીતે પોતાનો અભ્યાસ આગળ વધારી શકે તેની યોજના શ્રી. મોતીભાઇ અમીને ઘડી અમલમાં મેલેલી તે સંબંધે ગણદેવી તરફના એક રબારી તથા બીજા કોળી યુવાનને ઉત્તેજન–મદદ આપી ગ્રેજ્યુએટ બનાવી ઠેકાણે પાડેલા તેનાં દષ્ટાંત આપી, સહકારી હિલચાલમાં પણ સ્વર્ગસ્થ કેટલો બધો રસ લેતા તેનું વિવેચન કરતાં, પુસ્તકાલય સ૦ સ૦ મંડળી, વિદ્યાર્થી સહાયક સ૦ મંડળી વગેરેનો ઉલ્લેખ કરી, એમના ઉત્તેજનથી કેટલા બધા યુવાનો સારી કેળવણી લઇ આગળ આવ્યા છે તે જણાવી, અમદાવાદમાં એમને ઑપરેશન કરનાર ડૉક્ટર પણ એમની જ મદદ અને પ્રોત્સાહનથી એફ. આર. સી. એસ. થયા હતા, તે કહી એમની સાદાઇ–કર્તવ્યપરાયણતા સેવાભાવના વગેરે સદ્‌ગુણોની પ્રશંસા કરી શ્રી. સરકારે પણ એમની સેવાની કદર કરી પર્સ આપી હતી તથા રૂ. ૫૦) પ્રમોશન આપ્યું હતું, તેનો ઉલ્લેખ કરી છેવટ જણાવ્યું કે મોતીભાઇ તો ગયા, પણ એમનાં કામ તો રહ્યાં છે. એમનો દેહ તો ગયો પણ આત્મા અમર રહ્યો છે. અંગ્રેજ કવિએ કહ્યું છે તેમ બીજાનાં હૃદયમાં સુવાસ મેલી જવાય તો પછી તે કંઇ મૃત્યુ ન કહેવાય.

## પ્રકીર્ણ વિવેચનો

બાદ, સદર ઠરાવ ઉપર જુદા જુદા વક્તાઓએ જુદાં જુદાં દષ્ટિબિંદુઓથી તથા અંગત માહિતીપૂર્ણ વિવેચનો કરી સ્વર્ગસ્થને ઉચિત–અંજલિ આપી હતી. વકીલ શ્રી. ડાહ્યાભાઇ મગનભાઇ પરીખે જણાવ્યું કે સ્વર્ગસ્થે રાજ્ય તથા પ્રજાની ઉત્તમ સેવા બજાવી છે. નાનાં કે મોટાં તમામને રીઝવીને કામ લેવાની એમને ટેવ હતી. એમનું વર્તન અમલદાર જેવું નહોતું. હૃદયની સચ્ચાઇ એ એમનો મોટામાં મોટો ગુણ. ચરોતર એજ્યુકેશન સોસાયટી દ્વારા એમણે ઘણી સારી સેવા બજાવી છે. અહીંની રામજી મંદિર બોર્ડિંગનું લડતો લડીને પણ અસ્તિત્વ ટકાવી રાખ્યું છે. તેઓશ્રી પોતાના પગારનો મોટો ભાગ ગરીબોને મદદ માટે આપી દેતા. તેઓશ્રીએ પોતાને મળેલી રૂ.૧૫૦૦ની થેલી પણ એવી રીતે દાનમાંજ આપી દીધી છે.

વકીલ શ્રી. ગંગાધર માધવ તાંબેએ જણાવ્યું કે તેઓશ્રીનું પુસ્તકાલયનું કામ ઘણું અનુપમ હતું. તે સિવાય બીજાં પણ અનેક અનુકરણીય કાર્યો કર્યાં છે. તેઓશ્રી ઘણા લાયક હતા. એમનામાં દંભ નહોતો. નાનામાં નાના માણસ સાથે પણ કામ કરવાની ધગશ ધરાવતા. તેઓ સાદા અને શાંત કાર્યકર્તા હતા. તેઓશ્રી આપણા સર્વના હૃદયમાં ઘણા વર્ષ સુધી રહેશે. એમના પગલે આપણે પણ કામ કરીએ.

પુસ્તકાલય ખાતાના ક્યુરેટર મે. રા. રા. વાકનીસ સાહેબે અંગ્રેજીમાં વિવેચન કરી સ્વર્ગસ્થના અનેક સદ્‌ગુણોની ઉંચા શબ્દોમાં તારીફ કરી એમની સલાહ અને મદદ પોતાને કેટલાં બધાં ઉપયોગી અને માર્ગદર્શક થઇ પડયાં હતાં, તે અંગત માહિતીનું લંબાણ વિવેચન કરી હાર્દિક અંજલિ આપી હતી.

બાદ વાઘોડીઆવાળા શ્રી. મણિલાલ કાશીવાળાએ વિવેચન કરતાં સ્વર્ગસ્થ તરફથી પુસ્તકાલય પ્રવૃત્તિને કેટલાં ચેતન અને વેગ મળ્યાં, તેની યાદ આપી પુસ્તકાલય સહાયક સહકારી મંડળ વગેરે સંસ્થાઓની માહિતી આપી, સ્વર્ગસ્થે ગામડાંમાં કેટલા બધા જુવાનોમાં સેવાની ધગશ ઉપજાવી છે તે જણાવી, સ્વર્ગસ્થની પ્રેરણાથી પ્રાંત પંચાયત તરફથી પણ વ્યાયામ પ્રવૃત્તિ વગેરેને પણ કેવી મદદ મળતી થઇ તે જણાવ્યું હતું.

પ્રો૦ કેશવલાલ કામદારે પણ સ્વર્ગસ્થે આણંદ-વડોદરા-વસો વગેરે સ્થળે જે બધી શિક્ષણસંસ્થાઓ તથા સહકારી સંસ્થાઓ સ્થાપન કરી છે, તે સેવા અને શિસ્તની ભાવના સમજાવી તેનો ખ્યાલ આપ્યો હતો.

વકીલ જનાબ રસૂલખાન પઠાણે સ્વર્ગસ્થ સાથે માત્ર દોઢ મહિનો રહેવા અને કાર્ય-પ્રસંગ મળેલો અને અંગત પરિચય થયેલો તેથી એ ટૂંક મુદતમાં અને તે પછી પણ પોતાના ઉપર એમની સાદાઇ તથા સાધુવૃત્તિ અને સેવાભાવનાની કેવી ઉત્તમ છાપ પડી હતી તેનો ચિતાર આપ્યો હતો અને આ પુરુષને યોગ્ય અંજલિ આપી હતી તથા જણાવ્યું હતું કે સ્વર્ગસ્થ મને કહેતા ' પઠાણ ! સેવા કરવી હોય તો ભાષણખોર ન થતા.'

## ને૦ ના૦ દીવાન સાહેબનું ભાષણ

પછી ના. દીવાન સાહેબે ભાષણ કરતાં જણાવ્યું કે સ્વ. મોતીભાઇ અમીનને અંજલિ આપવા માટેની આજની સભામાં તમારી સાથે જોડાતાં મને એક મોટું માન અને હકક મળ્યો સમજું છું.

સ્વ. મોતીભાઇને ભાગ્યે જ કોઇ નહિ ઓળખતા હોય. એમનું એક આકર્ષણ એ હતું કે એઓ જે કંઇ કામ કરતા, તે ઊંડો રસ લઇને અને તન દઇને કરતા. એની ગામડાંમાં કેવી અસર થશે તેનો પુરો વિચાર કરીને કરતા. એમણે ગામડાંમાં અખૂટ ઉત્સાહથી કામ કરી સારી સેવા બજાવી છે. ગામડાંના પ્રશ્નોમાં એ ખૂબ અને ઊંડો રસ લેતા. અને ગ્રામોદ્ધારની વિવિધ પ્રવૃત્તિઓ એમણે ઉપાડી લઇ એનો સર્વદેશીય વિચાર કરી એ યોજનાઓ એમણે અમલમાં મેલી છે. ગામડાના દરેક સવાલોનો દરેક દિશાએથી એઓ વિચાર કરતા. એમણે માત્ર પુસ્તકાલય પ્રવૃત્તિ ઉપાડી નહોતી કે કેવળ જ્ઞાનપ્રચારની બાબતમાં જ એમણે કંઇ સેવા કરી નથી, પણ ગ્રામજીવનની બીજી બાજુઓ અને બીજી બાબતોને પણ એઓ ભૂલ્યા નથી. ગામડાંની વિવિધ જરૂરીઆતો ઉપર એ ખાસ લક્ષ આપતા અને તે તે બાબતમાં પોતે સેવા બજાવતા હતા.

એમની લોકપ્રિયતાનું રહસ્ય એ જ છે. એમની સહૃદયતા તથા તન્મયતાથી હું પણ એમના તરફ અત્રે નિમાયો અને પરિચયમાં આવ્યો ત્યારથી આકર્ષાયો હતો. ખરેખર, એઓ એક આકર્ષક વ્યક્તિ હતી.

હાથ ઉપર લીધેલું કામ પૂરું કરવા જે ભાવના, ખંત અને શકિત જોઇએ, અને જે રસ લેવો જોઇએ તે સ્વ. મોતીભાઇમાં હતાં. જીવનની એ એક અમોલી બક્ષિસ છે.

આપણને એટલું આશ્વાસન છે કે એઓ પાછળ સારો સેવા-વારસો મેલી ગયા છે.

ગ્રામસુધારણા માટે એઓએ જે ઉત્સાહ બતાવ્યો છે તથા રસ લીધો છે તે જ એમની લોકપ્રિયતાની ચાવી છે.

મને ખાત્રી છે કે એઓએ એટલે બધું સંગીન કાર્ય કર્યું છે કે તે લાંબો વખત સુધી આપણામાં ટકી રહેશે. સ્વર્ગસ્થ ગ્રામજીવન અને તેનાં કાર્યોમાં ગ્રામોદ્ધાર અને ગ્રામ સુધારણામાં સંપૂર્ણ રસ લેતા અને તેના પરિણામે પાછળ ખ્યાતિ મેલી ગયા છે.

આવા માણસના અવસાનથી આપણને દિલગીરી થાય એ સાહજિક છે, પણ એમણે જે સત્કાર્યો કર્યાં છે તે આપણું આશ્વાસન છે. સ્વર્ગસ્થ માટે અત્રે દર્શાવેલી લાગણી અને ઉદ્દગારોમાં હું પણ સંપૂર્ણ સંમત થાઉં છું. બાદ, સહુએ ઉભા થઈ ઠરાવ પસાર કર્યો હતો. પછી સભા વિસર્જન થઇ હતી.

### સહાનુભૂતિના સંદેશા

આ સભામાં ચાંડોદથી વિદ્યાધિકારી મે. રા. રા. ભાટે સાહેબ, નવસારીથી મહિલા પુસ્તકાલય અને અલકાપુરીમાંથી મિ. વાડીઆ માસ્તર તરફથી આવેલા સહાનુભૂતિના સંદેશા શ્રી. કાશીવાળાએ વાંચી સંભળાવ્યા હતા.

## સેંટ્રલ લાયબ્રેરીમાં શોકસભા

મધ્યવર્તી પુસ્તકાલય તથા શાખાઓમાં સ્વર્ગસ્થના માનમાં તા. ૨જીએ રજા પાડી હતી.

તા. ૩ જી શુક્રવારે સાંજે ચાર વાગે શોક પ્રદર્શક સભા નિવૃત્ત નાયબ દિવાન મે. રા. બ. ગોવિંદભાઇ દેસાઇના પ્રમુખપદે ભરાઈ હતી, જે વેળા લાયબ્રેરી સ્ટાફ ઉપરાંત પુસ્તકાલયપ્રવૃત્તિ અંગેની બીજી સંસ્થાઓ તથા શાખાઓના કાર્યકર્તાઓ વગેરેની સારી હાજરી હતી.

કયુરેટર મે૦ રા. રા. વાકનીસ સાહેબ, પ્રાચ્ય વિદ્યા મંદિરવાળા ડૉ૦ ભટ્ટાચાર્ય, શ્રી. મણિલાલ કાશીવાળા, શ્રી. ચિમનભાઈ અમીન, આસિ. કયુરેટર મે. રા. રા. ઉમેદભાઇ પટેલ, હેડકલાર્ક શ્રી. પનાલાલ વગેરેએ પ્રાસંગિક વિવેચનો કરી સ્વર્ગસ્થના અનેક સદ્દગુણોની સ્તુતિ કરી સ્વર્ગસ્થના આત્માને શાંતિ ઇચ્છી હતી.

પ્રમુખ શ્રી. ગોવિંદભાઇ સાહેબે પણ સ્વર્ગસ્થ સાથેના પોતાના અંગત ગાઢ પરિચયની માહિતી આપી તેઓશ્રીની અનેકવિધ સેવાઓનો ઉલ્લેખ કર્યો હતો. બાદ શોકદર્શક ઠરાવ પસાર કરી સભા વિસર્જન થઇ હતી.

---

## શોકદર્શક ઠરાવો પસાર કરનાર પુસ્તકાલયો

**સદ્દ૦ શ્રી. અમીન સાહેબના અવસાનને અંગે રાજ્યનાં જુદાં જુદાં ગામોનાં પુસ્તકાલયોમાં શોકસભાઓ ભરવામાં આવી હતી, જેમાં શોકપ્રદર્શક ઠરાવો પસાર થયા હતા. એ બધા ઠરાવો અહીં આપવા જતાં અનેક પૃષ્ઠો ભરાઇ જાય તેમ હોવાથી સ્થળસંકોચને કારણે આખા જ ઠરાવો લઇ શકાયા નથી, જેથી જે તે મોકલી આપનાર ગામોનો માત્ર નામનિર્દેશ જ અત્ર કરી શકાયો છેઃ—**

આંગા, કરનાળી, સોજીત્રા કસ્બા, સોજીત્રા મહિલા, વરીઆવ, સંખેડા, રણોલી, વસો, વાલમ તા. વીસનગર, વામજ તા. કડી, બીલોદરા, ઉમતા તા. ખેરાળુ, સર્વ વિદ્યાલય કડી, દહેગામ, સિદ્ધપુર, ઊંઝા, સાવલી, કડી મહાલ પુ. મંડળ, ચાણસ્મા, ધામણ તા. નવસારી, ભલગામ તા. ધારી, બલોલ તા. મહેસાણા, બીલીમોરા, ઓરણા, કરજણ, નડા તા. ડભોઇ, વરણામા, સાધી તા. પાદરા, કોસિંદ્રા તા. સંખેડા, બેટ, વાકળ એ. વી. સ્કૂલ–મોભા રોડ, બેટ શંખોદ્ધાર, અમરેલી પ્રાંત પુ. મંડળ, ચાણસ્મા મહાલ પુ. મંડળ, પલસાણા, પાદરા મહાલ પુ. મંડળ, દામનગર, સિદ્ધપુર, સા. પુ. ગણદેવી, ગણદેવી સહકારી બેંક લિ, વ્યારા, જાસલપુર તા. કડી, મહાલ પુ. મંડળ–પાટણ, ભાદરણ, ખરસડા, મહેસાણા પ્રાંત પુ. મંડળ, વાઘોડીઆ, પેટલાદ, આણંદ, અલીંદ્રા, અમદાવાદ.

# નવીન ફાલ

| ક્રમાંક | પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક અને મળવાનું સ્થળ | કિંમત | વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|
| ૧ | ગ્રામમાતા | કલાપિ | જીવનલાલ અમરશી મહેતા અમદાવાદ | ૦–૧૩–૦ | |
| ૨ | સુવાસચંદ્ર | ઉષાદેવી દલાલ | ,, ,, | ૨– ૮–૦ | "પ્રબોધ"નું ૧૯૩૯ નું ભેટ પુસ્તક |
| ૩ | પથિકના પત્રો ગુચ્છ ૧–૨ | અંબાલાલ પુરાણી | અરવિંદ પ્ર. કા. આણંદ | બંને ભાગના ૧– ૧–૦ | |
| ૪ | આપણા દેશની પ્રાથમિક કેળવણી | તરંગિણી નીલકંઠ | ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ, મુંબઇ | ૧ –૦–૦ | ઇન્ટ્રોડક્શન ટુ ઇન્ડીઅન પ્રાયમરી સ્કૂલ્સનું ભાષાંતર |
| ૫ | જીવન અને સાહિત્ય | રમણલાલ વ. દેસાઇ | આર. આર. શેઠની કંપની, મુંબઇ | ૨– ૦–૦ | વિરાટ્ ગ્રંથાવલિ પુ. ૧૫ |
| ૬ | પરી અને રાજકુમાર | ,, ,, | ,, | ૧– ૮–૦ | વિરાટ્ ગ્રંથાવલિ પુ. ૧૬ |
| ૭ | રેડિયમ (નાટક) | ગોવિંદભાઇ રા. અમીન | ,, | ૧– ૦–૦ | |
| ૮ | ઠગ | શ્રી. રમણલાલ વ. દેસાઇ | ,, | ૨– ૮–૦ | |
| ૯ | વર્ધા શિક્ષણ યોજના | ઝાકીરહુસેન કમિટિ | નવજીવન પ્ર. મંદિર અમદાવાદ | ૦–૧૦–૦ | ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાવલિ |
| ૧૦ | કાયાકલ્પવિજ્ઞાન | વૈદ્ય રવિશંકર જટાશંકર ત્રિવેદી | ગુજરાત આયુર્વેદિક ફાર્મસી અમદાવાદ | ૧– ૮–૦ | વૈદ્યકલ્પતરુનું ભેટ પુસ્તક |
| ૧૧ | સુભાષિત પદ્યરત્નાકર ભા. ૫ મો | શ્રી વિશાલવિજયજી | વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા છોટાસરાફા–ઉજ્જૈન | ૦–૧૦–૦ | |
| ૧૨ | પન્નીનો પ્રવાસ | અબ્દુલ્લાખાન બી. પન્ની | પન્ની એન્ડ સન્સ પોરબંદર | સદુપયોગ | |
| ૧૩ | વ્રતકચંદ્રિકા | હિમ્મતલાલ મહાશંકર જાની | લેખક પોતે પરબડીની પોળ રાયપુર અમદાવાદ | ૪– ૦–૦ | |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૪ | ન્હાનપણની વાતો | પદ્માવતી દેસાઇ | આપણી બાલ-ગ્રંથમાળા ભરૂચ | ૦- ૩-૦ |
| ૧૫ | શ્રી ભક્તિરસામૃત | સરસ્વતી બેન | નટવરલાલ લલ્લુરામ પંડયા શ્રી. નિરાંત મંદિર, ફતેહપુરા વડોદરા | ૦- ૬-૦ |
| ૧૬ | શ્રી ગોપાળ કાવ્ય | બ્ર. નિ. મહારાજશ્રી ગોપાલરામ | ,, | ૧- ૪-૦ |
| ૧૭ | માનવધર્મ | રવીન્દ્રનાથ ઠાકુર | ગુ. વ. સોસાયટિ અમદાવાદ | ૧- ૦-૦ |
| ૧૮ | ઓખાહરણ | પ્રેમાનંદ, નાકર, વિષ્ણુદાસ | ,, | ૧- ૦-૦ |
| ૧૯ | પ્લેટોનું આદર્શનગર પુ. બીજું | પ્રાણજીવન વિ. પાઠક | ,, | ૧- ૦-૦ |
| ૨૦ | જંતુશાસ્ત્રપ્રવેશિકા | ડૉ. બાલકૃષ્ણઅમરજી પાઠક | ,, | ૧- ૦-૦ |
| ૨૧ | મનોમુકુર ગ્રંથ ૪થો | નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા | ,, | ૧- ૦-૦ |
| ૨૨ | પ્રશ્નોપનિષદ્ | મણિલાલ છ. ભટ્ટ | ,, | ૦- ૮-૦ |
| ૨૩ | દાર્શનિક કોશ (દ્વિતીય ખંડ) | સ્વ. શ્રી. છોટાલાલ નરભેરામ ભટ્ટ | ,, | ૧- ૦-૦ |
| ૨૪ | દાંત અને તેની સંભાળ | રણછોડભાઇ પટેલ અને કેખશરૂ જીલા | ,, | ૦- ૬-૦ |
| ૨૫ | ભૌગોલિક કોશ | સ્વ. ડાહ્યાભાઇ પી. દેરાસરી | ,, | ૧- ૦-૦ |
| ૨૬ | તુલસીદાસ | કીર્તિદા દીવાનજી | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યા૦ અમદાવાદ | ૦- ૩-૦ |
| ૨૭ | રજપૂતાણી અને બીજી વાતો | ધૂમકેતુ | ,, | ૦- ૨-૦ |
| ૨૮ | મદાલસા | ગોવિન્દ હ. પટેલ | ગોરધનભાઇ કિ. પટેલ, વડોદરા | ૦-૧૦-૦ |
| ૨૯ | ભારતમાં અંગ્રેજી રાજ્ય | વિદ્વાંસ | દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર ભાવનગર | ૧૦-૦-૦ |

(૧૭ થી ૨૯) ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનાં આજીવન સભ્યોને સને ૧૯૩૭-૩૮ ના ભેટપુસ્તકો

**સ્વીકાર**—ગુ. વ. સોસાયટીનો ૧૯૩૭ ની સાલનો રિપોર્ટ.

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | તારીખ |
|---|---|---|---|---|
| આયુર્વેદવિજ્ઞાન | ૨૧ | ૧૨ | આશ્વિન | ૩-૧૨-૩૮ |
| ઊર્મિ | ૮ | ૩ | માર્ચ | ૩-૩-૩૯ |
| કિશોર | ૪ | ૬ | ફેબ્રુઆરી | ૧૨-૨-૩૯ |
| કુમાર | ૧૬ | ૨ | ફેબ્રુઆરી | ૧૭-૨-૩૯ |
| ખેડુત, ખેતી ને સહકાર | ૫ | ૮ | માર્ચ | ૧૧-૩-૩૯ |
| ખેતીવાડી | ૪ | ૧૧ | માર્ચ | ૮-૩-૩૯ |
| ખેતીવાડી વિજ્ઞાન | ૨૭ | ૭ | માર્ચ | ૩-૩-૩૯ |
| ગુણસુન્દરી | ૯ | ૩ | માર્ચ | ૧-૩-૩૯ |
| ગ્રામજીવન | ૯ | ૮ | માર્ચ | ૧-૩-૩૯ |
| ચરોતર | ૯ | ૩ | માર્ચ | ૧૬-૧-૩૯ |
| ચિત્રમય જગત | ૨૫ | ૧ | માર્ચ | ૨-૩-૩૯ |
| દેશી રાજ્ય ત્રિમાસિક | ૧૧ | ૩ | ઑક્ટો૦-ડિસે૦ | ૧-૩-૩૯ |
| નવચેતન | ૧૮ | ૬ | માર્ચ | ૬-૨-૩૯ |
| નવરચના | ૩ | ૧૧ | ફેબ્રુઆરી | ૧૭-૨-૩૯ |
| પાટીદાર | ૧૬ | ૫ | ફાગણ | ૨૬-૨-૩૯ |
| પૂર્ણિમા | ૨ | ૭ | ફેબ્રુઆરી | ૧૭-૨-૩૯ |
| પ્રસ્થાન | ૧૪ | ૨ | માગશર | ૧૭-૨-૩૯ |
| બાલમિત્ર | ૧૮ | ૮ | માર્ચ | ૨-૩-૩૯ |
| બાલસખા | ૨ | ૧૦ | માર્ચ | ૨-૩-૩૯ |
| બાળક | ૧૭ | ૩ | માર્ચ | ૩-૩-૩૯ |
| બાલજીવન | ૧૭ | ૫ | માર્ચ | ૧૦-૩-૩૯ |
| બુદ્ધિપ્રકાશ ત્રિમાસિક | ૮૫ | ૪ | ઑક્ટો.-ડિસે. | ૮-૧-૩૯ |
| માનસી ત્રિમાસિક | ૩ | ૩ | ઑક્ટો-ડિસેમ્બર | ૫-૧૧-૩૮ |
| યુવક | ૯ | ૩ | માર્ચ | ૧-૩-૩૯ |
| વસંત-ત્રિમાસિક | ૩૭ | ૪ | શ્રાવણ-આશ્વિન | ૩-૧૧-૩૮ |
| વ્યાયામ | ૨૪ | ૬ | માર્ચ | ૧૫-૩-૩૯ |
| શારદા | ૩૦ | ૫ | માર્ચ | ૧૫-૩-૩૯ |
| શિક્ષણપત્રિકા ત્રિમાસિક | ૧૩ | ૧૨ | માઘ | ૨૧-૨-૩૯ |
| સૌરાષ્ટ્ર શિક્ષક | ૧૨ | ૩ | ડિસે.-ફેબ્રુ. | ૨૮-૨-૩૯ |

—✻—

# વડોદરા રાજ્ય અને ગુજરાતનાં સા. પુ.ના કાર્યકર્તાઓને

વડોદરા રાજ્યને ગામે ગામ પુસ્તકાલયો સ્થાપી, તેમને સમૃદ્ધ બનાવવામાં, ગામ-મદદ જેટલી જ રાજ્ય તેમ જ પંચાયતો પાસેથી મદદ મેળવવામાં અને તે બધી મદદ યોગ્ય રીતે પહોંચવામાં વડોદરા રાજ્યના પુસ્તકાલય ખાતાના નિવૃત્ત મદદનીશ વ્યવસ્થાપક સદ્ગત મોતીભાઈ નરસિંહભાઈ અમીને જે કાર્યશક્તિ, સ્વાર્થત્યાગ અને સેવાભાવ બતાવ્યો છે તે બદલ વડોદરા રાજ્યનું એકેએક ગામ સદ્ગતનું ખરેખર ઋણી છે. પુસ્તકાલયોને સરકાર તેમ જ પંચાયતો તરફથી બે ભાગની મદદ મળતી હોવા છતાં જે તે ગામનાં પુસ્તકાલયોનો વહીવટ જે તે ગામની સ્થાનિક સમિતિના હાથમાં સોંપવાની અખત્યાર કરેલી નીતિથી આખી પ્રવૃત્તિમાં સદ્ગતે પ્રજાકીય તત્ત્વ દાખલ કર્યું છે તેથી ગામેગામ અસ્મિતા જાગ્રત થઈ છે અને પુસ્તકાલયો સમૃદ્ધ બન્યાં છે.

જે કામ વડોદરા રાજ્યમાં થયું તે કામ બ્રિટિશ ગુજરાતમાં કરવા સદ્ગતને ઇચ્છા હતી અને નિવૃત્તિના સમય દરમિયાન તે કામ તેમણે ગુજરાત પુસ્તકાલય પરિષદ સ્થાપી હાથ ધર્યું પણ હતું. અને છેવટના દિવસોમાં તો તે માટે સરકારમદદ મેળવવા તેમણે પ્રયત્નો પણ કર્યા હતા. આ શુભ પ્રયત્નોનું ફળ આવે તે પહેલાં ક્રૂર કાળે તેમને ઝડપી લીધા!

સદ્ગત મોતીભાઈ સાહેબે પુસ્તકાલય પ્રવૃત્તિની તો અજોડ સેવા બજાવી છે, પણ તે ઉપરાન્ત બીજી પણ અનેકવિધ સેવાઓ તેમણે કરી છે. અને ગામડાંની પ્રજાના તો રાજા-પ્રજા વચ્ચે તેઓ સાંકળરૂપ બની ગયા હતા. આ બધી સેવાઓ બદલ સદ્ગતનું સ્મારક કરવા સરદાર શ્રી. વલ્લભભાઈ પટેલને પ્રમુખપદે એક વગદાર સમિતિ નીમવામાં આવી છે. ગામેગામ આ સમિતિ ફાળો ઉઘરાવવામાં પહોંચી શકે નહિ, એટલે આપને અમારી વિજ્ઞપ્તિ છે કે આપ આપના ગામમાંથી ફૂલ નહિ તો ફૂલની પાંખડી એકઠી કરી અમને મોકલી આભારી કરશો. સ્વર્ગસ્થે કરેલી સેવાઓ જોતાં તેમના સ્મારકફાળામાં એક લાખ રૂપિયા ઉપરાંતની રકમ એકઠી થાય એવો પ્રયત્ન કરવો જોઈએ, એ લક્ષમાં લઈ આપ પણ આપના ગામમાંથી લાગતાવળગતાઓ પાસેથી યોગ્ય ફાળો મેળવી મોકલી આપશો.

આ કામ કરવા માટે સ્મારક સમિતિ તરફથી આ સાથે પ્રકટ કરેલી વિજ્ઞપ્તિની નકલો તથા પાવતી બૂકો નીચેને સરનામે લખવાથી મોકલી આપવામાં આવશે. સમિતિની ઑફિસે નાણાં પહોંચ્યા પછી નાણાં ભરનારને સમિતિના મંત્રીની સહીવાળી પાવતી મોકલી આપવામાં આવશે, અને નામોની યાદી પ્રકટ કરવામાં આવશે.

ખાસ નોંધ—

સેન્ટ્રલ લાયબ્રેરી ખાતા તરફથી આ અંકમાં નીકળેલી સૂચના પ્રમાણે વડોદરા રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયોએ પોતાના બજેટના ૧૦ ટકા પ્રમાણેની મોકલવાની મદદ અમારા તરફ મોકલવાની નથી, પરંતુ રાજ્ય પુસ્તકાલય મંડળ તરફ મોકલવાની છે. ગેરસમજૂત ન થાય માટે આ હકીકત અત્રે પ્રકટ કરી છે.

ચરોતર એજ્યુકેશન સોસાયટી,
આણંદ તા. ૧૨-૩-'૩૯

આશાભાઈ નરસિંહભાઈ પટેલ
મંત્રી,
સ્વ. મો. ન. અમીન સ્મારક સમિતિ

# વિજ્ઞપ્તિ

**પેટલાદની** અંગ્રેજી શાળાના હેડમાસ્તર તરીકે આજથી લગભગ તેત્રીસ વર્ષ ઉપર સેવાભાવથી પ્રેરાઇ, પોતાની જવાબદારી ઉપર પેટલાદ બોર્ડિંગ હાઉસ. પેટલાદ લોન ફંડ, મિત્રમંડળ પુસ્તકાલયો વગેરે વિદ્યાર્થીહિતની તેમ જ સમાજસેવાની વિવિધ પ્રવૃત્તિઓ શરૂ કરી સદ્‌ગત મોતીભાઇએ જીવનની શરૂઆતથી જ ચરોતર પ્રદેશની સેવા શરૂ કરી હતી.

આ પ્રવૃત્તિઓમાં દેખાઇ આવતી ભાવના, દીર્ઘદૃષ્ટિ અને કાર્યદક્ષતાને પારખી વડોદરા-નરેશ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડે તેમને રાજ્યમાં ખોલેલા નવીન પુસ્તકાલય ખાતાની વ્યવસ્થામાં મહત્ત્વનું સ્થાન આપ્યું અને પરિણામે દેશપરદેશમાં ખ્યાતિ પામેલી વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિના સદ્‌ગત મોતીભાઇ પ્રાણ બની રહ્યા. વાજબી રીતે જ આ ખાતાની સફળતાનો યશ સૌ કોઇ તેમને આપે છે.

સદ્‌ગત મોતીભાઇએ સરકારી નોકરીને સેવાધર્મનું રૂપ આપ્યું હતું અને એ ધર્મનું જ ચિંતન અને પાલન કરવામાં જીવન વિતાવ્યું હતું. એ ધર્મથી પ્રેરાઇને જ એમણે પુસ્તકાલય ખાતાનો લાભ લોકોને ઘેરેઘેર પહોંચે તે માટે અહોનિશ પ્રયત્નો કર્યા અને એ ધર્મથી પ્રેરાઇને જ પુસ્તકાલય ખાતાનું કામ સફળતાપૂર્વક કરતાં કરતાં પણ જનહિતની વિવિધ પ્રવૃત્તિઓ કરવાનું એમણે જીવનભર ચાલુ રાખ્યું હતું. પરિણામે વિવિધ પ્રવૃત્તિઓ ચલાવતી ચરોતર એજ્યુકેશન સોસાયટી ઉપરાન્ત ચરોતર બોર્ડિંગ હાઉસ (વડોદરા), ચરોતર વિદ્યાર્થી સ. સ. મંડળ, પેટલાદ તાલુકા આરોગ્ય મંડળ, પેટલાદ તાલુકા કેળવણી મંડળ, પેટલાદ તાલુકા પુસ્તકાલય મંડળ વગેરે લોકહિતની પ્રવૃત્તિઓ ચરોતર પ્રદેશમાં આજે ચાલે છે તે તેમને આભારી છે. આ ઉપરાન્ત સેવાભાવ, સ્વાર્થત્યાગ, નિર્મળ બુદ્ધિ, વતનપ્રેમ અને વ્યવહારદક્ષતાથી એક ગામમાં લોકહિતાર્થે શું થઇ શકે તેનું સુંદર દૃષ્ટાન્ત વસોની સાર્વ-જનિક પ્રવૃત્તિઓમાં મોતીભાઇએ ખડું કર્યું છે. વળી છેવટ છેવટમાં પોતાની મર્યાદાઓ ઓળં-ગીને પણ પોતાની પ્રિય વિષય પુસ્તકાલયપ્રવૃત્તિના પ્રચાર માટે ગુજરાત પુસ્તકાલય પરિષદ સ્થાપી તે દ્વારા ગુજરાતમાં ગામેગામ પુસ્તકાલયો સ્થાપવા કરેલા તેમના પ્રયત્નો પણ જાણીતા છે.

આ સર્વ પ્રવૃત્તિઓ જન્માવવા અને ખીલવવા સદ્‌ગત મોતીભાઇએ તન, મન અને ધન ખર્ચી મૂગી રીતે જીવનભર ચિંતન અને પરિશ્રમ કર્યાં છે. આ મૂગી વિશુદ્ધ ભાવનાને પ્રજા ઓળખે, અને એના સ્મરણથી જનસેવા કરવાની પ્રેરણા મેળવે તે હેતુથી ચરોતરના આ મૂગા લોકસેવકનું તેમની ભાવના અને સેવાઓને અનુરૂપ સ્મારક કરવું એ તેમના મિત્રો, વિદ્યાર્થીઓ, પ્રશંસકો અને ચરોતરની પ્રજાની ખાસ ફરજ છે.

આ હેતુથી તા. ૧૨-૨-'૩૯ ને રવિવારે આણંદ ચરોતર એજ્યુકેશન સોસાયટીમાં ભરાએલી શોકસભામાં સદ્‌ગત મોતીભાઇ અમીનનું સ્મારક કરવા માટે ઠરાવ કરવામાં આવ્યો હતો અને તે માટે નાણાં એકઠાં કરવા એક સમિતિ નીમવામાં આવી હતી. તે ઠરાવ અનુસાર સમિતિએ નાણાં ઊઘરાવવાનું કાર્ય શરૂ કર્યું છે.

ચરોતર અને વડોદરા રાજ્યનું કોઈ પણ ગામ એવું નહિ હોય જેને સ્વ. મોતીભાઇની સેવાઓનો સીધો કે આડકતરો લાભ મળ્યો ન હોય. તે ઉપરાંત તેમને ઓળખનાર અને ચાહનાર

અનેક સ્ત્રીપુરુષો ગુજરાતમાં તેમ જ ગુજરાત બહાર પણ છે. આ સઘળાં ભાઇઓને અને ખાસ કરીને ચરોતર અને વડોદરા રાજ્યની પ્રજા તેમના આજીવન મૂગા સેવકના સ્મારકમાં પોતાનો ફાળો આણંદ ચરોતર એજ્યુકેશન સોસાયટીમાં સ્વ. મો. ન. અમીન સ્મારક ફંડના મંત્રીને સરનામે મોકલી આપે વા ફાળો ઉઘરાવવા આવનારને ભાવપૂર્વક આપે અપાવે, એમ અમારી તેમને વિજ્ઞપ્તિ છે. આશા છે કે ચરોતર અને ગુજરાતની પ્રજા આ વિજ્ઞપ્તિનો ઉદાર દીલથી જવાબ આપશે.

પ્રમુખ
વલ્લભભાઇ પટેલ
ઉપપ્રમુખ
અમૃતલાલ વિ ઠક્કર
ગોપાળદાસ દેસાઇ
મંત્રીઓ
આપાજી બાવાજી અમીન
આશાભાઇ નરસિંહભાઇ પટેલ
છોટાભાઇ ખુશાલભાઈ પટેલ
મૂળજીભાઇ મોતીભાઇ પટેલ
ચતુરભાઇ કાશીભાઇ પટેલ

સભ્યો
રા. બ. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઈ
રાજમિત્ર ભાઈલાલભાઈ દાજીભાઇ અમીન
દાતાર શેઠ શ્રી. ચંદુલાલ કેશવલાલ પરીખ
શેઠ શ્રી રામજીભાઈ હંસરાજ
પ્રિન્સિપાલ ભાઇલાલભાઈ શંકરભાઇ પટેલ
શ્રી. હીરાભાઇ આશાભાઇ પટેલ
શ્રી. છોટાભાઇ શંકરભાઇ પટેલ
શ્રી. ડૉ. મોતીભાઇ દેસાઇભાઈ પટેલ
રાજરત્ન મહાસુખભાઇ ચુનીલાલ શેઠ
શ્રી. અંબાલાલ ભાઈલાલભાઇ પટેલ

# પત્રો શરૂ થયાની માહિતી સન ૧૯૩૮–૩૯

## યાદી નં. ૪ : સંખ્યા ૧૨૮

**નીચે** જણાવેલાં ગ્રામ પુસ્તકાલયો તથા વાચનાલયો તરફથી લોકમદદની રકમ તથા બજેટ તા. ૧૦–૩–૩૯ સુધીમાં આવી ગયાં છે, એટલે તેમને તા. ૧૬મી માર્ચ ૧૯૩૯થી પત્રો શરૂ કરાવી આપવાની વ્યવસ્થા થઇ છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| **વડોદરા** | કીયા | રતનપુર | મોરવાડ | **ખેરાળુ** | **વ્યારા** |
| સાંકરદા | ધામણુજા | (કમારજ) | **વિસનગર** | હસનપુર | કલકવા |
| ફાજલપુર(પોર) | હલદરવા | લોટીઆ | સુંશી | પાનસા | **અમરેલી** |
| કોટાલી | ડભોઇ | **દહેગામ** | ખંડોરણ | કેંસીપા | મોટા માંડવડા |
| **પાદરા** | પુનીઆદ | આલમપુર | (પૂરવણી) | **પાટણ** | **દામનગર** |
| લોલા | માવલી | ગીયોડ | **મહેસાણા** | સંખારી | કરકોલીઆ |
| હરણમાળ | **શિનોર** | **કડી** | લાંઘણુજ | **ચાણસ્મા** | દહીંથરા |
| સાંગમા | અચીસરા | લક્ષ્મણપુરા | **સિદ્ધપુર** | રણેલા | દાંસા |
| સાંપલા | અનાખલ | **કલોલ** | અમુદ | કારીડા | હીરાણા |
| કોટણા | મિઢોર | ડીગુચા(પુરવણી) | મેલોજ | મીઠી ધારીયાલ | **ધારી** |
| દણોલી | **સાવલી** | રાંચરડા | ભાંખર | **નવસારી** | કેરાળા |
| કરજણ | સમલાયા સ્ટેશન | વડાવ સ્વામી | મેથાણ | પોપડા | નાગધરા |
| માનપુર | **વાઘોડીઆ** | તારાપુર | આર્ય યુવક વા. | માંગરોળ | કુબડા |
| વીરજઇ | ગજાદરા | **વિજાપુર** | સિદ્ધપુર | **માંગરોલ** | **કોડીનાર** |
| અભરા | **સંખેડા** | મહાદેવપુરા | કુંવારા | પીપોદરા | પાંચ પીપળવા |
| સાયર | પીપલસટ | રણાસણ | | | |

નીચેના ગ્રામપુસ્તકાલયો તથા વાચનાલયોનાં ચાલુ સાલનાં અંદાજપત્રો મંજૂર થઇ ગયેલાં હોવાથી અને તેમના તરફથી અત્યાર સુધી લોકમદદની રકમ નહિ આવેલી જેથી ખાતાના મે. મદદનીશ વ્યવસ્થાપક સાહેબની સૂચનાથી જેનું કાયમ ફંડ મંડળમાં જમા છે તેમનાં વર્તમાનપત્રો કાયમફંડમાંથી લોકમદદ ઉપાડવાની શરતે સરકાર પંચાયત મદદ મેળવી ચાલુ કરવાની વ્યવસ્થા કરી છે; માટે દરેકે લોકમદદની રકમ એકઠી થઇ હોય તેમણે વેળાસર મોકલી આપવી. વર્ષ દરમ્યાન લોકમદદની રકમ નહિ આવે તોજ ઉપરની સૂચનાનો અમલ કરી લોકમદદ પૂરતી રકમ જે તેના કાયમફંડની રકમમાંથી ઉપાડવામાં આવશે.

**ટીપ : સરકાર પંચાયત મદદની પાવતીઓ જે જે પુસ્તકાલયો યા વાચનાલયો તરફથી હજી સહીઓ થઇ ખાતામાં ન મોકલાઈ હોય તેમણે આ સૂચના વાંચી ખાસ મોકલી આપવા તજવીજ કરવી.**

| | | | | | |
|---|---|---|---|---|---|
| **પેટલાદ** | ટોલાર | હાલીસા | **મહેસાણા** | **ચાણસ્મા** | **મહુવા** |
| ભાટીએલ | **શિનોર** | શીહોલી મોટી | આપાપુરા | જેતપુર | ઓડચ |
| **વડોદરા** | દરીઆપુરા | ધનીઓલ | (દિવાનપુરા) | ટાકોદી | વ્યારા |
| વડદલા | **સાવલી** | **કડી** | **સિદ્ધપુર** | રૂપપુર | અંધારવાડીફૂર |
| દામાપુરા | ધનતેજ | લુણાસણ | કાકોસી | **નવસારી** | **અમરેલી** |
| **પાદરા** | મોટી ભાડોલ | **કલોલ** | સમોડા | નીમળાઇ | વિઠ્ઠલપુર |
| મુવાલ | અલીંદ્રા | વેડા | વડવાડા | વડોલી | **દામનગર** |
| શાણપુર | મુવાસ | કોઠા | ગાંગલાસણ | **ગણદેવી** | છભાડીઆ |
| **કરજણ** | **સંખેડા** | રાંચરડા | કરણપુર | ધકવાડા | **ધારી** |
| જુની જીથરડી | બોડેલી | પાંજરાપોળ | **ખેરાળુ** | ગંગોળ | ગોવિંદપુર |
| મીયાંગામ | માંકણી | **વિજાપુર** | લુણવા | **પલસાણા** | **ખાંભા** |
| લીલોડ | ડોરમાર | લાકરોડા | ડભોડા | સાંકી | તાંતણીઆ |
| સગડોલ | પરવટા | **વિસનગર** | **પાટણ** | તખોદરા | |
| ડભોઈ | **દહેગામ** | ધામણવા | જંગરાલ | **કામરેજ** | |
| અમરેશ્વર | કઠવાડા | સવાલા | મીઠી વાવડી | આરતા | |
| કુકડ | વાસણા રાઠોડ | | ખારી વાવડી | ધલા | |

## સૂચના નં. ૪૫૬ સન ૧૯૩૮–૩૯

# વિષય

## પુસ્તકાલયોએ ખરીદવાનાં પુસ્તકોની માર્ગદર્શક યાદી

૯૭ કેટલાંક પુસ્તકાલયો તરફથી તેમના નામે પુસ્તકો ખાતેની જમા પડતી રકમનાં પુસ્તકો ખરીદવાની યાદીઓ મંજૂર થવા આવેલી નથી; તેમ જ ચાલુ સાલનાં બજેટોમાં પણ કેટલાંક પુસ્તકાલયોએ પુસ્તકોની યાદી જોડી નથી. તેમને પુસ્તકોની યાદી મોકલવાની સુગમતા પડે તે માટે આ નીચે પુસ્તકોની યાદી પ્રસિદ્ધ કરીએ છીએ. જેમની પુસ્તકોની યાદી માર્ચ ૧૯૩૯ ની આખર સુધીમાં અત્રે નહિ આવે, તેમને આ યાદી પૈકીનાં સવડ પ્રમાણે પુસ્તકો મોકલી આપવામાં આવશે. માર્ચ ૧૯૩૯ પછીનાં આવાં લખાણોના જવાબ નહિ આપતાં દફતરે કરવામાં આવશે.

### પુસ્તકાલય સંબંધી

| | કિંમત |
|---|---|
| ૧ વાર્તાનાં પુસ્તકોનો પરિચય ભાગ ૧–૨. પ્રત્યેકના | ૦–૧૨–૦ |
| ૨ સરક્યુલરોનું એકીકરણ ભાગ ૩ જો | ૨– ૦–૦ |
| ૩ પુસ્તકાલય પ્રવૃત્તિનાં ભાષણો અને લેખો | ૨– ૦–૦ |

### તત્ત્વજ્ઞાન

| | લેખક | |
|---|---|---|
| ૧ આપણો ધર્મ | આનંદશંકર ધ્રુવ | ૧– ૦–૦ |
| ૨ ઉપનિષદ્‌વિચારણા | નર્મદાશંકર દેવશંકર | ૧– ૦–૦ |
| ૩ જીવનશોધન | મશરૂવાળા કી. ઘ. | ૧– ૦–૦ |
| ૪ ગીતામંથન | ” ” | ૧– ૦–૦ |
| ૫ ઈશ્વરનો ઇન્કાર | ન. ઈ. પટેલ | ૧– ૦–૦ |
| ૬ ઇન્કારનો ઇન્કાર | જી. ગં. પંડિત | ૦– ૮–૦ |
| ૭ અનાસક્તિયોગ | નવજીવન કાર્યાલય | ૦– ૨–૦ |
| ૮ પારસગીતા | સર્વેયર જહાંગીરજી બ. | ૩– ૦–૦ |
| ૯ દિવ્ય ગિરામૃત | મહારાજશ્રી મણિભા શુક્લતીર્થ | ૧– ૦–૦ |

### નીતિ

| | | |
|---|---|---|
| ૧ હિતોપદેશની વાતો ભાગ ૧–૨ | ભટ્ટ ચ. મ. | ૦–૧૨–૦ |
| ૨ સ્ત્રીપુરુષમર્યાદા | પ્રસ્થાન કાર્યાલય | ૦– ૫–૦ |
| ૩ કુમારધર્મ | સી. જમનાદાસની કંપની | ૦–૧૦–૦ |
| ૪ સંયમ અને ભક્તિમાર્ગ | અં. બા. પુરાણી | ૧– ૮–૦ |

### ધર્મ

| | | |
|---|---|---|
| ૧ મનુસ્મૃતિ | પ્રાણજીવન શાસ્ત્રી | ૧– ૪–૦ |
| ૨ વ્યાપક ધર્મભાવના | ગાંધીજી | ૦–૧૪–૦ |
| ૩ સહજાનંદ સ્વામી | મશરૂવાળા કી. ઘ. | ૦–૧૧–૦ |
| ૪ શ્રીકૃષ્ણચરિત્ર | ઝવેરી કૃ. મો. | ૨– ૮–૦ |
| ૩ તુલસીકૃત રામાયણ | સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય | ૪– ૪–૦ |
| ૪ પૂર્ણયોગ નવનીત | શ્રી. અરવિંદ | ૨– ૮–૦ |
| ૫ યોગસાધનાના પાયા | " | ૦–૧૦–૦ |
| ૬ ગીતાધર્મ | ગીતાધર્મ કાર્યાલય (કાશી) | ૨– ૦–૦ |

### વિજ્ઞાન

| | | |
|---|---|---|
| ૧ શોધખોળની વાતો | મજમુનદાર દુષ્યંત વી. | ૦– ૮–૦ |
| ૨ દૂરબિકા | ગાંડિવ કાર્યાલય | ૦– ૪–૦ |
| ૩ બાળવિજ્ઞાન ભાગ ૩ | વિમળા સેતલવાડ | ૧– ૮–૦ |
| ૪ આલમની અજાયબીઓ | જ્યોતિ કાર્યાલય | ૦– ૮–૦ |

### વૈદક

| | | |
|---|---|---|
| ૧ વગર દોકડાનો વૈદ | અંજારીઆ રવિશંકર ગ. | ૨– ૦–૦ |
| ૨ શરદી અને સળેખમ | રમણલાલ એન્જીનીઅર | ૦– ૬–૦ |
| ૩ અપચાના સહેલા ઉપાય | ભારતી સાહિત્ય સંઘ | ૦– ૪–૦ |
| ૪ સરળ આરોગ્યવિજ્ઞાન | પ્રો. નાયક | ૦–૧૦–૦ |
| ૫ બાળકોની માવજત | ડૉ. ર. ગં. કદમ | ૨– ૦–૦ |

### સમાજશાસ્ત્ર

| | | |
|---|---|---|
| ૧ હરિજનભાગવત | ભટ્ટ ચન્દ્રપ્રસાદ | ૦–૧૨–૦ |
| ૨ દરરોજ અને તેના માણસો | ગુજરાત વર્નાક્યુલર સોસાયટી | ૦–૧૦–૦ |

| | | |
|---|---|---|
| ૩ પ્રગતિના પંથે | વિષ્ણુ પાંડુરંગ નેને | ૧– ૦–૦ |
| ૪ સત્યાગ્રહની મર્યાદા | દેશાઈ મહાદેવ હ. | ૧– ૪–૦ |

### શિક્ષણ

| | | |
|---|---|---|
| ૧ કેળવણીના પાયા | મશરૂવાળા કી. ઘ. | ૧– ૦–૦ |
| ૨ કેળવણીનો કોયડો | ગાંધીજી | ૧– ૦–૦ |
| ૩ મૂંઝવતું બાળક | હરભાઈ | ૧– ૦–૦ |
| ૪ વિદ્યાર્થી વાચનમાળા | જ્યોતિ કાર્યાલય (શ્રેણી ૭મી) | ૨– ૦–૦ |
| ૫ કેળવણીની કળા | સયાજી સાહિત્ય માળા | ૧– ૨–૦ |

### ઉપયુક્ત કળા ખેતીવાડી વગેરે

| | | |
|---|---|---|
| ૧ બાળકોની રમતો | દલાલ રતિલાલ વિ. | ૦– ૩–૦ |
| ૨ ખાતરોની માહિતી | સોમાભાઈ કિશાભાઈ | ૦– ૬–૦ |
| ૩ કપાસ ભા. ૧–૨ | માર્તંડ શિ. પંડ્યા | ૧– ૦–૦ |
| ૪ ફૂલવાડીની ખીલવણી | અંબાલાલ પટેલ | ૦–૧૨–૦ |
| ૫ કાગળના કીમીઆ | અશોક બા. પુસ્તકમાળા | ૦– ૩–૦ |
| ૬ માનવશરીરવિકાસ | છો. બા. પુરાણી | ૧– ૦–૦ |
| ૭ કૃષિશિક્ષણ | સોમાભાઈ ગોકળભાઈ | ૦–૧૨–૦ |
| ૮ ખેતીવાડી (ગ્રામસુધારણા સાહિત્યમાળા) મણકો ૧લો | કાનુનગો અને પટેલ | ૦– ૪–૦ |

### કાવ્ય

| | | |
|---|---|---|
| ૧ બાળલોકગીત સંગ્રહ | ગિજુભાઈ | ૦– ૬–૦ |
| ૨ કોયા ભગતની કડવી વાણી | સુંદરમ્ | ૦– ૮–૦ |
| ૩ નવાં ગીતો–ભાગ ૧લો | ત્રિભુવન ગૌ. વ્યાસ | ૦–૧૪–૦ |
| ૪ ગ્રાસપાંખડી | વિવિત્સુ | ૦– ૮–૦ |
| ૫ રાસરજ | મૂળજીભાઈ પી. શાહ | ૧– ૮–૦ |

| | | |
|---|---|---|
| ૬ કાવ્યસંહિતા | અનામી | ૧– ૦–૦ |
| ૭ રણછોડની વાણી | પટેલ માધવભાઇ | ૧– ૦–૦ |

નાટક

| | | |
|---|---|---|
| ૧ ચાલો ભજવીએ | ગાંડિવ કાર્યાલય | ૧– ૨–૦ |
| ૨ વહેમી | પાઠકજી | ૦– ૮–૦ |
| ૩ અંતરનાં અજવાળાં | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય | ૦– ૫–૦ |
| ૪ યુગદર્શન | શાહ મૂળજીભાઇ | ૧– ૦–૦ |
| ૫ આપણે ભજવીએ | આપણું બાળ કાર્યાલય | ૦– ૩–૦ |
| ૬ આગગાડી | મહેતા ચંદ્રવદન | ૧– ૪–૦ |
| ૭ સાપના ભારા | જોષી ઉમાશંકર | ૧– ૮–૦ |

વાર્તા–નવલકથા

| | | |
|---|---|---|
| ૧ નગાધિરાજ | રાયચુરા ગો. દા. | ૧– ૮–૦ |
| ૨ કુળદીપક | ,, | ૧– ૮–૦ |
| ૩ મહરાજ | ,, | ૧– ૮–૦ |
| ૪ વિરાજવહુ | મહાદેવ દેશાઇ | ૦–૧૨–૦ |
| ૫ ગ્રામસેવક દિનેશ | શાહ સુ. વ. | ૨– ૦–૦ |
| ૬ દોહકાવ્યા | ૨. ના. શાહ | ૦– ૮–૦ |
| ૭ દેવદાસી | ડૉ. કદમ ૨. ગં. | ૧– ૦–૦ |
| ૮ નકો નગરીઓ | ઓલિયા જોષી | ૧– ૮–૦ |
| ૯ દર્પણના ટુકડા | પુરાણી અં. બા. | ૧– ૦–૦ |
| ૧૦ અજવાળી રાત | કુમાર કાર્યાલય | ૨– ૦–૦ |
| ૧૧ નિરંજન | મેઘાણી અં. રા. | ૨– ૦–૦ |
| ૧૨ આધર | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય | ૧– ૦–૦ |
| ૧૩ ઘર ભણી | ભારતી સાહિત્ય સંઘ | ૧– ૮–૦ |
| ૧૪ બુઝાતો દીપક ભા. ૧–૨ | આર. આર. શેઠની કુંપની | ૨– ૮–૦ |
| ૧૫ સત્તાવન | પારેખ નગીનદાસ | ૧– ૮–૦ |
| ૧૬ હરિજનની હાય | ગાંડીવ કાર્યાલય | ૦– ૪–૦ |
| ૧૭ ઇન્સાનની આહ | સૌરાષ્ટ્ર કાર્યાલય | ૦– ૮–૦ |
| ૧૮ અક્કલના ઇજારદાર | બેકાર | ૧– ૮–૦ |
| ૧૯ ઉપનિષદની વાતો | રંગ અવધૂત | ૦– ૪–૦ |
| ૨૦ જેકીલ અને હાઇડ | નવજીવન પ્ર. મંદિર | ૦– ૯–૦ |
| ૨૧ ચિત્તાનો શિકાર | જીવરામ જોષી | ૦– ૩–૦ |
| ૨૨ સ્વાર્પણ | નવયુગ પુસ્તક ભંડાર | ૧– ૦–૦ |
| ૨૩ દત્તા | શરદ બાબુ | ૨– ૦–૦ |
| ૨૪ વિપ્રદાસ | ,, | ૩– ૦–૦ |
| ૨૫ સંજીવની | સોપાન | ૨– ૮–૦ |
| ૨૬ જાગતા રહેજો | ,, | ૨– ૮–૦ |
| ૨૭ પલકારા | મેઘાણી | ૧– ૮–૦ |
| ૨૮ છાયા | દુર્ગેશ શુક્લ | ૧– ૮–૦ |
| ૨૯ મૂગી સ્ત્રી | ચંદ્રવદન મહેતા | ૦–૧૨–૦ |
| ૩૦ ટારઝન ભા. ૧–૨–૩ | દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર પ્રત્યેક ભાગના | ૦– ૬–૦ |
| ૩૧ બાળવાર્તાઓ ૧ થી ૫ | ,, ,, | ૦– ૬–૦ |
| ૩૨ બકોર પટેલ ભાગ ૧ થી ૮ | ગાંડીવ કાર્યાલય | ૧–૧૪–૦ |
| ૩૩ ચીનગારી | ,, ,, | ૨– ૫–૦ |
| ૩૪ દરિયાલાલ | ગુણવંતરાય આચાર્ય | ૨– ૦–૦ |
| ૩૫ બેટરી | શ્રી સા. મંદિર | ૦– ૬–૦ |

ઇતિહાસ–ભૂગોળ

| | | |
|---|---|---|
| ૧ ધૂપછાયા | મેઘાણી | ૧– ૮–૦ |
| ૨ આપણા દેશનો ઇતિહાસ | નૃસિંહપ્રસાદ | ૦– ૬–૦ |

| | | |
|---|---|---|
| ૩ ચાર પ્રવાસો | પાઠક રામભાઈ | ૦-૧૦-૦ |
| ૪ ચીન જાપાન યાત્રા | ક્ષિતિમોહન સેન | ૦- ૮-૦ |
| ૫ ગિરિરાજ આબુ | પ્રસ્થાન કાર્યાલય | ૦- ૮-૦ |
| ૬ સિદ્ધપુર | સયાજી બાલ જ્ઞાનમાળા | ૦- ૬-૦ |
| ૭ મુરેરા | " " | ૦- ૬-૦ |
| ૮ હિમાલયનો પ્રવાસ | કાકા કાલેલકર | ૧- ૦-૦ |
| ૯ ઓતરાતી દિવાલો | " " | ૦- ૬ ૦ |
| ૧૦ વડનગર | સયાજીબાલજ્ઞાનમાળા | ૦- ૬-૦ |
| ૧૧ ભરૂચ | " " | ૦-૧૦-૦ |

## જીવનચરિત્ર

| | | |
|---|---|---|
| ૧ રોણીન્સન ક્રુઝો | ગૂ. ગ્રં. રત્ન કાર્યાલય | ૨- ૪-૦ |
| ૨ ધર્માત્માનાં ચરિત્રો | બધેકા, ગિજુભાઈ | ૦- ૮-૦ |
| ૩ ગાંધીજીની આત્મકથા ૧-૨ | ગાંધીજી | ૧- ૦-૦ |
| ૪ કિશોર ચરિત્રમાળા ગુચ્છ ૧-૨ | ચરોતર એજ્યુકેશન સોસાયટી | ૩- ૫-૦ |
| ૫ સાહિત્યના ઓવારેથી | શં. ગં. શાસ્ત્રી | ૨- ૪-૦ |
| ૫ જયકૃષ્ણભાઈ | બાપાલાલ ગ. વૈદ્ય | ૧- ૮-૦ |
| ૬ સ્મરણયાત્રા | કાલેલકર | ૧- ૮-૦ |
| ૭ કુમારી હેલન | ચરોતર એજ્યુકેશન સો. | ૦- ૨-૦ |
| ૮ જીવનસંભારણાં | શારદા મહેતા | ૨- ૮-૦ |
| ૯ મહાન મુસાફરો | ભારતી સાહિત્ય સંઘ | ૧- ૮-૦ |
| ૧૦ પાર્વતી | સયાજીબાળજ્ઞાનમાળા | ૦- ૬-૦ |
| ૧૧ નર્મદ | " " | ૦- ૬-૦ |
| ૧૨ અરુંધતી | સયાજીબાલજ્ઞાનમાળા | ૦- ૬-૦ |
| ૧૩ મીરાંબાઈ | " " | ૦- ૬-૦ |
| ૧૪ પ્રહ્લાદ | " " | ૦- ૬-૦ |
| ૧૫ ધ્રુવ | " " | ૦- ૬-૦ |
| ૧૬ હરિશ્ચંદ્ર | " " | ૦- ૬-૦ |
| ૧૭ કર્ણ | " " | ૦- ૬-૦ |
| ૧૮ બલિરાજા | " " | ૦- ૬-૦ |
| ૧૯ ભગીરથ | " " | ૦- ૬-૦ |
| ૨૦ વિશ્વામિત્ર | " " | ૦- ૬-૦ |
| ૨૧ ચ્યવન | " " | ૦- ૬-૦ |
| ૨૨ અષ્ટાવક્ર | " " | ૦- ૬-૦ |
| ૨૩ એકલવ્ય | " " | ૦- ૬-૦ |
| ૨૪ ભીષ્મ | " " | ૦- ૬-૦ |
| ૨૫ સુલતાન બહાદુરશાહ | " " | ૦- ૬-૦ |
| ૨૬ રૂકિમણી | " " | ૦- ૪-૦ |
| ૨૭ દમયંતી | " " | ૦- ૮-૦ |
| ૨૮ સુભાષચંદ્ર | " " | ૦- ૮-૦ |
| ૨૯ જવાહરલાલ નહેરૂ | નવજીવન કાર્યાલય | ૩- ૦-૦ |

## સાહિત્ય ( કાવ્ય નાટક નવલકથા સિવાયનું )

| | | |
|---|---|---|
| ૧ મનન અને મંતવ્યો | ખાંડવાળા | ૦- ૮-૦ |
| ૨ ગુજરાતી સાહિત્ય તેનું મનન અને વિવેચન | રામચંદ્ર શુક્લ | ૨- ૦-૦ |
| ૩ સાહિત્યસમીક્ષા | વિશ્વનાથ ભટ્ટ | ૨- ૮-૦ |

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક
પુસ્તકાલય ખાતું

મધ્યવર્તી પુસ્તકાલય — સાર્વજનિક પુસ્તકાલય શાખા

વડોદરા તાં. ૧૬–૨–૩૯

## સૂચના નં. ૪૫૭ / સન ૧૯૩૮–૩૯

## વિષય

### પુસ્તકાલયો અને તેનાં અંદાજપત્રો

**પુસ્તકાલય પ્રવૃત્તિમાં અંદાજપત્રોનું મહત્ત્વ.**

પુસ્તકાલય પ્રવૃત્તિ એ લોકકલ્યાણ અને લોકજાગૃતિનું મહત્ત્વનું સાધન છે. એ દ્વારા લોકોમાં કાર્ય કરવાની પ્રેરણા ઉત્પન્ન થઇ શકે છે. પુસ્તકાલયો એ પુખ્ત ઉમરનાં સ્ત્રી–પુરુષો માટે એક વિદ્યાપીઠ સમાન છે. તે દ્વારા અનેક વિષયોનાં પુસ્તકો વાચક મેળવી શકે છે. પુસ્તકાલય સ્થાપવાનો મૂળ ઉદ્દેશ એ છે કે આમજનતામાં એવા પ્રકારના વાચનનો ફેલાવો કરવો કે જેથી તેનામાં સારાસાર પારખવાની શક્તિ ખીલે અને સંસ્કારો ઝીલવાની શક્તિ પેદા કરે. માટે જ્યારે નવીન વર્ષનું અંદાજ દરેક પુસ્તકાલય તૈયાર કરે, ત્યારે તે તરફ બહુ જ ઝીણવટથી નિરીક્ષણ કરવાની જરૂર રહે છે. અંદાજમાં એવો પ્રબંધ હોવો જોઈએ કે ઉપર જણાવેલા પુસ્તકાલયસ્થાપનાના શુભ આશયો વહેલી તકે ફળીભૂત થાય. આજે ગ્રામસુધારણા, ગ્રામોદ્ધાર, સહકાર્ય, કેળવણી વગેરેમાં મહત્ત્વનું ઉત્થાન થઇ રહ્યું છે. એવે પ્રસંગે આમજનતાને પોતાના પ્રત્યક્ષ જીવનમાં લાભદાયી નીવડે તેવું સાહિત્ય ખરીદવા તરફ નાણાંનો વધુ ઉપયોગ થવો જોઇએ. આવા સાહિત્યમાં જીવનચરિત્રો, ખેતીવાડી, હુન્નરઉદ્યોગ સંબંધી માહિતી આપનારાં લોકભાષામાં લખાયેલાં પુસ્તકો, ધાર્મિક પુસ્તકો, પ્રવાસવર્ણનનાં પુસ્તકો, કેળવણીના અખતરા સંબંધી પુસ્તકો તેમ જ લોકજાગૃતિને ઉચ્ચ સંસ્કારો તરફ દોરે તેવી આધુનિક સામાજિક પ્રશ્નોની છણાવટ કરતી નવલિકાઓ કે નવલકથાઓને સ્થાન આપી શકાય. ગામડાંઓનાં અંદાજો બનાવવામાં ઉપરની બાબતોનો સમાવેશ કરવા ખાતર જ્યારે જ્યારે અંદાજપત્રો બનાવવા માટે સામાન્ય સભા કે વ્યવસ્થાપક મંડળની સભા મળે, ત્યારે તેનો પૂરો વિચાર કરવો જોઇએ. કેટલાંક અંદાજપત્રો વ્યક્તિવાદની દષ્ટિએ ઘડાય છે અને તેથી તે અંદાજોથી સામાન્ય આમજનતાને કંઇ વિશેષ લાભ થતો નથી. આ માટે મૂળથી ખાતાએ અંદાજો મંજૂર કરવાનો કાબુ પોતાની પાસે રાખેલો છે. અને ઉપરની વ્યક્તિવાદ દષ્ટિએ જ્યારે અંદાજો મંજૂર થવા આવે છે ત્યારે હું ધારું છું કે ખાતાની દષ્ટિએ તેમાં ઘટિત ફેરફાર કરવો પડે છે. આવા પ્રસંગો ઓછા ઊભા થાય અને સામાજિક હિતની દષ્ટિએ અંદાજપત્રોની ચર્ચા થઇ નાણાં ખર્ચાય તો તે જરૂર પુસ્તકાલયોને દીપાવશે એ નિઃસંશય છે.

**નિયમનું ધોરણ**

દરેક પુસ્તકાલયને માર્ગદર્શક થઇ પડે એ હેતુથી પુસ્તકાલય ખાતાના નિયમોમાં અંદાજપત્રો સંબંધે બે કલમો દાખલ કરી છે. તેમાં ગ્રામ અને કસ્બા પુસ્તકાલયોએ નીચે પ્રમાણે ખર્ચ કરવાનું સામાન્ય ધોરણ ઠરાવ્યું છે.

| બાબત | ગ્રામ પુસ્તકાલયોમાં ખર્ચવાના ટકા. | કસ્બા પુસ્તકાલયોમાં ખર્ચવાના ટકા. | બાબત | ગ્રામ પુસ્તકાલયોમાં ખર્ચવાના ટકા. | કસ્બા પુસ્તકાલયોમાં ખર્ચવાના ટકા. |
|---|---|---|---|---|---|
| (૧) પુસ્તકો ખાતે | ૨૫% | ૨૫% | (૩) લાકડી સામાન ઇ. | ૨૦% | ૧૦% |
| (૨) વર્તમાનપત્રો, સામયિકો વગેરે | ૩૦% | ૧૫% | (૪) નોકરખર્ચ | — | ૨૫% |
| | | | (૫) ઇતર ખર્ચ | ૨૫% | ૨૫% |

**હાલ મંજૂર થતાં અંદાજો**

ઉપરના ફકરામાં જણાવેલું ધોરણ ઘણાં ખરાં પુસ્તકાલયોમાં સચવાતું નથી. મોટે ભાગે ગ્રામ પુસ્તકાલયોની રકમો વર્તમાનપત્રો, સામયિકો અને બીજા પરચુરણ ખર્ચમાં રોકાઇ જાય છે. પુસ્તકાલયોમાં જનતાની સંસ્કૃતિનો વિકાસ થાય અને સામાન્ય મનુષ્યમાં સારાસારનો વિચાર કરવાની શક્તિ પેદા કરે તેવું વાચન દર વર્ષે નિયમિત પૂરું પાડવામાં ન આવે તો એથી પુસ્તકાલય સ્થાપવાનો ઉદ્દેશ બર આવે નહિ. ચાલુ વર્ષમાં મંજૂરી માટે આવેલા કુલ રૂ. ૫૦) સુધીનાં અંદાજો જોતાં વર્તમાનપત્રો ખાતે ૮૦ ટકા જેટલી રકમ અને પુસ્તકો ખાતે માત્ર ૫ ટકા જેટલી રકમ ખર્ચાય છે. આવાં અંદાજવાળાં પુસ્તકાલયોની સંખ્યા લગભગ ૬૫૦ જેટલી છે; જ્યારે કુલ રૂપિયા ૭૫ ના અંદાજવાળાં લગભગ ૨૨૦ પુસ્તકાલયો છે, જેના ૬૦ ટકા વર્તમાનપત્રો ખાતે ખર્ચાય છે અને માત્ર ૧૫ ટકા રકમ પુસ્તકો ખાતે ખર્ચાય છે. આ પરિસ્થિતિમાં આપણે ધીરે ધીરે પણ ચોક્કસપણે ફેરફાર કરવાની આવશ્યકતા છે.

**પુસ્તકાલયોનાં જુદાં જુદાં અંદાજો ખર્ચવાની રકમોની યત્તા પ્રમાણે વિભાગો**

રાજ્યના આશ્રયથી ચાલતાં પુસ્તકાલયોનાં અંદાજોમાં જણાવેલી રકમો જોતાં તેના નીચે પ્રમાણે મુખ્ય વિભાગો પાડ્યા છે અને તે સાથે જણાવેલાં પુસ્તકાલયો કે વાચનાલયોનો તેમાં સમાવેશ થાય છે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| (૧) રૂ. | ૩૦ | સુધીનાં અંદાજો | ૪૨૩ | (૮) રૂ. | ૪૦૦–૫૦૦ સુધીના અંદાજો | ૪ |
| (૨) રૂ. | ૩૦–૫૦ | ,, ,, | ૨૫૩ | (૯) રૂ. | ૫૦૦–૭૦૦ ,, ,, | ૫ |
| (૩) રૂ. | ૫૦–૭૫ | ,, ,, | ૨૨૦ | (૧૦) રૂ. | ૭૦૦–૮૦૦ ,, ,, | ૭ |
| (૪) રૂ. | ૭૫–૧૦૦ | ,, ,, | ૩૮ | (૧૧) રૂ. | ૮૦૦–૯૦૦ ,, ,, | ૬ |
| (૫) રૂ. | ૧૦૦–૨૦૦ | ,, ,, | ૬૧ | (૧૨) રૂ. | ૯૦૦–૧૦૦૦ ,, ,, | ૩ |
| (૬) રૂ. | ૨૦૦–૩૦૦ | ,, ,, | ૫૮ | (૧૩) રૂ. | ૧૦૦૦–૨૦૦૦ ,, ,, | ૧૭ |
| (૭) રૂ. | ૩૦૦–૪૦૦ | ,, ,, | ૫ | (૧૪) રૂ. | ૨૦૦૦–૩૦૦૦ ,, ,, | ૪ |

**રૂ. ૩૦)ના અંદાજની રકમની માર્ગદર્શક વહેંચણી**

હવે એક પછી એક જુદા જુદા પ્રકારનાં અંદાજપત્રો કેવાં બની શકે તેનો ખ્યાલ આપવામાં આવશે. ચાલુ સૂચનામાં રૂ. ૩૦) સુધીનાં અંદાજોની રકમ કેમ ખર્ચવી તેની માર્ગદર્શક સૂચનાં કરવામાં આવે છે. આ અંદાજમાં નીચે પ્રમાણે મુખ્ય વિભાગો ખર્ચના પાડી શકાય:

| બાબત | ખર્ચના ટકા | બાબત | ખર્ચના ટકા |
|---|---|---|---|
| (૧) પુસ્તકો ખાતે | ૨૫ % | (૩) માસિકો વગેરે | ૨૫ % |
| (૨) વર્તમાનપત્રો વગેરે | ૨૦ % | (૪) ઇતર ખર્ચ | ૨૦ % |
| | | | ૧૦૦ % |

**કેવા પ્રકારનાં પુસ્તકોને સ્થાન અપાય**

ઉપર પ્રમાણે વિભાગો જોતાં પુસ્તકો ખાતે આશરે રૂ. ૧૦) દશ રૂપિયા આપણે ખર્ચવા જોઇએ. આ પુસ્તકો કેવા પ્રકારનાં ખરીદવાં તેનો પૂર્ણ વિચાર કરવાની આવશ્યકતા રહે છે. આવાં પુસ્તકાલયો મોટે ભાગે શાળાના મુખ્ય શિક્ષકોની સુપ્રતનાં હોય છે એટલે આમજનતાને કેવા પ્રકારનું વાચન આપવું તે સહજ સમજી શકે તેમ છે. મોટે ભાગે આ શિક્ષકો ઉત્તમપદ પાસ હોઇ થોડી ઘણી માધ્યમિક કેળવણી પણ મેળવેલી હોવાથી તેમનામાં સારાસારનો વિચાર કરવાની વિશેષ શક્તિ હોય છે તેમ આપણે સહજ સમજી શકીએ તેમ છીએ. આવા ગ્રંથપાલ કે મંત્રીઓએ સતત "પુસ્તકાલય" માસિક વાંચતા રહે એમાં ખાતા તરફથી પ્રસિદ્ધ થતી યાદીઓ, "પુસ્તકાલય" માસિકના લેખોમાં પ્રસિદ્ધ થતા પુસ્તકપરિચય વિભાગમાંથી પોતાના ગામને યોગ્ય લાગે તેવાં પુસ્તકોની એક કાચી નોંધ તૈયાર કરવી. આવી યાદીઓ જેટલી રકમનાં પુસ્તકો ખરીદવાનાં હોય તેથી બમણી રકમ જેટલાં પુસ્તકો ખરીદી શકાય તેટલી વિસ્તૃત હોવી જોઇએ, જેથી માગણીનું કોઇ પુસ્તક મળતું ન હોય અગર ઓછીવત્તી કિંમતના કારણે કંઇક ફેરફાર ખાતા તરફથી થાય તો પણ તેમાં પોતાની માગણીનાં જ પુસ્તકો મળી શકે. આ પુસ્તકોમાં જરૂર પ્રમાણે નીચેના વિષયોને સ્પર્શ કરતાં પુસ્તકો ખરીદવાં:

(૧) ગ્રામસુધારણાને લગતી તળપદી ભાષામાં રજૂ થતાં પુસ્તકો.
(૨) ગામના કોઇ વિશિષ્ટ પ્રકારના હુન્નરઉદ્યોગ કે ખેતીને મદદરૂપ થઇ પડે તેવાં પુસ્તકો.
(૩) બાલોપયોગી પુસ્તકો.
(૪) જનતાને આનંદ આપે તેવાં નીતિ કે ધર્મનાં પુસ્તકો.
(૫) સ્ત્રીઓપયોગી પુસ્તકો.
(૬) શિક્ષણોપયોગી પુસ્તકો.

આવાં થોડાં પુસ્તકો જો હું પુસ્તકાલયનો ગ્રંથપાલ હોઉં તો વ્યવસ્થાપક મંડળ તરફ એક યાદી મંજૂરી માટે રજૂ કરું તે નીચે પ્રમાણે છે:

આ મારા પોતાના અનુભવ અને વાચન પરથી તૈયાર કરેલી છે તેમાં હરકોઇ પુસ્તકાલય પોતાના ગામની પરિસ્થિતિ પ્રમાણે ઘટિત ફેરફાર કરી શકે.

| | |
|---|---|
| (૧) ગ્રામવિચારણા | હરભાઇ ત્રિવેદી |
| (૨) ખેતીવાડી | ગ્રામ સુધારણા મણકો ૧ |
| (૩) બાગબગીચા | માર્તંડ શિવભદ્ર પંડ્યા |
| (૪) ગ્રામસુધારણાની વ્યવહારૂ યોજના | મહાશંકર પી. જોશી |
| (૫) કુમારી હેલન | રસલભાઇ ન. વોરા |

| | |
|---|---|
| (૬) ગુજરાતના મહાજનો | ચરોતર એ. સો. આણંદ |
| (૭) ચાલો નવી દુનિયામાં | ચિનગારી કાર્યાલય-મહેસાણા |
| (૮) ચાલો હિમાલયે ભા. ૧-૨ | પદ્માવતી દેસાઈ |
| (૯) જકોર પટેલની વાતો ભા. ૯ મો | ગાંડીવ સાહિત્ય મંદિર |
| (૧૦) વિદ્યાર્થી વાચનમાળા શ્રેણી ૭ | જ્યોતિ કાર્યાલય |
| (૧૧) વિરાજવહુ | નવજીવન પ્રકાશન મંદિર |
| (૧૨) ઉપનિષદની વાતો | રંગ અવધૂત |
| (૧૩) અજવાળી રાત | કુમાર કાર્યાલય |
| (૧૪) વર્ધા કેળવણીનો પ્રયોગ | નરહરિ પરીખ |
| (૧૫) પારસગીતા | સર્વેશ્વર |

ઉપર પ્રમાણે દર વર્ષે નવીન છપાયેલાં પુસ્તકોની યાદીઓ જોઈ તેમાં પોતાના પુસ્તકાલયમાં ન હોય તેવાં પુસ્તકો ખરીદવા તજવીજ કરવાથી આપણાં પુસ્તકાલયોમાં જે પુસ્તકો ખરીદાશે તે પ્રત્યેક પુસ્તકના વાચકો આપણને મળશે, અને પ્રત્યેક વાચક માટે આપણાં પુસ્તકાલયોમાં વાંચવા યોગ્ય પુસ્તકોનો સારો જથો ભેગો કરી શકીશું.

**વર્તમાનપત્રો અને માસિકો સંબંધી**

વર્તમાનપત્રો અને માસિકોની પસંદગી એ પણ એક મહત્ત્વની બાબત છે. કારણ કે ટુંકા અંદાજમાં સારામાં સારૂં અને આમજનતાને ઉપયોગી થઈ પડે તેવું વાચન આપવું જોઈએ. તે સાથે સાથે દેશ વિદેશમાં બનતા બનાવોની ટૂંકી માહિતી પણ મળવી જોઈએ. આ અંદાજ એવા પ્રકારનું છે કે જેમાં દૈનિક પત્રને આપણે સ્થાન આપી શકીએ તેમ નથી જ; અને જ્યાં જ્યાં આવાં અંદાજોમાં દૈનિક પત્રો ખરીદવાનો આગ્રહ થાય છે ત્યાં ત્યાં આમજનતાને વિચાર કરવાને અને મનન કરવાને પૂરતાં બીજાં પુસ્તકો મળી શકતાં નથી એ સ્વાભાવિક છે. આથી આવાં અંદાજોમાં માત્ર સાપ્તાહિક કે અર્ધસાપ્તાહિકોને જ સ્થાન મળી શકે. આ અંદાજમાં એકાદ પત્ર ખરીદી શકાય તેવી કિંમતવાળાં કેટલાંક અર્ધસાપ્તાહિકો તથા સાપ્તાહિકોની નોંધ આ નીચે રજૂ કરી છે.

ગમે તે એક { પ્રજામિત્ર-કેસરી, મુંબઈ સમાચાર, પ્રતાપ, સયાજી વિજય, નવગુજરાત, ભારત, નવસૌરાષ્ટ્ર, પ્રજાબંધુ, ગુજરાતી, ફૂલછાબ.

હવે માસિકો વગેરેની પસંદગી પણ મહત્ત્વનો ભાગ ભજવે છે. પ્રજામાં આજે ખેતીવાડી સુધારણા, કેળવણી અને સહકારના સિદ્ધાંતોનો વ્યવહાર, અમલ કેમ થઈ શકે તેવી માહિતી આપતું વાચન ફેલાવવાની વિશેષ જરૂર છે. તે સાથે નિર્દોષ આનંદ આપે તેવું હળવું વાચન પણ જનતાને જરૂરનું છે. તેમ જ થોડું ભણી ઉઠી ગયેલા ભાઈઓને પણ વાચન મળે તેવો પ્રયાસ આમાં પણ થવાની જરૂર છે.

ફરજીઆત { (૧) "પુસ્તકાલય" ૩-૮-૦ (નાના અંદાજોને રૂ. ૧-૮-૦ મદદ આ માટે મળે છે.)

ગમે તે એક { (૧) શિક્ષણ પત્રિકા (૨) નૂતન શિક્ષણ (૩) ગ્રામજીવન અને સહકાર્ય.*

ગમે તે એક { બાળક, બાલજીવન, બાલમિત્ર, ગાંડીવ (પખવાડિક)

ગમે તે એક { નવરચના, યુગક, ખેતીવાડી, શ્રીબોધ.

આશા છે કે આવાં ટૂંકાં અંદાજવાળાં પુસ્તકાલયો પોતાને જરૂર પડે તેવું વાચન પસંદ કરવાની પોતાની નૈતિક જવાબદારીનો ખ્યાલ કરી ભવિષ્યનાં અંદાજપત્રો ઉપરની સૂચનાઓને ધ્યાનમાં રાખી ઘડે અને લોકસેવા બજાવવામાં અમૂલ્ય ફાળો આપે.

વડોદરા
તા. ૧૬-૨-૩૯ } મ. દ. દીક્ષિત

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક
સાર્વજનિક પુસ્તકાલય ખાતું

---

## જાહેરાત નં. ૨ / સને ૧૯૩૮-૩૯

## વિષય

### સ્વ. શ્રી. મોતીભાઇ ન. અમીન સ્મારક ફંડ સંબંધી

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળની તા. ૧૯-૨-૩૯ ના રોજ મળેલી સભાએ પુસ્તકાલય ખાતાના માજી મદદનીશ વ્યવસ્થાપક શ્રી. મોતીભાઇ ન. અમીનના સ્વર્ગવાસ બદલ શોકદર્શક ઠરાવ કરી, તેઓના સ્મારક ફંડ માટે પણ એક બીજો ઠરાવ કર્યો છે. સદર સ્મારક ફંડ સંબંધીનો ઠરાવ નીચે પ્રમાણે છેઃ

" વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રાણસ્વરૂપ સદ્‌ગત શ્રી. મોતીભાઈ ન. અમીન સાહેબનું સ્મારક ફંડ ઊભું કરવાનું, અને તેને માટે રાજ્યની પુસ્તકાલય સંસ્થાએ સને ૧૯૩૯-૪૦ ના બજેટમાં ખર્ચના ૧૦ ટકા રકમ આ કામે મંજૂર કરાવે એમ ઠરાવે છે. એમની પ્રવૃત્તિને ચાહનાર ખાનગી વ્યક્તિઓ પાસેથી પણ આ ફંડ માટે રકમ મેળવવી. ભેગા થયેલા સ્મારક ફંડનો ઉપયોગ ગ્રામજનતાને ઉપયોગી પ્રેરક સાહિત્ય ' સદ્‌ગત શ્રી. મોતીભાઈ ન. અમીન સ્મારક ગ્રંથમાળા 'ને નામે પ્રસિદ્ધ કરવાનું અને સવડ હોય તો રાજ્યનાં પછાત ગામોને પુસ્તકાલય પ્રવૃત્તિને પોષવાનું ઠરાવે છે. આ સ્મારક ફંડ મેળવવા અંગેની તમામ

---

* જ્યાં સહકારી મંડળી ન હોય ત્યાં આ માસિક લેવા પુસ્તકાલયના વ્યવસ્થાપકોને સલાહ છે. જ્યાં મંડળીઓ હોય ત્યાં તે સંસ્થા તરફ માગણી કરી વાંચવા પૂરતી ' આજ્ઞાપત્રિકા ' માફક આ માસિકનો ઓછા અંદાજવાળાં પુસ્તકાલયો ઉપયોગ કરી શકે.

તજવીજ રાજ્ય પુસ્તકાલય મંડળના વ્યવસ્થાપક મંડળને કરવાનું ઠરાવવામાં આવે છે."

ઉપર પ્રમાણે થએલા ઠરાવને પુસ્તકાલય ખાતું સંમત છે. સદર ઠરાવ અન્વયે જે કોઇ પુસ્તકાલય પોતાના બજેટની રકમના ૧૦ ટકા સુધી ખર્ચ પાડશે તો તે ખર્ચ મંજુર રાખવામાં આવશે.

ઉપરની હદમાં રહીને કેટલી મદદ કરવી તે ઠરાવવા દરેક પુસ્તકાલયનું વ્યવસ્થાપક મંડળ સ્વતંત્ર છે. આ મદદ ઐચ્છિક રીતે જ આપવાની છે. પરંતુ સ્વ. શ્રી. અમીન સાહેબે પુસ્તકાલય ખાતાની શરૂઆતથી આજ સુધી જે સેવા બજાવી છે તે લક્ષમાં લઇ દરેક પુસ્તકાલય યથાશક્તિ મદદ કરશે તેવી આશા છે.

ચાલુ વર્ષે કેટલાંક પુસ્તકાલયોએ રાજ્ય પુસ્તકાલય પરિષદનો ખર્ચ મંજુર કરાવ્યો છે પણ તેનો ઉપયોગ રાજ્ય પરિષદ ચાલુ વર્ષે મુલતવી રહેવાથી થશે નહિ. સબબ આ મંજુર થયેલી રકમમાંથી જે કોઇ પુસ્તકાલયને ચાલુ સાલે ફંડમાં ભરવી હશે તો વર્ગફેર કરવા પરવાનગી આપવામાં આવશે.

| | | |
|---|---|---|
| વડોદરા,<br>તા. ૨૮-૨-૨૯ | મ. દ. દીક્ષિત | ઉ. મો. પટેલ ઈન્ચા. દિ. ચાર્જ્ઞીસ<br>વ્યવસ્થાપક<br>મદદનીશ વ્યવસ્થાપક પુસ્તકાલય ખાતું |

---

## જાહેરાત નં. ૩ / ૧૯૨૮-૩૯

## વિષય

**કિશોર ચરિત્રમાળાના ગુચ્છ બીજાનાં "ગુજરાતી મહાજનો" પુસ્તક ૧ થી ૧૨ તથા હેલનકેલરનાં પુસ્તકો દરેક પુસ્તકાલમાં મોકલવા બાબત.**

ચરોતર એજ્યુ. સોસાયટી તરફથી પ્રસિદ્ધ થયેલ કિશોર ચરિત્રમાળાનાં પુસ્તકો ગુજરાતી જનતાના બહોળા પ્રચાર માટે મૂકવાની આવશ્યકતા અમને જણાય છે. આ ચરિત્રમાળાનાં પુસ્તકો એવી ઢબથી લખાયાં છે કે ગુજરાતના યુવાનવર્ગના હાથમાં જો તે મૂકવામાં આવે તો તેમાંથી તેમને ઘણી પ્રેરણા મળી શકે તેમ છે. સબબ રાજ્યનાં તમામ આમ પુસ્તકાલયો જેમના બજેટમાં પુસ્તકોની રકમ મુકાઇ હોય તેમને આ પુસ્તકો ફરજીઆત આપવા તજવીજ કરવી.

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક
૩૦-૧૨-૩૮

---

# અનુક્રમણિકા


| વિષય | લેખક | પૃષ્ઠાંક |
|---|---|---|
| આ સ્મારક અંક ... ... | શ્રી. મણિલાલ પ્રભાશંકર વ્યાસ | ૧૪૫ |
| ચરોતરનું મોતી ( કાવ્ય ) ... | શ્રી. કેશવ હ. શેઠ ... ... | ૧૪૭ |
| સ્વ. મોતીભાઈને સ્નેહાંજલિ (કાવ્ય) | શ્રી. શાંતિભાઈ શવેળ ... | ૧૪૮ |
| સ્વ. મોતીભાઈ મા.ના અમર આત્માને (કાવ્ય) | શ્રી. મગનલાલ જગન્નાથ પુરાણી | ૧૫૦ |
| સદ્. રૂપભાના અમર આત્માને ( કાવ્ય ) | " " " | ૧૫૧ |
| મોતીની જ્યોતે ( કાવ્ય ) ... | શ્રી. લલિત ... ... | ૧૫૨ |
| પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રેરક ... | શ્રી. ના. ચં. દીવાનજી ... | ૧૫૩ |
| અમર પુરુષ ... ... ... | શ્રી. રાવજીભાઈ મણિભાઈ પટેલ | ૧૫૪ |
| ચોરા જીવનમાં ચોકીદાર... ... | (દરબાર) શ્રી. ગોપાળદાસ દેસાઈ | ૧૫૫ |
| સેવામૂર્તિ મોતીભાઈ ... ... | (ડૉ.) સુમન્ત મહેતા ... | ૧૫૭ |
| સદ્. મોતીભાઈ અમીન... ... | શ્રી. ઝિણુભાઈ ... ... | ૧૫૯ |
| અનેક પ્રવૃત્તિઓના ઉત્પાદક અને સંચાલક | શ્રી. નંદનાથ કે. દીક્ષિત ... | ૧૬૨ |
| સ્વ. પૂ. મોતીભાઈ શું હતા ! ... | શ્રી. ઝિણુભાઈ ... ... | ૧૬૭ |
| સ્વ. મોતીભાઈ અમીન ... ... | સૌ જયવતી ન. દેસાઈ ... | ૧૬૮ |
| પાણીદાર મોતી ... ... | શ્રી. ભાઈભાઈ રૂ. દાણુ ... | ૧૬૮–૧ |
| સદ્‌ગુણસંપન્ન સ્વ. મોતીભાઈ ... | શ્રી. ગોકલદાસ મ. શાહ ... | ૧૬૮–૨ |
| સાદું જીવન અને ઉચ્ચ આદર્શ ... | શ્રી. રામમોહનરાય જસવંતરાય દેસાઈ | ૧૬૮–૪ |
| જ્ઞાનતીર્થની ગુણગાથા ... ... | શ્રી. લલિત ... ... | ૧૬૮–૫ |
| સ્વ. શ્રી. મોતીભાઈ અમીનનો વસમો વિયોગ | શ્રી. ચિમનભાઈ હ. અમીન ... | ૧૬૮–૬ |
| અવસાનને આરે ... ... | શ્રી. રામભાઈ કાશીભાઈ પટેલ | ૧૬૯ |
| સ્વ. મોતીભાઈ અમીનને અંજલિ (કાવ્ય) | શ્રી. મયારામ પુલારામ પંડયા | ૧૮૦ |
| ભણતર વખતના ભેરુબંધ ... | શ્રી. નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ | ૧૮૧ |
| સ્વ. પૂજ્ય શ્રી. અમીન સાહેબને અંજલિ | શ્રી. મગનલાલ જેઠાલાલ શમી | ૧૮૭ |
| સદ્. શ્રી. મોતીભાઈ અમીન : તેમના કાર્યની એક રેખા ... | શ્રી. આશાભાઈ ન. પટેલ ... | ૧૮૮ |
| પિતા... ... ... | શ્રી. નર્મદાબેન દવે... ... | ૧૯૩ |
| ગુજરાતનો લાયબ્રેરીઅન... ... | શ્રી. ઈશ્વરલાલ વીમાવાળા ... | ૨૦૦ |
| શ્રી. મોતીભાઈ અમીન ... ... | પ્રૉ. જયશંકર પીતાંબર ત્રિવેદી | ૨૦૧ |
| સૌજન્યમૂર્તિ સદ્. અમીન સાહેબ... | શ્રી. વિવિત્સુ ... ... | ૨૦૨ |
| ભવ્ય સહિષ્ણુતા ... ... ... | શ્રી. રમણલાલ નાનાલાલ શાહ | ૨૦૪ |
| પુણ્ય સ્મૃતિ ... ... ... | શ્રી. શારદાપ્રસાદ વર્મા ... | ૨૦૬ |
| એક અંજલિ ... ... ... | શ્રી. શંકરભાઈ સો. પટેલ ... | ૨૦૯ |
| સ્મરણાંજલિ ... ... ... | શ્રી. ચંદ્રકાન્ત ગૌરીશંકર ભટ્ટ... | ૨૧૨ |
| પુસ્તકોના પરીક્ષક ... ... | શ્રી. વલ્લભજી સુંદરજી કવિ... | ૨૧૫ |
| કેટલાંક સુખદ દુઃખદ સ્મરણો ... | શ્રી. રસુલભાઈ ન. વહોરા ... | ૨૧૬ |
| પુસ્તકાલય પ્રવૃત્તિના " પિતામહ "... | શ્રી. ઈશ્વરભાઈ કહાનદાસ પટેલ | ૨૨૧ |
| એ પુણ્ય પ્રસંગો ... ... | શ્રી. નાજુકલાલ નંદલાલ ચોકસી | ૨૩૩ |

| | | |
|---|---|---|
| સેવામૂર્તિ શ્રી. મોતીભાઈ અમીન ... | રા. રા. પ્રતાપરાય ગિરધરલાલ મહેતા | ૨૪૨ |
| નિરાધાર થૈ શારદા ( કાવ્ય ) ... | શ્રી. મનુ હ. દવે કાવ્યતીર્થ ... | ૨૪૨ |
| સ્વ. શ્રી. મોતીભાઈ અમીન—એક રેખા | શ્રી. વાઘજીભાઈ ના. અમીન... | ૨૪૩ |
| પૂજ્ય મોતીભાઈ સાહેબ... ... | શ્રી. મોહનલાલ હરિલાલ ગાંધી | ૨૪૮ |
| સ્વ. શ્રી. અમીન સાહેબને અંજલિ (કાવ્ય) | શ્રી. ઉમિયાશંકર ઠાકર ... | ૨૪૮ |
| ગુજરાતનો સાચો સમાજસેવક ... | શ્રી. વલ્લભભાઈ મૂળજીભાઈ પટેલ | ૨૪૯ |
| સાચા વૈષ્ણવજન ... ... | શ્રી. વકીલ હાથીભાઈ અમથાભાઈ પટેલ | ૨૫૪ |
| સ્વ. મોતીભાઈ સાહેબનાં સ્મરણો... | શ્રી. હરિભાઈ નારણભાઈ અમીન | ૨૫૭ |
| જ્ઞાનવાડીનું ખરેલું પુષ્પ : | | |
| સ્વ. મોતીભાઈ સાહેબ ... | શ્રી. રતિભાઈ અમીન ... | ૨૫૮ |
| " રંગરંથ " મોતીભાઈ ? ... | શ્રી. હેમશંકર દલપતરામ પાઠક | ૨૫૯ |
| સ્વ. મોતીભાઈનાં સંસ્મરણો ... | શ્રી. વિદ્યારામ વસનજી ત્રિવેદી | ૨૬૨ |
| શ્રી. મોતીભાઈ અમીનનું આર્ષ દર્શન | શ્રી. કૃષ્ણલાલ રણછોડલાલ ત્રિવેદી | ૨૬૩ |
| સાચા સુકાની ... ... ... | સાક્ષરશ્રી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી | ૨૬૭ |
| સૌજન્યમૂર્તિ શ્રી. અમીન સાહેબ | શ્રી. ડાહ્યાલાલ નાથાલાલ વકીલ | ૨૬૭ |
| કલ્પવૃક્ષ ... ... ... | શ્રી. વ્રજલાલ દ. મહેતા ... | ૨૬૯ |
| પુસ્તકાલયનો અઠંગ પૂજારી ... | શ્રી. ભગવાનદાસ સાંકળચંદ પટેલ | ૨૭૦ |
| પૂજ્ય મોતીભાઈ અમીન સાહેબનાં સંસ્મરણો | શ્રી. જયશંકર ઉ. પાઠક ... | ૨૭૨ |
| એક શિક્ષકની અંજલિ ... ... | શ્રી. મણિલાલ દામોદરદાસ દોશી | ૨૭૩ |
| સ્વ. પૂજ્ય મોતીભાઈ અમીનને અંજલિ | શ્રી. ત્રિભુવનપ્રસાદ પ્ર. પંડ્યા ... | ૨૭૫ |
| પૂજ્ય મોતીભાઈ સાહેબ સાથે એક માસ | શ્રી. મણિભાઈ ઉપાધ્યાય ... | ૨૭૮ |
| આદર્શ નરવીર... ... ... | શ્રી. વસનજી જીવણજી નાયક... | ૨૭૯ |
| મોતીભાઈ સાહેબના સહવાસમાં ... | શ્રી. ભીમજીભાઈ ટીકાભાઈ ઠાકર | ૨૮૦ |
| સાધુચરિત અમીન સાહેબ ... | શ્રી. ડાહ્યાભાઈ રામદાસ પટેલ... | ૨૮૩ |
| પુસ્તકાલયસૂત્રોના પિતા ... | શ્રી. ભોળાભાઈ મોતીસિંહ બારોટ | ૨૮૬ |
| મિત્ર મોતીભાઈ ( કાવ્ય ) ... | શ્રી. જગજીવનદાસ દયાળજી મોદી | ૨૮૮ |
| મારી અંતિમ ઇચ્છાઓ... ... | સદ્‌૦ શ્રી. મોતીભાઈ સાહેબ... | ૨૮૯ |
| પરિશિષ્ટ अ— | | |
| સ્વ. મોતીભાઈ સાહેબનું વસિયતનામું ... ... ... | | ૨૯૦ |
| કેવી નિઃસ્પૃહતા... ... ... | શ્રી. ના. નં. ચોકસી ... | ૨૯૭ |
| પરિશિષ્ટ ब—પત્રો ... ... ... ... ... ... | | ૨૯૮ |
| પરિશિષ્ટ क—વર્તમાનપત્રોની અવસાન નોંધ ... ... ... | | ૩૦૪ |
| નવીન ફાલ ... ... ... ... ... ... ... | | ૩૨૫ |
| માસિકો થયા તારીખ... ... ... ... ... ... | | ૩૨૭ |
| વડોદરા રાજ્ય અને ગુજરાતના સા. પુ. ના કાર્યકર્તાઓને ... ... | | ૩૨૮ |
| સ્વ. મોતીભાઈ ન. અમીન સ્મારક ફંડ–વિજ્ઞપ્તિ ... ... ... | | ૩૨૯ |
| પત્રો શરૂ થયાની માહિતી ... ... ... ... ... | | ૩૩૧ |
| ખાતાની સૂચના, સરક્યુલરો ૪૦ ... ... ... ... ... | | ૨૭ |

# પુસ્તકાલય

પુસ્તક ૧૪ મું | એપ્રિલ-૧૯૩૯ | અંક ૪ થો



શ્રીમંત મહારાજા શ્રી પ્રતાપસિંહરાવ ગાયકવાડ
સેનાખાસખેલ સમશેર બહાદૂર

લવાજમ :
દેશમાં વાર્ષિક રૂ. ૩-૮-૦
પરદેશમાં ,, રૂ. ૫-૦-૦
છુટક નકલઃ રૂ. ૦-૬-૦

તંત્રીઓ :
નાનાભાઇ ચંદ્રશેખર દીવાનજી
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

વ્યવસ્થાપક :
વાઘજીભાઇ નારણભાઇ અમીન
બી. કૉમ.
મંત્રી, પુ. સ. સ. મં. લિ.
રાવપુરા......વડોદરા.

# અનુક્રમણિકા


| વિષય | લેખક | પૃષ્ઠાંક |
|---|---|---|
| શ્રીમંત મહારાજા સાહેબનો રાજ્યાભિષેક | તંત્રીસ્થાનેથી | ૩૩૩-૧ |
| શ્રીમંત પ્રતાપસિંહરાવ ચિરાયુ હો ! (કાવ્ય) | શ્રી. મગનલાલ જેઠાલાલ રામી | ૩૩૩-૨ |
| શ્રીમંતના રાજ્યાભિષેક પ્રસંગે પ્રજાની શુભાશા | ,, ,, | ૩૩૩-૩ |
| રજાઓના સમયનો સદુપયોગ | શ્રી. રતિભાઇ અમીન | ૩૩૩-૪ |
| થોડાંક દશ્યો | શ્રી. વિનુ બ. દેસાઇ | ૩૩૩-૬ |
| સ્વ. શ્રી. અમીન સ્મારકની અંકની પૂરવણી | તંત્રીસ્થાનેથી | ૩૩૩ |
| મોતી કર્યાં ગયું ? ( કાવ્ય ) | શ્રી. ખીમજીભાઇ ટી. ઠાકર | ૩૩૪ |
| શ્રીયુત મોતીભાઇ અમીનના જીવનપ્રસંગો | શ્રી. કલ્યાણરાય ન. જોશી | ૩૪૦ |
| અમર આત્માને ( કાવ્ય ) | શ્રી. ત્ર્યંબકલાલ મા. શુકલ | ૩૪૧ |
| મોંઘા માનવીને ( કાવ્ય ) | શ્રી. સોમાભાઇ શંકરભાઇ બ્રહ્મભટ્ટ | ૩૪૨ |
| પૂ. મોતીભાઇ સાહેબના ઉમદા ગુણોનું સ્મરણ | શ્રી. ત્ર્યંબકલાલ મા. શુકલ | ૩૪૩ |
| સ્વ. પૂ. મોતીભાઇ ન. અમીન એટલે— | શ્રી. મણિલાલ મં. કાશીવાળા | ૩૪૪ |
| દલિતોના ઉદ્ધારક | શ્રી. કાવસજી એદલજી ગણદેવીઆ | ૩૪૬ |
| સેવાધર્મીલા શ્રી. મોતીભાઇ | શ્રી. ન્હાનાલાલ દ કવિ | ૩૪૮ |
| મારા દીક્ષાગુરુ | શ્રી. નાનજીભાઇ જે. પટેલ | ૩૪૯ |
| સ્વ. પૂ. અમીન સાહેબના સંસર્ગમાં | શ્રી. ઉમિયાશંકર લ. દવે | ૩૫૪ |
| અખબારી આંખે | શ્રી. કાકા કાલેલકર | ૩૫૫ |
| શ્રી. મોતીભાઇ અમીન : કેટલાંક સંસ્મરણો | શ્રી. જીવરામ જોશી | ૩૫૬ |
| પૂજ્ય સાહેબઃ થોડાંક સંસ્મરણો | શ્રી. મણિભાઇ ચિ. પટેલ, એમ. એ. | ૩૬૦ |
| The Late Mr. M. N. Amin | Chunibhai B. Patel | ૩૬૪ |
| અમર 'સાહેબ'ને ( કાવ્ય ) | શ્રી ત્ર્યંબકલાલ મા. શુકલ | ૩૬૫ |
| તેજસ્વી તારો | શ્રી. જેશંગભાઈ ગરબડભાઇ પટેલ | ૩૬૬ |
| અજ્ઞાનમાંથી ઓજસમાં | શ્રી. મણિભાઇ એલ. દેસાઇ | ૩૬૬ |
| સ્વ. સાહેબની વિશિષ્ટતા | શ્રી. મસ્તલાલ હ. દીક્ષિત | ૩૬૭ |
| સ્વ. પૂ. અમીન સા. નો મને મળેલો લાભ | શ્રી. સોમાલાલ ગરબડભાઇ | ૩૬૮ |
| પાટણ મહાલ પુ. પરિષદનું બીજું અધિવેશન | | ૩૬૯ |
| જર્મનીનાં કેદીઓની વાચનવૃત્તિ | | ૩૭૭ |
| પુસ્તકપરિચય | શ્રી. ના. ચં. દીવાનજી, શં. સો. પટેલ<br>શ્રી. 'દ્રષ્ટા' શ્રી. મ. પ્ર. વ્યાસ | ૩૭૮ |
| નવીન ફાલ | | ૩૮૯ |
| પુસ્તકોનો પરિચયસંગ્રહ | | ૩૯૦ |
| માસિકો મળ્યા તારીખ | | ૩૯૩ |
| શું વાંચશો ? | | ૩૯૪ |
| પુસ્તકાલયોની તપાસણી | | ૩૯૭ |
| પુસ્તકાલય નોંધ | | ૩૯૯ |
| શિષ્ટવાચનની ૧૫ મી પરીક્ષાનું પરિણામ સહિત નિવેદન | | ૪૦૨ |
| વ. રા. પુ. મંડળની જાહેરાતો | | ૪૦૮ |
| ખાતાની સૂચના, સરકયુલરો ૪૦ | | ૪૧૩ |

પુસ્તકાલય

પુસ્તક ૧૪ મું | એપ્રિલ-૧૯૩૯ | અંક ૪ થો

## શ્રીમંત મહારાજા સાહેબનો રાજ્યાભિષેક

—તંત્રીસ્થાનેથી

**ચાલુ** માસની તા. ૨૬–૨૭–૨૮ એ દિવસો શ્રીમંત મહારાજા સાહેબ પ્રતાપસિંહરાવના રાજ્યાભિષેક માટે મુકરર થયા છે, અને એ માટેની સર્વ તૈયારીઓ ઝડપભેર ચાલી રહી છે.

આપણે ત્યાં અને દુનિયાના સર્વ દેશોમાં રાજ્યાભિષેકનો ઉત્સવ એ અત્યંત આનંદજનક ઉત્સવ લેખાય છે, એ ઉત્સવનો અનેરો આનંદ અવર્ણ્ય હોય છે. આ ઉત્સવ પ્રસંગે રાજા-પ્રજા બન્નેનાં અંતરનું જાણે જોડાણ થાય છે. રાજાની પ્રજા પ્રત્યેની વત્સલતા અને પ્રજાની રાજા પ્રત્યેની અનન્ય એકનિષ્ઠ રાજભક્તિમાં એ પ્રસંગે ઓર વૃદ્ધિ થાય છે. અને એટલે જ આ અણમોલ અવસર એ અનેરા આનંદોત્સવનો મહોત્સવ લેખાય છે.

આપણા મહારાજા શ્રીમંત પ્રતાપસિંહરાવ કૈ. મહારાજા સાહેબ જેવા કુશળ રાજવીની દેખરેખ અને દોરવણી નીચે ઉછર્યા છે અને રાજ્યશાસક માટેની સર્વ તાલીમ કૈ. શ્રીમંત મહારાજા સાહેબે તેઓને આપેલી છે. રાજકારોબારની સર્વ વિગતોથી તેઓ વાકેફ છે અને અનેક વાર તેમણે પ્રજાસંપર્ક પણ સાધેલો છે. આવા રાજકાર્ય-કુશળ મહારાજાનો અભિષેક એ ખરેખર, પ્રજાનાં હૃદયોને ઉત્ફુલ્લ કરનાર પ્રસંગ છે. હજુ હમણાં જ—રાજ્યારોહણ પ્રસંગે જ—પોતાની આમ પ્રજાને રાહતો આપવાની જે જાહેરાત તેઓ શ્રીમંતે કરી છે તે કોઈથી અજાણી નથી. આમ આ રાજ્યાભિષેકના પ્રસંગ પહેલાં પણ શ્રીમંતની પ્રજાહિતકારી વત્સલતાનો આપણને પરિચય મળી ચૂકયો છે,



[ "સમાજવિજય"ના બંધુકૃત્યથી ]

આ માંગલિક ઉત્સવ પ્રસંગે એને અનુરૂપ વિવિધ યોજનાઓ યોજાઈ છે, પ્રજારંજનના અનેક કાર્યક્રમો ગોઠવાયા છે, દરબાર-મુલાકાતોનો પ્રબંધ થયો છે અને રાજ્યનાં ગામડાંના પટેલો સુદ્ધાં પણ આ મહંન ઉત્સવમાં ભાગ લઈ શકે તેવી વ્યવસ્થા થયાનું પણ જાણવામાં આવ્યું છે. આ યોજનાથી શ્રીમંત મહારાજા સાહેબના પ્રજા-સંપર્કમાં વિશેષ વૃદ્ધિ થશે.

આ માંગલિક પ્રસંગે અમે, શ્રીમંત મહારાજા સાહેબને અમારા વિનીતભાવે હાર્દિક અભિનંદન અર્પણ કરીએ છીએ અને પરમનિયંતા પરમેશ્વર પ્રત્યે તેઓ શ્રીમંતનું દીર્ઘાયુષ ઇચ્છી એઓશ્રીનો રાજ્યઅમલ દીર્ઘ કાળ પર્યંત ચાલુ રહો એમ તે સર્વેશ્વર પ્રત્યે પ્રાર્થીએ છીએ.

વળી વધુમાં અમારી વાંચ્છના છે કે, શ્રીમંત મહારાજા શ્રી પ્રતાપસિંહરાવના એ રાજત્વકાળમાં પ્રજાકલ્યાણકારી અનેક શુભ કાર્યોનો ઉત્કર્ષ થાઓ, રાજા-પ્રજાનાં અંતર એક થાઓ અને શ્રીમંત મહારાજા સાહેબની કીર્તિપતાકા જગદ્વ્યાપી બનો.

—卐—

# શ્રીમંત શ્રી પ્રતાપસિંહરાવ ચિરાયુ હો !

શ્રીમંત પ્રતાપસિંહરાવ અવિચળ રાજ રહો વિભુ વિશ્વ વિષે,
પ્રતિદિન હજો ચઢતી કુળની જયમ ચંદ્રકળા હરનિશ દીસે....શ્રીમંત૦ ૧

તાજ દિવ્ય શ્રી ગાયકવાડનો અમર રહો જગ માંહી સદા;
પરમેશની મ્હેર હજો નૃપ પર સુરલોકનો વૈભવ હો સુખદા....શ્રીમંત૦ ૨

સિંધુની સુતા વસજો કરમાં જીહ્વા પર અજતનયા વળજો;
હરિહર બ્રહ્મા ગણનાથ ઉમા બજરંગની સા'ય સદાય હજો...શ્રીમંત૦ ૩

રાઘવ રક્ષા કરજો નિશદિન શ્રી પ્રતાપસિંહ પાસ રહી;
વરમાળ વિજય-યશ-કીરતની વરજો શ્રીમંતને કંઠ સહી....શ્રીમંત૦ ૪

ચિરશાન્તિ હજો ચિરાયુ હજો ચિરારોગ્ય મંગળ કાર્ય હજો;
રાધાપતિ કૃષ્ણની મ્હેર થકી શ્રીમંત સદા સુખથી વસજો....શ્રીમંત૦ ૫

યુગલ કર જોડી યાચુ વિભુ મમ યાચના માન્ય કરો ઉરની;
હોજો આયુષ માર્કંડેય તણું, વદે "રામી" આશિષ અંતરથી....શ્રીમંત૦ ૬

મગનલાલ જેઠાલાલ રામી

# પ્રજાની શુભાશિષ

અમારા પ્રતાપસિંહ મહારાજ, બિરાજે રાજ્યાસન પર આજ
રૈયત દે છે આશિર્વાદ, સદા એ સુખી રહો શિરતાજ—ટેક૦

બાલિકાઓ હસ્ત ધરીને, પુષ્પ તણા શુભ થાળ;
અક્ષત કુંમકુમ ભરી વધાવે, આરોપે ફૂલમાળ—અમારા૦ ૧

વેદ મંત્રોચ્ચાર કરી, દ્વિજવર દે શુભ આશિષ;
"શત શરદ્ જીવો" નૃપતિ અમારા કૃપા કરો જગદીશ—અમારા૦ ૨

સેના ખાસ ખેલ શમશેર બહાદુર વિદ્યમાન મહારાજ,
અમર કીર્તિ હો અવનિ મધ્યે અચળ કરો શુભ રાજ—અમારા૦ ૩

નંદનવનની અમર વેલી સમ વધો વંશ પરિવાર;
અમર રાજ્યનાં સુખો ભોગવો એ ઉરના ઉદ્દગાર—અમારા૦ ૪

પ્રૌઢ પ્રતાપી પ્રતાપસિંહજી પૂર્ણ પરાક્રમવાન;
સદ્દગુણસંપન્ન શાન્ત સુશીલ છે પ્રજા ગણે છે પ્રાણ—અમારા૦ ૫

પ્રજાપ્રિય છે ભૂપ અમારા કરશે પ્રજાહિત કામ;
સયાજીરાવ સમાન બનોને એ સૌને મન હામ—અમારા૦ ૬

રાજ્યારોહણ ઉત્સવ ઉજવે, પ્રજા થઇને રાજી;
જય હો જય હો સદા રાજનો ઉચ્ચારે જય ગાજી—અમારા૦ ૭

શ્રીમંત દંપતિ ઘણું જીવો ને દીર્ઘ ભોગવો રાજ;
કહે "મગન" પ્રભુ અમર રાખજો ગાયકવાડનો તાજ—અમારા૦ ૮

દોહરા

૫પાંડવ ૯ખંડ ૯નિધિ ૧શશી, એ સંવત સુખકાર;
વઇશાખ સુદી સપ્તમી, બળદાયી બુધવાર. ૧

શુભ યોગ ને શુભ ઘડી, ચોઘડિયાં શુભ સાર;
બિરાજ્યા રાજ્યાસને, ભાગ્યવંત ભૂપાળ. ૨

ઘર ઘર તોરણ બાંધીઆં, મંગલ ગીત ગવાય;
એ રીતે શ્રીમંતનો, રાજ્યાભિષેક ઉજવાય. ૩

આશિષ આપે પુર પ્રજા, ધારી ઉર શુભ ભાવ;
यावच्चंद्र दिवाकरौ जीवो प्रतापसिंहराव. ૪

મગનલાલ જેઠાલાલ રામી

# રજાઓના સમયનો સદુપયોગ

**ચાલતી** શાળા કૉલેજને વખતે બહારનું વાંચી જ્ઞાન વિસ્તૃત કરવાનો સમય બહુ ઓછો મળે છે; તેથી રજાઓનો સદુપયોગ કરવા નીચેનો પુસ્તકથાળ ધરવામાં આવ્યો છે.

અંગ્રેજી માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓ અને તેથી આગળ કૉલેજનાં વિદ્યાર્થીઓની કક્ષા ધ્યાનમાં રાખી એ તૈયાર કરવામાં આવ્યો છે.

દરેક સ્થળે આમાંનાં બધાંય પુસ્તક ન પણ મળી શકે. પાસેના પુસ્તકાલયમાંથી કે વડોદરા રાજ્ય પુસ્તકાલયની ફરતી પેટીમાંથી મંગાવી ઉપયોગ કરી શકાય.

પ્રગતિવાંચ્છુ યુવાનોએ બે ચાર વર્ષમાં આટલું સાહિત્ય જરૂર વાંચી લેવું જોઇએ શરૂઆતમાં સમજણ ન પડે તો પણ પહેલેથી છેલ્લા પૃષ્ઠ સુધી વાંચે રાખવું. થોડા જ વખતમાં બહુ આનંદ આવશે અને પછી તો પુસ્તકો વિના ચેન જ નહિ પડે.

## કાવ્ય વિભાગ

| | | |
|---|---|---|
| ૧ | શેષનાં કાવ્યો | રામનારાયણ પાઠક |
| ૨ | ગંગોત્રી | ઉમાશંકર જોષી |
| ૩ | વિશ્વશાંતિ | ,, |
| ૪ | કોડીઆં | શ્રીધરાણી |
| ૫ | ઇલાકાવ્યો | ચંદ્રવદન મહેતા |
| ૬ | કાવ્યમંગલા | સુંદરમ્ |
| ૭ | કોઇનો લાડકવાયો | મેઘાણી |
| ૮ | જયા જયન્ત | ના. દ. કવિ |
| ૯ | ઇન્દુકુમાર ભા. ૧-૨ | ના. દ. કવિ |
| ૧૦ | ગોપિકા | ,, |
| ૧૧ | કુસુમમાળા | નરસિંહરાવ |
| ૧૨ | હૃદયવીણા | ,, |
| ૧૩ | પારિજાત | પૂજાલાલ |
| ૧૪ | કાવ્યરસિકા | ખબરદાર |
| ૧૫ | કલ્લોલિની | બોટાદકર |
| ૧૬ | કલિકા | ખબરદાર |

## જીવનચરિત્ર વિભાગ

| | | |
|---|---|---|
| ૧૭ | કિશોર ચરિત્રમાળા ૧૨ પુસ્તકો. | રસુલભાઇ વ્હોરા |
| ૧૮ | ફોરમ ૯ પુસ્તકો | શારદાપ્રસાદ વર્મા |
| ૧૯ | ગુજરાતના મહાજનો | રસુલભાઇ વહોરા |
| ૨૦ | અમર મહાજનો | કકલભાઇ કોઠારી |
| ૨૧ | રામ અને કૃષ્ણ | મશરૂવાળા |
| ૨૨ | બુદ્ધ અને મહાવીર | ,, |
| ૨૩ | મહાભારતનાં પાત્રો | નાનાભાઇ |
| ૨૪ | રામાયણનાં પાત્રો | ,, |
| ૨૫ | આત્મકથા ભા. ૧-૨ | ગાંધીજી |
| ૨૬ | તીલક શ્રદ્ધાંજલિ | |
| ૨૭ | ગુજરાતનું નૂર | કલ્યાણજીભાઇ |
| ૨૮ | સ્મરણયાત્રા | કાલેલકર |
| ૨૯ | બાળ નેપોલીઅન | ચં. મ. ભટ્ટ |
| ૩૦ | શિવાજી છત્રપતિ | સ. સા. વ. કા. |
| ૩૧ | સ્વામી દયાનંદ સરસ્વતી | |
| ૩૨ | ઝંડાધારી | |
| ૩૩ | શિશુ અને સખી | ક. મા. મુનશી |
| ૩૪ | અપંગની પ્રતિભા | |
| ૩૫ | કેશવ ધોંડો કર્વેની આત્મકથા | |
| ૩૬ | વીર ગાર્ફિલ્ડ | |
| ૩૭ | બુકર ટી. વોશિંગ્ટન | |

## ઇતિહાસ-સાહિત્ય

| | |
|---|---|
| ૩૮ | ગુજરાતનો દીપક |
| ૩૯ | દરિયે દવ લાગ્યો |
| ૪૦ | કકળતું કોંગો |
| ૪૧ | કોરિયાની લડત |

૪૨ ગુજરાતનો નાથ ક. મા. મુનશી
૪૩ પાટણની પ્રભુતા ,,
૪૪ વિચાર જાગે છે ત્યારે
૪૫ મેગેસ્થેનીસના સમયનું હિંદ
૪૬ જર્મનીની ઉન્નતિ શાથી થઇ ?
૪૭ ગુજરાતના જ્યોતિર્ધરો ક. મા. મુન્શી

**પ્રવાસવર્ણનો**

૪૮ હિમાલયનો પ્રવાસ કાલેલકર
૪૯ આબુ (પ્રસ્થાન)
૫૦ જાપાન (નાણાવટી)
૫૧ કુદરત ને કળાના ધામમાં વીસ દિવસ
૫૨ હિંદપર્યટન
૫૩ અમેરિકાનો પ્રવાસ સ. સા. વ. કા.
૫૪ કાળા પાણીને પેલે પાર રા. ના. પાઠક
૫૫ મોઢેરા મ. મૂ. મિસ્ત્રી
૫૬ ચીન જાપાનની યાત્રાઃ ક્ષિતિમોહન સેન
૫૭ ભવ્ય જગત ર. ના. શાહ
૫૮ ૮૦ દિવસમાં દુનિયાની મુસાફરી
૫૯ પેશાવરથી મોરકો

**વાર્તાસાહિત્ય**

૬૦ તણખા ભા. ૧–૨–૩ ધૂમકેતુ
૬૧ સૌરાષ્ટ્રની રસધાર ભા. ૪–૫
૬૨ સ્વર્ગ અને પૃથ્વી સ્નેહરશ્મિ
૬૩ ૪૪ પ્રાણવાન વાર્તાસંગ્રહ ધી. ટો. શાહ
૬૪ હીરાકણી સુંદરમ્
૬૫ પલકારા મેઘાણી
૬૬ દર્પણના ટુકડા અંબુભાઇ પુરાણી
૬૭ સાહસિકોની સૃષ્ટિ મૂળશંકર ભટ્ટ
૬૮ દ્વિરેફની વાતો રા. વિ. પાઠક
૬૯ સાગરસમ્રાટ મૂળશંકર ભટ્ટ
૭૦ પાતાળપ્રવેશ ,,
૭૧ ઝાકળ ર. વ. દેસાઇ
૭૨ શૂરવીરની વાતો મગનભાઇ બ્રહ્મભટ્ટ
૭૨ વીરની વાતો અડાલજ્જ

**પ્રકીર્ણ સાહિત્ય**

૭૩ ભારેલો અગ્નિ રમણલાલ દેસાઇ
૭૪ દિવ્યચક્ષુ ,,
૭૫ સરસ્વતીચંદ્ર ભા. ૧ ગોવર્ધનરામ
૭૬ આજકાલ અંજલિ ગ્રંથમાળા
૭૭ ગ્રામલક્ષ્મી ભા. ૧ રમણલાલ દેસાઇ
૭૮ સત્યની શોધમાં મેઘાણી
૭૯ આનંદમઠ પ્રસન્નવદન દીક્ષિત
૮૦ ભટનું ભોપાળુ નવલરામ
૮૧ જગતકાદમ્બરીમાં
સરસ્વતીચંદ્રનું સ્થાન ના. દ. કવિ
૮૨ પચાસ વર્ષ પછી રા. ના. પાઠક
૮૩ આગગાડી ચંદ્રવદન મહેતા
૮૪ લગ્ન કે પ્રપંચ નરસિંહભાઇ
૮૫ પથિકના પત્રો અંબુભાઇ પુરાણી
૮૬ આગળ ધસો સસ્તુ સાહિત્ય
૮૭ સ્વૈરવિહાર રા. વિ. પાઠક
૮૮ ઉંધિયુ ભા. ૧–૨
૮૯ બાળવિજ્ઞાન ભા. ૧–૨–૩
૯૧ ત્યાગમૂર્તિ અને બીજા લેખો ગાંધીજી
૯૨ આરોગ્યવિષે સામાન્ય જ્ઞાન ગાંધીજી
૯૩ પરણ્યા પહેલાં ભા. ૧–૨–૩
૯૪ આરોગ્ય ગ્રંથાવલી રમણલાલ એન્જીનિયર
પુસ્તક ૯
૯૫ દોન ધ્રુવ ખાંડેકર
૯૬ રેખાચિત્રો લીલાવતી મુનશી
૯૭ ધરતી નિરુ દેસાઇ
૯૮ દરિયાલાલ ગુણવંતરાય આચાર્ય
૯૯ હિંદની શિક્ષણસંસ્થાઓ વિ. સ. સ. મં. સુરત
૧૦૦ દયારામનો અક્ષરદેહ ગો. મા. ત્રિપાઠી

રતિભાઇ અમીન

# થોડાંક દૃશ્યો

**નીચેનાં** દૃશ્યો ગ્રંથપાલને કંઈક ઉપયોગી થાય, એ હેતુથી લખ્યાં છે. એમાં ગ્રંથપાલની ટીકાનો આશય નથી જ.

*  *  *

ગ્રંથપાલ નીચી મૂંડીએ ગ્રંથાલયનો વાર્ષિક રિપોર્ટ ઘડી રહ્યો હતો. દરમ્યાનમાં એક પરિચિત વ્યક્તિએ પ્રવેશ કર્યો. ગ્રંથપાલે સામું જોયું: "કેમ સુરેશભાઈ શું છે ?"

"વાત જરૂરી છે. મને ઇતિહાસનો નાદ લાગેલો છે. પણ સાથે સાથે મેં હૉબી (Hobby) પણ કેળવી છે."

"શેની હૉબી ?"

"જૂનાં ખતપત્રો ભેગાં કરવાની: નવાજૂના સિક્કા સંગ્રહવાની."

"પણ તેથી શું ?"

"ભેગાં કરેલાં પુરાણાં ખતપત્રોને સાચવવાં અને ગોઠવવાં કેમ, તે વિષે અજાણ છું. તમે ગ્રંથપાલ એ વિષયનાં કોઈ પુસ્તકો બતાવશો ?"

ગ્રંથપાલ એના સામું જોઈ રહ્યો. એને એ પ્રશ્ન નવીન જેવો લાગ્યો.

"સુરેશભાઈ ! એ આપણું કામ નહિ. મને એની માહિતી નથી. એ વિષય મારી મર્યાદા બહારનો છે. મારે આ અહેવાલ સાંજ સુધીમાં પૂરો કરવો જ જોઈએ."

"પણ એને અંગેના કોઈ પુસ્તક વિષે કંઈ માહિતી હોય તો જરા કહો ને !"

"ભાઈ ! એ વિષય મને સ્પર્શે નહિ, શા કારણે એવી વાત મગજે ચોંટાડી મૂકું ? ૩ વર્ગના કબાટમાં લાયબ્રેરી વિષયક પુસ્તકો છે, એમાં કશીક હકીકત હોય, તો આપ જાતે જોઈ લ્યો !"

ગ્રંથપાલે સુરેશ તરફ કૂંચીઓનો ઝૂમખો ફેંક્યો. એણે એમાંથી The Science of Library (ગ્રંથાલયનું વિજ્ઞાન) નામનું પુસ્તક લીધું. ખતપત્રો પદ્ધતિસર ને કલાત્મક રીતે કેમ રાખવાં, તે સુરેશને એમાંથી જડ્યું કે કેમ એ એણે જતી વખતે ગ્રંથપાલને કંઈ જ ન કહ્યું.

***

કસ્બાની એક ખૂણાની શાળાનો ગરીબ વૃદ્ધ મહેતાજી વિદ્વાન હતો. એ રતનપ્રભુ પાસે પુસ્તક પ્રકાશિત કરવા જેટલો પૈસો નહોતો. એણે વેદ પછીના સંસ્કૃત ગ્રંથોનું પરિશીલન કરીને ઋગવેદ હિન્દનું જ પુસ્તક છે, એવું પ્રતિપાદિત કરતો ગ્રંથ લખ્યો હતો. હાઈસ્કૂલના એક સાહિત્યરસિક વિમોચને એ હસ્તલિખિત ગ્રંથ વાંચ્યો હતો. એને એ ખૂબ ગમી ગયો.

બગલમાં મારી એ ગ્રંથાલયે પહોંચ્યો.

"ગ્રંથપાલ, આવા અભ્યાસ કરવા જેવા પુસ્તકનું પ્રકાશન તમારા ગ્રંથાલય મારફત કરાવો તો ?"

" એ અશક્ય વસ્તુ છે. પુસ્તકાલયો તો પુસ્તકો વંચાવવાનું કાર્ય કરે છે, પુસ્તક પ્રકાશનનું નહિ. " ગ્રંથપાલે અર્થસૂચક ઉત્તર આપ્યો.

" પણ કમિટિ પાસે એવો નિયમ ઘડાવો. તમારા ગ્રંથાલય પાસે પુષ્કળ પૈસો છે. પૈસો વળી રહેશે અને આવા સરસ પુસ્તક છપાવવા બદલ ગ્રંથાલયને ધન્યવાદ મળશે, તે જુદું." વિમોચને ગરજ જણાવતાં કહ્યું.

" પણ કમિટિ એવી ખટપટમાં પડે નહિ, અને છપાવવાના પૈસા મંજૂર થાય નહિ. " ગ્રંથપાલ કંટાળ્યો.

" હશે ત્યારે, બીજું કંઇ નહિ તો આ હસ્તલિખિત પ્રત ગ્રંથાલયમાં સંગ્રહી મૂકો. કોઇ પણ રસિક જોશે, તો એને છપાવવા પ્રયત્ન કરી જોશે. એનો લેખક વૃદ્ધ અને બિમાર છે, એટલે આ તેને ત્યાં રવડી જવા સંભવ છે. " વિમોચને આશાભર્યા અવાજે કહ્યું.

" એવું કબાટ અમારે ત્યાં ફાજલ નથી. " ગ્રંથપાલનું કહેવું સાંભળી વિમોચન ચાલતો થયો.

તે વર્ષે વિમોચન મેટ્રિક પાસ થયો. કૉલેજમાં એણે નવા બનાવેલાં ધનિક સાહિત્ય-રસિક મિત્રને એણે પેલા પુસ્તક વિષે વાત કરી. રતનપ્રભુનો નિબંધ છપાવવાને તેનું મન લલચાયું. મિત્ર જોડે ગામ આવ્યા, અને ખબર કાઢી તો બેઉ કાળના ગર્ભમાં વિલીન થએલાં માલૂમ પડયાં. મહેતાજીને મૃત્યુએ ઝડપ્યા હતા અને હસ્તલિખિત નિબંધગ્રંથને ઉધઇના રાફડાએ.

વિમોચનને એક જ વિચાર હતોઃ ગ્રંથપાલ માની ગયો હોત તો ?

* * *

'બુદ્ધિપ્રકાશ'માં દક્ષિણ લાટ પ્રદેશ ઉપર પ્રમાણભૂત ઐતિહાસિક નિબંધિકા લખવા માટે ઇનામી જાહેરાત હતી. રામનું એ વિષય ઉપર સારું જ્ઞાન હતું. Reference ( સૂચના ) માટે એને થોડાંક ઇતિહાસનાં પુસ્તકોની જરૂરીઆત હતી. કાયદા મુજબ ગ્રંથા-લયમાંથી એને પંદર દિવસો માટે એક જ પુસ્તક મળે એમ હતું. એક ગૃહસ્થને એ લઇ ગ્રંથાલયે ગયો.

" ગ્રંથપાલ, આ 'રામ'ને માગે એટલાં પુસ્તકો આપતાં વાંધો શું ? " પેલા ગૃહસ્થે કહ્યું.

" ગ્રંથાલયના નિયમ મુજબ, એમને સભ્યતરીકે એક જ પુસ્તક મળે " ગ્રંથપાલે કહ્યું.

" અરે ! ભાઇ, આપો આપો ! આ બિચારા ગરીબ લેખક તમારા પુસ્તકાલયમાં તે કેટલા રૂપિયા ભરે ? " બાંધછોડ જેવી વાત એ ગૃહસ્થે કરી.

" પણ અમે તે શું કરીએ ? મંત્રીઓ તથા કમિટિનો ઠપકો ખમવો પડે ને ? " ગ્રંથપાલે એની મુશ્કેલી જણાવી.

" પેલે રોજે તમારા મંત્રીને ત્યાં દશ પુસ્તકો વેરાએલાં જોએલાં, કમિટિના સભ્યોના દોસ્તો બીનસભ્ય છતાં ફાવે તેટલાં પુસ્તકો વાંચે છે. અરે ! પેલો પૈસાદાર પ્રમોદ તમારો મિત્ર કે ? તેનો નોકર ગ્રંથાલયમાંથી પાંચ પુસ્તકો લઈ જતો અમને રસ્તે મળ્યો,

તેનું કેમ ? જ્યારે આ બિચારા વિદ્વાન માણસને ખાસ ખપ માટે પુસ્તકો નથી મળતાં, એ કેટલું વિચિત્ર ? " પેલા ગૃહસ્થે ઉંચે સાદે ઉચ્ચાર્યું.

" હવે એ બધું રહ્યું. મંત્રીજીની ચિઠ્ઠી લઇ આવો, તો 'રામ'ને જોઇએ તેટલાં પુસ્તકો આપું."

મંત્રીજીએ ચિઠ્ઠી આજ આપું, કાલ આપું કરતાં દશેક દિવસો કાઢી નાખ્યા. એટલામાં 'રામ' માંદો પડી ગયો. એનાથી વેળાસર નિબંધ લખાયો નહિ, અને ઇનામની મુદત પૂરી થતાં ઇનામ ગયું. પેલા ગૃહસ્થના મનમાં એટલો જ વસવસો હતો, કે આવા વિદ્વાન લેખકને માંગે તેટલાં પુસ્તકો મફત અને વેળાસર પૂરાં પાડવાનું પ્રત્યેક ગ્રંથાલય પ્રબંધ કરી આપે તો ?

***

રણવીરને માહિતી હોત ત્યાં લગી તો, જરૂર એ તપાસ કરત, કારણ એનો આત્મા રસિકતા તરફ ઢળતો, પરંતુ એ કેળવવાને એને ધંધામાંથી ફૂરસદ નહોતી. ગ્રંથાલયમાં એણે 'કુમાર'માંથી ગ્રંથપાલ તરફ નજર નાખી.

" આપણા ગામમાં કોઇ લેખક વા કવિ છે ખરો કે ? " એણે ગ્રંથપાલને પૂછ્યું.

" હા, માત્ર એક જણ છે, ખરો ! એનાં કાવ્યો કોઈ વખતે કોઇ કોઇ પત્રમાં પ્રસિદ્ધિ પામે છે. " ગ્રંથપાલે કહ્યું.

" એણે કોઇ પુસ્તક લખ્યું છે ? ' રણવીરની જિજ્ઞાસા વધી.

" એવું તો કંઇ નથી, પણ આ બે પાનાની કાવ્યકૃતિ રચેલી છે. " ગ્રંથપાલે ટેબલમાંથી કાઢી આપી.

" અલ્યા, આ તો આપણા કસ્બાનો ઇતિહાસ વર્ણવતો રાસ છે. માહિતીપૂર્ણ ઠીક છે. રાસમાં ગેયત્વ અને લાલિત્ય પણ રસભર્યાં છે." રણવીરે વાંચીને કાવ્યાનુરૂપ અભિપ્રાય આપ્યો.

" હા, હશે, એવું કંઇક. પણ પેલો રમેશ તો આગ્રહપૂર્વક કહેતો હતો, કે એને મારે કાવ્યવિભાગમાં ગોઠવવી જોઇએ. આથી આપણા ગામનું ઇતિહાસ-સ્મારક જળવાશે ! " ગ્રંથપાલે કહ્યું.

" પછી ? " રણવીરે આતુરતાથી પ્રશ્ન કર્યો.

" પછી શું ? એવાં ચાર પાનીઆંનાં ફરફરીઆં તો લાયબ્રેરીમાં કેટલાંયે આવે ! જો એ બધાંને સાચવ્યાં કરીએ, તો નવાં પુસ્તકોને કબાટમાં સ્થાનજ ન મળે ! " ગ્રંથપાલનો આ છેલ્લો ઉત્તર હતો.

રણવીરના મનમાં થયું, કે ભલે એ પુસ્તિકા નાની રહી, પણ પોતાના કસ્બાના ઇતિહાસ ઉપર રચાઇ હોય, અને લેખક ખુદ કસ્બાનો વતની હોવાથી રજીસ્ટરમાં નોંધી સાચવવા જેવી ખરી. આથી કસ્બાનું ગૌરવ જળવાશે, એટલુંજ નહિ બલ્કે ભવિષ્યના લેખકને પ્રેરણા અને ઉત્સાહ મળશે. એણે વિચાર્યું, કે એ વસ્તુસ્થિતિ ખરી, પણ ગ્રંથપાલ માને તોને ?

વિનુ બ. દેસાઇ

# પુસ્તકાલય

પુસ્તક ૧૪ મું | એપ્રિલ-૧૯૩૯ | અંક ૪ થો

## સ્વ. શ્રી. મોતીભાઇ અમીન સ્મારક અંકનો

## આ પૂરવણી અંક

—તંત્રીસ્થાનેથી

"પુસ્તકાલય" માસિકનો માર્ચ માસનો અંક "સદ્દ૦ શ્રી. મોતીભાઇ અમીન સ્મારક અંક" તરીકે પ્રકટ કરવાનો નિર્ણય થયો ત્યારે ખ્યાલ સરખો પણ નહોતો કે તેમના જીવન વિષે માહિતી આપતા લેખો આટલી સારી સંખ્યામાં આવી મળશે. એટલે જ, અમે જાહેર વિનંતિ ઉપરાંત સદ્દગતના પરિચયમાં આવેલી એવી જે જે વ્યકિતઓ અમને જાણવા મળી તેમને લેખોનો માગણી કરતો એક પરિપત્ર પાઠવેલો અને પરિણામે નહિ ધારેલો તેટલો સહકાર અમને જે તે સજ્જનો તરફથી પ્રાપ્ત થયો.

માર્ચ માસના અંકનું કદ હદ ઉપરાંત વધવા દઇને પણ, રાબેતાના અંકોમાં અપાતા વિભાગો એ અંક પૂરતા મુલતવી રાખીને પણ, અમે એ અંકમાં સ્વ. સાહેબના જીવનને લગતા લેખો અપાયા તેટલા આપ્યા અને એટલું કદ વધવા દેવા છતાં અમારી પાસે સદ્દ. સાહેબના જીવનને સ્પર્શતા કેટલાક લેખો રહી જવા પામ્યા. એ રહી ગયેલા લેખો આ અંકે લીધા છે. આ અંકમાં લેવાયેલા લેખોના લેખક બંધુઓએ, ગયો અંક જોઇને પોતાનો લેખ રહી ગયો જાણી કદાચ નિરાશા અનુભવી હશે. પરંતુ અમારે માટે એ અનિવાર્ય હતું. અહીં આજે આ અંકમાં એ સૌ લેખો લેવાયા છે.

આ બન્ને અંકોનો લેખસમુચ્ચય વાચકને સદ્દગતના જીવનચરિત્રની પૂરતી સામગ્રી પૂરી પાડે છે—એ બંને અંકો સદ્દગતના જીવનચરિત્રરૂપ જ છે.

આશા છે, સૌ વાચકો એ જીવનપ્રસંગોમાંથી પ્રેરણા પામી પોતાના જીવનને ઉન્નતગામી બનાવવા પ્રયત્ન કરશે તો સદ્દગતના જીવનપ્રસંગોનું આ એકીકરણ સાર્થક થયું લેખાશે.

માર્ચ માસના એ સ્મારક અંકની છૂટક માગણી અમારા તરફ આવતી જાય છે, પરંતુ હવે એ અંકની એક પણ પ્રત અમારી પાસે સિલકમાં રહી નથી; બધી જ પ્રતો ખલાસ થઇ ગઇ છે. એક ગૃહસ્થ તરફથી એ અંકની સો નકલની માગણી આવેલી તેને પણ અમે પહોંચી વળી શકયા નથી.

આથી સૌ વાચકબંધુઓને વિનંતિ છે કે એ અંક મંગાવવા હવેથી પત્ર-વ્યવહાર ન કરે.

# મોતી ક્યાં ગયું ?



ક્યાં રે ગયું મોતી ?
માનું મોંઘેરૂં મોતી !
વસોમાં વસેલું મોતી ક્યાં રે ગયું ?

ચારુતરથી ચમક્યું મોતી દહૂંદિશ એનાં તેજ (૨)
ગ્રંથ–રસ–પાન મોતી
રચનાભંડાર મોતી
સેવાનો સાર મોતી, અરે ! શું ગયું ?—ક્યાં રે૦

પરિમલથી પ્રેરાયા ભ્રમરો ચોગમ ચાલી શોધ (૨)
અંતરમાં અજવાળાં કીધાં (૨) સંતજીવનનો ઓધ
ઈશ્વરનો અંશ મોતી
શોધ્યું અનંત મોતી
ઉડી જઈ વિશ્વપંખી, અમર થયું—ક્યાં રે૦

ગુજરાતે નિજ જ્ઞાનદીપકથી પ્રકટીને દીપમાળ (૨)
વાચનનો સંદેશો દઈને (૨) આવે પ્રભુ સંભાળ
કપરી છે હોડ તારી
અજબ આહ્લેકધારી
આપી હૈયે ચીનગારી વસી રે ગયું—ક્યાં રે૦

માનું મોંઘેરૂં મોતી ક્યાં રે ગયું ?
ક્યાં રે ગયું મોતી ક્યાં રે ગયું ?

ખીમજીભાઇ ટી. ઠાકર

# શ્રીયુત મોતીભાઈ અમીનના જીવનપ્રસંગો

**મારે** શ્રી. મોતીભાઇ અમીન સાથે ઇ. સ. ૧૯૧૧ થી પરિચય બંધાયો, અને એ પરિચયની પરિપક્વતા પછી કેટલીક બાબતમાં અમે સહવિચારી બન્યા હતા. ઇ. સ. ૧૯૧૧ થી ૧૯૨૦ સુધી ( આઠ માસના ૧૯૧૩ ના અંતર સિવાય ) હું વડોદરામાં રહ્યો તે દરમ્યાન વડોદરા પુસ્તકાલય ખાતાએ ચોક્કસ રૂપ પકડ્યું; કિન્ડર ગાર્ટન શાળા વિષે વડોદરા રાજ્યમાં ચોક્કસ ભાવનાઓ ખીલી; સાહિત્યચર્ચા માટે ઘરેઘર પ્રત્યેક રવિવારે મિત્રો મળવા લાગ્યા; ગુજરાતી સાહિત્યવાચનના વર્ગો સરકારવાડામાં રવિવારે ચાલવા લાગ્યા; ચરોતર એજ્યુકેશન સોસાઇટીનો જન્મ થયો; " કેળવણી " માસિકને મનુષ્ય-જીવનનાં સર્વ અંગોની કેળવણીના વિષયને ચર્ચતું બનાવવામાં આવ્યું; બાળપુસ્તકાલયનાં અને મહિલા પુસ્તકાલયનાં અંગોનો વિચાર થયો; અને સિનેમા, મૅજિક લૅન્ટર્ન–વગેરે સાધનોથી જ્ઞાનપ્રચાર કરવાના માર્ગો સ્વીકારાયા. આ બધી પ્રવૃત્તિને અંગે મારે શ્રી. મોતીભાઇ અમીન સાથે ફરવાનું, બેસવાનું, બોલવાનું, વાતચીત કરવાનું, નકશા દોરવાનું, યોજના ઘડવાનું અને કેટલીક યોજના પડની મૂકવાનું–કામ કરવાના પ્રસંગો આવ્યા હતા. તેથી પુસ્તકાલયપ્રવૃત્તિના પ્રચાર બાબતમાં, અને પ્રાથમિક શાળાના શિક્ષકોની માનસિક અને આર્થિક ઉન્નતિ કરવાની યોજનાઓ બાબતમાં શ્રી મોતીભાઇ અમીનનો હું એક સાધક બન્યો હતો. એમની સાથેનો મારો સંબંધ આ બે બાબતના ક્ષેત્રમાં ૧૯૨૦ પછી આઘે આઘે રહીને પણ ઘણો ખીલ્યો હતો, પુસ્તકાલયપ્રવૃત્તિના પ્રચારથી દેશની સ્થિતિ ઘણે અંશે સુધારી શકાય છે, એ વાતની સાચી સમજ વડોદરા રાજ્યમાં જે જે માણસોમાં ઊભી થઇ હતી અને એ એ સમજ પ્રમાણે પ્રત્યક્ષ જીવનમાં કાર્ય કરવાની શક્તિ શ્રી. મોતીભાઇ અમીન જેમનામાં જોઇ શકયા હતા–( અને એવા ઘણા છે ) તે પૈકીનો એક હું ખરો; એટલે એમની નાડીના ધબકારા સાંભળવાનું મળે એટલી નિકટતા એમની સાથે મેં ઘણી વાર પ્રાપ્ત કરી હતી.

શ્રી. મોતીભાઇ અમીન એટલે અખૂટ ધૈર્યવાળા અને સાચી ધગશવાળા લોકશિક્ષક. એઓ જ્યારે શાળામાં શિક્ષક હતા ત્યારે પણ વર્ગના શિક્ષક કરતાં તે લોકશિક્ષક તરીકે વધારે કાર્ય કરતા હતા. પુસ્તકાલયપ્રવૃત્તિનું કાર્ય એમના સ્વભાવને અનુકૂળ પડ્યું તેનું કારણ પણ એમની લોકશિક્ષણની ખરી ધગશ.

લોકશિક્ષક શિક્ષકનો પણ શિક્ષક હોય છે; સમાજસુધારકનો પણ સુધારક હોય છે; નીતિના ઉપદેશકોનો ઉપદેશક હોય છે; કવિઓનો મિત્ર હોય છે; સાક્ષરોની સૃષ્ટિનો પ્રશંસક હોય છે; દબાયેલાંનો દોસ્ત હોય છે; અને સમાજસેવકોનો સહચર હોય છે. શ્રી. મોતીભાઇ અમીનનાં જીવનકાર્યો ઉકેલીએ તો તરત જ જણાય કે તેઓ આ જાતના જ લોકશિક્ષક હતા. આ બાબતની વિશેષ ખાતરી માટે સાચા શિક્ષક મિ. કરુણાશંકરને પૂછી શકાય, સમાજ-સુધારક સૌ શારદાબેનને અને ડૉ. સુમન્તને પૂછી શકાય; નીતિના ઉપદેશક સ્વ. અમૃતલાલ સુન્દરજી પઢીઆરને પૂછી શકાત, કવિશ્રી ન્હાનાલાલને અને ગઢવી મેઘાનંદને પૂછી શકાય; સાક્ષર શ્રી. આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ–આચાર્યશ્રીને પૂછી શકાય; (ભાઇ ઝીણાભાઇ બાબુ]

કરશે ) એમના ગામના વાળંદ એ પટાવાળાની પદવીએથી વિશ્વાસપાત્ર કારકુનની ખુરશી પ્રાપ્ત કરી છે એ ઝીણાભાઇને પૂછી શકાય, અને હિન્દુસ્તાનમાં સમાજસેવક તરીકે સદરહુ હાથોથી હિન્દની સેવા બજાવી રહ્યા છે એવા શ્રી. ઠક્કર બાપાને પૂછી શકાય.

આટલું લખવાનું કારણ એ જ છે કે હજુ ગુજરાતમાં કેટલાક એવા માણસો વસતા હશે કે જે શ્રી. મોતીભાઇ અમીનને માત્ર પુસ્તકાલયપ્રવૃત્તિના પુરોગામી તરીકે જ ઓળખતા હશે.

લોકકલ્યાણની જેટલી પ્રવૃત્તિ હોય તે બધી પ્રવૃત્તિમાં શ્રી. મોતીભાઇને રસ હતો; અને રાજકીય પ્રવૃત્તિ સિવાયની બધી લોકકલ્યાણની પ્રવૃત્તિમાં એમણે નોંધવા જેવો ફાળો આપ્યો છે.

એમણે વડોદરા રાજ્યની નોકરી સ્વીકારી કે તરત જ પાટણ શહેરમાં એઓ ગ્રેજ્યુએટ શિક્ષક તરીકે હાઇસ્કૂલમાં ગયા હતા. ત્યાં એ દિવસોમાં હોળીના તહેવારમાં અશ્લીલ ચેષ્ટાઓ-વાળી કેટલીક પ્રવૃત્તિ પામર જનસમાજમાં ચાલતી હતી. એકાદ બનાવટી પૂતળું બનાવવું અને ભૂંડી ચેષ્ટાઓ સાથે તે પૂતળાને ઘેરની સાથે ફેરવવું–ઘેરના માણસોએ અપશબ્દોના ઉચ્ચાર કરવા–વગેરે કાર્યક્રમ એ દિવસોમાં રાખવામાં આવતા હતા. શ્રી. મોતીભાઈ અમીનને એ બિભત્સ ચેષ્ટાની ખૂબ જ ઘૃણા ઊભી થઇ અને રાજ્યના અને પ્રજાના માણસોને મળીને એ નાના સરખા મારતરે પાટણમાંથી આવી ઘૃણિત ચેષ્ટાઓ કાયમને માટે કઢાવી નાખવાનું જબરું કામ લોકોની અપ્રિયતા વહોરીને પણ કર્યું હતું. આજે પણ પાટણના વનમાં પેઠેલા માણસો શ્રી. મોતીભાઇ અમીનને એ કાર્યના કરનાર તરીકે યાદ કરે છે.

ગોર્યોના ઉત્સવો છોકરીઓ–કુમારિકાઓ ગુજરાતમાં ઉજવે છે. તે વખતે પામર બેનો–બાઇઓ અનિષ્ટ ચેષ્ટાઓ અને પ્રવૃત્તિમાં પડી જઇએ ઉત્સવ ઉજવવા દોરાય છે. શ્રી. મોતીભાઇએ ચરોતરમાં ગોર્યોના ઉત્સવને પદ્ધતસર ઉજવવા માટે નવો ઝોક આપી જૂની પ્રથાને તદ્દન વિસારે પાડી છે–એ વાત ગુજરાત, કાઠિયાવાડના ઘણા માણસોને કાને પહોંચી નહિ હોય.

હોલિકા સંમેલનો ભરીને મર્દાનગી રમતો તરફ યુવાનો પ્રેરાય અને જૂની ગન્દી રૂઢિઓનો ત્યાગ કરતા થાય તે વાસ્તે પણ એમણે પોતાના યુવાન શિષ્યો અને મિત્રો દ્વારા ખૂબ જ કાર્ય કર્યું છે.

લગ્ન વખતે બિભત્સ ફટાણાં–ગીતો–ગાવાની ગુજરાતમાં કુરૂઢિ છે. તે રૂઢિ નેમ નાબૂદ કરવી તે માટે પણ એમણે ગુજરાતના સાચા સુધારક રા. બા. ગોવિન્દભાઇ સાહેબની મદદે ઊભા રહીને ખૂબ જ કામ કર્યું છે. રા. બા. ગોવિન્દભાઇએ તો પોતાની અમલદારીનો ઉપયોગ . આવાં બિભત્સ ગીતો ગવાતાં રાજ્યની સત્તાથી કેમ અટકાવી શકાય તેવો વટહુકમો કાઢવામાં પણ કર્યો હતો. જેમને ઠીક લાગ્યું તેમણે એ વટહુકમનો પણ આશ્રય વડોદરા રાજ્યમાં લીધો હતો.

મરણ પાછળનાં જમણ–બારમાનાં જમણ–ચરોતરમાં સારી પેઠે પ્રચલિત હતાં. એવાં જમણ પાછળ લાખો રૂપીઆ ખર્ચાઇ જતા હતા. શ્રી. મોતીભાઇ અમીનના સક્રમ પ્રચારથી અત્યારે ચરોતરમાં બારમું કરનાર માણસ ગાંડો અને અઢારમી સદીનો ગણાય એટલી સમાજની સમજ ઉચ્ચ બની ગઇ છે. આટલી ઉચ્ચ સમજ પર સમાજને લાવવાનું કામ ચપટી વગાડતાં થઇ જતું નથી જ.

ચરોતરનાં બૈરાંનો પડદો એટલે કાઠીઆવાડના ગરાસીઆના પડદાની હરોળમાં ઊભો રહે તેવો હતો. શ્રી. મોતીભાઇ જેવા લોકશિક્ષક એ પ્રદેશમાં કાર્યકર બન્યા અને આજે ત્રીસ વરસમાં ચરોતરનાં પાટીદાર બહેનોએ પડદાને કોરે મૂકી, શિક્ષણની કોમળતા મેળવી, જાહેર પ્રવૃત્તિને મોખરે ઊભા રહેવાની સમજ કેળવી છે. ભાદરણની હાઇસ્કૂલમાં નોકરી કરનાર મારા મિત્રોએ મને કહ્યું છે કે એક યુગ એવો હતો કે પાટીદારના વાસમાંથી પસાર થતાં ગ્રેજ્યુએટ શિક્ષકે પોતાની પિછોડીથી પોતાનું માથું ઢાંકવું પડતું હતું. જો એમ તે ન કરે તો પાટીદાર ભાઇઓનાં સ્ત્રીજનોની પ્રતિષ્ઠાનો ભંગ થતો ગણાતો હતો. ક્યાં એ પડદો! અને ક્યાં આજે પ્રજામંડળની ખુલ્લી બેઠકમાં ઉઘાડે મોઢે બેસનાર અને જાહેર સેવકો સાથે ખભેખભા મેળવી કામ કરનાર પાટીદાર રણચંડીઓ!

એ બેનોની જાગૃતિ માટે શ્રી. મોતીભાઇ ઘણુંય કરવા માગતા હતા તે હું એમના મિત્ર તરીકે જાણું છું. એ મારી પાસે વાતો કરતા હતા કે બેનોની સમજ ખીલ્યા પછી ચરોતરમાંથી છોકરાઓના કાન વિંધવાનો—કાનમાં સોનાની કડીઓ પહેરાવવાનો—રિવાજ આપોઆપ જતો રહ્યો. છોકરા-છોકરીઓનાં નામો પાડવામાં સુશિક્ષિત બેનોએ ચરોતરમાં પોતાના ઉર્મિલ પુરુષજનને ઘણોજ અનુકૂળ સાથ આપ્યો હતો. શ્રી. મોતીભાઇએ એકથી વધારે વાર મને કહ્યું છે કે કેળવણીના અનેક ક્ષેત્રમાં તેમણે સફળ અખતરા ચરોતરમાં કર્યા છે, પણ લાયક સ્ત્રીશિક્ષિકાઓ ન મળવાને કારણે પોતાના મનમાં ઘડી રાખેલા નકશા પ્રમાણે તેમણે સ્ત્રીકેળવણીનું કામ ઉપાડ્યું નથી. એ વસ્તુ એમને બહુ સાલતી હતી. ભવિષ્યમાં એમના અનુયાયીઓ અને પ્રશંસકો સ્ત્રીકેળવણીની જબરી સંસ્થા–પેટલાદ વસો કે આણંદમાં કાઢશે તો જરૂર સ્વર્ગસ્થના આત્માને ખૂબજ શાન્તિ મળશે, એમ હું માનું છું. નડીઆદમાં વિઠ્ઠલ કન્યાવિદ્યાલય સ્થપાયા પછી પણ મારી સાથે એમનો આ બાબતનો પત્રવ્યવહાર થયો હતો અને તે ઉપરથી આ વિધાન કરવામાં આવે છે. આ બાબતમાં શ્રી. મોતીભાઇ સાથે મારા કરતાં વધારે નિકટ પરિચયમાં આવેલા મારા મિત્ર રા. હરિવલ્લભ ચુનીલાલ શાહ (પેટલાદ) વધારે જાણે છે, એવી મને માહિતી છે.

શ્રીયુત મોતીભાઇ એટલે સ્વપ્નદ્રષ્ટા અને સ્વપ્નસ્રષ્ટા. એમના જીવનમાં એમણે નવી નવી યોજના વિચાર્યા જ કરી છે અને યોજનાઓનાં વિચાર કરી તેનો વ્યવહારૂ અમલ વધારેમાં વધારે સારી રીતે કેમ થાય તેનો તોડ કાઢવાનું પણ કામ તેમણે આખા જીવનભર કર્યા કર્યું છે. લોકકલ્યાણના માર્ગને અંતઃચક્ષુથી જોઇ કાઢવામાં તેમણે સ્વપ્નદ્રષ્ટાનું કામ બજાવ્યું છે અને એ સ્વપ્નાંઓને બીજા આગળ રજુ કરવામાં તેમણે સ્વપ્નસ્રષ્ટાનું કામ કર્યું છે; અને એવી રીતે રજુ કરેલી ભાવનાને કાર્યમાં ઉતારવાનું કાર્યકર્તા તરીકે તેમણે કામ કર્યું છે. ગુજરાતમાં ઇ. સ. ૧૯૨૪–૨૫ માં છાત્રાલયનો પ્રશ્ન વિચાર માગતો થયો; પરન્તુ શ્રી. અમીન સાહેબે પેટલાદમાં હાઇસ્કૂલને અંગે છાત્રાલય સ્થાપ્યું ત્યારથી જ–વીસ વરસ અગાઉથી-છાત્રાલયના પ્રશ્નને અગત્યનો પ્રશ્ન ગણ્યો હતો. કે. શ્રીમન્ત મહારાજા સયાજીરાવ ગાયકવાડ સરકારે ઇ. સ. ૧૯૧૧ માં પુસ્તકાલયનો પ્રશ્ન હાથ પર લીધો હતો.

શ્રી. મોતીભાઇએ ઇ. સ. ૧૯૦૬–૭ માં મિત્રમંડળ લાયબ્રેરી અને ગદ્યપદ્ય સંગ્રહની યોજના હાથ પર ધરી હતી. ગુજરાતની એક પ્રકારની વિશિષ્ટ સેવા કરનાર સંસ્થા–સસ્તું

સાહિત્ય કાર્યાલય સ્થાપવામાં આવી, વિકસાવવામાં આવી અને ગુજરાતને ઉપયોગી બનાવવામાં આવી–તેમાં સ્વામી ભિક્ષુ-અખંડાનંદને શ્રી. મોતીભાઇના આ વિચારની થોડી મદદ નહોતી.

પાટીદાર–વાણીઆ–જેવી કોમ ભણવાને બહાને કોઇ પાસે દાન માગે તે સ્થિતિ શ્રી. મોતીભાઇને ઇષ્ટ લાગતી નહોતી. તેમણે તેટલા માટે–Loan system–ઉછીનાં નાણાં આપવાની યોજના ઘડી હતી અને એ યોજનાનો લાભ લઇ ચરોતરમાં અનેક યુવાનોએ સુન્દર શિક્ષણનો ઓપ મેળવ્યો છે અને દાન લેવાથી માણસનું માનસ જરા ઓશીઆળું બને છે–તેવી અધોગતિમાંથી ઘણા યુવકોને તેમણે બચાવી લીધા છે. આ યોજનાનું મૂલ્ય આંકવું લગભગ અશક્ય છે; વિચારવન્ત જ તેનું મૂલ્ય આંકી શકે. પુસ્તકાલયના પ્રચારક કરતાં આ કાર્યના કરનાર તરીકે હું શ્રી. મોતીભાઇને ઉંચી કક્ષાએ મૂકું છું.

સહકારી પદ્ધતિથી કામ કરવાની ટેવ ગુજરાતમાં જો કોઇ ઠેકાણે સરસ રીતે સમજવામાં આવી હોય તો ભરૂચમાં દિ. બા. મલજી સાહેબના પ્રયાસથી અને ચરોતરમાં શ્રી. મોતીભાઇ અમીનના પ્રયાસથી.

× × ×

વસો ગામમાં જે જે સંસ્થાઓ કામ કરે છે તેનાં નામ અને કામની માહિતી જો આપણે લેવા બેસીએ તો આપણને ખબર પડે કે જે જે યોજનાઓ લોકકલ્યાણ માટે શક્ય માનવામાં આવી છે તેમાંની ઘણીખરીના અંશો વસોની સંસ્થાઓમાં શ્રી. અમીન સાહેબે દાખલ કર્યા છે. ચરોતર એજ્યુકેશન સોસાયટી એમનુંજ બાળક છે, એ તો ઘણા જણ જાણે છે.

શ્રી. મોતીભાઇ અમીન મધુકર હતા. ગુજરાતની વાડીના એ ભમરા હતા. ગુજરાતમાં જ્યાં જ્યાં સંસ્કાર અને વિકાસ સાધનાર સંસ્થાઓ સ્થપાતી, સંમેલનો અને પરિષદો ભરાતી અને ઉત્સવો ઉજવાતા, તે બધા પ્રસંગોમાં શ્રી. મોતીભાઇ અમીન બહુ રસપૂર્વક હાજરી આપતા હતા અને મધુકરવૃત્તિથી તટસ્થ રહી ગુજરાતની સંસ્કૃતિનો વિકાસ જોઇ રાચતા હતા અને ગુજરાતની પ્રગતિનું માપ ચિત્તમાં ઉતારતા હતા. સાહિત્ય પરિષદ, છાત્રાલય પરિષદ, કેળવણી પરિષદ, સંસાર સુધારા પરિષદ, શિક્ષક સંમેલનો, વ્યાયામ સંમેલનો, કળા પ્રદર્શનો, સાહિત્ય પ્રદર્શનો, ખેડુત સંમેલનો, સહકારી પરિષદો, સમાજસેવાનાં સંમેલનો, વગેરે સભાઓમાં એઓ જતા અને મોટે ભાગે વેગળે બેસી બધું જોયા કરતા હતા. એ બધાં કામમાં મધુકરવૃત્તિથી એઓ સાર ખેંચતા હતા. કોઇ ઠેકાણે સક્રિય ભાગ લેતા હોય એવો દેખાવ પણ ન કરતા; એમને કોઇ સમિતિમાં નીમવાનો કોઇ પરિષદ ઠરાવ કરે ત્યારે પોતાને સ્થાને તે પોતાના ગોઠીઆનાં નામ મુકાવતા હતા. આવા પ્રકારની એમની કામ કરવાની રીત ભારે સંયમનું પરિણામ ગણાવી શકાય.

શ્રી. મોતીભાઇના જીવનની છાપ કોના કોના ઉપર પડી છે એ ગણાવવા બેસીએ તો ખરેખર અનેક મુખથી પણ ગણાવી ન શકાય, અનેક કલમથી પણ તે નોંધી ન શકાય. પણ એટલી વાત તો ખરી કે શ્રી. મોતીભાઇએ વડોદરા રાજ્યના ઘણા પ્રજાજનોને અને મોટા શિક્ષકસમૂહને Literary-Minded–પુસ્તકાલયની ધૂનવાળા બનાવ્યા છે. સ્વ. સર પ્રભાશંકર પટ્ટણીએ અમરેલીમાં ઉચ્ચાર્યું હતું કે " વડોદરા રાજ્યને પુસ્તકાલયની ઘેલછાવાળો એક અમલદાર ( શ્રી. મોતીભાઇ અમીન ) મળ્યો છે; તેણે અમરેલીના શ્રી. પ્રતાપરાયને ઘેલછા લગાડી છે અને હવે એ બન્ને જણા પુસ્તકાલયની ઘેલછા મને લગાડવાની વેતરણમાં પડ્યા છે. "

ચરોતરમાં–ખાસ કરીને પેટલાદ મહાલમાં માણસોને ભણતરઘેલા બનાવવામાં શ્રી. મોતીભાઈનો હિસ્સો નાનો સૂનો નથી. ઈ. સ. ૧૯૧૦ સુધીમાં પેટલાદ તાલુકામાં એક જ હાઈસ્કૂલ હતી; અને પછીનાં પાંચ વરસમાં–વસો, ધર્મજ, ભાદરણ, નાર,–જેટલાં સ્થળે હાઈસ્કૂલો ઊભી થઈ ગઈ. એ કામનો યશ વડોદરાના તે વખતના વિદ્યાધિકારી મે. રા. રા મસાણી સાહેબને જેટલો ઘટે છે, તેટલો જ યશ ચરોતરના લોકોમાં ભણતરની ઘેલછા લગાડનાર શ્રી. મોતીભાઈને ઘટે છે.

વસોની નવી ગુજરાતી શાળા અને તેના ઉપરની અંગ્રેજી શાળાનો વિકાસક્રમ જે તપાસશે તેમને જણાશે કે વડોદરા રાજ્યના સમર્થ ઇન્સ્પેક્ટરો અને નાયબ વિદ્યાધિકારીઓ કેળવણીના પ્રશ્નમાં જેટલી આવડત ધરાવતા હશે તેના કરતાં શ્રી. મોતીભાઈની કેળવણીના પ્રશ્નોની ઉકેલ કરવાની આવડત જરા પણ ઊતરતી નહોતી. એમની આ આવડત એમણે જાહેરમાં જવલ્લે જ દર્શાવી છે. ઘણી વાર યુવાન મહાલ શાળાધિકારીઓ અને ઉત્સાહના પૂરમાં તણાતા ગુજરાતી શાળાના હેડમાસ્તરો શ્રી. મોતીભાઈ પાસે કેળવણીના કાર્યક્રમની ચર્ચા ઊંચે શિખરે ઊભીને કરતા હતા. ત્યારે શ્રી. મોતીભાઈને ઠંડે પેટે એ બધું સાંભળતા મેં જોયા છે. અને બીજી ક્ષણે મારી પાસે એ ભાઈઓના ઉત્સાહનાં વખાણ કરી–તેવા પ્રશ્નોનો ઉકેલ પોતે વસોમાં કેવી રીતે કર્યો છે તેની ઘણી સૂક્ષ્મ ચર્ચા મારી પાસે કરતા ત્યારે હું એમની કેળવણીકાર તરીકેની લાયકાતનું સાચું દર્શન કરી શકતો હતો. એમની કેળવણીકાર તરીકેની દૃષ્ટિમાં છેલ્લે છેલ્લે બહુ યોગ્ય વિશાળતા આવી હતી. પહેલાં તો જેટલું બહારથી નીતિવાળું, સાચું ચારિત્ર્ય ઘડનારૂં ને બોધદાયક તેટલું જ એમને ગમતું હતું. કલ્પનાને સ્પર્શનારી વિભૂતિઓની શક્તિ પીછાણવામાં તેઓ પહેલાં તૈયાર નહોતા, પણ પાછળથી એમની દૃષ્ટિ ખૂબ જ વિકસી હતી. કાશ્મીરનો પ્રવાસ એડી વિદ્યાર્થીઓ વિકાસ સાધી શકશે, અને એવા વિકાસ વગર તેમને રાખવા એ શિક્ષકની કે વડીલની ભૂલ ગણાય, એવું તેઓ સમજતા હતા. મારી ફાઇલ ઉપરના એમના છેલ્લા પત્રોમાં–જાહેર કાર્યમાંથી આવતે વર્ષે નિવૃત્ત થવાની ઇચ્છા જણાવેલી હતી. પ્રભુએ એમને જીવનમાં નિષ્ક્રિય રાખવાનું ઉચિત ન ધાર્યું અને એમને પોતાના અન્ય કામમાં રોકી લીધા, એમાં જગતના કલ્યાણનો કંઈક અકલિત હેતુ હશે.

એમના પત્રોમાંનાં થોડાં વાક્યો અહીં ટાંકી એમના ગુણનિર્દેશનો આ ટૂંકો પરિચય હું સમેટી લઉં છું.

**તા. ૮–૬–૩૬ના પત્રમાંથી**—"...શિષ્ટ લેખકોનાં પુસ્તકોનો પ્રચાર મોટા પ્રમાણમાં થાય એ માટે તમે કરેલી સૂચના વિચારવા જેવી છે...રાજ્ય પુસ્તકાલય મંડળ સંબંધી તમે રજૂ કરેલી હકીકત બહુ જ વિચારવા જેવી છે. પુસ્તકોની પસંદગી એ પુસ્તકાલયોના સંબંધમાં બહુ જ મહત્ત્વનો પ્રશ્ન છે, છતાં તે તરફ ઘણું જ દુર્લક્ષ અપાયું છે...કોઈ પણ રીતે શિષ્ટ લેખકોનાં પુસ્તકોનો પ્રચાર થાય એ માટે પ્રયત્ન કરવા હું ખાસ ઇચ્છા રાખું છું. તમારા જેવાની સહાય તેમાં ઘણી જ મદદરૂપ નીવડશે...આ બધા પ્રશ્નો માટે વિચાર કરતા રહેશો ને વખતોવખત જણાવતા રહેશો. શેઠ મહાસુખભાઈની સાથે પણ ચર્ચા કરશો."

**તા. ૮–૧૧–૩૬ ના પત્રમાંથી**..."બેટના મહિલા પુસ્તકાલયનો એક પ્રશ્ન હવે તમારે ઉકેલવાનો રહે છે. હું તો તમને મદદ નહિ કરી શકું, પણ તમે આગ્રહ રાખશો તો

અગાઉની માફક તમને તો પૂરેપુરી અનુકૂળતા મળશે જ. આપણે દોરેલા નકશામાંનું એ એક કામ અધુરૂં રહેલું ગણાય."

**તા. ૮–૨–૩૭ ના પત્રમાંથી.** "...તમારો પત્ર વસો જઇ કાલે વાંચ્યો અને આનંદ થયો. અમેરિકાનો પત્ર ખૂબ વંચાયો અને ગમ્યો જાણી વધારે આનંદ થયો. .........દિવાળી ઉપર કાઠીઆવાડની સ્પેશીઅલ ( ટ્રેન ) વિદ્યાર્થીઓ માટે ઉપાડવી છે. ઉનાળામાં કાશ્મીર જવું છે. શું થઇ શકે તે જોવાનું છે. કંઇ કંઈ સૂચનાઓ કરતા રહેશો. વસન્તપંચમીને દિવસે વસોમાં "બાળદિન" ઉજવીએ છીએ. ધારીએ છીએ તેટલું થોડું જ થઇ શકે છે ?"

**તા. ૨૩–૨–૩૭ ના પત્રમાંથી...**" તમારા પત્રો બે ત્રણ આવ્યા છે. મને લાગે છે કે હું તેના જવાબ આપી શકતો નથી. તમારા પત્રોમાંથી ઘણું જાણવાનું અને વિચારવાનું મળે છે. એમાંનું ઘણું મારા લક્ષમાં રહે છે, છતાં કાંઇ વિસરી જવાતું હોય તો ફરી યાદ દેવરાવવા તમને વિજ્ઞપ્તિ કરૂં છું, જેથી તમારી ભલામણ કરેલી કોઇ બાબત રહી ન જાય...આપણી ભૂલને લીધે પુસ્તકાલયને સહન ન કરવું પડે એ જોવાની આપણી ફરજ છે."

**તા. ૧૨–૮–૩૮ ના પત્રમાંથી......**ઓખામંડળ પુસ્તકાલય પ્રવૃત્તિના કોયડા ઉકલી ગયેલા જાણીને આનંદ થયો. બેટના મહિલા પુસ્તકાલયની મને ચિન્તા રહ્યા કરતી હતી, પણ હવે તો એ કામ કદાચ પૂરૂં પણ થયું હશે..... હાઇસ્કૂલના પ્રોમોશનનો ઉકેલ યુનિવર્સિટીએ મોડો મોડો આપ્યો ખરો. "ચરોતર"માં એ જોઇ લેશો. ખાનગી શાળાઓના વિષે તમારા ઉભરા સાચા છે. સોસાઇટીના સંબંધમાં લખ્યું છે એમાંનું ઘણું સાચું છે. હું પ્રયત્ન કરી રહ્યો છું, પણ સફળતા મળવી શકય નથી. એક જ સંતોષ આપણે પકડવો કે આપણાથી જેટલું થઇ શકે તેટલું કરી છૂટવું, અને બીજી ચિન્તાઓ ઈશ્વરને સોંપવી. હું પોતે હવે એકાદ વર્ષ પછી જવાબદારીવાળી જાહેર પ્રવૃત્તિમય જીવનમાંથી નિવૃત્ત થવાનો છું. એટલે આ વર્ષમાં ખૂબ કામ પહોંચે છે અને પહોંચશે. અધુરાં સ્વપ્નો પૂરાં પડે તે માટે પણ પ્રયત્ન કરી રહ્યો છું. પરંતુ આપણે ઇચ્છા રાખીએ તેટલી સફળતા મહાત્માજી જેવી અસાધારણ વ્યક્તિ મેળવી નથી શકતી તો પછી આપણા જેવા અલ્પ મનુષ્યનું તો પૂછવું જ શું ?... ...મારૂં કાર્યક્ષેત્ર તો વધે જ જાય છે. ક્ષેત્ર વધવા દેતો નથી, પણ વિષયો વધે છે; અને ચરોતર એ પ્રદેશ મારે માટે વિસ્તારમાં બહુ મોટો છે એટલે સંતોષ થાય એવું કોઇ પણ કામ થઇ શકતું નથી; છતાં સ્વપ્નાં સેવવાનું અને યથાશક્તિ કંઇક કરી શકવાનો પ્રયત્ન કર્યાં કરૂં છું..."

**તા. ૧૫–૯–૩૮ ના પત્રમાંથી**—" તમારો તા. ૭ મીનો પત્ર મળેલો; અને વિગતવાર હકીકત મળેલી તે વાંચીને આનંદ થયો......પ્રૌઢ કેળવણી અને સાર્વજનિક આરોગ્ય એ બે જરૂરી છે, પણ સતત કામ કરવું કરાવવું એ મુશ્કેલ છે. વસોમાં રાત્રિશાળા ૨૦ ઉપરાંત વર્ષથી ચલાવું છું, પણ બહુ સફળતા નથી મળી; પેટલાદ મહાલમાં ગ્રામઔષધાલયો ગામેગામ સ્થાપ્યાં છે પણ સાર્વજનિક આરોગ્યમાં વધુ ફેરફાર નથી થયો; પણ આશા તો સેવી રહ્યો છું કે જ્યારે ત્યારે એમાં પણ સફળતા મળશે."

કેટલી નિખાલસ વૃત્તિ ! અને શી નમ્રતા ! અને છતાં અનહદ આશાવાદી ! ધન્ય છે ગુજરાતને કે જેને આંગણે શ્રી. મોતીભાઇ જન્મ્યા.

દ્વારકા  **કલ્યાણરાય ન. જોષી**

# અમર આત્માને

( દુહા-સોરઠા )

ગાવા ગુણ ગોવિંદના, એજ પ્રતિજ્ઞા માહ્યરી;
પણ 'સાહેબ'ના સદ્ગુણ, ટેક મુકાવે માહ્યરી. ૧

વસોના ઓ વીર, વટપુરમાં હા, તું વસ્યો;
રામજીને મંદિર, જીવન કંઇક ઉજાળતો. ૨

પાટણનાં સદ્ભાગ્ય, પામ્યું શિક્ષક 'મોતી'ને;
સેવા કંઇ કંઇ કીધ, સ્મરતાં હિલડાં કંઇ દ્રવે. ૩

બોર્ડિંગ સ્થાપી પેટલાદ, દીધાં અમૂલાં દાન;
સેવા સદ્ગુણને બળે, પાવન કીધાં છાત્ર. ૪

સોસાઇટીના પ્રાણ, મોતીભાઈ તમે હતા;
કેળવણીના બાપ, છાયા રૂડી આપતા. ૫

ગ્રંથાલય-પરમ પિતા, વંચાવ્યા શુભ ગ્રંથ;
ભૂલવે ભૂલડાં તાહ્યરાં, સયાજી ગુણ-શ્રીમંત. ૬

નિરભિમાની ને મૂગાં, કામો કંઇ કંઇ કીધ;
ગરીબનાં આંસુ લૂછયાં, આશિષ પ્રભુના લીધ. ૭

આવ્યું સંકટ-રેલ, ગુજરાતને આમડે;
પહોંચ્યા મોતીભાઇ, હરિજનોને ઝૂંપડે. ૮

ચારુતરની વાડીના, ટહુકંતા ઓ મોર !
કેકા તારી કયાં સૂણું, આ હતભાગી જીવ ? ૯

ભૂલ્યો ભૂલ્યો ભીંત, મોતીભાઇ જીવે જગે;
સદ્ગુણ, સેવ-સુગંધ, અમર છે અવનિ વિષે. ૧૦

શા શા ગુણ હું ગાઉં, 'મોતી' ભસ્મ થઇ ગયું !
કૃતાર્થ થઇ હું જાઉં, ભસ્મ લગાવું જો શિરે. ૧૧

રામનવમીને મંગલ પ્રભાતે
કલકત્તા-૧૯૯૫

ત્ર્યંબકલાલ મા. શુક્લ

# મોંઘા માનવીને

હરિગીત

લાખો લખાણાં થઈ ગયાં, એક માનવીના નામને;
જીવતર તણી તોએ પ્રશંસા, ભૂલવી ઘટે ના નામને.

શિરોમણિ સદ્‌ગત થયા, કંઇ ભાવના અંતર ભરી;
એ ભાવનાને પૂરજે, ઓ ઈશ, તું કૃપા કરી.

જીવતર અનેરૂં ભોગવ્યું, લાગણી અનેરી દઇ દીધી;
કંઇ કંઇ ક્રિયાઓ હાથ, કે પરહાથથી નક્કી કીધી.

કહેવત કરી પૂરવાર ને, કુલ નામના અક્ષર કરી;
પાડોશના કંઇ કર્મના, ને સોજના બિંદુ થકી.

મોસાળના આ ગામમાં, મોંઘા મણિ બિરાજીઆ;
જીવતર તણા કંઇ બોધ રૂડા, રાજવીએ સાધીઆ.

લોકોપયોગી કામમાં, કંઈ કાર્ય રૂડું આદર્યું;
આવી અલિંદ્રા ગામ મધ્યે, દવાખાનું સ્થાપિયું.

સાહિત્યના શિરોમણિ, સાહિત્યને ભૂલ્યા નથી;
પુસ્તક તણા પ્રભાવની, વાહવા કરી છે ફરી ફરી.

પુસ્તકાલય સ્થાપનામાં, શીલ–ગુણ બહુ દાખવ્યું;
કંઇ કંઇ વિટમણાઓ મહીં, પણ કુલીનપણું બતલાવિયું.

પુસ્તકાલય ને દવાખાનામાં, નામનાના ઉમંગથી;
આવી સ્વહસ્તે બક્ષીસ કરી, કંઇ હેતના સહકારથી.

કુલીનતાથી કુળ દીપાવ્યું, "નિરભિમાની" મંત્રથી;
જેથી પ્રશંસા થઇ અનેરી, આવેગ રૂપી યંત્રથી.

આભાઇ શંકરભાઇ બ્રહ્મભટ્ટ
ઉપશિક્ષક અલીંદ્રા તા. માતર

# પૂજ્ય મોતીભાઇ સાહેબના ઉમદા ગુણોનું સ્મરણ

૧. પૂજ્ય સાહેબ ચરોતર એજ્યુકેશન સોસાયટીના આદ્ય સંસ્થાપક અને જીવતા જાગતા પ્રાણ હતા. એ પ્રાણ આજે તો ઊડી ગયા છે. ' ચરોતર ' ' પુસ્તકાલય ' અને ગદ્યપદ્ય સંગ્રહ તથા જ્ઞાનપ્રચાર દ્વારા તેમણે પોતાના જીવનકાર્યનો સુંદર વિસ્તાર કર્યો છે અને કેટલાયે માનવીઓને અને યુવકોને પ્રેરણાઓ પાઇ છે.

૨. નિર્ધન છતાં પ્રાણવાન અને સ્વાશ્રયને પંથે આગળ વધનાર વિદ્યાર્થીઓના એ ધર્મપિતા હતા.

૩. હરિજનો અને ગરીબોનાં ઝૂંપડાંમાં તેઓ જતા અને તેમનાં સુખદુઃખ જાણી યથાશક્તિ મદદ આપતા—અપાવતા.

૪. તેઓ સાદાં, સ્વદેશી, સફેદ વસ્ત્રો પહેરતા અને કેટલીયે બાબતોમાં ' **ગુરોસ્તુ મૌનં વ્યાખ્યાનં** 'ની પેઠે બોલ્યા ચાલ્યા વિના પણ ચારિત્ર્યબળથી ઉપદેશ આપતા.

૫. તેઓ સમાજસુધારક, કેળવણી અને પુસ્તકાલયના અડંગ પ્રચારક હતા અને સાહિત્યસેવી હોઇ લેખકોને ઉત્તેજન આપી આગળ વધારનાર તથા તેમનાં પુસ્તકોનો પ્રચાર કરનાર સાહિત્યસેવક હતા. કરાંચીની સાહિત્ય પરિષદ એમને પુસ્તકાલય વિભાગને પ્રમુખપદે સ્થાપે છે, પણ એ નિરભિમાની અને સ્તુતિ-માન-પ્રશંસાથી દૂર ભાગનાર જીવ તેનો ઇન્કાર કરે છે.

૬. એક સ્થાનને સેવાક્ષેત્ર બનાવી તે સ્થાને જ પોતાનાં બળ, શક્તિ અને શ્રમનો ઉપયોગ કરનાર એ હતા. વસો પહેલું, પછી પેટલાદ તાલુકો, સોસાઇટી પહેલી પછી ગુજરાતની બીજી પ્રવૃત્તિઓ એમ તેઓ એક જગાએ ૨૫-૫૦ ફૂટ ખોદીને પાણી કાઢવામાં માનનાર હતા. અને તેની અસરો ચોતરફ ફેલાતી.

૭. ' સસ્તુ સાહિત્ય 'ના તેઓ અનન્ય પ્રેમી હતા. એ સંસ્થાના કામ કરનારાઓ તેમને મન સગા પુત્રો જેવા હતા. પ્રસંગોપાત તેમનાં ગુણપૂજન અને યથાશક્તિ સેવા એમણે કર્યાં હતાં.

૮. સાહેબ પોતાનાં કાર્યો મુસાફરીમાં, માંદા હોય ત્યારે પણ ચાલુ જ રાખતા. સાથે સાથે ડૉક્ટરોની સલાહ પ્રમાણે આરામ પણ લેતા, પણ એ કામ કામ ને કામમાં માનનાર જીવ નિષ્કામ કર્મોમાં જ જીવન ખપાવી ચાલ્યા ગયા.

૯. તેઓ બાળકોના બેલી હતા, બાલપુસ્તકાલયો અને બાળશાળાઓમાં ખૂબ રસ લેતા અને બાળકો સાથે નિર્દોષ આનંદ પણ કરતા.

૧૦. તેઓએ ક્રાંતિકારી ભાષણો આપ્યાં નથી કે નથી તો રાજ્યદ્વારી ચળવળોમાં ભાગ લીધો, પણ તેમણે ' યુદ્ધના કેદીઓ 'ની મૂંગી સેવાઓ કરી હતી, તેમને ગુપ્ત મદદો પહોંચાડી-પહોંચાવી હતી.

૧૧. તેઓ એવું જીવન જીવ્યા કે હસતા હસતા અને સંતોષ અનુભવતા શાંતિમાં ચાલ્યા

ગયા. કર્મયોગ દ્વારા પણ શાંતિ પ્રાપ્ત થઇ શકે છે, એ તેમણે તેમના જીવનમાં અને મરતાં મરતાં પણ બતાવી આપ્યું. એ તો સાચું જીવન જીવી ગયા. એમના મૃત્યુથી અનેક રડયા છે, ત્યારે તેઓ તો જીવનનો ખેલ ખેલી હસતે વદને આથી યે વધુ ઉચ્ચતર જીવન માટે આપણને સૌને રડતા અને કલ્પાંત કરતા મૂકી ચાલ્યા ગયા છે. અંતર સાક્ષી પૂરે છે કે તેઓ પોતાની પ્રવૃત્તિઓને આગળ વધતી જોવાને હજીયે સૂક્ષ્મસ્વરૂપે તો હાજરાહજુર છે. જાણે અમર મોતીભાઇ સાહેબ હજીએ આંખો સામે રમી રહ્યા છે, અને કેટલાયે માનવજીવનની ચોકી કરી રહ્યા છે.

વંદન હો, વંદન હો, અનેકાનેક વંદન હો, એ ' સાહેબ 'ને અને પરમ પિતાના એ બંદાને !

કલકત્તા
તા. ૪-૪-૩૯

ત્રંબકલાલ મા. શુક્લ



## સ્વ. પૂજ્ય મોતીભાઇ ન. અમીન એટલે—

**ચોરાસી** જીલ્લો વડોદરા પ્રાંતના કેટલાક જુદા જુદા મહાલનાં જુદાં જુદાં ગામડાંનો બનેલો છે. કાનમ, વાકળ, મેવાસ તેમ ચોરાસીઃ આ વિભાગમાં પાટીદાર જ્ઞાતિનો એક બાવીસ ગામનો ગોળ છે. આ ગોળના પાટીદારો કેળવણીમાં બહુ જ પછાત; ભાગ્યે જ કોઇ ગુ. છઠ્ઠા ધોરણ સુધી અભ્યાસ કરેલ મળે. સંવત ૧૯૭૩ ની સાલમાં વાઘોડીઆની મુલાકાત પ્રસંગે પૂજ્ય મોતીભાઇ સાહેબે કેટલાક યુવકો સાથે આ ગોળનાં ગામોએ પહોંચી જઇ જ્ઞાતિ-પટેલોને જ્ઞાતિભંડોળમાંથી બાળકોને કેળવણી આપવાનો પ્રબંધ કરવા સમજાવ્યા. થોડા જ માસમાં સુરત પાટીદાર આશ્રમવાળા ભાઇ કલ્યાણજી મહેતાના વરદ હસ્તે વાઘોડીઆમાં ચોરાસી જીલ્લા બાવીસ ગામના એકડાના પંચ સમસ્ત પાટીદાર છાત્રાલય શરૂ થયું. આજે એ છાત્રાલયનાં પ્રતાપે કેટલાક યુવકો અંગ્રેજી કેળવણી પામી ખેતીવાડી ખાતાની તાલીમ મેળવી સુંદર ખેતીકાર બની શકયા છે. કેટલાય યુવકો મેટ્રીક સુધી પહોંચી ગયા છે. એટલું જ નહિ પણ ચોરાસી જેવા પછાત જીલ્લામાં વસતા પાટીદારો સંસ્કારી બનતા ગયા છે તે પ્રતાપ પૂજ્ય મોતીભાઇ ન. અમીનનો.

× × ×

ગુજરાતના કોઇ પણ ભાગમાંથી સંસ્કારી યુવક, જેને નાણાંનું સાધન ન હોય છતાં આગળ અભ્યાસ કરવો હોય ને મદદ માટે ફાંફાં માર્યા પછી વડોદરા પુસ્તકાલય ખાતામાં આવીને મળે, વાતચીત દરમિયાન યુવકમાં આગળ અભ્યાસ કરવા જિજ્ઞાસા સાથે કાંઇ બુદ્ધિ છે એમ લાગે તો કોઇ ને કોઇ રીતે તેને આર્થિક સહાય મળી જ રહે. અને એવા યુવકને છેવટ સુધી મદદ કરી રહેનાર અને તેને જીવંત પુરુષ બનવામાં મદદ કરનાર તે મુરબ્બી મોતીભાઇ ન. અમીન.

× × ×

કોઇ ગામમાં અગ્નિથી દલિતવર્ગ પૈકી કોઇનાં ઘર બળી જાય, નિરાધાર સ્થિતિમાં આવી ગયાં છે એવી હકીકત મળે કે તરત જ એને કોઇ ને કોઈ રીતે, એટલે ગુજરાત પ્રાંતિક સમિતિ, હરિજન સેવક સંઘ, પેટલાદના દાતાર શેઠ કે મુંબાઇના સર પુરુષોતમદાસ કે વડોદરાના શેઠ ઝવેર લક્ષ્મીચંદવાળા ઉપર પત્રો લખાવી કાંઇ ને કાંઇ મદદ કરાવી તેને નિરાધારીમાંથી ઉગારી લેવડાવે તો જ જંપનાર તે પૂજ્ય મોતીભાઇ અમીન.

× × ×

પ્રાંત પંચાયતો એ વડોદરા રાજ્યની સ્થાનિક સ્વરાજ્યની મુખ્ય સંસ્થા છે. એના બંધારણ પ્રમાણે વ્યવસ્થિત રીતે પ્રજાકીય ચુંટાઇ આવેલા આગેવાનો કામકાજ કરતા થઇ જાય અને કોઇ પણ મહાલને અન્યાય ન થઇ જાય એ માટે ઉત્પન્નના ધોરણ પ્રમાણે જ દરેક મહાલનાં ગામોનાં કામો થતાં રહે એ માટે, તેમ જ ગ્રામ ઔષધાલયો, વ્યાયામશાળાઓ, છાત્રાલયો, સ્ત્રી અને બાળસંરક્ષક સંસ્થાઓ વગેરે માટે પણ કોઇ મહાલને અન્યાય ન થાય એ માટે વ્યવસ્થિત બંધારણો ઘડી તે પ્રમાણે કામકાજ સહેલાઇથી થઇ શકે તેવી યોજનાઓ ઘડાવી અમલમાં મુકાવનાર તે પૂજ્ય મોતીભાઇ ન. અમીન.

× × ×

ચોમાસામાં નીતરતા વરસાદમાં કોઇ કુટુંબ રખડતું આવી રામજી મંદિરમાં આશ્રય શોધે, એ કુટુંબ નિરાધાર બની રખડતું બંધ થાય એ માટે તેને કામ આપી પેટ પૂરતું ખાવાનો પ્રબંધ કરાવે એટલું જ નહિ પણ કપડાં-લત્તાં મેળવી સુખી થાય તેવી હરહંમેશ કાળજી રાખે તેવા કોઇ હોય તો તે પૂજ્ય મોતીભાઇ અમીન.

× × ×

ગામડાંમાં વાચનનાં સાધન ન હોય, ભણવાની જોગવાઇ ન હોય એ જોગવાઇને પહોંચી વળવા રાજ્યનું કેળવણી ખાતુ પણ તૈયાર ન હોય તો કોઇપણ યુવકને લોકસેવા માટે તે ગામે જઇ ગામનાં બાળકો અને અન્ય જનસમાજને ભણવાની, વાંચવાની અને સંસ્કારી બનવાની યોગ્ય તજવીજ કરી આપનાર તે પૂજ્ય મોતીભાઇ ન. અમીન.

× × ×

જનસમાજમાં દલિતવર્ગનો દલિતવર્ગ તે હરિજનઃ પછી તે ઢેડ હોય વા ખાલપા, ભંગી હો વા શેણવા; આ વર્ગને દલિતપણામાંથી ઉગરી સંસ્કારી બનવું હોય તો એ કોમના યુવકોએ તૈયારી કરવી જોઇએ. એ કેમના યુવકોને ભણવાની, જ્ઞાનવાન બનવાની, સંસ્કારી થવાની અને સારી એવી નોકરી મળવાની જે જાતની જોગવાઇ કરવી હોય તે જાતની જોગવાઇ કરાવી આપવામાં મનમાની મદદ કરનાર અને દલિતવર્ગો ખોટા દેવાના બોજામાંથી છૂટી પ્રમાણિક રીતે કમાઇ જાણી બચત કરતાં શીખે તે માટે તેમને સહકારી ધોરણે સહકારી મંડળીઓ દ્વારા કામકાજ ચલાવવા મદદ કરવા માટે ગુજરાતમાં સુંદર સાથ આપનાર તે પૂજ્ય મોતીભાઇ ન. અમીન.

× × ×

કોઇ સમાજસેવક જ્ઞાતિની રૂઢિઓથી સમાજમાં કચડાતો હોય, લોકરૂઢિ પ્રમાણે પોતાનાં કુટુંબીઓમાં મરણ પાછળ જ્ઞાતિવરામાંથી બચવા ઇચ્છતો હોય તો ગુજરાતમાંથી તે યુવકને દઢનિશ્ચયી રાખવામાં જોઇતી મદદ કરનાર કોઇ પણ હોય તો તે પૂજ્ય મોતીભાઇ ન. અમીન.

**મણિલાલ મં. કાંસીવાળા**

# દલિતોના ઉદ્ધારક

સ્વ. શ્રીમંત મહારાજા સયાજીરાવ સાહેબની " પુસ્તકાલય ખાતા "ની યોજના ઇ. સ. ૧૯૧૧ માં અસ્તિત્વમાં આવી અને એ કાળે સ્વ. શ્રી. મોતીભાઇની નિમણૂંક થયેલી હોવાથી અમારે ગામ ફેરણીમાં ફરતા ફરતા ઇ. સ. ૧૯૧૩ ની સાલમાં એઓ પ્રથમ આવ્યા અને સ્વ. શ્રી. વૈદ્યરાજ કીકાભાઇ રામશંકરને ત્યાં મુકામ કર્યો. તે વખતની લાયબ્રેરીની કમિટિને એમ લાગેલું કે સરકારી દખલગીરી વધી જશે અને કામ સરળ નહિ ચાલે, તેથી એ જ કામે સ્વ. શ્રી. મોતીભાઇએ ત્રીજો ફેરો ખાધો ત્યારે જ તે વખતના વહીવટદાર સાહેબ ( હાલ પ્રિન્સિપાલ ) મિ. જી. બી. જહાગીરની સમજાવટથી અખતરા દાખલ એક યા બે વર્ષ માટે પણ અજમાયશ તરીકે સરકારમદદ લેવાનું ઠરાવ્યું અને એ પ્રમાણે ઠરાવવાથી સરકાર અને પંચાયત મદદોથી લાયબ્રેરીની સ્થિતિ ઉત્તરોત્તર વધતી જતાં એ મદદ ચાલુ જ રહી અને તેનાં મીઠાં ફળ આજે ગણદેવીની જનતા ચાખી રહી છે.

લાયબ્રેરીની પ્રગતિ સાધવા માટે સ્વ. શ્રી. મોતીભાઇની સલાહ બહુ કિંમતી અને માર્ગદર્શક હતી, અને પાછળથી લોકો એની ઉપયોગિતા એટલા બધા સમજતા થઇ ગયા કે લાયબ્રેરીના સ્વતંત્ર મકાનની પણ તજવીજ સરકાર અને પંચાયત મદદ લઇને થઇ, એ કામે લોકમદદની મોટી રકમની જરૂર હોવાથી મકાન ઇ. સ. ૧૯૧૯ ની સાલમાં ખુલ્લું મુકાયું. અમારી લાયબ્રેરી રાજ્યની જૂનામાં જૂની સંસ્થાઓમાંની એક હોવાથી, ઇ. સ. ૧૯૨૪ ની સાલમાં ૬૦ વર્ષની એની ડાયમંડ જ્યુબિલિની ઉજવણી સ્વ. શ્રી. મનમોહનરાય હ. દેસાઇ અને સ્વ. શ્રી કીકાભાઇ રા. વૈદ્યરાજના અવસાનથી ઇ. સ. ૧૯૨૫ની સાલમાં ઉજવવામાં આવી. એ પ્રસંગને ચિરસ્થાયી કરવાને માટે સ્વ. શ્રી. મોતીભાઇની સૂચનાથી " વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદ 'નું પ્રથમ અધિવેશન પણ અત્રે બોલાવવામાં આવ્યું અને એ બંને કામો માટે સ્વ. શ્રી. મોતીભાઇ અને ખાતાંનાં માણસોની સલાહ, દોરવણી અને મદદ મુખ્ય હતાં. પરિષદ જેવો મેળો ભેગો કરવાથી પુસ્તકાલય પ્રવૃત્તિને બહુ વેગ મળી શકે, એ હેતુથી સ્વ. શ્રી. મોતીભાઇ લગભગ ઇ. સ. ૧૯૨૯ ની સાલથી પરિષદ જેવું કાંઇક મેળવવા ઘણાંઓને કહી રહ્યા હતા, પણ પુસ્તકાલયની પરિષદ તે વળી કેવી ? એમ વિચારીને તથા નાણાંની જવાબદારીના લીધે કોઇ એ કામ માથે લેવા તૈયાર ન હતું, તે ડાયમંડ જ્યુબિલીના પ્રસંગે અમોએ એ જવાબદારી સ્વીકારી લીધી અને પ્રથમના અધિવેશનમાં જ ઠરાવોની હારમાળા જોઇને સૌ કોઇ સ્તબ્ધ થઇ ગયા હતા અને પરિષદના ભેગા બળ અને એકમતી અસરથી આજે પુસ્તકાલયનું આગળનાં કરતાં ત્રણથી ચાર ગણી રકમનું બજેટ બને છે.

પુસ્તકાલય ખાતા સાથે અમારે એ વખત મદદ લેવા સંબંધી અને મકાન બાંધવા સંબંધી-વાંધા ઉઠેલા તેનો પણ નિકાલ મે. રા. બા. ગોવિંદભાઇ હા. દેસાઇ અને સ્વ. શ્રી. મોતીભાઇની સલાહથી કરવામાં આવેલો. જે તે સંસ્થાની વ્યાવહારિક મુશ્કેલીઓ શું શું છે તે જાણવા માટે સ્વ. શ્રી. મોતીભાઇ જેવા જ અમલદારો આખા રાજ્યમાં હોય તો દરેક ખાતું શ્રેષ્ઠ નીવડી શકે લોકોને નડતી અડચણોનો વ્યવહારૂ નિકાલ કરી આપવામાં અને લોકોની સહાનુભૂતિ આકર્ષવાની એમની યોગ્યતાથી જ, એઓ એક બાહોશ અને યશસ્વી

અમલદાર નીવડી શક્યા છે. તે એટલે સુધી કે જ્યારે જ્યારે પ્રસંગોપાત પુસ્તકાલય ખાતાની અને એમની બાહોશીનાં વખાણ રાજ્યની તેમ જ બહારની કોઈ મોટી વ્યક્તિ કરતી, ત્યારે કેટલેક ઠેકાણે તો એમની ઈર્ષા પણ કરવામાં આવતી હતી કે રાજ્યમાં એઓ જ કામ કરે છે અને બીજા શું નથી કરતા !

એઓશ્રીના ગાઢ સમાગમમાં આવતા જવાથી એઓની બહોળી પ્રવૃત્તિઓનો પણ પરિચય થતાં, એઓશ્રી ઈ. સ. ૧૯૨૫ ની સાલમાં મે. ડૉ. સુમંત મહેતાની સૂચનાથી ગણદેવી કસ્બાનાં ગામોમાં સવાર સાંજ ફરવા જતા. તે વખતે મારે પણ સાથે જવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયેલું હોવાથી, એમની વસ્તીની કેળવણીની યોજનાની વાત નીકળતાં, અમારી હાઈસ્કૂલમાંથી એક ભરવાડ મેટ્રિકમાં ગયો છે એમ કહેતાં, તેને જોવાની અને મળવાની પોતે ઉત્કંઠા બતાવી; અને પાછળથી તેને સ્વાશ્રયના ધોરણે પોતાને ત્યાંજ રાખીને, કૉલેજની ઉચ્ચ કેળવણી અપાવી બી. એ., એલ. એલ. બી, બનાવ્યો અને એ ભરવાડ તે તારીખ ૧૨-૯-૧૯૩૭ ના દિને મરણ પામેલા સ્વ. શ્રી કાનજીભાઈ રઘનાથજી પટેલ.

સ્વ. કાનજીભાઈના આદર્શ જીવનનું અનુકરણ થઈને, નીચ વર્ણના બીજા પણ ભાઈઓ ઊંચ કેળવણી લઈને પોતાની કોમનું અને દેશનું ભલું કરે એ ઉચ્ચ આશયથી, સ્વ. મોતીભાઈએ એમનું ટૂંક જીવન એક પત્રિકારૂપે બહાર પાડ્યું હતું અને એ પત્રિકાની પાંચસો નકલો પોતાના ખર્ચે છપાવીને ચરોતર પ્રદેશના દરેક ગામે વહેંચી હતી.

સ્વ. કાનજીભાઈ પ્રત્યે એમને કેટલો બધો પ્રેમ અને કાળજી હતી તે મારી ઉપર લખેલા તેમના પત્રો ઉપરથી જ સહજ સમજી શકાશે.

તા. ૧૭-૯-૩૭:—" તમારા પત્રથી જે સમાચાર મળ્યા છે તેનાથી વધારે દુ:ખદ બીજા સમાચાર મારે માટે હોઇ શકે નહિ. તા. ૫ મીએ નવસારીથી સુરત બે ત્રણ મિત્રો મળવા આવે તેવા પત્રો લખ્યા અને તે મળી શક્યા, વરોદરા એક ભાઇ સ્ટેશને મળે એમ જણાવ્યું તે પણ મળ્યા, પણ પાછળથી યાદ આવ્યું કે ભાઇ નાનુભાઇ સુરત સ્ટેશને અને ભાઇ કહાનજીભાઇ ભરૂચ સ્ટેશને મળી શકત. યાદ નહિ રહેવાથી પાછળથી પશ્ચાત્તાપમાં ભારે દુ:ખનો વધારો થયો. તા. ૬ ઠ્ઠીએ મંદવાડ હશે એમ હવે સમજાય છે એટલે મળવાનું તો ન જ બનત એટલે હવે તેમના ગુણો યાદ લાવીને શોક કરવાનું આપણા નસીબમાં રહે છે. મારી સાથે જ ૪ વર્ષ રહેવાથી મારા તો એ એક કુટુંબીજન હતા. મારા બધા સંબંધીઓ તેમના પરિચયમાં આવ્યા હતા. મારાં પત્નીએ તો છોકરા તરીકે તેની સંભાળ લીધી હતી. ચિ. ભાણાભાઇ લંડનમાં આ સમાચાર જાણશે ત્યારે તેમને પારાવાર દુ:ખ થશે. અંગ્રેજી હાઇસ્કૂલના હેડ માસ્તર ભાઇ રામભાઇ તથા બીજા ભાઇઓ તેમને ઓળખનાર, આ સમાચાર જાણી ઘણા દુ:ખી થયા છે. આવી દુ:ખી સ્થિતિ અમારી અને તમારી છે તો પછી તેમના કુટુંબનું તો પૂછવું જ શું ? તેમને દિલાસો વા આશ્વાસન આપણે શી રીતે આપી શકીએ ?..................ઇશ્વર એ બધું સહન કરવાનું બળ તેમને આપો... સદગત ભાઇના આત્માનું કલ્યાણ જ થયેલું છે એમ હું માનું છું, કારણ કે નોકરીમાં તેમણે પાપ કર્યું હોય તેમ સાંભળ્યું નથી. લોકોને તેમના કામમાં સરળતા કરી આપવાનું સાંભળ્યું હતું. એમના કુટુંબના સંબંધમાં કંઇ જાણવા કરવા જેવું હોય તો સુખેથી જણાવશો. તેમને રૂબરૂમાં મળીને બનતું આશ્વાસન આપશો. "

તા. ૨૨-૧૦-૩૭—"......તા. ૨૫ મીએ 'ચરોતર' પ્રગટ થશે તેમાં એ છબી અને મારો લેખ બંને આવી જશે. તમારા પત્રોમાંથી જરૂરી માહિતી મેં લીધી છે. તમે લખી મોકલેલ નોંધવાળી વિગત ઘણી લેખમાં આવી જતી હોવાથી તમારો સ્વતંત્ર લેખ લીધો નથી......કોમની પછાત સ્થિતિ

વિચારતાં શું કરવું તે નક્કી કરી મને જણાવશો. કોઇ પણ સ્થિતિમાં માસિક રૂા. ૪), ૫), ની માસિક મદદ તેને ઘેર પણ મોકલી શકાશે એવી મદદ ત્રણ ચાર વર્ષ મળે તેવી વ્યવસ્થા કરીશ. છોડી છોકરાંને હરકત તો પડરોજ, પણ દુઃખે સુખે નભતાં નભાવતાં શીખવું જોઇશે અને થોડી જરૂર પડશે તો મદદ મેળવવા પ્રયત્ન થશે......"

સ્વ. કાનજીભાઇ પછીથી પણ અમારા તરફના બે કોળી કોમના છોકરાઓને સ્વ. શ્રી. મોતીભાઇએ પોતાને ત્યાં જ રાખી, કૉલેજમાં ભણાવ્યા હતા. એમની અનેક પ્રવૃત્તિઓ જોવા માટે એઓ વારંવાર કહી રહ્યા હતા કે એક વાર ચરોતરમાં આવો; પરંતુ કર્મસંજોગે તેમ ન થઇ શક્યું.

એઓની બીજાઓ પ્રત્યેની કાળજી એટલી બધી હતી કે પરિષદના મુકામે જ્યાં પણ મારે જવાનું થતું, તો મારો મુકામ એઓ સાથે જ થતો અને પોતે જો કે ચા પીતા ન હતા, તો પણ પોતાની સાથેના માણસોને ચાની ટેવ હોય તો તે પ્રમાણે દરેક સગવડ કરાવી આપતા.

એમના જીવંત સ્મારક તરીકે તો ' રાજ્ય પુસ્તકાલય મંડળ, ' ' પુસ્તકાલય સહાયક સહકારી મંડળ ' વગેરે સંસ્થાઓ કાયમ રહેશે.

એઓની અનેકવિધ પ્રવૃત્તિઓ માટે એઓના એટલા બધા શિષ્યો છે કે તેઓ પ્રવીણતાથી એઓએ આરંભેલી દરેક પ્રવૃત્તિ ચાલુ રાખી, એઓશ્રીનું નામ અમર રાખશે.

છેલ્લા ઑગસ્ટ માસમાં નવસારી પ્રાંત પુસ્તકાલય મંડળની સભામાં એઓશ્રીને હું મળેલો ત્યારે સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે આવી લોકોપકારક વ્યક્તિ આટલી જલદીથી ઝંપાઇ જશે. પ્રભુ સ્વર્ગસ્થના અમર અને પવિત્ર આત્માને હમેશની શાંતિ અર્પો !!!

કાવસજી એદલજી ગણદેવીઆ,
માજી સેક્રેટરી, ગઝદર લાયબ્રેરી, ગણદેવી.

—※—

# સેવાધર્મીલા શ્રી. મોતીભાઈ

" હમારા ચડોતરમાં બે નાસ્તિકો છે, પરમ નાસ્તિકો છે, ઉઘાડા નાસ્તિકો છે. પણ બન્નેય સદ્ધર્મજિજ્ઞાસુઓ છે, પુણ્યપાપના પરખન્દા છે, મ્હારા તો સ્વધર્મીઓ છે. હમેં સહુ એમને ઓળખો છો, અહોરાત્ર તમ વચ્ચે એ રમેઘૂમે છે. મ્હારા પુરાણુપરિચિત પાંચેક સદીના પ્રીછન્દા છે. બન્ને પરમ સેવાધર્મીઓ છે, લોકસેવાના વ્રતિયા છે. એ મહાનાસ્તિકો અનેક પ્રભુપન્થીઓથી અધિકા છે. નામ પૂછો છો ? પાટીદારિયા ગામમાં નામ લેવાય ? નથી જાણતા ? હમે સહુ ઓળખો છો. એક તો...........અને બીજાને ન પ્રીછયા પ્રિછાન્યા ? ચડોતરને ગામેગામ શાળાઓ સ્થાપે છે, પુસ્તકશાળાઓ સંસ્થાપે છે, વીરવ્યાયામ મંડળના ઉત્સવો ઉજવે છે. ચડોતરીયાંઓનાં તન ને મન કેળવે છે. મ્હારા કરતાં હમને નિત્યપરિચિત છે. ચડોતર આખું ઓળખે છે એ સેવાધર્મીલા શ્રી. મોતીભાઈ નરસિંહભાઇને. કોક એમને નાસ્તિકો કહેશે; હું બન્નેયને સેવાધર્મીઓ કહું છું. બન્નેય મારા સ્વધર્મીઓ છે. હું માનું છું કે સેવાધર્મ તે પરમ પુણ્ય છે, ને પુણ્યે પ્રભુ મળે છે....... ને મોતીભાઇ ભલે ન માનતા હોય; મ્હારી તો અચલ ને અખંડ શ્રદ્ધા છે કે મ્હારો શ્રીહરિ મ્હારા કરતાં એમને વ્હેલેરો મળશે. "*

કવિ ન્હાનાલાલ

* આણંદ ' સર્વધર્મસંમેલન 'માં તા. ૮ : ૪ : '૩૪ને રોજ આપેલા ભાષણમાંથી.

# મારા દીક્ષાગુરુ

કોણ જાણે કેમ, કુદરતે ગુજરાત ઉપર જાણે કોપ જ ન કર્યો હોય ? ગુજરાતમાંથી દુષ્ટ કાળે એક પછી એક, એમ ત્રણ અમૂલ્ય રત્નો ટૂંક મુદતમાં જ ઝડપી લીધાં. આ ત્રણે રત્નો પૈકી એક તો ગુજરાતના મૂંગા સેવક શ્રીમાન મોતીભાઈ અમીન. છેલ્લાં થોડાંક વર્ષોથી તેમની તબિયત વારંવાર નાદુરસ્ત થઈ જતી. આમાં છેલ્લી માંદગી ઘણી જ ભયંકર નીવડી, અને ઘણાએ પ્રશંસકોને રડતા મૂકી અક્ષય ધામમાં પ્રયાણ કરી ગયા. દુનિયામાં અનેક જીવો જન્મે છે અને મરણ પામે છે. જન્મે છે તેમાં ઘણાએ જીવે છે, પરંતુ જીવી જાણે તે તો થોડા જ. જીવી જાણ્યું એ પૂજ્ય મોતીભાઈ સાહેબે. સરકારી નોકરી કરતાં કરતાં પણ પ્રજાની ઉત્તમ સેવા બજાવી શકાય છે એનું સરસ ઉદાહરણ તેમણે જ પૂરું પાડ્યું છે.

ગુજરાતમાં પુસ્તકાલય પ્રવૃત્તિના સ્થાપક અને ઉત્પાદક એ હતા. પુસ્તકાલયો સ્થાપવાની પ્રથમની યોજના એમની જ. આ યોજના કેવી રીતે જન્મી તેના જવાબમાં તેઓએ જણાવેલું કે, શ્રી. પઢિયારના સ્વર્ગના એક પુસ્તકનો કોઈ ભાગ તેમને ખૂબ જ ગમ્યો, અને લોકો તેને ખૂબ વાંચે તે માટે એ ભાગ તેમણે છપાવીને લોકોમાં વહેંચ્યો. પણ આમ કંઈ દરેક પુસ્તક માટે કે ઝાઝા લોકો માટે કંઈ બને ખરું ? તેને માટે તો પુસ્તકાલયો જ જોઈએ. તે માટે પેટલાદમાં તેમણે કેટલાક મિત્રો સાથે એક એવી યોજના ઘડી કે " જે શિક્ષક પોતાના ગામેથી દશ કે પંદર રૂપિયા મોકલે તેને તેટલા જ બીજા રૂપિયા ઉમેરીને પુસ્તકો તથા વર્તમાનપત્રો મોકલી આપવાં. " આ પ્રમાણે સને ૧૯૦૧ માં મિત્ર મંડળ પુસ્તકાલયો સ્થપાવા લાગ્યાં. આજે વડોદરા રાજ્યમાં એવાં ઘણાંએ મિત્રમંડળ પુસ્તકાલયો છે, અને આ રીતે પૂજ્ય અમીન સાહેબે ગુજરાતમાં પુસ્તકાલયોની સ્થાપના કરી, અને પછી તો શ્રીમંત સ્વ. મહારાજા સાહેબે જ્યારે સ્વતંત્ર પુસ્તકાલય ખાતું સ્થાપ્યું તે વખતે એ ખાતાના વડાની મદદમાં એમની વરણી થઈ.

સાર્વજનિક પુસ્તકાલય ખાતાના એ અજોડ સેવકને પોતાના જીવનધ્યેયનું એ ક્ષેત્ર મળ્યું. એ ક્ષેત્રને એમણે ખૂબ ખેડ્યું, બીજારોપણ કરી એમાં ઉત્તમ પ્રકારનાં ખાતર પાણી સિંચ્યાં. ૧૫ વર્ષે એ વૃક્ષ ઠીક ઠીક ઉછર્યું, અને છેલ્લાં ૧૦–૧૨ વર્ષમાં તો એ અસાધારણ ફાલ્યું અને ફૂલ્યું. આજે વડોદરા રાજ્યની પ્રજા તેની શીતળ છાયામાં બેસી ખૂબ આનંદથી એનાં મિષ્ટ ફળોનો સ્વાદ લઈ રહી છે.

પૂજ્ય અમીન સાહેબ એક સાદા અને નિરભિમાની ઉદાર ગૃહસ્થ હતા. સાદાઈ તો એટલી બધી કે એમના સંબંધમાં આવનાર કોઈને પણ એ અધિકારી છે એવું લાગ્યું જ નથી. શિક્ષકોના તો એ સાચા મિત્ર હતા. શિક્ષકો માટે એમને ખૂબ જ પ્રેમ હતો. ઘણાએ શિક્ષકોને એમણે આર્થિક મદદ પણ આપી છે. વિદ્યાર્થીઓ તો એમને પોતાના પુત્રવત્ વહાલા હતા. કેટલાએ વિદ્યાર્થીઓને ખાનગી આર્થિક મદદ આપીને એમણે પોતાના પૈસા જતા કર્યા છે. કોઈ વખત જ્યારે કોઈ વિદ્યાર્થી પાસેથી પૈસા પરત ન આવે, અને

તેમની સ્થિતિ ખરાબ હોય તો ઉલટી દયા ખાતા અને કહેતા કે બિચારાનું ટૂંક પગારમાં પૂરૂં થતું ન હોય ત્યાં પૈસા કયાંથી આપે ? ખરેખર, કેટલી બધી ઉદારતા ! કેટલાક વિદ્યાર્થીઓને તો એમણે ઘેર રાખીને અભ્યાસ કરાવ્યો છે. અને વિદ્યાપીઠની ઉપાધિઓ મેળવવામાં મદદ કરી છે. સામાન્ય માણસ જોડે પણ એઓ સમાનતાથીજ વર્તતા. નિખાલસતા પણ એવીજ અજબ પ્રકારની કે જે વાત કરે તે ખરા દિલથી કરે. તેઓ સાહેબને માલમ પડે કે અમુક જગાએ ૧૦ કે ૧૫ શિક્ષકો ભેગા થવાના છે, તો બે માઇલનો ફેરો ખાઇને પણ દોડી જતા. શિક્ષકો પ્રત્યેનો કેવો અનહદ પ્રેમ ! શિક્ષકો પણ એમને પૂજ્યભાવથી જ જોતા. જો કોઈ સભામાં પૂજ્ય મોતીભાઈ સાહેબ પધારનાર છે એવું જણાય તો ત્યાં શિક્ષકોનો દરોડો જ પડતો.

કોઇ પણ માણસને તેઓ દરેક રીતે સંપૂર્ણ સંતોષ આપતા. એમના સીધા સંબંધમાં હું પહેલવહેલો ૧૯૩૧ માં આવ્યો. એક પ્રસંગે એક બાબતમાં વાંધો પડતાં એમણે શરૂ કરેલી પ્રશ્નોત્તરીમાં મેં એક પ્રશ્ન મૂકયો. મારો પ્રશ્ન પ્રશ્નોત્તરીમાં તો ન લીધો, પણ ત્રણ ત્રણ વખત પત્રો લખીને મારા મનનું સમાધાન કર્યું. આથી મને તેમના પ્રત્યે ખૂબ પૂજ્યભાવ ઉત્પન્ન થયો અને દિવસે દિવસે વધતો ગયો. મને લાગ્યું કે મારા જેવા નાના માણસના સમાધાન માટે આટલી બધી મહેનત લે એ અધિકારી હોય ? અને સાચે જ, એ અધિકારી નહોતા અને ત્યારથી મને જરા પણ મુશ્કેલી પડતી તો હું સીધોજ તેમને લખતો અને નજીવી બાબતમાં પણ તેઓ સાહેબ મને જવાબ આપવાનું ચૂકયા નથી.

ઉંઝા પુસ્તકાલય પરિષદ વખતથી તેમણે મને પુસ્તકાલયોના જાહેર કાર્યમાં ભા લેવા પ્રેર્યો, અને હું પ્રેરાયો. હું જેમ જેમ તેમની વધુ ને વધુ નજીક જતો ગયો, તેમ તે મને તેમની ઉદાર ભાવનાની વધુ ને વધુ પ્રતીતિ થતી ગઇ. પછી તો એ મારા પૂજ્ય અ વંદનીય ગુરુ બન્યા. મારા દરેક કાર્યમાં સલાહ આપતા. કયાં પુસ્તકો વાંચવાં તેની ભલામણ કરતા. અને સૌથી પહેલાં મને તેમણે "આગળ ધસો" વાંચવા કહ્યું. એ પુસ્તક મારા મન ઉપર ખૂબજ અસર થઇ છે. અને મારા જીવનમાં પ્રેરણા આપનારૂં નીવડયું છે આજે આ બે શબ્દ લખવાની શક્તિ આવી હોય તો તે પ્રતાપ પૂજ્ય મોતીભાઇ સાહેબનો છે પુસ્તકાલય પ્રવૃત્તિના હિમાયતીઓને એમણે કદી નિરાશ કર્યા નથી. બહુચરાજીમાં એક ગૃહસ્ રૂા. ૨૦૦)ની મદદ કરી તેથી રૂા. ૧૫૦) કાયમફંડમાં મૂકી રૂા. ૫૦×૩નું પૂરવણી અંદાજપ તૈયાર કરી મોકલ્યું. અને મંજૂર થાય તે પૂર્વે મંડળમાંથી પૈસા પાછા આવ્યા. ઉંઝા પુસ્ત કાલય પરિષદ વખતે હું મંડળના તે વખતના મંત્રીને મળ્યો અને ખુલાસો પૂછ્યો. આ વખ મણિભાઇ કાશીવાળા ત્યાં બેઠેલા તેથી મણિભાઇએ મને કહ્યું કે સાહેબ પાસે પૈસા નથી ત્યાં તમારૂં અંદાજપત્ર કયાંથી મંજૂર થવાનું છે ? મંડળના મંત્રીએ પણ ઉપેક્ષા વૃત્તિજ દાખવી. આથી હું નિરાશ થયો. અને સાહેબને મળીને કહ્યું કે મણિભાઈ આ પ્રમા કહે છે. ત્યારે તેમણે કહ્યું કે મણિભાઇને કહો કે " તમારા વાચોડીઆ કરવા પુસ્તકાલય મદદમાંથી કાપીને પણ હું બહુચરાજીને આપીશ. " મને જરા મશ્કરી તો લાગી, પણ માર પાસે એ જ શબ્દો કહેવરાવ્યા. અને મણિભાઇને મેં એ સંભળાવ્યા. તાત્પર્ય એ જ કોઈ મંત્રી માગી ભીખીને પૈસા લાવે તો સાહેબ બને તેટલી સહાય આપતા.

પરિષદો અને શિક્ષણવર્ગોમાં તેમણે ભાષણો તો થોડાં જ કર્યાં છે, પણ વાતો ખૂબ કરી છે. એ વાતોમાં તેમણે અનેક વાર શિક્ષકો પ્રત્યેનો પ્રેમ વ્યક્ત કર્યો છે. વિના મહેનતાણે પુસ્તકાલયનું કામ કરતા શિક્ષકોને તેમણે કદાપિ પુસ્તકોના પૈસા ભરાવ્યા નથી; સિવાય કે પુસ્તકોની જાણી જોઈને જ ઇરાદાપૂર્વકની ધાલમેલ થઈ છે એમ તેમને જણાયું હોય. નાયબ વિદ્યાધિકારીના તેમને મળેલા અધિકારોનો તેમણે કદી ઉપયોગ કર્યો હોય એવું જાણવામાં નથી. તેઓ સત્તાથી કામ લેવાનું પસંદ કરતા નહિ. અને જ્યારે તેમની સમક્ષ તલાટીઓને મદદ કરવાની કેમ ફરજ ન પાડવી એવી ફરિયાદ કરવામાં આવતી ત્યારે તેઓ કહેતા કે "સત્તાથી કામ લેનાર માણસો પાસેથી મારે કામ નથી લેવું. જો હું ધારું તો વહીવટદારો મારફત ઘણા પૈસા મેળવી શકું, પણ મારે એ નથી જોઇતું. પોતાની ઇચ્છાથી સેવાભાવે જે તલાટીઓ મદદ આપે તે જ લેવી ઠીક ગણાય. સત્તાથી જે કાર્ય થશે તે થોડા દહાડા નભશે, અને આપણે તો જે કાર્ય કરવું છે તે કાયમનું ટકે તેવું કરવું છે. માટે સેવાથી જે કાર્ય થશે તેટલું નક્કર થશે." અને તેથી જ તેઓ પ્રેમભાવથી કામ લેતા. તેમના આ ઉત્તમ ગુણને લીધે જ તેઓ તમામ શિક્ષકોને આકર્ષી શકયા છે.

પુસ્તકાલય શિક્ષણવર્ગને અંગે તેઓ બહુચરાજી પધાર્યા ત્યારે મેં શાળાની મુલાકાત લેવા વિનંતિ કરી. તેમણે સહર્ષ તે સ્વીકારી, પણ સૂચના કરી કે હું ભેટ બુકમાં કશું લખીશ નહિ. મેં તે કબૂલ કર્યું. શાળામાં તેઓ મુખ્યત્વે ત્રણ પ્રશ્નો પૂછતાઃ (૧) બાળકો પુસ્તકો વાંચે છે કે કેમ ? ૨) દંડમાં બાળકો કેટલાં જાય છે ? અને '૩) શનિવાર અને રવિવારની જોડણીનો. શાળામાં જઈ બાળકોને પૂછતા કે તમને પુસ્તકો વાંચવા મળે છે ? જો જવાબ હકારમાં આવે તો પુસ્તકોનાં નામ માગતા. જો નામ મળે તો પુસ્તકની અંદરની હકીકત પૂછતા અને આમ નક્કર કેટલું છે તે તપાસતા.

દંડ બદલ તો એમને ખૂબ જ અણગમો હતો. તેઓ કહેતા કે તમે એક બાળકને દંડમાં મૂકીને તેના કુટુંબનો એક દિવસનો રોટલો ઝૂંટવો છો. જે શિક્ષકો બિલકુલ દંડ ન થવા દે તેમને જ હું સારા શિક્ષકો કહું અને જ્યારે હું નિવૃત્ત થઈશ, ત્યારે પ્રથમ પ્રશ્ન હું દરજીઆતનો હાથ ધરીશ. ગરીબો પ્રત્યે તેમની કેટલી ઉદારતા ! ત્રીજો પ્રશ્ન પણ દરેક ઠેકાણે પૂછતા. ઘણાએ વિદ્યાર્થીઓ અને શિક્ષકો શનિ-રવિની જોડણી ખોટી કરે છે, એમ તે જાણતાં અને ભૂલ જણાય તો તેઓ સુધરાવતા. જોડણીની અશુદ્ધિ પ્રત્યે તેમને ખૂબ જ અણગમો હતો. કોઇ જાહેર વર્તમાનપત્રમાં પણ જોડણીની દરકાર તેમને ન જણાય તો તેઓ તેના તંત્રીનું ધ્યાન ખેંચતા. ભેટ બુકમાં નહિ લખવાનો તેમનો ઉદ્દેશ એ હતો કે શરમને લીધે કે ઉપકારને લીધે, માહિતી હોય તેનાથી વધારે સારું લખાય તો ? આમાં પણ કેટલો બધો ચોકસાઇ સાચવવાનો ગુણ !

વર્ગના છેલ્લા દિવસનો મૂઢેરાનો કાર્યક્રમ પડતો મુકાયાથી મેં મારી શાળાનો રમત-ગમતનો કાર્યક્રમ જોવા વિનતિ કરી. સાંજના બીજું કામ નહોતું. અને તેથી શ્રી. ચોકસીભાઈ સાથે તેઓ રમતો જોવા બેઠા. રમતો જોયા પછી મને કહ્યું કે તમે કોઇ વાર રમો છો ? મેં હા કહી એટલે તેમણે રમવા કહ્યું. અને હું વિદ્યાર્થીઓ સાથે રમ્યો ત્યારે તેમને સંતોષ થયો. આમ શિક્ષકો વિદ્યાર્થીઓ જોડે ભળી શકે છે કે નહિ તે તેઓ જોતા. અમારે વ્યાયામ

સંમેલનમાં જવાનું હતું, આથી તેમણે અમારી ફત્તેહ ઇચ્છી અને રા. પુ ચોકસીભાઇ મારફત આપતા ગયા. તેમના જ આશીર્વાદથી રમતોમાં ઠીક ફત્તેહ મળી. અને પાછા વળતા મહેસાણા મુકામે તેમની મુલાકાત થઇ. અને વિદ્યાર્થીઓને ફત્તેહ મળવાથી ખુશી થયા અને વિદ્યાર્થીઓને થાબડયા. વિદ્યાર્થીઓ માટેની ઉચ્ચ ભાવનાના એ પ્રતીક હતા.

કોઇપણ સભામાં એમણે પ્રમુખસ્થાન લીધું નથી અને જીવતા લગી પ્રમુખ નહિ થવાની તેમની પ્રતિજ્ઞા હતી. તેમને માટે કોઇ સારૂં બોલે તે તો તે સાંભળતા જ નહિ. એ સાંભળવું એમને ગમતું જ નહિ. જાહેર માન લેવાની તેમની ઇચ્છા જ નહોતી. શ્રીમંત સરકારે જ્યારે તેમની કદર કરીને થેલી અર્પણ કરી, તે વખતના સમારંભમાં તેઓ ગેરહાજર હતા. આ ગેરહાજરી તબિયતના કારણે જણાવાએલી; પણ હું ધારૂં છું કે તેમના ઉપરોક્ત સિદ્ધાન્તોએ જ તેમને ગેરહાજર રાખ્યા હશે, એમ માનવાને કારણ મળે છે. અને એ થેલીની રકમ તેમણે જાહેર કાર્યો માટે અર્પણ કરેલી તે તો સૌ કોઇની જાણીતી વાત છે. જ્યારે તેઓ સાહેબ નિવૃત્ત થયા ત્યારે ચા-પાણી જેવા નાના સરખા મેળવડાનો પણ તેમણે સ્વીકાર કર્યો નહોતો. કેવો આત્મભોગ ! કેવી અચળ દૃઢતા ! આવી–આવેશું માન જતું કરનાર વ્યક્તિઓ આપણને ઘણી જ ઓછી સાંપડશે.

પૂજ્ય અમીન સાહેબના આવા તો ગુણો ગણ્યા ગણાય નહિ; એટલા છે. એમને વિષે શું લખીએ અને શું ન લખીએ એમ થાય છે. એમને તેમના ખરા સ્વરૂપમાં રજૂ કરવા મારેતો શબ્દો પણ મળવા મુશ્કેલ છે. છેલ્લાં કેટલાંક વર્ષથી તેઓ અવારનવાર માંદગીમાં સપડાતા. માંદગીમાં પણ તેઓ કામને છોડતા નહિ. કેટલીક વાર ડૉક્ટરોની સલાહની ઉપરવટ જઈને પણ તેઓ કામ કરવા મંડી જતા અને એ રીતે તેમની સારવારમાં રહેનારાઓને ઘણું મૂંઝવતા. નિવૃત્તિ બાદ એમનું ક્ષેત્ર વિસ્તાર પામ્યું. શિક્ષકો માટે કંઇક કરી શકાય તો ઠીક, એમ તેઓ ઇચ્છતા અને શિક્ષક સહાયક સહકારી મંડળ કાઢવાનો પણ એમનો વિચાર હતો. હીરક મહોત્સવ પ્રસંગે શિક્ષકોના ફાળાની રકમ અલગ કાઢીને એક જુદું ફંડ ઊભું કરવા માટે તેઓ ના. દિવાન સાહેબને મળેલા. તેમણે તો પોતાનું કાર્ય શરૂ કર્યું અને પ્રયોગ દાખલ પેટલાદ તાલુકા માટે એવું શિક્ષક સહાયક સહકારી મંડળ શરૂ કર્યું છે. આમ બીજારોપણ તો થયું, પણ ઉગીને છોડવારૂપે બહાર આવે તે અગાઉ ક્રૂર કાળે એમને ઝડપી લીધા.

તેઓ અધિકારી છતાં ભૂલ કબૂલ કરવામાં માનહાનિ ન સમજતા. મારે વિષે એક પ્રસંગ બનેલો અને જ્યારે મેં તેઓ સાહેબને લખ્યું ત્યારે તેમણે ખુલ્લો એકરાર કર્યો કે " એમાં અમારી ભૂલ થઇ છે. " કેટલી નિખાલસતા ! પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ લેનારાઓને એ કદી ભૂલ્યા નથી, અને જરૂર પડયે સહાય આપવા પણ ચૂકતા નહિ. સને ૧૯૩૨–૩૩ માં મારો ઉત્તમપદનો વારો નહિ આવવાથી સાહેબે પૂછયું કે " કૉલેજ ઉઘડી છે છતાં તમે જણાયા નથી તો લાગે છે કે વારો નહિ આવ્યો હોય ! તમે ત્યાં જ ચાલુ છો કે કેમ તે ઉલટ ટપાલે જણાવો. " મેં જણાવ્યું કે હું અહીં જ છું. મહેતાજીની જગ્યે સિનિયરની થઇ છે. શાળાનો હવાલો આપ્યો છે અને પુસ્તકાલયનો આજકાલ આપીશ. તેમણે તુર્ત જ હુકમ મોકલ્યો કેઃ

" × × × મું. શ્રિ. ના હોદ્દા પર સિનિયર આવેલા છે, છતાં પુસ્તકાલયના કામનો તમને લાંબા વખતનો જે અનુભવ છે તે જોતાં પુસ્તકાલયના હિતની દષ્ટિએ પુસ્તકાલયનો ચાર્જ તમારી પાસે જ ચાલુ રાખવાનું અમે હિતાવહ ગણીએ છીએ. અને તેથી તમારી નોકરી બહુચરાજી શાળામાં ચાલુ હોય ત્યાં સુધી તમારી પાસે જ પુસ્તકાલયનો ચાર્જ ચાલુ રાખશો. + × ×

ત્રીજા વર્ષના અભ્યાસ વખતે હું વડોદરા ગયો, ત્યારે પૂ૦ સાહેબ વડોદરા પધારેલા એટલે હું મળવા ગયો તે વખતે તુર્ત જ પૂછ્યું કે "ખર્ચનું શું કર્યું ?" મેં કહ્યું કે-થઇ રહેશે. તેમણે મને જાત પર જ આધાર રાખવા જણાવીને ટયુશન બાબત એક ભલામણ કરી આપી. આ ભલામણથી મને ટયુશન મળ્યું અને મારી મુશ્કેલી ટળી ગઇ. નિવૃત્ત થયા પછી પણ કામ પ્રસંગે જ્યારે જ્યારે પત્રો લખીને સલાહ માગી હશે, ત્યારે ત્યારે તેમણે આપી છે. ગિજુભાઇના વસોના વર્ગમાં બોલાવવા મને લખ્યું કે " વસો વર્ગમાં આવવું હોય તો આવો. રજાનો સવડ તમારે કરવાનો × × × × × **અર્ધો ખર્ચ તો હું આપીશ, કદાચ બધો પણ આપું.** " છતાં લગ્નકાર્યમાં રોકાએલો હોવાથી હું તે વર્ગનો લાભ લઇ શકયો નહિ, મારાં પ્રત્યેના પ્રેમનાં આ થોડાંક ઉદાહરણો.

પૂજ્ય મોતીભાઇ સાહેબ ગયા, તેનું દુઃખ તો ઘણું જ સાલે છે. પરંતુ એથીએ વધુ દુઃખ તો એ છે કે આણંદ મુકામે ગુજરાત પુસ્તકાલય પરિષદ વખતે જવા છતાં તેમના દર્શનનો લાભ ન લઇ શકાયો. તે એમને મળ્યે ઘણી મુદત થએલી હોવાથી અને આણંદ સુધી જવાથી વસો જવાની ઇચ્છા થઇ. પરંતુ વસો જવાનો વિચાર માંડી વાળ્યો, અને એ છેલ્લી વખતની પવિત્ર યાત્રાનો લાભ ગયો. કોને ખબર કે તેમની આ માંદગી છેલ્લી અને ભયંકર નીવડશે ? મરણ એ તો નિશ્ચિત વસ્તુ છે. પણ-આવા મહાત્માઓનાં મરણ તો નથી સહેવાતાં જે વખતે મહાસભાવાદી સરકાર સત્તામાં હોય, અને ગુજરાતની નિરક્ષરતા ટાળવાની તથા પુસ્તકાલય પ્રવૃત્તિને આગળ ધપાવવાની યોજનાઓમાં તેમની જરૂર હોય. ગુજરાતનાં ધનિકોએ પણ એ કાર્ય માટે નાણાં સોંપવાની પસંદગી કરી હોય તે વખતે આ મરણ કેવું કારી ઘા જેવું લાગે ? ગુજરાત માટે એ દશ વર્ષ વધુ જીવ્યા હોત તો ? શ્રીમંત સરકારની ચાલુ રાખવાની ઇચ્છા છતાં રાજ્યની સેવામાંથી નિવૃત્તિ લીધી. અને ગુજરાતની સેવા કરવાની તેમની પ્રબળ ઇચ્છા છતાં ક્રૂર કાળે ફરજિયાત નિવૃત્તિ અપાવી.

પુસ્તકાલય પ્રવૃત્તિનો નાદ મને એમણે લગાડયો. એ નાદ એવો છે કે એ કાર્ય કોઇ છોડી દેવા જણાવે તોય ન છોડું. એમની નિવૃત્તિ વખતે પુસ્તકાલયો અને મહાલ મંડળો ૨૫ વર્ષમાં શું કરી શકે તેની જે રૂપરેખા તેઓ સાહેબ દોરી ગયા છે, તેને પ્હોંચી શકાય નહિ ત્યાં સુધી એ કાર્ય કર્યે જ છૂટકો. અને એમની એ ભાવનાઓને આગળ ધપાવવાનો યત્કિંચિત ફાળો આપવાની ઇચ્છા તો છે જ.

આમ પુસ્તકાલયપ્રવૃત્તિની દીક્ષા આપનાર મારા એ દીક્ષાગુરુ હતા. એમના આત્માને અનંત શાન્તિ મળે એવી એ દયાળુ પ્રભુ પ્રત્યે મારી નમ્ર પ્રાર્થના છે.

**નાનજીભાઈ જે. પરેલ**

—卐—

# સ્વર્ગસ્થ પૂજ્ય અમીન સાહેબના સંસર્ગમાં

કંઈક થોડું બોલવાના અને એકાંતિક સ્વભાવને લઈ મારા અત્યાર સુધીના જીવનમાં જેમનો જેમનો સંસર્ગ થયો છે તેમાં પૂજ્ય અમીન સાહેબનો પણ સમાવેશ થાય છે.

હું સને ૧૯૨૩ ની સાલે જેતલવાસણા ગામે આવ્યો ત્યારે મને પુસ્તકો, પત્રો, માસિકો વગેરે વાંચવાનો શોખ ખૂબ સ્ફુર્યો અને ત્યારથી પુસ્તકાલયમાં વિશેષ ધ્યાન આપ લાગ્યો. છેલ્લે છેલ્લે તે ગામના પુસ્તકાલયનો વહીવટ જ મારા હાથમાં આવ્યો એટલે ર મારું સર્વ ચિત્ત તેમાં પરોવાયું. પુસ્તકાલય માસિક વાંચવા મારું મન તલપાપડ થઈ રહેતુ તેમાં પૂજ્ય અમીન સાહેબના લેખો વાંચવામાં ઘણો આનંદ આવતો; કારણ કે દરેક લેખ કંઈ નહિ ને કંઈ અવનવું જ જાણવાનું હોય.

સને ૧૯૩૦ માં ખાતા તરફથી એક સરક્યુલર પ્રકટ કરી ગ્રા. પુ. ના મંત્રીઓને આઠ દિવસ વડોદરા પુસ્તકાલય શિક્ષણવર્ગમાં બોલાવ્યા. આ વર્ગમાં મારે પ જવાનો વારો આવ્યો અને તેથી હું વડોદરે ગયો. ત્યાં ઉપરની મુદતમાં, પુસ્તકાલય, લો મદદ, બજેટોની બનાવટ, સારાં પુસ્તકોનું વાચન, નોંધપોથી, સેવાકાર્ય, મંત્રીનું કર્તવ્ય ગ્રંથપાલોની ફરજ, વ્યવસ્થાપક મંડળની દેખરેખ, શ્રીમંત સરકારનો ઉદ્દેશ, બાલવિભાગ, સ્ત્રીઓ માટેના વાચનની આવશ્યકતા, ખરીદવાનાં પુસ્તકો વગેરે વગેરે વિષયો પર જુદા જુદા વક્તાઓ વ્યાખ્યાનો દરરોજ ક્રમસહ આપતા તેમાં પૂજ્ય અમીન સાહેબ પણ એક હતા.

તેઓશ્રીના વિચારો, માયાળુ સ્વભાવ, દરેક સાથેની સમાનતા, અમલદાર છતાં પ્રજ સેવક વૃત્તિ અને શિક્ષણશૈલી આદિ ગુણોથી અમને તેમની પાસેથી ખૂબ ખૂબ જાણવા મળ્યું. ત્યારે ખૂબ આનંદ આવતો. વર્ગ પૂરો થયો, અમો સૌ વીખરાયા અને જે તે સ્થળે આવ પુસ્તકાલયો સુવ્યવસ્થિત બનાવવા આકર્ષાયા.

જ્યારે જ્યારે અમને કામમાં હરકતો આવતી ત્યારે તેઓ સાહેબ તે દરેક બાબતને તોડ સારી રીતે લાવી અનુકૂળતા કરી આપતા. શિક્ષકો ઉપર તેઓશ્રી અનહદ પ્રેમ રાખત અને તેમના ભલાને માટે ઘણી યોજનાઓ વિચારતા.

કોઈપણ મંત્રી વા શિક્ષક અથવા હરકોઈ વ્યક્તિ પુસ્તકાલય બાબત યા ગમે તે વિષ પર પોતાને પડતી અડચણ બદલ કંઈ લેખી યા રૂબરૂ ખુલાસો પૂછે તો શાંતિ, ધીરજ અને ખુલાસાવાર જ્યારે અને ત્યારે એવી સરસ સ્પષ્ટતા કરતા કે કામ કરનારને લગારે ગભરામણ કે અણઆવડત ન રહે.

મારા ગામે સને ૧૯૩૫ ની સાલમાં પુસ્તકાલયનું મકાન બંધાવવા લોકોમાં વિચાર સ્ફૂર્યો. લોકમદદની સવડ હતી, બાકી કા. ફં. મૂકવા ખાતાના નિયમ મુજબ વ્યવસ્થા કરવાની હતી. આ બદલ અમારા ગામના શેઠ લલ્લુભાઈના ચિ. મૂલચંદભાઈ સાથે વાટાઘાટ કરતાં તેમણે દેણગી આપવા હા પાડી. આથી મકાન માટે માગણી કરવા પત્રવહેવાર કરતાં ખાતામાંથી છેલ્લો જવાબ મળ્યો કે ચાલુ સાલે સવડ નથી.

એક બાજુએ આવો જવાબ મળે છે, બીજી બાજુએ પૂજ્ય અમીન સા.ની નિવૃત્ત થવાની મુદત આવે છે. તેની છેલ્લી ઘડીએ હું, શેઠ મૂલચંદભાઈને લઈ વડોદરે ગયો. ત્યાં

અમીન સા. સાથે પાંચ મિનિટ વાત કરતાં તેઓ સાહેબે સહાનુભૂતિથી વિચાર કરી અમારી દેણગી સ્વીકારી કામની શરૂઆત કેમ કરવી તથા ધનિકોની શું ફરજ છે તે શેઠ સાહેબને રૂબરૂ સમજ આપી. સાંજના ચાર વાગે આ વ્યવસ્થા થઇ અને પાંચ વાગે તેઓ સાહેબે ચાર્જ છોડયો.

આ સમજ ખંત અને આવડતથી આપેલી હોવાથી અમારા ગામે તેજ વર્ષે પુસ્તકાલયનું મકાન બાંધવું શરૂ થઇ સને ૧૯૩૧ ની સાલે ખુલ્લું મુકાયું.

કામ કરવાની જેવી ભાવના, ગામલોકોના જેવા વિચારો, તેનો સંપૂર્ણ ખ્યાલ કરી જે તે ગામે પુસ્તકો, પત્રો, માસિકો વગેરે મંજૂર કરી આપવામાં જરાએ અચકાતા નહિ

આવી વ્યવસ્થા કરી આપનાર પુસ્તકાલય પ્રગતિને દિનપ્રતિદિન આગળ ધપાવનાર એક સમાજસેવકના અવસાનથી માત્ર વડોદરા રાજ્યને જ નહિ પણ સમસ્ત ગુજરાતને એક ભારે ખોટ ગઇ છે. તેમના અવસાનથી આપણે એક પ્રગતિશીલ અને કાર્યદક્ષ વીરનર ગુમાવેલ છે.

મુ. વાલમ — ઉમિયાશંકર લક્ષ્મીરામ દવે
માનદ પ્રચારક–વિસનગર મહાલ



# અખબારી આંખો

મનુષ્યને બે આંખો હોય છેઃ ડાબી અને જમણી. અહીં એ ડાબી-જમણી આંખો વિષે હું નથી લખતો. અહીં લખવાનો ભાવાર્થ એ છે કે મનુષ્યને બે પ્રકારની આંખો હોય છે. એક કુદરતી આંખ અને બીજી પુસ્તકિયા આંખ. શરૂઆતમાં તો મનુષ્ય કુદરતી આંખોએ જુએ છે. મૂળાક્ષરો શીખ્યા પછી અને પુસ્તકો વાંચતાં આવડ્યા પછી તે પુસ્તકિયા આંખોએ જુએ છે. આ પ્રમાણે બેને બદલે ચાર આંખો પ્રાપ્ત થવાથી મનુષ્યની શક્તિમાં વધારો થાય છે.

પરંતુ પુસ્તકિયા આંખો વડે જોવાની ટેવ પડવાથી આપણા દેશના અનેક જણ કુદરતી આંખે જોવાનું વિસરી ગયા છે. આ ભૂરી ટેવને કારણે કેવાં કેવાં પરિણામ નીપજે છે એ જાણવું અત્યંત જરૂરી છે.

× × × ×

આપણા જાહેર જીવનમાં પણ એવી જ પરિસ્થિતિ પ્રવર્તે છે. લોકો પોતાની આંખોએ જોવાને બદલે અને પોતાની તુલનાશક્તિથી હરકોઇ વિષયનો તોલ કરવાને બદલે આજે અનેક જણ અખબારી આંખોએ જોતા થઇ ગયા છે. વિચારવું કે સમજવું, દલીલ કરવી અને તે પછી જ ગમે તે નિર્ણય પર આવવું—આ બધો વિધિ આવી આંખોવાળાઓ અખબારનવેશોને જ સોંપે છે. દાખલા તરીકે—ગાંધીજીનો લેખ વાંચ્યો કે તરત જાણે બની ગયા ગાંધીવાદી; તેમજ ગાંધીવિરોધી સાહિત્ય વાંચ્યું કે જાણે ગાંધીવિરોધી દલમાં દાખલ થયા. ×××× અખબારી આંખો વડે જોઇને જેઓ ગાંધીવાદી બની જાય છે તેઓ તો માત્ર વાચક ગાંધીવાદી—ઉપરછલ્લા ગાંધીવાદી બને છે અને એવા ગાંધીવાદીઓનો ઉપયોગ મતગણતરીમાં થઇ શકે, પરંતુ કોઇ સક્રિય કામમાં તેઓ કામ લાગે નહિ. આજે જરૂર છે પોતાની આંખોથી જોનારાઓની ! × × × આજે જ્યારે પુસ્તકિયા અને અખબારી આંખોનો વ્યવહાર ચાલે છે અને પોતાની કુદરતી અનુભવી આંખોની શક્તિ ક્ષીણ થતી જાય છે, ત્યારે ગમે તે વાદ વિજય પામે છતાં તેના વડે મનુષ્યજાતિનો વિકાસ સાધી શકાશે નહિ.

—કાકા કાલેલકર.

# શ્રી મોતીભાઇ અમીન : કેટલાંક સંસ્મરણો

ગાડી ઉપડવાને હજી વાર હતી. ઉનાળાનો બફારો અને ગાડીનો ડબ્બો. ઉકળાટનો પાર નહિ. પંખો ન મળે તો ધોતિયાનો છેડો હલાવીને પણ લોકો હવાથી શાંતિ મેળવવા મથતા હતા. બહારથી અવાજ આવ્યો: "ચા ગરમાગરમ ચાય."

પૂ. મોતીભાઇ અમીન સાહેબ કંઇક ખિન્ન થઇને બોલ્યા: "આપણા લોકોને કઇ ચીજ ક્યારે વાપરવી એનું ભાન ક્યારે આવશે ? કોઇને એમ નથી સૂઝતું કે ઉનાળાના આ તાપમાં ઉકળતું પાણી ઠંડક આપશે કે પેટને બાળશે ?"

ઘડીભર કંઇક વિચારતા રહ્યા.

"હાં, આપણે એક માણસને પગાર આપીને સ્ટેશન પર મૂકીએ તે સસ્તી કિમ્મતે લોકોને ચોખ્ખા દહીંની છાશ આપે. આ રિવાજ પાડવા જેવો છે." અમીન સાહેબ થોડી વાર રહીને બોલ્યા.

*

આ સામાન્ય વાત છે. પણ આ પરથી જાણવાનું મળે છે, કે પૂ. અમીન સાહેબ કોઈ પણ ખામી માટે તરત જ કંઇક વિચારી લેતા અને યોજનાના રૂપમાં મૂકી દેતા. કોઇ પણ વાત ધ્યાનમાં લે અને તેને માટે યોજના ન વિચારે એ એમને માટે અસંભવ હતું.

તેઓ જે યોજના વિચારે તે વ્યવહારૂ જ હોય. અવ્યવહારૂ કંઇ જ ન કરવું એ એમની વિચારસરણી હતી. તેમાં સોળે સોળ આના શુદ્ધતા રાખવી એ એમની નિષ્ઠા હતી. તેઓ કહેતા કે અવ્યવહારૂ હોય એ યોજના જ નહિ. હવાઇ કિલ્લા રચવા હોય તો હિંદુસ્થાનને સ્વતંત્ર કરવાની જ યોજના શા માટે વિચારવી ? આખી દુનિયા પર આપણું રાજ્ય સ્થપાય તેવી યોજના શા માટે ઘડીએ ? પણ તે બધું નિરર્થક જ ગણાય. જે વિદ્યાર્થી 'ક ખ ગ' ઓળખી ન શકતો હોય તેને કાવ્યના અલંકારોનું જ્ઞાન આપવા બેસવું એ સર્વથા અયોગ્ય ગણાય.

આ દૃષ્ટિ પૂ. અમીન સાહેબની બધી યોજનાઓમાં રહેતી. લોકોની પરિસ્થિતિનો વિચાર કરીને તેઓ અનુસરી શકે એવી કાર્યપદ્ધતિ સ્વીકારતા તેથી જ તેમણે તૈયાર કરેલી કોઇ પણ યોજના અફળ નથી ગઇ.

*

સારૂં એટલું બધું જ તેઓ સ્વીકારતા અને બને તો તરતજ તેના પ્રચારનો પ્રયત્ન કરતા. પણ તે યોજનાબદ્ધ રીતે. યોજના વિનાનું એમનું કોઇ કામ જ નહિ.

તેમણે નિવૃત્ત થયા પછી નિર્ણય કર્યો હતો કે ત્રણ વર્ષ સુધી જાહેર પ્રવૃત્તિઓમાં ગુંથાઇ જવું અને પોતે આદરેલી બધી પ્રવૃત્તિઓ સ્થિર બને તેવી વ્યવસ્થા કરી નાખવી. બે વર્ષ તો પૂરાં થઇ ગયાં હતાં અને આ છેલ્લું વર્ષ હતું. મૃત્યુને છેલ્લે દિવસે પણ તેમના મોંમાંથી એ શબ્દો નીકળી ગયા કે એક વર્ષ બાકી રહી ગયું.

એમણે આરંભેલી યોજનાઓ અને કાર્યો ચાલુ જ છે અને હે તેવા પ્રયત્નો થશે, પણ

જે નવું કરવા ઇચ્છતા હતા તેનો ખ્યાલ તેમના અંગત મિત્રોને પણ પૂરો નહિ હોય. તેમની એ આદત હતી કે અર્થ વગરનું કંઇ પણ ન વિચારવું. નકામી ચર્ચાઓ તો કદીયે ન કરવી. જે કરવું તેનો જ વિચાર કરવો, એટલે પોતે આગળ ઉપર શું કરવા ધારે છે તેની ચર્ચા કરતા જ નહિ, પણ એવો પ્રસંગ આવે તો નવું કરવા જેવું હોય તેનો ઉલ્લેખ કરી દેતા.

એવાં કેટલાંક કામો કરવાનો તેમણે વિચાર કર્યો હતો તેની થોડી માહિતી અહીં આપું.

*

તેમના ધ્યાનમાં ગામડાના લોકો અને વિદ્યાર્થીઓના પ્રશ્નો મુખ્યત્વે રહ્યા છે ગામડાના લોકોનું અજ્ઞાન જોઇ તે ટાળવા જેટલું બની શકે તેટલું કરવું એ તેમનો નિશ્ચય હતો. વિદ્યાર્થીઓ પ્રતિ તેમને અથાગ પ્રેમ હતો. તેઓ ઉચ્ચ કોટિના નાગરિકો બને અને ઉત્તમ રીતે જીવવા શક્તિમાન બને એ તમન્ના એમનામાં છેવટ સુધી કાયમ હતી.

સ્વાશ્રયથી પોતાના જીવનને મજબૂત અને સુખી બનાવે એવા આદર્શ વિદ્યાર્થીઓને કઇ રીતે ઘડી શકાય એ પ્રશ્ન છેલ્લે તેઓ ખૂબ વિચારતા હતા, તે માટે તેમણે ઘણા પ્રયત્નો પણ કર્યા હતા. તેમાંથી તેમને બે વાતો સૂઝી. વિદ્યાર્થીઓને બાળપણમાં માબાપ અને શાળાઓ તરફથી જે ઉત્તમ સંસ્કારો મળવા જોઇએ તે મળતા નથી અને તેને પરિણામે યુવાવસ્થામાં સદ્ગુણો અને વિદ્યા તરફ અનુરાગને બદલે વિમુખતા જન્મે છે. તેથી બાળકોને તેમના ઘડતરનો વિચાર કરીને શિક્ષણની દૃષ્ટિએ ઉત્તમ સાહિત્ય આપવું.

*

એક વખત સ્ટેશને તેમને મૂકવા ગયો. મારી પાસે લંડનમાંથી પ્રસિદ્ધ થતું બાળકોનું અઠવાડિક " ચિલ્ડ્રન્સ ન્યુસપેપર " હતું. તેઓએ તે જોયું.

" જોષી, તમે બાળકોનાં બીજાં અંગ્રેજી સામયિકો જોયાં છે કે ! એવું વાચન, એવા સ્વરૂપમાં આપણે આપણાં બાળકોને ન આપી શકીએ ? કેટલું સુંદર અને તંદુરસ્ત વાચન છે ! ત્યારે જ એ પ્રજા આટલી બળવાન છે. "

અંગ્રેજીમાં પ્રગટ થતું બાળસાહિત્ય ખૂબ તંદુરસ્ત હોય છે,

" સાહેબ, આપણે તે રીતે તો ન જ આપી શકીએ. આપણું વાચનક્ષેત્ર ટૂંકું, માબાપો તરફથી સાથ મળે નહિ. અંગ્રેજીમાં તો તેનો ઉઠાવ ઘણો એટલે તેને આર્થિક સંકટ નથી હોતું. આપણે ખોટ ખાઇને આપવા બેસીએ તો જ આપી શકીએ. "

" પણ આપી તો શકીએ ને ? " તેમણે નિશ્ચયથી પૂછ્યું.

" હા જી, ખુશીથી આપી શકાય. " મેં કહ્યું.

" તો તેની એક યોજના વિચારો. આપણે શરૂ કરીએ. "

આ યોજના વિચારેલી જ રહી ગઇ અને આ દશકામાં એ કરે એવું અત્યારે કોઇ દેખાતું નથી. આપણા સમાજમાં એવી મનોવૃત્તિ કાયમ થઇ ગઇ છે કે બૂટને દિવસમાં બે વખત પૉલિશ કરીએ, પણ અંદરનું પહેરણ બે દિવસે ધોવાય તો પણ હરકત નહિ. એ કોણ જોવાનું છે ? આવી અકર્મણ્યતા આપણામાં વ્યાપી ગઇ છે, નહિ તો બાળકો જેના ઘડતરનો પ્રશ્ન ઘણો જ જરૂરિયાતવાળો છે તેનો વિચાર પણ ન કરવો એમ કેમ હોય ?

*

ગામડાના લોકોને દૃષ્ટિ મળે અને સમજતાં થાય એવું વાચન આપવાનો તેઓ વિચાર કરતા ત્યારે તેમને દુઃખ થતું કે ગુજરાતમાં હલકટ સાહિત્ય, વાર્તાઓ અને નવલકથાઓ જેટલા પ્રમાણમાં છે તેટલા પ્રમાણમાં સારું વાચન આપે તેવું સાહિત્ય બહુ થોડું છે. એવા અભ્યાસી અને વિદ્વાન લેખકો જ ગુજરાતમાં ઓછા છે, એ પણ એમને લાગી આવતું. મેં તેમને એક બંગાળી બાલમાસિક બતાવ્યું અને તેની અનુક્રમણિકા વાંચી તો એકે લેખક ઉચ્ચ ડીગ્રી સિવાયનાનો નહોતો. બધા જ એમ. એ. કે બી. એ. હતા. તેઓ તરત જ બોલી ઉઠયાઃ કે " ગુજરાતમાં આવું કયારે બને ? "

" ગુજરાતના એમ. એ. કે બી. એ. ને લખતાં જ નથી આવડતું. " મેં કહ્યું.

તેઓ બોલ્યાઃ " આપણે એક મેળાવડો યોજીએ, તેમાં ગુજરાતના વિદ્વાનો અને શિક્ષિત સજ્જનોને બોલાવીએ. ગ્રામપ્રજાને અને સામાન્ય વર્ગના માણસોને ઊંચું જીવન જીવવાની દૃષ્ટિ આપે એવું સાહિત્ય તૈયાર કરવાની યોજના વિચારીએ.

" એક સમિતિ નીમીએ. તે ગુજરાતીમાં કોઇ પણ પ્રકારનું હલકટ લખાણ પ્રગટ થાય તો તેનો સખ્ત વિરોધ કરે અને તેની ઝાટકણી કાઢે. "

તેમની પ્રબળ ઇચ્છા હતી કે ગ્રામજનતાને ઉપયોગી એવું સાહિત્ય સસ્તામાં આપવાની વ્યવસ્થા કરવી. તે માટે એક સંસ્થા કાયમ કરવી કે તેવું સાહિત્ય પ્રચાર પામે તેવી વ્યવસ્થા કરવી. આ યોજના પણ રહી ગઇ.

*

ગુજરાતનાં ગામડાંમાં અક્ષરજ્ઞાનની યોજના સરકાર કરવાની છે એવું તેમણે સાંભળ્યું એટલે તરત જ પૂ. અમીન સાહેબે પ્રયત્ન આદર્યો કે ગુજરાતને ગામડે ગામડે પુસ્તકાલયો સ્થપાય તેવી વ્યવસ્થા કરવી. તે માટે ગુજરાત પુસ્તકાલય પ્રવૃત્તિ કંઇક આગળ ધપે તેવો પ્રયત્ન કરી બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદ આણંદ મુકામે બોલાવી હતી. પણ એ વખતે તેઓ બિમાર હતા એટલે ભાગ ન લઇ શકયા.

મુંબઇ સરકારે પ્રૌઢ શિક્ષણ સમિતિ દ્વારા અક્ષરજ્ઞાન પ્રચાર અને પુસ્તકાલયપ્રવૃત્તિ ઉપાડયાં છે એમ જાણ્યું એટલે પોતે સામે ચાલીને માગણી કરી કે " મને તે સમિતિમાં હાજર રહેવાની પરવાનગી આપો. "

× × ×

ગુજરાતનાં ગામડાંને નિરક્ષરતામાંથી કાઢીને પુસ્તકાલયોનો લાભ આપવો એવી યોજના તેઓએ વિચારી હતી. એ પણ રહી ગઇ.

*

ચરોતર વિદ્યાર્થી સહાયક મંડળ લિમિટેડની પણ એમણે જડ નાખી હતી અને તે દ્વારા સેંકડો વિદ્યાર્થીઓ પરદેશમાં જઇને ઉચ્ચ વિદ્યાનો લાભ લઇ આવ્યા છે. તેમનાં જ પ્રતાપથી અમદાવાદના પ્રતિષ્ઠિત ડૉકટર મોતીભાઇ પટેલ આજે એ સ્થિતિમાં છે.

અમેરિકાના વિદ્યાર્થી જીવન પર તેમને વિશેષ પ્રેમ હતો. ત્યાં સ્વાશ્રયથી અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓ ઘણા હોય છે. અહીંથી ત્યાં જતા વિદ્યાર્થીઓની પાસેથી તે જાતની માહિતી તેઓ મંગાવતા. એવા પત્રો ચરોતર માસિકમાં તેમણે વારંવાર પ્રગટ કર્યા છે.

છેલ્લે છેલ્લે તેમને લાગ્યું હતું કે હવે પરદેશ જતા વિદ્યાર્થીઓને રોકવા જોઇએ અને દેશમાં જ ઉચ્ચ અભ્યાસ લઇ શકે તેવી વ્યવસ્થા કરવી જોઇએ. એક એવું છાત્રાલય સ્થાપવું કે જેમાં સ્વાશ્રયી અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓ રહે. તેમનાં જીવન આદર્શમય બને તેવી કાળજી લેવી. આવાં છાત્રાલયની યોજના તેમણે વિચારી હતી.

*

ગાંધીજીની વર્ધા યોજના માટે તેઓ કહેતા કે "મને શ્રદ્ધા બેસતી નથી, છતાં ગાંધીજી વિચારે છે એટલે એમાં કંઇક તથ્ય હશે."

ગાંધીજી વ્યવહારૂ ઓછા છે અને આદર્શના જ ઉપાસક છે, એમ તેઓ માનતા હતા. કોઈ પણ આદર્શ વ્યવહારૂ ન બને તો તે નકામો છે એવી તેમની દૃઢ માન્યતા હતી. તેથી તેમણે પણ ખેતીનો કાર્યક્રમ કઇ રીતે વિદ્યાર્થીના અભ્યાસમાં આવી શકે અને ખેડુતોને ઉપયોગી થઇ પડે એવા અખતરા કરવાનું વિચાર્યું હતું. તે માટે ગામડામાં એવી શાળાઓ સ્થાપવા માણસોની શોધમાં તેઓ હતા. તેઓ માનતા કે પહેલાં માણસ મેળવવા અને પછી સાધનો.

સ્ત્રીઓના શિક્ષણ માટે તો તેમણે ઘણું કહ્યું છે. "ભાઇ ભૂગોળમાં અને બઇ ચૂલા માંહી" આવું કવિ નર્મદનું એક વાક્ય તો તેમણે સૂત્રરૂપે યાદ કરી લીધું હતું.

વસોની હાઇસ્કૂલમાં બાળાઓને ચોપડીઓ બગલમાં મારીને ચાલી જતી જોતા ત્યારે તેઓ હર્ષથી મલકાતા.

પાછળથી તેમને લાગ્યું હતું, કે આ કેળવણી વિદ્યાર્થીઓને જ કામની નથી તો પછી બહેનો માટે તો ઉપયોગી હોય જ કેમ ? પણ તેનો બીજો પ્રકાર આપણી પાસે ન હોય ત્યાં સુધી જે હોય તેનો જ ઉપયોગ કરવો એ ઉચિત સમજતા હતા. તે માટે તેમણે જુદી પદ્ધતિથી મહિલા વિદ્યાલય સ્થાપવાની યોજના ઘડી હતી. તેવું એક વિદ્યાલય વસોમાં શરૂ પણ કર્યું હતું અને તે સર્વવ્યાપી બને તે માટે વિચાર કરી રહ્યા હતા.

*

વિદ્યા એ ગુણોનું કારણ છે. તેને બદલે જો વિદ્યા દુર્ગુણોનું કારણ બને તો તે કુવિદ્યા છે એમ તેઓ કહેતા. આજની ભણેલી શિક્ષિત બહેનોમાં આછકલાઇ જોઇ તેમને લાગતું કે એ સ્વતંત્રતા વિરોધનું કારણ બની જશે. પુરુષ જેટલી જ સ્ત્રી સ્વતંત્ર રહે એ એમની ભાવના હતી, પણ સ્વતંત્રતા દુરાચાર ફેલાવે એને બદલે ગુલામી જ સારી એમ તેઓને થતું.

તેનું કારણ હાલનું સાહિત્ય છે એમ તેમને લાગ્યું હતું અને તેથી સ્ત્રીઓમાં આદર્શ જગાવે એવા સાહિત્યની રચના કરવાનું તેમને સૂઝયું હતું, કે જેથી સ્ત્રી-સ્વતંત્રતાની નિર્મળતા જાહેર થાય.

એવી એવી તો કેટલીય યોજનાઓ એમનામાં ભરી પડી હતી.

સદ્‌વિદ્યા પ્રચારક યોજનાઓનો ઘડનાર એ સદ્‌ગુણોપાસક જીવ ફરીને જન્મશે ત્યારે અધૂરૂં કાર્ય પૂરૂં કરશે.

( "નવસૌરાષ્ટ્ર" માંથી ) —જીવરામ જોષી

—✻—

# પૂજ્ય સાહેબ : થોડાંક સંસ્મરણો

**જ્યારે** આપણને તેમની સૌથી વધારે જરૂર હતી ત્યારે પૂ. મોતીભાઇ સાહેબના દુઃખદ અવસાનથી હિન્દુસ્તાને એક મૂક રાષ્ટ્રવિધાતા ખોયો છે, ગુજરાતે એક પ્રખર કેળવણીકાર અને અજોડ સમાજસેવક ખોયો છે, વડોદરા રાજ્યે પુસ્તકાલય પ્રવૃત્તિનો પ્રણેતા ખોયો છે અને ચરોતરે તો તેનો આત્મા ખોયો છે. તેમનું જીવન અનેક રંગોથી રંગાએલું હતું અને આપણી પ્રવૃત્તિઓમાં ભાગ્યે એકાદ એવી હશે કે જેની પાછળ તેમની પ્રેરણા કે પીઠબળ ન હોય. તેમની સાથેના છેલ્લા આઠ દશ વર્ષના નિકટ પરિચયમાં એવા પ્રસંગો અમે અનુભવેલા કે જેમાં તેમનું વ્યકિતત્વ પ્રતિબિંબિત થતું હોય અને જેમાંથી બીજાને ઘણું જાણવાનું અને શીખવાનું મળે. આ દષ્ટિબિંદુ લક્ષમાં રાખીને તેમના જીવનના કેટલાક સંસ્મરણીય પ્રસંગો અને અનુભવોની સામાન્ય સમીક્ષા કરવાનો અને એ રીતે તેમનું ગુરુઋણ અદા કરવાનો એક અલ્પ પ્રયાસ કરવામાં આવ્યો છે.

**સાધુ તરીકે**—તેમની સાદાઈ, સદ્ગુણો, તપશ્ચર્યા અને પરોપકારવૃત્તિનો જેને ખ્યાલ હોય તે તરત જ સ્વીકારશે કે તેઓ તે એક સાધુ પુરુષ અને ઋષિ હતા. તેમનામાં સાદાઇ તો એટલી બધી કે મોજશોખની વસ્તુઓનો પણ હંમેશાં ત્યાગ કરતા. અમે જ્યારે ચરોતર છાત્રાલયમાં તેમના છત્ર નીચે કૉલેજમાં અભ્યાસ કરતા, ત્યારે છાત્રોનો ફોટો પડાવવાનો હતો. કમાટીબાગના સંગ્રહસ્થાન આગળ બધી વ્યવસ્થા કરવામાં આવી હતી. પૂ. સાહેબ પણ ત્યાં આવ્યા અને મધ્યસ્થાને બેઠા. ફોટોગ્રાફરે તેમને નમ્રતાપૂર્વક જણાવ્યું કે તેમનું ધોતિયું ફાટલું હતું અને તે ઠીક કરવાની જરૂર હતી. તેમણે તરત જ શાંતિથી ઉત્તર આપ્યો કે "મને તેની શરમ નથી." માથે ટોપી મૂકેલી તેનું પણ ઠેકાણું નહિ અને વાળ બહાર રહી ગયેલા. માથામાં જિંદગીમાં તેલ નહિ નાખેલું. જો કે ગયે વર્ષે હરિપુરાની મહાસભા વખતે કોઇ હજામની કરામતના તે ભોગ થઇ પડેલા એમ સાંભળ્યું છે. કોઇ દિવસ કોટ–પાટલૂન કે દોરીવાળા બૂટ ન પહેરે અને એટલા માટે રાજદરબારમાં પણ ન જાય. સાત આઠ વર્ષ પહેલાં વડોદરામાં વાઇસરોય આવેલા અને મધ્યવર્તી પુસ્તકાલયની મુલાકાત લેવાના હતા. આવા પ્રસંગોનો તે શક્ય ઉપાયોથી ત્યાગ કરતા, પણ આ વખતે તેમને હાજર રહી પુસ્તકાલય બતાવવાની ફરજ પડી. હિંદના હાકેમ આગળ કોટ–પાટલૂન પહેરવાં જ જોઇએ એવો લાલપટ્ટી (Red–tape)નો રિવાજ. તેનો ભંગ કરવામાં ભયંકર જોખમ સમાએલું. તેમણે તે પહેર્યાં પણ બિલકુલ અતડું લાગે, ચાલતાં પણ ન ફાવે. થોડો વખત ચાલવાનો મહાવરો પણ મેળવ્યો અને મહામહેનતે આ આ ફારસ પૂરું કર્યું.

હમેશાં સ્વદેશી વસ્તુઓ વાપરતા, પણ તે પ્રમાણે કરવાનો બીજા માણસોને વધારે પડતો આગ્રહ કોઇ દિવસ કરતા નહિ. તેમના ભાણાભાઇને સ્વદેશી વસ્તુઓ વાપરવાની સલાહ આપતા, પણ તે પ્રમાણે કરવાની ફરજ પાડી તેમના બાલમાનસ ઉપર ખરાબ સંસ્કાર ન પડે તે માટે ખાસ સાવચેતી રાખતા. સાદું જીવન અને ઉચ્ચ ચિંતન એ એમના જીવનનો મુદ્રાલેખ હતો.

આ બધા ગુણો તેમનામાં બાલ્યાવસ્થાથી જ હતા એમ એમની વાતચીત ઉપરથી

લાગતું. રામજી મંદિરમાં સરદાર વલ્લભભાઇ, શ્રી. નરસિંહભાઇ વગેરે તેમના સહવિદ્યાર્થીઓ સાથે રહી અભ્યાસ કરતા ત્યારનો એક પ્રસંગ તે વર્ણવતા. એક દિવસ ફોટો પાડવાનો હતો અને તેની સુંદરતામાં વધારો કરવાના હેતુથી બધા વિદ્યાર્થીઓ કમાટી બાગમાંથી ફૂલનાં માટીનાં કૂંડાં છાનાંમાનાં ઉપાડી લાવ્યા. પૂ. મોતીભાઇ સાહેબને આથી આઘાત લાગ્યો અને તે કૂંડાં તેમને મૂળ સ્થાને મૂકી આવવામાં ન આવે તો પોતે ફોટામાં ભાગ નહિ લે એમ સ્પષ્ટ જણાવી દીધું. તેમના ગોઠીઆઓએ કૂંડાં ઉપાડયાં અને પૂલ નીચેના વહેળકામાં છાનાંમાનાં નાખી દઇ તેમને જણાવ્યું કે અમે તે પાછાં મૂકી આવ્યા છીએ. કામ પાર પાડ્યું, પણ પાછળથી તેમને આ વાતની ખબર પડી ત્યારે તેમને ઘણો આઘાત થયો.

**ગૃહપતિ તરીકે**—ચરોતર છાત્રાલયના ગૃહપતિ તરીકે અમારે તેમની સાથે ઘણો અંગત પરિચય થયેલો. તે નિયમન, નિયમિતતા અને બંધુત્વની ખાસ હિમાયત કરતા, પણ નિયમનના શુષ્ક નિયમોનું ફરજિયાત હથિયારની અણીએ પાલન કરાવવા કદી પ્રયત્ન કરતા નહિ. આધુનિક શિક્ષણના પ્રવાહોનો તેમને અદ્દભુત ખ્યાલ હતો અને વિદ્યાર્થીઓ અને છાત્રોને પૂર્ણ સ્વાતંત્ર્ય અને સ્વરાજ આપવામાં તે માનતા. તેઓ વારંવાર કહેતા કે ઇનામ અને શિક્ષા (Prize and Punishment)થી હું વિરુદ્ધ છું અને તેનાં શુભાશુભ પરિણામો દાખલા આપી સમજાવતા. તે કહેતા કે વસોની શાળામાં કોઇ શિક્ષકે વિદ્યાર્થીને માર્યો હતો. તે વડોદરાથી ત્યાં ગયા ત્યારે નવી ગુજરાતી શાળાના નાના વિદ્યાર્થીઓનું એક પ્રતિનિધિ મંડળ તેમની પાસે આવ્યું અને તેમને ફરિયાદ કરી કે આપણી શાળામાં છોકરાઓને મારવાની રીત કાઢી નાખી છે તો પણ અમુક શિક્ષકે અમને માર્યા હતા. છોકરાઓને નિર્ભયતાની આથી સારી તાલીમ કયાં હોઇ શકે? છાત્રાલયના વિદ્યાર્થીઓ આદર્શ નાગરિકો થાય અને રાજ્યવહીવટની જવાબદારીનો તેમને અનુભવ મળે માટે તેમણે ચરોતર બોર્ડિંગની વ્યવસ્થા માટે

## એક પત્ર

પ્રિય ભાઇ મણિભાઇ,
　　તંત્રી, 'પુસ્તકાલય'

ઘણે સમયે પત્ર લખું છું. તમે 'પુસ્તકાલય'માં જોડાયાના ખબર તો મળ્યા હતા. કુશળ હશો. સાહેબ તો ચાલ્યા ગયા! આપણે સૌ જે માર્ગે જઇ રહ્યા છીએ તેનાથી વિશેષ સુંદર રીતે જીવીને એ તો ચાલ્યા ગયા-અનંતમાં મળી ગયા! એ એક માનવીએ-માનવદેવે કેટકેટલાનાં જીવન અજવાળ્યાં છે તેની ઘણી ઘણી વાતો સાંભળી હતી. 'ચરોતર' ને 'પુસ્તકાલય' વગેરેના ખાસ અંકો તેમને વિશેષરૂપે રજૂ કરે છે. જીવતાં નહોતું જાણ્યું તે તેમના મૃત્યુ પછી મળે છે. મને પણ એમની કૃપાનો ઘણો લાભ મળ્યો હતો. આપણા ઉપર-સસ્તુ સાહિત્યના કામદારવર્ગ ઉપર-એમને ખાસ ચાહ-પ્રેમ હતાં, એ મેં ઘણી ઘણી વાર અનુભવ્યું છે. "સાહિત્યભિક્ષુ અખંડાનંદ"ની મારી પુસ્તિકા પાછળ એમનાં પ્રેરણાજળનાં સિંચન હતાં. સાહેબ સાથેના મિલનપ્રસંગો મારે તો થોડા હતા. તે વાંચી વાંચીને અંતર કલ્પાંત કર્યાં કરે છે અમર 'મોતી', ચરોતરના નંદનવનનું એ 'પાણીદાર' મોતી પોતાની સુપ્રભા ફેલાવીને ચાલ્યું ગયું. પણ એની ભસ્મ પણ અનેકોને પ્રાણ આપશે ને આપશે જ. સાહેબ અમર છે. સાહેબનો આત્મા અમર જ છે. આપણે સૌ એ પુણ્યાત્માનાં જીવનમૃત્ય જાણી અને જીવનને અજવાળીએ.

　　　　લિ. સ્નેહાધીન
　　　　ત્ર્યંબકલાલના વંદન.

ધારાધોરણ તૈયાર કરી તેનો અમલ કર્યો હતો. તે અન્વયે છાત્રાલયની વ્યવસ્થા માટે આઠ ખાતાં ( Portfolios ) રાખવામાં આવ્યાં હતાં. છાત્રોની ચૂંટી કાઢેલી વ્યવસ્થા પક સમિતિ ( Cabinet ) ના સભ્યો એક એક ખાતું સંભાળી લેતા અને આખ સમિતિ સામાન્ય સભાને જવાબદાર હતી. સામાન્ય વિભાગ, રસોડા વિભાગ, વિવાદ સ વિભાગ, પુસ્તકાલય વિભાગ, વાચનાલય વિભાગ વગેરે ખાતાં હતાં. આમ હોવાથી સારા સારી વ્યવસ્થા રહેતી અને કંઇ ગેરવ્યવસ્થા જણાય તો અવિશ્વાસની દરખાસ્ત સામા સભામાં મુકાતી અને જો તે પસાર થાય તો આખી સમિતિ રાજીનામું આપી દેતી. ઉપરાંત પુસ્તકાલય, વાંચનાલય, વિવાદસભા, પ્રવાસ, રમતગમત કે સવારે પાંચ વાગે પ્રાર્થ અને પછી પ્રવચન વગેરે તેમની પ્રેરણાથી ચાલતી પ્રવૃત્તિઓથી અમને બધાને અવર્ણની લાભ થયો હતો. રવિવારનો દિવસ બાગની સાફસૂફી, વિવાદસભા તથા જોડણીની સ્પર્ધા મા મુકરર કર્યો હતો. તે ઉપરાંત તે દિવસે વિદ્યાર્થીઓ સ્વાશ્રયનો અને સાદાઇનો પાઠ શીં એટલા માટે પોતપોતાની થાળીઓ, વાડકા વગેરે પોતપોતાને હાથે સાફ કરવાનું ઠરાવવામ આવ્યું હતું. પૂ. સાહેબ પોતે જ આ બધી પ્રવૃત્તિઓમાં જાતે ભાગ લેતા અને વિદ્યાર્થીએ આગળ ઉજ્જવળ દૃષ્ટાંત રજૂ કરતા. આત્મસુધારણા માટે તેમણે એક ગુણ આપવાન યોજના કરી હતી. આ રીતે એક સારી માતા પોતાના બાળકમાં જે સંસ્કારસિંચન કરે પૂ. સાહેબ અમારામાં કરતા. તેમની સાથે અમારે ઘણી બાબતોમાં મતભેદ પડતો, પણ ગુસ્સે થવાને બદલે અમને યોગ્ય દિશાસૂચન કરી જે કરવું હોય તે કરવાની અમને છૂ આપતા અને ભૂલ કરશો તો વધારે શીખવાનું મળશે એમ કહેતા. અઠવાડીઆમાં એક દિવસ બધા છાત્રોએ રોટલા ખાવાની ટેવ રાખવી એવો એમનો આગ્રહ હતો. ઘણા છાત્રોને આ વાત પસંદ પડતી નહિ, પણ આ સિદ્ધાંત માટે તે એટલા બધા દૃઢ હતા કે ઠેઠ સુધી તેનું તેમણે પાલન કરાવ્યું હતું. આ બધા સંસ્કારસિંચનનું પરિણામ પણ ઘણું સુંદર આવ્યું છે. તેમના અંગત સમાગમમાં આવેલા તે વખતના છાત્રોમાંથી ઘણાખરા આજે સારી જગાએ છે અને યથાશક્તિ, યથામતિ તેમના આદર્શોનો અમલ કરી જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં લોક સેવાનાં કાર્યો કરી રહ્યા છે, એ ઓછા સંતોષની વાત નથી.

**કેળવણીકાર તરીકે**—કેળવણીવિષયક સંસ્થાઓનો તેમનો પરિચય, કેળવણીના આધુનિક પ્રવાહોનો ઊંડો અભ્યાસ અને નૂતન શિક્ષણના વિચારોને તેમણે આપેલું મૂર્ત સ્વરૂ તેમને પ્રથમ પંક્તિના કેળવણીકાર તરીકે અમર સ્થાન અપાવે છે. ચરોતર એજ્યુકેશન સોસાયટી ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ, ચરોતર વિદ્યાર્થી આશ્રમ અને બીજી અને સંસ્થાઓના પિતા તરીકે તેમણે સામાન્યતઃ ગુજરાતની અને વિશેષતઃ ચરોતરની અમૂલ્ય સેવા બીજાવી છે. ચરોતરની આજની કીર્તિ અને જાહોજલાલી, શિક્ષણ અને સંસ્કારિતા તેમને આભારી છે. હજારો ગરીબ વિદ્યાર્થીઓને મદદ કરી તેમણે તેમના જીવનનો બૌદ્ધિક, સામાજિક અને આર્થિક ઉદ્ધાર કર્યો છે. સાહિત્ય, સંગીત અને કલા સિવાય ચરોતરનું જીવન શુષ્ક થશે, એમ માની તેમણે એ પ્રવૃત્તિઓને ઘણા ભારે ખર્ચે પણ આગળ વધારી છે. ગામડે ગામડે વ્યાયામ મંદિરો ઉઘડાવી બૌદ્ધિક વિકાસ સાથે શારીરિક વિકાસને પણ તેમણે યોગ્ય મહત્ત્વ આપ્યું છે. દા. ન. વાચનાલયની સુંદર યોજના ઊભી કરી તેમણે તેને જે વેગ આપ્યો છે તે ખરેખર પ્રશંસનીય છે. શિષ્ટ વાચનની પરીક્ષા દ્વારા તેમણે જ્ઞાનપ્રચા-

રનો એક નવો રસ્તો શોધી કાઢ્યો હતો. આ રીતે તેમણે લોકોની જિજ્ઞાસા અને જ્ઞાનતૃષા જાગ્રત કરી તેમના જીવનમાં અજબ પરિવર્તન કર્યું છે.

**સમાજસેવક તરીકે**—સમાજના અનિષ્ટ રિવાજોને તેમણે શરૂઆતથી જ તિલાંજલિ આપેલી. કેટલાક તેમને સમાજસુધારાની બાબતમાં મવાલ ગણે છે, છતાં પણ એટલું કબૂલ કરવું જોઈએ કે કહેવાતા ઉદ્દામવાદીઓની માફક ખોટાં બણગાં ફૂંકવાની તેમને ટેવ ન હતી. પોતે સિદ્ધાંતો નક્કી કરતી વખતે ઘણો વિચાર કરતા, પણ એક વાર નક્કી થયા પછી ગમે તેવા સંજોગોમાં પણ તેમનો ભંગ કરતા નહિ. પોતાનાં માતુશ્રીની અંતિમ ઇચ્છાને માન આપી તેમણે મંદિરોમાં કંઇ દાન કરેલું અને તેથી શ્રી. નરસિંહભાઇએ તે સંબંધમાં ઠીક વંટોળીઓ ચઢાવેલો. કદાચ જ્વલંત માતૃપ્રેમ આગળ સિદ્ધાંતોએ સહેજ નમતું આપ્યું હશે, પણ તેથી તેમની પ્રતિષ્ઠા ઓછી થતી નથી. તે બેઠો બળવો કરવામાં માનતા. બાળલગ્ન તરફ તેમને એટલો બધો અભાવ હતો કે તે પ્રથાના ભોગ થઇ પડેલા વિદ્યાર્થીઓ પાસેથી વધારે ફી લેવાનું તે રાખતા અને કોઇ શાળાની મુલાકાત લેતા તો દરેક વર્ગમાં જઇને પરણેલા વિદ્યાર્થીઓને ઊભા કરતા અને તેમને પૂછતાઃ "તમે પરણેલા કે તમને પરણાવી મારેલા ?" વિદ્યાર્થીઓ શરમના માર્યા શું જવાબ આપે ?

**કુટુંબીજન તરીકે**—તે એક પ્રેમાળ પતિ અને પૌત્રવત્સલ દાદા હતા. તેમનું ગૃહજીવન તેમના સારા સ્વભાવથી હમેશાં સુખી હતું. તેમનાં ધર્મપત્ની રૂપબા કદાચ અભણ હશે, પણ તેમણે તેમને પોતાના અભ્યાસના સમય દરમિયાન ઘરનાં માણસોની ઇચ્છા વિરુદ્ધ ખાનગીમાં શિક્ષણ આપી તેમને પોતાને લાયક બનાવેલાં. તેમના દૌહિત્ર ભાઇ મહેન્દ્રકુમાર ( ભાણાભાઇ ) ઉપર બંનેને અપાર હેત હતું. બાલ્યાવસ્થાથી જ તેમને પોતાની પાસે રાખેલા અને તેમને દરેક પ્રકારની છૂટ આપતા. એક પ્રસંગ યાદ આવે છે એક દિવસે ભાણાભાઇ રીસાયા હતા અને ખાય નહિ. બપોરના બાર વાગી ગયા. પૂ સાહેબ બાળક જેવા બનીને તેમને સમજાવે અને કરગરે, પણ ભાણાભાઇ એકના બે ન થાય. તેમના તે વખતના શબ્દો સાંભળીને અમને પણ લાગણી થઇ આવેલી. છેવટે જ્યારે ભાણાભાઇ મનાયા ત્યારે જ તેમણે બધાંએ ખાધું. ભાણાભાઇ ગમે તે ભૂલ કરે, તોફાન કરે પણ તે તેમને એક કડવો શબ્દ ન કહે. સાથે સાથે તેમના માનસિક અને શારીરિક વિકાસમાં પણ ઘણો રસ લેતા. એક દિવસે ભાણાભાઇએ કોઇને ખરાબ ગાળ દીધી. પૂ. સાહેબ વિચારમાં પડી ગયા કે આ શબ્દ તે શીખ્યા ક્યાંથી ? ઘણી તપાસ કરી શોધી કાઢ્યું કે પોળના છોકરાઓ સાથે રમતાં તેમણે આ ગાળો ઊપાડી લીધેલી. કેટલાં માબાપ આટલા રસથી પોતાનાં બાળકોની ચિકિત્સા કરે છે ?

અંતમાં એટલુંજ જણાવવાનું કે, પૂ૦ સાહેબના અવસાનથી આપણને ન પુરાય એવી ખોટ પડી છે. તેમનું સાચું સ્મારક તો એ જ કહેવાય કે આપણે તેમના આદર્શો પ્રમાણે વર્તવા પ્રયત્ન કરીએ અને તેમણે શરૂ કરેલી અને કાર્યદક્ષતાથી ચલાવેલી પ્રવૃત્તિઓને આપણે આગળ ચલાવીએ અને તેમણે સેવેલાં સ્વપ્નો સિદ્ધ કરીએ પ્રભુ આપણને તેમ કરવાનું બળ આપે અને તેમના આત્માને શાંતિ આપે !

વડોદરા.　　મણિલાલ શિવાભાઇ પટેલ,

—ફ—

# The Late Mr. M. N. Amin

With the passing away of Mr. M. N. Amin, Gujarat has lost a soul whose services as a silent worker have been as varied and precious as those of any social worker. Born of a community which has been traditionally dauntless and self-sacrificing, he rose to eminence and distinguished himself as an indefatigable worker in manifold spheres of activity. Under the guidance and inspiration of His Highness the Late Maharaja Saheb, he undertook the momentous task of liquidating ignorance and illiteracy through the spread of library movement which, till the end of his life, was a part and parcel of his life. He cherished the noble dream of providing even the smallest village of Raj and Charotar with a Library and a Reading room and it must be said to his credit that he almost realized the dream in his lifetime.

His services to Gujarat in general and Charotar in particular have been of the greatest magnitude. Patient in his daily duty, he strove to conquer the evil powers which are the enemies of youth. He awakened the sleeping spirits, quickened the indolent, encouraged the eager and steadied the unstable. He always kept the watch along the borders of darkness and made the attack on the trenches of ignorance, folly and superstition. He lighted innumerable candles which in later years shone back to cheer him. This was his reward. It would be no exaggeration to say that hardly any one has deserved better of society than the late lamented Mr. Amin Hardly any one is more worthy to be enrolled in a democratic aristocracy 'King of himself and servant of mankind.' He was the soul of Charotar and it was he and none else who has made her what she is to-day morally, socially and intellectually. His decease has widowed her and cast a gloom of sorrow on her whole populace. The debt of gratitude she owes to him cannot be repaid by the erection of any earthly memorial but by her picking up the thread where he left it

and by advancing the multifarious social, educational and co-operative activities which he started during his lifetime.

His private life was as fascinating as his public one. Plain living and high thinking was the motto of his life and he was the living example of Edison's famous definition of genius which "consists in five percent inspiration and ninety-five percent persipiration." He had infinite capacity for pains and he inculcated it on his army of friends, followers and admirers by means of precept and practice. He did not care a broken button for honour and praise and scrupulously avoided them whenever they came to him. All his earning was spent for the public and I believe, he has left nothing behind himself except his goods. The Charotar Education Society, the Charotar Vidyarthi Sahayak Sahakari Mandal, The Pustakalya Sahayak Sahkari Mandal and number of smaller institutions are the living monuments of his work and the best tribute we can offer to him would be to run all these institutions on the lines chalked out by him. May God give us strength to live up to his ideals and peace to his soul.

**Chunibhai B. Patel (M. Sc.)**

—✠—

## અમર 'સાહેબ'ને

( અનુષ્ટુપ છંદ )

જન્મવું, જીવવું, મરવું, એ તો છે વિશ્વનો ક્રમ;
મરીને જીવતા રહેવું, ભાગ્ય હા, કોઇ વીરનું. ૧

વસોમાં જન્મીને એને, ભાગ્યવંતું કર્યું તમે;
ખીલેલું, પાંગરેલું હા, મૂકી એને ગયા તમે. ૨

કેળવણીના પિતા સાચા, ચારુતર વાટિકા તણા;
પુસ્તકાલય—પ્રચારક ને જ્ઞાનના વારિધિ સમા. ૩

અર્પું શી અંજલિ આજે, મુરબ્બી મોતીભાઇને;
અમર જીવન જીવું રહેજે, પત્રં પુષ્પં હશે જ એ. ૪

કલકત્તા
રામનવમી '૯૫ }

ત્ર્યંબકલાલ મા શુક્લ

## તેજસ્વી તારો

પરમ પૂજનીય સ્વ. અમીન સાહેબને હું મારા એક ગુરુ તરીકે માનું તો તે વધારે પડતું નથી. તેમના સહવાસમાં પ્રથમ હું સને ૧૯૨૪-૨૫ માં આવ્યો હતો, મારી પ્રથમ મુલાકાત રામજી મંદિર પબ્લિક પાર્કમાં થઇ. તેઓશ્રીની સીધી દોરવણીથી હું ભાટપુર ગામની સા. પુ.ની સેવા કરી શક્યો. તે પછી ભાટપુર શાળામાંથી મારી બદલી થવાથી સને ૧૯૨૮-૨૯ ની સાલમાં તેઓ સા. ની મદદથી મોજે સોનગીર તા. સંખેડા ગામે નવીન પુસ્તકાલય સ્થાપી શક્યો, જે બન્ને પુસ્તકાલયો આજે સારા પાયા પર ચાલે છે. તે બાદ વડોદરા રાજ્યની આલસર મુકામે ભરાએલી પુ. પરિષદમાં હાજરી આપી, પરિષદનો લાભ મેળવી શક્યો. તે પછી રાજ્યના તાલીમ વર્ગોમાં હાજરી આપી. આ બધાથી અમીને સા. આશાપર સારો ઓપ લાવી શક્યા. તે બાદ સને ૧૯૩૫-૩૬ થી મારી મહાલની સેવા કરવાની જિજ્ઞાસાવૃત્તિ વધવાથી તેઓ સા. ના ફરમાનથી માનદ પ્રચારક તરીકે કામ કરું છું. આ મારી જે કંઈ ઊર્મિઓ ખીલી હોય તે પૂજ્ય શ્રી. અમીન સાહેબને જ આભારી છે. તેઓ સા. નો ઉપકાર માનું તેટલો ઓછો છે. ખરેખર, આપણા વડોદરા રાજ્ય પુસ્તકાલયોનો પ્રાણરૂપી **તેજસ્વી તારો** ખરી જવાથી રાજ્યને બલ્કે આખા ગુજરાતભરને ભારે ખોટ પડી ગઇ છે. હે પરમાત્મા ! એ અમર આત્માને સદાની શાન્તિ અર્પે એવી જગંન્નિયંતા પ્રત્યે મારી ગદ્‌ગદ કંઠે નમ્રભાવે પ્રાર્થના છે.

મુ. સોનગીર
તા. સંખેડા

જેસંગભાઈ ગરબડભાઈ પટેલ
સંખેડા મહાલ માનદ પ્રચારક



## અજ્ઞાનમાંથી ઓજસમાં

" પૂજ્ય મોતીભાઇ અમીન સાહેબ હતા તો એક અમલદાર પરંતુ અમલદારશાહીનું ચિહ્ન એમનામાં નજરે નહોતું પડતું. એઓશ્રીનું જીવન જે એઓશ્રી જીવ્યા એ પોતાને માટે નહિ પરંતુ વડોદરા રાજ્યની બલ્કે સમસ્ત ગુજરાતની પ્રજાને **અજ્ઞાનરૂપી અંધકારમાંથી ઓજસમાં** લાવવા જીવ્યા છે, એમ કહીએ તો તે લવલેશ ખોટું નથી. એમના " લાખ મળવાના નથી અને લખેથી થવાના નથી " એ શબ્દો જાણે આજે પણ કાને અથડાય છે. એઓશ્રી ઉપરનું વાક્ય ઉચ્ચારતા અને કહેતા કે જે છે તેમાં જ સંતોષ માનવો.

માન ખાટવું તે એઓશ્રીના શબ્દકોષમાં જોયું જડે એમ નહોતું. એમના જીવનમાં એમણે જ્ઞાનરૂપી ગોરસ લુંટાવ્યું છે, જેનાથી ન લૂટાય એનું અભાગ્ય.

પરમ કૃપાળુ પરમાત્મા, એવા એક પરોપકારી પુરુષ સદ્‌ગત શ્રી. મોતીભાઇ અમીન સાહેબના અમર આત્માને શાંતિ આપો !

મણિભાઇ એસ. દેસાઇ
ગ્રંથપાલ, ગણદેવી લાયબ્રેરી

# સ્વ. સાહેબની વિશિષ્ટતા

**સ્વ. મોતીભાઈ** સાહેબ સ્વભાવે ઘણા જ શાંત હતા. તેઓશ્રી કોઇના ઉપર કોઇ પણ વખતે કોઇપણ કારણે ગુસ્સે થયાનું જાણ્યું નથી. એક વખત ફેરણીમાં વ્યારા ગયા હતા ત્યાં મુસાફરખાનામાં મુકામ કરેલો. ત્યાં સિપાઇથી ફાનસનો ગોળો ફૂટી ગયો તેની કિંમત આશરે રૂ. ૧) હતી. સાહેબ બહારથી આવ્યા અને મેં વાત કરી એટલે કહ્યું કે " કાંઇ નહિ " ' ગોળો મંગાવી લ્યો અને ન મળે તો રૂ. એક રોકડો આપી દેવો. ' છતાં સાહેબે એક પણ શબ્દ સિપાઇને ન કહ્યો. આ એક જ દાખલો એમના શાંત સ્વભાવના સાક્ષીરૂપ છે.

એમની ગુપ્ત મદદો તો અસંખ્ય છે કે જેનો ગણતાં પણ પાર આવે તેમ નથી.

એક વખત કલકત્તામાં અખિલ હિંદ પુસ્તકાલય પરિષદ ભરાઇ હતી તેમાં તેઓશ્રીને આમંત્રણ હતું અને તેઓશ્રી ત્યાં ગયા હતા. તે દરમ્યાન કોઇ એક મદ્રાસી ભાઇ કે જેમને તેઓ ઓળખતા પણ નહોતા, તેમને નાણાંની જરૂર પડવાથી સ્વ અમીન સાહેબ પાસે માગણી કરી. તે ઉપરથી તેમણે તેને રૂ. ૧૦) આપ્યા. મદ્રાસી ભાઇએ કહ્યું કે હું " મારે ગામ જઇ પાછા મોકલીશ. " અમીન સાહેબ સાંભળી રહ્યા. પછી ઘણો વખત થયો પણ કોઈ જાતનો જવાબ કે નાણાં પાછાં આવ્યાં નહિ ત્યારબાદ લખનૌમાં પણ આવી પરિષદ ભરાઇ તે પ્રસંગે પણ સ્વ. સાહેબને આમંત્રણ આવવાથી ત્યાં ગયા હતા ત્યાં અનાયાસે તે જ માણસ મળ્યો, પણ સાહેબે તેને આપેલાં નાણાં બદલ કોઇ પણ વાત કરી નહિ.

બીજો એક પ્રસંગ એવો છે કે મુંબઇથી એક વિદ્યાર્થી ગોધરા જવા નીકળ્યો. રસ્તામાં તેનો સામાન ગાડીમાં ચોરાઇ ગયો તેમાં ટિકિટ પણ જતી રહી તેથી તે વડોદરા આવી સ્વ. અમીન સાહેબને મળ્યો અને રૂ. ૩) ત્રણની માગણી ટિકિટ સારૂ કરી. તે પરથી તે માણસને તેમણે ત્રણ રૂપીઆ આપ્યા ! કહેવાનું તાત્પર્ય એ કે, અજાણ્યા માણસને પણ સહ્. અમીન સાહેબ આવી મદદ કરતા. આવી રીતે અનેક જાતની ગુપ્ત મદદો તેમણે કરી છે.

સ્વ. અમીન સાહેબ જેવા સ્વભાવે સરળ, શાંત અને ક્રોધ રહિત હતા, તેવા કપડાં પહેરવામાં પણ સાદા હતા. તેઓશ્રીએ કોઇ વખત આધુનિક યુગને અનુસરતાં કપડાં પહેર્યાં નથી. એક વખત એવું બન્યું કે વડોદરાની મુલાકાતે નામદાર વાઇસરોય ઇરવીન સાહેબ આવ્યા. તે વખતે પુસ્તકાલય જોવાનો કાર્યક્રમ નક્કી હતો. એ પ્રસંગે નક્કી કરેલા માણસોને હાજર રહેવાનું હતું. તેમાં મે. અમીન સાહેબને હાજર રહેવાનું હતું, તેથી તેમને પાટલૂન પહેરવાનો પ્રસંગ આવ્યો, પણ પાટલૂન પહેરવાનો આ પહેલો જ પ્રસંગ છે, એમ મને કહ્યું અને પૂછ્યું કે તે કેવી રીતે પહેરવું, તે પણ તેમને માટે મુશ્કેલ થઇ પડેલું. આખી જીંદગીમાં જો તેમણે પાટલૂન અને દોરીવાળા બૂટ પહેર્યાં હોય તો આ એક જ વખત. સરકારી કામને અંગે જો કોઇ અમલદાર સા. ને મળવાની જરૂર જણાય તો પણ સાદા પોશાકથી જ જતા અને કોઇ કહે કે " સાહેબ ! સારાં કપડા પહેરીને જાઓ " તો તેના જવાબમાં તેઓશ્રી જણાવતા કે " કપડાને ઓળખશે કે મને જાતને ઓળખશે કે મારા કામને ? "

અંતે એ પરલોકવાસી આત્માને પ્રભુ શાન્તિ અર્પે એ જ પ્રાર્થના !

મુ. વડોદરા, તા. ૨-૩-૩૯ — મસ્તુભાઇ ઠ. દીક્ષિત.

# સ્વર્ગ. પૂ. અમીન સા. નો મને મળેલો લાભ

**સન ૧૯૧૯** માં મને પુસ્તકાલય ખોલવા સંબંધી સ્વર્ગ. પૂ. અમીન સાહેબે સૂચના કરેલી. પણ મારા ગામે લોકસ્થિતિ સારી ન હતી, જેથી પ્રથમ તેઓ સા. ની મુલાકાત લેતાં મને મનમાં ડર હતો કે હું નાનો સરખો માસ્તર ક્યુરેટર સા. પાસે જઇશ તો તેઓ મારી સાથે વાત કરશે કે કેમ ? તેમ મારે તેમને ઓળખાણ નથી. હું કેવી રીતે મળીશ વગેરે વિચારો થતાં હું પહેલવહેલો વડોદરા જઈ તેઓ સા.ની ઑફિસ આગળ છાનો-માનો બેઠો. બરોબર ૧૧ વાગે સદ્. સાહેબ આવ્યા. મેં આવતાં જ ઉભા થઇ સલામ કરી એટલે તેઓ સાહેબે મને તુર્ત પૂછ્યું: " ક્યાં રહો છો ? માસ્તર છો ? "

મેં કહ્યું: " હું વેજપુરમાં માસ્તર છું, આપને મળવા આવ્યો છું. પુસ્તકાલય ખોલવા આપની સૂચના હતી, પણ પૈસા મળતા નથી. માત્ર પાંચ રૂપીઆ મળ્યા છે." એટલે તેઓ સા. મને ઑફિસમાં લઇ જઇ તેમની પાસે બેસાડી કેટલીક વિગતો સમજાવી અને મને શિક્ષકનું કર્તવ્ય સમજાવ્યું. મારા અંતરમાં તે સચોટ ઊતરી ગઇ અને પરિણામે મને કેટલાંક સેવાનાં સૂત્રો સમજાયાં. એ બધાનું અહીં વર્ણન કરું તો કેટલાય કાગળ ભરાય.

વળી તેઓ સાહેબે મને પૂછ્યું: " જમવાના છો ? ' મેં ના પાડી, છેલ્લે મેં મારી જાતિની તેમને ઓળખાણ પાડતાં તેમણે મને કહ્યું: " તમો વાળંદ છો તેથી શું ? તમો વગર સંકોચે મારે ત્યાં ચાલો. " મેં કહ્યું: " સાહેબ ! મારે જમવું નથી. " છતાં મને તેઓએ યોગ્ય તજવીજ કરી આપી. પુસ્તકાલય ખોલવા કેટલીક માર્ગદર્શક સૂચના કરી. છેવટે તેમનાં વચનો મારા અંતઃકરણમાં ઘર કરી ગયાં ને ૧૯૨૨ માં પુસ્તકાલયનું બજેટ કરી મોકલ્યું એટલે લાયબ્રેરી ખોલી આપી.

આ લાયબ્રેરી માટે તેમણે પોતે પણ કેટલોક શ્રમ લીધો હતો. તેમની એવી સૂચનાઓ મને મળતી કે તેથી હું સેવાનો બોધપાઠ શીખ્યો.

૧૯૨૪ માં તેઓ સાવલી આવ્યા ત્યારે મને સાવલી બોલાવી મને કેટલીક સૂચનાઓ આપી. તે વખતે ગ્રામ ઔષધાલયનું કામ હું કરતો હતો. મારી સાથે સાવલી આવેલા ડૉકટરને મારા ગ્રામ ઔષધાલયના કામની હકીકત પૂછી. ડૉકટરે જવાબ આપ્યો કે " શિક્ષક સોમાભાઇ દવા લઇ જાય છે, લોકોને આપે છે. " તેમણે મારા કામની ખાત્રી કરી અને લોકોને દવા આપવાની તજવીજ કેવી રીતે કરવી તે સમજાવી. તેની નોંધ રાખી દર વર્ષે કેટલા માણસોને દવા આપો છો તે જણાવતાં મને કહ્યું: " તમો દર વર્ષે કરેલા કામનું પત્રક રાખી લોકો વધુ લાભ લે અને તેનો તમો ખૂબ ઉપયોગ કરશો તો તમારા ગામને વહેલો મોડો કોઇ દિવસ લાભ મળશે. ખરેખર, સ્વ. પૂ. અમીન સા. ની સૂચના પ્રમાણે મેં કામ કરવાની શરૂઆત કરી.

વળી રાજ્યની તમામ પુસ્તકાલય પરિષદમાં જવાનું મને તેઓ સૂચન કરતા. જ્યાં જ્યાં રાજ્યની પરિષદો ભરાય, ત્યાં ત્યાં મને બોલાવતા અને મને કોઇ વાતે ન સંકોચાવા તેમ જ છૂટથી લાભ લેવા બોલાવતા. માલસરથી કબીરવડ જતાં તેઓ સાહેબ પનાઈમાં લોકસેવાનાં ઘણાં સૂત્રો સમજાવતા તેમ જ દ્વારકાં પરિષદમાંથી ગિરનારના પર્યટનમાં તેઓ મને સાથે લઇ ગએલા. અને મને યોગ્ય રીતે પિતાની પેઠે માર્ગસૂચન કરી બોધપાઠ આપતા.

ખરેખર, જાતિ કે કોમનો કોઇ પણ પ્રકારનો ભેદભાવ તેમનામાં જરા પણ હતો જ નહિ. શ્રીમાન સ્વ. પૂ. મોતીભાઇ અમીન સાહેબના અવસાનથી મારા હૃદયને ઘણો જ આઘાત થયો હતો, પણ ઈશ્વરી હુકમની આગળ કોઇનું ચાલતું નથી તેમની પાછળ પુત્ર નથી, પણ તેમના ઘણા પુત્રો છે એમ કહીએ તો અસ્થાને નથી. સ્વ. પૂ. અમીન સા. ના આત્માને પ્રભુ શાન્તિ આપો.

—સોમાભાઈ ગરબડભાઈ

# પાટણ મહાલ પુસ્તકાલય પરિષદનું બીજું અધિવેશન

**પાટણ મહાલ પુસ્તકાલય** પરિષદનું બીજું અધિવેશન રૂવાવી મુકામે તારીખ ૪-૧૨-૩૮ને રવિવારે મળ્યું હતું. આ પ્રસંગે રૂવાવી ગામને ને સભામંડપને ધ્વજાપતાકા તથા તોરણોથી શણગારવામાં આવ્યું હતું. ઠેર ઠેર સ્વાગત સમિતિના સભ્યો આગંતુક મહેમાનોને સત્કારતા ઊભા હતા. સ્કાઉટ બેન્ડ સુંદર સૂરોદોથી આવકાર આપતું હતું. સિદ્ધપુર, ઊંઝા ને પાટણના અમલદારો, ઇનામદારો, વકીલો અને સંભાવિત સદ્‌ગૃહસ્થો તથા પટેલો અને પુસ્તકાલયના પ્રતિનિધિઓ મળી આશરે બસો મહેમાનોએ હાજરી આપી હતી. બરોબર બે વાગે પરિષદનો કાર્યારંભ થતાં સભામંડપમાં મુખ્ય મુખ્ય મહેમાનોમાં પરિષદના પ્રમુખ પાટણવિભાગ નાયબસુબા સા. મે. વહીવટદાર સા. તથા ઇનામદાર ગુલાબશંકર પરિષદના માનદ મંત્રીઓ તેમજ અન્ય સંભાવિત ગૃહસ્થો મુખ્ય હતા. સભામંડપ લગભગ ૫૦૦ સ્ત્રી પુરુષોથી ભરાઇ ગયો હતો. શરૂઆતમાં પછાતવર્ગની ત્રણ બાળાઓએ સુંદર રાગે ઇશ્વર-સ્તવન ગાયા બાદ સ્વાગતાધ્યક્ષ શ્રી. મોહનલાલ હરિભાઇએ પધારેલા મહેમાનોનું સ્વાગત કરી માર્ગદર્શક એવું ભાષણ કર્યું હતું.

ભાષણની શરૂઆત કરતાં તેમણે જણાવ્યું કે

આજે આપણે સરસ્વતી દેવીની ઉપાસના કરવા એકઠા થયા છીએ. એ ઉપાસના જનકલ્યાણ માટે વધુ ફળપ્રદ શી રીતે થાય એનો વિચાર કરવા આજે આપણે એકત્ર થયા છીએ. સરસ્વતીની ઉપાસના કરવી છોડી દેવાથી અધુના ભારત પ્રજા વિવિધ તાપો વડે પીડાય છે, એ સ્વતઃસિદ્ધ વાત છે.

હાલના પ્રગતિમાન જમાનામાં અન્ય દેશો જ્યારે ઉન્નતિને માર્ગે વિચારી રહ્યા છે ત્યારે આપણો દેશ ઘણોજ પછાત પડી ગયો છે. તેમાં વળી રાજ્યના અન્ય પ્રાંતોના મુકાબલે મહેસાણા પ્રાંત પ્રમાણમાં ઘણો જ પાછળ છે. આજકાલ સૌની દૃષ્ટિ ગામડાંની ખેડૂત પ્રજા તરફ વળી છે. કારણ કે આપણો દેશ ખેતીપ્રધાન છે. અને ખેતી કરનાર ખેડૂતનો મોટો ભાગ ગામડામાં વસે છે. આજે ખેડૂતની સ્થિતિ ઘણી જ દયાજનક થઇ પડી છે. જમીન દિવસે દિવસે રસકસ વિહીન થતી જાય છે. આર્થિક નબળાઇને લીધે સારી ખેડ અને પૂરતા ખાતરનો અભાવ થયો છે. ઢોરો અને ખેડૂતો પૂરતા પોષણ અને દૈનિક હાજતોની અપૂર્ણતાને લીધે નિર્બળ થયાં છે, તેમાં વળી સામાજિક કુરૂઢિઓએ પ્રજાની પાયમાલી કરી છે. આવી સ્થિતિમાં પ્રજાનો ઉદ્ધાર કેમ કરવો તે પ્રજા હિતેચ્છુઓનો મહાન પ્રશ્ન છે.

ઉપર્યુક્ત નિર્દિષ્ટ સ્થિતિનાં કારણો તપાસતાં મને તો એજ જણાય છે કે અજ્ઞાન-રૂપી અંધકાર આપણામાં ફેલાયલો છે તેજ તેનું મૂળ છે. ગામડામાં આ અંધકાર વધુ-પ્રમાણમાં હોવાથી ઉપરની સ્થિતિ બળવત્તર જણાય છે.

આ મહત્ત્વના પ્રશ્નનો તોડ અજ્ઞાનરૂપી અંધકાર દૂર કરવામાં રહેલો છે. હિન્દ કરતાં બીજા દેશો આગળ પડતા છે. તેનું કારણ કેળવણી જ છે જ્યાંસુધી ગામડાંમાં જ્ઞાનનો પ્રચાર બહોળા પ્રમાણમાં નહિ થાય ત્યાંસુધી સામાજિક પ્રગતિની વાતો કરવાનો કશો જ અર્થ નથી.

અજ્ઞાનરૂપી અંધકાર દૂર કરવા અને તેની જગ્યાએ જ્ઞાનનો પ્રકાશ ફેલાવવા શાળાઓ, પુસ્તકાલયો, વાચનાલયો, મેજિક લેન્ટર્ન, ભાષણોનું વૈવિધ્ય, વગેરે પુષ્કળ સાધનો છે. તેમાં પુસ્તકાલય સૌથી સુંદર અને સંગીન ફાળો આપી શકે છે.

પુસ્તકાલય એ કેળવણીનું પ્રબળ સાધન છે. પાશ્ચાત્ય દેશોમાં તેનું સ્થાન કેળવણીના ક્ષેત્રમાં મોખરે છેઃ કારણ કે પ્રાથમિક શાળાઓમાં શિક્ષણનો માત્ર પ્રારંભ જ થાય છે. તેનો આધુનિક દષ્ટિએ વિચાર કરતાં તે માત્ર વાંચતાં લખતાં શીખેલાં માણસોને કેમ વાંચવું, શા માટે વાંચવું વગેરેનું મહત્વ સ્વયંપ્રેરિત પુસ્તકો જ સમજાવે છે.

એટલે શાળાઓમાં ફક્ત જ્ઞાનનો પ્રારંભ જ થાય છે; કેમકે શાળાઓના ૫-૭ વર્ષના અભ્યાસક્રમથી શિક્ષણ પૂરૂં થતું નથી. આ ક્ષુલ્લક મેળવેલા જ્ઞાનનો ઉપયોગ શાળા છોડયા પછી થાય નહિ તો ભણેલું ભૂલી જવાય છે તદ્દુપરાંત ઉત્તમ નાગરિક, સારો કૃષિકાર, ઉચ્ચ કોટીનો વ્યાપારી. જ્ઞાનવાન શિક્ષક વગેરે નિષ્ણાત ધંધાદારી થવાને માટે પુસ્તકોના સતત સેવન-મનનની જરૂર છે. આ બધું જ પુસ્તકાલયો દ્વારા મળી શકે છે. સંક્ષેપમાં કહીએ તો ઉત્તમ પ્રજા ઉત્પન્ન કરવાનું પ્રબળ સાધન ઉત્તમ વાચન છે. શાળાઓનો તો માત્ર પ્રજાનો અમુક જ લાભ લે છે; કારણ કે વસ્તીનો તદ્દન થોડો ભાગ વિશ્વવિદ્યાલયની કેળવણી મેળવે છે, પણ જનસમુદાયનું શું થાય? તે મોટો પ્રશ્ન છે તેમને માટે આશીર્વાદરૂપ પુસ્તકાલય જ છે.

લોકશાસનના આ જમાનામાં પ્રજાએ બરાબર રીતે કેળવાવું જોઇએ. તાલીમ વિનાની પ્રજા કોઇપણ જાતના અધિકાર માટે લાયક ન થઇ શકે. વ્યવસાયમાં પડેલા માણસે હંમેશાં જ્ઞાન વધારતા રહેવું જોઇએ; કેમકે જ્ઞાનની પર્યાપ્તિ નથી. દષ્ટિમર્યાદા વિશાળ હોય તો જ સત્ય વસ્તુસ્થિતિ સમજી શકાય છે અને કોઇ પણ પ્રશ્નની બન્ને બાજુ જોઇ શકાય છે. આધુનિક જમાનો કૂદકે ને ભૂસકે આગળ દોડયા કરે છે તેથી આપણે પણ જમાનાની સાથે ચાલવું જોઇએ: જગતમાં બનતા બનાવોને જાણીએ નહિ અને કેવળ " કૂપમંડૂક " સરખું જીવન જીવીએ તો આપણે ઘણા પાછળ પડી જઇ અંધકારમાં રગદોળાતા થઇશું.

ઘણાખરા ભણેલાઓના માનસમાં એવું ભૂસું ભરાઇ ગયું છે કે " અમો તમામ જાણીએ છીએ અને બધું જ જ્ઞાન અમારામાં છે તેથી અમારે હવે અભ્યાસી થવાની જરૂર નથી. " આ તેમની મોટામાં મોટી ભૂલ છે, અને મારી દષ્ટિએ અવનતિના ગર્તમાં ગબડયા કરે છે. કેમકે ગમે તેવું નિર્મળ પાણી પણ વહેતું અટકે તો તે બગડી જાય, અને તેનો કોઇ ઉપયોગ કરતું નથી. સારામાં સારાં યંત્રો પણ ચાલતાં ન રહે તો લાંબી મુદતે કટાઇ જઇ નિરૂપયોગી થઇ પડે છે, તેમ જ્ઞાનવાન માણસ જ્ઞાન લેતો અટકી જાય તો તેનું મેળવેલું જ્ઞાન પણ કટાઇ જઇ બુદ્ધિની વૃત્તિઓ બુઠ્ઠી થઇ જાય છે. પરિણામે તે સ્વાર્થ કે પરમાર્થ કંઇ જ કરી શકતો નથી. આવા વિચારના ભણેલાઓને મારી ચેતવણી છે કે તેમણે પુસ્તકાલયોના પૂજારી બની જઇ મેળવેલા જ્ઞાનના વપરાશ સાથે નવા જ્ઞાનની વૃદ્ધિ કરતા રહેશો તો જ ભણતરનો દાવો સ્થાને ગણાશે અને તો જ સુખે જીવી શકાશે.

પુસ્તકાલયપ્રવૃત્તિની ખરી ચાવી ગ્રંથપાલોના હાથમાં છે. તેમના ઉપર તેની મહત્તાનો આધાર છે. પુસ્તકાલયની ખરી મહત્તા પુસ્તકોના સંખ્યાબળ ઉપર નથી, પણ તેના વપરાશમાં છે, કેટલાક ગ્રંથપાલોને મેં એવી ચર્ચા કરતા સાંભળ્યા છે કે " તમારા પુસ્તકાલય કરતાં

અમારૂં પુસ્તકાલય ઘણાં પુસ્તકો અને ગામને લીધે મોટું છે." આ મોટી ભૂલ ગણાય. પુસ્તકાલયોની મોટાઇ પુસ્તકોની સંખ્યા ઉપર નથી, પણ પુસ્તકોના વપરાશ ઉપર છે, તે વાત સારી રીતે સમજવી જોઇએ. કદમાં નાનું ગણાતું પુસ્તકાલય પ્રમાણમાં પુસ્તકોનો વપરાશ વધારે કરે તો તે મોટા કરતાં ચડી જાય છે. આવું ક્યાં મનાય છે કે જ્યાં ઓછા ભણેલા, નિરૂદ્યમી અને પુસ્તકોનો જેને રસ નથી એવા ઓછા પગારવાળા મૂકેલા ગ્રંથપાળો હોય છે ત્યાં જ; કારણ કે તેને પુસ્તકોના વપરાશની કે તેના ઉદ્દેશની મહત્તા સમજાઇ નથી. આવી સ્થિતિ હોય ત્યાં પુસ્તકાલયના ગ્રંથપાળ તરીકે સારા શિક્ષકને જ ચૂંટી કાઢવો જોઇએ. કદાચ શિક્ષક ઓછો જાણકાર કે જિજ્ઞાસુ નહિ હશે તો પણ તે કેળવાયેલો છે એટલે ગમે તેવા ગ્રંથપાળ કરતાં ઉત્તમ ગણાશે.

ગામ પુસ્તકાલયને માટે આ સવાલ જ નથી. કારણ કે તેના ગ્રંથપાલો ઘણે ભાગે શિક્ષકો જ હોય છે, છતાં ગ્રંથપાલ તરીકેની ફરજોથી તેમણે વંચિત રહેવું ન જોઇએ. શિક્ષક કરતાં ગ્રંથપાલનો દરજ્જો મોટો છે. શિક્ષકને તો કેવળ બાળકોને કેળવવાનાં છે અને તેમને જ દોરવાનાં છે, પણ ગ્રંથપાલને બાળક ઉપરાંત સ્ત્રી, પુરુષ, યુવાન, વૃદ્ધ, અભણ-સુભણ તમામની સાથે કામ લેવાનું છે, તમામને સંતોષવાના છે. તેથી ગ્રંથપાલ જાતે નિષ્ણાત અને વિદ્વાન હોવો જોઇએ. વળી ગ્રંથપાલ કેળવણીના ઉચ્ચ સંસ્કારવાળા, પુસ્તકોના વાચન ઉપર પ્રેમવાળા અને સેવાભાવી હોવા જોઇએ. **જેમ અનાજના વેપારીને દરેક અનાજની જાતભાતની–ભાવતાલ જાણવાની જરૂર છે, જેમ કાપડીઆને કાપડની જાત, તેનાં નામ અને ભાવતાલની આવશ્યકતા છે, જેમ એક સામાન્ય ભરવાડને પણ પોતાના પ્રત્યેક જાનવરની રૂખ ઓળખવાની જરૂર છે, તેટલી જ જરૂર ગ્રંથપાલને પોતાના પુસ્તકાલયના પ્રત્યેક પુસ્તકના ગુણભેદ જાણવાની છે.**

ગ્રંથપાલનું ખરૂં કૌશલ્ય તો પુસ્તકો આપવામાં રહેલું છે. કારણ કે કેટલીક વખત એવું બને છે કે ઓછું ભણેલાને કઠિન પુસ્તક આપવામાં આવે છે તો કોઇને ન સમજાય તેવું પુસ્તક આપવામાં આવે છે. કોઇ પોતાના વિચારને બંધબેસતું ન હોય તેવું પુસ્તક લઇ જાય છે તો કોઇને લાગણી વિપથે જાય તેવું પુસ્તક મળે છે.

વાચનાલયોમાં પણ બાળકો અને નવા વાચકને પુસ્તકાલયમાં જઇ શું વાંચવું તેની સમજ નહિ હોવાથી આકર્ષક જાહેરાતો અને એવું કેટલુંક બીનજરૂરી વાંચે છે.

આવી સ્થિતિ હોવાને લીધે પ્રારંભિક વાચકને પુસ્તકો કંટાળાજનક થઇ પડે છે. આવું બનવા ન પામે તે માટે ચપળ ગ્રંથપાલે સાવચેતી રાખવી અને સુવાચન તરફ નવા વાચકને દોરવા માટે સતત વિચારતા અને જોતા રહેવું જોઇએ. આવા સાચા ગ્રંથપાલો જ્યારે પુસ્તકાલયને મળે ત્યારે જ પુસ્તકાલય પ્રવૃત્તિને સુંદર વેગ મળે.

પુસ્તકાલય પ્રત્યે એકલા ગ્રંથપાળોની જ ફરજ નથી, પણ તમામ ભણેલાંએ અભણ માણસોને કેળવવાની અને પુસ્તકરસિક બનાવવાની ફરજ છે તે તેમણે ભૂલવું જોઇએ નહિ. આજે ભારતવર્ષમાં ભણેલો વર્ગ પોતાના જેટલો જ અભણ વર્ગને ભણાવી વાંચતો કરે તો ગામડાંમાં કેવડો સુંદર ફેરફાર થઇ જાય !

હું કોઇ શિક્ષક નથી, તેમ કોઇ ખાતાનો નોકર નથી; હું એક સામાન્ય વેપારી છું એટલે મારી દૃષ્ટિ વેપારને લગતી અને કાર્યની દિશા બીજી હોવાને લીધે આપ વિદ્વાનોની હાજરીમાં સુંદર વિચારો રજૂ કરી શકું નહિ તે સ્વાભાવિક છે, છતાં પણ મને પુસ્તકાલય અને તેનાં પુસ્તકો ઉપર આદર અને પ્રેમ હોવાથી હું પુસ્તકાલય સંબંધી જે કંઇ જાણું છું તે આપની આગળ દર્શાવ્યું છે

આપણા શ્રીમંત મહારાજા સાહેબના પ્રજાકલ્યાણના ઉચ્ચ આશયથી રાજ્યની પુસ્તકાલય સંસ્થા ઘણું સુંદર કાર્ય કરી રહી છે તેના દૃષ્ટાંતરૂપે આજની આપણી નાનકડા ગામડામાં મળતી પરિષદ્ છે. કારણ કે પુસ્તકાલયપ્રવૃત્તિએ નાનાં ગામડાંમાં પણ લોકહૃદયમાં સુંદર અને સંગીન સુધારો કર્યો છે. તે આજના પ્રસંગ ઉપરથી હરકોઇ જાણી શકશે.

: સ્વાગતાધ્યક્ષનું ભાષણ પૂર્ણ થતાં પ્રમુખસ્થાન માટે દરખાસ્ત–અનુમોદનને અંતે પાટણ વિભાગ નાયબ સુબા મે. રા. રા. પાટકર સાહેબે પ્રમુખસ્થાન લીધું હતું.

પ્રમુખસ્થાનેથી તેઓ સાહેબે પુસ્તકાલયપ્રવૃત્તિના સ્થાપનકાળથી આજ દિન સુધીની પ્રમાણસહ વિગત આપી જણાવ્યું કે,

આ પુસ્તકાલયની જે વિલક્ષણ ઝડપથી પ્રગતિ થઇ છે તેનું શ્રેય મુખ્યત્વે કરીને પુસ્તકાલય મંડળને ઘટે છે, તોપણ ગામ લોકો તેમ પંચાયતોનો સહકાર સરકાર સાથે ન હોત તો આ પ્રગતિ એટલી વેળાસર થવા ન પામત. પુસ્તકાલયો સ્થાપન કરવામાં પ્રાંત પુસ્તકાલય માટે રૂ. ૭૦૦૦, કસ્બા પુસ્તકાલયો માટે રૂ. ૩૦૦ અને ગ્રામ્યપુસ્તકાલય માટે રૂ. ૧૦૦૦ સુધી રકમની મદદ આપવાનું જે ઉદારતાભરેલું ધોરણ શ્રીમંત સરકારે સ્વીકાર્યું છે, અને તેટલી જ રકમની સાથ પંચાયતો, તેમ ગામનાં લોકો આપે છે, અને તેથી સારા અને સંગીન પાયા ઉપર આ પુસ્તકાલયો સ્થાપવાની તજવીજ થઇ છે. એક વખત સ્થાપન થયા પછી ચાલુ નિભાવ માટે યોગ્ય રકમની સગવડ આ સંસ્થાઓ તરફથી તેમ સરકારમદદથી કરવામાં આવે છે, એટલે આ સંસ્થાઓ હાલમાં સુરક્ષિત રીતે પોતાનું કામ બજાવી શકે છે.

હવે પુસ્તકાલયો સ્થાપન થાય એટલાથીજ આપણે સંતોષ માનવાનો નથી, પરંતુ તે સ્થાપન થયા પછી તેનો ધારેલો ઉદ્દેશ સારી રીતે પાર પડે છે કે નહિ, તે જોવાની ફરજ કાર્યવાહકોની છે. આપ સૌ સારી રીતે જાણો છો કે દરેક માણસનું નિશાળમાં સંપાદન કરેલું જ્ઞાન તાજું રહે તેમ જ તેમણે સંપાદન કરેલા જ્ઞાનમાં વધારો થાય અને જેને ખરેખર કેળવણી કહેવામાં આવે છે, તેવી કેળવણી ધરાવતો તે બને, તેમનાં આચાર, તેમ વિચાર શુદ્ધ થાય, અને પોતાનું વર્તન આદર્શરૂપ બનાવી બીજા ગામનાં અશિક્ષિત લોકોને સુધારવાનો પ્રયત્ન કરતો તે થાય તે ઉદ્દેશથી પુસ્તકાલયો સ્થાપવામાં આવે છે, અને તે ઉદ્દેશ ફળીભૂત કરવાની પવિત્ર ફરજ જે તે પુસ્તકાલયોના મંત્રી તથા ગામનાં કેળવણી પામેલાં લોકો ઉપર જ હોય છે, તોપણ આ પુસ્તકાલયો કેવાં હોવા જોઇએ, અને તેનો લાભ ગામનાં લોકોએ કેવી રીતે લેવો જોઇએ તે સંબંધમાં આપની આગળ કેટલીક સૂચના મૂકવા હું રજા લઉં છું.

૧. દુનિયામાં જેમ જેમ લોકોના જ્ઞાનમાં વધારો થતો જાય છે, તેમ તેમ પુસ્તકોની સંખ્યામાં વધારો થતો જાય છે. હાલમાં જુદા જુદા અનેક વિષયો ઉપર દર સાલ હજારો

પુસ્તકો બહાર પડે છે, એટલે આપનું પુસ્તકાલય ગમે તેટલું વિશાળ હોય તોપણ તેમાં પુસ્તકોની સંખ્યા તો મર્યાદિતજ રહેવાની. આપની પાસે વિશેષે કરીને ગ્રામ પુસ્તકાલય માટે જૂજ ભંડોળ હોય છે, એટલે આપનાં પુસ્તકાલયોમાં પુસ્તકોની સંખ્યા જૂજ અને મર્યાદિત રહેવાની છે, એ વાત ધ્યાનમાં લેતાં આવા ગ્રામ પુસ્તકાલયમાં પુસ્તકોની પસંદગી કરવાનું કામ ઘણુંજ મહત્ત્વનું છે. ગ્રામપુસ્તકાલયમાં કયા પ્રકારનાં પુસ્તકો રાખવાં તે નક્કી કરવા માટે જો કે કમિટિ હોય છે તોપણ મારી સૂચના એવી છે કે ગામ લોકોને ઉપયોગી થઈ પડે એવા પ્રકારના વિષયોની થોડી પણ સારી ચોપડીઓ નક્કી કરી તે ચોપડીઓ દરેક ગ્રામ પુસ્તકાલયમાં રહે એવી ગોઠવણ કરવી જોઇએ. દાખલા તરીકે ધર્મનાં પુસ્તકોમાં રામાયણ, મહાભારત, ભાગવત વગેરે; પૌરાણિક ગ્રંથોની સુલભ ભાષામાં કથાનાં રૂપમાં લખેલી ચોપડીઓ, ઐતિહાસિક ગ્રથોમાં આ દેશમાં તેમ બીજા દેશમાં જે મહાપુરુષો તથા સ્ત્રીઓ થઇ ગયાં તેમનાં જીવનચરિત્રો, તે સાથે ખેડૂતોને ઉપયોગી થઇ પડે એવા ખેતીવિષયક જ્ઞાનનાં પુસ્તકો—આવાં પુસ્તકોમાંથી સારાં લખેલાં પુસ્તકોની પસંદગી કરી તે દરેક ગ્રામ પુસ્તકાલયોમાં મૂકવાં જોઇએ. તે સાથે મનોરંજનના સાધન તરીકે કેટલીક નવલકથાઓ પણ રાખવી જોઇએ, પરંતુ તે બનતાં સુધી ઐતિહાસિક અથવા સમાજસુધારાની હોઇ તે સારા લેખકોની હોવાની દક્ષતા રાખવી જોઇએ. મતલબ કે, આવા મર્યાદિત પુસ્તકાલયમાં શકય તેટલા સારા અને ઉપયુક્ત ગ્રંથોનો ભંડાર હોવો જોઇએ. હાલમાં દરસાલ અનેક પુસ્તકો બહાર પડે છે, પરંતુ તે પૈકી સેંકડે દસ ટકા પણ કાયમી ઉપયોગનાં હોતાં નથી, માટે ગ્રામ પુસ્તકાલયનાં ભંડોળ તરફ ધ્યાન આપી આવાં પુસ્તકાલયો માટે જે ચોપડીઓ પસંદ કરવાની તે સારા લેખકે લખેલી અને ગામનાં લોકોને ઉપયોગી થઇ પડે તે તરફ પુસ્તક પસંદ કરનાર મંડળે ધ્યાન આપવાની જરૂર છે. તે **ખરીદ કરવામાં લાગવગ કે શીફારસને બનતાં સુધી સ્થાન આપવું ન જોઇએ.**

ઉપર પ્રમાણે પુસ્તકોની પસંદગી થયા પછી પુસ્તકોનું વિષયવાર વર્ગીકરણ થવું જોઇએ. હાલ મારા જોવામાં કેટલાંક કસ્બા પુસ્તકાલયો આવેલાં છે. તેમાં વર્ગીકરણ તરફ પૂરતું ધ્યાન આપેલું જોવામાં આવતું નથી, તેના પરિણામે વાચકોને ઘણી મુશીબત પડે છે.

બીજી એક સૂચના એવી છે કે, ગ્રામ પુસ્તકાલયોને પૂરતાં નાણાંના અભાવે તેઓ સારાં સારાં માસિક કે ત્રિમાસિક ચોપાનિયાં પૂરતા પ્રમાણમાં લઇ શકતા નથી. માટે મહાલનાં પુસ્તકાલયોના જુદા જુદા અનુકૂળ જૂથ પાડવા અને દરેક જૂથે જુદાં જુદાં ચોપાનિયાં મંગાવવાં અને તે જૂથનાં જે તે પુસ્તકાલયમાં આવ્યા પછી એક માસ પુસ્તકાલયોમાં ફરતાં કરવાં. આ પ્રમાણે થવાથી તમામ ગામોના વાચકોને મળી શકશે, તે સાથે મહાલના જુદા જુદા વિષયો ઉપર ચર્ચા કરી વિચારની આપ–લે કરવાની પ્રથા રાખવી કે જેથી સૌને એક-બીજાના અનુભવનો લાભ મળે, અને મધ્યવર્તી પુસ્તકાલયના પ્રવર્તક કે મંડળે જરૂર તે સૂચનાઓ કરવા સુલભ પડે.

હવે ચોપડીઓનું વાચન કેવી રીતે કરવું તેના માટે હું બે શબ્દ કહેવા માગું છું.

પુસ્તકાલયોમાં હજારો ગ્રંથો જુદા જુદા વિષયો પર હોય છે, પરંતુ માણસની જિંદગી ટૂંકી હોય છે. આપને એક પણ માણસ એવો નહિ મળે કે જે મનમાં ધારે તો પણ પોતાનાં તમામ ઉપલક પુસ્તકો તે વાંચી શકે. માણસની રુચિ ભિન્ન હોય છે. કોઇને પ્રતિ-

હાસ ગમે તો કોઇને તત્ત્વજ્ઞાન ગમે, તો કોઇને અર્થશાસ્ત્ર ગમે; એટલે જે તે ઇસમ પોતપોતાની પસંદગીના ગ્રંથ હમેશાં વાંચે છે.

આવા વિષયો પર અનેક પુસ્તકો વાંચવાથી જ, તે તેમાં નિષ્ણાત થાય છે, એવું નથી; પરંતુ જે કાંઇ તે વાંચે તે વાંચ્યા પછી તેનું પૂરતું મનન કરવું જોઇએ. લેખકના વિચાર આપના વિચાર સાથે મળતા હોય કે ન હોય તોપણ ગ્રંથ વાંચ્યા પછી તેમાં લખેલી વિગત કેટલે દરજ્જે સંભવિત છે તેમ તે પૈકી કેટલી લેવા જેવી છે અને કેટલી નથી તેનો આપણે વિચાર કરવો જોઇએ. Read little, but read well. આપણે થોડું વાંચવું, પણ તે વિચારપૂર્વક વાંચવું. ગ્રંથ ગહન હોય અને સારા લેખકે લખેલો અને વિદ્વત્તાભરેલો હોય તો તે અનેક વખત વાંચવો પડે છે. એકલી સંખ્યાબંધ ચોપડીઓ વાંચવાથી આપણા જ્ઞાનમાં વધારો થતો નથી, પણ જે વાંચેલું હોય તેનો વિચાર કરી તે ગ્રહણ કરવામાં માણસ જ્ઞાન સંપાદન કરી બુદ્ધિનો વિકાસ પામે છે. દાખલા તરીકે પૈસા કમાયાથી માણસ શ્રીમંત થતો નથી, પણ તે પૈસા સંઘરે તો જ તે પૈસાપાત્ર થાય છે, તેવું જ વાંચવાનું છે. વાંચ્યા પછી જે સંઘરી રાખો તે તમારૂં છે, તેથી ઝડપથી ચોપડીઓ વાંચવાની ટેવ સારી નથી. આ સંબંધમાં આપને એક વ્યાવહારિક દાખલો આપું છું. જેવી રીતે શરીરના પોષણ માટે જે ખોરાક લઇએ છીએ તે ઉતાવળથી લેવામાં આવે અથવા આપણી શક્તિ ઉપરાંત વધારે પ્રમાણમાં લેવામાં આવે તો જેમ આપણને અપચો થાય છે, તેવું જ વાચનનું છે. શરીરને જે પ્રમાણે અન્ન પોષક હોય છે, તે જ પ્રમાણે મનને વાચન હોય છે. તેનો વિચાર કરી આપણે જે વાંચ્યું હોય તે મનનપૂર્વક વાંચવું જોઇએ. આ બાબતમાં વક્તાએ પોતાનો જ દાખલો રજૂ કરતાં જણાવ્યું કે, શ્રીમદ્ ભગવદ્‌ગીતાનો અમૂલ્ય ગ્રંથ આપે સૌએ જોયો છે, તે હું કૉલેજમાં ભણતો હતો તે વખતે પ્રથમ પહેલવહેલો વાંચ્યો. પ્રથમના વાચનમાં મને તેમાં સમાયેલાં ગંભીર તત્ત્વોનું જ્ઞાન નહિ જેવું થયું. બીજી વખત મેં જ્યારે વાંચ્યું તે વખતે પ્રથમ કરતાં વધારે પ્રકાશ પડયો, એમ કરતાં કરતાં મેં તે ગ્રંથ એટલા વખત વાંચ્યો છે અને હાલ પણ વાંચું છું કે તેનાં સેંકડો પારાયણ થઇ ગયાં હશે. મારી બુદ્ધિ અલ્પ ગણો કે ગમે તેવી, પણ હજુ સુધી દરેક વાચન વખતે મારા ઉપર નવું નવું અજવાળું પડતું જાય છે, અને હજુસુધી તે ગ્રંથોનાં તત્ત્વોનો ખ્યાલ પૂરતો આવ્યાનો હું દાવો ધરાવતો નથી. ભગવદ્ ગીતા-જેવો નાનો ગ્રંથ વાંચવામાં આટલાં વરસ થયાં તો પણ મને હજી પૂરતો ઉકેલ થયો નથી ત્યારે બીજા તેનાથી મોટા અને ગહન ગ્રંથો વાંચી તેનો પૂરો ઉકેલ થવામાં વાંચનારને કેટલી મુશીબત પડતી હશે તેનો આપણને સહેજ ખ્યાલ આવશે. મારો કહેવાનો આશય એટલો જ છે કે આપણું ધ્યેય જ્ઞાન સંપાદન કરવાનું છે, તે માટે ગ્રંથ હાથમાં લેતા પહેલાં તેના સારાસારનો નીવેડ કરી તે વિચારપૂર્વક વાંચવાની ટેવ રાખશો.

છેવટે તેઓશ્રીએ શિક્ષકોને ઉદ્દેશી—સારો બોધ આપ્યો હતો અને તેમના પવિત્ર કાર્યનો ખ્યાલ આપી અંતે સભાજનોને ઉદ્દેશી જણાવ્યું કે, પુસ્તકાલય એક જ્ઞાન કમાવવાનું મુખ્ય સાધન છે. લૌકિક ભાષામાં તેને પુસ્તકાલય કહેવામાં આવે છે, પણ ખરી રીતે તેને સરસ્વતી મંદિર કહેવું જોઇએ. જેવી રીતે તમો ગામના રણછોડરાય કે મહાદેવ કે જૂના મંદિરમાં જઇ સેવા કરો છો, તેવી જ રીતે આ મંદિરમાં આવી સરસ્વતી માતાની તનમનથી સેવા કરશો તો જ માતાજી પ્રસન્ન થઇ તમને નીતિવાન બનાવશે, માટે આ મંદિરનું દર્શન

પ્રેમભાવથી દરરોજ કરતા જાઓ, નીતિવાન થાઓ અને ગામના કુસંપ કાઢી નાખી બંધુપ્રેમ વધારો.

" अनृतं त्यज, सत्यं चर, ईशं भज. " આ ધર્મવાક્ય છે તેનો અર્થ ખોટું કામ છોડી દઈ સાચા માર્ગે ચાલો અને ઈશ્વરની સેવા કરો. આ પ્રમાણે તમો વર્તન રાખશો તો સુખી થઈ આ મૃત્યુલોકમાં સ્વર્ગનો અનુભવ લેશો.

ત્યાર બાદ મંત્રીએ તેમનું નિવેદન વાંચી સંભળાવ્યું હતું.

## મંત્રીનું નિવેદન

મંત્રી શ્રી. વ્યાસે પાટણ મહાલ પુસ્તકાલયની પ્રવૃત્તિઓનું દિગ્દર્શન કરાવતાં કહ્યું કે સદ્‌ભાગ્યે અમારી પુસ્તકાલય પ્રવૃત્તિને પ્રજા તથા રાજ્ય તરફથી સહકાર મળતાં આ મહાલના પ્રત્યેક શાળાવાળા ગામે અમે પુસ્તકાલયો ઉઘાડી શક્યા છીએ. ફક્ત ચાર ગામ જ એવાં બાકી છે કે જ્યાં વાચનાલયો છે પરન્તુ પુસ્તકાલયો હજુ સુધી ઉઘડ્યાં નથી. અમારી આ પ્રવૃત્તિમાં અમને ખાસ કરીને મે. વહીવટદાર સા. તથા પાટણ મહાલ શાળાધિકારી સા. નો સંપૂર્ણ સાથ મળ્યો છે. અને તેમના સહકારથી જ અમે આટલું કાર્ય કરવાને ભાગ્યશાળી થયા છીએ. આ મહાલમાં હાલ ૮ વાચનાલયો તથા ૪૩ પુસ્તકાલયો છે. સને ૧૯૨૯ માં મહાલ પુસ્તકાલયની સ્થાપના થઈ તે વખતે તાલુકાનાં જૂથ પાડી પ્રચાર કરવા મે. કલ્યાણરાય જોષીના પ્રમુખપણા નીચે સાત માણસોની એક કમિટિ નીમી હતી. તે વખતે આખા તાલુકામાં પ્રચાર કરી દરેક પુસ્તકાલયોને ઘટતી મદદ આપી હતી. આ પરિષદના પહેલા અધિવેશનમાં પંદર ઠરાવો થયા હતા. તે દરેકનો અમલ કરવા બનતી કોશીષ કરી છે. આજે પણ જે ઠરાવો રજુ થાય તેનો સહર્ષ સૌ પ્રચાર કરશો એટલું ઇચ્છી હું મારૂં નિવેદન પૂર્ણ કરૂં છું.

પછી શ્રીમંત ગુણાનુવાદનો સુંદર ગરબો બાળાઓએ ઘડા તથા દીવા સાથે ગાઈ આખી પરિષદને આનંદ આપ્યો હતો. ત્યારબાદ અગિયાર વાગે વિષય વિચારણી સમિતિએ પસાર કરેલા નીચેના ચૌદ ઠરાવો પસાર થયા હતા.

## પસાર થયેલા ઠરાવો

(૧) પ્રજાની નિરક્ષરતા ટાળી, તેને જ્ઞાનવાન બનાવવા, પુસ્તકાલય પ્રવૃત્તિને વેગ આપી વડોદરા રાજ્ય જે એકધારો વ્યવસ્થિત પ્રયત્ન, કરોડો રૂપીઆના ભોગે કરી રહ્યું છે; તે માટે તે ઉદાર રાજનીતિના પ્રણેતા શ્રીમંત કૃપાળુ મહારાજા સાહેબનો આ પરિષદ અંતઃકરણપૂર્વક આભાર માને છે.

—પ્રમુખસ્થાનેથી

(૨) રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી દર વર્ષે વસંત પંચમીએ પુસ્તકાલય પર્વણી દિન ઉજવવા ઠર્યું છે. એ દિન ઉજવવાથી પુસ્તકાલયનો ઉદ્દેશ લોકો સારી રીતે સમજતા થાય છે અને એના પરિણામે લોકોનું સંસ્થા પ્રત્યે આકર્ષણ વધે છે, જેથી આવતી વસંત પંચમીએ એ પર્વણીદિન ઉજવવા તથા વિદ્યાદાન ઉપરાવવા આ પરિષદ મહાલનાં તમામ પુસ્તકાલયોના મંત્રીઓને ભલામણ કરે છે.

દરખાસ્તઃ—હરિશંકર છગનરામ વ્યાસ; (કણસાવી) અનુ૦—ત્રીકમલાલ કેવળરામ; (સંડેર)

(૩) મહાલના જે ગામ પુસ્તકાલયોએ પુસ્તકોનું વર્ગીકરણ કરી વિષયવારી અને નામવારી રજીસ્ટરો બનાવ્યાં ન હોય તે ગામ પુસ્તકાલયોના મંત્રીઓને આ વર્ષ આખર સુધીમાં વર્ગીકરણ કરી વિષયવારી અને નામવારી રજીસ્ટરો તૈયાર કરી દેવા આ પરિષદ આગ્રહસરી ભલામણ કરે છે.

દરખાસ્તઃ—ખેમાભાઈ અમરદાસ (બાલીસણા) અનુ૦—જોઈતારામ સાંકળચંદ (મણુંદ)

(૪) રાજ્ય પુસ્તકાલય પરિષદમાં મંડળ તરફથી તેમ જ મહાલ પુસ્તકાલય મંડળ તરફથી શિષ્ટ વાચનની પરીક્ષા લેવામાં આવે તેનો અંગ્રેજી શાળાના વિદ્યાર્થીઓ, ગુજરાતી શાળાના ઉપલા વર્ગોના વિદ્યાર્થીઓ તેમ જ વિદ્યાર્થિનીઓ અને શિક્ષક બંધુઓ વધુ પ્રમાણમાં લાભ લે તેવી તજવીજ કરવા દરેક શાળાના મુખ્ય શિક્ષકોને આ પરિષદ ભલામણ કરે છે.

દરખાસ્ત:—કરસનભાઈ રેવાભાઇ (રણુંજ) અનુ૦—ભગવાનદાસ સાંકળચંદ (સં'ડે

(૫) શાળાવાળા દરેક ગામે પુસ્તકાલયો અને વાચનાલયો સ્થપાઇ ગયાં છે તેની આ પરિ સંતોષ સાથે નોંધ લે છે. અને ડેર, રૂની, એંદલા, બબાસણા એ ચાર વાંચનાલયોના ગામોએ પહેલી તકે પુસ્તકાલયો સ્થાપવા જે તે ગામના શિક્ષકો અને પટેલ–તલાટીઓને આ પરિષદ આગ્રહપૂર્વ ભલામણ કરે છે.

દરખાસ્ત:—પ્રાણજીવન ભવાનીશંકર જોષી (પાટણ) અનુ૦—કેવળભાઇ ચતુરભાઇ (રણું

(૬) ગુજરાતી શાળાના શિક્ષક મનુ હ. દવે એમનાં રચેલાં ગુજરાતી ભાષાનાં પુસ્તકો ઘણ ઉત્તમ કોટિનાં હોવાથી પુસ્તકાલય ખાતાએ મંજૂર કરેલાં છે. દરેક પુસ્તકાલયે આ પુસ્તકો ખરીદ ક ઉગતા કવિને ઉત્તેજન આપવા આ પરિષદ આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

દરખાસ્ત:—દુર્ગાશંકર ગંગારામ (સંખારી) અનુ:—સવજીભાઇ દ્વારકાદાસ (અધા

(૭) જે ગ્રંથપાલે પુસ્તકાલય શિક્ષણવર્ગનો લાભ ન લીધો હોય તેવા દરેક ગ્રંથપાલે પ્રાંત જ્યારે પુસ્તકાલય શિક્ષણ વર્ગ શરૂ કરવામાં આવે ત્યારે આ વર્ગનો લાભ લેવો એવી જે તે ગ્રંથપાલ આ પરિષદ ભલામણ કરે છે.

દરખાસ્ત:—ચંપકલાલ છગનલાલ (માનપુર) અનુ૦—ભાઇશંકર નથુશંકર (રામપુર

(૮) ગામની ભણેલી જનતા દેશ દેશાવરના બનાવોથી વાકેફ રહે તેથી ગામના અનુકૂળ સ્થળે પાટિયા ઉપર રોજીંદા તેમ જ અઠવાડિક બનાવો લખવામાં આવે તો ગામના ભણેલા તમામ માણસે જતાં આવતાં આ હકીકત વાંચી અનેક બનાવો જાણે તેમ જ ભણેલું ભૂલી ન જાય એટલા માટે આ પ્રમાણે શકય હોય ત્યાં કરવા દરેક પુસ્તકાલયના મંત્રીને આ પરિષદ ભલામણ કરે છે.

દરખાસ્ત:—કાશીભાઇ રામજીભાઈ (સરીયદ) અનુ:—ચતુરભાઇ ત્રિકમભાઇ (મણુંદ

(૯) પુસ્તકાલયમાં નહિ આવી શકતાં ભણેલાં સ્ત્રી-પુરુષોને ઘેર બેઠાં વાચનનો લાભ મળે એવ યોજના ગામે ગામ થવાની આ પરિષદ આવશ્યકતા ગણે છે; અને તેનો અમલ વિદ્યાર્થીઓ મારફત શ કરી દેવા શિક્ષક ભાઇઓને આ પરિષદ ખાસ ભલામણ કરે છે.

દરખાસ્ત:-દયાશંકર મહીધરભાઇ (પાટણ) અનુ:-જગન્નાથ ચુનીલાલ રાવળ (રૂવાવી

(૧૦) મહાલનાં પુસ્તકાલયોને વ્યવસ્થિત બનાવવા માટે માનદ પ્રચારકની ખાસ આવશ્યકતા છે તો આ કામ સેવાભાવે કરવાની તત્પરતા આ પરિષદમાં પધારેલા શિક્ષક પ્રતિનિધિ ભાઇઓ પૈકી કોઇ ઉત્સાહી ભાઇ પોતાનું નામ દર્શાવે એવી આ પરિષદ આશા રાખે છે.

દરખાસ્ત:—નારણભાઇ નાનજીભાઇ ગ્રંથપાલ (સંડેર) અનુ:—ગંગારામ લક્ષ્મીચંદ (નવાપુરા

(૧૧) શિક્ષણશાસ્ત્રનાં પુસ્તકો કરવા પુસ્તકાલયમાં મોકલવામાં આવે તે બદલ મધ્યવર્તી પુસ્તકા લયને આ પરિષદ વિનતિ કરે છે.

દરખાસ્ત:—રવિશંકર વિઠ્ઠલરામ (ડેર) અનુ:—બબલભાઇ નાનાભાઇ (ડાસડી

(૧૨) સ્ત્રીવર્ગમાં પુસ્તકોનો પ્રચાર બહોળા પ્રમાણમાં કરવા માટે સ્ત્રીશિક્ષિકા બેનોને આ પરિષ ભલામણ કરે છે.

દરખાસ્ત:—કાન્તાબેન અંબાદાસજી (મણુંદ) અનુ:—કપિલાબેન માધવલાલ (મણુંદ

(૧૩) પોતાના અમૂલ્ય વખતનો લાભ આપી આ પરિષદનું કાર્ય ફતેહમંદ રીતે પાર પાડવા બદલ પ્રમુખ શ્રી. મે. રા. રા. પાટકર સાહેબનો આ પરિષદ અંતઃકરણપૂર્વક આભાર પ્રદર્શિત કરે છે.
દરખાસ્તઃ–મધુસૂદનરાય ગિરધરરાય (પાટણ) અનુ:—દયાશંકર મહીધર જોષી, પાટણ

(૧૪) આ પરિષદને આમંત્રી, રૂવાવી ગામે બતાવેલો ઉત્સાહ, ઉઠાવેલી ખંતભરી જહેમત અને કાર્ય પ્રત્યે દર્શાવેલી મમતા બદલ ગામના ગૃહસ્થો તથા શિક્ષકોને આ પરિષદ ધન્યવાદ આપે છે તેમ જ તેમનો આભાર માને છે.
દરખાસ્તઃ—જીભાઇ કાનજીભાઇ વકીલ (પાટણ) અનુઃ—જગજીવનદાસ મૂળચંદ ગોઠી (પાટણ)

ઠરાવોનું કાર્ય પૂર્ણ થતાં શાળાધિકારી મે. વહિયા સાહેબે પુસ્તકાલયની પ્રવૃત્તિને આગળ ધપાવવા માટે મંત્રીઓને દર્દભરી ભાષામાં સુંદર અપીલ કરી હતી. અને આ જ્ઞાનની પરબોથી જનસમાજનું કલ્યાણ થાય તેવી રીતે ફેલાવો કરવા સમજ આપી હતી.

છેવટ શ્રી. જીભાઇ વકીલે તેમની લાક્ષણિક ભાષામાં આ જ્ઞાનયજ્ઞની છેલ્લી આહૂતિ–રૂપે થોડુંક વિવેચન કર્યું હતું.

ત્યારબાદ બાળાઓએ સુંદર દાંડિયા રાસ ગાયા હતા. તેમને દરેકને જર્મનના પ્યાલા અર્પણ કરવામાં આવ્યા હતા ને પરિષદ શ્રીમંત મહારાજા સાહેબના જયઘોષ વચ્ચે બેન્ડ સાથે રાજગીત ગવાઇ વિસર્જન થઇ હતી.



# જર્મનીનાં કેદીઓની વાચનવૃત્તિ

છેલ્લા આંકડાઓ પરથી જણાય છે કે જર્મની ખાતેનાં કારાગૃહોમાં પચાસ ટકા જેટલી સ્ત્રી–કેદીઓ ઇતર વાંચનમાં પ્રેમલા–પ્રેમલાંના વિષયો ચર્ચતી નવલિકાઓ અને વાર્તાપુસ્તકો વાંચે છે.

પ્રેમનાં ટાયલાં આલેખતાં પુસ્તકો મોટા પ્રમાણમાં, સ્ત્રીઓના જગતમાં આદર પામે છે એટલું જ નહિ પણ મોટી સંખ્યામાં ખપી જતાં હોય છે.

એક બીજો રમુજી કિસ્સો પણ નોંધવામાં આવ્યો છે તે એ કે જર્મન કારાગૃહમાંની એક સ્ત્રી લાલ પૂંઠાવાળાં પુસ્તકોજ પસંદ કરતી હતી કારણ કે એ લાલ રંગનો "લીપ સ્ટીક" તરીકે ઉપયોગ કરી શકાતો હતો એ વિચાર એકાએક તેને સૂઝી આવ્યો હતો.

અન્ય સામાન્ય સ્ત્રી–કેદીઓ પૈકીમાંથી ચૌદ ટકા ઐતિહાસિક વાચનને પસંદગી આપે છે, જ્યારે પ્રવાસ અને રાજકારણ આલેખતાં પુસ્તકો ઘણાં ઓછાં પ્રમાણમાં વાંચતાં હોય છે.

સોમાંથી એક સ્ત્રી કોઇ વાર મળી આવે કે જે ધાર્મિક લખાણ પસંદ કરતી હોય; એ દશા "સાહિત્ય"મય લખાણોની પસંદગીમાં પણ જોવામાં આવે છે.

પુરુષ કેદીઓ વિગ્રહનાં વર્ણનો કરતાં પુસ્તકો વાંચે છે, પણ કોઇ કેદી એવાં પુસ્તકની કદી માગણી કરતાં નથી.

રાજદ્રોહના ગુન્હાસર પકડાયેલી સ્ત્રીઓ અલબત્ત, પુરુષના જેવો શોખ ઘણી બાબતોમાં ધરાવતી હોય તેમ જણાય છે. તેઓને પ્રણયરસની વાર્તાઓ કે નવલિકાઓ ઓછી વાંચવી ગમે છે.

રાજદ્રોહના ગુન્હા માટે સજા પામેલી ૨૦ સ્ત્રીઓમાંથી માત્ર એક જ સ્ત્રી એવી મળી આવે છે કે જે રાજકારણમાં રસ લેતી હોય.




૧ **પત્નીભક્તિ અને બીજી વાતો**—કર્તા તથા પ્રકાશકઃ હીરાલાલ આર. ડૉક્ટર મોર બંગલો, વિલા પાર્લા, મુંબાઇ, ૧૯૩૯, ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૧૩+૧૬૪; રંગીન આચ્છાદનવાળું પાકું સોનેરી પૂઠું; મૂલ્ય રૂ. ૧-૧૨-૦

ભાઇ હીરાલાલ ફિલ્મ પ્રોડ્યુસર અને ડાયરેક્ટર છે. એમણે વખતોવખત 'હિંદુસ્તાન પ્રજામિત્ર', 'મુંબાઇ સમાચાર', 'મોજમજાહ' વગેરે સામયિકોના દિવાળી અંકો માટે લખેલી અને તેમાં પ્રસિદ્ધ થએલી એવી ૬ રસમય વાર્તાઓ પુસ્તકાકારે પ્રસિદ્ધ કરી છે. આ વાર્તાઓ આદર્શરૂપ અને વાસ્તવિક લાગે એવી છે, તેમની આ વાર્તાઓ એકથી બીજી ચઢીઆતી છે. ડાહ્યો દિવાનો, પત્નીભક્તિ, મૃત્યુયાત્રા ખાસ વાંચવા જેવી છે. એક વખત વાંચવા લીધા પછી છોડવી ગમે એવી એક પણ વાત નથી. આમાં જીવનની સમીક્ષા, જીવનની ઉણપો તેમ જ જીવનની આધ્યાત્મિક બાજુની ચર્ચા છે ઘણી વાતોમાં વાસ્તવિકતા છે. એક બેમાં કલ્પનાશક્તિ પણ છે. બેકારીનો નમૂનો પણ અત્રે છે. વાર્તાના રસિકોને પસંદ પડશે. છપાઇ, કાગળ વગેરે સુંદર છે. બાંધણી પણ સારી મજબૂત છે.

૨ **ગૃહસ્થ યોગી**—લેખક તથા પ્રકાશકઃ ભટ્ટ, મોહનલાલ છગનલાલ (ઝૉંપડીવાળા) દરિયાપુર, વાડીગામ, કડીઆવાડ, અમદાવાદ. ક્રાઉન ૧૬પેજી, ૧૯૩૮; પૃષ્ઠ ૧૧૧, કાચું પૂંઠું, મૂલ્ય ૪ આના. 'ઉચ્ચભાવ' માસિકના ૪ થા વર્ષની ભેટના પુસ્તકરૂપે આ પ્રસિદ્ધ થાય છે. એમાં યોગી પુરુષો ગૃહસ્થજીવનમાં પડતાં કેવા ઓતપ્રોત થઇ જાય છે અને ગુરુપ્રતાપે તેમાંથી તરી જાય છે, એ વાત બહુ સુંદર રીતે વર્ણવી છે. જગતના કાવાદાવા, જંજાળો અને લીલી સૂકી વગેરેમાંથી ગુરુદેવ પોતાના શિષ્યને સ્મરણમાત્રથી કેવા બચાવી લે છે અને આખરે સમય થતાં પાછો પોતાને અસલ સ્થાને શિષ્યને કેવી રીતે લઇ જાય છે તે પણ બોધક રીતે વર્ણવ્યું છે. સાથે સાથે ઐહિક અને પારમાર્થિક હિત કેવી રીતે સધાય છે તે આ પુસ્તક ઠીક ઠીક સમજાવે છે.

છપાઇ વગેરે સારું છે. માત્ર ભેટનું પુસ્તક હોવાથી કાગળ જોઇએ તેવા નથી વાર્તાના રસિયાઓને તથા આધ્યાત્મિક જિજ્ઞાસાવાળાને પણ આ પુસ્તક માર્ગદર્શક થઇ પડશે.

૩-૬. (૩) **મંદાગ્નિ** (૪) **બ્રહ્મચર્ય** (૫) **માણસ માંદો કેમ પડે છે?** (૬) **મંદવાડ કેમ મટાડવો** — લેખક તથા પ્રકાશકઃ ડૉ. જટાશંકર નાન્દી — ઘીકાંટા, ભૂતની આંબલી પાસે એચ. વાડીલાલની કંપનીના મકાનમાં, અમદાવાદ. ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૩૨, ૪૦, ૧૫ અને ૩૨ અનુક્રમે. કાચું પૂઠું, મૂલ્ય (૩) ૧ આનો બીજાં ત્રણ બે આના દરેક.

ભાઇ જટાશંકર નાન્દી જાતે વકીલ હતા. તેમાંથી એમને વૈદકનો શોખ લાગ્યો અને

આરોગ્યરક્ષક જ્ઞાનપ્રચારક સેવાસમાજ સ્થાપી તે દ્વારા જીવનપ્રકાશ ગ્રંથમાળા શરૂ કરી છે. તેનાં આ પ્રથમ ચાર પુસ્તકો છે. આરોગ્ય એ જીવનની પ્રાથમિક આવશ્યકતા છે. માણસે જેમ બને તેમ નીરોગી રહેવું જોઇએ અને એ શી રીતે થઇ શકે તથા દીર્ઘ આયુષ્ય ભોગવી શકાય એ બતાવવું એ આ ગ્રંથમાળાનું ધ્યેય છે. સૌ કોઇને આ બાબત જાણવાની જરૂર છે. માળા અત્યંત ઉપયોગી અને ઘેર ઘેર વંચાવી જોઇએ. ઘણા ખરા રોગો મંદાગ્નિ, બ્રહ્મચર્યનો અભાવ વગેરેના કારણે ઉપસ્થિત થાય છે. દરેક મનુષ્યે આ પુસ્તકો વાંચી તે પ્રમાણે વર્તવા પ્રયત્ન કરવો જોઇએ. એથી આરોગ્ય વધશે, ખર્ચ કમી થશે અને જીવન આનંદી, ઉત્સાહી અને શ્રેયસ્કર બનશે. પુસ્તકાલયોમાં આ પુસ્તકો રાખવા જેવાં છે. કિંમત જૂજ છે એટલે એનો લાભ બહોળા પ્રમાણમાં લઇ શકાશે. વિષય બહુ સરળતાથી અને શાસ્ત્રીય પદ્ધતિએ લેખકે ચર્ચ્યો છે. શરીરની રચના સમજાવી, કર્તાએ કુદરતી રીતે વિશેષ કાળજીપૂર્વક અને સંયમી રીતે મનુષ્ય કેવી રીતે નીરોગી રહી શકે એ સ્પષ્ટ કર્યું છે. અમારી માન્યતા મુજબ, આવાં નાનાં નાનાં પુસ્તકો ઉપરાંત એ દરેક પ્રકરણરૂપે એક દળદાર પુસ્તક પ્રસિદ્ધ થય તો વધુ ઉપયોગી નીવડે.

**૭. સ્વૈરવિહાર ભા. ૨ જો**—કર્તા પાઠક રામનારાયણ વિશ્વનાથ; પ્રકાશકઃ પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ, સં. ૧૯૯૪, ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૨૦૫, સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂંઠું, મૂલ્ય રૂ. ૧-૪-૦.

પ્રસ્થાન કાર્યાલય તરફથી પ્રસિદ્ધ થતી ગ્રંથમાળા પૈકી બૃહદ્ ગ્રંથાવલિનું આ અગીઆરમું પુસ્તક છે. એમાં શ્રી. રામનારાયણ પાઠકે વખતોવખત 'પ્રસ્થાન' માસિકમાં લખેલા પ્રાસંગિક મર્માળા લેખોના સંગ્રહરૂપે પ્રસિદ્ધ થાય છે. વિષયોનું વૈવિધ્ય છે. આમાં લગભગ ૨૨ લેખો છે. આધ્યાત્મિક તેમ જ ઐહિક બન્ને વિષયોનો આમાં સમાવેશ થયો છે. સાહિત્ય, કલા, સ્થળપ્રવાસ, આરોગ્યશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન વગેરે વિષયોને લગતા લેખો ખરેખર વાંચવા અને મનન કરવા લાયક છે. શ્રી રામનારાયણભાઇ જેવા પ્રખર વિદ્વાન અને વિચારકના મનન કરવા અને આચારમાં મૂકવા લાયક વિચારોનું આ પુસ્તક જે પુસ્તકાલયોમાં ન હોય તે પુસ્તકાલય અધુરૂં ગણાય. સારા સારા લેખકોનાં બધાં પુસ્તકો યથાશક્તિ યથાસમયે પુસ્તકાલયોએ ખરીદી તેનો જેમ બને તેમ ખૂબ પ્રચાર કરવો જોઇએ. એ દ્વારા પણ શિક્ષણ મેળવી શકાશે અને એમના વિચારોમાંથી ઘણાને માર્ગદર્શન અને ફાયદો જ થશે.

છપાઇ, બાંધણી, કાગળ વગેરે સુંદર છે. 'પ્રસ્થાન' કાર્યાલયનાં પુસ્તકો એ બાબતમાં આદર્શરૂપ છે જ. ભાઇ મિસ્ત્રી તથા શ્રી. રામનારાયણભાઇને એ માટે અભિનંદન ઘટે છે અને અન્ય ગ્રંથમાળાવાળાઓએ એમનું અનુકરણ કરવાની ખાસ આવશ્યકતા છે.

**૮ અધ્યાત્મજીવન** : મૂળ અંગ્રેજીમાં લેખક : શ્રી. સી. જીનરાજદાસ; અનુવાદક "રાજ" પ્રકાશકઃ અંબાલાલ બુલાખીદાસ શાહપૂર, દરવાજાનાળો ખાંચો અમદાવાદ. સં. ૧૯૯૩ ક્રાઉન ૧૬ પેજી કદ, પૃ૪ ૨૪+૩૪૪, મૂલ્ય રૂા. ૧-૦-૦.

જિનરાજદાસ ગ્રંથમાળાનું આ પ્રથમ પુસ્તક છે. એમાં શ્રી. જીનરાજદાસનાં આધ્યાત્મિક અને પ્રેરક જુદે જુદે સ્થળે અને જુદે જુદે સમયે કરેલાં ભાષણો એકત્ર કરી છાપેલાં છે. શ્રી. જીનરાજદાસ થિઓસોફિકલ સોસાઇટીના પ્રખર વિદ્વાન પ્રચારક તથા અગ્રગણ્ય

નેતા છે. એઓ મૂળ લંકાનિવાસી છે. તત્ત્વજ્ઞાનના પ્રચાર માટે તેઓ દુનિયાના તમામ દેશોમાં ફરી પ્રવચનો આપે છે. એમની શૈલી સહેલી અને સરળ હોઇને સાંભળનારના મન ઉપર આબાદ અસર કરે છે. પોતે બહુ ઉત્તમ કોટીના વક્તા છે. કુલ ૪૩ પ્રવચનો, ઉપસંહાર, પ્રવેશક અને પરિશિષ્ટોનો આમાં સમાવેશ કરેલો છે. આધ્યાત્મિક વિદ્યાર્થીને તો આમાંથી ઘણું જાણવાનું મળશે. આવાં પુસ્તકો પુસ્તકાલયોમાં ખાસ હોવાં જોઇએ. હિંદુધર્મનો મૂળ પાયો તત્ત્વજ્ઞાન ઉપર જ છે અને હિંદનું સ્થાન એને લીધે અનોખું છે. આવાં પ્રવચનો વાંચી, મનન કરી તેનું રહસ્ય સમજવા પ્રયત્ન કરવો જોઇએ અને તેને આચારમાં મૂકવાં જોઇએ. એથી જીવન રસમય, આનંદમય અને મોક્ષદાયી થઇ શકે.

ના. ચં. દીવાનજી

**૯. વર્ધા શિક્ષણ યોજના**—પ્રકાશકઃ નવજીવન કાર્યાલય, અમદાવાદ; પૃષ્ઠસંખ્યા ૨૨૩; પૂઠું કાગળનું, કિંમત ૦–૧૦–૦.

મહાત્મા ગાંધીજીએ વર્ધા ખાતે કેળવણીને લગતી એક પરિષદ બોલાવી હતી. એ પરિષદ આગળ મહાત્માજીએ કેળવણી સંબંધી પોતાના વિચારો રજૂ કર્યા હતા. એ વિચારો પ્રમાણે ગ્રામોદ્યોગ દ્વારા કેળવણી આપવી, એ કેળવણી એથી સ્વાવલંબી બનવી જોઇએ, ગ્રામોદ્યોગ દ્વારા શીખવાતા વિષયોમાં અત્યારના મેટ્રિક સુધીમાં જે વિષયો શીખવવામાં આવે છે તેમાંથી અંગ્રેજી બાદ કરતાં જે બાકી રહે તે શીખવવા, વધારામાં હિન્દુસ્તાનની ભાષા શીખવવી, આ કેળવણી ઓછામાં ઓછી સાત વર્ષની દરેકને મળવી જોઇએ, વગેરે વગેરે. આ વિચારોને વિગતવાર રૂપ આપવા માટે વર્ધા પરિષદે ડૉ. ઝાકિરહુસેનના પ્રમુખપણા નીચે શ્રી. કૈયદૈન, કાકા કાલેલકર, શ્રી. મશરૂવાળા વગેરેની એક સમિતિ નીમી હતી. એ સમિતિ તરફથી એનો અહેવાલ ' પાયાની રાષ્ટ્રીય કેળવણી ' નામથી અંગ્રેજીમાં બહાર પડ્યો હતો. એ અહેવાલનો આ પુસ્તક એ ગુજરાતી અનુવાદ છે.

આ પુસ્તકમાં વર્ધા કેળવણી યોજનાના મૂળભૂત સિદ્ધાંતો તથા ધ્યેયનો વિચાર કરવામાં આવ્યો છે; ઉપરાંત આ યોજનાને અંગે જોઇતા શિક્ષકો તથા નિરીક્ષકોનો પણ વિચાર કરવામાં આવ્યો છે.

આ પુસ્તકના બે ખંડ છે. એમાં પહેલા ખંડમાં ઉપર જણાવેલી બાબતો ચર્ચી છે; અને બીજા ખંડમાં અભ્યાસક્રમનો વિગતવાર વિચાર કરેલો છે.

આ વર્ધા યોજના કેળવણીમાં ક્રાંતિ કરશે. એ દ્વારા હિંદુસ્તાનની સુરત બદલી નાખવાની એ યોજનાના વિધાયકની આકાંક્ષા છે. આશા છે કે આ યોજના સમજવા માટે આ પુસ્તક બધા વાંચે. પુસ્તક અનુવાદ હોવા છતાં જાણે ગુજરાતીમાં જ લખેલું હોય તેવું લાગે છે.

**૧૦. આપણા દેશની પ્રાથમિક કેળવણીઃ**—અનુવાદકઃ તરંગિણી રમણભાઇ નીલકંઠ, બી. એ., એમ. ટી. સી. (લંડન); પ્રકાશકઃ ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ; પૃષ્ઠ સંખ્યા–૧૬૮; પૂઠું, કાર્ડબોર્ડનું; કિંમત ૧–૦–૦.

પ્રાથમિક શાળાને લગતા સિદ્ધાંતો સંબંધી તથા ખાસ કરીને પ્રાથમિક શાળામાં શીખવાતા વિષયો સંબંધી આ પુસ્તકમાં જુદા જુદા લેખો છે, એ લેખો જે તે વિષયના

અનુભવી વિદ્વાનોએ લખેલા છે. મૂળ આ બધા અંગ્રેજીમાં લખાયેલા લેખો ' ઇન્સ્ટ્રક્શન ઇન ઇન્ડીઅન પ્રાયમરી સ્કૂલ્સ ' નામે પુસ્તકરૂપે બહાર પડયા હતા, તેનો આ અનુવાદ છે.

લેખો એકંદરે પ્રાથમિક શિક્ષણમાં રસ લેનારાઓને માર્ગદર્શક થઇ પડે તેવા છે અને અનુવાદ પણ સારો થયેલો છે.

પ્રાથમિક શાળાઓના નિરીક્ષકો તથા મુખ્ય શિક્ષકો તેમ જ પ્રાથમિક શિક્ષણમાં રસ લેતા બીજાઓએ આ પુસ્તક વાંચવા જેવું છે.

પુસ્તકની છપાઇ વગેરે સરસ છે.

**૧૧. ગ્રામમાતા અને બીજાં** કાવ્યો:—લેખક-કલાપી; સંપાદક-નવલરામ જગન્નાથ ત્રિવેદી, એમ. એ; પ્રકાશક-જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ અને મુંબઇ ૨; પૃષ્ઠસંખ્યા-૨૨ + ૧૭૯; પૂઠું-લુગડાની પટ્ટીવાળું કાર્ડબોર્ડનું; કિંમત ૦-૧૩-૦.

કલાપી એ ગુજરાતના પ્રિય કવિ છે. એમનાં કાવ્યોમાંથી ૪૩ કાવ્યો અત્રે લીધેલાં છે. એમાં ' ગ્રામમાતા, ' ' અવસ્થ ગૃહિણી, ' ' એક આગિયાને, ' ' ભરત, ' ' વીણાનો મૃગ, ' ' વૃદ્ધ ટેલીઓ ' વગેરે જાણીતાં કાવ્યો આવે છે. આમ છતાં આ કાવ્યોની પસંદગી પાછળ સ્પષ્ટ ધોરણ સમજાતું નથી.

કાવ્યોની શરૂઆતમાં કલાપીના જીવન તથા લેખન સંબંધી માહિતી આપતો સારો લેખ છે. કાવ્યોને અંતે કાવ્યો સંબંધી નોંધ આપેલી છે. એ નોંધમાં કલાપીએ આ કાવ્યો પૈકી જે અંગ્રેજી ઉપરથી ઉતારેલાં તે મૂળ અંગ્રેજી કાવ્યો પણ આપેલાં છે.

એકંદરે આ પુસ્તક આવકારપાત્ર છે; આમ છતાં, ' કાન્તના પૂર્વાલાપ 'ની જેવી આવૃત્તિ શ્રી. રામનારાયણ પાઠક તરફથી તૈયાર થયેલી છે તેવી આવૃત્તિ ' કલાપીના કેકારવ 'ની થવાની જરૂર છે. અમને આશા છે કે કેકારવના પ્રકાશક આ બાબતમાં યોગ્ય વ્યક્તિની પસંદગી કરી અમારી સૂચનાને વેળાસર વધાવી લેશે.

**૧૨. કાવ્યપરિચય-ભાગ ૨ જો :** સંગ્રાહક : રામનારાયણ વિ. પાઠક અને નગીનદાસ ના. પારેખ; પ્રકાશક નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; પૃષ્ઠસંખ્યા-૨૬૭; પૂઠું બોર્ડ પટ્ટીનું કિંમત ૦-૧૨-૦

ગુજરાત વિદ્યાપીઠે પ્રાથમિક, માધ્યમિક તથા ઉચ્ચ શાળાઓ માટે કવિતાના સંગ્રહો તૈયાર કરી પ્રસિદ્ધ કર્યા છે: પ્રાથમિક શાળાઓ માટે ' ચણીબોર ' પ્રસિદ્ધ કર્યો છે; માધ્યમિક શાળાઓનાં નીચલાં ધોરણ માટે ' રાયણ ' બહાર પાડયો છે; એથી આગળનાં માધ્યમિક શાળાનાં ધોરણો માટે ' કાવ્ય પરિચય 'ના બે ભાગ બહાર પાડયા છે; અને માધ્યમિક શાળાનાં છેક ઉપલાં એક બે ધોરણ માટે તથા ઉચ્ચ શાળાઓ માટે ' કાવ્યસમુચ્ચય 'ના બે ભાગ પ્રસિદ્ધ કરેલા છે.

' કાવ્ય પરિચય 'ના બીજા ભાગની આ બીજી આવૃત્તિ છે. આ આવૃત્તિમાં પહેલી આવૃત્તિ પ્રસિદ્ધ થયા પછી ખાસ પ્રસિદ્ધમાં આવેલા કવિઓનાં કાવ્યો પણ ઉમેરી લેવામાં આવ્યાં છે. આ સંગ્રહમાં પ્રાચીન તેમ જ અર્વાચીન કવિઓનાં કાવ્યો, તથા લોકગીતો લેવામાં આવ્યાં છે. ' કાવ્ય સમુચ્ચય 'માં અર્વાચીન કવિઓનાં કાવ્ય જ લીધેલાં છે, તથા તે જરા

ઊંચી કક્ષાના વિદ્યાર્થીઓ માટેનાં પણ છે; આથી, આ ' કાવ્ય પરિચય 'નું પુસ્તક એક રીતે આપણા વિદ્યાર્થીઓને તેમ જ સામાન્ય વાચકોને આપણા કાવ્યસાહિત્યનો ખ્યાલ આવે તે માટે વિશેષ ઉપયોગી થઇ પડે તેમ છે.

આ સંગ્રહમાંનાં કાવ્યો માધ્યમિક શાળાનાં વચલાં ધોરણો માટે તેમ જ સામાન્ય વાચક માટે આપણા કાવ્યસાહિત્યના પ્રતિનિધિરૂપ ગણી શકાય તેવાં છે.

કાવ્યો સંબંધી આવશ્યક ટૂંકી નોંધ પણ કાવ્યોની છેવટે આપેલી છે.

આ પુસ્તક માધ્યમિક શાળાનાં ચોથા–પાંચમા ધોરણોમાં કવિતાના વિષયમાં પાઠ્ય પુસ્તક તરીકે ચલાવવા જેવું છે; તેમ જ કવિતાના સામાન્ય અભ્યાસીઓ માટે પણ ઉપયોગી થઇ પડે તેવું છે. માધ્યમિક શાળાઓ, પુસ્તકાલયો તથા ગૃહપુસ્તકાલયોમાં આ પુસ્તક વસાવવા જેવું છે.

**૧૩. ગાંધીજીની સાધના :** લેખક : રાવજીભાઈ મણિભાઈ; પ્રકાશક નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; પૃષ્ઠસંખ્યા ૪૮૦; પૂઠું બોર્ડપટ્ટીવાળું; કિંમત ૧–૪–૦.

મહાત્મા ગાંધીજીની મહત્તા હિંદુસ્તાનમાં જાહેર થઇ તે પહેલાં એ મહત્તા એમણે દક્ષિણ આફ્રિકામાં કેવી રીતે વિકસાવી એનો ખ્યાલ આપવા માટે આ પુસ્તક લખાયું છે. આ પુસ્તકના લેખક દક્ષિણ આફ્રિકામાં મહાત્માજી સાથે ઘણી ખરી પ્રવૃત્તિઓમાં સામેલ હોવાથી તેઓ પોતાના અનુભવથી આ પુસ્તક લખી શકયા છે. મહાત્માજીની ' આત્મકથા ' કે ' દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહના ઇતિહાસ 'માં મહાત્માજીની વિકસતી જતી મહત્તાનો જે ઉલ્લેખ નથી આવતો, તેનો આ પુસ્તકમાં સમાવેશ થાય છે. વળી મહાત્માજી પોતે પોતા સંબંધી નમ્રતાને કારણે ન લખે તેવી ઘણી બાબતો આ લેખકે મહાત્માજીના એક અદના સેવક તરીકે પૂજ્યભાવે વર્ણવેલી છે. મહાત્માજીનો ફિનિકસ આશ્રમ, હિંદીઓને થતા અન્યાય સાથે હજારો મજૂરોને લઇને મહાત્માજીએ કરેલી ઘણા માઇલોની કૂચ એમના ત્યાંના સાથીઓ વગેરે ઘણી જાણવા જેવી બાબતોનો આમાં સમાવેશ થાય છે. આ પુસ્તક મહાત્માજીના જીવનને, સિદ્ધાંતોને તથા પ્રવૃત્તિઓને સમજવામાં ઘણું મદદગાર થાય તેમ છે. શૈલી સરળ છે. પુસ્તક પુસ્તકાલયોમાં તેમ જ ગૃહોમાં વસાવવા જેવું છે. આ પુસ્તકનું વાચન જેટલું વધે તેટલું તે પ્રજાજીવનને હિતકર્તા છે.

શાં. સો. પટેલ

**૧૪. (૧) અર્જુનમાલિ પૃ. ૨૪, (૨) ચક્રવર્તી સનત્કુમાર પૃ. ૧૮, (૩) શ્રી ગૌતમસ્વામી પૃ. ૧૬, (૪) આર્દ્રકુમાર પૃ. ૧૯, (૫) મહારાજા શ્રેણિક પૃ. ૨૪ (૬) વીર ભામાશાહ પૃ.૨૪, (૭) મહામંત્રી ઉદાયન પૃ. ૨૦, (૮) ભરત બાહુબલિ** પૃ. ૧૮. મૂળલેખક ધીરજલાલ ટોકરશી શાહ; પ્રકાશક ઉંઝા આયુર્વેદિક ફાર્મસી; ગાંધીરોડ અમદાવાદ; મૂલ્ય દરેકનો ૦–૧–૦.

ભાઇ ધીરજલાલે ગુજરાતી ભાષામાં લખેલી વિદ્યાર્થી વાચનમાળાની શ્રેણીઓમાંથી આ પુસ્તકો પ્રકાશન સંસ્થાએ હિન્દી ભાષામાં ઉતાર્યાં છે. માળાનું નામ શ્રી નંગીનદાસ હિન્દી

પુસ્તકમાળા છે. પુસ્તકો નં. ૧ થી ૮ જોતાં પ્રયત્ન પ્રશસ્ય થયો હોય એમ જણાયું છે. હિન્દી બોલી રાષ્ટ્રભાષા થતી જાય છે, તે ટાણે આ પુસ્તકોનું વાચન વિશેષ રુચિકર થઇ પડશે. પ્રકાશનસંસ્થા આવાં જ ચારિત્રપોષક પુસ્તકો પ્રકાશિત કરી વધુ યશસ્વી બને.

**૧૫. ન્હાનપણની વાતોઃ** લેખિકાઃ પદ્માવતી દેસાઇ, પૃ. ૩૨, પૂઠું કાગળનું, ૦–૩–૦.

આપણી બાળ ગ્રંથમાળા ભરૂચનું આ વર્ષ બીજાનું પુસ્તક ચોથું છે. કુલ ૧૧ વાતો લીધી છે. માસ્તર, પીંઆચોર, દયાબા, વીંછીનું બચ્ચું, આ વાતો બહુ સારી છે.

લેખિકા બહેને પોતાનું અનેરૂં વિશિષ્ટત્વ સાચવ્યું લાગે છે.

બાળકો માટેની જોડણી તો એકધારી જોડણીકોશ પ્રમાણે રહે તે જ હિતાવહ છે. પુસ્તકમાં ત્હને, મ્હને, મ્હોટાં, હિંમ્મત, મ્હારા, ન્હાની, સોની માઉન, કૂતરો, ઉન્હું આવી કેટલીય ત્રુટિઓ રહી જવા પામી છે. દ્વિતીયાવૃત્તિ વખતે એ સુધારવા એ તરફ ધ્યાન ખેંચીએ છીએ. વળી કિંમત પણ ઓછી રખાય એ તરફ દષ્ટિ રાખવા ભલામણ છે.

**૧૬. અટકચાળાં વાંદરાં :** લેખકઃ રમણલાલ નાનાલાલ શાહ, પૃ. ૮૪. પૂઠું બોક્સ-કાર્ડનું કિં. ૦–૬–૦. પ્રકાશક : બાલજીવન કાર્યાલય, વડોદરા.

પ્રકાશકે, ક્રમે ક્રમે અભ્યાસમાં આગળ વધતાં બાળકોને તેના ક્રમાનુસાર વાચન આપવાની યોજના "બાલક્રમિક વાર્તામાળા" દ્વારા યોજી છે. તે ક્રમિક વાર્તામાળાનું આ પહેલું પુસ્તક છે. છાપકામ ચિત્રો વગેરે સુંદર આપ્યાં છે. વાંદરાં સંબંધી નવેક વાતો આપી છે. વાતો ખરેખર રમુજી છે; પણ જેટલી રમુજી છે તેટલી જ જ્ઞાનની દિશામાં નથી. માળાના ચાલકો એ દિશામાં વધુ ધ્યાન આપશે.

**૧૭. સહેલી વાતો :** સંપાદક અને પ્રકાશક ઉપર પ્રમાણે. પૃ ૫૬. પૂઠું બોક્સ-કાર્ડનું કિં. ૦–૪–૦.

ઉપરની જ વાર્તામાળાની આ બીજી પુસ્તિકા છે. એમાં ૧૦ વાર્તાઓ છે. આમાંની ઘણીખરી વાર્તાઓ 'બાલજીવન' માસિકમાં આવી ગએલી છે. પાછલી ફાઇલો ઉથલાવી જોતાં ચિત્રો ને લખાણ તેનું તેજ જણાય છે. ભાઇ રમણલાલે બાલજીવનના અખતરા ઉપરથી આ પુસ્તકનું પ્રકાશન કરવું યોગ્ય માન્યું હોય એમ લાગે છે. માસિકમાં અપાતાં લખાણો કાળે કરી નાશ પામે છે, તે આવા પુસ્તકાકારે સંગ્રહાય એ ઇચ્છવાજોગ છે. જેની પાસે 'બાલજીવન' ન પહોંચ્યું હોય તેવાંઓ આ પુસ્તક સંગ્રહો લે વાર્તાઓ સહેલી છે, વાંચવા ખાતર વાંચશે તેને ગમ્મત પડશે, વખત જશે ને થોડી ઘણી માહિતી પણ મળશે.

બીજાં બાલમાસિકો થોડે ખર્ચે પાછલાં ચિત્રો–લખાણો વગેરે વાપરીને આ અખતરો અજમાવી જુએ.

**૧૮. શેકસપીઅરનાં કથાનકોઃ ભા. ૨ :** લેખક અને પ્રકાશક, ઉપર પ્રમાણે, પૂઠું પાકું, પૃ. ૧૬૦ કિં. રૂ. ૧–૦–૦.

આ બાલજીવન પુસ્તકમાળા શ્રેણિ બીજીનું પુસ્તક ૭ મું છે. પુસ્તક કિશોરો માટે વધુ ઉપયોગી થઇ પડશે. કથાનકો શેકસપીઅર જેવા ધુરંધરે લખ્યાં છે તેનો આ અનુવાદ છે.

અંગ્રેજી હાઇસ્કૂલોમાં ભણતા વિદ્યાર્થીઓ માટે એ ઉપયોગી નીવડશે. એમાંની વાર્તાઓ જાદુઈ વાતોમાં વિશ્વાસ આણે એવી છે. સાહસ, હાસ્ય ને રસપ્રવાહનો મેળ ઠીક જામેલો છે.

મોટાંઓએ પણ નજર તળે કાઢવા જેવું ખરું.

૧૯. **તુલસીદાસ** : લેખિકા કીર્તિદા દીવનજી, પ્રકાશકઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો. અમદાવાદ, પૃ. ૪૧, પૂઠું કાગળનું, કિં. ૦-૩-૦.

ગૂર્જર બાલ ગ્રંથાવલિનું વર્ષ ૩જાનું પુસ્તક ૭ મું છે. રામાયણનું રસામૃત પાનાર હિંદી ભાષાના સાહિત્યમણિ મહાત્મા તુલસીદાસજીનું આ પ્રભાવશાળી સુંદર સરળ ચરિત્ર સૌ કોઇને ગમી જાય તેવું છે.

માળામાં આ પુસ્તક અનેરી ભાત પાડે છે. પુસ્તકમાં એમના વિષે લખાયું છે કેઃ "તુલસીદાસના પિતા આત્મારામ દુબે રાજાપુર ગામમાં રહેતા હતા." ( પૃ. ૩ જુઓ ) પણ સસ્તુ સાહિત્ય કાર્યાલયના તુલસીકૃત રામાયણમાં શ્રી. ગોસ્વામી તુલસીદાસજીનું સંક્ષિપ્ત વૃત્તાંત આપ્યું છે તેમાં રાજાપુર પાસે દુબેપુરવા ગામે **રુદ્રનાથ મિશ્ર** રહેતા હતા. તેમના પુત્ર તુલસીદાસજી એમ જણાવ્યું છે. આ હકીકત ખરી ખાતરી માગી લે છે. કેટલેક સ્થળે જોડણીના દોષો રહી ગયા છે તે અક્ષમ્ય ગણાય ઋષિ શબ્દ માટે **રુષી** એમ જોડણી રાખવી એ બાલમાનસને અશુદ્ધ જોડણી તરફ દોરવા જેવું છે. પુનર્મુદ્રણ વખતે આ બાબતની ચોકસી રાખવા ધ્યાન અપાય એ ઇચ્છવા યોગ્ય છે. બાળકોને આ સુચરિત્ર વાંચવું અવશ્ય ગમશે.

'દ્રષ્ટા'.

૨૦. **કેળવણીનો કોયડો** : લેખક, મહાત્મા ગાંધીજી; પ્રકાશક, નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; ૧ લી આવૃત્તિ, ૧૯૩૮; ૧૬ પેજી પૃ. ૪૮૭; પૂઠું, કાર્ડબોર્ડ પદ્દીનું કું. રૂ. ૨-૦-૦.

આ પુસ્તક હરિપુરા મહાસભાના અરસામાં પ્રસિદ્ધ થયેલ '**ખરી કેળવણી**' એ ગાંધીજી કૃત પુસ્તકનો પૂરક ભાગ છે. એમાં કેળવણીના વિવિધ પ્રશ્ન પર લેખરૂપે વા વ્યાખ્યાનરૂપે ગાંધીજીએ છેલ્લાં ૨૦-૨૨ વર્ષમાં જે વિચારો દર્શાવ્યા છે ને જે '**ખરી કેળવણી**'માં સ્થાન નથી પામી શકયા તેનો સંગ્રહ ( ૧ ) અસહકાર અને આધુનિક કેળવણી. ( ૨ ) રાષ્ટ્રીય કેળવણીનો પ્રયોગ ( ૩ ) હરિજનોની કેળવણી, ( ૪ ) ઉકેલની દિશા અને ( ૫ ) વર્ધાની યોજનાઃ એ ૫ ખંડોમાં વ્યવસ્થિત રીતે વહેંચી નાખવામાં આવ્યો છે. એના વાચનથી આ પુસ્તકની પ્રસ્તાવનારૂપે કાકા સાહેબ કાલેલકરે "**કેળવણીશાસ્ત્રીઓએ અને દેશના હિતચિંતકોએ આ લેખોનો ઊંડો અભ્યાસ કરવો જોઇએ**" એવું કથન '**પ્રયોજનો નીચોડ**' એ નામના પોતાના લેખમાં જે કર્યું છે તે સાવ સાચું લાગે છે.

પુસ્તક સંદર્ભ ગ્રંથ તરીકે મોટાં પુસ્તકાલયોએ ખાસ વસાવવા જેવું છે. છેવટનાં પૃષ્ઠોમાં અપાયલી 'સૂચિ' અભ્યાસ તેમ જ સંદર્ભતાની દષ્ટિએ બહુ ઉપકારક હોઇ પુસ્તકની ઉપયોગિતામાં ઓર ઉમેરો કરે છે.

૨૧. **ત્યાગમૂર્તિ અને બીજા લેખો** : લેખકઃ મહાત્મા ગાંધીજી; પ્રકાશકઃ નવ-

જીવન પ્ર. મંદિર,' અમદાવાદ; ૪ થી આવૃત્તિ ૧૯૩૮; ૧૬ પેજી પૃ. ૪૨૯; પૂઠું, કાર્ડબોર્ડ પટ્ટીનું; કિં. ૦–૧૨–૦.

આ પ્રકાશનમાં ગાંધીજીના સામાજિક વિષયો પરના લેખોનો સંચય હોઇ તેમને પણ (૧) વૈધવ્ય અને વિધવા–વિવાહ, (૨) બાળલગ્ન અને કજોડાના પ્રશ્નો, (૩) સ્ત્રીવિષયક પ્રશ્નો, (૪) લગ્નવિષયક પ્રશ્નો અને (૫) કૌટુંબિક જીવનના પ્રશ્નો: એ પાંચ ખંડોમાં વ્યવસ્થિત રીતે ગોઠવવામાં આવ્યા છે. ૪ થી આવૃત્તિ એ જ એની ઉપયોગિતા અને લોકપ્રિયતાની સાક્ષી પૂરે છે. આ ચોથી આવૃત્તિમાં ૧૭ લેખો પહેલી જ વાર ઉમેરવામાં આવ્યા છે, એ બીના ખાસ નોંધપાત્ર હોઇ આગલી આવૃત્તિ જેના પુસ્તક ભંડોળમાં હોય તેવાં પુસ્તકાલયો માટે પણ આ નવી આવૃત્તિને વસાવવા યોગ્ય ઠરાવે છે.

' સૂચિ ' આ પુસ્તકમાં પણ સામેલ છે.

આ નવજીવનનાં પ્રકાશન એટલે ઉપયોગી વિષયનાં સોંઘામાં સોંઘાં લગભગ પડતર કિંમતનાં પ્રકાશન એ આ બન્ને પુસ્તકોની કિંમત જોતાં સહજ સમજાઇ જાય છે.

**૨૨. માનવશરીરવિકાસ :** લેખકઃ છોટાલાલ બાલકૃષ્ણ પુરાણી; પ્રકાશકઃ ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ, અમદાવાદ; ૧ લી આવૃત્તિ, સં. ૧૯૯૪; ૧૬ પેજી પૃ. ૮+૩૬૬; પૂઠું, કાર્ડ બોર્ડ પટ્ટીનું; કિં. રૂ. ૧–૮–૦.

ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ એ ગુજરાતી આલમમાં વ્યાયામનો શોખ કેળવવાના ધ્યેય માટે મથતી ગુજરાતની એક આદરપાત્ર સંસ્થા છે. ગુજરાતના પ્રત્યેક જીલ્લામાં સ્થળે સ્થળે વ્યાયામ સંસ્થાઓ ચાલતી વા નીકળતી આજે જે જણાય છે તે આ મંડળના સૂત્રધારોએ ત્રીસેક વર્ષ પર આદરેલા અને તે પછી આગળ ધપાવેલા પ્રયત્ને પેદા કરેલા વાતાવરણને જ આભારી છે. આ મંડળના આશ્રય ને દોરવણી નીચે ગુજરાતભરમાં અનેક સંસ્થાઓ આજે કામ કરી રહી છે. એના તરફથી ગ્રીષ્મવર્ગો ચલાવાય છે, તેમ મર્દાની રમતોનાં સમ્મેલનો ભરાય છે. આ પ્રયત્નને પ્રાન્તિક મહાસભા સરકારની સ્થાપના પછી વધારે વેગ મળ્યો છે. અમદાવાદની સુધરાઇએ ' વ્યાયામ વિદ્યાલય ' સ્થાપવાનું આવકારપાત્ર પગલું ભર્યું છે. એ વિદ્યાલયે વ્યાયામનું શિક્ષણ શાસ્ત્રીય પદ્ધતિએ આપવાનું શરૂ કરતાં તેને આવશ્યક પાઠ્ય પુસ્તકોની માતૃભાષામાં ખાસ ખોટ જણાઇ તે પૂરી પાડવા સારૂ મંડળે **' વ્યાયામ પાઠ્ય પુસ્તકમાળા '** પ્રગટ કરવાનું ઠરાવ્યું ને તેના ૧ લા મણકારૂપે આ ઉપયોગી પ્રકાશન અસ્તિત્વમાં આવ્યું છે. એમાં ગુજરાતની વ્યાયામપ્રવૃત્તિના આદ્ય પ્રવર્તક શ્રી. છોટુભાઇ પુરાણીએ વર્ષો પહેલાં ભરૂચ સેવાશ્રમ અંગેના વિદ્યાલયના છાત્રો ને શિક્ષકગણ સમક્ષ આપેલાં વ્યાખ્યાનોનો આવશ્યક સુધારાવધારા સાથે સંચય કરવામાં આવ્યો છે. એ વ્યાખ્યાનોનો શ્રવણરસ ચાખવાનો લાભ મને મળેલો હોવાથી એની ઉપકારકતા સંબંધમાં તો મારી પૂરી ખાત્રી છે. એના વાચનથી માનવશરીરનો વિકાસ કેવે ક્રમે કેવી અદ્દભુત રીતે થાય છે તેનો સુંદર ખ્યાલ મળે છે. ઠેર ઠેર અપાયલી આકૃતિઓથી વિષય સમજવામાં સહાયરૂપ બને છે ને વસ્તુની વિશદતા વધારે છે. છેવટનાં પૃષ્ઠોમાં અપાયેલો **' આપણા ખોરાકની અનોખી ઘટના બનાવનાર કોઠો '** તથા **' પારિભાષિક શબ્દોની સૂચિ '**થી પુસ્તકની ઉપયોગિતામાં વધારો થયો છે.

ગુજરાતી ભાષામાં આ જાતના વૈજ્ઞાનિક સાહિત્યની ભારે ખોટ છે. તેને કિંચિદંશે પૂરી પાડનારૂં આ પ્રકાશન બેશક વધાવી લેવા જેવું છે. ગુજરાતની વ્યાયામ સંસ્થાઓ, પાઠશાળાઓ તેમ જ મોટાં સાર્વજનિક પુસ્તકાલયો પોતાની નવીન પુસ્તક ખરીદી વખતે આને પસંદ કરે એ ખાસ ઇચ્છવા યોગ્ય.

**૨૪ પથિકના પત્રો-ગુચ્છ પહેલો** : લેખક, અંબાલાલ પુરાણી; પ્રકાશકઃ અરવિંદ કાર્યાલય, આણંદ, પ્રથમવાર ૧૯૩૯; ૧૬ પેજી પૃ. ૮+૧૩૧; કાચું પૂઠું; કિં. ૦-૯-૦

**૨૫. સદર-ગુચ્છ ૨ જો** : લેખક-પ્રકાશક તથા પૂઠું ઉપર પ્રમાણે પ્રથમવાર ૧૯૩૮; પૃ ૮+૧૧૬ કિં. ૦-૮-૦.

આ બન્ને પ્રકાશનોથી આપણા પત્રસાહિત્યમાં અભિનંદનીય ઉમેરો થાય છે. ભાઇ અંબુભાઇનું નામ ગુજરાતને સુપરિચિત હોઇ નૂતન ગુજરાતના યુવાનોના ઘડતરમાં એમનો ફાળો બહુ કિંમતી છે. પોંડીચેરી જતાં પહેલાં અને ગયા પછી એમણે પોતાના સહકાર્યકર્તાઓને તેમ જ એમની પાસેથી સલાહ ને પ્રેરણા મેળવવા ઇચ્છનાર વિદ્યાર્થીમિત્રોને જે પત્રો લખેલા તેમાંના કેટલાક પત્રોને અનુક્રમે પહેલા અને બીજા ગુચ્છમાં સંઘરવામાં આવ્યા છે. એનું વાચન બીજાંઓને પણ આજે તેમ ભવિષ્યમાંયે લાભદાયી થઇ પડે એવું છે.

આ પત્રમાળાના વધુ ગુચ્છો બહાર પાડવાની પ્રકાશનસંસ્થાની યોજનાને અમે આવકારપાત્ર ગણીએ છીએ.

પ્રચારની દૃષ્ટિએ આ ગુચ્છોની કિંમત હાલ ઘટાડવામાં આવી છે ને ૦-૫-૦ માં મળી શકે તેમ છે.

**ના. નં. ચોકસી**

**૨૬ સુવાસચંદ્ર** : મૂળલેખક : શરત્ચંદ્ર ચટ્ટોપાધ્યાય; અનુવાદકઃ શ્રીમતી ઉષાદેવી [illegible]લાલ; પ્રકાશક ચંદ્રકાન્ત જીવનલાલ મહેતા, પીરમશા રોડ, અમદાવાદ; ૨૬ કાગળનાં પૃષ્ઠ [illegible]+૩૧૬, કાચું બોર્ડપટ્ટીનું પૂઠું, મૂલ્ય અઢી રૂપિયા.

'સુવાસચંદ્ર' 'સ્ત્રીબોધ" માસિકના ૧૯૩૯ના ભેટ પુસ્તક તરીકે પ્રકટ થયું છે.

આપણા પ્રકાશકો હમણાં હમણાં શરત્ચન્દ્રનું સાહિત્ય ગુજરાતીમાં લાવવા માટે ખૂબ જ પ્રયત્નો કર્યે જાય છે અને હવે થોડાક વખત પછી આપણે જોઇશું કે શરત્ચંદ્રનું એક પણ પુસ્તક ગુજરાતીમાં ઊતર્યા વિનાનું કદાચ બાકી નહિ રહ્યું હોય.

પ્રકાશકોની આ ધગશ ખરેખર પ્રશંસાપાત્ર છે, પરંતુ તેનો અતિરેક થતા સુધીની એ ધગશ શું પરિણામ લાવે તે કલ્પવું મુશ્કેલ છે.

આવો જ એક પ્રયત્ન આ પુસ્તકનો પણ થયો છે. આ જ પુસ્તક અગાઉ "વિપ્રદાસ" નામથી આપણે ત્યાં પ્રકટ થઇ ચૂક્યું છે, અને તે પણ એક સારા અનુવાદકને હાથે તૈયાર થયેલું. આજે એ જ પુસ્તક જુદા નામે ગુજરાતી જનતા સમક્ષ રજૂ થયું છે.

આવો જ પ્રસંગ શેષપ્રશ્ન અને નવીનાનો પણ અગાઉ બની ગયો છે. આ પ્રમાણે એક જ પુસ્તક જુદે જુદે નામે પ્રસિદ્ધ કરવાથી જનતાને છેતરવાનું પાપ વહોરવા સરખું કેમ ન લેખાય !

પ્રથમ પ્રકટ થયેલા " વિપ્રદાસ "નો અનુવાદ જેટલો સારો અને સુવાચ્ય તેમ જ સરળ થયો છે તેટલો સારો આ અનુવાદ નથી એમ અમારે દિલગીરી સાથે કહેવું પડે છે. નમુના દાખલ માત્ર નીચેનાં વાકયો અહીં ટાંકયાં છે:

પૃષ્ઠ ૧૧ પર " વાતનો સ્ફેટ તો પાડી જુએ. "
પૃષ્ઠ ૧૮ પર " આ કહેણુ તો એમણે બોલી બોલીને મુખોદ્દગત કરી નાખ્યું છે. "
પૃષ્ઠ ૧૯ પર " વૈધવ્યપ્રાપ્તિ પછી અજાણ પુરુષો સમીપ તે બહાર આવીને ઊભી ન રહેતી."
" " " : તેણે આનંદ અને ઊમળકા સહ ચિબૂક સ્પર્શી અંગુલી ચૂમીને સતિને આશિષ આપી."

આટલા અવતરણ પરથી વાચકને ખાતરી થશે કે આ અનુવાદ કેવો છે !

એક સારા પુસ્તકના અસ્તિત્વ છતાં ઉપરથી બીજું તે જ પુસ્તક ઊતરતા અનુવાદવાળું આપવું એ તદ્દન નિરુપયોગી અને નિષ્ફળ અર્થવ્યય કરવા જેવું અમારા નમ્ર મત મુજબ અમને લાગે છે. કાં તો પછી " સામયિકના ગ્રાહકોને ભેટ તરીકે આપવાનું છે, જેવું હોય તેવું ચાલે ' એવા અભિપ્રાયથી એ પુસ્તક પ્રકટ થયું હોય તો જુદી વાત છે. એટલે પોતાના પુસ્તકાલયમાં " વિપ્રદાસ "નું પુસ્તક વસાવવા ઇચ્છનારને તો અમારી ભલામણ છે કે તેમણે ભોગીલાલ ગાંધી દ્વારા અનુવાદ થએલું પુસ્તક વસાવવું ઇષ્ટ છે.

**૨૭. પૂર્ણી અને બીજી વાતો:** લેખકઃ પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ. પ્રકાશકઃ સારસી સાહિત્ય મંદિર, ચાર રસ્તા–ગાંધી રોડ, અમદાવાદ. પૃષ્ઠ ૮+૨૭૬, સાદું પૂઠું. મૂલ્ય રૂા. ૧), પાકું પૂઠું રૂા. ૧–૪–૦.

તાજેતરમાં શરૂ થયેલી સારસી ગ્રંથમાળાના પ્રથમ પુસ્તકરૂપે આ પુસ્તક પ્રકટ થયું છે. આજે આપણે ત્યાં વર્તમાનપત્રોના વાચકો અનેક છે તેમાં પણ ભિન્ન ભિન્ન રુચિ ધરાવતા વર્ગો છે. એમાંથી દરેક પોતપોતાને પસંદ એવું વાંચવા પ્રેરાય છે. અને એમાં વાર્તાવાચકોનો પણ એક વર્ગ છે. આવા વર્ગને વાંચવાની પ્રેરણા ઉપજાવે એવી વાર્તાઓ, આ પુસ્તકમાં એકત્ર કરવામાં આવી છે. વાર્તાઓ બધી જ સામાજિક હોઇને આપણા કૌટુંબિક જીવનને સ્પર્શતી છે. એમાં લેખકે કુટુંબજીવનને લગતા પ્રશ્નો ઠીક ઠીક ચર્ચ્યા છે. એમાંની વાર્તા " ભાભી " સારી બોધક છે.

**૨૮. શ્રીગોપાળ કાવ્ય** કર્તાઃ બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રી ગોપાળરામ ગુરુ દેવશંકર શર્મા. પ્રકાશકઃ શ્રી. નટવરલાલ લલ્લુરામ પંડયા, શ્રી નિરાંત મંદિર ફત્તેપુરા, વડોદરા, પૃષ્ઠ ૪૦+૨૨૮, ૧૯૩૯; પાકું પૂઠું રૂા. ૧–૪–૦ બોર્ડપટ્ટીનું રૂા ૧).

વડોદરાના નિરાંત મંદિરના હાલના મહંત શ્રી. ગોપાલરામ મહારાજે રચેલાં ૨૭૫ પદો–ભજનોનો આ પુસ્તકમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. સઘળાં પદો–ભજનો જ્ઞાનભક્તિ-વિષયક હોઇને તત્ત્વજ્ઞાનના ઇચ્છુકો માટે અતિઉપયોગી છે. તેમાં પણ જ્ઞાનકકો તથા ગુરુશિષ્યસંવાદ આત્મજ્ઞાનનાં દરેક જિજ્ઞાસુએ ખાસ વાંચી મનન કરવા જેવાં છે.

આપણા આજના મઠ-મંદિરના મહંતો લોકસેવા કરવાને બદલે ઐહિક પ્રપંચોમાં ગુંચાયલા રહેતા હોય છે તેમને માટે પુસ્તકના શરૂભાગમાં આપેલું અતિબોધપ્રદ અને

ઉપદેશક એવું શ્રી ગોપાલરામ મહારાજનું ચરિત્ર સારૂં માર્ગદર્શક છે. મહારાજનું આવું સંયમી જીવન આપણા આજના કહેવાતા વિરાગીઓ જીવે તો આપણી પ્રજાને ઉત્તમ સંસ્કારવારસો જરૂર પ્રાપ્ત થાય.

આ સ્થળે એક સૂચન કરવાની અમને જરૂર જણાય છે અને તે એ કે, શ્રી નિરાંત મહારાજનું સાહિત્ય ઉપયુકત મંદિર તરફથી પ્રકટ કરવામાં આવે તો અનેક જિજ્ઞાસુઓને તેમાંથી ઉન્નતિપ્રેરક ઉપદેશો મળી શકે. આશા રાખીએ પ્રકાશક અમારા આ સૂચનને વધાવી લેશે

**૨૯. શ્રી ભક્તિરસામૃતઃ** કર્તાઃ બહેન સરસ્વતી; પ્રકાશક ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૧૦+૫૧ સાદું પૂંઠું મૂલ્ય ૦–૬–૦

આ પુસ્તકમાં પણ ભકિતજ્ઞાનપૂર્ણ ભજનો–પદોનો સંગ્રહ છે. આપણે ત્યાં અગાઉ સ્ત્રી ભક્તકવિઓ થઇ ગયાં છે અને તેમણે પોતાની વાણી દ્વારા જિજ્ઞાસુ જનતાને સારો બોધ આપેલો છે. આજે પણ અનેક અજ્ઞાત સ્વઊર્મિથી ભજનો–પદો રચતાં કંઇ કંઇ મુમુક્ષુ સ્ત્રીહૃદયો હશે. પરંતુ તેઓ સૌનું તેવું સાહિત્ય પ્રસિદ્ધિ પામતું નથી હોતું. આમ છતાં એવું સાહિત્ય અધિકારી વ્યક્તિના હાથમાં જઇ પડતાં તેની ઉપયોગિતા લક્ષમાં લઇ કેટલાકો પ્રસિદ્ધ પણ કરે છે. આ પ્રસિદ્ધિ પાછળ પણ એવું જ કંઇક સમજાય છે. પુસ્તકનું મૂલ્ય સહેજ વધારે પડતું છે.

બહેન સરસ્વતી મુમુક્ષુ કોટીનાં હોય તેમ તેમનાં ભજનોથી સહેજે સમજાય છે. તેમની આ અંતરવાણી સદર પુસ્તકના વાચકોનાં અંતરને ઉજાળે એમ ઇચ્છીએ.

**મ. પ્ર. વ્યાસ**

## સામયિકો

**ગ્રામજીવન** ( ત્રૈમાસિક ) : જાન્યુઆરી '૧૯૩૯. તંત્રીઓ : રમણલાલ કેશવલાલ ત્રિવેદી, વેણીશંકર ગો. ભટ્ટ, હરજીવન કાળીદાસ મહેતા અને પ્રાગજી ઠાકરસી પટેલ મુ. ભાવનગર. પ્રકાશક : ગ્રામસુધારણા ફંડ કમિટિ–ભાવનગર.

ભાવનગર રાજ્યમાં ગ્રામસુધારણા કમિટિ નીમવામાં આવેલી છે અને તેનાં કાર્યોનો ખ્યાલ આપતું એક પુસ્તક ભાવનગરથી ભાવનગર રાજ્યના ખેડૂતોની ઋણમુક્તિને લગતું પ્રકટ થયેલું. એ કમિટિ દ્વારા આ ત્રૈમાસિકનું પ્રકાશન થાય છે. એમાંના ગ્રામજીવનને સ્પર્શતા લેખો–ગ્રામસુધારણાના પ્રશ્નો, ખેતી અને ગોસંવર્ધન, તેમ જ કાકા કાલેલકરનો ગ્રામસેવકની કાર્યપદ્ધતિ–ખાસ વાંચવા જેવા છે.

**પદ્મિની** : માર્ચ–એપ્રિલ–'૩૯–આઝાદી અંક. તંત્રીઓ : વાડીલાલ શાહ ને હૃદયકાન્ત ઓઝા, 'પદ્મિની' કાર્યાલય ભદ્ર, અમદાવાદ.

'પદ્મિની' એ સ્ત્રીઉપયોગી માસિક છે. અને એના આ આઝાદી અંકમાં સમર્પણની શૌર્યકથાઓવાળા લેખો તેમજ મહાસભાની પ્રવૃત્તિની તવારીખ ઠીક ઠીક આપ્યાં છે. તંત્રીઓનો પ્રયાસ સફળ લેખી શકાય.

**સ્વીકાર** : ગુરુકુલ સુદર્શન : ચૈત્ર–૧૯૯૫. શ્રી વિઠ્ઠલદાસ ઠાકોરદાસ ગુરુકુળ, સુરત.

**[ સ્થળસંકોચને લીધે વધુ પુસ્તકોના પરિચય આવતા અંક પર મુલતવી રાખવો પડયો છે. ]**

# નવીન ફાલ

| ક્રમાંક | પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક અને મળવાનું સ્થળ | કિંમત | વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|
| ૧ | હૃદયત્રિપુટી અને બીજાં કાવ્યો | કલાપી | જીવનલાલ અમરશી મહેતા—અમદાવાદ | ૧–૧૨–૦ | નવલરામ જ. ત્રિવેદી દ્વારા સંપાદિત |
| ૨ | ગાઝી મુસ્તફા કમાલ પાશા | રમણીકલાલ જ. દલાલ | ,, ,, | ૨– ૦–૦ | જ્ઞાનવર્ધ પુ. મા. પુ. ૯૧ મું |
| ૩ | સ્ત્રીઓનો પહેરવેશ | ઇંદિરા હીરાલાલ કાપડીઆ | હીરાલાલ રસિકદાસ કાપડીઆ સાંકડીશેરી સુરત | ૧– ૦–૦ | |
| ૪ | કંકાવટી | ઝવેરચંદ મેઘાણી | ગૂર્જર ગ્રંથરત્ન કા. અમદાવાદ | ૦– ૮–૦ | ચોથી આવૃત્તિ |
| ૫ | શિકાર | કિસનસિંહ ચાવડા | ,, ,, | ૧– ૮–૦ | |
| ૬ | પરશુરામ | ધૂમકેતુ | ,, ,, | ૦– ૨–૦ | |
| ૭ | કપાલકુંડલા | રમણલાલ નાનાલાલ શાહ | એન. એમ. ઠક્કરની કંપની મુંબઇ | ૧–૧૨–૦ | બંકિમચંદ્ર કૃત |
| ૮ | પાથેર દબી | દયાશંકર ભ. કવિ | ,, ,, | ૨– ૮–૦ | શરત્ચંદ્રકૃત |
| ૯ | અટકચાળાં વાંદરાં | રમણલાલ ના. શાહ | બાલજીવન કાર્યાલય–વડોદરા | ૦– ૬–૦ | |
| ૧૦ | સહેલી વાતો | ,, ,, | ,, ,, | ૦– ૪–૦ | |
| ૧૧ | શેકસપિયરનાં કથાનકો | ,, ,, | ,, ,, | ૧– ૦–૦ | |
| ૧૨ | પૂર્ણા અને બીજી વાતો | પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | સારસી સાહિત્ય કા. અમદાવાદ | ૧– ૦–૦ | |
| ૧૩ | જીવન સંસ્કૃતિ | કાલેલકર | નવજીવન પ્ર. મંદિર અમદાવાદ | ૨– ૮–૦ | |
| ૧૪ | કાવ્યપરિચય ભા. ૨ જો | રા. વિ. પાઠક અને નગીનદાસ પારેખ | ગૂજરાત વિદ્યાપીઠ અમદાવાદ. | ૦–૧૨–૦ | |
| ૧૫ | ગાંધીજીની સાધના | રા. મ. પટેલ | નવજીવન પ્ર. મંદિર અમદાવાદ | ૧– ૪–૦ | |
| ૧૬ | શોભા | ઇંદ્ર વસાવડા | નવચેતન સા. મંદિર અમદાવાદ | ૨–૧૨–૦ | |

# પુસ્તકોનો પરિચયસંગ્રહ*

| ક્રમાંક | પુસ્તકનું નામ તથા વિષય | લેખક કે અનુવાદક | પ્રકાશક પ્રાપ્તિસ્થાન | પૃષ્ઠ, પૂંઠું મૂલ્ય | પરિચય આપનાર પત્રો |
|---|---|---|---|---|---|
| ૧૮૮ | પૂર્ણા અને બીજી વાતો | પ્રહ્‌લાદ બ્રહ્મભટ્ટ | સારસી સાહિત્ય મંદિર અમદાવાદ | ૧-૦-૦ | "મુંબઇ સમાચાર" ૨૫-૩-૩૯ "નવગુજરાત" ૨૭-૩-૩૯ "સાંજવર્તમાન" ૬-૪-૩૯ |
| ૧૮૯ | પત્નીભક્તિ અને બીજી વાતો | હીરાલાલ આર ડૉક્ટર | લેખક પોતે મોર બંગલો, વીલાપાર્લા મુંબઇ | ૧-૧૨-૦ | ,, |
| ૧૨ | | ગોવિંદભાઇ રા અમીન | લેખક પોતે ૮ શારદા સદન મુંબઇ | ૧-૦-૦ | 'નવગુજરાત" ૨૭-૩-૩૯ "મુંબઇ સમાચાર" ૮-૪ ૩૯ "સ્ત્રીબોધ" એપ્રિલ '૩૯ |
| ૧૯૧ | રૂપજીવની | શ્રીકાંત દલાલ | આર. આર. શેઠની કં. મુંબઇ | ૨-૮-૦ | "સ્ત્રીબોધ" એપ્રિલ '૩૯ "સાંજ" તા. ૧૩-૪-૩૯ |
| ૧૫૫ | કલિંગનું યુદ્ધ | સુશીલા | આનંદ પ્રેસ, ભાવનગર | ૧-૦-૦ | "પ્રજાબંધુ" ૧૯-૩-૩૯ |
| ૧૨૩ | અમ્મા | ભોગીલાલ ગાંધી | નવીદુનિયા કા અમદાવાદ | ૨-૦-૦ | ,, |
| ૧૭૧ | ભારતમાં અંગ્રેજી રાજ્ય | વિદ્વાંસ | દ. મૂ. પ્ર. મંદિર ભાવનગર | ૧૦-૦-૦ | "કુમાર" માર્ચ '૩૯ |
| ૧૮ | વિરાટનો ઝભ્ભો (નવલકથા) | ગુણવંતરાય આચાર્ય | નવયુગ પુસ્તક ભંડાર રાજકોટ | ૧-૮-૦ | "પ્રજાબંધુ" ૨૬-૩-૩૯ |
| ૧૯૨ | ઠગ (નવલકથા) | રમણલાલ વ. દેસાઇ | આર. આર. શેઠની કું મુંબઇ | ૨-૮-૦ | "મુંબઇ સમાચાર" ૮-૪ ૩૯ "સ્ત્રીબોધ" એપ્રિલ '૩૯ |
| ૧૯૩ | પરી અને રાજકુમાર (નાટક) | ,, | ,, | ૧-૮-૦ | ,, "સાંજ" તા. ૬-૪-૩૯ |
| ૧૯૪ | યુગદર્શન (નાટક) | મૂળજીભાઇ પી. શાહ | લેખક પોતે વડોદરા | ૧-૦-૦ | "ફૂલછાબ" ૩૧-૩-૩૯ "મુંબઇ સ" ૨૫-૩-૩૯ |

* આ કોષ્ઠકમાં જે પુસ્તકનો ક્રમાંક આપવામાં આવ્યો છે તેનો તેજ ક્રમાંક, જે તે પુસ્તકનો પરિચય ફરીવાર અન્ય સામયિકમાં પ્રકટ થતાં આપવામાં આવ્યો છે અને હવે પછી પણ અપાશે.—તંત્રી, ૩૯૦ ]

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૫૯ | કિશોર ચરિત્રમાળા (ચરિત્રો) | રસૂલભાઇ ન. વહોરા | ચરોતર એજ્યુકેશન સોસાઇટી આણંદ | ૧-૫-૦ | " પ્રતાપ " ૨૫—૩૩૯ |
| ૧૯૫ | વર્ધાશિક્ષણ યોજના (શિક્ષણ) | ઝાકીર હુસેન | નવજીવન પ્ર. મંદિર—અમદાવાદ | ૦-૧૦-૦ | "સાંજવર્તમાન" ૩૦-૩-૩૯ "પાટીદાર" ચૈત્ર '૯૫ |
| ૧૯૬ | વર્ધા કેળવણીનો પ્રયોગ (શિક્ષણ) | નરહરિ દ્વા. પરીખ | ,, | ૦-૬-૦ | સાંજવર્તમાન" ૩૦-૩-૩૯ "પાટીદાર" ચૈત્ર '૩૯ "ગુજરાતી" ૨-૪-૩૯ " મુંબઇસમાચાર " ૨૫-૩-૩૯ |
| ૯૮ | હિમાલયનો પ્રવાસ (પ્રવાસ) | દત્તાત્રય બા. કાલેલકર | ,, | ૧ ૦-૦ | 'સ્ત્રીબોધ" એપ્રિલ '૩૯ "પાટીદાર" ચૈત્ર '૩૯ |
| ૧૪૭ | કેળવણીનો કોયડો (શિક્ષણ) | ગાંધીજી | નવજીવન પ્ર. મં. | ૧-૦-૦ | "પાટીદાર" ચૈત્ર '૯૫ "ગુજરાતી" ૨-૪-૩૯ |
| ૧૯૭ | હિંદુસ્તાનની ગરીબાઇ (સામાજિક) | ગોપાળદાસ જીવાભાઇ | ,, | ૦-૧૪-૦ | "પાટીદાર" ચૈત્ર '૯૫ " મુંબઇસમાચાર " ૨૫-૩-૩૯ |
| ૧૮૬ | ત્યાગમૂર્તિ અને બીજા લેખો | ગાંધીજી | ,, | ૦-૧૨-૦ | "ગુજરાતી" ૨-૪-૩૯ |
| ૧૯૦ | જીવન અને સાહિત્ય (ભા. ૨ જો) | રમણલાલ વ. દેસાઇ | આર આર. શેઠની કં. મુંબઇ | ૨-૮-૦ | "નવગુજરાત" ૨૭-૩-૩૯ "સાંજ" ૧૩-૪-૩૯ |
| ૧૯૮ | સ્મૃતિ અને દર્શન (સાહિત્ય) | રતિલાલ મોહનલાલ ત્રિવેદી | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યા. અમદાવાદ | ૧-૮-૦ | "પ્રજાબંધુ" ૨૬-૩-૩૯ |
| ૧૨૮ | સંવાદો (સાહિત્ય) | વ્યોમેશચંદ્ર પાઠકજી | યુગાન્તર કાર્યાલય સુરત | ૧-૦-૦ | " પૂર્ણા " માર્ચ '૩૯ |
| ૭૭ | સાહિત્યકળા (સાહિત્ય) | મોહનલાલ પા. દવે | ,, | ૧-૦-૦ | ,, |
| ૧૭૨ | વિશ્વશાંતિ (કાવ્ય) | ઉમાશંકર જોષી | નવજીવન પ્ર મંદિર—અમદાવાદ | ૦-૨-૦ | " પાટીદાર " ચૈત્ર '૯૫ |
| ૧૯૯ | મનોમુકુર મં. ૪થો (સાહિત્ય) | નરસિંહરાવ દિવેટીઆ | ગુ. વ. સોસાઇટિ અમદાવાદ | ૧-૦-૦ | " ગુજરાતી " ૯-૪-૩૯ "સાંજવર્તમાન" ૩૦-૩ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૫૩ | સંગીતની પ્રાથમિક માહિતી (સંગીત) | સ્વ. નારાયણ મોરેશ્વર ખરે | નવજીવન પ્ર. મંદિર અમદાવાદ | ૦–૨–૦ | "ગુજરાતી" ૨–૪–૩૯ |
| ૨૦૦ | દાંત અને તેની સંભાળ (વૈદક) | રણછોડભાઇ પટેલ અને ડૉ. જીલા | ગુ. વ. સોસાયટિ અમદાવાદ | ૦–૬–૦ | "સાંજવર્તમાન" ૩૦–૩–૩૯ "ગુજરાતી" ૯–૪–૩૯ |
| ૨૦૧ | પ્રશ્નોપનિષદ (ધાર્મિક) | મણિલાલ છ-મારામ ભટ્ટ | | ૦–૮–૦ | "સાંજવર્તમાન" ૩૮–૩–૩૯ "ગુજરાતી" ૯–૪–૩૯ |
| ૨૦૨ | ગુજરાતના મુસ-લમાનો | કરીમ મહમદ માસ્તર | લેખક પોતે, જૂનાગઢ | ૨–૦–૦ | "સાંજવર્તમાન" ૩૦–૩–૩૯ |
| ૨૦૩ | માનવધર્મ (ધાર્મિક) | જયંતિલાલ આચાર્ય | ગુ. વ. સો. અમદાવાદ | ૦–૬–૦ | "ગુજરાતી" ૯–૪–૩૯ |
| ૨૦૪ | પ્લેટોનું આદર્શનગર | પ્રાણજીવન વિ. પાઠક | ,, | ૧–૦–૦ | ,, "સાંજવર્તમાન" ૩૦–૩–૩૯ |

[ શું વાંચશો ? : અનુસંધાન પૃ. ૩૬૬ નું ]

તમારે ભૂલવાનાં નથી. તેમને માટે તમે પંદર દિવસે એક દિવસ આપો. તેમને તમે કુદરતમાં ફરવા લઇ જાઓ, રમાડો, સૃષ્ટિનિરીક્ષણ કરાવો, ગવડાવો, વાર્તા સંભળાવો અને ભણતરથી થાકેલાં તેમનાં શરીર તથા મનને પાછાં તાજાં કરો. બાલમંદિરમાં ભણતાં બાળકોને થાક ઉતારવાપણું નથી. કામ તેમનો આનંદ છે. આનંદને લીધે થાક લાગતો નથી. પણ જ્યાં પરાણે ભણવાનું છે ત્યાં આનંદ મળતો નથી, પણ ખૂબ થાક લાગે છે. પ્રાથમિક શાળાની જૂની ઘરેડમાંથી પ્રાથમિક શાળાના શિક્ષકો, શાળાઓ અને નિશાળીઆઓ છૂટે નહિ ત્યાં સુધી આપણે તેને વારંવાર તાજા કર્યા કરીએ અને દુકાળમાં જેમ રાહત પહોંચાડવામાં આવે છે તેમ તેમને રાહત પહોંચાડીએ. બની શકે તો તમે ગામનાં બાળકો માટે ક્રીડાંગણો કાઢો. જેમ ગ્રામશિક્ષકે આખા ગામનું પરિવર્તન કરવાનું છે, તેમ જ બાલશિક્ષકે પોતાની આજુબાજુની બાલ દુનિયામાં અગત્યના ફેરફારો કરવાના છે. જ્યાં જ્યાં બાળકો હોય, તેમનાં જીવન હોય, તેમનાં સુખદુઃખો હોય ત્યાં ત્યાં તમારે પહોંચી જઇ તેમને મદદ કરવાની છે. બાલશિક્ષણની યોગ્યતા અને પ્રતિષ્ઠા ત્યારે જ સાચી ઠરશે અને વધશે.

**સ્ત્રીબોધ : એપ્રિલ : ૧૯૩૯**

**તુર્કીની પ્રગતિનાં દશ વર્ષ :** એનું ન્યાય ખાતું તદ્દન જ અર્વાચીન ઢબ પર મુકાયું છે. છેલ્લામાં છેલ્લા યુરોપિયન કાયદાઓ તુર્કીને લાગુ પાડવામાં આવ્યા છે. કેળવણી વિષે તો એના બોલતા આંકડા છે. ઇ. સ. ૧૯૨૬ માં ૫૯૦૫ વિદ્યાર્થીઓ માધ્યમિક શાળાઓમાં જતા તે ૧૯૩૨ માં ૩૦૩૧૬ના આંકડે પહોંચ્યા હતા. જાહેર બાંધકામ ખાતામાં રાજમાર્ગો ખાસ ધ્યાન ખેંચે છે. ૧૯૨૩માં ૧૮૩૫૦ કિલોમિટરની લંબાઇ હતી તે ૧૯૩૨માં ૨૮૭૫૦ પર પહોંચી છે. અસંખ્ય નહેરો ખોદવામાં આવી છે, રેલવે વધી છે, એટલું જ નહિ પણ વિદેશી અને ખાનગી રેલવેઓ પણ ખરીદાઇ છે. ખાસ ધ્યાન ખેંચે એવો તુર્કીનો ઉદ્યોગ રેશમનો છે. એની આર્થિક સ્થિતિ સધ્ધર છે. રાષ્ટ્રીય દેવું ઘટી ગયું છે.

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | તારીખ |
|---|---|---|---|---|
| આયુર્વેદવિજ્ઞાન | ૨૧ | ૧૨ | આશ્વિન | ૩-૧૨-૩૮ |
| ઊર્મિ | ૮ | ૧ | એપ્રિલ | ૨-૪-૩૯ |
| કિશોર | ૪ | ૭ | માર્ચ | ૯-૪-૩૯ |
| કુમાર | ૧૬ | ૩ | માર્ચ | ૧૭-૨-૩૯ |
| ખેડૂત, ખેતી ને સહકાર | ૫ | ૯ | એપ્રિલ | ૧૧-૪-૩૯ |
| ખેતીવાડી | ૪ | ૧૨ | એપ્રિલ | ૮-૪-૩૯ |
| ખેતીવાડી વિજ્ઞાન | ૨૭ | ૮ | એપ્રિલ | ૨-૪-૩૯ |
| ગુણસુન્દરી | ૩૨ | ૨ | એપ્રિલ | ૧-૪-૩૯ |
| ગ્રામજીવન | ૯ | ૯ | એપ્રિલ | ૧-૪-૩૯ |
| ચરોતર | ૯ | ૪ | એપ્રિલ | ૧૬-૩-૩૯ |
| ચિત્રમય જગત | ૨૫ | ૨ | એપ્રિલ | ૨-૪-૩૯ |
| દેશી રાજ્ય ત્રિમાસિક | ૧૧ | ૩ | ઑક્ટો૦-ડિસે૦ | ૧-૩-૩૯ |
| નવચેતન | ૩૫ | ૧ | એપ્રિલ | ૬-૨-૩૯ |
| નવરચના | ૩ | ૧૨ | માર્ચ | ૧૭-૩-૩૯ |
| પાટીદાર | ૧૬ | ૬ | ચૈત્ર | ૨૬-૨-૩૯ |
| પૂર્ણા | ૨ | ૮ | માર્ચ | ૧૮-૩-૩૯ |
| પ્રસ્થાન | ૧૪ | ૩ | પોષ | ૯-૪-૩૯ |
| બાલમિત્ર | ૧૮ | ૯ | એપ્રિલ | ૨-૪-૩૯ |
| બાલસખા | ૨ | ૧૧ | એપ્રિલ | ૨-૪-૩૯ |
| બાળક | ૧૭ | ૪ | એપ્રિલ | ૧-૪-૩૯ |
| બાલજીવન | ૧૭ | ૬ | એપ્રિલ | ૧૦-૪-૩૯ |
| બુદ્ધિપ્રકાશ ત્રિમાસિક | ૮૫ | ૪ | ઑક્ટો.-ડિસે. | ૮-૧-૩૯ |
| માનસી ત્રિમાસિક | ૩ | ૩ | ઑક્ટો-ડિસેમ્બર | ૫-૧૧-૩૮ |
| યુવક | ૯ | ૪ | એપ્રિલ | ૨-૫-૩૯ |
| વસંત-ત્રિમાસિક | ૩૭ | ૪ | શ્રાવણ-આશ્વિન | ૩-૧૧-૩૮ |
| વ્યાયામ | ૨૪ | ૬ | માર્ચ | ૧૫-૨-૩૯ |
| શારદા | ૩૦ | ૬ | માર્ચ | ૧૫-૨-૩૯ |
| શિક્ષણપત્રિકા | ૧૪ | ૧ | ફાલ્ગુન | ૨૧-૨-૩૯ |
| સૌરાષ્ટ્ર શિક્ષક ત્રિમાસિક | ૧૨ | ૩ | ડિસે.-ફેબ્રુ. | ૨૮-૨-૩૯ |

—✠—

# શું વાંચશો ?

## ઊર્મિ : એપ્રિલ : ૧૯૩૯

**સમૂહજીવન**—નાના જંતુથી માંડીને સુધારાની સીમાએ પહોંચેલા માણસને સમૂહ-જીવનના એક અથવા બીજા સ્વરૂપમાં સંતોષ થાય છે. અનાજના કણો એકઠા કરતી સંખ્યાબંધ કીડીઓ, મધપુડામાં એકીસાથે નિર્વાહ કરતી મધમાખીઓ, પાકથી ઊભરાતાં ખેતરોને સાફ કરતાં તીડોનાં ટોળાંઓ, વગડામાં ફરતાં હરણીઆં, વાંદરાંનાં જૂથ, બાવાઓની જમાત, ભજન મંડળીઓ અને ધારાસભાઓ ગજાવતા બુદ્ધિના મહારથીઓ એ બધાં સમૂહવૃત્તિનાં પ્રત્યક્ષ ઉદાહરણ છે.

સમૂહવૃત્તિ એ જીવનનું સ્વાભાવિક લક્ષણ છે, એ ખરું, પણ જો તેમાં સામુદાયિક હિતને બદલે વ્યક્તિ અથવા વ્યક્તિગત લાભને પ્રાધાન્ય આપવામાં આવે તો તે મંડળ, સંસ્થા કે સમાજનું હિત જોખમાય એ નિઃસંશય વાત છે. કાંઈક આવાં કારણોને લીધે જ આધુનિક અનેક સંસ્થાઓનાં તંત્ર આપણે શિથિલ થતાં જોઈએ છીએ. વ્યક્તિ એ સમુદાયનો એકમ છે, પણ સમુદાય એ વ્યક્તિ નથી. સમૂહવૃત્તિનો આનંદ સમગ્ર સૂરોના સંવાદમાં રહેલો છે એટલે વિસંવાદી તત્ત્વનો, સમગ્રના શ્રેય અર્થે, નિષેધ કરવો એ જ ધર્મ છે.

**સરદાર વલ્લભભાઈની ધાર્મિકતા**—સરદાર વલ્લભભાઈ નાનપણમાં સ્વામીનારાયણ સંપ્રદાયના વાતાવરણમાં ઉછરેલા અને ત્યારે એ સંપ્રદાયના સંસ્કારોની એમના પર ઊંડી છાપ પડેલી. સ્વામીનારાયણ એમના કાળના લોકોને પ્રત્યક્ષ હતા. અને જેમણે એમને ઓળખ્યા અને માન્યા તેમનાં જીવન કૃતાર્થ થયાં એમ વગર હરકતે કહી શકાય. પણ આજને માટે આજના સ્વામીનારાયણ જોઈએ. જે તેને ઓળખીને તેના જીવન સાથે પોતાનું જીવન વણી દે તેજ ધન્ય થઈ શકે. વલ્લભભાઈએ ભલે ગીતા ન વાંચી હોય, પણ સ્વામીનારાયણીય ધાર્મિક સાહિત્ય વાચન કે શ્રવણથી પણ સારી પેઠે જાણ્યું છે. જેના જીવનને જોઈને શાસ્ત્ર ઉત્પન્ન થાય છે તે મહાપુરુષ જ સામે બેઠેલા હોય ત્યારે શાસ્ત્રોનો ઉપયોગ કયાં રહ્યો ?

## કિશોર : માર્ચ : ૧૯૩૯

**સ્વ દાદાભાઈ નવરોજજી**—ભણતર વખતથીજ એઓ સાર્વજનિક કામોમાં રસ લેતા હતા. ત્યારે એમણે " ધી સ્ટુડન્ટ્સ લિટરરી એન્ડ સાયન્ટિફિક સોસાયટી " નામનું મંડળ સ્થાપ્યું હતું, અને તેમના તરફથી " ધી સ્ટુડન્ટ્સ લિટરરી મિસેલેની " નામનું સામયિક પણ ચલાવતા. બાદ ગુજરાતીમાં ચાલતા " જ્ઞાન પ્રસારક મંડળ "માં પણ તેઓ અગ્રભાગ લેતા. એમણે શહેરના લત્તે લત્તે ફરી છોકરીઓનાં માબાપોને સમજાવી કન્યાકેળવણીનું કામ આગળ વધારેલું. પાછળથી તેમણે " રાસ્ત ગોફ્તાર " પત્ર ચલાવેલું. એમની જુવાનીનો બધો વખત સામાજિક કલ્યાણનાં કામોમાં વીત્યો છે. અને ત્યાર પછી એ રાજકીય ક્ષેત્રમાં પડેલા.

**ચીનની યુવક પ્રવૃત્તિ**—ગર્લ્સ ગાઇડસ અને બોયસ્કાઉટસોએ લડાઈમાંથી છિન્નભિન્ન થઈ ગયેલા સારાયે ચિનમાં સરસ સેવા બજાવી છે. યુવતીઓનો ત્યાગ અને શુરાતને દેશનો તેમ જ અનેક પરદેશીઓની પ્રશંસા પ્રાપ્ત કરી છે. રાજકીય જાગૃતિએ અને રાષ્ટ્રીય અસ્મિતાએ ગર્લ ગાઇડસ અને સ્કાઉટ હિલચાલમાં ભાગ લેતી યુવતીઓને તેમને સોંપેલા કાર્યમાંથી પાછી પાની કરતાં અટકાવ્યો છે. તેમણે જગતના જુવાનો સમક્ષ એક અનુકરણીય દાખલો રજૂ કર્યો છે.

**કુમાર : માર્ચ : ૧૯૩૮**

**કર્ણ**—કવિ સુન્દરમ્‌ની રચેલી આ કાવ્યમય કથા સરસ રીતે રજૂ કરવામાં આવેલી છે. એનો સાર આપવા કરતાં વાચકને તે આખુંય કાવ્ય વાંચી જવા ભલામણ છે.

**ગુજરાતી કેળવણીના ભેખધારી**—ઇ. સ. ૧૮૮૬ માં મુંબાઇ ઇલાકાના સરકારી કેળવણી ખાતાએ સ્કૂલ ફીના દર અનેકગણા વધારી મૂકયા અને મધ્યમ તથા ગરીબ વર્ગ માટે શિક્ષણનો બોજો અસહ્ય જેવો બની ગયો. એની પાછળ સરકારની દાનત એ હતી કે અમુક મર્યાદિત વર્ગને જ શિક્ષણ મળી શકે એવો પ્રબંધ યોજવો સરકારની એ દાનતનો પહેલો સામનો કરનાર સુરતના મુંબઇ યુનિવર્સિટીના ચાર ગ્રેજ્યુએટો-શ્રી. ચુનીલાલ શાહ, જેકીશનદાસ અઠાવ્યાળા, ડાહ્યાભાઇ બારડોલીવાળા ને ભાઇદાસ રેશમવાળા. આ દરેક જણે રૂ. ૫૦)નો ફાળો કાઢી રૂ. ૨૦૦) ઊભા કર્યા. જોઇતું ફર્નિચર પોતપોતાના ઘેરથી દરેક જણે આપ્યું. ને એક વર્ષ સુધી કશો પગાર ન લેવાનું ઠરાવી અંગ્રેજી હાઇસ્કૂલનું મુહૂર્ત કર્યું. આગળ જતાં એ બીજમાંથી ઊગેલું વૃક્ષ કેવું ફૂલ્યું ફાલ્યું તથા તે ઉછેરનારના જીવન-પરિચયનો આ લેખમાં અચ્છો ખ્યાલ આપ્યો છે.

**ત્રણ નવા ગ્રહો**—શનિ સુધીના ગ્રહો તો માણસને પુરાણકાળથી જ જાણીતા હતા. એના શોધનારનાં નામ પણ આપણે તો જાણતા નથી. છેક અઢારમી સદીમાં એક ગ્રહની શોધ થઇ ને એ પરથી પાછા બે ગ્રહો શોધાયા. એ ત્રણ ગ્રહો તે શનિ પછી અનુક્રમે આવેલા યુરેનસ, નેપ્ચુન અને પ્લૂટો. એ ત્રણેને લગતી માહિતી આ લેખમાં આપવામાં આવી છે.

**હરિ નારાયણ આપ્ટે**—તેમનો બધો વખત સાહિત્યિક પુસ્તકોના વાચન પાછળ જ વીતતો. નાનપણથી જ સાહિત્યકાર બનવાની ઉમેદ એમણે સેવેલી અને ભણતર બાદ પોતાની એ મહત્ત્વાકાંક્ષા પાછળ જ એ પડયા. એમની સાહિત્યદીક્ષાને પરિણામે એકાદ બે નહિ પણ એકવીસ નવલકથાઓ એમણે મરાઠી સાહિત્યને ચરણે ધરી છે. અને એ નવલકથાઓએ શૈલિ ને ચિત્રણની અભિનવતાએ તેમને "મરાઠી વાઙ્મયના વૉલ્ટર સ્કોટ"નું બિરૂદ અપાવ્યું છે. એ જેટલા ઉગ્ર સમાજસુધારક હતા એટલા જ નમ્ર સેવક હતા. ૧૮૯૯ ના પ્લેગમાં એમણે ગાંઠના પૈસા ખર્ચીને મુડદાંની વ્યવસ્થા માટે માણસો રોકેલા. ડેકકન એજ્યુકેશન સોસાઇટિ ને પૂના મ્યુનિસિપાલીટીને પણ એમણે આજીવન સેવા આપી હતી.

**નવચેતન : એપ્રિલ : ૧૯૩૯**

આ અંક ખાસ વાર્તા અંક હોઇને સૌ વાર્તારસિકોએ વાંચી જવા જેવો છે.

**નવરચના : માર્ચ : ૧૯૩૯**

**ઉદ્યોગ દ્વારા કેળવણી :** જે જાતનું જીવન પોતાની આગળ પરિસ્થિતિએ પીરસ્યું હોય એમાં પૂર્ણ જિજ્ઞાસાથી અને પૂર્ણ પારમાર્થિક વૃત્તિથી જે માણસ ઊતરે છે એને ધીમે ધીમે જીવનનું સંપૂર્ણ સપ્તક પૂરું કરવાની તક મળે જ છે. આ પદ્ધતિથી જે કાંઇ જ્ઞાન મેળવાય છે અને આવડત કેળવાય છે તે તે પ્રસંગની હાજત પરત્વે ખીલતું હોવાથી એમાં અપચો થવાની બીક નથી. આજની આપણી પદ્ધતિ પ્રમાણે મેળવેલું જ્ઞાન એક બાજુથી પેટપૂરતું હોતું નથી અને બીજી બાજુથી ભૂખ વગર સેવેલું હોવાથી અપચો કરે છે. જ્ઞાનમાં પણ અપરિગ્રહ વ્રત પાળવાનું હોય છે. આવશ્યકતા વગર ખોરાકની પેઠે જરૂર વગરનું જ્ઞાન વિકાર પેદા કરે જ, એ માનસિક વિકાર પણ પેદા કરે અને સામાજિક વિકાર પણ પેદા કરે. શુદ્ધ પદ્ધતિથી મેળવેલું જ્ઞાન સમાજને પોષક થઇ સર્વોદયને નજીક આણે છે,

**ગ્યાસતેલના કૂવા :** એના પરિઘનો વ્યાસ માંડ અર્ધો, પોણો કે એક ફૂટ જ હોય છે. એટલા સાંકડા કૂવા ચારસો-પાંચસો હાથ ઊંડા હોય છે. એને આવા ખોદવા માટે ખાસ યંત્રો હોય છે, એ જમીનમાં ઊંડું ઊતરે છે ને માટી ખોદીને બહાર લાવે છે. એક કૂવો ખોદતાં ૧૫૦૦૦ રૂપિયા જેટલું ખર્ચ થાય છે. કેટલાક કૂવા તો ૮૦૦ હાથ જેટલા ઊંડા હોય છે. આ કૂવામાંથી પંપ વડે તેલ ઉપર લાવવામાં નથી આવતું, પણ પાણીની માફક તેને ઉપર ખેંચવામાં આવે છે. એ તેલ ખેંચવા માટેનાં ડોલ-દોરડાં પણ જાણવા જેવાં છે. એ ડોલ ત્રણેક ફૂટ લાંબી અને કૂવાની અંદર સમાઇ શકે તેટલી પહોળી હોય છે. આ કૂવામાંથી ખેંચનાર દોરડાનો ખ્યાલ તો, રાવણના સિંહાસન કરતાં ય ઊંચા એવા અંગદે એની સભામાં પસારેલા પૂછડાની કલ્પના પરથી આવી શકે.

**પૂર્ણા : માર્ચ : ૧૯૩૯**

**સુરતથી અમરનાથ :** ગુરુકુળ કાંગડી—સ્વામી શ્રદ્ધાનંદજીના વખતનું પુરાણું ગુરુકુળ તો હવે નથી રહ્યું. અને આજના ગુરુકુળને જોઇને તેની કલ્પના પણ કરવી દોહ્યલી છે. અસલ ગુરુકુળ-ભારતવર્ષની આદિ રાષ્ટ્રીય શિક્ષણસંસ્થા આજે પલટાયેલી હાલતમાં છે. ત્યાંના એક વર્ગમાં, સંસ્કૃત શીખવાતું હતું. તેમાં 'બ્રહ્મચારીઓ'ના સંસ્કૃત ઉચ્ચાર ભયંકર હતા. વળી કોઇ વેદાલંકારો પણ વેદમંત્રોના ઉચ્ચાર પણ એવા જ કરે છે. આ સંસ્થા વેદીઆજ તૈયાર કરે છે. અહીંના સ્નાતકો કાં તો શિક્ષકો થઇ શકે અને તે પણ આવાં ગુરુકુળોમાં જ. અથવા વેદનો પ્રચાર કરવા નીકળી પડે. આ સિવાય સમાજને ઉપયોગી નીવડે એવું કોઈ કામ કરવાની તેમને શિક્ષા જ મળતી નથી.

**શારદા : માર્ચ : ૧૯૩૯**

ખાસ વાર્તાઅંક હોઇ વાર્તાના રસિયાઓને વાંચી જવા ભલામણ છે.

**શિક્ષણપત્રિકા : ફાલ્ગુન : '૯૫**

**માતાના સંકલ્પો**—દરેક માતાએ આવા સંકલ્પો કરવા જોઈએ: (૧) હું માતા છું. હું બાળકની અને જગતની માતા છું. (૨) હું બાળકને નિર્મળ મનમાંથી નિર્મળ માનસ આપીને પોષીશ. (૩) પ્રાણવાન આત્મામાંથી બાળકને તેજસ્વી એવા પ્રાણ આપીશ. (૪) મારા ઘરમાં સૌ કરતાં ઊંચું સ્થાન બાળકનું સમજીશ. (૫) બાળકને હું અંતર્બાહ્ય સંપૂર્ણ રીતે સમજવા પ્રયત્નશીલ રહીશ. (૬) મારી નિર્બળતા કે મારાં અજ્ઞાનને લીધે બાળકને હું કદી પણ વઢીશ કે ધમકાવીશ નહિ. (૭) મારા પતિને હું બાળક પ્રત્યે રોષ કરતા અગર તેને વઢતા કે ધમકાવતા વારીશ. ૮) મારા મહેમાનો અને સગાંસંબંધીઓને હું બાળક પ્રત્યે કેમ વર્તવું તે બતાવીશ. (૯) બાળકને હું ખોટાં કૌટુમ્બિક બંધનોમાંથી બચાવવા પ્રયત્ન કરીશ. (૧૦) બાળકને હું સામાજિક રૂઢિઓ ને વહેમોમાંથી બચાવવા પ્રયત્ન કરીશ. (૧૧) બાળકને સમજવા ખાતર હું નિરંતર વાંચીશ વિચારીશ અને જરૂર પડશે તો હું ભણીશ. (૧૨) બાળક વહેલી તકે પરાવલંબી મટે, સ્વાવલંબી થાય તે માટે હું તમામ યોજનાઓનો અમલ કરીશ.

**બાલમંદિરના શિક્ષકોને**—તમે સૌ ભાઇબેનો જુદે જુદે સ્થળે બાળકોને મદદ આપવા બેઠેલાં છો. બાલમંદિરનાં સુંદર કામ ઉપર તમારી બધી ફતેહનો આધાર છે. બાલમંદિરના કામ પાછળ તમે તમારી સમગ્ર શકિતને રોકશો તો જ તમારે માટે ફત્તેહ છે. પણ એટલું કરવાની સાથે જ તમારે આજુબાજુનાં બાળકો કે જેઓ બાલમંદિરમાં નથી આવતાં તેમને

[ અનુસંધાન પૃ. ૩૯૨ પર ]

# પુસ્તકાલયોની તપાસણી

**નીચેના** પ્રચારકોએ જણાવેલી મુદત દરમિયાન નીચેના સ્થળોની મુલાકાત લઇ પુસ્તકાલયની તપાસણી, વ્યવસ્થા, વર્ગીકરણ તથા પ્રચારની કામગીરી બજાવી છેઃ—

વડોદરા પ્રાંત પ્રચારક છગનભાઈ મથુરભાઇ પટેલ ફેબ્રુઆરી–માર્ચ માસમાં (૧) ગોઠડા, (૨) નમેસર, (૩) બહુથા, (૪) અંજેસર, (૫) રાણીઆ, (૬) પોઇચા. (૭) ડુંડાવ, (૮) કુનપાડ, (૯) મંજુસર, (૧૦) ખુશાલપુરા, (૧૧) અલીન્દ્રા, (૧૨) સમલાયા સ્ટેશન, (૧૩) સમલાયા ગામ, (૧૪) લીમડાપુરા, (૧૫) પીલોલ, (૧૬) ઇન્દ્રાડ, (૧૭) નાની ભાડોલ, (૧૮) ગાંગડીઆ, (૧૯) મોટી ભાડોલ, (૨૦) ગરધીઆ, (૨૧) ઘંટીઆગ, (૨૨) રાણીપુરા, (૨૩) મુઢેલા, (૨૪) વેમાર, (૨૫) સાંઢાસાલ, (૨૬) ધનતેજ, (૨૭) આનંદીનું મુંવાડું, (૨૮) વાલાવાવ, (૨૯) ધર્મપુર, (૩૦) વરસડા, (૩૧) મેરાકુવા, (૩૨) ડેસર, (૩૩) તુલસીપુરા. (૩૪) વેજપુર, (૩૫) કડાછલા (૩૬) રતનપુર, (૩૭) આકરોલ, (૩૮) શારદાપુરા (૩૯) શક્તિપુરા, (૪૦) ખાખરીઆ.

મહેસાણા પ્રાંત પ્રચારક શ્રી. શંકરલાલ એમ. ત્રિવેદી, જાન્યુઆરી–ફેબ્રુઆરી માસમાં– (૧) કલોલ, (૨) છત્રાલ, (૩) ઇસંડ, (૪) વડાવ સ્વામી, (૫) પાનસર, (૬) ડીંગુચા, (૭) પલિયડ, (૮) ગેરજ ડાભી, (૯) વેડા, (૧૦) જામળા, (૧૧) વાગોસણ, (૧૨) સોજા, (૧૩) નારદીપુર, (૧૫) મોખાસણ, (૧૬) ભાદોલ, (૧૭) ધમાસણા, (૧૮) સરઢવ, (૧૯) રૂપાલ, (૨૦) વાસણ, (૨૧) ઉનાઉ, (૨૨) બાળવા, (૨૩) લિંબોદરા, (૨૪) પીપલજ, (૨૫) મુબારકપુર, (૨૬) અલુવા, (૨૭) ટીંટોડા, (૨૮) આદરજ મોટી, (૨૯) કોલવડા, (૩૦) વાવોલ, (૩૧) કુડાસણ, (૩૨) રાંધરડા, (૩૩) સાંતેજ, (૩૪) રતનપુર, (૩૫) વડસર, (૩૬) જાસપુર, (૩૭) ધાનજ, (૩૮) શેરથા, (૩૯) સૈજ, (૪૦) બહુચરાજી, (૪૧) સંખલપુર. (૪૨) ડોડીવાડા, (૪૩) વીડજ, (૪૪) કારવા, (૪૫) મણિપુર, (૪૬) ડરણ, (૪૭) ખાવડ, (૪૮) વાઘરોદા, (૪૯) કલ્યાણપુરા, (૫૦) રંગપુર, (૫૧) અગોળ, (૫૨) કણજરી. (૫૩) ચોળ, (૫૪) વડાવી, (૫૫) મેડા આદરજ, (૫૬) પુલેત્રા, (૫૭) વામજ, (૫૮) નારદીપુર, (૫૯) ખરણા.

નવસારી પ્રાંત પ્રચારક રમણભાઇ દાજીભાઇ નાયક ફેબ્રુઆરી–માર્ચ માસમાં (૧) ગંગોર, (૨) માણેકપુર, (૩) ધુકવાડા, (૪) કેશલી, (૫) પાટી, (૬) દેસરા, (૭) તલોધ, (૮) ધમડાછા, (૯) માસા, (૧૦) મહુવા, (૧૧) ઓંડચ, (૧૨) આમચક, (૧૩) રાણુત, (૧૪) ધોળીકુઇ, (૧૫) ધડોઇ, (૧૬) ઝેરવાવરા, (૧૭) વેલણપુર, (૧૮) બામણીઆ, (૧૯) સાંબા, (૨૦) ગુણસવેલ, (૨૧) બુટવાડા, (૨૨) બલવાડા, (૨૩) હલધવા, (૨૪) કરચેલીઆ, (૨૫) શેખપુર, (૨૬) કાન્હી, (૨૭) કવીઠા, (૨૮) અમરોલી, (૨૯) ડુંગરી, (૩૦) કુરેલ.

ચાણસ્મા મહાલ પુ. પ્રચારક, નાનજીભાઈ જે. પટેલ તા. ૧–૮–૩૮ થી ૨૮–૨–૩૯ સુધીમાં (૧, ધરમોડા, (૨) ધાણોધરડા, (૩) બરિયફ, (૪) બહુચરાજી, (૫) કારોડા, (૬) ગાંભુ, (૭) મૂઢેરા, (૮) મોઠી ધારિયળ, (૯) જેતપુર, (૧૦) રણેલા, (૧૧) પલાસર, (૧૨) મેરવાડા, (૧૩) અવેલી, (૧૪) ધાણોધરડા. (બીજી વખત)

ખાંભા મહાલ માનદ પ્રચારક શ્રી. જગજીવન વાઘજીભાઇ પંડયા ડિસેમ્બર '૩૮ થી માર્ચ '૩૯ સુધીમાં (૧) ખાંભા, (૨) ઇંગોરાળા, (૩) તાંતણીઆ, (૪) સમઢિયાળા, (૫) જીધિયાળી, (૬) રૂઘનાથપુરા, (૭) પીપલવા.

ધારી મહાલ માનદ પ્રચારક શ્રી. વ્રજલાલ દ. મહેતા ફેબ્રુઆરી–માર્ચ માસમાં (૧) આંબરડી, (૨) ચલાલા, (૩) ખીચા, (૪) સરસિયા, (૫) ભાડેર.

વડોદરા મહાલ માનદ પ્રચારક શ્રી. છોટુભાઇ રાયજીભાઇ જાન્યુઆરીથી માર્ચ '૩૯ સુધીમાં (૧) નિઝામપુરા, (૨) વડદલા, (૩) સેવાસી, (૪) ગોત્રી, દશરથ, ચાપડ, ગોરવા.

વીસનગર મહાલ પ્રચારક શ્રી. ઉમિયાશંકર લ. દવે નવેમ્બર '૩૮ થી માર્ચ '૩૯ સુધીમાં (૧) પાલડી, (૨) રૂત્રાવી, (૩) કલોલ, (૪) મણુંદ, (૫) મહેસાણા, (૬) વીસનગર, (૭) દેણુપ, (૮) વડુ, (૯) ઉપલવા, (૧૦) જેતલવાસણા, (૧૧) ગણેશપુરા, (૧૨) તરભ, (૧૩) સાતુસણા, (૧૪) ગુંજા.

કલોલ મહાલ માનદ પ્રચારક શ્રી. કાન્તિપ્રસાદ લાલશંકર ત્રિવેદી માર્ચ માસમાં (૧) મુબારકપુર, (૨) બાલવા (૩) ઉનાવા.

## સ્વ. અમીન સાહેબના અવસાન પરત્વે શોકદર્શક ઠરાવો પસાર કરનાર પુસ્તકાલયો

**સદ્‌૦ શ્રી અમીન સાહેબના અવસાનને અંગે રાજ્યનાં જુદાં જુદાં ગામોનાં પુસ્તકાલયોમાં શોકસભાઓ ભરવામાં આવી હતી, જેમાં શોકદર્શક ઠરાવો પસાર થયા હતા, એ બધા ઠરાવો અક્ષરશઃ અહીં આપવા જતાં અનેક પૃષ્ઠો ભરાઇ જાય તેમ હોવાથી સ્થળસંકોચને કારણે આખા જ ઠરાવો લઇ શકાયા નથી, જેથી જે તે મોકલી આપનાર ગામોનો માત્ર નામનિર્દેશ જ અત્ર કરી શકાયો છેઃ—**

સિદ્ધપુર મહાલ પુ. મંડળ, સા. પુ. કલ્યાણપુરા, ચાણસ્મા મહાલ પુ. મંડળ, દ્વારકા, વાંકળ, કલ્યાણપુરા જૂથ મંડળ, શિનોર, છાણભોઇ.

—✠—

## વડોદરા રાજ્ય પુ૦ મંડળ

### પૂ. મો. ન. અમીન સ્મારકફંડનો સ્વીકાર

વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો તરફથી સ્વ૦ શ્રી૦ મોતીભાઈ ન. અમીન સ્મારક ફંડમાં ભરાયલી રકમ :

| | | | |
|---|---|---|---|
| ખંડોરણ સા. પુસ્તકાલય | તા. વિસનગર | રૂ. | ૬–૦–૦ |
| તરભ ,, | ,, | રૂ. | ૫–૦–૦ |
| કોલવડા ,, | તા. વિજાપુર | રૂ. | ૫–૦–૦ |
| કાસર | તા. પેટલાદ | રૂ. | ૧૦–૦–૦ |
| | | | ૨૬–૦–૦ |




## વડોદરા રાજ્ય

**પુસ્તકાલયને મળેલી મદદ**—સા. પુ. ખોરસલ તા. ચાણસ્માને પા. વીરમદાસ જેઠીદાસ વસાઇવાળા તરફથી રૂા. ૨), પા. જેકણદાસ જોરદાસ વડાવલીવાળા તરફથી રૂા. ૨) પા. મોહનદાસ કુબેરદાસ ચાણસ્માવાળા તરફથી રૂા. ૨) તથા પા. મૂળચંદ પુરુષોત્તમદાસ ગોરાદવાળ તરફથી રૂા. ૨) મળી કુલ રૂા. ૮).

—સા. પુ. સુંઢીઆ તા. ખેરાળુને ચાણસ્માના પટેલ ઇશ્વરદાસ નાગરદાસ તરફથી ૧૧)

—સા. પુ. કલ્યાણ તા. સિદ્ધપુરને રૂા. ૨૦) શેઠ જીવાચંદ ઝુમાચંદ ઉંબરીવાળા તરફથી, રૂા. ૧૫) શા. ફોજાલાલ કસ્તુરચંદ ઉંબરીવાળા તરફથી, અને રૂા. ૫) શેઠ આલમચંદ હાથીચંદ તરફથી.

—સા. પુ. સરસાવ તા. કડીને શ્રી. જયદેવપ્રસાદ મોહનલાલ તરફથી રૂા. ૬–૭–૦ ની કિંમતનાં પુસ્તકો.

સા. પુ. સદુથલા તા. ચાણસ્માને ઇસનપુર ( મોટા ) તા. દહેગામના પા. શિવાભાઇ લલ્લુદાસ તરફથી રૂા. ૫)

—સા. પુ. વીરપુર તા. ધારીને કુંડલાના દરજી જેઠાભાઇ રાજાભાઇ તરફથી રૂા. ૩–૪–૦.

—સા. પુ. દેવડા તા. વિજાપુરને ૫) બ્રહ્મભટ્ટ ઇશ્વરભાઇ હીરજીભાઇ, ૫) બ્રહ્મભટ્ટ શિવાજી વજાજી, ૫ શેઠશ્રી ન્હાલચંદ ત્રિભોવનદાસની પેઢીખાતે હા કચરાભાઇ અમુલખદાસ, ૨) શા. ચિમનલાલ ડાહ્યાભાઇ, ૨) બ્રહ્મભટ્ટ નારાયણજી નાથાભાઇ, ૧) દરજી વરવાભાઇ પીતાંબર, ૧) પંચાલ અમથારામ માનચંદ, ૧) દરજી શંકરભાઇ ડુંગરભાઇ, ૧) ઠાકરડા કુંવરજી હીરાજી, ૧) બ્રહ્મભટ્ટ ડાહ્યાભાઇ ગંભીરજી, ૧) બ્રહ્મભટ્ટ ડાહ્યાલાલ શંકરજી, ૨) બ્રહ્મભટ્ટ બેચરભાઇ લલ્લુજી, ૧) બ્રહ્મભટ્ટ પ્રભુદાસ મણિલાલ, ૧) પા. મણિભાઇ માધવજી, ૧) જોશી ઇશ્વરલાલ મનસુખ, ૧) બ્રહ્મભટ્ટ રઘનાથજી વાસુદેવ, ૨) બ્રહ્મભટ્ટ કેશવલાલ વાઘજીભાઇ, ૧) પા. જોઇતાદાસ સબળદાસ, ૧) પા. શંકરભાઇ રણછોડ, ૧) પા. હીરદાસ જીવીદાસ, ૧) દરજી ગોબરભાઇ પરસોતમ, = ૩૭)

—નાના માચીઆળા સાર્વજનિક પુસ્તકાલયને—૧-૮-૦ આદેરભગત વાલા માં રે દરેડ, ૦-૮-૦ આહેર અમરા દેવદાન રે. મોટી અણિયાળી, ૧-૦ ૦ રા. મૂળજીભા જગજીવનદાસ, ૧-૦-૦ રા. બળદેવદાસ જગજીવનદાસ, ૧-૦-૦ રા. નારણભાઇ મૂળ રે. અમરેલી, ૦-૪-૦ રા. નરભેરામ કેશવજી, ૧-૦-૦ રા. નવનીતલાલ છગનલાલ નાણાવ ૧-૦-૦ રા. ગણપતરામ ભાઇશંકર ત્રિવેદી જકાત નાકાદાર, ૧-૦-૦ રા. હરગોવિંદ રેવાશં મહેતા, ૧-૦-૦ રા હરજીવનદાસ ત્રિભુવન મહેતા, ૧-૦-૦ રા. મણિશંકર મોતીરામ મહેત ૧-૦-૦ રા. જીવરાજ કવાભાઇ દરજી, ૦-૮-૦ રા. અમૃતલાલ જગજીવનદાસ જોશી, ૦-૮- રા. રતિલાલ જગજીવનદાસ જોશી રે. સેરાઇ દરબારી કામદાર ૧-૦-૦ રા. છોટાલાલ ગિરધ ૧-૦-૦ રા. માવજીભાઇ લખમણ રે. અમરેલી, ૨-૦-૦ રા. મોહનભાઇ ભવાનભાઇ દર રે. અમરેલી, ૧-૦ ૦ રા. ડાહ્યાલાલ જીવાભાઇ દરજી રે. અમદાવાદ, ૧-૦-૦ રા નાગજીભા વીરજીભાઇ દરજી, ૦-૮-૦ રા. વીરજી જીવા કોળી રે. દેવગામ, ૦-૮-૦ રા. વીરા કાના કોળ રે. પાલડી, ૧-૦-૦ રા. શેઠશ્રી. વનમાળીદાસ મકતભાઇ = ૨૦-૪-૦.

—સા. પુ. રણાસણ તા. વિજાપુરને રૂા. ૧) આગલોડના રાવળ કચરાલાલ મોહનલાલ તરફથી, તથા રૂા. ૧) પ્રહલાદજી જુગલરાય તરફથી.

—મંજુસર તા. સાવલીને જેઠાભાઇ મુગટરામને ત્યાંથી રૂા. ૫) તથા રૂા. ૨) અન્ય ગૃહસ્થ તરફથી.

. દામનગર મહાલ પુ. પરિષદના દિવસે દામનગરમાં બાલ પુસ્તકાલય તેમ જ મહિલા પુસ્તકાલય ખોલવા માટે નીચે પ્રમાણે મદદ મળી છે. ૪૦) ડૉ. રઘુનાથ ગંગારામ કદમ દામનગર ડૉ. સા., ૨૫) મૂળજીભાઇ રણછોડભાઇ વેદ અમરેલી, ૧૧) શ્રી. વલ્લભભાઇ મૂળજીભાઇ રાજ્ય પ્રચારક, ૧૧) સૌ. લીલાબેન દવે દા. મહાલ શાળાધિકારી સા., ૧૧) સૌ. શાન્તાબેન કદમ, ૧૧) શ્રી. કરસનદાસ ચીતલીઆ અમરેલી, ૧૦) વિદ્યારામ વસનજી અમરેલી હેડ માસ્તર, ૧૦) તારાબેન દોશી અમરેલી મહિલા પુ. મંત્રી, ૫) દામોદર માધવજી ગણેશગઢ મહેતાજી, ૫) શંભુગર ભીમગર રૂપાવટી મહેતાજી, ૫) જાદવજી ભીમજી મોણપુર મહેતાજી ૫) શ્રીમતી કંચનબેન ડાહ્યાલાલ ચાવડ મહેતાજી, ૫) ઉત્તમબેન શોભરાજ અમરેલી, ૫) મરિયમબેન કાશમાણી અમરેલી, ૫) મોહનલાલ કેશવજી દામનગર, ૫) દિવાળીબેન લક્ષ્મીશંકર આંબરડી, ૫) મણિબેન રૂઘનાથ શાખપુર કન્યાશાળા મહેતીજી, ૨૫) શ્રી. પ્રતાપભાઇ ગિ. મહેતા, ૧) મહેતા પ્રભુદાસ ધાભેલ. આ સિવાય બાલ પુસ્તકાલયને શ્રી. વિદ્યારામ વસનજી તરફથી રૂા. ૫૦) મળ્યા. સ્તુત્ય.

—બાલવા ( ઉનાવા ) તા. કલોલને દરજી મૂળચંદ મોહનલાલ તરફથી રૂા. ૩)

—સા. પુ. વડનગરને પટેલ માનચંદભાઇ કુબેરદાસે રૂા ૫૩) ખર્ચી પુસ્તકાલયનું સમારકામ કરાવી આપ્યું.

**સમલાયા સ્ટેશન માટે**—૨૫) મોતીપુરાના પટેલ ફકીરભાઇ લલ્લુભાઇ, ૧૫) મોતીપુરાના પટેલ રામભાઈ શીવાભાઇ, ૫) સમલાયાના છોટાલાલ નાથજીભાઇ, ૫) સમલાયાના શાહ ભીમરાજ છીતુમલ, ૫) હરિપુરાના જેઠાભાઈ નાથાભાઇ ૫) દેસાઇભાઇ એન્ડ મથુરભાઇ,

લાંભડાપુરા ગામે—૫૧) અડાસના મોતીભાઇ રણછોડભાઇ તરફથી, ૨૫) ગામાત રકમ એકઠી કરી.

**ગ્રંથપાલની કદર**—પારી વલ્લભરામ હેમચંદ સા. પુ. ના સ્વ. ગ્રંથપાલ મોતીલાલ નરોતમદાસ જાનીની સેવાઓની કદર કરી પુસ્તકાલયની સમગ્ર સભાએ ખાતાની મંજુરી મેળવી તેમના વારસને રૂા. ૨૦૦) આપવા ઠરાવ્યું છે.

## વ૦ રા૦ પુ૦ મંડળ

**૧૫ મી શિષ્ટ વાચન પરીક્ષાનું પરિણામઃ—** 'અપંગની પ્રતિભા 'એ પુસ્તકની પરીક્ષાનું પરિણામ ચાલુ અંકમાં અન્યત્ર છપાયું છે તે જોઇ લેવાની લાગતાંવળગતાંઓને વિજ્ઞપ્તિ.

**શિક્ષણ વર્ગોઃ**—નવસારી પ્રાંત માટેનો શિક્ષણ વર્ગ ચાલુ માસની ૨૭–૨૮–૨૯ ના દિવસોએ પલસાણા મુકામે ભરવાનું જાહેર થયું હતું. પણ તે દિવસો શ્રીમંત મહારાજા સાહેબના રાજ્યાભિષેકના સમારંભ માટે નક્કી થયેલા હોવાથી એ વર્ગ મે માસની તા. ૪–૫–૬ ના દિવસોએ ભરાશે. લાગતાં વળગતાંઓને એની નોંધ લેવાની ભલામણ કરીએ છીએ.

અમરેલી પ્રાંતના ઓખામંડળ વિભાગ માટેના ખાસ વર્ગ માટે મે માસની તા. ૨૨–૨૩–૨૪ ના દિવસો નક્કી થયા છે, ને બેટ શંખોદ્ધારનું પવિત્ર સ્થાન પસંદ કરાયું છે. આશા રાખીશું કે એ વર્ગને પૂરતી સફળતા મળશે.

**સદ્‌ગત મો. ન. અમીન સ્મારક ફંડ:**—ગતાંકમાં પ્રસિદ્ધ થયેલી ખાતાની જાહેરાત નં. ૨ તરફ તેમજ ચાલુ અંક સાથે વહેંચાયેલ પત્રિકા તરફ વાચકોનું ધ્યાન ખેંચીએ છીએ.

**ફાળવણીની રકમોઃ**—સદરહુ બાબત ચાલુ અંકમાં પ્રસિદ્ધ થયેલ રાજ્ય પુ. મંડળની જાહેરાત નં. ૫ તરફ લાગતા વળગતાંઓનું ધ્યાન ખેંચીએ છીએ.

**ચાણસ્મા મહાલ પુ. પરિષદનું** ચોથું અધિવેશન તા. ૨૩–૪–૩૯ ના રોજ ભરાશે.

**ખેરાળુ મહાલ પુ. પરિષદ** વડનગર મુકામે તા. ૧૯-૪-૩૯ રાજરેત્ન શેઠ મહાસુખભાઇ ચુનીલાલના પ્રમુખપદે ભરાશે.

**જાગતાં જૂથ મંડળોઃ**—કડી મહાલના ડાંગરવા જૂથ મંડળની એક સભા તા. ૧૨–૩–૩૯ ના રોજ બહુચરાજી વિભાગ શાળાધિકારી અને કડી મહાલ પુ. મં. ના ઉપ-પ્રમુખ શ્રી. મહીજીભાઈ દેસાઇના પ્રમુખપણા નીચે મળી હતી, જેમાં જુદા જુદા ૫ ઠરાવો પસાર થયા હતા.

**શિષ્ટવાચનની પરીક્ષાઃ**—શિનોર મહાલ પુ. મંડળ તરફથી શિષ્ટ વાચનની ત્રીજી પરીક્ષા તા. ૨૯–૧–૩૯ ના રોજ લેવાયેલી તેમાં એકંદર ૨૦ વિદ્યાર્થીઓ બેઠેલા, જેમાંના ૧૬ વિદ્યાર્થીઓ ઉત્તીર્ણ થયા છે, તેજ પ્રમાણે ઓખામંડળ મહાલ પુ. મંડળ તરફથી લેવાયલી પરીક્ષામાં ઉત્તીર્ણ થનાર ૨૧ જણ પૈકી ૪ બહેનો હતી.

—※—

# 'અપંગની પ્રતિભા'નું પરિણામ સહિત નિવેદન

ઉપરોક્ત પરીક્ષા, જાહેર થયા પ્રમાણે, તા. ૨૨–૧–૩૯ ના રોજ જે તે સ્થળે લેવાઈ ગયેલી. એને માટે ગુજરાત–કાઠિયાવાડનાં ૯૩ ગામોનાં ૩૬૨ ઉમેદવારોની અરજીઓ આવેલી, તેમાંથી ૬૦ ગામોના ૧૮૫ ભાઈબેનોની ઉત્તરવહીઓ અમારા તરફ આવેલી હોવાથી કુલ ૧૮૫ જણે આ પરીક્ષાનો લાભ લીધેલો હોવાનું જણાય છે. આ પરીક્ષા માટે ૩૬૨ ઉમેદવારોની અરજીઓ આવેલી હતી. પરંતુ પૂજ્યશ્રી મોતીભાઈ સાહેબની ગંભીર માંદગીને કારણે વસો હાઈસ્કૂલની, તેમ જ પરીક્ષાને દિવસે વડોદરામાં વર્તેલી બેલગામ ગુંડાગીરીએ પ્રક્ષુબ્ધ કરી મૂકેલા વાતાવરણને કારણે વડોદરા પુરુષ અધ્યાપન પાઠશાળાની મોટી સંખ્યા આ પરીક્ષાનો લાભ લઈ શકી નથી. નહિતર પરીક્ષા મજકુરનો લાભ લેનારની સંખ્યા ૨૫૦ ઉપરાંત જરૂર થઈ હોત.

અમરેલી મહાલના શિક્ષક તેમ જ વિદ્યાર્થી ભાઈબેનોએ જ નહિ પણ બીજાંઓએ પણ આ પરીક્ષાનો સારા પ્રમાણમાં લાભ લીધો છે તે સદર મહાલના ઉત્સાહી શાળાધિકારી રા. હરિભાઈ નારણભાઈ પટેલની પ્રેરણાને આભારી હોવાનું જણાઈ આવે છે. તેમના આ ઉત્સાહ બદલ અને શિષ્ટવાચનના પ્રચારની દૃષ્ટિએ પરીક્ષાપ્રવૃત્તિની ઉપકારકતા પિછાણવા બદલ શ્રીયુત ભાઈ હરિભાઈને ધન્યવાદ આપી બીજા મહાલ શાળાધિકારી સાહેબોને તેમનું અનુકરણ કરવાની વિનંતિ કરીએ તો તે અસ્થાને નહિ ગણાય.

પંદરમી પરીક્ષામાં બેઠલાં ઉમેદવારોનું ધંધાવારી પ્રમાણ નીચે પ્રમાણે છેઃ—

૯૪ શિક્ષક, ૫૧ વિદ્યાર્થી, ૬ ખેડૂત, ૪ વેપારી, ૪ કારીગર, ૨ ઇતર નોકરી અને ૨૪ ઘરકામ.

છોડવા ઠરેલા ૮ પ્રશ્નો પૈકી ફરજિયાત છોડવા ઠરેલા ૧લા તથા ૮મા સવાલના દરેકના ૧૪ ગુણ અને બાકીના દરેકના ૧૨ ગુણ રાખી ઉત્તરપત્રો તપાસતાં બેઠેલાં ઉમેદવારોમાંથી ૧૨૮ ઉમેદવારો ઉત્તીર્ણ થયાં છે. એટલે પરીક્ષાનું પરિણામ આ વખતે લગભગ ૬૯.૨ ટકા આવેલું ગણાય. ઉત્તીર્ણ થનારાંમાં ૭૩ શિક્ષકો, ૩૬ વિદ્યાર્થીઓ, ૧ ખેડૂત, ૩ વેપારી, ૧ કારીગર, ૨ નોકર તથા ૧૧ ઘરકામવાળી બેનો છે. ઉત્તીર્ણ થનાર બેનોની સંખ્યા ૧૮ છે.

ઑગસ્ટ ૧૯૩૮ ના અંકમાં પ્રસિદ્ધ થયેલી સદર પરીક્ષા માટેની જાહેરાતમાં જણાવ્યા પ્રમાણે પરિણામપત્રકના પ્રથમ ૨૦ નંબરો ઉપરાંત * ચિહ્નવાળા ટ્રેનિંગ કૉલેજનો લાભ બિલકુલ નહિ પામેલા શિક્ષક, અંગ્રેજી પાંચ ધોરણ સુધીના વિદ્યાર્થી અને વેપારી, ખેડૂત, કારીગરવર્ગના ઉમેદવારો પૈકી ઉત્તીર્ણ થનારા ૧૦ પુરુષો તથા ઉત્તીર્ણ થયેલી બેનો પૈકી ગુણાનુક્રમે ૧૦ બેનો ઇનામને પાત્ર ઠરે છે. તે દરેકને મળવાની ઇનામની રકમ જેના તેના નામની સામે શેરાના ખાનામાં દર્શાવવામાં આવી છે. કુલ રૂા. ૪૫)નાં ૪૦ ઇનામો આ [illegible] અંગે વહેંચાશે. અત્રેની તેમ જ ઉમેદવારોની સગવડની ખાતર ઇનામની રકમ રોકડ-

માં આપવાની નીતિ ગ્રહણ કરાઇ છે, છતાં જેમની ઇચ્છા ઇનામની રકમ પૂરતી કિંમતનાં પુસ્તક લેવાની હશે, તેઓ અલબત્ત પુસ્તક મંગાવી શકશે. તેથી ઇનામ મેળવવા ભાગ્યશાળી થયેલાં ભાઇબેનોને વિનંતિ કે પોતાને મળતું ઇનામ રોકડમાં જોઇએ છે કે પુસ્તકરૂપે, તથા તે કોઇની મારફત રૂબરૂથી મંગાવી લેવું છે કે ટપાલ મારફતે, તે ચાલુ માસ આખર સુધીમાં જ જેણે તેણે અવશ્ય જણાવી દેવું. મુદત વીત્યે જે તે રકમ અત્રેથી જેને તેને ખર્ચે મનીઑર્ડરથી રવાના કરી દેવાની તજવીજ કરાશે.’ બદલીના કારણે વા ઉનાળાની રજાઓના કારણે શિરનામામાં થયેલા ફેરફારની ખબર પણ તરત જ આપી દેવાની ઇનામ મેળવવાને ભાગ્યશાળી થયેલાંઓને વિનંતિ છે.

આ વખતની પરીક્ષામાં પ્રામાણિકપણું સર્વાંશે નથી સચવાયું, એમ જાહેર કરતાં ખેદ ઉપજે છે. પરસ્પરમાંથી કે ચોપડીમાંથી જોઇને ન લખવાની ખાસ ટકોર પ્રશ્નપત્રને મથાળે અપાતી સૂચનાઓમાં કરવામાં આવે છે જ, છતાં કેટલાંક ઉમેદવારો એ લાલચને નથી રોકી શકતાં એ આપણી નીતિમત્તા માટે નામોશીભર્યું છે. ચૌર્યવૃત્તિ પર યોગ્ય અંકુશ મૂકી એને નિર્મૂળ બનાવવાને મથવું એ તો શિક્ષકવર્ગનો પરમ ધર્મ ગણાય. આવા મોટા પુસ્તકની પરીક્ષા સામાન્ય શક્તિ અને સામાન્ય ભણતરવાળાંઓ માટે અલબત્ત નથી જ હોતી; એટલે કોઇ પણ પ્રકારની પારકી સહાય વગર લખી શકવાને અસમર્થ વિદ્યાર્થીઓને તેમ જ આવી બેનોને પરીક્ષા માટે ન ઉત્તેજવાં એ જ બહેતર ગણાતું જોઇએ.

કોપીના ૨૪ કિસ્સાઓ આ વખતે પકડાયા છે. તેમનાં નામ, શિરસ્તા મુજબ, પરિણામપત્રકમાંથી કાપી બાકીનાં ૧૬૧ ઉત્તીર્ણ અનુત્તીર્ણ તમામ ઉમેદવારોનું પરિણામ નીચે પ્રમાણે છે:—

જેમણે ઉત્તરવહીઓ મોકલી હોય છતાં આ પરિણામ પત્રકમાં નામ ન હોય તેમણે પોતપોતાના મનમાં સમજી લેવું કે તેમના કિસ્સા કોપી કરનાર કે કરાવનાર તરીકે હોવાનું પરીક્ષકને જણાયું છે.

## પરિણામ

| અનુક્રમ નંબર | ઉમેદવારનું નામ | ગામ | ધંધો: અભ્યાસ | ગુણ | સેરા ઇનામ રૂ. |
|---|---|---|---|---|---|
| ૧ | દિલીપચંદ્ર માધવલાલ પંચોળી | નાનીકડી | શિ. મૅટ્રિક સિ. | ૬૬ | ૫) |
| ૨ | ભાઇલાલભાઇ બાવાજીભાઇ પટેલ | વિશ્નોલી | ,, | ૬૫ | ૪) |
| ૩ | નાનજીભાઇ જેઠીદાસ પટેલ | ઇસ્લામપુર | શિ. સિનિયર | ૬૩ | ૩) |
| ૪ | ભગવાનદાસ સાંકળચંદ પટેલ | જેતલવાસણા | ,, | ૬૨ | ૨) |
| ૫ | શંભુપ્રસાદ અંબાલાલ ત્રિવેદી | પીલોલ | ,, | ૬૧ | ૧) |
| ૬ | સાંકળેશ્વર જીભાઇ વ્યાસ | ગોઝારિયા | શિ. મંત્રી | ૬૧ | ૧) |
| ૭ | કરસનભાઇ રેવાભાઇ પટેલ | રણુજ | શિ. મધ્યમ પદ | ૬૦ | ૧) |
| ૮ | તુળસીભાઇ હાથીભાઇ પટેલ | નરસીપુરા | શિ. સિનિયર | ૬૦ | ૧) |
| ૯ | દલપતરામ વિઠ્ઠલદાસ મિસ્ત્રી | વડોદરા | મે. ટ્રે. કૉ. | ૬૦ | ૧) |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | ૧૦ કરુણાશંકર મોહનલાલ વ્યાસ | મેરવાડા | શિ. મેટ્રીક સિ. | ૫૯ | ૧) |
| | ૧૧ મોહનલાલ દામજી પંડયા | નાનાભંડારીઆ | શિક્ષક | ૫૭ | ૧) |
| | **૧૨ જર ડાસાભાઈ દારુ** | નવસારી | ઘરકામ | ૫૭ | ૧) |
| | ૧૩ મૂલચંદ હરિવલ્લભદાસ શાહ | સિહોલ | શિ. મેટ્રિક સિ. | ૫૬ | ૧) |
| | ૧૪ ઈશ્વરભાઇ મોતીભાઇ પટેલ | વડુ | શિ. સિનિયર | ૫૬ | ૧) |
| | ૧૫ નાગરભાઇ ગાંડાભાઇ પટેલ | બીલીમોરા | વિ. અં. ૬ | ૫૬ | ૧) |
| | ૧૬ નરસિંહભાઇ મથુરભાઈ પટેલ | પાદરા | વિ. અં. ધો. ૬ | ૫૫ | ૧) |
| | ૧૭ જયશંકર પોલાભાઇ ઠાકુર | જાળીઆ | શિ. સિનિયર | ૫૫ | ૧) |
| | **૧૮ નાજુ ગુસ્તાસ્પ કોટવાળ** | નવસારી | ઘરકામ | ૫૫ | ૧) |
| | ૧૯ દાનભાઇ પુંજાભાઇ જેબલીઆ | બાબાપુર | શિ. સિનિયર | ૫૪ | ૧) |
| | ૨૦ ભાઇશંકર નાગજી ત્રિવેદી | સણોસરા | ,, | ૫૪ | ૧) |
| | ૨૧ મંછારામ ઘેલાભાઇ ભગત | બીલીમોરા | વિ. અં. ધો. ૬ | ૫૩ | |
| | ૨૨ જયસુખલાલ હરખજી ત્રિવેદી | દેવળીયા | શિ. સિનિયર | ૫૩ | |
| * | **૨૩ તારાબેન હીરાલાલ રાવળ** | અમરેલી | શિ. સિનિયર | ૫૩ | ૧) ઉ. |
| | ૨૪ ફુલાભાઇ શંકરભાઇ પટેલ | વસો | શિ. મેટ્રિક | ૫૩ | |
| | ૨૫ ઈશ્વરલાલ મૂળશંકર ઠાકર | સિંધાજ | શિ. સિનિયર | ૫૨ | |
| * | ૨૬ જયંતિલાલ પ્રભુદાસ દાવડા | પોરબંદર | વિ. અં. ધો. ૪ | ૫૨ | ાા ઉ. |
| | ૨૭ મીરઝા જહાંગીરજી નવરોજી | બીલીમોરા | વિ. અં. ધો. ૬ | ૫૨ | |
| * | **૨૮ સંતોક જગજીવન** | બાબાપુર | શિ. મધ્યમ પદ | ૫૨ | ૧) ઉ. |
| * | **૨૯ બાલુ તેજમાલ દેથા** | અમરેલી | શિ. સિનિયર | ૫૨ | ૧) ઉ. |
| | ૩૦ શાહ કાન્તિલાલ જેઠાલાલ | અમદાવાદ | વિ. પ્રિ. | ૫૧ | |
| * | **૩૧ તેહમીના ફરદુનજી કાંગા** | નવસારી | ઘરકામ | ૫૧ | ૧) ઉ. |
| | ૩૨ કાવસ ખુરશેદજી પંથકી | બીલીમોરા | વિ. અં. ધો. ૭ | ૫૧ | |
| | ૩૩ ડાહ્યાલાલ અંબાલાલ બ્રહ્મભટ્ટ | સેરીસા | શિ. મેટ્રિક સિ. | ૫૧ | |
| | ૩૪ નટવરલાલ ગિરધરલાલ શાહ | શિનોર | વેપાર મેટ્રિક | ૫૧ | |
| | ૩૫ કેશવલાલ દેવશંકર ભટ્ટ | વડોદરા | વિ. પ્રિવિયસ | ૪૯ | |
| * | **૩૬ રોદા ગુસ્તાદજી કરશ** | નવસારી | ઘરકામ | ૪૯ | ૧) ઉ. |
| | ૩૭ હરગોવિંદદાસ મોરારજી પંડયા | જીરા | શિ. મે. સિ. | ૪૮ | |
| | ૩૮ શિવલાલ ધનજીભાઇ પટેલ | અડીઆ | શિ. સિનિયર | ૪૮ | |
| | ૩૯ ગીગાભાઇ મૂળજી પટેલ | બાબાપુર | શિ. મધ્યમપદ | ૪૭ | |
| | ૪૦ ગિરજાશંકર ગોવર્ધનરામ ત્રિવેદી | મોડાસા | વિ. અં. ધો. ૬ | ૪૭ | |
| | ૪૧ ચંદુલાલ હીરાચંદ શાહ | મોડાસા | વિ. અં. ધો. ૬ | ૪૭ | |
| | ૪૨ પુરુષોત્તમ છોટાભાઇ પટેલ | વડદલા | શિ. સિનિયર | ૪૭ | |
| | ૪૩ અમરેશ્વર કરુણાશંકર પાઠક | ગાવડકા | શિ. મેટ્રીક | ૪૬ | |
| * | ૪૪ પ્રભુદાસ આશાભાઇ | જાલાબોરડી | શિ. ગુ. ધો. ૬ | ૪૬ | ાા ઉ. |
| | ૪૫ પીરોજશા રતનશા સંજાણ | બીલીમોરા | વિ. અં. ૭ | ૪૬ | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | ૪૬ દલીચંદ દેવચંદ શાહ | બીલીમોરા | વિ. અં. ધો. ૭ | ૪૬ | |
| | ૪૭ રમણલાલ મથુરદાસ શાહ | અમદાવાદ | વિ. ઇન્ટર | ૪૬ | |
| * | ૪૮ શેરખાં સાલુમીયાં ચૌહાણ | મેરવાડા | શિ. ગુ. ધો. ૬ | ૪૬ | ાા ઉ. |
| | ૪૯ એચ. ડી. મહેતા | બીલીમોરા | વિ. અં. ધો. ૬ | ૪૫ | |
| | ૫૦ ચુનીલાલ મણિશંકર પંડયા | ગંભીરા | શિ. મધ્યમપદ | ૪૫ | |
| | ૫૧ નાથાલાલ નાનાલાલ ત્રિવેદી | પલસાણા | શિ. સિનિયર | ૪૫ | |
| * | ૫૨ **લીલાવતી ઉમિયાશંકર ભટ્ટ** | દેવરાજિયા | ઘરકામ | ૪૪ | ૧) ઉ. |
| | ૫૩ ત્રિભુવન નાગજી મહેતા | બાબાપુર | શિ. પ્રથમપદ | ૪૪ | |
| | ૫૪ વાડીલાલ ડુંગરભાઇ નાયક | જામળા | ,, | ૪૪ | |
| | ૫૫ હોમી મંચેર શાહ | બીલીમોરા | વિ. અં. ધો. ૭ | ૪૪ | |
| | ૫૬ ચિમનલાલ હિંમતલાલ બારોટ | કરણાકૂવા | શિ. મે. સિ. | ૪૪ | |
| * | ૫૭ મોકમસિંહ ભીમસિંહ રાઠોડ | પીંડાપા | શિ. ગુ. ધો. ૬ | ૪૪ | ાા ઉ. |
| | ૫૮ ભાઇશંકર ભાણજી પંડયા | સરંભડા | શિ. સિનિયર | ૪૩ | |
| | ૫૯ ભાણજી રામજી માઢક | લાલાવદર | ,, | ૪૨ | |
| | ૬૦ જયશંકર હરિશંકર જોશી | દેવરાજીયા | શિ. મે. સિ. | ૪૨ | |
| * | ૬૧ નરસિંહભાઇ પ્રભુદાસ ઠાકરડા | સુરાશામળ | શિ. ગુ. ધો. ૭ | ૪૨ | ાા ઉ. |
| | ૬૨ કાન્તિલાલ ભાઇચંદ શાહ | મોડાસી | વિ. અં. ધો. ૬ | ૪૨ | |
| | ૬૩ નરભેરામ ત્રિકમદાસ દેવમુરારી | મોટાઆંકડીઆ | શિ. સિનિયર | ૪૨ | |
| | ૬૪ મણિલાલ દામોદરદાસ દેશી | ,, | ,, | ૪૨ | |
| | ૬૫ ભાઇશંકર મકનજી પંડયા | ગાવડકા | ,, | ૪૨ | |
| | ૬૬ ઇશ્માઇલ ભાભાભાઇ માસ્તર | જનોડીઆ | શિ. પ્રથમપદ | ૪૦ | |
| | ૬૭ રમણલાલ પુંજાલાલ શાહ | મોડાસા | નોકરી મેટ્રિક | ૪૦ | |
| | ૬૮ શાન્તિલાલ છોટાલાલ સોની | પાદરા | વિ. અં. ધો. ૬ | ૩૯ | |
| | ૬૯ શંભુભાઇ શંકરભાઇ પટેલ | વડોદરા | શિ. મે. ટ્રે. કૉ. | ૩૯ | |
| * | ૭૦ ગિરજાશંકર ડાહ્યાલાલ પંડયા | સરંભડા | શિ. ગુ. ધો. ૬ | ૩૮ | ાા ઉ. |
| | ૭૧ બહેચરજી લીલાજી મકવાણા | ઓરીસણા | ,, | ૩૮ | |
| | ૭૨ ગોકળભાઇ ડાહ્યાભાઇ પટેલ | જનોડીઆ | શિક્ષક | ૩૮ | |
| | ૭૩ નટવરલાલ મગનલાલ શાહ | અમદાવાદ | વિ. અં. ધો. ૬ | ૩૮ | |
| | ૭૪ દુર્ગાશંકર અંબાશંકર પંડયા | સરંભડા | શિ. પ્રથમપદ | ૩૮ | |
| * | ૭૫ નરસિંહભાઇ છગનભાઇ પટેલ | રણોલી | વિ. અં. ધો. ૪ | ૩૭ | ાા ઉ. |
| | ૭૬ ગેરજીભાઇ મંચેરશાહ | બીલીમોરા | વિ. અં. ધો. ૭ | ૩૭ | |
| * | ૭૭ **જયાલક્ષ્મી કાળીદાસ** | જાળીઆ | શિ. સિનિયર | ૩૭ | ૧) ઉ. |
| | ૭૮ લાભશંકર લાલુરામ દવે | મોટાસખ | શિ. સિનિયર | ૩૭ | |
| * | ૭૯ મોતીભાઇ ગુલાબભાઇ પટેલ | પાછીઆપુરા | ખેતી ગુ. ધો. ૬ | ૩૬ | ાા ઉ. |
| | ૮૦ ભગવાન જિગાભાઇ પટેલ | દેલસરવા | શિ. પ્રથમ પદ | ૩૬ | |
| | ૮૧ છગનલાલ મકનજી વ્યાસ | સણોસરા | શિ. પ્રથમ પદ | ૩૬ | |

| | | | | |
|---|---|---|---|---|
| ૮૨ રતનશા ડો. બીલીમોરીઆ | બીલીમોરા | વિ. અં. ધો. ૭ | ૩૬ | |
| ૮૩ જયકૃષ્ણ દામજી પંડ્યા | સરંભડા | શિ. પ્રથમ પદ | ૩૫ | |
| ૮૪ રતન રૂસ્તમજી દાંડીવાળા | બીલીમોરા | વિ. અં. ૬ | ૩૫ | |
| ૮૫ અંબાલાલ મગનલાલ વ્યાસ | મણિયારી | શિ. મધ્ય પદ | ૩૫ | |
| ૮૬ રાવજીભાઇ ચતુરભાઇ પટેલ | ગંભીરા | શિ. પૂર્વપદ | ૩૫ | |
| ૮૭ જયંતિલાલ સંતોષરાત ભટ્ટ | ટુંપણી | શિ. પૂર્વપદ | ૩૫ | |
| ૮૮ હરિશંકર ત્રિભુવન શુકલ | મોટાભંડારીઆ | શિ પ્રથમ પદ | ૩૫ | |
| ૮૯ કાનજી ત્રિકમજી દવે | ,, | શિ. સિનિયર | ૩૫ | |
| ૯૦ નાનજી પ્રેમજી ઠાકર | ચાંદગઢ | ,, | ૩૫ | |
| ૯૧ પુરુષોત્તમ દેવશંકર પંડ્યા | વડોદરા | વિ. પ્રિ. | ૩૪ | |
| *૯૨ **ગિરજાબહેન હેમરાજભાઇ** | ઢોલરવા | ઘરકામ ગુ. ધો ૫ | ૩૪ | ૧) ઉ. |
| ૯૩ મણિશંકર લવજી ઠક્કર | નાના ભંડારીઆ | શિ. સિનિયર | ૩૪ | |
| ૯૪ લાલજી જાદવજી પંડ્યા | દેવરાજીઆ | શિ. પ્રથમપદ | ૩૪ | |
| ૯૫ મોહનસિંહ અમરસિંહ પરમાર | વડદલા | ,, | ૩૪ | |
| *૯૬ બાબુભાઇ મંગળભાઇ પટેલ | રણોલી | વિ. અં. ધો. ૪ | ૩૪ | ાા ઉ. |
| *૯૭ **મધુમતી જયસુખલાલ ત્રિવેદી** | દેરળીઆ | ઘરકામ ગુ. ધો. ૫ | ૩૪ | ૧) ઉ. |
| ૯૮ કાન્તિલાલ કેશવલાલ શાહ | મોડાસા | વિ. અં ધો. ૬ | ૩૪ | |
| ૯૯ મણિલાલ મોતીલાલ શાહ | ,, | ,, | ૩૪ | |
| ૧૦૦ છગનલાલ નાનાભાઇ | ઉંભરાટ | શિ. ગુ. ધો. ૬ | ૩૪ | ાા ઉ. |
| ૧૦૧ મહાશંકર કાળીદાસ | માજીયાવદર | શિ. સિનિયર | ૩૪ | |
| ૧૦૨ **શાન્તાબહેન ડાહ્યાભાઇ પંડ્યા** | સરંભડા | ઘરકામ ગુ. ધો. ૫ | ૩૪ | ૧) ઉ. |
| ૧૦૩ **સવિતાગૌરી પંડ્યા** | ચાડિયા | ,, | ૩૩ | |
| ૧૦૪ દાઉદભાઇ કેશવભાઇ મકવાણા | ગંભીરા | શિ. ગુ. ધો. ૬ | ૩૩ | |
| ૧૦૫ **સરસ્વતીબહેન પંડ્યા** | ગાવડકા | ઘરકામ ગુ. ધો. ૫ | ૩૩ | |
| ૧૦૬ મણિલાલ વિઠ્ઠલરામ રાવળ | દગાવાડીઆ | શિ. સિ. | ૩૩ | |
| ૧૦૭ ભગવાનજી પ્રેમચંદ સાંગાણી | ટુંપણી | શિ. પૂર્વપદ | ૩૩ | |
| ૧૦૮ કંચનલાલ અંબાલાલ પટેલ | વડોદરા | વિ. અં. ધો. ૬ | ૩૩ | |
| ૧૦૯ હરિપ્રસાદ ડાહ્યાભાઇ શાહ | વડોદરા | વિ. કલાભુવન | ૩૩ | |
| ૧૧૦ **મણિબહેન વહાલજી** | સરંભડા | શિ. સિનિયર | ૩૩ | |
| ૧૧૧ સોમનાથ મગનલાલ ત્રિવેદી | વેગા | શિ. પૂર્વપદ | ૩૩ | |
| ૧૧૨ વૃજલાલ વીરજી | મોટાભંડારીઆ | વેપાર ગુ. ધો. ૪ | ૩૩ | |
| ૧૧૩ આબીદમીયાં બાપુમીયાં, સૈયદ | આંતી | શિ. સિનિયર | ૩૩ | |
| ૧૧૪ હીરાભાઈ નાથાભાઇ | નરસિંહપુરા | વેપાર ગુ. ધો. ૬ | ૩૩ | |
| ૧૧૫ કાન્તિલાલ બાળકૃષ્ણ પાઠક | વડોદરા | શિ. મે. ટ્રે. કૉ. | ૩૩ | |
| ૧૧૬ રમણલાલ મગનલાલ શાહ | ,, | વિ. અં. ધો. ૬ | ૩૩ | |
| ૧૧૭ રતિલાલ છગનલાલ શાહ | ,, | વિ. અં. ૭ | ૩૩ | |

| | | | |
|---|---|---|---|
| ૧૧૮ નાગરભાઇ ત્રિભુવનદાસ પટેલ | રામનગર | શિ. ગુ. ધો. ૬ | ૩૩ |
| ૧૧૯ **જીવતીબ્હેન બાપા** | સરંભડા | ઘરકામ ગુ. ધો. ૫ | ૩૩ |
| ૧૨૦ મગનલાલ ડાહ્યાલાલ પંડ્યા | ,, | વિ. ગુ. ધો. ૬ | ૩૩ |
| ૧૨૧ રમણભાઇ ડાહ્યાભાઇ ઠક્કર | વસો | વિ. અં. ૩ | ૩૩ |
| ૧૨૨ **કુંવરબાઈ હરિભાઇ પટેલ** | અમરેલી | ઘરકામ ગુ ધો. ૬ | ૩૩ |
| ૧૨૩ અંબાલાલ કાળીદાસ પટેલ | વસો | નોકરી અં. ધો.૬ | ૩૩ |
| ૧૨૪ કનૈયાલાલ અંબાલાલ શાહ | ,, | વિ અં. ધો. ૬ | ૩૩ |
| ૧૨૫ જનાર્દન મોહનીરાજ વૈદ્ય | સિનોર | વૈદક. મરાઠી ધો.૬ | ૩૩ |
| ૧૨૬ **ચંપાબ્હેન જગન્નાથ જાંબેકર** | , | વિ. મરાઠી ધો. ૪ | ૩૩ |
| ૧૨૭ ડાહ્યાલાલ દામજી પંડ્યા | સરંભડા | શિ. પ્રથમ પદ | ૩૩ |
| ૧૨૮ જયંતિલાલ ભોગીલાલ | વડોદરા | વિ. અં. ધો. ૫ | ૩૩ |
| ૧૨૯ પ્રભાશંકર મકનજી ત્રિવેદી | સાજીઆવદર | શિ. પ્રથમ પદ | ૨૭ |
| ૧૩૦ મોહનલાલ ડોસાભાઇ વ્યાસ | જાળીઆ | શિ. પ્રથમ પદ | ૨૭ |
| ૧૩૧ **સૂર્યબાળા જયંતિલાલ** | ? | ઘરકામ ગુ. ધો. ૬ | ૨૬ |
| ૧૩૨ **સિંધુબ્હેન માધવરાવ જાંબેકર** | સિનોર | ઘ.કા. મરાઠી ધો.૪ | ૨૬ |
| ૧૩૩ શાન્તિલાલ ખોડાભાઇ પટેલ | મોકાસણ | શિ. ગુ. ધો. ૬ | ૨૬ |
| ૧૩૪ **કાન્તાબ્હેન જયકૃષ્ણ પંડયા** | સરંભડા | ઘરકામ ગુ. ધો. ૬ | ૨૫ |
| ૧૩૫ મગનભાઇ જેઠાભાઇ અમીન | પાદરા | વિ. અં. ધો. ૬ | ૨૫ |
| ૧૩૬ ચુનીલાલ જેઠાલાલ જોશી | ગવાડા | શિ. મધ્યમ પદ | ૨૫ |
| ૧૩૭ હરિલાલ વીરજી ઠાકર | ચાંદગઢ | ,, ,, | ૨૫ |
| ૧૩૮ પોલાભાઇ લવજી પાઠક | જાળીઆ | શિ. પ્રથમ પદ | ૨૪ |
| ૧૩૯ મણિશંકર નરભેરામ રાજગુરુ | ચાડીઆ | વિ. અં. ધો. ૨ | ૨૨ |
| ૧૪૦ જોઇતાભાઇ નારાયણદાસ પટેલ | ધીણોજ | શિ. ગુ. ધો. ૬ | ૨૧ |
| ૧૪૧ ભીખા માધવજી | ચાંદગઢ | વેપાર ગુ. ધો. ૬ | ૨૦ |
| ૧૪૨ ઇશ્વરરાય નરભેરામ | ગંભીરા | શિ. ગુ. ધો. ૬ | ૨૦ |
| ૧૪૩ નાગાર્જુન પૂંજાભાઇ ખુમાણ | ચાંદગઢ | ખેતી, ગુ. ધો. ૬ | ૨૦ |
| ૧૪૪ અંબાશંકર ડાહ્યાલાલ વ્યાસ | લાલાવદર | વિ. ગુ. ધો. ૫ | ૧૯ |
| ૧૪૫ મૂળજી જાદવજી વ્યાસ | ચાંદગઢ | શિ પ્રથમ પદ | ૧૮ |
| ૧૪૬ પોપટલાલ રણછોડલાલ | ,, | ખેતી, ગુ. ધો. ૬ | ૧૭ |
| ૧૪૭ મોતીજી ડુંગરજી ચૌહાણ | ગવાડા | શિ. પ્રથમ પદ | ૧૭ |
| ૧૪૮ ઇબ્રાહીમ બાજીભાઇ મલેક | આંતી | ખેતી, ગુ. ધો. ૫ | ૧૭ |
| ૧૪૯ બબુભાઇ દલસુખરામ | ધીણોજ | શિ. ગુ. ધો. ૬ | ૧૬ |
| ૧૫૦ **મુકતાબ્હેન નાનજી** | ચાંદગઢ | ઘરકામ ગુ. ધો.૫ | ૧૬ |
| ૧૫૧ ભિખાભાઇ રઘુદાસ પટેલ | વેડા | શિ. ગુ. ધો. ૬ | ૧૪ |
| ૧૫૨ માધુભાઇ શિવાભાઇ વણ્કા | ,, | ,, | ૧૨ |
| ૧૫૩ ભાનુશંકર આશારામ જાની | ચાંદગઢ | દરજીકામ ગુ. ધો.૬ | ૧૨ |

| | | | |
|---|---|---|---|
| ૧૫૪ **લીલાવતી ભગવંતરાય** | ? | વિ. ગુ. ધો. ૬ | ૧૨ |
| ૧૫૫ રસૂલભાઇ અમીરભાઇ મલેક | આંતી | ખેતી ગુ. ધો. ૫ | ૧૧ |
| ૧૫૬ વરવાજી જેઠીજી ચૌહાણ | વડોદરા | શિ. મે. ટ્રે. કો. | ૧૧ |
| ૧૫૭ લક્ષ્મણ જીવાજી | સરંભડા | શિ. પ્રથમ ૫૬ | ૧૦ |
| ૧૫૮ **મંગળાબ્હેન પ્રભાશંકર** | સરંભડા | ઘરકામ ગુ. ધો. ૫ | ૧૦ |
| ૧૫૯ ચિમનભાઇ ગો. પટેલ | વડોદરા | વિ. ઇન્ટર | ૮ |
| ૧૬૦ બાબુભાઇ ગિરજાશંકર જોશી | ધીણોજ | શિ. ગુ. ધો. ૬ | ૬ |
| ૧૬૧ વ્રજલાલ મૂળજી વ્યાસ | ચાંદગઢ | વિ. ગુ. ધો. ૬ | ૬ |

અગાઉની પરીક્ષાઓની માફક આ વખતે પણ જે તે સ્થાનના શિક્ષક, મંત્રી કે અન્ય ગૃહસ્થોએ નિરીક્ષક તરીકેની સેવા સમર્પી પરીક્ષાના કામમાં જે મદદ કરી છે, તે બદલ એ સર્વ કોઇનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

'**અપંગની પ્રતિભા**'નું વસ્તુ ખરેખાત પ્રેરણાત્મક હોઇ પરીક્ષા નિમિત્તે વાંચવાને જેઓ ભાગ્યશાળી ન થયાં હોય તેવાં શિષ્ટ વાચનરસિક ભાઇબહેનોને તે, અગર તો, '**કુમારી હેલન**' નામનું શ્રીયુત રસૂલભાઇએ લખેલું નાનકડું પુસ્તક તો એક વાર જરૂર વાંચી જવાની ભલામણ કરીએ છીએ. '**કુમારી હેલન**'નું નાનકડું પુસ્તક તો મહાલ મંડળો તર્ફે યોજાતી પરીક્ષાઓ માટે પણ પસંદ થવાને પાત્ર છે. અંતે, હવે પછી થનારી ૧૬ મી પરીક્ષાની જાહેરાત ચાલુ અંકમાં જ પ્રસિદ્ધ થયેલી છે, તે વાંચી લઈ તેને માટે ઉમેદવારી શીઘ્ર નોંધાવી દેવાની શિષ્ટ વાચનનાં રસિયાં ભાઇબેનોને ખાસ ભલામણ કરીએ છીએ. એ પરીક્ષા માટે રખાયલું '**બાલવિજ્ઞાન ભા. ૩ જો**' એ પુસ્તક જાતજાતની અવનવી માહિતીઓથી ભરપૂર હોઇ શિક્ષકો, વિદ્યાર્થીઓ તેમ જ સામાન્ય જનતાને માટે ખાસ ઉપકારક વાચન પૂરું પાડે છે, એની લાગતાંવળગતાં સૌ કોઇએ નોંધ લેવી ઘટે છે.

**ના. નં. ચોકસી**
સહમંત્રી, વ. રા. પુ. મંડળ

---

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૩/૧૯૩૮–૩૯

## શિષ્ટ વાચનની ૧૬ મી પરીક્ષા

**શિષ્ટ વાચનની ૧૬ મી પરીક્ષાઃ**—આગામી જુલાઇ માસની ૨૨ મી તારીખને રવિવારે, સવારના ૭ા થી ૧૦ા ના સમયમાં, જે તે સ્થળે લેવાશે. પરીક્ષા માટે સૌ. વિમળા-

બેન સેતલવાડ કૃત ' **બાલવિજ્ઞાન ભાગ ૩ જો** ' કે જેમાં ' સોય ને ટાંકણી, રબર, મોતી, લોખંડ, વાદળી, ચંદ્ર, કોલગ્યાસ, સબમરીન ' વગેરે જીવનમાં સુપરિચિત ૧૭ વિષયોની જરૂરી-વૈજ્ઞાનિક માહિતી સરળ ભાષામાં અપાયલી છે, તે પુસ્તક રાખવામાં આવ્યું છે. એની મૂળ કિંમત રૂ. ૧-૮-૦ હોઇ હાલ રૂ. ૧-૪-૦ માં પુ. સ. સ. મંડળમાંથી તે મળી શકશે. જે પુસ્તકાલયોમાં એ પુસ્તક ન હોય તેમાં ચાલુ વર્ષના બજેટની પુસ્તકપસંદગીમાં તેને સ્થાન આપી તે એકલુંય વહેલામાં વહેલી તકે ટપાલ રસ્તે વા કોઇ આવતા જતા સાથે મેળવી લેવું ઘટે છે, કે જેથી પરીક્ષાનો લાભ લેવા ઇચ્છનારાં પોતાને ત્યાંનાં શિષ્ટ વાચન-રસિક ભાઇબહેનોને પુસ્તકને અભાવે પરીક્ષાનો લાભ લેવાનો વિચાર માંડી વાળવાપણુ ન ન રહે. મહાલ પુ. મંડળોના વ્યવસ્થાપકોને આ સંબંધી ઘટતો પ્રચાર કરવાની, તેમ જ પુસ્તકની જરૂરી નકલો ખરીદી લઇને મહાલનાં ઇચ્છુક ઉમેદવારોને વારાફરતી પૂરી પાડવાની ફરજ અદા કરવાની ભલામણ કરવામાં આવે છે.

ઇચ્છુક ઉમેદવારોએ પોતાનાં નામ, ઠામ, ઉમ્મર, અભ્યાસ, ધંધો ને પોસ્ટનું સ્થળ અવશ્ય જણાવી રાજ્ય પુ. મંડળના મંત્રીને શિરનામે મોડામાં મોડી તા. ૧૦-૭-૩૯ સુધીમાં પોતાની ઉમેદવારી નોંધાવી દેવી જોઇશે. શિષ્ટ વાચનની આવી પરીક્ષાનો લાભ સમજનારાં અને તેનો સુસ્વાદ ચાખેલાં ભાઇબહેનો તો આ જાહેરાત વાંચતાં જ તેમ કરી દે, એમ ઇચ્છીએ છીએ. **પરીક્ષા જે ગામે આપવાની હોય તે ગામે ટપાલ અઠવાડિયામાં કયે કયે દિવસે આવે છે તે અચૂક જણાવવું.** પરીક્ષાની મુદત દરમ્યાન શિરનામાનો ફેરફાર થાય તો તેની ખબર જે તે વખતે તરત જ આપવાની ખાસ ભલામણ છે.

## ઇનામ

પરીક્ષામાં ઉત્તીર્ણ થતા ઉમેદવારો પૈકી પહેલા ૪ નંબરોને અનુક્રમે રૂ. ૫); રૂ. ૪), રૂ. ૩), રૂ. ૨), તથા નં. ૫ થી ૨૦ સુધીનાને રૂ. ૧)નું ઇનામ અપાશે. ઉપરાંત ઉત્તીર્ણ થનાર સ્ત્રી ઉમેદવારો પૈકી પ્રથમનાં ૧૦ ને રૂ. ૧) તથા ટ્રેનિંગ કોલેજનો લાભ બિલકુલ નહિ પામેલા શિક્ષકો, અંગ્રેજી પાંચ ધોરણ સુધીના વિદ્યાર્થીઓ તથા સામાન્ય ભણતરવાળા ખેડૂત, કારીગર અને વેપારીવર્ગ પૈકી ઉપલા ૧૦ નંબરોને રૂ. ૦ાા નું ઉત્તેજનાર્થ ઇનામ આપવાની ગોઠવણ રહેશે. ઇનામ રોકડમાં અપાશેઃ છતાં જેમની ઇચ્છા હશે તેમની પોતાની પસંદગીનાં પુસ્તક તેમના ખર્ચે મોકલી આપવાની સગવડ રહેશે.

C/O પુ૦ સ૦ સ૦ મંડળ લિ.,
રાવપુરા, વડોદરા. તા. ૫-૪-૧૯૩૯

મણિભાઇ મં. કાશીવાળા
સૌ. જયવતી ન. દેસાઇ
માનદ મંત્રીઓ, વ૦ રા૦ પુ૦ મંડળ

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૪/૩૮–૩૯

### નવસારી ને ઓખાના શિક્ષણવર્ગો

૧. ડિસેમ્બર ૧૯૩૮ ના અંકમાં પ્રસિદ્ધ થયેલી જાહેરાત નં. ૨ માં નક્કી થયા પ્રમાણે વડોદરા પ્રાંતનો શિક્ષણવર્ગ માર્ચ માસની તા. ૨૩–૨૪–૨૫ ના દિવસોએ કરજણ મહાલના રણાપુર ગામે ભરાઈ ગયો, અને મહેસાણા પ્રાંત માટેનો વર્ગ વડનગર મુકામે ચાલુ માસની તા. ૧૭ થી ૧૯ ના દિવસોએ ભરાશે. વડનગરના વર્ગ માટે આવેલી અરજીઓ મંજૂર કરી જે તે ઉમેદવારને ઇલાયદી ખબર આપી દેવામાં આવી છે. છતાં કોઈને તે ન મળી હોય તેઓ પણ વડનગર જરૂર આવી પહોંચે

૨. જાહેરાત નં. ૨ માં જણાવ્યા પ્રમાણે નવસારી પ્રાંતનો વર્ગ પલસાણા મુકામે તા. ૨૭–૨૮–૨૯ એપ્રિલના દિવસોએ ભરવાની યોજના હતી. પરંતુ એ દિવસો શ્રીમંત મહારાજા સાહેબના રાજ્યાભિષેકના ઉત્સવ માટે નિયત થવાથી પલસાણાનો વર્ગ એક અઠવાડિયું આગળ ઠેલી મે માસની તા. ૪–૫–૬ ગુરુ, શુક્ર, શનિના દિવસોએ ભરવાનું ઠરાવાયું છે. લાગતા વળગતાઓને આ ફેરફારની નોંધ લેવાની વિનંતિ છે. નવસારી પ્રાંતના વર્ગ માટે ઉમેદવારોની અરજીઓ છેલ્લાં બેએક વર્ષથી પૂરતી સંખ્યામાં આવતી જ નથી, ચાલુ સાલે પણ ગણી ગાંઠી જ આવી છે, એ ખરેખર ખેદજનક ગણાય. પુસ્તકાલય પ્રવૃત્તિમાં નવસારી પ્રાંતના શિક્ષક બંધુઓનો ઉત્સાહ શું એટલો બધો મોળો છે કે તેઓ સ્વયં પ્રેરણાથી ઉમેદવારી નથી નોંધાવતા ? શાળા ખાતા તરફથી ફરજ પાડવાની શું તેઓ રાહ જુએ છે ? પ્રાંતવાર પુસ્તકાલય તાલીમવર્ગો પ્રતિવર્ષ ભરવાનું ને તેનો લાભ જે તે પ્રાંતના શિક્ષકવર્ગે લેવાનું ફરમાન તો મે. રા. રા. વિદ્યાધિકારી સાહેબનું જ છે તેની લાગતા વળગતા સર્વ કોઈએ નોંધ લેવી ઘટે. આશા રાખીશું કે બાકી રહેલી મુદતમાં પૂરતી સંખ્યામાં અરજીઓ મળી રહેશે. પલસાણા મહાલના મંત્રી વા ગ્રંથપાલ ભાઈઓ તો આ વર્ગનો લાભ લેવાનું ન જ ચૂકે.

૩ ઓખામંડળ માટેનો વર્ગ મે માસની તા. ૨૨–૨૩–૨૪ મીએ બેટ શંખોદ્ધારમાં ભરવાનું ઠર્યું છે. ઓખામંડળ પ્રાંતનો શિક્ષકવર્ગ એનો લાભ લેવાનું નહિ જ ચૂકે એવી આશા છે. આ વર્ગ માટે ઇચ્છુક ઉમેદવારો પોતાની અરજીઓ પૂરા નામ ઠામ તથા હોદ્દા સાથે તા. ૧૦ મી મે સુધીમાં આ તરફ મોકલી આપે.


C/O પુ૦ સ. સ. મંડળ
રાવપુરા, વડોદરા
તા. ૫–૪–૩૯

મણિલાલ મં. કાશીવાળા
સૌ. જયવતી દેસાઇ
માનદ મંત્રીઓ, વ૦ રા૦ પુ૦ મંડળ

# જાહેરાત નં. ૫ / ૩૮–૩૯

## રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી મહાલ અને પ્રાંત મંડળોને સન ૧૯૩૭–૩૮ ની મળનારી ફાળવણી બાબત

'પુસ્તકાલય' માસિકના મે સન ૧૯૩૮ ના અંકમાં પૃષ્ઠ ૩૧૪ ઉપર પ્રસિદ્ધ થયેલી જાહેરાત નં. ૨ પ્રમાણે મહાલ અને પ્રાંત મંડળોને રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી મળનારી ફાળવણીની રકમ સન ૧૯૩૭–૩૮ થી જે તે પ્રાંતનાં પ્રાંતમંડળો તરફ મોકલવામાં આવે છે. આ વર્ષે પણ મહાલ અને પ્રાંતમંડળોને મળનારી ફાળવણીની રકમ જે તે પ્રાંત મંડળો તરફ એપ્રિલ સન ૧૯૩૯ આખર સુધીમાં મોકલાઇ જશે; જેથી દરેક મહાલ મંડળોએ પોતપોતાના પ્રાંતમંડળ તરફ, પોતાના મહાલ મંડળનો સન ૧૯૩૮–૩૯ નો જૂન આખર સુધીનો હિસાબ તથા નિવેદન જુલાઈ સન ૧૯૩૯ ના પહેલા અઠવાડીઆમાં મોકલી, તેની સાથે ફાળવણીની માગણી કરવી. અને તે પછી પ્રાંત મંડળે ઉપરોક્ત જાહેરાત નં. ૨ માં જણાવ્યા પ્રમાણે જે તે મહાલ મંડળોને જુલાઇ આખર સુધીમાં ફાળવણીની રકમ મોકલાવી આપવા તજવીજ કરવી.

જે તે મહાલનાં પુસ્તકાલયો તરફથી લવાજમની આવેલી રકમ અને તે ઉપરથી રાજ્ય પુસ્તકાલય મંડળના બંધારણ પ્રમાણે પ્રાંત અને મહાલ મંડળોને મળનારી ફાળવણીની રકમ નીચે પ્રમાણે છેઃ

### વડોદરા પ્રાંત

કુલ આવેલી રકમ રૂ. ૫૬૪–૦–૦ પ્રાંત મંડળને ફાળે જતી રકમ રૂ. ૧૦૫–૧૨–૦

મહાલ મંડળોને ફાળે જતી રકમ રૂ. ૩૧૭–૪–૦ ( નીચે પ્રમાણે )

| મહાલવાર | આવેલા લવાજમની રકમ | મળવાની ફાળવણીની રકમ | મહાલવાર | આવેલા લવાજમની રકમ | મળવાની ફાળરણીની રકમ |
|---|---|---|---|---|---|
| ૧ કરજણ | ૬૭– ૦–૦ | ૩૭–૧૧–૦ | ૭ વડોદરા | ૪૭– ૦–૦ | ૨૬– ૭–૦ |
| ૨ ડભોઇ | ૩૦– ૦–૦ | ૧૬–૧૪–૦ | ૮ વાઘોડીઆ | ૨૭– ૦–૦ | ૧૫– ૩–૦ |
| ૩ તિલકવાડા | ૮– ૦–૦ | ૪– ૮–૦ | ૯ શિનોર | ૪૧– ૦–૦ | ૨૩– ૧–૦ |
| ૪ પાદરા | ૫૯– ૦–૦ | ૩૩– ૩–૦ | ૧૦ સંખેડા | ૪૩– ૦–૦ | ૨૪– ૩–૦ |
| ૫ પેટલાદ | ૧૬૧– ૦–૦ | ૯૦– ૯–૦ | ૧૧ સાવલી | ૨૭– ૦–૦ | ૧૫– ૩–૦ |
| ૬ ભાદરણ | ૫૪– ૦–૦ | ૩૦– ૬–૦ | | ૫૬૪– ૦–૦ | ૩૧૭– ૪–૦ |

### મહેસાણા પ્રાંત

કુલ આવેલી રકમ રૂ. ૪૭૦–૧૨–૦ પ્રાંત મંડળોને ફાળે જતી રકમ રૂ. ૮૯–૯–૩

મહાલ મંડળોને ફાળે જતી રકમ રૂ. ૨૬૮–૧૧–૯ ( નીચે પ્રમાણે )

| મહાલવાર આવેલા લવાજમની રકમ | | મળવાની ફાળવણીની રકમ | મહાલવાર આવેલા લવાજમની રકમ | | મળવાની ફાળવણીની રકમ |
|---|---|---|---|---|---|
| ૧ આતરસુંબા | ૧૨- ૦-૦ | ૬-૧૨-૦ | ૮ મહેસાણા | ૪૬- ૮-૦ | ૨૬- ૨-૬ |
| ૨ કડી | ૩૪- ૦-૦ | ૧૯- ૨-૦ | ૯ વિજાપુર | ૬૬- ૦-૦ | ૩૭- ૨-૦ |
| ૩ કલોલ | ૪૬- ૪-૦ | ૨૬- ૦-૩ | ૧૦ વિસનગર | ૪૦- ૦-૦ | ૨૨- ૮-૦ |
| ૪ ખેરાળુ | ૪૮- ૦-૦ | ૨૭- ૦-૦ | ૧૧ સિદ્ધપુર | ૫૭- ૦-૦ | ૩૨- ૧-૦ |
| ૫ ચાણસ્મા | ૫૪- ૦-૦ | ૩૦- ૬-૦ | ૧૨ હારીજ | ૩- ૦-૦ | ૧-૧૧-૦ |
| ૬ દહેગામ | ૨૭- ૦-૦ | ૧૫- ૩-૦ | | | |
| ૭ પાટણ | ૪૪- ૦-૦ | ૨૪-૧૨-૦ | | ૪૭૭-૧૨-૦ | ૨૬૮-૧૧-૯ |

## નવસારી પ્રાંત

કુલ આવેલી રકમ રૂ. ૨૨૧-૦-૦ પ્રાંત મંડળને ફાળે જતી રકમ રૂ. ૪૧-૭-૦

મહાલ મંડળોને ફાળે જતી રકમ રૂ. ૧૨૪-૫-૦ ( નીચે પ્રમાણે )

| મહાલવાર આવેલી લવાજમની રકમ | | મળવાની ફાળવણીની રકમ | મહાલવાર આવેલા લવાજમની રકમ | | મળવાની ફાળવણીની રકમ |
|---|---|---|---|---|---|
| ૧ કામરેજ | ૪૭- ૦-૦ | ૨૬- ૭-૦ | ૬ માંગરોળ | ૨૩- ૦-૦ | ૧૨-૧૫-૦ |
| ૨ ગણદેવી | ૩૪- ૦-૦ | ૧૯- ૨-૦ | ૭ વ્યારા | ૧૭- ૦-૦ | ૯- ૯-૦ |
| ૩ નવસારી | ૫૪- ૦-૦ | ૩૦- ૬-૦ | ૮ સોનગઢ | ૫- ૦-૦ | ૨-૧૩-૦ |
| ૪ પલસાણા | ૨૯- ૦-૦ | ૧૬- ૫-૦ | | | |
| ૫ મહુવા | ૧૨- ૦-૦ | ૬-૧૨-૦ | | ૨૨૧- ૦-૦ | ૧૨૪- ૫-૦ |

## અમરેલી પ્રાંત

કુલ આવેલી રકમ રૂ. ૧૧૯-૦-૦ પ્રાંત મંડળોને ફાળે જતી રકમ રૂ. ૨૨-૫-૦

મહાલ મંડળોને ફાળે જતી રકમ રૂ. ૬૬-૧૫-૦ ( નીચે પ્રમાણે )

| મહાલવાર આવેલી લવાજમની રકમ | | મળવાની ફાળવણીની રકમ | મહાલવાર આવેલા લવાજમની રકમ | | મળવાની ફાળવણીની રકમ |
|---|---|---|---|---|---|
| ૧ અમરેલી | ૫૮- ૦-૦ | ૩૨-૧૦-૦ | ૫ ધારી | ૨૪- ૦-૦ | ૧૩- ૮-૦ |
| ૨ કોડીનાર | ૧૬- ૦-૦ | ૯- ૦-૦ | ૬ ભીમકટ્ટા | ૦- ૦-૦ | ૦- ૦-૦ |
| ૩ ખાંભા | ૪- ૦-૦ | ૨- ૪-૦ | ૭ રતનપુર | ૫- ૦-૦ | ૨-૧૩-૦ |
| ૪ દામનગર | ૧૨- ૦-૦ | ૬-૧૨-૦ | | ૧૧૯- ૦-૦ | ૬૬-૧૫-૦ |

## ઓખામંડળ પ્રાંત

ઓખામંડળ મહાલમાંથી કુલ આવેલી રકમ રૂ. ૨૪-૦-૦ પ્રાંત મંડળને ફાળે જતી રકમ રૂ. ૪-૮-૦ ઓખામંડળ મહાલ મંડળને ફાળે જતી રકમ રૂ. ૧૨-૮-૦.

વડોદરા,
તા. ૬-૪-૩૯

મણિલાલ મં. કાશીવાળા
સૌ. જયવતી દેસાઇ
માનદ મંત્રીઓ,
વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# આવતા માસની કાર્યદિશા

## પુસ્તકાલયોના મંત્રીઓ અને ગ્રંથપાલોને

(૧) જે મકાનવાળાં ગ્રામ પુસ્તકાલયોનાં અંદાજો કુલ રૂ. ૧૫૦ અને તે ઉપરાંતનાં મંજુર થયાં હોય તેમનો વાર્ષિક અહેવાલ પ્રસિદ્ધ થયો ન હોય તો જનતાની જાણ માટે વહેલી તકે છપાવી પ્રસિદ્ધ કરવો. ( જુઓ વટહુકમ નં. ૩૧ તા. ૩-૧૦-૩૫ )

(૨) વેકેશનમાં મોટી ઉંમરના વિદ્યાર્થીઓની સહાયથી પુસ્તકાલયનાં પુસ્તકોની મેળવણી કરી વ્યવસ્થિત ગોઠવી કમી કરાવવાનાં પુસ્તકોની યાદી તૈયાર કરવી.

(૩) અખાત્રીજનો તહેવાર 'પુસ્તકાલય'ના મકાનમાં ઉજવવો અને આવતા નવીન વર્ષ માટે લોકમદદ એકઠી કરવા તજવીજ ન થઇ હોય તો શરૂ કરવી.

(૪) લગ્નપ્રસંગે કે બીજા કોઇ ખાસ પ્રસંગોએ પુસ્તકાલયના નિભાવ માટે મદદની માગણી કરવાનું ચૂકશો ના.

(૫) કસ્બા પુસ્તકાલયોએ બીજા હપ્તાનાં બિલો મે તારીખ ૬ થી મોકલવાં શરૂ કરવાં.

(૬) કસ્બા પુસ્તકાલયોએ માસિક સભા બોલાવી પુસ્તકાલય સંબંધી ઉપસ્થિત થતા પ્રશ્નોની વાટાઘાટ કરવી.

(૭) ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં રજીસ્ટર થએલાં પુસ્તકાલયોને જે તે મહાલ મંડળોએ તેમનાં પુસ્તકો લઇ જવા તાત્કાલિક ખબર આપવી. વડોદરા તાલુકાનાં પુસ્તકાલયોએ મધ્યવર્તી પુસ્તકાલયમાંથી લઇ જવાં.

(૮) તા. ૧૭-૧૮-૧૯ એપ્રિલ ૧૯૩૯ માં ભરાનારા મહેસાણા પ્રાંત પુસ્તકાલય શિક્ષણવર્ગમાં ગ્રંથપાલો બીનતાલીમ પામેલા હોય તો તુર્ત અરજ રાજ્ય પુસ્તકાલય મંડળ તરફ કરી ત્યાં હાજર થવું.

(૯) ત્રિમાસિક નિવેદનો તા. ૫ મી મે સુધીમાં જૂથમંડળોએ એકત્રિત કરી મહાલ મંડળમાં મોકલવાં અને મહાલ મંડળોએ તે હકીકત ખાતા તરફ તા. ૧૫ મી પહેલાં મોકલવી.

ઉ. મો. પટેલ

મદદનીશ વ્યવસ્થાપક

## સૂચના નં. ૪૫૭ સન ૧૯૩૮–૩૯

# વિષય.

### સન ૧૯૩૮–૩૯ માં ઉઘાડેલાં ૫૦ નવીન પુસ્તકાલયો બાબત

ચાલુ વર્ષે ૫૦ ગામોએ નવીન પુસ્તકાલયો ઉઘાડવાનું મંજુર કરવામાં આવ્યું છે. એ માટે જે જે ગામો તરફથી માગણીઓ આવેલી તેમાંથી જેમના રૂ. ૫૦ થી ૭૫, પૂરેપુરા એકઠા થયા હોય, વસ્તી પ્રમાણમાં વધારે સારી હોય અને જે ગામના લોકોનો વા શિક્ષકોનો પુસ્તકાલય સ્થાપવાનો ઉત્સાહ વિશેષ હોય, તેવાં નીચેનાં ૫૦ ગામોએ પુસ્તકાલય ઉઘાડવાનું નક્કી કર્યું છે. નજીકના સ્ટેશને કબાટો ઉતરે તેવી તજવીજ કરી છે અને કબાટ મળી ગયા પછી પુસ્તકો પણ તુરત જ મોકલવા મંડળને સૂચના અપાઇ છે, માટે જે તે ગામોના મંત્રીઓએ રેલ્વે રસીદ મળે કે તુરત જ કબાટ અને પુસ્તકોનાં પારસલો મંગાવી લેવાની, અને જે તે સ્થળે પાવતીઓ મોકલવાની તજવીજ કરવી. આ સિવાય બીજાં જે જે ગામોની માગણીઓ આવી છે, તેમની માગણી ચાલુ વર્ષની સંખ્યા પૂરી થઇ જવાથી હાલ સ્વીકારવામાં આવી નથી, પણ સન ૧૯૩૯–૪૦ માં તે ગામોને પુસ્તકાલયોનો લાભ આપવા તજવીજ થશે.

### વડોદરા પ્રાંત

| નવીન પુ૦ નું નામ | તાલુકો | વસ્તી | નવીન પુ૦નું નામ | તાલુકો | વસ્તી |
|---|---|---|---|---|---|
| ૧ કરોડીઆ | વડોદરા | ૬૨૩ | ૯ હળદરવા | કરજણ | ૭૫૬ |
| ૨ વેમાલી | ,, | ૪૫૨ | ૧૦ સમલાયા સ્ટેશન | સાવલી | ૬૨૭ |
| ૩ નેદરા | પાદરા | ૩૮૫ | ૧૧ લીલોરા | વાઘોડીઆ | ૫૩૦ |
| ૪ હરણમાળ | ,, | ૨૯૦ | ૧૨ પીઠા | સંખેડા | ૩૨૫ |
| ૫ અભરા | કરજણ | ૩૫૮ | ૧૩ લાછરસ | ,, | ૬૧૨ |
| ૬ ધામણજા | ,, | ૩૩૪ | ૧૪ પાટણા | ,, | ૩૧૦ |
| ૭ સાપર | ,, | ૭૭૦ | ૧૫ બાણજ | ડભોઇ | ૪૬૫ |
| ૮ કીયા | ,, | ૫૨૦ | | | |

### નવસારી પ્રાંત

| નવીન પુ૦ નું નામ | તાલુકો | વસ્તી |
|---|---|---|
| ૧ આસણા | નવસારી | ૫૭૯ |

### મહેસાણા પ્રાંત

| નવીન પુ૦ નું નામ | તાલુકો | વસ્તી | નવીન પુ૦નું નામ | તાલુકો | વસ્તી |
|---|---|---|---|---|---|
| ૧ આંબવેલ | આતરસુંબા | ૩૪૭ | ૫ ચડાસણ | કડી | ૫૩૫ |
| ૨ આણંદપુરા | કડી | ૩૩૨ | ૬ ચાલાસણ | ,, | ૬૦૪ |
| ૩ અજારેસણ | ,, | ૭૨૧ | ૭ ઢેરીઆ | ,, | ૩૬૦ |
| ૪ ઇરાણા | ,, | ૬૫૧ | ૮ નગરાસણ | ,, | ૪૮૯ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૯ નાની કડી | ,, | ૪૫૨ | | ૨૧ મીઠીધારીઆલ | ચાણસ્મા | ૯૫૭ |
| ૧૦ માયાસુળ | ,, | ૯૪૪ | | ૨૨ દેલા | મહેસાણા | ૬૯૬ |
| ૧૧ ભાલ્ડી (કુમારપુરા) | ,, | ૨૫૨ | | ૨૩ મીઠા | ,, | ૬૧૯ |
| ૧૨ રંગપુર | ,, | ૪૦૫ | | ૨૪ રૂપાલ હરિપુરા | ,, | ૨૨૫ |
| ૧૩ રંગપુરડા | ,, | ૪૭૧ | | ૨૫ જેપુર | વિજાપુર | ૯૫૧ |
| ૧૪ સ્હોર | ,, | ૬૫૬ | | ૨૬ તાતોસણ | ,, | ૫૧૪ |
| ૧૫ શિયાપુરા | ,, | ૩૨૫ | | ૨૭ મહાદેવપુરા | ,, | ૨૩૮ |
| ૧૬ સેંદરડી | ,, | ૪૫૫ | | ૨૮ મોરવાડ | ,, | ૪૮૬ |
| ૧૭ પલસાણા | કલોલ | ૭૬૩ | | ૨૯ રાલીસણા | વીસનગર | ૯૧૦ |
| ૧૮ ખીલેશ્વરપુરા | ,, | ૩૫૪ | | ૩૦ સુશી | ,, | ૪૪૦ |
| ૧૯ કારોડા | ચાણસ્મા | ૩૯૫ | | ૩૧ કુંવારા | સિદ્ધપુર | ૧૮૦૦ |
| ૨૦ ખરીઅક | ,, | ૫૬૦ | | | | |

## અમરેલી પ્રાંત

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ હાંસા | દામનગર | ૩૭૬ | | ૩ હીરાણા | દામનગર | ૫૨૪ |
| ૨ દહીંથરા | ,, | ૩૪૦ | | | | |

ઉપર પ્રમાણે ૫૦ નવીન પુસ્તકાલયો ઉઘાડવામાં આવ્યાં છે. બાકીની માગણીઓની આવતી સાલે તજવીજ થશે.

મુ. વડોદરા
તા. ૨૨-૩-૩૯

**ઉ. મો. પટેલ**
મદદનીશ વ્યવસ્થાપક.

---

## સૂચના નં. ૪૫૮ સન ૧૯૩૮-૩૯

# વિષય

### પુસ્તકાલયોના રૂ. ૭૫) સુધીનાં બજેટોના અંદાજો

**રૂ. ૩૦-૫૦, ૫૦-૭૫ ના અંદાજો.**

ઉપરના વિષય સંબંધી વિસ્તૃત સૂચના માહે માર્ચ સન ૧૯૩૯ ના પુસ્તકાલય માસિકમાં પ્રસિદ્ધ કરી છે. તેમાં જણાવ્યા પ્રમાણે રૂ. ૩૦ થી ૫૦ અને રૂ. ૫૦ થી ૭૫ સુધીના અંદાજો અનુક્રમે ૨૫૩ અને ૨૨૦ ગઇ સાલે હતાં. આ અંદાજો જોતાં ખર્ચની ફાળવણી અવ્યવહારૂ જણાય છે. વ્યવસ્થાપક મંડળ આવતા વર્ષે, અંદાજો તૈયાર કરતી વખતે સૂચના નં. ૪૫૭ વાંચે અને આ નીચે આપેલી વધુ વ્યવહારૂ સૂચનાનો અમલ કરે.

વર્તમાન પત્રો, માસિકો વગેરેની વિગતવાર માહિતી ગઇ સૂચનામાં આપી છે. અને તેમાં બતાવેલી ખર્ચની ફાળવણી પ્રમાણે *પુસ્તકો ખાતે ૩૫%, વર્તમાનપત્રો ખાતે ૨૦%, માસિકો વગેરે માટે ૨૫% અને ઇતર ખર્ચ માટે ૨૦% ખર્ચ કરવો.

**ખર્ચની ફાળવણી.**

આ જાતના અંદાજવાળાં પુસ્તકાલયો માટે દૈનિક, અર્ધસાપ્તાહિક, માસિક વગેરે સામયિકોની યાદી ગઇ સૂચના ઉપરાંત આ નીચે રજુ કરવામાં આવે છે.

**અગાઉ જણાવ્યા ઉપરાંતનાં વર્તમાનપત્રો અને સામયિકો**

દૈનિક—(૧) હિંદુસ્તાન અને પ્રજામિત્ર, (૨) ગુજરાત સમાચાર, (૩) સંદેશ.

**સાપ્તાહિક**—(૧) દીન, (૨) ગુજરાતી પંચ, (૩) લોકવાણી, (૪) ખેડા વર્તમાન. (૫) હરિજનબંધુ. (૬) કર્મભૂમિ. **પાક્ષિક**—(૧) ખેડૂત.

**માસિક**—(૧) કિશોર, (૨) કુમાર, (૩) બાલસખા, (૪) ગુજરાત શાળાપત્ર, (૫) શુ૦ સર્વોદય, (૬) ગુણસુંદરી, (૭) વ્યાયામ, (૮) બાળવાડી, (૯) સમાજશિક્ષક, (૧૦) નવચેતન, (૧૧) શારદા, (૧૨) ગ્રામસેવા, (૧૩) લોકોદય, (૧૪) ચરોતર, (૧૫) કલ્યાણ, (૧૬) ગીતાધર્મ, (૧૭) સર્વોદય ( હિન્દી ), **ત્રિમાસિક**—(૧) સૌરાષ્ટ્ર શિક્ષક.

ઉપરની યાદી પૈકી પોતાના અંદાજની રકમની ફાળવણીનો સારાસાર વિચાર કરીને જનતાના જુદા જુદા વિભાગોને વાચન મળે તેવી પસંદગી કરવી. આ અંદાજોમાં હજુ આપણે મોટી કિંમતના દૈનિકને સ્થાન આપી શકીએ નહિ. કારણ કે સામાન્ય જનતાની જિજ્ઞાસા પોતાની આજુબાજુ શું બને છે, તે જાણવા માટે સ્થાનિક પત્રની પણ અપેક્ષા રાખે છે. આવાં સ્થાનિક સાપ્તાહિક કે અર્ધસાપ્તાહિકની સાથે દૈનિક પત્રનો ખર્ચ ફાળવણીમાંથી થઇ શકે નહિ. રૂા. ૫૦ થી ઉપરાંતના અંદાજે જ એ પ્રમાણે તજવીજ કરી શકે, માટે વ્યવસ્થાપક મંડળે પુસ્તકાલયની આર્થિક સ્થિતિનો ખ્યાલ કરી જનતાને સમાચાર જાણવાની જિજ્ઞાસા પોષે, તેવી રીતે વર્તમાનપત્રો અને સામયિકો પસંદ કરવાં જોઇએ ખાસ જરૂર જણાય તો માસિકો પાછળ જે રકમ ખર્ચવાની છે તે પૈકી થોડી રકમ વર્તમાનપત્રો અને સામયિકોમાં વર્ગફેર કરવા હરકત નથી. પરંતુ કોઇપણ સંજોગોમાં માસિકો અને વર્તમાનપત્રો ખાતેની ફાળવેલી રકમ કરતાં વધારે ખર્ચ કરવાનો નથી.

**વર્તમાનપત્ર અને સામયિકોની પસંદગી.**

ઇતર ખર્ચમાં સામાન્ય ખર્ચ ઉપરાંત પુસ્તકબંધામણનો ખાસ સમાવેશ કરવો. અને કોઇ ખાસ પ્રસંગે પુસ્તકાલયની વ્યવસ્થા કરવા વધુ ખર્ચ કરવો પડે તેમ હોય તો પુસ્તકો ખાતે રાખેલી રકમમાંથી મંજૂરી મેળવી ખર્ચ કરવો.

**ઇતર ખર્ચ સંબંધી.**

નીચે જણાવેલાં પુસ્તકોની યાદી ગઇ સૂચનામાં પ્રસિદ્ધ થયા ઉપરાંતની છે.

---

* એ સૂચનામાં પુસ્તકો ખાતે ૨૫% છપાયું છે તે ભૂલ છે; ૩૫% જોઇએ.

### તત્ત્વજ્ઞાન

| | | |
|---|---|---|
| ધર્મમંથન | ગાંધીજી | ૦-૧૨-૦ |
| વાલ્મીકિ રામાયણ | સ. સા. વ. કાર્યાલય | ૫- ૮-૦ |
| તુલસીકૃત ,, | ,, | ૫- ૪-૦ |
| પ્રભુમય જીવન | ,, | ૦- ૪-૬ |
| પારસગીતા | સર્વેયર જહાંગીરજી | ૩- ૦-૦ |

### નીતિ

| | | |
|---|---|---|
| સ્ત્રીપુરુષ મર્યાદા | કિ. ધ. મશરૂવાળા | ૦- ૫-૦ |
| સુખી જીવનનાં સાધન | સ. સા. વ. કા. | ૦-૧૪-૦ |
| શુભ સંગ્રહ ભા. ૩ જો | ,, | ૧- ૮-૦ |
| સોનેરી સૂચનો | ,, | ૦- ૫-૬ |
| નીતિશાસ્ત્રપ્રવેશ | ગોરધનદાસ ક. અમીન | ૩- ૮-૦ |
| મહિલા શિષ્ટાચાર | હર્ષદ પટેલ | ૦- ૬ ૦ |

### ધર્મ

| | | |
|---|---|---|
| શમદમન | ગીતા માસિક | ૦- ૪-૦ |
| મહાવીરસ્વામીનો અંતિમ ઉપદેશ | નવજીવન પ્રકાશન મંદિર | ૧- ૦-૦ |
| શાન્ત પળોમાં | ગિજુભાઈ | ૦- ૬-૦ |
| શ્રીશીપાસના | સી. જમનાદાસની કંપની | ૦- ૨-૦ |

### વિજ્ઞાન-ગણિત

| | | |
|---|---|---|
| વિજ્ઞાનના દ્રષ્ટાઓ ભા. ૧-૨ | દ. મૂ. મંદિર | ૦-૧૦-૦ |
| સૌંદર્યની દૃષ્ટિએ | ,, | ૦- ૫-૦ |
| બાળવિજ્ઞાન ભાગ ૩ જો | વિમળા સેતલવાડ | ૧- ૮-૦ |
| વિજ્ઞાનની રમતો | દ. મૂ. પ્ર. મંદિર | ૦- ૫-૦ |
| ભૂકંપ | ગૂર્જરગ્રંથ કાર્યાલય | ૦- ૩-૦ |
| વિજ્ઞાનવિનોદ | ગૂર્જર બાળગ્રંથાવલિ | ૦- ૫-૦ |
| ઋતુના રંગ | દ. મૂ. પ્ર૦ મંદિર | ૦- ૫-૦ |
| વનવૃક્ષો | ,, | ૦- ૫-૦ |
| ફૂલવાડીની ખીલવણી | અંબાલાલ મો. | ૦-૧૨-૦ |
| વૈજ્ઞાનિક જગત | દ. મૂ૦ પ્ર૦ | ૧- ૪-૦ |
| ખાતરોની માહિતી | સો. કિ. પાઠક | ૦- ૬-૦ |
| તાડગોળ | ગજાનન નાયક | ૦- ૨-૦ |

### વૈદક

| | | |
|---|---|---|
| આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન | ગાંધીજી | ૦- ૪-૬ |
| અપચાના સહેલા ઉપાયો | ભારતી સાહિત્ય | ૦- ૪-૦ |
| શરદી અને સળેખમ | ભારતી સાહિત્ય સંઘ | ૦- ૬-૦ |
| અખંડ યૌવન | ડૉ. અંજારીઆ | ૧- ૮-૦ |
| ઘરઘરનું વૈદક | બા. ગ. વૈદ | ૨- ૦-૦ |

### સમાજશાસ્ત્ર-રાજ્યપદ્ધતિ-કાયદા

| | | |
|---|---|---|
| પ્રગતિશીલ જાપાન | ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય | ૨- ૦-૦ |
| ખેડુતોની સમસ્યા | લાલજી પેન્ડસે-વગેરે | ૧- ૪-૦ |
| ટરકેજી અને તેનાં માણસો | અમૃતલાલ મો. | ૦-૧૦-૦ |
| પરાધીન રશિયા ભા. ૧-૨ | રા. ઉછરંગરાય ઓઝા | ૩- ૦-૦ |
| સોવીએટ સમાજ | નિરૂ દેસાઈ | ૨- ૦-૦ |
| ગ્રામ ભજન મંડળી | પ્રસ્થાન કાર્યાલય | ૦- ૨-૦ |
| સ્વતંત્ર જર્મની | ઉછરંગરાય ઓઝા | ૧- ૮-૦ |
| હિંદી રાષ્ટ્રીય મહાસભા | હર્ષદ પટેલ | ૦- ૪-૦ |
| ચીનનો અવાજ | ન. પ્ર મંદિર | ૦- /-૦ |
| યુરોપમાં કુટુંબ જીવન | રા.બા. ગોવિંદભાઈ હા. દેસાઈ | ૦- ૪-૦ |

**શિક્ષણ**

| | | |
|---|---|---|
| વર્ધા યોજના | ઝાકીર હુશેન કમિટિ | ૧– ૦–૦ |
| કેળવણીનો કોયડો | ન. પ્ર. મંદિર | ૧– ૦–૦ |
| ખરી કેળવણી | ન. પ્ર. ,, | ૦–૧૨–૦ |
| બાલશિક્ષણ | ગિજુભાઈ | ૦–૧૦–૦ |
| અક્ષરજ્ઞાન યોજનાનાં પુસ્તકો નં. ૪ | દ. પ્ર. મંદિર | ૦– ૫–૦ |

**ઉપયુકત કળા**

| | | |
|---|---|---|
| દક્ષિણી રાંધણકળા | શ્રી સાહિત્ય મંદિર | ૦– ૩–૦ |
| સુઘડતા અને સુંદરતા | ,, | ૦– ૮–૦ |
| નવા સાથીઆ | ,, | ૦– ૨–૦ |
| સોની હુન્નર પ્રકાશ | ગૂ. ગ્રં. કાર્યાલય | ૨– ૮–૦ |
| શીવણકામ | જાનકીબાઈ પ્રધાન | ૦–૧૨–૦ |

**કાવ્ય**

| | | |
|---|---|---|
| ફૂવારો ( ગીતસંગ્રહ ) | ગૂ. ગ્રં. કાર્યાલય | ૦– ૩–૦ |
| આશ્રમ ભજનાવલી | ન. પ્ર મંદિર | ૦– ૨–૦ |
| કોયા ભગતની કડવી વાણી | સુંદરમ્ | ૦– ૮–૦ |
| રાસપદ્ય | મૂળજીભાઈ શાહ | ૧– ૮–૦ |
| કાવ્યસંહિતા | અનામી | ૧– ૦–૦ |
| છોટમની વાણી ભા. ૧ | સ. સા. વ. કા. | ૧– ૦–૦ |
| કોડીઆં | દ. મૂ. પ્ર. મંદિર | ૧– ૪–૦ |
| ઓરમાનાં ગીતો | શ્રી. સા. મંદિર | ૦– ૧–૦ |
| નર્મદનું પદ્યમંદિર | ગૂ. ગ્રં. કાર્યાલય | ૧– ૮–૦ |

**નાટક**

| | | |
|---|---|---|
| મૂંગી સ્ત્રી | ચંદ્રવદન બક્ષી | ૦–૧૨–૦ |
| અંતરનાં અજવાળાં | ગૂ. ગ્રં. કાર્યા. | ૦– ૫–૦ |
| સાગરના તારા | ઉમાશંકર જોષી | ૨– ૮–૦ |
| વહેમી | પાઠકજી | ૧– ૪–૦ |
| આગગાડી | ચંદ્રવદન મહેતા | ૧– ૪–૦ |
| યુગદર્શન | મૂળજીભાઈ શાહ | ૧– ૮–૦ |

**નવલકથા**

| | | |
|---|---|---|
| ભારેલો અગ્નિ | રમણલાલ દેશાઈ | ૩– ૦–૦ |
| નૌકા ડુબી | પ્રસ્થાન કાર્યાલય | ૨– ૮–૦ |
| સુભદ્રા | શરદ્‌બાબુ | ૨– ૮–૦ |
| ચરિત્રહીન | શરતચંદ્ર | ૩– ૦–૦ |
| સુરધુની | બાબુભાઈ શુકલ | ૦–૧૨–૦ |
| શાહજહાં | મેઘાણી | ૧– ૦–૦ |
| લલ્લુ | ગાંડીવ કાર્યાલય | ૦–૧૦–૦ |
| બકોર પટેલની વાતો ભા. ૧–૭ | ,, | ૧– ૭–૦ |
| લગ્ન એક સમસ્યા | સોપાન | ૧– ૪–૦ |
| અંતરની વ્યથા | ,, | ૧– ૪–૦ |
| પ્રાયશ્ચિત્ત ભા. ૧–૨ | ,, | ૪– ૦–૦ |
| બેટરી | શ્રી. સા. મંદિર | ૦– ૬–૦ |
| ગિરીશભાઈની વાતો ભા.૧ | દ. મૂ. પ્ર. મંદિર | ૦–૧૦–૦ |
| ગ્રહરાજ | રાયચુરા | ૧– ૮–૦ |
| પૂજારિણી | ગૂ. ગ્રં. કાર્યાલય | ૦–૧૨–૦ |
| કીર્તિકથાઓ | ,, | ૦– ૨–૬ |

| | | |
|---|---|---|
| ટોલ્સ્ટોયની નીતિકથાઓ | ગૂ. ગ્રં. કાર્યાલય | ૦– ૩–૦ |
| નાનકડી વાતો | ,, | ૦– ૬–૦ |
| શિકારકથાઓ | ,, | ૦– ૮–૦ |
| ચાંદાપર ચઢાઇ | ,, | ૦– ૮–૦ |
| આપણી લોકકથાઓ | દ. મૂ. મંદિર | ૦– ૫–૦ |
| તણખા મંડળ ૧ લું | ધૂમકેતુ | ૧– ૦–૦ |
| અમ્મા | ભોગીલાલ ગાંધી | ૨– ૦–૦ |
| સોરઠી વીરાંગનાની વાતો | રાયચુરા | ૨– ૦–૦ |
| ગરીબની હાય | પ્રેમચંદજી | ૦– ૩–૦ |
| બુઝાતો દીપક ભા. ૧–૨ | કકલભાઇ કોઠારી | ૧– ૮–૦ |

## સાહિત્ય

| | | |
|---|---|---|
| સાહિત્યને ઓવારેથી | શં. ગં. શાસ્ત્રી | ૨– ૪–૦ |
| મંગળ પ્રભાત | ગાંધીજી | ૦– ૨–૦ |
| સ્વૈરવિહાર ભા. ૧–૨ | પ્રો. રા. વિ. પાઠક દરેકના | ૧– ૮–૦ |
| તારુણ્યમાં પ્રવેશતી કન્યાને પત્રો | પ્રસ્થાન કાર્યાલય | ૦– ૬–૦ |
| ગ્રામ આંદોલનો શા માટે ? | કુમારાપ્પા | ૦– ૭–૦ |
| ગ્રામઉદ્યોગો અને ગ્રામપુનર્રચના | ,, | ૦– ૩–૦ |
| તવારીખની તેજછાયા પુ ૭હું | પં. જવાહરલાલ | ૦– ૮–૦ |
| કે. શ્રી. સયાજીરાવ મહારાજા સા. ના ભાષણો અને વ્યાખ્યાનો | જ્યોતિ કાર્યાલય | ૦–૧૨–૦ |

## ઇતિહાસ–ભૂગોળ

| | | |
|---|---|---|
| આપણા દેશનો ઇતિહાસ | દ. મૂ. પ્રે. મંદિર | ૦– ૬–૦ |
| ચાર પ્રવાસો | ,, | ૦– ૮–૦ |
| ગિરિરાજ આબુ | પ્રસ્થાન કાર્યાલય | ૦– ૮–૦ |
| સિદ્ધપુર | સ. બા. માળા | ૦– ૬–૦ |
| મોઢેરા | ,, | ૦– ૬–૦ |
| હિંદના ઇતિહાસની વાતો | ,, | ૦– ૬–૦ |

## જીવનચરિત્રો

| | | |
|---|---|---|
| અપંગની પ્રતિભા | ન. પ્ર. મંદિર | ૦–૧૨–૦ |
| ફોરમ લહરિ ભા. ૧ થી ૧૨ | યુગાંતર કાર્યાલય | ૨–૧૨–૦ |
| કિશોર ચરિત્રમાળા ગુ. ૧–૨ | ચ. એ. સોસાયટી | ૧– ૮–૦ |
| વિદ્યાર્થી વાચનમાળા ભા. ૧ થી ૭ | જ્યોતિ કાર્યાલય | ૨– ૦–૦ |
| સતી જસમા | શ્રી સાહિત્ય મંદિર | ૦– ૬–૦ |
| રોબીનસન ક્રૂઝો | ગૂ. ગ્રં. કાર્યાલય | ૧– ૪–૦ |
| લેનીન | નિરૂ દેસાઇ | ૧– ૪–૦ |
| માર્ટિન લ્યુથર | વિદ્યારામ વસનજી | ૦–૧૦–૦ |
| સર હોરમસજી કાવસજી દીનશાહ | અંબેલાલ નારણજી જોશી | ૫– ૦–૦ |
| જંગીઝખાન | જીવણલાલ અમરશી મહેતા | ૨– ૦–૦ |
| ગામડીઆ નરદેવો | સ. સા. વ. કાર્યાલય | ૧– ૬–૦ |
| સત્યથી કબીર દિગ્વિજય | મહંત રતનદાસજી સેવાદાસજી | ૧– ૦–૦ |

ઉપરની સૂચના પ્રમાણે અંદાજપત્રો બનાવવાની તજવીજ કરવી.

મુઃ વડોદરા.<br>
તા. ૬–૪–૩૬

ઉ. મો. પટેલ<br>
મદદનીશ વ્યવસ્થાપક

## સૂચના નં. ૪૫૯ સને ૧૯૩૮-૩૯

## વિષય

### પુસ્તકાલયને આકર્ષિત બનાવવા બાબત

રાજ્યનાં ઘણાંખરાં પુસ્તકાલયો પ્રાથમિક શાળાના મકાનમાં ગોઠવાયેલાં છે. અને તેની વ્યવસ્થા ઘણે મોટે ભાગે શાળાના મુખ્ય શિક્ષક અગર ઉપશિક્ષક કરે છે. કેટલાંક મકાનવાળાં ગ્રામ પુસ્તકાલયોનો વહીવટ પણ શાળાના શિક્ષક પાસે છે. પુસ્તકાલયમાં જો વાચકોને આકર્ષવા હોય તો તેનું સ્થળ એ મહત્ત્વનો ભાગ ભજવે છે અને જ્યારે શાળાઓમાં જ લગભગ ૧૦૦૦ પુસ્તકાલયો વસાવવામાં આવેલાં છે તો તે સ્થળની દૃષ્ટિએ ખરેખર આકર્ષક છે. પરંતુ જો ગ્રંથપાલે એ પુસ્તકાલયનાં કબાટોને વ્યવસ્થિત ગોઠવી ન રાખ્યાં હોય ને આડાં અવળાં ગમે તેમ મૂક્યાં હોય, કબાટો ઉપર વર્તમાનપત્રો ગમે તેવી કઢંગી સ્થિતિમાં નાખવામાં આવ્યાં હોય, પુસ્તકાલયના કબાટમાં પુસ્તકોની ગોઠવણી અસ્તવ્યસ્ત હોય તથા પુસ્તકો હાથમાં લેતાં ધૂળ ચોંટતી હોય તો તે પુસ્તકાલયનું કબાટ કદીએ વાચકોને આકર્ષે નહિ, તેમજ એ શાળાને પણ વગોવે.

સબબ આશા રાખવામાં આવે છે કે શિક્ષક પોતાની શાળાના વિદ્યાર્થીગણ પૈકી યોગ્ય અને લાયક વિદ્યાર્થીઓના સહકાર દ્વારા પોતાનાં પુસ્તકાલયોને સ્વચ્છ રાખશે અને પોતે તથા શિક્ષકોની મદદથી સારાં પુસ્તકાલય અને જનસમાજને ઉપયોગી સૂત્રો તૈયાર કરી પુસ્તકાલયના ઓરડામાં ટાંગશે. તેમ જ મકાનવાળાં પુસ્તકાલયોનાં પટાંગણમાં સારા ફૂલઝાડના છોડ ઉછેરી મકાન આકર્ષક લાગે તેવી યોજના કરશો. તથા વખતોવખત આ બાબતમાં વિનોદ અને રસ ઉપજે તેવી પ્રવૃત્તિ હાથ ધરી પુસ્તકાલયને આકર્ષિત બનાવવા ઘટિત તજવીજ કરશે.

પુસ્તકાલય ખાતું
સાર્વજનિક પુસ્તકાલય શાખા
વડોદરા તા. ૧-૪-૩૯

મ. દ. ક્ષિત

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## સુચના નં. ૪૬૦

## વિષય

### ગ્રામ પુસ્તકાલયોને વિના મૂલ્યે સયાજી સાહિત્યમાળા તથા બાલજ્ઞાન-માળાનાં પુસ્તકો આપવા બાબત.

શ્રીમંત સરકાર તરફથી ૫ચોતેર ગ્રામ પુસ્તકાલયોને સયાજી સાહિત્યમાળા તથા બાલજ્ઞાન માળાનાં પુસ્તકો ભેટ મોકલવામાં આવે છે. જે પુસ્તકાલયો વાચનનો સારો પ્રચાર કરે તેમને આ પુસ્તકો આપવાં હિતાવહ છે તેથી ચાલુ સાલે નીચે જણાવેલાં ગ્રામ પુસ્તકા-

લયોને ઉપરનાં પુસ્તકો ભેટ આપવામાં આવનાર છે. વખતોવખત સારું કામ કરનારાં ગ્રામ પુસ્તકાલયોને આ લાભ આપવામાં આવનાર હોવાથી આશા છે કે દરેક ગ્રામ પુસ્તકાલય સારૂ કામ કરી આ યોજનાનો લાભ લેવા પ્રેરાશે.

## સયાજી સાહિત્યમાળા તથા બાલજ્ઞાનમાળાનાં પુસ્તકો મોકલવાનાં ગામની યાદી

**અમરેલી પ્રાંત**
૧ મોટા આંકડીઆ
૨ વરસડા
**ઓખામંડળ મહાલ**
૩ વરવાળા
**કોડીનાર મહાલ**
૪ હરમડીઆ
**દામનગર મહાલ**
ખીજડીઆ
**ધારી મહાલ**
૬ ચલાલા
૭ ભલગામ
**ખાંભા પેટામહાલ**
૮ ખાંભા
**ભીમકટ્ટા પેટા-મહાલ**
૯ ભીમકટ્ટા
**રતનપુર પેટામહાલ**
૧૦ રતનપુર
**નવસારી પ્રાંત**
**કામરેજ મહાલ**
૧૧ ચોરણા
૧૨ કામરેજ
૧૩ વરીઆવ
**ગણદેવી મહાલ**
૧૪ અજરાઇ
૧૫ ધમડાછા
૧૬ સોનવાડી

**નવસારી મહાલ**
૧૭ કુચેદ
૧૮ ધામણ
૧૯ પરૂજણ
૨૦ બોરસી
**પલસાણા મહાલ**
૨૧ ઉમરાખ
૨૨ એના
૨૩ ખરવાસા
**મહુવા મહાલ**
૨૪ આમકચ
૨૫ મહુવા
**માંગરોળ મહાલ**
૨૬ કોસંબા
૨૭ નાની નરોલી
૨૮ વાંકળ
**વ્યારા મહાલ**
૨૯ ડોલવાણ
**મહેસાણા પ્રાંત**
**આતરસુંબા પેટા-મહાલ**
૩૦ વ્યાસ વાસણા
**કડી મહાલ**
૩૧ કલ્યાણપુરા
૩૨ ડાંગરવા
૩૩ રાજપુર
**કલોલ મહાલ**
૩૪ કોલવડા
૩૫ સરઢવ
૩૬ સેરથા

**ખેરાળુ મહાલ**
૩૭ ઉમતા
૩૮ ચાણસોલ
**ચાણસ્મા મહાલ**
૩૯ બહુચરાજી
૪૦ મેરવાડા
૪૧ વસાઇ
**દહેગામ મહાલ**
૪૨ કડાદરા
૪૩ બહીઅલ
**પાટણ મહાલ**
૪૪ કુણઘેર
૪૫ ખારીવાવડી
**મહેસાણા મહાલ**
૪૬ ખેરવા
૪૭ બલોલ
**વિજાપુર મહાલ**
૪૮ કુકરવાડા
૪૯ ચરાડા
૫૦ પીલવઇ
**વિસનગર મહાલ**
૫૧ ગુંજા
૫૨ વાલમ
**સિદ્ધપુર મહાલ**
૫૩ કરબટ
૫૪ ટુંડાવ
**વડોદરા પ્રાંત**
**કરજણ મહાલ**
૫૫ સામણગામ
૫૬ વેમાર

**ડભોઇ મહાલ**
૫૭ કારવણ
૫૮ ફરતીકુઇ
૫૯ મંડાળા
**પાદરા મહાલ**
૬૦ ડબકા
૬૧ ચિત્રાળ
૬૨ વડુ
**પેટલાદ મહાલ**
૬૩ કાવીઠા
૬૪ ચાંગા
**ભાદરણ મહાલ**
૬૫ રૂદેલ
૬૬ સિસ્વા
**વડોદરા મહાલ**
૬૭ પીલ
૬૮ રણોલી
**વાઘોડીઆ મહાલ**
૬૯ રવાલ
**શિનોર મહાલ**
૭૦ ઉતરાજ
૭૧ સાઢલી
**સંખેડા મહાલ**
૭૨ ભાટપુર
૭૩ માકણી
**સાવલી મહાલ**
૭૪ વેજપુર
૭૫ ડેસર.

પુસ્તકાલય ખાતુ
સાર્વજનિક પુસ્તકાલય
શાખા વડોદરા
તા. ૬-૪-૩૯

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

વટહુકમ અંક ૪૩૭ સને ૧૯૩૮-૩૯

## વિષય

### પુસ્તકો તથા માસિકો કમી કરવા બાબત.

અમારી તપાસણીમાં આમ પુસ્તકાલયમાં બહુ જૂના વખતનાં ઘણી જ ફાટેલી તૂટેલી સ્થિતિમાં ઘણાં પુસ્તકો જોવામાં આવ્યાં છે, તેમ જ જીર્ણ માસિકો પણ શોકના શોક પુસ્તકાલયોમાં કબાટમાં ભરેલાં હોય છે. આવાં માસિકો અને પુસ્તકો વધુ પ્રચારને પાત્ર થતાં નથી અને ભાગ્યે જ એના કોઇ વાચકો હોય છે અને આવી અવ્યવસ્થિત સ્થિતિમાં પડી રહેવાથી જે જંતુઓ પેદા થાય છે તે જંતુઓ બીજાં સારાં નવીન પુસ્તકોને અસર કરે છે. વળી સામાન્ય માણસને એ કબાટ જોવું ગમતું નથી, એટલે તેમાંનાં પુસ્તકો તેને આકર્ષી શકતાં નથી, અને પુસ્તકાલયનો હેતુ ફળીભૂત થતો નથી.

**જૂનાં પુસ્તકો અને માસિકો કમી કરવાનું કારણ**

સબબ ઠરાવવામાં આવે છે કે જૂનાં નિરુપયોગી માસિકો જેની ફાઇલો પુસ્તકના રૂપમાં બંધાઇ સારી સ્થિતિમાં ન હોય અને પુસ્તકાલયમાં રાખવાથી બીજાં પુસ્તકોને નુકસાન થાય એવાં તમામ માસિકો વર્ષવાર યાદી કરી જે તે વર્ષે જુલાઇ માસ પહેલાં મંત્રીએ કમી કરાવવા પરવાનગી માગવા તજવીજ કરવી.

**કરવાની તજવીજ**

જૂનાં પુસ્તકો પૈકી જે પુસ્તકો પુસ્તકાલયને ખાસ ઉપયોગી તેમજ વાચકોને ખાસ ઉપયોગી છે એવાં જો બંધાવવાથી સારી રીતે રહી શકે તેમ હોય તો તેમને બંધાવવા બજેટમાં સવડ રાખવી. અને બીજાં પુસ્તકો જેની બીજી આવૃત્તિઓ અગર નવીન પુસ્તકો સહેલાઇથી મળી શકે તેવાં હોય તો તે પુસ્તકો પુસ્તકાલયમાંથી કમી કરાવવા ઘટિત તજવીજ કરવી.

જે માસિકો કે પુસ્તકો કમી કરવાની પરવાનગી મળે તેને વેચી દેતાં જો કાંઇ ઉત્પન્ન આવે તો તે કંટીજન્સીમાં ખર્ચ કરવા તજવીજ કરવી. આ રકમ કોઇ પણ પ્રસંગે લોકમદદ તરીકે ગણવી નહિ.

**ઉત્પન્નનો સમાવેશ**

આ વટહુકમ પ્રસિદ્ધ થયા તારીખથી સૂચના નં. ૩૬૧-૩૬૨ તા. ૪-૭-૩૬ નીં રદ થઇ છે એમ સમજવું.

સદર વટહુકમની અમલ બજાવણી બહુ જ જલદી થવાની જરૂર છે તો તે બાબતમાં રા. મહાલ શાળાધિકારીઓ, રા. રાજ્ય પુસ્તકાલય પ્રચારક, પ્રાંત પુસ્તકાલય પ્રચારકોએ અને મહાલના માનદ પ્રચારકોએ જે તે મહાલની તપાસણી વખતે પ્રત્યક્ષ તજવીજ કરાવી લેવી અને પુસ્તકાલયો વ્યવસ્થિત થાય તે માટે જૂથ મંડળનાં મંત્રીઓએ પણ ખાસ તજવીજ કરવી.

**અમલ બજાવણી**

પુસ્તકાલય ખાતુ
સાર્વજનિક પુસ્તકાલય શાખા
વડોદરો, તા. ૧-૪-૩૯

મ. હ. દીક્ષિત

ઉ. મો. પટેલ.
મદદનીશ વ્યવસ્થાપક

# વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં પુસ્તકોની યાદી નંબર ૬૧ સને ૧૯૩૮–૩૯

| પુસ્તકનું નામ | ગ્રંથકર્તાનું નામ | કિંમત | કદ | વર્ષ | પૃષ્ઠ | બાંધણી | પ્રકાશકનું ઠેકાણું |
|---|---|---|---|---|---|---|---|
| ઉપાસના માર્ગ કિંવા આત્મ-સાક્ષાત્કાર પદ્ધતિ | અંબાલાલ ભોગીલાલ શાહ | — | ૧૬° | ૧૯૯૫ | ૬૪ | કાચી | અંબાલાલ ભોગીલાલ શાહ કપડવણજ (ગુજરાત) |
| સાંચી | મૌક્તિક | ૦– ૮–૦ | ૧૬° | ૧૯૯૫ | ૬૭ | ,, | મોતીલાલ બી. કનોજીઆ, ૧૫૮૦ માંડવીની પોળ, વિંછીની પોળ, અમદાવાદ |
| બાળપોથીની પૂરવણી | શંકરભાઇ સોમાભાઇ પટેલ | ૦– ૩–૦ | ૧૬° | ૧૯૩૮ | ૫૬ | ,, | કર્તા, નિઝામપુરા, ભૂતડીના ઝાંપે, વડોદરા |
| નિરંજના–ભારત અર્ધસાપ્તાહિક પત્રનું ૧૯૩૯નું ભેટપુસ્તક | મૂળજીભાઇ પી. શાહ | ૨– ૦–૦ | ૧૬° | ૧૯૩૮ | ૨૨૨ | ,, | રામચંદ્ર ગણપતરામ ભટ્ટ, અધિપતિ, ભારત રાવપુરા, વડોદરા |
| પારસી વીરલાઓ | નાનાભાઇ હોરમસજી બીલીમોરીઆ | ૨– ૮–૦ | ૧૨° | ૧૯૩૮ | ૩૫૦ | પાકી | જામે જમશેદ ઑફિસ બેલાર્ડ હાઉસ, બેલાર્ડ એસ્ટેટ, મુંબાઇ |
| ગૃહવિધાન | વીરેન્દ્રરાય ચંદ્રશંકર મહેતા | ૬– ૦–૦ | ૮° | ૧૯૩૭ | ૧૯૮ | ,, | કર્તા, શહેર સુધારણા એન્જીનીઅર–ભાવનગર |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| પત્નીભક્તિ અને બીજી વાતો | હીરાલાલ આર. ડૉક્ટર | ૧-૧૨-૦ | ૧૬° | ૧૯૩૯ | ૧૬૪ | પાકી | કર્તા, મોર બંગલો, વીલાપાર્લા |
| "ચિત્રમય વડોદરા" અને શ્રી. રાજદંપતી "નો નકશો | ચિમનલાલ જીભાઇ પરીખ | ૦- ૬-૦ | — | " | ૧ | કાચી | કર્તા, ચિત્રમય હિંદ કાર્યાલય, વડતાલ (વાયા આણંદ-ગુજરાત) |
| પથિકનાં પત્રો-ગુચ્છ પહેલો | અંબાલાલ પુરાણી | ૦- ૯-૦ | ૧૬° | " | ૧૩૧ | " | શ્રી અરવિંદ કાર્યાલય, આણંદ |
| શ્રીગોપાળ કાવ્ય. | બ્રહ્મનિષ્ઠ મહારાજશ્રી ગોપાળરામ ગુરુ દેવ-શંકર શર્મા | ૧- ૪-૦ | " | " | ૨૨૮ | પાકી | નટવરલાલ લ પંડ્યા, શ્રી નિરાંત મંદિર, વડોદરા |
| બાળચૌહાણોનો ઇતિહાસ | કહાનસિંહ શ્યામસિંહ | ૦- ૫-૦ | " | ૧૯૩૮ | ૪૮ | કાચી | કહાનસિંહ શ્યામસિંહ વાડીપ્લોટ મુ. પોરબંદર |



સાર્વજનિક પુસ્તકાલય શાખા,
વડોદરા તારીખ ૨૭ માર્ચ સને ૧૯૩૯ } પુ. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## સુધારી લેજો

પુસ્તકાલય ખાતા તરફની, ગયા અંકમાં છેવટનાં પૃષ્ઠોમાં પૃષ્ઠ ૧૭ ઉપર છપાયેલી સૂચના નં. ૪૫૬ ને ૪૫૧ તરીકે સુધારીને વાંચવી; તેમજ તેજ અંકના પૃષ્ઠ ૨૧ ઉપર સૂચના ૪૫૭ છપાઇ છે તેને બદલે ૪૫૯ સુધારીને વાંચવું.

# અનુક્રમણિકા


| વિષય | લેખક | પૃષ્ઠાંક |
|---|---|---|
| આશાને પૂજવા (કાવ્ય) ... | ... શ્રી. પુષ્પાબેન ર. પંડ્યા ... | ૪૧૩ |
| મારા જ્ઞાનમંદિરીએ „ ... | ... શ્રી. મગનલાલ જેઠાભાઈ રામી... | ૪૧૪ |
| ગ્રંથમંદિર „ ... | ... શ્રી. 'અલીન્દ્ર' ... ... | ૪૧૪ |
| કચરામાંથી કાઢી લ્યો ! ... | ... શ્રી. રતિભાઈ અમીન ... | ૪૧૫ |
| મને ચોપડી આપો ( કાવ્ય ) | ... શ્રી. 'અલીન્દ્ર' ... ... | ૪૧૬ |
| પુસ્તકાલયના માનદ પ્રચારકો | ... શ્રી. છોટાલાલ નરભેરામ પંડ્યા | ૪૧૮ |
| આજનું પુસ્તક ભંડોળ ... | ... શ્રી. મગનલાલ ગ. મહેતા ... | ૪૨૦ |
| જીનીવાનું આંતરરાષ્ટ્રીય પુસ્તકાલય ... | ... ... ... | ૪૨૧ |
| સ્ત્રીઓ અને પુસ્તકાલય ... ... | ... ... ... | ૪૨૩ |
| સોવિયેટ રશિયાનો વાચનપ્રચાર | ... શ્રી. " પરાશર " ... ... | ૪૨૪ |
| નિર્જીવ કે જીવંત ? ... | ... શ્રી. ઉમિયાશંકર ઠાકર ... | ૪૨૫ |
| શ્રીમંત મહારાજા સાહેબને વ. રા. પુ. મંડળનું અભિનંદનપત્ર | ... | ૪૨૭ |
| ળાપુર મદ્રાસ પુ. પરિષદનો હેવાલ... | ... ... ... | ૪૨૯ |
| ાપણી ગ્રંથમાળાઓ ... ... | ... ... ... | ૪૩૩ |
| સ્તકાલયોની તપાસણી ... ... | ... ... ... | ૪૩૫ |
| સ્તકપરિચય | શં સો. પરેલ, મ. પ્ર. વ્યાસ,–વિવિત્સુ | ૪૩૬ |
| નવીન ફાલ ... ... ... | ... ... ... | ૪૪૫ |
| શું વાંચશો ? ... ... ... | ... ... ... | ૪૪૬ |
| માસિકો મળ્યા તારીખ ... ... | ... ... ... | ૪૪૮ |
| પુસ્તકાલય નોંધ ... ... | ... ... ... | ૪૫૩ |
| પત્રો શરૂ થયાની માહિતી ... ... | ... ... ... | ૪૫૫ |
| પુસ્તકાલય ખાતાની સૂચનાઓ, વટહુકમો વગેરે | ... ... ... | ૪૧ |
| "સામયિક દોહન" વિભાગ | | |
| જીવનનિર્વાહની કેળવણી ... ... | શ્રી કિશોરલાલ ઘ. મશરૂવાળા | ૩૩ |
| ત્રિટાઝિન્સની પેલઠા ... ... | ... ... ... | ૩૭ |
| આંખની સંભાળ... ... ... | ... ... ... | ૪૦ |
| નરમતવાદ કે નકલવેડા ? ... ... | ... ... ... | ૪૨ |

પુસ્તકાલય

પુસ્તક ૧૪ મું | મે-૧૯૩૯ | અંક ૫ મે

# ચાલોને પૂજવા—

( રાસ )

સૌ ગ્રંથની પૂજારણ બની હો બેન,
ચાલોને પૂજવા.
સખી સાહેલડી સાથે મળી શાણી,
જઈએ સૌ ગ્રંથાલયે હો બેન—ચાલોને૦
પુસ્તક વાંચો પ્રેમથી હો શાણી,
મનસર ભરીએ જ્ઞાનથી હો બેન—ચાલોને૦ ૫
જ્ઞાનપુષ્પે પ્રીતમને વધાવીએ હો શાણી,
ગ્રંથોપવનેથી લાવી હો બેન—ચાલોને૦
ગ્રંથમંદિરો ગામેગામ છે હો શાણી,
અજ્ઞાની બેનોને વંચાવો હો બેન—ચાલોને૦ ૯
વટપુર રાજ્યનાં જ્ઞાન-સર શાણી,
સયાજીરાજે ભરેલ હો બેન—ચાલોને૦
ભરીને બેઠાં સરવરથી શાણી,
અજ્ઞાની હૈયાં ભીંજવીએ હો બેન—ચાલોને૦ ૧૩
સોના-રૂપાને ત્યાગી હો શાણી,
ગ્રંથરત્ન ઘરેણું ઓપીએ હો બેન—ચાલોને૦
અજ્ઞાનતિમિરે જ્ઞાનનો રવિ શાણી,
ઉદય માટ યત્ન કરીએ હો બેન—ચાલોને૦ ૧૭
ધન વૈભવ સૌ જ્ઞાનાર્થે શાણી,
ખરચીને સેવા કરીએ સૌ બેન—ચાલોને૦
અણુમોલ જ્ઞાનનો દીવડો ગ્રહી શાણી;
ભાવી બનાવીએ અનુપ હો બેન—ચાલોને૦ ૨૧

કરજણ
તા.૨૬-૧૨-'૩૮

પુષ્પાબેન ર. પંડયા

## મારા જ્ઞાનમંદિરીએ—

રૂડી ચોપડીઓ સોહાય, મારા જ્ઞાનમંદિરીએ;
હૈડાં હરખે છલકી જાય, જાતાં જ્ઞાનમંદિરીએ.

*કેવડીઆના જેવી મીઠી જ્ઞાનસુગંધી મ્હેકે;
જેથી દિલડાં ઠંડાં થાય, જાતાં જ્ઞાનમંદિરીએ. ૨

વાચનરસિયાં રૂડાં પ્રેમી પંખીડાં જ્યાં આવતાં,
નિત્યે જ્ઞાનચરચા થાય, જાતાં જ્ઞાનમંદિરીએ. ૩

જુગજુગ જૂની, તૃષા, જે વાચનની છે જીવને
તે તૃષા છીપી જાય, જાતાં જ્ઞાનમંદિરીએ. ૪

શશિકલા સમ ઠંડી રૂડી શીતળતા છે જ્ઞાનમાં,
અવિદ્યા–વ્યાધિ અળગી થાય જાતાં જ્ઞાનમંદિરીએ. ૫

તન મન કેરા તાપો ને ચિંતાઓ ટળી જાય છે;
જન મન 'મગ્ન' અતિશે થાય, જાતાં જ્ઞાનમંદિરીએ. ૬

મુકામ કડા
તા. વીસનગર

મગનલાલ જેઠાલાલ રામી.

—卐—

## ગ્રંથમંદિર

મુજને ગમતું ગ્રંથમંદિર,
હૃદયના પ્રેમથી પ્યારૂં. ધ્રુ.

નાની મોટી ચોપડીઓના, કુંજ ભરેલા સોહે,
મીઠી મંજરી લ્હેરાય હૃદયના પ્રેમથી પ્યારૂં.

ઘોર અંધારી રાતે ને ભરદરિયે ચોમાસે,
આઘા દીવડા દેખાય, હૃદયના પ્રેમથી પ્યારૂં.

હિમાલયની ટોચમાં ને ધરતીના ઓસારમાં,
જ્ઞાન–ગંગ ત્યાં પીવાય, હૃદયના પ્રેમથી પ્યારૂં.

'અલીન્દ'

---

* કેવડો.

# કચરામાંથી કાઢી લ્યો !

**મારા ગ્રંથપાલ** મિત્રોનું મિત્રભાવે એક વસ્તુ તરફ ધ્યાન ખેંચું છું. એ તરફ તેમનું ધ્યાન દોરાશે તો પુસ્તકાલયરૂપી ગામના ધનભંડારમાં અમોલાં રત્નોનો જમાવ થશે અને ફરી હાથ ન આવે એવી કેટલીએ કલાકૃતિઓ જળવાશે.

ઊંડો વિચાર કરતાં જણાશે કે પાંચ-પંદર વર્ષે આમ પુસ્તકાલયોમાં પણ કેવો મહાન ભંડાર થઇ ગયો હોય છે ! તો પછી કસ્બા અને મહાલ પુસ્તકાલયોનું તો પૂછવું જ શું !

માસિકો, અઠવાડિકો અને દૈનિકોના નિયમિત આવરાથી બાળકથી વૃદ્ધ પર્યંત સૌને રુચિકર, જરૂરી વાનીઓ આવી ગએલી હોય છે, દર વર્ષના નિયમિત પુસ્તકભંડારમાં થોડે થોડે સારો વધારો થઇ રહ્યો હોય છે. વાર્તા, નવલકથા, કાવ્ય, નાટક, ધર્મ, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન વગેરે વિષયોના ગ્રંથો ભિન્ન ભિન્ન રુચિ અનુસાર આવે જતા હોય છે.

આવી રીતે એકધારા પંદર વીસ વર્ષના આવરા પછી મારા ગ્રંથપાલ મિત્રોને નવી વસ્તુઓનો સમાવેશ કરવા, આવતા સાહિત્યને વ્યવસ્થિત ગોઠવણીમાં રાખવા ગ્રંથાલયનું મકાન સાંકડું પડતું જણાય છે, જેથી વર્ષે કે બે-ચાર વર્ષે એમાંના ઘણાંનો નાશ કરવાનું કામ હાથ લેવું પડે છે.

કમભાગ્યે, જે પુસ્તકાલયોને કૂપમંડૂક સરખા ગ્રંથપાલો મળેલા હોય છે, જેમનું વાચન શાળામાં ભણાવાતી વાચનમાળા સિવાય ભાગ્યે જ આગળ ગયું હોય છે, બહુ બહુ તો ગામમાં બે-ચાર તડાકા મારવા અઠવાડિક કે દૈનિકનાં કેવળ મથાળાં જ વાંચ્યાં હોય અને માસિકો કે અન્ય પુસ્તકોનું વાચન જાણે ભણનારા માટે જ હોય એમ માનતા હોય, તેમના હાથે અમોલાં રત્નોનો વિનાશ થઇ રહ્યો હોય છે.

જ્ઞાનભંડારોમાં કેટલીક બાબતો એવી હોય છે કે જેમ જૂની થાય તેમ તેની કિંમત વધુ અંકાય છે. અમુક કવિ કે લેખકના વિચારો આજે જનસમુદાયમાં ઓછા ફેલાયલા હોય તેના ગ્રંથો તરફ કોઈ જોતું પણ ન હોય ને તે ગ્રંથો પુસ્તકાલયમાં આપણને જગા રોકતા હોય તેમ લાગે, પણ જો વિચારો ઘડાયલા-અનુભવાયેલા હોય, બળવાન ને તેજસ્વી હોય તો કાળે કરીને તેવો સમય ફરી પાછો આવે છે, જ્યારે એ લેખકનાં તે શબ્દો શોધ્યા જડતા નથી ને તે વખતે તેની કિંમત જેવી તેવી નથી હોતી. દાખલા તરીકે શ્રી. અરવિંદની આર્યની ફાઇલો આજે શોધી જડતી નથી-મોંમાગ્યા દામ આપવા છતાં મળતી નથી. હેસ્ટિંગ્સની સોટી કોઇક જ પુસ્તકાલયોમાં હશે. એવી કેટલીએ બાબતો ગણાવી શકાય.

પુસ્તકાલયોનો કચરો સાફ કરતી વખતે ઘણી બાબતોની ગ્રંથપાલ ભાઇઓએ ધ્યાન રાખવાની જરૂર છે ને ઘરમાંથી બહાર જતી વસ્તુમાંથી શોધી શોધી ખપની વાનીઓ વીણી લેવી જરૂરી છે. ચાર આઠ આનાનો ફાયદો મેળવવા દૈનિક પેપરોમાંનાં થોડાંક પડીકાં ને પસ્તીના ભાવે વેચી દઇએ છીએ; તેમાંથી તો સારા રાજદ્વારી પુરુષોના, સાહસિકોના, સાહિત્યસેવકોના ને દેશસેવકોના ફોટા કાઢી લઇ સુંદર આલ્બમ બનાવી શકાય. દરેક પત્રના દરરોજના અમ-

લેખોની કાપલીઓ કાઢી એક ફાઇલ રાખી હોય તો ગામના આવતી કાલના યુવાનવર્ગ આગળ ભૂતકાળનો ઇતિહાસ ખડો કરાવી શકાય, તેમ જ ભાષાની દૃષ્ટિએ પણ જુદી જુદી જાતની કોઇની ઝમકવાળી, કોઇની સીધી સરળ તો કોઇની કટાક્ષવાળી ભાષાઓના નમૂનાઓ રજૂ થઇ શકે. માસિકો કે પુસ્તકોમાંથી સારા લાગેલા લેખો કે પાનાંઓ કાઢી રાખેલાં હોય તો સાહિત્યરસિયાઓને, સંશોધકોને એ બધાં અમુક કાળે ખૂબ જ ખપ લાગે છે. એ દિશામાં કામ કરતા ઘણા ભાઇઓને થાય છે કે ૧૯૨૦ નું ન્હાનાલાલ કવિનું આ ભાષણ ક્યાંથી મળે ? કે નવજીવનનો અમુક અંક ક્યાં હશે ? કે ચિત્રમય જગતનો ' જર્મની અંક ' કઇ લાયબ્રેરીમાં સંગ્રહેલો હશે ? વગેરે વગેરે. એ વખતે આપણા સારા માણસોના મ્હોંએથી નીકળી પડે છે: " આજ અમારા ગ્રંથાલયોમાં વાસીદે સાંપેલાં જાય. "

મારા ગ્રંથપાલ મિત્રોને છેલ્લી વિનંતિ કે, આ સંબંધે તેઓ વિચાર કરશે અને સ્વ. હિરાલાલ પારેખની જેમ ધૂળધોયાનો ધંધો કરનારાઓ માફક બહારથી એકાદ જ્ઞાનરજ જડતાં તેને ગ્રંથાલયમાં સ્થાન આપી દેશે, જેથી આપણો જ્ઞાનભંડાર સમૃદ્ધ ને આબાદ થાય.

રતિભાઈ અમીન

—卐—

# મને ચોપડી આપો

મારો વખત વીતી જાય, મને ચોપડી આપો.
મને કાલે નહોતી આપી, મને ચોપડી આપો.
સુંદર છબીઓ ભરેલી, મને ચોપડી આપો.
મારા બાપુએ કહેલી, મને ચોપડી આપો.
પેલા રતુએ વાંચેલી, મને ચોપડી આપો.
મને કાલે નહોતી આપી, મને ચોપડી આપો.
મારો વખત વીતી જાય, મને ચોપડી આપો.

મારે ખોટી ના થવાય, મને ચોપડી આપો.
મારે રમવાને જવાય, મને ચોપડી આપો.
પેલા મોટા અક્ષરવાળી, મને ચોપડી આપો.
લીલા ભૂરા રંગવાળી, મને ચોપડી આપો
એનું નામ લખ્યું સોનેરી, મને ચોપડી આપો.
મારે મોડું હવે થાય, મને ચોપડી આપો.
મારે ખોટી ના થવાય, મને ચોપડી આપો.
મારો વખત વીતી જાય, મને ચોપડી આપો.

' અલીન્દ '

# પુસ્તકાલયના માનદ પ્રચારકો

**દીવાંશી** પ્રજાવત્સલ કે. શ્રીમંત સયાજીરાવ મહારાજાએ ઠામેઠામ પુસ્તકાલયો સ્થાપી પ્રજાને ઉચ્ચ જીવન જીવવા તરફ વાળી છે, અને કૈ૦ પૂજ્ય અમીનસાહેબે એ પુસ્તકાલયોને સંગીન બનાવવા પોતાનું જીવન સમર્પી અનેક યોજનાઓ અમલમાં મૂકી છે. પુસ્તકાલયો ઉત્તમ કોટિનાં બને તેવી અનેક યોજનાઓનું એક અંગ તે માનદ પ્રચારકોની નિમણૂંક્તું છે એમ કહીએ તો ખોટું નથી.

માનદ પ્રચારકોએ સેવાભાવે કામ કરવાનું છે. માનદ પ્રચારક એ પુસ્તકાલયોની તપાસણી કરનાર અમલદાર નથી, પણ પુસ્તકાલયના મંત્રીઓને અનેકવિધ યોજનાઓનું માર્ગ-સૂચન કરનાર અને જરૂર હોય તો જાતે ખામીઓની પૂર્તતા કરી આપી, નવીન યોજના-ઓની શરૂઆત કરી આપી, વખતોવખત મંત્રીઓને જાગ્રત રાખી યોજનાઓમાં સક્રિય મદદ કરી પુસ્તકાલયને આદર્શ બનાવનાર સેવાનો ભેખધારી છે.

માનદ પ્રચારકો અંતરના ઉમળકાથી સેવાનો ઝંડો ધારણ કરી નીકળી પડે તો ખાતાના અમલદારો માટે ગ્રામ પુસ્તકાલયોનું કોઇ પણ કામ ત્રુટિભર્યું લાગે તેવું ન રહેવા દે અને તેમને મૂંઝવણમાં મૂકી દે કે "ઑડિટ બુકે હું શું શેરો કરું?" અને આ મૂંગો સેવક તેના કાર્યપ્રદેશમાં તેથી આગળ વધે તો ખાતાના મુખ્ય અધિકારીને દફતરેથી ઑડિટ બુકનું પત્રક રદ કરાવવાની સ્થિતિમાં મૂકી દે!

માનદ પ્રચારકોએ પુસ્તકાલયમાં પુસ્તકોની ગણતરી–મેળવણી તેમ જ વર્ગીકરણ થયું છે કે કેમ! એટલું જાણી સંતોષ માનવાનો નથી; પણ પુસ્તકાલયની વ્યવસ્થા સુંદર કરી આપી, સદ્ગ્રંથોનું બહોળા પ્રમાણમાં વાચન થાય તેવી યોજનાઓ ઘડી કાઢી અમલમાં મૂકી આપી, નિયમ પ્રમાણે ઠરેલું દફતર રખાવી મંત્રીઓને હિસાબ ચોખ્ખો અને સ્પષ્ટ રાખતા કરી દેવા જોઇએ.

એક તાલુકાનો માનદ પ્રચારક વર્ષમાં તાલુકામાં તમામ પુસ્તકાલયો એક વખત તપાસી પોતે ઘણું કામ કર્યું છે એવું રખે માને! એક ને એક પુસ્તકાલય વખતોવખત તપાસાય અને તેમાં એક વખત પોતે કરી આપેલી વ્યવસ્થા બીજી વખત ચાલુ છે કે કેમ? તેમ જ પોતે શરૂ કરી આપેલી વાચનપ્રચારની યોજનાઓ ચાલુ રહી આગળ વધી છે કે કેમ! તે વારંવાર જોતા રહેવાની ખાસ જરૂર છે એમ મારું માનવું છે.

આળસુ મંત્રીઓને વારંવાર ટકોર કરી જાગ્રત રાખવા અને ઉત્સાહી મંત્રીઓને તેમના ઉત્સાહને પ્રોત્સાહન આપી આગળ ને આગળ ધપાવવા માનદ પ્રચારકોએ વારંવાર પુસ્તકાલયોને આંગણે જઇ, ભૂખ અને તરસને ભૂલવી જોઇએ. અને ત્યારે જ તેનું માનદ પ્રચારકનું બીરૂદ સાર્થક ગણાય.

કયા પુસ્તકાલયના મંત્રીઓને વારંવાર જાગ્રત રાખવાની જરૂર છે, કયા પુસ્તકાલયનું કામ કેટલી હદે આવ્યું છે, હવે પછી અમુક પુસ્તકાલયને આંગણે કેટલા વખત જવાની

જરૂર છે, એ જાણુવા માનદ પ્રચારકો એક નોંધ બુક રાખે. અને તેમાં તમામ પુસ્તકાલયની માહિતી લખી રાખે. તે નોંધ પ્રમાણે જે પુસ્તકાલયને આંગણે પહેલું જવા જેવું લાગે ત્યાં જાય; આમ કરતાં કરતાં જ્યારે પોતાની નોંધ બુકમાં નોંધેલાં તમામ પુસ્તકાલયો આદર્શ જણાય ત્યારે જ પોતે સંતોષ માને. અને એ તમામ આદર્શ પુસ્તકાલયો બે ત્રણ વર્ષ સુધી તેવી જ સ્થિતિમાં પ્રગતિ કરી રહેલાં જણાય ત્યારે આનંદસહ પોતાના જીવનને ધન્ય માને તો ખોટું નથી.

મારા જાણુવા પ્રમાણે કેટલાક પ્રચારક ભાઇઓ દફતરી વ્યવસ્થા તરફ જોઇએ તેટલું ધ્યાન આપતા નથી. દફતરી વ્યવસ્થા પુસ્તકાલયનું મહત્ત્વનું અંગ છે. પોતાનું પુસ્તકાલય કઇ દિશામાં કૂચ કરી રહ્યું છે અને કઇ દિશામાં શૂન્યવત્ દેખાય છે તે દફતરી વ્યવસ્થા ઉપરથી માલમ પડી શકે.

મારા વહાલ પ્રચારક ભાઇઓ ! વિઝિટ બુકમાં શેરા કરવાના કોડ જવા દઇ પોતાની ફરજ પોતાના આત્માને પૂછી પુસ્તકાલયોને આગળ ધપાવવામાં પોતાનો સક્રિય ફાળો આપો એવી હું વિનંતિ કરૂં છું. આ લેખમાં જણાવેલી માર્ગદર્શક સૂચનાઓ ધ્યાનમાં રાખી તમો તમારૂં પદ દીપાવો અને ખાતાને બતાવી આપો કે પુસ્તકાલયોની સુવ્યવસ્થા કરવામાં અમારો પણ મહત્ત્વનો ફાળો છે. અસ્તુ.

મું. દેરોલી } છોટાલાલ નરસેરામ પંડયા
તા. કરજણ. } માનદ પ્રચારક કરજણ મહાલ.



# પુસ્તકાલયનું મકાન

જ્યાં સ્વતંત્ર પુસ્તકાલયનાં મકાન નથી અને તાત્કાલિક થઇ શકે તેમ નથી ત્યાં સાદાં પણ સ્વચ્છ મકાનો લોકોએ તૈયાર કરવાં જોઇએ. તેમ થવા જેવું ન હોય ત્યાં સાર્વજનિક દેવાલય કે જ્યાં લોકોનો મોટો ભાગ ભેગો થાય છે, ત્યાં પુસ્તકાલયો ખુલ્લાં મૂકવાં જોઇએ, જેથી હાલના કરતાં વધારે પ્રમાણમાં લોકો લાભ લે.

નિશાળોમાં જ પુસ્તકાલયો રહેવાથી શાળાના વખતમાં પુસ્તકો મેળવવામાં લોકોને અને શિક્ષકોને કદાચ હેરાનગતી ઊભી થાય, શાળાના વખત બહાર શિક્ષકોને પુસ્તકોની આપ-લે માટે રોકાઇ રહેવામાં પણ હરકત હોય છે. અને તેથી કેટલાકને પુસ્તકાલય શું છે, તે પણ સમજવામાં આવતું નથી. શાળાના વખતમાં પુસ્તક આપવાનું ના કહેવામાં પણ શિક્ષકને દુશ્મનાવટ થવા સેંકડો પ્રસંગ આવે છે.

---

વાંચવાથી પુસ્તકો ફાટે અને કમી કરવાં પડે તેમાં જે નુકસાન છે તેના કરતાં પુસ્તકાલયના કબાટમાં ધૂળથી ઢંકાઇ ખરાબ થાય તેમાં વધારે નુકસાન છે.

# આજનું પુસ્તક ભંડોળ

સાહિત્યને નામે ખપી જતાં ગમે તેવાં પુસ્તકો ખરીદતી વખતે ચેતીને ચાલવાની અતિ આવશ્યકતા આજે ઊભી થઇ છે. કેવા કેવા પ્રકારે આજનું સાહિત્યસર્જન થાય છે અને તેનો પ્રચાર કેવી રીતે આમ પુસ્તકાલયોમાં પ્રવેશ પામે છે તે માટે જરૂરી કાળજી રાખવી અત્યંત જરૂરી છે.

આપણા વર્તમાન સાહિત્યજગતને સંખ્યાની દષ્ટિથી જોઇશું તો તેમાં પુસ્તકોનો ભંડોળ સારા પ્રમાણમાં છે, એમ કહી શકાય; પરંતુ એ દરેક પુસ્તકોમાં જીવ કેટલો છે, તે તપાસીએ તો પરિણામ નિરાશાજનક જણાય છે. અરે ! એને માટે જો શિક્ષકો જ જવાબદાર હોય તો અમલદાર પોતાનો છેલ્લો અધિકાર વાપરી દંડ કરી નાખે.

આજે કેટલાંએ પુસ્તકો 'ભાજીના ક્યારા'ની માફક ઊગી નીકળ્યાં છે. કારણ તપાસીશું તો ! અક્ષર ! ઓળખે તે બધા જ સાક્ષર છે. કોઇથી એ બાબતમાં ના કહેવાય એમ પણ નથી. વળી એ ઝપાટાબંધ ફૂટી નીકળેલાં પુસ્તકો જેમ અડદમાં ગોળ 'મગ'ના દાણા સેળભેળ થઇ જાય અને ઓળખતાં મહેનત પડે, તેમ સાચા સાહિત્યમાં એ ખપી ગયાં છે. ખરું ખોટું સાહિત્ય તારવી કાઢવું ગમે તેવા તીવ્ર દષ્ટિવાળાને પણ આજે તો મુશ્કેલ થઇ પડે એમ છે.

કેટલીએ નિર્માલ્ય પુસ્તિકાઓ બાલસાહિત્યને નામે પ્રચાર પામી છે. તેને વિવેકદષ્ટિથી નિષ્પક્ષપણે તપાસીશું તો સમજાશે કે તેમાં આનો, દોઢ આનો કે પાંચ આના ઊભા કરવા સિવાય બીજો કશો સારો પ્રયત્ન નથી હોતો.

પાંચ-પચ્ચીસ જોડકણાં, બે-પાંચ જૂની ખરીખોટી દંતકથા અને ડોસીમાની વાર્તા કે ઉખાણાં શોધી કાઢ્યાં કે બાળસાહિત્યની ગણતરીમાં આવી જાય. બે-ચાર જોડકાં લખી કાઢ્યાં કે કવિતા થઇ જાય. કારણ, કવિતાને કાંઇ બંધન નથી! આજની કવિતાને લઘુ-ગુરુનો પ્રાસાનુપ્રાસ કે કાવ્યશાસ્ત્રમાં જણાવેલ વિધિ-નિષેધ ખાસ સાચવવાના રહ્યા નથી; એટલે આજ તો પ્રત્યેક કવિતાલેખક લગભગ કવિ બની પુસ્તક બહાર પાડે છે. અને તે પુસ્તકાલયમાં આવી પડે છે. કારણ, કોઇ સાચા વિવેચકની અગ્નિપરીક્ષામાંથી તેણે પસાર થવાનું હોતું નથી.

કેટલીએ નવલકથા ભારોભાર અનુવાદ અનુકરણ કે અનુસરણથી ભરપૂર હોય છે; કેટલાંએ કાવ્યો અંગ્રેજી કે બંગાળીના તરજુમાથી ભરપૂર હોય છે અને તે મૌલિક સાહિત્ય તરીકે લેખક ખુદના નામે દમબેર પ્રચારમાં મૂકે છે. તેને માટે વિદ્વાન વ્યક્તિઓ ને પ્રસિદ્ધ પત્રો ગમે તે કારણે સારા સારા અભિપ્રાયો આપે છે, અને તેની મોટી જાહેરાતો અપાય છે.

કોઇ અંગ્રેજી લેખકના કે કોઇ પ્રાચીન વિદ્વાનના મૂળ વિચારની વિશિષ્ટતા સહેજ બહાર લાવી આજુબાજુ હીંચકા ખવડાવે એવા શબ્દોથી ભરપૂર વાક્યો મૂકી દીધાં કે એક

સાહિત્ય આલમમાં નવીન પ્રકાશ ફેંકનાર પુસ્તક તરીકે પ્રચાર પામે અને બીજા એવા થોડા પ્રયત્નથી દરેક ગ્રામ પુસ્તકાલયે પહોંચી જાય.

વળી હવે તો જાતીય નબળાઇનાં, તે મટાડવાનાં વગેરે જાતીય શાસ્ત્રની ચર્ચા કરનારાં કેટલાંએ પુસ્તકો અંગ્રેજીને આધારે બહાર પડયાં છે. તેના લેખક કે અનુવાદક હજારો રૂપીઆ એવાં પુસ્તકોથી કમાય છે. કારણ, તેની જાહેરાત પણ માણસોની માનસિક વૃત્તિને આબાદ ઓળખીને પદ્ધતિસર કરેલી હોય કે સાધારણ તો શું પણ વિચક્ષણ ભેજાં પણ ગોથાં ખાઇ જાય અને પૈસા બરબાદ કરે. આવાં પુસ્તકો બજારૂ સેવ-ગાંઠીઆ કે જાહેરાતથી લલચાઇ મંગાવેલ દવા જેટલો જ સમાજને ફાયદો કરશે. એ એટલાં ભયંકર પરિણામકારક છે કે જગતના આમવર્ગને તો કાયમને માટે ઊંડી ખાઇમાં નાખી દેશે એમાં શક નથી. એથી સમાજની કે સાહિત્યની ઉન્નતિ નથી.

હવે જરા બીજા વિષયોનાં પુસ્તકોની વાત લઇએ.

શિક્ષણવિષયક:—સ્વયં વિકાસ સ્વયંસ્ફૂરણા, સ્વયંભૂ વગેરે ' સ્વયં 'થી શરૂ થતા શબ્દો જરા સાચવીને વાપરી બાલસન્માન અને બાલપ્રેમની વાતો લખી નાખી કે મોન્ટીસોરી પદ્ધતિની કે એવી બીજી માહિતી આપનારૂં પુસ્તક તૈયાર થઇ જાય અને તે શિક્ષણમાં એક નવીન ભાત પાડનારૂં ગણાય એથી બાળકોનું કલ્યાણ અકલ્યાણ કેટલું થવાનું છે ? આપણા દેશને કેટલું અનુકૂળ કે પ્રતિકૂળ છે ? વગેરે વિવેકદષ્ટિથી તપાસનાર કોઇ ન મળે; લોકૈષણા અને આર્થિક દૃષ્ટિ આગળ એ સઘળું ગૌણ છે.

' આપણો દેશ ખેતીપ્રધાન છે 'થી શરૂ કરનાર લેખક કદાચ ખેતીવિષયક માહિતી આપનારૂં પુસ્તક તૈયાર કરી શકે તેમાં અમેરિકાના કપાસના આંકડા, ત્યાં થતા કપાસથરના જીવાતની તથા ઓજારોની માહિતી, પોતે વાંચેલાં અંગ્રેજી પુસ્તકોને આધારે લખી નાખે અને છેવટે ' આપણે ત્યાં પણ એમ થવું જોઇએ ' એવો આખા પુસ્તકનો સાર મૂકી દે; પરંતુ પુસ્તકનો મધ્યવર્તી વિચાર તો ફક્ત પૈસા કમાવા પૂરતો જ હોય છે.

ગામના મંદિરનો ગિરધારી બાવો, કણબી ખેડુ મીઠા પટેલ, તેની ઘાસનો ભારો લાવતી કે ઢોર ચરાવતી છોકરી ' રામી ', શહેરી યુવક અનિલ, મિલના શેઠીઆ, મજૂરો, દેશસેવિકાઓ, ખાદીધારી યુવક અરવિંદ અને સ્વયંસેવિકા નિર્મળા, હરિજન ભગત, દાતણ વેચતી હીરકી, વિધવા વાસંતી વગેરે આપણાં નવલકથાનાં પાત્રો તો કયારનાંય નક્કી થઇ ગયાં છે. એ બધાં નજીવા ફેરફાર કે પરસ્પર જુદી જુદી રીતે સમન્વય કરી જુદી જુદી નવલકથાઓ બન્યા કરે છે ! ! તે પુસ્તકો બબ્બે ત્રણ ત્રણ રૂપિયાની કિંમતે નવા નવા રૂપે બહાર પડયા કરે છે. આવાં પુસ્તકોમાં ગરીબ ખેડૂતોનો પૈસો બરબાદ જાય અને એક એવો કાયમી ખેડાઉ વર્ગ ઉત્પન્ન થાય કે જે સમાજને બોજારૂપ હોય. કહેવાની મતલબ કે, સાચું સાહિત્ય જ ગ્રામ પુસ્તકાલયોમાં દાખલ થાય તે માટે આપણે ચોકી-પહેરા રાખવા જોઇએ. આપણી સઘળી શક્તિનો મોટો ભાગ તેમાં ખરચાવો જોઇએ.

મગનલાલ ગ. મહેતા

# જીનીવાનું આંતરરાષ્ટ્રીય પુસ્તકાલય

## પુસ્તકાલયની પ્રવૃત્તિ

જ્યારથી જગતનાં જુદાં જુદાં રાજ્યોએ અને ખાસ કરીને યુરોપીય રાજ્યોએ સુલેહની નીતિનો ત્યાગ કર્યો છે ત્યારથી રાષ્ટ્રસંઘની કિંમત દુનિયાની નજરે ઘટતી ગઇ છે. આમ છતાં રાષ્ટ્રસંઘ તરફથી દુનિયાને ઉપયોગી થઇ પડે એવી જે કેટલીક પ્રવૃત્તિઓ ચલાવવામાં આવે છે તે બદલ રાષ્ટ્રસંઘ માટે કોઇ પણ દેશને માન ઉપજે તેવું છે. આંતરરાષ્ટ્રીય બાબતોને લગતી રાષ્ટ્રસંઘ તરફથી ચલાવવામાં આવતી અનેક પ્રવૃત્તિઓમાં તેની પુસ્તકાલયને લગતી એક પ્રવૃત્તિનો સમાવેશ થાય છે. તેનું પુસ્તકાલય ખાસ મકાનમાં આવેલું છે. પુસ્તકાલય તરફથી ચલાવવામાં આવતી પ્રવૃત્તિ જગતના જુદા જુદા દેશો વિષે જાણવાજોગ વસ્તુઓ ભેગી કરી તેનો અભ્યાસ કરવો અને તે બીજાઓને પૂરી પાડવી, આમ બે ભાગમાં વહેંચાએલી છે. રાષ્ટ્રસંઘની બીજી પ્રવૃત્તિઓ જેમ જેમ વધતી જશે, તેમ તેમ તેનું આ પુસ્તકાલયને લગતું કામ પણ સારા પ્રમાણમાં ઉપયોગી બનશે એમ માનવામાં આવે છે.

## માહિતી આપનારૂં ખાતું

જીનીવામાં એક વિશાળ મકાનમાં આવેલા આ પુસ્તકાલયનો લાભ હાલમાં રાષ્ટ્ર-સંઘના છસો ઉપરાંત નોકરો, જુદી જુદી જાહેર સમિતિમાં કામ કરનાર સભાસદો, જગતનાં જુદાં જુદાં રાજ્યોના પ્રતિનિધિઓ, પ્રૉફેસરો, ડૉકટરો અને બહારથી આવતા વિદ્યાર્થીઓ મોટા પ્રમાણમાં મેળવી રહ્યા છે, પણ આ પુસ્તકાલયની એ ખાસ નવીનતા નથી. યુરોપ કે એશિયાનાં બીજાં ઘણાં શહેરોમાં એમ તો મોટાં પુસ્તકાલયો હશે, પણ આ પુસ્તકાલયની જે મુખ્ય નવીનતા છે તે પુસ્તકાલય તરફથી પૂરી પાડવામાં આવતી માહિતીને લગતી છે. કોઇ પણ માણસને અમુક વિષયની માહિતી જોઇતી હોય તો બીજી કોઈ પણ લાઇબ્રેરીમાં તેણે તે વિષેનાં પુસ્તકો મેળવી તેમાંથી તપાસ કરવી પડે છે. પણ અહીં તેથી જુદો જ રિવાજ છે. આ પુસ્તકાલયમાં એવી હકીકત માટે જુદી જુદી ભાષાઓ જાણનારા માણસો કામ કરે છે અને તેઓ તરત જ જોઇતા વિષયની માહિતી પૂરી પાડે છે. માહિતી પૂરી પાડવાનું આ ખાતુ ઇ. સ. ૧૯૨૭ માં રોકફેલર ઇન્સ્ટીટયુટ તરફથી મળેલી ૨૦ લાખ ડૉલરની મદદને આભારી છે. આ મદદ પુસ્તકાલયને ખાસ માહિતી ખાતા માટે જ આપવામાં આવી હતી.

## પુસ્તકોની ગોઠવણી

ઉપરના પુસ્તકાલયમાં લગભગ ૨,૮૦ હજાર પુસ્તકો એકઠાં થયાં છે અને દર વર્ષે દેશ–વિદેશથી આવતાં ૨૦ હજાર પુસ્તકોનો તેમાં વધારો થતો રહે છે. હવે આ મહાન પુસ્તકાલયમાં વાંચનારાઓ માટે જે અનેક જાતની સગવડ રાખવામાં આવી છે તેમાંની એક તો મુખ્ય એ છે કે પુસ્તકોને જુદા જુદા વિભાગમાં વહેંચી નાખવામાં આવે છે, એટલે વાચકો માટે જુદા જુદા ઓરડા રાખવામાં આવ્યા છે. એક ઓરડામાં કાયદાને લગતી ૫ હજાર ચોપડીઓ અને ૨૦૦ જેટલાં છાપાંઓ હોય છે, કે જે કાયદાને લગતું વાચન વાંચવા માગતા માણસોને ઉપયોગી નીવડે છે. તેવી જ રીતે બીજા ઓરડામાં અર્થશાસ્ત્રને લગતી ૩૫૦૦

ચોપડીઓ અને તે ખાસ વિષયનાં છાપાં હોય છે. ત્રીજા ઓરડામાં સામાજિક બાબતોની ચોપડીઓ અને છાપાં હોય છે. આ રીતે આખી લાયબ્રેરીની ચોપડીઓની ગોઠવણ કરવામાં આવી હોવાથી ખાસ બાબત વાંચવા માગનાર માટે તે બહુ સરળ થઇ પડે છે. આખી લાયબ્રેરીમાં ઇતિહાસ, ભૂગોળ, જુદી જુદી ભાષાના શબ્દકોષો તેમ જ છેલ્લામાં છેલ્લા જાહેર સવાલો સાથે સંબંધ ધરાવતાં પુસ્તકો મળી શકે છે. એકલા ભૂગોળની બાબતના જિજ્ઞાસુઓ માટે દુનિયાના છેલ્લામાં છેલ્લી ગોઠવણો મુજબના ૨૫ હજાર જેટલા તો નકશા છે. આ પરથી બીજા વિષયનાં પુસ્તકોની સગવડ કેવી હશે તેનો ખ્યાલ આવી શકે તેમ છે.

### પુસ્તકાલયનું મકાન

ઇ. સ. ૧૯૨૦ થી ૧૯૨૯ સુધી લંડન અને જીનીવાની નાનકડી જગામાં હતું, પણ ૧૯૨૯ થી જીનીવા નજીકની ૩ હજાર ચોરસમિટરના વિસ્તારની વિશાળ જગામાં પથરાએલા ખાસ મકાનમાં આ લાયબ્રેરી લઇ જવામાં આવી છે. આ વિશાળ મકાનની ગોઠવણ બહુજ સગવડભરેલી અને ફેશનેબલ છે અને તેમાં પુસ્તકોને એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવા માટે વીજળીની મદદથી ખાસ ગોઠવણો કરવામાં આવી છે.

### ભાષાવાર રચના

રાષ્ટ્રસંઘના આ પુસ્તકાલયમાં જુદા જુદા ૧૪ દેશોની ભાષા જાણનારા ફ્રેંચ, અંગ્રેજ, જર્મન, ડેનીશ, પોર્ચુગીઝ, લેટીશ, હંગેરીઅન, સ્પેનીશ, પોલીશ સ્વીડીશ વગેરે લોકો કામ કરે છે; અને સવારે નવથી સાડાબાર અને સાંજે બેથી ૭ સુધી પુસ્તકાલય ખુલ્લું રહે છે. **વાંચનારાઓ ગમે તે કબાટમાંથી સ્વેચ્છા મુજબ પુસ્તક ઉઠાવી શકે છે, પણ તે પાછું મૂકવાની પરવાનગી તેને હોતી નથી. કારણ કે તેની ક્રમવાર ગોઠવણમાં ગોટાળો થવાનો ભય રહેતો હોઇ તે કામ પુસ્તકાલય ખાતા તરફથી જ કરવામાં આવે છે.** ખાસ ભલામણથી નક્કી થયેલી મુદત સુધી કેટલાંક પુસ્તકો ઘેર વાંચવા લઈ જવા પણ મળી રહે છે.

### ઉપયોગી દસ્તાવેજો

આ પુસ્તકાલયમાં જગતના જુદા જુદા દેશોનાં–લગભગ પચીસથી વધારે દેશોનાં–મુખ્ય મુખ્ય છાપાંઓને વાંચવા માટે મૂકવામાં આવે છે. જુદા જુદા દેશો વચ્ચે થતા રાજકીય તેમ જ આર્થિક કરારોની માહિતીઓ, દુનિયાની જુદી જુદી સરકારના વાર્ષિક રિપોર્ટો અને એવી બીજી આધારભૂત માહિતી પૂરી પાડતા દસ્તાવેજો રાખવામાં આવે છે. લાયબ્રેરીની બધી ચોપડીઓની યાદી રાખવામાં આવે છે અને તેમાં એક બાજુએ ચોપડીનું નામ, બીજી બાજુ તેના લેખકનું નામ અને પુસ્તકોને લગતું વર્ણન આપવામાં આવેલું હોય છે. વળી પુસ્તકાલયમાં એકંદરે બહારથી આવતાં અઢી હજાર જેટલાં સામયિક પત્રોમાંથી ઉપયોગી લખાણો ભેગાં કરી પુસ્તકાલયના પ્રસિદ્ધિ ખાતા તરફથી તે પ્રગટ કરવામાં આવે છે. આ મહાન પુસ્તકાલય જગતમાં બહાર પડતી સારી ચોપડીઓ ખરીદ કરે છે અને પોતા તરફનાં પુસ્તકોના બદલામાં મેળવે છે અને જુદા જુદા દેશની સરકાર, આંતરરાષ્ટ્રીય સંસ્થાઓ, લેખકો કે બેંકો તરફથી દાન તરીકે પણ મેળવે છે. એકીસાથે દશ લાખ પુસ્તકોનો સંઘરો કરી શકે એવું દુનિયાનું આ બેનમૂન પુસ્તકાલય ઘણી રીતે ઉપયોગી છે.

[ તા. ૨૩-૪-૩૯ના 'સાંજવર્તમાન' માંથી ]

# સ્ત્રીઓ અને પુસ્તકાલય

**પુસ્તકો** વિનાનું જીવન નીરસ છે. પુસ્તકો માણસનાં મિત્ર છે, છતાં બહેનો તેમના પરિચયમાં ઝાઝી આવતી નથી. યુરોપની સ્ત્રીઓને બે-પાંચ મિનિટ મળી એટલે પુસ્તક ઉઘાડયું હોય જ. આવી ભાવના આપણી બેનોમાં ખીલી નથી તેનું કારણ કેળવણી પ્રત્યેનું દુર્લક્ષ્ય કહી શકાય. આપણે ત્યાં કેળવણી ફરજીઆત હોઈ ઘેરઘેર અક્ષરજ્ઞાન અને પુસ્તકાલયનો લાભ છતાં સ્ત્રીવર્ગ પુસ્તકાલયમાં જતાં અચકાય છે અને ઘરકામમાંથી નિવૃત્તિ મળતાં કોઈ કોઈ તો નિંદામાં પડે છે; સ્ત્રીઓની અવનતિનું એ એક કારણ ખરું.

× × ×

સારાં પુસ્તકોના વાચનથી માણસના વિચાર સાથે આચાર પણ સુધરે છે. શરીરને પોષવા ખાનપાનની જરૂર છે, તેમ મનના પોષણ માટે સુવાચનની જરૂર છે. આ રીતે પુસ્તકાલય મનની દવા લેવાનું મહાન ઔષધાલય છે. મહાન નેપોલિયનના જન્મ પહેલાં તેની માતા સાહસકર્મોનાં પુસ્તકો વાંચતી હતી, જીજાબાઈ શિવાજી મહારાજના જન્મ પહેલાં રામાયણ વાંચતાં હતાં; એ ગ્રંથોના સંસ્કારો વડે એ વીર પુરુષો પાકયા, એવા વીરાત્માઓની જનેતા થવાની ઈચ્છા ધરાવતી સ્ત્રીઓએ પુસ્તકાલયમાં અવશ્ય જવું અને સદ્જ્ઞાન આપનારાં પુસ્તકોના સમાગમમાં આવવું જોઈએ.

અમેરિકા અને ઈંગ્લેંડના લોકો પોતાનાં કિંમતી પુસ્તકોને લીધે જ જગતના સર્વોચ્ચ સ્થળે આવી ઉભાં છે. ત્યાંની સ્ત્રીઓ સાહિત્યપ્રેમી હોઈ સમજે છે કે જે કાર્ય મિત્રથી ન થઈ શકે તે કાર્ય કેટલીક વાર પુસ્તકો કરે છે. જે દેશનું સાહિત્ય ઉન્નત નથી તે દેશ પણ ઉન્નત નથી. આવી ભાવના આપણી બહેનોમાં ઉત્પન્ન થવા તેમણે ભણવાની અને સાહિત્યરસ કેળવી પુસ્તકપ્રેમ વધારવાની ખાસ જરૂર છે.

× × ×

કેટલેક સ્થળે પુસ્તકો વાંચવાથી કુમાર્ગે જવાની જે ભ્રાન્તિ જડ ઘાલી બેઠી છે તેને ઉખેડી નાખી સ્ત્રીઓને પુસ્તકોનો વિશેષ લાભ લેતી કરવા પુસ્તકાલયોના મંત્રીઓ, શિક્ષક બન્ધુઓ અને શિક્ષિકા બહેનોએ ખાતરી કરી આપવી જોઈએ કે પુસ્તકાલય એ જ્ઞાનામૃતની પરબ છે. તેમાંથી જ્ઞાનનું પાન કરવાથી સ્ત્રીજાતિ પુનઃ દેવીપદને પ્રાપ્ત કરશે.

આજની બાળાઓ આવતી કાલે માતાઓ થનાર છે. તેમને પુરુષો કેળવણી આપી પુસ્તક વાંચવાની ઊર્મિ જાગ્રત નહિ કરે ત્યાં સુધી આર્ય રમણીઓ પાસેથી ભીમ, અર્જુન, હનુમાન, રામ, જેવાં નરરત્નો મેળવવાની આશા રાખવી તે ઝાંઝવાના જળ જેવું છે.*



—તમે જે વિદ્યા ભણ્યા તે તમારી બચપણ અને જુવાનીની નિશાળમાં. એથી મોટી સર્વવ્યાપક અને સર્વદેશીય શાળા જોઈએ છે ? પુસ્તકાલય એ આખી જિન્દગીની શાળા છે. ત્યાં દરરોજ આવશો ને ?

*વિજાપુર મહાલ પુસ્તકાલય પરિષદના પ્રથમ અધિવેશનમાં આગલોડ મુકામે વંચાએલો નિબંધ.

# સોવિયેટ રશિયાનો વાચનપ્રચાર

થોડાજ વખત પર લાયન ફુટવેન્ગર નામનો એક મુસાફર રશિયાની મુસાફરીએ ગયેલો. એ દરમિયાન એણે જનતાની વધુમાં વધુ માગણી પુસ્તકોની જોઇ. એણે લખેલા "૧૯૩૭ નું મૉસ્કો "માં તે કહે છે કે "સોવિયેટ જનતાની વાચનતૃષા ન કલ્પી શકાય એટલી અસીમ છે. વર્તમાનપત્રો, સામયિકો અને પુસ્તકો, એ જનતાની વાચનતૃષા તૃપ્ત કરવાને પણ અસમર્થ જણાયાં છે. જનતાના પ્રિય લેખકોનાં પુસ્તકોની હજારો પ્રતો છપાય છે. પરદેશી પુસ્તકવિક્રેતાઓને એ પુસ્તકોનાં કદનું પણ ઠીક ઠીક આકર્ષણ લાગ્યું છે. જનતાના માનીતા લેખકનું એકાદ પુસ્તક, જો કે એની દશ દશ વીસ વીસ હજાર પ્રતો છપાય છે છતાં તે પ્રકટ થયા પછી થોડાજ વખતમાં મળતી બંધ થઇ જાય છે. જાણીતા લેખકોનાં પુસ્તકો માટે તો, પાછળથી પસ્તાવું ન પડે તે માટે અઠવાડીઆંઓ અગાઉથી ઑર્ડર નોંધાવી દેવા પડે છે.

દુનિયાના હરકોઇ દેશ કરતાં સોવિયેટ રશિયા પુસ્તકપ્રકાશનના કાર્યમાં આગળ પડતું સ્થાન ધરાવે છે, અને એ પ્રકાશનો ગુણવત્તામાં પણ જરાય ઊતરે તેવાં હોતાં નથી. ત્યાં પ્રકટ થતાં પુસ્તકો, જનતાના સંસ્કારને ઉન્નત બનાવે અને રાજકીય વિચારોને વેગ આપે એવાં હોય છે. સોવિયેટની પુસ્તકપ્રકાશન સંસ્થાઓ નફો કરવાના હેતુથી ચલાવવામાં આવતી નથી; તેનો હેતુ તો માત્ર જનતાને કેળવવાનો જ હોય છે. સોવિયેટ રશિયા, જ્યાં જનતાના એકેએક માણસને શિક્ષણનો અધિકાર છે ત્યાં ૧૯૩૭ ની સાલમાં કુલ ૧૨૮,૫૯૭,૦૦૦ જેટલાં પ્રાથમિક અને માધ્યમિક શાળાનાં પાઠ્યપુસ્તકો પ્રકટ થયાં હતાં.

ઝારના સમયનું રશિયા અત્યંત વિશાળ દેશ હતો અને તેની વસતીનો મુખ્ય ભાગ ખેડૂતવર્ગનો હતો. એ સમયે ખેતીવાડીવિષયક સાહિત્ય બહુ જ અલ્પ પ્રમાણમાં પ્રકટ થતું હતું અને પ્રકટ થતું તે પણ માત્ર જમીનદારોને જ ઉપયોગ લાગે તેવું હતું; આજે ત્યાં ખેતીવાડીવિષયક પુસ્તકોના પ્રકાશનમાં અનહદ વધારો થયો છે. ૧૯૩૭ માં એની સંખ્યા ૨૩.૨ લાખની હતી.

આજે ત્યાં શેકસપિયર, બાયરન, મૉપાસા અને ઝોલાનાં પુસ્તકો પ્રજામાં અત્યંત પ્રિય થઇ પડયાં છે. હેન્રીચ હેઇનનાં પુસ્તકો જે જર્મન ફાસિસ્ટોએ બાળી મૂકયાં તેની સંખ્યા ૧૯૧૭ થી ૩૭ સુધીમાં ૭૫૩,૦૦૦ ની સંખ્યાએ પહોંચી હતી.

સામાજિક, આર્થિક, રાજકીય, ખેતીવિષયક, વૈદ્યકીય તેમ જ બીજું વૈજ્ઞાનિક સાહિત્ય રશિયામાં બોલાતી જુદી જુદી ભાષાઓમાં પ્રકટ થાય છે. ક્રાન્તિ અગાઉ ત્યાં આથી તદ્દન ઊલટી જ પરિસ્થિતિ હતી. દાખલા તરીકે, કારેલીયા, ૧૯૦૯ માં ત્યાંથી માત્ર પાંચ જ પુસ્તકો પ્રકટ થયાં હતાં અને તેમાંનું એક તો બાઇબલને લગતું હતું; જ્યારે ૧૯૩૨માં કારેલિયન પ્રજાને ૩૩૩ પુસ્તકો મળ્યાં હતાં.

સોવિયેટ રશિયાનો આખો પ્રદેશ આજે પુસ્તકભંડારોથી ભરપૂર છે. સમેલન અને કામરકાટકા જેવા પ્રદેશો જ્યાં અગાઉ પુસ્તકનું નામનિશાન નહિવત્ હતું ત્યાં આજે જોઇએ તેટલા પુસ્તકવિક્રેતાઓ છે.

દરેક ઔદ્યોગિક સાહસ, દરેક શાળા, સૈન્યનાં મથક, ખેતીવાડીનાં વિસ્તૃત ખેતરો,

થિયેટરો અને સંગ્રહસ્થાનો, એ બધાને પોતપોતાના પુસ્તકભંડારો હોય છે. હજારો પુસ્તકવિક્રેતાઓ ગામડાંઓમાં ફરે છે અને તેનો પ્રચાર કરે છે.

સોવિયેટ યુનિયનમાં લગભગ ૬૦,૦૦૦ પુસ્તકાલયો છે. તે પૈકી મધ્યવર્તી પુસ્તકાલયના અનેક ગ્રંથો ખેડૂતોના વિશાળ પટવાળાં ખેતરોમાં અને ઘેર ઘેર, ફરતાં પુસ્તકાલયો મારફતે ફરતાં હોય છે.

પુસ્તકો માટેની હદ ઉપરાંતની માગણી અને પુસ્તકપ્રકાશનનો ઝડપી ગતિએ વધ્યે જતો વ્યવસાય એ સોવિયેટ રશિયાની પ્રગતિનાં સંસ્કારચિહ્નો છે.*

" પરાશર "

—✱—

# નિર્જીવ કે જીવંત ?

## પુસ્તકાલયો નિર્જીવ છે ? ના, ના, જીવંત છે !

### કારણ ?

કારણ દીપક જેવું સ્પષ્ટ છે.. હજારો અક્ષરદેહોનાં દર્શન પુસ્તકાલયમાંનાં પુસ્તકો દ્વારા થાય છે. કેટલાય સંત-મહંતોની આ વિશ્વમાં અત્યારે કહેવાતી હયાતી ન હોવા છતાંય તેમની સાથે આપણે વાતો કરી શકીએ છીએ. અરે ! આપણે તેમની સાથે વિચારોની આપ-લે કરી શકીએ છીએ. કેટલાય કવિ-કોવિદોનાં કાવ્યોના રસ-ઘૂંટડા પુસ્તકાલયમાંનાં પુસ્તકો દ્વારા આપણે પી શકીએ છીએ અને તેના અનેરા રસલ્હાવા લૂંટી શકીએ છીએ. કેટલાય તત્ત્વજ્ઞાનીઓની તત્ત્વની અને આધ્યાત્મિક ભાવનાઓથી ભરેલી એક એકથી અદકી વાતો પુસ્તકાલયનાં પુસ્તકો આપણને કહે છે. ભૂતકાળનો ભંડાર પુસ્તકાલયમાંનાં પુસ્તકોમાં સમાએલો છે. આમ જોઇશું તો જણાશે કે પુસ્તકાલય શું નથી આપતું ! બધું જ આપે છે.

અને ઉપરાંત પુસ્તકાલયનાં પુસ્તકો માનવજીવનને ઉન્નત પંથે દોરે છે, તેમને ઊર્ધ્વગામી કરે છે. અરે ! તેમને માનવમાંથી દેવ બનાવે છે. પુસ્તકાલય તો કલ્પવૃક્ષ છે. કામધેનુની પેઠે તેમાંથી સૌ કાંઇ મળે છે.

પુસ્તકાલયનાં પુસ્તકો તો મિત્રવિહોણાનાં સાચાં સાથી-મિત્રો છે. ભૂલેલાંને પથ દર્શાવનાર ભોમિયા છે, અસહાયના સહાયક છે, ભાઇભાંડુ વિનાનાંનાં એ ભાઇભાંડુ છે. એકલા પ્રવાસીનાં એ સહચર છે.

પુસ્તકાલયનાં પુસ્તકો તો જે કહો તે બધુંય છે. એ ગુરુ છે ને મિત્ર છે, પિતાય છે ને માતાય છે. એ તો ભગિનીનીય ગરજ સારે છે ને પત્ની તરીકેનું કર્તવ્ય પણ એ કરી-કરાવી જાણે છે.

પુસ્તકો તો કલા-કૌશલ્યનું ધામ છે; ઉદ્યોગ ને હુન્નરોનું રહેઠાણ છે. શોક-રોગનાં એ નાશક છે; સુખ-શાન્તિનાં પોષક છે. ઉત્સાહ-ચેતન ભરનારાં છે; જીવન-અમૃત રેડનારાં છે; અજ્ઞાન-તિમિરનાં ટાળક છે; દેશોન્નતિનાં સાધન છે, એ મૃત્યુલોકનું અમૃત છે.

ઉમિયાશંકર ઠાકર

* તા. ૨૧-૪-૩૯ના " મૉસ્કો ક્રોનિકલ "માંના એસ. સુરોટસકીના લેખ પરથી ભાવાનુવાદ.

## જાણો છો ?

—જગતમાં જૂનામાં જૂનું વર્તમાન ' પેકિંગ ગેઝેટ ' છે. એક હજાર વર્ષથી સતત તે પ્રસિદ્ધ થાય છે. તેના ૫૦૦ કરતાં વધારે અધિપતિઓનો શિરચ્છેદ કરવામાં આવ્યો છે.

—શરૂઆતમાં બ્રિટિશ પત્રો, પેમ્ફલેટ (પત્રિકા) રૂપે પ્રકટ થતાં હતાં.

—પહેલું સચિત્ર અંગ્રેજી દૈનિક " ધી ડેઇલી ટેલિગ્રાફ ' હતું.

—લિનોટાઇપનો પહેલવહેલો ઉપયોગ અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સમાં ૧૮૮૬ માં કરવામાં આવ્યો હતો.

—પહેલવહેલું અંગ્રેજી વર્તમાનપત્ર ૧૬૨૦ માં પ્રકટ કરવામાં આવ્યું હતું. તેનું નામ ' વિકલી ન્યુઝ ' હતું.

—રૂટરની એજન્સીની સ્થાપના ૧૮૪૦ માં થઇ હતી.

—યુરોપ સંસ્કૃત હોવાનો દાવો કરી શકે તે પહેલાં ઘણાં વર્ષોથી ચિનના લોકો છાપવાની કળા જાણતા હતા.

—હિંદમાં પહેલું વર્તમાનપત્ર ૧૭૮૦ ના જાન્યુઆરીની ૨૦ મીને શનિવારે પ્રગટ થયું હતું. તેનું નામ ' બેંગાલ ગેઝેટ ' હતું; પરંતુ લોકો તેને " હિક્કિઝ જર્નલ ' કહેતા.

-સ્વિટ્ઝર્લેંડમાં મ્યુનિસિપાલીટીઓ તરફથી વર્તમાનપત્રો છપાવીને લોકોમાં મફત વહેંચવામાં આવે છે.

-પારિસમાં ભિખારીઓનું પણ વર્તમાનપત્ર છે. તે પત્રનું નામ ' બેગર્સ જર્નલ ' ( ભિખારીઓનું પત્ર " છે ) તે પત્રમાં બેપ્ટિઝમ ( ખ્રિસ્તી ધર્મમાં લાવવા માટે કરવામાં આવતો જળસંસ્કાર ) સંબંધી અદ્યતન ખબરો, તથા લગ્ન અને સ્મશાનયાત્રાના સમાચારો હોય છે, જેથી ભિખારીઓને સારો તડાકો પડે છે.

—પારિસમાં વખતોવખત વિચિત્ર પ્રકારનાં પત્રો નીકળે છે. ૧૮૩૨ થી ૧૮૩૩ સુધીમાં પારિસમાં રેશમના કકડા પર વર્તમાનપત્રો છપાતાં હતાં. તે પત્રનું નામ ' સ્નીઝર્સ પોલિટિકલ હેન્ડિ ' હતું. આ પત્રની નકલો ફ્રેન્ચ પ્રેસ મ્યુઝિયમમાં જોઇ શકાય છે.

—બીજા એક પત્રનું નામ ' Naide ' ( જળદેવી ) હતું. તે પત્ર તેલ તથા સૂકી દ્રાક્ષનાં મિશ્રણથી છાપવામાં આવતું, જેથી તેનો નાશ ન થાય. સીન નદીમાં સ્નાન કરતી વખતે લોકો તેનો લંગોટી તરીકે ઉપયોગ કરતા હતા.

—પણ સૌથી વિચિત્ર પત્ર તો સ્પેનમાં પ્રકટ થતું ' લેમ્પેરા ' ( દીપક ) હતું. એક વિશિષ્ટ પ્રકારની ફૉસ્ફરસની શાહીથી તે છાપવામાં આવતું અને તે અંધારામાં વાંચી શકાતું.

છોટાલાલ માનસિંગ કામદાર—

શ્રીમંત મહારાજા સાહેબના રાજ્યાભિષેક પ્રસંગે વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી શ્રીમંત મહારાજા સાહેબને અભિનંદનપત્ર અર્પણ કરવામાં આવ્યું હતું તે નીચે મુજબ છેઃ—

શ્રી

# અભિનંદનપત્ર

પ્રૌઢપ્રતાપ ગુર્જરેશ્વર શ્રીમંત મહારાજા સાહેબ

## શ્રી પ્રતાપસિંહ ગાયકવાડ

સેનાખાસખેલ શમશેર બહાદુર, ફરજંદે-ખાસ-દૌલતે-ઈંગ્લિશિયા,

વડોદરા

પ્રજાવત્સલ રાજેન્દ્ર !

જ્ઞાનમૂર્તિ રાજર્ષિ કૈ૦ શ્રીમંત મહારાજા સાહેબ સર સયાજીરાવના સાઠ વર્ષ ઉપરાંતના શુભ અમલથી ખાસ શોભી ઊઠેલી અને પ્રગતિપરાયણ અનેક સુકાર્યોથી જગતભરમાં પ્રતિષ્ઠા પામેલી વડોદરાની પ્રતાપી ગાદીએ આપ શ્રીમંતના માંગલિક અભિષેક પ્રસંગે વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ આપ શ્રીમંતને ભાવભેર અભિનંદે છે. અને એ સુકીર્તિમાન મહાન ગાયકવાડના યોગ્ય ઉત્તરાધિકારી તરીકે આપ શ્રીમંતની કારકિર્દી પણ એવી ને એટલી જ નહિ પણ સવાઇ યશસ્વી થાઓ એવી શુભેચ્છા સાથે ઉમંગથી અભિવંદે છે.

આપ શ્રીમંતના દીર્ઘદર્શી પિતામહે આદરેલી ને પોષેલી વડોદરા રાજ્યની યશકલગીરૂપ ગણાતી લોકભદ્ર પુસ્તકાલય પ્રવૃત્તિએ આજ અઠ્ઠાવીસ વસંતો વિતાવી છે, ને એને પ્રતાપે વડોદરાનું એ મધ્યવર્તી મોટું પુસ્તકાલય, ઉપરાંત રાજ્યના ચારે પ્રાંતોમાં પ્રાંત, કસ્બા, મહિલા, બાલ તથા ગ્રામ પુસ્તકાલય ને વાચનાલયો મળી ૧૪૭૨ જેટલી નાની મોટી જ્ઞાનવાડીઓની ખીલવણી થયેલી છે, ને તે જ્ઞાનપ્રચાર દ્વારા પ્રજોન્નતિ સાધવાની શ્રીમંત સરકારની શુભ ભાવનાને ફલિભૂત કરવામાં સુંદર ફાળો અર્પી રહી છે.

બ્રિટિશ હિંદની પ્રાંતિક સરકારોએ પુસ્તકાલય પ્રવૃત્તિની ઉપકારતા સ્વીકારી આપણા રાજ્યનું અનુકરણ કરવા માંડયું છે, એ આપણા વડોદરા રાજ્ય માટે ગૌરવનો વિષય છે.

આપ શ્રીમંતની કારકિર્દીમાં એ લોકભદ્ર પ્રવૃત્તિ વધારે સંગીન ને સુસ્થિર બને. અને પ્રગતિને પંથે ચઢેલ વડોદરા રાજ્યને પ્રગતિગિરિના સર્વોચ્ચ શિખરે ચઢવાનું

સૌભાગ્ય સાંપડી આપ શ્રીમંતની કીર્તિની સુવાસ પણ જગદ્‌વ્યાપી બને એવી શુભ ભાવના સાથે આજના આ મંગલમય અવસરે આપ શ્રીમંતને પુનરપિ અભિનંદીએ છીએ, વંદીએ છીએ ને શતં જીવ શરદઃ એ શિષ્ટોક્તિ સહ આરોગ્યભર્યું દીર્ઘાયુ બક્ષવા જગન્નિયંતાને પ્રાર્થીએ છીએ.

વડોદરા, લિ. અમો છીએ,
તા. ૨૯-૪-૧૯૩૯ આપ શ્રીમંતના નમ્ર સેવકો,

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના અધ્યક્ષ અને સભ્યો

ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ
અધ્યક્ષ
મણિલાલ મંગળજી કાશીવાળા
જયવતીબહેન નરહરિલાલ દેસાઈ
મંત્રીઓ
નટવરલાલ ગિરધરલાલ શાહ
ચિમનભાઈ હરિભાઇ અમીન
જનકલાલ કુંદનશંકર યાજ્ઞિક
પ્રતાપરાય ગિરધરલાલ મહેતા
રામજીભાઇ હંસરાજ શેઠ
કનૈયાલાલ ગિરધરલાલ મજમુંદાર
રંગીલદાસ મ. કાપડીઆ
કાવસજી એદલજી ગણદેવીઆ
ચુનીલાલ પુરુષોત્તમદાસ શાહ
જેઠાભાઇ લાલદાસ પટેલ
બાપુભાઇ વિઠ્ઠલદાસ ગામી
છોટુભાઈ પંડિત
મણિલાલ માધવલાલ દવે
મહાસુખભાઈ ચુનીલાલ શેઠ
કલ્યાણરાય નથ્થુભાઈ જોષી
બાબારાય બળવંતરાય મજમુંદાર
કરસનજી દયાળજી દેસાઇ
સભ્યો

—✠—

## પુસ્તકાલયો તો જ્ઞાનના ફુવારા છે !

પુના સીટી જનરલ લાઇબ્રેરીની ૯૨ મી સંવત્સરી નિમિત્તે મળેલી સભામાં પ્રમુખસ્થાનેથી ભાષણ કરતાં મુંબઇ ધારાસભાના પ્રમુખ ના૦ શ્રી. જી. વી. માવલંકરે રાષ્ટ્રીય વિકાસ માટે તમામ પ્રયાસો એકત્રિત કરવાની જરૂરીઆત પર ભાર મૂકયો હતો અને

આ સંસ્થાના સંચાલકોને અભિનંદન આપતાં ના૦ શ્રી. માવલંકરે જણાવ્યું હતું કે, વાંચનાલયો અને પુસ્તકાલયો જનતામાં જ્ઞાન ફેલાવવાનાં આધુનિક સાધનો છે. પુસ્તકાલયો જ્ઞાનભંડાર છે, જ્ઞાનના ફુવારા છે. કોઇ પણ માનવી તેમાંથી જ્ઞાનઅમૃતનું પાન કરી શકે છે.

---

—ધોમ ધખ્યા ઉનાળામાં કોઇક ગામને પાધરે નીકળતો તરસ્યો મુસાફર ઠંડુ પાણી પીવાની આશાએ ગામને ઝાંપે આવે અને ત્યાં તેને ખબર પડે છે કે અહીં પરબ-પાણી મળી શકે તેમ નથી ત્યારે તે જેવો નિરાશ થાય છે, તેવો જ નિરાશ ભણેલો યુવક જ્યારે ગામડામાં જાય છે ને તેને ખબર પડે છે કે અહીં વાચનાલય કે પુસ્તકાલય નથી, ત્યારે થાય છે.

# પ્રથમ અધિવેશનનો હેવાલ

**વિજાપુર મહાલ** પુ. પરિષદનું પ્રથમ અધિવેશન આગલોડ મુકામે તા. ૧૮-૧૨-૩૮ ના રોજ ભરાયું હતું. પ્રાતઃકાળથી જનતાનો ઉત્સાહ અવર્ણનીય હતો. ગામને ધ્વજ-પતાકાથી શણગારવામાં આવ્યું હતું. સભાને માટે પુસ્તકાલયના મકાન આગળ ખાસ મંડપ બાંધવામાં આવ્યો હતો અને તેને આસોપાલવ અને આકર્ષક બોર્ડો-ફોટાઓથી શણગાર્યો હતો.

સભામાં ભાગ લેવા બહારગામથી પુસ્તકાલયોના મંત્રીઓ અને પ્રતિનિધિઓ સારી સંખ્યામાં હાજર હતા, તેમ આમંત્રિત મહેમાનોમાં પુસ્તકાલય ખાતાના મે. મદદનીશ વ્યવસ્થાપક સા૦, વિજાપુર મહાલ ઉત્તર ને દક્ષિણ ભાગના મે. શાળાધિકારી સાહેબો, રાજ્ય પરિષદ મંડળના પ્રચારક શ્રી. વલ્લભભાઇ, તેમ જ પ્રતિષ્ઠિત વકીલો અને સજ્જનો મુખ્ય હતા.

અધિવેશનની સફળતા ઇચ્છતા સંદેશા પણ સારા પ્રમાણમાં આવ્યા હતા, જેમાં (૧) અમદાવાદ પશ્ચિમ ભાગના મે. પોસ્ટલ ઇન્સ્પેક્ટર શ્રી. એ. જી. મહંમદી સા૦, (૨) મે. દ્વારકા મહાલ શાળાધિકારી શ્રી. દુર્ગાશંકર કે દવે સા૦, (૩) શ્રી. જેઠાલાલ ડી. જોષી "હિન્દી સાહિત્ય વિશારદ" મહિલા પાઠશાળા અમદાવાદ-એમના મુખ્ય હતા.

પ્રારંભમાં શાળાના બાળકોએ ધ્રુપદ રાગમાં 'પ્રણુમઃ તવ નાથ ચરણકમલમ્' નામક ઇશ્વરસ્તવન ગાયું હતું. ત્યારબાદ બાળાઓએ શ્રીમંતસ્તવન અને સ્વાગત ગીત ગાયું હતું. પછી સ્વાગત મંડળના પ્રમુખ શ્રી. ડુંગરશી શેઠે તૈયાર કરેલું ભાષણ તેમની અસ્વસ્થ તબીઅતના કારણે ઉપપ્રમુખ શ્રી. માધાભાઇએ વાંચ્યું હતું, જેમાં તેઓશ્રીએ સદર ગામને લગતી હકીકત ઇ. નું વર્ણન કર્યું હતું.

ત્યાર બાદ શ્રીમાન માધાભાઇની દરખાસ્ત અને શાળાના મુખ્ય શિક્ષક શ્રી. જયશંકર પાઠકના અનુમોદનથી મે. કડી વિભાગ શાળાધિકારી શ્રી. ચુનીભાઇ દેસાઇ સાહેબે સભાનું પ્રમુખસ્થાન સ્વીકારી પોતાનું ભાષણ શરૂ કર્યું હતું, જેનો સાર નીચે મુજબ છે.

ભાષણની શરૂઆતમાં તેઓશ્રીએ પુસ્તકાલય પ્રવૃત્તિની ટૂંકી રૂપરેખા અને વિસ્તાર સમજાવી જણાવ્યું કે

**પુસ્તકાલયોનો સદુપયોગઃ**—પોતાના ગામે પુસ્તકાલય છે, દર વર્ષે પુસ્તકાલયનું બજેટ થાય છે અને છાપાં વાંચવાનાં મળે છે, એટલાથી પુસ્તકાલયનો ખરો ઉપયોગ થાય છે, એમ માની શકાય નહિ. વાચકો પુસ્તકાલયનો કેટલો લાભ લે છે, કયાં પુસ્તકો વાંચે છે, વાચકોની અભિરુચિ કયા પ્રકારના વાચન તરફ દોરાય છે કે કેમ; વગેરે મહત્ત્વના પ્રશ્નો વિચારવાના રહે છે. પુસ્તકાલયોના મંત્રીઓ, ગ્રંથપાલો તથા શિક્ષકો જે આ કામ કરે છે, તેમણે આ પ્રશ્નનો ઝીણવટથી વિચાર કરવાનો છે. કારણ કે દરેક પુસ્તકાલયમાં વાંચનારા કયાં પુસ્તકો વાંચે છે તેની તારવણી કાઢીશું તો જણાશે, કે ઘણે ભાગે નવલકથાઓનાં જ પુસ્તકો વંચાય છે. ધાર્મિક, નૈતિક, વૈજ્ઞાનિક તથા હુન્નર-ઉદ્યોગને લગતાં પુસ્તકો હજી ઘણા થોડા પ્રમાણમાં વંચાય છે. અમુક પ્રમાણમાં સારી સામાજિક નવલકથાઓ વંચાય તેમાં કંઇ વાંધો લેવા જેવું નથી; પરન્તુ આ કક્ષાથી આગળ વધાય જ નહિ તો સદ્વાચનનો ખરો લાભ વાચકને મળી શકતો નથી.

ઉત્તમ નાટકો, કળા, વાણિજ્ય, ધર્મ, તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, ઉદ્યોગ, ઉત્તમ જીવન ચરિત્રો વગેરેનાં પુસ્તકો તરફ વાચકોની અભિરુચિ પ્રગટવી જોઇએ, અને શિક્ષકોએ તથા ગ્રંથપાલોએ આવાં પુસ્તકોના વાચન તરફ વાચકોને દોરવા જોઇએ.

ઉત્તમ પુરુષોનાં જીવન ચરિત્રો વાચકોને અનેક રીતે ઉપયોગી છે કારણ કે તેમનાં જીવન ચરિત્રોમાંથી જ વાચકોને દુઃખના પ્રસંગે ધૈર્ય રાખવાની, અનેક મુશ્કેલીઓમાં પોતાનો માર્ગ શોધી કાઢવાની અને હાથમાં લીધેલું કામ અનેક વિપત્તિ આવે તો પણ છોડી દેવું ન જોઇએ, એ વગેરે પ્રેરણાઓ મળે છે. કેટલાક મહાપુરુષો જન્મથી જ મહાન હોય છે, અને તેમનાં જીવનચરિત્રો વાંચવાથી આપણામાં ઊંચા ગુણો પ્રગટે છે. કેટલાક મહાપુરુષોએ સ્વપ્રયત્નથી પોતાનો વિકાસ સાધ્યો હોય છે અને તેમનાં દૃષ્ટાન્તો ઉપરથી જ ધ્યેયની સિદ્ધિ કરવામાં તેમને જે મોટા ભોગો આપવા પડયા હોય છે તેનો આપણને ખ્યાલ આવે છે, અને તેથી આપણામાં નૈતિક હિંમત અને આત્મવિશ્વાસ પેદા થાય છે. આપણા યુવકોના હાથમાં આવાં ચરિત્રો ખાસ આપવાં જોઇએ. સદ્‌ભાગ્યે મહાન પુરુષોનાં જીવન ચરિત્રોનાં પુસ્તકો સરળ ભાષામાં લખાઇ ઝપાટાબંધ પ્રસિદ્ધ થવા માંડયાં છે, અને તેથી આ દિશામાં પ્રયત્ન કરવાનું હવે સરળ બન્યું છે.

શિષ્ટ વાચનની પરીક્ષા લેવાની જે યોજના કરવામાં આવી છે, તેમાં આ ઉદ્દેશ રાખવામાં આવ્યો છે. માટે શિક્ષક ભાઇઓને તથા ઇતર સજ્જનોને વિનંતિ છે, કે તેમણે શિષ્ટ વાચનની યોજનામાં રસ લઇ એવાં પુસ્તકોનો બહોળો ઉપયોગ થાય તેવી તજવીજ કરવી.

**સ્ત્રીવાચકોની સંખ્યા:**—પુસ્તકાલયોના ઉપયોગ સંબંધમાં સ્ત્રીવાચકો તેનો કેટલો લાભ લે છે, તે સંબંધી પણ વિચાર થવાની ઘણી જરૂર છે. પુરુષો જેટલી સરળતાથી પુસ્તકાલયોનો ઉપયોગ કરી શકે છે, તેટલી જ સરળતાથી સ્ત્રીઓ કરી શકતી નથી. માટે સ્ત્રીઓમાં પુસ્તકો વધારે વંચાય, તે માટે શિક્ષકોએ અને ગ્રંથપાલોએ બનતા સર્વ પ્રયત્ન કરવા જોઇએ. જ્યાં સુધી સ્ત્રીશક્તિમાં ચેતન આવશે નહિ, ત્યાં સુધી પ્રજાની ઉન્નતિ પૂરતા વેગથી થઇ શકે નહિ, એ સૌ કોઇને વિદિત છે જ.

બાદ આગળ ચાલતાં તેઓશ્રીએ કન્યાકેળવણી પર ભાર મૂકી, જેટલી કાળજી છોકરાઓના શિક્ષણ માટે રખાય છે તેટલી જ છોકરીઓ માટે પણ રખાવી જોઇએ એ વિષે શિક્ષકોનું ધ્યાન દોર્યું હતું અને જણાવ્યું કે,

સ્ત્રીઓ વધારે પ્રમાણમાં કેળવાય તો જ તે પુસ્તકાલયોનો ઉપયોગ વધારે કરી શકે. માટે આ દિશામાં પ્રથમ પ્રયત્ન કરવાની જરૂર છે. જ્યાં કન્યાશાળાઓ હોય, ત્યાં સ્ત્રીશિક્ષિકાઓ દ્વારા સ્ત્રીઓમાં વાચનનો રસ જાગ્રત કરવાથી આ દિશામાં કંઇક કામ થઇ શકશે. આ દિશામાં ખૂબ પ્રયત્ન કરવાની જરૂર છે.

પુસ્તકાલયોનો વધારે સારો ઉપયોગ થાય, તે માટે કલોલ મહાલ પરિષદમાં મે. રા. રા. સુબા સાહેબે એક ઉપયોગી સૂચના કરી હતી અને તે વિચારમાં લેવા જેવી છે. નજીકનાં પાંચ-સાત પુસ્તકાલયો મળીને સારાં સારાં પુસ્તકો પસંદ કરી સગવડના પ્રમાણમાં, દરેક પુસ્તકાલય થોડાં થોડાં પુસ્તકો મંગાવે; અને ફરતા પુસ્તકાલયની પેટીઓ પ્રમાણે એકબીજા તરફ મોકલવાની સવડ કરે તો થોડા પૈસામાં દરેક પુસ્તકાલયને સારાં પુસ્તકો વાંચવાનાં મળી શકે.

**દાનની દિશા બદલવાની જરૂર:**—લોકોની કેળવણી તરફ અભિરુચિ વધતી જાય છે, એટલે વિદ્યાદાન એજ શ્રેષ્ઠ દાન છે અને તેમાં પૈસા ખર્ચવા એ ખરેખર પુણ્યનું કામ

છે, એ સત્ર તરફ લોકોનું ધ્યાન વધારે ખેંચવું જોઇએ અને પુસ્તકાલયદિન નિયમિત રીતે ઉજવવાની દર વર્ષે ગોઠવણ કરી પુસ્તકાલય માટે નાણાં મળે એવી યોજના કરવામાં આવે તો પુસ્તકાલયના બજેટ માટે જે કેટલેક સ્થળે મુશ્કેલી પડે છે તે દૂર થઇ શકે. લગ્નના પ્રસંગે સારા શિક્ષકો પુસ્તકાલય માટે રકમ મેળવી શકે છે, તેવીજ રીતે ખાસ ઉત્સવો ગોઠવી લોકોના સંસર્ગમાં વધારે આવવાનો પ્રયત્ન કરી તેમના જ બાળકોના હિત તરફ તેઓ વધારે પ્રમાણમાં પૈસા ખર્ચતા થાય, એવી ભાવના ઉત્પન્ન કરવાની ખાસ જરૂર છે.

પુસ્તકાલયો માટે મકાનો સારાં હોવાં જોઇએ, શાળાઓ જ્યાં ભાડાના મકાનમાં બેસતી હોય, ત્યાં પૂરતી સગવડ છોકરાઓ માટે પણ હોતી નથી. તેવે સ્થળે પુસ્તકાલયોનો ઉપયોગ લોકો છૂટથી ન કરી શકે એ દેખીતું છે. સરકારી મકાનવાળી શાળાઓ હોય તે પણ ગામથી બહાર હોય છે. એટલે ત્યાં વાચકો પૂરતા પ્રમાણમાં જઇ શકતા નથી. એટલે શક્ય હોય ત્યાં પુસ્તકાલયનું મકાન ગામની મધ્યમાં, સારી સવડવાળું મેળવવા પ્રયત્ન થાય અને લોકોને અનુકૂળ પડતો સમય રાખી, સ્વતંત્ર ગ્રંથપાલ નીમવાની વ્યવસ્થા કરી શકાય; તો હાલના કરતાં પુસ્તકાલયોનો વધારે સારો ઉપયોગ થઇ શકશે. આ દિશામાં લોકોએ હવે રસ લેવા માંડયો છે અને પુસ્તકાલયો માટે મકાનો પણ બંધાતાં જાય છે. એટલે પ્રયત્ન કરવામાં આવે તો આ દિશામાં પણ ઘણું થઇ શકશે એમ લાગે છે.

ત્યારબાદ પ્રસંગાનુસાર એક બાલસંવાદ ભજવવામાં આવ્યો હતો.

વળી એક પ્રદર્શન પણ ગોઠવાયું હતું તેનું ઉદ્‌ઘાટન કરતાં શ્રી. માધાભાઇ જોષીએ જણાવ્યું કેઃ—

પુસ્તકાલય પરિષદના અંગે પ્રદર્શન એ મહત્ત્વનું અંગ છે. એથી તેની ઉપયોગિતા અનેકગણી છે. પ્રદર્શનમાં વસ્તુઓ જોવાથી આપણને તે સંબંધી માહિતી જાણવાનું મન થઇ આવે છે. અને એ ઇચ્છા ફળીભૂત કરવા માટે, પુસ્તકો અવશ્ય વાંચવાં જ પડે છે. મારા માનવા પ્રમાણે દરેક પુસ્તકાલયમાં પણ નાનું સરખું સંગ્રહસ્થાન હોવું જ જોઇએ.

આ પ્રદર્શનમાં પ્રાચીન સિક્કા, બાળસાહિત્ય, હિન્દી સાહિત્ય, ગુજરાતી સાહિત્ય અને હસ્તલિખિત સાહિત્ય, ઉપરાંત અમારા ગામમાં થતી હસ્તકારીગરીના નમુના જેવા કે સુથારી કામ, રંગાટી અને છાપકામ; તથા અહીંની ખનીજ સંપત્તિ, જે ભૂગર્ભમાં દટાએલી છે તેના નમુનાઓ ગોઠવવામાં આવ્યા છે. તે ઉપરાંત અહીં થતી કેટલીક વનસ્પતિ, જે ઓષધ તરીકે ઉપયોગમાં આવી શકે છે તેના પણ નમુનાઓ ગોઠવ્યા છે.

પ્રદર્શનમાં ક્રીડાંગણ (બાલરમતો અને બાલસાહિત્ય) એ મહત્ત્વનું અંગ હોઇ તે પણ ગોઠવાયું છે.

પ્રદર્શન એટલે વસ્તુઓનો આબેહૂબ ચિતાર, શિષ્ટ અને સુંદર નમુનાઓનો સંગ્રહ, તર્કશક્તિ ખીલવવાનું સાધન અને મનની કેળવણી માટેની નિશાળ બનવી જોઇએ.

બાદ નીચે પ્રમાણે ઠરાવો પસાર થયા હતાઃ—

## પસાર થયેલા ઠરાવો

(૧) કે. શ્રીમંત મહારાજા સાહેબને લગતો હોઇ તે પછીના ઠરાવો નીચે મુજબ છેઃ

(૨) મહાલમાં ગણેશપુરા, હરણાહોડા, પાલડી વ્યાસ, મહાદેવપુરા, સુંદરાસણ ને અમરાપુરા, એ શાળાવાળાં ગામોએ પુસ્તકાલયો નથી, તો તે ગામોએ ચાલુ સાલે પુસ્તકાલયો થઇ જાય તેવી તજ-

વીજ કરવા જે તે શાળાના શિક્ષકોને તથા મહાલ શાળાધિકારી સા. ને અને મહાલ મંડળના કાર્યવાહકોને આ પરિષદ વિનતિ કરે છે.

દ. મૂ.—ચિમનલાલ લક્ષ્મીરામ અનુ૦—સીતારામ અમુલખ

(૩) રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી શિષ્ટ વાચનની જે પરીક્ષા લેવાય છે, તે પરીક્ષાનો મહાલના તમામ શિક્ષક ભાઇઓએ લાભ લેવા તથા લેવરાવવા, અને મહાલ પુસ્તકાલય મંડળ પણ તેવા પ્રકારની પરીક્ષા પોતાના મહાલ પૂરતી શરૂ કરે તેવી યોજના કરવા મહાલ મંડળને આ પરિષદ વિનતિ કરે છે.

દ૦ મૂ૦—મગનલાલ ગંગારામ અનુ૦—જયશંકર ઉમાશંકર પાઠક

(૪) મહાલમાં જે જૂથ મંડળો સ્થપાયાં છે, તે હજુ સુધી પણ જોઇએ તેટલા પ્રમાણમાં પોતાનું કાર્ય કરતાં થઇ ગયાં નથી, જેથી આ પરિષદ જૂથ મંડળોને જાગ્રત થવા અને નીચે પ્રમાણે કામ કરવા સૂચવે છે.

1. પોતાના જૂથનાં દરેક પુસ્તકાલયનાં બજેટ બને તેવી તજવીજ કરવી;
૨. જૂથનાં દરેક પુસ્તકાલયની વર્ષમાં એક વખત તપાસણી કરવી;
૩. દર ત્રણ માસે પોતાના જૂથની સભા ભરવી;
૪. મહાલ મંડળ તરફથી ભરાતી સભાઓમાં જૂથ મંડળના મંત્રીએ હાજરી આપવી.

દ૦ મૂ૦—શિવાભાઇ ઉમેદભાઇ પટેલ અનુ૦—ભાણુભાઇ નારાયણભાઇ

(૫) મહાલની જે ગ્રામ્ય પંચાયતો પોતાના બજેટમાં પુસ્તકાલયોને મદદ આપવાની જે રકમ મંજૂર કરે છે તે વેળાસર મળે, તેવી તજવીજ કરવા તથા જે ગ્રામ પંચાયતો પોતાનાં પુસ્તકાલયોને મદદ નથી આપતી તેવી પંચાયતોએ મદદ આપવાની તજવીજ કરવા ગ્રામ પંચાયતોના અધ્યક્ષોને અને મહાલના મે૦ વહીવટદાર સા. ને પરિષદ ભલામણ કરે છે.

દ૦ મૂ૦—અંબાલાલ દુર્લભરામ અનુ૦—હરજીવન વસ્તારામ

(૬) મહાલના પુસ્તકાલયોમાં ફાટી ગયેલાં પુસ્તકો બંધાવવાની યોજના કરવા; તથા મહાલનાં જે પુસ્તકાલયોને કબાટ જોઇતાં હોય તે મહાલમાંથી જ મળે તેવી યોજના કરવા, મહાલ મંડળને આ પરિષદ વિનંતિ કરે છે.

દ૦ મૂ૦—પૃથ્વીસિંહ સવજીભાઇ અનુ૦—જશરાજ ડાહ્યાભાઇ

(૭) હાલ કેટલાંક નાનાં ગામોને ઓછાં બજેટને લઇને બહોળા વાચનની સગવડ મળતી નથી, જેથી જે જૂથમંડળના મંત્રીઓ ઉત્સાહી હોય તેવાં જૂથમંડળોએ પોતાના જૂથનાં જે પુસ્તકાલયોમાં પુસ્તકોની રકમ મૂકી હોય તે પુસ્તકાલયોના મંત્રીઓએ એકઠા થઈ બધી રકમ ભેગી કરી, તેમાંથી પુસ્તકોની પસંદગી કરી મંગાવવાં; અને પછી તે જૂથમંડળોએ ફરતા પુસ્તકાલયની યોજના પોતાના જૂથમાં દાખલ કરી, બહોળા વાચનનો લોકોને લાભ મળે તેવી યોજના કરવી.

દ૦ મૂ૦—ઉમાશંકર જયશંકર પાઠક અનુ૦—જેઠાલાલ દલપતરામ બારોટ

ઉપરના ઠરાવો સર્વાનુમતે પસાર થયા પછી, પ્રમુખે પોતાનું ઉપસંહારનું ભાષણ કર્યાબાદ પરસ્પર આભાર મનાઇ કાર્યક્રમ પૂરો થયો હતો.

રાત્રે આરોગ્ય રક્ષણ ખાતા તરફથી આવેલા મહેમાનો તથા ગામના લોકોને સિનેમા બતાવવાની ગોઠવણ કરવામાં આવી હતી. આજુબાજુના ગામોના ૨૦૦૦ માણસોએ આ યોજનાનો લાભ લીધો હતો. ક્ષયનો રોગ કેવી રીતે ફેલાય છે, તે અટકાવવા શા ઇલાજ લેવા, બાળકોને રોગમુક્ત કેવી રીતે કરવાં, પ્લેગ કોણ ફેલાવે છે, તન્દુરસ્તી સાચવવા શું કરવું, વગેરે બાબતોનાં ચિત્રપટો દેખાડી લોકોને જ્ઞાન આપ્યું હતું.

# આપણી ગ્રંથમાળાઓ

આજે આપણે ત્યાં સંખ્યાબંધ પુસ્તકો અને ગ્રંથમાળાઓ પ્રકટ થયે જાય છે. તેમાંનાં કયાં ખરીદવા જેવાં છે તેની તુલના કરવાનું કામ અત્યંત મુશ્કેલ થઇ પડયું છે. આ નીચે આ વિષયને લગતી ચર્ચા છે એ આખીય ચર્ચા સાથે અમે સંપૂર્ણરીતે સંમત નહિ છતાં વાચકોને વિચારતુલનાની તક મળે તે માટે આ નીચે ઉતાર્યો છે. —તંત્રી

**હમણાં** હમણાં આપણા કેટલાક લેખકો પુસ્તકો ને ગ્રંથમાળાઓની કિંમત અને યોજનાઓ વિષે ચર્ચા કરવા લાગ્યા છે. પ્રકાશનક્ષેત્રની શુદ્ધિ અને વિકાસ માટે આવી ચર્ચાઓ આવશ્યક છે. માત્ર મુશ્કેલી એ જ છે કે આવી ચર્ચાઓમાં ગુજરાતના કોઇ પ્રકાશકો પોતાનો હિસ્સો આપતા નથી એટલે આ ચર્ચાઓમાંથી સારતત્ત્વ મેળવી શકાતું નથી ઘણી વાર તો આવી ચર્ચા કરનાર પ્રકાશનક્ષેત્રના તદ્દન બિનઅનુભવી છે એમ પણ દેખાઇ આવે છે. ગ્રંથમાળાઓ ગુજરાતમાં કેટલી છે તેની ગણતરી અમે કરી નથી, પણ ' ફૂટી નીકળી ' હોય એટલી બધી તો નથી જ. ગ્રંથમાળા સિવાયનાં પ્રકાશનો એ કરતાં ઘણાં ઘણાં વધારે છે. હમણાં હમણાં બે સાહિત્યકારોએ ગ્રંથમાળા માટે એવી મતલબની ટીકા કરી કે ' એમાં ગ્રાહકને પસંદગીનો અવકાશ રહેતો નથી, પહેલેથી જ તે બંધાઇ જાય છે અને પછી પ્રકાશક જે ખોરાક આપે તે એને ખાઇ લેવો પડે છે. ' આ ટીકા ઘણે અંશે સાચી છે, પણ ટીકાની યથાર્થતા સમજવા માટે ગ્રંથમાળા સિવાયની પ્રકાશનપ્રવૃત્તિને પણ આપણે જોવી જોઇએ. ગ્રંથમાળા માટે જે ટીકા કરવામાં આવે છે તે ટીકા કોઇ પણ સાપ્તાહિક કે માસિક માટે તો થઇ જ શકે એમ સૌ કબૂલ કરશે. રખે એવી દલીલ થાય કે એમાં તો સાપ્તાહિક કે માસિકનું ધોરણ બંધાયેલું હોય છે એટલે એમાં શું આવવાનું છે તે માણસ સમજી શકે છે. અમે અનુભવે કહીએ છીએ કે એવું ધોરણ અને એવી પ્રતિષ્ઠા ગ્રંથમાળાઓની પણ બંધાય છે.

ગુજરાતમાં એવી ગ્રંથમાળાઓ છે કે જેના બે વરસે પાંચસો સાતસો ગ્રાહક પણ નથી થતા ( આ માળાઓના એક વખત વધુ ગ્રાહકો હતા ), જ્યારે એવી પણ માળાઓ છે કે જેનાં પુસ્તકોની બે વરસમાં પાંચ હજાર જેટલી પ્રતો ખપી જાય છે.

એ જ રીતે હમણાં હમણાં ચાલુ થયેલી ' કૂપન '—પદ્ધતિ વિષે પણ કહી શકાય. એમાં ને ગ્રંથમાળામાં એટલો જ ફેર છે કે એ રૂપિયો દોઢ રૂપિયો ખરચાવે છે, જ્યારે ગ્રંથમાળા ત્રણ કે ચાર રૂપિયા ખરચાવે છે. એમાં પણ પહેલેથી જ કૂપનો કાઢવામાં આવે છે. મોટા ભાગના લોકો પુસ્તક જોઇ પણ શકતા નથી.

આવી જ સ્થિતિ લેખકો માટે પણ કહી શકાય. જેમ ગ્રંથમાળાનાં બધાં પ્રકાશનો એકસરખાં નથી નીવડતાં, તેમ જ એક લેખકનાં બધાં પુસ્તકો પણ એકસરખાં નથી પ્રગટ થતાં. જેમ ગ્રંથમાળાને નામે સસ્તાપણાના લોભે ગ્રાહક માલ ખરીદી લે છે, તેમ લેખકના મોટા નામથી પણ ખરીદી લે છે. અહીં એ યાદ રાખવું જોઇએ કે ગુજરાતમાં સારા

પુસ્તકભંડારો તો સાત-આઠ શહેરોમાં જ છે, જ્યાં નજરે જોઈને માણસ ખરીદી શકે. જો કે બુકસેલરની દુકાને ઊભાં ઊભાં જ પુસ્તકની પસંદગી અને જા. ખ. વાંચીને મંગાવવું એમાં બહુ ફેર નથી. પણ ગુજરાતના મોટા ભાગમાં તો પુસ્તકભંડારો છે જ નહિ. એટલે લેખકનું પણ ગ્રંથમાળા જેવું જ છે. એના સાહિત્યનું પણ અમુક ધોરણ માણસના મનમાં નક્કી થઈ જાય છે ને એ રીતે લોકો ખરીદે છે. આપણે જાણીએ છીએ કે એક વખતના ઘેર ઘેર વંચાતા લેખકને બે-ચાર વરસ પછી કોઈ બોલાવતું પણ નથી. ગ્રંથમાળાનું પણ એવું જ બને છે.

સાચી વાત એ છે કે ગ્રંથમાળા એ ચાર-૭ પુસ્તકોનું ઝૂમખું જ છે. એ ઝૂમખાની એક સાથે જ કિંમત થાય છે ને અસર થાય છે.

એક સાહિત્યકારે એવી સલાહ આપી છે કે પુસ્તકાલયોએ અને ગ્રાહકોએ પુસ્તકોનાં વિવેચન વાંચીને પછી પુસ્તકો ખરીદવાનો નિર્ણય કરવો. પહેલી વાત તો એ કે આપણે ત્યાં ભાગ્યે જ વિવેચન થાય છે અને જે વિવેચનો થાય છે તે તો કેટલીક વાર લોકોને ભારે ભુલાવામાં નાખનાર બને છે. અમને અનુભવ છે કે એકસરખી જ પ્રતિષ્ઠાવાળા અને શકિતવાળા બે વિવેચકો એક જ પુસ્તક માટે તદ્દન ભિન્ન-જુદા જુદા છેડાના જ અભિપ્રાયો પ્રગટ કરે છે, આમ બનવું સાવ સ્વાભાવિક છે, પણ ખરીદનાર એનાથી કઈ રીતે માર્ગદર્શન મેળવી શકે? અને ઘણા ખરા વિવેચકો તો 'સારું છે,' 'સુવાચ્ય છે,' 'આવકારદાયક છે,' 'જરા વધુ મહેનતની જરૂર છે,' એટલું જ લખી નાખે છે.

એથીયે વધુ જાણવા જેવું તો એ છે કે કેટલાક પ્રકાશકો અને લેખકો પોતાનાં પુસ્તકો કાં તો વિવેચન માટે મોકલતા જ નથી, અથવા તો ઘણાં ઘણાં મોડાં મોકલે છે-અને આવું જ વિવેચકો પણ કરે છે. અમને અનુભવ છે કે અમારાં પુસ્તકોનાં વિવેચનો દોઢ દોઢ વરસ પછી આવ્યાં છે.

આ સ્થિતિમાં પુસ્તકો ખરીદવાં શી રીતે? લાંબી યોજના રજૂ કરવાનું આ સ્થાન નથી, પણ લોકો પાસે સારાં કે સસ્તાં પુસ્તકો પહોંચાડવા માટેની ગ્રંથમાળાની જે યોજનાઓ છે તેને પૂરો આવકાર આપીને અમે એમાં આટલા મહત્ત્વના સુધારાઓ રજૂ કરીએ છીએ: આ સુધારાઓ અમે તો દાખલ કરવા માંડયા છે:

૧. ગ્રંથમાળાના સંચાલકે વર્ષભરમાં આપવાનાં પુસ્તકો પહેલેથી જ પૂરેપૂરાં તૈયાર કરાવી લેવાં.

૨. આ પુસ્તકોનાં નામ, લેખકનાં નામ અને પુસ્તકમાં શું છે તેની માહિતી પ્રગટ કરવી.

૩. આ પુસ્તકો પ્રગટ થશે જ એવી કાયદેસર ખાતરી આપવી એટલે કે એ જ પુસ્તકો આપવા માટે બંધાવું.

અમે માનીએ છીએ કે જે ગ્રંથમાળા આમ કરશે તે જ લાંબે સરવાળે સફળતા પ્રાપ્ત કરી શકશે અને જનતાને કંઈક શુભ આપી શકશે.

મો.

* "ઊર્મિ" માસિકના મે ૧૯૩૯ ના અંક પરથી.

# પુસ્તકાલયોની તપાસણી

**નીચેના** પ્રચારકોએ જણાવેલી મુદત દરમિયાન નીચેનાં સ્થળોની મુલાકાત લઇ પુસ્તકાલયની તપાસણી, વ્યવસ્થા, વર્ગીકરણ તથા પ્રચારની કામગીરી બજાવી છે:—

વડોદરા પ્રાંત પ્રચારક શ્રી. છગનભાઇ મથુરભાઇ પટેલે એપ્રિલ-૧૯૩૯, એ માસમાં (૧) ખંધા, (૨) સ્વાદ, (૩) રસુલાબાદ. (૪) સાકરીઆ, (૫) કોટંબી, (૬) ગજાદરા, (૭) ભણિયારા, (૮) ગણેશપુરા, (૯) કામરોલ, (૧૦) રાઠકૂઇ, (૧૧) જરોદ, (૧૨) આસોજ, (૧૩) શંકરપુરા, (૧૪) લીલોરા. (૧૫) માંડોધર, (૧૬) સાંગાડોલ, (૧૭) કાશીપુરા, (૧૮) ગુતાલ, (૧૯) લીમડા, (૨૦) પીપળીઆ.

મહેસાણા પ્રાંત પ્રચારક શ્રી. શંકરલાલ એમ. ત્રિવેદીએ માર્ચ-એપ્રિલ માસમાં (૧) હાજીપુર, (૨) રણછોડપુરા, (૩) કરણપુર, (૪) કરલી, (૫) ખેરાળુ, (૬) બળાદ, (૭) વિઠોડા, (૮) લુણવા, (૯) મંડાળી, (૧૦) મછાવા, (૧૧) ઉપેરા, (૧૨) દેણપ, (૧૩) ભાખીપુરા, (૧૪) ઝારકા, (૧૫) રંગપુર, (૧૬) ઉમતા, (૧૭) કમાલપુર, (૧૮) મલેકપુર, (૧૯) કેસંપા, (૨૦) સૂંઢિયા, (૨૧) થાંગણા, (૨૨) મોટી હીરવાણી, (૨૩) ખેરાળુ, (૨૪) દુધારામપુરા, (૨૫) શેખપુર, (૨૬) કહીપુર, (૨૭) સબલપુર, (૨૮) રાજપુર, (૨૯) કરબટીઆ, (૩૦) શોભાસણ, (૩૧) ઉઢાઇ, (૩૨) ઉણાદ, (૩૩) કરશનપુરા, (૩૪) સીપોર, (૩૫) વડનગર, (૩૬) મણુંદ, (૩૭) ઓરસણ.

નવસારી પ્રાંત પ્રચારક શ્રી. રમણભાઇ દાજીભાઇ નાયક એપ્રિલ માસમાં (૧) અનાવલ, (૨) કોસ, (૩) નવસારી, (૪) પલસાણા, (૫) નિયોળ, (૬) કડોદરા, (૭) ચલથાણ, (૮) તબોઝરા, (૯) કરણ, (૧૦) હરિપુરા.

---

# સહકાર આપો

"પુસ્તકાલય" માસિકનાં છેવટનાં પૃષ્ઠોમાં "સામયિક દોહન" એ વિભાગ નવો ચાલુ થયેલો છે. એ વિભાગ અનેક વાચકોને પસંદ પડયો છે.

એ વિભાગ તમને ગમે છે? તમે રોજના નિયમિત વાચક હો અને તમારા વાચન દ્વારા સારા—એ વિભાગમાં સંગ્રહવા જેવા—લેખો વગેરે તમને જણાયા હોય તો તે તે લેખની કાપલી અમારા તરફ મોકલવા માટે અમારૂં તમને આમંત્રણ છે. એ એ કાપલીનો આ વિભાગમાં યથાશકય ઉપયોગ કરવામાં આવશે.

આ વિષયમાં અમે સૌ વાચકોનો સહકાર માગીએ છીએ અને તે મળતાં "સામયિક દોહન" વિભાગને વધુ સમૃદ્ધ કરવા ઇચ્છીએ છીએ.

આટલો સહકાર આપશો?

—તંત્રીઓ

# પુસ્તક પરિચય

૧. જીવનસંસ્કૃતિ—લેખક : દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર; પ્રકાશક : નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; પૃષ્ઠ ૮૧૬; પૂઠું બોર્ડ પટ્ટીવાળું; કિંમત ૨–૮–૦.

કાકા કાલેલકર એક પ્રખર વિચારક તેમ જ ઉત્તમ લેખક છે. એમણે વિવિધ વિષયોને લગતા લેખો દ્વારા ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કર્યું છે. એમના લેખો વિષયવાર જુદા પાડી જુદાં જુદાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાનું કામ નવજીવન પ્રકાશન મંદિરે ઉપાડયું છે. એવાં પુસ્તકોમાં કેળવણીના લેખો સંબંધી 'જીવનવિકાસ' કલા અને કુદરતને લગતા લેખો સંબંધી 'જીવનનો આનંદ', સાહિત્યના લેખો સંબંધી 'જીવન ભારતી', વગેરે પુસ્તકો બહાર પડેલાં છે. એવું આ પુસ્તક સામાજિક અને સંસ્કૃતિ સંબંધી લેખોનું છે.

સામાજિક અને સંસ્કૃતિવિષયક કાકા સાહેબના સંગ્રહેલા લેખોના વળી પેટા વિભાગો પાડેલા છે.

આ લેખોની શૈલી મનોહર છે. લેખોનું વસ્તુ વિવિધ અને ચિંતનપૂર્ણ છે. ભાષા શુદ્ધ ગુજરાતી છે.

આ પુસ્તક ગુજરાતી સાહિત્યમાં ખરેખર મોટા ફાળારૂપ છે. એની કિંમત પ્રમાણમાં ઘણી ઓછી લાગે છે. ગુજરાતની શાળાઓ, પુસ્તકાલયો તથા ગૃહોમાં આ પુસ્તક વસાવવું જોઇએ; અને સૌ કોઇએ તે વાંચવું જોઇએ.

શં. સો. પટેલ

૨. જંતુશાસ્ત્રપ્રવેશિકા—લેખકઃ ડૉ. બાળકૃષ્ણ અમરજી પાઠક; પ્રકાશકઃ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ અમદાવાદ. ક્રાઉન સોળ પેજી પૃષ્ઠ ૨૦+૨૯૪; સાદું પૂંઠું મૂલ્ય રૂ. ૧)

એ તો જાણીતી વાત છે કે, દર્દો—ખાસ કરીને ચેપી દર્દો—જંતુઓને લીધે થવા પામે છે અને 'સિફિલીસ', ક્ષય, ટાઇફોઇડ અને મેલેરિયા તાવ વગેરે જેવાં દર્દો થવામાં તો જંતુઓનો જ ખાસ હિસ્સો હોય છે.

પ્રાચીન કાળમાં પણ જંતુઓથી દર્દો થતાં એવાં પ્રમાણો આપી, લેખકે પ્રાચીન–અર્વાચીન જંતુશાસ્ત્રનો સમન્વય કરી જનતાને એ બાબતમાં પ્રચુર માહિતી મળી શકે તેવી રીતે આ પુસ્તક તૈયાર કર્યું છે. આપણે જંતુઓને નજીવાં ગણી તેના પ્રત્યે કેટલીક વાર જે બેદરકારી બતાવીએ છીએ અને આખરે તેનાં જે ભયંકર પરિણામો ભોગવતાં જોઇએ છીએ તેમાંથી બચવા અને દર્દોના ચેપ ફેલાવતાં જંતુઓથી સાવચેત રહેવાના જ્ઞાન માટે આ પુસ્તક અતિ ઉપયોગી છે.

શરૂ ભાગમાં આવેલા વિષયો—જંતુઓનું સામાન્ય વર્ણન અને તેના અભ્યાસની જુદી જુદી રીતો તથા ચેપ અને ઝેરી જંતુઓની શરીર પર અસર એટલું પણ જો વાચક એમાંથી વાંચી જાય તો એમાંથી ચેપી દર્દોથી દૂર થવાનાં સૂચનો સહેજે પ્રાપ્ત થઇ શકશે.

લેખકે પુસ્તક તૈયાર કરવા પાછળ લીધેલો શ્રમ પ્રશંસાપાત્ર છે. ચિત્રો પણ આપ્યાં છે.

**૩. દાંત અને તેની સંભાળ**—લેખકો: શ્રી. રણછોડદાસ મોહનલાલ પટેલ અને ડૉ. ફેરબશરૂ દોરાબજી જીલા. પ્રકાશક ઉપર પ્રમાણે, ક્રાઉન સોળ પેજી પૃષ્ઠ ૧૦+૧૦૦, ૬ આના.

આપણે જેને 'દાઢમની કળીઓ'ની ઉપમા આપીએ છીએ તે દાંત આપણા શરીરસ્વાસ્થ્યમાં કેટલો મહત્ત્વનો ભાગ ભજવે છે અને તેની જરૂરી સંભાળ લેવામાં ન આવે તો કેવાં કેવાં પાયોરિયા જેવાં દરદો થઈ તેમાંથી કેટલાક શારીરિક વ્યાધિઓ ઉત્પન્ન થાય છે એ ભાગ્યે જ કોઈથી અજાણ્યું હશે.

લેખકોએ, આ પુસ્તકમાં દાંતને લગતી જરૂરી એવી સઘળી માહિતી આપી છે. નાના બાળકના દાંત ફૂટવાની શરૂઆતથી માંડીને છેવટ સુધી તેના રક્ષણ માટે શું શું પગલાં લેવાવાં જોઈએ તેમજ જરૂરને પ્રસંગે કેવા કેવા ઉપચારો કરવા જોઈએ, તે સઘળું દર્શાવ્યું છે. ઉપરાંત દાંતને લગતાં દર્દો થાય જ નહિ, એને લગતી ઉપયોગી સૂચનાઓનો પણ પુસ્તકમાં સમાવેશ કરેલો છે.

આજે ઊઠતાંવેત, દાતણપાણી કર્યા સિવાય જ ચાના પ્યાલા તરફ દોડી જનારાઓ પોતાના શરીરમાં કેવા પ્રકારનાં ઝેરી તત્ત્વોને પ્રવેશવા માટે માર્ગ કરી આપે છે તેનો ખ્યાલ આ પુસ્તકના વાચકને સહેજે મળી રહેશે.

**૪. ઓખાહરણ**: (પ્રેમાનંદ, નાકર અને વિષ્ણુદાસનાં) સંપાદકઃ શ્રી. ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા. એમ. એ બી. ટી. પ્રકાશક ઉપર પ્રમાણે, ક્રાઉન સોળપેજી પૃષ્ઠ ૨૧+૨૫૬. મૂલ્ય રૂ. ૧)

આપણે ત્યાં "ઓખાહરણ" એટલે કવિ પ્રેમાનંદનું જ, એવી માન્યતા સામાન્યપણે પ્રચલિત છે. પરંતુ કવિ પ્રેમાનંદ ઉપરાંત તેના પુરોગામી કવિ નાકર અને વિષ્ણુદાસે પણ ઓખાહરણો રચેલાં. એ વિષેની માહિતી બહુ જ થોડા જણને હશે; એટલે, કવિ નાકર અને ઓખાહરણોની કંઈક છાપ કદાચ પ્રેમાનંદના ઓખાહરણને પણ મળી હોય, તે સ્વાભાવિક છેઃ

આ વિષેની સરખામણી અને તુલના કરવા માટે આ પુસ્તકમાં એ ત્રણે કવિઓનાં ઓખાહરણો પ્રાચીન હસ્તલિખિત પ્રતો પરથી તૈયાર કરી છપાવ્યાં છે. સદ્‌૦ શ્રી. પારેખને આવી પ્રાચીન પ્રતો સંઘરવાનો ખૂબ શોખ હતો અને તેના પરિણામરૂપે આપણને આ તુલનાત્મક પુસ્તક પ્રાપ્ત થાય છે. પ્રેમાનંદરચિત ઓખાહરણની જુદી જુદી પ્રતો હાથ લાગેલી. તેમાંથી જરૂરી એવી પ્રતોનો ઉપયોગ આ પુસ્તકના સંપાદનમાં કરવામાં આવેલો છે. એટલા પરથી સંપાદકે આ પુસ્તક તૈયાર કરવામાં લીધેલો શ્રમ સહેજે જણાઈ આવે છે.

વળી સંપાદકે, પોતાની પ્રસ્તાવનામાં એક નવીન સરખામણી રજૂ કરી છે તે જાણવા જેવી છે. ઉષાને ઉષઃકાળ સાથે, સહસબાહુ બાણાસુરને સહસ્રરશ્મિ સૂર્ય સાથે, તથા અનિરુદ્ધને કાળ સાથે સરખાવ્યા છે.

પ્રાચીન ગુજરાતી સાહિત્યના અભ્યાસીઓને આ પુસ્તક જરૂર ઉપયોગી થઈ પડશે.

**૫. માનવધર્મ**—મૂળલેખક: કવિવર રવીન્દ્રનાથ ઠાકુર. અનુવાદકઃ જયંતીલાલ આચાર્ય, પ્રકાશકઃ ઉપર પ્રમાણે. ક્રાઉન સોળ પેજી, પૃષ્ઠ ૮+૯૪, મૂલ્ય ૬ આના.

કવિવર ટાગોરને આજે ઓળખાવવાના હોય નહિ. એઓશ્રીએ આપેલાં કેટલાંક

વ્યાખ્યાનોનો ગુર્જર અનુવાદ આ પુસ્તકમાં અપાયો છે. અનુવાદક કહે છે તેમ " આ ગ્રંથ કાઇ દાર્શનિક કે કોઇ તાત્ત્વિક વાદનો ગ્રંથ નથી. એમાં તો કેવળ રવિબાબુની વ્યક્તિગત ચિત્તપ્રકૃતિની એક પ્રકારની વિશેષતાના આંતરિક વિકાસનો ચિતાર છે. "

આ ગહન પુસ્તકમાંથી વાચક, જો તેનું એકાગ્રતાપૂર્વક વાચન કરશે તો ધર્મના ઠીક ઠીક તત્ત્વો તેને જાણવા મળી રહેશે. એટલે કે, પુસ્તકની ગહનતાનો તાગ મેળવવા માટે વાચકે પણ એટલા જ ગહન-એકચિત્ત થઇ તેનું વાચન મનન કરવું જોઇશે, અને ત્યારે આ માનવધર્મનું આખું હાર્દ સમજાશે.

**૬ પ્રશ્નોપનિષદ્**—મૂળ લેખકઃ શ્રી. સદાશિવ શાસ્ત્રી ભિડે, અનુવાદક : શ્રી. મણિલાલ છબારામ ભટ્ટ, પ્રકાશક ઉપર પ્રમાણે, ક્રાઉન સોળ પેજી, પૃષ્ઠ ૮+૧૧૯, મૂલ્ય આઠ આના.

આપણો જિજ્ઞાસુવર્ગ ઉપનિષદો માટે ખાસ જિજ્ઞાસા વ્યક્ત કરે છે અને તેમાં જ, હિંદુતત્ત્વજ્ઞાનનાં મૂળભૂત તત્ત્વો સમાયેલાં છે, એમ માને છે, અને છે પણ તેમજ.

પ્રશ્નોપનિષદના આ અનુવાદ સિવાય આપણે ત્યાં બીજા અનુવાદો અર્થ-ટિપ્પણો સહિત થયેલા છે, તેમાં જોઇએ તેવી અને સામાન્ય માણસને પણ સમજવી સુલભ થાય તેવી યોજના નથી જણાઇ. એ વાંચતાં જ જાણે કંટાળો ઉપજાવે, પરંતુ આ અનુવાદમાં આવા શુષ્ક વિષયને પણ સરળતાપૂર્વક રજુ કરવામાં આવ્યો છે, એ આ પુસ્તકની વિશિષ્ટતા છે. એટલે આ તાત્ત્વિક જ્ઞાન મેળવવાની જિજ્ઞાસાવાળાને તે સમજવું સુગમ થવા માટે આ પુસ્તક ઠીક ઠીક ઉપયોગી નીવડશે.

**૭ મનોમુકુર** (ગ્રંથ ૪ થો) - કર્તાઃ સ્વ૦ નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા, બી. એ. પ્રકાશક ઉપર પ્રમાણે, ક્રાઉન સોળ પેજી પૃષ્ઠ ૮+૨૪૪ મૂલ્ય રૂ. ૧|.

સ્વ. સાક્ષર શ્રી. નરસિંહરાવભાઇના મનોમુકુરના અગાઉ ત્રણ ગ્રંથો પ્રકટ થઇ ચૂકયા છે; આ ગ્રંથ ચોથો છે. તેમાં, સ્વર્ગસ્થે લખેલા કવિતા અને સંગીત, પ્રાચીનકાળમાં ભરતખંડમાં દેશોનાં નામ, વિરામચિહ્નો, રાજકીય સંચલનમાં સાહિત્યને શા માટે ઘસડવું, મ્હારી જીવનકથા, ગજાનન પંડિતનો મંજરીને ઉપદેશ, शब्दो नित्यः નિરાશા, બાળસ્વભાવ, અને રમણભાઇ કવિ–એ લેખોનો સંગ્રહ છે.

આ સંગ્રહમાં અપાયેલાં લખાણો જે તે વિષયના અભ્યાસીઓને અતિ ઉપયોગી થઇ પડશે. તેમાંય ખાસ કરીને અર્વાચીન સાહિત્યના એ પિતાનાં વિવેચનાત્મક લખાણો, સાહિત્યમાં રસ લેનાર સૌ કોઇને આકર્ષે એવાં છે.

**૮. ભૌગોલિક કોશ**—( પ્રાચીન અને મધ્યકાલીન દ્વિતીયખંડ-ટ થી વ ) લેખકઃ સ્વ. ડાહ્યાભાઇ પીતામ્બરદાસ દેરાસરી-પ્રકાશક ઉપર પ્રમાણે. રૉયલ આઠ પેજી પૃષ્ઠ ૯૭ થી ૨૨૯. સાદું પૂંઠું. મૂલ્ય રૂા. એક.

આ અગાઉ ભૌગોલિક કોશનો પહેલો ભાગ પ્રકટ થઇ ચૂકયો છે. તે પછીનો આ બીજો ભાગ છે. એમાં ટ થી વ સુધીમાં આવતા શબ્દોનો સમાવેશ કરેલો છે. આવા પારિભાષિક કોશની આપણા સાહિત્યમાં અતિ અગત્ય છે. ઐતિહાસિક અને ભૌગોલિક વિદ્યાના સંશોધકોને આ કોશ ઉપયોગી થઇ પડશે.

**૯. દાર્શનિક કોશ** (દ્વિતીયખંડ)-સંપાદકઃ સ્વ. શ્રી. છોટાલાલ નરભેરામ ભટ્ટ. પ્રકાશક, કદ અને પૂંઠું ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૧૧૯ થી ૨૪૪. મૂલ્ય રૂા. એક

આપણાં દર્શનશાસ્ત્રોમાં આવતા પારિભાષિક શબ્દોનો, આ અગાઉના પહેલા ખંડમાં ન સુધી સમાવેશ કરવામાં આવેલો. આ ખંડમાં એ કોશ પુરો કરવામાં આવ્યો છે.

દર્શનશાસ્ત્ર જેવા તત્ત્વજ્ઞાનના વિષયને સમજવા સુલભ થઇ શકે તે માટે આ કોશનો ઉપયોગ અતિ અગત્યનો થઇ પડશે.

**૧૦. ભજનસંગ્રહ–ધર્મામૃત**—સંપાદક પંડિત બેચરદાસ, પ્રકાશકઃ ગોલેચ્છા પ્રકાશન મંદિર, ખીચન (જોધપુર). ક્રાઉન સોળ પેજી પૃષ્ઠ ૪૭+૨૨૪, બોર્ડપટ્ટીનું પૂઠું, મૂલ્ય લખ્યું નથી.

આ પુસ્તકમાં કોઇ પણ સંપ્રદાયનો ભેદભાવ રાખ્યા સિવાય હરકોઇ સંપ્રદાયના ભક્ત કવિઓનાં ઉપયોગી ભજનોનો સંગ્રહ કરવામાં આવ્યો છે.

સંપાદકે, જે જે ભક્તકવિનાં ભજનો આમાં સંગ્રહ્યાં છે તે તે કવિઓનાં સંક્ષિપ્ત જીવનની રૂપરેખા પણ આપી છે. ઉપરાંત, પુસ્તકના છેડે ભજનોમાં આવતા શબ્દોની વ્યુત્પત્તિ આપવાપૂર્વક તેના અર્થો પણ આપ્યા છે. એટલે ભજનોનો મર્મ સમજવામાં તે સૌ કોઇને સહાયરૂપ થઇ પડશે.

પુસ્તકની શરૂઆતમાં બાબુ પુરુષોત્તમદાસજી ટંડનનું પુરોવચન આપ્યું છે.

**૧૧. સુભાષિત પદ્ય રત્નાકર** (ભાગ ૫ મો)—સંગ્રાહક અને અનુવાદકઃ મુનિરાજ શ્રી. વિશાલવિજયજી. પ્રકાશકઃ દીપચંદ બાંઠિયા, છોટા સરાફ, ઉજ્જૈન. ક્રાઉન સોળ પેજી પૃષ્ઠ ૧૮ + ૧૭૮, બોર્ડ પટ્ટીનું પૂંઠું મૂલ્ય ૦–૧૦–૦.

આ ગ્રંથમાં, જૈન ભગવાન તીર્થંકર સંબંધી ઠીક ઠીક વર્ણન આપવા ઉપરાંત, જિનસ્તુતિના શ્લોકો વગેરે આપેલાં છે. ખાસ કરીને, જૈન ગ્રંથોમાંથી પસંદ કરેલા શ્લોકો અને તેનો ગુજરાતી અનુવાદ આપવામાં આવ્યો છે. જૈન સંપ્રદાયના સજ્જનોને તેમજ જૈન સાહિત્યમાં રસ ધરાવનાર જૈનેતરોને પણ આ પુસ્તક ઉપયોગી થઇ પડવા સંભવ.

**૧૨. સોરઠપતિ**—(સચિત્ર) લેખક અને પ્રકાશકઃ ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા, શારદા કાર્યાલય, ચોરવાડ. ક્રાઉન સોળપેજી પૃષ્ઠ ૮ + ૧૬૦, મૂલ્ય રૂ. ૧–૮–૦.

"શારદ" માસિકના ૧૯૩૮–૩૯ ના ગ્રાહકોને આ પુસ્તક ભેટ આપવામાં આવ્યું છે.

સોરઠી ઇતિહાસના પ્રસંગોને ગૂંથી લઇ વાચકને નવલરસમાં તરબોળ બનાવતી પાંચ નવલકથાઓ શ્રી. રાયચુરાએ આ અગાઉ આપી છે. એજ પાત્રો અને એજ ઇતિહાસને આગળ વધારતી આ નવલકથા આપણને સોમનાથ પાટણના ઇતિહાસ તરફ ખેંચી જાય છે. એમાં વીરત્વની છોળો છે, દેશપ્રેમનું ગૌરવ છે.

સોરઠના અત્યારસુધીના અલ્પપ્રકટ ઇતિહાસને આ પ્રમાણે બહાર લાવી શ્રી. રાયચુરાએ ગુજરાતની ઇતિહાસજિજ્ઞાસુ પ્રજાને ઠીક ઠીક સાહિત્ય અર્પ્યું છે.

**૧૩ આત્મનિવેદન અથવા આત્મસ્વરૂપના તત્ત્વજ્ઞાન વિષે**—કર્તા અને પ્રકાશકઃ શંકરરાવ મહીપતરાવ બોપકર, ઘિયાબાગ, વડોદરા ક્રાઉન સોળ પેજી પૃષ્ઠ ૮ + ૮૬, સાદું પૂંઠું મૂલ્ય ૦–૮–૦ (૧૯૩૭).

આ પુસ્તકમાં વિવિધ દષ્ટાંતો આપીને ભક્તિ અને જ્ઞાનનો બોધ આપવામાં આવ્યો છે. ધાર્મિક જિજ્ઞાસુજનોને એમાં ધાર્મિક વિષયને લગતું જ્ઞાન મળી આવશે.

પુસ્તકની કિંમત જરા વધુ પડતી છે.

**૧૪ સંસારસાર સંગ્રહ**—લેખક અને પ્રકાશક તેમજ કદ અને પૂંઠું ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૧૦ + ૭૨, મૂલ્ય ૦–૮–૦.

આ પુસ્તકમાં નિત્યજીવનનું વખતપત્રક આપવામાં આવ્યું છે અને મનુષ્ય કેવી રીતે જીવન વીતાવે છે તે તથા આદર્શ જીવન કેવું હોવું જોઇએ તેનું ધાર્મિક દૃષ્ટિએ નિરૂપણ કર્યું છે. ઉપરાંત, જીવનમાં ઉપયોગી એવા કેટલાક નીતિ નિયમો વગેરે પણ અપાયા છે. આવા પુસ્તકની આટલી કિંમત જરૂર વધારે પડતી ગણાય.

**૧૫. સુંદર ગૃહસ્થાશ્રમ**—લેખક, પ્રકાશક, કદ, પૂંઠું ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૧૮, મૂલ્ય ૦–૩–૦.

ગૃહસ્થાશ્રમમાં ઉપયોગી અને બોધપ્રદ થઇ પડે એવાં દષ્ટાંતો આ પુસ્તકમાં અપાયાં છે. જિજ્ઞાસુઓને વાંચવાં ગમશે.

**૧૬ પ્રાચીન અને અર્વાચીન સ્ત્રીઓનો પહેરવેશ**—( સચિત્ર ) લેખિકા અ. સૌ. ઇન્દિરા હીરાલાલ કાપડિયા, પ્રકાશકઃ હીરાલાલ રસિકદાસ કાપડિયા, સાંકડી શેરી, ગોપીપુરા, સુરત. રૉયલ આઠ પેજી પૃષ્ઠ ૧૦+૬૯, સાદું પૂઠું, મૂલ્ય રૂા. ૧).

નાની બાલિકાઓથી માંડી યુવાન અને પ્રૌઢ વય સુધી પહોંચેલી સ્ત્રીઓના પહેરવેશમાં પ્રાચીન કાળથી આજ સુધીમાં વખતોવખત જે ફેરફારો થતા રહ્યા છે તેનું ચિત્રો સહિત વર્ણન આ પુસ્તકમાં આપવામાં આવ્યું છે. ઉપરાંત એ પહેરવેશની સારાસારતા પણ વ્યક્ત કરાઇ છે. વસ્ત્રશૃંગારની કળાનાં શોખીનોને આ પુસ્તક ગમશે.

**૧૭. રમુજી ટુચકા**—સંપાદકઃ શ્રી. ધીરજલાલ ટોકરશી શાહ, પ્રકાશક : જ્યોતિ કાર્યાલય લિ૦, જુમ્મા મસ્જિદ સામે, અમદાવાદ, ક્રાઉન સોળ પેજી પૃષ્ઠ ૪+૧૨૦, પૂંઠું બોર્ડ પટ્ટીનું, મૂલ્ય આઠ આના.

આ પુસ્તકમાં ૩૫૫ રમુજી ટુચકાઓનો સંગ્રહ આપવામાં આવ્યો છે. તેમાં નવરાશને વખતે દિલ બહેલાવે તેવા અને ગમ્મત સાથે જ્ઞાન પણ આપે એવા રમુજ ઉપજાવનારા નાના નાના ટુચકાઓનો સારો સંગ્રહ કરાયો છે.

આપણે ત્યાં પુસ્તકાકારે અપાયેલું આવું સાહિત્ય અતિ અલ્પ છે. વર્તમાનપત્રોમાં આવા ટુચકાઓ અવારનવાર આવે છે, પરંતુ તે ક્ષણજીવી હોવાથી જ્યારે વાંચવા માગીએ ત્યારે નથી મળી શકતા, જ્યારે આ સંગ્રહ થાકેલા મગજને પ્રફુલ્લ કરવા જ્યારે જોઇએ ત્યારે હાજર મળે તેમ પુસ્તકાકારે તૈયાર કરાયો છે. દરેક ઘેર આવું પુસ્તક તો નવરાશની વેળાએ જરૂર ઉપયોગી થઇ પડે.

**૧૮. કંકાવટી–ભાગ ૧ લો**—સંપાદક : ઝવેરચંદ મેઘાણી; પ્રકાશક; ગૂર્જર ગ્રંથ રત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ. ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૪+૧૩૪, સાદું પૂઠું, મૂલ્ય આઠ આના.

આપણી વચ્ચેથી અદશ્ય થતા જતા ગુજરાતી લોકસાહિત્યને, જનતા-સમક્ષ નવીન રીતે રજૂ કરનાર તે શ્રી. મેઘાણી. દિવસે દિવસે નાશ પામતા જતા લોકસાહિત્યમાં જનતાને રસ લેતી કરી હોય તો તે શ્રી. મેઘાણીએ. એમણે સૌરાષ્ટ્રની રસધારો અને અન્ય પ્રયત્નો દ્વારા લુપ્ત થતા એ સાહિત્યના પુનરુદ્ધારનું પુણ્યકાર્ય કર્યું છે.

એ લોકસાહિત્યના વિશાળ ભંડારમાંનાં અમુક રત્નો તે આ કંકાવટી.

એમાં હિંદુ જનતાએ પોતાનાં કરી લીધેલાં વિવિધ વ્રતોની કથાઓ છે; લોકસાહિત્યના એના જૂના વાઘા ઉતારી નાખી નવીન સજાવટ સાથે એમણે એ વ્રતકથાઓ આ કથામાં ઉતારી છે; અને એને આધુનિક દેશકાલને અનુરૂપ ઘટાવી એના પ્રત્યે વાચકને આકર્ષે છે.

પુસ્તકની આ ચોથી આવૃત્તિ હોઇને એના પર આ અગાઉ જુદાં જુદાં મંતવ્યો રજૂ થઇ ગયેલાં છે. આજે એ વિષે વધુ લખવું અસ્થાને છે. પુસ્તકની આ ચોથી આવૃત્તિ પ્રકટ થાય છે એ જ એની લોકપ્રિયતાનો પુરાવો છે.

**૧૯. ચરિત્રહીન**—( પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ ) મૂળલેખક : શરદ્ચંદ્ર ચટ્ટોપાધ્યાય; અનુવાદક માધવરાવ ભાસ્કરરાવ કર્ણિક; પ્રકાશકઃ એન. એમ. ઠક્કરની કંપની ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ. ક્રાઉન સોળપેજી પૃષ્ઠ ૮+૫૦૪, પાકું પૂઠું, મૂલ્ય રૂ. સાડાત્રણ.

શરદ્બાબુએ આ નવલકથા લખીને મનુષ્યની ઉન્નતિ અને અવનતિનો અચ્છો ખ્યાલ રજૂ કર્યો છે. નવલકથા ત્રણ યુગલપાત્રોની આસપાસ એવી ગૂંથાઇ છે કે વાંચતાં વાંચતાં હેઠે મૂકવી પાલવે તેમ નથી; એ તો પૂરી કર્યે જ છૂટકો.

આ નવલકથામાં શરદ્બાબુએ જુદા જુદા ત્રણ આદર્શો રજૂ કર્યા છે, અને એ પણ પ્રણયત્રિપુટીને ઉત્તમ રીતે વાર્તામાં ગૂંથી લઇને. સદ્ગુણશીલ માણસનું કેવું પતન થાય છે અને પતિત માણસ પણ પોતાને સુધરવાનો અવકાશ મળતાં કેવી રીતે સુધરી જાય છે તે આદર્શો આ પુસ્તકમાં શરદ્બાબુએ સરસ રીતે વર્ણવ્યા છે. વાર્તાનો રસપ્રવાહ એકધારો વહ્યો જાય છે, અને વાચક તેમાં તણાતો જાય છે તેનું તેને ભાન પણ રહેતું નથી. એ તો જ્યારે પુસ્તક પૂરું કરે છે ત્યારે જ તેને સમજાય છે. અનુવાદ સરળ અને સુવાચ્ય છે.

**નવી બાળપોથી**—( આવૃત્તિ બીજી ) લેખિકા : સૌ. ગંગુબાઇ પટવર્ધન; દાંડિયા બજાર, વડોદરા. રૉયલ આઠપેજી પૃષ્ઠ ૩૬, મૂલ્ય ૦–૨–૦.

નવી બાળપોથીની આ બીજી આવૃત્તિ છે. એમાં અપાયેલા ક્રમિક પાઠો બાળકોને શીખવામાં સરળતા કરી આપે તેવા છે. આપણી પ્રાથમિક શાળાઓમાં શીખવાતી બાળપોથીઓમાં આ બાળપોથીનું વિશિષ્ટ સ્થાન છે જ, એ ટૂંક મુદતમાં પ્રકટ થયેલી એની આ નવી આવૃત્તિ જ પૂરવાર કરે છે.

મ. પ્ર. વ્યાસ

**૨૦. ભારતનો ટંકાર**—(આવૃત્તિ બીજી) લેખક : શ્રી. અ. ફ. ખબરદાર; પ્રકાશક : મનોરમા હ. શુકલ ૪૩, કલ્યાણ બિલ્ડિંગ, કાંદાવાડી મુંબઇ ૪. ડેમી આઠ પેજી પૃષ્ઠ ૧૬+૭૪, સાદું પૂઠું, કિંમત એક રૂપિયો.

શ્રી. ખબરદારનો પરિચય કરાવવો તે ખરા બપોરના સૂર્ય સામે અંગુલિનિર્દેશ કરવા

બરાબર છે. વીરરસના ખાસ કવિઓમાં કવિ નર્મદ અને ડૉ. હરિલાલ ધ્રુવ પછી ત્રીજું નામ તેમનું જ આવે છે; અને આમ ક્રમમાં ત્રીજા હોવા છતાં તેમના પૂર્વગામીઓ કરતાં કવિ સહેજે ઊતરતા નથી. એક પારસી કવિ આ પ્રમાણે ગૂર્જર કવિતાના ક્ષેત્રમાં આવી જ્વલંત નામના કાઢે તે હકીકત હરકોઇ સાહિત્યપ્રેમીને સાનંદાશ્ચર્ય ઉત્પન્ન કરાવે તેવી છે. કવિની કવિતા-ઉપાસના વર્ષોજૂની છે; તેમણે કવિતાદેવીનું પ્રખર આરાધન કર્યું છે અને સારી સંખ્યામાં કાવ્યસંગ્રહો પ્રકટ કરી ગૂર્જર જનતાને ચરણે ધર્યા છે. દલપત સંપ્રદાયના આ કવિની કલમમાં સરળતા એ એક વિશિષ્ટ લક્ષણરૂપે છે. 'દર્શનિકા' નામક તેમનું એક તત્ત્વચિંતનાત્મક કાવ્યપુસ્તક મુંબઇ યુનિવર્સિટીમાં એમ. એ. ના વર્ગમાં પાઠય પુસ્તક છે; એ તેમની પ્રતિભાભરી કાવ્યશક્તિના દ્યોતક ચિહ્ન તરીકે ગણી શકાય.

પ્રસ્તુત કાવ્યસંગ્રહ ભારત માટેની તેમની અનન્ય ભક્તિ પ્રકટ કરે છે અને તેની અંદરનાં 'નવજીવનનાં ઘણાં ખરાં કાવ્યો પ્રત્યેક વાચકને પ્રેરણારૂપ' નીવડે તેવાં છે.

'અર્પણ', 'રત્નહરણ', 'પ્રયત્ન', 'ભારત મૈયાની હોરી' 'ભારતનો વિજયધ્વજ', 'ભારતનું નગારૂં', 'રણે વિદાય', 'નવજીવનનાં આવાહન', 'શૌર્યનાં સ્મરણ', અને 'હે ભારતના લડવૈયા' એ કાવ્યો તો આખાયે સંગ્રહમાં ભાત પાડી રહે તેવાં છે.

શરૂઆતમાં સ્વપ્ન વિભાગમાં ભારતના ગત આત્માઓ પોતે એક વખતે ભારતને માટે જે હજારો જંગ ખેડેલા તેનું હૂબહૂ વર્ણન આપણી આગળ જોરદાર વાણીમાં રજૂ કરે છે: તેમની વીર વાણી સાંભળીને કવિ ઉદ્બોધન પામે છે અને તેમને ઉદ્દેશીને કહે છે:—

> નહિ, નહિ !—આ ઊઠયા આજે અમ કમ્મર કસિયે તંગ
> અમ નસમાં ભારત વહે છે અમ રુધિરે ભારત રંગ
> ભારત, ભારત ને ભારત ફીછળે અમ શ્વાસોચ્છ્વાસ
> વીરા ! ભારત-પ્રેમીનો બતલાવો મરણવિલાસ.

પોતે રચેલા આ 'રણગીત' નામક છંદમાં કવિએ જે જોમ, અને નસેનસમાં ઊછળતી ભારતભક્તિ પ્રકટ કર્યાં છે તે ચિરસ્મરણીય થઇ પડશે એ નિઃસંશય છે. એમનું 'રણે વિદાય' કાવ્ય પણ અત્યંત સુંદર છે અને તેમના ગુરુપુત્ર કવિવર ન્હાનાલાલે રચેલા 'વીરને વિદાય' કાવ્યનું સ્મરણ કરાવે છે; તદુપરાંત મેટ્રિકના ગુજરાતીના અભ્યાસક્રમ માટે નિયત થએલાં તેમનાં 'સદાકાળ ગૂજરાત' અને કવિ નર્મદનાં 'જય જય ગરવી ગૂજરાત' નું સ્મરણ પણ આપોઆપ ઉપડી આવે છે. કવિનો ગૂજરાત માટેનો જેવો અને જેટલો ગાઢ અનુરાગ છે તેટલો જ ગાઢ પ્રેમ તેમને હૈયે ભારતને માટે ઉભરી રહે છે. લંબાણનો દોષ વહોરી લઇને પણ આ સંગ્રહની કેટલીક સુંદર પંક્તિઓ ટાંકવાની લાલચને અટકાવી શકાય તેમ નથી.

> આકાશ બધાં ઘો વીંધી આ ફોડી ઘો પાતાળ
> ખોળો પૃથ્વીનાં પોયાં ભાળો ખોલી હર કાળ
> ભારત જેવી પ્રિય માતા શે જગમાં બીજી કોઇ ?
> તમ જન્મ થયો અહીં ધન્યજ શું દઇશું અમ તક ખોઇ ?

× × ×

તું મારે, જીવાડે તુંજ સુખદુઃખ કેરી તું ગુલકુંજ
ગજવો મરતાં અમ શબપુંજ ત્હારી સ્હોલાત !
એ દશ પર તુજ ધ્વજ રહો ઊડી ભારત મુજ માત
જુગ જુગમાં જયટંકાર, માત ! ત્હેં કીધા,
તુજ આત્મપ્રકાશ અનેક પ્રજાએ પીધા.

× × ×

વીરો કવિ-ઉર ધૂન ભર્યાં કે આ તમ્બૂર જ ફૂટો
તું હિ-તું હિ-તું હિ-તું હિ ભારતમાતા, એજ એક સૂર ઊડો
ભડકા ભડભડ હો !

અને છેવટે ભારત લડવૈયાઓને કવિ કહે છેઃ—

ભૈયા ! તમ તેજ ધજા તો ફરકો નભમાં સ્વરવીર
ધિમિકટ્ ધિમિકટ્ ધિમિટટ્ કરતા વિજયી ફરશો રણધીર
ત્યારે તમ્ જયગીતો ગાશું ફુલડાં વેરંતાં ત્યાંય.

આ પ્રમાણે સારાય સંગ્રહમાંથી મૈયાભક્તિ, નવઉત્સાહ, શૌર્ય અને સ્વાર્પણના અદ્ભુત સૂરો નીકળી વીરરસનું અવનવું વાતાવરણ જમાવે છેઃ—

હવે આપણે કેટલીક નજીવી ઊણપો ઉપર સહેજ દૃષ્ટિપાત કરીએ.

કવિનાં મળ્યાં તેટલાં બધાં પુસ્તકોની માફક અહીં પણ ( તેમણે જો કે અનેક નવા છંદો રચી ગાઢી અને બુદ્ધિપૂર્વકની કવિતા—ભક્તિ પ્રકટ કરી છે છતાં ) કોઇ અક્ષરમેળ વૃત્ત નજરે પડતો નથી; એ ઉદાસીનતા અસ્થાને લાગે છે.

વિષયનું અસાધારણ રીતે વૈશિષ્ટ્ય દાખવતી આ કૃતિમાં કેટલાક શબ્દદોષ રહી જવા પામ્યા છે.

કીર્તિ જેવા તત્સમ શબ્દને બદલે કીર્ત્તિ જેવો કોઇ અંધારા ખૂણામાં પડેલો શબ્દ કવિએ પસંદ કર્યો છે. આ સંસ્કૃત શબ્દકોશમાં તો તે નથી જ છતાં ય કોઇ શિષ્ટ લેખકોએ તેને વાપર્યો છે એમ ગણી તેને નભાવી લઇએ તો પણ દલપતરામના જેવી પ્રાસાદિક શૈલીમાં તે અસ્થાને લાગે છે અને **अर्धमात्रालाघवेन पुत्रोत्सवं मन्यन्ते वैयाकरणाः**—એ સૂત્રની સાથે એ ઉપયોગ વિસંવાદી થઇ પડે છે.

વીરા ! તારી માતને ભૂલતો કદી માં !

ખરો શબ્દ ' મા ' છે. निरंकुशाः खलु कवयः ગણીએ તો પણ કર્ણને રુચિકર લાગતો નથી.

**અનન્ય ભારત** ( પૃ. ૩૭ )

જે વસાઇ સુરજ નથી રે
ભલી જે વસાઇ સુરજ નથી રે

( સત્યમેદનો આ પ્રયોગ અસ્થાને છે; વસાઇ એટલે રહેવાઇને બદલે વસાઇ એટલે બંધ કરાઇ એવો અર્થ કરવાનું પણ શક્ય બને છે. )

**કાંચળીવાળા** તો ઘેર ધલાય ને શૂર રણે રઢિયાળાઃ—આ પ્રયોગ જોઇને તો સદા

સૌજન્યવાળા તેમના ગુરુ દલપતરામ મુંબઇના તે વખતના શેઠિયાનું વર્ણન ફાર્બસ વિલાસમાં કરે છે તે પંક્તિઃ—" કરમ મોટાં ને વળી કૃપણ મોટાં "

અને કાલિદાસ રેવાનદી વર્ણન કરે છે કેઃ--- '**ज्ञाता स्वादः विवृतजघनां को विहातुं समर्थः**' એ બધી સુરુચિનો ભંગ કરતી પંક્તિઓ સ્મરણપટ ઉપર તરી આવે છેઃ

પરંતુ આવી અચોક્કસતા એટલી થોડી છે અને રમણીય પંક્તિઓ એટલી અસંખ્ય છે કે **बाहुल्येन खलु व्यपदेशा भवन्ति** એ ન્યાયે આખુંય પુસ્તક ' સુંદર અને અનુપમ છે ' એમ કહીએ તો તેમાં અતિશયોક્તિ નથી.

અંતે વીરરસમાં તરબોળ કરતો આ સંગ્રહ હરકોઇ વાચકને તાજગી, નવચેતન અને ઉલ્લાસ અર્પે એવી હૃદયની ઊંડી અભિલાષા અને લેખક તથા પ્રકાશકને હાર્દિક અભિનંદન અર્પીએ છીએ.

—વિવિત્સુ

## સામયિકો

**"સયાજી વિજય" રાજ્યાભિષેક અંક**—તંત્રીઃ શ્રી. માણેકલાલ અંબારામ ડાક્ટર, સયાજી વિજય પ્રેસ વડોદરા, " સયાજી વિજય "ના ગ્રાહકોને ભેટ.

શ્રીમંત મહારાજા પ્રતાપસિંહના રાજ્યારોહણના શુભ પ્રસંગે "સયાજી વિજય" પત્રે આ ખાસ અંક પ્રકટ કર્યો છે.

અંકમાં શ્રીમંત મહારાજા સાહેબના જીવનને લગતી જાણવાજોગ માહિતીભર્યા લેખો આપવા ઉપરાંત રાજકુટુંબના જુદા જુદા વખતનાં ફોટોચિત્રો પણ આપ્યાં છે. આટલાં સંખ્યાબંધ ચિત્રો અને આટલી પ્રચુર લેખસામગ્રી આ મંગલ પ્રસંગે જનતા સમક્ષ રજૂ કરવા માટે " સયાજી વિજય "ના તંત્રીને અમારા હાર્દિક અભિનંદન છે.

**" નવગુજરાત " રાજ્યારોહણ ખાસ અંક**:—તંત્રી શ્રી. ચિમનલાલ મગનલાલ ડૉકટર, મામાની પોળ, વડોદરા.

શ્રીમંત મહારાજા સાહેબના રાજ્યાભિષેક પ્રસંગે સ્થાનિક "નવગુજરાતે" પણ ખાસ અંક પ્રકટ કર્યો હતો. એમાં પણ શ્રીમંત મહારાજા સાહેબના જીવનને લગતા તેમજ અન્ય વાચનીય લેખો અને ફોટોચિત્રો આપાયાં છે. વાચકો એમાંના લેખો જરૂર વાંચે.

**" બાલજીવન "** (વાર્તા અંક) તંત્રીઃ શ્રી. રમણલાલ નાનાલાલ શાહ, બાલજીવન કાર્યાલય, બાજવાડા–વડોદરા.

શ્રી. રમણલાલે બાલજીવન માસિક દ્વારા બાળકોમાં વાચનરસને ઠીક ઠીક પોષ્યો છે. વખતોવખત તેઓ આવા ખાસ અંકો પ્રકટ કરતા રહે છે એથી કંઇક અંશે બાલવાચકોને બાલજીવનનું આકર્ષણ રહે છે. આ વખતે આ વાર્તાઅંક પ્રકટ કરીને શ્રી. રમણલાલે બાળકોની વાર્તાભૂખને સંતોષવા ઠીક ઠીક પ્રયાસ કર્યો છે.

**સ્વીકાર**—સા. પુ. મહેલાવનો સને ૧૯૩૭–૩૮નો હેવાલ.

**મ. પ્ર. વ્યાસ**

---

**સુધારો**—ગયા એપ્રિલ માસના " પુસ્તકાલય 'ના પૃષ્ઠ ૪૮૭ ની ૧૬મી પંક્તિમાં **ભોગીલાલ ગાંધી** છપાયું છે તેને બદલે **રમણલાલ સોની** એ પ્રમાણે સુધારીને વાંચવું.

| ક્રમાંક | પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક અને મળવાનું સ્થળ | કિંમત | વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|
| ૧ | બંધન અને મુક્તિ | દર્શક | ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ | ૨–૦–૦ | |
| ૨ | પહેલું સુખ | રમણલાલ એન્જીનિયર | ,, | ૦–૪–૦ | આરોગ્ય ગ્રંથાવલિ |
| ૩ | ખોરાકની પસંદગી | ,, | ,, | ૦–૪–૦ | ,, |
| ૪ | કસરત, મહેનત અને રમત | ,, | ,, | ૦–૪–૦ | ,, |
| ૫ | નિસર્ગોપચાર અને જલોપચાર ભા. ૨ જો | ,, | ,, | ૦–૫–૦ | ,, |
| ૬ | કલેજાના રોગો | ,, | ,, | ૦–૮–૦ | ,, |
| ૭ | કલ્યાણયાત્રા | દર્શક | વોરા એન્ડ કંપની મુંબઇ | ૧–૮–૦ | |
| ૮ | બળવાખોર પિતાની તસવીર | કકલભાઇ કોઠારી | નવસૌરાષ્ટ્ર કાર્યાલય, અમદાવાદ | ૨–૮–૦ | "નવસૌરાષ્ટ્ર"નું ભેટ પુસ્તક |
| ૯ | અર્વાચીન કાવ્ય-સાહિત્યનાં વહેણો | પ્રો. રામનારાયણ વિ. પાઠક | મુંબઇ યુનિવર્સિટી મુંબઇ | ૧–૪–૦ | વ્યાખ્યાનોનો સંગ્રહ |
| ૧૦ | આખ્યાનમાળા ગ્રંથ ૨ જો | સ્વ. અનંતપ્રસાદ ત્રિ. શ્રીવૈષ્ણવ | સસ્તુ સાહિત્ય કાર્યાલય અમદાવાદ | ૨–૦–૦ | |
| ૧૧ | પથેરદાબી ભા. ૨ જો | દયાશંકર ભ. કવિ | એન. એમ. ઠક્કરની કંપની મુંબઇ | ૨–૮–૦ | શરતચંદ્રકૃત |
| ૧૨ | ધરતી | નિરૂ દેસાઇ | ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ | ૧–૮–૦ | |
| ૧૩ | અવન્તિનાથ | ચુનીલાલ વર્ધમાન શાહ | "પ્રજાબંધુ" પ્રિં. પ્રેસ અમદાવાદ | ૨–૦–૦ | "પ્રજાબંધુ"નું ભેટપુસ્તક |
| ૧૪ | લોકપોથી ૧લી | જુગતરામ દવે નરહરિ પરીખ | નવજીવન પ્ર૦ મંદિર–અમદાવાદ. | ૦–૧–૦ | |

# પુસ્તકોનો પરિચયસંગ્રહ*

| ક્રમાંક | પુસ્તકનું નામ તથા વિષય | લેખક કે અનુવાદક | પ્રકાશક પ્રાપ્તિસ્થાન | પૃષ્ઠ, પૂંઠું મૂલ્ય | પરિચય આપનાર પત્રો |
|---|---|---|---|---|---|
| ૨૦૫ | અવન્તીનાથ (નવલકથા) | ચુનીલાલ વર્ધમાન શાહ | "પ્રજાબંધુ" પ્રિ. પ્રેસ, અમદાવાદ | પાકું ૨–૦–૦ | "પ્રજામિત્ર કેસરી" ૨૩- "દાંડીઓ" ૪–૫–૩૯ |
| ૧૨૩ | અમ્મા (નવલકથા) | ભોગીલાલ ગાંધી | નવી દુનિયા કાર્યા૦ ગાંધીરોડ અમદાવાદ | પાકું ૨–૦–૦ | "દાંડીઓ" ૪–૫–૩૯ |
| ૨૦૬ | પથેર દાબી પૂર્વાર્ધ (નવલકથા) | દયાશંકર ભ. કવિ | એન. એમ. ઠક્કરની કંપની મુંબઇ | પાકું | "પ્રજામિત્ર કેસરી" ૨૩- |
| ૧૯૩ | પરી અને રાજકુમાર (નવલકથા) | રમણલાલ વ. દેસાઇ | આર. આર. શેઠની કંપની મુંબઇ | પાકું ૧–૮–૦ | "ગુજરાતી" ૨૨–૪–૩ |
| ૧૯૨ | ઠગ (નવલકથા) | ,, | ,, | પાકું ૨–૮–૦ | "ગુજરાતી" ૨૩–૪–૩૯ |
| ૧૨ | રેડિયમ (નાટક) | ગોવિંદભાઇ શ. અમીન | ,, | પાકું ૧–૦–૦ | "ગુજરાતી" ૨૩–૪–૩૯ |
| ૨૦૭ | અજવાળી રાત (ટૂંકી વાર્તાઓ) | | "કુમાર" કાર્યાલય, અમદાવાદ | પાકું ૨–૦–૦ | "પ્રજાબંધુ" ૭–૪–૩૯ |
| ૭ | કલંકિત (નવલકથા) | મણિભાઇ ભ દેસાઇ | ગૂર્જરગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ | પાકું ૨–૦–૦ | "પ્રજાબંધુ" ૭–૫–૩૯ |
| ૨૦૮ | ગોદાન (પૂર્વાર્ધ) | માણેકલાલ ગો. જોષી | ગૂર્જરગ્રંથરત્ન કા૦ અમદાવાદ | પાકું ૨–૮–૦ | "મુંબઇ સમાચાર" ૬–૧ |
| ૨૦૯ | સ્વૈરવિહાર ભા. ૨ જો | રામનારાયણ પાઠક | પ્રસ્થાન કાર્યાલય અમદાવાદ | ૧–૮–૦ | 'નવચેતન' મે '૩૯ |
| ૧૩૩ | સત્તાવન (ઐતિહાસિક) | નગીનદાસ પારેખ | ભારતી સાહિત્ય સંઘ અમદાવાદ | | "નવચેતન" મે '૩૯ |

* આ કોષ્ટકમાં જે પુસ્તકનો ક્રમાંક આપવામાં આવ્યો છે તેનો તેજ ક્રમાંક, જે તે પુસ્તકનો પરિચય ફરીવાર અન્ય સામયિકમાં પ્રકટ થતાં આપવામાં આવ્યો છે અને હવે પછી પણ અપાશે.—તંત્રી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૧૦ | એકાકી (ટુંકી વાર્તાઓ) | નર્મદાશંકર દા. શુકલ | નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ | ૦-૧૨-૦ | "યુવક" એપ્રિલ-મે '૩૯ |
| ૧૮૮ | પૂર્ણા અને બીજી વાતો (વાર્તાઓ) | પ્રહલાદ બ્રહ્મભટ્ટ | સારસ્વત સાહિત્ય મંદિર, અમદાવાદ | સાદું ૧-૦-૦ | "યુવક" એપ્રિલ-મે '૩૯ |
| ૨૧૧ | સોરઠી ગાથા (વાર્તાઓ) | મગનલાલ શ્યામજી ત્રિવેદી | આર. આર. શેઠની કંપની, મુંબઇ | પાકું પૂંઠું ૨-૦-૦ | "યુવક" એપ્રિલ મે '૩૯ |
| ૧૨૭ | નિરંજના (નવલકથા) | મૂળજીભાઇ પી. શાહ | ભારત ઓફિસ, વડોદરા | ૨-૦-૦ | "યુવક' એપ્રિલ-મે '૩૯ |
| ૧૯૦ | જીવન અને સાહિત્ય ભા. ૨જો (સાહિત્ય) | રમણલાલ વ. દેસાઇ | આર. આર. શેઠની કું. મુંબઇ | પાકું ૨-૮-૦ | "પ્રબોધ" મે '૩૯ |
| ૨૧૨ | પથિકના પત્રો (ગ્રં. ૨જો. | અંબાલાલ બા. પુરાણી | અરવિંદ કાર્યાલય-આણંદ | ૦-૮-૦ | "ઊર્મિ" મે '૩૯ |
| ૨૧૩ | ગાંધીજીની સાધના | રાવજીભાઇ મ. પટેલ | નવજીવન પ્ર. મંદિર અમદાવાદ | ૧-૪-૦ | "પાટીદાર" વૈશાખ '૯૫ |
| ૨૧૪ | જીવનસંસ્કૃતિ (પ્રકીર્ણ) | કાકા કાલેલકર | " | પાકું ૨-૮-૦ | " '૩૯ |
| ૨૧૫ | કાવ્યપરિચય ભા.૨ (કાવ્ય) | રામનારાયણ વિ. પાઠક નગીનદાસ પારેખ | " | ૦-૧૨-૦ | " " |
| ૨૧૬ | મદાલસા (કાવ્ય) | ગોવિંદ હ પટેલ | ગોરધનભાઇ કિ. પટેલ નંદાનંદ અલકાપુરી, વડોદરા | ૦-૧૦-૦ | " " |
| ૧૯૫ | વર્ધા શિક્ષણ યોજના (કેળવણી) | ઝાકીર હુસેન કમિટિ | નવજીવન પ્ર. મંદિર અમદાવાદ | સાદું ૦-૧૦-૦ | "ઊર્મિ" મે '૩૯ "પ્રબોધ" મે '૩૯ |
| ૨૦૨ | ગુજરાતના મુસલમાનો | કરીમ મહમદ માસ્તર | લેખક પોતે, જૂનાગઢ | પાકું ૨-૦-૦ | ફા. સ. ત્રૈમાસિક એપ્રિલ-જુન '૩૯ |
| ૧૯૭ | હિંદુસ્તાનની ગરીબાઇ | ગોપાળદાસ જીવાભાઇ | ગુજરાત વિદ્યાપીઠ અમદાવાદ | ૦-૧૪-૦ | "ઊર્મિ" મે '૩૯ |
| ૧૮૧ | ઉમા (વાર્તાઓ) | પ્રહલાદ બ્રહ્મભટ્ટ | નવચેતન સા. મં. અમદાવાદ | પાકું ૧-૮-૦ | "પ્રબોધ" મે '૩૯ |
| ૨૧૭ | સુવાસચંદ્ર (નવલકથા) | ઉષાદેવી દલાલ | જીવનલાલ અ. મહેતા | ૨-૮-૦ | "ઊર્મિ" મે '૩૯ |
| ૨૧૮ | ધરતી (નવલકથા) | નિરૂ દેસાઇ | ભારતી સા. સંઘ અમદાવાદ | પાકું ૨-૦-૦ | "ઊર્મિ" મે '૩૯ |

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | તારીખ |
|---|---|---|---|---|
| આયુર્વેદવિજ્ઞાન | ૨૧ | ૧૨ | આશ્વિન | ૩-૧૨-૩૮ |
| ઊર્મિ | ૮ | ૫ | મે | ૨-૫-૩૯ |
| કિશોર | ૪ | ૮ | એપ્રિલ | ૧-૫-૩૯ |
| કુમાર | ૧૬ | ૪ | એપ્રિલ | ૧૬-૪-૩૯ |
| ખેડૂત, ખેતી ને સહકાર | ૫ | ૧૧ | મે | ૧૧-૫-૩૯ |
| ખેતીવાડી | ૫ | ૧ | વૈશાખ | ૮-૫-૩૯ |
| ખેતીવાડી વિજ્ઞાન | ૨૭ | ૯ | એપ્રિલ | ૨-૫-૩૯ |
| ગુણસુન્દરી | ૩૨ | ૩ | મે | ૧-૫-૩૯ |
| ગ્રામજીવન | ૯ | ૧૦ | મે | ૧-૫-૩૯ |
| ચરોતર | ૯ | ૪ | એપ્રિલ | ૧૬-૪-૩૯ |
| ચિત્રમય જગત | ૨૫ | ૩ | મે | ૧-૫-૩૯ |
| દેશીરાજ્ય ત્રિમાસિક | ૧૧ | ૩ | ઑક્ટો૦-ડિસે૦ | ૧-૩-૩૯ |
| નવચેતન | ૩૫ | ૨ | મે | ૬-૫-૩૯ |
| નવરચના | ૪ | ૧ | એપ્રિલ | ૧૬-૪-૩૯ |
| પાટીદાર | ૧૬ | ૭ | વૈશાખ | ૨૬-૪-૩૯ |
| પૂર્ણા | ૨ | ૯ | એપ્રિલ | ૨૬-૪-૩૯ |
| પ્રસ્થાન | ૧૪ | ૫ | ફાગણ | ૧૧-૫-૩૯ |
| બાલમિત્ર | ૧૮ | ૧૦ | મે | ૨-૫-૩૯ |
| બાલસખા | ૨ | ૧૨ | મે | ૧-૫-૩૯ |
| બાળક | ૧૭ | ૫ | મે | ૧-૫-૩૯ |
| બાલજીવન | ૧૭ | ૭ | મે | ૧૦-૫-૩૯ |
| બુદ્ધિપ્રકાશ ત્રિમાસિક | ૮૫ | ૪ | ઑક્ટો.-ડિસે. | ૮-૧-૩૯ |
| માનસી ત્રિમાસિક | ૩ | ૩ | ઑક્ટો-ડિસેમ્બર | ૫-૧૧-૩૮ |
| યુવક | ૯ | ૪-૫ | મે | ૧-૫-૩૯ |
| વસંત-ત્રિમાસિક | ૩૭ | ૪ | શ્રાવણ-આશ્વિન | ૩-૧૧-૩૮ |
| વ્યાયામ | ૨૪ | ૭ | એપ્રિલ | ૧૫-૪-૩૯ |
| શારદા | ૩૦ | ૭ | એપ્રિલ | ૧૫-૪-૩૯ |
| શિક્ષણપત્રિકા | ૧૪ | ૨ | ચૈત્ર | ૧૯-૪-૩૯ |
| સૌરાષ્ટ્રશિક્ષક ત્રિમાસિક | ૧૨ | ૩ | ડિસે.-ફેબ્રુ. | ૨૮-૨-૩૯ |
| સ્ત્રીબોધ | ૮૩ | ૫ | મે | ૫-૫-૩૯ |

—❀—

# શું વાંચશો ?

## ઊર્મિ : ૨ : ૧૯૩૯

**અતીતનું ફળ અને ભવિષ્યનું બીજારોપણ :** આજકાલની શિક્ષણપ્રણાલિ વિષે સૌ કોઈ કહે છે કે એમાં કંઈ જ માલ નથી. એના પ્રત્યે સૌનો વિરોધ છતાં તે ચાલે છે શી રીતે ? એના જીવનનો આધાર શો ? જે કેળવણીના પરિણામે બેકારી જ સાંપડે છે તેની પાછળ આટલા બધા લોકો કેમ પડે છે ? એનું એક કારણ તો એ છે કે આ પદ્ધતિના જે નાના–મોટા લાભો છે તે છોડવા કોઈ તૈયાર નથી. વળી આ શિક્ષણપદ્ધતિની યાંત્રિકતા મનુષ્યસ્વભાવની જડતાને ગમે છે. અથવા એના દ્વારા જે જીવિકા અને પ્રતિષ્ઠા મળે છે તેની ઊંડાણમાં એવું કંઈક છે જેને છોડવાનો વિચાર સુદ્ધાં તે કરી શકતો નથી. અથવા પરિવર્તન માટેની બધી અનુકૂળતા હોવા છતાં માત્ર હિંમતના અભાવે પરિવર્તનની શરૂઆત થતી નથી.

**સંપૂર્ણાનંદ :** સંપૂર્ણાનંદ એક બહુમુખ વ્યકિત છે. Blood, Brain ને Spirit એ ત્રણેનો સમન્વય એમનામાં જોઈ શકાય છે. આ બહુમુખ વ્યક્તિની મધ્યમાં તેમની આધ્યાત્મિક વિચારધારા છે. તેમનું જીવન, તેમની રાજનીતિ અને સાહિત્યસેવા–બધું આનાથી શાસિત છે. અને તેથી જ તેમનામાં કષ્ટ સહન કરવાની શકિત છે. તેમના પુત્રનું અવસાન થયું ત્યારે ઘા તાજો જ છતાં તેઓ એકધારા પૂર્વવત્ પોતાનું કામ કર્યે જ જતા હતા. વળી તેઓ એક સારા કવિ પણ છે.

## કિશોર : એપ્રિલ : ૧૯૩૯

**પ્રવાહી બળતણ :** એરંડિયું, તલનું તેલ, ડોળીઉં, મીણ વગેરે પદાર્થોનો દીવા માટે બાળવાનો ઉપયોગ હજારો વર્ષથી માણસજાતની જાણમાં છે. બાળવા ઉપરાંત ખાવાનો, અને પૈડાંવાળી ધરીઓ ઉપર આંજણ તરીકે લગાડવાનો એનો ઉપયોગ માણસજાત જેટલો જૂનો હશે.

પણ છેલ્લાં સો વરસમાં માણસજાતને મોટા પાયા ઉપર બીજી જાતના બાળવાના તેલનો ઉપયોગ હાથ આવ્યો છે. આ તેલો ખનીજ તેલો કહેવાય છે. કેરોસીન અને પેટ્રોલિયમ એમાં મુખ્ય છે. પેટ્રોલનો ઉપયોગ આપણાં યાંત્રિક માનવવાહનના વ્યવહારમાં એની વધતી જતી વપરાશને લીધે હવે એ યંત્રયુગના જમાનામાં અનિવાર્ય થઈ ગયો છે. એની વપરાશના પ્રકારો દિવસેદિવસે વધતા જાય છે. મોટરની વપરાશ આજથી પચાસ વરસ ઉપર ચાલુ થઈ ત્યારથી પેટ્રોલના વપરાશમાં કૂદકે ને ભૂસકે વધારો થવા લાગ્યો. મોટર પછી છેલ્લાં પચીસ વરસમાં હવાઈ જહાજો શરૂ થયાં. એણે પેટ્રોલના મહત્ત્વમાં ને ઉપયોગિતામાં વળી કંઈ ઓર વધારો કર્યો. રોજ રોજ હવાઈ વ્યવહાર વધતો જાય છે. મોટરોનો વાહનવ્યવહાર કૂદકા મારતો વધ્યે જાય છે. એની સાથે જે બળતણ ઉપર આ સાધનો નભે છે તે પેટ્રોલિયમનો વપરાશ પણ જંગી ઝડપે આગળ ધપી રહ્યો છે.

## કુમાર : એપ્રિલ : ૧૯૩૯

**સર વ્રજેન્દ્રનાથ શીલ :** બાળપણમાં એમણે ત્રણ મુદ્રાલેખો ઘડી રાખ્યા હતા: (૧) વિશ્વાસંપન્ન બન; (૨) એકી વખતે એક જ વિષયને હાથ કર; (૩) એમાંથી તારા જીવનને અનુરૂપ તારતમ્ય ખોળી કાઢ. એ માનતા કે, આ ત્રણે મુદ્દાઓમાં સ્વયંશિક્ષણનું સઘળું

સત્વ આવી જાય છે. સ્વામી વિવેકાનંદના એ સહાધ્યાયી હતા. એમનું જ્ઞાન એટલું વિશાળ હતું કે એક વિખ્યાત લેખકે એમને Walking Encyolopidia કહેલા. એમણે લખેલું " હિંદના વિધાનાત્મક વિજ્ઞાનો " આંતરરાષ્ટ્રીય ખ્યાતિ પામ્યું છે.

**હિંદી સાગરના નિસાસા :** ૧૯૮૯ની સાલ વખતે એશિયાનો દરિયાઇ વેપાર લગભગ હિંદમાં બનેલાં વહાણો વડે ચાલતો. એની માલિકી પણ હિંદીઓની જ હતી. " કેપ ઑફ ગુડ હોપ "ની શોધ થયા પહેલાં આ વહાણો ભારતથી ચિન અને મલબાર-કિનારાથી ઇરાનના અખાત તથા રાતા સમુદ્ર સુધી એ વહાણો ફરતાં, પણ પછી તો અંગ્રેજ સત્તા આ દેશમાં સાર્વભૌમ બની અને હિંદી માલ હિંદી વહાણોમાં જ ઇંગ્લંડના કિનારે ઊતરવા લાગ્યો ત્યારે ત્યાંના વેપારીઓએ એ માલ નીપજાવતા ઉદ્યોગો સાથે જ હિંદી વહાણવટા સામે ય પોકાર ઉઠાવ્યો ને શાસક સત્તાએ એ બંનેનો અંત આણ્યો. આજે જગતના વહાણવાટામાં હિંદનું સ્થાન જ ક્યાં છે ?

**સર સૈયદ અહમદખાન :** હજરત મહમદ પેગંબરના વંશમાંથી ઊતરી આવેલા વંશમાં એ જન્મેલા. ૧૮ વર્ષની ઉંમરે ઇસ્ટ ઇંડિયા કંપનીની નોકરીમાં કારકુન તરીકે એમણે કારકિર્દી શરૂ કરેલી. પછીથી આગળ વધતાં મુનસફ અને સબજજ સુધીની પાયરીએ પહોંચેલા. હિંદના જૂના સ્થાપત્યનો એમને ખૂબ રસ હતો. ૧૮૫૭ ના બળવા વખતે એઓ સંરકારને પડખે રહેલા, અને અનેક અંગ્રેજોના જાન બચાવેલા. તેમની ઉત્તરાવસ્થામાં તેમણે તેમની કોમની અને દેશની પણ ઉત્તમ સેવા બજાવેલી.

**ગુણસુંદરી : મે : ૧૯૩૯**

**પુરુષનું માનસ :** પતિ બધી જ મુશીબતોને સહી શકે છે, આખી દુનિયાનો વિરોધ સહન કરી શકે છે, પરંતુ પોતાની પત્નીનો સ્વેચ્છાચાર જરી પણ સહન કરી શકતા નથી. સમાન અધિકારની ચર્ચા જોરશોરથી કરે છે, પરંતુ હિંદુસ્તાનમાં એવી ગણતર વ્યક્તિઓ મળશે કે જે વાસ્તવિક રીતે સ્ત્રીઓના સમાન અધિકારને હૃદયપૂર્વક માનતા હશે, કે જે રીતે તેઓ ચર્ચા કરી શકે છે અને મૌખિક દલીલો કરી શકે છે. સ્વેચ્છાથી તેઓ ગમે ત્યાં જાય આવે છે, પણ સ્ત્રીઓ માટેની એટલી જ સ્વતંત્રતા તેઓ નહિ સહન કરી શકે. તેના મિત્ર સાથે છૂટથી વાત કરવા જેટલી છૂટ પણ તે નથી આપી શકતા. જ્યાં સુધી સાચી કેળવણીનો સંપૂર્ણ પ્રચાર નહિ થાય, તથા પુરૂષોનો પોતાની પત્નીઓ તરફનો સંદેહભાવ દૂર નહિ થાય, ત્યાં સુધી સ્ત્રીઓનાં જીવન સુખમય કદાપિ નહિ બની શકે. કોઇપણ શંકાશીલ વ્યક્તિ સુખ મેળવી શકતી જ નથી.

**બાળઉછેર :** તંદુરસ્ત બાળક, વિના કારણ રડતું જ નથી. કાં તો ભૂખ લાગી હોય અથવા બિછાનું બરોબર નહિ હોવાથી ખુંચતું હોય તો જ તે રડશે. તેને બદલે આપણાં ઘણાં બાળકો તો આખો વખત રડ રડ કર્યા જ કરતાં હોય છે.

બાળકને ખૂબ આરામ મળવો જોઇએ. તેને આખો વખત ઉંચકી રાખવું નહિ જોઇએ. ઇશ્વરે બાળકને એકલાં રમવાની શક્તિ આપેલી છે. જો તેને બીજું કશું દુઃખ નહિ હોય તો તે એકલું પડયું ગેલ કર્યા કરશે. પણ આપણને બાળકની સાથે રમવું અને ગેલ કરવું અને તેને વહાલ કરવું એટલું ગમે છે કે તેને એકલું રમવા દેવાને બદલે આપણે । સહવાસ તેને આપીએ છીએ અને તેથી તે ટેવાઇ ગયું હોય છે એટલે આપણે પાસે ન

હોઇએ તો રડે છે. બાળક રોવા માંડે એટલે તેને ઉંચકી નહિ લેવું જોઇએ, પણ તેનાં કારણ તપાસવાં જોઇએ. બાળકને સારી અને સ્વચ્છ ટેવો નાનપણથી જ શીખવવી જોઇએ. ગંદુ શું કહેવાય અને સારૂં શું કહેવાય એ તેને બતાવી અને જાતે કરીને શીખવવાથી બાળક શીખી જાય છે અને પછી માતાને પણ તે ભૂલ કરતી હોય તો શીખવી શકે છે.

**નવચેતન : મે : ૧૯૩૯**

**મારી નજરે ગાંધીવાદ :** ગાંધીવાદ અનુસાર માનવસેવા એ જ પ્રભુને પામવાનો રાજમાર્ગ. સત્ય અને અહિંસાનો સિદ્ધાંત મનુષ્ય પોતાના દૈનિક વ્યવહારમાં કામે લગાડે તો એનો અર્થ એ થાય કે ઇર્ષ્યા અને તિરસ્કારથી મુક્ત પ્રમાણિક વ્યવહાર. ' પ્રભુ ' એટલે ' સત્ય ' હોય તો પ્રભુને શોધવાની ઉચ્ચતર વ્યક્તિગત તૈયારીઓ જોઇએ. ગાંધીજીના ઉપદેશનું મધ્યબિંદુ ' પોતાની જાતને ઓળખ ' એ છે.

**ચાલો તરવા જઇએ !** દરેક માણસે તરતાં શીખી લેવું જોઇએ. તરવાથી અનેક લાભ મળે છે. જેને તરતાં આવડે છે તે કેવાં પરોપકારી કામો કરે છે તેના અનેક દાખલા ઇતિહાસમાં નોંધાયા છે. તરવાથી શરીરને જે કસરત મળે છે તે બીજી કસરતો કરતાં બહુ જ ફાયદાકારક તેમજ ચડિયાતી છે. બીજી કસરતોથી અમુક અમુક ભાગો કેળવાય છે ત્યારે તરવાથી સર્વ અંગોનો વિકાસ થાય છે. ભોજન લઇને તરત જ તરવા જવું નુકસાનકારક છે.

**નવરચના : એપ્રિલ : ૧૯૩૯**

**દીનબંધુ સી. એફ એન્ડ્રુઝ :** એન્ડ્રુઝ સાહેબથી વધુ સત્યશીલ, એમનાથી વધુ વિનયી અને એમનાથી વધારે ભારતભક્ત આ ભૂમિમાં બીજો કોઇ નથી. તેઓ દીન–દુઃખીઓ, નાનાં બાળકો, વિદ્યાર્થીઓ અને માતાઓ પર ખાસ કરીને વધુ પ્રેમ રાખે છે. તેમણે પોતાના સેવાવ્રતને નિભાવવા માટે લગ્ન પણ નથી કર્યું. એ એમના જીવનની વિશેષતા છે. આત્મત્યાગ, નમ્રતા, પરોપકાર, દીનસેવા અને સાદાઇની મૂર્તિ જેવા તેઓ ખરેખર પ્રભુના મોકલાવેલ પ્રેમસ્વરૂપ અવતાર છે.

**પ્રાણહારક પત્નીઓ :** ગૃહજીવનને નરકધામ બનાવનારી બાબતોમાં સૌથી ભયંકર બાબત પત્નીની પતિને તંગ કરવાની, તેને ધમકી આપવાની, તેના દોષો જોવાની, તેની ટીકાઓ કરવાની કુટેવ છે. આથી સાધારણ વ્યક્તિઓ જ નહિ પણ અનેક ઇતિહાસપ્રસિદ્ધ મહાપુરુષોનાં જીવન નષ્ટ થઇ ગયાં છે. આજકાલ સેંકડો ઘરમાં પતિના અત્યાચારથી પત્નીઓ દુઃખી થાય છે અને સેંકડો ઘરમાં પત્નીઓએ પતિને તંગ કરીને નાકે દમ લાવી દીધો છે. એકને સારા ને બીજાને નઠારા કહેતાં પહેલાં બંને પક્ષ પર વિચાર કરવો ઘટે છે.

**પૂર્ણિમા : એપ્રિલ : ૧૯૩૯**

**સુરતથી અમરનાથ :** દેશને લૂંટવામાં જે અનેક બળો કામ કરી રહ્યાં છે તેમાં બાવા એ એક અગત્યનું સ્થાન ધરાવે છે. એ બધામાં બાવો સૌથી વધુ ભયંકર છે. એનો રોજગાર ધર્મની દિવાલ પાછળ સુરક્ષિત છે. આ સંસ્થાને સુધારવા પ્રયત્ન કરવો વ્યર્થ છે. તેને સુધારવા જતાં તો તે ઊલટો નુકસાનકારક થઇ પડવા સંભવ છે. શા કારણે અજ્ઞાન માનવપ્રાણીઓ આ વ્યક્તિઓને પિછાની નહિ શકતાં હોય ?

**પ્રસ્થાન : મહા : ૧૯૯૫**

**સમય ફરે તેમ ધર્મ પણ ફરે :** આજ કરતાં કાલની સ્થિતિ નોખી હોય તો આજનો ધર્મ કાલે કામ આવતો નથી. દેશ, કાળ ને નિમિત્ત ફરે તેમ ધર્મ પણ ફરે છે.

લોઢા, સીસા, રૂપા, સોના તથા માણેકની ખાણ આવતાં વિદ્વાન માણસ આગલું મૂકીને પાછળનો સંગ્રહ કરે છે; પણ જે માણસ ' આ મને પહેલું મળ્યું હતું ' એમ કહીને લોઢાનો આદર કરે, ને ઉત્તરોત્તર સંગ્રહ ન કરે એની દશા શોચનીય છે.

**ગોળ :** (૧) ખાંડ કરતાં ગોળ વિશેષ સુપાચ્ય છે. (૨) પાચનયંત્રને ખાંડ પચાવતાં ખૂબ શ્રમ ઉઠાવવો પડે છે જ્યારે ગોળ સહેલાઇથી પચી જાય છે. (૩) ગોળમાં ખનિજ ક્ષારો છે. (૪) ગોળમાં કેલ્સિયમ્, લોહ અને ફોસ્ફરસ છે. (૫) ગોળમાં વિટામિન ' એ ' અને ' બી ' છે, (૬) ગોળ એ કર્બોદિત [ કાર્બોહાઇડ્રેટ ] છે અને કર્બોદિત શરીરના ગઠનમાં, કાર્યશક્તિ અર્પવામાં અતિ મહત્ત્વનાં છે એમ વિદ્વાનોના અનેક અખતરાઓથી સિદ્ધ થએલું છે. (૭) ગોળ શરીરનો થાક ઉતારવામાં લબ્ધપ્રતિષ્ઠ છે. (૮) ગોળમાં ઉષ્માશક્તિ અર્પવાનો ગુણ છે. (૯) ગોળ રેચક છે, પેશાબ સાફ લાવનાર છે, રક્તશુદ્ધિ કરનાર છે, ટૉનિક છે, આયુર્વેદના આચાર્યોના મંતવ્યોને આધુનિક વિજ્ઞાન પરિબૃંહિત કરે છે. એ જાણી આપણા આચાર્યોની દીર્ઘદૃષ્ટિ માટે આપણને અભિમાન થાય છે. આયુર્વેદના આચાર્યે તો નીચેનો શ્લોક ગાઇ ગોળની અપૂર્વ પ્રતિષ્ઠા કરી છેઃ

श्लेष्माणमाशु विनिहन्ति सदार्द्रकेण पित्तं निहन्ति च तदेव हरीतकिभिः।
शुंठ्या समं हरति वातमशेषमित्थं दोषत्रयक्षयकराय नमो गुडाय ॥ (ભાવમિશ્ર)

## યુવક : એપ્રિલ-મે ૧૯૩૯

**માઇસોરની પ્રગતિ :** માઇસોર રાજ્યે કાપડની મિલો કાઢી છે. તે સિવાય માટીમાંથી બીલોરી વસ્તુઓ અને ચિની કાચની ચીજોનાં કારખાનાં પણ ચાલે છે. ત્યાં સૌથી સરસ જોવા જેવી વસ્તુ તો તાતા રિસર્ચ ઇન્સ્ટીટ્યુટ છે. આ સિવાય સિમેન્ટનું કારખાનું પણ ત્યાં ચાલે છે. આ રાજ્યમાં સોનાની ખાણો પણ છે. એ બધી અંગ્રેજ માલિકીની છે. તેમાંથી દરવર્ષે પાંચ-૭ કરોડનું સોનું-ચાંદી નીકળે છે. ત્યાંનો એક ખાસ ઉદ્યોગ તે જળમાંથી વીજળી પેદા કરવાનો. વળી એ રાજ્યમાં ભદ્રાવતી ખાતે લોઢાનું મોટું કારખાનું ચાલે છે.

**ગામડે જઇને :** ગાંધીજી ગ્રામઉદ્યોગો પર ભાર મૂકીને ગામડાંને અર્થશાસ્ત્ર આપી રહ્યા છે. ગામડામાં લોકો ઘણો ફાજલ વખત મેળવી શકે છે. જો તેઓ એ વખતનો ઉપયોગ ગૃહઉદ્યોગોમાં કરે તો ગામની આવકમાં સારો એવો વધારો થાય. ગામડાના લોકો ધારે તો પોતાના ઉપયોગની બધી વસ્તુઓ પોતાના ગામડામાંજ ઉત્પન્ન કરી શકે.

## સ્ત્રીબોધ : મે : ૧૯૩૯

**અમેરિકન સ્ત્રીઓની પ્રગતિ :** અમેરિકન સ્ત્રી ખૂબ જ મહત્ત્વાકાંક્ષી, ખૂબ જ પ્રગતિશીલ ને યુરોપ કરતાં ખૂબ જ નિષ્ણાત લેખાય છે. અતિ ધૈર્યશીલ, સ્વાશ્રયી, સ્વતંત્ર ને અતિ વિનમ્ર મનાય છે. જીવન આપી શકે એ બધાય હકો ને તકો અમેરિકન સ્ત્રીઓને હવે મળી ચૂક્યાં છે. આજે ત્યાં સ્ત્રીઓ વૈદ્યો, કલાકારો, કારિગરો, વકીલો, ન્યાયાધીશો, ધારાસભાના સભ્યો, વિદ્યાપીઠો ને વિદ્યાલયોના પ્રમુખો ને પ્રાંતોના સુત્રાઓ તરીકે નજરે પડે છે. કોક વિરલ વ્યક્તિત્વને જ એ સ્થાન મળે છે એમ નથી; પરંતુ એ બનાવો હવે સ્વાભાવિક બની ગયા છે. છેલ્લા થોડાક દશકાઓમાં સ્ત્રીઓનાં કાર્યક્ષેત્રનો વિસ્તાર ગજબ વધ્યો છે. એમનાં હિતો પુરુષો જેટલાં જ વિસ્તીર્ણ બન્યાં છેઃ હવે માત્ર સ્ત્રીજીવની અગત્યનો જ સવાલ છે.

—卐—




## વડોદરા રાજ્ય

### શ્રીમંત મહારાજા સાહેબનો રાજ્યાભિષેક ઉત્સવ—

શિનોર શ્વેતોત્સવ સા. પુ. ને ધ્વજા–પતાકા તથા તોરણોથી અને રાત્રે રોશનીથી શણગારમાં આવ્યું હતું.

**પડસ્મા** તા. વિજાપુર—સરઘસ તથા મેળાવડો કરવામાં આવ્યો હતો અને વાર્ષિક પરીક્ષામાં પસાર થનાર વિદ્યાર્થીઓને પુસ્તકો ઇનામ આપ્યાં હતાં.

**તરકતલાવ** તા. અમરેલી—પુસ્તકાલય પ્રદર્શન યોજવામાં આવ્યું હતું, તથા પ્રાસંગિક પ્રવચનો થયાં હતાં.

### " સયાજીવિજય "નો રાજ્યાભિષેક અંક—

જે પુસ્તકાલયો ' સયાજીવિજય ' પત્રનાં ગ્રાહક છે તેમનાં લવાજમ અર્ધસાપ્તાહિક તરીકેનાં પુ. સ. સ. મંડળે ભરેલાં, પરંતુ તે પત્ર એક માસ સાપ્તાહિક તરીકે ચાલુ રહેલું તે બદલના રૂ. ૦–૨–૦ મજરે લેવામાં આવ્યા હતા. હાલ એ પત્રનો, શ્રીમંત મહારાજા સાહેબના રાજ્યાભિષેક પ્રસંગે રાજ્યાભિષેકઅંક પ્રકટ થયો છે તે, સૌ ગ્રાહકોને ભેટ આપવા નક્કી થયા મુજબ, તે પત્રના ગ્રાહક પુસ્તકાલયોને મોકલી આપવામાં આવ્યો છે. એનું વધારાનું પોસ્ટેજ પુસ્તકાલય ખાતાએ આપવા જણાવ્યા મુજબ ઉપરની રૂ. ૦–૨–૦ રકમ એ પત્રને આપવામાં આવી છે.

### પુસ્તકાલયોને મળેલી મદદ—

—**સા. પુ. ભુણાવ** તા. સિદ્ધપુરને ૨) ગામ તાંણાના પા. જેશંગદાસ દેવકરણદાસ, ૫) ઉનાવાના પા. ગોબરદાસ બેચરદાસ, ૩) રામપુરાના પા. જીવીદાસ માધવદાસ, ૩) ગોઠવાના પા. મણિલાલ જેઠીદાસ, ૨) ખળીના પા. જેઠીદાસ જીવણદાસ. ૨) ગોઠવાના પા. નાગરદાસ પ્રેમચંદદાસ, ૨) ઉનાવાના પા. ધનજીદાસ કામરાજદાસ, ૨) વાલમના શા. ગિરધરલાલ ઇશ્વરદાસ.

—**ખોરસમ તા. ચાણસ્માને** રૂ. ૨) રણુંજના પા. કેવળદાસ મગનદાસ, ૨) પાટણના હજામ જેશંગલાલ છગનલાલ, ૨) ગોરાદના પા. વિઠ્ઠલદાસ બાબઇદાસ.

**સા. પુ. પડસ્મા તા. વિજાપુરને** ૧) મેદાસણના ઠાકોર ભૂપતસિંહજી મોવતસિંહજી, ૨) માણુસાના પરેલ ડુંગરદાસ ઝવેરદાસ, ૧) ચરાડાના શા. ચંદુલાલ ભોગીલાલ, ૧) શા. બબલદાસ ઉમેદરામ તરફથી.

**સા. પુ. કરબટીઆ** તા. ખેરાળુને ૨) લક્ષ્મીપુરાવાળા પટેલ લલ્લુ કેવળ, ૨ સબળપુરાવાળા પટેલ ચેલાભાઇ મોહનદાસ, ૧૧) કામલપુરવાળા શા. લલ્લુભાઇ ગુલાબચં ૧॥ કાંસાવાળા વાઘેલા ગલાબજી મણિજી, ૧॥ ડભાણા (ઇડર સ્ટેટ)ના વાઘેલા ગંભીરજી દલપત સંગજી, ૫) લાડોલવાળા શા. લીલાચંદ હીરાચંદ, ૪) વડાસણવાળા શા. કાળીદાસ વીરચં ૧) કરબટીઆના જોશી બાલાશંકર મોહનલાલ, ૭) વિસનગરવાળા કોઠારી ચંદુલાલ હકમચં ૨) શીપોરના પા. મોહનદાસ રેવણીદાસ, ૧) પીપળદરના પા. અમીચંદ જોઇતા, ૩) કાંસાવાળ પરમાર કેશાજી રેવાજી તરફથી.

**—હુંડાવ તા. ઉંઝા** ૫) પા. વેલદાસ દેવકરણદાસ મુ. કંબોઇ, ૪) પા. હીરદાસ ડુંગરદાસ ભાંઢોર, ૨) પા. ગંગારામ રાયચંદ દેણપ, ૨) પા. ભગવાનદાસ સવજીદાસ સુણ, ૨) મોહનલાલ ચુનીલાલ કહોડા, ૪) પા. રામચંદ અમીચંદ પાટણ, ૨) પા. રામચંદ અમીચંદ કહોડા, ૨) પા. હીરદાસ પ્રભુવાભાઇ ઐઠોર, ૧॥ પા. કરસનદાસ હરિદાસ ખોકરવાડા, ૧) પા. ગંગારામ માલાભાઇ હુંડાવ, ૨) પા. બેચરભાઇ માધાભાઇ કમાણા, ૧) પા. લીલદાસ માધવદાસ રાલીસણા તરફથી.

**—સા. પુ. વાલમ તા. વીસનગર**—૧) પા. લલ્લુભાઇ નારણદાસ, ૧) પા. જેચંદભાઇ નારણદાસ, ૧) શેઠ મોહનદાસ પ્રભુદાસ, ૧) પા. ભાણજી રઘનાથ, ૧) નાયબ ફોજદાર સા૦, ૧) બાવા શંભુગર, ૧) પા. પ્રભુવા ભગવાન, ૧) મુ. શિ. મણિશંકર, ૨) દવે મોહનલાલ મગન, ૧) લવાર મોહનલાલ, ૧) લવાર મોહનલાલ, મુ. દાસજ, ૧) પા. નાગરભાઇ નરસિંહ. ઉપરાંત ૧૨–૨–૦ પરચુરણ.

**—સા પુ. મોરાદ તા. ચાણસ્માને** ૨૧) છમીછાના પટેલ મણિલાલ સાંકળચંદ, ૫) પટેલ હરિલાલ સાંકળચંદ, ૨) ભલગામડાના પટેલ લાલદાસ, ૨) સોળગામના પટેલ મોતીદાસ કહાનદાસ, તથા દામોદર કાળીદાસ, હરિલાલ શિવરામ અને અમથાલાલ કાળીદાસ દરેકે રૂ. ૧)

**—સા પુ. ઉમતા તા. ખેરાળુને** ૧૨) ચાણસ્માના પા. ગોદડદાસ કસળજી, ૧) ગણેશપુરા તા વીસનગરના પટેલ માધા લખુ, ૪) ચાણસ્માના પા. જીવીદાસ મૂળચંદદાસ, ૧) દાસજ તા. સિદ્ધપુરના વાળંદ પ્રભુદાસ ચેલદાસ, ૧) કંચરાવી તા. પાટણના વાળંદ ખોડીદાસ માધવજી, ૨) હાજીપુર તા. સિદ્ધપુરના પા. બાભઇદાસ રાયચંદ, ૧) ઉદલપુર તા. વીસનગરના જોઇતારામ નથુદાસ તરફથી.

**—સા. પુ. વાસણ તા. કલોલને** ૭) રૂપાલના શા. મૂળચંદ શામળદાસ, ૨) વસાઇના ચા. લક્ષ્મણજી સરદારજી, ૧) અંબોડના ચા. રણછોડજી ગલાજી તરફથી.

## વ૦ રા૦ પુ૦ મંડળ

**શિનોર મહાલ ચોથી પુસ્તકાલય પરિષદ સાઢલી તા. શિનોર** ખાતે તા. ૪–૬–૩૯ રવિવારના દિવસે શેઠ બળદેવદાસ ચુનીલાલ જિનિંગ ફેકટરી ( સાઢલી )માં બપોરના ૩ થી ૫ સુધી રા. રા. અશ્વિનીકુમાર ધનુપ્રસાદ દીવાનજી સા. ( મહાલ શાળાધિકારી શિનોર ) એઓશ્રીના અધ્યક્ષપણા નીચે રાખવામાં આવેલી છે. તે તાલુકાના સર્વ પુસ્તકાલયના મંત્રીઓ તથા પુસ્તકાલયપ્રેમીઓને તે તકનો લાભ લેવા વિનંતિ છે.

**પ્રાંતપ્રચારક તરીકે નિમણૂક**—રા. રા. મોહનલાલ શંકરભાઈની અમરેલી પ્રાંત પુ૦ પ્રચારક તરીકે નિમણૂંક કરવામાં આવી છે. માટે તેઓ વાચનાલય કે પુસ્તકાલયની તપાસણીમાં જાય ત્યારે તેમને જરૂરી સગવડ આપવા વિનંતિ.

**પુસ્તકોની બાંધણીઃ**—વાલમ તા. સિદ્ધપુરના રા. રા. જોઈતારામ વસંતરામ પુસ્તકો બાંધવાનું કામ કરે છે, તો તે તાલુકાનાં પુસ્તકાલયના મંત્રીઓને પોતાનાં પુસ્તકો બંધાવવા આપવા ભલામણ.

**શિષ્ટવાચનની પરીક્ષા**—પેટલાદ મહાલ પુ. મંડળ તરફથી તા ૪-૫-૩૯ ના રોજ શિષ્ટ વાચનની પરીક્ષા લેવાઈ હતી. તેમાં કુલ ૫૪ પરીક્ષ્યોએ ભાગ લીધો હતો, જે પૈકી બે પરીક્ષ્યો ઉત્તીર્ણ થયા છે.

**શોકજનક ઠરાવો**—સા. પુ. તરકતલાવ તા. અમરેલીએ સદ્ શ્રી અમીન સાહેબના અવસાન બદલ શોકપ્રદર્શક ઠરાવ કરી તેમના સ્મારક ફંડમાં, ૧૯૩૮-૩૯ ના બજેટમાં રૂા. ૬) પરિષદખર્ચના મંજુર થયા છે તેમાંથી રૂા. ૪) ભરવા ઠરાવાયું છે.

—✠—

# પત્રો શરૂ થયાની માહિતી સને ૧૯૩૮-૩૯

**યાદી નં. ૫ : સંખ્યા ૨૩**

**નીચે** જણાવેલાં ગ્રામ પુસ્તકાલયો તથા વાચનાલયો તરફથી લોકમદદની રકમ તથા બજેટ તા. ૧૫-૪-૩૯ સુધી આવી ગયેલાં, એટલે તેમને તા. ૧૬ મી એપ્રિલથી પત્રો શરૂ કરાવી આપવાની વ્યવસ્થા થઈ છે. સદરહુ યાદીમાંનાં ગ્રામ પુસ્તકાલયો તથા વાચનાલયોને ચાલુ વર્ષે સરકારમદદ ખૂટી જવાથી મળી નથી એટલે જે તેના તરફથી આવેલી લોકમદદ તથા પ્રાંતપંચાયત મદદ બેની રકમના સવડ પ્રમાણે બજેટમાંથી ઓછાંવત્તાં પત્રો કરી તેમજ કેટલાકમાં રકમના અભાવે ફેરફાર કરી ખાતાના મે. મદદનીશ વ્ય. સાહેબની સૂચના પ્રમાણે પત્રો ચાલુ કરેલાં છે એટલે કોઈને એકને બદલે બીજું અગર કોઈ માસિક યા પત્ર ન મળતું હોય તેમણે તે બદલ ઉઘરાણી કરવાની રહેતી નથી તેની ખાસ નોંધ લે.

ગામડી તા. ડભોઈ, તેરસા તા. શિનોર, નાના હબીપુરા તા. શિનોર, વરખડ તા શિનોર, દામનગર તા. શિનોર, વેમાર તા. સાવલી, શાહપુર તા. દહેગામ, ઉકરડીના મુંવાડ તા. આતરસુંબા, ઓળા તા. કલોલ, ગણેશપુરા તા. વિજાપુર, ચાણસોલ તા ખેરાળુ, ઉંઝા આર્ય સમાજ વાચનાલય-સિદ્ધપુર, પળી તા. પાટણ, ઉપલવા તા. સિદ્ધપુર, ચંદુમણા તા. પાટણ, અવેલી તા. ચાણસ્મા, કેશણી તા. ચાણસ્મા, નાંદરખા તા. ગણદેવી, વંઝોળીઆ તા. પલસાણા, રાણત તા. મહુવા, ગુણસવેલ તા. મહુવા, હથુરણ તા. માંગરોલ, કોસાડી તા. માંગરોળ.

**ટીપઃ**—સરકાર પંચાયત મદદની પાવતીઓ જે જે પુસ્તકાલયો યા વાચનાલયો તરફથી હજી સહીઓ થઈને ખાતામાં નથી મોકલાઈ તેમની યાદી નીચે પ્રમાણે પ્રસિદ્ધ કરવામાં આવી છે. તો આ સૂચના વાંચી બીનચૂકે ખાસ પાવતીઓ મોકલી આપવા તજવીજ કરવી.

કાંકટ તા. સંખેડા, વડકુઇ તા. વ્યારા, નિઝામપુરા તા. વડોદરા, મેથાકુઇ તા. વડોદરા, પાવજ તા. પાદરા, સોખડાખુર્દ તા. પાદરા, માધવપુરા તા. સાવલી, ધમડાછા તા. ગણદેવી, પાતલવેણી તા. વડોદરા, કરણ તા. કરજણ, સેદ્રાણા તા. સિદ્ધપુર, અંભેટા તા. ગણદેવી, નંદાવ તા. માંગરોળ.

કેળવણી અને શિક્ષણ જેવા પ્રશ્ન પરત્વે જેટલું વિચારો તેટલું ઓછું છે. નીચેનાં પુસ્તકો તમને એ વિષયમાં સારૂં માર્ગદર્શન કરાવશે.

સયાજી,સાહિત્યમાળા દ્વારા ખાસ તૈયાર કરાવાયલું પુસ્તક

# શિક્ષણનો શાસ્ત્રાર્થ

શિક્ષણ જેવા વિચારણીય વિષયને દરેક બાજુથી તપાસવો જોઇએ. આવી સર્વદેશિક વિચારસરણી માટે તમારે આ પુસ્તક વાંચીને વિચારવા જેવું છે.

એનું મૂલ્ય માત્ર ૦-૧૧-૦ છે.

છતાં હાલ મંગાવનારને માત્ર ૦-૫-૦.

"શિક્ષણનો શાસ્ત્રાર્થ" વાંચીને તમે કરો તે બરાબર નથી. એ પછી પ તમારે વિચાર કરવો જોઇએ અને

# વિદ્યાશાળાનો.

એ પુસ્તકમાં વિદ્યાશાળાને લગતા અટપટા પ્રશ્નોના ઉકેલ મળી આવશે. જેમકે:—માનસ બાલ, કેળવણીની સંસ્થાઓનો ઉદ્દભવ, વિદ્યાશાળાનું કર્તવ્ય, વિકાસક્રમ, કેળવણીની સંયોજના ઇ. ઇ. અનેક બાબતોની આ પુસ્તકમાં ચર્ચા કરી છે. આજેજ મંગાવો.

મૂલ્ય માત્ર ૧-૧-૦

છતાં તુરત માટે કિફાયત માત્ર ૦-૮-૦

—卐—

જીવનમાં ક્ષણેક્ષણે સલાહની જરૂર પડે છે અને તે મેળવવા માટે કોઇની પાસે જવા જરૂર નથી.

# શ્રેષ્ઠ સલાહકાર

ભાગ ૨ જો

તમને ઘેર બેઠે તમારે જોઈતી સલાહ આપ્યા કરશે.

જીવનના અટપટા પ્રસંગોએ શું કરવું તેને લગતાં વિવિધ દૃષ્ટાંતો માટે આ પુસ્તક આજેજ મંગાવો અને એક સાચા સલાહકારને તમારી પાસે ને પાસે જ રાખો. એનું મૂલ્ય માત્ર ૦-૩-૦ છે

—卐—

જંગલમાં જન્મેલા, ઝૂંપડીમાં ઉછરેલા અને માત્ર માતા તથા કુદરતની પાસેથી જીવન-શિક્ષણ પામેલા આ પુરુષનું જીવનચરિત્ર તમારે ત્યાં વસાવીને જરૂર વાંચો.

# વીર ગાર્ફિલ્ડ

ગરીબાઇમાં ઉછરેલા અને ખંત તથા આત્મબળ વડે આગળ વધી છેવટે અમેરિકા જેવા મુલકની મહાસભાનું પ્રમુખપદ પ્રાપ્ત કરનાર આ મહાપુરુષનું જીવનચરિત્ર દરેક યુવાને અવશ્ય વાંચવું જોઇશે.

આજના જરા જરા અડચણ પડતાં બૂમ બરાડા પાડતા યુવાનોને, કેવળ અંધકાર સિવાય કશું ન દેખતા નિરાશાવાદીઓને આ પુસ્તક આબાદ માર્ગદર્શક થઇ પડશે.

પાકું પૂઠું મૂલ્ય માત્ર ૧-૦-૦.

મળવાનું સ્થળઃ—

**પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦**

પો. બો. નં. ૧૦ રાવપુરા, વડોદરા.

# સામયિક દોહન

સામયિક પત્રોમાંના સંઘરવા જેવા લેખો

વર્ષ ૧] મે ૧૯૩૯ [ અંક ૩


## જીવનનિર્વાહની કેળવણી

**આ**પણે બધા જાણીએ છીએ કે આપણો દેશ કેળવણીમાં બહુ જ પછાત છે. આથી કેટલાંયે વર્ષોથી આપણે કેળવણીના ફેલાવા માટે માગણી કરીએ છીએ. કૉંગ્રેસ સરકાર થયા પછી સ્વાભાવિક રીતે આપણે તે માટે અધીરા બન્યા છીએ.

### આજના કેળવાયેલાની સ્થિતિ

પણ બીજી બાજુથી જે લોકો કેળવણી પામેલા છે તેમાંના ઘણાકની સ્થિતિ તપાસીએ તો આપણને નિરાશા ઉત્પન્ન થાય છે. કેળવણી ભણાવે છે વધારે કે ભુલાવે છે વધારે, એ એક સવાલ જ છે. આપણે જાણીએ છીએ કે જે ભણે છે તે બાપદાદાનો ધંધો ભૂલે જ છે, અને તેના બદલામાં ઘણા થોડા કાંઇ પણ નવો ધંધો શીખે છે. ખેડુતનો ભણેલો છોકરો ખેતીમાં કશું સમજી ન શકે. કુંભારનો અભણ છોકરો માટલાં ઉતારી શકે, પણ એના ભણેલા છોકરાને માટી ખૂંદતાંયે નહિ આવડે. દરજીનો કેળવાયેલો દીકરો ન સીવી શકે, ન વેતરી શકે. ભણ્યા પછી એ બધાની કોઇ મહેતાગીરી મેળવવા પર જ દૃષ્ટિ જાય. આપણી ભાષામાં કારકુન તથા શિક્ષક બન્ને મહેતા કહેવાય છે; કેમકે બન્નેનો કાગળ-કલમ સાથે સંબંધ છે. ઘણાં અભણ માબાપ આ પરિણામ સમજે છે, અને તેથી તેમને પોતાનાં બાળકોને ભણાવવાની હોંશ થતી નથી. આપણા દેશમાં કેળવણીનું પરિણામ ઊલટું એવું આવ્યું છે કે અનેક જાતનું પરંપરાથી ચાલી આવેલું જ્ઞાન પણ ખોવાતું ચાલ્યું છે. ડોશીનું ઘરગથ્થુ વૈદક ડોશી સાથે મરી જાય; કારણ કે એની ભણેલી દીકરીએ એમાં રસ ન લીધો હોય. એવી જ રીતે કેટલીયે જાતનાં કળા-કારીગરીનાં કામો કેવી રીતે થતાં તે જાણનારા હવે રહ્યા નથી.

પણ કેળવાયેલાઓની દશા કાંઇ સંતોષકારક હોય તો આપણે કહીશું કે ભલે એ જૂનું જ્ઞાન ગયું તો ગયું; પણ તેયે નથી. છોકરો ચાર ચોપડી ભણે છે ને પ્રશ્ન ઊભો થાય છે કે હવે શું કરવું ? ચાર વર્ષમાં બાપના ધંધા પર અણગમો આવે એટલું જ એ ભણ્યો હોય. માર્ગ સૂઝતો નથી, તેથી આગળ ભણવાનું નક્કી થાય છે. આમ એ મેટ્રિક સુધી

જાય છે, અને પાછો એનો એ સવાલ ઊભો થાય છે. વળી કશું સૂઝતું નથી. અને આશા તો અમર છે, તેથી કૉલેજમાં જાય છે. આમ જીવનનાં ૨૦–૨૨ વર્ષ કશા ધ્યેય વિના એ આગળ ચાલ્યો જાય છે. જીવનનાં વીસ અમૂલ્ય વર્ષો અનિશ્ચિતતાનો સંસ્કાર મજબૂત કરવામાં જ વીતે, તેનું આખા જીવન પર કેવું પરિણામ આવે ?

## જ્ઞાન ચેપી હોવું જોઈએ.

આ ઉપરાંત આપણી કેળવણી એક બીજી રીતે પણ પાંગળી નીવડી છે. આપણે જે ભણ્યા તે આપણાં અભણ માબાપને, બેનને કે પત્નીને આપી શકતા નથી. બાળક શાળામાં જે શીખે છે તેની વાત એ ઘેર જઈને કરી શકતો નથી. ઊલટું, જો એની મા પૂછે કે, ' અલ્યા, તું શું ભણે છે ? મને સમજાવ જોઈએ' તો બાળક કહેશે કે ' એ અઘરું છે, તને ન સમજાય. ' શાળામાં આપણે ગરમીનું વિજ્ઞાન જાણીએ અને તેના પ્રયોગશાળામાં પ્રયોગો કરીએ પણ ઘેર તેનો કશો ઉપયોગ ન કરી શકીએ. જ્ઞાન ચેપી હોવું જોઈએ, તેને બદલે પોતામાં જ ગોંધાઈ રહે છે. આનું પરિણામ એટલે સુધી આવે છે કે આજનો ગ્રેજ્યુએટ વીસ વર્ષ પહેલાંના ગ્રેજ્યુએટને પણ અભણ જેવો જ સમજે છે.

## અભણોની આર્થિક કિંમત

કેળવણીની આવી વાત છે. હવે વગર કેળવાયલી પ્રજાને જોઈએ તો અભણ બાળક ૭–૮ વર્ષની ઉંમરથી જ એના માબાપને કંઈક ને કંઈક મદદગાર થતું લાગે છે. પાંચ ૭ વર્ષે જો મા કામે જાય ત્યારે એ નાનાં ભાંડુઓને સંભારે છે. જરા મોટું થાય એટલે ઢોરને સંભાળવા લાગે છે અને ઘરનાં નાનાં નાનાં કામ કરી નાખે છે. બાર વર્ષનો થાય ત્યારે બાપની જોડે કામ કરવા જાય છે, અને સોળમે વર્ષે ઘરનો ભાર ઉપાડવા જેવો ગણાય છે. આમ પાંચ–૭ વર્ષથી જ એ કુટુંબનો બોજો હળવો કરવામાં મદદગાર થાય છે. ભલે પ્રત્યક્ષ મજૂરીરૂપે એના હાથમાં કશું ન મુકાતું હોય, પણ એના કામને આર્થિક કિંમત છે. દેશ એટલો ગરીબ છે કે કુટુંબને એ લાભ જવા દેવો પાલવતો નથી. માબાપ કંઈ પોતાનાં બાળકનાં શત્રુ નથી, તેમ અભણ હોય છતાં સાવ મૂઢ છે એમ સમજવાનેયે કારણ નથી; પણ આર્થિક પરિસ્થિતિને વશ થઈ એમને બાળકને નિશાળે મોકલવાં સહેજે પાલવે એમ નથી.

છતાં, આપણે ફરજિયાત કેળવણીનો વિચાર કરીએ છીએ, કારણ કે દેશને કેળવ્યા વિનાયે ચાલે એમ નથી. ચાલુ કેળવણી વિષે અસંતોષ હોય તો તેને સુધારીએ, નવી કેળવણી વિચારીએ, પણ બીનકેળવણીની સ્થિતિ નભાવી શકાય નહિ.

## ફરજિયાત કેળવણી એટલે શું ?

ફરજિયાત કેળવણી એટલે શું તેનો વિચાર કરીએ. તેનો અર્થ એ કે લગભગ ચૌદ વર્ષનો થાય ત્યાં સુધી બાળક ઓછામાં ઓછા રોજના ૭ કલાક સરકારના કબજામાં રહે. માબાપે એને સરકારને સોંપે જ છૂટકો. આમ જે સરકાર પ્રજા પર બંધન નાખે તેના પર જવાબદારી સહેજે આવી પડેલી ગણાય. સરકાર પ્રજાકીય હોવાથી એ બે જવાબદારીઓ ઉઠાવવાની તૈયારી હોય તો જ એ કેળવણીને ફરજિયાત કરી પોતાની હયાતી બાળવી શકે. એક જવાબદારી એ કે માબાપ પાસેથી બાળકને લઈ લેવાને પરિણામે મા–બાપને જે આર્થિક અગવડ ઉત્પન્ન થાય તેનો બદલો તે બાળક દ્વારા જ કોઈક રીતે વાળી આપે;

અને બીજી એ કે એવી રીતે કેળવણી પામેલું બાળક કેળવણીને પરિણામે બેકાર નહિ બને એવી ખાતરી આપે. મતલબ કે, એ બાળક જો સરકારને પોતાની મજૂરી આપવા તૈયાર હોય તો એની પાસે કામ લઇ એનો જીવનનિર્વાહ થાય એટલી મજૂરી આપવાની સરકાર તૈયારી રાખે.

## ઉદ્યોગ દ્વારા કેળવણી

દેશની પરિસ્થિતિ, ગરીબાઇ, બેકારી, અત્યાર સુધીની કેળવણીની ખામીઓ અને આ બે જવાબદારીઓ એ બધાનો ભેગો વિચાર કરતાં એનો ઉપાય ' ઉદ્યોગ દ્વારા કેળવણી ' એ જ સૂઝી શકે એવો છે.

ઉદ્યોગ દ્વારા કેળવણીનો અર્થ કોઇ ધંધાની પૂરી તાલીમ એવો લેવાનો નથી. એનો અર્થ એવો પણ નથી કે બાળક જે ઉદ્યોગ કરતો હોય, તે જ ધંધો એણે જીવનમાં કરવાનો છે. બાળકને આપણે કક્કો ઘૂંટાવીએ છીએ અને આંક ગોખાવીએ છીએ તેનો અર્થ એવો થોડો જ છે કે એ બાળપોથી અને આંકની ચોપડીઓ જ વાંચીને બેસી રહેશે ? જે પહેલી કે બીજી કે અન્ય ચોપડીઓ એ વર્ગમાં ભણે છે કે દાખલા ગણે છે, એમાં જ એનું પુસ્તકિયા શિક્ષણ સમાઇ જતું નથી; પણ એ કક્કો અને આંક એને લેખન-વાચન-ગણિતની ચાવીઓ આપે છે. પણ એ કેળવણી એને કોઇ રીતે ઉદ્યોગમાં પડવાની ચાવી આપતી નથી. કારણ કે આખી કેળવણી દરમ્યાન એની પાસે કોઇ ઉદ્યોગના મૂળાક્ષર કે આંક ઘૂંટાવવામાં જ આવતા નથી. ઊલટું, એનું મન ઉદ્યોગ માટે અણગમો થાય એવી રીતે તૈયાર થાય છે.

ત્યારે ઉદ્યોગદ્વારા કેળવણી આ ખામીને સુધારવા માટે છે. જડ તેમ જ કુશળ મજૂરી કરવાની એને ટેવ પડે અને રહે, તે કરવાની આવડત આવે, તેમાં રસ લાગે, કોઇ પણ ઉદ્યોગમાં પડવું અને તે શીખી લેવો એમાં એને પ્રતિષ્ઠા લાગે, એ ઉદ્યોગ દ્વારા કેળવણીનું એક અંગ છે. પણ એવુંયે ઘણી રીતે કરી શકાય. એવી એવી યુક્તિઓ શોધી શકાય કે જેથી બાળક સવારથી સાંજસુધી ભાંગફોડ કરતું રહે, કઠણ પરિશ્રમ કરે, કાંઇક એ દ્વારા શરીર અને ઇંદ્રિયો કસે પણ ખરું, અને છતાં એને ઉદ્યોગનું એટલે જીવનને આવશ્યક હોય એવી કોઈ વસ્તુના ઉત્પાદનનું—વાતાવરણ ન મળે. એ બધું એક જાતની રમતની જેમ થાય.

## જીવનમાં ઉદ્યોગનું મહત્ત્વ

ત્યારે ઉદ્યોગ દ્વારા કેળવણીમાં ઉદ્યોગનો અર્થ જીવનમાં મહત્ત્વનો ભાગ ભજવનારો કોઇ ઉદ્યોગ એમ સમજવાનું છે. અને તેવા ઉદ્યોગદ્વારા કેળવણીની યોજના કરવાની છે. બીજી ભાષામાં એ ઉત્પાદક ઉદ્યોગની અથવા જીવનનિર્વાહની કેળવણી કહી શકાય.

એટલે એ શાળામાં આવીને કાંઇક ઉદ્યોગમાં જોડાય. એ ઉદ્યોગ એના, અને જે સમાજ કે ગામમાં એ રહે છે, તે સમાજ અને ગામના જીવનમાં મહત્ત્વનો હોવો જોઇએ. એ શાળામાં આવી એવું કરતો અને શીખતો હોવો જોઇએ કે જેથી એનાં માબાપ પણ થોડા જ વખતમાં જાણે કે એનું નિશાળે જવું આવકારપાત્ર છે; એ ઘરમાં કાંઇક લાવવાની શક્તિ મેળવી રહ્યો છેઃ એ કંઇક એવું ભણી રહ્યો છે કે જેનો ઉપયોગ ઘરમાં લાગે તો ઘરનેય લાભ થાય.

આજના ગ્રામજીવન પર દૃષ્ટિ નાખીએ તો ચારેકોર નિરાશા ફેલાયેલી દેખાય છે. પોતાની આર્થિક ચિંતાઓ કેમ ટળે તેનો કોઈને કાંઈ માર્ગ જ સૂઝતો નથી. એ નિરાશાની ગ્લાનિ કાઢવા માટે લોકો અવળે માર્ગે ચડી જાય છે. નિરાશાને ભૂલવા માટે એ સટ્ટો, જુગાર, નશો વગેરેનાં વ્યસનમાં પડે છે. એ કાઢવાનો ઉપાય જીવનની આવશ્યકતાઓ પૂરી પાડનાર ઉદ્યોગ જ છે.

## નવરાશનો સદુપયોગ

માબાપ જોશે કે બાળક નિશાળે જઈ આળસુ નહિ પણ કામઢું થાય છે. પોતાનાં કપડાં જેટલું તો થોડા જ વખતમાં પોતે કાંતતું થઈ જાય છે; નવરું પડે છે ત્યારે તકલી ચલાવે છે, રેંટિયો ચલાવે છે, પીંજણ ચલાવે છે કે કાંઈક સાફસફી, કાંઈક ફૂલવાડી કે એવું કરવામાં જ મશગુલ રહે છે. આ ઉપરાંત હું તો એમ પણ ઇચ્છું કે બાળકની મજૂરીનો કાંઈક અંશ બાળકને ખોરાકરૂપમાં મળે. મને ખાતરીપૂર્વક લાગે છે કે ઘણાંખરાં બાળકોની સુસ્તી, શારીરિક કે માનસિક અચપળતા અને મંદ બુદ્ધિનું કારણ પૂરતા પૌષ્ટિક ખોરાકની ન્યૂનતાને લીધે છે. આમે સરકારે ગાંધીજીનો સ્વાવલંબી શિક્ષણનો આગ્રહ સ્વીકાર્યો નથી. એનો અર્થ એ કે એ શિક્ષણનો ખર્ચ બીજી રીતે પણ કાઢવા હિંમત કરશે તો પેદાશનો અંશ બાળકને આપવાની વાત ગંભીરપણે વિચારવા જેવી છે. આમ થાય તો બાળકનું નાહકનું ઘરમાંથી ગેરહાજર રહેવું કઠશે નહિ. એને ઢોર સંભાળવાની મૂંઝવણ રહેશે તેને માટે એ બીજો માર્ગ ગોતશે, પણ એ બાળકને નિશાળે આવતું અટકાવવા ઇચ્છશે નહિ. તે ઉપરાંત જો એને એ ખાતરી થાય કે બાળક બીજું કશું ન કરી શકે તોયે એ કાંતવા-વણવાની મજૂરી કરીને પેટ ભરી જ શકશે તો એને એના ભાવિની ચિંતા પણ નહિ લાગે. આમ ઉદ્યોગ દ્વારા કેળવણી એને આશાનું સ્થાન થઈ પડશે.

( "હરિજનબંધુ" તા ૨-૪-૩૯ ) કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા



—ભણવાથી વિદ્યા મળે છે. વિદ્યાથી વાચનનો શોખ જાગ્રત થાય છે. વાચનની અભિરુચિ પુસ્તકાલય સર્જે છે-ને લાયબ્રેરી જીવનને ઉન્નત-ઊર્ધ્વગામી બનાવે છે.

—પુસ્તકાલય વિદ્યાર્થીને વિદ્યા આપે છે; માબાપોને સંસાર-વ્યવહારનું જ્ઞાન દે છે; ખેડુતોને ખેતી સંબંધી સમજ આપે છે; વેપારીઓને વેપાર શીખવે છે; વાણિજ્ય ખીલાવે છે; મજૂરોને રોજી અપાવે છે. નિરક્ષરને લખતાં-વાંચતા શીખવી જ્ઞાનચક્ષુ આપે છે. યુવાનોને દેશસેવાના મહાન મંત્રો શીખવાડે છે. સારી પ્રજાને યુગધર્મ શીખવે છે. એમ તે દરેકને કંઈ ને કંઈ આપે છે.

—રાત્રિના અંધકારનો નાશ સૂર્ય કરે છે. ત્યારે દિવસ થાય છે ને મનુષ્ય પોતાના સાંસારિક-વ્યાવહારિક કાર્યો કરી જીવન વીતાવે છે અજ્ઞાનરૂપી અંધકારનો નાશ સદ્ગ્રન્થ-સાર પુસ્તકાલય કરે છે. તેથી પુસ્તકાલય પણ સૂર્ય છે..

એ બન્ને સૂર્ય-પ્રકાશ અને જ્ઞાનસૂર્યને જીવનમાં મધ્યવર્તી રાખી જીવન જીવાય તો?!

# વિટામિન્સની ઘેલછા

એક વખત હતો જ્યારે ડૉક્ટરોને 'ઇન્જેક્શનો'ને નામે લડાકો પડતો હતો. સહેજ તાવ આવ્યો, અથવા કંઇ બીજું દરદ થયું કે ડૉક્ટરો ઇન્જેક્શન લેવા માટે સલાહ આપતા. અને હજી પણ એ પવન ઓછો થયો નથી.

એવો જ બીજો પવન 'વિટામિન્સ'ને લગતો છે. જુદાં જુદાં દરદોને દૂર કરવા માટે જુદાં જુદાં વિટામિનોવાળા ખોરાકની ડૉક્ટરો ભલામણ છે. એવા ખોરાકની ભલામણ તો કેટલેક અંશે વાજબી પણ ખરી; પરંતુ ભિન્ન ભિન્ન વિટામિન્સ ધરાવતી ગોળીઓનું વેચાણ પણ હવે તો ચાલુ થઇ ગયું છે. અને સહેજ કંઇક દરદ થયું કે તરત તેવી ગોળીઓ ખાવા લોકો આકર્ષાય છે.

આપણે ત્યાં શક્તિવર્ધક ગોળીઓએ જે સ્થાન લીધું હતું તે સ્થાન આ વિટામિન્સની ગોળીઓએ લેવા માંડયું છે. અમેરિકામાં એનો વધુ પ્રચાર ચાલુ થઇ ગયો છે. એનો વિસ્તાર આપણા દેશ સુધી આવે તે પહેલાં આપણે ચેતી જવું જોઇએ.

પાશ્ચાત્ય દેશોમાં 'વિટામિન્સ'ની વધતી જતી જાહેરખબરો પર ટીકાપ્રહાર થવા લાગ્યા છે. વિટામિન્સનું વૈજ્ઞાનિક દૃષ્ટિએ આહારમાં ગમે એટલું મહત્ત્વ હોય તોપણ વિટામિન્સની ગોળીઓ ને કેપ્સુલો બનાવનારી ધંધાદારી કંપનીઓ જણાવે છે એટલું બધું એનું મહત્ત્વ નથી. વળી બજારમાં વિટામિન્સની મળતી ગોળીઓમાં એમાં જણાવ્યા જેટલા વિટામિનો હોય છે કે નહિ, એ પણ શંકાનો વિષય છે. આ વિષયમાં નામાંકિત અંગ્રેજી માસિક 'હાર્પર્સ'માં આવેલા એક લેખનો સારાંશ વાચકોની જાણ માટે આપીએ છીએ.

અમેરિકાના ડૉક્ટરોનો મત એવો છે કે અમેરિકન લોકોને વિટામિન્સની ઘેલછા લાગી છે. તંદુરસ્તી મેળવવાના એ તદ્દન અદ્યતન ધતિંગનો ભોગ બનેલા લોકો શરદી થતી અટકાવવા માટે, જુવાની ને તંદુરસ્તી ટકાવવા માટે ને બીજાં અનેક જાતનાં ભયંકર દરદોમાંથી બચી જવા માટે વિટામિન્સની ગોળીઓ ખાયા કરે છે. શક્તિ મેળવવી છે? તો વિટામિન્સની ગોળીઓ ખાવા માંડો. ચામડી સુંદર બનાવવા માટે લોકો વિટામિન-સાબુથી નાહ્ય છે. 'ચામડીના પરમાણુઓનું પોષણ કરવા માટે અને જુવાનીની ઝલક પાછી લાવવા માટે' સ્ત્રીઓ વિટામિન-ક્રીમ વાપરે છે. નાનાં બાળકો 'વિટામિન-ગમ' મોંમાં રાખીને મમળાવે છે.

દવા વેચનારાઓની દુકાનમાં પહેલાં વિટામિન્સની બનાવટોનું સ્થાન બહુ જ નીચું, દશમે નંબરે હતું; તે હવે ત્રીજે નંબરે આવી ગયું છે, ઉધરસ ને જુલાબની ગોળીઓના કરતાં વિટામિન્સની ગોળીઓનું વેચાણ વધી ગયું છે. દવા બનાવનારાઓ પણ જાણી ગયા છે કે કોઈ પણ જાતની દવા, પૌષ્ટિક ખોરાક ને સૌંદર્ય-પ્રસાધનની ચીજનું વેચાણ ઝપાટાબંધ વધારવું હોય તો એમાં 'જીવનને અતિશય ઉપયોગી એવાં બધાં વિટામિનો-એ, બી, સી, ડી, જી વગેરે-છે' એવું જાહેર કરવું જ જોઇએ. ..

એક જાહેરખબરનો નમૂનો આ રહ્યો:

**તમારું સમગ્ર જીવન પલટાઈ જશે...તાજગી, જીવનનો તનમનાટ, જીવનનું સૌન્દર્ય મેળવવું છે? જીવનનો ખરો આનંદ ભોગવવો છે? એ બધાનું રહસ્ય વિટામિન્સમાં છે. કયા વિટામિનો? તમારા જીવનને બહુ જ જરૂરી હોય એવા બધા વિટામિનો... તમારો રોજનો થાક મટાડવા માટે...વિટામિનો. સૌન્દર્ય વધારવા માટે...વિટામિનો."**

એટલે લાખો અમેરિકન લોકો સુંદર થવા માટે, થાક દૂર કરવા માટે, જીવનનો ખરો આનંદ ભોગવવા માટે, જિંદગીનો તનમનાટ અનુભવવા માટે, રોજ વિટામિન્સની ગોળીઓ ગળી જાય છે. ન્યૂ યૉર્કમાં રાતની કલબોમાં સિગરેટ વેચનારી છોકરીઓ પણ હવે વિટામિનની ગોળીઓ વેચે છે-ખૂબ ખૂબ.

પણ આ બધી બેવકૂફી છે. કેમકે એ બધી ગોળીઓમાં, એમાં જણાવ્યા જેટલા પ્રમાણમાં વિટામિનો હોય છે કે નહિ, એ શંકાનો વિષય છે. એનાથી વધારે ખરાબ તો એ છે કે લોકોને આવી રીતે સહેલાઇથી તંદુરસ્તી મેળવવાનો લોભ લાગે છે ને તેઓ આડે રસ્તે ચડી જાય છે-યોગ્ય ખોરાક લેતા નથી ને સૂર્યપ્રકાશનો ફાયદો ઉઠાવતા નથી. તેમને એમ લાગે છે કે વિટામિન્સની એક ગોળી ખાવાથી બધું ઠીક થઇ જશે. નકામી વધારે તકલીફ શા માટે ઉઠાવવી! આમ કરવાથી પોતે કેટલીક વાર માંદા ન હોવા છતાં માંદા છે એમ લાગે છે ને તેમને જાતે દવા લેવાની ટેવ પડે છે. કેટલીક વાર દવા લેવા માટે કે તબિયત બતાવવા માટે ડૉકટરની પાસે જવાની જરૂર હોવા છતાં તેઓ ડૉકટરની સલાહ લેતા નથી; એને બદલે વિટામિન્સની રામબાણ ગોળીઓ ખાધા કરે છે. અને ઘણી વાર એ દરદને વિટામિન્સની સાથે કશો સંબંધ હોતો નથી. ઉપરાંત તેઓ આવી રીતે કેટલાય પૈસા નકામા ગુમાવે છે.

ડૉકટરોને વિટામિનો સાથે કશી તકરાર નથી. દરેક સ્ત્રી, પુરુષ ને બાળકને આખા દિવસમાં અમુક પ્રમાણમાં વિટામિનો મળવાં જ જોઇએ. વિટામિનો જો પૂરતા પ્રમાણમાં નથી મળતા તો અમુક જાતનાં દરદો થાય છે, પણ અમેરિકામાં એમાંનું એકે દરદ ક્યાંય પણ દેખાતું નથી. એનું કારણ એ છે કે ઘણાંખરાં લોકોને રોજ ત્રણ વખત પેટ ભરીને ખાવાથી જોઇએ એટલાં વિટામિનો મળી રહે છે. વિટામિનની શોધખોળ થયા પહેલાં આપણા બાપદાદાઓ એ રીતે જ વિટામિનો મેળવતા હતા. નાનાં બાળકોને યોગ્ય ખોરાકની સાથે વિટામિન્સ આપવાની કેટલીક વાર જરૂર પડે છે.

વૈદકનો ધંધો કરનારા લોકોની તકરાર વિટામિન્સની બનાવટોની જે જાહેરખબરો આપવામાં આવે છે, એને માટે છે. પ્રજાના મન ઉપર એની અસર એવી થાય છે કે વિટામિન એ એક દવા છે. યોગ્ય આહારનો એ એક મહત્ત્વનો ભાગ છે, એ વાત તેઓ ભૂલી જાય છે. એને લીધે લોકો તંદુરસ્તીને માટે ખોરાકના પર આધાર રાખવાને બદલે વિટામિનની ટીકડીઓ પર આધાર રાખતા થઇ જાય છે.

ઘણાખરા દવા બનાવનારાઓની પ્રવૃત્તિ એક જ ગોળીમાં બની શકે એટલાં વધારે વિટામિનો સમાવી દેવાની હોય છે. એનું તત્ત્વ એ છે કે તમે જેટલા વધારે વિટામિનો છે એમ કહેશો એટલા પ્રમાણમાં એ બનાવટ જલદી વેચાય છે. કેટલાક દવાવાળાઓ પોતાના બીજા હરીફોને હંફાવવા માટે એમ પણ જાહેર કરે છે કે અમારી ગોળીઓમાં વિટામિનો ઉપરાંત ' મહત્ત્વના ખનિજ ક્ષારો ' પણ છે. અમેરિકાના મેડિકલ એસોસિએશનની દાખતી

અને કેમિસ્ટ્રીની કાઉન્સિલે આવી જાતનાં બધાં મિશ્રણોને નાપસંદ કર્યાં છે. તેણે એમ પણ દર્શાવ્યું કે બીજા પદાર્થોની સાથે મિશ્ર કરવાથી કેટલાંક વિટામિનોની શક્તિ ઓછી થઇ જાય છે.

તો પછી વિટામિન એ શી ચીજ છે ? વિટામિનનું રહસ્ય શું છે ? અમુક જાતના કુદરતી ખોરાકમાં રહેલા અત્યંત સૂક્ષ્મ એવા રાસાયનિક દ્રવ્યોને વિટામિનો કહે છે. જીવન અને તંદુરસ્તી ટકાવી રાખવા માટે એ બહુ જ ઉપયોગી માલુમ પડયા છે. આપણા આખા દિવસના યોગ્ય ખોરાકમાં આવેલા બધા વિટામિનોને જુદા કાઢીને વજન કરીએ તો એ એક દશાંશ ગ્રામ જેટલું થાય છેઃ લગભગ ·૦૦૩ આઉંસ જેટલું ! તો પણ આમાંનો કોઇ પણ વિટામિન આપણા ખોરાકમાં ન હોય તો આપણે માંદા પડીએ. અને કદાચ મરણ પામીએ. રિકેટ્સ, પાંડુરોગ, પેલાગ્રા, બેરીબેરી ને બીજાં કેટલાંક દરદો, લાંબા વખત સુધી ને અમુક વિટામિનો બિલકુલ ખાવામાં ન આવે તો થાય છે.

આ આખોયે વિષય બહુ જ જટિલ છે. વિજ્ઞાનની શોધખોળો વધતી જાય છે, તેમ તેમ એ વધારે જટિલ બનતો જાય છે. પણ સામાન્ય માણસોને તો એ. બી. સી. ડી ને જી. ( ડી$_2$ ) એ પાંચ વિટામિનો સાથે જ સંબંધ આવે છે. બાકીનાં વિટામિનોની પંચાત કરવાની કશી જરૂર નથી; પછી ભલે એ સંખ્યા ઝેડ સુધી પહોંચી જાય !

એ પાંચે વિટામિનો નીચેના પદાર્થોમાંથી મળી રહે છેઃ

(એ) માખણ, દૂધ, ચીઝ, તર, યકૃત, લેટયૂસ, મૂળા, વટાણા, બટાટા, કેળાં, ખજૂર.

(બી ને જી) યકૃત, મૂત્રપિંડ, હૃદય, લીલી કોબી, લેટયૂસ, નારંગી, મૂળા.

(સી) નારંગીનો રસ, ટમેટાનો રસ, કાચી કોબી, લીલાં મરી, સ્ટ્રૉબેરી ને ખાટાં ફળો, લિંબુ.

(ડી) ઇંડાં, કૉડ લીવર ને હૅલીટ લીવર ઑઇલ; સૂર્યપ્રકાશથી પણ એ બને છે.

આ ઉપરથી જણાશે કે ઘણાંખરાં માણસો પોતાને જોઇએ એટલાં વિટામિનો દૂધ, માખણ, ઇંડાં, લીલી શાકભાજીઓ ને માંસમાંથી મેળવી શકે છે અલબત્ત, આપણામાંથી કેટલાક જણા જોઇએ એટલું દૂધ નહિ પીતા હોય. એમ પણ બને કે આપણે લીલી શાકભાજીઓને ખૂબ બફાવા દઇએ છીએ; એટલે એનાથી એમાંનાં વિટામિનો ઓછાં થઇ જાય છે. શાકભાજીમાં સોડા કે પાપડખાર નાખવાથી પણ વિટામિનો ઓછાં થાય છે. શિયાળામાં આપણે સૂર્યના તડકામાં વધારે ફરવું જોઇએ. તડકામાં ફરી ન શકાય તો એને બદલે કૉડ લીવર ઑઇલ કે ' ડી ' વિટામિનવાળા બીજા પદાર્થો ખાવા જોઇએ. પણ ઘણાંખરાં લોકોને એ. બી. ડી. વિટામિનોવાળી ગોળીઓ ખાવાની બિલકુલ જરૂર હોતી નથી. જે લોકો એ ગોળીઓ ખરીદે છે, તેમને તો એની સૌથી ઓછી જરૂર હોય છે. જે લોકોને પૂરતો ખોરાક મળતો નથી, તે લોકોને જ વિટામિનના અભાવથી થતાં દરદો થાય છે ને તેમની પાસે વિટામિનની ગોળીઓ લેવાના પૈસા હોતા નથી.

અલબત્ત, કેટલીક વૈદકીય કંપનીઓએ ડૉકટરોને વાપરવા માટે વિટામિનવાળી અમુક જાતની દવાઓ બનાવી છે, પણ સામાન્ય પ્રજા એનો ઉપયોગ ન કરી શકે. એ બનાવનારાઓ એટલી બધી આકર્ષક રીતે એના જાહેરખબર પણ આપતા નથી.

એટલે વિટામિન્સની ગોળીઓ ખાઇને તંદુરસ્તી ને તાઝગી મેળવવાનો પ્રયત્ન કરનારા લોકોએ યોગ્ય ખોરાક ખાવાની શરૂઆત કરવી જોઇએ. વિટામિનની ગોળીઓ કયારે વાપરવી અને કયારે ન વાપરવી એ જણાવવાનું કામ ડૉકટરનું છે. ડૉકટરોને ઘણીવાર દરદીઓને વિટામિન્સ મેળવવા માટે યોગ્ય ખોરાક લેવાની જ સલાહ આપવી પડે છે.

( " ચિત્રમય જગત "ના ફેબ્રુઆરી-'૩૯ અંકમાંથી )

# આંખની સંભાળ

આંખો ખરાબ થવાનાં કારણો તો ઘણાં હોય છે. અંધારી જગ્યામાં રહેતા હોય, અતિ ગરમ વસ્તુઓ ખાતા હોય, બહુ તાપમાં રખડવું પડતું હોય, એકી નજરે લાંબો વખત કામ કરવું પડતું હોય, ધૂણી ખાવી પડતી હોય,–આ અને આવાં ઘણાં કારણો હોય છે. પણ નાનપણથી જ આંખોની યોગ્ય સંભાળ રખાઇ હોય તો આ બધાં કારણો સામે પણ આંખ ટક્કર ઝીલી શકે.

## વેદિયાવેડા ?

શરીરના કેટલાક અવયવો જે ખૂબ સંભાળ માગી લે છે તેના પર વિચાર કરીએ. તેમાં આંખ, કાન ને નાકની સફાઇ ને સંભાળ વિષે વિચારીએ. અહીં કોઇ શંકા ઉઠાવશે, આટલા બધા વેદિયાવેડા શા ? આપણા બાપદાદાઓ આવું વાંચતા હતા ? એમણે એ બધું નહિ વાંચ્યું તેથી શું તેઓ જીવી ન શક્યા ? એથી ઊલટું તેઓની તંદુરસ્તી તો વધારે સારી હતી. તો પછી આ આંખ, કાન ને નાક વગેરે વિષે આટલાં ટાયલાં શાં ?

અહીં એક બાબત પર ધ્યાન ખેંચવા માગીએ છીએ. આપણા બાપદાદાઓએ આ વિષે ભલે વાંચ્યું ન હોય, ભલે તેઓએ બધી બાબતોનો સમજપૂર્વક વિચાર કર્યો ન હોય; પરંતુ પરાપૂર્વથી ચાલી આવેલી કેટલીક પ્રથાઓ, રિવાજો વગેરેને લઇને કેટલુંક કાર્ય સાહજિક બની ગયું હતું તે આજે રહ્યું નથી. આજે સમાજજીવનના એક એવા તબક્કામાંથી પસાર થઇએ છીએ કે જ્યારે જૂના અને નવા વિચારોનું ભારે ઘર્ષણ ચાલી રહ્યું છે. અને નવા વિચારો પર તેના એવા પ્રત્યાઘાતો થાય છે કે તેમાંથી સારું એવું પણ છોડતા જઇએ છીએ, તે બધું આપણને જંગલી લાગે છે. જૂનામાંનાં ખરાબ તત્ત્વો જલદી નીકળી શકતાં નથી, પણ સારાં જલદી નીકળી જાય છે. બીજી વાત એ છે કે આ વેદિયાવેડા નથી, ટાયલાં નથી. અમેરિકા, યુરોપના બધા આગળ પડતા દેશોમાં તેમ જ જાપાનમાં આ માટે ખૂબ કાળજી રાખવામાં આવે છે. અમેરિકામાં માબાપોને બાળકોના આંખ, કાન, નાક, દાંત વગેરે કેમ સાફ રાખવાં જોઇએ તેને લગતી નાની નાની પત્રિકાઓ, પુસ્તિકાઓ વગેરે પૂરાં પાડવામાં આવે છે. શાળામાં એ બધું તપાસાય છે. દરેક માબાપને તેનો રિપોર્ટ મોકલવામાં આવે છે, પણ તેઓ આટલેથી જ અટકી જતાં નથી. જો માબાપ તેની તરત જ કાળજી લે, તો તેને બોલાવીને ઠપકો આપવામાં આવે છે અને તેમની ફરજ અદા કરવા માટે તેમનું ધ્યાન ખેંચવામાં આવે છે, પણ ખરી રીતે તો ત્યાં આટલે સુધી પગલાં લેવાની જરૂર જ પડતી નથી. કારણ, આ બાબતમાં પ્રજાનું માનસ એવું ઘડાયેલું છે કે તેઓ તેમનાં બાળકો પ્રત્યેની ફરજ બરાબર સમજે છે, આપણા દુર્ભાગી દેશમાં બાળકોની તંદુરસ્તી તરફ કેટલી બેદરકારી સેવવામાં આવે છે ? જે દેશોના અનેક રિવાજોનું પણ અનુકરણ કર્યે જ જઇએ છીએ તેમની પાસેથી તેમાંનું થોડું પણ સારું જો મેળવી શક્યા હોત તો આજે આપણી આ સ્થિતિ ન હોત.

## ચશ્મા વિના ચલાવી લે છે ।

આપણાં શહેરોમાં આંખના કેટલા આવા ( Specialist ) દાક્તરો હોય છે ? કેટલા માણસોની આંખે ચશ્મા જોઇએ છીએ ? અને પૈસા અથવા સંભાળને અભાવે કેટલાને ચશ્મા લીધા વિના ચલાવી લેવું પડતું હશે એ બધાનો વિચાર કરીએ તો ખ્યાલ આવે કે આંખ જેવા સૌથી વધારે ઉપયોગી અંગની કેવી દશા થઇ રહી છે. આંખને તો શરીરનાં રત્ન કહેવામાં આવે છે. આજે એ રત્નોની શી દશા છે ? અને તે દશા માત્ર અમુક શહેરમાં જ છે એમ જરાયે માનવાનું નથી. આપણાં ગામડાંની પ્રજાની આંખોની કઇ બહુ સારી દશા નથી રહી. ત્યાં વધારે ચશ્મા નથી તેથી એમ નથી જાણવાનું કે ત્યાં બધા લોકોની આંખો સારી છે. તેનું એક કારણ તો એ છે કે ત્યાં હજી સ્પેશીઆલીસ્ટો નથી પહોંચ્યા અને બીજું કારણ એ છે કે તેને માટે પૈસા નથી.

## આંખો બગડવાનાં કારણો

આંખો ખરાબ થવાનાં કારણો તો ઘણાં હોય છે. અંધારી જગ્યામાં રહેતા હોય, અતિ ગરમ વસ્તુઓ ખાતા હોય, બહુ તાપમાં રખડવું પડતું હોય, એકી નજરે લાંબો વખત કામ કરવું પડતું હોય, ધૂણી ખાવી પડતી હોય વગેરે–આ બધાં ઘણાં સામાન્ય કારણો છે. પણ નાનપણથી આંખોની જો યોગ્ય સંભાળ રાખવામાં આવી હોય તો આ બધાં કારણો સામે પણ આંખ ટક્કર ઝીલી શકે. **આંખે મેશ આંજવાનો હવે શહેરમાં જંગલી ગણાતો રિવાજ ચાલુ રાખવા જેવો છે.** એ વાતમાં જરાપણ શંકા નથી કે ખૂબ સંભાળપૂર્વક તૈયાર કરવામાં આવતી મેશથી આંખને જરાપણ નુકસાન થતું નથી. પરંતુ તેથી તો આંખનું તેજ વધે છે. ઘણાં કુટુંબોમાં હજુ પણ એ રિવાજ ચાલુ રહ્યો છે અને તે પ્રશંસનીય છે; પણ આંખની ચાલુ સંભાળ પણ રાખવી જોઇએ. તેને હંમેશાં સવારે ઠંડા પાણીથી બરાબર ધોવી જોઇએ. આંખમાં પાણીની છાલક મારવાથી આંખ બરાબર ધોવાય છે. જો કે હવે તો તેને માટે કાચની ખાસ પ્યાલી આવે છે. તેમાં પાણી ભરીને આંખે અડકાડી આંખને સાફ કરી શકાય છે. વળી આંખના નંબર ઉતારવા માટે હમણાં આંખની કેટલીક કસરત પણ યોજવામાં આવી છે અને તેને અંગે પુસ્તકો પણ બહાર પડયાં છે. વળી એ તો ઘણી જૂની અને જાણીતી વાત છે કે શીર્ષાસન કરવાથી આંખનું તેજ ખૂબ વધે છે અને તેનાથી નંબરો ઓછા કરી શકાય છે.

## લીલો રંગ અને આંખો

લીલો રંગ આંખ માટે સારો મનાય છે. આંખનું ઑપરેશન કરાવેલા માણસોની આંખે લીલો કકડો બાંધવામાં આવે છે તે ઘણાએ જોયું હશે. ખેડુતોની આંખો ઘણી વાર વધારે સારી હોય છે તેનું એ પણ કારણ હોય છે કે તેઓ વર્ષના થોડા માસ તો આખો વખત લીલોતરી જોયા કરે છે. શહેરમાં રહેનારાને એ લાભ ભાગ્યે જ મળે છે. વળી જો ખોરાકમાં શાક, ઘી, દૂધ વગેરે પોષણો ઓછાં હોય તો તેની અસર જેમ શરીરની સામાન્ય તંદુરસ્તી પર થાય છે, તેમ આંખ ઉપર પણ થાય છે. એ તો સહેલાઇથી સમજી શકાય તેવી વાત છે કે સામાન્ય તંદુરસ્તી જેનામાં ન હોય તેનાં બધાં અંગો પ્રમાણમાં શિથિલ અને જ. જ્યાં ખૂબ ગરમીમાં કામ કરવાનું હોય ત્યાં લોકોએ માથા ઉપર એવી જાતનું વસ્ત્ર મૂકવું જોઇએ કે જેથી તડકો આંખો પર ન આવે. કોઇ કહેશે કે આજ સુધી ખેડૂતો ખેતરમાં કામ કરતાં જે પાઘડી કે વસ્ત્ર માથે મૂકતા છતાં તેમની આંખો સારી રહેતી અને હવે કેમ નથી રહેતી ? તેનો

( અનુસંધાન પૃષ્ઠ ૪૨ ૫૨ )

# નવમતવાદ કે નકલવેડા ?

" લેનિનનો રશિયામાંનો અવતાર સમાપ્ત થયા પૂર્વે હજારો નામધારી લેનિનો હિંદમાં ઉત્પન્ન થયા. હિંદના કોઇ પણ શહેરમાં ઘડીભર એકાદ ફેરો મારી જાઓ, તો રસ્તામાં દસ-વીસ લેનિન, પાંચ-પચાસ હિટલર અને હજાર-પાંચસો મુસોલિની જરૂર મળશે: વધુ શું ? દસ-વીસ ફ્રેંકો પણ તમને રસ્તામાં જ દેખાશે ! " એમ કહીને શ્રી. એન. કે. બહેરે એવા નામધારી લેનિન બનેલાં યુવક-યુવતીઓના ઉદ્‌ગારો અને કાર્યો ઉપર કડક ટીકા કરે છે. રેડિયો પર અપાયલા તેમના એ ભાષણનો મહત્વનો ભાગ આ નીચે ઉતાર્યો છે.

હિંદુસ્તાનનાં ગામડાંમાં તો નહિ પણ શહેરોમાં યુરોપના વાયરા બહુ ઝડપથ વાવા લાગ્યા છે; તેથી હિંદી જુવાનો એ વહેતા વાયરાથી લેનિન-હિટલર-મુસોલિની-ફ્રે બની ગયા છે. આ આપણી રંગરેજી વિદ્યાના જેવી વિદ્યા છે. મ્હોંએ હળદર-સફેતો લાગતા જ આપણે ગોરા બની જઇએ છીએ, અને ચાર પુસ્તકો જેમ તેમ વાંચી કાઢીને કે અધ કચરાં સમજીને આપણે નવમતવાદી બનીએ છીએ.

---

( પૃષ્ઠ ૪૧ નું અનુસંધાન )

જવાબ એ છે કે આજ સુધી ખેડૂતોને સારૂં અન્ન મળતું, પૌષ્ટિક ખોરાક મળતો, દૂધ દહીં ને છાશ મળતાં. હવે એ તો નસીબદારનેંજ મળે છે એટલે તેનો માર તો શરીર પ પડયેજ જાય છે. ઉપરાંત આ સહન કરવાનું ! એટલે પહેલાં માથા પર એવું મૂકવાની જરૂ ન હતી. તેથી અત્યારે નથી તેમ તો નજ કહી શકાય, તડકામાં ફરતાં આંખને તો સંપૂર્ણ છાંયો મળે તેવી જાતની ટોપીઓ કે પાઘડીઓ થવી જોઇએ, એ વિષે શંકા નથી.

આજના મધ્યમ વર્ગની સ્ત્રીઓ અને છોકરીઓની આંખે ચશ્મા વધતા જાય તેનું કારણ શું ? ખાસ કરીને નાની ઉમ્મરની શાળા ને કૉલેજોમાં ભણતી છોકરીઓ ચશ્મા લેવાની વધારે જરૂર પડે છે. તેનું કારણ એ છે કે ગામડાં કરતાં શહેરોમાં રહેત મધ્યમ વર્ગમાંની સ્ત્રીઓની સ્થિતિ સૌથી વધારે કફોડી થઇ પડી છે. મધ્યમ વર્ગમાંન છોકરીઓને શાળામાં જઇને અભ્યાસ કરવાનો હોય, ઘેર આવીને રાંધવાનું હોય, લીલોતરી જોવાનું તો તેના નસીબમાં હોય જ ક્યાંથી ? મેશ આંજે તો તો બીજી છોકરીઓ મશ્કર કરે. ખોરાક પણ સામાન્ય; એટલે ચારે બાજુથી શરીરનો ઘસારો જ થવાનો. ધૂણી એ ત આંખનો સૌથી મોટો શત્રુ છે.

આ રીતે તેમની આંખો વધારે ખરાબ થતી જાય છે. ઘણાં બાળકોને આંખની નબળાઇ વારસામાંથી જ મળે છે. તેવાં બાળકોની આંખની જો શરૂઆતથી સંભાળ રાખવામાં આવે તો એ અનિષ્ટ ઘણું ઓછું કરી શકાય.

[ " ગુજરાત સમાચાર "ની એક " જ્યોતિપૂર્તિ "માંથી

### રશિયાની નકલ

મૂળભૂત તત્ત્વો અને કલ્પનાની આપણને સાચી ઓળખ જ થતી નથી. આપણા પોષાકની પેઠે આપણા મતો અને કલ્પના અનુકરણના વાતાવરણમાં જન્મ પામે છે. તેથી તે આપણને ચોંટે છે, પણ આપણને બંધબેસતી થતી નથી. રશિયામાંથી ઈશ્વરને હાંકી કાઢવામાં સફળતા મળી છે એવું સાંભળીને આપણે તુરત નિરીશ્વરવાદી બનીએ છીએ, પરન્તુ ચર્ચમાં ભયને કારણે પ્રાર્થના માટે ન જનારો રશિયન લેનિનની સમાધિ સામે કલાકો સુધી ઘૂંટણભર બેસીને પ્રાર્થના કરવા જેટલો સરળ દીલનો છે, એ વાત આપણે સહેલાઈથી વિસરી જઈએ છીએ. ઈશુની જગ્યાએ લેનિન આવ્યો એટલો જ માત્ર ફેરફાર થયો. રામના મંદિરનો બહિષ્કાર કરીને કૃષ્ણની પૂજા કરવા માંડી છે, કે કાલી માતાની મૂર્તિનું ઉચ્ચાટન કરીને ત્યાં માતાની મૂર્તિ સ્થાપી, એ બધું સરખું જ છે. ઝારનો જુલમ નષ્ટ કર્યો, પણ તેને બદલે સ્ટેલિનનો જુલમ સ્વીકાર્યો. જૂના સરદારોને પગ હેઠળ કચડયા અને નવા ઊભા કર્યા. પણ વ્યવહારૂ દષ્ટિએ સ્ટેલીનશાહીમાં અને હિટલરશાહીમાં મૂળભૂત ફેરફાર કયો થયો તેનો વિચાર કોણ કરે છે ? હિંદી યુવકોનું પુસ્તકિયું જ્ઞાન એટલે અનુકરણની દષ્ટિ અને પોકળ સૃષ્ટિ !

### પરાયા ગુરુના ચેલા

પરન્તુ એટલી સંતોષની વાત છે કે આપણી નવમતવાદી સૃષ્ટિ સ્થિર પાયા પર ઊભી નથી અને ધુમાડાની પેઠે વિખરાઈ જવાનો સંભવ છે. લેનિનને ગુરુ કરવાની આપણે જેટલી તત્પરતા દાખવીએ છીએ તેટલી ત્વરાથી હિટલરને ચરણે માથું મૂકવાને પણ આપણે તૈયાર થઈ જઈએ છીએ. પારકો ગુરુ કોઈ પણ હોય તેને આપણે ચલાવીએ છીએ, માત્ર આપણું વેર છે આપણા દેશના ગુરુ તરફ ! ઘરની ડોસીને આપણે કાળ જેવી માનીએ છીએ, અને પારકા ઘરના આપણે ગુલામી વૃત્તિના કૂતરા બનીએ છીએ ! નામ જ માત્ર ધારણ કરીએ છીએ નવમતવાદી અને પ્રગતિશીલનું. આપણો નિરીશ્વરવાદી હિંદી યુવક, પરીક્ષામાં પાસ થવા માટે કે લગ્ન કરવા માટે બાધા રાખશે, અને સત્યનારાયણની પૂજા કરીને શીરાનો પ્રસાદ વહેંચશે ! બાપ કે દાદાની સંપત્તિ ઉપર આંખ માંડશે અને મૂડીવાદ વિરુદ્ધ ભાષણો ઝાડશે ! બાદશાહી વૃત્તિનો અને નવાબી મસ્તીનો એક વંશપરંપરાનો શ્રીમંત, આપણા દેશમાં સમાજવાદી પક્ષનો આદર્શ આગેવાન થઈને મહાલી શકે છે !

### નવમતવાદીઓનું સ્ત્રીસન્માન

નવમતવાદી જુવાનોનો સળવળાટ હાલમાં દેશમાં થઈ રહ્યો છે. નવમતવાદી એ નામનો બજારભાવ હાલમાં જનતામાં ઉતરી ગયો છે તેથી તેમણે પ્રગતિશીલ એવું નામ ધારણ કર્યું છે. બીજાઓની સ્ત્રીઓ–છોકરીઓ પર આંખો નચાવનારો, તેમને મોહમાં મથતો, તેમને જાતીય વિજ્ઞાનના ડોઝ પાઈને આડે માર્ગે દોરવા ઈચ્છનારો એ નવમતવાદી યુવક પોતાની સ્ત્રીને બીજાઓની બહેનના બુરખામાં ઢાંકી રાખતો હોય છે. તે જો પરપુરુષ સાથે બોલવાનો પ્રયત્ન ન કરે તો તેનો મિજાજ બરખેલાફ બની જાય છે. તેનું સ્ત્રીસન્માન ઘરને આંગણે નહિ, પણ ઘરના બારણાની બહાર પ્રકટ થાય છે ! તેનું કારણ એક જ છે. પાશ્ચાત્ય વિદ્યા ભણીને પણ તે વિદ્યાના સંસ્કાર તેના પર પડતા નથી, અને તે તેને બંધબેસતા થતા

નથી. વ્યક્તિસ્વાતંત્ર્યના જવલંત નામ હેઠળ જે સ્વૈરાચારી વિઘાતક મતોનું પ્રતિપાદન કરવામાં આવે છે, તેથી દેશને કાંઇ બહુ નુકસાન થતું નથી. કારણ કે તેઓ મનમાં ઔર અને કામમાં બેઢંગ હોય છે. સ્વાર્થ સાધવામાં જ તેમનો પરમાર્થ છુપાયલો હોય છે. જગત તેમને સારી પેઠે ઓળખી જાય છે એટલે પછી તેઓ કેટલુંક નુકસાન કરી શકે ?

## એ ' પ્રગતિશીલતા ' જુઓ !

આ પાશ્ચાત્ય મોહિનીનું અનિષ્ટ પરિણામ યુવકોની પેઠે યુવતીઓ ઉપર પણ થયું છે. સ્ત્રીસ્વાતંત્ર્ય અને અબળાઓની ઉન્નતિનાં ગપ્પાં મારનારી અને મહિલાવર્ગના હકોનું રક્ષણ કરવાનો દાવો મારનારી આ સુશિક્ષિત રમણી પોતાના જ ખુલ્લા સ્વાર્થ માટે બીજી સ્ત્રીના સંસારનો રંગપટ બેધડક લાત મારીને ઉડાડી દેવાને ખડે પગે તૈયાર રહે છે; માત્ર તેને તેવી તક મળે એટલી જ વાર હોય છે. પોતાના મોજશોખ પૂરા કરવાને શોક્યની ઉપર લગ્ન કરવા પ્રચ્છતી વિદુષીઓનો પાક આપણા દેશમાં વધુ ને વધુ ઉતરવા લાગ્યો છે. એવાં લગ્નોનું જાહેર અભિનંદન કરનાર નરપુરુષો અને નારીરત્નો આ દેશમાં જાહેર પ્રગતિશીલ વિચારોના અધ્વર્યુને નામે ખપે છે. આ નરરત્નો પૂર્વે ' વા ' એ અક્ષર ઉમેર્યો હોય તો તેમનું યથાર્થ વર્ણન થયું લેખાય. પાશ્ચાત્ય સંસ્કૃતિનાં મોજાં આ દેશમાં પરદેશમાંથી એકસરખાં ઉછળી આવે છે. " પ્રોગ્રેસીવ રાઇટર્સ એસોસીએશન " નીકળી કે તુરત આપણા દેશમાં પ્રગતિશીલ લેખકસંઘ જાગ્યો જ સમજવો. પરંતુ વિદ્વાનોની મશ્કરી ઉડાવવી, સમાજસેવકોની પજવણી કરવી, દેશભકતોનું અપમાન કરવું અને અણીને વખતે પોતાના ક્ષુલ્લક સ્વાર્થ માટે પોતાના પૂર્વપુરસ્કૃત મતને છોડી દેવો, એ જ કદાચ પ્રગતિશીલતા શબ્દનો હિંદી શબ્દકોશમાંનો અર્થ હશે.

## નવમતવાદીઓનાં રોદણાં

જેમની કર્તવ્યનિષ્ઠા શૂન્ય જેટલી, દેશસેવા પણ તેટલીજ અને સમાજસેવા તેથીય ઓછી, તેમણે શિવાજી મહારાજનું નામ શા માટે લેવું જોઇએ ? પાશ્ચાત્ય વિદ્યા અને સંસ્કૃતિનાં મોજાં આ દેશમાં મૂળ સ્વરૂપમાં પહોંચતાં જ નથી. અહીં વિકૃત સ્વરૂપમાં આવે છે. તેથીજ પૌર્વાત્યવિદ્યા, પ્રાચીન તત્ત્વજ્ઞાન અને હિંદી સંસ્કૃતિની આ દેશ ઉપરની છાપ ભુંસાતી નથી. પ્રાચીન હિંદી સંસ્કૃતિ ત્યાગ ઉપર ઉભેલી છે અને પરમાર્થ એ તેનું સાધ્ય છે. ત્યાગ કરતાં ભોગનું ઊતરતાપણું આ દેશમાં સર્વમાન્ય થએલું છે. સ્વાર્થસાધુ વિદ્વાનો કરતાં પરસેવારત મતિમંદ મનુષ્ય આ દેશમાં શ્રેષ્ઠ લેખાય છે. લોકોને ફસાવીને બનેલા શ્રીમંત કરતાં સત્યાધિષ્ઠિત ગરીબને જનતા અધિક માન આપે છે. તેથી જ પાશ્ચાત્ય વિદ્યાવિભૂષિત નવમતવાદી લેખાનારા યુવક-યુવતીઓની પ્રતિષ્ઠા આપણા દેશમાં ટકતી નથી અને એ પાણીમાં તેમના વાલ ચડતા નથી. પછી નવમતવાદી અથવા પ્રગતિશીલ કહેવાતા યુવક-યુવતીઓને લોકો માન આપતા નથી, એવાં રોદણાં તેમને રડવાં પડે છે. ગમે તેની સામે ભસવાથી પોતાની પ્રતિષ્ઠા વધશે એવી કલ્પનાથી તેઓ ભસવા લાગે છે, પણ હિંદી સમાજનો બાદશાહી હાથી એ ભસતા કૂતરા તરફ ઢૂકીને પણ જોતા નથી. તે શાંત રીતે પ્રગતિપથ ઉપર પોતાના ધ્યેય તરફ જ માર્ગક્રમણ કર્યા કરે છે.

[ તા. ૭-૫-૩૯ ના " પ્રજાબંધુ "માંથી ]

—✻—

# આવતા માસની કાર્યદિશા

૧ તમોએ વર્ગીકરણ ન કર્યું હોય તો રજા દરમ્યાન તે કરી નાખવા તજવીજ કરશો. આ કામ માટે પુસ્તકાલય વર્ગમાં તાલીમ પામેલા શિક્ષક ભાઈઓ પોતાની આજુબાજુનાં ગામડાંના તાલીમ પામ્યા સિવાયના ગ્રંથપાલોને પણ મદદ કરશે એવી આશા છે.

૨ વર્ગીકરણ કરતી વખતે આ પ્રમાણે અવશ્ય કરજો:—

(૧) પુસ્તકની પીઠે નીચેથી બે આંગળ છોડી પટ્ટી ચોઢવી. (૨) પુસ્તકના પૂંઠાની અંદરની બાજુએ પુસ્તકાલયનાં નામ છાપેલાં પત્તાં ચોઢવાં. (૩) પુસ્તકના છેવટના પૃષ્ઠની પાછલી બાજુએ પુસ્તક આપ્યાની તારીખ જણાવતું પત્તું ચોઢવું. (૪) પુસ્તકના મુખપૃષ્ઠની પાછલી બાજુએ પુસ્તક ખરીદ્યાની તારીખ, માસ, સન, નાખવો તથા કિંમત લખવી, તેમજ પુસ્તકનો રજીસ્ટર નંબર તથા વર્ગીકરણનો અક્ષર અને સંજ્ઞા લખવી. (૫) પુસ્તકના ૧૧, ૧૧૧, ૨૧૧, ૩૧૧ એ પૃષ્ઠો પર સિક્કા મારી પુસ્તકનો રજીસ્ટર નંબર તથા વર્ગ લખવો વગેરે જો બાકી હોય તો તે પણ પૂર્ણ કરવું.

૩ જૂથ મંડળમાં ત્રિમાહી નિવેદનો મોકલવા ચૂકશો નહિ.

૪ જુલાઈ આખર સુધીમાં માંગણી પ્રમાણેનાં મળી શકે તેટલાં બધાં પુસ્તકો મોકલવાની તજવીજ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ કરશે જ. માટે આ બાબતમાં પત્રવ્યવહાર કરી વિના કારણ ખર્ચ કરશો નહિ.

૫ જે પુસ્તકાલયોએ ચાલુ વર્ષના અંદાજમાં મંજૂર કરાવેલી પુસ્તકખરીદીની રકમમાંથી ખરીદવાનાં પુસ્તકોની યાદીઓ ન મોકલી હોય તેમણે અમારા તરફ તુર્ત મોકલવી. જુન સુધીમાં યાદીઓ નહિ આવશે તો અમારી પસંદગીનાં પુસ્તકો મોકલવામાં આવશે.

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.

વટહુકમ નં. ૫ સન ૧૯૩૮–૩૯

## વિષય

### પુસ્તકાલયોએ વર્ષમાં જુદે જુદે વખતે ખાતામાં મોકલવાનાં પત્રકો અને નિવેદનની નોંધ

રાજ્યનાં પુસ્તકાલયો તરફથી મંગાવવામાં આવતાં પત્રકો વખતસર આવતાં નથી. અને તેથી પત્રવ્યવહાર પુષ્કળ વધી પડે છે, તેમ જ પુસ્તકાલયના વહીવટમાં ખામી જણાઈ આવે છે. આનું મુખ્ય કારણ એ છે કે, કામ કરનાર ગ્રંથપાલો અને મંત્રીઓને પત્રો મોકલવાની ચોકકસ તારીખોની જાણ હોતી નથી. સબબ આ નીચે જણાવેલાં પત્રકો અને નિવેદનો કયારે મોકલવાનાં છે તેનું એક બોર્ડ બનાવી પુસ્તકાલયમાં રાખવું.

ઉપર પ્રમાણેના પત્રકરૂપે રાખેલી માહિતી પ્રમાણે હકીકત ખાતા તરફ મોકલાય છે કે નહિ તેની તપાસ જે તે સ્થળસીમાના રા. મહાલ શાળાધિકારી સા.એ તપાસણીમાં જોવું અને અપૂર્તતા જણાય તો તે તાત્કાલિક પૂરી કરાવી લેવા તજવીજ કરવી.

(૧) **ત્રિમાહી પત્રકો:**—ઑગસ્ટ, નવેમ્બર, ફેબ્રુઆરી અને મે માસની તારીખ પાંચ પહેલાં આ હકીકત મોકલવી જોઇએ.

(૨) **પાવતીઓ:**—ગ્રામ પુસ્તકાલયોએ દર વર્ષે પોતાના ખર્ચનાં હિસાબની પાવતીઓ દર વર્ષે ઑગસ્ટ માસની તા. ૧૦ મી પહેલાં ખાતામાં રજુ કરવા તજવીજ કરવી જોઇએ. આ હિસાબ સાથે મોકલાવેલી પાવતીઓ પર નાણુંખર્ચ રોજમેળના કયા પાન પર લખ્યો છે તે જણાવવું.

(૩) **કસ્બા પુસ્તકાલયનાં બીલો:**—દર ૭ માસે એટલે માહે જાનેવારી અને મેની તારીખ ૩૧ સુધીમાં ખાતામાં દાખલ થવાં જોઇએ.

(૪) **અંદાજપત્રકો:**—દર વર્ષે ઑગસ્ટની તા. ૩૧ સુધીમાં અંદાજપત્રક તૈયાર કરી ખાતા તરફ તેની બે પ્રતો મંજુરી માટે મોકલવી. મોડામાં મોડું ખાસ સંજોગો હશે તો ઑક્ટોબર સુધીમાં મોકલવાની પરવાનગી મળશે.

(૫) **વાર્ષિક નિવેદન:**—નિવેદનની હકીકત ઠરેલા નમૂનામાં ઑગસ્ટની તા. ૧૦ સુધીમાં મોકલી આપવા તજવીજ કરવી.

ઉપર પ્રમાણેની હકીકત જે તે પુસ્તકાલયે મોકલી આપવા તજવીજ કરવી.

મુ. વડોદરા
તા. ૪–૫–૩૯

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## સૂચના નં. ૪૪૧/૩ સને ૧૯૩૮-૩૯

# વિષય

## પુસ્તકાલય પ્રચારકો તરીકે નિમણુંક કર્યા બાબત

પુસ્તકાલયોની તપાસણીનું કામ કરનાર શિક્ષકોએ જે તે મહાલ મંડળના મંત્રી મારફત માગણી મોકલવા અત્રેથી સૂચના નં. ૪૪૧ તા. ૨૪-૧૧-૩૮ ની પ્રકટ કરવામાં આવેલી છે. તે પ્રમાણે માનદ પ્રચારકો તરીકે નીચે જણાવેલા ઇસમોની નિમણુંક કરવામાં આવે છે.

**મહાલનું નામ** — **પ્રચારકનું નામ અને ઠેકાણું**

### વડોદરા પ્રાંત

**વાઘોડીઆઃ**—(૧) પુરુષોતમ કુબેરભાઇ પંડયા, રવાલ તા. વાઘોડીઆ સા. પુ. ના મંત્રી

**વડોદરાઃ**—(૨) મહીજીભાઇ જેઠાભાઇ પટેલ, આજોડ તા. વડોદરા સા. પુ. ના મંત્રી અને મુખ્ય શિક્ષક આજોડ સા. મુ. શાળા.

**કરજણઃ**—(૩) છોટાલાલ નરભેરામ પંડ્યા, દેરોલી તા. કરજણ સા. પુ. ના મંત્રી અને મુખ્ય શિક્ષક દેરોલી સ. ગુ. શાળા.

### મહેસાણા પ્રાંત

**દહેગામઃ**—(૧) ભગવતપ્રસાદ મણિલાલ રાવળ કડવાડા તા. દહેગામ, સ. ગુ. શા. મુ. શિ.

**કલોલઃ**—(૨) છોટાલાલ ગોકળભાઇ ઉપ. શિ. મોજે પલિયડ, તા. કલોલ સ. ગુ. શાળા
( ભગવતપ્રસાદ મણિલાલ રાવળની બદલી કડવાડા તા. દહેગામ શાળામાં થવાથી આ ઇસમની નિમણુંક કરવામાં આવી છે. )

### નવસારી પ્રાંત

**માંગરોળઃ**—(૨) ભીખાભાઇ મનાભાઇ મુ. શિ. માંગરોળ સ. ગુ. શાળા

ઉપર પ્રમાણે જે તે મહાલના સામે જણાવેલા ઇસમોની માનદ પ્રચારક તરીકે નિમણુંક કરવામાં આવે છે. માટે જેમણે તેમણે તે પ્રમાણે કામ કરવાની તજવીજ કરવી.

સાર્વજનિક પુસ્તકાલય શાખા
વડોદરા
તા. ૮/૨૧ એપ્રિલ ૧૯૩૯

પું. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૪૪૧/૪ સને ૩૮–૩૯

### વિષય

### પુસ્તકાલય પ્રચારક તરીકે નિમણુંક કર્યા બાબત

પુસ્તકાલયોની તપાસણીનું કામ કરવા માટેની માગણીઓ મોકલવા આ તરફથી સૂચના નં. ૪૪૧, તા. ૨૪–૧૧–૩૮ ની કાઢેલી છે તે આધારે ખેરાળુ મિડલ સ્કૂલના ઉપ શિક્ષક ત્રિવેદી હીરાલાલ ભાઇશંકરની માગણી ખેરાળુ તાલુકામાં પ્રચારક તરીકે કામ કરવાની આવેલી તે ઉપરથી તેમની માગણી પ્રમાણે તેમને ખેરાળુ તાલુકાના માનદ પ્રચારકનું કામ કરવા નીમવામાં આવે છે. સદર બાબતનો હુકમ તેમને રૂબરૂમાં આપવામાં આવ્યો છે. તા. ૯ માહે મે સને ૧૯૩૯.

સાર્વજનિક પુસ્તકાલય શાખા, વડોદરા, તા. ૯ એપ્રિલ ૧૯૩૯ — પું. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
વ્યવસ્થાપક
પુસ્તકાલય ખાતું

---

## સૂચના નં. ૪૬૧ સન ૧૯૩૮–૩૯

### વિષય

### ફરતા પુસ્તકાલયની પેટીઓ માટે એક માસ સુધી માગણી ન કરવા બાબત

ફરતા પુસ્તકાલયનાં પુસ્તકોનું કાર્ડ કેટલોગ બનતું હોવાથી હાલ તુર્ત તા. ૧૫–૫–૩૯ થી એક માસ સુધી પુસ્તકોની પેટીઓ મોકલવાનું કામ બંધ રાખવામાં આવ્યું છે. માટે આ સંબંધમાં કોઇએ પેટીઓ માટે માગણી કરવી નહિ. માગણી આવશે તે રાખી મૂકવામાં આવશે અને જેને તેને તા. ૧૫–૬–૩૯ પછી પેટીઓ મોકલવામાં આવશે. માટે આ સંબંધમાં ઉઘરાણી કરી નાહક ખર્ચ કરવો નહિ.

વડોદરા, તા. ૯–૫–૧૯૩૯

ઉ. મો. પટેલ
અવેજી વ્યવસ્થાપક
પુસ્તકાલય ખાતું

---

## સૂચના નંબર ૪૬૨ સન ૧૯૩૮–૩૯

### વિષય

### ફરતા પુસ્તકાલય શાખાનાં નવીન પુસ્તકો બાબત.

સૂચના નં. ૪૩૭ તા. ૭–૧૧–૩૮ અનુસંધાનમાં જણાવવાનું કે ફરતા પુસ્તકાલયના ઉપયોગ માટે માહે નવેમ્બર ૧૯૩૮ થી માહે એપ્રિલ સન ૧૯૩૯ સુધીમાં નીચેનાં પુસ્તકોનો વધારો કરવામાં આવ્યો છે.

| લેખક | પુસ્તકનું નામ | સાલ |
|---|---|---|
| | **ગુજરાતી** | |
| ધામી મો. સુ. | પ્રિયતમા | ૧૯૩૮ |
| પારેખ નગીનદાસ | નૌકાડૂબી | સં. ૧૯૯૪ |
| સોની રમણલાલ | નવીના | ૧૯૩૮ |
| પટેલ મહીજીભાઇ કા. | ગ્રામદેવતા | ૧૯૩૬ |
| રાયચુરા ગો દા. | કુલદીપક | ૧૯૩૮ |
| ધામી મો. સુ. | પરણ્યા પહેલાં | ૧૯૩૮ |
| શુકલ અંબાલાલ ડી. | મૃત્યુનું રહસ્ય | ,, |
| શ્રીશકિત ગ્રંથમાળા | આનંદમઠ ભૂમિમાતા | ,, |
| પાઠ્યા મૂળશંકર | ઉંબર બહાર | ,, |
| આચાર્ય ગુણવંતરાય | દરિયાલાલ | ,, |
| ભટ્ટ મોહનલાલ દ. | દિગંત | ,, |
| કવિ નાનાલાલ દ. | પુણ્યકથા અથવા પાળપાળનાંપાણી | ૧૯૩૭ |
| ગાંધી ભોગીલાલ | દત્તા | ,, |
| ગાંધી મોહનદાસ ક. | કેળવણીનો કોયડો | ૧૯૩૮ |
| દલાલ રમણીકલાલ જ. | જંગીઝખાન | ,, |
| સોની રમણલાલ | અનુરાધા | ,, |
| દેસાઇ મગનભાઇ પ્ર. | અપંગની પ્રતિભા | ,, |
| શાહ ધીરજલાલ ટો. | વિમળશાહ | ૧૯૩૫ |
| નાનાભાઇ | પાંચાળી | ૧૯૩૭ |
| ,, | ભીમસેન | ,, |
| ,, | યુધિષ્ઠિર | ૧૯૩૮ |
| | દ્રોણ અશ્વત્થામા | ,, |
| | ભીષ્મ | ૧૯૩૭ |
| | રાવણ | ૧૯૩૮ |

| લેખક | પુસ્તકનું નામ | સાલ |
|---|---|---|
| નાનાભાઇ | હનુમાન-વિભીષણ | ૧૯૩૮ |
| ,, | સીતા | ૧૯૩૫ |
| ,, | ભરત-લક્ષ્મણ | ૧૯૩૮ |
| ,, | કૈકયી-મંદોદરી | ૧૯૩૬ |
| દવે જુગતરામ | ગાંધીજી | ૧૯૨૯ |
| ભટ્ટ. ચંદ્રશંકર મ. | હિતોપદેશની વાર્તાઓ ભા. ૧ | ૧૯૩૨ |
| ,, | ,, ભા. ૨ | ,, |
| મજમુદાર મું. ર. | સુધન્વા | ,, |
| મજમુદાર સૌ. મનોરમા | હરિશ્ચંદ્ર | ૧૯૩૩ |
| દેસાઇ. કાળીપ્રસાદ ધ. | બલિરાજા | ૧૯૩૪ |
| મજમુદાર ભગીરથ | ભગીરથ | ,, |
| ખાનસાહેબ ૪. પ્રા. | ચંદ્રહાસ | ૧૯૨૭ |
| ચોકસી નાજુકલાલ નં. | ધ્રુવ | ૧૯૩૩ |
| મજમુદાર શ્રીમતી બાલા | એકલવ્ય | ૧૯૩૪ |
| કાટાવાળા હ. દા. | ટચુકડી સો વાતો ભા. ૧ | ૧૯૨૭ |
| ,, | ટચુકડી બીજી સો વાતો | ૧૯૨૬ |
| ,, | ,, ત્રીજી સો વાતો | ૧૯૨૫ |
| ,, | ,, છઠ્ઠી સો વાતો | ૧૯૩૨ |
| શાહ રમણલાલ ના. | બભ્રુવાહન | ૧૯૩૬ |
| વહોરા રસૂલભાઇ ન. | કિશોર ચરિત્રમાળા | |
| | ગુચ્છ ૨ ખંડ ૧ | ૧૯૩૮ |
| ,, | ગુચ્છ ૨ ખંડ ૨ | ૧૯૩૮ |
| ,, | કુમારી હેલન | ,, |
| મેઘાણી ઝવેરચંદ | અપરાધી | ,, |
| નાયક યશવંતરાય ગુ. | સૃષ્ટિવિજ્ઞાન | ,, |
| પટેલ શંકરભાઇ સોમાભાઇ | નૂતન બાળપોથી | ,, |
| નાયક યશવંતરાય ગુ. | આરોગ્યવિજ્ઞાન | ,, |

| | | |
|---|---|---|
| પુરાણી અંબાલાલ | યોગસાધનના પા. | .... |
| જાગીરદાર છોટાલાલ ડા. | ઉંધિયું | ૧૯૨૮ |
| ઠાકોર વૈકુંઠ મો. | આપણે ભજવીએ | " |
| રંગ અવધૂત | ઉપનિષદોની વાતો | ૧૯૨૪ |
| માસ્તર કરીમ મહમદ | ગુજરાતના મુસલમાનો | ૧૯૩૮ |
| પુરાણી છોટાલાલ બાળકૃષ્ણ | માનવશરીરવિક્રમ | " |
| ધૂમકેતુ | જીવનચક્ર | ૧૯૩૬ |
| અનામી | કાવ્યસંહિતા | ૧૯૩૮ |
| દલવાડી પૂંજાલાલ | પારિજાત | " |
| પુરાણી અંબાલાલ બા. | પૂર્ણયોગ નવનીત | " |
| પ્રકાશમ્ | દશમી | " |
| કર્ણિક માધવરાવ ભા. | ચરિત્રહીન | " |
| મધુકર | મુક્તિ | " |
| શાહ શાંતિલાલ | શુભદા | " |
| કાળે. એક. એસ. | સોયાબીન્સ | " |
| વૈદ્યરાજ મૂળજીભાઇ શ. | શ્રી સ્વામીનારાયણચરિત્ર ચિંતામણિ | " |
| શાસ્ત્રી શંકરલાલ ગં. | સાહિત્યને ઓવારેથી | " |
| પટેલ માધવલાલ ભા. | સ્ટીમ ટરબાઇન એન્જિનીઅર હેન્ડબુક ભા. ૧–૨–૩ | " |
| દવે વિ. ચ. | ગૃહવિધાન | " |
| પંડિત સુંદરલાલ | ભારતમાં અંગ્રેજી રાજ્ય ભા. ૧ | " |
| " | " ભા. ૨ | ૧૯૩૯ |
| પંડયા નાં અ. | રઘુવંશ | ૧૯૩૭ |

| | | |
|---|---|---|
| દાણી લક્ષ્મીદાસ | એડોલ્ફ હીટલર | ૧૯૩૫ |
| પંડયા ના. ચી. | કુમારસંભવ | ૧૯૩૬ |
| કવિ વલ્લભજી સુંદરજી | નરોત્તમ બાલબ્રંથવળી | ૧૯૯૪ |
| | **मराठी** | |
| केळुसकर, अ. सी. | स्नेहप्रभा | १९३८ |
| साठे, श्री शंकर कराची | कांजवे | १९३७ |
| सावरकर दे. वि. दामोदर | संगीत उःशाप नाटक | १९२७ |
| तेलंग, इंदिरा | भावनातरंग | १९२८ |
| खांडेकर, वि. स. | फुले आणिं दगड | १९३८ |
| | **અંગ્રેજી** | |
| Delafield, E. M. | Nothing is Safe. | 1937 |
| Louis, Broomfield | Rains Came | 1938 |
| Roberts Kenneth | North west Passage | 1938 |
| Cronin, A. G. | Citadel | 1938 |
| Cole, W. E. | Recent Trends in Rurl Planning | 1937 |
| De Kobra M. | Blood and Cavrare | 1937 |
| Lewis Sinclair | Prodigal Parents | 1938 |
| Aldington R. | Very Heaven | 1938 |
| Wheelar, J. L. | Library and the Community | 1924 |
| Kapasi Bhikhalal | B. Mass. Uplift (Anglo Guj. Bulletin no. 4–5). | |

ઉપર પ્રમાણેનાં પુસ્તકોની માગણી જે ફરતા પુસ્તકાલય દ્વારા કરવામાં આવશે તેમને બને તેટલી વહેલી તકે પૂરી પાડવામાં આવશે. સબબ આ બાબતની માગણી કરવા પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ લેતી સંસ્થાઓ અને વ્યક્તિઓને ભલામણ કરવામાં આવે છે.

વડોદરા
તા. ૮–૫–૩૯

મૂ. મા. પરીખ

ઉ. મો પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં પુસ્તકોની યાદી નંબર ૬૨ સને ૧૯૩૮–૩૯.

| પુસ્તકનું નામ | ગ્રંથકર્તાનું નામ | કિંમત | કદ | વર્ષ | પૃષ્ઠ | બાંધણી | પ્રકાશકનું ઠેકાણું |
|---|---|---|---|---|---|---|---|
| સાધ્ય સંગીત | કોલક | ૧– ૪–૦ | ૧૬° | ૧૯૩૬ | ૧૧૪ | કાચી | મેનેજર, માધુરી કાર્યાલય, વિલે પારલે. |
| રસાયણ શાસ્ત્રાતીલ નવલકથા ( મરાઠી ) | રા. ના. ભાગવત | ૧– ૪–૦ | ૧૨° | ૧૯૩૮ | ૧૪૫ | પાકી | કા. મ. તામ્હનકર, નવભારત પ્રકાશન સંસ્થા મુંબઈ ૪ |
| અખંડ યૌવન અથવા આરોગ્યમય જીવનકથા | ડૉ. રવિશંકર ગણેશજી અંજારિયા | ૧– ૮–૦ | ૧૬° | ૧૯૯૪ | ૧૮૪ | ,, | કર્તા માંગરોળ, કાઠિયાવાડ |
| ગુર્જર બાલગ્રંથાવલિનાં પુસ્તકો વર્ષ ૨ જું | સંપાદક રમણલાલ નાનાલાલ શાહ | | | | | | શંભુલાલ જગશી શાહ ગૂર્જરગ્રંથરત્ન કાર્યાલય ગાંધી રસ્તો, અમદાવાદ |
| ૧ અંતરનાં અજવાળાં | | ૦– ૫–૦ | ,, | ૧૯૯૪ | ૬૪ | કાચી | |
| ૨ કૂતરાંની કહાણી | | ૦– ૮–૦ | ,, | ૧૯૯૧ | ,, | ,, | |
| ૩ ગરવી ગુજરાત | | ૦– ૭–૦ | ,, | ,, | ૯૨ | ,, | |
| ૪ જગતના જંગલમાંથી | | ૦– ૫–૦ | ,, | ,, | ૭૮ | ,, | |
| ૫ કીર્તિમંદિર | | ૦– ૬–૦ | ,, | ૧૯૯૨ | ૫૧ | ,, | |
| ૬ વાઘની બોડમાં | | ૦– ૬–૦ | ,, | ,, | ૭૪ | ,, | |
| ૭ વિજ્ઞાનવિનોદ | | ૦– ૫–૦ | ,, | ,, | ૬૨ | ,, | |
| ૮–૯ નાનકડી વાતો | | ૦– ૬–૦ | ,, | ,, | ૭૩ | ,, | |
| ૧૦–૧૧ કથાગીતો | | ૦– ૬–૦ | ,, | ,, | ૬૮ | ,, | |
| ૧૨ વાનરપુરાણ | | ૦– ૬–૦ | ,, | ૧૯૯૩ | ૬૪ | ,, | |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| જનપદ | | | | | | | |
| ગુર્જર બાલગ્રંથાવલી વર્ષ ૨ જાનું ભેટ પુસ્તક | મનુભાઇ જોધાણી | ૦–૧૨–૦ | ૧૬° | ૧૯૩૬ | ૧૧૨ | કાચી | સદર |
| ગુર્જર બાલગ્રંથાવલિનાં પુસ્તકો વર્ષ ૩ જું | સંપાદક રમણલાલ નાનાલાલ શાહ | | | | | | |
| ૨ શિકારકથાઓ | | ૦– ૮–૦ | ,, | ૧૯૩૭ | ૯૫ | ,, | સદર |
| ૩ રમકડાં | | ૦– ૬–૦ | ,, | ,, | ૬૨ | ,, | |
| ૪ ભવ્ય જગત | | ૦–૧૦–૦ | ,, | ૧૯૩૮ | ૧૦૩ | ,, | |
| ૫–૬ પક્ષીમિત્રો | | ૦– ૫–૦ | ,, | ,, | ૬૫ | ,, | |
| ૭ તુલસીદાસ | | ૦– ૩–૦ | ,, | ,, | ૪૧ | ,, | |
| શરદ્ચંદ્ર ચટ્ટોપાધ્યાયકૃત પથેર દાબી (પૂર્વાર્ધ-ઉત્તરાર્ધ) | દયાશંકર ભ. કવિ ( અનુવાદક ) | ૨– ૮–૦ | ,, | ૧૯૩૯ | ૨૮૬ | પાકી | એન. એમ. ઠક્કરની કંપની, બુકસેલર્સ એન્ડ પબ્લિશર્સ ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨. |
| બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયકૃત કપાલ કુંડલા ( પૂર્વાર્ધ ) | રમણલાલ નાનાલાલ શાહ ( અનુવાદક ) | ૧–૧૨–૦ | ,, | ,, | ૧૮૩ | ,, | સદર |
| નવી બાળપોથી | સૌ. ગંગુબાઇ પટવર્ધન | ૦– ૨–૦ | ૮° | ,, | ૩૬ | કાચી | કર્તા, દાંડિયા બજાર વડોદરા |
| All India Posts & R. M. S. Recruitment Examination Guide Parts I–II & III together. | C. B. D. Shah (Postal Department) & M. M. Shah M. A. | 1– 8-0 | 16° | 1938 | 180 | ,, | Author, S. P. M. Goyagate, Baroda |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| બકોર પટેલની વાતો ૯ | શ્રી હરિપ્રસાદ વ્યાસ | ૦–૫–૦ | ૮° | ૧૯૩૮ | ૨૪ | કાચી | ગાંડીવ સાહિત્ય મંદિર, હવાડિયા ચકલો–સુરત |
| ,, ૧૦ | ,, | ૦–૫–૦ | ,, | ,, | ૨૪ | ,, | |
| ,, ૧૧ | ,, | ૦–૪–૦ | ,, | ,, | ૨૪ | ,, | |
| શેક્સપીઅરનાં કથાનકો ભા. ૨ | રમણલાલ નાનાલાલ શાહ | ૧–૦–૦ | ૧૬° | ૧૯૩૯ | ૧૬૦ | ,, | બાલજીવન કાર્યાલય બાજવાડા–વડોદરા |
| અટકચાળાં વાંદરાં (બાલજીવન ક્રમિક વાર્તામાળા પુ. ૧) | સદર | ૦–૬–૦ | ,, | ,, | ૮૪ | પાકી | સદર |
| સહેલી વાતો (બાલજીવન ક્રમિક વાર્તામાળા પુ ૨.) | સદર | ૦–૪–૦ | ,, | ,, | ૫૬ | કાચી | સદર |
| શેરનો-વેપાર | બળુભાઈ પારેખ | ૦–૮–૦ | ,, | ૧૯૯૪ | ૭૭ | ,, | બલદેવદાસ પુરુષોત્તમદાસ પારેખ-ત્રિભોવન ભાણજી, બંગલો ભાવનગર |

સાર્વજનિક પુસ્તકાલય શાખા
વડોદરા તા. ૨૨ એપ્રિલ ૧૯૩૯

પું. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## સૂચના નંબર ૪૬૭ સને ૧૯૩૮-૩૯

## વિષય

### વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં સામયિકો

| ક્રમાંક | નામ | પ્રકાર | વાર્ષિક લવાજમ | ઠેકાણું |
|---|---|---|---|---|
| ૧ | કર્મભૂમિ | અઠવાડિક | ૩-૦-૦ | વિઠ્ઠલદાસ નાગરદાસ પટેલ, તંત્રી અને પ્રકાશક, "કર્મભૂમિ" ખેડા. |
| ૨ | અંત્યજ પત્રિકા | માસિક | ૧-૦-૦ | મથુરદાસ મ. વિરોલા, તંત્રી "અંત્યજ પત્રિકા માસિક" મુ. ભાદરણ. |
| ૩ | પ્રગતિ | " | ૧-૮-૦ જાહેર સંસ્થા માટે | ચંદુલાલ રણછોડલાલ પંડિત, તંત્રી, " પ્રગતિ " માસિક ઠે. રાયપુર ચકલા મુ. અમદાવાદ. |

પુસ્તકાલય ખાતુ,
સાર્વજનિક પુસ્તકાલય શાખા
વડોદરા, તારીખ ૬ માહે મે ૧૯૩૯

પું. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ.
મદદનીશ વ્યવસ્થાપક

---

## વટહુકમ નં. ૬ / ૧૯૩૮-૩૯

## વિષય

### પુસ્તકાલયોએ કયાં રજીસ્ટર રાખવાં તે બાબત.

**વટહુકમ કાઢવાનું કારણ.** કસ્બા તથા ગ્રામપુસ્તકાલયોમાં કયાં કયાં પત્રકો રાખવાં જોઇએ, એ સંબંધી ખાતા તરફથી સરક્યુલર નં. ૩ અને ૪ ( એકીકરણ ભા. ૧ ) પ્રસિદ્ધ થયેલા છે. ત્યારબાદ કેટલાંક નવીન પત્રકોનો ઉમેરો પણ થયો છે. વળી એકીકરણ ભા. ૧ લાની પ્રતો ખલાસ થઇ ગયેલી હોવાથી છેલ્લાં ચારેક વર્ષમાં નવીન ઉઘડેલાં પુસ્તકાલયોને મળી નથી, જેથી આ સબંધી માહિતી તે સ્થળોના ગ્રંથપાલ કે મંત્રીઓને પૂરતા પ્રમાણમાં હોતી નથી. પુસ્તકાલયના દફતરના વ્યવસ્થિતપણા ઉપર ખાસ લક્ષ આપવાની જરૂર હોવાથી સરક્યુલર નં. ૩ અને ૪ રદ કરી આ વટહુકમ નવેસર કાઢવામાં આવ્યો છે. આ વટહુકમમાં જે તે પત્રકો કેટલી મુદત રાખવાં તે નક્કી ઠરેલું હોવાથી એકીકરણ ભા. ૧ લાનો સરક્યુલર નં. ૫૨ પણ રદ છે, એમ સમજવું; અને આ વટહુકમમાં જણાવ્યા પ્રમાણે દફતરના રેકોર્ડ સંબંધી વ્યવસ્થા રાખવી.

[ સાંધણ ટાઇટલ પેજ ત્રીજા પર ]

# પુસ્તકાલય


લવાજમ :
દેશમાં વાર્ષિક રૂા. ૩–૮–૦
પરદેશમાં ,, રૂા. ૫–૦–૦
છુટક નકલ રૂા. ૦–૬–૦

તંત્રીઓ :
નં નાભાઇ ચન્દ્રશેખર દીવાનજી
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

: વ્યવસ્થાપક :
વાઘજીભાઈ નારણભાઇ અમીન
બી કૉમ
મંત્રી, પુ. સ. સ. મં. લિ
રાવપુરા ...વડોદરા




## સૂચના નંબર ૪૬૩ સને ૧૯૩૮-૩૯

## વિષય

### વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં સામયિકો

| ક્રમાંક | નામ | પ્રકાર | વાર્ષિક લવાજમ | ઠેકાણું |
|---|---|---|---|---|
| ૧ | કર્મભૂમિ | અઠવાડિક | ૩-૦-૦ | વિઠ્ઠલદાસ નાગરદાસ પટેલ, તંત્રી અને પ્રકાશક, "કર્મભૂમિ" બોદા. |
| ૨ | અંત્યજ પત્રિકા | માસિક | ૧-૦-૦ | મથુરદાસ મ. વિરોલા, તંત્રી "અંત્યજ પત્રિકા માસિક" મુ. ભાદરણ. |
| ૩ | પ્રગતિ | ” | ૧-૮-૦ જાહેર સંસ્થા માટે | ચંદુલાલ રણછોડલાલ પંડિત, તંત્રી, " પ્રગતિ " માસિક ઠે. રાયપુર ચકલા મુ. અમદાવાદ. |

પુસ્તકાલય ખાતુ,
સાર્વજનિક પુસ્તકાલય શાખા
વડોદરા, તારીખ ૬ માહે મે ૧૯૩૯

પુ. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ.
મદદનીશ વ્યવસ્થાપક

---

## વટહુકમ નં. ૬ / ૧૯૩૮-૩૯

## વિષય

### પુસ્તકાલયોએ કયાં રજીસ્ટર રાખવાં તે બાબત.

કસબા તથા ગ્રામપુસ્તકાલયોમાં કયાં કયાં પત્રકો રાખવાં જોઇએ, એ સંબંધી ખાતા તરફથી સરક્યુલર નં. ૩ અને ૪ ( એકીકરણ ભા. ૧ ) પ્રસિદ્ધ

વટહુકમ કાઢવાનું કારણ. થયેલાં છે. ત્યારબાદ કેટલાંક નવીન પત્રકોનો ઉમેરો પણ થયો છે. વળી એકીકરણ ભા. ૧ લાની પ્રતો ખલાસ થઇ ગયેલી હોવાથી છેલ્લાં ચારેક વર્ષમાં નવીન ઉઘડેલાં પુસ્તકાલયોને મળી નથી, જેથી આ સબંધી માહિતી તે સ્થળોના ગ્રંથપાલ કે મંત્રીઓને પૂરતા પ્રમાણમાં હોતી નથી. પુસ્તકાલયના દફતરના વ્યવસ્થિતપણા ઉપર ખાસ લક્ષ આપવાની જરૂર હોવાથી સરક્યુલર નં. ૩ અને ૪ રદ કરી આ વટહુકમ નવેસર કાઢવામાં આવ્યો છે. આ વટહુકમમાં જે તે પત્રકો કેટલી મુદત સુધી રાખવાં તે નક્કી કરેલું હોવાથી એકીકરણ ભા. ૧ લાનો સરક્યુલર નં. ૫૨ પણ રદ છે, એમ સમજવું; અને આ વટહુકમમાં જણાવ્યા પ્રમાણે દફતરના રેકોર્ડ સંબંધી વ્યવસ્થા રાખવી.

[ સોંપણ ટાઇટલ પેજ ત્રીજા ૫૨ ]

૩૭

# પુસ્તકાલય


લવાજમ
દેશમાં વાર્ષિક રૂા ૩-૮-૦
પરદેશમાં „ રૂા. ૫-૦-૦
છુટક નકલ રૂા ૦-૬-૦

તંત્રીઓ
મનાભાઇ ચંદ્રશેખર દીવાનજી
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

વ્યવસ્થાપક
વાઘજીભાઈ નારણભાઇ અમીન
બી કૉમ
મંત્રી, પુ સ સ મં. લિ
રાવપુરા વડોદરા




# અનુક્રમણિકા


| વિષય | લેખક | પૃષ્ઠાંક |
|---|---|---|
| ગ્રંથ ગૌરવ ( કાવ્ય ) ... ... | શ્રી. મજલાલ ૭. જોષી ... | ૪૫૭ |
| સત્કાર ( કાવ્ય ) ... ... | શ્રી. ખીમજીભાઇ ટી. ઠાકર | ૪૫૮ |
| હિતચિંતક ( કાવ્ય ) ... ... | શ્રી. ધૈર્યચંદ્ર ર. બુદ્ધ ... | ૪૫૮ |
| આવરણના થર ... ... | શ્રી. અરવિંદ ... ... | ૪૫૯ |
| પુસ્તકાલયના મંત્રીઓને... ... | શ્રી. મોતીલાલ હીરાલાલ દવે | ૪૬૧ |
| ગ્રંથપ્રભાવ ( કાવ્ય ) ... ... | શ્રી. રમણકાન્તા પાઠક ... | ૪૬૨ |
| મહાન રાષ્ટ્રીય પુસ્તકાલય ... | શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર | ૪૬૩ |
| મહાલ પુ૦ પરિષદોના હેવાલો ... ... ... ... ... | | |
| ( ૧ ) કરજણ મહાલ દ્વિતીય પુ૦ પરિષદ ... ... ... | | ૪૬૪ |
| ( ૨ ) દામનગર મહાલ પ્રથમ „ „ ... ... ... | | ૪૬૬ |
| ( ૩ ) ખેરાળુ મહાલ બીજી „ „ ... ... ... | | ૪૭૪ |
| ( ૪ ) શિનોર મહાલ ચોથી „ „ ... ... ... | | ૪૭૫ |


## આવતા અંકે વાંચો :

પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ સાહેબે લખેલો લેખ : "મફત સાર્વજનિક પુસ્તકાલયોનું કર્તવ્ય ક્ષેત્ર."


| | |
|---|---|
| પુસ્તકપરિચય ... ... ... ... ... ... ... | ૪૮૨ |
| નર્તન કાલ ... ... ... ... ... ... ... | ૪૮૯ |
| પુસ્તકોનો પરિચયસંગ્રહ ... ... ... ... ... | ૪૯૦ |
| મંસિકો મળ્યા તારીખ ... ... ... ... ... ... | ૪૯૩ |
| શું વાંચશો ? ... ... ... ... ... ... ... | ૪૯૪ |
| પુસ્તકાલય નોંધ ... ... ... ... ... ... | ૪૯૮ |
| પુસ્તકાલયોની તપાસણી ... ... ... ... ... | ૫૦૪ |
| ઉદ્ઘાટન અને અનાવરણના પ્રસંગનો વૃત્તાંત... ... ... ... | ૫૦૫ |
| સન ૧૯૩૮–૩૯ ના પુ૦ શિક્ષણવર્ગો ... ... ... ... | ૫૦૬ |
| આવતા માસની કાર્યદિશા ... ... ... ... ... | ૫૦૯ |
| પુસ્તકાલય ખાતાની સૂચનાઓ, વટહુકમો વગેરે ... ... ... | ૫૦ |


---

"ભારતમેં અંગ્રેજી રાજ્ય" તા. ૯ જુન ૧૯૩૯ ના 'ફૂલછાબ'માં નીચે પ્રમાણે જાહેરાત પ્રસિદ્ધ થઇ છે:—

"શેઠ હાથીભાઇ ગલાલચંદ તરફથી આ પુસ્તક સાર્વજનિક વાચનાલયોને મફત આપવાની વ્યવસ્થા થઇ છે. 'વેપાર' ૧૦૯, પારસી બજાર સ્ટ્રીટ કોટ મુંબઇ, એ સરનામે કોઇ લાયબ્રેરી અરજી કરશે તો તે પુસ્તક મોકલવામાં આવશે.

# પુસ્તકાલય

પુસ્તક ૧૪ મું | જુન-૧૯૩૯ | અંક ૬ ઠ્ઠો


## ગ્રંથગૌરવ

સાચી શોધે પરમ પુરુષે જ્ઞાનને મેળવ્યું છે,
ને સૃષ્ટિના અનુભવ થકી જિંદગીમાં ભર્યું છે.

જેના તેજે જીવન વિકસી સંકટો સૌ વિનાશે,
એવાં સૂત્રો અદ્‌ભુત ખરે ! જ્ઞાનગ્રંથે પ્રકાશે.

જે સિદ્ધાંતે મનુજહિત ને ધ્યેય સાચાં સમાયાં,
સંશોધી એ સરવ જનને આપવા ગ્રંથ ગૂંથ્યાં.

આહા ! કેવી અનુપમ ભરી જ્ઞાનસમૃદ્ધિ ભારે,
પીતાં જેને હૃદય ભરતાં માનવી ના ધરાયે.

આ સંસારે અધિકજન તો જ્ઞાન-સંસ્કારહીણાં,
દુઃખો માંહી હડધુત થતાં આથડે પંથભૂલ્યાં.

વિશ્વે તેને તિમિર સઘળું ભાસતું સર્વ સ્થાને,
ગ્રંથો એના દીપક થઈને પંથ સાચો બતાવે.

છે ગ્રંથો આ અવનિ ઉપરે દેવ સાક્ષાત મૂર્તિ,
જેના ધ્યાને પરમ સુખને પામતાં થાય તૃપ્તિ.

મગનલાલ છ. જોશી

## સત્કાર

આવો હો વટપુરના જ્ઞાનગ્રંથ ગાયકો
ઉરના ઉલ્લાસથી વધાવીએ જીરે, આવો હો૦

ભારતની કુંજમાં જ્ઞાનભરી ગુર્જરી
શાણા સયાજીની સોહાવીએ જીરે, આવો હો૦

નિર્મળ સ્વાતંત્ર્યને સુજાવતાં સુપુસ્તકો
વાંચીને વિશ્વને વંચાવીએ જીરે, આવો હો૦

વારિ ને ક્ષીરસત્વ જાણે જ્યમ હંસલા
ગ્રંથનાય દુગ્ધપાન માણીએ જીરે, આવો હો૦

શારદનાં સૌખ્યભર્યાં સર્જાવી ગામડાં
માડીનાં દુઃખને મીટાવીએ જી રે, આવો હો૦

સેવા સુરંગ સાથ શિક્ષકના સાજમાં
હિંદના સુપુત્ર ધર્મ લાણીએ જીરે,
આવો હો વટપુરના જ્ઞાનગ્રંથ ગાયકો.

—ખીમજીભાઈ ટી. ઠાકર

—✠—

## હિતચિંતક

હિતચિંતક મ્હારાં વ્હાલાં એ પુસ્તકો,
કરૂં ન તમને હૃદય થકી કદી દૂર જો;
હિંમત ને આશાનાં દેનારાં સદા,
ચાહું તમને મ્હારાં પ્રેરક પૂર જો. હિતચિંતક૦ ૧

વાચન પ્યારૂં કદી ન ચૂકું કામમાં,
મળે ભલે કદિ મોટાં એ મહારાજ્ય જો;
સત્યોનાં સત્યોને હું કદિ ના તજું
એવાં મ્હારાં પ્રેરક સૂત્રો પુસ્તકો. હિતચિંતક૦ ૧

આત્માનાં ચેતન એ મ્હારાં પુસ્તકો,
મિત્રો મ્હારા પરમ પુનિત એ પ્રાણ જો;
જીવનનો આધાર સદાએ છો તમે,
કદી કરૂં નહિ દૂર હવે નિર્માણ જો. હિતચિંતક૦ ૨

ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ

# આવરણના થર

કોણ જાણે કેમ, પણ મારી એક ટેવ છે કે, જ્યારે કોઈ પણ ગામે હું જાઉં છું ત્યારે પહેલવહેલી હું એક ખાસ પૂછપરછ જેને ત્યાં જાઉં તેની સાથે કરું છું, અને તે એ કે " આ ગામમાં કોઇ પુસ્તકાલય કે વાચનાલય છે કે નહિ ? " નકારાત્મક શબ્દ સાંભળતાં મને નિરાશા ઉપજે છે, જ્યારે હકાર સાંભળતાં મારું મન પ્રફુલ્લ બને છે અને પછી બપોર પછીના સમયે હું એ પુસ્તકાલય વા વાચનાલયમાં અવશ્ય જાઉં છું અને ત્યાંની વ્યવસ્થા વગેરે વિષે ત્યાંના ગ્રંથપાલને પૂછપરછ કરું છું.

***

એક વખત મારી તબિયત ખૂબ લથડી જતાં મારે ......ગામ હવાફેર માટે જવાનું થયું. આમેય તબિયત તો સારી નહોતી, છતાં મારી હંમેશની ટેવે, જેને ત્યાં હું હવાફેર માટે જનાર હતો તેને પૂછપરછ કરાવી કે " તમારા ગામમાં પુસ્તકાલય વા વાચનાલય છે કે નહિ ? ન હોય તો હું મારું ભાથું સાથે લેતો આવું ! " મને હકારાત્મક ઉત્તર મળ્યો. ત્યાં જવાનો મારો આશય આરામ લઇ તબિયત સુધારવાનો હતો, છતાં કોઈ વ્યસનીને પોતાના વ્યસન વિના ચેન પડે નહિ તેમ મને પણ વાચન વિના ચેન નહોતું રહેતું. પહેલો દિવસ તો મેં વાચન વિનાજ,–ના ના– ટ્રેનમાં મેં ખરીદેલાં વર્તમાનપત્રોથી ચલાવ્યું. બીજે દિવસે સવારે, પુસ્તકાલયમાં જવા નીકળ્યો.

***

ગામડાના રસ્તા ધૂળવાળા તો હોય છે, છતાં કેટલેક સ્થળે ગામલોકોની ચીવટથી સફાઈ સારી હોય છે, જ્યારે કેટલાક એવા પણ હોય છે કે તે રસ્તેથી પસાર થવું પણ ન પાલવે. આવો જ કંઈક અનુભવ મને આ પુસ્તકાલયમાં જતાં થયો.

ગામના પાદરે, પુસ્તકાલયના કૉમ્પાઉન્ડ આગળ આવી લાગ્યો અને ત્યાં જોયું તો ચોમેર લૂગડાંનાં ચીંથરાં વેરાયેલાં પડયાં હતાં, આસપાસ નળિયાંના ટુકડા અને ઇંટોના ઢેખાળા ખડકાયેલા હતા, વળી જાણે ગામના લોકોને કચરો નાખવાની આ નધણિયાતી જગ્યા હોય તેમ કૉમ્પાઉન્ડની એક બાજુએ કંઇ કાચના ટૂકડા, લોઢાનાં ભાંગલાં હથિયારોની રેખો તેમજ એવી જ ગંદકી પથરાયલી હતી. વળી કૉમ્પાઉન્ડના દરવાજા પણ બંધ કર્યા વિનાના જેમ તેમ નીકળી ગયેલા નકૂચાવાળા પડયા હતા, જ્યારે અંદર પુસ્તકાલયના મકાનને તાળું વાસેલું હતું. તે જોતાં જ મને ખ્યાલ આવ્યો કે અત્યારે તો નિશાળના શિક્ષક-ગ્રંથપાલ-શાળામાં હશે. હું પાછો ફર્યો. વળી સાંજે તે તરફ ગયો. જોયું તો મકાન ખુલ્લું હતું; ઓટલા પર ચડતાં પગથિયાં પર એક એક ઇંચ ધૂળનો થર પથરાયેલો દીઠો અને ભીંતોનો રંગ પણ આ ધૂળના થરને લીધે ઓળખાતો નહોતો.

આમ છતાં, આ બધું મનમાં રાખી, હું અંદર ગયો. મને જોતાં જ ( હું ધારું છું કે એ ગ્રંથપાલ હશે ) ત્યાં બેઠેલ એક વ્યક્તિએ ઊભા થઇ મને આવકાર આપ્યો. પરંતુ મારું મન જાણે એ આવકારની અવગણના કરવાનું સૂચવતું હતું. અને તેથી હું ત્યાં ઉભો જ થઇ રહ્યો. મેં આમ તેમ નજર ફેરવવા માંડી. અને જોયું તો મને એ પુસ્તકાલયનું

આખું દૃશ્ય ધૃણાજનક લાગ્યું. જે દૃશ્ય મેં મકાનની ભીંત પર જોયું હતું તે જ દૃશ્ય અંદરનાં કબાટોનું પણ હતું. અને એ કબાટો પર પડેલા વર્તમાનપત્રોના થોકડા, ધૂળના થરમાં એવા ઢંકાઈ ગયેલા હતા કે ધૂળ નીચે એ વર્તમાનપત્રોનું અસ્તિત્વ સહજ નજરે જોનારને જણાય જ નહિ. વળી બે–ત્રણ કબાટો પર ઉધેવદેવી એનું જોર જમાવવા પ્રયત્ન કરી રહી હતી, તેમજ જુદા જુદા ખૂણા પર પુસ્તકોના થોડાક થર ખડકેલા પડ્યા હતા. એ જ પ્રમાણે મને આવકાર આપનાર ગૃહસ્થ જે જમીન પર બેઠા હતા તે જમીન પણ એટલી જ ધૂળવાળી હતી.

* * *

આ બધું જોતાં મારાથી રહેવાયું નહિ; એ ગૃહસ્થને મેં પૂછ્યું : " મહાશય ! આપ કોણ છો ? "

" આ પુસ્તકાલયનો ગ્રંથપાલ. "

" અરે, ગ્રંથપાલ ! "

" હા ! કેમ આશ્ચર્ય પામો છો ? "

" અરે ભલા માણુસ ! ગ્રંથપાલ કહેવડાવવા છતાં તમે સાચા ગ્રંથપાલ નથી લાગતા; તમે તો ગ્રંથઘાતક જણાઓ છો ! આ પુસ્તકાલયનો બહારનો દેખાવ જોતાં જ મને તો સૂગ આવેલી, છતાં અંદર આવ્યો અને જોઉં છું તો અહીં પણ એમ જ છે. " મારાથી ઉઘાડા શબ્દોમાં જ કહેવાઈ ગયું.

" એ તો સાહેબ ! પરમ દિવસે વાવાઝોડું થયેલું તેની આ બધી ધૂળ પથરાયેલી છે. " ગ્રંથપાલે બચાવ કર્યો.

" તે તમે દરરોજ આ પુસ્તકાલય ખોલો છો ? "

" નાજી, કોઈ પુસ્તક લેવા આવે ત્યારે. આજે આપ આવવાના છો એમ ખબર મળવાથી ખોલ્યું છે. કહો, આપને કયું પુસ્તક જોઈએ છે ? " મને ખુશ કરવા ઇચ્છતા ગ્રંથપાલે પૂછ્યું.

" જીવનશોધન. " મેં પુસ્તકનું માત્ર નામ જ કહ્યું.

ગ્રંથપાલે એ પુસ્તકનો ક્રમાંક શોધી કાઢ્યો, જે કબાટમાં એ હોવું જોઈએ તેમાં તપાસ કરી, પણ તે કબાટમાં એ પુસ્તક નહોતું. ઇસ્યુબૂકમાં જોયું તો કોઈને અપાયેલું હોય તેવી નોંધ પણ નહોતી. એટલે એણે બધાં કબાટ જોઈ કાઢ્યાં, ખૂણે ખાંચરે પડેલા પુસ્તકોના ઢગલા ઉથામી જોયા, પણ એકેયમાંથી તે પુસ્તક હાથ લાગ્યું નહિ. છેલ્લે, એક ખૂણામાં થોડાંક પુસ્તકોનો ખડકલો પડ્યો હતો તે ફેંદી જોયો તો તેમાંથી એ મળી આવ્યું. એમણે મને એ પુસ્તક આપ્યું. હું તેના પર વળગેલી ધૂળ ખંખેરતો હતો ત્યાં અચાનક મને ઉધરસ આવી અને એ કામ એ ગ્રંથપાલે પાર પાડ્યું. ઇસ્યુબૂકમાં પુસ્તક નોંધાવી ગ્રંથપાલની રજા લઈ હું મારા ઉતારે ગયો.

* * *

જે દેશમાં પુસ્તકો જીવના જોખમે સચવાતાં હતાં, જ્યાં પુસ્તકને પગ પણ અડકે તો પાપ મનાતું ત્યાં પુસ્તકોની આ દશા નિહાળી મને ખૂબ જ અફસોસ થયો !

જેમ માંદા રહેતા આ મારા શરીરમાં–મારો આત્મા રહેવા ના પાડતો હતો તેમ, મને થયું, આ પુસ્તકો પણ આ ગ્રંથાલયમાં રહેવા ના જ પાડતાં હશે. આ ધૂળના થર–

રૂપી રોગમાં સપડાયેલાં બિચારાં પુસ્તકોને જો વાચા હોત તો આ ગ્રંથપાલને શું કહેતાં હોત ? તેઓ તેને શા શા આશીર્વાદ (!) આપતાં હોત ! ! પરંતુ હું તો મારા આત્માને રહેવા લાયક મારૂં શરીર બનાવવા મથતો હતો, જ્યારે આ ગ્રંથપાલ પુસ્તકોના શરીરરૂપી પુસ્તકાલયના આ રોગને દૂર કરવાનું ધ્યાનમાં ન લેતાં તેને વધવા જ દેતો હતો.

આ સ્થિતિમાં આ પુસ્તકાલયરૂપી શરીરમાં રહેનાર તેનાં આત્મારૂપ પુસ્તકો કેટલો વખત સુસ્થિતિમાં ટકી શકે વારૂ ! !

આપણે ત્યાં આવા ગ્રંથપાલ મિત્રો કેટલા હશે ! !　　　અરવિંદ

—卐—

# પુસ્તકાલયના મંત્રીઓને

**વ**ડોદરા રાજ્યમાં કે. શ્રીમંત મહારાજા સાહેબની કૃપાથી પોતાની પ્રજા વિના મૂલ્યે જ્ઞાન મેળવી રહી છે. અને તે જ્ઞાનનો વધારો કરવા પુસ્તકાલયોની સ્થાપના કરવામાં આવી છે. પુસ્તકાલયપ્રવૃત્તિ આજે ગામડે ગામડે ફૂલી-ફાલી જોઈએ છીએ. તેને માટે પ્રખર પ્રયત્નો કરનાર અન્ય કોઈ નહિ પરંતુ સ્વ૦ શ્રી. અમીન સા. જ છે. તેમણે પુસ્તકાલયોને મદદ તથા મંત્રીઓને સાચી સલાહ આપવામાં છેલ્લી ઘડી સુધીનું જીવન ગુજાર્યું છે તેમના કાર્યથી રાજ્યને તેમજ પ્રજાને ખૂબ મળ્યું છે અને તેથી આજે તેઓ પ્રજાના હૃદયમાં સ્થાન મેળવી ગયા છે.

પુસ્તકાલયનો અર્થ પુસ્તકો કબાટમાં એકઠાં કરી રજીસ્ટરે નંબર વધારી ઉધાઈ કે કંસારીને ખાવા માટેની વસ્તુ એવો કરવાનો નથી, પરંતુ તેનું ખરૂં મહત્ત્વ તો પ્રજામાં તેનો બહોળો ઉપયોગ કરવો એ છે. પુસ્તકાલય ઘણે ઠેકાણે શાળામાં શિક્ષકના હાથ નીચે જ હોય છે અને શિક્ષકનું કાર્ય કેળવણીનો પ્રચાર કરવો એજ છે. એટલે શિક્ષક પુસ્તકોનો ઉપયોગ બહોળા પ્રમાણમાં જેટલો કરાવે તેટલી તેણે વધુ ફરજ બજાવી ગણાય. આવી સેવાનો બદલો ઈશ્વર આપે છે અને આપશે.

પુસ્તકોનો પ્રચાર જેટલો ઉચ્ચ ગણાતા વર્ગમાં થાય છે, તેટલો કહેવાતી હલકી કોમમાં થતો જોવામાં આવતો નથી અને તે ખામી મંત્રીની ગણાય. એટલે મંત્રીએ સમાન દૃષ્ટિ રાખી જેમ બને તેમ એ કોમમાં પુસ્તકોનો પ્રચાર વિશેષ થાય તેવું લક્ષ રાખવું જોઈએ. એ કોમમાંથી કદાચ પુસ્તકાલયને મદદ નહિ મળતી હોય પરંતુ પુસ્તકાલય ખાતાનો એવો ઉદ્દેશ નથી કે જે મદદ ન આપે તેને પુસ્તક વાંચવા નહિ આપવું. ફક્ત પુસ્તક જેટલી કિંમતની ડિપોઝીટ રકમ રાખી અથવા તો જામીન રાખી પુસ્તક વાંચવા આપી શકાય છે. અથવા જો મંત્રી ધારે તો પુસ્તક પરત આપી શકે એવા ઇસમને વાંચવા આપી શકે છે.

બીજી એક વાત એ છે કે, પુસ્તક આપવા-લેવામાં વખતની મારામારી જોવામાં આવે છે. જો કે પુસ્તકાલય ખાતા તરફથી મંત્રી ઉપર વિશેષ બોજો ન પડે તેટલા માટે વખત નક્કી કરી આપેલો હોય છે, પરંતુ જો મંત્રી પુસ્તકાલયનો સાચો સેવક હોય તો તે વખતની મારામારી કરતો નથી. અને ગામડાંની ખેડુતવર્ગની પ્રજા જે વખતે પુસ્તક માગે તે વખતે

આપે છે. ફક્ત શિક્ષકે પોતાની શાળાના ટાઇમમાં પુસ્તકોની લેવડદેવડનો વખત ન રાખવો; બાકી ગમે તે વખતે એ આપી શકે છે.

લોકોમાં પુસ્તકો વાંચવાનો પ્રેમ પણ મંત્રી ઉત્પન્ન કરી શકે છે. નવરાશના વખતે એકાદ સારૂં પુસ્તક લઈ લોકોને સંભળાવ્યું હોય તો તેઓ બીજી વખતે સાંભળવા અથવા પુસ્તક વાંચવા લઇ જવા માટે ઘણા ઉત્સુક થશે.

આપણી ઉન્નતિનો આધાર આપણી ભાવી પ્રજા ઉપર છે એટલે બાળકને ઉપયોગી એવાં પુસ્તકો અને માસિકો બજેટમાં મંજુર કરાવવાં અને તેનો છૂટથી ઉપયોગ કરવો, કે જેથી શાળામાં વાચન તરફ થતું દુર્લક્ષ અટકશે. અને આડકતરી રીતે બાળક સારૂં વાચન વાંચતાં શીખશે. એટલા માટે તો કેળવણી ખાતાએ શીઘ્રવાચન ચલાવવા ગામના પુસ્તકાલયમાંથી બાળકને યોગ્ય પુસ્તક ચલાવવા ઠરાવેલું છે.

આગળ જણાવ્યું તેમ ઘણાં પુસ્તકાલયોમાં મંત્રી તરીકે શિક્ષકો કામ કરે છે. એટલે બાળકો પોતાની શાળામાંથી અભ્યાસ કરી ઊઠી જાય ત્યારે તેની એક યાદી રાખવી અને તેનો અભ્યાસ ચાલુ રહે અને ભણેલું ભૂલી ન જાય તેટલા માટે તેને પુસ્તકો છૂટથી વાંચવા આપવાં. મંત્રીએ એવો વિચાર હરગીજ ન લાવવો કે બાળકને પુસ્તક વાંચવા આપવાથી ફાટી જાય છે. મોટી ઉંમરના વાચક કરતાં ઘણાં બાળકો પુસ્તકની કાળજી સારી રાખે છે. શિક્ષક બંધુઓ જાણતા હશે જ કે બાળક પોતાનું પાઠ્યપુસ્તક ચોકસાઇથી સાચવે છે.

પુસ્તકાલયની ઉપયોગિતાનો ખરો આધાર મંત્રી ઉપર છે અને તે જો તેનો સાચો સેવક બને તો તે ઘણું કરી શકે તેમ છે.

જો મંત્રી ભાઇઓ પોતાના પુસ્તકાલયની સાચી સેવા કરશે તો રાજ્યનો તથા પ્રજાનો પૂર્ણ પ્રેમ મેળવશે.

મોતીલાલ હીરાલાલ દવે.



## ગ્રંથપ્રભાવ

અતીતપે વિસ્મૃતિનો વળેલી, ઉડી જતી રાખ તવાત્મ દર્શને;
ઝાંખી થતી દિવ્ય સુસંસ્કૃતિની, એવા તને ગ્રન્થ સદા નમું હું.

તિમિરગર્તા મહીં જે ગરેલા, તારા રૂડા દર્શનના પ્રકાશે;
સાધે મહાજીવન સિદ્ધિઓને પ્રયાણપન્થે પળતા વીરો કૈં.

સુરાજવીના શુભ હસ્તસ્પર્શે ખુલ્યા જુઓ જ્ઞાનનિધિ અનેક;
પામી મહાજ્ઞાન સહુય બ્હેનો સાધો સુનેરા હિતને સદૈવ.
ચાલો સહુ નિર્મલ ગ્રન્થમંદિરે સાધો વિકાસ ઉર, ગ્રન્થતણા પ્રભાવે.

રમણકાન્તા પાઠક

# મહાન રાષ્ટ્રીય પુસ્તકાલય

ઉપયોગિતાના દૃષ્ટિબિંદુથી બ્રિટિશ મ્યૂઝિયમનું પુસ્તકાલય, યુરોપની તે પ્રકારની બીજી સંસ્થાઓ કરતાં મોખરે આવે છે; ફ્રાન્સનું રાષ્ટ્રીય પુસ્તકાલય ફક્ત અપવાદરૂપ છે. આ પુસ્તકાલયની વિશાળતાનો ખ્યાલ નીચેના લખાણ પરથી આવી શકશે.

પુસ્તકો, હસ્તલિખિત પુસ્તકોનાં લખાણો તથા માસિકોની અભરાઇની લંબાઇ ૭૫ માઇલથી વધારે થાય; છાપેલાં પુસ્તકોની સંખ્યા ૪૦ લાખથી વધારે છે. આ પુસ્તકાલયમાં અદ્દભુત તથા સગવડવાળું ગોળાકારનું વાચનગૃહ છે, તેમાં ૪૫૦ વાચકો માટે સગવડ છે. આ વાચનગૃહની યોજના ૧૮૫૪ અને ૧૮૫૭ વચ્ચે એન્ટોનિયો પેનિઝિએ કરી હતી. પુસ્તકોનાં સૂચિપત્રોનો કાયદો ઘડવાનું માન પણ તેને ફાળે જાય છે. લાખો પુસ્તકો રહી શકે તેવા ધાતુના ઘોડા પણ તેણે બનાવરાવ્યા હતા. પેનિઝિના વાચનગૃહની મધ્યમાંથી પુસ્તકાલયના જુદા જુદા ભાગો વચ્ચે વૃત્તખંડ છે.

પુસ્તકાલયના મોટા ભાગમાં વાયુથી ચાલતી નળીઓ છે. તેથી જુદા જુદા વિભાગોમાં વગર ઢીલે ટિકિટો મોકલી શકાય છે. વાચનગૃહની જગ્યાનો પૂરેપુરો ઉપયોગ કરવામાં આવ્યો છે. તેમાં ૬૦,૦૦૦ થી વધારે આકરગ્રંથો છે, જેનો ગમે તે વાચક સત્વર ઉપયોગ કરી શકે છે. ખાસ વિશિષ્ટતા તો એ છે કે તેમાં છેલ્લામાં છેલ્લા પ્રગટ થયેલ ગ્રંથવર્ણનો તથા આકરગ્રંથો હોય છે.

વાચનગૃહનો સરેરાશ એક હજાર માણસ લાભ લે છે અને ૨૧ વર્ષની નીચેની ઉંમરનાને તથા ખાસ વિદ્યાભ્યાસંગીઓ સિવાય બીજાને આપવાનો પ્રતિબંધ છતાં વાર્ષિક ૨૦૦,૦૦૦ થી વધારે પુસ્તકો વાંચવા અપાય છે.

બ્રિટિશ મ્યૂઝિયમ પુસ્તકાલયનો બહુ રસદાયક વિભાગ તો હસ્તલિખિત પુસ્તકોનો વિભાગ છે. આ હસ્તલિખિત પુસ્તકોની સંખ્યા ૫૪ હજારથી પણ વધારે છે. સનંદ, સીલ વગેરેની સંખ્યા ૮૦,૦૦૦ ની છે. ટીપણાની માફક વીંટાળી શકાય તેવાં લખાણો તથા તાડપત્રોની સંખ્યા ૨,૪૦૦ ની છે. પ્રાચીનતા સંબંધી હસ્તલિખિત પ્રતોનો સંગ્રહ ઇ. સ. પૂર્વે ત્રીજા સૈકા જેટલો જૂનો છે અને તેમાં સિકંદરના કાયદાઓ, બાઇબલ, ઓડીસીના ધારાઓ, હોમરની ઇલિયડની શરૂઆતની પ્રતો, એરિસ્ટોટલનું આથેન્સનું બંધારણ, મેગ્ના કાર્ટા તથા સિરિયક, અરેબિક ઇથિઓપિક, તુર્કી તથા પરશિયન અને આર્મિનિયન લિપિમાં લખાયેલ અનેક હસ્તપ્રતો છે.

સંસ્કૃત પુસ્તકોનો સંગ્રહ ૧૬,૦૦૦ થી વધારે છે.

સનંદી મંડળીના મૂળ કાયદા પ્રમાણે બ્રિટિશ મ્યુઝિયમના મકાનની બહાર સંગ્રહ મોકલવાની મનાઈ છે; એટલે તે શોધખોળનું તથા આકરગ્રંથો પૂરતુ પુસ્તકાલય રહે છે. પુસ્તકો લખવા માટે સેંકડો લેખકો તેનો ઉપયોગ કરે છે. બ્રિટિશ મ્યૂઝિયમનો એક ખાસ વિભાગ ફોટોગ્રાફી વિભાગ છે. આ વિભાગમાંથી, જે પુસ્તકાલયો માગે તેને પુસ્તકોના ફોટા તથા નકશા મોકલવામાં આવે છે. બ્રિટિશ મ્યૂઝિયમ તથા પુસ્તકાલયના સ્ટાફમાં ૫૦૦ થી વધારે નોકરો કામ કરે છે. તેમાંના ૨૫૦ પુસ્તકાલય વિભાગમાં છે.

છોટાલાલ માનસિંગ કામદાર.

# મહાલ પુ૦ પરિષદોના હેવાલો

## ૧—કરજણ મહાલ દ્વિતીય પુ. પરિષદ

કરજણ મહાલ પુ. પરિષદનું બીજું અધિવેશન અગાઉથી જાહેર થયા મુજબ બચાર મુકામે તા. ૧૫–૧–૩૯ ના રોજ મળ્યું હતું. અધિવેશનના પ્રમુખ તરીકે સાક્ષર શ્રી. રમણલાલ વ. દેસાઇની વરણી થઇ હતી, પરંતુ તેઓની તે દિવસે સરકારી કામે રોકાણ થવાથી તેઓ નહિ આવી શકવાના કારણે, વડોદરા રાજ્ય ધારાસભાના સભ્ય અને કરજણના જાણીતા વકીલ શ્રી. લલ્લુભાઇ કિશોરભાઇના પ્રમુખપણે મળ્યું હતું. સભામાં સ્ત્રીઓ, પુરૂષો તેમજ બાળકોની સારી સંખ્યા હાજર હતી.

શરૂઆતમાં પ્રાર્થના થયા બાદ બાળાઓના સંવાદ અને ગરબાનો કાર્યક્રમ યોજાયો હતો. બાદ પ્રમુખશ્રીએ પોતાનું વકતવ્ય શરૂ કર્યું હતું. પોતાને પ્રમુખપદે નીમવા માટે આભાર વ્યક્ત કરી તેમણે જણાવ્યું હતું કે, પ્રજાની જાગૃતિમાં સંસ્કારની જરૂર છે. પુસ્તકોનો સંગ્રહ એ સંસ્કૃતિના ભંડાર સરખો છે. પ્રાચીન કાળથી શિલાલેખન તેમ જ તાડપત્રો પુસ્તકાલયરૂપે ગણાતા. વળી ત્યાર પછી પુસ્તકો હાથે લખીને તૈયાર કરવામાં આવતાં. આજે સાધનો વધતાં અને છાપવાની કળાનો વિકાસ થતાં ઘેર બેઠાં વાંચવાની સગવડો મળી શકે છે. આજે પ્રજાને જે જ્ઞાન મળે છે તેમાં વધારો થવા અને તેને તાજુ રાખવા માટે પુસ્તકો અને વર્તમાનપત્રો અતિ અગત્યનાં છે.

બાદ આગળ ચાલતાં તેમણે મહાલની પુસ્તકાલય પ્રવૃત્તિનો ખ્યાલ આપ્યો હતો અને એને અંગે ગ્રંથપાલોના કર્તવ્યનો નિર્દેશ કર્યો હતો.

પ્રમુખશ્રીનું વકતવ્ય પૂરૂં થતાં પુસ્તકાલયને લગતો નિબંધ વાંચવામાં આવ્યો હતો. ત્યારબાદ મહાલ મંડળના મંત્રી શ્રી. મંગળભાઇએ પોતાનું મંત્રી તરીકેનું નિવેદન વાંચી સંભળાવ્યું હતું.

ત્યારબાદ બહારથી આવેલા પરિષદની ફતેહ ઇચ્છતા સંદેશાઓ વાંચી સંભળાવવામાં આવ્યા હતા, જેમાં શ્રી. રમણલાલ દેસાઇ, પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક મે. રા. રા. વાકનીસ સાહેબ, મદદનીશ વ્યવસ્થાપક મે. રા. ઉમેદભાઇ સા૦, તેમજ શ્રી. ચુનીભાઇ વકીલ વગેરેના મુખ્ય હતા.

સંદેશાઓ વંચાયા બાદ વડોદરા પ્રાંત પંચાયતના સભ્ય શ્રી. મૂળજીભાઇએ પુસ્તકાલયને લગતું પ્રવચન કર્યું હતું. ત્યારબાદ નીચે પ્રમાણે ઠરાવો પસાર થયા હતા. તે પૈકી પહેલો ઠરાવ શ્રીમંત કૈ. મહારાજા સાહેબને લગતો હોઇ બાકીના ઠરાવો આ પ્રમાણે હતાઃ

### પસાર થયેલા ઠરાવો

(૨) આ તાલુકાનાં શાળાવાળાં તમામ ગામોએ પુસ્તકાલયો સ્થાપવાની વ્યવસ્થા થઇ ગઈ છે. પણ તાલુકાનાં કેટલાંક ગામોએ શાળાઓ નથી ત્યાં પુસ્તકાલયોની ઉણપ રહી જાય છે. અને શાળા વગરનાં ગામોએ પુસ્તકાલય માટે સરકારમદદ અને પ્રાંત પંચાયતમદદનું ધોરણ ઠરેલું નથી;

તો એવાં શાળા સિવાયનાં ગામોએ પુસ્તકાલયો ઉઘાડી શકાય તે માટે સરકારમદદ અને પ્રાંત પંચાયત મદદનું ધોરણ ઠરાવવા આ પરિષદ પુસ્તકાલય ખાતાના અધિકારીઓને ભલામણ કરે છે.

દ૦ મૂ૦—જીવાભાઈ મથુરભાઇ પટેલ વેમાર          અનુ૦—રણછોડભાઇ જવેરભાઇ ધાવટ

(૩) વ્યાવહારિક પ્રસંગે થતા ખર્ચોમાં ઘટાડો કરી પુસ્તકાલયોને મદદ કરવા અને જે ગામોએ શાળાના અભાવે પુસ્તકાલયો ઉઘડી શકયાં નથી તેવાં ગામોએ પણ પુસ્તકાલયો ઉઘાડવા આ પરિષદ તાલુકાની પ્રજાને વિનંતિ કરે છે.

દ૦ મૂ૦—મણિભાઇ શામળભાઇ વેમાર          અનુ૦—ડાહ્યાભાઇ દેસાઇભાઈ અટાલી

(૪) પુસ્તકાલયોનાં મકાન બાંધવા માટે કાયમફંડનું હાલમાં રૂ. ૧૦૦૦)નું ધોરણ હોવાથી નાના ગામોએ પુસ્તકાલયોનાં સ્વતંત્ર મકાન બાંધી શકાતાં નથી; માટે નાનાં ગામોએ સ્વતંત્ર મકાન બનાવી શકાય તેવી યોજના કરવા માટે કાયમફંડની રૂ. ૧૦૦૦)ની યતામાં ઘટાડો કરી રૂ. ૬૦૦)ની મત્તા ઠરાવવા આ પરિષદ ખાતાને ભલામણ કરે છે.

દ૦ મૂ૦—બાબરભાઈ ગોરધનભાઇ, ચોરંદા          અનુ૦—છોટાલાલ નરભેરામ, દેશલી

(૫) ચાલુ સાલે રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી પુસ્તકાલય શિક્ષણવર્ગ રણાપુર મુકામે શરૂ થવાનો છે, તે વખતે જે પુસ્તકાલયના મંત્રીઓએ એવા વર્ગનો લાભ ન લીધો હોય તે દરેકને લાભ લેવા ખાસ ભલામણ કરવામાં આવે છે. આવા વર્ગમાં ગ્રામ પુ૦ ના મંત્રીઓએ તાલીમ લીધી હોય તો તેમના હાથ નીચેના ગ્રંથપાલોને મોકલી આપવા આ પરિષદ આગ્રહ કરે છે.

દ૦ મૂ૦—મલંગશા ઉમેદશા          અનુ૦—હલસુખરામ મૂ. સણીઆદ

(૬) નવીન પુસ્તકાલયો ઉઘાડતી વખતે મુસ્લીમ વસ્તી હોય ત્યાં આપવાનાં ધાર્મિક પુસ્તકો મુસ્લીમ કોમને ઉપયોગી એવાં આપવાં. જ્યાં પ્રથમ પુસ્તકાલયો ચાલુ છે ત્યાં પણ મુસ્લીમ કોમની વસ્તીને ઉપયોગી પુસ્તકો પુસ્તકાલય સ૦ સ૦ મંડળે પુરાં પાડવા વ્યવસ્થા રાખવી એમ આ પરિષદ ઠરાવે છે.

દ૦ મૂ૦—ઉમરભાર મેથી,          અનુ૦—જયશંકર મણિશંકર, સણીઆદ.

(૭) અઠવાડીઆમાં બે વખત રાજ્યની હકીકત જાણવા મળે તે માટે 'સયાજી વિજય' અર્ધ-સાપ્તાહિક થશે તેવી સમજ કરાવ્યાથી પુસ્તકાલયો માટે બજેટમાં 'સયાજી વિજય' પત્રની માગણી કરેલી; પણ વચન આપ્યા પ્રમાણે હજી સુધી 'સયાજી વિજય' અર્ધસાપ્તાહિક થયું નથી;* માટે પુસ્તકાલમોમાં તાજું વાચન પૂરું પાડી શકાય તે માટે જે પુસ્તકાલયોની માગણી આવે તે પુસ્તકાલયો માટે 'સયાજી વિજય'ને બદલે બીજું રાજ્યમાંથી પ્રગટ થતું અર્ધસાપ્તાહિક પત્ર પુસ્તકાલયોને પૂરું પાડવા આ પરિષદ આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

દ૦ મૂ૦—જયશંકર મણિશંકર, સણીઆદ          અનુ૦—નાથાભાઇ જેઠાભાઇ

છેલ્લે બચારવાસીઓનો આભાર માનતો આઠમો ઠરાવ પસાર થયો હતો.

બાદ પ્રમુખશ્રીએ ઉપસંહાર કરતાં હરિજનોને આ પ્રવૃત્તિ અંગે થતા અન્યાય પ્રત્યે ગ્રંથપાલોનું ધ્યાન ખેંચ્યું હતું. અને બારમાંના વ્યવહાર કરનારાઓને ઉદ્દેશી જણાવ્યું હતું કે, બારમાં કરવા પાછળ આપણે હજારો રૂપિયા ખર્ચીએ છીએ, પણ પુસ્તકાલયને મદદ કરવાનું કહેવાતાં લાચારી બતાવાય છે. પણ હું તો બારમાં કરનારને કહું છું કે ખાઇ રહ્યા પછી કોઇ સંભાળશે નહિ, પણ પુસ્તકાલયપ્રવૃત્તિમાં આ રકમ ખર્ચો તો વર્ષોનાં વર્ષ સુધી યાદગીરી રહેશે

બાદ અધિવેશનની સમાપ્તિ થઇ હતી.

---

*અર્ધસાપ્તાહિક થઇ ગયું છે.

# ૨—દામનગર મહાલ પુ૦ પરિષદનું પ્રથમ અધિવેશન

**મે. દામનગર** મહાલ શાળાધિકારી સાહેબની પ્રેરણાથી દામનગર પુસ્તકાલય પરિષદ સુંદર મંડપમાં તા. ૨૮, ૨૯–૧–૩૯ના રોજ રાજરત્ન પ્રતાપરાય મહેતાના પ્રમુખપદે મળી હતી. સ્થાનિક અમલદારો તથા આગેવાનો ઉપરાંત માનવંતા મહેમાનો તરીકે ગોખલે કેળવણી મંડળવાળા શ્રી. કરશનદાસ ચીતલીઆ, મુંબાઈના શ્રી. મૂળજીભાઈ વેદ, વાઘોડીઆથી શ્રી. કાશીવાળા તથા રાજ્ય પુ૦ પ્રચારક શ્રી. વલ્લભભાઇ, ડૉ. હરિપ્રસાદ, શ્રી. રાયચુરા, ગઢવી મેરૂભા, લાઠીના ઠાકોર સાહેબ તથા ધારી મહાલ શાળાધિકારી શ્રી. મૂળશંકરભાઇ વગેરે પધાર્યા હતા. બહેનોમાં તારાબેન દોશી, મિસિસ બીલગી, મિસિસ દવે, મિસિસ કદમ, મિસિસ સુખલાલ શેઠ, મિસિસ પાઠક વગેરેની હાજરી ધ્યાન ખેંચતી હતી. પરિષદમાં પ્રમુખ પધારતાં અમરેલી સ્કાઉટ બેન્ડની સલામી થઇ હતી.

સ્વાગત અને ગરબા બાદ સ્વાગતપ્રમુખ શ્રી. રતિલાલ શેઠે પોતાનું ભાષણ વાંચી આવકાર આપ્યો હતો, જેમાં તેમણે દામનગરનો પ્રાચીન ઇતિહાસ રજૂ કરી દામનગર નામ કેવી રીતે પડયું તે તથા અન્ય ઇતિહાસ રજૂ કર્યો હતો, તેમજ પુસ્તકાલયનો ટૂંક હેવાલ દર્શાવ્યો હતો.

બાદ મંત્રી શ્રી. દવેએ મે. રમણલાલભાઇ દેસાઇ, મે. ગિજુભાઇ, મે. વાકનીસ સા., મે, ચુનીભાઇ દેસાઇ, સ્કાઉટ કમિશનર મે. દવે, શ્રી. ચિમનભાઇ અમીન,' શ્રી. નાજુકલાલ ચોકસી, શ્રી. ઉમેદભાઇ પટેલ, શ્રી, મોહનલાલ વીરજીભાઇ જજ, મે. ચતુરભાઇ, મે. મોણપુર દરબાર વગેરે તરફથી આવેલા સફળતા—સહાનુભૂતિ—પ્રોત્સાહનના સંદેશા વાંચી સંભળાવ્યા હતા.

મહાલ પુસ્તકાલય મંડળના મંત્રી શ્રી. નંદલાલ પુરૂષોત્તમે મહાલ મંડળની પ્રવૃત્તિઓનું નિવેદન રજુ કર્યા પછી પુસ્તકાલપ્રવૃત્તિના પ્રાણ પ્રમુખશ્રી રાજરત્ન પ્રતાપરાય મહેતાએ તેમનું પ્રમુખ તરીકેનું ભાષણ વાંચી સંભળાવ્યું હતું. ભાષણની શરૂઆત કરતાં પ્રમુખપદ આપવા માટે આભાર માની પોતે પુસ્તકાલયપ્રવૃત્તિમાં કેવી રીતે રસ લેતા થયા તે જણાવ્યું હતું તથા રાજ્યમાં ચાલતી પુસ્તકાલયપ્રવૃત્તિનું વિહંગાવલોકન કરી જણાવ્યું કેઃ

**આપણી આ પ્રવૃત્તિની વિશિષ્ટતા** તેની સ્વાશ્રય, સહકાર અને સ્વાલંબી પદ્ધતિમાં છે, એજ તેની ફતેહની ચાવી છે. સરકારે આપેલી કેટલીક સગવડો પેરા પ્રજાહૃદયમાં કોઇ પણ પ્રવૃત્તિ સોંસરવી ઉતરી ગઇ હોય તો આ લોકકલ્યાણી પ્રવૃત્તિ છે. સરકાર કે પંચાયત મદદનો આધાર લોકમદદ ઉપર છે, અને પ્રજા યથાશક્તિ આ કાર્યમાં ફાળો આપે છે.

**મફત સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિની યોજના** આપણે ત્યાં શરૂ થઇ, ત્યારે લોકોમાં જ્ઞાનની એવી પિપાસા જાગી ન હતી. અત્યારે જાગૃતિ આવી ગઇ છે. એક તરફ જ્ઞાનની ભાવના ઝીલવા પ્રજા પણ તૈયાર છે, ત્યારે બીજી તરફથી સારી લોકમદદ મળે એવા આ પ્રાંતના સંજોગો રહ્યા નથી. બે ત્રણ વર્ષે દુષ્કાળ આવીને ઉભો જ છે. ગામડાંઓ ખાલી થાય છે. ત્રણસોથી ચારસોનું બજેટ બનાવી શકે તેવાં ગ્રામ પુસ્તકાલયો વીસ કે પચીસ પચાસનું અંદાજપત્ર મંજુર કરાવે છે, તેથી મને નિરંતર બહુ દુઃખ થાય છે. આ માટે શ્રીમંત સરકાર અને કેળવણી તથા પુસ્તકાલય ખાતાના અધિકારીઓને વિનંતિ છે કે, લોકમદદ

ઉપર દોઢી સરકાર અને દોઢી પંચાયત મદદ આમ પુસ્તકાલયોને આપવાનું ધોરણ સ્વીકારવું. કેટલાંક પુસ્તકાલયો વરસ દિવસે પાંચ પંદરનાં જ પુસ્તકો મંગાવી શકે છે, અને કેટલાંક તો પુસ્તકો મંગાવી જ શકતાં નથી. અને છતાં તેને પુસ્તકાલય ગણવાનો સંતોષ લઇએ છીએ. આવું પુસ્તકાલય એ પ્રાણ વિનાના દેહ જેવું છે. નવીન પુસ્તકો વરસો સુધી આવી શકતાં નથી, અને ગામને ટીંબે પુસ્તકાલય છે, એવા ઉપલકિયા સંતોષ સિવાય ખાસ અર્થ સરતો નથી. આમ પુસ્તકાલયોની સંખ્યા ચોપડા ઉપર સારી છે, પણ તેમાંના કેટલાક આમ પૂરતા અને તાજા ખોરાક વિના, મર્યા વાંકે જીવે છે. માટે લોકમદદ ઉપર વધુ મદદ આપવાની યોજના રચાવી જોઇએ. તોજ ગામડાંમાં ચેતન આવશે, તોજ પ્રવૃત્તિમાં પ્રાણ પુરાશે.

વખતની સાથે આપણે પ્રગતિ કરવી જ જોઇએ, નહિ તો વખત એવો આવશે કે એ ઉત્તમ પુસ્તકાલયો મૃત્યુને શરણે થશે, એ નજીકના ભવિષ્યનો આ ભયઘંટ ઘણા જ દુઃખી હૃદયે આપની પાસે વગાડી રહ્યો છું.

× × ×

### શાળાની પૂરવણી : પુસ્તકાલય

પુસ્તકાલયનું સ્થાપન એ ગામના ઇતિહાસમાં ઘણી અગત્યની વસ્તુ છે. શાળા અને પુસ્તકાલયનું ધ્યેય એક છે. પુસ્તકાલય એ શાળાની સહાયક માત્ર નહિ પણ અનિવાર્ય પૂરવણી છે. શાળાના કામને ચિરંજીવ બનાવવાનું કામ પુસ્તકાલય કરે છે. શાળા એ અમુક વયના માટે જ બહુધા હોય છે, જ્યારે પુસ્તકાલય એ કોઈ પણ ઉંમરના, જાતિના કે ધર્મના માણસને હંમેશાં સત્કારે છે, અને હસીને જ્ઞાન આપે છે. તે નિરંતર ચાલતો જ્ઞાનવર્ગ છે. પુસ્તકાલય માણસને આગળ વધવા માટે સાધન અને તક આપે છે, શાળા છોડયા પછી પણ તેને જ્ઞાનના સંપર્કમાં રાખે છે. ભણી ઉઠતા અને ભણતા બંનેનું તે શારદા મંદિર છે, કૉલેજની જેમ તે અલ્પસંખ્ય ભણેલા માટે જ નથી, પણ તે એક મહાન, વિશાળ,

## લેખો કેમ લખશો ?

લેખકે કયા વિષય ઉપર લખવું એ લેખકની ઇચ્છાની વાત છે અને સંપાદકે તેનો સ્વીકાર કરવો કે ન કરવો એ એની પસંદગી પર અવલંબે છે; પરંતુ એનો **પહેલો ગુણ** તો સ્પષ્ટ સ્વચ્છ લખાવટનો હોવો જોઇએ એ નિર્વિવાદ છે. ખરાબ અક્ષરોની છેકછાકવાળી નકલો વાંચવાની માથાકૂટમાં કોઇ વિરલ જ સંપાદક ઊતરે.

**બીજી બાબત** એ કે એ લખાણ ખૂબ છૂટું છૂટું હોવું જોઇએ, જેથી સંપાદકને તેમાં અઘટિત હોય ત્યાં કાપકૂપ કરવાનું કે યોગ્ય જણાય ત્યાં પોતાની વતી કંઇ ઉમેરવાનું ફાવે. એકેએક લીટી ને એકેએક શબ્દ વચ્ચે થોડોઘણો અવકાશ રાખવો જોઇએ.

**ત્રીજી બાબત** એ કે લેખ માટેનો કાગળ હંમેશાં એવો વાપરવો કે જેના પર શાહી ફેલાઇ ન જાય. એ માટે હલકી શાહી પણ ન વાપરવી જોઇએ. કમમાં કમ **પેન્સિલથી ઘસડેલું લખાણ ધકકેલવાની ધૃષ્ટતા** તો કદી ન કરવી. પેન્સિલના અક્ષરો કંપોઝ કરવામાં કંપોઝિટરોને ખૂબ તકલિફ આપે છે અને થોડી મુદત એવો લેખ પડી રહેતાં એના અક્ષરો ઝાંખા પડી જઇ સંપાદકને પણ ઠીક તકલીફમાં ઉતારે છે.

**ચોથી વાત** એ કે લખાણ હંમેશાં કાગળની એક બાજુ હોવું જોઇએ અને તે પણ કાગળની દસ ઇંચ લંબાઇ ને ચાર ઇંચ પહોળાઇમાં મર્યાદિત હોય તો વધુ ઇચ્છનીય છે. કારણ કંપોઝીટરને કંપોઝ કરતાં એકધ્યાને એનું લખાણ નીરખવાનું હોય છે એટલે લાંબાંચોડાં પાનાં ભર્યાં હોય તો તેને આંખો વારંવાર આમથી તેમ ફેરવવી પડે છે ને એક પછી બીજી લીટી શોધવાની તેને વધુ મહેનત પડે છે. પ્રેસકૉપી માટે ઉપર બતાવેલી મર્યાદા કંપોઝિટરને ખૂબ સરળતા આપે છે.

**પાંચમી વાત** એ કે લેખમાંના અક્ષરો ન તો ખૂબ ઝીણા હોવા જોઇએ કે ન તો ખૂબ મોટા. મધ્યમ શ્રેણીનું લખાણ હોવું જોઇએ એ માટે ચીપીચીપીને મોતીના દાણા જેવા અક્ષરો બનાવવાની જરૂર નથી; માત્ર કંપોઝિટરોને એ સુવાચ્ય હોવા જોઇએ, એ વિસરાવું ન જોઇએ.

(" કુમાર " એપ્રિલ '૩૯)

લોકભદ્ર પ્રવૃત્તિ છે, અનંત વિકાસની શકયતાવાળી જીવંત સંસ્થા છે. ગુરુ વિના તે સ્વયં શિક્ષણ મેળવવાની તક આપે છે. ગામની બૌદ્ધિક ભૂમિકાને તે ઉંચે આણે છે. શાળા અને વિદ્યાપીઠની પાછળ ઘણી મોટી રકમ પ્રતિવર્ષે વપરાય છે. આવા મોટા ખર્ચે મળેલ જ્ઞાનને જીવંત રાખવા અને વૃદ્ધિંગત કરવા પુસ્તકાલયો નિભાવવાં જોઇએ, જેનું ખર્ચ પ્રમાણમાં ઘણું સ્વલ્પ થાય છે. શાળા–પાઠશાળાની લાખો રૂપિયાથી મળેલી કેળવણીનો વીમો ઓછા પ્રીમિયમે પુસ્તકાલયો લે છે.

### પ્રૌઢ શાળા

સામાન્ય પ્રજાને જ્ઞાનનાં કિરણો ઝીલવાનું એક જ સ્થળ સાર્વજનિક પુસ્તકાલય છે. હાલની જાગૃતિને દીપાવવા જ્ઞાન પ્રાપ્ત કરવું જ જોઇએ. જવાબદાર રાજતંત્રની વાતો આજકાલ થઇ રહી છે. પરંતુ જે લોકપક્ષના હાથમાં રાજ્ય સોંપવું છે એ અસંસ્કારી હશે તો અંધાધુંધી વધુ જન્મશે, લોકો પહેલાંના એકહથ્થુ શાસનકાળને યાદ કરશે અને પ્રજાને જવાબદાર રાજતંત્રની ભાવના નિષ્ફળ થતી જતી દેખાશે. આ બધા સંસ્કાર આણવામાં પુસ્તકાલય મદદગાર થશે, કારણ તે એક સુંદર **પ્રૌઢશાળા** પણ છે.

× × × ×

પુસ્તકાલયમાં હજારો વર્ષનો અનુભવ કબાટોમાં સંગ્રહાયો હોય છે. ભૂતકાળ, વર્તમાનકાળ અને દેશદેશના અનેક ડાહ્યા માણસોના સંસર્ગમાં તે આપણને મૂકે છે. જે ક્રાંતિ અત્યારે ચાલી રહી છે, તે ઝીલવાનું જ્ઞાનબળ અને સામર્થ્ય પુસ્તકાલય આપશે. લોકરુચિને કેળવી સંસ્કારી અને પ્રબળ બનાવવી એ પુસ્તકાલયનો પરમ ઉદ્દેશ છે.

### પરદેશમાં શિક્ષિતોનું પ્રમાણ

આપણા દેશમાં બહુ મોટા પ્રમાણમાં અજ્ઞાન પ્રસરી રહ્યું છે. ડેન્માર્ક દેશમાં સોએ સો ટકા શિક્ષિત લોકો વસે છે, જર્મનિમાં ૯૬ ટકા સ્ત્રીઓ અને ૯૮ ટકા પુરુષો શિક્ષણ પામેલાં છે. અમેરિકામાં ૯૩ ટકા સ્ત્રીઓ અને ૯૫ ટકા પુરુષો, ઇંગ્લાંડમાં ૯૧ ટકા સ્ત્રીઓ અને ૯૩ ટકા પુરુષો, જાપાનમાં ૬૧ ટકા સ્ત્રીઓ અને ૭૦ ટકા પુરુષો શિક્ષણ પામેલાં હોય છે. શરમની વાત છે કે આપણા આ પરાધીન ભારતમાં ૧॥ ટકો સ્ત્રીઓ અને ૮ ટકા પુરુષો માત્ર અક્ષરજ્ઞાન ધરાવે છે.

### આપણો પુનિત ધર્મ–Mission

આ અજ્ઞાન સામે આપણે મહાન ઝુંબેશ Illiteracy Crusade ઉપાડવી છે. એ કાર્યમાં સહુએ ખૂબ પ્રચારકામ કરવાનું રહેશે. ધંધાના પ્રચારકો જેમ પોતાનો માલ ઘૂસાડવા ગામડે ગામડે ફરી રહ્યા છે, તેમ આપણે આપણા અંધારા ઓરડા અને ગામડાંઓ અજવાળવા આપણો પુનિત ધર્મ–Mission–માની ફરવાનું છે. આ સભામાં સેવાભાવે કામ કરતા ગ્રંથપાલો પણ છે. તમારા ગામનો દરેક બાળક, બાલિકા, સ્ત્રી પુરુષ મોટા નાના–સહુને, વાંચતા કરી મૂકો. અહીંથીં જ એવી પ્રતિજ્ઞા કરીને જાઓ. તમારૂં સ્થાન જગતમાં ઘણું ઊંચું છે.

### પ્રેરક વચનો

આપણા શ્રીમંત મહારાજા સાહેબે તમારા જેવા ગ્રંથપાલોને ઉદ્દેશી એક વાર કહ્યું હતું તે વચનો બહુ પ્રેરક અને પ્રોત્સાહક છે. એમણે કહેલું: " તમારી ફરજો અને જવાબદારીઓ

મહાન છે. અરે ! સુબાઓ અને ન્યાયાધીશો કરતાં પણ વધારે છે. તમે સારાએ સમાજના સેવક છો. તમારે પ્રજાને અને ખાસ કરીને બાળકો કે જે ભાવિ આશારૂપ છે, તેને વધુ ને વધુ વાંચતા કરવા જોઈએ. "

## વાચનનો અતિરેક

વાચનના વધારાની જ્યારે વાત કરીએ છીએ ત્યારે તેથી થતી વિકૃતિનો વિચાર પણ કરી લેવો જોઈએ. અતિવાચનથી કોઈને મગજમાં અજંપો થાય છે. જ્ઞાનનો ભાર કેટલાકને અસહ્ય થઈ પડે છે. જુદા જુદા મત ને પંથના લેખકોના વિચારોથી ' આ સાચું કે તે ?' એ ભ્રમ કોઈ કોઈને ઉભો થાય છે. પારકા વિચારોની પરંપરાથી સ્વતંત્ર વિચારશકિત કુંઠિત થાય છે. વળી કોઈને વાચનનું એવું વ્યસન થઈ જાય છે કે, કાંઈ પણ પરોક્ષ કે અપરોક્ષ લાભ કે કોઈ પણ ધ્યેય વગર વાંચ્યા જ કરે છે.

ખોરાક એ માણસને શકિત અને જીવન આપે છે. પરંતુ પચી શકે તે કરતાં વધુ કે વધુપડતો પૌષ્ટિક ખોરાક અજીર્ણ કરે છે અને શકિત હરે છે, તેવી જ રીતે **ન પચે તેવું અને તેટલું વાચન માનસિક અજીર્ણ** કરે છે. પચી શકે તેવું અને પથ્ય વાચન નવું તેજ આપે છે, જીવનમાં અમોઘ બળ આપે છે.

જે જ્ઞાન અભિમાન પોષે તે જ્ઞાન નથી, જ્ઞાનાભાસ છે. જ્ઞાન તો ' **कोऽहम्** ' એ ઓળખતાં શીખવે અને કર્તવ્યપરાયણ બનાવે.

## વાચકના મન પર લેખકનો પ્રભાવ

કેટલાક નબળા મનના વાચક ઉપર લેખકનો વધુ પડતો પ્રભાવ પડે છે અને અનિચ્છાએ પણ દૂર સુદૂર પ્રદેશમાં ખેંચાઈ જાય છે. જે જ્ઞાન માણસને સારાસાર પારખતાં ન શીખવે, સારૂં ગ્રહણ કરતાં ન શીખવે અને ગ્રહણ કરેલું જીવનમાં ઉતારતાં ન શીખવે એ વાચન નથી મને લાગે છે કે કોઈ આનો વિરોધ કરશે. વાચન–અતિવાચન અને જીવનભર વાચન છતાં " એ વાચન નથી " એમ કહેવું એ નર્યું જુઠાણું છે એમ કોઈ કહેશે તો એ શબ્દો હું પાછા ખેંચી લઈ વાચનના કેટલાક ભેદ પાડું–સાત્વિક, રાજસ અને તામસ.

## વાચનના ત્રિવિધ ભેદ

ભગવાન શ્રીકૃષ્ણચંદ્રે ત્રિવિધ ખોરાકને પસંદ કરનારાના **सात्विकप्रिय । राजस्येष्ट અને तामसप्रिय,** જેવા વિભાગો પાડયા છે, તેવાજ વિભાગો, સાહિત્યરૂપી ભોજનના પ્રાશન કરનારાઓના રચી શકાય. જીવનને ઊંચે ચડાવનારૂં સાત્વિક વાચન છોડી, કેટલાક દુઃખ, શોક કે ભય ઉત્પન્ન કરનાર, ખારાં, ખાટાં કે તીખાંમીઠાં રાજસ વાચનને પસંદ કરે છે. વળી કેટલાક, તો જીવનનો અધઃપાત કરનાર દુર્ગંધવાળા તામસ વાચનના મોહમાં સપડાઈ પડે છે. વ્યસનોના સપાટામાં ફસી પડેલા માણસની જેમ, તે પરાધીન બની ભ્રષ્ટ–હલકી–નવલકથાઓ વાંચ્યા જ કરે છે. **પુસ્તકાલયો આવું રાજસ કે તામસ ખોરાક પીરસવાનું સાધન ન બને તે માટે વ્યવસ્થાપકોએ ખાસ કાળજી રાખવી જોઈએ.** આ માટે અવારનવાર માર્ગદર્શક યાદીઓ પ્રસિદ્ધ થવી જોઈએ.

વડોદરા રાજ્યનાં ગ્રામ પુસ્તકાલયોની સંખ્યા આટલી વિપુલ છતાં ગ્રામભોગ્ય ભાષામાં અને ગ્રામજીવનને ઉન્નત કરે તેવાં પુસ્તકો ઘણાં ઓછાં મળી શકે છે. **પ્રજા સમજી શકે**

**તે ભાષામાં ગ્રામપ્રધાન પુસ્તકો ખાસ રચાવાં જોઇએ. જીવનમાં સભ્યતા ફેલાવે તેવાં પુસ્તકોનું સર્જન પુસ્તકાલયોના કે તે સંસ્થાઓના સંગઠિત મંડળનો ખાસ ધર્મ છે** જ્ઞાનપ્રચારની સેવા કરતા લેખકો પ્રકાશકોને પણ આવા જ્ઞાનમેળાઓમાં આમંત્રવા જોઇએ, જેથી જ્ઞાનપ્રચારકો સમાજના હિતાર્થે શું માગે છે તેની તેમને કલ્પના આવી શકે.

## જૂથમંડળો

હવે આપનું લક્ષ સંગઠન ઉપર ખેંચું છું. આપણે ત્યાં જૂથ મંડળો સ્થપાયાં છે; બહુધા તે મંદ છે. વાઘોડીઆ કે ગુજરાતનાં જીવતાં મહાલ મંડળો પ્રમાણે આપણે તેને સજીવ રાખવાં જોઇએ. તે વિના પ્રાંતની પુસ્તકાલયપ્રવૃત્તિમાં જીવ નથી આવવાનો. અહીંનું મહાલ મંડળ પણ બહુ જાગતું નથી. તેના આત્મા તમને સાંપડયા છે; તમારાં જૂથ અને તમારાં પુસ્તકાલયો સતેજ રાખજો. જ્યાં પુસ્તકાલય જીવતું છે ત્યાં ગામ જીવતું જાગતું સચેત દેખાશે. આ પ્રવૃત્તિ મંદ હશે ત્યાં તેજ નહિ દેખાય.

## દરેક ગામે સંગ્રહસ્થાન

દરેક ગામને પોતાનો ઇતિહાસ હોય છે, તે સંગ્રહવા પુસ્તકાલયોની ખાસ ફરજ છે. પુસ્તકાલયોની સાથે સ્થાનિક મહત્ત્વનું એક સંગ્રહસ્થાન, એ અમેરિકામાં એક જરૂરીઆત મનાય છે. દરેક પ્રાંતે પોતાના સંગ્રહસ્થાનો હોવાં જોઇએ. અમે અમરેલીમાં એવું ઊભું કરવા એક નમ્ર પ્રયાસ કર્યો છે. શ્રીમંત મહારાજા સાહેબની છેલ્લી આ પ્રાંતની મુલાકાત વખતે આ સંબંધે ઠીક ચર્ચા કરવાનો મને યોગ સાંપડયો હતો. પ્રાંતે પ્રાંતે સંગ્રહસ્થાન દેવાના તેમને પરમ અભિલાષ હતા.

ત્યારબાદ તેમણે મહિલા પુસ્તકાલય અને બાલ પુસ્તકાલય ખોલવા જણાવી વક્તવ્ય પૂરૂં કરતાં જણાવ્યું હતું કે

આ યુગના પુસ્તકાલયની ભાવનામાં ઘણો વિકાસ થયો છે. ગયા યુગનું પુસ્તકાલય, આવનારા મુઠ્ઠીભર વાચકોને સંતોષતું. આજનું આદર્શ પુસ્તકાલય ન વાંચનારાને પણ વાંચતા કરે. અનેક આકર્ષણો રચી તેને જ્ઞાનમંદિરમાં લાવી, રસ લેતા કરવા, એ ગ્રંથપાલ મિત્રો ! તમારૂં કર્તવ્ય છે. જ્ઞાનની મશાલ લઇ ખૂણે ખૂણે ફરી, અજવાળું ઝોકાર કરવા આપ સૌ તત્પર બનશો એમ સૌને પ્રાર્થું છું.

[ બીજા દિવસનો કાર્યક્રમ ]

## શિક્ષણપ્રદર્શન

બીજે દિવસે સવારે મંત્રી લોકપ્રિય ડૉ. કદમની ખંતથી ગોઠવાએલું સુંદર શિક્ષણ પ્રદર્શન મે. વહીવટદાર સા. ની વિનંતિથી પ્રાંત શાળાધિકારી મે. ઓતિવ સા. ખુલ્લું મૂક્યું હતું. પ્રદર્શનમાં ત્રણેક હજાર નમુના રજુ થયા હતા. વડોદરાની સેન્ટ્રલ લાયબ્રેરી, કિન્ડર ગાર્ટન શાખા વગેરેએ આ કાર્યમાં સારો સાથ આપ્યો હતો.

પ્રદર્શનની ઉદ્‍ઘાટનક્રિયા કરતાં મે. રા. રા. ઓતીવ સાહેબે પ્રદર્શનોની પ્રાચીન અને અર્વાચીન પદ્ધતિનો ઉલ્લેખ કરી પ્રદર્શનો મનુષ્યજીવનમાં કેવા પ્રકારનો હિસ્સો આપે છે તે સચોટ રીતે સમજાવ્યું હતું આગળ ચાલતાં તેમણે જણાવ્યું હતું કે:

## આપણી શિક્ષણપદ્ધતિ

આ ઠેકાણે આપણી આધુનિક શિક્ષણપદ્ધતિ, તેમાંની ત્રુટિઓ અને નિષ્ફળતા વિશે થોડુંક વિવેચન કરીશ તો અસ્થાને નહિ જ ગણાય. આપણો હાલનો શિક્ષણક્રમ સાહિત્ય-પ્રધાન છે. સાહિત્યપ્રધાન કેળવણીનાં માઠાં પરિણામ આપણે ભોગવીએ છીએ. સાહિત્ય-પ્રધાન કેળવણીથી આપણે સ્વતંત્ર વિચાર કરતા ભૂલી ગયા છીએ—આપણે પરદેશીઓનું અંધ અનુકરણ કરતાં શીખ્યા છીએ. આજના એક મહાન કેળવણીકાર શ્રીમાન કાકા સાહેબ કાલેલકરે સાહિત્યપ્રધાન કેળવણીનાં માઠાં પરિણામનું બહુ જ સુંદર ચિત્ર રજુ કરેલ છે. તે તેમના જ શબ્દમાં આપની આગળ રજુ કરું છું. તેઓ કહે છેઃ "સાહિત્યપ્રધાન કેળવણી-થી બુદ્ધિ ખીલે જ છે, એમ આપણે માનીએ છીએ' પણ તે માન્યતા પાછળ કંઈક ભ્રમ રહેલો છે. કેવળ સાહિત્યપ્રધાન કેળવણી ઉછીના વિચારોનો તૈયાર માલ પૂરો પાડે છે. તેથી ઘણા લોકો ઘણા વિચારો ધરાવે છે. સ્વતંત્ર વિચાર બહુજ થોડા લોકો કરે છે. એ વિચારની કેળવણી નથી, પણ વિચારનો વળગાડ છે. એ શક્તિ નથી, પણ બોજો છે."

## રાષ્ટ્રવ્યાપી કેળવણીનું સ્વરૂપ

આ બધી સ્થિતિ સુધારવાનું એકમેવ સાધન તો રાષ્ટ્રવ્યાપી કેળવણી જ છે. એ કેળવણી કેવા પ્રકારની હોવી જોઇએ તે બદલ શ્રીમાન કાકા સાહેબ કાલેલકર કહે છેઃ "રાષ્ટ્ર-વ્યાપી કેળવણી હાલની જેમ સાહિત્યપ્રધાન રાખ્યે નહિ ચાલે, સ્વાર્થપ્રધાન કે પ્રતિષ્ઠાપરાયણ રાખ્વે પણ નહિ પાલવે. હાલની કેળવણી કેટલીક વ્યક્તિઓનો દરજ્જો વધારે છે, પણ રાષ્ટ્રીય શક્તિનો તો ચોખ્ખેચોખ્ખો ઘટાડો જ કરે છે. કેળવણી સેવાપ્રધાન જોઇએ, સ્વરાજ્ય-પ્રધાન જોઇએ, સ્વધર્મપ્રધાન જોઇએ, ગામડે ગામડે ફેલાઈ શકે એવી જોઇએ; એમાં ઉદ્યોગ અને 'સંસ્કારિતા' બન્નેનો સમન્વય હોય."

જીવનના વિભાગ નથી જ પડતા. જરૂર જેટલી આજીવિકા, બધી મુશ્કેલીઓને પહોંચી શકે એવી સુખાકારી, સામાજિક સંબંધ, આજનો જમાનો માગે એટલો બુદ્ધિવિકાસ, સામાજિક સડો દૂર કરવા જેટલું હૃદયનું આર્યત્વ અને હરેક પ્રસંગે ટકાવી રાખે એવી ઈશ્વરનિષ્ઠા, એ બધી વસ્તુઓ કેળવણીમાં આવવી જોઇએ, તોજ શીખેલી ચોપડીઓ અને કેળવેલા ઉદ્યોગો પ્રજાજીવનમાં પ્રાણ રેડશે."

આગળ ચાલતાં વક્તાએ વર્ધાશિક્ષણ યોજના વિષે વિવેચન કર્યું હતું. તથા જણાવ્યું કે જર્મનીની શિક્ષણપદ્ધતિ સર્વોત્કૃષ્ટ ગણાય છે, કારણ એમાં સમાજનાં જુદાં જુદાં અંગોનો શિક્ષણ સંબંધી બહુજ ઝીણવટથી વિચાર કરેલો છે. અમેરિકા તથા જાપાનની શિક્ષણપદ્ધતિઓ પણ વિચારવા જેવી છે. પ્રદર્શનમાં આમાંની ઘણી ખરી બાબતો રજુ કરેલી છે અને શિક્ષણને લગતા જુદા વિભાગોમાં રસ લેતાં ભાઇ બ્હેનોને પ્રદર્શન નિહાળ-વાનું કામ સુગમ બને તે હેતુથીજ પ્રદર્શન કયા દષ્ટિબિંદુથી ગોઠવેલું છે તેનો કાંઇક ખ્યાલ આપવાનો પ્રયાસ ઉપરના વિવેચનમાં કરેલો છે.

છેલ્લે તેમણે પ્રદર્શનમાં જોવાલાયક વસ્તુઓનો નિર્દેશ કર્યો હતો,

## પસાર થયેલા ઠરાવો

સાંજે પારષદની બેઠક મળતાં નીચે પ્રમાણે ઠરાવો પસાર થયા હતા:—

તેમાંનો પ્રથમ ઠરાવ કે. શ્રીમંત મહારાજા સાહેબને લગતો હતો.

(૨) અમરેલી પ્રાંત પંચાયત તેની મર્યાદિત આવકને કારણે પ્રાંતની પુસ્તકાલય પ્રવૃત્તિને ધોરણ મુજબની પૂરતી મદદ આપી શકતી નથી. હવે પ્રાંત પંચાયત આપી શકે તેવા સંજોગોમાં છે તો આ પરિષદ પુસ્તકાલયના નિભાવ અને નવા સ્થાપન માટે તથા મકાનો માટે રૂા. ૫૦૦૦) ની મદદ મંજૂર કરે તેવી વિનંતિ કરે છે.

દ૦ મૂ૦—શ્રી. રતિલાલ જેઠાલાલ શેઠ અનુ૦—શ્રી. ધનજી રામજી કોઠારી

(૩) રાજ્ય પુસ્તકાલય પ્રવૃત્તિ જેવી લોકોપકારક પ્રવૃત્તિ પાછળ શ્રીમંત સરકાર તરફથી રૂા. ૫૦,૦૦૦) મદદ મળે છે પરંતુ આ પ્રવૃત્તિના વિકાસ અને વિસ્તાર માટે તે પૂરતી નથી એમ આ પરિષદ માને છે. અને તેથી રાજ્યના બજેટમાં રૂા. ૭૫૦૦૦) આ પ્રવૃત્તિ માટે મંજુર થવા યોગ્ય તજવીજ કરવા રાજ્ય પુસ્તકાલય મંડળ અને ધારાસભાના સભ્યો તથા ખાતાને વિનંતિ કરે છે.

દ૦ મૂ૦—શ્રી. ગૌરીશંકર ખોડીદાસ, રતનપુર અનુ૦—મણિલાલ મંગળજી કાશીવાળા

(૪) મહિલા અને બાળકોમાં વાચનપ્રચાર ખૂબ થાય તે માટે રાજ્યના અન્ય કસ્બાઓમાં તેઓનાં સ્વતંત્ર પુસ્તકાલયો સ્થાપી જે પ્રયત્નો થઇ રહ્યા છે તે પ્રમાણે દામનગર કસ્બામાં પણ મહિલા અને બાળકો માટે સ્વતંત્ર પુસ્તકાલયો સ્થપાય એમ આ પરિષદ ઇચ્છે છે. અને તે માટે કસ્બા પુસ્તકાલયના હાલના કાર્યવાહકોને તેમજ અન્ય નાગરિકોને યોગ્ય તજવીજ કરવા આ પરિષદ આગ્રહપૂર્વક જણાવે છે.

દ૦ મૂ૦—કંચનબેન ડાહ્યાલાલ અનુ૦—ડો. ર. બાં. કદમ

(૫) આ મહાલમાં ઠાંસા દહીંથરા હીરાણા અને કરકોલિયા એ ચાર પુસ્તકાલયો વિહોણા પ્રાળાવાળા ગામોએ ચાલુ વર્ષેજ પુસ્તકાલયો સ્થપાઇ જાય એમ આ પરિષદ ઇચ્છે છે અને તે થોડાકજ વખતમાં થઇ જાય તો તે પરિષદની ખરી સફળતા છે એમ આ પરિષદ માને છે.

દ૦ મૂ૦—શ્રી. રતિભાઇ જેઠાભાઇ અનુ૦—શ્રી. દુર્ગાશંકર કલ્યાણજી દવે

(૬) પુસ્તકાલયનો જનતાને સંગીન લાભ મળે અને પુસ્તકાલય પ્રવૃત્તિ યોગ્ય દિશામાં વિકસે તે માટે રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી શિષ્ટ વાચનની પરીક્ષાઓ કુમાર મંડળ અને વાચક મંડળની જે યોજનાઓ શરૂ થએલ છે તેને આ પરિષદ આવકારે છે અને આ મહાલમાં જ્ઞાનપ્રચારની દિશામાં કાર્ય કરી રહેલા તથા જ્ઞાન મેળવવાની ઇચ્છા રાખનારા આ સર્વને તેનો લાભ લેવા જણાવે છે. તેમજ દામનગર મહાલ પુસ્તકાલય મંડળે પણ રાજ્ય પુસ્તકાલય મંડળની માફક સ્વતંત્ર શિષ્ટ વાચનની પરીક્ષાની જે યોજના ઉપાડેલી છે તેની આ પરિષદ નોંધ લે છે અને તે ચાલુ રાખવાનું ઠરાવે છે.

દ૦ મૂ૦—મોહનલાલ જીવાભાઈ અનુ૦—હરખજી મૂળજી નારણગઢ

(૭) સરકાર અને પ્રાંત પંચાયતની માફક ગ્રામ પંચાયતો પણ પોતાની આવકના સેંકડે ૧૦ ટકા જે મરજીઆત કામોમાં ખર્ચવાના છે તેમાંથી પુસ્તકાલયોને પણ મદદ આપવાની છે પરંતુ એવી પુસ્તકાલયોને પૂરતી મદદ મળી શકતી નથી તો ગ્રામ પંચાયતના ફરજીઆત કામોની ગણતરીમાં પુસ્તકાલયોને મૂકવા આ સભા શ્રીમંત સરકારને વિનંતિ કરે છે.

દ૦ મૂ૦—ગોરીશંકર ખોડીદાસ, રતનપુર અનુ૦—કાનજી ઠાકરસી, પાડરશીંગાં

(૮) રાજ્યની સહકારી મંડળીઓ પોતાના વાર્ષિક નફામાંથી સેંકડે ૨૦ ટકા સાર્વજનિક કામોમાં ખર્ચી શકે એવું નિયમથી ઠરેલું છે અને તે આધારે રાજ્યની કેટલીક મંડળીઓ પોતાના ગામનાં પુસ્તકાલયોને સારા પ્રમાણમાં મદદ આપે છે; તેવીજ રીતે આ મહાલની પણ સહકારી મંડળીઓ પોતાના

ગામની પુસ્તકાલય પ્રવૃત્તિના વિકાસને માટે મદદ આપે એમ આ પરિષદ મહાલની સહકારી મંડળીઓના મંત્રીઓને તથા સભ્યોને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

દ૦ મૂ૦—અગરસિંગ જાદવસિંગ ચવ્હાણ  અનુ૦—મોહનલાલ કેશવજી
વિ૦ વિ૦ શ્રી. મણિલાલ કાશીવાળા

(૯) પુસ્તકાલયના વાર્ષિક બજેટ માટે જોઇતી લોકમદદ ઊભી નહિ થવાના કારણે ઘણાં ગામોએ બજેટ બની શકતાં નથી, પણ તેમ ન બને તે માટે મહાલનાં જે ગામડાંએ લગ્નાદિક માંગલિક પ્રસંગોએ મદદ આપવાનું ધોરણ દાખલ કરી ચાલુ રાખ્યું છે તેનું મહાલના અન્ય ગામડાઓને અનુકરણ કરવા આ પરિષદ વિજ્ઞપ્તિ કરે છે.

દ૦ મૂ૦—લક્ષ્મીશંકર કરશનજી, આંબરડી  અનુ૦—મૂળચંદ દામોદર ચોટલીઆ
વિ૦ વિ૦ શ્રી. વિદ્યારામ વસનજી

(૧૦) મહાલની પુસ્તકાલય પ્રવૃત્તિમાં પ્રગતિ અને સંગીનતા લાવવા માટે મહાલ પુસ્તકાલય મંડળને નીચે પ્રમાણેનાં કાર્યો અમલમાં મૂકવા આ પરિષદ ઠરાવે છે:

(૧) મહાલના દરેક પુસ્તકાલયનું વર્ગીકરણ પહેલી તકે થવું જોઇએ.
(૨) દરેક પુસ્તકાલયે પુસ્તકાલય પર્વણીદિન વિદ્યાદાન તરીકે ઉજવવો:
(૩) ફરતા પુસ્તકાલયની પેટીઓનો વિશેષ ઉપયોગ થાય તે માટે યોગ્ય પ્રયત્નો કરવા:
(૪) ન્યૂથમંડળોને જાગ્રત કરવા અને તેઓને સા૦ પુ૦ મં૦ ના બંધારણમાં જે કામ કરવાનું ઠરેલું છે તે કરતાં કરી દેવાં:
(૫) આદર્શ પુસ્તકાલયની કદર કરવી;
(૬) નિરક્ષરતા નિવારણ માટે શકય તે પ્રયત્નો કરવા;
(૭) મહાલના જે પુસ્તકાલયોના મંત્રી વ ગ્રંથપાલોએ પુસ્તકાલય શિક્ષણવર્ગનો લાભ લીધો ન હોય તેમણે પહેલી તકે તાલીમ લઇ તૈયાર થવું.

દ૦ મૂ૦—દુર્ગાશંકર ક. દવે  અનુ૦—નંદલાલ પુરૂષોત્તમ

(૧૧) જનસમાજને ઉપયોગી થઇ પડે તે અર્થે પુસ્તકાલય અને શિક્ષણને લગતાં પ્રદર્શન ભરવાની યોજના આ પરિષદ આવકારદાયક લેખે છે. માટે જ્યાં જ્યાં પુસ્તકાલય પરિષદો ભરાય ત્યાં ત્યાં પ્રદર્શન ભરવાની ગોઠવણ કરવા જે તે મહાલ કે રાજ્ય મંડળના કાર્યકર્તાઓને આ પરિષદ વિજ્ઞપ્તિ કરે છે.

દ૦ મૂ૦—ડૉ. કદમ, દામનગર  અનુ૦—હમીરભાઈ જીવાભાઇ, રાજકોટ

(૧૨) આ ઠરાવોનો અમલ કરવા નીચેના ગૃહસ્થોની સમિતિ વધારે સભ્યો ઉમેરવાની સત્તા સાથે નીમવામાં આવે છે.

| | |
|---|---|
| ( ૧ ) મે. રા. રા. મહાલ વહીવટદાર સાહેબ | ( ૬ ) મે. ડૉ. કદમ સાહેબ |
| ( ૨ ) મે. રા. મહાલ શાળાધિકારી સાહેબ | ( ૭ ) શ્રી. રતિલાલ જેઠાલાલ શેઠ |
| ( ૩ ) મે. રા. સહકારી અધિકારી સા. | ( ૮ ) શ્રી. મોહનલાલ કેશવજી |
| ( ૪ ) મે. રા. સુધરાઇ ઉપાધ્યક્ષ સા. | ( ૯ ) શ્રી. સુખલાલ જગજીવન શેઠ |
| ( ૫ ) મે. મિડલ સ્કૂલ હેડ માસ્તર સા. | ( ૧૦ ) શ્રી. અરજણભાઇ નાનજી |

દ૦ મૂ૦—મકનજી કેશવજી ગાંધી  અનુ૦—રતિલાલ દામોદર દોશી

ઠરાવો પસાર થયા બાદ શ્રી. કરશનદાસ ચીતલીઆ, શ્રી. કાશીવાળા, શ્રી. દવે સા., શ્રી. મકનજી ગાંધી, શ્રી. મનુભાઈ પરીખ, શ્રી. મૂળજીભાઇ વેદ તથા શ્રી. ડૉ. કદમ વગેરેએ પ્રાસંગિક વિવેચનો કર્યાં હતાં.

છેલ્લે બાળકોને તથા સારા કાર્યકર્તાઓને ઇનામો અપાઇ સમારંભ પૂરો થયો હતો.

# ૩–ખેરાળુ મહાલ પુ૦ પરિષદનું બીજું અધિવેશન

ખેરાળુ મહાલ પુ૦ પરિષદનું બીજું અધિવેશન તા. ૧૯–૪–૩૯ ના રોજ વડનગર મુકામે શેઠ મહાસુખભાઇ ચુનીલાલના પ્રમુખપણા હેઠળ મળ્યું હતું.

શરૂઆતમાં સ્વાગતગીત, પ્રાર્થના, ગરબા ઇત્યાદિ કાર્યક્રમ યોજાયો હતો. એ પૂરો થતાં સ્વાગતપ્રમુખે આવકારનું ભાષણ આપ્યું હતું, જેમાં વડનગરની પ્રાચીન સંસ્કૃતિનો ઉલ્લેખ કરી આજના વડનગરનું બ્યાન આપ્યું હતું.

બાદ પ્રમુખસ્થાનમાટે દરખાસ્ત અનુમોદન થતાં શેઠ મહાસુખભાઇએ પ્રમુખસ્થાન લીધું હતું.

કામકાજની શરૂઆત કરતાં મહાલ મંડળના મંત્રીએ મંડળના કાર્ય પરત્વેનું નિવેદન વાંચ્યું હતું, જેમાં શાળાવાળાં પણ પુસ્તકાલય વિનાનાં ગામોએ પુસ્તકાલયો ઉઘાડવા પર ભાર મૂકયો હતો. ઉપરાંત શિષ્ટ વાચનની પરીક્ષા, માનદ પ્રચારકોએ બજાવેલી સેવાઓ વગેરેનો પણ ઉલ્લેખ હતો. નિવેદન વંચાઇ રહ્યા પછી પરિષદની સફળતા ઇચ્છતા આવેલા સંદેશાઓ વાંચવામાં આવ્યા હતા.

ત્યારબાદ નીચે પ્રમાણે ઠરાવો રજુ થઇ પસાર થયા હતા.

### પસાર થયેલા ઠરાવો

તેમાં પ્રથમ કૈ. શ્રીમંત મહારાજા સાહેબના અવસાન તેમ જ બીજો સ્વ. શ્રી. મોતીભાઇ અમીન સાહેબના અવસાન પરત્વેના શોકદર્શક હોઈ ત્રીજો ઠરાવ શ્રીમંત પ્રતાપસિંહ મહારાજાના રાજ્યાભિષેકને લગતો હતો.

(૪) ખેરાળુ મહાલના શાળાવાળા ૪૩ ગામો પૈકી ૩૬ ગામોમાં પુસ્તકાલયો સ્થપાઇ ગયા છે. બાકી રહેલાં ૭ ગામોમાં એટલે મંદ્રોપુર, નાની હીરવાણી, ગોરીસણા, ચોટીઆ, નવા દેલવાડા, મહાસણા-પાન્છએ લાભ વહેલામાં વહેલી તકે મળી જવાની જરૂર સ્વીકારી તેના અમલ માટે બનતી બધી જ તજવીજ કરવા નીચેના ગૃહસ્થોની સમિતિ નીમવામાં આવે છે.

| | |
|---|---|
| મે. રા. એ. મ. વહી. સાહેબ, | રા. મથાભાઇ મણિલાલ મહેતા, |
| મે. રા. એ. મ. શાળાધિકારી સાહેબ, | રા. મહાલ મંડળના મંત્રી. |
| રા. મેપજીભાઇ મહુભાઇ દેસાઇ, | ( આ સમિતિના મંત્રી ગણાશે. ) |

આ સમિતિને મે. રા. રા. પ્રમુખ મહાસુખભાઇ બનતી સલાહ અને સહાય આપશે.

દ૦ મૂ૦—શંકરલાલ જદુરામ વ્યાસ અનુ૦—ગોરધનદાસ

(૬) દરેક જૂથમંડળમાં જાગૃતિ આવે તેવા હેતુથી જેમ બને તેમ કાર્યદક્ષતાથી પોતાનું કાર્ય આગળ ધપાવવા દરેક જૂથમંડળના મંત્રીઓને આ પરિષદ વિનંતિ કરે છે.

દ૦ મૂ૦—ત્રિભુવનભાઇ ગંગાશંકર પંડયા, અનુ૦—નટવરલાલ લલ્લુભાઇ, રંગપુર

(૭) જૂથમંડળમાં સમાવેશ થયેલાં પુસ્તકાલયોમાં કયાં કયાં માસિકો તથા પુસ્તકો મંજુર થયેલાં છે તેની યાદી તે જૂથમંડળના દરેક પુસ્તકાલયને પહોંચાડવા આ પરિષદ જૂથમંડળના મંત્રીઓને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે અને પરસ્પર વાચન વધારવા વિનંતિ કરે છે.

દ૦ મૂ૦—ગોરધનદાસ પૃથ્વીરાજ અનુ૦—અમથારામ ઠાકુરામ

(૮) મહાલનાં બધાં પુસ્તકાલયોનું કામ ખાતાના ઠરેલા ધોરણ પ્રમાણે ચાલે ને તેમનો વહીવટ સુવ્યવસ્થિત અને સંગીન રીતે ચાલે એટલા માટે તે સંસ્થાઓની વખતોવખત તપાસણી થતી રહેવાની જરૂર આ પરિષદ સ્વીકારે છે અને એ કામ માટે રાજ્ય પુસ્તકાલય પ્રચારક તેમ જ પ્રાંત પ્રચારકની સેવાનો લાભ મળવાની ઉમેદ રાખે છે. એવી જ રીતે માનદ પ્રચારકની જરૂર આ પરિષદ સ્વીકારે છે ને તેને માટે મહાલના કોઇ ઉત્સાહી એવા સેવાભાવી શિક્ષકને તે કામ ઉઠાવી લેવા વિનંતિ કરે છે.

—પ્રમુખસ્થાનેથી

(૯) આ પરિષદ પ્રૌઢ શિક્ષણની નિરક્ષરતાનિવારણની યોજનાની આવશ્યક્તા સ્વીકારે છે અને એ દિશામાં શ્રીમંત સરકારના ચાલુ પ્રમાણે વેગ આપવા આ મહાલના શિક્ષકોને તથા પુસ્તકાલયમાં રસ લેનારી વ્યક્તિઓને અનુકૂળ દિવસોમાં શક્તિ પ્રમાણે કામ કરવા ભલામણ કરે છે.

દ૦ મૂ૦—બાલમુકુંદજી ગિરધરલાલજી મહારાજ અનુ૦—માણેકલાલ શંકરલાલ

(૧૦) સ્વર્ગસ્થ શ્રી. મોતીભાઇ સાહેબની યાદગીરીમાં સ્મારક ગ્રંથમાલાની જે યોજના રાજ્ય પુસ્તકાલય મંડળે કરી છે તેને આ પરિષદ વધાવી લે છે ને યોજયેલા સ્મારક ફંડમાં યથાશક્તિ ફાળો ભરી સ્વર્ગસ્થ પ્રત્યેનું ઋણ અદા કરવાની મહાલની પુસ્તકાલય સંસ્થાઓને આગ્રહભરી ભલામણ છે.

દ૦ મૂ૦—પુરુષોત્તમદાસ નાથુરામ પટેલ અનુ૦—સ્વામી ચિમનલાલ

બાદ પ્રમુખે ઉપસંહાર કરતાં આભારવિધિને અંતે સૌ વિસર્જન થયા હતા.

# ૪–શિનોર મહાલ પુ૦ પરિષદ : ચોથું અધિવેશન

શિનોર મહાલ પુ૦ પરિષદનું ચોથું અધિવેશન તા. ૪–૬–૩૯ ના રોજ સાધલી મુકામે શિનોર મહાલ શાળાધિકારી શ્રી. અશ્વિનીકુમાર ધનુપ્રસાદ દીવાનજીના પ્રમુખપદે મળી હતી, જે પ્રસંગે તાલુકાના પ્રતિનિધિઓએ ઠીક હાજરી આપી હતી. એ સિવાય ગામનાં ભાઇ-બહેનોની પણ સારી હાજરી હતી. ઉપરાંત વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના મંત્રી શ્રી. મણિલાલ કાશીવાળા, શિનોર મહાલ વહીવટદાર સા૦, પુસ્તકાલય ખાતાના અ૦ મદદનીશ વ્યવસ્થાપક શ્રી. નાનાભાઇ ચં. દીવાનજી, તેમજ ગંગનાથ આશ્રમના મહંતની હાજરી ખાસ ધ્યાન ખેંચતી હતી.

સભાનું કામકાજ શરૂ થતાં બાળાઓએ "ચાલોને જોવા જઇએ જ્ઞાનમંદિરીએ" એ રાસ તેમજ સ્વાગતગીત ગવાયાં હતાં.

સ્વાગતાધ્યક્ષ શ્રી. ભાઇલાલભાઇ ભવાનભાઇ પટેલે સ્વાગત કરતાં મહાલની વિવિધ પ્રવૃત્તિઓનો હેવાલ રજુ કર્યો હતો. ઉપરાંત પુસ્તકાલય પ્રવૃત્તિના ફાયદા સમજાવ્યા હતા.

બાદ પ્રમુખની વરણી થતાં પ્રમુખશ્રીએ પ્રમુખસ્થાન લીધું હતું, જે પછી મહાલ મંડળના મંત્રી શ્રી. નટવરલાલ શેઠે મંડળના કાર્યનું નિવેદન વાંચ્યું હતું.

ત્યાર પછી પરિષદની સફળતા ઇચ્છતા આવેલા સંદેશાઓ વાંચવામાં આવ્યા હતા જેમાં પુસ્તકાલય ખાતાના મે. રા. રા. અં૦ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ, શ્રી. મેઘાણી, તેમજ શ્રી. ચુનીભાઇ વગેરેના મુખ્ય હતા.

## પ્રમુખશ્રીનું વ્યાખ્યાન

બાદ પ્રમુખશ્રીએ પોતાનું વ્યાખ્યાન વાંચ્યું હતું, જેમાં તેઓશ્રીએ જણાવ્યું કે, કૈલાસવાસી શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબે સને ૧૯૦૬ માં આખા રાજ્યમાં પ્રાથમિક

શિક્ષણ ફરજીઆત કર્યું, ગામડે ગામડે શાળાઓ ઉઘાડવામાં આવી અને તેનો લાભ ગામડાની જનતાને મળવા લાગ્યો પરંતુ છેક નાની વયમાં-બાર વર્ષની ઉંમર સુધીમાં ત્રણ ચાર ધોરણો ભણીને પછી ધંધામાં પડતાં ગામનાં બાળકો નિશાળમાં મેળવેલું ભણતર ભૂલવા લાગ્યાં. આથી ફરજીઆત શિક્ષણનો ઉદ્દેશ પૂર્ણ રીતે સફળ થઇ શકે અને પ્રજાની કેળવણી પાછળ રાજ્યે કરેલો લાખો રૂપિયાનો ખર્ચ નિરર્થક ન જાય તેટલા માટે પુસ્તકાલયની વિશાળ વ્યવસ્થિત યોજના ઘડવામાં આવી છે. નિશાળમાં અક્ષરજ્ઞાન મેળવેલી પ્રજા પુનઃ નિરક્ષર નહિ થઇ જતાં તેની જ્ઞાનવૃદ્ધિ ચાલુ રહે તે માટે પુસ્તકાલયો ઉઘાડવામાં આવેલાં છે. આવી સ્થિતિમાં પુસ્તકાલયનો ઉદય થયો અને વડોદરા રાજ્યનાં શહેરો અને ગામડાંમાં પુસ્તકાલયો ઉઘાડવાનો રાજ્ય તરફથી પ્રબંધ શરૂ થયો. જે ગામમાં નિશાળ હોય ત્યાં પુસ્તકાલય અગર વાંચનાલય હોવું જોઇએ એ સૂત્ર સ્વીકારી શ્રી. સરકારે આમ પુસ્તકાલયો માટે ઉદાર નિયમો કર્યા છે અને આમ જનતા તે પ્રમાણે નાણાંનો ફાળો આપી તેનો ઉત્સાહપૂર્વક લાભ લેતી થઈ છે. આમ પુસ્તકાલયો એ સાર્વજનિક સંસ્થા છે. આવી પ્રજાકલ્યાણની પ્રવૃત્તિઓ માટે આખા હિંદમાં કૈલાસવાસી શ્રીમંત સરકાર સયાજીરાવ મહારાજાની ખ્યાતિ ફેલાયેલી છે.

### પુસ્તકાલયો શું છે ?

પુસ્તકાલયના ફાયદાઓથી કોણ અજાણ્યું છે ? પુસ્તકાલયો જ્ઞાનની પરબો છે. કેળવણી અને સંસ્કૃતિનું સ્વાભાવિક કેન્દ્ર છે. તેમાંથી આપણને પ્રાચીન તેમ જ અર્વાચીન અનુભવોની માહિતી મળે છે. પુસ્તકાલયોમાં આપણે વાંચીએ છીએ તે પુસ્તકો વડે આપણું ચારિત્ર ઘડાય છે. સારું સાર્વજનિક પુસ્તકાલય એ રાષ્ટ્રીય મૂડી ગણાય. પુસ્તકાલય એટલે ગામની તમામ જાહેર પ્રવૃત્તિઓનું કેન્દ્ર, ગ્રંથપાલ ધારે તો ગામમાં યુવક મંડળ, સ્વયંસેવક મંડળ ઊભું કરી શકે અને ગામનું સામાજિક વ્યવહારિક તથા રાજકીય હિત કરવામાં તેનો સારામાં સારો ઉપયોગ કરી શકે. પુસ્તકાલયો વિદ્યાર્થીઓને વિદ્યા આપે છે, માબાપોને સંસાર-વ્યવહારનું જ્ઞાન આપે છે, ખેડૂતોને ખેતી સંબંધી માહિતી પૂરી પાડે છે, વેપારીઓને વેપાર શીખવે છે, વાણિજ્યની ખીલવણી કરે છે, મજૂરોને માર્ગો દર્શાવે છે, નિરક્ષરને લખતાં વાંચતાં શીખવી જ્ઞાનચક્ષુ આપે છે, યુવાનોને દેશસેવાના મહાન મંત્રો શીખવાડે છે-અર્થાત્ દરેકને કંઇ ને કંઇ આપે છે.

પુસ્તકાલયો કેટકેટલી સેવાઓ કરી શકે, રાષ્ટ્રના નવવિધાનમાં કેટલો અગત્યનો ફાળો

આપી શકે, પ્રજાનું તમામ પ્રકારનું અજ્ઞાન દૂર કરવામાં કેટલો ભાગ ભજવી શકે, એ જોઈએ તો જણાય કે, પુસ્તકાલય વગરનું ગામ કુગ્રામ રાજ્ય કુરાજ્ય અને દેશ જંગલ જેવો લાગે.

### સફળતાની પારાશીશી

પરંતુ પુસ્તકાલયો કે કોઈ પણ સાર્વજનિક હિતની સંસ્થાઓનું સફળતાનું માપ તેની સંખ્યામાંથી ન કાઢી શકાય, નવાં નવાં પુસ્તકાલયો કાઢવામાં તેના કાર્યની સમાપ્તિ થતી નથી, તેમ જ નાણાં એકઠાં કરી બજેટ બનાવી દેવામાં સંતોષ માનવાનો નથી, પુસ્તકાલયના દેહમાં પ્રાણ પુરાવા જોઈએ. તેનો લાભ લોકો વધારેમાં વધારે કેવી રીતે લઈ શકે તેનો વિચાર કરવો જોઈએ. વાચકોથી પુસ્તકાલય બને છે એ તદ્દન સત્ય નથી, પુસ્તકાલયો પણ વાચકોને ઉત્પન્ન કરે છે. પુસ્તકાલય પ્રવૃત્તિની સફળતાની જવાબદારી ગ્રંથપાલ ઉપર રહે છે. પુસ્તકાલયો ચલાવવાનું સેવાવૃત્તિનું કાર્ય કસ્બા સિવાયનાં ગામોએ મોટે ભાગે શિક્ષકો જ કરે છે. શિક્ષકોની સેવાવૃત્તિ જરૂર ધન્યવાદને પાત્ર છે. પુસ્તકાલય પ્રવૃત્તિ એ પ્રાથમિક શાળાનું જ અભિન્ન અંગ છે. તેના આશયમાં ફતેહમંદ નીવડેલી જણાશે તો તેનો ખરો યશ શિક્ષકોને જ મળશે. તેથી જ પ્રાથમિક શાળાના શિક્ષકોની ગ્રંથપાલ તરીકે જવાબદારી બહુ ભારે છે.

> **સાહિત્યકાર**
>
> સાહિત્યકાર જીવનમાં અનુભવાતા અનુભવોમાંથી જેટલું પોષણ પ્રાપ્ત કરે છે તેથી પણ વધુ બીજાઓએ લખેલા ગ્રંથોમાંથી અને દેશ-વિદેશની સાહિત્યસમૃદ્ધિમાંથી મેળવે છે. આવા માણસોને દરેક સ્થળે પુસ્તકાલયનો લાભ અથવા સાધનરૂપ થઈ પડે એવા ગ્રંથો મળવા મુશ્કેલ હોય છે. અનેક આશાદાયી સાહિત્યસેવકોની પ્રતિભા આ સાધનહીનતાને કારણે સીમાબદ્ધ રહી જાય છે. આવા લેખકોને સાહિત્યવિષયક સહાય આપવી જરૂરી છે. સમાજના હિતસ્વી લેખકો દેશના ભિન્ન ભિન્ન પ્રાંતોમાં પ્રવાસ કરીને લોકસ્થિતિનું જ્ઞાન પ્રાપ્ત કરે. સમાજના નેતાઓ અને ભિન્ન ભિન્ન ક્ષેત્રોમાં અખતરાઓ કરનારને મળતા રહે, અને પોતાના સમોવડીઆઓ સાથે વિચારોની આપ-લે કરે.
>
> એક સાચો સાહિત્યકાર આટલામાંથી કેટલી પ્રેરણા પામી શકે ! !
>
> ( કાકા કાલેલકર )

### ગ્રંથપાલ શું શું કરી શકે ?

ગ્રામજનો ભણેલું ભૂલી ન જાય અને તેમના જ્ઞાનમાં વૃદ્ધિ થતી રહે તે માટે તેમનામાં વાચનનો રસ જાગ્રત કરવો જોઈએ. પરંતુ આમાં એક મુશ્કેલી છે ખરી-ગામડાના લોકો ખેતીવાડી કે મજૂરીના ધંધામાં પડ્યા પછી-સવારથી સાંજ સુધી શ્રમ કરી થાક્યા પાક્યા ઘેર આવે; તેમને પુસ્તકાલયમાં જઈ વાંચવાનો ઉત્સાહ ભાગ્યેજ રહે, એ સમજી શકાય તેવું છે. પરંતુ શિક્ષક ગ્રંથપાલ જો ઉમંગી હોય, કર્તવ્યપરાયણ હોય તો એ દિશામાં સારૂં કામ કરી શકે. ગ્રામજીવનને ઉપયોગી હોય તેવા વિષયોનું પોતે વાચન કરી સાદી ભાષામાં રસિક પદ્ધતિએ અગત્યની માહિતી આપી વિશેષ જ્ઞાન માટે શ્રોતાવર્ગમાં રસવૃત્તિ જાગ્રત કરી શકે. જગતના આગળ વધેલા દેશોમાં શા શા બનાવો, કઈ કઈ પ્રવૃત્તિઓ ચાલી રહી છે-કેવા કેવા સુધારાઓ થાય છે તેની માહિતી આપવા ગ્રામ શાળાનો ઉત્સાહી શિક્ષક-ગ્રંથપાલ વર્તમાનપત્રો અને માસિકોનું વાચન કરે અને ચર્ચા કરે તો થોડી મહેનતે ગ્રામજનતાને વધારે લાભ મળી શકે અને પુસ્તકાલયોનો હેતુ સફળ થઈ શકે. ગ્રંથપાલ શિક્ષક સાંજે કે રાત્રે સ્થાનિક લોકોની અનુકૂળતા મુજબ ચોરામાં અગર બીજા

અનુકૂળ સ્થળે લોકોને ભેગા કરી વર્તમાનપત્રોનું વાચન કરે તો અભણ ગ્રામજનતાને પણ જગતના બનાવોની માહિતી મળવાથી સામાજિક વિકાસના કાર્યમાં યોગ્ય ફાળો આપવા લાયક થશે. **ગ્રંથપાલ આડંબરી અને વેઠ ઉતારતો હોવો ન જોઇએ.** પુસ્તકાલયનો કાર્યકર્તા અને ગ્રંથપાલની જેટલી લગની, જેટલો ઉત્સાહ અને સેવાભાવ તેટલી એની સફળતા. ગ્રંથપાલનું મુખ્ય કર્તવ્ય એ પ્રત્યેક પુસ્તક માટે વાચક અને પ્રત્યેક વાચક માટે પુસ્તક ખોળવામાં રહેવું જોઇએ. પુસ્તકાલયમાં ગમે તેવી સ્થિતિનો માણસ વાચક તરીકે આવે તેના તરફ બહુજ માયા–મમતા બતાવી એને સહાનુભૂતિ આપવી એ દરેક ગ્રંથપાલની ફરજ છે, કારણ કે પુસ્તકાલયની સફળતાનો આધાર આવી રીતભાત ઉપર જ છે. પુસ્તકોની વૃદ્ધિ, વર્ગીકરણ ને જતનમાંજ ગ્રંથપાલની ફરજ પૂરી થતી નથી. તેની પાસેનાં પુસ્તકોનું સાચું મૂલ્યાંકન હોવું જોઇએ. જો પુસ્તકાલય મોટું હોય તો ગ્રંથપાલને આ મૂલ્યાંકન પામતાં મુશ્કેલી નડે છે. ઘણી વખતે ઘણાં મોટાં પુસ્તકાલયો તો ભંડારસમાં હોય છે. ગ્રંથપાલ પુસ્તકોનો ભક્ત હોવો જોઇએ. તેને બીજો કશો સ્વાર્થ હોવો ન જોઇએ. તે **માત્ર “ સ્ટોરકીપર ” જેવો નહિ પણ યજમાન જેવો હોવો જોઇએ.** ગ્રંથપાલ પોતે પણ જબ્બર વાચક તેમજ વિચારક હોવો જોઇએ. જો ગ્રંથપાલમાં જ્ઞાન ન હોય તો તે આપે ક્યાંથી ? તેનામાં દૃઢ આત્મબળ હોવું જોઇએ. કવિઓના, મહાન પુરુષોના, સાહિત્યકારો અને દેશસેવકોના ફોટાઓ, નીતિસૂત્રો, નકશાઓથી તથા દરરોજ દેશ–પરદેશના જાણવાજોગ મહત્ત્વના સમાચારો પાટિયા પર લખી ગ્રંથપાલે પુસ્તકાલય તરફ જનતાનું આકર્ષણ કરવું જોઇએ.

## ચોકીદારી

પુસ્તકાલયનો આત્મા પુસ્તકો છે. ગ્રંથપાલે ઉચ્ચ અને હલકા સાહિત્ય વચ્ચેનો ભેદ સમજવો જોઇએ. ઉચ્ચ સાહિત્યને પસંદ કરી પુસ્તકાલયને સર્વશ્રેષ્ઠ અને જનઉપયોગી બનાવવું એ ગ્રંથપાલની ફરજ છે. સર્વસામાન્ય સાહિત્યની પસંદગી થવી ઘટે. સ્ત્રી અને બાળસાહિત્યને લક્ષ બહાર ન રાખવું જોઇએ.

પુસ્તકાલયમાં સંપૂર્ણ વ્યવસ્થા ગ્રંથપાલે રાખવી જોઇએ. પુસ્તકો, ફરનીચરો વગેરે ગમે તેવી સ્થિતિમાં પડયાં હોય તો તે તરફ વાચકોને અણગમો ઉત્પન્ન થઇ પુસ્તકાલયની વિપરીત દશા અમુક વખતમાં થવાની જ. ઉત્સાહી ગ્રંથપાલે, પુસ્તકોનું વર્ગીકરણ પદ્ધતિ પ્રમાણે રજીસ્ટર તૈયાર કરી તે પ્રમાણે પુસ્તકો કબાટમાં ગોઠવવાં, ખાતાના ઠરેલા ધોરણો પ્રમાણે પુસ્તકો, માસિકોની વ્યવસ્થા રાખવી જોઇએ. જેટલો સહકાર પુસ્તકાલયના સંચાલક કે ગ્રંથપાલ અને શાળાના શિક્ષકો વચ્ચે જોઇએ, તેટલો જ સહકાર ગ્રંથપાલ અને નાગરિકો વચ્ચે હોવો જોઇએ; ગ્રંથપાલે ભિન્ન રુચિના વાચકો સાથે કામ પાડતાં વિવેક મર્યાદા અને અખૂટ ધીરજ રાખવાની હોય છે.

## સ્ત્રીઓ અને પુસ્તકાલય

પુસ્તકાલયનો લાભ જેટલો પુરુષો લે છે તેટલો લાભ સ્ત્રીઓ લેતી નથી; માટે સ્ત્રીઓમાં વધારે પુસ્તકો વંચાય તે માટે શિક્ષકોએ અને ગ્રંથપાલોએ બનતા સર્વ પ્રયાસો કરવા જોઇએ. જ્યાં કન્યાશાળા હોય ત્યાં સ્ત્રીશિક્ષકો દ્વારા સ્ત્રીઓમાં વાચનનો રસ જાગ્રત કરવાથી કંઇક કામ થઇ શકશે. આ દિશામાં સતત પ્રયત્નો કરવાની જરૂર છે.

## પ્રૌઢ શિક્ષણ

આદર્શ ગ્રંથપાલે મોટી ઉંમરના નિરક્ષરો માટે રાત્રિશાળા કાઢવી જોઇએ. અને તેમને વાંચતાં લખતાં શીખવવું જોઇએ. અજ્ઞાન ટાળવા માટે–નિરક્ષરતા મટાડવા માટે પ્રયાસ કરવો તેના જેવું મહાન કાર્ય બીજું કોઇ પણ નથી. હાલમાં નિરક્ષરતા ટાળવા માટે પ્રયાસો થાય છે. તેમાં ગ્રંથપાલો અને શિક્ષકો એકબીજાનો સહકાર સાધી સુંદર ફાળો આપી શકે છે.

પુસ્તકાલયનો વધુ ઉપયોગ થાય અને લોકો વધારે સંખ્યામાં લાભ લે અને તેમની કેળવણી તરફ અભિરુચિ વધતી જાય તેટલા માટે ગ્રંથપાલે પુસ્તકાલય-સપ્તાહો, પુસ્તકાલયપર્વણી, માસિકો, વર્તમાનપત્રો અને પુસ્તકોનાં પ્રદર્શનો વગેરે ખાસ ઉત્સવો ગોઠવી લોકોના સંસર્ગમાં વધારે આવીને નાણાં મેળવી બજેટની મુશ્કેલી દૂર કરી શકે છે, અને લોકોની કેળવણી તરફ વધારે પૈસા ખર્ચવાની ભાવના પણ ઉત્પન્ન કરી શકે છે. પુસ્તકાલયની પ્રગતિ સાધવામાં ગ્રામ પુસ્તકાલયો અને કસ્બા પુસ્તકાલયો વચ્ચે વિશેષ સમ્પર્ક હોવો જોઇએ.

સ્પેનમાં પુસ્તકાલય એ પ્રજાકીય સંસ્થા છે. તે સેવાથી જ આગળ પ્રવૃત્તિ કરે છે. ગ્રંથપાલ અને શિક્ષક બંધુઓ પુસ્તકાલય પ્રવૃત્તિને આગળ ધપાવવા કટિબદ્ધ થશે અને જનતા તેમને સહકાર આપશે એમ આશા રાખું છું.

ત્યારબાદ વ. ૨૮ પુ. મંડળના મંત્રી શ્રી. મણિલાલ કાશીવાળાએ વિવેચન કરતાં જણાવ્યું કે, શિનોર મહાલે, શાળા ત્યાં પુસ્તકાલય સ્થાપવાનું શ્રીમંત સરકારનું ધ્યેય પાર પાડયું છે; પરંતુ અહીં રજુ કરવામાં આવેલા રિપોર્ટ પરથી જણાય છે કે, એમને કરવાનું કામ એમનું એમજ પડી રહ્યું છે. વડોદરા રાજ્યનું પહેલું મહાલ પુ૦ મંડળ વાઘોડીઆ અને શિનોર બીજું કે ત્રીજું છે. ઉપર જણાવ્યું તેમ શિનોર મહાલ મંડળે પોતાનાં જૂથ મંડળોને જાગ્રત કરવાની જરૂર છે. તેમને સતેજ બનાવવાં જોઇએ. પુસ્તકાલયના ગ્રંથપાલો અંદાજપત્ર તૈયાર ન કરે, તો તેમની ફરજ અદા કરી શકે નહિ.

## સાહિત્ય

આજે તો સૌ સાહિત્યકારો પાસે એવી આશા રાખવામાં આવે છે કે, સાહિત્ય રોચક હોવું જોઇએ, નિર્દોષ તેમ જ પૌષ્ટિક પણ હોવું જોઇએ તથા જ્ઞાનપ્રદ અને પ્રેરક પણ હોય.

**જે સાહિત્ય માત્ર રોચક છતાં હાનિકારક હોય, તે તો ઝેર સરખું છે. એવા સાહિત્યનો હમેશાં ત્યાગ-જ કરવો જોઇએ.** વળી જે સાહિત્ય માત્ર આકર્ષક હોય છતાં ઉપર જણાવ્યા જેમ કોઇ રીતે કામ લાગે તેવું ન હોય તે તદ્દન વ્યર્થ જ છે. એવા સાહિત્યથી તો દૂર ભાગવું જોઇએ. એવું સાહિત્ય તમારા જીવનસત્વનો નાશ નોતરશે, તમારી અભિરુચિને નષ્ટ કરશે.

જે સાહિત્ય સમાજના હિતમાં અંતરાય નાખનારૂં ન હોય, સુરુચિનો ભંગ કરે તેવું ન હોય, સદાચારને પુષ્ટિ આપે અને ઉત્તરોત્તર ઉન્નતગામી બનાવે તથા કૃત્રિમતાને ઉઘાડી પાડે તે જ ઉત્તમ સાહિત્ય છે.

સાહિત્ય એ તો માત્ર એક શક્તિ છે. તેનો જેવો ઉપયોગ કરવામાં આવશે તેવા જ તેના લાભ-હાનિ ભોગવાશે. દાખલા તરીકે અગ્નિનો ઉપયોગ જંગલો અને ગામો બાળવામાં પણ થાય છે, તેમ જ ષડ્રસયુક્ત વાનીઓ બનાવવામાં પણ થાય છે. મનુષ્યસમાજના ભિન્ન ભિન્ન અંશોમાં, ભિન્ન ભિન્ન વર્ણોમાં તથા વર્ગોમાં સ્વાર્થ, ઇર્ષ્યા અને દ્વેષમૂલક વિદ્રોહ–આ સર્વ વડે પણ સાહિત્ય સમૃદ્ધિ થઇ શકે છે. તેમ જ એકબીજાથી વિરુદ્ધ તત્વોને નજીક નજીક લાવીને તેમનામાંના સારાપણાનો સંયોગ સાધી માનવતાનો વિકાસ સાધી શકાય છે. આમાંથી સારાનો સ્વીકાર કરવો અને અનિષ્ટનો ત્યાગ કરવો. –કાકાસાહેબ કાલેલકર

પુસ્તકાલયોથી બહેનો વંચિત છે. આ સંબંધે મુંબઇ ઇલાકામાં જે પ્રમાણે કામ ચાલી રહ્યું છે તે મુજબ કામ કરી બતાવવું જોઇએ. આટલા વખતથી શ્રીમંત રાજપિતાએ આ યોજના આદરી છે છતાં બરાબર પહોંચી વળતા નથી, જ્યારે મુંબઇ ઇલાકામાં હજી હમણાં જ શરૂ થતાં તે કેટલી બધી આગળ વધી રહી છે, અને થોડાક વખતમાં આપણાથી પણ આગળ વધી જશે ત્યારે તો આપણે શરમાવું જોઇશે. આ માટે તમારે ગામના કુસંપો ટાળવા જોઇએ. વિશાળ વાચનના પ્રચાર માટે જુદા જુદા અખતરા કરવા જોઇએ, એકલા પુરુષોને જ તમે વાંચવા પ્રેરો તે બરાબર નથી; સ્ત્રીઓને પણ પુસ્તકાલયોમાં રસ લેતી કરવી જોઇએ.

હવે આપણે ત્યાં પ્રૌઢ શિક્ષણની યોજના શરૂ થઇ છે. આપણે જોવું જોઇએ કે એ યોજના માત્ર કાગળ પર ન રહેવી જોઇએ. એનો બરાબર અમલ કરવો જોઇએ, નહિ તો પછી એ કાગળ પરની યોજના જ રહેશે. આ પ્રવૃત્તિને પ્રજાએ ઉપાડવી જોઇએ. માત્ર શિક્ષકો જ નહિ પરંતુ જનતાએ પણ એમાં સાથ આપવો જોઇએ. પ્રૌઢ શિક્ષણના આ કાર્યથી રાજપિતાની ઉપર્યુક્ત ઉમેદ બર આવશે.

અને બહેનોએ ઘરકામ પાછળ જ રોકાઇ ન રહેતાં અને વાતોના તડાકામાં જ ગુંથાઇ ન જતાં પુસ્તકો મંગાવી તેનો ઉપયોગ કરવો જોઇએ. અહીં પણ ચરોતરની માફક થઇ જવું જોઇએ.ચરોતરના ભાદરણ ગામે પુસ્તકાલયનો એવો ઉપયોગ થવા માંડયો કે તેમાંથી ભરત–ગૂંથણનો વર્ગ શરૂ થયો અને ત્યાં આજે ઉદ્યોગ મંદિર ઊભું થયું છે.

આવતી પરિષદ મળે ત્યારે એક પણ ગામ બજેટ વિનાનું ન રહેવું જોઇએ. તેમ ન થાય તો આવી પરિષદ ભરવી પણ વ્યર્થ જ ગણાય. અને ઠરાવોનો બરાબર અમલ ન થાય તો તે નિરર્થક જ છે.

બાદ ઠરાવોનું કામ હાથ પર લેવામાં આવ્યું હતું.

## પસાર થયેલા ઠરાવો

ઠરાવ પહેલો કૈ. શ્રીમંત મહારાજા સાહેબ તેમ જ સદ્. શ્રી. અમીન સાહેબ તથા શ્રી. હીરાલાલ પારેખ અને બળવંતરાય પ. ઠાકોરના અવસાન પરત્વેનો શોકદર્શક હોઇને બીજો ઠરાવ શ્રીમંત મહારાજા શ્રી. પ્રતાપસિંહ ગાયકવાડનું દીર્ઘાયુષ ઇચ્છતો હતો.

*(૩) મહાલમાં જે જૂથ મંડળો સ્થપાયાં છે તે હજુસુધી જોઇએ તેટલા પ્રમાણમાં પોતાનું* કાર્ય કરતાં થઇ ગયાં નથી, જેથી આ પરિષદ જૂથ મંડળોને જાગ્રત થવા અને નીચે પ્રમાણે કામ કરવા સૂચવે છે:

૧. પોતાના જૂથના દરેક પુસ્તકાલયનાં બજેટ બને તેવી તજવીજ કરવી;
૨. જૂથનાં દરેક પુસ્તકાલયની એક વખત તપાસણી કરવી;
૩ દર ત્રણ માસે પોતાના જૂથની સભા ભરવી;
૪. મહાલમંડળ તરફથી ભરાતી સભાઓમાં જૂથ મંડળના મંત્રીએ હાજરી આપવી.

ઙ મૂ. પુરુષોત્તમ નારાયણદાસ અનુ૦ અંબાલાલ મૂળજીભાઇ.

(૪) ભણેલું ભૂલી ન જવાય તેટલા માટે રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી તેમ જ મહાલ મંડળ તરફથી શિષ્ટ વાચનની પરીક્ષા રાખવામાં આવે છે. તેમાં મહાલના તમામ શિક્ષક બંધુઓ મે. મહાલ શાળાધિકારી સા. ની સીધી દેખરેખ નીચે સક્રિય ભાગ લે તેમ આ પરિષદ આશા રાખે છે. અને શિષ્ટ વાચનની પરીક્ષાની યોજના દિનપ્રતિદિન પ્રગતિ પામે એટલા માટે નીચે મુજબ સમિતિ નીમે છે:

સમિતિના સભ્યોનાં નામ.

(૧) ન. ગિ. શાહ, (૨) પુ. ના. પટેલ (૩) મે. રા. રા. મહાલ શાળાધિકારી સા૦

૬. મૂ. સવેરભાઇ નારણભાઈ અનુ૦ ચુનીલાલ જેશિંગભાઈ

વિ૦ વિ૦ જકલભાઇ પૂ. પટેલ.

(૫) પ્રાંત પ્રચારકે રૂબરૂમાં સમજ આપ્યા પ્રમાણે મહાલનાં તમામ ગામે વર્ગીકરણ થવું જોઇએ છતાં ન થયું હોય તો જરૂર પડે મહાલના માનનીય પ્રચારકની મદદ લઇ વર્ગીકરણનું કામ વ્યવસ્થિત રીતે પૂરૂં કરવા આ પરિષદ મહાલના તમામે પુસ્તકાલયોના મંત્રી ભાઇઓને વિનવે છે.

દ. મુ. પ્રાગજીભાઇ પ્રભુદાસ અનુ૦ ત્રિભોવનદાસ જેશિંગભાઇ

(૬) મહાલની જે ગ્રામ પંચાયતો પોતાના બજેટમાં પુસ્તકાલયોને મદદ આપવાની જે રકમ મંજુર કરે છે તે વેળાસર મળે તેવી તજવીજ કરવા તથા જે ગ્રામ પંચાયતો પોતાનાં પુસ્તકાલયોને મદદ નથી આપતી તેવી પંચાયતોએ મદદ આપવાની તજવીજ કરવા ગ્રામ પંચાયતોના અધ્યક્ષોને અને મહાલના મે. રા. રા. વહીવટદાર સાહેબને આ પરિષદ ભલામણ કરે છે.

દ. મુ. મોતીલાલ નાગેશ્વર અનુ૦ પા. પરસોતમદાસ નરોતમદાસ

ત્યારબાદ ૭ મો ઠરાવ પુ. સ. સ. મંડળે પુસ્તકાલય માગે તેજ પુસ્તકો મોકલવા વિષેનો હોઇને આઠમો ઠરાવ સ્વ. શ્રી. મોતીભાઇ અમીન સ્મારકમાં બનતો ફાળો ભરવા વિષેનો હતો. છેવટના ૯, ૧૦, ૧૧ ઠરાવો આભારદર્શક હતા.

છેલ્લે પ્રમુખશ્રીએ ઉપસંહાર કરતાં જણાવ્યું કે, આજે થયેલ કાર્ય પર આપ ધ્યાન આપશો અને ધીરજ તથા ઉત્સાહ રાખી કામ કરતાં ફતેહ મેળવશો.

શ્રીમંત સરકારે શરૂ કરેલા પ્રૌઢ શિક્ષણના કાર્યમાં સહકાર સાધી કામ કરશો તો ગામના તલાટીઓ, આગેવાનો તમને સાથ આપશે. પછી એ કાર્યમાં સફળતા માટે સહેજ પણ શંકા રહેશે નહિ.

બાદ ગંગનાથ આશ્રમ તરફના મહારાજનું ધાર્મિક પ્રવચન થયા પછી સૌ વિસર્જન થયા હતા.

—卐—

### વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ મારફત

## શ્રી. મો. ન. અમીન સ્મારક ફંડનો સ્વીકાર

| | | | |
|---|---|---|---|
| ૫ | સા. પુસ્તકાલય | બેટ શંખોદ્ધાર (તા. ઓખામંડળ) | રૂ. ૧૧-૪-૦ |
| ૬ | ,, | સઇજ તા. કલોલ | રૂ. ૫-૦-૦ |
| ૭ | ,, | વણેશાપીસાદ તા. પલસાણા | રૂ. ૩-૦-૦ |
| ૮ | ,, | બાકરોલ તા. પેટલાદ | રૂ. ૨૫-૦-૦ |
| ૯ | ,, | ઉમતા તા. ખેરાળુ | રૂ. ૧૫-૦-૦ |
| ૧૦ | ,, | જેતલવાસણા તા. વિસનગર | રૂ. ૫-૦-૦ |
| ૧૧ | ,, | મેથી તા. કરજણ | રૂ. ૩-૦-૦ |
| ૧૨ | ,, | પીપળોઇ તા. ભાદરણ | રૂ. ૫-૦-૦ |
| ૧૩ | ,, | દેણપ તા. વિસનગર | રૂ. ૫-૦-૦ |
| ૧૪ | ,, | છતોડા તા. ચાણસ્મા | રૂ. ૬-૦-૦ |
| ૧૫ | ,, | કંડારી તા. કરજણ | રૂ. ૧૧-૦-૦ |
| ૧૬ | ,, | મહેલાવ તા. પેટલાદ | રૂ. ૩૦-૦-૦ |
| | | પાછલો સરવાળો | ૨૬-૦-૦ |
| | | કુલ | ૧૫૦-૪-૦ |




૧. પથેર દાબીઃ પૂર્વાર્ધ—મૂળલેખક : શરચ્ચંદ્ર ચટ્ટોપાધ્યાય; અનુવાદક : કવિ દયાશંકર ભ.; પ્રકાશક એન. એમ. ઠક્કરની કંપની, ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઇ–૨. ૧૯૩૯; ક્રાઉન ૮ પેજી પૃષ્ઠ ૧૦+૨૮૧; સચિત્ર આચ્છાદનવાળું પાકું સચિત્ર પૂઠું; મૂલ્ય રૂ. ૨–૮–૦

બંગાળી સુપ્રસિદ્ધ નવલકથાકાર શરચ્ચંદ્ર ચટ્ટોપાધ્યાયની આ કૃતિ આધુનિક કિસાન ચળવળને લગતી છે. મિલમાલેકો પોતાના મિલમજૂરોની કેટલી સંભાળ રાખે છે તેમજ પોતાને કમાણી કરાવી આપનાર તરફ કેવી દૃષ્ટિથી જુએ છે તે આમાં બહુ ઝીણવટપૂર્વક આલેખ્યું છે. આ પુસ્તકમાં બ્રહ્મદેશ સંબંધી મિલમજૂરની કરુણાજનક અવદશાનો આબેહૂબ ચિતાર ચિતર્યો છે. અપૂર્વ નામનો બંગાળી યુવક ઉંચી ડીગ્રી મેળવી રંગુનમાં નોકરીએ જાય છે. ત્યાં હિન્દવાસીઓને પડતી હાડમારીઓનો સાક્ષાત્કાર કરી ગોરા લોકોને હાથે ત્યાં કેવું અપમાન સહન કરવું પડે છે વગેરે અનુભવે છે. જાતે ચુસ્ત સનાતની બંગાળી હોવા છતાં ભારતી નામની બંગાળી ખ્રિસ્તી કન્યાના પ્રસંગમાં આવતાં પોતે કેવો આકર્ષાય છે અને બીનઅનુભવી હોવાથી ભારતીની સહૃદય કાળજીથી પોતાનું દુઃખ ભૂલી જઇ મજૂર ચળવળમાં દોરાય છે અને ધરપકડ થતાં એની કેવી સ્થિતિ થાય છે વગેરે બહુ સચોટ રીતે અહીં જણાવ્યું છે. મિલમજૂરોની આર્થિક અવદશા, તેમનું નિરાધાર જીવન, તેમની કર્કશતા, તેમની કઠોરતા વગેરે બધાનું મૂળ તેમના મિલમાલેકોની નિર્દયતાનું પરિણામ છે એ સ્પષ્ટ સમજે છે અને પોતે નોકરી છોડી સંન્યાસી થવાની ઇચ્છા કરે છે ત્યાં ભારતી એને બચાવે છે અને ડૉક્ટર બાબુ જેવી નિસ્પૃહી અને ખંતીલી, ટેકીલી, પરોપકારી વ્યક્તિ શાંતિથી પોતાનું કાર્ય કેટલી સરળતાથી કરી જાય છે એ જોઇ અપૂર્વ મુગ્ધ થાય છે. પુસ્તકમાં ધર્મ શું છે અને ખરો ધર્મ કોને કહેવો તે આધુનિક સુધરેલી પદ્ધતિએ જણાવ્યું છે. કાગળ, છપાઇ, બાંધણી, પૂઠું વગેરે સુંદર છે. શરતચંદ્રનાં ઉત્તમ પુસ્તકોમાંનું આ એક છે.

૨. ઠગ—કર્તા : દેસાઇ, રમણલાલ વસંતલાલ; પ્રકાશક : આર. આર. શેઠની કંપની, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ ૨; ૧૯૩૮, ક્રાઉન ૮ પેજી, પૃષ્ઠ ૮ + ૩૧૭; સચિત્ર રંગીન આચ્છાદનવાળું પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૨–૮–૦.

સંસ્કાર ગ્રંથાવલિનું આ નવમું પુસ્તક છે. એમાં અઢાર ઓગણીસમી સદીના હિંદુસ્તાનમાં પ્રવર્તી રહેલી ઠગ લોકોની ઠગવિદ્યાનો ચિતાર રજુ કર્યો છે. એમણે જણાવ્યા પ્રમાણે એ એમની સૌથી પહેલી નવલકથા 'નવગુજરાત'માં કકડે કકડે પ્રસિદ્ધ થએલી. એકલી ઠગની વાર્તા કરતાં એમાંનાં મૃદુતા, પ્રેમ, સહિષ્ણુતા, સાહસ અને વીરતાનાં દૃષ્ટાંત વધુ આકર્ષક છે. વાર્તાનું મૂળ નામ 'આયેશા' હતું તે બદલીને હવે 'ઠગ' રખાયું છે. આયેશા તેમજ સમરસિંહનું પાત્ર ખરેખર ઉમદા છે. સમરસિંહ ઠગ છે પરંતુ વીર અને વચની છે. કર્નલ સ્લીમેનને

પોતાની આખી સંસ્થાનો પરિચય આપી એને વચન પ્રમાણે પાછો સહીસલામત મોકલી આપે છે. ઠગ લોકોને પણ નીતિ હોય છે. એ લોકો લોકોને ફસાવીને કેવી રીતે લૂંટતા તેમજ ગરીબ અને સ્ત્રીઓને કેવી રીતે મદદ પણ કરતા એ બધું આમાં આલેખ્યું છે. મટીલ્ડા એક અંગ્રેજ યુવતી છતાં સમરસિંહ ઉપર મુગ્ધ થઇ ગઇ હતી અને આયેશા સાથે એ પણ ખાનગી હીલચાલ તપાસતી રહેતી હતી. વાર્તાને અંતે ઠગ લોકોનું મંડળ છિન્નભિન્ન કરી નાખવામાં કર્નલ સ્લીમાન ઐતિહાસિક દૃષ્ટિએ ફતેહમંદ થાય છે તેમાં પણ આયેશાનો અને સમરસિંહનો હાથ હોય છે. આઝાદ દ્વેષી, કુટીલ અને નિર્દય છે ત્યારે સમરસિંહ તેના સામે થતાં જરા પણ અચકાતો નથી.

વાર્તાને અંતે ઠગ લોકોની માહિતી વિસ્તારપૂર્વક આપવામાં આવી છે. છપાઇ, કાગળ, બાંધણી, વગેરે સુંદર છે.

૩. **પરી અને રાજકુમાર**—કર્તા, પ્રકાશક, સ્થળ, કદ, ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૧૬૫; ૧૯૩૮, સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૧–૮–૦.

વિરાટ્ ગ્રંથાવલિનું આ સોળમું પુસ્તક છે. એમાં યુવક-યુવતીઓને ભજવવા માટે ૬ નાટકો ભાઇ રમણલાલે વખતોવખત તૈયાર કરેલાં. ' કુંવરજી દેસાઇ 'માં એક પણ સ્ત્રી-પાત્ર નથી એ એની વિશિષ્ટતા છે. સ્ત્રીનો વેશ કોણ ભજવે એ મુશ્કેલી દૃષ્ટિ સમક્ષ રાખી એ નાટક લખાયલું. જૂના વિચારના માણસો જ્યારે વિચાર પલટાય છે ત્યારે કેવું કામ કરે છે તે ' લાલા પટેલની લાયબ્રરી 'વાળા નાટક ઉપરથી સમજાય છે. અને એ નાટિકા તો કેટલાંક પુસ્તકાલયોના પર્વણીપ્રસંગોએ ભજવાયાનું પણ સાંભળ્યું છે.

પુસ્તકાલયના સંચાલકોએ તેમ જ હિમાયતીઓએ આ નાટક ખાસ વાંચવા લાયક છે. એમાંથી એમને કાર્ય પરત્વે પ્રેરણા મળશે. ' કુંવરજી દેસાઇ 'માં એક ગૃહસ્થ અમીર માણસ પોતાના ખેડુતો ખાતર કેવી હાડમારી ખુશીથી સહન કરે છે, જેલમાં પણ જાય છે અને એજ રીતે આખરે સુબાને ખાતર જગા કરી આપી પોતાના ખેડુતોની મુશ્કેલી દૂર કરી પોતાની મહત્તા પૂરવાર કરી આપે છે.

' એક તક 'માં મહામાયા પાસેથી વરદાન મેળવી એક પુરુષ કેવો ઉત્પાત મચાવે છે અને પ્રાણીમાત્રને તેમજ પૃથ્વીને હેરાન હેરાન કરી મૂકે છે, આખરે કંટાળી મહામાયા એને ઊંચકી ફેંકી દેવાની વાત કરે છે ત્યાં સ્ત્રી એને બચાવે છે. લોભે લક્ષણ જાય, તેનું આ દૃષ્ટાંત છે. ' સ્વર્ગ જીત્યું ' એમાં ધાર્મિક ઝનૂન અને ધર્મદ્વેષ તેમ જ અસૂયા દૃષ્ટિગોચર થાય છે એમાં સરમુખત્યાર વગેરે ઉપર કટાક્ષ છે. ઇસુનું બલિદાન પણ આમાં ગૂંથ્યું છે. ' કામદહન 'માં શંકરે કામદેવને કેમ બાળ્યો અને રતિની કાકલુદી ઉપરથી તેને કેવી રીતે સજીવન કર્યો તે કથા નાટકરૂપે આલેખી છે. નાટકોમાં વચ્ચે વચ્ચે ગેય ગાયનો પણ ગૂંથ્યાં છે. શાળાઓ અને સંસ્થાઓને આ પુસ્તક ઉપયોગી અને માર્ગદર્શક થઇ પડશે. છપાઈ, બાંધણી, કાગળ વગેરે સારાં છે.

૪. **ગાઝી મુસ્તફા કમાલ પાશા** (તુર્કીનો તારણહાર)—કર્તા: રમણીકલાલ જયચંદ ભાઈ દલાલ; પ્રકાશક: જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ, તથા મુંબાઇ નં. ૨, ૧૯૩૯; ક્રાઉન સોળ પેજી પૃષ્ઠ ૨૪+૩૨૬; સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૨–૦–૦.

જ્ઞાનવર્ધક પુસ્તકમાળાનું આ ૯૧મું પુસ્તક છે. આમાં આપેલી ભાઇ શંકરપ્રસાદ હ. દેસાઇની વિસ્તૃત પ્રસ્તાવના ખાસ વાંચવા જેવી છે. તુર્કીના આ મહાન પુત્રનું જીવનચરિત્ર દરેક જણે વાંચી બોધ લેવા જેવું છે. ત્રણ વર્ષના અરસામાં વૃદ્ધ તુર્કીના જર્જરિત દેહમાંથી એક નવજુવાન-લોખંડી, વિજયી, મહત્ત્વાકાંક્ષી અને પ્રગતિમાન તુર્કી નીપજાવ્યું અને યુરોપને હેરત પમાડી જગતની થાકેલી, હારેલી અને જીતાયલી પ્રજાઓને કમાલપાશાએ હસતી, જ્વલંત અને ગૌરવાન્વિત બનાવી. ગમે તેવાં વિરોધી બળોનો સંપૂર્ણ રીતે મક્કમપણે સામનો કરી પોતાનું ધ્યેય સિદ્ધ કર્યું અને ગોરી પ્રજાની બાજી ધૂળમાં મેળવી. એશિયાવાસીનો કમાલ પાશા ખરેખર દીવાદાંડી જેવો છે. પોતાના ધ્યેયની આડે આવનારા પોતાના મિત્રને પણ એણે માતૃભૂમિ ખાતર નિર્દયપણે રહેંશી નાખવામાં જરા પણ આંચકો ખાધો નથી. અને તેથીજ આજે તુર્કી યુરોપમાં ગોરી પ્રજા જોડે સરખે હકે માથું મારી શકે છે. તુર્કીમાં જૂની પ્રથાનો સદંતર નાશ કરી સ્ત્રીકેળવણી, પડદાનો નાશ, પહેરવેશ, રહેણી કરણી વગેરે સામાજિક તેમજ રાજકીય બાબતોમાં પણ અડગપણે કામ કરી બધા અંતરાયો દૂર કરી એણે તુર્કીને હાલની સ્થિતિએ મૂક્યું.

પુસ્તક દરેક જણે ખરેખર વાંચી મનન કરવા લાયક છે. ચારિત્ર્યના ઘડતરમાં આ જીવનવૃત્ત માર્ગદર્શક થઇ પડશે.

ના. ચં. દીવાનજી

**૫. અર્વાચીન કાવ્યસાહિત્યનાં વહેણો**—વ્યાખ્યાતાઃ અધ્યાપક રામનારાયણ વિશ્વનાથ પાઠક; પ્રકાશક–મુંબઇ યુનિવર્સિટી; પ્રાપ્તિસ્થાન–એન. એમ. ત્રિપાઠીની કંપની, કાલબાદેવી રોડ, મુંબઇ; પૃ૪ ૨૧૦; પૂઠું પાકું; કિંમત ૧–૪–૦.

મુંબઇ યુનિવર્સિટી તરફથી સને ૧૯૩૫–૩૬ નાં ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળા માટે વ્યાખ્યાન આપવાનું આમંત્રણ અધ્યાપક પાઠક સાહેબને આપવામાં આવેલું તે પ્રસંગે તેમણે આપેલાં પાંચ વ્યાખ્યાનો આ પુસ્તકમાં સંગ્રહેલાં છે.

આ પાંચે વ્યાખ્યાનો આપણા ગુજરાતી અર્વાચીન કાવ્યસાહિત્યને લગતાં છે.

આપણું અર્વાચીન કાવ્યસાહિત્ય નર્મદ-દલપતથી શરૂ થયું ગણાય છે. ત્યારથી તે અત્યાર સુધીના કાવ્યસાહિત્યની આ વ્યાખ્યાનોમાં સમીક્ષા છે.

પહેલા વ્યાખ્યાનમાં આપણા કાવ્યના સ્વરૂપને ઘડનાર ઐતિહાસિક બળોની ચર્ચા કરવામાં આવી છે. એમાં અંગ્રેજી કેળવણી તથા સંસ્કૃત અભ્યાસને પરિણામે આપણા કાવ્યનું સ્વરૂપ કેવી રીતે બદલાયું તેની વિગતવાર ચર્ચા કરી છે. બીજા વ્યાખ્યાનમાં આપણા અર્વાચીન કાવ્યસાહિત્યનાં ભાષા, છન્દ, પ્રાસ વગેરે કેવી રીતે વિકસ્યાં તેનું વિવેચન છે. ત્રીજા વ્યાખ્યાનમાં કાવ્યનાં અલંકાર તથા રીતિની ચર્ચા છે, ચોથા વ્યાખ્યાનમાં કાવ્યના સૂક્ષ્મ ઉપાદાનની ચર્ચા છે અને છેક છેલ્લા વ્યાખ્યાનમાં આપણાં કાવ્યોના જુદા જુદા પ્રકારો હાલ તે દરેક હાલ કેવી સ્થિતિમાં છે તથા તેને માટે વિશેષ શું કરવા જેવું છે તે વ્યાખ્યાતાએ બતાવેલું છે. આ જ વ્યાખ્યાનમાં આખી વ્યાખ્યાનમાળાનો ઉપસંહાર પણ છે.

આ વ્યાખ્યાનો આપણા કાવ્યસાહિત્યના અભ્યાસીને ઘણાં મદદગાર થાય તેવાં અને

માહિતીપૂર્ણ હોઇને તેનું વાચન જ્ઞાનપ્રદ છે. આવાં વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાનોનાં પુસ્તકો આપણે ત્યાં ઘણાં ઓછાં છે, તે ખોટ આ પુસ્તક કંઇક અંશે પૂરી પાડશે.

સાહિત્યના અભ્યાસીઓએ તેમજ હાઇસ્કૂલો તથા કૉલેજોના ગુજરાતીના શિક્ષકોએ આ પુસ્તક ખાસ વાંચવું જોઇએ.

શં. સો. પટેલ

**૬. નવમાલિકા**—રચયિતાઃ શ્રી. જયસુખરાય વિ. પુરુષોત્તમરાય જોષીપુરા, પ્રકાશક, એમ. સી. કોઠારી; રાવપુરા વડોદરા. મૂલ્ય ૦–૮–૦.

શ્રી. જોષીપુરાએ કાવ્યકલિકા અને સ્મરણાંજલિ નામનાં બે કાવ્યપુસ્તકો રચ્યા બાદ પોતાનો વનપ્રવેશ લગભગ વટાવી જવાની તૈયારીમાં આ ત્રીજો કાવ્યસંગ્રહ ગૂર્જર જનતા સંમક્ષ રજૂ કર્યો છે. સચિત્ર સાક્ષરમાળા, ભક્તકવિ નરસિંહ મહેતા, તેમનું કવન અને જીવન, મોન્તેનના નિબંધ વગેરે નાનાં મોટાં સાડત્રીસ પુસ્તકોથી ગૂર્જર સાહિત્યને સમૃદ્ધ કરી લેખક અને કવિ તરીકે તેમણે અત્યાર અગાઉ સારી નામના મેળવી છે.

આ કાવ્યસંગ્રહ બે ભાગમાં વહેંચી દેવામાં આવ્યો છે. ૧ થી ૫૪ કાવ્યોમાં કવિ પોતે જ જણાવે છે તેમ "અનુભવનો ઉદ્‌ગાર" છે અને એમ હોવાથી કવિ સ્વાભાવિક રીતે જ સ્વાનુભવરસિક કવિઓના વર્ગમાં મુકાઇ જાય છે; પ્રસ્તુત સંગ્રહમાં રાગ–રાગણીઓનો પણ મોટા પ્રમાણમાં ઉપયોગ કરવામાં આવ્યો છે અઠ્ઠાવન વર્ષની ઉમ્મરમાં કવિને જીવનની લીલી સૂકી જોવાનો અનેક પ્રસંગો આવ્યા છે અને તે બધા અનુભવનો નીચોડ સુસંબદ્ધ, સંસ્કારી ગેય ભાષામાં આપણા માટે તેમણે અહીં તારવી આપ્યો છે. ૫૫ થી ૬૭ કાવ્યોના બીજા ભાગમાં પણ કવિએ નોકરી છોડીને પ્રૌઢ વયે ખેતી આરંભી તે વખતની કુદરતલીલાનું વર્ણન ઘણીજ આકર્ષક ભાષામાં કરેલું છે.

ઉમાશંકર જોષી, કવિ સુંદરમ્, સ્નેહરશ્મિ, પૂજાલાલ અને મેઘાણીના આ જમાનામાં શ્રી. જોષીપુરા કવિ તરીકે આપણને પ્રથમ દૃષ્ટિએ જરા જૂના વર્ગના લાગે તો તે બનવા જોગ છે. પરંતુ દરેક સમર્થ કવિને પોતાની લાગણીઓ વ્યક્ત કરવાની જુદી જુદી પદ્ધતિ હોય છે તેમ નરસિંહ મહેતા, ભક્તકવિ ભોજલ અને અખાનાં કાવ્યોની અસર નીચે રચાયેલાં કવિ જોષીપુરાનાં કાવ્યોમાં ગૂર્જર સાહિત્યના એક સાચા અને ઊંડા અભ્યાસકની પ્રતિભા જોઈ શકાય છે.

તેમનાં કાવ્યોમાં ભાષાન્તર, અભયયાચના, વિશ્વવડ, સાધુ સંતાપ, અસહાય નાવિક, ક્ષમતા, માટીનો ઘટ, પ્રેમનિષ્ઠા અને ભૃત્યતામોક્ષ ખરેખર સુંદર કાવ્યો છે.

—વિવિત્સુ

**૭. जातकचन्द्रिका नाम जन्मपत्रिकाविधानपद्धति**—સંપાદક અને પ્રકાશકઃ હિમ્મતરામ મહાશંકર જાની પૃષ્ઠ ૩૭૨+૨૮, પાકુ પૂઠું, ગણિત જ્યોતિઃશાસ્ત્રી મૂલ્ય રૂ. ૪)

જંબુસરનિવાસી શ્રી. યાજ્ઞિકનાથ વિરચિત મૂળગ્રંથ ઉપર અત્યાર સુધી ગુજરાતી ભાષામાં ટીકા ઉદાહરણ અને વિવરણ, જોઇએ તેવું બહાર પડેલું ન હતું. તે ઉણપ પૂરી પાડવા લેખકે કરેલો આ પ્રયાસ આદરપાત્ર છે.

રાજ્ય પુસ્તકાલય મંડળ, વડોદરા. પ્રકટકર્તાઃ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. રાવપુરા, વડોદરા. પૃષ્ઠ ૧૨+૪૪૮, બોર્ડ પટ્ટીનું પૂઠું, મૂલ્ય રૂા. ૧–૮–૦

આ પુસ્તકનો પ્રથમ ભાગ ૧૯૩૪ માં પ્રકટ થયેલો ત્યારે તેમાં છપાયેલાં ભાષણો, પુસ્તકાલયપ્રવૃત્તિ વિષે માહિતી મેળવવા ઇચ્છનાર અનેકોને ઉપયોગી નીવડેલો

આજ પ્રવૃત્તિને વેગ આપે એવાં તેમ જ અન્ય રીતે ઉપયોગી થઇ પડે તેવાં તે પછીના પાંચ વર્ષના ગાળામાં જુદે જુદે સ્થળે અને વિવિધ વક્તાઓએ જે માર્ગદર્શક વિવેચનો કરેલાં તેનો આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે. પુસ્તક ૪ ખંડોમાં વહેંચાયેલું છેઃ (૧) સ્વાગત પ્રમુખોનાં ભાષણો, (૨) પ્રમુખોનાં ભાષણો, (૩) ઉદ્‌ઘાટન વા ઇતર સમારંભો પ્રસંગે અપાયેલાં ભાષણો અને (૪) લેખસંચય.

આ સંચય, આજે જ્યારે બ્રિટિશ ગુજરાત અને અન્ય સ્થળે પુસ્તકાલયપ્રવૃત્તિ પૂરવેગથી પ્રચાર પામવા લાગી છે ત્યારે તેમાં કાર્ય કરવા ઇચ્છા ધરાવનાર હરકોઇને ઉપયોગી માહિતી આપશે. ઉપરાંત તેમાંથી તેને પુસ્તકાલયપ્રવૃત્તિને લગતા વિવિધ અનુભવો પણ મળી આવશે.

આ પુસ્તક તૈયાર કરવાને પ્રેરનાર સ્વ. શ્રી. અમીન સાહેબ એનું પ્રકાશન જોવાને આજે આપણી સમક્ષ હાજર નથી. પરંતુ તેમણે વાવેલાં બીજને પુખ્ત છોડરૂપે પરિણમી ટૂંક વખતમાં મહાન વૃક્ષરૂપે ફળતું જોઇ તેઓશ્રીનો અમર આત્મા જરૂર રાચતો હશે.

પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ ધરાવનાર હરકોઇ વ્યક્તિ વા સંસ્થા આ પુસ્તક પોતાને ત્યાં જરૂર વસાવે.

## સામયિકો

**બાલજગત** (પાક્ષિક)—તંત્રીઓઃ શ્રી. સોમાભાઇ ભાવસાર અને શ્રી. દિનેશ ઠાકોરઃ ૩૧, ગુજરાત સોસાઇટિ, એલિસબ્રિજ, અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂાં. ૪)

"બાલમિત્ર"ના તંત્રી શ્રી. સોમાભાઇ ભાવસારના નામથી આજનો કોઇ વાચક ભાગ્યેજ અજાણ હશે. એમણે બાલમાનસનો ઠીક ઠીક અભ્યાસ કરેલો છે અને એ અભ્યાસના પરિપાકરૂપે એમણે બાલસાહિત્ય સર્જી બાલવાચકોને વાચન પ્રત્યે પ્રેરવામાં ઠીક ઠીક ફાળો આપ્યો છે.

આજે ભાઇ શ્રી. સોમાભાઇ તેમના અન્ય સહકાર્યકર સાથે જોડાઇ તેમના સંયુક્ત તંત્રીપણા હેઠળ એક નવીન પાક્ષિકને ગુજરાતનાં બાળકો સમક્ષ રજુ કરે છે.

"બાલમિત્ર"ના તંત્રી તરીકે એના સંપાદનકાર્યમાં તેમણે દાખવેલી વિશેષતાઓ આમાં પણ દેખાઇ આવે છે. આ પાક્ષિકના પ્રથમ અંકમાં આપેલો લેખનો સંભાર એના બાલવાચકોને ગમશે સ્વ. શ્રી. મોતીભાઇ અમીન સાહેબના પરિચયવાળો લેખ બાળકોને સહેલાઇથી સમજાય એ રીતે આપ્યો છે. તંત્રીઓને તેમના આ કાર્યમાં સફળતા ઇચ્છીએ છીએ.

મ. પ્ર. વ્યાસ

# નવીન ફાલ

| ક્રમાંક | પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક અને મળવાનું સ્થળ | કિંમત | વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|
| ૧ | જગતનો આવતી કાલનો પુરુષ | મગનભાઇ પ્ર. દેસાઇ | નવજીવન પ્ર. મંદિર અમદાવાદ | ૦–૧૨–૦ | સર સર્વપલ્લી રાધાકૃષ્ણન્‌ના મૂળ પરથી |
| ૨ | રાષ્ટ્રભાષાનો ગુજરાતી કોષ | ,, | ,, | ૧– ૮–૦ | |
| ૩ | ધર્મમંથન | ગાંધીજી | ,, | ૦–૧૨–૦ | બીજી આવૃત્તિ |
| ૪ | જીવતા તહેવારો | કાકા કાલેલકર | ,, | ૦–૧૨–૦ | ત્રીજી આવૃત્તિ |
| ૫ | પુસ્તકાલય પ્રવૃત્તિ ભાષણો અને લેખો | વ. રા. પુસ્તકાલય મંડળ, વડોદરા | પુ. સ. સ. મંડળ લિ. વડોદરા | ૧– ૮–૦ | પુ૦ પ્રવૃત્તિવિષયક ભાષણો અને લેખોનો સંગ્રહ |
| ૬ | મહાબત આલ્બમ | જી. એ. શેખ જુનાગઢ | લેખક પોતે–જુનાગઢ | ૨– ૪–૦ | જૂનાગઢનો સચિત્ર ઇતિહાસ |
| ૭ | મગધરાજ | જયભિખ્ખુ | જ્યોતિ કાર્યા. લિ. અમદાવાદ | ૧– ૮–૦ | કુમાર ગ્રંથમાળામાં |
| ૮ | જવાંમર્દ | ,, | ,, | ૧– ૮–૦ | |
| ૯ | *વિદ્યાર્થી વાચનમાળા અંક ૧ થી ૨૦ સુધી | | ,, | ૦– ૧–૩ દરેકના | |
| ૧૦ | વાત્સ્યાયન કામસૂત્ર | વાસિષ્ઠ શાસ્ત્રી | એન. એમ. ઠક્કરની કંપની મુંબઇ | ૫– ૦–૦ | |
| ૧૧ | રાગ રસ ભા. ૩ જો | ચંદ્રભાઇ કા. ભટ્ટ | નવી દુનિયા કાર્યાલય અમદાવાદ | ૦–૧૨ ૦ | |
| ૧૨ | કુમારનાં કાવ્યો | કુમાર | જે. એમ. દેસાઇ અમદાવાદીપોળ વડોદરા | ૧– ૦–૦ | |
| ૧૩ | અમે પિંજરનાં પંખી | નીરૂ દેસાઇ | શરદ કાર્યાલય અમદાવાદ | ૧– ૪–૦ | |
| ૧૪ | ભીખો ચોટ્ટો | રમણલાલ સોની | ,, | ૨– ૦–૦ | |
| ૧૫ | ગોરિયો | નાગરદાસ પટેલ | બાલવિનોદમાળા મુંબઇ | ૦– ૩–૦ | |

* ગુરુ દત્તાત્રય, ઉદયન વત્સરાજ, મહાત્મા આનંદઘન, વસ્તુપાલ–તેજપાલ, કવિ શામળભટ્ટ, કવિ નર્મદ, વીર સાવરકર, જમશેદજી ટાટા, કલાપી, પ્રો. સી. વી. રામન, શાહ સોદાગર જમાલ, શ્રી. રાજગોપાલાચાર્ય, શ્રીમતી કસ્તુરબા, દાર્જીલિંગ, ઉટાકામંડ, જગન્નાથપુરી, કાશી, જયપુર, હૈદ્રાબાદ અને કાવેરીના જલધોધ.

# પુસ્તકોનો પરિચયસંગ્રહ*

| ક્રમાંક | પુસ્તકનું નામ તથા વિષય | લેખક કે અનુવાદક | પ્રકાશક પ્રાપ્તિસ્થાન | પૃષ્ઠ, પૂંઠું, મૂલ્ય | પરિચય આપનાર પત્રો |
|---|---|---|---|---|---|
| ૨૧૯ | શોભા (નવલકથા) | ઇન્દ્ર વસાવડા | નવચેતન સા. મંદિર ભદ્ર, અમદાવાદ | પાકું ૨-૮-૦ | " ઊર્મિ " જુન-'૩૯<br>"ફૂલછાબ" ૧૭-૫-૩૯<br>"મુંબઇ સમાચાર" ૨૦-૫<br>"જન્મભૂમિ" ૨૫-૫<br>'પ્રબોધ" જુન-'૩૯<br>"ફૂલછાબ" ૨-૬-૩૯ |
| ૨૧૭ | સુવાસચંદ્ર (નવલકથા) | ઉષા દલાલ | જીવનલાલ અ. મહેતા અમદાવાદ | ૨-૮-૦ | "પ્રતાપ" ૨૦-૫-૩૯<br>"પાટીદાર" જેઠ-'૯૫ |
| ૧૩૧ | યોગી કોણ ? (નવલકથા) | દિવ્યાનંદ | નવચેતન સા. મં. અમદાવાદ | ૧-૪-૦ | "મુંબઇ સમાચાર" ૨૦-૫ |
| ૧૮૧ | ઉમા (ટૂંકી વાર્તાઓ) | પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | " | ૧-૮-૦ | "મુંબઇ સમાચાર" ૨૦-૫ |
| ૨૩૨ | કલ્યાણયાત્રા (નવલકથા) | દર્શક | વોરા એન્ડ કંપની મુંબઇ | | "નવસૌરાષ્ટ્ર" ૧-૬-૩૯ |
| ૧૯૪ | યુગદર્શન (નાટક) | મૂળજીભાઇ પી. શાહ | લેખક પોતે રાવપુરા વડોદરા | ૧-૦-૦ | "ગુજરાતી" ૨૧-૫-૩૯ |
| ૨૦૫ | અવન્તીનાથ (નવલકથા) | ચુનીલાલ વ. શાહ | પ્રજાબંધુ પ્રિં. પ્રેસ અમદાવાદ | ૨-૦-૦ | "મું. સ." ૩-૬-૩૯<br>"જન્મભૂમિ" ૨૫-૫-૩૯<br>"ગુજરાતીપંચ" ૨૮-૫-૩૯<br>" ઊર્મિ " જુન-'૩૯ |
| ૨૨૦ | બંધન અને મુક્તિ (નવલકથા) | દર્શક | ભારતી સાહિત્ય સંઘ અમદાવાદ | ૨-૦-૦ | "જન્મભૂમિ" ૨૫-૫-૩૯ |
| ૨૨૧ | ઓટનાં પાણી (ટૂંકી વાર્તાઓ) | ગિરીશ રાવળ ગુણવંતરાય આચાર્ય | નવયુગ પુ. ભંડાર રાજકોટ | ૦-૧૨-૦ | "પ્રજાબંધુ" ૨૧-૫-૩૯ |

* આ કોઠામાં જે પુસ્તકનો ક્રમાંક આપવામાં આવ્યો છે તેનો તેજ ક્રમાંક, જે તે પુસ્તકનો પરિચય ફરીવાર અન્ય સામયિકમાં પ્રકટ થતાં આપવામાં આવ્યો છે અને હવે પછી પણ અપાશે.—તંત્રી

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૧૪ | જંગીઝખાન (નવલકથા) | રમણીકલાલ જ. દલાલ | જીવનલાલ અ. મહેતા અમદાવાદ | ૨-૦-૦ | "પ્રજાબંધુ" ૨૮-૫-૩૯ |
| ૨૩૫ | પાંખડીઓ (ટૂંકી વાર્તાઓ) | ગિરીશ મ. ભટ્ટ | નવયુગ પુ. ભંડાર રાજકોટ | કાચું ૧-૪-૦ | "પ્રજાબંધુ" ૨૮-૫-૩૯ |
| ૧૨૯ | અપરાધી (નવલકથા) | ઝવેરચંદ મેઘાણી | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ | ૨-૮-૦ | "ગુજરાતીપંચ" ૨૮-૫ |
| ૨૩૩ | પરશુરામ (ચરિત્ર) | ધૂમકેતુ | ,, | ૦-૨-૦ | "પ્રજાબંધુ" ૬-૬-૩૯ |
| ૨૩૭ | રૂપજીવિની (નવલકથા) | શ્રીકાન્ત દલાલ | આર. આર. શેઠની કંપની મુંબઇ | ૨-૮-૦ | " યુવક " જુન-'૩૯ |
| ૨૩૪ | દત્તા (નવલકથા) | શરતચંદ્ર ચટ્ટોપાધ્યાય | ,, | ૨-૦-૦ | "પ્રસ્થાન" ફાગણ-૯૫ |
| ૨૨૨ | ભારતનો ટંકાર (કાવ્યો) | શ્રી. અરદેશર ફ. ખબરદાર | યજ્ઞેશ હ. શુકલ મુંબઇ | ૧-૦-૦ | "ફૂલછાબ" ૧૭-૫<br>"સાંજવર્તમાન" ૧૮-૫<br>"શારદા" મે-'૩૯ |
| ૨૨૩ | રાસગંગા (રાસ) | ચંદ્રકાન્ત મંગળજી ઓઝા | ભરત ચંદ્રકાન્ત ઓઝા જાગનાથ પ્લૉટ, રાજકોટ | ૦-૮-૦ | "ફૂલછાબ" ૧૭-૫<br>"શારદા" મે-'૩૯ |
| ૨૨૪ | અર્વાચીન કાવ્ય સાહિત્યનાં વહેણો (સાહિત્ય) | રામનારાયણ વિ. પાઠક | મુંબઇ યુનિવર્સીટી | ૧-૪-૦ | "જન્મભૂમિ" ૨૫-૫<br>"સાંજવર્તમાન" ૧૮-૫<br>" ઊર્મિ " જુન-'૩૯ |
| ૩૩૬ | જીવન અને સાહિત્ય ભા. ૨ જો | રમણલાલ વ. દેસાઇ | આર. આર. શેઠની કંપની મુંબઇ | ૨-૮-૦ | " ઊર્મિ " જુન-'૩૯<br>"યુવક" જુન-'૩૯ |
| ૨૦૩ | માનવધર્મ (ધાર્મિક) | જયંતિલાલ આચાર્ય | ગુ. વ. સો અમદાવાદ | ૦-૬-૦ | "પ્રજાબંધુ" ૧૪-૫-૩૯<br>"મું. સ." ૭-૫-૩૯<br>"જન્મભૂમિ" ૧-૬-૩૯ |
| ૧૯૯ | મનોમુકુર ગ્રં. ૪ થો (સાહિત્ય) | સ્વ. નરસિંહ રાવ દિવેટીઆ | ,, | ૧-૦-૦ | "પ્રજાબંધુ" ૧૪-૫-૩૯<br>"મું. સ." ૭-૫-૩૯ |
| ૨૦૧ | પ્રશ્નોપનિષદ્ (ધાર્મિક) | મણિલાલ છ. ભટ્ટ | ,, | ૦-૮-૦ | "પ્રજાબંધુ" ૧૪-૫-૩૯<br>"મું. સ." ૭-૫-૩૯ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૯૬ | વર્ધા કેળવણીનો પ્રયોગ (શિક્ષણ) | નરહરિ દ્વા. પરીખ | નવજીવન પ્ર. મંદિર અમદાવાદ | ૦–૬–૦ | "ગુજરાતી પંચ" ૨૮–૫ |
| ૧૯૫ | વર્ધા શિક્ષણ યોજના (શિક્ષણ) | ઝાકીરહુસેન કમિટિ | ,, | ૦–૧૦–૦ | "પ્રજાબંધુ" ૬–૬–૩૯ "ગુજરાતી પંચ" ૨૮–૫ |
| ૨૧૪ | જીવનસંસ્કૃતિ (પ્રકીર્ણ) | દ. બા. કાલેલકર | ,, | ૨–૮–૦ | "ગુજરાતી પંચ" ૨૮–૫ |
| ૪૭ | જેકીલ અને હાઇડ | મગનભાઇ પ્ર. દેસાઇ | ,, | ૦–૯–૦ | "ગુજરાતી પંચ" ૪–૬ |
| ૨૨૫ | લોકપોથી પહેલી (શિક્ષણ) | જુગતરામ દવે નરહરિ પરીખ | નવજીવન પ્ર. મંદિર અમદાવાદ | ૦–૧–૦ | "ફૂલછાબ" ૧૭–૫–૩૯ "લોકવાણી" ૨૮–૫–૩૯ |
| ૨૨૬ | પ્રૌઢ શિક્ષણપોથી (શિક્ષણ) | ધૂમકેતુ | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ | ૦–૧–૦ ૦–૧–૬ | 'પ્રજાબંધુ' ૨૧–૫–૩૯ "પ્રતાપ" ૨૦–૫–૩૯ "શારદા" મે '૩૯ |
| ૪૮ | મહાન મુસાફરો (ચરિત્રો) | મૂળશંકર મો. ભટ્ટ | ભારતી સાહિત્ય સંઘ અમદાવાદ | ૧–૮–૦ | "પ્રતાપ" ૨૦–૫–૩૯ |
| ૨૨૭ | મુસ્તફા કમાલ (ચરિત્ર) | કાંતિલાલ શાહ | ,, | ૧–૪–૦ | "પ્રતાપ" ૨૦–૫–૩૯ |
| ૨૨૮ | પહેલું સુખ (આરોગ્ય) | રમણલાલ એન્જિનીઅર | ,, | ૦–૨–૩ | "પ્રતાપ" ૨૦–૫–૩૯ |
| ૨૦૦ | દાંત અને તેની સંભાળ | ર. મો. પટેલ કે. દો. જીલા | ગુ. વ. સોસાઇટિ અમદાવાદ | ૦–૬–૦ | "પ્રજાબંધુ" ૧૪–૫–૩૯ "ગુજરાતી પંચ" ૪–૬–૩૯ |
| ૨૩૦ | નિસર્ગોપચાર ને જલોપચાર (આરોગ્ય) | બાલકૃષ્ણ અ. પાઠક | ,, | ૦–૩–૦ | "પ્રતાપ" ૨૦–૫–૩૯ |
| ૨૨૯ | જંતુશાસ્ત્રપ્રવેશિકા | ,, | ,, | ૧–૦–૦ | 'પ્રજાબંધુ' ૧૪–૫–૩૯ |
| ૨૦૪ | પ્લેટોનું આદર્શનગર | પ્રાણજીવન વિ. પાઠક | ,, | ૧–૦–૦ | "પ્રજાબંધુ" ૧૪–૫–૩૯ "મું. સ." ૭–૫–૩૯ |
| ૨૩૧ | ભૌગોલિક કોષ દ્વિતીય ખંડ | રા ડાહ્યાભાઇ દેરાસરી | ,, | ૧–૮–૦ | "પ્રજાબંધુ" ૧૪–૫–૩૯ "મું. સ." ૭–૫–૩૯ |
| ૨૩૨ | દાર્શનિક કોશ | સ્વ. છોટાલાલ ન. ભટ્ટ | ,, | ૧–૦–૦ | "પ્રજાબંધુ" ૧૪–૫–૩૯ "મું. સ." ૭–૫–૩૯ |

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | તારીખ |
|---|---|---|---|---|
| આયુર્વેદવિજ્ઞાન | ૨૨ | ૩ | માર્ચ | ૫-૬-૩૯ |
| ઊર્મિ | ૯ | ૩ | જુન | ૪-૬-૩૯ |
| કિશોર | ૪ | ૯ | મે | ૮-૬-૩૯ |
| કુમાર | ૧૬ | ૫ | મે | ૧૬-૫-૩૯ |
| ખેડૂત, ખેતી ને સહકાર | ૫ | ૧૨ | જુન | ૧૧-૬-૩૯ |
| ખેતીવાડી | ૫ | ૨ | જેઠ | ૮-૬-૩૯ |
| ખેતીવાડી વિજ્ઞાન | ૨૭ | ૧૦ | મે | ૨-૬-૩૯ |
| ગુણસુન્દરી | ૩૨ | ૪ | જુન | ૧-૬-૩૯ |
| ગ્રામજીવન | ૯ | ૧૧ | જુન | ૧-૬-૩૯ |
| ચરોતર | ૯ | ૫ | મે | ૧૬-૫-૩૯ |
| ચિત્રમય જગત | ૨૫ | ૪ | જુન | ૫-૬-૩૯ |
| દેશીરાજ્ય ત્રિમાસિક | ૧૧ | ૪ | જાન્યુ૦-માર્ચ | ૨૪-૫-૩૯ |
| નવચેતન | ૩૫ | ૩ | જુન | ૫-૬-૩૯ |
| નવરચના | ૪ | ૨ | મે | ૧૭-૫-૩૯ |
| પાટીદાર | ૧૬ | ૮ | જેઠ | ૨૬-૫-૩૯ |
| પૂર્ણા | ૨ | ૧૦ | મે | ૨૧-૫-૩૯ |
| પ્રસ્થાન | ૧૪ | ૬ | ચૈત્ર | ૮-૬-૩૯ |
| બાલમિત્ર | ૧૮ | ૧૧ | જુન | ૩-૬-૩૯ |
| બાલવાચન | | | જુન | ૧૦-૬-૩૯ |
| બાલસખા | ૩ | ૧ | જુન | ૧-૬-૩૯ |
| બાળક | ૧૭ | ૬ | જુન | ૧-૬-૩૯ |
| બાલજીવન | ૧૭ | ૮ | જુન | ૮-૬-૩૯ |
| બુદ્ધિપ્રકાશ ત્રિમાસિક | ૮૫ | ૪ | ઑક્ટો.-ડિસે. | ૮-૬-૩૯ |
| માનસી ત્રિમાસિક | ૪ | ૧ | માર્ચ | ૮-૬-૩૯ |
| યુવક | ૯ | ૬ | જુન | ૨-૬-૩૯ |
| વસંત-ત્રિમાસિક | ૩૭ | ૪ | કાર્તિક-પોષ | ૧૪-૫-૩૯ |
| વૈદ્યકલ્પતરુ | ૪૪ | ૬ | જુન | ૧૦-૬-૩૯ |
| વ્યાયામ | ૨૪ | ૮ | મે | ૧૬-૫-૩૯ |
| શારદા | ૩૧ | ૨ | મે | ૧૫-૫-૩૯ |
| શિક્ષણપત્રિકા | ૧૪ | ૨ | ચૈત્ર | ૧૯-૪-૩૯ |
| સૌરાષ્ટ્રશિક્ષક ત્રિમાસિક | ૧૨ | ૪ | માર્ચ-મે | ૩૦-૫-૩૯ |
| સ્ત્રીબોધ | ૮૩ | ૬ | જુન | ૪-૬-૩૯ |

—✱—

# શું વાંચશો ?

ઊર્મિ : જુન : ૧૯૩૯

**ધર્મોનો ધર્મ** : બધા ધર્મો તથા તેમણે બતાવેલા જગતના પ્રશ્નોના ઉકેલનો અભ્યાસ કેવળ સંસ્કૃતિના વિદ્વાન અભ્યાસકોનો વિલાસમાત્ર નથી રહ્યો, તે તો હવે વધુ ને વધુ સુસંગઠિત સામાજિક જીવનની પ્રાથમિક આવશ્યકતારૂપ બનતો જાય છે. એ અભ્યાસ માત્ર માનસિક વિલાસરૂપ ન બનવો જોઇએ. તેણે જીવનસ્પર્શી બનવું જોઇએ તથા યોગ્ય ઉકેલો લાવવા માટે પ્રયોગો પણ કરવા જોઇએ. લોકો તો સેવાના ભાવથી જ એકત્ર થઇ શકે તથા દિલનો મેળ સાધી શકે.

હિંદુધર્મ, બૌદ્ધધર્મ, જરથોસ્તીધર્મ, યહૂદીધર્મ, ખ્રિસ્તીધર્મ અને ઇસ્લામ આ બધાનો તેમજ બીજા બધા ધર્મોનો સામાજિક દૃષ્ટિબિંદુથી અભ્યાસ કરાય તો જે પ્રશ્નો આજના માનવસમાજને પજવી રહ્યા છે તેમનો ઉકેલ જરૂર મળી આવે.

**હિંદુ જાતિનો સામાજિક વિજય** : સામાજિક વિજય શસ્ત્રબળથી નથી મેળવી શકાતો, ઊલટું શસ્ત્રબળના વિજયથી તેનું મહત્ત્વ ઘટે છે. સહેજ દબાણ કરવામાં આવે તો તે ચાલે, પણ મુખ્યત્વે કરીને તો દક્ષતા, ધીરજ, આત્મસંયમ અને ખંતથી જ સફળતા મેળવવી જોઇએ. જે વિજેતાએ રણક્ષેત્ર પર વિજય મેળવ્યો છે તેણે સામાજિક જિત મેળવવા જરા નમવું જોઇએ. એ જિત મેળવવી બહુ મુશ્કેલ છે. એ જિત મેળવવા માટે (૧) શાસકોએ બધી સામાજિક પ્રવૃત્તિઓ પર કાબૂ મેળવવો જોઇએ; (૨) એક સામાન્ય મિલનસ્થાન જ્યાં શાસકો અને રૈયત અસમાનતાને ધોરણે ભેગાં મળે; (૩) રૈયતવર્ગમાં એક એવા માણસોનો વર્ગ હોય જે શાસકોને મળવા આ મિલનસ્થાને આવે. આટલી ખાસ જરૂરિયાત છે.

**પ્રગતિ એટલે શું ?** : આંગળી ઉપાડીને–ગણતરી કરીને અમુક કાર્ય પ્રગતિશીલ છે અને અમુક નથી એમ બતાવવું મુશ્કેલ છે. પ્રગતિશીલ વ્યક્તિને નીચેનાં લક્ષણોથી ઓળખી શકાય: પ્રગતિશીલ વ્યક્તિ (૧) મૃત્યુના ભયને નહિ ગણકારે; એને કશાયનો ડર નથી હોતો; (૨) દંભ કે ક્ષુદ્રતા માટે એનામાં સ્થાન જ ન હોય; (૩) એ દૃઢ નિશ્ચયી હોઇને તે બહાર વ્યક્ત થવા નહિ દે; (૪) એ પોતે પોતા પર એટલો કઠોર બને છે કે બીજા પર કઠોર થવા માટે એની પાસે કઠોરતા શેષ રહેતી નથી; એ પોતા પ્રત્યે નિર્મળ અને સૌ પ્રત્યે પ્રાર્થી હોય; (૫) વિવાદ એને પ્રિય નથી હોતો; કારણ કે બૌદ્ધિક વિવાદ કર્મના બોજમાંથી છૂટવાનું બહાનું છે. એ એવું બોલે છે ને એવું આચરે છે જે એ પોતે જાણે છે, એ સદા જિજ્ઞાસુ રહે છે. એ ગભરાતો નથી, ગુસ્સો કરતો નથી, જેમતેમ બોલતો નથી. એ સામાન્ય માણસની માફક જીવે છે અને પોતાને સામાન્ય જ ગણે છે.

કિશોર : મે : ૧૯૩૯

**આલ્પસના બોગદા** : સ્વીટ્ઝર્લેંન્ડ અને ઇટલી વચ્ચે આલ્પ્સ ભેદીને દોડતી આગગાડીઓ જ્યારે આલ્પ્સના બોગદામાં થઇને પસાર થાય છે ત્યારે ગાડીના મુસાફરોને માથા પર જાણે અબજો ટન વજનવાળો વિરાટ્કાય આલ્પ્સ એક માઇલથી પણ વધારે ઊંચો ઊભો હોય છે ! પહેલાં આ પહાડી દીવાલ ઓળંગવાનું કાર્ય બહુ મુશ્કેલ હતું. કારણ કે વરસનો ઘણો ખરો વખત એના પર બરફ જામેલો રહે છે. આલ્પ્સને કોરવાનું કપરું કામ સ્વીટ્ઝર્લેંન્ડ

અને છટલી વચ્ચે રેલવે નાખવાનું હતું. એને માટે જે બોગદો કોરી કાઢવામાં આવ્યો છે તેને "સીમ્પલન ટનલ" કહે છે. આ ટનલ કોરવામાં આઠ વરસ સુધી ૧૦ હજાર માણસો કામે લાગ્યાં હતાં, એમાં સાડાચાર કરોડ રૂપિયાનો ખર્ચ થયો હતો. આ ટનલ ૧૨ માઇલ લાંબી છે. એના જેટલી લાંબી ટનલ દુનિયાભરમાં નથી.

**દાર્જિલિંગ :** દાર્જિલિંગની ખરી શોભા જોવી હોય તો માગશર-પોષ માસમાં જવું જોઇએ. તે સમયે કરાં પડે છે અને કુદરત પણ પૂરબહારમાં ખીલે છે. કુદરતની અકલિત કલાનો સાચો ખ્યાલ ત્યારે જ આવે છે. અહીં ખાસ કરીને ત્રણ પ્રકારના લોકો જોવા મળશેઃ તિબેટિયન, નેપાલિયન અને ભૂતિયન : આ ત્રણે પહાડી જાતો છે. લગભગ બધા જ માંસાહારી છે. પહાડી આબોહવાને લીધે તેઓ તંદુરસ્ત, કદાવર અને રૂપાળા હોય છે. તેઓ હિંદી બોલી શકે છે.

**કુમાર : મે : ૧૯૩૯**

**લાલા હરદયાલ :** જ્યારે 'સ્વાતંત્ર્ય' શબ્દ જીભે ઉચ્ચારવો એ રાજદ્રોહ ગણાતો એવા કાળમાં સંપૂર્ણ સ્વતંત્રતાના એ મંત્રદ્રષ્ટાનો દિલ્હીમાં ૧૮૮૪ની સાલમાં જન્મ થયો. એમના ભણતરમાં દરેક પરીક્ષામાં એ પહેલે નંબરે આવતા, અને છેક એમ. એ ની પરીક્ષામાં પણ તેઓ પહેલા આવેલા. ૧૯૦૬ માં ઇંગ્લંડ જઇ ઑક્સફર્ડની સેન્ટ જોન કૉલેજમાં જોડાયેલા; પણ કિતાબોના બોજા કરતાં એક બીજા જબરા પરિબળ નીચે તેઓ આવી ગયા. એ પરિબળ તે વિપ્લવવાદના પહેલા ને પ્રખર જ્યોતિર્ધર શ્યામજી કૃષ્ણ વર્મા. એમના સંસર્ગમાં રહીને એમણે પારીસના છૂપા આંતરરાષ્ટ્રીય ક્રાંતિમંડળમાં સ્થાન મેળવેલું. તેમણે અનેકોની જોડે સહવાસ સાધી તેઓના પ્રેરણાસ્રોત બનેલા. પછી તો એમનાં કાર્યોની પ્રખરતાથી અમેરિકાએ પણ એમને "ભયંકર પુરુષ" ગણી કાઢેલા

**વ્હાલપના હકદાર :** અમે ૭ ભાઇ હતાઃ હું સૌથી નાનો છેલ્લો જન્મેલો એટલે 'અન્ત્યજ.' તેથી નાનપણમાં સૌ મારા પર ખૂબ વહાલ રાખતા. હું ગમે તેટલો ગંદો હોઉં છતાં માબાપ અને મોટાભાઇ મને લેતાં અચકાય નહિ. નાનપણમાં મારી ગંદકી અને મારું અજ્ઞાન કોઇને હાનિકારક નીવડેલાં નહિ. જે નિયમ કુટુંબને લાગુ પડે છે તે જ નિયમ ઓછાવત્તા પ્રમાણમાં સમાજને લાગુ પડે છે. ચારે વર્ણની ચિંતા રાખનાર આપણા પૂર્વજોએ ઢેડ, ભંગી, ચમાર વગેરે ન્યાતોને 'અન્ત્યજ' નામ આપ્યું તે તિરસ્કારથી નજ હોઇ શકે. 'અન્ત્યજ' એ વહાલનો શબ્દ છે. કુટુંબમાં જેમ સારામાં સારી વસ્તુ નાના ભાઇને આપીએ છીએ, તેમ આપણે અંત્યજોને સામાજિક લાભ આપવા જોઇએ.

**ગુણસુંદરી : જુન : ૧૯૩૮**

**દેશી રાજ્યોમાં અંગ્રેજ દિવાન :** જ્યાં જ્યાં બ્રિટિશ સરકાર હસ્તક્ષેપ કરે છે ત્યાં ત્યાં શાસનસુધારા માટે પોતાના માણસો મોકલે છે. કયાંઇ કયાંઇ હિંદુસ્તાની લોક મોકલવામાં આવે છેઃ જેમકે જાબુઆ, આદિ. પણ મોટી મોટી રિયાસતોમાં તો અંગ્રેજને સ્થાન દેવ.માં આવે છે. રાજપૂતાનાની પ્રાયઃ સર્વ રિયાસતો તો અંગ્રેજ દિવાનો યા વાઇસ પ્રેસીડેન્ટોથી ભરી દીધી છે. જોધપુર, જયપુર, બુંદી, શિરોહી, ખેતડી અને સિકર જેવાં સ્થળોમાં અગ્રેજ વિના કામ ચાલી શકતું નથી. વસ્તુતઃ એ જોવામાં આવે છે કે એવાં સ્થાનોમાં પણ જે આંદોલનો થાય છે, તેના સંબંધમાં 'લાંબી રસ્સી' દેવામાં આવે છે, અને એ લાંબી રસ્સીથી હિંદુસ્તાની દીવાનો અને કર્મચારીઓને ફાંસી મળ્યા બાદ અંગ્રેજ સુરક્ષિત સ્થાન પર બેસી જાય છે.

અંગ્રેજ દીવાનોને મોકલવામાં ત્રણ કારણો નજરે પડે છે અને તે (૧) અંગ્રેજોને આર્થિક લાભ અપાવવાનું, (૨) રિયાસતોની નીતિને સરકારી માણસો દ્વારા સંચાલિત કરવાનું અને (૩) સંઘશાસનમાં રિસાયતોના નામે સરકાર અને સરકારનું સમર્થન કરવાવાળા પક્ષને એકત્ર કરવાનું.

**નવરચના : મે : ૧૯૩૯**

**ગીતાનું સમાજશાસ્ત્ર :** છેલ્લાં સો–સવાસો વર્ષથી સમાજશાસ્ત્રજ્ઞ લોકોમાં વ્યષ્ટિ અને સમષ્ટિના હિતવિરોધનો કોયડો મોટી ચર્ચાનો વિષય થઇ પડયો છે. પ્રાધાન્ય કોનું ? વ્યક્તિનું કે સમાજનું ? વ્યક્તિનું મહત્ત્વ વધારવાથી સમાજમાં સ્વતંત્રતા ઉત્પન્ન થાય છે. સમાજને સર્વોપરિ ગણવા જતાં વ્યક્તિની સ્વતંત્રતા કંઇ જ શેષ રહેતી નથી અને બધો જ આધ્યાત્મિક વિકાસ રૂંધાઇને અટકી પડે છે. આ પરસ્પરવિરોધી પરિણામોની ખેંચતાણમાંથી, એ સનાતન ગજગ્રાહમાંથી ઉન્નતિનો રસ્તો કેમ કાઢવો ?

આ એક સવાલની પાછળ, આગળ વધતા અથવા સુધરેલા જનસમુદાયોએ સામાજિક જીવનમાં બસો–ત્રણસો વર્ષ ખર્ચ્યાં છે. બાહ્ય વ્યવસ્થાની યોજના ગમે તેટલી બદલવા છતાં આ સવાલનો ઉકેલ આવવાનો નથી. જીવનને જ સંશુદ્ધ, સુસંસ્કારી કરીને તેમ જ વ્યષ્ટિ અને સમષ્ટિ, વ્યક્તિ અને જાતિ એ દ્વંદ્વોનો વિરોધ હૃદયપરિવર્તન દ્વારા મિટાવીને જ સમન્વયનો રસ્તો જડે એમ છે.

**શ્રી. ચક્રવર્તી રાજગોપાલાચાર્ય :** આ રાજાજી કોઇ 'મુગટધારી' રાજા નથી. એમનું નામ શ્રી. ચક્રવર્તી રાજગોપાલાચાર્ય છે. તેનું લોકોએ ટૂંકું સ્વરૂપ "રાજાજી" કરી નાખ્યું છે. રાજાજીએ કદી રાજાનો ઠાઠ કર્યો નથી. આજે મદ્રાસના વડા પ્રધાન હોવા છતાં, અને વૃદ્ધ ઉંમરે પહોંચેલા હોવા છતાં, તેઓ ઘણી વાર હાથે જ પોતાનાં કપડાં ધૂએ છે.

પણ દેખાવે રાજાજી જેવા સામાન્ય લાગે છે તે કરતાં અનેકગણી તેજસ્વી બુદ્ધિ અને કાર્યશક્તિ એમની અંદર રહેલી છે. એમ કહેવાય છે કે, ગાંધીજીની શક્તિ અને કાર્યક્ષમતા વલ્લભભાઈ, સેવા અને વિનય રાજેન્દ્રબાબુ અને બુદ્ધિ તથા તત્ત્વજ્ઞાન રાજાજી છે. રાજાજીની તર્કશકિત–દલીલો કરવાની શકિત–એટલી તેજસ્વી છે કે એની સામે ભલભલાને પણ ઊભા રહેવું ભારે પડે છે.

**પૂર્ણા : મે : ૧૯૩૯**

**સુરતથી અમરનાથ : ( ઋષિકેશના મહાત્માઓ ) :** ઋષિકેશની પોસ્ટ ઓફિસમાં સંન્યાસીઓના નામ ઉપર લગભગ રૂ. ૮૦,૦૦૦ સેવિંગ્સબેંકની થાપણ અને કેશ સર્ટિફિકેટોમાં જમા છે. ખાનગી દુકાનદારો પાસે જમા રહે છે તે જુદા. પાંચથી પચીસ હજાર રૂપિયાનાં લગભગ સો કે તેથી વધારે મકાનો સંન્યાસીઓએ બંધાવ્યાં છે. ઋષિકેશમાં ગાંજો, ભાંગ, અફીણ, ચરસ વગેરે કેફી ચીજો રૂપિયા સાતસોથી આઠસો સુધીની આ મહાત્માઓમાં ખપે છે. ત્યાંની પોલિસના દફતરે નોંધાયેલા ગુન્હાઓમાં પણ સંન્યાસીઓનો હિસ્સો સારો હોય છે. ત્યાંના દવાખાનામાં નોંધાતા ગુપ્ત રોગોના કેસો મુખ્યત્વે આ સંન્યાસીઓના હોય છે. તેઓ સમાજનું નાણું એટલું વેડફી મારે છે કે આજ અપરાધ માટે તેમને સખ્તમાં સખ્ત સજા થવી ઘટે.

**પ્રસ્થાન : ચૈત્ર : ૧૯૯૫**

**વિજ્ઞાન અને ચૈતન્ય :** વિજ્ઞાનયુગનો પ્રારંભ થતાં માણસ પોતાના એક એક વિચારને વિજ્ઞાનથી કસવા લાગ્યો છે. દેવ–દેવીઓની સત્તા અસ્ત થઈ તેમનું સ્થાન ખગોળ, પદાર્થ-

વિજ્ઞાન, રસાયણ અને બીજા ભૌતિક શાસ્ત્રના નિયમોએ લીધું છે. જગતની આશ્ચર્યકારક ઘટનાઓ માટે પહેલાં ઈશ્વરની જવાબદારી ગણાતી. તેની જગાએ હવે વિજ્ઞાનના નિયમો આવ્યા. જ્ઞાત તેમ જ અજ્ઞાત સર્વને વિજ્ઞાન વડે જાણવાની પદ્ધતિ ચાલી છે. કર્તા ઈશ્વર છે જ નહિ, એટલે સુધીની માન્યતા એનાથી પ્રચલિત થઈ છે. આમ વિજ્ઞાને જબરજસ્ત ક્રાંતિ આણી છે. વિજ્ઞાનનો મોટામાં મોટો દાવો એ છે કે, તેના બધા સિદ્ધાંતો પ્રત્યક્ષ પ્રમાણો પર બંધાયેલા છે, જ્યારે અધ્યાત્મવાદનો મદાર ગૂઢ અને અગમ્ય જણાતા સિદ્ધાંતો પર છે. આમ વિજ્ઞાનની પદ્ધતિ પ્રત્યક્ષ હોવાને કારણે શાસ્ત્રીય છે, અધ્યાત્મવાદની અશાસ્ત્રીય છે. પરંતુ છેવટે તો–અનેક અખતરાઓને અંતે સનાતન ચૈતન્યનું અસ્તિત્વ સિદ્ધ થાય છે.

**અમેરિકાની ગ્રામ્ય પરિસ્થિતિ :** અમેરિકાનું ગ્રામજીવન ખેતીપ્રધાન ખરું, પણ તે જીવન ગ્રામજીવન નહિ પણ કૌટુંબિક જીવન છે. કુટુંબ અને ખેતીઃ અમેરિકાની રાષ્ટ્રોન્નતિ આ બે બળો ઉપર ચણાએલી છે. ખેતી હાલ વધારે વૈજ્ઞાનિક રીતે કરવામાં આવે છે. જમીનની માવજત, ખેડ, ખાતર, પાણી, ખેતીનાં ઓજારો, પાક, પાકનું પ્રમાણ, બજારભાવ વગેરે વિષે ખેડુતને જ્યાં જ્યાં મુસ્કેલી નડે ત્યાં ત્યાં રાજ્ય તરફથી પ્રયોગો કરી તેનું નિરાકરણ કરવામાં આવે છે. અમેરિકાના ગ્રામ ખેડૂતને આથી ઘણો લાભ થાય છે.

**કુદરતમાં વાયરલેસ :** કીડીઓ અતિ–પાટલ (Ultra-Violet) કિરણો જોઇ શકે છે, આપણે આ કિરણો જોઇ શકતા નથી. અર્થાત્ આપણા દૃષ્ટિતંતુ ઉપર આ કિરણોની ઉત્તેજના નથી. આપણે તો ફક્ત શ્વેત પ્રકાશનાં સાત કિરણો જ જોઇ શકીએ છીએ. કીડીઓ ઉપરાંત મધમાખ અને બીજાં જંતુઓ પણ અતિપાટલ કિરણો જોઇ શકે છે. કેટલાંક નાનાં જંતુઓ તો તારાતેજથી પણ ઉત્તેજિત બની શકે છે. કુદરતમાં પણ વાયરલેસ જેવું હશે, એમ આ પરથી માની શકાય છે. આ બધાં અવલોકનો પરથી અનુમાન કરી શકાય કે જેમ પ્રકાશ અને ઉષ્ણતાની અસર પ્રાણીઓ ઉપર થાય છે, તેમ ઇલેકટ્રો–મેગ્નેટિક આંદોલનો પણ અમુક પ્રકારની અસરો ઉપજાવી શકે છે.

યુવક : જુન : ૧૯૩૯

**હિન્દની યુવકપ્રવૃત્તિ :** કોઇ પણ દેશમાં રાજકીય આંધી આવતાં તેમાંથી જબ્બર આંદોલનો ઉત્પન્ન થાય છે. ત્યારે દેશના યુવકો એના મોખરે રહેવા મથે છે, અને પોતાની પ્રવૃત્તિઓને ચોપાસ ફેલાવા દે છે. રશિયાની ક્રાન્તિમાં યુવકોએ આપેલો ફાળો આનું પ્રત્યક્ષ દૃષ્ટાંત છે. વિશ્વના અન્ય દેશોના યુવકોમાં શ્રદ્ધા અને વિશ્વાસ પેદા થયાં અને હિંદના યુવકો પણ એ શક્તિનો મહાન અર્થ કરવા લાગ્યા. હિન્દમાં યુવક પ્રવૃત્તિ આજે મધ્યાહ્નને છે, એમ કહેવામાં અતિશયોક્તિ નહિ ગણાય. હિન્દની આજની સ્વરાજ્યની લડત યુવકોને આભારી છે; ભલે એના દોરક યુવકો ન હોય.

**જ્ઞાનદીપક :** દરેક દેશની ક્રાન્તિ શિક્ષકો દ્વારા જ આવી છે. શિક્ષક એ તો વીજળીનો ડાયનેમો છે. તેમાંથી અનેક પ્રવાહો વિદ્યાર્થીઓમાં પ્રવેશે છે, સમાજમાં પ્રવેશે છે અને આખી વિદ્યાર્થીઆલમ તથા સમાજ નવા વીજળીબળથી ધગી ઊઠે છે. વસિષ્ઠ આપણો આદર્શ છે.

શિક્ષક એટલે ચાર દીવાલ વચ્ચે બેસીને છોકરાં ચારી ખાતો ગોવાળ નહિ, શિક્ષક એટલે ખુશામતખોર પંતુજી નહિ, ઝીણા ઝીણા 'સ્વાર્થ' માટે દોડાદોડી અને મારામારી કરનાર કજીઆખોર નહિ, પણ શિક્ષક એટલે આખા સમાજનો માન અને આદરપાત્ર મિત્ર; વિદ્યાર્થીઓનો ભયસ્વરૂપ કાળ નહિ, પણ જીગરજાન દોસ્ત; ગામના આગેવાનોનો હાથો નહિ, પણ તટસ્થ અને ન્યાયી સંચાલક; એ રોજ નવું નવું વિચારે અને નવા નવા ઉકેલ શોધે.



—✻—




## વડોદરા રાજ્ય

## પુસ્તકાલયોને મળેલી મદદ

—સા. પુ. આસ્તા ( તા. કામરેજ )ને તેજ ગામના આફ્રિકા વસતા ભાઈઓએ મકાન બંધાવવા માટે રૂ. ૨૦૦૦) આપ્યા છે. સ્તુત્ય !

—સા. પુ. આરંભડા ( તા. ઓખામંડળ )ને ત્યાંના મિત્રમંડળ તેમજ શેઠ મનજી નરસી ધર્મશાળાનાં પુસ્તકો ભેટ મળ્યાં છે.

—સા. પુ. કહોડા ( તા. સિદ્ધપુર )ને ૧) રા. જોઈતારામ દાનાભાઈ પટેલ કમાણા, ૨) રા. બાબીદાસ ખુશાલદાસ પટેલ લુણવા, ૨) રા. શંભુદાસ નરસિંહદાસ પટેલ ડુંડાવ, ૧) જોઈતાભાઈ રણછોડભાઈ પટેલ ઊંઝા, ૨) શિવરામ કાલીદાસ પટેલ ડુંડાવ, ૨) રા. મંછારામ માધવદાસ પટેલ કમાણા, ૨) રા. જોઈતારામ પ્રભુદાસ પટેલ કમાણા, ૨) રા. જોઈતાભાઈ જેઠાભાઈ પટેલ એઠોર, ૨) રા. કરશનદાસ કિશોરદાસ પટેલ મહિતરી, ૨) રા. લીલદાસ કુબેરદાસ પટેલ લુણવા, ૧ાા રા. રામદાસ તેજીદાસ પટેલ દેથુપ, ૨) રા. નારાયણ જેશિંગદાસ પટેલ અમૂઢ, ૧) રા. ગોદડભાઈ પરસોતમ કુંભાર કહોડા, ૫) રા. મોતીરામ લલ્લુરામ દવે કાંબળી, ૫) રા. કુબેરલાલ ડુંગરરામ પંડયા બ્રાહ્મણવાડા, ૨) રા. મોહનદાસ લખુદાસ પટેલ તરફથી મળ્યા છે.

—સા. પુ. મેથાણ ( તા. સિદ્ધપુર )ને ૨) મહેસાણાના ઘાંચી નાગરદાસ મોતીરામ, ૧) કુંવારાના મુમન રાજે જલાલ, ૧) મેથોજના મુમન અલીજી રાજે, ૧) પાલનપુરના સતાર મૂળચંદ, ૰ાા મળોજના મુમન લાડજી વલજી, ૧) કુંવારાના મુમન લાડજી નુરા તથા ૧) મેથાણના મુખી વલાભાઈ મામજી તરફથી.

—સા. પુ. ચિલોડા ( તા દહેગામ ) પા. નાનદાસ રામદાસ તથા પા. ગિરધરભાઈ રેવનદાસ દરેક તરફથી રૂપિયા ૨)

—સા. પુ. કહ્યાણા ( તા સિદ્ધપુર ) ૫) શા અમુલખ સાંકળચંદ સંખારી, ૨) પા. શિવદાસ ધરમદાસ કણી, ૨) પા. મણિલાલ લલ્લુરામ રૂપપુર, ૧) પા. કાશરાજ પરસોતમ મકતુપુર, ૧) પા. નાનજી જેઠીરામ મકતુપુર, ૧) પા. કરશનદાસ નરમળદાસ કણી, ૧) પા. પરસોતમ દરખદાસ કણી, ૧) દ્વારકાદાસ હાંસજી કણી, ૧) મંછારામ મનોરદાસ મ્રાનુસણા, ૧) સેંધાભાઈ જલાભાઈ જેતપુર, ૰ાા કાળુ રણછોડ નિકોરા તથા ૰ાા ગોકળ રાજારામ બાળવા તરફથી.

**—સા. પુ. રણછોડપુરા** ( તા. સિદ્ધપુર )ને કણબીઓના નાના બારના ગોળના પંચ તરફથી રૂ. ૨૫).

**—સા. પુ. છાલા** ( તા. દહેગામ )ને લોદ્રાવાળા લલ્લુરામ મગનલાલ તરફથી રૂ. ૩), કુંભાર હીરા મૂળા તરફથી ૧), જલુંદ્રાના શાહ હેમચંદ રાયચંદ તરફથી ૫), ખાંટના મુવાડાવાળા શાહ જુગાભાઈ રાયચંદ તરફથી ૫), ધણપના મોહનલાલ મોતીરામ તરફથી ૫), છાલાના શા. હેમચંદ રાયચંદ તરફથી ૫) તથા મિસ્ત્રી સોમનાથ મોતીરામ તરફથી ૫).

**—સા. પુ. વાસણ** ( તા. કલોલ )ને વસાઈના ચાવડા અમથાજી ભગાજી તરફથી રૂ. ૨), ચાવડા ડુંગરજી ગગજી તરફથી ૨) તથા ચાવડા કચરાજી ગોકળજી તરફથી રૂ. ૨).

**—સા. પુ. મણુંદ** ( તા. પાટણ )ને ૨) વિસનગરના શા. જમનાદાસ અમથાલાલ, ૧) ગાંભુના શા. ચુનીલાલ અમુલખ, ૧) સંડેરના ઘાંચી ઈશ્વર ભાણજી, ૧) વાલમના પા. જીવણ ફૂલજી, ૧) સંડેરના ગાંધી વિઠ્ઠલ અમીચંદ, ૨) બાલીસણાના પા. સાંમીદાસ વસંતદાસ, ૩) સંડેરના ઘાંચી માધાભાઈ ખોડીદાસ, ૧) ભાન્ડુના મનોર ગંગારામ, ૨) પા. ખુશાલદાસ પુંજીરામ, ૧) પા. હરિભંગ શામળદાસ, ૧) વાલમજીના પા. પીતાંબર કમા, ૩) પાટણના સાડેસરા ડાહ્યાચંદ સાંકળચંદ ૧) બાલીસણાના પા. ત્રિભોવન નરસિંહ, ૧) સંડેરના ગામી શંકર દલમ, ૧) વાલમના પા. હરિસિંગ વકતા.

**—સા. પુ. ગંગેટ** (તા. ચાણસ્મા)ને લણવાના પા. ઉમેદદાસ ડોસરાજ તરફથી ૨), ખારા ધરવાના પા. ચેલદાસ ગોદડદાસે ૨), ઉમતાના દરજી વીરચંદ વલ્લભદાસે ૨), ઢુંગવન દરજી વિઠ્ઠલદાસે ૨), નાગલપુરના દરજી સોમાભાઈ વાલદાસે ૨), સામેત્રાના દરજી માધાભાઈ રામચંદ્રે ૨) તથા વસાઈના પા. પ્રાગજી ઝવેરદાસે ૨).

**—સા. પુ. બ્રાહ્મણવાડા** ( તા. સિદ્ધપુર )ને ૫) ધીણોજના શેઠ લીલાચંદ ભલાખીદાસ, ૧) ધીણોજના પા. માધવદાસ વનદાસ, ૨) બ્રાહ્મણવાડાના ઠાકોર તલાજી રમાજી, ૨) સુણકના પા. શિવાભાઈ શંભુદાસ, ૧) મોટી દાઉના પા. રામદાસ ઉમેદદાસ, ૨) અમૂઢના પા. ભૂધરદાસ વીરદાસ, ૧) રણેલાના પા. નારાયણદાસ સવજીદાસ, ૧) ગંજેટના પા. તળજનદાસ ખુશાલદાસ, ૧) વડાવલીના પા. વીરચંદદાસ જોરદાસ, ૨) નોરતાના પા. અંબારામ શંભુદાસ, ૧) ધીણોજના પા. અંબારામ વનદાસ, તથા કરલીના પા. માધવદાસ કામરાજદાસ, પા. શંકરદાસ ભાઈચંદદાસ અને કાંકણીનાના પા. દાનસંગદાસ લખુદાસ, એ દરેકે ૦–૮–૦ તેમ જ વડનગરના પંડયા મોહનલાલ જીવતરામ અને પંડયા દેવશંકર પ્રેમશંકરે દરેકે રૂ. ૧૧–૪–૦ તા. સુણક તા. સિદ્ધપુરના પા. ભીમભાઈ ભાઈચંદદાસ તરફથી રૂ. ૨).

**—સા. પુ. મેસાણા** (તા. મહેસાણા)ને પા કેશવલાલ ગંગારામદાસ તરફથી રૂ.૫).

**—સા. પુ. ધુમાસણ** ( તા. કડી )ને પા. છગનલાલ ખુશાલદાસે રૂ. ૧૦)નાં પુસ્તકો બાઈન્ડીંગ કરાવીને આપ્યાં છે.

**—સા. પુ. પીંપળ** (તા. ચાણસ્મા)ને લણવાના પટેલ મૂળચંદદાસ મોતીદાસે રૂ. ૫), મહેરવાડાના પટેલ અંબારામ ભાઈચંદે રૂ. ૨), પાટણના પા. પીતામ્બર નરોત્તમદાસે રૂ. ૨), ચવેલીના રાવળ કેશવલાલ જીવતરામે રૂ. ૨), પા. બેચર નરસી તરફથી રૂ. ૧) અને રણાસણના પંચાલ મોહનલાલ ભીખાભાઈ તરફથી રૂ. ૧).

**—સા. પુ. હિંગુચા** ( તા. કલોલ )ને શાહ જયંતિલાલ પ્રેમચંદ, પા. પ્રહલાદદાસ

રેવણીદાસ, પા. આત્મારામ નારણદાસ ડિંગુચા, પા. મગનદાસ ત્રિભોવનદાસ પલિયડ એ ચારે તરફથી રૂ. ૩), પા. કાનદાસ હરજીવન, પા. વિઠ્ઠલદાસ કચરાદાસ ડિંગુચા,–પા. શંભુદાસ ખરણા, પા. અમથીદાસ મોતીદાસ રાજપુર, પા. છગનદાસ ઉગરદાસ આણંદપુરા, દરજી પરસોતમ કેવળદાસ પુંધરા, દરજી રામા છગન અંદરપુરા, દરજી જોઇતારામ શંકરદાસ હાડવા, દરજી સેંધા કેવળ કુકરવાડા, દરજી મગનલાલ મૂળચંદ લાંધણજ, પા. શંકરદાસ મોહનદાસ ઇસંડ એમના દરેકના તરફથી રૂ. ૧).

—**સા. પુ. ટીંટોદણ** ( તા. વિજાપુર )ને પા. માનદાસ વરતારામ વસાઇ ૨), પા. અમીચંદદાસ મગનદાસ વસાઇ ૨), શેઠ ગોરધનદાસ મયાચંદ માણસા ૫), પા. કરશનદાસ હાથીદાસ વસાઇ ૧), ધાંચી ત્રિભોવનદાસ ઉમેદરામ જામળા ૩), ધાંચી વિઠ્ઠલદાસ અંબારામ વિજાપુર ૩), જાની મોહનલાલ હરજીવનદાસ લાકરોડા ૭), મિસ્ત્રી કેવળરામ દલપતરામ ૫).

—**સા. પુ. ગેરાદ** ( તા. ચાણસ્મા )ને ૧૫) શેઠ અમથાલાલ હરખચંદ રણુંજ, ૭) પા. શિવરામ જીવીદાસ કેશણી, ૭) પા. દેવકરણ જેઠીદાસ વડાવલી, ૫) પા. નારણભાઇ

## અગત્યની વાત

**" પુસ્તકાલય " માસિક માત્ર વાંચવાયોગ્ય લેખો આપવાના કારણથી પ્રકટ થતું નથી. એ એક ખાસ ઉદ્દેશ અને ધ્યેયની સિદ્ધિ અર્થે પ્રકટ થાય છે. એ ધ્યેયના સાધનરૂપ આ " પુસ્તકાલય " માસિક છે.**

**એમાં પુસ્તકાલયના પ્રચાર, પ્રગતિ અને વિકાસના વિષયનું શાસ્ત્રીય વાચન આપાવું જોઇએ; ક્યાં પુસ્તકો ખરીદવા જેવાં છે અને ક્યાં પુસ્તકો પર ચોકી-પહેરો રાખવો જરૂરી છે એ વિષેનાં માર્ગદર્શનો આવવાં આવશ્યક છે. ઉપરાંત પુસ્તકાલયોના સંચાલનમાં મંત્રી કે ગ્રંથપાલને કઇ કઇ મુશ્કેલીઓ નડે છે, તેમાંથી તેઓ કેવી રીતે માર્ગ કરી શકે, ઉકેલ ન મળી શકતાં તેમણે શું કરવું વગેરે બાબતો ચર્ચવાની હોય છે.**

**આ બાબતમાં અમે સૌ મંત્રી-ગ્રંથપાલોનો સહકાર માગીએ છીએ.**

જેઠીદાસ કનોડા, ૨) ગુલાબદાસ બહેચર અલોડા, ૧) કચરા રાયચંદ તથા ૧) શિવા પ્રભુદાસ તરફથી.

—**સા. પુ. ઓકરવાડા** (તા. વિસનગર)ને ૫) શા. નાથાલાલ મૂળચંદ મુદ્દેરા, ૩) પા. મોહનલાલ શામળદાસ જેતલવાસણા, ૨) શા. ચિમનલાલ મોહનલાલ રણુંજ, ૨) પા. શિવરામ ખુશાલદાસ દેદીઆસણ, ૨) પા. નારાયણ મોતીદાસ ઉપેરા, ૨) પા. ખોડાભાઇ ડુંગરભાઇ ઓકરવાડા, ૧) પા. જોરદાસ કેવલદાસ દુંડાવ, ૧) પા. છગનલાલ જેઠાલાલ ઉમતા, ૧) ઠાકોર ભાથીજી વરસંગજી ઓકરવાડા, ૧) પા. ઇશ્વરલાલ ઉગરદાસ રાજપુર, તથા ૧) જેઠાભાઇ ઝવેરભાઇ ડાભડી તરફથી.

—**સા. પુ. વાલમ** (તા. વિસનગર)ને ૬૧) પા. રેવાભાઇ ગંગારામ મણુંદ, ૫) પા. કરશનભાઇ પુરુષોત્તમ મણુંદ, ૫) સોની અંબારામ ગાંભુ, ૨) પા. મંછા મૂળા મકતુપુર, ૨) પા. અમથાલાલ જેઠારામ પાટણ, ૨) પા. તરભોવન કુબેર વાલમ, ૧) પા. તરભોવન સાંકળચંદ રૂવાવી, ૧) રાવલ ભોગીલાલ ગોરધન વાલમ, ૧) પા. ઉમેદ મંગળ બાલીસણા, ૧) પા. બલાખી વેલા ભાન્ડુ, ૧) રાવલ જોઇતારામ વસંતરામ વિસનગર, ૧) પંડ્યા

શિવદત્તજી ગુલાબરામજી મથુરા, ૧) ત્રિવેદી કાંતિલાલ ગણેશરામ વાલમ, ૧) પા. મનજી જીવા વાલમ, ૧) અંત્યજ રામા રવા લાખવડ ૩) પાટણના રાવળીઆ સમરથ, ૧) પા. નારાયણ જાદવજી મણુંદ, ૧) પા. ચુનીલાલ લાલજી બાલીસણ, ૧) પા. દયાળજી મંછા મણુંદ, ૧) અંત્યજ—, ૧) દવે લાલચંદજી આગ્રા તથા ૧) વ્યાસ પ્રહ્લાદ હીરાલાલ વાલમ તરફથી.

—સા. પુ. દેણપ (તા. વિસનગર) ૭) શા. દલીચંદ લવજીભાઇ સિપોર, ૬) શા. બબલદાસ છગનલાલ લણવા, ૫) પા. કાળીદાસ ત્રિકમદાસ કંબોઇ, ૫) ત્રવાડી મણિલાલ કૃપાશંકર દેણપ, ૪) વ્યાસ અમૃતલાલ દલસુખરામ ઉપેરા, ૩) પા. ત્રિભોવન લીલાચંદ એેંઠોર, ૨) પા. બાજીદાસ બહેચરદાસ ઉનાવા, ૨) પા. શંભુદાસ જેકણદાસ કંથરાવી, ૨) પા. બહેચરદાસ ભગવાનદાસ કંસારાકૂઇ, ૨) પા. માધવદાસ જોઇતારામ કમાણા, ૨) પા. માધવદાસ હરિદાસ કંથરાવી, ૨) પા. શંભુદાસ લક્ષ્મીચંદ લણવા, ૨) પા. ભાઇચંદદાસ લખુદાસ કહોડા, ૨) પા. શિવરામ માધવદાસ એેંઠોર, ૨) પા. મોતીરામ જેઠારામ જેતલવાસણા, ૨) પા. શિવરામ રણછોડદાસ હાજીપુર, ૨) પા. ઉમેદરામ મોતીરામ દવાડા, ૨) દરજી શંકર-

---

**તમે આટલું તો કરોજ.**

**(૧) તમારા કાર્યમાં તમે સફળતા સાધી શક્યા હો તો તેમાં તમે અજમાવેલા ઉપાયો અમને લખી જણાવો;**
**(૨) તમારા માર્ગમાં મુશ્કેલીઓ નડી હોય તો એ મુશ્કેલીઓનું વિગતવાર વર્ણન મોકલો;**
**(૩) એ મુશ્કેલીઓના તમે શી રીતે ઉકેલો મેળવ્યા તેની સવિસ્તર હકીકત આપો;**
**(૪) ઉકેલ ન મેળવી શક્યા હો તો તે મેળવવા તમે શું પ્રયત્નો કર્યા, તે જણાવો.**

**તમે અમને ઉપર મુજબની માહિતી પૂરી પાડશો તો તે દ્વારા માત્ર તમારા પુસ્તકાલયનેજ નહિ પરંતુ સાથે સાથે તમારા જેવા મુશ્કેલીઓનો સામનો કરવા પ્રયત્ન કરતા અન્ય ગ્રંથપાલ-મંત્રીઓને એમાંથી માર્ગદર્શન મળશે, તેઓ પણ પોતાના પુસ્તકાલયની પ્રગતિ અને વિકાસ સાધવા શક્તિમાન થશે.**

---

ભાઇ મોતીભાઇ સદુથળા, ૨) મનસુરી ડોસુભાઇ ચાંદભાઇ ગુંજા, ૧॥ પા. ઉમેદરામ દેવચંદ સેવાળીઆ, ૧॥ પંચાલ હરજીવન મયાચંદ ઊંઝા, ૧) પા. બહેચરદાસ માધવદાસ કાંસા તથા ૧) પા. જોઇતારામ હેમરાજ કાંસા તરફથી.

—સા. પુ. ભાન્ડુ ( તા. વિસનગર ) ૧) બારોટ ગોરધનદાસ દત્તારામ પાટણ, ૨) પા. સાંકળચંદ પુંજીરામ મણુંદ, ૧) પા. માનાભાઈ મંગળદાળ બાલીસણા, ૧) રાત મોહનલાલ વીસાભાઈ મોટી દાઉ, ૧) પા. એમાભાઇ પીતાંબરદાસ વાલમ, ૨) સાળવી ચુનીલાલ જેઠાભાઇ પાટણ, ૫) બારોટ ઇશ્વરલાલ પ્રહ્લાદજી પાટણ, ૧) રબારીના આવલીઆ સમસ્ત ભાન્ડુ, ૧૦) રબારીઓની જાનો ૧૦ સમસ્ત, ૧) ઘાંચી ભાઈચંદ દલછારામ ભાન્ડુ, ૨) પા. ગંગારામ માધવદાસ, મકતુપુર, ૨) પા. શિવરામ મોરારભાઇ બાલીસણા, ૧) પા. નારાયણભાઇ જાદવજી મણુંદ, ૧) પા. કાનજીભાઇ ગંગારામ મણુંદ, ૧) પા. ગોવિંદભાઇ પ્રેમજીભાઇ બાલીસણા, ૧) પા. ચતુરભાઇ કુબેરદાસ બાલીસણા.

—સા. પુ. મહુડી (તા. વિજાપુર)ને ૧) વહોરા વિઠ્ઠલદાસ જેસંગભાઇ મહુડી, ૧) શાહ પુનમચંદ લલ્લુભાઇ મહુડી, ૧) મહેતા કંકુચંદ નરસિંહભાઇ મહુડી, ૧) વહોરા મણિલાલ

જેસંગભાઇ મહુડી, ૧) મહેતા લીલાચંદ શીરચંદ મહુડી, ૧) ભટ્ટ રણછોડલાલ રામચંદ્ર કોટયર્ક મંદિર કારભારી, ૧) સુતાર અંબાલાલ મગનલાલ મહુડી, ૧) મહેતા હકમચંદ શીરચંદ મહુડી, ાા ઘાંચી મગનલાલ જોઇતારા મહુડી, ાા મહેતા જેસંગલાલ મોતીચંદ મહુડી, ાા ભાવસાર ગોપાળદાસ માધવજી મહુડી. ાા મહેતા શિવલાલ રામચંદ્ર મહુડી, ાા મહેતા નગીનદાસ અમથારામ મહુડી, ૧) મહેતા પુરુષોત્તમ મોતીચંદ મહુડી, ૩) વહોરા કાન્તિલાલ વર્ધમાન મહુડી, ૧) મહુડી મહાજન સમસ્ત, ૩) શા. સોમચંદ મનસુખરામ વાઘપુર, ાા શા. લલ્લુભાઇ હાથીભાઇ મહુડી, ૨) શ્રી વિજાપુર વિશા શ્રીમાળી કમિટિ, ૨) ઘાંચી જોઇતારામ કચરદાસ પ્રાંતીજ, ૫) શા. કાળીદાસ ગોતમદાસ હિંમતનગર, ૨) શા. અમથાલાલ વિઠ્ઠલદાસ વિજાપુર, ૪) શા. પુંજારામ સુરચંદ માણસા, ૫) ભાઇશંકર શિવરામ વિજાપુર, ૩) પંડયા નટવરલાલ અમૃતલાલ મહુડી, ૧) શા. ચુનીલાલ અમથારામ મહુડી તથા ાા ઠાકોર સરતાનજી ગોવરજી તરફથી.

—**સા. પુ. પડુસ્મા** (તા. વિજાપુર)ને ૧) વાસણાના સોલંકી ભૂપતસિંહજી હિંમતસિંહજી, ૩) તજોટીના સુથાર શિવરામ દયારામ, ૨) રિદ્રોલના પટેલ પરભુદાસ બાળચંદ, ૧) પટેલ મથુરદાસ કાળીદાસ, ૨) શોભાસણના પટેલ દેવાભાઇ જેસંગદાસ, ૧૦) માણસાના પટેલ ગોપાળદાસ શંભુદાસ, ૧) પડુસ્માના પટેલ કાળીદાસ માધવજી, ૧) પટેલ મણિલાલ રામદાસ તથા ૧) પટેલ ગંગારામ હરિદાસ તરફથી.

—**સા. પુ. મોટપ** (તા. ચાણસ્મા) ૧) પા. મંછારામ શામળ ચવેલી. ૧) પા. ઈશ્વર ભાઇચંદ કનોડા, ૨) પા. ભાઇચંદ વિઠ્ઠલદાસ મોટપ, ૧) પા. ઈશ્વરદાસ અમીચંદ ચડાળજ તથા ૧) પા. અંબારામ કેવળદાસ છઠીઆરડા તા. મહેસાણા.

—**સા. પુ. ખોરસમ** (ચાણસ્મા)ને ૨) લવાર લલ્લુભાઇ મોતીરામ સાંકળા, ૨) પા. જોઇતનદાસ જોરદાસ મીઠી ધારિયલ, ૨) પા. નરસિંહદાસ પરસોતમદાસ કંબોઇ, ૨) સિપાઇ આલમખાં વાઘજીભાઇ ધરાજમપર તથા ૨) બાભઇદાસ સાંકળદાસ વડાવલી તરફથી.

—**સા. પુ. જાસ્કા** ( તા. ખેરાળુ )ને ૧) પા. જેઠા દાનસંગદાસ મુ. પરાસળ, ૧) પા. અંબારામ દાનસંગદાસ પરાસળ, ૧) પા. શિવીદાસ મોતીદાસ કાંબળી, ૧ાા પા. તુલસીદાસ ધનજીદાસ સુંઢિયા, ૫) વ્યાસ ગિરજાશંકર ભાઇશંકર ઉપેરા, ૫) વ્યાસ રેવાશંકર ગણપતરામ ઉપેરા, ૫) જોશી હરિલાલ મોહનલાલ કાંસા, ૨) પા. નરોત્તમદાસ જીવીદાસ રાજગઢ, ૫) પા. બાળચંદ ચતુરદાસ ગાંગલાસણ, ૨) પા. ખેમચંદદાસ મૂળચંદદાસ જગનાથપુરા, ૩) પા. જીવીદાસ અંબારામદાસ ગેલીઆવાસણા, ૧ પા. ભીખીદાસ કનકદાસ દાંકણીઆ.

—**સા. પુ. પાલોદર** ( તા. મહેસાણા )ને ૨) મિસ્ત્રી જેચંદ ત્રિભોવન ફતેપુરા, ૧) કુંભાર માધા રેવા પાલોદર, ૧) જોગરાજજી માંડજી વાઘેલા પાલોદર, ૩) અંબારામ મેઠીદાસ પટેલ ખટાસણા, ૩) પા. અંબારામ વિઠ્ઠલદાસ રંગપોર, ૨) પા. માધવદાસ ગુલાબદાસ જેતલવાસણા, ૩) હરિદાસ બાળચંદ જેતલવાસણા, ૪) ચેલદાસ જીવીદાસ રંગપોર, ૪) પા. જેઠીદાસ દેવીદાસ પાલોદર, ૧) પા. નારાયણદાસ વિઠ્ઠલદાસ પાલોદર ૨) શંકરદાસ હરિદાસ પાલોદર.

—**સા. પુ. બલોલ** (તા. મહેસાણા) પા. લલ્લુદાસ દેવકરણદાસ રે. પાંચોટ તરફથી કબાટ નંગ ૧ કાચનું કિંમત રૂ. ૩૨)નું, ૨) પા. શંકરદાસ શિવીદાસ પાંચોટ, ૧) પા. દેવકરણદાસ મગનદાસ મુ. કોલવડા, ૧) સુતાર મફતલાલ વીરચંદ. ૧) સુતાર પુંજારામ

મોહનલાલ, ૧) પા. ત્રિભોવન મોહનદાસ વિસનગર, ૨) પા. કિશોરદાસ ત્રિભોવનદાસ, ૨) પા. અમીચંદ પ્રભુદાસ પાંચોટ, ૨) પા. ઈશ્વરદાસ ગણેશદાસ લાડોલ, ૧) પા. પરસોતમ શંકરદાસ કોલવડા, ૨) પા. જોઈતારામ પ્રાગદાસ કોલવડા, ૨) પા. માધવદાસ કાળીદાસ વિસનગર, ૧) પા. ઈશ્વરદાસ હીરદાસ વિસનગર, તથા ૧) પા. રણછોડ કાશીરામ વિસનગર તરફથી.

—**સા. પુ. દલખાણીઆ** ( તા. ધારી ) ૨) નથુ નારણ તથા ૨) મિસ્ત્રી અરજણ માછા તરફથી.

**સા. પુ. રણેલા** ( તા. મહેસાણા ) ૨) પા લીલદાસ પરસોતમદાસ તરફથી.

## વાચનપ્રચારનો એક અખતરો

**પહુસ્મા** ( તા. વિજાપુર ) સાર્વ. પુસ્તકાલયે જ્ઞાનપરબનો બહોળો પ્રચાર કરવા ગામની દુકાને અને મહોલ્લે વારાફરતી પુસ્તકો પુરાં પાડી ભણેલા દરેક ઇસમને ખાસ બોલાવી પુસ્તકોની આપ-લે કરવાનું કામ મંત્રીની દેખરેખ તળે વેપારીઓને તથા નાગરિકોને સોંપવામાં આવ્યું છે. અનુભવ ઉપરથી માલમ પડ્યું છે કે આ અખતરા ઉપરથી વાચનની સુંદર પ્રગતિ થતી જાય છે.

**હરણાહોડા** ( તા. વિજાપુર ) ગામે પુસ્તકાલય નહિ હોવાથી ત્યાં પણ એક ફરતા પુસ્તકાલયની પેટી પુસ્તકાલયના ખર્ચે મોકલી આપી વિજાપુર મહાલ પ્રથમ પુસ્તકાલય પરિષદના ઠરાવ નં. ૭ ની યોજનાને કેટલેક અંશે અપનાવી છે.

## વ૦ રા૦ પુ૦ મંડળ

**ઉમેદવારી નોંધાવો ?**:—શિષ્ટ વાચનની ૧૬ મી પરીક્ષા આગામી જુલાઈ માસની ૨૨ મી તારીખે લેવાનું ઠર્યું છે, અને એને માટે **બાલવિજ્ઞાન ભાગ ૩ જો** એ પુસ્તક નક્કી થયું છે. આ સંબંધી જાહેરાત એપ્રિલના અંકમાં પ્રસિદ્ધ થઈ છે. તે હજી વાંચવામાં ન આવી હોય તો તરત જ વાંચી જઈ પરીક્ષા માટે ઉમેદવારી વિના વિલંબે નોંધાવી દેવાની ગુજરાતની શિષ્ટ વાચનરસિક જનતાને અમારી વિજ્ઞપ્તિ છે. સોય–ટાંકણી, મોતી, રેશમ, રબર, ખાંડ વગેરે ૧૭ બાબતોને લગતી માહિતીઓથી ભરપૂર સામગ્રીવાળું આ પુસ્તક શિક્ષકો તેમજ ઉપલાં ધોરણોના વિદ્યાર્થીઓએ તો ખાસ વાંચવા જેવું છે. એટલે શાળા–પાઠશાળાઓના સંચાલકોને તેમ જ મહાલ શાળાધિકારીઓને આ પરીક્ષાનો લાભ લેવા સારૂ શિક્ષક તેમજ વિદ્યાર્થીવર્ગને જરૂરી પ્રેરણા કરવાની ખાસ ભલામણ કરીએ છીએ.

**શિક્ષણ વર્ગોનો લાભ કોણે કોણે લીધો ?** ચાલુ સાલના ચારે પ્રાંતના પુસ્તકાલય શિક્ષણ વર્ગો ભરાઈ ગયા હોઈ તે દરેકનો લાભ લેનારાની યાદી ચાલુ અંકમાં અન્યત્ર પ્રસિદ્ધ થઈ છે. તે જોઈ લેવાની લાગતા-વળગતાઓને ભલામણ.

**મોકુફ રહેલી મહાલ પરિષદ**—ચાણસ્મા મહાલ પુ. પરિષદનું અધિવેશન જે મે માસમાં મળનાર હતું તે કેટલીક પ્રતિકૂળતાને લીધે મોકુફ રહ્યું છે. ઑકટોબરના અરસામાં મળશે.

**મહાલ પુ. મંડળના વ્ય. મં. ની સભા**—ચાણસ્મા મહાલ પુ. મંડળની વ્યવસ્થાપક સભા તા. ૨૩-૪-૩૯ ના રોજ મળેલી તેમાં શ્રીમંત મહારાજા સાહેબને અભિનંદનનો, મહાલ પુ. પરિષદ ભરવાનો, વિદ્યાર્થીઓ માટે શિષ્ટવાચનની પરીક્ષા માટે બાલભાગવતનું પુસ્તક નક્કી કરી પરીક્ષાનો દિવસ નિયત કરતો તથા બીજા બે પ્રકીર્ણ ઠરાવો પસાર થયા હતા.

**જાગતાં જૂથમંડળો**—બહુચરાજી જૂથમંડળની આ વર્ષની બીજી સભા તા. ૧૬-૪-૩૯ ના રોજ થઇ હતી, જેમાં જૂથના લગભગ બધા સભ્યો હાજર હતા. તેમાં (૧) જે પુસ્તકાલયોમાં વિષયવારી તથા વર્ગવારી રજીસ્ટરો ન હોય તેમણે આ વર્ષ આખરે તે બનાવી તૈયાર કરવાનો, (૨) ઊડી ગયેલા વિદ્યાર્થીઓનાં પત્રકો જ્યાં ન હોય ત્યાં કરવાની ભલામણનો, (૩) શિષ્ટવાચનની પરીક્ષાનો વધુમાં વધુ લાભ લેવાય તેની યોજના કરવાનો, (૪) જૂથના જે મંત્રીઓએ પુસ્તકાલય શિક્ષણવર્ગોનો લાભ ન લીધો હોય તેમને તે લાભ લેવાની ભલામણનો એમ ચાર ઠરાવો પસાર થયા હતા.

## રાજ્ય બહાર

**કોલાબા જીલ્લામાં ફરતાં પુસ્તકાલયો**—કોલાબા જીલ્લાના જે ગામડાના ચાર જવાબદાર માણસો રૂ. ૫૦) ભેગા કરી પુસ્તકાલય માટે વ્યવસ્થા કરે તેને ૫૦) રૂપિયાની કિંમતનાં પુસ્તકોની પેટી ભેટ આપવાનું મુંબઇ સરકારે જાહેર કર્યું છે.

—:—

# પુસ્તકાલયની તપાસણી

**નીચેના** પ્રચારકોએ જણાવેલી મુદત દરમિયાન નીચેનાં સ્થળોની મુલાકાત લઇ પુસ્તકાલયની તપાસણી, વ્યવસ્થા, વર્ગીકરણ તથા પ્રચારની કામગીરી બજાવી છેઃ—

અમરેલી પ્રાંત પ્રચારક શ્રી. મોહનલાલ શંકરલાલ મહેતાએ મે ૧૯૩૯માં (૧) માલવણ, (૨) આંકડીઆ મોટા, (૩) નાના ભંડારીઆ, (૪) દહીડા, (૫) દામનગર, (૬) ધામેલ, (૭) શાખપુર, (૮) ગણેશગઢ, (૯) રૂપાવટી, (૧૦) પાડરશિંગા, (૧૧) આવરડી, (૧૨) કાંચરડી, (૧૩) ચાવંડ, (૧૪) હીરાણા, (૧૫) કરકોલિયા, (૧૬) વીરપુર, (૧૭) રાજકોટ, (૧૮) નવાગામ, (૧૯) મોણપુર, (૨૦) શાહપુર, (૨૧) રતનપુર.

તપાસણી દરમિયાન મંત્રીઓ તથા ગ્રંથપાલોને તેમણે કરેલી સૂચનાઓમાંની કેટલીક અન્ય પુસ્તકાલયોના મંત્રી-ગ્રંથપાલોએ પણ લક્ષમાં લેવા જેવી હોઇ તે આ નીચે આપી છેઃ

(૧) પુસ્તકાલય માસિકમાં વખતોવખત વાંચવામાં આવે છે કે અમુક ગામ પુસ્તકાલયનું " વર્ગીકરણ થઇ ગયું છે " ઉપરના કોઇ પણ ગામે સંપૂર્ણ વર્ગીકરણ થયું નથી, એટલું જ નહિ પણ ઘણા ભાઇઓને તેની માહિતી પણ નથી.

(૨) લોકમદદનો બજેટ મંજુર થયા પ્રમાણે મંડળ સાથે જમા ઉધાર થતી રકમોગે તથા પસ્તીવેચાણ, કન્ટીજન્ટ વગેરેનો મેળ-ચોખવટ ચાલુ રાજમેળ પરથી સ્પષ્ટ જણાતી નથી.

(૩) વાચકોનું લીસ્ટ ( રજીષ્ટર ) રહેતું નથી. રહે છે તો કેવી રીતે રાખવું તેની સમજ નથી.

(૪) નિયમ, વટહુકમ, સૂચના, સરક્યૂલરથી માહિતગાર રહેવું એ ખાસ જરૂરનું છે.

(૫) પોતાને પુસ્તક વાંચવાનો શોખ હોવો જોઇએ.

(૬) પુસ્તકાલયનો વિભાગ કોઇ પણ ભોગે આકર્ષક રાખવાની જરૂર.

(૭) ખાસ કરી બાળકોમાં વાચનનો શોખ વધારવો એ જરૂરનું છે.

વડોદરા મહાલ માનદ પ્રચારક શ્રી. છોટુભાઇ દાજીભાઇએ એપ્રિલ માસમાં (૧) સેવદવાસણા, (૨) બાજવા, (૩) સમીઆલા.

વડોદરા પ્રાંત પ્રચારક શ્રી. છગનભાઇ મથુરભાઇએ મે માસમાં (૧) ડેસર. (૨) નવી જીથરડી, (૩) ગંધારા, (૪) બામણગામ, (૫) કંડારી, (૬) માંગળેજ,

# ઉદ્‌ઘાટન અને અનાવરણ પ્રસંગોનો વૃત્તાંત

ડેસર ગામે બંધાયેલા સાર્વજનિક પુસ્તકાલયના નવીન મકાનની ઉદ્‌ઘાટનક્રિયા તા. ૯-૬-૩૯ ને શુક્રવારે શ્રી. ચિમનલાલ છોટાલાલ દેશાઇ એમ. સી. એસ. ના શુભ હસ્તે ખાસ તૈયાર કરવામાં આવેલા મંડપમાં સવારના ૯ વાગે થઇ હતી, જે પ્રસંગે પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક પ્રાસુત ઉમેદભાઇ સાહેબ રાજ્ય પુસ્તકાલય મંડળના મંત્રી શ્રી. મણિલાલ કાશીવાળા વડોદરા રાજ્ય પુસ્તકાલય પ્રચારક શ્રી. વલ્લભભાઇ તથા અમદાવાદથી શ્રી. ભાઇલાલભાઇ દેશાઇ તેમજ અન્ય આમંત્રિત સદ્‌ગૃહસ્થો. મહેમાનો, પધાર્યા હતા. ઉપરાંત સભામાં ગામનાં બહેનો તથા ભાઇઓએ સારો લાભ લીધો હતો

શરૂઆતમાં ઇશ્વરપ્રાર્થના તેમજ સ્વાગતગીત ગવાયા બાદ યુવક મંડળના મંત્રી શ્રી. રમણલાલ ગોરધનદાસે મકાનફંડનું નિવેદન વાંચી સંભળાવ્યું હતું. ત્યારબાદ સ્વાગત પ્રમુખ શ્રી ગોરધનદાસ ભોગીલાલ શેઠના વતી શ્રી છોટાલાલ ઓચ્છવલાલભાઇએ સ્વાગત પ્રમુખનું ભાષણ વાંચી સર્વેનું સ્વાગત કરી મકાન ખુલ્લું મૂકવા માટે શ્રી. ચિમનલાલ દેશાઇને વિનંતિ કરી હતી શ્રી. મણિલાલ કાશીવાળાએ તથા શ્રી ઉમેદભાઇ સાહેબે પુસ્તકાલય પ્રવૃત્તિ ઉપર પ્રસંગોચિત વિવેચન કરી પુસ્તકાલય અને તે પ્રત્યે સુવકોની તેમજ ગ્રામપંચાયતની ફરજ સબંધી યોગ્ય સૂચનાઓ સહિત સમજ આપી હતી. ત્યારબાદ શ્રી. ચિમનલાલ દેસાઇએ મકાનની ઉદ્‌ઘાટનક્રિયા કરતાં અગાઉ પોતાનું ભાષણ વાંચી સંભળાવ્યું હતું, જેમાં ચાલુ સમયને અનુસરીને પુસ્તકાલયની આવશ્યકતા ઉપર તેમજ પશ્ચિમના દેશોમાં પુસ્તકાલય માટે ખૂબ ધન ખર્ચાય છે અને તેના પરિણામે તે દેશો આજે આગળ વધ્યા છે, એ સંબંધી તેમજ બાળકો માટે બાલવિભાગ સ્ત્રીઓ માટે સ્ત્રીવિભાગ અલગ તથા જ્ઞાતિઓના અંધ રિવાજો-જેવા કે લગ્નપ્રસંગે તથા મરણપ્રસંગે થતા ખોટા ખર્ચો બંધ કરી કેળવણી, પુસ્તકાલયો, દવાખાના વગેરે યુગધર્મ સમજી વાપરવા સમજ આપી હતી અને છેવટે પુસ્તકાલયનો ઉત્તરોત્તર વિકાસ ઇચ્છી પોતાનું વક્તવ્ય પૂરું કરી મકાન ખુલ્લું મૂકવાની ક્રિયા કરી હતી.

ત્યારબાદ ડેસર કન્યાશાળાની બાળાઓ દ્વારા મધુર અને મોહક વાદ્યો સાથે ગરબાનો કાર્યક્રમ યોજાયો હતો. તે બાદ સ્વ. શ્રી. અમીન સાહેબને અંજલિ અર્પતું ડેસરના શ્રી. હરિકીર્તનકાર મૂળશંકર મહારાજે રચેલું એક સુંદર કાવ્ય ગવાયું હતું.

ત્યારબાદ અમદાવાદના શ્રી. ભાઇલાલભાઇ પાનાચંદ દેશાઇએ શ્રી. ઉમેદભાઇ સાહેબને સ્વ શ્રી અમીન સાહેબનું તૈલચિત્ર ખુલ્લું મૂકવા વિનંતિ કરી હતી બાદ શ્રી. મણિલાલ મં. કાશીવાળા તથા શ્રી. વલ્લભભાઇ પટેલ અને શ્રી. રમણલાલ શાહે પૂજ્ય અમીન સાહેબના જીવનને લગતા કેટલાક પ્રસંગો વર્ણવ્યા હતા.

ત્યારબાદ શ્રી. ઉમેદભાઇ સાહેબે સ્વ શ્રી અમીન સાહેબનું તૈલચિત્ર ખુલ્લું મૂકતાં પહેલાં પોતાના જીવનમાં સ્વ શ્રી અમીન સાહેબ સાથેના પ્રસંગોનું વર્ણન કરી તેમને પોતાના ગુરુ તરીકે વર્ણવ્યા હતા, તથા ડેસરની જનતાને ફોટો ખુલ્લો મૂકીને સંતોષ ન માનતાં તેઓશ્રીએ શરૂ કરેલી શિષ્ટ વાચનની પરીક્ષા, કુમારમંડળ, વાચકમંડળ વગેરે યોજનાઓ ઉપાડી લેવા યોગ્ય બોધપાઠ આપ્યો હતો.

તે પછી સ્વ. શ્રી. મોતીભાઇ અમીન સાહેબનું તૈલચિત્ર ખુલ્લું મૂકયું હતું. છેવટે આભારદર્શન થતાં ફુલહાર બાદ મેળાવડો વિસર્જન થયો હતો.

# સંન ૧૯૩૮–૩૯ ના પુસ્તકાલય–શિક્ષણવર્ગો

**અ**ગાઉ જાહેર થયા પ્રમાણે ચાલુ સન ૧૯૩૮–૩૯ ના ચારે પ્રાંતના શિક્ષણવર્ગો માર્ચથી મેના ગાળામાં ભરાઇ ગયા. તેમાં પુસ્તકાલય પ્રવૃત્તિનો ઇતિહાસ, વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિની યોજના, તેના ધારાધોરણ અને વહીવટ, તથા દફતરી કામ, પુસ્તક-પસંદગી, પુસ્તકોનો વિધિ ને વર્ગીકરણ, પુ૦ પ્રવૃત્તિપોષક વિવિધ યોજનાઓ વગેરે આવશ્યક બાબતોની મૌખિક માહિતી ઉપરાંત બજેટ, નિવેદન ને વર્ગીકરણ કામનું સક્રિય શિક્ષણ આપવામાં આવ્યું હતું.

વડોદરા પ્રાંત માટેનો વર્ગ કરજણ મહાલમાં રેવાતટસ્થ રણાપુર ગામે માર્ચની ૨૩–૨૪–૨૫ તારીખોએ, મહેસાણા પ્રાંતનો વર્ગ વડનગર કસ્બામાં એપ્રિલ મહિનાની ૧૭–૧૮–૧૯ તારીખોએ, નવસારી પ્રાંતનો વર્ગ પલસાણા કસ્બામાં મે માસની ૪–૫–૬ તારીખોએ, અને અમરેલી પ્રાંતના ઓખામંડળ મહાલનો વર્ગ વરવાળા ગામે મે મહિનાની ૨૨–૨૩–૨૪ તારીખોએ ફત્તેહમંદ રીતે પાર પડયા ને તેનો લાભ અનુક્રમે ૪૬, ૩૪, ૨૮, ૨૭ મંત્રી, ગ્રંથપાલ વ ઇતર શિક્ષકભાઇઓએ મળી કુલ ૧૩૫ જણે લીધો. વર્ગોના સંચાલનનો ભાર મંડળના સહમંત્રી તથા રાજ્ય પ્રચારકે મુખ્યત્વે ઉઠાવી લીધો હતો. વડોદરા પ્રાંતના વર્ગને મંડળના માનદ મંત્રી શ્રીયુત કાશીનાળા તેમજ પુસ્તકાલય ખાતાના વડા વ્યવસ્થાપક મે. વાકનીસ સાહેબની હાજરીનો પણ સારો લાભ મળ્યો હતો. ખાતાના મદદનીશ વ્યવસ્થાપક રા રા. ઉમેદભાઇ સાહેબ તો ચારે પ્રાંતના વર્ગોમાં હાજર રહ્યા હતા અને બજેટ, નિવેદન, પત્રવ્યવહાર વગેરે બાબતોની સમજૂત ઉપરાંત શંકાસમાધાન પૂરતા શિક્ષણકાર્યમાં પણ તેમણે સહર્ષ ભાગ પડાવ્યો હતો. ફરતા પુસ્તકાલય શાખાના નિરીક્ષક ભાઈ એકનાથ માણેકલાલ પટેલે વડોદરા પ્રાંતના રણાપુર વર્ગનો તથા પલસાણા મહાલ શાળાધિકારી રા. વ્યાસ સાહેબે પલસાણા વર્ગનો સંપૂર્ણ લાભ લીધો હતો એ બીના ખાસ નોંધવા યોગ્ય ગણાય.

શિક્ષણવર્ગો અંગે શક્ય હોય છે ત્યાં પ્રાચીન સ્થાપત્ય કે જોવાલાયક સ્થળોના પ્રવાસ છેલ્લે દિવસે રાખવાની વ્યવસ્થા રહે છે. તે મુજબ રણાપુરના વર્ગ અંગે માલસર લગીનો પનાઇ પ્રવાસ તથા વરવાળાના વર્ગ અંગે વાઘેરોના કેન્દ્રસમા વસઇ ગામની આજુબાજુ વીખરાયલા પ્રાચીન સ્થાપત્યના અવશેષો જોવા સારૂ મોટરપ્રવાસ યોજાયો હતો. વડનગરની એ પુરાતન નગરીના વૈભવ ને જાહોજલાલીનો ખ્યાલ આપતા મંદિરો, વાવ, તળાવાદિના પ્રાચીન અવશેષો, વર્ગના સમય બહાર, સાંજના વખતમાં સૌએ સાથે ફરીને નીરખ્યાં હતાં. પલસાણાની આજુબાજુમાં ખાસ જોવા જેવું કાંઇ સ્થળ નહિ હોવાથી કોઈ પ્રવાસ નહોતો ગોઠવાયો.

ચારે પ્રાંતના શિક્ષણવર્ગોનો લાભ લેનારા મંત્રી, ગ્રંથપાલ વ ઇતર ભાઇઓનાં નામઠામ નીચે પ્રમાણેઃ—

## વડોદરા પ્રાંત : ૪૬

### કરજણ મહાલ : ૨૩

૧ શ્રી. મણિભાઇ શામળભાઇ પટેલ વેમાર
૨ ,, શામળભાઇ વણારસીભાઇ પટેલ સાંદરણા
૩ ,, કસાંભાઇ જાદવભાઇ પટેલ બચાર
૪ શ્રી. રણછોડભાઇ ઝવેરભાઇ પટેલ ધાવટ
૫ ,, પુરુષોત્તમભાઇ કાશીભાઇ પટેલ, ઉરદ
૬ ,, કૃષ્ણલાલ જેઠાભાઇ ભટ્ટ કોઠીઆ
૭ ,, છોટાલાલ નરોત્તમભાઇ પંડયા દેરોલી

૮ શ્રી નાથાલાલ ચુનીલાલ શાહ ભરથાલી
૯ ,, મોતીભાઇ પરસોતમભાઈ પટેલ કુરાલી
૧૦ ,, અંબાલાલ જગન્નાથ વ્યાસ સીમળી
૧૧ ,, દામોદર ગણુ તરામ રણાપુર
૧૨ ,, છોટાભાઈ કુબેરભાઇ ,,
૧૩ ,, જીવાભાઇ છોટાભાઇ કહોણા
૧૪ ,, પ્રભુદાસ ખોડાભાઇ સામરા
૧૫ ,, જેકંદદાસ ગોરધનદાસ સણાપુરા
૧૬ ,, નાથાલાલ ચુનીલાલ ભરથાલી
૧૭ ,, સોમગીર કલ્યાણગીર ઓસલામ
૧૮ ,, ગોવિંદલાલ ગોરધનદાસ દેલવાડા
૧૯ ,, અંબાલાલ તળજાભાઇ અટાલી
૨૦ ,, આશાભાઈ શિવાભાઇ સગડોલ
૨૧ ,, ફુલાભાઇ ચતુરભાઇ સાયર
૨૨ ,, બાધરભાઇ અદેસંગ પુડા
૨૩ ,, મંગળભાઇ ભક્તિભાઇ માનપુર

### ડભોઈ મહાલ : ૩

૧ શ્રી ચંદુભાઇ લક્ષ્મણભાઇ બારોટ થુવાવી
૨ ,, માણેકલાલ ગરબડદાસ ,,
૩ ,, હરજીભાઇ નારણભાઇ પટેલ પુનીઆદ

### શિનાર મહાલ : ૨

૧ શ્રી હરગોવિંદદાસ નરોતમભાઇ પટેલ છાણભોય
૨ ,, રામચંદ્ર જયશંકર બાવળીઆ

### ભાદરણ મહાલ : ૩

૧ શ્રી. મોતીભાઇ ધુળાભાઇ પટેલ રૂદેલ
૨ ,, ડાહ્યાભાઇ લાલભાઇ રાવળ ,,
૩ ,, અંબાલાલ વહાલજીભાઇ ચુવા

### પેટલાદ મહાલ : ૪

૧ શ્રી. આશાભાઈ જા. પટેલ ઉમેટ
૨ ,, અંબાલાલ સોમાભાઇ પટેલ મહેળાવ
૩ ,, અંબાલાલ કાળીદાસ પટેલ વસો
૪ ,, ચુનીલાલ નાથારામ ભટ ગાડા

### પાદરા મહાલ : ૨

૧ શ્રી. મોતીભાઇ મીઠાભાઇ પટેલ ગવાસદ
૨ ,, હીરાભાઇ ઝવેરભાઇ મુવાલ

### સાવલી મહાલ : ૨

૧ શ્રી. છોટાભાઇ રણછોડભાઇ ગાંગડીઆ
૨ ,, જયશંકર હરગોવિંદ અધ્યારૂ મજુસર

### વડોદરા મહાલ : ૬

૧ શ્રી. ચંદ્રકાન્ત ઓચ્છવલાલ જાની સમસાબાદ
૨ ,, હીરાલાલ મગનલાલ ત્રિવેદી દુમાડ
૩ ,, લલ્લુભાઇ રાઇજીભાઇ સમીઆલા
૪ ,, મંગળદાસ મુનદાસ પટેલ વાસણા કોતરીઆ
૫ ,, છોટુભાઇ રાઇજીભાઇ પટેલ માણેજા
૬ ,, મહીજીભાઇ જેઠાભાઇ પટેલ આજોડ

### સંખેડા મહાલ : ૧

૧ શ્રી. જેઠાલાલ રણછોડભાઇ પુરોહિત ડેરમાલ

## મહેસાણા પ્રાંત : ૩૪

### ખેરાળુ મહાલ : ૨૨

૧ શ્રી. ફસીઓદીન સરજેખાં ડભાડ
૨ ,, શંકરલાલ મગનલાલ શુકલ ડભોડા
૩ ,, નટવરલાલ લલ્લુભાઇ રાવળ રંગપુર
૪ ,, હીરાલાલ ભાઇશંકર ત્રિવેદી ખેરાળુ
૫ ,, ત્રિભુવનભાઇ ગંગાશંકર પંડિત બલાદ
૬ ,, ધીરૂભાઇ પથુભાઈ શેખપુર
૭ ,, વજરાય વિઠ્ઠલરાય દવે મોળીપુર
૮ ,, માણેકલાલ લલ્લુરામ કમાલપુર
૯ ,, મગનભાઇ મંછાભાઇ મલેકપુર
૧૦ શ્રી. ડાહ્યાલાલ ભવાનીશંકર ત્રાંસવાડ
૧૧ ,, શંભુલાલ જમનાલાલ જાની વડનગર
૧૨ ,, હરિશંકર મોતીરામ કરબટીઆ
૧૩ ,, નુરજી કડુવાભાઇ ,,
૧૪ ,, ચતુરભાઇ બાજીદાસ પટેલ ઊંદાઇ
૧૫ ,, ચિમનલાલ મોહનલાલ રાભી સોભાસણ
૧૬ ,, નાથાલાલ મગનલાલ સિપોર
૧૭ ,, વિઠલભાઇ રણછોડભાઇ કરસનપુરા
૧૮ ,, કાન્તિલાલ મોહનલાલ ડભાડ
૧૯ ,, દોલતખાં લીલેખાં લુણવા

૨૦ શ્રી. ડાહ્યાલાલ મોહનલાલ મોટીહીરવાણી
૨૧ ,, લાલજીભાઇ લક્ષ્મીશંકર રાજપુર
૨૨ ,, છોટાલાલ લક્ષ્મીશંકર મલેકપુર

**વિજાપુર મહાલ : ૧**

૧ શ્રી. માણેકચંદ વનમાળીદાસ જંત્રાલ

**કડી મહાલ : ૨**

૧ શ્રી. વ્રજલાલ અંબાશંકર રાવળ શિયાપુરા
૨ ,, વિઠ્ઠલદાસ માધવલાલ પંચોળી નાની કડી

**વિસનગર મહાલ : ૬**

૧ શ્રી. હરગોવિંદ રણછોડભાઇ પટેલ ગણેશપુરા
૨ શ્રી. ચિમનરાય રાજારામ જાની વિસનગર
૩ ,, લાલજીભાઇ ચ. પટેલ દવાડા
૪ ,, માણેકલાલ રણછોડભાઇ નાયક દદીયાળ
૫ ,, જેઠાલાલ અંબાલાલ ખોકરવાડા
૬ ,, ભગવાનભાઇ નાથાભાઇ ખંડોરણ

**ચાણસ્મા મહાલ : ૧**

૧ શ્રી. સાંકળેશ્વર જીભાઇ વ્યાસ ગેરાદ

**મહેસાણા મહાલ : ૨**

૧ શ્રી. ખોડીદાસ હઠીસિંગ બારોટ મહેસાણા
૨ ,, શંકરલાલ મ. ત્રિવેદી મહેસાણા

## નવસારી પ્રાંત : ૨૮

**પલસાણા મહાલ : ૨૪**

૧ શ્રી. કૃષ્ણાજી બળવંત રોજવલકર એના
૨ ,, છોટુભાઇ ખુલાભાઇ બલેશ્વર
૩ ,, જયંતિલાલ દયાશંકર ભટ્ટ તુંડી
૪ ,, ઉત્તમરામ દયાશંકર કડોદરા
૫ ,, ઝીણાભાઇ શંકરભાઇ પટેલ તાંતીથૈયા
૬ ,, મોરારજી લલ્લુભાઇ પટેલ ચલથાણ
૭ ,, દલપતભાઇ ગોપાળજી ગાંગપુર
૮ ,, છગનલાલ નાથુભાઇ લિંગડ
૯ ,, રણછોડજી મોરારજી દેસાઇ તળેદરા
૧૦ ,, ગુલાબભાઇ સવરામભાઇ સોયાણી
૧૧ ,, ભાસ્કરરાવ બળવંતરાવ ખરવાસા
૧૨ ,, મગનલાલ કાળાભાઇ ધામડોદ એના
૧૩ ,, ગોવિંદજી પરાગજી, બારસળી
૧૪ ,, ઘેલાભાઇ તુળજારામ અસ્તાન
૧૫ ,, સીતારામ મોરારજી વણેશાપીસાદ
૧૬ ,, દયાળજી ભિખાભાઇ પટેલ લીંગડ
૧૭ ,, કસનજી કાળીદાસ પટેલ બગુમરા
૧૮ ,, મોતીરામ રામશંકર એરથાણ
૧૯ ,, ગુલાબભાઇ જીવણજી વડદલા
૨૦ ,, દાજીભાઇ ભગાભાઇ વંજેળીઆ
૨૧ ,, મગનલાલ જીવણરામ સાંકી
૨૨ ,, કમળાશંકર તુળજારામ દસ્તાન
૨૩ ,, ભવાનભાઇ પુરષોત્તમ ઇટાળવા
૨૪ ,, ઝીણાભાઇ ભીમભાઇ પલસાણા

**કામરેજ મહાલ : ૩**

૧ શ્રી મોતીભાઇ ખુશાલભાઇ પટેલ શામપુરા
૨ ,, ચિંતામણિ જયકૃષ્ણ ખોલવડ
૩ ,, વિષ્ણુરામ પ્રેમશંકર વાવ

**ગણદેવા મહાલ : ૧**

૧ ,, શ્રી. રમણલાલ દાજીભાઇ નાયક માણેકપુર

## ઓખામંડળ મહાલ : ૨૭

૧ શ્રી. હરિકૃષ્ણ હીરજી જોશી વરવાળા
૨ ,, રણછોડભાઇ ગોરધનભાઇ ,,
૩ ,, મોહનલાલ નાગજીભાઇ ,,
૪ ,, નાથાભાઇ કચરાભાઇ ,,
૫ ,, જયસુખરામ હાથીરામ ,,
૬ ,, લક્ષ્મીદાસ મુ. ઠાકર ,,
૭ ,, હાથીરામ પ્રાગજી ,,
૮ ,, વ્રજલાલ રામજી વ્યાસ વ વાળા
૯ ,, કેશવલાલ લીલાધર બેટ
૦ ,, કેવળરામ નારાયણ ,,
૧૧ ,, મગનલાલ પોપટભાઇ જોશી ,,
૧૨ ,, નરસિંહભાઇ શિવજી જોશી ઓખા
૧૩ ,, દેવકૃષ્ણ ઉમરશી
૧૪ ,, ધરમશી ભીમજી પ્રાસણવેલ

[ સાંધણ આ પૃષ્ટની પાછળી બાજુ ]

# આવતા માસની કાર્યદિશા

૧ તમારા પુસ્તકાલયનાં અંદાજોમાં મંજૂર થયેલી રકમનાં પુસ્તકોની યાદીઓ હજી પણ ન મોકલી હોય તો છેવટ તા. ૩૦મી જુન સુધીમાં અમારી કચેરી તરફ મોકલી આપો અને એ મુદ્દત દરમિયાન તે અમને નહિ મળી જાય તો અમારી પસંદગીનાં પુસ્તકો મોકલવા તજવીજ કરવામાં આવશે. માટે ખાસ ધ્યાન આપો અને તમારી યાદીઓ તાત્કાલિક મોકલી આપો.

૨ તમામ પુસ્તકાલયોના ગ્રંથપાલોએ, જુલાઇ માસમાં પોતાનાં પુસ્તકોની મેળવણી કરી–પુસ્તકાલયના સરક્યુલર નં. ૩૬ પ્રમાણે મેળવણી કરી જનરલ રજીસ્ટરે શેરો કરવો.

૩ જે શિક્ષકોએ પુસ્તકાલય શિક્ષણવર્ગોની તાલીમ લીધી છે તેમણે પુસ્તકાલયના દફ્તરની વ્યવસ્થા અચૂક વ્યવસ્થિત બનાવી દેવી.

૪ કમી થવા પાત્ર પુસ્તકોની યાદીઓ વ્યવસ્થાપક મંડળને અભિપ્રાય સહ મોકલવા તજવીજ કરવી.

૫ સામાન્ય આજ્ઞાપત્રિકામાં પ્રસિદ્ધ થયા પ્રમાણે પ્રૌઢ શિક્ષણની યોજનાનો વિચાર કરી પોતાના પુસ્તકાલય અંગે વર્ગો શરૂ કરવા વ્યવસ્થાપકોએ ઘટિત તજવીજ કરવી.

૬ માનદ પ્રચારકોએ તેઓ જ્યારે જ્યારે પુસ્તકાલયની કામગીરી માટે, જુદે જુદે સ્થળે જાય ત્યારે ત્યારે, શ્રીમંત સરકાર તરફથી યોજાયેલી પ્રૌઢ શિક્ષણ યોજના જે તે ગામના કાર્યકરો ઉપાડી લે તેવી સમજૂત આપતા રહે.

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.

[ પૃષ્ઠ ૫૦૮ નું સાંધણ ]

| | | | |
|---|---|---|---|
| ૧૫ શ્રી. શામજી કલ્યાણજી | કલ્યાણપુર | ૨૨ શ્રી. વિઠ્ઠલભાઇ વાઘજીભાઇ | આરંભડા |
| ૧૬ ,, હરિકૃષ્ણ પોપટલાલ | દ્વારકા | ૨૩ ,, રાઘા મશરી | બરડીઆળા |
| ૧૭ ,, રતિલાલ હરિલાલ | ,, | ૨૪ ,, વિધાભા ગગભા | ખતુંબા |
| ૧૮ ,, લક્ષ્મીશંકર મોહનજી | ,, | ૨૫ ,, ભગવાનજી પ્રેમચંદ | ઢુંપણી |
| ૧૯ ,, લીલાધર મથુરાંદાસ | ,, | ૨૬ ,, જયંતિલાલ સંતોષરામ | ,, |
| ૨૦ ,, શામજી નથુભાઇ | ,, | ૨૭ ,, મૂળજીભાઇ મેઘજીભાઇ | રાજપુરા |
| ૨૧ ,, મેઘજી નથુભાઇ | ,, | | |

આશા રાખવામાં આવે છે કે આ ભાઇઓ પોતપોતાના ગામની તેમ જ આજુબાજુની પુસ્તકાલય પ્રવૃત્તિને સુવ્યવસ્થિત ને સંગીન બનાવવામાં સક્રિય ભાગ ભજવી મેળવેલા શિક્ષણને સાર્થક કરી દેખાડશે.

વડોદરા,
તા. ૭–૬–૩૯

ના. નં. ચોકસી
સહમંત્રી,
વ. રા. પુસ્તકાલય મંડળ.

## સૂચના ૪૬૪ સને ૧૯૩૮–૩૯

# વિષય

### લખાણુ ઉપર સિક્કા કરવા બાબત

આજ સુધીના ચાલતા કામના વહીવટ ઉપરથી એમ માલમ પડે છે કે ઘણાંખરાં પુસ્તકાલયો તરફથી આવતાં લખાણો ઉપર સિક્કો હોતો નથી, તેમ જ ગામ તથા તાલુકા પણુ લખવાનો વહીવટ રાખતા નથી, એ ઇચ્છવાજોગ નથી; કારણુ કે લખાણુ કોના તરફથી આવ્યું તે સમજવું બહુ કઠણુ થઇ પડે છે.

આ વિષય ઉપર પ્રથમ સરક્યૂલર નં. ૩૨ તા. ૨૦–૯–૧૬ નો ગયેલો છે, પરંતુ તેનો જોઇએ તેવો અમલ થતો નથી એમ જણાયું છે.

માટે હવેથી લખાણો ઉપર પુસ્તકાલયના નામનો સિક્કો તથા ગામ અને તાલુકો લખવા આ સૂચના પ્રસિદ્ધ કરવામાં આવી છે. તો લાગતા વળગતાઓએ તે પ્રમાણે લખાણ ઉપર વ્યવસ્થા કરવા તજવીજ કરવી. અને રા. રા. મહાલ શાળાધિકારી સાહેબો આ પ્રમાણે કામ થાય છે કે નહિ તે પરત્વે ખાસ ધ્યાન આપશે એવી આશા છે.

વડોદરા
તા. ૨–૧–૩૯

ઉ. મા. પટેલ
અ. વ્યવસ્થાપક
પુસ્તકાલય–વડોદરા રાજ્ય

## સૂચના ૪૬૫ સને ૧૯૩૮–૩૯

# વિષય

### શાળામાંથી થોડું ભણી ઉઠી ગયેલા વિદ્યાર્થીઓ અને મોટી ઉંમરનાં સાધારણુ જ્ઞાન ધરાવતાં સ્ત્રી–પુરુષોને વાંચવા આપવા યોગ્ય પુસ્તકોની યાદી

આપણે આપણા પુસ્તકાલયમાં શાળામાંથી ઉઠી ગયેલાં બાળકોની યાદીઓ મંગાવીએ છીએ; તેમજ મોટી ઉંમરનાં સ્ત્રી–પુરુષો જેમને મહાપરાણે વાંચતાં લખતાં આવડે છે તેવાં ભાઇબહેનો માટે આપણા હાલના ગુજરાતી સાહિત્યમાંથી કયાં પુસ્તકો વાંચવા આપવા યોગ્ય છે તેની યાદી પુસ્તકાલયોના ગ્રંથપાલોને જરૂરી હોઈ તે આ નીચે આપવામાં આવે છે.

આ યાદીની શરૂઆતનાં લગભગ ૨૫ સુધીનાં પુસ્તકો તો વિદ્યાર્થીઓને અગર મોટી ઉંમરનાં માણસોને જે કાંઇ લખતાં વાંચતાં આવડતું હોય તેને વધારે દૃઢ કરવા માટે છે. એ પછીનાં લગભગ ૫૦ પુસ્તકો તેમની કલ્પનાશક્તિને પોષે અને વાચનમાં રસ જમાવે તેવાં હોઇ ઉપયોગી છે. આ વાચન થયા બાદ તેમને વ્યવહારજ્ઞાન મળે તેવા જુદાજુદા વિષયનાં પુસ્તકો છેવટના ભાગમાં આપેલાં છે, જેમાં જીવનચરિત્રો, સૃષ્ટિનિરીક્ષણ, ઇતિહાસ–ભૂગોળ પૌરાણિક વાર્તાઓ વગેરેનો સમાવેશ છે,

આ યાદી જો કે સંપૂર્ણ નહિ છતાં આથી વધારે સારી યાદી સાદર ન થાય ત્યાં સુધી પુસ્તકાલયોને તે બહુ ઉપયોગી થઇ પડશે.

ઉપરની યાદીનાં પુસ્તકો જે તે પુસ્તકાલયના વ્યવસ્થાપકો પોતાને ત્યાં ન હોય તો તે વસાવવા તજવીજ કરશે અથવા ફરતા પુસ્તકાલય દ્વારા જરૂર પડે મંગાવવા તજવીજ કરશે, એવી આશા છે.

આ પ્રમાણે પુસ્તકપ્રચાર જો ગ્રંથપાલો પોતાના પુસ્તકાલયની સ્થળ–સીમામાં કરશે તો નિરક્ષરતામાં ડૂબતાં ભાઇબહેનોની સંખ્યામાં ઘણો ઘટાડો થશે.

| પુસ્તકનું નામ | પ્રકાશક અગર કર્તા | કિંમત |
|---|---|---|
| અક્ષરજ્ઞાનની યોજના ( શિક્ષકો માટે ) | દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર, ભાવનગર | ૦–૧–૦ |
| લોકપોથી | નવજીવન પ્ર. મંદિર, અમદાવાદ | ૦–૧–૦ |
| ગાલણગાડી નાની | ગૂજરાત વિદ્યાપીઠ ,, | ૦–૨–૦ |
| ,, મોટી | ,, ,, | ૦–૪–૦ |
| ગુજરાતી પહેલી ચોપડી (ભગવતસિંહજી વા. મા.) | વિદ્યાધિકારી કચેરી, ગોંડલ | ૦–૧–૩ |
| બાલવાચનમાળા પુ. ૫, ૬ | સોમાભાઇ ડી. પટેલ, સુણાવ | ૦–૫–૦ |
| વિદ્યાપીઠ બાલવાચનમાળા ગુજરાતી પહેલી | ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ | ૦–૨–૬ |
| ચાલો વાંચીએ | દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર, ભાવનગર | ૦–૨–૦ |
| આપણે સૌ ભણીએ નાની પોથી પહેલી ચોપડી | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય | ૦–૧–૦ |
| આગળ વાંચો પહેલી ચોપડી | દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર, ભાવનગર | ૦–૧–૦ |
| ,, બીજી ચોપડી | ,, | ૦–૧–૦ |
| ,, ત્રીજી ચોપડી | ,, | ૦–૨–૦ |
| નૂતન બાળપોથી | શંકરભાઇ સો. પટેલ, વડોદરા | ૦–૨–૬ |
| બાળપોથીની પૂરવણી | ,, | ૦–૨–૬ |

| પુસ્તકનું નામ | પ્રકાશક અગર કર્તા | કિંમત |
|---|---|---|
| રાણો પ્રતાપ | બાલવિનોદ કાર્યાલય, મુંબઇ | ૦–૩–૦ |
| ગામડામાં | ભાઇલાલ ડી. પટેલ, ભરૂચ | ૦–૪–૦ |
| પારેવાં | મજુરબાલગૃહ, અમદાવાદ | ૦–૪–૦ |
| વિદ્યાર્થી વાચનમાળા શ્રેણી ૮મી | ધી. ટો. શાહ | ૨–૦–૦ |
| લલ્લુ, વલ્લુ અને કલ્લુ | મે. મંગળદાસ એન્ડ સન્સ સુરત | ૦–૩–૦ |
| બાલપાઠો (બાલ પુ. માલા) | અશોક પ્ર. મંદિર, વડોદરા | ૦–૩–૦ |
| કાગમંત્રી | બાલવિનોદ કાર્યાલય, મુંબઇ | ૦–૩–૦ |
| સોનાકુમારી | ગાંડિવ સાહિત્ય મંદિર, સુરત | ૦–૪–૦ |
| અલકા | બાલવિનોદ માળા, મુંબઇ | ૦–૩–૦ |
| ખેલવાળો | ,, | ૦–૩–૦ |
| વીર વનરાજ | તા. પો. અડાલજા, વડોદરા | ૦–૩–૦ |
| પવનપાવડી | દીનુભાઇ જોષી ગ્રામસેવા મંદિર રાજપુરા | ૦–૬–૦ |
| પોચાનાં પરાક્રમો | રમણુલાલ ના. શાહ, વડોદરા | ૦–૬–૦ |
| બંગાળી બીરબલ | ગાંડીવ કાર્યાલય, સુરત | ૦–૬–૦ |
| શબ્દચિત્રો | દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર, ભાવનગર | ૦–૫–૦ |
| બાળવાર્તાઓ, ભા. ૧થી૫ | ,, દરેકના | ૦–૫–૦ |
| શું શીખ્યા ? | આપણી બાલગ્રંથાવલી, ભરૂચ | ૦–૩–૦ |

| | | |
|---|---|---|
| રાજા ભોજ | અશોક પ્ર. મંદિર, વડોદરા | ૦-૩-૦ |
| ૭ પાંડવોની કથા | ચિત્રશાળા પ્રેસ, પુના | ૦-૬-૦ |
| શ્રીરામકથા | " | ૦-૪-૦ |
| શ્રીકૃષ્ણકથા | " | ૦-૬-૦ |
| હરિશ્ચંદ્ર રાજાની કથા | " | ૦-૪-૦ |
| શિવાજીની કથા | " | ૦-૪-૦ |
| રાવણ ભા. ૧ | ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ | ૦-૩-૦ |
| " ૨ | " | ૦-૩-૦ |
| વિવિધ માહિતીસંગ્રહ | દ. મૂર્તિ પ્ર. મંદિર,—ભાવનગર | ૦-૫-૦ |
| દેલવાડા | ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત | ૦-૩-૦ |
| દેશદેશની વીરકથાઓ | ગૂ. ગ્રંથ. કાર્યાલય, અમદાવાદ | ૦-૧૨-૦ |
| પાપા પગલી | " | ૦-૬-૦ |
| પ્રસપનીતિ પૂર્વાર્ધ | ચિત્રશાલા પ્રેસ, પુના | ૧-૦-૦ |
| " ઉત્તરાર્ધ | " | ૧-૮-૦ |
| મોટી બહેન | નવજીવન પ્ર. મંદિર, અમદાવાદ | ૦-૮-૦ |
| બાલસંવાદો | ધી ન્યુ એજ્યુ. સોસાયટી, વડોદરા | ૦-૧-૦ |
| નાની નાની વાતો | " | ૦-૧-૦ |
| વિજ્ઞાનના પાઠો | " | ૦-૨-૦ |
| વેઠનો વારો | શ્રી. દ. મૂર્તિ પ્ર. મં. ભાવનગર | ૦-૧-૬ |
| ત્રેવીસમું પુષ્પ | " | ૦-૧-૬ |
| ચતુર કરોળિયો | " | ૦-૩-૦ |
| ૭ મૂર્ખાઓ | " | ૦-૫-૦ |
| ખરેખરી વાતો | ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત | ૦-૩-૦ |
| મરઘાબાજ | નાગરદાસ મ. પટેલ | ૦-૩-૦ |
| શાલીવાહન | ગાંડીવ સા. મંદિર, સુરત | ૦-૫-૦ |

| | | |
|---|---|---|
| ગાંધીજી | ભગિનીસમાજ પ્રકાશન મંદિર, સેન્ડહર્સ્ટરોડ, મુંબઈ | ૦-૨-૦ |
| કસુંબર | ગાંડીવ સા. મંદિર, સુરત | ૦-૩-૦ |
| મહમદ સેલ: | દ. મૂ. પ્ર. મંદિર, ભાવનગર | ૦-૫-૦ |
| ટચુકડી સો વાતો ભા. ૧ | એમ. સી. કોઠારી, વડોદરા | |
| " ભા. ૨ | " " | |
| ફૂલમાળા ભાગ ૧ | રમણલાલ નાનાલાલ શાહ | ૦-૧૪-૦ |
| બકોર પટેલની વાતો ભા. ૧ થી ૧૧ | ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત દરેકના | ૦-૫-૦ |
| આપણી લોકકથાઓ | દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર | ૦-૫-૦ |
| કેટલાંક પક્ષીઓ | આર આર. શેઠની કું. મુંબઈ, | ૦-૧૨-૦ |
| જનપદ | ગૂ. ગ્રં. કાર્યાલય, અમદાવાદ | ૦-૧૨-૦ |
| બાળકોના શ્રીકૃષ્ણ | ચિત્રશાળા પ્રેસ, પુના | ૦-૮-૦ |
| જયબજરંગ | ગાંડીવ સાહિત્ય મંદિર સુરત | ૦-૫-૦ |
| નરવીર નેપોલિયન | અશોક પ્રકાશન મંદિર, વડોદરા | ૦-૩-૦ |
| મોઢેરા | આર્યસુધારક પ્રેસ, વડોદરા | ૦-૬-૦ |
| ચ્યવન | " | ૦-૬-૦ |
| પ્રકાશ | લુહાણામિત્ર પ્રિં. પ્રેસ, વડોદરા | ૦-૬-૦ |
| રુક્મિણી | સૌ. હંસા મહેતા | ૦-૬-૦ |
| ગોળીબારની મુસાફરી | " | ૧-૪-૦ |
| અરુન્ધતી | આર્યસુધારક પ્રેસ, વડોદરા. | ૦-૬-૦ |
| બલિરાજા | " | ૦-૬-૦ |
| દમયંતી | " | ૦-૬-૦ |
| મહમુદ બેગડો | " | ૦-૬-૦ |
| પાર્વતી | અંબાલાલ વિ. ઠક્કર | ૦-૬-૦ |
| ધ્રુવ | આર્ય સુધારક પ્રેસ—વડોદરા | ૦-૬-૦ |
| પુંડરીકનાં પગલાં | રમણલાલ નાનાલાલ શાહ | ૦-૨-૦ |

| | | |
|---|---|---|
| ડોસીમાની વાતો | સૌરાષ્ટ્ર સાહિત્ય કાર્યાલય, રાણપુર | ૦–૮–૦ |
| આપણા દેશનાં મહાન સ્ત્રી-પુરૂષોની ઐતિહાસિક વાતો | ઢવળે, ગીરગાંવ, મુંબઇ | ૦–૪–૦ |
| બાળકોનું રામાયણ ભાં. ૧–૨ | બાલજીવન કાર્યાલય, વડોદરા | દરેકનો ૧–૦–૦ |
| આપણા મહારાજા | સયાજી સાહિત્ય માળા, વડોદરા | ૦–૬–૦ |
| ટપાલમાં | દક્ષિણામૂર્તિ પ્ર. મં. ભાવનગર | ૦–૫–૦ |
| પ્રવાસવાર્તા | ,, | ૦–૫–૦ |
| ગિરીશભાઇની વાતો | ,, | ૦–૫–૦ |
| શ્રી મહાભારતનાં પાત્રો | ,, | દરેકના ૦–૭–૦ |
| ઉદેપુર મેવાડ | | ૦–૫–૦ |
| ચીણુગારી | ગાંડીવ કુમાર માળા, સુરત | ૦-૧૨-૦ |
| ટચુકડી સો વાતો ભાં. ૩–૪ | કોટાવાળા વડોદરા | દરેકનો ૧–૪–૦ |
| વિમળશાહ | સયાજી બાલજ્ઞાન માળા, વડોદરા | ૦–૬–૦ |
| મીરાંબાઇ | સ. સા. બાલજ્ઞાન માળા, વડોદરા | ૦–૬–૦ |
| આંકડામાં જશો | દ. મૂર્તિ પ્ર. મંદિર, ભાવનગર | ૦–૫–૦ |
| કેકયી અને મંદોદરી | ,, | ૦–૪–૦ |
| ભણવું જોઇએ | ,, | ૦–૫–૦ |
| ફોરમ લહરિ, ભા. ૧થી૯ | શરદપ્રસાદ વર્મા. | |
| મહાસભાઓ | દ. મૂર્તિ પ્ર. મંદિર, ભાવનગર | ૦–૧–૬ |
| કહેવતોનાં મૂળ | ,, | ૦–૧–૬ |
| ગપગોળા | ,, | ૦–૧–૬ |
| આફ્રિકા સાંભર્યું | ,, | ૦–૧–૬ |
| ગુજરાતના મહાજનો | ચરોતર એજ્યુકેશન સોસાયટી આણંદ | દરેકનો ૦–૧–૬ |

| | | |
|---|---|---|
| એકલવ્ય | શ્રી. સ. બા. માળા, વડોદરા. | ૦–૬–૦ |
| પચાસ પ્રેરક પ્રસંગો | ,, | ,, |
| ભીષ્મ | ,, | ,, |
| સતી | ,, | ,, |
| હિતોપદેશની વાર્તાઓ ભાં. ૧ | ,, | ,, |
| ,, ૨ | ,, | ,, |
| સુલતાન બહાદુર શાહ | ,, | ,, |
| ભગીરથ | ,, | ,, |
| કર્ણ | ,, | ,, |
| આલમની અજાયબીઓ | ધીરજલાલ ટોકરશી શાહ | ૦–૮–૦ |
| સીંદબાદ શેઠ | ચં. એજ્યુ. સોસાયટી, આણંદ | ૦-૧૦-૦ |
| સુગમ ફળવાડી | શંભુ ભટ્ટ, વડોદરા. | ૧–૦–૦ |
| બાલવિજ્ઞાન | પુ. સ. સ. મંડળ, વડોદરા | ૧–૦–૦ |
| ચંદ્રહાસ | સયાજી બાલજ્ઞાન માળા, વડોદરા | ૦–૬–૦ |
| જરા મ્હા મૂકજો | સ્ત્રીશક્તિ ગ્રંથમાલા, સુરત | |
| ઘરેણાંનો શોખ | ,, | ૦–૧–૦ |
| કાયદાનું જ્ઞાન | ,, | ૦–૬–૦ |
| સતી જસમા | ,, | ૦–૧–૦ |
| ગોરમાનાં ગીતો | ,, | ૦–૬–૦ |
| ગૃહવ્યવસ્થાની વાતો | ,, | ૦–૬–૦ |
| સુઘડતા અને સુંદરતા | ,, | ૦–૮–૦ |
| ભરત ગૂંથણ | ,, | ૦–૧૦–૦ |
| આરોગ્ય ને સુખ | ,, | ૦–૬–૦ |
| આનંદમઠ | ,, | ૧–૦–૦ |

વડોદરા
તા. ૨–૬–૩૯

ઉ. મો. પટેલ
અવેજી વ્યવસ્થાપક
પુ. ખાતુ

## સૂચના ૪૬૬ સને ૧૯૩૮–૩૯

# વિષય

### બાલવિજ્ઞાન ભા. ૩ જો ખરીદવા બાબત.

આવતા જુલાઈ માસમાં વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદ મંડળ તરફથી શિષ્ટવાચન-ની પરીક્ષા લેવાવાની છે. તેમાં આ વખતે બાલવિજ્ઞાન ભા. ૩ જો એ પુસ્તક પસંદ કરવામાં આવ્યું છે. આ માટે કેટલાંક પુસ્તકાલયો તરફથી પોતાને ત્યાં ખરીદવાનાં પુસ્તકોની યાદીમાં સદર પુસ્તક મૂકેલું જણાતું નથી. સબબ આથી સર્વે પુસ્તકાલયોને જણાવવામાં આવે છે કે જેને સદર પુસ્તકની જરૂર હોય તેમણે એ પુસ્તક પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાંથી ખરીદ કરી, સદરહુ ખર્ચ આવતી સાલના અંદાજમાં પુસ્તકની રકમમાં મંજુર કરાવી લેવા પરવાનગી આપવામાં આવે છે. માટે સદર સૂચનાનો અમલ લાગતાવળગતાઓએ કરવાનો છે.

વડોદરા
તા. ૨–૬–૩૯

મ. દ. દીક્ષિત

ઉ. મો. પટેલ
અ. વ્યવસ્થાપક
પુસ્તકાલય વડોદરા રાજ્ય

---

## સૂચના નં. ૪૬૭ સને ૧૯૩૮–૩૯

કેટલાંક પુસ્તકાલયો જેમણે પુસ્તકો માટે રાખેલી રકમ પેટે ખરીદવાનાં પુસ્તકોની યાદી ખાતા તરફ મોકલી નથી તેમના ગામોની યાદી આ નીચે આપી છે. આ સિવાયનાં બાકી ગામો હોય તો તેમણે પોતાનું બજેટ જોઈ તરત મોકલવા તજવીજ કરવી.

• **પેટલાદ**—અગાસ, પલોલ, પેટલાદ બાલ પુસ્તકાલય, પેટલાદ મહિલા પુસ્તકાલય, રામોલ, વસો બાલ, વિશ્રામપુરા, સોજીત્રા મહિલા, ધર્મજ મહિલા.

**ભાદરણ**—કાણીસા, બામણગામ.

**વડોદરા**—ચાપડ, બીલ, મેથાકુઈ, રૂવાલ, વરણામા, શેરખી, મલાડ, સેવાસી, વડસર, અટલાદરા, સમા.

**પાદરા**—ચોકારી, કલાલપુરા, લતીપુરા, વણછરા, વિશ્રામપુરા, સાધી, હરીપુર.

**કરજણ**—આલમપુરા, પાછીઆપુરા, પુરા, ચરપુર ટીંબી, સારીંગ, મેસરાડ, માંગરોલ.

**ડભોઈ**—પલાસવાડા, બોરબાર, મઢેલી, કુંવરપુરા.

**શિનોર**—આણંદી, મોટા કરાળા, શીરોલી.

**સાવલી**—પીલોલ, શાંતિપુરા, ગરધીઆ, ડેસર.

**વાઘોડીઆ**—કરોદ, પાડોધર.

**સંખેડા**—કસુંબીઆ, ભાટપુર.

**દહેગામ**—ધમીજ, નાંદોલ, પાલજ.

**કલોલ**—ધમાસણ(?), ટીંટોડા, રાંધેજા.

**વિજાપુર**—કુકરવાડા, ખરણા, ખરોડા, વડાસણ, સુંદરપુર, સરદારપુર.

**વિસનગર**—જેસલવાસણા, ખદલપુર.

**મહેસાણા**—માકણજ, લાડવી, બેરાણુ, ઉપલા, ઉનાઈ, કરશનપુરા.

**સિદ્ધપુર**—ઇરાવા, કાંપલી.

ચાણસ્મા—વસાઇ, ધરમોડા, સરસાવ, ગંગેટ, નવસારી, ધામણ.
પલસાણા—તાંતીથૈયા, બારસડી, કાંમરેજ, હલધરૂ.
મહુવા—મહુવા, વેલણપુર.
અમરેલી—અમરેલી બાલ, અમરેલી મહિલા, મોટા ખરવાળા, સાજીઆવદર, સણોસરા.
ખાંભા—મોટા સમઢીઆળા, ભાડ. ધારી—આંબરડી, દલખાણીઆ.
કોડીનાર—પીપળી, હરમડીઆ. રતનપુર—ઇશ્વરીઆ.
તા. ૧૩-૬-૩૯

ઉ. મો. પટેલ,
મદદનીશ વ્યવસ્થાપક.

---

## સૂચના નં. ૪૬૮ સન ૧૯૩૮-૩૯

# વિષય

### રૂ. ૩૦૦ સુધીનાં અંદાજપત્રકો બાબત

ગઇ સૂચનામાં આપણે રૂ. ૭૫) સુધીનાં અંદાજોની વ્યવસ્થા કેમ થઇ શકે તે વિષે કેટલીક સામાન્ય બાબતો ચર્ચી હતી. હવે આપણે રૂ. ૧૦૦) અને તે ઉપરાંતનાં રૂ. ૩૦૦) સુધીનાં અંદાજો કેમ બનાવવાં, તે સંબંધી કંઇક વિચાર કરવાની જરૂર છે.

આપણે ગ્રામ પુસ્તકાલયો માટે સામાન્ય ખર્ચ કરવાની જે ટકાવારી નક્કી કરી હતી તે સંપૂર્ણ બંધબેસતી અહીં નહિ થાય. આ ધારાવાળાં પુસ્તકાલયોની ૧૫૦ જેટલી સંખ્યા છે, તે પૈકી ઘણાં પુસ્તકાલયો મકાનવાળાં છે. અગર ભાડાના મકાનમાં સ્વતંત્ર ગ્રંથપાલ રોકી વહીવટ કરવામાં આવે છે. આ પરિસ્થિતિમાં આપણે બે મહત્ત્વના મુદ્દા ધ્યાનમાં રાખવાના છે. તે એ કે, નવીન પુસ્તક ખરીદી અને પુસ્તકાલયના વહીવટના અંગે થતા ખર્ચની જોગવાઇ. આ અંદાજોમાં પાછલા ખર્ચેલા અંદાજો ઉપરાંત એક વિશેષ ખર્ચ એ કરવાનો છે, કે નોકરખર્ચ માટે ખાસ જોગવાઇ રાખવાની છે. આ વિષે નીચે પ્રમાણે ખર્ચ કરવાની વ્યવસ્થા કરવા બનતા સઘળા પ્રયાસો કરવાઃ

વર્તમાનપત્રો ૨૫%, નોકર ખર્ચ ૨૦%, પુસ્તકો માસિકો વગેરે ૪૦%, ફિરકોલ ચિલ્લરી સામાન સાથે ૧૦%.

આ ખર્ચ ખાતાના ઠરેલા ધોરણને અનુસરી કરવાનો છે. નોકરખર્ચ જે પાડવાનો તે ગ્રંથપાલ માટે જેટલો સમય તે પુસ્તકાલયમાં બેસી કામ કરે તે પ્રમાણમાં કરવાનો હોય છે. આ માટે ખાતાનું સામાન્ય વલણ નીચે પ્રમાણે રજુ કર્યું છે.

| રોજના કામના કલાક | વાર્ષિક રૂપીઆ | રોજના કામના કલાક | વાર્ષિક રૂપીઆ |
|---|---|---|---|
| ૩ | ૩૬) થી ૪૫ | ૧॥ | ૧૮) થી ૨૫ |
| ૨ | ૨૪) થી ૩૬ | ૧ | ૬) થી ૧૮ |

આ ધોરણમાં સમયોચિત ફેરફાર કરવો ઘટિત લાગે તો જે તે પુસ્તકાલયે સાધારણ સભામાં ઠરાવ કરાવી ખાતાની મંજુરી મેળવવી. પુસ્તકાલયની આર્થિક પરિસ્થિતિનો ખ્યાલ કરી આવા ખર્ચનો વિચાર કરવાનો છે. ગ્રંથપાલોને જે મહેનતાણું આપવામાં આવે છે તે પણ જ થોડું છે. તેમના કાર્યની મહત્તા ઘણી જ છે. પરંતુ પુસ્તકાલયોએ પોતાની સ્થિતિના

પ્રમાણમાં ફૂલ નહિ તો ફૂલની પાંખડી એ ન્યાયે કંઇક વેતન આપી કામ કરનાર સેવાભાવી ગ્રંથપાલની કદર કરવી જોઇએ. જે ગ્રંથપાલ પુસ્તકાલયના સ્વતંત્ર મકાનમાં બેસી શાળાથી અલગ એવા શાળાના ટાઇમ બહાર કામ કરતો હોય, તેને માટે ખર્ચ કરવાનો છે. જ્યાં સ્વતંત્ર મકાન ન હોય ત્યાં મકાનની સાફસૂફી વગેરે માટે પણ જોગવાઈ લોકોએ પોતે કરી લેવાની હોય છે. આ બાબતનો ખર્ચ વ્યવસ્થાપક મંડળ બને ત્યાં સુધી અંદાજમાંથી ન પાડે તે ઇચ્છવા જોગ છે; છતાં જરૂર પડે ત્યાં તે ખર્ચ કરવા હરકત નથી.

આ પુસ્તકાલયો પોતાના અંદાજમાં દૈનિક આગળની સૂચનામાં રજૂ કર્યાં તે અગર

**વર્તમાનપત્રો** નીચે જણાવેલા દૈનિક પૈકી પોતાને યોગ્ય લાગે તે ગમે તે એક દૈનિક ખરીદી શકશે.

(૧) જન્મભૂમિ, (૨) મુંબઇ સમાચાર, (૩) સાંજવર્તમાન. બહુ જ મોટા પુસ્તકાલયમાં જ્યાં એવી રકમ હોય, અને અંગ્રેજી વાચકો પણ મળી આવતા હોય ત્યાં પોતાના અંદાજમાં સવડ હોય તો Times of India, Chronicle કે Free Pressની એકાદ પ્રત ખરીદી શકે.

અઠવાડિકો માટે જે યોજના આગળના ટૂંકા બજેટમાં બતાવી છે તે અહીં પણ બંધ બેસતી જ છે. માત્ર અહીં અમારી એવી સલાહ છે કે નાણાંની સવડના પ્રમાણમાં એકાદ હિન્દી માસિક કે સાપ્તાહિકની જોગવાઇ કરવી, તેમજ અંગ્રેજી સાપ્તાહિક પણ ખરીદવાની જોગવાઇ બની શકે તો કરવી. આ બધો વિચાર પોતાના અંદાજની સવડ ઉપર રહે છે.

માસિકો માટે પણ અમે વિસ્તૃત યાદી આગળ આપી ગયા છીએ. અને એ ઉપરાંત નીચેનાં વધુ અઠવાડિક અને માસિકોની નોંધ આપીએ છીએ, જેમાંથી જરૂર પ્રમાણે જે તે વ્યવસ્થાપક મંડળ વિચાર કરી ખરીદ કરી શકશે. અઠવાડીકમાં પ્રતાપ, ફૂલછાબ, પ્રજાબંધુ, ગુજરાતી ( મુંબઈ ), મુંબઇ સમાચાર ( અઠવાડીક ), પ્રજામિત્ર કેસરી; અને માસિકોમાં બાલમિત્ર, બાલવાચન, વિશાલ ભારત (હિંદી), સરસ્વતી(હિંદી) તેમજ Modern Review ( અંગ્રેજી ).

કિરકોલ ખર્ચ પણ આ પુસ્તકાલયોને પ્રમાણમાં વધુ થાય એ સ્વાભાવિક છે; પણ

**કિરકોલ ખર્ચ** અંદાજની રકમ જોતાં તેમને ફાળે આવતી ૧૦ ટકાની રકમ પૂરતી થઈ રહેશે, એમ અમારૂં માનવું છે. આ રકમ પૈકી જે રકમ વર્ષ આખરે જમા રહે તો તે કીરકોલ સદરે જમા લઈ

બીજા વર્ષના અંદાજમાં જે રકમ રાખી હોય તે ઉપરાંત ખર્ચ કરવા હરકત નથી. દાખલા તરીકે અમુક વર્ષ રૂ. ૧૫) એક પુસ્તકાલયમાં કિરકોલ સદરે વધ્યા; આ રકમ પુસ્તકાલયમાં " અંદાજ પૈકી વધેલી કિરકોલ સદરની અનામત " એમ બતાવી જમા રાખવી; અને તે પછીની સાલે રૂા. ૪૦ કિરકોલ સદરે મંજુર થઈ જમા થયા હોય તેમાં રૂા. ૧૫ ઉમેરી રૂ. ૫૫) સુધીનો ખર્ચ તે પુસ્તકાલય કરી શકશે. પણ પાછલી સાલના વધેલા રૂા. ૧૫) કોઈ પણ સંજોગોમાં લોકમદદ તરીકે ઉમેરી શકશે નહિ. વિશેષમાં આવાં પુસ્તકાલયમાં વર્તમાનપત્રો વેચવાથી જે કંઇ ઉત્પન્ન આવે તે પણ જે તે સાલે કિરકોલ સદરે દાખલ કરી ખર્ચ કરી શકાશે. આ બજેટમાં પસંદ કરવા જેવાં પુસ્તકોની યાદી આવતા અંકમાં આપવામાં આવશે.

ઉ. મો. પટેલ

મદદનીશ વ્યવસ્થાપક.

# પુસ્તકાલય

લવાજમ :
દેશમાં વાર્ષિક રૂ. ૩–૮–૦
પરદેશમાં „ રૂ. ૫–૦–૦
છુટક નકલ રૂ. ૦–૧–૦

તંત્રીઓ :
નાનાભાઇ ચંદ્રશેખર દીવાનજી
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

: વ્યવસ્થાપક :
વાઘજીભાઈ નારણભાઈ અમીન
બી. કૉમ.
મંત્રી, પુ. સ. સ. મં. લિ.
રાવપુરા .....વડોદરા.



| પુસ્તક ૧૪ મું | જુલાઇ-૧૯૩૯ | અંક ૭ મો |
|---|---|---|

# અનુક્રમણિકા


| વિષય | લેખક | પૃષ્ઠાંક |
|---|---|---|
| સાવધાન ! ! ... ... ... | —તંત્રીસ્થાનેથી ... | ૫૦૯ |
| ગુજરાતના સાચા શિક્ષણશાસ્ત્રીનું અવસાન | ,, ... ... | ૫૧૧ |
| સાર્વજનિક પુસ્તકાલયનું કર્તવ્યક્ષેત્ર ... | શ્રી. ઉમેદભાઇ મો. પટેલ... | ૫૧૨ |
| એક યા બીજા નામે પ્રકટ થયેલ પુસ્તકો... | ... ... ... | ૫૧૫ |
| પુસ્તકાલયનાં પ્રકાશકિરણો ... ... | શ્રી. વ્રજલાલ દ. મહેતા ... | ૫૧૬ |
| પુસ્તકાલયનું બજેટ ( ટૂંકી વાર્તા ) ... | શ્રી. કૃષ્ણલાલ રણછોડલાલ ત્રિવેદી | ૫૨૧ |
| પુસ્તકો પ્રાણપ્યારાં ( કાવ્ય ) ... | શ્રી. જયંતિલાલ ગિ. પંચોળી | ૫૨૧ |
| કડી મહાલ પુ. દ્વિતીય પરિષદ ... | ... ... ... | ૫૨૨ |
| પ્રૌઢ શિક્ષણ અને પુસ્તકાલય ... ... | શ્રી. રતિભાઇ અમીન ... | ૫૨૮ |
| સ્વ. શ્રી. મોતીભાઇ અમીન સ્મારક ફંડની રકમો ... | ... ... | ૫૩૦ |
| પુસ્તકાલયોની તપાસણી ... ... | ... ... ... | ૫૩૧ |
| પુસ્તકપરિચય ... ... ... | ના. ચં. દીવાનજી, ના. નં. ચોકસી, શં. સો. પટેલ, મ. પ્ર. વ્યાસ | ૫૩૨ |
| ગ્રીન ફાલ ... ... ... ... | ... ... ... | ૫૪૩ |
| પુસ્તકોનો પરિચયસંગ્રહ ... ... | ... ... ... | ૫૪૪ |
| માસિકો મળ્યા તારીખ ... ... ... | ... ... ... | ૫૪૬ |
| શું વાંચશો ?... ... ... ... | ... ... ... | ૫૪૭ |
| પુસ્તકાલય નોંધ ... ... ... | ... ... ... | ૫૫૧ |
| વ. રા. પુ. મં.ની સૂચના ૬૦ ... | ... ... ... | ૫૫૫ |
| સરકારી પુસ્તકાલય ખાતાની સૂચનાઓ, વરદુકમો વગેરે | ... ... | ૫૭ |


---

પૃષ્ઠ ૫૧૫નું અનુસંધાન : અનંત આખ્યાનમાળા જે હાલ અમદાવાદના બુકસેલર જીવનલાલ અમરશી મહેતાને ત્યાં વેચાય છે તે પુસ્તક નવા સંસ્કરણરૂપે સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી " આખ્યાન સંગ્રહ " નામથી બે ભાગમાં પ્રકટ થયેલ છે, અને તેનું મૂલ્ય બે ભાગના કિં. રૂા. ૪-૪-૦ છે.

# પુસ્તકાલય

પુસ્તક ૧૪ મું જુલાઈ–૧૯૩૯ અંક ૭ મો


## સાવધાન !!

–તંત્રીસ્થાનેથી

**આ અંકની સાથે** તમારા પુસ્તકાલયનું બજેટ બનાવવા માટેનાં ફૉર્મ રવાના કરવામાં આવ્યાં છે.

એ ફૉર્મમાં તમારા પુસ્તકાલય માટેનાં પુસ્તકોની યાદી તૈયાર કરો તે વખતે– પુસ્તકોની પસંદગી કરો તે સમયે–અમે તમને એક વખતસરની ચેતવણીનો સૂર સંભળાવીએ છીએ.

### જા. ખ. પરથી થતી પસંદગી

તમો, પ્રકાશકોએ પ્રસિદ્ધ કરેલી જાહેરાતોમાંથી વીણી કાઢી તમારા પુસ્તકાલય માટેનાં પુસ્તકોની યાદી તૈયાર કરો તે બરાબર નથી, પુસ્તકના લેખકના નામે તમે એ પુસ્તકને અપનાવો તે પણ યોગ્ય નથી; પરંતુ આ મહત્ત્વના કાર્યમાં તમારે ખાસ સાવચેતી રાખવાની છે, કારણ કે તમે પુસ્તકો માટે જે નાણાં ખર્ચો તેનો બરાબર–સોએ સો ટકા–લાભ મેળવો એ તમારે જોવાનું છે. વળી જુદાં જુદાં નામો (Titles) પરથી પુસ્તકોની પસંદગી કરશો તો પણ તમે છેતરાવાના ભયમાં છો; કારણકે

### પ્રકાશકોની હરીફાઇ

આપણા ગુજરાતી પ્રકાશકો તેમના ધંધાભાઇઓની જાણે હરીફાઇ કરવા મયદાને પડયા છેઃ એક જ લેખકનું એક જ પુસ્તક જુદા જુદા પ્રકાશકો જુદે જુદે નામે આજે પ્રસિદ્ધ કરવા લાગી ગયા છે અને કેટલાક દાખલામાં તો એક જ પુસ્તક એક જ નામથી બીજા પ્રકાશકે બહાર પાડેલું તમને જણાશે. આમ કરીને તેઓ જનતાને છેતરવાના કલંકિત કાર્યમાં ભાગીદાર થાય છે, એટલું જ નહિ પરંતુ સાથે સાથે પોતાના અંગત હિતને પણ નુકસાન કરે છે; કારણકે એકનું એક પુસ્તક ફરીથી છપાવવામાં તેમણે રોકેલાં નાણાંનો વ્યય તેઓ બીજું પુસ્તક છપાવવામાં

કરે તો એક વધુ પુસ્તકને પ્રકટ થવાનો અવકાશ મળે અને આપણા સાહિત્યમાં એક વધુ પુસ્તકનો ઉમેરો થાય.

### બજેટ બનાવનારાઓની મુશ્કેલીઓ

આથી કરીને, જેમ તેમ કરી-મહામુશ્કેલી વેઠીને-કેટલીક વખતે અપમાનો અને અવગણનાઓને પણ ન ગણકારીને-લોકમદદ ઊભી કરનારાઓ સમક્ષ જ્યારે તેમની આ છેતરપંડી ઉઘાડી પડે છે ત્યારે પોતાના પુસ્તકાલય માટે એ લોકમદદ ઊભી કરનારાઓ કેટલા નિ:શ્વાસપૂર્વક એ પ્રકાશકો પર શાપ વરસાવતા હશે તેનો પણ તેમણે ખ્યાલ કરવો ઘટે છે!

આવી હરીફાઈમાં જે જે પ્રકાશકો અને પુસ્તકો ઊતર્યાં છે તેની યાદી અમે આ અંકમાં પૃષ્ઠ ૫૧૫ પર, પુસ્તકાલયોના સંચાલકો, મંત્રીઓ, ગ્રંથપાલોની જાણ માટે રજૂ કરી છે તે પ્રત્યે તેઓ સૌનું ધ્યાન ખેંચી **પોતાના પુસ્તકાલયમાં જુદા જુદા નામે એક જ પુસ્તક પ્રવેશ ન પામી જાય** તેની ખાસ તજવીજ કરવા ભલામણ કરીએ છીએ.

### બીજું અનિષ્ટ

આ સિવાય અમે બીજા પણ એક અનિષ્ટ તત્ત્વ તરફ લાલ બત્તી ધરીએ છીએ અને તે જાતીય વિજ્ઞાનને લગતાં પુસ્તકોને લગતી.

પુસ્તકાલયોનું ધ્યેય શિષ્ટ સાહિત્ય વંચાવવાનું હોય છે. એટલે, આવાં પુસ્તકો પર પુસ્તકાલયના સંચાલકો ખાસ ચોકી-પહેરો રાખે તે માટે અમે અત્રે તેમનું ખાસ ધ્યાન ખેંચીએ છીએ. એવાં પુસ્તકો પુસ્તકાલય ખાતે ન મંગાવાય એ ખાસ ઇચ્છવાયોગ્ય છે અને છતાં કદાચ મંગાવવું જ પડે તેમ હોય તો એ પુસ્તકને એવા કબાટમાં વા સ્થળે પૂરી રાખવું કે જેના પરિણામે નાની ઉંમરના વાચકોના હાથમાં તે જઇ પડે નહિ. આવા સાહિત્યથી થતાં નુકસાનો વર્ણવવાનાં હોય નહિ અને તે માટેનું આ સ્થળ પણ નથી, એટલે પુસ્તકાલયના સંચાલકો આ બાબત પર-આવાં પુસ્તકો પર ખાસ ચોકી-પહેરો રાખશે એમ ઇચ્છવું અસ્થાને નથી.

### "પુસ્તકોનો પરિચય સંગ્રહ"

અને આ બધી બાબતો લક્ષ્યમાં રાખીને જો તમે "પુસ્તકાલય" માસિકના પાછલા અંકો તપાસી જઇ તેમાં અપાતો "પુસ્તકોનો પરિચયસંગ્રહ" જોઇ જશો તો તે પરથી જે તે અભિપ્રાયો વાંચી જઇ પુસ્તકપસંદગીનું કાર્ય હાથ ધરવાથી તમારા આ કાર્યમાં સારી સરળતા થઇ જશે.

આશા છે, આટલો સાવધાનીનો સૂર પુસ્તકાલયના સંચાલકો પોતાના કાને ધરી તેને હરહમેશ લક્ષ્યમાં રાખશે.

## ગુજરાતના સાચા શિક્ષણ શાસ્ત્રીનું અવસાન

ગુજરાતના એક પ્રખર શિક્ષણ શાસ્ત્રી શ્રી. ગિજુભાઈનું ગયા માસની તા. ૨૩ મીના રોજ અવસાન થયું છે.

ગુજરાતના પ્રાથમિક શિક્ષણની ચાલતી આવેલી જૂની ઘરેડમાં બિલકુલ નવો ચીલો પાડનાર અને એ રીતે બાલમાનસના અભ્યાસપૂર્વક બાળકોનો બુદ્ધિવિકાસ સધાય એવી શિક્ષણપદ્ધતિનો પ્રચાર કરનાર તે સ્વ. ગિજુભાઈ ! અને આ કારણે, બાળશિક્ષણમાં ઓતપ્રોત થઈ જનાર તેમને આજે "બાળકોની મુછાળી મા"નું ઉપનામ અપાયું છે. સાચેજ, તેમનામાં માતાનું વાત્સલ્ય હતું, માતાની બાળક પ્રત્યેની લાગણી હતી; માતા પોતાના બાળક માટે જે કંઈ કરે તે કરનાર ગિજુભાઈ હતા

એમણે બાળકોને હોંશે હોંશે વાંચવી ગમે એવી નાની નાની વિવિધ વિષયની પુસ્તિકાઓ આપી છે. અને તે પણ એવી સરળ અને રમતિયાળ શૈલીમાં કે બાળક એ પુસ્તિકા હાથમાં આવતાં તે વાંચીને પૂરી કરે ત્યારે જ જંપે. એ પુસ્તિકાઓમાં એમણે એવાં વર્ણનો મૂકયાં છે કે બાળકો એ વાંચતાં તન્મય થઈ જાય. અને મોટેરાંઓ માટે?

મોટેરાંઓ માટે એમણે કંઈ ઓછું નથી કર્યું. માબાપોને ઉદ્દેશીને એમણે બાળકેળવણીનું જે સાહિત્ય જનતા સમક્ષ મૂકયું છે તેનો જો આદ્યંત અમલ કરવામાં આવે તો બાળશિક્ષણમાં નડતી મુશ્કેલીઓનો સરળતાપૂર્વક અંત આવી જાય. વળી શિક્ષકો માટે તેમણે જે કર્યું છે તેટલુ તો ભાગ્યે જ બીજા કોઈએ કંઈ કર્યું હશે. કારણ કે શિક્ષકમાં શિક્ષણની સાચી ભાવના ઉત્પન્ન કરનાર, શિક્ષણ જેવા વિષયને તેના યથાર્થ સ્વરૂપમાં રજૂ કરનાર અને તેમાં શિક્ષકોને રસ લેતા કરનાર તેઓ હતા. તેમનાં શિક્ષણવિષયક પુસ્તકો વાંચીને અને તેમના અધ્યાપન મંદિરનો લાભ લઈને એક દીવામાંથી બીજો દીવો પ્રગટે તેમ, એક ગિજુભાઈના શિક્ષણવિષયક વિચારો અને કાર્યપદ્ધતિઓ ગ્રહણ કરીને શિક્ષણક્ષેત્રમાં ઘૂમતા અનેક શિક્ષકો યથાર્થ શિક્ષણના પ્રચાર માટે આજે શિક્ષણક્ષેત્રમાં ફૂટી વળ્યા છે, અને ગુજરાતમાં સ્થળે સ્થળે બાલમંદિરો સ્થાપીને એમના એ અમર દીપકનો પ્રકાશ પાથરે છે–અર્થાત્ ગિજુભાઈ શિક્ષકોના શિક્ષક–શિક્ષકોના જ્યોતિર્દાતા–અમર જ્યોતિ હતા. ખરેખર, શિક્ષણ–ક્ષેત્રમાં એમણે આપેલો ફાળો અવર્ણ્ય છે.

ગુજરાતમાં ભાગ્યે જ એવું એકાદ પુસ્તકાલય હશે જ્યાં એમનું ચિરંજીવ સાહિત્ય નહિ પહોંચ્યું હોય–અર્થાત્ એમના શિષ્ટ સાહિત્ય વડે સમૃદ્ધ બનેલું ન હોય એવું કોઈક જ પુસ્તકાલય આજે આપણે ત્યાં અસ્તિત્વમાં હશે.

આવી મહાન વિરલ વ્યક્તિના અવસાન માટે જરૂર શોક થાય, પરંતુ એમણે વિવિધ દિશાઓમાં વાવેલાં બીજને જો યોગ્ય વૃક્ષરૂપે ઉછેરીએ તો તેમનું યત્કિંચિત્ પણ ઋણ અદા કર્યું ગણાય.

આજે ગિજુભાઈ આ અવનિ પર નથી પરંતુ તેમનાં પ્રેરણાદાયી કાર્યો અમર છે. ગિજુભાઈ ગુજરી ગયા, છતાં તેમનાં સત્કાર્યોની ફોરમ ચિરકાળને માટે અમર મૂકી ગયા છે

# સાર્વજનિક પુસ્તકાલયનું કર્તવ્યક્ષેત્ર

**જનતાને** પ્રાથમિક શિક્ષણ ફરજીઆત અને મફત મળવું જોઇએ, એ સિદ્ધાંત આજે સર્વત્ર સ્વીકારાયો છે; પરંતુ આ સિદ્ધાંતનું સાર્થક માત્ર એટલેથી જ સમાપ્ત થતું નથી. કારણ કે આ દિશાના નિષ્ણાતોએ અનુભવને અંતે જોયું કે, પ્રાથમિક શિક્ષણ પામેલા પૈકી પચાસ ટકા જેટલી વ્યક્તિઓ, ભણેલું ભૂલી ન જવાય તે માટેનાં સાધનોના અભાવે પોતાનું જ્ઞાન ગુમાવતાં થઇ જાય છે અને અંતે નિરક્ષરતાને પ્રાપ્ત થાય છે. પરિણામે આ પ્રાથમિક શિક્ષણ પાછળ ખર્ચાયેલાં નાણાં અને શક્તિ નિરર્થક નીવડે છે. એટલે પ્રાથમિક શિક્ષણનાં સુંદર ફળો પ્રાપ્ત કરવા, એના પૂરક સાધન તરીકે પુસ્તકાલયપ્રવૃત્તિની યોજના આવશ્યક ગણાય. આપણા કૈ. શ્રીમંત રાજપિતામહે પણ એજ ભાવનાને અનુલક્ષીને, આજથી અઠ્ઠાવીસ વર્ષ અગાઉ જ્યારે પુસ્તકાલયપ્રવૃત્તિનો હિંદભરમાં કોઇનેય ખ્યાલ નહિ આવેલો ત્યારે, દીર્ઘ દૃષ્ટિ વાપરીને રાજ્યના ગામડે ગામડે–જ્યાં શાળા ત્યાં પુસ્તકાલયની યોજના અમલમાં મૂકી. આજે એના પરિણામસ્વરૂપ રાજ્યભરમાં આપણે આશરે ચૌદસો પુસ્તકાલયો અને વાચનાલયો હોવાનું અભિમાન લઇ શકીએ છીએ.

આ પુસ્તકાલય સંસ્થાનું મહત્ત્વનું અને પ્રધાન ધ્યેય, આમજનતાની વાચનવૃત્તિને વેગ મળે, તેમની જ્ઞાનક્ષુધા સતેજ રહે અને એ રીતે તેમનો બુદ્ધિવિકાસ વધતો જાય એ છે. આ ધ્યેયને સંપૂર્ણપણે પાર પાડવા પ્રજાએ પૂરતા સહકારપૂર્વક કામ કરવું જોઇએ.

આપણાં પુસ્તકાલયોના વહીવટમાં સ્થાનિક સ્વરાજ્યનાં બીજ સમાયેલાં છે. જેટલે અંશે આપણાં પુસ્તકાલયો વ્યવસ્થિત અને શિસ્તબદ્ધ તેમજ વિસ્તૃત બને તેટલે અંશે આપણે સ્થાનિક સ્વરાજ્યના વહીવટની સફળતા વેળાસર મેળવી શકીએ.

પુસ્તકાલયના ગ્રંથપાલે પોતાની સ્થળ-સીમામાં રહેતાં લખી-વાંચી જાણતાં ભાઇ-બહેનોની નામવાર યાદી રાખવી જોઇએ, તેમના વાચનને વેગ મળે તે માટે તેને અનુરૂપ એવું સાહિત્ય પૂરું પાડવા માટે ચીવટ રાખવી જોઇએ; નાનાં પુસ્તકાલયો વા વાચનાલયો જેમની આવક ઓછી હોય તેમણે પોતાની નજીકનાં મોટાં ગામોનાં પુસ્તકાલયો સાથે સહકાર કેળવી પરસ્પર પુસ્તકોની આપ-લે કરવાનો વહીવટ પાડવો જોઇએ; ઉપરાંત જરૂર જણાતાં પોતાના વાચકો માટે કસ્બા, પ્રાંત કે મધ્યવર્તી પુસ્તકાલય અને ફરતા પુસ્તકાલય શાખા દ્વારા વિવિધ વાચનસામગ્રી મંગાવી વાચકોને પૂરી પાડવા પ્રયત્ન કરવો જોઇએ. વળી તેમણે-પુસ્તકાલયના સંચાલકો અને સભાસદોએ-પુસ્તકાલયના નિયમો બરાબર જળવાય તે માટે શિસ્તબદ્ધ રહેવું જોઇએ. કોઇ ઉપયોગી અને મહત્ત્વનું પુસ્તક એક જ વાચકને ત્યાં લાંબો વખત વિના કારણે રોકાય નહિ તે માટે ખાસ કાળજી રાખવી જોઇએ. વળી તેમણે ખાસ લક્ષમાં રાખવું જોઇએ કે, શાળા અને પુસ્તકાલય એ બન્ને અભિન્ન છે-એકબીજાથી જુદાં નથી, પરંતુ પરસ્પરનાં પૂરક છે.

આ રીતે જોતાં સાર્વજનિક પુસ્તકાલયના ક્ષેત્રની જવાબદારી ભારે છે. આવા મહાન કાર્યનો ભાર ગ્રંથપાલને સોંપતી વખતે એ ગ્રંથપાલ સંબંધે પણ આપણે સંપૂર્ણ ખ્યાલ રાખવો જોઇએ. તેમના કાર્યમાં સરળતા કરી આપવા માટે પ્રસંગવશાત્ કેટલીક જરૂરી

છૂટછાટો પણ મૂકવી જોઇએ. વળી ગ્રંથપાલને, વાચનવિષયક જે જે નવીન યોજનાઓ રજૂ થાય તેનો સહાનુભૂતિભર્યો એવો પ્રોત્સાહક જવાબ સંચાલકોએ આપવો જોઇએ. આ પ્રમાણે સંચાલકો અને ગ્રંથપાલો પરસ્પરના સહકાર વડે વિશાળ ભાવના કેળવશે તો પુસ્તકાલય પ્રગતિમાન થશે.

હવે ગ્રંથપાલો અને સંચાલકો મળીને પોતાના પુસ્તકાલયના અંદાજની મત્તામાં રહી શું શું કરી શકે તેને લગતો વિચાર કરીએ.

## સ્ત્રીવાચકોની સંખ્યા શી રીતે વધે ?

આજે આપણે ત્યાં સ્ત્રીવાચકોની સંખ્યા અતિઅલ્પ છે. ખરી રીતે તો તેમનું જીવન જ મર્યાદિત હોવાથી તેમનામાં વાચનની ભાવના જ ખીલી હોતી નથી. એટલે સ્ત્રીવાચકોની સંખ્યામાં વધારો કરવા માટે—

(अ) ગામમાં અક્ષરજ્ઞાન પામેલી બહેનોની યાદી તૈયાર કરી લત્તાવાર સેવાભાવી બહેનોનો સહકાર મેળવવા પ્રયત્ન કરવો;

(आ) એ લત્તાઓમાં યોગ્ય વાચન મળે તેવી જોગવાઈ કરી શરૂઆતમાં એ પુસ્તકો બહેનોને ઘર આગળ વાંચવા મળે તેની ગોઠવણ કરવી;

(इ) પુસ્તકાલયને અંગે ભરત, શીવણ, ગૂંથણ, કાંતણ, પિંજણ કે એવા બીજા ગૃહઉદ્યોગોની શરૂઆત કરી તે દ્વારા પુસ્તકપ્રચારની યોજનાઓ ઘડવી. આવા ઔદ્યોગિક શિક્ષણ માટે પુસ્તકાલયનાં નાણાંનો વ્યય ન થઈ શકે, પરંતુ ગામનાં શિક્ષિત બહેનો પૈકી જે સેવાભાવી હોઇને ઔદ્યોગિક પ્રચારનો જેમને શોખ હોય તેમના દ્વારા એ ઉદ્યોગના પ્રચાર સાથે વાચનનો શોખ વધારવો.

( ई ) ગરબા, સંમેલન, વગેરેમાં બહેનો વધુ લાભ લે અને તેવે વખતે પુસ્તકાલયના લાભોની માહિતી તથા પ્રચારની યોજનાઓ રજૂ થાય તેવી તજવીજ કરવી.

## પછાત કોમના વાચકો શી રીતે વધે ?

આ કોમોમાં વાચનભૂખ ઊઘડેલી હોતી નથી; કારણ કે તેમનું જીવન મોટે ભાગે મહેનત મજૂરી પર જ નિર્ભર હોઇ તેમની નિવૃત્તિના સમયમાં તેમનો વાચનનો શોખ કેળવાય તેવા પ્રચારાત્મક પ્રયાસો હજી હાથ ધરાયા જણાતા નથી. પુસ્તકાલયોના સંચાલકોએ આ દિશામાં ભારે ઉત્સાહપૂર્વક કાર્ય કરવાનું છે. તેમના પ્રત્યે સહૃદયતા કેળવી તેમનાં અજ્ઞાનરૂપી અંધકારનાં પડળ દૂર કરવાં જોઇએ. ભાષાની દૃષ્ટિએ, એ કોમો માટે રજૂ કરવાનું વાચન સરળ અને સાદી ભાષામાં લખાયેલું હોવું જોઇએ. તેમ જ તેમના માનસને અનુકૂળ એવા વિષયોની ચર્ચાવાળું સાહિત્ય શિષ્ટ રીતે સરળ ભાષામાં લખાઇ તેમની સમક્ષ રજૂ કરવામાં આવે તો જરૂર જ તેઓ વાચન તરફ પ્રેરાય. જો કે આ બાબતમાં શાળા–પાઠશાળાઓએ પણ મહત્ત્વનો ફાળો આપવાનો છે. શાળામાંથી ઉઠી જનાર બાળકોને પુસ્તકવાચન માટે જરૂરી પ્રબંધ કરવા પુસ્તકાલયના સંચાલકોએ વખતોવખત યાદીઓ પૂરી પાડવી જોઇએ. આવી કોમોમાંથી સદ્વર્તનવાળા મોટા વિદ્યાર્થીઓ કે વિદ્યાર્થિનીઓની સેવાભાવે મદદ લઈ તેમનામાં વાચનપ્રચાર કરવા માટે પુસ્તકોની થેલીઓ તૈયાર કરી તે જુદા જુદા લત્તાઓમાં ફેરવવી જોઇએ અને ધીરે ધીરે તેમને પુસ્તકાલયમાં આવતા કરવા જોઈએ.

## અભણોને ભણાવવાના વર્ગો અને પુસ્તકાલય

રાજ્યના કેળવણી ખાતાએ આ દિશામાં ઘણી વખત પ્રયત્નો કરી જોયા છે અને ખાનગી પ્રયાસોને ઉત્તેજન આપવા પૂરતી તજવીજ પણ કરી છે, પરંતુ તે દ્વારા ધાર્યું પરિણામ મેળવી શકાયું નથી. હિંદના બીજા વિભાગોમાં પણ આ પ્રમાણે પરિણામો આવ્યાની માહિતી મળે છે. પરંતુ સમયના વહન સાથે આજે પ્રૌઢ ઉંમરનાં માણસોમાં ભણવાની જિજ્ઞાસા જાગ્રત થતી જાય છે. આવાં આપમેળે ભણવાનો નિર્ણય કરવાવાળાં ભાઈબહેનો જ્યાં જ્યાં મળી આવે ત્યાં ત્યાંના નિરક્ષરતાનિવારણ માટેના વર્ગો શરૂ કરવા પુસ્તકાલયો જરૂર પ્રયાસો કરે. આ અભણ ભાઈબહેનો તરફ જો સહૃદયતા અને સમાનતાની ભાવના કેળવવામાં આવે તો પરિણામ પણ સારૂં લાવી શકાય. આ વર્ગોમાંથી જે ભાઈબહેનો અક્ષરજ્ઞાન સંપાદન કરે તેમને વાંચવા માટે જરૂરી સાહિત્ય પૂરૂં પાડવા પુસ્તકાલયોએ જરૂર તજવીજ કરવી જોઈએ.

## પુસ્તકાલયદિનની ઉજવણી

ગામડાની પ્રજામાં પુસ્તકાલયનિભાવ પ્રત્યે ભાવના વધુ દૃઢ થાય, પુસ્તકવાચન તરફ પ્રીતિ ઉત્પન્ન થાય એ હેતુથી પુસ્તકાલયના સંચાલકોએ પુસ્તકાલયદિનની ઉજવણી ગોઠવવી જોઈએ. આ દિવસે વિદ્યાર્થીઓની મદદથી ગરબા, સંવાદો, સરઘસ વગેરેનો કાર્યક્રમ ગોઠવી તેમાં પુસ્તકાલય પ્રવૃત્તિના વિકાસ સંબંધે વિધવિધ યોજનાઓ ઘડવી જોઈએ અને વાચકો વધે તેવા પ્રયાસો કરવા જોઈએ.

## વ્યાખ્યાનો

લોકસમૂહની કેળવણીમાં પ્રૌઢશિક્ષણ માટે પુસ્તકવાચન ઉપરાંત વ્યાખ્યાનમાળાની યોજના અતિશય મહત્ત્વની અને બહુજ જરૂરી છે. એ દ્વારા પ્રજામાં નાગરિકત્વના સિદ્ધાન્તોનો ફેલાવો વધારે ઝડપી બની શકે છે. આ વ્યાખ્યાનો સામાજિક, નૈતિક, આર્થિક તથા ધાર્મિક ઉન્નતિને પોષે તેવાં હોવાં જોઈએ. શ્રીમંત સરકાર તરફથી પ્રજાકલ્યાણ માટે ઘડાયેલી અનેક યોજનાઓનો ખ્યાલ વ્યાખ્યાનો દ્વારા આપી શકાય. પ્રજાના કલ્યાણ માટે જુદી જુદી દિશામાં થયેલા કાયદાઓનો ખ્યાલ પણ આપી શકાય, અને એ દ્વારા કાયદાના પાલન માટે યથાર્થ ભાવના પ્રજામાં કેળવી શકાય.

## શિષ્ટ વાચનનો પ્રચાર

શિષ્ટ વાચનનો પ્રચાર વધે તે હેતુથી મહાલ, પ્રાંત કે રાજ્ય પુસ્તકાલય મંડળો તરફથી જે જે યોજનાઓ થાય તેનો ફેલાવો વધે તેવી જાહેરાત વખતોવખત વાચકો આગળ કરવી અને આ મંડળો તરફથી લેવાતી શિષ્ટ વાચનની પરીક્ષામાં વધુ પ્રમાણમાં વાચકો ભાગ લે તેવા પ્રયાસો કરવા.

પોતાના પુસ્તકાલયમાં સારાં વાંચવા જેવાં પુસ્તકોની એક યાદી તૈયાર કરી હમેશાં વાચકોના ઉપયોગ માટે રજૂ કરવી અને તેવા વાચન તરફ વાચકોનું ધ્યાન વખતોવખત ખેંચવું.

## ગ્રામોદ્ધાર પ્રવૃત્તિઓનો ફેલાવો

ગામડાંની ઉન્નતિ થાય તે હેતુથી શ્રીમંત સરકાર તરફથી વા સામાજિક મંડળો દ્વારા જે જે યોજનાઓ થાય તે વાચકોને સહેલાઈથી જાણવા મળે તેવા પ્રયાસો કરવા—આ માટે જુદાં જુદાં ખાતાંઓ અગર મંડળો જ્યારે જ્યારે પુસ્તકાલયનો સહકાર માગે ત્યારે આપવો અને તે દ્વારા ગ્રામજનતાની ઉચ્ચ પ્રકારની સેવા કરવાની જે તક મળે તે ઉપાડી લેવી.

### પુસ્તકાલયને અંગે સંગ્રહસ્થાન

જે તે સ્થાનિક પુસ્તકાલયે પોતાના ગામને અનુરૂપ એવું એક નાનું સરખું સંગ્રહસ્થાન જરૂર ઊભું કરવું. તેમાં ગામમાંથી ઉપલબ્ધ થતાં હસ્તલિખિત પુસ્તકોનો સંગ્રહ કરવો, જૂના લેખો ગામના કોઈ સ્થાનમાં હોય તો તે વંચાવી, છપાવી તેની નકલો સંઘરવી. આજુબાજુની જુદી જુદી કોમોની વસ્તીની માહિતીનો સંગ્રહ કરવો તથા ગામની વસ્તીના જુદી જુદી માહિતીદર્શક તકતાઓ તૈયાર કરી રાખવા, જેથી જરૂર પડે તેનો ઉપયોગ ગામના સંબંધે કોઇ પણ વ્યક્તિ સહેલાઇથી કરી શકે.

ઉપર જણાવી તે યોજનાઓ પૈકી પોતાને અનુકૂળ તેવી યોજનાઓ પોતાના પુસ્તકાલયમાં દાખલ કરવા દરેક પુસ્તકાલયપ્રેમી ભાઈ–બહેન પ્રયાસો કરશે એવી આશા છે. આ કર્તવ્યયુગમાં પોતાનો યત્કિંચિત્ ફાળો દરેક શિક્ષિત ભાઇ–બહેન આવા કર્તવ્ય દ્વારા આપશે તો જરૂર આપણે આપણી ઉન્નતિ સાધવા સાથે જે સમાજમાં આપણે રહીએ છીએ તેની પણ ઉન્નતિ સાધી શકીશું. ઉપર જણાવેલી પ્રવૃત્તિઓ પુસ્તકાલયનાં અંગો તરીકે સ્વીકારી તેમનો યોગ્ય સમન્વય સાધી પુસ્તકાલયપ્રવૃત્તિને વધુ વેગવાન બનાવવા પ્રયાસો કરીશું તો જ આપણાં સંકેત સાર્વજનિક પુસ્તકાલયોના કર્તવ્યક્ષેત્રને યથાર્થ રીતે વિકસાવી શકીશું.

ઉમેદભાઇ મોતીભાઇ પટેલ

—卐—

# એક યા બીજા નામે પ્રકટ થયેલાં પુસ્તકો

| પહેલાં બહાર પડેલું | પ્રકાશક | નવા નામે પ્રકટ થયેલાં | પ્રકાશક |
|---|---|---|---|
| (૧) મારી કમલા અને બીજી વાતો | એમ. સી. કોઠારી | (૧) નવલિકાઓ | જીવનલાલ અમરશી |
| (૨) વિપ્રદાસ | આર. આર. શેઠ | (૨) સુવાસચંદ્ર | જીવનલાલ અમરશી |
| (૩) પથેરદાબી ભા. ૧–૨ | એન. એમ. ઠક્કર | (૩) અપૂર્વ ભારતી | આર. આર. શેઠ |
| (૪) શેષપ્રશ્ન | એન. એમ ઠક્કર | (૪) નવના | ,, |
| (૫) અનુરાધા | એન. એમ. ઠક્કર | (૫) અનુરાધા | ,, |
| (૬) શુભદા | એન. એમ. ઠક્કર | (૬) શુભદા | ,, |
| (૭) દત્તા | એન. એમ. ઠક્કર | (૭) દત્તા | ,, |

આ ઉપરાંત ભીસાહિત્ય મંદિર–સુરત તરફથી અગાઉ પ્રકટ થઈ ગયેલાં પુસ્તકો નવા નામે પ્રકટ થયાં છે તે નીચે પ્રમાણે છેઃ—

| જૂનું નામ | નવું નામ | જૂનું નામ | નવું નામ |
|---|---|---|---|
| બેટરી | ગૃહવ્યવસ્થાની વાતો | આનંદમઠ | ભૂમિમાતા |
| વંધ્યા | કમનસીબ સવિતા | દરેક સ્ત્રી વાંચે | કાયદામાં સ્ત્રીનું સ્થાન |
| કાળું ગુલાબ | વીર રોઝા | ભય આસામ | જરા ચા મૂકજે |
| નિહિલિસ્ટોના પંજામાં | મેડમ ડેમિડા | | |

# પુસ્તકાલયનાં પ્રકાશકિરણો

[ ૧૬ ]

૧૫૧ અત્યારે તો જ્ઞાનયુગ ચાલે છે, જ્ઞાનયુગમાં તો પુસ્તકાલયની મહત્તા દેવમંદિરના જેટલી જ બલ્કે તેથી પણ વધારે હોવી જોઇએ.

૧૫૨ "જ્ઞાન સિવાય મુક્તિ નથી" એ મુક્તિ આપનારું જ્ઞાન તેવી કોટિનાં પુસ્તકો આપે છે; તેવાં પુસ્તકો તમને વિના મૂલ્યે પુસ્તકાલય પૂરાં પાડે છે; એટલે તો પુસ્તકાલય જરૂર આપણું મુક્તિદ્વાર છે.

૧૫૩ પુસ્તકાલય તો સારાયે સંસારની અજબ ધૂપદાનીની જ્ઞાનરૂપી પવિત્ર સુવાસ સંસારનાં અનેક દુઃખદાયી ઝેરી તત્ત્વોનો નાશ કરી નાખે છે.

૧૫૪ ઘરની બગડેલી હવાને સવાર-સાંજ ધૂપદાનીની સુવાસ શુદ્ધ કરે છે; તમારા જીવનની હવાને શુદ્ધ કરવા તમે પુસ્તકાલયરૂપી ધૂપદાનીની સુવાસ જરૂર સવાર-સાંજ લેતા રહો.

૧૫૫ ચાલુ કામકાજમાંથી હમેશાં થોડો વખત બચાવો અને તેનો ઉપયોગ સદ્ગ્રંથોના વાચનમાં કરો.

૧૫૬ સદ્ગ્રંથોનું વાચન માનસિક શાંતિ આપે છે.

૧૫૭ પુસ્તકાલયપ્રવૃત્તિ વિષે તમને ચાહના હોય તો તે પ્રવૃત્તિ કેમ ફાલેફૂલે અને જનતા પુસ્તકાલયોનો સારો લાભ લેતી થાય એવા હરેક ઉપાયો તમારે લેવા ઘટે.

૧૫૮ પુસ્તકાલયપ્રવૃત્તિ એ તો વ્યાપક પ્રવૃત્તિ છે; ટૂંકાં મનનાં માનવીનું કામ નથી. પુસ્તકાલયપ્રવૃત્તિમાં ઝંપલાવનારે હૃદયને વિશાળ બનાવવું જોઇએ.

૧૫૯ પુસ્તકાલય તો નદીનાં વહેતાં નીર જેવું છે; સમાજનો હરકોઇ માનવી વિના મુશ્કેલીએ અને વિના અટકાયતે તેનો લાભ લઇ શકે છે. આવી સર્વસામાન્ય સેવાભાવના ધરાવતી સંસ્થાને પોષવી અને વિકસાવવી એ તમારી પ્રાથમિક ફરજ છે.

૧૬૦ તમે ઘરખર્ચમાં જરૂર કાપકૂપ કરજો, પણ એ કાપકૂપની કાતર જો પુસ્તકાલયપ્રવૃત્તિમાં તમે કંઇક યથાશક્તિ આર્થિક મદદ આપતા હો તો, તેના ઉપર ન ચલાવજો; તમને અને સમાજને એ પ્રવૃત્તિથી ઘણોજ લાભ છે.

—વ્રજલાલ દ. મહેતા



—સંસ્કૃતિના સર્જકો સરસ્વતી અને લક્ષ્મી છે. એ બેના સુભગ સંયોગથી વાણિજ્ય, હુન્નર, ઉદ્યોગ, કલા, શિલ્પ, સ્થાપત્ય, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, ધર્મ ને એ બધાના સારરૂપ સંસ્કૃતિનું સર્જન થાય છે. પરંતુ એ બેનો વિખવાદ કરવાથી-જુદાપણાથી ભૂખમરો, લડાઇ, બેકારી અને સંસ્કૃતિનો-માનવપણાનો નાશ છે. જગત આમાંથી શું ગ્રહણ કરશે? સરસ્વતી અને લક્ષ્મીનો યોગ કે વિખવાદ, જીવન કે મૃત્યુ? વિકાસ કે વિનાશ? દાનવપણું કે દેવત્વ! જગતનો ઇતિહાસ અવલોકીને યાદ દેવરાવવાની ભાગ્યેજ જરૂર હોય કે, આખા જગતમાં ૐ સહનાવવતુ, સહનૌભુનક્તુ પેઠે અસ્મિન્ દ્વયં શ્રીશ્ચ સરસ્વતી ચ નો સુંદર સંયોગ છે.

# પુસ્તકાલયનું બજેટ

**સીતાપુર** નાનું પણ સુંદર ગામ હતું, શેઢી નદીને કિનારે જરા ઉંચાણવાળા સ્થળ પર વસેલું હતું. ગામની વસ્તી ૧૫૦૦ થી ૨૦૦૦ હશે. ગામમાં પ્રાથમિક શાળા અને એક કન્યાશાળા પણ હતી. વળી એ ગામને પાદર એક સુંદર શાંતિસ્થાન સરખું દેવાલય હતું. જ્યારે હિન્દુસ્થાનમાંની પ્રાચીન સંસ્કૃતિ સંપૂર્ણ અસ્તિત્વમાં હતી, ત્યારે ગામના કજિયા ત્યાં પતાવાતા, સુખદુઃખની વાતો ત્યાં થતી; અને ગામની સંસ્કૃતિ જળવાઇ રહે તેવા ઉપાયો યોજાતા ને સર્વધર્મસમન્વય પણ અહીં સધાતો. ત્યારે પૂજારી પણ ફક્કડ હતા, શાસ્ત્રોના અભ્યાસી હતા; જ્યારે આજે તો, બાળકોની લંગરવાળા નિસ્તેજ બાવાજી વસતા હતા.

સીતાપુર રેલવેથી ૧૦ માઇલ જેટલે દૂર હોવાથી આ ચેપથી જરા અળગું હતું. ત્યાંના આદર્શ એવા વાસ્તવિક જીવનમાં વીસમી સદીનું જોર જામ્યું ન હતું.

ગામમાં ઉજળીઆત, બ્રાહ્મણ, વાણીઆ, પાટીદાર વગેરેની વસ્તી હતી. તેઓમાંના ઘણા લોકો મુંબઇ, અમદાવાદ ને આફ્રિકા સુધી ધંધાર્થે વસતા હતા. ૨–૪ વર્ષે તેઓ દેશમાં આવતા ને વધારે-બલપ્રદ આરોગ્ય મેળવી પાછા જતા. તેઓ ગામને તન, મન, ધનથી પૂરી મદદ કરતા. એ મુજબ તેમની તથા ગામ લોકોની મદદથી ગામમાં હાલ બેએક વર્ષથી એક પુસ્તકાલય સ્થપાયું હતું. એક સેવાભાવી ભાઇએ મકાન પણ અર્પણ કર્યું હતું. શાળાના ઉત્સાહી શિક્ષક હરિલાલ તેના મંત્રી હતા. આમ આ ગામ આસપાસનાં બીજાં ગામો કરતાં જરા ઠીક ઠીક હતું.

***

" કેમ સાહેબ, શું ચાલે છે ? " પુસ્તકાલયમાં દાખલ થતાં એક યુવાને પ્રશ્ન પૂછ્યો.

" ઓહો ! કોણ રમેશભાઇ, પધારો, પધારો. " હરિલાલ આવકાર આપતા બોલ્યા.

રમેશ પાસેની ખુરશી પર બેઠો. રમેશ ગામના પ્રતિષ્ઠિત આગેવાન પાનાચંદ શેઠનો એકનો એક પુત્ર હતો ને હાલ અમદાવાદમાં સિનિયર બી.એ.માં ભણતો હતો. હાલ કામ પ્રસંગે તે ઘેર આવ્યો હતો.

" નીચું જોઇને શું લખ્યા કરો છો ? " રમેશે પૂછ્યું.

" આ જુઓને, જુલાઈ માસ ચાલે છે તે પુસ્તકાલયનું નવું બજેટ બનાવું છું ! " નીચેથી ઊંચે જોઈ હરિલાલે કહ્યું.

" મને જોવા આપી શકશો ? " રમેશે ઉત્કંઠા બતાવી.

" હા, હા. ઘણી જ ખુશીથી. " માસ્તર સાહેબે બજેટ રમેશના હાથમાં મૂકી, તપકીરની દાબડીમાંથી ચપટી લેતાં કહ્યું.

રમેશ આખું બજેટ જોઇ ગયો. પ્રમુખ તરીકે પોતાના પિતાનું નામ જોતાં તેને આનંદ થયો. બજેટ વાંચતાં તેમાંનાં છાપાં, માસિકો અને પુસ્તકોની યાદી તેને સુધારવાની જરૂર જણાઇ.

" માસ્તર સાહેબ, ગામમાં દરરોજ ટપાલ આવે છે તો એકાદ દૈનિક પત્ર પણ રાખીએ તો કંઇ હરકત છે ? " રમેશે મૂળ વાત પર આવતાં પૂછ્યું.

" હા, મારી કંઇ ના નથી. "

" તો " જન્મભૂમિ " કે " મુંબઇ સમાચાર " મૂકો; કેમકે ગુજરાતનાં હાલનાં દૈનિકોમાં તે અગ્રસ્થાને છે, વળી સામાજિક, રાજકીય, અને કેળવણી-પ્રૌઢ કેળવણી-વર્ધા યોજના વગેરે વિષયને લગતા લેખો તેમાં આવતા હોવાથી પ્રજાને તેમાંથી પ્રેરણા મળશે.

" સારૂં, બીજો કંઇ ફેરફાર કરવો જરૂરી છે ? " પ્રમુખના પુત્રનું માન જાળવવું જોઇએ એ ભાવનાથી માસ્તર બોલ્યા. હજી તેને રમેશ સાથે ગાઢ પરિચય થયો ન હતો.

" તમે બજેટ તો ઠીક બનાવ્યું છે, પરંતુ કેટલોક જરૂરી ફેરફાર કરવો મને ઉચિત લાગે છે. " રમેશ બોલ્યો.

" તો તો ઘણુંજ સારૂં, તમે મને બજેટ જ નવેસરથી બનાવી આપો ને ? " માસ્તર ઉત્સુકતાથી બોલ્યા.

" જુઓ, આ સિનેમાફેન, ચિત્રપટ વગેરે સામયિકો વગર પુસ્તકાલયને ચાલશે. પરંતુ ગાંડીવ, બાલજીવન, બાલમિત્ર કે બાલજગત જેવાં બાલ માસિકો વગર નહિ ચાલે; કેમકે બાલકો માટે એ સારાં છે. વળી, આજના યુવાનોને માર્ગદર્શન માટે, તથા હિન્દના ભવિષ્યના ઘડતરમાં રાહબર તરીકે કિશોર સાહિત્ય માટે 'કિશોર' માસિક રાખો તો સારૂં, તેમજ હિન્દી, એ દેશની રાષ્ટ્રભાષા થવાને યોગ્ય હોઇ ' કલ્યાણ ' માસિક રાખવાથી ધર્મ અને રાષ્ટ્રભાષાનું જ્ઞાન મળશે. ' કલ્યાણ 'ની ભાષા સહેલી હોવાથી સામાન્ય જનસમાજ પણ વાંચશે. " રમેશ સુધારો સૂચવતાં બોલ્યો.

" તમે સારૂં કહ્યું, કેમકે જો લોકો વાંચતા હોય તો મારે મંગાવવામાં કશી હરકત નથી. "

" આ 'ખેતીવાડી વિજ્ઞાન' ખેડુતોને ઉપયોગી છે. 'ગ્રામજીવન, સહકાર્ય ને ખેતી' તો આપણી ગ્રામપંચાયત પર આવે છે, તેમજ ' ખેતીવાડી વિજ્ઞાન 'માં આવતા લેખો તમે ખેડૂતોને વાંચી સંભળાવો તો તેનાથી લોકોને નવી દિશા મળે. તમે તમારૂં કર્તવ્ય બજાવ્યું ગણાશે તથા તમારી પ્રતિષ્ઠા પણ વધશે. વળી, આ ' ગુણસુંદરી ' તો સ્ત્રીઓ માટે જોઇએ જ. અને તમો ૫-૬ માસ્તર સાહેબો, ગામના વધારે કેળવાએલ સજ્જનો વગેરે માટે પ્રસ્થાન, ઊર્મિ ને શિક્ષણપત્રિકા તેમજ શારદા જેવાં માસિકો મૂકો. દરેક પુસ્તકાલયમાં બાળક, સ્ત્રી, શિક્ષિત (સાહિત્યરસિક) ને સામાન્ય ભણેલ મજૂર તથા ખેડૂત ને સાધારણ વેપારી વર્ગ આ પ્રકારના જુદા જુદા વાચકો પુસ્તકો લેવા-વાંચવા આવે છે. તે દરેકને સંતોષ આપી શકે, દરેકને નવું વાચન મળી શકે ને દરેકને ઉપયોગી થઇ પડે તેવી વ્યવસ્થા પુસ્તકાલયમાં હોવીજ જોઇએ. તે વગરનું પુસ્તકાલય એ પુસ્તકાલય-જ્ઞાનમંદિર નહિ પરંતુ સંગ્રહસ્થાન છે." રમેશે હરિલાલને વિગત સમજાવી.

***

" મોટા ભાઇ, તમે કહેતા હતા ને કે ચાલ, તને અજવાળી રાતનું પુસ્તક અપાવું. તો લાવો ક્યાં છે ? " રમેશના કાકાના નાના પુત્ર પુંડરીકે પેસતાંજ પ્રશ્ન કર્યો.

" જો, હજી તો મંગાવવા પત્ર લખીએ છીએ; થોડા દિવસમાં આવી જશે. " રમેશે બાળકનું મન મનાવ્યું.

"તો મને બીજું પુસ્તક આપો, જુઓ પેલું દેખાય તે." બાળક કાચના કબાટ સામે આંગળી ચીંધી બોલ્યો ને એકીટશે પુસ્તકો સામે જોઇ રહ્યો.

બાળકની લાગણી માસ્તર સમજ્યા ને કબાટમાંથી બાલસાહિત્યનું એક પુસ્તક એ બાળકને આપ્યું. પુસ્તક લઇને પ્રણામ કરી બાળક નાચતો કૂદતો જતો રહ્યો. આ પ્રસંગે માસ્તરના મન પર ઊંડી અસર થઇ. તે સમજ્યા કે, અદ્યતન બાલસાહિત્ય વસાવવું જ જોઇએ; કેમકે તેની શાળાના જ બાળકો માટે સારાં પુસ્તકો નથી; આ પુસ્તકમાં રમકડાં નથી; આમાં ગીતો–કવિતાઓ નથી વગેરે બૂમો કાયમની હતી જ. વળી તેની પોતાની નાની પુત્રી પણ છાપાં માસિકોમાંથી ચિત્રો જોયા કરતી ને મોટા અક્ષરો આવડે તેમ વાંચ્યા કરતી. પાઠશાળામાં મેળવેલું માનસશાસ્ત્ર આમ ઉપયોગમાં આવશે એમ માસ્તરે કદી ધાર્યું જ ન હતું; વળી મોટી ઉંમરનાં સ્ત્રી–પુરુષો-તમામ જાતનાં વાચકોને સાહિત્ય પૂરું પાડવા આ જ્ઞાન ભવિષ્યમાં ખૂબ જ ઉપયોગી થઇ પડશે, એમ તેમને લાગ્યું. પોતાનું ભાવિ તેમને ઉજ્જવળ લાગ્યું, કર્તવ્યનો રાહ સ્પષ્ટ થયો ને સંસ્કારસર્જક તરીકે પોતે ગામની ઉન્નતિ કરી શકશે, એમ પણ તેમને ભાસ્યું. તે ઉત્કંઠાથી બોલ્યાઃ

"રમેશભાઇ, બાલસાહિત્ય લખો જોઇએ."

"ગલગોટા, ગૌરીનાં ગીતો, શિકારિકા, કિશોર વાચનમાળા, ફોરમ લહરિ ૧ થી ૧૨, અજવાળી રાત, ચાંદાપોળી, કિશોર ચરિત્રમાળા, હસતું મોં, પુંડરીકનાં પરાક્રમો, ફુવારો, ખાંયણાં, બાલકાવ્યો, બાલ ચિત્રમાળા, રમકડાં, સિંદબાદ શેઠ, વાઘની બોડમાં, મકનો મસ્તાનો, મોરનાં પીંછાં, સાગરસમ્રાટ, ખજાનાની શોધમાં, પાતાળપ્રવેશ, કિરીટ અને બીજી વાતો, સ્કાઉટીંગ અને બીજી વાતો. ગાંડીવ અને દક્ષિણામૂર્તિના બાલસાહિત્યમાંથી પુસ્તકો ચૂંટી ચૂંટીને રમેશે દાખલ કર્યાં ને યાદી માસ્તરને વાંચવા આપી. યાદી જોઇ માસ્તરે પૂછ્યું: "આ પુસ્તકો બાલકો વાંચશે ખરાં ને ?"

"અરે, વાંચશે તો શું પણ કૂદશે." રમેશે ખુશી થતાં કહ્યું.

"તમે જરા તમારું બાલપણ સંભારોને ?"

"અમે ભણતા ત્યારે આવું સાહિત્ય જ ક્યાં હતું ?"

"ઠીક રમેશભાઇ ! હવે જરા મોટા લોકો વાંચે તેવું સાહિત્ય લખો ને ?" માસ્તરને ભાર હળવો થતો લાગ્યો.

"સારું," રમેશ બોલ્યો.

દાલચીવડાનો દાયરો, મહીપાળદેવ, સૌરાષ્ટ્રની રસધાર ભા. ૧–૫, સોરઠી સમશેર, અમર ચરિત્ર, ભા. ૧–૫, સોરઠી સંતો, હાસ્યધારા, બુદ્ધિનું બજાર, ચંદ્રકાંત ભા. ૧–૩, સ્વર્ગની કુંચી, તણખા મંડળ, દ્વિરેફની વાતો ભા. ૧–૨, ધુમ્રશિખા, જીવનચક્ર, દિવાસ્વપ્ન, પ્રાથમિક શાળામાં શિક્ષક, વર્ધા શિક્ષણ યોજના, ગાંધીજીની આત્મકથા ખં. ૧–૨, મહાન નેપોલિયન બોનાપાર્ટ, ઇન્દુકુમાર અંક ૧, મારી જન્મટીપ ભા. ૧–૨, વસુંધરાનાં વહાલાં દવલાં, બંસરી, પ્રલયમૂર્તિ, નરબંકા, ભારેલો અગ્નિ, એશિયાના પારતંત્ર્યનો ઇતિહાસ, ભારતમાં અંગ્રેજી રાજ્ય, દુઃખી હિન્દ, રાસ રજની, દેવદાસી, બાળકોની માવજત, નાના નાના રાસ, રાસતરંગિણી, જ્ઞાનેશ્વરી ગીતા, દરિયાલાલ, સંક્ષિપ્ત મહાભારત, ફળઝાડ ઉછેર, કપાસ અને તેનું વાવેતર વગેરે પુસ્તકોની યાદી રમેશે માસ્તરને વંચાવી.

# કડી મહાલ પુ૦ દ્વિતીય પરિષદ

**કડી** મહાલ પુસ્તકાલય પરિષદનું દ્વિતીય અધિવેશન કડી કસ્બાથી પાંચ માઇલ દૂર કાસ્વા ગામે કડી વિભાગ શાળાધિકારી મે. રા. રા. ચુનીલાલ મગનલાલ દેસાઇના પ્રમુખસ્થાને તા. ૨૮-૫-૩૯ ના રોજ મળ્યું હતું.

આ અધિવેશનમાં ભાગ લેવા માટે વિજાપુર મહાલ ગોઝારીઆ વિભાગ શાળાધિકારી મે. રા. મોહનલાલ નરોત્તમદાસ શાહ, મે. રા. રા. કડી મહાલ શાળાધિકારી અને કડી મહાલ પુ૦ મંડળના પ્રમુખ રા. ચતુર્ભુજ મહેતા તેમજ મે. રા. ચાણસ્મા મહાલ બહુચરાજી વિભાગ શાળાધિકારી અને કડી મહાલ પુ૦ મંડળના ઉપપ્રમુખ રા. મહીજીભાઇ ભૂલાભાઈ દેસાઇ તથા કડીના વકીલ અને મહેસાણા પ્રાંત પંચાયતના સભ્યો વગેરે ખાસ પધાર્યા હતા. ઉપરાંત સંખ્યાબંધ પ્રતિનિધિઓ પણ હાજર હતા. આ સિવાય સ્ત્રીઓ તેમ જ અંત્યજોની હાજરી ખાસ ધ્યાન ખેંચતી હતી.

આ પ્રસંગને માટે જ ખાસ તૈયાર કરવામાં આવેલા મંડપને ધ્વજા-પતાકાઓથી શણગારવામાં આવ્યો હતો. આ અધિવેશન અંગે પુસ્તકાલય પ્રદર્શન પણ ગોઠવાયું હતું.

કામકાજની શરૂઆત થતાં શાળાનાં બાળકોએ ઈશ્વરપ્રાર્થના, શ્રીમંત પ્રશંસા અને સ્વાગત ગીત ગાયાં હતાં. બાદ પ્રમુખની વરણીનો વિધિ થતાં પ્રમુખશ્રીએ પ્રમુખસ્થાન લેતાં તેમને સૂતરનો હાર પહેરાવવામાં આવ્યો હતો.

બાદ સ્વાગત પ્રમુખ શ્રી. કાળીદાસ ખોડીદાસે પોતાનું વ્યાખ્યાન વાંચ્યું હતું, જેમાં તેમણે ખેડૂતોની આજની સ્થિતિ દર્શાવી કેળવણી સંબંધે જણાવ્યું કે જગતના મહાનુભાવોમાંના એક અને હિન્દના સાચા આગેવાન તથા વડોદરા રાજ્યની પ્રજાના સાચા સુકાની સમા કૈલાસવાસી શ્રીમંત મહારાજા સયાજીરાવ ત્રીજાએ પ્રજાની સ્થિતિની તપાસ કરી તેને થએલા અજ્ઞાનરૂપી રોગના ઉપાય માટે રાજ્યમાં પ્રાથમિક કેળવણી મફત અને ફરજીઆત દાખલ કરી પ્રજાદરદની સાચી દવા કરેલી, જે બદલ આજે મોડે મોડે પણ આપણે તેમનો મહદ્ ઉપકાર માનવો જોઇએ.

પ્રાથમિક કેળવણી મફત અને ફરજીઆત દાખલ કરવા છતાં પ્રજામાં પૂરતા પ્રમાણમાં જ્ઞાનનો ફેલાવો જ્યારે કૈ. મહારાજા સાહેબને જણાયો નહિ ત્યારે તેમ થવાનાં કારણોની તપાસ કરાવતાં તેમણે જોયું કે શાળાઓમાં મેળવાતી કેળવણી તે મહાવરા વગર ભુલાઇ જાય છે.

તેમણે આ બાબતમાં તરત જ ઉપાય લીધા. તે ઉપાયોમાંનો એક તે સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિ. આ પ્રવૃત્તિને અંગે ગામ મદદ, સરકાર મદદ અને પ્રાંત પંચાયત મદદથી ગામે ગામ સાર્વજનિક પુસ્તકાલયો ખોલવામાં આવ્યાં છે. હાલ તો આ પ્રવૃત્તિ વિવિધ રૂપે રાજ્યમાં ફૂલી ફાલી છે. આગળ ચાલતાં તેમણે કાસ્વા ગામના પુસ્તકાલયોની વિગતો સમજાવી હતી.

બાદ તેમણે જણાવ્યું કે, ગામડાંઓમાં ફક્ત પ્રાથમિક શાળાઓ જ હોય છે, અને તેમાં ખાસ કરીને લખતાં વાંચતાં તથા સામાન્ય હિસાબ કરતાં શીખવવામાં આવે છે. ને સતત મહાવરો ન રહે તો પાછળથી ભૂલી જવાય છે, સારા નાગરિક થવા માટે ઉપર જણાવેલા

પ્રાથમિક શાળાઓના શિક્ષણ સિવાય બીજી ઘણી બાબતો જાણવાની જરૂર પડે છે, જે ઘેર બેઠે જાણવા માટે પુસ્તકો સિવાય બીજો કોઇ જ માર્ગદર્શક મળી શકે તેમ નથી.

વળી આવાં માર્ગદર્શન કરાવનારાં પુસ્તકો દરેક માણસ પોતાને ઘેર વસાવી શકે નહિ તે દેખીતું જ છે, માટે ગામેગામ સાર્વજનિક પુસ્તકાલયો ખોલી તેમાં આવાં પુસ્તકો વસાવી ગામ લોકોએ તેનો લાભ લેવા મારી આગ્રહભરી વિનંતિ છે. પુસ્તકોદ્વારા આપણે હજારો ગાઉનું છેટુ કાપી શકીએ છીએ અને આપણા જૂના તથા દૂરના આગળ વધેલા દેશોના રીતરિવાજો, હુન્નરકળાઓ, ખેતી વગેરે બાબતો જાણી શકીએ છીએ.

મારા સાંભળવા તથા વાંચવામાં આવ્યું છે કે પશ્ચિમના દેશોમાં દરેક ગામમાં સાર્વજનિક પુસ્તકાલય હોય છે અને તેનો લાભ દરેક રહીશ લે છે. હાલમાં આપણા દેશમાં પણ મોટાં શહેરોમાં પુરુષો, સ્ત્રીઓ અને બાળકો માટે જુદાં જુદાં પુસ્તકાલયો ઉઘાડયાં છે, જે પરથી પ્રજાના ઘડતરમાં પુસ્તકાલયની કેવી અગત્ય છે તે આપ સૌના સમજવામાં આવ્યું હશે.

સાચું પ્રજાકલ્યાણ હિન્દમાં તો ગામડાંને આબાદ કરવાથી જ કરી શકાય તેમ છે. માટે વહેલામાં વહેલી તકે દરેક ગામડામાં સાર્વજનિક પુસ્તકાલય ઉઘાડવા આપ સૌ સક્રિય ફાળો આપશો એવી આશા છે.

આગળ ચાલતાં તેમણે સૌને વાચન વધારવાની જરૂરિયાત સમજાવી હતી.

તે પછી અધિવેશનના પ્રમુખે પોતાનું વ્યાખ્યાન વાંચ્યું હતું, જેમાં તેમણે કડી મહાલ પુસ્તકાલય પરિષદના આ બીજા અધિવેશન માટે પણ પોતાને પ્રમુખ તરીકે પસંદ કરવા માટે આભાર માન્યો હતો, તથા પુસ્તકાલયપ્રવૃત્તિમાં અત્યંત રસ લેનાર બે વ્યક્તિઓના અવસાન માટે શોક પ્રદર્શિત કર્યો હતો. અને જણાવ્યું હતું કે, એમના પ્રત્યેનો ભક્તિભાવ અને પૂજ્યબુદ્ધિ સાર્થક કરવાં હોય તો તેમણે જે કાર્યો આરંભેલાં અને જેમાં તેમણે પોતાનું જીવન સમર્પણ કરેલું તે કાર્યોને પાર પાડવા એ પ્રવૃત્તિને આગળ ધપાવવી જોઇએ.

પુસ્તકાલયપ્રવૃત્તિ અને કેળવણીને ગાઢ સંબંધ હોવાથી કેળવણીની દિશામાં જે હાલ પ્રયત્નો થઇ રહ્યા છે તે સંબંધી સહજ દિગ્દર્શન કરી પુસ્તકાલય પ્રવૃત્તિને તે દિશામાં કેવી રીતે મદદરૂપ થઇ શકે તેનો વિચાર કરવો યોગ્ય થશે. કેળવણી પાછળ સામાન્ય રીતે જે હેતુ રહેલો હોય છે તેમાં સ્વાર્થની દષ્ટિ વધારે પડતી હોય છે. ભણવાથી મારામાં આવડત વધારે દેખાય, સમાજમાં હું પ્રતિષ્ઠિત ગણાઉં અને મારો મોભો વધવાથી હું આબરૂદાર જીવન ગાળી શકું, એ કેળવણીનું ધ્યેય ઘણા માણસોનું હોય છે. મારા કુટુંબના માણસો બીજા કરતાં વધારે સારૂં જીવન ગાળી શકે, અને તેમને નિર્વાહનાં સાધન પ્રાપ્ત કરવામાં વધારે સરળતા થાય તથા એશઆરામનાં સાધનો પણ તેમને તથા કુટુંબીજનોને સારા પ્રમાણમાં પ્રાપ્ત થાય એ તરફ તેમનું ધ્યાન વધારે હોય છે. આ પ્રકારનું ધ્યેય સેવનારા મનુષ્યો ઉપરથી સંસ્કારી દેખાય છે ખરા, પરંતુ જે સદ્‌ગુણોનો વિકાસ થવો જોઇએ તે આ પ્રકારની કેળવણીથી થતો નથી.

જે કેળવણીથી સંસ્કારિતા વધે તે ધ્યેય રૂપ રાખવામાં આવે તો પ્રજાજીવનને વધારે લાભ થાય. સંસ્કારિતા એ પવિત્ર શબ્દ છે. અને તેમાં સર્વ પ્રકારની ખાનદાની તથા શક્તિઓનો સુંદર અને પરસ્પર અનુકૂળ વિકાસનો સમાવેશ થઇ જાય છે. આ દષ્ટિએ

જેઓ કેળવણી લે છે, તેઓ સમાજનું ભૂષણ છે અને તેવા મનુષ્યો વધારે પ્રમાણમાં જે સમાજમાં જોવામાં આવે છે, તે ઉપરથી તે સમાજની પ્રતિષ્ઠા બંધાય છે.

કેટલાક મનુષ્યો કેવળ સત્તા અને સામર્થ્ય માટે જ કેળવણી લેવા પ્રેરાય છે. તેમનો આદર્શ કોઇપણ ભોગે ઐશ્વર્ય સંપાદન કરવાનો હોવાથી તેમનામાં કેટલાક ગુણોનો સ્વાભાવિક વિકાસ થાય છે, તેમનામાં આળસ કે નબળાઇ હોતાં નથી અને હું બાપ કરતાં કેમ આગળ વધું તે જ તેનું ધ્યેય હોવાથી તે કોઇપણ તક ગુમાવતો નથી. પશ્ચિમના દેશોમાં જે આજે એકબીજા કરતાં આગળ વધવાની તાલાવેલી જોવામાં આવે છે તે આવી કેળવણીનું પરિણામ છે.

કેળવણીનો ખરો ઉદ્દેશ હાલ લગભગ ભુલાઇ ગયો છે અને કેળવણી સંબંધી અનેક દિશામાં જે હાલ અદિલનો પ્રગટયાં છે અને તેમાં સુધારો કરવાનો પ્રયત્ન થઇ રહ્યો છે તે ખરેખર આશાજનક છે. આપણો પ્રાચીન આદર્શ વધારે ઉંચા પ્રકારનો હતો. અને તેમાં જનસેવા ઉપર વધારે ભાર મૂકવામાં આવતો. બ્રાહ્મણો ખપ પૂરતું નિર્વાહનું સાધન મળે એટલે પોતાનું સમગ્ર જીવન વિદ્યા મેળવવામાં અને તેનું સુપાત્રને દાન કરવામાં ગાળતા અને તેને પરિણામે આપણા દેશે સર્વ દિશામાં નામના મેળવેલી, એ આપણે જાણીએ છીએ. આત્મોન્નતિ અને સમાજની ઉન્નતિ એ બન્નેને નિકટ સંબંધ છે. અને તેથી આત્માની ઉન્નતિ ઉપર ખાસ ભાર મૂકવામાં આવતો. અને " **सा विद्या या विमुक्तये** " એ સૂત્ર પર આપણી કેળવણીનું બંધારણ ઘડાતું. એ પ્રાચીન ઉદ્દેશને લક્ષમાં રાખીને કેળવણીની દિશામાં જ્યારે ફેરફાર થશે ત્યારે જ ખરી ઉન્નતિને માર્ગે આપણે વળી શકીશું. હાલમાં કેળવણીકારો એટલું તો માને છે કે હાલ જે કેળવણી આપણે આપીએ છીએ તેમાં ખરો મુદ્દો સચવાતો નથી. અને માત્ર કારકુનો તથા ભણેલા બેકારો જ આપણે હાલની કેળવણીની પ્રથાથી વધારે પ્રમાણમાં મેળવી શકયા છીએ. અનેક યોજનાઓ હાલની કેળવણીની પદ્ધતિમાં ફેરફાર કરવા માટે આપણી આગળ રજૂ કરવામાં આવે છે અને તેમાંથી કઇ ફલદાયી નીવડશે, તે હજી આપણે ચોક્કસ કહી શકીએ તેમ નથી.

વર્ધા યોજના સંબંધી અખતરા શરૂ થયા છે અને તે દિશામાં સારો પ્રયત્ન થઇ રહ્યો છે. આ રીતે ઉદ્યોગની કેળવણી આપી પોતાના પગ ઉપર ઊભા રહેતાં મનુષ્યો શીખશે તો તે પણ પ્રજાના જીવનમાં મોટો પલટો લાવશે, એમ આશા રાખીએ તો ખોટું નથી. પ્રૌઢ શિક્ષણ આપવા માટે પ્રયત્નો થવા માંડયા છે. અને જ્યાં સુધી નિરક્ષરતા ટળશે નહિ ત્યાં સુધી પ્રજાજીવનનો યથાર્થ વિકાસ થવાનો નથી, એ સૂત્ર હવે બધા સમજતા થયા છે. આપણા સદ્દગત શ્રીમંત મહારાજા સાહેબે પોતાની દીર્ઘ દૃષ્ટિથી આ બાબત ઘણા વર્ષ પહેલાં જાણી અને તેને અમલમાં મૂકી અને કેળવણી ફરજીઆત કરી તેનાં સુપરિણામો હવે આપણે ચાખવા ભાગ્યશાળી થયા છીએ. પ્રૌઢ શિક્ષણ માટે આપણા રાજ્ય તરફથી પણ પ્રયત્નો થાય છે અને આપણે સૌ તે દિશામાં મહેનત કરીશું તો શ્રીમંત મહારાજા સાહેબનો ઉદ્દેશ જરૂર આપણે સફળ કરી શકીશું.

પ્રૌઢ શિક્ષણની બાબતમાં પુરુષોમાં કંઇક અંશે પ્રયત્ન કરવાનું સુગમ છે. પરંતુ સ્ત્રીઓની નિરક્ષરતા ટાળવાનું કામ ઘણું મુશ્કેલ છે; અને ગામડામાં તે કામ કરવું તેનાથી

પણ મુશ્કેલ છે. છતાં પ્રયત્ન કરનારને કોઇ પણ કામ અશક્ય નથી. માટે હિમ્મત ન હારતાં પ્રયત્ન કરવા આપ સૌને વિનંતિ છે.

કેળવણી સંબંધી આટલું દિગ્દર્શન કરી ખરી કેળવણી તો મનુષ્યનો સર્વાંગ વિકાસ થાય તે જ હોવાથી તે દિશામાં જેટલો પ્રયાસ થાય તે પ્રજાજીવન ઘડવામાં ઉપયોગી થશે, એમ મારું માનવું છે. ' જનસેવા એ પ્રભુસેવા છે. ' અને જે કેળવણી ખરી જનસેવા શીખવે તે જ ખરી કેળવણી છે. શિક્ષકો એ સમાજના સેવકો છે અને પુસ્તકાલયોની વ્યવસ્થા ઘણે ભાગે શિક્ષકોના હાથમાં હોવાથી પ્રજાની સેવા કરવાનું આ દ્વારા તેમને ઘણું કામ કરવાનું છે. પ્રજાનાં બાળકો કેળવવાનું મહાન કાર્ય જે શિક્ષકો કરે છે તેમની હજી પ્રજામાં જોઇએ તેટલી મહત્તા નથી એ વાત ખરી છે. શિક્ષકનો પવિત્ર ધંધો જેણે સ્વીકાર્યો છે અને પોતાની ફરજ સમજી કર્તવ્યનિષ્ઠાથી જે પ્રજાની સેવા કરે છે તેને તેનો બદલો ઇશ્વર તરફથી મળ્યા સિવાય રહેતો નથી. ખરું શ્રેય કર્તવ્ય કરવામાં છે, ફલની ઇચ્છામાં નથી. માટે શિક્ષક ભાઇઓને તથા પુસ્તકાલયોનું કામ કરનાર ઇતર ગૃહસ્થોને વિનંતિ કે આ પવિત્ર કાર્યમાં તમે જેટલું કામ સેવાભાવથી કરશો તેટલો તમે પ્રજાનો વિકાસ સાધી શકશો.

વાચનનો રસ લોકોમાં વધતો જાય છે અને જેમને અવકાશ છે તેઓ કંઇ પણ વાંચવાનું માગે છે. સામાન્ય માણસો વર્તમાનપત્રો વાંચીને દુનિયાની નવાજૂની જાણી માત્ર સંતોષ પામે છે તો પણ દરરોજના વાચનથી તેમના વિચારો પણ અમુક દિશામાં દૃઢ થતા જાય છે. સારાં પુસ્તકોના વાચનથી વાચકને તેનું જીવન ઘડવામાં અને તેના ચરિત્ર ઉપર જે છાપ પડે છે, તે કદી ભુંસાતી નથી. માટે વર્તમાનપત્રોમાંથી નકામો ભાગ ઓછો વંચાય અને સારાં પુસ્તકો વધારે પ્રમાણમાં વંચાતાં થાય એ પ્રમાણે વ્યવસ્થા જો ધીમે ધીમે કરી શકાય તો પ્રજાજીવન સુધારવામાં ઘણી પ્રગતિ કરી શકાય.

## પ્રૌઢ શિક્ષણની યોજના

હાલમાં પ્રૌઢ શિક્ષણની યોજના સંબંધી દરેક પત્રોમાં ચર્ચા ચાલે છે. પુસ્તકાલયોના મંત્રીઓ અને વ્યવસ્થાપકો આ દિશામાં ઘણું કરી શકે, તે યોજના સંબંધી પ્રગટ થયેલાં પુસ્તકો જલદી મંગાવી લે અને જે પુસ્તકોથી વાંચવા-લખવાનું સહેલાઇથી આવડી શકે તેનો પોતે અભ્યાસ કરી અભણ માણસોને જેમ બને તેમ જલદીથી વાંચતા કરી શકે.

પુસ્તકાલયપ્રવૃત્તિનો પ્રાણ એ ગ્રંથપાલ છે અને તે જેટલા પ્રમાણમાં સેવાભાવી હશે તેટલા પ્રમાણમાં પુસ્તકાલય પ્રવૃત્તિને વેગ મળશે, એ દેખીતું છે. તેનામાં કયા ગુણો જોઇએ, તેનો સ્વભાવ કેવો હોવો જોઇએ; તેનું વિશાળ વાચન, પુસ્તકોની પસંદગી વગેરેમાં કાળજી વગેરે સંબંધી અનેક પ્રસંગોએ કહેવાએલું હોવાથી અત્રે તેની પુનરુક્તિ કરવાનું યોગ્ય ધાર્યું નથી ।

શાળાનાં બાળકો, પુસ્તકાલયનો વધારે સારા પ્રમાણમાં શી રીતે ઉપયોગ કરી શકે તે સંબંધી કંઇક કહેવાની જરૂર જણાય છે. દરેક મોટી શાળામાં શાળાનું પુસ્તકાલય હોય છે. તેનો ઉપયોગ ઘણો જ થોડો થાય છે. તેમાં જે પુસ્તકો છે તે ઘણાંખરાં જૂનાં હોય છે. અને બાળકોને તે ભાગ્યે જ વાંચવા મળે છે. હાલ બાળકો પુસ્તકાલયનો જે ઉપયોગ કરે છે તે માત્ર વાર્તાનાં સરળ પુસ્તકો વાંચીને વાચનનો શોખ વધારવા પૂરતો અને વાચનમાં રસ થાય તે પૂરતોજ છે. હવે તેના કરતાં વધારે સારો ઉપયોગ આપણે કરાવી શકીએ. ઇતિહાસ,

## જીવનચરિત્રો જ શા માટે ?

**જીવનચરિત્રો વાંચવા તરફ ઘણા**ને અણગમો હોય છે. ઘણાં શિક્ષકો અને માબાપોને બાળકો માટે પુસ્તકની પસંદગી કરવી હોય છે ત્યારે તેઓને વાર્તા સિવાયનું કોઇ પુસ્તક યાદ આવતું નથી. માસિકોમાં કે સામયિકોમાં જીવન-ચરિત્ર આવે છે ત્યારે ઘણા લોકો તેનાં પાનાં જ ફેરવી જાય છે. કેટલાક તો માને છે કે જીવનચરિત્ર વાંચવાની જરૂર નથી, આપણી બુદ્ધિ જ આપણને સાચી રીતે દોરી શકશે. પણ ખરી રીતે તો જીવન-ચરિત્રો જ વધુમાં વધુ વાંચવાની જરૂર છે. વાર્તા વાંચવાની જરૂર શા માટે હોય છે ? એમાં અને જીવનચરિત્રોમાં ફરક એ હોય છે કે જીવનચરિત્ર સાચી વ્યક્તિના જીવનના બનાવની પહેલેથી છેલ્લે સુધી વાત છે, જ્યારે વાર્તા એ કલ્પનાની વ્યક્તિના જીવનનો એક નાનો સરખો ભાગ છે. વાર્તામાં કલ્પનાનો રસ હોય છે પણ જીવનચરિત્રમાં તો કુદરતની બનાવટની એવી એવી ઘટનાઓ હોય છે કે જે માણસની કલ્પનામાં પણ ન જ આવી શકે અને એક માણસની બુદ્ધિ અથવા

[ સાંધણ સામેના પૃષ્ઠ પર ]

ભૂગોળ, વિજ્ઞાન વગેરે જુદા જુદા વિષયોનાં પુસ્તકો હોય છે. જે તે વિષય શીખવતી વખતે તેને લગતાં પુસ્તકોનાં નામો બાળકોને આપી તે પુસ્તકો તેઓ વાંચતાં થાય અને પોતાનો વિષય સારી રીતે સમજતાં થાય એમ કરવાની જરૂર છે. ડૉલ્ટન યોજનાનો જે ઉદ્દેશ છે તે ઉદ્દેશ લક્ષમાં રાખી વિષયવાર પુસ્તકોનાં નામ મેળવી તેવાં પુસ્તકો વધારે પ્રમાણમાં મંગાવી બાળકો પાસે વંચાવાય તો પુસ્તકાલયનો ઉપયોગ કંઇક વધારે સારો થશે એમ જણાસે.

જે શાળાઓમાં વર્ગ ૬–૭ ચાલે છે, તેમને વધારે સારા પ્રમાણમાં વાચનની જરૂર છે અને તેમનો અભ્યાસ હાલ જોઇએ તેવો જણાતો નથી. તેનું કારણ તેમને વિચાર કરવાનો અવકાશ મળે એવું વાચન એમને મળતું નથી તે છે. આ દિશામાં કંઇક પ્રયત્ન થશે એમ આશા રાખવામાં આવે છે.

કડી મહાલ પુસ્તકાલય પરિષદ ઘણું કામ કરી રહી છે અને કડી તાલુકામાં શાળાવાળું એકે ગામ પુસ્તકાલય વિનાનું નથી, એ જાણી આપણને સૌને સંતોષ થાય એ સ્વાભાવિક છે. તેના કાર્યકરોએ જે મહેનત લીધી છે તે બદલ તેમનો આ સ્થળે આભાર માનવામાં આવે છે. આગળ ચાલતાં વક્તાએ પુસ્તકાલયો માટે મકાનની આવશ્યકતા પર ભાર મૂકયો હતો. તે ઉપરાંત શ્રીમંતોએ દાનની દિશા બદલવાનો આદેશ આપ્યો હતો.

ત્યારબાદ વ્યાખ્યાનના અંતે તેમણે જણાવ્યું હતું કે પુરુષવાચકોની સંખ્યાના પ્રમાણમાં હજી સ્ત્રીવાચકોની સંખ્યા વધતી નથી! અને તેથી જ્યાં સુધી આપણે તે દિશામાં આગળ વધીશું નહિ ત્યાં સુધી પ્રગતિ ધાર્યા પ્રમાણે થશે નહિ. માટે ભણેલી સ્ત્રીઓને ઘેર પુસ્તકો પહોંચતાં કરીને પણ તેમનામાં વાંચવાની વૃત્તિ જાગ્રત કરવાની જરૂર છે. અભણ સ્ત્રીઓને વાંચતાં કરવાનું કામ સ્ત્રીશિક્ષકો ધારે તો કરી શકે અને તે માટે તે બહેનોને તે દિશામાં પ્રયત્ન કરવા મારી આગ્રહભરી વિનંતિ છે. પોતાના મહોલ્લામાં અવકાશે ભણેલી અને અભણ સ્ત્રીઓને ભેગી કરી રામાયણ, મહાભારતમાંથી કંઇક વાતો સરળ ભાષામાં તેમને સમજાવાય તો પણ કંઇક કર્યું ગણાશે.

છેવટે એકે સૂચના કરવાની રજા લઉં છું. પુસ્તકાલય પરિષદ કેળવણીના ક્ષેત્રમાં જે કામ કરી રહી છે તે ક્ષેત્રને વિસ્તારી તે તાલુકાની પરિષદ બને અને શિક્ષણના અંગમાં કેટલાક વિચારોની આપ-લે કરી કેળવણીની દિશામાં માર્ગદર્શક થાય તો તેની ઉપયોગિતા જરૂર વધે એમ મારું માનવું છે.

બાદ મંત્રીએ વર્ષ દરમિયાનના કાર્યનું નિવેદન વાંચી સંભળાવ્યું હતું.

આટલો કાર્યક્રમ પૂર્ણ થતાં સભાનું કામકાજ બપોર પછી હાથ ધરવામાં આવ્યું હતું. તેમાં પ્રથમ વિષય વિચારિણી સભામાં ઠરાવો ચર્ચાયા હતા. બાદ ખુલ્લી સભામાં નીચે પ્રમાણે ઠરાવો પસાર થયા હતાઃ—

## પસાર થયેલા ઠરાવો

પહેલો ઠરાવ શ્રીમંત મહારાજા સાહેબને અભિનંદન અર્પતો પસાર થયો હતો.

**ઠરાવ ૨**—હરિજન વગેરે પછાત કોમના લોકો સાર્વજનિક પુસ્તકાલયનો લાભ લે એમ કરવા દરેક પુસ્તકાલયના મંત્રીને ભલામણ કરવામાં આવે છે.

**દ. મૂ. જયંતિલાલ નરહરિ ભટ્ટ, કાસવા**

**અનુ૦ હરગોવિંદ માધવલાલ પટેલ**

**ઠરાવ ૩**—પુસ્તકાલયપર્વણી દિન મહા સુદ ૫ વસંતપંચમીના રોજ દરેક પુસ્તકાલય તેમ વાચનાલયમાં ઉજવવા ભલામણ કરવામાં આવે છે.

**દ. મૂ. મનસુખલાલ મોતીલાલ**

**અનુ૦ મગનલાલ ગંગારામ**

**ઠરાવ ૪**—શાસ્ત્રી બાઇશંકર વૈદ્યે કડી મહાલની સ્પેશ્યલ વાચનની પરીક્ષા વખતે સેવાભાવે ઇનામમાં પુસ્તકો વિનામૂલ્ય આપ્યાં છે તેમના એ સત્કાર્ય માટે આ સભા તેમનો આભાર માને છે.

**દ. મૂ. મગનલાલ શા. મ્હેતા**

**અનુ૦ મણીભાઇ ભૂલાભાઇ**

વિ. અ. આ. દુર્ગાશંકર અંબાશંકર

> [ સામેના પૃષ્ઠનું સાંધણ ]
>
> એક માણસના જીવનનો થોડો અનુભવ ભવિષ્યની જિંદગીના માર્ગને કેવી રીતે બતાવી શકે ? એટલે જુદા જુદા સંયોગો અને વાતાવરણમાં જીવી ગયેલા અનેક નાના મોટા પુરુષોનાં જીવનનો અનુભવ વાંચવાની જરૂર હોય છે. એમાં પણ હાસ્ય, કારુણ્ય અને રોમાંચ આવતાં હોય છે, અને વાંચવામાં રસ આવે છે. જીવનચરિત્રોના વાચનના અભાવે મોટપણમાં ઊભી થતી ગૂંચને માણસ ઉકેલતાં નિરાશ બની જાય છે. સત્ય, ન્યાયશીલતા, ટેકીપણું ઇત્યાદિમાં દઢતા જોઇએ તેવી નથી આવતી. સમાજ, ધર્મ, દેશ અને માનવતાની સેવા કરવાની પોતાની ફરજ યથાયોગ્ય સમજી શકાતી નથી અને ધગશથી પાળી શકાતી નથી.
>
> જીવનચરિત્રના વાચનથી મોટાંઓને દોરવણી મળે છે કે તેમણે નાનાંઓનો ઉછેર કેવી રીતે કરવો. ઘણાં બાળકોમાં એવી એવી સુષુપ્ત શક્તિઓ પડી હોય છે કે એમને યોગ્ય માર્ગ મળતાં તે શક્તિઓ જગતનું ઘણું કલ્યાણ કરવાને શક્તિમાન બને, મોટાંઓ જુવાનોની પણ લાગણીને સમજી શકે.
>
> [ " નવરચના " જુન '૩૯ ]

**ઠરાવ ૫**—કડી મહાલમાં શાળાવાળાં તમામ ગામે પુસ્તકાલયો થયાં છે. હવે આ પુસ્તકાલયોનાં સ્વતંત્ર મકાનો બાંધવા અને લોકમદદ સારી એકઠી કરી પુસ્તકાલયને સારી સ્થિતિ ઉપર લાવવા દરેક પુસ્તકાલયના ચાલકને વિનંતિ કરવામાં આવે છે.

**દ. મૂ. કચરાલાલ નારણજી જાની** **અ. આ. નર્મદાશંકર જયશંકર દવે**

**ઠરાવ ૬**—ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં રૂ. ૫૦) પચાસ ગામમદદના આપવાથી પુસ્તકાલય રજીસ્ટર થાય છે, તેના બદલે બજેટમાંની રકમમાંથી રૂપીઆ પચાસ આપેથી રજીસ્ટર થાય એવી રીતની તજવીજ કરવા આ પરિષદ્ ખાતાને ભલામણ કરે છે.

**દ. મૂ. અંબારામ નથુરામ શર્મા** **અ. આ. અંબાલાલ અચરતલાલ**

**ઠરાવ ૭**—દરેક પુસ્તકાલયના મંત્રીએ જનતામાં બહોળા જ્ઞાનનો ફેલાવો થાય તે અર્થે રજાના દિવસોએ અથવા ફુરસદના વખતે પુસ્તકોમાંથી તેમજ અખબારોમાંથી ઉપયોગી સમાચાર માણસોને સમજાવવા અંતઃકરણપૂર્વક પ્રયત્ન કરવા ભલામણ કરવામાં આવે છે.

**દ. મૂ. વિઠલભાઇ લાલજીભાઇ બારોટ** **અ. આ. અંબાલાલ મોતીરામ ત્રિવેદી**

ઠરાવ ૮, ૯, ૧૦ આભારદર્શક હતા. અંતે પ્રાસંગિક વિવેચનો અને પ્રમુખશ્રીનો ઉપસંહાર થતાં અધિવેશનનું કાર્ય સમાપ્ત થયું હતું.

# પ્રૌઢ શિક્ષણ અને પુસ્તકાલય

" To be literate is to posses the cow of Plenty. "

**સુધરેલા દેશોના** સરેરાશ માણસની દૈનિક આવકના આંકડા આપણને નવાઇ પમાડે છે, પણ આપણે તેમની કેળવણી પામેલાની ટકાવારી જોઇએ તો આપણને એમજ થાય કે જે દેશો આટલા કેળવાયલા, ભણેલા ગણેલા હોય ત્યાં ધનનો વરસાદ વરસે એમાં નવાઇ નથી.

આપણા જીવનકલહો, આપણું સંકુચિત માનસ, આપણી ગરીબડી રહેણી કરણી-એ બધુંય આપણા અજ્ઞાનને લઇને છે આજે દેશના આગળ પડતા દરેક સ્ત્રીપુરુષને સમજાયું છે, કે દેશનાં દારિદ્ર્યતા, દેશની અજ્ઞાનતા અને દેશનો અંધાપો દૂર કરે જ નાબૂદ થવાનાં છે; આજે આપણા દેશે પ્રૌઢ શિક્ષણ-'Adult Education'ના પ્રશ્નને હાથ ધર્યો છે. ગુજરાત પ્રૌઢ શિક્ષણ સમિતિ અજ્ઞાન માણસોનો અંધાપો દૂર કરી જ્ઞાનચક્ષુનાં દાન દેવા જે પ્રયત્નો કરી રહી છે તેનેવર્તમાનપત્રો વાંચનાર સારી રીતે જાણે છે.

### આપણા રાજયની શુભ શરૂઆત

આ શુભ કાર્યની શરૂઆત આપણા રાજ્યે પણ હોંશથી હાથ ધરી છે. રાજ્યની એકેએક શાળાઓ દ્વારા ગામેગામ પ્રૌઢ શિક્ષણનો પ્રશ્ન આગળ આવી રહ્યો છે, એકેએક ખાતાના અમલદારો જ્યાં જ્યાં પોતાનો મુકામ કરે છે, ત્યાં ત્યાં પ્રૌઢ શિક્ષણની વાતો ચર્ચે છે. સૌને થયું છે કે, નિરક્ષરતા એ કલંક છે.

ભણાવનાર જેમ આજ પ્રેમપૂર્વક ભણનાર શોધે છે, તેમ ભણનારે પણ આગળ આવવું જોઇએ. આ કામે પુસ્તકાલયો કેટલાં મદદરૂપ થઇ શકે એ આપણે વિચારીએ.

### પ્રૌઢ શિક્ષણમાં પુસ્તકાલયનો ઉપયોગ

ભણનારને જ્યાં પોતાનાં બાળકો ભણવા જાય છે ત્યાં ભણવા જતાં સહેજે શરમ, કે નાનમ આવે છે, પગ ભારે પડે છે, હૈયું ધડકે છે. એટલે જે જે ગામોએ પુસ્તકાલયોનાં જુદાં મકાનો છે તે તે ગામોના શિક્ષક-બંધુઓએ, ગામ આગેવાનોએ, પ્રૌઢ શિક્ષણના વર્ગો પુસ્તકાલયોમાં ચાલે એવી યોજના ગોઠવણ કરવાની જરૂર છે.

### શી રીતે શીખવશો ?

મોટાઓને શિક્ષણ આપવાની પદ્ધતિ ' મા ચા પા ' ' બા મામા બઉ લાવે છે ' એવી બાળપોથીથી ન કરતાં ગુજરાત પ્રૌઢ શિક્ષણ સમિતિની સૂચનાઓ, પત્રિકાઓ, પુસ્તિકાઓ બરોબર વાંચી તે પ્રમાણેની શિક્ષણપદ્ધતિથી કામ કરવામાં આવશે તો મોટાઓ હોંશથી શીખવા આવશે. ને અક્ષરો પછી શબ્દો એવા બનાવી મૂકવા કે જેમાં પહેલાં મગન, છગન, કરશન વગેરે પોતાનાં નામ વાંચતાં આવડે. પછી તેમના ધંધામાં વપરાતા શબ્દો-જોડાક્ષરો સિરામના-શીખવવા ને પછી તેવા શબ્દો ઉપરથી હંમેશનાં વપરાતાં વાક્યો બનાવી મૂકવાં. આ માટે ' લોકપોથી ', અક્ષરજ્ઞાન યોજનાનાં ' ચાલો વાંચીએ ' ચાલો વિચારીએ વગેરે શીખવનારે જોઇ જવી.

### નવા નવા અખતરા

કેવળ ભણાવવાનો મોહ ન રાખતાં સારાં પુસ્તકોમાંથી વાંચેલી સારી વાતો અઠવાડીએ એક બે વાર કહેવાનો સમય રાખવો. વાતોમાં ખેડુનાં દુઃખદર્દોની અને સામાજિક વાતો પસંદ કરવી.

આસપાસમાં કોઇ સારો વકતા હોય તો સભા જેવું ગોઠવી ગામની સફાઇ, ગરીબાઇ દૂર કરવાના ઉપાયો, વગેરે વાતો કરાવવી.

ગામમાં કોઇ સારો આખ્યાનકાર હોય તો તેને બોલાવી પંદરેક દિવસે એકાદ ધ્રુવનું, સુધન્વાનું કે પ્રહ્‌લાદનું આખ્યાન કરાવવું.

તાલુકામાંથી મળી શકે તો મેજિક લેન્ટર્નથી આરોગ્યની, ખેતીની સ્લાઇડઝ બતાવવી કે ગામમાંથી ગ્રામોફોન મેળવી સારા સંસ્કારી સંગીતથી પૃથ્વીરાજ–જયચંદ, સેણી–વિજાણંદ વગેરે રેકર્ડથી આનંદ કરાવવો.

કોઇ વાર શીખવા આવનારાઓ સાથે ગામસફાઇનો પ્રોગ્રામ રાખવો કે પુસ્તકાલય દિન પણ ઉજવવો.

આમ કરવાથી શીખવા આવનાર ઉપરાંત અનેક માણસો આકર્ષાશે અને જેમ બને તેમ નિરક્ષરતા દૂર કરી દેવાની તાલાવેલી લાગશે.

પુસ્તકાલયમાંથી ખાસ કરી થોડું ભણેલા વાંચી શકે તેવાં પચીસ પચાસ પુસ્તકો જુદાં બહાર જ રાખવાં ને અવારનવાર તેમને જોવા આપવાં. એકાદ સારી વાર્તા વાંચી સંભળાવવી, જેથી તેવી વાતો કે તેવી માહિતીવાળું જ્ઞાન પુસ્તકોમાં ભર્યું છે તેવો તેમને અનુભવ થાય.

' મોટાઓ ભણીને ક્યાં વેપાર ખેડવા કે નોકરી કરવા જવાના છે ' એવું ન ધારશો.

## કેટલાંક દૃષ્ટાંતો

પરદેશની વાત છેઃ નોર્વેમાં ચૌદ વર્ષનો એક માછીમારનો છોકરો હતો. તેના સંબંધીઓને લાગ્યું કે છોકરો ભણી શકે તેમ નથી તેથી તેને પોતાના ધંધામાં ધકેલી દીધો.

ધંધાર્થે તેને પોતાનો કિનારો છોડી નોર્વેના સામા કિનારે જવું પડ્યું. ત્યાં નોર્વે સરકારે દેશપરદેશના સમાચારથી વાકેફ રહેવા સારૂં એવું એક પુસ્તકાલય સ્થાપ્યું હતું. તે નાનું હતું, પણ પુસ્તકો અવાર નવાર બદલાતાં. આ છોકરાને પોતાની નવરાશના વખતે એ પુસ્તકાલયમાં જવાનો રસ લાગ્યો અને જ્યારે તે ત્રેવીસ વર્ષે ફરી પોતાના વતનમાં ગયો ત્યારે ત્યાંની શાળામાં દાખલ થયો. અઠ્ઠાવીસમા વર્ષે તેણે ડીગ્રી મેળવી અને પોતાનીજ શાળામાં પ્રોફેસર તરીકે નિમાયો. પ્રોફેસર તરીકે તેનું કાર્ય પ્રશંસનીય હતું.

બીજો દાખલો લઇએ. એક બાઇએ પોતાની છોકરીને થોડું ભણાવ્યા પછી પેટને કારણે પોતાની જોડે હોટેલમાં વાસણ માંજવાના કામમાં રોકી દીધેલી. હોટલવાળાને ત્યાં પાંચ સાત પેપરો આવતાં ને તેમને એક ટેબલ ઉપર વ્યવસ્થિત રાખવાનું કાર્ય એ બાઇની છોકરીને સોંપાયલું. છોકરીને પેપરો વાંચવામાં એટલી તાલાવેલી લાગેલી કે કેટલીએ વખત પોતાની માનું કામ અધુરૂં રહેવા બદ્દલ માલીકના ઠપકા સહન કરવા પડેલા.

ટેબલ પાસે ચા પીવા આવનાર ઘરાકો પેપર વાંચવા આવે ત્યારે છોકરી પેપરોની હકીકત સ્પષ્ટપણે વાચકોને કહી સંભળાવતી. તેના શેઠે તેને એક વખત આમ કરતી જોઇ ત્યારે તે ખુશ થયો ને છોકરીને હોટલમાં ઇલાયદા વાચનાલયનો વિભાગ કાઢી સારા પગારથી રોકી. આથી હોટલની ઘરાકીમાં પણ સારો વધારો થયો.

એક ત્રીજો દાખલો. મોટી ઉંમરે વાચનશોખ કેળવવાથી થએલો ફાયદો નોંધતાં જણાશે કે પુસ્તકાલય પ્રૌઢ શિક્ષણમાં કેટલું મદદગાર થઈ શકે છે.

બહુ જ થોડી ચોપડી ભણેલો એક પોલીસ ખાતાનો સિપાઇ હતો. તેના બડા સાહેબ

ભલભલા આંટીઘુંટીવાળા, ચોરી, વ્યભિચાર વગેરેના કેસો શોધી કાઢવામાં પાવરધા ગણાતા. તેને પણ એ સાહેબ જેવા થવા ઇચ્છા થઇ.

એ પોતાના સાહેબના બંગલે ગયો. હૃદય ખોલી વાત કરી. સાહેબે પાંચ દસ ડિટેકટીવ નોવેલો, પાંચ દસ માનસશાસ્ત્રનાં પુસ્તકો અને પાંચ દસ સહેલી સાદી સરળ રીતે વાંચી શકાય તેવી સામાજિક વાતોની ચોપડીઓનાં નામ આપ્યાં તથા તે પુસ્તકો તેને શહેરની લાઇબ્રેરીમાંથી મળે એવી ચીઠી લખી આપી.

બે વર્ષનાં આવાં પુસ્તકોના વાચન પછી બીજા સાહેબોને અચ્છા અચ્છા કેસો પકડી આપવામાં તેની માગણી થવા લાગી.

દરેક કેળવણી લીધેલાએ કોઇ પણ રીતે પોતાના આડોશી પાડોશીની, ગામની કે પ્રાંતની નિરક્ષરતા દૂર કરવા કમર કસવી જોઇએ. અને તો જ લેખને મથાળે લખેલું વાક્ય આપણને ફળદાયી નીવડશે.

—રતિભાઈ અમીન

—卐—

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી શરૂ થયેલ

## સ્વ. શ્રી. મોતીભાઇ ન. અમીન સ્મારક ફંડ

**( માહે જુન માસમાં ભરાયલી રકમ )**

| | | | | |
|---|---|---|---|---|
| | | પાછલો સરવાળો | રૂ. | ૧૫૦– ૪–૦ |
| ૧૭ | સા. પુસ્તકાલય, | સંડેર | તા. પાટણ | ૭– ૦–૦ |
| ૧૮ | ,, | માતપુર | ,, | ૬– ૦–૦ |
| ૧૯ | ,, | રામોલ | તા. પેટલાદ | ૨૫– ૦–૦ |
| ૨૦ | ,, | ભેંસાણા | તા. મહેસાણા | ૧૪– ૨–૦ |
| ૨૧ | ,, | લીંચ | તા. મહેસાણા | ૪–૧૪–૦ |
| ૨૨ | ,, | વિશ્રામપુરા | તા. પેટલાદ | ૩– ૦–૦ |
| ૨૩ | ,, | ટીંબરવા | તા. શિનોર | ૫– ૦–૦ |
| ૨૪ | ,, | આમલી | તા. નવસારી | ૪– ૮–૦ |
| ૨૫ | ,, | તરકતલાવ | તા. અમરેલી | ૪– ૦–૦ |
| | | | | ૨૧૩–૧૨–૦ |

આ ઉપરાંત—

અમરેલી કસ્બા પુસ્તકાલયે રૂ. ૧૦૦) તથા વડનગરના કસ્બા પુસ્તકાલયે રૂ. ૫૦) આપવાના મંજુર કર્યા છે. સ્તુત્ય ! રાજ્યનાં બીજાં કસ્બા પુસ્તકાલયો પણ આ ફંડમાં જલદી પોતાની રકમ ભરશે એવી આશા રાખીએ છીએ.

**સ્વ૦ મો. ન. અમીન સ્મારક ફંડની રકમ નીચેના સ્થળે મોકલવી:—**

વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોએ સ્વ૦ મોતીભાઇ ન. અમીન સ્મારક ફંડની રકમ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ તરફ ન મોકલતાં વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ તરફ નીચેના સરનામે મોકલવી:—

મંત્રી, વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ
C/O પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦
રાવપુરા, વડોદરા

# પુસ્તકાલયોની તપાસણી

**નીચે** જણાવેલા પ્રચારકોએ જણાવેલી મુદત દરમિયાન નીચેનાં સ્થળોની મુલાકાત લઇ પુસ્તકાલયની તપાસણી, વ્યવસ્થા, વર્ગીકરણ તથા પ્રચારની કામગીરી બજાવી છે.

નવસારી પ્રાંત પ્રચારક શ્રી. રમણભાઇ દાજીભાઈ નાયકે જુન માસમાં:—(૧) લીંબાડા, (૨) કોસાડી, (૩) સ્મિોદ્રા, (૪, ગીજરમ, (૫) કંટવા, (૬) માંગરોળ, (૭) મોસાલી, (૮) વાંકળ, (૯) મહુવેજ, (૧૦) નંદાવ, (૧૧) દીણોદ, (૧૨) બોરીદરા, (૧૩) હથુરણ, (૧૪) કુંવારદા, (૧૫) તરસાડી, (૧૬) કોસંબા, (૧૭) હથોડા, (૧૮) નાની નરોલી, (૧૯) પીપોદરા, (૨૦) લુહારા, (૨૧) આંકડોદ.

વડોદરા પ્રાંત પ્રચારક શ્રી. છગનભાઇ મથુરભાઇ પટેલે જુન માસમાં:—(૧) સાઠલી, (૨) ડેસર, (૩) કરમાલિયાપુરા, (૪) દાંડિયાપુરા, (૫) ખેરવાડી, (૬) જરોદ, (૭) લીલોરા.

અમરેલી પ્રાંત પ્રચારક શ્રી. મોહનલાલ શંકરભાઇએ જુન માસમાં:—(૧) ચલાલા, (૨) ધારી, (૩) ખીચા, (૪) જીરા, (૫) દેવળા, (૬) વીરપુર, (૭) નાગધરા વાચનાલય, (૮) ધારગણી, (૯) દીટલા, (૧૦) વાવડી, (૧૧) ગરમલી, (૧૨) કેરાળા-કમી, (૧૩) કમી વાંચનાલય, (૧૪) પાણીયા વાંચનાલય, (૧૫) સમઢિયાળા, (૧૬) ઋષનાથપુરા વાચનાલય, (૧૭) ઝીકિયાળ વાચનાલય, (૧૮) ભાડ, (૧૯) ઇંગોરાળા, (૨૦) તાંતણિયા, (૨૧) પીપળવા વાચનાલય, (૨૨) ખાંભા, (૨૩) માવીલા, (૨૪) કેરીઆચાડ, (૨૫) પીઠવાઝાળ, (૨૬) રાજસ્થળી વાચનાલય, (૨૭) તરકતલાવ, (૨૮) દેવરાજીઆ, (૨૯) વિઠ્ઠલપુર, (૩૦) ચોખારયળ વાચનાલય, (૩૧) ચકરગઢ, (૩૨) કેરીઆનાગસ, (૩૩) લાલાવદર, (૩૪) વરસડા, (૩૫) ઇશ્વિરીઆ, (૩૬) લાસા, (૩૭) વાંકીઆ.

ચાણસ્મા મહાલ પુ. પ્રચારક શ્રી. નાનજીભાઈ જેઠીદાસે જુન માસમાં:—(૧) પલાસર, (૨) સેલાવી.

વિસનગર મહાલ માનદ પ્રચારક શ્રી. ઉમિયાશંકર લક્ષ્મીરામ દવેએ એપ્રિલ-મે-જુન માસમાં:—(૧) ભાન્ડુ, (૨) કાંસા, (૩) મોટી દાઉ, (૪) શેવાલીઆ, (૫) ગુથી, (૬) જાગીરનું ગામ, (૭) શેવાળા, (૮) મગરોડા, (૯) ઉદલપુર, (૧૦) ધામણવા, (૧૧) ખરવડા, (૧૨) કમાણા.

ધારી અને અમરેલી મહાલ માનદ પ્રચારક શ્રી. વ્રજલાલ દ. મહેતાએ જુન માસમાં:—(૧) ભાલગામ, (૨) ખીજડીઆ, (૩) મોટા માંડવડા.

વડોદરા મહાલ માનદ પ્રચારક. શ્રી. છોટાભાઇ રાયજીભાઇ પટેલે જુન માસમાં:—(૧) સમા, (૨) હરણી, (૩) તતારપુર, (૪) સરાર.

—❦—

—આમવર્ગને અક્ષરજ્ઞાન અને રોટી એ પ્રશ્નો હાલ મૂંઝવી રહ્યા છે. તેનો નિકાલ કરવા ધનવાન અને શિક્ષક એ બે સૂત્રધાર છે. ધનવાનો પોતાના દાનનો પ્રવાહ એન્ડ્રુ કાર્નેગી પેઠે વહેતો મૂકે, શિક્ષકો અને લોકસેવકો પ્રજામાં અક્ષરજ્ઞાન ફેલાવે, કારખાના કાઢી ગરીબોને રોજી આપે, આથી પ્રજાસુધારણાની પ્રાથમિક ભૂમિકા સધાય છે. સ્વરાજ્ય મેળવવાની ધૂનમાં આ વાત ન જ ભુલાવી જોઇએ.

ભેટના પુસ્તક તરીકે આ બીજું પુસ્તક આપવાને બદલે એકજ સારૂં છપાયલું અને બંધાયલું પુસ્તક આપે તો ?

૫. ગદ્યકુસુમઃ—સંપાદકોઃ મોહનલાલ પાર્વતીશંકર દવે અને સ્વ. વ્યોમેશચંદ્ર જનાર્દન પાઠકજીઃ પ્રકાશક એમ. સી. કોઠારી, રાવપુરા, વડોદરા, ૧૯૩૧; ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૩૩૬, કાચું પૂઠું, મૂલ્ય રૂ. ૧-૦-૦.

મુંબાઇ વિદ્યાપીઠમાં પ્રવેશ કરનારા વિદ્યાર્થીઓને મેટ્રિકની પરીક્ષાના અભ્યાસ માટે આ પુસ્તક યોજાયું હતું. બન્ને લેખકો વિદ્વાન હોવાથી પસંદગી તેમજ શૈલી વગેરે સરળ અને સુંદર છે. આ પુસ્તક ૪ (ચાર) ખંડમાં છે. પહેલામાં ચરિતાત્મક, બીજામાં નવલિકા, ત્રીજામાં નાટક સંવાદ અને ચોથામાં સામાન્ય નિબંધિકા, નિબંધ તથા પ્રકીર્ણ લેખો છે. વિદ્વાન લેખકોના ગ્રંથોમાંથી પસંદગી કરેલી હોવાથી સંગ્રહ વાંચવા લાયક બોધદાયક તેમજ રસપ્રદ છે. સાહિત્યના શોખીનોને તો આ બહુજ ઉપયોગી છે.

**ના. ચં. દીવાનજી**

**૬. બળવાખોર પિતાની તસ્વીર**—સંપાદકઃ કકલભાઇ કોઠારી, પ્રકાશકઃ નવ-સૌરાષ્ટ્ર કાર્યાલય, અમદાવાદ, ૧૯૩૯; પૃ. ૩૩૩; પાકું પૂઠું; કિં. ૨-૮-૦.

'નવસૌરાષ્ટ્ર'ની ત્રીજી ભેટ તરીકે વહેંચાયલું આ પુસ્તક ચરિત્રવિષયક છે. આયરીશ શહીદ જેમ્સ કોનોલીના જીવનપ્રસંગો એની પોતાની પુત્રી નોરા કોનોલીએ **Portrait of a Rebel father** નામે પાછળથી લખેલા તે પરથી આ ગુજરાતી રૂપાંતર કરવામાં આવેલું છે.

આયર્લેન્ડ એ ઇંગ્લંડનો પડોશનો એક મોટો ટાપુ હોઇ સેંકડો વર્ષથી ઇંગ્લાંડની જોહુકમી સત્તા નીચે ચંપાયલો હતો. ખોયેલી સ્વાધીનતા પુનઃ પ્રાપ્ત કરવાને આયરીશ પ્રજાએ લાગ મળ્યે અનેક વાર પ્રયત્નો કર્યા હતા, પણ ભાગલા પાડીને સ્વસત્તા નભાવી રાખવાની કાબેલિયત ધરાવતા અંગ્રેજોએ એ નીતિના તેમ જ લશ્કરી સત્તાના જોરે આયરીશ સ્વાતંત્ર્ય-પ્રેમીઓના એ પ્રયત્નોને ફાવવા દીધા નહોતા. છતાં આયર પ્રજાની સ્વાતંત્ર્યની તમન્ના તો તેવી ને તેવી જ જલતી રહી હતી. ૧૯૧૪માં પ્રગટેલા વિશ્વયુદ્ધ પ્રસંગે આયરીશ નેતાઓએ તક ઝડપી લીધી ને શસ્ત્રસજ્જ સ્વયંસેવક દળની રચના કરી દેશના મોટા ભાગનો વિશ્વાસ મેળવીને **"પોતાનો દેશ પરતંત્રતાની બેડીમાં સબડતો હોય તેવે વખતે પારકા દેશોની લુંટાતી સ્વાધીનતા રક્ષવા માટે લડાઇમાં ઝુકાવેલા ઇંગ્લંડને લશ્કરભરતી કે નાણાંકીય મદદરૂપે સહાય આપી જ ન શકાય"** એવી ભાવના જાગ્રત કરીને પ્રજાકીય અસ્મિતા પ્રકટાવી. એ મહાન કાર્યના યોજકો અને સંચાલકોમાંનો એક અગ્રેસર નેતા આ જીવનચરિત્રનો નાયક જેમ્સ કોનોલી હતો. સ્વાતંત્ર્ય યુદ્ધના પહેલા પ્રયાસમાં દેખીતી રીતે સફળતા તેમને નથી મળતી. સ્વયંસેવક દળની હાર થાય છે ને તેના અનેક આગેવાનો પકડાઇને ફાંસીને માંચડે લટકે છે વા ગોળીથી વિંધાઇને શહીદ બને છે. આયરીશ સ્વયંસેવક દળનો સેનાપતિ જેમ્સ કોનોલી પણ શહીદ બને છે.

આખા પુસ્તકનું વાચન સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટેની આયરીશ પ્રજાની લડતના ઇતિહાસની ઝાંખી કરાવે છે ને કંઇ કંઇ લાગણીઓનાં પૂર દિલમાં વહેવડાવે છે.

શિક્ષિત સ્ત્રીપુરુષો તેમ મોટા વિદ્યાર્થીઓને આ પુસ્તક એક વાર વાંચી જવાની ભલામણ તો જરૂર કરીએ.

**૭. રાતું રુસ ભાગ ૩ જો:**—લેખકઃ ચંદ્રભાઇ ભટ્ટ; પ્રકાશકઃ ભોગીલાલ ગાંધી; 'નવી દુનિયા' કાર્યાલય–અમદાવાદ; ૧૯૩૮; ૧૬ પેજી પૃ. ૧૩૭; કાચું સચિત્ર પૂઠું; કિં. ૦–૧૨–૦; ત્રણે ભાગ ભેગા કિં. રૂ. ૨–૮–૦ પાકું પૂઠું.

રશિયામાં ઝારશાહીનો અંત આવી બોલ્શેવિક ક્રાંતિનાં મંડાણ કેવી રીતે થવા પામ્યાં એનો ખ્યાલ મેળવવાને આ ચોપડીના ત્રણે ભાગો વાંચવા જેવા છે. આ ત્રીજા ભાગમાં ઝારના નિકંદન પછી સત્તારૂઢ બનેલી કામચલાઉ મૂડીદાર સરકાર પાસેથી સત્તાનાં સૂત્રો ઝૂંટવી લઇને લેનીને સોવિયેટોના હાથમાં કેવી રીતે મૂક્યાં તેનું રસમય ચિત્રદર્શન જોવા મળે છે. ભાષાશૈલી સરસ ને વાર્તાત્મક હોઇ હરકોઇ કિસમનો વાચક એકી બેઠકે જ પુસ્તકનું વાચન પૂરું કરવાને લલચાયા વગર નહિ રહે એમ માનીએ છીએ.

**૮. વિશ્વદર્શન:**—સંગ્રાહક: છોટાલાલ માનસિંગ કામદાર બી. એ. (વાંકાનેર); પ્રકાશકઃ ભારતી સાહિત્ય સંઘ–અમદાવાદ; ૧૯૩૮; ડેમી આઠ પેજી પૃ: ૪૫૨; પાકું પૂઠું; કિં. ૩–૮–૦.

એનસાઇક્લોપીડિયા, ઇઅર બુકો, ડિરેક્ટરીઓ, વગેરેરૂપે જેવું આકર સાહિત્ય ( Reference Books ) અંગ્રેજીમાં બહાર પડે છે તેવું આકર સાહિત્ય પ્રકટ કરવાની યોજના હિંદની કોઇ દેશી ભાષામાં હોય તો, તે અમે જાણતા નથી. ગુજરાતી ભાષામાં તો એ ખોટ હતી જઃ ' જ્ઞાનકોષ ' કે ' જ્ઞાનચક્ર 'ના આરંભેલા પ્રયાસો અધૂરા નીવડ્યા છે. એવે વખતે ' ઇઅર બુક 'ની શૈલીએ એકલા હિંદુસ્તાનની નહિ પણ જગતની વિવિધ જાણવા જેવી માહિતીઓનો આ સંચય ગુજરાતીમાં પ્રસિદ્ધ થયો છે તે બેશક આવકારપાત્ર તેમજ ઉત્તેજનપાત્ર છે. આ જાતનું સાહિત્ય ધીરજપૂર્વક સંઘરવું ને તેને પ્રકટ કરવું એ બન્ને બાબત, આપણી જનતાની અત્યારની વાચનરુચિ જોતાં નર્યું સાહસરૂપ જ લેખાય. છતાં એ સાહસ અમને ગમ્યું છે ને તે બદલ લેખક પ્રકાશક બન્નેને અંતઃકરણપૂર્વક અભિનંદીએ છીએ.

આમુખલેખક પ્રો. ચંદુલાલ ન. વકીલ તેમના નિવેદનમાં જણાવે છે તેમ " વિશ્વદર્શનની પ્રસિદ્ધિથી ગુજરાતી સાહિત્યમાં આ જાતના પુસ્તકની ખોટ પુરાય છે " એ સાવ સાચું છે. ઘણી સામાન્ય બાબતોનું જ્ઞાન જરૂર પડયે તરત જ મેળવવાનું ગુજરાતી જનસમાજને માટે સુલભ બન્યું છે. આ પુસ્તકમાં સન ૧૯૩૭ સુધીની હકીકતો સામાન્ય રીતે સંચિત થયેલી છે. એટલે એ સાલ પૂરતી તો જે તે વિષયની સાચી માહિતી મળી શકશે જ. તદુપરાંત ' સૂર્યમંડળ, ભૂગોળ, ખગોળ, આરોગ્ય કે વૈદક વિષયક, ખનીજો ને શોધખોળો, આયુષમર્યાદા, વેજવુડ તપાસ સમિતિ, હિંદી સરકાર અને મુખ્ય દેશી રાજ્યો વગેરે અનેક બાબતો એવી પણ છે કે જેનો સંગ્રહ કયારેય પણ ઉપકારક થઇ પડશે. ' ટુંકી ચરિતાવલિ ' તથા 'હજાર વર્ષનું પંચાંગ'વાળાં છેવટનાં ૬૦ પૃષ્ઠોથી તો પુસ્તકની ઉપયોગિતા ખાસ વધી છે.

આવા ઉપયોગી આકરગ્રંથના પ્રકાશનને ઉત્તેજન આપવું એ સાહિત્યરસિક એકેએક શ્રીમંતની તેમ જ સાધનસંપન્ન સાર્વજનિક પુસ્તકાલયોની । ફરજ જ ગણાવી જોઇએ.

સાંભળ્યા પ્રમાણે ' વિશ્વદર્શન 'નો બીજો ભાગ આવતા વર્ષે પ્રકટ થવાની તૈયારીઓ ચાલે છે, એ ખરેખર ખુશ થવા જેવું છે.

હવેનાં પ્રકાશનોમાં જે તે બાબતને લગતી ગુજરાતપૂરતી ઉપલબ્ધ માહિતીઓ ચીવટાઇ પૂર્વક સંઘરવાની મિત્રભાવે સૂચના કરીએ છીએ.

**૯. અમે પિંજરનાં પંખી**—લેખકઃ નીરૂ દેસાઇ; પ્રકાશકઃ ભોગીલાલ ગાંધી, નવી દુનિયા કાર્યાલય-ભદ્ર, અમદાવાદ;આવૃત્તિ ૧ લી ૧૯૩૯; ક્રાઉન ૧૬ પેજી પૃ. ૮+૧૫૬; કાચું પૂઠું; કિં. રૂ. ૧–૪–૦.

આ પુસ્તક ' નવી દુનિયા ગ્રંથમાળા 'ના ત્રીજા વર્ષનું ૪ થું પુસ્તક છે. એના વાચનથી જેલનાં પંખીઓ એટલે કે કેદી દુનિયાના જીવનવ્યવહારના તેમ જ જેલમાં પણ કેવા કેવા ગુન્હાઓ બને છે, કેવી કેવી ચશમપોશીઓ થાય છે, તેની ઝાંખી થવા ઉપરાંત ,જેલમાંથી છૂટા થયેલા શખ્સોને મોડા કે વહેલા પાછા એ જ જેલની દુનિયાને આશરે મોટે ભાગે જે આવવું પડે છે તેમાં બહારના સમાજમાં પ્રતિષ્ઠિત ગણાતી વ્યક્તિઓનો અસદ્વ્યવહાર જ મોટે ભાગે જવાબદાર હોય છે એવું ભાન થાય છે.

સંજોગવશાત્ જેલમાં આવી ચડેલો તાપીશંકર નામનો બ્રાહ્મણ યુવક સજા પૂરી થતાં બાકીનું જીવન પ્રામાણિકપણે ગુજારવાના નિશ્ચયપૂર્વક બહાર નીકળે છે, પણ સમાજ તેને સંઘરતો નથી અને સમાજના પ્રતિષ્ઠિતો તેને ધક્કા મારી મારીને વગરવાંકે ખોટા આળ નીચે પુનરપિ જેલમાં હડસેલી દે છે. આ જાતનો સામાજિક અન્યાય વહેલામાં વહેલી તકે દૂર થઇ જવો જોઇએ, એવી લાગણી વાચકના દિલમાં આ નવલકથાનું વાચન જન્માવશે. પુસ્તક વાંચવા જેવું છે.

**૧૦. ભીખો ચોટ્ટો**—લેખકઃ રમણલાલ સોની; પ્રકાશકઃ શરદ કાર્યાલય–ભદ્ર, અમદાવાદ; ૧ લી આવૃત્તિ ૧૯૩૯; પૃઃ ૩૧૮; પાકું પૂઠું; કિં. રૂ. ૨–૦–૦.

શરદ કાર્યાલયના ૪ થા પ્રકાશન તરીકે પ્રસિદ્ધ થયેલી આ નવલકથા ' યુરોપના એક ઉચ્ચ પંક્તિના લેખક Solem Aschની કૃતિ Motke the Thief 'ની કથાવસ્તુની આછી રૂપરેખાનો ઉપયોગ કરીને ગુજરાતીમાં ઘટાવાઇ છે. સમાજમાં જણાતી ચોર, લુચ્ચી ને બદમાશ વ્યક્તિઓ એ સમાજમાં પ્રવર્તતા અન્યાયી ધોરણના જ પરિપાકરૂપ છે, એમ બતાવવાનો નવલકથાનો આશય હોય એમ લાગે છે. પણ ગુજરાતી વેશવાઘામાં રજૂ થયેલી આ કૃતિને એ પ્રયાસમાં સર્વાંશે સફળતા વરી હોય એમ અમને નથી લાગતું. ભીખાની માને 'ધાવ'ની નોકરી સ્વીકારતાં ભીખાને માના ધાવણનો લાભ મળવો સપૂચો બંધ પડે એવી, તેમ જ ન્યાત જાત કે કુટુંબ કબીલાની પૃચ્છા વગર લગ્નસંબંધ ગોઠવાઇ શકે એવી સ્થિતિ હિંદુ સાંસારિક જીવનમાં હજી લગી તો આવી નથી જ. વળી કોઇ તરુણી સાથે એનો દાદો એ તરુણીના પ્રેમિકને ઘેર મળવા જાય એ, તેમ જ પત્ની થવા નિર્માયલી બાળા પતિના વિશ્વાસનો ભંગ કરીને તેના જીવનનું રહસ્ય જાહેર કરી દઇ તેને છેહ દે એટલું જ નહિ પણ તેને પોલીસને સ્વાધીન કરવા જેટલી નિષ્ઠુરતા દાખવે એ પણ હિંદુ સંસારની દૃષ્ટિએ અવાસ્તવિક છે. આ જાતનું વાચન આપણા સમાજ માટે ભાગ્યે ઉપકારક ગણાય.

**૧૧. અવન્તીનાથ**—લેખકઃ ચુનીલાલ વર્ધમાન શાહ; પ્રકાશક, ઇ. બ. ઠાકોર, પ્રત-

બંધુ પ્રિં. પ્રેસ, અમદાવાદ; પ્રથમ આવૃત્તિ ૧૯૩૯; ૧૬ પેજી પૃષ્ઠ ૧૨+૩૪૪, પૂઠું સચિત્ર કાર્ડબોર્ડ પટ્ટીનું; કિં. ૨–૦–૦.

આ પુસ્તક ઐતિહાસિક નવલકથાનું હોઈ તે 'પ્રજાબંધુ' સાપ્તાહિકની સન ૧૯૩૯ ની ભેટરૂપે બહાર પડ્યું છે. એમાં અવન્તીનાથ ભોજ રાજાના જીવનપ્રસંગોને કલામય રીતે ગૂંથી લઈને બારમા સૈકાના હિંદની સંસ્કૃતિ, રાજકીય તેમ સામ્પત્તિક પરિસ્થિતિનો ખ્યાલ આપતું સરસ ચિત્ર રજૂ કરવામાં આવ્યું છે. ઐતિહાસિક નવલકથાઓના શોખીનોને એનું વાચન બેશક રૂચશે.

—ના. નં. ચોકસી

**૧૨. બાળકોનો બાગ**—લેખક તથા પ્રકાશક–સોમાભાઈ કીશાભાઈ પટેલ; સુણાવ, આણંદ થઈને; પૃષ્ઠ ૯૨; પૂઠું કાચું; કિંમત ૦–૬–૦.

આ ચોપડી બાગકામ સંબંધી છે. નિશાળને અંગે બાગ કેવો રાખી શકાય, તેમાં શું શું ઉછેરવું જોઈએ, કઈ કઈ ઋતુમાં કયા કયા રોપ ઉછેરી શકાય, ખાતર કઈ જાતનું નાંખવું, વેલો, શાકભાજી વગેરે કઈ કઈ જાતનાં કરવાં વગેરે સંબંધી ઉપયોગી માહિતી પત્રોના રૂપમાં આ ચોપડીમાં આપવામાં આવી છે. આ માહિતી વિવિધ તથા પૂરતા પ્રમાણમાં છે. આ ચોપડી શાળાઓમાં વસાવવા જેવી છે; તેમ જ બાગકામના શોખીન બીજા લોકોએ પણ વાંચવા જેવી છે. ચોપડીની પ્રસ્તાવના સ્વ. શ્રી. ગિજુભાઈ બધેકાએ લખેલી છે. આપણી ભાષામાં બાગકામ સંબંધી સારી ચોપડીઓ થોડી છે, તેમાં આ ચોપડીથી એક સારો ઉમેરો થયો છે.

**૧૩. બાલવિહાર અર્થાત્ સુગમ બાળવાડી**—લેખક–શંભુ શંભુ ભટ્ટ અને ડાહ્યાભાઈ અં. પટેલ; પ્રકાશક–શંભુ શંભુ ભટ્ટ, ફળઝાડ–ઉછેર અમલદાર, વડોદરા રાજ્ય, વડોદરા; પૃષ્ઠ સંખ્યા–૮૦; પૂઠું ચીકણા કાગળનું; કિંમત ૧–૦–૦.

પુસ્તક સંવાદન રૂપમાં લખાયેલું છે. એમાં ફળની વાડી કેમ કરવી તેને લગતી બાબતો ચર્ચેલી છે. ફળઝાડનાં બીની પસંદગી, જુદી જુદી જાતની કલમો, પાણી પાવું, ખેડ, ખાતર, પેટા પાક, પાકનું વેચાણ, ફળની લાંબી મુદત માટે સાચવણી વગેરે બાબતો વિસ્તારથી સમજાવેલી છે. પુસ્તકના અક્ષર મોટા છે, કાગળ સારા છે તથા ચિત્રો આપેલાં છે. આ પુસ્તક પ્રાથમિક શાળાનાં ઉપલાં ધોરણના તથા માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓ સમજી શકે તેમ છે. સાધારણ ભણેલા એવા ખેતીવાડીમાં રસ લેતા મોટી ઉંમરના માણસો પણ તે વાંચી શકે તેમ છે. આપણી ભાષામાં આવા ઉપયોગી વિષયોને લગતાં પુસ્તકો થોડાં છે; તેથી આવા સાહિત્યને ઉત્તેજન મળવું આવશ્યક છે.

—શં. સો. પટેલ

**૧૪. ભારતમાં અંગ્રેજી રાજ**—ભા. ૧–૨ (સચિત્ર) હિંદીમાં મૂળલેખક પંડિત સુંદરલાલ; ભાષાંતરકર્તા: શ્રી. ભાસ્કરરાવ વિદ્વાંસ; પ્રકાશક: ચતુર્ભુજ વિઠ્ઠલદાસ જસાણી M. L. A. ગોંદિયા ( સી. પી. ) ડેમી આઠ પેજી પૃષ્ઠ ૧૦૨૪, ચિત્રો ૮૫ ( ૨૫ રંગીન તથા ૬૦ સાદાં ), પાકું પૂઠું, બે ભાગમાં મૂલ્ય રૂા. ૧૦).

અત્યાર સુધી આપણે ત્યાં ભારતવર્ષના જે ઇતિહાસ ઉપલબ્ધ થયા છે તેમાં મુખ્યત્વે

ઘણા ખરા પરદેશીઓના રચેલા ઇતિહાસો છે. એમણે ભારતવર્ષનો જેવો ઇતિહાસ જે રૂપમાં રજૂ કર્યો તે જ રૂપે આપણને મળ્યો. પરંતુ વખત જતાં આપણા દેશજનોએ ઇતિહાસનું સંશોધન કરવા માંડતાં અત્યાર સુધી ભણાવાતા ઇતિહાસમાંની કેટલીક વિગતો ખોટી નીકળી આવી. આવો જ શોધખોળનો પ્રયત્ન પંડિત સુંદરલાલે કર્યો છે અને તેમની એ અથાગ મહેનતનું પરિણામ તે આ " ભારતમાં અંગ્રેજી રાજ " છે.

એમાં લેખકે સ્થળે સ્થળે પ્રમાણો આપીને ઇતિહાસના સાચા સ્વરૂપને એવી સરસ રીતે રજૂ કર્યું છે કે તે પાછલા ઇતિહાસોમાંના અમુકને તો જરૂર ખોટા પાડે છે.

આપણે ત્યાં ૧૮૫૭ માં જે સિપાઇવિદ્રોહ થયેલો તે કેટલેક દરજ્જે રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય યુદ્ધના એક અંગરૂપ હતો તે આ ગ્રંથમાંનાં એમાંનાં પ્રકરણો વાંચતાં સ્પષ્ટ જણાઇ આવે છે. અને આ બધી વિગતો પોતે કયાંથી કેવી રીતે પ્રાપ્ત કરી એ વગેરે હકીકતો લેખકે પુસ્તકના શરૂભાગમાં લખેલ પોતાના ' સ્વીકૃતિ ' પરથી મળી આવે છે. એ જોતાં લેખકે આ ગ્રંથ તૈયાર કરવા પાછળ લીધેલો શ્રમ સ્પષ્ટ થાય છે.

આવા ગ્રંથો કવચિત જ પ્રસિદ્ધ થાય છે. શ્રી. ચતુર્ભુજભાઇએ આ ગ્રંથનું ગુજરાતી ભાષાંતર તૈયાર કરાવી છપાવી પ્રસિદ્ધ કરવાનું જે સાહસ ખેડયું છે તે માટે ગુજરાત તેમનું સદાનું ઋણી રહેશે.

ગુજરાતનું કોઇ પણ પુસ્તકાલય આ ગ્રંથવિહોણું ન રહેવું જોઇએ. અન્ય પુસ્તકોની ખરીદી પર કાપ મૂકીને પણ દરેક પુસ્તકાલય આ ગ્રંથ જરૂર વસાવે.

—" ઐતિહાસિક "

**૧૫. જીવતા તહેવારો**—આવૃત્તિ ત્રીજી; લેખક : શ્રી. દત્તાત્રય બાળકૃષ્ણ કાલેલકર; પ્રકાશક: નવજીવન પ્ર. મંદિર, અમદાવાદ. ક્રાઉન સોળ પેજી પૃષ્ઠ ૮+૩૨૦, બોર્ડ પટીનું પૂઠું મૂલ્ય ૦–૧૨–૦.

આ પુસ્તકમાં કાકા કાલેલકરે આપણા તહેવારોને લગતું વર્ણન અને વિવેચન આપ્યું છે. આપણા જીવનમાં તહેવારોનું શું સ્થાન છે અને તે કેવી રીતે ઉજવવા જોઇએ, તેમાં કેવી ભાવના હોવી જોઇએ, તેમ જ સમયના વહેવા સાથે નવા નવા તહેવારો પણ શરૂ કરવા જોઇએ વગેરે વિગતો આપીને તહેવારોનું ખરૂં સ્વરૂપ સમજાવ્યું છે. આપણે ગતાનુગતિક ઉજવ્યે જતા તહેવારોનું આમાં દર્શાવ્યા મુજબનું મહત્ત્વ સમજીને તે ઉજવીએ તો આપણી સંસ્કૃતિમાં સારો ઓપ લાવી શકાય.

પુસ્તકની ત્રીજી આવૃત્તિ એજ એની ઉપયોગિતા પૂરવાર કરે છે.

**૧૬. ધર્મમંથન**—( આવૃત્તિ બીજી ) લેખક: મોહનદાસ કરમચંદ ગાંધી; પ્રકાશક ઉપર પ્રમાણે; ક્રાઉન સોળ પેજી પૃષ્ઠ ૧૬+૪૯૬, કદ, પૂઠું મૂલ્ય ઉપર પ્રમાણે.

મહાત્મા ગાંધીજીના ધર્મવિષયક લેખોનો આ સંગ્રહ છે. પુસ્તક પાંચ ખંડોમાં વહેંચાયેલું છે. પહેલા ખંડમાં હિંદુ ધર્મવિષયક લેખો હોઇને બીજામાં મંદિર અને યાત્રાને લગતા લેખો આપ્યા છે. તેમાં મૂર્તિપૂજાને અને મંદિરને લગતા તેમજ આજના અગત્યના પ્રશ્નરૂપ થઇ પડેલ હરિજનોના મંદિરપ્રવેશને લગતા લેખો પણ અપાયા છે. ત્રીજા ખંડમાં અપાયેલા લેખોમાં ઉપવાસ અને પ્રાર્થનાનું મહત્ત્વ અને તેનું ધાર્મિક રહસ્ય સમજાવ્યું છે. ચોથા ખંડના લેખોમાં તત્ત્વજ્ઞાનની ચર્ચા આવે છે, જ્યારે પાંચમામાં ધર્મશાસ્ત્રોને લગતા લેખો છે.

સાચા ધર્મનું સ્વરૂપ સમજવાની જિજ્ઞાસા ધરાવનાર સૌને આ પુસ્તક ઉપયોગી જણાશે.

**રાષ્ટ્રભાષાનો ગુજરાતી કોષ** –સંપાદકઃ શ્રી. મગનભાઇ પ્રભુદાસ દેસાઇ; પૃષ્ઠ ૨૦+૩૬૭; પ્રકાશક, કદ; પૂઠું ઉપર પ્રમાણે. મૂલ્ય રૂા. ૧।।

આજે જ્યારે દેશભરમાં રાષ્ટ્રભાષાનો પ્રચાર થવા માંડયો છે, એ વખતે આપણા ગુજરાતમાં પણ એના પ્રચારના-પ્રયત્નો ચાલુ છે. એવે વખતે પ્રસિદ્ધ થયેલો આ કોષ, રાષ્ટ્રભાષાપ્રેમી સૌ કોઇને એ ભાષાનું જ્ઞાન સમૃદ્ધ કરવામાં ઉપયોગી ફાળો આપશે. સમય-સરના આ પ્રકાશનને અમે આવકારીએ છીએ.

**૧૮. જીવન અને સાહિત્યઃ**—ભા. ૨ જો; લેખક : શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઇ; પ્રકાશકઃ આર. આર. શેઠની કંપની મુંબઇ, ક્રાઉન સોળ પેજી પૃષ્ઠ ૩૫૪, પાકું પૂઠું મૂલ્ય રૂા. અઢી.

શ્રી. રમણલાલ દેસાઇ એક અચ્છા નવલકથાકાર હોવા ઉપરાંત સરસ નિબંધલેખક પણ છે. આ પુસ્તકમાં એમણે જુદા જુદા વિષયને લગતા નિબંધો લખ્યા છે. એમના સાહિત્ય અને પ્રગતિશીલપણું, નવલકથા, રંગભૂમિ, વ્યાયામની ભાવના, ધર્મભાવના તેમ જ પુસ્તકાલય વગેરે વિષયને લગતા વિચારો આ નિબંધોમાં અપાયા છે. આવાં શિષ્ટ પુસ્તકો દરેક પુસ્તકા-લયમાં હોવાં ઘટે.

**૧૯. શિકારઃ**—મૂળલેખકઃ શ્રીરામ શર્માઃ અનુવાદક; શ્રી. કિસનસિંહ ચાવડા. પ્રાપ્તિસ્થાનઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ. ક્રાઉન આઠ પેજી પૃષ્ઠ ૮+૧૮૦, પાકુ પૂઠું, મૂલ્ય રૂા. દોઢ.

આ પુસ્તકના મૂળ લેખક શિકારના અચ્છા ખેલાડી છે. અને પોતાના એ શોખમાંથી એમણે આ શૌર્યકથાઓ ઉતારી છે. શ્રીરામ શર્મા જેવા વેગીલી કલમવાળા લેખકની એ વાર્તાઓને શ્રી. કિસનસિંહ ચાવડાએ એ જ ધાટીએ ગુજરાતીમાં ઉતારી છે. સાહસ અને શૌર્યના શોખીનોને આ પુસ્તક ગમી જશે.

**૨૦. મદાલસાઃ**—લેખકઃ શ્રી. ગોવિન્દ હ. પટેલ, પ્રકાશકઃ ગોરધનભાઇ કિશોરભાઇ પટેલ—નંદાનંદ, અલકાપુરી, વડોદરા. ક્રાઉન સોળપેજી પૃષ્ઠ ૧૬+૯૨, સાદુ પૂઠું, મૂલ્ય દશ આના.

હિંદુ પુરાણોમાં આવતા મદાલસાના આખ્યાનને ગૌણ રાખી તત્ત્વજ્ઞાનના ઉપદેશને પ્રધાન ધ્યેયરૂપ રાખી રચાયેલું આ ખંડકાવ્ય પ્રાસાદિક રીતે રજુ કરાયું છે. એમાં આવતો ધાર્મિક બોધ–જિંદગી સંબંધેની વિચારણાને લગતો છે. ધર્મજિજ્ઞાસુઓએ વાંચવા જેવું છે.

**૨૧. મુસ્તફા કમાલઃ**—લેખકઃ શ્રી. કાન્તિલાલ શાહ; પ્રકાશકઃ ભારતી સાહિત્ય સંઘ, પાનકોર નાકા, અમદાવાદ. ક્રાઉન સોળ પેજી પૃષ્ઠ ૨૪૦. પાકું પૂઠું, મૂલ્ય રૂા. દોઢ.

"નવરચના" માસિકના ગ્રાહકોને ભેટ અપાયેલું આ પુસ્તક મુસ્તફા કમાલ પાશાના જીવનને નમ્રરૂપે રજુ કરે છે. એની સારી તેમજ નરતી બન્ને બાજુ આ પુસ્તકમાંથી મળી આવશે. આજે લખાતાં જીવનચરિત્રોમાં ઘણે ભાગે તો જે વ્યક્તિનું જીવન લખાયું હોય તેનાં વખાણ જ આવે છે; પરંતુ આવાં નિષ્પક્ષ જીવનચરિત્રો બહુજ થોડાં મળી આવે છે.

પુસ્તક રાષ્ટ્રીય દૃષ્ટિને નજર સમક્ષ રાખી લખાયું છે એટલે તુર્કસ્તાન અને હિંદુ-સ્તાનની રાજકીય સ્વાતંત્ર્યની તુલનામાં સારો ફાળો આપે એવું છે.

**૨૨. ધરતી**—લેખક : શ્રી. નીરૂ દેસાઇ. પ્રકાશક, કદ, પૂઠું, મૂલ્ય ઉપર પ્રમાણે, પૃષ્ઠ ૨૧૪,

વિખ્યાત અમેરિકન લેખિકા મિસિસ પર્લ બક, જેને સાહિત્યનું નોબેલ પારિતોષિક આપવામાં આવ્યું હતું તેણે રચેલ " The Good Earth "નું નવીન રૂપે રૂપાંતર પામેલું આ પુસ્તક છે. એનું રૂપાંતર કરવામાં લેખકે આપણા દેશનું જ વાતાવરણ જમાવ્યું છે. આખીય વાર્તા કિસાનોની કંગાલિયત અને તેમની દબાયેલી દશાનો ચિતાર આપે છે. લેખકે મૂળ વાર્તાને આવા નવીન સ્વરૂપે આપણા દેશના વાતાવરણને બંધ બેસતું બનાવવામાં સારી સફળતા પ્રાપ્ત કરી છે.

**૨૩. ચંદ્રનાથ**—મૂળલેખક : શ્રી. શરચંદ્ર ચટ્ટોપાધ્યાય; અનુવાદકઃ શ્રી. નગીનદાસ પારેખ, પ્રકાશકઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય ગાંધી રોડ, અમદાવાદ. ક્રાઉન સોળપેજી પૃષ્ઠ ૧૬+૧૪૪, પાકું પૂઠું, મૂલ્ય ૦-૧૪-૦.

આજે શરદ્‌બાબુનું સાહિત્ય આપણા ગુજરાતમાં સારા પ્રમાણમાં ઊતરતું જાય છે. એટલે એમનો પરિચય આપવાપણું રહેતું નથી. શરદ્‌બાબુની લખેલી આ નવલકથાની આ બીજી આવૃત્તિ તેની લોકપ્રિયતા સાબીત કરે છે. આ નવલકથાનો ઉપોદ્‌ઘાત સાક્ષર શ્રી. રામનારાયણ પાઠકે લખેલો હોઇ તેમાં તેમણે આ નવલકથા " પલ્લીસમાજ " સાથે કેટલી બધી મળતી આવે છે તે તથા તેમાંનાં પાત્રનિરૂપણનું વિવેચન કરી તેનું સામ્ય દર્શાવ્યું છે. જે પુસ્તકાલયમાં આ પુસ્તક ન હોય તેઓ જરૂર વસાવે.

**૨૪. કલ્યાણયાત્રા**—લેખક : ' દર્શક ' પ્રકાશકઃ વોરા એન્ડ કંપની, ૮, રાઉન્ડ બિલ્ડિંગ, કાલબાદેવી રોડ, મુંબઇ ૨. ક્રાઉન સોળપેજી પૃષ્ઠ ૧૦+૨૨૦, પાકું પૂઠું, મૂલ્ય રૂા. દોઢ

આ નવલકથામાં એક નાના ગામડાના શિક્ષકનો છોકરો અને તેના સાથીદારો મળીને સ્વાતંત્ર્યપ્રાપ્તિના યજ્ઞમાં કેવાં પર્યટનો અને સાહસો ખેડે છે, તેનું સચોટ આબેહૂબ વર્ણન લેખકે પોતાની ઓજસ્વી કલમે આ કથામાં આલેખ્યું છે. નવજુવાનો દેશની સ્વતંત્રતાના યજ્ઞમાં કેટલે સુધી બલિદાન આપી શકે છે તેનો હૂબહૂ ચિતાર આ પુસ્તકમાંથી મળશે.

**૨૫. બુદ્ધના બોલઃ**—લેખકઃ શ્રી. પંકજ, પ્રકાશકઃ વર્ધમાન એન્ડ સન્સ, પાયધુની મુંબઇ. ક્રાઉન સોળ પેજી કદ, સાદું પૂઠું, મૂલ્ય ૧-૪-૦.

બુદ્ધકાલીન ઇતિહાસને અને વાતાવરણને સાધનરૂપ બનાવી લેખકે આમાં ૧૮ વાર્તાઓ આપી છે. એમાં આવતા બૌદ્ધ ધર્મને લગતા ઉપદેશો, એ વાર્તાઓના મહત્ત્વનાં અંગરૂપ છે; એમાંથી તરી આવતો બોધ ઉપયોગી છે.

**૨૬. હૃદયજ્વાળાઃ**—લેખકઃ શ્રી. અંબાલાલ નૃ. શાહ, પ્રાપ્તિસ્થાનઃ લેખકને ત્યાં, રાજા મહેતાની પોળ, કાલુપુર. અમદાવાદ. ૧૯૩૨ઃ પૃષ્ઠ ૮ + ૨૫૨. સાદું પૂઠું મૂલ્ય રૂા. દોઢ

હાલના હિંદુ સમાજમાં પ્રવર્તમાન રૂઢિરિવાજો, વિધવાઓની પરિસ્થિતિ વગેરે સામાજિક દૂષણોની આસપાસ ગુંથાયલી આ નવલકથા સમાજસુધારામાં રસ લેનારાઓને રસપ્રદ થઇ પડશે. વાર્તારસ એકધારો ચાલ્યો આવે છે નવલકથારસિક વાચકવર્ગને એ જરૂર ગમશે.

**૨૭ મહાબત આલ્બમ**—કર્તા જી. એ. શેખ, જુનાગઢ. રૉયલ ચાર પેજી કદ, પાકું પૂંઠું, મૂલ્ય રૂા. સવાબે.

આ આલ્બમની અંદર કર્તાએ જુનાગઢ રાજ્યનો આજ સુધીનો ઇતિહાસ આપી તેમાં રાજવંશી તેમજ રાજ્યનાં જોવા-જાણવાલાયક સ્થળોનાં સંખ્યાબંધ ચિત્રો આપેલાં છે. જુનાગઢના ઇતિહાસને જાણવાની ખાહેશ રાખનારને આ આલ્બમ ઉપયોગી થઇ પડશે.

મ. પ્ર. વ્યાસ

[ વધુ પુસ્તકોનો પરિચય આવતા અંકે ]

## સામયિકો

**૧. વેપાર ઉદ્યોગ**—વ. ૧ અં. ૧ મે ૧૯૩૯ તંત્રી : ગટુલાલ છોટાલાલ ચોકસી, ભૂતડી ઝાંપા, વડોદરા. વાર્ષિક લવાજમ રૂ. ૧–૮–૦.

સદર માસિક અત્રેથીજ પ્રસિદ્ધ થાય છે એ આવકારદાયક છે. આવા માસિકની ખોટ હતીજ. લેખો જોતાં માસિક ભવિષ્યમાં વિશેષ ઉપયોગી બની શકશે એમ જણાય છે. વેપાર-ઉદ્યોગને લગતાં માર્ગદર્શનોની હાલ ખાસ આવશ્યકતા છે. ઉદ્યોગમાં સફળતા કેવી રીતે મેળવવી, કેવી વસ્તુઓ બનાવવી વગેરે બહુ સરળતાપૂર્વક વર્ણવ્યું છે. બાકી એક અંક ઉપરથી ભવિષ્ય નક્કી કરવું મુશ્કેલ છે. કાળજીભરી દેખરેખથી માસિક ઉપયોગી પૂરવાર થઇ રહેશે એ કહેવું અજુગતું નહિ ગણાય.

**૨. સ્કાઉટવીર**—તંત્રી : ગુણવંતરાય મ. ભટ્ટ, સંચાલક જીવરામ જોશી. દર માસે પ્રસિદ્ધ થાય છે, મૂલ્ય રૂ. ૨ વાર્ષિક. મુશ્કેલ સ્થિતિઓમાં રસ્તો કેવી રીતે કાઢવો, સાહસિક કેવી રીતે થવું તેમ જ સ્કાઉટોની ખાસીઅતો શી વગેરે બાબતો ઠીક ચર્ચી છે. સ્કાઉટોની પ્રવૃત્તિ માટે આ માસિક ખાસ ઉપયોગી છે. શાળાઓ જરૂર ખરીદે, બાળ પુસ્તકાલયો પણ ખરીદે.

**ના. ચં. દીવાનજી**

**૩. વિલાસ**—(ત્રિમાસિક) તંત્રી : મિસ બાનુ બહમનજી હીરજી ખુરશેદ. "અદીવિલા" હૈદ્રાબાદ ( દક્ષિણ ).

લોકરક્ષી દાદાભાઇ નવરોજી યાદગીરી મંડળ તરફથી પ્રકટ થતા આ ત્રૈમાસિકમાં સદર યાદગીરી મંડળનો હેવાલ આપવામાં આવ્યો છે. ઉપરાંત ભટ્ટ મેક્ષમૂલર નામક લેખ વાંચવા જેવો છે. એ સિવાય નિઝામ ઉલ્મુલ્કને લગતો ઐતિહાસિક લેખ પણ ઇતિહાસપ્રેમી-ઓએ જાણવા જેવો છે.

**૪. આરામ**—(નવલિકા અંક) તંત્રી : શ્રી. નંદલાલ ચુનીલાલ બોડીવાળા, સંપાદકઃ શ્રી લક્ષ્મીપ્રસાદ જ. આચાર્ય. સારંગપુર, સરસ્વતી ભુવન, અમદાવાદ. છૂટક કિંમત ૦–૪–૦.

અઠવાડીક ' આરામ ' એના દરેક અંકે હળવું છતાં ઉપયોગી સાહિત્ય આપે છે. આ નવલિકા અંકમાં જુદા જુદા લેખકોની કલમે લખાયલી ટૂંકી વાર્તાઓ આપવામાં આવી છે. જે નવલિકા શોખીનોને ગમી જશે. ઉપરાંત નવલિકા સાહિત્યને લગતા શ્રી. 'મત્તમયૂર' અને શ્રી. રમણીકલાલ દલાલના લેખો આપણા નવલિકા સાહિત્ય પર ઠીક ઠીક પ્રકાશ પાડે છે. એમાં પણ શ્રી. મત્તમયૂરનો લેખ મનનીય હોઇ ખાસ વાંચવા જેવો છે.

**૫. कर्मयोगी**—( **हिन्दी मासिक** ) સંપાદક : શ્રી. રામરખસિંહ સહગલ, રંગ-બસેરા, અલ્હાબાદ. વાર્ષિક લવાજમ રૂા. ૬ાા

શ્રી. સહગલ "ચાંદ" માસિકના સ્થાપક હતા, અને તેમણે ચાંદ પ્રેસ તેમ જ એના આખા પુસ્તક પ્રકાશન ખાતાનું સંચાલન કરેલું. પરંતુ પાછળથી તેમનું રાજકીય પ્રવૃત્તિને અંગે જેલ જવું થતાં તેમણે ઉપાડેલી સર્વ પ્રવૃત્તિ જમીનદોસ્ત થઇ ગયેલી.

આજે શ્રી. સહગલે આ માસિક શરૂ કરી " ચાઁદ " માસિકને પણ ભુલાવી દે તેવું આ માસિકનું સંપાદન કર્યું છે. માસિકનો પહેલો અંક, તેના ભાવિની ઓળખ આપે છે,

અંકના શરૂ ભાગમાં તેમણે પોતાની "ચાંદ" કાર્યાલયની પ્રવૃત્તિ અને તે પછીનો રોમાંચક ઇતિહાસ આપ્યો છે.

**૬. બુદ્ધિપ્રકાશ**—એપ્રિલ-જુન '૩૯. આ અંકમાં એક પછી એક એવા લેખો આપવામાં આવ્યા છે, કે જે આખા ને આખા આદ્યંત વાંચી જવા જેવા છે. તેમાં પણ શ્રી. કેશવરામ શાસ્ત્રીનો મીરાંબાઇને લગતો લેખ આપણા પ્રાચીન સાહિત્યના સંશોધકોને ઠીક ઠીક માર્ગદર્શન આપે છે. અને શ્રી. ઉમાશંકર જોષીનો "ઇતિહાસસંશોધનમાં પુરાણોનું સ્થાન" એ શીર્ષકનો લેખ, શ્રી. જોષી આ કાર્યમાં પણ કેટલા પાવરધા છે તેનો ખ્યાલ આપે છે. ઉપરાંત, ગુજરાતની ગ્રંથસ્થ ચિત્રકલાવાળો શ્રી. બચુભાઇ રાવતનો લેખ પુસ્તકોમાં ચિત્રકલા કેટલો અગત્યનો ભાગ ભજવે છે તે દર્શાવે છે.

**૭. નવચેતન**—રંગભૂમિઅંક–તંત્રી : શ્રી. ચાંપશી વિ. ઉદેશી, પોલોક સ્ટ્રીટ, કલકત્તા.

ગુજરાતી સાહિત્યનાં ગણ્યાં ગાંઠયાં માસિકોમાં 'નવચેતન' માસિક ખાસ સ્થાન ધરાવે છે. એ માસિક અવારનવાર જુદા જુદા વિષયો પર ખાસઅંકો પ્રકટ કરે છે. એનો જુલાઈ માસનો અંક "રંગભૂમિ અંક" તરીકે પ્રસિદ્ધ થયો છે. એમાં રંગભૂમિના કલાકારો તેમ જ નાટય સાહિત્યના અભ્યાસીઓના–નાટય લેખકોના–મનનીય લેખો અપાયા છે.

આવા–એ વિષયને જ પોતાના વ્યવસાય તરીકે સ્વીકારી ચૂકેલા–લેખકોના હાથે લખાયલા આ લેખો આપણી આજની રંગભૂમિને લગતી ઠીક ઠીક માહિતી આપે છે.

**૮. બાલજીવન**—પ્રવાસઅંક–જુલાઇ ૧૯૩૯ તંત્રી : શ્રી. રમણલાલ નાનાલાલ શાહ. બાજવાડા, વડોદરા.

"બાલજીવન"નો જુલાઇ માસનો અંક એના તંત્રીએ "પ્રવાસ અંક" રૂપે પ્રકટ કર્યો છે. એમાં જુદાં જુદાં જોવા–જાણવા જેવાં સ્થળોને લગતાં પ્રવાસવર્ણનવાળા લેખોનો સારો સંચય કર્યો છે. એમાં મુખ્યત્વે દ્વારકા, સિલોન, આબુ અને અચળગઢ ઉપરાંત હવે તો આપણા મુલકથી પર થયેલા એડનની પ્રવાસકથા પણ અપાઇ છે. પર્યટનના શોખીન બાળકો ઉપરાંત મોટાઓને પણ એમાંથી ઉપયોગી માહિતી મળી રહેશે.

**૯. સ્થાનિક સ્વરાજ્ય**—( ત્રૈમાસિક : એપ્રિલ-જુલાઇ ) તંત્રીઃ શ્રી. ચુનીલાલ ડી. બરફીવાળા અને શ્રી. દુર્લભજી દેસાઇ, સુરત. વાર્ષિક લવાજમ રૂા. ૧–૮–૦.

આ ત્રૈમાસિકમાં ગુજરાતનાં લોકલ બોર્ડ અને તેમાં પણ સુરત જીલ્લા લોકલ બોર્ડે જે "ગ્રામ સુધારણા સપ્તાહ" ઉજવ્યું હતું તેને લગતા વૃત્તાંતો તેમજ પ્રચાર પત્રિકાઓ આપેલી છે.

ગુજરાતનાં અન્ય લોકલ બોર્ડોને તેમ જ સુધરાઇઓને આમાંથી સુધારણાના માર્ગમાં સારી માહિતી ઉપલબ્ધ થશે.

## સ્વીકાર

(૧) સમાજસેવા મંડળ મોમ્બાસાનો સને ૧૯૩૮ નો હેવાલ અને હિસાબ.
(૨) સીતારામ સા. પુસ્તકાલય ધોળેજનો ૧૯૩૭-૩૮ નો હેવાલ–હિસાબ.

—卐—

# નવીન ફાલ

| ક્રમાંક | પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક અને મળવાનું સ્થળ | કિંમત | વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|
| ૧ | દુર્ગેશનંદિની | બંકિમચંદ્ર | એન. એમ. ઠક્કરની કંપની, ૧૪૦, પ્રિન્સેસસ્ટ્રીટ, મુંબઇ. | ૩–૦–૦ | |
| ૨ | વાત્સ્યાયન કામસૂત્ર | વાસિષ્ઠ | ,, | ૩–૮–૦ | |
| ૩ | રાસમાલિકા | વકીલ ધૈર્યચંદ્ર ર. બુદ્ધ | ગુર્જર સાહિત્ય ભંડાર, લાઠી | ૧–૦–૦ | ગૃહપુસ્તકાલય ગ્રંથમાળા |
| ૪ | અપૂર્વ ભારતી | બચુભાઇ શુક્લ | આર. આર. શેઠની કંપની | ૩–૮–૦ | પથેરદાબીનું બીજું નામ–(એજ પુસ્તક) |
| ૫ | સાચી વાતો | હર્ષદ પટેલ | આપણી બાળ-ગ્રંથમાળા, ભરૂચ | ૦–૩–૦ | |
| ૬ | ન્હાનપણની વાતો | પદ્માવતી દેસાઈ | ,, | ૦–૩–૦ | |
| ૭ | ઉંડા આકાશમાં | વૈકુંઠ ઠાકોર | ,, | ૦–૩–૦ | |
| ૮ | નાનાં છોકરાં | ચારુદત્ત | ભારતી સાહિત્ય-સંઘ, અમદાવાદ | ૦–૨–૬ | અરુણ પુસ્તકમાળા |
| ૯ | શંકરાચાર્ય | હરજીવન સોમૈયા | ,, | ૦–૨–૬ | ,, |
| ૧૦ | રંગરંગ વાદળિયાં | સુન્દરમ્ | ,, | ૦–૨–૦ | ,, |
| ૧૧ | દશ લાખનો દસ્તાવેજ | ડી. આર. મહેતા | વર્ધમાન એન્ડ સન્સ પાયધુની, મુંબઇ | ૦–૬–૦ | |

# પુસ્તકોનો પરિચયસંગ્રહ*

| ક્રમાંક | પુસ્તકનું નામ તથા વિષય | લેખક કે અનુવાદક | પ્રકાશક પ્રાપ્તિસ્થાન | પૃષ્ઠ, પૂંઠું, મૂલ્ય | પરિચય આપનાર પત્રો |
|---|---|---|---|---|---|
| ૨૦૭ | અજવાળી રાત (ટૂંકી વાર્તાઓ) | ... | "કુમાર" કાર્યાલય રાયપુર, અમદાવાદ | ૨-૦-૦ | "ફૂલછાબ" ૯-૬-૩૯ |
| ૨૪૧ | કંકાવટી (લોકસાહિત્ય) | ઝવેરચંદ મેઘાણી | ગૂર્જર ગ્રંથ ર. કાર્યાલય અમદાવાદ | ૦-૮-૦ | "પ્રજાબંધુ" ૧૧-૬-૩૯ |
| ૨૪૨ | પલ્લીસમાજ (નવલકથા) | શરદ્‌બાબુ | ,, | ૧-૪-૦ | "પ્રજાબંધુ" ૧૧-૬-૩૯ |
| ૨૧૮ | ધરતી (નવલકથા) | નિરૂ દેસાઇ | ભારતી સા. સંઘ-અમદાવાદ | ૨-૦-૦ | "જન્મભૂમિ" ૧૫-૬-૩૯ |
| ૨૪૩ | દરિદ્રનારાયણ ભા. ૧-૨ (નવલકથા) | ગુણવંતરાય આચાર્ય | આર. આર. શેઠની કું. મુંબઇ | ૫-૮-૦ | "જન્મભૂમિ" ૨૨-૬-૩૯ |
| ૨૪૪ | અમે પિંજરનાં પંખી (નવલકથા) | નિરૂ દેસાઇ | નવીદુનિયા કાર્યાલય અમદાવાદ | ૧-૪-૦ | "ફૂલછાબ" ૨૩-૬-૩૯ "યુવક" જુલાઇ '૩૯ "જન્મભૂમિ" ૬-૭-૩૯ |
| ૨૦૫ | અવન્તીનાથ (નવલકથા) | ચુ. વ. શાહ | "પ્રજાબંધુ" પ્રેસ અમદાવાદ | ૨-૦-૦ | "યુવક" જુલાઇ '૩૯ "ગુજરાતી" ૨-૭-૩૯ |
| | તક્ષશિલાની રાજમાતા (નવલકથા) | ઉછરંગરાય ઓઝા | જીવનલાલ અ. મહેતા અમદાવાદ | ૩-૮-૦ | "પ્રજાબંધુ" ૧૮-૬-૩૯ |
| ૨૪૮ | અપૂર્વ ભારતી ભા. ૧-૨ (નવલકથા) | શરતચંદ્ર | આર. આર. શેઠની કંપની મુંબઇ | ૩-૮-૦ | "ફૂલછાબ" ૩૦-૬-૩૯ "જન્મભૂમિ" ૨૯-૬-૩૯ ,, ૬-૭-૩૯ |
| ૨૫૦ | ભીખો ચોટો (નવલકથા) | રમણલાલ સોની | શરદ કાર્યાલય અમદાવાદ | ૨-૦-૦ | "જન્મભૂમિ" ૬-૭-૩૯ |
| ૨૪૯ | ચરિત્રહીન (નવલકથા) | શરતચંદ્ર | એન. એમ. ઠક્કર મુંબઇ | ૩-૦-૦ | "યુવક" જુલાઇ '૩૯ |

* આ કોઠામાં જે પુસ્તકનો ક્રમાંક આપવામાં આવ્યો છે તેનો તેજ ક્રમાંક, જે તે પુસ્તકનો પરિચય ફરીવાર અન્ય સામયિકમાં પ્રકટ થતાં આપવામાં આવ્યો છે અને હવે પછી પણ અપાશે.—તંત્રી

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૫૯ | કિશોરચરિત્રમાળા (ભા. ૨) જીવન-ચરિત્રો | રસૂલભાઇ ન. વહોરા | ચ. એ. સોસાઇટિ આણંદ | ૧-૧૦-૦ | "નવરચના" જુન '૩૯ |
| ૨૩૮ | મંગળ ગરબાવળી (ગરબા) | ચંદ્રકાન્ત મંગળજી ઓઝા | ભરત ચંદ્રકાન્ત ઓઝા, જગનાથ પ્લોટ, ભાવનગર | ૦-૨-૦ | "ગુજરાતી" ૧૮-૬-૩૯ |
| ૨૨૩ | રાસગંગા (રાસ) | ,, | ,, | ૦-૮-૦ | "પ્રજાબંધુ" ૧૧-૬-૩૯ "ગુજરાતી" ૧૮-૬-૩૯ |
| ૨૩૯ | મુક્તિના રાસ (રાસ) | જ્યોત્સ્ના શુક્લ | ... | ૦-૪-૦ | "પ્રજાબંધુ" ૧૧-૬-૩૯ |
| ૨૧૪ | જીવન સંસ્કૃતિ (પ્રકીર્ણ) | કાકા કાલેલકર | નવજીવન પ્ર. મંદિર અમદાવાદ | ૨-૮-૦ | "મું. સ." ૧૭-૬-૩૯ |
| ૨૧૩ | ગાંધીજીની સાધના | રાવજીભાઇ મ. પટેલ | ,, ,, | ૧-૪-૦ | "મું. સ." ૧૭-૬-૩૯ "પ્રજાબંધુ" ૨-૭-૩૯ |
| ૨૧૫ | કાવ્ય પરિચય ભા. ૨ જો (સાહિત્ય) | રા. વિ. પાઠક નગીનદાસ પારેખ | ,, ,, | ૦-૧૨-૦ | "મું. સ." ૧૭-૬-૩૯ |
| ૨૪૦ | ધર્મમંથન (ધાર્મિક) | મો. ક. ગાંધી | ગૂર્જરગ્રંથ કાર્યાલય-અમદાવાદ | ૦-૧૨-૦ | "પ્રજાબંધુ" ૯-૭-૩૯ "સાંજવર્તમાન" ૨૨-૬ |
| ૧૯૮ | સ્મૃતિ અને દર્શન (સાહિત્ય) | રતિલાલ મો. ત્રિવેદી | ,, | ૧-૮-૦ | "મું. સ." ૧૭-૬-૩૯ |
| ૨૪૫ | જીવતા તહેવારો | દ. બા. કાલેલકર | નવજીવન પ્ર. મં. અમદાવાદ | ત્રીજી આ. ૦-૧૨-૦ | "સાંજવર્તમાન" ૨૨-૬ "ફૂલછાબ" ૩૦-૬-૩૯ |
| ૨૨૪ | અર્વાચીન કાલ સાહિત્યનાં વહેણો | રા. વિ. પાઠક | મુંબઇ યુનિવર્સિટી | ૧-૪-૦ | 'પ્રજાબંધુ' ૨-૭-૩૯ |
| ૨૪૬ | રાષ્ટ્રભાષાનો ગુજરાતી કોષ | મગનભાઇ પ્ર. દેસાઇ | ,, ,, | ૧-૮-૦ | "સાંજવર્તમાન" ૨૨-૬ |
| | પારિજાત (કાવ્યો) | પૂજાલાલ દલવાડી | અરવિંદ કાર્યાલય-આણંદ | ૨-૦-૦ | "પ્રસ્થાન" વૈશાખ '૯૫ |
| ૨૨૫ | લોકપોથી (પહેલી) | જુગતરામ દવે નરહરિ પરીખ | ,, ,, | ૦-૧-૦ | "ગુજરાતીપંચ" ૧૮-૬-૩૯ |
| | વિશ્વદર્શન | છોટાલાલ મા. કામદાર | ભારતી સાહિત્ય સંઘ અમદાવાદ | ૩-૮-૦ | "પ્રસ્થાન" વૈશાખ '૯૫ |
| ૨૪૭ | લગ્ન: ધર્મ કે કરાર? (સામાજિક) | ભોગીન્દ્રરાવ ર. દિવેટીઆ | નવયુગ પુ. ભંડાર રાજકોટ | કાચું પૂંઠું ૧-૪-૦ | "પ્રજાબંધુ" ૧૮-૬-૩૯ |
| ૧૯૦ | જીવન અને સાહિત્ય ભા. ૨જો (સામાજિક) | રમણલાલ વ. દેસાઇ | આર. આર. શેઠની કંપની | ૨-૮-૦ | "ફૂલછાબ" ૨૩-૬-૩૯ |
| ૭૭ | સાહિત્ય કળા (સાહિત્ય) | મોહનલાલ પા. દવે | યુગાન્તર કાર્યાલય-સુરત | ૧-૦-૦ | "ફૂલછાબ" ૨૩-૬-૩૯ |

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | તારીખ |
|---|---|---|---|---|
| આયુર્વેદવિજ્ઞાન | ૨૨ | ૩ | માર્ચ | ૫-૬-૩૯ |
| ઊર્મિ | ૯ | ૩ | જુન | ૪-૬-૩૯ |
| કિશોર | ૪ | ૧૦ | જુન | ૩-૭-૩૯ |
| કુમાર | ૧૬ | ૬ | જુન | ૧૭-૬-૩૯ |
| ખેડૂત, ખેતી ને સહકાર | ૫ | ૧૨ | જુન | ૧૧-૬-૩૯ |
| ખેતીવાડી | ૫ | ૩ | અષાડ | ૮-૭-૩૯ |
| ખેતીવાડી વિજ્ઞાન | ૨૭ | ૧૧ | જુન | ૩-૭-૩૯ |
| ગુણસુન્દરી | ૩૨ | ૫ | જુલાઇ | ૧-૭-૩૯ |
| ગ્રામજીવન | ૯ | ૧૨ | જુલાઇ | ૧-૭-૩૯ |
| ચરોતર | ૯ | ૬ | જુન | ૧૭-૬-૩૯ |
| ચિત્રમય જગત | ૨૫ | ૫ | જુલાઇ | ૩-૭-૩૯ |
| દેશી રાજ્ય ત્રિમસિક | ૧૧ | ૪ | જાન્યુ૦-માર્ચ | ૨૪-૫-૩૯ |
| નવચેતન | ૩૫ | ૪ | જુલાઇ | ૯-૭-૩૯ |
| નવરચના | ૪ | ૩ | જુન | ૧૭-૬-૩૯ |
| પાટીદાર | ૧૬ | ૯ | અષાડ | ૨૬-૬-૩૯ |
| પૂર્ણા | ૨ | ૧૧ | જુન | ૨૫-:-૩૯ |
| પ્રસ્થાન | ૧૪ | ૬ | ચૈત્ર | ૮-૬-૩૯ |
| બાલમિત્ર | ૧૮ | ૧૨ | જુલાઇ | ૩-૭-૩૯ |
| બાલસખા | ૩ | ૨ | જુલાઇ | ૨-૭-૩૯ |
| બાળક | ૧૭ | ૭ | જુલાઇ | ૧-૭-૩૯ |
| બાલજીવન | ૧૭ | ૮ | જુલાઇ | ૯-૭-૩૯ |
| બુદ્ધિપ્રકાશ ત્રિમાસિક | ૮૬ | ૨ | એપ્રિલ-જુન | ૮-૭-૩૯ |
| માનસી ત્રિમસિક | ૪ | ૧ | માર્ચ | ૮-૬-૩૯ |
| યુવક | ૯ | ૭ | જુલાઇ | ૬-૭-૩૯ |
| વૈદ્યકલ્પતરુ | ૪૪ | ૬ | જુન | ૧૦-૬-૩૯ |
| વ્યાયામ | ૨૪ | ૧૧ | જુન | ૧૫-૬-૩૯ |
| શારદા | ૩૬ | ૩ | જુન | ૧૫-૬-૩૯ |
| શિક્ષણપત્રિકા | ૧૪ | ૨ | ચૈત્ર | ૧૯-૪-૩૯ |
| સૌરાષ્ટ્રશિક્ષક ત્રિમાસિક | ૧૨ | ૪ | માર્ચ-મે | ૩૦-૫-૩૯ |
| સ્ત્રીબોધ | ૮૩ | ૭ | જુલાઇ | ૩-૭-૩૯ |

—※—

# શું વાંચશો ?

**કિશોર : જુન : ૧૯૩૯**

**ઝેરી ગૅસ અને રક્ષણનાં સાધનો :** ઝેરી ગૅસોના સામાન્ય રીતે ૩ ભાગ પાડી શકાય: (૧) ક્લોરીન, પ્રુસિક ઍસિડ વગેરેઃ આ ગૅસો માણસને ગુંગળાવી નાખે તેવા હોય છે. (૨) મસ્ટર્ડ ગૅસ, લેમિસાઇટ વગેરેઃ આ ગૅસો પ્રવાહી હોય છે અને શરીરે કપડાં પહેરેલાં હોય છતાં પણ તે શરીર પર પડવાથી ફોલ્લા ઉઠાડે છે. એ પ્રવાહીને હવામાં છોડયા પછી વાયુરૂપ થઈ જાય છે અને એ વરાળ ઘણા વખત સુધી હવામાં રહે છે. (૩) ઝેરી રજ ( Dust ) અને ધુમાડો ( Smoke ): એથી છીંકો પર છીંકો આવે છે, માથું દુઃખવા લાગે છે અને ઊલટી થાય છે. આની સામે રક્ષણ મેળવવા માટે (૧) વાયુચુસ્ત ( Gas-Proof ) ગૅસમાસ્કનો ઉપયોગ કરવામાં આવે છે.

**વ્યાયામ અને આરોગ્ય :** તગડા થવું એ વ્યાયામનો આદર્શ નથી; અલબત્ત, તગડા થવામાં નાનમ છે જ નહિ. આપણો આદર્શ તો વ્યાયામથી ઘડાયેલાં સુદ્દઢ માંસલ શરીરો—કમાન જેવાં હલકાં અને ચપળ શરીરો છે. આ શરીરો એવાં ખડતલ હોવાં જોઇએ કે આપણે વખત આવે વીસ કલાક પલાંઠો વાળીને લખ્યા કરીએ કે વાંચ્યા કરીએ કે ચાલ્યા કરીએ. ટૂંકમાં કહું તો, શાસ્ત્ર અને શસ્ત્ર—બન્નેમાં આપણો પ્રવેશ, આજના તબક્કે આવશ્યક છે.

**સાગરતળીએ :** સમુદ્રના ગર્ભમાં અનેક બહુમૂલ્ય દ્રવ્યો પડયાં છે, એમ આપણે ઐતિહાસિકોનાં કથાનકો પરથી જાણીએ છીએ. એને પ્રાપ્ત કરવા માટે અનેક મરજીવાઓ મથ્યા છે અને એ મથામણ માટે અનેક સાધનો શોધાયાં છે. સમુદ્રને તળિયે જવાની હીકમતનાં અનેક સાધનોમાં " રબર ડ્રેસ " એક અગત્યનું અંગ છે. ડૂબકી મારનારે કેટલે ઊંડે જવાનું છે અને ત્યાં કેટલો વખત રહેવાનું છે તેના પ્રમાણમાં જુદી જુદી જાતના રબરના પોશાકો હોય છે. પાણીમાં ઊતરનારાઓ આજ સુધીમાં વધારેમાં વધારે ૫૦૦–૬૦૦ ફૂટની ઊંડાઇ સુધી જઇ શકયા છે.

**કુમાર : જુન : ૧૯૩૯**

**જીનો વૉટ્કિન્સ :** નેપોલિયન જેટલો જ એ અણનમ ને આગ્રહી હતો. વળી સળેકડા જેવો નાજુક તબિયતનો છતાં શેર દિલવાળો હતો. એ ભણતો ત્યારે એને તરવાનો ગજબનાક શોખ હતો, એને શાળાજીવનના નાયક થવાનો શોખ નહોતો; એ તો દૂર દૂરની સ્વપ્નસૃષ્ટિના ખ્યાલો રાખતો. ગ્રીનલેન્ડ પર આક્રમણ લઇ જનાર એક ટુકડીમાં પ્રવેશપત્ર મેળવેલો છતાં તે આક્રમણ મુલતવી રહેતાં એ પોતે એકલો જ એ કાર્ય માટે ઉપડેલો. વળી એણે લાબ્રાડોરની તૈયારી કરવા મંડેલી એજ અરસામાં એની માતાનું અવસાન થયેલું. એનું મન પાછું પડયું, પણ પાછો એ તો ઉપડયો જ. એ પછી પાછળથી એણે ઉત્તરધ્રુવમાં વાયુશાસ્ત્રવિષયક શોધ-ખોળ કરવા ટુકડી ઊભી કરી. તે ઉપડયો-અને પછી એ સફરમાં એનું શું થયું તે કંઇ જ જાણવા મળ્યું નથી.

**સલ્ફ્યુરિક ઍસિડ :** સલ્ફ્યુરિક ઍસિડની બનાવટમાં ત્રણ ભૂમિકાઓ છે. જુદા જુદા પદ્દોમાં તેને નીચે પ્રમાણે બતાવી શકાયઃ

*પહેલી ભૂમિકા : ગંધક + પ્રાણવાયુ=ગંધકનો વાયુ–( સલ્ફર ડાયોકસાઇડ )
બીજી ભૂમિકા : ગંધકનો વાયુ + પ્રાણવાયુ=ગંધકનો તીવ્ર વાયુ ( સલ્ફર ટ્રાયોકસાઇડ )
ત્રીજી ભૂમિકા : ગંધકનો તીવ્ર વાયુ + પાણી=સલ્ફયુરિક એસિડ.

તે પાણી કરતાં ઘણો ભારે, તૈલી ને પ્રવાહી છે. વળી ચામડીને દઝાડે છે. કાગળ ઉપર પડવાથી કાગળ બળી જાય છે અને પાણીની અંદર નાખવાથી પાણી ફૂળી ઉઠે છે, ઊડે છે અને પુષ્કળ ગરમી ઉત્પન્ન થાય છે.

**ન્યુયોર્કનો વિશ્વમેળો :** ૧૨૧૬ એકરના વિશાળ પટ પર આ મેળો યોજાયો છે. અગાઉ એ ન્યુયોર્કના ઉકરડા જેવો હતો. ગંદકી ને રાખના ઢગલા ત્યાં ઠલવાતા. ૫૦ હજાર માણસોના ત્રણ વર્ષના પરિશ્રમ અને ૪૮ કરોડ રૂપિયાના ખર્ચે એ સ્થળ આજે પરસ્તાન બની ગયું છે. સેંકડો માઇલ દૂરથી ( કેટલાંક તો ૨૫–૩૦ ટન વજનમાં ) સમૂળ આણેલાં વૃક્ષો ત્યાં રોપવામાં આવ્યાં છે. દુનિયાનાં સૌ રાષ્ટ્રોએ તેમાં ભાગ લીધો છે, નથી લીધો માત્ર જર્મની, ચીન અને હિંદે; કારણ કે જર્મનીને એની રાજનીતિ આડે આવે છે, ચિનમાં લડાઇ ચાલે છે, જ્યારે હિંદ પરાધીન છે. એમાં જોવા જેવા વિજ્ઞાનના અનેક નમુનાઓ છે.

**ગુણસુંદરી : જુલાઈ : ૧૯૩૯**

**સ્ત્રીઓના અસહાય સ્થિતિ :** કેવળ આર્થિક સ્વાતંત્ર્યથી સ્ત્રીસ્વાતંત્ર્યના પ્રશ્નો નિકાલ નહિ આવે. તે માટે તો સ્ત્રીઓ અને પુરુષોને યોગ્ય શિક્ષણ મળવાની જરૂર છે, સ્ત્રીઓને પોતાના માતૃપદની યોગ્યતા સમજાવવાની જરૂર છે; અને સ્ત્રીઓ એ ઉપભોગ્ય વસ્તુ નથી, પણ ભાવિ પેઢીની માતા છે અને તેથી તે પૂજ્ય છે, એવી શ્રદ્ધા પુરુષોમાં ઉત્પન્ન થવાની જરૂર છે. દરમિયાન સ્ત્રી–પુરુષોના હાથે કોઇક નૈતિક દોષો થાય તો તે ક્ષમ્ય ગણવા ઘટે. સ્ત્રીપુત્રોનો અને દાસદાસીઓનો ત્યાગ કરીને સંન્યાસ લેવાથી આ બન્ને પરિગ્રહમાંથી મનુષ્યજાતિ મુક્ત નહિ થાય, એ ઇતિહાસનો અનુભવ છે.

**સંતતિનિયમન :** એ તો હવેના આર્થિક મંદી અને શારીરિક અધોગતિના દિવસોમાં એક સૌથી પહેલો સળગતો પ્રશ્ન છે. વિચારવંત સ્ત્રીઓને મનથી તો એ 'જીવન–મરણનો પ્રશ્ન છે અને વિચારવંત પુરુષોને મનથી પણ–એ પોતાની પત્નીને માત્ર સોંઘી મજૂરણ કે વિષયવાસનાના સાધનરૂપ જ ગણવી ન હોય, પણ પોતાની મદદનીશ અને સખી ગણવી હશે તેમજ પોતાનાં બાળકોને વિષયવાસનાનાં પરિણામરૂપ નમાલાં, રડકણાં, મુડદાલ, અભણ જનાવર તરીકે નહિ પણ પોતાના આદર્શોની મૂર્તિરૂપ ગણવાં હશે તો તેમને માટે પણ એ જીવનનો પરિપ્રશ્ન છે.

**નવરચના : જુન : ૧૯૩૯**

**માબાપનો સ્વાર્થ :** માબાપ સંતતિને આજ્ઞાધારી કરવા પ્રયત્ન કરે છે એનું કારણ સ્વાર્થ નથી, પણ વસ્તુસ્થિતિ છે. માબાપ પાસે અનુભવ હોય છે, જ્યારે બાળક પાસે સામાન્ય અકકલ પણ હોતી નથી. અને બાળવય એ વસ્તુ જ એવી છે કે એક નાની સરખી ભૂલથી પણ આખો જન્મારો બગડી જાય અથવા જીવન જોખમમાં પડે.

**કુમારિકાઓનું નિર્બળ શારીરિક બંધારણ :** વસ્તારીના ઘરમાં દૂધ અને લીલાં શાક તો છોકરીઓને ભાગ્યે કયાંથી આવે ! ખાટું ખાવાની ટેવ પણ વધારે. શાકને બદલે

અથાણાં એનું સ્થાન લે પછી તો દૂધ કે લીલાં શાકો ન ભાવવાની વૃત્તિ પણ કેળવાય. આ કુટેવો ઘણી બહેનોમાં હોય છે; એ ટાળવી હિતાવહ છે. વળી તેનાથી નાનાં એવાં ભાઇ-બહેનોને રાખવાનું કામ પણ તેને જ માથે. ઉપરાંત ભણતરનો બોજો. આવાં ઘણાં કારણોથી કન્યાનાં શારીરિક બંધારણના પાયાને લૂણો લાગી જાય છે. એના શરીરને મજબૂત કરવા માટે દૂધ, લીલાં ફળો, લીલાં શાક, ભાજી-પાલો, મોળી છાશ, માફક આવે તો લિંબુ, પાકાં ટમેટાં વગેરે પોષણકારક ખોરાક આપવો જોઇએ.

**પ્રેરણાત્મક અનુભવો :** ખેડા જિલ્લામાંથી કેટલાક યુવકો પ્રૌઢ શિક્ષણના કાર્ય માટે ગામડે ગયેલા તેમના અનુભવો આ લેખમાં છે તે ઉપરાંત તેમણે તૈયાર કરેલી એક પ્રશ્નાવલી પણ છે. પ્રૌઢ શિક્ષણનું કામ કરનારાઓ માટે તે ઉપયોગી છે.

**પૂર્ણા : જુન : ૧૯૩૯**

**ગુજરાતની સૌથી પુરાતન નદી : તાપી :** એમ કહેવાય છે કે તાપી નદીએ એકવીસ કલ્પો જોયા છે. પુરાણમાં ત્રીસ કલ્પની ગણના કરવામાં આવી છે. તેમાંથી એકવીસ કલ્પ બાદ કરીએ તો તાપી નદીની ઉત્પત્તિ નવમા કલ્પમાં થઇ. નવમો કલ્પ હવ્યવાહન નામે જણાવવામાં આવ્યો છે, અને તેના પહેલાંનો કલ્પ વહ્નિ નામે થઇ ગયો. કહે છે કે આ આઠમો કલ્પ જ્વાળામુખીઓના સંપાતનો સૂચક છે અને લાખો વર્ષ સુધી એ ધખતા રસોને ઠંડા થવાની ક્રિયા ચાલ્યા બાદ એ રસોના જમાવથી પહાડોનાં કોતરમાંથી તાપીનો પ્રવાહ બીજા યુગમાં નીકળવાનું બંધબેસતું આવે છે. આમ છતાં પ્રાચીન અવશેષોની દૃષ્ટિએ સાબરમતી, નર્મદા કે તાપી એ એકસરખાં છે, જ્યારે પ્રાચીનતાની દૃષ્ટિએ તાપી સૌથી પ્રથમ નદી છે. એની આસપાસની ભૂંરચના આ સમર્થનને ટેકો આપે છે. એટલે ગુજરાતની ચાર મોટી નદીઓમાં સૌથી પુરાતન નદી તાપી મનાય છે.

**સુરતથી અમરનાથ : મહાત્માઓ :** દેશમાં જ્યારે ભયંકર બેકારી ફેલાઇ રહી છે, જ્યારે ઊંચામાં ઊંચી કેળવણી પામેલાઓ આર્થિક અગવડોને લીધે આત્મહત્યાઓ કરે છે, તન તોડીને મહેનત મજૂરી કરનારાઓ લૂખા રોટલા જ માત્ર પામે છે, ત્યારે આપણા દેશના બેઠાખાઉ બાવાઓ દરરોજ ઘી-કેળાં ઉડાવે છે. એમની આ પરિસ્થિતિ જોઇને અનેકો એ મંડળીમાં જોડાવા આકર્ષાય છે, કારણ કે વગર મહેનતે સારું સારું ખાવાનું મળતું હોય તો મહેનત કરવાનું કોણ પસંદ કરે ? આવી મંડળીમાં કેવા કેવા માણસો કેવી રીતે ભરાય છે તેનાં વિવિધ દૃષ્ટાંતો અને તેથી સમાજને કેટલું અહિત થાય છે તેનો સચોટ ચિતાર આ લેખમાં છે.

**સર રોનાલ્ડ રોસ :** 'મેલેરિયા તાવ મચ્છરોથી ઉત્પન્ન થાય છે,' એની શોધ કરનાર તે સર રોનાલ્ડ રોસ. અનેક વર્ષોની ખંત અને મહેનતથી સર રોનાલ્ડ રોસે ફેલીસ મચ્છર ( માદા ) મેલેરિયાની વાહક છે, એમ શોધેલું. આ શોધમાં અનેક મુશ્કેલીઓ નડેલી. અને કેટલીક વાર તો એ આ શોધને પડતી મૂકવાની અણી પર આવી ગયેલા. પરંતુ પેટ્રીક મેન્શન નામના દાક્તરની ઉત્તેજનાથી એ કામની પાછળ મંડયા રહેલા. આ શોધ માટે તેણે અનેક અખતરા કર્યા હતા.

**પ્રસ્થાન : વૈશાખ : ૧૯૯૫**

**સાહિત્ય અને જીવન :** સાહિત્ય જીવનને સમૃદ્ધ કરે છે, ઉન્નત કરે છે, એ સ્વીકાર્યા છતાં કાવ્ય કે કોઈ પણ કલા સાથે વાસ્તવિક જીવનનું સાટું ન કરી શકાય, કારણ કે હાલના

કલાપ્રશસ્તિના વાતાવરણમાં, મનુષ્ય પોતાની નિર્બળતાથી ઘણી વાર એમ માની પોતાની જાતને છેતરે છે. જેવું ધર્મનું વેવલાપણું હતું તેવું કલાનું પણ હોઇ શકે, અને છેતરનાર માણસ ભલે બીજાને છેતરી શકતો હશે, પણ કોઇ જીવનને છેતરી શકવાનું નથી.

**નવવર્ષ** : માણસો પોતા થકી સંપૂર્ણ નથી. બધાં માનવમન સાથે પ્રેમનો સુયોગ કરવામાં એની સાર્થકતા છે. આ માનવસત્યની ઉપલબ્ધિ થઇ શકી હોય તો જ આપણી ઉપાસના સાર્થક થાય. આ સત્યની ઝાંખી કરી શકયો છે, તેટલા માટે જ માનવ અન્યને કાજે પ્રાણવિસર્જન કરી શકયો છે. એમ કરતાં એણે ફળની દરકાર નથી કરી. એણે તો માત્ર એટલું જ જાણ્યું કે એના ત્યાગનો અર્ઘ્ય મહામાનવના ભંડારમાં સમર્પિત થયો છે. જેમણે ત્યાગ સ્વીકારીને પ્રાણ હોમ્યા છે એઓ જાણે છે કે આ ભંડાર અસીમ છે, અક્ષય છે.

**સ્વરવિજ્ઞાન** : સ્વર એ શબ્દ કરતાં વધુ ભાવવાહક છે, પણ મનુષ્ય એટલે દરજ્જે શબ્દની અર્થપૂર્ણતા મુકરરતા ચોક્કસ કરી શકયો નથી. ખૂબ જંગલી અને અસંસ્કૃત માનવીથી માંડી સુધરેલ અને ખૂબ જ સંસ્કૃત માણસોએ સ્વરોનો લાગણી દર્શાવવા ઉપયોગ કર્યો છે. પરંતુ તે સમજાવવા હજી તેને શબ્દો મળ્યા નથી. આધુનિક વિજ્ઞાનશાસ્ત્રે જીવનની ઝીણામાં ઝીણી વસ્તુઓનો ઉલ્લેખ કરી તેનું પૃથક્કરણ કરી તેનો જીવન સાથેનો સંબંધ નક્કી કરવામાં ખૂબ જ સહાય અને સફળતા સાધી છે. તો હવે સ્વરની અર્થવાહકતા સ્પષ્ટ કરવાનું તેના માટે બહુ દુષ્કર નથી તેવી અપેક્ષા અસ્થાને ન જ ગણાય.

**યુવક : જુલાઇ : ૧૯૩૯**

**લેન્ડ મોર્ટગેજ બેન્કો** : લેન્ડ મોર્ટગેજ બેન્કો ખેડૂતોની વ્યવસ્થિત મંડળીઓને નાણાં ધીરી ખેડૂતો માટે સારાં બજાર ઊભાં કરી ખેડૂતોને મદદ કરી શકે. લોન ને વેચાણ માટે મંડળીઓ સ્થાપવી, ગોડાઉનો ઊભાં કરવાં, દેશભરનાં મુખ્ય નાણાં બજારમાંથી ખેડૂતોના ખેતર પર નાણાં લાવી તેને સદુપયોગમાં યોજી લેન્ડ મોર્ટગેજ બેન્કો ઘણી જ ઉપયોગી સેવા બજાવી શકે. ગ્રામ ને શહેરી બજારોમાં વ્યાજના દરને એકધારો બનાવી આવી બેન્કો ઘણો લાભ કરી શકે. આ માટે ખેડૂતોને સારી ખેતી કરતા કરી દેવા જોઇએ.

**શારદા : જુન : ૧૯૩૯**

**સૌરાષ્ટ્રની કલા** : શ્રી. કૃષ્ણચંદ્રની ભૂમિમાં કળાની સમૃદ્ધિ શોધવી અશકય નથી જ, પણ આજે યાદવોનું સમૂહશાસન પણ નથી અને નરનારીઓના જીવનરાસ પણ નથી, તેમજ કળાના વિકાસ અર્થે જોઇતાં સ્વાસ્થ્ય અને સન્માન પણ નથી; એટલે સૌરાષ્ટ્રની કળા શોધનારને ગત યુગના પાછલા ઓળાસમા ખંડિયેરો અને ગ્રામજનતામાં રહી સહી જળવાયેલી કલાવૃત્તિના તાર સમેટીને સંતોષ માની લેવો પડશે.

**લાલ બત્તી : શિષ્ટ અને અશિષ્ટ પુસ્તકો** : આજની ખરી જરૂરીઆત તો ગ્રામ જનતાને શુભ સંસ્કારો આપે, ઉન્નતિના પંથે પ્રેરે નવીન હુન્નરો–ઉદ્યોગો તરફ આકર્ષે એવા સાહિત્યની છે. આપણા પ્રાચીન શુભ સંસ્કારો આપણાં ગ્રામગીતોમાં ઠેર ઠેર ભર્યા પડ્યા છે, આપણાં ધાર્મિક પુસ્તકોનાં પૃષ્ઠે પૃષ્ઠે પથરાયેલા છે, શિષ્ટ સાહિત્યકારોની નવલકથાઓ કે ટૂંકી વાર્તામાં સંકળાયેલા હોય છે. સંસ્કૃતનાં કંઠાગ્ર કરવા જેવાં સુભાષિતોમાં આવાં નીતિ અને સંસ્કારો સભર ભરેલાં છે. એટલે આપણા શિષ્ટ સાહિત્યકારોનાં પુસ્તકોનું જ જનતાએ વાચન કરવું ઇષ્ટ છે.

—卐—




## વડોદરા રાજ્ય

### મંજુર થયું

**બાલ સાહિત્ય સર્વ સંગ્રહ-ભા. ૨ જો**—વડોદરા રાજ્યના સરકારી કેળવણી ખાતા તરફથી ૧૯૧૦/૩૮-૩૯ અંકથી ઇનામ આપવા માટે તેમજ પુસ્તકાલયોમાં રાખવા મંજુર થયું છે.

**સ્ત્રીઓ માટે સ્વતંત્ર વાચનાલય**—બોરણુ તા. કામરેજમાં તા. ૧૮-૬-૩૯ ના રોજ સભા ભરાઇ હતી. તેમાં શ્રીમંત મહારાજા સા. ને દીર્ઘાયુ ઇચ્છી સ્ત્રીઓ માટે સ્વતંત્ર વાંચનાલય સ્થાપવા માટેનો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

### પુસ્તકાલયોને મળેલી મદદ*

**—સા. પુ. દામનગર**—૧) વિપ્ર મોહનલાલ હરિરાય પાડરશિંગા, ૨) ત્રિવેદી મોહનલાલ પુંજાભાઇ લીલિયા, ૧) ત્રિવેદી દયાશંકર પ્રભાશંકર ભાવનગર, ૧) વ્યાસ પ્રેમશંકર મૂળજી, ૧) શા. ભગવાન ભાઇચંદ, ૧) મહેતા હરજીવન ત્રિભુવન દામનગર, ૧) ખોજા નારણ મામદ, ૨) શા. ગુલાબચંદ માધવજી ભુરખીઆ, ૨) મહેતા પોપટલાલ ઓધવજી, ૧) શા. અમૃતલાલ લાલજી, ૧) ભગવાનજી કાશીરામ, ૧) મગીઆ હરિચંદ જાદવજી, ૧) ઠા. દામજી બેચર, ૨) શેઠ ગણેશ માવજી; ૧) ખોજા નારણ પન્ના, ૧૧ મોગલ બાપુભાઇ અજગરભાઇ.

**—સા. પુ. બીલીમોરાને** શેઠ કેસરીચંદ ભાણાભાઇ શ્રોફ તરફથી રૂ. ૧૧), શેઠ સોરાબજી જમશેદજી તરફથી રૂ. ૫)

**—સા. પુ. ભેંસાણા** તા. મહેસાણાને રૂ. ૬) પટેલના મહેમાન તરફથી.

**—સા. પુ. દેવડા** ( તા. વિજાપુર )ને ૫) પા. જોઇતારામ કાળીદાસ કુકરવાડા, ૨) પા. બેચરદાસ કામરાજ દેવડા, ૨) બ્રહ્મભટ્ટ ભૂદરજી દેવાજી દેવડા, ૭) બ્રહ્મભટ્ટ જગન્નાથ કહાનજી કલોલ, ૨) પા. નરોત્તમ છગનલાલ કુકરવાડા, ૩) જોશી ચંદુલાલ ચુનીલાલ કુકરવાડા, ૨) પા. જોઇતારામ વરવાદાસ કુકરવાડા. ૧) બ્રહ્મભટ્ટ ગોવર્ધન ભૂધરજી દેવડા, ૨) બ્રહ્મભટ્ટ સોમાજી અંબાલાલ તારાજ, ૫) પા. ત્રિકમદાસ લાલદાસ ગોઝારીઆ.

---

* રૂ. ૧) અને તેથી વધુ રકમની જ યાદી અપાય છે.

—સા. પુ. કરલી ( તા. સિદ્ધપુર )ને ૪) પટેલ હેમરાજ બેચરદાસ દેણપ, ૧૦) પા. હરજીવનદાસ ભાયચંદદાસ ગામ ચાણસ્મા, ૫) રજપૂત ડુંગરજી અનાજી કરપડીઆ, ૨) પા. હરગોવન દેવરાજ ભુણાવ.

—સા. પુ. લોદ્રા ( તા. વિજાપુર )ને ૫) શામળદાસ કાશીરામ અલુવા, ૫) કાશીરામ બહેચરદાસ વ્યાસ પુંધરા, ૯) ચુનીલાલ વાલચંદ શેઠ માણસા, ૧૧) છગનલાલ વીરચંદ શેઠ માણસા, ૨) જેસંગદાસ મોતીદાસ પટેલ કુકરવાડા. ૨) માધવદાસ અમીચંદ પટેલ કડા, ૨) કહાનદાસ ખુશાલદાસ પટેલ પટાદરા, ૨) મગનલાલ મોતીદાસ પટેલ પટાદરા, ૧) છગનદાસ શંભુદાસ પટેલ કમાલપુર, ૧) અંબારામ જોઈતારામ પટેલ કુકરવાડા, ૨) શિવરામ ઉમેદરામ પટેલ રાજપુરા. ૧) પ્રભુરામ બામેસણાવાળા, ૨) નારણદાસ કલ્યાણદાસ પટેલ જગુદણ, ૧) મફતલાલ મોહનલાલ વેડા, ૨) કેવળદાસ વીરચંદ પટેલ કુકરવાડા, ૫) પુરશોત્તમદાસ લીલાચંદ શાહ ગવાડા, ૨) જીવણદાસ ચતુરદાસ પટેલ રિદ્રોલ, ૧૧) મણિલાલ મોતીરામ ત્રિવેદી વાસણા, ૧) શંકરદાસ પ્રભુદાસ પટેલ જગુદણ, ૧) મૂળદાસ ચેલદાસ પટેલ જગુદણ, ૧) બેચરભાઈ જોઈતારામ કુંભાર માણસા, ૨) અંબારામ પીતાંબરદાસ પટેલ જગુદણ, ૨) મગનદાસ જીવીદાસ પટેલ સદુથળા, ૧) મોહનદાસ વીરચંદ પટેલ પટાદરા, ૧) જોઈતારામ જીવીદાસ પટેલ અજરાપુરા, ૧) પુંજીદાસ કેવળદાસ પટેલ માણસા, ૨) જોઈતાભાઈ બહેચરદાસ લાંઘણજ, ૨) દામોદર ખુમાભાઈ બ્રહ્મભટ્ટ વિજાપુર, ૧) મોહનજી ત્રિભોવનજી બ્રહ્મભટ્ટ ઉનાઉ.

—સા. પુ. ચરાડ ( તા. મહેસાણા ) ૨) મુ. શિ. મહમદભાઈ ડોસાભાઈ, ૨) પા. મોતીદાસ નાગરદાસ, ૨) પા. રણછોડ શંકરદાસ, ૨) પા. શિવાજી ગલુજી, ૧) મકવાણા માનશંગજી કુબેરજી, ૧) નાથાજી બેચરજી, ૧) લવાર વાઘા રણછોડ, ૧) મ. દેશળજી હનુજી, ૧) મ. જલાજી ધીરાજી, ૧) રા. પૂજા શંકર, ૧) મ. પૂજાજી જેહાજી, ૧) છગનજી અણુજી, ૧) મ. મગાજી માધાજી, ૧) મ. રામાજી બનાજી, ૧ાા મ. નાથાજી હઠીજી, ૧ાા ઓઝા અંબારામ સવા આમઝાના, ૧ાા ઓઝા પ્રભુદાસ જોઈતા આખજ, ૧ાા ઓઝા નાગરભાઈ જીવા ગણેશપુરા ૧) એતોલા જેશંગજી ઉમરાજી, ૧) ગભરાજી બેચરજી, ૨) મ. મોહનજી રાણજી, ૧) અનોડાવાળા, ૧) નાથા અમીચંદ, ૧) પુંજીરામ બેચર, ૧ાા રાવળ સોમા નાયચંદ, ૧) કુંભાર નાથા માના.

—સા. પુ. કંડારી (તા. કરજણ) ૧૧) હીરાલાલ શામળદાસ શાહ વણછરા, ૭) મોતીભાઈ નાથાભાઈ પટેલ નાવલી, ૫૧) દેશાઈ ચતુરભાઈ હરિભાઈ તથા દેશાઈ નારાયણભાઈ નાથાભાઈ નડીઆદ, ૫) તળજભાઈ પુરુષોત્તમભાઈ પટેલ રણું, ૫) પુંજાભાઈ ઝવેરભાઈ પટેલ મોટા બામણગામ, ૫) હરિભાઈ લખાભાઈ પટેલ વાલરોડ, ૨) સોમાભાઈ ગુલાબભાઈ પટેલ, ૨) ઠાકરભાઈ ગિરધરભાઈ પટેલ, ૨) કલુંભાઈ રણછોડભાઈ અમીન, ૨) મગનભાઈ, ૧) છોતાભાઈ ગુલાબભાઈ પટેલ, ૧) પ્રાગદાસ રામદાસ પટેલ, ૧) ડાહ્યાભાઈ વરધાભાઈ અમીન, ૧) અંબાલાલ કાળીદાસ પટેલ, ૧) મોતીભાઈ ગુલાબભાઈ અમીન, ૧) લલ્લુભાઈ હરજીભાઈ પટેલ, ૧) નાગજીભાઈ રણછોડભાઈ પટેલ, ૧) દેશાઈભાઈ ભગવાનભાઈ પટેલ, ૧) ભાઈલાલભાઈ હરિભાઈ પટેલ, ૧) છગનલાલ ત્રિકમરામ ભટ્ટ. ૧) ત્રિભોવન શંભુભાઈ પટેલ. ૧) છગનું ઈશ્વર સુમેકર, ૧) જયસિંહ ભીમસિંહ પરમાર (માંગલેજ), ૧) દેશાઈભાઈ

ગુલાબભાઇ પટેલ, ૧) ગિરધરભાઇ કરસનભાઇ પટેલ, ૧) મોતીભાઇ ઝવેરભાઇ પટેલ, ૧) ભાઇલાલભાઇ મોહનલાલ શાહ, ૧) છોટાભાઇ છીતાભાઇ પટેલ, ૧) છોટાલાલ ડાહ્યાભાઇ ભટ્ટ, ૧) છીતાભાઇ નારણભાઇ પટેલ, ૧) જેસંગભાઇ ગોવિંદભાઇ પટેલ ૧) શંકરભાઇ ગુલાબભાઇ પટેલ. ૧) છીતાભાઇ કેશુરભાઇ પટેલ, ૧) વંદ્રાવન ભક્તિદાસ ભકત, ૧) ભાઇલાલ છોટાલાલ પટેલ, ૧) નાગેશ્વર નરોત્તમ ભટ્ટ. ૧) નાનાલાલ વહેરીભાઇ પટેલ, ૧) ગોકળભાઇ શંકરભાઇ પટેલ, ૧) વરધાભાઇ સખીદાસ પટેલ, ૧) ફુલાભાઇ ભગવાનભાઇ પટેલ, ૧) રણછોડભાઇ ભગવાનભાઇ અમીન, ૧) કાળીદાસ મકનભાઇ પટેલ.

**—સા. પુ. બીલીઆ** ( તા. સિદ્ધપુર ) રાા પા. જોઇતાભાઇ રણછોડદાસ, ૧) પા. લખુભાઇ સકરાદાસ, ૧) પા. જીવાભાઇ રણછોડદાસ, ૧) પા. કિશોરભાઇ જેઠીદાસ, ૧) પા. ગોવાભાઇ લાલદાસ, ૧) પા. ચેલદાસ મોતીદાસ. ૧) પા. વીરાભાઇ વશરામદાસ, ૧) પા. બાજીભાઇ જીવાભાઇ, ૧) પા. કચગભાઇ ઇશ્વિરભાઇ, ૧) પા. વિઠ્ઠલભાઇ માધવદાસ, ૧) પા. નાથાભાઇ બેચરભાઇ, ૧) પા. કાળુભાઇ અમીચંદદાસ, ૧) પા. વેલાભાઇ હેમાભાઇ, ૧) પા. મગનલાલ રણછોડદાસ, ૧) પા. બાજીદાસ બાળચંદદાસ. ૧) પા. વિઠ્ઠલભાઇ જોઇતારામ, ૧) પા. અંબારામ જેઠાભાઇ, ૧) પા ગણેશભાઇ માધવદાસ. ૧) પા. માંધાભાઇ કાળીદાસ, ૧) પા. જોઇતારામ સાવદરા, ૧) પા. ડાહ્યાલાલ સાવદરા, ૧) પા. ઉજમભાઇ ચેલદાસ, ૧) પા. હીરાભાઇ અમીચંદદાસ, ૧) પા. લાલાભાઇ હરખાભાઇ, ૧) પા. વિઠ્ઠલભાઇ ચેલારામ.

**—સા. પુ. અંજેસર** ( તા. સાવલી )ને ૫) શુકલતીર્થના જોશી નારાયણશંકર પ્રેમશંકર, ૨૦) અંકોડીઆના પટેલ કાશીભાઇ હરખાભાઇ, ૨૧) મંજુસરના પટેલ જોરાભાઇ કલ્યાણદાસ, ૧૦) કોડીઆના પટેલ મહિજીભાઇ ધોરીભાઇ, ૧૫) રણોલીના પટેલ ત્રિભોવનભાઇ પ્રભુદાસ, ૩) સરસવણીના પંડયા મથુરભાઇ દાજીરામ, ૩) હળધરવાસના પંડયા ભોળાનાથ ચુનીલાલ.

**—સા. પુ. લીંચ** ( તા. મહેસાણા )ને ૫) પટેલ ભગાભાઇ કરશનભાઇ બલોલ, ૨) શેઠ ત્રિજલાલ અમથાલાલ વિસનગર, ૧) પટેલ બેચરદાસ ઉમેદદાસ નંદાસણ, ૧) પટેલ જીવરામ ઉમેદરામ ગોઝારીઆ, ૧) પટેલ નથ્થુદાસ શંભુદાસ ગોઝારીઆ, ૧) પટેલ અંબાલાલ જોઇતારામ નંદાસણ, ૧ાા પટેલ ગણેશ વિઠ્ઠલ લીંચવાળા તરફથી.

**—સા. પુ. રાંધેજા** (તા. કલોલ)ને ૫) નાં દોલ તા દહેગામના રહીશ દવે બાપાલાલ પુંજીરામ તરફથી.

**—સા. પુ. વાલમ** ( તા. વિસનગર ) ૧) કુંભાર વિઠ્ઠલ ખુશાલ વડનગર, ૧) કુંભાર લખુ પશા કાંસ, ૧) પા. ભગવાન મૂલચંદ બાલીસણા, ૧) પા. નાગર કરમા વાલમ, ૧) પા. માધા હીરા સંડેર, ૧) પા. ધરમા દેવચંદ સંડેર, ૧) મુળા હિમા સંડેર, ૧) પા. રાયચંદ પુંજા મણુંદ, ૧) પા. વહાલાજી રણછોડ સંડેર.

**—સા. પુ કેરાળા** ( તા. અમરેલી )ને ૧૦) નાં પુસ્તકો ગ્રામસેવા સદનના પ્રમુખ શ્રી. મયારામ પ્રાણજીવન જોષી, ૪) નાં પુસ્તકો પટેલ કેશવભાઇ જુઠાભાઇ, ૨) નાં પુસ્તકો શ્રી. દેવશંકર મોનજી પંડયા, ૩) ડૉ. સા. જટાશંકર છગનલાલ મહેતા કુંકાવાવ, ૧) પટેલ વીરજી કાળા ચોવટીઆ કેરીઆચાડ, ૧) પા. રામ બહેચર કેરાળા, ૫) દવે ભોગીલાલ, ૧) રા. હરિલાલ કડવા જોષી પીઠડીઆ, ૧) અસારામ ગૌરીશંકર ઢોલરવા, ૧) રા. જેઠા લાખા.

## વ. રા. પુ મંડળ

**તારીખ ધ્યાનમાં લ્યો : ૧૬ મી પરીક્ષા**—શિષ્ટ વાચનની ૧૬ મી પરીક્ષા, ( બાલવિજ્ઞાન ભા. ૩ જો ) ચાલુ માસના ૪ થા રવિવારે લેવાનું ઠરેલું છે. તેને માટે અત્યાર લગી થયેલા પ્રચારકાર્યમાં પરીક્ષાની તા. ૨૨–૭–૩૯ એ પ્રમાણે જાહેર થતું રહ્યું છે તે ભૂલ છે. પરીક્ષા મજકુર ચાલુ માસની તા. ૨૨ મીએ નહિ પણ **૨૩ મીએ** લેવાશે. હજી પણ સમય છે. પુસ્તક વાંચી લ્યો ને પરીક્ષામાં બેસો.

**જૂથ વ મહાલ મંડળોની વાર્ષિક સભાઓ**—ખાતાએ ઠરાવી આપેલા ધોરણ મુજબ જૂથ તેમ જ મહાલ પુ. મંડળોની વાર્ષિક સભાઓ અનુક્રમે પ્રત્યેક ઑગસ્ટના પહેલા તથા ત્રીજા રવિવારે ભરવાની હોય છે. તે મુજબ બધાં જ મંડળોની સભા ઠરેલે દિવસે અચૂક ભરાય તેવી તજવીજ રાખવા લાગતા વળગતાઓને ભલામણ કરીએ છીએ, ને સદરહુ બાબતમાં ચાલુ અંકમાં અન્યત્ર છપાયેલ રાજ્ય પુ. મં. ની સૂચના નં. ૧ નો મજકુર લક્ષમાં લેવાની વિનંતિ કરીએ છીએ.

**મહાલ મંડળો ધ્યાન આપે**—જે જે મહાલ મંડળોએ પુ. સ. સ. મંડળ પાસેથી ફૉર્મ્સ વગેરે સાહિત્ય લીધેલું હોય અને જેમણે તેનાં નાણાં અદા કર્યાં ન હોય તેઓએ તેમનાં એ નાણાં તેમણે જુલાઇ આખર સુધીમાં તાકીદે મોકલી આપવા તજવીજ કરવી.

**શિષ્ટ વાચનની પરીક્ષા**—વિસનગર મહાલ પુ. મંડળ તરફથી બાળકો તેમજ પ્રૌઢો માટેની શિષ્ટ વાચનની પરીક્ષા તા. ૧૮–૬–૩૯ ના રોજ યોજાઇ હતી. તેમાં ૨૪ પરીક્ષ્યોએ લાભ લીધો હતો, જેમાં વિસનગર શાળાના મુ. શિક્ષક તેમજ ૬ બહેનો પણ ભાગ લીધો હતો.



[ પૃષ્ઠ ૫૫૫નું સાંધણ ]

(૬) રાજ્ય પુસ્તકાલય પરિષદનું ૭ મું અધિવેશન નવીન વર્ષમાં ભરવાનું છે તેને નોતરવાનું મહાલ માટે શક્ય છે કે કેમ તે વિચારાય.

(૭) નવીન વર્ષમાં મહાલ માટે શિષ્ટ વાચનની પરીક્ષાની એકાદ બે યોજના કરાય એ બહુ ઇચ્છવા યોગ્ય છે.

(૮) રાજ્ય પુ. મંડળ તરફથી યોજાતી પરીક્ષાનો લાભ લેવા સંબંધી જરૂરજોગી સમજૂતી કરાય.

(૯) નવીન વર્ષે ગોઠવાતા પ્રાંતિક પુ. શિક્ષણવર્ગનો લાભ લેવાની પુસ્તકાલયનું કામ કરનારા બીનતાલીમ ગ્રંથપાલ કે મંત્રીભાઇઓને ભલામણ કરાય. નવીન વર્ષનો વર્ગ પોતાના મહાલમાં નોતરવાની જે મહાલની ઇચ્છા હોય તેણે તેવો ઠરાવ કરી મોકલવો.

C/o પુ. સ. સ. મંડળ,
રાવપુરા, વડોદરા.
તા. ૧૦–૭–૩૯

મણિલાલ મં. કાશીવાળા
જયવતી દેસાઈ
( માનદ મંત્રીઓ

# સૂચના નં. ૧ // સન ૧૯૩૮–૩૯

## મહાલ તથા જૂથ મંડળોની વાર્ષિક સભાઓ ભરવા બાબત

**પુસ્તકાલય** ખાતાના વટહુકમ નં. ૧૩–૧૪ / તા. ૮–૭–૩૦ અનુસાર રાજ્યનાં જૂથ પુ. મંડળોની વાર્ષિક સભા ઑગસ્ટ માસના પહેલા રવિવારે તથા મહાલ પુ. મંડળોની સભા ઑગસ્ટના ત્રીજા રવિવારે ભરવા ઠરેલું છે. આગામી ઑગસ્ટનો પહેલો રવિવાર તા. ૬–૮–૩૯, અને ત્રીજો રવિવાર તા. ૨૦–૮–૩૯ એ આવે છે, તે યાદ રાખી દરેક મંડળ પોતપોતાની સભા ઠરેલી તારીખે ભરવાની જરૂરી તૈયારી આજથી કરવા માંડે, એ બહુજ ઇચ્છવા યોગ્ય છે. જે તે સભાના કામકાજના અહેવાલની તથા હિસાબ સાથેના વાર્ષિક નિવેદનની ૧ નકલ પ્રાંત મંડળ તરફ અને ૧ નકલ રાજ્ય પુ. મંડળ તરફ દરેક મંડળે મોકલી આપવી.

વાર્ષિક સભામાં જે તે મંડળ ઉપરોક્ત વટહુકમોમાં દર્શાવેલાં રાબેતાનાં કામ ઉપરાંત નીચેની બાબતો ચર્ચીને યોગ્ય તે નિર્ણય કરે એવી ખાસ ભલામણ છેઃ—

(૧) સન ૧૯૩૭–૩૮માં સરકાર પંચાયત મદદ લીધેલાં તેમ નહિ લીધેલાં તમામ પુસ્તકાલયો જુલાઇ આખરે પુરા થતા વર્ષનું નિવેદન મોકલી આપે તેવી તજવીજ કરવી.

(૨) નવીન વર્ષ માટે બજેટ જેમ બને તેમ જલદી બનાવી કાઢીને જરૂરી સાધનિક કાગળો સાથે ખાતા તરફ મોકલી આપવાની સર્વને તાકીદ કરવી.

(૩) લોકોનો વાચનરસ જીવતો રાખવા માટે દર વર્ષે થોડાં પણ નવીન પુસ્તકોનો ઉમેરો થતો રહે તે ખૂબજ ઇષ્ટ છે. એટલે પુસ્તકાલય ખાતા તરફથી ચાલુ વર્ષે પ્રકટ થયેલ સૂચનાઓ નં. ૪૫૭, ૪૫૮ અને ૪૬૮ માં ( જુઓ : 'માર્ચ, એપ્રિલ તથા જુન 'ના 'પુસ્તકાલય' અંક ) અપાયલી સૂમજૂત બજેટ બનાવતી વખતે ખાસ લક્ષમાં રાખવાની સર્વને ભલામણ કરવી.

(૪) પુસ્તકાલય પ્રવૃત્તિને માથે ચઢેલું સદ્‌ગત શ્રી. મોતીભાઇ અમીન સાહેબનું ઋણ કિંચિદંશ અદા કરવા માટે આપણા રાજ્ય પુ. મંડળે ઠરાવ જે કરેલો છે ને જેને પુસ્તકાલય ખાતાએ પોતાની જાહેરાત નં. ૨ (જુઓ માર્ચ અંક)થી બહાલી આપેલી છે, તેનો મજકુર ધ્યાનમાં લઇ **દરેક પુસ્તકાલય સંસ્થા પોતા તરફનો યથાશક્તિ ફાળો નવીન બજેટમાં દર્શાવવાનું ન ભૂલી જાય તેવી ખાસ ભલામણ કરવી.**

(૫) મહાલમાં શાળાવાળાં કયાં ગામોએ હજી પુસ્તકાલયો નથી સ્થપાયાં તેનો હિસાબ કાઢી નવીન વર્ષે ઉઘડવાનાં ૫૦ નવીન પુસ્તકાલયોમાં બાકી રહેલાં પૈકી જેટલાં બને તેટલાં વધારેને લાભ મેળવી આપવાનો માર્ગ વિચારાય ને તેના અમલ માટે જરૂરી પગલાં નક્કી કરાય.

[ સાંધણ સામેના પૃષ્ઠ પર ]

# આવતા માસની કાર્યદિશા

૧ વાર્ષિક નિવેદન ઑગસ્ટની પહેલી તારીખે તૈયાર કરો, અને ખાતામાં રવાના કરો.

૨ સન ૧૯૩૮-૩૯ ના અંદાજ પ્રમાણે કરેલા ખર્ચની પાવતીઓનો હિસાબ ખાતાની મંજુરી માટે સરક્યુલર નં. ૩૯ પ્રમાણે ભરી મોકલી આપો.

૩ નવા વર્ષના અંદાજ માટે વાર્ષિક સભા બોલાવો અને અંદાજપત્રો તૈયાર કરી મોકલી આપો.

૪ નવા વર્ષનું વ્યવસ્થાપક મંડળ નીમો.

૫ નવા વર્ષ માટે ખરીદવાનાં વર્તમાનપત્રો, સામયિકો, પુસ્તકો, લાકડીસામાન વગેરેની યાદીઓ અંદાજપત્રકો સાથે અવશ્ય જોડો.

૬ જુલાઇ આખરે તમામ દફતરો, પત્રકો, જૂથોની ફેરીસ્તો પર સાલ આખરી શેરા કરો.

૭ જુલાઇમાં કે તે પહેલાં મેળવણી કર્યા પ્રમાણે ખૂટતાં પુસ્તકો માટે ઘટિત ઠરાવો કરી ખાતાની મંજૂરી માટે મોકલો.

૮ જૂથમંડળો, મહાલમંડળો તથા પ્રાંતમંડળો પોતાની વાર્ષિક સભાઓ બોલાવે અને નવા વર્ષની કાર્યવાહી નક્કી કરે.

મુ. વડોદરા
તા. ૪-૭-૩૯

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપકઃ

## સૂચના નંબર ૪૪૧/૪ સને ૧૯૩૮–૩૯

# વિષય

## પુસ્તકાલય પ્રચારકો તરીકે નિમણૂક કર્યા બાબત.

પુસ્તકાલયોની તપાસણીનું કામ કરવા ઇચ્છા રાખનાર શિક્ષકોએ પુસ્તકાલય પ્રચારક તરીકે કામ કરવા માટેની માગણીઓ મોકલવા અત્રેથી સૂચના નંબર ૪૪૧ તા. ૨૪–૫–૩૮ ની કાઢવામાં આવેલી છે તે આધારે નીચે જણાવેલી માગણીઓ આવવાથી નીચે જણાવેલા મહાલનાં પુસ્તકાલયો માટે નીચેના ઇસમોની માનદ પ્રચારકો તરીકે નિમણૂક કરવામાં આવે છેઃ—

મહાલનું નામ — પ્રચારકનું નામ અને ઠેકાણું

### વડોદરા પ્રાંત

**સાવલીઃ**—(૩) છગનલાલ સોમેશ્વર જોષી. બી. ઉપ. શિક્ષક, ઈંદ્રાડ સ. ગુ. શાળા તથા ઈંદ્રાડ સા. પુ. ના મંત્રી તા. સાવલી. સારું કામ કરવાની શરતે આ નિમણૂક કરી છે.

### અમરેલી પ્રાંત

**અમરેલીઃ**—(૨) વ્રજલાલ દયારામ મહેતા, ધારી મહાલ પુસ્તકાલય પ્રચારક અને કેરાળા તા. અમરેલી સ. ગુ. શા. ઉપશિક્ષક, ધારી અને અમરેલી બંને મહાલે પ્રચાર-કામ કરવાની શરતે નિમણૂક કરી છે.

### મહેસાણા પ્રાંત

**એશાળુઃ**—(૧) છોટાલાલ જાદવદાસ વૈષ્ણવ મુ. શિક્ષક અને મંત્રી, સા. પુસ્તકાલય જાસ્કા તા. એશાળુ.

કડીઃ—( ૧ ) વિઠ્ઠલદાસ માધવલાલ પંચોળી મુ. શિ. નાની કડી, સ. ગુ. શાળા તા. કડી, મંત્રી સા. પુ. નાની કડી તા. કડી. ( કડી મહાલના પ્રચારક ગોપાળદાસ મકનદાસ પટેલની દહેગામ તાલુકામાં બદલી થવાથી તેમની જગોએ આ ઇસમની નિમણૂક કરી છે.

ઉપર પ્રમાણે જે તે મહાલ માટે જે તે મહાલ સામે જણાવેલા ઇસમોની માનદ પ્રચારક તરીકે નિમણૂક કરવામાં આવી છે.

પુસ્તકાલય ખાતુ
સાર્વજનિક પુસ્તકાલય શાખા
વડોદરા તા. ૩-૭-૩૯

પું. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક,

વટહુકમ નં. ૫ સને ૧૯૩૮-૩૯

## વિષય

### હરિજન ભાઇઓને પુસ્તકાલયનો ઉપયોગ છૂટથી કરવા દેવા બાબત

**વટહુકમ કરવાનું કારણ**

સાર્વજનિક પુસ્તકાલય સ્થાપવાના નિયમોની કલમ ૨૬ પ્રમાણે સ્થાપન થયેલાં અથવા સરકારની કોઇ પણ રીતે મદદ મેળવતાં હોય તે અગર મદદ મેળવી હોય તેવાં સર્વે પુસ્તકાલયો, જ્ઞાતિજાતિ વા ધર્મના ભેદ સિવાય મફત ઉપયોગ માટે ખુલ્લાં રાખવા ઠરેલું છે તે પ્રમાણે હરિજન ભાઇઓને પુસ્તકાલયમાં આવતા અટકાવવાની ફરિયાદ આવવાથી આ તરફથી વટહુકમ નં. ૮/૭-૭-૩૭નો પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે અને હરિજન ભાઇઓને બીજા ધર્મના લોકો જેટલો જ હક્ક પુસ્તકાલયમાં હોવાથી તેમને છૂટથી ઉપયોગ કરવા દેવા ઠરાવવામાં આવ્યું છે, છતાં પેટલાદ તાલુકાના મહેળાવ ગામના અને સાવલી તાલુકાનાં પુસ્તકાલયોમાં અંત્યજ ભાઇઓને દાખલ થતા અટકાવવામાં આવ્યાની ફરિયાદ વડોદરા પ્રાંત અંત્યજ દુઃખ નિવારણ સમિતિ તરફથી આવેલી છે. સબબ આ ભેદભાવ સદંતર દૂર થવા આ વટહુકમ ફરીથી કરવાની જરૂર પડી છે.

**આ વટહુકમને ચુસ્તપણે અમલ કરવા બાબત**

સબબ ફરીથી આ વટહુકમથી રાજ્યનાં સર્વ પુસ્તકાલયોના મંત્રીઓને, ગ્રંથપાલોને અને વ્યવસ્થાપક મંડળના કાર્યવાહકોને જણાવવામાં આવે છે કે પુસ્તકાલયમાં આવતા હરિજન ભાઇઓ પ્રત્યે સહાનુભૂતિ અને સભ્યતાથી વર્તન ચલાવવું અને તેમને પુસ્તકાલયનો ઉપયોગ કોઇ પણ જાતનો ભેદભાવ રાખ્યા સિવાય છૂટથી કરવામાં બધી અનુકૂળતા આપવી. આવી બાબતમાં જો ફરીથી કોઇ પણ પુસ્તકાલય વિરુદ્ધ ફરિયાદ આવશે અને તે સાચી માલમ પડશે તો સરકાર અને પંચાયતની મદદ તેવાં પુસ્તકાલયની બંધ કરવામાં આવશે. માટે લાગતા વળગતાઓએ સ્વાર્થ અને પરમાર્થ બંને દૃષ્ટિ રાખી સાર્વજનિક સંસ્થાનો સાર્વજનિક રીતે જ કોઇ પણ જાતના ન્યાત-જાતનો ભેદભાવ રાખ્યા સિવાય વહીવટ અને ઉપયોગ કરવો-કરાવવો.

સાર્વજનિક પુસ્તકાલય
શાખા, વડોદરા
તા. ૧ જુલાઇ ૧૯૩૯

પું. ત્રિ શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

સૂચના નં. ૪૬૯ સન ૧૯૩૮-૩૯

## વિષય

### વાર્ષિક નિવેદન મોકલવા બાબત.

રાજ્યની મદદથી ચાલતાં અગર અગાઉ મદદ મેળવેલાં સાર્વજનિક પુસ્તકાલયોનો ઉપયોગ કેવો થાય છે તે હકીકત રાજ્યના વાર્ષિક નિવેદનમાં અમુક મુદતની અંદર મોકલ-

વાની હોય છે. કેટલાંક પુસ્તકાલયો આ બાબતમાં પૂરતી કાળજીથી નિવેદનો મોકલતાં નથી, એટલે નિવેદન મોકલવામાં હરકત આવે છે. સબબ સાર્વજનિક પુસ્તકાલયોના મંત્રીઓને જણાવવામાં આવે છે કે ચાલુ માસના પુસ્તકાલય માસિકના અંક સાથે મોકલી આપેલા નમુના પ્રમાણે **ઑગસ્ટ તા. ૧૫ સુધીમાં ભીનચૂકે** અત્રે મોકલી આપવાની તજવીજ કરવી. આ બાબત સૂચના નં. ૧૮૦ તા. ૧૦–૬–૩૨ તરફ ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે.

જે પુસ્તકાલયોનાં નિવેદન મુદત અંદર નહિ આવે તો તેના મંત્રીઓ કસુરદાર ગણાશે; જેથી રાજ્યના તમામ માનદ પ્રચારકો, રા. મહાલ શાળાધિકારી સાહેબો અને સેન્ટરના શિક્ષકો આ બાબતમાં પોતાની આજુબાજુનાં ગ્રામ પુસ્તકાલયોમાં અગર પોતાની સ્થળ-હકુમતનાં પુસ્તકાલયોની મુલાકાત લઇ અગર લેખી તાકીદ કરી વાર્ષિક નિવેદનો તુરત મોકલી આપે તે પ્રમાણે ઘટિત તજવીજ કરશે.

સરકારી કામકાજના હેવાલના આંકડા મોકલવાની પદ્ધતિ પ્રમાણે તમામ નિવેદનો અત્રે તા. ૧૦–૮–૩૯ સુધીમાં આવે તેવી વ્યવસ્થા તમામ મંત્રીઓ કરશે એવી ખાસ આશા રાખવામાં આવે છે.

મુ. વડોદરા
તા. ૪–૭–૩૯

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક
પુસ્તકાલય ખાતુ

---

## સૂચના નં. ૪૭૦

## વિષય

### "કિશોર" અને "પ્રસ્થાન" માસિકના ઘટાડેલા લવાજમનો લાભ લેવા બાબત.

"કિશોર" અને "પ્રસ્થાન" માસિકના સંચાલક શ્રી. ર. કે. મિસ્ત્રી અમને નીચે પ્રમાણે લખી જણાવે છે:—

"ગામડાંઓમાં વાચન પહોંચાડવાની ખૂબ જ જરૂર છે, એમ અમે માનીએ છીએ. બીજી બાજુએ બજેટમાં ઝાઝું સ્થાન નથી હોતું, એ હકીકત છે. તેથી અમે એવો વિચાર રાખ્યો છે કે 'કિશોર'ની નકલો ગ્રામ પુસ્તકાલયો માટે ખરીદવામાં આવે તો રૂ. ૪) ને બદલે રૂ. ૩–૮–૦ માં અમો એક વર્ષ "કિશોર" આપીશું."

આ સિવાય "પ્રસ્થાન" માસિક માટે પણ તેમણે અમને નીચે પ્રમાણે લખી જણાવ્યું છે.

"વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોમાંનાં જે ગ્રામ પુસ્તકાલયો 'પ્રસ્થાન' માસિક મંગાવશે તેમને સે રૂ. ૪) ના લવાજમે મોકલી આપીશું"

સબબ આથી રાજ્યનાં સૌ ગ્રામ પુસ્તકાલયોને આ ઘટાડેલા લવાજમનો લાભ લઈ આવા શિષ્ટ વાચન આપતા માસિકોને પોતાનાં બજેટોમાં યથાશક્ય સ્થાન આપવા ભલામણ કરવામાં આવે છે.

મુ. વડોદરા
૬–૭–૩૯

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક.

---

## સૂચના નં. ૪૭૧ સન ૧૯૩૮–૩૯

## વિષય

### (બજેટ) અંદાજપત્ર ઑગસ્ટ આખર સુધીમાં મોકલી આપવા બાબત.

પુસ્તકાલયોની સંખ્યા વર્ષોવર્ષ વધતી જતી હોવાથી પુસ્તકાલયોના પત્રવ્યવહારના કામને પહોંચી વળવું મુશ્કેલ થઈ પડયું છે. માટે કામની સરળતા ખાતર પુસ્તકાલયોનાં અંદાજો અમુક માસ સુધીમાં જ મંજુર કરવાનું ધોરણ ઠરાવવાની જરૂર ઊભી થઈ છે.

સબબ ઠરાવવામાં આવે છે કે ચાલુ માસમાં મોકલી આપેલાં અંદાજપત્રોની બન્ને ચોપડીઓ ભરીને દરેક પુસ્તકાલયે મોડામાં મોડી ઑગસ્ટ આખર સુધીમાં સાધનિક કાગળો ( લાકડી સામાનની યાદી, પુસ્તકોની યાદી, વર્તમાનપત્રોની યાદી, અંદાજ સંબંધે ખાસ વિશિષ્ટ પ્રકારના કોઈ ઠરાવ હશે તો તે વગેરે ) સહિત પુસ્તકાલય ખાતામાં મોકલી આપવાની તજવીજ કરવી. આ અંદાજો પર પુસ્તકાલયનો સિક્કો અને બારનીશી નંબર અવશ્ય દરેક પુસ્તકાલયે નાખવાની તજવીજ કરવી.

ખાતાએ પુસ્તકો, વર્તમાનપત્રો અંદાજમાં કેટલા પ્રમાણમાં મૂકવાં તે સંબંધે વખતોવખત કરેલી અંદાજ સંબંધેની સૂચનાઓ પ્રમાણે અંદાજમાં માગણી કરવાની ખાસ સલાહ આપવામાં આવે છે. તેમ નહિ થશે તો ખાતાને સાર્વજનિક હિત ખાતર ઘટિત ફેરફારો કરવા પડશે.

લોકમદદ વહેલી મોડી મળવાના ખાસ કારણે અંદાજપત્રો મોકલવામાં ઢીલ ન થાય તે માટે વટહુકમ નં. ૫/૩–૫–૩૨ પ્રમાણે કાયમ ફંડની રકમમાંથી પણ ઉપાડવાની પરવાનગી આપવામાં આવશે. માટે પુસ્તકાલયના વ્યવસ્થાપકોએ ઑગસ્ટ આખર સુધીમાં પોતાનાં અંદાજો મોકલી આપવાની તજવીજ કરવી.

મુ. વડોદરા
તા. ૪–૭–૩૯

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક
પુસ્તકાલય ખાતું

---

# વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં પુસ્તકોની યાદી નં. ૬૩ સને ૧૯૩૮–૩૯

| પુસ્તકનું નામ | ગ્રંથકર્તાનું નામ | કિંમત | કદ | વર્ષ | પૃષ્ઠ | બાંધણી | પ્રકાશકનું ઠેકાણું |
|---|---|---|---|---|---|---|---|
| શરદ્ચંદ્ર ચટ્ટોપાધ્યાય કૃત પથેર દાબી (ઉત્તરાર્ધ) | દયાશંકર ભ. કવિ (અનુવાદક) | ૨–૮–૦ | ૧૬° | ૧૯૯૫ | ૨૫૦ | પાકી | એન. એમ. ઠક્કરની કંપની બુકસેલર્સ અને પબ્લિશર્સ ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ |
| શરદ્ચંદ્ર ચટ્ટોપાધ્યાય કૃત શુભદા (પૂર્વાર્ધ–ઉત્તરાર્ધ) | શાંતિલાલ શાહ હીમાંશુ ચક્રવર્તી (અનુવાદકો) | ૨–૮–૦ | ,, | ૧૯૩૮ | ૨૪૮ | પાકી | સદર |
| બાળ સંગીતમાળા ભાગ ૧–૨–૩–૪ જુદા જુદા | માસ્તર ધીરજલાલ કે. જોશી | ભાગ ૧ ૦–૨–૩ ભા. ૨–૩–૪ ૦–૨–૦ દરેકના | ,, | ,, | ૨૫ | કાચી | કર્તા, સંગીત શિક્ષક, એમ. એ. હાઇસ્કૂલ અંધેરી, મુંબઇ |
| સાંકપોથી પહેલી | જુગતરામ દવે નરહરિ પરીખ | ૦–૧–૦ | ,, | ૧૯૩૯ | ૫૨ | કાચી | કર્તા, નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ |
| બાગ બગીચા | કાન્ત ચંદુલાલ પટવા અને માર્તંડ શિવભદ્ર પંડ્યા | ૧–૪–૦ | ,, | ૧૯૩૮ | ૨૯૪ | પાકી | માર્તંડ શિવભદ્ર પંડ્યા, સુપરિન્ટેન્ડન્ટ સરકારી ફાર્મ, દાહોદ |
| ક્ષિતીશ | ઇંદુકુમાર શંકરલાલ શહેરાવાળા | ૨–૦–૦ | ,, | ૧૯૯૪ | ૫૪૦ | પાકી | સોમાલાલ મંગળદાસ શાહ, ગુજરાત પ્રિં. પ્રેસ ઑફિસ, ગાંધી રોડ, અમદાવાદ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ग्राम्य शिक्षाका इतिहास (हिंदी) | श्री नारायण चतुर्वेदी | १–०–० | १६° | १९३८ | २१९ | પાકી | सरस्वती पब्लिशिंग हाउस, जोर्ज टाउन इलाहाबाद, |
| लखनऊकी बेगम (हिंदी) | शालिग्राम श्रीवास्तव | १–०–० | ,, | १९३७ | १८८ | કાચી | સદર |
| हिन्दी-गद्य-गाथा | सद्गुरुशरण अवस्थी | १–४–० | ,, | १९३५ | २६३ | પાકી | સદર |
| भूषण विमर्श | श्री भगीरथप्रसाद दिक्षित | २–४–० | ,, | १९९५ | ३०३ | ,, | સદર |
| हमारी कहानियां | पंडित हरिश्चन्द्र मिश्र | १–०–० | ,, | १९३३ | २२२ | કાચી | સદર |
| उन्नतिका सिद्धांत | शालिग्राम वर्म्मा | ०–८–० | ,, | १९३७ | | ,, | वैज्ञानिक साहित्य मंदिर प्रयाग. |
| વડોદરા રાજ્ય ડિરેક્ટરી | મહાશંકર સોમેશ્વર પાઠક ગટુલાલ છોટાલાલ ચોકસી (પ્રકાશકો) | ४–०–० | ८° | १९९५ | ६६४ | પાકી | કર્તા, વડોદરા રાજ્ય ડિરેકટરી પબ્લીશીંગ કંપની, પ્રતાપ-મડધાની પોળ, વડોદરા |
| वृक्ष-विज्ञान (द्वितीय संस्करण) | श्री व्रजासीलाल वर्म्मा मालवीया कुमारी शान्ति वर्म्मा मालवीया | १–१०–० | १६° | १९३६ | ३६० | કાચી | श्री व्रजासीलाल वर्म्मा, हिन्दी साहित्य मंडळ बनारस सीटी. |
| स्वप्न-विज्ञान (प्रथम संस्करण) | श्री गोपीवल्लभ उपाध्याय | ०–१२–० પો. સિવાય | १६° | १९३६ | १३६ | ,, | સદર |
| तुलसी और उसके सौ उपयोग | काशीनाथ शर्मा | ०–६–० | ,, | ,, | ५४ | ,, | સદર. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| બાલવિહાર અર્થાત સુગમ ફળવાડી | શંભુ શંભુ ભટ્ટ અને ડાહ્યાભાઈ અંબાલાલ પટેલ | ૧—૦—૦ | ૮° | ૧૯૯૫ | ૮૦ | ,, | શંભુ શંભુ ભટ્ટ, ફંડ ઝાડ ઉછેર અમલદાર, વડોદરા |
| પાંખડી | જેઠાલાલ નારાયણ ત્રિવેદી | ૦—૧૨—૦ | ૩૨° | ૧૯૩૮ | ૧૧૨ | ,, | કુમાર કાર્યાલય–અમદાવાદ |
| સહકારી નિબંધ ટીકા સહિત | નારાયણ શ્રીપતરાવ સિંધે નાથુભાઈ કલ્યાણજી દેસાઈ વકીલ ભાઈલાલભાઈ જે. પટેલ | ૩—૮—૦ | ૮° | ૧૯૩૯ | ૧૯૦ | પાકી | ભાઈલાલ જે. પટેલ મંત્રી સયાજી સહકાર સેવક સંઘ; હાથી પોળ, ગુંદા ફળિયા, વડોદરા |
| અકકલના ઇજારદાર | શ. એકાર | ૧—૮—૦ | ૧૬° | ૧૯૩૮ | ૨૦૬ | ,, | શ્રી હરિહર પુસ્તકાલય, બુકસેલર્સ અને પબ્લીશર્સ, ટાવર રોડ સુરત |
| કુમારનાં કાવ્યો | મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઈ | ૧—૦—૦ | ,, | ૧૯૩૯ | ૧૪૨ | કાચી | જે. એમ. દેસાઈ, અમદાવાદી પોળ, કડવાશેરી વડોદરા |
| દિલરૂબા શિક્ષક (મરાઠી) | પ્રો. માધવબુવા ગોખલે | ૦—૧૦—૦ | ,, | ,, | ૯૨ | ,, | કર્તા, લક્ષ્મીપ્રાસાદ, ગોખલે રોડ નોર્થ દાદર મુંબાઈ |
| શ્રી. રામચંદ્ર દત્તનું જીવનવૃત્તાંત | ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા | ૦—૮—૦ | ,, | ,, | ૧૫૯ | ,, | વિષ્ણુપ્રસાદ રતનરામ ઠાકોર, મંત્રી શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ, ઠે. સાંકડીશેરી હજીરાની પોળ અમદાવાદ |
| પોપટની વાર્તા | શાંતિલાલ મારાભાઈ ઓઝા | ૦—૬—૦ | ,, | ,, | ૫૩ | ,, | કર્તા, ઘડીઆળી પોળ, વડોદરા |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| જ્ઞાનપણની વાતો (આપણી બાળ ગ્રંથમાળા) | પદ્માવતી દેસાઈ | ૦–૩–૦ | ૧૬° | ૧૯૩૯ | ૩૨ | કાચી | ભાઈલાલ ડી. પટેલ 'આપણું' બાલ કાર્યાલય ચિંગસપુરા, ભરૂચ આખા વર્ષનાં ૭ પુસ્તકોનું વાર્ષિક લવાજમ રૂા. ૧) ઘેર બેઠાં |
| ઊંચે આકાશમાં | વૈકુંઠ ઠાકોર | ૦–૩–૦ | ,, | ,, | ૩૨ | ,, | |
| સાચી વાતો | હર્ષદ પટેલ | ૦–૩–૦ | ,, | ,, | ૩૨ | ,, | |
| સાદી શિખામણ પુ. ૨જું | મગનલાલ શંકરભાઈ પટેલ | ૨–૦–૦ | ,, | ૧૯૨૮ | ૨૮૯ | પાકી | મગનલાલ શંકરભાઈ પટેલ ડૉ. પંડ્યા રોડ, મુ. પાટણ ઉ. ગુજરાત પુસ્તકાલયો માટે કિંમત રૂા. ૧–૦–૦ દરેક પુસ્તની રાખવામાં આવી છે. |
| સાર પુ. ૩જું | | ૩–૦–૦ | ,, | ૧૯૩૬ | ૩૧૨ | ,, | |
| કરામાતે પીર દસ્તગીર | મુનશી છોટેસાહબ બીન ઇનાયતુલ્લાહ | ૦–૫–૦ | ૧૨° | ૧૯૩૭ | ૭૨ | કાચી | કર્તા, મુગલવાડા, સાકીન શહેર વડોદરા |
| જીવનનું ઝેર અને તમાકુ ત્યાગની તદબીરો | ડૉ. જટાશંકર નાન્દી | ૦–૮–૦ | ૧૬° | ૧૯૩૯ | ૧૬૪ | ,, | કર્તા, નવયુગ આરોગ્ય મંદિર વાડજ પાસે, બેચરદાસ લશ્કરીનો બંગલો સાબરમતી |
| ભીખો ચોટ્ટો | રમણલાલ સોની | ૨–૦–૦ | ૧૬° | ૧૯૩૯ | ૩૧૮ | પાકી | ભોગીલાલ ગાંધી, શરદ કાર્યાલય–ભદ્ર, અમદાવાદ |
| અમે પિંજરનાં પંખી | નીરૂ દેસાઈ | ૧–૪–૦ | ,, | ,, | ૧૫૬ | ,, | ભોગીલાલ ગાંધી, નવી દુનિયા કાર્યાલય, ભદ્ર, અમદાવાદ |
| ગરવી ગુજરાત ભાગ ૩ જો અથવા જૂના ગુજરાતની [illegible] રસમામણી | રમણલાલ મોહનલાલ ચોકસી | ૫–૦–૦ | ૧૨° | ૧૯૩૯ | ૩૨૨ | ,, | રમણલાલ મોહનલાલ ચોકસીની કુંપની પાદરા (ગુજરાત) |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| મહાબત આલ્બમ જુનાગઢનો સચિત્ર ઇતિહાસ | ગુલામ આહમદ શેખ ગુલામ મોહમદ | ૨-૪-૦ પાકી<br>૨-૦-૦ કાચી | ૪³ | ૧૯૩૮ | ૩૬ ઉપરાંત ફોટા | પાકી<br>કાચી | કર્તા, હેડમાસ્તર મહાબત મદ્રસા હાઇસ્કૂલ, ગુજરાતી વિભાગ મુ. જુનાગઢ |
| રાતુ રૂસ ભા. ૧ | ચંદ્રભાઇ કા. ભટ્ટ | ૦-૧૨-૦ | ૧૬° | ૧૯૩૭ | ૧૬૭ | કાચી | ભોગીલાલ ગાંધી, નવી દુનિયા કાર્યાલય ગાંધીરોડ, અમદાવાદ |
| ચાલો વિચારીએ ગ્રંથમાળા સદર ભા. ૨ | ચંદ્રભાઇ કા. ભટ્ટ | ૧-૦-૦ | ૧૬° | ૧૯૩૭ | ૧૮૭ | પાકી | ભોગીલાલ ગાંધી, નવી દુનિયા કાર્યાલય ગાંધીરોડ, અમદાવાદ |
| સદર ભા. ૩ | ચંદ્રભાઇ કા. ભટ્ટ | | ૧૬° | ૧૯૩૮ | ૧૩૬ | | ભોગીલાલ ગાંધી, નવી દુનિયા કાર્યાલય ગાંધીરોડ, અમદાવાદ |
| ખેડુતોની સમસ્યા | લાલજી પેન્ડસે; વી. ૩ | ૧-૦-૦<br>૧-૪-૦ | ,, | ૧૯૩૮ | ૨૨૪ | કાચી<br>પાકી | સદર |
| સોવિયેટ સમાજ | નીરૂ દેસાઇ | ૨-૦-૦ | ,, | ,, | ૨૧૧ | કાચી | સદર |
| કિસાન ખંડો | શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક | ૦-૦-૬ | ,, | ,, | ૨૪ | ,, | સદર |
| શહીદો | ચંદ્રભાઇ કા. ભટ્ટ | ૧-૦-૦<br>૧-૪-૦ | ,, | ,, | ૧૮૭ | કાચી<br>પાકી | સદર |
| સાહિત્યકળા | પ્રો. મોહનલાલ પાર્વતીશંકર દવે | ૧-૦-૦ | ,, | ,, | ૨૫૯ | પાકી | કર્તા, ખપાટિયા ચકલા, સુરત |
| દૃષ્ટિપરિવર્તન ભા. ૧ ટોલ્સ્ટોય ગ્રંથાવલિ ગ્રંથ ૭ મો | વિજયરાય કલ્યાણરાય | ૧-૪-૦ | ,, | ૧૯૯૦ | ૨૧૫ | ,, | રણછોડજી કેસુરભાઇ મિસ્ત્રી, પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ |
| મગધરાજ (સુબોધ ગ્રંથાવલિ) વ-૧ પુ-૭ | જયભિખ્ખુ | ૧-૮-૦ | ,, | ૧૯૯૫ | ૨૪૦ | ,, | ધીરજલાલ ટો. શાહ, જ્યોતિ કાર્યાલય, જુમ્મા મસ્જિદ સામે અમદાવાદ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | | | ૦ | ૧૯૩૯ | ૪૮ | કાચી | ભારતીય સાહિત્ય સંઘ, પાનકોર નાકા, અમદાવાદ |
| રંગ રંગ વાદળિયાં | સુન્દરમ્ | ૦–૨–૬ | ,, | ,, | ૪૦ | ,, | સદર |
| નૂતન રશિયામાં ડોકિયું ( મોરિસ હેન્ડસ કૃત ) | ગોવિંદરાવ ભાગવત | ૦–૬–૦<br>૦–૮–૦ | ,, | ૧૯૯૦ | ૧૩૦ | ,, | પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ |
| કળજુગ (સરસ્વતી ગ્રંથમાળા) | રમણલાલ કૈલાશંકર ભટ્ટ | ૦–૨–૦<br>૦–૩–૦ | ,, | ૧૯૮૯ | ૬૩ | કાચી | ,, |
| શ્રીમદ્ રાજચંદ્ર જીવનકળા | બ્રહ્મચારી ગોરધનભાઇ કા. પટેલ | ૧–૪–૦<br>૧–૮–૦ | ,, | ૧૯૯૪ | ૨૪૦ | કાચી<br>પાકી | પ્રસ્થાન કાર્યાલય અમદાવાદ |
| ગુંજન | સોમાભાઇ ભાવસાર | ૦–૫–૦ | ,, | ૧૯૩૯ | ૩૨ | કાચી | બાલજગત પ્રકાશનમંદિર, ૩૧, ગુજરાત સોસાયટી, એલિસ બ્રિજ, અમદાવાદ |
| સિલોંગ (વિદ્યાર્થી વાચનમાળા શ્રેણી આઠમી) | માધવરાવ ભા. કર્ણિક | ૦–૧–૩ | ,, | ૧૯૯૫ | ૨૨ | ,, | ધીરજલાલ ટો. શાહ, પાનકોરનાકા જુમામસ્જિદ સામે, અમદાવાદ |
| દાર્જીલિંગ ,, | જજભાઇ પટેલ | ૦–૧–૩ | ,, | સદર | ૨૮ | ,, | ,, |
| ઉટાકામંડ ,, | માધવરાવ ભા. કર્ણિક | ૦–૧–૩ | ,, | સદર | ૧૬ | ,, | ,, |
| રમુજી ટુચકા કુમાર ગ્રંથમાળા | ધીરજલાલ ટો. શાહ | ૦–૮–૦ | ,, | ૧૯૩૯ | ૧૧૯ | ,, | જ્યોતિ કાર્યાલય, લિમિટેડ, જુમામસ્જિદ સામે, અમદાવાદ |
| જવાંમર્દ ,, | જયભિખ્ખુ | ૦–૮–૦ | ,, | ,, | ૧૧૯ | ,, | સદર |

પુસ્તકાલય ખાતું,
સાર્વજનિક પુસ્તકાલય શાખા,
વડોદરા, તા. ૭–૮ જુલાઇ ૧૯૩૯

પું. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.

# પુસ્તકાલયના વ્યવસ્થાપકોને ખાસ

વિચારવા જેવો પ્રશ્ન છે કે અંદાજમાં કેવાં પત્રો મૂકવાં ? ઓછા લવાજમવાળાં પુસ્તકાલયોને તો તે પ્રશ્ન મૂઝવે છે.

## પણ..................................

# સ્કાઉટ વીર

બધી મૂંઝવણ દૂર કરે છે. લવાજમ ફક્ત બે રૂપિયા. ગમે તેવા ઓછા અંદાજમાં પણ તેને સમાવી શકાય.

## જ્યારે..........સ્કાઉટવીરમાં

અપાતું વાચન અને સામગ્રી બે રૂપિયામાં આપવું ન પાલવે તેવાં હોય છે.

## લો, આ અભિપ્રાય:-

**પ્રિન્સિપાલ ન્યુ ઇરા સ્કૂલ—મુંબઈ લખે છેઃ—**

" સ્કાઉટ વીર " ગુજરાતી ભાષામાં આવકારદાયક લાગ્યું છે. હું પોતે તેને શિક્ષણ-શાસ્ત્રનું મુખપત્ર ગણું છું. કોઇ પણ શાળા એવી ન હોવી જોઇએ કે જેના વાચનાલયમાં આ માસિક ન હોય.

—મગનલાલ ત્રિ. વ્યાસ.

**ગુજરાતના સંભાવિત નાગરિક લખે છે કેઃ—**

" ગુજરાતમાં માનીતું થયેલું " સ્કાઉટ વીર " હવે નવા લેબાસમાં અને વધુ આકર્ષક રૂપમાં બહાર પડયું છે. લેખ અનુભવીઓ પાસે લખાવ્યા હોઇ જરૂર વાચકવર્ગ પર સારી છાપ પાડે છે "

—સર ચુનીલાલ મહેતા.

**પુસ્તકાલય ખાતું વડોદરા રાજ્ય, મદદનીશ વ્યવસ્થાપક લખે છેઃ—**

" ઓછા લવાજમવાળાં પુસ્તકાલયો આવાં માસિકો પોતાના અંદાજમાં ધરે તો તેમને સસ્તામાં સારૂં વાચન મળે એ દેખીતું છે......માસિકમાં આવતું વાચન રસિક, શિષ્ટ અને દષ્ટિપૂર્ણ છે. એટલે તેને મારો આવકાર જનતા આપશે, એમ ઇચ્છું છું. "

—ઉમેદભાઇ મો. પટેલ.

આવા તો કેટલાયે અભિપ્રાયો મળ્યા છે.

તમારા પુસ્તકાલયમાં " સ્કાઉટવીર " ન હોય એ એક ખામી ગણાય. અંદાજમાં મૂકવા ચૂકશો નહિ.

**લવાજમ રૂા. ૨** | **પરદેશ શિ. ૫**

## સ્કાઉટ વીર કાર્યાલય—રાવપુરા, વડોદરા.

# હાલ અર્ધા મૂલ્યે મળવાનાં પુસ્તકો

સં. ૧૯૯૫ના અષાડ શુદિ ૧૫ થી આસો શુદિ ૧૫ સુધી નીચેનાં પુસ્તકો અર્ધા મૂલ્યે મળશે. અમદાવાદ કાર્યાલય સિવાય મુંબઇ કાર્યાલયમાં તેમજ બહારના નીચેના સ્થળોમાં ખર્ચ જોગી વધુ કિંમત લેવાશે.

**મુંબઇ**–સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, ઠે. કાલબાદેવી રોડ, હાથી બિલ્ડિંગમાં ત્રીજે માળે

**વડોદરા**–પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ, ઠે. રાવપુરા.

**સુરત**–શુકલ દયાશંકર ભાઇશંકર, ઠેકાણું–બાનાજી રોડ, ડૉક્ટર રામરાવનો ખાંચો.

**ભરૂચ**–પંડયા ચંદુલાલ અમૃતલાલ, ઠેકાણું શેઠ ફળિયાની બહાર, લખપતિની શાળામાં.

**ભાવનગર**–છોટાલાલ ત્રિભોવનદાસ શાહ, ઠેકાણું મહેતા શેરીના નાકે, મેવા મંડળમાં.

**રાજકોટ**–ઓધવજી ગવજી મુણા, ઠેકાણું ધર્મેન્દ્રસિંહજી રોડ.

**સૂચના**–(૧) ટપાલ રસ્તે મંગાવનારને પોસ્ટેજ ઉપરાંત રજિસ્ટર તથા વી. પી. ખર્ચ રૂ. ૧૦) સુધીનું પાંચ આના જુદું લાગે છે. (૨) વધુ પુસ્તક વી. પી. થી મંગાવનારે ઓર્ડર સાથે 'એડવાન્સ' રકમ મોકલવી. (૩) કોઇને દરેક પુસ્તકની એકથી વધુ પ્રત મોકલાતી નહિ હોવાથી જ્યાંના એકથી વધુ સજ્જનોને રેલવેરસ્તે વધુ પ્રતો ભેગી મંગાવવી હોય તેમણે તે મતલબનો પત્ર, દરેકના નામ ઠામ અને સહી સાથે, તથા ત્યાંના સ્કૂલ માસ્તર, તલાટી અથવા તો " વિવિધ ગ્રંથમાળા "ના ગ્રાહકની ભલામણ સાથે લખી મોકલવો. (૪) પુસ્તકોની કિંમત ઉપરાંત પેકીંગ વગેરેના પાંચ આના અને બંગાળી ૧૦ શેરથી મોટા પારસલ માટે આઠ આના વધુ મોકલવા તથા રેલ્વે સ્ટેશનનું નામ તેમજ પૂરું સરનામું પણ લખવું. (૫) મંગાવેલામાંના જે પુસ્તક ન આવે તે ખલાસ થયેલાં સમજવાં.

| હાલ અર્ધા મૂલ્યે મળતાં પુસ્તકો | કદ ઇંચ | પૃષ્ઠ-સંખ્યા | પૂરી કિંમત | અર્ધી કિંમત | મુંબઇતથા અન્યસ્થળે |
|---|---|---|---|---|---|
| **હમણાં પ્રસિદ્ધ થયેલી પુનરાવૃત્તિઓ** | | | | | |
| **આર્યભિષક્** (આવૃત્તિ ૯ મી) | ૬॥×૧૦ | ૮૭૪ | ૩) | ત્રણે સાથે ખરીદનારને | |
| **વૈદક સંબંધી વિચારો** ભા. ૧ લો | ૫×૯ | ૬૭૨ | ૨॥ | ૩)- | ૩।≤ |
| ,, ,, ભા. ૨ જો | ,, | ૪૩૨ | ૧।≈ | | |
| **ભક્ત ચરિત્ર** (આવૃત્તિ ૨ જી) | ૫×૭॥ | ૫૨૮ | ૧॥ | ૦॥। | ૦॥≈ |
| **વીર દુર્ગાદાસ** (આવૃત્તિ ૩ જી) | ૫×૬॥। | ૩૦૪ | ૦॥ | ૦। | ૦।- |
| **સોનેરી સૂચના** (આવૃત્તિ ૭ મી) | ,, | ૨૦૮ | ૦। | ૦)≈ | ૦)॥ |
| **શ્રીમદ્ ભગવદ્ગીતા** અર્થ સાથે મોટા અક્ષરમાં | ૫×૬॥। | ૨૫૬ | ૦।≈ | ૦।≈ | ૦।≤ |
| **ઉત્તમ ધાર્મિક ગ્રંથો** | | | | | |
| **શ્રી માનસ રામાયણ**–૩૦ ચિત્રો સાથે | ૬॥×૧૦ | ૧૮૦૦ | ૪॥ | ૨।≈ | ૨॥≈ |
| ,, ,, બે ગ્રંથમાં ,, | ,, | ,, | ૫। | ૨।≈ | ૨॥≈ |
| **શ્રીતુલસીકૃત રામાયણ**–બે ગ્રંથમાં | ,, | ૧૪૦૮ | ૫। | ૨।≈ | ૨॥≈ |
| **શ્રીવાલ્મીકિ રામાયણ**–શુદ્ધ ભાષાંતર | ,, | ૧૫૨૮ | ૫॥ | ૨॥ | ૩) |
| ,, ,, –બે ગ્રંથમાં | ,, | ,, | ૬) | ૩) | ૩। |
| **શ્રીમદ્ભાગવત**–નવમી આવૃત્તિ બે ગ્રંથમાં | ,, | ૧૩૯૬ | ૫॥। | ૨॥≈ | ૩)≈ |
| **શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા**–નવી આવૃત્તિ | ૫×૯ | ૮૪૦ | ૨॥ | ૧। | ૧॥ |
| **શ્રીદાસબોધ**–નવી આવૃત્તિ | ,, | ૬૪૮ | ૨) | ૧) | ૧)≈ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ચૈત્રિક વિનય ખંડ-૧-૨-૩, (સચિત્ર)... | ,, | ૮૪૦ | ૨॥ | ૧।= | ૧॥ |
| મહાભારત મંજરી-મહાભારતવિષે ઉત્તમ ગ્રંથ | ,, | ૭૪૪ | ૨) | ૧) | ૧)= |
| શ્રીરામકૃષ્ણ કથામૃત-(બન્ને ભાગ ભેગા) | ૫॥×૮ | ૬૫૦ | ૨॥ | ૧। | ૧।= |
| શ્રીરામકૃષ્ણ પરમહંસનું જીવનચરિત્ર ... | ૫×૭॥ | ૬૦૮ | ૧॥ | ૦॥। | ૦॥।= |
| સ્વામી રામતીર્થ-ગ્રંથ ૩ જો (બીજા ભાગોથી સ્વતંત્ર) | ૫૨૮ | ૨) | ૧) | ૧)= | |
| સ્વામી વિવેકાનંદ-ગ્રંથ ૧ લો ... | ૫॥।×૮। | ૫૭૬ | ૨। | ૧)= | ૧। |
| ,, ,, ગ્રંથ ૨ જો ... | ૫॥।×૮। | ૬૦૦ | ૨। | ૧)= | ૧। |
| ,, ,, ભા૦ ૧૨-૧૩ મો | ૫×૯ | ૫૧૬ | ૧॥ | ૦॥। | ૦॥।= |
| પ્રભુમય જીવન ... ... ... | ૫×૬॥। | ૧૯૨ | ૦। | ૦)= | ૦)=॥ |
| આર્યધર્મનીતિ અને ચાણક્યનીતિસાર | ,, | ૨૦૮ | ૦।- | ૦)=॥ | ૦)= |
| વિભુની વાટે તથા રામાયણની રત્નપ્રભા | ,, | ૯૬+૬૪ | ૦। | ૦)= | ૦)=॥ |
| શ્રી વિષ્ણુસહસ્રનામાવલિદર્શન | ,, | ૨૨૦ | ૦।= | ૦)= | ૦। |
| મૂળ પંચરત્ન ભગવદ્‌ગીતા-સ્થૂલાક્ષર | ૫॥×૭ | ૩૭૬ | ૧)= | ૦॥- | ૦॥= |
| ,, ,, ,, ,, મધ્યમાક્ષર | ૩॥×૫॥ | ૩૨૪ | ૦॥= | ૦।- | ૦।= |
| ,, ,, ,, ,, નાના અક્ષર | ,, | ૨૬૦ | ૦।= | ૦)=॥ | ૦। |
| મૂળ મોટી ભગવદ્‌ગીતા-સ્થૂલાક્ષર | ૫×૬॥। | ૨૨૦ | ૦॥।= | ૦।= | ૦॥- |
| ,, ,, ,, મધ્યમાક્ષર | ૩॥×૫॥ | ૧૮૮ | ૦।= | ૦)=॥ | ૦। |

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક પુસ્તકો

| | | | | | |
|---|---|---|---|---|---|
| કતલખાનું ... ... ... ... | ૫×૯ | ૬૯૬ | ૨। | ૧)= | ૧। |
| ભારતધર્મ-અંધારા રંગમહેલનો રાજા | ,, | ૫૦૪ | ૧॥ | ૦॥। | ૦॥।= |
| ગામડિયા નરદેવો ( સ્વ૦ પઢિયારકૃત ) | ,, | ૪૦૮ | ૧।= | ૦॥= | ૦॥।- |
| હૃદયતરંગ અને બ્રાહ્મણની ગૌ ... | ,, | ૩૨૪ | ૧) | ૦॥ | ૦॥= |
| સુખી જીવનનાં સાધન (માર્ડનકૃત)... | ,, | ૩૧૨ | ૦॥।= | ૦।= | ૦॥- |
| સુખ સામર્થ્ય સમૃદ્ધિ ... ... | ,, | ૪૦૦ | ૧) | ૦॥ | ૦॥= |
| ભાગ્યના સ્રષ્ટાઓ ... ... | ,, | ૫૬૪ | ૧॥ | ૦॥। | ૦॥।= |
| બંકિમનિબંધમાળા (બંકિમ બાબુકૃત) | ૫॥×૮ | ૫૯૦ | ૧॥। | ૦॥।= | ૧) |
| સોનેરી સૂચનો (આવૃત્તિ ૭ મી) ... | ૫×૬॥। | ૨૦૮ | ૦। | ૦)= | ૦)=॥ |

## ઇતિહાસ અને વૈદક સંબંધી પુસ્તકો

| | | | | | |
|---|---|---|---|---|---|
| આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન (ગાંધીજીકૃત) | ૫×૬॥। | ૧૪૮ | ૦। | ૦)= | ૦)=॥ |
| રાજસ્થાનનો ઇતિહાસ-ભા. ૨ જો ... | ૬॥×૧૦ | ૭૭૬ | ૫) | ૨॥ | ૨॥। |

## સંત-મહાત્માઓની વાણી

| | | | | | |
|---|---|---|---|---|---|
| છોટમની વાણી-ગ્રંથ ૧ લો ... | ૫×૯ | ૨૬૦ | ૧) | ૦॥ | ૦॥= |
| ,, ,, ગ્રંથ ૩ જો ... | ,, | ૨૭૦ | ૧) | ૦॥ | ૦॥= |

## બોધદાયક ઉત્તમ જીવનચરિત્રો

| | | | | | |
|---|---|---|---|---|---|
| સંત તુકારામ (ચરિત્ર) ... ... ... | ૫×૯ | ૬૩૬ | ૨) | ૧) | ૧)= |
| જ્ઞાનેશ્વર મહારાજ અને મહાત્મા એકનાથ | ,, | ૫૦૪ | ૧॥ | ૦॥। | ૦॥।= |
| ચૈતન્ય મહાપ્રભુ-ખંડ ૧ થી ૫-ત્રણ ગ્રંથમાં | ,, | ૧૫૯૬ | ૫) | ૨॥ | ૨॥।= |
| આદર્શચરિત્ર સંગ્રહ (ઉત્તમ ૫૨ ચરિત્રો) | ,, | ૬૩૬ | ૧॥। | ૦॥।= | ૧) |
| સ્વામી ભાસ્કરાનંદ તથા વિ૦ ગોસ્વામી | ,, | ૪૩૨ | ૧॥ | ૦॥। | ૦॥।= |
| મહાન સમ્રાટ અકબર (સાદુ) ... | ૫॥×૮॥ | ૩૫૨ | ૧) | ૦॥ | ૦॥= |
| શ્રીભક્ત ચરિત્ર (૨ જી આવૃત્તિ) ... | ૫×૭॥ | ૫૨૮ | ૧॥ | ૦॥। | ૦॥।= |

| | | | | | |
|---|---|---|---|---|---|
| મુસ્લિમ મહાત્માઓ ... | ...૫॥×૭॥ | ... ૫૯૨ | ... ૧॥। | ... ૦॥।= | ... ૧) |
| વીર દુર્ગાદાસ (ત્રીજી આવૃત્તિ) ... | ,, | ... ૩૦૪ | ... ૦॥ | ... ૦। | ... ૦।- |

## ખાસ બોધપ્રદ ટૂંકી વાર્તાઓ

| | | | | | |
|---|---|---|---|---|---|
| ટૂંકી વાર્તાઓ-ગ્રંથ ૨જો ભાગ ૫થી૭ | ૫×૯ | ... ૫૭૬ | ... ૧॥ | ... ૦॥। | ... ૦॥।= |
| ,, ગ્રંથ ૩જો ભાગ ૮મો | ,, | ... ૪૯૨ | ... ૧॥ | ... ૦॥। | ... ૦॥।= |
| ,, ગ્રંથ ૪થો ભાગ ૯મો | ,, | ... ૫૦૪ | ... ૧॥ | ... ૦॥। | ... ૦॥।= |
| ,, ગ્રંથ ૫મો ભાગ ૧૦મો | ,, | ... ૪૦૮ | ... ૧। | ... ૦॥= | ... ૦॥। |
| સુબોધ પુષ્પવાટિકા-મહાત્મા શેખસાદી કૃત | ૫×૬॥। | ... ૧૩૬ | ... ૦।- | ... ૦)=॥ | ... ૦)≈ |
| દયાળુ માતા અને સદ્‌ગુણી પુત્રી ... | ,, | ... ૧૬૦ | ... ૦। | ... ૦)= | ... ૦)=॥ |

## બાળોપયોગી પુસ્તકો

| | | | | | |
|---|---|---|---|---|---|
| સદ્‌ગુણી બાળકો (આવૃત્તિ ૭ મી) ... | ૫×૬॥। | ... ૧૩૬ | ... ૦। | ... ૦)= | ... ૦)=॥ |
| બાળસદ્‌બોધ (આવૃત્તિ ૬ ઠ્ઠી) ... | ,, | ... ૧૨૦ | ... ૦। | ... ૦)= | ... ૦)=॥ |
| બાળકોની વાતો (આવૃત્તિ ૭ મી) ... | ,, | ... ૮૮ | ... ૦)≈ | ... ૦)-॥ | ... ૦)= |
| સુબોધક નીતિકથા (આવૃત્તિ ૫ મી) ... | ,, | ... ૨૩૨ | ... ૦।- | ... ૦)=॥ | ... ૦)≈ |

## ચિત્રો ઇત્યાદિ

| | | | | | |
|---|---|---|---|---|---|
| જ્ઞાનબાજી તથા જ્ઞાનપટ-સોપાનપટ | ૧૮×૨૪ ... | ... | ... ૦)- | ... ૦)૦॥ | ... ૦)૦॥। |
| શ્રીરામકૃષ્ણ કેશવચંદ્ર સેનના ઘેર | ૧૩॥×૨૦... | ... | ... ૦)- | ... ૦)૦॥ | ... ૦)૦॥। |
| શ્રી ચૈતન્ય મહાપ્રભુનું સંકિર્તન (ત્રિરંગી) | ૧૫×૨૦ .. | ... | ... ૦)- | ... ૦)૦॥ | ... ૦)૦॥। |

# नीचेनां पुस्तकोनुं मूल्य ओछुं रखायलुं छे.

નીચેનાં પુસ્તકોનું મૂલ્ય શરૂથીજ ઓછું રખાયલું છે, એટલે અર્ધામૂલ્યની યોજનામાં લેવાતાં નથી.

| | કદઇંચ | પૃષ્ઠ | મૂલ્ય | અન્યસ્થળે |
|---|---|---|---|---|
| શ્રીમદ્‌ભગવદ્‌ગીતા—માત્ર સરલાર્થવાળી આવૃત્તિ ... | ૩×૫ | ૨૭૨ | ... ૦)= | ... ૦)=॥ |
| શ્રીમદ્‌ભગવદ્‌ગીતા—શ્લોક તથા ગુજરાતી સરલાર્થ સાથે | ,, | ૪૪૮ | ... ૦)≈ | ... ૦)≈॥ |
| શ્રીમદ્‌ભગવદ્‌ગીતા—શ્લોક તથા ગુજરાતી—મોટા અક્ષર | ૫×૬॥। | ૨૫૬ | ... ૦।= | ... ૦।≈ |
| શ્રીપંચરત્નગીતા—ગુજરાતી સરલાર્થ સાથે મોટા અક્ષરમાં | ૫×૯ | ૬૦૦ | ... ૦॥।= | ... ૧) |
| શ્રીપંચરત્નગીતા—ગુજરાતી સરલાર્થ સાથે મધ્યમ અક્ષર | ૩॥×૬ | ૭૨૦ | ... ૦॥ | ... ૦॥- |

# ~~अन्य पुस्तको~~

નીચેનાં પુસ્તકો તેની છાપેલી કિંમતે મળશે.

| | કદઇંચ | પૃષ્ઠ | કિંમત | અન્ય સ્થળે |
|---|---|---|---|---|
| સંત તુકારામ-ગાથા ગ્રંથ ૧ લો ... ... | ૫×૭॥ ... | ૮૯૬ ... | ૨॥ ... | ૨॥ |
| આખ્યાનમાળા-ગ્રંથ ૧ લો ... ... | ૫×૯ ... | ૭૦૮ ... | ૨। ... | ૨। |
| ,, ગ્રંથ ૨ જો ... ... | ૫×૭॥ ... | ૭૨૦ ... | ૨) ... | ૨) |
| શુભસંગ્રહ-ભાગ ૩ જો (જૂજ પ્રતો છે) ... | ૬॥×૧૦ ... | ૪૩૨ ... | ૧॥ ... | ૧॥ |
| ,, ભાગ ૮ મો ,, ,, ... | ૫×૯ ... | ૬૨૪ ... | ૧॥ ... | ૧॥ |

# ~~पुनरावृत्तिओ विषे~~

હવે સંસ્થાને ધીરે ધીરે આટોપી લેવાની હોઇ તેનો લાભ પુસ્તકો ખરીદનાર જનતાને મળે એ હેતુથી ખલાસ થયેલાં લગભગ બધાં પુસ્તકોની પુનરાવૃત્તિઓ પ્રસિદ્ધ કરવાની છે; એટલા માટે સંસ્થાના પ્રેસમાં એક પ્રિન્ટિંગ મશિન હતું તે ઉપરાંત બીજું નવું મોટી સાઇઝનું પ્રિન્ટિંગ મશિન હમણાં ઉમેર્યું છે;

| હાલ છપાતી પુનરાવૃત્તિઓ | મૂલ્ય સુમારે |
|---|---|
| ભારતની દેવીઓ—( ભારતનાં સ્ત્રીરત્નોની ) ત્રીજી આવૃત્તિ, ત્રણ ગ્રંથમાં છપાય છે. ... | ૬) |

ઉપદેશસારસંગ્રહ—બીજી આવૃત્તિ ... ... ... ... છપાય છે.

**નીચેનાં પુસ્તકોની પુનરાવૃત્તિઓ સત્વર બહાર પડશે.**

શ્રીમદ્ ભગવદ્ગીતા—મધ્યમ અક્ષરમાં છપાશે
આદર્શ દૃષ્ટાંતમાળા ભાગ ૧—૨ જો
આગળ ધસો
મહાત્મા ટૉલસ્ટૉય
સ્વર્ગનું વિમાન
સ્વર્ગની કૂંચી
સ્વર્ગના ખજાના
સ્વામી રામતીર્થના ભાગો
સ્વર્ગનો પ્રકાશ
સુબોધ રત્નાકર
નેપોલિયન
શિવાજી છત્રપતિ
ટૂંકી વાર્તાઓ—ગ્રંથ ૧લો
દેવી ભાગવત
સ્વામી વિવેકાનંદના ભાગો

વગેરે વગેરે સત્વર છપાશે.

# વિવિધ ગ્રંથમાળાનું હાલનું ધોરણ

૧—વાર્ષિક મૂલ્ય પાકાં પૂંઠાં સાથે રૂ. ૫) હોઇ પોસ્ટેજ ચાલુ વર્ષનું માફ હોય છે. આફ્રિકા ઇત્યાદિ દેશાવર માટે વાર્ષિક લવાજમ રૂ. ૮) અથવા શીલીંગ ૧૨) છે. ૨—પ્રત્યેક વર્ષ કારતકથી આસો સુધીનું ગણાય છે. વચ્ચે ગમે ત્યારે ગ્રાહક થવા છતાં કારતકથી પુસ્તકો અપાય છે. ૩—૫"×૯"ના કદનાં ૧૬૦૦ થી ૨૦૦૦ સુધીનાં પૃષ્ઠ અપાતાં હતાં તેને બદલે ચાલુ સં. ૧૯૯૫ ના વર્ષથી ૫"×૭॥"ના કદનાં પૃષ્ઠ ૨૦૦૦ થી ૨૪૦૦ સુધી ત્રણથી ચાર પુસ્તકો દ્વારા અપાશે. તેમાંનાં નીકળ્યાં હોય તે તે પુસ્તક ગ્રાહક થતી વખતે અપાઇ બાકીનાં નીકળે તેમ મોકલાય છે. ૪—કોઈ વાર પુસ્તકોની સંખ્યા ચારથી વધે તો તે વધારાનું પુસ્તક સાદાં પૂંઠાંવાળુંજ બંધાશે; અથવા બીજા પાકા પૂંઠાવાળા પુસ્તકના ભેગું બંધાવાશે. ૫—પ્રત્યેક વર્ષનું છેલ્લું પુસ્તક વી. પી. થી મોકલીને તે પછીના વર્ષનું લવાજમ મંગાવી લેવાશે; પણ બનતાં સુધી તે વિષે અગાઉથી ચેતવણી અપાઈ જેઓ નવા વર્ષમાં ગ્રાહક રહેવાની ના લખશે તેમને એ છેલ્લું પુસ્તક વી. પી. થી નહિ પણ સાદી રીતે મોકલાશે. ૬—જેઓ પ્રથમથી ના નહિ લખતાં વી. પી. આવે તે પાછું વાળશે તો તે છેલ્લા પુસ્તક ઉપરનો સર્વ હક્ક ગુમાવશે; પરંતુ જેમનું વી. પી. ભૂલથી કે એવા કોઇ કારણથી પાછું વળ્યું હશે તેઓ પોતાનું લવાજમ મોકલી આપીને પોતાનું નામ પાછું ચાલુ કરાવી શકે છે, તથા વી. પી. પાછું વળવાથી પોસ્ટેજાદિ ખર્ચ રદ ગયું હોય તે મોકલીને પાછું વળેલું પુસ્તક પણ તેઓ મેળવી શકે છે. ૭—વિવિધ ગ્રંથમાળાનાં પુસ્તકો પૂરતી ચોકસી કરીને ટપાલમાં નંખાય છે; છતાં તે ગ્રાહકને ન મળે તો તેને માટે આ સંસ્થા જવાબદાર નથી. પોસ્ટખાતા પર અરજી કરવા છતાં જેઓ તે પુસ્તક ન મેળવી શકે, તેઓ તે બાબતનો પોસ્ટ સાથેનો પત્રવહેવાર જોવા મોકલી આપશે તો બનતો વિચાર થશે. ૮—ગેરવલ્લે ન જાય તેટલા માટે હરેક પુસ્તક રજિસ્ટર પોસ્ટથી મેળવવું હોય તેમણે તે ખર્ચના બાર આના વધુ મોકલવા. ૯—વાર્ષિક લવાજમ રૂબરૂમાં ભરનારને તેજ વખતે છાપેલી પાવતી અપાય છે તથા વી. પી. દ્વારા લવાજમ ભરનારે વી. પી. ઉપર જે સરનામું, પોસ્ટની છાપ વગેરે હોય છે તેનેજ પાવતી તરીકે જાળવી રાખવાનું છે. ૧૦—મુંબઇના કાર્યાલયમાં વિવિધ ગ્રંથમાળાનું મૂલ્ય ભરનારે તે ભર્યા પછીનો સર્વ સંબંધ અમદાવાદનાજ કાર્યાલય સાથે સમજવાનો છે.

## સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર પાસે—અમદાવાદ અને કાલબાદેવી રોડ, હાથી બિલ્ડિંગ, મુંબઈ—૨




શ્રી. કેશવ શેઠનું નામ ગૂજરાતમાં એટલું બધું પ્રસિદ્ધ છે કે, એમના વિષે વધુ લખવાની ભાગ્યેજ જરૂર હોય. નવરાત્રી અને લગ્ન સમયમાં ભેટ આપવા સારુ ઉત્તમ પુસ્તક. [ મુ. સમાચાર.] ગૂર્જર કવિ શ્રી શેઠની અનેરી કૃતિ છે. કાવ્યોમાં મીઠાશ અને હૃદયને થનથનાટ છે [પુસ્તકાલય.] જાણીતા રાસ કવિશ્રી કેશવ હ. શેઠના રાસગીતોનો આ સંગ્રહ છે. ગુણગરવી ગૂજરાતણોએ એમના ગીતોને અપનાવી લીધા છે. ગૂજરાતણો એને અપનાવશે એમાં જરાએ શંકા નથી. [યુવક.]

: લેખક :
શ્રી. કેશવ હ. શેઠ.

કિંમત ૧—૦—૦ પોસ્ટેજ અલગ.



હાસ્યરસના સિદ્ધ હસ્ત લેખક સ્વ૦ જાગીરદારે આ કૃતિ લખી છે. સારાય ગૂજરાતમાં તેમણે હાસ્યની ફોરમવેરી મૂકી અમર થઇ ગયા છે. તેમનું જ આ સુધારા વધારા સહિતનું સર્જન છે. ગણ્યા ગાંઠ્યા હાસ્યરસિક લેખકોમાં એમનું નામ આગળ પડતું હતુ. એમની કૃતિઓ શરૂઆતથી રસપૂર્વક વંચાતી હતી. એવા હાસ્યરસના એક ઇજારદારની આ કૃતિપણ રસ ભરપૂર છે. આપણી સમક્ષ નિરંતર હસ્તા હસ્તા સજીવપાત્રોને વાર્તાની વસ્તુમાં ગૂંથી સમાજને ભાવિ દિશા સૂચન કરવાની વાર્તાકારની રીત પ્રશંસાનય છે. તેમની શૈલી પણ સરસ અને હૃદયગમ છે.

[ અઠવાડિક ] "મુંબઈ સમાચાર."

: લેખક :
શ્રી. જાગીરદાર.

કિંમત ૧—૪—૦ પોસ્ટેજ અલગ.



ભારતિય કવિ સમ્રાટ રવિન્દ્રનાથ ટાગોરનું જીવન વિદ્યાર્થી આલમને માટે જીવનમાં આગેકૂચ કરનારાઓ સારું અતિ ઉત્તમ છે. મહાત્મા ગાંધી અને રવિન્દ્રનાથ ટાગોર ભારતિય વિદ્યાના સુરજચંદ્ર છે. એમના તેજ જનતા ઝીલે એટલાં ઓછાં છે. પુસ્તકની ભાષા સરળ અને ભાવવાહી છે. [ મુ. સમાચાર. ] ગૂજરાતમાં તો આ જીવન પરિચયોની પણ ઘણી ઉણપો છે. [ પ્રો૦ રવિશંકર જોષી. એમ. એ. ]

: લેખક :
ી. કાંતિલાલ ર. શાહ

કિંમત ૦—૧૨—૦ પોસ્ટેજ અલગ.

**જીવંત જવાલા**

સ્ત્રી સમાજના ગૂઢ પ્રશ્નોમાં કોમળતાના ઝેર, દંભના જલસા, લગ્નનું બજાર, ગુલામી શૃંખલા વગેરે લેખો વર્તમાન નારી જાગૃતિના આંદોલનો રજૂ કરવામાં મહત્વનો ભાગ ભજવે છે [ મહા ગુજરાત. ] જૂદા જૂદા સોળ પ્રકરણમાં વર્તમાન નારી જીવનના કેટલાક બળતા પ્રશ્નો એવી જ સળગતી શૈલીમાં ચર્ચાયા છે. ડગલે ને પગલે પરાધીન સ્થિતિ ભોગવતી આજની સ્ત્રી જાતિના જીવનમાં વાસ્તવિક સ્વાધિનતાના વાસ્તે કેવો પ્રચંડ અગ્નિ ધૂંધવાઇ રહ્યો છે તે આ પુસ્તકમાં ઘણી જ સુંદર રીતે રજૂ કરેલ છે.

[ ખડાયતા મિત્ર. ]

એક મનનિય નિબંધ

કિંમત ૦—૮—૦ પોસ્ટેજ અલગ.

ાર્ષિક લવાજમ કાચું પૂઠું રૂ. ૪) પાકું રૂ. ૫) પોસ્ટેજ સહિત

મંદારમાલાની વાર્તાઓ વાંચ્યા પછી એક સફળ નવલિકાકાર તરીકે આપણે શ્રી. કેશવ શેઠને પિછાનતાં થઈશું. બારે વાર્તાઓમાં મુખ્યપાત્ર તરીકે સ્ત્રીને રજૂ કરે છે. બંધનો સામે પ્રહાર કર્યો છે અને તેમાંય સ્નેહ અને સમાધિ એ વાર્તા તો તણખા સમી છે. આમ ચોક્કસ દષ્ટિ બિંદુ રજૂ કરતી વાર્તાઓ આકર્ષક છે. [સંદેશ.] આ પુસ્તક ઘણું જ સુંદર છે. એમાં બાર નાની નાની વાર્તાઓ છે. "વસ્તુનિર્દેશ" વાંચી જવા વાચકોને ભલામણ છે. [પુસ્તકાલય.]



પોસ્ટેજ અલગ કિંમત ૦-૧૨-૦

: લેખક :
શ્રી. કેશવ હ. શેઠ

[અનોખી ફિલસૂફી અને સામાજિક ક્રાન્તિનો નાદ રજૂ કરતું અમર ચિત્ર.]

શ્રી. દિવ્યાનંદે, પ્રેમ, સૌંદર્ય અને જીવન વિષે અનોખી ફિલસૂફીના દર્શન કરાવ્યા છે. ગૂજરાતના સાહિત્ય જગતમાં કોઇકવાર અજબ નામના મેળવેલી એવી શક્તિ એ લેખકની કલમમાં ભરી છે એમ એ લેખકના જળિની અને પ્રીતમની પ્યાસના નાટકો વાંચનારને કબૂલ કરવું પડે તેમ છે. સૌંદર્ય વિષેની લેખકની સ્વર્ગીય ભાવના સ્વીડનબોર્ગ અને સ્વામી રામતિર્થ જેવા ફિલસૂફીની ભાવના જેવી ઉંચકોટીની છે એમ સ્વીકાર્યા સિવાય છૂટકો નથી. અનેક પ્રકારના પ્રાણવાન આદર્શો પ્રીતમની પ્યાસમાં શ્રી દિવ્યાનંદે રજૂ કરીને નૂતન ગૂજરાત સમક્ષ એક નવોજ આદર્શ રજૂ કર્યો છે. પ્રાણવાન શૈલી અને વિચારોની સ્વચ્છતા એ આ કૃતિનું આગળ પડતું લક્ષણ છે. [બે ઘડી મોજ.] જળિનીના લેખક પાસેથી ગૂજરાતને ઘણું મળી શકે તેમ છે. પ્રીતમની પ્યાસ અને જળિનીના પ્રકાશન દ્વારા ગૂજરાતને દિવ્યાનંદની શક્તિઓનો પરિચય થઇ ગયો છે. [યુવક.] પ્રીતમની પ્યાસ એક વિરાટ સમસ્યામાંથી સર્જાતી જીવન ભરમનું તેમજ વિરલ પૂજનિયતાનું હૃદય સ્પર્શી આલેખન છે. આજકાલના સામાન્ય નાટકોથી પર એવી અસાધારણ પંક્તિમાં મૂકવાની જરુર છે. પ્રણય ત્રિકોણની સમસ્યાને નાટ્યકલાના અંબાર ચઢાવનાર કલમનો સંયમ અસાધારણ હોવો જોઇએ. જિંદગીની ભગ્ન આશાઓને પૂર્ણ જીવિત કરનાર દષ્ટાની સૌન્દર્ય દષ્ટિ ખરેખર દિવ્ય હોવી જોઇએ, એના શબ્દે શબ્દે સ્વાભાવીક લેખન શૈલીની અને સમસ્યાની ગંભીરતા પ્રકટે છે. વાર્તાલાપોમાં, કથા પ્રસંગોમાં, કલામય સંયમ, મધુર પ્રેમ અને રસિકતાનાં દર્શન થાય છે. [મુ. સમાચાર] લગ્નની અને લગ્ન સ્નેહની મીમાંસા કરતું આ નાટક બહુજ સુંદર લાગ્યું. દરેક કાર્યની પાછળ ઉન્નત ભાવના ન હોય તો એ જડ બંધન રૂપ બની જઇ જીવનને કોરે છે. લગ્નની પણ આજે એ સ્થિતિ દાખલ થઇ ગઇ છે, તેમાં ભાવના દાખલ થાય તો કેવાં ઉન્નત થાય; એ લેખકે વાક્યે વાક્યે બતાવ્યું છે. એકંદરે આખુય નાટક બહુ ઉન્નત ભાવનાએ લખાયલું છે. ભાષા સુમધુર અને ભાવનાવાળી છે. [પાટીદાર.]



પોસ્ટેજ અલગ કિંમત ૧-૦-૦

: લેખક :
શ્રી. 'દિવ્યાનંદ'



આ પુસ્તક વધાવી લેવા જેવું છે. ગૂજરાતને આજે નવી દષ્ટિ સાંપડી છે. રાજવંશો અમીરો અને શ્રીમંતોની પ્રણયલીલાના કિસ્સાઓથી કંટાળ્યું છે. આજ તો ગૂજરાતની વાચક જનતા સમાજનો નીચલો થર કેવું જીવન જીવે છે તેનાં વાસ્તવિક ચિત્રો માંગે છે આ પુસ્તકમાં ભાઇ મકનજી પરમારે તે રજૂ કર્યું છે. [ જયભારત ] આસપાસના બનાવો કયા જૂવાનને નથી ખળભળાવતા ? એવો અભાગી કોણ હોય કે જેના હૃદયમાં આસપાસના ઝૂંપડાં અને મહેલો પડખોપડખ ઊભેલા જોઇને રોવાની અને બળવાની લાગણી ના ચઢતી હોય ? આજની સમાજ-રચના સામે બળવાની ઊર્મિ અનુભવાતા જુવાનીમાં સર્જનોને ક્રાંતિકારો નૂતન બળતા ચિન્હ તરીકે વધાવવાં જોઈએ. ભાઇ મકનજીની 'આશા' આશાદાયી છે [ શ્રી. કકલભાઇ કોઠારી [ ફુલછાબ. ]

: લેખક :
શ્રી. મકનજી પરમાર.

કિંમત ૧–૦–૦ પોસ્ટેજ અલગ.




જીવનની અનેક આંટીઘૂંટીમાંથી પસાર થઈ કંટાળેલા મગજને પ્રફૂલ્લિત કરવા માટે આનંદ બત્રીસી હાસ્ય સાથે જ્ઞાન આપી તમને બહુજ આનંદ આપશે. સમય પસાર ન થતો હોય, દુનિયા પર કંટાળો આવ્યો હોય ત્યારે ઝેર ખાવાને બદલે આ ચોપડી વાંચવાથી ફાયદો થશે.

[ બે ઘડી મોજ. ]

આમાં ૩૨ પ્રકરણો લીધાં છે, ને તેમાં પાને પાને મર્માળો હાસ્ય રસ પૂર્યો છે, ખૂબ મજાનાં વાંચવા લાયક પ્રકરણો છે. [ પુસ્તકાલય. ]

: લેખક :
શ્રી. જદુરાય ખંધડીયા.

કિંમત ૧–૪–૦ પોસ્ટેજ અલગ.



રાસની શક્તિ અભિનય અને સંગિતને સર્જે છે. રાસ એટલેજ સાહિત્ય અને કલા–રાસ એટલેજ કલા સંસ્કાર અને સંગિતનું અદ્ભૂત મિલન–સમાજના દંભધારીઓને પડકાર કરતા તેમજ પવિત્ર નિર્મળ ભાવનાઓને સચેત કરતું આ આખુય પુસ્તક તમારા ઘરમાં રહેવું જોઈએ જ. બહેનોએ વહેલી તકે વસાવી લેવું.

આ પુસ્તકમાં બે કવિ મિત્રોના ૧૦૮ રાસ છે. આમાંના ઘણા રાસો રાસ ગાતી અને ગવડાવતી ગૂજરાતણોને જરૂર ગમી જાય તેવા છે. આ રાસો વિવિધ ઢાળમાં રચાયા છે. [ પ્રજામિત્ર કેસરી. ]

: લેખક :
શ્રી. જગુભાઇ રાવળ.
શ્રી. વાડીલાલ શાહ.

કિંમત ૧–૦–૦ પોસ્ટેજ અલગ.

ગુજરાતના સમર્થ લેખકોના સહકારથી ચાલતી.

ગરીબ ખેડુતોને ચૂસવામાં શાહુકારો તેમના પર જૂલ્મ કેવા ગુજારે છે અને સરકાર પણ તેમને કેવાં પજવે છે તેનાં આછાં ચિત્રો આ પુસ્તક દ્વારા રજૂ કરવામાં આવ્યાં છે. આજકાલમાં વાસ્તવિકતાનું કારમું ચિત્ર છે. [ મુ. સમાચાર ] આજકાલના વર્ણવેલા પ્રસંગો બહુજ અસરકારક રીતે વર્ણવ્યા છે × આવાં પુસ્તકોનો બહોળો ફેલાવો થઇ લોકમત જાગૃત થાય અને દરેકે દરેક ગામોમાં લોકમત જાગૃત થઇ યુવક યુવતીઓ તરફથી તજવીજ થાય. તો આવાં પુસ્તકોનું લેખન સફળ થાય [ પુસ્તકાલય. ] શ્રી રામ. નરીની પ્રસ્તાવના સહિત.



પોસ્ટેજ અલગ  કિંમત ૧–૦–૦

: લેખક :
શ્રી. પુરુષોતમ પારેખ.

[ નર્યાં નિર્મળ ચિત્રો રજૂ કરતો વાર્તા સંગ્રહ ]

આ પુસ્તકની વાર્તાઓમાં શિષ્ટતા અને સુરૂચિ જળવાય છે. લેખનની વર્ણન છટા શ્રી મુન્શીને યાદ કરાવે એવી છે ને ભાષા પર પણ તેમનો સારો કાબૂ છે, વળી વાર્તાનો ઊઠાવ પણ તેઓ આકર્ષક રીતે કરે છે.

આ વાર્તાઓ, થોકબંધ પ્રસિદ્ધ થતી વાર્તાઓથી જૂદી તરી આવે એટલી, પાણીદાર તો છે જ. [ પ્રજાબંધુ ]



પોસ્ટેજ અલગ.  કિંમત ૦–૧૨–૦

લે. શ્રી. એન. ડી. શુક્લ.

યુવાન લેખક શ્રી જસવંત ઠાકરની રાષ્ટ્રીય અને સામાજિક પ્રસંગોને ચર્ચતી એક ભાવવાહી સળંગ નવલકથા જેવું પ્રથમ પુસ્તક 'સીતમની ચકકી' જપ્ત થયેલું છે.



પોસ્ટેજ અલગ.  કિંમત ૦–૧૨–૦

લે. શ્રી. જસવંત ઠાકર.

સ્વ૦ શરદચંદ્ર ચટ્ટોપાધ્યાયની ૩૨૦ પાનાની
સામાજિક સમસ્યાની જીવંત નવલકથા

શરદબાબુના સ્ત્રી પાત્રો ખાસ પ્રભાવશાળી અને અત્યંત સૂક્ષ્મતા પૂર્વક ઘડાયેલા હોય છે. આ નવલકથાની નાયિકા "વિજ્યા" પણ એવુજ એક સ્ત્રી પાત્ર છે અને 'દત્તા' એટલે 'જેનુ વાગ્દાન થઇ ચૂક્યું છે તેવી' એમ એ પ્રસંગની આસપાસ વસ્તુ ગૂંથણી થયેલી છે. આ શ્રેષ્ટ નવલકથાનો અનુવાદ પણ એવોજ સુવાચ્ય અને સરળ શૈલીમાં થયો છે. અને વાંચકને તેમાં આદિથી અંતસુધી તરબોળ કરી રાખે છે. [મું. સમાચાર.]



દત્તા

પોસ્ટેજ અલગ.  કિંમત ૧–૨૨–૦

શ્રી. શરદ્બાબુ કૃત

ગૃહલક્ષ્મી ગ્રંથમાળાના તમો ગ્રાહક છો ?



[ ઊર્મિ પ્રધાન નવલિકાઓ. ]

દરેક વાર્તાની શરૂઆતમાં લેખકે નાન્દી મૂકી છે. અને તેમાં તે વાર્તાની વસ્તુને વિષયને–સિદ્ધાંતને પ્રતિપાદન કર્યો છે. વાર્તાને મથાળે અનુરૂપ પદ્ધતિ પણ મૂકી છે. બિલિપત્ર નામથી લઘુ વાર્તાનું સ્વરૂપ ઘડતર વિષેનો નાનો સરખો નિબંધ પણ જોડી દીધો છે. આમ કેટલીક નવીનતાઓ આ પુસ્તકમાં ઉમેરવામાં આવેલ છે. આ ટૂંકી વાર્તાઓ એકંદર સુવાચ્ય બની છે અને લેખકમાં રહેલી ગૂઢશક્તિનો પરિચય કરાવે છે. ગૂજરાતના વાંચકો દિગંતનો સારો સત્કાર કરે એમ અમે ઇચ્છીએ છીએ. [ ગૂજરાતી ]

વાર્તાઓ સમાજ ઉપર કટાક્ષ કરે છે. ને લેખકે સમાજમાં જે કેટલાંક દશ્યો જોયાં છે. તેને ઉતાર્યાં છે. ભાષા સંસ્કારી ને સરળ છે. [ શ્રીબોધ. ]

લેખક : શ્રી. મોહિનીચંદ્ર — કિંમત ૧–૪–૦ — પોસ્ટેજ અલગ.



અનુરાધા

[ સામાજિક સમસ્યાઓ પર વેધક પ્રકાશ પાથરતી પ્રાચ્ય નવલકૃતિઓનો સંગ્રહ ], શરદબાબુની પાંચ નવલિકાઓ આ સંગ્રહમાં આપવામાં આવી છે. તેમાં પાંચે નવલિકાઓ બંગાળી સમાજનાં વિવિધ ચિત્રો રજૂ કરે છે. પાંચે નવલિકાઓ જૂદી જૂદી માનવ કૃતિઓ વચ્ચેની અથડામણો બતાવતાં શરદબાબુએ કુશળ શિલ્પીની માફક સુંદર આકૃતિઓ ખડી કરી છે, તે વાંચતાં માનવીની કોમળ લાગણીઓ પર અસર થયા વિના રહેતી નથી. આ વાર્તાસંગ્રહ અતિશય સુંદર છે એમ કહ્યા વિના ન જ ચાલે. [ પ્રજામિત્ર–કેશરી. ]

આ પુસ્તકમાં પાંચ વાર્તાઓ આપી છે તે દરેકનું અનોખું વસ્તુ શરદબાબુની કલમને ઝમક આપે એવું અને વાંચકના હૃદયમાં અસર કરે એવું છે. [ ગુજરાતી પંચ ]

શ્રી. શરદબાબુ કૃત. — કિંમત ૧–૪–૦ પાકું પૂંઠું ૨–૦–૦ — પોસ્ટેજ અલગ.



કેટલીકવાર લેખક, સૃજનના ઇશ્વરી સંકેતને સમજી લઇને સ્ફુટ કરવા સાહિત્ય સરજે છે. સૃજનમાં સંકેત છે કે કેમ અને છે તો લેખકે નિરૂપ્યો છે તેજ એ છે કે કેમ એવો પ્રતિવાદ ત્યારે લેખક સાથે ન કરાય. એ સારી રીતે સ્ફુટ થયાં છે કે કેમ એ જ પછી જોવાનું રહે છે. શ્રી. દિવ્યાનંદે પણ એવા ઇશ્વરી સંકેતને પામી જઇને એનો પ્રતિબોધ આ નાટકમાં કર્યો છે. એ સંકેત નાટકમાંથી સમજાય છે, આ નાટકમાં હેતુનું પ્રતિપાદન લેખકને કરવું છે. તેથી નાટક બર્નાર્ડશાના નાટકો જેવું ચર્ચાત્મક બન્યું છે. આ નાટક વાચકને ખેંચી રાખે તેવું છે. એનું કારણ એનો કથા ભાગ છે, એમાં સારી પેઠે આકર્ષણ ભર્યું છે, એની ચર્ચા કરતાં માણસ થાકે એમ નથી ને સૌ એ વિષે જિજ્ઞાસા ધરાવે છે. કથિતવ્યના મર્મને લીધેજ સફળતા પામી જનાર "મૃગ તૃષ્ણા" પછીનું "યોગી કોણ" બીજું નાટક છે. આ નાટક સમાજ રચનાને જાળવીને, જીવનમાં ગીતાભાખ્યા, યોગક્ષેમને વહાવવાનો પ્રયત્ન કરે છે. એ પ્રયત્ન સફળ છે. સુંદર છે, સ્તુત્ય પણ છે. [ પ્રજાબંધુ ]

આપણા સાહિત્ની ગણી ગાંઠી શિષ્ટ નાટ્યકૃતિઓમાં આ પુસ્તકના પ્રકાશનથી એક સુંદર કૃતિનો ઉમેરો થાય છે. માનવતાની કોઇ અજબ મોરલીનો નાદ આ નાટક સંભળાવે છે. લેખકની શૈલી હૃદય સ્પર્શી હોઇ વાંચકોને ગમી જાય એવી છે. રંગભૂમિ પર રજૂ કરવામાં આવેતો જરૂર સફળતા મળે એમાં શંકા નથી. [ યુવક ]

લે. 'શ્રી દિવ્યાનંદ.' — કિંમત ૧–૦–૦ — પોસ્ટેજ અલગ.

ગ્રાહક હોતો તમારા મિત્રોને ગ્રાહક થવાની ભલામણ કરો.

ધી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ : ઘીકાંટા નોવેલ્ટી ટાકીઝ—અમદાવાદ

# પુસ્તકાલય


લવાજમ :
દેશમાં વાર્ષિક રૂ. ૩-૮-૦
પરદેશમાં ,, રૂ. ૫-૦-૦
છૂટક નકલ રૂ. ૦-૬-૦

તંત્રીઓ :
નાનાભાઈ ચંદ્રશેખર દીવાનજી
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

: વ્યવસ્થાપક :
વાઘજીભાઈ નારણભાઈ અમીન
બી. કૉમ
મંત્રી, પુ. સ. સ. મં. લિ.
રાવપુરા .....વડોદરા





| પુસ્તક ૧૪ મુ | ઑગસ્ટ-૧૯૩૯ | અંક ૮ મો |
|---|---|---|

# અનુક્રમણિકા


| વિષય | લેખક | પૃષ્ઠાંક |
|---|---|---|
| ગ્રંથમાળાઓની ગૂંચવણ ... | ... તંત્રીસ્થાનેથી ... ... | ૫૫૮ |
| પ્રૌઢ શિક્ષણનો સંકલ્પ (કાવ્ય) | ... શ્રી. ભીમજીભાઈ ટી. ઠાકર... | ૫૫૯ |
| પુસ્તકાલય પ્રવૃત્તિ અને સ્વ. ગિજુભાઈ | ... શ્રી. પ્રતાપરાય ગિ. મહેતા... | ૫૬૦ |
| વિલાયતનાં બાલવાચકોની વિકાસવૃત્તિ | ... શ્રી. પનાલાલ અનંતરાય ... | ૫૬૪ |
| પરદેશી સાહિત્યસૃષ્ટિનું થોડું અવનવું | ... શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર | ૫૬૫ |
| પુસ્તકાલયનાં પ્રકાશકિરણો ... | ... શ્રી વ્રજલાલ દ. મહેતા ... | ૫૬૯ |
| પુસ્તકાલના કાર્યકર્તાઓ શું શું કરી શકે? | શ્રી. મોહનલાલ શંકરલાલ મહેતા | ૫૭૧ |
| પુસ્તકાલય અને પછાત કોમો ... | ... શ્રી. કાળીદાસ દયાળજી પરમાર | ૫૭૨ |
| પુસ્તકપરિચય ... ... ... | ... ... ... | ૫૭૩ |
| નવીન ફાલ... ... ... ... | ... ... ... | ૫૮૪ |
| પુસ્તકોનો પરિચયસંગ્રહ ... ... | ... ... ... | ૫૮૫ |
| આવકારદાયક યોજના ... ... | ... ... ... | ૫૮૬ |
| માસિકો મળ્યા તારીખ ... ... | ... ... ... | ૫૮૭ |
| શું વાંચશો? ... ... ... | ... ... ... | ૫૮૮ |
| પુસ્તકાલય નોંધ ... ... ... | ... ... ... | ૫૯૩ |
| પુસ્તકાલયોની તપાસણી ... ... | ... ... ... | ૫૯૫ |
| વ. રા. પુ. મં.ની જાહેરાત ... ... | ... ... ... | ૫૯૬ |
| સરકારી પુસ્તકાલય ખાતાની સૂચનાઓ, વટહુકમો વગેરે | ... ... | ૬૭ |


—×—

પુસ્તક ૧૪ મું ઑગસ્ટ-૧૯૩૯ અંક ૮ મો

## ગ્રંથમાળાઓની ગૂંચવણ:

—તંત્રીસ્થાનેથી

"આપણે વાર્ષિક નિવેદનો પ્રસિદ્ધ કરવાના અને તેમાં દર વરસ આપણે બતાવવાના કે 'આ વરસે આટલાં નવાં પુસ્તકો ખરીદાયાં, અને તેથી અત્યાર સુધીનાં અમુક પુસ્તકાલયનાં પુસ્તકોની સંખ્યા કુલ આટલાની થઈ, અહીં મોટી સંખ્યા બતાવવાનું પ્રલોભન સંયમમાં રાખવું ઘણું કઠિન છે. આ પ્રલોભનને ઓળખીને જ, તેમાંથી નફો કરવા માટે ઘણા પુસ્તકપ્રકાશકો વરસમાં આટલી સંખ્યાનાં પુસ્તકો માત્ર આટલા રૂપિયામાં પૂરાં પાડવાની જાહેરખબરો આપે છે આવા એકાદ 'પ્રકાશનના સભ્ય થઈ ગયા હોઈએ તો પછી કશી પંચાત નહિ, પુસ્તકો એની મેળે ચાલ્યાં આવે ને પુસ્તકોની સંખ્યા વધ્યા કરે!' આનું બીજું ખરાબ પરિણામ એ છે કે પુસ્તકની પસંદગી ખરીદનારના હાથમાં રહેતી જ નથી નિયત કરેલા પ્રકાશનમાં જે બહાર પડે તે લેવું પડે." —રા. વિ. પાઠક

**પુ**સ્તકપ્રકાશનનો વ્યવસાય એ એક પવિત્ર વ્યવસાય છે બીજા ધંધાઓની માફક એમાં કપટનીતિ કે વંચનાને જરા પણ સ્થાન ન હોવું જોઈએ. એ એક નિર્મળ વ્યાપાર છે; પરંતુ એની નિર્મળતા આજે દૂર થતી ચાલી છે, એનું સ્થાન આજે છેતરપીંડી લેતા જાય છે; જેમ બીજા વ્યવસાયોમાં તેમ આમાં પણ દિવસે દિવસે લેપલાવૃત્તિ વધતી જતી ભાસે છે.

**આ** જ કારણે, ગયા અંકે અમે "સાવધાન" શીર્ષક હેઠળ, જુદા જુદા નામે પ્રકટ થતાં એક જ પુસ્તકોનો ઉલ્લેખ કરી મળી આવી તેવી યાદી આપી હતી.

**આ**જે એવા જ એક ભયસ્થાનનું સૂચન કરીએ છીએ: એ છે ગ્રંથમાળાઓને લગતું.

**દિ**વસ ઊગે છે અને જાણે નવી ગ્રંથમાળાઓની યોજના બહાર પડે છે. તેઓ બધી જુદી જુદી આકર્ષક યોજનાઓ જાહેર કરે છે અને જનતાને તેના ગ્રાહક થવા લલચાવે છે કેટલીક આખા વર્ષનું લવાજમ અગાઉથી જ લે છે તો કેટલીક અમુક રકમ ડિપોઝીટ લે છે, કેટલીક પુસ્તકોના છાપેલા મૂલ્યથી અર્ધું મૂલ્ય લેવા જણાવે છે તો કેટલીક પોસ્ટેજ માફ રાખે છે.

**આ** બધી ગ્રંથમાળાઓમાં કેટલીક કેવા પ્રકારનું સાહિત્ય આપશે, તે પણ જાહેર કરે છે, જ્યારે કોઈ કોઈ માત્ર પુસ્તકોનાં અને લેખકનાં નામ આપી જાહેરાત કરે છે,

આવી ગ્રંથમાળાઓમા પ્રકટ થતા પુસ્તકો વિષે ઘણુ વિચારવાનું હોય છે

અગાઉથી લવાજમ ભરી ગ્રંથમાળાના ગ્રાહક થવાથી કેટલીક વાર નિરાશ થવા વખત આવે છે કારણ કે તેમા અપાતુ સાહિત્ય કેટલીક વાર ઊતરતી કોટીનુ હોય છે અથવા હલકા કાગળો વાપરેલા હોય છે. ઉપરાત કેટલીકમા હદ ઉપરાત કિમત રખાતી હોય છે અને સારા લેખકના ઉત્તમ પુસ્તકનો મદાર બાધી બેઠેલા એ ગ્રંથમાળાવાળાઓને, એજ ખ્યાતિ ધરાવનાર લેખક તેના હમેશના લખાણના ધોરણથી ઊતરતા પ્રકારનુ સાહિત્ય આપતા પણ જણાય છે. આવી અને બીજી અનેક પ્રકારની અનેક ગૂંચવણો ગ્રંથમાળાના ગ્રાહક થવામાં હોય છે. આથી સરવાળે કેટલીક વાર નિરાશ પણ થવુ પડે છે.

આ બધી ગૂંચવણો અને માયાજાળમાંથી બચવાનો એક ઉપાય અમે નમ્ર ભાવે રજૂ કરીએ છીએ અને તે એ કે, અમુક ધોરણ સાચવતી સંસ્થાની ગ્રંથમાળાઓ સિવાય વિવિધ વ્યક્તિઓ દ્વારા સચાલિત ગ્રંથમાળાના ગ્રાહક થવા કરતા તેમના તરફથી વખતોવખત જે તે ગ્રંથમાળા દ્વારા પ્રકટ થતા પુસ્તકોથી પરિચિત રહેવુ, તેમાથી જનતાને ઉપયોગી જણાય તેવા પુસ્તકોની નોંધ રાખતા જવુ અને બજેટ બનાવતી વખતે એ નોધમાંથી પસંદગી કરી બજેટ બનાવાય તો છેતરાવાની જરાય ધાસ્તી નહિ રહે, એમ અમારૂં માનવુ છે. આમાં પણ નવજીવન પ્રકાશન મદિર, ગુર્જરાત વર્નાક્યુલર સોસાઇટિ કે સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયના પ્રકાશનોમા ઉપર જણાવ્યા જેવુ છેતરાવાપણું નહિ રહે, એમ અમે માનીએ છીએ.

બાકી, માત્ર કમાણીજ કરવાના ઉદ્દેશે ધંધો કરતા કોઇ કોઇ બુકસેલરો દ્વારા વા ભિન્નભિન્ન વ્યક્તિઓ દ્વારા સંચાલિત ગ્રંથમાળાઓના ગ્રાહક થતા પહેલા તો સાવધ રહેવું ખાસ જરૂરી છે

તમારા બજેટમા કોઇ પણ ગ્રંથમાળા મૂકતાં પહેલા આ વાતનો જરૂર વિચાર કરજો.

---

## "વધુ પુસ્તકો વાચો."ની પ્રવૃત્તિ

યુક્ત પ્રાતની સરકારે પ્રૌઢ શિક્ષણ અગે એક નવીન રીત અખત્યાર કરી છે આ યોજનાને વધુ વેગ આપવા માટે દિવાલપત્રોનો ( Posters ) ઉપયોગ કરવાનુ નક્કી કરાયુ છે. ફાજલ વખતનો લાભ આપવા માટે તે સરકારે ચિત્રકારોને રોકી એને અગેનાં દિવાલપત્રો તૈયાર કરાવવા માડયા છે ઉપરાંત, જેઓને વાચતા આવડયુ હોય તેમને પુસ્તકો ભેટ આપે છે. એમ કહેવાય છે કે, તામકોનીના રાજાએ આ કામ માટે દર વર્ષે ૧૦૦૦ રામાયણ વહેચવા આપવાનુ વચન આપ્યુ છે આ સિવાય આ યોજનાને છત્રીના નવાબ અને શ્રી જી. ડી બીરલાએ પણ સહાય આપવાનુ સ્વીકાર્યું છે

# પ્રૌઢ શિક્ષણનો સંકલ્પ

(૧)

માત મુજ ભારતી આંસુડા સારતી,
આજ નિજ બાળ, અજ્ઞાન પેખી;
પ્રૌઢના પ્રાણમાં, જ્ઞાનચૈતન્ય ના,
ઘોર અજ્ઞાનનાં બંધ દેખી

(૨)

રૂશિયા રાષ્ટ્રમાં નો'ય નિરક્ષરો,
સાક્ષરે સાક્ષરી દીપ પ્રકટયા;
જ્ઞાનચક્ષુ મળ્યાં પ્રૌઢ પણ સળવળ્યા,
આત્મઓજસ્ વધ્યાં, દેહ ચમકયા.

(૩)

પ્રેમથી પણ લઇ દિવ્ય ચક્ષુ દઇ,
જાગશું દેશના હિત કાજે;
હિંદના શિક્ષકો અન્ય સુધારકો,
ના પછી આપણી માત લાજે.

(૪)

આવજો બાંધવો, આવજો બ્હેન સૌ,
સેવકે જ્ઞાનના યજ્ઞ માંડયા,
દીન અસ્પૃશ્યના ભેદ ભૂલી જઇ,
પાશવી પ્રેતનાં દુઃખ છાંડયા.

(૫)

જીવન રેલાવશું સત્યના સૂરથી,
પૂર્ણ પ્રગટાવશું માનવોને,
રાષ્ટ્ર દીપાવશું યુગ સર્જાવશું,
એ ધન્ય હો શિક્ષકોને *

ખીમજીભાઈ ટી. ઠાકર.

* રાજકોટ બાલ અધ્યાપન મંદિરના પ્રૌઢ શિક્ષણના "વિસીંગ" માટે લખેલું

# પુસ્તકાલયપ્રવૃત્તિ અને સ્વ. ગિજુભાઈ

સ્વ. ગિજુભાઈએ બાલશિક્ષણના કાર્ય સાથે બાળકોના સાહિત્ય માટે પણ જે પ્રયત્નો કર્યા છે તે તો જાણીતાજ છે. એ સિવાય પુસ્તકાલય પ્રવૃત્તિને વેગ આપવામાં તેમણે જે ફાળો આપેલો તેનો આછો પરિચય આ લેખમાંથી મળી આવશે.

**અમરેલીમાં** બાલપુસ્તકાલયનું ઉદ્‌ઘાટન કરવા શ્રી. ગિજુભાઈને આમંત્રણ આપ્યું, અને તેમણે સ્વીકાર્યું તે વખતે મેં એક શરત કરી: "ગિજુભાઈ, અત્યાર સુધી ગુજરાતી ભાષામાં બહાર પડેલાં 'બાલસાહિત્ય'નાં પુસ્તકોની યાદી, કક્કાવારી, કર્તાવારી, વિષયવારી અને કક્ષાવારી (ધોરણવારી) તૈયાર કરી, 'બાલસાહિત્ય સર્વસંગ્રહ' પ્રસિદ્ધ કરીએ તો જ આવા ઉદ્‌ઘાટનના ઉત્સવનું સાર્થક થાય. આપ આ કામ ન કરાવી આપો?"

સમય ઓછો હતો, કામ મોટું હતું; પણ બાલપ્રેમી ગિજુભાઈએ તુરત હા પાડી. અમે શ્રી. ચંદ્રશંકર ભટ્ટને શ્રી. ગિજુભાઈ પાસે મૂક્યા, અને કોઈ અકલ્પ્ય ત્વરાથી આ પુસ્તક તૈયાર થયું. સ્વ. શ્રી. મોતીભાઈ અમીનને મેં આ હકીકત લખી જણાવતાં તેમણે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, લિ૦ વડોદરા મારફત તે છપાવી પણ નાખ્યું, અને આમ, અમારા પ્રથમ પરિચયનો બાલપુસ્તકાલયના ઉદ્‌ઘાટનનો પ્રસંગ ખરેખર સક્રિય ફળ આપનાર નીવડ્યો.

* *

આ પ્રસંગે અમરેલીને તેમનો બાલસ્વભાવ ખૂબ પ્રત્યક્ષ થયો: એક કવિએ 'Aged Child' કહી સુંદર કવિતા રચી. તે વખતના સમારંભમાં બાલસ્વાગત પ્રમુખ, સ્વા. મંત્રી, વગેરે રચાયા હતા. આ બાળકો સાથે પત્રવ્યવહાર દ્વારા શ્રી. ગિજુભાઈ નિકટમાં રહેલા, એ એમનો મહાનુભાવ. આ બાલકાર્યકરો ત્યારબાદ બહુ આશાસ્પદ નીવડ્યા છે.

* *

આ વખતે બાલસાહિત્યનું એક મોટું પ્રદર્શન યોજાયું હતું. તેમાં અમદાવાદ વડોદરા-મુંબઈથી અમે અંગ્રેજી બાલસાહિત્યનાં ખૂબ પુસ્તકો મૂકેલાં. Children Encyclopedeaના ગ્રંથો તેમને દેખાડી અમે ગુજરાતી 'બાલજ્ઞાનકોષ'ની યોજના રજૂ કરી. એ તેમને ગમી. રાજરત્ન હરિલાલભાઈ સાથે રહી મેં એક યોજના છપાવી નાખી. શ્રી. નાનાભાઈ ભટ્ટને ખાસ તારથી બોલાવવામાં આવ્યા. શ્રી. મોતીભાઈ અમીન, શ્રી. રવિશંકર રાવળ, સૌરાષ્ટ્ર કાર્યાલયના કાર્યકરો, સોનગઢ ગુરુકુળવાળા આચાર્ય અને અધ્યાપકો, શ્રી. રામજીભાઈ હંસરાજ, શ્રી. કલ્યાણરાયભાઈ જોશી, શ્રી. તારાબેન મોડક તથા શ્રી. નાનાભાઈ ભટ્ટ વગેરે રૂબરૂ આ પ્રશ્ન ચર્ચાયો. સૌને ગમ્યો. દાનવીર શ્રી. રામજીભાઈએ રૂ. ૧૦૦૦) તત્કાળ આપ્યા. શ્રી. ગિજુભાઈ સંપાદક બન્યા અને મને મંત્રી નીમ્યો. ભાવનગરમાં કાર્યાલય રાખી કામની શરૂઆત થઈ-યોજના રચાઈ. શ્રી. ગિજુભાઈએ ૨૦૦ વિદ્વાનોના સહકાર માટે વચનો મેળવ્યાં: અમે સર પટણીજીને મળી સહાનુભૂતિ અને નેતૃત્વનું વચન મેળવ્યું. ઇંગ્લાંડ-અમેરિકાથી સંદર્ભ ગ્રંથો મંગાવાયા પણ ખરા. નમુનાની પુસ્તિકા તૈયાર થઈ

લાગી. ગુજરાતને અનુકૂળ સ્વતંત્ર મહાગ્રંથ એમને હાથે રચાવાનો સર્જાયો નહિ હોય–એમની તબિયત બગડી અને દક્ષિણામૂર્તિમાં રહ્યા રહ્યા એ કામ શ્રી. ગિજુભાઈ કરી શકે કે કેમ તેવો પ્રશ્ન ઊભો થયો. રાજરત્ન હરિલાલભાઈ સ્વર્ગવાસી થયા અને બીજા સંજોગો પણ નડયા, અને કામ બંધ રહ્યું. છતાં આ કામ માટે તેમણે મરણપર્યંત મહત્ત્વાકાંક્ષા સેવ્યા જ કરી છે.

તેમને મળેલી સન્માન થેલીની રકમનો આ કે આવાં કામમાં વિનિયોગ થાય તેવો પત્રવ્યવહાર તો છેક સુધી ચાલ્યા જ કર્યો છે.

***

કચ્છ – કાઠિયાવાડમાં બાલપુસ્તકાલયો ઊભાં થાય તેવી એક યોજના 'કાઠિયાવાડ સેવક સમિતિ' તરફથી, શ્રી. ગિજુભાઈના અધ્યક્ષપદે અમે રચી, અને કચ્છ–કાઠિયાવાડમાં ૪૮ જગાએ બાલસાહિત્ય મોકલાયું. આવી એક પેટીમાંથ બગસરાએ બાલપુસ્તકાલયનું મકાન પણ ઊભું કર્યું. આમ 'બાલજ્ઞાન પ્રચાર 'ની યોજનામ તેમનું નેતૃત્વ હતું.

***

અમરેલીમાં બાલપુસ્તકાલય સ્થપાયા પછી તુરત ચક્કલામાં બાલપુસ્તકાલય સ્થાપવાનુ અમે નક્કી કર્યું. બીજે જ દિવસે શ્રી. ગિજુભાઈને હાથે તે ખુલ્લું મુકાયું. અગાઉથી ઉદ્ઘાટ માટે આમંત્રણના શિષ્ટાચારની અપેક્ષા રાખ્યાં સિવાય એમણે અમને એમાં સાથ આપેલો ને આજે એ પુસ્તકાલય સમૃદ્ધ બનતું ગયું છે.

***

છેલ્લા તેઓ રાજકોટમાં ચાલતા અધ્યાપન મંદિરના શિક્ષક-શિક્ષિકાઓના સમુ સાથે અમરેલી આવ્યા, ત્યારે બીજે દિવસે સખત દમ ચડયો હતો. અમારી વિનંતિ છતાં 'કાર્યક્રમ રદ ન થઈ શકે,' એમ આગ્રહ રાખી, બહુ જ નરમ તબિયતે, સ્ટ્રેચરમાં રેલ્વે ટ્રેઇનમાં પહોંચાડવા પડયા, તે સ્થિતિમાં પણ તેમણે તો કર્તવ્યજ કર્યા કર્યું । આ સમ મોટા મોટા બાલજ્ઞાનકોષનાં સુમનોહર સ્વપ્નાં રચેલાં. આજે તે વિંખાઈ ગયાં છે. તેમન જેવો કોઈ સમાનધર્મી ગુજરાતમાં જાગશે ત્યારે તે ભવ્ય કામ અમલમાં આવશે.

**પ્રતાપરાય ગિરધરલાલ મહેતા**

# વિલાયતનાં બાળવાચકોની વિકાસવૃત્તિ

## જેઓ આપણાં બાળપુસ્તકાલયોની માહિતી મેળવવા માગે છેઃ તમે એ મોકલી આપો અને એમનો સંપર્ક સાધવા પ્રયત્ન કરો.

[ લંડનના સેન્ટ પેન્ક્રાસ લત્તામાં એક બાળપુસ્તકાલય છે. ત્યાંનાં બાળવાચકો પત્ર દ્વારા પોતાના બાળપુસ્તકાલય સંબંધી હકીકત પૂરી પાડી બીજા દેશનાં બાળપુસ્તકાલયો સંબંધી માહિતી જાણવા માગે છે. આ માટે તેમણે વડોદરાના મધ્યવર્તી પુસ્તકાલયમાં એક પત્ર દ્વારા પૂછપરછ કરી છે. એવી બાબતોમાં આપણા બાળપુસ્તકાલયના સંચાલકો રસ લેતા થાય તે હેતુથી એ પત્ર આ નીચે આપ્યો છે. ]

તા. ૧ એપ્રિલ ૧૯૨૯

વડોદરા મધ્યવર્તી પુસ્તકાલયનાં વહાલાં બાળવાચકો,

અમને અન્ય દેશનાં બાળવાચકો સાથે પત્રવ્યવહારથી વાતો કરવામાં ખૂબ આનંદ આવે છે. આ પત્રવ્યવહારથી જાણે કંઇ શોધખોળ માટે બહાર નીકળી પડયા હોઇએ અને કંઇક નવીન જાણવા જોગ શોધ મળી આવશે એવી ખાત્રી થતાં જેવો આનંદ ઉપજે તેવો આનંદ અમે અનુભવીએ છીએ.

### લંડનના વિભાગો

પ્રથમ તો અમે તમને અમારી તથા અમારા પુસ્તકાલય વિષે કંઇક માહિતી આપીએ. લંડનના ઓગણત્રીસ વિભાગ ( પરાં ) પાડવામાં આવ્યા છે. તેમાંનો એક તો અસલ શહેર અને બાકીનાં અઠ્ઠાવીસ પરાં મળીને રાજધાનીનું શહેર બનેલું છે. સેન્ટ પેન્ક્રાસ એ લંડનના ભાગોમાંનો સૌથી સારામાં સારો ભાગ છે. જો તમારામાંથી કોઇ કદી ઇંગ્લેન્ડમાં આવો તો સેન્ટ પેન્ક્રાસમાં અમને જરૂર મળશો એવી આશા રાખીએ છીએ.

### વિભાગોનું વર્ણન

આ સાથે અમો એક *નકશો મોકલીએ છીએ તેમાં તમે અમારા લત્તાની આજુબાજુનો પ્રદેશ તથા અમારા પુસ્તકાલયનું સ્થળ જોઇ શકશો. લંડનના નકશા સાથે આ નકશાને સરખાવશો તો ઘણોજ ઉપયોગી જણાશે. અહીં એ પુસ્તકાલયો છે તેની જગા અમે "x" નિશાનીથી નકશામાં બતાવેલી છે.

થોડા વખતમાં અમે યુસ્ટન સ્ટેશન પાસે એક વિશાળ પુસ્તકાલય ખોલવા માગીએ છીએ. તે પણ તમે નકશામાં સહેલાઇથી જોઇ શકશો. અમારા દરેક પુસ્તકાલયમાં બાળવિભાગ રાખવામાં આવેલો છે. પરંતુ લંડનના હાઇગેટ પાસેના " ચિલ્ડ્રન કૉર્નર " આગળ એકદમ નવીન પદ્ધતિનું બાળપુસ્તકાલય છે.

આ પુસ્તકાલયનું મકાન કાટખૂણિયું છે અને તેમાં છોકરાઓ અને છોકરીઓને દાખલ થવા માટે બે જુદાં જુદાં બારણાં છે. સહેલાઇથી મૂકી શકાય અને ખસેડી શકાય એવા આંતરા વડે આ મકાનના બે ભાગ પાડવામાં આવ્યા છે. આગળનો ભાગ પુસ્તકોની આપ-લે માટે

*આ નકશો અહીં આપી શકવા સગવડ નહિ હોવાથી આપી શકાયો નથી. —તંત્રી

વપરાય છે અને ત્યાંથી ઘેર વાંચવા માટે પુસ્તકો મળી શકે છે. પાછળનો ભાગ વાચન અને અધ્યયન માટે વપરાય છે. અહીં વાચન તથા લેખનનું ખાનગી કામ પણ કરી શકાય છે. પુસ્તક આપ-લે વિભાગનાં પુસ્તકોના ઘોડા દિવાલ તરફ ખસેડી બે ઓરડાઓ વચ્ચેનો આંતરો દૂર કરવાથી તે વ્યાખ્યાન માટે એક વિશાળ જગા બની જાય છે.

## અધ્યયન વિભાગમાં

અધ્યયન વિભાગની ભીંત પર જે ચિત્રો ચીતરેલાં છે તે અત્યંત આકર્ષક છે. દુનિયાના જુદા જુદા ભાગોની, જુદા જુદા જમાનાની મુસાફરીની વાતોનો આ ચિત્રો પરથી ખ્યાલ આવી શકે છે. વળી આ ચિત્રો લીલા, પીળા, લાલ, ભૂરા, ભૂખરા વગેરે વિવિધ રંગોનાં મનોહર મિશ્રણો વડે ચીતરેલાં છે. આપ-લે વિભાગમાં તમને દિવાલ પર ચીતરેલાં ચિત્રો જોવા નહિ મળે. પરંતુ મઢેલાં ચિત્રો પુસ્તકોના ઘોડા ઉપર ટાંગવામાં આવેલાં છે. પુસ્તકોમાં અપાતાં ચિત્રોના ચીતરનાર તરીકે જાણીતાં થયેલાં મિસ માર્ગરેટ ટૅરન્ટનાં ચિત્રોની આ નકલો છે.

અધ્યયન વિભાગમાં વાચન માટે બે બાજુ ઢાળવાળાં મેજવાળી બેઠકો રાખેલી છે. ત્યાં માસિકો અને સામયિકો વાંચી શકાય છે અધ્યયન વિભાગના મધ્યમાં ૭ મેજ ગોઠવાયેલાં છે. દરેક મેજ બે વાચકો પૂરતી સવડવાળાં છે. અહીં લેવાતા કરના દર એક પાઉન્ડે એક પેન્સ પુસ્તકાલય માટે ખર્ચાય છે. દરેક ઘર અથવા વખારના કિંમતના પ્રમાણમાં વેરો ઉઘરાવાય છે. આથી ૯૦૦૦ પાઉન્ડ જેટલી રકમ એકઠી થઈ શકે છે. સેન્ટ પેન્ક્રાસ લત્તાની નિશાળોમાં અભ્યાસ કરતાં છોકરાં—આ લત્તાની બહાર રહેતાં હોય તેવાંને પણ પુસ્તકાલયનું વ્યવસ્થાપક મંડળ વાચક તરીકે સ્વીકારે છે.

## પ્રવેશપત્રો

વાચક તરીકે દાખલ થવા માટે અમારે ત્યાં વપરાતા અરજીના નમુના આ સાથે મોકલ્યા છે. ભૂરા નમૂના આ લત્તામાં રહેતાં છોકરા-છોકરીઓ માટેના છે. તેની એક બાજુ વાચકે જાતે ભરવાની હોય છે અને બીજી બાજુ માબાપે ભરવાની હોય છે. તેમાં શાળાના સિક્કા વગેરે માટે પણ જગા રાખેલી છે. તે મુખ્ય શિક્ષકે ભરવાની હોય છે.

## કેવાં પુસ્તકો વંચાવાય છે?

દરેક વાચકને બે પુસ્તકો આપવામાં આવે છેઃ એક વાર્તાનું અને બીજું કોઈ પણ ઇતર વિષયનું. વાંચી શકે એવું કોઈ પણ બાળક કે બાલિકા મુખ્ય શિક્ષકની ભલામણથી અમારાં પુસ્તકાલયોના સભાસદ ( વાચક ) થઈ શકે છે. આ લત્તાની શાળાઓમાં ભણનારાં છોકરાં પૈકી જેઓ લત્તાની બહાર રહેતાં હોય તેમને માટે અરજીનો ગુલાબી નમુનો છે. તેના ઉપર માબાપની સહીની જરૂર રાખેલી નથી. વાચનાલય અને અધ્યયનવિભાગ માટે લીલા નમુના છે. ચૌદ વર્ષની ઉંમરે છોકરા કે છોકરીઓ પ્રૌઢ વિભાગમાં જઈ શકે છે, અગર બાળપુસ્તકાલયમાં પણ રહી શકે છે.

## વડા નિશાળીઓ

અમારાં બેઉ બાળપુસ્તકાલયોમાં મૉનિટર અર્થાત્ વડા નિશાળીઓ હોય છે. તે અઠ-

વાડિયામાં એક વાર આવે છે અને બાળવિભાગના ગ્રંથપાલને મદદ પણ કરે છે. તમારા પુસ્તકાલયમાં બાળવાચકો આવી રીતે મદદ કરે છે કે નહિ તે જ્યોર્જ વીટ અને લેલિયા થોમ્પસન નામના અમારા બે મૉનિટરો જાણવાની જિજ્ઞાસા ધરાવે છે. અમારા પુસ્તકાલયના નવા સભાસદો પૈકી બ્રીઆન અને ઑડ્રે વુડકોક હાલ મેરી પ્લેઇનનાં સાહસો વિષેનાં પુસ્તકો વાંચે છે. બ્રિટિશ બ્રોડકાસ્ટિંગ કૉર્પોરેશનનાં બાળકોને માહિતી અપાતી હતી તે સમયે આ બાળકોએ આ જબરી તોફાની છોકરી વિષે સાંભળ્યું અને એનાં 'સાહસોની વાતથી તેઓ એટલાં બધાં ખુશ થયાં કે તેમણે પુસ્તકાલયમાંથી તેની ત્રણેય ચોપડીઓ લઇ વાંચી નાખી. તમારા પુસ્તકાલયમાં મેરી પ્લેઇનનાં સાહસો વિષેની ચોપડીઓ છે કે નહિ તે તેઓ જાણવા માગે છે.

## વાચકોનાં જૂથ

વાચકોની ટુકડીઓ પાડી શિયાળામાં અમે વારાફરતી રેડીઓ, વાર્તા અને ભાષણ સાંભળીએ છીએ. આ રમુજી પ્રવૃત્તિઓની માહિતી અમે તમને હવે પછીના પત્રમાં આપીશું. તમારે ત્યાં વાચન માટે, મકાનોના નમુના બનાવવા માટે, રમકડાં રમવા માટે વગેરે સારુ બાળકોની ટુકડીઓ છે, એવું તમારા ગ્રંથપાળે અમને જણાવ્યું છે. તમારી આ બધી પ્રવૃત્તિઓની વધુ માહિતીનો તમારો પત્ર આવશે ત્યારે તે જાણીને અમે ખુશી થઇશું.

બીજા પત્ર વખતે અમારા સભાસદો વિશેષ સૂચનાઓ કરી શકે એ હેતુથી આ પત્ર તમારા તરફ રવાના કરતા પહેલાં અમે અમારા જાહેરાતના પાટિયા ઉપર મૂકવા તજવીજ કરી છે. જ્યારે તમારો જવાબ આવશે ત્યારે તમારો કાગળ અમારા મૉનિટર અમારાં દરેક પુસ્તકાલયનાં બાળક-બાલિકાઓને મોટેથી વાંચી સંભળાવશે, અને તમારો બીજો પત્ર આવતા સુધી તેને જાહેરાતના પાટિયા ઉપર રાખી મૂકવામાં આવશે.

તમો જાણીને ખુશ થશો કે અમારા ગ્રંથપાલ બાળવિભાગની કેટલીક પ્રવૃત્તિઓના ફોટા લેવાના છે તેની નકલો અમે તમને અમારા હવે પછીના પત્ર સાથે મોકલવાની ઉમેદ રાખીએ છીએ.

આપના સર્વ બાળવાચકોને અભિનંદન.

એલાઇસ વુડમન,
જોયી ક્રીક.
જીન હાર્વે,
તેમજ બીજા સેન્ટ પેન્ક્રાસ
પુસ્તકાલયના છોકરા અને છોકરીઓ.

આ પત્ર બાળપુસ્તકાલયના દરેક બાળવાચકને વાંચી સંભળાવવા અને આપણાં બાળપુસ્તકાલયની હકીકત પત્ર દ્વારા જાણવા માટે વિનંતિ કરી છે. રાજ્યનાં તમામ બાળ-પુસ્તકાલયના બાળવાચકોને બીજા દેશનાં બાળપુસ્તકાલય સંબંધી માહિતી મળે એ હેતુથી આ પત્ર પ્રસિદ્ધ કરવા તજવીજ કરી છે, અને જે કોઇ બાળપુસ્તકાલય સંબંધી પત્રવ્યવહાર કરવા ખુશી હોય તેમણે હકીકત લખી અમારા તરફ મોકલી આપવી એટલે અમે તે મોકલી આપવા તજવીજ કરીશું.

પનાલાલ અનંતરાય
હેડક્લાર્ક, પુસ્તકાલય ખાતું.

# પરદેશી સાહિત્યસૃષ્ટિનું થોડું અવનવું

એડોલ્ફ હિટલરનું વિચિત્ર મૃત્યુ (Strange Death of Adolf Hitler)ની પછી તરત જ તેવા જ વિચિત્ર નામવાળું બીજું પુસ્તક પ્રગટ થયું છે. તેનું નામ 'જે માણસે હિટલરને મારી નાખ્યો' (The Man who killed Hitler) છે. આ તો નવલકથા છે. જો કે નામ, ખરી બનેલી વાતના જેવું છે. આ બન્ને પુસ્તકો કર્તાના નામ સિવાયજ પ્રગટ કરવામાં આવ્યાં છે. જ્યાં સુધી રિશ સાથે અમુક ગોઠવણો ન થાય ત્યાં સુધી પુસ્તકોનું કર્તૃત્વ અનામી રહેશે.

× × ×

'જે માણસે હિટલરને મારી નાખ્યો' એ પુસ્તક પ્રગટ થયા પછી અમેરિકન પ્રકાશક સ્વ. વાયુયાત્રી અમેલિયા ઇયરહાર્ટના પતિને ગોળીથી વિંધાયેલ તે પુસ્તકની એક નકલ મળી હતી. તેની સાથે નીચે મુજબ સંદેશ હતો: "જો તમે આ પુસ્તકનું પ્રકાશન બંધ નહિ કરો તો તમે પણ ગોળીથી મૃત્યુ પામશો." જર્મની આખા જગતને હંફાવે છે.

× × ×

'એડોલ્ફ હિટલરનું વિચિત્ર મૃત્યુ'ની પહેલી બે આવૃત્તિઓની મોટા પ્રમાણમાં છપાતી નકલો, પ્રકાશનની તારીખ પહેલાં વેચાઇ ગઇ છે. ત્રીજી આવૃત્તિ ઝપાટાબંધ બહાર પાડવાની તૈયારી ચાલી રહી છે.

× × ×

આઇ. જે. સિંગરની પ્રખ્યાત નવલકથા 'ધી બ્રધર્સ એશ્કેનાઝી' (The Brothers Ashkenazi) પર પોલેંડમાં પ્રતિબંધ મૂકવામાં આવ્યો છે. તેનું કારણ એ આપ્યું છે કે પોલંડની પ્રજા અને લશ્કરની તેમાં નિંદા કરવામાં આવી છે. સરકારે તેની બધી નકલો જપ્ત કરી છે. આ લેખકની છેલ્લી નવલકથા 'ઇસ્ટ ઑફ ઇડન' (East of Eden)માં સિંગર પોલેંડના યાહુદી સંબંધી પોતે મેળવેલા ખરા જ્ઞાનથી વર્ણન કરે છે. પોતે પણ યાહુદી છે. વર્ષો પહેલાં તે અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સમાં ગયા છે અને ત્યાંજ રહે છે.

× × ×

શેક્સપીઅરનાં નાટકોનું જાપાનીઝ ભાષામાં ભાષાંતર થવામાં 'હેમ્લેટ' પહેલું છે. ઓસાકાના પોલીસ ખાતાએ તેના પર એવા કારણથી પ્રતિબંધ મૂકયો છે કે તે જાહેર નીતિથી વિરુદ્ધ છે. બીજો કાંઇ પણ ખુલાસો કરવામાં આવતો નથી, પરંતુ શાહી કુટુંબનું કોઇ માણસનું વિષમ સંજોગોમાં દિગ્દર્શન કરાવવામાં આવે તેની સામે જાપાનમાં ગુસ્સાની લાગણી થાય છે.

× × ×

સાહિત્યનું પ્રખ્યાત બ્રિટિશ ઇનામ, ધી જેમ્સ ટેઇટ બ્લેક મેમોરિયલ પ્રાઇઝ, આ વર્ષે સી. જે. ફોરેસ્ટરને ગયે વર્ષે પ્રગટ થયેલ બે નવલકથા માટે આપવામાં આવ્યું છે. આ પુસ્તકોનાં નામ 'ધી શિપ ઑફ ધી લાઇન' (The Ship of the Line) અને

## ગુજરાતમાં શરદસાહિત્યમાં અરાજકતા

શરદબાબુની સંખ્યાબંધ કૃતિઓ ગુજરાતમાં ચલણી થઇ ગઇ છે. એમની કૃતિઓમાંથી કોઇ કૃતિ ગુજરાતીમાં ઉતરવાની હવે બાકી રહી હોય એમ પણ હું ધારતો નથી. સ્ત્રીજીવનનાં અનોખા પાત્રાલેખનથી ભરેલી અને આપણા સમાજજીવનને છણતી એમની નવલકથાઓથી ગુજરાતી સાહિત્ય સમૃદ્ધ થયું છે, પણ તે સાથે એક ગેરલાભ (વા) પામ્યો છે. શરદબાબુમાંથી ફાવે તેમ કમાઇ લેવાની વૃત્તિ જાગી ઉઠી છે. પરિણામે ગુજરાતીમાં પ્રકટ થતા શરદ્ સાહિત્યમાં ભારે અરાજકતા ફેલાઇ ગઇ છે. શરદ્બાબુની એક ને એક કૃતિનાં અનેકોએ ભાષાંતરો કર્યાં છે અને પ્રકાશકોએ માંહોમાંહે હરિફાઇ માંડીને શરદ્બાબુના નામે લેપલો કરવા માંડયો છે. આથી એક જ કૃતિ જુદાં જુદા નામોએ પ્રસિદ્ધિ પામી છે.

આ અરાજકતાનો સીધો ભોગ તમે, વાચકો જ, થઇ પડયા છો; એટલે આ વસ્તુનો હું તમારી સમક્ષ ઉલ્લેખ કરી રહ્યો છું. શરદબાબુને નામે પ્રકટ થયેલું કોઇ પણ પુસ્તક તમે લો તે પહેલાં, તમે અગાઉ વાંચી ગયા હો એવી જ કોઇ નવલકથા, નવે નામે પ્રકટ તો થઇ નથીને એની તમે કાળજી રાખજો. એની ખાતરી કરી લીધા પછી જ, તમે નવું પુસ્તક ખરીદજો એવી મારી મિત્રભાવે સલાહ છે.

[ તા. ૧૩-૭-૩૯ના રોજ શ્રી. ચન્દ્રશેખર શુકલે ઑલ ઇન્ડિયા રેડિયોના મુંબઇના મથકેથી રજૂ કરેલા વાર્તાલાપ પરથી ]

'ફ્લાઇંગ કલર્સ' ( Flying colours ) છે. જીવનચરિત્ર માટેનું ઇનામ સર એડમન્ડ ચેમ્બર્સને 'સેમ્યુઅલ ટેઇલર કોલરિજ' માટે આપવામાં આવ્યું છે.

× × ×

'ધી ઇમ્પોર્ટન્સ ઑફ લિવિંગ' ( The Importance of living )ના પ્રખ્યાત લેખક લિન યુટાંગ હાલમાં યુરોપમાં છે. ઈંગ્લંડના રાજારાણી પેરિસ પહોંચ્યા તેને આગલે દિવસે તે ત્યાંથી ચાલ્યા ગયા. આ પ્રમાણે ચાલ્યા જવાનું કારણ પૂછવામાં આવતાં તેમણે જણાવ્યું કે 'મને શહેનશાહીમાં રસ પડતો નથી' ડૉ. લિને જે કહ્યું તે જ તેના મનમાં હતું કે કેમ તેનું તેના અમેરિકન પ્રકાશકોને આશ્ચર્ય થયાનું કહેવાય છે.

× × ×

બર્નાર્ડ શૉએ એક વખત પોતાના એક પુસ્તકને, વપરાયેલ જૂનાં પુસ્તકો વેચનારાની દુકાને બહુ ઓછી કિંમતમાં વેચાણ માટે જોયું. તે પુસ્તક ઉપાડીને જોતાં તેને જણાયું કે તે પુસ્તક તેણે પોતાના અંગત મિત્રને ભેટ દાખલ મોકલેલ પુસ્તક હતું. તેમાં 'જ્યૉર્જ બર્નાર્ડ શૉ તરફથી સપ્રેમ ભેટ' એ શબ્દો લખેલા હતા.

શૉએ તેના મિત્રને ધડો આપવાનો નિશ્ચય કર્યો. તેણે તે પુસ્તક ખરીદી લીધું. પહેલા લખાણની નીચે 'જ્યૉર્જ બર્નાર્ડ શૉ તરફથી ફરીથી સપ્રેમ ભેટ' એ શબ્દો લખી ફરીથી તે જ મિત્રને મોકલી આપ્યું.

જ્યારે મિત્રને તે પુસ્તક મળ્યું ત્યારે તેનો ચહેરો જોવા જેવો થઇ ગયો હતો.

× × ×

હિટલરના પુસ્તક Mein Kampfના મ્યુનિચના મૂળ પ્રકાશકોએ આ પુસ્તકના ઘાટા આસમાની રંગના ચામડામાં બાંધેલી, સોનેરી કિનારવાળી, પૂંઠા પર તરવારના ચિત્રવાળી જ્યુબિલી આવૃત્તિ કાઢી છે. આ આવૃત્તિ લેખકનો પચાસમો જન્મદિન ઉજવે છે. સાથે સાથે તે પુસ્તકની પચાસલાખ નકલો ખપા તેનો પણ મહોત્સવ ઉજવે છે. પૂંઠા પરનું ખુલ્લી તરવારનું ચિત્ર, કેટલાકના મત પ્રમાણે, પુસ્તકમાં આવેલ વિદ્વાનો પાઠ રહેલ

સશસ્ત્ર બળ સૂચવે છે.

× × ×

હિટલરના ઉપરના પુસ્તકનો અસાધારણ વિજય જોઈને, તરતમાં પ્રગટ થનાર પુસ્તક માટે સ્ટેલિન પણ ઉજાગરા કરી રહ્યો છે. તે પુસ્તકનું નામ યોગ્ય રીતે ' એક પગલું આગળ, બે પગલાં પાછળ ' ( One pace Forward, Two steps Back ) રાખેલું છે એક ફ્રેન્ચ વર્તમાનપત્રના જણાવ્યા મુજબ તેનું અઠ્ઠાવીસ ભાષાઓમાં ભાષાંતર થવાનું છે.

× × ×

ઑક્સફર્ડનું કવિતાનું, વિખ્યાત ન્યુડીગેટ પારિતોષક, આ વર્ષે મિ કે. એસ. કીચીને મેળવ્યું છે. તેના પુસ્તકનું નામ ' Cardinal Newman revists Oxford ' ( કાર્ડિનલ ન્યૂમેન ફરીથી ઑક્સફર્ડની મુલાકાત લે છે ) છે.

યુવાન અમેરિકન ગ્રંથકર્તા અને ત્રિનેસોટાની ઑગસ્ટના કૉલેજના અંગ્રેજી વિભાગ ખાતાના વડા, રૉબર્ટ કૉઝને ' અમેરિકન લેખકોના ચિત્રો 'નું ૧૦૦૦ ડૉલરનું વાર્ષિક ઇનામ, તેની પ્રથમ નવલકથા ' Wind without Rain ' ( વરસાદ વિના પવન ) માટે આપવામાં આવ્યું છે.

× × ×

ડબ્લિનના સાહિત્યવિષયક પ્રતિભાશાળી લેખક સીન ઓકેસીનાં પુસ્તકો પર આયર્લૅન્ડમાં પ્રતિબંધ મૂકવામાં આવ્યો છે. તે વર્ષો થયાં પોતાનું આત્મચરિત્ર લખવાનો વિચાર કરી રહેલ છે. ગયે મહિને ( I knock at the door ) ' હું બારણું ખખડાવું છું ' એ શીર્ષક હેઠળ તે પ્રગટ થતાં જ તેની માતૃભૂમિમાં તે પર પ્રતિબંધ મૂકવામાં આવ્યો. આ પુસ્તક પર પ્રતિબંધ મૂકવાનું અધિકારીઓએ એવું કારણ દર્શાવ્યું છે કે તેનું વલણ બીભત્સ છે. સમાલોચકો એવું કહે છે કે તેમાં ડબ્લિનના ગરીબોના ઘરનું આબેહૂબ વર્ણન છે. તેમાં સુંદરતાભર્યાં લાંબાં વર્ણનો છે, પરંતુ તેમાં જરા પણ બીભત્સ હોવાનું આ સમાલોચકોને જણાયું નથી.

× × ×

## હરીફાઇ અને હોંસાતોંસી

શરદ્બાબુનાં લગભગ બધાં પુસ્તકોના અનુવાદો થવાની સાથે હવે આપણી ગુજરાતી પ્રકાશન સંસ્થાઓ એમાંથી હરિફાઇ અને હોંસાતોંસીને માર્ગે ચડી છે.

* * *

એક પ્રકાશક સંસ્થા અમુક પુસ્તકનો અનુવાદ બહાર પાડવાની છે એવી ખબર પડતાં તરત જ બીજી સંસ્થા દોડાદોડ કરી એ પુસ્તકનો અનુવાદ બહાર પાડે,છે. એક અનુવાદ બહાર પડયા છતા એટલી જ કિંમતે કે વધારે કિંમત રાખીને પણ બીજી પ્રકાશનસંસ્થા જુદા નામે પુસ્તક બહાર પાડે છે મોટેભાગે આમાં પુસ્તક કે લેખકનું નામ વટાવવા સિવાય કશો હેતુ હોતો નથી. આપણે ગુજરાતીઓ, શરદ્બાબુને વટાવવા ને સ્વાર્થ સાધવા સિવાય કશો ઉપયોગ નહિ કરીએ ? એમા પણ આપણો વેપારી સ્વભાવ નહિ મૂકીએ ?

યુરોપમાં એક ને એક પુસ્તકોના જુદી જુદી કંપનીઓ અનુવાદો બહાર પાડે છે, પણ કોઇ એની સાથે સુંદર સમીક્ષા જોડીને, ઉત્તમ લેખકોનો વાચક જનતા લાભ લઇ શકે એ માટે સસ્તી કિંમતે, મૂળ પુસ્તકોનો ભાવ તથા વસ્તુ જાળવીને ટુંકા કરાવીને બહાર પાડે છે. આપણા ગુજરાતી પ્રકાશકો તો બસ એક જ વાત સમજ્યા છે: એકદમ ગમે તેવો અનુવાદ બહાર પાડીને મોંઘી કિંમતે વાચક જનતા પર લાદી દેવો. વાચક જનતાનો આ રીતે (પ્રકાશકો) કયાં સુધી લાભ ઉઠાવશે?

"ફૂલછાબ" તા.૪ ૭-૩૯

આયર્લૅન્ડની સેન્સરશિપ પદ્ધતિ દક્ષિણ આફ્રિકાની પદ્ધતિને, પુસ્તકો પરના અવિચારી પ્રતિબંધમાં આંટી દે છે. એડોલસ હક્ષલિ, બર્નાર્ડ શૉ, લિયમ ઓફ લેહાર્ટિ, જેમ્સ જોઇસ અને સિંકલેર લૂઇનાં પુસ્તકો પર ત્યાં પ્રતિબંધ મૂકવામાં આવેલ છે.

× × ×

ઝેકોસ્લોવેકિયાના આગલા પ્રમુખ ડૉ. એડુઆર્ડ બેનેસ, પ્રજાતંત્રવાદ પર એક પુસ્તક લખવામાં રોકાયેલા છે.

× × ×

હોલીવુડના પ્રખ્યાત ફિલ્મ બનાવનાર ધી ટ્વેન્ટીએથ સેન્ચ્યુરી ફૉક્સે જ્હૉન સ્ટાન્બેકના 'The Grapes of Wrath'ના ચિત્ર કરવાના હક્કો ૭૫,૦૦૦ ડૉલરમાં ખરીદી લીધા છે. જે દિવસે આ વેચાણ થયું તે જ દિવસે પ્રખ્યાત અમેરિકન ટીકાકાર વ્હિટનિ બોલ્ટને ન્યુયોર્કના 'મોર્નિંગ ટેલિગ્રાફ' પત્રમાં લખ્યું હતું કે, 'જ્હોન સ્ટીન્બેન્કની નવલકથા છેલ્લા દશ વર્ષમાં પ્રગટ થયેલ અમેરિકન પુસ્તકોમાં શ્રેષ્ઠ ગણી શકાય તેમ છે; પરંતુ હોલીવુડ તે ખરીદવાને એક પણ ડૉલર આપે તે સંભવિત નથી.

છોટાલાલ માનસિંગ કામદાર

—卐—

—પોષણનો અભાવ એ પરોક્ષ રીતે અનીતિનો ઉત્પાદક હશે-છે, સદ્‌જ્ઞાનનો અભાવ એ ભ્રષ્ટ ચારિત્રનું કારણ છે. આ બન્નેમાંથી જનસમાજને બચાવી લેવા-જગતનું અધિભૂત, આધ્યાત્મિક અને આધિદૈવિક જીવન-પ્રણાલિકા-બરાબર ચાલે એટલા માટે સમાજની વ્યક્તિ સમષ્ટિને પૂરતું પોષણ અને સારૂં જ્ઞાન મળે ત્યારે જ હિન્દની જગત ઉદ્ધારક-આર્ય સંસ્કૃતિનો વિજયડંકો વાગશે. અર્વાચીન જગતની સામાજિક અને રાજકીય પરિસ્થિતિ તેને નાશના પંથે ઘસડી રહી છે. જગતને બચાવવા માટે પણ આર્ય સંસ્કૃતિની જરૂર છે. આર્ય સંસ્કૃતિનું પ્રથમ સૂત્ર-સત્ય-અહિંસાનું હાલ વિશ્વવ્યાપી બનતું જાય છે. તે જોતાં કદાચ વિજયશ્રી આર્ય સંસ્કૃતિને મળશે જ. જગત પરથી કેટલીએ સંસ્કૃતિઓ નાશ પામી, કેટલીએ માટીમાં મળી ગઇ પરંતુ આર્ય સંસ્કૃતિ હજી અમર ઊભેલી છે. એ તેની પવિત્રતા માટે જ ભગવાન્ કૃષ્ણચંદ્રની "ગીતા" એ આર્ય સંસ્કૃતિનો વિશ્વસાહિત્યને અમૂલ્ય વારસો છે. એ ગીતાને અનુરૂપ આપણું જીવન હોય તો ?

---

—લંડન ખાતેની ઇન્ડિયા ઑફિસના પુસ્તકાલયમાં સંસ્કૃત અને હિંદની અન્ય ભાષાઓનાં મળીને ૨૦૦,૦૦૦ પુસ્તકોનો સંગ્રહ છે, આ ઉપરાંત યુરોપની ભિન્ન ભિન્ન ભાષાઓનાં ૬૦,૦૦૦ પુસ્તકો છે.

ઇન્ડિયા ઑફિસનું આ પુસ્તકાલય પૌર્વાત્ય સાહિત્યગ્રંથોનો મહાન કિંમતી ભંડાર ધરાવવા માટે અભિમાન લે છે.

# પુસ્તકાલયનાં પ્રકાશકિરણો

(૧૭)

૧૬૧. પુસ્તકાલય માનવજાતનું સાચું સરસ્વતી મંદિર છે. એ મંદિરનો નિયમિત લાભ લેનાર માનવ વિદ્યાદેવીની કૃપા મેળવે છે.

૧૬૨. શિક્ષકો પુસ્તકાલય સમા સરસ્વતી મંદિરના સાચા પૂજારીઓ છે; સુખેદુઃખે પણ એ પુસ્તકાલયની બની શકે તેટલી સેવા બજાવે જાય છે.

૧૬૩. કોઇ પણ ગામડાને ઉદ્ધારને પંથે પળવું હોય તો તેણે શાળા અને પુસ્તકાલય સમી સંસ્થાઓ સામે આંખમિંચામણાં કર્યે નહિ પાલવે.

૧૬૪. શાળા અને પુસ્તકાલય જેવી સંસ્થા સામે જે સમાજ ઉદાર દૃષ્ટિથી નથી જોઇ શકતો તે તેનું (પોતાનું જ) ભાવિ બગાડે છે.

૧૬૫. પુસ્તકાલયની સંસ્થાના બંધારણમાં સ્વરાજનાં તત્ત્વો રહેલાં છે; જોઇ અને જાણી શકે તો સમાજને તેમાંથી ઘણું યે શીખવાનું મળે તેમ છે.

૧૬૬. સુંદર અને વ્યવસ્થિત પુસ્તકાલય અને તેવો જ તેનો ગ્રંથપાલ હોય તો તે ખરેખરો ત્યાંના સમાજના ચારિત્ર્ય ઉપરના ચોકી–પહેરા જેવું કામ બજાવે છે.

૧૬૭. આપણાં દેવમંદિરોમાં તો એકેક દેવની પ્રતિમા હોય છે, પણ આપણા સરસ્વતી મંદિરમાં સદ્‌ગ્રંથોરૂપી અનેક દેવો બિરાજે છે, એમનાં દર્શન અને મનન આપણને ઉત્તમ કોટિએ પહોંચાડશે.

૧૬૮. પુસ્તકાલયરૂપી ધૂપદાનીમાંથી એવી સુવાસ ફેલાવો કે તમારા ગામના ખૂણેખુણામાંથી અજ્ઞાનતારૂપી ઝેરી તત્ત્વો હોય તેનો નાશ કરી ગામડાંની પ્રજાને જ્ઞાનામૃતમાં મંત્રમુગ્ધ બનાવી મૂકે.

**૧૬૯. પુસ્તકાલયમાં આવતાં પુસ્તકો, વર્તમાનપત્રો, માસિકો કે અન્ય સાહિત્ય ઉપર તમારી ચોકી તો અવશ્ય હોવી જોઇએ કે તે બહાને સમાજને ઉંધે રસ્તે દોરનારૂં તત્ત્વ પેસી ન જાય.**

૧૭૦ પુસ્તકાલયપ્રવૃત્તિનું કાર્ય જેટલા વિશુદ્ધ પ્રેમથી થાય છે તેથી પ્રવૃત્તિમાં અનેકગણું બળ વધે છે.

**વ્રજલાલ દ. મહેતા**

---

—એક ઉત્તમ પુસ્તકનું મૂલ્ય, એક સાધારણ પુસ્તકના કરતાં અનેકગણું છે. ત્રણ કે ચાર સાધારણ–કહો કે ત્રીજી કે ચોથી પંક્તિનાં–પુસ્તકો વાંચવા કરતાં એક ઉત્તમ પુસ્તક વાંચવાનું ફળ અનેકગણું વધારે છે. અને પુસ્તકાલયોએ પેલું ઉત્તમ પુસ્તક જ લેવું જોઇએ, નહિ કે પેલાં ત્રણ કે ચાર.

—રા. વિ. પાઠક

# પુસ્તકાલયના કાર્યકર્તાઓ શું શું કરી શકે ?

**પુસ્તકાલય**પ્રવૃત્તિને વિકસાવનાર (૧) વ્યવસ્થાપક મંડળ, (૨) ગ્રંથપાલ, (૩) મંત્રી, એ ત્રણ મુખ્ય અંગો ગણાય. આ દરેક અંગ પોતાની ફરજ બરાબર સમજતા થાય તો પુસ્તકાલયનો ઉદ્દેશ, પુસ્તકાલયે પાછળ થતો ખર્ચ અને તેને અંગેની પ્રવૃત્તિ એ સઘળું સાર્થક થતાં વાર લાગે નહિ.

ત્યારે હવે પ્રશ્ન એ થાય છે કે કોણે શું કરવું ? કેમ કરવું કે જેથી ઉદ્દેશ પાર પડે ?

**વ્યવસ્થાપક મંડળે શું કરવું ?**

મંત્રી તથા ગ્રંથપાલ એ વ્યવસ્થાપક મંડળના શરીરનાં હાથપગરૂપ છે. વ્યવસ્થાપક મંડળની ઇચ્છાનુસાર તેને ચાલવાનું છે. મંત્રીએ તેમની સલાહ લઇ લોકહિતની પુસ્તકાલયને લગતી યોજના ઊભી કરી હોય, રજુ કરી હોય, તેને માટે વિવેકબુદ્ધિથી બહુમતે થએલા નિર્ણયને અમલમાં મૂકવા, લોકોને સમજૂત કરવા બનતો પ્રયત્ન કરવો અને મંત્રીને સહકાર આપવો. થએલા નિર્ણયનો પૂરો અમલ કરી પોતે બીજાને ધડારૂપ થવું.

જનસમાજની પુસ્તકાલય તરફ વૃત્તિ જોતા રહેવી કે, તેમને વાચન માટે કેવી અનુકૂળતા છે ? પુસ્તકાલય તરફ લોકોની કેવી સહાનુભૂતિ છે ? એ સંબંધે સમાજમાં કંઇ ચર્ચા થતી હોય તો સત્યાસત્યનો નિર્ણય કરી તે બાબતોનો નિવેડો લાવવા બનતું કરવું. ચાલુ વ્યવસ્થામાં કયા પ્રકારની ત્રુટિઓ છે તે જોતા રહેવું.

પુસ્તકાલય સંબંધે જરૂરના કામ પ્રસંગે મંત્રી સભા ભરવાનું જણાવે તે પ્રમાણે તારીખ-ટાઇમનો નિર્ણય થાય, તે વખતે દરેક સભાસદે પોતાના વખતનો ભોગ આપી હાજર રહેવું અને બીજાઓને તેવી સલાહ આપવી.

જ્યાં સ્વતંત્ર મકાન નથી, ત્યાં પુસ્તકાલય શાળામાં હોય છે અને મંત્રી તરીકે શાળાના મુ. શિક્ષકને જ કામ કરવાનું હોય છે. ત્યાં મંત્રી તરફની કોઇ પણ ત્રુટિ જણાઇ આવે તો તેને સારા ભાવમાં સમજૂત કરી શકે અને સ્વતંત્ર મકાન હોય અને મંત્રીની ચૂંટણી થતી હોય તેને માટે બહુમતે યોગ્ય તે કરી શકે છે. બનતા સુધી ચુંટાએલો મંત્રી સેવાભાવી અને પુસ્તકાલય પ્રત્યે માનભરી દૃષ્ટિ રાખનાર જોઇએ

ગ્રંથપાલ પોતાની ફરજ બરાબર અદા કરી શકતો નથી એવું જણાય તો મંત્રીની સલાહથી સૂચના, દંડ કે નિરૂપાયે જરૂર લાગે તો ખસેડી શકાય.

પુસ્તકાલયના સંબંધમાં વ્યવસ્થાપક મંડળ સત્તાધીશ છે. આ પ્રમાણે મંડળ મક્કમપણે કામ કરે તો પુસ્તકાલય ચેતનવંતું થવાને વાર ન લાગે: માત્ર મંડળ નિષ્પક્ષપાત હોવું જોઇએ.

ઘણી વખત મંડળ કે મંડળનો સભાસદ એવું જાહેર કરતા હોય છે કે " અમારે શું ? અમારે જરૂર હશે તો સ્વતંત્ર પેપરો મંગાવી લઇશું, બીજાને શા માટે ઓઢું લગાડવું, થવાનું હશે તે થશે, પુસ્તકાલયનું ગમે તે થાય." એવી ભાવના એ પુસ્તકાલયના-પ્રજાઉન્નતિના પાયામાં ઘા કરવા સમાન છે.

કોઇ પણ સત્કાર્યમાં જશની આશા ઓછી અને અપયશ મળવાનો છે, એમ માની તે કરવા તત્પરતા બતાવવી જોઇએ. અને તેમ કરીને જ આપણે પુસ્તકાલની પ્રગતિ સાધી શકીશું. કેવળ સ્વાર્થવૃત્તિ ન સેવતાં યત્કિંચિત પણ પરાર્થે આપણું જીવન ગાળતા થવું જોઇએ.

## મંત્રીનું કામ

વ્યવસ્થાપક મંડળ એ મંત્રીનું માનસ છે. તેને અનુસરી તેના સલાહકાર બની પુસ્તકાલયનાં કામોનો અમલ કરવો જોઇએ. નિદાન વરસમાં ત્રણ ત્રણ માસે કે છ છ માસે અગર જરૂર પડે ત્યારે પુસ્તકાલયના હિતનાં કોઇ પણ કામ વ્યવસ્થાપક મંડળ સમક્ષ મૂકતા રહેવું. નિર્ણય થયે અમલમાં મૂકવા-મુકાવવા બનતું કરવું.

ગ્રંથપાલ પોતાની ફરજ બરાબર અદા કરે છે કે નહિ ? વાચકોની વાચનવૃત્તિને વેગ મળે છે કે નહિ ! તે જોતા રહેવું જોઇએ.

ગ્રંથપાલમાં જણાતી ખામીઓને માટે તેને યોગ્ય સમજૂત કરવી, નાણાની વ્યવસ્થા રાખવી. ખર્ચને લગતા કાગળો બરાબર રાખવા. ગ્રંથપાલ પાસેથી દફતરી કામ બરાબર લેવું.

**નાણાં સંબંધી બાબતમાં શંકાને સ્થાન ન હોવું જોઇએ**, એ વગેરે બાબતો ચોકસાઇથી જોતા રહો. પુસ્તકાલય પ્રાણવાન પ્રગતિવાન થતું રહે એ મંત્રીએ જોતા રહેવું જોઇએ.

> ### હિટલરનું જ્ઞાન
>
> મારા શિલ્પ-સ્થાપત્યના અભ્યાસ ઉપરાંત કદી કદી હું થિયેટરોની મુલાકાત લેતો-જેને માટે મારે ખોરાકને ના પાડવી પડતી-તે સિવાય મારા જીવનમાં આનંદ આપનાર માત્ર પુસ્તકો જ હતાં. ત્યારે હું ખૂબજ વાંચતો અને વિચારતો પણ પુષ્કળ; કામ કરી રહ્યા પછીનો બધો વખત હું અભ્યાસમાંજ ગાળતો.
>
> આ પ્રમાણે થોડાંક વર્ષોમાં હું પુષ્કળ જ્ઞાન પ્રાપ્ત કરી શકયો, જે આજે પણ મને આબાદ ઉપયોગી થઇ પડે છે.
>
> —હીટલર

## ગ્રંથપાલની ફરજો

પુસ્તકાલય ખુલ્લું રહે તેટલો વખત સતત હાજરી આપવી. જરૂર લાગે તો પોતાના ખાનગી વખતનો પણ ભોગ આપવો. પુસ્તકાલયની સ્થાવર યા જંગમ મિલ્કત ઉપર દેખરેખ રાખવી. મંત્રી કે વ્યવસ્થાપક મંડળની યોગ્ય સૂચનાઓનો અમલ કરવો. નોકર હોય તો તેની પાસેથી બરાબર કામ લેવું. જરૂર પડે તો સાધારણ કામ જાતે પણ કરી લેવું.

પોતે વાચનનો શોખ રાખવો. પોતાનું જ્ઞાન બીજાને માર્ગદર્શક બને તેમ કરવું.

વાચકોની વાચનવૃત્તિને પોષણ આપવું. મીઠાશથી તેમની સાથે વાતચિત કરવી. ચીડિયો સ્વભાવ રાખી વાચકને નિરાશ ન કરવો. વાચકના મનનું સમાધાન કરવું. સર્વ સાથે સભ્યતા અને વિવેકપુરઃસર વર્તન રાખવું.

જૂજ મહેનતાણું મળતું હોય તો પણ તે ઘણું મળે છે, તેમ માની પુસ્તકાલયનું કામ કાળજીથી કરવું.

' પુસ્તકાલય ' માસિકમાં ગ્રંથપાલની ફરજો સમજાવવામાં આવે છે તેને અનુસરવું. મૂંગા સેવક બની રહી કામ કર્યાં જવું.

આવું કામ જ્યારે પોતાના શોખથી, સેવાભાવથી કે જૂજ મહેનતાણું લઇ સ્વીકાર્યું છે તો પછી બીજાને તે જાતનો અસંતોષ આપવો યોગ્ય નથી.

આ પ્રમાણે વ્યવસ્થાપક, ગ્રંથપાલ અને મંત્રીના અન્યોન્ય સહકારથી, સેવાભાવથી પુસ્તકાલય પ્રાણવાન, પ્રગતિવાન થાય એ સ્વાભાવિક છે.

મોહનલાલ શંકરલાલ મહેતા

# પુસ્તકાલય અને પછાત કોમો

**છેલ્લા** દશ વર્ષથી પુસ્તકાલય પ્રવૃત્તિના-વિકાસ માટે જાત જાતની સુંદર યોજનાઓ ઘડી પ્રજામાં વધુ વાચનવૃત્તિને વેગ આપવા પુસ્તકાલય ખાતાના કાર્યકરો જોશભેર કાર્ય કરી રહેલા છે. અને પુસ્તકાલયપ્રવૃત્તિ કેટલેક અંશે વૃદ્ધિંગત પણ બની છે એમ આજનાં નાનામાં નાનાં ગામડાનાં પુસ્તકાલયો જોતાં સહેજે માલૂમ પડે છે.

જ્યાં જ્યાં પુસ્તકાલયો હોય એવાં દરેક ગામે વાચકમંડળની સ્થાપના કરવામાં આવે અને એ વાચકમંડળમાં દરેક કોમના સભ્યોને સામેલ કરી પછાતમાં પછાત વર્ગોને પણ વાચનરસનો સ્વાદ ચખાડવામાં આવે તો પુસ્તકાલયપ્રવૃત્તિની સર્વાંગ વ્યાપકતા નિહાળી શકાય.

× × ×

મહાલે મહાલે માનદ પ્રચારકો રોકી ગામડાઓનાં પુસ્તકાલયોની તપાસણી કરાવવામાં આવે છે, એ પ્રયત્ન પ્રશંસનીય છે. પ્રચારકાર્ય અર્થે પોતાના સ્વાર્થનો ભોગ આપી સેવાભાવી શિક્ષકો જ આ કાર્ય હાથ ધરે છે. તેઓ જો સાથે સાથે એ પણ તપાસે કે, ગામડાના પુસ્તકાલયમાં અંત્યજો ભાગ લે છે કે નહિ. અને જો લેતા હોય તો તે અંત્યજ વાચકોની કેટલી સંખ્યા છે વગેરે તપાસી તે સંબંધી નોંધ લઇ પછાત પ્રજામાં પણ વાચનરસ ઉત્પન્ન કરવાના પ્રયાસ થવા જોઇએ, કારણ કે અસ્વચ્છતા, નિર્બળતા, અવ્યવસ્થા વગેરે અજ્ઞાનતાએ, તેમનામાં ઘર કરી દીધું છે. તેઓ જો પુસ્તકોનો છૂટથી ઉપયોગ કરતા થાય તો તેમના જીવનમાં કંઇક જાગૃતિ આવી શકે.

ગામડાઓમાં બાળલગ્ન, વરા–બારમા, અસ્પૃશ્યતા, કન્યાકેળવણીનો અભાવ વગેરે ઘણી જાતના કુધારા છે. એ કુધારાઓ નષ્ટ કરવા માટે ગામેગામ પુસ્તકાલયોની ખાસ આવશ્યકતા હતી. એ આવશ્યકતા પ્રજાપ્રિય કૈ. શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબ, એઓશ્રીના શુભ પ્રયાસથી પરિપૂર્ણ બની છે. ઉપરોક્ત કુધારાઓમાંથી જો કોઇ ગ્રામ પુસ્તકાલયને લગતો હોય તો તે એક અસ્પૃશ્યતા જ છે. આ કુધારો એવો તો બળવાન અને વ્યાપક છે કે ડગલે અને પગલે તેનું દિગ્દર્શન થાય છે. કૈ૦ શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબ એઓશ્રીએ પોતાના હીરક મહોત્સવ પ્રસંગના સંદેશામાં જણાવ્યું હતું કે.—" અસ્પૃશ્યતાના સંબંધમાં બોલતાં સંયમ રાખવો કઠણ છે. જેઓને આપણે આપણા ભાઇબહેનો જેવાં ગણવાં જોઇએ તેમને અસ્પૃશ્યતાનું કૃત્રિમ કલંક લગાડવું એ વસ્તુ ખરેખર સામાન્ય માણસજાતને કમકમાટ ઉપજાવે એવી છે. મારી દષ્ટિમાં ને સરકારની દષ્ટિમાં માણસ માણસ વચ્ચે કશો ભેદ નથી. ઊંચી વર્ણો જે પોતાના કરોડો માનવબંધુઓને સ્વમાનની લાગણીથી અને ઉન્નતિની આશાથી વંચિત રાખે છે તેમની છેવટે નૈતિક અધોગતિ અનિવાર્ય જ છે. "

કૈ. મહારાજા શ્રીમંતના સંદેશાનાં આ સોનેરી વાક્યો હૃદયમાં કોતરી રાખવાં જોઇએ. ગામડાઓનાં સાર્વજનિક પુસ્તકાલયોમાં અંત્યજો પ્રત્યે જે અસમાનતાભર્યું વર્તન રાખવામાં આવે છે તેનું કારણ અસ્પૃશ્યતા જ છે. કેટલાંક ગામડાંઓનાં સાર્વજનિક પુસ્તકાલયોમાં તો અંત્યજોથી અંદર દાખલ થઇ શકાતું નથી, કારણ કે સવર્ણોની ત્યાં વધુ સંખ્યામાં હાજરી હોય, જેથી અંત્યજોને પુસ્તકાલયના દ્વારે ઊભા રહેવું ફરજિયાત થઇ પડે. પરિણામે અનુકૂળ વાચન મેળવી શકવું બહુ મુશ્કેલ બને એ દેખીતું છે.

**કાળિદાસ દયાળજી પરમાર**
મંત્રી, પાટણ તાલુકા અંત્યજ સુધારક મંડળ




૧. કપાલકુંડલા—અનુવાદકઃ રમણલાલ નાનાલાલ શાહ, પ્રકાશકઃ એન. એમ. ઠક્કરની કંપની, મુંબઇ ૨; ૧૯૩૯, ૧૬ પેજી કદ, પૃષ્ઠ ૧૮૩, સચિત્ર સૂચક આચ્છાદનવાળું પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૧–૧૨–૦.

મુંબઇની એન. એમ. ઠક્કરની કુંપની તરફથી મળેલું આ પુસ્તક બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયની બંગાળી કૃતિનો અનુવાદ છે. એમાં બંગાળી ગૃહસંસારનું સુંદર ચિત્ર આપ્યું છે. નવકુમાર મછવામાંથી લાકડાં કાપવા જતાં નદીમાં તોફાન થવાને લીધે અન્ય સાથીદારો એને જંગલમાં જ રહેવા દઇ ચાલ્યા જાય છે. ત્યાંથી એ ચાલતો ચાલતો જંગલમાં જઇ રહે છે અને ત્યાં કમનસીબે એક કાપાલિકના હાથમાં જઇ ચડે છે. કાપાલિક તેને વધ કરવા લઇ જાય છે. ત્યાં તેની પાલક પુત્રી કપાલકુંડલા બચાવે છે. અને છેવટે તદબીરથી તેની જોડે નાસી જાય છે પૂજારીની મદદથી બન્ને પરણે છે અને નવકુમાર પોતાને ગામ સપ્તગ્રામ જવા નીકળે છે. રસ્તામાં એની પ્રથમની પત્ની સાથે મેળાપ થાય છે, એ પત્નીનો પિતા મુસલમાન થઇ આગ્રામાં મોટો અમલદાર હતો અને તેથી તે મોતીબીબી નામ ધારણ કરી સલીમ ( બાદશાહ જહાંગીર )ની પ્રેમપાત્રી બની હતી. એ ઉપરાંત વિલાસમાં એણે જીવન વિતાવ્યું હતું પરંતુ ધરાઇ ન હતી. નવકુમારે એને જંગલમાં બચાવી ત્યારે એને કાંઇ ઓર જ અનુભવ થયો. કપાલકુંડલાને પોતાનાં ઘરેણાં વગેરે આપી મોતીબીબી ચાલી ગઇ. રસ્તે જતાં કપાલકુંડલાએ ભિખારીને દાગીનાનો દાબડો આપી દીધો. ગામમાં જઇ સુંદર ગૃહમાં દિવસ વીતાવતાં કાપાલિક દષ્ટિએ પડે છે, એ અરસામાં મોતીબીબી કપાલકુંડળાને ગમે તે બહાને કાઢવા સપ્તગ્રામ જાય છે. તે કાપાલિકને મળે છે અને બન્ને મળી કપાલકુંડલાને ઓલ્લાવવા તાગડો રચે છે. પુરુષવેષે કપાલકુંડલાને મળે છે અને તેને ભેટે છે. એ અરસામાં કાપાલિક નવકુમારને ઉશ્કેરી ત્યાં લાવી કપાલકુંડલાને દોષિત ઠરાવે છે અને નવકુમારને એનો વધ કરવા ઉશ્કેરે છે. નવકુમાર કબૂલ થાય છે. પરંતુ છેલ્લી ઘડીએ બન્ને વચ્ચે પ્રેમ જાગે છે. પરંતુ બન્ને ભેખડ ધસવાથી નદીમાં પડી ડૂબી જાય છે.

આમાં બંગાળાનું તે સમયનું જીવન, રહેણીકરણી, વિલાસપ્રિયતા વગેરેનો અચ્છો ખ્યાલ બંકિમબાબુએ આપ્યો છે. કપાલકુંડલાનું નિર્દોષ, નીડર જીવન, મોતીબીબીનો દ્વેષ, કાપાલિકની ભયંકરતા વગેરેનો સારો ખ્યાલ આપણને આમાંથી મળે છે. બંગાળની તે સમયની સ્થિતિનો પણ ઠીક ઠીક ચિતાર કર્તાએ આપ્યો છે.

કાગળ છપાઇ વગેરે સારું છે. માત્ર બાંધણી સારી નથી.

૨. રેડિયમ—કર્તા તથા પ્રકાશકઃ ગોવિંદભાઇ રા. અમીન, ૮, શારદા સદન, મુંબાઇ નં. ૮; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૧૨૪, સચિત્ર રંગીન આચ્છાદનવાળું પાકું પૂંઠું; મૂલ્ય રૂ. ૧)

કર્તાએ કૉલેજમાં અભ્યાસ કરતાં આમાંનાં નાટકો લખ્યાં હતાં અને તે કૌમુદી, પ્રસ્થાન અને માનસીમાં વખતોવખત પ્રસિદ્ધ થયેલાં. એક-બે નાટકોમાં થોડો સુધારો વધારો કરી આ પાંચ નાટકો પુસ્તકાકારે પ્રસિદ્ધ કર્યાં છે. નાટકનાં વસ્તુ નિત્યજીવનમાં નજરે પડતાં અને સ્વાભાવિક લાગે છે. પ્રથમ નાટક ઉપરથી પુસ્તકનું નામ અપાયું છે. પાંચે નાટકો જુદી જુદી દિશાઓ રજુ કરે છે. રેડિયમ બાંધેલા ગામડીઆ પાછળ ડૉકટરનું દોડવું અને તેની મુસીબતો, આગગાડીમાં જતા જૂના જમાનાના વૃદ્ધ પુરુષોની વૃત્તિ તથા કંજુસાઇમાં અન્યની સલાહ માનતાં થએલું કરુણ મૃત્યુ; બાળકોની માંદા પડવાની અને દવા કરવાની રમત અને આખરે ઘરની ડોશીનું મૃત્યુ. પ્રેમમાં નિરાશ મળતાં જયકૃષ્ણનું માંદા પડવું, ચૂંટણીમાં રસ લેવો અને પિતાની હાર થતાં તેના આઘાતથી મૃત્યુ અને બાળાનું ડૉ. વ્રજકિશોરને પરણવું અને છેલ્લામાં લેખક લેખિકા વચ્ચે લેખના સંબંધમાં ઉદ્‌ભવતો ગુસ્સો, સહાનુભૂતિ અને યુકિતપૂર્વક તદબીર લાગવાથી બન્નેનું પ્રેમમાં પડવું અને લગ્ન કરવું વગેરે ખાસ ભજવવા લાયક છે. જ્ઞાન સાથે ગમ્મત આપે એવાં નાટકો છે.

છપાઈ, કાગળ, બાંધણી વગેરે ઠીક છે.

૩. **બંધન અને મુકિત**—લેખકઃ શ્રી. દર્શક, પ્રકાશક લક્ષ્મીદાસ પુ. ગાંધી, ભારતી સાહિત્ય સંઘ, પાનકોર નાકા, અમદાવાદ, ૧૯૩૯; પૃષ્ઠ ૩૧૭, રંગીન આચ્છાદનવાળું સચિત્ર પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૨-૦-૦.

ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ તરફથી પ્રસિદ્ધ થતી અંજલિ ગ્રંથમાળાના પાંચમા વર્ષનું આ પહેલું અને ભારતી સંઘ તરફથી પ્રસિદ્ધ થતું ૫૦ મું પુસ્તક છે. એનો વિષય ૧૮૫૭ ના બળવાનો છે. શરૂઆતમાં ૧૮૫૭ ના બળવાનાં મુખ્ય કારણોમાંનું એક કારણ આપણી દૃષ્ટિ સમક્ષ રજુ થાય છે. રજવાડાઓમાં સર્વોપરિ સત્તાના પ્રતિનિધિઓનો દોર-દમામ અને રજવાડાની સ્વાતંત્ર્યની આકાંક્ષા નાબુદ કરવાની નીતિ એમાંથી આ વાર્તાનું મંડાણ થાય છે. સર્વોપરિ સત્તા સામે પ્રજાને જગાડનાર રાજવંશીને તથા તેના ગુરુને કેદ કરી, ન્યાયનો દેખાવ કરી તેમને દેહાંત શિક્ષા થાય છે. રાજા પણ પોતાના લઘુબંધુનું મૃત્યુ થતાં વિફરે છે અને માથું ઉંચકે છે. તેના મૃત્યુબાદ આંગ્લ શાસનકર્તાઓ નવીન બાળરાજાને પ્રથમથી જ પોતાની પદ્ધતિએ કેળવવા માગે છે તેથી રાજમાતા તથા આંગ્લ અધિકારી વચ્ચે ખટરાગ પેદા થાય છે. રાજમાતા પુત્રને દેશપર્યટન કરવા મોકલવા વિચાર કરે છે પરંતુ સર્વોપરિ સત્તા તેની આડે આવે છે અને રાજ્યના જ એક કિલ્લામાં એને રાજની તાલિમ આપવા મોકલી દે છે. રાણી તથા ગુરુપુત્રો સુભગા બન્ને શંકાશીલ બને છે અને બન્ને ત્યાંથી નીકળી તાત્યા ટોપી, નાનાસાહેબ વગેરે વીરોને મળે છે અને તેમની જોડે યુદ્ધે ચડે છે. રાજવીઓને કેળવણીને બહાને કેટલી હાડમારીઓ ભોગવવી પડે છે તથા તેઓ આંગ્લ યુવતીઓ અને આંગ્લ રીતરિવાજોમાં કેવા ફસાઇ જાય છે તે કોઠાના અનુભવ ઉપરથી જણાય છે. અંગ્રેજ અમલદારોને હાથે અપમાનિત થઇ પોતાના જ રાજના એક ભાગમાં ગોરા અમલદારને હાથે કેદ થઇ પોતાના જ માનેલા ગુરુદેવનો શિષ્ય છે જાણી તેના તરફ આકર્ષાઇ વધારે સારી ખાતરદારી કરે છે. રાતે તેની તરફ પક્ષપાત બતાવે છે એટલે ગોરા સૈનિકોનો ગુસ્સો વહોરી લે છે. દરમ્યાન એજ કોઠામાં બળવાખોર સૈન્યથી આંગ્લ સૈનિકો ઘેરાઇ જાય છે, રાજશેખર બળવાખોરોને નમી જાય છે પરંતુ રાણી તથા સુભગા જોનસન સાહેબનાં

મહેમાન બને છે ત્યાં સૈનિકો આવી જોનસનનો ભાવિ જમાઇ થવા ઇચ્છતો અપમાનિત આંગ્લ સૈનિક કોઠો બંધ કરી આગ લગાડે છે. જોનસન છેલ્લી ઘડીએ એમને બચાવે છે એટલામાં બળવાખોર સૈન્ય આવી સ્ત્રીઓનો છૂટકારો કરે છે. અને આખરે રાણીને હાથે જ આંગ્લ પરોપકારી અમલદારને નસાડી મૂકવા બદલ રાજશેખરને ફાંસીની સજા મળે છે અને શેખર બહાદુરીથી પોતે જ ફાંસો ખાઇ કાકાને પગલે ચાલી સ્વર્ગે સંચરે છે અને રાણી જાતે ગોળીથી આપઘાત કરે છે.

વાર્તાનું વસ્તુ ઉત્તેજક, વીરોચિત અને સંસ્કારી હોઇ રાજવાડાની ખરી સ્થિતિનો કાંઇક ખ્યાલ સાથે સાથે આપે છે. પુસ્તક વાંચવા માંડયા પછી પૂરું કરવાનું મન થાય એવું છે. ભાષા પણ સરળ અને સહેલી છે. લોકો હોંશે હોંશે વાંચશે.

કાગળ, છપાઇ, બાંધણી વગેરે સારાં છે. આવાં પુસ્તકો જેમ વિશેષ વંચાય તેમ વધારે સારૂં, એથી ખરી વસ્તુસ્થિતિનો સાચો ખ્યાલ પ્રજાને જરૂર આવશે. હાલના સંજોગોમાં એ જ્ઞાન ઘણું જરૂરી છે.

**૪. અપૂર્વ – ભારતી—** ( પથેર દાબી ભા. ૧–૨) ભાષાંતરકાર: શ્રી. બચુભાઇ શુકલ; પ્રકાશકઃ આર. આર. શેઠની કંપની, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ નં. ૨, ૧૯૩૯, પૃષ્ઠ ૮+ ૭૯; ક્રાઉન ૧૬ પેજી, સચિત્ર સૂચક આચ્છાદનવાળું પાકું ખાદીનું પૂઠું, મૂલ્ય. રૂ. ૩ા.

વિરાટ્ ગ્રંથાવલિના ૨૩મા પુસ્તકરૂપે શરદ્ચંદ્ર ચટ્ટોપાધ્યાયની આ કૃતિનું ભાષાંતર પ્રસિદ્ધ થાય છે. આ પહેલાં પથેર દાબી ભા. ૧–૨ ( પૂર્વાર્ધ–ઉત્તરાર્ધ ), મેસર્સ એન. એમ. ઠક્કરની કંપની તરફથી પ્રસિદ્ધ થએલો તેનો પરિચય "પુસ્તકાલય" માસિકમાં અનુક્રમે જુન ૧૯૩૯ પાન ૪૮૨ અંક ૧ તથા જુલાઇ ૧૯૩૯ પાન ૫૩૨ અંક ૨ ઉપર આપેલા છે એટલે એનું પુનઃપરિવર્તન કરવું ઉચિત નથી; કારણ કે મૂળ વસ્તુ એકની એકજ છે. બન્ને ભાગ એક સાથે છાપવાથી કદ વધી ગયું છે અને વાંચતાં પણ અડચણ આવે પરંતુ કાગળ છપાઇ

## ગ્રંથપાલ શું શું કરે ?

વીસ વર્ષની વયનો એક ગ્રંથપાલ છે, એને કામ કરવાની ખૂબ ધગશ છે. નિયમિત નોકરી કરે છે, છતાં પુસ્તકાલયની પ્રગતિ માટે અનેરો ઉત્સાહ ધરાવે છે.

પુસ્તકાલયના નિયત વખત સિવાયના વખતે પણ તે વાચકોને પુસ્તકો આપવા ના પાડતો નથી, ઊલટો એ તો વાચકોને પુસ્તકાલયનો લાભ લેવા પ્રેરે છે. જેઓ પુસ્તકાલયમાં પુસ્તકો લેવા ન આવે તેમને કુમાર મંડળ મારફતે ઘેર બેઠાં પણ પુસ્તકો પૂરાં પાડે છે, અને કેટલીક વાર તો રાત્રે પણ એ પુસ્તકાલયનું કામ કરતો હોય છે.

પુસ્તકાલયનાં પુસ્તકો માટે એ એવી કાળજી રાખે છે કે પુસ્તક સહેજ પણ ફાટેલું હોય આવતાં તેને તે બરાબર સાંધી લે છે–છૂટાં પડી ગયેલાં પાનાંને સાંધી લે છે, અથવા ચોંટાડી દે છે. એના પુસ્તકાલયનું કબાટ ખોલતાં સફાઇ તો સહેજે જણાઇ આવે.

આ સિવાય એ પ્રૌઢ શિક્ષણ માટે પણ ઠીક ઠીક પ્રયાસ કરે છે. મોટી ઉંમરના અભણોને ભણાવવામાં પણ તે આગળપડતો ભાગ લે છે.

એની ખાસ વિશેષતા તો એ છે કે, એ વર્તમાનપત્રોમાં વિશેષ આકર્ષક અને ઉપયોગી હોય તેવી વિગતો આગળ નિશાની કરીને વાચકોને તેવું સાહિત્ય વાંચવા આકર્ષે છે.

ગ્રંથપાલ ભાઇ ! તમે આવી પ્રવૃત્તિ ન કરતા હો તો આજથી ઉપાડી લ્યો અને પુસ્તકાલયપ્રગતિમાં તમારો અમૂલ્ય ફાળો નોંધાવો.

તેમ જ સફાઈમાં શેઠ કંપનીની આવૃત્તિ ઠીક ઠીક હોય છે. જો કે આવાં એકનાં એક **પુસ્તકો બે જણા પ્રસિદ્ધ કરે એમાં ખરીદનારને ગૂંચવણ ઉભી થાય અને બન્ને પ્રકાશકોને વિશેષ પ્રમાણમાં નફો ન થાય.** ગુજરાતી સાહિત્યની સમૃદ્ધિ પણ આથી વિશેષ વધતી હોય એમ અમારું માનવું નથી. એ સંબંધી અમારા વિચારો જુલાઈ માસના 'પુસ્તકાલય'ના પૃષ્ઠ ૫૦૯ ઉપર અમે જણાવ્યા છે તેમજ એવાં બેવડાયલાં પુસ્તકોની યાદી પણ પૃષ્ઠ ૫૧૫ ઉપર આપી છે. એટલે એ સંબંધી વિશેષ કાંઈ કહેવાનું રહેતું નથી. આ બાબતમાં આર. આર. શેઠ કંપનીનું પુસ્તક ચઢીઆતું છે. તેની બાંધણી મજબૂત અને ટકાઉ છે. કાગળ પણ ઉજળા અને સુંદર છે.

**૫. ગોદાન ( પૂર્વાર્ધ )**—અનુવાદક: માણેકલાલ ગોવિંદલાલ જોશી, પ્રકાશક: શંભુલાલ જગશી શાહ, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો અમદાવાદ, ૧૯૩૯, ક્રાઉન ૧૬ પેજી, આચ્છાદનવાળું પાકું પૂઠું, પૃષ્ઠ ૩૬૦, મૂલ્ય રૂ. ૨–૮–૦.

હિંદી વાર્તાનવેશ શ્રી. પ્રેમચંદજીનું આ પુસ્તક અનુવાદરૂપે તરુણ ગ્રંથમાળાના ૧૦ મા પુસ્તકરૂપે પ્રસિદ્ધ થયું છે. આમાં શ્રી. પ્રેમચંદજીએ ગામડામાં ખેડુતોની સ્થિતિ કેવી વિચિત્ર હોય છે તેમ જ જમીનદારો ખેડુતોને કેવી રીતે ચૂસે છે અને છતાં તેમની જરા પણ તજવીજ રાખતા નથી એ દૃશ્ય બહુ સચોટ રીતે રજૂ કર્યું છે. હોરી ખેડુત છે. ગામનો નેતા જેવો છે. પૈસેટકે સુખી છે, મહેનતુ છે, છતાં એનો છોકરો અન્ય જ્ઞાતિની વિધવા પરણી લાવ્યો તેથી ગામ હોરી પટેલનો બહિષ્કાર કરે છે, પરંતુ હોરીના ગુણથી જીતાયલી એની ભાભી ઉપકારવશ થઈ વખતોવખત મદદ કરે છે. છોકરો તો કમાવા ચાલ્યો જાય છે અને નવવધૂને મા તથા પિતાને આશરે મૂકી દે છે. માતાપિતા પુત્રવધૂને આશરો આપે છે અને જ્ઞાતિની પરવા કરતાં નથી; પરંતુ રૂપાનો પિતા એની પછવાડે ખાઈપીને મંડયો છે અને ગાયના ગાગતા રૂપીઆ માટે તગાદો કરે છે. કાં તો રૂપીઆ આપો અથવા તો ઝુનિયાને ઘરમાંથી હાંકી કાઢો. ઝુનિયા કબૂલ થાય છે પરંતુ હોરી તથા ધનિયા સામા થાય છે અને પોતાનું વચન પાળે છે.

જમીનદારો અમલદારોની ખુશામતમાં કેવા અયોગ્ય ખરચો કરે છે અને ખેડુતોને નીચોવી તેમને ખાવા પૂરતું પણ રહેવા દેતા નથી, અને ખોટા બચાવો કરે છે; પોતાની કદર કરનાર તરફ શ્રમજીવીઓ કેવા આકર્ષાય છે અને તેમનો પડયો બોલ ઝીલે છે તે મિર્જા ખુરશેદ અને મજૂરોના પ્રસંગથી સ્પષ્ટ થાય છે. શાહુકારો અને ધનિકો વ્યાજને બહાને ગરીબ લોકોને કેવા હેરાન કરે છે તે ઝીંગુરીસિંહ, માતાદિન વગેરેનાં પાત્રો દ્વારા બતાવ્યું છે, શ્રી. પ્રેમચંદજીએ ગામડાના ગરીબવર્ગની દુઃખદ સ્થિતિનો આબેહૂબ ચિતાર આ કૃતિ દ્વારા આપ્યો છે.

છપાઈ, કાગળ, બાંધણી વગેરે સુંદર છે ઉત્તરાર્ધ જલદી પ્રસિદ્ધ થાય એજ અભિલાષા.

**૬ સર્વ રોગની સૌથી સરસ સારવાર**
**૭. આરોગ્યરક્ષક અદ્ભુત ક્રિયા**
**૮. તમાકુદોષદર્શિકા**
**૯. બ્રહ્મચર્ય બોધસંગ્રહ**
: લેખક તથા પ્રકાશક ડૉ. જટાશંકર નાન્દી, નવયુગ આરોગ્ય મંદિર વાડજ પાસે, બેચરદાસ લશ્કરીનો બંગલો, સાબરમતી અમદાવાદ, ૧૯૩૮, ક્રાઉન ૧૬ પેજી, કદ, પૃષ્ઠ અનુક્રમે ૬૮, ૨૪, ૩૨ અને ૬૮, કાચું પૂઠું મૂલ્ય અનુક્રમે આના ૪. ૧. ૨ અને ૪.

કર્તા તરફથી પ્રસિદ્ધ થતા આરોગ્યરક્ષક જ્ઞાનગ્રંથમાળાના ૬, ૭, ૮ અને ૯મા ગ્રંથાંક તરીકે આ પુસ્તિકાઓ પ્રસિદ્ધ થઇ છે. આરોગ્યની ખાસ જરૂર હોવાથી એ સંબંધી સાહિત્યનો પ્રચાર જેમ વિશેષ થાય તેમ હિતાવહ છે. ગ્રંથમાળાને ઉત્તેજન આપી તેની ઉત્તરોત્તર પ્રગતિ થાય અને સારાં બોધક અને સ્વાસ્થ્યકર પુસ્તકો વિશેષ પ્રગટ થઇ શકે એવી સક્રિય સહાનુભૂતિની ખાસ જરૂર છે. આધુનિક ગ્રામોન્નતિના પુનરોદ્ધારના સમયમાં આ બહુ ઉપયોગી થઇ પડશે. પુસ્તકાલયો જરૂર ખરીદે અને છૂટથી ઉપયોગ કરે. પુસ્તકાલયો આ ગ્રંથમાળાના ગ્રાહકો થઇ ઉત્તેજન આપે. માળામાં કયાં પુસ્તકો પ્રગટ થશે તેની માર્ગદર્શક યાદી પ્રસિદ્ધ થઇ છે.

આવી નાની પુસ્તિકાઓ પ્રથમ કાઢી દરેકનું એક પ્રકરણ કરી એક દળદાર પુસ્તક પ્રસિદ્ધ કરે એવી સંગ્રાહક મહાશયને નમ્ર વિનંતિ.

ના. ચં. દીવાનજી

**૧૦. ન્હાનપણની વાતો**—લેખિકાઃ પદ્માવતી દેસાઈ, પ્રકાશકઃ ભાઇલાલ ડી. પટેલ, 'આપણું બાળ કાર્ય મંદિર' ચિંગસપુરા ભરૂચ; પૃ. ૩૨; કિં. ૦–૩–૦.

આ આપણી ગ્રંથમાળનું વર્ષ બીજાનું ચોથું પુસ્તત છે. આમાં પૈ, માળા, શાહીનો ખડિયો, માસ્તર, વીંછીનું બચ્ચું, વગેરે ૧૧ વાર્તાપ્રસંગો લીધા છે. પ્રસંગો કાલીઘેલી બોલીમાં બાળકોને વાંચવા ગમે તેવી રીતે ઉતાર્યા છે. જોડણીની ભૂલો ખૂબ રહી ગઇ છે. કિંમત ૦–૩–૦ વધારે પડતી છે.

**૧૧. ઉડો આકાશમાં**—લેખકઃ વૈકુંઠ ઠાકોર; પ્રકાશક, કિંમત, પૃષ્ઠ ઉપર પ્રમાણે.

વિજ્ઞાનને લગતું આ સુંદર પુસ્તક છે. આમાં હળવું છતાં અજાયબ જેવું વિજ્ઞાન પીરસાયું છે. બલુનની શોધ, ઝેપલિનનો જન્મ, વિમાનમાં ઉડયાં ત્રણેય સંબંધી જાણવા માટેની સૌ કોઇની જિજ્ઞાસા ઉત્તેજિત થાય તેવી આ પુસ્તિકા છે. પુસ્તકનો વિશેષ પ્રચાર થાય એમ ઇચ્છીએ છીએ.

**૧૨. ગોરિયો**—સંપાદકઃ નાગરદાસ ઇ. પટેલ બાલવિનોદ કાર્યાલય મલાડ. (મુંબાઇ) પૃ. ૩૨ પૂઠું ગ્લેઝ કાગળનું એક બાજુ રદ્દ. કિં. લખી નથી. આવૃત્તિ ૧ લી.

બાલવિનોદ માળાનું આ ત્રીસમું પુસ્તક છે, આનું નામ 'ગોરિયો' રાખ્યું છે. બળદની વાર્તા ગૂંથતા હોય તેમ ગૂંથન કર્યું છે. વાર્તામાં એક શેઠ હતા. શેઠ રથ જોડીને વેપાર કરવા નીકળ્યા. યમુના નદીને કાંઠે પોતાને ઘેર ઉછેરેલો ગોરિયો કાદવમાં ખૂંચ્યો. ૩ દિવસ શેઠે મુકામ કર્યો. બળદને મૂકીને આગળ ચાલ્યા.

એએક દિવસે બળદ બહાર નીકળ્યો, ઘાસ ચર્યો, તાજોમાજો થયો.

જંગલનો સિંહ પિંગલક પાણી પીવા આવ્યો, એ ડરી ગયો. સિંહરાજના બે પ્રધાન શિયાળભાઇ કરટક ને દમનક. બંનેએ ચાલબાજી વાપરીને એકમેકને ભેગા કર્યા.

બળદ ને સિંહ મિત્ર બન્યા. શિકાર પડતો મૂકયો. પ્રધાન શિયાળવાં ભૂખે મરવા લાગ્યાં, કાન ભંભેરણી કરી લડાવ્યા. બળદનું મોત નીપજ્યું.

આખીએ વાર્તાનું વસ્તુદર્શન આટલું છે. આ વાર્તાથી કઇ જાતના સંસ્કાર પોસાશે તે નથી સમજાતું.

અમને તો આ વિનોદમાળાનાં કેટલાંક પુસ્તકો વાંચીને ખરેખર ખેદ થયો છે. ગોરિયો એમાં ઉમેરણ કરે છે. ' પંચતંત્ર 'ના જમાનાંનો અને આ ગાંધીયુગનો આમાં મેળ ક્યાં મળે એમ છે ?

વિનોદ કાર્યાલયે આ યુગનો વિચાર કરવો ઘટે. રૂપરંગ બધું જ સારૂં છે. ફક્ત એમ જોઇતો પ્રાણ નથી.

**૧૩. ચાલો ગામડામાં**—લેખક : શ્રી. સોમાભાઇ ભાવસાર, પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય–અમદાવાદ. પૃષ્ઠ ૫૨ પૂઠું કાગળનું કિં. ૦–૪–૦.

ગૂર્જર બાલગ્રંથાવલિનું વર્ષ ૩ જાનું આ આઠમું પુસ્તક છે. સોમાભાઈ ભાવસારે ગામડાના અનેક પ્રસંગોની ગૂંથણી કરીને બાલસાહિત્યમાં ગામડાં સંબંધી એક વિશેષ પુસ્તકનો ઉમેરો કર્યો છે.

પુસ્તકમાં જોતાં ' ગામડામાં ગયો હતો ' એ લેખનું પુનર્મુદ્રણ થતું જોવામાં આવ્યું હોય એમ યાદ છે. વસ્તુ ને ચિત્રોથી પુસ્તક વિશેષ સુંદર બન્યું છે. સૌ કોઇ એને સવેળા સત્કારે.

**૧૪. શંકરાચાર્ય**—લેખક હરજીવન સોમૈયા, પ્રકાશકઃ ભારતી સાહિત્ય સંઘ, પાનકોર નાકા, અમદાવાદ પૃ. ૪૮, પૂઠું સાદા કાગળનું કિં. ૦–૨–૬ આવૃત્તિ ૧લી, ઇ. સ. ૧૯૩૯.

' અરુણ પુસ્તક માળા 'નું વર્ષ પહેલાનું આ પહેલું પુસ્તક છે. મહાન મતપ્રચારક શંકરાચાર્યનું આ નાનકડું પણ સચોટ વસ્તુદર્શન કરાવતું જીવન જરૂર ઉપયોગી થઇ પડે તેવું છે. અરુણ પુસ્તકમાળાનું આ જાતનું સાહસ વધાવી લેવા જેવું છે. પુસ્તકાલયો વહેલી તકે વસાવે.

**૧૫. નાનાં છોકરાં**—લેખક : ચારુદત્ત; પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ, પાનકોર નાકા, પો. બો. નં. ૭૩ અમદાવાદ. પૃ. ૩૬; કિં. ૦–૧–૬.

અરુણ પુસ્તકમાળાની આ ત્રીજી પુસ્તિકા છે. કલા અને અમીના, રામ અને લાવણી, બોતડભાઇ બોબડા, ત્રણેય વાર્તાઓ હાસ્ય સાથે સુંદર ચિત્ર રજૂ કરે છે. છોકરાંને તો આ ખૂબ જ ગમશે.

**૧૬. લોકપોથી પહેલી**—' લોકપોથી ' ખરેખર ' લોકપોથી ' નામને યથાર્થ કરે કરે છે. પ્રૌઢ શિક્ષણ વર્ગમાં આ પોથીનો ક્રમ યોગ્ય બંધબેસતો આવે છે, એમ અનુભવથી ખાતરી કરી જોયું છે. વાચનક્રમ જળવાય છે, પણ લેખનક્રમ જોઇએ તેવો સચવાયો નથી. બીજા જ પાઠનો ' ણ ' સહેજ અઘરો લાગ્યો. લોકહૃદયને ઉત્તેજન આપે તેવી આ લોકપોથી ખરેખર પ્રૌઢ શિક્ષણમાં કામ કરનાર માટે આશીર્વાદરૂપ જ નીવડી છે.

પ્રૌઢ શિક્ષણ માટે યોજાએલા ' બોધક પદ્ધતિ 'ના નકશાઓ આ લોકપોથી આગળ નભી શકયા નથી એમ અમે અનુભવથી જોયું છે.

અમે આ લોકપોથીને આવકારીએ છીએ ને પ્રૌઢ શિક્ષણમાં કામ કરનાર સૌ કોઇને તેનો આગ્રહપૂર્વક ઉપયોગ કરવા વિનંતિ કરીએ છીએ.

' દ્રષ્ટા '

**૧૭. कबीर साहेबका बीजक** (સંસ્કૃત–હિંદી ટીકા સહિત) ક્રાઉન સોળ પેજી, પૃષ્ઠ ૫૨+૧૧૧૧, પાકુ પૂઠું, મૂલ્ય રૂ. ૨ાા; પ્રકાશકઃ કબીર ધર્મવર્ધક કાર્યાલય, શિયાબાગ, વડોદરા.

શ્રી સદ્‌ગુરૂ કબીર સાહેબે જ્ઞાનના અધિકારીઓ માટે હિન્દી ભાષામાં "બીજક" ગ્રંથ રચ્યો છે. અન્ય ભાષાભાષીઓને એ ગ્રંથ સુલભ થાય તે માટે તેના ભિન્ન ભિન્ન ભાષાઓમાં પણ અનુવાદો થયા છે. શ્રી. સદ્‌ગુરુ કબીર સાહેબે ઉપનિષદો તથા બ્રહ્મસૂત્ર, શાંકર ભાષ્ય વગેરે બ્રહ્મવિદ્યાના આકર ગ્રંથોનું રહસ્ય બીજકગ્રંથમાં સ્વાનુભવપૂર્વક પ્રતિપાદન કર્યું છે.

આ ગ્રંથની સરળ અને વેદ–દર્શનાદિ, પ્રમાણોથી ભરપૂર એવી પ્રસાદગુણયુક્ત, "**स्वानुभूति**" નામની "**संस्कृत**" વ્યાખ્યા સર્વશાસ્ત્ર અને સર્વદર્શનાચાર્ય શ્રીયુત સ્વામીશ્ર હનુમાનદાસજીએ કરેલી છે. બીજક ગ્રંથ ઉપર આવી સરલ સંસ્કૃત ટીકા હજી સુધી થયેલી નથી. બીજક ગ્રંથનું રહસ્ય આ સંસ્કૃત પદ્યમાં એવું સરલ રીતે સમજાવ્યું છે કે હાલના સંસ્કૃત વિદ્યાની પડતીના સમયમાં પણ સાધારણ બોધવાળા જનો સારી રીતે સમજી શકે તેમ છે. આવાં સરળ અને ભાવપૂર્ણ સંસ્કૃત પદ્યો સારી વિદ્વત્તા અને દાર્શનિક પાંડિત્ય સિવાય બનવાં અશક્ય છે. વળી સાથે સાથે સરલ '**हिन्दी–टीका**" પણ આપેલી છે કે જેથી સહેલાઇથી ભાવ સમજી શકાય.

૧૮. "**संस्कृत प्राचीन स्तवन संदोहः**" ( સંસ્કૃત ) સંપાદકઃ મુનિરાજશ્રી જયન્તવિજયજીના શિષ્ય મુનિશ્રી **વિશાલવિજયજી.** જૈન સંપ્રદાયનું સંસ્કૃત સ્તવનોનું આ એક લઘુપુસ્તક છે.

"**आबू**" નામના સુપ્રસિદ્ધ ગ્રંથના રચનાર મુનિરાજશ્રી જયંતવિજયજીએ આબુ પર્વત સંબંધી જુદી જુદી ભાષાઓમાં સ્તવનોનું સંશોધન કરતાં ઘણી હસ્તલિખિત પ્રતો એકઠી કરી તેમાં એક પાંચ પત્રરૂપ સારા અક્ષરવાળી પ્રાચીન પ્રત આગ્રામાં આવેલા શ્રી. વિજયધર્મ–લક્ષ્મી જ્ઞાનમંદિર સંબંધી મળી આવેલી.

આ સ્તવનોમાં કોઇ પણ સ્થળે કર્તાના નામનો કે લેખનસમયનો ઉલ્લેખ નથી; છતાં તે વિ. સં. ૧૫૧૫ પહેલાંનાં પ્રાચીન છે એમ અનુમાન થાય છે. આ સ્તવન સંદોહની એક પ્રત સિવાય બીજી પ્રત મળી આવી નથી.

આ ગ્રંથમાં શ્રી ઋષભદેવજી વગેરે તીર્થંકરો, સુવ્રત સ્વામી વગેરે મુનિઓ અને ગિરનાર વગેરે પર્વતોનાં અલંકારો, યમક, અનુપ્રાસ અને ગંભીર ભાવોથી અલંકૃત ૩૭ સ્તવનો છે. આ સ્તવનોનો ભાવ કઠિન હોવાથી તેની નીચે "સંસ્કૃત ટિપ્પણી" પણ છે.

સંસ્કૃત ભાષામાં રસ ધરાવનાર તેમજ જૈન સંપ્રદાયના અનુયાયીઓએ આ પુસ્તક વસાવવા જેવું છે.

**શાસ્ત્રી નર્મદાશંકર મનઃસુખરામ પંડયા**
સંસ્કૃત વિશારદ, સાહિત્ય વ્યાકરણાલંકર,
કાવ્યતીર્થ અને વ્યાકરણતીર્થ.

**૧૯. કુમારનાં કાવ્યો**—લેખક : મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઈ. પ્રકાશક : જે. એમ. દેસાઇ, અમદાવાદી પોળ, વડોદરા. પૃષ્ઠ ૧૪૨, સાદું પૂંઠું કિંમત રૂ. ૧–૦–૦

લેખકનાં જુદાં જુદાં સામયિકોમાં પ્રસિદ્ધ થયેલાં કાવ્યોનો આ સંગ્રહ છે. લેખક વાસ્તવિકતાના પ્રવાહમાં ઘસડાતા નથી, નવા યુગનાં જીવનઆંદોલનો આ કવિને સ્પર્શતાં નથી. એમના યૌવનને હજુ માર્દવજ અડકે છે ને એ મૃદુતાની લાગણીમાંથી એમની કવિતા જન્મી છેઃ થોડીક કવિતાઓ બાદ કરતાં જેમકે સ્વાતંત્ર્યગીત, યુવાન, સંકલ્પ વગેરે.

**૨૫. રાસમાલિકા:**—સંપાદક : વકીલ ધૈર્યચંદ્ર ર. બુદ્ધ, પ્રકાશન એજન્ટ; ગુર્જર સાહિત્ય ભંડાર-લાઠી, ક્રાઉન સોળ પેજી પૃષ્ઠ ૧૮+૧૨૮, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૧.

સંપાદકે જુદા જુદા લેખકોના સહકાર વડે, પુસ્તકના વેચાણનો નફો લેખકોને ફાળે પડતો મળે એ માટે એક ખાસ યોજના પ્રકટ કરી છે. એ યોજનાના પહેલા પરિણામરૂપ આ પુસ્તક છે. એમાં જુદા જુદા લેખકોના રાસોનો સંગ્રહ અપાયો છે. એ રાસલેખકોમાં નવાયે છે અને જૂના પણ છે. રાસના વિષયોમાં પણ વિવિધતા છે રાસપ્રેમીઓને એ ગમશે.

**૨૬. રાસકૌમુદી**—લેખક અને પ્રકાશકઃ શ્રી. મૂળજીભાઇ પી. શાહ, રાવપુરા-વડોદરા; ક્રાઉન સોળ પેજી પૃષ્ઠ ૧૦૦, સાદું સચિત્ર પૂઠું, મૂલ્ય રૂ. ૧) ૧૯૩૮.

શ્રી. મૂળજીભાઇનું રાસલેખક તરીકેનું સ્થાન તેમણે તેમના આ અગાઉ પ્રકટ કરેલા અને ગુજરાતે અપનાવેલા રાસો પરથી નિયત થઇ ગયું છે. આ તેમણે રચેલા રાસોનો પાંચમો સંગ્રહ છે.

લેખકે રાસ સંબંધે જે એક મનનીય નિબંધ "ગુજરાતણોના રાસ ગરબા" લખેલો તે આ પુસ્તક સાથે જોડવામાં આવ્યો છે. રાસકલાપ્રેમીઓ એ વાંચી જશે તો તેમાંથી રાસ સાહિત્યને લગતું ઘણું જાણવાનું મળશે.

**૨૭. પન્નીનો પ્રવાસ**—લેખકઃ શ્રી. અબ્દુલ્લાખાન પન્ની, પોરબંદર. ક્રાઉન ૧૬પેજી પૃષ્ઠ ૧૨૦, સાદું પૂઠું, પોસ્ટેજખર્ચ મોકલનારને મફત.

લેખકે ઇરાક વગેરે દેશોની કરેલી મુસાફરીને લગતાં વર્ણનો આમાં છે. એમાં કયે સ્થળે શું છે તેને લગતી માહિતી આપી છે. હજ કરવા જનાર મુસ્લીમ ભાઇઓને તેમજ ઇતર પ્રવાસીઓને આ પુસ્તક ઉપયોગી થઇ પડશે.

**૨૮. ઊભો અવધૂતઃ**—લેખકઃ રંગ અવધૂત, પ્રકાશકઃ અમૃતલાલ નાથાભાઇ મોદી, મોદીસાંચ-નડીઆદ. પૃ. ૨૪, સાદું પૂઠું, મૂલ્ય ૦-૧-૦.

દત્ત ઉપાસકોમાં આજે સારી રીતે જાણીતા થયેલા અને ગુરુલીલામૃત જેવા ગ્રંથના સંપાદક શ્રી. રંગ અવધૂતે રચેલાં ભજનોનો આ નાનકડો સંગ્રહ છે. એમાં ઊભા ઊભા ભજનો ગાવાની પદ્ધતિથી ગવાતાં ભજનો સંગ્રહાયેલાં છે. અધ્યાત્મ જિજ્ઞાસુઓને એ ગમી જશે.

**૨૯. સોનેરી શિખામણઃ**—પ્રયોજક અને પ્રકાશકઃ શ્રી. પુરુષોત્તમ શિવરામ ભટ્ટ, ગવાડાકર, કુંભાર ટુકડા, ભુલેશ્વર રોડ, ઘર નં. ૧૭, મુંબઇ. ક્રાઉન સોળ પેજી પૃ. ૮+૮૦, સાદું સચિત્ર પૂઠું, મૂલ્ય ૦-૬-૦.

આપણે ત્યાં પ્રચલિત એવી તેમજ ઇતર કહેવતો અને શિખામણોનો આ પુસ્તકમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. આપણા લોકો વાત વાતમાં કેટલીક વાર કહેવતોના દોહરા કહી સંભળાવે છે તેવા દોહાઓનો આમાં સમાવેશ કરવામાં આવ્યો છે. આમાં આપેલા એ બધા દોહરા વગેરે સંસારવ્યવહારને લગતું ઠીક ઠીક જ્ઞાન આપે એવા છે.

મ. પ્ર. વ્યાસ

## સામયિકો

**૧. ગ્રામસેવા**—(વર્ષ ૩ અંક ૧૦) તંત્રીઃ સોમાલાલ છગનલાલ મહેતા અને બીજાઓ, સ્થળ ઊનાવા ( કલોલ ) ઉત્તર ગુજરાત. વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦ ટપાલ સાથે, હિંદ બહાર રૂ. ૩-૦-૦

પત્રરૂપે પ્રસિદ્ધ થતા આ માસિકમાં ગ્રામ પુનરુદ્ધારના વિષયો બહુ અભ્યાસપૂર્ણ અને ઝીણવટથી રજુ કરવામાં આવે છે. લેખકો ખરા અભ્યાસકો અને વિદ્વાનો હોય છે. ગામે ગામે આ માસિક વંચાતું જોઈએ. એમાંથી ગામડાના કાર્યકરોને દિશાસૂચન મળશે. આર્થિક ઉપરાંત આરોગ્ય, ગોસેવા વગેરે પ્રશ્નો પણ ઠીક ચર્ચાય છે.

**૨. નવપ્રભાત**—પુ. ૧ અં. ૧ તા. ૭–૭–૩૯ તંત્રીઃ જમિયત પંડ્યા, વાર્ષિક લવાજમ રૂ. ૪–૦–૦. ધાસ ગવારા રોડ, ખંભાત.

પ્રથમનું માસિક હવે સાપ્તાહિક તરીકે પ્રસિદ્ધ થાય છે. મહાસભા પક્ષનું આ સાપ્તાહિક ઠીક વિષયોની ચર્ચા કરે છે ખંભાત તળના પ્રશ્નો ખાસ રસપૂર્વક અને મક્કમતાથી અને નીડરતાથી ચર્ચે છે. ભાઈશ્રી પંડ્યાને અમે સફળતા ઇચ્છીએ છીએ.

**૩. कप्तान**—જુન ૧૯૩૯ (વર્ષ ૮ મું અં. ૨ જો) સંપાદક અને પ્રકાશકઃ વસંત બળવંત કપ્તાન વડોદરા, વાર્ષિક લવાજમ રૂ. ૨–૮–૦

મરાઠી ભાષામાં પ્રસિદ્ધ થતા આ માસિકના પ્રસ્તુત અંકમાં શ્રીમંત પ્રતાપસિંહ મહારાજના રાજ્યારોહણ તથા અભિષેકને લગતા લેખો ચિત્રોથી ભરપૂર છે. ચિત્રો પુષ્કળ છે અને સફાઈદાર તેમજ સ્વચ્છ છે. લેખકો પણ અનુભવીઓ અને જાણીતા છે. ભાઈશ્રી કપ્તાનને આવો સુંદર અંક પ્રકટ કરવા માટે અભિનંદન: મરાઠી ભાષા સમજનાર માટે આ માસિક અનુકૂળ થઈ પડશે.

**ના. ચં. દીવાનજી**

**૪. બાલસખાઃ**—( ઑગસ્ટ ૧૯૩૯ ) તંત્રી શ્રી. હિંમતલાલ સુ. શાહ, માંડવીની પોળ, અમદાવાદ.

બાલસખાનો ઑગસ્ટ માસનો અંક વાર્તાઅંક તરીકે પ્રસિદ્ધ થયો છે. એમાં બાલ–સુલભ શૈલીએ લખાયેલી બાળકોને ગમી જાય તેવી વાર્તાઓ આપવામાં આવી છે. આવો વાર્તાઅંક બાળકો સમક્ષ રજુ કરવા માટે તંત્રીને અભિનંદન.

**૫. બાલમિત્રઃ**—(ઑગસ્ટ '૩૯) તંત્રીઓ શ્રી. ઉમિયાશંકર ઠાકર અને આશાભાઈ પટેલ; ચરોતર એજ્યુકેશન સોસાઈટિ–આણંદ.

"બાલમિત્ર"ના તંત્રીપદેથી આગલા તંત્રીઓ છૂટા થતાં નવા તંત્રીઓના તંત્રીપણા હેઠળ આ માસિકે પોતાના લેખોનું ધોરણ પૂર્વવત્ જાળવ્યું છે. લેખોની વિવિધતા પણ ઠીક ઠીક જળવાઈ છે. નવા તંત્રીઓને તેમના કાર્યમાં સફળતા વરો.

**૬. શિક્ષણપત્રિકા**—(સ્વ. ગિજુભાઈ સ્મારકઅંક) તંત્રીઃ તારાબેન મોડક મુ. ભાવનગર.

"શિક્ષણપત્રિકા" સ્વ. ગિજુભાઈની અનેકવિધ પ્રવૃત્તિઓમાંનું એક અંગ હતી. એના એક તંત્રીના અવસાન બાદ એનો આ સ્મારકઅંક પ્રકટ કરવામાં આવ્યો છે.

સ્વર્ગસ્થના પરિચયમાં આવેલ અનેક વ્યક્તિઓને આમંત્રી તંત્રીએ એમના જીવનને સ્પર્શતા લેખો મંગાવી, જનતાને અતિઉપયોગી થઈ પડે એવા વિવિધ જીવનપ્રસંગોથી ભરપૂર સ્મારક અંક પ્રકટ કર્યો હોત તો ઠીક થાત.

આશા રાખીએ હવે પછીનો કોઈ અંક સ્વ. ગિજુભાઈના જીવનપ્રસંગો આપતો ખાસ અંક પ્રકટ કરશે તોપણ જનતાને એમના એ જીવનપ્રસંગોમાંથી ઘણું જાણવાનું મળશે.

**મ. પ્ર. વ્યાસ**

# નવીન ફાલ

| ક્રમાંક | પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક અને મળવાનું સ્થળ | કિંમત | વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|
| ૧ | માનવદેહમંદિર | દેશાઇભાઇ નાથાભાઇ પટેલ | ગુર્જર ગ્રંથરત્ન કાર્યા૦ અમદાવાદ | ૧– ૪–૦ | |
| ૨ | અજિતા | ધૂમકેતુ | ,, | ૨– ૮–૦ | |
| ૩ | પરાજય | ,, | ,, | લખી નથી | |
| ૪ | ઓલકી અને નાગરિકા | સુન્દરમ્ | ગતિ અને રેખા કાર્યા૦ અમદાવાદ | ૦– ૮–૦ | |
| ૫ | સહચરીની શોધમાં | મામા સાહેબ મુરલીધર | જીવનલાલ એન્ડ સન્સ, અમદાવાદ | ૧– ૮–૦ | જ્ઞાનવર્ધક ગ્રંથમાળા |
| ૬ | છાયાદેવી | અવિનાશ | પ્રગતિ સાહિત્ય મંદિર, રાજકોટ | ૧– ૮–૦ | પ્રગતિ ગ્રંથમાળાનું પ્રથમ પુસ્તક |
| ૭ | સહકારી નિબંધ | ના.શ્રી.સિંધે, ના. ક. દેસાઇ, ભાઇલાલ પટેલ | સયાજી સહકાર સેવકસંઘ–વડોદરા | ૩– ૮–૦ | |
| ૮ | થેપડા અથવા એક પર બીજી | નટવરલાલ તળાજીઆ | સ્રીસાહિત્ય મંદિર, સુરત | ૦– ૩–૦ | સ્રીશક્તિ ગ્રંથમાળા |
| ૯ | દશલાખનો દસ્તાવેજ | ડી. આર. મહેતા | વર્ધમાન એન્ડ સન્સ. મુંબઇ | ૦– ૬–૦ | |
| ૧૦ | મંજરીમાલા | ભાઇલાલ વ. બક્ષી | લેખક પોતે–રાજપીપળા | ૦–૧૨–૦ | |
| ૧૧ | રાસકૌમુદી | મૂળજીભાઇ પી. શાહ | ,, વડોદરા | ૧– ૦–૦ | |
| ૧૨ | વૈરાગ્યચિંતામણિ | મહાત્મા શ્રી સત્યાનંદ | યોગાશ્રમ–ભાદરવા | પાકું પૂંઠું ૧– ૦–૦ | |
| ૧૩ | નિર્મળા | પ્રેમચંદજી | નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ | – ૪–૦ | " ગૃહલક્ષ્મી ગ્રંથમાળા " |
| ૧૪ | શ્રીશંકરાચાર્ય અને દ્વાદશ જ્યોતિર્લિંગ | મુરલીધર ગણપતરાવ પંડ્યા | લેખક પોતે મલાડ જી. થાણા | ૧– ૦–૦ | |
| ૧૫ | પથિકનાં પુષ્પો ગુચ્છ ત્રીજો | અંબાલાલ બાળકૃષ્ણ પુરાણી | શ્રી અરવિંદ કાર્યાલય–આણંદ | ૧– ૮–૦ | |
| ૧૬ | સોનેરી શિખામણ | પુરુષોત્તમરાય શિવરામ ભટ્ટ | લેખક પોતે–કુંભારટુકડા(ભુલેશ્વર રોડ) ઘર નં. ૧૭ મુંબઇ | ૦– ૬–૦ | |
| ૧૭ | ઊભો અવધૂત | રંગ અવધૂત | અમૃતલાલ નાથાભાઇ મોદી, મોદી સાંચ, નડીઆદ | ૦– ૧–૦ | બીજી આવૃત્તિ |
| ૧૮ | રાસમાલિકા | વકીલ ધૈર્યચંદ્ર ર. બુદ્ધ | ગુર્જર સાહિત્ય ભંડાર–લાકી | ૧– ૦–૦ | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૫૫ | કલ્યાણયાત્રા | દર્શક | વોરા એન્ડ કંપની, મુંબઇ | ૧-૮-૦ | " ઊર્મિ " ૧-૮-૩૯ |
| ૨૫૬ | ગુંજન (બાલોપયોગી) | સોમાભાઇ ભાવસાર | બાલજગત પ્ર. મંદિર ગુજ. સો. અમદાવાદ | ૦-૫-૦ | "જન્મભૂમિ"૨૦-૭-૩૯ |
| ૨૫૭ | રંગરંગ વાદળિયાં (બાલોપયોગી) | સુન્દરમ્ | ભારતી સા.સંઘ અમદાવાદ | ૦-૨-૦ | "જન્મભૂમિ"૨૦-૭-૩૯ "નવસૌરાષ્ટ્ર"૨૦-૭-૩૯ |
| ૨૫૮ | શંકરાચાર્ય (બાલોપયોગી) | હરજીવન સોમૈયા | " " | ૦-૩-૦ | "નવસૌરાષ્ટ્ર"૨૦-૭-૩૯ |
| ૨૫૯ | ગુજરાતની અસ્મિતા (વ્યા. સંગ્રહ) | શ્રી. કનૈયાલાલ મુનશી | ગુજરાતી સા. પરિષદ મુંબઇ | ૦-૪-૦ | "શારદા" જુલાઇ '૩૯ "ઊર્મિ" જુલાઇ '૩૯ |
| ૨૬૦ | હિંદનું ફેડરલ રાજબંધારણ | હરકાન્ત શુક્લ | ગૂર્જરગ્રંથ કા. અમદાવાદ | ૪-૦-૦ | "ઊર્મિ" ૧-૮-૩૯ |
| ૨૬૧ | બંધન અને મુક્તિ | દર્શક | ભારતી સા.સંઘ અમદાવાદ | ૨-૦-૦ | "શારદા" જુલાઇ '૩૯ |

# આવકારદાયક યોજના

અમદાવાદ ખાતેથી અગાઉ જ્યારે " નવજીવન " પ્રકટ થતું ત્યારે તેની સાથે દર માસે શિક્ષણ અને સાહિત્યની પૂર્તિ પ્રકટ થતી. ત્યારે એ પૂર્તિ એની ગુણવત્તાને કારણે ઘણી ઉપયોગી નીવડેલી. પરન્તુ સંજોગવશાત્ નવજીવનનું પ્રકાશન બંધ થતાં એ પૂર્તિ પણ બંધ થયેલી.

આજે જ્યારે શિક્ષણમાં જરૂરી પરિવર્તન થઇ રહ્યું છે તે વખતે એ નવીન શિક્ષણપદ્ધતિને વધુ વેગ મળે તે માટે જાણીતા કાર્યકરોના સંયુક્ત સંપાદકપણા હેઠળ એ " શિક્ષણ અને સાહિત્ય " માસિકરૂપે પ્રકટ કરવાની યોજના નવજીવન પ્રકાશન મંદિરે હાથ ધરી છે.

એના સંપાદક મંડળમાં અગ્રસ્થાને ગુજરાત પ્રૌઢ શિક્ષણ સમિતિના મંત્રી શ્રી. જુગતરામ દવે હોઇને તંત્રીતરીકે ગુજરાત વિદ્યાપીઠના મહામાત્ર શ્રી. મગનભાઇ દેસાઇ કામ કરશે.

માસિકમાં શિક્ષણવિષયક પ્રશ્નો ચર્ચવામાં આવશે; ઉપરાંત પ્રૌઢ શિક્ષણ દ્વારા ભણીને તૈયાર થનારાંઓ ભણેલું ભૂલી ન જાય તે માટેનું સાહિત્ય પણ આ માસિકમાં આપવાની યોજના રખાઇ છે.

એનું વાર્ષિક લવાજમ માત્ર રૂા. ૨) રખાયું છે, અને એનો પ્રથમ અંક રેંટિયા બારશે તા. ૧૦ ઑક્ટોબરના અરસામાં બહાર પડશે.

અમે ગુજરાતની નવીન શિક્ષણપ્રચારપ્રવૃત્તિને વેગ આપવા નવા રૂપે શરૂ થનાર આ ભાઇબંધને તેની યોજનામાં સફળતા ઇચ્છીએ છીએ. —તંત્રીઓ

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | તારીખ |
|---|---|---|---|---|
| આયુર્વેદવિજ્ઞાન | ૨૨ | ૩ | માર્ચ | ૫-૬-૩૯ |
| ઊર્મિ | ૯ | ૫ | ઑગસ્ટ | ૧-૮-૩૯ |
| કિશોર | ૪ | ૧૧ | જુલાઇ | ૫-૮-૩૯ |
| કુમાર | ૧૭ | ૭ | જુલાઈ | ૧૮-૭-૩૯ |
| ખેડુત, ખેતી ને સહકાર | ૬ | ૧ | જુલાઈ | ૧૧-૭-૩૯ |
| ખેતીવાડી | ૫ | ૪ | શ્રાવણ | ૯-૮-૩૯ |
| ખેતીવાડી વિજ્ઞાન | ૨૭ | ૧૨ | જુલાઇ | ૨-૮-૩૯ |
| ગુણસુન્દરી | ૩૨ | ૬ | ઑગસ્ટ | ૧-૮-૩૯ |
| ગ્રામજીવન | ૧૦ | ૧ | ઑગસ્ટ | ૧-૮-૩૯ |
| ચરોતર | ૯ | ૭ | જુલાઇ | ૧૭-૮-૩૯ |
| ચિત્રમય જગત | ૨૫ | ૬ | ઑગસ્ટ | ૩-૮-૩૯ |
| દેશીરાજ્ય ત્રિમાસિક | ૧૧ | ૪ | જાન્યુ૦-માર્ચ | ૨૪-૫-૩૯ |
| નવચેતન | ૩૫ | ૫ | ઑગસ્ટ | ૪-૮-૩૯ |
| નવરચના | ૪ | ૪ | જુલાઇ | ૧૬-૭-૩૯ |
| પાટીદાર | ૧૬ | ૯ | અષાઢ | ૨૬-૬-૩૯ |
| પૂર્ણિમા | ૨ | ૧૨ | જુલાઇ | ૨૫-૭-૩૯ |
| પ્રસ્થાન | ૧૪ | ૭ | વૈશાખ | ૩૦-૭-૩૯ |
| બાલમિત્ર | ૧૯ | ૧ | ઑગસ્ટ | ૩-૮-૩૯ |
| બાલસખા | ૩ | ૩ | ઑગસ્ટ | ૨-૮-૩૯ |
| બાળક | ૧૭ | ૮ | ઑગસ્ટ | ૧-૮-૩૯ |
| બાલજીવન | ૧૭ | ૯ | ઑગસ્ટ | ૯-૮-૩૯ |
| બુદ્ધિપ્રકાશ ત્રિમાસિક | ૮૬ | ૨ | એપ્રિલ-જુન | ૮-૭-૩૯ |
| માનસી ત્રિમાસિક | ૪ | ૧ | માર્ચ | ૮-૬-૩૯ |
| યુવક | ૯ | ૮ | ઑગસ્ટ | ૨-૮-૩૯ |
| વૈદ્યકલ્પતરુ | ૪૪ | ૮ | ઑગસ્ટ | ૧૦-૮-૩૯ |
| વ્યાયામ | ૨૪ | ૧૨ | જુલાઇ | ૧૫-૭-૩૯ |
| શારદા | ૩૧ | ૪ | જુલાઇ | ૧૫-૭-૩૯ |
| શિક્ષણપત્રિકા | ૧૪ | ૫ | આષાઢ | ૧-૮-૩૯ |
| સૌરાષ્ટ્રશિક્ષક ત્રિમાસિક | ૧૨ | ૪ | માર્ચ-મે | ૩૦-૫-૩૯ |
| સ્ત્રીબોધ | ૮૩ | ૮ | ઑગસ્ટ | ૫-૮-૩૯ |

# શું વાંચશો ?

## ઊર્મિ : તા. ૧ ઑગસ્ટ '૩૯

**બુદ્ધિ વિરુદ્ધ ભાવના :** બુદ્ધિ વિરુદ્ધ ભાવના-એ શબ્દવ્યાપાર અનર્થકારી છે. ભાવના એ બુદ્ધિને હણનારી કોઇ ક્રિયા નથી, તેમ જ એ બુદ્ધિથી તદ્દન વિરુદ્ધ એવો કોઇ અનુભવ નથી. એ કોઇ એવો આકાશી પદાર્થ નથી કે જે જીવનમાં લાવવાથી જીવન વ્યર્થ અને તરંગી બની રહે. એ એક એવા સામર્થ્યની જન્મભૂમિ છે કે જે સામર્થ્યની ગણના બુદ્ધિથી કરવી અશક્ય છે. એટલા પૂરતો જ એને બુદ્ધિ સાથે, જો હોય તો, વિરોધ હોય.

**સાદો ભોળો આઇન્સ્ટાઇન :** જર્મનીથી દેશપાર થયેલો આ વૈજ્ઞાનિક અને વિચારક પુરુષ આજે અમેરિકામાં એક એકાંત ખૂણામાં આવેલા નાનકડા ઘરમાં રહે છે. એના ચહેરા સામે જુઓ તો, કોઇ અંતરશાંતિ પ્રાપ્ત કરેલ વિભૂતિનું જાણે દર્શન કરતા હો તેવો લાગે છે. તમને એમજ લાગે કે આ માણસને પરમસુખ પ્રાપ્ત થયેલું છે. એની પરમશાંતિનું સુખ એની કામ કરવાની ખાસિયતમાં સમાયેલું છે, એણે વસુધૈવ કુટુંબકમની ભાવના કેળવી છે અને તેથી એ "રાષ્ટ્રીયતા એ માનવજાતનો બાલરોગ છે" એમ કહે છે. છવીસ વર્ષની ઉંમરે એણે "રિલેટિવિટી" નામનું પુસ્તક બહાર પાડેલું. ત્યાર પછી ૧૦ વર્ષ સુધી અભ્યાસ કરી એણે ટીપે ટીપે સરોવર ભર્યું.

**અહીં સુધી કેમ આવ્યા ? :** મન અને બુદ્ધિના વિકાસ માટે આપણે આજ સુધી જીભ અને કાનનો ઉપયોગ વિશેષ કર્યો. આંખોનો ઉપયોગ પણ નિરીક્ષણ કરતાં વાંચવા-ન્ચાવવામાં અધિક કર્યો. હવે ખ્યાલ આવ્યો છે કે આંખો વડે મુખ્યતઃ નિરીક્ષણ અને પરીક્ષણ થવું જોઇએ, અને શિક્ષણનું પ્રધાન સાધન કામ હોવું જોઇએ. જ્યારે હાથ-પગથી મહેનત થશે, અને પ્રયોગો વડે સમાજહિતકારી ઉદ્યોગોનું રહસ્ય પ્રાપ્ત થશે ત્યારે જ બુદ્ધિ અને લાગણીનો સાચો વિકાસ થઇ શકશે.

## કિશોર : જુલાઇ : ૧૯૩૯

**મરાઠાઓનું ઉત્થાન :** વ્યક્તિનો આત્મા જેમ ઊર્ધ્વગામી હોય છે, તેમ સમાજનો આત્મા પણ ઊર્ધ્વગામી હોય છે. પરિસ્થિતિ પોતાનો માર્ગ કરી લે છે. દેશમાંથી જ્યારે સ્વમાનની વ્યાપક અને જ્વલંત ભાવના નષ્ટ થઇ સંગઠન જેવું કાંઇ રહ્યું નહિ, હિંદુ ધર્મ અને સંસ્કૃતિ છિન્નવિચ્છિન્ન થઇ ગયાં ત્યારે આ બધાનો ઉદ્ધાર કરવા ઠેર ઠેર સંતો પાકવા લાગ્યા-હિંદુ સંસ્કૃતિનું ધાવણ પચાવીને એ ઉછર્યાં હતા, હિંદુઓનાં વીર કાવ્યો રામાયણ અને મહાભારતને એમણે લોકભાષામાં ઉતાર્યાં. સોળમી સદીમાં મહાલિંગદાસે બ્રાહ્મણોને મ્લેચ્છોની નોકરી કરવા માટે ધિક્કાર્યા, મુદ્દગલ કવિના રામાયણમાંના યુદ્ધકાંડે મરાઠાઓની વીરશ્રી જાગ્રત કરી. વળી જુદા જુદા સંતોની આસપાસ તેમનાં મંડળો જામવા માંડયાં, તેઓ પરસ્પર આત્મીય ભાવ રાખતા, એમનાં કીર્તનોમાં અનેક લોકો જોડાતા, યાત્રાઓ નીકળતી, લોકોમાં એક જ ધૂન નીકળતી. આથી સંગઠન થવા માંડયું અને જીવનમાં એક નવો જ જુસ્સો આવ્યો, પરિણામે તેઓ આખા સંઘને ખાતર ત્યાગના આદર્શને અપનાવતા.

**ગૅલીલિયો :** ગૅલીલિયો દુનિયાનો સર્વપ્રથમ ખગોળશાસ્ત્રી હતો. એણે દૂરદર્શક

યંત્ર–ટેલિસ્કોપની શોધ કરેલી. આથી લોકોને નક્ષત્રદર્શન માટે સારી સરળતા થઇ. ૧૫૬૪ માં એ જન્મેલો. એનાં માબાપ ઘણાં ગરીબ હતાં. છતાં દીકરો કમાય એ આશાએ એમણે એને દાકતરનું ભણવા મોકલ્યો. પણ એણે તો ગણિતશાસ્ત્ર તરફ એનું ચિત્ત દોડાવ્યું યંત્રવિદ્યા, નમૂનાની ગોઠવણી અને સંગીતમાં એ એક તેજસ્વી વિદ્યાર્થી તરીકે ઝળકેલો. કહે છે કે ભૂમિતિ શીખતાં શીખતાં એનું જીવનવહેણ બદલાઇ ગયેલું. એણે ચંદ્ર અને નક્ષત્રો જોઇ શકાય એવું યંત્ર શોધ્યું, પરંતુ પાછળથી એના દુશ્મનોએ એને બાઇબલ વિરુદ્ધની શોધ કરવા માટે સજા અપાવેલી. ૭૮ વર્ષની ઉંમરે એ અવસાન પામેલો.

**મસુરીનાં દર્શન :** મસુરી શહેર કુલ ચાર–પાંચ ટેકરીઓ પર વસેલું છે. મસુરી બાંધનાર લોકોએ ઘર બાંધવામાં ખાસ આડે આવતું હોય તે સિવાયનું એક પણ ઝાડ કાપ્યું નથી. મસુરીનાં બજારોમાં કે રસ્તાઓ પર ફરતા હોઇએ ત્યારે એમ જ લાગે કે જાણે કોઇ યુરોપીય શહેરમાં ફરતા હોઇએ. ત્યાંની અડધા ઉપરની વસ્તી અંગ્રેજોની જ છે. મસુરીની વ્યવસ્થા એમને અનુકૂળતા થાય તે પ્રમાણે કરવામાં આવી છે.

## " કુમાર " : જુલાઈ : ૧૯૩૯

**પંજાબકેસરી રણજિતસિંગ :** બાર વર્ષની વય થતાંમાં તેમના પિતાનું અવસાન થયેલું. એ દરમિયાનમાં એમણે ઘોડેસ્વારી અને શસ્ત્રાસ્ત્ર ચલાવવાની આવડત મેળવી લીધેલી. સત્તર વર્ષની ઉંમરે અકબર અને શિવાજીની જેમ રાજ્યશાસનનો કારભાર પોતાને હસ્તક લીધેલો, અને તે પછી પંજાબ, હિંદના ઉત્તર પ્રાંતો અને ઠેઠ સરહદ પરના અફઘાનિસ્તાન સુધી એની હાક વાગતી. એણે લાહોરની પુનર્રચના કરેલી. પાછળથી અંગ્રેજો સાથે એને કરારો થયેલા અને તે પછી કહે છે કે એ કરારોને કારણે એની પડતી થઇ. આવો મોટો મહારાજા છતાં એ સાવ નિરક્ષર હતો, નિરક્ષર છતાં વિદ્વાનોનો આદર–સત્કાર કરવાનો ગુણ એનામાં હતો; આમ છતાં એનામાં દુર્ગુણો નહોતા એમ નહિ; એ નશાબાજ હતો, અને એની ૧૮ રાણીઓમાં નવ પરણેતર હતી, જેમના કારણે કહે છે કે એની પાછળના વારસ માટે વાંધો ઊઠેલો.

**સદનો સંદેશ :** દરિયો માણસજાતનો પરમ મિત્ર છે. એનાથી ડરનાર માટે એ એની ઘોર સરખો છે, જ્યારે નીડરનો તો એ દોસ્તદાર છે. અને એના પર ફરતાં વહાણના સઢમાં કેટલી અદ્ભુત શકિત છે ! પવનને બાથમાં લઇને એની સાથે એ ગેલ કરે છે, એની પાસેથી ધાર્યું કામ મેળવાય છે. જે માણસ વહાણ ખેડે છે એ આગળ ને આગળ ધપવાનો જ. એને કોઇ કાળે આપણે પછાત ન ગણીએ. દરિયાનું આમંત્રણ મેં અનુભવ્યું છે, સઢનું કાવ્ય સાંભળ્યું છે, વહાણના ડોલન સાથે મારું હૈયું ડોલ્યું છે. સઢ વહાણ અને મોજાં એ મારે મન કેફી પદાર્થ છે, એનો નશો અનેરો છે, એનો જે અનુભવ કરી શકે છે તેઓ ભાઇ ભાઇ બને છે.

**દેશોનું કાવ્ય :** આકાશમાંના તારકો એ આપણા ઘડિયાળની ગરજ સારે છે. રાત્રે આપણે જલ પર હોઇએ વા સ્થળ પર હોઇએ, ત્યારે દિશા, કાળ જણાવનાર એક અચ્છા ભોમિયાની ગરજ સારે છે. મોડી રાત સુધી વાંચનાર અને સવારે બ્રાહ્મ મુહૂર્તે વહેલા ઉઠનાર વિદ્યાર્થી તારાઓ પરથી વખત ઓળખવાની જરૂર સમજે છે. સવારે ઊઠી ખેતરે જવા

ઇચ્છતો ખેડૂત તારાઓને જ સમય પૂછે છે. ભરતી–ઓટ જોઇ દરિયામાં વહાણુ લઇ જનાર ખલાસીને તો નક્ષત્રવિદ્યા વિના ચાલે જ નહિ. રાત્રે મુસાફરી કરનારાઓને પોતાના માર્ગની ઓળખાણુ તારાઓ આપે છે. રાત્રે કૂચ કરનાર લશ્કરના સેનાપતિના ભોમીઆનું કામ આ તારાઓ જ કરે છે. આપણી બધી ધાર્મિક ક્રિયાઓ સૂર્ય ચંદ્ર ગ્રહ નક્ષત્ર તારાઓના હિસાબે જ કરવામાં આવે છે.

**એડીસ્ટન :** એ લંડનની નજીકની ઇંગ્લિશ ચેનલમાંના ખડક પર રોપેલી દીવાદાંડી છે. એ માત્ર દીવાદાંડી જ નથી, પણ ત્યાં રહેનાર માટે એક કારાગૃહ જ છે, એટલું જ નહિ પણ આગળ વધીને કહીએ તો એ ભયાવહ કબ્રસ્તાન છે. એનાં ચરણો નજીક હજારો વહાણો ને એથી વધુ જિંદગીઓએ જળસમાધિ લીધી છે. આ એનો ખોફ નિવારવા સત્તરમી સદીથી દયાભાવી મનુષ્યોએ પદ્ધતિસર પ્રયાસો કર્યા–એ દુરાગમ ખડક પર એક દીવાદાંડી ચણી વહાણોને ચેતાવવા માટે.

## ગુણસુંદરી : ઑગસ્ટ : ૧૯૩૯

**દેવલાલી બાલગૃહ :** આ બાલગૃહની વિશિષ્ટતા એ છે કે એનો વહીવટ બને તેટલો બાળકો ચલાવે છે. તેમની એક શિશુસભા છે, જે અધિકારીઓ દ્વારા વહીવટ ચલાવે છે. બાળકોનો ન્યાય પણ બાળકો જોખતાં હોય છે. વળી ત્યાં પાટિયાં પર વર્તમાનપત્રોમાંથી સમાચારો પણ લખાય છે.

**વ્યાયામ અને કેળવણી :** શરીરનો મહિમા ઘણો મોટો છે. ધર્મ, અર્થ અને મોક્ષના પાયારૂપે પણ શરીરને કેળવવાની જરૂર છે. મનરૂપી સવાર તો ગમે તેટલા કૂદકા મારે, પણ મજબૂત શરીર હશે તો મન પોતાના ઘોડાઓ દોડાવી શકશે. વ્યાયામથી વિચારો સારા થાય છે; ભણતરથી–ચાર દિવાલો વચ્ચે બેસીને આપેલા શિક્ષણથી–ચારિત્ર ઘડાતું નથી.

## નવરચના : જુલાઇ : ૧૯૩૯

**શ્રી. સુંદરજી શેઠ :** કચ્છ માંડવીથી ત્રણ માઇલ દૂર આવેલા ગુંદિયાળી ગામના શિવજી બ્રહ્મક્ષત્રીનો એ વચેટ પુત્ર હતો. નાનપણમાં, કિશોર અવસ્થાએ પહોંચતાં સુધીમાં તેણે અનેક પ્રકારનાં ચોરી, જુગારી અને રંડીબાજી જેવાં દૂષણોએ એનામાં વાસો કરેલો. પરંતુ એક વાર જુગારમાં હાર પામી ઘેર આવી પિતા પાસે જુગારના દેવા માટે માગણી કરતાં કંઇ જ મળ્યું નહિ. એટલે એ ઘર ત્યાગી ભટકતો થયો. ભાગ્યયોગે એને મુંબઇના નગરશેઠે સધિયારો આપી ઘોડાનો વેપાર કરવા નાણાં ધીર્યાં. એ નાણાંથી એણે અંગ્રેજોને ઘોડા વેચવાનો વેપાર ખેડયો સારૂં કમાયો, ધનપતિ થયો અને પછી તો રાજદ્વારી બાબતોમાં ઠેર ઠેર એની સલાહો લેવાવા લાગી. રાજા–રજવાડાઓનો એ માનીતો મુત્સદ્દી બન્યો અને આગળ જતાં અંગ્રેજ સરકારને દેશી રાજાઓ સાથે કરારો કરવામાં એ અતિ ઉપયોગી નીવડેલો.

**ચશ્મા વિના :** આંખનું કાંઇ પણ દર્દ થયું તો એકદમ ચશ્માં પહેરવાને બદલે તથા આંખમાં ટીપાં નાખવાને બદલે આંખની અમુક કસરતો કરવાથી તે દૂર થઇ શકે છે. માણસે યોજેલા ઉપાયો કરતાં કુદરતી ઉપાયો ઉત્તમ છે. એ ઉપાયોમાં આંખના અકુદરતી બનેલા સ્નાયુઓને કુદરતી સ્થિતિમાં લાવવા માટેની કસરતો, આંખને શીતળતા આપવી, નિર્મળ

પ્રકાશ આપવો અને હરિયાળા રંગનું દર્શન કરાવ્યા કરવું એ ખાસ છે. (એને માટેની જુદી જુદી જાતની કસરતો માટે આખો લેખ વાંચી જવો ઇષ્ટ છે.)

**ગીતાનું સમાજશાસ્ત્ર :** મનુષ્યજીવનનો સર્વોચ્ચ ઉત્કર્ષ સામાજિક જીવનમાં જ રહેલો છે. એકાંતવાસ, નિર્જીવ જીવન વગેરે સ્થિતિનું કેટલાક સાધકોએ ગમે તેટલું ઉત્તમ વર્ણન કર્યું હશે, અને એકાંતવાસ મેળવવાનું ખુદ ભગવાન બુદ્ધે પણ ભલે કહ્યું; એ વિશિષ્ટ પરિસ્થિતિ અમુકોને માટે જ શક્ય ખરી; પરંતુ માણસનો સર્વાંગી વિકાસ સામાજિક જીવનમાંજ છે. આવું સામાજિક જીવન માણસને પૂર્ણપણે સહજ સિદ્ધ હોતું નથી, પરંતુ એને તો કેળવવું પડે છે. એ કેળવવા માટે અમુક વખત એકતા સાધવી જરૂરી હોય છે.

**નવચેતન : ઑગસ્ટ : '૩૯**

**આફ્રિકાનાં વિકટ જંગલોમાં :** એ લેખ સાહસિકોને અતિ ઉપયોગી છે.

**શક્તિ ઉપરાંત કસરત કરશો નહિ :** શરૂઆતનો કસરત કરનાર માણસ જ્યારે કસરત કરવાની શરૂઆત કરે છે ત્યારે બે–ચાર દિવસમાં પહેલવાન બનવા મથે છે. પહેલવાન બનવાની ધૂનમાં ને ધૂનમાં પોતાના શરીરની પરવા ન કરી તેથી એક યુવાને શરીરની તંદુરસ્ત ગુમાવી હતી. સાથે સાથે જ્ઞાનતંતુઓ નબળાં પડી ગયાં અને નસો કમજોર બની જતાં લોહીનું ફરવું મંદ પડી ગયું.

**રઘુનાથ બ્રહ્મભટ્ટ :** એમની બાલ્યાવસ્થામાં એમના પિતા અવસાન પામેલા અને એમના ઉછેરનું કામ માતાને માથે પડેલું. જરૂરી ભણતર ભણી રહ્યા પછી સોળ વર્ષની વયે એ એક ડૉક્ટરને ત્યાં કૉમ્પાઉન્ડરની નોકરીએ રહેલા. ત્યારે પોતે ઘેરથી લખી લાવેલા સંસ્કૃત પદ્યો, દવાઓના " બોટલ કેસ " સામે ટીંગાવી તેનો અભ્યાસ કરતા. અને મૂળે કવિત્વના સંસ્કારો એટલે તેને પોષાતાં વાર ન લાગી. સત્તર વર્ષની વયે એમણે લખેલો "બુદ્ધદેવ"નો ખેલ ખૂબ વખણાયો અને ત્યારથી એમની જીવનદિશા દવાખાનામાંથી બદલાઈને નાટ્યશાળા પ્રતિ વળી. આજે એ સારામાં સારા ગુર્જર રંગભૂમિના કવિ તરીકેની ખ્યાતિ ધરાવે છે. ગ્રામોફોન રેકર્ડ કંપનીએ એમની કૃતિઓની સેંકડો રેકર્ડો ઉતારી છે, જે આજે ગુજરાતનાં ઘરો ગજાવે છે.

**પૂર્ણિમા : જુલાઈ : ૧૯૩૯**

**હિંદની ગરીબાઈ :** એક અમેરિકન ખેડૂતની સરેરાશ વાર્ષિક પેદાશ નવસો રૂપિયાની આવે છે, એક અંગ્રેજ ખેડૂતનું વાર્ષિક ઉત્પન્ન ચારસો રૂપિયાનું છે, એક યુરોપિયન ખેડૂતની વાર્ષિક પેદાશ ૧૦૦ થી ૪૦૦ સુધીની છે, જ્યારે એક હિંદી ખેડૂતની વાર્ષિક પેદાશ માત્ર રૂ. ૪૫) છે. બીજી બાજુ અમેરિકન ઔદ્યોગિક ધંધાદારીની સરેરાશ વાર્ષિક પેદાશ રૂ. ૩૦૦૦ ગણાય છે, એક અંગ્રેજ ઔદ્યોગિક ધંધાદારીની ૧૨૦૦ લગભગ હોય છે, જ્યારે એક હિંદી ઔદ્યોગિક ધંધાદારીની એકસોથી નહિ વધે. આ રીતે આપણો દેશ ગરીબ છે. આ બધાના મૂળમાં ટૂંકું આયુષ્યપ્રમાણ, કસ વગરની થતી જતી જમીનો, તેને અંગે ખેડૂતની કંગાળ સ્થિતિ, પ્રજાના મોટા ભાગની બેકારી, વખતોવખતના દુકાળ, નિરક્ષરતા એ બધું જણાઈ આવે છે.

**" પ્રસ્થાન " જેઠ : ૧૯૯૫**

**અમેરિકાની ગ્રામ પુનર્ઘટનાના મૂળમાં :** કોર્નેલ વિદ્યાલયના ડીનબેઇલી અને મીશીગનના પ્રો. બટરફિલ્ડ–આ બે વ્યક્તિઓએ ગ્રામ પુનર્ઘટનાની પ્રવૃત્તિ હાથમાં ધરી. ડીન બેઇલીના પ્રમુખપણા નીચે પ્રેસિડેન્ટ રૂઝવેલ્ટે એક કમિશન નીમ્યું. ૧૯૦૭માં નિમાયેલા આ કમિશનનો સવિસ્તર હેવાલ ૧૯૧૧ માં બહાર પડયો. ગ્રામ જીવનના નીચેના આઠ મુખ્ય મુદ્દાઓ ઉપર આ કમિશન ભાર મૂકે છેઃ (૧) અનિયંત્રિત બેકાળજીથી ખેડાણ થતી જમીનનો ઊતરી જતો કસ, (૨) ખેતીના કામમાં માત્ર શારીરિક કામ કરનાર મજૂરની નહિ પણ સમજ અને બુદ્ધિપૂર્વક ખેતી કરે એવા માણસોની જરૂર, (૩) જમીનની ખરીદી અને વેચાણના ખોટા ભાવતાલ, (૪) ધોરી રસ્તાઓ અને સડકોની ખરાબ સ્થિતિ–આને લઇને ખેતીનું ઉત્પન્ન વેચવામાં નડતી મુશ્કેલીઓ, (૫) બજારના ભાવતાલની સ્થિતિ, રેલવે અને દલાલોથી ખેડુતને થતું નુકસાન. (૬) ગ્રામ કુટુંબોની તંદુરસ્તી અને શરીરસ્વાસ્થ્ય, (૬) ખેતરમાં સ્ત્રીઓને સખત કામ કરવું પડતું અને તેથી સ્ત્રીઓ અને છોકરીઓ ગ્રામ છોડી શહેર તરફ ભાગી જતી તે તથા (૮) પૂરતી ગ્રામશાળાઓ સ્થાપવા વિષે.

**આપણી સ્વરાજ્ય સંસ્થાઓ :** હિંદના લોકો હિંદ ઉપર રાજ્ય કરે એવા વખતની આપણે છેક નજીક પહોંચવા આવ્યા છીએ ત્યારે, આપણી સ્વરાજ સંસ્થાઓના કામકાજ તથા ભવિષ્ય માટે આપણે ખૂબ ધ્યાન આપવું પડશે. લોકશાસનનો જે મૂળ અર્થ કહેવાયો છે કે તે પ્રજાનું રાજ્ય, પ્રજાથી રાજ્ય અને પ્રજા માટેનું રાજ્ય છે તેની કેટલી હદે આપણે પહોંચ્યા છીએ તે જોવાનું છે.

**રોમેં રોલાં :** એ એક મહાન સાહિત્યકાર છે. એમણે સ્વામી વિવેકાનંદ તેમ જ ગાંધીજીનાં ચરિત્રો લખ્યાં છે. ઉપરાંત " જ્હૉન ક્રીસ્ટોફર " નામનો મહાન ગ્રંથ લખ્યો છે. એ ગ્રંથ ૧૯ મી તેમ જ વીસમી સદીને જોડનાર પૂલ સરખો છે, તે યુગચિત્ર છે, યુગગાથા છે.

**શારદા : જુલાઇ '૩૯**

**લોકસંગીત :** શિષ્ટ સંગીત અને લોકસંગીત બન્ને વિરુદ્ધ નથી જ. શિષ્ટ સંગીતનું આરંભસ્થાન લોકસંગીતમાં છે. જો લોકસંગીત ન હોત તો આજે જે કક્ષાએ સંગીતનો વિકાસ થઇ રહ્યો છે તે ન થાત. શિષ્ટ સંગીતના આચાર્યોએ તો લોકસંગીતનાં ધાવણ ધાવવાં જોઇએ અને લોકસંગીતની કદર કરીએ તો જ એને યથાર્થ માન આપ્યું ગણાય.

**જગતદર્શન–કાઠિયાવાડના ઉદ્યોગો :** નાના ટુકડામાં વહેંચાયલા કાઠિયાવાડમાં સાધનોની વિપુલતા છતાં એ સાધનો વહેંચાઇ જવાથી એનો વિકાસ અટકયો છે. એંશી ટકા લોકો ખેતી પર નભવા છતાં નદીઓમાંથી નહેરો કાઢવાનાં પ્રયત્નો કોઈ રાજ્ય કરતા નથી. અથવા એને ઉપયોગી એવાં કોઇ સગવડ–સાધનો રાજા સાહેબો પુરાં પાડતા નથી. ત્યાં જુદા જુદા ઉદ્યોગોને અવકાશ છતાં રાજાઓના જકાતના લોભે જોઇએ તેવા તે ખીલતા નથી. તેમાં મુખ્યત્વે રેશમી તેમજ બનાવટી રેશમનો, દીવાસળીનો, કાચનો, વીજળીનો, કાગળનો, સાબુ, છત્રી તેમજ ફર્નિચરનો–આ બધા ધંધા ખીલે તેમ છે. એ બધુંજ જો રાજાઓની પૂરતી સવલતો હોય તો થઇ શકે.

આ સિવાય આ અંક લોકસાહિત્ય અંક હોવાથી એમાંની વાર્તાઓ વગેરે લોકસાહિત્યના રસિયાઓએ ખાસ વાંચવા જેવાં છે.

—✠—




## વડોદરા રાજ્ય

**સારૂં કામ કરનાર મંત્રીઓને પારિતોષિક**—અમરેલી પ્રાંત પુ. મંડળ તરફથી પુસ્તકાલયોમાં સારૂં કામ કરનાર મંત્રીઓને પારિતોષિક આપવાનાં હોવાથી તે પ્રાંતના પુસ્તકાલયોના મંત્રીઓએ પોતાના કામનો હેવાલ સદર પ્રાંત મંડળના મંત્રીને ઑગસ્ટ આખરસુધી મોકલી આપવો દામનગર-રતનપુર મહાલનાં ગામોમાં મહાલ પરિષદ વખતે અપાય ગયાં છે.

**અમરેલી પ્રાંતમાં પુસ્તકો બંધાવવા માટે**—અમરેલી પ્રાંતનાં જે પુસ્તકાલયોને પુસ્તકો બંધાવવાં હશે તેમણે, અમરેલી સા૰ પુસ્તકાલયમાં તે કામ થતું હોવાથી ત્યાં મોકલવા ભલામણ.

**બાળકો માટે શિષ્ટ વાચનની પરીક્ષા**—ચાણસ્મા મહાલ તરફથી બાળકો માટે તા. ૨૭-૮-૩૯ના રોજ શિષ્ટ વાચનની પરીક્ષા લેવા ઠરાવાયું છે. એના પ્રશ્નપત્રો પરીક્ષકોની જે તે શાળામાં મોકલાશે. પરીક્ષામાં બેસવા ઇચ્છનારે મંત્રીને લખી જણાવવું.

**સોલા તા. પાદરામાં પ્રૌઢશિક્ષણ**—આ ગામની વસ્તી પછાત વર્ગના લોકોની છે. વસ્તીના ૮૦ ટકા પ્રૌઢ વયના માણસો નિરક્ષર છે. પ્રૌઢ શિક્ષણનું કામ કરવા ઇચ્છનારને સરસ તક છે. ત્યાંના મુખ્ય શિક્ષક તરફથી સહકાર મળશે.

## પુસ્તકાલયોને મળેલી મદદ *

**—સા. પુ. કડા (તા. વીસનગર)** ૩) જાની હરિવલ્લભ ખુશાલરામ, ૨૦) કડા ગ્રામ્ય પંચાયત મદદ ૧૯૩૬-૩૭, ૨) પંચાલ પુંજીરામ પુરુષોત્તમ સરદારપુર, ૩) પા. મોરાર ભોળાનાથ ખરોડ, ૨) સુથાર મોહનલાલ ડાહ્યાભાઇ કડી, ૨) સુથાર પરશોતમ છગન છતોડા, ૨) વણકર દલસુખ રામદાસ પીલવાઇ, ૨) જાની અમથારામ ખેમરામ, ૩) જાની હરિવલ્લભ ખુશાલરામ, ૨) રાવળ માધવલાલ દુર્લભરામ, ૨૦) કડા ગ્રામ પંચાયત મદદ સને ૧૯૩૭-૩૮, ૨) પટેલ જોઇતાભાઇ મંગળદાસ રણાસણા, ૨) પટેલ માધવદાસ પુંજીદાસ કુકરવાડા, ૧) પટેલ ઇશ્વરદાસ ઉગરદાસ કાંસા, ૫) રાવળ શિવરામ હિંમતલાલ, ૫) કડીઆ ઇશ્વરલાલ રણછોડલાલ, ૨) રાવળ મુગટભાઇ ધનેશ્વર, ૩) પટેલ હરજીવન નાગરદાસ, ૨) રાવળ માધવલાલ દુર્લભરામ.

**—સા. પુ. આનંદી તા. શિનોરને** ૫) ડૉક્ટર જયંતિલાલ કાશીરામ કારવણ,

* આ યાદીમાં રૂા. ૨) અને તેથી વધુ રકમ આપનારનાં નામ જાહેર કરવામાં આવ્યાં છે.

૫) પા. મગનભાઇ વરધભાઇ રે. સાધી. ૫) પા. જીવણભાઇ દેસાઇ રે. કરમાલ, ૫) પા. મથુરભાઇ માધવભાઇ રે. મોટાફોફળીઆ, ૫) પા. મહીજીભાઇ હીરાભાઇ રે. કારવણ.

**—સા. પુ. મકતુપુર** ( તા. સિદ્ધપુર )ને ૩) જયરામ આત્મારામ દરજી, ૧) શિવાભાઇ પટેલ, ૬) કાળુભાઇ હાંસજી પટેલ, ૪) વીરચંદભાઇ પુરુષોત્તમ પટેલ, ૨) અંબારામભાઇ મહેરવાડા, ૪) હેમચંદભાઇ રાયચંદ પટેલ સંખારીવાળા, ૨) જેયતાદાસ ગંગારામ પટેલ રૂવાવીવાળા, ૨) કિશોરીદાસ રૂઘનાથ બીલીયા, ૨) શિવાભાઇ વરવાડીઆ, ૩) હરિલાલ પુરુષોત્તમ વડનગર, ૫) માધાભાઇ જીવરામ પટેલ.

**—સા. પુ. મેથી** ( તા. કરજણ ) ૩) શા. વીરચંદશેઠ હરજીવનદાસ, ૩) શા. મગનલાલ હરજીવનદાસ, ૨) શા. નેમચંદ મોહોલાલ, ૭) સુરા સાંમળના પા. રેવાદાસ જેસંગભાઇ, ૫) રાણપોરના પા. દેશાઇભાઇ હીરાભાઇ, ૫) કાલીયાદના પા. ભગવાન પ્રભુદાસ.

**—સા. પુ. વસઇ** ( તા. ચાણસ્મા)ને ૫) ગંગેટના પા. શિવીદાસ જોરદાસ તરફથી.

## વ. રા. પુ. મંડળ

**૧૬ મી પરીક્ષાનું પરિણામ**—જુલાઇની ૨૩ મી તારીખે લેવાયલી શિષ્ટ વાચનની ૧૬ મી પરીક્ષાનું પરિણામ સપ્ટેમ્બર અંકમાં પ્રસિદ્ધ થશે.

**નવી પરીક્ષાઓ માટે પુસ્તકો**—સન ૧૯૩૯–૪૦ માં લેવાની '૧૭મી તથા ૧૮મી પરીક્ષા માટેનાં પુસ્તકો સંબંધમાં ચાલુ અંકમાં પ્રસિદ્ધ થયેલ જાહેરાત નં. ૧ જોઇ લેવા લાગતા વળગતાને વિનંતિ.

**પ્રાંતિક સભાઓ**—ગઇ બે સાલની માફક આ વર્ષની પ્રાંત પુ. મંડળોની વાર્ષિક સભાઓમાં પણ રાજ્ય પુ. મંડળ તરફનો એક પ્રતિનિધિ તેમ જ પુસ્તકાલય ખાતાના રા. રા મદદનીશ વ્યવસ્થાપક સાહેબ હાજર રહેવાના હોવાથી જુદા જુદા પ્રાંતની વાર્ષિક સભાઓ ખાતે નીચે પ્રમાણેની તારીખો જે તે પ્રાંત મંડળની સંમતિપૂર્વક નકકી કરવામાં આવી છેઃ—

**(૧) નવસારી પ્રાંત માટે તા. ૩–૯–૩૯ (૨) મહેસાણા પ્રાંત માટે તા ૧૦-૯-૩૯ (૩) અમરેલી પ્રાંત માટે તા. ૧૭-૯-૩૯ અને (૪) વડોદરા પ્રાંત માટે તા ૨૪-૯-૩૯.**

આ સંબંધમાં જરૂરી પરિપત્ર જે તે પ્રાંત મંડળ તરફથી લાગતા વળગતા સર્વ કોઇને મળી ગયો હશેજ, તો ઠરેલી તારીખ ધ્યાનમાં રાખી પોતપોતાના પ્રાંતની સભામાં ઉલટભેર હાજર રહેવા મંડળના સર્વ સભાસદોને વિજ્ઞપ્તિ

**પત્રવ્યવહાર દ્વારા પુ. શિક્ષણ**—આ યોજના અંગેના તમામ પાઠો તૈયાર થઇ ગયા હોઇ પહેલા જૂથના અભ્યાસીઓને મોકલી અપાયા છે. પ્રમાણપત્ર માટેની પરીક્ષા દીવાળી વેકેશન દરમ્યાન અગર તે ઉઘડતાં તરતજ લેવાશે. આ સંબંધી વિગતવાર માહિતી નકકી થતાં જેના તેના તરફ મોકલી અપાશે. જેમનો અભ્યાસ અધૂરેથી અચકી પડ્યો હોય તેમને તે વેળાસર પૂરો કરી દેવાની ભલામણ.

૫૦ અભ્યાસીઓનું બીજું જૂથ તરતમાં જ શરૂ થવાનું છે. ઇચ્છા હોય તેમણે સપ્ટેમ્બરની ૫ મી સુધીમાં નામઠામ, ઉમ્મર, અભ્યાસ તથા હાલનો ધંધો જણાવી રા. પુ મંડળના મંત્રી તરફ અરજી કરવી. બીજા જૂથ માટે આ પહેલાં જેમણે અરજી કરેલી હોય તેમને પણ નવેસર અરજી મોકલવાની ભલામણ છે.

**જાગતાં જૂથ મંડળો**—જે જૂથ મંડળો તરફથી વાર્ષિક સભા ભરાયાના સમાચાર રાજ્ય પુ૦ મંડળ તરફ અત્યાર સુધીમાં આવ્યા છે, તે નીચે પ્રમાણે:—

(૧) સોજીત્રા (૨) નવસારી (૩) વાલમ (૪) બાચાર (૫) બહુચરાજી (૬) છાણી.

બીજાં જૂથ મંડળોના મંત્રી ભાઇઓને પોતપોતાના અહેવાલ તરત જ મોકલી આપવાની તથા ઠરેલી તારીખે જેમની સભા કોઇ કારણસર ન ભરાઇ શકી હોય તેમને હવે પણ વહેલામાં વહેલી તકે ભરી દઇને તેમ કરવાની ભલામણ કરવામાં આવે છે.

**મહાલ મંડળોની સભાઓ**—તા. ૨૦–૮–૩૯ નો દિવસ મહાલ પુ૦ મંડળોના સભાસદ ભાઇઓ યાદ રાખી પોતપોતાના મહાલ મંડળની વાર્ષિક સભાને ફતેહમંદ બનાવે એમ ઇચ્છીએ છીએ. સભાના કામકાજના તેમ જ વાર્ષિક અહેવાલ અને હિસાબ જાણ તેમજ પ્રસિદ્ધિ અર્થે રા૦ પુ૦ મંડળ તરફ અચૂક મોકલી અપાય.

**જૂથ મંડળની સભાઓ**—છાણી જૂથ મંડળની એક સભા તા. ૬–૮–'૩૯ ને રોજ મળી હતી. તેમાં દુમાડ, સીસવા, દશરથ તથા ગોરવા પુ૦ ના મંત્રીઓ હાજર હતા. નિવેદન ભરવા વિષે, સા૦ પુ૦ ગોરવાને કબાટ માટે કાયમ ફંડમાંથી ખર્ચ કરવાનું, તેમ જ નિવેદન અને બજેટો તાકીદે ખાતામાં મોકલવાનું ઠરાવવામાં આવ્યું

**બહુચરાજી**—જૂથ મંડળની સભા તા. ૧૮–૬–૩૯ ના રોજ મળી હતી તેમાં પુસ્તકો તેમ જ શીલકી સામાનની મેળવણીનો, સારી લોકમદદ મેળવી મુદતસર બજેટો બનાવી મોકલવાનો તથા સ્ત્રીવાચકોની સંખ્યા વધારવાના ઠરાવો થયા.



# પુસ્તકાલયોની તપાસણી

**નીચે** જણાવેલા પ્રચારકોએ જણાવેલી મુદત દરમિયાન નીચેનાં સ્થળોની મુલાકાત લઇ પુસ્તકાલયની તપાસણી, વ્યવસ્થા, વર્ગીકરણ તથા પ્રચારની કામગીરી બજાવી છે.

અમરેલી પ્રાંત પ્રચારક શ્રી. મોહનલાલ શંકરભાઇએ જુલાઇ માસમાં (૧) પીપળલગ, (૨) રંગપુર, (૩) ઢોલરવા, (૪) મોટા ભંડારીઆ, (૫) સણોસરા, (૬) તરવડા, (૭) બાજાપુર, (૮) જાળીઆ, (૯) સાજીઆવદર, (૧૦) ટિંબલા, (૧૧) ચાડીઆ, (૧૨) ગાવડકા, (૧૩) વાંકીઆ.

કામરેજ મહાલ માનદ પ્રચારક શ્રી. કાન્તિલાલ ગુલાબદાસ દલાલે જુલાઇ માસમાં (૧) પાલી, (૨) જોખા, (૩) ડુંગર, (૪) કરજણ.

વડોદરા પ્રાંત પુ. પ્રચારક શ્રી. છગનભાઇ અમુરભાઇ પટેલે જુલાઇ માસમાં (૧) ધમેલી, (૨) ભોરીઆદ, (૩) કુકડ, (૪) સમશેરપુરા, (૫) વઢવાણા, (૬) ભીમપુરા, (૭) કરણેટ, (૮) જૂની માંગરોલ, (૯) સીતપુર, (૧૦) અકોટી, (૧૧) વડજ, (૧૨) કારવણ. (૧૩) કુંવરપુરા, (૧૪) પારીખા, (૧૫) છત્રાલ, (૧૬) મંડાળા, (૧૭) કરમાલ, (૧૮) પીસાઇ, (૧૯) મોટા હબીપુરા, (૨૦) ગામડી, (૨૧) સાગેદ, (૨૨) ભોરભાર, (૨૩) ફરતી કૂઇ, (૨૪) નડા.

વડોદરા મહાલ માનદ પ્રચારક શ્રી. મહીજીભાઇ જેઠાભાઇ પટેલે જુલાઇ માસમાં (૧) વાસણા-કોતરીઆ, (૨) દશરથ, (૩) કરચીઆ.

**વર્ગીકરણ થઇ ગયું છે**:—(૧) ધમેલી, (૨) ભોરીઆદ, (૩) શમશેરપુરા, (૪) વઢવાણા, (૫) ભીમપુરા, (૬) કરણેટ, (૭) અકોટી, (૮) વડજ, (૯) કુંવરપુરા, (૧૦) કરમાલ, (૧૧) પીસાઇ, (૧૨) ગામડી, (૧૩) ભોરભાર, (૧૪) ફરતીકોઇ, (૧૫) તરકતલાવ (તા. અમરેલી).

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૧ સને ૧૯૩૯–૪૦

## શિષ્ટ વાચનની ૧૭ તથા ૧૮ મી પરીક્ષાઓ માટેનાં પુસ્તકો

**સન ૧૯૩૯-૪૦** ના નવા વર્ષ દરમ્યાન લેવાની ૧૭ મી તથા ૧૮ મી શિષ્ટ-વાચનની પરીક્ષાઓ માટે અનુક્રમે '**કિશોર ચરિત્ર માળા ગુચ્છ ૨ જો: ગુજરાતી મહાજનો**'ની ૧૨ પુસ્તિકા, તથા નવજીવન પ્ર૦ મંદિર તરફથી પ્રકટ થયેલું અને કાકા કાલેલકરે લખેલ '**હિમાલયનો પ્રવાસ**' એ પુસ્તકો નક્કી કરવામાં આવ્યાં છે. 'કિશોર ચરિત્રમાળાના ૨ જા ગુચ્છ'નો સટ તો ઘણાંખરાં પુસ્તકાલયોમાં હશે તેમ જ 'હિમાલયનો પ્રવાસ' પણ ઘણામાં હોવાનો સંભવ છે.

તો શિષ્ટ વાચનરસિક જનતાને પૂરાં પાડી જે તે અવસરે જાહેર થતી પરીક્ષાઓનો લાભ બહોળા પ્રમાણમાં લેવાય તે માટે પૂરતી અનુકૂળતા કરી આપવાની રાજ્યનાં તમામ પુસ્તકાલયોને અમારી ભલામણ છે. જે પુસ્તકાલયોમાં ઉપરોક્ત બન્ને પરીક્ષાનાં પુસ્તકો ન હોય અગર જેમને એક કરતાં વધુ નકલની જરૂર હોય તેમણે પોતાના નવા વર્ષ માટેની પુસ્તકપસંદગીમાં એ પુસ્તકોને સ્થાન આપી તે વેળાસર મળી જાય તે માટે ખાસ માગણી ઘલાયદી કરવાની સલાહ છે. '**કિશોર ચરિત્રમાળાનો ૨ જો ગુચ્છ**' રૂ. ૧–૫–૦ની કિંમતે અને '**હિમાલયનો પ્રવાસ**' ૧–૦–૦ની કિંમતે પુ. સ સ મંડળમાંથી મળી શકશે.

---

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.

# સૂચના નં. ૧ / ૩૯–૪૦

આમ પુસ્તકાલયો તરફથી મંડળમાં જમા મૂકેલી થાપણોની પાસ બુકો મંડળ તરફ આવતી થઇ છે.

વળી બાકી પુસ્તકો મોકલાવવાની ઉઘરાણીઓ કોઇકોઇ મંત્રી ભાઇઓ તરફથી આવે છે.

આથી સર્વ આમ પુસ્તકાલયોના મંત્રીઓને વિદિત કરવાનું કે મંડળનું હિસાબી વર્ષ તા. ૩૧ મી જુલાઇ ૧૯૩૯ના રોજ પૂરું થયેલું હોવાથી હાલ વાર્ષિક હિસાબો કરવાનું કામ ચાલુ છે, જેથી *પાસબુકો ભરી મોકલવાનું તેમ જ બાકી પુસ્તકો મોકલવાનું કામ સપ્ટેમ્બર સન ૧૯૩૯ના પહેલા અઠવાડીઆ પછી શરૂ થશે. માટે ઉઘરાણીના પત્રો લખી નાહકનું પોસ્ટેજ ખર્ચ નહિ કરવા વિજ્ઞપ્તિ છે.

વા. ના. અમીન

મંત્રી, પુ૦સ૦સ૦મંડળ લિ૦

---

* આ વિષે પાસબુકમાં આપેલી સૂચના નં. ૧ વાંચો.

# આવતા માસની કાર્યદિશા

૧ મહાલ મંડળો અને પ્રાંત મંડળોની સભાઓ ભરો.

૨ વાર્ષિક નિવેદનો ખાતા તરફ ન મોકલ્યાં હોય તો સત્વર મોકલી આપો.

૩ પ્રૌઢ શિક્ષણવર્ગમાં અક્ષરજ્ઞાન મેળવેલાં ભાઇબહેનોને તમારા પુસ્તકાલયના વાચકો બનાવો.

૪ પુસ્તકાલયના અંગે સાહિત્ય સભાઓ સ્થાપી પુસ્તકાલય ખાતાને જરૂરી સૂચનાઓ કરવા જેવી હોય તે લખી મોકલો.

૫ નવા વર્ષનાં અંદાજો બાકી હોય તો તૈયાર કરો અને ખાતાની થયેલી સૂચનાઓનો અમલ કરો. ચાલુ માસમાં આપેલી જૂથ બજેટોની યોજનાનો અમલ કરવા બનતી તજવીજ કરો.

૬ પુસ્તકાલયમાં સ્વચ્છતા જાળવો અને નવીન સુભાષિતો તૈયાર કરી-કરાવી પુસ્તકાલયમાં યોગ્ય સ્થળે મૂકો.

૭ જે પુસ્તકાલયોને તેમનાં વાર્ષિક નિવેદનો છપાવવા જણાવ્યું છે, તેઓ વેળાસર નિવેદનો ચાલુ માસમાં છપાવી અમારા તરફ નોંધ માટે મોકલે.

૮ પુસ્તકાલયથી તમારા ગામને શું શું લાભો થયા તેની નોંધ કરશો ?

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

સૂચક શબ્દ—સાહિત્ય સભા.

## વિષય

### સર્વ ગામોએ સાહિત્ય સભાઓ સ્થાપવા બાબતની યોજના રજૂ કરવા બાબત.

**સાહિત્ય સભાઓ સ્થાપવાનું કારણ.**

૧. શ્રીમંત સરકાર મહારાજા સાહેબ તરફથી પોતાની પ્રજાની નિરક્ષરતા ટાળ માટે અનેક પ્રયત્નો થઈ રહ્યા છે. પ્રાથમિક કેળવણી ફરજીઆ કરીને મફત આપવામાં આવે છે. ફરજીઆત કેળવણીને અં ભણેલું ભૂલી ન જવાય એ હેતુથી પુસ્તકાલયરૂપી જ્ઞાનપરબો સ્થાપ વામાં આવી છે, છતાં હજી રાજ્યમાં અભણ ઇસમોની સંખ્ય કમી નથી. દરેક ગામમાં સેવાભાવી અને કેળવણી વિષયમાં રસ લેતા ઇસમો સાહિત્ય સભાએ સ્થાપે અને લોકોને તેમાં રસ લેતા કરે તો લોકોની ઉન્નતિ તેથી વહેલી થવા સંભવ છે પરંતુ આવા કાર્યકર્તાઓ સર્વ સ્થળે મળી ન શકવાને લીધે આ કાર્ય થતું જણાતું નથી શ્રીમંત સરકાર મહારાજા સાહેબનો ઉદ્દેશ બર લાવવા માટે અમલમાં મૂકી શકાય એવી યોજનાઓ મંગાવવા મે. રા. રા. કર્મસચિવ સાહેબનો હુકમ થયો છે.

**સૂચના મોકલવા બાબત.**

૨. સબબ કેળવણી વિષયમાં રસ લેતાં સર્વ ભાઈ–બહેનોને વિનંતિ કરવામાં આવે છે કે તેઓ આ સંબંધમાં પોતાને યોગ્ય લાગે અને અમલમાં મૂકી શકાય એવી સૂચનાઓ અમારા તરફ ત્રણ માસ સુધીમાં મોકલશે એવી આશા છે.

વડોદરા.
તા. ૧૭ જુલાઈ '૩૯

પ. અ. ત્રિવેદી

द्यं. दि. वाकनीस
વ્યવસ્થાપક,
પુસ્તકાલય ખાતુ, વડોદરા રાજ્ય

---

## સૂચના નં. ૪૭૨ સન ૧૯૩૮–૩૯

### સાર્વજનિક પુસ્તકાલયો અને વાંચનાલયોનાં અંદાજો મંજૂર કરવામાં લક્ષમાં લેવામાં યોગ્ય બાબતો

**સૂચના કાઢવાનું કારણ**

પુસ્તકાલયોની સંખ્યામાં ઉત્તરોત્તર વધારો થતો જતો હોવાથી તેમ જ નવીન પુસ્તકાલયો તથા વાચનાલયો ઉઘાડવાની યોજનાઓનો અમલ કરવાનો હોવાથી ચાલુ સાલનાં અંદાજો મંજૂર કરવામાં લક્ષમાં લેવામાં આવનારી કેટલીક બાબતો તરફ પુસ્તકાલયોના સંચાલકોનું અમે પ્રથમથી જ ધ્યાન ખેંચીએ છીએ, જેથી પાછળથી લખાપડી થવાના પ્રસંગો ઉપસ્થિત થાય નહિ. સરકાર અને પંચાયતમદદો મર્યાદિત થયેલી છે; પરંતુ પ્રત્યેક પુસ્તકાલય પોતાનાં

અંદાજો બનાવવામાં કેટલી લોકમદદ ઊભી કરશી તે ખાતાને અગાઉથી જાણવાનું શક્ય નહિ હોવાથી, તેમજ મંજૂર થયેલાં અંદાજોનો ખર્ચ પડવામાં પાછળથી ઔપચારિક કાર્યોને લઇને મંજૂર થયેલી રકમ નકામી જાય નહિ તે હેતુથી કેટલીક વ્યવહાર બાબતો સંચાલકોને જણાવવાની જરૂર ઊભી થવાથી તે બાબતો આ નીચે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

**લક્ષમાં લેવાની અગત્યની બાબતો**

( ૧ ) સાર્વજનિક પુસ્તકાલયના નિયમની કલમ ૧૯ માં અંદાજી ખર્ચ કરવાના ટકા બતાવ્યા છે તે પ્રમાણે અગર તેના સંબંધ ખાતે ચાલુ સાલે સૂચના નં. ૪૫૭(માર્ચ) ૪૫૮, ૪૬૮થી જે સૂચનાઓ પ્રસિદ્ધ કરી છે તે ધ્યાનમાં લઇ જુદા જુદા વિભાગોમાં પુસ્તકાલયો પોતાની જરૂરીઆત પ્રમાણે ખર્ચ કરવાની રકમ નમુદ કરશે એવી આશા છે. સૂચનાઓ પ્રમાણે વ્યવહાર રીતે અંદાજો ઘડાયાં નહિ હશે તો જરૂર તે સ્થળે યોગ્ય ફેરફારો સાથે અંદાજ મંજૂર કરવામાં આવશે.

(૨) પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબોની ફેરવણીમાં થયેલી પુસ્તકાલય સંબંધેની અસર, તથા પુસ્તકાલયોના તપાસનીશ સાહેબો રા. મહાલ શાળાધિકારી સા , રાજ્ય પુસ્તકાલય મંડળના પ્રચારક, માનદ પ્રચારકો તથા પ્રાંત પ્રચારકો તરફથી જે નિવેદનો આવ્યાં હશે અને તેમના જે અભિપ્રાયો થયા હશે તેને અનુલક્ષીને જ અંદાજો મંજૂર કરવામાં આવશે.

(૩) પુસ્તકાલયના સ્થળની સ્થિતિ, વાચકોનું પ્રમાણ, પુસ્તકાલયની નિયમિતતા, પુસ્તકાલયોનાં છેલ્લાં ત્રણ વર્ષનાં મંજૂર થયેલાં અંદાજોની સરેરાશ, નાણાની સવડ વગેરેનો વિચાર કરી અત્રેથી અંદાજોની મંજૂરી આપવામાં આવશે.

(૪) કાયમ નિધિની રકમ ખાનગી ઇસમોને ત્યાં હશે અને તેનો જે તે નિકાલ કરાવી ખાતાની પરવાનગીના લખાણની નકલ સામેલ રાખ્યા સિવાય નવા વર્ષનું અંદાજ મંજૂર થશે નહિ.

(૫) કસ્બા પુસ્તકાલયોનાં અંદાજ મંજૂર કરવામાં જે તે પુસ્તકાલયનું નિયમિત કામ, મહાલ મંડળ અંગેની વ્યવસ્થિત કામગીરી, આંજુબાજુનાં ગામડાંઓમાં પુસ્તકવાચન-પ્રચાર, જૂથ અંગે નકકી કરેલાં પુસ્તકાલયોની તપાસણી, ગ્રંથપાલની કામ કરવાની લાયકાત તથા તેના પર રખાતી જરૂરી દેખરેખ, પુસ્તકાલયમાં કામ કરવાનો સમય, ઊઠી ગયેલાં કસ્બાનાં બાળકો માટે વાચન પહોંચાડવાની યોજનાનો અમલ, તેમજ થોડું ભણેલાં ગરીબ વર્ગનાં ભાઇબ્હેનોને વાચન પૂરું પાડવાની યોજનાનો અમલ થયાના પ્રમાણમાં પુસ્તકાલયનું નવા વર્ષનું અંદાજ મંજૂર કરવામાં આવશે.

(૬) પાછલી સાલે કાયમનિધિની કેટલી રકમ કયાં જમા કરાવી તે જણાવવું જોઇશે તથા નવા વર્ષે કાયમનિધિમાં લોકમદદના જેટલી જ રકમ મૂકવી પડશે. સદર બદલ માફી મેળવવાની હશે તો યોગ્ય કારણોની સાબિતી આપતો ઠરાવ જે તે પુસ્તકાલયના વ્યવસ્થાપક મંડળનો હશે તો માત્ર જરૂર પ્રસંગે અપવાદરૂપે જ માફી આપવામાં આવશે.

(૭) પુસ્તકાલયોએ પોતાના કાયમનિધિની રકમમાંથી, અગર ઇલાયદી રકમથી ખાતા કે પંચાયતની મદદ સિવાય સંપાદન કરેલી સ્થાવર મિલ્કત અંગે જે કંઇ ખર્ચ કરવાનો

હશે તેનો અંદાજની માગણીમાં સમાવેશ થશે નહિ. સદર ખર્ચ લોકમદદની રકમમાંથી જ કરવો જોઇશે. જે ભાગ સરકાર પંચાયત મદદથી જ ઊભો થયો હશે તેની દુરસ્તી વગેરેનો ખર્ચ અંદાજમાં મંજૂર કરવામાં આવશે.

(૮) **લોકમદદની રકમ :** તમામ ગ્રામ પુસ્તકાલયો, મહિલા પુસ્તકાલયો, બાળ પુસ્તકાલયો અને વાચનાલયોએ અંદાજ મંજૂર થયે બે માસની અંદર **પુસ્તકાલય સહાયક સહકારી મંડળીમાં** રકમ જમા કરાવવી પડશે. જો આ મુદત દરમ્યાન રકમ ત્યાં જમા નહિ થઇ હશે તો **અંદાજ મંજૂર થયું હશે તો પણ રદ સમજવાનું છે.**

(૯) પુસ્તકાલયો અને વાચનાલયોએ હાથ પર રાખેલી રકમનો હિસાબ અંદાજ મંજૂર કરવા મોકલતા પહેલાં ખાતા તરફ મોકલવો જોઇશે.

(૧૦) રૂા. ૧૫૦ અને તે ઉપરાંતનાં અંદાજોએ પોતાનો વાર્ષિક હેવાલ પ્રસિદ્ધ કરવો જોઇશે. છેલ્લા ત્રણ વર્ષમાં એકે નિવેદન જનતાની જાણ માટે નહિ પ્રસિદ્ધ થયું હશે તેવાં અંદાજો નામંજૂર કરવામાં આવશે.

(૧૧) પુસ્તકખરીદીની રકમના નિદાન એક તૃતીયાંશ ભાગ જેટલી કિંમતનાં બાલ-સાહિત્ય, ઓછું ભણેલાં ને ગ્રામજીવનમાં રસ પડે તેવાં લોકભોગ્ય શિષ્ટ પુસ્તકોને પુસ્તકાલયનાં પુસ્તકોની યાદીમાં અવશ્ય સ્થાન આપેલું હોવું જોઇશે.

વડોદરા
તા. ૨૯–૭–૩૯

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## જાહેરાત નં. ૧ સન ૧૯૩૯–૪૦

# વિષય

## કૈલાસવાસી શ્રીમંત સયાજીરાવ ૩ જા ગાયકવાડ એઓશ્રીની કારકિર્દીની ગ્રામોફોન રેકર્ડ ખરીદવા બાબત

મુંબઇની ધી ગ્રામોફોન કંપની લિમિટેડ ( હીઝ માસ્ટર્સ વૉઇસ ) ગુર્જરનરેશ કૈલાસવાસી શ્રીમંત સયાજીરાવ ૩ જા જેઓ સમસ્ત હિંદમાં તેમ જ યુરોપ–અમેરિકા વગેરે ઘણે સ્થળે જાણીતા હતા તેઓનાં જીવનકાર્યોની રૂપરેખા આલેખતી એક ગ્રામોફોન રેકર્ડ તૈયાર કરેલી છે. શ્રીમંતે પોતાની પ્રજાને માટે તેમજ સમસ્ત હિંદના માટે જે કાંઈ સ્તુત્ય પ્રયાસો કર્યા છે તે તથા તેમના જીવનનું ટૂંકું વૃત્તાંત આ રેકર્ડમાં ઉતારવામાં આવ્યું છે. વડોદરા રાજ્યના જે જે કસ્બા તેમ જ બાલ અને મહિલા પુસ્તકાલયોમાં તેમ જ ગ્રામ પુસ્તકાલયોમાં ગ્રામોફોન યંત્ર હોય તેમને ઉપર જણાવેલી રેકર્ડ ખરીદ કરવા અમારી ભલામણ છે.

વડોદરા
તા. ૧–૮–૩૯

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.

---

સૂચના નંબર ૪૭૩ સને ૧૯૩૮–૩૯

# વિષય

## વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં સામયિકો

| ક્રમાંક | નામ | પ્રકાર | વાર્ષિક લવાજમ | ઠેકાણું |
|---|---|---|---|---|
| ૧ | પડછાયા | સાપ્તાહિક | ૩–૦–૦ કસ્બાઓ માટેજ મંજુર છે. | પડછાયા કાર્યાલય. ગાંધીરોડ નટવર નિવાસ, અમદાવાદ. |
| ૨ | "સ્પાર્ક" ( ચિનગારી ) | માસિક | ૨– ૦–૦ | તંત્રી, સ્પાર્ક, ચિનગારી માસિક, વડોદરા. |
| ૩ | લોકસેવા | અર્ધસાપ્તાહિક | ૪–૮–૦ સ્થાનિક ૫–૮–૦ બહાર ગામ | મેનેજર, લોકસેવા પ્રેસ, કંપની દાંડીઆ બજાર, વડોદરા. |
| ૪ | મરાઠા | માસિક | ૧–૧૨–૦ | વામનરાવ હરિશ્ચંદ્ર શિંદે મરાઠા કચેરી, કેળેવાડી, ગિરગામ મુંબઇ નં. ૪ |
| ૫ | બાલજગત | પાક્ષિક | ૪– ૦–૦ | બાલજગત કાર્યાલય, ૩૧, ગુજરાત સોસાયટી એલિસબ્રિજ, અમદાવાદ. |
| ૬ | સાધના Sadhana | અંગ્રેજી માસિક | ૧– ૦–૦ | તંત્રી અને પ્રકાશક, શાંતિ કુટિર કોકનાડા કલેક્ટરેટ પો. ઓફિસ. |
| ૭ | પુરુષાર્થ | मराठी मासिक | ૩– ૦–૦ | વ્યવસ્થાપક; પુરુષાર્થ કાર્યાલય, ઔંધ (જિલ્લા સાતારા ) |
| ૮ | વૈદિક ધર્મ | હિન્દી માસિક | ૫– ૦–૦ | |
| ૯ | તણખા | માસિક | ૧– ૮–૦ | શાન્તિલાલ ઠાકર, ૨૭૭૯ રાયપુર, અમદાવાદ |
| ૧૦ | વડોદરા વિજય | પાક્ષિક | ૨– ૮–૦ | સોમનાથ મ. દવે, પાનસર |

પુસ્તકાલય ખાતું,
સાર્વજનિક પુસ્તકાલય શાખા,
વડોદરા. તા. ૩૧ જુલાઇ ૧૯૩૯

પું. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## સૂચના નં. ૨ સન ૧૯૩૯–૪૦
## પ્રૌઢ શિક્ષણના કાર્યકરોને મદદ.

**પ્રૌઢ શિક્ષણની યોજના**

પ્રૌઢ શિક્ષણ જેનો અહીં આપણે સામાન્ય અર્થ મોટી ઉંમરનાં અભણ માણસો (સ્ત્રી અને પુરુષો)માંથી નિરક્ષરતાનો નાશ કરવાની યોજના એ પ્રમાણે કરીએ છીએ. આ યોજના આપણે શિક્ષક ભાઈઓની મદદથી બહુ જોરથી ઉપાડી લીધી છે અને જે સંસ્થાઓ જોવાના પ્રસંગો સાંપડયા છે તે સંસ્થાઓનું કાર્ય જોતાં તેના કાર્યકરો માટે ઘણું માન અને પ્રેમ સહજ ઉપજે છે.

**શિક્ષિત થયા બાદ કેવા વાચનની જરૂર છે**

ઉપરની સંસ્થાઓમાં મોટી ઉંમરના અભણ માણસો નિદાન બે–ત્રણ માસમાં લખતાં વાંચતાં થાય તો તેમને તે જ્ઞાન જારી રાખવા માટે સારા વાચનની અવશ્ય જરૂર છે. આ વાચન તેમના મનને આનંદ આપે તેવી શૈલીમાં લખાયેલું હોવું જોઈએ; તેનો અક્ષર સામાન્ય પુસ્તકના અક્ષરો કરતાં મોટા હોવા જોઈએ તથા આ વાચનની વસ્તુ શુદ્ધ હોવી જોઈએ. એમાં કાલ્પનિક વાર્તાઓનો પણ સમાવેશ થઈ શકે, પણ તે સાવ બાળકોની કલ્પનાને પોષે તેવાં બહુ વખત નહિ ચાલે.. પૌરાણિક અને ધાર્મિક વાતો તેમને રસ ઉત્પન્ન કરશે; તેમ જ સામાજિક જીવનને ઉન્નત બનાવે તેવી વાર્તા, મહાન પુરુષોનાં જીવનચરિત્રો અને દેશપરદેશના સ્થળોનાં વર્ણનો તેમને આકર્ષશે. વળી આ ભાઈઓનો માટે દૃશ્યચિત્રો બતાવવાનો વખત આનંદજનક થઈ પડશે. તેમ જ છાપામાં મોટા અક્ષરે છપાતા સમાચારો વંચાવવામાં પણ આનંદ પડશે. આવાં પુસ્તકોની એક સામાન્ય યાદી પુસ્તકાલય માસિકના જુન માસના અંકમાં સૂચના નં. ૪૬પથી પ્રસિદ્ધ કરી છે.

**પુસ્તકાલયોએ પ્રૌઢ શિક્ષણના કાર્યકરોને મદદ કરવા બાબત**

ઉપર જણાવેલાં સાધનો સામાન્યતઃ તમામ પુસ્તકાલયોમાં હોય છે અને તેવાં સાધનો ન હોય તો તે વસાવવા અમારી તમામ પુસ્તકાલયોના સંચાલકોને આગ્રહભરી વિનંતિ છે. આ સાધનોનો બહોળો ઉપયોગ આ ભાઈબેનોને કરાવવો કારણ સ્થાનિક પુસ્તકાલયનાં ભાવી હિતેચ્છુ આ ભાઈબેનો છે. આવા સ્થળોએ પ્રૌઢ શિક્ષણના કામ કરનાર ભાઈઓને વધારે પ્રમાણમાં પુસ્તકો આપવાં પડે તો પણ જે તે પુસ્તકાલયે નિયમનો બાધ લીધા સિવાય રાજ્યની ફરતા પુસ્તકાલયની યોજના પ્રમાણે આપવા તજવીજ કરશે એવી આશા છે.

**ફરતા પુસ્તકાલય દ્વારા જરૂર તે સ્થળે માગણી કરવા બાબત**

જ્યાં પુસ્તકાલયની સ્થિતિ સારી ન હોય, અંદાજમાં આવાં પુસ્તકો પૂરતા પ્રમાણમાં ખરીદી શકાય તેમ ન હોય તેવાં સ્થળોએ પ્રૌઢ શિક્ષણની સંસ્થાના કાર્યકરો પોતાના સ્થાનિક અધિકારી સાહેબ મારફત અમારા તરફ ફરતા પુસ્તકાલયની પેટીની માગણી કરશે તો તેમને યોગ્ય ઘટતાં પુસ્તકો પહોંચાડવામાં આવશે. માટે સૌ ભાઈઓ આ જ્ઞાનયજ્ઞમાં પોતાનો યોગ્ય ફાળો આપી પ્રૌઢ શિક્ષણની યોજના સંપૂર્ણપણે ફળીભૂત થાય તેવા પ્રયાસો કરશે એવી આશા છે.

વડોદરા
તા. ૧–૮–૩૯

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## સૂચના નં. ૨ સન ૧૯૩૯–૪૦

# વિષય

### કસ્બા પુસ્તકાલયોના અંદાજપત્રકોની બબ્બે પ્રતો મોકલવા બાબત

(૧) કસ્બા પુસ્તકાલયોના અંદાજોની બબ્બે પ્રતો આ તરફ મોકલવાનું ઠરેલું છતાં ગઇ સાલે ઘણાં ખરાં કસ્બા પુસ્તકાલયો તરફથી એકેક પ્રત આવવાથી બીજી પ્રત મંગાવવા લખાણ કરવાં પડયાં હતાં. આવો પ્રસંગ ચાલુ સાલે ન આવે એટલા માટે આથી તમામ કસ્બા પુસ્તકાલયોના મંત્રીઓને સૂચવવામાં આવે છે કે જેમણે તેમણે અંદાજની બબ્બે પ્રતો તૈયાર કરી આ માસ આખર સુધીમાં મોકલી આપવી એટલે અંદાજ મંજૂર કરી એક પ્રત પુસ્તકાલય તરફ મોકલવામાં આવશે.

(૨) વાર્ષિક નિવેદનોના આંકડા પણ તા. ૨૦–૮–૩૯ પહેલાં બીનચૂક મોકલવા તજવીજ કરવી.

(૩) ઉડી ગએલાં બાળકો માટે પુસ્તકપ્રચાર કરવાનો હોવાથી તેઓ વાંચી શકે એવાં પુસ્તકો માટે જુદી રકમ રાખવી જોઇશે. અને તે જ પ્રમાણે સ્ત્રીઓનાં પુસ્તકો માટે પણ રકમ જુદી રાખવી જોઇશે.

(૪) નિયમની કલમ ૧૯ પ્રમાણે ખર્ચના આંકડા બતાવવાની તજવીજ કરવી અને તેમ બનવા જેવું ન હોય તો કારણો જણાવવા તજવીજ કરવી.

(૫) ઉડી ગયેલા વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓની હકીકત કસ્બા, મહિલા અને બાળપુસ્તકાલયોના મંત્રીએ જે તે શાળામાંથી મંગાવીને તેના આંકડા વાર્ષિક નિવેદનમાં બિનચૂક બતાવવાના છે.

પુસ્તકાલય ખાતુ
સાર્વજનિક પુસ્તકાલય શાખા
વડોદરા તા. ૩ ઑગસ્ટ ૧૯૩૯

મું. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદ–વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૩ સને ૧૯૩૯–૪૦

# વિષય

### લોકમદદની રકમ બારોબાર પુસ્તકાલય સહાયક સહકારી મંડળ તરફ મોકલવા બાબત

આથી રાજ્યનાં સર્વ પુસ્તકાલયોના મંત્રીઓને જણાવવામાં આવે છે કે, જે તે પુસ્તકાલયના બજેટની લોકમદદની તથા કાયમ ફંડની રકમ ખાતા તરફ નહિ મોકલતાં પુસ્તકાલય સહાયક સહકારી મંડળના મંત્રી, રાવપુરા વડોદરા, એમના તરફ મનીઓર્ડરથી બારોબાર મોકલી આપવી. મનીઓર્ડરનાં કુપનમાં લોકમદદ તથા કાયમ ફંડની સ્પષ્ટતા અવશ્ય કરવી.

વડોદરા
તા. ૩–૮–૩૯

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

# સૂચના અંક ૪ સને ૧૯૩૯-૪૦

## વિષય

### અંદાજો બનાવવા માટેની સહકારી યોજના

સને ૧૯૩૮-૩૯ની વિજાપુર મહાલ પુસ્તકાલય પરિષદે નીચેનો ઠરાવ કર્યો હતોઃ

**વિજાપુર મહાલ પરિષદનો સહકારી પુસ્તક ખરીદી વિષે ઠરાવ.**

" હાલ કેટલાંક નાનાં ગામોને ઓછી રકમનાં અંદાજોને લઇને બહોળા વાચનની સવડ મળતી નથી જેથી જે જૂથ મંડળના મંત્રીઓ, ઉત્સાહી હોય તેવાં જૂથમંડળોએ પોતાનાં જૂથનાં પુસ્તકાલયોમાં પુસ્તકોની રકમ મૂકી હોય તે પુસ્તકાલયોના મંત્રીઓએ ભેગા થઇ બધી રકમ ભેગી કરી તે માટે જોઇતાં પુસ્તકોની પસંદગી કરી પુસ્તકો મંગાવવાં અને પછી તે જૂથ મંડળમાં ફરતા પુસ્તકાલયની યોજના દાખલ કરી વાચનનો લાભ લોકોને મળે તેવી યોજના કરવી. "

**અંદાજો બનાવવાની સહકારી યોજનાથી થતા લાભ અને યોજના.**

આ ઠરાવનો લાભ બે જૂથ મંડળોએ સને ૧૯૩૮-૩૯માં વિજાપુર મહાલમાં લીધો છે. ઠરાવ મંજૂર થઈ બહાર પડતા પહેલાં મોટા ભાગનાં પુસ્તકાલયોનાં અંદાજો મંજૂર થઇ ગયેલાં હોવાથી આ યોજનાનો લાભ બીજાં પુસ્તકાલયોએ લીધો નથી. પરંતુ અમારી માન્યતા છે કે આવી સહકારી યોજના પ્રમાણે જો પુસ્તકો અને માસિકોની ખરીદી થાય તો મોટા અંદાજવાળા પુસ્તકાલયના સાથમાં રહેલાં બીજાં નાનાં અંદાજવાળાં પુસ્તકાલયોને મોટો લાભ થશે. જે ગામડાનાં પુસ્તકાલયો બહુ ઓછી રકમનાં અંદાજો બનાવે છે ત્યાંના લોકોને બહોળું વાચન મળી શકતું નથી, જેથી તેવાં ગામોને બહોળા પ્રમાણમાં વાચન મળે એ હેતુથી સહકારના સિદ્ધાંતે એક યોજના નીચે જણાવ્યા પ્રમાણે જૂથમંડળો સમક્ષ રજુ કરવામાં આવે છે. ઉત્સાહી જૂથમંડળો આ યોજનાનો પૂરેપુરો વિચાર કરી તેનો લાભ લેશે અને જણાતી મુશ્કેલીઓ પુસ્તકાલય ખાતાને રજૂ કરશે તો તેને બને તેટલી વહેલી તકે દૂર કરવા પુસ્તકાલય ખાતું પોતાનું બનતું બધું કરશે.

#### યોજના

(૧) ઓછા ખર્ચે વધારે પુસ્તકો અને માસિકો વાંચવા મળે તે માટે જે તે જૂથ મંડળોએ પોતાના જૂથનાં પુસ્તકાલયોના મંત્રીઓએ એકઠા થઇ અંદાજો નીચેની યોજના પ્રમાણે બનાવવાં અને પોતાના વ્યવસ્થાપકોને રજૂ કર્યા બાદ ખાતા તરફ મોકલવાં.

(૨) જે પુસ્તકાલયમાં જે માસિક મૂકવામાં આવ્યું હોય તે બીજા પુસ્તકાલયમાં ન મૂકતાં વારા ફરતી જુદાં જુદાં માસિકોની માગણી થશે એટલે વિશેષ વાચન થોડા ખર્ચમાં દરેક પુસ્તકાલયને મળશે. પુસ્તકાલય માસિક ફરજિયાત રહેશે.

(૩) જે અંદાજમાં જે માસિક મુકાયું હશે તે માસિક તે અંદાજવાળા પુસ્તકા-

લયને મળશે અને તે માસિક મળ્યા બાદ પંદર દિવસ ગામમાં ફરતું કર્યા પછી બીજા ગામે તે મોકલવા તજવીજ કરવી. અને જે તે જૂથ મંડળે એવી રીતે આ માસિક મોકલવાનો ક્રમ ગોઠવવો કે દરેક ગામને જુદાં જુદાં માસિકો વાંચવા સહેલાઇથી મળી શકે.

(૪) જૂથ મંડળે એકત્રિત થઇ કયાં પુસ્તકાલયમાં કયું પુસ્તક મંગાવવું તે નક્કી કરવું. રૂપિયા એકથી વધારે કિંમતનાં પુસ્તકો કોઇ પણ પુસ્તકાલયમાં એવડાય નહિ તે ખાસ જોવું.

(૫) પુસ્તકો એક સ્થળેથી બીજે સ્થળે પહોંચાડવા માટે પુસ્તક પેટીઓની જરૂર પ્રમાણે માગણી કરવી. **તેમને તેવી પેટીઓ પુસ્તકાલય ખાતુ પૂરી પાડવા ઘટિત તજવીજ કરશે.**

(૬) પેટીઓ તથા પુસ્તકો તૈયાર થાય એટલે પુસ્તકોને રજીસ્ટરે ચઢાવી, વર્ગીકરણ કરી. ગામમાં વાચન માટે ફરતું કરવું. અને ત્યાર પછી જૂથમંડળનાં તમામ પુસ્તકાલયો તે પુસ્તકો ફરતા પુસ્તકાલયની પેટી દ્વારા ક્રમશઃ દરેક પુસ્તકાલયમાં વાચન માટે મોકલી આપવા તજવીજ કરવી.

(૭) પુસ્તકો એક સ્થળેથી બીજે સ્થળે મોકલવા માટે ગ્રામ પંચાયતની સહકારપૂર્વક મદદ લઇ રાવણીઆ મારફતે પહોંચાડવાની અગર બીજી અનુકૂળ લાગે તે યોજના વિચારી લેવી.

(૮) આ યોજનામાં દાખલ થનારાં પુસ્તકાલયો જેટલી કિંમતનાં પુસ્તકો ખરીદશે તે પ્રમાણમાં તે જૂથ મંડળને જૂથમંડળની માગણી પ્રમાણેનાં બીજાં નવાં પુસ્તકો એક વર્ષ સુધી વાચન માટે પુસ્તકાલય ખાતું એકસહ મોકલી આપશે.

ઉપરની યોજનાના ખાસ વિશિષ્ટ લાભો જેવા કે થોડા ખર્ચમાં વધુ વાચન, નવીન પુસ્તકો માગણી પ્રમાણે ખાતા તરફથી ખરીદાઇ વધારાનાં મળવાનાં તે, તથા મફત મળતી પુસ્તક પેટીઓ વગેરેનો વિચાર કરી સેવાભાવી પુસ્તકાલયના ઉપાસકો આ યોજનાને વધાવી ધપાવશે એવી આશા છે.

**તપાસણી અધિકારી સાહેબો અને**

આશા છે કે પુસ્તકાલયોના તપાસણી અધિકારી સાહેબો, રાજ્ય પુસ્તકાલય મંડળના પગારદાર તેમજ માનદ પ્રચારકો જે જે ગામે પુસ્તકાલયની તપાસણી કરે ત્યારે આ યોજના માટે જૂથમંડળ અગર મોટા ગામનાં પુસ્તકાલયોના મંત્રીને યોગ્ય સમજ આપી આનો લાભ લેવા પ્રેરે.

જેમણે અંદાજો ખાતામાં મોકલ્યાં હશે તેમને પણ આ યોજનાનો લાભ લેવાની ઇચ્છા હશે તો મંજૂર થતા અગાઉ આ અંદાજો તેમને પરત કરવામાં આવશે.

આશા છે કે આ યોજનાનો લાભ પુસ્તકાલયો વહેલી તકે ઉઠાવશે.

વડોદરા
૪-૮-૩૯

**ઉ. મો. પટેલ**
મદદનીશ વ્યવસ્થાપક
પુસ્તકાલય ખાતુ

---

જાહેરાત અંક ૨

## વડોદરા રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયો અને વાંચનાલયોની

| નં. ક્રમ | મહાલનું નામ | ગામોની સંખ્યા | મહાલવાર શાળાવાળાં ગામ | કસ્બા પુસ્તકાલયોની વિગત | |
|---|---|---|---|---|---|
| | | | | કસ્બા પુ૦ની સંખ્યા | અપાયેલી મદદ |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| | **વડોદરા પ્રાંત** | | | | |
| ૧ | પેટલાદ | ૭૩ | ૭૨ | ૭ | ૧૫૨૫- ૦-૦ |
| ૨ | ભાદરણ | ૩૧ | ૨૭ | ૧ | ૨૫૦- ૦-૦ |
| ૩ | વડોદરા | ૧૧૯ | ૭૮ | ૧ | ૫૦૦- ૦-૦ |
| ૪ | પાદરા | ૮૨ | ૭૨ | ૧ | ૨૫૦- ૦-૦ |
| ૫ | કરજણ | ૯૮ | ૭૮ | ૧ | ૨૫૦- ૦-૦ |
| ૬ | ડભોઇ | ૯૭ | ૪૮ | ૧ | ૦- ૦-૦ |
| ૭ | શિનોર | ૪૫ | ૩૯ | ૧ | ૨૫૦- ૦-૦ |
| ૮ | સાવલી | ૭૨ | ૩૪ | ૧ | ૨૦૦- ૦-૦ |
| ૯ | વાઘોડીઆ | ૭૬ | ૨૮ | ૧ | ૨૫૦- ૦-૦ |
| ૧૦ | તિલકવાડા | ૩૪ | ૮ | ૧ | ૧૫૦- ૦-૦ |
| ૧૧ | સંખેડા | ૧૩૦ | ૪૯ | ૨ | ૪૬૨- ૮-૩ |
| | કુલ | ૮૫૨ | ૫૬૩ | ૧૮ | ૪૦૮૭- ૮-૩ |
| | **મહેસાણા પ્રાંત** | | | | |
| ૧૨ | દહેગામ | ૯૬ | ૪૧ | ૧ | ૨૨૫- ૦-૦ |
| ૧૩ | આતરસુંબા | ૪૦ | ૧૮ | ૧ | ૧૦૮- ૬-૧૦ |
| ૧૪ | કડી | ૧૨૧ | ૫૪ | ૧ | ૨૫૦- ૦-૦ |
| ૧૫ | કલોલ | ૯૧ | ૫૧ | ૧ | ૨૫૦- ૦-૦ |
| ૧૬ | વિજાપુર | ૮૭ | ૬૪ | ૨ | ૪૨૫- ૦-૦ |
| ૧૭ | વિસનગર | ૫૬ | ૪૦ | ૧ | ૨૫૦- ૦-૦ |
| ૧૮ | મહેસાણા | ૮૪ | ૫૭ | ૧ | ૫૦૦- ૦-૦ |
| ૧૯ | સિદ્ધપુર | ૮૧ | ૪૪ | ૨ | ૪૫૦- ૦-૦ |
| ૨૦ | ખેરાળુ | ૯૧ | ૪૪ | ૨ | ૪૫૯-૧૩-૬ |
| ૨૧ | પાટણ | ૧૪૦ | ૪૩ | ૧ | ૨૨૫- ૦-૦ |
| ૨૨ | ચાણસ્મા | ૧૧૩ | ૫૪ | ૨ | ૪૫૦- ૦-૦ |
| ૨૩ | હારીજ | ૩૮ | ૭ | ૦ | ૦- ૦-૦ |
| | કુલ | ૧૦૩૮ | ૫૧૭ | ૧૫ | ૩૫૯૩- ૪-૪ |
| | **નવસારી પ્રાંત** | | | | |
| ૨૪ | નવસારી | ૬૧ | ૪૩ | ૧ | ૪૦૦- ૦-૦ |
| ૨૫ | ગણદેવી | ૩૦ | ૨૩ | ૨ | ૫૦૦- ૦-૦ |
| ૨૬ | પલસાણા | ૫૨ | ૩૦ | ૧ | ૨૨૫- ૦-૦ |

સને ૧૯૩૯-૪૦

## મહાલવાર સંખ્યા અને તેમને અપાયેલી મદદ સને ૧૯૩૮-૩૯

| આમ પુસ્તકાલયોની વિગત | | | | | |
|---|---|---|---|---|---|
| આમ પુસ્તકાલયોની સંખ્યા | પૈકી મદદ લેનારાઓની સંખ્યા | પેટીવાળા ગ્રામ વાંચનાલયોની સંખ્યા | મદદ લેનાર વાંચનાલયની સંખ્યા | ફરતા વાં. અને મ. તથા બા. પુ. | અપાયલી મદદ |
| ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| ૬૪ | ૬૦ | ૦ | ૧ | ૨+૪+૨ | ૨૧૦૯- ૮-૦ |
| ૨૭ | ૨૭ | ૦ | ૦ | ૦+૧+૧ | ૧૦૬૭- ૦-૦ |
| ૫૭ | ૫૪ | ૨૨ | ૧૫ | ૨+૦+૦ | ૧૩૦૯- ૮-૦ |
| ૬૨ | ૫૯ | ૮ | ૫ | ૦ | ૧૦૪૯- ૦-૦ |
| ૭૬ | ૭૪ | ૪ | ૨ | ૦ | ૧૨૬૪- ૦-૦ |
| ૪૯ | ૪૩ | ૦ | ૨ | ૦+૧+૧ | ૬૬૨- ૮-૦ |
| ૪૨ | ૪૧ | ૦ | ૨ | ૦+૧+૦ | ૮૧૭- ૦-૦ |
| ૨૮ | ૨૬ | ૯ | ૮ | ૦+૦+૧ | ૫૫૧- ૦-૦ |
| ૨૨ | ૧૭ | ૮ | ૬ | ૦ | ૪૦૧- ૦-૦ |
| ૩ | ૨ | ૪ | ૧ | ૦ | ૮૧- ૦-૦ |
| ૪૦ | ૩૮ | ૮ | ૩ | ૦ | ૬૨૮- ૮-૦ |
| ૪૭૦ | ૪૪૧ | ૬૩ | ૪૫ | ૪+૭+૫ | ૯૯૪૦- ૦-૦ |
| ૨૫ | ૨૪ | ૧૫ | ૧૦ | ૦ | ૩૯૮- ૮-૦ |
| ૭ | ૭ | ૧૦ | ૯ | ૦ | ૧૪૩- ૦-૦ |
| ૫૪ | ૫૩ | ૦ | ૧ | ૧+૦+૦ | ૯૫૯- ૦-૦ |
| ૪૫ | ૪૩ | ૫ | ૫ | ૦+૧+૦ | ૮૯૦- ૦-૦ |
| ૫૭ | ૫૭ | ૬ | ૭ | ૦ | ૧૨૧૬- ૮-૦ |
| ૩૫ | ૩૫ | ૫ | ૫ | ૦ | ૭૩૧- ૦-૦ |
| ૩૬ | ૩૪ | ૨૦ | ૧૦ | ૧+૦+૦ | ૭૩૩- ૮-૦ |
| ૪૩ | ૩૭ | ૦ | ૧ | ૨+૨+૦ | ૬૫૩-૧૨-૦ |
| ૩૪ | ૩૨ | ૭ | ૩ | ૦+૧+૧ | ૬૫૫- ૮-૦ |
| ૩૫ | ૨૯ | ૪ | ૧ | ૮+૧+૧ | ૯૪૪- ૦-૦ |
| ૫૪ | ૫૪ | ૦ | ૦ | ૦ | ૭૬૦- ૮-૦ |
| ૫ | ૪ | ૧ | ૧ | ૦ | ૭૩- ૦-૦ |
| ૪૩૦ | ૪૦૯ | ૭૩ | ૫૩ | ૧૨+૫+૨ | ૮૧૫૮- ૪-૦ |
| ૪૪ | ૪૩ | ૦ | ૧ | ૧+૧+૧ | ૯૦૭- ૮-૦ |
| ૧૮ | ૧૮ | ૫ | ૪ | ૦ | ૩૧૨- ૮-૦ |
| ૨૯ | ૨૭ | ૨ | ૩ | ૦ | ૪૫૪- ૮-૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૭ | કામરેજ | ૭૨ | ૪૨ | ૧ | ૨૫૦- ૦-૦ |
| ૨૮ | મહુવા | ૬૯ | ૪૦ | ૦ | ૦- ૦-૦ |
| ૨૯ | માંગરોળ | ૧૩૨ | ૨૦ | ૦ | ૦- ૦-૦ |
| ૩૦ | સોનગઢ | ૨૨૧ | ૯ | ૧ | ૧૩૧- ૦-૦ |
| ૩૧ | વ્યારા | ૧૫૨ | ૩૪ | ૧ | ૨૫૦- ૦-૦ |
| | કુલ | ૭૮૯ | ૨૪૧ | ૭ | ૧૭૬૦- ૦-૦ |
| | **અમરેલી પ્રાંત** | | | | |
| ૩૨ | અમરેલી | ૫૯ | ૪૯ | ૧ | ૭૦૦- ૦-૦ |
| ૩૩ | દામનગર | ૨૬ | ૨૦ | ૧ | ૨૦૦- ૦-૦ |
| ૩૪ | ધારી | ૫૭ | ૨૨ | ૧ | ૩૦૦- ૦-૦ |
| ૩૫ | ખાંભા | ૩૧ | ૮ | ૦ | ૦- ૦-૦ |
| ૩૬ | કોડીનાર | ૬૪ | ૨૫ | ૧ | ૨૨૩- ૧-૯ |
| ૩૭ | રતનપુર | ૮ | ૬ | ૦ | ૦- ૦-૦ |
| ૩૮ | ભીમકટા | ૧ | ૧ | ૦ | ૦- ૦-૦ |
| ૩૯ | ઓખામંડળ | ૪૪ | ૧૨ | ૨ | ૬૦૦- ૦-૦ |
| | કુલ | ૨૯૦ | ૧૪૩ | ૬ | ૨૦૨૩- ૧-૯ |
| | કુલ એકંદર | ૨૯૬૯ | ૧૪૩૪ | ૪૬ | ૧૧૪૬૩-૧૪-૪ |

નોંધ.—(૧) કુલ ગામ ૨૯૬૯: શાળાવાળાં ગામ ૧૪૩૪ : પુસ્તકાલયવાળાં ગામ ૧૨૪૬ પૈકીનાં ગ્રામ વાંચનાલય ૨૨૨: મદદ લેનાર ગ્રામ વાંચનાલય ૧૪૪

(૨) પ્રાંત પુસ્તકાલય ૪, કસ્બા પુસ્તકાલય ૪૨, મહિલા પુસ્તકાલય ૧૭, બાલ પુસ્તકાલય ૧૧, ગ્રામ પુસ્તકાલય ૧૨૦૦; મદદ લેનારા ગ્રામ વાંચનાલય ૧૪૪, કસ્બા વાંચનાલય ૨૧, સ્વતંત્ર મકાનવાળાં પુસ્તકાલયોની સંખ્યા ૧૮૪ તે પૈકી ૧૫૮ ગામોએ મકાનો બંધાઇ ગયાં છે અને ૨૬ ગામોએ (૫ મહિલા પુસ્તકાલયો + ૨૧ ગ્રામ પુસ્તકાલયો) મકાનો બંધાવાનાં છે. તથા સીસોદરા તા. નવસારી પુસ્તકાલયના મકાનના અંગે વધારાનો ઓરડો બાંધવાનો બાકીમાં છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪૨ | ૪૧ | ૧ | ૧ | ૦ | ૮૬૦– ૦–૦ |
| ૧૭ | ૧૩ | ૨૪ | ૧૧ | ૦ | ૩૫૨– ૦–૦ |
| ૨૨ | ૧૯ | ૨ | ૦ | ૦ | ૫૪૦– ૮–૦ |
| ૨ | ૦ | ૫ | ૦ | ૦ | ૦– ૦–૦ |
| ૧૨ | ૮ | ૨૨ | ૭ | ૦+૧+૦ | ૧૫૧– ૮–૦ |
| ૧૮૬ | ૧૬૯ | ૬૧ | ૨૭ | ૧+૨+૧ | ૩૫૭૮– ૮–૦ |
| ૩૯ | ૩૯ | ૯ | ૬ | ૪+૧+૧ | ૯૧૩– ૦–૦ |
| ૧૮ | ૧૮ | ૧ | ૧ | ૦ | ૨૪૦– ૦–૦ |
| ૧૬ | ૧૫ | ૫ | ૪ | ૦+૦+૧ | ૩૬૨– ૮–૦ |
| ૬ | ૬ | ૨ | ૨ | ૦ | ૯૫– ૦–૦ |
| ૧૮ | ૧૭ | ૭ | ૫ | ૦ | ૨૩૪– ૦–૦ |
| ૭ | ૭ | ૦ | ૦ | ૦ | ૧૧૬– ૮–૦ |
| ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૫– ૮–૦ |
| ૯ | ૬ | ૧ | ૧ | ૦+૨+૧ | ૩૩૫– ૮–૦ |
| ૧૧૪ | ૧૦૯ | ૨૫ | ૧૯ | ૪+૩+૩ | ૨૩૦૨– ૦–૦ |
| ૧૨૦૦ | ૧૧૨૮ | ૨૨૨ | ૧૪૪ | ૨૧+૧૭+૧૧ | ૨૩૯૭૮–૧૨–૦ |

ટીપઃ—વડોદરા મધ્યવર્તી પુસ્તકાલય અને તેના અંગના મહિલા પુસ્તકાલય તેમજ બાલ પુસ્તકાલયની ગણત્રી આ સંખ્યામાં ગણવામાં આવી નથી. જયસિંહરાવ પુસ્તકાલયને પ્રાંત પુસ્તકાલય ગણ્યું છે.

વડોદરા.
તા. ૨–૮–૩૯

ઉ. મો. પટેલ,
મદદનીશ વ્યવસ્થાપક,
પુસ્તકાલયખાતું;
વડોદરા રાજ્ય.

# જાહેરાત અંક ૩ સને ૧૯૩૯–૪૦

## સને ૧૯૩૮–૩૯ માં અપાયલી સરકાર મદદની પ્રાંતવાર વિગત

| નંબર | બાબત | વડોદરા પ્રાંત | મહેસાણા પ્રાંત | નવસારી પ્રાંત | અમરેલી પ્રાંત | કુલ |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૧ | કસ્બા પુસ્તકાલયોના નિભાવ માટે | ૪૦૮૭– ૮–૩ | ૩૫૯૩– ૪–૪ | ૧૭૬૦– ૦–૦ | ૨૦૨૩– ૧–૯ | ૧૧૪૬૩–૧૪–૪ |
| ૨ | ગ્રામ પુસ્તકાલયો, વાચનાલયો, મહિલા પુસ્તકાલયો તથા બાલ પુસ્તકાલયોના નિભાવ માટે | ૯૫૬૫– ૦–૦ | ૭૩૮૩– ૪–૦ | ૩૫૫૩– ૮–૦ | ૨૨૨૭– ૦–૦ | ૨૨૭૨૮–૧૨–૦ |
| ૩ | સને ૧૯૩૮–૩૯ માં ઉઘાડેલાં નવીન પુસ્તકાલયોના નિભાવ માટે | ૩૭૫– ૦–૦ | ૭૭૫– ૦–૦ | ૨૫– ૦–૦ | ૭૫– ૦–૦ | ૧૨૫૦– ૦–૦ |
| ૪ | નવીન ઉઘડેલાં પુસ્તકાલયોને પુસ્તકો ખાતે મદદ | ૧૧૨૪– ૫–૦ | ૨૩૨૩– ૮–૦ | ૭૪–૧૫–૦ | ૨૨૪–૧૫–૫ | ૩૭૪૭–૧૧–૫ |
| ૫ | પુસ્તકાલયોને મકાન મદદ | ૫૪૭૬–૧૦–૮ | ૩૦૦૦– ૦–૦ | ૧૫૨૩– ૦–૦ | ૦– ૦–૦ | ૯૯૯૯–૧૦–૮ |
| ૬ | વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ | ૪૦૦– ૦–૦ | ૩૩૨– ૦–૦ | ૧૫૫– ૦–૦ | ૧૧૩– ૦–૦ | ૧૦૦૦– ૦–૦ |
| | કુલ એકંદર | ૨૧૦૨૮– ૭–૧૧ | ૧૭૪૦૭– ૦–૪ | ૭૦૯૧– ૭–૦ | ૪૬૬૩– ૧–૨ | ૫૦૧૯૦– ૦–૫ |

અંકે પચાસ હજાર એકસો નેવું રૂપિયા સુન આનો પાંચ પાઇ.

વડોદરા.
તા. ૧–૮–૧૯૩૯

ફ઼ુ. મો. શાહ
તૈયાર કરનાર

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક:
પુસ્તકાલય ખાતું; વડોદરા રાજ્ય.

જાહેરાત અંક ૪ સને ૧૯૩૯–૪૦

## સને ૧૯૩૮–૩૯ માં અપાયલી પંચાયત મદદની પ્રાંતવાર વિગત

| નંબર | બાબત | વડોદરા પ્રાંત | મહેસાણા પ્રાંત | નવસારી પ્રાંત | અમરેલી પ્રાંત | ઓખાગંડળ | કુલ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૧ | કસ્બા પુસ્તકાલયોના નિભાવ માટે | ૩૫૮૭– ૮–૩ | ૩૩૪૩– ૬–૧૦ | ૨૦૬૧– ૦–૦ | ૦– ૦–૦ | ૦– ૦–૦ | ૮૯૯૫–૧૫–૧ |
| ૨ | ગ્રામ પુસ્તકાલયો, વાંચનાલયો, મહિલા તથા બાલ પુસ્તકાલયોના નિભાવ માટે | ૬૫૧૫– ૦–૦ | ૭૩૮૩– ૪–૦ | ૩૫૫૩– ૮–૦ | ૧૮૬૨– ૦–૦ | ૨૦૦– ૦–૦ | ૨૨૫૧૩–૧૨–૦ |
| ૩ | સને ૧૯૩૮–૩૯ માં ઉઘડેલાં નવીન પુસ્તકાલયોના નિભાવ માટે | ૨૭૫– ૦–૦ | ૭૭૫– ૦–૦ | ૨૫– ૦–૦ | ૧૯– ૮–૦ | ૦– ૦–૦ | ૧૧૯૪– ૮–૦ |
| ૪ | પુસ્તકાલયોને મકાન મદદ | ૪૦૦૦– ૦–૦ | ૩૦૦૦– ૦–૦ | ૧૨૦૦– ૦–૦ | ૦– ૦–૦ | ૦– ૦–૦ | ૮૨૦૦– ૦–૦ |
| ૫ | વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ | ૪૦૦– ૦–૦ | ૩૩૨– ૦–૦ | ૧૫૫– ૦–૦ | ૧૧૩– ૦–૦ | ૦– ૦–૦ | ૧૦૦૦– ૦–૦ |
| | કુલ એકંદર | ૧૭૮૨૭– ૮–૩ | ૧૪૮૩૩–૧૦–૧૦ | ૬૯૯૮– ૮–૦ | ૧૯૯૪– ૮–૦ | ૨૦૦– ૦–૦ | ૪૧૯૫૪– ૩–૧ |

અંકે એકતાળીસ હજાર નવસો ચોપન રૂપિયા ત્રણ આના એક પાઈ.

## જાહેરાત નં. ૫ સને ૧૯૩૯–૪૦

## સને ૧૯૩૮-૩૯ માં મકાનો ખાતે અપાયેલી સરકાર-પંચાયત મદદની વિગત.

| નંબર | ગામનું નામ | સરકાર મદદ | પંચાયત મદદ | શેરો |
|---|---|---|---|---|
| ૧ | મોભા તા. પાદરા | ૦-૦-૦ | ૧૦૦૦-૦-૦ | સરકારમદદ સને ૧૯૩૬-૩૭ તથા ૧૯૩૭-૩૮માં આપેલી છે. |
| ૨ | સોખડા તા. વડોદરા | ૦-૦-૦ | ૧૦૦૦-૦-૦ | સરકાર મદદ સને ૧૯૩૭-૩૮માં આપવામાં આવેલી છે. |
| ૩ | નડા તા. ડભોઇ | ૦-૦-૦ | ૭૪૭-૪-૩ | સરકાર મદદ રૂ. ૧૦૦૦ સને ૧૯૩૬-૩૭માં તથા પંચાયત મદદ ૨૫૨-૧૧-૯ તેજ સાલમાં આપેલી છે |
| ૪ | વસો મહિલા પુસ્તકાલય | ૦-૦-૦ | ૧૪૦-૭-૪ | પુસ્તકાલયના કામે પંચાયતે પોતે વધારાના આપેલા છે. |
| ૫ | કંડારી તા. કરજણ | ૧૪૧-૧૦-૮ | ૧૪૧-૧૦-૮ | મકાનના અંગે કમ્પાઉન્ડ માટે આપેલા છે. |
| ૬ | ભાયલી તા. વડોદરા | ૧૦૦૦-૦-૦ | ૯૦૦-૯-૯ | બાકીની પંચાયત મદદ સને ૧૯૩૯-૪૦માં આપવામાં આવશે. |
| ૭ | ગંભીરા તા. ભાદરણ | ૧૦૦૦-૦-૦ | ૦-૦-૦ | પંચાયત મદદ સને ૧૯૩૯-૪૦માં આપવામાં આવશે. |
| ૮ | જોશીકુવા તા. ભાદરણ | ૬૬૬-૦-૦ | ૦-૦-૦ | સદર-સદર |
| ૯ | તેનતલાવ તા. શિનોર | ૧૦૦૦-૦-૦ | ૦-૦-૦ | સદર-સદર |
| ૧૦ | મેથી તા. કરજણ | ૬૨૫-૦-૦ | ૦-૦-૦ | સદર-સદર |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૧ | રણાપુર તા. કરજણ | ૬૦૦-૦-૦ | ૦-૦-૦ | સદર-સદર |
| ૧૨ | વલણ તા. કરજણ | ૩૦૫-૦-૦ | ૦-૦-૦ | સદર-સદર |
| ૧૩ | બચાર તા. કરજણ | ૧૩૯-૦-૦ | ૦-૦-૦ | સદર-સદર |
| | | ૫૪૭૧-૧૦ ૮ | ૪૦૦૦-૦-૦ | |
| ૧૪ | સિદ્ધપુર મહિલા પુસ્તકાલય | ૦-૦-૦ | ૨૦૦૦-૦-૦ | સરકાર મદદ સને ૧૯૩૭-૩૮ માં આપવામાં આવેલી છે. |
| ૧૫ | ગવાડા તા. વિજાપુર | ૧૦૦૦-૦-૦ | ૧૦૦૦-૦-૦ | |
| ૧૬ | વિજાપુર મહિલા પુસ્તકાલય | ૨૦૦૦-૦-૦ | ૦-૦-૦ | પંચાયત મદદ સને ૧૯૩૯-૪૦ માં આપવામાં આવશે. |
| | | ૩૦૦૦-૦-૦ | ૩૦૦૦-૦-૦ | |
| ૧૭ | આરતા તા. કામરેજ | ૫૨૩-૦-૦ | ૦-૦-૦ | રૂ. ૧૦૦૦-૦-૦ સરકાર તેમજ પંચાયતના દરેકના મંજુર કરવામાં આવ્યા છે. બાકીની રકમો હવે પછી અદા કરવામાં આવશે. |
| ૧૮ | સીસોદરા તા. નવસારી | ૦-૦-૦ | ૨૦૦-૦-૦ | વધારાના ઓરડા માટે સરકાર મદદ સને ૧૯૩૭-૩૮ માં અપાયેલી છે. |
| ૧૯ | ધાત્વા તા. કામરેજ | ૧૦૦૦-૦-૦ | ૦-૦-૦ | પંચાયત મદદ સને ૧૯૩૯-૪૦ માં આપવા તજવીજ થશે. |
| ૨૦ | દીગસ તા. કામરેજ | ૦-૦-૦ | ૧૦૦૦-૦-૦ | સરકાર મદદ સને ૧૯૩૭-૩૮ માં આપવામાં આવેલી છે. |
| | | ૧૫૨૩-૦-૦ | ૧૨૦૦-૦-૦ | |
| | કુલ એકંદર | ૯૯૯૯-૧૦-૮ | ૮૨૦૦-૦-૦ | |

સને ૧૯૩૮-૩૯ આખર સુધીમાં નીચે પ્રમાણે ગ્રામ પુસ્તકાલયોનાં મકાનોની વિગત છે:

૧ સ્વતંત્ર મકાનોવાળાં પુસ્તકાલયો—૧૫૮

૨ મકાનો ખાતે સરકાર પંચાયત મદદ અપાઈ ગઇ છે તેવાં અને થોડી ઘણી મદદ આપવાની બાકીમાં છે તેવાં તેમજ મકાનો બંધાવવા માટે તજવીજ ચાલે છે તેવાં અધુરાં મકાનોના કામો—૨૬

૩ સીસોદરા તા. નવસારી પુસ્તકાલયના મકાનના અંગે વધારાનો ઓરડો બંધાવવાનો છે.

૫ માહલા પુસ્તકાલયો તથા ૨૧ ગ્રામ પુસ્તકાલયોનાં મકાનો બંધાવવાનાં છે.

વડોદરા
તા. ૩-૮-૩૯

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.
પુસ્તકાલય ખાતું, વડોદરા.

---

## જાહેરાત નં. ૯ સન ૧૯૩૯-૪૦

## સને ૧૯૩૮-૩૯ માં વાચનાલયોને સરકાર મદદ આપ્યાની યાદી.

### અમરેલી પ્રાંત

**અમરેલી મહાલ**

| | |
|---|---|
| ૧ અમરેલી સામુદ્રિમાતા× | ૧૧-૦-૦ |
| ૨ અમરેલી ચોરાપા× | ૧૩-૦-૦ |
| ૩ અમરેલી ગાંધીપા× | ૨૯-૮-૦ |
| ૪ અમરપુર | ૬-૦-૦ |
| ૫ ચાંપાથાળ | ૫-૮-૦ |
| ૬ પીપળલગ | ૬-૦-૦ |
| ૭ ફતેપુર | ૫-૮-૦ |
| ૮ મેડી | ૫-૮-૦ |
| ૯ રાજસ્થળી | ૫-૮-૦ |
| ૧૦ અમરેલી લક્ષ્મીનારાયણ હરિજન× | ૨૫-૦-૦ |
| કુલ રૂ. | ૧૧૨-૮-૦ |

**ઓખામંડળ મહાલ**

| | |
|---|---|
| ૧ ઓખાપોર્ટ સ્ટુડંટસ વાંચનાલય | ૫-૮-૦ |
| કુલ રૂ. | ૫-૮-૦ |

**કોડીનાર મહાલ**

| | |
|---|---|
| ૧ અડવી | ૬-૦-૦ |
| ૨ ગોહેલની ખાણુ | ૬-૮-૦ |
| ૩ પીપળી | ૬-૦-૦ |
| ૪ માલગામ | ૫-૮-૦ |
| ૫ માલસરમ | ૮-૮-૦ |
| કુલ રૂ. | ૩૨-૮-૦ |

**ખાંભા મહાલ**

| | |
|---|---|
| ૧ ઝીકીઆળી | ૫-૮-૦ |
| ૨ પીપળવા | ૫-૮-૦ |
| કુલ રૂ. | ૧૧-૦-૦ |

**દામનગર મહાલ**

| | |
|---|---|
| ૧ કરકોળીઆ | ૫-૮-૦ |
| કુલ રૂ. | ૫-૮-૦ |

**ધારી મહાલ**

| | |
|---|---|
| ૧ કમી | ૫-૮-૦ |
| ૨ કુબડા | ૬-૦-૦ |
| ૩ નાગધરા | ૫-૮-૦ |
| ૪ હુડલી | ૫-૦-૦ |
| કુલ રૂ. | ૨૨-૦-૦ |

અમરેલી તથા ઓખામંડળ પ્રાંત કુલ સરકાર મદદ રૂ. ૧૮૯-૦-૦

### મહેસાણા પ્રાંત

**આતરસુંબા મહાલ**

| | |
|---|---|
| ૧ કમાલબંધ વાસણા | ૫-૮-૦ |
| ૨ ધડીઆ | ૫-૮-૦ |
| ૩ વડાલી | ૫-૮-૦ |
| ૪ ઉકરડીના મુવાડા | ૫-૮-૦ |
| ૫ સંદેસર | ૪-૮-૦ |
| ૬ ઝંડા | ૭-૮-૦ |
| ૭ સિહોરા | ૫-૮-૦ |
| ૮ ગરોડ | ૫-૮-૦ |
| ૯ વાઘજીપુર | ૫-૮-૦ |
| કુલ રૂ. | ૫૦-૮-૦ |

**કડી મહાલ**

| | |
|---|---|
| ૧ કડી શાસ× | ૪૦-૦-૦ |

૨ લક્ષ્મણપુરા ૫-૮-૦

કુલ રૂ. ૪૫-૮-૦

### કલોલ મહાલ

૧ નાદરી ૫-૮-૦
૨ ભોયણરાઠોડ ૫-૮-૦
૩ અઢાણા ૫-૮-૦
૪ તારાપુર ૫-૮-૦
૫ રાંચરડા પાંજરાપોળ ૯-૮-૦

કુલ રૂ. ૩૧-૮-૦

### ખેરાળુ મહાલ

૧ મહાસણા ૫-૮-૦
૨ પાન્છા ૫-૮-૦
૩ નાની હીરવાણી ૫-૮-૦

કુલ રૂ. ૧૬-૮-૦

### દહેગામ મહાલ

૧ નાના જલુંદ્રા ૪-૮-૦
૨ જાખોરા ૫-૮-૦
૩ પલ્લાનો મઠ ૫-૮-૦
૪ પાલજ ૭-૮-૦
૫ સલાટપુર ૫-૮-૦
૬ સીહોલી મોટી ૫-૮-૦
૭ આલમપુર ૫-૮-૦
૮ જાળીઆનો મઠ ૯-૮-૦
૯ ગીયોડ ૬-૮-૦
૧૦ શાહપુર ૫-૮-૦

કુલ રૂ. ૬૧-૦-૦

### પાટણ મહાલ

૧ પાટણ કંપાણી× ૪૫-૦-૦
૨ પાટણ ટાંકવાડા× ૫૦-૦-૦
૩ પાટણ ધીવટા× ૨૩-૦-૦
૪ પાટણ સાલવી ડો. પંડયા અભ્યાસગૃહ× ૫૦-૦-૦
૫ પાટણ સોનીવાડો×૩૦-૦-૦
૬ પાટણ ઠાકરડા× ૧૦-૦-૦
૭ પાટણ અનાથ બાળકાશ્રમ× ૧૨-૦-૦
૮ પાટણનાગરવાડો×૩૬-૦-૦
૯ એંદલા ૬-૮-૦

કુલ રૂ. ૨૬૨-૮-૦

### મહેસાણા મહાલ

૧ મહેસાણા પરા× ૬-૮-૦
૨ ભાસરીઆ ૬-૮-૦
૩ ચરાડુ ૭-૦-૦
૪ સીડોસણા ૫-૮-૦
૫ નાગલપુર ૫-૮-૦
૬ ધાધુસણ ૬-૦-૦
૭ ચલોવા ૫-૮-૦
૮ ધનપુરા ૫-૮-૦
૯ ખદલપુર ૬-૮-૦
૧૦ દેદીઆસણ ૫-૮-૦
૧૧ પુનાસણ ૫-૮-૦

કુલ રૂ. ૬૫-૮-૦

### વિજાપુર મહાલ

૧ ગણેશપુરા ૫-૮-૦
૨ પાલડી વ્યાસ ૬-૮-૦
૩ સુંદરાસણ ૮-૮-૦
૪ હરણહોડા ૫-૮-૦
૫ ધનપુરા ૫-૮-૦
૬ ઇભરામપુર ૮-૮-૦
૭ વસાઇ વિદ્યાર્થી વાંચનાલય ૧૦-૦-૦

કુલ રૂ ૫૦-૦-૦

### વિસનગર મહાલ

૧ બાકરપુર ૭-૦-૦
૨ રંગાકુઇ ૫-૮-૦
૩ રામપુર ૧૬-૦-૦
૪ ધામણવા ૮-૦-૦
૫ શેવાળા ૫-૮-૦

કુલ રૂ. ૪૨-૮-૦

### સિદ્ધપુર મહાલ

૧ ઉપલવા ૮-૮-૦
૨ ઉંઝા આર્ય સમાજ× ૧૧-૦-૦
૩ સિદ્ધપુર આર્ય યુવક× ૧૦-૦-૦

કુલ રૂ. ૨૯-૮-૦

### હારીજ મહાલ

૧ પીપલાણા ૧૦-૦-૦

કુલ રૂ. ૧૦-૦-૦

મહેસાણા પ્રાંત કુલ સરકાર મદદ રૂ. ૬૬૫-૦-૦

## વડોદરા પ્રાંત

### તા. કરજણ

૧ નિશાળીઆ ૮-૮-૦
૨ ધનોરા ૫-૮-૦

કુલ રૂ. ૧૪-૦-૦

### તા. ડભોઈ

૧ અલાયપુરા ૬-૮-૦
૨ જીયા તલાવડી ૫-૮-૦

કુલ રૂ. ૧૨-૦-૦

### તા. તીલકવાડા

૧ જેમલગઢ ૫-૮-૦

કુલ રૂ. ૫-૮-૦

**તા. પાદરા**

૧ સોમજીપુરા ૫-૮-૦
૨ મોભારોડ ૧૯-૦-૦
૩ બામણવશી ૫-૮-૦
૪ લોલા ૫-૮-૦
૫ સાંઢા ૫-૮-૦

કુલ રૂ. ૪૧-૦-૦

**તા. પેટલાદ**

૧ વસો આરોગ્ય વર્ધક× ૫૦-૦-૦
૨ ધર્મજ અંત્યજ×૧૨-૦-૦
૩ વિશ્નોલી ૫-૮-૦

કુલ રૂ. ૬૭-૮-૦

**તા. વડોદરા**

૧ સમસપુરા ૫-૮-૦
૨ ગોસીંદ્રા ૬-૮-૦
૩ કરાલી ૫-૮-૦
૪ ધનોરા ૬-૦-૦
૫ વડોદરા મેલ ટ્રેનિંગ યુનીયન× ૫૦-૦-૦
૬ અકોટા ૬-૮-૦
૭ અંપાડ ૫-૮-૦
૮ મહાપુરા ૫-૮-૦
૯ રાયપુરા ૫-૮-૦
૧૦ ઉંડીયા મેઢાદ ૫-૮-૦
૧૧ સોનારકુઇ ૫-૮-૦
૧૨ ફાજલપુર (સાંકરદા) ૫-૮-૦
૧૩ અલ્હાદપુરા ૫-૮-૦
૧૪ તાંદળજા ૫-૮-૦
૧૫ ફાજલપુર (પોર) ૫-૮-૦
૧૬ જ્યુબીલી બાગ વાંચનાલય× ૫૦-૦-૦
૧૭ કોટાલી ૫-૮-૦

કુલ રૂ. ૧૮૫-૦-૦

**તા. વાઘોડીઆ**

૧ ગુગલપુર ૫-૮-૦
૨ કુમેટા ૬-૮-૦
૩ ચીપડ ૫-૮-૦
૪ ફલોડ ૫-૮-૦
૫ ચંપાલીપુરા ૫-૮-૦
૬ રાહકુઇ ૫-૮-૦

કુલ રૂ. ૩૪-૦-૦

**તા. શિનોર**

૧ ગરાડી ૮-૮-૦
૨ દરિયાપુરા ૬-૮-૦

કુલ રૂ. ૧૫-૦-૦

**તા. સંખેડા**

૧ સુર્યા ૫-૮-૦
૨ ઝાબ ૭-૮-૦
૩ લોટીઆ ૧૫-૦-૦

કુલ રૂ. ૨૮-૦-૦

**તા. સાવલી**

૧ અલીંદ્રા ૫-૮-૦
૨ શાન્તિપુરા ૧૧-૦-૦
૩ કડાચલા ૫-૮-૦
૪ કુનપાડ ૫-૮-૦
૫ ઉત્તમનગર ૭-૮-૦
૬ ઘંટીઆળ ૫-૮-૦
૭ માધવપુરા ૫-૮-૦
૮ વેમાર ૫-૮-૦

કુલ રૂ. ૫૧-૮-૦

વડોદરા પ્રાંત કુલ સરકાર મદદ રૂ. ૪૫૩-૮-૦

## નવસારી પ્રાંત

**તા. કામરેજ**

૧ મોવાછી ૫-૮-૦

કુલ રૂ. ૫-૮-૦

**તા. ગણદેવી**

૧ ભાઠા ૫-૮-૦
૨ કેસલી ૬-૮-૦
૩ દેવસર ૫-૮-૦
૪ નાંદરખા ૫-૮-૦

કુલ રૂ. ૨૩-૦-૦

**તા. નવસારી**

૧ ચોખડ ૫-૮-૦
૨ નવસારી સ્ટેશન રોડ× ૨૦-૦-૦

કુલ રૂ. ૨૫-૮-૦

**તા. પલસાણા**

૧ તાંતી ઝઘડા ૬-૮-૦
૨ પંજોળીઆ ૫-૮-૦
૩ કણાવ ૫-૮-૦

કુલ રૂ. ૧૭-૮-૦

**તા. મહુવા**

૧ અંધાત્રી ૫-૮-૦
૨ બારતાડ ૮-૮-૦
૩ ઉમરાવ ૮-૦-૦
૪ મહુવરીઆ ૫-૮-૦
૫ શેખપુર ૫-૮-૦
૬ ડુંગરી ૫-૮-૦
૭ લસણપોર ૫-૮-૦
૮ બામણીઆ ૯-૦-૦
૯ બીલખડી ૭-૮-૦
૧૦ વાંસકુઇ ૫-૮-૦
૧૧ વહેવલ ૭-૮-૦

કુલ રૂ. ૭૩-૮-૦

**તા. વ્યારા**

૧ ઉંચામાળા ૫-૮-૦
૨ મગરકુઇ ૫-૮-૦
૩ ઉમરવાવ નજીક ૫-૮-૦
૪ વડકુઇ ૫-૮-૦
૫ આંબીઆ ૭-૮-૦
૬ ધાટા ૫-૮-૦
૭ કલકવા ૫-૮-૦

કુલ રૂ. ૪૦-૮-૦

નવસારી પ્રાંત કુલ સરકાર મદદ રૂ. ૧૮૫-૮-૦

× નિશાનીવાળાં કસ્બા વાચનાલય છે; બાકીનાં ગ્રામ વાચનાલય છે.

કુલ ૧૪૪ ગ્રામ વાચનાલયોએ અને ૨૧ કસ્બા વાંચનાલયોએ સરકારમદદ લીધી છે.

મુ. વડોદરા
તા. ૨-૮-૩૯

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.

## જાહેરાત નં. ૭ સન ૧૯૩૯ ૪૦

## વડોદરા પ્રાંતનાં પુસ્તકાલયોનાં દેણગીથી બંધાતાં મકાનોની હકીકત.

| અનુક્રમ નંબર | પુસ્તકાલયનું નામ | મકાન માટે મદદ આપનારનું નામ અને ઠેકાણું. | લોકમદદની એકત્ર કરેલી રકમ રૂપીઆ | પ્રાંત પંચાયતમાં રકમો જમા કરાવ્યાની હકીકત | | | | | | મકાનના કામની હકીકત |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | દેણગીની | | સરકાર મદદ | | પંચાયત મદદ | | |
| | | | | રકમ | તારીખ | રકમ | તારીખ | રકમ | તારીખ | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૫ |
| ૧ | આમળા તાલુકે પાદરા | ગામલોકો | ૧૦૦૦ | ૧૦૦૦ | ૩૫-૩૬ | ૧૦૦૦ | ૩૫-૩૬ | ૧૦૦૦ | ૩૬-૩૭ | મકાન બાંધવા માટે લોકોને ઇજારો આપવામાં આવ્યો છે. |
| ૨ | ઇટોલા તાલુકે વડોદરા | ,, | ૧૦૦૦ | ૧૦૦૦ | ૩૬-૩૭ | ૧૦૦૦ | ૩૬-૩૭ | ૧૦૦૦ | ૩૬-૩૭ | મકાનનું કામ લગભગ પૂરું થવા આવ્યું છે. |
| ૩ | મોભા તાલુકે પાદરા | ,, | ૧૦૦૦ | ૧૦૦૦ | ૩૬-૩૭ | ૭૫૨-૮-૮<br>૨૪૭-૭-૪ | ૩૬-૩૭<br>૩૭-૩૮ | ૧૦૦૦ | ૨૬-૧૨-૩૮ | મકાન માટે જમીનનો કબજો રા. પાદરા તાલુકા નિરીક્ષકને તા ૨૧-૭-૩૯ ના રોજ સોંપવામાં આવેલો હોવાથી હવે કામ શરૂ થશે. |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૧ | તેનતલાવ તાલુકે શિનોર | ,, | ૧૦૦૦ | ૧૦૦૦ | ૪–૪–૩૯ | ૧૦૦૦ | ૨૧–૪–૩૯ | ૧૦૦૦ | ,, | પંચાયત મદદ ચાલુ સાલે મળશે. જમીન પસંદ થવા મહાલે નં. ૫૯૬૯ તા. ૨૯–૫–૩૯ થી લખ્યું છે. |
| ૧૨ | રણાપુર તાલુકે કરજણ | ,, | ૬૦૧ | ૬૦૧ | ૧૩–૭–૩૯ | ૬૦૦ | ૬–૬–૩૯ | ૬ ૦ | ,, | પંચાયત મદદ ચાલુ સાલે મળશે. જમીન પસંદ કરવા મહાલે નં. ૬૩૯૭ તા. ૨૪–૬–૩૯ થી લખ્યું છે. |
| ૧૩ | મેથી તાલુકે કરજણ | મેથીના ભાઇલાલભાઇ ગિરધરલાલ | ૬૨૫ | ૬૨૫ | ૧૩–૭–૩૯ | ૬૨૫ | ૬–૬–૩૯ | ૬૨૫ | ,, | પંચાયત મદદ ચાલુ સાલે મળશે. જમીન તા. ૨૧–૫–૩૯ ની સમિતિમાં પસંદ થઇ છે. જમીનનાં માગણીપત્રો સહીઓ કરી નં. ૬૮૧૯/૨૦–૭–૩૯ થી પ્રાંત પંચાયત તરફ મોકલ્યો છે. |
| ૧૪ | પેટલાદ મહિલા | લોકમદદ | ૩૦૦૦ | ૩૦૦૦ | ૨૪–૭–૩૯ | ૨૦૦૦<br>૧૦૦૦ | ૫–૭–૩૫<br>૨૪–૬–૩૬ | ૫૧–૩–૧૧<br>૩૫–૫–૦<br>૨૦૦૦–૦–૦ | ૫–૭–૩૫<br>૨૭–૭–૩૫<br>૩૦–૭–૩૬ | જમીન પસંદ કરવાનું કામ વડોદરા પ્રાંત સુબા કચેરીમાં નં. ૫૩૮૭/૧૪-૪-૩૯ થી મોકલ્યું છે તે કામનો નિકાલ થયે જમીન પસંદ થયે આગળની તજવીજ થવાની છે. |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૫ | ધર્મજ મહિલા | લોકમદદ | ૨૦૦૦ | ૨૦૦૦ | ૧૮-૧૦-૩૫ | ૨૦૦૦ | ૯-૧૦-૩૫ | ૨૯૧૩-૭-૧ | ૩૦-૭-૩૬ | મકાન માટેની જમીન ખાનગી રીતે સંપાદન થઈ ગઈ છે. જમીન પંચાયતને કબજે સોંપવામાં આવશે એટલે કામ શરૂ થશે. |

ટીપઃ—કંડારી તા. કરજણ પુસ્તકાલયના મકાનનું વંઢાનું કામ રૂ. ૪૨૫-૦-૦ નું પૂરું થયું છે. વલણ અને બચાર તા. કરજણ પુસ્તકાલયનાં વંઢાનાં કામ માટે અનુક્રમે રૂ. ૯૧૪ અને રૂ. ૪૧૬ મંજુર થએલા છે, તે કામો આ સાલે મોટા કરાળા તા. શિનોર પુસ્તકાલય વંઢાના કામે રૂ. ૪૯૦ મંજૂર થએલા છે તે કામ આ સાલે પૂરૂં થશે.

## નવસારી પ્રાંતનાં પુસ્તકાલયોનાં દેણગીથી બંધાતાં મકાનોની હકીકત.

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | પીપોદરા તાલુકે માંગરોળ | ગામમદદ | ૫૦૦ | ૫૦૦ | ૩૪-૩૫ | ૫૦૦ | ૩૬-૩૭ | ૫૦૦ | ૩૬-૩૭ | જમીનનાં માગણી-પત્રો સહીઓ મહાલે પંચાયતને જમીન કબજે સોંપવા નં. ૫૩૦૨ તા. ૮-૪-૩૯ થી મોકલ્યાં છે અને ઉ. નં. ૬૭૩૯/ ૧૭-૭-૩૯થી કરીછે. |
| ૨ | કપુરા તાલુકે વ્યારા | ,, | ૧૦૦૦ | ૧૦૦૦ | ૩૬-૩૭ | ૧૦૦૦ | ,, | ૧૦૦૦ | ૩૭-૩૮ | મકાનનું કામ ચાલુ છે. પૂરું થવા આવ્યું છે. |
| ૩ | ધાત્વા તાલુકે કામરેજ | ,, | ૧૦૦૦ | ૧૦૦૦ | ૩૭-૩૮ | ૧૦૦૦ | ૨૧-૪-૩૯ | ૧૦૦૦ | ,, | પંચાયત મદદ ચાલુ સાલે મળશે અને જમીન કબજે મળે કામ શરૂ થશે. |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૪ | આરતા તાલુકે કામરેજ | ,, | ૧૦૦૦ | ૧૦૦૦ | — | ૫૨૩ | ૨૫-૭-૩૯ | ૧૦૦૦ | | લોકમદદ પુ. સ. મં. ડળમાં જમા છે તે પંચાયતમાં જમા થવાની બાકી છે. સરકારી મદદ બાકીની અને પંચાયત મદદ આ સાલે પંચાયતમાં જમા થશે એટલે જમીન પસંદ થઇ કબજે મળે કામ શરૂ થશે. |

ટીપ:— નિસોદરા તાલુકે નવમારી પુસ્તકાલયના મકાનનો એક ઓરડો વધારવા ગામમદદ રૂ. ૨૦૦) આવેલી તે ઉપર સરકાર પંચાયત મદદ રૂ. ૪૦૦) આપવામાં આવી છે. કામ આગેવાનોને સોંપ્યું છે.

## મહેસાણા પ્રાંતનાં પુસ્તકાલયોનાં દેણગીથી બંધાતાં મકાનોની હકીકત.

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | બ્રાહ્મણવાડા તાલુકે સિદ્ધપુર | ગામમદદ | ૧૦૦૦ | ૧૦૦૦ | ૩૦-૧૧-૩૫ | ૧૦૦૦ | ૩૦-૧૧-૩૫ | ૧૦૦૦ | ૩૦-૧૧-૩૫ | તા. ૨૧-૮-૩૯ સુધીમાં કામ પૂરું થશે |
| ૨ | પ્રસનપુર મોટા તા. દહેગામ | ,, | ૧૦૦૦ | ૧૦૦૦ | ૨૬-૨-૩૬ | ૧૦૦૦ | ૨૬-૨-૩૬ | ૧૦૦૦ | ૨૬-૨-૩૬ | કામ પૂરું થવા આવ્યું છે. |
| ૩ | ઊંઝા મહિલા તા. સિદ્ધપુર | મુંબાઇના શેઠ જગમોહનદાસ | ૨૦૦૦ | ૨૦૦૦ | ૧૫-૧૨-૩૭ | ૨૦૦૦ | ૧૫-૧૨-૩૭ | ૨૦૦૦ | ૧૫-૧૨-૩૭ | આ કામ જમીન કબજે સોંપવાનો હુકમ પ્રાંતમાંથી થવાનો હોવાથી પ્રાંતમાં નં. ૬૭૯૩/૧૭-૭-૩૯ થી લખ્યું છે. |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૪ | કલ્યાણપુરા તા. કડી | ગામમદદ | ૧૦૦૧ | ૧૦૦૧ | ૧૯૩૨ | ૧૦૦૦ | ૬-૪-૩૮ | ૮૨૩-૯-૧૦ | ૨૫-૬-૩૮ | પસંદ થએલી જમીનમાં સાર્વજનિક તકરારો આવવાથી નિકાલ કરાવવાની તજવીજ ચાલે છે. તેનો નિવેડો આવે આગળની તજવીજ થશે. |
| ૫ | સિદ્ધપુર મહિલા | સિદ્ધપુરના રાજ્યરત્ન શેઠ મગનલાલ પ્રભુદાસ | ૨૦૦૦ | ૨૦૦૦ | ૯-૮-૩૮ | ૨૦૦૦ | ૧-૮-૩૮ | ૨૦૦૦ | ૨૯-૫-૩૯ | જમીન બાબતનો છેવટ નિકાલ સર્વે ખાતેથી થવાનું કામ ચાલે છે. તે કામે નિકાલ કરાવી જમીન સોંપવા નં. ૬૨૬૪ તા. ૧૭-૬-૩૯ થી મહાલે લખ્યુ છે. |
| ૬ | ગવાડા તાલુકે વિજાપુર | ગવાડાની બાઈ મોતી | ૧૬૦૦ | ૧૦૦૦ | ૪-૪-૩૯ | ૧૦૦૦ | ૧૪-૨-૩૯ | ૧૦૦૦ | ૨૩-૫-૩૯ | જમીન તા. ૧૫-૪-૩૯ ના રોજ પસંદ થઇ છે. જમીનના કબજા માટેનો નિકાલ થયે જગા ન પંચાયતને કબજે મળે આગળની તજવીજ થશે. જમીનનાં માગણીપત્રકો મોકલવા પ્રાંત પંચાયત તરફ નં. ૬૬૩૬ તા. ૨૧-૭-૩૯ થી લખ્યું છે. |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | વિજાપુર મહિલા | વિજાપુરના શેઠ વિઠ્ઠલભાઈ રણછોડલાલ ઝવેરી | ૨૦૦૦ | ૨૦૦૦ | ૮-૪-૩૯ | ૨૦૦૦ | ૨૩-૩-૩૯ | ૨૦૦૦ | | તા. ૭-૪-૩૯ ની સમિતિમાં જમીન પસંદ થએલી છે પણ તે સમિતિ નિયમ પ્રમાણે નહિ હોવાથી ફરીથી સમિતિ બોલાવવા મહાલે નંબર ૬૭૩૬ તા. ૧૭-૭-૩૯ થી લખ્યું છે. |

ટીપઃ—૧ મહેસાણા પ્રાંતમાં બીલોદરા તા. વિજાપુર પુસ્તકાલયના મકાનના વંદા માટે ૧૯૩૭-૩૮ માં રૂ. ૧૬૮) એકસો અડસઠ મંજૂર થએલા પરંતુ વંદા માટે જમીનમહેસૂલ માફીથી આપવા ૧૯૩૮-૩૯ ની સાલે હુકમ થએલો હોવાથી જમીન ચાલુ સાલે કબજે મળે કામ શરૂ થશે.

૨ શેરથા તા. કલોલ પુસ્તકાલયના વંદા માટે રૂા. ૮૦૦) આઠસો ૧૯૩૮-૩૯ સાલે મંજૂર થએલા તે પૈકી લોકમદદ મળી છે. સરકાર પંચાયત મદદ ચાલુ સાલે મળે કામ શરૂ થશે.

ટીપઃ—એકંદરે સને ૧૯૩૮-૩૯ સાલમાં ૯ પુસ્તકાલયોને મદદ આપી હતી. અને સાલ દરમ્યાન ૯ મકાનો બંધાયાં છે. અને બાકીનાં મકાનોની હકીકત ઉપર દર્શાવેલી છે.

પુસ્તકાલય ખાતુ
સાર્વજનિક પુસ્તકાલય શાખા
વડોદરા, તા. ૪ જુલાઈ ૧૯૩૯

પું. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ.
મદદનીશ વ્યવસ્થાપક

## સૂચના નંબર ૫ સને ૧૯૩૯–૪૦

## વિષય

### ફરતા પુસ્તકાલય શાખાનાં નવીન પુસ્તકો બાબત.

સૂચના નં. ૪૬૨ તા. ૮–૫–૩૯ ના અનુસંધાનમાં જણાવવાનું કે ફરતા પુસ્તકાલયના ઉપયોગ માટે માહે મે ૧૯૩૯ થી માહે જુલાઇ ૧૯૩૯ સુધીમાં નીચેનાં પુસ્તકોનો વધારો કરવામાં આવ્યો છે.

| લેખક | પુસ્તકનું નામ | સાલ |
|---|---|---|
| તલવાડ વિમળાગૌરી | બાળવિજ્ઞાન ભાગ ૩ | ૧૯૩૪ |
| પટેલ માધવલાલ ભાઇલાલ | સ્ટીમરબાઇન એન્જીનીયર હેન્ડબુક ભા. ૧–૨–૩ | ૧૯૩૮ |
| દવે વિ. ચ. | ગૃહવિધાન | ૧૯૩૭ |
| પંડિત સુંદરલાલ | ભારતમાં અંગ્રેજી રાજ્ય ભા. ૧ | ૧૯૩૮ |
| ,, | ,, ભા. ૨ | ૧૯૩૮ |
| પંડ્યા ના. અ. | રઘુવંશ | ૧૯૩૭ |
| દાણી લક્ષ્મીદાસ | એડોલ્ફ હીટલર | ૧૯૩૫ |
| પંડ્યા ના. અ. | કુમારસંભવ | ૧૯૩૬ |
| પાઠક બાળકૃષ્ણ અં. | જંતુશાસ્ત્રપ્રવેશિકા | ૧૯૩૯ |
| આચાર્ય જયંતિલાલ. | માનવધર્મ | ૧૯૩૮ |
| ધ્રુવ પ્ર. આ. | નીતિશાસ્ત્ર | ૧૯૩૭ |
| પટેલ ર. મો. | દાંત અને તેની સંભાળ | ૧૯૩૮ |
| ગજ્જર મગનલાલ | લિંબુ અને તેની જાતનાં ફળોનો ઉદ્યોગ | ૧૯૩૭ |

| લેખક | પુસ્તકનું નામ | સાલ |
|---|---|---|
| દેરાસરી ડા. પી. | ગુજરાતીઓએ હિંદી સાહિત્યમાં આપેલો ફાળો | ૧૯૩૭ |
| મોદી અ સુ. | ટરકેજી અને તેનાં માણસો | ૧૯૩૭ |
| દેસાઇ ઉ. વૃ. | પ્રજાજીવનની દષ્ટિએ દૂધ અને ઘી | ૧૯૩૭ |
| દીવેટીઆ ન. ભો. | મનોમુકુરગ્રંથ ૩ | ૧૯૩૭ |
| ,, | ,, ૪ | ૧૯૩૭ |
| પંડ્યા ગ. લા. | ઓખાહરણ | ૧૯૩૮ |
| પાઠક પ્રા. વિ. | પ્લેટોનું આદર્શ નગર ભાગ ૧ | ૧૯૩૭ |
| ,, | ,, ,, ૨ | ૧૯૩૮ |
| દવે મનુ હ. | બોધબાવની | ૧૯૩૭ |
| બ્રહ્મભટ્ટ વિ. ને. | વિઠ્ઠલવિલાસ | ૧૯૩૮ |
| મકાતી પીલાં. ભી. | પ્રભુ સાથે પરિચય | ૧૯૩૬ |
| ત્રિવેદી હરભાઇ | નવો આચાર નવો વિચાર | ૧૯૩૭ |
| પંડ્યા માર્તન્ડ શિવભદ્ર | કપાસ ભાગ ૧ | ૧૯૩૫ |
| ,, | ,, ૨ | ૧૯૩૬ |

| | | |
|---|---|---|
| શુક્લ રા. દા. | ગુજરાતી સાહિત્ય | ૧૯૩૬ |
| જોશી શં. ગો. | ઉન્નતિનો માર્ગ યાને ગૌસંવર્ધન | ૧૯૩૪ |
| કવિ વલ્લભજી સુંદરજી | નવા ઉખાણા | ૧૯૩૮ |
| ,, | ત્યાગકથાઓ | ,, |
| ,, | મહાન માતાઓ | ,, |
| ,, | પરોપકારી બાળકો | ,, |
| ,, | સત્યવાદી બાળકો | ,, |
| ,, | સુવર્ણ મંદિર | ,, |
| ,, | નરોત્તમ | ,, |
| ,, | શોધખોળ | ,, |
| ,, | ઉંદર મામા | ,, |
| ,, | સંસ્કાર | ,, |
| ,, | કૂતરાની વાતો | ,, |
| ,, | જાડું જોડું | ,, |
| દ્વિવેદી મ. જ. | જીવનશિક્ષણ | ૧૯૩૨ |
| ,, | અમૂલ્ય તક | ૧૯૩૪ |
| ,, | આત્મસંદેશ | ૧૯૩૫ |
| મજમુંદાર દુષ્યંત | શોધખોળની વાતો | ૧૯૩૭ |
| મજમુદાર ચૈતન્યબાળા | લલિતકળા અને બીજા સાહિત્ય-લેખો. | ૧૯૩૮ |
| પટેલ શંકરભાઇ સો. | નૂતન બાળપોથી | ૧૯૩૮ |
| ,, | બાળપોથીની પૂરવણી | ૧૯૩૮ |
| દવે જુગતરામ | લોકપોથી પહેલી | ૧૯૩૯ |
| પરીખ ન. હા. | વર્ધા કેળવણીનો પ્રયોગ | ૧૯૩૯ |
| કાલેલકર દ. બા. | જીવનસંસ્કૃતિ | ૧૯૩૯ |
| પટેલ ગો. જી. | હિન્દુસ્તાનની ગરીબાઇ | ૧૯૩૮ |
| ગૌતમ ર. રં. | પ્રેમયાત્રા | ૧૯૩૮ |
| દલાલ ર. જ. | કમાલ પાશા | ૧૯૩૯ |
| શાહ ધી. ટો. | રમુજી ટુચકા | ૧૯૩૯ |
| આચાર્ય ગુણવંતરાય | ઓટનાં પાણી | ૧૯૩૮ |
| ,, | તાત્યારાવનુ તાવીજ | ૧૯૩૮ |
| ઓઝા ઉજ્જ્વરંગરાય | તક્ષશિલાની રાજમાતા | ૧૯૩૮ |
| દેસાઇ નીરૂ | ધરતી | ૧૯૩૯ |
| દર્શક | બંધન અને મુક્તિ | ૧૯૩૯ |
| દેસાઇ રમણલાલ વ. | ક્ષિતિજ | ૧૯૩૮ |
| શુક્લ બચુભાઇ | અપૂર્વભારતી (પથેર દાબી) ભાગ ૧-૨ | ૧૯૩૯ |
| અગ્નિકુમાર | હાસ્ય નૈવેદ્ય | ૧૯૩૮ |
| આચાર્ય ગુણવંતરાય | દરિદ્રનારાયણ પૂર્વાર્ધ | ૧૯૩૮ |
| ,, | ,, ઉત્તરાર્ધ | ૧૯૩૮ |
| દેસાઇ રમણલાલ વ. | પરી અને રાજકુમાર | ૧૯૩૮ |
| કર્ણીક મા. બા. | સોનેરી સંદુક | ૧૯૩૮ |
| પારેખ નગીનદાસ | નૌકા ડૂબી | ૧૯૩૯ |
| દલાલ ઉષાદેવી | સુવાસચંદ્ર | ૧૯૩૯ |
| ભક્ત બા. વે. | અમરચરિત્ર ભા. ૧ | ૧૯૩૯ |
| ,, | ,, ,, ૨ | ૧૯૨૯ |
| ,, | ,, ,, ૩ | ૧૯૩૪ |
| ,, | ,, ,, ૪ | ૧૯૨૮ |
| ,, | ,, ,, ૫ | ૧૯૩૪ |
| શાહ ધી. ટો. | વિદ્યાર્થી વાચનમાળા આઠમી શ્રેણી | ૧૯૩૯ |
| બધેકા ગિ. ભ. | મોન્ટીસોરી પદ્ધતિ | ૧૯૩૨ |
| મહેતા ભો. ગિ. | ભૂગોળવિજ્ઞાન | ૧૯૩૭ |

વડોદરા
તા. ૮-૮-૩૯

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

ટીપઃ—મરાઠી અને હિન્દી પુસ્તકોની યાદી આવતા અંકમાં જોશો.

## વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં પુસ્તકોની યાદી નં. ૧ સને ૧૯૩૯–૪૦

| નંબર | પુસ્તકનું નામ | ગ્રંથકર્તાનું નામ | કિંમત | કદ | વર્ષ | પૃષ્ઠ | બાંધણી | પ્રકાશકનું ઠેકાણું |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | બાળકનો બાગ | સોમાભાઇ કિશોરભાઇ પટેલ | ૦– ૬–૦ | ૧૬° | ૧૯૩૯ | ૬૨ | કાચી | કર્તા, સુણાવ, આણંદ થઇને |
| ૨ | મેનેરી શિખામણ | પુરુષોત્તમરાય શિવરામ ભટ્ટ | ૦– ૬–૦ | ,, | ૧૯૯૫ | ૮૦ | , | કર્તા, કુંભારટુકડા, ભુલેશ્વર રોડ, ઘર નં. ૧૭ ફેગવાળો માળો, બીજે માળે, મુંબઇ ૪ |
| ૩ | બન્ધન ( ગુજરાતી પંચની ૧૯૩૮ની બીજી ભેટ) | ઇન્દુકુમાર શંકરલાલ શહેરાવાળા | ૧– ૮–૦ | ,, | ૧૯૯૫ | ૩૦૫ | પાકી | કર્તા સુલતાનપુરા ગોલવાડ, કુવા ફળીઆ વડોદરા |
| ૪ | મકરન્દ | શં. લ. ગર્ગે | ૦–૧૨–૦ | ,, | ૧૯૩૭ | ૫૦ | ,, | શંકર લક્ષ્મણ ગર્ગે, જગગામ, જાઝર, ચાળીસગામ પૂ. ખા. |
| ૫ | મહાગ્નિ જીવનપ્રકાશ ગ્રં. પુ. ૧ | ડૉ. જટાશંકર નાન્દી | ૦– ૨–૦ | ,, | ,, | ૩૨ | કાચી | વ્યવસ્થાપક જીવનપ્રકાશ ગ્રંથમાળા; સુધાભાઇનો બંગલો, હરિજન આશ્રમ પાસે, સાબરમતી-અમદાવાદ |
| ૬ | બ્રહ્મચર્ય ,, ૨ | ,, | ૦– ૨–૦ | ,, | ,, | ૪૦ | , | |
| ૭ | માણસ માંદો કેમ પડે છે ? ,, ૩ | ,, | ૦– ૧–૦ | ,, | ,, | ૧૫ | ,, | |
| ૮ | મંદવાડ કેમ મટાડવો ? ,, ૪ | ,, | ૦– ૨–૦ | ,, | ,, | ૩૨ | ,, | ,, |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૯ | સર્વ રોગની સૌથી સરસ સારવાર આરોગ્ય રક્ષણ ગ્રંથ-માળ અંક ૬ | ડૉ. જટાશંકર નાન્દી | ૦- ૪-૦ | ૧૬° | ૧૯૩૯ | ૬૮ | કાચી | નવયુગ આરોગ્ય મંદિર, બેચરદાસ લશ્કરીનો બંગલો, સાબરમતી-અમદાવાદ. |
| ૧૦ | આરોગ્યરક્ષક અદ્દભુત ક્રિયા ,, ૭ | ,, | ૦- ૧-૦ | ,, | ,, | ૨૨ | ,, | |
| ૧૧ | તમાકુ દોષદર્શિકા ,, ૮ | ,, | ૦- ૨-૦ | ,, | ૧૯૩૯ | ૩૨ | કાચી | સદર |
| ૧૨ | બ્રહ્મચર્યબોધસંગ્રહ ,, ૯ | ,, | ૦- ૪-૦ | ,, | ૧૯૩૯ | ૬૮ | ,, | સદર |
| ૧૩ | છાયાદેવી અને બીજી વાતો. | અવિનાશ | ૧- ૮-૦<br>૧-૧૨-૦ | ,, | ૧૯૩૯ | ૨૪૦ | કાચી<br>પાકી | જટાશંકર મા. મહેતા, પ્રગતિ સાહિત્ય મંદિર, રાજકોટ. |
| ૧૪ | संध्योपासना | श्रीपाद दामोदर सातवळेकर | ૧- ૮-૦ | ,, | ૧૯૨૭ | ૨૪૦ | કાચી | કર્તા, સ્વધ્યાય મંડળ, ઔંધ જીલ્લા સતારા. |
| ૧૫ | ब्रह्मचर्य | ,, | ૧- ૦-૦ | ,, | ૧૯૩૪ | ૧૫૨ | ,, | ,, |
| ૧૬ | सूर्यभेदन व्यायाम | ,, | ૦- ૮-૦ | ,, | ૧૯૩૨ | ૯૩ | ,, | ,, |
| ૧૭ | यजुर्वेदका स्वाध्याय शांतिकरण अध्याय ३६ "सच्ची शांति का सच्चा उपाय" | ,, | ૦-૧૦-૦ | ,, | ૧૯૨૭ | ૧૧૬ | ,, | ,, |
| ૧૮ | वैदिक अग्निविद्या | ,, | ૧- ૮-૦ | ,, | ૧૯૨૪ | ૨૧૬ | ,, | ,, |

તા. ૧૦-૮-૩૯
વડોદરા

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

# પુસ્તકાલય


સવાજમ :
દેશમાં વાર્ષિક રૂા. ૩-૮-૦
પરદેશમાં „ રૂા. ૫-૦-૦
૧ નકલ રૂા. ૦-૬-૦

તંત્રીઓ :
નાનાભાઇ ચંદ્રશેખર દીવાનજી
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

: વ્યવસ્થાપક :
વાઘજીભાઈ નારણભાઇ અમીન
બી. કૉમ
મંત્રી, પુ. સ. સ. મં. લિ.
રાવપુરા......વડોદરા.





| પુસ્તક ૧૪ મું | સપ્ટેમ્બર-૧૯૩૯ | અંક ૯ મો |
|---|---|---|

# અનુક્રમણિકા


| વિષય | લેખક | પૃષ્ઠાંક |
|---|---|---|
| પુસ્તકોની પસંદગી ... ... ... | તંત્રીસ્થાનેથી ... ... | ૫૯૭ |
| જ્ઞાનગ્રંથો ( કાવ્ય ) ... ... | શ્રી. મનજીલાલ છ. જોષી ... | ૫૯૯ |
| જ્ઞાન-જ્યોતિ „ ... ... ... | શ્રી. કમરીન ... ... | ૫૯૯ |
| ગ્રામજનોનું સાહિત્ય... ... ... | શ્રી. મણિભાઇ ઉપાધ્યાય ... | ૬૦૦ |
| શારદામન્દિરે (કાવ્ય) ... ... ... | શ્રી. ધૈર્યચંદ્ર ર. બુદ્ધ ... | ૬૦૨ |
| સેવાદીક્ષિતને „ ... ... ... | શ્રી. મગનલાલ નાગરજી મહેતા | ૬૦૨ |
| લોકમદદના કીમિયાગરો ( ટૂંકી વાર્તા )... | શ્રી. વ્રજલાલ દ. મહેતા ... | ૬૦૩ |
| પરદેશી સાહિત્યસૃષ્ટિનું થોડું અવનવું ... | શ્રી. છોટાલાલ મા. કામદાર | ૬૦૮ |
| પરદેશની પુસ્તકાલય પ્રવૃત્તિ ... ... | શ્રી. રતિભાઇ અમીન ... | ૬૧૦ |
| પ્રૌઢ શિક્ષણ સમિતિ (સને ૧૯૩૮)નું નિવેદન | શ્રી. ના. ચં. દીવાનજી ... | ૬૧૩ |
| મદ્રાસ પુ૦મંડળોની સભાઓ ... ... ... ... ... | | ૬૧૮ |
| પુસ્તકાલયોની તપાસણી ... ... ... ... ... | | ૬૨૨ |
| સ્વ. મોતીભાઇ અમીન સ્મા. ફંડમાં ભરાયલી રકમો ... ... | | ૬૨૩ |
| પુસ્તકપરિચય ... ... ... ... ... ... | | ૬૨૪ |
| નવીન ફાલ... ... ... ... ... ... ... | | ૬૩૧ |
| પુસ્તકોનો પરિચયસંગ્રહ ... ... ... ... | | ૬૩૨ |
| માસિકો મળ્યા તારીખ ... ... ... ... | | ૬૩૪ |
| શું વાંચશો ? ... ... ... ... ... ... | | ૬૩૫ |
| પુસ્તકાલય નોંધ ... ... ... ... ... ... | | ૬૩૭ |
| શિષ્ટ વાચનની પરીક્ષાનું નિવેદન સહ પરિણામ ... ... ... | | ૬૪૦ |
| પુ. સ. સ મં. લિ.ના ૧૫ મો વાર્ષિક નિવેદન ... ... ... | | ૬૪૫ |
| પુસ્તકાલય ખાતાની સૂચનાઓ, વટહુકમો વગેરે ... ... ... | | ૯૯ |


સુધારો—પૃષ્ઠ ૬૪૯ ની ૩૪ મી પંક્તિમાં હમેશને માટે એ શબ્દો પછી નીચે પ્રમાણે ઉમેરો કરીને વાંચવું:—અત્યારે જે રીતે ચાલે છે તે રીતે

# પુસ્તકાલય

પુસ્તક ૧૪ મું | સપ્ટેમ્બર-૧૯૩૯ | અંક ૯ મો


## પુસ્તકોની પસંદગી

—તંત્રીસ્થાનેથી

૧૯૩૯–૪૦ નાં વર્ષ માટેનાં પુસ્તકાલયોનાં બજેટો, ઉત્સાહી ગ્રંથપાલો અને મંત્રીઓએ તો વખતસર, પોતાના વાચકોને પથ્ય અને પુષ્ટિદાયક જ્ઞાનરૂપી ખોરાક આપવા માટે શિષ્ટ અને સુરુચિકર પુસ્તકોની પસંદગી કરી, મોકલી આપ્યાં હશે.

પરંતુ હજી કેટલાંક પુસ્તકાલયોના ગ્રંથપાલો, મંત્રીઓ એવા પણ હશે કે જેમણે પોતાનાં બજેટો મોકલી આપ્યાં નહિ હોય. તેમણે તે સત્વર તૈયાર કરી ખાતા તરફ વિનાવિલંબે મોકલી આપવાં જોઇએ.

બજેટો બનાવતી વખતે, કેટલીક વાર, એકલક્ષી ધોરણ જાળવવામાં આવે છે, કેટલાક ગ્રંથપાલો માત્ર પોતાની જ રુચિને અનુકૂળ આવતાં પુસ્તકો જ બજેટમાં મૂકે છે, કેટલાકો આજુબાજુના લાગતાવળગતાઓની શેહ–શરમમાં તણાઇને તેમની જ પસંદગીનાં પુસ્તકો મંગાવે છે, જ્યારે કેટલાકો પોતાનાં ઓળખીતા–પારખીતા લેખક–પ્રકાશકો પર ઉપકાર કરવાના ઉદ્દેશે તેમના તરફથી પ્રકટ થયેલાં સારાં વા નરસાં પુસ્તકોને અપનાવે છે.

પુસ્તકપસંદગીનું આ ધોરણ અનિચ્છનીય છે. આવાં સાર્વજનિક કાર્યમાં પોતાના સ્વાર્થને આગળ લાવવો ઇષ્ટ નથી, લાગતા–વળગતાઓની શેહ–શરમમાં તણાઇને તેઓની હા જી હા કરી ગમે તેવાં પુસ્તકોનો સંભાર ભરી દેવો તે તો નુકસાનકર્તા જ છે, જ્યારે ઓળખીતા–પારખીતાઓ પર ઉપકાર કરવાનું આ ક્ષેત્ર નથી જ, એ પુસ્તકોની પસંદગી કરનારે ખાસ લક્ષ્યમાં રાખવાની આવશ્યકતા છે.

એટલે બજેટો બનાવતી વખતે તમે ડિટેક્ટિવ નવલકથાઓ પસંદ કરીને તમારા વાચકોને ઉત્તેજક વાચન આપવાનું સાહસ કરશો નહિ, માત્ર પ્રેમલા–પ્રેમલીનાં વર્ણ-

નોથી ભરપૂર નવલકથાંઓ તમારા વાચકો માટે ખરીદી તેમની હલકી રુચિને પોષવાના પાપના ભાગીદાર ન થશો, તેમ જ તેમનામાં ક્ષુલ્લકતા લાવે તેવા સાહિત્યને અપનાવવાથી તો સદા દૂર જ રહેજો.

તમારા બજેટ માટે એવાં પુસ્તકો પસંદ કરજો કે જેથી વાચકોને કંઇક નવીન જાણવાનું મળે, તેમના જ્ઞાનમાં કંઈ વધારો થાય, તેમના સંસ્કારની અભિવૃદ્ધિ થાય, તેમનામાં સાત્વિક અસ્મિતા ઉત્પન્ન થાય, તેઓ ઉન્નતગામી બનવા પ્રેરાય અને તેમના ઉચ્ચ સંસ્કારો જાગ્રત થઇ તેઓ સંસ્કારસ્વામીઓ બને તેવાં જ પુસ્તકો પસંદ કરજો.

આ માટે આજે આપણે ત્યાં જોઇએ તેવી ને તેટલી સારી પ્રકાશનસંસ્થાંઓ છે. એ પૈકીની નવજીવન પ્રકાશન મંદિરનાં પુસ્તકોનાં તો માત્ર નામ વાંચી જઇને પણ ખરીદ કરશો તોય છેતરાવાની ધાસ્તીથી મુક્ત છો, સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયનાં પ્રકાશનો પર તો અત્યારે સ્વામી અખંડાનંદ સરખા સંસ્કારસ્વામીનો અખંડ ચોકી–પહેરો છે, એટલે એ સંસ્થાના પ્રકાશનમાંથી તમારી પુસ્તકપસંદગીમાં કોઇ અનિષ્ટ તત્ત્વ નહિ આવે, એ માટે તમો બેફિકર છો, જયારે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિના જો તમારૂં પુસ્તકાલય સભાસદ હશે તો તો સારાં જ પણ ઘણે ભાગે વિદ્વદ્‌ભોગ્ય પુસ્તકો તમારે ત્યાં આવી પડશે.

આ ઉપરાંત "પ્રસ્થાન" કાર્યાલયનાં પ્રકાશનોમાંથી પણ વીણી કાઢીને પુસ્તકો પસંદ કરશો તોય તમને ઉત્તમોત્તમ પુસ્તકોનો પરિપાક મળી આવશે, અને હમણાં હમણાંમાં ઠીક ઠીક પુસ્તકો આપ્યે જતી સંસ્થા–ભારતી સાહિત્ય સંઘ–એ સંસ્થાનાં પ્રકાશનોમાંથી પણ તમને અનેક પ્રાણવાન પુસ્તકો મળી આવશે. આ ઉપરાંત "કુમાર" કાર્યાલયનાં કેટલાંક પુસ્તકો, કિંમતમાં કંઈક અંશે મોંઘાં લાગતાં છતાં તમને જ્ઞાનદાયક પૂરવાર થશે.

અલબત્ત, વ્યક્તિગત પ્રકાશકો અને બુકસેલરો તરફથી અવારનવાર કેટલાંક સારાં પુસ્તકો પણ પ્રકટ થાય છે, એવાં પુસ્તકોની પસંદગી વખતોવખત સામયિકોમાં છપાતાં પુસ્તકપરિચયો અને અવલોકનો પરથી ખાત્રી કરીને જ કરી હોય તો તેમાં પણ છેતરાવાની ધાસ્તીને સ્થાન હોતું નથી.

એટલે આ સ્થળે અમે અમારા આગલા અંકોમાં સાવચેતીના જે સૂરો સંભળાવી ગયા છીએ તેજ, પુસ્તકો પસંદ કરતી વખતે ઉપર લખેલી વિગતો લક્ષ્યમાં લેવાની તેમજ વ્યક્તિગત પ્રકાશકો અને ધનલોભી બુકસેલરોથી સદાય સાવધાન રહેવાની ચેતવણીની લાલ બત્તી સાથે આજે ફરી વાર પણ દર્શાવીએ છીએ. સાવધાન !

—ᗺ—

# જ્ઞાનગ્રંથો

મુક્તિપંથે જીવન વહવા જ્ઞાનની શક્તિ સ્થાપે,
આત્મોત્કર્ષે પરમ પદને પામવા સાથ આપે;
ક્ષારાબ્ધિમાં અટન કરતાં કૈંક વિઘ્નો વિનાશે,
મોંઘાં રત્નો હૃદય ભરીને આત્મજ્યોતિ પ્રકાશે.

રાષ્ટ્રોદ્ધારે જીવન અરપી દેશસેવા બજાવી,
ને એ પંથે જનહૃદયમાં ચેતના તો જગાવી;
જેનાં શૌર્યો સરવ હિતની ભાવનાને વધારે,
તેવાં ઊંચાં જીવનચરિતો જ્ઞાનગ્રંથે પ્રકાશે.

લાખો વીરો પ્રબુધજન સૌ ને મહાત્મા થયેલા,
દિવ્યાદર્શો જગહિત તણું જિંદગીમાં વહેલા;
જે દૃષ્ટાંતે અબુધ જનમાં પ્રેરણાને જગાડી,
તેવાં જ્ઞાને જીવનમર્મો સૌ ભર્યા ગ્રંથ માંહી.

આ સંસારે મધુર સુખમાં જિંદગી ગાળવાને,
લેવા જ્ઞાનો નિજહિત તણાં આવજો ગ્રંથધામે;
ગ્રંથો દ્વારા જીવનદુઃખમાં જ્ઞાનઔષધ પમાતાં,
પામી જાશો પરમ પદ ને નિત્ય સુખના ઝરામાં.

વ્રજલાલ છ. જોશી

—卐—

# જ્ઞાન—જ્યોતિ

અંજની

ગ્રંથ—સરિતની કુંજ નિકુંજે,
ધવલ પ્રકાશન માર્દવપુંજે;
ઉર્મિલ માનવ આત્મન્ ગુંજે,
જ્ઞાનવિમલ રસજ્યોતે.

" કુમરીન "

# ગ્રામજનોનું સાહિત્ય : આજનો અગત્યનો પ્રશ્ન

**ગ્રામ** પુસ્તકાલયનું બજેટ બનાવતી વખતે મંત્રીને પહેલો વિચાર એ આવે છે કે ગ્રામ જનતામાં વધારેમાં વધારે વંચાય તેવું કયું પત્ર, સામયિક અગર પુસ્તક મૂકવું ? મંત્રી સામાન્ય રીતે પોતાનાં જાણીતાં પત્રો અને સામયિકો ઉપર નજર નાખી જાય છે. અને તેને છેવટે નિરાશા ઉપજે છે.

ખરેખર, ગુજરાતી ભાષામાં એવાં પત્રો નથી કે જે સામાન્ય જ્ઞાનવાળો ગ્રામજન સહેલાઇથી વાંચી સમજી શકે ? જવાબ નકારમાં જ અપાશે.

આપણા દેશનેતાઓ, સાહિત્યકારો વગેરેનું ધ્યાન ઘણાં વખતથી ગ્રામ સુધારણા તરફ દોરાયું છે, પરંતુ ગામડાંના ઉત્કર્ષની વાતો અત્યારે એવા જડબાંતોડ શબ્દોમાં થાય છે કે સામાન્ય ગ્રામજન તો ભાગ્યે જ સમજી શકે. ખેડૂતોની ખેતી, રહેણીકરણી, તે સુધારવાના ઉપાયો વગેરે વિષયો ચર્ચતાં પત્રોની ભાષા જોઇશું તો તે પણ એટલી ઉચ્ચ કોટીની હોય છે કે સાધારણ ખેડૂતવર્ગનો માણસ તો તે સમજી જ ન શકે.

આમ થવાનું મુખ્ય કારણ એ છે કે અત્યારે આપણી ગુજરાતી ભાષા સારી રીતે ખેડાતી જાય છે. તેથી કેળવાએલા અને ગ્રામલોકોની ભાષામાં ઘણો જ તફાવત પડી ગયો છે. આથી કરીને અત્યારનાં પત્રો, સામયિકો, પુસ્તકો વગેરે ભાષાની સરળતાની દૃષ્ટિએ ગ્રામ પ્રજા માટે લગભગ નકામાં થઇ પડે છે.

આપણાં ગામડાંઓમાં આજે પ્રાથમિક કેળવણીનો પ્રચાર પણ જોઇએ તેટલો થયો નથી. અત્યારે ચાલી રહેલા પ્રૌઢ શિક્ષણપ્રચારના પ્રયત્નો તેની સાબિતી આપે છે. અત્યારે તો ગામડામાં ભણેલા કહેવાતા લોકોમાંના ઘણાનું જ્ઞાન પ્રાથમિક ત્રણ કે ચાર ધોરણ સુધીનું જ હોય છે. તેમના શબ્દભંડારમાં ઝાઝા શબ્દો નથી હોતા. ભારે ભારે શબ્દોને તેઓ ઓળખતા નથી. આવી **ગ્રામજનતાનો ઉદ્ધાર કરવો જ હોય તો તેઓ સમજી શકે તેવી ભાષામાં તેમને માટેનું સાહિત્ય રચાવું જોઇએ.** અત્યારે ગામડાંમાં પુસ્તકાલયો, વાચનાલયો વગેરે છે, પરંતુ તેમનો ઉપયોગ તો ગણ્યાગાંઠ્યા સારી કેળવણી લીધેલા માણસો જ કરે છે.

કેટલુંક બાલસાહિત્ય સાદી ભાષામાં રચાય છે, પણ તે પ્રૌઢોને માટે નિરુપયોગી નીવડે છે; કારણ કે તેવા સાહિત્યમાં તેમને રસ ઉત્પન્ન થતો નથી–બાળસાહિત્ય વાંચવાની મનોદશા તેઓ વટાવી ગયા હોય છે.

સ્ત્રીઓ માટે પણ કેટલાંક સામયિકો આપણી ભાષામાં છે, પણ સામાન્ય રીતે તેઓ માધ્યમિક કેળવણી લીધેલી સ્ત્રીઓ જ વાંચી શકે તે કોટીનાં હોય છે. આપણો વિશાળ સ્ત્રી-સમુદાય એવો છે કે જેનું જ્ઞાન પ્રાથમિક ત્રણ કે ચાર ધોરણો સુધીનું જ હોય છે. આવી સ્ત્રીઓનાં હાથમાં મૂકવા જેવું કોઇ સામયિક કે પુસ્તક આપણી ભાષામાં છે ?

આનો એક જવાબ એવો હોઇ શકે કે જેઓ ઓછી કેળવણી પામેલાં હોય તેમણે સારી એવી કેળવણી લઇ પોતાનો અભ્યાસ વધારી અત્યારે પ્રકટ થતું સાહિત્ય વાંચવું જોઇએ. પરંતુ તેનો જવાબ પણ એ જ છે કે તેઓ જગતના અગત્યના બનાવો, પ્રગતિ વગેરે જાણી

શકે એવા વાચન દ્વારાજ પોતાનો અભ્યાસ વધારી શકે. અને તેથી જ અત્યારે **એવા સાહિત્યની જરૂર છે કે જે સાદામાં સાદા શબ્દોમાં અત્યારની પરિસ્થિતિનો ચિતાર આપી વાચકનું દષ્ટિબિન્દુ, વિચારશક્તિ તેમ જ વાચનશક્તિને વિકસાવે.**

**અઠંગ વાચક : હેવલોક એલિસ**

૧૮૫૯ માં એ જન્મ્યો તે જાણે ચોપડી લઇને જન્મ્યો હોય એટલો બધો એ વાચનરસિયો હતો એના સમયનો એ અઠંગ વાંચનારો હતો. એના જેવા વાંચનારા ઘણા ઓછા હશે. એ જે કંઇ વાંચતો તે બરાબર નોંધી લેતો અને એના મર્મને સારી પેઠે ચાવીને પચાવી જતો. અને એ જે કંઇ વાંચતો એમાંથી સ્ફુરેલા ચિંતનનું મૂલ્ય પણ એ બરાબર જાણતો.

*સમગ્ર પ્રજા જે જાતની વિચારશ્રેણીમાંથી* પસાર થતી જાય છે તે જાતનું સાહિત્ય પણ રચાતું જાય છે. રાષ્ટ્રીય આંદોલનના કાળમાં રાષ્ટ્રીય સાહિત્ય રચાયું અને અત્યારે પણ તે આંદોલનના પ્રમાણમાં તેવું સાહિત્ય રચાતુંજ જાય છે.. સ્વ. ગિજુભાઇએ બાળકેળવણીની નવી દષ્ટિ આપણી સમક્ષ મૂકતાં બાલસાહિત્ય પુષ્કળ રચાયું. સ્ત્રીકેળવણીના પ્રયાસો અને સ્ત્રીઓના સમાનહક્કની ચર્ચા થતાં સ્ત્રીસાહિત્ય પણ પ્રગટ થવા લાગ્યું. અત્યારે લગભગ બધાં જ પત્રોને ' બાલવિભાગ ' માટે જગા કરી આપવી પડી છે. કેટલાંક સ્ત્રીઓને માટે પણ વિભાગો અલગ રાખ્યા છે.

તેવી જ રીતે અત્યારે ગ્રામોદ્ધાર અને ગ્રામસુધારણાની પ્રવૃત્તિઓ ચાલતાં ગ્રામ સાહિત્ય પણ તૈયાર કરવાની જરૂર છે. આ દિશામાં અત્યારે જે સાહિત્ય છે તે તે ક્ષેત્રમાં કામ કરતા શિક્ષિતવર્ગને દિશાસૂચન કરાવનારૂં છે; પરંતુ ગામડાના વિશાળ જનસમુદાયને માટે પણ એના ખરનું સાહિત્ય જરૂરનું છે.

ગામડાંમાં પોતાના પત્રના વાચનનો વધારે ફેલાવો ઇચ્છતા તંત્રીએ વહેલામાં વહેલી તકે પોતાના પત્રમાં અપાતા વિવિધ વિષયો ઉપરાંત **ગ્રામ વિભાગ** ખોલવાની જરૂર છે. આ ગ્રામ વિભાગમાં એવા વિષયો ચર્ચાવા જોઇએ કે જેમાં પ્રૌઢ ગ્રામજનો રસ લઇ શકે. અને તેની ભાષા પ્રાથમિક ત્રીજા ચોથા ધોરણનો વિદ્યાર્થી સમજી શકે તેવી હોવા જોઇએ.

અત્યારે ગામડાંની પ્રજા અમર ચરિત્ર, પ્રેમાનંદનાં આખ્યાનો, શામળની વાર્તાઓ, વલ્લભ વ્યાસનું મહાભારત વગેરે વાંચી શકે છે અથવા સાંભળીને સમજી પણ શકે છે. ગ્રામ સાહિત્યની શરૂઆત આ પુસ્તકોની ભાષાશૈલીથી થવી જોઇએ. તેમ જ આ પુસ્તકો પણ ફરીથી સારા પુસ્તકાકારે મોટા અક્ષરોથી છપાવી તેમની આગળ મૂકવાં જોઇએ ગામડાંઓમાં ઓખાહરણ, સુરેખાહરણ, અભિમન્યુનો ચકાવો, દ્રૌપદી સ્વયંવર, મહાભારત કથા વગેરે પુસ્તકો લોકો વાંચવા માગે છે. અને તે પણ પૂરાં પાડવાં જ જોઇએ. સ્વ. પઢીઆરનાં પુસ્તકો પણ ગામડાના લોકો સમજી શકે તેવી શૈલીનાં છે.

નવીન સાહિત્ય ઉપરની શૈલીએ લખાય તો ગામડાંઓ તેનો વહેલો સ્વીકાર કરશે.

વળી સારાં સારાં માસિકો તેમજ પુસ્તકોમાંથી જરૂરી લેખોને ભાષાનું રૂપાન્તર કરી સાદી ભાષામાં તેમની આગળ મૂકવાની જરૂર છે. ગ્રામ જનતા માટે એક બે સ્વતંત્ર માસિકો ચાલી શકે એટલું વિશાળ ક્ષેત્ર અત્યારે છે.

—મણિભાઇ ઉપાધ્યાય

# શારદામન્દિરે

( ઉપજાતિ )

લોકો વધાવે જગ લક્ષ્મીદેવી, ને લાલચે એ જગ ભાન ખોતાં;
આશા નિરાશા જન ખાય ગોથાં, વિશ્રામ સાચો મનમાં ઠરે ના.
જ્યાં જ્ઞાનગંગા નિશદિન વહે છે, તે સ્થાન ઠરવા દિલ આ ચહે છે;
આશ્વાસને આનંદ થાય નિત્યે, એવું મધુરૂં જગ સ્થાન શોધું.
એ સ્થાન માંહે ચહું શક્તિ સાચી, એ સ્થાન માંહે રહું ભક્તિ યાચી;
જગ ભ્રાન્તિ જાતી વિધિચક્ર કેરી, ઉર શાન્તિ થાતી દિલમાં અનેરી.
શ્રી શારદાના જગમન્દિરે હું, વિશ્રામ સાચો ઉર સાધવાનો.

—ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ

—卐—

# સેવાદીક્ષિતને–

( ગઝલ )

ધૂમે તું ગ્રામ જનતામાં, લઇને જ્ઞાનનો દીપક;
તિમિર અજ્ઞાનને હણતો, દિવાકર તું ડરે શાને? ૧
અપંગ અજ્ઞાનીનાં દિલમાં, પસારે જ્ઞાનચિનગારી;
પૂરે તું પ્રાણ પાષાણે, જીવનદાતા ડરે શાને? ૨
કટાક્ષો કંઇ જનો કરતા, ભરી દિલ હોંશથી હસતા;
અનેક ઉપનામ દઇ તારાં, સહનશીલ તું ડરે શાને? ૩
વિષયની વાસમાં વસતા, શું સમજે લે'ર કુસુમોની;
ખરે! બદ્ધ જીવ એ જગના, જીવનમુક્તો ડરે શાને? ૪
જગત સૌંદર્યના સાજો, વળી શૃંગાર સૃષ્ટિના;
નથી ધરતો શરીરે તું, દિગંબર તું ડરે શાને? ૫
ધરી તેં ખંતથી ખાંધે, જીવન કર્તવ્યની ધુરા;
દીનોમાં દિનભર ફરતો, પ્રવાસી તું ડરે શાને? ૬
શ્રીમંતના રાજ્યઘુમ્મટના, કનક–કળશો ઉજાળે છે;
મીઠાં રશ્મિ મયંક તારાં, પ્રકાશક તું ડરે શાને? ૭

મગનલાલ નાગરજી મહેતા

# લોકમદદના કીમિયાગરો [ ટૂંકી વાર્તા ]

એક સુંદર ગામ હતું. ગામમાં નાનકડી એવી શાળા અને તેવું જ એક પુસ્તકાલય હતું. પુસ્તકાલયનું સંચાલન શાળાના શિક્ષકોને સોંપાયલું હતું. શિક્ષકોએ એ કામ કરીને સેવાભાવ કેળવવાનો હતો. નાનકડા ગામની નાનકડી શાળામાં કેટલાક શિક્ષકો હોય ? વધારેમાં વધારે બે. આ ગામની શાળામાં પણ બે જ શિક્ષકો હતા. અને તે બેઉ જણા અહીંની તેમની છેલ્લાં પાંચ-૭ વર્ષની નોકરી દરમ્યાન શાળા અને પુસ્તકાલયને સારા પાયા ઉપર લઇ જવાને એક માણસથી બની શકે તેટલા પ્રયત્નો અજમાવતા હતા; પરંતુ એ તેમની અથાગ મહેનતનું પરિણામ તેમનું હૃદય સંતોષાય તેવું આવતું નહિ.

ગામના કહેવાતા પ્રતિષ્ઠિત સમાજના સભ્યો તો ઘણા હતા; તેમના દિલમાં વારંવાર નિશાળની ભેટ લઇ શિક્ષકોને પોતાનું ડહાપણ, હોંશિયારી બતાવવાનો શોખ હતો, દિવસમાં એક વખત નહિ પણ બે ત્રણ વખત પુસ્તકાલયનાં પુસ્તકો લેવા આવી શિક્ષકને ઉઠ-બેસ કરાવી ઇસ્યુબુકમાં માત્ર સહી કરવા પૂરતો જ શોખ હતો, ( કારણ કે દિવસમાં બે-ત્રણ વાર પુસ્તકો લઇ જનાર કે એકીસાથે બે-ચાર પુસ્તકો માગનાર તુર્તજ પરત કરવા આવે અને પાછાં લઇ જાય તેવું માનસ ધરાવનારો માણસ ખરેખરો વાચક હશે કે એક જાતનો માનસિક રોગી હશે તે કલ્પવું મુશ્કેલ છે. ) શિક્ષકો જો તેમને "ભાઇ"ના સંબોધનથી ન આવકારે તો શિક્ષકોમાં વિવેક જ નથી એવો ઠપકો આપવાનો પણ શોખ હતો.

કોઇ પણ સમાજનાં કાર્યો કરવામાં, સમાજમાં ભેળવવાની મોટી આબરૂમાં પ્રથમ કાંડે ઘા કરવો પડે છે. એ વસ્તુ આ ગામના ઉપર વર્ણવ્યા સભાસદો જાણતા હોય કે ન જાણતા હોય પણ કાંડે ઘા નાંખનારી જ્ઞાતિમાં ભળવાને એ મુદ્દલ તૈયાર નહોતા. શુદ્ધ સુવર્ણ તરીકે રહેવા કરતાં રોલ્ડગોલ્ડ જેવા નકલી જીવનમાં એ જન્મ્યા હતા ને તેવા જ વાતાવરણમાં એને માટે જીવવાનું નિર્માયું હતું.

શિક્ષકો સરળ હૃદયના હતા, ગરીબ સ્વભાવના હતા; તે આવા સમાજને પનારે પડ્યા હતા. ગમે તેટલો એ વિવેક બતાવે, માન આપે, સરળતા રાખે, સહકાર આપે, પણ આ બધાનો અર્થ, જ્યાં સામા સમાજમાં શુદ્ધ સરળતા ન હોય, જેના દિલમાં શુદ્ધ પ્રેમ ન હોય, સાચી લાગણી ન હોય ત્યાં અવળો જ થાય છે. ભલા સ્વભાવના શિક્ષકોના સરળ મગજમાં આ વાત ન ઊતરતી અને પ્રસંગે પ્રસંગે મુંઝાતા. એવો એક મૂંઝવનારો પ્રસંગ ઊભો થયોઃ અને તે પુસ્તકાલયના બજેટ માટેની લોકમદદ એકઠી કરવાનો.

***

વાચક—" માસ્તર સાહેબ ! મને તુલસીકૃત રામાયણ આપોની. "

શિક્ષક—" એ તો ......ભાઇ વાંચવા લઇ ગયા છે. "

વાચક—" તો વાલ્મીકિ રામાયણ આપો. "

શિક્ષક—" તે તો ......ભાઇ લઇ ગયા છે. "

વાચક—" ત્યારે મારે શું વાંચવું ? આ બરાબર ન કહેવાય; તો પછી તમારે આવા ગ્રંથોની બબ્બે ત્રણ ત્રણ પ્રતો રાખવી જોઇએ. "

## ગ્રંથમાળાના ગ્રાહક થવામાં ગેરફાયદો

અપવાદ તરીકે એકાદ-બે માળા બાદ કરતાં આ માળાઓમાં વર્ષમાં કયાં પુસ્તકો પ્રકટ થવાનાં છે તેની ગ્રાહકને ખબર હોતી નથી. ગ્રાહકના હાથમાં પુસ્તક આવ્યા બાદ જ તેને તે માળામાં પુસ્તક પ્રકટ થયાની ખબર પડે છે. અને તે પોતે ચાર-પાંચ માળાઓનો ગ્રાહક હોય તો જોઇ લો મજા ! અમુક પુસ્તક કઇ માળા તરફથી આવ્યું તે યાદ રાખતાં તેને ખૂબ મહેનત પડે છે. વળી આ માળાને અને નિયમિતતાને કશોયે સંબંધ હોય તેમ લાગતું નથી. બે મહિને, ત્રણ મહિને કે ચાર મહિને પુસ્તક પ્રકટ થાય તેનો કંઇ નિયમ હોતો નથી. અલબત્ત, જે પુસ્તકથી લવાજમ વસૂલ કરવાનું હોય તે પુસ્તક ઠીક વહેલું પ્રકટ થઇ જાય છે. પછી તો એક વર્ષને બદલે પુસ્તકો પુરાં કરતાં બે-અઢી વર્ષ પણ ચાલ્યાં જાય તો નવાઇ નહિ.

આમ અનિયમિતતા હોવાથી પ્રગટ થયેલ પુસ્તક ગુમ થાય તો પણ ગ્રાહકને

[સાંધણ સામેના પૃષ્ઠ પર]

શિક્ષક—" ભાઇ, એ તો હું પણ સમજું છું. પણ પૈસા કયાં છે ? આખું વર્ષ અમે તો આ પ્રમાણે જ વૈતરું કર્યા જ કરીએ છીએ. પણ નવા વર્ષના બજેટ વખતે જ્યારે વાચકોને બોલાવી બોલાવીને અનેક વિનવણીઓ કર્યા છતાંય બે આના પણ નીકળતા નથી; છેવટે અમે બે શિક્ષકો અને બીજા જેને કંઈક અમારી શરમ હોય—પછી ભલે તે બીજા કરતાં પુસ્તકાલયનો લાભ ઓછા પ્રમાણમાં લેતા હોય—તેવાઓને મળીને પણ થોડું ઘણું બજેટ બનાવી પુસ્તકાલય ચાલુ રાખીએ છીએ. તેમાં તમારી સૂચનાનું પાલન શી રીતે કરવું ? અને છતાંય આપ કંઇક ઠીક ઠીક રકમ આપો તો તેનો ઉપયોગ તે ખાતે જ કરીશું. "

" તો પછી મહાભારતનાં પાત્રો આપો, જેટલાં હોય તેટલાં. " શિક્ષકની છેલ્લી માગણીને જેમ પાણીનો ઘૂંટડો ગળે ઉતરી જાય તેમ ઉતારી જઇ ફક્ત આટલું જ એ વાચક બોલ્યા.

શિક્ષકે બે–ચાર પાત્રો હતાં તે આપ્યાં, વાચકભાઇ ઇશ્યૂબૂકમાં રોફભેર સહી કરીને ચોપડીઓ લઇ ચાલતા થયા.

શિક્ષક ફાટી આંખે તેની પાછળ જોઇ રહ્યા.

***

બીજો વાચક—" મને 'ફૂલછાબ' આપો, આપણે અઠવાડિક 'મુંબઇ સમાચાર' મંગાવો ને ! અને રોજીંદા સમાચારો માટે 'જન્મભૂમિ' પણ મંગાવવું જોઇએ; માસિકોમાં આ વખતે 'કલ્યાણ' ખાસ રાખજો. "

શિક્ષક—" ભાઈ, તમે કહો છો એ બધુંય સાચું છે. કયું છાપું સારૂં છે તે હું સારી રીતે સમજું છું, પણ સવાલ માત્ર પૈસાનો જ છે. "

પણ કહેવાની જરૂર નથી કે માસ્તર સાહેબના જવાબમાં પૈસા શબ્દનો ધ્વનિ વાચકભાઇને કાને અથડાતાંજ તેમણે ચાલતી પકડી; એટલે શિક્ષક બોલવું બંધ કરીને વિદ્યાર્થીઓ સાથે કામે વળગ્યા.

***

પુસ્તકાલયનું બજેટ બનાવવાનો વખત આવ્યો, શિક્ષકનું મન ઘણું જ મુંઝાય, પણ શું કરે ? થોડી ઘણી રકમ કર્યા વિના કાંઇ છૂટકો છે ? તેણે તો ઉપર વર્ણવેલી સમાજમાંથી જે જે આગળ પડતા સભ્યો હતા તેમની લોકમદદ સંબંધે મુલાકાત લેવા માંડી.

પહેલા સભાસદ પાસે ગયા.

"...ભાઇ, હવે આપણે પુસ્તકાલયનું બજેટ બનાવવું પડશે. મેં રૂ. ૧) ફાળામાં લખ્યો છે, અમારા બીજા શિક્ષક ભાઇએ પણ રૂ. ૧) લખ્યો છે. હવે આપ આમાં રકમ ભરો. અને અમારી સાથે ચાલો, ગામમાં ફરીએ. અમારા કરતાં આપનું વજન ઠીક પડશે, એટલે સારી એવી રકમ થતાં વાર નહિ લાગે."

પહેલા સભાસદ—"એમાં અમારું કામ નહિ; એ તમારું કામ. અમારે ગામમાં કાયમ સાથે જ રહેવું ને કોને દુ:ખ મનવીને કહેવું કે 'તું આ ફાળામાં પૈસા આપ?' તમારી તો કાલ ઉઠીને બદલી થઇ જાય, વળી તમારે ને તેને લાંબી નિસ્બત પણ શું? માટે ખરી રીતે પૂછો તો આવું કામ તમારું જ ગણાય. અને મારે પોતાને જે આપવાનું છે તે હું તો પછી આપી જ દેવાનો. આપણે થોડી જ કાંઇ બીજાની જેમ વાટ જોવડાવવાની છે? બજેટ બનાવી નાખો ને? ને પૈસા જ્યારે મોકલવાના હોય ત્યારે લઇ જજો. (કેટલા લઇ જવા એ તો ભગવાન જાણે ને ઉદાર (?) હૃદયવાળા આપણા આ સભાસદ ભાઇ જાણે.)

શિક્ષકે વિચાર્યું કે આમ કામ નહિ થાય બે-ચાર દિવસ જવા દઇ તેમણે રજાના દિવસે, પંદરથી ત્રીસ ભાઇઓ કે જેમને મુબારક હસ્તે આખું વર્ષ પુસ્તકાલયનાં દેવ સરખાં પુસ્તકોની ખાનાખરાબી થઇ હતી, તેમને આમંત્રણ આપી ચા-પાણીનો મેળાવડો ગોઠવ્યો.

[ સામેના પૃષ્ઠનું સાંધણ ]
ત્યારપછીનું પુસ્તક મળે ત્યારે જ ખબર પડવાનો સંભવ છે. કેમકે અમુક માળાનું અમુક પુસ્તક પ્રગટ થઇ ગયું છે, તેવી ખબર ક્યાંયે છાપવા-છપાવવાની જરૂર પ્રકાશકોને લાગતી નથી.

પુસ્તક બહાર પડયા પછી ગ્રાહકને બને તેટલું મોડું મોકલવામાં આવે છે. અમુક પુસ્તક માળામાં પ્રકટ થયું છે ને તેની ગ્રાહકોને ખબર ન હોય ને તે છૂટક કિંમતે ખરીદી લે, ત્યારપછી તેને તે જ પુસ્તક મળતાં પુસ્તક બેવડાય છે. પ્રગટ થયા પછી પુસ્તકની ખૂબ જાહેરાત થયા બાદ ત્રણ મહિના સુધી પણ ગ્રાહકને પુસ્તક ન મળ્યાના દાખલા મોજૂદ છે. ગ્રાહક પોસ્ટ કાર્ડ લખી ઉઘરાણી કરે ત્યારે જ પુસ્તક મળે છે. વર્તમાનપત્રોમાં સમાલોચના જોયા બાદ પોતાને પુસ્તક આજકાલ મળશે તેમ ગ્રાહક રાહ જોયા કરે છે, પણ તેની રાહનો અંત ખૂબ મોડો આવે છે. **પ્રકાશકોની આ બેદરકારી ગ્રાહકોએ જરા પણ ચલાવી લેવી ન જોઇએ.**

[ "ઊર્મિ" તા. ૧૫-૮-'૩૯ ]

ત્રીસેક ભાઈઓ આવી ગયા; ચ્હાપાણી આનંદથી પીધાં, પાન-સોપારી પણ થયાં અને ચડયા વાતોને વંટોળે તે એનો પછી અંતજ શેનો આવે? શિક્ષક ભાઇ સમજી ગયા કે હું જો શરમ છોડીને નહિ બોલું તો આટલું કર્યા છતાંયે વાત મારી જશે. અને આ થોડી વાર વાતો કરીને સદ્‌ગૃહસ્થો (?) ચાલતા થશે.

શિક્ષક ભાઇએ કહ્યું—"ભાઇઓ, આજે આપણો સમૂહ એકઠો થયો છે; આનંદથી બેઠા છીએ તો હવે આપણે ગામમાં રખડતું મટયું. પુસ્તકાલયના ફાળામાં કંઇક રકમ કરી આપો એટલે બજેટ બનાવીને મોકલાવી અપાય. એક રૂપિયો મેં, અને એક રૂપિયો બીજા શિક્ષક ભાઇએ લખાવ્યો છે."

શિક્ષક ભાઈની વાતે એકત્ર થયેલી મંડળીમાં જાણે શાંતિ પાથરી દીધી.

સૌ એકબીજા સામું જુએ ને એટલું જ બોલે: "માળું ઇ સાચું હો, લ્યો ભાઇ

બોલતા આવો, બોલતા આવો ! " બસ, એના એજ વાક્યની સૌ મોંપાટ બોલે. પણ જે બોલવાનું છે તેજ માત્ર બોલે નહિ. છતાંય એટલું તો સમજી ગયા હશે કે આજનો ચ્હાનો પ્યાલો પણ કંઈક મોંઘો તો પડવાનો જ. પણ તેમનો ઉપાય નહોતો.

છેવટે સૌથી વડિલ ગણાતા ભાઈએ શાંતિનો ભંગ કરતાં કહ્યું: " જાણે કાળાથી લોકો થાકી ગયા છે અને જ્યાં એવું કામકાજ હોય ત્યાં મોટાનો મરો હોય જ, પછી મોટા તે કેટલુંક પહોંચી વળે ? એ તો માસ્તર સાહેબેય સમાજતા હોય. માટે માસ્તર સાહેબ, હવે તમે વધારે તાણ ન કરો. ને મારા તથા આ બધાયના બબ્બે આના લખી લ્યો; તમે તમારે કરી નાખો તમારૂં બજેટ ને મોકલી દો કાગળીઆં. પૈસાની જરૂર પડે ત્યારે તમે તમારે અરધી રાતે કાવડીઆં સૌની પાસેથી લઈ જજો, કયાં પરાણે લેવું છે, ખુશીની વાત છે ને ? ને કયાં તમારે ઇ કાવડીઆં થોડાંક ખાઈ જવાં છે ? પણ જોજો હો. છાપાં પણ ઘણાંય મંગાવજો, સોપડિયું પણ મંગાવવી. " તેજ પ્રમાણે બીજા ભાઈઓએ પણ સૂચના આપવામાં શૂરવીરતા બતાવવા માંડી; ને આમ વાતોમાં ને વાતોમાં માસ્તર સાહેબ કંઈપણ દલીલ કરે તે પહેલાં તો સૌ નિશાળ બહાર નીકળી ગયા. રહ્યા માત્ર બે શિક્ષકો અને નિશાળનું શાંત વાતાવરણ.

શિક્ષક ભાઈના એકાદ રૂપિયાના ખર્ચનો આટલી આટલી મહેનત છતાં ય પણ આવો કરુણ અંજામ !

***

પરંતુ તે પછી તો, આવા સમાજ પાસેથી મદદ કેમ મેળવી શકાય એ જ ધૂન શિક્ષકને લાગી—

" કાં માસ્તર સાહેબ, કેમ છો ? " પાસેના એક બીજા ગામડાના પુસ્તકાલયના ગ્રંથપાલ ભાઈએ સમાચાર પૂછ્યા.

" પધારો ભાઈ, મજામાં. મને તો આ પુસ્તકાલયના બજેટ માટેની એકઠી કરવાની લોકમદદનો પ્રશ્ન મૂંઝવે છે." એમ કહી પોતે અનુભવેલા બનાવોની દુઃખદ કથા કહી સંભળાવી.

" એ. બધાનો ઉકેલ તમે જો આવતા મહિનામાં આપણા પ્રાંતમાં ભરાનાર પુસ્તકાલય શિક્ષણવર્ગમાં હાજરી આપો તો થઈ જાય. વર્ગ બાબતની સૂચના પણ ' પુસ્તકાલય ' માસિકમાં આવે છે. અરજી તો મોકલી આપી છે ને ? " આવેલા ગ્રંથપાલ ભાઈએ કહ્યું.

" અરજી તો નથી કરી, પણ એવી એવી વાતોના શંકા-સમાધાન થતાં હોય તો તો જરૂર અરજી રવાના કરી દઉં. " શિક્ષક ભાઈએ કહ્યું.

" ત્યાં જ તમારી ભૂલ છે. જો પુસ્તકાલય સંસ્થાનું કામ સફળતાપૂર્વક કરવું હોય તો પરિષદો, શિક્ષણવર્ગો, પ્રદર્શનો વગેરે પુસ્તકાલયપ્રવૃત્તિના અનેક પ્રસંગોમાં હાજરી આપવાની તક ન જ ગુમાવવી જોઈએ; તેવા પ્રસંગોમાંથી આપણને ઘણું જાણવાનું મળે છે. ત્યાં આ પ્રવૃત્તિના અનેક સંચાલકો આવે છે. આપણા શિક્ષકભાઈઓ આવે છે, તેમને મળવાનો લાભ મળે અને પ્રવૃત્તિમાં મૂંઝવતા અનેક પ્રશ્નોના ઉકેલ ત્યાં મળી આવે. ખાતાના વડા અને મદદનીશ અધિકારી સાહેબો પણ જરૂર આવા પ્રસંગે હાજરી આપે છે. તેમના સહવાસમાં રહેવાનો અમૂલ્ય લાભ મળે અને શંકાસમાધાન થાય, માટે જરૂર હાજરી આપો અને જોઈ લ્યો

કે તમને ગમે તેવા સમાજ પાસેથી પણ લોકમદદ મેળવવાનો કીમિયો હાથ લાગે છે કે નહિ ?

થોડી વારે શિક્ષક અને એ ગ્રંથપાલ જુદા પડયા. અને પછી શિક્ષકે શિક્ષણવર્ગનો લાભ લેવા માટેની અરજી મોકલી આપી.

***

શિક્ષણવર્ગ ભરાઈ ગયો. શિક્ષણવર્ગમાં અનેક શંકા–સમાધાન થયેલાં. તેમાં લોકમદદ સંબંધી ભાષણ કરતાં પુસ્તકાલયપ્રવૃત્તિના દરેક કાર્યકર્તાએ જણાવેલું કે " તમે તમારી શાળામાં જે ભવિષ્યનો સમાજ તૈયાર થઇ રહ્યો છે તેને ન વિસારો, તેના તમે સાચા સલાહકાર બનો, માર્ગદર્શક બનો, તેના જીવનના રખેવાળ બનો. તેમનામાં પ્રાણ પૂરો, તેને શિષ્ટ પુસ્તક પુસ્તિકાઓ આપી, સારાં સારાં જીવનચરિત્રો વંચાવી સુવાચનનો રસ લગાડો અને પછી છૂટા મૂકો; તો તેઓ ગમે તેમ કરીને લોકમદદ એકઠી કરી આપશે. તેમનાં મા–બાપ પાસે લડીને પણ તે રકમ લાવશે. હું તો કહું છું કે તમારા આજના વિદ્યાર્થીઓ ભવિષ્યના સમાજસુધારકો જ છે; એ લોકમદદના સાચા કીમિયાગરો છે. તમે એમને એ રીતે તૈયાર કરો; જેટલી મહેનત આજના અજ્ઞાન સમાજને માટે ઉઠાવો છો તેટલી તમે તમારાં આ બાલસૈન્ય માટે કાં ન ઉઠાવો ? ને તેનાં સુંદર મીઠાં ફળ કાં ન ચાખો ? "

પછી તો શિક્ષક ભાઇનું હૃદય ભવિષ્યના આ સમાજસુધારકો–પોતાની જ શાળામાં તૈયાર થઇ રહેલા આ લોકમદદના કીમિયાગરો–તરફ આકર્ષાયું.

ને તેણે તે માટેનું સુંદર બાલસાહિત્ય, સુંદર બાલરમતો, સ્ટીરિઓસ્કોપ અને કાર્ડઝ, વળી બાલસૈન્યને આકર્ષનારૂં સાહિત્ય પણ થોડું ઘણું ખરીદીને બાકીનું ફરતા પુસ્તકાલયની પેટી દ્વારા, કંઇક ભેટ મેળવીને, કંઇક મોટાં પુસ્તકાલયોમાંથી મંગાવીને વસાવવા માંડયું, ને થોડા જ વખતમાં વિદ્યાર્થીઓને વાંચતા કરી મૂકયા.

છેલ્લાં પાંચ વર્ષમાં ઊઠી ગયેલા વિદ્યાર્થીઓની યાદી તૈયાર કરી તેની સાથે વારંવાર વાર્તાલાપ કરી તેમને પણ પુસ્તકાલયના રસિયા બનાવી મૂકયા.

કન્યાઓ મારફત, ભણેલી મોટી બહેનોની પણ યાદી કરાવી ધાર્મિક સાહિત્યનો બહેનોમાં ફેલાવો કરી તેમનામાં પણ સુવાચનનો ચેપ લગાડયો.

પરિણામે, આજે પુસ્તકાલયની વ્યવસ્થા પુસ્તકાલયને અંગે ચાલતા કુમાર મંડળે ઉપાડી લીધી છે, સારામાં સારૂં બજેટ થાય છે. જે શિક્ષક ભાઇને થોડાં વર્ષો અગાઉ આજ ગામમાં પાંચ રૂપિયા જેટલી લોકમદદ મેળવવામાં આકાશ–પાતાળ એક કરવાં પડતાં હતાં તે જ ગામમાં અત્યારે જરા પણ તકલીફ સિવાય સારામાં સારાં વાર્ષિક નિવેદનો–અને તૈયાર થતાં બજેટો ઉપર આછી નજર ફેરવીને માત્ર સહી જ કરવાની હોય છે.

અને શિક્ષક ભાઇ ખરા અંતઃકરણથી આ લોકમદદના કીમિયાગરને શોધી આપનાર સાચા ઝવેરીસમા પુસ્તકાલયપ્રવૃત્તિના એ કાર્યકર્તા ને તક મેળવી આપનાર શિક્ષણવર્ગનો તેમ જ પેલા શિક્ષકવર્ગનો લાભ લેવાનું સૂચવનાર ગ્રંથપાલ ભાઇનો ઉપકાર માન્યા કરે છે.

કહો ! અમારા આજના આ બાલવાચકો આવતી કાલની લોકમદદના કીમિયાગર ખરા કે નહિ ?

—卐—

# પરદેશી સાહિત્યસૃષ્ટિનું થોડું અવનવું

પાંત્રીસ પાંત્રીસ વર્ષની જહેમત પછી એક કાર્ય હમણાં જ પૂરૂં થયું છે. અનુભવી ખગોળશાસ્ત્રીઓએ ૩૩,૦૦૦ તારાઓની એક ડિરેકટરી તૈયાર કરી હમણાં જ બહાર પાડી છે. આ પુસ્તક ૧૨૦૦ પાનાંનું છે અને તેમાં દરેક તારાના સ્થાન અને તેની વિગત આપવામાં આવી છે. આમાંના ૨૦,૦૦૦ તારાઓ તો નરી આંખે દેખી શકાય એવા છે. ખગોળના વિષયમાં રસ લેનારાઓને આ પુસ્તક અતિ કિંમતી થઇ પડશે.

× × ×

કુમાર મુનીન્દ્રદેવ રાય મહાશય પ્રાચીન હિંદુ રાજ્યકર્તાઓના વંશજ છે. એક હજાર વર્ષ સુધી એમના પૂર્વજો બંગાળા પર સત્તા ચલાવતા હતા. તે જાહેર સંસ્થાઓની કાર્યપ્રણાલિનો અભ્યાસ કરવા હાલમાં લંડન ગયા છે. તેમણે શેફીલ્ડ સુદ્ધાં મોટાં શહેરોની મુલાકાત લીધી છે. કાર્યપ્રણાલિની દૃષ્ટિથી તેમના મત પ્રમાણે શેફીલ્ડનું પુસ્તકાલય અત્યંત સુંદર છે.

કુમાર બાંસબરીઆ રાજ્યના મેયર છે. દરેક શહેરમાં પુસ્તકાલય સ્થાપવાને શહેરના આગેવાનોને તે સમજાવી રહેલ છે. કવિવર ટાગોર, લોર્ડ બ્રેબોર્ન તથા સર જ્હોન એન્ડરસન જેવાએ તેમના યત્નને સફળતા ઇચ્છી છે. ડબ્લીનમાં કુમારે ડી. વેલેરા સાથે વાતચીત કરી હતી. માડ્રિડમાં ૧૯૩૫માં ભરાયલા વિશ્વ–પુસ્તકાલય પરિષદમાં હિંદ તરફથી તે એકલા જ પ્રતિનિધિ હતા.

કુમાર પોતે મિ. કહેવાનું વધારે પસંદ કરે છે. મિ. રાય મહાશય ' ધી લાઇબ્રેરી જર્નલ 'ના તંત્રી છે. તેમણે એક સારૂં બંગાળી પત્ર પણ ચલાવ્યું હતું અને કેટલાંક પુસ્તકો પણ લખ્યાં છે.

દેશમાં પાછા ફરતાં પહેલાં મિ. રાય મહાશય આખા યુરોપખંડની મુસાફરી કરી વધારે પુસ્તકાલયોની મુલાકાત લેશે.

× × ×

સર ડેન્જિલ કોપની એકની એક દીકરી જેન પેનેલોપ કોપની ઉંમર ફકત બાર વર્ષની છે. હમણાં જ તેણે પોતાના પિતાની માલકીના સુંદર ઘર ' જેકોબીન ગૃહ 'નાં પોતાનાં સંસ્મરણો પ્રગટ કર્યાં છે. લંડનમાં ગ્રોસ્વેનોર હાઉસમાં તેને જમણ આપવામાં આવ્યું હતું.

× × ×

જગતમાં કદાચ અદ્દભુત ગણાય તેવું એક પુસ્તક બૌદ્ધિક ધર્મગ્રંથની થાન આવૃત્તિ છે. આ પુસ્તક રંગૂનની એન્જ્યુસન કોલેજ પુસ્તકાલયમાં છે. આ પુસ્તક હાથે બનાવેલ કાગળના એક તા પર લખેલું છે. આ કાગળની લંબાઇ ૯૨ ફિટ છે. આને ૯૭ ગડી કરીને વીંટાળવામાં આવે છે. આ પુસ્તકમાં ભગવાન બુદ્ધદેવના હસ્તલિખિત ઉપદેશો છે. બંધ કરીએ ત્યારે આ પુસ્તક ૧૬×૭ ઇંચનું થાય છે. તેની જાડાઇ અઢી ઇંચની છે.

× × ×

લિયો ટોલ્સ્ટોયના જન્મની ૧૧૦મી સંવત્સરી ઉજવવાને સોવિયેટની પ્રકાશક પેઢીઓ આ વર્ષે તેનાં પુસ્તકોની લગભગ દશલાખ નકલો પ્રકટ કરવાની છે. ટોલ્સ્ટોયનાં પુસ્તકોની લોકપ્રિયતા ગોર્કીનાં પુસ્તકો કરતાં બીજે નંબરે છે.

રશિયન બૂક ચેમ્બરના જણાવ્યા મુજબ ક્રાંતિ પહેલાંનાં વીસ વર્ષો દરમિયાન જૂના રશિયામાં પ્રસિદ્ધ થયેલ પુસ્તકો કરતાં ૧૯૧૭ પછી ટૉલ્સ્ટોયનાં પુસ્તકોની બેવડી સંખ્યા–૧,૭૦,૦૦,૦૦૦–પ્રગટ થઇ છે.

આ પુસ્તકોમાં ૧,૫૦,૦૦,૦૦૦ ઉપરાંત તો રશિયન ભાષામાં પ્રગટ થયાં છે. બાકીનાં વીસ લાખ, સોવિયેટમાં રહેતી જાતિઓની બાવન ભાષામાં પ્રગટ થયાં છે.

ટૉલ્સ્ટોયનાં નાટકો રશિયન લોકોને બહુ ગમે છે. ‘ એના કરીના ’ તથા ‘ રિસરેકશન ’ પરથી મોસ્કો આર્ટ થિએટરમાં નાટકો ભજવાય છે.

આ બે તથા ‘ લિવિંગ કોર્સ ’ (જીવતું મૂડદું) જ્યાં ત્યાં નાટકશાળાઓમાં હંમેશ માટે ભજવાય છે.

× × ×

આખરે હિટલરની ‘ મેઇન કેમ્ફ ’ ( Mein Kampf ) કંઇ પણ કાપકુપ વિના મૂળ સ્વરૂપમાં અંગ્રેજીમાં પ્રસિદ્ધ કરવામાં આવી છે. આ કોપીરાઇટ આવૃત્તિમાં હિટલરનું લખેલ એકેએક વાકય તથા સમજૂતીનો સમાવેશ કરવામાં આવ્યો છે.

આ પુસ્તકની ખપત આખા જગતમાં સૌથી વધારે છે. તેના વેચાણમાંથી હિટલરને રૉયલ્ટી તરીકે વાર્ષિક ૧,૭૦,૦૦૦ પૌંડ મળે છે.

× × ×

વૉલ્ટ ડિસ્નીના પુસ્તક ‘ સ્નો વ્હાઇટ એન્ડ ધ સેવન ડ્વાર્ફસ ’ ( Snow White and the Seven Dwarfs )ની અત્યાર સુધી બે કરોડ ને વીસ લાખ નકલો ખપી ગઇ છે.

× × ×

દક્ષિણ આફ્રિકાની સરકાર પુસ્તકો પર પ્રતિબંધ મૂકવામાં નામચીન છે. હમણાં તેણે એવો હુકમ કાઢયો છે કે અપ્ટન સિંકલેરનું પુસ્તક ‘ નો પેસેરન ’ ( No Pasaran ) તે દેશમાં કોઇએ વાંચવું નહિ. આ નવલકથામાં ફેસિસ્ટવિરોધી દૃષ્ટિથી સ્પેનના ઝઘડાનું વર્ણન આપવામાં આવ્યું છે. હવે એમ ધારવામાં આવે છે કે, સરકાર આવા બધા પ્રચાર-સાહિત્યને દાબી દેવાનું પગલું ભરશે.

× × ×

મિ. કોમ્પ્ટન મેકેન્ઝીએ લખેલ ડયુક ઑફ વિંડસરના જીવનવૃત્તાંતની આખું જગત રાહ જોઇ રહ્યું છે. તે પુસ્તક બહાર પડતું અટક્યું છે. આ પુસ્તકના હક્ક ‘ સન્ડે પિકટોરિયલે ’ ખરીદ કરી લીધા હતા. પ્રૂફ જોતાં પ્રગટ કરવાની યોજના પડતી મૂકવામાં આવી છે, એટલું જ નહિ પણ તે પત્રે લેખક પર સખત પ્રહારો કર્યા છે. મિ. મેકેન્ઝીને તે લખવાનું સોંપનાર, મેસર્સ રિચ અને કોવન પણ પુસ્તકમાંના કેટલાક ફકરાઓથી ડઘાઇ ગયા છે. એટલે હવે આ પુસ્તક પ્રગટ થશે કે કેમ તેની શંકા છે.

× × ×

લંડન ટાઇમ્સના જણાવ્યા મુજબ ત્રણ મહિનામાં ૧૦૦ ડિટેકટીવ નવલકથાઓ સમાલોચના માટે મોકલવામાં આવી હતી તેમાંથી ફક્ત ત્રીસ જ સમાલોચના યોગ્ય હતી. આ ત્રીસમાંથી ફક્ત ૬ ને શ્રેષ્ઠ ગણવામાં આવી હતી

—છોટાલાલ માનસિંગ કામદાર

# પરદેશની પુસ્તકાલય પ્રવૃત્તિ

"વાહ રે પંડિતજી તમે તો ખૂબ ખૂબ પરદેશનાં પાણી પી આવ્યા!" મારી પોળમાં રહેતા જટાશંકર ત્રિપાઠીના ચિરંજીવી પરદેશની પુસ્તકાલયની ડિગ્રી લઇ આવેલા તેમને મેં ત્યાંની પ્રવૃત્તિની વાતચીત કરવા મારે ત્યાં આમંત્ર્યા.

"હા, ફર્યો મિ. શાહ! મારી કૉલેજનાં ત્રણ વર્ષો દરમિયાન રજાઓનો ઉપયોગ કરતો હું ઠેર ઠેર ફર્યો. તેમ જ અમારા વિષયનું પ્રત્યક્ષ જ્ઞાન આપવા સંસ્થા તરફથી યોજાએલી સફરો પણ થઇ." પંડિતજીએ પોતાની પોળના પરિચિત જૂના ગ્રેજ્યુએટ મિ. શાહના ઘરનાં પગથીઆં ચડતાં પ્રત્યુત્તર વાળ્યો.

શાહનાં પત્નીએ બન્નેને સાથી સત્કાર્યા અને વાર્તાલાપ શરૂ થયો: "મિ. શાહ, પરદેશની પુસ્તકાલય પ્રવૃત્તિથી હું ખરેખર અંજાઇ ગયો છું. ત્યાંનો સમાજ સુધરેલો, શિષ્ટ અને આગળ પડતો જણાય છે તેનું મૂળ કારણ તેમનું ભણતર કેવળ શાળાઓથી જ અટકતું નથી પણ મોટાઓ માટેની બીજી ઐચ્છિક પુસ્તકાલયની શાખાથી શરૂ થાય છે. અહીં તો નિરક્ષરતાના ડુંગર જણાય છે, જ્યારે ત્યાં અભણ માનવી શોધ્યો જડતો નથી. હું ન્યુયોર્ક, મેક્ષીકો, જર્મની, ઇટલી, ફ્રાન્સ, હંગરી, ઝેકોસ્લોવીઆ, નોર્વે, હોલેન્ડ, મંચુરીઆ, ચીન વગેરે ભાગોમાં ફર્યો અને ત્યાંની પુસ્તકાલયપ્રવૃત્તિનો મેં અભ્યાસ કર્યો.

"ઓહ પંડિતજી! તમે ખૂબ અનુભવ લીધો! ત્યારે એમ કહોને, બધાય ભાગોની આડી અવળી વાતો કરતાં એક એક ભાગની વાત સમજાવો તો ઠીક" શાહે પંડિતજીને એક વાત તરફ દોર્યા.

"ખરેખર, હું પુસ્તકાલય પ્રવૃત્તિના પિતા સમાન અમેરિકાની પુસ્તકાલય પ્રવૃત્તિથી આપને વાકેફ કરૂં.

જુઓ, આજના પ્રગતિ ઇચ્છનાર દેશો નવીનતા માટે અમેરિકા તરફ દૃષ્ટિ રાખે છે. આપણે ગઇ કાલની કોઇ વાત આજ જૂની કહેવાય તો ત્યાં ૩૦ મિનિટ પહેલાં બનેલી વાત ત્રીસ મિનિટ પછી જૂની ગણાય છે ને એવા વાસી સમાચાર તરફ કોઇ દૃષ્ટિ કરતું નથી. ત્યાંનો અભણ માનવી પણ પુસ્તકાલયનો મહિમા ગાયા વિના રહેતો નથી. દુનિયા સાથે જેણે રહેવું હોય તે એકાદ શાક ભલે ઓછું ખાય, પણ વર્તમાનપત્ર વાંચ્યા વિના રહેતો નથી.

"આજે ત્યાં ફૂલેલી ફાલેલી આ પ્રવૃત્તિ, ૧૮૭૫ એટલે સાઠ પાંસઠ વર્ષ પૂર્વે તેનું નામે ક્યાંય સંભળાતું ન હતું. પણ બેજવાળી અને આદર્શ જીવન ગાળતી ત્રણ વ્યક્તિઓએ ૧૮૭૬ માં ન્યુયોર્કમાં પુસ્તકાલય સંઘ સ્થાપ્યો. અને તેની પહેલી બેઠક ૯૦ પુરુષો અને ૧૩ સ્ત્રીઓથી કરી. તેના ઉત્સાહી મંત્રી મી. મેલવીલ ડેવીનો 'ઓછી કિંમતે ઉત્તમ વાચન' નો મુદ્રાલેખ હતો. બે દાયકા પછી સંઘે નિયમિત વાર્ષિક પરિષદો ભરવા માંડી અને હજારો માણસો તેમાં ભાગ લેતા થયા.

"શરૂઆતના ૧૦૩ સભાસદો વધીને આજે ૧૧૮૪૩ સભાસદો એ સંઘના છે. આજે

સને ૧૯૨૫ માં પુસ્તકાલયોની તારવણી કરી નીચે પ્રમાણેની હકીકત મેળવીઃ

(૧) ૬૪ લાખ અથવા વસ્તીના ૫૪ ટકા સ્ત્રીપુરુષો પુસ્તકાલયના ક્ષેત્રફળમાં રહે છે.

(૨) ૫૦ લાખ અથવા વસ્તીના ૪૪ ટકાના વતનીઓ પુસ્તકાલય વિનાના છે, જેમાં ૩ લાખ માણસો કસ્બામાં અને ૪૭ લાખ ગામડામાં રહેનાર છે.

(૩) વાર્ષિક ૨૪૦ લાખ પુસ્તકો વંચાય છે ને તેની પાછળ વાર્ષિક ૯૦ લાખ રૂપિયા ખર્ચાય છે.

તેઓ નીચેની બાબતો અને યોજનાઓ વડે આટલું સંગીન કામ પુસ્તકાલય પ્રવૃત્તિમાં કરે છેઃ

૧. રાજ્યની અને પ્રજાની લાયબ્રેરીઓ તપાસવા સુધારાવધારા સૂચવી તે પ્રમાણે અમલ કરાવનારા એજન્ટો નીમી લે છે.

૨. બહોળા પ્રમાણમાં પુસ્તકાલયોનો ઉપયોગ લોકો કરતા થાય અને સામાન્ય જનતા આ પ્રવૃત્તિના જાણકાર થાય એ હેતુએ અનેક પત્રિકાઓ લખી પ્રસિદ્ધ કરે છે ને છૂટથી જનતામાં તેનો ફેલાવો કરે છે.

## નવલિકાઓની અવદશા

વર્ષે આખરે ચાલીસ લગભગ નવલિકા સંગ્રહો પ્રકટ થાય છે, તેમાંના ચાર-છ સંગ્રહો કળાના વાસ્તવિક સ્વરૂપને અનુકૂળ થવાની કોશીશ કરતા દેખાશે; શેષભાગમાં પ્રેમના ખોટા ખ્યાલો, મનોભૂમિમાં ખીલતા હાનિકારક પૂર્વગ્રહો અને તે બધામાંથી નીપજતી ગુંગળામણ, સામાજિક અસંયતતા ઉપરના સીધા કળાહીન પ્રહારો, નિરર્થક ચર્ચાઓ કે કંટાળાજનક આત્મસંભાષણો હોય છે. આ વસ્તુઓમાંથી આપણી નવલિકાઓનું ઘડતર થાય છે. કટુતા અથવા અસહિષ્ણુતાને સૂચક એવો ભાષાપ્રયોગ કરવાની તીવ્ર વૃત્તિનું પ્રસવણક્ષેત્ર જોઇને આજની નવલિકાઓની થઇ રહેલી આ અવદશા પર ગ્લાનિ થાય છે.

[ "પ્રજાબંધુ" ]

૩. પુસ્તકાલય સંબંધેનું શાસ્ત્રીય જ્ઞાન થાય અને તેનું વર્ગીકરણ, બંધારણ, નિયમો વગેરેના અનુભવ માટે કાર્યકર્તાઓના શિક્ષણવર્ગો ચલાવે છે.

૪. ખાનગી પુસ્તકાલયોના માલીકોને ઉત્તેજન દાખલ મદદ કરે છે, જેથી ખાનગી પુસ્તકાલયો રાજ્ય જેવાં જ સમૃદ્ધ બને છે.

૫. ઉનાળા અને શિયાળાની રજાઓમાં 'ઓપ ક્લાસ'–Refresher Course નક્કી કરી તેનું શિક્ષણ અપાય છે.

૬. આગળ પડતાં સ્થાનિક પત્રોમાં પુસ્તકાલય સંબંધીની આકર્ષક જાહેરાતોથી લોકોને પુસ્તકાલયની મહત્તાનું ભાન કરાવે છે.

આમસભાઓ, પરિષદો, પત્રિકાઓ, સિનેમા, ભીંતપત્રો વગેરેથી આજ જોરશોરથી પુસ્તકાલયો અમેરિકાની સંસ્કૃતિ ઘડવામાં અજબ ફાળો આપી રહ્યાં છે.

આમાંનું આપણે ત્યાં શું છે ? એ પ્રશ્નથી પંડિતજી બોલતા અટકયા અને પ્યાલો પાણી પી ફરી ચલાવ્યું.

અમેરિકા જેમ મેક્ષીકોની પુસ્તકાલયપ્રવૃત્તિનો ટૂંક પરિચય સાંભળો.

આજથી પચીસ વર્ષ પૂર્વેના મેક્ષીકો જેટલી જડતા ભાગ્યે જ કોઇ પરગણામાં હશે. હિંદની અનેક જાતિઓથી અને જુદા જુદા ભાગોથી સુધારકો સુધારણા કરવામાં પહાડસમી મુશ્કેલીઓ નિહાળે છે તેવો જ મેક્ષીકો ભિન્ન ભિન્ન ભાગો–પ્રાંતો અને અનેક જાતિઓવાળો

પ્રદેશ હતો. નિક્ષરતાના થરેથર જામ્યા હતા અને ૧૯૧૦ સુધી તે પુસ્તકાલયપ્રવૃત્તિનાં બી એ ઉજ્જડ જમીનમાં પડયાં હતાં.

પણ ૧૯૧૭માં કેળવણીનો પ્રશ્ન હાથ લેવાયો અને તેમની ધારાસભામાં કેળવણીના પ્રધાનની જગો થઈ. એ વખતના પ્રધાન મંડળે સાર્વજનિક કેળવણીનો વિચાર કર્યો. તેમણે ભણેલા અને અભણનો મેળ પુસ્તકાલયપ્રવૃત્તિથી જ બેસે એમ જોયું.

મેક્ષીકોની ચોખ્ખુંટ ધરતી ઉપર નિરક્ષરતા દૂર કરવાના પ્રબંધો શરૂ થઇ ગયા. અમલદારોએ કમર કસી અને નિરક્ષરતાને જડમૂળથી ઉખેડી નાખી દીધી. તેને પરિણામે આજે મેક્ષીકોમાં—

૧૫૦૦ સમૃદ્ધ સાર્વજનિક પુસ્તકાલયો છે.
૧૦૦૦ શાળાપુસ્તકાલયો છે.
૮૦૦ ઔદ્યોગિક પુસ્તકાલયો છે.
૫૦૦ ગ્રામ પુસ્તકાલયો છે.

સને ૧૯૨૭માં મોટાં પુસ્તકાલયોએ ગ્રામ પુસ્તકાલયોને વાચન સારૂ ૭૦૦૦૦૦ પુસ્તકો મોકલી આપ્યાં હતાં.

આ બધું કંઇ વગર મહેનતે થયું હશે ! એક ગામથી બીજે ગામનું અંતર ઘણું હતું અને જવા–આવવાનાં સગવડતાભર્યાં સાધનો, વાહનો ન હતાં; પણ કાર્યકરોએ શાળા અને પુસ્તકાલયનો સુમેળ સાધી સમાજને સાચા જ્ઞાનની ભૂખ લગાડી હતી. રાજ્યે જોઇતી સગવડો પૂરી પાડી હતી. દરેક પુસ્તકભંડારમાં લોકરુચિ અને લોકોપયોગની દૃષ્ટિ ધ્યાનમાં રાખી પુસ્તકો રાખવામાં આવ્યાં હતાં. સ્થાનિક જરૂરિયાત પ્રમાણે ઉદ્યોગ, ખેતી, વેપાર, વૈદક, ગૃહવ્યવસ્થા વગેરે ધંધાને લગતાં પુસ્તકો રાખી વાચનરસની અભિવૃદ્ધિ કરવામાં આવતી બાળકોને શરૂઆતથી જ વાંચવાની ટેવ પડે એ માટે બાળકોની રુચિ અનુસાર બાલ-પુસ્તકાલયોની યોજના કરી હતી.

મુઠ્ઠીભર અમલદારો ઉત્સાહ અને ખંતથી શું કરી શકે છે તે મેક્ષીકોની પુસ્તકાલય-પ્રવૃત્તિથી જણાય છે.”

*

આટલો વાર્તાલાપ પૂરો થતાં પુસ્તકાલયના બન્ને રસિયા જમવાનો સમય થતાં ફરી બીજી વાર મળવાનું નક્કી કરી ઉઠયા.

—રતિભાઇ અમીન

---

“ જગતમાં બે પ્રકારનાં માણસો છે: એક પ્રમાર કામ કરે છે, અને બીજો પ્રકાર એ કામનો યશ ખાટે છે. તમારાથી બની શકે તો પહેલા વર્ગમાં આવવા પ્રયાસ કરજો; કેમકે તેમાં બહુ ઓછી હરીફાઇ છે. ”

---

× ટીપ:—આ લેખ 'The five laws of library science'ના પુસ્તકપરથી તૈયાર કર્યો છે.
—લેખક

# પ્રૌઢ શિક્ષણ સમિતિ ( સન ૧૯૩૮ )નું નિવેદન

## પ્રકરણ ૮ મું : ગ્રામ પુસ્તકાલયો

[ મુંબાઇ સરકારના કેળવણી ખાતાના તા. ૨૬-૧-૧૯૩૮ના ઠરાવ અંક ૬૪૭૩ અનુસાર પ્રૌઢ શિક્ષણના પ્રશ્ન પરત્વે મુંબાઇ સરકારને સલાહ આપવા માટે ૧૬ ગૃહસ્થોની એક સમિતિ મુંબાઇની સર દોરાબજી તાતાની પદવીધરો માટેની સામાજિક સેવા શિક્ષણ શાળાના મુખ્ય અધિષ્ઠાતાના પ્રમુખપણા નીચે નીમી હતી. તપાસના મુદ્દાઓમાંના અંક ૬ ના મુદ્દા માટે સદર સમિતિએ એક પેટા સમિતિ અંક ૫, ૬, ૯ અને ૧૦ના મુદ્દાઓ સંબંધી તપાસ કરી નિવેદન કરવા નીમી હતી તેનું નિવેદન પુસ્તકાલયોના સંબંધી હોવાથી વડોદરા રાજ્યનાં તેમ જ અન્ય પુસ્તકાલયોને ઉપયોગી હોવાથી અત્રે ગુજરાતી ભાષામાં અનુવાદ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. આશા છે કે પુસ્તકાલયના સંચાલકો, પ્રચારકો, અધિકારીઓ તેમ જ પુસ્તકાલયમાં રસ લેતા અન્ય રસિકો પોતાના કાર્યને ઉપયોગી થઇ પડે એવી આ હકીકત સ્મરણમાં રાખશે, તો તેમના કાર્યમાં વેગ અને રસ આવશે. નિવેદન ખાસ વાંચવા મનન કરવા લાયક હોવાથી જ અત્રે પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. —ના. ચં. દીવાનજી ]

**આ પ્રકરણમાં** પ્રૌઢ શિક્ષણના મધ્યસ્થ મંડળની સામાન્ય દોરવણી નીચેનાં ગ્રામ પુસ્તકાલયોની રચનાની રૂપરેખા અમો જણાવીએ છીએ.

વિસ્તારપૂર્વક સમજાવેલી આ યોજનાથી વાંચનાલયો અને પુસ્તકાલયોની જાળગૂંથણી આખા પ્રાંતમાં પથરાઇ જશે. કારણ કે પ્રૌઢ શિક્ષણના વિસ્તૃત અંગ તરીકે એનો વિકાસ શક્ય છે. જ્યારે આખી યોજના પૂરેપૂરી અમલમાં મુકાઇ જશે ત્યારે—

(अ) ૨૦ જિલ્લાનાં ૨૦ જિલ્લા પુસ્તકાલયો

(ब) દરેક જિલ્લામાં પુસ્તકાલયની દેખરેખ નીચે સર્ક્યૂલેટિંગ ( ફરતું ) પુસ્તકાલયનાં ૧૫ થી ૨૦ જૂથો

(क) સર્ક્યૂલેટિંગ પુસ્તકાલયના દરેક જથાની દેખરેખ નીચે ૫ કે ૬ ગ્રામ પુસ્તકાલયો

(ड) આશરે ૮૦૦૦ વાંચનાલયો પૂર ઉત્સાહથી કાર્ય કરી રહ્યાં હશે.

વાંચી લખી શકે એવા પ્રૌઢોમાં વાંચવાનો શોખ ખીલતાં પ્રૌઢ શિક્ષણમાં ગ્રામ પુસ્તકાલયોની યોજનાનું સ્થાન છે જ. ઉપરોક્ત પરિસ્થિતિ આવતા પહેલાં ઉચ્ચ કક્ષાની પ્રાથમિક શાળાવાળાં ગામોમાં જ પુસ્તકાલયો સ્થપાવાં જોઇએ. નીચી કક્ષાની પ્રાથમિક શાળાઓવાળાં ગામોમાં અથવા તો જ્યાં ભણેલાંની અથવા તો નવીન યોજના પ્રમાણે ભણેલાંનું પ્રમાણપત્ર મેળવેલાની સંખ્યા ૨૦ ઉપરાંતની હોય અથવા તો પ્રૌઢ શિક્ષણ સમિતિને જ્યાં જરૂર જણાય ત્યાં તે વિભાગના કેન્દ્રમાંથી ચાલુ પ્રશ્નો સંબંધી માહિતીપત્રો તથા કેટલાંક સામયિકો પૂરાં પાડી શકાય એવાં વાંચનાલયો ખોલવાં જોઇએ. ગામ લોકોને એકઠા કરીને શિક્ષકોએ અથવા તો ઉપલા ધોરણના વિદ્યાર્થીઓએ તાજા સમાચાર-પત્રોમાંની હકીકત-તેમની આગળ વાંચી સંભળાવવી જોઇએ, અને નવીન ભણતાં શીખેલાંઓને આ સમાચારપત્રો વાંચી જવા પ્રેરવા જોઇએ. તેમ જ તેમના ફુરસદના વખતમાં સામયિકો વાંચવાનો પ્રયત્ન કરવા પ્રેરવા જોઇએ. ભણેલું ભૂલી જઇ ભણેલાંઓ પાછા અભણ ન થઇ જાય તેમ જ પ્રૌઢોને વાચનમાં રસ લેતા કરવા એ આ વાંચનાલયોનો ઉદ્દેશ હોવો જોઇએ. તેની મરજી હોય ત્યારે નાણાંની સવડ થયે આ વાંચનાલયોને પુસ્તકાલયોમાં ફેરવી નાખવાનો અધિકાર

ગ્રામ પંચાયતને હોવો જોઇએ. આ વાંચનાલયોમાં સમાચારપત્રો ચોંટવાનાં પૂંઠાં અથવા તો જાહેરખબર ચોડવાનાં પાટીઆંનો ઉપયોગ કરવો ( એટલે એક કરતાં વધારે લોકો એકીસાથે એક પત્રનો ઉપયોગ કરી શકે ) જ્યાં જ્યાં શાળાપુસ્તકાલયનો કાર્યક્રમ ચાલુ હોય ત્યાં ત્યાં સ્થાનિક પ્રૌઢશિક્ષણ સમિતિએ બની શકે એટલો વિશેષ સહકાર એ કાર્યક્રમમાં આપવો જોઇએ.

ગ્રામ પુસ્તકાલયો, ફરતાં પુસ્તકાલયોની પદ્ધતિ પ્રમાણેનાં હોવાં જોઇએ અને મધ્યસ્થ બજાર તેમ જ ટપાલ કચેરી હોય એવાં ગામોમાં તેમનાં મુખ્ય સ્થળો રહેવાં જોઇએ.

જૂથનાં પુસ્તકાલયો સહકારના ધોરણ પર રચાવાં જોઇએ. દરેક ગ્રામ પુસ્તકાલયે પોતાના જૂથના પુસ્તકાલયને વાર્ષિક રૂ. ૨૫ નો ફાળો આપવો જોઇએ અને તેથી જૂથનાં પુસ્તકાલયોએ સ્થાનિક જરૂરીઆત પ્રમાણે ૨૫ થી ૩૦ પુસ્તકોની પેટી પખવાડીઆમાં એક વખત અથવા તો અઠવાડીઆમાં એક અથવા બે વખત પણ પોતાનાં ગ્રામ પુસ્તકાલયોના ઉપયોગ માટે મોકલી આપવી જોઇએ. જૂથ પુસ્તકાલયો પોતે પણ વાર્ષિક રૂ. ૧૦૦ ભરી પોતાનાં જિલ્લા પુસ્તકાલયોમાં જોડાશે અને દર ત્રણ મહિને પુસ્તકો ભરેલી ૭ પેટીઓ પોતાનાં ગ્રામ પુસ્તકાલયોના ઉપયોગ માટે મેળવી શકશે. પ્રૌઢ શિક્ષણનું કાર્ય જેમ જેમ આગળ વધતું જશે, તેમ તેમ દરેક જૂથ પુસ્તકાલય સાથે આશરે ૫ કે ૬ ગ્રામ પુસ્તકાલયો સંકળાયલાં રહેશે અને ૧૫ થી ૨૦ જૂથ પુસ્તકાલયો દરેક જિલ્લા પુસ્તકાલય સાથે સંકળાયલાં હશે.

ગ્રામસેવક અથવા તો આ કાર્ય માટે લાયક નીવડેલો શાળાશિક્ષક ગ્રામ વાચનાલયો ઉપર દેખરેખ રાખશે. આ દેખરેખના કાર્ય માટે તેને કાંઇ પણ મહેનતાણું મળશે નહિ. દીવો, તેલ અને અન્ય જરૂરી સાધનોના ખર્ચની જોગવાઇ સ્થાનિક પ્રૌઢ શિક્ષણ સમિતિએ કરવી જોઇએ. સમાચારપત્રો તેમ જ સામયિકોનો વાર્ષિક ખર્ચ રૂ. ૧૦ થી વિશેષ થવો નહિ જોઇએ; પરંતુ જિલ્લાનાં શહેરોના લવાજમ ભરનારાઓ પાસેથી તેમણે વાંચી નાખેલાં, મળી શકે તેટલાં વર્તમાનપત્રો અને સામયિકો, મેળવી લેવાની તજવીજ, જિલ્લા પ્રૌઢ શિક્ષણ સમિતિ કરી શકશે.

નિભાવ અને નાણાની જોગવાઇ માટે, ગ્રામ પંચાયત અને સહકારી મંડળીના સહકારથી સ્થાનિક પ્રૌઢ શિક્ષણ સમિતિએ, ગ્રામ વાંચનાલયોનો નિભાવ કરવો અને નાણાંની જોગવાઇ પણ તેણે જ કરવી જોઇએ. આ વાચનાલયનો વાર્ષિક ખર્ચ રૂ. ૨૫ થી વિશેષ હોવો જોઇએ નહિ અને આ આખી રકમ, ગ્રામ સુધારણા નિધિ અને સહકારી મંડળીના ફાળા દ્વારા મેળવી લેવી જોઇએ.

ગ્રામ પુસ્તકાલયના સંબંધમાં આ બાબતમાં કાંઇક ફેર પડશે. નવીન પુસ્તકો ખરીદવાં પડશે અને જૂનાં પુસ્તકો સમરાવવાં પડશે; એટલે તેનો વાર્ષિક ખર્ચ નીચે જણાવેલી વિગતે આશરે રૂ. ૧૦૦ થશેઃ—

| | |
|---|---|
| ૧ જૂથ પુસ્તકાલયને પુસ્તકો માટે મદદ | ૨૫) |
| ૨ લાકડી સામાનની મરામત | ૧૨) |
| ૩ મકાનની મરામત | ૨૪) |
| ૪ પેટીઓ, પુસ્તકો મોકલવા મંગાવવાનો ખર્ચ | ૨૪) |
| ૫ પરચુરણ | ૧૫) |
| રૂપીઆ | ૧૦૦) |

શરૂઆતમાં કબાટ, ટેબલ, ખુરશી વગેરે માટેનો પ્રાથમિક ખર્ચ રૂ. ૫૦ થશે. મધ્યસ્થ પ્રૌઢ શિક્ષણ સમિતિએ પ્રાથમિક ખર્ચના ૫૦ ટકા સુધી અને પહેલાં બે વર્ષ સુધી નિભાવ-

ખર્ચના ૨૫ ટકાની જોગવાઇ કરવી પડશે. વાર્ષિક નિભાવના બાકીના ૭૫ ટકાની જોગવાઇ સ્થાનિક પ્રૌઢ-શિક્ષણ સમિતિએ કરી લેવી પડશે.

જો ગામડાના લોકોને સાહસૂરી અને પેટીઓ લાવવા લઇ જવાનું કાર્ય કરવા સમજાવી લેવાય તો આ ખર્ચ ભારે પડશે નહિ. યોગ્ય સહકારથી, અંક ૨–૩ તથા ૪ વાળો ખર્ચ તો ઉપલકીઆં જ નીકળી જાય. પુસ્તકાલય માટેની ભૂખ એક વખત આપણે લગાડીએ તો ગામલોકો નિભાવખર્ચ ખાતે પોતાની જાતમહેનત નિઃસંદેહ આપશે જ.

સ્ત્રીઓ તેમ જ પુરુષો બન્નેને ઉપયોગમાં આવી શકે એવી રીતે ગ્રામ પુસ્તકાલયની રચના હોવી જોઇએ. અને સ્ત્રીઓને રસ પડે એવાં પુસ્તકો વખતોવખત લેવાવાં જોઇએ.

આ કાર્યક્રમ પ્રમાણે કાર્ય બરાબર ચાલતું થઇ જશે ત્યારે લગભગ ૨૦૦૦ ગ્રામ પુસ્તકાલયો અસ્તિત્વમાં આવી ગયાં હશે અને તેમને મદદ તરીકે આપવા માટે રૂા. ૫૦,૦૦૦ પ્રાથમિક ખર્ચના અને રૂા. ૫૦,૦૦૦ વાર્ષિક નિભાવખર્ચના થશે.

જૂથ પુસ્તકાલનું વાર્ષિક અંદાજપત્ર કાંઇક નીચે પ્રમાણે થવા જશે—

| આવક | રૂપીઆ | જાવક | રૂપીઆ |
|---|---|---|---|
| ૬ ગ્રામ પુસ્તકાલયોનો ફાળો. | ૧૫૦ | જિલ્લા પુસ્તકાલયને મદદ | ૧૦૦ |
| મધ્યસ્થ પ્રૌઢશિક્ષણ નિધિમાંથી મદદ | ૫૦ | કારકુન માટે | ૬૦ |
| | ૨૦૦ | પેટીઓની દુરસ્તી વગેરે | ૨૫ |
| | | પરચુરણ | ૧૫ |
| | | | ૨૦૦ |

પેટીઓ લાવવા લઇ જવાનો ખર્ચ ગ્રામ પુસ્તકાલયોને માથે રહેશે. પ્રાથમિક ખર્ચ આશરે રૂ. ૧૫૦ તેમાંના ( રૂ. ૧૦૦ જિલ્લા પુસ્તકાલયને પ્રાથમિક ફાળો અને રૂ. ૫૦ લાકડી સામાન વગેરે) આ ખર્ચની નીમે રકમ (૫૦ ટકા) મધ્યસ્થ પ્રૌઢશિક્ષણ નિધિમાંથી મળશે.

સરવાળે, પ્રૌઢશિક્ષણ સારી રીતે આગળ વધતાં દરેક જિલ્લામાં ૧૫ થી ૨૦ જૂથ પુસ્તકાલયો અને દરેક જૂથમાં ૫ કે ૬ ગ્રામ પુસ્તકાલયો થશે એવી ધારણા રાખી શકાય. આ ઉપરથી તમામ ૨૦ જિલ્લાઓમાં મળી એકંદર ૩૫૦ જૂથ પુસ્તકાલયો, ૨૦૦૦ ગ્રામ પુસ્તકાલયો અને ૮ થી ૧૦ હજાર વાંચનાલયો અસ્તિત્વમાં આવશે. ૩૫૦ જૂથ પુસ્તકાલયો માટે નાણાંની કુલ જોગવાઇ તરીકે રૂ. ૨૬૨૫૦ પ્રાથમિક ખર્ચ માટે અને રૂ. ૧૭,૫૦૦ વાર્ષિક નિભાવખર્ચ માટે જોઇશે.

જિલ્લા પુસ્તકાલયો તો–દરેક જિલ્લામાં એક–એ પ્રમાણે ૨૦ થશે. તેનો વાર્ષિક આવક તથા જાવક (ખર્ચ) નીચે પ્રમાણે થશેઃ—

| આવક | રૂપીઆ | જાવક | રૂપીઆ |
|---|---|---|---|
| ૧ જૂથ પુસ્તકાલયોનો ફાળો દર રૂ. ૧૦૦ પ્રમાણે. | ૨,૦૦૦ | ૧ નવીન પુસ્તકો | ૧,૦૦૦ |
| ૨ મધ્યસ્થ પ્રૌઢશિક્ષણનિધિમાંથી મદદ | ૭૫૦ | ૨ ગ્રંથપાલ અને તેના મદદનીશો તેમજ કચેરી ખર્ચ | ૧,૦૦૦ |
| કુલ | ૨,૭૫૦ | ૩ પેટીઓ | ૨૫૦ |
| | | ૪ ૨૦ કેન્દ્રોમાં દરેકમાં ૪ વખત મોકલવા લાવવાનો ખર્ચ | ૪૦૦ |
| | | ૫ પરચુરણ | ૧૦૦ |
| | | કુલ | ૨,૭૫૦ |

પ્રાથમિક ખર્ચ માટે રૂા. ૫૦૦, પેટીઓ માટે રૂા. ૨૫૦૦, રૂા. ૧૨,૫૦૦ પુસ્તકો રૂા. ૧૦૦૦ પરચુરણ ખર્ચ માટે મળી દરેક જિલ્લામાં ૫૦૦ પેટીઓની જોગવાઇ કરવા માટે જિલ્લા દીઠ રૂ. ૧૬,૦૦૦ જોઇશે. આ રકમમાંથી રૂ. ૨,૦૦૦ જૂથ પુસ્તકાલયો પાસેથી પ્રાથમિક મદદના મેળવી શકાશે. બાકીના રૂા. ૧૪૦૦૦ માંના ૫૦ ટકા એટલે રૂા. ૭,૦૦૦ મધ્યસ્થ પ્રૌઢ શિક્ષણનિધિમાંથી ફાળા તરીકે મળશે અને બીજા ૫૦ ટકા એટલે રૂ. ૭,૦૦૦ જિલ્લા મદદમાંથી મળી રહેશે. આ રકમ સહકારી પેઢીઓ અથવા મંડળીઓમાંથી જિલ્લા અધિકારીઓ હસ્તકના ગ્રામ સુધારણા નિધિમાંથી, જિલ્લા શાળાનિધિમાંથી વગેરે સંસ્થાઓમાંથી ફાળા તરીકે એકઠી કરી શકાશે. જેમ જૂથ અને ગ્રામપુસ્તકાલયો ઉપર સ્થાનિક પ્રૌઢ શિક્ષણ સમિતિનો કાબુ રહેશે તેમ જિલ્લા પુસ્તકાલય, જિલ્લા પ્રૌઢ શિક્ષણ સમિતિની સીધી દેખરેખ નીચે રહેશે.

મધ્યસ્થ પ્રૌઢ શિક્ષણનિધિ ઉપર ૨૦ જિલ્લા પુસ્તકાલય પૂરતા રૂ. ૧,૪૦,૦૦૦ ( એક લાખ ચાલીસ હજાર ) પ્રાથમિક ખર્ચ અને રૂ. ૧૫૦૦૦ ( પંદર હજાર ) વાર્ષિક ખર્ચની જવાબદારી રહેશે.

પ્રૌઢ શિક્ષણની પ્રવૃત્તિ જ્યારે પૂરજોસમાં આવશે ત્યારે પુસ્તકાલય અને વાચનાલયોની આખી રચના ટૂંકમાં નીચે પ્રમાણે રહેશે:—

| | સંખ્યા | કારભાર અને દેખરેખ | રૂપીઆ કુલ ખર્ચ | | રૂપીઆ "ધલાકા" નિધિ એટલે મધ્યસ્થ પ્રૌઢ શિક્ષણનિધિમાંથી મદદ | |
|---|---|---|---|---|---|---|
| | | | પ્રાથમિક | વાર્ષિક | પ્રાથમિક | વાર્ષિક |
| (૧) વાંચનાલયો | ૮,૦૦૦ | જિલ્લા પ્રૌ. શિ. | ૦ | ૨૦૦,૦૦૦ | ૦ | ૦ |
| (૨) ગ્રામ પુસ્તકાલયો | ૨,૦૦૦ | સમિતિની દેખરેખ નીચે | ૧૦૦,૦૦૦ | ૨૦૦,૦૦૦ | ૫૦,૦૦૦ | ૫૦,૦૦૦ પ્રથમ બે વર્ષ સુધી |
| (૩) જૂથ પુસ્તકાલયો | ૩૫૦ | સ્થાનિક પ્રૌ શિ. સમિતિ | ૫૨.૫૦૦ | ૭૦,૦૦૦ | ૨૬,૨૫૦ | ૧૭,૫૦૦ |
| (૪) જિલ્લા પુસ્તકાલયો | ૨૦ | જિલ્લા પ્રૌઢ શિક્ષણ સમિતિ | ૩૨૦,૦૦૦ | ૫૫,૦૦૦ | ૧,૪૦,૦૦૦ | ૧૫,૦૦૦ |
| કુલ | ૧૦,૩૭૦ | ... | ૪૭૨,૫૦૦ | ૫,૨૫,૦૦૦ | ૨,૧૬,૨૫૦ | ૮૨.૫૦૦ |

## સમિતિની ભલામણો

૧. પ્રૌઢ શિક્ષણના મોરચાનો પૂરતા પ્રમાણમાં વિકાસ થાય ત્યાં સુધી, બધા વર્ગોવાળી પ્રાથમિક શાળાઓમાં જ પુસ્તકાલયો શરૂ કરાવવાં.

૨. નીચલા વર્ગોવાળી શાળાઓવાળાં ગામોમાં અથવા જ્યાં ઘણા કેળવાયલા માણસો હોય અથવા નવી યોજના પ્રમાણેનું ભણેલાંનું પ્રમાણ મેળવેલાં ૨૦ માણસોની સંખ્યા હોય અથવા જ્યાં સ્થાનિક પ્રૌઢ શિક્ષણ સમિતિ મળે ત્યાં ચાલુ પ્રશ્નોની ચર્ચા કરતાં તાજા સમાચાર-પત્રો તથા અન્ય સામયિકો, તે સ્થળના મધ્યવર્તી કેન્દ્રમાંથી મોકલી વાંચનાલયો સ્થાપવાં. શિક્ષકે અથવા તો શાળાના ઉપલા વર્ગોના વિદ્યાર્થીઓએ આ પત્રો તથા માસિકો વાંચી સંભળાવવાં અને લોકોને વાચનમાં રસ લેતા કરવા એટલે તેઓ ભણેલું ભૂલી નહિ જાય અને પ્રૌઢોમાં વાચનનો રસ જામશે.

૩. ગ્રામ પુસ્તકાલયોનાં પુસ્તકો ફરતાં પુસ્તકાલયો જેવાં રાખવાં એટલે કે લોકોમાં વાચન માટે છૂટથી તેનો ઉપયોગ કરાવવો.

૪. ગ્રામ પુસ્તકાલયો ઉપરાંત જૂથ અને પ્રાંત પુસ્તકાલયો સ્થાપવાં જોઇએ.

૫. ગ્રામ વાચનાલયો સંબંધી ખર્ચ તેમ જ તેનો નિભાવ, ગ્રામ પંચાયત અને સહકારી મંડળીના સહકારથી સ્થાનિક પ્રૌઢ શિક્ષણ સમિતિએ કરવો.

૬. ગ્રામ પુસ્તકાલયો માટે નાણાંની સવડની વ્યવસ્થા સ્થાનિક પ્રૌઢ શિક્ષણ સમિતિએ નિવેદનમાં સૂચવ્યા પ્રમાણે સૂચવેલે ધોરણે કરવી.

૭. ગ્રામ પુસ્તકાલયોની યોજના પુરુષો તેમજ સ્ત્રીવાચકો બન્ને માટે કરવી અને તેમાં સ્ત્રીઓએ વાંચવાલાયક અને તેમને ઉપયોગી વિષયોનાં પુસ્તકોનો ખાસ સમાવેશ કરવો.

૮. જૂથ પુસ્તકાલયોનો ખર્ચ તથા નિભાવ સમિતિએ સૂચવેલા ધોરણે અને સૂચવ્યા પ્રમાણે કરવો.

૯. પ્રાંત ( જિલ્લા ) પુસ્તકાલયોનો ખર્ચ તથા નિભાવ સમિતિએ સૂચવ્યા પ્રમાણે અને સૂચવેલે ધોરણે કરવો.

૧૦. પ્રાંત ( જિલ્લા ) પુસ્તકાલયો જિલ્લા પ્રૌઢ શિક્ષણ સમિતિની સીધી દેખરેખ નીચે રહેશે અને તેનો વહીવટ પણ તેના જ હાથમાં રહેશે.

૧૧. જૂથ અને ગ્રામ પુસ્તકાલયો સ્થાનિક પ્રૌઢશિક્ષણ સમિતિની સીધી દેખરેખ નીચે રહેશે.

ના. ચં. દીવાનજી

—卐—

## જાણો છો ?

પંજાબમાં પુસ્તકો વજનને હિસાબે વેચાય છે.

ચીનમાં પુસ્તકો વેચવા માટે જુદો જ રિવાજ છે. ત્યાં શાક મારકિટમાં પુસ્તકોના છાપેલો ફર્મા અને પ્રકરણો છૂટાં વેચાય છે. શાક લેવા જતી વખતે લોકો એ ખરીદી લઇ, પછી એકઠાં બંધાવી પુસ્તક બનાવી લે. આ રીતે ત્યાંનો ગરીબમાં ગરીબ માણસ પણ પોતાને ત્યાં પુસ્તકો વસાવી શકે છે.

# મહાલ પુસ્તકાલય મંડળની વાર્ષિક સભાઓ

## વડોદરા પ્રાંત

**૧ પેટલાદ**—તા. ૨૭-૮-૩૯ ના રોજ સભા ભરાઈ, જેમાં સ્વ. અમીન સા. ના સ્વર્ગવાસ બદલનો, પાછલા વર્ષનું નિવેદન તથા હિસાબ મંજૂરીનો, નવા વર્ષમાં પુસ્તકાલયો તથા વાચનાલયોને મદદ ખાતે રૂ. ૭૫, શિષ્ટવાચનની પરીક્ષા ખાતે રૂ. ૫૦, કંટીજંટ ખાતે રૂ. ૨૫, સ્વ. અમીન સ્મા. ખાતે રૂ. ૧૫ વગેરે મળી રૂ. ૧૬૫ નો ખર્ચ કરવા બદલનો, વ્યવસ્થાપક મંડળ ચૂંટવા બદલનો, પ્રાંત મંડળમાં શ્રી. રામભાઇ કા. પટેલ અને શ્રી. હીરાલાલ ગં. શાહને પ્રતિનિધિ તરીકે મોકલવા બદલનો, મહાલ પુ. પરિષદ ગાડા મુકામે ભરવા બદલનો, વિશ્નોલી ગામે પુસ્તકાલય ખોલવા માટે મદદ તરીકે રૂ. ૫૦) આપવા બદલનો, અને શિષ્ટવાચનની પરીક્ષા રાખવા બદલનો વગેરે મળી કુલ ૧૪ ઠરાવો થયા હતા.

**૨ કરજણ**—તા. ૨૦-૮-૩૯ ના રોજ મહાલ શાળાધિકારી શ્રી. દલવાડી સા. ના પ્રમુખપણા નીચે સભા ભરાઇ, જેમાં પાછલા વર્ષનું નિવેદન તથા હિસાબ મંજૂરીનો, ત્રિમાસિક જૂથ સભાઓ ભરવા તથા ત્રિમાસિક નિવેદનો મોકલવા સંબંધનો, પ્રાંતમંડળ માટે શ્રી. મહીજીભાઇ મૂ. પટેલ તથા અણસ્તુ પુસ્તકાલયના મંત્રીને ચૂંટવા બદલનો, મહાલમાં પ્રાંત તથા મહાલ તરફથી જે પેટીઓ અપાઇ છે તે પેટીઓ સહકારી પુસ્તકાલયની યોજના માટે પાછી મંગાવી લેવાનો, દરેક પુસ્તકાલયે સ્મા. ફંડની રકમ બજેટમાં મૂકવા બદલનો, સહકારી યોજનાની પદ્ધતિએ પુસ્તકો પૂરાં પાડવાનો તથા નવા વર્ષના હોદ્દેદારોમાં પ્રમુખ મહાલ શાળાધિકારી શ્રી. દલવાડી, મંત્રી શ્રી. મંગળભાઇ જે. પટેલને નીમવાનો વગેરે મળી ૮ ઠરાવો થયા હતા.

**૩ ડભોઇ**—તા. ૨૦-૮-૩૯ ના રોજ સભા ભરાઈ, જેમાં પાછલા વર્ષનો હિસાબ તથા નિવેદન મંજૂરીનો, નવા વર્ષમાં શિષ્ટવાચનની પરીક્ષા ખાતે રૂ. ૧૦૦, પરિષદ ખર્ચ ખાતે રૂ. ૨૫, કંટીજંટ ખાતે રૂ. ૨૦ વગેરે મળી રૂ. ૭૦ ના બજેટની મંજૂરીનો, નવા વર્ષ માટે પ્રમુખ તરીકે મહાલ શાળાધિકારી શ્રી. પનાલાલ, ઉપપ્રમુખ તરીકે ડભોઇ ગુ. શાળા નં. ૧ ના મુખ્ય શિક્ષક, મંત્રી તરીકે શ્રી. ઝવેરભાઇ ખુશાલભાઇ વગેરેની નિમણૂકનો, પ્રાંત પુસ્તકાલય મંડળ માટે શ્રી. ઝવેરભાઇ ખુ. પટેલ તથા શ્રી. રવિશંકર છો. ને ચૂંટવા બદલનો, માનદ પ્રચારકો તરીકે શ્રી. રવિશંક નડા, શ્રી. મુ. શિ. ધમેલી, શ્રી. રતિલાલ બીલાપુર, શ્રી. કૃષ્ણલાલ વઢવાણાની નિમણૂકનો, મહાલ પુસ્તકાલય પરિષદ ભરવા બદલનો વગેરે મળી ૧૦ ઠરાવો થયા હતા.

**૪ ભાદરણ**—તા. ૨૦-૮-૩૯ ના રોજ સભા ભરાઇ, જેમાં નવા વર્ષ માટે પ્રમુખ તરીકે શ્રી. મગનભાઇ વાઘજીભાઇ પટેલ, મંત્રીઓ તરીકે શ્રી. બાળકૃષ્ણ મૂળજીરામ તથા શ્રી. શંકરભાઇ ગોવિંદભાઇ પટેલની નિમણૂકનો, પ્રાંત મંડળ માટે શ્રી. બાલકૃષ્ણ વ્યાસ તથા શ્રી. શંકરભાઇ પટેલને ચૂંટવાનો, શિષ્ટ વાચનની પરીક્ષા માટે 'દાદાભાઇ નવરોજજી'નું પુસ્તક રાખવાનો, શિક્ષણવર્ગ રૂદેલ વા ઝારોળામાં ભરવાનો, માનદ પ્રચારકો તરીકે શ્રી. શંકરભાઇ ગો. પટેલ તથા શ્રી. મંગળભાઈ ર. પટેલને નીમવાનો વગેરે મળી ૭ ઠરાવો થયા હતા.

## મહેસાણા પ્રાંત

**૧ ખેરાળુ**—તા. ૨૦–૮–૩૯ને રોજ ખેરાળુ મહાલ વહીવટદાર સા. ના પ્રમુખપણા નીચે સભા ભરાઇ, જેમાં પાછલા વર્ષના હિસાબ નિવેદનની મંજૂરીનો, નવા વર્ષના પ્રમુખ તરીકે ખેરાળુ મહાલ શાળાધિકારી, ઉપપ્રમુખ શ્રી. મસોતભાઇ અમેરાજ વકીલ, મંત્રી શ્રી. વિઠ્ઠલભાઈ ઝ. પટેલ અને ઉપમંત્રીઓ શ્રી. હીરાલાલ ભાઈશંકર તથા શ્રી. મોહનલાલ લક્ષ્મીરામ વગેરે હોદ્દેદારોની નિમણૂકનો, શિક્ષકો માટે "ગ્રામ્ય હિંદનો ઉત્કર્ષ" અને વિદ્યાર્થીઓ માટે 'સાવિત્રી' એ પુસ્તકોની શિષ્ટ વાચનની પરીક્ષા લેવાનો, વગેરે વગેરે મળી ૭ ઠરાવો થયા હતા.

**૨ પાટણ**—તા. ૨૭–૮–૩૯ના રોજ પાટણ વિભાગ શાળાધિકારી શ્રી. પંડયા સા. ના પ્રમુખપણા નીચે ભરાઇ, જેમાં પાછલા વર્ષનો હિસાબ અને નિવેદન મંજૂર કર્યા બદલનો, બજેટ તથા નિવેદન વેળાસર ખાતા તરફ મોકલી આપવા બદલનો, પુસ્તકાલય વિનાનાં શાળાવાળાં ગામોએ પુસ્તકાલયો ઉઘાડવા બદલનો, પ્રાંત મંડળના પ્રતિનિધિઓ ચૂંટવા બદલનો તથા નવા વર્ષના હોદ્દેદારોને ચૂંટવાનો વગેરે વગેરે ઠરાવો થયા હતા.

**૩ ચાણસ્મા**—તા. ૨૦–૮–૩૯ના રોજ ચાણસ્મા મહાલ શાળાધિકારીના પ્રમુખપણા નીચે સભા ભરાઇ, જેમાં પાછલા વર્ષનો હિસાબ અને નિવેદન મંજુર કરવાનો, નવા વર્ષના હોદ્દેદારોમાં પ્રમુખ મે. ચાણસ્મા મહાલ શાળાધિકારી શ્રી. ત્રિવેદી, ઉપપ્રમુખ ચાણસ્મા સા. પુ. ના મંત્રી શ્રી. ગુપ્તે, મંત્રી શ્રી. નાનજીભાઇ અને સહમંત્રી શ્રી. કૃષ્ણલાલ દલાલ વગેરેની નિમણૂકનો, પ્રાંતમંડળના પ્રતિનિધિ તરીકે શ્રી. નાનજીભાઇ જે. પટેલ તથા શ્રી. કૃષ્ણલાલ ભીખાભાઇ દલાલને નીમવાનો, બાળકો માટે વિદ્યાર્થી વાચનમાળાની શ્રેણી ૧લીની પરીક્ષા એપ્રિલમાં લેવાનો વગેરે મળી કુલ ૮ ઠરાવો થયા હતા.

**૪ સિદ્ધપુર**—તા. ૨૦–૮–૩૯ના રોજ સભા ભરાઇ, જેમાં પાછલા વર્ષનો હિસાબ તથા નિવેદન મંજુરીનો, નવા વર્ષ માટે પ્રમુખ તરીકે મહાલ શાળાધિકારી શ્રી. વહીઆ સા., મંત્રી તરીકે શ્રી. ચિમનલાલ સાંકળચંદ શેઠની નિમણૂંક બદલનો, પ્રાંતમંડળ માટે શ્રી. ખોડાભાઇ માનસંગજી તથા શ્રી. મોહનલાલ નારાયણદાસને ચૂંટવા બદલનો, એન્ડ્રુ કાર્નેગી પુસ્તકની શિષ્ટ વાચન તરીકે પરીક્ષા લેવાનો, મહેસાણા પ્રાંતનો શિક્ષણવર્ગ સિદ્ધપુરમાં ભરવા બદલનો, ત્રીજી પુ. પરિષદ બાજોણવાડા કે કુંવારા ગામે ભરવા બદલનો વગેરે મળી ૮ ઠરાવો થયા હતા.

**૫ હારીજ**—તા. ૨૦–૮–૩૯ એ સભા ભરાઇ, જેમાં વાંસા અને જૂના માંકા ગામે નવીન પુસ્તકાલયો કાઢવાનો, જમણપુર ગામે શાળા ઉઘાડવા બદલનો, મહાલ મંડળના મંત્રી તરીકે શ્રી. મણિશંકર મહીધરરામ જોશીને ચૂંટવાનો, પ્રચારક તરીકે બોરતવાડાના શ્રી. હરગોવિંદ મહાદેવરામને ચૂંટવાનો, પ્રાંતમંડળ માટે શ્રી. મણિશંકર તથા શ્રી. હરગોવિંદભાઇને ચૂંટવાનો, શિષ્ટ વાચનની પરીક્ષા માટે 'શ્રીમંત પ્રતાપસિંહરાવ ગાયકવાડનો અલ્પ પરિચય' એ પુસ્તક રાખવાનોઃ વગેરે મળી ૧૨ ઠરાવો થયા હતા.

**૬ વિસનગર**—તા. ૨૦–૮–૩૯ ના રોજ સભા મળી તેમાં મહાલના વિવિધ જૂથ મંડળના મંત્રીઓ તેમજ જુદાંજુદાં પુસ્તકાલયોના મંત્રીઓ હાજર હતા. આ સભામાં ગત વર્ષનું નિવેદન મંજુર કરાયું, નવા વર્ષની કા. વ. સમિતિની નિમણૂંક થતાં મહાલ શાળાધિકારી શ્રી. જ. મ. જાની પ્રમુખ, શ્રી. ઉ. લ. દવે મંત્રી અને સભ્યો તરીકે મે. મહાલ

વહીવટદાર સા૦, વીસનગર કસ્બા પુ૦ ના પ્રમુખ શ્રી. નારણભાઇ, શ્રી. જેશિંગભાઇ અને શ્રી. હિંમતલાલ વગેરેની નિમણુક થઇ. મહાલ પરિષદ ભરવા તજવીજ કરવા ઠર્યું, સ્વ. મોતીભાઇ અમીન સ્મા. ફંડમાં ફાળો આપવાની ભલામણનો અને પ્રૌઢ શિક્ષણ પ્રચારનો તેમજ પ્રાંત મંડળની સભામાં જવા માટે શ્રી. ઉ. લ. દવે અને જેશંકરભાઇ વગેરેની નિમણુક થઇ.

૭ કડી—તા. ૨૦–૮–૩૯ ના રોજ સભા મળી. તેમાં ગત વર્ષના હેવાલ હિસાબ મંજૂર થઇ કાર્યવાહક મંડળ ચુંટાયું જેમાં પ્રમુખ તરીકે શ્રી. મહિજીભાઇ ભૂલાભાઇ દેશાઇ અને ઉપપ્રમુખ તરીકે કડી મહાલ શાળાધિકારી સા૦ નિમાતાં મંત્રી તરીકે મફતલાલ ૨. દવે નિમાયા, મહાલનાં જૂથો નક્કી કરાયાં, પરિષદ ભરવાનું હવે પછીની સભામાં વિચારવા ઠરાવ્યું, પ્રાંત પુ. મંડળમાં શ્રી. મફતલાલ ૨. દવેને મોકલવા ઠર્યું, તેમજ શિષ્ટ વાચનની પરીક્ષા ગોઠવવાનું ઠરાવી મહાલની કેળવણીની રકમ શિથિલ મહાલ મંડળમાંથી રૂા. ૫૧) મેળવવા ઠરાવાયું. ઉપરાંત સ્વ. મો. ન. અમીન સ્મારક ફંડમાં ૧૦ ટકા મૂકવા મંત્રીઓને વિનંતિ કરતો, શ્રી. મગનલાલ મહેતાને તેમ જ શ્રી. કાલિદાસ ગઢવીને પુસ્તકાલય પ્રવૃત્તિમાં સહાય આપવા માટે અભિનંદનના ઠરાવો થયા.

## નવસારી પ્રાંત

૧ મહુવા—તા. ૨૭–૮–૩૯ ના રોજ સભા ભરાઈ, જેમાં શ્રીમંત સયાજીરાવ મહારાજ તથા શ્રી. મોતીભાઇ ન. અમીનના સ્વર્ગવાસ બદલનો, શ્રીમંત પ્રતાપસિંહ મહારાજને અભિનંદનનો, પાછલા વર્ષનો હિસાબ મંજૂરીનો વગેરે ઠરાવો થયા હતા. તેમજ બજેટ-નિવેદન વેળાસર મોકલવાં, શિષ્ટ વાચનની પરીક્ષાનો લાભ લેવો, સ્વ. અમીન સ્મારક ફંડમાં રકમ મૂકવી વગેરે બદલની સમજૂતી અપાઇ હતી.

૨ માંગરોળ—તા. ૨૭–૮–૩૯ ના રોજ વેળાછા મુકામે સભા ભરાઇ, જેમાં પાછલા વર્ષનો હિસાબ મંજૂર કરવાનો, નવા વર્ષમાં પોસ્ટ, પ્રચાર વગેરે ખાતે રૂ. ૧૬)નું બજેટ મંજૂર કરવાનો, ગ્રામ પંચાયતોએ પુસ્તકાલયોને મદદ આપવા બદલનો, નવા વર્ષના પ્રમુખ તરીકે શ્રી. મણિલાલ હ. મોદી વેળાછા તથા મંત્રી તરીકે શ્રી. નંદશંકર નાથુરામને ચૂંટવાનો, અને જૂથમંડળોએ જૂથની સભા ભરવા બદલનો વગેરે મળી સાત ઠરાવો થયા હતા.

૩ ગણદેવી—તા. ૨૭–૮–૩૯ના રોજ શ્રી. ઠાકોરભાઇ નારણજી દેસાઇના પ્રમુખપણા નીચે સભા ભરાઇ, જેમાં પાછલા વર્ષનું નિવેદન તથા હિસાબમંજૂરીનો, જૂથ મંડળોની સભાઓ નિયમિત ભરવા બદલની સમજૂતીનો, નવા વર્ષના હોદ્દેદારોની ચૂંટણીનો પ્રાંત મંડળના પ્રતિનિધિઓ તરીકે શ્રી ગુલાબભાઇ બી. મહેતા, શ્રી. નાનુભાઇ નિ. વૈદ્ય, ગણદેવી અને શ્રી. પરસોતમ ભૂલાભાઇ નાયકને ચૂંટવા બદલનો, માનદ પ્રચારક તરીકે શ્રી. મણિભાઇ એસ. દેસાઇ તથા શ્રી. ગુલાબભાઈ ભીખાભાઇ મહેતાને ચાલુ રાખવા બદલનો, તથા સ્વ. ભીમભાઇ ખંડુભાઇ નાયક તોરણગામવાળાના અવસાન બદલનો વગેરે વગેરે ઠરાવો થયા હતા.

૪ કામરેજ—તા ૨૦–૮–૩૯ના રોજ મહાલશાળાધિકારી શ્રી. ભદ્રશંકર ડાહ્યાભાઇના પ્રમુખપણા નીચે સભા ભરાઇ, જેમાં શ્રીમંત સયાજીરાવ મહારાજ તથા શ્રી. અમીન સા. તથા શ્રી. ગિજુભાઇના સ્વર્ગવાસ બદલનો, પોતાના જૂથનાં એકેએક પુસ્તકાલયો બજેટ બનાવે તથા દરેક પુસ્તકાલય બજેટમાં સ્વ. અમીન સ્મારકની રકમ મૂકે એ બદલ જૂથ-

મંડળોને સૂચન કરતો, શિષ્ટ વાચનની પરીક્ષા લેવા બદલનો, પ્રાંતમંડળ માટે કામરેજ પુસ્તકાલયના મંત્રી તથા ઓરણા પુસ્તકાલયના ગ્રંથપાલને ચૂંટવા બદલનો, ભાદ્રા ગામે પુસ્તકાલય ખોલાય તેવી તજવીજ મહાલશાળાધિકારી તરફથી થવા બદલનો તથા પાછલા વર્ષના હિસાબ મંજુરીનો વગેરે મળી ૮ ઠરાવો થયા હતા.

**૫ નવસારી**—તા. ૨૦–૮–૩૯ના રોજ મહુવા મહાલ શાળાધિકારી શ્રી. મોહનલાલ ઘેલાભાઇ દેસાઇના પ્રમુખપણા નીચે ભરાઇ, જેમાં પાછલા વર્ષનું નિવેદન તથા હિસાબ મંજૂરીનો, પુસ્તકાલય સ. સ. મંડળ તરફથી વેળાસર પુસ્તકો મળે તે બદલનો, દરેક જૂથ મંડળે પોતાના જૂથનાં નિવેદનો તથા બજેટો વેળાસર મોકલવાનો, ગ્રામ પંચાયતની મદદ તા. ૧૫ ઑગસ્ટ સુધીમાં મળી જાય તે બદલનો, મહાલ પરિષદ ભરવા બદલનો, નવા વર્ષ માટે શિષ્ટવાચનની પરીક્ષા ખાતે રૂ. ૨૦ તથા કંટીજંટ ખાતે રૂ. ૨૫) મળી રૂ. ૪૫ બજેટ મંજુરીનો, નવા વર્ષ માટે પ્રમુખ તરીકે નવસારી મહાલ વહીવટદાર સાહેબ, ઉપપ્રમુખ તરીકે નવસારી મહાલ મહાલ શાળાધિકારી સાહેબ અને મંત્રી તરીકે શ્રી. શંકરલાલ વાઘજી દવેની ચૂંટણી બાબતનો, વગેરે મળી ૧૧ ઠરાવો થયા હતા.

**૬ પલસાણા**—તા. ૨૦–૮–૩૯ ના રોજ સભા ભરાઇ, જેમાં નવા વર્ષના પ્રમુખ તરીકે શ્રી. રણછોડજી લલ્લુભાઇને નીમવા બાબતનો, પ્રાંતમંડળ માટે શ્રી. રણછોડજી લલ્લુભાઇ દેસાઇ તથા શ્રી. ગોપાળજી ગો. પટેલને ચૂંટવાનો, નવા વર્ષમાં ખર્ચવા માટે રૂ. ૩૫૭ ના બજેટની મંજૂરીનો, તથા મહાલ પુસ્તકાલય પરિષદ ભરવા સંબંધનો વગેરે મળી ૫ ઠરાવો થયા હતા.

## અમરેલી પ્રાંત

**૧ દામનગર**—તા. ૨૭–૮–૩૯ એ સભા ભરાઇ, જેમાં પાછલા વર્ષનો હિસાબ તથા નિવેદન બીજી સભામાં રજુ કરવાનો, નવા વર્ષના પ્રમુખ તરીકે મે. મહાલ વહીવટદાર સાહેબ, ઉપપ્રમુખ મે. મહાલ શાળાધિકારી સા., મંત્રી શ્રી. નંદલાલ પુ ત્રિવેદી અને સહ-મંત્રી શ્રી. જેશંકર લાલજી વગેરે હોદ્દેદારોની ચૂંટણીનો, મહાલ મંડળનું બંધારણ તૈયાર કરી બીજી સભામાં રજૂ કરવા બાબતનો, શિષ્ટ વાચનની પરીક્ષા લેવા સારૂ સમિતિ નીમ્યાનો, ખાતા તરફથી પ્રસિદ્ધ થયેલી સહકારી યોજના પ્રમાણે પુસ્તકાલયોનાં બજેટ બનાવવાનો, સ્વ. અમીન સ્મા. ફંડમાં ૧૦ ટકા રકમ મૂકવા બાબતનો વગેરે વગેરે મળી કુલ નવ ઠરાવો થયા હતા, તથા મહાલ શાળાધિકારી શ્રી. દવે સા. પણ કેટલીક માર્ગદર્શક સૂચનાઓ પણ કરી હતી.

**૨ કોડીનાર**—તા. ૨૦–૮–૩૯ એ સભા ભરાઇ, જેમાં પાછલા વર્ષનો હિસાબ મંજુરીનો, નવા વર્ષના પ્રમુખ તરીકે શ્રી. પ્રભુજી ભાણજી તથા મંત્રી તરીકે શ્રી. ભગવાનજી રાઘવજીની નિમણૂકનો વગેરે મળી ૫ ઠરાવ થયા હતા.

**૩ અમરેલી**—તા. ૨૦–૮–૩૯ના રોજ મહાલ શાળાધિકારી શ્રી. હરિભાઇના પ્રમુખ-પણા નીચે સભા ભરાઇ, જેમાં પાછલા વર્ષનું નિવેદન તથા હિસાબ મંજૂરીનો, નવા વર્ષ માટે પ્રમુખ શ્રી. પ્રતાપરાય ગિ. મહેતા. ઉપપ્રમુખ શ્રી. હરિભાઈ ના. પરેલ, મંત્રીઓ શ્રી. ભોગીલાલ ના. વકીલ તથા શ્રી. રતિલાલ સું. શાહ વગેરેની નિમણૂકનો, આઠ ગ્રામ પુસ્ત-કાલયોને રૂ. ૧૮ મદદ આપવા બદલનો, નવા વર્ષ માટે રૂ. ૫૦)નું બજેટ મંજુર કરવા બદલનો, પ્રાંતમંડળ માટે મોટા આંકડીઆના શ્રી. મણિલાલ દામોદરને ચૂંટવા બદલનો તથા સ્વ. અમીન સ્મા. ફંડમાં દરેક પુસ્તકાલયે રકમ મૂકવા બદલનો વગેરે મળી ૭ ઠરાવો થયા હતા.

# પુસ્તકાલયોની તપાસણી

**નીચે** જણાવેલા પ્રચારકોએ જણાવેલી મુદત દરમ્યાન નીચેનાં સ્થળોની મુલાકાત લઇ તપાસણી, વ્યવસ્થા, વર્ગીકરણ તથા પ્રચારની કામગીરી બજાવી છે.

**કરજણ મહાલ માનદ પ્રચારક શ્રી. છોટાલાલ ન. પંડયાએ ઑગસ્ટ માસમાં** (૧) પીંગળવાડા, (૨) અણસ્તુ, (૩) *ખાંધા.

**વડોદરા પ્રાંત પ્રચારક શ્રી. છગનભાઇ મથુરભાઇ પટેલે ઑગસ્ટ માસમાં** ડભોઇ મહાલનાં (૧) સામરા (૨) *નાના ફોફળિયા–પુસ્તકોની ગોઠવણી કક્કાવારી પ્રમાણે નહિ પણ જનરલ રજીસ્ટર પ્રમાણે કરવી જોઇએ. (૩) પુનિયાદ (૪) મેનપુરા (૫) *લિંગસ્થળીઃ પુસ્તકોની ગોઠવણી વિષયવારી નહિ પણ જનરલ રજીસ્ટર પ્રમાણે કરવી. (૬) *બાણુજ (૭) બસાઇ (૮) કડધરા (૯) ઢોલાર (૧૦) અંતોલીઃ પુસ્તકાલયનો વહીવટ ગામના એક પટેલ પાસે છે, પણ ત્યાં ઢોલાર શાળા અંગે વર્ગ ચાલતો હોઇ તેના શિક્ષકને સોંપવામાં આવે તો પુસ્તકાલયના હિતની દષ્ટિએ સારૂં ખરૂં ! (૧૧) *કરાલી (૧૨) પુડા (૧૩) *થુવાવી (૧૪) રાજલી (૧૫) બહેરામપુરા (૧૬) પલાસવાડા (૧૭) માવલી (૧૮) કુંવરવાડા (૧૯) વણાદરા (૨૦) મઢેલી (૨૧) *બ્યારા (૨૨) અમરેશ્વર (૨૩) ભીલાપુરઃ કાયમ ફંડમાંથી રૂા. ૭૩–૬–૫ શ્રી. રામદાસ વૃંદાવન પાસે છે તે જલદીથી વસુલ લઇ પુ૦ સ૦ સ૦ મં. માં મૂકવા જોઇએ. (૨૪) *અંગુઠણ (૨૫) નારીઆ (૨૬) *કુઢેલાઃ પુસ્તક નંગ ૨૯ ખૂટે છે, જેનો જલદીથી નિકાલ થવો જોઇએ.

**નવસારી પ્રાંત પ્રચારક શ્રી. રમણભાઇ કાળીભાઈ નાયકે ઑગસ્ટ માસમાં** પલસાણા તાલુકાનાં (૧) અસ્તાન (૨) ધામડોદ લુંભા (૩) ખરવાસા (૪) ઊમરાખ (૫) બારસડી (૬) વણેશા પીસાદ (૭) ધામડોદ (એના) (૮) એના (૯) તુંડી (૧૦) સોયાણી (૧૧) ગંગપુર (૧૨) *દસ્તાન (૧૩) તાંતીથૈયા (૧૪) એરથાણ (૧૫) વડદલા (૧૬) લીંગડ (૧૭) ઇટાળવા (૧૮) બલેશ્વરઃ નવસારી તાલુકાનાં (૧૯) વિરાવળ (૨૦) *માણેકપુર (૨૧) *કસ્બાપાર (૨૨) *પડધા (૨૩) આમલી (૨૪) *આમણપુર (૨૫) છાપરા (૨૬) તવડીઃ ગામોની તપાસણી કરી છે.

સંખેડા મહાલ માનદ પ્રચારક શ્રી. જેશિંગભાઇ ગરબડભાઇએ (૧) ટીંબા (૨) ગરડા (૩) માલપુર (૪) ખુનવાડ (૫) પરવટા (૬) લાછરસ (૭) વાસણા (૮) ચિખોદ્રા.

અમરેલી મહાલ માનદ પ્રચારક શ્રી. વ્રજલાલ દ. મહેતાએ જુલાઈ–ઑગસ્ટ માસમાં (૧) વીરપુર (૨) દેવળા (૩) ભલગામ (૪) કમીગઢ (૫) મોટા માંડવાડા (૬) નાના ભંડારીઆ, (૭) દેવલી (૮) કેરાદરા (૯) વેલણા (૧૦) કાજ (૧૧) માલસરમ (૧૨) માલગામ (૧૩) પાંચ પીપળવા (૧૪) અડવી.

---

* આ નિશાનીવાળાં પુસ્તકાલયોનાં વિષયવારી અને નામવારી રજિસ્ટરો બન્યાં નથી. તે બનાવવા માટે જે તે પ્રચારકોએ સમજ આપી છે તે પ્રમાણે ટૂંક વખતમાં બનાવી દેવાં જોઇએ. કેટલાંક પુસ્તકાલયોએ પુસ્તકો પાછળ પટીઓ પણ ચોડાડી નથી તે પણ જલદીથી ચોડાડી દેવી જોઇએ.

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી શરૂ થયેલ

# સ્વ. શ્રી. મોતીભાઇ ન. અમીન સ્મારક ફંડ

## ( માહે જુલાઇ તથા ઑગસ્ટમાં ભરાયેલી રકમ )

પાછલો સરવાળો રૂ. ૨૧૩-૧૨-૦

| | | | |
|---|---|---|---|
| ૨૬ | સા. પુસ્તકાલય | કમાણા તા. વિસનગર | ૩- ૦-૦ |
| ૨૭ | ,, | સોજીત્રા તા. પેટલાદ | ૫૧- ૦-૦ |
| ૨૮ | ,, | ભાયલી તા. વડોદરા | ૭- ૮-૦ |
| ૨૯ | ,, | બીલ તા. વડોદરા | ૩૦- ૦-૦ |
| ૩૦ | ,, | ટીંબા તા. ભાદરણ | ૫- ૦-૦ |
| ૩૧ | ,, | વડનગર તા. ખેરાળુ | ૭૫- ૦-૦ |
| ૩૨ | ,, | ઇસ્લામપુર તા. ચાણસ્મા | ૩- ૦-૦ |
| ૩૩ | મહિલા પુસ્તકાલય | સોજીત્રા તા. પેટલાદ | ૨૫- ૦-૦ |
| ૩૪ | સા. પુસ્તકાલય | તેનતળાવ તા. શિનોર | ૬- ૦-૦ |
| ૩૫ | ,, | કરનાળી તા. તિલકવાડા | ૧- ૦-૦ |
| ૩૬ | ,, | મજુસર તા. સાવલી | ૭- ૦-૦ |
| ૩૭ | ,, | આરંભડા તા. ઓખામંડળ | ૧- ૦-૦ |
| ૩૮ | ,, | કારવણ તા. ડભોઇ | ૧૫- ૦-૦ |
| ૩૯ | ,, | સમા તા. વડોદરા | ૩- ૦-૦ |
| ૪૦ | ,, | નારદીપુર તા. કલોલ | ૫- ૮-૦ |
| ૪૧ | ,, | મુદેરા તા. ચાણસ્મા | ૧- ૦-૦ |
| ૪૨ | ,, | કુચેદ તા. નવસારી | ૨- ૦-૦ |
| ૪૩ | ,, | મોટા આંકડીઆ તા. અમરેલી | ૬- ૦-૦ |
| ૪૪ | ,, | દુધવાડા તા. પાદરા | ૨- ૦-૦ |
| ૪૫ | ,, | ખાખરીઆ તા. સાવલી | ૫- ૦-૦ |
| ૪૬ | ,, | ઘાંટવડ તા. કોડીનાર | ૫- ૦-૦ |
| ૪૭ | ,, | મેરવાડા તા. ચાણસ્મા | ૨- ૮-૦ |
| ૪૮ | ,, | ગાડા તા. પેટલાદ | ૧૪-૧૨-૦ |
| ૪૯ | ,, | બાંધણી તા. પેટલાદ | ૭- ૦-૦ |
| ૫૦ | ,, | જેપુર તા. વિજાપુર | ૨- ૦-૦ |
| ૫૧ | ,, | મોટા કરાળા તા. શિનોર | ૧૯-૧૨-૦ |
| ૫૨ | ,, | ખરસડા તા. વિસનગર | ૪- ૬-૦ |
| ૫૩ | ,, | ટીંબા તા. કામરેજ | ૬- ૦-૦ |
| ૫૪ | ,, | માડોધર તા. વાઘોડીઆ | ૨- ૦-૦ |
| | | | ૫૩૧- ૨-૦ |

વડોદરા
તા. ૨-૯-૩૯

મણિલાલ મં. કાશીવાળા
જયવતી ન. દેસાઇ
મંત્રીઓ, વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ




૧. અજિતા—લેખકઃ શ્રી. ધૂમકેતુ, પ્રકાશકઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય. ગાંધી રસ્તો, અમદાવાદ, ૧૯૩૯; ક્રાઉન ૧૬ પેજી પૃ. ૪૧૧, સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું; મૂ. રૂા. ૨–૮–૦

"યુગદર્શન" ગ્રંથમાળાનું આ ૧૪ મું પુસ્તક છે. સંસારના કૂટ પ્રશ્નોની તેમ જ તેની આંટીઘૂંટી સંબંધી ચર્ચા કરતી આ નવલકથા છે. અજિતના દારૂડીઆ જુગારી પિતાના અવસાનથી તેને પોતાની મા ગમે તેમ કરી ઉછેરે છે. કાકો પિતરાઇવટુ કેળવે છે અને ગમે તે બહાને એમની પાસે જે કાંઇ હોય તે ગમે તે રીતે પડાવી લેવા પ્રયત્નો કરે છે. માતા આખરે કંટાળીને પોતાનું સર્વસ્વ આપી દે છે અને છેવટે ગામ ત્યાગ કરવા વિચાર કરી પુત્રને પોતાના પતિના એક મિત્રને ત્યાં ભણવા મોકલી દે છે. ગોપાળ પોતાની છોકરી સાથે જયસુખલાલ શેઠને આશરે મિત્ર તરીકે રહે છે. કુસુમ શેઠાણીને તે છોકરી જેવી ગણે છે, અજિત ભણતો જાય છે અને કુશાગ્ર બુદ્ધિનો હોવાથી આગળ આવતો જાય છે. ચંપા અજિત જોડે બહુ જ હળી ગઇ છે અને બન્નેને એક બીજા વગર ચાલતું નથી. કુસુમ ચંપા તરફ વિશેષ વાત્સલ્ય ધરાવે છે. ગોપાળ અજિત તથા ગુલાબને જેટલી મદદ થઇ શકે એટલી કરવા નિશ્ચય કરે છે અને શેઠ પાસેથી રૂ. ૧૫૦૦ લઇ ગુલાબને નામે જમા મૂકે છે અને અજિતને શેઠના પૈસે ભણાવે છે. શેઠનો છોકરો અનુપમ ચંપા તરફ આકર્ષાય છે પરંતુ અજિત તરફ તેનો સ્નેહ છે. કુસુમ બન્ને તરફ પ્રેમ બતાવે છે. માને અભાવે ચંપાનું માતૃત્વ પણ પોતે જ સ્વીકારે છે. રાધાકૃષ્ણ અહીં પણ મા-દિકરાનું સુખ જોઇ તેમાં વિક્ષેપ કરવા તૈયાર થાય છે અને પોતાના પુત્ર સાથે શેઠને ત્યાં આવી પુત્રને શેઠને ત્યાં ગોઠવે છે, રાધાકૃષ્ણ શેઠને ફરી પરણવા ઉશ્કેરી સંજોગોનો લાભ લઇ રતનબાઇને તેની પુત્રી લતા સાથે શેઠને ત્યાં બોલાવે છે અને શેઠને લતા જોડે પરણવા શણગારે છે. એ અરસામાં શેઠના વેપારમાં મંદી આવતાં એમને બહારગામ જવું પડે છે અને ત્યાં રોકાઇ જાય છે. રાધાકૃષ્ણ પોતાની બાજી ગોઠવે છે અને ગુલાબને કાઢવા પ્રયત્ન કરે છે પરંતુ કુસુમને ગુલાબ સાથે પ્રથમનો પરિચય હોવાથી ગુલાબ પોતાના દિયરના કારસ્તાનમાંથી કુસુમને બચાવવા પ્રયત્ન કરે છે. માંદગીમાં અનુપમની ચાકરી કરે છે અને ધીમે ધીમે ચંપા એની તરફ આકર્ષાય છે. એટલામાં અનુપમ માંદગીમાં જ અવસાન પામે છે. કુસુમ અને ગોપાળ બંને દુઃખી થાય છે. રતનબાઇ પૂર્વની વાત સંભારી કુસુમની ઓળખાણ તાજી કરે છે અને ભેદ પામવા પ્રયત્ન કરે છે. ગોપાળની મદદથી કુસુમ ટક્કર ઝીલે છે અને કુસુમ પોતાની આંતરિક મનોવ્યથા ગુલાબ આગળ કહે છે અને ચંપા પોતાની પુત્રી હોવાનું જણાવે છે. અનુપમ ગોપાળનો પુત્ર હતો પરંતુ વિધિવશાત્ અદલબદલ કરી છોકરી લઇ છોકરો શેઠને સોંપ્યો હતો. પૂર્વની વાતનું સ્મરણ થતાં કુસુમ પોતાની વીતી જણાવે છે અને પોતાનો પ્રેમી કોણ તે જાણતાં અચંબો પામે છે. પરંતુ પછી ચંપા પોતાની છોકરી છે એ સ્વીકારે છે. અજિત ચંપક અને ચંપાનું વલણ

જોઇ ત્યાંથી ચાલ્યો જાય છે. ચંપક અને રતનબાઇ પ્રેમમાં પડી નાસી જાય છે, અજિત આશ્રમ કાઢે છે અને જયસુખલાલ શેઠ તેની તરફ આકર્ષાય છે. કૉલેજનું સહશિક્ષણ કેવું છે તેના ગુણદોષનું પ્રત્યક્ષ જ્ઞાન આપણને અહીં આ યુવક યુવતી દ્વારા થાય છે. અનુપમના મરણ પછી તે અજિત વિષે પૂછતી જણાય છે અને અજિત જોડે પરણવાની ના પાડે છે. બન્ને અવિવાહિત રહી લોકસેવા કરવા તત્પર થાય છે. સંયમ બન્નેનો સરખો છે.

પુસ્તકની છપામણી, કાગળ, બાંધણી વગેરે સુંદર છે. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયનાં પુસ્તકો માટે તેમને અભિનંદન ઘટે છે. પુસ્તક બોધપ્રદ અને આનંદદાયી છે. વાંચવા લીધા પછી પૂરૂં વાંચ્યા સિવાય મૂકવું ગમે એવું નથી.

**૨. નિર્મળાઃ**—મૂળલેખક પ્રેમચંદજી; અનુવાદક : માણેકલાલ જોષી; પ્રકાશક : નવચેતન સાહિત્ય મંદિર, ૨૪૫૬, ભદ્ર, અમદાવાદ, ( ૧૯૩૯ ), ક્રાઉન સોળ પેજી પૃષ્ઠ ૨૪+૨૯૮, સચિત્ર આચ્છાદનવાળું પાકુ પૂઠું, મૂલ્ય રૂ. ૧–૪–૦.

ગૃહલક્ષ્મી ગ્રંથમાળાના ૪ થા વર્ષનું આ ૩જું પુસ્તક છે. સ્વ. પ્રેમચંદજીનાં પુસ્તકો ગુજરાતી આલમમાં બહુ આદર પામ્યાં છે. આ નવલકથા વૃદ્ધવિવાહનાં અનિષ્ટો સૂચવનારી છે. એમાં આવતાં પાત્રોની ખાસ વિશેષતા નથી, પરંતુ સામાન્ય જનતામાંથી સહજ મળી આવે છે. પ્રથમની નિર્દોષ નિર્મળા, પોતાના વકીલ પિતાના ઘરમાં બેન તથા ભાઇ સાથે રમતી જણાય છે. પંદર વર્ષની થવાથી માતા એના વિવાહની વાત પતિ આગળ કરે છે અને તેમાંથી ખટરાગ થતાં ઘર બહાર જતાં રસ્તામાં ખૂન થાય છે. નિર્મળાના ભાવી સસરાની દૃષ્ટિ ઉંચી જાય છે, તથા તેનો પતિ, બાપ વગરની નિર્ધન છોકરી સાથે પરણવા ના પાડે છે. આખરે નિર્મળાને બે ચાર છોકરાના બાપ સાથે પરણવું પડે છે અને ત્યાંથીજ એની દુર્દશાનો આરંભ થાય છે. મુનશીજી સ્ત્રી ઉપર મરી ફીટે છે. નિર્મળા વૃદ્ધ પતિ તરફ પૂજ્યભાવ રાખી છોકરાઓ માટે માની ગરજ સારે છે. પુત્ર મોટો હોવાથી મુન્શીરામ નિર્મળાના માતૃપ્રેમને ભૂલી પુત્રને ઘરમાંથી છાત્રાલયમાં મોકલે છે. આખરે પુત્ર ત્યાં ઝૂરી ઝૂરી મરી જાય છે. બીજા બે ભાઇઓ તોફાની હોવાથી માતુંજ આ કારસ્થાન માની તેને સતાવે છે અને એક પછી એક મરી જાય છે. ત્રીજો નાસી જાય છે તેને શોધવા મુનશીજી જાય છે. મુનશીજીની બેન નિર્મળાને ટાઢા ટાઢા ડામ દે છે એટલે નિર્મળા મિજાજ ખૂએ છે અને તેથી મુન્શીના કહેવાથી એ જુદી થઇ જાય છે. અન્ય કોઇ સ્થળ ન હોવાથી નિર્મળા ગામના દાક્તરની પત્ની સાથે બહુ સંસર્ગમાં આવે છે. પોતાની છોકરીની સારવાર માટે એને દાક્તરનો સંસર્ગ થાય છે. ભાગ્યવશાત એજ દાક્તર સાથે એનો પ્રથમ વિવાહ થયો હતો અને તૂટયો હતો. દાક્તરપત્ની સુધા બહુ તેજી છે. પતિ ઉપર સંપૂર્ણ કાબુ ધરાવે છે. નિર્મળા એક સમયે સુધાની ગેરહાજરીમાં એને ઘેર જઇ એના આવવાની રાહ જોઇ પલંગ પર પડી વાંચતી હોય છે ત્યાં દાક્તર આવતાં નિર્મળા તરફ આકર્ષાય છે અને તેને સતાવે છે. ટેકીલી નિર્મળા ગુસ્સામાં ત્યાંથી જતી રહે છે અને બારણામાં સુધા મળે છે પરંતુ તેની સામું પણ નહિ જોતાં ગુસ્સામાં ચાલી જાય છે. સુધા વિસ્મય પામે છે અને નિર્મળાને ઘેર જાય છે. ત્યાં તેને પટાવી સમજાવી ખરી વાત જાણતાં ઘેર જઇ પતિ જોડે આથડે છે અને તેનો તિરસ્કાર કરે છે. ડૉક્ટર જીવ પર જાય છે અને

પોતાની ભૂલનો ભોગ આપવા ઝેરથી જીંદગીનો અંત આણે છે. નિર્મળા અચાનક સુધાને ત્યાં આવતાં ખરી બીનાથી વાકેફ થાય છે અને સુધાને ઠપકો દે છે. ત્યાં દાક્તરના નાના ભાઇ સિંહ જોડે પરણેલી નિર્મળાની નાની બેન કૃષ્ણા આવી પહોંચે છે. સુધા પોતાના દિયર સાથે તેને ગામ ચાલી જવાથી નિર્મળા એકલી પડે છે. ગરીબ સ્થિતિ થઇ જવાથી પુરૂં ખાવાનું પણ મળતું નથી એટલે એ માંદી પડે છે અને આખરે મરી જાય છે. એનું શબ લઇ જતી વખતે મુન્શી તોતારામ અચાનક આવી મળે છે. ઉપર પ્રમાણે વૃદ્ધવિવાહથી શી ખરાબી થાય છે તે શ્રી. પ્રેમચંદજીએ બહુ વિસ્તાર અને બુદ્ધિપૂર્વક આબેહૂબ વર્ણવ્યું છે. વાર્તા બોધક અને હૃદયના તાર ઝણઝણાવી મૂકે એવી કરુણ છે. નિર્મળાનું પાત્ર સ્ત્રીની દુર્દશાનો સારો ચિતાર આપે છે. આવાં લગ્નોની પ્રથા નાબુદ થવી જ જોઇએ. અત્યારે એ અનિષ્ટ આપણે ત્યાં પણ છે જ.

બાંધણી, છપાઇ વગેરે રૂપરંગ અને ઢબછબ સારાં છે. ગામડાઓમાં તેમ જ શહેરોમાં આ નવલકથા ઉપરથી જો યોગ્ય ધડો લેવાય એવા પ્રસંગો નાબુદ થશે તો લેખકનો ઉદ્દેશ બર આવશે. આવાં સામાજિક બદીઓનો આબેહૂબ ચિતાર આપતાં પુસ્તકો ખાસ જરૂરનાં છે.

૩. **નીરૂની નોંધપોથી**—લેખકઃ શાહ રમણલાલ નાનાલાલ, પ્રકાશકઃ બાલવિનોદ કાર્યાલય, મલાડ, મુંબાઇ, ૧૯૩૯, ક્રાઉન ૧૬ પેજી, બોર્ડનું સચિત્ર પૂઠું, પૃષ્ઠ ૪૦, મૂ. ૩ આના.

અશોક બાલ પુસ્તકમાળાના પાંચમા વર્ષનું આ સાતમું પુસ્તક છે. એમાં નીરૂ નામના છોકરાએ પોતાની રોજનિશિ લખી પોતાના અવલોકનનું દિગ્દર્શન કરાવ્યું છે. પિતા તરફથી યોગ્ય દોરવણી મળતાં બાળકોની નિરીક્ષણશક્તિ, વ્યવસ્થાશક્તિ, બુદ્ધિ વગેરે કેવાં કેળવાય છે તે આ ઉપરથી સ્પષ્ટ થાય છે. આવાં પુસ્તકો મોટાં બાળકોને બહુ ઉપયોગી છે. બાળકોમાં ઉચ્ચગુણો એ જ રીતે કેળવી શકાય છે. આ પુસ્તક બાળસાહિત્યમાં ઠીક ઉમેરો કરે છે. રૂપરંગ, અને છપાઇ વગેરે હમેશ પ્રમાણે સુંદર છે. બાળકો ખૂબ રસભેર વાંચશે. પ્રાથમિક શાળાઓ, બાલપુસ્તકાલયો, મહિલા પુસ્તકાલયો, બાલમંદિરો ખાસ ખરીદે.

૪. **રસમય કહાણીઓ**—કર્તા તથા પ્રકાશકઃ શ્રી. રમણલાલ નાનાલાલ શાહ, બાજવાડા વડોદરા, ૧૯૩૯; ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૪+૮૭; સચિત્ર બોર્ડનું પૂઠું, મૂલ્ય છ આના.

બાલજીવન ક્રમિક વાર્તામાળાનું આ ૩ જું પુસ્તક છે. બાળકો માટેના નવીન સાહિત્ય-સર્જનમાં ભાઇ રમણલાલ શાહનો ફાળો બહુ આગળ પડતો છે. એમણે એ જ કાર્યને પોતાનું જીવનકાર્ય બનાવ્યું છે. આમાંની દશ વાર્તાઓ એકથી બીજી ચઢે એવી રસમય અને બોધક છે.

આવાં પુસ્તકો વર્ગ પ્રમાણે થવાથી શાળાના શિક્ષકો તેમ જ માબાપોને પણ બહુ અનુકૂળ થઇ પડશે. પુસ્તકાલયો જરૂર ખરીદે. બાલમંદિરો, બાલ પુસ્તકાલયો, મહિલા પુસ્તકાલયો ખાસ ઉત્તેજન આપે.

અંક ૩-૪ નાં પુસ્તકો ઘેર ઘેર વંચાવાં જોઇએ. કિંમત જૂજ હોવાથી ભારે નહિ પડે.

૫. **છાયાદેવી અને બીજી વાતો**—લેખક : શ્રી. અવિનાશ, પ્રકાશક : જટાશંકર મહેતા, પ્રગતિ સાહિત્ય મંદિર રાજકોટ, ૧૯૩૯, ક્રાઉન ૧૬ પેજી, પૃષ્ઠ ૮+૨૪૦, સચિત્ર બોર્ડનું પૂઠું, મૂલ્ય રૂ. ૧-૧૨-૦ પાકું પૂઠું, કાચું પૂઠું રૂ. ૧-૮-૦.

રાજકોટથી ભાઇ જટાશંકર મહેતાએ પ્રગતિ ગ્રંથમાળા નામની નવીન ગ્રંથમાળા શરૂ કરી તેના પ્રથમ વર્ષના પ્રથમ પુસ્તક તરીકે ઉપરોક્ત પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે. આમાં જુદી જુદી દૃષ્ટિએ જુદા જુદા પ્રશ્નોની ચર્ચા કરી છે. વાતો કાલ્પનિક હોઇને સામાજિક દશ્યો પરથી ઘડાયલી છે. આવાં આબેહૂબ ચિત્રો સમાજમાં દૃષ્ટિગોચર થાય છે જ અને તેથી જ એ તરફ ધ્યાન ખેંચવાની ઉન્નતિના આરજુએ રાખવા સમાજસેવકની પવિત્ર ફરજ છે.

મુખ્ય વાત છાયાદેવીની છે. સમાન હકકની ચર્ચા આમાં વર્ણવી છે. મન ઉપર સંયમ નહિ રાખવાથી, વહેમથી અને વધારે પડતા સ્વમાનના વિચારથી કેવી ખરાબી થાય છે, મિત્રો કેવા હોઇ શકે અને મિત્રની ફરજ કેવી, બાહ્ય આચાર પણ કેવો શુદ્ધ હોવો જોઇએ, સારૂં કદરદાન માણસ કોણ હોઇ શકે વગેરે બાબતો આમાં ઠીક ચર્ચી છે. લગ્નની તેમ જ દરેક વસ્તુ રીતસર શોભે. સુધારાને નામે અંજાઇ નહિ જતાં ખરૂં ભૂષણ શેમાં છે એવો તમામ વિચાર કરવાની જરૂર છે, એ સુહાસના પાત્રથી જાણવાનું મળે છે. મુકુલ તેમજ છાયા, અતલ, વીણા વગેરે પાત્રો ઠીક ઠીક ચીતરાયાં છે. વહેમથી પતિ કેટલો નિર્દય થઇ શકે છે તે મુકુલના વર્તન પરથી સિદ્ધ થાય છે. છાયા જેવી પવિત્ર સ્ત્રી તથા અતલ જેવા ઉમદા મિત્રને ઓળખી નહિ શકનાર મુકુલ પોતાના કિન્નામાં એટલો બધો અંધ બની જાય છે કે જીંદગી બરબાદ કરવા સુધી હઠ પકડી રાખે છે. આખરે અચાનક આંખ ઉઘડતાં પસ્તાઇ માફી માગે છે અને કરુણાન્ત નાટક આનંદમાં ફેરવાઇ જાય છે.

આમાંની અન્ય વાર્તાઓ પણ એવી જ રસપ્રદ અને બોધપ્રદ છે. છપાઇ, કાગળ, બાંધણી વગેરે સુંદર છે. મૂલ્ય પણ બરાબર કહી શકાય.

**૬. Victory ( વિકટરી )**—કર્તા તથા પ્રકાશક રાજેન્દ્ર સોમનારાયણ દલાલ, ઉપપ્રમુખ, શેરબજાર, મુંબાઇ, ૧૯૩૯; કાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૧૬+૧૫૧ કાચું પૂઠું, મૂલ્ય રૂ. ૧–૦–૦, ન્યાયમૂર્તિ માનનીય હરસિદ્ધભાઇ દીવેટીઆનાં પ્રારતાવિક બોલ સહિત.

ગુજરાતીમાં ' પુનરુદ્ધાર 'થી પ્રસિદ્ધ થએલા ભાઇ રાજેન્દ્રના રાજપૂત શૌર્યનું પ્રોત્સાહક નાટક અંગ્રેજીમાં વડોદરા પાઠશાળાના સ્વ. પ્રો. સુવારિઝની સૂચનાનુસાર તૈયાર થઇ ન્યાયમૂર્તિ દિવેટીઆની વિદ્વત્તાભર્યા પ્રારતવિક બોલ સાથે પ્રસિદ્ધ થાય છે. ગણ્યાં ગાંઠાં પુસ્તકો ગુજરાતીમાંથી અંગ્રેજીમાં ભાષાંતર થયાં છે તેમાંનું આ એક છે. અલાઉદ્દીન ખીલજીના સમયના રાજપૂત શૌર્યનો કાંઇક ખ્યાલ આપતું મહારાણા હમીરની ચિતોડની રક્ષા વર્ણવતું આ નાટકનું વસ્તુ છે. વાંચતાં શૌર્ય ઉછળે છે અને ઉત્સાહ પૂરો થઇ આવે છે. રાજપૂતોની દુશ્મનાવટ કેવી હોય છે, હારેલા દુશ્મન તરફ કેવી માનની લાગણીથી જોવાતું હતું તેમજ રાજાઓમાં પણ તત્ત્વજ્ઞાનનો આવિર્ભાવ કેવી રીતે તેમના જીવનમાં અસર કરતો હતો તે મહારાણા હમીર અને દિલ્હીના પરાજિત બાદશાહ મહમદ તગલખનાં પાત્રો ઉપરથી જોઇ શકાય છે. મહારાણા તેમજ કુંવરો પણ રાજકાજમાં કેવા રસપૂર્વક અને સમજપૂર્વક રસ લેતા હતા તે પણ અત્રે બહુ સચોટ રીતે દર્શાવ્યું છે. આ નાટક ભજવી શકાય એવું છે. આ સાહસ માટે કર્તાને અભિનંદન ઘટે છે. નાટક બોધપ્રદ હોઇને શૌર્ય ભરપૂર છે, ભાષા પણ સરળ, જોસદાર અને ઉચિત છે, છપામણી, કાગળ, બીબાં વગેરે સારાં છે.

## વટહુકમ અંક ૧ સને ૧૯૩૯-૪૦

## વિષય

### પુસ્તકાલયનાં વાર્ષિક નિવેદનો કાયમનાં રાખવાનું ઠરાવ્યા બાબત

**વાર્ષિક નિવેદનો રાખવાનો, જૂથે ચઢાવવા બાબત**

પુસ્તકાલયનાં વાર્ષિક નિવેદનો હાલ ત્રણ વર્ષના જૂથમાં જે તે પુસ્તકાલયમાં ચઢાવવામાં આવે છે, અને ત્રણ વર્ષ બાદ તેનો નાશ કરવામાં આવે છે. વાર્ષિક નિવેદન એ પુસ્તકાલયનો મહત્ત્વનો કાગળ છે. સબબ જે પુસ્તકાલયનાં વાર્ષિક નિવેદનો છપાવી પ્રસિદ્ધ કરવામાં આવે છે તેવાં છાપેલાં નિવેદનોની એક પ્રત જે તે પુસ્તકાલયના રાખવાના જૂથમાં ચઢાવવાં તેમ જ જે પુસ્તકાલયોનાં વાર્ષિક નિવેદનો છપાતાં નથી તેવાં પુસ્તકાલયોનાં હસ્તલિખિત નિવેદનોની એક પ્રત રાખવના જૂથમાં ચડાવવાનું હવે ઠરાવવામાં આવે છે.

તારીખ ૧૭ ઑગસ્ટ ૧૯૩૯
સાર્વજનિક પુસ્તકાલય શાખા
વડોદરા

પું. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## વટહુકમ અંક ૨ સને ૧૯૩૯-૪૦

## વિષય

### પુસ્તકાલયમાંથી વિદ્યાર્થીઓને અપાતાં પુસ્તકો પરત મંગાવવાનું ધોરણ ઠરાવ્યા બાબત.

**વટહુકમ કરવાનું કારણ.**

૧. માધ્યમિક શાળાના જે વિદ્યાર્થીઓ પુસ્તકાલયનો લાભ લે છે તેવા વિદ્યાર્થીઓ પાસે બાકી નીકળતાં પુસ્તકો જે તે શાળાના મુખ્ય શિક્ષકે પરત મંગાવી આપવાની તજવીજ કરવા માટે ગણદેવી પુસ્તકાલયમાંથી પ્રશ્ન ઉપસ્થિત થવાથી તે કામે કેટલાક વાંધા આવવાથી રાજ્યની તમામ માધ્યમિક શાળાઓના વિદ્યાર્થીઓ જે તે સ્થળના પુસ્તકાલયનો લાભ લઈ શકે એટલા માટે એકસહ ધોરણ ઠરાવવા આ વટહુકમ કરવામાં આવે છે.

**જે તે શાળાના મુખ્ય શિક્ષકની ભલામણ ઉપરથી વિદ્યાર્થીઓને પુસ્તકો આપવા બાબત.**

૨. રાજ્યની માધ્યમિક શાળાઓના જે વિદ્યાર્થીઓને જે તે સ્થળના પુસ્તકાલયનો લાભ લેવા ઇચ્છા હોય તેઓ જો જે તે શાળાના મુખ્ય શિક્ષકની લેખી ભલામણ લાવે તો તેવા વિદ્યાર્થીને જે તે સ્થળના પુસ્તકાલયમાંથી પુસ્તકો આપવા ગ્રંથપાલોએ તજવીજ કરવી.

૩. ઉપર પ્રમાણે પુસ્તકો આપવામાં આવે તે મુદત વીત્યે પરત ન આવે તો પુસ્તકો લઇ જનાર વિદ્યાર્થીઓની યાદી જે તે શાળાના મુખ્ય શિક્ષક તરફ જે તે પુસ્તકાલયના ગ્રંથપાલે મોકલવી અને મુખ્ય શિક્ષકને આવી યાદી મળે એટલે જે તે વિદ્યાર્થી પાસેથી બાકી રહેલાં પુસ્તકો પરત મંગાવી આપવા ઘટિત તજવીજ કરવા આથી ઠરાવવામાં આવે છે.

**મુદત વીત્યે પુસ્તકો પરત ન આવે તો મુખ્ય શિક્ષકે પરત મંગાવી આપવાની તજવીજ કરવા બાબત.**

૪. ઉપર પ્રમાણે વટહુકમમાં જણાવ્યા પ્રમાણે માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓને પુસ્તકો વાંચવા આપવા તમામ કસ્બા પુસ્તકાલયોએ આ વટહુકમ પ્રસિદ્ધ થયા તારીખથી તજવીજ કરવી.

**અંમલ થવા બાબત.**

વડોદરા,
તા. ૮ સપ્ટેમ્બર ૧૯૩૯

પું. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૬ સન ૧૯૩૯-૪૦

# વિષય

### પુસ્તકોનાં નવીન જનરલ રજિસ્ટર બનાવતી વખતે લક્ષમાં રાખવાની સૂચના

પુસ્તકોનું જનરલ રજિસ્ટર પૂરું થાય અને નવીન બનાવવાનો પ્રસંગ આવે ત્યારે જૂના રજિસ્ટરની આબેહૂબ નકલ કરવાની જ હોય છે. કમી થયેલાં પુસ્તકો બદલ જે શેરા મૂળ રજિસ્ટરે શેરાના આસનમાં કર્યા હોય તે જ શેરા નવીન રજિસ્ટરમાં કરવાના છે. કોઇ કોઇ પુસ્તકાલયોમાં આ પ્રમાણે ન કરતાં કમી થયેલાં પુસ્તકોનાં આસનો ખાલી રાખી તે ઉપર નવીન ખરીદેલાં પુસ્તકો ચડાવવામાં આવે છે. આ વહીવટ બિલકુલ ખોટો છે. કોઇ ઠેકાણે કમી થયેલાં પુસ્તકો અનુક્રમમાં ન લેતાં બાદ કરવામાં આવે છે આથી કમી થયેલાં પુસ્તક પછીના તમામ નંબરો પુસ્તકમાં નાખેલા નંબરો પ્રમાણે મળતા નથી. આથી કયું પુસ્તક જનરલ રજિસ્ટરના કયા નંબર ઉપર છે તે જાણી શકાતું નથી. આથી વડોદરા રાજ્યનાં તમામ પુસ્તકાલયોના મંત્રી અગર પુસ્તકાલયનું કામ કરનાર દરેકને જણાવવામાં આવે છે કે પુસ્તકાલય ખાતાના "વટહુકમો (સરક્યુલરો) સૂચનાઓ જાહેરાતો વગેરેનું એકીકરણ ભાગ ૩ જા"નો વટહુકમ નં. ૧૦ તા, ૨-૧૨-૩૩ અથવા પુસ્તકાલય માસિક માહે ડિસેમ્બર ૧૯૩૩ પાન અંક ૧૦૪ ખાસ વાંચી જઇ તે પ્રમાણે વહીવટ રાખવા ચૂકશે નહિ.

વડોદરા
તા. ૮ ઑગસ્ટ ૧૯૩૯

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૭ સને ૧૯૩૯–૪૦

## વિષય

### સ્વાધ્યાય મંડળ ઔંધ (જિ. સાતારા) નાં હિંદી મરાઠી પુસ્તકો ખરીદવા બાબતની યોજના પ્રસિદ્ધ કર્યા બાબત.

સ્વાધ્યાય મંડળ ઔંધ તરફથી હિંદી, મરાઠી પુસ્તકો બહાર પડે છે તેનો લાભ વડોદરા રાજ્યની રૈયત અને વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો લે તે અર્થે મંડળના વડોદરા શાખાના વ્યવસ્થાપક તરફથી પોષક વર્ગ તૃતીયની યોજના નીચે પ્રમાણે આ તરફ પ્રગટ કરવા લખાઇ આવેલી છેઃ—

૧ પોષક વર્ગ ત્રીજાનું લવાજમ રૂા. ૧૦૦) સો છે.
૨ પોષક વર્ગ ત્રીજાનું લવાજમ એક હપ્તે અગર ત્રણ હપ્તે રૂા. ૪૦, ૩૦, ૩૦; દર વર્ષે આપી પોષક વર્ગના મેમ્બર થવાય છે.
૩ પોષક વર્ગના મેમ્બર થનારને સ્વાધ્યાય મંડળમાં હવે પછી છપાતાં દરેક પુસ્તક એક ભાષાનાં વિના મૂલ્યે મળે છે અને વૈદિક ધર્મ નામનું હિંદી માસિક મળશે.
૪ સાધારણ રીતે વરસ દિવસે આ મંડળ રૂા. ૧૦ થી ૧૨ રૂપીઆનાં પુસ્તકો બહાર પાડે છે.
૫ જે પુસ્તકો હાલ છપાઇ ગયાં છે, તેનો એક સેટ એટલે હિંદી અને મરાઠી પુસ્તકો અડધી કિંમતે મળશે.

ઉપરની યોજનાથી પુસ્તકાલયોને ઘણો ફાયદો થશે; કારણ કે રૂા. ૧૦૦) રોકનાર પુસ્તકાલયને વરસ દિવસે રૂા. ૧૦) નાં પુસ્તકો તથા માસિક રૂા. ૫)નું મળશે.

ઉપરની યોજનાનો લાભ જે પુસ્તકાલયને લેવાની ઇચ્છા હોય તેમણે વ્યવસ્થાપક મંડળના અભિપ્રાય સાથે માગણી કરવી એટલે મંજૂરી આપવામાં આવશે.

પુસ્તકાલય ખાતું
સાર્વજનિક પુસ્તકાલય
શાખા, વડોદરા
તા. ૨ સપ્ટેમ્બર ૧૯૩૯

પું. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૮ સને ૧૯૩૯–૪૦

## વિષય

### ગામ પર રાખેલી રકમનો હિસાબ રાખવા બાબત

વડોદરા રાજ્યનાં કેટલાંક ગ્રામ પુસ્તકાલયોમાં બજેટમાં મંજૂર થયેલી ગામ પર ખર્ચ કરવાની રકમ જેવી કે પુસ્તક બંધામણી, પરિષદ ખર્ચ, કન્ટીજન્સી વગેરેનો હિસાબ રખાતો નથી, તેમ જ પાવતીઓ સાલ આખર તપાસવા સારૂ અત્રે મોકલાતી નથી એવું અમારા ફરતા પુસ્તકાલયના અધ્યવેક્ષકની તપાસણીમાં જણાઇ આવ્યું છે. આથી આ રાજ્યનાં તમામ ગ્રામ પુસ્તકાલયોના મંત્રી તેમ જ કાર્યકર્તાઓને જણાવવામાં આવે છે કે ગામ

પર પરભાર્યો ખર્ચ કરવા રાખેલી રકમનો હિસાબ રાખી વ્યવસ્થાપક મંડળ પાસે મંજૂર રાવી તેની નકલો તથા ચાર આના અને તે ઉપરાંતની રકમની પાવતીઓ અત્રે સાલ આખરે તપાસવા મોકલવાનો વહીવટ રાખવો. આ પ્રમાણે જેઓના તરફથી હિસાબ તેમ જ પાવતીઓ નહિ આવે તેમણે ગામ પર રાખેલી રકમનો ખર્ચ કર્યો નથી અને રકમ શિલક રાખી છે એમ સમજી રકમ વસૂલ લેવા તજવીજ કરવામાં આવશે.

વડોદરા,
તા. ૮ સપ્ટેમ્બર ૧૯૩૯

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૯ સને ૧૯૩૯–૪૦

# વિષય

### મરાઠી પુસ્તકોની યાદી મોકલવા બાબત

આ રાજ્યનાં જે ગ્રામ પુસ્તકાલયોમાં મરાઠી પુસ્તકો હોય અને તેનો ઉપયોગ બિલકુલ થતો ન હોય તેવાં પુસ્તકાલયોના મંત્રીઓએ એ પુસ્તકોનું નામ, કર્તાનું નામ, કિંમત, છપાયાની સાલ અને પુસ્તકની સ્થિતિ વગેરેની એક યાદી કરી વ્યવસ્થાપક મંડળ પાસે મંજૂરી કરાવવા બાબતનો ઠરાવ કરી એ નકલો સપ્ટેમ્બર ૧૯૩૯ આખર સુધીમાં "મદદનીશ વ્યવસ્થાપક ફરતા પુસ્તકાલય શાખા વડોદરા"ના સરનામે બનતી ઉતાવળે મોકલવા તજવીજ કરવી, જેથી તે પુસ્તકો ઇતર સંસ્થાઓને ભેટ મોકલવા તજવીજ કરવામાં આવે. આ પુસ્તકો અત્રે મોકલવાનાં નથી, પરંતુ જેમના તરફથી માગણી આવે તેમને તેમના ખર્ચે પરભાર્યાં મોકલવાનાં છે. માટે જેની તેની યાદી આવશે તે અત્રે રાખી લઇ જરૂર પ્રસંગે તે પુસ્તકો ક્યાં મોકલવાં તે તેમને જણાવવામાં આવશે.

વડોદરા
તા. ૮ માહે સપ્ટેમ્બર ૧૯૩૯

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૧૦ સને ૧૯૩૯–૪૦

# વિષય

### સહકારી દૃષ્ટિએ અંદાજો કેવી રીતે બનાવાય

સૂચના નં. ૪ સન '૩૯–૪૦ માં અંદાજો બનાવવા માટે સહકારી યોજનાનો ખ્યાલ આપવામાં આવ્યો છે. અને તેવી યોજનાનો અમલ પુસ્તકાલયો કરે તેવો ઠરાવ નવસારી પ્રાંત પુસ્તકાલય મંડળે તેમ જ મહેસાણા પ્રાંત પુસ્તકાલય મંડળે પણ કર્યો છે. આ સમયે દાદ જુદું અંદાજ કેમ તૈયાર થઇ શકે તેની પ્રત્યક્ષ માહિતી જો પુસ્તકાલયોના સંચાલકો આગળ ધરવામાં આવે તો તેમને આ યોજનામાં લાભ લેવાનું સુલભ થઇ પડે. એ હેતુથી આ રચના મૂકવામાં આવે છે. જે તે પુસ્તકાલયે પોતાના પુસ્તકાલયના અંદાજમાં સાધેલી તમામ સાહિત્યની માલિકી જેની તેની રહેશે; માત્ર તે ફરતા પુસ્તકાલયની યોજના પ્રમાણે પોતાના

જૂથના એક ગામથી બીજે ગામ માગણી થયે પોતાને ત્યાંથી નવીન સાહિત્ય આવ્યા પછી બીજે માસે સવડ પ્રમાણે ફરતું કરવું પડશે.

પાટણમાં મળેલી રાજ્ય પુસ્તકાલય પરિષદે જૂથ મંડળ, મહાલ મંડળ વગેરેની યોજના જ્યારે તૈયાર કરી તે પ્રસંગે સ્વ. શ્રી. અમીન સાહેબે 'જૂથ મંડળો સહકારની દષ્ટિએ શું શું કરી શકે' તે સંબંધી માહિતી પ્રસિદ્ધ કરેલી. આજે આપણે આર્થિક સંકડામણમાં હોઇ આપણા બહોળા વાચનને પોષવાની અગત્ય ઉભી થઇ છે અને આમ પુસ્તકાલયો નવું વાચન ઓછું ખરીદી શકે છે તો તે વાચન સારા પ્રમાણમાં ખરીદાય અને તેનો ફેલાવો એક જૂથના જુદી જુદી કક્ષાના તમામ ગામોમાં સરખી રીતે પહોંચે એ હેતુથી આ સહકારી યોજના દાખલ કરવા આપ સૌને આગ્રહભરી વિનંતિ કરવામાં આવે છે. આ યોજનાથી કોઇ પણ પુસ્તકાલયને નુકસાન નથી. માત્ર પોતાને ત્યાં જે પુસ્તકો છે તેના વાચકો શોધી પોતાના એકમમાં દરેક સ્થળે માગણી પ્રમાણે અનુકૂળતાએ પહોંચાડવાની છે. આમ કરવાથી આપણે સામાન્ય લોકોને વાચન માટે બહુ બહોળા પાયા પર સવલત કરી આપીશું તે સહજે સમજાઇ શકે તેમ છે.

આ યોજના પ્રમાણે જે અંદાજપત્રો બનાવવાનાં છે તેમાં જે તે વ્યક્તિગત પુસ્તકાલય નીચેની બાબતમાં પોતાના સ્થળની જરૂરીઆત પ્રમાણે નિયમને પાત્ર રહી સ્વતંત્ર રીતે ખર્ચ કરી શકશે.

(૧) વર્તમાનપત્રો, (૨) નોકરખર્ચ, (૩) અને લાકડી સામાન વગેરેનો મેળ.

આ ત્રણ બાબતોમાં પુસ્તકાલયો માટે બતાવેલી સહકારી યોજના સ્પર્શ કરશે નહિ, પરંતુ માસિકો અને પુસ્તકોની બાબતમાં આ પુસ્તકાલયો ભેગાં થઇ પોતાના અંદાજે ઘડી શકશે.

જૂથમંડળનાં પુસ્તકાલયોના મંત્રીઓ પોતાના અંદાજે બનાવતા પહેલાં જૂથમંડળના મુખ્ય સ્થળે ભેગા થાય. નિયમ પ્રમાણે જૂથમંડળમાં આવતાં પુસ્તકાલયોના કુલ અંદાજનાં કેટલી રકમનાં પુસ્તકો, માસિકો તે ખરીદવા તૈયાર છે તે જે તે પુસ્તકાલયના મંત્રી આંકડા નક્કી કરે. કોઇ પણ સંજોગોમાં આ રકમ નિયમથી ઠર્યા કરતાં ઓછી થવી જોઇએ નહિ. આ આંકડો નક્કી થયા પછી જે તે સદરના રકમમાં કેટલાં માસિકો તથા પુસ્તકોની જરૂરીઆત એ જૂથને છે તેનો વિચાર કરી અનુકૂળતા પ્રમાણે જુદા જુદા ગામમાં ગોઠવે, અને એ જ પ્રમાણે પુસ્તકો ગોઠવે. આમ થવાથી બધાં જ ગામ એક જ પ્રકારનાં માસિકો કે પુસ્તકો મંગાવતાં અટકશે અને તેને બદલે વધારે માસિકો અને પુસ્તકોને આ અંદાજમાં સવડ મળશે.

આ નીચે આવા એક જૂથની હકીકત આપને રજૂ કરૂં છું તે નોંધશો.

નીચે જણાવેલી હકીકત માત્ર માર્ગદર્શક છે, અને તેથી કેટલું સાહિત્ય એ જૂથ ખરીદી શકે તેનો સહજ ખ્યાલ આવશે. વિશેષમાં આ યોજનાનો સ્વીકાર કરનાર પુસ્તકાલયોને અંદાજની ફાળવણીની ટકાવારીમાં કંઇ ખાસ અડચણના કારણે ઘટિત ફેરફાર કરવો ઇષ્ટ જણાશે તો તે માટે ખાતું પરવાનગી આપશે.

એક જૂથમાં ક, ખ, ગ અને ઘ ગ્રામ પુસ્તકાલયો આવેલાં છે. તેઓ નીચે જણાવ્યા પ્રમાણે પોતાના અંદાજે બનાવી શકે તેમ છેઃ—

| | અંદાજની રકમ. | પત્રો ખાતે | માસિકો ખાતે | પુસ્તકો ખાતે | પરચુરણ |
|---|---|---|---|---|---|
| ક | ૨૫ × ૩ = ૭૫ | ૧૯ | ૧૫ | ૨૫ | ૧૬ |
| ખ | ૧૦ × ૩ = ૩૦ | ૭॥ | ૬ | ૧૦॥ | ૬ |
| ગ | ૫ × ૩ = ૧૫ | ૩॥ | ૩ | ૫॥ | ૩ |
| ઘ | ૧૬ × ૩ = ૪૮ | ૧૨ | ૧૦ | ૧૬ | ૧૦ |
| | ૧૬૮ | ૪૨ | ૩૪ | ૫૭ | ૩૫ |

પરચુરણ ખર્ચમાં લાકડી સામાન, પુસ્તક બંધામણી, મંડળનું લવાજમ, કન્ટીજન્સી, પરિષદ ખર્ચ વગેરેનો સમાવેશ થાય છે. આ રકમમાંથી જરૂર પ્રસંગે માગણી હોય તો પરચુરણ સદરેથી જરૂરજોગી રકમ વર્ગફેર કરવા મંજૂરી ખાતું આપી શકે છે.

હવે ઉપરની રકમોમાં હાલના જમાના પ્રમાણે જોઈતું શિષ્ટ સાહિત્ય માત્ર એક પુસ્તકાલય સિવાય બીજાં ખરીદી શકે તેમ નથી છતાં તે સાહિત્ય વાંચવાની કોઈની જિજ્ઞાસા અટકાવી શકાય તેમ નથી; તો આ બધાં ગ્રામ પુસ્તકાલયો સહકારથી પોતાને યોગ્ય લાગે તેવાં માસિકો કે પુસ્તકો નક્કી કરી શકે. આ નીચે તેઓ કેવી રીતે નક્કી કરી શકે તેનું માત્ર ઉદાહરણ આપું છું.

( ૧ ) શારદા, નવચેતન, પ્રસ્થાન, ઊર્મિ, પૈકી એક.
( ૨ ) કલ્યાણ, ગીતાધર્મ પૈકી એક.
( ૩ ) નવરચના, યુવક પૈકી એક.
( ૪ ) ગુણસુંદરી, સ્ત્રીબોધ પૈકી એક.
( ૫ ) કુમાર, કિશોર પૈકી એક.
( ૬ ) શિક્ષણપત્રિકા, સમાજશિક્ષક, ગુજરાત શાળાપત્ર સૌરાષ્ટ્ર સાહિત્ય પૈકી એક.
( ૭ ) ખેતીવાડી, ગ્રામજીવન પૈકી ૧
( ૮ ) વ્યાયામ, સ્કાઉટવીર પૈકી ૧
( ૯ ) બાલમિત્ર, બાળક, બાલજીવન, બાલજગત, ગાંડીવ પાક્ષિક, બાલસખા.
( ૧૦ ) લોકોદય, પાટીદાર, અનાવિલમિત્ર, ચીનગારી, તણખા પૈકી ૧
( ૧૧ ) **પુસ્તકાલય માસિક તમામ માટે ફરજીઆત**—કારણ તેની ઉપયોગિતા અંચબાળ અને કામ કરનાર માટે એટલી બધી છે કે તેની જરૂર તમામ પુસ્તકાલયોમાં હોવીજ જોઇએ. આ માસિક પુસ્તકાલયની સ્થિતિ, પ્રવૃત્તિ, ખાતાના હુકમો, વગેરે સંબંધી માહિતી, દેશવિદેશની પુ. પ્રવૃત્તિના અવતરણ આપતું હોવાથી તે ફરજીઆત રાખ્યું છે.

ઉપરના ગ્રુપમાંથી એક કે વધુ માસિકો પોતાના જૂથ માટે લઈ શકાય અને તેના મૂલ્ય સાથે મેળ પાડી પોતાના જૂથના અંક માટે એક આપાય માસિકોનો સેટ નક્કી થાય તે પૈકી જે તે પુસ્તકાલય માટે નોંધવામાં આવે તે માસિક તે પુસ્તકાલયને પ્રથમ મળે. પછી આ માસિકો પોતાને ત્યાં જરૂર પ્રમાણે રાખી આજુબાજુનાં ગામડાંમાં ફરતું કરી શકાય.

પુસ્તકો ખરીદવા માટે પણ આ સાથે આપને એક માર્ગદર્શક યાદી રજૂ કરું છું. તેમાંથી જરૂર પ્રમાણે જે તે જૂથ પોતાનાં પુસ્તકાલયોમાં મૂકી શકે. નાનાં પુસ્તકો બાળોપયોગી જુદા જુદા પ્રકારનાં ખરીદાય એ ઇચ્છવાજોગ છે, છતાં કોઇ પ્રસંગે થોડાક ખેવડાઇ જાય તો ખાસ વાંધો લેવાશે નહિ. કારણ મોટે ભાગે આવાં પુસ્તકો બહોળા વાચનના કારણે એક બે વર્ષથી વધુ ટકી શકેજ નહિ.

| પુસ્તકનું નામ | કર્તા | પ્રકાશક | કિંમત |
|---|---|---|---|
| જીવનનું ઝેર | ડૉ. નાન્દી જ. ઇ. | કર્તા, અમદાવાદ | ૦–૮–૦ |
| સળગતો સમાજ | જોશી બા. સુ. | ડૉક્ટર ચિ. મ. | ૧–૮–૦ |
| પોપટની વાતો | ઓઝા શા. સા. | કર્તા વડોદરા | ૦–૬–૦ |
| પતંગ પુરાણ | કાપડીઆ શી. રં. | કર્તા સાંકડીશેરી ગોપીપુરા, સુરત | ૦ ૧૦·૦ |
| કલ્યાણયાત્રા | દર્શક | વોરા અને કં. મુંબઇ | ૦–૮–૦ |
| રાજહંસ | બ્રહ્મભટ્ટ મગનલાલ બા. | ઠાકોર, ચં. સા. અમદાવાદ | ૦-૧૦-૦ |
| સાનમાં સમજાવું | જાની ડા. હ. | કર્તા, નેપથ્ય ગ્રંથ માળા વઢવાણ | ૦–૫–૦ |
| બીખો ચોટ્ટો | સોની ર. પી. | શરદ કાર્યાલય અમદાવાદ | ૨–૫–૦ |
| રૂપાની ગાય | ,, | ,, | ૦–૮–૦ |
| ચાલો ગામડામાં | સોમાભાઇ ભાવસાર | ગૂ. ગ્રં. ર. કા. અમદાવાદ | ૦–૪–૦ |
| જગતનો આવતી કાલનો પુરુષ | દેસાઇ મ. પ્ર. | નવજીવન પ્ર. મંદિર | ૦-૧૨-૦ |
| માનવ દેહ મંદિર | પટેલ દેસાઇભાઇ ના. | ગૂ. ગ્રં. ર. કા. | ૧–૪–૦ |

| પુસ્તકનું નામ | કર્તા | પ્રકાશક | કિંમત |
|---|---|---|---|
| શિશુ સાહિત્યમાળા | | જેચંદ તલકશી શાહ મુંબઇ | |
| નિસરણી ભા. ૧ થી ૪ | દવે વજુભાઇ | ,, | ૦–૨–૦ દરેકના |
| કપાલકુંડલા | શાહ ર. ના. | એન. એમ. ઠક્કરની કું. | ૧-૧૨-૦ |
| દુર્ગેશનંદિની | મૂ. લે. બંકિમચંદ્ર | ,, | ૩–૦–૦ |
| અજિતા | ધૂમકેતુ | ગૂ. ગ્રં. ર. કા. | ૨–૮–૦ |
| જાતકચંદ્રિકા | જાની હિંમતરા. | | –૦–૦ |
| જ્યોતિષશાસ્ત્ર શિક્ષક | પંડિત ચંદુલાલ ર. | ચંદુલાલ સાકરલાલ બુકસેલર અમદાવાદ | ૪–૦–૦ |
| વ્યાપારદર્શન | શાહ વાડીલાલ સા. | ,, પાયધુની મુંબઇ | ૨–૮–૦ |
| સારવાર | ડૉ. નાન્દી | ,, અમદાવાદ | ૦–૪–૦ |
| આરોગ્યરક્ષક | ,, | ,, | ૦–૧–૦ |
| અદ્દભુત ક્રિયા | | | |
| જીવતા તહેવારો (નવી આવૃત્તિ) | કાલેલકર | નવજીવન કાર્યાલય અમદાવાદ | ૦-૧૨-૦ |

| | | | |
|---|---|---|---|
| ભઠ્ઠી | ભટ્ટ, ચ. કા. | નવી દુનિયા કાર્યાલય, અમદાવાદ | ૨–૦–૦ |
| આવતી કાલે | સોની, ર. પી. | " | ૧–૬–૦ |
| બચુકડો ઉંદર | વિમલા સેતલવડ | એન. એમ. ઠક્કરની કંપની | ૦–૨–૬ |
| પ્રભાતકિરણો | સોની ર. પી. | આર. આર. શેઠ મુંબઇ | ૨–૮–૦ |
| સાવિત્રી | મજમુંદાર શા. ર. | આર્ય સુધારક પ્રેસ | ૦–૮–૦ |
| વાઘેલાનું ગુજરાત | સાંડેસરા | " | ૦–૬–૦ |
| કુમારનાં કાવ્યો | દેસાઇ મહેન્દ્રકુમાર મોતીલાલ | અમદાવાદી પોળ વડોદરા. | ૧–૦–૦ |
| સહચરીની શોધમાં | મામાસાહેબ મુરલીધર સંપાદક | જીવનલાલ સન્સ | ૧–૮–૦ |
| શંકરાચાર્ય અને દ્વાદશ જ્યોતિર્લિંગ | પંડયા મુ. ગ. | કર્તા, મલાડ | ૧–૦–૦ |
| ભારતીય કવાયત | પ્રો. માણિકરાવ | " વડોદરા | ૦-૧૨-૦ |
| સતી સીમંતિની નાટક | મહેતા હરિસુખગૌરી વા. | મહેતા હ. વા. | ૧–૦–૦ |
| મર્મગુમ (વાર્તા) | " | " | ૧–૦–૦ |
| ઋષ્યશૃંગ (નાટક) | " | " | ૧–૦–૦ |
| જ્ઞાનવાટિકા(કાવ્ય) | " | " | ૧–૦–૦ |

| | | | |
|---|---|---|---|
| લગ્ન વગેરે શુભ પ્રસંગે ગાવાનાં ગીતો | મહેતા હ. વા. | મહેતા હ. વા. | ૦–૪–૦ |
| સંજીવની | સોપાન | ભા. સા. સંઘ | ૨–૦–૦ |
| છાયાદેવી અને બીજી વાતો | અવિનાશ | પ્રગતિ સાહિત્ય મંદિર, રાજકોટ | ૧-૧૨-૦ |
| બાળકનો બાગ | પટેલ સો. કિ. | કર્તા, સુણાવ, વાયા આણંદ | ૦–૬–૦ |
| સોનેરી શિખામણ | ભટ્ટ પુરુષોત્તમ શિવરામ | કર્તા, કુંભાર ટુકડા મુંબઇ નં. ૧૭ | ૦–૬–૦ |
| પરાજય | ધૂમકેતુ | ગૂ. ગ્રં. ર. કા. અમદાવાદ | |
| થેપડા અથવા એક પર બીજી | તળાજીઆ | શ્રી સા. મં. સુરત | ૦–૩–૦ |
| નિર્મળા | પ્રેમચંદજી | નવચેતન સા. મં. અમદાવાદ | ૧–૪–૦ |
| રાસકૌમુદી | શાહ, મુ. પી. | કર્તા, વડોદરા | |
| યુગદર્શન | " | " | |
| ઊભો અવધૂત | રંગ અવધૂત | મોદી, અ. ના. નડિયાદ | |
| રાસ માલિકા | વકીલ ધૈર્યચંદ્ર ર. શુદ્ધ | ગુર્જર સા. ભંડાર લાઠી | ૧–૦–૦ |
| રાષ્ટ્રભાષાનો ગુજરાતી કોષ | દેસાઇ, મ. પ્ર. | નવજીવન પ્ર. મંદિર | ૧–૮–૦ |
| તુકારામની ગાથાઓ | | સ. સા. વ. કાર્યાલય | ૨–૦–૦ |

| | | | |
|---|---|---|---|
| ઓલકી અને નાગરિકા | સુન્દરમ્ | રેખા અને ગતિ કા. અમદાવાદ | ૦-૮-૦ |
| ગુંજન | ભાવસાર સોમાલાલ | બાલજગત પ્ર મં. અમદાવાદ | ૦-૫-૦ |
| રંગરંગ વાદળિયાં | સુન્દરમ્ | ભારતી સા. સંઘ | ૦-૨-૦ |
| ગુજરાતની અસ્મિતા | ક. મા. મુનશી | ગુ. સા. પરિષદ મુંબઈ | ૦-૪-૦ |
| હિંદનું ફેડરલ રાજ્યબંધારણ | શુકલ હરગન્ત | ગૂ. ગ્રં. ર. કા. અમદાવાદ | ૨-૦-૦ |
| મગધરાજ | જયભિખ્ખુ | જ્યોતિ કા. અમદા. | ૧-૮-૦ |
| ગોરિયો | પટેલ ના. ૪. | બાલવિનોદમાળા મુંબઈ | ૦-૩-૦ |
| અવન્તિનાથ | શાહ ચુ. વ. | પ્રજાબંધુ ઑફિસ અમદાવાદ | ૨-૦-૦ |
| ભારતનો ટંકાર | ખબરદાર અ. ફ. | શુકલ ય. હ. મુંબઈ | ૧-૦-૦ |
| રાસગંગા | ઓઝા ચં. મં. | ઓઝા ચં. મં. રાજકોટ | ૦-૮-૦ |
| અર્વાચીન કાવ્ય-સાહિત્યનાં વહેણો | પાઠક રા. વિ. | મુંબઈ યુનિ. | ૧-૪-૦ |
| શોભા | વસાવડા ૪. હ. | નં. ચે. સા. મં. અમદાવાદ | ૧-૮-૦ |
| પ્રશ્નોપનિષદ | ભટ્ટ મ. છ. | ગુ. વ. સો. અમદાવાદ | ૦-૮-૦ |

| | | | |
|---|---|---|---|
| જંતુશાસ્ત્રપ્રવેશિકા | પાઠક બા. અ. | ગુ. વ. સો. અમદાવાદ | ૧-૦-૦ |
| મનોમુકુરગ્રંથ ૪થો | દ્વિવેદીઆ. | ,, | ૧-૦-૦ |
| ઓખાહરણ | પંડયા ગ. લા. | ,, | ૧-૦-૦ |
| દાંત અને તેની સંભાળ | પટેલ અને છેલ | ,, | ૦-૬-૦ |
| માનવધર્મ | મૂ. લે. ટાગોર | ,, | ,, |
| દાર્શનિક કોશ ખંડ ૨ જો | ભટ. છો. ન. | ,, | ૧-૦-૦ |
| ભૌગોલિક કોશ ,, | દેરાસરી ડા. પી. | ,, | ૧-૦-૦ |
| પ્રૌઢ શિક્ષણપોથી | ધૂમકેતુ | ગૂ. ગ્રં. ર. કા. | ૦-૩-૦ |
| નવમાલિકા | જોશીપુરા જ. પુ. | એમ. સી. કોઠારી | ૦-૮-૦ |
| વડોદરા રાજ્ય ડિરેકટરી | પાઠક મ. સો. | કર્તા, વડોદરા, | ૪-૦-૦ |
| બળવાખોર પિતાની તસ્વીર | કોઠારી કકલભાઇ | નવસૌરાષ્ટ્ર કા. અમદાવાદ. | ૨-૦-૦ |
| રાતું રૂસ ભા. ૨ | ભટ્ટ ચં. કા. | ન. દુ. કા. અમદાવાદ | ૦-૧૨-૦ |
| અમે પિંજરનાં પંખી | નીરુ દેસાઇ | ,, | ૧-૪-૦ |
| ધરતી | ,, | ભા. સા. સંઘ ,, | ૧-૮-૦ |
| ચંદ્રનાથ | મૂ. લે. શરદચંદ્ર | ગૂ. ગ્રં. કા. | ૦-૧૪-૦ |
| ન્હાનપણની વાતો ઊંડા આકાશ | પદ્માવતી દેસાઇ | આ. બા. કા. ભરૂચ | ૦-૩-૦ |

| | | | |
|---|---|---|---|
| શંકરાચાર્ય | હરજીવન સોમૈયા | ભા. સો. સંઘ | ૦–૨–૬ |
| નાનાં નાનાં છોકરાં | ચારુદત્ત | ,, | ૦–૧–૬ |
| મદ્યપાન નિષેધ | શ્રી. સિંઘે. અને બીજાઓ | સ. સ સે. સંઘ વડોદરા | ૩–૮–૦ |
| કાયાકલ્પ વિજ્ઞાન | ત્રિવેદી ર. જ. | કર્તા અમદાવાદ | ૧–૮–૦ |
| વર્ણવ્યવસ્થાનાં દુઃખો | આંબેડકર | પરમાર અમદાવાદ | ૦–૬–૦ |
| માનસશાસ્ત્ર | ત્રિવેદી, એન. જે. | કર્તા, અમદાવાદ | ૨–૮–૦ |
| વ્યાપારી | વીમાવાળા નટવર | કર્તા, સુરત | ૨–૮–૦ |
| સાહસિકોની સૃષ્ટિમાં | મૂ. મો. ભટ્ટ | પ્રસ્થાન કાર્યાલય | ૧–૪–૦ |
| સાગરસમ્રાટ | ,, | ,, | ૦-૧૨-૦ |
| પાતાળપ્રવેશ | ,, | ,, | ૦-૧૦-૦ |
| ખજાનાની શોધમાં | ,, | ,, | ૦-૧૨-૦ |
| આચાર્ય કૃપલાનીના લેખો | કૃપલાની | ,, | ૨-૦–૦ |
| માયાબાજી અને બીજી વાતો | મોંઘી બ્હેન | ,, | |

| | | | |
|---|---|---|---|
| રામચંદ્ર દત્તનું જીવનવૃત્તાંત | મહેતા, ડા. રા. | અમદાવાદ રામ-કૃષ્ણ સેવા સમિતિ | ૦–૮–૦ |
| બાળપોથી અને તેની પૂરવણી | પટેલ, શં. સો. | લેખક પોતે | |
| આપણે સૌ ભણીએ | ધૂમકેતુ | | |
| પાંખડી | ત્રિવેદી, જે. ના. | કુમાર કા. અમદા. | ૦-૧૪-૦ |
| લગ્નમીમાંસા | ,, દા. લ. | કર્તા, ભાવનગર | ૦-૧૨-૦ |
| મગધરાજ | જયભિખ્ખુ | જ્યોતિ કા. અમદાવાદ | ૧–૮–૦ |
| સુગમ ફળવાડી | એસ. એસ. ભટ્ટ | એસ. એસ. ભટ્ટ | ૧–૦–૦ |
| ઢોરનો વૈદ | ડૉ. પટણ | | |
| ડૉ. કવીકઝોટ | મોંઘીબહેન | પ્રસ્થાન કાર્યાલય | |
| યોગી કોણ | દિવ્યાનંદ | ન. ચે. સા. મં. | ૧–૦–૦ |
| પુણ્યકંથા | કવિ. ના. દ. | ,, | |
| કપાલકુંડલા | બંકિમચંદ્ર | એન. એમ. ઠક્કર | ૧-૧૨-૦ |
| રજકણ | ધૂમકેતુ | ગૂ. ગ્રં. કા. | ૧–૪–૦ |
| જાપાનની કેળવણી | | પુ. સ. સ. મં. | ૦–૮–૦ |

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## સુચના નં. ૧૧ સને ૧૯૩૯-૪૦

## વિષય

### ફરતા પુસ્તકાલય શાખાનાં નવીન પુસ્તકો બાબત.

સુચના નં. ૫ તા. ૮-૮-૩૯ ના અનુસંધાનમાં જણાવવાનું કે ફરતા પુસ્તકાલયના ઉપયોગ માટે માહે મે સન ૧૯૩૯ થી માહે જુલાઈ ૧૯૩૯ સુધીમાં નીચેનાં મરાઠી તેમજ હિંદી પુસ્તકોનો વધારો કરવામાં આવ્યો છે.

| कर्ता. | पुस्तकांचें नांव | साल |
|---|---|---|
| | **मराठी** | |
| खैर, गं. श्री. | जगांतील समाजक्रांति व हिंदुस्थान | १९१५ |
| दांडेकर, वि. पां. | फेरफटका | १९३६ |
| देवगिरीकर, त्र्यं. र. | फिलिपाइन्सच्या स्वातंत्र्याचा इतिहास | १९३५ |
| भारद्वाज | सापेक्ष दर्शन | १९१६ |
| दांडेकर, वि. पां. | टेकडी वरुन | १९३७ |
| पांगे, श्री. सु. | आर्यांचे संस्कार पूर्वार्ध | १८९८ |
| पटवर्धन माधवराव | इन्दोरंनना | १९३७ |
| सहस्रबुद्धे, पु. ग. | विज्ञान-गणीत | १९३६ |
| पटवर्धन, ना. भ. | आमच्या इंदुचें शिक्षण | १९३६ |
| भट, गो. म. | इंद्रियविज्ञान व आरोग्य शास्त्र | १९३६ |
| परांजपे, ह. पु. | फळझाडांचा बाग | १९३० |

| कर्ता | पुस्तकांचें नांव | सन |
|---|---|---|
| मराठे, अनंत वासुदेव | ब्रिटिश साम्राज्य दर्शन | १९३५ |
| काठियावाड दिवाणजी कृ. शं. | रेडियो | ,, |
| सरदार, गं बा. | अर्वाचीन मराठी गद्याची पूर्वपीठिका | १९३७ |
| खैर, गं. श्री. | पाश्चिमात्य शिक्षणपद्धति | ,, |
| शार्ङ्गपाणी, श्री. ना. | मुद्राविज्ञान | १९३५ |
| तुळपुळे, गो. वि. | हरिभाउंचा "मी" | ,, |
| भाटे, गो. वि. | काशिरामेश्वर-यात्रा | ११३६ |
| गोखले, मो. शि. | जवानमर्द बापु | १९३६ |
| काव्यविहारी | स्फूर्ति लहरि | ,, |
| गोगटे वि. स. | सुखाचा शोध | १९३७ |
| शिखरे, दा. न. | आईची कृपा | १९३८ |
| खांबेटे, म. ल. | रत्नप्रदीप खंड १ ला | १९३१ |
| शिंदे, नाना साहेब | जनरल शिंदे यांचा लेख संग्रह भाग २ रा | १९३७ |

| | | |
|---|---|---|
| माने, गुरुजी | घडपणारी मुले खंड १ ला | १९३७ |
| मांयल, रा. रा. | शिवप्रताप | १९३४ |
| आजगांवकर, ज. र. | संतश्रेष्ठ तुकाराम | १९३५ |
| साने, पां. स. | श्यामची आई | १९३२ |
| भातखंडेकर, गार्गी | डॉ. सर भालचन्द्र कृष्ण भातखंडेकर | १९३७ |
| कोकजे, रघुनाथ शास्त्री | नवा आचारधर्म | १९३६ |
| कुमठे, कृ. वि. | आजाऱ्याची शुश्रूषा | " |
| साने, पां. स. | श्याम खंड १ ला | १९३७ |
| भट, वि. म. | प्रसूति तंत्र | १९१७ |
| कालेले, ग. पां. | भिषग्वर भाग ३ रा | १९३४ |
| शिंदे, नानासाहेब | जनरल शिंदे यांचा लेख संग्रह भाग १ ला. | १९३५ |
| कोसम्बी-धर्मानन्दजी | हिन्दी संस्कृति आणि अहिंसा. | " |

વડોદરા
તા. ૯-૯-૩૯

हिंदी.

| | | |
|---|---|---|
| कवि, गो. भ. | श्री सयाजी चरितामृत | |
| शास्त्री, केशवदेव | अमर जीवन | |
| चतुर्वेदी, चतुर्भुजदास | चतुर्भुज सतसई | १९३४ |
| जैन, सूरजमल | सुधारणा-और प्रगति | १९२२ |
| पाण्डेय, रामलाल | आईनेअकबरी खंड १ | १९३५ |
| महात्मा गांधी | हिंदू समाज-और स्त्रीयां | |
| मिश्र, रामनारायण | भारतवर्षका भूगोळ | १९३१ |
| संन्यासी मंगलानन्दपुरी | आफ्रिका यात्रा | १९२८ |
| शर्मा, रामचन्द्र | हिंदी-ज्ञानेश्वरी | सं. १९९४ |
| मीर, कासमभाई कालुभाई कवि | वीर विभूति | |
| रायबहादुर पं. लज्जाशंकर झा. | भाषा शिक्षण-पद्धति. | |
| कृष्णगोपाल माथुर | व्यावहारिक-विज्ञान | |

ઉ. મો. પટેલ
મદદ-વ્યવસ્થાપક

# સૂચના નંબર ૧૨ સને ૧૯૩૯-૪૦

## વિષય

### વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં સામયિકો

| ક્રમાંક. | નામ. | પ્રકાર. | વાર્ષિક લવાજમ. | ઠેકાણું. |
|---|---|---|---|---|
| ૧ | નવપ્રભાત | સાપ્તાહિક | ૪-૦-૦ | પંડ્યા જમિયતરામ કૃપાશંકર, તંત્રી નવપ્રભાત, ઘાસ ગવારા રોડ, ખંભાત. આ પત્ર પ્રથમ માસિક હતું તે સૂ. નં. ૪૩૨ તા. ૨-૯-૩૮ થી મંજુર કરેલું હતું તેના બદલે આ સાપ્તાહિક મંજુર કરવામાં આવ્યું છે. |
| ૨ | શ્રી પ્રતાપવિજય | હિંદી-મરાઠી સાપ્તાહિક | ૪-૦-૦ | પંડિત અનંતરામ શર્મા, સંપાદક, શ્રી પ્રતાપ વિજય, સુપ્રીમ ટોકીઝ સામે, વડોદરા. |
| ૩ | વ્યાપારી મંડળ પત્રિકા | માસિક | ૧-૦-૦ | શા ચંદુલાલ નગીનદાસ, મંત્રી, મહેસાણા પ્રાંત વેપારી મંડળ. ઠે. સ્ટેશન રોડ, તોરણવાળી માતાના મેડે, મુ. મહેસાણા. |
| ૪ | વેપાર ઉદ્યોગ | ,, | ૧-૦-૦ | ગટુલાલ સી ચોકશી, તંત્રી વેપાર ઉદ્યોગ ઓફિસ, ભૂતડીઝાંપા, વડોદરા. |
| ૫ | પૂર્ણિમા | | ૩-૦-૦ | પૂર્ણિમા કાર્યાલય, જેઠાભાઇ લેન, ઘાટકોપર. ( G. I. P. Ry. ) |

વડોદરા,
તા. ૨ સપ્ટેમ્બર ૧૯૩૯

પું. ત્રિ. શાહ.

ઉ. મો. પટેલ.
મદદનીશ વ્યવસ્થાપક.

## વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં પુસ્તકોની યાદી નં. ૧(ચાલુ) સને ૧૯૩૯–૪૦

| નં. | પુસ્તકનું નામ | ગ્રંથકર્તાનું નામ | કિંમત | કદ | વર્ષ | પૃષ્ઠ | બાંધણી | પ્રકાશકનું ઠેકાણું |
|---|---|---|---|---|---|---|---|---|
| १९ | देवता विचार | श्रीपाद दामोदर सातवळेकर | ०– ३–० | ,, | १९२१ | ३२ | કાચી | સ્વાધ્યાય મંડળ, ઔંધ જિલ્લા સતારા |
| २० | ऋग्वेद में रुद्रदेवता | ,, | ०–१०–० | ,, | १९२० | ८७ | ,, | ,, |
| २१ | रुद्रदेवताका परिचय | ,, | ०– ८–० | ,, | १९१९ | १०२ | ,, | ,, |
| २२ | बालकोंकी धर्मशिक्षा प्रथम भाग | ,, | ०– १–० | ,, | १९३० | १६ | ,, | |
| २३ | ,, द्वितीय भाग | ,, | ०– २–० | ,, | १९३६ | ३२ | ,, | |
| २४ | केन उपनिषद् | ,, | १– ४–० | ,, | १९२२ | १५५ | ,, | |
| २५ | शिवसङ्कल्पका विजय | ,, | ०– ८–० | ,, | १९३४ | ११८ | ,, | |
| २६ | मृत्युको दूर करनेका उपाय | ,, | ०– ८–० | ,, | १९२२ | ७४ | ,, | |
| २७ | वैदिक सर्पविद्या | सदर तथा रामचंद्र काशीनाथ फिरलोस्कर | ०– ८–० | ,, | १९२२ | ७२ | ,, | |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| २८ | वैदिक स्वराज्यकी महिमा | श्रीपाद दामोदर सातवळेकर | ०- ८-० | ૧૯૨૨ | ૧૧૨ | ઙ્રાઞ્ | સ્વાધ્યાય મંડળ, ઔંધ જિલ્લા, સતારા |
| २९ | वैदिक चिकित्साशास्त्र | ,, | ०-६- ० | ૧૯૨૭ | ૮૦ | ,, | ,, |
| ३० | वैदिक सभ्यता | ,, | ०-१२-० | ૧૯૨૩ | ૮૯ | ,, | ,, |
| ३१ | वैदिक राज्यपद्धति | ,, | ०- ५-० | ૧૯૨૩ | ૫૦ | ,, | |
| ३२ | मानवी आयुष्य | ,, | ०- ४-० | ૧૯૨૪ | ૬૪ | ,, | |
| ३३ | भक्त के भगवान प्रथम भाग | श्री दलियारामजी कश्यप | ०- ८-० | ૧૯૩૮ | ૧૩૩ | ,, | |
| ३४ | वेदका स्वयंशिक्षक प्रथम भाग | श्रीपाद दामोदर सातवळेकर | १- ८-० | ૧૯૨૧ | ૧૭૬ | ,, | |
| ३५ | ,, द्वितीय भाग | ,, | १- ८-० | ૧૯૨૨ | ૨૨૪ | ,, | |
| ३६ | छूत और अछूत प्रथम भाग | ,, | १- ०-० | ૧૯૨૭ | ૨૭૯ | | |
| ३७ | ,, द्वितीय भाग | ,, | ०-१२-० | ,, | ૧૩૩ | ,, | |
| ३८ | उत्कर्षाचा राजमार्ग | तर्कतीर्थ रघुनाथ शास्त्री कोकजे | ०- ६-० | ૧૯૩૪ | ૬૩ | ,, | ,, |

[ચાલુ આવતા અંકે]

તા. ૧૦-૮-૩૯ } વડે

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

# પુસ્તકાલય


લવાજમ :
દેશમાં વાર્ષિક રૂ. ૨-૮-૦
પરદેશમાં ,, રૂ. ૫-૦-૦
છૂટક નકલ રૂ. ૦-૬-૦

તંત્રીઓ :
નાનાભાઇ ચંદ્રશેખર દીવાનજી
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

: વ્યવસ્થાપક :
વાઘજીભાઈ નારણભાઇ અમીન
બી. કૉમ
મંત્રી, પુ. સ. સ. મં. લિ.
રાવપુરા .....વડોદરા.





પુસ્તક ૧૪ મું | ઑક્ટોબર-૧૯૩૯ | અંક ૧૦ મો

# ક્ષમાપ્રાર્થના

પુસ્તકાલય ખાતા તરફનાં વાર્ષિક નિવેદનો આ અંકે અપાવાને લીધે પૃષ્ઠસંખ્યા વધી જવાને કારણે આ અંકે દર અંકના ચાલુ વિષયો–પુસ્તકપરિચય, પુસ્તકોનો પરિચયસંગ્રહ, તેમ જ શું વાંચશો ? અને નવીન ફાલ આપી શકાયા નથી તે માટે વાચકવર્ગ દરગુજર કરશે.

—તંત્રીઓ

# અનુક્રમણિકા


| વિષય | લેખક | પૃષ્ઠાંક |
|---|---|---|
| ઓછા ખર્ચે વધુ વાચન ... | ... —તંત્રીસ્થાનેથી ... ... | ૬૮૫ |
| ફૂલવાડી (કાવ્ય)... ... | ... શ્રી. મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઈ | ૬૮૬ |
| પરદેશની પુસ્તકાલય પ્રવૃત્તિ... | ... શ્રી. રતિભાઈ અમીન ... | ૬૮૭ |
| પુસ્તકાલયનાં પ્રકાશકિરણો ... | ... શ્રી. મગનલાલ દ. મહેતા ... | ૬૯૦ |
| પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભાઓ | ... ... ... | ૬૯૧ |
| વડોદરા રાજ્ય પુ. મંડળનો વાર્ષિક હેવાલ | ... ... ... | ૭૦૧ |
| આગામી પુસ્તકાલય પરિષદ માટે વિચારવા જેવું ... | ... ... | ૭૧૭ |
| વડોદરા રાજ્ય ૭મી પુસ્તકાલય પરિષદ–ઝરોળા–પત્રિકા ૧ લી... | ... | ૭૧૯ |
| પુસ્તકાલય નોંધ ... ... ... | ... ... ... | ૭૨૨ |
| વ. રા. પુ. મંડળની જાહેરાત નં. ૨... | ... ... ... | ૭૨૪ |
| પુસ્તકાલય ખાતાની સૂચનાઓ, વટહુકમો વગેરે ... | ... ... | ૧૧૫ |

પુસ્તકાલય

પુસ્તક ૧૪ મું . ઑક્ટોબર-૧૯૩૯ અંક ૧૦ મો

## ઓછા ખર્ચે વધુ વાચન :

—તંત્રીસ્થાનેથી

" **પુસ્તકાલય** " માસિકના ઑગસ્ટ '૩૯ ના અંકમાં પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક સાહેબે, સૂચના નં. ૪ થી, 'નજીકનજીકનાં ગામોનું એક જૂથ બનાવી તે દરેક ગામોના વાચકોને વધુ વાચન વાંચવા મળી શકે તે હેતુ બર લાવવા માટે, બજેટ બનાવવાની એક સહકારી યોજના બહાર પાડી છે. ( એ યોજનાને લગતી સંપૂર્ણ વિગતવાર માહિતી ગયા અંકમાં સૂચના નં. ૧૦ થી આપી છે. )

આ યોજના આજના આર્થિક સંકડામણભર્યા સંજોગોમાં દરેક પુસ્તકાલયને અતિ ઉપયોગી નીવડશે. કારણ કે ઓછા ખર્ચે વધુ વાચન મેળવવાની એમાં ખાસ તક છે.

નજીક નજીકનાં ત્રણ–ચાર ગામો એકબીજાનો સહકાર સાધી પોતાનાં પુસ્તકો–સામયિકો જે તે ગામે વાંચવા આપવાનું તેમ જ મંગાવવાનું ધોરણ સ્વીકારે તો દરેક ગામને લગભગ દરેક જાતનું વાચન મેળવવાનો લાભ આ યોજનાદ્વારા મળી શકે તેમ છે.

અને આ યોજનામાં કોઇ ગામના એકેય પુસ્તકાલયને ગુમાવવાનું તો કંઇ જ નથી; કારણ કે જે ગામે જે પુસ્તકો વા સામયિકો પોતાના બજેટમાં સાધ્યાં હશે તે પુસ્તકો વા સામયિકોની માલિકી જે તે બજેટ સાધનાર પુસ્તકાલયની જ રહે છે. આમ છતાં પોતાની નજીક નજીકનાં ગામોના તેમ જ પોતાના ગામના વાચકવર્ગને એકબીજાનાં પુસ્તકો–સામયિકો વાંચવાનો લાભ મળી શકે છે.

એટલે જે ગ્રામ પુસ્તકાલયોનાં બજેટો ઓછી રકમનાં હોવાથી માત્ર મર્યાદિત પુસ્તકો વા સામયિકો માંડ માંડ મંગાવી શકે છે તેઓ પણ પોતાની નજીકનાં ગામોના જૂથમાં જોડાતાં વિશેષ વાચનનો લાભ મેળવી શકશે.

એટલે સૌ ગ્રામ પુસ્તકાલયોના સંચાલકો ઉપર જણાવ્યા મુજબ જૂથ બાંધી પરસ્પર સહકાર સાધી પોતાનાં બજેટો બનાવશે તો ઓછા ખર્ચે વધુ વાચનનો લાભ પોતાનાં વાચકોને આપવા શક્તિવાન નીવડશે.

આ સિવાય આ યોજનાનો એક બીજો લાભ પણ છે. અને તે એ કે, ખાતા તરફથી જે તે જૂથને અમુક પ્રમાણમાં એક વર્ષ માટે અન્ય પુસ્તકો પૂરાં પાડવામાં

આવશે; ઉપરાંત, બજેટનાં પુસ્તકો–સામયિકો પોતાના જૂથનાં ગામોમાં ફરતાં કરવા માટે પેટીઓ પણ મળશે; અલબત્ત, આ કામને સરળતાપૂર્વક પાર પાડવા માટે જે તે જૂથે ગ્રામ પંચાયતનો સહકાર સાધી વા અન્ય રીતે એક ગામથી બીજે ગામ પુસ્તકપેટીઓ લાવવા–લઇ જવાની જોગવાઇ કરવાની રહેશે.

વળી આ યોજનાને દરેક પ્રાંત મંડળોની વાર્ષિક સભાઓમાં ખાસ વધાવી લેવામાં આવી છે. એટલે તમારા પ્રાંત મંડળના ઠરાવને અનુસરી તમે પણ સક્રિયપણે એ યોજનામાં જરૂર જોડાઓ.

એટલે આ યોજનાથી તમારા ગામની વા તમારાં પડોશી ગામોની ઓછી લોક-મદદ હશે તો પણ વધુ વાચનનો લાભ તમારા વાચકોને તમે આપી શકશો.

આવી ઓછા ખર્ચે વધુ વાચન આપનારી આ યોજનાનો, તમારાં ગ્રામજૂથો બાંધી અમલ કરો અને વિશેષ વાચનનો પ્રચાર કરવાનું સુભાગ્ય પ્રાપ્ત કરો.

—卐—

## ફૂલવાડી

સોહન્તી ખીલી ફૂલવાડી,
લચી લચી ફૂલડે છલકાતી,
સમારતી સંધ્યા નિજ સાડી,
કુસુમો કરમાતાં.

મધુકર મદમાં નિત્ય ભમન્તા
સનંદ ગુંજારવ મધુ કરતા
દલદલપે રસપૂર્ણ રમંતા
રસહીનાં ફૂલડાં.

પુસ્તકરૂપી પુષ્પ રસાળાં
વિધવિધ ચૂંટયાં અનેક સારાં
ગૂંથી સુંદર સુમનમાળા
સદાય મ્હેકંતી.

એ ફૂલડે અમ્મર રસધારા
અંતર પ્યાસી જાણુણહારા
પીએ પીએ સહુ જીવન તોયે
સદાય ઉભરાતી.

મહેન્દ્રકુમાર મોતીલાલ દેસાઇ

# પરદેશની પુસ્તકાલય પ્રવૃત્તિ*

## જર્મની

પ્રશિયા જાઓ અને ત્યાંનાં પુસ્તકાલયો જુઓ. તમને તેના એક સામાન્ય નોકર પાસેથી પણ જર્મનીનું માનસ કેવા પ્રકારનું છે તે જાણવા મળશે. ત્યાંનાં દરેક અભ્યાસકોને અને સંશોધકોને રાજ્ય તરફથી પુસ્તકો ભેટ મળે જાય છે અને તેથી સંખ્યાબંધ પુસ્તકો પ્રસિદ્ધ થયે જાય છે.

બર્લિનની મુખ્ય લાયબ્રેરીમાં બે લાખ પુસ્તકો છે અને દર વર્ષે તે ભંડારમાં પચાસ હજારનો ઉમેરો થયા કરે છે. ત્યાં ૨૦ હજાર પત્રો નીકળે છે. ત્યાંની એ લાયબ્રેરીનું મકાન ૧૩ માળનું છે, જેનું એકંદર ક્ષેત્રફળ ૨ લાખ ચો. ફુટ થાય છે. પુસ્તકોના નામનાં રજિસ્ટરને લગતા ૧૦૦૦ ગ્રંથો છે. પુસ્તકાલયમાં ૩૨૦ માણસો રોજ કામ કરે છે, જેમાંના ૭૬ જણ પુસ્તકાલયનું શાસ્ત્રીય જ્ઞાન ધરાવનારા છે ને તેમનો પુસ્તકોનાં વર્ગીકરણો કરવા તેમ જ વાચકોને મદદ કરવાના કામે ઉપયોગ થાય છે. આ મુખ્ય પુસ્તકાલય અંગે પ્રશીઆની ૧૦ યુનિવર્સિટીઓ અને ૪ ઉદ્યોગની હાઈસ્કૂલોનાં પુસ્તકાલયોનો સબંધ છે.

આપણે અહીં જેમ 'પુસ્તકોનું વર્ગીકરણ' નામે પુસ્તક છે ને તેના નંબરો પ્રમાણે જેમ બધાં પુસ્તકાલયોમાં એક જ નંબરો અપાય છે, તેમ ત્યાં સર્વસામાન્ય પુસ્તકોનાં નામનું એક જ કેટલૉગ વપરાય છે અને તે પ્રમાણેના નંબરો બધી જ લાયબ્રેરીમાં સરખા હોય છે; તેથી વાચક ગમે ત્યાંથી ઘેર બેઠાં પુસ્તક મેળવી શકે છે. તેનું આ સ્વરૂપ ૩૦ વર્ષે ઘડાયું છે અને એ સુધરેલા પુસ્તકાલયના વિજ્ઞાનની તારીફ કર્યા વિના રહી શકાતું નથી.

**ડબ્લ્યુ હોફમેન**ના આ દિશામાં વધુ પ્રયત્નોથી એમ મનાવા લાગ્યું કે કેવળ પુસ્તકોના ભંડાર એ પુસ્તકાલયો નથી; અથવા તો મોટું ટોળું પુસ્તકાલયમાં આવે ને જાય કે ઈસ્યુ બુકમાં વાચકોની મોટી સંખ્યા દેખાય તેથી જ પુસ્તકાલયની સાર્થકતા સધાતી નથી, **પણ યોગ્ય પુસ્તક યોગ્ય માણસના હાથમાં યોગ્ય વખતે આવે** તે રીતના શાસ્ત્રની અર્વાચીન પુસ્તકાલયોને જરૂર છે. તેથી આપણે ત્યાં હમણાં હમણાં કેવળ બી. એ., એમ. એ. થયે શિક્ષક થવાતું નથી, પણ તે ધંધાના જુદા અભ્યાસક્રમ ને જ્ઞાનની જરૂર જણાઈ એસ. ટી. સી. ને બી. ટી. કૉલેજો નીકળતી જાય છે, તેમ ત્યાં લીપઝીકમાં વાચકોનું માનસશાસ્ત્ર જાણી શકે તેવા ગ્રંથપાલો તૈયાર કરવાની એક કૉલેજ છે. ગ્રંથપાલો તરીકે એના પદવીધરોને રોકવામાં આવે છે.

આપણે ત્યાં આવી એકે સંસ્થા છે ?

આજના જર્મનીની ઉન્નતિ કોને આભારી છે તેનો આથી સહેજ ખ્યાલ આવશે. હવે આપણે સોવિએટ રશિયા જે છેલ્લા દસકાથી ખૂબજ પ્રગતિ કરી રહ્યું છે ને જેની શક્તિની આજે ઠેર ઠેર પ્રશંસા થઈ રહી છે તેણે આ દિશામાં શું કામ કર્યું છે તે વિષે જોઈએ.

## સોવિએટ રશિયા

લાંબા પહોળા વિસ્તારમાં પથરાયલા રશિયામાં પુસ્તકાલયનું કાર્ય ખૂબ જ અનુકર-

---

* આ લેખની જરૂરી હકીકત 'Five Laws of Library Science'ના પુસ્તકમાંથી મેળવેલી છે

ણીય છે. કેલંબીઆ યુનિવર્સિટીની શિક્ષણાનુભવ શાળાના ડિરેક્ટર **પ્રો. પોલ મનરો** પોતાના રશિયા સંબંધેના અનુભવોનું વર્ણન કરતાં જણાવે છે—

"ગામડાની આમ જનતા જેને સિદ્ધાંતો સમજવાની બહુ પડી નથી અને જે દુનિયાના સમાચારો અને ખબરોથી ખૂબ જ પછાત હતી તેનામાં સુધારણા કરવી કઠણુ તો હતી, પણ અશક્ય ન હતું. એવા પછાતવર્ગની–ખેડૂતની કેળવણીનો એક કોયડો શોધી કાઢ્યો છે તે **ગૃહપુસ્તકાલયનો** છે તેને **સુધારણાનું કેંદ્ર** અથવા **લોક–ઘર** એવું નામ અપાયું છે.

ભણતરનું કાર્ય મોટાં મકાનોમાં કરવામાં આવતું નથી, પણ સાદી રહેણી-કરણીવાળા મહેનતુ અને મજૂરી કરી ગુજારો કરતા હોય તેવાઓના લત્તામાં એક લોકઘરમાં થોડાં પુસ્તકો, પુષ્કળ પત્રિકાઓ, વર્તમાનપત્રો અને ભીંતલખાણો રાખવામાં આવે છે. સરકારી પદ્ધતિ પત્રિકાઓ દ્વારા જ્ઞાનનો ફેલાવો કરવાની પદ્ધતિ છે. આ લોકઘરમાં સૌસોન પુરસદના સમયે સામાન્ય જનતા એકઠી થાય છે ને પત્રિકાઓ–પુસ્તિકાઓના વાચન દ્વાર જ્ઞાનમાં વધારો કરે છે આ પત્રિકાઓ જુદા જુદા વિષયો–બાળકોની દેખરેખ ને માવજત રોગોની જાતો, તેનાં મૂળ અને તેને નિવારવાના ઈલાજ, હાનિકારક જંતુઓ અને તેમાંથ બચવાના ઉપાયો, યંત્રો સંબંધી સાદી સમજૂતીઓ, બી, ખેડ અને જમીનની માહિતી, જુદા જુદા ધર્મોની માહિતી, પરદેશ સાથેના સંબંધો, પોસ્ટ, પોલીસ ને રેલ્વેના સમજવા જેવા કાનુનો–વગેરેની હોય છે. એ દ્વારા લોકમાનસનો વિકાસ સાધવાના પ્રયત્નો કરાય છે.

વળી કોઈ સ્થળોએ નાટ્યભૂમિ–રંગભૂમિ તૈયાર કરેલી હોય છે ત્યાં અવારનવાર જુદા જુદા વિષયોને લગતા સંવાદો–ચર્ચાઓ–ભાષણો–ખેલો ગોઠવવામાં આવે છે ને ગમ્મત સાથે જ્ઞાન આપવાના માર્ગ કર્યા છે. આ નાટ્યપ્રયોગો રાયથી રંક સુધીનાં સૌ હોંશે હોંશે જુએ છે. દિવસનો થાક ઉતારે છે ને રાજ્ય સંબંધે નવી નવી બાબતોથી અને દિવસે દિવસે બહાર આવતા નવીન જ્ઞાનથી પરિચિત રહે છે.

ગૃહ–પુસ્તકાલયો કે લોકઘરો સમિતિઓ દ્વારા ચલાવાય છે. એ ઉપર કેળવણીના એકાદ વડાની નજર હોય છે. એ વડો શિક્ષણ અને સંસ્કારના વિચાર કરે છે ને લોકઘર દ્વારા તેને જનતામાં ઉતારે છે.

અમુક લોકઘરો વચ્ચે એક મધ્યસ્થ મંડળ હોય છે. એ મંડળ આખા ગામની, સરકાર સંબંધીની, તંદુરસ્તીની, ખેતી અને ઉદ્યોગની, શાળાની, રસ્તાઓની અને એકંદર સુખાકારીની વિચારણા કરે છે. અને મંડળની વિચારણા લોકઘરો દ્વારા જનતામાં ઉતારાય છે. લોકો કેળવાય છે એટલે પોતાની હિતની બાબતોના નિયમો વગેરેનું પાલન સાહજિક રીતેજ કરતા થઇ જાય છે.

મોસ્કોથી ૨૦૦૦ માઇલ છેટે લેનિનકાન તાલુકાનાં ૨૦૧ ગામડાં છે. તાલુકાની સરકાર નિવેદન રજૂ કરે છે કે તેનાં ૬૫ ગામોમાં લોકઘરો છે, બીજાં ૬૫ માં લોકો તરફથી ચાલતાં લોકઘરો છે. મેં પોતે ૭ ગામોની મુલાકાત લીધી હતી, જેમાં શાળાઓ અને લોક-ઘરો બંને હતાં.

આ ઉપરથી જણાશે કે સોવિયેટ રશિયાના દૂરના છેડેના ગામમાં પણ સંસ્કૃતિનું કેંદ્ર ઊભું છે. આવા દેશમાં ગરીબાઇ અને દરિદ્રતા કયાંથી પ્રવેશી શકે, જ્યાં સતત જ્ઞાનસૂર્ય પ્રકાશે છે.

૧૯૨૧ માં **લેનીન** રશિયાની પ્રગતિના પ્રખ્યાત કામદારોની મહાસભામાં કહેલું– " You mass remember that an illiterate uncultured people cannot conquer " (અભણ લોકો કદી જીત મેળવી શકે નહિ) એ શબ્દો આજે એકે રશિયનને સંભળાવવા જેવા નથી રહ્યા. તેણે તે વખતે કહેલું કે લોકસમુદાયના સંસ્કાર ધાર્મિક તેજ, આર્થિક સ્વતંત્રતા, સહકાર, રાજદ્વારી જીવનની વાતો, ભણતર–જ્ઞાન વિના ફોકટ છે. અને તેથી નવી સરકારનું બધું લક્ષ અજ્ઞાનતા–નિરક્ષરતા દૂર કરવા તરફ વાળવામાં આવ્યું. ૧૯૨૦ ના નિવેદન વખતે ૬૮ ટકા લોકો અભણ હતા અને ૧૯૩૩–૩૪ માં વાંચી **લખી ન શકે તેવો એકે શહેરી–નાગરિક કહેવાતો નથી.**

આ કાર્યપદ્ધતિ અને તેથી થએલી પ્રગતિને આપણી કાર્યપદ્ધતિ અને ગોકળગાયે થતી પ્રગતિ સાથે સરખાવો.

પંદર વર્ષના એ ગાળામાં નિરક્ષરતાનાં વાદળ ફેડવા કેળવણીના વડાઓએ વિચારણા કરી અને પ્રૌઢોના શિક્ષણના પ્રશ્નને હાથ લીધો. ઠેરઠેર **નિરક્ષરતાનું દેવાળુ કાઢવાનાં મથકો.** રાજદ્વારી સંસ્કૃતિ કેળવતી કક્ષઓ, વાચનાલયો, કામદાર અને એદુ–ગૃહો, પુસ્તકાલયો, સ્વકેળવણીનાં સ્થળો, રચનાત્મક કાર્યો કરવાનાં સ્થળો, રમતોનાં મેદાનો, તેમ જ ભણનાર બીજાને મદદ કરનાર

### સાહિત્યવિવેક

અપવિત્ર માણસ ગમે તેટલો વિવેકી હોય તો પણ આપણાં છોકરાં જોડે આપણે તેને છૂટથી ભળવા નથી દેતા, તેમ જ પાપાચરણને ઉત્તેજન આપનાર સાહિત્યને પણ આપણે આપણા ઘરમાં પેસવા દેવું ન જોઇએ. અને ઘર બહારના વ્યવહારમાં જ્યાં બધી જાતના લોકો જોડે સંબંધ પડે છે, ત્યાં ભલા–બુરાને પારખવાની કળા જેમ આપણે આપણાં બાળકોને અર્પણ કરીએ છીએ અને અતિપ્રસંગી માણસને દૂર રાખવાનું શીખવીએ છીએ, તેમ સાહિત્યમાં પણ દુષ્ટ સાહિત્યના હાવભાવમાં ન ફસાતાં તેને દૂર રાખવાનું બાળકોને શીખવવું જોઇએ.

—કાકા કાલેલકર

કમિટિઓ વગેરે શરૂ થઇ ગયાં. જેને થોડું વાંચતાં આવડ્યું તેને લોકઘરો અને પુસ્તકાલયોનો લાભ લેવાની વ્યવસ્થા કરી આપી. અને ૭ માસની તૈયારી પછી એવાઓને પાછા શિક્ષકો–મોટા વિદ્યાર્થીઓ–વડા નિશાળીઆ બનાવવામાં આવ્યા. એ પ્રયાએ એ અરસામાં દસ લાખ માણસોએ ભણતર મેળવ્યું.

એ ભણતરને પરિણામે કાયમી પુસ્તકાલયોની સંખ્યા જે ૪૬૪૦ હતી તે વધીને ૬૪૧૪ની થઈ અને ફરતાં પુસ્તકાલયોની સંખ્યા ૩૦૫૪ હતી તેની વધીને ૨૫૫૭૯ થઇ છે. લોકઘરો ૩૧૬૭ હતાં તેને બદલે આજે ૪૩૪૩ થયાં છે. સને ૧૯૨૬માં ભણતરનાં ૭૨૫૦ મથકો હતાં અને તેમાં ૧૨૦૦૦૦ લોકો ભણતા હતા. છેલ્લો રિપોર્ટ જણાવે છે કે અભણો માટેની ૪૬૭૯૯૭ શાળાઓ છે અને ૫૦૦૦૦ કરતાં વધુ પુસ્તકાલયો છે.

' લોકોદય ' લખે છે કે, સને ૧૯૩૭માં રશિયાની ક્રાન્તિ થઈ ત્યારથી આજ સુધીમાં પુસ્તકોની ૭ અબજ કોપીઓ ખપી છે. અને દર વર્ષે ૮ અબજ અખબારોની નકલો ખપે છે. આમાંની ઘણી ખરી ચોપડીઓ સામ્યવાદી સાહિત્યને લગતી છે. છેલ્લાં વીસ વર્ષમાં માર્ક્સ, લેનીનકથા, સ્ટેલીનનાં પુસ્તકોની સાડીપાંત્રીસ કરોડ નકલો પ્રગટ થઈ છે. ૧૯૩૭ની સાલમાં સ્ટેલીનનાં પુસ્તકોની ચાર કરોડ નકલો ખપી હતી.

કેળવણી સાથે પુસ્તકવાચનનો રસ પણ એટલો વધ્યો કે પુસ્તકાલયોની પડાળીઓ પણ માણસોથી ભરચક જણાતી. વાચનની આ ભૂખને તૃપ્તિ આપવા 'નિરક્ષરતાનો નાશ' નામનું માસિક શરૂ થયું, જેમાં રાજદ્વારી અને આર્થિક વિષયો ચિત્રો સાથે ચર્ચાય છે, જેનો બહુ બહોળો ઉઠાવ થાય છે. "

આપણાં વર્તમાનપત્રોના તંત્રીઓને અને પુસ્તકપ્રકાશકોને પૂછો કે તમારાં હૃદય શું કહે છે ? તમે કલમની કમાણીમાં નિર્ભય છો ? કારણ, આપણી કેળવણીની ટકાવારીનો કાંટો હજુ ચઢ્યો નથી તેમ જ જૂજજાજ ભણ્યા છે તેમનો સંસ્કાર ને સાહિત્યનો શોખ વાણીઆ-શાહી સ્થૂલ હિસાબોમાં ભરાઇ ગયો છે.

પુસ્તકાલયપ્રવૃત્તિને આપણે ત્યાં સાચો વેગ ત્યારે જ મળ્યો હશે કે જ્યારે કેળવણીના પ્રશ્નને એકીઅવાજે ઉપાડી લીધો હશે.

—રતિભાઇ અમીન

—卐—

# પુસ્તકાલયનાં પ્રકાશકિરણો

( ૧૮ )

૧૭૧. આ યુગમાં જેટલી પુસ્તકાલયની આવશ્યકતા છે, તેટલી જ પુસ્તકાલયને વ્યવસ્થિત રાખવાની પણ છે.

૧૭૨. અવ્યવસ્થિત પુસ્તકાલય સમાજને પોતાના તરફ કોઇ દિવસ આકર્ષી નહિ શકે.

૧૭૩. વ્યવસ્થા વિનાનું પુસ્તકાલય, પુસ્તકાલય નથી પણ માત્ર ચોપડીઓની વખાર જ છે.

૧૭૪. તમારા પુસ્તકાલયને સમાજમાં વધુ ને વધુ ઉપયોગી બનાવવું હોય તો એટલું વ્યવસ્થિત અને સુંદર બનાવો કે જે માણસ એક વખત પુસ્તકાલયમાં આવે તે તેની સુંદર છાપ અને આકર્ષણ હૃદયમાં લઇને જ જાય.

૧૭૫. વ્યવસ્થાની જેટલી જરૂર તેટલી જ પુસ્તકાલયમાંનાં પુસ્તકો–વર્તમાનપત્રો–માસિકોની પસંદગીની પણ છે.

૧૭૬. પુસ્તકાલયમાં આવતાં પુસ્તકો, વર્તમાનપત્રો, માસિકોની પસંદગી એવી કરો કે સમાજને તેમાંથી વધારે પડતાં ઉન્નતિનાં જ તત્ત્વો મળતાં રહે.

૧૭૭. પુસ્તકાલય એવી રીતે ચલાવો કે તે તમારા સમાજની વિવિધ શુભ પ્રવૃત્તિઓનું કેન્દ્ર બની રહે.

૧૭૮. દરેક પુસ્તકાલયમાં નાનકડો એવો પણ બાલવિભાગ જરૂર હોવો જોઇએ.

૧૭૯. પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રચારનો લાભ જુદા જુદા કાર્યક્રમો ગોઠવીને, પત્રિકાઓ વહેંચીને, સમાજને વારંવાર આપતા રહો.

૧૮૦. જનસમુદાયની નૈતિક, ધાર્મિક ઉન્નતિને પોષવામાં અગ્રભાગ ભજવતું સુવ્યવસ્થિતપણે અને સુંદર રીતે ચાલતું પુસ્તકાલય ખરેખર આજનું સાચું યાત્રાધામ છે.

—વ્રજલાલ દ. મહેતા

# પ્રાંત પુ૦ મંડળની વાર્ષિક સભાઓ

## (૧) વડોદરા પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા

ઉપરોક્ત મંડળની વાર્ષિક સભા તા. ૨૪–૯–૩૯ના રોજ પુ૦ સ૦ સ૦ મં. લિ૦ની ઑફિસમાં બપોરના બે વાગે શ્રી. જયવતીબહેન દેસાઇના પ્રમુખપણા નીચે ભરવામાં આવી હતી. આ સભામાં દરેક મહાલ મંડળ તરફથી ચુંટાઇ આવેલા બે પ્રતિનિધિઓ ઉપરાંત રા૦ પુ૦ મં૦ ના વ્ય૦ મં૦ ના સભ્યો શ્રી. ચુનીલાલ પુ. શાહ, શ્રી. મણિલાલ મં. કાશીવાળા, શ્રી. ચિમનભાઇ હ. અમીન, શ્રી. રામભાઇ કા. પટેલ, સહમંત્રી શ્રી. નાજુકલાલ ચોકસી તથા પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ સા. વગેરે હાજર હતા.

આ સભામાં નીચે પ્રમાણેના ઠરાવો પસાર કરવામાં આવ્યા હતાઃ

૧. મંત્રી શ્રી. ચિમનભાઇ હ. અમીન તરફથી રજૂ થયેલ નિવેદન તથા હિસાબ મંજૂર કરવામાં આવ્યાં.

૨. નવા વર્ષના પ્રમુખ તરીકે શ્રી. જયવતીબ્હેન દેસાઇ તથા મંત્રી તરીકે શ્રી. ચિમનભાઇ હ. અમીનને ચાલુ રાખવાનું ઠરાવવામાં આવ્યું તથા નવીન વ્ય. મં. રચવામાં આવ્યું.

૩. રૂા. ૧૫ છપામણી, રૂા. ૧૫ કંટીજંસી તથા પોસ્ટેજ, રૂા. ૨૦ મંત્રીનો પ્રવાસખર્ચ, અને રૂા. ૬૩ પ્રચારકના ખર્ચ પેટે મદદ મળી કુલ રૂા. ૧૧૩ નું બજેટ મંજૂર કરવામાં આવ્યું.

૪. વડોદરા અને નવસારી પ્રાંત ખાતે એક પ્રચારક રોકવાની રા૦ પુ૦ મં૦ ને ભલામણ કરવામાં આવી.

૫. મહાલ મંડળોની પાછલી તથા નવા વર્ષની ફાળવણી દરેક મહાલ મંડળોને અદા કરવાનું ઠરાવવામાં આવ્યું અને રા૦ પુ૦ મં૦ ની જાહેરાત નં. ૨/૩૮–૩૯ માં જણાવ્યા પ્રમાણે ખર્ચ કરવાનું સૂચન કરવામાં આવ્યું.

૬. ઝારોળા ગામેથી રાજ્ય પરિષદ ભરવાના આવેલા આમંત્રણ ઉપરથી ઝારોળા તેમ જ પ્રાંત મંડળ તરફથી કરનાળી પરિષદ ભરવાના કરેલા ઠરાવ ઉપરથી કરનાળી, એ બેમાંથી ગમે તે એક સ્થળે પરિષદ ભરવાનું આમંત્રણ રા૦ પુ૦ મં૦ ને કરવાનું ઠરાવ્યું. *

૭. મહાલ અને ન્યૂથમંડળોએ સન '૩૮–૩૯ ના નિવેદનમાં જણાવેલાં કામો કરવાનું મહાલ અને ન્યૂથમંડળોને સૂચન કરવામાં આવ્યું.

૮. ખાતા તરફથી પ્રસિદ્ધ થયેલ અંદાજો બનાવવાની સહકારી યોજના તથા બજેટમાં જે તે ખાતે ખાતાએ ઠરાવેલા ટકા પ્રમાણે ખર્ચ કરવાની યોજના પ્રમાણે દરેક પુસ્તકાલયોને બજેટ બનાવવાની ભલામણ કરવામાં આવી.

ઉપર પ્રમાણે ઠરાવો થયા બાદ મંત્રી શ્રી. ચિમનભાઇ હ. અમીન તરફથી પ્રમુખશ્રીનો તેમ જ સભામાં આવેલા પ્રતિનિધિઓનો આભાર મનાયા બાદ સભા વિસર્જન થઇ હતી.

## ૨. નવસારી પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા

ઉપર્યુક્ત મંડળની વાર્ષિક સભા તા. ૩–૯–૩૯ને રવિવારના રોજ બપોરે બે વાગે નવસારી કરખાના શ્રી સયાજી વૈભવ પુસ્તકાલયના મકાનમાં રાજરત્ન શ્રી. કનૈયાલાલભાઈ જ. મજમુદાર વકીલના પ્રમુખપણા નીચે ભરાઈ હતી, જેમાં જુદા જુદા સ્થળોના સભ્યો હાજર હતા.

* વડોદરા પ્રાંત પુ૦ મંડળની તા. ૧–૧૦–'૩૯ ના રોજ મળેલી કા. વા. સભાએ ઝારોળાના આમંત્રણને માન આપી પરિષદ ઝારોળા મુકામે તા. ૧૭,૧૮–૧૧–'૩૯ ના રોજ ભરવાનું ઠરાવ્યું છે.

## સોજા ચડાવેલાં પુસ્તકો

છેલ્લા થોડાજ માસમાં કવિતાઓમાં બેએક નવાં પુસ્તકો જોવામાં આવ્યાં છે કે જેમાં પ્રકાશકોએ ઉડાઉપણું વાપર્યું છે અને વાચકોના ગજવા ઉપર ગેરવાજબી કાપ મૂકવાની વૃત્તિ દાખવી છે. ચાર પંક્તિના એક મુક્તકને લાંબા-પહોળા એક આખા પૃષ્ઠ ઉપર છાપવું અને પછી વીસ પંક્તિઓની જગ્યાને કોરી છોડી દેવી, એવાં સંખ્યાબંધ પૃષ્ઠોનું જાડું પુસ્તક બનાવવું અને તેનું મોંઘું મૂલ્ય રાખવું એ ઉડાઉપણું છે અને બગાડો પણ છે. સોજા ચડાવીને જાડું બનાવેલું એવું પુસ્તક લેખક કે પ્રકાશકની આંખોને પુષ્ટતાના દર્શન વડે મોહ પમાડતું હોય છે, તે સિવાય એ કોરાં રાખેલાં પાનાંની કે જાડા-જાડા કાગળની બીજી કોઇ જ ઉપયોગિતા હોતી નથી. ધનવાનોની લાયબ્રેરીઓને શોભાવવાને કે મોટા દેખાઇને વધુ મૂલ્ય મેળવવાને પણ એ પુષ્ટતા ઉપયોગી થતી હશે. કવિતાઓ પ્રત્યેના રસનો તો આજે ઓટ ચાલી રહ્યો છે, તે વખતે આવાં પ્રકાશનો ખરીદનારનો તુચ્છકાર પામે તો આશ્ચર્ય નહિ થાય.

—સાહિત્યપ્રિય

વડોદરાથી ખાસ પુસ્તકાલય ખાતાના અધિકારી મે. રા. રા. આસિ. ક્યુરેક્ટર ઉમેદભાઈ પટેલ, વડોદરા રાજ્ય પુ. મંડળના મંત્રી શ્રી. મણિલાલ મં. કાશીવાળા, વ. રા. પુ. પ્રચારક શ્રી. વલ્લભભાઈ નિમંત્રણને માન આપી પધાર્યા હતા.

શરૂઆતમાં પ્રાંત મંડળના મંત્રી શ્રી. કસનજીભાઇ દેસાઇએ ગત વર્ષનું નિવેદન તથા હિસાબ વાંચી સંભળાવ્યા બાદ અને સર્વાનુમતે મંજુર થતા નીચે પ્રમાણે ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા.

**૨. નવા વરસનું વ્યવસ્થાપક મંડળ**—સન ૧૯૩૯-૪૦ માટે નીચે પ્રમાણે વ્યવસ્થાપક મંડળ ચૂંટવામાં આવ્યું હતું:—પ્રમુખ: રાજરત્ન શ્રી. કનૈયાલાલભાઇ જ. મજમુંદાર વકીલ; મંત્રીઓ: શ્રી. મગનલાલભાઇ જી. દેસાઇ તથા શ્રી. કસનજીભાઇ દ. દેસાઇ; સભ્યો:—શ્રી. ઠાકોરભાઇ ના. દેસાઇ; શ્રી કાવસજી એદલજી ગણદેવીઆ, શ્રી મણિલાલ હ. મોદી; શ્રી. ગુલાબભાઇ બ. મહેતા, શ્રી. ગોપાળજી ગોવિંદજી, રાજરત્ન બ્હેનજી બાયમાયદાણુ, મંત્રી. મહિલા પુ. નવસારી.

**૩. નવા વરસનું બજેટ**—સન ૧૯૩૯-૪૦ માટે નીચે પ્રમાણે અંદાજી બજેટ મંજુર કરવામાં આવ્યું હતું:—

જેમાં ૧૫૦) પ્રચારકના પગારના, ૨૦) પોસ્ટજ-કંટિજંટના, ૧૫ મુસાફરી ખર્ચ અને ૧૫) અણધાર્યા ખર્ચ માટેનો સમાવેશ કરવામાં આવ્યો હતો.

**૪-૫. અવસાનનોંધ**—આપણા રાજ્યપિતા હિ. સર સયાજીરાવ ગાયકવાડના થયેલા દુ:ખદ અવસાનની તેમ જ પુસ્તકાલયના રિટાયર આસિ. ક્યુરેટર સદ્દગત પૂ. મોતીભાઇ અમીનના અવસાનની નોંધ સભાએ ઉભા થઇ દિલગીરી સાથે મંજુર કરી હતી ને બન્ને મહાનુભાવ પુણ્યાત્માઓના આત્માને શાન્તિ માટે પ્રાર્થના કરી હતી.

**૬. મદદ મંડળોની ફાળવણી**—ગત વાર્ષિક સભામાં સાલ ૩૫-૩૬ ની ૩૬-૩૭ ની સાલની આવેલી ફાળવણી પ્રચારક ખાતે વાપરવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. તે આધારે તે ફાળવણી તે ખાતે લેવાઇ છે. પણ ત્યાર પછી ૩૭-૩૮ અને ૩૮-૩૯ માં જે ફાળવણીઓ આપી છે તે ફાળવણી હજુ સુધી જે તે મદદને આપવામાં આવી નથી, જેથી જે તે મદદ મંડળોને '૩૭-૩૮ ની ફાળવણી આપવાની આજની સભા ઠરાવે છે. ફાળવણી આપતા પહેલાં જે તે મદદનાં નિવેદનો તથા હિસાબ મંગાવી લીધા બાદ જેને તેને ફાળવણી અદા કરવી.

**૭. નવા વરસ માટે પ્રચારક નીમવા**—નવસારી પ્રાંત ખાતે સ્વતંત્ર પ્રચારક રોકવા જેવી પ્રાંત મંડળની આર્થિક સ્થિતિ નહિ હોવાથી તેમ જ સ્વતંત્ર પ્રચારક જેટલું કામ પણ નહિ હોવાથી વડોદરા રાજ્ય પુ. મંડળ તરફથી વડોદરા અને નવસારી પ્રાંત ખાતે જે તે પ્રાંતની દેખ-

રેખ નીચે એક પ્રચારક ચાર માસ માટે રૂા. ૩૫)ના પગારથી રાખવા આ સભા ભલામણ કરે છે.

**૮. હાલ ચાલુ છે તે પ્રચારકનો ખર્ચ ક્યાં સુધી રાખવો**—એ પ્રાંત ખાતે એક પ્રચારક રોકવાનું વ. રા. પુ. મંડળ તરફથી નક્કી થાય ત્યાર પછી આ પ્રાંતના હાલના ચાલુ પ્રચારકને છૂટા કરવા ને ત્યાં સુધીનો તેમનો પગારખર્ચ પ્રાંત મંડળની શિલકમાંથી પાડવો ને જો ખર્ચની રકમ ખૂટે તો વ. રા. પુ મંડળ પાસેથી માગણી કરી મંગાવી લેવાનો આ સભા મંત્રીને અધિકાર આપે છે, ને હાલના પ્રચારકને ચાલુ રાખવા ભલામણ કરે છે.

**૯. જૂથ મંડળોનાં બજેટ સહકારથી બનાવવા**—રાજ્ય પુસ્તકાલય મંડળ તથા પુસ્તકાલય ખાતાના સહકારથી પુસ્તકાલયોનાં જૂથમંડળો પાડવામાં આવ્યાં છે. તે જૂથ મંડળોમાં આવેલાં પુસ્તકાલયો એકબીજા સાથે સહકાર સાધી ઓછા બજેટમાં પણ સારાં સારાં સામયિકો, પુસ્તકો વાંચવાનાં મળી શકે તે હેતુથી પુસ્તકાલય ખાતા તરફથી ઑગસ્ટ ૧૯૩૯ના પુસ્તકાલય માસિકના અંકમાં "અંદાજ બનાવવાની સહકારની યોજના" એ નામની સૂચના નં. ૪થી પ્રસિદ્ધ થઇ છે, તેને આ સભા આવકારે છે અને તે પ્રમાણે કાર્ય કરવા જે તે જૂથ મંડળોના મંત્રીઓને આ સભા આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

> **મોંઘાં મૂલ્ય**
>
> ટકાઉ કાગળ-પૂંઠાં બીનજરૂરનાં નથી, પરંતુ સામાન્ય નવલકથાઓ કે જે સુઘડ સ્વરૂપમાં પણ સાદાઇથી છાપી હોય તો આઠ આનામાં કે રૂપિયામાં વેચી શકાય, તેને જાડા કાગળમાં છાપી, નકામા હાંસિયા રાખી, પ્રકરણે-પ્રકરણે અર્ધ પાનાં કોરાં ગણી જ્યારે કૃત્રિમ રીતે દળદાર બનાવી તેનું દોઢ ને ત્રણ રૂપિયા જેટલું મૂલ્ય રાખવામાં આવે છે, ત્યારે તે સામે વાચકો વાંધો ઉઠાવ્યા વિના ન રહે. શબ્દકોશો, ઇતિહાસગ્રંથો, કાવ્યો, વ્યાકરણો, એવાં પુસ્તકો માટે જેવાં કાગળ-છપાઇ હોવાં જોઇએ, તેવાં જ્યારે સામાન્ય નવલકથાઓ માટે કે હળવા વાચનનાં અલ્પજીવી પુસ્તકો માટે વાપરવામાં આવે છે, ત્યારે તે મોંઘાં મૂલ્યો ઉપજાવવાની ચૂસણરીતિનું જ સ્મરણ કરાવે છે.
>
> "પ્રજાબંધુ"

**૧૦. પુસ્તકાલયનું બજેટ ટકાવારીની સૂચના પ્રમાણે બનાવવા**—રાજ્યમાં ઘણાંખરાં ગ્રામપુસ્તકાલયોનાં બજેટ બહુજ ઓછી રકમનાં બને છે અને તેમાં વળી એટલી ઓછી રકમમાં પણ એકલાં વર્તમાનપત્રો અને માસિકો જ પસંદ કરે છે, જેથી પુસ્તકો દર વર્ષે જે પ્રમાણમાં ખરીદાવાં જોઇએ તે પ્રમાણમાં ખરીદાતાં નહિ હોવાથી પુસ્તકાલય ખાતા તરફથી અંદાજપત્રો બનાવતી વખતે વર્તમાનપત્રો, માસિકો અને પુસ્તકો એ દરેક ખાતે કેટલા ટકા રકમ બજેટમાં મૂકવી તે સંબંધી 'પુસ્તકાલય' માસિકમાં જે સૂચનાઓ પ્રસિદ્ધ થઇ છે તે સૂચનાઓ પ્રમાણે બજેટ બનાવવાની તજવીજ કરવા પ્રાંતના દરેક ગ્રામપુસ્તકાલયોના મંત્રીઓને સભા ભલામણ કરે છે.

**૧૧. પ્રાંતપંચાયત તરફથી કસ્બા પુસ્તકાલયોની ગ્રાન્ટ બંધ થઇ છે તે ચાલું થવા બાબત**—પુસ્તકાલય ખાતાની સ્થાપનાથી આજ સુધી કસ્બા પુસ્તકાલયોને સરકાર તરફથી મળતી તેટલીજ રકમ પ્રાંતપંચાયત તરફથી મળતી આવી છે. ચાલુ સાલથી તે બંધ કરવામાં આવી છે. તેથી કસ્બા પુસ્તકાલયોની નાણાં સંબંધી સ્થિતિ કફોડી થઇ છે ને પ્રવૃત્તિ સંકુચિત કરવાનો પ્રસંગ ઊભો થયો છે. તેથી આજની સભા શ્રીમંત સરકારને વિનતિ કરે છે કે નવસારી પ્રાંતપંચાયત જે રકમ કસ્બા પુસ્તકાલયોને આપતી હતી તે ચાલુ કરવા હુકમ કરવો. ને પ્રાંતપંચાયત પાસે પ્રાંતમંડળે એક પ્રતિનિધિ મંડળ મોકલી ચાલુ સાલની પંચાયતની બચત રકમમાંથી ગ્રાન્ટ ચાલુ કરવા વિદિત કરવું. ને પ્રજામંડળ પક્ષના પ્રમુખને પણ વિનતિ કરવી. સદર પ્રતિનિધિ મંડળમાં ચાલુ સાલના પ્રાંતમંડળના પ્રમુખ, મંત્રીઓ તથા શ્રી. કાવસજી એદલજી ગમૃદેવીઆ, શ્રી. ઠાકોરભાઇ નારણજી દેસાઇ, તથા વ. રા. પુ. પ. મંડળના મંત્રી શ્રી. મણિલાલ મં. કાશીવાળાની નિમણુંક કરવામાં આવે છે.

### સૌને બદલે એક માસિક હોય તો?

માસિકોનો તો આપણે ત્યાં રાફડો ફાટવા માંડયો છે. ગુજરાત પ્રાંતનાં આપણાં માસિકોના તમામ તંત્રી મહાશયો પોતાની સેવાઓ દ્વારા ગુજરાતનું શ્રેય કરવા ઇચ્છતા હોય તો તો એમ કેમ ન બને કે આ બધા તંત્રીઓ એક જ મંડળના રૂપમાં એકઠા થાય અને દર મહિને વિવિધ અને પ્રેરક સામગ્રીઓથી ભરપૂર એવું ચારસોથી પાંચસો પાનાંથી ભરપૂર એક માસિક ગુજરાતને ચરણે ધર્યા કરે.

આમ કરવાથી ગુજરાતનો ધનપ્રવાહ યોગ્ય રીતે વહ્યાં કરશે અને જ્ઞાનપ્રવાહ પણ મર્યાદાવાળો અને સંગીન બનશે. આમ કરવા માટે આપણે સૌએ એકઠા મળીને એક મોટો વંટોળિયો પેદા કરવો જોઇએ. માસિકો સિવાયનાં સાપ્તાહિકો કે પાક્ષિકો 'હરિજનબંધુ'ની ધાટી ઉપર ચાલે તેવો પ્રબંધ પણ પેદા કરવો જોઇએ.

**૧૨. સદાઆશ્રમના પુ. મંત્રીની માગણી**—સદાઆશ્રમ પુના મંત્રીની માગણી પ્રમાણે રકમનો પ્રબંધ થઇ શકે તેમ નથી એમ સભા ઠરાવે છે.

**૧૩. હિન્દી પુસ્તકો ગ્રામ પુસ્તકોની ખરીદી માટે વડોદરાથી મુનશી. છો. ઇ. ના** કાગળ બાબત—હિન્દી પુસ્તકો ગ્રામપુસ્તકાલયોમાં ખરીદવા માટેનો વડોદરાથી મુનશી છો. ઇ.ના આવેલા કાગળ માટે સભા ઠરાવે છે કે, તેમણે આ બાબત ખાતા તરફ લખવી.

**૧૪. વડોદરા રા. પુ. પરિષદ નવસારી પ્રાંતમાં ભરવા**—વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદ ભરવા માટે આવતા ફેબ્રુઆરીમાં પ્રાંત મંડળની મિટિંગે વિચાર કરી અનુકૂળ દિવસો નક્કી કરવા આ સભા ઠરાવે છે.

ઉપર પ્રમાણે ઠરાવોનું કામ થઈ રહ્યા પછી છેવટમાં શ્રી. મગનલાલભાઈ દેસાઇએ પ્રમુખનો તેમ જ આજની સભામાં પધારનાર સજ્જનોનો આભાર માન્યા બાદ ચાહપાણીને ઇન્સાફ આપી સભા વિસર્જન થઈ હતી.

## (૩) મહેસાણા પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા

ઉપર્યુક્ત પ્રાંત પુ૦ મંડળની વાર્ષિક સભા તા. ૧-૯-'૩૯ના રોજ મહેસાણા મુકામે પ્રાંત પુ૦ મંડળના પ્રમુખ શ્રી. છબીલદાસભાઇના પ્રમુખપદે મળી હતી.

પ્રાંતના જુદા જુદા સ્થળેથી લગભગ પંદર સભ્યો હાજર હતા. ઉપરાંત પુસ્તકાલય ખાતાના મે. મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ પટેલ, તથા રાજ્ય પુસ્તકાલય મંડળના મંત્રી શ્રી કાશીવાળાએ પણ હાજરી આપી હતી.

સભાના કામકાજની શરૂઆતમાં સભા સમક્ષ રજૂ થયેલ ગત વર્ષના હેવાલ-હિસાબ મંજૂર કરવામાં આવ્યા હતા.

બાદ **બીજો ઠરાવ** નવા વર્ષ માટે નીચે પ્રમાણે કા. વા. મંડળ ચુંટાયું હતુંઃ—

પ્રમુખઃ રા. છબીલદાસ કાળિદાસ બ્રહ્મભટ્ટ વકીલ; રા. શંકરલાલ હીરાલાલ ઓઝા, રા. જેઠાલાલ લાલદાસ પટેલ. **સભાસદોઃ** રા. નાનજીભાઇ જેઠીદાસ પટેલ-ચાણસ્મા, ઉમિયાશંકર લ. દવે-વિસનગર, વિઠ્ઠલભાઈ ઝ પટેલ-ખેરાળુ, રા. મફતલાલ ર. દવે-કડી, રા. મણિલાલ ઉમિયાશંકર-સિદ્ધપુર, સા. પુ. કલોલના મંત્રી. ઉપરાંત રાજ્ય પુ૦ મંડળના બ્ર. મંડળમાંથી મહેસાણા પ્રાંતના ચુંટાયેલા સભ્યો.

ઠરાવ ૩. નીચે પ્રમાણેના નવા વર્ષના બજેટનો હતોઃ

| ઉત્પન્ન | | ખર્ચ | |
|---|---|---|---|
| ૧૫૪-૬-૬ | શિલક | ૨૮૦-૦-૦ | પ્રચારકના ફાળાના ૭ માસના ૩૦+૧૦=૪૦ |
| ૯૫-૦-૦ | આવનાર ઉત્પન્ન | | |
| ૯૦-૦-૦ | રા. પુ. મંડળના પ્રાંતિક ફાળાના | ૧૨-૦-૦ | પોસ્ટેજના |
| ૫-૦-૦ | વ્યાજના | ૧૦૭-૬-૬ | જરૂરી કામે હાથ પર |
| ૧૫૦-૦-૦ | રાજ પુ. મંડળ તરફના પ્રચારકના ફાળાના | | |
| ૩૯૯-૬-૬ | | ૩૯૯-૬-૬ | |

૪. મહેસાણા અને અમરેલી પ્રાંત માટે એક પ્રચારક કાયમ માટે રાજ્ય પુ૦મંડળ તરફથી મંજુર થયેલ બજેટની મર્યાદામાં રહી નીમવા પ્રાંત મંડળ વિનંતિ કરે છે.

૫. સને ૧૯૩૭–૩૮ સાલની મહાલ પુસ્તકાલય મંડળોને આપવાની ફાળવણીની રકમ જે જે મંડળો તરફથી નિવેદનો હિસાબ સાથે આવી ગયાં હોય તેમને દરેકને મંત્રીએ મોકલી આપવી.

૬. ખાતામાંથી સહકારની યોજના અનુસાર અંદાજપત્ર તથા સામયિકો અને પુસ્તકો ખરીદાય તે માટે આ પ્રાંતનાં તમામ મહાલ પુસ્તકાલય મંડળોને પોતાના મહાલનાં ન્યૂયમંડળો દ્વારા આ પ્રમાણે ગોઠવણ કરવા ભલામણ કરવામાં આવે છે. તો તે પ્રમાણે દરેક મહાલ મંડળો આ કામ ઉપાડી લે તેવું ઠરાવવામાં આવે છે. તથા અંદાજપત્રો ધોરણ પ્રમાણે ખાસ ટકાવારો સાચવીને દરેક પુસ્તકાલય બનાવે તેવી ભલામણ કરવામાં આવે છે.

૭. પ્રાંતિક પુસ્તકાલય મંડળમાં વિભાગ શાળાધિકારીઓને સલાહકારક સભ્ય તરીકે મુકાય તથા મહાલ શાળાધિકારીઓને મહાલ પુસ્તકાલય મંડળમાં સલાહકાર સભ્ય તરીકે મુકાય તેવી યોજના કરવા રા. પુ. મંડળને ભલામણ કરે છે.

૮. સ. ગ્રા. શાળાના ધોરણ પ્રમાણે સેન્ટરો છે તે સેન્ટરો પ્રમાણે ન્યૂયમંડળોની વ્યવસ્થા કરવા રા. પુ. મંડળને ભલામણ કરવામાં આવે છે.

> **સાહિત્ય પર અંકુશ**
>
> મને પોતાને તો એમ લાગે છે કે જેમ જુદા જુદા ધંધાઓ માટે તે તે ધંધાના નિષ્ણાતો જ એ હાથ ધરે છે, તે ન્યાયે સાહિત્યમાં પણ જુદા જુદા પ્રકારના સાહિત્યસર્જન માટે નિષ્ણાતોને જ હાથે સર્જન થવાં જોઇએ. તેવા નિષ્ણાતો માટે જ્ઞાન અને અભ્યાસની ચોક્કસ મર્યાદાઓ બંધાઇ જવી જોઇએ, તેવા નિષ્ણાતોએ ચોક્કસ પ્રકારની કસોટીમાંથી પસાર થવું જોઇએ અને ત્યારે જ તેમનાં સર્જનોને પ્રસિદ્ધિ મળે. સાહિત્યસર્જન ઉપર આટલો અંકુશ મૂકીએ તો સરવાળે આપણા દેશને લાભ થવાનો છે તેવું મારૂં માનવું છે.
>
> —શ્રી હરભાઇ

## ( ૪ ) અમરેલી પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા

તા. ૧૭–૯–૩૯ રવિવારના રોજ ૨ વાગતા શ્રી. તાપીબાઇ મહિલા પુસ્તકાલયના ઉપરના ખંડમાં અમરેલી પ્રાંત શાળાધિકારી મે. ત્રિંબકરાવ વાસુદેવ ઓતીવ સાહેબના અધ્યક્ષપણા નીચે ભરવામાં આવી હતી, જેમાં અમરેલી, દામનગર, ખાંભા, કોડીનાર, ધારી, રતનપુર વગેરે મહાલોના પ્રતિનિધિઓ, અમરેલી મહાલના ગ્રામ પુસ્તકાલયોના મંત્રીઓ, અમરેલીના સ્થાનિક શાળાઓના મુખ્ય શિક્ષકો વગેરે હાજર હતા. ઉપરાંત અમરેલીના શ્રી. મોહનલાલ ઓધવજી પરીખ, પ્રાંત પુસ્તકાલય મંડળના મંત્રીઓ શ્રી. પ્રતાપરાય ગિ. મહેતા, શ્રી. ડૉ. હરિપ્રસાદ વિ. ભટ્ટ અને શ્રી. શોભરાજભાઈ મા. મકવાણા, શ્રી. વિદ્યારામ વસનજી, બાલ પુસ્તકાલયના મંત્રીઓ શ્રી. હંસરાજભાઈ વીરજી તથા શ્રી. પુરુષોત્તમ જી. જોશી, અમરેલી અને ધારી વિભાગના શાળાધિકારી મે. હરિભાઇ પટેલ અને મે. નાનુસાહેબ વગેરેની હાજરી હતી.

ઉપરાંત રાજ્યના પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક મે. ઉમેદભાઇ સાહેબ, તેમ જ વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના મંત્રી શ્રી. મણિલાલ કાશીવાળા ખાસ પધાર્યા હતા.

સભાના કામકાજની શરૂઆતમાં શ્રી. પ્રતાપરાય ગિ. મહેતાએ હાજર રહેલા સૌનો સત્કાર કર્યા બાદ સને ૧૯૩૮–૩૯ સાલનો હેવાલ અને હિસાબ અને પ્રાંત પુસ્તકાલય મંડળના જુદા જુદા ઠરાવો આ સભા સમક્ષ રજૂ કરાતાં મંજૂર કરવામાં આવ્યા હતા. સભામાં શ્રી. હરિભાઇ નારણે પ્રસંગોપાત વિવેચન કર્યું હતું.

બાદ શ્રી. મણિલાલ કાશીવાળાએ આટલી સારી હાજરી જોઇ ખુશાલી દર્શાવી કોઇ ભાઇઓને પુસ્તકાલયોના કામકાજને અંગે પડતી મુશ્કેલીઓ વગેરે જાહેર કરવા સૂચન કર્યું હતું.

બાદ સારું કામ કરનાર મંત્રીઓ–ગ્રંથપાલોને આપવાના જે ઇનામો શ્રી. રામજીભાઇ હંસરાજે જાહેર કરેલાં હતાં ( તેમાં રૂ. ૮૦)નાં ઇનામો આપવાનાં બાકી હતાં ) તે ઇનામો જે મંત્રીઓના કામના હેવાલો, મે. હરિભાઇ સાહેબ, શ્રી. વિદ્યારામભાઇ અને પ્રાંત અને મહાલના પ્રચારકો વગેરેએ તપાસી નક્કી થયા પ્રમાણે મે. પુસ્તકાલય ખાતાના મદદનીશ સાહેબના વરદ હસ્તે રોકડ રકમનાં રૂા. ૮૦)નાં આપવામાં આવ્યાં હતાં.

છેવટે મે. ઉમેદભાઇ સાહેબે ભાષણ કરતાં જણાવ્યું હતું કે, મેં પ્રાંત પુ૦ મંડળની ઘણી સભાઓમાં હાજરી આપેલ છે, પણ આવી સારી સંખ્યામાં મંત્રીઓ, ગ્રંથપાલો વગેરે કયાંક જ જોવામાં આવ્યા છે. ઉપરાંત, પુસ્તકાલયો સંબંધી લંબાણુ પ્રવચન કરી પુસ્તકાલયના કાર્યકરોએ ૧. તપાસણી અધિકારીનો રિપોર્ટ, ૨ અંદાજ કેવું બને છે તે, ૩ વાર્ષિક નિવેદન વગેરે બાબતો ઉપર ખાસ લક્ષ આપવું જોઇએ, તેમજ પુસ્તકોની પસંદગી બહુ જ કાળજીથી યોગ્ય પ્રકાશનોમાં જ થવી જોઇએ, દર્શાવી, પુસ્તકાલયમાં સ્વચ્છતા ઉપર ખાસ ભાર મૂકયો હતો. અને પ્રસંગોપાત પુસ્તકાલયોને લગતા ખાસ વિષયો સમજાવ્યા હતા. છેવટે મે. ઓતિવ સાહેબે ઉપસંહારમાં પ્રૌઢ શિક્ષણ બાબત સમજ આપી હતી. અને આ પ્રવૃત્તિમાં ખૂબ રસ લેવા સૂચન કર્યું હતું. તેમજ પુસ્તકાલયોએ પ્રૌઢ શિક્ષણ બાબતનાં પુસ્તકોની સગવડ કરી આપવા ખાસ ભાર મૂકયો હતો.

છેવટે રાજરત્ન શ્રી. પ્રતાપરાય ગિ. મહેતા તરફથી શ્રી. પ્રમુખ સાહેબ, મે. ઉમેદભાઈ સાહેબ, શ્રી. મણિભાઇ કાશીવાળા અને સૌ પધારેલા મંત્રીઓ સદ્‌ગૃહસ્થો વગેરેનો આભાર માની સભા વિસર્જન થઇ હતી.

## પસાર થયેલા ઠરાવો

૧. સભાના પ્રમુખની વરણીનો હોઇને બીજો ઠરાવ ગત વર્ષના હેવાલ હિસાબ મંજૂર કરવાનો પસાર થયો હતો.

૨. નવીન વર્ષ માટેનું કા. વા. મંડળ નીમવાનો પસાર થતાં તેમાં નીચે પ્રમાણે હોદ્દેદારો ચુંટાયા હતા:—

પ્રમુખ : રાજરત્ન શ્રી. મોહનલાલ વીરજીભાઇ પટેલ; ઉપપ્રમુખ શ્રી. ત્રિંબકરાવ વાસુદેવ ઓતીવ સા૦ ( પ્રાંત શાળાધિકારી ), મંત્રીઓ : (૧) રાજરત્ન શ્રી. પ્રતાપરાય ગિ. મહેતા, (૨) શ્રી. મોતીલાલ તારાચંદ મહેતા, (૩) શ્રી. રતિલાલ સુંદરજી શાહ; સભાસદો : ડૉ. હરિપ્રસાદ વિ. ભટ્ટ, શ્રી. પુરુષોત્તમ જીવરામ જોષી, શ્રી. શોભરાજભાઇ મા. મકવાણા, શ્રી. હંસરાજભાઇ વીરજી, શ્રી. વિદ્યારામ વસનજી ત્રિવેદી, શ્રી. ગૌરીશંકર ખોડીદાસ, શ્રી. મણિલાલ દામોદર આંકડીઆ. ઉપરાંત, પ્રાંત અને મહાલ શાળાધિકારી સાહેબો હોદ્દાની રૂએ સભાસદો.

૪. આ પ્રાંતની પુસ્તકાલય પ્રવૃત્તિ પ્રાંતની આર્થિક મુશ્કેલીઓને અંગે અવારનવાર દુષ્કાળનાં વર્ષો આવ્યાને અંગે ઘણી મંદ પડતી જાય છે. ને બનેટો દિનપ્રતિદિન બીજા પ્રાંતોને મુકાબલે અને સામાન્યતઃ ઓછી રકમનાં બનતાં જાય છે. આવી સ્થિતિમાં પછાત ગામડાઓને હીરક મહોત્સવ નિધિમાંથી રાજ્ય મદદ જેટલી રકમ નિદાન પાંચ વરસ માટે પુસ્તકાલયોની પડતી દશા અટકાવવા માટે મળે તો આ પ્રવૃત્તિ ખૂબ આગળ ધપશે, એમ આ પ્રાંત પુ. મંડળ માને છે. રાજ્ય હીરક મહોત્સવ ગામનિધિના સંચાલકોને આ માટે દિલસોજીથી ઘટતું કરી વિચાર કરવા વિનંતિ કરે છે.

૫. આ પ્રાંત દૂર હોઇ રાજ્ય તરફના પ્રચારક વારંવાર આવી શકતા નથી. આ પ્રાંત માટે નિદાન છ માસ ફરી શકે તેવી યોજના કરવા રાજ્ય પુસ્તકાલય મંડળને આ મંડળ વિનંતિ કરે છે.

## એકજ શબ્દવાળું નાનામાં નાનું પુસ્તક

ફક્ત એકજ શબ્દવાળું અને દુનિયાનું નાનામાં નાનું પુસ્તક યુગોસ્લેવીઆમાં પ્રગટ કરવામાં આવ્યું છે. એ પુસ્તકનું નામ છે " દુનિયા પર કોનું રાજ્ય ચાલે છે ? " તેનો જવાબ ચોપડીમાં એવો આપવામાં આવ્યો છે કે "પૈસા", ચોપડી પર ઉપર–નીચે કવર અને અંદર ચાર પાનાં છે અને અત્યાર સુધીમાં તેની ચાર આવૃત્તિ બહાર પડી ચૂકી છે. તેના લેખકને પેરીસના એક અખબાર તરફથી દશહજાર ફ્રાંકનું ઇનામ આપવામાં આવ્યું છે.

૬. ગ્રામપુસ્તકાલયો માટે જનરલ રજિસ્ટર, નામવારી અને વિષયવાર રજિસ્ટરનાં ફોર્મ પ્રાંતમાંથી છૂટાં મળે છે, તેને બદલે મહાલમાંથી તે બધા બંધાઇને મળે તો સરળતા થશે, અને વર્ગીકરણ બધે સ્થળે થવું સુગમ થશે તેમ આ સભા માને છે. આ માટે મહાલ મંડળોએ એ જાતની ગોઠવણ કરવા આ સભા ઠરાવે છે:

૬. પત્રવ્યવહાર દ્વારા પુસ્તકાલયશિક્ષણ આપવાને રાજ્ય તરફથી જે પ્રબંધ થયો છે, તેમાં જોડાવા ગ્રંથપાલોને આ સભા સૂચવે છે.

૭ રાજ્યના પુસ્તકાલય ખાતા તરફથી સહકારી અંદાજપત્રની યોજના પ્રસિદ્ધ થઇ છે, તેને આ મંડળ આવકારદાયક લેખે છે. અને દરેક મહાલ મંડળોને આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

૮. શક્ય હોય તે જૂથોના અંદાજપત્રોમાં માસિકો, પુસ્તકો, સહકારથી ખરીદાય તેવી તજવીજ કરે, જેથી નજીક નજીકનાં ગામોમાં એકજ માસિક કે પુસ્તક, બેવડાઇ કે ત્રેવડાઇ ન જાય અને અરસપરસ તેનો લાભ લઇ શકાય એવી તજવીજ કરવાને આ સભા ઠરાવે છે. પ્રારંભમાં એ પણ થવું જોઇએ કે આ યોજનાને સફળ કરવા રાજ્ય પ્રચારક થોડો વખત આવી યોજનાને સફળ કરી જાય.

૯. નવી સાલ ૧૯૩૯–૪૦ માટે નીચે પ્રમાણે અંદાજપત્ર મંજુર કરવામાં આવે છે. +

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૨૦૦–૦–૦ | પ્રચારકોના મદદના | ૩૦–૦–૦ | કંટીજન્સી, પુસ્તકો વડોદરાથી મંગાવી મોકલવાના ખર્ચના, ટપાલ, સ્વાગત ઇત્યાદિના. |
| ૫૦–૦–૦ | ભેટના અને સિલકમાંથી. | ૨૦૦–૦–૦ | પ્રચારકમદદના અને પ્રવાસમદદના |
| ૮૦–૦–૦ | શેઠ રામજીભાઇની ઇનામી યોજના | ૨૦–૦–૦ | પ્રૌઢ શિક્ષણ માટે |
| | | ૮૦–૦–૦ | ઇનામો બાકી દેવાના છે તે |
| ૩૩૦–૦–૦ | | ૩૩૦–૦–૦ | |

+ પ્રાંત-પુ૦ મંડળોના હેવાલ-હિસાબ અમને મળ્યા છે, જે સ્થળ સંકોચને લઇને આવતા અંકે પ્રસિદ્ધ થશે. —તંત્રી.

# જ્ઞાન ગ્રહી લ્યો

પેલું દિવાલે પ્રિય શું દીસે છે ?
જો સૂર એનો સબળો વહે છે;
ટકોર એનો શું સૂચવે છે ?
ન જાણુતી તો સુણુ હું કહું તે.
કે'છે ઘટી એ સહુ વાચકોને
"થોડી ક્ષણો જીવનની રહી જે
વહી જશે, જ્ઞાન હૃદે ગ્રહી લ્યો"
'ચાલો કરો બંધ' કે' ગ્રંથપાળો.

જીવનનાં ગ્રન્થ-મંદિરો, બંધ થાશે અજાણમાં;
ગ્રહી લ્યો જ્ઞાનનાં પુષ્પો, ભલી એ ગ્રન્થવાટિકા.

લક્ષ્મીરામ પાઠક

—卐—

# પ્રભુતુલ્ય પ્યારાં

અંજની

જ્ઞાન તણા ઉદધિ રેલાવે,
બુદ્ધિની સરિતાઓ મિલાવે,
જીવન આનંદ પ્રેમ વહાવે,
આશ્વાસનની આપે હૂંફ. ૧

સંપ સુખના ઉછળે ફુવારા,
પુસ્તકો તો પ્રભુતુલ્ય પ્યારાં,
હૃદય થકી કરૂં નવ ન્યારાં,
જાતાં ભવોભવ કેરાં દુઃખ. ૨

ક્રોધ, ક્લેશ ને કુસંપ બાળે,
આત્માનાં અંધારાં ટાળે,
જ્ઞાન તણી જ્યોતિ પ્રગટાવે,
જીવનનાં ઉપજાવે સુખ. ૩

ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ

# વડોદરા રાજ્ય પુ૦ મંડળની વાર્ષિક સભાનો હેવાલ

ઉપરોક્ત મંડળની વાર્ષિક સભા તા. ૨૪-૯-૩૯ ને રવિવારના રોજ બપોરના ત્રણ વાગે રા. બ. શ્રી. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈને પ્રમુખપદે પુ. સ. સ. મંડળની ઑફિસમાં ભરવામાં આવી હતી, જેમાં પ્રમુખશ્રી ઉપરાંત વ્ય. મં. ના સભ્યો શ્રી. ચુનીલાલ પુ. શાહ, શ્રી. ચિમનભાઈ હ. અમીન, શ્રી. જયવતીબહેન દેસાઈ, શ્રી. મણિલાલ મં. કાશીવાળા ઉપરાંત પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઈ પટેલ હાજર હતા.

સભાના કામકાજની શરૂઆતમાં મંડળના મંત્રી શ્રી. મણિલાલ કાશીવાળાએ સભાના કામકાજ અંગેના બહારગામથી આવેલા પત્રો વાંચી સંભળાવ્યા હતા, જેમાંના મુખ્ય ચિનોરથી શ્રી. નટવરલાલ ગિ. શાહ, ગણદેવીથી શ્રી. કાવસજી ગણદેવીઆ અને દ્વારકાથી શ્રી. કલ્યાણરાય ન. જોશી તથા મહેસાણાથી શ્રી. જેઠાલાલ લાલદાસના હતા. બાદ સભાસદોમાં વહેંચાયેલ ગયા વર્ષના છાપેલ હેવાલ-હિસાબની રજુઆત થઈ હતી.

ત્યારબાદ પ્રમુખસ્થાનેથી રા. બ. શ્રી. ગોવિંદભાઈ સાહેબે જણાવ્યું કે, આજની સભા વાર્ષિક નિવેદન-હિસાબ તથા નવા વર્ષનું અંદાજપત્ર મંજુર કરવા તેમજ અન્ય પ્રશ્નો વિચારવા મળી છે.

મંડળને ગઈ સાલ બે ફટકા પડયા છે. પુસ્તકાલય પ્રવૃત્તિના પિતા કૈ. શ્રીમંત સયાજીરાવ મહારાજા સા૦ નું હેવાલવાળા વર્ષમાં અવસાન થયું છે. એ પહેલાં થોડા દિવસ અગાઉ શ્રી મોતીભાઈનું પણ અવસાન થયું હતું. સ્વામીનું કામ કરવા સેવક જેમ અગાઉથી જાય તેવું આ બન્યું હતું. કેમ જાણે કોઈ મોટા કામ માટેનો કંઈ સંકેત ન હોય ! પણ તેઓ તો જ્યાં હશે ત્યાં સુખી જ હશે. તેઓ તો આપણી પ્રવૃત્તિને છત્ર જેવા હતા. એમના જવાથી સર્વત્ર શોકની લાગણી છવાઈ હતી. આમ છતાં આપણા કામકાજ માટેના પ્રયત્નો જારી રહ્યા છે.

સદ્ગતની ખાલી પડેલી જગ્યાએ તાત્કાલિક સૌ. જયવતીબહેનની નિમણુક કરવામાં આવી હતી. અને આજે હવે રા. કાશીવાળા કામકાજથી નિવૃત્ત થવા જણાવે છે. હવે એમને વૈરાગ્ય આવ્યો છે, પણ હું તેમને કહું છું કે તમારે બદલે તો હું નીકળવાનો છું.

આપણા કાર્યમાં ખાતાનો સારો સહકાર છે. ખાતું મંડળની સેવાઓ સમજે છે. ખાતાના અધિકારીઓ પ્રાંત-મહાલ મંડળોમાં અવારનવાર હાજરી આપે છે અને તેથી મંડળ પોષવા લાયક છે એમ તેઓ સમજે છે.

આ સાલથી શ્રીમંત સરકાર પાસે રૂા. ૧૫૦૦ ની ગ્રાન્ટ મળવા અરજી કરવામાં આવી હતી પણ રૂા. ૧૨૦૦ ની ગ્રાન્ટ પાંચ વર્ષ માટે મંજુર થઈ છે તે બદલ શ્રીમંત સરકારનો આપણે આભાર જ માનવો ઘટે.

વળી ગઈ સાલે કૈ. શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબના અવસાનનો શોક હોવાને લીધે રાજ્ય પુ૦ પરિષદ મેળવી શકાઈ નહોતી. આ વર્ષે તો ભરાવી જોઈએ. એ માટે પણ તમારે વિચાર કરવાનો છે.

પ્રમુખશ્રીનું ઉપર મુજબનું વકતવ્ય પૂરું થયા બાદ ઠરાવોનું કામકાજ હાથ પર લેવામાં આવ્યું હતું. જે ઠરાવો નીચે મુજબ છેઃ—

૧. ગત વર્ષમાં બજેટમંજૂરી ઉપરાંત વિશેષ થયેલો ખર્ચ મંજૂર કરવામાં આવ્યો.

૨. ગત વર્ષનો હિસાબ તથા નિવેદન મંજૂર કરવામાં આવ્યા.

૩. નવા વર્ષનું રૂ. ૪૧૬૯નું અંદાજ મંજૂર કરવામાં આવ્યું.

૪. સ્વ. અમીન સા. ની ખાલી પડેલી જગોએ વસોના શ્રી. રામભાઇ કા. પટેલને નીમવાનું ઠરાવવામાં આવ્યું.

૫. રાજ્ય પુ. પરિષદ માટે વડોદરા પ્રાંત મંડળ તરફથી આવેલું આમંત્રણ સ્વીકારવામાં આવ્યું તથા કરનાળી * ગામે પરિષદ ભરવી એ પણ નક્કી થયું.

૬. આગામી પરિષદ માટે પ્રમુખ તરીકે કોને લાવવા તે માટે કેટલાંક નામો નક્કી થઇ તે સંબંધનો છેવટનો નિર્ણય કરવાની પ્રમુખ અને મંત્રીઓને સત્તા અપાઇ.

૭. શાળા ખાતાએ ગોઠવેલાં સેન્ટર પ્રમાણે પુસ્તકાલયોનાં જૂથમંડળો ગણવાની ખાતાને ભલામણ કરવામાં આવી.

૮. વડોદરા અને નવસારી પ્રાંત ખાતે એક તથા મહેસાણા અને અમરેલી પ્રાંત ખાતે એક એ પ્રમાણે બે પ્રચારકો રોકવાનું અને તે નીમવા માટે મંત્રીઓને સત્તા આપવાનું ઠરાવવામાં આવ્યું.

૯. વિભાગ તથા મહાલ શાળાધિકારીઓને પ્રાંત તથા મહાલ મંડળમાં સલાહકાર સભ્ય તરીકે લેવા બદલનો મહેસાણા પ્રાંત પુ. મંડળ તરફથી આવેલો ઠરાવ પરિષદમાં રજૂ કરવાનું ઠરાવ્યું.

૧૦. પુસ્તકાલય ખાતાએ પ્રસિદ્ધ કરેલ અંદાજે બનાવવાની સહકારી યોજના તથા બજેટમાં કયા ખાતે કેટલો ખર્ચ કરવો તેની યોજના પ્રમાણે વર્તવા પુસ્તકાલયોને ભલામણ કરવામાં આવી.

૧૧. પુસ્તકાલયના વિકાસ માટે પોસ્ટરો તથા પત્રિકાઓ પ્રકટ કરવા નીચે પ્રમાણેની સમિતિ નિમાઇ:—શ્રી. મણિલાલ મં. કાશીવાળા, શ્રી. જયવતીબ્હેન દેસાઇ, શ્રી. પ્રતાપરાય ગિ. મહેતા, શ્રી. રામભાઇ કા. પટેલ.

૧૨. સ્ટાફના કામકાજની વહેંચણી માટે તથા રજાઓ, કામગીરીઓ વગેરે નક્કી કરવા માટે નીચે પ્રમાણેની સમિતિ નિમાઇ:—શ્રી. મણિલાલ મં. કાશીવાળા, શ્રી. પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક.

૧૨. શ્રી. ચિમનભાઇ હ. અમીન પ્રાંત પંચાયતમાં ઉપાધ્યક્ષ તરીકે ચુંટાવાથી અભિનંદન આપવામાં આવ્યું.

૧૩. બાલસાહિત્ય સર્વસંગ્રહનો આગળનો ભાગ છાપવાનું ઠરાવાયું.

ઉપર પ્રમાણે ઠરાવો થયા બાદ પ્રમુખશ્રી તરફથી છેવટનો ઉપસંહાર થઇ મંત્રી શ્રી. કાશીવાળા તરફથી પ્રમુખશ્રીનો આભાર મનાઇ સભા વિસર્જન થઇ હતી.

—卐—

## શિષ્ટ, અશિષ્ટ અને બીભત્સ સાહિત્ય

શિષ્ટ અને અશિષ્ટ સાહિત્યની આજે જબરી ભેળસેળ થઇ ગઇ છે. અશિષ્ટને પણ શિષ્ટમાં ખપાવવામાં આવે છે. એટલે સાહિત્ય એટલો શબ્દ આજે બસ થતો નથી. શિષ્ટ સાહિત્ય, અશિષ્ટ સાહિત્ય અને બીભત્સ સાહિત્ય. એવા ભેદો પાડવા અનિવાર્ય થઇ પડયા છે. લોકોની હીનવૃત્તિ ઉપર જીવતાં માસિકો ને અઠવાડિકોની સંખ્યા આપણે ત્યાં નાની નથી; જ્યારે શિષ્ટ અને સન્માન્ય ગણાતાં માસિકો અને અઠવાડિકોની આર્થિક દશા દયાજનક છે. આ સંજોગોમાં શિષ્ટ અને સન્માન્ય સાહિત્યનો પ્રચાર કરવાની અનિવાર્ય જરૂર છે. ફુટપાથો ઉપરથી હલકાં માસિકો–અઠવાડિકો મોટા જથ્થામાં ખપે છે, જ્યારે શિષ્ટ માસિકો કે અઠવાડિકોની ખપત ખાસ થતી નથી. આ ઉપરથી સામાન્ય વાચકસમૂહની સંસ્કારરુચિ ખીલવવાની કેટલી બધી જરૂર છે તે સ્પષ્ટ થાય છે. આ રુચિ ખીલવવા તમારાથી બનતુ કરો.

* આ પરિષદ વ૦ પ્રાંત પુ૦ મંડળની તા. ૧–૧૦–'૩૯ ની સભામાં ઝારોળા મુકામે ભરવાનું ઠરાવાયું છે

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળનો

## સન ૧૯૩૮–૩૯ની સાલનો

# અહેવાલ

" પુસ્તકાલયનો લાભ થોડા અંગ્રેજી ભણેલાં જ લે એવી હદ ( આંટ ) ન રાખવી જોઇએ, પરંતુ તે લાભ વધારેમાં વધારે માણસો કેવી રીતે લઇ શકે એજ હેતુ સતત લક્ષમાં રાખવો જોઇએ. માતૃભાષાવાળા વિભાગ તરફ વધારે લક્ષ અપાવું જોઇએ. એજ હેતુથી મેં આખા રાજ્ય માટે ગ્રામ પુસ્તકાલયોની યોજના ઘડાવી છે. એ યોજના પાર પાડવા માટે પ્રજાએ પોતાની શક્તિ અનુસાર પોતાનો હિસ્સો આપવાની જરૂ છે. મહેનત કર્યા વગર કાંઇ પણ કામ બનતું નથી. સ્વાર્થત્યાગ કર્યા વગર જ્ઞાન પ્રાપ્ત થતું નથી; પરંતુ હાલની પરિસ્થિતિને ગમે તેમ કરી પહોંચી વળવું જોઇએ. બીજા દેશોએ ભૂતકાળમાં એવી જ રીતે પરિસ્થિતિ સામે ધૈર્ય ધરેલું અને હજી ભવિષ્યમાં ઘણાને ધૈર્ય ધરવું પડશે. લોકોએ પોતે જ પોતાના સંજોગોમાંથી ઉંચા આવવું જોઇએ. એમણે જાણવું જોઇએ કે જ્ઞાન પ્રાપ્ત કરવાની ખૂબ અગત્ય છે, અને એ મોટામાં મોટી જરૂરિયાત છે. લોકોને પુસ્તકના વસ્તુ માટે પ્રેમ થવો જોઇએ, નહીં કે પુસ્તકની બાંધણી અને ચિત્રો માટે. ચોપડીઓ જીવનનો એક ભાગ છે, એવું લોકો સમજતા થઇ જવા જોઇએ ત્યારે જ પુસ્તકાલય એ ફક્ત શોભા માટે રાખેલી સંસ્થા નહીં પણ જીવનના આધારરૂપ સંસ્થા છે એવો ખ્યાલ બંધાશે. "

કૈ. શ્રીમંત સયાજીરાવ મહારાજ.

સુજ્ઞ મહાશયો,

પૂરા થયેલા સન ૧૯૩૮–૩૯ના વર્ષનો રાજ્ય પુસ્તકાલય મંડળનો વિગતવાર અહેવાલ આપ સમક્ષ રજુ કરતાં આનંદ થાય છે.

**ઉદ્‌ભવ.** ૧. ૪. સન ૧૯૧૨માં પ્રજાવત્સલ મર્હુમ શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબે જાહેર કરેલા ઉપરના વિચારોને મૂર્તિમંત કરી દેખાડવાની શુભ ઇચ્છા પુસ્તકાલય પ્રવૃત્તિના રસે રંગાયલા કેટલાક કાર્યકર્તાઓને સન ૧૯૨૪–૨૫માં જાગૃત થઇ. એને પરિણામે રાજ્ય સમસ્તની પહેલી પુસ્તકાલય પરિષદ મણુંદેવી મુકામે સન ૧૯૨૫ના એપ્રિલ માસમાં મળી. તેની સાથે જ આ મંડળ અસ્તિત્વમાં આવ્યું ગણી શકાય. એનું વ્યવસ્થિત બંધારણ સન ૧૯૩૦માં પાટણ મુકામે મળેલી પાંચમી પરિષદે પસાર કર્યું છે. અને તે મુજબ હાલ તેનું કામ ચાલે છે.

૨. મંડળના ઉદ્દેશ નીચે પ્રમાણે છેઃ—

**ઉદ્દેશ.** (૧) રાજ્યના ચારે પ્રાંતોમાં વિખરાયલાં પુસ્તકાલયો અને વાચનાલયોની પ્રગતિ સાધવી અને તેમને સુવ્યવસ્થિત બનાવવાં; (૨) પુસ્તકાલય વિહોણાં ગામોએ નવીન પુસ્તકાલયો ઉઘડાવવામાં ખાતાને સહકાર આપવો; (૩) પુસ્તકાલયોના કાર્યકર્તાઓ વચ્ચે તથા સરકાર અને સ્થાનિક

સંસ્થાઓ સાથે સહકાર સાધવો; (૪) પ્રજામાં વાચનનો શોખ ફેલાવવો; (૫) પુસ્તકાલય વિષયક સાહિત્ય પ્રસિદ્ધ કરવું; (૬) શિષ્ટ સાહિત્યના વાચનનો પ્રચાર વધારવો; (૭) પુસ્તકાલયનું વહીવટી કામ શીખવવા તાલીમ વર્ગો ભરવા યા ભરાય તેમાં મદદ કરવી; (૮) ખાતાના સહકાર અને સલાહ મુજબ પુસ્તકાલય પ્રવૃત્તિનો પ્રચાર કરવો અને તપાસણીનું કામ કરવું.

**પ્રાંત, મહાલ અને જૂથમંડળો.**

૩. ઉપરના ઉદ્દેશો વ્યવસ્થિત રીતે પાર પાડવા માટે પ્રાંત, મહાલ અને જૂથ મંડળો રચવામાં આવ્યાં છે. આ મંડળો રાજ્ય પુસ્તકાલય મંડળની સલાહ ને દોરવણી મુજબ પોતપોતાના ક્ષેત્રમાં યથાશક્તિ કાર્ય કરે છે. પૂરા થયેલા વર્ષ દરમ્યાન નવસારી, વડોદરા, મહેસાણા અને અમરેલી એ ચારે પ્રાંત મંડળોની વાર્ષિક સભાઓ મળી હતી; જેના અહેવાલ 'પુસ્તકાલય' માસિકના ૧૯૩૮ ના ઑક્ટોબર અંકમાં પ્રસિદ્ધ થયેલા છે.

મહાલ મંડળો તથા જૂથ મંડળો પણ બધા જ મહાલોમાં યોજાયાં છે; પણ તે બધાં હજી પૂરાં જાગતાં નથી બન્યાં. જેઓ જાગતાં છે યાને જેમની વાર્ષિક સભાઓ ભરાઈ છે તેવાં જૂથ તથા મહાલ મંડળોનાં નામ નીચે પ્રમાણે છેઃ—

## (૧) જાગતાં જૂથમંડળો

**વડોદરા પ્રાંત** (૧) વરણામા, (૨) સેવાસી, (૩) છાણી, (૪) તરસાળી, (૫) ભાયલી, (૬) પેટલાદ, (૭) વસો, (૮) સોજીત્રા, (૯) સાઢલી, (૧૦) તેનતળાવ, (૧૧) અવાખલ, (૧૨) ચિનોર, (૧૩) વેજપુર, (૧૪) સાંઢાસાલ, (૧૫) ફત્તેહપુર, (૧૬) કોઠીયા, (૧૭) કંડારી, (૧૮) કંબોઇ, (૧૯) માસર; **નવસારી પ્રાંત** (૨૦) ગણદેવી, (૨૧) અંબેટા, (૨૨) બીલીમોરા, (૨૩) કોસંબા, (૨૪) નવસારી, (૨૫) વેસ્મા, (૨૬) મોરથાણ; **મહેસાણા પ્રાંત** (૨૭) ખેરાળુ, (૨૮) દેણપ, (૨૯) વાલમ, (૩૦) અડીયા તા. હારીજ, (૩૧) વસાઇ તા. ચાણસ્મા, (૩૨) બહુચરાજી, (૩૩) ડાંગરવા; **અમરેલી પ્રાંત** (૩૪) સમઢીયાળા, (૩૫) કેરીયાચાડ, (૩૬) આંકડીયા. ( ગઇ સાલ ૨૮ ).

## (૨) જાગતાં મહાલ મંડળો

**વડોદરા પ્રાંત** (૧) કરજણ, (૨) પાદરા, (૩) પેટલાદ, (૪) ભાદરણ, (૫) ડભોઇ, (૬) ચિનોર, (૭) સંખેડા, (૮) સાવલી, (૯) વાઘોડીઆ, (૧૦) તિલકવાડા, (૧૧) વડોદરા; **નવસારી પ્રાંત** (૧૨) નવસારી, (૧૩) ગણદેવી, (૧૪) મહુવા, (૧૫) માંગરોળ, (૧૬) પલસાણા; **મહેસાણા પ્રાંત** (૧૭) કડી, (૧૮) કલોલ, (૧૯) ખેરાળુ, (૨૦) ચાણસ્મા, (૨૧) આતરસુંબા, (૨૨) પાટણ, (૨૩) વિજાપુર, (૨૪) વિસનગર, (૨૫) સિદ્ધપુર, (૨૬) હારીજ; **અમરેલી પ્રાંત** (૨૭) અમરેલી, (૨૮) દામનગર, (૨૯) ધારી, (૩૦) રતનપુર, (૩૧) કોડીનાર, (૩૨) ઓખામંડળ. ( ગઇ સાલ ૩૪ ).

જે મહાલ મંડળોની સભા ભરાયાનાં નિવેદનો અમારા તરફ આવ્યાં છે તેમની જ ગણત્રી કરેલી છે, જેમના તરફથી માત્ર હિસાબો જ આવ્યા છે તેવાંને આ ગણત્રીમાં લેવામાં

આવ્યાં નથી. ગઈ સાલ તેમ્ થયું હતું અને તેથી જ ગઈ સાલની સંખ્યા પ્રમાણમાં વધારે જણાય છે.

જૂથ મંડળો તથા મહાલ મંડળોમાં પુરોગામી વર્ષે આવેલી જાગૃતિ અહેવાલવાળા વર્ષમાં ટકી રહી છે, એની સસંતોષ નોંધ લઈએ છીએ અને ઇચ્છીએ છીએ કે એકવાર કામ કરતાં છતાં હાલમાં શિથિલ બનેલાં તેમજ મૂળથી જ ઉંઘતાં રહેલાં બીજાં મંડળો નવીન વર્ષ દરમ્યાન ઉંઘ ઉડાડી દઇને પોતપોતાની ફરજો બજાવવા મંડી પડશે. પોતપોતાના વાર્ષિક અહેવાલ તો વર્ષ પૂરું થતાં જ મોકલી આપવાનો વહીવટ રાખવાની મહાલ મંડળોના મંત્રી મહાશયોને અમારી હમેશની માફક આગ્રહભરી ભલામણ છે, કે જેથી વસ્તુતઃ જાગતાં ને કામ કરતાં મંડળોની ગણના પણ ઉંઘતાંની કોટિમાં થવાનો સંભવ ન રહે. વળી એકલો હિસાબ માત્ર ન આવે પણ વર્ષ દરમ્યાન કરેલી કામગીરીનો અહેવાલ પણ આવે એ ખાસ ઇચ્છવા યોગ્ય ગણીએ છીએ.

**પરિષદ પ્રવૃત્તિ.** ૪. રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિને સંગઠિત બનાવી એનું તંત્ર એકધારું અને સુવ્યવસ્થિત ચલાવવાની યોજનાઓ વિચારવા તથા પોતાની મહત્ત્વાકાંક્ષાઓ અને જોઇતી સવલતો તથા રાહતોની માગણી પુસ્તકાલય ખાતા આગળ તેમજ શ્રીમંત સરકાર સમક્ષ સમૂહગત રીતે રજુ કરવાના આશયથી ગણદેવીથી શરૂ થયેલી પરિષદ પ્રવૃત્તિને મંડળે જારી રાખી છે; એટલું જ નહિ પણ સમસ્ત રાજ્યની પરિષદો ઉપરાંત પ્રાંત પરિષદો અને મહાલ પરિષદો ભરવાનું ધોરણ સન ૧૯૩૦ થી સ્વીકાર્યું છે. દર પાંચ વર્ષે રાજ્ય પરિષદ, ત્રણ વર્ષે પ્રાંત પરિષદ અને બાકીના દર વર્ષે મહાલ પરિષદ ભરવાની નીતિ અખત્યાર કરી છે. એ નીતિ પ્રવૃત્તિના પ્રચાર અને સંગઠનની દૃષ્ટિએ ઉપકારક નીવડેલી જણાય છે. અહેવાલનું વર્ષ રાજ્ય પરિષદ માટેનું હોઇ બેટદ્વારકાનું આમંત્રણ સ્વીકારાઇ મે '૩૯ માં ભરવાની જાહેરાત પણ કરવામાં આવી હતી: પરંતુ પરિષદ ભરાતાં પહેલાં પુસ્તકાલય પ્રવૃત્તિના પિતા પુણ્યશ્લોક શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબના ગમગીન અવસાન નિમિત્ત ૭ માસનો શોક પાળવાની રાજ્ઞા પ્રસિદ્ધ થવાથી પરિષદનો વિચાર બીજા વર્ષ પર મુલતવી રાખવાનું યોગ્ય ગણવામાં આવ્યું હતું. અહેવાલવાળું વર્ષ મહાલ પરિષદો માટે નહોતું; છતાં રાજ્ય પરિષદ બંધ રહેવાના સબબે ચારે પ્રાંતોમાં ૧૦ જેટલાં ઉત્સાહી મહાલ મંડળોએ મહાલ પરિષદો ભરી હતી, જેમના અહેવાલ તથા ઠરાવો ' પુસ્તકાલય ' માસિકના ડીસેમ્બર '૩૮થી જુલાઇ ૧૯૩૯ ના અંકોમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે.

વર્ષ દરમ્યાન ભરાયલી મહાલ પરિષદોની હકીકત પરિશિષ્ટ ૪ માં સામેલ રાખી છે.

**શિક્ષણ વર્ગો.** ૫. ઉપરોક્ત પ્રાંત, મહાલ અને જૂથ મંડળોની પ્રવૃત્તિ ઉપરાંત રાજ્ય મંડળે સમગ્ર રાજ્ય માટે જે કેટલીક પ્રવૃત્તિઓ ઉપાડી લીધી છે, તેમાંની એક શિક્ષણ વર્ગોની પ્રવૃત્તિ છે. પુસ્તકાલય પ્રવૃત્તિમાં સાચી સંગીનતા સાધવા માટે તાલીમ લીધેલા ગ્રંથપાલોની સંખ્યા વધારવાના આશયથી પ્રાંતવાર શિક્ષણ વર્ગો યોજવાની પ્રથા મંડળે, પુસ્તકાલય ખાતાની ફરમાશથી, સન ૧૯૩૧ થી આગ્રહપૂર્વક ચાલુ કરી છે. તે મુજબ અહેવાલના વર્ષ દરમ્યાન વડોદરા પ્રાંત માટે કરજણ

મહાલના રણાપુર મુકામે સન ૧૯૩૯ ના માર્ચ માસની ૨૩-૨૪-૨૫ તારીખોએ; મહેસાણા પ્રાંત માટે વડનગર મુકામે એપ્રિલ માસની ૧૭-૧૮-૧૯ તારીખોએ; નવસારી પ્રાંત માટે પલસાણા મુકામે મે માસની ૪-૫-૬ તારીખોએ; અને ઓખામંડળ મહાલ માટે ખાસ વર્ગ ે ૧૨૨-૨૩-૨૪ તારીખોએ વરવાળા મુકામે ભરવામાં આવ્યા હતા. અને તેનો લાભ અનુક્રમે ૪૬, ૩૪, ૨૮ અને ૨૭ ભાઇઓએ લીધો હતો. એ રીતે અહેવાલના વર્ષે ચારે પ્રાંતમાં શિક્ષણવર્ગો ભરાઇ ગયા અને કુલ ૧૩૫ જણે શિક્ષણનો લાભ લીધો. શરૂ થયેલા નવીન વર્ષે પણ શિક્ષણવર્ગો ભરવાની યોજના રહેશે.

શિક્ષણ વર્ગોને અંગે મંડળને નિવેદનના વર્ષે રૂ. ૪૧૭-૫-૬ નો ખર્ચ થયો છે. વર્ગમાં અપાતી તાલીમના પ્રતાપે પુસ્તકાલયોનું વર્ગીકરણ વગેરે કરી નાખી પુસ્તકાલયને વ્યવસ્થિત કરી નાખવાનો ઉત્સાહ તો લગભગ બધાને પ્રગટે છે પણ તેને આચારમાં મૂકી બતાવવાનું બધા તરફથી નથી બનતું એ ખેદનો વિષય છે. આશા રાખીશું કે, નવીન વર્ષ દરમ્યાન એ ઉત્સાહ સર્વત્ર મૂર્ત સ્વરૂપ પકડશે. ને હવે તો પ્રાંત પ્રચારકો હસ્તે પણ તેઓ જે સ્થળે જાય, ત્યાંના પુસ્તકાલયની ખાલી તપાસણી ને વ્યવસ્થા સુધારવાની સૂચના માત્ર આપીને સંતોષ નહી પામતાં, જણાતી ખામીઓ સ્થળ પર રહીને જ પૂરી કરાવી લેવડાવવાની ને તે કામમાં જાતે મદદ કરવાની નીતિ મંડળે સ્વીકારી છે. વડોદરા પ્રાંતમાં તેનો અમલ એ વર્ષથી થાય છે. મહેસાણા તથા નવસારી પ્રાંતોએ પણ એ નીતિ સ્વીકારી છે, ને અમરેલી પ્રાંતને તેમ કરવાની ભલામણ કરાઇ છે. એટલે હવે વર્ગીકરણ થઇ ગયેલાંની સંખ્યામાં સારી વૃદ્ધિ થશે એવી આશા રહે છે.

**તપાસણી.** ૬. પુસ્તકાલય સંસ્થાઓનું તંત્ર સુવ્યવસ્થિત રીતે ધોરણસર ચાલે તેટલા માટે તેમની તપાસણી થતી રહેવાની અને સ્થાનિક કાર્યકર્તાઓને પડતી ને નડતી મુશ્કેલીઓનું નિવારણ કરી યોગ્ય તે દોરવણી ને સમજૂત વખતોવખત આપતા રહેવાની જરૂર છે. આ કાર્યની જવાબદારી શ્રીમંત સરકારે હાલ ગ્રંથાધિકારીઓને શિર રાખી છે. તેમના એ કાર્યની પૂર્તિમાં પુસ્તકાલય પ્રવૃત્તિના રસીયા, ભોમીઆ ને સેવાભાવી શિક્ષકો જે જે મહાલે મળી આવે તે તે મહાલે તેઓને માનદ પ્રચારક તરીકે નીમ્યા છે. ઉપરાંત પૂરા થયેલા વર્ષ દરમ્યાન ચારે પ્રાંતોએ પોતપોતાના ક્ષેત્ર પૂરતા પગારદાર પ્રચારકો પણ રોકયા હતા, પણ વડોદરા પ્રાંત સિવાયના બીજા પ્રાંતોમાં વર્ષ દરમ્યાન પ્રચારકો બદલાયા કર્યા છે. પેટલાદ મહાલ ખાતે પગારદાર પ્રચારકની યોજના અહેવાલવાળા વર્ષે પણ ચાલુ રહી હતી. એવા ૬ પગારદાર તથા ૧૪ માનદ પ્રચારકોએ તહેવારોની રજાનો સુખદ આરામ જતો કરીને કુલ ૬૪૦ ગામોની મુલાકાત નિવેદનના વર્ષ દરમ્યાન લીધી છે, અને ત્યાંનાં પુસ્તકાલયોની તપાસણી, વ્યવસ્થા ને વર્ગીકરણને લગતી કામગીરી બજાવી છે. માનદ પ્રચારક ભાઇઓની આ નિસ્વાર્થ સેવા બદલ તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે. પ્રચારકોનાં નામ તથા તેમની કામગીરીનો ખ્યાલ મેળવવા પરિશિષ્ટ ૫ મું જોવા વિનંતિ છે.

પુસ્તકાલય પ્રવૃત્તિની સંગીનતા ને સુવ્યવસ્થાની દૃષ્ટિએ રાજ્યના એકેએક મહાલમાં માનદ પ્રચારકનું કામ કરનાર સેવાભાવી ઉત્સાહી શિક્ષકોનો સાથ મેળવવાની પરમ આવશ્યકતા

છે. પુસ્તકાલય ખાતાના ચાલુ મદદનીશ વ્યવસ્થાપક સાહેબે અમારી એ દલીલ સ્વીકારીને માનદ પ્રચારકોની નીમણૂક જાહેર કરવાની નીતિ પુનઃ ચાલુ કરી છે, એ ખરેખર ખુશી થવા જેવું છે. આશા રાખીશું કે જે મહાલોમાં માનદ પ્રચારકોની નીમણૂક જ ન થઇ હોય તેવા મહાલોમાં એ કાર્ય કરવાને ઉત્સાહી શિક્ષક આગળ આવશે ને જે મહાલમાં માનદ પ્રચારકો નીમાયા હોય, છતાં શાંત હોય તેઓ સ્વીકારેલી એ સ્વયંસેવા યથાશક્તિ બજાવવાને કમર કસશે.

**નવીન પુસ્તકાલયો.** ૭. તપાસણી ઉપરાંત, નિવેદનના વર્ષમાં ૫૦ નવીન પુસ્તકાલયો ઉઘાડવાની ખાતાની યોજનાને બર લાવવાને પણ પ્રચારકોએ પોતે જાતે ગામડાંમાં જઇ ખાસ પ્રયત્નો કરી, નવીન પુસ્તકાલયો ઉઘાડવામાં ખાતાને સંપૂર્ણ સહાય આપી હતી. પરિણામે પૂરેપૂરાં ૫૦ નવીન પુસ્તકાલયો ઉઘાડી શકાયાં હતાં. કડી મહાલના શાળાવાળા એકેએક ગામમાં પુસ્તકાલયો આ સાલમાં ઉઘડી ગયાં છે. હવે શાળાવાળું એકે ગામ બાકી રહેતું નથી, એનું માન મહાલ મંડળના મંત્રી રા. મફતલાલ દવે તથા મહાલ શાળાધિકારી રા. મગનલાલ ચુ. મહેતાને ઘટે છે.

**પુસ્તકાલય પર્વણી.** ૮. પ્રજોપકારક પુસ્તકાલય પ્રવૃત્તિનું મહત્વ જનસમૂહને સમજાવવા કાજે દર વર્ષે વસંતપંચમીનો દિવસ ખાસ પુસ્તકાલય પર્વણી તરીકે ઉજવવાનું ધોરણ છેલ્લાં સાત વર્ષથી મંડળે સ્વીકાર્યું છે. તે મુજબ એ મંગળ પર્વ દર વર્ષે અનેક સ્થળે ઉજવાય છે; અને સરઘસ, પુસ્તકવાચન, પુસ્તકપ્રદર્શન, વાર્તાકથન, રમત ગમત, સભા-સંમેલનો, સંભાષણો, સ્થાનિક પુસ્તકાલય સંસ્થાના કાર્ય ને હિસાબની રજુઆત, ભજન મંડળીઓ વગેરે વિવિધ કાર્યક્રમો રખાય છે. નિવેદનના વર્ષે આ પર્વણીદિન ચારે પ્રાંતોમાં ઘણે સ્થળે ઉજવાયો હતો. એમાંથી પચાસેક સ્થળોના અહેવાલ મંડળ તરફ આવેલા, તેનો સાર પુસ્તકાલય માસિકના સન ૧૯૩૮ ના ફેબ્રુઆરીના અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવેલ છે. ઇચ્છીએ છીએ કે આ નવીન વર્ષે પર્વણી ઉત્સવ વધુ સ્થળે ઉત્સાહભેર ઉજવાશે.

**શિષ્ટ વાચન પ્રચાર.** ૯. જનતા શિષ્ટ વાચન તરફ આકર્ષાય અને એકલા વાર્તાસાહિત્યને બદલે જીવન-ચરિત્ર કે જીવનવિકાસમાં ઉપયોગી થઇ પડે એવા અન્ય વિષયોના વાચન તરફ વળે એ સદ્હેતુથી મંડળે શિષ્ટ વાચનની પરીક્ષાની યોજના છેલ્લાં નવેક વર્ષથી હાથ ધરી છે. નિવેદનના વર્ષે પણ એ યોજના ચાલુ રખાઇ હતી.

નિવેદનના વર્ષ દરમ્યાન બે પરીક્ષાઓ લેવાઈ છે. ૧૫ મી પરીક્ષા **'અપંગની પ્રતિભા'** નામના ' અંધ કુમારી હેલન 'ના પ્રેરણાત્મક જીવન ચરિત્રની રખાઇ હતી, જેમાં ૧૬૧ ભાઇબ્હેનો બેઠાં હતાં ને ૧૨૮ ઉત્તીર્ણ થયાં હતાં; ત્યારે ૧૬ મી પરીક્ષા સૌ. વિમળા સેતલવાડ કૃત " બાલવિજ્ઞાન ભાગ ૩ જો " એ નામના પુસ્તકની જુલાઇ માસની ૨૨ મી તારીખે લેવાઇ હોઇ, તેનો લાભ ૧૩૩ જણે લીધો છે. તેનું પરિણામ નવીન વર્ષમાં સપ્ટેમ્બર અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

આ યોજના અંગેની ઈનામ વહેંચણી ખાતે રૂ. ૮૪-૭-૦નો ખર્ચ નિવેદનના વર્ષમાં

થયો છે. રાજ્ય મંડળની આ યોજનાનું અનુકરણ કેટલાક ઉત્સાહી મહાલ મંડળોએ પણ હવે કરવા માંડયું છે, એ જ આ યોજનાની ઇષ્ટતા અને ઉપકારકતાની સાબિતી લેખાશે. અહેવાલના વર્ષ દરમ્યાન શિનોર, પેટલાદ, કડી, કામરેજ, અને દામનગર મહાલોએ એવી પરીક્ષા યોજી હતી, તે બદલ એ મહાલ મંડળોના ઉત્સાહી કાર્યકર્તાઓને ધન્યવાદ આપી એ ધોરણ દર વર્ષે ચાલુ રાખવાની તેમને, તેમજ તેનું અનુકરણ કરવાની બીજા મહાલોના કાર્યકર્તાઓને ભલામણ કરીએ છીએ. **શિષ્ટ સાહિત્યનો પ્રચાર વધે એમાં જ ગણવી જોઇએ પુસ્તકાલય પ્રવૃત્તિની ખરી સાર્થકતા !**

**વાચક મંડળ**

૧૦. હિતકર અને બોધક સાહિત્યનાં વાચનની નિયમિત ટેવથી જીવન વિકાસ સાધવામાં માર્ગદર્શક અને મદદગાર થવાના શુભાશયથી મંડળે ' વડોદરા વાચક મંડળ 'ની યોજના છેલ્લા પાંચેક વર્ષથી હાથ ધરી છે. તેમાં નોંધાયલા સભ્યોને મંડળ તરફથી નિયમો અને વાંચવા યોગ્ય પુસ્તકોની યાદીઓ મોકલી આપવામાં આવે છે. સભ્યે રોજ ૦।। કલાક એ યાદીમાંનાં હરકોઇ યા તે સિવાયનાં પણ પોતાને સુલભ સારાં પુસ્તકોનું વાચન અને મનન નિયમિત રીતે કરતાં રહી, તેની માસિક નોંધ મંડળના મંત્રી તરફ વડોદરા નિયમિત મોકલી આપવાની હોય છે. નિવેદનના વર્ષ દરમ્યાન નોંધાયલા નવીન ૨ સભ્યો આગલા વર્ષની ૬૧ની સંખ્યામાં ઉમેરાતાં કુલ ૬૩ સભ્યો અત્યાર સુધીમાં નોંધાયા છે, પણ તેમાં કેટલાકનો ઉત્સાહ કાલક્રમે મોળો પડી ગયેલો જણાય છે વા નોંધ મોકલવામાં કેટલાક પ્રમાદ સેવતા થયા છે. વર્ષ દરમ્યાન દશેક સભ્યો નિયમિત વાચનની નોંધ મોકલતા જણાયા છે, જે પૈકી ૨ પછાત કોમના છે. નોંધાયલા તમામ સભ્યોને ઠરેલા ધોરણ પ્રમાણે નિયમિત વાચન ચાલુ રાખી, તેની માસિક નોંધ બિનચૂક મંડળના મંત્રી તરફ મોકલતા રહેવાનો આગ્રહ કરીએ છીએ; એટલું જ નહિ પણ પોતાના ભાઈબંધ-દોસ્તદારોને તેમજ ગામના ઉત્સાહી વાચકોને આ લાભદાયી યોજનામાં દાખલ થવા પ્રેરવાને પણ ખાસ ભલામણ કરીએ છીએ.

**પત્રવ્યવહાર દ્વારા 'પુસ્તકાલય શિક્ષણ.**

૧૧. પુસ્તકાલય પ્રવૃત્તિ વિષયક શિક્ષણ ઘેર બેઠાં સુલભ કરી આપવા ખાતર " પત્રવ્યવહાર દ્વારા પુ શિક્ષણ "ની યોજના પણ મંડળે હાથ ધરી છે. ( યોજનાના ઉદ્દેશ તથા નિયમો માટે જુઓ ' પુસ્તકાલય 'નો ૧૯૩૪ નો જાન્યુઆરી અંક પૃષ્ટ ૨૩ થી ૨૫ ). એની પહેલી ટુકડીનો અભ્યાસ પૂરો થઇ ગયો છે, ને યોજનામાં જાહેર થયા પ્રમાણે તેમને પ્રમાણપત્ર આપવા માટેની પરીક્ષા નવા વર્ષમાં દિવાળી બાદ લેવાની ગોઠવણ રખાઇ ઉત્તીર્ણ થનારાઓને પ્રમાણપત્ર અપાશે. બીજી ટુકડીનો અભ્યાસ પણ શરૂ થઇ ગયો છે.

**પ્રકાશન પ્રવૃત્તિ**

૧૨. પુસ્તકાલય પ્રવૃત્તિને ઉપકારક થઇ પડે એવું સાહિત્ય તૈયાર કરાવી પ્રકાશમાં મુકવું એ પણ મંડળનો એક ઉદ્દેશ હોઇ, તેની સિદ્ધિ અર્થે મંડળ પોતાથી બનતું અવારનવાર કરતું રહે છે. ગત વર્ષે પ્રસિદ્ધ કરાવેલા બાલસાહિત્ય સર્વસંગ્રહ ભાગ ૨જામાં રજુ થયેલાં પુસ્તકોનો ટુંક પરિચય જે ધોરણે અપાયો છે તે ધોરણે ભાગ ૧ લાનાં પુસ્તકોનો પરિચયવિભાગ અહે-

વાલવાળા વર્ષ દરમ્યાન ભાઇ જીવરામ જોશી પાસે તૈયાર કરાવ્યો છે. બજેટમાં સવડના અભાવે તે પ્રકાશ કરી શકાયો નથી, તે નવીન વર્ષમાં કરાશે. એ સિવાય '**પુસ્તકાલય પ્રવૃત્તિઃ ભાષણો ને લેખો**'નો ૨જો ભાગ પણ નિવેદનવાળા વર્ષે તૈયાર કરાવી પુ. સ. સ. મંડળ દ્વારા પ્રસિદ્ધ કરાવ્યો છે.

**બીજી ગુજરાત પુ. પરિષદ તથા શ્રીમંતને અભિનંદનપત્ર.**

૧૩. આણંદ મુકામે મેળવવા ઠરેલું સમગ્ર ગુજરાત પુસ્તકાલય પરિષદનું બીજું અધિવેશન, આચાર્ય શ્રી. આનંદશંકર ધ્રુવના પ્રમુખપદે જાનેવારી માસમાં મળ્યું. તેની કાર્યવાહીને તથા તદંગે ગોઠવાયલા પ્રદર્શનની યોજનાને પાર પાડવામાં મંડળના સહમંત્રી તથા રાજ્ય પ્રચારકની સેવાની માગણી મંડળે સહર્ષ માન્ય રાખી પૂરતો સહકાર આપ્યો હતો. આ તેમજ એપ્રિલ માસમાં પ્રૌઢ પ્રતાપ મહારાજા સાહેબ શ્રીમંત પ્રતાપસિંહ ગાયકવાડનો રાજ્યાભિષેક મહોત્સવ ઉજવાયો તે પ્રસંગે શ્રીમંતના કર કમળમાં અભિનંદન પત્ર અર્પવાની ધન્ય તક મંડળે સાધીઃ એ આ અહેવાલ વાળા વર્ષની મંડળની વિશિષ્ટ કામગીરીઓ ગણાય.

**આંતર રાષ્ટ્રીય સંબંધ.**

૧૪. બ્રિટિશ લાયબ્રેરી એસોશિએશન સાથે પત્રવ્યવહારનો સંબંધ છેલ્લાં ચારેક વર્ષથી સ્થપાયો છે, ને તેમના તરફથી પ્રસિદ્ધ થતી 'યીઅર બુક'માં આપણા આ મંડળની હકીકતને પણ યોગ્ય સ્થાન મળતું રહે છે. ફ્રાન્સની 'કોન્સિલ હિસ્ટોરિક એટ હેરાલ્ડીક ડી ફ્રાન્સ' નામની સંસ્થા સાથે પણ ગઇ સાલ આપણો સંબંધ સ્થપાયો છે ને આપણા પ્રમુખ રા. બા ગોવિંદભાઇ સાહેબ સદરહુ ફ્રેન્ચ સંસ્થાના 'ઓનરરી કોરસ્પોન્ડીંગ મેમ્બર' તરીકે ચાલુ રહ્યા છે.

**સીનેમા.**

૧૫. કાઢી નાખવા ઠરેલા સીનેમા મશીનનો નિકાલ, યોગ્ય માગણીના અભાવે હજી થઇ શક્યો નથી.

**રાજય પ્રચારક.**

૧૬. ઉપરોક્ત પ્રાંતિક તથા માનદ પ્રચારકો ઉપરાંત મંડળ તરફથી નીમાયલા પગારદાર રાજ્ય પુસ્તકાલય પ્રચારક ભાઇ વલ્લભભાઇની સેવા પણ અહેવાલના વર્ષ દરમ્યાન ચાલુ રહી છે. તેમને નવીન પુસ્તકાલયો ઉઘાડવાના, કેળવણી ખાતા તરફથી યોજાયલા ઓપનવર્ગોના, ગુજરાત તથા મહાલ પરિષદોના, પ્રાંત મંડળોની વાર્ષિક સભાઓના, રાજ્ય પુ. મંડળ તરફના પુસ્તકાલય શિક્ષણ વર્ગોના તેમજ કેટલાક ગ્રામ પુસ્તકાલયોની તપાસણીના વગેરે વગેરે કામે કુલ ૪૪ ગામોની ૮૫ દિવસમાં ફેરણી કરી છે. રાજ્ય પ્રચારકની ફેરણી પહેલાંના કરતાં હવે ઓછી થાય છે, તેનું મુખ્ય કારણ, ગત વર્ષના નિવેદનમાં જણાવ્યા પ્રમાણે, મંડળના હિસાબ–કીતાબના કામની જવાબદારી તેમને માથે મૂકાઇ છે તે છે; છતાં ઑફીસમાં રહીને આ જવાબદારી સંભાળવા ઉપરાંત, ગ્રામ પુસ્તકાલયોનાં બજેટ મંજુરીના કામે ખાતાને પૂરતો સહકાર આપવાની, નવીન પુસ્તકાલયોની સંખ્યા પૂરી કરી આપવા માટે પ્રાંતો અને મહાલોના કાર્યકર્તાઓ સાથે

પત્રવ્યવહાર કરી બજેટો તથા રકમો મંગાવી આપવાની, તેમજ જૂથ અને મહાલ મંડળોને જાગતાં કરવાની ફરજો બજાવી છે.

રાજ્ય પ્રચારકના પગાર અને ભથ્થા–ભાડા ખાતે રૂા. ૬૩૦–૧૪–૯ નો ખર્ચ અહેવાલના વર્ષે ઉધર્યો છે.

**સહમંત્રી.**

૧૭. સહમંત્રી તરીકે રૂા. ૬૦) ના પગારથી શ્રીયુત નાજુકલાલ નં. ચોકસીની સેવા પણ ચાલુ રખાઇ છે. નિવેદનના વર્ષમાં એમણે શિષ્ટવાચનની પરીક્ષાઓ અંગેનું–પરીક્ષાની જાહેરાતથી તે અરજીઓ મંગાવવી, પ્રશ્નપત્રો કાઢી છપાવી પહોંચતા કરવા તથા ઉત્તરપત્રો તપાસી પરિણામ પ્રસિદ્ધ કરવા લગીનું તમામ કામ; વાચક મંડળ અંગે સભ્યો નોંધવાનું, તેમને નિયમો અને યાદીઓ મોકલી આપવાનું, માસિક નોંધ આવે તે તપાસી ઘટિત સૂચના કરવા ઉપરાંત એને લગતો જરૂરી પત્રવ્યવહાર કરવાનું, તથા પત્રવ્યવહાર દ્વારા પુ૦ શિક્ષણની યોજનાને અંગે અભ્યાસ પાઠ અને પ્રશ્નાવલીઓ તૈયાર કરી સભ્યોને મોકલી આપવાનું તથા એમના તરફથી આવતા ઉત્તરો તપાસી તેમાં સુધારા વધારા સૂચવવા અને આવશ્યક સમજૂત સાથે ખુલાસા લખી મોકલવા વગેરેનું તમામ કામકાજ અને તદંગેનો પત્રવ્યવહાર ચલાવવા ઉપરાંત ઉપરોકત બધાજ શિક્ષણવર્ગોમાં હાજર રહી વર્ગીકરણ પદ્ધતિનું સક્રિય શિક્ષણ આપવાની કામગીરી બજાવી છે. તદુપરાંત "પુસ્તકાલય પ્રવૃત્તિ: ભાષણો ને લેખો ભાગ રજો" એ પુસ્તકની સામગ્રી એકઠી કરી ગોઠવી આપવાની તથા તેના છાપકામ પર દેખરેખ રાખવાની કામગીરી પણ એમણે બજાવી છે. સિવાય, આણંદમાં ભરાયલી બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદ અંગેના પ્રદર્શનની યોજના, ગોઠવણ તેમજ વિવિધ વાચક વર્ગો માટે પુસ્તકોની યાદીઓ તૈયાર કરી આપવાની ખાસ કામગીરી પણ બજાવી હતી. સહમંત્રીની બહારગામની કામગીરી કુલ ૨૬ દિવસની થઇ છે. સહમંત્રીના પગાર ખાતે રૂ. ૭૨૦–૦–૦ નો ખર્ચ થયો છે.

**માનદ મંત્રીઓ**

૧૮. ગત ત્રણ વર્ષથી મુખ્ય માનદ મંત્રીના પદે નીમાયલા શ્રીયુત મોતીભાઇ ન. અમીનની સેવા નિવેદનના વર્ષે પણ ચાલુ રહી હતી. તેમણે મંડળને સક્રિય દોરવણી ઉપરાંત નવસારી અને વડોદરાની પ્રાંતિક સભાઓમાં હાજર રહી, પોતાના અનુભવનો લાભ પ્રવૃત્તિના કાર્યકરો ને સૂત્રધારોને આપવાની, તથા પ્રસંગ પડયે ખાતાને તેમજ પુસ્તકાલય સંસ્થાઓને સલાહ આપવાની કિંમતી કામગીરી બજાવી હતી અને બજાવતા હતા. દરમ્યાન ટુંક માંદગી અંતે ફેબ્રુઆરી માસની ૧લી તારીખે નીપજેલા તેમના શોકજનક અવસાનથી એ પદ ખાલી પડતાં મુખ્ય મંત્રીનો ભાર પુનઃ શ્રીયુત કાશીવાળાને ઉઠાવવો પડયો છે, અને જોડીયા મંત્રી તરીકે શ્રીમતી જયવતી દેસાઇને તુરત પૂરતાં નીમવામાં આવ્યાં છે.

માનદ મંત્રી શ્રીયુત મણિલાલ મં. કાશીવાળાએ મહેસાણા અને અમરેલીની પ્રાંતિક સભાઓમાં હાજર રહી, પોતાના અનુભવનો લાભ આપવા ઉપરાંત, વડોદરા પ્રાંતના શિક્ષણ વર્ગમાં, આણંદમાં ભરાયલી ગુજરાત પુ. પરિષદમાં તથા ડેસરના ઉદ્ઘાટન સમારંભમાં હાજર રહી યથાશક્ય સેવા બજાવી હતી. નિવેદનના વર્ષે એમણે કુલ ૧૭ દિવસની કામગીરી બજાવી છે. શ્રી. કાશીવાળાના પ્રવાસખર્ચ ખાતે રૂ. ૫૮–૧૫–૦ ખર્ચ થયો છે.

**પ્રમુખપદ.**

૧૯. મંડળની કારોબારી સમિતિના પ્રમુખ તરીકે, સમાજહિતનાં કાર્યોમાં ઘણો ઉત્સાહ ધરાવનાર વડોદરા રાજ્યના નિવૃત્ત નાયબ દિવાન રા. બ. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ સાહેબની સેવા નિવેદનના વર્ષ દરમ્યાન ચાલુ રહી છે. તે બદલ તેઓશ્રીનો આભાર માનીએ છીએ ને નવીન વર્ષે પણ એ લાભ ચાલુ રાખવાની વિજ્ઞપ્તિ કરીએ છીએ.

**રાજ્યાશ્રય અને પ્રાંતપંચાયતોની મદદ.**

૨૦. મંડળના ઉદ્દેશને માન્ય રાખી તેની સિદ્ધિ અર્થે વાર્ષિક રૂ. ૧૦૦૦)ની મદદ આપવાના શ્રીમંત સરકારે સન ૧૯૨૯–૩૦ ની સાલમાં શરૂ કરેલા ધોરણને, તે પછી વખતોવખત નવેસર બહાલી મળતી રહી છે. સન ૧૯૩૪–૩૫ થી એ ધોરણને પાંચ વર્ષ માટે એકસદા બહાલી મળેલી તે આધારે નિવેદનના વર્ષે રૂ. ૧૦૦૦)ની મદદ શ્રીમંત સરકાર તરફથી મળી છે. ચારે પ્રાંતપંચાયતોએ પણ પોતાને ભાગે પડતો ફાળો આપી પંચાયત પક્ષની એટલીજ રકમ પૂરી પાડી છે. આ બદલ શ્રીમંત સરકાર તથા પ્રાંતપંચાયતોનો સહૃદય અહેશાન માનીએ છીએ.

**નવીન મંજુરી.**

૨૧. આ નિવેદનનું વર્ષ એ સન ૧૯૩૪–૩૫ માં મળેલી બહાલીનું છેલ્લું વર્ષ હોવાથી, રાજ્યાશ્રય પૂર્વવત્ ચાલુ રહેવાજ નહિ પણ તેમાં વધારો કરી રૂ. ૧૫૦૦)ની મદદ મળવા બદલ શ્રીમંત સરકારને અરજ કરેલી. તે પરથી શ્રીમંત સરકારે દર વર્ષે રૂ.૧૨૦૦ બીજાં પાંચ વર્ષ માટે આપવાનું ફરમાવવા કૃપા કરી છે. મંડળ તે બદલ શ્રીમંત સરકારનો ખાસ આભાર માને છે, અને રાજ્યની ચારે પ્રાંતપંચાયતોને ૧૨૦૦ના વરાડે પડતો ફાળો આપવાની વિનંતિ કરે છે.

**મંડળના સભ્યો, કાર્ય પદ્ધતિ અને હિસાબ.**

૨૨. રાજ્યાશ્રિત પુસ્તકાલયો અને વાચનાલયોની કુલ સંખ્યા જે ગઇ સાલે ૧૩૮૨ હતી તે વધીને અહેવાલના વર્ષે ૧૪૩૯ થઇ છે. તેમાંથી મોટા ભાગની સંસ્થાઓ બંધારણમાં ઠરેલી ફી ( લવાજમ ) ભરીને મંડળના સભ્ય તરીકે ચાલુ રહી છે. પ્રાંતવાર સંસ્થાઓ તથા તેમાંથી લવાજમ આપનારાંની સંખ્યા માટે પરિશિષ્ટ ૨ જું જોઇ લેવા વિનંતિ છે.

રાજ્ય પરિષદની છેલ્લી બેઠકમાં મંડળના બંધારણ પ્રમાણે ૧૬+૫ મળી ૨૧ સભ્યોનું એક વ્યવસ્થાપક મંડળ ચૂંટવામાં આવ્યું હતું, જેમનાં નામ પરિશિષ્ટ ૩ માં આપેલાં છે.

રાજ્ય પુસ્તકાલય મંડળનું કાર્ય દર વર્ષે બંધારણને અનુસરીને ચલાવી શકાય એ માટે વ્યવસ્થાપક મંડળની સભાઓ વખતોવખત ભરવી જોઇએ, પણ એના સભ્યો આખા રાજ્યમાંથી ચૂંટાયલા અને પોતપોતાના વ્યવસાયોમાં રોકાયલા હોવાથી વખતોવખત ભથ્થા–ભાડાનો ખર્ચ કરી, અને કિંમતી વખતનો ભોગ આપી બધા સભ્યોની સભા બોલાવવાનું ઉચિત નહીં લાગતું હોવાથી વડોદરા પ્રાંતમાંથી ચૂંટાઇ આવેલા સભ્યો સાથે માનદ મંત્રીઓ વખતોવખત મળતા રહી રાજ્ય પુસ્તકાલય મંડળ માટેના કાર્યની ચર્ચા કરી તે પર દરેક સભાસદના અભિપ્રાય ટપાલ દ્વારા મેળવી બજેટ મંજૂર કરાવી લઇને બજેટની હદમાં રહી કામ કરવામાં આવે છે.

ઑડીટ થયેલો મંડળનો ઉપજ ખર્ચનો વિગતવાર હિસાબ પરિશિષ્ટ ૧ અને ૨ માં સામેલ છે.

**ખેદજનક અવસાનો.** ૨૩. પુસ્તકાલય પ્રવૃત્તિ રૂપી જ્ઞાનવાડીના નિર્માતા રાજર્ષિ શ્રીમંત સયાજીરાવ મહારાજ અને તેને ખીલવનાર કુશળ માળી શ્રીયુત મોતીભાઇ અમીન સાહેબઃ એ બંને એકી સાથે (જાણે સંપ કરીને) પોતાની ઇહલોકની જીવનયાત્રા સમેટી એક જ અઠવાડિયાને આંતરે પરલોક પ્રયાણ કરી ગયા તેથી, નિવેદનના વર્ષે, મંડળને ભારે આઘાત પહોંચ્યો છે. ઉભય પુણ્યાત્માઓને યથાયોગ્ય નિવાપાંજલિ સમર્પી મંડળે પોતા તરફના શોકના ઠરાવો ભારે દીલે ઉભયના કુટુંબીજનો તરફ મોકલી આપ્યા હતા.

**ઑફીસ.** ૨૪. ડીસેમ્બર ૧૯૩૭ ની તા. ૧૯ મીથી આ મંડળની ઑફીસ પુ० સ० સ० મંડળની ઑફીસમાં બંને મંડળોની સગવડની દૃષ્ટિએ ખસેડવામાં આવી છે. તે હજી ત્યાંજ ચાલુ રહી છે.

**આભાર.** ૨૫. આ મંડળને વખતોવખત જોઇતી સગવડ અને સહાય આપવા બદલ પુસ્તકાલય ખાતાના અધિકારી વર્ગનો અને તેમાંય અહેવાલના વર્ષમાં રણાપુર મુકામે ભરાયલા વડોદરા પ્રાંતના શિક્ષણવર્ગમાં હાજર રહી મંડળના કાર્યકર્તાઓના ઉત્સાહમાં જે અભિવૃદ્ધિ કરી છે તે બદલ પુસ્તકાલય ખાતાના વડા રા. રા. વાકનીસ સાહેબનો ખાસ આભાર માનવામાં આવે છે. મદદનીશ વ્યવસ્થાપક રા. રા. ઉમેદભાઇ સાહેબની સહાનુભૂતિની પણ કદર કરીએ છીએ. મંડળના રચનાત્મક કાર્યને પહોંચી વળાય તે માટે રાજ્ય તરફની મદદ ચાલુ રાખવા બદલ નામદાર મંત્રીમંડળનો અને પંચાયત પક્ષની મદદ આપવા બદલ ચારેય પ્રાંત પંચાયતોનો, શિક્ષણવર્ગમાં તેમ પરિષદોમાં હાજરી આપવા પૂરતી શિક્ષકોની કામગીરી ગણવા માટે મંજુરી આપવા બદલ મે. રા. રા. રાજ્ય વિદ્યાધિકારી સાહેબનો અને સભાસદ સંસ્થાઓનાં લવાજમ વસુલ કરી આપવા બદલ પુસ્તકાલય સહાયક સહકારી મંડળનો પણ અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

વડોદરા,
તા. ૨૫-૮-૩૯

મણિલાલ મં. કાશીવાળા
સૌ. જયવતી દેસાઇ
માનદ મંત્રીઓ

## પારશિષ્ટ ૧ લું

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળનો

### સન ૧૯૩૮-૩૯ ના ઉત્પન્ન ખર્ચનો

### હિસાબ

( તા. ૧-૮-૩૮ થી તા. ૩૧-૭-૩૯ સુધીનો )

| જ | ઉ |
| --- | --- |
| ૧૪૪૧-૧૨- ૦ સાર્વજનિક પુસ્તકાલયો તરફથી લવાજમ અને મદદ | ૭૨૦- ૦-૦ સહમંત્રીનો પગાર |
| ૧૦૦૦- ૦- ૦ સરકાર મદદ | ૬૩૦-૧૪-૯ પ્રચારકનો પગાર તથા ભથ્થુ-ભાડું<br>૫૪૦- ૦-૦ પગાર<br>૯૦-૧૪-૯ ભથ્થું-ભાડું<br>૬૩૦-૧૪-૯ |
| ૧૦૦૦- ૦- ૦ પ્રાંત પંચાયતોની મદદ | ૬૫-૧૫-૦ મંત્રી, સહમંત્રી અને કાર્યવાહકોનો મુસાફરી ખર્ચ |
| ૫૮-૧૦- ૦ વ્યાજ | ૭૩-૧૦-૬ કંટીજંટ તથા પોસ્ટેજ ખર્ચ |
| ૪૭૧-૧૨-૧૦ સીનેમા ખરીદ ખાતેની વધેલી રકમ ( વાર્ષિક સભામાં બજેટ મંજુરી વખતે જમા લીધેલી તે ) | ૭૨- ૦-૦ મકાન ભાડું |
| ૪૯-૧૧- ૯ દત્ત રમા. ફંડ ખાતેથી ( શિષ્ટ વાચનનાં પુસ્તકોના ખર્ચ બદલ ) | ૫૦- ૯-૬ છપામણી ખર્ચ |
| ૪૦૨૧-૧૪-૭ | ૧૦૫૪- ૫-૦ પ્રાંત તથા મહાલ મંડળોને ફાળવણી<br>૪૨૩- ૦-૦ વડોદરા પ્રાંત પુ૦મં૦<br>૩૫૮- ૫-૦ મહેસાણા ,,<br>૧૬૫-૧૨-૦ નવસારી ,,<br>૮૯- ૪-૦ અમરેલી ,,<br>૧૮- ૦-૦ ઓખામંડળ ,,<br>૧૦૫૪- ૫-૦ |
| | ૪૧૭- ૫-૬ શિક્ષણ વર્ગોનો ખર્ચ |
| | ૮૪- ૭-૦ શિષ્ટવાચનની પરીક્ષાઓનો ઇનામ ખર્ચ |
| | ૪૯-૧૧-૯ શિષ્ટવાચનનાં પુસ્તકો ખાતે ખોટ તથા પોસ્ટેજ ખર્ચ<br>૪૦- ૦-૩ શુ. વૉ. નાં પુસ્તકો ખાતે<br>૯- ૬-૬ ફોરમ કોશોરનાં સેરો ખાતે |

| જ | ઉ |
| --- | --- |
| | ૩-૧૨-૦ 'અપંગની પ્રતિભા' ના પોસ્ટેજ ખાતે |
| | ૧- ૯-૦ 'ભારત મેં ઇંગ્રેજી રાજ્ય'ના પોસ્ટેજ ખાતે |
| | ૪૯-૧૧-૯ |
| | ૩૨૯- ૬-૦ બાલસાહિત્ય સંર્વસંગ્રહ ભાગ ૩ જાનો ખર્ચ |
| | ૩૨૪-૩-૦ માહે સપ્ટેમ્બર '૩૮ થી માર્ચ '૩૯ ની તા. ૧૫ સુધીના પગારના |
| | ૫-૩-૦ પોસ્ટેજ, કંટીજંસી |
| | ૩૨૯-૬-૦ |
| | ૧૦૦- ૦-૦ પ્રાંત મંડળોને મદદ |
| | ૫૦-૦-૦ મહેસાણા પ્રાંત પુ. મં. |
| | ૫૦-૦-૦ અમરેલી ,, |
| | ૧૦૦-૦-૦ |
| | ૬૬-૧૧-૩ શ્રીમંત મહારાજા સાહેબને રાજ્યાભિષેક પ્રસંગે આપેલ માનપત્ર અંગે થયેલો ખર્ચ |
| | ૩૭૧૫- ૦-૩ |
| | ૩૦૬-૧૪-૪ સાલ આખર વધારો |
| | ૪૦૨૧-૧૪-૭ |

વડોદરા, તા. ૨, સપ્ટેમ્બર, ૧૯૩૯
ઉપરનો ઉપજ ખર્ચનો હીસાબ તપાસ્યો છે તે બરાબર છે.

આપાજી બા. અમીન
રજીસ્ટર્ડ એકાઉન્ટન્ટ
ઑડીટર

## તા. ૩૧-૭-૩૯ આખરનું સરવાયું

**જ**

૪૮૬૧–૯–૯ ચાલુ ફંડઃ–( રાજ્ય પુસ્તકાલય મંડળનું )
- ૪૫૫૪–૧૧–૫ સન ૩૭-૩૮ આખરની શિલક.
- ૩૦૬–૧૪–૪ સન ૩૮–૩૯ નો વધારો
- ૪૮૬૧–૯–૯

૮૧૪–૧૪–૬ અનામત દેવાઃ—
- ૨૭૫–૮–૩ વડોદરા પ્રાંત પુ. મંડળ
- ૬૫–૦–૦ શ્રી. સ. ગા. ટ્ર. ફંડના વ્યાજના
  - ૪૫–૦–૦ સન ૩૭–૩૮ આખરના
  - ૨૦–૦–૦ સન ૩૮–૩૯માં આવ્યા તે
  - ૬૫–૦–૦
- ૬–૧૦–૩ શ્રી દત્ત સ્મા. ફંડના વ્યાજના
  - ૩૬–૬–૦ સન ૩૭–૩૮ આખરના
  - ૨૦–૦–૦ સન ૩૮–૩૯ માં આવ્યા તે
  - ૫૬–૬–૦
  - ૪૯–૧૧–૯ સન ૩૭–૩૮માં શિ. વા. ના પુસ્તકો ખાતે આપ્યા
  - ૬–૧૦–૩
- ૪૬૭–૧૨–૦ સ્વ. અમીન સ્મા. ફંડ
- ૮૧૪–૧૪–૬

૫૬૭૬–૮–૩

**ઉ**

૩૨૩–૩–૩ પુસ્તકોનો સ્ટૉકઃ–(વેચાણ બાદ જતાંનો ખર્ચ)
- ૧૬૮–૨–૩ બાલસાહિત્ય સર્વસંગ્રહ ભા. ૧લા ખાતે (સ્ટૉક નં. ૩૪૬)
- ૧૫૫–૧–૦ બાલસાહિત્ય સર્વસંગ્રહ ભા. ૨ જા ખાતે (સ્ટૉક નં. ૪૦૦)

૨૪–૧૦–૦ લહેણું: શ્રી કડી મહાલ પુ. મંડળ

૫૩૨૮–૧૧–૦ રોકડ શિલક
- ૩૨૯૮–૧૦–૪ બરોડા બેંકના સેવિંગ ખાતામાં
- ૧૮૬૧–૧૨–૧૧ બરોડા બેંકના ચાલુ ખાતામાં
- ૧૬૮–૩–૯ હાથ ઉપર શિલક
- ૫૩૨૮–૧૧–૦

૫૬૭૬–૮–૩

વડોદરા તા. ૨ જી સપ્ટેમ્બર ૧૯૩૯

મેં ઉપરનું સરવાયું તપાસ્યું છે અને તે બરાબર છે.

આપાજી બા. અમીન
રજીસ્ટર્ડ એકાઉન્ટન્ટ
ઑડીટર

# પરિશિષ્ટ રજું

## આજીવન સભ્યો

૧ રા. બ. શ્રી. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ

૨ શ્રી. મોતીભાઇ ન. અમીન ( ફેબ્રુઆરી ૧૯૩૯થી સ્વર્ગવાસ થવાના કારણે કમી )

## પ્રાંતવાર લવાજમ આપનાર પુસ્તકાલયોની સંખ્યા

| | વડોદરા પ્રાંત | | મહેસાણા પ્રાંત | | નવસારી પ્રાંત | | અમરેલી પ્રાંત | |
|---|---|---|---|---|---|---|---|---|
| | પુ. ની સંખ્યા | લવાજમ આપનાર | પુ. ની સંખ્યા | લવાજમ આપનાર | પુ. ની સંખ્યા | લવાજમ આપનાર | પુ. ની સંખ્યા | લવાજમ આપનાર |
| પ્રાંત પુ. | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| કસ્બા પુ. | ૧૭ | ૧૬ | ૧૪ | ૧૪ | ૬ | ૬ | ૫ | ૫ |
| ગ્રા. પુ. મ. પુ. બા. પુ. ક. વા. | ૪૮૬ | ૩૨૩ | ૪૪૯ | ૨૬૯ | ૧૯૦ | ૧૧૮ | ૧૨૪ | ૭૨ |
| ગ્રા. વા. | ૪૫ | ૦ | ૫૩ | ૦ | ૨૭ | ૦ | ૧૯ | ૦ |
| કુલ | ૫૪૯ | ૩૩૯ | ૫૧૭ | ૨૮૪ | ૨૨૪ | ૧૨૫ | ૧૪૯ | ૭૮ |

કુલ : ચારે પ્રાંતનાં પ્રાંત પુસ્તકાલય ૪; કસ્બા પુસ્તકાલય ૪૨; ગ્રામ પુસ્તકાલય, ૧૨૦૦; મહિલા પુસ્તકાલય ૧૭; બાલ પુસ્તકાલય ૧૧; કસ્બા વાચનાલય ૨૧; તથા ગ્રામ વાચનાલય ૧૪૪ મળી કુલ ૧૪૩૯ માંથી લવાજમ આપનાર પુસ્તકાલયોની કુલ સંખ્યા ૮૨૬.

# પરિશિષ્ટ ૩જું

## વ્યવસ્થાપક મંડળની યાદી

પ્રમુખ

રાવબહાદુર શ્રી. ગોવિંદભાઇ હાથીભાઈ દેસાઇ, વડોદરા.

માનદ મંત્રીઓ

શ્રી. મોતીભાઇ ન. અમીન વડોદરા ( સ્વર્ગવાસ થવાથી ફેબ્રુઆરીથી કમી )

શ્રી. મણિલાલ મંગળજી કાશીવાળા, વાઘોડીઆ

શ્રી. જયવતીબેન ન. દેસાઇ, વડોદરા ( ફેબ્રુઆરીથી ચાલુ )

### સભાસદો

૧ શ્રી. છોટુભાઇ પંડિત, સિદ્ધપુર
૨ શ્રી. મહાસુખભાઇ ચુનીલાલ શેઠ, વિસનગર
૩ શ્રી. મણિલાલ માધવલાલ દવે, પાટણ
૪ શ્રી. બાપુલાલ વિઠ્ઠલરાય ગામી, કડી
૫ શ્રી. જેઠાલાલ લાલદાસ પટેલ, મહેસાણા
૬ શ્રી. કલ્યાણરાય નથ્થુભાઇ જોશી, દ્વારકા
૭ શ્રી. બાબારાય બ. મજમુદાર, મહેસાણા
૮ શ્રી. કાવસજી એદલજી ગણદેવીઆ, ગણદેવી
૯ શ્રી. કનૈયાલાલ જ. મજમુદાર નવસારી
૧૦ શ્રી. કસનજી દયાળજી દેસાઇ, નવસારી
૧૧ શ્રી. રંગીલદાસ મ. કાપડીઆ, ગણદેવી
૧૨ શ્રી. નટવરલાલ ગીરધરલાલ શાહ, સિનોર
૧૩ શ્રી. ચુનીલાલ પુરૂષોતમદાસ શાહ, વડોદરા
૧૪ શ્રી. ચીમનભાઇ હરીભાઈ અમીન, વરણામા
૧૫ શ્રી. જનકલાલ કુંદનલાલ યાજ્ઞિક, પેટલાદ
૧૬ શ્રી. પ્રતાપરાય ગી. મહેતા. અમરેલી
૧૭ શ્રી. રામજીભાઇ હંસરાજ શેઠ, અમરેલી

## પરિશિષ્ટ ૪થું

### મહાલ પરિષદોની હકીકત

#### ( વડોદરા પ્રાંત )

| કયા મહાલની કઈ પરિષદ | તારીખ | સ્થળ | પ્રમુખ |
|---|---|---|---|
| કરજણ મહાલ બીજી પરિષદ | ૧૫–૧–૩૯ | બચાર | શ્રી. લલ્લુભાઇ કીશોરભાઇ પટેલ વકીલ |
| શિનોર મહાલ ચોથી પરિષદ | ૪–૬–૩૯ | સાઢલી | શ્રી. અશ્વિનીકુમાર ધનુપ્રસાદ દિવાનજી મહાલ શાળાધિકારી શિનોર |

#### ( મહેસાણા પ્રાંત )

| | | | |
|---|---|---|---|
| કલોલ મહાલ બીજી પરિષદ | ૪–૧૨–૩૮ | રાચરડા | સુબા, મહેસાણા પ્રાંત |
| પાટણ મહાલ બીજી પરિષદ | ૪–૧૨–૩૮ | રૂવાવી | શ્રી. પાટકર સાહેબ નાયબસુબા–પાટણ વિભાગ |
| વિજાપુર મહાલ પહેલી પરિષદ | ૧૮–૧૨–૩૮ | આગલોડ | શ્રી. ચુનીભાઇ મ. દેસાઇ કડી વિભાગ શાળાધિકારી |
| ખેરાળુ મહાલ બીજી પરિષદ | ૧૯–૪–૩૯ | વડનગર | શ્રી. મહાસુખભાઇ ચુ. શેઠ ( વિસનગર ) |
| કડી મહાલ બીજી પરિષદ | ૨૮–૫–૩૯ | કારવા | શ્રી. ચુનીભાઇ મ. દેસાઈ કડી વિભાગ શાળાધિકારી |

#### ( નવસારી પ્રાંત )

| | | | |
|---|---|---|---|
| ગણદેવી મહાલ પહેલી પરિષદ | ૯–૧૦–૩૮ | ગણદેવી | શ્રી. સુમંતરાય હ. દેસાઇ |
| નવસારી મહાલ બીજી પરિષદ | ૨૭–૧૧–૩૮ | નવસારી | શ્રી. ઉમેદભાઇ લ. પટેલ નવસારી પ્રાંત શાળાધિકારી |

#### ( અમરેલી પ્રાંત )

| | | | |
|---|---|---|---|
| દામનગર મહાલ પહેલી પરિષદ | ૨૮–૧–૩૯ | દામનગર | શ્રી. પ્રતાપરાય ગી. મહેતા ( અમરેલી ) |

# આગામી પુસ્તકાલય પરિષદ માટે વિચારવા જેવું

વડોદરા રાજ્યમાં પુસ્તકાલય પ્રવૃત્તિ દિનપરદિન આગળ વધતી જાય છે, એવું તો સર્વ જગત કહી રહ્યું છે. પણ તે વાત ખરી કરી બતાવવી અને એ પ્રવૃત્તિના ઉદ્દેશ પ્રમાણે એને હજુય આગળ વધારવી એ તો એકેએક પુસ્તકાલયના વ્યવસ્થાપકો ઉપર આધાર રાખે છે. કોઇ વર્તમાનપત્ર કે માસિકના અધિપતિ પોતાનું પત્ર પગભર બનાવવા સારૂ પોતાનાં ગ્રાહકો પાસે એકેક બબ્બે ગ્રાહક વધારવાની માગણી કરે છે; અને આ વાચનપ્રચારના જમાનામાં એવી ઘણીએ માગણીઓ સ્વીકારાઇ પણ જાય છે. તો આ જમાનામાં પુસ્તકાલયોના કાર્યવાહકો આવતી **"સાતમી પુસ્તકાલય પરિષદ"** માટે કઇ કઇ માગણીઓ સ્વકારાશે તે વિચારીએ.

૧ આબાલવૃદ્ધ સર્વ ઉંમરનાં સ્ત્રી-પુરુષોને વાચનનાં સાધનો પૂરાં પાડવાં.

૨ લોકોમાં વાંચવાનો રસ ઉત્પન્ન કરવો અને સર્વ કોઇની રુચિ પ્રમાણે વિધવિધ વિષયનાં પુસ્તકો સહેલાઇથી મળે એવી વ્યવસ્થા કરવી.

૩ જે લોકો વાંચી જાણે, છતાં વાંચવાનાં સાધનો મેળવી લેવામાં પ્રમાદ કરે, તેવાઓને પણ સરળતા અને સહેલાઇથી, ઘેર બેઠાં વા તેમનાં નજીકનાં સ્થળેથી સાધનો મળે તેવી યોજના કરવી.

૪ પુસ્તકાલયો બધા વર્ગોને ઉપયોગી થઇ શકે છે એ વાત, અજ્ઞાનના કારણે અને અનુભવના અભાવે કારીગરો, ધંધાર્થીઓ, ખેડૂતો વગેરે લોકો સમજતા નથી તેમને તેમના ઉપયોગનાં પુસ્તકો પૂરાં પાડીને એ વર્ગોને મદદરૂપ થવું.

૫ બાળકો, સ્ત્રીઓ અને થોડું ભણેલા પુરુષોએ શું વાંચવું, એ તેઓ પોતાની મેળે નકકી કરી શકતાં નથી, તેમને ઉપયોગી થાય એવી માર્ગદર્શક યાદીઓ તૈયાર કરાવવી.

૬ નિરક્ષર લોકો જેઓ સ્વતંત્ર રીતે પુસ્તકો વાંચી ન શકે તેમને કથા-વાર્તા દ્વારા વા વાંચી સંભળાવી જ્ઞાન લેતા કરવા. તેમ જ સ્ટીરિઓસ્કોપ, મેજિક લેન્ટર્ન, સિનેમા વગેરે સાધનો દ્વારા આ વર્ગમાં જ્ઞાનનો પ્રચાર કરવા પ્રયત્ન કરવો.

૭ શિષ્ટ વાચનનો પ્રચાર વિશેષ પ્રમાણમાં થાય તે માટે વાચક મંડળો અને અમુક વિષયના અભ્યાસક્રમોની યોજના કરવી.

૮ શાળા-પાઠશાળામાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ અને તેમના શિક્ષકોને મદદરૂપ થાય તેવા પુસ્તકસંગ્રહો વસાવવા કે પૂરા પાડવા.

આ અને આવા પ્રકારનાં કામો કરવાને માટે પુસ્તકાલય મંડળના સંચાલકોએ સતત ચાલુ રહે તેવો રચનાત્મક કાર્યક્રમ યોજવો જોઇએ અને તે માટે આજસુધી વિચારાયલી અને હવે પછી વિચારવાની નીચે પ્રમાણે યોજનાનો અમલ કરવો જોઇએઃ—

(૧) રાજ્યનાં એકેએક ગામમાં વાચનાલય હોવું જોઇએ અને તે ઉપરાંત નજીકનાં પુસ્તકાલય વા ફરતાં પુસ્તકાલય દ્વારા પુસ્તકો મળી શકે તેવી યોજના શરૂ કરવી જોઇએ, જેથી જ્ઞાન મેળવવાનો માર્ગ વાચન દ્વારા તો સર્વ કોઇ માટે ખુલ્લો રહી શકે.

(૨) જે ગામે શાળા હોય તે દરેક ગામે ૫૦-૧૦૦ પુસ્તકોનો એક નાનકડો સંગ્રહ હોવો જોઇએ, જે વડે શાળામાં ભણતા વિદ્યાર્થીઓ, ભણીને ઉઠી ગયેલા વિદ્યાર્થીઓ અને

ગામના પુખ્ત ઉંમરના માણસોની વાંચવાની ઇચ્છા જાગ્રત રાખી શકાય અને પોષી શકાય.

(૩) ઉપર પ્રમાણે વાચનાલયો દર વર્ષે ચાલુ રહે અને તેનો ઉપયોગ થતો રહે તે માટે મહાલ શાળાધિકારીઓ અને પુસ્તકાલય ખાતાના અધિકારીઓની સાથે સહકાર કરીને જૂથના મધ્યસ્થ પુસ્તકાલય તરફથી વા મહાલ પુસ્તકાલય મંડળ તરફથી દેખરેખ રખાવી જોઇએ–એટલે કે મહાલ પુસ્તકાલય મંડળે સતત જાગ્રત રહેવું જોઇએ.

(૪) ગ્રામ વાચનાલયો અને પુસ્તકાલયોમાં બાલોપયોગી માસિકો અને પુસ્તકો હોય છે. પરંતુ શિક્ષકો પ્રમાદના કારણે અથવા તો બહારનું વાચન અભ્યાસમાં વિક્ષેપરૂપે નીવડશે એવી ભૂલભરેલી સમજણને કારણે અથવા માસિકો કે પુસ્તકો ફાડી નાખશે એવા ડરથી, બાળકોમાં એ સાધનોનો છૂટથી ઉપયોગ કરાવતા નથી. વખતોવખત સૂચનાથી અને સમજૂતીથી શિક્ષકોની મનોદશા ફેરવાતાં વિદ્યાર્થીઓને વાચનનો રસ નાનપણથીજ લગાડી શકાશે અને આ રીતે ભવિષ્યના શહેરી પુખ્ત ઉંમરે પહોંચતાં આ રસ છોડશે નહિ. પરંતુ પુસ્તકાલય પ્રવૃત્તિના પોષક બનશે.

(૫) ઉત્સાહી શિક્ષકો અભણ લોકોને વર્તમાનપત્રો, માસિકો અને પુસ્તકો મહિનાના

---

# પત્રકારો, લેખકો અને પ્રકાશકો

**વડોદરા રાજ્ય પુસ્તકાલયનું સાતમું અધિવેશન ભાદરણ તાલુકાના ગારોળા ગામે આગામી નવેમ્બર માસની તા. ૧૮–૧૯ શનિ–રવિવારના રોજ ભરાનાર છે.**

**આ પરિષદની સાથોસાથ એક પુસ્તકાલય પ્રદર્શન પણ યોજાવાનું છે. આ પ્રદર્શનમાં રજૂ કરવા માટે ગુજરાત–બૃહદ્ગુજરાતના સૌ લેખકો, પ્રકાશકો તેમ જ પત્રકારોને પોતપોતાની કૃતિઓ પ્રદર્શિત કરવા માટે નીચેના શિરનામે મોકલી આપવા વિનંતિ છે.**

---

દિવસોએ અથવા દિવસના અમુક વખતે વાંચી સંભળાવે તેવો પ્રબંધ થવો જોઇએ; તેમ જ સ્ટીરિઓસ્કોપ વગેરે સાધનો વારાફરતી દરેક ગામને મળે તે માટે મહાલ પુસ્તકાલય મંડળે પોતાનો આખા વર્ષનો અથવા અમુક માસનો કાર્યક્રમ રચવો જોઇએ. આ માટે જરૂર પડે ત્યાં દરેક ગ્રામ પુસ્તકાલય પાસેથી પ્રમાણમાં થોડુંક ખર્ચ પણ લઇ શકાય.

(૬) જુદા જુદા વર્ગ માટે પુસ્તકોની યાદીઓ, અભ્યાસક્રમો અને પરીક્ષાઓ પુસ્તકાલય મંડળ સહેલાઇથી યોજી શકે અને જરૂર પડે તો મહાલ પુસ્તકાલય મંડળ પાસેથી કાંઇ ફાળો લઇ શકે.

(૭) કુમાર મંડળો અને વાચક મંડળોને વખતોવખત માર્ગદર્શક થઇ પડાય તે માટે પુસ્તકાલય મંડળ ખાસ કોઇ જાણકારને પુસ્તકાલયપ્રચારક તરીકે રોકીને પ્રયત્ન કરી શકે.

પુસ્તકાલય મંડળ ઉપરનો કાર્યક્રમ અમુક વર્ષમાં પૂરો કરવાનું લક્ષમાં રાખીને મહાલ અને પ્રાંત પુસ્તકાલય મંડળોને પોતપોતાના વિભાગનું કામ કરવાનું સોંપે. દર ત્રણ માસે થયેલાં કામની વિગતો મંગાવે અને ઓછું વા બિલકુલ કામ ન થયું હોય ત્યાં ખાસ પુસ્તકાલય પ્રચારક મોકલીને જે તે કામ પૂરું કરાવી લે, તો આખો કાર્યક્રમ મુદતની અંદર પૂરો કરવામાં હરકત આવે નહિ.

પુસ્તકાલય પરિષદ હાલ રાજ્યનાં પુસ્તકાલયોના જ પ્રશ્નો વિચારે છે એ વાત

સાગી છે, પણ પરિષદની દષ્ટિ હંમેશને માટે વડોદરા રાજ્ય પૂરતી સંકુચિત ન જ રહી શકે. પુસ્તકાલય પ્રવૃત્તિના અમુક પ્રશ્નો જેટલા વડોદરા રાજ્યના તેટલા જ ગુજરાતનાં દેશી રાજ્યો અને સમગ્ર ગુજરાતના છે, એટલે ગુજરાતના એક ભાગ તરીકે અને ગુજરાતી સાહિત્યના ઉપભોગ કરનાર તરીકે વડોદરા રાજ્યની પ્રજાએ પણ ગુજરાતની પુસ્તકાલય અને સાહિત્ય પ્રવૃત્તિમાં પોતાનો સક્રિય ફાળો આપવાનો હોય જ, એટલે રાજ્ય અને પ્રાંત પંચાયતો પાસેથી મદદ મેળવવી અને એ મદદો વડે રાજ્યમાં પુસ્તકાલય પ્રવૃત્તિનો પ્રચાર કરવો. એ સિવાયના પુસ્તકાલય પ્રવૃત્તિના બીજા પ્રશ્નોમાં સમગ્ર પુસ્તકાલય મંડળ વા પ્રાંત કે મહાલ પુસ્તકાલય મંડળ વા વ્યક્તિગત કોઈ પુસ્તકાલય ભાગ લઈ શકે જ. જેમકે હરકોઈ ગામના પુસ્તકાલયના વ્યવસ્થાપકો પોતપોતાની નજીકનાં બ્રિટિશ વા દેશી રાજ્યનાં ગામોમાં પુસ્તકાલયો અને વાચનાલયો સ્થપાય તે માટે પ્રચારકાર્ય કરી શકે, સલાહ અને પોતાનાં જ્ઞાન તથા અનુભવનો લાભ આપી શકે. ફક્ત સરકારની મદદવાળા બજેટમાંથી કોઈ પણ જાતનું ખર્ચ તે માટે ન કરે, પરંતુ ગુજરાત પુસ્તકાલય મંડળમાં પુસ્તકાલયના અથવા પુસ્તકાલય મંડળના પ્રતિનિધિ તરીકે ભાગ લેવામાં અથવા પ્રતિનિધિ તરીકેનું લવાજમ આપવામાં કંઈ હરકત આવે નહિ. વિશેષમાં રાજ્યનું પુસ્તકાલય મંડળ તો ગુજરાત પુસ્તકાલય મંડળ સાથે સહકાર કરીને વડોદરા રાજ્ય માટે ઘણું ઘણું કરી શકે. ટૂંકમાં—

## આટલું તો કરો જ

તમે લેખક હો, પત્રકાર હો કે પ્રકાશક હો—પુસ્તકાલય પ્રવૃત્તિમાં ઉપયોગી નીવડે એવી તમારી હરકોઈ કૃતિ વહેલી તકે અવશ્ય મોકલી આપો:—

સ્વાગત પ્રમુખ,
વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદ
**પો. સુ. ઝારોળા (તા. ભાદરણ)**
સ્ટે. સુવારોડ–વાસદ થઈને

---

વડોદરા રાજ્યની મદદ વડોદરા રાજ્યમાં જ ખરચાય એટલી મર્યાદા સાચવીને, રાજ્ય બહારની પુસ્તકાલય પ્રવૃત્તિ સાથે વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ પૂરેપુરો સહકાર સાધી શકે.

ઉપરના પ્રશ્નો પરિષદોમાં જે કાર્ય હાલ થાય છે તેના અથવા તે ઉપરાંતના છે. પરિષદના ચાલતા ક્રમે જે ભાષણો, ઠરાવો અને યોજનાઓ થયે જાય છે તે ભલે થાય, પરંતુ પુસ્તકાલય ખાતું સ્થપાયાને લગભગ ૨૫ ઉપરાંત વર્ષો થઈ ગયાં છે. એટલે પ્રથમના પચીસ વર્ષમાં જે કાંઈ કાર્ય થઈ શક્યું છે તે ધોરણે આવતાં બીજાં પચીસ વર્ષનો કાર્યક્રમ આજથી જ પુસ્તકાલય પ્રવૃત્તિના હિમાયતીઓ પોતાની દષ્ટિ સમક્ષ રાખે અને સરકારની, પંચાયતોની અને સુધરાઈઓની શક્ય એટલી મદદ લઈને પુસ્તકાલય ખાતા સાથે સાચો સહકાર કરી, આવતાં પચીસ વર્ષમાં એટલું સરસ કાર્ય કરી બતાવે કે જેથી પુસ્તકાલયોની વ્યવસ્થા લોકોને સોંપવાથી સરકારનો જ્ઞાનપ્રચારનો ઉદ્દેશ પૂરેપૂરી રીતે પાર પડ્યો છે, એટલું જ નહિ પણ રાજ્યનો અને પ્રજાનો સાચો સહકાર હોય તો તેનું કેવું સુંદર પરિણામ આવે છે તેનું ઉત્તમ દષ્ટાન્ત વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ છે; એમ કહી શકાય. આ આદર્શ સિદ્ધ થાય તે માટે પુસ્તકાલય પ્રવૃત્તિના હિતચિંતકોએ પૂરેપુરાં ૨૫ વર્ષ કામ કરવાને કમર કસવી જોઈશે અને શ્રમનો અને સમયનો મોટો ભાગ આપવા તત્પર રહેવું જોઈશે.

ચુનીલાલ મં. કાશીવાળા

પત્રિકા ૧ લી

# વડોદરા રાજ્ય ૭મી પુસ્તકાલય પરિષદ—ઝારોળા

૧. વડોદરા રાજ્ય સાતમી પુસ્તકાલય પરિષદ દિવાળીની રજાઓ દરમ્યાન—કારતક સુદી ૭-૮ ને તા. ૧૮-૧૯ નવેંબર ને વાર શનિ, રવિ—એ દિવસોમાં ભાદરણ મહાલના ઝારોળા ગામમાં ભરવાનું નક્કી કરવામાં આવ્યું છે.

૨. આ પરિષદમાં રાજ્ય,મંડળના બંધારણ પ્રમાણે પ્રાંત પુસ્તકાલય ૫, કસ્બા પુસ્તકાલય ૩, ગ્રામ મહિલા અને બાલ પુસ્તકાલય ૨ અને વાચનાલય ૧ તેમ જ પ્રાંત પુસ્તકાલય મંડળ ૪ અને મહાલ પુસ્તકાલય મંડળ ૧ એ પ્રમાણે પ્રતિનિધિ મોકલી શકશે.

ટીપઃ—વડોદરા પ્રાંતમાં પરિષદ ભરાવાની હોવાથી તે પ્રાંતનાં પુસ્તકાલયો-વાચનાલયો બમણા પ્રતિનિધિઓ મોકલી શકશે.

૩. દરેક પ્રતિનિધિ પાસેથી ૦-૮-૦ પ્રતિનિધિ ફી લેવામાં આવશે.

૪. વડોદરા રાજ્ય ૭ મી પુસ્તકાલય પરિષદ પાંચ વર્ષના ગાળા પછી આજે મળે છે. એટલે આશા રાખવામાં આવે છે કે, વડોદરા રાજ્યનાં સર્વ પુસ્તકાલયોના પ્રતિનિધિઓ મોટા પ્રમાણમાં હાજરી આપશે, અને તે વિષેની ખબર તા. ૧૦ નવેમ્બર સુધીમાં સ્વાગત પ્રમુખને સરનામે ઝારોળા મોકલી આપશે.,

૫. પરિષદ સમક્ષ રજુ કરવા જેવા ઠરાવો અને નિબંધો પણ તમામ પુસ્તકાલયોએ તા. ૧૦ નવેમ્બર સુધીમાં મળી જાય તે પ્રમાણે વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળને સરનાં વડોદરા મોકલાવી આપવા.

૧૦. ઝારોળા આવવા માટે નવસારી અને વડોદરા પ્રાંત તરફથી આવનાર પ્રતિનિધિ ભાઇઓએ બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વેના વાસદ સ્ટેશને ઉતરી ત્યાંથી કહાણા રેલ્વેમાં બોચાસણ જઇ, બોચાસણથી ભાદરણ તરફ જતી જી. બી. એસ. રેલ્વેમાં બેસી ચુવારોડ સ્ટેશને ઊતરવું ( **ચુવારોડ સ્ટેશન એજ ઝારોળા છે** ) તેમજ અમરેલી તથા મહેસાણા પ્રાંત તરફથી આવનાર પ્રતિનિધિ ભાઇઓએ બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વેના આણંદ સ્ટેશને ઊતરી ત્યાંથી પેટલાદ લાઇનમાં પેટલાદ ઊતરી ત્યાંથી ભાદરણ તરફ જતી જી. બી. એસ. રેલ્વેમાં બેસી ચુવારોડ સ્ટેશને ઉતરવું.

વાસદના સ્ટેશને મોટર બસોની સવડ રાખવાનું પણ વિચારાય છે. નક્કી થયે વડોદરાનાં તેમ બીજાં છાપાંઓમાં જાહેર કરવામાં આવશે.

૧૧. પરિષદ અંગે પુસ્તકાલય પ્રવૃત્તિને લગતું એક પ્રદર્શન પણ ગોઠવવામાં આવનાર છે. અને તેમાં વર્તમાનપત્રો, માસિકો, હસ્તલિખિત માસિકો વા ગ્રંથો તેમજ જુદાં જુદાં પ્રકાશનમંદિરો તરફથી પ્રકટ થતાં પુસ્તકો વગેરે ગોઠવાશે. તો તે માટે પણ જેના તેના સંચાલકો પોતાનું સાહિત્ય તા. ૧૦ નવેમ્બર સુધીમાં નીચેના સરનામે મોકલી આપે તેવી વિનંતિ છે.

૧૨. જે પુસ્તકાલયોએ ચાલુ સાલના પોતાના બજેટમાં પરિષદખર્ચ ગોઠવ્યો છે તે ખાતા તરફથી મંજુર રાખવામાં આવ્યો છે જ, જેમણે બજેટમાં તેવી માગણી ન કરી હોય છતાં પરિષદમાં આવવા ઇચ્છા હોય તેમણે પુસ્તકાલય ખાતા તરફ લખાણ કરી પરિષદ માટેનો ખર્ચ બીજા કોઈ ખાતેથી પાડવાની મંજૂરી મંગાવી લેવા તજવીજ કરવી. ( આ સંબંધી ખાતા તરફથી આજ અંકમાં અન્યત્ર સૂચના પ્રસિદ્ધ થઈ છે તે વાંચવા ભલામણ છે. )

**ઝારોળા** (તા. ભાદરણ)
વાયા: વાસદ થઇને

**મગનભાઇ શંકરભાઈ**
સ્વાગત પ્રમુખ
વડોદરા રાજ્ય ૭ મી પુસ્તકાલય પરિષદ

—卐—

## સ્વીકાર :

નીચે દર્શાવેલા હેવાલો મળ્યા છે. શેઠ ભાઇલલ મકનદાસ સા. પુ.નો ૧૯૩૮–૩૯નો; (૨) પટેલ લલ્લુભાઇ નારણદાસ સા. પુસ્તકાલય–વાલમનો ત્રિવાર્ષિક હેવાલ, (૩) રસુલાબાદ સા. પુસ્તકાલયનો ૧૯૩૮–૩૯ નો, (૪) શેઠ હકમચંદ કેવળદાસ સા. પુ. નો ૧૯૩૭-૩૮ નો; (૫) ધી બરોડા કો. ઓ. ઇન્સ્યુરન્સ સોસાઇટિનો પહેલા વર્ષનો, (૬) સા. પુ. રણોલી, તા. ભાદરણ, ૭) શેઠ લ. સુ. સા. પુ. સિદ્ધપુરનો ૧૯૩૮–૩૯ નો. શ્રી. કે ખુશરૂ બામજી સા. પુ. નો ૧૯૩૮–૩૯ નો વાર્ષિક હિસાબ-હેવાલ.

---

## પુસ્તકાલયોની તપાસણી

ચાણસ્મા મહાલ પુ. માનદ પ્રચારક શ્રી. નાનજીભાઇ જેઠીદાસે ઑગસ્ટ–૧૯૩૯ માં (૧) ગોરાદ, (૨) દાણોદરડા, (નામવારી ૨ બાકી), (૩) વિરતા, (૪) ગાંજ (નામવારી ૨ બાકી).




## વડોદરા રાજ્ય

**બજેટની સહકારી યોજના**—નીચે જણાવેલાં પુસ્તકાલયોએ સહકારની યોજના સ્વીકારી તે પ્રમાણે બજેટ બનાવવા સ્વીકાર્યું છેઃ—

૧ કરનાળી—કરનાળી અને ભુજેઠા.
૨ તેનતલાવ—તેનતલાવ, વણીઆદ, શિરોલા, નાના કરાળા.
૩ દીવેર—દીવેર, સુગાસામળ, મિઠોળ.
૪ વેમાર—વેમાર, મેથી અને કુરાલી.
૫ ચોરંદા—ચોરંદા અને છંછવા.
૬ રણાપુર—રણાપુર અને કોઠીઆ.
૭ સીમળી—સીમળી અને કંથારીઆ.
૮ દેરોલી—દેરોલી, સામરા, રેપા, ફતેપુર, કહોણા.
૯ જૂની જીથરડી—જૂની જીથરડી-નવી જીથરડી.
૧૦ ભરથાલી—સાંદરણા, ભરથાલી.
૧૧ ઓસલામ—ઓસલામ અને ભરથાણા.
૧૨ વડનગર—વડનગર બાલ, વડનગર મહિલા.
૧૩ બહાદરપુર—મોળીપુર, સબલપુર, કમાલપુર.

અન્ય સ્થળે પણ આવાં જૂથ નક્કી કરી સહકારી બજેટની યોજનાનો લાભ લેવા ભલામણ છે.

**પુસ્તકાલયોને મદદ***

**—સા. પુ. વસાઇ** ( તા. ચાણસ્મા )ને ૫) પ્રમુખ મણિલાલ જયશંકર રાવળ, ૨) પા. અંબારામ દારકા, ૨) શા. જીવાચંદ મોહનલાલ, ૨) વાઘેલા ભગાજી નથુજી, ૨) વાઘેલા કશળાજી ખેંગારજી, ૨) પા. અંબારામ ભાઇચંદ, ૨) વાઘેલા નરસિંગજી ગલુજી, ૨) ભાવસાર જેશિંગભાઇ દલછારામ, પટણી મુ. શિ., ૨) માસ્તર મોહનલાલ માધવદાસ, ૨) માસ્તર જગન્નાથ શિવરામ, ૨) પા. જેશિંગભાઇ તળજારામ, ૨) શા. સુરચંદ હાવજી, ૨) માસ્તર અંબારામ માના, ૨) પા. લીલાભાઇ લખુદાસ, ૨) વાઘેલા રણછોડજી લાલુજી.

**—સા. પુ. ઉરદ** ( તા. કરજણ )ને ૨) ઢેડ મથુર દેવા, ૨) પા ગોવિંદભાઇ ગરબડભાઇ, ૩) પા. નારણભાઇ પુરુષોત્તમદાસ, ૨) પા. પુરુષોત્તમ કાશીભાઇ, ૭) પા. ઇશ્વરભાઇ ગિરધરભાઇ, ૧૦) પા. જેશિંગભાઇ કેસુરભાઈ, ૭) પા. વિઠ્ઠલભાઇ રૂઘનાથ.

**—સા. પુ. મહુડી** ( તા. વિજાપુર )ને ૫) વહોરા કાન્તિલાલ વર્ધમાન ૫) વહોરા મોતીલાલ વિઠલદાસ.

**—સા. પુ. મુબારકપુર** ( તા. કલોલ )ને ૨) પટેલ ઇશ્વરદાસ જેશંગદાસ, ૫) મીસ્ત્રી દલપતરામ જમનાદાસ; શાસ્ત્રી અંબાલાલ ગમનેશ્વર તથા શિક્ષક શિવલાલ છગનલાલ તરફથી રૂા. ૫) નાં પુસ્તકો.

**સ્તુત્ય પગલું**—સા. પુ. વાલમના ગ્રંથપાલ પટેલ મૂળચંદ હીરાભાઇએ પોતે ગ્રંથ-

* આ યાદીમાં રૂ. ૨) અને તેથી વધુ રકમ આપનારનાં નામ જાહેર કરવામાં આવ્યાં છે.

# પરિષદ માટેનો સંદેશ

**ચાલુ** માસની તા. ૧૮–૧૯ મીના રોજ શ્રી ઝારોળા ગામે વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદનું સાતમું અધિવેશન મળે છે. રાજ્ય પરિષદ હવે પાંચ પાંચ વર્ષે મળે છે. એક પરિષદ ભરાઇ જાય તેમાં જે ઠરાવો થાય, બીજી પરિષદ મળે ત્યાં સુધીને માટેની જે કાર્યવાહી રજૂ થાય તેનો પૂરેપુરો અમલ કરવાને આપણને–પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ લેનારા સૌ ભાઇઓને–ખાસાં પાંચ વર્ષ મળે છે.

આપણે આપણા રાજ્ય પુસ્તકાલય પ્રવૃત્તિની જ વાત લઇએ. રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિનો વેગ, સહાનુભૂતિ અને મદદ રાજ્ય પુસ્તકાલય મંડળ, પુસ્તકાલય સ૦ સ૦ મંડળ અને પુસ્તકાલય ખાતુ જરૂર કરે છે, છતાં આપણી શિથિલતાને લઇને હજુ ઘણું કાર્ય બાકી છે. આખા રાજ્યનું પ્રમાણ જોતાં આપણાં જાગતાં જૂથ મંડળો કેટલાં ? સરળ પણ સાચું વર્ગીકરણ ધરાવતાં પુસ્તકાલયો કેટલાં ? પુસ્તકાલય પ્રવૃત્તિ વિષેના ખાતાના પરિપત્રો, સંદેશાઓ, સૂચનાઓ, વટહુકમોનું ચૂસ્ત રીતે પાલન કરનારાં પુસ્તકાલયો કેટલાં ? બબ્બે મહિના અગાઉથી ખાતાના અધિકારી સાહેબ વાર્ષિક નિવેદનોની સૂચનાઓ–તાકીદો આપ્યા કરે છતાં કેટલાંક પુસ્તકાલયોનાં વાર્ષિક નિવેદનો બાકી રહી જાય તે શું સૂચવે છે ? આપણા શિક્ષણવર્ગોમાં લાભ લેનારની ઉણપ. આ બધી વસ્તુસ્થિતિનો ખ્યાલ કરીશું તો માલૂમ પડશે કે તેમાં દોષ ખાતાનો નથી, રાજ્ય પુસ્તકાલય મંડળનો નથી, પણ આપણો જ છે, પુસ્તકાલયોના ચાલકોનો છે. આપણે અવ્યવસ્થિત છીએ, આપણામાં પ્રમાદનું પ્રમાણ વધારે છે, અને કાં તો પછી પુસ્તકાલય પ્રવૃત્તિ પ્રત્યે આપણને અણગમો છે.

આપણા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ અને ખાસ કરીને ગ્રામ પુસ્તકાલય પ્રવૃત્તિ તો શિક્ષકો પર જ નિર્ભર છે, એમ કહેવું એ જરાયે અતિશયોક્તિભર્યું નથી. શિક્ષકોએ પુસ્તકાલય પ્રવૃત્તિનું જે કાર્ય કર્યું છે તે જરૂર પ્રશંસનીય છે; છતાંયે નમ્રભાવે, શિક્ષકોના ઋણી રહીને પણ એટલું તો કહેવાનું મન થઇ જાય છે કે ' શિક્ષક ભાઇઓ ! ગામડાંની પુસ્તકાલયપ્રવૃત્તિ આપના સંપૂર્ણ સહકાર વગર નહિ ફાલે–ફૂલે આપ જે જે મુશ્કેલીઓ વેઠીને એ પ્રવૃત્તિને સાથ આપતા આવ્યા છો, અને હજુ આપો છો તેમાં હાર્દિક ઉમેરો કરો, તમારો અમૂલ્યમાં અમૂલ્ય વખત બચાવીને થોડો આ પ્રવૃત્તિને આપશો તોય ઘણું કામ થશે જો શિક્ષક રોજનો માત્ર અર્ધો કલાક પુસ્તકાલયને આપે તો તેના પુસ્તકાલયનું કામ કશું જ બાકી ન રહે. કોઇ કામમાં ઉતાવળ થશે નહિ અને પુસ્તકાલયમાં એક પ્રકારની નિયમિતતા આવી જતાં વસ્તુસ્થિતિ અને વાતાવરણ સુધરી જશે.

જૂથમંડળ, મહાલમંડળ, પ્રાંતમંડળ અને રાજ્ય મંડળની બધી પ્રવૃત્તિઓના ઉદ્દેશના મૂળમાં પુસ્તકાલય પ્રવૃત્તિને નિયમિત અને નક્કર બનાવવાના જ વિચારો હોય છે. વર્ષે વર્ષે મહાલ પરિષદો ભરીને આપણે આપણા મહાલ પૂરતી કાર્યવાહી તપાસીએ છીએ, ત્રણ ત્રણ વર્ષે પ્રાંત પરિષદ ભરીને પ્રાંતની કાર્યવાહી તપાસીએ છીએ અને પાંચ પાંચ વર્ષે આખા રાજ્યની પરિષદ ભરીને આપણે આખા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિનો ક્યાસ કાઢીએ છીએ.

દર વર્ષે જે મહાલો પોતાના મહાલ પૂરતી પણ પરિષદ નથી મેળવી શકતા તે મહાલોની પુસ્તકાલય પ્રવૃત્તિ જોરમાં નથી ચાલતી એમ કહેવું પડે તો એ ખોટું ન ગણાય.

સાતમી પરિષદની યાત્રાએ આવેલો યાત્રી શું શું નિશ્ચયો કરીને જશે ? કેવાં કેવાં કાર્યોનો નિશ્ચય કરીને પોતાપોતાના વતન તરફ પાછો ફરશે ? તેની સમક્ષ આવતી પરિષદ સુધીનાં કેટલાં કામો બજાવવાનાં પડયાં છે ? તેમાંથી કેટલાં એ ખરા અંતઃકરણથી બજાવી શકશે ? તેનો ટૂંક ખ્યાલ હાલના તબક્કે પરિષદના સંદેશા તરીકે આપણે વિચારી લઈએ તો અસ્થાને નહિ જ ગણાય.

**(૧) ગ્રામ પુસ્તકાલયના મંત્રી તરીકેઃ—**

૧ ગ્રામ પુસ્તકાલયનું વર્ગીકરણ ન થયું હોય તો તે વહેલામાં વહેલી તકે કરવું;
૨ ગ્રામ પુસ્તકાલયનું સંપૂર્ણ અને વ્યવસ્થિત દફતર રાખવું;
૩ ગ્રામ પુસ્તકાલયને સહકારી યોજનામાં દાખલ કરીને સમાજને વધુ વાચન આપવું;
૪ ગ્રામ પુસ્તકાલયનો લાભ સ્ત્રી, પુરુષ, બાળકો વધારે પ્રમાણમાં લે તેવા પ્રયત્નો કરવા;
૫ ગ્રામ પુસ્તકાલયને સારામાં સારું કાયમ ફંડ થાય તે બાબત ધ્યાનમાં રાખીને બજેટો માટે પ્રયત્ન કરવા;
૬ ગ્રામ પુસ્તકાલયમાં સારા પ્રમાણમાં સુંદર બાલસાહિત્ય વસાવવાનું અને વર્તમાનપત્રો, માસિકો તથા પુસ્તકો દ્વારા પુસ્તકાલયમાં ખરાબ તત્ત્વ પેસી ન જાય તે માટે ચોકી-પહેરો રાખવો;
૭ કુમાર મંડળો, સાહિત્ય સભાઓ અને પ્રૌઢ શિક્ષણવર્ગો ખોલીને નિર્દોષ સામાજિક સેવાનાં કાર્યોમાં બનતો ફાળો આપવો;

**(૨) જૂથ મંડળના મંત્રી તરીકેઃ—**

૧ જૂથમંડળ પોતાના વર્તુલમાં આવતાં પુસ્તકાલયોની અગવડ–સગવડો જાણવા અને બનતો ઉકેલ લાવવા પ્રયત્ન કરે;
૨ પુસ્તકાલયોની અનિયમિતતા દૂર કરવાને બનતું કરે;
૩ પુસ્તકાલયોનાં ત્રિમાસિક નિવેદનો મંગાવી તેમની સ્થિતિથી વાકેફ રહે તથા મહાલમંડળને વાકેફ કરે;
૪ ઓછાં–વધતાં બજેટો થતાં હોય પણ નજીક નજીક હોય તો તેમને સહકારી યોજનામાં દાખલ થવા સમજણ આપે અને એ યોજનાનો વધુ પ્રમાણમાં લાભ લે;
૫ ગ્રામ પુસ્તકાલયોની વ્યવસ્થા અંગેનું બાકી રહેલું કામ પૂરું કરાવી લેવા સલાહ–સૂચના–અને મદદ આપે;
૬ વર્ષ આખરે નિયત થયેલા વખતે જૂથમંડળની સભા બોલાવી તેની કાર્યવાહી મહાલમંડળને જણાવે;

**(૩) મહાલ પુસ્તકાલય મંડળના મંત્રી તરીકેઃ—**

૧ મહાલ પુસ્તકાલય મંડળને જાગતું રાખવા શક્ય તે પ્રયત્ન કરવા;
૨ દર ત્રણ માસનાં નિવેદનો જૂથ મંડળો પાસેથી મંગાવી ગામડાંનાં પુસ્તકાલયોના વાચનપ્રચારથી વાકેફ રહે અને જોઈતી સલાહ–સહાય આપે;
૩ ગ્રામ પુસ્તકાલયોની માનદ પ્રચારક દ્વારા તપાસ કરાવી શી શી ખામીઓ છે, તે જાણવી અને દૂર કરવા કરાવવા પ્રયત્ન કરવા;
૪ દર વર્ષે મહાલ પરિષદ ભરી આખા મહાલની કાર્યવાહીમાં શું શું કામ થયું, કેટલું બાકી રહ્યું વગેરે બાબતોનો ઉકેલ લાવવા પ્રયત્ન કરવો;
૫ જૂથ મંડળોએ જે કામ કરવાનું હોય છે તેમાં રહેલી શિથિલતા બાબત તેમને જાગ્રત કરી બનતી મદદ કરવી;

૬ મહાલ મંડળની તમામ વખતોવખતની કાર્યવાહી પ્રાંત મંડળને જણાવવી અને તેમના તરફથી સલાહ-સૂચના ને મદદ મેળવવી;

૭ શિષ્ટ વાચનની પરીક્ષા, વાચક મંડળ, શિક્ષણવર્ગો, પત્રવ્યવહાર દ્વારા પુસ્તકાલય શિક્ષણ વગેરે રાજ્ય પુસ્તકાલય મંડળની ઉપકારક યોજનાઓને હાર્દિક સાથ આપવો અને તેનો વધુ ને વધુ પ્રચાર થાય, લાભ લેવાય તેવા પ્રયત્નો કરવા;

**(૪) માનદ પુસ્તકાલય પ્રચારક તરીકેઃ—**

૧ રજા અને વેકેશન દરમ્યાન ફરીને કે કોઈ પણ પ્રકારની રજા લઈને વર્ષમાં નિદાન એક વખત તો મહાલનાં તમામ પુસ્તકાલયોની તપાસણી કરવી;

૨ તપાસણી દરમ્યાન શિક્ષણ ભાઈના એક નમ્ર સાથી તરીકે-મદદગાર તરીકે રહીને તેમને જે જે મૂંઝવણો હોય તે સમજાવીને દૂર કરવા બનતું કરવું;

૩ જે તે ગામના સમાજના સંપર્કમાં આવીને તેમને પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ લેતા કરવાની પ્રવૃત્તિ હાથ ધરવી;

૪ પુસ્તકાલયોના ચાલકોની મૂંઝવણોનો અભ્યાસ કરી તેમની મુશ્કેલીઓ દૂર કરવાના શકય હોય તેટલા ઉપાયો યોજવા;

૫ પ્રાંતમાં ભરાતા શિક્ષણવર્ગોમાં જે જે મંત્રી ભાઈઓએ શિક્ષણ નહિ લીધું હોય તેવાઓ પાસે અરજી કરાવી તેમને શિક્ષણવર્ગમાં હાજર રહેવા સમજણ આપવી;

૬ શિષ્ટ વાચનની પરીક્ષા, વાચકમંડળની યોજના, પત્રવ્યવહાર દ્વારા પુસ્તકાલય શિક્ષણ તરફ સૌ કોઈનું ધ્યાન ખેંચી એ બાબતો પર વિશેષ ધ્યાન આપે અને લાભ લેતા થાય એવા દરેક પ્રયત્ન કરવા;

૭ જે તે ગ્રામ પુસ્તકાલયના મંત્રીથી માંડીને જૂથ, મહાલ, પ્રાંત કે રાજ્ય પુસ્તકાલય મંડળ કે પુસ્તકાલય ખાતા તરફથી જે સેવા સોંપાશે તે સંપૂર્ણ વફાદારીથી બજાવવા હરહંમેશ તૈયાર રહેવું.

**(૫) પ્રાંત પુસ્તકાલય મંડળઃ—**

ગ્રામ પુસ્તકાલયના મંત્રીથી માંડીને જો મહાલ મંડળ સુધી નિયમિતતા દાખલ થઈ જાય તો પ્રાંત પુસ્તકાલય મંડળનું કામ ઘણુંજ હળવું અને નિયમિત બની જાય. ગ્રામ પુસ્તકાલયો જૂથ મંડળને, જૂથ મંડળો મહાલ મંડળને અને મહાલ મંડળો પ્રાંત મંડળને જવાબદાર હોય છે; સૌ કોઈ પોતપોતાની જવાબદારી ચોકકસપણે ઓળખતા થઈ જાય અને તે પ્રમાણે પોતપોતાનું કામ નિયમિતતા પર લાવી મૂકે તો પ્રાંત મંડળની વાર્ષિક સભા વખતે જે જે કામ પ્રાંત મંડળે કરવાનાં હોય તેની સૂઝ પડી રહે; અને તે પ્રમાણે જે તે કામ થઈ જાય કારણકે ત્યાં આખા વર્ષ દરમ્યાન થયેલા પ્રત્યેક ગ્રામ પુસ્તકાલયોના આંકડા, વિગતો, બધું આવી ગયું હોય, મનાદ પ્રચારક, ગ્રામપુસ્તકાલયોના ઉત્સાહી મંત્રીઓ, જૂથમંડળના મંત્રીઓ અને મહાલ મંડળના મંત્રી વગેરે સૌ કાર્યકર્તાઓ હાજર હોય છે, તેમની પાસેથી આખા પ્રાંતની વિગતવાર નક્કર માહિતી પ્રાંત મંડળ મેળવી શકે છે અને જોઈતી મદદ સલાહ આપી શકે છે; પણ જો નિયમિત કામ થયું હોય તોજ આ રીતે થાય, નહિ તો પછી જે કામ થાય તે કામ કરવાની ખાતર કરવું એટલુંજ; એનો કશોજ અર્થ થતો નથી. એટલે પ્રાંત મંડળને જાગતું રાખવું હોય તો આપણે જાગતા રહેવું પડશે. પ્રાંત મંડળ ભલે જાગવાને બદલે આપણે બારણે વાજા ને નોબતો વગડાવે, પણ આપણે કુંભકર્ણની નિદ્રામાંથી નહિજ જાગ્રત થઈએ તો પ્રાંત મંડળ શું કરી શકે ? પ્રાંત મંડળ ગામડે ગામડે ક્યાંથી

આપણું કામ કરી આપે? જ્યાં સુધી બાળકો પુસ્તકો વાંચવા માગે ને આપણને કંટાળો આવે, જૂથ મંડળના મંત્રીને પોતાનું કામ વેઠના ભાર જેવું લાગે; મહાલ મંડળના કાર્યકર્તાઓને તેના કામમાં વધતો-ઓછો રસ હોય ત્યાંસુધી આપણાં પ્રાંતમંડળો-ને આપણી પ્રવૃત્તિ કીડીના વેગે જ ચાલવાની. અને જો એ એમ જ ચાલવાની હોય, પ્રાંત પરિષદો અને રાજ્ય પરિષદો આપણા દિલમાં કાંઇ પણ અસર ઉપજાવવાને શક્તિમાન ન થઇ શકતી હોય તો પછી એ પરિષદો પાછળ થયેલો ખર્ચ, એ પરિષદ પાછળ જે જે મહાનુભાવોએ અનેક રાતના ઉજાગરા વેઠયા હોય, અનેક પ્રકારની સલાહ-સહાય આપી હોય તેનું પરિણામ શું? અને પરિષદના યાત્રીએ કરેલો ખર્ચ, ગુમાવેલો વખત એ બધું પાણી જ ને?

**અને માટે જ:—**

આપણી રાજ્ય પુસ્તકાલય પરિષદ પાંચ પાંચ વર્ષે આપણને પોતાના સંદેશ દ્વારા પ્રેરણા આપ્યા કરે છે કે "સમસ્ત પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ ધરાવતા સુહૃદ ભાઇઓ! પાંચ પાંચ વર્ષના ગાળા પછી હું મારો સંદેશો સુણાવવા આવું છું. તમે એ શુભ અવસરે પરિષદને આંગણે પધારો, હળો-મળો, પ્રવૃત્તિ વિષેના અનેક નાનેરા-મોટેરા સૌના વિચારો સાંભળો-સંભળાવો, પ્રવૃત્તિને વેગ મળે તેવી યોજનાઓ ઘડો-વિચારો, પ્રવૃત્તિમાં તમે પડયા હો તો નિયમિતતા લાવો; આળસને-પ્રમાદને દૂર કરો અને આ લોકભોગ્ય મહાપ્રવૃત્તિને પૂરો વેગ આપવા કટિબદ્ધ થાઓ."

પુસ્તકાલય પ્રવૃત્તિના એક નમ્ર સેવક તરીકે પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ લેનારા પુસ્તકાલય-પ્રેમીઓને મારી પણ નમ્ર અરજ છે કે પરિષદ માતાનો સંદેશો પામવા અવશ્ય પરિષદમાં પધારજો; પરિષદને આપના જ્ઞાનનો લાભ આપજો ને ઉપર જણાવેલાં કાર્યોને અને પરિષદમાં જે નવીન કાર્યવહી રજૂ થાય તેને આવતા પાંચ વર્ષના ગાળામાં સંપૂર્ણ રીતે ફતેહમંદ બનાવવાનો પરિષદનેજ ટાંકણે નિશ્ચય કરી નાખજો.

પ્રભુ! અમારી લોકભોગ્ય પ્રવૃત્તિ ઉપર આપના અમર આશીર્વાદ ઉતારજો.

વ્રજલાલ દ૦ મહેતા.

—卐—

## જ્ઞાનદીપક

[ આશાવરી ]

જ્ઞા ન – દી પ ક સુ ખ ખા ણુ  
જગતમાં જ્ઞાન-દીપક સુખ ખાણુ.  
અંધારાનાં અંતર હરતાં, કરતો પ્રકાશવાન  
બનાવતો જીવન ઉન્નત એ, દોરી પંથ મહાન  
જગતમાં જ્ઞાન-દીપક સુખ ખાણુ........જ્ઞાન.

જગતના ઝંઝાવાત મહીં જો કંઇ સુખની લ્હાણુ  
અન્ય પ્રકાશથી અળગા જઇને આશ્રય લ્યો દીપ-જ્ઞાન  
જગતમાં જ્ઞાન-દીપક સુખખાણુ........જ્ઞાન.

હીરાલાલ ઉપાધ્યાય

# હસ્તલિખિત પ્રતોની મૂલ્યવાન મહત્તા

વેસ્ટ મિન્સ્ટર દેવળના દક્ષિણ તરફના ભાગમાં સ્પેન્સરની કબરમાં શેકસ્પીઅરનું હાથનું લખાણ મળી શકયું નહિ એટલે ૫૦,૦૦૦ પૌંડની કિંમતનો આ ખજાનો કોઇ કલ્પિત પ્રદેશમાં અખંડ પડયો હોય તેમ લાગે છે.

૫૦,૦૦૦ પૌંડ ? જરૂર, શેકસ્પીઅરના હાથના લખાણની તેટલી કિંમત થશે તેમ વેચનારાઓ માને છે. પણ તેટલા પૈસા એનાં નાટક માટે નથી, તે પૈસા તો કવિતા માટે છે. આ કવિતા આ અમર કવિએ સ્પેન્સરની અંતિમ ક્રિયા વખતે તેની પેટીમાં મૂકી દીધી હતી. બીજાઓએ–બેન જોન્સન, ફ્રાન્સિસ બોમંટ, જોન ફ્લેચર તથા તે વખતના કવિઓએ પોતાની કવિતા સાથે તેનું અનુકરણ કર્યું. એક નાટકના અઢી લાખ ઉપજી શકે, પરંતુ તેમાં પણ જુદી જુદી કિંમત હોય છે. કેમકે ' રોમિયો અને જ્યુલિયેટ 'ની કિંમત વધારેમાં વધારે આવે, ત્યાર પછી ' હેમ્લેટ 'ની આવે. પાછળથી લખાયેલ નાટકોની કિંમત ખાસ ન ઉપજે. આ હસ્તલખાણ જગતનું અતિ પ્રખ્યાત તથા અતિ કિંમતી લખાણ થશે.

ખરી રીતે તો કાવ્ય અથવા વેસ્ટ મિન્સ્ટરના દેવળમાં મળી આવતું સોળમી સદીનું કોઇ પણ હાથનું લખાણ બ્રિટિશ મ્યુઝીઅમના કબજાનું ગણાય, નહિ કે તે હરાજ થાય.

મહાન અમેરિકન વેપારી રોશન બેકે ' એલિસ ઇન વન્ડરલેંડ 'ના મૂળ લખાણ માટે આપેલ ૧૨,૪૦૦ પૌં. જેટલી તેની કિંમત ઉપજે. કમનસીબે બેરી પાર્સથી પોતાની પ્રખ્યાત, વાર્તાનું મૂળ લખાણ ખોવાઇ ગયું છે. કદાચ તેને બાળી નાખવામાં આવ્યું હોય અથવા તો શોધકની રાહ જોઅને તે કયાંક પડયું હશે. જો તેને કચરાની ટોપલીમાં નાખ્યું હશે અને તે પસ્તી ચીંથરા લનાવનારને ત્યાં વેચાઇ હશે તો તે માણસ કાયદેસર તેનો માલિક ગણાશે. કોનરેડના ' વિકટરી 'ની હાથપ્રતના ૧૯૨૪ માં ન્યુયોર્કમાં થયેલ કિવન વેચાણ વખતે ૧,૬૨૪ પૌંડ ઉપજ્યા હતા.

આવી વસ્તુમાં અલભ્યતાથી કિંમત આંકવામાં આવે છે. કીટસની સહીવાળી ૨૨ લીટીની એક કવિતાની હાથપ્રત ન્યુયોર્કમાં વેચાતાં તેના ૩,૪૦૦ પૌંડ ઉપજ્યા. આ ખબર ને જ કવિતાની ૧૭ લીટીના માલિકને પડી. તેણે પોતાનો સંગ્રહ લંડનમાં હરરાજીમાં મૂકયો. તેના ફકત ૬૫ પૌંડ ઉપજ્યા. પહેલું વેચાણ ધારી લીધેલ અદ્વિતીય સંગ્રહનું હતું. તે અદ્વિતીય નથી તેમ ખાતરી થતાં કીટસના હાથલખાણોનું બજાર બેસી ગયું. એવી માન્યતા પ્રસરી કે હજુ વધારે લખાણો મળી શકશે અને તેથી કીટસની ૧૭ લીટીના ૩,૪૦૦ પૌંડ અથવા કીટસના અર્ધા લખાણની તેટલી કિંમત આપી શકાય નહિ. ઊલટું, તેણે લખેલ ' ળુલળુલને 'ની કિંમત તેનાં બીજાં અર્ધા લખાણો જેટલી હરરાજીમાં ગણી શકાય.

વળી સામાન્ય રીતે ધારી લેવામાં આવે છે તેટલી સમયની પણ કિંમત નથી. બોપ દ વેગાનું ૧૬૦૪ માં હાથનું લખેલ નાટક કેટલાંક વર્ષો પહેલાં ૨૫ પૌંડમાં વેચવામાં આવ્યું હતું. તે માટે એકજ ગ્રાહક હતો. તેણે તો વેચનારના એજન્ટને ૧૫૦૦ પૌંડ સુધી ખરીદવાની સત્તા આપી હતી પરંતુ શરૂઆતમાં એકજ માગણી ૨૫ પૌંડની જ થઇ.

અમેરિકાના સંગ્રાહકો કેટલીક ઐતિહાસિક હાથપ્રતો તથા સહીઓ માટે અકલ્પિત

કિંમત આપે છે. બર્ટન ગ્વિનેટનું નામ બહુ જાણીતું નથી. પરંતુ તમારી પાસે તેની સહી અથવા તો તેના હાથનો ગમે તેવો કાગળ હોય તો તેની કિંમત ૫,૦૦૦ પૌંડની છે. અમેરિકાના સ્વાતંત્ર્યની જાહેરાતમાં તેણે પણ સહી કરી છે, પણ તેણે બીજી બહુ સહીઓ કરી નથી. કેમ કે તેની સહી ૨૦ કરતાં ઓછા કાગળો પર થયાનું હજુ સુધી જાણમાં છે. તેણે હાથે લખેલ આખો પત્ર હજુ સુધી તો મળી શકયો નથી. ૧૯૩૧ માં એક ભાગ્યશાળી માણસે લંડનમાં સહીઓ, પત્રો અને અમેરિકાનાં આગળનાં દસ્તાવેજોનું એક આલ્બમ ૧૨ પૌંડમાં ખરીદ કર્યું અને તેના એક પાના પર તેને જણાયું કે બર્ટન ગ્વિનેટની સહી હતી. તેની કિંમત ૫,૦૦૦ પૌંડ થતી હતી.

આના જેવી અદ્દ્ભુત શોધો હમેશાં થયા કરી છે. કેટલાક અતિ કિંમતી ખજાના તે રીતે જ મળી આવે છે. કાગળના માવાની મિલમાં જતા એક પિઆનોવાળાને એડગર એલન પોનું થોડું હાથલખાણ કાગળના બંડલમાંથી મળી આવ્યું હતું. તેણે તે ૭૬૦ પૌંડમાં વેચી નાખ્યું. ઘણાંખરાં અલભ્ય પુસ્તકો અને હાથલખાણો કાં તો અકસ્માતથી અથવા ખબર પડવાથી, સતત શોધથી, ધૂળવાળા ખૂણાઓમાં, જૂની પેટીઓમાં તથા પુરાતન ટેબલોમાંથી મળી આવે છે. પરંતુ કેટલાક અમૂલ્ય સંગ્રહ પાછળ તો અવિરત શ્રમ કરવો પડે છે.

છાપખાનાવાળા ગટેન્બર્ગે, જર્મનીમાં આવેલ લેઇન્સની તેની દુકાને અમુક સંખ્યામાં લેટિન બાઇબલ તૈયાર કર્યાં. યુરોપમાં છપાયેલ આ પહેલાં બાઇબલ હતાં. તેણે એકસો નકલ છાપી હોવાનું માનવામાં આવે છે. તેમાંથી માત્ર ૪૨ મળી શકી છે. છેલ્લી નકલના ૨૧,૨૦૦ પૌંડ ઉપજ્યા હતા. શેકસ્પીઅરની પહેલી આવૃત્તિ કરતાં તે વધારે હતા. બીજી નકલો કયાં ગઇ?

નવી દુનિયામાંથી કોલંબસને ફર્ડિનાન્ડ, આઇસાબેલા, શાહી ખજાનચી તથા તેના
મિત્ર લુઇ ડ. સોન્ટેન્જલને કેટલાક પત્રો લખ્યા હતા. તેમાંનો એક પણ આજે મળી શકતો
નથી. ધેર જઇને સેન્ટેન્જલ પર તેણે લખેલ મૂળ પત્રની કિંમત આજે અમૂલ્ય થાત તે
પત્રમાં તેણે મહાન શોધનું વર્ણન કરેલ છે. તેની છાપીને ઘણી નકલો વહેંચવામાં આવી
હતી. પણ પહેલી તથા બીજી આવૃત્તિની એક એક નકલ જ માત્ર મળી શકે. પહેલી ન્યુ
યાર્કના જાહેર પુસ્તકાલયમાં સુરક્ષિત છે; બીજી મિલાનની મહાન એમ્બ્રોશિયા લાઇબ્રેરીમાં
છે. અત્યારના પોપ જ્યારે પુસ્તકાધ્યક્ષ હતા ત્યારે તેમણે તે પ્રાપ્ત કરી હતી.
માત્ર એક જ ખાનગી સંગ્રહમાં સર્વેન્ટિસનો પત્ર છે. પણ કયાંક બીજા પત્રો
અણુશોધ્યા પડયા હશે. સ્પેનના તથા ઇટલિના કોઇ પ્રાચીન મઠ અથવા કિલ્લામાં ૧૪૨૨ના
ડાન્ટે તથા ૧૭૩૪ ના મોતિયરો ખોવાયેલા પડયા હશે. સંગ્રહ કરવામાં અમેરિકા અત્યારે
જે ભાગ ભજવી રહ્યું છે તે ઇંગ્લંડ અઢારમી સદીની અધવચથી ઓગણીસમી સદીની
અધવચ સુધી ભોગવતું હતું. નિઃશંકપણે હજુ સાહિત્ય તથા કળાના લાખો પૌંડની કિંમતના
ખજાના અણુશોધાયેલા પડયા હશે. નેપોલિયનના પ્રેમપત્રો તથા પેપ્સની નવી નોંધપોથી
હમણાં જ ઇંગ્લાંડમાં યુનિવર્સિટી લાયબ્રેરીમાં પેપ્સના ખજાનામાં ગ્રંથપાલને મળી આવ્યાં
હતાં. લંડનની પબ્લિક રેકર્ડ ઑફિસમાં એક પ્રોફેસરે થોડા સમય અગાઉ શેકસ્પીઅરનાં
કેટલાંક પુસ્તકો શોધી કાઢયાં હતાં. તેની ગ્રંથપાલને પણ ખબર નહોતી. છેલ્લા સંગ્રહનો
અમૂલ્ય ખજાનો તો મૂળમાં લખાયેલ 'ડુમ્સડે બૂક' જે હાથનાં લખાણોમાં અતિ
મહત્ત્વનો ખજાનો છે તે છે.

—છોટાલાલ માનસિંગ કામદાર

# કડી મહાલ પુ. પરિષદ ત્રીજું અધિવેશન

કડી મહાલ પુ. પરિષદનું ત્રીજું અધિવેશન કડી તાલુકાના રાજપુર ગામે તા. ૨૨-૧૦-૩૯ના રોજ કડી વિભાગ શાળાધિકારી મે. રા. રા. ચુનીલાલ મગનલાલ દેસાઈ સાહેબના પ્રમુખપદે મળી હતી, જે પ્રસંગે વિભાગના મહાલ શાળાધિકારીઓ, પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક મે. ઉમેદભાઈ સા. તેમ જ અન્ય ગામોના ગ્રંથપાલો અને ગ્રામજનો સારી સંખ્યામાં હાજર હતા.

કામકાજની શરૂઆત બે અંત્યજ બાળાઓ અને ગુજરાતી શાળાના વિદ્યાર્થીઓની પ્રાર્થનાથી કરવામાં આવી હતી.

બાદ સ્વાગતપ્રમુખશ્રી વેણીદાસ ઉજમદાસે સ્વાગત કરતાં સૌને આવકાર આપી ખેડૂતોની હાલની હીન દશાનો ઉલ્લેખ કરી તેના કારણરૂપ અજ્ઞાન હોવાનું જણાવી શ્રીમંત મહારાજા સાહેબે તેને દૂર કરવાના કરેલા પ્રયાસોનું વર્ણન કર્યું હતું.

આગળ ચાલતાં તેમણે અજ્ઞાનતાના નાશના ઉપાય સૂચવતાં આ અજ્ઞાનનો નાશ કરવા સારૂ પુસ્તકાલયોની ઉપયોગિતા સચોટરૂપે સમજાવી હતી. તેમણે જણાવ્યું કે, ફરજીઆત કેળવણીથી લોકસમુદાય કેળવાવા તો માંડયો, પણ મોટી ઉંમરના થતાં બાર ચૌદ વર્ષમાં થોડું ઘણું ભણેલું ભૂલી જવાવા માંડયું. આજે ફરજીઆત કેળવણીને તેત્રીસ વર્ષ થયાં છે એટલે લગભગ ચાળીસ વર્ષથી નીચેની ઉંમરના કોઈ નિરક્ષર ન હોવા જોઈએ. પણ તેમ નથી. ધંધામાં પડયા પછી જેણે જેણે વાંચવા લખવાનો સંબંધ છોડયો તે બધાએ આજે ન ભણ્યા જેવાજ-પુસ્તકોને થોથાં કહેનારા અને અક્ષરોને કાળા કાગા મંકોડા કહેનારા-માલૂમ પડે છે. અને તેથી મોટી ઉંમરના માણસો ભણેલું ભૂલે નહિ, મેળવેલા જ્ઞાનમાં વૃદ્ધિ થાય, અને પોતાના જીવનને વહેતી નદી માફક સ્વચ્છ રાખી શકે એ હેતુએ આજનાં પુસ્તકાલયોની સ્થાપના જરૂરી જણાઈ.

આપણે જેમ આપણા વ્યવહારનાં કામો એકબીજા સાથે વાતચીત કરી સરળ બનાવી શકીએ છીએ, ન જાણતા હોય તેવી બાબતો એકમેકને પૂછી જણાવી વાકેફ રહી શકીએ છીએ, તેમ દુનિયામાં શું ચાલી રહ્યું છે; કઈ પ્રજા કોની સાથે કેવો સંબંધ રાખે છે અને ત્યાંની પ્રજાઓ શાથી સુખી થઈ છે અને આપણે આ સ્થિતિમાં શાથી છીએ-એ બધું આપણે આજે વાંચીને સમજી શકીએ છીએ અને આ વાચનની જરૂરીઆતે પુસ્તકાલયો શરૂ કર્યાં.

જે જે પ્રજા, રાષ્ટ્ર કે દેશોએ થોડા વખતમાં પોતાની પ્રજાની પ્રગતિ કરી છે તે તે રાષ્ટ્ર અને દેશોએ સર્વસામાન્ય કેળવણીના પ્રશ્નને એકસઠ હાથમાં લઈ તેને સફળ બનાવ્યો છે. ને સફળતામાં પુસ્તકાલયોએ મોટો ફાળો આપ્યો છે.

નિરક્ષરતા ટાળવામાં પુસ્તકાલયોનો જબરો ફાળો છે. એ પુસ્તકાલયો અહીંની માફક ઇંટ-ચુનાનાં મકાનોમાં ભરી રાખેલાં ચોપડીઓનાં કબાટોમાં જ સમાતાં ન હતાં; એ પુસ્તકાલયો ચેતનવંતાં હતાં, તેમાં પ્રાણ હતો. પુસ્તકાલયની પાસે માણસને આવવાનું ન હતું, માણસ પાસે પુસ્તકાલયને જવાનું હતું. સને ૧૯૨૭ માં રશીઆનો એકેએક મહોલ્લો અને પાંચ દશ ઘરનો દરેક ભાગ પુસ્તકાલય બની ગયો હતો અને તેને પરિણામે તેણે દશ ટકા ભણેલાની સંખ્યાથી વધીને આજે ૮૬ ટકા જેટલી સંખ્યામાં જનદુઈ ફેરફાર કરી દીધો છે.

કેળવણીના ટકા વધ્યા એટલે તેની સાથે માણસો પોતાનું જીવન સારી રીતે જીવવાનો વિચાર કરે છે. સારી રીતે જીવવા શું શું પ્રયત્નો કરવા ઘટે તે વિચારે છે અને તેમ થતાં ધંધા-રોજગાર, હુન્નર–ઉદ્યોગ, કારીગરી અને કલા તરફ જીવન વહે છે અને તેથી લોકોની સમૃદ્ધિ વધે છે. લોકસમૃદ્ધિ વધતાં દેશસમૃદ્ધિ આબાદ થાય છે.

**ભણતર એ દીવો છે**

ભણતર એ દીવો છે, એ ભણેલો માણસ સમજી શકે છે. અભણ માણસો આટઆટલા ભણેલાના હાથે દંડાય છે તો પણ તેમની આંખો નથી ઉઘડતી એટલે આજે તેવાઓને જ્ઞાનચક્ષુ આપવા ઠેરઠેર પ્રૌઢ શિક્ષણના પ્રયાસો થઇ રહ્યા છે. એ પ્રૌઢ શિક્ષણ પણ વેગવંતુ અને પ્રાણવાન બનાવવા પુસ્તકાલયોની મદદની ખાસ જરૂર છે. અમુક હદ સુધી વાંચતાં લખતાં આવડયા પછી, સહેલી રીતે વંચાઇ શકે તેવી ચોપડીઓ પ્રૌઢો આગળ ધરવી જોઇએ, અને વાંચવાની ટેવ બરોબર પડયા પછી, સ્વતંત્ર વાચન ઉપર છોડી દેવા જોઇએ. આ માટે પણ સમૂહગત વિચારો–યોજનાઓ થવાની જરૂર છે.

મને જણાવતાં દિલગીરી થાય છે કે કડી તાલુકો તેનાં ગામોની સરાસરીના હિસાબે જ્ઞાનની પરબો-પુસ્તકાલયો ખોલવામાં મહેસાણા પ્રાંતના બીજા તાલુકાઓ કરતાં ઘણો પછાત છે. આ તાલુકો રાજદ્વારી ક્ષેત્રમાં સેવાનાં કાર્યોમાં આજે જ્યારે મોખરે કામ કરી રહ્યો છે, ત્યારે જનસમુદાયની કેળવણી અને પ્રગતિની "પુસ્તકાલય" પ્રવૃત્તિ ચલાવવામાં પછાત રહેશે ! એનાં ૧૨૨ ગામમાંથી ફક્ત ૩૯ ગામોમાં પુસ્તકાલયો ખોલાયાં છે. એટલે મહેસાણા પ્રાંતના તાલુકાઓનાં ગામોની સરાસરીમાં તેનો આઠમો નંબર આવે છે.

પુસ્તકાલયો તો ગામના ધનભંડારો છે. તેને વિસારવાથી આપણે આપણી જાતને પણ વિસરી જઇશું અને એટલા જ માટે આદર્શ ગામોમાં ખપવા સારૂ તેની ગણના આવશ્યક મનાઇ છે. તાલુકાનું નાનું કે મોટું એકે ગામ પુસ્તકાલય વિનાનું ન હોવું જોઇએ. કદાચ ડૉક્ટરો કે વકીલો વિના ગામડાંઓને ચાલશે, પણ આવતી કાલ એવી આવશે કે **ગામને પુસ્તકાલય વિના નહિ જ ચાલે.** ગામ હંમેશાં તેના એકે એક વિદ્વાનને લઇને વખણાય છે, નહિ કે ગામના ધનિકોને લઇને વખણાય છે. માટે ગામની સંસ્કૃતિ પુસ્તકાલયને જ આભારી છે.

કડી તાલુકામાં પૂરતા પ્રમાણમાં પુસ્તકાલયો નથી ઉઘડયાં તેનું મુખ્ય કારણ ભણેલા વર્ગનું તે તરફ હજુ જોઇએ તેવું લક્ષ ગયું નથી. અત્રે આવેલા પુસ્તકાલયોના મંત્રીઓ અને ગ્રંથપાલોને મારી નમ્ર વિનંતિ છે કે તેઓ લોકોનો રસ પુસ્તકાલયો તરફ વળે એવી યોજનાઓ હાથ ધરે અને વ્યવસ્થાપકોને પણ મારી વિનંતિ છે કે જેઓ લોકમાનસ જાણતા હોય, મળતાવડા, હસમુખા અને ઉત્સાહી હોય તેવાઓને પુસ્તકાલયોના મંત્રી અને ગ્રંથપાલ તરીકે પસંદ કરે. અને ગામડાઓમાં પુસ્તકાલયોનો રસ જમાવવા સારૂ એક મેજિક લેન્ટર્ન કે ગ્રામોફોન વસાવે. અને તેની મદદથી સારા પ્રચારક મારફત ગામડાંને કેળવણીના સંસ્કાર અને પ્રગતિના કાર્યમાં રસ લેતી કરે. પુસ્તકાલયોમાં બાળપુસ્તકાલયને અવશ્ય સ્થાન હોવું જોઇએ.

સ્વાગત પ્રમુખનું ભાષણ પૂરું થયા બાદ કન્યાશાળાનાં શિક્ષિકા મંછાબેન ગોવર્ધનદાસે પણ સ્વાગત વ્યાખ્યાન વાંચ્યું હતું.

ત્યાર બાદ અધિવેશનના પ્રમુખ મે. રા. રા. ચુનીલાલભાઈ દેસાઈએ પોતાનું વ્યાખ્યાન શરૂ કરતાં પોતાને પ્રમુખ ચૂંટવા માટે આભાર માની જણાવ્યું કે,

પોતાની પ્રજા સુખી શી રીતે થાય અને પોતાનું કર્તવ્ય સમજી રાજ્યકારભારમાં પણ ભાગ લેતી થાય એ શુભ ઉદ્દેશથી સદ્દગત શ્રી સયાજીરાવ મહારાજા સાહેબે પોતાની પ્રજાનું અજ્ઞાન ટાળવા માટે ફરજીઆત કેળવણી દાખલ કરી, અને તે કેળવણી લીધા પછી તેમનું વાચન સતત ચાલુ રહે અને ભણેલું ભૂલી ન જવાય તે માટે પુસ્તકાલયપ્રવૃત્તિની યોજના કરવામાં આવી તથા તે યોજના ફળીભૂત થાય તે માટે તે કામમાં નિષ્ણાત અને પ્રજાના હિતમાં રસ લઈ સેવાભાવે કામ કરનાર ઉચ્ચ કોટીના અધિકારીઓની પસંદગી પણ કરી. આજે વડોદરા રાજ્યની ફરજીઆત કેળવણી અને પુસ્તકાલય પ્રવૃત્તિ બીજા રાજ્યોને અનુકરણ કરવા યોગ્ય થઈ પડી છે. આવા વિચારો આપણે પાછલાં અધિવેશનો વખતે કરેલા હોવાથી, આ વખતે તેની પુનરોક્તિ કરી, આપનો સમય લેવા માગતો નથી. હાલ જે સ્થિતિમાં આપણે છીએ તેમાં આગળ વધવા આપણે શું કરવાની જરૂર છે તે વિષે જ આપણે હવે વિચાર કરીશું.

મહેસાણા પ્રાંતમાં શાળાવાળાં ગામો ૫૧૭ છે અને તેમાં ૧૫ કસ્બા પુસ્તકાલયો અને ૪૩૦ ગ્રામ્ય પુસ્તકાલયો છે; એટલે હજી આખા પ્રાંતનો વિચાર કરીએ તો શાળાવાળાં ગામો પૈકી ૮૬ ટકા ગામોમાં આપણે વાંચનાલય કે પુસ્તકાલય માટે વ્યવસ્થા કરી શક્યા છીએ. બાકી રહેલાં શાળાવાળાં ગામોમાં હજી વધારે પ્રયત્ન કરી, તે ગામોમાં પુસ્તકાલયો થઈ જાય એ કરવાની જરૂર છે.

આગળ ચાલતાં તેમણે શાળા વિનાનાં ગામોએ શિક્ષણપ્રચાર માટે શું કરવું જોઈએ તે સમજાવ્યું હતું. તથા જણાવ્યું કે, આખી પ્રજામાંથી જ્યાં સુધી નિરક્ષરતા ટળે નહિ ત્યાંસુધી પ્રજાની એકંદર ઉન્નતિ થવાનું મુશ્કેલ છે. માટે જ્યાં જ્યાં શક્ય હોય ત્યાં આ દિશામાં પ્રયત્ન કરી જ્ઞાનનો પ્રકાશ પહોંચાડવાની તજવીજ કરવાની જરૂર છે.

સદ્દભાગ્યે મુંબઈ ઇલાકામાં તથા અન્ય ઇલાકાઓમાં પ્રજાની નિરક્ષરતા ટાળવા ભારે પ્રયત્ન થઈ રહ્યો છે અને આપણા રાજ્યમાં પણ શ્રીમંત મહારાજા સાહેબે પ્રૌઢ શિક્ષણ માટે જે હુકમો કર્યા છે તે ઉપરથી પોતાની પ્રજાનું સતત કલ્યાણનું ધ્યેય, તેઓના મનમાં નિરંતર રમી રહ્યું છે એ આપણને સ્પષ્ટ સમજાય એમ છે. શાળાવાળાં ઘણાં ગામોએ પ્રૌઢ શિક્ષણ માટે વર્ગો શરૂ થયા છે અને આ વર્ષમાં શાળાવાળાં ગામોમાં અભણ માણસો પૈકી ઘણા વાંચતા લખતા થઈ જશે એવી આશા રહે છે. પરંતુ જ્યાં શાળાઓ નથી અને જ્યાંની પ્રજા કેળવણીથી વંચિત રહી છે તે લોકોની નિરક્ષરતા ટાળવા ખાસ પ્રયત્નો થવા જોઈએ. શાળાવાળાં ગામના ઉત્સાહી મુખ્ય શિક્ષકો પોતાના સેવાભાવી ઉપશિક્ષકોની મદદથી નજીકનાં ગામોમાં જ્યાં શાળા ન હોય ત્યાં આવા વર્ગો કાઢે તો બની શકે એવું છે. છઠ્ઠા ધોરણમાં પાસ થએલા ઉમંગી વિદ્યાર્થીઓને પસંદ કરી, જ્યાં શાળાઓ ન હોય ત્યાં ખાનગી શાળાઓ ઉઘાડવા મોકલે અને તે શાળાઓ રજીસ્ટર કરાવી, તેમને થોડી ઘણી મદદ અપાવે તો તે રીતે પણ આપણે કેટલાંક ગામોમાંથી નિરક્ષરતા ટાળવામાં મદદરૂપ થઈ શકીએ અને આ રીતે ભણેલાઓની સંખ્યા વધતાં પુસ્તકાલયપ્રવૃત્તિને પણ સારી રીતે વેગ મળી શકશે.

પુસ્તકાલયોનો ઉપયોગ જેટલા પ્રમાણમાં પુરુષો કરે છે તેથી ઘણા જ ઓછા પ્રમાણમાં સ્ત્રીઓ કરે છે. આનું કારણ ભણેલી સ્ત્રીઓની સંખ્યા ઘણી ઓછી છે તે છે, તેમ જ તેમને વાંચવાની તેમ જ પુસ્તકો લઇ જવા-લાવવામાં પૂરતી સવડ નથી એ પણ કારણ વિચારમાં લેવા જેવું છે. શાળાવાળાં ગામોમાંથી પુરુષ વસ્તીના ૫૦ ટકા ઉપરાંત ભણેલા માણસો નીકળી આવે છે, પરંતુ તે જ ગામોમાં સ્ત્રી વસ્તીના ભણેલાની ટકાવારી ઘણી ઓછી આવે છે અને તે માટે આપણે સર્વ વધતે ઓછે અંશે જવાબદાર છીએ. કોણ કેટલા પ્રમાણમાં દોષવાન છે તેનો અત્યારે વિચાર કરવા કરતાં, જે સ્થિતિ છે તેમાં સુધારો કરવા શું કરી શકાય એમ છે તેનો જ વિચાર કરીશું. દરેક શાળાવાળાં ગામે સ્ત્રીવસ્તીના પ્રમાણમાં કન્યાઓ ભણે છે કે કેમ ? તેનો વિચાર કરતાં આપણને જણાશે કે કન્યાઓની ટકાવારી ઘણે સ્થળે મળતી નથી અને જ્યાં મળે છે ત્યાં પણ ૧૨ ટકા મળે એટલે સંતોષ માનવામાં આવે છે. ટકાવારી મળી રહે અને કન્યાઓ દાખલ થાય એટલાથી સંતોષ માનવાનો નથી. એ કન્યાઓ પૈકી વર્ગ ૪-૫માં કેટલી આવે છે તે જો આપણે શાળાવાર તપાસ કરીએ તો આપણી ખાતરી થશે કે ઘણા ભાગની સંખ્યા વર્ગ ૩જાથી જ ઉંમર પૂરી થવાથી ઊઠી જાય છે. પ્રથમના કરતાં આ દિશામાં સારો સુધારો થયો છે અને કન્યાઓની સંખ્યા દર વર્ષે વધતી જાય છે, તથા તે દિશામાં શિક્ષકોએ જે પ્રયત્ન કરવા માંડ્યો છે એ ઉવેખવા જેવો નથી; તો પણ આ દિશામાં હજી ઘણું કરવાનું બાકી છે અને સ્ત્રીઓમાં પુસ્તકોના વાચનનો સારો પ્રચાર કરવો હોય તો કન્યાઓ વર્ગ ૫ પુરો કર્યા સિવાય ઊઠી ન જાય તે માટે આપણે બનતા પ્રયત્નો કરવા જોઇએ. પ્રથમ કરતાં હાજરીસંખ્યામાં સારો સુધારો થતો જાય છે અને આપણા વિભાગમાં ૮૬ ટકા ઉપરાંત સરાસરી હાજરી આપણે બતાવી શકયા છીએ તે શિક્ષકોના તથા મહાલ શાળાધિકારીઓના સતત પ્રયાસને આભારી છે તથા મુલ્કી ખાતાના અમલદારો પણ આ કામે ઘણે સ્થળે સારો સહકાર આપે છે તે માટે તેમનો પણ આભાર માનવો જોઈએ.

હાજરીનો આ પ્રકારનો સુધારો ચાલુ રહે, દંડપત્રકો કરવાં ન પડે અને કન્યાઓની ટકાવારી પૂરેપુરી મેળવી, કન્યાઓ વર્ગ ૫ સુધી અભ્યાસ કર્યો સિવાય ઉઠી ન જાય તો આપણને ભણેલાં સ્ત્રી-પુરુષોની સારી સંખ્યા મળી રહે અને પુસ્તકાલયપ્રવૃત્તિનો જે ઉદ્દેશ છે તે સફળ થઇ શકે, અને તેને સારો વેગ મળે.

નિરક્ષરતા ટાળવા સંબંધી આટલો વિચાર કર્યા પછી હાલ જે પુસ્તકાલયો છે અને તેનો જે ઉપયોગ થાય છે તેના કરતાં વધારે સારો શી રીતે થાય તે સંબંધી વિચાર કરવાનું પ્રાપ્ત થાય છે.

પુસ્તકાલયનો ઉપયોગ કેટલા વાચકોએ કર્યો અને વાંચનારા કેટલા વધ્યા તથા કેટલાં પુસ્તકો વધારે વંચાયાં એ ઉપરથી આપણે પુસ્તકાલયપ્રવૃત્તિનું માપ કાઢીએ છીએ અને એ રીતે દરવર્ષે વાચકોની સંખ્યામાં વધારો થતો જાય છે એ સંતોષકારક છે; તોપણ તેટલાથી ખરી પ્રગતિ થઇ છે એમ માની બેસવાનું નથી. જે જે ગામે પુસ્તકાલયો છે, તે ગામોની સ્થિતિમાં પુસ્તકાલયનાં પુસ્તકો વાંચવાથી કોઇપણ જાતનો ફેરફાર થયો છે કે કેમ, લોકોનું જીવન સુખી અને ઉન્નત થાય એ જે પુસ્તકાલયનું ધ્યેય છે તે કંઇક અંશે પણ સચવાયું

આજના શુભ પ્રસંગે તેઓશ્રીનું દીર્ધાયુષ ઇચ્છી, આપે મને જે શાંતિથી સાંભળ્યો છે તે બદલ આપનો ઉપકાર માની વિરમું છું.

ત્યારબાદ અન્ય સંવાદોનો કાર્યક્રમ ગોઠવાયો હતો, જે પૂરો થતાં સભા બપોર પછી મળવા માટે મુલતવી રહી હતી.

બપોર પછી ફરીથી કામકાજ શરૂ થતાં નિબંધવાચન થયું હતું. બાદ ઠરાવોનું કામ હાથ પર લેવાતાં નીચે પ્રમાણે ઠરાવ પસાર થયાં હતા.

## ઠરાવ

ઠરાવ ૧—આ પરિષદ શ્રીમંત મહારાજા સાહેબ એઓશ્રીને દીર્ઘાયુ ઇચ્છે છે.

[ પ્રમુખસ્થાનેથી ]

ઠરાવ ૨—પુસ્તકાલય ખાતા તરફથી ન્યૂયમંડળોએ સહકારથી બજેટ બનાવવા માહિતી ને યોજના પ્રસિદ્ધ થઇ છે તેને તથા બજેટમાં જે તે ખર્ચમાં ઠરાવેલા ટકા પ્રમાણે ખર્ચ કરવાની પણ જે યોજના પ્રસિદ્ધ થઇ છે, તેને આ પરિષદ આવકારે છે. અને તે પ્રમાણે વર્તવાની દરેક ન્યૂયમંડળ તથા પુસ્તકાલયના મંત્રીઓને આ પરિષદ વિનંતિ કરે છે.

[ દ. મૂ. વિઠ્ઠલદાસ માધવલાલ પંચોળી અ. આ. નર્મદાશંકર જયશંકર દવે ]

ઠરાવ ૩—સ્ત્રીકેળવણીના વિકાસ માટે ગામમાંથી ભણેલી સ્ત્રીઓની યાદી કરી, તેઓને ઘેર બેઠાં પુસ્તકો મળે તેવી વ્યવસ્થા કરવા, દરેક પુસ્તકાલયના મંત્રી મહાશયને વિનંતિ કરવામાં આવે છે.

[ દ. મૂ. અંબાલાલ લાલજી બારોટ અ. આ. મણિલાલ ધરમશી પટેલ ]

ઠરાવ ૪—પુસ્તકાલય બજેટમાં મંજૂર થયેલ લાકડીસામાન દૂરથી આવતો હોવાથી ભાગીને આવે છે. તેથી કડી મહાલ પુ૦ મંડળ તરફથી બનાવી મોકલવાની યોજના થાય તેવી તજવીજ થવા આ પરિષદ્ મહાલ મંડળને વિનંતિ કરે છે.

[ દ. મૂ. હિરાલાલ શિવરામ ઉપાધ્યાય અ. આ. શંકરલાલ કેશવલાલ ]

ઠરાવ ૫—આજે શિષ્ટ વાચનની જે પદ્ધતિ પ્રચલિત છે, તેની અંદર બધા જ માણસોને માટે એક જ પ્રકારનો અભ્યાસક્રમ રાખેલ છે. આથી વિદ્યાર્થીઓ, વધારે ભણેલા સાથે રહી શકતા નથી. અને વધારે ભણેલા માટે મુકરર કરેલાં પુસ્તકો પણ ઘણી વખત ભાષામાં પૂરતાં હોતાં નથી. તેથી આ પરિષદ પરીક્ષાની અંદર વિદ્યાર્થીઓ ને મોટા એવા બે વર્ગ પાડી બન્ને માટે જુદો જુદો અભ્યાસક્રમ ઠરાવવા ભલામણ કરે છે.

[ દ. મૂ. વિઠ્ઠલદાસ લાલજી બારોટ અ. આ. સોમાભાઇ જીવાભાઇ પટેલ ]

ઠરાવ ૬—રાજપુર ગામલોકોએ આ પરિષદ બોલાવી, પુસ્તકાલય પ્રવૃત્તિને જે વેગ આપેલ છે તથા તેને માટે મહેનત લીધી છે, તે બદલ આ પરિષદ તેમનો અંતઃકરણપૂર્વક આભાર માને છે.

[ દ. મૂ. ભરતરામ ભાનુસુખરામ મહેતા અ. આ. મહીજીભાઇ મૂળાભાઇ દેસાઇ ]

ઠરાવ ૭—આજની પરિષદમાં પ્રમુખ મે. રા. રા. ચુનીલાલ મગનલાલ દેસાઇ સાહેબે પોતાના અમૂલ્ય વખતનો ભોગ આપી પ્રમુખસ્થાન સ્વીકારી પરિષદના કાર્યને ફતેહમંદ રીતે પાર પાડ્યું છે તે બદલ આ પરિષદ આભાર માને છે.

[ દ. મૂ. વેણીદાસ ઉજમદાસ પટેલ અ. આ. મફતલાલ રણછોડલાલ દવે ]

ઠરાવોનું કામ પૂરું થતાં સભા વિસર્જન થયું હતું.

# દાનની દિશા

જો તમારે કોઈ બ્રાહ્મણને દાન આપવાની ઇચ્છા હોય તો પુસ્તકાલય એ એક બ્રાહ્મણ જ છે. કેમકે તેનાં પુસ્તકો હંમેશાં સાચા બ્રાહ્મણના ધર્મરૂપ અજ્ઞાનતાનો અંધાપો ટાળી દરેક જાતનું ઓપદેશિક શિક્ષણ આપી રહ્યાં છે.

* * *

જો તમારે કોઈ વિદ્યામંદિરમાં દાન આપવાની ઇચ્છા હોય તો પુસ્તકાલય એ પણ એક વિદ્યામંદિર જ છે; કેમકે વિદ્યા એટલે સરસ્વતીનો અહર્નિશ ત્યાં જ વાસ રહેલો છે.

* * *

જો તમારે કોઈ અપંગને તેની દયા ખાઈ દાન આપવાનું હોય તો સાથે સાથે પુસ્તકાલયને પણ સંભારશો જ; કેમકે માનવીમાત્રના અજ્ઞાનતારૂપી અપંગપણાને તે મટાડે છે, ને માણસોના જ્ઞાનનું અપંગપણું પણ ક્યાં ઓછું દયાપાત્ર છે ?

* * *

જો તમારે કોઈ આંખના દવાખાનામાં દાન આપવાનું હોય તો સાથે સાથે પુસ્તકાલયને પણ રખે ભૂલતા; કેમકે માનવીઓની નજરશુદ્ધિ કરી જ્ઞાનચક્ષુ દેવામાં તેનો ફાળો કંઈ ઓછો નથી.

* * *

જો તમારે તમારી નામના કરવા કોઈ દાન કરવું હોય તો પુસ્તકાલયો બંધાવશો કે પોષશો કે જેથી તે તમારી કીર્તિનું સદા સ્મારક બને.

* * *

જો તમારે ત્યાં કોઈ શુભ પ્રસંગે લહાણી કરવી હોય તો તે પ્રસંગને અનુરૂપ પુસ્તકોની જ લહાણી કરશો, કે જેથી તેમાં રહેલી ક્ષતિ બીજા પ્રસંગે દૂર થાય. અને પુસ્તકોની લહાણી એ જ્ઞાનની લહાણી જ છે ને !

* * *

જો તમારે બીજાઓની શારીરિક નબળાઈ ટાળવા વ્યાયામશાળાઓમાં દાન કરવું હોય તો સાથે સાથે તેમની માનસિક નબળાઈ ટાળવા તે વિષયનાં પુસ્તકોનું દાન કરવાનું પણ રખે ચૂકતા કે તેથી તમારા દાનની અપૂર્ણતા પણ ટળશે

* * *

જો તમારે કરવાના દાનનું ધ્યેય લોકમેળાવામાં રહેલું હોય તો તો પુસ્તકાલય જ તમારી તે પ્રવૃત્તિનો વેગ વધારી દેશે; કેમકે પુસ્તકો દ્વારા તેમની અજ્ઞાનતાનો અંધાપો ટળી જઈ તેમને સાચો માર્ગ શોધતા કરી મૂકશે.

* * *

દાનનાં ક્ષેત્રમાં ઘેર બેઠાં ગંગા જેવું જો કોઈ સર્વોત્તમ સાધન હોય તો તે માત્ર પુસ્તકાલય જ છે.

—કાન્તિપ્રસાદ લાલશંકર ત્રિવેદી

પુસ્તકાલયના હિસાબની સરળતા માટે

# વાંચીને ધ્યાનમાં રાખો

૧ કિરકોળ ઉત્પન્નમાં વર્તમાનપત્રોના વેચાણની કિંમત તથા ખોવાએલા પુસ્તકની કિંમત જમા કરી શકાય.

૨ કબાટ જો આપણે ત્યાં કરાવ્યું હોય તો જ તેનો હિસાબ લખાય. પરંતુ જો પુ. સ. સ. મંડળે મોકલાવ્યું હોય તો વર્તમાનપત્રોની સાથેજ તેની પાવતી આવે છે, એટલે પછી લખવાનું રહે નહિ.

૩ પુસ્તકબંધામણી, પરિવહખર્ચ અને શિક્ષણવર્ગ બદલ પણ જો ખર્ચ કરેલો હોય તો તે પ્રમાણે લખવાનો છે.

૪ પુસ્તકોનું જે બિલ પુ સ. સ. મંડળમાંથી આવે છે, તેમાં જે તે પુસ્તકના નામ સામે મુખ્ય નોંધવહીનો નંબર નાખીને પછી સામેલ રાખી મોકલવી.

૫ જે જે પાવતીઓ સામેલ રાખવાની હોય તે બધી એકઠી કરીને ચડતા ક્રમે નિશાની નંબર નાખવા, કે જેથી દરેક પાવતી મેળવતાં સુગમતા પડે.

ઉપર પ્રમાણે હિસાબ તૈયાર કરી મોકલવામાં આવશે તો ખરેખરા હિસાબો થશે, ખાતાને તપાસવાની સુગમતા પડશે અને પુસ્તકાલયોને પણ સરળતા થઇ પડશે. આશા છે કે ઉપર પ્રમાણેનાં સૂચનો ધ્યાનમાં રાખવાથી કંઇક માર્ગદર્શન મળશે.

વિજાપુર
તા. ૨૦–૯–૩૯

—નાનજીભાઈ જે. પટેલ

—卐—

# "ગ્રંથ જ્ઞાનનું ધામ છે"

( છપ્પો )

ગ્રંથ જ્ઞાનનું ધામ, દામ વિન જ્ઞાનજ આપે,<br>
ગ્રંથ જ્ઞાનનું ધામ, અવિદ્યા સઘળી કાપે,<br>
ગ્રંથ જ્ઞાનનું ધામ, પ્રભુનો પંથ બતાવે,<br>
ગ્રંથ જ્ઞાનનું ધામ, જગતમાં અમર બનાવે;<br>
વળી "ગ્રંથ જ્ઞાનનું ધામ છે" જામ ભરી પીયો જ્ઞાનને;<br>
કહે "મગન" સદ્‌જ્ઞાન લઇ, સફળ કરો અવતારને.

મગનલાલ જેઠાલાલ રામી

# પ્રાંત પુ૦ મંડળના હેવાલ-હિસાબો

## ૧. વડોદરા પ્રાંત પુસ્તકાલય મંડળનો

### સન ૧૯૩૮–૩૯ નો હેવાલ તથા હિસાબ

#### સ્થાપના અને ઉદ્દેશ

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના છેવટના બંધારણને અનુસરીને સન ૧૯૩૦–૩૧ થી આ મંડળની સ્થાપના કરવામાં આવી છે. અને તેનો ઉદ્દેશ રાજ્ય પુસ્તકાલય મંડળના જે ઉદ્દેશો છે તે ઉદ્દેશોને પોતાના પ્રાંત પૂરતા અમલમાં મૂકવા તે છે.

#### મંડળનું કાર્ય

**૧ મહાલ અને જૂથમંડળો :**

રાજ્ય પુસ્તકાલય મંડળના ઉદ્દેશ પ્રમાણે વડોદરા પ્રાંતના એકેએક મહાલમાં મહાલ પુસ્તકાલય મંડળો સ્થપાઇ ચૂકયાં છે. અને તે દરેક કંઇ ને કંઇ કાર્ય કરતાં પણ થઇ ગયાં છે, પણ નિયમિત અને સંગીન રીતે જે કાર્યો થવાં જોઇએ તે થતાં નથી એ બદલ ખરેખર દિલગીર થવા જેવું છે. આશા છે કે પ્રાંતનાં દરેક મહાલમંડળ નીચેનાં કાર્યો દર વર્ષે જરૂર કરેજ.

૧ જે વર્ષે રાજ્ય વા પ્રાંત પરિષદ ભરાય તે સિવાયના દરેક વર્ષે મહાલ પરિષદ ભરે;

૨ દર વર્ષે વિદ્યાર્થીઓ માટેની શિષ્ટ વાચનની એક પરીક્ષા લે;

૩ રાજ્ય તરફથી મોટાંઓ માટે લેવાતી શિ. વા. ની પરીક્ષાનો દરેક જૂથમંડળ ઉપર સૂચના કાઢી પ્રચાર કરે અને ઉમેદવારો ઊભા કરે તથા પરીક્ષાના પુસ્તકની માગણી આવે તો તે પૂરી પાડવાની તજવીજ કરે;

૪ શાળાવાળા પુસ્તકાલય વિનાના ગામે પુસ્તકાલય ઉઘાડવા પ્રયત્ન કરે;

૫ જૂથમંડળ દ્વારા જૂથના એકેએક પુસ્તકાલયની તપાસણી કરાવે;

૬ જૂથમંડળોને જાગ્રત કરે, તેમની વાર્ષિક સભાઓ ભરાવે તથા કરવાનાં કામોનું વખતોવખત સૂચન કરે.

૭ દર વર્ષ મહાલની વાર્ષિક સભા ભરે અને હેવાલ તથા હિસાબ રજૂ કરે તથા નવા વર્ષનો કાર્યક્રમ વિચારે અને તે સર્વ હકીકત પ્રાંત તથા રાજ્ય તરફ મોકલી આપે.

રાજ્ય પુસ્તકાલય ખાતાના ઉદ્દેશ પ્રમાણે જૂથમંડળો પણ એકેએક મહાલમાં સ્થપાઇ ચૂકયાં છે, પણ એક પણ જૂથમંડળ હજુ સુધી નિયમિત તો શું પણ સામાન્ય રીતેય કામ કરતાં થઇ ગયાં નથી, એ બદલ ખૂબ જ દિલગીર થવા જેવું છે. જૂથ મંડળો જ્યાં સુધી કામ કરતાં ન થઇ જાય ત્યાં સુધી આપણે ગામડાંનાં પુસ્તકાલયોને આપણો અવાજ સંભળાવી શકવાના નથી; સહકારથી અરસપરસ મળતા લાભો આપી શકાવાના નથી; જેથી પ્રાંતનાં દરેક મહાલ મંડળોને આ વર્ષે પહેલી તકે જૂથમંડળો ખીલવવાનું કામ ઉપાડી લેવા માટે નીચે પ્રમાણેનું કાર્ય તેમની પાસે કરાવવાને ખાસ આગ્રહભરી વિનંતિ કરવામાં આવે છે.

૧ જે તે જૂથની વાર્ષિક સભા ભરાવે અને તેનું નિવેદન મહાલ, પ્રાંત તથા રાજ્ય તરફ મોકલી આપે;

૨ જૂથના એકેએક પુસ્તકાલયનું વાર્ષિક નિવેદન તથા બજેટ બનાવડાવે અને ખાતા તરફ મોકલી આપે;
૩ જૂથમાં આવેલાં શાળાવાળાં પુસ્તકાલય વિનાનાં ગામે પુસ્તકાલયો ખોલવા પ્રયત્ન કરે;
૪ જૂથમાં આવેલાં એકેએક પુસ્તકાલયની વાર્ષિક તપાસણી કરે;
૫ મહાલ તથા રાજ્ય તરફથી લેવાતી શિ. વા. ની પરીક્ષાઓનો પ્રચાર કરે તથા ઉમેદવારો ઊભા કરે.

**૨ મહાલ પરિષદો :**

આ વર્ષે રાજ્ય પરિષદ ભરવાની જાહેરાત થવાના કારણે, પ્રાંતમાં ફક્ત કરજણ અને શિનોર એ બે સ્થળોએજ મહાલ પુ૦ પરિષદો ભરાઇ છે, જ્યારે બીજા મહાલોમાં મહાલ પરિષદ ભરાઇ નથી.

આ વર્ષે નહિ ભરાયલી રાજ્ય પરિષદ નવા વર્ષમાં ભરવાનું વિચારાય છે.* એટલે નવા વર્ષમાં મહાલ પરિષદ ભરવી યા ન ભરવી એ જે તે મહાલ મંડળ ઉપર છોડીએ છીએ; પણ જે વર્ષ પ્રાંત વા રાજ્ય પરિષદ ન ભરાવાની હોય તે દરેક વર્ષે મહાલ પરિષદ અવશ્ય ભરવાની દરેક મહાલ મંડળને ખાસ ભલામણ કરવામાં આવે છે.

**૩ પગારદાર અને માનદ પ્રચારકો :**

પ્રાંત તરફથી પગારદાર પ્રચારક રોકવાની યોજના છેલ્લાં ત્રણ વર્ષથી શરૂ કરવામાં આવી છે. આ વર્ષ પણ ગત વર્ષ આખર સુધી પ્રચારક તરીકે કાર્ય કરતા ભાઇ છગનભાઇ મથુરભાઇ પટેલ, ચાલુ રહ્યા છે. અને તેઓએ આખા વર્ષ દરમ્યાન પાદરા મહાલનાં ૩૯, શિનોર મહાલનાં ૪૫, કરજણ મહાલનાં ૨૫, સાવલી મહાલનાં ૪૦, વાઘોડીઆ મહાલનાં ૨૫ અને ડભોઇ મહાલનાં ૨૪ મળી કુલ ૧૯૮ ગ્રામ પુસ્તકાલયોની તપાસણી કરી છે.

આ સિવાય સાવલી મહાલના માનદ પ્રચારક શ્રી. સોમાભાઇ ગરબડભાઇએ ૧૦, વડોદરા મહાલના શ્રી. છોટુભાઇ રા. પટેલે ૨૭ તથા શ્રી. મહીજીભાઇ જે. પટેલે ૩, ડભોઇ મહાલના શ્રી. રવિશંકર છો. જોશીએ ૬ અને સંખેડા મહાલના શ્રી. જેસંગભાઇ ગ. એ ૬ મળી કુલ ૫૨ પુસ્તકાલયોની તપાસણી કરી છે. બીજા મહાલોમાં પણ નિમાયલા માનદ પ્રચારકોએ કામગીરી તો કરી હશે, પણ તેઓની ડાયરીઓ અત્રે આવતી નહિ હોવાથી, તેઓનો અત્રે ઉલ્લેખ કરી શકાતો નથી; જેથી દરેક મહાલના માનદ પ્રચારકોને દર માસે પોતાની ડાયરીઓ અત્રે મોકલી આપવાને ખાસ સૂચન કરવામાં આવે છે.

**૪ પુસ્તકાલય પર્વણી :**

ગામડાંના લોકોને પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ લેતા કરવાને, આ પર્વણીદિન ઉજવવાની ખાસ જરૂર રહે છે. આ વર્ષમાં ૧ આકરોલ, ૨ મઢેલી, ૩ પારીખા, ૪ કોસિંદ્રા, ૫ કાવીઠા, ૬ બરકાલ, ૭ શિનોર, ૮ માલેથા, ૯ ખાખરીઆ, ૧૦ વેજપુર, ૧૧ ચોકારી, ૧૨ સમીઆલા, ૧૩ સુંદરપુરા, ૧૪ ભરથાણા, ૧૫ વેતાર, એ પુસ્તકાલયોની પર્વણીદિન ઉજવવામાં આવ્યો હતો. વડોદરા પ્રાંતનાં ૪૮૮ પુસ્તકાલયોની સંખ્યામાં આ સંખ્યા બહુ સારી ન કહેવાય,

---
* નક્કી થઇ ગયું છે.

જેથી નવા વર્ષમાં એકેએક મહાલમંડળ અને જૂથમંડળ આ ' દિન ' અગાઉથી ઉજવવા માટેનો સારા પ્રમાણમાં પ્રચાર કરી પ્રાંતના એકેએક પુસ્તકાલયનો દિન ઉજવાય એવી તજવીજ કરશે એમ આશા છે. જે પુસ્તકાલયનો દિન ઉજવાય તે પુસ્તકાલયના મંત્રી ભાઈઓ પહેલી તકે રાજ્ય મંડળ તરફ નિવેદનો મોકલી આપે કે જેથી આવતા નિવેદનમાં તેઓનાં નામો પ્રસિદ્ધ કરાય.

### ૫ શિષ્ટવાચનની પરીક્ષા અને વાચકમંડળ :

ગામડે ગામડે પુસ્તકાલયો ખોલાઈ જાય, એને માટે સ્વતંત્ર મકાનો પણ ઊભાં થઈ જાય, સારામાં સારું ફર્નિચર, કબાટ, પુસ્તકો વગેરે પણ વસાવાય; છતાં એની ઉપયોગિતા તરફ જોઈએ તેટલું લક્ષ જો ન અપાય તો આ સર્વ નિરર્થક છે, એમ કહીએ તો અતિશયોક્તિ ન કહેવાય. જનતામાં શિષ્ટ પુસ્તકો ખૂબ વંચાય અને તે પણ નિયમિતપણે વંચાય, તે માટે ઉપરની બે યોજનાઓ રાજ્ય પુ. મંડળે કેટલાય વખતથી ચાલુ કરેલી છે.

નિવેદનના વર્ષમાં રાજ્ય પુ. મંડળે ' અપંગની પ્રતિભા ' અને ' બાલવિજ્ઞાન ભાગ ૩ જો ' એ બે પુસ્તકોની પરીક્ષા લીધી હતી. આ બંને પરીક્ષાઓનો વડોદરા પ્રાંતે બહુ સારો તો નહિ પણ સામાન્ય રીતે ઠીક લાભ લીધો છે. આ સિવાય શિનોર, પેટલાદ, કરજણ અને વડોદરા, એ મહાલનાં મહાલ મંડળોએ પણ પોતાના મહાલ પૂરતી પણ શિષ્ટવાચનની પરીક્ષાઓ મોટેરાંઓ અને વિદ્યાર્થીઓ માટેની રાખી હતી. અને તેનો પણ તે મહાલોએ સારા પ્રમાણમાં લાભ લીધો હતો. આ મહાલમંડળોની પેઠે બીજાં મંડળો પણ પોતાની મહાલ પૂરતી શિષ્ટ વાચનની પરીક્ષા લેવાની સ્વતંત્ર યોજના આ નવા વર્ષમાં વિચારે અને તે અમલમાં મૂકે એવી આશા છે.

### ૬ પુસ્તકાલય વિનાનાં ગામો :

પેટલાદ, ભાદરણ અને શિનોરઃ આ ત્રણે મહાલોમાં શાળાવાળા એકેએક ગામે પુસ્તકાલયો ઉઘડી ચૂક્યાં છે. એટલે હવે બાકીના ૮ મહાલોમાં એ દિશામાં પ્રયત્નો કરવાના રહે છે.

આ વર્ષમાં વડોદરા મહાલમાં ૨, પાદરા મહાલમાં ૨, કરજણ મહાલમાં ૫, સાવલી મહાલમાં ૧, વાઘોડીઆ મહાલમાં ૧, સંખેડા મહાલમાં ૩ અને ડભોઈ મહાલમાં ૧ મળી કુલ ૧૫ પુસ્તકાલયો ઉઘડતાં વર્ષ આખર બાકી સંખ્યા ૬૬ રહે છે અને તે મહાલવાર નીચે પ્રમાણે છે. મહાલવાર વસ્તી સાથે ગામોની યાદી પરિશિષ્ટ ૨ માં આપી છે.

વડોદરા મહાલ ૨૨, પાદરા મહાલ ૮, કરજણ મહાલ ૪, સાવલી મહાલ ૧૧, વઘોડીઆ મહાલ ૮, તીલકવાડા મહાલ ૪, સંખેડા મહાલ ૮, ડભોઈ મહાલ ૧, = કુલ ૬૬.

ઉપર જણાવેલાં ૧૫ પુસ્તકાલયો ઉઘાડવામાં જે તે મહાલ મંડળના કાર્યકરોએ ઠીક ઠીક પ્રયત્નો કર્યા છે. એ બદલ તેઓને અભિનંદન ઘટે છે. અને આશા રાખવામાં આવે છે કે, આ નવા વર્ષમાં પણ ઉપરના આઠેય મહાલના કાર્યકરો જેટલાં બને તેટલાં પુસ્તકાલયો ઉઘાડવા પ્રયત્ન કરશે.

### ૭ ફરતા પુસ્તકાલયની પેટીઓ :

શેઠ શ્રી. ચિમનલાલ તરફથી મળેલી રૂ. ૫૦૦)ની રકમ પર સરકાર-પંચાયતની મદદ

મેળવી પુસ્તકોની બનાવેલી ૬ પુ. ની પેટીઓ, સસ્તા સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી આવેલાં પુસ્તકોની પેટીઓ અને કરજણ મહાલ માટે શ્રી. આનંદકુંવરબા તરફથી અપાયલાં પુસ્તકોની પેટીઓનો ઉપયોગ જે તે સ્થળે સારા પ્રમાણમાં થઇ રહ્યો છે.

**૮ પ્રાંત અને મહાલ મંડળની ફાળવણી :**

પ્રાંત અને મહાલોને પોતાની પ્રવૃત્તિઓ અંગે થતા ખર્ચને પહોંચી વળવા સારૂ રાજ્ય પુ. મંડળ તરફથી જે ફાળવણી મળે છે, તે ફાળવણી નિવેદનના વર્ષમાં રૂ. ૪૨૩-૦-૦ ની મળી હતી. આમાં રૂ. ૧૦૫-૧૨-૦ પ્રાંત મંડળને પોતાને માટે અને રૂ. ૩૧૭-૪-૦ મહાલમંડળો માટેના આવેલા હતા. મહાલમંડળોની આ રકમમાં, પાછલી સાલના જે તે મહાલમંડળોના અત્રે જમા રહેલા રૂ. ૧૪૧-૨-૦ ઉમેરતાં કુલ રૂ. ૪૫૮-૬-૦ થાય. તેમાંથી રૂ. ૧૮૨-૯-૬ જે તે મહાલ મંડળોને અદા કરવામાં આવ્યા છે, એટલે હવે રૂા. ૨૭૫-૧૨-૬ આ ખાતે જમા રહે છે. મહાલવાર ફાળવણીના આંકડા પરિશિષ્ટ ૩માં આપેલા છે.

**૯ મંડળના સભ્યો અને વ્યવસ્થાપક મંડળ**

દરેક મહાલમાંથી ચુંટાઇ આવેલા બે પ્રતિનિધિઓ ( એક કસ્બાનો અને એક ગ્રા. પુ. નો ) એ આ પ્રાંતમંડળના સભ્યો ગણાય છે, અને તેઓએ દર વર્ષે પોતામાંથી એક પ્રમુખ, એક મંત્રી અને ૫ સભાસદો મળી ૭નું વ્યવસ્થાપક મંડળ ચૂંટવાનું હોય છે. ( આ વ્ય. મં. માં રા. પુ. મં. ના વ્ય. મં. માં ચુંટાઇ આવેલા વડોદરા પ્રાંતના જે સભ્યો, ન ચુંટાઇ આવ્યા હોય તો તે સભ્યો વધારાના સભાસદો ગણાય છે. આ વ્ય. મં. વર્ષમાં બે વાર મળે અને એ રીતે એનું કામકાજ ચાલે એવું રા. પુ. મં. ના બંધારણથી ઠરેલું છે. તે પ્રમાણે આ મંડળનું તંત્ર ચલાવવામાં આવે છે. )

**આભાર**

વખતોવખત સલાહ અને સૂચના આપવા બદલ પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબ, રાજ્ય પુ. મંડળના મંત્રીઓ અને આખું વર્ષ પ્રમુખ તરીકે રહીને બજાવેલી પોતાની ફરજ બદલ શ્રીમતી જયવતીબહેન દેસાઇનો, પોતાના મહાલમાં સેવાવૃત્તિથી પુસ્તકાલયોની તપાસણી કર્યા બદલ માનદ પ્રચારકોનો અને આ સિવાય એક યા બીજી રીતે જે જે ભાઇઓએ મદદ આપી છે તે તે સર્વનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

**ચિમનભાઇ હ. અમીન**
મંત્રી, વડોદરા પ્રાંત પુ. મંડળ

## પરિશિષ્ટ ૧ લું
### મહાલ પરિષદોની હકીકત

| ક્યા મહાલની | કઇ પરિષદ | તારીખ | સ્થળ | પ્રમુખ |
|---|---|---|---|---|
| ૧ કરજણ મહાલ | બીજી પરિષદ | ૧૫-૬-૩૯ | ચચાર | શ્રી. લલ્લુભાઇ કિશોરભાઇ પટેલ વકીલ |
| ૨ શિનોર મહાલ | ચોથી પરિષદ | ૪-૬-૩૯ | સાધલી | શ્રી. અશ્વિનીકુમાર ધનુપ્રસાદ દીવાનજી મહાલ શાળાધિકારી-શિનોર |

## પરિશિષ્ટ ૨ જું

## શાળાવાળાં પુસ્તકાલય વિનાનાં ગામો ૬૬

### વડોદરા મહાલ ૨૨

૧ અકોટા ૬૪૯
૨ અલ્હાદપુરા ૩૮૭
૩ આમલીઆરા ૫૪૩
૪ અંપાડ ૩૪૩
૫ ઉંટીઆ ૧૬૪
૬ કપુરાઇ ૪૮૦
૭ કરાલી ૩૧૦
૮ કેલનપુર ૬૪૩
૯ કોટણા ૫૦૦
૧૦ ખલીપુર ૩૪૦
૧૧ ગોસીંદ્રા ૩૯૦
૧૨ તાંદળજા ૬૦૪
૧૩ ધનોરા ૪૦૯
૧૪ ફાજલપુર પોર ૨૪૭
૧૫ ફાજલપુર સાંકરદા ૩૪૦
૧૬ મહાપુરા ૩૫૨
૧૭ રાઘવપુરા ૩૬૭
૧૮ રાયપુરા ૧૨૧૭
૧૯ વિરોદ ૬૫૭
૨૦ સમસપુરા ૩૫૯
૨૧ મીરસાપુરા ૫૧૪
૨૨ મોચીઆપુરા ૪૩૫

### પાદરા મહાલ ૮

૧ લોલા ૫૫૩
૨ બામણવસી ૧૮૪૮
૩ મજાતણ ૮૩૩
૪ મહમદપુરા ૫૮૨
૫ મહુવડ ૪૩૭
૬ સાંઢા ૬૫૧
૭ સોમજીપુરા ૪૩૪
૮ મહાપુર ૨૬૫

### કરજણ મહાલ ૪

૧ ચોરભુજ ૫૧૮
૨ નિશાળીઆ ૨૩૩
૩ લતીપુર ટીંબી ૩૦૦
૪ કણભા ૪૩૯

### સાવલી મહાલ ૧૧

૧ આણંદીનું મુવાડું ૩૩૪
૨ કડાછલી ૩૩૪
૩ કુનપાડ ૫૦૭
૪ ઘંટીઆળા ૫૮૧
૫ જાંબુગોરલ ૩૨૬
૬ પોઇચા ૮૧૩
૭ બહુથા ૪૩૭
૮ રામાવાડી ૨૫૪
૯ લેમાર ૪૬૦
૧૦ લીમડાપુરા ૩૬૩
૧૧ મેરાકુવા ૫૦૨

### વાઘોડીઆ મહાલ ૮

૧ અડારણ ૪૯૧
૨ અલવા ૫૦૧
૩ આમોદર ૬૬૫
૪ કુમેઠા ૫૪૫
૫ ગુગલપુર ૨૬૮
૬ નવરા ૬૪૧
૭ ફલોડ ૫૦૪
૮ મછલીપુરા ૩૫૦

### તીલકવાડા મહાલ ૪

૧ ખાપરીઆ ૩૧૯
૨ જેમલગઢ ૨૯૮
૩ પોચંબા ૩૨૮
૪ બરોલી ૬૬૩

### સંખેડા મહાલ ૮

૧ કાળી તલાવડી ૩૨૭
૨ ગોલા ગામડી ૩૨૯
૩ ઝરવણ ૩૫૦
૪ લોટીઆ ૨૯૯
૫ વાઘેથા ૩૮૯
૬ સુરીઆ ૨૩૧
૭ હરેશ્વર ૨૦૪
૮ ઝાબ ૩૭૮

### ડભોઈ મહાલ ૧

૧ દનગીવાડા ૩૧૩

## પરિશિષ્ટ ૩ જું

## મહાલ મંડળોની ફાળવણીના આંકડા

| મહાલનું નામ | પ્રાંતમંડળ પાસે વર્ષ આખરની બાકી | સન ૩૮-૩૯ ની ફાળવણી | કુલ | અદા થયા | બાકી રહ્યા |
|---|---|---|---|---|---|
| ૧ પેટલાદ | ૦– ૦–૦ | ૯૦– ૯–૦ | ૯૦– ૯–૦ | ૯૦– ૯–૦ | ૦– ૦–૦ |
| ૨ ભાદરણ | ૧૪– ૨–૦ | ૩૦– ૬–૬ | ૪૪– ૮–૦ | ૦– –૦ | ૪૪– ૮–૦ |
| ૩ વડોદરા | ૦– ૦–૦ | ૨૬– ૭–૦ | ૨૬– ૭–૦ | ૦– ૦–૦ | ૨૬– ૭–૦ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૪ | પાદરા | ૦– ૦–૦ | ૩૩– ૩–૦ | ૩૩– ૩–૦ | ૦– ૦–૦ | ૩૩– ૩–૦ |
| ૫ | કરજણ | ૦– ૦–૦ | ૩૭–૧૧–૦ | ૩૭–૧૧–૦ | ૩૭–૧૧–૦ | ૦– ૦–૦ |
| ૬ | ડભોઇ | ૩૩– ૭–૦ | ૧૬–૧૪–૦ | ૫૦– ૫–૦ | ૦– ૦–૦ | ૫૦– ૫–૦ |
| ૭ | શિનોર | ૪૪– ૩–૬ | ૨૩– ૧–૦ | ૬૭– ૪–૬ | ૪૪– ૩–૬ | ૨૩– ૧–૦ |
| ૮ | સાવલી | ૦– ૦–૦ | ૧૫– ૩–૦ | ૧૫– ૩–૦ | ૦– ૦–૦ | ૧૫– ૩–૦ |
| ૯ | વાઘોડીઆ | ૦– ૦–૦ | ૧૫– ૩–૦ | ૧૫– ૩–૦ | ૦– ૦–૦ | ૧૫– ૩–૦ |
| ૧૦ | સંખેડા | ૩૯– ૩–૬ | ૨૪– ૩–૦ | ૬૩– ૬–૬ | ૦– ૦–૦ | ૬૩– ૬–૬ |
| ૧૧ | તિલકવાડા | ૧૦– ૨–૦ | ૪– ૮–૦ | ૧૪–૧૦–૦ | ૧૦– ૨–૦ | ૪– ૮–૦ |
| | | ૧૪૧– ૨–૦ | ૩૧૭– ૪–૦ | ૪૫૮– ૬–૦ | ૧૮૨– ૭–૬ | ૨૭૫–૧૨–૬ |

## પરિશિષ્ટ ૪ થું

## સન ૧૯૩૮–૩૯ ની આવક જાવકનો હિસાબ

**જ**

૧૦૫–૧૨–૦ સન ૩૮–૩૯ની ફાળવણી રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી આવી

૩૦૧– ૮–૯ ખૂટતા પાછલી શિલકમાંથી લીધા

૪૦૭– ૪–૯

**ઉ**

૬– ૦–૦ છપામણી ખર્ચ પેડ, કાર્ડ, કવર વગેરે

૪–૧૩–૦ કંટીજન્સી ખર્ચ

૩૯૨–૧૪–૯ પ્રચારકનો પગાર તથા મુસાફરી ખર્ચ

૩૦૦– ૦–૦ પગારના

૯૨ ૧૪–૯ મુસાફરી ખર્ચ

૩– ૯–૦ મંત્રીને હસ્તક થયેલો ખર્ચ

૨–૧૦–૦ મુસાફરીખર્ચ

૦–૧૫–૦ કંટીજન્સી–પોસ્ટેજ

૪૦૭– ૪–૯

## સન ૧૯૩૮–૩૯ નું સરવાયું

૧૩– ૧–૯ સાલ આખર શિલક

૩૧૪–૧૦–૬ પાછલી સાલની શિલક

૩૦૧– ૮–૮ ચાલુ સાલે ખૂટતા આવ્યા

૧૩– ૧–૮

૩૪૪– ૩–૯ અનામત રકમો

૪૮– ૭–૩ પ્રાંતમંડળની ફં. પુ. ની પેટીઓના

૨૭૫–૧૨–૬ મહાલ મંડળોની ફાળવણીના

૩૫૭– ૫–૬

૨૭૫– ૮–૩ વડોદરા રા. પુ. મંડળ પાસે લહેણા

૮૧–૧૩–૩ શિલક

૩૫૭– ૫–૬

# ૨. નવસારી પ્રાંત પુસ્તકાલય મંડળનો

## સન ૧૯૩૮–૩૯નો વાર્ષિક હેવાલ તથા હિસાબ

### સ્થાપના ને ઉદ્દેશ

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના છેવટના બંધારણને અનુસરી સને ૧૯૩૦–૩૧થી આ પ્રાંત મંડળની સ્થાપના કરવામાં આવી છે, અને તેના ઉદ્દેશો રાજ્ય પુસ્તકાલય મંડળના ઉદ્દેશો છે તે ઉદ્દેશોને પોતાના પ્રાંત પૂરતા અમલમાં મૂકવાનો છે.

### નવસારી પ્રાંતની વસ્તી

નવસારી પ્રાંતના આઠ મહાલોમાં એકંદર વસ્તી છેલ્લી ગણતરી પ્રમાણે પુરુષો ૨૦૩૧૬૮ તથા સ્ત્રીઓ ૨૦૧૨૦૫ મળી કુલ વસ્તી ૪૦૪૩૭૭ માણસોની છે, ને પ્રાંતમાં કુલ ગામો ૭૮૯ છે, તેમાં શાળાવાળાં ગામ ૨૪૩ છે.

### વસ્તીની વિગત

પ્રાંતમાં માંગરોળ, વ્યારા, સોનગઢ, મહુવા એ ચાર મહાલોમાં રાની ભાઇઓની વસ્તી વધુ પ્રમાણમાં છે; જ્યારે પલસાણા, ગણદેવી, કામરેજ, નવસારીમાં રાસ્તી ભાઇઓની છે.

### પ્રાંતમાં મહાલવાર ગામ શાળા પુસ્તકાલયો

સન ૧૯૩૮–૩૯માં મહાલવાર પુસ્તકાલયો, વાચનાલયો નીચે જણાવ્યા પ્રમાણે છેઃ–

| મહાલનું નામ | ગામોની સંખ્યા | શાળાવાળાં ગામ | કસ્બા પુસ્તકાલયો | ગ્રામ પુસ્તકાલયો | વાચનાલયો સ. પુ. બા. પુ. | કુલ |
|---|---|---|---|---|---|---|
| નવસારી | ૬૧ | ૪૫ | ૧ | ૪૫ | ૩–૧–૧ | ૫૧ |
| ગણદેવી | ૩૦ | ૨૩ | ૨ | ૧૮ | ૪ | ૨૪ |
| પલસાણા | ૫૨ | ૩૦ | ૧ | ૨૯ | ૩ | ૩૩ |
| કામરેજ | ૯૨ | ૪૨ | ૧ | ૪૨ | ૧ | ૪૪ |
| મહુવા | ૬૯ | ૪૦ | ૦ | ૧૭ | ૧૧ | ૨૮ |
| માંગરોળ | ૧૩૨ | ૨૦ | ૦ | ૨૨ | ૧ | ૨૩ |
| સોનગઢ | ૨૨૧ | ૯ | ૧ | ૨ | ૦ | ૩ |
| વ્યારા | ૧૫૨ | ૩૪ | ૧ | ૧૨ | ૭+૧ | ૨૧ |
| | ૭૮૯ | ૨૪૩ | ૭ | ૧૮૭ | ૨–૧–૩૦ | ૨૨૭ |

મહિલા પુસ્તકાલય ૨, બાલ પુસ્તકાલય ૧, વાંચનાલયો ૩૦, કુલ ૩૩

કુલ ગામો ૭૮૯, શાળાવાળાં ગામ ૨૪૩, કસ્બા પુ. ૭, ગ્રામ પુ. ૧૮૭, વાચનાલયો ૩૦, મ. પુ. ૨, બા. પુ. ૧ મળી કુલ ૨૨૭ છે.

### મકાનવાળાં તેમજ ગ્રુ. વ. સો. માં નોંધાયેલાં પુસ્તકાલયો

મહાલમાં મકાનવાળાં પુસ્તકાલયો ૩૦ અને ગ્રુ. વ. સોસાઇટીમાં નોંધાયેલાં ૬૭ છે. ચાલુ સાલમાં આસ્તા તથા ધાત્વા તાલુકા કામરેજ પુસ્તકાલયોનાં મકાન બાંધવા માટે સરકાર

પંચાયત મદદ મળી છે, તેમજ નવસારી કસ્બાનાં મહિલા તથા બાલ પુસ્તકાલય માટે લોકમદદની રકમ તૈયાર છે. સરકાર પંચાયત મદદ મળેથી મકાન બંધાશે. તવડી તાલુકે નવસારી પુસ્તકાલયે પણ લોકમદદ તૈયાર કરી સરકાર પંચાયત મદદની માગણી કરી છે. માગણીવાળાં પુસ્તકાલયોને સરકાર પંચાયત મદદ મળે મકાન બંધાશે.

નવસારી મહિલા તથા બાલ પુસ્તકાલયના મકાન માટે લોકમદદ તૈયાર કરી છે ને બે વરસથી ખાતામાં સરકાર તથા પંચાયત મદદની માગણી કરી છે, પણ હજુ તે મંજૂર થઇ નથી. તો આ સાલ મંજૂર થવા મે. રા. રા. ક્યુરેટર સાહેબને વિનંતિ કરવામાં આવે છે.

## પગારદાર તથા માનદ પ્રચારકોની કામગીરી

ચાલુ સાલે પ્રાંતના દરેક પુસ્તકાલયની તપાસણી તથા વર્ગીકરણ કરવા માટે ગઈ સાલના થયેલા ઠરાવ પ્રમાણે એક પગારદાર પ્રચારક રોખવામાં આવે છે. ને તેમણે અત્યાર સુધીમાં ગણદેવી, મહુવા, પલસાણા, માંગરોળ મહાલોની તપાસણી તથા વર્ગીકરણનું કામ કર્યું છે ને હાલમાં નવસારી મહાલનું કામ કરે છે. આ સિવાય દરેક મહાલમાં ઐચ્છિક પ્રચારકાર્ય કેટલાક ભાઇઓએ કરેલ છે. તેમણે પણ દરેક પુસ્તકાલયની તપાસણી કરી ઘટતી સૂચનાઓ આપી છે ને સારૂં કામ કર્યું છે. તે માટે તે ભાઇઓનો આભાર માનવામાં આવે છે. ને ચાલુ સાલે પણ તેઓ ઉત્સાહ ને કાળજી બતાવી પોતપોતાના મહાલોનાં બાકી રહેલ પુસ્તકાલયનાં દફતરતપાસણી, વર્ગીકરણ તથા વાર્ષિક નિવેદન અને બજેટ વેળાસર ખાતામાં મોકલવામાં આવે તથા જૂથ મંડળની નિયમિત સભાઓ ભરાઇ, શાળાવાળાં બાકીનાં ગામોએ પુસ્તકાલય અગર વાચનાલયો ઉઘાડવાની તથા મહાલના દરેક ગામે વાચનનો પ્રચાર કરવા ફરતા પુસ્તકાલયોની પેટીઓ મંગાવી વાચનનો શોખ ઉત્પન્ન કરશે. તથા જ્યાં જ્યાં પ્રૌઢ શિક્ષણવર્ગો ચાલતા હોય તેવા વર્ગો માટેનાં સાહિત્યો પોતા પાસે હોય તો તે આપી પ્રૌઢ શિક્ષણવર્ગને બનતી મદદ કરશે એવી આશા છે.

## શિષ્ટ વાચનની પરીક્ષા

દરેક મહાલના મંત્રીઓ પોતાના મહાલમાં શિષ્ટ વાચનની પરીક્ષા રાખે એમ ઠરેલું છે. આ સાલ તો ફક્ત કામરેજ મહાલ મંડળે શિષ્ટ વાચનની પરીક્ષા રાખી હતી ને તેમાં બહેનો તથા ભાઇઓએ સારો ભાગ લીધો હતો. આ સિવાય બીજા કોઇ મહાલે શિષ્ટ વાચનની પરીક્ષા રખાઈ નથી. આવતા વરસમાં દરેક મહાલ પોતાના તરફથી શિષ્ટ વાચનની પરીક્ષા રાખશે તેમ જ વડોદરા રા. પુ. મંડળ તરફથી લેવાતી પરીક્ષાઓમાં પણ વધુ પ્રમાણમાં લાભ લેવાય તેમ કરશે.

## ફરતા પુસ્તકાલયોની પેટીઓનો પ્રચાર

ફરતા પુસ્તકાલયોની પેટીઓનો પ્રચાર આ સાલ પ્રાંતનાં ૬૧ ગામોમાં થયો છે ને લોકોએ તેનો સારો લાભ લીધો છે. દરેક મહાલના મંત્રીઓ પોતાના મહાલ માટે ફરતા પુસ્તકાલયોની પેટીઓ મંગાવી પુસ્તકાલય તથા વાચનાલય વગરનાં ગામોમાં તેનો પ્રચાર કરશે એવી આશા છે.

## વાર્ષિક નિવેદન તથા બજેટ નિયમિત થવા

કેટલાક મહાલમાં જૂથમંડળો નિયમિત કામ કરતાં નથી, તેમ જ વાર્ષિક નિવેદન પણ મોકલતાં નથી તથા મહાલ મંડળની સભાઓ નિયમિત ભરાતી નથી. તો જૂથમંડળો તથા મહાલ મંડળના મંત્રીઓ ઉત્સાહ રાખી નિયમિત કાર્ય થાય તેમ થવા તજવીજ કરશે.

## મહાલ પરિષદો ભરવા

આ સાલમાં મહાલ પરિષદો ગણદેવી તથા નવસારી મહાલની મળેલી છે. બાકીના મહાલો પોતાંના મહાલની પરિષદો મેળવવા તજવીજ કરશે ને વાર્ષિક નિવેદન તથા બજેટ નિયમિત બનાવી મોકલશે.

## અવસાનનોંધ

પોતાની પ્રજાના હિતનાં કાર્યોમાં હમેશ તત્પર રહેતા ને પોતાની વહાલી પ્રજા માટે ગામડે ગામડે જ્ઞાનદીપ પ્રગટાવનાર આપણા રાજ્યપિતા કૈ. મહારાજા સર સયાજીરાવ ગાયકવાડના દુ:ખદ અવસાનની શોકસભાઓ દરેક પુસ્તકાલયોએ ભરી શોક પ્રદર્શિત કર્યો હતો, તેમ જ કૈ. મહારાજા સા૦ ના ગામડેગામડે જ્ઞાનદીપની જ્યોતને અખંડ રાખવા ખંત ઉત્સાહ ને પરિશ્રમથી રાતદિવસ જહેમત ઉઠાવનાર ગુજરાતના મૂંગા સેવક અને પુસ્તકાલય ખાતાના રિટાયર્ડ આસિ. ક્યુરેટર સદ્ગત પૂ. મોતીભાઇ અમીનના સ્વર્ગવાસ થવાથી દરેક પુસ્તકાલયોએ શોકસભા ભરી અંજલિ આપી હતી. તેમના સ્મારક ફંડમાં યથાશક્તિ ફાળો દરેક પુસ્તકાલયો આપશે એવી વિનંતિ છે.

## વાર્ષિક નિવેદન : સૂચનાઓ

ચાલુ વરસમાં પલસાણા, નવસારી, ગણદેવી, મહુવા, માંગરોલ, કામરેજ મહાલનાં વાર્ષિક નિવેદન મળ્યાં છે. વાર્ષિક હેવાલમાં કેટલીક અધુરી બાબત આવે છે. વરસમાં મહાલ પુસ્તકાલયની કામગીરી, નવીન પુસ્તકાલય કે વાચનાલય ખોલવામાં આવ્યું હોય તો તે તથા મહાલ પરિષદો, શિષ્ટ વાચનની પરીક્ષાઓ, ફરતા પુસ્તકાલયોની પેટીઓનો પ્રચાર ક્યાં ક્યાં થયો વગેરે હકીકત મોકલવા સૂચના છે.

## પ્રાંતમાં દાન માટે માગણી

બીજા પ્રાંતમાં જેમ ઉદાર ગૃહસ્થો જ્ઞાનદાન માટે મદદ કરે છે, તેમ આ પ્રાંતમાં પણ કોઇ સખી ગૃહસ્થ જ્ઞાનદાન માટે સારી રકમ આપી પોતાના બન્ધુઓનું અજ્ઞાન ટાળવાનું પુણ્ય હાંસલ કરશે એવી વિનંતિ છે.

### ગયા વરસનો હિસાબ

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૪૨૮–૧૨–૬ | શ્રી પુરાંત બાકી | ૧૮૦– ૦–૦ | શ્રી પગાર ખાતે |
| | ૪૦૦– ૧–૬ બરોડા બેંકમાં | | ૧૮૦– ૦–૦ પ્રચારક રમણલાલને માસ જુના જુલાઇ સુધીના પગારના |
| | ૧૨– ૦–૦ ન. ક. પુસ્તકાલય | | |
| | ૧૬–૧૧–૦ હાથ ઉપર સીલક | | |
| | ૪૨૮–૧૨–૬ | | |

૪

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૫– ૫–૦ | શ્રી વ્યાજ ખાતે જમા<br>૫–૫–૦ બરોડા બેંકના સેવિંગ ખાતાનું | ૧૪–૧૦–૬ | શ્રી કન્ટીજન્ટ ખરચ ખાતે<br>૧૪–૧૦–૬ પોસ્ટની ટિકિટ પારસલ ચાર્જ નોટપેપર કાર્ડ છપામણી વગેરે |
| ૧૬૫–૧૨–૦ | શ્રી વ. રા. પુ. મંડળ તરફથી ૧૯૩૭–૩૮ ના ફાળાના આવ્યા તે | ૫– ૨–૦ | શ્રી પુસ્તકોની ખરીદી<br>૫– ૨–૦ પારસગીતાનાં પુસ્તકો લીધાં તેના |
| ૨– ૫–૬ | શ્રી ફારમ ખાતે<br>૨– ૫–૬ પરચુરણ ફારમ વેચેલો તેના | ૧૯૯–૧૨–૬ | |
| ૬૦૨–૩–૦ | | ૪૦૨– ૬–૬ | શ્રી જણસે બાકી<br>૩૯૦–૧૪–૬ બરોડા બેંકમાં સેવિંગ ખાતે<br>૧૧– ૮–૦ ન. ક. પુ. ખાતે<br>૪૦૨– ૬–૬ |
| | | ૬૦૨– ૩–૦ | |

(સહી) મગનલાલભાઈ જીણાભાઇ દેસાઈ
કસનજીભાઇ દયાળજી દેસાઈ
મંત્રીઓ, ન. પ્રાં. પુ. મંડળ

# ૩. મહેસાણા પ્રાંત પુસ્તકાલય મંડળનું

## સન ૧૯૩૮–૩૯ ની સાલનું નિવેદન

૧. મને જણાવતાં આનંદ થાય છે કે, આપ સર્વે ભાઇઓ અમારા આમંત્રણને માન આપી સભામાં પધાર્યા છો તે બદલ આપ સર્વેનો આભાર માનું છું.

૨. આ સાલે સાધારણ સભા એક વખત અને વ્યવસ્થાપક મંડળની સભા એક વખત મળી છે. સભાના પ્રમુખ શ્રી. ચુનીભાઇ સાહેબ છે. ચાલુ સાલે વચ્ચે તેમની બદલી તેમ જ રજા ઉપર જવાથી મંડળની સભાઓમાં હાજરી આપી શકયા નથી, તો પણ તેમની અંગત સહાનુભૂતિ આ કાર્ય પ્રત્યે હોઇ તેમના વિભાગની તાલુકા પરિષદો તેમ જ પુસ્તકાલયોને તેમની સીધી મદદ અને દેખરેખ બદલ હું તેમનો આ તકે આભાર માનું છું.

૩. નિવેદનની સાથે કડી, ચાણસ્મા, વિસનગર, સિદ્ધપુર વગેરે મહાલ મંડળો તરફથી પોતપોતાના તાલુકાની મહાલ પરિષદો ભરવામાં આવી છે. જે તાલુકા મંડળો પરિષદો ભરી શકયાં નથી, તેમની તરફથી તેમને શું અડચણથી પરિષદ ભરી શકાઇ નથી તે જાણવા મળ્યું નથી. પણ કેટલેક ઠેકાણેથી એમ જાણવા મળ્યું છે કે આમંત્રણ આપવા છતાં મહાલ પુસ્તકાલયની વ્યવસ્થાપક મંડળની સભા પણ થઇ શકતી નથી. આની સ્થિતી જાહેર કરવી તે પણ શરમાવા જેવું જણાય.

૪. મંડળના પ્રચારક તરીકે ચાલુ સાલે મા. ૭ દિ. ૧૫ કામગીરી થઈ છે. પૂરતી રકમના અભાવે આ જગોએ કાયમનો માણસ રાખી શકીએ તેવી હજુ મંડળની સ્થિતિ નથી, તેથી હાલની પદ્ધતિથી જે કામ પ્રચારકો પાસેથી લેવામાં આવે છે, તે હજુ સંતોષકારક તો ન જ ગણાય. તો પણ થયેલ કામગીરીથી જે હકીકત ગ્રામ પુસ્તકાલયોને લગતી બહાર આવે છે, તેમાં પુસ્તકો, લાકડી સામાન, શિલક વગેરેમાં કમીજાસ્તી બદલની તેમજ બીજી કેટલીક ગેરવ્યવસ્થા થતી જોવામાં આવે છે.

જ્યાં જ્યાં કાર્યકર્તાઓ ઉત્સાહી નથી હોતા, ત્યાં જ આવી સ્થિતિ જોવામાં આવે છે. અને એટલી વાત તો ચોક્કસ છે કે જો આવી ગેરવ્યવસ્થા લાંબો વખત રહે તો તેનું પરિણામ સારૂં તો ન જ આવે.

પુસ્તકાલય નવીન કાઢવું સહેલ છે, પણ ખરેખરી મુશ્કેલી તો તેને વ્યવસ્થિત રીતે નિભાવવું એ જ છે. આ બદલ પુસ્તકાલય ખાતાને તેમ જ રાજ્ય પુસ્તકાલય મંડળને મારી વિનંતિ છે કે દરેક પ્રાંતો માટે પ્રચારકની જગો તો કાયમની જ કરી તેમના પગાર વગેરેની પણ કાયમની વ્યવસ્થા થાય તેવી જોગવાઈ વહેલામાં વહેલી તકે દરેક પ્રાંતને કરી આપવી.

૫. સન ૧૯૩૮–૩૯ ની સાલે પ્રચારકના પગાર ફંડ ખાતે મદદ તરીકે રાજ્ય પુસ્તકાલય મંડળ પાસેથી આપણે રૂા. ૧૦૦) ની માગણી ઠરાવ નં. ૬ તા. ૧૧–૯–૩૮થી કરેલ તે ઉપરથી રૂા. ૫૦) મળેલ છે. જો કે માગણી પ્રમાણે રકમ મળી નથી, તો પણ આપણા મંડળ તરફ સહાનુભૂતિ બતાવી જે રકમ રાજ્ય પુસ્તકાલય મંડળે મોકલી આપી છે, તે બદલ તેમનો આભાર માનવામાં આવે છે.

૫. દરેક મહાલ પુસ્તકાલય મંડળે જે તે સાલ આખરે પોતપોતાના મહાલ મંડળનું નિવેદન હિસાબ સાથે પ્રાંત પુસ્તકાલય મંડળને મોકલી આપવા ઠરેલ છે. અને તે બદલ પ્રથમ દરેકને ખબર પણ આપવામાં આવેલ છે, છતાં નવ મહાલ મંડળો તરફથી જ હિસાબ તથા નિવેદન આવેલ છે.

૬. રિપોર્ટની સાલે મંજૂર થયેલ બજેટમાંથી નીચે પ્રમાણે ખર્ચ થયો છે તે મંજૂર કરવા અને સન ૧૯૩૯–૪૦ ની સાલ માટે નવીન બજેટ મંજૂર કરવા વિનંતિ છે.

| બાબત | મંજૂર થયેલી રકમ | ખર્ચ થયો તે | સન ૧૯૩૯–૪૦ માટે મંજૂર કરવાના |
|---|---|---|---|
| પ્રચારકનો પગાર | ૩૬૦–૦–૦ | ૨૨૫–૧૫–૩ | ૩૬૦–૦–૦ |
| પોસ્ટેજ ખર્ચ | ૧૦–૦–૦ | ૪– ૦–૦ | ૧૦–૦–૦ |
| પ્રિંટિંગ ખર્ચ | ૧૦–૦–૦ | — | ૧૦–૦–૦ |
| પરચુરણ ખર્ચ | ૨૦–૦–૦ | ૧૧– ૭–૦ | ૨૦–૦–૦ |
| કુલ | ૪૦૦–૦–૦ | ૨૪૧– ૬–૩ | ૪૦૦–૦–૦ |

૧૦. તા. ૧–૮–૩૮ થી તા. ૩૧–૭–૩૯ સુધીનો હિસાબ.

| ઉત્પન્ન | ખર્ચ |
|---|---|
| ૧૨૯– ૩–૧૦ પાછલી શિલક | ૨૨૫–૧૫–૩ પ્રચારકનો પગાર |
| ૬–૧૫–૮ વ્યાજ | ૪– ૦–૦ પોસ્ટેજ ખર્ચ |

| | | | |
|---|---|---|---|
| ૮૯– ૯–૩ | રા. પુ. મંડળ તરફથી ફાળવણીના આવ્યા તે. | ૧૧– ૭–૧ | પરચુરણ ખર્ચ |
| | | ૧૦–૦–૧ | શિષ્ટ વાચનના |
| ૯૦– ૦–૦ | વિજાપુર | ૧–૭–૦ | પરચુરણ |
| ૩૦– ૦–૦ | કલોલ | ૨૪૧–૬–૩ | |
| ૫૦– ૦–૦ | રા. પુ. મંડળ તરફથી ફાળામાં આવ્યા તે. | ૧૫૪–૬–૬ | બાકી શિલક |
| | | ૧૫૪–૦–૯ | બેન્કમાં |
| | | ૦–૫–૯ | હાથ ઉપર |
| ૩૯૫–૧૨–૯ | | ૩૯૫–૧૨–૯ | |

જેઠાલાલ એલ. પટેલ
મંત્રી, મહેસાણા પ્રાંત પુ૦ મંડળ

| અનુ૦ નંબર | મહાલ પુસ્તકાલય મંડળનું નામ | તા. ૧–૮–૩૮ ના રોજ બાકી જમા | સન ૧૯૩૭–૩૮ ની ફાળવણીમાં આવેલી રકમ | કુલ | પરત આપ્યા | તા. ૩૧–૭–૩૯ આખરે બાકી |
|---|---|---|---|---|---|---|
| | | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. | રૂ. આ. પા. |
| ૧ | દહેગામ | ૩૦–૧૫–૦ | ૧૫– ૩–૦ | ૪૬– ૨–૦ | ... | ૪૬– ૨–૦ |
| ૨ | આતરસુંબા | ૧૩– ૮–૦ | ૬–૧૨–૦ | ૨૦– ૪–૦ | ... | ૨૦– ૪–૦ |
| ૩ | કડી | ૩૬– ૯–૦ | ૧૯– ૨–૦ | ૫૫–૧૧–૦ | ૩૬–૮–૦ | ૧૯– ૩–૦ |
| ૪ | કલોલ | ૨૫– ૩–૦ | ૨૬– ૦–૩ | ૫૧– ૩–૩ | ૩૦–૦–૦ | ૨૧– ૩–૩ |
| ૫ | વિજાપુર | ૭૯–૧૪–૦ | ૩૭– ૨–૦ | ૧૧૭– ૦–૦ | ૯૦–૦–૦ | ૨૭– ૦–૦ |
| ૬ | વિસનગર | ૧૭– ૫–૦ | ૨૨– ૮–૦ | ૩૯–૧૩–૦ | ૧૭–૫–૦ | ૨૨– ૮–૦ |
| ૭ | મહેસાણા | ૪૬– ૦–૦ | ૨૬– ૨–૬ | ૭૨– ૨–૦ | ... | ૭૨– ૨–૦ |
| ૮ | સિદ્ધપુર | ૨૨– ૮–૦ | ૩૨– ૧–૦ | ૫૪– ૯–૦ | ૨૨–૮–૦ | ૩૨– ૧–૦ |
| ૯ | ખેરાળુ | ૩૧– ૮–૦ | ૨૭– ૦–૦ | ૫૮– ૮–૦ | ૩૧–૮–૦ | ૨૭– ૦–૦ |
| ૧૦ | પાટણ | ૨૫–૧૪–૦ | ૨૪–૧૨–૦ | ૫૦–૧૦–૦ | ૨૫–૦–૦ | ૨૫–૧૦–૦ |
| ૧૧ | ચાણસ્મા | ૨૨– ૮–૦ | ૩૦– ૬–૦ | ૫૨–૧૪–૦ | ૨૨–૮–૦ | ૩૦– ૬–૦ |
| ૧૨ | હારીજ | ૨– ૪–૦ | ૧–૧૧–૦ | ૩–૧૫–૦ | ... | ૩–૧૫–૦ |
| | કુલ | ૩૫૪– ૦–૦ | ૨૬૮–૧૧–૯ | ૬૨૨–૧૧–૯ | ૨૭૫–૫–૦ | ૪૪૭– ૬–૯ |

૮. પ્રચારક શ્રી. વેલજીભાઇ બી. પટેલે ઑગસ્ટ માસમાં ૧૬ દિવસની કામગીરી દરમિયાન ચાણસ્મા તાલુકાનાં ૨ અને કડી તાલુકાનાં ૧૬ ગામોએ મળી કુલ ૧૮ ગામોની તપાસણી કરી છે; તેમજ શ્રી. શંકરલાલ એમ. ત્રિવેદીએ ડિસેમ્બરથી એપ્રિલ માસ સુધીમાં ૧૧૦ દિવસની કામગીરી દરમિયાન ૧૨૨ * ગામોએ તપાસણી કરી છે.

જેઠાલાલ એલ પટેલ
મંત્રી

નય.

કાલયના

પણ દશમાવાપર ૩૪, કલોલ ૨૨, કડી ૯, સિદ્ધપુર ૪, ખેરાળુ ૨૦, ચાણસ્મા ૩, કડી ૧૭, ખેરાળુ ૧૩.

# ૪. અમરેલી પ્રાંત પુસ્તકાલય મંડળનો

## ઈ. સ. ૧૯૩૮–૩૯ નો હેવાલ તથા હિસાબ

આ પ્રાંતની પુસ્તકાલય પ્રવૃત્તિ છેલ્લાં થોડાં વરસથી સ્થિર ગતિમાં છે. પ્રાંત પંચાયતની વાર્ષિક મદદ પ્રાંતની પુસ્તકાલય પ્રવૃત્તિને રૂ. ૪૦૦૦) અગાઉ મળતી. તે રૂ. ૩૦૦૦) અને પછી રૂ. ૨૦૦૦) કરી નાખવામાં આવી હતી. તેથી પુસ્તકાલય પ્રવૃત્તિનો નવવિકાસ રૂંધાઇ ગયો છે. નવાં પુસ્તકાલયો સ્થાપી શકાતાં નથી–જૂનાને વિકસાવી શકાતાં નથી. અને આ રીતે પરિસ્થિતિ વિષમ થઇ પડી છે. વળી પ્રસ્તુત વર્ષે દુષ્કાળ જેવી સ્થિતિ પ્રવર્તતી હતી. લોકમદદ મેળવવાની અતિશય મુશ્કેલી આ પ્રાંતને હોય છે. અન્ય પ્રાંતોને મુકાબલે આ પ્રાંતનાં પુસ્તકાલયો કે વાચનાલયોનાં બજેટ તપાસતાં એક વાત સ્પષ્ટ તરી આવે છે કે, જેટલી વસ્તીનાં ગુજરાતનાં ગામો ૧૦૦×૩નાં બજેટો કરે છે, તેવાં આપણાં ગામો ૫×૩ અથવા ૧૦ કે ૧૫×૩નાં ગરીબ અંદાજે તૈયાર કરે છે. આ સ્થિતિ તરફ ખાતાએ ધ્યાન આપવું જરૂરી છે. મકાનો ખાતે પણ સરકારની મદદ આપણે લઇ શકતા નથી. આવા સંજોગોમાં આ પ્રાંત માટે સરકાર મદદનું ધોરણ ખાસ વિશેષ કરવું જોઇએ. અલબત્ત, આ પ્રાંતના દરેક મહાલોમાં મહાલ પુ૦ મંડળો સ્થપાઇ ગયાં છે. અને દરેક મહાલે કંઇ કંઇ કાર્યો થયે જાય છે. જૂચ મંડળોની સ્થિતિ પણ સુધરતી જાય છે.

### મહાલ મંડળો

નિવેદનની સાલે જે તે મહાલોએ પોતપોતાની સભાઓ ભરી લીધી છે. નિવેદનો, હિસાબો મોકલાઇ ગયા છે. ધારી મહાલના નિવેદન અને હિસાબ આવવાના બાકી છે.

### વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી મહાલોને મળતી ફાળવણી

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી પ્રાંત પુસ્તકાલય મંડળ મારફતે દરેક મહાલોને ફાળવણીની રકમ અમારા મારફત અપાય છે, જે અમોએ સને ૧૯૩૭-૩૮ ના ફાળાની રકમ નીચે પ્રમાણે જે તે મહાલોને અદા કરેલ છેઃ

અમરેલી મહાલને રૂ. ૩૨–૧૦–૦, દામનગર મહાલને રૂ. ૬–૧૨–૦, કોડીનાર મહાલને રૂ. ૯–૦–૦, રતનપુર મહાલને રૂ. ૨–૧૩–૦, ખાંભા મહાલને રૂ. ૨–૪–૦, મળી કુલ રૂ. ૫૩–૭–૦, જ્યારે ધારી મહાલના રૂ ૧૩–૮–૦ આપવાના બાકી છે.

ઉપરાંત અમરેલી પ્રાંત પુસ્તકાલય મંડળને પણ ૧૯૩૭–૩૮ ના ફાળાના રૂ. ૨૨–૫–૦ મળેલા છે.

### દામનગર મહાલ પરિષદ

ચાલુ સાલે આ પ્રાંતના દામનગર મહાલે દામનગર પુસ્તકાલયનું પ્રથમ અધિવેશન તા. ૨૮–૨૯/૧–૩૯ ના રોજ રાજરત્ન શ્રી. પ્રતાપરાય ગિરધરલાલ મહેતાના પ્રમુખપદે મળ્યું હતું, જે પરિષદમાં દામનગરવાળા શ્રી. રતિલાલભાઇ અજમેરા સ્વાગતાધ્યક્ષ હતા. ઉપરાંત સ્થાનિક અમલદારો અને વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના મંત્રી તથા પુસ્તકાલય પ્રચારક અને બીજા સદ્‌ગૃહસ્થોએ ખાસ હાજરી આપી હતી.

ચિત્રો અત્રે આ વિષય માટે ખાસ તૈયાર કરવામાં આવ્યાં છે. તેની અસર નિરક્ષરોને જ્ઞાન આપવામાં સુંદર થઇ શકે છે. આ પ્રવૃત્તિને ઉપાડી લેવા પ્રાંતભરના સેવાભાવી ગ્રંથપાલોને વિનંતિ છે.

**પુસ્તકાલય વગરનાં ગામો**

ખાતા તરફથી દર વર્ષે નવાં પુસ્તકાલયો ઉઘાડવામાં આવે છે. નિવેદનની સાલે દામનગર પરિષદના ટાંકણે ત્યાંના શ્રી. દુર્ગાશંકર દવેની અને કાર્યકરોની મહેનતથી ઠાંસા, દહીંથરા અને હીરાણા એ ત્રણ ગામોએ નવાં પુસ્તકાલયો ઉઘાડયાં છે. જે જે ગામોએ પુસ્તકાલયો ન હોય અને થવા જેવી શકયતા હોય તેઓએ ખાતાની યોજના પ્રમાણે લોક-મદદ એકઠી કરી પુસ્તકાલયો શરૂ કરી દેવાની તજવીજ કરી લેવી જોઇએ.

**પુસ્તકબંધામણી ખાતુ**

અમરેલી પુસ્તકાલયમાં ખાસ પગારદાર માણસ રોકીને પુસ્તક બંધામણી ખાતુ ખોલેલ છે, જેમાં અમો અમારા અંગેનાં પુસ્તકાલયોનાં પુસ્તકો બંધાવીએ છીએ. બહારના મહાલોમાંથી માંગણી પણ આવે છે. તો સૌ ભાઇઓને ખાસ સૂચન કરીએ છીએ કે આપને ત્યાંનાં બંધાવા જેવાં પુસ્તકો યોગ્ય મહેનતાણે બંધાવી આપવામાં આવે છે. તો જેમને પુસ્તકો બંધાવવાની જરૂર હોય તેઓને અમારા પુસ્તક બંધામણી ખાતાને પૂછપરછ કરવા વિનંતિ છે.

**સારૂં કામ કરનાર મંત્રીઓને પારિતોષક**

શ્રી. રામજીભાઈ હંસરાજ તરફથી આ પ્રાંતના પુસ્તકાલય મંડળ મારફતે પુસ્તકાલય સંબંધી સારૂં કામ કરનાર મંત્રીઓને ઇનામો આપવા સંબંધી જાહેર થયા પ્રમાણે અમોએ નિવેદનની સાલે દામનગર, રતનપુર, મહાલોના ગામોએ રૂ. ૨૦) ઇનામના આપેલા છે. અને હજુ રૂા. ૮૦) બીજા મહાલોમાં આપવાના બાકી છે. રાજ્ય મંડળના પ્રચારક મહાશય આ કામે ફરવાના હતા. પરંતુ તેમના લખવા પ્રમાણે કામોના ભારણને અંગે તેઓ ફાજલ સમય પાડી શકયા નથી, એટલે અગાઉ કામ કર્યા બદલ એ કાર્યકરોને ઇનામો આપી શકાયાં નથી.

**કાયમ ફંડની બાબત**

કાયમ ફંડની મુકાયલી રકમો બાબત વખતોવખત ઉલ્લેખ કરવામાં આવે છે, પણ કેટલેક ઠેકાણે પૂરતો અમલ થયો જણાતો નથી. તો સૂચના કરવાની કે તે રકમ શ્રીમંત સરકાર અગર શ્રીમંત સરકારે માન્ય રાખેલી કોઇ શરાફી પેઢીમાં અગર પુસ્તકાલય સહાયક સ મંડળમાં રોકવી જોઇએ, તો તે મુજબ તજવીજ કરવા અમારી ખાસ ભલામણ છે. કોઇ ખાનગી ગૃહસ્થોને ત્યાં તે રકમ ન જ મુકાવી જોઇએ.

**પુસ્તકાલયો દ્વારા થતી સેવા**

ગ્રંથપાલ બંધુઓ ! આપણા સ્થિતિ-સંજોગો વિપરીત છે, મોટાં બજેટો આપણે હાલ કે નજદીકના ભવિષ્યમાં કરી શકીએ તેવી સ્થિતિમાં નથી. પરંતુ જેટલું કામ ચાલે છે, તેમાં જો બરાબર ચેતન લાવી શકીએ તો ઘણી પ્રગતિ થવાને અવકાશ છે. નાણાં

એકલાં જ પ્રગતિમાં પ્રાણ પૂરી શકતાં નથી. અંતઃકરણની સાચી સેવા આ જ્ઞાનયજ્ઞને અર્પશો તો આ પ્રવૃત્તિ આગળ વધશે. કરવાનું ઘણું છે.

## પુસ્તકાલયો અને પ્રૌઢ શિક્ષણ

ન વાંચતાને વાંચતા કરવા એ આ પ્રવૃત્તિનું એક ધ્યેય છે. અજ્ઞાનના નિવારણ માટે સારાએ હિંદમાં આંદોલન ચાલી રહ્યાં છે. ગામડાંઓમાં સારાં પુસ્તકાલયો ચલાવવાં એ ' પ્રૌઢ શિક્ષણ "નું મહત્ત્વનું કાર્ય છે. પુસ્તકાલયોને અભાવે અર્ધદગ્ધ ભણેલા ભણેલું ભૂલી જાય છે. અમેરિકામાં પ્રૌઢ શિક્ષણનું કાર્ય પુસ્તકાલયો સારામાં સારું કરે છે. આપણે ઇચ્છીએ કે પ્રૌઢશિક્ષણના આ યુગમાં પુસ્તકાલય દ્વારા આ કામ કરાવવા માટે શ્રીમંત સરકાર અને પંચાયત સવિશેષ રકમ ખર્ચે અને અમને લાગે છે કે તેનું સુંદર પરિણામ આપી શકે.

## અવસાન નોંધ

પોતાની વહાલી પ્રજાને ગામડે ગામડે જ્ઞાન ફેલાવનાર આપણા રાજપિતા કૈ. મહારાજા શ્રી. સયાજીરાવ ગાયકવાડના દુઃખદ અવસાનની દિલગીરી સાથે નોંધ લઇએ છીએ. પરમાત્મા તેઓના આત્માને શાંતિ આપે તેવી પ્રાર્થના કરીએ છીએ. વળી વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રાણસ્વરૂપ અને કેળવણીના કાર્ય માટે અથાગ પરિશ્રમ કરનાર સદ્ગત શ્રી. મોતીભાઇ ન. અમીન સાહેબના દુઃખદ અવસાનની ઘણા દુઃખી હૃદયે નોંધ લઇએ છીએ. પરમાત્મા તેમના આત્માને શાંતિ અર્પે.

ગુજરાત અને કાઠિયાવાડે ગુમાવેલ એક કેળવણીકાર સદ્ગત ગિજુભાઇના અવસાનની પણ નોંધ લઇ તેઓના આત્માને શાંતિ ઇચ્છીએ છીએ.

## સ્વ. શ્રી. મોતીભાઈ ન. અમીન સ્મારક સંબંધી

સદ્ગત મોતીભાઇ ન. અમીન સાહેબનું સ્મારક ફંડ ઊભું કરવાનું અને તેના માટે આખા રાજ્યની પુસ્તકાલય સંસ્થાઓએ દરેક પોતપોતાના બજેટના ૧૦ ટકા સુધી ફાળો મંજુર કરાવવા એમ ઠર્યું છે, તે પ્રમાણે સૌ સૌએ પોતપોતાનાં બજેટો બનાવતાં તે રકમ મૂકી હશે. કદાચ કોઇએ ન મૂકી હોય તો હજુ પણ સુધારો કરાવીને ૧૦ ટકા સ્મારક માટે આપવાને અમો આગ્રહ કરીએ છીએ.

## આભાર

અમોને વખતોવખત સલાહ અને સૂચના આપવા બદલ પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબ, વડોદરા રાજ્યના પુસ્તકાલય મંડળના મંત્રીઓ, પ્રાંત પુસ્તકાલય મંડળના પ્રમુખ, ઉપપ્રમુખ ( પ્રાંત શાળાધિકારી સાહેબ ), પ્રાંત મંડળના મંત્રીઓ અને મહાલના શાળાધિકારી સાહેબો અને ગૃહસ્થો જેઓ જેઓ મંડળમાં સક્રિય રસ લઇ રહ્યા છે, તેઓનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

આપણા હાલના મહારાજા શ્રીમંત પ્રતાપસિંહ મહારાજાને शतं जीव शरदः કહી અભિનંદન આપીએ છીએ અને આ પ્રવૃત્તિના વિકાસમાં તેઓશ્રી ઊંડો રસ લે તેમ તેમને વિનંતિ કરીએ છીએ.

૫

ચિત્રો અત્રે આ વિષય માટે ખાસ તૈયાર કરવામાં આવ્યાં છે. તેની અસર નિરક્ષરોને જ્ઞાન આપવાથાં સુંદર થઇ શકે છે. આ પ્રવૃત્તિને ઉપાડી લેવા પ્રાંતભરના સેવાભાવી ગ્રંથપાલોને વિનંતિ છે.

**પુસ્તકાલય વગરનાં ગામો**

ખાતા તરફથી દર વર્ષે નવાં પુસ્તકાલયો ઉઘાડવામાં આવે છે. નિવેદનની સાલે દામનગર પરિષદના ટાંકણે ત્યાંના શ્રી. દુર્ગાશંકર દવેની અને કાર્યકરોની મહેનતથી ઢાંસા, દહીથરા અને હીરાણા એ ત્રણ ગામોએ નવાં પુસ્તકાલયો ઉઘાડયાં છે. જે જે ગામોએ પુસ્તકાલયો ન હોય અને થવા જેવી શકયતા હોય તેઓએ ખાતાની યોજના પ્રમાણે લોક-મદદ એકઠી કરી પુસ્તકાલયો શરૂ કરી દેવાની તજવીજ કરી લેવી જોઇએ.

**પુસ્તકબંધામણી ખાતુ**

અમરેલી પુસ્તકાલયમાં ખાસ પગારદાર માણસ રોકીને પુસ્તક બંધામણી ખાતુ ખોલેલ છે, જેમાં અમો અમારા અંગેનાં પુસ્તકાલયોનાં પુસ્તકો બંધાવીએ છીએ. બહારના મહાલોમાંથી માંગણી પણ આવે છે. તો સૌ ભાઇઓને ખાસ સૂચન કરીએ છીએ કે આપને ત્યાંનાં બંધાવા જેવાં પુસ્તકો યોગ્ય મહેનતાણે બંધાવી આપવામાં આવે છે. તો જેમને પુસ્તકો બંધાવવાની જરૂર હોય તેઓને અમારા પુસ્તક બંધામણી ખાતાને પૂછપરછ કરવા વિનંતિ છે.

**સારૂ કામ કરનાર મંત્રીઓને પારિતોષક**

શ્રી. રામજીભાઈ હંસરાજ તરફથી આ પ્રાંતના પુસ્તકાલય મંડળ મારફતે પુસ્તકાલય સંબંધી સારૂં કામ કરનાર મંત્રીઓને ઇનામો આપવા સંબંધી જાહેર થયા પ્રમાણે અમોએ નિવેદનની સાલે દામનગર, રતનપુર, મહાલોના ગામોએ રૂ. ૨૦) ઇનામના આપેલા છે. અને હજુ રૂ. ૮૦) બીજા મહાલોમાં આપવાના બાકી છે. રાજ્ય મંડળના પ્રચારક મહાશય આ કામે ફરવાના હતા. પરંતુ તેમના લખવા પ્રમાણે કામોના ભારણને અંગે તેઓ ફાજલ સમય પાડી શકયા નથી, એટલે અગાઉ કામ કર્યા બદલ એ કાર્યકરોને ઇનામો આપી શકાયાં નથી.

**કાયમ ફંડની બાબત**

કાયમ ફંડની મુકાયલી રકમો બાબત વખતોવખત ઉલ્લેખ કરવામાં આવે છે, પણ કેટલેક ઠેકાણે પૂરતો અમલ થયો જણાતો નથી. તો સૂચના કરવાની કે તે રકમ શ્રીમંત સરકાર અગર શ્રીમંત સરકારે માન્ય રાખેલી કોઇ શરાફી પેઢીમાં અગર પુસ્તકાલય સહાયક ના મંડળમાં રોકવી જોઈએ, તો તે મુજબ તજવીજ કરવા અમારી ખાસ ભલામણ છે. કાઇ ખાનગી ગૃહસ્થોને ત્યાં તે રકમ ન જ મુકાવી જોઇએ.

**પુસ્તકાલયો દ્વારા થતી સેવા**

ગ્રંથપાલ બંધુઓ ! આપણા સ્થિતિ-સંજોગો વિપરીત છે. મોટાં બજેટો આપણે હાલ કે નજદીકના ભવિષ્યમાં કરી શકીએ તેવી સ્થિતિમાં નથી. પરંતુ જેટલું કામ ચાલે છે, તેમાં જો બરાબર ચેતન લાવી શકીએ તો ઘણી પ્રવૃત્તિ થવાને અવકાશ છે. નાણાં

એકલાં જ પ્રગતિમાં પ્રાણ પૂરી શકતાં નથી. અંતઃકરણની સાચી સેવા આ જ્ઞાનયજ્ઞને અર્પશો તો આ પ્રવૃત્તિ આગળ વધશે. કરવાનું ઘણું છે.

## પુસ્તકાલયો અને પ્રૌઢ શિક્ષણ

ન વાંચતાને વાંચતા કરવા એ આ પ્રવૃત્તિનું એક ધ્યેય છે. અજ્ઞાનના નિવારણ માટે સારાએ હિંદમાં આંદોલન ચાલી રહ્યાં છે. ગામડાંઓમાં સારાં પુસ્તકાલયો ચલાવવાં એ " પ્રૌઢ શિક્ષણ "નું મહત્ત્વનું કાર્ય છે. પુસ્તકાલયોને અભાવે અર્ધદગ્ધ ભણેલા ભણેલું ભૂલી જાય છે. અમેરિકામાં પ્રૌઢ શિક્ષણનું કાર્ય પુસ્તકાલયો સારામાં સારું કરે છે. આપણે ઇચ્છીએ કે પ્રૌઢ શિક્ષણના આ યુગમાં પુસ્તકાલય દ્વારા આ કામ કરાવવા માટે શ્રીમંત સરકાર અને પંચાયત સવિશેષ રકમ ખર્ચે અને અમને લાગે છે કે તેનું સુંદર પરિણામ આપી શકે.

## અવસાન નોંધ

પોતાની વહાલી પ્રજાને ગામડે ગામડે જ્ઞાન ફેલાવનાર આપણા રાજપિતા કૈ. મહારાજા શ્રી. સયાજીરાવ ગાયકવાડના દુઃખદ અવસાનની દિલગીરી સાથે નોંધ લઇએ છીએ. પરમાત્મા તેઓના આત્માને શાંતિ આપે તેવી પ્રાર્થના કરીએ છીએ. વળી વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રાણસ્વરૂપ અને કેળવણીના કાર્ય માટે અથાગ પરિશ્રમ કરનાર સદ્દગત શ્રી. મોતીભાઇ ન. અમીન સાહેબના દુઃખદ અવસાનની ઘણા દુઃખી હૃદયે નોંધ લઇએ છીએ. પરમાત્મા તેમના આત્માને શાંતિ અર્પે.

ગુજરાત અને કાઠિયાવાડે ગુમાવેલ એક કેળવણીકાર સદ્દગત ગિજુભાઇના અવસાનની પણ નોંધ લઇ તેઓના આત્માને શાંતિ ઇચ્છીએ છીએ.

## સ્વ. શ્રી. મોતીભાઇ ન. અમીન સ્મારક સંબંધી

સદ્દગત મોતીભાઇ ન. અમીન સાહેબનું સ્મારક ફંડ ઊભું કરવાનું અને તેના માટે આખા રાજ્યની પુસ્તકાલય સંસ્થાઓએ દરેક પોતપોતાના બજેટના ૧૦ ટકા સુધી ફાળો મંજુર કરાવવા એમ ઠર્યું છે, તે પ્રમાણે સૌ સૌએ પોતપોતાનાં બજેટો બનાવતાં તે રકમ મૂકી હશે. કદાચ કોઇએ ન મૂકી હોય તો હજુ પણ સુધારો કરાવીને ૧૦ ટકા સ્મારક માટે આપવાને અમો આગ્રહ કરીએ છીએ.

## આભાર

અમોને વખતોવખત સલાહ અને સૂચના આપવા બદલ પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબ, વડોદરા રાજ્યના પુસ્તકાલય મંડળના મંત્રીઓ, પ્રાંત પુસ્તકાલય મંડળના પ્રમુખ, ઉપપ્રમુખ ( પ્રાંત શાળાધિકારી સાહેબ ), પ્રાંત મંડળના મંત્રીઓ અને મહાલના શાળાધિકારી સાહેબો અને ગૃહસ્થો જેઓ જેઓ મંડળમાં સક્રિય રસ લઇ રહ્યા છે, તેઓનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

આપણા હાલના મહારાજા શ્રીમંત પ્રતાપસિંહ મહારાજાને **शतं जीव शरदः** કહી અભિનંદન આપીએ છીએ, અને આ પ્રવૃત્તિના વિકાસમાં તેઓશ્રી ઊંડો રસ લે તેમ તેમને વિનંતિ કરીએ છીએ.

આ વર્ષમાં આપણે જે કાંઇ યત્‌કિંચિત્‌ કર્યું છે તે આપ જોઇ શકયા છો. ઘણું કરવાનું બાકી છે તે માટે ધન, ઉત્સાહ અને પ્રેરણા જોઇએ; આપણે ઇચ્છીએ કે આવતા વર્ષે કંઈ સવિશેષ સક્રિય કામ કરી શકીએ.

(સહી) ત્રિંબકરાવ વાસુદેવ ઓતીવ
પ્રમુખ,

## શ્રી અમરેલી પ્રાંત પુસ્તકાલય મંડળનું સને ૧૯૩૮–૩૯ ની સાલનું સરવૈયું

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૫–૧–૯ | ગઇ સાલની સિલક | ૩૪–૩–૦ | શ્રી. કંટીજન્સી સ્વાગત અને પોસ્ટેજ ખર્ચના મળીને |
| ૩–૫–૭ | શ્રી વ્યાજ ખાતે જમા | ૫૦–૦–૦ | પ્રાંત પ્રચારકને મદદના |
| ૧૫–૪–૬ | શ્રી ફારમોના વેચાણના જમા | ૩–૪–૦ | શ્રી. મુસાફરી ખર્ચ ખાતે |
| ૭૨–૫–૦ | શ્રી વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના જમા નીચેની વિગતે<br>૨૨–૫–૦ પ્રાંતના ફાળાના<br>૫૦–૦–૦ પ્રચારકને મદદના<br>૭૨–૫–૦ | ૨૦–૦–૦ | દામનગર રતનપુર મહાલે ઇનામોના |
| | | ૧૦૩–૫–૭ | શ્રી. અમરેલી ખેતીવાડી પેઢી પાસે |
| | | ૧૪–૨–૦ | શ્રી. પ્રચાર ખાતે પરિષદમાં થયેલ ખર્ચ અને રેલભાડું વગેરે |
| ૧૦૦–૦–૦ | શેઠ રામજીભાઈ હંસરાજના રોકડા | ૫૦–૦–૦ | શ્રી સંગ્રહસ્થાનને દેવાના બાકી હતા તે |
| ૧૦૦–૦–૦ | શેઠ વ્રજલાલ નારણદાસના રોકડા | ૯–૧૨–૩ | સાર્વજનિક પુસ્તકાલયના લેણા |
| ૧૩–૮–૦ | ધારી મહાલ પુસ્તકાલયના દેવાના બાકી | ૩–૦–૦ | કેરાળા સાર્વજનિક પુસ્તકાલય પાસે ફારમોના બાકી છે તે |
| | | ૨૧-૧૪-૦ | રોકડ સિલક તા. ૧૫–૯–૩૯ |
| ૩૦૯–૮–૧૦ | | ૩૦૯–૮–૧૦ | |

| દેવું | | લેણું | |
|---|---|---|---|
| જ | | ઉ | |
| ૧૩–૮–૦ | ધારી મહાલના દેવા બાકી | ૧૧૫–૧–૭ | અમરેલી ખેતીવાડી પેઢી પાસે |
| | | ૩–૦–૦ | કેરાળા સાર્વજનિક પુસ્તકાલય ખાતે |
| | | ૨૧-૧૪-૦ | રોકડ સિલક |
| | | ૧૩૯-૧૫–૭ | |

લેણાની રકમ રૂ. ૧૩૯–૧૫–૭ માંથી દેવાની રકમ રૂ. ૧૩–૮–૦ બાદ જતાં રૂ. ૧૨૬–૭-૭ પ્રાંત પુસ્તકાલય મંડળ પાસે સિલક રહે છે.

(સહી) ત્રિંબકરાવ વાસુદેવ ઓતીવ
પ્રમુખ ।

# શિષ્ટ વાચનમાં ઉપયોગી નીવડે તેવાં પુસ્તકો

[ આ નીચેની યાદીમાં આપેલાં પુસ્તકો દરેક પુસ્તકાલયના ગ્રંથપાલે પોતાના ગામનાં ભાઇ-બહેનોમાં ખાસ વંચાય તેવી ગોઠવણ કરવી જોઇએ. ગામનાં વાચકોમાંની એક પણ લખી-વાંચી જાણતી વ્યક્તિ એવી હોવી ન જોઇએ, જે આ યાદીમાં આપેલાં પુસ્તકો વાંચ્યા વિના રહી ગયાં હોય.

તમારા વાચકોમાંનાં જેમણે એ પુસ્તકો હજી પણ ન વાંચ્યાં હોય તેમને વાંચવા પ્રેરણા કરો, તેમને વાંચવા મળે તેવો પ્રબંધ કરો અને એ પુસ્તકો જેમ બને તેમ વધુ ને વધુ પ્રમાણમાં વંચાય તેવી તજવીજ આજથી જ શરૂ કરો. ]

| પુસ્તકનું નામ | લેખક વા પ્રકાશક | મૂલ્ય |
|---|---|---|
| ર હરિજન ભાગવત | ગણિજી | ૧-૦-૦ |
| હિમાચલ | દ. મુ. પ્ર. મંદિર | ૦-૧૦-૦ |
| વિરાજવહુ | નવજીવન પ્ર. મં. | ૦-૧૨-૦ |
| સરસ્વતીચંદ્ર ભા. ૧-૪ | ત્રિપાઠી ગો. મા. | |
| ચંદ્રકાંત ભા. ૧-૪ | દેસાઇ ઇચ્છારામ સૂર્યરામ | |
| પચાસ વર્ષ પછી | પાઠક, રા. ના. | ૧-૦-૦ |
| ગ્રામસેવક હિલચ | શાહ, સુ. વ. | ૨-૦-૦ |
| ઘર ભણી | ભારતી સાહિત્ય સંઘ | ૧-૮-૦ |
| સોલંકી યુગની પ્રતિકથાઓ | મિસ્ત્રી ચં. ના. | ૨-૮-૦ |
| સાગરસમ્રાટ | દ. મુ. પ્ર. મંદિર | ૦-૮-૦ |
| નગાધિરાજ | રાયચુરા ગો. દા. | ૧-૦-૦ |
| સોરઠાણી | " | ૧-૦-૦ |
| પ્રેમ-સાગરની આહ | સૌરાષ્ટ્ર કાર્યાલય | ૦-૮-૦ |
| જીવનનો આનંદ | કાલેલકર | ૧-૮-૦ |
| સં. નવલ ગ્રંથાવલિ | નવજીવન પ્ર. મંદિર | ૨-૦-૦ |
| ભારતમાં અંગ્રેજી રાજ્ય ભા. ૧-૨ | પં. સુંદરલાલ | ૧૦-૦-૦ |

| પુસ્તકનું નામ | લેખક વા પ્રકાશક | મૂલ્ય |
|---|---|---|
| મહાસભાનો ઇતિહાસ | નવજીવન પ્ર. મં. | ૨-૦-૦ |
| કૈલાસ માનસરોવર દર્શન | ભિક્ષુઆઇ | ૦-૧૦-૦ |
| હિમાલયનો પ્રવાસ | કાલેલકર | ૧-૦-૦ |
| ગાંધીજીની આત્મકથા ભા. ૧-૨ | ગાંધીજી | ૧-૦-૦ |
| બાલવિજ્ઞાન ભા. ૧-૨-૩ | સેતલવાડ વિમળાબેન | ૪-૮-૦ |
| કિશોર ચરિત્રમાળા ગુચ્છ ૧-૨ | રસુલભાઇ | ૧-૫-૦ |
| અપંગની પ્રતિભા | મગનભાઇ દેસાઇ | ૦-૧૨-૦ |
| મારી આત્મકથા (જવાહરલાલ નહેરુ) | મહાદેવ દેસાઇ | ૪-૦-૦ |
| સ્મરણયાત્રા | કાલેલકર | ૧-૦-૦ |
| વૈશાલીની વનિતા | દીવાનજી પ્ર. ચં. | ૧-૪-૦ |
| શોભના | રમણલાલ દેસાઇ | ૨-૮-૦ |
| ભારેલો અગ્નિ | " | ૩-૦-૦ |
| ગ્રામલક્ષ્મી ભા. ૧-૪ | " | ૩-૦-૦ |
| ઠગ | " | ૨-૦-૦ |
| સત્તાવન | નગીનદાસ પારેખ | ૧-૮-૦ |
| મળવાજોર પિતાની તસ્વીર | કકલભાઇ કોઠારી | ૨-૦-૦ |
| સાહિત્યને ઓવારેથી | શાસ્ત્રી, શં. મં. | ૨-૪-૦ |

| | | |
|---|---|---|
| કથામંજરી | ગાંડીવ કાર્યાલય | ૧–૪–૦ |
| કમાલ પાશા | કાન્તિલાલ મ. શાહ | ૨–૦–૦ |
| એડોલ્ફ હિટલર | નવયુગ પુ ભંડાર | ૨–૮–૦ |
| મોતીભાઈ અમીન | રસુલભાઈ વહોરા | ૦–૨–૦ |
| બાળકોની માવજત | ડૉ. કદમ | ૨–૦–૦ |
| આપણો ધર્મ | ધ્રુવ આ. બા. | ૧–૦–૦ |
| ઉધઈનું જીવન | મશરૂવાળા કિ. ધ. | ૦–૧૦–૦ |
| વિશ્વદર્શન | કામદાર છો. મા. | ૩–૮–૦ |
| સ્મરણસંહિતા | દીવેટિયા ન. ભો. | ૧–૦–૦ |
| અમે બધાં | મહેતા ધ. હ. | ૨–૮–૦ |
| દ્વિરેફની વાતો | પાઠક રા. વિ. | ૧–૮–૦ |
| સારથિ | કવિ ન્હાનાલાલ | ૪–૦–૦ |
| સંસારમંથન | ,, | ૧–૮–૦ |
| દરિયાઈ મામલો | આચાર્ય ગુ. પો. | ૨–૦–૦ |
| ભાગવો નેજો | ,, | ૧–૯–૦ |
| જીવનભારતી | કાલેલકર | ૨–૮–૦ |
| રૂશિયાનું ઘડતર | પ્રસ્થાન કાર્યાલય | ૨–૦–૦ |
| વીર ગાર્ફીલ્ડ | ભટ્ટ, રમણલાલ દે. | ૧–૮–૦ |
| પથિકનાં પુષ્પો | પુરાણી અં. બા. | ૧–૦–૦ |
| દિનચર્યા | વૈદ બા. ગ. | ૧–૮–૦ |
| આપણા દેશલોકની સ્થિતિ | ચીપલૂણકર | ૦–૮–૦ |
| નકો નગરિયો | ઓલિયા જોશી | ૨–૮–૦ |
| તવારીખની તેજછાયા ભા. ૧થી ૬ | | ૩–૦–૦ |
| નૈવેદ્ય | પટેલ નરસિંહભાઈ ઈ. | ૧–૦–૦ |

| | | |
|---|---|---|
| ઈશ્વરનો ઇન્કાર | પટેલ નરસિંહભાઈ ઈ. | ૧–૦–૦ |
| સત્યમય જીવન | મશરૂવાલા | ૧–૧૦–૦ |
| માનવશરીરવિકાસ | પુરાણી છો. બા. | ૧–૮–૦ |
| દર્પણના ટુકડા | પુરાણી અં. બા. | ૧–૦–૦ |
| કેળવણીના પાયા | મશરૂવાળા | ૧–૦–૦ |
| શેષનાં કાવ્યો | રામનારાયણ વિ. પાઠક | ૨–૦–૦ |
| તિમિરમાં પ્રભા | મશરૂવાળા કિ. ધ. | ૦–૧૦–૦ |
| સ્ત્રીપુરુષમર્યાદા | ,, | ૦–૫–૦ |
| વિશ્વગીતા | કવિ શ્રી ન્હાનાલાલ | ૧–૮–૦ |
| જહાંગીર-નૂરજહાન | ,, | ૨–૦–૦ |
| તણખામંડળ ૧ થી ૪ | ધૂમકેતુ | ૮–૦–૦ |
| અપરાધી | મેઘાણી | ૨–૮–૦ |
| સોરઠ તારાં વહેતાં પાણી | ,, | ૨–૮–૦ |
| જય સોમનાથ | મુનશી ક. મા. | ૨–૯–૦ |
| ગુજરાતનો નાથ | ,, | |
| સ્વપ્નદ્રષ્ટા | ,, | |
| શિશુ અને સખી | ,, | ૧–૮–૦ |
| નવલિકાઓ | ,, | ૨–૦–૦ |
| ગુજરાતના જ્યોતિર્ધરો | ,, | ૧–૦–૦ |
| રંગદ્વેષનો દુર્ગ ભા. ૧–૨ | ગૂ. ગ્રં. ર. કા. | ૫–૦–૦ |
| દરિયે દવ લાગ્યો | ચંદ્રભાઈ કા. ભટ્ટ | ૩–૬–૦ |
| નૂતન રૂશિયામાં ડોકિયું | કાંતિ કાકા | ૦–૮–૦ |
| પરાધીન રૂશિયા | ઉછરંગરાય ઓઝા | ૧–૮–૦ |
| વનસ્પતિશાસ્ત્રી જયકૃષ્ણ ઇંદ્રજી | વૈદ્ય બા. ગ. | ૧–૮–૦ |

[ સાંધણ માટે જુઓ પૃષ્ઠ ૭૬૪ ]

# ગયા વર્ષમાં પ્રકટ થયેલાં ગુજરાતી પુસ્તકો

[ આ નીચે આપેલી પુસ્તકોની યાદી ૧૯૩૮-૩૯ ના વર્ષમાં પ્રકટ થયેલાં પુસ્તકોની છે. અને પસંદગી કરનારને સરળતા થાય તે માટે તેની વિષયવારી કરવામાં આવી છે.

આ યાદીમાં અનિષ્ટ તત્ત્વવાળાં પુસ્તકો ન આવી જાય તે માટે બનતી કાળજી રાખવામાં આવી છે. આશા છે, પુસ્તકોની નવી પસંદગીમાં આ યાદી ઉપયોગી નીવડશે. ]

## જીવનચરિત્રો

| | | |
|---|---|---|
| ૧ મૂગા લોકસેવક મોતીભાઈ અમીન | રમૂલભાઇ વહોરા | ૦-૨-૦ |
| ૨ મગધરાજ | ધી. રો. શાહ | ૧-૦-૦ |
| ૩ રામચંદ્ર દત્તનું જીવનવૃત્તાંત | વિ. ર. ઠાકોર | ૦-૮-૦ |
| ૪ મહાસભાના પ્રમુખો | સોમાભાઇ પટેલ | ૧-૦-૦ |
| ૫ ગાંધીજી | જુગતરામ દવે | ૦-૪-૦ |
| ૬ દેશનેતા | શારદાપ્રસાદ વર્મા | ૨-૬-૦ |
| ૭ નરવીરો | ,, | ૦-૧-૬ |
| ૮ જગતનો આવતી કાલનો પુરુષ | રાધાકૃષ્ણન્ | |
| ૯ વ્યાયામનો કબીરવડ | ચ્યવનરાય શુકલ | ૨-૪-૦ |
| ૧૦ સાહિત્યના ઓવારેથી | શંકરલાલ ગં. શાસ્ત્રી | ૨-૪-૦ |
| ૧૧ માર્ટિન લ્યૂથર | વિદ્યારામ વ. ત્રિવેદી | ૦-૧૦-૦ |
| ૧૨ કુમારી હેલન | રમૂલભાઇ ન. વહોરા | ૦-૨-૦ |
| ૧૩ કિશોર ચરિત્રમાળા-ગુચ્છ બીજું | ,, | ૧-૫-૦ |
| ૧૪ અપંગની પ્રતિભા | મગનભાઇ દેસાઇ | ૦-૧૨-૦ |
| ૧૫ જેકિલ અને હાઈડ | ,, | ૦-૯-૦ |

## શિક્ષણ-સાહિત્ય

| | | |
|---|---|---|
| ૧ રાષ્ટ્રભાષાનો શુ. કોષ | મગનભાઇ પ્ર. દેસાઇ | ૧-૮-૦ |
| ૨ જૂઇ અને કેતકી | વિજયરામ ક. વૈદ્ય | ૨-૮-૦ |
| ૩ કેળવણીના પાયા | કિશોરલાલ મશરૂવાળા | ૧-૦-૦ |
| ૪ આંધળાનું ગાડું | ,, | ૦-૧-૦ |
| ૫ ગુજરાતની અસ્મિતા | કનૈયાલાલ મુનશી | ૦-૪-૦ |
| ૬ ગાંધીજીની સાધના | રાવજીભાઇ પટેલ | ૧-૪-૦ |
| ૭ જીવનસંસ્કૃતિ | દ. બા. કાલેલકર | ૨-૮-૦ |
| ૮ જીવનનો આનંદ | ,, | ૧-૮-૦ |
| ૯ કેળવણીના પાયા | ,, | ૧-૦-૦ |
| ૧૦ આંધળાનું ગાડું | જુગતરામ દવે | ૦-૧-૦ |
| ૧૧ વર્ધા કેળવણી પ્રયોગ | | ૦-૬-૦ |
| ૧૨ વર્ધા શિક્ષણ યોજના | | ૦-૧૦-૦ |
| ૧૩ કેતકીનાં પુષ્પો | નવલરામ ત્રિવેદી | ૧-૦-૦ |

## સામાજિક

| | | |
|---|---|---|
| ૧ સ્ત્રીસુમાર્ગશિક્ષા | આચાલાલ જગજીવન શાહ | ૧-૦-૦ |
| ૨ એક હતું માનવી | સોનુબ્હેન શાહ | ૦-૧૨-૦ |
| ૩ માનવીનું ઘર | ,, | ૦-૧૦-૦ |
| ૪ લગ્ન ધર્મ કે કરાર | નવયુગ પુ. ભંડાર રાજકોટ | ૧-૮-૦ |
| ૫ સોનેરી શિખામણ | પુરુષોત્તમ શિ. ભટ્ટ | ૦-૬-૦ |

| | | |
|---|---|---|
| ૬ ગામડાની વહારે | ગાંધીજી | ૦–૧–૦ |
| ૭ થેપડા | તળાજિયા | ૦–૩–૦ |

### ધાર્મિક-તત્ત્વજ્ઞાન

| | | |
|---|---|---|
| ૧ યોગસાધનના પાયા ભા. ૧ | અં. બા. પુરાણી | ૦-૧૦-૦ |
| ૨ પૂર્ણયોગ નવનીત ભા. ૧-૨ | ,, | ૧–૪–૦ |
| ૩ પથિકના પત્રો ( ગુચ્છ ૧ અને ૩ ) | ,, | ૦–૯–૦ / ૧–૮–૦ |
| ૪ ઉત્ક્રાન્તિકા-વર્ણધર્મ સમીક્ષા | વિદ્યારામ વ. ત્રિવેદી | ૧–૮–૦ |
| ૫ જૈન સંવાદ રત્નમાળા | જીવનલાલ છ. સંઘવી | ૦–૬–૦ |
| ૬ પૂર્ણયોગનો જ્ઞાનયોગ | અં. બા. પુરાણી | ૧–૪–૦ |
| ૭ પથિકના પુષ્પો ભા. ૧થી૩ | ,, | ૧–૦–૦ |
| ૮ નિરાંત કાવ્ય | નિરાંત મહારાજ | ૧–૪–૦ |
| ૯ તુકારામ ગાથા | સ. સા. વ કા. | ૨–૮–૦ |
| ૧૦ સીતાહરણ | ચંદ્રશંકર શુકલ | ૦-૧૨-૦ |
| ૧૧ મૃત્યુ અને પરલોક | નારાયણ સ્વામી | ૩–૦–૦ |

### બાલોપયોગી

| | | |
|---|---|---|
| ૧ રંગ રંગ વાદળિયાં | સુંદરમ્ | ૦–૨–૬ |
| ૨ શંકરાચાર્ય | લ. પુ. ગાંધી | ૦–૩–૦ |
| ૩ નાનપણની વાતો | પદ્માવતી દેસાઇ | ૦–૩–૦ |
| ૪ ઊંડા આકાશમાં | | ૦–૩–૦ |
| ૫ પોપટની વાતો | શાંતિલાલ સા. ઓઝા | ૦–૬–૦ |
| ૬ શેક્સપીઅરનાં કથાનકો | બાલજીવન કાર્યાલય, વડોદરા | ૧–૦–૦ |
| ૭ અટકચાળાં વાંદરાં | ,, | ૦–૬–૦ |
| ૮ સહેલી વાતો | ,, | ૦–૪–૦ |
| ૯ બકોર પટેલની વાતો ભા. ૯, ૧૦, ૧૧. | નટવર વીમાવાળા | ૦-૧૪-૦ |
| ૧૦ નવી બાળપોથી | શં. સો. પટેલ | ૦–૨–૦ |
| ૧૧ બાળપોથીની પૂરવણી | ,, | ૦–૨–૬ |
| ૧૨ ચાલો હિમાલયે ભા. ૧–૨ | પદ્માવતી દેસાઇ દરેકના | ૦–૩–૦ |
| ૧૩ બાલચિત્રો | ,, | ૦–૩–૦ |
| ૧૪ ગામડાંમાં ગયો'તો | સોમાભાઇ ભાવસાર | ૦–૪–૦ |
| ૧૫ નરોત્તમ બાલગ્રંથાવલિ | વ. સું. કવિ | ૨–૦–૦ |
| ૧૬ બચુકડો ઉંદર | વિમળાબહેન સેતલવડ | ૦–૨–૬ |
| ૧૭ બાળકોનો બાગ | સોમાભાઇ કે. પટેલ | ૦–૬–૦ |
| ૧૮ જવાંમર્દ | જ્યોતિ કાર્યાલય લિ. અમદાવાદ | ૦–૮–૦ |
| ૧૯ વિદ્યાર્થી વાચનમાળા | ધી. ટો. શાહ દરેકના | ૦–૧–૩ |
| ૨૦ ગુંજન | સોમાભાઇ ભાવસાર | ૦–૫–૦ |
| ૨૧ આપણે ભજવીએ | ભાઇલાલ ડી. પટેલ | ૦–૩–૦ |
| ૨૨ ભવ્ય જગત | ગૂર્જરગ્રંથરત્ન કા. અમદાવાદ | ૦-૧૦-૦ |
| ૨૩ પક્ષીમિત્રો | ,, ,, | ૦–૫–૦ |

### નવલકથા-નાટકો

| | | |
|---|---|---|
| ૧ કપાલકુંડલા (પૂર્વાર્ધ) | એન. એમ. ઠક્કરની કુ. મુંબઇ | ૧-૧૨-૦ |
| ૨ પથેરદાબી | દયાશંકર ભ. કવિ | ૩–૮–૦ |
| ૩ રેણુની મા | શરતચંદ્ર | ૨–૮–૦ |
| ૪ ભાઇ-બહેન | | |
| ૫ શુભદા | શરતચંદ્ર | ૨–૮–૦ |
| ૬ જાગતા રે'જો | સોપાન | ૨–૦–૦ |
| ૭ નિર્મળા | પ્રેમચંદજી | ૧–૪–૦ |

| | | |
|---|---|---|
| ૮ દશમી | નવયુગ પુ. ભંડાર, રાજકોટ | ૦-૧૨-૦ |
| ૯ વિરાટનો ઝભ્ભો | ગુણવંતરાય આચાર્ય | ૧-૦-૦ |
| ૧૦ પરાજય | ધૂમકેતુ | ૨-૮-૦ |
| ૧૧ અજિતા | ,, | ૨-૮-૦ |
| ૧૨ યુગદર્શન (નાટક) | મૂળજીભાઈ પી. શાહ | ૧-૦-૦ |
| ૧૩ છાયાદેવી | અવિનાશ | ૧-૧૨-૦ |
| ૧૪ અમે પિંજરનાં પંખી | નિરૂ દેસાઈ | ૧-૪-૦ |
| ૧૫ ભીખો ચોટો | ભોગીલાલ ગાંધી | ૨-૦-૦ |
| ૧૬ ગોદાન | પ્રેમચંદજી | ૨-૮-૦ |
| ૧૭ કોલેજિયન | ભો. ર દીવેટિયા | ૨-૦-૦ |
| ૧૮ બીડેલાં દ્વાર | મેઘાણી | ૨-૦-૦ |
| ૧૯ દુર્ગેશનંદિની | બંકિમ બાબુ | ૩-૦-૦ |
| ૨૦ મોરાં માસીબા | વિનોદ | ૨-૮-૦ |
| ૨૧ ભાઈબહેન | કવિવર ટાગોર | ૨-૮-૦ |

## હાસ્ય-પ્રહસન

| | | |
|---|---|---|
| ૧ હાસ્ય છાંટણાં | મસ્ત ફકીર | ૧-૮-૦ |
| ૨ અકકલના ઇજારદાર | એકાર | ૧-૮-૦ |
| ૩ સહચરીની શોધમાં | મામા સા. મુરલીધર | ૨-૦-૦ |
| ૪ હું રાજા હોઉં તો ? | | ૨-૦-૦ |

## રાજકીય

| | | |
|---|---|---|
| ૧ હિંદનું ફેડરલ રાજબંધારણ | હરકાન્ત બી. શુકલ | ૪-૦-૦ |
| ૨ આપણું સમવાયતંત્ર | ત્રિભુવનદાસ મ. ત્રિવેદી | ૦-૮-૦ |
| ૩ ગુલામીની શૃંખલા | ભારતી સા. સંઘ | ૨-૮-૦ |

## ખેતીવાડી

| | | |
|---|---|---|
| ૧ બાળવિહાર-સુગમ ફળવાડી. | શંભુ શંભુ ભટ્ટ | ૧-૮-૦ |
| ૨ બાગબગીચા | મા. શિ. પંડ્યા | ૧-૪-૦ |
| ૩ સોયાબીન્સ | મ. પી. સીકસમેન | ૩-૦-૦ |
| ૪ ખેતીવાડી | | ૦-૪-૦ |

## આરોગ્ય-વૈદક

| | | |
|---|---|---|
| ૧ માનવશરીરવિકાસ | છોટાલાલ પુરાણી | ૧-૮-૦ |
| ૨ માનવદેહ મંદિર | દેસાઈભાઈ પટેલ | ૧-૮-૦ |
| ૩ ભારતીય કવાયત | પ્રો. માણેકરાવ | ૦-૧૨-૦ |
| ૪ રખે વહેમાતા | વૈદ્ય જાદવજી નરભેરામ શાસ્ત્રી | ૧-૦-૦ |
| ૫ નવદંપતિને | ,, | ૧-૦-૦ |
| ૬ સાનમાં સમજાવું | ડાહ્યાલાલ જાની | ૦-૫-૦ |
| ૭ આરોગ્યરક્ષકજ્ઞાનગ્રંથમાળા | જટાશંકર નાન્દી | ૦-૧૧-૦ |
| ૮ જીવનનું ઝેર યાને તમાકુની તદબીરો | ,, | ૦-૮-૦ |

## કાવ્યો

| | | |
|---|---|---|
| ૧ રાસપૂર્ણિમા | વકીલ જમિયતરામ નરભેરામ | ૧-૦-૦ |
| ૨ કાવ્યસંહિતા | રણજિત એમ. પટેલ | ૧-૦-૦ |
| ૩ કુમારનાં કાવ્યો | કુમાર | ૧-૦-૦ |
| ૪ પાંખડી | "કુમાર" કાર્યાલય | ૦-૧૨-૦ |
| ૫ બાળ સંગીતમાળા ભા. ૧, ૨, ૩, ૪. | સંગીત શિક્ષક એમ. ઇ. હાઇસ્કૂલ | ૦-૯-૯ |

| | | |
|---|---|---|
| ૬ કાવ્ય પરિચય ભા. ૧, ૨ | નગીનદાસ પારેખ<br>રા. વિ. પાઠક | ૦-૧૦-૦ |
| ૭ શ્રી ગોપાળકાવ્ય | શ્રી ગોપાળરામ મહારાજ | ૧-૪-૦ |
| ૯ લલિત કાવ્ય સંગ્રહ | પ્રસન્નરાય વ્યાસ | ૧-૪-૦ |
| ૧૦ રાસકૌમુદી | મૂળજીભાઈ પી. શાહ | ૧-૦-૦ |
| ૧૧ સાંખ્યગીત | કોલક | ૧-૪-૦ |

**પ્રકીર્ણ**

| | | |
|---|---|---|
| ૧ શ્રીમંત મહારાજા સા. નાં ગુજરાતી ભાષણો ભા. ૩જો | ધીરજલાલ ટોકરશી શાહ | ૦-૧૨-૦ |
| ૨ ગુજરાતના મુસલમાનો ભા. ૧ | કરીમ મહમદ માસ્તર | ૨-૦-૦ |
| ૩ સ્ટીમ ટરબાઇન એન્જીનિયર હેન્ડબુક ભાગ ૧ થી ૩ | માધવલાલ ભા. પટેલ | ૧૨-૦-૦ |
| ૪ સાહિત્યદર્શન | અંબાલાલ નૃ. શાહ | ૦-૧૦-૦ |
| ૫ વીમાની હુમલા સામે રક્ષણના ઉપાયો | ધી. ટો. શાહ | ૦-૮-૦ |
| ૬ રમૂજી ટૂચકા | ,, | ૦-૮-૦ |
| ૮ ગરવી ગુજરાત | ર. મો. ચોકસી | ૫-૦-૦ |
| ૯ સહકારી નિબંધ | સયાજી સ. સેવકસંઘ, વડોદરા | ૩-૮-૦ |
| ૧૦ વડોદરા રાજ્ય ડિરેક્ટરી | મ. સો. પાઠક | ૪-૦-૦ |
| ૧૧ આચાર્ય કૃપલાનીના લેખો | શ્રી. કૃપલાની | ૨-૦-૦ |

[ પૃષ્ઠ ૭૬૦ નું સાંધણ ]

| | | |
|---|---|---|
| શ્રીમદ્ રાજચંદ્ર જીવનકથા | પા. ગોવર્ધન કા. | ૧-૮-૦ |
| સત્યવીર શ્રદ્ધાનંદ | સૌરાષ્ટ્ર કાર્યાલય | ૦-૮-૦ |
| ગીતા કર્મયોગ | તિલક બાળગંગાધર | ૩-૦-૦ |
| વ્યાપક ધર્મભાવના | ગાંધીજી | ૦-૧-૦ |
| લગ્ન કે પ્રપંચ | પટેલ ન. છ. | ૩-૦-૦ |
| હિંદ કેમ પાયમાલ થયું ? | ન. દ્વા. પરીખ | ૧-૦-૦ |
| દુઃખી હિંદ | વ્યાસ શુ. વી. | ૩-૦-૦ |
| ઋણછોડની વાણી | પટેલ રણછોડભાઈ | ૧-૦-૦ |
| કાવ્યમંગલા | સુંદરમ્ | ૨-૦-૦ |
| પરિણીતા | શરચ્ચંદ્ર | ૦-૦-૦ |
| અંતરની વાતો | સોપાન | ૧-૦-૦ |
| જંગીઝખાન | લોખંડવાળા | ૧-૦-૦ |
| મારી જન્મટીપ | સાવરકર | ૨-૮-૦ |
| આગગાડી | ચંદ્રવદન મહેતા | ૧-૪-૦ |
| સમાજવાદ શા માટે ? | જયપ્રકાશ નારાયણ | ૦-૧૨-૦ |
| સામ્યવાદ ને સર્વોદય | પરીખ ન. દ્વા. | ૧-૦-૦ |
| નવો આચાર નવો વિચાર | હરભાઈ ત્રિવેદી | ૦-૧૨-૦ |
| પારિજાત | પૂજાલાલ | ૨-૦-૦ |
| અસહકાર | ગાંધીજી | ૨-૮-૦ |
| સાંખ્યગીતો | કોલક | |
| ભારતનો ટંકાર | અરદેશર ખબરદાર | ૧-૮-૦ |
| કાવ્ય મંગલા | સુંદરમ્ | |
| અપૂર્વ ભારતી | શરત્ચંદ્ર | |
| યુરોપના ભીતરમાં | ચંદ્રભાઈ ભટ્ટ | ૨-૦-૦ |
| સંજીવની | સોપાન | |
| જાગતા રેંજો | ,, | |




૧. **ખાદીવિદ્યા પ્રવેશિકા**—પ્રકાશકઃ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. ક્રાઉન સોળપેજી પૃષ્ઠ ૨૪૮, મૂલ્ય ૦-૧૨-૦

સને ૧૯૩૦-૩૧ ની સત્યાગ્રહની લડત વખતે પૂજ્ય ગાંધીજીના આદેશ મુજબ લાખો રેંટીઆ ફરતા થયા. પરંતુ થોડાજ વખત પછી ગાંધી-ઇરવીન સંધિ પછી પાછા ખોરંભે પડવા માંડયા. રેંટીઆ બંધ થવાનું કારણ એ જ હતું કે આ વિષય અંગે, કાંતનારાઓ માટે સૂચનારૂપ એક પણ સરળ પુસ્તક ન હતું. એ લડત વખતમાં કંતાયલુ સૂતર હજુ હમણાં ભેગું કરી વણાવાય છે. નવજીવન પ્રકાશન મંદિરે આ પુસ્તક પ્રસિદ્ધ કરીને કાંતનાર માટે જરૂરી ખોટ પૂરી પાડી છે. કાંતનારાઓમાં ઘણા એવા પણ હોય છે કે જેમને માળની દોરી બાંધતાં આવડતી નથી, સૂતર કેવું હોવું જોઇએ તેનો ખ્યાલ પણ નથી.

આ પુસ્તક, ખાદીવિદ્યામાં નિષ્ણાત ભાઇઓનો અનુભવસંગ્રહ છે. પહેલા ચાર પ્રકરણમાં કપાસની જાત ઓળખવા વિષેની માહિતી છે. પછીના ચાર પ્રકરણમાં ચરખો, પિંજણ, તકલી અને રેંટીઆ વિષે સચિત્ર માહિતી આપી છે. અને ત્યાર પછીના પ્રકરણમાં સૂતરની જાત, કસ, લાહી વિષે માહિતી છે. પછીનું એક પ્રકરણ કાંતનારની મુશ્કેલીઓ વિષેનું છે. વળી વધારામાં વર્ધા યોજના અનુસારના શિક્ષણક્રમ માટે એક પ્રકરણ ખાદીગણિત વિષેનું પણ છે. ગ્રામશાળાઓના શિક્ષકોએ તેમજ ખાદીપ્રેમીઓએ આ પુસ્તક ખાસ વસાવવા જેવું છે.

**—વિનાયક પંડયા**

૨. **સ્મૃતિનિકુંજ**—લેખક અને પ્રકાશકઃ શ્રી. મૂળજીભાઇ પી. શાહ, રાવપુરા, વડોદરા. ક્રાઉન સોળપેજી પૃષ્ઠ ૩૨, સચિત્ર પૂઠું, મૂલ્ય ૦-૫-૦ આવૃત્તિ ૧લી.

'સ્મૃતિનિકુંજ' અને 'સમરાંગણનો સાદ' આ બંને શયદાશૈલીનાં કાવ્યોના સુંદર નમૂના આમાં સંગ્રહાયા છે. આ કાવ્યો બે ઘડી મોજના દીપોત્સવી અંક અને કવિતા અંકમાં પ્રસિદ્ધ થઇ ગયાં હતાં.

કાવ્યો નૂતન શૈલીનાં હોઇ લોકભોગ્ય થાય તેવાં છે. કવિએ પોતાની સુંદર કલમકસોટી કરી છે, એમ કહેવું અસ્થાને નથી.

અર્પણ પણ કવિશ્રી "પ્રેમાનંદને પાદપદ્મે" થયું છે એ પણ આવકારલાયક જ છે.

૩. **અમારાં ગીત**—લેખક ગણપતલાલ દયાશંકર વ્યાસ-સંગીત શિક્ષક, પ્રકાશકઃ એન. એમ. ઠક્કરની કંપની મુંબઇ ૨, પૃ. ૩૨, પૂઠું કાગળનું, કિં. ૦-૫-૦.

શાસ્ત્રીય પદ્ધતિએ સંગીતનું શિક્ષણ આપનાર ભાઇ ગણપતરાવે બાલમાનસને અનુસરીને કેટલાંક સુંદર કાવ્યો લખ્યાં છે. તેમાંનાં કેટલાંક અહીં ઉતાર્યાં છે. 'મીયાંઉ બિલાડી,

જગતપિતાને, નાનકડી તલવાર, રણશૂરા સિપાઇ ' એ ગીતો બાળકોને ગમે એવાં બીબાંમાં છાપ્યાં છે. કિંમત જરા વધારે પડતી કહેવાય.

૪. **રાસકોકિલા**—લેખક પ્રકાશક ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૪૦. પૂઠું કાગળનું. કિં. ૦-૬-૦

ગરબાનાં નાનકડાં છતાં ઉપયોગી પુસ્તકોની કંઇક ખોટ હતી. તે આવાં પુસ્તકોથી ઓછી થશે. આમાં ૩૬ રાસ છે; જેમાં પાંચેક નૃત્યગીતો છે. રાસ-ગરબાઓ પ્રચલિત રાગોમાં હોઇ બહેનોમાં વિશેષ આદરપાત્ર બનશે. કિંમત ૭ આના છે. આથી પણ સોંઘી આવૃત્તિઓ છપાય તો ઠીક.

૫. **ચાલો ગાઇએ**—કર્તા : શ્રી. મૂળસુખલાલ અ. દીવાન; પ્રકાશકઃ ઉપર પ્રમાણે. પૂઠું કાગળનું. કિં. ૦-૬-૦

આમાં કુલ ૩૬ ગીતો સંગ્રહાયાં છે. " કેવી મજા ! કાગડો, ટ્રામ, દાદાનો ડંગોરો, રેંટીઓ, ચાલણગાડી " વગેરે સુંદર ગીતો લખાયાં છે. બાળકો હોંસે હોંસે વાંચશે. છાપકામ બાળકોને ગમી જાય તેવું છે.

૬. **માયાબાજી અને બીજી વાર્તાઓ**—લેખિકાઃ મોંઘીબેન. સોલ એજન્ટસઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ,-અમદાવાદ. પૃ. ૮૦, પૂઠું કાગળનું. કિં. ૦-૬-૦.

આમાં કુલ ૬ વાર્તા છે, તેમાંની ' માયાબાજી ' એક છે. કેટલીક વાર્તા વહેમપોષક રાક્ષસોની હોઇ અમે એનો વિશેષ પ્રચાર થાય તેમ ઇચ્છતા નથી.

બીજી આવૃત્તિ વખતે આવી વાર્તાને દૂર કરી કંઇક શક્તિપોષક વાર્તા ઉમેરાશે તો વધુ ઉપકારક થઇ પડશે.

મોંઘીબેન જેવાં પાસે તો ગુજરાતનાં બાળકો પ્રેરક અને ઉપકારક સાહિત્ય માગે છે.

' દક્ષા '

૭. **ગાંધીજી**—લેખકઃ શ્રી. જુગતરામ દવે, પ્રકાશકઃ નવજીવન પ્ર. મંદિર, અમદાવાદ પૃષ્ઠ ૮+૧૧૬, મૂલ્ય ૦-૪-૦.

આ પુસ્તકની આ પાંચમી આવૃત્તિ એજ એની લોકપ્રિયતાના પુરાવા માટે પૂરતું છે. બાળકોને સરળ રીતે ગાંધીજીની પૂરી પિછાન થાય તેવી શૈલીએ લેખકે આ પુસ્તક લખ્યું છે. આ પુસ્તક આપણાં બાળકોમાં વધુ ને વધુ પ્રમાણમાં વંચાય તેવા પ્રયત્નો દરેક પુસ્તકાલયના મંત્રી-ગ્રંથપાલે કરવા જોઇએ.

૮. **આંધળાનું ગાડું**—લેખકઃ પ્રકાશકઃ ઉપર પ્રમાણે, પૃષ્ઠ ૪૦, પૂઠું સાદું.

આ નાના નાટક દ્વારા આપણા ગ્રામજનોની સ્થિતિનો અચ્છો ચિતાર લેખકે આપ્યો છે. આ નાટક આપણાં ગામડાંમાં ઉજવાતા ઉત્સવ-સમારંભોને પ્રસંગે ભજવવા જેવાં છે. એમાં લખાયેલાં ગીતો સરળ હોઇને મોઢે ચડી જાય તેવાં છે. જાણીતા ગ્રામસેવકની આ પુસ્તિકા, આજના છતી આંખે આંધળાઓને દેખતા કરવા માટે, દરેક પુસ્તકાલય પોતાને ત્યાં અચૂક વસાવે.

૯. **ગામડાંની વહારે**—લેખકઃ ગાંધીજી. પ્રકાશકઃ ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૬૮, મૂલ્ય ૦-૧-૦,

આજે જ્યારે ગ્રામજીવનના પ્રશ્નો ચર્ચાઇ રહ્યા છે, ગ્રામોદ્ધારની યોજનાઓ વિવિધરૂપે વિચારાઇ રહી છે તેવે વખતે ગ્રામજીવનના સાચા ઊંડા અભ્યાસી અને જનકલ્યાણકારી પુરુષે ગામડાંને લગતા લખેલા લેખોનો આ સંગ્રહ અતિ ઉપયોગી થઇ પડે તેવો છે. એમાં ગ્રામજીવનને લગતા અનેક પ્રશ્નો ચર્ચાયેલા છે. દરેક ગ્રામ પુસ્તકાલયમાં આ પુસ્તક હોવું જ જોઇએ.

**૧૦. મૃત્યુ અને પરલોક**—મૂળલેખકઃ નારાયણસ્વામી. અનુવાદકઃ શ્રી. આર. કે. ગણાત્રા; સોલ એજન્ટસઃ એન. એમ. ઠક્કરની કંપની, મુંબઇ ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૫+૨૮૬, પાકું પૂઠું, મૂલ્ય રૂા. ત્રણ.

આ પુસ્તક મૂળ હિંદીમાં શ્રી નારાયણ સ્વામીએ લખેલું તેનો આ અનુવાદ છે. એમાં લેખકે મૃત્યુ બાદ મનુષ્યની શી શી અવસ્થાઓ હોય છે તેમ જ તેનો પુનર્જન્મ અને પ્રેતાવાહન વિદ્યા, મૃતાત્માઓ સાથે વાતચીત કરવાની પાશ્ચાત્ય પદ્ધતિ વગેરે માહિતી આપી છે. પાછળના ભાગમાં આ વિષયને લગતી અનુવાદકને જે માહિતી પ્રાપ્ત થયેલી તે તેમણે ઉમેરી છે. વળી પુનર્જન્મ પામ્યા પછી મનુષ્યે પોતાના પૂર્વજન્મની વાત યાદ આવવાના અને તે પૂર્વનાં કુટુંબીઓને મળવાના જે કેટલાક દાખલા હમણાં હમણાં બહાર આવ્યા છે તેને લગતી વિગતો પણ આપી છે. પુસ્તકમાં આટઆટલી વિગતો પછી પણ મૃત્યુ પછીનું જીવન કેવું હોય છે તેનો સ્પષ્ટ નિર્ણય આમાંથી નથી મળતો, છતાં આવા વિષયમાં રસ લેનારાઓને તો આમાંથી કેટલીક જાણવાજોગ માહિતી જરૂર મળી આવશે. છપાઇ—સફાઇ સારી છે.

**૧૧. આવતી કાલે**—લેખકોઃ શ્રી. રમણલાલ સોની, રતિલાલ મહેતા અને સુભદ્રા ગાંધી. પ્રકાશકઃ નવી દુનિયા કાર્યાલય, ભદ્ર અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮૦, સાદુ પૂઠું, મૂલ્ય ૬ આના.

નવી દુનિયા કાર્યાલય તરફથી સમાજવાદને ધ્યેયરૂપ રાખી તેને અનુરૂપ પ્રચારલક્ષી સાહિત્ય પ્રકટ કરવામાં આવે છે. એ કાર્યાલય તરફથી ચાલતી અને હવે બંધ થયેલી ' ચાલો વિચારીએ ' ગ્રંથમાળાના ત્રીજા વર્ષનું આ ત્રીજું પુસ્તક છે. પુસ્તકમાં સમાજવાદના સિદ્ધાંતોને સચોટ રૂપે સમજાવતી બાલવાર્તાઓ આપી છે. લેખકો કહે છે તેમ બધી વાર્તાઓ મૂળ અંગ્રેજી ઉપરથી લેવાઇ છે. વાર્તાને આપણા દેશના વાતાવરણને અનુરૂપ બનાવવામાં કોઇ કોઇમાં આપણી દેશી ઢબનાં જોડકણાં આપ્યાં છે. દરેક વાર્તામાંથી સમાજના નીચલા થરોને સ્પર્શતું વાતાવરણ જાણવા મળે છે.

**૧૨. ઓલકી અને નાગરિકા**—લેખક : શ્રી. સુંદરમ્; પ્રકાશક : રેખા અને ગતિ કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૨૮, આકર્ષક સચિત્ર કાચુ પૂંઠુ, મૂલ્ય ૦–૮–૦.

જાણીતા ગુજરાતી કવિ લેખક શ્રી. સુંદરમ્‌ની પાંચ વાર્તાઓનો આમાં સંગ્રહ છે. પુસ્તકનું નામ પાડવામાં આમાં નવો જ રાહ લેવાયો છે. એમાંની ઓલકી વાર્તા છેક છેલ્લે હોઇને નાગરિકા સૌથી પહેલી છે.

શ્રી. સુંદરમ્‌નો આગલો વાર્તાસંગ્રહ " હીરાકણી અને બીજી વાતો " બહાર પડયા પછી તેના જેવો જ આ નવો સંગ્રહ છે. એમાં એમની ભારતવદર્શી વાર્તાઓ અપાયેલી છે,

ગાંધીયુગની ડાયરીઓ ઉપરોક્ત પ્રકાશક તરફથી અગાઉ પ્રકટ થયેલી ત્યારે તે સારો આદર પામેલી. આ વર્ષે પણ આ ડાયરી પ્રકાશકોએ પ્રસિદ્ધ કરી છે. એમાં સ્થળે સ્થળે સુવાક્યો તેમજ અવતરણો આપેલાં છે જે મનન કરવા યોગ્ય છે.

**૨૧. મૂગા લોકસેવક મોતીભાઇ અમીન**—લેખક : રસૂલભાઈ નબીજી વહોરા; પ્રકાશક : ચરોતર એજ્યુકેશન સોસાયટી–આણંદ; ૧૬ પેજી પૃ. ૬૦; ૧૯૩૯ પહેલીવાર; કાચું પૂઠું; કિં. ૦–૨–૦.

નૂતન ચરોતરના સર્જનમાં જેનો ફાળો બહુ મહત્વનો છે, મ. ગાંધીજીએ જેને 'ચરોતરનું મોતી' એવું બિરદ અર્પ્યું છે, કેળવણી અને જ્ઞાનપ્રચાર સાથે લોકસેવા ને જનકલ્યાણનાં કામો દ્વારા જેનું નામ ગુજરાત–બૃહદ્ ગુજરાતમાં સારી પેઠે જાણીતું થયેલું છે એવા ગુજરાતના મૂંગા પણ સાચા લોકસેવક સ્વ. મોતીભાઈ અમીન સાહેબના બોધક જીવનચરિત્રની આ નાનકડી પુસ્તિકા બેશક આદરપાત્ર છે. એના વાચનથી જીવનકાળમાં જેના વિષે જાણવામાં નથી આવ્યું તેવું ઘણું ઘણું આ પુસ્તકમાંથી જાણી શકાશે. પુસ્તકાલયો તેમ જ ખાનગી કુટુંબો હોંશે હોંશે ઉપાડ કરે અને છૂટથી પ્રચાર કરે. મહાલ પુ. મંડળો તરફે યોજાતી પરીક્ષાઓ માટે આ ચરિત્રની પસંદગી થાય એ ખૂબ ઇચ્છવા યોગ્ય.

**૨૨. ભાભીની બંગડીઓ અને બીજી વાતો**—અનુવાદક, ગોપાળરાવ કુલકર્ણી; પ્રકાશકઃ ધી જ્યોતિ કાર્યાલય લિ. અમદાવાદ અને મુંબાઇ; પહેલીવાર સન ૧૯૩૯; ૧૬ પેજી પૃ. ૧૯૧; પાકું પૂઠું; કિં. ૧–૧૨–૦.

આ ચોપડીમાં (૧) ભાભીની બંગડીઓ (૨) સરગવાની શીંગો (૩) દેવું પીટયું ને શાહુકાર ગુમાવ્યો, (૪) દેવોના અવતાર, (૫) તમાચો, (૬) રેકર્ડોનું રમખાણ, (૭) એક રૂપિયો બે આના, (૮) ઇશ્વરની લઘુ કથા, (૯) બે શ્રીમંત, (૧૦) બીડી અને કાંડી, (૧૧) કોથમીરનાં તરણાં અને (૧૨) ગોવિંદ નામની બાર લઘુકથાઓ હોઇ તે મરાઠી સાહિત્યના 'ધૂમકેતુ' ગણાતા શ્રી યશવંત ગોપાળ જોશીની કલમે મૂળ મરાઠીમાં લખાઇ છે વાર્તાઓનું વસ્તુ આપણા સમાજજીવનમાં બનતા સામાન્ય બનાવોમાંથી એકાદને ઉઠાવી લઇને યોગ્ય પાત્રાલેખનદ્વારા ખીલવવામાં આવ્યું છે. મૂળ લેખક રા. જોશી મરાઠી સાહિત્યના વખણાયલા લેખક છે એમ પ્રકાશકના નિવેદન પરથી સમજાય છે. તેમની આ વાર્તાઓ પણ મરાઠી આલમમાં રસથી વંચાઇ હશે એમાં શક નહિ. છતાં આ ગુજરાતી અનુવાદ એવો રસિક નથી બન્યો લાગતો. મરાઠીની છાંય શબ્દપ્રયોગ અને વાક્યરચનામાં સહેજે જણાઇ આવે છે. મોટાભાઇના અર્થમાં વપરાતો મરાઠી શબ્દ 'દાદા' ગુજરાતીમાં બાપના બાપ કે માના બાપ તરીકે જ સમજાવાનો સંભવ છે. મરાઠી સાહિત્યમાંથી ગુજરાતીમાં અનુવાદો થાય એ બહુ ઇચ્છનીય છે, પણ તે સિદ્ધહસ્ત અનુવાદકોની કલમે થાય એ પણ એટલું જ ઇચ્છનીય છે.

ના. નં. ચોકસી

## સામયિકો

**૧ શિક્ષણ અને સાહિત્ય**—તંત્રીઃ શ્રી. મગનભાઇ દેસાઇ, પ્રકાશક નવજીવન પ્રકાશન મંદિર, ગાંધી રોડ, અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂા. બે.

અગાઉ "નવજીવન" પ્રકટ થતું ત્યારે, તેની સાથે શિક્ષણ અને સાહિત્યની પૂર્તિ અપાતી અને તેનું સંપાદન કાકા કાલેલકર કરતા. ત્યારે એ પૂર્તિ શિક્ષણના ક્ષેત્રમાં કામ કરનારાઓ માટે અતિ ઉપયોગી નીવડેલી.

આજે એ પૂર્તિ નહિ પણ માસિકરૂપે પ્રકટ થાય છે અને આજે જ્યારે શિક્ષણનો પ્રશ્ન. અનેક રીતે છણાઇ રહ્યો છે ત્યારે આ માસિકનો અવતાર શિક્ષણના ક્ષેત્રમાં અગત્યના સાધનરૂપ થઇ પડશે. તંત્રીની સાથે એમની જોડમાં અનુભવી સંપાદક મંડળ પણ છે; એટલે આપણા સાહિત્ય અને શિક્ષણના ક્ષેત્રમાં એ સારો એવો ફાળો નોંધાવશે, એવું અનુમાન અત્યાર સુધીમાં પ્રકટ થયેલા એના બે અંકો કહી આપે છે. દરેક ગ્રામ પુસ્તકાલયો એના ગ્રાહક થઇ જાય એવી અમારી ભલામણ છે.

**૨ સ્થાનિક સ્વરાજ**—તંત્રી મંડળઃ શ્રી. દુર્લભજી પરાગજી દેસાઇ, કલ્યાણજી વિ. મહેતા, જ્યોત્સ્ના બેન મહેતા વગેરે. જીલ્લા લોકલ બોર્ડ, સુરત. વાર્ષિક લવાજમ ૧ રૂપિયો.

સુરત જિલ્લા લોકલ બોર્ડની પ્રવૃત્તિઓના વાજિંત્રરૂપ આ માસિકના બે અંકો જોતાં ટૂંકા કાર્યક્ષેત્રના વર્તુલમાં પણ પોતાનો ઠીક ઠીક ફાળો નોંધાવતું લાગે છે. મહાસભાવાદી કાર્યકરોના હસ્તક ચાલતા આ માસિકમાં સુરત જિલ્લા બોર્ડની પ્રવૃત્તિઓ અને તેમાં પણ કેળવણી અને પ્રૌઢ શિક્ષણને લગતા ઠીક ઠીક પ્રશ્નો ચર્ચાય છે. આટલા અલ્પ લવાજમમાં આવું વાચન આપવા બદલ ધન્યવાદ.

**૩. વિશ્વમંગલ**—તંત્રીઃ મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી, મુ. જુનાગઢ, વાર્ષિક લવાજમ રૂા. અઢી.

ધાર્મિક સિદ્ધાંતો ચર્ચતા અને ઉપદેશાત્મક સાહિત્ય આપતા આ માસિકનો આષાઢ–શ્રાવણ માસનો અંક લગ્નાંક તરીકે પ્રકટ કરવામાં આવ્યો છે. લગ્નવિષયક વિવિધ લેખો ઠીક ઠીક પ્રમાણમાં અપાયા છે. તેમાં પણ "પુનિત ગાથા" શીર્ષક કાવ્ય લગ્નપ્રસંગના રૂઢાચારોમાં પણ કેવી જાણવા જેવી બાબતો હોય છે તે સરસ રીતે રજૂ કર્યું છે. કટાક્ષચિત્રો અપાયાથી અંક આકર્ષક થયો છે.

**૪. નૌકા** ( દક્ષિણ હિંદ અંક ) તંત્રીઃ શ્રી. વી. કે. પારેખ, કોચીન (મલબાર).

આ અંકમાં, બૃહતગુજરાતમાં છેક મલબારમાં વસતા ગુજરાતીઓએ દક્ષિણ હિંદની માહિતીને લગતા લેખોનો ઠીક ઠીક સંભાર આપ્યો છે, તેમાં પણ તે પ્રદેશની વ્યાપારવિષયક માહિતી જેમકે મલબારનો ગૃહઉદ્યોગ–કાથો, મરીનો પાક અને તેનો વ્યાપાર, વગેરે લેખો ત્યાં રહ્યે રહ્યે ત્યાંની માહિતી મેળવવા ઇચ્છનારને ઠીક ઠીક માર્ગદર્શન આપે છે. ઉપરાંત ત્યાંના રીતરિવાજો વગેરેને લગતા લેખો પણ છે. તંત્રીને આ માટે ધન્યવાદ.

**૫. સ્વીકાર**—સા. પુ. કરજણના ૧૯૩૮–૩૯નું નિવેદન, અલોની સા. પુ. સાવલીનું વાર્ષિક નિવેદન, ચોટીલા યુવક સંઘની પ્રવૃત્તિઓનો હેવાલ. છગનલાલ ગલીઆરા સા. પુ. કઠોરનો ૧૯૩૮–૩૯ નો રિપોર્ટ.

—✻—

# નવીન ફાલ

| ક્રમાંક | પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક અને મળવાનું સ્થળ | કિંમત | વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|
| ૧ | શોભના | શ્રી. રમણલાલ વ. દેસાઇ | સયાજીવિજય, વડોદરા | ૨–૦–૦ | "સયાજીવિજય"ની ભેટ |
| ૨ | યુરોપની ભીતરમાં | ચંદ્રભાઇ ભટ્ટ | પ્રસ્થાન કાર્યા. અમદાવાદ | ૨–૦–૦ | "ઇન્સાઇડ યુરોપ"નું ગુજરાતી રૂપાંતર |
| ૩ | કેતકીનાં પુષ્પો | શ્રી. નવલરામ ત્રિવેદી | ગૂર્જર ગ્રં. ર કાર્યા. અમદાવાદ | ૧–૮–૦ | તરુણ ગ્રંથમાળામાં |
| ૪ | યામા | માણેકલાલ જોષી | ,, ,, | ૪–૦–૦ | બીજી આવૃત્તિ |
| ૫ | ડોન ક્વીક્ઝોટ | મોંઘીબ્હેન | ગૂર્જર ગ્રં. ર કાર્યા. | ૨–૮–૦ | |
| ૬ | ભાઇ–બ્હેન | રવીન્દ્રનાથ ટાગોર | એન. એમ. ઠ. કું. | ૨–૮–૦ | |
| ૭ | મારાં માસીબા | વિનોદ | ,, ,, | ૩–૦–૦ | |
| ૮ | મૃત્યુ અને પરલોક | મૂ.લે. નારાયણસ્વામી | ,, ,, | ૩–૦–૦ | |
| ૯ | રેણની મા | ,, શરતચંદ્ર | ,, ,, | ૨–૦–૦ | |
| ૯ | દુર્ગેશનંદિની | ,, બંકિમચંદ્ર | આર. આર. શેઠની કું. | ૧–૮–૦ | |
| ૧૦ | કપાલકુંડલા | ,, | ,, ,, | ૨–૦–૦ | |
| ૧૧ | કૉલેજિયન | જ્યોતીન્દ્રરાવ દિવેટિયા | ,, ,, | ૦–૮–૦ | |
| ૧૨ | વિમાની હુમલો અને તેમાંથી બચવાના ઉપાયો | અભ્યાસી | જ્યોતિ કાર્યા. લિ. અમદાવાદ | ૦–૮–૦ | |
| ૧૪ | અમૃતરસ | અમૃતલાલ નાગજી વખારીઆ | લેખક પોતે દિવાન-ચોક, જુનાગઢ | ૧–૦–૦ | |
| ૧૫ | પત્રગીતા | રંગ અવધૂત | અમૃતલાલ નાથાભાઇ મોદીસાંથ, નડીઆદ | ૦–૪–૦ | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૬ | મેજિક ઈંગ્લિશની ૮ પુસ્તિકાઓનો સેટ | હરિકૃષ્ણ વ્યાસ | લેખક પોતે, લાઠી | ૨-૦-૦ | |
| ૧૭ | માયાબાજી અને બીજી વાતો | મોંઘીબેન | ગૂર્જર ગ્રંથ ર. કા. અમદાવાદ | ૦-૬-૦ | |
| ૧૮ | અમારાં ગીત | ગણપતલાલ દ. વ્યાસ | એન. એમ. ઠક્કરની કં. મુંબઇ | ૦-૫-૦ | |
| ૧૯ | રાસ કોકિલા | મૂળસુખલાલ અ. દીવાન | ,, ,, | ૦-૬-૦ | |
| ૨૦ | ચાલો ગાઇએ | ,, | ,, ,, | ૦-૬-૦ | |
| ૨૧ | મૂંગા સેવક મોતીભાઇ અમીન | રસૂલભાઇ ન. વહોરા | ચરોતર એજ્યુકેશન સોસા. આણંદ | ૦-૩-૦ | |
| ૨૨ | ગુલાબગુચ્છ યાને ગોવિંદગીતા | ગુલાબભાઈ વ. દેસાઇ | રણછોડજી જગાભાઇ | અમૂલ્ય | મિત્રોમાં વહેંચવા |
| ૨૩ | શ્રી નિરાંત કાવ્ય | શ્રી નિરાંત મહારાજ | નટવરલાલ મ. પંડયા, વડોદરા | ૧-૪-૦ | |
| ૨૪ | ડોન કિવકઝોટ | મોંઘીબેન | ગૂર્જરગ્રંથ કાર્યાલય અમદાવાદ | ૦-૮-૦ | |
| ૨૫ | ગાંધીયુગની ડાયરી | ,, | ,, ,, | ૧-૦-૦ | |
| ૨૬ | નવરંગી બાળકો | મો. ર. દ્વિવેટીઆ | ,, ,, | ૦-૪-૦ | |
| ૨૭ | બાલવાડી | ,, | ,, ,, | ૦-૬-૦ | |
| ૨૮ | શરદ બાબુની બાલવાર્તાઓ | રમણલાલ સોની | ,, ,, | ૧-૮-૦ | |
| ૨૯ | હિંદુ સંસ્કૃતિ | કાશીનાથ વિનાયક વેલણકર | લેખક પોતે, કરનાળી વાયા ચાંદોદ | ૦-૬-૦ | |
| ૩૦ | બીડેલાં દ્વાર | ઝવેરચંદ મેઘાણી | આર. આર. શેઠની કં. મુંબઇ | ૨-૦-૦ | |
| ૩૧ | આવતી કાલે | રમણલાલ સોની વગેરે | નવીદુનિયા કાર્યાલય અમદાવાદ | ૦-૬-૦ | |
| ૩૨ | ગીત લહરિ | જયરામ નથુભાઇ પટેલ | લેખક પોતે, ગરણી પો. કોટડાપીઠા | કિંમત લખી નથી | |
| ૩૩ | ખાદીવિદ્યાપ્રવેશિકા | મગનભાઇ દેસાઇ | નવજીવન પ્ર. મંદિર અમદાવાદ | ૦-૧૨-૦ | |
| ૩૪ | સંતતિનિયમન | ડૉ. કદમ | લેખક પોતે અમરેલી | ૦-૩-૦ | |
| ૩૫ | અહંકાર | હરજીવન સોમૈયા | ભારતી સા. સંઘ | ૧-૮-૦ | |

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | તારીખ |
|---|---|---|---|---|
| આયુર્વેદવિજ્ઞાન | ૨૨ | ૪ | એપ્રિલ | ૧૦– ૭–૩૯ |
| ઊર્મિ | ૯ | ૮ | ઑક્ટોબર | ૧–૧૦–૩૯ |
| કિશોર | ૫ | ૧ | સપ્ટેમ્બર | ૪–૧૦–૩૯ |
| કુમાર | ૧૭ | ૧૦ | ઑક્ટોબર | ૧૭–૧૦–૩૯ |
| ખેડૂત, ખેતી ને સહકાર | ૬ | ૩ | ઑક્ટોબર | ૧૧–૧૦–૩૯ |
| ખેતીવાડી | ૫ | ૭ | આસો | ૨૬–૧૦–૩૯ |
| ખેતીવાડી વિજ્ઞાન | ૨૭ | ૩ | ઑક્ટોબર | ૨–૧૧–૩૯ |
| ગુણસુન્દરી | ૭૩ | ૩ | નવેમ્બર | ૧–૧૧–૩૯ |
| ગ્રામજીવન | ૧૦ | ૩ | નવેમ્બર | ૧–૧૧–૩૯ |
| ચરોતર | ૯ | ૧૦ | ઑક્ટોબર | ૧૬–૧૦–૩૯ |
| ચિત્રમય જગત | ૨૫ | ૮ | ઑક્ટોબર | ૪–૧૦–૩૯ |
| દેશી રાજ્ય ત્રિમાસિક | ૧૩ | ૧ | એપ્રિલ–જુન | ૧– ૯–૩૯ |
| નવચેતન | ૩૬ | ૧ | ઑક્ટોબર | ૩૦– ૯–૩૯ |
| નવરચના | ૪ | ૭ | ઑક્ટોબર | ૧૩–૧૦–૩૯ |
| પાટીદાર | ૧૬ | ૧ | કારતક | ૨૬–૧૦–૩૯ |
| પ્રસ્થાન | ૧૪ | ૧૨ | આસો | ૨૭–૧૦–૩૯ |
| બાલમિત્ર | ૧૯ | ૪ | નવેમ્બર | ૨–૧૧–૩૯ |
| બાલસખા | ૩ | ૫ | નવેમ્બર | ૨–૧૧–૩૯ |
| બાળક | ૧૭ | ૧૧, ૧૨ | નવે. ડિસે. | ૧–૧૧–૩૯ |
| બુદ્ધિપ્રકાશ ત્રિમાસિક | ૮૬ | ૨ | એપ્રિલ–જુન | ૮– ૭–૩૯ |
| માનસી ત્રિમાસિક | ૪ | ૧ | માર્ચ | ૮– ૬–૩૯ |
| યુવક | ૯ | ૧૧ | નવેમ્બર | ૨–૧૧–૩૯ |
| વૈદ્યકલ્પતરુ | ૪૪ | ૧૦ | ઑક્ટોબર | ૭–૧૦–૩૯ |
| વ્યાયામ | ૨૫ | ૨ | ઑક્ટોબર | ૧૬–૧૦–૩૯ |
| શારદા | ૩૧ | ૬ | ઑક્ટોબર | ૧૫–૧૦–૩૯ |
| શિક્ષણ પત્રિકા | ૧૪ | ૭ | આશ્વિન | ૨૧–૧૦–૩૯ |
| સૌરાષ્ટ્ર શિક્ષક | ૧૩ | ૧ | જુન–ઑગસ્ટ | ૧૪– ૯–૩૯ |
| સ્ત્રીબોધ | ૮૩ | ૧૧ | નવેમ્બર | ૧–૧૧–૩૯ |

—ॐ—




## વડોદરા રાજ્ય

**આગામી રા. પુ. પરિષદ**—વડોદરા રાજ્ય પુ. પરિષદનું સાતમું અધિવેશન ચાલુ માસની તા. ૧૮–૧૯ ના રોજ ઝારોળા મુકામે મળશે તે પ્રસંગે સૌ મંત્રી-ગ્રંથપાલ પ્રતિનિધિઓ હાજર થઇ પુસ્તકાલય પ્રવૃત્તિના વિકાસની યોજનાઓ સાથે અચૂક આવી પહોંચે.

**ગણદેવીનું કસ્બા પુસ્તકાલય**—ગણદેવીનું કસ્બા પુસ્તકાલય ગ્રામ પુસ્તકાલયોની દેખરેખ રાખી વ્યવસ્થા જાળવવાનું કામ કરે છે. ભાઠા તેમ જ નાંદરખામાં વાંચનાલયને પુસ્તકાલયમાં ફેરવવાની યોજના વિચારે છે, ખાતાના સૂચના-સકર્યુલરોનો અમલ કરાવવા તજવીજ કરે છે, સહકારી બજેટો બનાવવાની યોજનાનો પ્રચાર કરે છે. સ્તુત્ય.

**શિષ્ટ વાચનની પરીક્ષા**—દામનગર મહાલ પુ. મંડળ તરફથી શિક્ષકો માટેની શિષ્ટ વાચનની પરીક્ષા માટે " ગ્રામ હિંદ ઉત્કર્ષ " એ પુસ્તક મુકરર થયું છે. સદર પરીક્ષા દિવાળી વેકેશન ખુલતાં પહેલા રવિવારે લેવાશે. એને લગતી માહિતી સદર મહાલ મંડળના મંત્રી પાસેથી મંગાવી લેવી.

—**પાદરા મહાલ પુ. મંડળ** તરફની શિષ્ટ વાચનની પરીક્ષા તા. ૨૭–૧–'૪૦ ના રોજ લેવા નિયત થયું છે. પરીક્ષા માટે ફોરમ લહરિ ૧લી તથા "શ્રી અમીન સાહેબનું જીવન ચરિત્ર" એ બે પુસ્તકો મુકરર થયાં છે. સદર પરીક્ષામાં બેસવા ઇચ્છનારે વિગતવાર માહિતી મંડળના મંત્રી પાસેથી મેળવવી.

## પુસ્તકાલયોને મદદ*

—**સા. પુ. તુંડી** તા. પલસાણાને ૫) નથુભાઈ હરિભાઇ, ૨) પરભુભાઇ મોરારજી તરફથી.

—**સા. પુ. મહૂડી** તા. વિજાપુરને ૫) વહોરા કાન્તિલાલ વર્ધમાન, ૫) વહોરા મોતીલાલ વિઠ્ઠલદાસ તરફથી.

—**સા. પુ. કલ્યાણપુરા** તા. કડીને ૧૫) પા. ઠાકરશીભાઇ મોતીભાઇ, ૫) પા. શોભણદાસ જેશિંગભાઇ, ૫) પા. નરસિંહભાઇ દેકાભાઇ, ૪) પા. કમાભાઇ મનજીભાઇ, ૨) પા. મગનભાઇ લાલજીભાઇ, ૨) પા. કાનજીભાઇ અમરશી, ૨) પા. જીવાભાઇ ઠાકરશી, ૨) પા. સુખલાલ મોતીભાઇ, ૨) પા. શિવલાલ નાગજીભાઇ, ૨) સોની ગોવિંદભાઇ જગજીવન, ૨) સોની ગુલાબભાઇ પોપટલાલ, ૨) પા. નાનજીભાઇ વિનાભાઇ.

—**સા. પુ. ધરમપુર (ભાદ્રી)** તા. કડીને ૩) પટેલ અરજણ લખમણ, ૨) પટેલ પ્રભુદાસ ગણેશ, ૨) પટેલ દુદાભાઇ ડાહ્યાભાઇ.

---

* આ યાદીમાં રૂા. ૨) અને તેથી વધુ રકમ આપનારનાં નામ જાહેર કરવામાં આવ્યાં છે.

— સા. પુ. મુબારકપુર ( તા. કલોલ )ને રૂા. ૫) મિસ્ત્રી દલપતરામ જમનાદાસ, ૨) પટેલ ઇશ્વરદાસ જેસંગભાઇ તરફથી, તેમજ પંડિત શિવાલાલ છગનલાલ તથા શાસ્ત્રી અંબાલાલ ગમનેશ્વર તરફથી રૂા. પાંચનાં પુસ્તકો.

**મહાલ શાળાધિકારીનો સ્તુત્ય પ્રયાસ**—કડી મહાલ શાળાધિકારી શ્રી. ભરતરામભાઇએ કલ્યાણપુર ગામની તપાસણી વખતે ગામલોકોને ભેગા કરી પુસ્તકાલયપ્રવૃત્તિ વિષે સમજૂત આપી પુસ્તકાલયનું બજેટ બનાવી મોકલવા પ્રેરણા કરતાં તેમની સમજાવટથી રૂ. ૬૫) જેટલી રકમ એકઠી કરાઇ હતી. અને બજેટ બનાવી મોકલવા તજવીજ થઇ હતી. સ્તુત્ય. દરેક મહાલ શાળાધિકારી સાહેબો આવો પ્રચાર કરતા રહે તેની અમને માહિતી આપે એવી વિનંતિ.

**તૈલચિત્રની અનાવરણ ક્રિયા**—વાલમ સાર્વજનિક પુસ્તકાલયના મકાનમાં શા. લલ્લુભાઇ નારણદાસ પટેલનું તૈલચિત્ર ( ફોટો )ની અનાવરણક્રિયા તા. ૨૨–૧૦–૩૯ ના રોજ દશેરાના શુભ પ્રસંગે ખુલ્લુ મૂકવાની વિધિ કરવામાં આવી હતી.

## મહાલ મંડળની સભાઓ

**સંખેડા**—તા. ૨૦–૮–૩૯ના રોજ સભા ભરાઇ, જેમાં ગત વર્ષના હેવાલ–હિસાબ મંજૂર થયા, નવા વર્ષ માટે વ્ય. મંડળ ચુંટાયું, તેમાં પ્રમુખ તરીકે સંખેડા મહાલ શાળાધિકારી સા., મંત્રી તરીકે શ્રી. કચુલાલ શાહ તથા વ્યવસ્થાપક મંડળમાં દરેક જૂથના બે એમ સભાસદો નિમાયા, પ્રાંત મંડળની સભામાં હાજરી આપવા શ્રી. કચુલાલ તથા મૂળજીભાઇ લલ્લુભાઇને મોકલવા ઠર્યું; શાળાવાળાં એવાં પુસ્તકાલય વિનાનાં ગામોએ નવીન પુસ્તકાલયો ખોલવા ગ્રા. સુધારણા મંડળને વિનંતિ કરતો ઠરાવ થયો. '૩૯–૪૦ના વર્ષમાં મહાલ મંડળનું અધિવેશન ભાટપુર મુકામે ભરવા નિયત થયું. ગોલા ગામડી ગામ પછાત વસ્તીનું હોવાથી લોકમદદ એકઠી નહિ થઇ શકવાથી " ઓર્ડન સ્મા. ફંડ "માંથી ત્યાં પુસ્તકાલય ખોલવા વ. રા. પુ. મંડળને વિનંતિનો તથા શિષ્ટ વાચન પરીક્ષા માટે " જાપાનની કેળવણી "નું પુસ્તક નક્કી કરતો એમ કુલ સાત ઠરાવો થયા.

**કસ્બા પુસ્તકાલયોને ભેટ**—રાજ્યનાં જે કસ્બા પુસ્તકાલયોનો અંગ્રેજી વાચકો લાભ લેતા હોય તે પુસ્તકાલયોને સ્વ. સર લલ્લુભાઇ શામળદાસે લખેલું " My Impressions of Japan " નામનું પુસ્તક ભેટ આપવા માટે શ્રી. જ્યોતિન્દ્ર લલ્લુભાઇ મહેતા (મેનેજિંગ ડિરેક્ટર, ધી બોમ્બે લાઇફ એસ્યુરન્સ કંપની) તરફથી પુ. સ. સ. મંડળને મોકલવામાં આવેલ છે. તે મેળવવા માટે જે તે કસ્બા પુસ્તકાલયોએ પુ. સ. સ. મંડળ તરફ જણાવવું.

## વ૦ રા૦ પુ૦ મંડળ

**શિષ્ટ વાચનની ૧૭ મી પરીક્ષા**—તા. ૨૨–૧–૧૯૪૦ ના રોજ લેવા ઠરેલી શિષ્ટ વાચનની ૧૭ મી પરીક્ષા માટે તમારી ઉમેદવારી હજી ન નોંધાવી હોય તો તે તરત જ નોંધાવી દેવાની ખાસ ભલામણ કરીએ છીએ. કારણ ? કારણ કે પરીક્ષા માટે ઠરેલાં ગુજરાતી મહાજનોનાં ચરિત્ર એકેએક ગુજરાતીએ અવશ્ય જાણવા જેવાં છે.

**ઝટપટ ઝારોળા પધારો**—અન્યત્ર પ્રસિદ્ધ થયેલ ૭ મી રાજ્ય પુ. પરિષદની સ્વાગત સમિતિની ત્રીજા નંબરની તથા ' ધ્યાનમાં લેજો ' નામની પત્રિકાઓ ખાસ વાંચો અને જરૂરી કન્સેશન ફોર્મ મંગાવી લઇને ઝટપટ ' ઝારોળા પધારો. '

—卐—

## પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.ની પંદરમી વાર્ષિક સામાન્ય સભામાં

# પસાર થયેલા ઠરાવોની ટૂંક નોંધ

**પુસ્તકાલય** સહાયક સહકારી મંડળ લિ.ની પંદરમી વાર્ષિક સામાન્ય સભા તા. ૮–૧૦–૩૯ ના રોજ બપોરના બે વાગે મંડળની ઑફિસમાં મળી હતી, જે વખતે ૬૭ સભ્યો હાજર હતા.

સદરહુ સભામાં નીચે મુજબના ઠરાવો પસાર થયા હતાઃ—

**ઠરાવ ૧**—મંડળના સ્થાપક અને તેના અધ્યક્ષ તેમ જ વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રાણ શ્રી. મોતીભાઇ નરસિંહભાઇ અમીનનું તા. ૧–૨–૩૯ ના રોજ અમદાવાદ મુકામે અવસાન થયું છે, તેથી આ મંડળને ખાસ કરીને, તેમ જ ગુજરાતભરની અનેક સંસ્થાઓને ભારે ખોટ પડી છે. આથી મંડળના સભાસદો એમના અવસાન માટે ખેદ જાહેર કરે છે, તેમ જ મર્હુમના આત્માને શાન્તિ ઇચ્છે છે. સદ્દગતે શરૂ કરેલી સર્વ પ્રવૃત્તિઓ સારી રીતે ચાલુ રહે તે માટે એ પ્રવૃત્તિઓને અંગે જોડાએલા સૌ કાર્યકર્તાઓને જરૂરી ખંત અને સેવાભાવ પ્રભુ આપે એવી પ્રાર્થના કરે છે.

**ઠરાવ ૨**—તા. ૧–૮–૩૮ થી ૩૧–૭–૩૯ સુધીનો બાર માસનો ઑડિટરોએ તપાસેલો હિસાબ તથા હેવાલ મંજૂર કરવામાં આવ્યો.

**ઠરાવ ૩**—નફાની વહેંચણી કરવાનું નીચે પ્રમાણે ઠરાવાયુંઃ—

**રૂા. ૩૮૦૮–૭–૯ ની વહેંચણી**

| | | |
|---|---|---|
| ૧ | રિઝર્વ ફંડ ખાતે લઇ જવા | ૯૪૫– ૮–૦ |
| ૨ | સભાસદોને શેરનું સાડાચાર ટકા લેખે ડિવિડન્ડ વહેંચવા | ૧૨૭૭– ૭ ૦ |
| ૩ | નફાની વહેંચણી સરખી રાખવાના ફંડ ખાતે લઇ જવા | ૪૦૦– ૦–૦ |
| ૪ | નોકરોને એક માસનો પગાર બોનસ તરીકે આપવા | ૨૮૫– ૦–૦ |
| ૫ | ઇન્વેસ્ટમેન્ટ રિઝર્વ ફંડ ખાતે લઇ જવા | ૭૮૬– ૫–૦ |
| ૬ | આવતા વર્ષના નફાતોટા ખાતે લઇ જવા | ૧૧૪–૧૧–૯ |
| | | ૩૮૦૮– ૭–૯ |

સરકારી બુક ડેપો વિભાગના નોકરોને એક માસનો પગાર બોનસ તરીકે આપવાનું મંજૂર કરવામાં આવ્યું હતું.

**ઠરાવ ૪**—સને ૧૯૩૯–૪૦ ના વર્ષ માટે નીચે પ્રમાણે હોદ્દેદારો તથા વ્ય. મંડળ નક્કી કરાયુંઃ—

**સાધારણ સભાના પ્રમુખઃ**—શ્રી. મગનભાઈ શંકરભાઇ પટેલ

**સાધારણ સભાના ઉપપ્રમુખઃ**—શ્રી. નાનાલાલ નાથાલાલ શાહ

વ્યવસ્થાપક મંડળના સભાસદો પૈકી ત્રણ વ્યવસ્થાપકો (૧) શ્રી. ચુનીલાલ પુરુષોત્તમદાસ શાહ, (૨) શ્રી. મગનભાઈ શંકરભાઇ પટેલ, (૩) શ્રી. મણિલાલ મંગળજી કાશીવાળા પ્રતિનિધિ સા. પુ. વાઘોડીઆ પ્રથમ વર્ષે વ્ય. મંડળે ઠરાવ્યા મુજબ નિવૃત્ત થયા હતા. તેમની જગોએ એ સભ્યો ફરીથી ચુંટાવાને પાત્ર છે એ ધોરણે (૧) ચુનીલાલ પુ. શાહ કાયમ રહ્યા છે, (૨) શ્રી. મગનભાઇ શંકરભાઇ પટેલની જગોએ શ્રી. રાવજીભાઇ જોરાભાઇ પટેલ વ્યકિતગત સભાસદ તરીકે ચુંટાઇ આવ્યા છે અને (૩) શ્રી. મણિલાલ મંગળજી કાશીવાળાની જગોએ શ્રી. વલ્લવભાઈ મૂળજીભાઇ પટેલ સા. પુ. સાધીના પ્રતિનિધિ તરીકે ચુંટાઇ આવ્યા છે. બાકીના ૬ સભાસદો નિયમ પ્રમાણે કાયમ રહ્યા છે.

ઑડિટર તરીકે શ્રી આપાજી બાવાજી અમીન બી. કોમ નિમાયા છે.

**ઠરાવ ૫**—આગામી વર્ષ માટેનું અંદાજી બજેટ મંજુર થયું છે.

**ઠરાવ ૬**—પેટાનિયમ કલમ ૫ (૨) માં સૂચવેલો સુધારો મંજૂર રાખવામાં આવ્યો હતો, જેથી હવે તે કલમ નીચે મુજબ થાય છેઃ—

કલમ ૫ (૧) શેરથી ઊભી કરેલી કુલ મૂડી રૂા. ૫૦૦૦૦ થી વધારે થઇ શકશે નહિ.

(૨) કલમ ૪ ખ અને ગ માં જણાવેલાં સાધનથી મેળવેલી મૂડી શેરનાં ભરાઇ ગયેલાં નાણાં તથા રિઝર્વ ફંડ બેઉનાથી આઠગણી કરતાં વધુ થઇ શકશે નહિ.

વ્યવસ્થાપક સભાની આજ્ઞાથી
**વાઘજીભાઈ ના. અમીન**
મંત્રી

---

## પુ. સ. સ. મંડળ લિ. વડોદરા

# જાહેરાત નં. ૧/૧૯૩૯–૪૦

**જે પુસ્તકાલયો**ની લોકમદદ એકઠી કરી પોતાના ગામે ખર્ચવાની હોય તે પુસ્તકાલયોના મંત્રી ભાઇઓને વિનંતિ કરવામાં આવે છે કે બજેટ મંજૂર થયા છતાં ગામે લોકમદદ એકઠી કરી શકાઇ ન હોય તો તે સબંધેની ખબર **પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦** ને નવેમ્બર આખર સુધીમાં આપવી.

વડોદરા,
તા. ૧–૧૧–'૩૯

**વા. ના. અમીન**
મંત્રી,
પુસ્તકાલય સ. સ. મંડળ લિ.

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ શું શું કરે છે ?

૧ પુસ્તકાલયના કામની સક્રિય તાલીમ આપવા દર વર્ષે પ્રાંતવાર શિક્ષણવર્ગો ભરે છે.

૨ સર્વાંગી તાલિમ અંતે પ્રમાણપત્ર મેળવવા ઇચ્છનારા માટે પત્રવ્યવહાર દ્વારા પુસ્તકાલય શિક્ષણની યોજના ચલાવે છે.

૩ શિક્ષકો માટેના ઓપવર્ગોમાં શાળા ખાતાને બની શકે તેટલો સાથ આપે છે.

૪ પુસ્તકાલયોને ઉપયોગી વર્ગીકૃત ગુજરાતી પુસ્તકોની નામાવલિઓ, વાર્તાનાં પુસ્તકોનો પરિચય, બાલસાહિત્ય-સર્વસંગ્રહ, અર્વાચીન સાર્વજનિક પુસ્તકાલયો, પુસ્તકાલય પ્રવૃત્તિ ભાષણો ને લેખો, સુભાષિત સમુચ્ચય વગેરે જેવું પુસ્તકાલય-વિષયક સાહિત્ય તૈયાર કરી પ્રકટ કરે છે, વા તેવા પ્રયત્નમાં યથાયોગ્ય સહકાર ને સાથ આપે છે.

૫ પ્રાસંગિક જરૂરી પત્રિકાઓ દ્વારા લોકમત કેળવે છે અને ઉપયોગી માહિતી પૂરી પાડે છે.

૬ પગારદાર તેમ જ માનદ પ્રચારકો દ્વારા રાજ્યનાં પુસ્તકાલયોની તપાસણી કરી તેમની સુવ્યવસ્થા ને કાર્યક્ષમતામાં વધારો કરે છે.

૭ નવીન પુસ્તકાલયો ઉઘાડવા માટે આવશ્યક પ્રચારકામ અને પેરવી કરે છે.

૮ જૂથ પુસ્તકાલય મંડળો, મહાલ પુસ્તકાલય મંડળો અને પ્રાંત પુસ્તકાલય મંડળોની પ્રવૃત્તિઓને દોરવે છે અને તેમની કાર્યક્ષમતાને પોષે છે.

૯ પુસ્તકાલય પરિષદો ભરી તેમ ભરાવી મહાલ, પ્રાંત અને રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિને ખીલવે છે અને વેગવંતી બનાવે છે.

૧૦ ' પુસ્તકાલય પર્વણી દિન ' રાજ્યમાં ઠેરઠેર ઉજવાય તેવો પ્રબંધ કરે છે ને તેના અહેવાલ મેળવી પ્રગટ કરાવે છે.

૧૧ શિષ્ટ સાહિત્યના પ્રચાર માટે શિષ્ટ વાચનની છમાસિક પરીક્ષાની યોજના કરે છે, તેમ જ પ્રાંત ને મહાલમંડળો પાસે તેવો પ્રબંધ કરાવે છે.

૧૨ શિષ્ટ વાચનનો શોખ કેળવવા માટે વાચકમંડળની યોજના ચલાવે છે.

મણિલાલ મંગળજી કાશીવાળા
સૌ. જયવતી ન. દેસાઇ
મંત્રી
વડોદરા રાજ્ય પુ૦ મંડળ.

## ગ્રામ પુસ્તકાલયો અને પુસ્તકાલય સહાયક સહકારી

# મંડળનો પરસ્પર સંબંધ

**(૧) ગ્રામ પુસ્તકાલયો તરફે અંદાજોમાં મંજૂર થયા પ્રમાણે સરકાર પંચાયત મદદ મેળવવી અને વિનિયોગ કરવો.**

અંદાજો મંજૂર થયા બાદ લોકમદદ પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાં મોકલ્યા પ્રમાણે સહકાર પંચાયત મદદ ખાતા પાસેથી મેળવી લેવામાં આવે છે. સ્થળ ઉપર ખર્ચ કરવાની રકમ કાપી લઈ બાકીની રકમ લોકમદદ તરીકે પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાં મોકલવાની હોય છે. જ્યાં લોકમદદ પૂરેપૂરી ગામ પર જ ખર્ચવાની હોય તો તે બાબત પુસ્તકાલય સહાયક સહકારી મંડળને જણાવવું જોઇએ કે અમે તે ખર્ચવાની રકમ એકઠી કરી છે; તે સિવાય પત્રો માસિકો માટે ખર્ચ કરવા માટે જોઇતાં નાણાં પુસ્તકાલય સહાયક સહકારી મંડળ સરકાર પંચાયત મદદમાંથી ખર્ચી શકે નહિ, **લોકમદદની રકમ પુસ્તકાલય ખાતામાં ન મોકલતાં પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાં જ ગ્રામ પુસ્તકાલયોએ મોકલવાની હોય છે.** આ લોકમદદ ઉપર સરકાર પંચાયત મદદ મેળવી તેમાંથી પત્રો, માસિકો, પુસ્તકો લાકડી સામાન, ફોર્મ વગેરે માગણી પ્રમાણે પૂરાં પાડી તેની પાવતીઓ એકત્ર કરી ખાતા મારફત જે તે પુસ્તકાલયને મોકલવામાં આવે છે.

**(૨) પુસ્તકો પૂરાં પાડવા માટે થતી તજવીજ.**

પુસ્તકાલયોની માગણી પ્રમાણે ખાતાની મંજૂરી થઇ આવી હોય તે યાદીઓ પ્રમાણે જ પુસ્તકો મોકલવાનો વહીવટ પુસ્તકાલય સહાયક સહકારી મંડળનો છે. ઉપર પ્રમાણેની માગણી પૂરી પાડવા માટે કિફાયત દરે જથાબંધ પુસ્તકો ખરીદી તેમાંથી ૬૩ ટકા મહેનતાણાના કાપી લઇ બાકીનો તમામ ફાયદો પુસ્તકાલયોને મળે તેવી રીતે વ્યવસ્થા રાખવામાં આવી છે. **પુસ્તકાલય મંડળ મંજૂર કરાવેલી યાદી સિવાયનાં પુસ્તકો મોકલતું નથી. ખાતા તરફથી જે ફેરફાર થઇ આવે તે પ્રમાણે અમલ થાય છે.** એટલે પુસ્તકો મોકલવામાં પુસ્તકાલય સહાયક સહકારી મંડળ પોતે કશો ફેરફાર કરતું નથી. પુસ્તકો મોકલવામાં સરળતા થાય તે માટે **અંદાજો સાથે જ યાદીઓ જોડવી જોઇએ.** પુસ્તકો મોકલવામાં ઢીલ થાય છે એવી કેટલીક વખત ખૂમ આવે છે; પણ તે સંબંધમાં જો યાદી ન મંજૂર થઇ હોય તો મંડળ મોકલી શકતું નથી. વિશેષમાં સરકાર પંચાયત મદદ મેળવ્યા પછી જ પુસ્તકો મોકલવાનું કામ શરૂ થાય છે. અંદાજ મંજૂર થઇ આવીને મળ્યા પછી બે માસ સુધીમાં આ રકમ મેળવવા તજવીજ થાય છે અને પ્રથમ પ્રસંગે લગભગ ૮૦૦ જેટલાં પુસ્તકાલયોનું બિલ બને છે, જેથી બધાને એકસામટાં તો પુસ્તકો ન જ મોકલી શકાય. પરંતુ દરમાસે દોઢસોથી બસો પુસ્તકાલયોને પુસ્તકો પૂરાં પાડવાની યોજના રખાઈ છે. જેથી ક્રમે ક્રમે દરેકને તે મળતાં જ રહેશે.

**(૩) પ્રકાશન**

પુસ્તકાલયોને ઉપયોગી થઇ પડે તેવા ગુજરાતી સાહિત્યના અભાવે મંડળે આ કામ

હાથ પર લઇ ૧૨૦૦૦ ગુજરાતી પુસ્તકોની વર્ગીકૃત નામાવલિના બે ભાગ જેવા પુસ્તકાલયોને અતિ ઉપયોગી પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે અને એજ પ્રમાણે બીજાં કેટલાંક પુસ્તકો શાસ્ત્રીય રીતે તૈયાર કરાવી પ્રસિદ્ધ કર્યાં છે.

આ ઉપરાંત જીવન-વિકાસ માટે ઉપયોગી નીવડે તેવાં જીવનચરિત્રો, વિજ્ઞાન ઇત્યાદિ વિષયોને લગતાં પુસ્તકો પ્રસિદ્ધ કરવા તજવીજ કરે છે. પુસ્તકાલયોએ આવાં શિષ્ટ પુસ્તકોનું વાચન વધારવા પૂરતા પ્રયાસો કરવાની જરૂર છે.

(૪) પ્રચારકાર્ય

પુસ્તકાલય પ્રવૃત્તિને લોકપ્રિય અને વ્યવસ્થિત બનાવવાના શુભ હેતુથી કેવળ પુસ્તકાલય-વિષયક પ્રશ્નોની ચર્ચા કરતું "પુસ્તકાલય" નામનું ગુજરાતી માસિક ચલાવે છે. વિશેષમાં પુસ્તકાલય ખાતા તરફથી થતી સૂચનાઓ, વટહુકમો વગેરે દર માસે આ માસિકમાં પ્રસિદ્ધ કરવામાં આવે છે, તેમજ દિવાલપત્રો વગેરે ઉપયોગી માહિતી છપાવી વેચવામાં આવે છે.

(૬) પુસ્તકાલયો માટે દફતરના નમૂના

પુસ્તકાલયોની સુવ્યવસ્થા રહે તે માટે ઠરેલા નમૂનાઓ છપાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે અને તે કિફાયત ભાવે તમામ પુસ્તકાલયોને પૂરા પાડવાની વ્યવસ્થા રાખી છે.

(૬) થાપણો

પુસ્તકાલયોની કાયમ ફંડની અગર ઇતર થાપણો અનુકૂળ દરે સ્વીકારે છે અને બેંકોમાં રોકે છે. આ થાપણો ગ્રામ પુસ્તકાલયોના મંત્રીઓ વ્યવસ્થાપક મંડળના ઠરાવ પ્રમાણે ખાતાની પરવાનગી મેળવી ઉપાડી શકે છે.

(૭) ન્યાસસ્વીકાર

પુસ્તકાલયોના હિતનાં ન્યાસો સ્વીકારે છે અને ઉપજના વ્યાજની રકમો ન્યાસપત્રમાં ઠરેલી શરતો પ્રમાણે પુસ્તકાલયોના લાભાર્થે વાપરે છે.

વા. ના. અમીન
મંત્રી
પુ. સ. સ. મંડળ લિ૦

---

[ પૃષ્ઠ ૭૮૨ નું સાંધણ ]

રહેશે. આ વિભાગમાં વેચાણ કરવાની અનુકૂળતા નહિ અપાય. પ્રકાશનોની એકેક પ્રત જ માત્ર રજૂ કરવા દેવામાં આવશે. વેચાણ માટે પરિષદના મંડપની તથા પ્રદર્શનના મકાનના બહાર બનતી અનુકૂળતા આપવાનો પ્રયત્ન રહેશે.

પ્રદર્શનની સફળતાનો આધાર પત્રો-માસિકોના સંચાલકો, પુસ્તક-પ્રકાશકો, પુસ્તકાલયોના વ્યવસ્થાપકો તથા પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબો તરફથી મળતા સહકાર પર મુખ્યત્વે રહે છે. જરૂરી સહકાર આપવાની ખાતરી લખી જણાવવાની તથા પ્રદર્શન યોગ્ય સાધનસામગ્રી સમયસર મોકલી આપવાની પરિષદની સ્વાગત સમિતિ આપને આગ્રહભરી વિજ્ઞપ્તિ કરે છે.

મુ. ઝારોળા
વાયા-આણંદ
તા. ૨૬-૧૦-૩૯

શંકરભાઇ ગો. પટેલ
મંત્રી, સ્વાગત સમિતિ,
વડોદરા રાજ્ય ૭ મી પુ. પરિષદ

પત્રિકા નં. ૨

## વડોદરા રાજ્ય ૭ મી પુસ્તકાલય પરિષદ અંગેનું

# પુસ્તકાલય—પ્રદર્શન

સુજ્ઞ મહાશય !

નવેમ્બર માસની ૧૮-૧૯ મી તારીખોએ ભાદરણ તાલુકાના ઝારોળા ગામે વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદનું સાતમું અધિવેશન ભરાવાનું છે. તે વખતે પરિષદને અંગે પુસ્તકાલય પ્રદર્શન ગોઠવવાનું પણ ઠરાવ્યું છે. પ્રદર્શન માટે નીચે પ્રમાણે વિભાગવારી ગોઠવાય છેઃ—

**૧. સામયિક વિભાગઃ**—જેમાં ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થતાં દૈનિકો, સાપ્તાહિકો, પખવાડિકો, માસિકો, ત્રિમાસિકો ને વાર્ષિકોના તાજા તેમ જ ખાસ અંકોને સ્થાન અપાશે. જે સામયિકો પુસ્તકાલયોને ઘટાડેલા લવાજમનો લાભ આપતાં હશે તે દર્શાવવામાં આવશે. આ વિભાગમાં ગુજરાતી ઉપરાંત જાણીતાં અંગ્રેજી, હિંદી, મરાઠી ને ઉર્દૂ સામયિકોને પણ રજૂ કરવાની પ્રદર્શનના યોજકોની ધારણા છે.

**૨. પુસ્તકવિભાગ** :—એમાં નીચે પ્રમાણે પેટાવિભાગો રહેશેઃ—

(૧) વડોદરા રાજ્યમાં નવીન ઉઘડતાં પુસ્તકાલયો ને સરકારનિયુક્ત પુસ્તક-સમિતિએ પસંદ કરેલાં ૧૦૦ રૂપિયાની કિંમતનાં પુસ્તકો, (૨) શિષ્ટ લેખકોનાં વાંચવા જેવાં કેટલાંક પુસ્તકો, (૩) બાલસાહિત્ય, (૪) સ્ત્રીસાહિત્ય. (૫) ગ્રામપુનર્ઘટના અને ખેતીવાડી વિષયનાં પુસ્તકો, (૬) શિક્ષણવિષયક સાહિત્ય, (૭) સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયનાં વેચાતાં પુસ્તકો. (૮) હસ્તલિખિત અને તાડપત્ર વગેરે પરનું પ્રાચીન સાહિત્ય, (૯) ફરતા પુસ્તકાલયની પેટીઓ, (૧૦) સન ૧૯૩૭માં પ્રગટ થયેલાં નવીન પુસ્તકો.

**૩. રમત-ગમતોનાં સાધનઃ**—જેમાં (૧) સ્ટીરીઓસ્કોપ અને જોવાનાં દશ્યચિત્રો તથા (૨) જુદી જુદી રમતોનું સાહિત્ય સમજૂત સાથે રજૂ કરવામાં આવશે.

**૪. પુસ્તકાલયને ઉપયોગી સામગ્રીઃ**—જેમાં પુસ્તકાલયોમાં વપરાતો લાકડી સામાન, દફતરી કામમાં વપરાતાં ફૉર્મો, ચિઠ્ઠીઓ, સિક્કા, કાર્ડ કેટલોગની ખાનાંવાળી પેટી વગેરે રજૂ કરાશે.

**૫. આદર્શ વ્યવસ્થાવાળાં કસ્બા ને ગ્રામ પુસ્તકાલયના નમૂનાઃ**—આમાં પુસ્તકાલય ખાતાએ ઠરાવી આપેલા ધારાધોરણ પ્રમાણે દફતરી તથા વર્ગીકરણ કામની વ્યવસ્થા રાખનારાં પ્રાંત, કસ્બા અને ગ્રામ પુસ્તકાલયો કેવાં હોય તે દર્શાવનારાં રજિસ્ટરો તથા પુસ્તકો રજૂ કરવામાં આવશે.

**૬. દીવાલપત્રો, નકશા વગેરેઃ**—આ વિભાગમાં વડોદરા રાજ્યની પુ૦ પ્રવૃત્તિની પ્રગતિ દર્શાવનારા નકશાઓ, ચાર્ટસો, દીવાલપત્રો વગેરે રજૂ કરાશે.

**૭. પ્રકાશન વિભાગઃ**—આ વિભાગમાં ગુજરાતની પ્રકાશક સંસ્થાઓને પોતાનું પ્રકાશન રજૂ કરવાની સગવડ અપાશે. એનો લાભ લેવાની ઇચ્છા રાખનાર પ્રકાશક સંસ્થાઓએ નવેમ્બરની પાંચમી તારીખ સુધીમાં પ્રદર્શન સમિતિના મંત્રી તરફ પોતાની માગણી મોકલવી. માગણીના ક્રમમાં જગાની સગવડ હશે ત્યાં લગી આ લાભ આપવાની ગોઠવણ

[ સાંધણ પૃષ્ઠ ૭૮૧ નીચે ]

પત્રિકા નં. ૩

# વડોદરા રાજ્ય ૭ મી પુસ્તકાલય પરિષદ

**ઝારોળા તા. ભાદરણ તા. ૧૮-૧૯/૧૧-૩૯: શનિ-રવિ:**

**[ આ પત્રિકા વાંચતા પહેલાં, ' પુસ્તકાલય 'ના ઑક્ટોબર '૩૯ ના અંકમાં પ્રસિદ્ધ થયેલી પહેલી પત્રિકા જેમણે વાંચી ન હોય તેમણે તે ખાસ વાંચી લેવી. ]**

૧. વડોદરા રાજ્યની ગી. બી. એસ. રેલવેએ કન્સેશન દરની સગવડ આપી છે. ગી. બી. એસ. રેલવે અગર તો બી. બી. સી. આઇ. રેલવેના હરકોઇ સ્ટેશનેથી સુવા રોડની ટિકિટ મળી શકશે. સુવા રોડની ટિકિટ કઢાવવા માટે ગી. બી. એસ. રેલવેની મુસાફરી પૂરતું એક વખતનું અને બી. બી. સી. આઇ. ની મુસાફરી પૂરતું જતા-આવતા બે વખતનું ભાડું આપવું પડશે. વળતી મુસાફરીએ સુવા રોડના સ્ટેશને કન્સેશન ફોર્મ રજૂ કરી દેવાથી વગરપૈસે પ્રથમ જે સ્ટેશનથી નીકળ્યા હશો તે સ્ટેશન લગીની ટિકિટ કઢાવી શકાશે. સુવા રોડની ટિકિટ કઢાવતી વખતે રજૂ કરેલું કન્સેશન ફોર્મ ટિકિટની સાથે લઇ લેવાનું ચૂકવું નહિ. **આ કન્સેશન ટિકિટનો લાભ તા. ૧૦-૧૧-૩૯ થી તા. ૨૫-૧૧-૩૯ સુધી લઇ શકાશે.**

૨. કન્સેશનનો લાભ લેવા માગનારે પ્રતિનિધિઓનાં નામ તથા કયા ગામના કઇ સંસ્થાના પ્રતિનિધિ છે તે જણાવી રાજ્ય પુસ્તકાલય મંડળના મંત્રી પાસેથી વડોદરેથી તા. ૧૪-૧૧-૩૯ સુધીમાં કન્સેશન ફોર્મ મંગાવી લેવાં.

૩. પેટલાદથી ભાદરણ તરફ જતી ગી. બી. એસ. રેલવેનું **સુવા રોડ સ્ટેશન એ જ ઝારોળા** છે. સ્ટેશનથી ઝારોળા ગામ ૫ ફર્લાંગ દૂર હોઇ, પ્રતિનિધિ ભાઇઓના બિસ્તરા વગેરે સારૂ ટ્રેનના દરેક ટાઇમે સ્ટેશન ઉપર મજૂર વા વાહનનો બંદોબસ્ત રહેશે.

૪. સુવા રોડ ( ઝારોળા ) આવવા સારૂ મહેસાણા અને અમરેલી પ્રાંતના પ્રતિનિધિ ભાઇઓ બી. બી. એન્ડ સી. આઇ. ના આણંદ સ્ટેશને ઊતરી ત્યાંથી પેટલાદ થઇ સુવા રોડ આવી શકશે: વડોદરા પ્રાંતના ( પેટલાદ અને ભાદરણ મહાલ સિવાયના ) તથા નવસારી પ્રાંતના પ્રતિનિધિ ભાઇઓ બી. બી. એન્ડ સી. આઇ.ના વાસદ સ્ટેશને ઊતરી ત્યાંથી બોચાસણ થઈ સુવા રોડ આવી શકશે.

૫. આણંદથી પેટલાદ અને ત્યાંથી ભાદરણ તરફ જતી ટ્રેનના ટાઇમ નીચે પ્રમાણે છે:

| આણંદથી ઉપડશે | પેટલાદ પહોંચશે | પેટલાદથી ઉપડશે | સુવારોડ પહોંચશે |
|---|---|---|---|
| સવારે ૮-૧૫ | ૯-૫૩ | સવારે ૧૦-૩૫ | ૧૧-૨૫ |
| બપોરે ૧૫-૫૨ | ૧૬-૪૧ | રાતના ૨૦-૨૦ | ૨૧-૧૬ |
| સાંજે ૧૯-૧૦ | ૧૯-૫૨ | | |

—વાસદથી બોચાસણ અને ત્યાંથી ભાદરણ તરફ જતી ટ્રેનના ટાઇમ નીચે પ્રમાણે છે:

| વાસદથી ઉપડશે | બોચાસણ પહોંચશે | બોચાસણથી ઉપડશે | સુવારોડ પહોંચશે |
|---|---|---|---|
| સવારે ૯-૧૦ | ૧૦-૫૭ | સવારે ૧૧-૧૫ | ૧૧-૨૫ |
| સાંજના ૧૬-૨૫ | ૧૭-૩૦ | રાતના ૨૧-૬ | ૨૧-૧૬ |

વ. હુ. અં. ૩ તા. ૬-૬-૩૯ માહે જાન્યુઆરી ૧૯૩૯ના પુસ્તકાલય માસિકમાં બહાર પડયો છે તે પ્રમાણે તજવીજ કરવી.

(૮) કાયમ ફંડની રકમ ઉપાડવી હોય ત્યારે ખાતાની પરવાનગી મેળવવી.

(૯) ચાર આના ઉપરાંત કરેલા ખર્ચની પાવતી રાખવી. ટપાલખર્ચનો અવેજ બારનીશીમાં બતાવવો.

ઉપર પ્રમાણેનો અમલ જેમણે તેમણે કરવો અને તાબાનાં સાર્વજનિક પુસ્તકાલયોમાં સૂચનાઓ વગેરેનો અમલ કરાવવો. રા. મહાલ શાળાધિકારી સાહેબો, રા. રાજ્ય પ્રચારક, પ્રાંત પ્રચારક અને માનદ મહાલ પ્રચારકોએ આ બાબત તપાસણી વખતે આ વટહુકમનો અમલ થાય છે કે નહિ તેની ખાસ નોંધ લેવી અને અમલ કરાવવા જરૂર તે સ્થળે ઘટિત તજવીજ કરવી.

વડોદરા
તા. ૨ નવેમ્બર ૧૯૩૯ } પું. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદ-વ્યવસ્થાપક.

---

## સૂચના નંબર ૨૦ સને ૧૯૩૯-૪૦

# વિષય

### વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં સામયિકો

| ક્રમાંક | નામ | પ્રકાર | વાર્ષિક લવાજમ | ઠેકાણું |
|---|---|---|---|---|
| ૧ | વિશ્વમંગલ | માસિક | ૧- ૮-૦ | પં. મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી-જૂનાગઢ |
| ૨ | મહિલા | હિંદી માસિક | ૪- ૦-૦ | તંત્રી, હિંદી મહિલા ૧૩૨-૧ હેરીસન રોડ, કલકત્તા |
| ૩ | વિશ્વભારતી | હિંદી માસિક | ૧૩- ૦-૦ | હિન્દી વિશ્વભારતી કાર્યાલય ચારબાગ. લખનઉ |
| ૪ | દલિત ગુજરાત | સાપ્તાહિક | ૩- ૦-૦ | તંત્રી, નાગજીભાઇ ગોવિંદભાઇ આર્ય, દલિત ગુજરાત કાર્યાલય, કારેલી બાગ, વડોદરા. |

વડોદરા,
તા. ૨૬-૧૦-૩૯ } પું. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## વડાદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં પુસ્તકોની યાદી નં. ૨ સને ૧૯૩૯–૪૦

| નંબર | પુસ્તકનું નામ | ગ્રંથકર્તાનું નામ | કિંમત | કદ | વર્ષ | પૃષ્ઠ | પ્રકાશકનું ઠેકાણું |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | પંચમ વેદ ઉપનિષદ આશ્ચર્ય યા સાગરગ્રંથ | રામભાઈ પાનાભાઇ પટેલ | ૦–૧૨–૦ | ૧૬° | ૧૯૩૯ | ૯૨ | કર્તા, મુ. બેકરૂવા, પોસ્ટ મઢી, જીલ્લા સુરત |
| ૨ | સાનમાં સમજાવું (શ્રી આરોગ્ય) ભાગ ૧ લો | ડાહ્યાલાલ હરગોવિંદ જાની | ૦– ૫–૦ | ,, | સં. ૧૯૯૫ | ૧૩૨ | કર્તા, નેપથ્ય ગ્રંથમાળા, વઢવાણ શહેર |
| ૩ | પથિકનાં પુષ્પો–ગુચ્છ ત્રીજો | અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી | ૧– ૮–૦ | ,, | ૧૯૩૯ | ૨૫૯ | શ્રી. અરવિંદ કાર્યાલય, આણંદ. |
| ૪ | આપણું સમવાયતંત્ર | ત્રિભુવનદાસ મણિશંકર ત્રિવેદી વકીલ | ૦– ૮–૦ | ,, | ,, | ૧૪૦ | કર્તા, પાલીતાણા |
| ૫ | હિંદનું ફેડરલ રાજ્યબંધારણ અને દેશી રાજ્યો | હરકાન્ત બી. શુકલ | ૪– ૦–૦ | ૧૨° | ,, | ૨૫૧ | કર્તા, ન્યાયાધીશ. લાઠી સ્ટેટ, લાઠી (કાઠિયાવાડ) |
| ૬ | શ્રી જૈન સંવાદ રત્નમાળા | શ્રીનાનચંદ્રજી સ્વામીના શિષ્ય મુનિ રત્નચંદ્રજી (કચ્છી) | ૦– ૬–૦ | ૧૬° | ૧૯૯૫ | ૧૬૦ | જીવણલાલ છગનલાલ સંઘવી, પંચભાઇની પોળ, અમદાવાદ |
| ૭ | ઉત્ક્રાંતિકા યાને વર્ણધર્મ સમીક્ષા | વિદ્યારામ વસનજી ત્રિવેદી | ૧– ૮–૦ | ,, | ૧૯૩૯ | ૩૨૫ | કર્તા, મુ. અમરેલી. |
| ૮ | બચુકડો ઉંદર | વિમળાબેન સેતલવડ | ૦– ૨–૬ | ,, | ,, | ૩૧ | એન. એમ. ઠકકરની કંપની. મુંબઇ |
| ૯ | વિમાની હુમલો અને તેમાંથી | અભ્યાસી | ૦– ૮–૦ | ,, | ,, | ૮૧ | જ્યોતિ કાર્યાલય લિ૦ જુમ્મા મસ્જિદ સામે, અમદાવાદ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૦ | ફલાહારના ફાયદા | ડૉ. જટાશંકર નાન્દી | ૦– ૨–૦ | ૧૬° | ૧૯૩૯ | ૩૨ | કર્તા, નવયુગ આરોગ્ય મંદિર, સાબરમતી–અમદાવાદ. |
| ૧૧ | સૂર્યપ્રકાશ અને સ્વાસ્થ્ય | ,, | ૦– ૨–૦ | ,, | ,, | ૨૮ | ,, ,, |
| ૧૨ | કબજીઆત કેમ મટે | ,, | ૦– ૩–૦ | ,, | ,, | ૩૫ | ,, ,, |
| ૧૩ | "ગુલાબ ગુચ્છ" યાને "ગોવિંદ ગીતા" | સ્વ. ગુલાબભાઈ વસનજી દેસાઈ કાલીયાવાડીકર | ૦– ૦–૦ | ,, | ,, | ૧૮૭ | રણછોડજી જગાભાઈ |
| ૧૪ | સાહિત્યદર્શન (પહેલું) | અંબાલાલ નૃ. શાહ | ૦–૧૦–૦ | ,, | ,, | ૨૦૮ | કર્તા, રાજા મહેતાની પોળ, અમદાવાદ |
| ૧૫ | દંતપ્રકાશ | ડૉ. કેખુશરૂ હોરાબજી જીલા | ૦– ૦–૦ | ,, | ,, | ૫૭ | જીલા બ્રધર્સ, અરદેશર હોરાબજી જીલા, વાડી સ્ટ્રીટ, નવસારી |
| ૧૬ | નવદંપતીને | વૈદ્ય જાદવજી નરભેરામ શાસ્ત્રી | ૧– ૦–૦ | ,, | ,, | ૨૦૫ | લેખક, સંચાલક, વિશાળ ઔષધ ભંડાર, પારડી, જી. અમદાવાદ. |
| ૧૭ | રખે વહેમાતા | ,, | ૧– ૪–૦ | ,, | ,, | ૪૪૫ | ,, |
| ૧૮ | Besio English Step by Step Pt. 1 (બેઝીક ઈંગ્લીશ ગ્રંથમાળ પૂર્તિ ૧) | હરિપ્રસાદ વ્યાસ | ........ | ,, | ૧૯૩૮ | ૮ | Basio English Class, Lathi ( Kathiawar ) |
| ૧૯ | Besio step by step ( સદર ,, પુ૦ ૨ ) | ,, | ૦– ૦–૦ | ,, | ,, | ૧૪ | ,, |
| ૨૦ | બેઝિક ઈંગ્લીશનો ૧ લો પાઠ પુ. ૩ જું | ,, | ૦– ૦–૦ | ,, | ,, | ૮ | ,, |

તા. ૨૬ ઑક્ટોબર ૧૯૩૯ }
વડોદરૂં }

પું. ત્રિ. શાહ

છ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

# પુસ્તકાલય

લવાજમ :
દેશમાં વાર્ષિક રૂ. ૩-૮-૦
પરદેશમાં ,, રૂ. ૫-૦-૦
છૂટક નકલ રૂ. ૦-૬-૦

તંત્રીઓ :
નાનાભાઇ ચંદ્રશેખર દીવાનજી
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

: વ્યવસ્થાપક :
ભાઇજીભાઈ નારણભાઇ અમીન
બી. કૉમ
મંત્રી, પુ. સ. સ. મં. લિ.
રાવપુરા......વડોદરા.



પુસ્તક ૧૪ મું | ડિસેમ્બર-૧૯૩૯ | અંક ૧૨ મો

# અનુક્રમણિકા




| વિષય | લેખક | પૃષ્ઠાંક |
|---|---|---|
| વ. રા. સાતમી પુ. પરિષદનાં ભાષણો અને ઠરાવો ... ... ... | —તંત્રીસ્થાનેથી ... | ૭૮૫ |
| પુસ્તકાલયને પ્રચારનો અખાડો બનાવશો મા. | શ્રી. કલ્યાણરાય ન. જોષી... | ૭૮૮ |
| સ્વાગતપ્રમુખ શ્રી. મગનભાઇ શંકરભાઇ પટેલનું ભાષણ ... ... ... | શ્રી. મગનભાઇ શં. પટેલ... | ૭૮૯ |
| પ્રમુખ શ્રી. નરહરિ પરીખનું ભાષણ ... | શ્રી. નરહરિ દ્વા. પરીખ ... | ૭૯૫ |
| વડોદરા રાજ્ય પુ. મંડળનું પંચવાર્ષિક નિવેદન ... ... | ... | ૮૦૧ |
| પુ. પ્રદર્શન ખુલ્લું મૂકતી વેળાનું ભાષણ... | શ્રી. મોતીલાલ દેસાઇ ... | ૮૧૭ |
| પુ. પ્રદર્શનમાં શું શું હતું ?... ... ... ... | ... | ૮૨૧ |
| પુસ્તકાલય માટે પુસ્તકપસંદગીની કસોટી | રા. બ. ગોવિંદભાઇ હા. દેસાઇ | ૮૨૨ |
| પસાર થયેલા ઠરાવો ... ... ... ... ... | ... | ૮૨૫ |
| પ્રતિનિધિઓની યાદી... ... ... ... ... | ... | ૮૩૦ |
| સ્વાગતસભ્યોની યાદી ... ... ... ... | ... | ૮૩૬ |
| પરિષદની કાર્યવાહીનો હેવાલ ... ... ... ... | ... | ૮૩૯ |
| સ્વ. શ્રી. મોતીભાઇ ન. અમીન સ્મારક ફંડમાં ભરાયેલી રકમો... | ... | ૮૪૯ |
| સફળતા ઇચ્છતા સંદેશાઓ ... ... ... ... | ... | ૮૫૦ |
| પરિષદનો આવક-ખર્ચ ... ... ... ... | ... | ૮૫૫ |
| વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોને... ... ... ... | ... | ૮૫૬ |
| સા. પુ. ગંભીરાના મકાનની ખાતક્રિયા ... ... ... | ... | ૮૫૭ |
| સા. પુ. પાનસરના મકાનની ઉદ્ઘાટનક્રિયા ... ... | ... | ૮૫૮ |
| પુસ્તકપરિચય ... ... ... ... ... | ... | ૮૫૯ |
| નવીન ફાલ ... ... ... ... ... | ... | ૮૬૫ |
| માસિકો મળ્યા તારીખ ... ... ... ... | ... | ૮૬૬ |
| પુસ્તકાલય નોંધ ... ... ... ... ... | ... | ૮૬૭ |
| પત્રો શરૂ થવાની માહિતી ... ... ... ... | ... | ૮૭૦ |
| વ. રા. પુ. મંડળની સૂચના નં. ૧ ... ... ... | ... | ૮૭૨ |
| પુસ્તકાલય ખાતાની સૂચનાઓ, વટહુકમો વગેરે ... ... | ... | ૧૭૭ |

શ્રી. મગનભાઈ શંકરભાઈ પટેલ



પરિષદના સ્વાગતપ્રમુખ.

શ્રી મોતીલાલ છોટાલાલ દેસાઈ



જેમણે પરિષદપ્રસંગે ભરાયેલા પ્રદર્શનની ઉદ્ઘાટનક્રિયા કરી.



પરિષદના પ્રમુખ : શ્રી. નરહરિભાઇ પરીખ




પુસ્તક ૧૪ મું ડિસેમ્બર-૧૯૩૯ અંક ૧૨ મો.

# વ. રા. સાતમી પુ. પરિષદનાં ભાષણો અને ઠરાવો

## એમાંથી મળતું માર્ગદર્શન અને દિશાસૂચન

—તંત્રીસ્થાનેથી

વડોદરા રાજ્ય સાતમી પુસ્તકાલય પરિષદ આગલી સર્વ પરિષદો કરતાં તદ્દન અનોખી-ખાસ વિશિષ્ટતાવાળી હતી. એની એક વિશિષ્ટતા તો, તે રાજ્યના કોઇ કસ્બા કે શહેરમાં એનું અધિવેશન ન ભરાતાં, લોકજાગૃતિના આ જમાનામાં રાષ્ટ્રની અનેકવિધ પ્રવૃત્તિઓ જેમ ગામડાં તરફ વળી છે તેમ આ અધિવેશન પણ નાના ગામડામાં ભરાયું તે છે. અને એની બીજી વિશિષ્ટતા એના વિવિધ પ્રમુખોએ તેમનાં ભાષણો દ્વારા જે વ્યવહારૂ માર્ગસૂચનો કર્યાં છે તે છે. તે ઉપરાંત ત્યાં પસાર થયેલા ઠરાવોમાં આગામી કાર્યક્રમ માટેનું અમલી બની શકે તેવું દિશાસૂચન છે.

પરિષદના સ્વાગતપ્રમુખ આપણા રાજ્યના જાણીતા કાર્યકર્તા અને વડોદરા શહેર સુધરાઇ તથા પ્રાંત પંચાયતના પ્રમુખ શ્રી. મગનભાઇએ તેમના વ્યાખ્યાનમાં નાના સરખા ગામડામાં આ પરિષદ ભરાવા માટે હાર્દિક આનંદ વ્યક્ત કરવા ઉપરાંત, આટઆટલાં વર્ષો થયાં શ્રીમંત સરકારે પ્રાથમિક શિક્ષણ ફરજિયાત કર્યું, ભણતર દરમિયાન ભણેલું ભુલાઇ ન જાય તે માટે પુસ્તકાલય પ્રવૃત્તિની આટલી વિશાળ ખીલવણી છતાં આજે સરકારને પ્રૌઢ શિક્ષણના વર્ગો કાઢવા પડે તે પરિસ્થિતિ તરફ ધ્યાન દોરી આ કાર્ય પરત્વે આપણી શિથિલતા વા અન્ય ગમે તે કારણો હોવાનું જણાવ્યું છે.

તેઓશ્રીનું આ કથન અક્ષરશઃ સત્ય છે. આટલો વખત થયાં આવી લોકભદ્ર સંસ્થાના પૂરતા વિકાસની ખીલવણી છતાં અભણોની સંખ્યા આપણે ત્યાં અસ્તિત્વમાં હોય એ ખરેજ, ખેદજનક તો ખરૂં જ. સ્વાગતપ્રમુખે આ દિશા તરફ આપણું ધ્યાન,

દોરી.આપણને વધુ વેગવંત અને યોગ્ય માર્ગે કાર્ય કરવાનું દિશાસૂચન કર્યું છે. આગામી વર્ષોમાં આપણી આ પ્રવૃત્તિને વિશેષ વ્યવહારૂ બનાવી લોકશિક્ષણના માર્ગ તરફ આપણે આગળ વધવા પ્રયત્ન કરીએ.

અને પરિષદના ઉદ્ઘાટક આપણા રાજ્યના નિવૃત્ત ન્યાયાધીશ શ્રી. મોતીલાલભાઈએ, આખું જીવન શુષ્ક ને વ્યાપારધંધાની પ્રવૃત્તિમાં ગાળનારાઓને પણ પુસ્તકો કેવું આનંદમય અને રસિક જીવન આપે છે તેનો અચ્છો ખ્યાલ આપ્યો છે. એમના વ્યાખ્યાને આખો દિવસ ધંધામાં રચ્યાપચ્યા રહેનાર સૌ કોઈને વાચન તરફ દોરવાનું સુંદર દિશાસૂચન આપ્યું છે. એટલે, આપણા ધંધાદારીઓ, વ્યાખ્યાતાના કથન મુજબ જો પોતાના ધંધામાંથી થોડો વખત પણ ફાજલ પાડીને શિષ્ટ પુસ્તકો વાંચવા તરફ પ્રેરાય તો તેથી કેટલા બધા લાભો થાય તે સરસ રીતે દર્શાવ્યું છે. પુસ્તકાલયપ્રવૃત્તિના સંચાલકો, પોતાના ગામના, વ્યાપાર–ધંધામાં રાતદિવસ રચ્યાપચ્યા રહેનારાઓને આ દિશામાં વાળવા પ્રયત્ન કરે તો તેમણે પુસ્તકાલયપ્રવૃત્તિની બે રીતે સેવા બજાવી ગણાશે: એક તો માત્ર એક જ પ્રકારનું જીવન જીવનારને વિવિધ વાચન તરફ દોરવાની અને બીજી એવા વાચકોને પ્રેરણા કર્યા બદલ તેમના તરફથી સ્વેચ્છાપૂર્વક લોકમદદ મેળવવાની તક પ્રાપ્ત કરવાની. આવા વાચન તરફ પ્રેરાયેલા વ્યાપાર–ધંધાદારીઓ પોતાની કમાણીમાંથી તેમના વાચનરસને વધુ ઉત્તેજન મળવાથી લોકમદદ એકઠી કરવામાં સારો ફાળો મેળવી આપી શકે. અને એજ વ્યાખ્યાતાએ, આપણી સામે એક અતિ ઉપયોગી લાલ બત્તી પણ ધરી છે અને તે અતિવાચનની–આજે ધોધબંધ વધ્યે જતા ગમે તેવા વાચનને લગતી. એ લાલ બત્તી ધરતાં તેમણે કવિ ન્હાનાલાલના શબ્દોમાં જણાવ્યું છે કે " વિદ્યા તો વંઠે યે ખરી. " આપણાં પુસ્તકાલયોનો લાભ લેનારાઓમાં આવી ધૂન ન પેસી જાય તેને માટે ચોકી–પહેરો રાખવાનું તેમનું સૂચન ખરેખર યોગ્ય જ છે. આપણે એ દિશામાં પણ સતત પ્રયત્નશીલ રહીએ.

અને અધિવેશનના પ્રમુખ ગુજરાત વિદ્યાપીઠના મહામાત્ર અને વર્ધા શિક્ષણ યોજના સમિતિના ગુજરાત વિભાગના પ્રમુખ શ્રી. નરહરિભાઈએ તો પોતે અનુભવેલા ગ્રામજીવનના નિતારરૂપ, ગ્રામજીવનમાં પુસ્તકાલયો શું ફાળો આપી શકે તે સરસ રીતે અને વ્યવહારૂ માર્ગદર્શન મળે તેવા સ્વરૂપે આપણને સમજાવ્યું છે.

આ પ્રવૃત્તિના વિશેષ વિકાસ માટે તેમણે આપણને પ્રથમ પગથિયાનું સરસ નિદર્શન કરાવ્યું છે. અને એ પગથિયું તે પ્રાથમિક શિક્ષણના સાચા પ્રચાર અને પ્રૌઢ શિક્ષણના પૂરતા વિકાસનું છે. આ પ્રૌઢ શિક્ષણની સફળતાનો આધાર તો લોકશિક્ષણના વિવિધ માર્ગો દ્વારા પ્રજાને આ પ્રવૃત્તિ તરફ આકર્ષવા પર છે.

વળી તેમના વ્યાખ્યાનમાં આપણને એક વધુ ઉપયોગી મહત્ત્વનું સૂચન મળ્યું છે અને તે પુસ્તકોની પસંદગીને લગતું.

પુસ્તકોની પસંદગી આજે ઘણેખરે સ્થળે અમુક માણસોના હાથમાં હોય છે. પરંતુ એ બાબત પરં કાળજી રાખવા વ્યાખ્યાતાએ ખાસ ભાર મૂકયો છે તે ઇષ્ટજ છે. આવાં પુસ્તકપસંદગીનાં કામોમાં આપણે એક સમિતિ મુકરર કરી જનતામાં કેવા પ્રકારનાં પુસ્તકો વંચાવાં જોઇએ તે નક્કી કરી યોગ્ય પુસ્તકો ખરીદાય તેવો પ્રબંધ કરવો જોઇએ. દરેક પુસ્તકાલયના સંચાલકે પોતાના પુસ્તકાલયનાં પુસ્તકો ખરીદવા માટે આવી સમિતિઓ નીમી તેની પસંદગીનાંજ પુસ્તકો ખરીદે તેવો પ્રબંધ કરવો જોઈએ. અને આ સમિતિને પણ તેમણે સરસ દિશાસૂચન કર્યું છે. આ સમિતિએ પ્રજાને ડગલે ડગલે આગળ વધારે તેવાં પુસ્તકો ખરીદાય તેની ખાસ કાળજી રાખવી ઘટે. આ વિષયની ઉપયોગિતા દર્શાવી, આજે ઢગલામોઢે પ્રકટ થયે જતાં પુસ્તકોના ધોધબંધ પ્રવાહમાંથી માત્ર ઉપયોગીજ પ્રકાશનો કેમ ખરીદાય તે તરફ તેમનો અંગુલિનિર્દેશ અતિ ઉપયોગી અને મહત્ત્વનો છે.

છેલ્લે છેલ્લે એમણે પુસ્તકાલયના એક અતિ અગત્યના જીવંત તત્ત્વ તરફ સૌનું લક્ષ્ય ખેંચ્યું છે. એ જીવંત તત્ત્વ તે આપણો ગ્રંથપાલ.

ગ્રંથપાલને અનેકવિધ મુશ્કેલીઓમાંથી જે રીતે કામ કરવાનું છે તે તેને માથે વધારે પડતું જણાવા છતાં તે જે પણ કલાક પુસ્તકાલય પાછળ ખર્ચે છે તે પૂરેપૂરા ખર્ચે એ બિના જરૂર ઉપયોગી છે. અને એ સમય દરમિયાન એ કેવાં કેવાં લોકોપકારી, લોકજાગૃતિનાં કાર્યો કરી શકે તે બતાવ્યું છે. એક સેવાભાવી ગ્રંથપાલ શું શું કરી શકે તે માટે તેમણે આપણી આગળ સરસ અને વ્યવહારૂ એવી ઉપયોગી સૂચના રજૂ કરી છે. તેઓ કહે છે કેઃ—

" પુસ્તકાલયને આકર્ષક અને ઉપયોગી બનાવવા માટે તેણે નિરંતર વિચારો અને યોજનાઓ કરવાં જોઇએ. જે દૈનિકો, અઠવાડિકો, માસિકો વગેરે પુસ્તકાલયમાં આવતાં હોય તેમાંથી ખાસ વાંચવા જેવું શું છે તે તારવી કાઢી લોકોનું ધ્યાન ખેંચાય એવી રીતે તેણે મૂકવું જોઇએ. ચોપડીઓમાંથી પણ પ્રસંગ પરત્વે કઇ ચોપડીઓ વાંચવા જેવી છે તેની યાદી કરી લોકો આગળ તે મૂકે. દાખલા તરીકે મહાસભાની બેઠક ભરાવાની હોય તે વખતે મહાસભાને લગતી ચોપડીઓની યાદી રજૂ કરે; ગાંધી જયન્તીનો પ્રસંગ હોય તે વખતે ગાંધીજીનાં પોતાનાં તથા તેમને લગતાં પુસ્તકો તરફ લોકોનું ધ્યાન ખેંચે; હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, પારસી, શીખ વગેરેના તહેવારો આવે ત્યારે ત્યારે તે તે તહેવારને અનુરૂપ વાચનસામગ્રી લોકો આગળ ધરે આમ ગ્રંથપાલે સતત જાગ્રત રહી વાચકો આગળ વિધવિધ વાનીઓ પીરસતા રહેવું જ જોઇએ. વળી આપણા દેશમાં જ્યાં પાર વિનાની નિરક્ષરતા પડેલી છે ત્યાં તો આટલું પણ બસ નથી. ગ્રન્થપાલે વર્તમાનપત્રોમાંથી તારવી કાઢી રોજના સમાચારો નક્કી કરેલે સમયે લોકોને કહી સંભળાવવા જોઇએ. સામયિકમાં સારા લેખો આવ્યા હોય તે પ્રસંગોપાત વાંચી સંભળાવવા જોઇએ. આપણે ત્યાં એકલું વાર્તાસાહિત્ય અને તે પણ હીન રસ અને હીન અભિરુચિવાળું વાર્તાસાહિત્ય મોટા પ્રમાણમાં વંચાય છે તેના

વચ્ચેથી ઉપાડી લીધી છે. તેમાં એક તો કૈલાસવાસી પુણ્યશ્લોક શ્રીમંત સર સયાજીરાવ મહારાજા સાહેબ અને બીજા સદ્ગત શ્રી. મોતીભાઇ નરસિંહભાઇ અમીન સાહેબ. પહેલા સર્વદેશીય લોકોપકારક કલ્યાણકારી કાર્યોના અને તેમાંયે ખાસ કરીને પુસ્તકાલય પ્રવૃત્તિના પાલક, પોષક અને પિતા હતા, જ્યારે બીજા એ પ્રવૃત્તિના આદ્યપ્રવર્તક, પ્રાણુ અને પ્રણેતા હતા. પ્રજાવત્સલ શ્રીમંત સર સયાજીરાવ મહારાજને હિંદની પુસ્તકાલયપ્રવૃત્તિના પિતાનું બિરૂદ આપવામાં આવેલું એ કોનાથી અજાણ છે? તેઓશ્રીને સ્વ૦ અમીન સાહેબ જેવા સેવાભાવી કાર્યદક્ષ કુશળ અમલદાર પુસ્તકાલય ખાતાને ન મળ્યા હોત તો કદાચ એ સાચું પડત કે શ્રીમંતના સદ્વિચારો અને સુચારુ યોજનાઓને પૂરી સમજી, ઝીલી તેને વ્યવહારમાં મૂકનાર કર્તવ્યનિષ્ઠ અમલદારોના અભાવે જેવી ઊગી તેવી આથમી ગઇ તેવું જ આ પુસ્તકાલય પ્રવૃત્તિમાં પણ બનવા પામ્યું હોત. પણ સદ્ગત અમીન સાહેબે તો જુદી જ ભાત પાડી. તેઓશ્રી તો પુસ્તકાલય પ્રવૃત્તિ પાછળ સાચે જ ગાંડા બન્યા હતા, તેમણે તેમાં તેમનું હાર્દ રેડ્યું હતું. તેઓ મૂંગા અને સાચા લોકસેવક હતા. આજે આપણને સૌને એ ઉભય પુરુષોની ગેરહાજરી સાલે એ સ્વાભાવિક છે. આજે જો એઓ આપણી વચ્ચે હોત તો તેમની દોરવણી આપણને અત્યંત ઉપયોગી, લાભદાયી અને પ્રોત્સાહક થઇ પડી હોત અને વિધિની લીલા પણ જુઓને! કેટલી અકળ છે કે આ બે મહાન આત્માઓને એક જ માસમાં અને એક જ અઠવાડિયામાં વિધિએ આપણી વચ્ચેથી અદૃશ્ય કરી આપણને તેમની શીળી છાંય, પ્રેરક વાણી અને વ્યવહારૂ માર્ગદર્શનથી કાયમને માટે વંચિત કરી મૂક્યા છે. સ્વર્ગે સંચરેલા એ ઉભય પુણ્યાત્માઓને મારી ભાવભરી શ્રદ્ધાંજલિ સમર્પી હું આગળ ચાલીશ.

## રાજ્યમાં પુસ્તકાલય પ્રવૃત્તિની પ્રગતિ

આપણે સૌ આજે સાડાપાંચ વર્ષ જેટલા લાંબા ગાળા પછી અહીં પરિષદમાં ભેગા મળાએ છીએ, જે દરમ્યાનમાં આપણે આ દિશામાં ઠીક ઠીક આગળ વધ્યા છીએ. પુસ્તકાલય ખાતાનું છેલ્લું નિવેદન આપણને પ્રતીતિ કરાવે છે કે આપણા રાજ્યમાં ૧૨૦૦ ગ્રામ પુસ્તકાલયો, ૪૬ કસ્બા પુસ્તકાલયો, ૧૭ મહિલા પુસ્તકાલયો, ૧૧ બાલપુસ્તકાલયો ઉપરાંત, વડોદરા શહેરનું સુંદર અને અજોડ મધ્યવર્તી પુસ્તકાલય, મહિલા, બાલ અને જયસિંહરાવ પુસ્તકાલય વગેરે નાનીમોટી મળી કુલ ૧૨૭૮ જેટલી સંસ્થાઓ અસ્તિત્વમાં છે, જે પૈકી ૧૫૮ પુસ્તકાલયો પોતાનાં સ્વતંત્ર આલિશાન મકાનો ધરાવે છે. આટલાથી આપણે રાચવાનું ન હોય, આ સ્થિતિ આપણે માટે સંતોષકારક ન કહી શકાય, અને તેથી એ સ્પષ્ટ છે કે હજુ શિક્ષિતો, કેળવણીકારો, સેવાભાવીઓ અને પુસ્તકાલય ખાતાના સંચાલકોએ આ દિશામાં કાર્ય કરવાની વૃત્તિને વધુ બળવત્તર અને વેગવતી બનાવવી જોઇએ છે.

શરીરને સુડોળ અને સુદૃઢ બનાવવા માટે જેમ વ્યાયામપ્રવૃત્તિને અનેરૂં સ્થાન અપાય છે, અંતઃશુદ્ધિ-આત્મશુદ્ધિને માટે જેમ દેવમંદિરોની આવશ્યકતા સ્વીકારાય છે, તેજ પ્રમાણે આપણા માનસિક વિકાસને માટે તેટલાંજ ઉપયોગી અને મહત્ત્વનાં ગણાતાં પુસ્તકાલયો-આ યુગનાં સરસ્વતીમંદિરો સ્થાપવામાં દુર્લક્ષ કરે પાલવે તેમ નથી. જે સમાજ કે જે પ્રજા આ મંદિરથી જેટલાં દૂર અને દૂર રહેશે તેટલાં અજ્ઞાનતિમિરમાં અટવાયા કરશે અને ત્યાંસુધી નિશ્ચિત માનજો કે સમાજનું કે તે પ્રજાનું જીવન શિથિલ, પ્રમાદી અને સંસ્કારવિહીન રહેવાનું એટલું જ નહિ પણ દેશોન્નતિ સાધવાના તે પ્રજાના પ્રયત્નો વંધ્યાપુત્રની જેમ વિફળ જવાના.

## લોકશિક્ષણની જીવતી જાગતી સંસ્થા

પ્રાથમિક કે માધ્યમિક શાળામાં શિક્ષણ પૂરૂં કર્યા પછી જીવન ઘડવામાં, જીવી જાણતાં શીખવાડવામાં જીવનના અંત સુધી જરૂરી વ્યવહાર શિક્ષણ આપનારી અને ખપ લાગતી જો કોઈ પણ જીવતી જાગતી સંસ્થા હોય તો તે આપણાં પુસ્તકાલયો છે. શાળામાં તો એકદેશીય શિક્ષણ મળે, જ્યારે પુસ્તકાલયમાં સર્વદેશીય શીખવાનું મળી રહે છે. સાચું કહું તો પુસ્તકાલય એક રીતે જ્ઞાનામૃતકૂપ છે. એમાંથી જેને જોઈએ તેવું રુચિકર ઇચ્છિત વસ્તુનું પાન કરવાનું મળી શકે છે. જેમને પ્રત્યક્ષ જોવાનો કે સાંભળવાનો લાભ આપણને ન મળ્યો હોય તેવાઓના મૂર્તિમંત જીવનની સુંદર પિછાન એમાં ભરેલો ભંડાર–એ કિંમતી પુસ્તકો સહજમાં કરાવી શકે છે.

સાધુસંતો, ભક્તો, કવિઓ, સાક્ષરો, તત્ત્વવેત્તાઓ, ઇતિહાસ મૂર્તિઓ, ધર્મધુરંધરો, વિજ્ઞાનવેત્તાઓ, સમાજસેવકો, રાજદ્વારી પુરુષો અને સતી–શિરોમણિઓનાં ઉજ્જ્વળ અને નિર્મળ ચરિત્રો જાણવાની ભાવના જાગતાં તેમાં ડોકિયું કરતાં જિજ્ઞાસા તૃપ્ત થઈ શકે છે. પણ તેનું સેવન કે પાન કર્યાથી જ ! કેવળ જોયા કરવાથી કે પુસ્તકો ઉથલાવ્યા કરવાથી કે પાનાં ફેરવી મૂકી દેવાથી કંઈ શ્રેય સરે નહિ હજારો રૂપિયા ખર્ચી પુસ્તકાલય માટે મોટી આલીશાન હવેલી બંધાવી હોય, અઢળક ધનના ભોગે દેશવિદેશના લેખકલેખિકાઓનાં કિંમતી પુસ્તકો મંગાવ્યાં હોય પણ તેનો ઉપયોગ ન થાય અને કેવળ જોયા કરાય તો તેથી કયું જ્ઞાન પ્રાપ્ત થવાનું હતું ? કે કયું કલ્યાણ સધાવાનું હતું ?

## કોની શિથિલતા ?

મિઠાઈ કેવળ નિહાળ્યા કરવાથી કંઈ પેટ ભરાતું નથી, તેવી જ રીતે પુસ્તકોનાં કેવળ દર્શન કરવાથી કંઈ અજ્ઞાનતિમિર ઉલેચાવાનાં નથી, જ્ઞાની થવાવાનું નથી. બાકી જે રાજ્ય છેલ્લાં ત્રીસ ત્રીસ વર્ષથી દર વર્ષે ફરજિયાત કેળવણી પાછળ લાખો રૂપિયા ખર્ચી રહ્યું છે, તે રાજ્યમાં હજુયે આજે કેળવણીથી વંચિત એવા લાખ્ખો અભણ અને નિરક્ષર લોકો દૃષ્ટિએ પડે છે એ વાંક કેળવણી ખાતાનો કે પ્રજાનો છે એ નિર્ણય કરવાનો વિષય બહુ વાદગ્રસ્ત છે, છતાંયે કહેવું જોઈએ છે કે આજ સુધી એ દિશામાં ખર્ચાયેલા પૈસા જોઈએ તેવા ઊગી નથી નીકળ્યા એટલી કેળવણી ખાતાની શિથિલતા અને નિષ્ક્રિયતા તો ખરી જ ! અસ્તુ.

## જ્ઞાનની જ્યોત ઝગાવવી જોઈએ.

હવે જુઓ કે આપણો ખેડૂતવર્ગ, મજૂરવર્ગ અને ઉપલા–નીચલા થરનો સર્વ શ્રેણીઓનો ઓવર્ગ અજ્ઞાનમાં–અભણ દશામાં સબડે છે. તેમને મન પુસ્તકાલય હોય તોયે શું અને ન હોય તોયે શું ? તેમને તો એ બધું સરખું જ છે આજના આ ગાંધીયુગમાં–દિવસ ઊગે અને નિત્ય નૂતન સાહિત્ય બહાર પડે છે તેવા યુગમાં–નિરક્ષરતા અને અજ્ઞાનતા રહેવાં ન જોઈએ–એ અસહ્ય બનવાં જોઈએ છે. આજે ગામોગામડે અને ઝૂંપડીએ ઝૂંપડીએ પ્રૌઢ-શિક્ષણનો જે નાદ ગાજી રહ્યો છે તેમાં ભણેલાઓએ પોતાનો સૂર પુરાવી એ પ્રવૃત્તિ ઉપાડી લઈ જ્ઞાનની જ્યોત જ્યાં ને ત્યાં ઝગાવવી જોઈએ છે જ્ઞાનના પ્રચારને આજના યુગનો મહામૂલો મંત્ર સમજવો ઘટે છે. આપણા ઘોર અજ્ઞાનને, આપણા સામાજિક સડાને, આપણી માનસિક તથા નૈતિક અધોગતિને પળે પળે થઈ રહેલી આપણી અવનતિને એ જ્ઞાનરૂપી દીવડો જ ટાળવા સમર્થ અને શક્તિશાળી છે. એના તેજનો અંબાર ફૂટતાંની સાથે જ

બુદ્ધિનો વિકાસ સર્જાય, આત્મજ્ઞાન ઝબૂકે, સ્વાશ્રય અને સ્વાભિમાન જાગે, અને ત્યારે જ માણસની સાચી શક્તિની કિંમત અંકાય.

### કલ્પવૃક્ષ

આ બધું સિદ્ધ કરવામાં કેળવણીનું મુખ્ય અંગ ગણાતું પુસ્તકાલય અને તેની પ્રવૃત્તિનું સ્થાન ઉચ્ચ કક્ષાએ–પ્રથમ શ્રેણીએ છે અને રહેવું જોઇએ. માટે તો એને કલ્પવૃક્ષ સમ માન્યું છે. એને છાંયડે બેસનાર સ્ત્રી કે પુરુષ, ભણેલાં કે અભણ, ગરીબ કે તવંગર, જ્ઞાની કે અજ્ઞાની ત્યાગી કે વૈરાગી, આબાલવૃદ્ધ સૌ કોઇ વધારે ઉદાર, વિશેષ જ્ઞાનવાન, વધુ સંતોષી અને સુખી થાય. એમાંથી સૌને આખાયે વિશ્વની વીર વિભૂતિઓ–દૈવી પુરુષોનો પરોક્ષ પરિચય લાધે. સંતોનો સમાગમ થાય, જોઇતું જ્ઞાન મળી રહે તો પછી તેનું ચારિત્ર ઘડાવામાં શી કચાશ–કયી ઊણપ રહે ભલા ?

### ગામડાના ખેડૂતને જ્ઞાનચક્ષુ આપો.

સૌની દૃષ્ટિ આજે શહેરો તરફ વળે છે. પણ ગામડાંઓમાં જ્યાં નિરક્ષરતા ખૂબ ભરી પડી છે તે ગાળવા તરફ–ત્યાંથી તેને દેશવટો દેવા તરફ કોઇને દૃષ્ટિ દોડાવવાની ફુરસદ પણ નથી. રાજ્યનું લક્ષ ગામડાંઓના ભોગે શહેરને અને કસ્બાઓને સુશોભિત અને સમૃદ્ધ કરવા તરફ, શહેરીઓની સુખ–સગવડો સાચવવા તરફ જેટલું દોરાયેલું રહે છે તેટલું જ ગામડાંઓની પ્રજાની સંભાળ લેવા તરફ, તેમને શિક્ષણ આપવા તરફ–શિક્ષણવિષયક સંસ્થાઓ સ્થાપવા–તેને સમૃદ્ધ કરવા તરફ બેદરકારી ભર્યું રહે છે, એ દુઃખનો વિષય છે. બાકી ખરું જોઇએ તો સારુંયે રાષ્ટ્ર અને રાજ્ય એ ગામડાંમાં વસતા ખેડૂતોના પરસેવાનાં બિંદુઓ પર નિર્ભર છે. તેમનાં નાણાં વડે તેમને જ્ઞાનચક્ષુઓ આપી દેખતા કરવા એ રાજા, પ્રજા અને વ્યક્તિમાત્રનું પવિત્ર અને પ્રધાન કર્તવ્ય લેખાવું જોઇએ. રાષ્ટ્ર કે રાજ્યની વસતિનો મોટો ભાગ જ્યાં અભણ બીનકેળવાયેલો અને નિરક્ષર રહે તે રાષ્ટ્ર કે રાજ્યનો ઉત્કર્ષ કયી રીતે સંભવે ?

ખેડૂતોના ખરા પરસેવામાંથી પેદા થતા પૈસાનો વ્યય તે પ્રજાના કલ્યાણમાં જ થવો જોઇએ–તેઓ બિચારા અહોરાત તડકો–છાંયડો વેઠી અથાગ પરિશ્રમ ઉઠાવી ખેતીની કમાણી રાજ્યના નિભાવમાં ભરી ખાલીખમ થઇ જાય છતાંયે તેમની તે મહેનતનો બદલો મોટાં શહેરો કે કસ્બાઓ ભરખી જાય અને તેમની ગ્રામસંસ્થાઓને નાણાં વિના ટળવળવું પડે એ સ્થિતિ બિલકુલ ઇચ્છવાજોગ નથી. રાજ્યનું દૃષ્ટિબિંદુ પણ કેટલીક રીતે બદલવાની આજે આવશ્યકતા ઊભી થઇ છે. શહેરના ખાતાપીતા વર્ગને વિશેષ લાભ આપવાને બદલે ગામડાં તરફ નિહાળવાની–ગ્રામસંસ્થાઓને ટકાવવા–નિભાવવાની નીતિ રાજ્યે અખત્યાર કરવી ઘટે છે.

### જ્ઞાનના અખૂટ ઝરા

સાર્વજનિક સંસ્થાઓમાં પુસ્તકાલય એ શ્રેષ્ઠ આશીર્વાદાત્મક સંસ્થા મનાય છે. એનાથી મળતા લાભ અગણિત અને અસંખ્ય છે. તેમાં ગોઠવેલાં પુસ્તકોનાં પાનાં ફેરવવાથી તેનું વાચન કરવાથી નવજીવન પ્રાપ્ત થઇ, માણસને ધારેલા ધ્યેયે જઇ પહોંચવામાં કંઇ પણ વિલંબ લાગતો નથી. જે જ્ઞાન વિશ્વવિદ્યાલયો કે વિદ્યાપીઠો નથી આપી શકતાં તે આ પુસ્તકાલય દ્વારા વિનામૂલ્યે અલ્પ સમયમાં થોડીક શક્તિના ભોગે મળી શકે છે. અને પુસ્તકો એ તો જ્ઞાની ગુરુ જેવાં છે, એકાંતમાં મિત્રની ગરજ સારનારાં છે. દુઃખમાં દિલાસો–સાંત્વન આપનાર અંગત સંબંધી સમ છે. તેનો બુદ્ધિપૂર્વક ઉપયોગ થાય તો તે જીવનમાં ઉલ્લાસ અને અથાગ શાંતિ આપનારાં છે. આચાર્ય, ગુરુ, વ્યાખ્યાનકારો અને મહાપુરુષો તો જીવતા સુધી જ ફક્ત જ્ઞાનદાન દઇ શકે છે, જ્યારે પુસ્તકાલયોમાં જ્ઞાનના અખૂટ ઝરા ચિરંજીવ ભરેલા રહે છે.

## પ્રવૃત્તિઓનું કેન્દ્રસ્થાન

પુસ્તકાલયમાં ધર્મ, કોમ કે વિચારોના ભેદભાવ સિવાય ગરીબ, તવંગર, ઉંચનીચ, હરિજન, સવર્ણ, નાનામોટા સૌને આવવાની છૂટ હોવી જોઇએ છે. તેના આશ્રય હેઠળ લોકોપકારક પ્રજાકલ્યાણકારી અનેકાનેક પ્રવૃત્તિઓ થઇ શકે તેવી છૂટ હોવી જોઇએ છે. તેને કેવળ નિર્જીવ નહિ રાખતાં જે તે ગામ કે કસ્બાની બધીએ પ્રવૃત્તિઓનું મુખ્ય કેન્દ્રસ્થાન બનાવવું જોઇએ છે.

## મહિલા પુસ્તકાલયોની પ્રવૃત્તિ

સ્ત્રીકેળવણીની દિશામાં આ પુસ્તકાલયો કેવી અને કેટલી ગરજ સારે છે એ પણ આજના પ્રસંગે વિચારવાનું આપણે ન વિસરીએ. સ્ત્રીઓ સમાજનું અર્ધું અંગ ગણાય છે, પણ એ અર્ધું અંગ આજે પક્ષાઘાતથી પીડાઈ રહ્યું છે અને એ ને એજ દશામાં તે લાંબો સમય સડયા કરશે—સમાજમાં અશિક્ષિત દશામાં જીવશે ત્યાં સુધી આપણી આ પ્રવૃત્તિઓ સુફળદાયી નીવડવી આકાશકુસુમવત્ સમજવી રહી. આજે દેશમાં લખીવાંચી જાણે નહિ એવો સ્ત્રીસમુદાય નાનોસૂનો છે, એમ કોઇ ન માને. આ દશા ટાળવા રામબાણ ઉપાયો યોજ્યે જ આપણો છૂટકો છે. અને પુસ્તકાલય એ આ દિશામાં સચોટ ફાળો આપી શકે તેમ છે. જ્યાં જ્યાં મહિલા પુસ્તકાલય ન હોય ત્યાંના મુખ્ય પુસ્તકાલયમાં અઠવાડિયામાં એકાદ બે દિવસ સ્ત્રીઉપયોગી પ્રવૃત્તિઓ માટે ખાસ અનુકૂળતા કરી આપવી ઇષ્ટ છે. તે દિવસે ગામની કે કસ્બાની ભણેલી બહેનો ત્યાં આવી તેમની અભણ બહેનોને અક્ષરજ્ઞાન આપી શકે, સારી સારી વાતોથી સમાજના સડાઓ સુધારવાનું સમજાવી શકે, ગૃહવ્યવસ્થાની તાલીમ આપી શકે; પુત્રી, પત્ની અને માતા તરીકેની ઉત્તરોત્તર ફરજોનું ભાન કરાવી શકે; બાળઉછેર, ગૃહકેળવણી, ગૃહઉદ્યોગ વગેરેમાં પાકી પાવરધી બનાવી શકે. બાકીના દિવસોમાં સ્ત્રીઓને ઘેર બેઠાં પણ પુસ્તકો, સામયિકો, વર્તમાનપત્રો વગેરે મળી શકે તેવી જોગવાઇ જે તે સ્થાનિક પુસ્તકાલય મંડળ તરફથી થવી જરૂરી છે. અને સૌ કોઇ ફરજ સમજીને તેનું પાલન કરે. જે પુસ્તકાલય સ્ત્રીઓની ઉન્નતિવિષયક પ્રશ્નો ઉપાડવામાં પછાત રહે તેને સાર્વજનિક પુસ્તકાલય તરીકે હસ્તી ધરાવવાનો હક્ક કયી રીતે હોઇ શકે ?

## આદર્શ બાલ પુસ્તકાલય

જે તે ગામ કે કસ્બાનાં બાળકોના અભ્યુદય માટે પણ સ્થાનિક પુસ્તકાલય મંડળે બેદરકાર રહેવું ના ઘટે. પોતાના ગામ કે કસ્બાનાં બાળકો માટે જે પુસ્તકાલયોએ કંઇ પણ સગવડ નથી કરી ત્યાંનું પુસ્તકાલય મંડળ બાલમાનસ—બાલજીવનને પિછાનતું નથી—તેનો મર્મ સમજતું નથી. બાળકોને ખપમાં આવે તેવું સાહિત્ય—તેવાં માસિકો, પુસ્તકો, ચોપાનિયાં, બાળકો જેમાંથી આનંદ લઇ શકે તેવી રમતો, બાળકોને બહુ પ્રિય એવી વસ્તુઓ, બાળકો આકર્ષાય એવાં ચિત્રો વગેરે બાલમાનસને વિકસાવનારાં સાધનો પુસ્તકાલયોએ પહેલામાં પહેલી તકે વસાવવાં એ દરેક પુસ્તકાલયની નીતિ હોવી જોઇએ. બાળકો એ આવતી કાલના નાગરીકો—શહેરીઓ છે અને પુસ્તકાલય એ આવતી કાલના શહેરીઓ ઘડનારી જબરજસ્ત સંસ્થા છે, એટલે એ દ્વારા બાળકોને—એ પ્રભુના પેગમ્બરોને ગળથુથીમાંથી જ સંસ્કારચારિત્ર્યનું સિંચન થાય તો તેનાં મિષ્ટ ફળ તેઓ મોટાં થતાં, સમાજને ચાખવા જરૂર મળે તો તે તરફ પુસ્તકાલય મંડળો ધ્યાન આપે એ જરૂરનું છે.

## જુવાનોનું વાચન કેવું હોવું જોઇએ ?

જુવાનો જેઓ આ પ્રવૃત્તિ તરફ ઉદાસીન જેવા દેખાય છે તમણે પણ પોતાની વૃત્તિ કંઇક અંશે બદલવી જરૂરી છે. 'અલો' અને 'અલી'ની વાર્તાઓમાં જ્ઞાનની ઇતિકર્તવ્યતા સમજનારા એ વર્ગે શિષ્ટ સાહિત્ય વાંચવા તરફ વલણ રાખવું જોઇએ–તેમનો શોખ તે તરફ ઢળવો જોઈએ. આદર્શ પુરુષોમાં જીવનસિદ્ધાંતોના ઊંડા અભ્યાસ પાછળ સમયનો સદુપયોગ કરવા તરફ અને પુસ્તકાલયનો લેવાય તેટલો લાભ લેવા–લેવડાવવા તરફ તે વર્ગે દષ્ટિ રાખવી જોઇએ.

## અને વૃદ્ધોને ?

વૃદ્ધોને પણ આ અવસરે વિનવી લઉં કે ગામને ચોરે યા ગમે તેના ઓટલે બેસી ગામગપાટા હાંકવા કરતાં ગામનાં પુસ્તકાલયને જ તેમનો સટાકચોરો બનાવે, ત્યાં જ બધા ભેગા મળે, વર્તમાનપત્રોમાંથી ખબરો વાંચે, વંચાવી સાંભળે. રાજ્યમાં, દેશમાં અને અવનિ ઉપર શું ચાલી રહ્યું છે તેનાથી રોજ ને રોજ વાકેફ રહે તેના ઉપર ચર્ચાઓ કરે, અને એ રીતે નિંદાકુથલી અને ટોળટપ્પાંને તિલાંજલિ આપી દઈ જ્ઞાનમાર્ગે પળે, સેવાની ભાવના કેળવે, ગામના યુવાનોને યોગ્ય માર્ગે દોરે, કુસંપ અને કલેશકજીઆ કાઢી નાખે–નખાવે, ગામની સેવા કરવાના કોડ સેવે, ગામમાં લોકપયોગી કાર્યો કરે–સંસ્થાઓ સ્થાપે અને તેમ કરી તેમની શેષ જીંદગી સુવિચારો અને સત્કાર્યોમાં વીતાવી જીવન ઉજ્જવળ કરે.

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો ! ધારવા કરતાં મારું વકતવ્ય ઘણું લાંબુ થયું છે એ હું જોઇ શકું છું. છતાં એ પૂરું કરતા અગાઉ અત્રે ત્રણ સંસ્થાઓનો ઉલ્લેખ કર્યા સિવાય હું નથી રહી શકતો. પુસ્તકાલય પ્રવૃત્તિને બહોળી વિકાસાવવામાં **પુસ્તકાલય પરિષદ મંડળ, પુસ્તકાલય સહાયક સહકારી મંડળ** અને **' પુસ્તકાલય ' માસિક** એ જે જહેમત ઉઠાવી રહ્યાં છે તે ખુબ જ પ્રશંસાને પાત્ર છે. એના સંચાલકોની અમૂલ્ય સેવાઓ બદલ તેમને મારા હાર્દિક ધન્યવાદ છે.

હજાુયે પુસ્તકાલયપ્રવૃત્તિને આપણે કેવી રીતે વધુ ને વધુ વ્યાપક કરી શકીએ, એના ઉમદા લાભ કયી રીતે વિશેષ ને વિશેષ આપણા લોકો લઈ શકે, નિરક્ષર કે સાક્ષાર સર્વ સમુદાય એ પ્રવૃત્તિનાં ફળ કયી રીતે ચાખી–ચખાડી શકે, તે બધાનો વિચાર કરી કંઇક વ્યવહારુ ઉપાયો યોજવા આજ આપણે એકઠા મળ્યા છીએ તો તે વિષે ખૂબ શાંતિથી ઊંડો વિચાર કરી સમાજને હિતકર એવી યોજનાઓ ઘડીએ–એવા સંગીન ઠરાવો કરીએ કે આપણા અહીંના છત્રીસ કલાકના સતત સમાગમ, વિચારવિનિમય અને કાર્યથી આપણી પ્રવૃત્તિને પુરતો વેગ મળે અને આપણું આ જ્ઞાનસત્ર પૂર્ણ સફળતા સહિત યશસ્વી નીવડે એવી શુભેચ્છા સાથે આ ઝરોળા ગામ તરફથી–ભાદરણ તાલુકા તરફથી તેમ જ સ્વાગત મંડળ તરફથી આપ સૌને અંતરના ઉમળકાથી એક વાર ફરીથી આવકાર આપું છું.

છેવટે અહીંઆં પધારેલા સૌ માનવંતા મહેમાનો ! સ્વાગતની અમારી ઉણપો બદલ અમોને દરગુજર કરી, પ્રજાને પ્રાણવંતી, ચેતનવંતી બનાવવામાં દેશને ઉન્નત કરવામાં મહામૂલો ફાળો આપનારી આ જ્ઞાનની પરબો બેસાડવા, ચાલો, આપણે સૌ કામે લાગીએ.

મગનભાઇ શંકરભાઇ પટેલ

વડોદરા રાજ્ય સાતમી પુસ્તકાલય પરિષદના

# પ્રમુખ શ્રી. નરહરિ દ્વારકાદાસ પરીખનું ભાષણ

ભાઈઓ અને બહેનો,

આ પરિષદના કાર્યનો આરંભ કરતાં પહેલાં એક ફરજ બજાવી લઉં. પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રાણરૂપ એવી બે વિભૂતિઓ ગયા વરસમાં જ આ લોક છોડી ચાલી ગઈ છે; તેમને આ પરિષદ તરફથી આપણે શ્રદ્ધાંજલિ અર્પણ કરવી જોઈએ. શ્રીમંત સર સયાજીરાવ પુસ્તકાલય-પ્રવૃત્તિના જનક હતા. પુસ્તકાલયોનો લાભ થોડાં અંગ્રેજી ભણેલાં જ લે એટલેથી તેમને સંતોષ ન હતો; પણ એ લાભ વધારેમાં વધારે માણસો કેવી રીતે લઈ શકે એ હેતુ સતત તેમના લક્ષમાં હતો અને તે માટે તેમણે ગ્રામપુસ્તકાલયોની યોજના કરી હતી, તથા આખા રાજ્યમાં 'શાળા ત્યાં પુસ્તકાલય' કરવાનો આદર્શ રાખ્યો હતો. પરંતુ રાજાની આજ્ઞા અને રાજાનું દ્રવ્ય એટલું ફલદાયી ન થઈ શક્યું હોત જો તેને વ્યવહારુ રૂપ આપી અમલમાં મૂકવા માટે સ્વ. મોતીભાઈ સાહેબ જેવા અનન્ય નિષ્ઠાવાન સેવક રાજ્યને ન મળ્યા હોત. શ્રીમંત સરકારે રોપેલા બીજની માવજત તેમણે અપાર પ્રેમ, અડગ ઉત્સાહ અને ભારે કુશળતાથી કરી તેમાંથી આ મહાવૃક્ષ ઉત્પન્ન કર્યું. એ વિદ્યાપ્રેમી રાજવિભૂતિને અને અવિદ્યાના નિવારણને અર્થે જીવન જીવનાર એ સેવામૂર્તિને આપ સૌના તરફથી અને મારા તરફથી આદર અને પ્રેમની આ અંજલિ અર્પણ કરવા રજા લઉં છું.

પુસ્તકાલય પ્રવૃત્તિનો વિચાર કરતાં જ પ્રથમ આવશ્યકતા સમાજમાં અક્ષરજ્ઞાનના પ્રચારની જણાય છે. લોકોને બરાબર સમજીને વાંચતાં ન આવડે ત્યાં સુધી તેમની આગળ પુસ્તકો મૂકવાથી કશો અર્થ સરે નહિ અને આજે આપણા દેશની દશા તો એવી છે કે અક્ષર ઉકેલતાં અને પોતાની સહી કરતાં આવડે એટલું ભણેલાંની સંખ્યા કુલ વસ્તીના આઠ સાડાઆઠ ટકા જેટલી છે. વડોદરા રાજ્યમાં પ્રાથમિક કેળવણી ફરજીઆત હોઈ એવું ભણેલાંના ટકા કદાચ વધારે હશે, એટલે પુસ્તકાલયનો ઉપયોગ કરતાં આવડનારની સંખ્યા તો વડોદરા રાજ્યમાં પણ નાની જ હશે. એટલે પુસ્તકાલયપ્રવૃત્તિના ચણતર માટે ઓછામાં ઓછા પ્રાથમિક કેળવણીના પાયાની જરૂર તો છે જ.

પ્રાથમિક કેળવણી મફત અને ફરજીઆત કરવી જ જોઈએ એ આજે સૌ કોઈ સ્વીકારે છે. પરંતુ એનો અમલ સાર્વત્રિક તો ત્યારે જ થઈ શકે, જ્યારે પ્રજાસમસ્ત કેળવણીની કિંમત સમજતી થાય. માબાપના સહકાર વિના કેવળ રાજાજ્ઞાથી આ વસ્તુ સફળ નથી થઈ શકતી, એ આપણે આ રાજ્યમાં જ જોઈ શક્યા છીએ. તેથી જ બાળકોના શિક્ષણની સાથે પ્રૌઢોના શિક્ષણની આવશ્યકતા આપણને વર્તાવા લાગી છે. વળી આપણે તો પ્રજાસમસ્ત જેમાં સુખ અને સ્વાતંત્ર્ય ભોગવી શકે એવા પ્રજાતંત્રનો નમૂનો દુનિયાને દેખાડવો છે. પશ્ચિમના કહેવાતા પ્રજાતંત્રનો ફેજ તો આપણી નજર સામે થઈ રહ્યો છે. ત્યાં સાર્વત્રિક મતાધિકાર છે, પણ એકલા સાર્વત્રિક મતાધિકારથી કાંઈ પ્રજાતંત્ર સિદ્ધ થતું નથી. મતદારને પોતાના મતનું મહત્ત્વ સમજાવું જોઈએ અને ધર્મબુદ્ધિથી તેનો ઉપયોગ કરતાં આવડવો જોઈએ, એ ત્યારે જ થઈ શકે, જ્યારે પ્રજાને ખરી કેળવણી મળે અને તે પોતાની ફરજો, જવાબદારીઓ અને હકો બરાબર સમજતી થાય. આજે આપણે પ્રૌઢશિક્ષણમાં લખતાં–

વાંચતાં શીખવીએ છીએ, પરંતુ એ તો પ્રજાકેળવણીની માત્ર શરૂઆત જ છે. અક્ષરજ્ઞાનથી શરૂ કરેલા એ શિક્ષણને સ્થિર કરવા માટે તથા તેને વધારવા માટે તેમ જ જીવ ને ઉપકારક બનાવવા માટે પુસ્તકાલયો બહુ મહત્ત્વનો ભાગ ભજવી શકે એમ છે. એ રીતે જોઇએ તો પ્રૌઢશિક્ષણની તથા પુસ્તકાલયની પ્રવૃત્તિએ અન્યોન્યાશ્રયી છે. લોકશિક્ષણ વિના પુસ્તકાલય–પ્રવૃત્તિ નહિ ચાલી શકે અને પુસ્તકાલયપ્રવૃત્તિ વિના લોકશિક્ષણનો ફેલાવો નહિ થઈ શકે.

હવે વિચાર એ કરવો કે કેવાં પુસ્તકાલયો આ લોકશિક્ષણનું યોગ્ય વાહન થઇ શકશે. પુસ્તકોનો સંગ્રહ એ કાંઇ પુસ્તકાલય નથી. સારા મકાનમાં, સારાં સારાં કબાટોમાં, સારી રીતે ગોઠવીને પુસ્તકો મૂકયાં હોય તેથી તે કંઇ સાચું પુસ્તકાલય બનતું નથી. આપણા કવિસમ્રાટ રવીન્દ્રનાથ ઠાકુરે કહ્યું છે કે શબ્દકોશમાં સંઘરેલા શબ્દો ઉપરથી કાંઈ ભાષાની સમૃદ્ધિનું માપ કઢાતું નથી. પ્રસ્તુત ભાષા બોલનારા લોકો સાહિત્યમાં તેમ જ વ્યવહારમાં કેટલા શબ્દો વાપરે છે તે ઉપરથી એ ભાષાની સમૃદ્ધિ તો મપાય. તે જ પ્રમાણે સ્થાનિક લોકો પુસ્તકાલયનો ઉપયોગ જેટલો વધારે પ્રમાણમાં કરે તેટલું એ પુસ્તકાલય સાચું. જોકે મધ્યવર્તી પુસ્તકાલયોમાં એવાં પુસ્તકો જરૂર હોય, જેનો ઉપયોગ પાંચપચીસ વર્ષમાં એકાદ વખત જ કરનાર કોઇ પંડિત નીકળે. ઘણા પૈસા ખરચીને પણ આવાં પુસ્તકોનો સંગ્રહ થોડાંક મધ્યવર્તી પુસ્તકાલયોમાં થવો જોઇએ. પણ આ નિયમ આપણે સામાન્ય પુસ્તકાલયોને નહિ લાગુ પાડી શકીએ. આજે આર્થિક બાબતમાં જે અસમાનતા જોવામાં આવે છે તે જ્ઞાનના વિષયમાં પણ દાખલ થઈ છે. બીજાં તંત્રોની માફક આપણું કેળવણીનું તંત્ર પણ અસમાનતાને જ પોષી રહ્યું છે. કરોડો માણસોને અક્ષર ઉકેલતાં પણ આવડતા નથી. જેમને આવડે છે તેમને વાંચવા યોગ્ય પુસ્તકો હોતાં નથી અને હોય તો તે મળતાં નથી. લોકોની શું કામ વાત કરીએ, પ્રાથમિક શાળાના આપણા શિક્ષકોને વાચનનાં અને પોતાના જ્ઞાનની વૃદ્ધિનાં સાધનો કેટલાં ઓછાં મળે છે અથવા ઘણાને તો નથી જ મળતાં એમ કહીએ તોપણ કાંઇ ખોટું નથી. બીજી તરફથી કેટલાક થોડા માણસો ચોપડીઓમાં દટાયેલા જ રહે છે, અને આખો દિવસ બીજું કશું જ ન કરતાં બસ વાંચ્યા જ કરે, વાંચેલું વિચારવાનો અને તેને આચારમાં મૂકવાનો તેઓ વખત જ રાખતા નથી; એટલે છેવટે તેમને વાચનનું અજીર્ણ થાય છે અને તેમનાં મગજ સડી જાય છે.

જેમ નિરક્ષરતા અને અજ્ઞાન ભયંકર છે, તેમ જ અતિવાચન અને અતિજ્ઞાન પણ ભયંકર જ છે. પણ અતિવાચન અને અતિજ્ઞાનનો આટલો ઉલ્લેખ બસ છે. તેની વિશેષ ચર્ચામાં આપણે નહિ ઊતરીએ. આપણે અત્યારે તો અજ્ઞાનના નિવારણને અર્થે અથવા કહો કે જ્ઞાનના પ્રસારને અર્થે પુસ્તકાલયોનો વિચાર કરવો છે; અને તે માટે ગામડે ગામડે પુસ્તકાલયો ઊભાં કરવાં છે. એવાં ગ્રામપુસ્તકાલયોની રચના તો સ્થનિક લોકોને તેમની વર્તમાન પરિસ્થિતિમાં કયાં પુસ્તકોની જરૂર છે તેનો વિચાર કરીને જ કરવી જોઇશે.

આપણો સમાજ જે ભૂમિકા ઉપર ઊભો છે ત્યાંથી તેને ડગલે ડગલે આગળ વધારવા ઉત્તરોત્તર ચઢતા ક્રમવાળાં પુસ્તકો આપણે તેમની આગળ રજૂ કરવાં જોઇશે. વળી ગામની બધી જાતની વસ્તીને અને નાનેથી મોટી ઉંમરનાં બધી વયનાં સ્ત્રીપુરુષોને ઉપયોગી થાય એવાં પુસ્તકો રાખવાં પડશે. સાધારણ રીતે પુસ્તકાલયમાં કથાવાર્તા, કાવ્યનાટક, જીવનચરિત્ર, નિબંધ તથા નીતિધર્મને લગતાં પુસ્તકો આપણે રાખીએ છીએ. પુસ્તકાલય માટે પુસ્તકોની યાદી કરવા બેસીએ એટલે આવાં પુસ્તકોનાં નામ જ આપણને સૂઝે છે; પણ જુદા જુદા

હુન્નરઉદ્યોગને લગતાં તથા વિજ્ઞાનને લગતાં પુસ્તકોનો આપણને વિચાર આવતો નથી. એ વાત સાચી છે કે આવાં પુસ્તકો લોકો વાંચવા નથી લઈ જતા. વળી આપણી ભાષામાં તો આ જાતનાં સારાં અને લોકો સમજી શકે એવાં પુસ્તકો છે પણ નહિ. નવા ભણેલાઓને માટે ઉત્તરોત્તર ચઢિયાતા ક્રમવાળાં પુસ્તકોની વાત મેં કરી તેવાં પુસ્તકો પણ આપણી ભાષામાં જોઈએ તેટલાં નથી મળતાં, એ હું જાણું છું. એટલે આ પ્રશ્ન તો આ જાતનું લોકોને ઉપયોગી થઈ પડે એવું સાહિત્ય રચવાનો થયો. પુસ્તકાલયનું કામ તો ઉપલબ્ધ પુસ્તકોમાંથી પસંદગી કરવાનું છે. નવું સાહિત્ય રચાવવાની બાબતમાં તો પુસ્તકાલય એક જ રીતે ફાળો આપી શકે-એમ છે, અને તે પુસ્તકો ખરીદીને. આજે પુસ્તક છપાવવાનું કામ પણ મુશ્કેલીભર્યું તો છે જ. પૂરતી સંખ્યામાં પુસ્તક ન ખપે તો પ્રકાશક કે લેખકને ખોટ જાય; એટલે સારાં પુસ્તકો રાજ્યનાં બધાં પુસ્તકાલયો માટે ખરીદાશે જ એ ખાતરી પુસ્તકના લેખક કે પ્રકાશકને મળે તો નવું ઉપયોગી સાહિત્ય તૈયાર કરવામાં તેને ઉત્તેજન મળે, પણ આ પુસ્તકાલયનો પરોક્ષ ફાળો થયો. આપણે ઉપર કહ્યું તેમ પુસ્તકાલયનું કામ તો ઉપલબ્ધ પુસ્તકોમાંથી પસંદગી કરવાનું છે.

આ પસંદગીનું કામ બહુ અટપટું છે. દરેક પુસ્તકાલયના સંચાલક અથવા ગ્રંથપાલ એટલા બહુશ્રુત ન હોય કે દરેક વિષયમાં કયાં કયાં પુસ્તકો સારાં છે અને નવાં કયાં બહાર પડયાં છે તે તેઓ જાણતા હોય, એટલે અમુક અમુક ગામનાં પુસ્તકાલયો માટે પુસ્તકોની પસંદગી કરનારાં લાયક મંડળો હોવાં જોઈએ, દરેક પુસ્તકાલયમાં કયા વિષયનાં અને કઈ જાતનાં પુસ્તકો વિશેષે કરીને વંચાય છે તે હકીકત આ મંડળે પુસ્તકોની પસંદગી કરતી વખતે મેળવી લેવી જોઈએ. જો કે આવી રીતની લોકોની માંગ જોઈને જ તેણે પસંદગી કરવાની નથી. જો કેવળ માંગનો જ વિચાર કરવામાં આવે તો તો દરેક પુસ્તકાલયના અનુભવની તારવણી એવી આવશે કે લોકો વાર્તાની ચોપડીઓ વધારે માગે છે, અથવા વાર્તાની જ ચોપડીઓ માગે છે અને બીજી માગતા જ નથી. માણસને અમુક વય સુધી તો વાર્તા જ ગમે છે, એ તદ્દન સાચી વાત છે; અને એ વયનાંની વાર્તાની ભૂખ તૃપ્ત પણ કરવી જોઈએ. પણ વાર્તા વાર્તામાં વિવેક તો કરવો જ જોઈએ. **આજે આપણે ત્યાં જે હીન પ્રકારના વાર્તાસાહિત્યનો ધોધ વહી રહ્યો છે તે ધોધની સામે તેને અટકાવી શકે એવા જબરા અને પ્રચંડ બંધ બાંધવાની જરૂર છે.** એવા બંધ તો મહાશક્તિવાળા એવા કોઈ સાહિત્યના ઍન્જિનેર બાંધી શકે. એ કામ થાય ત્યારે ખરું, પણ પુસ્તકાલયના સંચાલકોએ એક વસ્તુ તો નક્કી કરી જ લેવી જોઈએ કે આવું હીન પ્રકારનું સાહિત્ય પુસ્તકાલયને ઊમરે ચડવા પામે નહિ. **આપણું પુસ્તકાલય ભલે નાનું હશે, પણ તે બરાબર કસોટીએ ચઢેલા સો ટચના સોના જેવાં પુસ્તકોનું હશે** તો તે વધુ ઉપયોગી થઈ પડશે અને વધુ કીમતી પણ નીવડશે. નવા જમાનાની જરૂરિયાતને પહોંચી વળે તેવાં તથા નાહ્યા પછી જેમ શારીરિક સ્વચ્છતાની પ્રસન્નતા અનુભવાય છે તેમ વાંચ્યા પછી આંતરિક સ્વચ્છતાની પ્રસન્નતાનો અનુભવ કરાવે એવાં પુસ્તકો પસંદ કરવાં જોઈએ.

મોટા જથામાં ઉત્પત્તિના આ જમાનામાં માલ દિનપ્રતિદિન વધુ ને વધુ તકલાદી બનતો જાય છે. તેવું જ પુસ્તકોનું પણ બન્યું છે. દર વર્ષે ઢગલામોઢે પુસ્તકો છપાઈને બહાર પડે છે, પણ તેમાં ગુણવાળાં પુસ્તકો તો વિરલ જ હોય છે.

**આપણા આવડા વિશાળ દેશને જે સંસ્કારસિંચન રામાયણ, મહાભારત અને ભાગવત એ ત્રણ જ ગ્રંથો વર્ષો થયાં કરતા આવ્યા છે તે સંસ્કારસિંચન** ત્યાર પછીનાં હજારો બલ્કે લાખો પુસ્તકો નથી કરી શક્યાં, એ આપણે સૌ જાણીએ છીએ; એટલે સંખ્યા નહિ પણ ગુણ ઉપરજ નજર રાખવામાં કુશળતા છે.

ઘણી વાર એવું બને છે કે પુસ્તક વેચાતું લેવાનું હોય ત્યારે આ બધી ઝીણવટ કરવામાં આવે છે, પણ પુસ્તકો ભેટ મળે ત્યારે ધરમની ગાયના કયાં દાંત જોવા બેસવું એવો વિચાર કરી જે પુસ્તક આવે તે સ્વીકારી લેવામાં આવે છે. આ રીત બહુ જોખમકારક છે. **ભેટનાં પુસ્તકોની પરીક્ષા પણ ખરીદ કરવાનાં પુસ્તકોના જેટલી જ કડકાઇથી કરવી જોઇએ. પુસ્તકાલયમાં એકાદ ગંદુ પુસ્તક ઘૂસી જાય તો તે આખા પુસ્તકાલયને એમ લગાડે છે.** ભેટનાં પુસ્તકો સ્વીકારો લેવાની બાબતમાં આપણે કેટલા બેદરકાર રહીએ છીએ તે વિષે મારો થોડોક જાતઅનુભવ કહીશ. આશ્રમના શરૂઆતના દિવસોમાં કોઇક શુભેચ્છકે દોઢસો કે બસો પુસ્તકોની પોતાની આખી લાયબ્રેરી આશ્રમને ભેટ આપી અને ' ધરમની ગાયના દાંત ન જોવા ' એ ન્યાયે એ બધાં જ પુસ્તકો અમારા પુસ્તકાલયમાં દાખલ થઇ ગયાં. સદ્‌ભાગ્યે તે જ અરસામાં પુસ્તકનું વર્ગીકરણ ચાલતું હતું અને એ સંગ્રહમાંની એક ગંદી વાર્તાની ચોપડી તરફ મારું ધ્યાન ગયું. વધુ તપાસ કરતાં એવી દશ ખરાબ ચોપડીઓ તેમાંથી નીકળી. આ વસ્તુ હું ખાસ એટલા માટે કહું છું કે ભેટ મળેલાં પુસ્તકોની બાબતમાં કાળજી રાખવાનું મહત્ત્વ આપણામાંથી બહુ થોડા સમજે છે અથવા સ્વીકારે છે.

પુસ્તકોની પસંદગીના જેટલું અથવા તેથીયે વધારે મહત્ત્વનું કામ ગ્રંથપાલની પસંદગીનું છે. પુસ્તકાલયમાં જીવન્ત તત્ત્વ ગ્રંથપાલ છે. પુસ્તકો ગોઠવવાં, જેને વાંચવા જોઇતાં હોય તેને આપવાં અને વખતસર પાછાં લેવાં એટલા **કારકુની કામથી ગ્રંથપાલની ફરજો સમાપ્ત થતી નથી. પુસ્તકાલયને આકર્ષક અને ઉપયોગી બનાવવા માટે તેણે નિરંતર વિચારો અને યોજનાઓ કરવાં જોઇએ.** જે દૈનિકો, અઠવાડિકો, માસિકો વગેરે પુસ્તકાલયમાં આવતાં હોય તેમાંથી ખાસ વાંચવા જેવું શું છે તે તારવી કાઢી લોકોનું ધ્યાન ખેંચાય એવી રીતે તેણે મૂકવું જોઇએ. ચોપડીઓમાંથી પણ પ્રસંગ પરત્વે કઇ ચોપડીઓ વાંચવા જેવી છે તેની યાદી કરી લોકો આગળ તે મૂકે. દાખલા તરીકે મહાસભાની બેઠક ભરાવાની હોય તે વખતે મહાસભાને લગતી ચોપડીઓની યાદી રજૂ કરે; ગાંધીજયંતીનો પ્રસંગ હોય તે વખતે ગાંધીજીનાં પોતાનાં તથા તેમને લગતાં પુસ્તકો તરફ લોકોનું ધ્યાન ખેંચે; હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, પારસી, શીખ વગેરેના. આમ ગ્રંથપાલે સતત જાગ્રત રહી વાચકો આગળ વિધવિધ વાનીઓ પીરસતા રહેવું જ જોઇએ. વળી આપણા દેશમાં જ્યાં પાર વિનાની નિરક્ષરતા પડેલી છે ત્યાં તો આટલું પણ બસ નથી. **ગ્રંથપાલે વર્તમાનપત્રોમાંથી તારવી કાઢી રોજના સમાચારો નક્કી કરેલે સમયે લોકોને કહી સંભળાવવા જોઇએ. સામયિકમાં સારા લેખો આવ્યા હોય તે પ્રસંગોપાત વાંચી સંભળાવવા જોઇએ.** આપણે ત્યાં એકલું વાર્તાસહિત્ય અને તે પણ હીન રસ અને હીન અભિરુચિવાળું વાર્તાસાહિત્ય મોટા પ્રમાણમાં વંચાય છે તેના ઉપાય તરીકે હું તો ગ્રંથપાલને એમ સૂચવું કે શિષ્ટ લેખકોની ઉચ્ચ કલામય કૃતિઓનું વાચન પણ તે પ્રસંગોપાત વાચનાલયમાં અથવા બીજા મધ્યવર્તી સ્થળે જ્યાં લોકો ભેગા થતા હોય ત્યાં જઇને કરે,

લોકોમાં સત્અભિરુચિ કેળવવાનો આ જ એક ઉત્તમ માર્ગ છે. ચોપડીઓ માટેની લોકોની જે માંગ છે તેને આપણે કેળવવી પડશે; તેઓ સારી ચોપડીઓ માંગતા થાય એમ કરવું પડશે. આવી ઉચ્ચ કૃતિઓ આપણી પાસે થોડી હોય તો એક એક કૃતિનું વખતોવખત પુનરાવર્તન થાય તેની કાંઇ હરકત નથી.

ઉચ્ચ કલાકૃતિનું લક્ષણ જ એ છે કે તમે ગમે તેટલી વાર તે વાંચો છતાં તેમાંથી તમારો રસ ન ઊડી જાય. બાળકથી માંડીને વૃદ્ધ સુધી રામાયણ કે મહાભારત વાંચતાં કોઇ કંટાળ્યું છે ? પણ એ મહાન શિષ્ટભોગ્ય તેમ જ લોકભોગ્ય એવા સાર્વભૌમ ગ્રંથોની વાત જતી કરીએ અને આપણા વર્તમાન સાહિત્યમાં આવીએ તો મારો પોતાનો અનુભવ હું આપને કહું કે સરસ્વતીચંદ્રના પહેલા બે ભાગ, ભદ્રંભદ્ર, રાઇનો પર્વત, ડિકેન્સની વાતો, ગાંધીજીની આત્મકથા, એ પુસ્તકો કેટલીયે વાર વાંચ્યા છતાં ફરી વાંચતાં મને કદી કંટાળો આવ્યો નથી. શાકુન્તલ નાટક તો હું સાત આઠ વાર વાંચી ગયો હોઇશ. રવિબાબુની કૃતિઓથી કોઇ કંટાળ્યું જાણ્યું નથી. એટલે ખરાબ વસ્તુને હાંકી કાઢવાનો ઉત્તમ માર્ગ સારી વસ્તુઓ આગળ ધરવી એ જ છે. આવાં પુસ્તકોનું વાચન કરતી વખતે ગ્રંથપાલ જો પુસ્તકોની ખૂબીઓ સમજાવી શકશે તો તો પેલાં ખરાબ પુસ્તકો પ્રત્યેના રસને મારી નાખવાને તેને આબાદ સફળતા મળશે.

આવા શ્રવણવર્ગો બાળકો માટે, તરુણો માટે, પ્રૌઢો માટે, સ્ત્રીઓ માટે એમ જુદા જુદા પણ ચલાવી શકાય. કોઇ દિવસ કાવ્યો અને આખ્યાનો ગાઇ સંભળાવવાનો કાર્યક્રમ પણ રાખી શકાય. પણ આપને લાગશે કે આ બધી તો ગ્રંથપાલ પાસે મેં ઘણી વધારે માંગણીઓ કરી નાખી. પૂરો પગાર લઇ આખા વખતનું કામ કરનારા ગ્રંથપાલો પણ આવું બધું નથી કરતા ત્યાં ગામડાના નાના પુસ્તકાલયનો ફુરસદના વખતમાં સેવાભાવથી કામ કરનારો ગ્રંથપાલ આ બધું કયાંથી કરવાનો ? આના જવાબમાં મારે જણાવવું જોઇએ કે કામ કરવાની જૂની ચાલતી આવેલી ઢબ અને ચાલતી આવેલી વૃત્તિ તો આપણે બદલવી જ પડશે. ગ્રંથપાલ વૈતનિક હોય કે સેવાભાવી, પૂરો વખત કામ કરનાર હોય કે ફુરસદના વખતમાં કામ કરનાર હોય, જેટલો વખત તે પુસ્તકાલયનું કામ કરે તેટલો વખત તો તેણે પૂરી ઉત્કટતાથી જ કામ કરવું જોઇશે. **ભલે ગ્રંથપાલ રોજ બે કલાક આપતો હોય; પણ તે બે કલાક, મિનિટે મિનિટનો સારામાં સારો અને વધારેમાં વધારે ઉપયોગ તે કરે એવી રીતે તેણે આપવા જોઇએ.** વળી મેં ઉપર ગણાવ્યાં તેવાં કામ એક જ માણસે કરવાં જોઇએ, એમ પણ નથી. શ્રવણવર્ગો ચલાવવાનું કામ તે માટે લાયક માણસો જેટલા ગામમાં મળી શકે તેટલામાં વહેંચી નાખી શકાય. બહારથી કોઈ આવે તેમની પણ આ કામમાં મદદ લઇ શકાય કાવ્યો અને આખ્યાનોની મેં વાત કરી તેમાં રાસ અને ગરબીઓનો ઉમેરો કરી ગામમાંની કન્યાઓ અને સ્ત્રીઓની મદદ પણ તેમાં મેળવી શકાય. અને એ રીતે બહેનોને પુસ્તકાલયમાં આવતી અને રસ લેતી પણ કરી શકાય. બહેનોની વાત નીકળી છે એટલે જણાવી દઉં કે હજી બહેનો ગામડાંમાં તો શું પણ શહેરોમાં પણ પુસ્તકાલયોમાં આવતી થઇ નથી. એટલે દરેક પુસ્તકાલયમાં એક દિવસ ખાસ બહેનોનો રખાય અથવા પુસ્તકાલયમાંથી અમુક પુસ્તકો બહેનો માટે તેમને અનુકૂળ આવે એવાં સ્થળે મોકલવામાં આવે એવું કરવાની જરૂર છે. બહેનોની માફક પછાત ગણાતા વર્ગના લોકોને

પણ પુસ્તકાલયો તરફ ખેંચવા જોઇએ. મેં ઉપર જે શ્રવણવર્ગોની વાત કરી છે તેની યોજના આ બધા વર્ગોને ધ્યાનમાં રાખીને કરવાની જરૂર છે.

આ ઉપરાંત પુસ્તકાલયની સજાવટ માટે ગ્રંથપાલ ઘણું ઘણું કરી શકે એમ છે. પુસ્તકાલયમાં આવતાં સામયિકોમાંથી સહેજે કાપી લઇ શકાય એવાં સારાં સારાં ચિત્રોની પોથીઓ બનાવી રાખે, જે સામયિકોની ફાઇલો ન રાખવામાં આવતી હોય તેમાં કોઇ સંઘરવા જેવા લેખો આવ્યા હોય તો તે મંઘરી રાખે, વગેરે અનેક પ્રવૃત્તિઓ જાતે તથા શાળાના વિદ્યાર્થીઓની મદદથી તે કરી શકે. એમાં વિદ્યાર્થીઓને કેળવણી પણ મળશે અને પુસ્તકાલયમાં કાયમ માટેનો ઉપયોગી સંગ્રહ થશે. ટૂંકમાં, પુસ્તકાલયને ચોપડીઓ વાંચવા આપવા-લેવાની એક સંસ્થા રાખવી કે ગામનું એક સંસ્કારમંદિર બનાવવું એ ગ્રંથપાલના હાથમાં છે.

હવે ઘોંઘાટ અને અસ્વચ્છતા એ બે બાબતો જેને હું આપણી રાષ્ટ્રીય કુટેવો ગણું છું તેનો ઉલ્લેખ કરી આ વ્યાખ્યાન સમાપ્ત કરીશ. પુસ્તકાલયનું મકાન શાન્ત સ્થળે છતાં ગામના લોકને ઓતાડું ન પડે એવી જગ્યાએ રાખવું જોઇએ. મકાન કિંમતી રાખવાની જરૂર નથી, પણ તે સાદું, સુઘડ અને પૂરતા હવા–ઉજાસવાળું હોવું જોઇએ. પુસ્તકાલયમાંનો સરસામાન અને ચોપડીઓ બરાબર સાફ રહેવાં જોઇએ. ધૂળથી ચોપડીઓ બગડી જાય છે માટે વખતોવખત તેના ઉપરથી ધૂળ ઝાપટી નાખવી જોઇએ. આટલી પુસ્તકાલયની સ્થૂળ વાત થઇ, પણ પુસ્તકાલયમાં આવનાર સમાજનો વિચાર કરીએ તો કહેવું પડશે કે આપણને શાન્તિ અને સ્વચ્છતા જાળવતાં જ આવડતી નથી.

પુસ્તકાલય જેવું સ્થળ જ્યાં લોકો વાંચવા માટે એકઠા થાય ત્યાં માણસો એકબીજા સાથે ઘાંટા પાડીપાડીને વાતો કરતાં શરમાતા નથી. ખાનગી જગ્યાએ કે સાર્વજનિક જગ્યાએ બીજાને અગવડ ન થાય, બીજાના કામમાં કોઇ જાતનો વિક્ષેપ ન પડે એવી રીતે વર્તતાં શીખવાની આપણે બહુ જરૂર છે. જેવું શાન્તિનું છે તેવું જ સ્વચ્છતાનું છે. કોઇ પણ સ્થળે આપણે વધારે માણસો ભેગા થઇએ છીએ એટલે એ સ્થાનને અસ્વચ્છ કરી મૂકીએ છીએ. પુસ્તકાલયના ઓટલા ઉપર ઊભા રહીને થૂંકીએ, નાક નસીકીએ અથવા તો પુસ્તકાલયની પછીતે કે કરે પેશાબ કરવા બેસીએ એમાં આપણે અજુગતું કરીએ છીએ, એ હજી આપણે સમજતા જ થયા નથી. એટલે પુસ્તકાલયના મકાનમાં તથા તેની આસપાસ સ્વચ્છતા અને શાન્તિ જાળવવા માટે ગ્રંથપાલે તથા ગામના સમજદાર લોકોએ સતત જાગૃત રહેવાની જરૂર છે.

મેં આ બધી વાતો નાના ગ્રામ પુસ્તકાલયને નજર આગળ રાખીને આપની આગળ કરી છે, અને હું માનું છું કે આપણા દેશમાં અત્યારે આપણે તેનો વિચાર ખાસ કરવાની જરૂર છે. મને પુસ્તકાલય વિષયનો ખાસ અનુભવ નથી, છતાં આપણાં ગામડાંનો અને ત્યાંના લોકોનો કાંઇક અનુભવ છે તે ઉપરથી યથાશક્તિ સૂચનો મેં આપની આગળ કર્યાં છે. એ સૂચનો કેટલાં વ્યવહારુ કે ઉપયોગી છે એ તો આપ સૌએ વિચારવાનું છે. મને લાગે છે કે ગામડાંના અનુભવની સાથે પુસ્તકાલયોના અનુભવવાળી કોઇ વ્યક્તિની આપે વરણી કરી હોત તો તે આપને વિશેષ મદદરૂપ થઇ પડત; પણ આપે મારા પ્રત્યે સદ્ભાવ બતાવીને આ સ્થાન મને આપ્યું છે તો આપ મને નિભાવી લેશો એવી મારી વિનંતિ છે. હું જો આ બે દિવસની કાર્યવાહીમાં આપને સહેજ પણ મદદરૂપ થઈ શકીશ તો મને કૃતાર્થ થયેલો લેખીશ. આ સ્થાન મને આપવા માટે આપ સૌનો અંતઃકરણથી આભાર માનું છું.

નરહરિ દ્વારકાદાસ પરીખ

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળનું પંચવાર્ષિક

# નિવેદન

## [ સને ૧૯૩૪ના માર્ચથી ૧૯૩૯ના ઑક્ટોબર સુધી ]

**શ્રીમાન પ્રમુખ સાહેબ, પ્રતિનિધિ બંધુઓ, અને પધારેલા અન્ય સજ્જનો !**

### ૧. આનંદ થાય છે

વડોદરા રાજ્યની જ નહિ પણ હિંદભરની સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિના આદ્ય પ્રવર્તક કૈ. શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબે સન ૧૯૧૨માં સેંટ્રલ લાઇબ્રેરી કલબના સભ્યો સમક્ષ ભાષણ આપતાં જાહેર કરેલું કે—

**" પુસ્તકાલયનો લાભ થોડાં અંગ્રેજી ભણેલાં જ લે એવી મર્યાદા (આંટ) ન રાખવી જોઇએ. પરંતુ તે લાભ વધારેમાં વધારે માણસો કેવી રીતે લઇ શકે એ જ હેતુ સતત લક્ષમાં રાખવો જોઇએ. એ જ હેતુથી મેં આખા રાજ્ય માટે ગ્રામ પુસ્તકાલયોની યોજના ઘડાવી છે. એ યોજના પાર પાડવા માટે પ્રજાએ પોતાની શક્તિ અનુસાર પોતાનો હિસ્સો આપવાની જરૂર છે. મહેનત કર્યા વગર કાંઇ પણ કામ બનતું નથી. સ્વાર્થત્યાગ કર્યા વગર જ્ઞાન પ્રાપ્ત થતું નથી. "**

શ્રીમંત સરકારની એ મહત્ ભાવનાની સિદ્ધિ અર્થે અને તેઓશ્રીના આદેશનું યથાશક્ય પાલન કરી દેખાડવાની પ્રજાને તક મળે એટલા ખાતર સન ૧૯૨૫માં રાજ્યનાં નાનાં મોટાં પુસ્તકાલયોની પ્રથમ પરિષદ ગણદેવી મુકામે ભરાઇ તે વખતથી જ આ મંડળનો ઉદ્ભવ વાસ્તવિક રીતે થયો ગણી શકાય. સન ૧૯૨૫ થી ૧૯૨૯–૩૦ લગી મંડળની પ્રવૃત્તિ વર્ષે બે વર્ષે પરિષદ ભરવા પૂરતી જ હતી. પણ તે પછી સાર્વજનિક પુસ્તકાલયોને મદદ આપવાના સહકારી ધોરણે મંડળને રૂ. ૧૦૦૦)ની વાર્ષિક ગ્રાન્ટ આપવાની યોજના મંજૂર કરવાની શ્રીમંત સરકારે કૃપા કરી અને પાટણમાં મળેલી પાંચમી પરિષદે મંડળનું બંધારણ ઘડ્યું ત્યારથી મંડળની વિવિધ પ્રવૃત્તિઓ ક્રમે ક્રમે અસ્તિત્વમાં આવી છે. સન ૧૯૩૪ના માર્ચ માસમાં વડોદરા શહેરમાં ભરાયલી ‌છઠ્ઠી પરિષદ પછીના લગભગ સાડા પાંચ વર્ષના ગાળામાં મંડળ હસ્તક ચાલતી એ વિવિધ પ્રવૃત્તિઓનું વિગતવાર નિવેદન આજે આપ સૌની સમક્ષ રજૂ કરતાં મને આનંદ થાય છે.

### ૨. મંડળના ઉદ્દેશ

મંડળના ઉદ્દેશ નીચે પ્રમાણે છે:—

(૧) રાજ્યના ચારે પ્રાંતોમાં વિખરાયલાં પુસ્તકાલયો અને વાચનાલયોની પ્રગતિ સાધવી અને તેમને સુવ્યવસ્થિત બનાવવાં; (૨) પુસ્તકાલય વિહોણાં ગામોએ નવીન પુસ્તકાલયો ઉઘડાવવામાં ખાતાને સહકાર આપવો; (૩) પુસ્તકાલયોના કાર્યકર્તાઓ વચ્ચે તથા સરકાર અને સ્થાનિક સંસ્થાઓ સાથે સહકાર સાધવો; (૪) પ્રજામાં વાચનનો શોખ ફેલાવવો;

(૫) પુસ્તકાલય વિષયક સાહિત્ય પ્રસિદ્ધ કરવું; (૬) શિષ્ટ સાહિત્યના વાચનનો પ્રચાર વધારવો; (૭) પુસ્તકાલયનું વહીવટી કામ શીખવવા તાલીમ વર્ગો ભરવા યા ભરાય તેમાં મદદ કરવી; (૮) ખાતાના સહકાર અને સલાહ મુજબ પુસ્તકાલય પ્રવૃત્તિનો પ્રચાર કરવો અને તપાસણીનું કામ કરવું.

## ૩. પેટા મંડળો અને તેમની પ્રવૃત્તિઓ

ઉપરોકત ઉદ્દેશોને વ્યવસ્થિત રીતે પાર પાડવા સારૂ પ્રાંત, મહાલ અને જૂથ મંડળોની રચના કરવામાં આવી છે. ચારે પ્રાંતનાં પ્રાંત મંડળો છે. તેવી જ રીતે બધા જ મહાલોમાં મહાલ મંડળો તથા જૂથ મંડળો પણ યોજાયાં છે; ને તે પૈકી જાગૃત મંડળોની સંખ્યા પ્રતિ વર્ષ સંતોષકારક રીતે વધતી જાય છે. સન ૧૯૩૮–૩૯ ના પૂરા થયેલા વર્ષમાં જાગૃત જૂથ મંડળોની સંખ્યા ૩૬ નોંધાય છે અને મહાલ મંડળોની સંખ્યા ૩૨ નોંધાય છે. જે મહાલ મંડળો નિયત પરિષદો ને સભાઓ ભરતાં અને હેવાલ હિસાબ મોકલતાં થયાં છે તેમને જાગૃત લેખવામાં આવ્યાં છે. પછાત ગણાયલાં મહાલ મંડળોમાં પણ આ નિવેદનના ગાળા દરમ્યાન અદ્ભુત જાગૃતિ આવેલી જણાય છે. ચાણસ્મા, કડી, સિદ્ધપુર, સંખેડા, દામનગર, ઓખામંડળ એ મહાલો ૧૯૩૪–૩૫ સુધી પછાત ગણાતાં હતાં પણ એઓ હવે જાગૃત બન્યાં છે, એટલું જ નહિ પણ '**શાળા ત્યાં પુસ્તકાલય**'ના શ્રીમંત સરકારે સ્વીકારેલા સિદ્ધાંતનો સર્વાંશી અમલ કરી દેખાડવાની સ્પર્ધા કરવા લાગ્યાં છે. એક વાર પછાત ગણાયલાં ચાણસ્મા, સિદ્ધપુર, કડી, દામનગર મહાલોએ નિવેદનના ગાળા દરમ્યાન આ પ્રશસ્ય સિદ્ધાંતનો સંપૂર્ણ અમલ કરી દેખાડ્યો છે. આ ૪ મહાલો ઉપરાંત વડોદરા પ્રાંતમાં પેટલાદ, ભાદરણ, શિનોર ને ડભોઇ, મહેસાણા પ્રાંતમાં પાટણ મહાલ અને નવસારી પ્રાંતમાં નવસારી મહાલ એ મહાલોમાં પણ શાળાવાળું એકે ગામ પુસ્તકાલય વિનાનું રહ્યું નથી. આજસુધીમાં રાજ્યના ૩૯ મહાલોમાંથી ૧૦ મહાલોએ 'શાળા ત્યાં પુસ્તકાલય'ના સિદ્ધાંતનું પૂરેપૂરૂં પાલન કરી દેખાડયું છે. નિવેદનના ગાળામાં ૨૩૦ શાળાવાળાં ગામોમાં નવીન પુસ્તકાલયો ઉઘાડી શકાયાં છે તેમાં જૂથ વા મહાલ મંડળોના ઉત્સાહી મંત્રીઓનો ફાળો ઓછો નથી. મહાલ અને જૂથ મંડળોની જાગૃતિ જે તે મંડળનું સુકાન સંભાળતા સેવાભાવી શિક્ષકમંત્રીઓના જહેમતભર્યા ઉત્સાહને જ આભારી છે એ નિઃસંદેહ !

નિવેદનના ગાળા દરમ્યાન ૫ પ્રાંત પરિષદો, ને ૪૫ મહાલ પરિષદો ચારે પ્રાંતોમાં થઇ ભરાઇ છે. એની વિગતવાર હકીકત પરિશિષ્ટ નં. ૧ **ક–ક** માં આપવામાં આવી છે. નિયત સભાઓ અને પરિષદો ભરવા ઉપરાંત શિષ્ટ વાચનના પ્રચાર અર્થે રાજ્ય મંડળે સ્વીકારેલ શિષ્ટ વાચનની પરીક્ષાઓ યોજવાની નીતિ પણ કેટલાંક મહાલ મંડળોએ સ્વીકારેલી છે નિવેદનના ગાળામાં વડોદરા, પેટલાદ, શિનોર, કડી, ચાણસ્મા, સિદ્ધપુર, કામરેજ, નવસારી અમરેલી, દામનગર અને ઓખામંડળ–એ મહાલોએ કુલ ૧૬ આવી પરીક્ષાઓ યોજી હતી

## ૪. રાજ્ય મંડળ હસ્તકની આગવી પ્રવૃત્તિઓ

પ્રાંત, મહાલ ને જૂથ મંડળોની ઉપરનિર્દિષ્ટ પ્રવૃત્તિઓમાં જરૂરી દોરવણી, સલાહ ને સહાય આપવાની ફરજ રાજ્ય મંડળ નિયમિત બજાવતું રહ્યું છે. તદુપરાંત રાજ્ય પુ મંડળે નીચેની પ્રવૃત્તિઓ આગવી હાથ ધરેલી છે;—

(૧) ગ્રંથપાલો માટે તાલીમ વર્ગો ભરવા. (૨) શિષ્ટ વાચનના પ્રચાર માટે શિષ્ટ વાચનની છમાસિક પરીક્ષાઓની યોજના, (૩) જ્ઞાનાર્જન માટે વાચનનો શોખ કેળવવા સારૂ વાચક મંડળની યોજના, (૪) પુસ્તકાલયના વહીવટી અને વર્ગીકરણ કામનું સક્રિય શિક્ષણ ઘેરબેઠાં પત્રવ્યવહાર દ્વારા આપી પ્રમાણપત્ર આપવાની યોજના, (૫) પગારદાર તેમ જ માનદ પ્રચારકો દ્વારા પુસ્તકાલયોની તપાસણી ને સુવ્યવસ્થાની કામગીરી, (૬) પુસ્તકાલય વિષયક સાહિત્ય તૈયાર કરી પ્રસિદ્ધ કરવું વા કરાવવું.

એ બધી જ પ્રવૃત્તિઓમાં નિવેદનના ગાળામાં મંડળે યથાશક્ય સંતોષકારક કાર્ય કર્યું છે.

## ૫. તાલીમ વર્ગો

નિવેદનના ગાળામાં મંડળે વડોદરા પ્રાંતમાં ૫, મહેસાણા પ્રાંતમાં ૫, નવસારી પ્રાંતમાં ૩, અને અમરેલી પ્રાંતમાં ૩, મળી કુલ ૧૬ પુસ્તકાલય શિક્ષણવર્ગો ચલાવ્યા છે ને ગ્રામ પુસ્તકાલયોના વહીવટ ને વ્યવસ્થાનું સક્રિય શિક્ષણ આપ્યું છે. વર્ગોના સ્થળ ને શિક્ષણ લેનારાઓની સંખ્યા દર્શાવનારૂં પરિશિષ્ટ નં. ૨ આ સાથે જોડ્યું છે. તે સિવાય કેળવણી ખાતા તરફથી યોજાયલા ઓપવર્ગોમાં પણ પુસ્તકાલયપ્રવૃત્તિ વિષયક આવશ્યક વ્યાખ્યાનો આપવા પૂરતો યથાશક્ય સહકાર આપ્યો છે.

## ૬. શિષ્ટ વાચનની પરીક્ષાઓ

નિવેદનના ગાળામાં ચાલુ યોજનાની ૯ પરીક્ષાઓ લેવામાં આવી હોઈ તેનો લાભ ૨૫૬૦ જણે લીધો છે. પરીક્ષામાં ઠરાવેલાં પુસ્તકો તથા લાભ લેનારાંની સંખ્યાનો ખ્યાલ આપવાને પરિશિષ્ટ નં. ૩ સામેલ રાખ્યું છે. આ નિયમિત પરીક્ષાઓ ઉપરાંત સન ૧૯૩૬ ના હીરક વર્ષમાં 'પુસ્તકાલય' માસિકે કાઢેલા 'ખાસ હીરક અંક'ની તથા ખાસ વિદ્યાર્થીઓ માટે 'ફોરમ લહરી ૩: દેશ નેતાઓ' અને 'હેન્રી ફોર્ડ' એ પુસ્તકોની વિશિષ્ટ પરીક્ષાઓ યોજવામાં આવી હતી ને તેનો લાભ અનુક્રમે ૪૫ અને ૬૫૨ જણે લીધો હતો. પરીક્ષા માટે મુકરર થયેલાં પુસ્તકો છૂટથી પૂરાં પડાય તો વધારે સંખ્યા પરીક્ષાનો લાભ લે છે કે કેમ તે જોવા ખાતર 'બુકર ટી. વૉશિંગ્ટન' તથા 'ફોરમ–કિશોર'ની પરીક્ષાઓ પ્રસંગે ભાડેથી પુસ્તકો પૂરાં પાડવાનો પ્રયોગ બે વર્ષ મંડળે કર્યો હતો. એને લઈને ૮૦૦ થી ૧૦૦૦ જેટલાં ઉમેદવારો દર પરીક્ષામાં બેઠેલાં જણાયાં હતાં. પરંતુ ભાડેથી પુસ્તકો પૂરાં પાડવાનો એ અખતરો અનુભવને અંતે ખૂબ ખર્ચાળ, અતિશય કડાકૂટભર્યો અને પાછાં ફરેલાં પુસ્તકોના આખરી નિકાલ માટે મુંઝવણ પેદા કરનારો જણાયાથી છેલ્લી ત્રણેક પરીક્ષાથી પડતો મૂકવામાં આવ્યો છે. અત્યારલગીમાં ૧૬ પરીક્ષાઓ લેવાઇ ગઇ છે ને ૧૭ મી પરીક્ષા 'કિશોર ચરિત્રમાળા ગુચ્છ ૨ જો: ગુજરાતી મહાજનો'ની ૧૨ પુસ્તિકાઓની આગામી જાનેવારી માસમાં લેવાની જાહેરાત કરાઇ છે.

## ૭. વાચક મંડળ

સન ૧૯૩૪ માં મંડળે યોજેલા 'વડોદરા વાચક મંડળ'માં આજ સુધીમાં ૬૩ સભ્યો નોંધાયા છે. દર વર્ષે ૫-૭ નવા સભ્યો નોંધાયા છે. આ પ્રવૃત્તિને વધુ ખીલવવાના પ્રયાસ આદરવાની મંડળની નેમ છે.

## ૮. પત્ર વ્યવહાર દ્વારા શિક્ષણ

પુસ્તકાલયના વહીવટી ને દફતરી કામની તથા સરળ ને શાસ્ત્રીય પદ્ધતિનાં વર્ગીકરણ કામની સર્વાંગી તાલીમ આપી પ્રમાણપત્રો ધરાવતા ગ્રંથપાલોનો વર્ગ ઉભો કરવાની નેમથી મંડળે 'પત્રવ્યવહાર દ્વારા પુ. શિક્ષણ'ની યોજના સન ૧૯૩૪ થી હાથ ધરી છે. એ યોજના અંગેના પાઠો વિચારી કાઢી નવેસર તૈયાર કરવાના કાર્યને પહોંચી ન વળાયાથી એ યોજનાની પહેલી ટુકડીના અભ્યાસકોનો અભ્યાસ ગઇ સાલ આખરે જ પૂરો થઇ શક્યો છે. એ પ્રથમ ટુકડીના ચાલુ રહેલા ઉમેદવારોની પ્રમાણપત્ર માટેની પરીક્ષા આ માસની ૧૪ મી ૧૫ મી તારીખોએ જ લેવાની જાહેરાત અપાઇ હતી. પરંતુ તે પછી આ પરિષદની બેઠક એજ અરસામાં ભરવાનું ઠર્યાથી એ પરીક્ષા જાનેવારી માસમાં આવતા મકર સંક્રાંતિ સપ્તાહ દરમ્યાન લેવાનું રાખ્યું છે. દરમ્યાન બીજી ટુકડીનો અભ્યાસ શરૂ થઇ ગયો છે. બીજી ટુકડીમાં ૩૫ ઉમેદવારો નોંધાયા છે ને તેમાંના ઉત્સાહી બે ચાર જણે તો પહેલી ટુકડીની હારે જ પરીક્ષામાં બેસવાની કમ્મર કસી દીધી છે. તેમને તેવી અનુકૂળતા અપાશે પણ ખરી.

## ૯. તપાસણી

નિવેદનના ગાળામાં પગારદાર તેમજ સેવાભાવી માનદ પ્રચારકો દ્વારા કુલ ૧૯૪૩ પુસ્તકાલયોની તપાસણી કરી શકાઇ છે અને તેમના વહીવટી તથા દફતરી કામની ખામીઓ સુધારવાની કોશિષ કરવામાં આવી છે. ચાલુ સાલથી રાજ્યાશ્રયમાં વધારો થઇ આવવાથી મંડળની આ આદરપાત્ર પ્રવૃત્તિને વધારે જોરદાર ને કાર્યકર બનાવવાની પેરવી આરંભાઇ છે.

## ૧૦. પ્રકાશન પ્રવૃત્તિ

મંડળની પ્રકાશન પ્રવૃત્તિ પણ નિવેદનના ગાળા દરમ્યાન ઠીક ઠીક ચાલુ રહી શકી છે. સન ૧૯૩૫-૩૬ માં 'સે'. લા. ખાતાના સૂચના સરકયુલરોનું એકીકરણ ભા. ૩ જો' ૧૯૩૬-૩૭ માં 'બાલ સાહિત્ય સર્વસંગ્રહ ભા. ર જો' તૈયાર કરાવ્યો, ૧૯૩૭-૩૮ માં 'બાલ સાહિત્ય સર્વ સંગ્રહ ભા. ર જો' પ્રસિદ્ધ કર્યો અને ૧૯૩૮-૩૯ માં 'પુસ્તકાલય પ્રવૃત્તિઃ ભાષણો ને લેખો ભા. ર જો' એમ કુલ ૩ પુસ્તકો પુસ્તકાલય પ્રવૃત્તિને લગતાં મંડળે તૈયાર કરી પોતે પ્રગટ કર્યાં છે વા પુ. સ. સ. મંડળ દ્વારા પ્રગટ કરાવ્યાં છે. મંડળની આ પ્રવૃત્તિ હવેનાં વર્ષોમાં પણ ચાલુ રાખવાનું મંડળની કારોબારીએ ઠરાવ્યું છે.

## ૧૧. પરિષદ પ્રવૃત્તિ

રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિને સંગઠિત બનાવી એનું તંત્ર એકધારું અને સુવ્યવસ્થિત ચલાવવાની યોજનાઓ વિચારવા તથા પોતાની મહત્ત્વાકાંક્ષાઓ અને જોઇતી સવલતો તથા રાહતોની માગણી પુસ્તકાલય ખાતા આગળ તેમજ શ્રીમંત સરકાર સમક્ષ સમૂહગત રીતે રજૂ કરવાના આશયથી સન ૧૯૨૫ થી શરૂ થયેલી પરિષદ પ્રવૃત્તિને મંડળે જારી રાખી છે; એટલું જ નહિ પણ સમસ્ત રાજ્યની પરિષદો ઉપરાંત પ્રાંત પરિષદો અને મહાલ પરિષદો ભરવાનું ધોરણ સન ૧૯૩૦ થી સ્વીકાર્યું છે. દર પાંચ વર્ષે રાજ્ય પરિષદ, ત્રણ વર્ષે પ્રાંત પરિષદ અને બાકીના દર વર્ષે મહાલ પરિષદ ભરવાની નીતિ અખત્યાર કરી છે; એ નીતિ

પ્રવૃત્તિના પ્રચાર અને સંગઠનની દૃષ્ટિએ ઉપકારક નીવડેલી જણાય છે. આજની પરિષદ એ સમગ્ર રાજ્યની ૭મી પરિષદ છે. ૬ઠ્ઠી પરિષદ સન ૧૯૩૪માં પાટનગર વડોદરામાં ભરાઇ હતી. તેણે એકંદર ૨૦ ઠરાવો પસાર કર્યા હતા. તે પૈકી ૧૨ ઠરાવો ઔપચારિક હતા અને ૮ અમલ થવા માટેના હતા. કસ્બા પુસ્તકાલયોને સ્થાનિક સુધરાઇઓ મદદ આપે તેની વિનંતિના બીજા ઠરાવની નકલ જે તે સુધરાઇઓ તરફ મોકલી આપવામાં આવી હતી અને ઘણીખરી સુધરાઇઓએ તેનો અમલ પણ કર્યો છે. ચોથા ઠરાવ પૈકી ગ્રંથપાલોની તાલીમ માટે શિષ્યવેતન સાથેના વર્ગ ખોલવા સારૂ શ્રીમંતને વિજ્ઞપ્તિવાળા ભાગનો અમલ થયેલો નથી; પરંતુ પુસ્તકાલય વિષયક સાહિત્ય પ્રગટ કરવા બાબત શ્રીમંત સરકાર, પુ. સ. સ. મંડળ તથા રાજ્ય પુ. મંડળને કરેલી સંયુક્ત વિજ્ઞપ્તિવાળા ભાગનો અમલ કરવાનો યથાશક્ય પ્રયત્ન મંડળોએ કરેલો છે. પાંચમો ઠરાવ મહિલા પુ. માટે મકાન બંધાવવામાં મદદ આપી શકાય તેવા ફેરફાર નિયમોમાં કરવા માટે શ્રીમંત સરકારને વિનંતિ કરવા બાબતનો હતો. તેનો પણ નિયમોના સુધારાની દૃષ્ટિએ ખાસ અમલ નથી થયો પણ નિવેદનના ગાળામાં ભાદરણ, પેટલાદ, ધર્મજ, વસો, સોજીત્રા, બેટ, દ્વારકા, વ્યારા, નવસારી, ઊંઝા અને કલોલ કસ્બાઓમાં મહિલા પુસ્તકાલયોના સ્વતંત્ર મકાનો સરકાર પંચાયત મદદોથી બંધાઇ ગયાં છે વા બંધાવવાની મંજુરીઓ અપાઈ ગઈ છે.

આઠમો ઠરાવ શાળાઓમાં ઇતર વાચનના પ્રચાર માટેનો હોઇ તેના અમલ માટે નીમાયેલી સમિતિએ ઘડેલી યોજનાને કેળવણી ખાતાએ બહાલ રાખી પ્રાથમિક શાળાઓનાં ઉપલાં ધોરણો માટે ઇતર વાચનનાં પુસ્તકોની પસંદગી સાથે જરૂરી હુકમો છોડયા છે.

પુસ્તકાલયપ્રવૃત્તિને વધુ વેગ આપવા માટે રૂા. ૧૦૦૦૦)નો વધારો કરી આપવા સંબંધી શ્રીમંત સરકારને વિનંતિ કરતા ૯ મા ઠરાવનો અમલ નથી થયો.

ઐતિહાસિક સાધનો અને પુરાતત્ત્વ સામગ્રી સાચવી રાખવા સંબંધી ૧૨ મા ઠરાવનો યથાશક્ય અમલ અમરેલી, પાટણ, દ્વારકાં, બેટ વગેરે તરફથી થવા માંડયો છે.

બાલોપયોગી સાહિત્યના પ્રચાર માટેના ૧૪ મા ઠરાવના અમલ તરીકે મહાલ મંડળોએ વિદ્યાર્થીઓની શિષ્ટ વાચનની પરીક્ષાઓ યોજવાની શરૂઆત કરેલી છે.

૧૫ મા ઠરાવમાં રાજ્ય પુ. મંડળને મળતી સરકાર મદદ રૂા. ૧૦૦૦)ને બદલે ૨૦૦૦) કરી આપવાનું ધોરણ મંજૂર રાખવાને શ્રીમંત સરકારને વિનંતિ કરવામાં આવી હતી. તેના અમલ તરીકે મંડળની ગ્રાંટમાં ૨૦૦)નો વાર્ષિક વધારો ચાલુ સાલથી મંજૂર થયો છે.

ગત પરિષદના ઠરાવોના અમલી કાર્યનો ઉપર મુજબ હિસાબ છે. ભરાઇ , ગયેલી ૬ પરિષદોની આવશ્યક વિશેષ માહિતી પરિશિષ્ટ નં. ૭ રૂપે પૃષ્ઠ ૫૨ છાપવામાં આવી છે.

## ૧૨. પુસ્તકાલય પર્વણી

આમજનતાને પુસ્તકાલય પ્રવૃત્તિનું મહત્ત્વ સમજાવી તેમાં સક્રિય રસ લેતી કરવાની શુભ નેમથી સન ૧૯૨૮ માં પેટલાદ મુકામે ભરાયલી ૩જી રાજ્ય પરિષદે પુસ્તકાલય પર્વણી ઉજવવાની યોજના વિચારી કાઢી હતી. એ યોજનાનુસાર દર વર્ષે વસંત પંચમીને દહાડે પુસ્તકાલય પર્વણી દિન રાજ્યના ચારે પ્રાંતોમાં ઠેર ઠેર આ નિવેદનના વર્ષોમાં પણ ઉજવાયા હોઇ તેમના અહેવાલ જે તે સાલે ' પુસ્તકાલય ' માસિકનાં પૃષ્ઠોમાં પ્રસિદ્ધ કરાવવામાં આવ્યા છે.

### ૧૩. વિશિષ્ટ કામગીરીઓ

ઉપરોક્ત વિવિધ પ્રવૃત્તિઓ ઉપરાંત, નિવેદનના ગાળામાં મંડળે કેટલીક વિશિષ્ટ કામગીરીઓ પણ બજાવી છે; જેવી કે–હીરક મહોત્સવના વર્ષે કે. શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબના, તથા ચાલુ સાલે ઉજવાયલા રાજ્યારોહણ ઉત્સવ પ્રસંગે શ્રીમંત પ્રતાપસિંહ મહારાજા સાહેબના કરકમળમાં અભિનંદન પત્રો અર્પ્યાં ઉપરાંત રાજ્યની પુસ્તકાલય સંસ્થાઓને એ બન્ને ધન્ય સમારંભો ઉત્સાહથી ઉજવવાની પ્રેરણા કરી હતી. હીરક ઉત્સવ નિમિત્ત 'પુસ્તકાલય' માસિકે કાઢેલા ખાસ અંક માટે 'પચ્ચીશીની પ્રગતિના તુલનાત્મક કોઠા, અગત્યની સાલવારી, પુસ્તક ભંડાળ, વંચાયલાં પુસ્તકો, વાચકો, સરકાર પંચાયત મદદના તુલનાત્મક કોઠાઓ, નકશા વગેરે સામગ્રી મંડળે તૈયાર કરી આપી હતી. તેવી જ રીતે સન ૧૯૩૮માં સુરત જીલ્લાના હરિપુરા ક્ષેત્રમાં ભરાયલી ૫૧ મી મહાસભા અંગે યોજવા ઠરેલા પ્રદર્શનમાંના ગ્રામ પુસ્તકાલય વિભાગની રૂપરેખા ઘડી કાઢી તેને માટે જરૂરી સર્વ પ્રકારની સામગ્રી તૈયાર કરી કરાવી એ વિભાગને પૂરી સફળતા અપાવી હતી. આ પ્રસંગે કઢાયલા 'પુસ્તકાલય' માસિકના મહાસભા અંક માટે લેખો મંગાવી આપવા તથા પુસ્તકયાદીઓ ને પેટીઓ તૈયાર કરવાના કામમાં પણ પૂરતી મદદ મંડળે કરી હતી. સન ૧૯૩૮–૩૯ ના વર્ષે પણ આણંદ મુકામે ભરાયલી બીજી પુસ્તકાલય પરિષદની કાર્યવાહી નક્કી કરવામાં, તેને યશસ્વી રીતે પાર પાડવામાં તેમ જ પરિષદ અંગે ગોઠવાયલા પ્રદર્શન વિભાગની રૂપરેખાથી માંડીને તે અંતિમ સફળતામાં ઉત્સાહભર્યો સાથ ને સહાય મંડળે આપ્યાં હતાં.

### ૧૪. રાજ્યાશ્રય

શ્રીમંત સરકારે કૃપાવંત થઇને સન ૧૯૨૯–૩૦ ની સાલથી મંડળને રૂ. ૧૦૦૦)ની વાર્ષિક ગ્રાન્ટ, સાર્વજનિક પુસ્તકાલયોને મદદ આપવાના ધોરણે, આપવાની શુભ શરૂઆત કરેલી તે અદ્યાપિ પર્યંત ચાલુ રહી છે. શ્રીમંત સરકાર તરફથી રૂ. ૧૦૦૦) તેમજ રાજ્યની ચારે પ્રાંત પંચાયતો તરફથી વરાડે પડતા ફાળાથી રૂ. ૧૦૦૦) નિવેદનના ગાળામાં પ્રતિ વર્ષ મળતા રહ્યા છે. ચાલુ સાલથી પાંચ વર્ષ માટે એ ગ્રાન્ટની રકમમાં વધારો કરી આપવા માટેની મંડળના માગણી શ્રીમંત સરકારે બહાલ રાખી દર વર્ષે રૂ. ૧૨૦૦) ની મદદ પાંચ વર્ષ માટે આપવાનું ધોરણ ઠરાવ્યું છે. તે ધોરણે ચાલુ સાલના સરકાર મદદની રકમ મળી પણ ગઇ છે, ને પ્રાંત પંચાયતો તરફથી પણ એ જ ધોરણે બહાલી મળવા માંડી છે. પ્રજાના જ્ઞાનવિકાસની પ્રવૃત્તિઓમાં સક્રિય રસ ધરાવનાર શ્રીમંત સરકાર તેમજ પ્રાંત પંચાયતોનો આ ઉદાર આશ્રય માટે અત્રે જાહેર ઉપકાર માનવાની તક લઇએ છીએ.

### ૧મંત્રીઓ

પરિષદ પ્રવૃત્તિની શરૂઆતથી મંત્રીપદ સંભાળતા રહેલા શ્રીયુત મણિલાલ મંગળજી કાશીવાળા આજ પણ એ પદ કુનેહથી સંભાળે છે. પુસ્તકાલય પ્રવૃત્તિ અંગની વિવિધ રંગી સૃષ્ટિના ઉત્પાદક ને પ્રેરક મર્હૂમ શ્રીમાન મોતીભાઈ અમીન સાહેબે ૧૯૩૫ના ઑકટોબરમાં સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયા બાદ મંડળના મંત્રીપદનો ભાર પોતે ઉઠાવી લીધો હતો, અને મંડળની પ્રવૃત્તિઓને વધારે વેગવંતી ને કાર્યસાધક બનાવવાનો અતૂટ પ્રયત્ન આદર્યો હતો. પણ તદંગેની તેમણે વિચારેલી યોજનાઓ સર્વાંશે પાર પડે તે પહેલાં કરાળ કાળે તેમને ગત

ફેબ્રુઆરી માસમાં જ અણચિંતવ્યા ઝડપી લીધાથી મંડળના મંત્રીપદનો મુખ્ય ભાર પાછો શ્રીયુત કાશીવાળાને સમાલી લેવો પડયો છે. મંડળના જોડીયા માનદ મંત્રી તરીકે સૌ. જયવતીબેન દેસાઈની નીમણૂક કરવામાં આવી છે. મંડળના મહેકમની કામગીરી પર દેખરેખ રાખવી, પ્રવૃત્તિઓને દોરવવી ને ખીલવવી પરિષદો તથા વાર્ષિક સભાઓમાં હાજરી આપવી, શિક્ષણવર્ગો તથા ઓપવર્ગોમાં મદદ કરવી, સરકારી ખાતાંઓના સંપર્કમાં રહેવું એ વગેરે મંત્રીઓની ખાસ કામગીરીઓ છે.

## ૧૬. મહેકમ

પગારદાર સહમંત્રી અને રાજ્ય પ્રચારક એ મંડળનું મહેકમ છે. ઉપર જણાવેલી મંડળની બધી પ્રવૃત્તિઓના અમલી કાર્યનો બોજો આ બે જણને શિર છે. શિષ્ટવાચનની પરીક્ષા માટે પુસ્તકની પસંદગી અને પરીક્ષાની જાહેરાતથી માંડીને તે પ્રશ્નપત્ર કાઢી પરિણામ બહાર પાડવા લગીની તમામ કામગીરી, વાચકમંડળ તથા પત્રવ્યવહાર દ્વારા પુ. શિક્ષણની યોજનાને લગતી બધી જ કામગીરી, પ્રચારકોની દોરવણી, પ્રકાશન પ્રવૃત્તિ, તાલીમ વર્ગોમાં વર્ગીકરણ કાર્યનું સક્રિય શિક્ષણ આપવું, ઓપ વર્ગોમાં વ્યાખ્યાનો આપવાં તથા પરિષદોમાં હાજર રહેવું, તેમ જ મંડળના આવતા જતા પત્રવ્યવહારનું કામ એ સહમંત્રીની કામગીરીઓ છે. અને નવીન પુસ્તકાલયો ઉઘડાવવા માટે આવશ્યક પ્રચારકાર્ય કરવુ ને પત્રવ્યવહાર ચલાવવો, ઉપસ્થિત થતા તકરારી પ્રશ્નોના નિકાલ માટે પુસ્તકાલયોના સ્થળે જવું, મહાલ પરિષદોમાં હાજર રહી તેમની કાર્યવાહીને દોરવવી, શિક્ષણવર્ગોના સંચાલનમાં ભાગ લેવો, અને તે ઉપરાંત મંડળનું હિસાબી ને દફતરી કામ સંભાળવું એ રાજ્યપ્રચારકની કામગીરીઓ છે. સહમંત્રી રા. નાનુભાઈ નંદલાલ ચોકસી તથા રાજ્ય પ્રચારક રા. વલ્લભભાઈ મૂળજીભાઈ પટેલ એ બન્ને સેવાભાવે રંગાયલા ભાવનાશાલી ને ઉત્સાહી સેવકો હોઈ મંડળની તમામ ફરજો વફાદારીપૂર્વક પરસ્પર હળી મળીને અદા કરે છે. આ બે ઉપરાંત મંડળના મહેકમમાં બે પગારદાર પ્રાંત પ્રચારકોનો હંગામી ઉમેરો ચાલુ સાલથી થયો છે. પ્રાંત પ્રચારકો નીમવાની નીતિ સન ૧૯૩૫-૩૬ થી મંડળે સ્વીકારી હોઈ તેની અમલ બજાવણીનો ભાર ગત સાલ સુધી પ્રાંત મંડળોને શિર હતો. પરંતુ આર્થિક તેમજ વ્યવહારૂ કારણોસર બે પ્રાંત વચ્ચે એક પ્રચારક રોકવાનું ધોરણ ચાલુ સાલથી સ્વીકારવામાં આવ્યું છે ને પ્રચારકોની નીમણૂક તથા દોરવણીની જવાબદારી, પ્રાંત મંડળોની સમ્મતિપૂર્વક, રાજ્ય મંડળે સંભાળી લીધી છે. વડોદરા અને નવસારી પ્રાંતોના પ્રચારક તરીકે રા. છગનભાઈ મથુરભાઈ પટેલની, અને મહેસાણા તથા અમરેલી પ્રાંતોના પ્રચારક તરીકે રા. રમેશરાય ઉદયરાય મજમુદારની નીમણૂક કરવામાં આવી છે, ને બન્ને જણે પોતાના વિભાગની કામગીરી સંભાળી લીધી છે. આશા રાખવામાં આવે છે કે પુસ્તકાલયોના મંત્રીઓ અને વ્યવસ્થાપકો પ્રચારકોના આગમનને વધાવી લઈ તેમની મદદથી પોતપોતાના પુસ્તકાલયને સુવ્યવસ્થિત બનાવવાની તથા જણાયલી ત્રૂટિઓ તત્કાળ દૂર કરવાની પોતાની ફરજ અદા કરશે

## ૧૭. મંડળના સભ્યો અને હિસાબ

રાજ્યમાં એકંદર ૧૪૦૯ પુસ્તકાલયો-વાચનાલયો છે તે પૈકી દર વર્ષે ૯૦૦ જેટલી સંસ્થાઓ ફી ભરીને મંડળના સભ્યો તરીકે જોડાય છે. મંડળના બંધારણ પ્રમાણે ૧૬+૮ મળી ૨૦ સભ્યોનું એક વ્યવસ્થાપક વા કારોબારી મંડળ રચવામાં આવે છે ને તે બીજી

પરિષદ મળતાં લગી ચાલુ રહે છે. તે મુજબ પરિશિષ્ટ ૪ માં જણાવેલી મંડળની હાલની કારોબારી હવે નિવૃત્ત થશે ને તેને ઠેકાણે નવી કારોબારી આ પરિષદ ચુંટશે ને તે આઠમી પરિષદ મળતાં લગી ચાલુ રહેશે.

સાલવાર લવાજમ આપનાર સભ્યોની સંખ્યા, તથા એકંદર ઉપજ ખર્ચનું પાંચ સાલી વિગતવાર સરવૈયું પરિશિષ્ટ નં. ૫–૬ માં દર્શાવવામાં આવેલ છે.

**૧૮. ખેદજનક અવસાનો**

નિવેદનના ગાળામાં હીરક મહોત્સવ, મહાસભા પર્વ, અને રાજ્યારોહણ મહોત્સવ માણવાનું સુખદ સદ્દભાગ્ય મંડળને જેમ સાંપડયું છે, તેમ પુસ્તકાલયપ્રવૃત્તિના પ્રવર્તક શ્રીમંત સયાજીરાવ મહારાજ, તથા પ્રવૃત્તિના પરમ સેવક શ્રીમાન મોતીભાઇ અમીનનાં અવસાનોના દુઃખદ ઘા ઝીલવાનું દુર્ભાગ્ય પણ સાંપડયું છે. આ મંડળના પ્રમુખ રાજરત્ન દેવીદાસ શાહ તથા પુસ્તકાલયપ્રવૃત્તિમાં એક યા બીજી રીતે સામેલ થયેલ ગુ. વ. સો. ના સહમંત્રી શ્રી હીરાલાલ પારેખ અને બાલ શિક્ષણાચાર્ય શ્રીયુત ગિજુભાઇનાં અવસાનો પણ મંડળને આઘાતજનક નીવડયાં છે. એ સર્વને માટે જે તે સમયે શોકઠરાવો ભારે દીલે પસાર કરીને જેના તેના કુટુંબીજનો તરફ મોકલી આપવાની ફરજ મંડળની કારોબારીએ અદા કરી છે.

**૧૯. ઉપકાર**

મંડળના કાર્યસંચાલનમાં વખતોવખત સલાહ ને સહકાર આપવા તથા જોઇતી સગવડ કરી આપવા બદલ રાજ્યના પુસ્તકાલય ખાતાના વડા અને મદદનીશ વ્યવસ્થાપક સાહેબો અને તેમના મહેકમનો, શ્રીમંત સરકાર તથા પ્રાંત પંચાયતો તરફે આર્થિક આશ્રય આપવા બદલ નામદાર મંત્રી મંડળનો અને પંચાયતોના સભ્યોનો, તાલીમવર્ગો તથા પરિષદોમાં હાજરી આપનારા શિક્ષકવર્ગની કામગીરી ગણવાની મંજૂરી આપવા બદલ મે. રા. રા. રાજ્ય વિદ્યાધિકારી સાહેબનો, જુદા જુદા પ્રાંતોમાં કામ કરનાર સેવાભાવી સજ્જનોનો, અને મંડળની પ્રકાશન તેમ બીજી પ્રવૃત્તિઓને યશસ્વી બનાવવામાં જરૂરી સાથ આપનાર પુ. સ. સ. મંડળ લિ. નો અત્રે જાહેર ઉપકાર માનીએ છીએ.

**૨૦. ઉપસંહાર**

હવે, વિશેષ લંબાણ નહિ કરતાં કૈ. રાજપિતા શ્રીમંત સયાજીમહારાજનાં પ્રેરક વચનોનો હવાલો આપી આ નિવેદન હું પૂરૂં કરીશ.

સન ૧૯૧૨માં સેન્ટ્રલ લાયબ્રેરી કલબના સભ્યો સમક્ષ તેઓ શ્રીમંતે ઉચ્ચારેલું કેઃ—

**" મારે પુસ્તકાલયની આ સભાના સર્વ સભ્યોને જણાવવાનું છે કે હું કદાચ મારા સ્થૂળ દેહે તમારી સભાઓમાં હાજર નહિ રહી શકું. પરંતુ મારો આત્મા તો તમારી સાથેજ છે, એમ ખાત્રીથી માનજો. કારણ કે મને શ્રદ્ધા છે કે મારી રીતથી હું જે કામ કરૂં તેજ રીતથી તમે સૌ કામ કરતા આવ્યા છો ને કરો છો. "**

કૈલાસવાસી એ રાજપિતાના વફાદાર સેવક મર્હુમ શ્રી. મોતીભાઇ સાહેબની ભાવના પણ એવીજ હોય. એ ઉભય પ્રાતઃસ્મરણીય પુણ્યાત્માઓની અદૃશ્ય હાજરી ને ગેબી પ્રેરણા નીચે આપણે સહુ પ્રજોપકારક પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રશ્નો વિચારીએ, તેની પ્રગતિના માર્ગ ખોળી કાઢીએ અને પરિષદની કાર્યવાહીને સફળતાપૂર્વક પાર પાડીએ, એજ અંતિમ અભિલાષા!

ઝારોળા,
તા. ૧૯–૧૧–૪૯

મ. મં. કાશીવાળા
સૌ. જયવતી દેસાઇ
મંત્રીઓ

ગો. હા. દેસાઇ
અધ્યક્ષ

# પરિશિષ્ટ નં. ૧

## अ ભરાયલી રાજ્ય પરિષદ

| કઈ પરિષદ | તારીખ | સ્થળ | પ્રમુખ |
|---|---|---|---|
| વડોદરા રાજ્ય છઠ્ઠી પરિષદ | ૩, ૪/૩–૩૪ | વડોદરા | દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી |

## ब ભરાયલી પ્રાંત પરિષદો

( સન ૧૯૩૬–૩૭ )

| | | | |
|---|---|---|---|
| વડોદરા પ્રાંત (ચોથી) | ૨૦, ૨૧–૧૨–૩૬ | વાઘોડીઆ | રા.બ. શ્રી. ગોવિંદભાઈ હા. દેસાઈ (વડોદરા) |
| મહેસાણા પ્રાંત (ત્રીજી) | ૨, ૩–૧–૩૭ | બહુચરાજી | શ્રી. નાયંપલ્લી સાહેબ સુબા, મહેસાણા પ્રાંત |
| નવસારી પ્રાંત (ત્રીજી) | ૨૩, ૨૪–૧–૩૭ | ઓરણા | શ્રી નંદનાથ કે. દીક્ષિત (માજી રાજ્ય વિદ્યાધિકારી, બરોડા સ્ટેટ) |
| અમરેલી પ્રાંત (બીજી) | ૮, ૯–૫–૩૭ | અમરેલી | શ્રી. ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ ( અમદાવાદ ) |
| ઓખામંડળ પ્રાંત (પહેલી) | ૧૦–૧૧–૩૬ | દ્વારકા | શ્રી. ગીરધરલાલ ડી. મહેતા જામનગર દ્વારકા રેલ્વે મેનેજર |

## क સાલવાર ભરાયલી મહાલ પરિષદો

### સન ૩૪–૩૫

| કયા મહાલની કઇ પરિષદ | તારીખ | સ્થળ | પ્રમુખ |
|---|---|---|---|
| ( વડોદરા પ્રાંત ) | | | |
| ૧ પાદરા ( બીજી ) | ૨૫–૧૧–૩૪ | ડબકા | શ્રી. મણિલાલ મં. કાશીવાળા |
| ૨ કરજણ ( પહેલી ) | ૧૬–૧૨–૩૪ | આશનેરા | શ્રી. જયવતીબ્હેન દેસાઈ |
| ૩ શિનોર ( પહેલી ) | ૨૩–૧૨–૩૪ | અનસૂયા | શ્રી. જયવંતરાવ ( શિનોર મહાલ ન્યાયાધીશ ) |
| ૪ ભાદરણ ( પહેલી ) | ૩૦–૧૨–૩૪ | ભાદરણ | શ્રી. મગનભાઈ શં. પટેલ |
| ૫ વાઘોડીઆ ( બીજી ) | ૨૦–૧–૩૫ | વાઘોડીઆ | શ્રી. રામશંકર કાળીશંકર પાઠક (વકીલ) |
| ૬ પેટલાદ ( બીજી ) | ૧૭–૧–૩૫ | વસો | શ્રી. ગિજુભાઈ બધેકા (ભાવનગર) |
| ૭ સાવલી ( પહેલી ) | ૨૭–૧–૩૫ | ખાખરીઆ | શ્રી. હરિકાન્ત નાનાલાલ દિક્ષીત હેડમાસ્તર એ. વી. સ્કૂલ–સાવલી |
| ( મહેસાણા પ્રાંત ) | | | |
| ૮ ચાણસ્મા ( પહેલી ) | ૯–૧૨–૩૪ | બહુચરાજી | શ્રી. કાનજીભાઈ શિવાભાઈ વકીલ |
| ૯ વિસનગર ( „ ) | ૬–૧–૩૫ | કાંસા | શ્રી. વિઠ્ઠલભાઈ હરીલાલ વકીલ |
| ૧૦ કલોલ ( „ ) | ૨૭–૧–૩૫ | નારદીપુર | શ્રી. છગનભાઈ જેસીંગભાઈ શેઠ ( વખારીઆ ) |
| ૧૧ ખેરાળુ ( „ ) | „ | ખેરાળુ | શ્રી. મહેન્દ્રરાય કલ્યાણરાય વહીઆ ખેરાળુ મહાલ શાળાધિકારી. |
| ૧૨ સિદ્ધપુર ( „ ) | ૨૪–૨–૩૫ | સિદ્ધપુર | શ્રી. રામનારાયણ વિ. પાઠક |

## પરિશિષ્ટ નં. ૨

### જુદા જુદા પ્રાંતોમાં સાલવાર ભરાયલા શિક્ષણ વર્ગો

| કયા પ્રાંતનો | કયા સ્થળે | કઇ તારીખે | લાભ લેનારની સંખ્યા |
|---|---|---|---|
| | ( સન ૩૪-૩૫ ) | | |
| મહેસાણા પ્રાંત | પાનસર | ૩૦-૧૧-૩૪ | ૨૪ |
| વડોદરા પ્રાંત | ડભકા | ૨૩-૧૧-૩૪ | ૩૭ |
| નવસારી પ્રાંત | ગંગાધરા | ૧૯-૩-૩૫ | ૧૪ |
| અમરેલી પ્રાંત | ચલાલા | ૨૬-૩-૩૫ | ૩૦ |
| | ( સન ૩૫-૩૬ ) | | |
| વડોદરા પ્રાંત | માલસર | ૧૮-૨-૩૬ | ૨૦ |
| મહેસાણા પ્રાંત | વિસનગર | ૨૭-૨-૩૬ | ૨૯ |
| નવસારી પ્રાંત | ધમડાછા | ૧૯-૪-૩૬ | ૨૩ |
| અમરેલી પ્રાંત | દામનગર | ૧૮-૬-૩૬ | ૧૫ |
| | ( સન ૩૬-૩૭ ) | | |
| વડોદરા પ્રાંત | વાઘોડીઆ | ૧૭-૧૨-૩૬ | ૪૯ |
| મહેસાણા પ્રાંત | પાટણ | ૨૫-૨-૩૭ | ૩૪ |
| | ( સન ૩૭-૩૮ ) | | |
| વડોદરા પ્રાંત | માંડણી | ૨૪-૩-૩૮ | ૨૬ |
| મહેસાણા પ્રાંત | દહેગામ | ૧૮-૪-૩૮ | ૪૪ |
| | ( સન ૩૮-૩૯ ) | | |
| વડોદરા પ્રાંત | રણાપુર | ૨૩-૩-૩૯ | ૪૬ |
| મહેસાણા પ્રાંત | વડનગર | ૧૭-૪-૩૯ | ૩૪ |
| નવસારી પ્રાંત | પલસાણા | ૪-૫-૩૯ | ૨૮ |
| અમરેલી પ્રાંત | વરનાળા | ૨૨-૫-૩૯ | ૨૭ |

## પરિશિષ્ટ નં. ૩

### સાલવાર લેવાયલી શિષ્ટવાચનની પરીક્ષાઓ

| સાલ | કઇ પરીક્ષા | તારીખ | પુસ્તકનું નામ | કેટલા જણે લાભ લીધો |
|---|---|---|---|---|
| ૩૪-૩૫ | ૮ મી | ૧૭-૩-૩૫ | ટોમસ એલ્વા એડિસન | ૮૧ |
| ,, | ૯ મી | ૨૮-૭-૩૫ | ,, | ૧૫૦ |
| *૩૫-૩૬ | ૧૦ મી | ૧૬-૨-૩૬ | મહાત્મા ગાંધીજીની આત્મકથા | ૭૭ |
| ૩૬-૩૭ | ૧૧ મી | ૨૭-૯-૩૬ | બુકર ટી. વૉશિંગ્ટન | ૬૧૩ |
| ,, | ૧૨ મી | ૨૧-૨-૩૭ | ફોરમ કિશોરચરિત્રમાળા | ૯૧૦ |
| ૩૭-૩૮ | ૧૩ મી | ૨૬-૯-૩૭ | ,, | ૩૯૦ |
| ,, | ૧૪ મી | ૨૫-૭-૩૮ | આપવીતી | ૪૩ |
| ૩૮-૩૯ | ૧૫ મી | ૨૨-૧-૩૯ | અપંગની પ્રતિભા | ૧૬૧ |
| ,, | ૧૬ મી | ૨૩-૭-૩૯ | બાલવિજ્ઞાન ભાગ ૩ જો | ૧૩૩ |

* સન ૩૫-૩૬ માં લેવાયલી ૧૦ મી પરીક્ષા ઉપરાંત ' પુસ્તકાલય ' માસિકના હીરકમહોત્સ અંકની પણ " એક નવીન પરીક્ષા " એ નામે પરીક્ષા લેવાઇ હતી અને તેનો ૪૫ ઉમેદવારો લાભ લીધો હતો. તેમજ એ વર્ષમાં વિદ્યાર્થીઓ માટે પણ એક અખતરા તરીકેની પરીક્ષા યોજના રખાઇ હતી. તેનો પણ ૬૫૨ વિદ્યાર્થીઓએ લાભ લીધો હતો.

# પરિશિષ્ટ ૪

## વ્યવસ્થાપક મંડળ

**પ્રમુખ :**

રાવ બહાદુર શ્રી. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ વડોદરા

**માનદ મંત્રીઓ**

શ્રી. મોતીભાઈ ન. અમીન, વસો ( સ્વર્ગવાસ થવાથી ફેબ્રુઆરી '૩૯થી કમી )

શ્રી. મણિલાલ મં. કાશીવાળા, વાઘોડીઆ

શ્રી. જયવતીબ્હેન ન. દેસાઇ વડોદરા ( ફેબ્રુઆરીથી ચાલુ )

**સભાસદો**

૧ શ્રી. છોટુભાઇ પંડિત, સિદ્ધપુર

૨ શ્રી. મહાસુખભાઇ ચુનીલાલ શેઠ, વિસનગર

૩ શ્રી. મણિલાલ માધવલાલ દવે, પાટણ

૪ શ્રી. બાપુલાલ વિઠ્ઠલરાય ગામી, કડી

૫ શ્રી. જેઠાભાઇ લાલદાસ પટેલ, મહેસાણા

૬ શ્રી. કલ્યાણરાય નથુભાઇ જોશી, દ્વારકા

૭ શ્રી. બાબારાય બ. મજમુદાર, મહેસાણા

૮ શ્રી. કાવસજી એદલજી ગણદેવીઆ, ગણદેવી

૯ શ્રી. કનૈયાલાલ જ. મજમુદાર નવસારી

૧૦ શ્રી. કસનજી દયાળજી દેસાઇ, નવસારી

૧૧ શ્રી. રંગીલદાસ મ. કાપડીયા, ગણદેવી

૧૨ શ્રી. નટવરલાલ ગી. શાહ, શિનોર

૧૩ શ્રી. ચુનીલાલ પુ. શાહ વડોદરા

૧૪ શ્રી. ચીમનભાઇ હ. અમીન, વરણામા

૧૫ શ્રી. જનકલાલ કું. યાજ્ઞિક, પેટલાદ

૧૬ શ્રી. પ્રતાપરાય ગી. મહેતા અમરેલી

૧૭ શ્રી. રામજીભાઇ હંસરાજ શેઠ, અમરેલી

૧૮ શ્રી. રામભાઇ કા. પટેલ, વસો

# પરિશિષ્ટ નં. ૫

## મંડળના સભ્યો

### (अ) આજીવન સભ્યો

૧ રા. બા. શ્રી. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ, વડોદરા.

૨ શ્રી. મોતીભાઇ ન. અમીન ( ફેબ્રુઆરી ૧૯૩૯ થી સ્વર્ગવાસ થવાના કારણે કમી ).

### (ब) સાલવાર લવાજમ આપનાર પુસ્તકાલયોની સંખ્યા

| | પ્રાંત પુ. સંખ્યા | પ્રાંત પુ. લવાજમ આપનાર | કસ્બા પુ. સંખ્યા | કસ્બા પુ. લવાજમ આપનાર | ગ્રામ, બાળ, મહીલા પુ. તથા વાચનાલય સંખ્યા | ગ્રામ, બાળ, મહીલા પુ. તથા વાચનાલય લવાજમ આપનાર | કુલ સંખ્યા | કુલ લવાજમ આપનાર | લવાજમની મળેલી રકમ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩૩–૩૪ | ૩ | ૩ | ૪૫ | ૪૦ | ૯૬૮ | ૮૩૭ | ૧૦૧૭ | ૮૮૦ | ૧૫૬૦– ૦–૦ |
| ૩૪–૩૫ | ૩ | ૩ | ૪૩ | ૪૧ | ૧૦૧૭ | ૮૬૦ | ૧૦૬૩ | ૯૦૪ | ૧૫૬૬–૧૨–૦ |
| ૩૫–૩૬ | ૩ | ૩ | ૪૩ | ૪૦ | ૧૦૯૬ | ૯૦૭ | ૧૧૪૨ | ૯૫૦ | ૧૬૪૫– ૦–૦ |
| ૩૬–૩૭ | ૩ | ૩ | ૪૨ | ૪૦ | ૧૧૪૨ | ૭૦૩ | ૧૧૮૭ | ૭૪૬ | ૧૩૭૧– ૦–૦ |
| ૩૭–૩૮ | ૩ | ૩ | ૪૨ | ૪૧ | ૧૩૩૭ | ૭૦૬ | ૧૩૮૨ | ૭૫૦ | ૧૪૦૫-૧૨–૦ |
| ૩૮–૩૯ | ૪ | ૩ | ૪૨ | ૪૧ | ૧૩૯૩ | ૭૮૨ | ૧૪૩૯ | ૮૨૬ | ૧૪૪૧–૧૨–૦ |

## પરિશિષ્ટ નં. ૬

### તા. ૧લી ઑગસ્ટ ૧૯૩૩ થી તા. ૩૧ જુલાઇ ૧૯૩૯ સુધીના હિસાબ

| | બાબત | ૧૯૩૩–૩૪ | ૩૪–૩૫ | ૩૫–૩૬ | ૩૬–૩૭ | ૩૭–૩૮ | ૩૮–૩૯ | કુલ |
|---|---|---|---|---|---|---|---|---|
| | **જમા** | | | | | | | |
| ૧ | પુસ્તકાલયોના લવાજમ તથા મદદના | ૧૫૬૦–૦–૦ | ૧૫૬૬-૧૨-૦ | ૧૬૪૫–૦–૦ | ૧૬૭૧–૦–૦ | ૧૪૦૫-૧૨-૦ | ૧૪૪૧-૧૨-૦ | ૮૯૯૦–૪–૦ |
| ૨ | વ્યક્તિગત લવાજમ | ૨૫–૦–૦ | ૦–૦–૦ | ૦–૦–૦ | ૦–૦–૦ | ૦–૦–૦ | ૦–૦–૦ | ૨૫–૦–૦ |
| ૩ | પ્રાંતપંચાયતની મદદ | ૧૦૦૦–૦–૦ | ૧૦૦૦–૦–૦ | ૧૦૦૦–૦–૦ | ૧૦૦૦–૦–૦ | ૧૦૦૦–૦–૦ | ૧૦૦૦–૦–૦ | ૬૦૦૦–૦–૦ |
| ૪ | સરકાર મદદના | ૧૦૦૦–૦–૦ | ૧૦૦૦–૦–૦ | ૧૦૦૦–૦–૦ | ૧૦૦૦–૦–૦ | ૧૦૦૦–૦–૦ | ૧૦૦૦–૦–૦ | ૬૦૦૦–૦–૦ |
| ૫ | રાજ્ય પરિષદની પ્રતિનિધિ ફીના | ૪૮–૬–૦ | ૦–૦–૦ | ૦–૦–૦ | ૦–૦–૦ | ૦–૦–૦ | ૦–૦–૦ | ૪૮–૬–૦ |
| ૬ | વ્યાજના | ૪૨–૬–૨ | ૫૩–૭–૮ | ૮૩–૯–૬ | ૩૪–૨–૬ | ૩૫-૪-૧૦ | ૫૮-૧૦-૦ | ૩૦૭–૮–૮ |
| ૭ | સીનેમા ખરીદ ખાતેની વધેલી રકમ | ૦–૦–૦ | ૦–૦–૦ | ૦–૦–૦ | ૦–૦–૦ | ૦–૦–૦ | ૪૭૧-૧૨-૧૦ | ૪૭૧-૧૨-૧૦ |
| ૮ | દત્ત રમા. ફંડનું વ્યાજ | ૦–૦–૦ | ૦–૦–૦ | ૦–૦–૦ | ૦–૦–૦ | ૦–૦–૦ | ૪૯-૧૧-૯ | ૪૯-૧૧-૯ |
| | કુલ | ૩૬૭૫-૧૨-૨ | ૩૬૨૦–૩–૮ | ૩૭૨૮–૯–૬ | ૩૪૦૫–૨–૬ | ૩૪૪૧-૦-૧૦ | ૪૦૨૧-૧૪-૭ | ૨૧૮૯૨-૧૧-૩ |
| | | | | | | પાછલી શિલક સન ૩૨–૩૩ આખરની | | ૨૬૬૧–૧–૯ |
| | | | | | | | | ૨૪૫૫૩-૧૩-૦ |

ઉધાર

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | સહમંત્રીના પગારના | ૬૦૯-૧૪-૬ | ૬૪૨-૯-૦ | ૬૬૦-૦-૦ | ૬૬૦-૧૫-૦ | ૬૧૦-૦-૦ | ૭૨૦-૦-૦ | ૩૯૫૩-૬-૬ |
| ૨ | પ્રચારકના પગારના | ૫૪૩-૯-૦ | ૪૯૮-૦-૦ | ૫૬૨-૧૨-૬ | ૫૩૨-૧૨-૬ | ૫૪૫-૦-૯ | ૬૩૦-૧૪-૯ | ૩૩૧૩-૧-૬ |
| ૩ | શિક્ષણ વર્ગોના | ૩૨૮-૧૫-૬ | ૨૪૪-૧૨-૬ | ૨૪૫-૧૩-૦ | ૧૮૪-૫-૯ | ૧૮૪-૫-૯ | ૪૧૭-૫-૬ | ૧૬૧૫-૧૦-૦ |
| ૪ | શિષ્ટવાચનની પરીક્ષાના ઇનામના | ૨૧-૦-૦ | ૭૦-૪-૯ | ૬૩-૧૨-૦ | ૨૦૦-૧૧-૦ | ૭૨-૮-૦ | ૮૪-૭-૦ | ૫૫૨-૧૦-૯ |
| ૫ | કાર્યવાહકો, મંત્રી, સહમંત્રીનો મુસાફરી ખર્ચ | ૯૭-૧૫-૦ | ૭૩-૪-૦ | ૯૯-૦-૦ | ૩૧-૧૩-૯ | ૪૭-૨-૦ | ૬૫-૧૫-૦ | ૪૧૫-૧-૯ |
| ૬ | પોસ્ટેજ, કંટીજંટ, છપામણી | ૧૫૪-૧૫-૦ | ૧૭૩-૦-૩ | ૧૬૨-૧૫-૦ | ૨૫૧-૧૫-૦ | ૧૩૫-૧૩-૯ | ૧૨૪-૪-૦ | ૧૦૦૨-૧૫-૦ |
| ૭ | પ્રાંત તથા મહાલ મંડળોને ફાળવણીના | ૨૧૫૭-૧૦-૦ | ૯૮૨-૯-૩ | ૧૩૬૧-૫-૯ | ૧૨૩૩-૧૨-૦ | ૧૦૨૮-૪-૦ | ૧૦૫૪-૫-૦ | ૬૮૧૭-૧૪-૦ |
| ૮ | સીનેમા ખર્ચ | ૩૪-૮-૬ | ૨૫૦-૦-૦ | ૯૧-૦-૦ | ૪-૧૧-૬ | — | — | ૩૮૦-૪-૦ |
| ૯ | છઠ્ઠી પરિષદની ખોટ | ૧૯૦-૧૧-૦ | — | — | — | — | — | ૧૯૦-૧૧-૦ |
| ૧૦ | કાયમ ફંડના આંકડા તૈયાર કરાવવાના ખર્ચના | — | ૭૦-૧૦-૦ | — | — | — | — | ૭૦-૧૦-૦ |
| ૧૧ | ગ્રામવાચનાલયને મદદના | — | — | ૧૬૭-૧૫-૬ | — | — | — | ૧૬૭-૧૫-૬ |
| ૧૨ | હીરકમહોત્સવ પ્રસંગે મહારાજાને અર્પેલ માનપત્ર અંગેના ખર્ચના | — | — | ૧૫૪-૧૩-૯ | — | — | — | ૧૫૪-૧૩-૯ |
| ૧૩ | મકાનભાડું | — | — | — | ૬૨-૦-૦ | ૩૪-૫-૯ | ૭૨-૦-૦ | ૧૬૮-૫-૯ |
| ૧૪ | નોકરખર્ચ | — | — | — | ૨૦-૧૦-૯ | ૧૦-૦-૦ | — | ૩૦-૧૦-૯ |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૫ | પ્રાંતમંડળોને મદદના | — | — | — | — | ૫૦-૦-૦ | ૧૦૦-૦-૦ | ૧૫૦-૦-૦ |
| ૧૬ | લાકડી સામાન | — | — | — | — | ૮૦-૧૦-૬ | — | ૮૦.૧૦-૬ |
| ૧૭ | બાલસાહિત્ય સર્વસંગ્રહ ભા. ૨-૩ ના ખર્ચના | — | — | — | — | ૧૮૧-૯-૬ | ૩૨૯-૬-૦ | ૫૧૦-૧૫-૬ |
| ૧૮ | શિષ્ટવાચનનાં પુસ્તકો ખાતે ખોટ તથા પોસ્ટેજના | — | — | — | — | — | ૪૯-૧૧-૯ | ૪૯-૧૧-૯ |
| ૧૯ | શ્રીમંતના રાજ્યાભિષેક પ્રસંગના માનપત્રખર્ચના | — | — | — | — | — | ૬૬-૧૧-૩ | ૬૬-૧૧-૩ |
| | કુલ ખર્ચ | ૩૧૫૯-૨-૬ | ૩૦૦૫-૧-૯ | ૩૧૮૩-૧૧-૩ | ૩૫૯૯-૭-૬ | ૩૦૨૯-૧૨-૦ | ૩૭૧૫-૦-૩ | ૧૯૬૯૨-૩-૩ |
| | | | | | | | બાકી શિલક | ૪૮૬૧-૯-૯ |
| | | | | | | | | ૨૪૫૫૩-૧૩-૦ |

## પરિશિષ્ટ ૭

### રાજ્ય પરિષદો

| નંબર | સાલ | સ્થળ | પ્રમુખ |
|---|---|---|---|
| ૧લી | ૧૯૨૫ | ગણદેવી | શ્રી મટુભાઈ હ. કાંટાવાળા |
| ૨જી | ૧૯૨૬ | દ્વારકાં | સૌ. શારદા સુમંત મહેતા |
| ૩જી | ૧૯૨૮ | પેટલાદ | પ્રો. કુંવરજી ગો. નાયક |
| ૪થી | ૧૯૨૯ | અમરેલી | સર પ્રભાશંકર પટ્ટણી |
| ૫મી | ૧૯૩૦ | પાટણ | લેડી વિદ્યાગૌરી નીલકંઠ |
| ૬ ઠ્ઠી | ૧૯૩૪ | વડોદરા | દિ. બ. કૃષ્ણલાલ મો. ઝવેરી |

વડોદરા રાજ્ય ૭મી પુસ્તકાલય પરિષદ–ઝારોળા અંગેનું

# પુસ્તકાલય પ્રદર્શન ખુલ્લું મૂકતી વેળા

## શ્રી. મોતીલાલ દેસાઇનું ભાષણ

**સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો !**

રાજ્ય પુસ્તકાલય પરિષદ પ્રસંગે ભરાયેલા પ્રદર્શનની ઉદ્‌ઘાટન ક્રિયા કરવા મ્હારી પસંદગી થઇ એ માટે હું કાર્યવાહકોનો આભાર માનું છું. કેળવણીના લાભ મ્હેં અનુભવ્યા છે. કેળવણીના વિષયમાં મને બહુ રસ છે. પરંતુ કેળવણીના નિષ્ણાત હોવાનો દાવો મ્હારાથી થઇ શકે એમ નથી. માનવજાતનું ઘડતર ઘડનાર શિક્ષણનો વિષય એટલો વિશાળ, જટિલ અને વ્યાપક છે કે તેના એકાદા ભાગનો અભ્યાસ પણ લાંબો પ્રત્યક્ષ અનુભવ માગે છે. એ નિષ્ણાતપણું કે અનુભવ મને નથીજ. એટલે પુસ્તકાલય જેવી કેળવણીની એક મહાશાખાના આદ્યપૂજન સરખા પ્રદર્શનને ખુલ્લું મુકવાનું કાર્ય કોઇ જાણીતા અને અનુભવી કેળવણીકારને સોંપવામાં આવ્યું હોત તો વધારે યોગ્ય થાત.

### માનવતાનો સંસર્ગ

ન્યાય આપવાના કઠણ, કપરા અને અણગમતા કાર્યમાં આખી જીંદગી ગાળનારને એકમાર્ગી બનતાં અટકાવનાર પુસ્તકો છે એના દૃષ્ટાંત તરીકે હું મને ગણાવી શકું એમ છું. ચોર–લુંટારાઓની યુક્તિ પ્રયુક્તિઓ, મિલ્કતોની ખેંચાખેંચી કરનાર સગાંસંબંધીઓ, ભાઇભાઇના ઝઘડા અને દેણદારોના જુઠા જવાબો એ બધા જીવનના કલંકિત વિભાગો ન્યાયાસને બેસી જોતાં તપાસતાં ગુજારેલા સમયમાં પુસ્તકોએજ મને માનવતાનો સંસર્ગ આપ્યો છે, અને હજી–નિવૃત્તિમાં પણ–પુસ્તકો મને આરામ, આનંદ અને શિક્ષણ આપ્યા જ કરે છે. પ્રદર્શન ખુલ્લું મૂકવાની સંકોચ સહ આપેલી સંમતિ માટે મ્હારો પુસ્તક પ્રત્યેનો પ્રેમ કદાચ જવાબદાર હોઇ શકે. કાર્યકર્તાઓનો તેમજ સભાનો મ્હારા પ્રત્યેનો સદ્‌ભાવ તો મુખ્ય કારણ છે જ. એટલે આપના સદ્‌ભાવ અને સહકાર્યથી પ્રેરાયલો હું આપની સમક્ષ એક સત્કાર્યમાં સાથ આપવા ઊભો રહી શકયો છું.

### પ્રદર્શનની આવશ્યકતા અને ઉપયોગિતા

પ્રદર્શન એ વર્તમાન યુગની પ્રવૃત્તિઓનું મુખ્ય લક્ષણ છે. જાહેરાત એ જીવનની કળા બની ગઇ છે. સારી વસ્તુઓને પણ આગળ કર્યા વગર તેમનું સારાપણું ધ્યાનમાં આવતું નથી. ઉપયોગી ચીજો ઉપયોગી છે એમ કહીને તેમનો ઉપયોગ જાહેરમાં કરી બતાવવાની જરૂર આપણા ઝડપી જગતમાં ઉભી થઇ છે. તે સિવાય સારી અને ઉપયોગી વસ્તુઓ પણ અંધારામાં રહી જઇ નિષ્ફળ નીવડે એમ છે. વ્યાપાર ઉદ્યોગની બનાવટો, કળાકૌશલ્યની કારીગરી, ખેતીવાડીની વસ્તુઓ, ચિત્ર અને ફોટોગ્રાફી, આરોગ્યરક્ષણ એ સહુ પ્રદર્શન માગી રહે છે. પશ્ચિમમાં તો સૌન્દર્યની પણ શર્તો, હરીફાઇઓ અને પ્રદર્શનો થાય છે ! આપણે હિંદમાં શારીરિક સૌન્દર્યનાં પ્રદર્શનો જતાં કરી માનસિક સૌન્દર્યનાં પ્રદર્શનો કરીએ તો તે ઇચ્છવાયોગ્ય છે.

## સંસ્કાર માપવાની પારાશીશી

પ્રજાનું માનસિક સૌન્દર્ય પુસ્તકોમાં પ્રગટ થાય છે. પ્રજાની આશા, અભિલાષા, કલ્પના, આદર્શ અને વાસ્તવિક સ્થિતિનું ચિત્રણ કરનાર પુસ્તકો એ પ્રજાના સંસ્કાર માપવાની પારાશીશી છે. પુસ્તકો મ્હોટે અંશે ભવિષ્યને ઘડે છે. આવી સમર્થ શક્તિ ધરાવનાર પુસ્તકો પ્રજા સમક્ષ, વાચકવર્ગ સમક્ષ કેવી રીતે મૂકવાં એ કળા એક શાસ્ત્ર બની ગઈ છે. પ્રાચીન કાળમાં પુસ્તકોને ભંડારમાં પૂરી રાખવામાં આવતાં હતાં અને અધિકારી હોય તેનેજ એ ભંડારમાં પ્રવેશ મળી શકતો હતો. હવે ભાવના બદલાઇ છે. પુસ્તકવાચનનો અધિકાર જેમ બને તેમ વધારે વિસ્તૃત કરવો એ આજના યુગનું ધ્યેય છે દસ અગીઆર ટકા જેટલીજ વસ્તીનો ભાગ શિક્ષિત હોય એવા હિંદ દેશમાં પ્રગતિનો વેગ બહુજ ધીમો હોય એમાં નવાઇ નથી. નિરક્ષર, અભણ અને અજ્ઞાન પ્રજા સહુને ભારરૂપ છે–પોતાને તેમજ રાજકર્તાને.

## શુભ પ્રવૃત્તિઓમાં રાજા–પ્રજાનો સાથ

આ અજ્ઞાનને ટાળવા સદ્‌ગત શ્રીમંત મહારાજા સયાજીરાવે પ્રાથમિક કેળવણી ફરજીઆત અને મફત બનાવી વડોદરાની પ્રજા ઉપર મહદ્ ઉપકાર કર્યો છે, એટલું જ નહિ પણ એક મહત્ત્વનું રાજદ્વારી પગલું ભરી આખા હિંદને માર્ગદર્શન કરાવ્યું છે. ફરજીઆત કેળવણી શક્ય છે એવો સફળ અખતરો કરનાર એ મહાન દેશનેતાએ કેળવણીને સાચવી રાખવાના અને તેને પુષ્ટ કરવાના એક જરૂરી ઇલાજ તરીકે પુસ્તકાલય પ્રવૃત્તિની યોજના અમલમાં મૂકી છે એ હવે હિંદ અને હિંદ બહાર પણ જાણીતી બનેલી બીના છે. આપણા સદ્‌ભાગ્યની વાત છે કે આપણા શ્રીમંત મહારાજા પ્રતાપસિંહ પણ પિતામહને પગલે ચાલી વડોદરા રાજ્યની કીર્તિ અને આબાદીની જાળવી રાખી તેને વધારવાની ઝંખના સેવતા એક રાજવી છે. અત્યંત ટુંક મુદતમાં તેઓશ્રીએ તેમના સંદેશા, તેમના બજેટની ગોઠવણી, અને તેમના મીલનસારપણાથી આપણા સદ્‌ભાગ્યની સાબીતી કરી આપી છે. એટલે રાજ્યની સર્વ શુભ પ્રવૃત્તિઓ જીવંત રહેશે એટલું જ નહીં પણ વેગવાન બનશે એવી ખાતરી-પૂર્વક આપણે પ્રજા તરીકે એ પ્રવૃત્તિઓમાં સાથ આપવાનો છે.

## પ્રદર્શનમાં શું શું છે ?

ભણેલું ભૂલાય નહિ, ભણતરમાં વૃદ્ધિ થાય, ભણતર માટે રૂચિ ઉત્પન્ન થાય, અને નિરક્ષરતા સામે સતત ચોકી પહેરો રહે એ અર્થે સ્થાપન કરેલી વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ હિંદભરમાં અજોડ છે એમ કહેવું એ હવે પિષ્ટપેષણ તરીકે ગણાશે. પ્રજા સમક્ષ સાધન તો લાવી મૂકવામાં આવ્યું છે. આપણું કર્તવ્ય હવે એ સાધનોનો પૂરો અને સર્વાંગ સફળ ઉપયોગ કરવામાં સમાયલું છે. ઉપયોગના માર્ગો આપણને આવાં પ્રદર્શનોમાંથી મળી રહેશે એમ આશા રાખી શકાય; કારણ પ્રદર્શનમાં પુસ્તકો છે, પુસ્તકોની ગોઠવણી છે, પુસ્તકો અને લેખકો તથા પ્રકાશકોની યાદીઓ છે. પુસ્તકોનો ફેલાવો કરવા માટે કયાં કયાં સાધનો વાપરવાં, પુસ્તકો સુરક્ષિત રાખવા માટે કયા કયા ઇલાજો લેવા, પુસ્તકો આકર્ષક બને એ માટે જનતાને કેમ દોરવી, પરદેશ અને હિંદની કેળવણીવિષયક સરખામણીના આંકડા ઉપરથી આપણી સ્થિતિ પરત્વે કેમ ધ્યાન દોરવું એ બધાનો વિચાર આપણા પ્રદર્શનની ગોઠવણીમાં થવો જોઇએ. પુસ્તકોને સહાયરૂપ થઇ પડે એવાં નકશા, ચિત્રો, કોષ્ટકો તથા પ્રકાશનો પણ તેમાં હોવાં જોઇએ. પુસ્તકાલય એ જોકે સર્વોપયોગી જ્ઞાનભંડાર છે, અને તેને

અંધારામાં ન રાખતાં ખુલ્લો મૂકવો એ જ વર્તમાન યુગમાં આવશ્યક છે, છતાં વાચકોના અધિકારનો પ્રશ્ન ઓછો મુશ્કેલ બનતો નથી.

### વાચનના અધિકારભેદ

બાળકોના હાથમાં સાહસકથા જ મુકાય, પ્રેમકથા નહિ. પ્રેમકથામાં બાળકને સમજ પડે નહિ અને તેને સમજ ન જ પડે એવું આપણે ઇચ્છીએ. પુરુષ અને સ્ત્રીના હક્ક ભલે સરખા હોય, પરંતુ વર્તમાન સંજોગોમાં બન્નેના શિક્ષણભેદ અને કાર્યભેદને અંગે તેમના વાચનમાં પણ અમુક પ્રકારનો ભેદ તો રહેવાનો જ. એ સમજીને પુરુષો તેમ જ સ્ત્રીઓ માટે કેવાં પુસ્તકોનો સંગ્રહ કરવો એ પ્રશ્ન પણ વિચારવા સરખો બની ગયો છે. વળી એકલી નવલકથાઓ વાંચ્યા કરતા જુવાનીઆઓ કોઈ જીવન ચરિત્ર, તત્ત્વજ્ઞાન કે મુસાફરીનાં પુસ્તકો તરફ પણ વળે એ જરૂર ઇચ્છવાયોગ્ય છે, અને વૃત્તિને તે બાજુએ વાળવા માટે તે ઢબનાં પુસ્તકો પણ રાખવાં જોઈએ. આમ અમુક અંશે અધિકારભેદનો પ્રશ્ન પુસ્તકાલયની વ્યવસ્થા કરનારની બુદ્ધિ અને આવડતને કસે છે, અને પુસ્તકાલય પ્રવૃત્તિના કાર્યને એક શાસ્ત્ર સરખું બનાવે છે. એ આખી શાસ્ત્રીય યોજના આપણા પ્રદર્શનમાં વ્યક્ત થએલી આપણે જોઈ શકીશું. સામાન્ય વાચકને, કેળવણીકારને, પુસ્તકાલયનિષ્ણાતને અને ગ્રંથપાલને જોવા, સમજવા તથા વિચારવાનું આ પ્રદર્શનમાંથી ઘણું ઘણું મળી શકશે.

### કેળવણી અને ચારિત્ર્ય

કેળવણીને અને ચારિત્ર્યને ગાઢ સંબંધ છે. જેમ અજ્ઞાન એ તિમિરાવસ્થાની અંધકારમય સ્થિતિ ઇચ્છવાયોગ્ય નથી જ, તેમ અર્ધજ્ઞાન અગર ઉપરછલ્લું જ્ઞાન અજ્ઞાનથી ઉચ્ચ કોટિમાં હોવા છતાં એમાં રહેલી ખામીઓ તરફ દષ્ટિ કરવી એ બહુ જરૂરનું છે. કવિ ન્હાનાલાલે ચારિત્ર્ય ઉપર ભાર મૂકતાં એક સ્થળે કહ્યું છે કેઃ

**વિદ્યા તો વંઠે ચે ખરી**

વિદ્યા વંઠે નહિ, વિદ્યા આસુરી બને નહિ, વિદ્યામાં સ્વાર્થ અને ઘમંડ આવે નહિ એમ કરવાની શિક્ષકોની, પુસ્તકાલયના ચાલકોની, કેળવણીકારોની અને નેતાઓની મુખ્ય ફરજ છે. આપણા દેશને વધારેમાં વધારે જરૂર હોય તો તે ચારિત્ર્યની છે. આપણા ચારિત્ર્યની ખામીઓ આપણા નિત્ય વ્યવહારમાં, આપણી ન્યાતજાતના કામમાં, સમગ્ર ગામના કામમાં ડગલે પગલે જણાઈ આવે છે. એટલે વિદ્યા દ્વારા આપણે એવી પ્રજાનું ઘડતર ઘડવાનું છે કે જે પ્રજામાં સંયમ હોય, શિસ્તપાલનની ભાવના હોય, સ્વાર્થત્યાગની તૈયારી હોય, અંગત મહત્ત્વને બાજુએ મૂકી સાર્વજનિક હિતાર્થે, સેનાપતિ જ નહિ પણ સૈનિક બનવાની ઉદારતા હોય. આપણા આજના પ્રદર્શનમાં એ દષ્ટિ જરૂર રખાઈ હશે જ; કારણ પુસ્તકાલય દ્વારા જ્ઞાનવૃદ્ધિ સાથે ચારિત્ર્યવિશુદ્ધિ થાય એ તરફ આખી પ્રવૃત્તિનું વલણ છે એમ હું જોઈ શકું છું.

### ગ્રામજીવનનું મહત્ત્વ

એક વિશિષ્ટ કારણે આ પ્રદર્શનનું હું ગૌરવ કરું છું. ઝારોળા સરખા ગામમાં યોજાએલું તેનું ઉદ્ઘાટન બહુ સૂચક છે. ગ્રામજીવનનું મહત્ત્વ હવે સહુ કોઈ સ્વીકારે છે. ગામડાં ઉપર આપણી સંસ્કૃતિ રચાયલી છે એ ભૂલવાથી આપણે ઘણું ઘણું ભૂલ્યા છીએ. ગ્રામજીવન પ્રત્યે તિરસ્કાર અને તિરસ્કાર નહિ તો ઉદાસીનતા સેવતા આપણે ભણેલાઓ ઝારોળામાં પુસ્તકાલય

પ્રદર્શન અને પરિષદ ભરી આપણી ભૂલનું એક રીતે પ્રાયશ્ચિત્ત કરીએ છીએ. જ્ઞાનદીપકને ગ્રામ બાજુએ પ્રકાશવા ન દેનાર શહેરી ભણેલાઓ આજે ગ્રામ જનતાની, ગ્રામવાતાવરણની વચ્ચે બેસી જ્ઞાનપૂજન કરીએ છીએ એ કાર્ય ખરેખર મને તો હર્ષ ઉપજાવે છે.

રાજનીતિ તો એવી છે કે ગામડે ગામડે શાળા હોય, અને જ્યાં જ્યાં શાળા હોય ત્યાં ત્યાં પુસ્તકાલય હોય. ગ્રામ જનતાનું મહત્ત્વ આમ વડોદરાએ તો લાંબા સમયથી સ્વીકાર્યું છે, અને આપણી કેટલીયે પરિષદો ગામડાંમાં અગર ગામડાંની નજીક ભરાયા કરે છે. પરંતુ રાજ્ય પુસ્તકાલય પરિષદની બેઠક અને તેના અંગનું પ્રદર્શન ઝારોળા સરખા ગામમાં ભરાય છે એમાં આપણે આપણી આખી પ્રવૃત્તિ ગ્રામજનતાને ચરણે ધરવાનો અભિનય કરતા હોઇએ એમ મને લાગે છે. ખરે, આપણાં ગામડાંની નિરક્ષરતા ટળે, વાચનની ભૂખ ગ્રામજનતામાં ઊઘડે અને એ ભૂખને સંતુષ્ટ કરીએ એવી સહુમાં અભિલાષા જાગે એમાંજ મને ઉન્નતિનું ન ભૂલાય એવું ચિહ્ન દેખાય છે. ગામડાંને અજ્ઞાન રાખી આપણે આગળ વધી શકીશું નહિ. જ્ઞાનભંડાર ગામડે ગામડે ઊભરાવા જોઇએ.

રાજ્યનાં ત્રણ હજાર ગામડાંમાંથી લગભગ અડધાં ગામડાં તો શાળા અને પુસ્તકાલય હોવાનું માન ધરાવે છે. એ શાળાઓ અને પુસ્તકાલયોનો સદુપયોગ થાય, ગ્રામજનતાના માનસને અનુકૂળ જ્ઞાનસામગ્રી પુસ્તકાલયોમાં ભેગી થાય અને શિક્ષકો તથા ગ્રંથપાલો ગ્રામનેતાઓ તરીકે એ જ્ઞાનસમૃદ્ધિમાં સહુને ભાગ લેતા કરે એવું સહુ કોઇ ઇચ્છે. પ્રદર્શનમાંથી એ શિક્ષણ આપણને જરૂર મળશે. જ્ઞાન એ એવું ધન છે કે જે વાપરતાં વધ્યા જ કરે. જ્ઞાનમાં જેટલી ઉદારતા હોય તેટલી ઓછી. જ્ઞાનમાં વપરાતી ઉદારતા કદી ઉડાઉપણું બનતી નથી.

## એક સાધુચરિત પુરુષ

ગ્રામજીવન અને પુસ્તકાલયનો વિચાર કરતાં મને એક સાધુચરિત પુરુષની સ્મૃતિ યાદ આવે છે. એ પુરુષે આખું જીવન ગ્રામસેવામાં જ અર્પ્યું હતું. એ પુરુષને પુસ્તકાલયો સ્થાપવાની જ ધૂન હતી; અને એની ધૂનને લીધે શ્રીમંત સરકારની પુસ્તકાલય યોજના ગ્રામ વિભાગનું એક આવશ્યક અંગ બની સફળ થઇ શકી છે. એ પુરુષને ઓળખાવવાની જરૂર છે ? આ જીવનનાં ઓળખાણ છોડી ગયે વર્ષે જ એ લોકસેવક આપણી વચ્ચેથી દેવલોક પામ્યા. મોતીભાઇ અમીનને જીવતાં નામના જોઇતી ન હતી; હવે તેમની નામનામાં આપણો સ્વાર્થ રહેલો છે. એ સાધુ પુરુષના કાર્યને વેગ આપી પુસ્તકાલયોમાં વૃદ્ધિ કરી, પુસ્તકાલયોને જીવંત બનાવી આપણે તેની સેવાનો યત્કિંચિત બદલો આપી શકીએ એમ છે. ગુજરાતી પુસ્તકાલયના ઇતિહાસમાં તો સ્વર્ગસ્થ મોતીભાઇનું નામ અમર અક્ષરે લખાઈ જ ગયું છે. એ નામને લાયક આપણે સહુ કામ કરીએ તો જ આપણે તેમને યથાર્થ અંજલિ આપી ગણાય.

## પુસ્તકપૂજાનો વિધિ

આપણામાં પુસ્તકપૂજાનો વિધિ છે એ તો સહુ કોઈ જાણે છે. કોઇ પણ કથાની શરૂઆતમાં પુસ્તકનું પૂજન એ પ્રથમ કર્તવ્ય બની જાય છે. પુસ્તકપૂજન એ જ્ઞાનપૂજન છે. જ્ઞાન સરખું પવિત્ર બીજું કાંઇ જ નથી, એમ શ્રીમદ્ ભગવદ્ગીતાકાર પણ કહે છે; જ્ઞાનપૂજનનું સત્ર આપે પરિષદ દ્વારા યોજ્યું છે. એ પરિષદનું પોથીપૂજન આ પ્રદર્શન દ્વારા આપણે સહુ કરીએ છીએ. એ અમોલ ભંડારમાંથી આપણને ઘણું બોલવાનું જડશે, ઘણું સાંભળવાનું મળશે અને ઘણું વિચારવાનું પ્રાપ્ત થશે.

પ્રદર્શનને ખુલ્લું મુકાયલું હું જાહેર કરું છું.

એ પ્રદર્શન આપણી જ્ઞાનવૃદ્ધિ કરો, આપણા સંગઠનમાં બળ પ્રેરો, આપણા જ્ઞાનને પવિત્ર અને સાત્ત્વિક બનાવો; તથા ગ્રામજનતામાં ચેતન અને સંસ્કારનું સિંચન કરી આપણા રાષ્ટ્રજીવનમાં ઐક્ય અને તેજ લાવો એવી હું ઈશ્વર પ્રત્યે પ્રાર્થના કરું છું. વેદવાક્ય છે કે

**तमसो मां ज्योतिर्गमय**

આપણે સહુ સાથે મળી અંધકારમાંથી પ્રકાશમાં પગલાં માંડીએ.

તા. ૧૮ નવેમ્બર ૧૯૩૯ **મોતીલાલ છોટાલાલ દેસાઈ.**

---

પરિષદ પ્રસંગે ભરાયેલા

# પુસ્તકાલય–પ્રદર્શનમાં શું શું હતું ?

**પહેલો વિભાગ**

**સામાયિક વિભાગ**—હોઇ તેમાં ગુજરાતી, મરાઠી, હિંદી, અંગ્રેજી ભાષામાં દેશ-પરદેશમાં પ્રસિદ્ધ થતાં દૈનિકો, અર્ધસાપ્તાહિકો, સાપ્તાહિકો, પખવાડિકો, માસિકો, ત્રિમાસિકો, બાલમાસિકો, દીપોત્સવી અને બીજા ખાસ અંકો ઉપરાંત હસ્તલિખિત સાપ્તાહિક તેમ જ માસિકોના કલામય અંકો ને ચિત્રપોથીઓની સામગ્રી ગોઠવાયલી હતી. તે પૈકી દીપોત્સવી અંકો ને હસ્તલિખિતો દરેક જોનારને આકર્ષક થઇ પડ્યાં હતાં.

**બીજો વિભાગ**

**પુસ્તક વિભાગનો** હોઇ તેમાંની સામગ્રી નીચે પ્રમાણે પેટાવિભાગોમાં વહેંચાયેલી હતી —
(૧) નવીન ઉઘડતાં ગ્રામપુસ્તકાલયોને અપાતા ૧૦૦ રૂપિયાની કિંમતનાં પુસ્તકો કબાટ સાથે; (૨) ફરતાં પુસ્તકાલયોની પેટીઓ; (૩) દશ્યચિત્રો ને દૂરબીનો; (૪) શ્રી સયાજી સાહિત્યમાળા ને બાલમાળાનાં પુસ્તકો; (૫) સ્ત્રીઉપયોગી સાહિત્ય; (૬) ખેડુતોપયોગી સાહિત્ય; (૮) થોડું ભણેલાં વાંચી શકે એવાં પુસ્તકો; (૯) સન ૧૯૩૮–૩૯નાં નવાં પ્રકાશનો; (૧૦) શિષ્ટલેખકોનાં વાંચવા જેવાં કેટલાંક પુસ્તકો; (૧૧) પ્રકાશક વિભાગ; (૧૨) નવજીવનનાં પ્રકાશનો; (૧૩) સસ્તા સાહિત્ય વર્ધક કાર્યાલયનાં અડધી કિંમતે વેચાતાં પુસ્તકો; (૧૩) પુસ્તકાલયવિષયક ગુજરાતી અંગ્રેજી પુસ્તકો.

**ત્રીજો વિભાગ**

**પુસ્તકાલય પ્રવૃત્તિની પ્રગતિ** દર્શાવનાર નકશા, દીવાલપત્રો, આકૃતિઓ, ઉપરાંત રમતગમતનાં સમજૂત સાથેનાં વિવિધ સાધનો, ચિત્રપોથીઓ, આલ્બમો, ઉપરાંત સુવ્યવસ્થિત કરેલાં ને ગ્રામ પુસ્તકાલયનાં દફતરો રજૂ કરવામાં આવ્યાં હતાં. આ વિભાગમાં અમેરિકાથી આવેલા કૉલખેલની વીજળીક પેટી તથા સેન્ટ્રલ લાઇબ્રેરી તરફથી મુકાયલી દૂરબીનથી જ વાંચી શકાય તેવી દાબડી જેવી નાની ગુટિકાઓ જોનારા સૌનું ધ્યાન ખેંચી અજાયબ બનાવતાં હતાં. આ સિવાય આ વિભાગમાં પુસ્તકાલયોનાં વહીવટી કામમાં વપરાતા નમૂના તથા સરંજામ પણ પ્રદર્શિત કરાયો હતો.

— 卐 —

# પુસ્તકાલયો માટે પુસ્તકપસંદગીની કસોટી*

૧. પુસ્તકાલયોનો મુખ્ય ઉદ્દેશ જનસમાજમાં વાચનનો શોખ વધારી તેમના જ્ઞાનમાં વૃદ્ધિ કરવાનો છે. એટલા માટે પુસ્તકાલયમાં જે દૈનિકો, અઠવાડિક પત્રો ને માસિક ચોપાન્યાં, તેમજ જુદા જુદા વિષયો પર લખાયલાં પુસ્તકો આવે છે તે વાચનનો ખરો ઉદ્દેશ પાર પાડે એવાં છે અને તેમાં વાંચનારનું અહિત કરે એવું કંઇ નથી એ વિષે ખાસ ચોકસી થવી જોઇએ. એવી ચોકસી કરવામાં માત્ર બીજાઓએ આપેલા અભિપ્રાયોથી દોરવાઇ જવું ન જોઇએ. ઘણી વખત અભિપ્રાય પૂરેપૂરી પરીક્ષા કર્યા વગર માત્ર ઉપર ઉપરથી જોઇને ગ્રંથકારે તદા ગ્રંથનો પરિચય કરાવનારે તેનાં જે વખાણ કર્યાં હોય તે જ ઉપરથી અપાયો હોય છે. ઘણી વાર પુસ્તક ભેટ તરીકે મોકલવામાં આવ્યું હોય છે ત્યારે તે સારા અભિપ્રાય માટે જ મોકલાયું છે એમ સમજી પુસ્તક અભિપ્રાય માટે મોકલનારને સારું લગાડવા ખાતર અભિપ્રાય આપવામાં આવે છે, અને કેટલીક વખત તો માત્ર આજીજી કરીને અનુકૂળ અભિપ્રાય મેળવેલો હોય છે.

૨. પુસ્તકની પરીક્ષા કરવામાં ઘણી વાતો જોવાની હોય છે. પ્રથમ તો તે કયા વિષય પર છે, તેમાં જણાવેલી વાતો દેશસ્થિતિને અનુકૂળ છે કે કેમ, તેના વાચનથી કુમળાં મગજનાં બાળકો ઉપર અને થોડું ભણેલાં બીનઅનુભવી સ્ત્રી-પુરુષોનાં મન પર માઠી અસર થાય એમ છે કે નહિ તે તરફ ખાસ લક્ષ અપાવું જોઇએ. વળી, તેની છપાઇ, બાંધણી, કાગળ, કિંમત વગેરે યોગ્ય છે કે નહિ, તથા જેના વાચનથી વાંચનારના દીલમાં વહેમ, અનાચાર અને અનીતિ પોષક અસર ઉપજે એવી કોઇ જાહેરાતો તેમાં મુકાઇ છે કે કેમ, તે ખાસ જોવાનું જોઇએ. ઉદાહરણ તરીકે કેટલાંક વર્તમાનપત્રો દર વર્ષે ભેટપુસ્તક આપે છે તેમાં, અગર તો પછી પુસ્તકની યોગ્યતાને કારણે નહિ પણ તેમાં અપાયલી મન લલચાવનારી જાહેરાતો દ્વારા પૈસા કમાવાના હેતુથી પ્રગટ થયેલાં પુસ્તકોમાં આવા પ્રકારની વાંધાભરેલી જાહેરાતો ઘણી જોવામાં આવે છે. આવા પ્રકારનાં કેટલાંક પુસ્તકોમાં જોવામાં આવેલી અનિષ્ટ જાહેરાતોના થોડાક નમૂના નીચે પ્રમાણે છેઃ—

( ૧ ) યોગીરાજ સિદ્ધ કવચ

" આ અદ્દભુત શક્તિવાળું વશીકરણયંત્ર રાખવાથી ગમે તેવું કઠિન કામ સિદ્ધ થાય છે. તમો જેને ચાહતા હો તે સ્ત્રી કે પુરૂષ આ યંત્રના પ્રભાવથી વ્યાકુળ બનીને મળવાને આવશે અને તમારી સાથે લગ્ન (પ્રેમ) કરવાની ઇચ્છા કરશે. "

( ૨ ) એકાન્તમાં બેસી જોવાલાયક ખાનગી ફોટાઓ

તસ્વીર કાર્ડો

"જો આપ સ્ત્રી પુરૂષોનાં અદ્દભુત આસનોની......જોડીઆ ફોટાઓના ચિત્રો, યુવાનીની સુંદરતાના ખુલ્લમખુલ્લા દરશ્યો જોવા માંગતા હોવ તો આ પોસ્ટકાર્ડ ચીત્રોવાળો એક સેટ મંગાવો. "

( ૩ ) આ વરસ મારે કેવું નીવડશે ?

" જન્મકુંડલી અને તે ન હોય તો પત્ર લખતી વેળાનો ટાઇમ, એકાદ ફુલનું નામ, તમારી ઉંમર આશરે કેટલા વરસની તથા ધંધો શું છે એ બધું લખવાથી તમારે આ વરસમાં લાભહાનિ

---

* આ ઉપયોગી નિબંધ વડોદરા રાજ્ય સ.તમી પુ. પરિષદપ્રસંગે સમાજનોમાં વહેંચાયો હતો.

સુખદુઃખ, ભાગ્યોદય, સ્ત્રીસુખ, સંતાન તરફનું સુખ, રાજ્યસન્માન, યશ, અપયશ, રોગ, શોક, શત્રુભય, સટ્ટો, લોટરી, વેપાર કયો કરવાથી લાભ છે વગેરે કુલ હકીકત કયા મહીનામાં શું થશે તે સર્વે જ્યોતિષ અને રમલશાસ્ત્રથી નિર્ણય કરી લખી મોકલવામાં આવશે. "

( ૪ ) મર્દાઈ પિલ્સ

" કોઈપણ કારણથી આવેલી પુરુષોના ગુપ્ત ભાગની કમતાકાત અગર નામર્દાઈ જડમૂળથી નાબુદ કરીને કાયમી મર્દાઈ આપે છે. * * * "

૩. પુસ્તકની વસ્તુ વાંચતાં પહેલાં આવી જાહેરખબરો તરફ વાચકનું મન આકર્ષાય એ સ્વાભાવિક છે. વળી, એવી જાહેરાતોમાં ફૂંકેલાં બણગાંથી લલચાઈ આપણાં પુસ્તકાલયોનાં કુમળી વયનાં ઘણાં વાચકો પોતાના પૈસા ગુમાવી આવી બીભત્સ ને ખોટી જાહેરાતો આપનારની જાળમાં ફસાઈ પોતાનો પૈસો બરબાદ કરતાં હશે તેનો પણ ખ્યાલ થઈ શકે છે.

૪. કેટલાંક પુસ્તકો કેવળ નિર્માલ્ય ને નિરૂપયોગી છતાં માત્ર સંભાવિત ગૃહસ્થોના અભિપ્રાયથી ખપે છે. દાખલા તરીકે ગુજરાતી ભાષામાં લખાયલા એક પુસ્તકનું નામ 'બિઝનેસ પ્રૉડક્ટસ' એવું આપેલું છે. તે પુસ્તક ૧૬ પેજી ૧૯૨ પાનાંનું છે. કાગળ પ્રૂફ-પેપર જેવા હલકા વાપરેલા છે. એમાં પણ ઉપર જણાવ્યા પ્રમાણેની વાંધાભરેલી જાહેરાતો છે ને તે વળી પુસ્તકના વાચનવિભાગને ગાળે ગાળે ખાસ જગા રોકીને આપવામાં આવી છે. જેને તૈયાર કરાવતાં નકલ દીઠ ૦-૨-૦ ખર્ચ ભાગ્યે જ થાય તેવા આ પુસ્તકની કિંમત ૨-૮-૦ રૂપિયા જેવી ઘણી જ ભારે રાખેલી છે. પુસ્તકની અનુક્રમણિકા જોતાં ઉંદર મારવાની દવા, હેરડાઈ, ટુથ ડ્રોપ, ગ્રાઈપ વોટર, ટુથ પાવડર, હેર કર્લીંગ, સુખ-વિલાસ, તાંબુલ વિહાર, ફ્લાઈ પેપર્સ વગેરે વસ્તુઓ બનાવવાની રીતો આપેલી છે. પુસ્તકના લખાણની અશુદ્ધિઓ જોતાં જુદી જુદી બનાવટોમાં વપરાતી ચીજોનાં નામ, પ્રમાણ વગેરે ભરોસાપાત્ર હશે કે કેમ તેની શંકા રહે છે. પુસ્તકના નામની પેઠે બનાવટ તેમજ તેમાં વાપરવાની સામગ્રી તેમજ તેનાં માપ ને તોલનાં નામ પણ અંગ્રેજીમાં છે. અંગ્રેજીમાં રીસાઈપ બુકોની ચોપડીઓ હોય છે તેમાંની કોઈ પરથી માત્ર પૈસા કમાવા ખાતર ઉતારો કરીને આ પુસ્તક તૈયાર કરવામાં આવેલું હોય એમ જણાય છે. પુસ્તકમાં બતાવેલી કોઈ પણ બાબત લેખકે અનુભવસિદ્ધ જ્ઞાન મેળવ્યું હોય એવું તેમનું કોઈ કારખાનું હોવાનું જણાતું નથી, તેમજ તેમની કેળવણી સંબંધી લાયકી પણ હોવાનું જણાતું નથી. અમુક ચીજ બનાવવાનું કેટલું ખર્ચ થશે, તેનું વેચાણ ક્યાં અને કેવું થશે અને શો નફો થશે એ બતાવાયું નથી. આવા પુસ્તકથી પુસ્તક લખનારને નફો થાય ખરો, પણ તેમાં બતાવેલી રીતોનું અનુકરણ કરવાથી કંઈપણ ફાયદો જણાતો નથી. આ પુસ્તકની પસંદગી કરનારે ઉપરની બધી વાતો જોઈને અભિપ્રાય આપવો જોઈએ. વળી, એ પુસ્તકમાં બતાવેલી બનાવટો પૈસા કમાવાની દૃષ્ટિએ વ્યાવહારિક છે કે નહિ એ પણ જોવાનું જોઈએ. એ બધી વાતો પૈકી કંઈ પણ જોયા વગર, જાણે આ પુસ્તકના પ્રકાશનથી ગૃહઉદ્યોગો વધી લોકો માટે કમાણીના માર્ગો મોકળા બની જશે અને ગ્રામોદ્ધાર ઘણો થઈ જશે એમ જણાવી જેમનું ખાસ કામ પુસ્તક-પરીક્ષાનું છે એવા શાળા ને અન્ય ખાતાઓના અધિકારીઓ, અગ્રગણ્ય સાક્ષર, તેમ જ વર્તમાનપત્રે વખાણોથી ઊભરાતા અભિપ્રાયો આપ્યા છે. તેથી કેળવણી ખાતા તરફથી ઇનામ તેમજ લાયબ્રેરીઓ માટે આ નિર્માલ્ય ને નિરૂપયોગી પુસ્તક મંજુર થયાની મહોર

છાપ વાગી છે એ શોચનીય છે. આમ ન બનવું જોઇએ. આ તો ખોટા નાણાને ચલણી નાણા તરીકે મંજૂર કરવા જેવું અનર્થકારી છે.

૫. વસોમાં સન ૧૯૩૮ માં ભરાયલી પેટલાદ મહાલ ૪ થી પરિષદના પ્રમુખ શ્રી. પ્રાણલાલ કીરપારામ દેસાઇએ પોતાના ભાષણમાં કહ્યું હતું તેમ જાહેર પુસ્તકાલયો માટે પુસ્તકોની પસંદગી કરતી વખતે ઘણીવાર એક અગત્યની વાત વિસરી જવામાં આવે છે ને તેથી જાહેર પુસ્તકાલયોમાં ગમે તેવાં પુસ્તકોનો સંગ્રહ થાય છે. આવાં પુસ્તકો યુવક-યુવતીઓને વાંચવાને આપી આપણે તેમનું હિત કરતાં અહિત ઘણું કરીએ છીએ. ગુજરાત પુ૦ પરિષદ અમદાવાદના પહેલા અધિવેશન પ્રસંગે સર મનુભાઇ નંદશંકર મહેતા એમણે પ્રમુખસ્થાનેથી જણાવ્યું હતું તેમ ખરાં ઉપયોગી પુસ્તકોની પસંદગી કરવી એ કંઇ સહેલું કામ નથી. પુસ્તકાલયમાં રાખવા લાયક પુસ્તક એવું હોવું જોઇએ કે જે સારા મિત્રની, રમુજી દોસ્તની, હમદર્દી અને દીલસોજી ની ગરજ સારે, કોઇપણ સ્થિતિમાં, કોઇપણ હવામાં અને કોઇપણ સ્થળે જે પુસ્તક પોતાની નિર્દોષ ચેષ્ટાથી આપણા મનમાં શાંતિ ઉપજાવે અને આપણા જ્ઞાનમાં વૃદ્ધિ કરે તે પુસ્તકાલયો માટે લાયક ગણાવાં જોઇએ.

એટલા માટે પુસ્તકાલયમાં રાખવાલાયક પુસ્તકોની પસંદગી કરતી વખતે માત્ર બીજાઓના અભિપ્રાયો પરથી દોરવાઇ જવું ન જોઇએ-પછી ભલેને તે અભિપ્રાય આપનાર વ્યક્તિ ગમે તેવી મહાન કાં ન હોય ? પુસ્તક પસંદગી તો પુસ્તક જાતે જોઇને જ કરાય એ સૌથી સરસ છે. પુસ્તકના વાચનથી વાચકના મનોભાવ પર માઠી અસર થાય તેમ નથી એની ખાત્રી પસંદ કરનાર સમિતિના બધા નહિ તો એક બે સભ્યની તો નિદાન થઇ હોવી જ જોઇએ. શાળાઓમાં ચાલતાં તથા બીજાં શિષ્ટ વાચનનાં પુસ્તકોમાં જાહેરાતો આપવામાં આવતી નથી ને આપવામાં આવે છે તો તે માત્ર પુસ્તકો પૂરતી જ હોય છે. માત્ર ટૂંક ભંડોળીઆઓએ પૈસા કમાવાની દાનતથી લખેલાં નિર્માલ્ય પુસ્તકોમાં તેજીમંદી, જ્યોતિષ, વશીકરણ, તાવીજ, યાકુની, ધાતુપુષ્ટિ, મદનમંજરી વગેરે સંબંધી અનિષ્ટ અને ફેલાવો નહિ કરવા જેવી જાહેરાતો આપવામાં આવે છે ને તે વળી માત્ર પૂઠા પરજ નહિ પણ વાચનવિભાગને ગાળે ગાળે આપવામાં આવે છે, તે રીત બીલકુલ વખોડી નાખવા જેવી છે. પુસ્તકોમાં જાહેરાતો લેવાવી જ ન જોઇએ, અને લેવાય તો પુસ્તકો સિવાય અન્ય કશા જ વિષયની ન લેવાવી જોઇએ. આ તો બને છે એવું કે ઘરનાં આબાલવૃદ્ધ કુટુંબીઓ ભેગાં મળીને વાંચી શકે એવા પ્રતિષ્ઠિત લેખકે લખેલા નિર્દોષ ને ઉપકારક વિષયના પુસ્તકની અંદર ' મર્દાઇ પીલ્સ ' ' મકરધ્વજ ગુટિકા ' વીર્ય સ્થંભન ગોળી ' મર્દાઇ લેપ ને ' કોકશાસ્ત્ર ' જેવી બીભત્સ જાહેરાતો મુકાય છે એ કેવું બેહૂદું છે ! કેવું શરમજનક છે ! મારા અભિપ્રાય પ્રમાણે તો ગમે તેવા પ્રતિષ્ઠિત લેખકનું પુસ્તક પણ એવી જાહેરાતોના કારણે પ્રચાર માટે વાંધાભર્યું બની જાય છે.

૬. પુસ્તકપ્રચારના માર્ગ યોજવાનું જેનું કામ છે, અને ઘરઘરાઉ વા જાહેર પુસ્તકાલયો માટે પુસ્તકપસંદગી કરવાની જેની ફરજ છે તેમને આ કસોટી સદાસર્વદા લક્ષમાં રાખવાની મારી ખાસ ભલામણ છે

વડોદરા,
તા. ૧૦–૧૧–૩૯

ગોવિંદભાઇ હા. દેસાઇ

# પસાર થયેલા ઠરાવો

૧—ભણેલું ભૂલી ન જવાય તે માટે સમગ્ર હિંદમાં પુસ્તકાલયપ્રવૃત્તિની પહેલ કરનાર અને તેને ઉદારતાથી પોષનાર આપણા કૃપાળુ રાજવી શ્રીમંત સયાજીરાવ ગાયકવાડના સ્વર્ગવાસ બદલ આ પરિષદ ખરા હૃદયથી પોતાની દિલગીરી જાહેર કરે છે અને તેઓના આત્માની શાંતિ ઇચ્છે છે. [ પ્રમુખસ્થાનેથી ]

૨—ગુજરાતના સાચા અને મૂંગા લોકસેવક વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિના પાલક પિતા પુસ્તકાલય ખાતાના માજી મદદનીશ વ્યવસ્થાપક શ્રી. મોતીભાઇ નરસિંહભાઇ અમીન એમના અકાળ અવસાનથી આ પરિષદ પોતાનો શોક પ્રદર્શિત કરે છે, અને તેમના આત્માને શાંતિ ઇચ્છે છે. [ પ્રમુખસ્થાનેથી ]

૩—આપણા મહારાજા સાહેબ શ્રીમંત પ્રતાપસિંહ મહારાજ ગાદીનશીન થયા બદલ આ પરિષદ પોતાનો હર્ષ પ્રદર્શિત કરે છે અને તેઓનું દીર્ઘાયુ ઇચ્છે છે. તથા પોતાના દાદા સ્વ. શ્રીમંત સયાજીરાવ મહારાજે જન્માવેલી અને ઉછેરેલી પુસ્તકાલયપ્રવૃત્તિને પોતે સારી રીતે ખીલવશે એવી આશા રાખે છે. [ પ્રમુખસ્થાનેથી ]

૪—દરવર્ષે રાજ્યમાં પુસ્તકાલયોની સંખ્યા વધતી જાય છે અને રાજ્યના બજેટમાં રકમ તેટલી ને તેટલીજ કાયમ રહે છે, એટલે કેટલાંક પુસ્તકાલયો કે જેમની વ્યવસ્થા સારી હોય છે છતાં તેમને નિયમ પ્રમાણે પૂરી મદદ મળી શકતી નથી, તેવાં પુસ્તકાલયોના કાર્યવાહકો નાસીપાસ થાય છે અને તેથી કામમાં શિથિલતા આવે છે. આ માટે પુસ્તકાલયપ્રવૃત્તિને વધુ વેગ આપવા સરકારમદદ હાલ જે મળે છે તે ઉપરાંત રૂા. ૧૦૦૦૦] દશ હજારનો વધારો કરી ખાતાના કાયમના બજેટમાં તેનો સમાવેશ કરવા આ પરિષદ શ્રીમંત સરકારને વિનંતિ કરે છે.

[દ. મૂ. શ્રી.મહાસુખભાઇ ચુનીલાલ વિસનગર, અ. આ. શ્રી કાવસજી એ. ગણદેવીઆ]

૫—રાજ્યમાં હવે પુસ્તકાલયવિનાનાં શાળાવાળાં ગામો ૨૨૭ બાકી રહે છે તે, પછાત પ્રદેશ અને વર્ગનાં હોઇ નવીન પુસ્તકાલય ઉઘાડવા માટે જોઇતી લોકમદદ ઊભી થઇ શકતી નથી. એવાં ગામો, આ જ્ઞાનપ્રચારના યુગમાં પુસ્તકાલય વિના રહે એ ઇચ્છવાયોગ્ય નથી, જેથી શ્રી હીરક મહોત્સવ નિધિ ફંડમાંથી આવાં ગામોને નવીન પુસ્તકાલય ઉઘાડવા માટે જોઇતી લોકમદદ આપવા શ્રીમંત સરકારને આ પરિષદ વિનંતિ કરે છે.

[ દ. મૂ. મણિલાલ મંગળજી કાશીવાળા વાઘોડીઆ, અ. આ. બાલુભાઈ બેતાણી ચલાલા, વિ અ. આ. બાલકૃષ્ણ નરભેરામ પાઠક ]

૬—અત્યારસુધી પંચાયતો તથા સુધરાઇઓ તરફથી પુસ્તકાલયોને મદદ અપાતી આવી છે. તેને લઇને એ પ્રવૃત્તિનો સારો વિકાસ સાધી શકાયો છે. માટે ભવિષ્યમાં પણ મદદ આપવાની એ નીતિ કાયમ રહે તે સારૂ પ્રાંત પંચાયત, સુધરાઇઓ અને ગ્રામ પંચાયતનાં બંધારણોમાં સુધારા કરી પુસ્તકાલયપ્રવૃત્તિને મદદ આપવાનું કામ મરજીઆત કામમાં નહિ રાખતાં ફરજીઆત કામોમાં ગણવા શ્રીમંત સરકારને આ પરિષદ વિજ્ઞપ્તિ કરે છે.

[ દ. મૂ. શ્રી. કસનજી દયાળજી દેસાઇ નવસારી, અ. આ. **શ્રી. ભીમજીભાઇ છગનલાલ અર, વિ અ. આ. શ્રી મગનલાલ પોપટલાલ જોષી** ]

૭—નાનાં પુસ્તકાલયોમાં અંદાજપત્રો બહુ ટૂંકાં હોય છે અને તેથી તેઓ વિવિધ પ્રકારનાં પુસ્તકો અને માસિકો ખરીદી શકતાં નથી તેથી નજીકનાં ગામોનાં જૂથનાં પુસ્તકાલયો સહકારના ધોરણે પુસ્તકો અને માસિકો ખરીદવાનું કરે અને વાંચવા માટે પોતાની અંદરઅંદર અદલાબદલી કરવાની યોજના કરે એ આવકારપાત્ર છે. તેથી એવાં નાનાં પુસ્તકાલયોને પોતાનાં અંદાજપત્રો આવાં સહકારનાં ધોરણે તૈયાર કરવા આ પરિષદ ભલામણ કરે છે.

[ દ. મૂ. શંકરલાલ જદુરામ ઉમતા, અ. આ. સોમચંદ ત્રિભોવન ઠક્કર છાણી. ]

૮—અ ગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રવર્તક સ્વ. મોતીભાઇ અમીનના સ્મારક વિષે રાજ્ય પુસ્તકાલય મંડળની વ્યવસ્થાપક સમિતિએ સ્વર્ગસ્થના નામની ગ્રંથમાળા શરૂ કરવા જે ઠરાવ કર્યો છે તેને આ પરિષદ આવકારે છે અને એ ઠરાવના અમલી કાર્યની જવાબદારી રાજ્ય પુસ્તકાલય મંડળના વ્યવસ્થાપક મંડળને સોંપવાનું ઠરાવે છે અને સ્વ. ની આવતી પુણ્યતિથિએજ ગ્રંથમાળા શરૂ થાય એમ ઇચ્છે છે.

બ સ્વ. શ્રી. મોતીભાઇ અમીન સ્મારક ફંડમાં સને ૧૯૩૯–૪૦ના બજેટના દસ ટકા સુધી ફાળો ભરવાના રાજ્ય પુસ્તકાલય મંડળના વ્ય. મંડળે કરેલા ઠરાવને અને પુસ્તકાલય ખાતાએ તેમ કરવા આપેલી છૂટને આ પરિષદ આવકારપાત્ર ગણે છે. અને જે પુસ્તકાલયોએ પોતાનો ફાળો હજુ સુધી ન મોકલ્યો હોય તેમને વહેલામાં વહેલી તકે મોકલી આપવાની સૂચના કરે છે. [ પ્રમુખસ્થાનેથી ]

૯—પુસ્તકાલયપ્રવૃત્તિનું નવનીત જે શિષ્ટ વાચન છે તેના પ્રચાર માટે બનતું બધુંજ કરવા પુસ્તકાલયના હિતચિંતકોને આ પરિષદ આગ્રહભરી વિનંતિ કરે છે.

૧. રાજ્ય પુ મંડળ તરફથી લેવાતી શિષ્ટવાચનની પરીક્ષાના ઉમેદવારોનું પ્રમાણ વધારવું.

૨. મહાલ મંડળોએ રાજ્ય પુ. મંડળ તરફથી લેવાતી પરીક્ષાના ઉમેદવારો ઊભા

કરી તેમને છૂટથી પુસ્તકો પૂરાં પાડવાં. અને પોતાના મહાલ પૂરતી ઓછું ભણેલાં અને બાળકો માટે જુદી શિષ્ટવાચનની પરીક્ષા યોજવી.

૩. કસ્બા પુસ્તકાલયોએ શિષ્ટવાચનની પરીક્ષાવાળા પુસ્તકની ૫ નકલ અવશ્ય ખરીદ કરી તેનો છૂટથી ઉપયોગ કરવો.

૪. પુસ્તકાલયમાં ગ્રંથપાલ તરીકે કામ કરતા દરેકે વાચકની ઉંમર, જ્ઞાનનો વિચાર કરી સારાં પુસ્તકોનો પ્રચાર કરવો.

૫. રાજ્ય પુ. મંડળ તરફથી યોજાતા વાચકમંડળમાં ઉમેદવારોનું પ્રમાણ વધારવું અને મહાલ મંડળોએ પણ સ્વતંત્ર વાચકમંડળો ઊભાં કરવાં.

[ દ. મૂ. શંકરલાલ જદુરામ વ્યાસ, અ. આ. મફતલાલ ર. દવે, કડી
વિ. અ. આ. નાજુકલાલ નં. ચોકસી ]

**૧૦**—રેલગાડીઓમાં તથા બીજે ફેરીઆઓ તરફથી જે ગંદા અને હીન અભિરુચિને પોષતા સાહિત્યનો ફેલાવો થઇ રહ્યો છે તેને રોકવાના હેતુથી લોકો સમજી શકે એવાં અને સ્વચ્છ ભાવનાઓવાળાં લોકગીતો, લોકકથાઓ તથા ભજનો તેમ જ બીજું આવશ્યક સાહિત્ય શુદ્ધ અને સુઘડ રૂપમાં છપાવી સસ્તી કિંમતે લોકોને મળે એવી યોજના થવાની જરૂરીઆત આ પરિષદ સ્વીકારે છે અને તેવી યોજના કરી તેનો અમલ કરવા પુસ્તકાલય ખાતુ, પુ. સ. સ. મંડળ અને વ. રા. પુસ્તકાલય મંડળને વિનંતિ કરે છે.

[ પ્રમુખસ્થાનેથી ]

**૧૧**—ગ્રામ પંચાયતમાં કેટલાંક પુસ્તકો ઉપરી અમલદારોની ફરજીઆત ભલામણથી ખરીદવામાં આવે છે તે પ્રથા બંધ કરવા અને અત્યાર સુધી ખરીદાયેલાં પુસ્તકો ગ્રામ પુસ્તકાલયને આપવા આ પરિષદ શ્રીમંત સરકારને વિનંતિ કરે છે.

[દ. મૂ. પુરુષોત્તમ કુબેરજી પંડ્યા રવાલ, અ.આ. મણિલાલ હરગોવિંદ પંડ્યા રાસવાડી]

**૧૨**—રાજ્ય તરફથી દર વર્ષે ૧૦૦ પુસ્તકાલયો ઉઘાડવામાં આવતાં હતાં. પણ દિન-પ્રતિદિન આ ધોરણમાં ઘટાડો થતો જાય છે. ચાલુ વર્ષમાં તો ફક્ત ૨૦ ( વીસજ ) નવીન પુસ્તકાલયો ઉઘાડવા માટે પુસ્તકાલય ખાતામાં વ્યવસ્થા રખાઇ છે. આ વસ્તુ ખરેખર પુસ્તકાલયપ્રવૃત્તિને વેગવાન બનાવવાને બદલે પાછી પાડનારી છે. રાજ્યના ચાલતા આવેલા ધોરણ પ્રમાણે દર વર્ષે ૧૦૦ નવીન પુસ્તકાલયો ઉઘાડાય એવી સરકારી બજેટમાં વ્યવસ્થા રાખવા આ પરિષદ શ્રીમંત સરકારને આગ્રહભરી વિનંતિ કરે છે.

[ દ. મૂ. કચુભાઇ ચુનીલાલ શાહ સંખેડા, અ. આ. વિષ્ણુપ્રસાદ પ્ર. પંડયા પાદરા,
વિ. અ. આ. ખીમજીભાઇ ટીકાભાઈ ]

૧૩—રાજ્ય પુસ્તકાલય મંડળનું કામકાજ ચલાવવા માટે નીચે પ્રમાણેના સભ્યોનું વ્યવસ્થાપક મંડળ નીમવામાં આવે છેઃ—

**વડોદરા પ્રાંત**– રા. બા. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઈ વડોદરા, શ્રી મગનભાઈ શંકરભાઇ પટેલ ભાદરણ, શ્રી. નટવરલાલ ગિરધરલાલ શાહ–શિનોર, શ્રી. રામભાઇ કાશીભાઇ પટેલ–વસો, શ્રી. ચિમનભાઇ હ. અમીન–વરણામા.

**મહેસાણા પ્રાંત**—શ્રી. મહાસુખભાઇ ચુનીલાલ શેઠ વીસનગર, શ્રી. મણિલાલ માધવલાલ દવે પાટણ, શ્રી. બાપુલાલ વિઠલદાસ ગામી કડી, શ્રી. શંકરલાલ હિરાલાલ ઓઝા મહેસાણા, શ્રી. નાનજીભાઇ જેઠીદાસ પટેલ ધીણોજ.

**નવસારી પ્રાંત**—શ્રી કાવસજી એદલજી ગણુદેવીઆ ગણદેવી, શ્રી કનૈયાલાલ જમનાદાસ મજમુદાર નવસારી, શ્રી. કસનજી દયાળજી દેસાઇ નવસારી.

**અમરેલી પ્રાંત**—શ્રી. પ્રતાપરાય ગિરધરલાલ મહેતા અમરેલી, શ્રી. મોહનલાલ વીરજીભાઈ પટેલ અમરેલી.

**ઓખા પ્રાંત**—શ્રી. કલ્યાણરાય નથ્થુભાઇ જોશી દ્વારકાં.

[ પ્રમુખસ્થાનેથી ]

૧૪—મહિલા પુસ્તકાલયો દ્વારા કન્યાઓ અને પુખ્ત ઉંમરની સ્ત્રીઓની કેળવણીનું ઉત્તમ કામ થઇ શકે તેમ છે. અમરેલી, પાટણ, વડનગર, ઉંઝા, વસો, ભાદરણ, દ્વારકાં, ધર્મજ, સોજીત્રા, વગેરેનાં મહિલા પુસ્તકાલયો આ બાબતનાં અનુકરણીય દ્રષ્ટાંતો પૂરાં પાડે છે જે લાભ મહિલા પુસ્તકાલય દ્વારા ઉપરોકત કસ્બાઓને મળે છે એવો જ લાભ અન્ય કસ્બાઓને મળે તે માટે આ પરિષદ શ્રીમંત સરકારને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે કે મહિલા પુસ્તકાલયોનાં મકાન બાંધવા માટે ચાલુ મદદ ઉપરાંત ખાસ વધારાના રૂ. ૫૦૦૦) આપવા પૂરતો ફેરફાર કરવો અને રાજ્યની ધારાસભાએ જે ઠરાવ સ્વીકારેલો છે તેનો સત્વર અમલ કરાવવો.

[ દ મૂ. કસનજી દયાળજી દેસાઈ નવસારી, અ. આ. મંગળદાસ ગોરધનદાસ પોકળા
વિ. અ. આ. જયવતીબેન દેસાઇ ]

૧૫—બંધારણમાં ફેરફાર કરવા સંબંધી કેટલીક સૂચનાઓ આવી છે, બધી સૂચનાઓનો વિચાર કરી તે અનુસાર ઘટતા ફેરફાર સાથેના બંધારણનો મુસદ્દો તૈયાર કરી બહાર પાડવા કારોબારી મંડળને સત્તા આપવામાં આવે છે. અને તે ઉપર સુધારાવધારાની જે સૂચનાઓ આવે તે સાથે નવો મુસદ્દો આવતી પરિષદમાં સદરહુ સમિતિએ રજૂ કરવો.

[ પ્રમુખસ્થાનેથી ]

૧૬—પુસ્તકાલયોનાં મકાન હાલ બાંધવામાં આવે છે તેના કરતાં સસ્તા દરનાં થવાં જોઈએ એવો અભિપ્રાય આ પરિષદ ધરાવે છે અને તેથી એવાં સસ્તાં મકાનોની યોજના તૈયાર કરી ખાતા તરફ મંજૂરી માટે મોકલી આપવા નીચેના ગૃહસ્થોની સમિતિ નીમવામાં આવે છે:

( ૧ ) રાજ્ય પુ. મંડળના મંત્રીઓ, ( ૨ ) શ્રી. મગનભાઈ શં. પટેલ,
( ૩ ) શ્રી. નરહરિ દ્વા. પરીખ.

[ પ્રમુખસ્થાનેથી ]

૧૭. પુસ્તકાલયના મકાન માટે જગો પસંદ કરનારી સમિતિ તરફથી જગો પસંદ થઈ ગયા પછી વળતર અપાઈ નિકાલ થતાં સુધી મકાન બાંધવામાં અતિશય વિલંબ થાય છે તેથી તેમ થતું અટકાવવા જગો પસંદ થયા પછી વળતર આપતાં પહેલાં મુલકી ખાતેથી જગો મકાન બાંધવા સુપરત થઈ જાય તેવી વ્યવસ્થા કરવા આ પરિષદ શ્રીમંત સરકારને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

[ દ. મૂ. મફતલાલ રણછોડલાલ દવે, અ. આ. નાનજીભાઇ જેઠીદાસ પટેલ ]

૧૮—अ આ પરિષદમાં ભાગ લેનાર પ્રતિનિધિઓને જી. બી. એસ. રેલવે તરફથી ખાસ છૂટવાળા દરથી મુસાફરી કરવાની અને કેળવણી ખાતાએ ઝારોળાની શાળાઓનાં મકાનોનો ઉપયોગ કરવા દેવા, તથા પરિષદમાં ભાગ લેનાર શિક્ષકોની કામગીરી ગણવા બદલ જે મદદ સવડ આપવા આપી છે તે માટે જી. બી. એસ રેલવે ખાતાનો તથા કેળવણી ખાતાનો આ પરિષદ આભાર માને છે.

ब વડોદરા પ્રાંત પંચાયતની સંસ્થાએ આ પરિષદના ખર્ચને પહોંચી વળવા માટે જે રૂા. ૨૦૦) ની મદદ કરી છે, તે માટે આ પરિષદ તેનો આભાર માને છે.

[ દ. મૂ. આશાભાઈ ઇ. પટેલ, અ. આ. શનાભાઇ જ. પટેલ ]

૧૯—ભાદરણ તાલુકા પુસ્તકાલય મંડળે પરિષદ નોતરી તથા ઝારોળા ગામના પ્રજાજનોએ પ્રતિનિધિઓનાં ઉમદા બેઠક તથા સરભરા માટે જે જહેમત ઉઠાવી છે તે બદલ તેમનો આભાર પ્રદર્શિત કરે છે.

[દ. મૂ. નટવરલાલ ગિરધરલાલ શાહ શિનોર, અ. આ ભરતરામ ભાનુસુખરામ મહેતા]

૨૦—આ પરિષદનું સુકાન હાથમાં લઈ પરિષદના કાર્યક્રમને સાંગોપાંગ પાર ઉતારવા બદલ ગુજરાતના સુપ્રસિદ્ધ કેળવણીકાર અને અર્થશાસ્ત્રી શ્રી. નરહરિભાઈ દ્વા. પરીખનો આ પરિષદ અંતઃકરણપૂર્વક આભાર માને છે.

[ દ. મૂ. ચિમનભાઇ હ. અમીન-વરણામા, અ. આ. હરિભાઈ પટેલ-અમરેલી ]

—卐—

વડોદરા રાજ્ય ૭ મી પુસ્તકાલય પરિષદમાં હાજર રહેલા

# પ્રતિનિધિઓની યાદી

## વડોદરા પ્રાંત ૨૨૬

| નામ | ગામ |
|---|---|
| **તિલકવાડા મહાલ ૩** | |
| ૧ લક્ષ્મણજી જાદવજી દવે | કરનાળી |
| ૨ શાન્તિલાલ મોહનલાલ | તિલકવાડા |
| ૩ હિરાલાલ છોટાલાલ શાહ | ,, |
| **ભાદરણ મહાલ ૩૪** | |
| ૧ ભાઇલાલભાઇ કિશોરભાઇ | રણોલી |
| ૨ રણછોડભાઇ બાબરભાઇ | પીણાવ |
| ૩ શંકરભાઇ ગોકળભાઇ | કણઝટ |
| ૪ મણિભાઇ ડાહ્યાભાઇ | કાણીસા |
| ૫ મોતીભાઈ ધુળાભાઇ | રૂદેલ |
| ૬ લલ્લુભાઇ રામભાઇ | ,, |
| ૭ અંબારામ વાલજીભાઇ | સુવા |
| ૮ અંબાલાલ દ્વારકાદાસ | પીપળાઇ |
| ૯ છોટાભાઇ જોગીદાસ | ટીંબા |
| ૧૦ ઉમેદભાઇ પરભુભાઇ | પીણાવ |
| ૧૧ મોતીભાઇ જેશંગભાઇ | જલસણ |
| ૧૨ ગંગાબેન ફુલાભાઈ | ભાદરણ |
| ૧૩ શાન્તાબેન મગનભાઇ | ,, |
| ૧૪ ભાઇલાલ વલ્લભભાઇ | ,, |
| ૧૫ બાબરભાઈ ઈશ્વરભાઇ | જોષીકૂવા |
| ૧૬ હરિલાલ ફુલાભાઇ શાહ | કેસિંદ્રા |
| ૧૭ લક્ષ્મીશંકર ઇશ્વરભાઇ | ,, |
| ૧૮ રતિલાલ પુરુષોત્તમ | લાલપુરા |
| ૧૯ મણિલાલ ડાહ્યારામ | વટાદરા |
| ૨૦ રાવજીભાઇ છોટાભાઈ | ભાદરણ |
| ૨૧ કાશીભાઇ રઘાભાઇ | ,, |
| ૨૨ ચુનીભાઇ ભિખાભાઇ | ,, |
| ૨૩ શિવાભાઇ ભાઇલાલભાઇ | ,, |
| ૨૪ બાલકૃષ્ણ મળજીભાઈ | ,, |
| ૨૫ મણિભાઇ ફુલાભાઈ | ,, |
| ૨૬ સોમાભાઇ ચતુરભાઇ | ,, |
| ૨૭ પુંજાભાઇ ભલાભાઈ | ,, |
| ૨૮ પુરુષોત્તમ ભાઇલાલ | ,, |
| ૨૯ ભાઇદાસ નારણભાઈ | ,, |
| ૩૦ શાન્તાબેન રાવજીભાઈ | ,, |
| ૩૧ ગંગાબેન ડાહ્યાભાઈ | ,, |
| ૩૨ તુળસીભાઇ કાળીદાસ | જલસણ |
| ૩૩ મંગળભાઈ રઘુનાથજી પટેલ | કીન્ખલોડ |
| ૩૪ કરુણાશંકર કલ્યાણજી પાઠક | ,, |
| **પેટલાદ મહાલ ૬૧** | |
| ૧ પટેલ ડાહ્યાભાઇ મથુરભાઇ | ભડકદ |
| ૨ મોતીભાઈ નાથાભાઇ | મોરડ |
| ૩ કાશીભાઇ ત્રિકમભાઇ | ,, |
| ૪ ધુળાભાઇ રણછોડજી પરમાર | ,, |
| ૫ આશાભાઇ શનાભાઇ | રૂણજ |
| ૬ અંબાલાલ સોમાભાઇ | મહેલાવ |
| ૭ રતિલાલ ભાઇલાલ | ,, |
| ૮ રાવજીભાઈ ફુલાભાઈ | ,, |
| ૯ નાથાભાઈ ખુશાલભાઈ | ,, |
| ૧૦ હિરાલાલ ગંગાદાસ | સિહોલ |
| ૧૧ ગફુર સુલેમાન હાજી | બાકરોલ |
| ૧૨ છોટાભાઇ ભાઇલાલ | ધર્મજ |
| ૧૩ ચતુરભાઇ ઝવેરભાઇ | ,, |
| ૧૪ નાગરદાસ કાશીભાઇ | ,, |
| ૧૫ હરમાનભાઇ ઇશ્વરભાઇ | ,, |
| ૧૬ મગનભાઇ ઘેળીભાઇ | ,, |
| ૧૭ છોટાભાઇ ખુશાલભાઇ | નાર |
| ૧૮ નરસિંહભાઇ પુરુષોત્તમ | ,, |
| ૧૯ જયશંકર મણિલાલ | માણજ |
| ૨૦ સોમાભાઇ કુબેરભાઇ | કાસર |

| | | |
|---|---|---|
| ૨૧ | ઈશ્વરભાઈ મથુરભાઈ | કોઠાવી |
| ૨૨ | ડાહ્યાભાઇ છગનભાઇ | સોજીત્રા |
| ૨૩ | શનાભાઇ પ્રભુદાસ | લીંબાલી |
| ૨૪ | ફુલાભાઇ હાથીભાઇ | બાંધણી |
| ૨૫ | હરમાનભાઇ શંકરભાઇ | ,, |
| ૨૬ | ઈશ્વરભાઇ લલ્લુભાઇ | ભુરાકોઇ |
| ૨૭ | લક્ષ્મીશંકર મૂળજીભાઇ | પીજ |
| ૨૮ | રાવજીભાઇ ભાઇલાલભાઇ | પીજ |
| ૨૯ | અંબાલાલ કાલિદાસ | વસો |
| ૩૦ | રામભાઈ કાલિદાસ | ,, |
| ૩૧ | જમનાદાસ ભાઇલાલ | ,, |
| ૩૨ | ફુલાભાઇ મગનભાઇ | ,, |
| ૩૩ | ફુલાભાઇ ઈશ્વરભાઈ | ,, |
| ૩૪ | જશભાઇ ઈશ્વરભાઇ | પેટલાદ |
| ૩૫ | ગોકળભાઇ તળસીભાઇ | માણુજ |
| ૩૬ | કૃપાશંકર પ્રભુજી | ચાંગા |
| ૩૭ | હરિવલ્લવદાસ ચુનીલાલ શાહ | પેટલાદ |
| ૩૮ | જશભાઇ ઉમેદભાઇ | પેટલી |
| ૩૯ | સોમાભાઇ ફુલાભાઇ પટેલ | નવાગામ |
| ૪૦ | મૂળજીભાઇ આશાભાઈ | નવાગામ |
| ૪૧ | રતિલાલ ભાઇલાલ | દેવા |
| ૪૨ | ડાહ્યાભાઇ વિહારીદાસ | દંતાલી |
| ૪૩ | આશાભાઈ કાળીદાસ | ,, |
| ૪૪ | ફુલાભાઇ પ્રભાતસિંહ | સીમરડા |
| ૪૫ | બળદેવગિર ગણુપતગિર | બાકરોલ |
| ૪૬ | મગનભાઇ લલ્લુભાઇ | સુંદણ |
| ૪૭ | રામભાઇ ભાઇજીભાઇ | રેણ |
| ૪૮ | રણછોડરામ મોતીરામ | મોગરી |
| ૪૯ | બાબરભાઇ મનોરભાઇ | કાવીઠા |
| ૫૦ | ચતુરભાઇ છગનભાઇ | ,, |
| ૫૧ | વ્યાસ જીવણલાલ ચુનીલાલ | ,, |
| ૫૨ | શાલીગ્રામ સાહેબદીન | ,, |
| ૫૩ | આશાભાઇ મનોરભાઇ | ડેમોલ |
| ૫૪ | ભાઇલાલ બાવાજીભાઈ | વિશ્નોલી |
| ૫૫ | પુરુષોત્તમ વલ્લભભાઇ | ગાડા |
| ૫૬ | ચુનીલાલ નાથાલાલ | ,, |
| ૫૭ | ભિખાભાઇ નરસીભાઇ | ,, |
| ૫૮ | ચતુરભાઇ ઉમેદભાઇ | ગાડા |
| ૫૯ | ગોકળભાઇ ખુશાલભાઇ | પસોલ |
| ૬૦ | મનોરભાઇ શિવાભાઇ | ગાડા |
| ૬૧ | ડાહ્યાભાઇ લલ્લુભાઇ | ગાડા |

## શિનોર મહાલ ૨૦

| | | |
|---|---|---|
| ૧ | ચુનીભાઇ જેશંગભાઈ | વણીઆદ |
| ૨ | મંગળભાઇ ગોપાળભાઇ | માંલિયા |
| ૩ | હરજીભાઇ મીઠાભાઇ | સીરાળા |
| ૪ | શનાભાઇ બેચરભાઇ | ,, |
| ૫ | હીરાભાઇ ઝવેરભાઇ | સોંધા |
| ૬ | હીરાલાલ નાથાલાલ | તેનતલાવ |
| ૭ | દાદાભાઈ હિરાભાઇ | ,, |
| ૮ | પરાગજી પ્રભુદાસ | આણંદી |
| ૯ | હરગોવન કેશુરભાઇ | ,, |
| ૧૦ | હિરાલાલ ફોગટલાલ | સાઢલી |
| ૧૧ | નટવરલાલ ગિરધરલાલ | શિનોર |
| ૧૨ | હરિવલ્લભ બાળાશંકર | ,, |
| ૧૩ | ગોરીશંકર ધનેશ્વર | સાઢલી |
| ૧૪ | મગનભાઈ હિરાભાઇ | ,, |
| ૧૫ | ત્રિભોવન જેશંગભાઈ | ઉતરાજ |
| ૧૬ | હરિભાઇ ગોવિંદભાઇ | ટીંબરવા |
| ૧૭ | ચુનીભાઇ શંભુભાઇ | તરવા |
| ૧૮ | ભાઇલાલ છોટાલાલ | નાના અબીપુરા |
| ૧૯ | લલ્લુભાઇ નથ્થુભાઇ | પુનિયાદ |
| ૨૦ | નાથાભાઇ ત્રિકમભાઇ | પુનીઆદ |

## સંખેડા મહાલ ૧૧

| | | |
|---|---|---|
| ૧ | હિરાલાલ ચુનીલાલ શાહ | સંખેડા |
| ૨ | નવનીતલાલ મોતીલાલ | ,, |
| ૩ | બાળકૃષ્ણ નાથાલાલ | કોસીંદ્રા |
| ૪ | ભાનુશંકર મોહનલાલ | પાણેજ |
| ૫ | બાબરભાઇ જીજીભાઇ | ટીંબા |
| ૬ | પ્રદ્યુમ્નપ્રસાદ ત્રિભોવનદાસ | ટીંબા |
| ૭ | મથુરભાઇ શંકરભાઇ પટેલ | ટીંબા |
| ૮ | ચિમનલાલ છોટાલાલ | ચીખોદ્રા |
| ૯ | કચુલાલ ચુનીલાલ શાહ | સંખેડા |
| ૧૦ | ભાઇલાલભાઇ પૂજાભાઇ | કે સિંદ્રા |
| ૧૧ | જેશંગભાઈ ગરબડભાઇ | સંખેડા |

### સાવલી મહાલ ૧૦

૧ ભટ્ટ મોહનલાલ હરજીવનદાસ ખાખરીઆ
૨ નટવરલાલ ત્રિભોવનદાસ સાંઢાસાલ
૩ રમણલાલ ગોરધનદાસ ડેસર
૪ પ્રભુદાસ રાયજીભાઇ મંજુસર
૫ છગનલાલ સોમચંદ સાવલી
૬ અંબાલાલ લલ્લુભાઇ દવે ઇંદ્રાડ
૭ રમણલાલ ચુનીલાલ પંડ્યા નમીસરા
૮ કૃષ્ણલાલ મોહનલાલ ભટ્ટ વેજપુર
૯ મણિલાલ હરગોવિંદદાસ પાઠક રાસાવાડી
૧૦ સોમાભાઈ રણછોડભાઇ અંજેસર

### પાદરા મહાલ ૨૧

૧ વિષ્ણુપ્રસાદ પ્રહ્લાદજી પંડયા પાદરા
૨ રણછોડભાઇ લલ્લુભાઈ રણુ
૩ ઇશ્વરભાઇ મોતીભાઇ નેદ્રા
૪ નાથાભાઇ કેશુરભાઇ પટેલ વિશ્રામપુરા
૫ માધવભાઇ પ્રભુદાસ પટેલ રણુ
૬ ચતુરભાઇ મથુરભાઇ પટેલ સાધી
૭ બાબુભાઇ શંકરલાલ ત્રિવેદી ,,
૮ છોટાલાલ ગિરધરલાલ શાહ ,,
૯ ખોડાભાઇ લલ્લુભાઇ પટેલ ,,
૧૦ ખુશાલભાઇ કાળિદાસ પટેલ મોભારોડ
૧૧ રામભાઇ જીવાભાઇ પટેલ ઉમરાયા
૧૨ છગનભાઇ મથુરભાઇ ચાણુસદ
૧૩ મોહનલાલ રણછોડદાસ પાદરા
૧૪ રણછોડદાસ રઘનાથ પાદરા
૧૫ ભગીરથભાઇ ઇશ્વરભાઇ વિશ્રામપુર
૧૬ મોતીભાઈ કુબેરભાઇ કોટણા
૧૭ ચતુરભાઈ નારણભાઈ વણુછરા
૧૮ ભાઇશંકર દલપતરામ ચોકારી
૧૯ ડાહ્યા...ઇ રણછોડભાઇ થાણુપુર
૨૦ ડાહ્યાભાઇ તળજાભાઇ વડુ
૨૧ નગીનદાસ દામોદરદાસ તાજપુર

### વડોદરા મહાલ ૨૬

૧ ડાહ્યાભાઇ દેસાઇભાઇ પટેલ કલાલી
૨ વલ્લભભાઇ આશાભાઇ પટેલ વરણામા
૩ શાન્તિશંકર માનશંકર દેસાઇ વરણામા
૪ રમણલાલ શાહ ,,
૫ ચિમનભાઇ હ. અમીન ,,
૬ રાવજીભાઇ ગોતીભાઇ પટેલ સમસપુરા
૭ લલ્લુભાઇ રાયજીભાઇ પટેલ સમીઆળા
૮ શાહ જેચંદ હરિલાલ ,,
૯ સોમચંદ ત્રિભોવનદાસ ઠક્કર છાણી
૧૦ હિરાલાલ મગનલાલ દુમાડ
૧૧ ગોપાળભાઇ બાજીભાઇ સેવાસી
૧૨ જોરાભાઇ નાથાભાઇ સાંકરદા
૧૩ મંગળદાસ મુનદાસ વાસણા
૧૪ નરસિંહભાઇ પુરુષોત્તમદાસ ગોત્રી
૧૫ ચન્દ્રકાન્ત ઓચ્છવલાલ સમસાબાદ
૧૬ મંગળભાઇ બેચરભાઇ આસોજ
૧૭ છોટુભાઈ રાઇજીભાઇ માણેજા
૧૮ મહીજીભાઇ જેઠાભાઇ આજોડ
૧૯ હરિસિંહ સરદારસિંહ જાદવ દશરથ
૨૦ મણિભાઇ મોતીભાઇ કરચીઆ
૨૧ છોટાભાઇ મૂળજીભાઇ ભાયલી
૨૨ શનાભાઇ ત્રિભોવનદાસ ભાયલી
૨૩ ગંગાશંકર લલ્લુરામ ઉંડેરા
૨૪ મોહનલાલ સેવકલાલ શાહ ચાપડ
૨૫ મોતીભાઇ હરિભાઇ ચાપડ
૨૬ છગનભાઇ મથુરભાઇ ગોરવા

### વાઘોડીઆ મહાલ ૮

૧ કાલિશંકર ભવાનીશંકર જોશી કાશીપુરા
૨ છગનભાઇ હાથીભાઇ કોટંબી
૩ અર્જુનલાલ ચુનીલાલ પીપળીઆ
૪ પુરુષોત્તમ કુબેરજી પંડ્યા રવાલ
૫ મોહનલાલ અંબાલાલ પટેલ ,,
૬ મંગળદાસ ગોરધનદાસ પોલા વાઘોડીઆ
૭ ઓચ્છવલાલ અમૃતલાલ ,,
૮ શનિલાલ રણછોડદાસ ,,

### કરજણ મહાલ ૨૪

૧ કાશીભાઇ બાવાજીભાઇ ફતેપુર
૨ ચુનીભાઇ શંકરભાઇ છંછવા

૩ ભાઇલાલ બાપુભાઇ વેમાર
૪ મણિભાઈ શામળભાઇ ,,
૫ ઉમરભાઇ મહમદભાઇ વોરા મેથી
૬ રવિશંકર નાથાભાઇ રણાપુર
૭ મંગળભાઇ જેશંગભાઇ કરજણ
૮ સોમાભાઇ ગુલાબભાઇ કંડારી
૯ શંકરભાઇ ગિરધરભાઇ કંડારી
૧૦ છોટાલાલ નરભેરામ પંડયા દેરોલી
૧૧ ડાહ્યાભાઈ આશાભાઇ રોપા
૧૨ રતિલાલ આશાભાઇ કંબોલા
૧૩ પ્રભુદાસ બેચરભાઇ સામરા
૧૪ ગોરધનભાઇ વાઘજીભાઇ કંથારીઆ
૧૫ બાબુભાઇ મોહનભાઇ સરપુર ટીંબી
૧૬ પા. બાબરભાઇ ગોરધનભાઇ કોલીઆદ
૧૭ પા. ઈશ્વરભાઇ પુરુષોત્તમ કલા
૧૮ પા. ગોરધનભાઇ શનાભાઇ વિરજઈ
૧૯ રણછોડભાઇ ઝવેરભાઈ ધાવટ
૨૦ ડાહ્યાભાઇ દેસાઇભાઇ અટાલી
૨૧ નાથાલાલ ચુનીલાલ ભરથાણી
૨૨ છીતાભાઇ વરવભાઇ ,,
૨૩ ડાહ્યાભાઇ કાશીભાઇ ,,
૨૪ રતિલાલ મૂળજીભાઇ શાહ મેથી

**ડભોઈ મહાલ ૮**

૧ મણિલાલ દલપતભાઇ વડજ
૨ રતિલાલ કરુણાશંકર ભીલાપુર
૩ શંકરભાઇ કાળીદાસ પલાસવાડા
૪ તુળસીદાસ નરસિંહદાસ લિંગસ્થલી
૫ શંકરભાઈ ડાહ્યાભાઈ ડભોઈ
૬ ઝવેરભાઇ ખુશાલભાઇ ,,
૭ મથુરભાઇ દરભાઇ ,,
૮ રવિશંકર છોટાલાલ નડા

## મહેસાણા પ્રાંત ૯૮

**પાટણ મહાલ ૭**

૧ ચંપકલાલ છગનલાલ માતપુર
૨ ખોડીદાસ ગંગારામ પટેલ બાલીસણા
૩ લાલજીભાઇ લક્ષ્મીચંદ ,,
૪ કરસનભાઇ રેવાભાઇ માડોત્રી
૫ નારણભાઇ નાનજીભાઇ સંડેર
૬ ભાવાનદાસ ત્રિભોવનદાસ ,,
૭ હરગોવિંદદાસ કાળીદાસ રણુંજ

**કલોલ મહાલ ૭**

૧ પ્રભુદાસ પુંજાભાઇ મોખાસણ
૨ જોરાભાઇ લાલદાસ કોઠા
૩ ડાહ્યાભાઇ નાથાભાઇ જામળા
૪ મહાદેવપ્રસાદ કાનજી ઉનાઉ
૫ અંબારામ નાથાભાઇ હાજીપુર
૬ ડાહ્યાલાલ અંબાલાલ સેરીસા
૭ અંબાલાલ અચરતલાલ કલોલ

**વિજાપુર મહાલ ૧૭**

૧ બાબુભાઈ નારણભાઇ ઝોઝરીઆ
૨ અંબાલાલ દુર્લભરામ જયપુર
૩ દેવશંકર હિંમતરામ માણેકપુરા
૪ ઇબ્રાહીમ ચાંદભાઇ ,,
૫ શિવાભાઈ ઉમેદભાઇ લોદ્રા
૬ હરજીવન છગનલાલ પુંધરા
૭ ગંગારામ ગોકળદાસ ગોઝારીઆ
૮ પા. પુંજાભાઇ ખેમાભાઇ પેરોડ
૯ કચરાભાઇ કાનજીભાઇ લાડોલ
૧૦ પુરુષોત્તમ પ્રભુદાસ પટેલ ,,
૧૧ દેસાઇભાઈ છબીલદાસ ,,
૧૨ મૂળશંકર નથુરામ જોશી વિજાપુર
૧૩ દેવશંકર ગિરધરલાલ ધનપુરા
૧૪ અંબાલાલ કાભાઇ નવા સંગપુર
૧૫ રાજારામ રાયચંદ વિહાર
૧૬ પૃથુસિંહ રાવજીભાઈ ચૌહાણ આમજવા
૧૭ શ્રી કૃષ્ણ જટાશંકર ત્રિવેદી વિજાપુર

**સિદ્ધપુર મહાલ ૮**

૧ ભગાભાઇ મંગળભાઇ સેદ્રાણા

| | |
|---|---|
| ૨ ગંગારામ લક્ષ્મીચંદ | મકતુપર |
| ૩ શિવાભાઇ હરિદાસ | બ્રાહ્મણવાડા |
| ૪ જીવાભાઈ કુબેરદાસ | „ |
| ૫ માણેકલાલ શર્મા | સિદ્ધપુર |
| ૬ મણિલાલ ઉમીઆશંકર | „ |
| ૭ ખીમજીભાઇ ટીડાભાઇ ઠાકર | „ |
| ૮ સૌ. લાભુગૌરી ખીમજીભાઇ | „ |

**કડી મહાલ ૧૭**

| | |
|---|---|
| ૧ મનોરભાઇ સોમનાથ | ફુલેત્રા |
| ૨ હિરાલાલ શિવલાલ | સરસવ |
| ૩ શાન્તિલાલ ગટોરભાઇ | ભટાસણ |
| ૪ પુરુષોત્તમ ભાઈચંદ | નંદાસણ |
| ૫ કરસનલાલ નારણજી જાની | રાજપુર |
| ૬ ત્રિભોવનદાસ ગોપાળલાલ | „ |
| ૭ મગનલાલ ગંગારામ | ધુમાસણ |
| ૮ મનસુખ મોતીલાલ | કરણ |
| ૯ જીવણલાલ ભોળાનાથ | માયાસુર |
| ૧૦ વિજયશંકર જયશંકર | કડી |
| ૧૧ શંકરલાલ કેશવરામ | ભાલ્ડી |
| ૧૨ અંબાલાલ મગનલાલ | ચાંરોળ |
| ૧૩ મણિલાલ ધરમદાસ | બોરીસણા |
| ૧૪ પ્રહ્લાદજી છોટાભાઇ | વામજ |
| ૧૫ ઓધારશંકર દામોદર | „ |
| ૧૬ ભરતરામ ભાનુસુખરામ મહેતા | કડી |
| ૧૭ મફતલાલ રણછોડલાલ દવે | „ |

**મહેસાણા મહાલ ૩**

| | |
|---|---|
| ૧ ખોડીસંગ હઠીસંગ બારોટ | મહેસાણા |
| ૨ વિઠ્ઠલભાઇ રણછોડભાઇ | „ |
| ૩ રઘુપતિ મોહનલાલ જોશી | „ |

**ચાણસ્મા મહાલ ૧૨**

| | |
|---|---|
| ૧ નાનજીભાઇ જેઠીદાસ | ચાણસ્મા |
| ૨ સાંકળેશ્વર જીભાઇ વ્યાસ | ગોરાદ |
| ૩ કરુણાશંકર મોહનલાલ | મેરવાડા |
| ૪ જીભાઈ પરસોતમદાસ | જીતોડા |
| ૫ બાબુભાઈ પરસોતમ નાયક | બહુચરાજી |
| ૬ જગન્નાથ શિવરામ રાવળ | વસાઇ |
| ૭ અંબાલાલ મગનલાલ | મણીઆરી |
| ૮ કૃષ્ણરામ માધવરામ | વડાવળી |
| ૯ પુરુષોત્તમ રામદાસ | દાણોદરડા |
| ૧૦ નાગરભાઇ લક્ષ્મીદાસ | પીંપળ |
| ૧૧ પ્રહ્લાદજી તારાચંદ | ધીણોજ |
| ૧૨ વીરાભાઇ બહેચરભાઈ | „ |

**વિસનગર મહાલ ૧૮**

| | |
|---|---|
| ૧ નાનાલાલ નથુભાઇ જોશી | વિસનગર |
| ૨ ચિમનલાલ રામરાય જાની | „ |
| ૩ જેઠીલાલ નારણભાઇ ત્રિવેદી | „ |
| ૪ નાગજીભાઈ વસ્તારામ પટેલ | ગાગરેટ |
| ૫ જેશંગભાઇ ભૂપતભાઇ પટેલ | દેણપ |
| ૬ શિવાભાઇ અંબારામ પટેલ | „ |
| ૭ ભગવાનભાઇ નાથાભાઇ | ખંડેરણ |
| ૮ વીરચંદ પીતાંબર પટેલ | ગુંજાળા |
| ૯ ખુશાલીરામ નિર્ભયરામ | વાલમ |
| ૧૦ ઉમિયાશંકર લક્ષ્મીશંકર | „ |
| ૧૧ મૂળચંદ હિરાભાઇ | „ |
| ૧૨ હરિશંકર ગૌરીશંકર | બાકરપુર |
| ૧૩ ઇશ્વરભાઇ રાયચંદ | મકાણા |
| ૧૪ ગંગારામ લીલાચંદ | દવાડા |
| ૧૫ ત્રિભોવન જોઇતારામ | ખરસદા |
| ૧૬ પ્રેમાભાઈ નાનજીભાઇ | ભાંડુ |
| ૧૭ ભગવાનદાસ સાંકળચંદ | જેતલવાસણા |
| ૧૮ બબલદાસ ગોવિંદદાસ પંડ્યા | લાછડી |

**ખેરાળુ મહાલ ૭**

| | |
|---|---|
| ૧ કચરાલાલ જીવતરામ | મંડાલી |
| ૨ નર્મદાશંકર મગનલાલ | મછાવા |
| ૩ હરિશંકર મોતીશંકર | કરબટીઆ |
| ૪ અમીરખાં દાઉદખાં | ઉમતા |
| ૫ અમથાલાલ કકુરામ | „ |
| ૬ શંકરલાલ જદુરામ વ્યાસ | લુણવા |
| ૭ રાવળ નાથાભાઇ મૂળચંદ | વડનગર |

**દહેગામ મહાલ ૨**

| | |
|---|---|
| ૧ નટવરલાલ અમથાલાલ | દહેગામ |
| ૨ પુરુષોત્તમ ઇશ્વરભાઈ | ભાવડા |

## નવસારી પ્રાંત ૨૧

### કામરેજ મહાલ ૫

| | |
|---|---|
| ૧ વલ્લભભાઇ મોરારજી | ઓરણા |
| ૨ વસનજી જીવણજી નાયક | ,, |
| ૩ અમૃતલાલ રવિશંકર | અંબામા |
| ૪ મોતીભાઇ ખુશાલભાઇ | રાયપુરા |
| ૫ ભગવાનજી ઘેલાભાઇ | સેવણી |

### પલસાણા મહાલ ૩

| | |
|---|---|
| ૧ હસમુખરાય નાથુભાઇ એડવોકેટ | પલસાણા |
| ૨ ગોપાળજી ગોવિંદજી પટેલ | વણેસાપીસાદ |
| ૩ દુર્લભજી ખેચર | ઉમરાખ |

### નવસારી મહાલ ૪

| | |
|---|---|
| ૧ કસનજી દયાળજી દેસાઇ | નવસારી |
| ૨ શંકરલાલ નાથજી દવે | ,, |
| ૩ દયાળજી રણછોડજી | દેલવાડા |
| ૪ ફુલાભાઇ દાજીભાઇ | સીસોદરા |

### માંગરોળ મહાલ ૨

| | |
|---|---|
| ૧ અહમદ કાસમજી બદાત | નાની નરોળી |
| ૨ અમૃતરામ રવિદત્તરામ | નાની નરોળી |

### ગણદેવી મહાલ ૫

| | |
|---|---|
| ૧ કાવસજી એદલજી ગણદેવીઆ | ગણદેવી |
| ૨ મણિલાલ લાલભાઇ | ,, |
| ૩ અમૃતલાલ છગનલાલ | ,, |
| ૪ ગુલાબભાઇ અણુભાઇ | બીલીમોરા |
| ૫ રામજીભાઇ ફકીરભાઇ | ,, |

### મહુવા મહાલ ૨

| | |
|---|---|
| ૧ બાળકૃષ્ણ નરભેરામ પાઠક | કોસ |
| ૨ રામસિંહ ગુમાનસિંહ | કુરેલ |

## અમરેલી પ્રાંત ૧૭

### અમરેલી મહાલ ૭

| | |
|---|---|
| ૧ હરિભાઈ નારણભાઇ પટેલ | અમરેલી |
| ૨ શુકલ કરુણાશંકર બાલાશંકર | ,, |
| ૩ હરગોવન મોરારજી | ચાડીઆ |
| ૪ જયશંકર ભાણજી | સોનારીઆ |
| ૫ ભાઇશંકર મકનજી | મોટા ભંડારીઆ |
| ૬ ધનજીભાઇ ભુરાભાઇ | મોટા માંડવડા |
| ૭ વજલાલ દ. મહેતા | કેરાળા |

### ઓખામંડળ મહાલ ૬

| | |
|---|---|
| ૧ કેવળરામ નારણજી જોશી | બેટ |
| ૨ ઇન્દ્રજી મૂળજી ઠાકર | વરવાળા |
| ૩ લક્ષ્મીદાસ મૂળજી ઠાકર | ,, |
| ૪ લીલાધર મથુરદાસ ઠાકર | દ્વારકા |
| ૫ મગનલાલ પોપટલાલ | બેટ |
| ૬ કલ્યાણરાય નથુભાઇ જોશી | દ્વારકા |

### ધારી મહાલ ૪

| | |
|---|---|
| ૧ હરગોવનદાસ કાનજી યાજ્ઞિક | ધારી |
| ૨ ભીમજીભાઇ છગનદાસ | ઝર |
| ૩ બાલચંદ ખેતાણી | ચલાલા |
| ૪ ચતુભુજ ડાહ્યાલાલ | ધારી |

| | |
|---|---|
| વડોદરા પ્રાંત | ૨૨૬ |
| મહેસાણા પ્રાંત | ૯૮ |
| નવસારી પ્રાંત | ૨૧ |
| અમરેલી પ્રાંત | ૧૭ |
| કુલ | ૩૬૨ |

# સ્વાગત સભ્યોની યાદી

| અ. નં. | નામ | ગામ |
|---|---|---|
| | **રૂા. પ૨) આપનાર** | |
| ૧ | શ્રી. પટેલ મગનભાઈ શંકરભાઈ | |
| | **રૂા. ૨) આપનાર** | |
| ૧ | પટેલ મંગળભાઇ રણછોડભાઇ | રણોલી |
| ૨ | ,, તુળશીભાઇ ખુશાલભાઈ | ,, |
| ૩ | ,, મથુરભાઇ અમથાભાઇ | ,, |
| ૪ | ,, મંગળભાઇ પ્રભુદાસ | ,, |
| ૫ | ,, ડાહ્યાભાઇ ધનજીભાઇ | ,, |
| ૬ | ,, ભાઇલાલભાઇ કિશોરભાઇ | ,, |
| ૭ | ,, અંબાલાલ પ્રાગભાઈ | ,, |
| ૮ | ,, છગનભાઈ ઉમેદભાઇ | ,, |
| ૯ | ,, મગનભાઇ મથુરભાઇ | ,, |
| ૧૦ | ,, મંગળભાઇ મથુરભાઇ | ,, |
| ૧૧ | ,, વિઠ્ઠલભાઇ વ્રજભાઇ | ,, |
| ૧૨ | ,, મોતીભાઇ વસનભાઇ | ,, |
| ૧૩ | ,, જેઠાભાઈ ભાઇઆભાઇ | ,, |
| ૧૪ | ,, બાબરભાઇ ભિખાભાઇ | ,, |
| ૧૫ | ,, ત્રિભોવન લલ્લુભાઇ | ,, |
| ૧૬ | ,, નરસિંહભાઇ બેચરભાઇ | ,, |
| ૧૭ | ,, શિવાભાઇ લલ્લુભાઈ | ,, |
| ૧૮ | ,, મગનલાલ મોતીલાલ | ,, |
| ૧૯ | ,, તુળશીભાઇ મૂળજીભાઈ | ,, |
| ૨૦ | ,, ફુલાભાઇ બેચરભાઇ | ,, |
| ૨૧ | ,, પરસોતમ હરજીભાઇ | ,, |
| ૨૨ | ,, રણછોડભાઇ પ્રેમાભાઇ | કાણીસા |
| ૨૩ | ,, ડાહ્યાભાઈ આશાભાઈ | ,, |
| ૨૪ | ,, મગનભાઈ લલ્લુભાઈ | ,, |
| ૨૫ | શાહ ઉત્તમચંદ ત્રિભુવનદાસ | ,, |
| ૨૬ | ,, લલ્લુભાઈ હરગોવિંદદાસ | ,, |
| ૨૭ | પટેલ પ્રભુદાસ રણછોડભાઇ | ,, |
| ૨૮ | ,, વાઘજીભાઈ મોતીભાઈ | ,, |
| ૨૯ | ,, વહેરીભાઈ નારણભાઇ | ,, |
| ૩૦ | પટેલ કરસનદાસ વાઘજીભાઈ | કાણીસા |
| ૩૧ | ,, નાથાભાઈ દેસાઈભાઈ | ,, |
| ૩૨ | ,, દેસાઈભાઈ વાઘજીભાઇ | ,, |
| ૩૩ | ,, વ્રજભાઇ ભુલાભાઇ | ઝાંઝ |
| ૩૪ | ,, ફૂલાભાઇ મૂળજીભાઇ | ,, |
| ૩૫ | ,, કાલિદાસ હરજીવનદાસ | ,, |
| ૩૬ | ,, મણિલાલ ધનજીભાઇ | ,, |
| ૩૭ | ,, વલ્લભભાઈ દાદાભાઇ | ઝલુંધ |
| ૩૮ | ,, રામભાઇ કાશીભાઇ | ,, |
| ૩૯ | ,, નાથાભાઇ કાશીભાઇ | ,, |
| ૪૦ | ,, ખોડાભાઇ ઘાભાઇ | ,, |
| ૪૧ | ,, ઉમેદભાઇ દેસાઇભાઇ | ,, |
| ૪૨ | ,, ઇશ્વરભાઈ મોતીભાઇ | વાસણા |
| ૪૩ | ,, હીરાભાઇ અજુભાઇ | ,, |
| ૪૪ | ,, કિશોરભાઇ પ્રભુદાસ | ભુવેલ |
| ૪૫ | ,, મગનભાઈ મોતીભાઇ | ,, |
| ૪૬ | બ્રાહ્મણ છોટાલાલ હરગોવિંદદાસ | ,, |
| ૪૭ | પટેલ ઉમેદભાઇ ભાઇલાલભાઇ | ,, |
| ૪૮ | ,, લલ્લુભાઇ મથુરભાઇ | ,, |
| ૪૯ | ,, ઉમેદભાઇ હિરાભાઇ | ,, |
| ૫૦ | ,, મોતીભાઇ બાબરભાઇ | ,, |
| ૫૧ | ,, તુળશીભાઇ વઘાભાઇ | ,, |
| ૫૨ | ,, મરઘાભાઇ શંકરભાઇ | કણઝટ |
| ૫૩ | ,, વાઘજીભાઇ પ્રભુદાસ | ,, |
| ૫૪ | ,, મગનભાઈ ખુશાલભાઇ | ,, |
| ૫૫ | ,, ત્રિભોવન માધવદાસ | ,, |
| ૫૬ | ,, છુળાભાઇ શંકરભાઈ | ,, |
| ૫૭ | ઠાકર ગંગાશંકર છગનલાલ | જલસણ |
| ૫૮ | પટેલ શંકરભાઈ જીવાભાઇ | ,, |
| ૫૯ | ,, મોતીભાઇ કાશીભાઇ | ,, |
| ૬૦ | ,, ઝવેરભાઈ જેસંગભાઇ | ,, |
| ૬૧ | ,, શનાભાઈ જેઠાભાઈ | ,, |
| ૬૨ | ,, સોમાભાઇ ઝવેરભાઇ | ,, |

૬૩ પટેલ કિશોરભાઇ બાબરભાઇ જલસણ
૬૪ ,, સોમાભાઇ કાશીભાઇ ,,
૬૫ ,, ધોરીભાઇ બહેચરભાઈ ,,
૬૬ ,, મહીજીભાઈ વહાલાભાઇ ,,
૬૭ ,, હાથીભાઇ જેસંગભાઇ શીણાવ
૬૮ શાહ મણિલાલ ફૂલચંદ ,,
૬૯ પટેલ છોટાભાઈ મથુરભાઇ ,,
૭૦ ,, સોમાભાઈ ઇશ્વરભાઈ ,,
૭૧ ,, મણિલાલ ભિખાભાઇ ,,
૭૨ શાહ મણિલાલ ખીમચંદ ,,
૭૩ પટેલ ગરબડભાઇ દ્વારકાંદાસ ,,
૭૪ ,, ડાહ્યાભાઈ મહીજીભાઈ ,,
૭૫ શાહ શાંતિલાલ સાકરચંદ વટાદરા
૭૬ ,, વાડીલાલ ચુનીલાલ ,,
૭૭ પટેલ ભિખાભાઈ વજભાઈ ,,
૭૮ ,, ગાંડાભાઈ ઝવેરભાઈ ,,
૭૯ શાહ મોહનલાલ હરગોવિંદદાસ ,,
૮૦ રજપૂત સામતસિંહ જેસંગસિંહ ,,
૮૧ પટેલ હાથીભાઈ મોરારભાઈ ,,
૮૨ ,, નાથાભાઈ રાવજીભાઈ ,,
૮૩ ,, ડાહ્યાભાઈ મોતીભાઈ ,,
૮૪ શાહ હરજીવન ફૂલચંદ ,,
૮૫ પટેલ સોમાભાઇ દાજીભાઇ ગંભીરા
૮૬ ,, છગનલાલ મૂળજીભાઇ ,,
૮૭ શાહ જમનાદાસ રતચંદ ,,
૮૮ પટેલ આશાભાઇ શામળભાઇ ,,
૮૯ ,, બહેચરભાઇ ગણપતરામ ,,
૯૦ ,, ચતુરભાઇ ધોરીભાઇ ,,
૯૧ શાહ મોહનલાલ કાળીદાસ ,,
૯૨ ,, શાંતિરામ અંબારામ ,,
૯૩ ,, હરગોવિંદ છગનલાલ ,,
૯૪ પટેલ નગીનભાઇ મોતીભાઇ ,,
૯૫ ,, જશભાઇ રણછોડભાઈ ,,
૯૬ ,, કાલિદાસ મોતીભાઇ રૂદેલ
૯૭ ,, મોતીભાઈ ધુળાભાઇ ,,
૯૮ ,, લલ્લુભાઇ રામદાસ ,,
૯૯ પટેલ જોરાભાઇ ભૂલાભાઇ રૂદેલ
૧૦૦ ,, કાશીભાઇ બાબરભાઇ ,,
૧૦૧ ,, જીવાભાઇ બાબરભાઇ ,,
૧૦૨ ,, મહીજીભાઇ કાશીભાઈ ,,
૧૦૩ ,, તાપીદાસ જાદવજી ,,
૧૦૪ ,, જીવાભાઇ છગનભાઇ ,,
૧૦૫ ,, ઇશ્વિરભાઇ લાલદાસ ,,
૧૦૬ ,, નરોત્તમ કાળીદાસ સીસ્વા
૧૦૭ ,, બાબુભાઇ નાગજીભાઇ ,,
૧૦૮ ,, બહેચરભાઇ ફુલભાઇ ,,
૧૦૯ ,, અંબાલાલ રણછોડભાઇ ,,
૧૧૦ ,, મીઠાભાઇ દાજીભાઇ ,,
૧૧૧ ,, મહીજીભાઇ સોમભાઇ ,,
૧૧૨ ,, આશાભાઇ ગરબડભાઇ ,,
૧૧૩ ,, મોતીભાઈ નરોત્તમદાસ ,,
૧૧૪ ,, લલ્લુભાઇ અમથાભાઇ ,,
૧૧૫ ,, પુરુષોત્તમ ખુશાલભાઇ ,,
૧૧૬ ,, રામભાઇ ભાઇજીભાઇ ,,
૧૧૭ ,, શંકરભાઇ નાગજીભાઇ ,,
૧૧૮ ,, ભુલાભાઇ નાથાભાઈ ,,
૧૧૯ ,, તુલસીભાઇ મૂળજીભાઇ ,,
૧૨૦ પટેલ છોટાભાઇ નારણભાઇ કોસિંદ્રા
૧૨૧ ,, વિઠ્ઠલભાઇ ભાઇલાલભાઇ ,,
૧૨૨ ,, ઇશ્વરભાઇ મોતીભાઇ ,,
૧૨૩ ,, અંબાલાલ ખુશાલભાઇ ,,
૧૨૪ ,, મણિભાઇ ગોરધનભાઇ ,,
૧૨૫ શાહ હરિલાલ ફૂલચંદ ,,
૧૨૬ પટેલ રાવજીભાઇ જેઠાભાઇ ,,
૧૨૭ શાહ ખુશાલચંદ મગનલાલ ,,
૧૨૮ પટેલ ઝવેરભાઇ વહેરીભાઇ વાલવોડ
૧૨૯ ,, મનુભાઇ હાથીભાઇ ,,
૧૩૦ ઠક્કર મીઠાલાલ જીવરામ સુંદણ
૧૩૧ પટેલ ચતુરભાઇ એન્ડ ઝવેરભાઇ ,,
૧૩૨ ,, રણછોડભાઇ રેવનદાસ જોશીકુવા
૧૩૩ ,, વાઘજીભાઈ બાબરભાઇ ,,
૧૩૪ ,, અંબાલાલ બાબરભાઇ ,,

| | | | |
|---|---|---|---|
| ૧૩૫ | „ મંગળભાઇ પુલાભાઇ | „ | |
| ૧૩૬ | બ્રાહ્મણ ડાકોરનાથ સોમનાથ | „ | |
| ૧૩૭ | પટેલ કશીભાઇ બાવાજીભાઈ | „ | |
| ૧૩૮ | „ ડાહ્યાભાઇ ચતુરભાઈ | લાલપુરા | |
| ૧૩૯ | „ છોટાભાઇ શિવાભાઇ | „ | |
| ૧૪૦ | „ રામભાઇ ભાઇજીભાઇ | „ | |
| ૧૪૧ | „ સારાભાઇ ચતુરભાઇ | „ | |
| ૧૪૨ | „ મહીજીભાઇ શંકરભાઇ ફીન્ઓલ્ડ | | |
| ૧૪૩ | „ ચતુરભાઇ વાઘજીભાઇ | „ | |
| ૧૪૪ | „ તુળશીભાઇ બહેચરભાઇ | „ | |
| ૧૪૫ | „ ડુંગરભાઇ કાશીભાઇ | „ | |
| ૧૪૬ | „ છોટાભાઇ આશાભાઈ | „ | |
| ૧૪૭ | „ ચતુરભાઇ કુબેરભાઇ | „ | |
| ૧૪૮ | „ શિવાભાઇ ભાઇલાલભાઇ | „ | |
| ૧૪૯ | વહોરા ગફૂરભાઇ રસુલ | „ | |
| ૧૫૦ | પાઠક કરુણાશંકર કલ્યાણજી | „ | |
| ૧૫૧ | પટેલ ગોરધનભાઇ અંબાલાલ | ભાદરણ | |
| ૧૫૨ | „ બાબુભાઇ વિઠ્ઠલભાઇ | „ | |
| ૧૫૩ | „ દાજીભાઇ છોટાભાઇ | „ | |
| ૧૫૪ | „ શાંતાબેન રાવજીભાઈ | „ | |
| ૧૫૫ | „ પ્રભુદાસ ગોરધનભાઈ | „ | |
| ૧૫૬ | „ ભાઇલાલભાઇ ગોરધનભાઈ | „ | |
| ૧૫૭ | „ ચિમનભાઈ વિઠ્ઠલભાઈ | „ | |
| ૧૫૮ | „ સોમાભાઈ ચતુરભાઇ | „ | |
| ૧૫૯ | „ મગનભાઇ વાઘજીભાઇ | „ | |
| ૧૬૦ | „ ઈશ્વરભાઈ બાવાજીભાઈ | „ | |
| ૧૬૧ | „ શિવાભાઇ આશાભાઇ | „ | |
| ૧૬૨ | „ પુલાભાઇ ગોવિંદભાઇ | „ | |
| ૧૬૩ | પટેલ ભાઇલાલભાઇ મથુરભાઇ | ભાદરણ | |
| ૧૬૪ | „ કાશીભાઇ રવાભાઇ | „ | |
| ૧૬૫ | „ છોટાભાઇ રામદાસ | પીપળાવ | |
| ૧૬૬ | „ કાશીભાઇ દેસાઇભાઇ | „ | |
| ૧૬૭ | „ બાબરભાઇ મીઠાભાઈ | „ | |
| ૧૬૮ | „ રણછોડભાઇ જેસંગભાઈ | „ | |
| ૧૬૯ | „ પુલાભાઇ રેવનદાસ | „ | |
| ૧૭૦ | „ ભાઇલાલભાઇ બાબરભાઇ | પીપળી | |
| ૧૭૧ | „ રાવજીભાઇ મગનભાઇ | „ | |
| ૧૭૨ | „ ચતુરભાઇ કાશીભાઇ | „ | |
| ૧૭૩ | „ ફકીરભાઇ શનાભાઇ | „ | |
| ૧૭૪ | „ અંબાલાલ દેસાઇભાઇ | „ | |
| ૧૭૫ | „ ધનજીભાઇ દાદાભાઇ | „ | |
| ૧૭૬ | „ પૂંજાભાઇ લાલદાસ | „ | |
| ૧૭૭ | „ મહીજીભાઇ ઇશ્વરભાઇ | „ | |
| ૧૭૮ | „ જીવાભાઇ ફકીરભાઇ | „ | |
| ૧૭૯ | „ છોટાભાઇ ચતુરભાઇ | બ્રાહ્મણગામ | |
| ૧૮૦ | „ કાશીભાઈ હરખજીભાઇ | „ | |
| ૧૮૧ | „ કૃષ્ણલાલ મોતીભાઈ | „ | |
| ૧૮૨ | „ મોતીભાઇ ખુશાલભાઈ | „ | |
| ૧૮૩ | „ ભુલાભાઈ ભગવાનદાસ | „ | |
| ૧૮૪ | „ મોતીભાઈ શનાભાઇ | „ | |
| ૧૮૫ | „ તુળશીભાઇ કાળીદાસ | ઝારોળા | |
| ૧૮૬ | „ ડાહ્યાભાઈ દેસાઇભાઈ | „ | |
| ૧૮૭ | „ રણછોડભાઈ ભુલાભાઈ | „ | |
| ૧૮૮ | „ ધોરીભાઈ શંકરભાઇ | „ | |
| ૧૮૯ | „ મંગળભાઈ રઘનાથજી | „ | |
| ૧૯૦ | „ શંકરભાઈ ગો. | „ | |

આપણે ત્યાં જ્ઞાનને પહેલેથી જ પવિત્રતા સાથે જોડેલ છે. અત્યારની આપણી વિદ્યાવૃદ્ધિ ને સાહિત્યની વૃદ્ધિ પણ આ મધ્યવર્તી વિચાર નહિ તજે તો આપણો અભ્યુદય થશે.

ઠેર ઠેર પુસ્તકાલયો સ્થપાય એ આજનો યુગધર્મ છે. એ પુસ્તકાલયો દ્વારા જ આપણે વ્યક્તિઓમાં રહેલી શક્તિઓને પ્રગટ કરવા માગીએ છીએ.

—ધૂમકેતુ

# વડોદરા રાજય સાતમી પુ. પરિષદની કાર્યવાહીનો હેવાલ

## અપૂર્વ પરિષદ

વડોદરા રાજ્ય પુ. પરિષદનું સાતમું અધિવેશન તા. ૧૮, ૧૯ નવેમ્બર '૨૯ શનિ, રવિવારના રોજ ઝારોળા મુકામે ગુજરાત વિદ્યાપીઠના જાણીતા કેળવણીકાર અને અમદાવાદ જીલ્લા પ્રૌઢશિક્ષણ સમિતિના પ્રમુખ શ્રી. નરહરિભાઇ પરીખના પ્રમુખપદે મળ્યું હતું.

પરિષદમાં ભાગ લેવા માટે રાજ્યના દરેક પ્રાંતમાંથી સંખ્યાબંધ પ્રતિનિધિઓ ઝારોળા મુકામે આવી ગયા હતા. પરિષદને અંગે ગોઠવાયલા પ્રદર્શનના ઉદ્દઘાટન માટે વડોદરાથી વરિષ્ટ કોર્ટના નિવૃત્ત જડજ અને વડોદરા શહેર સુધરાઇના માજી પ્રમુખ શ્રી. મોતીલાલ છોટાલાલ દેસાઇ શનિવારે સવારની ટ્રેનમાં વાસદ આવી ત્યાંથી મોટરમાં ૧૦ વાગે ઝારોળા આવ્યા હતા તેમની સાથે મે. રા. બ ગોવિંદભાઈ દેસાઇ, પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક સાહેબ મે. રા. રા. વાકનીસ સાહેબ, પ્રકાશન અધિકારી મે. રમણલાલ દેસાઈ હતા. ઉપરાંત સૌ. જયવતીબેન દેસાઈ તથા તેમનાં પુત્ર-પુત્રી અને જાણીતા લોકસાહિત્યકાર શ્રી. રાયચુરા, પુ. સ. સ. મં. લિ ના અધ્યક્ષ શ્રી. ચુનીલાલ શાહ, તેમજ પુ. સ. સ. મં. લિ. નો સ્ટાફ વગેરે મંડળી વાસદ થઈ રેલવે માર્ગે ચુવારોડ સ્ટેશને ઊતર્યા હતા, જ્યારે પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ સાહેબ અગાઉથી જઈ પહોંચ્યા હતા.

મહેમાનોનો મુકામ સરદાર શ્રી. વલ્લભભાઇના હાથે ભાદરણ પ્રજામંડળ પરિષદ વેળા ખુલ્લી મૂકવામાં આવેલા શ્રી. વિઠ્ઠલવ્યાયામ મંદિરના સુંદર મકાનમાં રાખવામાં આવ્યો હતો. આ ઉપરાંત પરિષદમાં ખાસ ભાગ લેવા માટે રાજ્યના દરેક પ્રાંતોમાંથી આશરે સાડાત્રણસો ઉપરાંત પ્રતિનિધિઓ આવી પહોંચ્યા હતા. જ્યારે આજુબાજુનાં ગામોના હજારોનો જનસમુદાય આ સમારોહમાં ભાગ લેવા માટે હાજર થયો હતો.

આ પ્રસંગે એકત્ર થયેલો માનવસમુદાય જાણે કોઇ મહામેળામાં એકત્ર થયેલા માનવ-મહાસાગર જેવો દીસતો હતો. આખું ગામ જનમેદનીથી ચિકાર ભરાઇ ગયું હતું. જાણે રાષ્ટ્રીય મહાસભાનું એક નાનું અધિવેશન ન હોય.

## પ્રદર્શનના પ્રમુખનું સ્વાગત

પ્રમુખશ્રી મોટરમાંથી ઊતરતાં સ્વાગતપ્રમુખ શ્રી. મગનભાઇ શંકરભાઇએ તેઓનો પુષ્પહારથી સત્કાર કર્યો હતો અને વ્યાયામ મંદિરના યુવાન શિસ્તબદ્ધ સ્વયંસેવકોની રસ્તાની બંને બાજુએ ગોઠવાયલી ટુકડીઓએ વંદન સાથે સલામી આપી હતી. સ્વાગત સમિતિના હોદ્દેદારો, સભ્યો, પરિષદના અન્ય કાર્યકર્તાઓ તથા ગામલોકોએ મોટી સંખ્યામાં હાજર રહી, ' વંદેમાતરમ્ 'ના અવાજોથી પ્રમુખશ્રીનો ભાવભીનો સત્કાર કર્યો હતો. બાદ મહેમાનો ઉતારે જતાં, પછી શ્રી. મોતીભાઇ સા. તથા મે. રા. બ. ગોવિંદભાઇ સાહેબ વગેરે મહેમાન મંડળીએ વ્યાયામ શાળાનો અખાડો, મકાન તથા તેનાં ઉપકરણો વગેરે જોઇ, શિસ્ત અને ઉત્તમ વ્યવસ્થા માટે સંતોષ દર્શાવ્યો હતો.

## પ્રમુખને આવકાર

પ્રમુખ શ્રી. નરહરિભાઇ પધારતાં સ્વાગતાધ્યક્ષ શ્રી. મગનભાઇ શંકરભાઇ, ઉપપ્રમુખો રા. આશાભાઇ, રા. દાનાભાઇ, રા. લલ્લુભાઇ તથા રા. ગોકળભાઇ અને મંત્રીઓ રા. શંકરભાઇ, રા. ડાહ્યાભાઇ ભગત, તથા રા. રામજીભાઇ અને અન્ય સભ્યોએ આવકાર આપ્યો હતો.

વકતાઓનાં વિવેચનો મંડપમાં તેમ જ બહાર બેઠેલી લોકમેદનીથી સાંભળી શકાય તે માટે બેટરી સાથેના માઇક્રોફોન લાઉડસ્પીકરની ખાસ ગોઠવણ કરવામાં આવી હતી.

કાર્યક્રમનો આરંભ એક યુવાન સ્વયંસેવક બંધુએ ' જય માતૃભૂમિ તેરે ચરણોમેં શિર નમાઉં 'ના રાષ્ટ્રગીતથી કર્યો હતો.

તે પછી સ્વાગતપ્રમુખ શ્રી. મગનભાઇ શંકરભાઇ પટેલે પ્રતિનિધિઓ અને મહેમાનોને આવકાર આપનારૂં ભાષણ આપ્યું હતું. (જે આ અંકમાં અન્યત્ર છપાયું છે.)

## પ્રમુખની દરખાસ્ત

સ્વાગતવ્યાખ્યાન સમાપ્ત થયા પછી શ્રી. મગનભાઇએ શ્રી. નરહરિભાઈ પરીખને અધિવેશનના પ્રમુખ નીમવાની દરખાસ્ત રજૂ કરતાં પ્રમુખ માટેની એ દરખાસ્તને નવસારી પ્રાંત તરફથી ટેકો આપતાં શ્રી. કસનજીભાઇએ મહાત્માજીએ પ્રજાની પ્રગતિ માટે દેશમાં છૂપાં પડેલાં કેટલાંક તેજસ્વી રત્નોને ખુલ્લાં કરી તેમના તેજનો લાભ દેશને આપ્યો છે, તે પૈકીના એક તરીકે શ્રી. નરહરિભાઇને ઓળખાવી તેમની કેળવણી અને સાહિત્યવિષયક સેવાઓની તારીફ કરી હતી.

તે પછી મહેસાણા પ્રાંત તરફથી શેઠ શ્રી. મહાસુખભાઇએ શ્રી. નરહરિભાઇને પૂજ્ય મહાત્માજીના પરમ શિષ્ય તરીકે ઓળખાવી, મહાત્માજીએ સાબરમતી આશ્રમનું સુકાન તેઓના હાથમાં સોંપ્યું છે અને તેઓ એ જબરજસ્ત કામ ભારે કુશળતાથી ચલાવી રહ્યા છે, એમ કહી તેઓએ ઉપાડેલી પ્રૌઢ શિક્ષણની પ્રવૃત્તિ આપણને આપણા જ્ઞાનપ્રચારના કાર્યમાં ઉપયોગી થશે એમ જણાવ્યું હતું.

અમરેલી પ્રાંત તરફથી શ્રી. કલ્યાણરાય જોશીએ, શ્રી. નરહરિભાઇએ જોડણી શબ્દકોષ તૈયાર કરવામાં કેટલો સંગીન ફાળો આપ્યો છે તે કહી જણાવ્યું હતું કે, એ જોડણીકોષ તૈયાર કરવામાં તેમનો સારો હાથ હતો. એ જોડણી–કોષ લેખન–વાચનના ઉમેદવારોને સારો માર્ગદર્શન કરાવનાર નીવડયો છે. એમની સાહિત્ય સંબંધી સેવાઓની આપણામાંના ઘણાને કદાચ જાણ નહિ હોય. તેઓ સાક્ષર શ્રી. કેશવ હર્ષદ ધ્રુવના ભક્ત છે, નવલ ગ્રંથાવલિ જેવા ગ્રંથનો જીર્ણોદ્ધાર એમની પ્રેરણાથી થયો છે. એઓ સાહિત્યકાર છતાં આમવર્ગ સાથે ઓતપ્રોત છે. તેઓ પ્રૌઢ શિક્ષણ સમિતિના પ્રમુખ છે. આ પ્રૌઢ શિક્ષણનો પ્રચાર એમની મદદથી ફતેહમંદીપૂર્વક થશે.

તે પછી શ્રી. નરહરિભાઇએ પ્રમુખસ્થાન લેતાં સ્વાગતાધ્યક્ષ શ્રી. મગનભાઇએ તેઓને સુતરનો કીમતી હાર પહેરાવી અધ્યક્ષસ્થાને પદાભિષેક કર્યો હતો.

## પ્રમુખશ્રીનું પ્રવચન

અધિવેશનના અધ્યક્ષપદે બિરાજતાં પ્રમુખશ્રીએ જણાવ્યું કે, મારૂં ઓળખાણ આપવામાં ભૂલ થઇ છે. હું સાહિત્યકાર નથી, જોકે મને પુસ્તકોનો ખૂબ શોખ છે. હું

એક અદના ગ્રામસેવક ઉપરાંત કંઇએ નથી. હું ગુજરાતની પ્રૌઢ શિક્ષણ સમિતિનો પ્રમુખ નહિ પરંતુ તેની અમદાવાદ જીલ્લા શાખાનો પ્રમુખ હોઇ ગુજરાતની વર્ધા શિક્ષણ યોજના સમિતિનો પ્રમુખ છું. મારાથી મને સંતોષ થાય તેટલું વંચતું કે લખાતું નથી, છતાં મારા ભાષણમાં ગામડાંના પુસ્તકાલયને લગતા વિચારો હશે. એમ જણાવી તેમણે પોતાનું છાપેલું વ્યાખ્યાન વાંચ્યું હતું, જે આ અંકમાં અન્યત્ર છપાયું છે.

## સંદેશાવાચન

ત્યારબાદ વડોદરા રાજ્ય પુ. મંડળના મંત્રી શ્રી. મણિલાલ કાશીવાળાએ પરિષદ મંડળનો પંચવાર્ષિક હેવાલ સભા સમક્ષ વાંચી સંભળાવી, બહારગામથી આવેલા પરિષદની સફળતા ઇચ્છતા સંદેશાઓ વાંચી સંભળાવ્યા હતા, જેમાં સરદાર શ્રી. વલ્લભભાઇ પટેલ, શ્રી. લીલાવતી મુનશી, શ્રી. ગંગાબેન પટેલ, ગુજરાત પ્રૌઢ શિક્ષણ સમિતિના પ્રમુખ શ્રી. જુગતરામ દવે, પ્રૉ. કામદાર, શ્રી. કિશોરલાલ મશરૂવાળા, સાક્ષર શ્રી. રામનારાયણ પાઠક, કવિ શ્રી. કેશવ શેઠ, પરિષદના માજી પ્રમુખ સાક્ષર શ્રી. કૃષ્ણલાલ ઝવેરી, વડોદરા રાજ્યના નિવૃત્ત વિદ્યાધિકારી શ્રી. છગનલાલ ઠાકોરદાસ મોદી, એલેમ્બિકવાળા રાજમિત્ર શ્રી. બી. ડી. અમીન તેમ જ રાજરત્ન શ્રી. વલ્લભભાઇ પટેલ, પ્રો. મંજુલાલ મજમુદાર, એમના મુખ્ય હતા.

સંદેશાવાચનનું કાર્ય સમાપ્ત થયા પછી નિયમ મુજબની વિષય વિચારિણી સમિતિ મળી હતી, જેમાં ખુલ્લા અધિવેશન પ્રસંગે રજૂ કરવાના ઠરાવો વિગતવાર ચર્ચાઇ તેમને છેવટનું સ્વરૂપ અપાયું હતું. બાદ પહેલા દિવસનું અધિવેશન અંગેનું કાર્ય સમાપ્ત થયું હતું.

## રાત્રે રંજન કાર્યક્રમ

રાત્રે આઠ વાગ્યા પછી રંજન કાર્યક્રમ યોજાયો હતો, જે વખતે પ્રકાશન અધિકારી શ્રી રમણલાલ દેસાઇએ પ્રાસંગિક પ્રવચન કર્યું હતું. ત્યારબાદ જાણીતા લોકસાહિત્યકાર શ્રી. ગોકુળદાસ રાયચુરાએ પોતાના જોડીદાર ગઢવી મેરૂભાની ગેરહાજરી છતાં કાઠિયાવાડના એક શિક્ષક અને એક મહાલશાળાધિકારીના સહકારપૂર્વક દુહાની રસપૂર્ણ જમાવટ કરી હતી. ઉપરાંત એક રસભરી લોકવાર્તા એમની હમેશની રમુજી શૈલીએ પ્રાસંગિક વિવેચનપૂર્વક સુંદર રીતે કહી બતાવી હતી. સમગ્ર સભાજનોએ એમની આ શૈલીની સુંદર તારીફ કરી વાહવાહ પોકારી હતી.

## પ્રવાસકાર્યક્રમ

પરિષદમાં આવેલા પ્રતિનિધિ ભાઇઓને આસપાસના નજીકના વિસ્તારોમાં આવેલાં જોવાલાયક સ્થળો અને ગ્રામ્ય સંસ્થાઓના નિરીક્ષણનો આનંદ અને અભ્યાસનો લાભ મળે, તે ઉદ્દેશથી પરિષદના કાર્યકર્તાઓએ રવિવાર સવારનો કાર્યક્રમ યોજ્યો હતો. તે પ્રમાણે મોટરોમાં કેટલાક લોકો ભાદરણની પ્રગતિશીલ સાર્વજનિક સંસ્થાઓ જોવા તથા કેટલાક આસપાસનાં ઐતિહાસિક સ્થળો અને પ્રાચીન મંદિરો વગેરે જોવા પર્યટણે ગયા હતા; જ્યારે મે. મોતીભાઇ દેસાઈ, મે. રા. બ. ગોવિંદભાઇ સા., મે. વાકનીસ સા., મે. રમણલાલ દેસાઇ વગેરે કેટલીક મહેમાનમંડળી રવિવારે વડોદરા જવા ઉપડી ગઈ હતી,

# બીજા દિવસનો કાર્યક્રમ

બીજા દિવસનું અધિવેશનનું કામકાજ રવિવારે બપોરે બે વાગે " મોતી મંડપ "માં શરૂ થયું હતું.

આજે પણ મંડપ આગલા દિવસની માફક ખીચોખીચ ભરાઇ ગયો હતો.

## નિબંધવાચન

શરૂઆતમાં નિબંધવાચનનું કાર્ય હાથ ધરવામાં આવ્યું હતું, જે પૈકીનો પ્રથમ રા. બા. ગોવિંદભાઇ દેસાઇનો અતિ અગત્યનો નિબંધ અગાઉથી સભાજનોમાં અપાઇ ગયો હતો. બીજો નિબંધ ધોળેજવાળા શ્રી. નાનજીભાઈ જેઠીદાસે " પુસ્તકાલયો અને આપણે " શીર્ષક વાંચી સંભળાવાયો હતો. એ સિવાય નવસારીવાળા શ્રી. મણિભાઇ દ્વિવેદીનો, તથા શ્રી. પીલાં મકાતી ( નોશાંકરી પીલાં ) નો " મનુષ્યજીવન સાથે પુસ્તકાલયોને સંબંધ " શીર્ષક તેમ જ સીસ્વા (તા. ભાદરણ) સા. પુ. ના મંત્રી શ્રી. નરોત્તમ કાળીદાસનો હતા, જે સમયના અભાવે વંચાવી શકાયા નહોતા.

## ઠરાવોનું કામકાજ

નિબંધવાચન બાદ ઠરાવોનું કામ હાથ પર લેવાયું હતું, જેમાંના પહેલા બે ઠરાવો પ્રમુખસ્થાનેથી રજૂ થતાં સમસ્ત સભાજનોએ ઊભા થઈ સર્વાનુમતે પસાર થયેલા જાહેર કર્યા હતા.

ત્યારબાદ ત્રીજો ઠરાવ પણ પ્રમુખસ્થાનેથી રજૂ થતાં તે સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો હતો.

ચોથો ઠરાવ રજૂ કરતાં વીસનગરવાળા શેઠ શ્રી મહાસુખભાઇએ જણાવ્યું કે, આપણા રાજ્યમાં પુસ્તકાલય ખાતું ૧૯૧૧ ની સાલથી શરૂ થયું છે. કે. શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબે પ્રાથમિક કેળવણી ફરજિયાત કરી તે સાથે ભણેલું ભૂલાઇ ન જાય અને પ્રજાના ભણેલા જ્ઞાનમાં હમેશાં વૃદ્ધિ થતી રહે તે માટે તેમણે ગામડે ગામડે શાળા ત્યાં પુસ્તકાલય સ્થાપવાની યોજના કરી. અને તેના પરિણામે રાજ્યમાં ઘણે સ્થળે પુસ્તકાલયો સ્થપાઇ ગયાં છે. તેના નિભાવ માટે લોકમદદ, સરકારમદદ તથા પંચાયત મદદની યોજના છે. પરંતુ આજે પુસ્તકાલયોની આવકમાં વ્યાજના દરમાં ઘટાડો થવાથી તેનો નિભાવ મહામુશ્કેલીએ થઈ શકે છે. આ સંજોગોમાં પ્રજાનો પુસ્તકાલયો સ્થાપવા અને વિકસાવવાનો ઉત્સાહ દબાતો ન જાય તે માટે સરકારમદદમાં ઠરાવમાં જણાવેલો ઉમેરો આવશ્યક છે. અને એ માટેની આ માગણી છે. અને ખરી રીતે સરકાર કેળવણી પાછળ જે પૈસા ખર્ચે છે તે કેળવણીને પુષ્ટિ આપનાર આ ખાતું છે.

શેઠ શ્રી. મહાસુખભાઇના ઉપલા ઠરાવને અનુમોદન આપતાં શ્રી. કાવસજી ગણદેવીઆએ જણાવ્યું કે, હાલ અપાતી મદદથી આપણું કામ પૂરું પડતું નથી. હવે તો સરકારમદદ વધુ મળવાની જરૂર છે. બાદ ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

**પાંચમો ઠરાવ**— રાજ્યમાં શાળાવાળાં પણ પુસ્તકાલય વિનાનાં ગામો, જેમાંનાં ઘણાંખરાં પછાત કોમની વસ્તીવાળાં છે ત્યાં લોકમદદ ઊભી કરવાને લગતો હતો તે રજૂ કરતાં શ્રી. મણિલાલ કાશીવાળાએ જણાવ્યું કે, કે. શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબનો હીરક-મહોત્સવ પ્રજાએ પૂર્ણ ઉત્સાહપૂર્વક ઉજવેલો અને ત્યારે લોકોએ સારું ભંડોળ એકઠું કરેલું.

એ ઉત્સવમાં ખર્ચાતાં વધેલી રકમનો વિનિયોગ કરવા હીરક નિધિ મહોત્સવ પ્રજાકીય મંડળ સ્થપાયું છે ને તે એનો વહીવટ કરે છે. વળી શ્રીમંત સરકારના કરોડ નિધિના વ્યાજમાંથી ગ્રામોદ્ધાર અને કેળવણી પાછળ ખર્ચવાની યોજના છે, એમાંની ૫૦,૦૦૦ જેટલી રકમ પછાત કોમો માટે ઉલાયદી રખાય છે. એ રકમમાંથી પછાત કોમોને લગતાં જુદાં જુદાં ખાતાં રકમો માગે છે તેમ પુસ્તકાલય પ્રવૃત્તિ માટે થવું જોઇએ. એ નિધિમાંથી પછાત વસ્તીવાળાં ગામોનાં પુસ્તકાલયો માટે લોકમદદ મળે તો નાણાંના અભાવે એવા વિસ્તારમાં પુસ્તકાલયનો લાભ આપી શકાતો નથી તે સુલભ થાય.

શ્રી. કાશીવાળાની ઉપરની દરખાસ્તને ચલાલાવાળા શ્રી. બાલુભાઇ ખેનાણીએ અનુમોદન આપતાં તે સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો હતો.

**છઠ્ઠો ઠરાવ**—પુસ્તકાલયોને સુધરાઇઓ, પ્રાંત પંચાયતો તથા ગ્રામ પંચાયતોએ મદદ આપવાનું ધોરણ મરજિયાતને બદલે ફરજિયાત કામોમાં ગણવા બંધારણમાં જરૂરી સુધારો કરવાને લગતો નવસારીવાળા શ્રી. કસનજી દેસાઇએ રજૂ કરતાં જણાવ્યું કે, પુસ્તકાલયપ્રવૃત્તિ ચાલુ થઇ ત્યારથી ઉપલી સંસ્થાઓએ મરજિયાત મદદ આપવાનું ધોરણ ચાલુ છે, પરંતુ આ વર્ષે નવસારી પ્રાંત પંચાયતે રૂા. ૧૦૦૦ આવી મદદમાં કમી કર્યા છે, અને આવું ધોરણ બીજી પંચાયતો દાખલ કરવા ઇરાદો રાખતી હોવાનું જાણવામાં આવ્યું છે. પરંતુ આ વલણ તો સાવકી મા જેવું છે. કસ્બા પુસ્તકાલય કે ગ્રામ પુસ્તકાલયમાં ભેદ શા માટે હોવો જોઇએ ! કસ્બામાં રહેનારા પણ પોતાનાં ગામડાંની જમીનનો લોકલ સેસ તો ભરે જ છે, અને આવા જ્ઞાનદાનના કામમાં ભેદભાવને સ્થાન જ ન હોવું જોઇએ, અને કસ્બા પુસ્તકાલયો કંઇ વધુ ખાટી જતાં પણ નથી. કસ્બા પુસ્તકાલયોને માથે ગ્રામ પુસ્તકાલયોની દેખરેખની જવાબદારી ખાતાએ નાખેલી છે. તે યોગ્ય રીતે અદા થવા સારૂ પણ પંચાયત મદદ કસ્બાઓ માટે ચાલુ રહેવાની અગત્ય છે.

ઉપલી દરખાસ્તને ઝરવાળા શ્રી. ભીમજીભાઇએ અનુમોદન આપતાં અને શ્રી. મગનભાઇ પોપટભાઇ જોષીએ વિશેષ અનુમોદન આપતાં તે સર્વાનુમતે પસાર થયો હતો.

**સાતમો ઠરાવ**—પાસે પાસેનાં ગામોનાં જૂથ બનાવી સહકારી બજેટો બનાવવાને લગતો ઉમતાના શ્રી. શંકરલાલ જદુરામે રજૂ કર્યો હતો, જે પર " પુસ્તકાલય " માસિકમાં પૂરેપુરી માહિતી આવી ગઇ હોવા ઉપરાંત પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ સાહેબે પણ યોગ્ય તે સમજૂત આપેલી હોવાથી તેને છાણીના શ્રી. સોમચંદ ત્રિભોવનદાસ ઠક્કરે અનુમોદન આપતાં વગર ચર્ચાએ સર્વાનુમતે પસાર થયો હતો.

**આઠમો ઠરાવ**—પ્રમુખસ્થાનેથી રજૂ થતાં વગર ચર્ચાએ સર્વાનુમતે પસાર થયો હતો.

**નવમો ઠરાવ**—શિષ્ટ વાચનના પ્રચારને લગતો શ્રી. શંકરલાલ જદુરામ વ્યાસે રજૂ કરતાં જણાવ્યું કે, પુસ્તકાલય પ્રવૃત્તિની સાર્થકતા આ ઠરાવમાં છે–એના અમલમાં છે, એટલે શિષ્ટ સાહિત્યના પ્રચાર માટે હું અહીં રજૂ કરૂં છું. શિષ્ટ વાચનના પ્રચાર માટે વિવિધ પરીક્ષાઓ યોજાય છે અને તેમાં જનતા વધુ ને વધુ રસ લેતી થાય તેવું તેને વ્યાપક રૂપ આપવાનો આ ઠરાવ છે. તેને શ્રી. મફતલાલ દવેએ અનુમોદન આપતાં અને વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના સહમંત્રી શ્રી. નાજુકલાલ ચોકસીએ વિશેષ અનુમોદન આપતાં જણાવ્યું કે, આ સ્થાનમાં શિષ્ટ વાચનના વધુ પ્રચાર માટેની યોજના છે. વડોદરા રાજ્ય પુ૦ મંડળ તરફથી આ

દિશામાં કેટલોક વખત થયાં પ્રયત્ન થઇ રહ્યા છે. આવા શિષ્ટ વાચન માટેનાં પુસ્તકોની અગત્ય જણાવી તેને લગતી વર્ષમાં બે વાર પરીક્ષાઓ પણ યોજાય છે. અત્યાર સુધીમાં ૧૬ પરીક્ષાઓ લેવાઇ ગઇ છે. ૧૭ મી પરીક્ષા જાન્યુઆરીની ૨૧ મી તારીખે લેવાશે. એ માટે 'કિશોર ચરિત્ર માળા'નો બીજો ગુચ્છ નિયત થયો છે. આગળ ચાલતાં શ્રી. ચોકસીએ એ ગુચ્છમાં અપાયેલાં ચરિત્રોનો ટૂંક પરિચય આપી આવા મહાજનો ગુજરાતમાં પણ પાકે છે, એમ જણાવી આપણા લોકોમાં પેસી ગયેલી 'પરદેશમાં જ મહાપુરુષો પાકે' એવી માન્યતા દૂર કરી હતી.

**દશમો ઠરાવ**—જે હીન અભિરુચિ કેળવતું સાહિત્ય બહાર પડે છે તેને અટકાવવાને લગતો પ્રમુખસ્થાનેથી રજૂ થયો હતો, જે વગર ચર્ચાએ પસાર થયો હતો.

**અગીઆરમો ઠરાવ**—ગ્રામ પંચાયતમાં જે તે પંચાયતના અધિકારીઓ તરફથી જે ફરજિયાત પુસ્તકો ખરીદાય છે તે પુસ્તકો પુસ્તકાલયોને મળવા સંબંધીનો રવાલવાળા શ્રી. પુરુષોત્તમ કુબેરજી પંડયાએ રજૂ કર્યો હતો. જે પર તેમણે આવી પ્રથાનો ઉલ્લેખ કર્યો હતો. આ ઠરાવને રાસવાડીના શ્રી. મણિલાલ હરગોવિંદ પંડયાએ અનુમોદન આપતાં સર્વાનુમતે પસાર થયો હતો.

**બારમો ઠરાવ**—રાજ્ય તરફથી દર વર્ષે નવીન પુસ્તકાલયો ખોલવામાં દિનપ્રતિદિન થતો જતો ઘટાડો અટકાવી દર વર્ષે ૧૦૦ નવીન પુસ્તકાલયો ઉઘડે તેની વિનતિને લગતો સંખેડાવાળા શ્રી. કસુલાલ શાહે રજૂ કરતાં તેમણે જણાવ્યું કે, શ્રીમંત મહારાજા સાહેબના રાજ્યારોહણના પહેલા જ વર્ષમાં આ કેળવણીવિષયક પ્રવૃત્તિમાં કાપ મુકાયો છે તે અનિષ્ટ છે, પુસ્તકાલય ખાતું એ તો આપણી સ્વરાજ્ય સંસ્થા છે. એ ખાતાને વેગ આપવાને બદલે કાપ મુકાવાથી એનો વેગ પાછો પડશે. પહેલાં, વર્ષે દશ મકાનો બંધાતાં, એને માટે ૧૦,૦૦૦ ની રકમ રખાતી. પણ હવે ૨૦૦૦ રખાશે. આ નીતિ અમલદારોને શોભા આપનારી નથી. પણ પુસ્તકાલય ખાતાના અમલદારો તો પ્રજાજનો સાથે હવે મળે છે. એઓ પણ પોતાને પ્રજાના સેવક માને છે.

ઉપલી દરખાસ્તને પાદરાવાળા શ્રી. પ્રહ્લાદજી પંડયાએ અનુમોદન આપતાં તે સર્વાનુમતે પસાર થયો હતો.

**તેરમો ઠરાવ**—પ્રમુખસ્થાનેથી વ્યવસ્થાપક મંડળ નીમવાને લગતો રજૂ થયો હતો જે બીનચર્ચાએ પસાર થયો હતો.

**ચૌદમો ઠરાવ**—મહિલા પુસ્તકાલયોનાં મકાનોને લગતો નવસારીવાળા શ્રી. કસનજી દેસાઇએ રજૂ કરતાં જણાવ્યું કે, આજે કેળવણીની પ્રગતિ થતાં મહિલા પુસ્તકાલયોની અતિ આવશ્યકતા છે. સાર્વ૦ પુસ્તકાલયોમાં સ્ત્રીઓ પુસ્તકો લેવા આવતાં સંકોચાય છે. વળી મહિલા પુસ્તકાલયોનાં મકાનો બાંધવા માટે લોકમદદ એકઠી થઇ હોવા છતાં મકાન બાંધવામાં અનેક અગવડો પડે છે. એના ઉકેલ માટે ઉપલો ઠરાવ રજૂ કરવામાં આવ્યો છે. આ ઠરાવને વાઘોડીઆવાળા શ્રી. મંગળદાસ પેલાએ અનુમોદન આપ્યા પછી તેને સૌ. જયવતીબેન દેસાઇએ વિશેષ અનુમોદન આપતાં જણાવ્યું હતું કે, મારી પહેલાં જે બે ભાઇઓએ જણાવ્યું છે તેમને મારો ટેકો છે ગામે ગામ મહિલા પુસ્તકાલયો માટે મકાન જોઇએજ. આ પ્રવૃત્તિમાં બહેનો પાછળ રહી ગઇ છે. પરંતુ અત્યારસુધી જમાનો એવો હતો. એમાં દોષ કોઇનો નથી. દેશની ઉન્નતિ તેની પ્રજા પર આધાર રાખે છે. અને પ્રજાની ઉન્નતિ તેને અપાતી કેળવણી

પર અવલંબે છે. આ કેળવણીનો મુખ્ય આધાર માતાઓ પર છે, અને આ કેળવણી જેટલી માતાના હાથમાં છે તેટલી પિતાના હાથમાં નથી. આ રીતે બહેનો ભાવિ પ્રજાની ઘડનાર હોવાથી તેમણે તેમનું જ્ઞાન વધારવું જોઇએ, અને તેમના જ્ઞાન દ્વારા તેમની પ્રજા સુધરતાં દેશ સુધરશે.

બહેનોએ ઉચ્ચ શિક્ષણ ન લીધું હોય તોય ચાલે. થોડું ભણેલાં બહેનો પણ પુસ્તકોમાંથી એકેએક વિષયનું જ્ઞાન મેળવી શકે છે. ઇતિહાસ, ભૂગોળ, રાંધણકળા, શીવણ વગેરેને લગતું સાહિત્ય પુસ્તકોમાં બહોળા પ્રમાણમાં છે. ઘેર બેઠાં એ પુસ્તકો દ્વારા પણ ઉપલા વિષયોનું જ્ઞાન મેળવી શકાશે, બીજાં કામો માટે જેમ વખત કાઢો છો, તેમ વાંચવા માટે પણ તમારે વખત કાઢવો જોઇએ. કેટલીક બહેનો વખત ન હોવાનું કહે છે. અલબત્ત, તેમને ઘરકામ કરવાનું હોય છે, પણ વાતો અને ગપાટામાં કેટલીક બહેનો જે વખત વીતાવે છે તે આવાં પુસ્તકોના વાચનમાં ગાળે તો ઘણું જ્ઞાન મેળવી શકે.

મહિલા પુસ્તકાલયનાં મકાનો તૈયાર કરાવવા માટે બહેનોએ પણ કામ કરવું પડશે. બાદ તેમણે અમદાવાદની બહેનોએ તેમને પડતી પાણીની અગવડો ટાળવા તેમણે સુધરાઇના પ્રમુખ સુધી તેઓ પહોંચી ગયાનો દાખલો દર્શાવતાં કહ્યું કે, તે બહેનો પ્રમુખને તેમનાં દુઃખો કહેવા એકત્ર થઇને ગઇ ત્યારે પ્રમુખે કહ્યું કે તમારી આ બધી વાતોથી તો મારૂં માથું દુખ્યું; ત્યારે બહેનોએ કહ્યું કે, તમારૂં આટલાથી જ જો માથું દુઃખ્યું તો અમારા આ પાણીના દુઃખથી અમને કેટલું દુઃખ થતું હશે !

એટલે હવે તો બહેનોએ દેશમાં શું ચાલી રહ્યું છે તે જાણવું જોઇએ. તેમણે તેમાં ફાળો આપવો જોઇએ.

બાદ ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

**પંદરમો ઠરાવ**—પારષદ મંડળના બંધારણમાં ઘટિત ફેરફારો કરવા સંબંધી યોગ્ય વિચારણા ને તજવીજ કરવાની જવાબદારી મંડળની કારોબારીને સોંપવા બાબતનો હતો, જે પ્રમુખસ્થાનેથી રજૂ થતાં સર્વાનુમતે પસાર થયો હતો.

**સોળમો ઠરાવ**—પુસ્તકાલયનાં મકાનો સસ્તા દરનાં કેમ થાય તેને લગતો હોઇને તે માટે યોગ્ય તે કરવા સમિતિ નીમવાનો ઠરાવ પ્રમુખસ્થાનેથી રજૂ થયો હતો. આના સમર્થનમાં પ્રમુખશ્રીએ જણાવ્યું કે, પુસ્તકાલયનાં મકાન સસ્તા દરનાં થવાં જોઇએ. આ ઠરાવ મારા આગ્રહથી રજૂ થયો છે. સાર્વજનિક મકાનો આપણે રહીએ છીએ તેના જેવાં હોવાં જોઇએ. એ આપણા રહેઠાણના જેવાં નથી હોતાં. પુસ્તકાલયનાં મકાનો બાંધવામાં મહેલાતનું અનુકરણ ન થવું જોઇએ. મને બ્રિટિશ રાજ્યમાં બંધાતી શાળાઓનો અનુભવ છે. અત્યારે જે કિંમતમાં મકાનો થાય છે એથી અર્ધી કિંમતમાં આપણને જરૂરી સગવડવાળાં મકાનો થઇ શકે. શ્રીમંત દેશોનું અનુકરણ આવાં કામોમાં ન થવું જોઇએ. એઓ ત્યાં વધુ પૈસા ખર્ચે છે તેમાં એવું કારણ હોય છે કે, તેઓ માત્ર એકજ વખત પૈસા ખર્ચે છે, પણ મજબૂત બાંધે છે. પરંતુ આપણી પાસે તો મૂડી નથી, પણ મજૂરી છે. અર્થશાસ્ત્રની રીતે પણ સસ્તાં મકાનો જરૂરનાં છે. આપણાં મકાનોમાં વપરાતો માલ દેશી હોવો જોઇએ. એટલે એ દેશી સાધનો અને મજૂરી વડે સસ્તાં મકાનો બાંધી શકાય. બ્રિટિશ સરકારમાં સરકારી બાંધકામમાં દર ચોરસવારે ૪ થી ૫ રૂપિયા ખર્ચ ગણાય છે. પરંતુ મહાસભાવાદી સરકારે

સમિતિ નીમી તપાસ કરાવી તો દર ચોરસવારે ૦–૧૨–૦ થી ૧–૮–૦ સુધીનો અંદાજ નીકળ્યો. ગાંધીજીને આ વાતની જાણ કરવામાં આવી, પરંતુ તેમણે તો કહ્યું કે, ૦–૬–૦થી વધારે ખર્ચ આવવોજ ન જોઇએ. એટલે પુસ્તકાલયના રક્ષણ માટે મકાનને ભલે છાપરૂં હોય તોપણ ચાલે, એને ધાબાંની જરૂર જેવું નથી હોતું. એના કૅમ્પાઉન્ડમાં ઝાડના ચોતરે બેસી વાંચી શકાય એવી વ્યવસ્થા મકાનની આસપાસ થવી જોઇએ. બાકી આલીશાન મકાન બાંધવાં એ તો બાપના બારમા જેવું છે. એક પહોંચી વળી શકે એવું ગામ અમુક જાતનું મકાન બાંધે માટે બધાંજ ગામે તેવાં બંધાય એ નીતિથી તો ક્યારેય બધાં પુસ્તકાલયો પહોંચી વળી શકે નહિ. બાદ ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

**સત્તરમો ઠરાવ**—મકાન બાંધવા ખાતા તરફથી મંજૂરી મળ્યા છતાં તે બાંધવામાં પડતી અન્ય મુશ્કેલીઓ નિવારવા માટે યોગ્ય તે કરવાને લગતો કડીવાળા શ્રી. મફતલાલ ર. દવેએ રજૂ કર્યો હતો. જેને શ્રી. નાનજીભાઇ જેઠીદાસ પટેલે અનુમોદન આપતાં તે સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો હતો.

છેલ્લા ૧૮, ૧૯, ૨૦ ઠરાવો આભારદર્શનને લગતા હોઇને તે પણ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા હતા.

## પ્રમુખશ્રીનો ઉપસંહાર

ઠરાવોનું કામકાજ પૂરૂં થઇ રહ્યા બાદ ઉપસંહાર કરતાં પ્રમુખશ્રીએ જણાવ્યું કે, ઠરાવો રજૂ કરનાર તેમ જ અનુમોદન આપનારાઓએ ટૂંકું મુદ્દાસર વિવેચન કરવાથી આપણું કામ ઘણું સરળતાથી પાર પડયું છે. મને ગદ્ય લખાણનો કંઇક અનુભવ છે તે પરથી કહું છું કે, આપણી ભાષા જ ટૂંકી અને મુદ્દાસરની છે આ માટે હું એ સૌને ધન્યવાદ આપું છું.

આપણે પસાર કરેલા ઠરાવોમાંના ઘણા શ્રીમંત સરકાર સમક્ષ માગણીના રૂપમાં છે. આપણને જરૂરી નાણાં મેળવવાં જોઇએ. સરકાર પાસે પણ માગણી કરવી જોઇએ. આવાં કામોમાં પૈસા વગર નહિ ચાલે. નાણાંની માગણીથી પુસ્તકાલયનું ખોખું ઊભું કરી શકશો, પરંતુ એનો પ્રધાન ઉદ્દેશ તો જ્ઞાનપ્રસારનો હોવો જોઇએ. પુસ્તકાલયોની સાર્થકતા ત્યારે જ થશે, જ્યારે ઠેર ઠેર જ્ઞાનપરબોમાંથી જ્ઞાનભૂખ્યાંઓને જ્ઞાન મળશે.

વળી પુસ્તકોની પસંદગી પણ અતિ અગત્યનો પ્રશ્ન છે. આ પુસ્તકાલયોમાં જ્ઞાનરૂપી અમૃતને બદલે કદાચ ઝેર પણ અપાઈ જાય. આવાં કામો સ્વાવલંબનથી કરવાં જોઇએ. ગામના ભણેલાઓ પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ લઇ અભણ ભાઇઓનોમાં વાચનરસ કેળવે તો જ આ પ્રવૃત્તિ સફળ થાય. અભણરૂપી જડમાં ચેતન લાવવાની ખાસ જરૂર છે.

છેલ્લા વરસમાં મને સરકારી અમલદારોનો પરિચય થયો છે. સારામાં સારા અમલદારોનાં માનસ પણ એવાં ઘડાઈ ગયેલાં છે કે તેઓ પ્રજાનાં માનસ—સમવડ સમજી શકતા નથી. તેઓ તો પ્રજાજન દલીલ કરવા જાય તો પણ ચીડાય છે, જાણે ઉપકાર ન કરતા હોય ! તેઓ તો જાણે પગાર મળવા છતાં કલ્યાણ કરવા નીકળ્યા છે ! પરંતુ સેવાભાવથી જે થશે તે પગારદારથી થઈ શકવાનું નથી.

એટલે આપણે જ્યાં સુધી સ્વાવલંબી નહિ બનીએ, ભીખ માગતા રહીશું, અરજીઓ કર્યા કરીશું, ત્યાં સુધી સ્વરાજ્ય સિદ્ધ નહિ કરી શકીએ. પુસ્તકાલયપ્રવૃત્તિમાં પણ સ્વરાજ્ય માટેની તાલીમ છે જ.

બાદ વંદે માતરમ્ નું ગીત ગવાઈ અધિવેશનનું કાર્ય આ રીતે સફળતાપૂર્વક પાર પડયું હતું.

ત્યારબાદ ઝારોળાની વ્યાયામશાળાના વિદ્યાર્થીઓએ અંગકસરતના પ્રયોગો કરી બતાવ્યા હતા.

**રવિવારનો રાતનો કાર્યક્રમ**

બીજે દિવસે પણ રાત્રે રંજન કાર્યક્રમ યોજાયો હતો. તેમાં આજે તો ખાસ વિશિષ્ટતા હતી. ગઈ કાલે એકલા પડેલા લોકસાહિત્યકાર શ્રી. રાયચુરાને તેમના જોડીદાર શ્રી. ગઢવી મેરૂભા મળી ગયા હતા. એટલે ચિકાર ભરાઈ ગયેલ "મોતી મંડપ"ના સભાજનોએ ખૂબ આશા રાખેલી. અને તે ફળી પણ ખરી.

શરૂઆતમાં તો જુદા જુદા શિક્ષક બંધુઓએ વિવિધ ગાન દ્વારા સભારંજનની શરૂઆત કરી હતી. તે થઈ રહેતાં ગઢવી શ્રી. મેરૂભા મંચ પર આવી હાજર થતાં સૌએ તેમને વધાવી લીધા હતા. અને પછી તો તેમણે એમની હલકદાર વાણીમાં અને ઉત્તમ છટાભરી કવિત્વયુકત લોકજાગૃતિને સ્પર્શતી સુંદર કથા શરૂ કરી હતી. વચ્ચેવચ્ચે તેઓ એવા ઉપકથાઓ રજૂ કરતા હતા કે જેથી સૌ સભાજનો એમનાં એ કથાનકો સાંભળી ખુશ ખુશ થઇ જતા હતા. એઓશ્રીએ રજૂ કરેલા "વર તરીકે ગાંધીજી"એ તો સૌના મોંએથી વાહવાહના પોકરો કરાવ્યા હતા અને એમની વાર્તા કહેવાની શૈલી અને છટા તેમજ તેને આધુનિક સભ્યના વહેણ સાથે ઘટાવવાની કળાથી સૌ મુગ્ધ બની ગયા હતા.

ગઢવી શ્રી. મેરૂભાનો આ કાર્યક્રમ પૂરો થતાં તેમણે શ્રી. રાયચુરા સાથે સરસ લોકદુહા પણ માઈ સંભળાવ્યા હતા. છેલ્લે મોડી રાત્રે સૌ વંદેમાતરમ્ નું ગીત ગાઇ વીખરાયા હતા.

---

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી શરૂ થયેલ

# સ્વ. શ્રી. મોતીભાઈ ન. અમીન સ્મારક ફંડ

( માહે સપ્ટેમ્બર, ઑક્ટોબર તથા નવેમ્બરમાં ભરાયલી રકમ ).

પાછલો સરવાળો : રૂ. ૫૩૬–૨–૦

| | | | | |
|---|---|---|---|---|
| ૫૫ | સા. પુસ્તકાલય, | ઉતરાજ | તા. શિનોર | ૪–૦–૦ |
| ૫૬ | ,, ,, | આગલોડ | તા. વિજાપુર | ૬–૦–૦ |
| ૫૭ | ,, ,, | ફલુ | તા. વિજાપુર | ૧–૮–૦ |
| ૫૮ | ,, ,, | કડા | તા. વિસનગર | ૧૦–૦–૦ |
| ૫૯ | ,, ,, | લુણવા | તા. ખેરાળુ | ૩–૦–૦ |
| ૬૦ | ,, ,, | કોસંબા | તા. માંગરોળ | ૧૫–૦–૦ |
| ૬૧ | ,, ,, | ચાણસદ | તા. પાદરા | ૧–૪–૦ |
| ૬૨ | ,, ,, | દેવળા | તા. વિજાપુર | ૫–૦–૦ |
| ૬૩ | ,, ,, | ભાડ | તા. ખાંભા | ૨–૦–૦ |
| ૬૪ | ,, ,, | કરજણ | તા. કરજણ | ૨૫–૦–૦ |
| ૬૫ | ,, ,, | પડુસમા | તા. વિજાપુર | ૨–૦–૦ |
| ૬૬ | ,, ,, | આનંદી | તા. શિનોર | ૫–૦–૦ |
| | | | | ૬૧૦–૧૪–૦ |

વડોદરા
તા. ૩૦–૧૧–૩૯

મણિલાલ મં. કાશીવાળા
રામભાઈ કા. પટેલ
મંત્રીઓ, વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ.

# સફળતા ઇચ્છતા સંદેશાઓ

[ પરિષદની સફળતા ઇચ્છતા અનેક સંદેશાઓ પરિષદને મળ્યા હતા, તેમાંના મુખ્ય અને અગ્રગણ્ય સંદેશાઓ આ નીચે આપ્યા છે.—તંત્રી ]

મુંબઈ, તા. ૧૫-૧૦-૩૯

વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદના સાતમા અધિવેશન પ્રસંગે હાજર રહેવાનું આમંત્રણ તો મળ્યું પણ મારે તે દિવસોએ અમદાવાદ જવાનું હોવાથી તમારા આમંત્રણનો સ્વીકાર કરી શકતો નથી તે માટે દિલગીર છું.

પરિષદ અને તેને અંગે ભરાતા પ્રદર્શનને સફળતા ઇચ્છું છું. લિ.

વલ્લભભાઇના વંદેમાતરમ્

( સરદાર પટેલ )

---

મુંબઇ, તા. ૧૭-૧૧-૧૯૩૯

આપના આમંત્રણ માટે આભાર—આપની પરિષદ સફળતાપૂર્વક પાર પડો અને પ્રજામાં જ્ઞાનનો પ્રકાશ ફેલાવો એમ ઇચ્છું છું. આપની સમિતિનો આભાર માનું છું. અને પરિષદની સફળતા ચાહું છું. લિ. આપની

ગંગાબ્હેન પટેલના વંદેમાતરમ્

---

મુંબઇ, તા. ૪-૧૦-૩૯

" વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદનું સાતમું અધિવેશન ઝારોળા મુકામે મળવાનું તે જાણ્યું અધિવેશનને સંપૂર્ણ સફલતા ઇચ્છું છું. " લિ.

લિલાવતી મુનશીના વંદે.

---

વર્ધા, તા. ૧૫-૧૧-૩૯

" મારી ખાતરી છે કે નરહરિભાઇના અધ્યક્ષપદ નીચે આ પરિષદ જરૂર સફળ થશે અને પ્રગતિ માટે આગળના પગલાનું માર્ગદર્શન કરશે. " લિ. સેવક

કિશોરલાલ ઘ. મશરૂવાળાના વંદે.

---

સ્વરાજ આશ્રમ, વેડછી, તા. ૧૨-૧૧-૧૯૩૯

( ૧ )

ઝારોળા પુસ્તકાલય પરિષદનું આમંત્રણ મળ્યું. ઉપકાર માનું છું. તેજ દિવસોમાં મારે પ્રાંતીય પ્રો. શિ. બોર્ડની સભા માટે જવાનું હોવાથી હાજર રહી શકીશ નહિ તે માટે દિલગીર છું.

સ્વ. મોતીભાઇ સાહેબે ગયે વર્ષે અમારી બોર્ડને વડોદરા રાજ્યનાં કેટલાંક ગ્રામ-પુસ્તકાલયો બતાવ્યાં હતાં, તેમાં ઝારોળા પણ આવ્યું હતું. આ પરિષદમાં તેઓશ્રીનું સ્મરણ સૌને દોરશે. હું એવું સમજ્યું છું કે આ કોઇ ચર્ચા કરનારી પરિષદ નથી, પણ એક **તપસ્વીનો અમૂલ્ય વારસો કેવી રીતે શોભાવવો તેની વિચારણા કરવા તેના વારસો ભેગા મળ્યા છે.**

પરિષદને હૃદયપૂર્વક સફળતા ઇચ્છું છું.

( ૨ )

આ પરિષદ પ્રસંગે સ્વ. મોતીભાઇ સાહેબનું સ્મરણ થયા વિના રહેતું નથી. આવી પરિષદ અને આવું પ્રદર્શન એ તેમના આત્માને કબૂલ થાય તેવું શ્રાદ્ધ છે.

તેમણે પોતાના છેલ્લા દિવસોમાં પુસ્તકાલયપ્રચારનો પોતાનો કિંમતી અનુભવ મને અને મારા સાથીઓને ભળાવવા કેવા ઉત્સાહથી પ્રયત્ન કર્યો હતો તે આજે યાદ આવે છે, અને તેમનો આત્મા તૃપ્ત થાય તેવું હજુ કાંઇ થઇ શક્યું નથી એ ભાનથી અત્યંત દુઃખ થાય છે. પણ મોતીભાઇની મૂર્તિ આંખ આગળથી કદી ખસે તેમ નથી અને જ્યાં સુધી ગામડે ગામડે સારાં પુસ્તકોનાં મંદિરો સ્થપાય નહિ અને તે પુસ્તકો વાંચીને સમજે તેટલી સાક્ષરતા લોકોમાં આવે નહિ ત્યાંસુધી તે મૂર્તિ સમક્ષ ગુન્હેગારને રૂપે જ ઊભા રહેવું પડશે.

ઝારોળા પરિષદને અંતઃકરણથી સફળતા ઇચ્છું છું.

**જુગતરામ દવે**ના વંદેમાતરમ્.
(પ્રમુખ, ગુજરાત પ્રૌઢ શિક્ષણ બોર્ડ)

---

એલેમ્બિક કેમિકલ વર્કસ લિ. વડોદરા, તા. ૧૩-૧૧-૩૯

વિ. આપનું આમંત્રણ પરિષદમાં હાજર રહેવા બદલ મળ્યું. હાજર રહેવા માટે ઘણી ઇચ્છા છતાં શારીરિક અસ્વસ્થતાને લીધે આવવા હિંમત કરી શકતો નથી. આવા જન-હિતકારી કામ માટે આપના કાર્યકરોને મારાં હાર્દિક અભિનંદન છે પરિષદને ફતેહ ઇચ્છું છું.

લિ. આપનો **ભાઈલાલ અમીન**ના વંદન

---

એલેમ્બિક કેમિકલ વર્કસ લિ. વડોદરા, તા. ૧૩-૧૧-૩૯

આપનું આમંત્રણ ઉક્ત પરિષદમાં હાજર રહેવા માટેનું મળ્યું. અન્ય રોકાણને લીધે હાજર રહેવાશે નહિ તે માટે આપની ક્ષમા ચાહું છું. આપને તથા વ્યવસ્થાપક મંડળને આવા લોકહિતના કામ માટે અભિનંદન આપું છું. પરિષદના કામને ફતેહ ઇચ્છતો આપનો

**વલ્લભભાઇ**ના વંદન

---

મુંબઈ, તા. ૭-૧૧-૩૯

ભાદરણ તાલુકાના ઝારોળા ગામે ચાલુ માસની તા. ૧૮-૧૯ મીના રોજ વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદનું સાતમું અધિવેશન ભરાવાનું છે તે સમાચાર જાણી મને ઘણો સંતોષ અને આનંદ થયો છે. પ્રમાણમાં આવા નાના અને દૂરમાં આવેલા ભાગમાં પરિષદ ભરવાની જોખમદારીવાળી પ્રવૃત્તિ ત્યાંના ઉત્સાહી ગૃહસ્થો વગેરેએ ઉપાડી લીધી છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. **આવું સ્થળ પસંદ કરવાની સગવડ મળી શકી છે તે**

કારણે ' રિષનો લાભ નહિ લઇ શકું તે બદલ દિલગીર છું. આપણા રાષ્ટ્રરત્ન અને મારા જ્ઞાતિભૂષણ વડીલ શ્રી. નરહરિભાઇના નેતૃત્વ નીચે અધિવેશન સર્વાંશે સફળ નીવડો એવી અંતઃકરણથી ઇષ્ટપ્રાર્થના કરું છું.

આપનો
**કેશવ હ. શેઠ**

---

અમદાવાદ, તા. ૮ નવેંબર ૧૯૩૯

" સાર્વજનિક પુસ્તકાલયો જ્ઞાનામૃતની પરબો છે. તે સ્થાપવાનો હેતુ પાર પડે અને તે હરહંમેશ ચાલુ રહે તે માટે સામગ્રી પૂરી પાડનારા લેખકો, તે એકત્ર કરી આપનાર ધનિકો અને રાજ્યમંત્રીઓ, તેમાં વ્યવસ્થા રાખનારા અધિકારીઓ તથા જ્ઞાનપિપાસુ વાંચક-વર્ગના પ્રતિનિધિઓ એકત્ર મળી વિચારવિનિમય કરી પરસ્પરના સહકારથી પ્રત્યેક વર્ગને નડતી અડચણોનો ઉકેલ કાઢે એ અતિ આવશ્યક છે. તેથી વડોદરાના પુ. સ. સ. મંડળની એ સર્વ વર્ગોના પ્રતિનિધિઓની થોડા થોડા વખતને અંતરે પરિષદો ભરવાની યોજના અભિનંદનીય છે અને હું અંતઃકરણપૂર્વક ઇચ્છું છું કે સર્વાન્તર્યામી પ્રભુની કૃપાથી વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદનું આ સાતમું અધિવેશન ઉપરોક્ત સર્વ વર્ગોના સહકારસાધનમાં પ્રગતિકારક નિવડે **इति शिवम्** ॥

લિ. આપનો શુભેચ્છક
**પ્રહ્લાદ ચં. દીવાનજી**
( અમદાવાદ સ્મોલ કોઝ કોર્ટના જજ )

---

અમદાવાદ, તા. ૧૬–૧૧–૩૯

જો કે પ્રત્યક્ષ ત્યાં આવી શકતો નથી છતાં અધિવેશનનાં ફતેહ માટે હું પરમાત્માને પ્રાર્થના કરું છું. અધિવેશનો દ્વારા પુસ્તકાલયોની સંખ્યા તેમજ કેટલેક અંશે સંગઠ્ઠન પણ થઇ શક્યું છે, છતાં હજુ ઘણું કરવાનું રહેશે, જેમાં સંગીનતા તેમજ પરસ્પર સંબંધ જાળવવાનો છે. પ્રાંતનાં પુસ્તકાલયોમાંથી ગામોને પુસ્તક તેમ જ આર્થિક સહાય ખરે વખતે મળી શકે એમ થવાની ખાસ જરૂર છે. સહકાર ઉપરચોટીઓ નહિ પરંતુ સંગીન હોવો જોઇએ.

માત્ર બે દિવસ મળી ભાષણો તથા આનંદ કરી છૂટા પડયા કરતાં એક કામ હાથ પર ધરી ધીરે ધીરે પુસ્તકાલયપ્રવૃત્તિના વિકાસ તેમ જ કેળવણીની પૂર્તિ કરવાનો ઉદ્દેશ પાર પાડવા તરફ તેમજ અસ્તિત્વમાં આવેલાં પુસ્તકાલયો ગામલોકોને વધારે ને વધારે આકર્ષે અને તેમનું ગ્રામજીવન વધારે લાભદાયી, ફળદાયી અને સુખી બનાવે એ માટે પ્રયત્નશીલ થવું જોઇએ. આમ પુસ્તકાલય તરફ ગામના લોકોને આકર્ષવા સંગીન પ્રયત્નો થવાની જરૂર છે.

આશા છે આપ તથા પ્રમુખશ્રી સંચાલકોની સહાયથી એ દિશામાં યોગ્ય પગલાં લેશો એવી શુભેચ્છાપૂર્વક વિરમું છું.

લિ. આપનો
**નાનાભાઈ ચંદ્રશેખર દીવાનજી**
( લાયબ્રેરીઅન સેન્ટ્રલ લાયબ્રેરી )

---

વડોદરા, તા. ૧૮-૧૧-૩૯

" પુસ્તકાલય એ અમૂર્ત પણ પ્રતિભાશાળી મહાનુભાવ સાક્ષરોનું સર્વોત્તમ સ્થાયી સંમેલન છે. એમાં અનેક સાક્ષરો, પંડિતો, કવિઓ, રાજનીતિજ્ઞો, વિવેચકો અને પ્રખર વક્તાઓનું અદશ્ય દર્શન થાય છે. એમનો સંપર્ક સાધીને ઘણા મનુષ્યો કૃતકૃત્ય થયા છે. એમની સાથે મૂક વાર્તાલાપ કરવાનો પ્રસંગ એ જીવનની ધન્ય ક્ષણો છે. એ ક્ષણોનો સદુપયોગ કરનાર જગતમાં કદી દુઃખી થતો નથી, એટલું જ નહિ પણ એ અમૂર્ત સાક્ષર મંડળમાં પ્રવેશ પામી અમર થઇ જાય છે. એને માટે સુયોગ સાધી આપનાર પુસ્તકાલય પરિષદ સર્વદા સર્વથા સફળ નીવડો એજ આભવાંચ્છના છે.

જગજીવનદાસ દયાળજી મોદી.

---

મહેસાણા, તા. ૧૮ નવેમ્બર ૧૯૩૯

પાંચ વર્ષના અંતરે ભરાનારા સાતમા પુસ્તકાલય અધિવેશનની તમામ રીતે ફતેહ ઇચ્છું છું.

આવા પ્રસંગે માત્ર પુસ્તકાલયોના પ્રાણ સમા શ્રી. સદ્દગત મોતીભાઇ સાહેબની ગેરહાજરી યાદ આવે છે, પ્રભુઇચ્છા બળવાન છે.

અમે મહેસાણા પ્રાંત પુસ્તકાલય મંડળ તરફથી મોકલેલ ઠરાવો સહાનુભૂતિથી વિચારવા આગ્રહપૂર્વક આપ સર્વેને નમ્ર વિનતિ છે. એજ વિનંતિ.

લિ. આપનો
જેઠાલાલ એલ. પટેલ

---

## વડોદરા રાજ્ય ૭ મી પુસ્તકાલય પરિષદનો આવક ખર્ચ ( ઝારોળા )

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૮૪-૧૩-૯ | સામાન હરાજીના | ૯- ૩-૬ | પોસ્ટેજ ખર્ચ |
| ૧૮૧- ૦-૦ | પ્રતિનિધિ ફીના | ૧૩-૧૩-૦ | કંટીજન્ટ ખર્ચ |
| ૪૩૧- ૦-૦ | સ્વાગત સભ્યોની ફીના | ૨૧૮-૧૪-૦ | મંડપ ખાતે |
| ૩૨૪- ૦-૦ | ભોજન ફીના | ૪૬- ૨-૩ | સફાઇ ખાતે |
| ૨૯- ૦-૦ | પ્રેક્ષક ભોજન ફીના | ૩૬-૧૦-૦ | બત્તી ખાતે |
| ૧૦૧- ૦-૦ | ગામ સમસ્ત મદદના | ૨૩૦-૧૦-૯ | સ્વાગત ખાતે |
| ૨૦૦- ૦-૦ | વડોદરા પ્રાંત પંચાયત મદદના | ૧૮- ૩-૦ | મુસાફરી ખાતે |
| | ૧૩૫૦-૧૩-૯ | ૧૩- ૮-૦ | નૂરના |
| ૨૭૨- ૮-૬ | બાકી આપવાના | ૪૫- ૦-૩ | પ્રદર્શન ખાતે |
| | ૧૬૨૩-૬-૩ | ૧૫-૧૧-૯ | પરચુરણ ખર્ચ ખાતે |
| | | ૧૫૮-૧૩-૦ | પ્રેસ ખાતે |
| | | ૭૩૦- ૮-૯ | રસોડાના |
| | | ૪૫- ૪-૦ | રાજ્ય પુ. મંડળને પ્રતિનિધિ ફી ખાતે ફી બંધારણ અન્વયે આપ્યા |
| | | ૧- ૦-૦ | પ્રતિનિધિ ફી ખાતે ખોટો આવ્યો |
| | | ૧૬૨૩-૬-૩ | |

# વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોને—

## ૭મી પરિષદે કરેલા ઠરાવોની અમલ બજાવણી કેવી રીતે કરશો ?

**રાજ્યની** પુસ્તકાલય પ્રવૃત્તિની ખીલવણીનો મોટો આધાર પુસ્તકાલયોના ચાલકોના હાથમાં છે. પુસ્તકાલયોની પ્રગતિ ધીમે ધીમે પણ સરસ રીતે આગળ વધતી જાય છે, તે તો આપણે ઝારોળા મુકામે ભરાયલી ૭મી પુસ્તકાલય પરિષદમાં થયેલાં કામકાજ ઉપરથી જોઈ શકયા છીએ. પુસ્તકાલયની પ્રગતિ સાધવા પરિષદો એ એક અણમૂલું સાધન છે. આવી પરિષદોથીજ એકબીજાઓની મુશ્કેલીઓ સમજવા ઉપરાંત તે દૂર કરવાના ઉપાયો શોધી શકીએ છીએ. ઝારોળાની પરિષદે કરેલા ઠરાવો તે પણ મુશ્કેલીઓનો ઉકેલ છે. એ ઠરાવો પૈકી જે ઠરાવો પુસ્તકાલયોના ચાલકોએ અમલ કરવાના છે, તેનો અમલ આપણે કેવી રીતે કરીશું. અને એ અમલ પૂરેપૂરો કરી, આવતી આઠમી પરિષદમાં તેનો કેવો હિસાબ આપીશું તે વિષે આજથી પુસ્તકાલયના ચાલકો વિચારતા થઇ જાય. ઠરાવોમાંના મુખ્ય એક પછી એક આપણે વિચારીએઃ—

૭મો ઠરાવ ગ્રામ જનતાને સારામાં સારૂં વાચન કઇ રીતે આપી શકીએ એ વિષેનો છે. આપણા સૌ પુસ્તકાલયના કાર્યકર્તાઓ આ વિષે આજથીજ વિચાર કરતા થઇ તેનો અમલ કરતા બને તો બે ત્રણ વર્ષમાં તો એક પણ ગામડું થોડા સાધન છતાં પણ સારામાં સારૂં વાચન પૂરૂં પાડી શકવા શક્તિમાન બની શકે તે માટે સહકારથી જૂથ પાડી જૂથનાં ગામો, એક ગામ શ્રી. રમણલાલ દેસાઈનાં પુસ્તકો તો એક ગામ શ્રી. મુનશીનાં પુસ્તકો, એક ગામ ઇતિહાસનાં તો એક ચરિત્રો, એક ગામ ધાર્મિક તો એક ગામ પ્રકીર્ણ વિષયનાં પુસ્તકો મંગાવતા થઈ જાય અને આખા વર્ષમાં એ બધાં પુસ્તકો અરસપરસ ગામડાંમાં આપી ઉપયોગ કરાવે તો એ જૂથનાં તમામ ગામોને તમામ પુસ્તકોનો લાભ મળતો થઈ જાય.

૮મો ઠરાવ સ્વ. શ્રી. મોતીભાઇ અમીન સ્મારક ગ્રંથમાળા અને તેમનું સ્મારક સંપૂર્ણ કરવા વિષેનો છે. આ માટે આજ અંકમાં સ્મારક ગ્રંથમાળા વિષે અપીલ પ્રસિદ્ધ કરી છે. તે વાંચી એકેએક પુસ્તકાલયના ચાલકો તેના ગ્રાહક તરીકે નામ નોંધાવી દે. અને સ્મારક ફંડમાં રકમ ન મોકલાવી હોય તો હવે તુરત મોકલી એ મહાપુરુષનું એ રીતે ઋણ અદા કરે.

૯મો ઠરાવ શિષ્ટ વાચનના પ્રચાર માટે કેવી યોજનાઓ કરવી તે છે. આ ઠરાવનું મહત્ત્વ હવે સમજાવવાનું ન હોય. આ ઠરાવ પ્રાંતિક મંડળો, મહાલ મંડળો અને જૂથમંડળો ઉપાડી લે અને આવતી પરિષદ ટાંકણે આપણે સૌ કોઇને બતાવી આપીએ કે શિષ્ટ વાચનના પ્રચાર માટે હવે ઠરાવ કરવાની જરૂર નથી. અને એ તો ત્યારેજ બને કે સૌ કોઈ આ પ્રમાણે યોજના કરી શિષ્ટ વાચનના પ્રચાર માટે કામ કરવા લાગી જાય.

પરિષદે કુલ ૨૦ ઠરાવો કર્યા છે. તેમાં ૮ ઠરાવ શ્રીમંત સરકારને સાદર કરી તેનો અમલ કરાવવાના છે અને ૩ ઠરાવો પુસ્તકાલયના ચાલકોમાં સાદર કરી તેનો અમલ કરાવવાના છે. બાકીના ૯ ઠરાવો પૈકી ૬ ઠરાવો ઔપચારિક છે ને ૩ ઠરાવો દોરવણી કરતાં મંડળોએ વિચારી યોજનાઓ કરવાના છે. આ બધા ઠરાવોમાં પુસ્તકાલયોના ચાલકોએ ઉપરના ત્રણ ઠરાવોનો અમલ કરવાનો છે. તેની અમલ બજાવણી માટે આ દિશાસૂચન છે. આશા રાખવામાં આવે છે કે સૌ પુસ્તકાલયના ચાલકો એની અમલ બજાવણી કરતા થઈ જશે.

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ
C/O પુસ્તકાલય સ. સ. મંડળ
રાવપુરા વડોદરા.

મણિલાલ મંગળજી કાશીવાળા
રામભાઈ કાશીભાઇ પટેલ
મંત્રીઓ

# સા. પુ. ગંભીરાના મકાનની ખાતક્રિયા

ગંભીરા તા. ભાદરણના સાર્વજનિક પુસ્તકાલયના મકાનની ખાતક્રિયા ગયા માસની તા. ૨૨ ના રોજ વડોદરા રાજ્ય વિદ્યાધિકારી મે. રા. રા. જ્યોતીન્દ્ર મહેતા સા. ના શુભ હસ્તે કરવામાં આવી હતી.

આ સમારંભ પ્રસંગે વડોદરાથી શ્રી. જ્યોતીન્દ્ર મહેતા તેમજ સૌ. સરલાબહેન મહેતા ખાસ પધાર્યાં હતાં. ઉપરાંત વડોદરાની મેલ ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલ શ્રી. હોરા, પુસ્તકાલય ખાતાના આસિ. ક્યુરેટર શ્રી. ઉમેદભાઈ સા., તેમજ વડોદરા પ્રાંત પુ૦ મંડળના મંત્રી શ્રી. ચિમનભાઈ હ. અમીન અને વડોદરા રાજ્ય પુસ્તકાલય પ્રચારક શ્રી. વલ્લભભાઈ પણ ખાસ હાજર હતા. ભાદરણ મહાલ શાળાધિકારી શ્રી. ત્રિભુવનદાસ દલપતરામ જોષી તથા શ્રી. રણછોડભાઈ પટેલ પણ હાજર હતા.

સમારંભની શરૂઆત ગંભીરાના નૂતન ગ્રામ વિદ્યાલયનાં વિદ્યાર્થીઓએ સંગીતના સુંદર સરોદોથી કરી હતી. આ સંગીતની અસરથી સંપૂર્ણ શાન્તિ છવાઈ ગઈ હતી.

બાદ ગંભીરાના જાણીતા કાર્યકર્તા અને ત્યાંના નૂતન વિદ્યાલયના સંચાલક શ્રી. છગનભાઈએ પધારેલા મહેમાનોનો પરિચય કરાવી શ્રી. મહેતા સાહેબની સાહિત્યપ્રિયતા તેમજ તેમની વિદ્વત્તા અને શિક્ષણશાસ્ત્રના કાર્યનો ઉલ્લેખ કર્યો હતો.

આગળ ચાલતાં તેમણે પુસ્તકાલયનું મકાન બાંધવાને લગતી વિગતો રજુ કરી હતી. અને ત્યાંના વિદ્યાલયનો આછો પરિચય આપ્યો હતો.

બાદ મે. રા. રા. મહેતા સાહેબે બોલતાં જણાવ્યું કે, આ કાર્ય માટે મને માન આપવા માટે હું આપનો આભારી છું. આપણા વડોદરા રાજ્યનાં ગામો, પાસેનાં બ્રિટિશ હિંદનાં ગામો કરતાં વધુ પ્રગતિશીલ છે તેનાં બે કારણો છેઃ (૧) ફરજિયાત મફત પ્રાથમિક શિક્ષણ અને (૨) પુસ્તકાલયો.

આ બન્ને બાબતોમાં આપણે આગળ છીએ. આ પુસ્તકાલયના નવીન મકાનનું ખાત કરવા માટે મને હર્ષ થાય છે. મકાન બંધાતાં પુસ્તકાલયની ઉપયોગિતા વધશે અને કેળવણીના કાર્યમાં એ સારું કામ આપશે.

આગળ ચાલતાં તેમણે કાર્લાઈલનું વચન ટાંકી જણાવ્યું કે, વિશ્વવિદ્યાલય કરતાં પણ પુસ્તકાલયોના વધુ ફાયદા છે. વિશ્વવિદ્યાલયમાં તો પૈસા-સાધન હોય તોજ જવાય. પરંતુ ગામમાં પુસ્તકાલય હોય તો તેથી વિશ્વવિદ્યાલયનો અર્થ સરે છે. એ પુસ્તકાલયમાંનાં પુસ્તકો દ્વારા જ્ઞાન મળી શકે છે.

ગામમાં પુસ્તકાલય ન હોય તો કેળવણીને ઉત્તેજન મળે છે અને તેથી ઉન્નતિ સધાય છે, એ માટે પુસ્તકાલય જરૂરનું છે.

આગળ ચાલતાં ગામની સ્વાશ્રયી અન્ય પ્રવૃત્તિઓનો ઉલ્લેખ કરતાં તેમણે જણાવ્યું કે, ગામલોકો સ્વાશ્રયથી કામ કરશે તોજ કામ આગળ વધશે. આવાં કામોમાં સરકાર પર બહુ આશા નહિ રાખવી જોઈએ, અને તમારા જાતે કરેલા કામની સરકારને ખાત્રી થતાં તે તમને મદદ કરશે. પુસ્તકાલય પ્રવૃત્તિમાં પણ એમજ છે.

તમારા ગામની સ્વચ્છતા જોઈ મને અતિ આનંદ થયો છે.

બાદ શ્રી. હોરાએ કેટલુંક વિવેચન કર્યું હતું.

ત્યારબાદ ખાતવિધિ કરવા માટે વિનંતિ કરવામાં આવતાં શ્રી. મહેતા સાહેબે તે ક્રિયા કરાવી હતી, અને બપોરે બે વાગ્યા બાદ તેઓ પોતાને અગત્યનું કામ હોવાથી વડોદરા વિદાય થયા હતા.

બપોર પછીના કાર્યક્રમમાં, સમૂહકાંતણ અને અંતકડીઓનો હતો. નાનાં નાનાં બાળકો ગદેલાઇથી જાણે રમત કરતાં રેંટિયો કાંતતાં ત્યારે રેંટિયા પ્રત્યે ગમે તેવી અશ્રદ્ધા રાખનારને પણ તેમાં શ્રદ્ધા ઉત્પન્ન થાય તેમ લાગતું હતું. અને રાષ્ટ્રીય તેમજ લોકગીતોની અંતકડીઓ ગવાતી ત્યારે કોઇ ઓર ભાવના જાગૃત થઇ આવતી.

રાત્રે રંજનકાર્યક્રમ જેવું હતું. તેમાં વિદ્યાલયના ગરબા અને સંવાદો મુખ્ય હતા. રાજ્યના એક ખૂણે વસતા આવા નાના ગામડામાં કલાત્મક રીતે ગવાતા ગરબાનું સુંદર દર્શન થતું હતું તેમાં પણ ખાસ કરીને બાળાઓએ પૂજારણનો જે ગરબો દીપકો હાથમાં લઇને ગાયો તે તો ખરેજ, આહ્લાદક હતો.

સંવાદોમાં ગ્રામજીવનના પ્રશ્નોને સ્પર્શતા સંવાદો યોજાયા હતા, જે વિદ્યાલયોનાં બાળકોએ અસરકારક રીતે ભજવી બતાવ્યા હતા.

બાદ રાત્રે અગીઆર વાગે સમારંભ પૂર્ણ થતાં વંદેમાતરમ્‌નું ગીત ગવાઇ સૌ વિસર્જન થયા હતા.

---

# સા. પુ. પાનસરના મકાનનું ઉદ્‌ઘાટન

**પાનસર** તા. કલોલમાં બંધાયેલા શેઠ છોટાલાલ મૂળચંદદાસ પુસ્તકાલયના નવીન મકાનની ઉદ્‌ઘાટનક્રિયા તા. ૬–૧૧–૩૯ને આસો વદ ૧૦ને સોમવારે હાલ મુંબાઈનિવાસી પણ મૂળ વતની લાંઘણજ તા. મહેસાણાના શ્રી. ચંદુલાલ મણિલાલ શાહના શુભ હસ્તે ખાસ તૈયાર કરવામાં આવેલા સુશોભિત મંડપમાં સવારના ૧૦ દશ વાગે થઈ હતી. ગામના તથા આસપાસના ગ્રામજનો તથા બહેનો સારી સંખ્યામાં હાજર હતાં.

સમારંભની શરૂઆત કન્યાશાળાની બાળાઓએ ગીત દ્વારા કરી હતી. પછી શાળાના બાળકો તથા કન્યાઓ તરફથી પ્રાર્થના, રાજગીત અને આવકારગીત ગવાયા બાદ, કેટલાક રમુજી બોધક અને હાસ્યજનક સંવાદો થયા હતા. બાદ પુસ્તકાલયના મંત્રી શ્રી સોમેશ્વર મોતીલાલ રાવલે પુસ્તકાલયનું નિવેદન વાંચી સંભળાવ્યું હતુ. ત્યારપછી પ્રમુખ શ્રી. સોમનાથ દવેએ મકાન ખુલ્લું મૂકનાર શ્રી. ચંદુલાલભાઇ જર્મની ત્રણ વર્ષના અભ્યાસ દરમ્યાન પ્રિન્ટિંગના નિષ્ણાત તરીકે તથા હાલ મુંબાઇમાં ખટાઉ મકનજી મિલના પ્રિન્ટિંગ ખાતાના ઉપરી તરીકેની ઓળખ આપી તેમને પુસ્તકાલયનું મકાન ખુલ્લું મૂકવા વિનંતિ કરી હતી. તથા મકાન માટે ઉદાર દેણગી રૂા ૧૫૦૧)ની કરનાર શેઠ છોટાલાલભાઇનો ફોટો પુસ્તકાલયમાં મૂકવા જણાવ્યું હતું.

શ્રીશ્રી ચંદુલાલે મકાન ખુલ્લું મૂકવા પહેલાં પોતાનું ભાષણ વાંચી સંભળાવ્યું હતું. તેમાં પશ્ચિમાત્ય દેશમાંથી પુસ્તકાલયપ્રવૃત્તિ, તે માટેની ધગશ અને તેથી તે તે દેશોની થયેલી ઉન્નતિનો ખ્યાલ આપ્યો હતો. ને પોતાના તરફથી રૂા ૫૧) એકાવન પુસ્તકાલયને તથા રૂા. ૧૧) કન્યાઓના શીવણવર્ગને આપવા જાહેર કર્યું હતું.

પછી દેણગી આપનાર શેઠ છોટાલાલભાઈના ચિ ભાઇ કાન્તિલાલ એડવોકેટે પ્રસંગોચિત વિવેચન કરી, તેમના તરફથી ગરબા ગાનાર તમામ કન્યાઓને જર્મન સિલ્વરના પ્યાલાની તથા સંવાદ કરનાર શાકરડા કોમના બાળકોને પહેરણની ભેટ પ્રમુખશ્રીના હસ્તે અપાવી હતી.

છેવટે આભારદર્શન થતાં, ફુલહાર અને રાજગીત ગવાયા બાદ પતાસાં વહેંચાઇ મેળાવડો વિસર્જન થયો હતો.




**૧. મારી સિંધયાત્રા**—લેખકઃ મુનિરાજ વિદ્યાવિજયજી; પ્રકાશકઃ દીપચંદ બાંઠીઆ, મંત્રી શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા, છોટા સરાફા, ઉજ્જૈન, માળવા. ૧૯૩૯, કદ ૮ પેજી, પૃષ્ઠ ૨૪+૩૬૮, પાકું સચિત્ર અચ્છાદનવાળું પૂઠું મૂલ્ય રૂ. ૨–૮–૦ સચિત્ર.

શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળાના મંત્રી ભાઈ દીપચંદ બાંઠીઆ તરફથી ઘણાં સુંદર પુસ્તકો પ્રસિદ્ધ થતાં આવ્યાં છે. તેમાં આ પુસ્તક ઉમેરો કરે છે. સિંધમાંની આવી સંપૂર્ણ વિસ્તારપૂર્વકની માહિતીવાળું અન્ય પુસ્તક ગુજરાતી ભાષામાં ભાગ્યેજ હશે. ગુજરાતમાંથી સિંધ કયે રસ્તે જવું સહેલું પડે, જતાં સાથે કયાં કયાં સાધનો રાખવાં જોઇએ, ક્યાં ક્યાં મુકામ કરી શકાય, વચમાં આવતાં સ્થળોની વિશિષ્ટતા, ત્યાંના લોકોની રહેણી કરણી, આગતા-સ્વાગતા તેમ જ તેમની અભિરુચિ વગેરે બાબતો બહુ ઝીણવટપૂર્વક વર્ણવી છે. મુનિશ્રી વિદ્યાવિજયજીએ પગપાળા કરાંચી પહોંચી પોતાના પ્રવાસનો સંપૂર્ણ ઇતિહાસ તેમજ કરાંચી જવાના બે રસ્તામાંથી કયો વધારે અનુકૂળ પડે વગેરે દર્શાવ્યું છે. સિન્ધવિહારના નકશાથી પુસ્તકની ઉપયોગિતામાં વધારો થયો છે. ગામોનાં નામો, નદીઓ તેમજ પાલણપુરથી ઠઠ્ઠા થઇ તેમજ હાલા થઇ હૈદ્રાબાદ બન્ને રસ્તાના ગામો પણ નામવાર આપેલાં છે. સિન્ધથી કચ્છભુજ થઇ અલીબંદર દ્વારા પાલનપુર પાછા આવી શકાય છે. ચિત્રો પણ પુષ્કળ તેમજ બોધક છે. સિન્ધમાં જૈન ધર્મનો પ્રચાર કેવો છે, તેમજ અન્ય ધર્મો પણ કેવું કાર્ય કરી રહ્યા છે તે એમણે વિસ્તારપૂર્વક સુંદર રીતે આમાં રજૂ કર્યું છે. જો દરેક મુનિરાજો આ પ્રમાણે પોતાના પ્રવાસનો વૃત્તાન્ત લખવાનો આગ્રહ રાખે તો હિંદુસ્તાનના ખૂણે ખૂણાના રીત-રિવાજો, લોકો, તેમની ખામીઓ, ત્યાંની આર્થિક ધાર્મિક તેમજ નૈતિક દશા વગેરેનો પ્રત્યક્ષ અનુભવ દરેક વાચકને મળી શકે અને તેથી મુસાફરોને મુસાફરીમાં શું સાથે લઇ જવું તેમજ ક્યાં ક્યાં મુકામ કરવો વગેરે જાણવું ઘણું સહેલું થઇ પડે. જૈન મુનિરાજ હોવા છતાં તેઓ સર્વ ધર્મના પક્કા હિમાયતી છે એ એમના પ્રવાસના વૃત્તાન્તમાંથી સહેલથી દેખાઇ આવશે. તેમજ અન્ય ધર્મીઓના પરિચયો સંબંધી હકીકતો નિષ્પક્ષપણે રજૂ કરી છે. આ પુસ્તકમાંથી સિંધના મોટા ભાગની અનુભવપૂર્ણ માહિતી વાચકને આનન્દજનક રીતે મળી શકશે. મુનિમહારાજ ભાષણોદ્વારા બોધ પણ આપતા જાય છે વ્યાખ્યાનોમાં પણ તમામ વર્ણો જોવામાં આવે છે. ગુજરાતી તેમજ ઇતર સાહિત્યના પણ તેઓશ્રી અઠંગ અભ્યાસી છે. ભાષાનો કાબુ પણ અજબ છે. શૈલી પણ સરળ અને સુલભ છે. નામોની અનુક્રમણિકા તેમજ ગામ, સ્થળ અને દેશનાં નામોની અનુક્રમણિકાથી પુસ્તક ઉપયોગી થયું છે. આટલા પરિશ્રમપૂર્વક લખાયલા તેમજ રંગબેરંગી ચિત્રોવાળા સચિત્ર પુસ્તકની કિંમત માત્ર રૂ. ૨–૮–૦ રાખી છે તે માટે પ્રકાશકને અભિનંદન ઘટે છે. આવાં પુસ્તકો જનતાએ ખરીદી પોતાની પ્રવાસ-રુચિ કેળવવી જોઇએ. દરેક કસ્બા પુસ્તકાલયો તો એના વિના નજ ચલાવી લે છપાઇ, કાગળ, ચિત્રો, રૂપરંગ વગેરે આકર્ષક તથા ઉમદા છે.

બિંદુથી જોતાં સારૂં સ્થાન પ્રાપ્ત કર્યું છે. એવીજ અનોખી શૈલી અને ગૂંથણીથી આ પુસ્તક પણ લખાયું છે.

લેખકે એમાં સમાજવાદ, ગાંધીવાદ, હિંદુ–મુસ્લીમ એકતા, શ્રીમંતોની આગળ આવવાની વિવિધ ખાસિયતો તેના સ્પષ્ટ સ્વરૂપમાં રજૂ કરવા સાથે એ બધા વિષયોની ખુબીઓ અને ખામીઓ હૂબહૂ રજૂ કરી છે. શ્રીમંતો સમાજવાદીઓ અને ગાધીવાદીઓને આર્થિક મદદ આપી પોતે આગળ આવવામાં કેવી તરકીબો અજમાવે છે, તેમ જ એક સાચો સમાજવાદી પોતાના સિદ્ધાંતોની સફળતા માટે રહેણીકરણીમાં પણ કેવો ચૂસ્ત સમાજવાદી હોવો જોઇએ તે લેખકે પરાશરના પાત્ર દ્વારા અચ્છું નિરૂપણ કર્યું છે, જ્યારે ભાસ્કર જેવા ગર્ભશ્રીમંત જુવાનો સમાજવાદમાં માનનાર છતાં તેમાં ઓતપ્રોત થવા પ્રયત્ન કરવ છતાં કેવા પાછળ રહી જાય છે તેનું સરસ નિરૂપણ કર્યું છે. અને શોભનાનું જીવંત પાત્ર, સ્રીસમાજનાં બંધનો તોડવા પ્રયત્ન કરતી છતાં તે કેવી અબળા જ રહી જાય છે, એ દર્શાવીને લેખકે એ પાત્રને એના સિદ્ધાંતોની સફળતા વરવામાં જ્યાં ને ત્યાં જ માત્ર વિચાર કરતી જ રહેવા દીધી છે. આજના ક્રાન્તિકાળમાં લેખકે જો શોભનાના પાત્ર દ્વારા સ્રીસમાજનાં બંધનો છેદાવ્યાં હોત તો નવલકથામાં વળી ઓર રસવૃદ્ધિ આવત, છતાં લેખકની વસ્તુ અને પાત્રની ગૂંથણી તેમજ નિરૂપણ જરૂર પ્રશંસા માગી લે છે.

" સયાજી વિજય "ના અધિપતિને તેમના ગ્રાહકોને આવું પુસ્તક ભેટ આપવા માટે ધન્યવાદ.

૮. **યુરોપની ભીતરમાં**—મૂળલેખક : જૉન ગંથર; અનુવાદક : શ્રી. ચંદ્રભાઈ કા. ભટ્ટ; પ્રકાશક : પ્રસ્થાન કાર્યાલય ચાર રસ્તા, ખાડીઆ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮+૨૩૬, કવર જેકેટ સાથે પાકું પૂંઠું, મૂલ્ય રૂ. ૨]

આ પુસ્તકના મૂળ લેખક જૉન ગંથરની આ કૃતિએ એને વિશ્વવિખ્યાત બનાવ્યો છે. આ ગ્રંથમાં એણે યુરોપના રાજ્યપુરુષો અને સરમુખત્યારોનાં રેખાચિત્રો અત્યંત મર્માળી શૈલિએ કોઇનીય જરા પણ શેહમાં તણાયા વિના એણે રજૂ કર્યા છે, અને આ ગ્રંથનું દુનિયાની વીસ ભાષાઓમાં તો ભાષાંતર થયું છે, એની લાખો નકલો જોતજોતામાં ખપી ગઇ છે. એકલા હિંદે જ ત્રણ આવૃત્તિ ખરીદી છે.

આખું ય પુસ્તક જાણે નવલકથા વાંચતા હોઇએ એ ઢબે લખાયું છે. લેખકે એમાં હાલના યુરોપીયન રાજકારણનો અને એની સરમુખત્યારીનો તાદશ ચિતાર આ પુસ્તકમાં રજૂ કર્યો છે. આજે જ્યારે યુરોપમાં માનવસંહાર મચી રહ્યો છે તેવે પ્રસંગે યુરોપની એ રંગભૂમિના તખ્તા પર નગ્ન નૃત્ય કરી રહેલા ત્યાંના આપખુદ સરમુખત્યારોની અટપટી જીવનઘટનાઓ જાણવા દરેક જણે આ પુસ્તક અવશ્ય વાંચવુ જોઇએ.

૯ **હિંદુ સંસ્કૃતિ**—લેખક, પ્રકાશક : શ્રી. કાશીનાથ વિનાયક વેલણકર, શ્રીક્ષેત્ર કરનાળી, વાયા ચાંદોદ, રોયલ કદનાં પૃષ્ઠ ૧૨+૯૧, સાદું કાગળનું પૂંઠું, મૂલ્ય ૦–૬–૦

આ પુસ્તકમાં લેખકે હિંદુ ધર્મના પ્રાચીન સંસ્કારો અને તેને અંગે ચાલી આવેલા આચાર-વિચાર તેમજ રૂઢ ભાવનાઓનું નિરૂપણ કર્યું છે. સ્થળે સ્થળે ઉપયુક્ત શ્લોકપ્રમાણો પણ આપ્યાં છે. ઉ૫રાંત તુલનાત્મક વિચાર કરવા ઇચ્છનારને ઇસ્લામી, ખ્રિસ્તી વગેરે ધર્મોનાં

વર્તન ૪૦ આપી હિંદુ સંસ્કૃતિ વાચક સમક્ષ રજૂ કરવા પ્રયત્ન કર્યો છે. હિંદુ સંસ્કૃતિ વિષે આજ સુધીમાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોમાં દર્શાવાયેલ વિચારો ઉપરાંત નવું આમાં કંઈ નથી.

**૧૦. શ્રી નિરાંત કાવ્ય**—સંપાદક : બ્રહ્મનિષ્ઠ મહારાજશ્રી ગોપાળરામ ગુરુ દેવશંકર શર્મા, પ્રકાશક : નટવરલાલ લલ્લુરામ પંડ્યા, શ્રીનિરાંત મંદિર, ફતેહપુરા, વડોદરા. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૪૦+૨૧૬, સાદું બોર્ડ પટીનું પૂંઠું મૂલ્ય રૂા. ૧).

નિરાંત સંપ્રદાયના આદ્યપ્રવર્તક શ્રી. નિરાંત મહારાજનાં જ્ઞાનભરપૂર ભજનોનો આ અમૂલ્ય સંગ્રહ છે.

આપણા પ્રાચીન ભક્ત કવિઓની વાણી-એમાં સમાયેલાં જ્ઞાનોન્નતિપ્રદ ઉત્તમ સાહિત્ય-એ આપણો અણમૂલ વારસો છે. આવા ભકતો-કવિઓ પોતાની પાછળ ઇચ્છા-અનિચ્છાએ પણ પોતાના જ્ઞાનોપદેશનો ભવિષ્યની પ્રજાને પણ લાભ મળતો રહે તે હેતુએ પોતપોતાનો સંપ્રદાય મૂકતા ગયા છે. એવા સંપ્રદાયોમાંના ઘણાએ પોતાના એ પૂર્વપુરુષોએ ઉપદેશેલી વાણી જનહિતાર્થે પ્રકટ કરી છે, જ્યારે કેટલાક જાણે પોતાની જ માલિકીનું એ ધન હોય તેમ તેને છૂપું રાખતા રહે છે.

આવાજ સર્વ જનહિતાર્થે પ્રકટ થયેલ પ્રાચીન ધર્મગુરુઓની ઉપદેશાત્મક વાણીના ગ્રંથોમાંનું એક તે આ "નિરાંત કાવ્ય" છે.

આવી પ્રાચીન સંશોધિત વાણીઓ પ્રસિદ્ધિમાં લાવવાનું કાર્ય આજથી એક દશકા પહેલાં સસ્તુ સાહિત્ય કાર્યાલયવાળા સ્વામી શ્રી અખંડાનંદજીએ આરંભેલું. તેમની એ યોજના દ્વારા પ્રીતમ અને છોટમની વાણીના ગ્રંથો પ્રકટ થયેલા, પરંતુ પાછળથી એ કામ અટકી ગયું અને એવી સંશોધનપૂર્વકની પ્રસિદ્ધિ ત્યારથી અટકી પડી, પરંતુ જનતાના સદ્ભાગ્ય યોગે કદી કદી આવા લોકકલ્યાણકારી પુરુષો પ્રાચીન સંત-મહંતોની વાણી પ્રસિદ્ધ કરતા રહે છે, એટલું પણ જનતાનું સદ્ભાગ્ય છે.

આ પુસ્તકમાં સંપાદકે, જૂનાં હસ્તલિખિત પુસ્તકો પરથી પોતાના સ્વાનુભવ વડે શ્રી નિરાંત મહારાજનાં, આજે માત્ર જનતાના કંઠાગ્રેજ રહી ગયેલાં અને તેથી કદાચ કાળાન્તરે નષ્ટ થઇ જવાને પાત્ર એવાં ભજનોને ચિરંજીવ રૂપ આપી તેનો પ્રચાર કરવા સંશોધન કરી શ્રમપૂર્વક તૈયાર કર્યું છે. એમાં જ્ઞાનોપદેશથી ભરપૂર અનેક ભજનો છે. જનતા આવાં પુસ્તકોમાંથી સાચું જ્ઞાન પ્રાપ્ત કરી તેનો સદુપયોગ કરે. અને આપણા પ્રાચીન સંત-મહંતોની આવી અગમવાણીનો અનુભવ મેળવે.

પુસ્તકના શરૂભાગમાં શ્રી નિરાંત મહારાજનું ઉપકારી જીવનચરિત્ર પણ આપેલું છે.

**૧૧. નફાકારક હુન્નરો**—ભાગ બીજો: સંપાદક અને પ્રકાશક: મૂળજી કાનજી ચાવડા; સિનુગરા અંજાર, કચ્છ ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૬+૨૫૦ સાદું પૂંઠું, મૂલ્ય રૂા ૨)

સંગ્રાહકે આ પુસ્તકમાં ઘેરબેઠાં નાના નાના હુન્નરો કરી કેવી કમાણી કરી શકાય તેવા પ્રયોગો આપ્યા છે

આજે જ્યારે દેશમાં બેકારીનો બાહુ સર્વત્ર પોતાનો પંજો લંબાવી રહ્યો છે તેવે વખતે પોતાનાથી બની શકતો અને તેમાંથી એકાદ કોઇ હુન્નર હાથ કરી કમાવા ઇચ્છનાર માટે આ પુસ્તક ઉપયોગી નીવડવા સંભવ છે.

**૧૨. સંસ્કૃતિનાં વહેણ:**—લેખક: શ્રી. ચંદ્રભાઇ કા. ભટ્ટ, પ્રકાશક: ભારતી પ્રકાશન મંદિર, ખાડીઆ, ગોલવાડ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮+૩૫૫, પાકું આચ્છાદનવાળું પૂઠું, મૂલ્ય રૂા. પોણાબે.

આ પુસ્તક મૂળે તો Will Durant નામના લેખકે " The Story of civilzation " નામે લખેલું. તેનો સ્વતંત્ર અનુવાદ લેખકે કર્યો છે. સ્થળે સ્થળે લેખકે પુસ્તકમાંના સિદ્ધાંતોને પોતાની સમાજવાદી વિચારસરણીનો રંગ આપવા પ્રયત્ન કર્યો છે.

દુનિયાના દેશની આદિકાળથી આજ સુધીની સંસ્કૃતિનું આમાં વિગતવાર વિવરણ આપવામાં આવ્યું છે. તેમાં ચીન, જાપાન, ઇજિપ્ત, બેબીલોનિયા દેશો અને હિંદની સંસ્કૃતિ પણ દર્શાવવામાં આવી છે.

ભિન્ન ભિન્ન સંસ્કૃતિઓનો તુલનાત્મક અભ્યાસ કરવા ઇચ્છનારને આ પુસ્તક ઉપયોગી નીવડે તેવુ છે. તેમાં પણ લેખકે હાલની સમાજરચનાને લગતાં પોતાનાં જે મંતવ્યો રજૂ કર્યાં છે તે સાથે થોડા જ સહમત થશે.

એકંદરે વિચારપૂર્વક અભ્યાસ કરવા ઇચ્છનારને પુસ્તક જરૂર ઉપયોગી નીવડશે.

**૧૩. કાળિયાર અને બીજી પ્રાણીકથાઓ:**—લેખક શ્રી. મનુભાઈ જોધાણી, પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૨+૧૬૦, સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું, મૂલ્ય રૂા. દોઢ.

આપણે ત્યાં સાહસકથાઓ, શૌર્યકથાઓ અને શિકારકથાઓ પ્રત્યે વાચકોનો શોખ દિવસે દિવસે કેળવાતો જાય છે. તેમાં પણ પ્રાણીકથાઓ તરફ હમણાં હમણાં વાચનવૃત્તિ વિશેષ વધતી જાય છે, એ વાત આ પુસ્તકની પ્રસિદ્ધિ પૂરી પાડે છે.

લેખકે અવારનવાર વાર્તાઓરૂપે લખેલી પ્રાણીકથાઓ આમાં સંગ્રહાઇ છે. પ્રાણીજીવન જાણવાની ઇચ્છા ધરાવનાર વાંચકોને એ જરૂર રુચિકર નીવડશે. કેટલીકમાં પ્રસંગને અનુરૂપ ચિત્રો પણ આપેલાં છે.

ઉપરાંત ડૉ. કદમે લખેલો '' શિકારીની દૃષ્ટિએ '' શીર્ષક પરિચય આ વાર્તાઓ વાંચનારને માર્ગદર્શક નીવડવા સંભવ છે.

આ પુસ્તકનું દોઢ રૂપિયા જેટલું મૂલ્ય જરૂર વધારે પડતું ગણાય.

**મ. પ્ર. વ્યાસ**

**૧૪. શાકભાજીની વાડી**—લેખક અને પ્રકાશક: સોમાભાઇ કીશાભાઈ પટેલ, સુણાવ ( આણંદ થઇને ) કિંમત રૂા. ૧–૦–૦ પાકુ પૂઠું.

આ પુસ્તકમાં જુદી જુદી શાકભાજીની ખેતી, તેને અનુકૂળ જમીન, ખાતર, બી, પાણી, ધરૂ કેવી રીતે તૈયાર કરવું, રોપણી, પાકની ફેરબદલી, શાકભાજીમાં પડતાં ( કીટક ) નુકસાન કરનાર જીવજંતુઓ, રોગો અને તેના ઉપાય, શાકભાજીનો સંગ્રહ, સૂકવણી અને વેચાણ વગેરે બાબતોની માહિતી સારી રીતે આપેલી છે. ભાષા સાદી અને સરળ છે. શાકભાજીની ખેતી ઉપર લખાયેલું ગુજરાતી ભાષામાં આ પ્રથમ પુસ્તક છે. ધંધાદારી અને ઘરગથ્થુ ( Kitchen garden ) ઉપયોગ માટે શાકભાજી ઉગાડનારને ખરીદ કરવા જેવુ તેમ જ શાળાઓમાં બાળકોને જ્યાં ખેતીશિક્ષણ અપાય છે ત્યાં અભ્યાસક્રમમાં દાખલ કરવા જેવું ઉપયોગી આ પુસ્તક છે.

**જયંતિલાલ પાઠક**
કૃષિક્ષેત્ર કામગાર, વડોદરા.

# નવીન ફાલ

| ક્રમાંક | પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક અને મળવાનું સ્થળ | કિંમત | વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|
| ૧ | રાજમોહન | બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય | એન. એમ. ઠક્કરની કું., મુંબઈ | ૧–૮–૦ | |
| ૨ | અલકા | શરદચંદ્ર ચટ્ટોપાધ્યાય | ,, ,, | ૨–૦–૦ | |
| ૩ | મારાં માસીબા | શ્રી. વિનોદ | ,, ,, | ૨–૮–૦ | |
| ૪ | સુશીલાનો દેવ | વામન મલ્હાર જોષી | ગૂર્જર ગ્રં. ર. કાર્યા. અમદાવાદ | ૨–૪–૦ | |
| ૫ | યામા | માણેકલાલ ગો. જોષી | ,, ,, | ૪–૮–૦ | |
| ૬ | વાતોમાં બોધ | — | જયંતિલાલ મેઘજી મહેતા, ભાવનગર | કિંમત લખી નથી | |
| ૭ | જીવનનિર્માણ | ' ચિરંતન ' | નવચેતન સા. મંદિર, અમદાવાદ | ૨–૦–૦ | |
| ૮ | ગુજરાતમાં સંગીતનું પુનરુજ્જીવન | પુરુષોત્તમ ના. ગાંધી | નવજીવન પ્ર. મંદિર, અમદાવાદ | ૧–૪–૦ | |
| ૯ | સંસ્કૃતિનાં વહેણ | ચંદ્રભાઈ કા. ભટ્ટ | ભારતી સાહિત્ય મંદિર, અમદાવાદ | ૧-૧૨-૦ | |
| ૧૦ | કાળિયાર અને બીજી પ્રાણીકથાઓ | મનુભાઈ જોધાણી | ગૂર્જર ગ્રં. ર. કાર્યા. અમદાવાદ | ૧–૮–૦ | |
| ૧૧ | શાકભાજીની વાડી | સોમાભાઈ કિશાભાઈ પટેલ | ,, ,, | ૧–૦–૦ | |
| ૧૨ | નફાકારક હુન્નરો | મૂળજી કાનજી ચાવડા | સિનુગરા (અંજાર-કચ્છ) | ૨–૦–૦ | |

સ્થળસંકોચને લીધે દર અંકે અપાતા વિષયો પુસ્તકોનો પરિચયસંગ્રહ તેમજ શું વાંચશો, વગેરે આ અંકે આપી શકાયા નથી.—**તંત્રી**

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | તારીખ |
|---|---|---|---|---|
| આયુર્વેદવિજ્ઞાન | ૨૨ | ૮ | ઑગસ્ટ | ૯-૧૨-૩૯ |
| ઊર્મિ | ૯ | ૧૦ | નવેમ્બર | ૪-૧૨-૩૯ |
| કિશોર | ૫ | ૧ | સપ્ટેમ્બર | ૪-૧૦-૩૯ |
| કુમાર | ૧૭ | ૧૧ | નવેમ્બર | ૧૭-૧૧-૩૯ |
| ખેડૂત, ખેતી ને સહકાર | ૬ | ૩ | ઑક્ટોબર | ૧૧-૧૦-૩૯ |
| ખેતીવાડી | ૫ | ૮ | માગશર | ૮-૧૨-૩૯ |
| ગુણસુન્દરી | ૩૩ | ૪ | ડિસેમ્બર | ૧-૧૨-૩૯ |
| ગ્રામજીવન | ૧૦ | ૪ | ડિસેમ્બર | ૧-૧૨-૩૯ |
| ચરોતર | ૯ | ૧૧ | નવેમ્બર | ૧૬-૧૦-૩૯ |
| ચિત્રમય જગત | ૨૫ | ૧૦ | ડિસેમ્બર | ૪-૧૨-૩૯ |
| દેશી રાજ્ય ત્રિમાસિક | ૧૩ | ૨ | જુલાઇ-સપ્ટેમ્બર | ૧-૧૨-૩૯ |
| નવચેતન | ૩૬ | ૩ | ડિસેમ્બર | ૭-૧૨-૩૯ |
| નવરચના | ૪ | ૮ | નવેમ્બર | ૧૪-૧૧-૩૯ |
| પાટીદાર | ૧૭ | ૨ | માગશર | ૨૬-૧૧-૩૯ |
| પ્રસ્થાન | ૧૫ | ૧ | કારતક | ૯-૧૨-૩૯ |
| બાલમિત્ર | ૧૯ | ૫ | ડિસેમ્બર | ૪-૧૨-૩૯ |
| બાલસખા | ૩ | ૬ | ડિસેમ્બર | ૧-૧૨-૩૯ |
| બાલજીવન | ૨૦ | ૨ | ડિસેમ્બર | ૯-૧૨-૩૯ |
| બાળક | ૧૭ | ૧૧,૧૨ | નવે. ડિસે. | ૧-૧૧-૩૯ |
| બુદ્ધિપ્રકાશ ત્રિમાસિક | ૮૬ | ૨ | એપ્રિલ-જુન | ૮- ૭-૩૯ |
| માનસી ત્રિમાસિક | ૪ | ૧ | માર્ચ | ૮- ૬-૩૯ |
| યુવક | ૯ | ૧૨ | ડિસેમ્બર | ૧-૧૨-૩૯ |
| વૈદ્યકલ્પતરુ | ૪૪ | ૧૨ | ડિસેમ્બર | ૧૦-૧૨-૩૯ |
| વ્યાયામ | ૨૫ | ૩ | નવેમ્બર | ૧૫-૧૧-૩૯ |
| શારદા | ૩૧ | ૭ [illegible] | નવેમ્બર | ૧૫-૧૧-૩૯ |
| શિક્ષણ પત્રિકા | ૧૪ | ૮ | કારતક | ૨૧-૧૧-૩૯ |
| સૌરાષ્ટ્ર શિક્ષક | ૧૩ | ૧ | જુન-ઑગસ્ટ | ૧૪- ૯-૩૯ |
| શ્રીબોધ ' | ૮૩ | ૧૨ | ડિસેમ્બર | ૩-૧૨-૩૯ |

—卐—

# પુસ્તકાલયોની તપાસણી

**નીચેના** પ્રચારકોએ જણાવેલી મુદ્દત દરમિયાન નીચેનાં સ્થળોની મુલાકાત લઇ પુસ્તકાલયોની તપાસણી, વ્યવસ્થા, વર્ગીકરણ તથા પ્રચારની કામગીરી બજાવી છેઃ—

**નવસારી પ્રાંત પ્રચારક શ્રી. રમણલાલ દાજીભાઈ નાયકે સપ્ટેમ્બર માસમાં** નવસારી મહાલનાં (૧) સાગરા, (૨) સંદલપુર, (૩) કુચેદ, (૪) સરઈ, (૫) ધામણ, (૬) વેજલપુર, (૭) પીનસાડ, (૮) પરથાણ* (૯) વેસ્મા, (૧૦) ડાભેલ* (૧૧) આસણા,* (૧૨) કાળાકાછા, (૧૩) સીસોદરા, (૧૪) પોંસરા,* (૧૫) મરોલી,* (૧૬) નડોદ, (૧૭) મહુવર, (૧૮) કોલાસુણા,* (૧૯) મીરજાપુર,* (૨૦) છીણુમ, (૨૧) સીમળગામ, (૨૨) પરુજણ, (૨૩) કડોલી, (૨૪) અલુરા, (૨૫) વડોલી, (૨૬) દેલવાડા,* (૨૭) ભીનાર,* (૨૮) માંગરોળ, (૨૯) કરાંખટ, (૩૦) દાંતી,* (૩૧) ઉભરાટ* એ ગામોની તપાસણી કરી છે.

**વડોદરા પ્રાંત પ્રચારક શ્રી. છગનભાઈ મથુરભાઇ પટેલે સપ્ટેમ્બર માસમાં** વડોદરા મહાલના (૧) હરણી, (૨) રણોલી, (૩) વરણામા, (૪) બામણગામ, (૫) વેમાર તા. કરજણઃ તથા **ઑકટોબર માસમાં** કરજણ તાલુકાનાં (૧) રણાપુર,* (૨) દીવેર, તા. શિનોર, (૩) સુરાશામળ તા. શિનોર, (૪) સીમળી, (૫) કંથારીઆ, (૬) છંછવા, (૭) ચોરંદા (૮) સાંદરણા, (૯) ઓસરામ, (૧૦) ભરથાણા, (૧૧) ભરથાલી, (૧૨) નવી જીથરડી, (૧૩) જૂની જીથરડી, (૧૪) રણોલી તા ભાદરણ, (૧૫) ઢારોળા તા. ભાદરણઃ **નવેમ્બર માસમાં** ભાદરણ મહાલનાં (૧) સીસ્વાઃ પુસ્તકોનું જનરલ રજિસ્ટર પહેલી તકે બનાવી તે પછી વિષયવારી રજીસ્ટર પણ તુરત બનાવવું. (૨) વાલવોડઃ જનરલ તથા વિષયવારી અને નામવારી રજીસ્ટરો પ્રચારકની સૂચના પ્રમાણે ગ્રંથપાળ પાસે બનાવી લેવાં જોઇએ, (૩) મોટી શેરડી*, (૪) પીપળી*, (૫) લાલપુરા, (૬) કોસિંદ્રા (૭) જોશીકુવા*, (૮) કીન્ખલોડ, (૯) ચમારા, (૧૦) ગંભીરા.

**મહેસાણા પ્રાંત પ્રચારક શ્રી. રમેશરાય ઉ. મજમુદારે ઑકટોબર માસમાં** ચાણસ્મા મહાલના (૧) ગોરાદ, (૨) વિરતા*, (૩) પલાસરઃ જનરલ રજીસ્ટર નવું બનાવવું, (૪) સેલાવી, (૫) પિંઢારપુરા, (૬) દાંતકોડી, (૭) લણવા, (૮) મીઠા ધરવા. **નવેમ્બર માસમાં** ચાણસ્મા મહાલનાં (૧) દાણોદરડા, (૨) સુણસર, (૩) મેરવાડા, (૪) ટાકોદી, (૫) ગાંભુ, (૬) જેતપુર, (૭) રણેલા, (૮) સદુથળા.

**—વિસનગર મહાલ માનદ પ્રચારક શ્રી. ઉમિયાશંકર લ. દવેએ ઑગસ્ટથી ઑકટોબર સુધીમાં** (૧) કાંસા, (૨) પુદગામ, (૩) ખંડોસણ, (૪) સુશી, (૫) સાતુસણા એ ગામોની તપાસણી કરી છે.

**—ચાણસ્મા મહાલ માનદ પ્રચારક શ્રી. કરુણાશંકર મો. વ્યાસે સપ્ટેમ્બર તથા ઑકટોબર માસમાં** (૧) ગાંભુ,* (૨) ઇસ્લામપુર, (૩) ટાકોદી, (૪) સદુથળા એ ગામોની તપાસણી કરી છે.

**—ચાણસ્મા મહાલ માનદ પ્રચારક શ્રી. નાનજીભાઇ જે. પટેલે સપ્ટેમ્બર તથા ઑકટોબર માસમાં** (૧) ગોરાદ, (૨) દાણોદરડા,* (૩) ગાંભુઃ માનદ પ્રચારકે કરેલી સૂચના પ્રમાણે બાલસાહિત્ય પહેલી તકે મંગાવવું તથા બીજી જે સૂચનાઓ કરી હોય તે સૂચનાનો પણ વેળાસર અમલ કરવો જોઇએ. (૪) કાલરી, (૫) ચડાસણ, (૬) બરિયફ,* (૭) બહુચરાજી, (૮) કેશણીઃ એ ગામોની તપાસણી કરી છે.

---

* આ નિશાનીવાળાં પુસ્તકાલયોએ વર્ગીકરણમાં જે કોઇ રજીસ્ટરો બાકી રહ્યાં હોય તે તથા પુસ્તકો ઉપર નંબર અને સિક્કા પહેલી તકે કરી દેવા જોઇએ.




## વડોદરા રાજ્ય

**વ. રા. સાતમી પુ. પરિષદ**—ગયા માસની તા. ૧૮, ૧૯ ના રોજ ગારોળા મુકામે મળી ગઈ. ત્યાં પસાર થયેલા ઠરાવોની અમલબજાવણી હવે કરવાની રહે છે. પુસ્તકાલય પ્રવૃત્તિ સાથે સંકળાયેલ સૌ કોઇ એ માટે આજથી જ પોતાથી બનતા પ્રયત્નો ચાલુ કરે. એ વિષે આ અંકમાં અન્યત્ર છપાયેલા ઠરાવોની અમલ બજાવણી વિષેનો લેખ અવશ્ય વાંચો અને આજથી જ તેનો અમલ કરવા લાગી જાઓ.

**ફોટો ચિત્રો**—આ અંકમાં પ્રસિદ્ધ થયેલ સૂચના-સકર્યુલરોમાં શ્રીમંત પ્રતાપસિંહ મહારાજા સા. ના તેમ જ પુસ્તકાલયપ્રવૃત્તિ પાછળ પોતાનું સમસ્ત જીવન સમર્પણ કરી જનાર સ્વ. શ્રી. મોતીભાઇ અમીન સાહેબના ફોટાઓ વિષેનો સકર્યુલર વાંચો અને અમલ કરો. સ્વ. શ્રી. મોતીભાઇ અમીન સા. ના ત્રિરંગી ફોટો ચિત્રો માઉન્ટ કર્યા સિવાયના ૧૫×૨૦ ની સાઇઝના ૦-૬-૦, તેજ ફોટા માઉન્ટ કરેલાના ૦-૮-૦ અને મઢાવી તૈયાર કરેલા ૧-૦-૦ ની કિંમતે પુસ્તકાલય સ. સ. મં. લિ. માં વેચાવા ચાલુ છે. શ્રીમંત પ્રતાપ-સિંહ મહારાજા સા૦ ના ફોટો ચિત્રો પણ માંગણી મુજબ મળશે.

## પુસ્તકાલયોને મળેલી મદદ*

—**સા. પુ. દીગસ** તા. કામરેજને ત્યાંના ડૉ. કેશવભાઇએ ઘડીઆળ ભેટ આપ્યું છે. તથા ત્યાંના શ્રી નાગરભાઇ રામભાઇ પટેલ તરફથી રૂ. ૨૫ નાં દિવાલે ટાંગવાનાં ચિત્રો મળ્યાં છે.

—**સા. પુ. કાંસા** તા. વિસનગરને ૫) પા. બેચરભાઇ નરસિંહની વિધવા બાઇ સંતોક, ૨) પા. મોહનદાસ જેઇતારામ, ૨) રાવળ ગૌરીશંકર મગનલાલ, ૨) પા દ્વારકાદાસ પ્રભુદાસ, ૨) રાવળ ખેમરાય મહાદેવરાય, ૨) પા. કચરાલાલ રણછોડલાલ, ૨) પા. પ્રભુદાસ ભગવાનદાસ, ૨) પા. કરસનદાસ દ્વારકાદાસ, ૨) સોલંકી બેચરભાઇ ડોસાભાઇ. આ ઉપરાંત બીજી રૂ. ૧) અને તેથી ઓછી રકમ મળી કુલ ૧૦૦-૮-૦.

## વ૦ રા૦ પુ૦ મંડળ

**શિષ્ટવાચનની આગામી પરીક્ષા:**—જાન્યુઆરી ૧૯૪૦ ની ૨૧ મી તારીખને રવિવારે લેવા ઠરેલી ૧૭ મી પરીક્ષા માટે ઉમેદવારી હજી ન નોંધાવી હોય તો હવે તો તેમ કરી દેવાની ઉતાવળ કરવી ઘટે. આગામી પરીક્ષા એ ઠરાવોની અમલબજાવણીની એક કસોટી-રૂપ જ ગણાશે.

પરીક્ષા ગતાંકમાં છપાયા પ્રમાણે ૨૨ મી તારીખે નહિ પણ ૨૧ મીએ છે.

**જરૂર ધ્યાનમાં લેશો:**—ચાલુ અંકમાં અન્યત્ર છપાયલી રાજ્ય પુ. મંડળની સૂચના નં. ૧/૧૯૩૯-૪૦ તરફ ધ્યાન આપવા રાજ્યનાં તેમ રાજ્ય બહારનાં નાનાં મોટાં તમામ પુસ્તકાલયોને તેમ જ શિષ્ટ સાહિત્યરસિક આમજનતાને ખાસ ભલામણ કરીએ છીએ.

* આ યાદીમાં રૂ. ૨) અને તેથી વધુ રકમ આપનારનાં નામ જાહેર કરવામાં આવ્યાં છે.

સદ્ગત શ્રી. મોતીભાઇ અમીન સ્મારક ગ્રંથમાળા, અને ' સ્વર્ગીનું દોહન ' જેવો ગ્રંથઃ પછી વિચાર જ શો કરવાનો ?

## રાજ્ય બહાર

**મુંબઇ ઇલાકામાં મધ્યવર્તી અને પ્રાંતિક પુસ્તકાલયોની નવી યોજના—** મુંબઇ સરકારના કાયદા પ્રમાણે પ્રકાશકોને જે નવાં પુસ્તકો છપાય છે તે દરેક પુસ્તકની એકેક નકલ સરકાર ઉપર મોકલવી પડે છે અને એ પ્રમાણે વર્ષો થયાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોનો ઘણો મોટો જથ્થો સરકાર પાસે ભેગો થયો છે. આવાં પડી રહેલાં પુસ્તકોનો સદુપયોગ પ્રજાના વાચન અને જ્ઞાનપ્રચાર માટે થાય તે ઉદ્દેશથી નિવૃત્ત થયેલા મહાસભાવાદી પ્રધાન મંડળે મુંબાઇમાં એક મધ્યવર્તી પુસ્તકાલય-સેંટ્રલ લાયબ્રેરી સ્થાપવાનો અને અમદાવાદ, પુના તથા ધારવાડમાં પણ પ્રાંતિક પુસ્તકાલયો સ્થાપવાની યોજના કરી છે અને તે યોજનાને ચાલુ પોષણ મળે તે માટે પ્રકાશકોએ હવેથી એકને બદલે બબ્બે પુસ્તકો મોકલવાનો હાલના કાયદામાં સુધારો કરવામાં આવનાર છે.

---

[ સાંધણુ પૃ. ૮૭૧નું ]

**મહુવા**— આરૂચક, કાન્હી, ઝેરવાવરા, ભુટવાડા, મહુવા, ગુણસવેલ, બીલખડી, વાછાવાડ, લસણપોર, આમણીઆ, કુંભરી, વહેવલ.

**માંગરોળ**—કુંવારદા, કોસંબા, નાની નરોલી, માંગરોલ, વેલાછા, કંટવા, લીંબાડા, હથોડા, મહુવેજ.

**વ્યારા**— કપુરા, રૂપવાડા, ઉમરવાવ નજીક, મહિલા વ્યારા, ઉમરવાવ દૂર, કાકડવા, વડકુઈ.

**અમરેલી**—અમરેલી ગાંધીપા, અમરેલી ચોરાપા, અમરેલી બાલ, અમરેલી મહિલા, ચાડીઆ, પીઠવાજાળ, ફતેહપુર, મોટા માંડવડા, વરસડા, વાંકીઆ, અમરપુર (વરૂડી), દેરાણુ, સોનારીઆ, જેસીંગપુરા, ચાંપાથળ, ખીજડીઆ ચંદડોઆ, મોટા આંકડીઆ, મોટાભંડારીઆ, ગાવડકા, સાજીઆવદર, ચક્કરગઢ, તરકતલાવ, નાના ભંડારીઆ, દેવળીઆ, ઇશ્વરીઆ.

**દામનગર**—આંબરડી, કાંચરડી, ચાવંડ, ઠાંસા, દહીંથરા, રાભડા, ખીજડીઆ, કુકુણીઆ, નાના રાજકોટ, નારણગઢ, વીરપુર, કરકોલીઆ, દામનગર મહિલા.

**ધારી**—ચલાલા, ચલાલા બાલ., ઝર, ભલગામ, સરસાઆ, ભાડેર, દેવળા.

**ખાંભા**—ખાંભા, ઝીકીઆળ, ભાડ, ઇંગોરાળા.

**કોડીનાર**—વડનગર, હરમડીઆ.

**રતનપુર**—મોણપુર, રતનપુર.

**ભીમકટા**—ભીમકટા, ઈશ્વરીઆ.

**ઓખા**—આરંભડા, ધીણકી, કલ્યાણપુરા, મહિલા બેટ, વરવાળી વરવાળા પ્રાં. પં., દ્વારકા મહિલા, દ્વારકા પ્રાં. પંચાયત, દ્વારકા બાલ, પ્રાંત પચાયત.

## નવીન પુસ્તકાલયો

**વડદરા**—રાયપુરા, સમસપુરા, લાલજીપુર ( મીસરપુરા ). **પાદરા**—બ્રાહ્મણવસી. **કરજણ**—નિશાળીઆ લતીપુર. ટીંબી. **દહેગામ**—લવારપુર. **આતરસુંબા**—વડાલી, ઉકરડીના મુવાડા. **વિજાપુર**—પાલડી વ્યાસ. **કામરેજ**—ખોલવડ.

---

* નિશાનીવાળાંની ફક્ત સરકાર મદદ એકલી જ ગણવાની છે.

# પત્રો શરૂ થયાની માહિતી સન ૧૯૩૯—૪૦

### યાદી નં. ૧ : સંખ્યા ૫૦૨

**નીચે** જણાવેલાં ગ્રામ પુસ્તકાલયો તથા વાચનાલયો તરફથી લોકમદદની રકમ તથા બજેટ તા. ૧૧-૧૨-૩૯ સુધીમાં આવી ગયાં છે, એટલે તેમને તા. ૧ જાન્યુઆરી ૧૯૪૦ થી પત્રો શરૂ કરાવી આપવાની વ્યવસ્થા થઈ છે. હજી તા. ૩૧-૧૨-૩૯ સુધીમાં જેમની લોકમદદની રકમ તથા બજેટો આવી જશે તેમને વહેલામાં વહેલી તકે પત્રો શરૂ કરાવી અપાશે તેમની યાદી અલબત્ત જાન્યુ. ના અંકમાં પ્રસિદ્ધ થશે. **યાદી પૈકી તેમજ બીજાં ગ્રામ પુસ્તકાલયો તરફથી સરકાર પંચાયત મદદ મેળવવાની પાવતીઓ ખાતા તરફ મોકલવામાં ન આવી હોય તેઓ સત્વરે મોકલી આપે.**

**પેટલાદ મહાલ**—અગાસ, કસોલી, કાવીઠા, ગાડા, ગંગાપુર, ચાંગા, જાલાબોરડી, ડભોઉ, ડેમોલ, નવાગામ, જોળ, પલાણા, પેટલાદ બાલ પુ., પેટલાદ મહિલા પુ., બાકરોલ, બાંટવા, બાંધણી, ભડકદ, મઘરોલ, મલાતજ, માનપુરા, રાવલી, રૂણ, લીંબાલી, વસો બાલ પુ., વિશ્રામપુરા, સિહોલ, સંજાયા, સુંદરણા. વસો મહિલા, સોજીત્રા મહિલા, ધર્મજ મહિલા, ધર્મજ અં. વા., દેવા, માણજ, મોગરી, મોચા, વીરોલ, સીલવાઈ, સાંસેદ.

**ભાદરણ**—કણઝટ, કાણીસા, કીંખલોડ, ચમારા. જહાજ, જોશીકુવા, ઝારોળા, ટીંબા, રણોલી, રૂદેલ, વટાદરા, સીસ્વા, ભાદરણ બાલ, ભાદરણ મહિલા, ચુવા, કોસીંદા, બામણગામ, સુંદણ, શેરડી મોટી, લાલપુરા.

**વડોદરા**—કલાલી, છાણી, દશરથ, બીલ, રણોલી, મેર્યલ ટ્રે. કો. વા. વરણામા, સેવાસી, સોનારકુઇ, ખાનપુર, પાતલવેણી, તતારપુરા, ગોકળપુરા, સમસાબાદ, કરોડીઆ, કોટાલી, ફાજલપુર (સાંકરદા), ઊંડેરા, ગોરવા, પદમલા, વડોદરા મો. ન. સા. વા., વડસર, વેમાલી, માણેજા, સમા.

**પાદરા**—આંતી, કુરાલ, દરાપુરા, નરસીપુરા, મુવાલ, વડદલા, વડુ, સાધી, સોખડાખુર્દ, પાટોદ, આમળા, ધાયજ, હુશેપુર, પીપળી.

**કરજણ**—અણસ્તુ. આલમપુર, ઓઝ, કરમડી. કંડારી, કોરલ, ગંધારા, દેથાણ, પાછીઆપુરા, બચાર, માંગલેજ, મેથી, વેમારડી, શરૂપુર ટીંબી, સણીઆદ, સારીંગ, કલા, કાસમપુર.

**કામરેજ**—કંબોલા કુરાઇ, ખાંધા, બોડકા સંબોઇ, સાદરણા, ધામણુજા, અટાલી, મેસરાડ, માત્રોજ, કરણ, લીલોડ.

**ડભોઇ**—કરમાલ, કારવણ, બોરબાર, મંડાળા, લીંગસ્થલી, સાઠોદ, કુંવરપુરા. ઢોલાર, પલાસવાડા, ભીલુપુર, કરાળી, કરતીકુઇ, ડભોઇ ગુજરાતી શાળા ૧.

**શિનોર**—અવાખલ, અનુસોયા, કુકસ, તેનતલાવ, બરકાલ, માલસર, સીમળી, શિનોર મહિલા, મોટા કરાળા.

**સાવલી**—ડેસર, નાની ભાડોલ, પીલોલ, શાંતિપુરા, શારદાપુરા, મુંઢેલા, મોટી ભાડોલ, માધવપુરા, રતનપુરા.

**વાઘોડીઆ**—ફામરોલ, કોટંબી, જરોદ, રસુલાબાદ, લીલોરા, સાકરીઆ, ખેરવાડી, ગુગલપુર, ચંપારીપુરા, તવરા, માડોધર, નવા આજવા.

**સંખેડા**—કોસીંદ્રા, ચીખોદરા, ટીંબા, લઢોદ, સરગી, પાણેજ, કરનાળી, ભાટપુર, માંજરોલ, સોનગીર ( ઇંદાડ ), ફાટા, ખુનવાડ,

**તિલકવાડા**—બરોલી.

**દહેગામ**—ઉદણ, નાદોલ, સોનારડા, મોટા ઈસનપુર.

**આતરસુંબા**—કતીપુર, કાણીએલ, હીલોલ, કમાલબંધ વાસણા.

**કડી**—કડી દાસ પુ., કુંડાલ, ધુમાસણ, ઝુલાસણ, ડાંગરવા, થોલ, દેઉસણા, ભટાસણ, મેડા આદરજ, રાજપુર, સરસાવ, વડુ, ચારોલ, ફુલેત્રા, સાદરા, બોરીસણા, ચડાસણા, વડાળી, ભાલડી, સેદરડી, આણંદપુરા, અજાદેસણ.

**કલોલ**—ખોરજડાભી, ટીંટોડા, ધમાસણા, પલીઅડ, પાનસર, બાલવા, રૂપાલ, લીંબોદ્રા, વેડા, સરઢવ, સેરથા, વાવોલ, કુંગસણ, પીપળજ, રાંધેજા, રૂદજ, વાસણા, નાદરી, ધાનજ, રકનપુર, બોરીસણા, મેડા આદરજ, હાજીપુર, કલોલ મહિલા.

**વિજાપુર**—કુકરવાડા, કોલવડા, ખરણા, ગવાડા, ગોઝારીઆ, ચરાડા, જંત્રાલ, ટીંટોદણ, નવા સંઘપુર, પામોલ, પીલવાડ, બીલોદરા, માણેકપુર, બોર, લાકરોડા, લોદ્રા, વિહાર, સમૌ, બીલીઆ, પારસા, મહુડી, રણસીપુર, હીરપુરા, ગુંદરાસણ, પેઢામલી, ફેલીસણા, ભાવસોર, પડુસમા, ઇભરામપુરા, મોરવાડ.

**વિસનગર**—ભાન્ડુ, વાલમ, મગરોડા, કડા.

**મહેસાણા**—અલોડા, અંબાસણ, આખજ, ખારા, ખેરવા, છઠીઆરડા, જગુદણ, જોરણાંગ, ધડા, દેવરાસણ, પાંચોટ, પીલુદરા, બુટાપાલડી, મેઉ, લાંઘણજ, લીંચ, સાલડી, આપાપુરા, ભાલકીઆ સ્ટેશન બજાર, મેંસાણા, મેવડ, મહેસાણા પરા, ધાંધુસણ, દેદીઆસણ, બલોલ, પાલોદર, માકણજ.

**ખેરાળુ**—ઉમટા, મહિલા વડનગર, બાલ, ત્રાંસવાડ, કમાલપુર, શેખપુર, મોળીપુર, થાંગણા, ડભાડ.

**સિદ્ધપુર**—ઉનાવા, ઉપેરા, કરલી, કહોડા, કાંબળી, મહેરવાડા, રામપુરા, મકતુપુર, રણછોડપુરા, સિદ્ધપુર મહિલા, કુંવારા.

**પાટણ**—રણુંજ, ઠાકરડા વ શા., કુણઘેર, પાટણ કંપાણી, પાટણ ટાંકવાડા, બાલીસણા, મણુંદ, નાગડોદ, પાટણ ધીવટા, સંડેર, પાટણ મહિલા, ધારણોજ, આંબાપુરા, સરૂવા.

**ચાણસ્મા**—ચવેલી, બહુચરાજી, બ્રાહ્મણવાડા, શંખલપુર, સેલાવી, ખોરસમ, ગંગેટ.

**હારીજ**—હારીજ.

**નવસારી**—આમલી, પુણેદ, કોલાસણા, ધામણ, પરજણ, વેરમા, સરઇ, સીસોદરા, કરાખટ, બિનાર, *મહિલા નવસારી, *નવસારી બાલ, પોંસરા, છાપરા *નવસારી સ્ટે. વા.

**ગણદેવી**—અજરાઇ, ખખવાડા, ધનોરી, ધમડાછા, સોનવાડી, દેવધા, પાથરી, પાટી, માણેકપુર.

**પલસાણા**—કરણ, ધામડોદ લુંભા, નિયોળ, બલેશ્વર, વણેસાપીસાદ, હરિપુરા, ધલુડા, ઉમળાખ, તુંડી, ખરવાસા, ઇટાળવા.

**કામરેજ**—ઊંભેલ, કામરેજ, દીગસ, દેલાડ, દેલોદ, નગોડ વરીઆન, શામપુરા, માકણા, ટીંબા, શેખપુર, ચીખલી, કોસી ભરથાણા, સેગવા, ખાનપુર મોવાછી, ઓરણા કોસમાડી સીમાડા, ઓલેશ્વર, પરબ, વલણ.

[ સાંધણ પૃ. ૮૯૯ને છેડે ]

વિલંબ થાય છે. વળી સેન્ટરના મહેતાજીઓની આમ પુસ્તકાલયના દફતરની તપાસણીનું કામ મે. રા. રા. વિદ્યાધિકારી સાહેબની જાહેરાત નં. ૫ સન ૩૩-૩૪ અન્વયે અત્રના નંબર ૧૨ તા. ૩-૪-૩૪ થી સોંપવામાં આવેલું છે. આ ઉપરાંત રાજ્યનાં પુસ્તકાલયોની તપાસણીનું કામ રાજ્યના રા. મહાલ શાળાધિકારી સા. નિદાન વર્ષમાં એક વખત કરે છે. આ વસ્તુસ્થિતિ જોતાં નાનાં પુસ્તકાલયોના સ્થળ ઉપર થએલા ખર્ચની પાવતીઓ અત્રે મંગાવવાથી કામનું ભારણ બેવડાય છે.

૨. સબબ ઠરાવવામાં આવે છે કેઃ—

**ખર્ચની પાવતી મોકલવા બાબત.**

૧. રૂા. ૭૫-૦-૦ અંકે પંચોતેર સુધીનાં અંદાજવાળાં પુસ્તકાલયોએ પોતે થઇ કરેલા ખર્ચની પાવતીઓ વ્યવસ્થાપક મંડળમાં મંજૂર કરાવવી અને સેન્ટરના મુખ્ય શિક્ષક પાસે તેની છેવટની તપાસ કરાવી દફતરે કરવી અને રા. મહાલ શાળાધિકારી સાહેબોએ તપાસણી વખતે આ બાબત ખાસ નોંધ લેવી.

૨. રૂા. ૭૫) અંકે પંચોતેર રૂપિયા ઉપરાંતનાં અંદાજવાળાં પુસ્તકાલયોએ પોતે સ્થળ ઉપર કરેલા ખર્ચની પાવતીઓ ખાતા તરફ ઑગસ્ટ માસની તા. ૧૦ મી સુધીમાં મોકલી આપવા તજવીજ કરવી.

પુસ્તકાલય ખાતું. વડોદરા, તા. ૬-૧૨-૩૯ } પું. ત્રિ. શાહ ઉ. મો. પટેલ મદદનીશ-વ્યવસ્થાક ન્યં. દિ. વાકનીસ વ્યવસ્થાપક.

---

## વટહુકમ નંબર ૮ / ૧૯૩૯-૪૦

## વિષય

### રૂ. ૧૦ અ કે રૂપીઆ દશ સુધીનાં પુસ્તકો કમી કરવાનો અધિકાર રા. મહાલ શાળાધિકારી સાહેબોને આપવા બાબત.

**વટહુકમ કરવાનું કારણ**

વટહુકમ નંબર ૯ તા. ૨-૧૨-૩૩ પ્રમાણે પુસ્તકાલયોમાં કમી કરવા જેવાં પુસ્તકો રા. મહાલ શાળાધિકારીની ભલામણ ઉપરથી ખાતા તરફથી કમી કરવા પરવાનગી આપવામાં આવે છે. આ બાબતમાં મોટે ભાગે સ્થળ ઉપર રા. મહાલ શાળાધિકારી ચોકસાઇથી તપાસ કરી નિવેદન કરે છે અને તે ઉપરથી પુસ્તકો કમી કરવામાં આવે છે. પુસ્તકાલયોની સંખ્યા વધતી જતી હોવાથી અને આ કામનું ભારણ ખાતામાં વધતું જતું હોવાથી આ બાબતમાં કેટલોક અધિકાર રા. મહાલ શાળાધિકારીને આપવો ઇષ્ટ જણાય છે. અને આ કામે પેટલાદ મુકામે રા. મહાલ શાળાધિકારીઓની સમિતિમાં ચર્ચા થઈ હતી અને પરિણામે રૂ. ૧૦-૦-૦ અંકે દશ સુધીનાં પુસ્તકો કમી કરવાનો અધિકાર રા. મહાલ શાળાધિકારીને આપવા સૂચવવામાં આવ્યું હતું. વળી આવો અધિકાર સૂચના નંબર ૭૬૨ તા. ૪-૭-૩૬ થી એક વર્ષ માટે આપવામાં આવ્યો હતો.

**પુસ્તકો કમી કરવા માટે મોકલવાનું પત્રક**

૨. સબબ એકંદર પરિસ્થિતિનો વિચાર કરતાં ઠરાવવામાં આવે છે કે પુસ્તકો કમી કરવા માટે ગ્રાંન પુસ્તકાલયના મંત્રીઓએ નીચેના નમુનામાં હકીકત રા. મહાલ શાળાધિકારી તરફ મોકલવી.

મોજે.........પુસ્તકાલયનાં પુસ્તકો કમી કરવા મોકલવાનું પત્રક.

| અ.નં | પુસ્તકનું નામ. | ખરીદ તારીખ. | કિંમત. | પુસ્તક કમી કરવાનું કારણ | વ્યવસ્થાપક મંડળીનો અભિપ્રાય. |
|---|---|---|---|---|---|
| | | | | | |

તા. મંત્રી. સાર્વજનિક પુસ્તકાલય.

**પુસ્તકો કમી કરવાનો અધિકાર આપ્યા બાબત**

૩. ઉપરના નમુના પ્રમાણેની હકીકત આવે એટલે રા. મહાલ શાળાધિકારીએ યોગ્ય તે ચોકસાઈ કરી રૂ. ૧૦-૦-૦ દશ સુધીનાં પુસ્તકો હોય તો પોતે કમી કરવા મંજૂરી આપવી, અને તે ઉપરાંતની કિંમતનાં પુસ્તકો હોય તો ભલામણ સાથે ખાતા તરફ કામ મોકલવું.

વ્યવસ્થાપક,
પુસ્તકાલય ખાતું,
વડોદરા રાજ્ય.

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.

## સૂચના નં. ૨૦ સને ૧૯૩૯-૪૦

## વિષય

### ફરતા પુસ્ત.ની પેટીઓ ત્રણ માસ કરતાં વધુ મુદત નહિ રાખવા બાબત

ફરતા પુસ્તકાલયની પેટીઓનો દિનપ્રતિદિન બહોળો ઉપયોગ થતો હોવાથી માગણી પ્રમાણેનાં પુસ્તકો મોકલી શકાતાં નથી અને સારાં પુસ્તકો એક જ જગાએ રોકાઈ રહે છે, તેથી કરીને ફરતા પુસ્તકાલયની પેટી મંગાવનાર મંત્રી અગર અન્ય ગૃહસ્થે મંગાવેલી પેટી ત્રણ માસથી વધુ મુદત ન રાખતાં ત્રીજા માસની આખરે બીનચૂક પેટી પરત મોકલી આપવી. જેઓ આ સૂચનાનો અમલ કરશે નહિ તેમને બીજી પેટી મોકલવામાં આવશે નહિ.

જેઓની પાસે ત્રણ માસ ઉપરાંતની પેટીઓ હોય તેમણે આ સૂચના પ્રસિદ્ધ થયા તારીખથી દિન ૧૫ માં બીનચૂક મોકલી આપવી.

વડોદરા,
તા. ૨-૧૨-૩૯

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## સૂચના નં. ૨૧ સન ૧૯૩૯-૪૦

## વિષય

### બજેટની સહકારી યોજના સ્વીકારનાર પુસ્તકાલયોએ જોઇતાં પુસ્તકોની માગણી કરવા બાબત

ચાલુ સાલે જે પુસ્તકાલયોએ સહકારના ધોરણે બજેટ બનાવવાનું સ્વીકાર્યું છે તેમણે પોતાની માથે સહકારના ધોરણે જોડાયલાં પુસ્તકાલયોના મંત્રીઓ સાથે મળી જોઇતા પુસ્તકોની પેટી બાબત માગણી વેળાસર મોકલવી, જેથી તેમને એક પેટી ભરી પુસ્તકો મોકલી આપવામાં આવશે. આ પેટી તેઓ વધુમાં વધુ એક વર્ષ સુધી રાખી શકશે.

૭

પેટી માટે માગણી કરતી વખતે " **સહકારના ધોરણે પેટી મોકલવા બાબતની માગણી** " એવું મથાળે લખવાથી આ માગણી પ્રથમ સ્વીકારવામાં આવશે. અને સવડ હશે તે પુસ્તકો વેળાસર મોકલવામાં આવશે. આ સવડ ફક્ત સહકારના ધોરણે બજેટ બનાવવાની કબૂલત આપનારને જ મળશે. માટે નજીકનાં પુસ્તકાલયો સાથે સહકાર કરી સહકારની યોજનામાં દાખલ થવા ઇચ્છતા મંત્રીઓએ એકત્ર થઇ પોતાનાં પુસ્તકાલયોમાં ઠરાવ કરાવી લેખી માગણી કરવી.

વડોદરા,
તા. ૨ ડિસેમ્બર ૧૯૩૯

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૨૨ સને ૧૯૩૯–૪૦

## વિષય

### વડાદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલું સામયિક

સુરતથી પ્રસિદ્ધ થતું " પ્રકાશ " નામનું દૈનિક પત્ર જેનું વાર્ષિક લવાજમ રાજ્યનાં પુસ્તકાલયો માટે રૂા. ૧૧–૦–૦ અંકે અગીઆર રાખવામાં આવ્યું છે, તે રાજ્યનાં પુસ્તકાલયોમાં ખરીદવા ભલામણ કરવામાં આવે છે. આ પત્રનું સરનામું પ્રોપ્રાયટર, "પ્રકાશ" કાર્યાલય ટાવર રોડ, સુરત છે.

વડોદરા,
તા. ૬–૧૨–૩૯

પું. ત્રિ. શાહ

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૨૩ સને ૧૯૩૯–૪૦

## વિષય

### રાજ્યનાં દરેક પુસ્તકાલયોએ શ્રીમંત સરકાર પ્રતાપસિંહ મહારાજ તથા સ્વ. મોતીભાઇ અમીન સાહેબના ફોટો ખરીદવા બાબત

રાજ્યનાં દરેક પુસ્તકાલયમાં હાલના આપણા શ્રીમંત સરકાર પ્રતાપસિંહ મહારાજા સાહેબ તથા પુસ્તકાલય ખાતાના માજી મદદનીશ વ્યવસ્થાપક સ્વ. મોતીભાઇ ન. અમીન સાહેબનો ફોટો હોય એ આવશ્યક છે, જેથી દરેક પુસ્તકાલય સદર ફોટાઓ પહેલી તકે ખરીદી લે એમ અમે ઇચ્છીએ છીએ. આ ફોટાઓ પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાંથી મળી શકશે આ ફોટાઓને ખરીદતાં તથા મઢાવતાં જે ખર્ચ થશે તે ખર્ચ કંટીજંટની રકમમાંથી પાડવો. જે પુસ્તકાલયને સવડ નહિ હશે તે પુસ્તકાલયને હાથ પર રાખેલા ખર્ચની રકમમાંથી બીજા કોઇ ખાતેથી વા આવતા વર્ષના બજેટમાંથી ખર્ચ પાડવાની મંજૂરી આપવામાં આવે છે.

શ્રીમંતના રાજ્યાભિષેક પ્રસંગે ગામડાંના પટેલોને શ્રીમંતનો જે ફોટો અપાયો હતો તે કદના ફોટાની કિંમત ૦-૪-૦ આના તથા સ્વ. અમીન સા.ના ફોટાની કિંમત ૦–૬–૦ આના રાખેલી છે.

વડોદરા
તા. ૧ ૧૨–૩૯

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક